ભટ વલ્લભ તથા ભટ પ્રેમાનંદ અને સુંદર મેવાડા કૃત

# પદબંધ શ્રીમદ્ભાગવત

અને

કવિ દયારામ કૃત

## ભાગવતાનુક્રમણિકા

(ટિપ્પણ, સમજુતી તથા કઠણ શબ્દના અર્થ સહિત)

સંસ્કૃત શ્રીમદ્ભાગવત સાથે મેળવી ત્રણ જૂની પ્રતોપરથી
સંશોધન કરનાર

ઇચ્છારામ સૂર્યરામ દેશાઈ

ચતુર્થાવૃત્તિ

પ્રકાશક,
"ગુજરાતી" પ્રિન્ટીંગ પ્રેસ.
સાસુન બિલ્ડીંગ, કોટ, મુંબઈ નં. ૧.

ઈ. સ. ૧૯૨૭ સંવત્ ૧૯૮૩



રાજ્યારોહણ ૨૭-૫-૧૮૭૫ સુવર્ણમહોત્સવ ૧૧-૧-૨૬

ફર્ઝંદેખાસ, દૌલતે ઇંગ્લીશિયા, મહારાજા સર સયાજીરાવ ગાયકવાડ
સેનાખાસખેલ, સમશેરબહાદુર, જી સી આઈ ઈ, જી સી એસ આઈ

TO

HIS HIGHNESS MAHARAJADHIRAJA

# SHIYAJIRAO GAIKWAR,

Sena Khas Khel Shamsher–Bahadur; G. C. S. I.,

BARODA.

---

IAY IT PLEASE YOUR HIGHNESS,

The glory of the noble policy adopted by Your Highness in conducting yourself in consoance with the grand Aryan faith assuming the sovereignty of Baroda, is sung in every place; he high proficiency, philanthrophy and statesmanlike humility displayed by Your Highness in he management of state affairs is worthy of great regal strength; you have shown immense zeal n the progress of knowledge and the cultivation of vernacular literature; even after returning rom your travels in foreign European countries you have preserved the Indian faith following /edic doctrines, and are ever anxious to see that the same is preserved by others; in addition o all this, you are devoted to the happiness and welfare of your subjects.

Struck with admiration for all this, I submit with great respect and with Your Highness' cind permission this poetic translation in Gujarati of that excellent work **Srimad Bhagavate** universally revered by the Aryan people, which is the singing of two Gurjar poets, the enth book whereof, describing the life of BRIJRAJ and full of the nine *rasas*, is composed by the great Gurjar poet PREMANAND, a native of Your Highness' capital. May Your Highness accept it. Ever anxious to see the rise and prosperity of Your Highness and of Your State,

I BEG TO REMAIN

YOUR HIGHNESS' MOST OBEDIENT SERVANT

ICHHARAM SURYARAM DESAI.



રાજ્યારોહણ ૨૭-૫-૧૮૭૫. સુવર્ણમહોત્સવ ૧૧-૧-૨૬.

ફર્જંદેખાસ, દોલતે ઇંગ્લીશિયા, મહારાજા સર સયાજીરાવ ગાયકવાડ
સેનાખાસખેલ, સમશેરબહાદુર, જી. સી. આઈ. ઈ, જી સી. એસ આઈ.

TO

HIS HIGHNESS MAHARAJADHIRAJA

# SHIYAJIRAO GAIKWAR,

Sena Khas Khel Shamsher-Bahadur; G. C. S. I.,

**BARODA.**

---

MAY IT PLEASE YOUR HIGHNESS,

The glory of the noble policy adopted by Your Highness in conducting yourself in consonance with the grand Aryan faith assuming the sovereignty of Baroda, is sung in every place; the high proficiency, philanthrophy and statesmanlike humility displayed by Your Highness in the management of state affairs is worthy of great regal strength; you have shown immense zeal in the progress of knowledge and the cultivation of vernacular literature; even after returning from your travels in foreign European countries you have preserved the Indian faith following Vedic doctrines, and are ever anxious to see that the same is preserved by others; in addition to all this, you are devoted to the happiness and welfare of your subjects.

Struck with admiration for all this, I submit with great respect and with Your Highness' kind permission this poetic translation in Gujarati of that excellent work **Srimad Bhagavate** universally revered by the Aryan people, which is the singing of two Gurjar poets, the tenth book whereof, describing the life of BRIJRAJ and full of the nine *rasas*, is composed by the great Gurjar poet PREMANAND, a native of Your Highness' capital. May Your Highness accept ... ious to see the rise and prosperity of Your Highness and of Your State,

*I BEG TO REMAIN*

YOUR HIGHNESS' MOST OBEDIENT SERVANT

ICHHARAM SURYARAM DESAI.

## માલિની

વિષય વિષ જળો જ્યાં, ઘુઘવારી કરે છે,
મદમય બહુ મચ્છો, જોરથી જ્યાં ફરે છે;
જગ જળધિ કિનારો, પામવા પ્રેમ ભાવે,
સુમતિ ધરિ વિવેકે, બેસજો ભક્તિ નાવે.
હરિ ભજન કર્યાથી, જ્ઞાન વૈરાગ્ય વાધે,
અમર પદ અમાપી, સેજમાં હાથ લાધે;
પરમ ધન ચિદાત્મા, ચિત્તમાં આપ થાપે,
અચળ પદ બિરાજે, દુઃખ સર્વે ઉથાપે.

## શ્રીમન્ત

# મહારાજાધિરાજ શ્રી શિયાજીરાવ ગાયકવાડ

સેનાખાસખેલ, સમશેર બહાદ્દર, જી, સી. એસ. આઈ.

વડોદરા

મહારાજ,

વીરક્ષેત્રના રાજસિંહાસનપર બિરાજ્યા પછી, સનાતન આર્યધર્મને અનુસરી વર્તવાની જે રુડી રીતિ આપે ધારણ કીધી છે, તેના જશ દરેક જગ્યાએ બહુ બહુ રીતે ગવાય છે; આપે રાજકાજમાં બહુ નિપુણતા દર્શાવી છે, ને તે મોટા રાજનીતિવેત્તાને શોભા આપે તેવી છે; વિદ્યાની વૃદ્ધિમાં ને સાહિત્ય ખીલવવામાં આપે યોગ્ય ઉત્સાહ દર્શાવ્યો છે; યૂરોપખંડમાં પ્રવાસ કરી આવ્યા પછી વેદોક્ત રીતિને અનુસરીને ધર્મનું સંરક્ષણ કીધું છે ને કરાવવાનો આગ્રહ ધરો છો; એ સર્વ સાથે રાજધર્મને અનુસરી પ્રજાના લાલનપાલન માટે ઉત્સાહ રાખો છો; વળી ઉદારવૃત્તિ, પરાર્થબુદ્ધિ ને રાજકૌશલ્યમાં નિરભિમાન દર્શાવ્યું છે.

આ સઘળાથી મોહ પામી, આર્ય પ્રજાનો સર્વમાન્ય શ્રીમદ્ભાગવત નો સર્વોત્તમ ગ્રંથ, તેનું આ ગુજરાતી પદબંધ કાવ્ય, જે ગુર્જર ભાષાના બે કવિનું રચેલું છે, ને જેમાંનો નવરસમય બ્રિજરાજચરિતવાળો દશમસ્કંધ આપની રાજધાની નિવાસી ગુર્જર કવિશિરોમણિ પ્રેમાનંદભટનો રચેલો છે, તે આપ મહારાજની આજ્ઞાથી પરમ પ્રેમપૂર્વક નજર કરું છું તે આપ સ્વીકારશો.

હું છું<br>
આપ મહારાજનો અને રાજ્યનો<br>
ઉત્કર્ષ જોવાને સદા ઉત્સુક<br>
**ઈચ્છારામ સૂર્યરામ દેશાઈ**

धर्मः प्रोज्झितकैतवोऽत्र परमो निर्मत्सराणां सतां
वेद्यं वास्तवमत्र वस्तु शिवदं तापत्रयोन्मूलनम् ।
श्रीमद्भागवते महामुनिकृते किंवा परैरीश्वरः
सद्यो हृद्यवरुध्यतेऽत्र कृतिभिः शुश्रूषुभिस्तत्क्षणात् ॥ १ ॥

અર્થ—આ શ્રીમદ્ભાગવત કે જે પ્રથમ મહામુનિ નારાયણે ટૂંકામાં કર્યું હતું અને પછી વ્યાસે જે વિસ્તારથી કર્યું છે તે શ્રીભાગવતમાં પ્રાણિયો ઉપર દયા કરનારા અને મત્સર વિનાના સત્પુરુષોનો ફળેચ્છારહિત કેવળ ઈશ્વરારાધનરૂપ ધર્મ નિરૂપણ કર્યો છે; તથા આ ભાગવતમાં વળી જીવ, માયા અને જગત્ એવા ત્રણ ભેદરહિત સત્ય સ્વરૂપ, પરમ સુખકારી પરમાત્માના જાણવા યોગ્ય પરમાર્થ સ્વરૂપને વર્ણવેલું છે; તેમ જ વળી આ ભાગવત અધ્યાત્મ, અધિભૂત અને અધિદૈવ એ ત્રણ તાપને ટાળનારુ છે, કેવળ કર્મ અને ઉપાસનાને નિરૂપણ કરનારાં બીજાં શાસ્ત્રોથી અથવા તો તેમાં કહેલાં સાધનોથી ઈશ્વરને તત્કાળ હૃદયમાં સ્થિર કરી શકાય છે શું? ના, જરા વિલંબ લાગે છે, પરંતુ શાસ્ત્ર શ્રવણ કરવાની ઇચ્છાવાળા પુણ્યવંત પુરુષો તો આ ભાગવત શાસ્ત્ર સાંભળતાં વેંત જ હૃદયમાં રહેલા પરમાત્માને ઓળખે છે.

# ચોથી આવૃત્તિ સંબંધી બે બોલ



આ પવિત્ર ગ્રન્થ શ્રીમદ્‌ભાગવતના ગુજરાતી પદબંધની ચોથી આવૃત્તિ કાઢવાનો શુભ પ્રસંગ, ગ્રન્થના અધિષ્ઠાતા–મુખ્ય દેવતા શ્રીકૃષ્ણચન્દ્રની કૃપાથી અમારે માથે આવ્યો, તે માટે તે પરમ કૃપાળુ કે જેના એક કટાક્ષ માત્રથી કોટાનકોટી જીવોનો ઉદ્ધાર થઈ જાય છે, તેનો જ ઉપકાર માનવાનો છે. આ આવૃત્તિ મુદ્રિત કરતી વખતે શ્રીકૃષ્ણની કૃપાથી અમારા હાથમાં બે પ્રાચીન હાથ પ્રતો જોવાને અમે ભાગ્યશાળી થયા હતા. આ પ્રતો પ્રમાણે પાઠભેદો નોંધવાનું કાર્ય અમે ગ્રન્થ વિસ્તારના ભયે કર્યું નથી, અને પૂજ્ય ગોલોકવાસી પિતાશ્રીએ કરેલા સંશોધન અને સારોદ્ધારના કાર્યમાં દખલ કરવાનું પણ અમને યોગ્ય લાગ્યું નથી: તેનું કારણ એ છે કે વલ્લભના ભાગવતમાં એટલો બધો પાઠભેદ મળી આવે છે કે તે જો સર્વ નોંધવામાં આવે તો ગ્રન્થ બેવડો થઇ જાય. પ્રેમાનંદના રચેલા ભાગવતના દશમસ્કંધની પ્રતો પણ જોઇએ તેવી સારી મળી નથી, પણ પ્રાપ્ત થયેલી પ્રતોમાં એક તો અમને અચાનક સુરતથી નવી જ પ્રત મળી છે, અને તે વાંચી જોતાં જણાય છે કે આ અમુદ્રિત પદબંધ એ છાપેલા પદબંધનું પૂર્વરૂપ હોવું જોઇએ અને છે પણ તેમ જ. આ હાથ પ્રતની બીજી નકલ પ્રાપ્ત કરવા માટે અમે ઘણો પ્રયત્ન કર્યો પણ હજી સુધી મળી શકી નથી, એટલે અપૂર્ણ પ્રત ઉપર સંતોષ રાખ્યો છે, અને તેનું વાંચન કરતાં અમને કેટલીક નવકુતૂહલતા જણાઇ છે અને જે ઇતિહાસ સાંભળ્યો છે, તથા જે અનુમાન કરવાને અમે પ્રેરાયા છીએ તેનો સાર અન્યત્ર આપેલો છે; જે વાંચવાથી વાંચનારને જણાશે કે ગૂર્જર મહાકવિ પ્રેમાનંદના જીવનપ્રસંગો ઉપર તે કંઈ નવીન અનેરો પ્રકાશ પાડે છે; અને એ ઉપરથી એટલું પણ જણાય છે કે આ મહાકવિની જીવનકથા અત્યાર સુધીમાં જે પ્રકટ થઈ છે તેની સાંકળમાં ઘણા અંકોડાઓ હજી પ્રાપ્ત કરવાના બાકી રહેલા છે; અને કવિએ પોતાની ઉત્તરાવસ્થા શ્રીકૃષ્ણ કથારસમાં તરબોળ થઇને પુનિત કરી છે.

આ અદ્યાપિ પર્યંત અમુદ્રિત રહેલા કવિ પ્રેમાનંદના ગ્રંથમાંથી ભ્રમર ગીતવાળો ભાગ અમે દશમસ્કંધમાં યથાસ્થળે ચરણનોંધમાં છાપેલો છે, જે વાંચવાની ભલામણ કરીએ છીએ. કવિ પ્રેમાનંદના ભાગવત સંબંધમાં અન્ય વિશેષ હકીકત અમે પ્રાપ્ત કરી શક્યા નથી, પણ જે કંઈ મળ્યું તે અમે વાંચનારાઓની સેવામાં ધર્યું છે.

બીજું, આ આવૃત્તિમાં કવિ પ્રેમાનંદની રચેલી ભગવદ્‌ગીતાવાળો ભાગ અમે કાઢી નાંખ્યો છે; કારણ કે તેથી ગ્રંથનું કદ મોટું થઈ જાય છે, અને કીમતમાં પણ વધી જાય છે; તેમ જ મૂળ ભગવદ્‌ગીતા જાણવા માટે અન્ય સાધનો પુષ્કળ છે, એટલે આવા સારરૂપ કાવ્ય ગ્રંથની હાલમાં જરૂરીયાત જણાતી પણ નથી. પણ અત્રે અમારે એટલું તો કહેવું જોઇએ કે ગુજરાતના કેટલાક મોટા સાક્ષરો, કવિ પ્રેમાનંદે ગીતાનો પદબંધ ગ્રંથ રચ્યો નથી, અને મુદ્રિત ગ્રંથ તેનો રચેલો નથી, પણ અન્ય કોઈ અજ્ઞાત ઉપકારી કવિએ પોતાનું નામ ઘૂસાડી પ્રેમાનંદને નામે ચઢાવી દીધો છે, એવું માને છે. તેઓની આવા પ્રકારની અનુમાનશ્રેણીનો ઉત્તર તે શો હોઇ શકે ? તેઓ પોતાના અનુમાનના સમર્થનમાં કોઈ પુરાવા તો આપી શકતા નથી, પણ માત્ર અમે કહીએ તે માનો, એવો આગ્રહ તેઓ ધરાવે છે. પણ આ પ્રમાણે સાહિત્ય ક્ષેત્રમાં માન્યતા બાંધી દઈ બીજાઓ પાસે મનાવવી એ મોટી ભૂલ છે. કવિ પ્રેમાનંદે ગીતાનો પદબંધ અનુવાદ કરેલો છે જ, અને તેની પ્રાચીન વિશ્વાસ લાયક હાથ પ્રતો અમે જોઇ ખાત્રી કરી છે; એટલે આવી અનાસ્થાશીલ શંકા શ્રદ્ધાવાનોએ લાવવાની જરૂર નથી. ગીતાનો પદબંધ અનુવાદ જૂના કવિઓમાં ઘણાએ કરેલો છે, અને તેમાં કવિ પ્રેમાનંદનો પ્રયત્ન પણ વખાણવા લાયક છે. અમે પ્રેમાનંદ કવિની ગીતા આ આવૃત્તિમાં છાપી નથી, તે ઉપરથી કોઇએ એમ સમજવાનું નથી કે અમે પ્રેમાનંદ કવિની કૃતિઓ માટે હવે અશ્રદ્ધાળુઓના વર્ગમાં ઘૂસ્યા છીએ. પ્રેમાનંદ કવિની સર્વ કૃતિઓ (નાટકો તેમજ કાવ્યો) માટે અમારા પૂજ્ય પિતાશ્રીને જેવી માન અને પ્રેમની લાગણી હતી તેવી અમારી પણ છે, અને આ ગ્રંથ ગુજરાતી પ્રજાને પૂર્વની માફક પ્રેમ અને આનંદ આપે એવી પ્રાર્થનાપૂર્વક વિરમીએ છીએ.

પ્રથમાવૃત્તિમાં શ્રીમદ્‌ભગવદ્‌ગીતા મૂળ, રામભક્ત તુલસીદાસકૃત દોહા ચોપાઇ, ઠક્કર પ્રાગજીકૃત ગુજરાતી પદબંધ અનુવાદ અને કવિ નર્મદાશંકરનું સરળ ગદ્ય ભાષાંતર અને ટીપ્પણ છાપવામાં આવ્યાં હતાં. પછી આટલો ભાગ છુટક પુસ્તકરૂપે છાપવામાં આવવાથી પદબંધ ભાગવતની બીજી આવૃત્તિ વખતે તે ભાગ કાઢી નાંખવામાં આવ્યો હતો. ત્રીજી આવૃત્તિ વખતે મહાકવિ પ્રેમાનંદનો પદબંધ ગીતાનુવાદ મળી આવવાથી અમે તે દાખલ કર્યો હતો. પણ મહાકવિના પ્રસિદ્ધ અને અપ્રસિદ્ધ કાવ્યાદિ ગ્રન્થોની એક આવૃત્તિ ઈશ્વરકૃપાએ ગૂર્જર પ્રજા આગળ મૂકવાનો અમારો મનોરથ હોવાથી (જે પૂર્ણ કરવા માટે સાધન, સમય અને શક્તિ આપનાર તે સર્વેશ્વર શ્રીકૃષ્ણ જ છે) પદબંધ ભાગવતની આ ચોથી આવૃત્તિમાંથી પ્રસ્તુત ગીતા છાપવાનું છોડી દીધું છે, તેથી વાચનારાઓની જિજ્ઞાસાને ક્ષતિ નહિ આવે એવી આશા છે.

મુંબઈ
વિ. સં. ૧૯૮૩.
માઘ પૂર્ણિમા

નટવરલાલ ઇચ્છારામ દેશાઈ

# પ્રસ્તાવના

આર્યાવર્તની આર્ય પ્રજામાં ત્રણ ધર્મમાર્ગ બહુ માન્ય છે—શૈવ, વૈષ્ણવ અને જૈન. તેમાં વૈષ્ણવમાર્ગમાં ત્રણ ગ્રંથો ધર્મ, અર્થ, કામ ને મોક્ષ સંપાદન કરવા માટે ઘણા પ્રસિદ્ધ છે—રામાયણ, મહાભારત અને શ્રીમદ્ભાગવત. આ ત્રણે માર્ગ ને ત્રણે ધર્મ-ગ્રંથો ગુજરાતમાં બહુ પ્રસિદ્ધ છે ને બહુમાન્ય છે; તેમાં પણ શ્રીમદ્ભાગવત અધિક માન્ય ગણાય છે. ગુજરાતમાં શૈવ સંપ્રદાય કરતાં વૈષ્ણવ સંપ્રદાય ઘણો પ્રસરેલો છે. વૈષ્ણવધર્મમાં રાધાકૃષ્ણનું, લક્ષ્મીનારાયણનું, નવનીતપ્રિયાજીનું, નટવરલાલનું, બાળકૃષ્ણનું—એમ સ્વરૂપો ઘણાં પૂજાય છે. રામચંદ્રજીને માનનારાઓ પણ વૈષ્ણવસંપ્રદાયમાં જ આવી જાય છે. શૈવસંપ્રદાયને અને જૈન સંપ્રદાયને અનુસરતા ઘણા ગુજરાતીઓ છે, તોપણ ગુજરાતી વસ્તીનો મોટો ભાગ વૈષ્ણવસંપ્રદાયને માનનારો છે, ને તેઓના મુખ્ય ઇષ્ટ તે બાળમુકુંદ, રાધાકૃષ્ણ, બાળકૃષ્ણ વગેરે છે, અને તે મતાવલંબીઓ પોતાનો મુખ્ય ગ્રંથ શ્રીમદ્ભાગવતને જ ગણે છે.

વૈષ્ણવધર્મ ગુજરાતમાં ક્યારે દાખલ થયો તે નક્કીપણાથી કહી શકાય તેમ નથી. કેટલાક કહે છે કે સંવત્ શૈકા તેરમાં વૈષ્ણવધર્મ ગુજરાતમાં દાખલ થયો હતો, પણ સરકારી પુસ્તકસંગ્રહમાં જે જે ગ્રન્થનો સંગ્રહ જોવામાં આવે છે તેપરથી જણાય છે કે સંવત્ શૈકા ૧૧ માં વૈષ્ણવ ધર્મ ગુજરાતમાં હતો, ને અનહીલવાડ પાટણના સોલંકી વંશના સર્વોપરી રાજા સિદ્ધરાજની માતા મીનલદેવીએ વૈષ્ણવધર્મ સ્વીકાર્યો તે વાત ઉપરની વાતને પુષ્ટિ આપે છે. તેનું શ્રાદ્ધ સિદ્ધપુરમાં માતૃવત્સલ રાજાએ કીધું હતું તે વખતે બ્રાહ્મણોને ૧૦૮ શ્રીમદ્ભાગવત દાનમાં આપ્યાં હતાં. જો વૈષ્ણવધર્મ ગુજરાતમાં તે કાળે હોત નહિ તો સિદ્ધરાજ, શિવને માનનારા બ્રાહ્મણોને વિષ્ણુની ઉપાસનાથી ભરપૂર એવું શ્રીમદ્ભાગવત દાનમાં આપવાની હીંમત કરત નહિ, ને બ્રાહ્મણો પણ તેવું દાન લેવાને તત્પર થાત નહિ. ધારી શકીએ છીએ કે તે વેળા કદાચ વૈષ્ણવધર્મ પ્રધાનપદે નહિ પણ ગૌણપદે હશે.

પંદરમા શૈકામાં જુનાગઢના નરસિંહ મેહેતે વૈષ્ણવધર્મ સ્વીકાર્યો હતો, ને સોળમા શૈકામાં તેણે જુનાગઢના હિંદુ માંડલિક રાજાની સભામાં પ્રકટપણે જણાવ્યું કે તે વિષ્ણુને માનનારો છે. નરસિંહ મેહેતાનું લોકપ્રસિદ્ધ વૃત્તાંત ઉપરની વાતને પુષ્ટિ આપે છે. તે ઉપરથી જણાય છે કે તે વેળાએ શિવધર્મનું બહુ જોર હતું. જો કે છુટક છુટક વૈષ્ણવધર્મમાર્ગ પ્રચલિત હતો, તો પણ શંકરની ઉપાસના બહુ હતી. પણ સંવત્ ૧૫૩૫ ના વૈશાખ સુદ ૧૧ ને દિવસે શ્રીમદ્ વલ્લભાચાર્ય જન્મ્યા. તેમણે ને તે પછી તેમના પુત્ર શ્રીવિઠ્ઠલનાથજી નામાંતર ગુંસાઈજીએ, ગુજરાતમાં છ વાર પ્રવાસ કરીને ઘણાક ગુજરાતીઓને વૈષ્ણવધર્મની કંઠી બંધાવી. ઘણાક શિવધર્મીઓને, ને ઘણા જૈનોને પણ વૈષ્ણવ કીધા હતા. શ્રીમદ્ભાગવત ગુજરાતમાં ક્યારથી પ્રસિદ્ધિને—વિશેષ પ્રસિદ્ધિને પામ્યું તેનો કાળ આ પરથી કલ્પી શકાય.

વૈષ્ણવધર્મમાર્ગમાં કોઈ પણ સર્વોપરી—સર્વમાન્ય ગ્રંથ હોય તો તે શ્રીમદ્ભાગવત છે. શિવધર્મીઓ પણ શ્રીભાગવતને માનતા આવ્યા છે ને માને છે. શંકરાચાર્યે ને તેમના શિષ્યોએ આ ગ્રંથપર ટીકા કીધી છે. શિવપ્રભુને માનનારા બ્રાહ્મણો એ જ ગ્રંથપર પોતાનું ગુજરાન કરી શકે છે.

શ્રીમદ્ભાગવત અલૌકિક કથાઓથી ભરપૂર છે. આત્મતત્વ, સત્ય, દયા, નીતિ, સદાચાર, લોકવ્યવહાર વગેરે કથાઓ દ્વારા યુક્તિપૂર્વક દર્શાવવો એ વ્યાસનો મુખ્ય ઉદ્દેશ છે, અને કથારસથી લોકોને તલ્લીન કરવામાં વ્યાસની ધારણા સફળ થઈ છે. તેના પ્રસંગો લોકોને—ભાવિકોને ઘણા રુચિકર થઈ પડ્યા ત્યારે કેટલાક બ્રાહ્મણોએ પોતાના ઉદરનિર્વાહાર્થે, કેટલાકોએ યજમાનો—શ્રોતાઓની ઇચ્છા પૂર્ણ કરવાર્થે, ને કેટલાકોએ ઈશ્વરની ભક્તિ કરવા માટે જ સંસ્કૃત ગ્રંથોની પ્રાકૃત કવિતામાં રચના કરવા માંડી. લોકોની બહુ રુચિ શ્રીકૃષ્ણની લીલા સાંભળવા તરફ વળેલી જોઈ તેથી કેટલાકોએ શ્રીમદ્ભાગવતનું કવિતામાં ભાષાંતર—ભાવાર્થ સહિત કીધું.* તેમાંના એક બે કવિનું શ્રીમદ્ભાગવત આજે હું ગુજરાતી મર્જા સમીપ મૂકું છું.

* અત્યાર સુધીમા શ્રીમદ્ભાગવતની કાવ્યગ્રથમા આ પ્રમાણે રચના થઈ છે. સિદ્ધપુરના ભાલણે દશમસ્કંધ સવત્ ૧૫૪૦ સુધીમાં ને ડભોઇના રત્નેશ્વરે ૧૭૩૬ માં એ ગ્રથ પૂર્ણ કીધો હતો. ગણુદેવીના વિપ્રવણિક સં. ૧૭૬૫ મા નવમસ્કધ કીધો હતો ને એકાદશ દ્વાદશ ૧૭૬૬ સુધીમાં પૂર્ણ કીધો હશે. વસોના લક્ષ્મીદાસ વાણીયાએ ૧૬૬૪ મા બારે સ્કંધ પૂર્ણ કીધા છે પ્રેમાનદે દશમસ્કંધના ૫૩ અધ્યાય ક્યારે પૂર્ણ કીધા તે જણાયું નથી, પણ એનો પાછલો ભાગ સં ૧૭૭૬ માં સુંદર મેવાડાએ પૂર્ણ કીધો છે. હરિરામના બનાવેલા ૧૧-૧૨ મા સ્કંધ મારી પાસે છે. [નરસિંહ મહેતા પછી પ્રભાસ પાટણના કાયસ્થ કવિ કેશવરામ હૃદયરામે સં. ૧૫૨૯ માં શ્રીમદ્ભાગવતનો દશમસ્કંધ ગુજરાતી ભાષામાં રચ્યો છે. તે જ પ્રમાણે કાઠિયાવાડના દીવ બંદરના રહેવાસી કવિ પુંજા સુત પરમાનદે એ સં ૧૬૮૯ માં ૧૨ સર્ગમાં "હરિરસ" નામે ભાગવતનો પદબંધ અનુવાદ કરેલો છે. અને ચારણ કવિ ઇસર બારોટે ભાગવત સાંભળીને નરસિંહ મેહેતાના સમયની ગુજરાતી અને ચારણી ભાષાથી મિશ્ર "હરિરસ" નામે એક સ્તુતિગ્રન્થ આશરે વિ સં. ૧૫૬૦ માં રચેલો છે. અમ-

શ્રીમદ્‌ભાગવત લોકોને એટલું બધુ પ્રિય હોવાનું કારણ એ જ કે એમાં વર્ણવેલી વૈષ્ણવ ધર્મની ઘણી વાતો અતિ રમણીય છે. क्षणे क्षणे यन्नवतामुपैति तदेव रूप रमणीयतायाः જે વસ્તુ ક્ષણે ક્ષણે નવી લાગે તે જ રમણીયતાનુ રૂપ જાણવું શ્રીમદ્‌ભાગવતમા વૈષ્ણવધર્મના ઇષ્ટ શ્રીકૃષ્ણ પરમાત્માનુ શૃંગારાદિ રસોમાં બહુ ઉત્તમ રીતે વર્ણન કરેલુ છે, ને તેથી તે સંસ્કૃત કે પ્રાકૃત, કવિતા કે ગદ્ય ગમે તેમા હોય તે છતા પણ લોકોમાં એને માટે ઘણો ભાવ રહ્યો છે, તેથી એ સર્વોપરી ગ્રંથ પ્રકટ કરવાની ઘણી તરફથી મને ભલામણ થઈ હતી *

સંપૂર્ણ શ્રીમદ્‌ભાગવત પ્રકટ કરવાનો વિચાર કર્યો ત્યારે કયા કવિનું શ્રીમદ્‌ભાગવત બાહાર પાડવું તે માટે મેં ત્રણ કવિની કવિતા તપાસી, ને તેમાં મને કવિ વલ્લભની કવિતા મુકાબલે વધારે સરસ લાગી કવિ વલ્લભની એક પ્રત મને પ્રથમ ભાઈ છગનલાલ ઠાકોરદાસ મોદીએ આપી હતી આ પ્રતમાં માત્ર ભાગવતનો સાર હતો આવો અપૂર્ણ ગ્રંથ પ્રકટ કરવો મને ઉચિત લાગ્યો નહિ, તે સાથે વળી વલ્લભવાળી પ્રતમાં દશમ જ ન મળે. મેં વિશેષ શોધખોળ જારી રાખી "ગુજરાતી" પત્રના એક ગ્રાહકે મને જણાવ્યું કે જીલ્લે સુરત, મોજે માડવી, પરગણે બહુધાનમા એક બ્રાહ્મણને ત્યાં વલ્લભનુ મોટું ને સારુ ભાગવત છે. તેપરથી તપાસ કરીને તે મેં મંગાવ્યું. આ પ્રત પેહેલી કરતા ઘણી સારી હતી, પણ સંપૂર્ણ તો નહિ જ. પાછી શોધ કરતાં એક ત્રીજી પ્રત હું મેળવી શક્યો પણ તેમાં કંઈ અજબ વિચિત્રતા જોઈ. કડવા સરખાં, રાગ સરખા, કવિનું નામ તેનુ તે જ, સવત્ પણ તેનો તે જ, કવિતાનુ બધારણ પણ તેવુ જ, તે છતા પહેલી બે પ્રતમાં જે વિષયનુ વર્ણન નહિ તે આમા હતું—પણ આમાં જે હતું તે પહેલી બેમાં નહિ છતા આ બંને પ્રતમાં જે જે વર્ણન હતા તે સઘળાં સંસ્કૃત શ્રીમદ્‌ભાગવતમા તો ખરા જ, પણ કેટલાક કથાપ્રસંગો વધારે વિસ્તારથી વર્ણવેલા, છતાં એકેમાં દશમ ન મળે.

આવી રીતનો ગ્રથ કયા ધોરણે સશોધન કરવો તે મોટા ગુંચવાડાની વાત મને થઈ પડી. એ જ કવિની ચોથી પ્રત મેળવવાનો પ્રયત્ન કીધો. વલસાડ પાસે ભદેલી ગામના એક દેશાઇની

દાવાદના કવિ તુલજારામે સ ૧૭૬૫ માં દશમસ્કધ રચ્યો છે કવિ ભીમે "હરિલીલા ષોડશ કળા" સ ૧૫૪૦ મા રચી છે સંવત્ ૧૭૮૦ ની આસ પાસ સુરત–ભરૂચના બીજા કાયસ્થ કવિ માધવદાસે દશમસ્કધ કાવ્યરૂપે રચ્યો છે કવિ દયારામે પણ આખુ ભાગવત રચેલું છે એવું સાંભળ્યું છે ન ઈ દેસાઈ]

* ઈ સ ૧૮૭૭ મા પ્રેમાનદકૃત દશમસ્કધ છપાવવાને મેં જાહેર ખબર પ્રસિદ્ધ કીધી હતી ને સશોધનનુ કામ પણ થોડુંક આરંભ્યુ હતુ, પણ તેટલામા સુરતના એક છાપખાનાવાળાએ એ ગ્રન્થ તડામાર છપાવવો શરૂ કીધેલો જોયો, ને તે કામ કવિ નર્મદાશકરે હાથમા લીધું છે એમ મેં જાણ્યું એટલે તે વેળાએ મેં તે વાત પડતી મૂકી હતી.

એક પ્રત મને મળી આવી તે ત્રીજી પ્રતને મળતી હતી. એટલે એક જ કવિની બે પ્રતમાં એક પ્રસંગ ને બીજી એમા બીજો જ પ્રસંગ, પણ તે બંને પ્રસંગો શ્રીમદ્‌ભાગવતમાં તો ખરા જ.

સંશોધનના જે નિયમો શિષ્ટજનોએ નક્કી કીધા છે તે ધોરણે આ ગ્રંથનુ સંશોધન થવું મને ઘણું વિકટ જણાયું, ને તેથી મેં માત્ર આ જ ગ્રંથ નવા ધોરણપર શોધવાનું ઠરાવ્યું. પ્રથમ હું ચારે પ્રતો એક વાર વાચી ગયો. પછી સસ્કૃત જાણનાર શાસ્ત્રી પાસેથી સંસ્કૃતમાં શુ છે તે જાણી લીધું. મને એમ જણાયું કે શ્રીમદ્‌ભાગવત પાસે રાખીને આ બે પ્રતને સયુક્ત કરીને શ્રીમદ્‌ભાગવતને અનુસરતું જ સંશોધન કીધુ હોય તો ગ્રંથ ઉત્તમ પ્રતિનો થાય.

આ સંશોધનની પદ્ધતિ તદન નવીન જ, તો પણ તેમ કરવાથી પુરાણસંદર્ભનો ઉદ્ધાર કરવા જેવું હતુ, તેથી તેને માટે વિદ્વાનો મને કદાપિ દોષ પણ દઈ શકે, તો પણ એજ ધોરણ મને યોગ્ય દિસ્યું હતું, ને એક સંસ્કૃત જાણનારા વિદ્વાન્ શાસ્ત્રીએ મને જણાવ્યું કે એ ધોરણ વગર બીજા ધોરણે કામ થાય તેમ નથી. તેથી આ નવા ધોરણે આ ગ્રંથ શોધ્યો છે.*

આ ભાગવત ગ્રંથનો કર્તા કવિ વલ્લભ અથવા ભટ

* પ્રથમ મૂળ ગણદેવી, કે જ્યા કવિએ આ શ્રીમદ્‌ભાગવતની કથા કીધી હતી તે પ્રત હું લખી ગયો પછી મૂળ સસ્કૃત ભાગવતને સાથે રાખીને બીજી ભદેલીવાળી પ્રતનુ સસ્કૃત પ્રમાણે ઉમેરણ કીધુ છે પછી બહુધાનવાળી પ્રતને સોડે રાખીને સઘળુ તપાસી ગયો છુ છેવટ સસ્કૃત જાણનારા શાસ્ત્રીને એ સઘળું તપાસવા આપ્યુ હતું, ને તેણે તપાસીને જણાવ્યુ કે આમા કેટલોક પ્રસગ વધુ છે, કેટલોક બીલકુલ છોડી દીધો છે આવો છોડી દીધેલો પ્રસંગ વાચનારને જણાવવાની વિશેષ અગત્ય જોઇ, કાવ્યમા નહિ આવેલી સઘળી બાબત નોટમા જણાવી છે વળી તે સાથે કઇ કઈ સમજુતી પણ આપી છે નોટમા કેટલીક રીતની મદદ વેદવાળા ભાગવત ભાષાતરની લીધી છે કેટલુક તો નવુજ છે.

આ નવા ધોરણે કાવ્યને શોધ્યું છે તેની સામા ઘણા વિદ્વાનો વાધો ઉઠાવી શકે તેમ છે પ્રથમ પ્રશ્ન મને જ એવો ઉઠ્યો કે સુરતવાસી વલ્લભભટનું કરેલુ કીયું? ને આ પ્રમાણે જુદી જુદી પ્રતમા આટલો બધો પાઠાન્તર કેમ? મારી પાસેની ચાર પ્રતમા બે પ્રત તો ખુદ ગણદેવીમાથી જ મેળવેલી છે કે જ્યાં આ કવિએ કથા કરેલી હતી. એક ઔદિચ્ય બ્રાહ્મણે મને આ પ્રમાણે કવિ સબધી હકીકત કહી છે—"બનો કાવ્યની કૃતિ વલ્લભભટની જ છે પ્રથમ વલ્લભભટે માત્ર સારાશમાં રચના કીધેલી હતી, ને તે કાવ્ય મારી પાસે છે, (જે તે ગૃહસ્થે મને હમણા ઉતરાવીને મોકલ્યુ છે) પણ તે કાવ્ય લોકોને પસદ નહીં પડવાથી કવિએ બીજું કાવ્ય લખ્યું તેમા પણ આખુ અપૂર્ણ જણાયું ત્યારે એક ત્રીજી પ્રત લખી. આ બનો પ્રત એકઠી કરીને કવિ થાળ્યીમા ભાગવતની કથા વાચનાર હતો, તેટલામા તે મરણ પામ્યો એમ તેના વશવાળાએ કહ્યું છે, ને આ કાવ્ય જેવા ને તેવા અપૂર્ણ રહ્યા કેટલાકોએ પહેલી પ્રતો ઉતરાવીને રાખી છે, ને કેટલાકોએ બીજી પ્રત ઉતરાવીને રાખી છે." બીજી પ્રત, કે જે પાછળથી થયલી હું જાણુ છુ, તેમા પહેલી પ્રત પ્રમાણે કડવા, રાગ છે, ને પહેલી પ્રતની ત્રણ ચાર કડીઓ પણ છે આવી ગોઠવણ રાખવાનુ કારણ એમ જણાય છે કે પાઠથી ઉમેરણ કરવાનુ કવિને પોતાને જ ઠીક પડે, અથવા તો પ્રત લખનારાએ તેમ કીધુ હશે

ાભ એ ગુજરાતી વાંચક વર્ગમાં અણુજાણ્યો છે. એનાં બીજાં ‍પણ કાવ્યો ગુજરાતી પ્રજાની જાણમાં આવ્યાં નથી, તેથી ા કાવ્ય કેવું છે તે કંઇક અંશે મારે જણાવવાની જરૂર છે. ાેક પ્રસંગે કેટલાક ગ્રંથકારો પોતાના ગ્રંથોને સર્વોપરી વવાને અથવા પોતે કેવું કામ કરે છે તે બતાવવાને પોતાની સ્તાવનામાં બીજાનાં કાર્યને નિંદે છે, તેમાંથી ચૂક કાઢે છે, ાેા અવિવક્ષિત પ્રસંગ આણવાનો આ ગ્રંથના શોધન કર-ારનો હેતુ નથી, પણ એક નવા ગ્રંથકારને પ્રજાની જાણમાં ાવતાં તેના વિષે ને તેના કાવ્ય વિષે સંક્ષિપ્ત બે શબ્દ બોલવા અવશ્યના જણાય છે.*

ભાગવતના કવિતામાં ભાષાંતર થયેલા ત્રણ ગ્રંથો મારા જોવામાં આવ્યા છે. તેમાંથી કેટલાકો ડભોઈ વાસી રત્નેશ્વરના ભાગવતનાં વખાણ કરે છે, પણ જ્યારે મેં રત્નેશ્વરનું ભાગવત જોયું ને તેમાં વળી મેં તેનો ભારતમાંનો સ્વર્ગારોહણ જોયો ત્યારે મારી ખાત્રી થઇ કે રસ એ શી વસ્તુ છે તે રત્નેશ્વરે તપાસ્યું નથી. રત્નેશ્વરનું શ્રીમદ્‌ભાગવત સંસ્કૃતને ઘણું અનુ-સરતું છે, પણ તેમાં બાનકની બલહાર ને તન્મય કરતો રસ પૂરી વાંચનારને રંજન કરવા જેવું ઘણું થોડું જણાય છે.

આ વલ્લભકૃત ભાગવત સંસ્કૃત ભાગવતને અનુસરતું બહુ થોડું છે, પણ તેમાં વર્ણન વિસ્તાર સારો ને શબ્દ રચના ઘણી સારી રીતે કરેલી છે. વળી ભક્તિરસ—એ ભાગવતનો પ્રાધાન્ય વિષય છે તે ભભકોર બતાવવામાં ઠીક પ્રયત્ન કીધો છે. ઘણાં વર્ણનો એટલાં બધાં તો સરસ રીતે કરેલાં જણાય છે કે તે સારા કવિને પણ શોભા આપે તેવાં છે. સમુદ્રમંથનનું વર્ણન, નારાયણકવચ, ગજેંદ્રમોક્ષ ઇત્યાદિ પ્રસંગોની કવિતા આ બાબતમાં બહુ લક્ષપૂર્વક અવલોકન કરવા જોગ છે; અને એકાદશસ્કંધ—જેમાં વેદાંતનો અતિઘણો ગહન વિષય છે, તેમાં પણ કવિએ પોતાની ચતુરાઇ અચ્છી રીતે ચલાવી છે, તે જ એ કવિની ઉત્તમ કાવ્ય કરવાની શક્તિનો મોટો દાખલો છે.

પહેલેથી તે છેટલે સુધી મેં વલ્લભનું કાવ્ય તપાસ્યું છે, ને તેમાં વર્ણનરસ બહુ સુંદર જણાયો છે. કવિએ શ્લોકેશ્લોકનું ભાષાંતર કીધું નથી, તે છતાં કેટલુંક તો એવું સારૂ છે કે તે વખાણી શકીશું. એ કવિનું જ બનાવેલું દશમસ્કંધ મેળવવાને ઘણો પ્રયત્ન કીધો છતાં કોઇ પણ સ્થળેથી તેની એકે પ્રત હાથ લાગી નથી, તેમ તપાસ કરતાં એમ પણ જણાયું કે વલ્લભભટે દશમસ્કંધ કીધો જ નથી.*

વલ્લભભટનો દશમસ્કંધ મને નહિ મળ્યો પણ ભાગવત તો મારે સંપૂર્ણ છપાવવાની ઇચ્છા હતી, તેથી કોઇ બીજા કવિનો દશમસ્કંધ દાખલ કરવાની મારી ઇચ્છા થઇ. ૧૮૭૦ માં પ્રેમાનંદકૃત દશમસ્કંધ છપાવવાની મેં જાહેરખબર તો આપી હતી જ, ત્યારે તે જ વિચારને અમલમાં મૂક્યો એમ નક્કી કર્યું, ને તેવો સમય આવ્યો તે માટે મને અત્યાનંદ પ્રાપ્ત થાય છે.

પ્રેમાનંદ કવિનું નામ ગુજરાતી ભાષા બોલનાર એકેએક જાણે છે. આ કવિનાં ઘણાં કાવ્ય ગુજરાતી પ્રજાની જાણમાં છે, ને તેમાંનાં ઘણાંક કાવ્યો તો એટલાં બધાં લોકપ્રસિદ્ધ છે કે તે ઘેર ઘેર અને ચૌટેચોરે લોકો આનંદથી ગાય છે. પ્રેમા-નંદની વર્ણન કરવાની છટા, આલંકારિક રચના, પ્રતિભા, શ્રોતાને એકરસ કરવાનું કવિત્વ, કાવ્યકૌશલ ને વર્ણન વિસ્તારવાની ખૂબી—એ એટલી બધી તો, તેના પ્રત્યેક કાવ્યમાં જણાય છે કે ગુજરાતી કવિઓમાં તે સર્વોપરિ પદને સર્વે રીતે પાત્ર

* કવિ વલ્લભ અથવા વલ્લભ ભટ એ દેવીભક્ત વલ્લભ નહિ, પણ સુરતનો વતની હતો. એ ક્યારે જન્મ્યો, ક્યારે મરણ પામ્યો, એણે શ્રીમદ્‌ભાગવત સિવાય બીજા કવિતાના ગ્રંથો કીધા કીધા કીધા છે તેને માટેની શોધ મારી તરફની ચાલુ જ છે. જે હું મેળવી શક્યો છું તે આ પ્રમાણે છે—વલ્લભ ભટ એ જ્ઞાતે ઓદિચ્ય ટોળકિયો બ્રાહ્મણ હતો, ને તે જ્યારે આશરે ૪૦ વર્ષની વયનો હતો ત્યારે તેણે આ ભાગવત રચ્યું છે. પ્રથમસ્કંધ એણે ક્યારે પૂર્ણ કીધો તેનો લેખ નથી; [ત્રીજી આવૃત્તિ વખતે સુરતથી સારા અક્ષરે લખેલી કવિ વલ્લભના ભાગવતની એક પ્રત મળી હતી. તેનો પણ આમાં ઉપયોગ કરવામાં આવ્યો છે. તેમાં પ્રથમસ્કંધ રચ્યાનું વર્ષ સંવત ૧૭૫૪ નું આપેલું છે એકાદશ અને દ્વાદશસ્કંધના રચ્યાં વર્ષો આપ્યાં નથી] પણ દ્વિતીયસ્કંધ સંવત્ ૧૭૬૩ ના વૈશાખ વદ પડવો ને મંગળવારે, તૃતીયસ્કંધ સંવત્ ૧૭૬૩ ના જેઠ સુદ પુનેમ ને બુધવારે, ચતુર્થસ્કંધ સં ૧૭૬૪ માઘ સુદ ૧૦ ને રવિવારે; પંચમસ્કંધ સંવત્ ૧૭૬૪ ને ચૈત્ર વદિ પાચેમ ને મંગળવારે, ષષ્ઠસ્કંધ સંવત્ ૧૭૬૪ વૈશાખ સુદ દ્વિતીયા ને રવિવારે, સપ્તમસ્કંધ ૧૭૬૪ ના જ્યેષ્ઠ વદ ૧૦ ને બુધવારે; અષ્ટમસ્કંધ સ. ૧૭૬૫ ના આષાડ સુદ ૯ ને સોમવારે, નવમસ્કંધ સં. ૧૭૬૫ ભાદરવા (વદ કે સુદ તે નથી) ૧૦ ને ભૃગુવારે પૂર્ણ કીધો છે. એકાદશ ને દ્વાદશ ક્યારે પૂર્ણ કીધા તે જણાતું નથી પણ ધારી શકીએ છીએ કે તે એ જ વરસમાં કે સં. ૧૭૬૬ માં પૂર્ણ કીધા હશે. એટલે આ કવિને થયાને આજ લગભગ ૧૭૩–૮૦ વર્ષ થવા આવ્યાં છે, ને આ ૧૧ સ્કંધ ત્રણેક ચાર વર્ષમાં તેણે રચ્યા જણાય છે. દશમ જેવો ઉત્તમ ભાગ કેમ નહિ રચ્યો તે સમજાતું નથી—કાં તો તે છેલ્લો રચવા ધાર્યો હશે, કે કાં તો રચ્યો હોય ને મને પ્રાપ્ત નહી થયો હોય. કવિએ આ કવિતા, પોતાનું પેટ ભરવા માટે ને શ્રોતાઓને રંજન કરવા માટે બનાવી છે, તોપણ કોઈ કોઈ સ્થળે કાવ્યની ચમત્કૃતિ ઠીક જોવામાં આવે છે. એ બેગમપુરામાં ગુલામીહોની પોળમાં રહેતો હતો, ને ત્યાં પણ તેણે કથા કીધેલી જણાય છે. એના પિતાનું નામ નાનાભટ, ને પિતામહનું નામ શુકદેવભટ હતું 'વલ્લભભટે શ્રીમદ્‌ભાગવતની કથા સુરત ઉપરાંત ચોખલી પરગણાના બાજુલી, કાબેર, ખેરગામ અને ખુદ ચીખલીમાં પણ કરી છે. એને પોતાને બે દીકરા ને એક દીકરી હતી. વલ્લભભટને સંસ્કૃતનું સારૂ જ્ઞાન હતું ને તેણે રામાયણ પણ પદબંધ કીધું છે એમ મેં સાંભળ્યું છે, ને તે શ્રીમદ્‌ભાગવત કરતાં વધારે સારૂં છે. તેમજ ભીષ્મપર્વ ને કર્ણપર્વ તેનાં રચેલાં તેના વંશવાળા કહે છે શ્રીમદ્‌ભાગવતમાં કવિએ કેટલેક સ્થળે સારી કાવ્યશક્તિ બતાવી છે.

* બે ત્રણ સ્થળેથી એમ કહેવામાં આવ્યું છે કે દશમસ્કંધ કવિતામાં કરવાનો ભટનો ઇરાદો હતો. પણ તેટલામાં તે મરણ પામ્યો હતો

કરી જ ચુકયો છે. તેની વર્ણનશૈલી ને ઉજ્વળ રસનો પ્રવાહ પ્રત્યેક કાવ્યમાં જ્યાં ને ત્યાં ઉભરાતો માલમ પડે છે; ' અને વર્ણનની શૈલીથી મન ઉપર અસર કરવાની જે શક્તિ એ કવિ ધરાવે છે તેવી બીજો કોઇ ગુજરાતી કવિ ધરાવતો નથી તેની કવિતા જેમ પ્રાસાદિક, તેમ જ ઓજસ્વતી છે. તેમણે જનસ્વભાવનાં ચિતરેલાં ચિત્રો તેની પ્રતિભાશક્તિનું એક પ્રમાણ છે. આ દશમસ્કંધમાં લોકોને રંજન કરવાનો જ હેતુ પ્રાધાન્ય હોવાથી, મૂળ ભાગવતની કોઇ કાંઇ બાબત સેહેજે આછી જણાય છે, ને ભક્તિરસ ભરપૂર હોવો જોઇએ તે કોઇ કોઇ સ્થળે ઝાંખો જણાય છે; પણ કાવ્યના બીજા ગુણો તો એટલા બધા બહાર પડ્યા છે કે તે આગળ બીજી બાબત આપણે ભૂલી જઈએ છીએ. પ્રેમાનંદે આ દશમસ્કંધ પૂર્ણ કીધો હોત તો એ માહાત્મ્યવાળા ગ્રથથી લોકો ઘણા રંજન થાત, પણ ૧૬૫ કડવાં જ પૂરાં કરવાં તેમને સર્જિત તેથી તેટલાં જ પૂરાં થયાં. ૫૩ અધ્યાય પણ પૂરા ન થયા, એટલે તેમનો કાળ આવી પહોંચ્યો ને દશમસ્કંધ અપૂર્ણ રહ્યો છતા પણ જેટલું પ્રેમાનંદે કીધું છે તે એવું છે કે કોઇ બીજો કવિ તેવું કાળાંતરે પણ કરી શકનાર નથી.

કવિએ ન્હાનાં ન્હાનાં કાવ્યો લખીને પોતાની ઉત્તર વયમાં આ કાવ્ય રચવાનુ માથે લીધું, એટલે તે કામને એ યોગ્ય જ થઈ ચૂકયો હતો. દશમસ્કંધ એ શ્રીકૃષ્ણ પરમાત્માના ચરિત્રવાળો ભાગ છે. શ્રીકૃષ્ણનુ ચરિત્ર નવેરસથી ભરપૂર છે. વ્રજવાસીઓ તો એને નવરસમયબ્રિજરાજચરિત્ર જ કહે છે. એનુ બીજું નામ પ્રેમસાગર પણ કેહેવાય છે. આવો સુંદર વિષય, સર્વ રસથી ભરપૂર હોય, તે વળી ઉત્તમ કવિને હાથે રચાય તેમાં પછી કચ્યાસ શી રહે? સોનું ને વળી સુગંધવાળુ—પૂછવુ જ શુ? શ્રીકૃષ્ણનુ ચરિત ને પ્રેમાનંદ જેવો કવિ લખનાર—શું બાકી? કવિ નર્મદાશંકર લખે છે કે:—

"પ્રેમાનદ, ભક્તિબોધના અને કવિત્વ ચાતુરીના નહાના નહાના ગ્રન્થો લખી એ અભ્યાસથી ઉત્તર વયમાં દશમસ્કધ લખવાને બહુ પ્રકારે યોગ્ય થયો હતો ને તેણે આ ગ્રન્થ ઉત્સાહથી જેવો જોઈએ તેવો સરળ ને રસભર્યો કીધો છે. જો કે વર્ણનરસની તેજીમાં ભક્તિબોધ ઝાખો સરખો દેખાશે તોપણ ઉદ્દેશ તથા ભાવાર્થ એ પર લક્ષ રાખતાં ને બ્રહ્માદિકે જે જે સ્તુતિઓ કરેલી છે તેમનો યથાસ્થિત અર્થ સમજતાં ભક્તિબોધ ગાઢો દર્શાવેલો છે એમ સ્પષ્ટ જણાશે."

કવિનું આ લખવું વાસ્તવિક છે આટલું તો નક્કી છે કે શ્રીમદ્ભાગવત એ ગ્રન્થ જ અતિ ઘણો ઉત્તમ છે, તેમાં ભક્તિ જ્ઞાન વૈરાગ્ય ભરપૂર છે, તેમાં વળી દશમસ્કંધ એ તો સર્વોપરિ છે, 'ને તેવાં કાવ્યનો રચનાર વળી પ્રેમાનંદ છે, તો પછી એ કાવ્યમાં કીયા પ્રકારની ન્યૂનતા રહે? સંસ્કૃતનુ લોકોમાં જ્ઞાન નહિ હોવાથી પ્રાકૃત કાવ્ય ઘણાં રુચિકર થઈ પડેલા છે. પ્રેમાનંદકૃત દશમસ્કંધ ચોમાસામાં લોકો ઘેરઘેર વાંચે છે, કથાભટો દેવમંદિર ને મોહલામાં ગોઠવાઈ જાય છે, ને કેટલાક પ્રસંગોપર સ્ત્રીઓ નિત્યનિયમ તરીકે પાઠ કરી જતી મેં જોઈ છે. પ્રેમાનંદ ૫૩ અધ્યાય પણ પૂર્ણ કરી શકયો નહતો, તેથી બાકી રહેલું તેના એક શિષ્ય સુંદર મેવાડાએ પૂર્ણ કીધું છે. તેમાં ભાવાર્થ જ રાખેલો છે. સુંદરની કવિતા બહુ અંશે દોષવાળી છે, તેમાં રસાલંકાર કે બાનકની ભભક કંઈ જ નથી

આ રીતે આ શ્રીમદ્ભાગવત ગ્રન્થ ત્રણ કવિની કૃતિથી ભરેલો છે. ૧ થી ૯ ને ૧૧–૧૨ સ્કંધો કવિ વલ્લભકૃત છે, દશમસ્કંધનાં ૧૬૫ કડવાં ગુર્જરકવિશિરોમણિ પ્રેમાનંદકૃત છે, ને બાકીનાં કડવાં સુંદરમેવાડાકૃત છે.

પ્રેમાનંદવાળો દશમસ્કંધ મેં જ્યારથી છપાવવા ધાર્યો ત્યારથી મેં તેની કેટલીક પ્રતો એકઠી કરવા માંડી હતી. ત્રણ પ્રત મને સુરતમાંથી મળી, પણ તે ઘણી સારી નહોતી. વડોદરેથી બે પ્રત મેળવી શકયો તે તો સુરતવાળીના મોંઢામાં થુકે એવી અશુદ્ધ, ને તે છતાં તે પ્રતવાળાઓ ઘણું ગુમાન રાખે છે કે એના જેવી શુદ્ધ પ્રત બીજે સ્થળેથી મળવાની નથી. આમ પાંચ પ્રત મેળવ્યા છતા પણ પ્રેમાનંદની શુદ્ધ પ્રત મળે ને જે સંતોષ થવો જોઈએ તેવો સંતોષ થયો નહિ. પછી હું નંદરબાર ગયો. ત્યા કેટલીક પ્રતો મને મળી, પણ તેમાં એક વજા શાહ નામના વાણીયાની પ્રત ઘણી જ શુદ્ધ જણાઈ એ વજા શાહને ત્યા પ્રેમાનંદનાં ઘણાં કાવ્યો છે, ને તે પ્રતો ઘણી શુદ્ધ છે * દશમસ્કંધ મહા મહેનતે હું તે શાહ પાસેથી લઈ આવ્યો. તે એક જ પ્રતપર મેં આધાર રાખ્યો, ને બીજી પ્રતને માત્ર સહાયતામાં

* વજા શાહને ત્યાથી મને આ પ્રમાણે લખેલા ગ્રંથો પ્રાપ્ત થયા છે –પ્રેમાનદકૃત નળાખ્યાન, ઓખાહરણ, સુભદ્રાહરણ, દશમસ્કધ ભાગવત, સપ્તમસ્કધ (અપૂર્ણ), કપિલગીતા (પથમસ્કધ), કર્ણચરિત્ર (અપૂર્ણ). ઋષ્યશૃંગાખ્યાન, હરિવંશ (અપૂર્ણ), રણયજ્ઞ, વિવેકચૂડામણિ (માત્ર છેલ્લુ કડવુ નથી, પણ પ્રેમાનદકૃત જણાય છે) અને સુધન્વાખ્યાન. બીજા કવિઓના ગ્રન્થ વિશ્રધીરાજાનું આખ્યાન, કબીર રામદાસ સવાદ, હરિરામ કૃત સીતાસ્વયંવર, ગોપાળગીતા, હસ્તામલક, હરિરસલીલા ષોડશકળા, એક બીજા કવિનું નરસિંહ મેહેતાના પિતાનુ શ્રાદ્ધ, રસમજરી (વાર્તા) અને કબીરના ને મીરાબાઇનાં છુટક પદો. શાહે મને અસલ પ્રતો ન આપતા માત્ર દશમસ્કધ સિવાય સઘળી પ્રતો ઉતરાવીને આપી છે

બી, પણ તે પ્રતોમાંથી ઘણું જ થોડું મને સહાયતા જેવું લેવું પડ્યું છે. કંઈ વધારે સહાયતા લેવા જોગ કડોદની એક પ્રત હતી, જે બહુધા નંદરબારની પ્રતને મળતી હતી. આ નંદરબારની પ્રત લખાયાનું વરસ સં. ૧૮૬૪ નું છે.*

નંદરબારની પ્રત બાળબોધ અક્ષરે લખેલી છે. તેમાં જોડણીના નિયમો ઘણા થોડા સાચવેલા છે, પણ ભાષા ચોક્ખી, માત્ર કેટલાક શબ્દો રૂઢિથી પાઠફેર થયેલા છે, તે સર્વે મેં કાઢી નાંખ્યા છે. તેમાં જે કેટલીક કડીઓ વધારે છે તે મેં રહેવા જ દીધી છે. જો કે બીજી પ્રતોમાં મને મળી નથી તોપણ, ઘણીક તરફથી મને જણાવવામાં આવ્યું કે, આવો મોટો ગ્રંથ હું તૈયાર કરું છું, તો બીજે સ્થળે નહિ પણ પ્રેમાનંદમાં પાઠાંતરો આપું તો ઠીક; પણ આપણા લોકોની, ગ્રંથો ખરીદીને વાંચવાની ઉત્કંઠા તરફ જોતાં તેટલા વધારે ખરચમાં જવાની મેં હિમ્મત ભીડી નહિ.† વળી જે લોકોને માટે મેં આ ગ્રંથ તૈયાર કીધો છે તેઓને પાઠાંતર સાથે કંઈ ઝાઝો સંબંધ નથી—માત્ર એ પાઠાંતરો તો થોડાક વિદ્વાનો માટે છે; જે વિદ્વાનો આજ કાલ અર્ધદગ્ધ ઓગણા જેવા છે, ને તેમને લીધે જ ગૂજરાતી સાહિત્યની પડતી દશા થઇ છે ને થાય છે. જૂના કાવ્ય ગ્રંથોને કેમ ઉત્તેજન આપવું, તેને માટે તેઓ ઘણા બેદરકાર છે; અને તેટલા માટે આ ગ્રંથ શોધવામાં શાસ્ત્રીય રીત રાખ્યા છતાં, ગ્રંથ પ્રકટ કરવામાં પુસ્તકનું માત્ર પૂર વધારવા ને પંડિતાઇ બતાવવા માટે જ પાઠાંતરો આપવાની રીત રાખી નથી.

કવિ વલ્લભકૃત ને મહાકવિ પ્રેમાનંદકૃત બંનો ગ્રંથો શોધવામાં એક વરસ સૂધી કેવો શ્રમ લીધો છે, તે લખવું વિવેકની બહાર છે. છતાં આટલું કહેવું અવશ્યનું છે કે, મૂળ કવિના કાવ્યને જરા પણ આંચ નહિ આવે તેની પૂરતી કાળજી રાખી છે; તે છતાં કોઈ કોઈ મોટી ભૂલ જોઇને ગ્લાનિ પામું છું. બાર માસનો શ્રમ લઇને પણ શ્રીમદ્ભાગવત જેવો ગ્રંથ સંપૂર્ણ રીતે શુદ્ધ, લોકોને આપી શકતો નથી, એ ખેદની વાર્તા છે. એ ગ્રંથ પૂર્ણ રીતે શુદ્ધ કરવામાં, લોકોને પ્રિય થઈ પડે તેમ કરવામાં તન—મન—ધન—વ્યયની કંઈ પણ કસ્યાસ રાખી નથી.

શ્રીમદ્ભાગવત ગ્રંથ જેટલો વૈષ્ણવધર્મમાર્ગવાળાને માન્ય છે, તેટલો જ બલકે તેથી પણ વધારે માન્ય એવો શ્રીમદ્ભગવદ્ગીતાનો ગ્રંથ છે. ઘણાકોની એવી ઇચ્છા જણાઇ કે, એ ગ્રંથ પણ જોડે જોડે આપવો. પ્રથમ તો શાસ્ત્રીઓથી સમજીને એ ગ્રંથની નવીન ટીકા આપવાનો મારો વિચાર હતો; પણ તે કામ તુરતને માટે મને ઘણું મુશ્કેલ થઈ પડે તેમ હોવાથી તે વિચાર વેગળો રાખીને હાલ તો મૂળ સંસ્કૃત પાઠ, કા. પ્રયાગજીકૃત દોહરા, મહાકવિ તુલસીદાસના હિંદુસ્થાની દોહરા, ને કવિ નર્મદાશંકરનું ગદ્ય તથા વિશેષ સમજુતી માટે કોઈ કોઈ સ્થળે ટીકા પણ આપી છે.*

મારા સ્નેહી શાસ્ત્રી શ્યામજી વિ૦ વાલજીએ આ શ્રીમદ્ભાગવત સંપૂર્ણ શુદ્ધ થાય તેને માટે પૂરતી કાળજી બતાવી પ્રસંગોપાત્ત જે મદદ કીધી છે, તેને માટે તેમનો મોટો આભારી છું.

અને છેલ્લું આટલું જ કે—આ શ્રીમદ્ભાગવતનો શ્રીવ્યાસકૃત સર્વોત્તમ રસમય—શ્રી બ્રિજરાજચરિત્રવાળો રસભર્યો પવિત્ર ગ્રંથ, જે આર્યાવર્તના એકેએક આર્યને માન્ય છે તે, પરબ્રહ્મ પરમાત્માનું ચિંતન કરતાં ગુજરાતી કવિતામાં પ્રાચીન કવિનો રચેલો બહાર પાડું છું; જેનાથી આર્યજનતા સતેજતાને પામે ને ત્રણ તાપ નિવારણ કરતાં ચાર પદાર્થમાં ચિત્ત વિરામે—જે ઇચ્છા પૂર્ણ કરનાર તે પરમાત્મા સંપૂર્ણ શક્તિમાન્ છે—જે નિત્ય ભક્તજનનાં લાડકોડ પૂરાં પાડવે ઉદાર ને અશરણે શરણ આપનાર છે.

દેવશયની એકાદશી. } ઇચ્છારામ સૂ. દેસાઈ
સંવત ૧૯૪૫.

---

* આ ત્રીજી અને ચોથી આવૃત્તિમાં પ્રેમાનંદકૃત દશમસ્કંધ સંબંધમાં બે વિશેષ પ્રતોનો આધાર સંશોધનમાં લીધેલો છે, પણ ફેરફાર અલ્પ છે—ન. ઈ. દેશાઈ

† માત્ર પ્રેમાનંદકૃત દશમસ્કંધ છપાવતાં જ સ્વર્ગવાસી કવિ નર્મદાશંકર લખે છે કે:—'આ ગ્રંથને શુદ્ધ કરી છપાવવાનો કેટલાક જણે વિચાર કર્યો હતો, પણ મોટો ગ્રંથ મોટા આશ્રય વિના છપાવવો કઠિન, તેથી તે આટલો કાળ છપાયો ન હોતો.' જ્યારે માત્ર દશમસ્કંધ 'મોટા આશ્રય વિના છપાવો કઠિન' પડે તેમ હોય, તો પછી આવડો મોટો—સંપૂર્ણ શ્રીમદ્ભાગવત ગ્રંથ તેટલી જ કિંમતમાં, કોઇના પણ આશ્રય વિના પ્રકટ કરવામાં આવે તે કઠિન પડે તેમાં નવાઇ શી ? એટલું જ નહિ, પણ તેની સાથે શ્રીકૃષ્ણ પરમાત્માએ સ્વમુખે કહેલી શ્રીમદ્ભગવદ્ગીતા, નવીન ઢબે દાખલ કીધી છે—એ વિશેષ. [જેમ, જેમ આવૃત્તિ થતી ગઇ તેમ તેમ કીમ્મતમાં ઘટાડો કરેલો છે. બીજી આવૃત્તિમાંથી સમશ્લોકી હિન્દી, ગુજરાતી ભાષાંતર ફરીથી છપાવેલું હોવાથી કાઢી નાંખ્યું હતું. આ ત્રીજી આવૃત્તિમાં શ્રીધરી ટીકાનુસાર કવિ પ્રેમાનંદે દેશી રાગ ઢાળમાં રચેલી અપ્રસિદ્ધ ગીતા અને દુહા ચોપાઇમાં રચેલું વિષ્ણુસહસ્રનામ, દાખલ કર્યાં છે, જે ભાવુક વૈષ્ણવજનને આલ્હાદદાયક થઈ પડશે.]

* આ ગીતા "ગુજરાતી" પ્રેસના માલીકે છૂટી છપાવેલી છે.

વિશેષ નોંધઃ—પાના ૬ ઠ્ઠા ઉપરની નોંધનું અનુસંધાન. કાઠિયાવાડ અમરેલીના કવિ મુળદાસે અને બીજા એક રામદાસ નામના કવિએ ભાગવતના છુટક છુટક સ્કંધો ગુજરાતી કવિતામાં રચેલા મળી આવે છે

ન. ઈ. દેશાઈ

# બીજી આવૃત્તિની પ્રસ્તાવના

શ્રીમદ્ વેદવ્યાસ વિરચિત ભાગવતનાં ભાષાંતરો ગદ્યમાં અનેક થયા જાય છે. આ શ્રીમદ્ભાગવત કાવ્યરૂપે છે, અને પ્રજામાં બહુ પ્રિય થઈ પડયું છે. પ્રથમ આવૃત્તિ બહાર પડી ત્યારે સામાન્ય રીતે એવી સૂચના કરવામાં આવી હતી કે, સ્કંધે સ્કંધે ચિત્રો હોત તો તે બહુ પ્રિયકર થઈ પડત અને અક્ષર મોટા જોઈયે તથા કિમ્મત ઓછી જોઈયે, કેમકે આવા ગ્રંથો વાંચનારા ધાર્મિક બુદ્ધિના ગરીબ, વૃદ્ધો અને સ્ત્રીઓ છે. આ સૂચના પ્રમાણે આ આવૃત્તિમાં ૧૯* ચિત્રો દાખલ કીધાં છે, અક્ષર મોટા રાખ્યા છે ને કિમ્મત ઓછી રાખવામાં આવી છે. મને સંપૂર્ણ આશા છે કે સામાન્ય વર્ગ એનો સારી રીતે લાભ લઈ શકશે

પ્રથમાવૃત્તિમા જે કેટલાક દોષો રહી ગયા હતા, તે આ આવૃત્તિમાં શુદ્ધ કીધા છે, છતાં પ્રમાદથી દોષો દૃષ્ટિગોચર થાય તો સુજ્ઞવાચક શોધી લેશે. પ્રથમાવૃત્તિમાં શ્રીમદ્ભગવદ્ગીતા દાખલ કરવામાં આવી હતી. એ ગ્રંથની જૂદી આવૃત્તિ "ગુજરાતી પ્રેસ"ના માલીક તરફથી બહાર પડી છે, એટલે આ આવૃત્તિમાંથી તેટલો ભાગ કાઢી નાંખ્યો છે.

પ્રથમાવૃત્તિના ગ્રંથને શ્રીમત્ મહારાજાધિરાજ શ્રીશિયાજીરાવ ગાયકવાડે તથા સ્વર્ગવાસી શેઠ ગોકુળદાસ તેજપાલ તરફથી શેઠો લક્ષ્મીદાસ ખીમજી તથા ગોવર્ધનદાસ ગોકુળદાસ તેજપાલે આશ્રય આપ્યો હતો, તેઓનો આ પ્રસંગે સપ્રેમ આભાર માનુ છુ.

અક્ષયતૃતીયા, સં ૧૯૫૪

ઈ. સૂ. દેશાઈ

* આ શ્રીમદ્ભાગવતની ચોથી આવૃત્તિમા ૬૦ ઉપરાંત ચિત્રો આપવામા આવ્યા છે

# શ્રીમદ્ભાગવત–પુરાણ–ધર્મ–દર્શન



મનુષ્યના મનને શાંતિ દેનાર ધર્મ છે; તેના તનને શાંતિ દેનાર ધર્મ છે; તેના દુઃખની નાસ્તિ કરનાર ને સુખની વૃદ્ધિ કરનાર ધર્મ છે; તેની વાસના–મનોવૃત્તિની વૃદ્ધિને સંકોચનાર, જ્ઞાન દેનાર, અજ્ઞાનમય બ્રહ્મનો બોધ કરનાર, સંસાર વ્યવહારમાં તેજવંત કરનાર, ક્ષણિક જગતમાંથી તારનાર, દુઃખિત જીવિતમાંથી સુખમય ધામમાં પહોંચાડનાર, પુનર્જન્મમાંથી બચાવનાર, કર્મવાસનાને ટાળનાર, અજ્ઞાનાંધકારનો નાશ કરનાર, ત્યાગવૃત્તિમય નીતિએ દોરનાર, નિર્વાણપદપર પહોંચાડનાર, માયા મોહથી બચાવનાર, દયા–પ્રેમમાં મસ્ત કરનાર, અક્ષરબ્રહ્મને પમાડનાર, ધર્મમાર્ગમાં પ્રવેશ કરાવનાર, ઇહલોકમાં સુખ આપનાર ને પરલોકમાં મોક્ષ આપનાર, સર્વોપરિ ઇંદ્રિયજન્યજ્ઞાનથી પર, સંસ્કારી, બુદ્ધિએ નિર્ધારેલો નહિ પણ ઈશ્વરે આપેલો તે–ધર્મ છે, જે મનુષ્ય–અલ્પ પ્રાણીને ઉત્તમ–સત્–અવિનાશી–અપૂર્વ ગતિ આપે છે: ધર્મથી સૃષ્ટિની રચના, સ્થિતિ ને સંહાર થાય છે; ધર્મથી મનુષ્યપ્રાણી સત્કર્મ માર્ગે પ્રવર્તે છે. ધર્મને શોધવા ખોળવાને માટે મોટા મોટા ઋષિઓ, પંડિતો, વિદ્વાનો ને ફીલસુફો મથન કરે છે, છતાં કોઇને પણ તે અકલ્પ્ય ધર્મ સાંપડતો નથી, તે છતાં તે મેળવવાને ફાંફાં મારે છે. ધર્મ છે–તે એક જ છે ને ઈશ્વરપ્રેરિત છે–તેમાં અસત્ નથી, પાખંડ નથી, દંભ નથી, અહંકાર નથી–પણ તે સત્–ચિત્–આનંદમય છે–ને તેવો ધર્મ છે તે આપણો વૈદિક–આર્યાવર્તનો સનાતન સર્વોપરિ ધર્મ છે;–તેવા ધર્મનું રહસ્ય સમજાવનારા કોઇ પણ શાસ્ત્રીય ગ્રંથો હોય તો તે આ આર્યાવર્તમાં જ છે; ને તેઓમાંનો એક શ્રેષ્ઠ ગ્રંથ તે આ શ્રીવેદવ્યાસપ્રણીત શ્રીમદ્ભાગવત ગ્રંથ છે.

મેં એમ કહ્યું કે, ધર્મ શ્રેષ્ઠ, સર્વોપરિ અને ઉપાદેય વસ્તુ છે, અખંડ બ્રહ્માંડમાં બુદ્ધિમાન્ મનુષ્યો તેને ગ્રહણ કરવા માટે બહુ મથન કરે છે. ત્યારે ધર્મ એટલે શું? એવો પ્રશ્ન સહજ ઉત્પન્ન થાય. આ વિશ્વમાં અનેક પ્રકારે વિચાર–સંગતિઓ–કર્મ-સંગતિઓ થઇ છે ને થાય છે. અનેક ધર્મ, સંપ્રદાય, પંથ, ફાંટા થયા છે ને થશે; ચાલ્યા છે ને ચાલે છે, અને ચાલશે; તે સઘળા કેવળ ધર્મની પ્રણાલિકાપર ચાલે છે–પણ ધર્મના પરમ રહસ્યને સમજીને ચાલતું હોય તેમ કહેવું અશક્ય છે. ગૂઢ ધર્મનું પરમ રહસ્ય શું છે તે, જો સત્ય શોધ–ખોળ કરીશું તો એ જ જણાશે કે, તે પડતરે છે, અંધકારમાં છે–કોઇ તે સંબંધી યથાર્થ જ્ઞાન ધરાવતું નથી, છતાં સઘળા ધર્મપ્રવર્તકો તે સમજાવવાનો દાવો કરે છે; સઘળાએ તે સમજાવ્યો છે ને અદ્યાપિપર્યંત સઘળા તે સમજાવે છેઃ–તથાપિ સનાતન પરમ ધાર્મિ–તત્ત્વ–વિચાર ઘણા થોડા સમજે છે, ને ઘણા થોડા જ તેમાં પૂર્ણતાને પામ્યા છે. સત્ય ધર્મ ક્યાં છે, પૂર્ણ ધર્મ ક્યાં છે, તે શેમાં છે તે બહુ થોડા જાણે છે, સમજે છે. એ જાણનાર પ્રજામાં મોટો ભાગ આર્યાવર્તની આર્ય પ્રજાનો છે, જો કહો કે પ્રારબ્ધ–પ્રભુકૃપાએ અને ઋષિમુનિના પ્રસાદે સત્ય ધર્મ મેળવી શકી છે.

ધર્મ શબ્દનો અર્થ–વ્યાખ્યા–રહસ્ય બહુ જ ગહન છે. ભિન્ન ભિન્ન દેશના ભિન્ન ભિન્ન પંડિતો તેના સંબંધમાં ભિન્ન ભિન્ન વિચાર દર્શાવી ગયા છે. તે ધર્મોનું એક સ્વરૂપ બાંધીએ તોપણ સર્વમાન્ય ધર્મવિચારના આરંભનું સ્વરૂપ પણ વાસ્તવિક રીતે આપણે યથાર્થપણે બાંધી શકીએ તેમ નથી; કારણ કે દરેક વ્યક્તિએ ધર્મ માટે જૂદા જ તર્ક વિતર્કો કીધા છે, તેથી ધર્મની વ્યાખ્યા સંબંધે કોઇ પણ નિશ્ચયાત્મક વિચાર આપવો, એ કેવળ ઉચ્છૃંખળપણાની અધમ નિશાનિ છે. તેથી મારે આટલું જ પ્રારંભમાં માની લેવું કે, ધર્મ એ અનાદિ કાળથી સ્થાપિત થયેલો છે, ને તે વિશ્વરચનાની સાથે ઈશ્વરથી અપાયલો છે–પછી જેવી જેવી જેની પ્રતિભાની સ્ફુરતા, તે તે પ્રમાણે તેણે ધર્મના રહસ્ય સંબંધે વિચાર કર્યો છે. પાશ્ચાત્ય લોકોએ પોતાના સાહસને યોગે વિશ્વરચના, મનુષ્યરચના, ધર્મરચના વિષે અનેક પ્રકારના વિચારો દર્શાવ્યા છે, ને આવા અતિ ગૂઢ વિષયમાં એટલા બધા તો તેઓ આગળ વધી ગયા છે કે જ્યાં તીવ્રબુદ્ધિના જનને જવાની જગ્યા નથી, ત્યાં અલ્પમતિઓએ ઝોકાવ્યું છે. શી સમયની બલિહારી છે! જે અનાદિ કાળથી ચાલતું આવ્યું છે–જે ગહન છે, જે સમજાતું નથી, જે કેમ ઉદય થયું, સ્થિતિને પામ્યું ને ક્ષય થયું તે જાણવાને માટે મનુષ્યબુદ્ધિનો પ્રભાવ કુંઠિત છે, છતાં તેમાં મિથ્યા માથાકૂટ કરવાને ઘણા ક્ષુલ્લક પ્રાણીઓ પ્રયાસ લે છે; ને જે નથી સમજાતું, તેને સમજાવવાને કડાકૂટ કરી કહે છે કે 'એ તો આમ છે' પરંતુ એવા સાહસથી કોઇ પણ પ્રકારનો લાભ થતો નથી. ધર્મ જેવા ગહન વિષય ઉપર તર્કવિતર્ક કરવારૂપી મિથ્યા પ્રયાસ કરવો, એથી કંઇ લાભ નથી. ધર્મ સંબંધી ઇતિહાસદ્વારા કંઇ પણ નિશ્ચયાત્મક કહી શકાશે નહિ–કે તે કોણે સ્થાપ્યો? ક્યાંથી આવ્યો? કેમ આવ્યો? એ જાણવું

મનુષ્યશક્તિની બહાર છે; ને તેથી જ આપણે માત્ર એટલું જ કહી શકશું કે ધર્મ અનાદિ છે અને તે વેદમાં પ્રતિપાદન કરેલો છે.

ધર્મની અનેક વ્યાખ્યા આ દેશના ને પરાયા દેશના વિદ્વાનોએ કીધી છે. નારદ મુનિ કહે છે કે, "ધર્મ તેને જ જાણવો કે, જેથી પરબ્રહ્મનું યથાર્થ જ્ઞાન થાય." પણ બીજે સ્થળે વળી એવું કહે છે કે, "આત્મા પરમાત્માની એકતા કરવી તે ધર્મ." વસિષ્ઠ મુનિ કહે છે કે, "પિંડ બ્રહ્માંડની એકતા થવી તે ધર્મનું મુખ્ય સ્વરૂપ." મહાત્મા જૈનાચાર્ય ગૌતમ જણાવે છે કે "જેથી સર્વ દુઃખનો નાશ થાય અને આનંદમય નિર્વાણપણાને પામવું" તે ધર્મ. પણ એથી આગળ વધીને વેદવ્યાસ કહે છે કે "આત્મા પરમાત્માની એકતા તો ખરી, તે સાથે નિરંતરની જ્ઞાનવૃત્તિ રહેવી, તે ધર્મ–મોક્ષ–સુખ!" શાંડિલ્ય સૂત્રકાર લખે છે કે, "ભક્તિભાવ સાથે અનંતને પીછાણવો" તે ધર્મ. વલ્લભાચાર્ય કહે છે કે "ભક્તિમાં પૂર આસક્તિ ધરી પરબ્રહ્મ પરમાત્મા શ્રીકૃષ્ણને ભજવા" તે ધર્મ. અને શંકરાચાર્ય કહે છે કે "આત્માને જડવૃત્તિમાંથી કાઢી ચૈતન્યમાં આણવો" તે ધર્મ. આમ અનેક ઋષિઓએ અને આચાર્યોએ અનેક પ્રકારે આપણા ધર્મનાં ભિન્ન ભિન્ન સ્વરૂપ બાંધ્યાં છે. કોઈ પિંડ બ્રહ્માંડની એકતા, કોઈ આત્મા પરમાત્માની એકતા, કોઈ જીવાત્મા પરમાત્માની એકતા, કોઈ બ્રહ્મમાં લીનતા ને કોઈ સ્વસ્વરૂપાનુસંધાન, એમ ધર્મના ભેદ ધારે છે. પદ્મપુરાણમાં એક સ્થળે કહે છે કે, "ધર્મ તે જ કે જે યથાર્થ જ્ઞાન આપે"–અર્થાત્ જે ખરું–સત્ય જ્ઞાન આપે તે ધર્મ. અને "ખરું ને સત્ય જ્ઞાન તે એ જ કે, આત્મા પરમાત્માની ખરી સ્થિતિ જાણી એકતા કરવી."

પૂર્વ મીમાંસા અને ઉત્તર મીમાંસા એ બે ગ્રંથોમાં સનાતન ધર્મનું યથાર્થ જ્ઞાન આપવામાં આવ્યું છે. પૂર્વ મીમાંસામાં વેદમાંના કર્મમાર્ગને કેવા પ્રકારે અનુસરીને વર્તવું તે વિષય સંબંધી વર્ણન કરેલું છે. **જૈમિનિ** ઋષિ એમ સમજાવે છે કે, ષડંગવેદ અર્થ સાથે જાણવાથી પૂર્ણ રીતે પ્રભુ જાણવામાં આવે છે, ને પ્રભુને જાણવા એ જ ધર્મ જાણવા જોગ છે. ઉત્તર મીમાંસાના કર્તા વેદવ્યાસમુનિ છે. તેમણે જ્ઞાનધર્મ સમજાવવા માટે વિશ્વરચનાના સંબંધમાં બહુ જ કઠિનતાથી (ગૂઢતાથી) વર્ણન કરેલું છે. **વ્યાસ** મુનિ વિશ્વની ઉત્પત્તિ માટે લખે છે કે, જે પરમાત્મા સર્વજ્ઞ, સર્વવ્યાપક, સર્વશક્તિમાન્, નિત્ય, અજ, અમર, ઉપાદાન અને અનાદિ કારણરૂપ છે, તેમણે આ વિશ્વ રચ્યું છે. આત્મા મૂળે તો એક જ છે, અને તે ઈશ્વરનો અંશ છે; જેમ અગ્નિનો તણખો મૂળના અગ્નિથી જુદો છતાં જુદો નથી, તેમ પ્રત્યેક આત્મા ઈશ્વરના ચૈતન્યનો અંશ છે–ને પોતાના પૂર્વના સંકલ્પ પ્રમાણે કર્મમાં પ્રવૃત્ત થવે સમર્થ છે, પણ સ્વભાવે તે નિવૃત્ત છે. પંચજ્ઞાનેન્દ્રિય, પંચ કર્મેન્દ્રિય, મન, પ્રાણ ને બુદ્ધિ એ સઘળાથી આત્માનો સૂક્ષ્મ દેહ રચાયો છે. એ દેહ સહિત તે (આત્મા) ચન્દ્ર લોકમાં જાય છે, ત્યાં તેને વરાળરૂપ ધરવું પડે છે; ત્યાંથી વર્ષાદરૂપે વનસ્પતિમાં પ્રવેશ કરી, અનેક જન્મમરણ ભોગવી અનેક પ્રકારના કર્મમાં લેપાતાં–બંધાતાં ને તેમાંથી મુક્ત થતાં મોક્ષને પામે છે; અને એ મોક્ષને પામવો, એ મુખ્ય ધર્મ કહ્યો છે. ત્યારે હવે મોક્ષ તે શું? આ મોક્ષ ત્રણ પ્રકારનો છે: આ લોકમાં રહેતી ઈશ્વરી શક્તિઓ પ્રાપ્ત થાય, એ એક મોક્ષ–એમાં મનશક્તિ ઘણા ઘણા ઉપભોગ લેવાને પાત્ર થાય, પણ કર્મ કરવે અશક્ત રહે. બીજું સ્વરૂપ:–મોટાઈ આ લોકમાં મેળવવી અને પછી ઇન્દ્રલોકમાં જવું ને ત્યાં સુખ–ઐશ્વર્ય પ્રાપ્ત કરવાં એ બીજો મોક્ષ છે. એ અલ્પ મોક્ષ છે. પુણ્ય પ્રાપ્ત કરવાથી, ભક્તિ કરવાથી, સાધનો–જેવાં કે વ્રતાદિક કરવાથી આ મોક્ષ મળે છે. ત્રીજો મોક્ષ તે બ્રહ્મલોકમાં જવાનો છે, તે યોગાદિક કર્મો કરવાથી મળે છે. શરીર, જગત્ શોધવાથી આત્મા પરમાત્મામાં એકતા ધારણ કરે છે અને સૂક્ષ્મપરમાત્માનું ચિંતવન કરતાં કરતાં જીવ શિવની એકતા થાય, તે પૂર્ણ મોક્ષ–એ જ સાયુજ્ય મુક્તિ. મોક્ષ કેમ પામવો તે જાણવું, એટલે જ ધર્મને યથાર્થ જાણ્યો એ નક્કી છે.

મીમાંસાનો અને સાંખ્યવાળાનો મૂળ એક મત છે–પણ સાંખ્ય મત મીમાંસકોના મતથી થોડો વિપરીત છે. સાંખ્યના બે મોટા આચાર્યો છે,–કપિલ ને **પતંજલિ**–કપિલે નિરીશ્વર વાદ પ્રકટ કીધો છે ને તે આત્માને માનતા પરમાત્માને ભૂલી જાય છે. પણ **પતંજલિ** કહે છે કે, સર્વ આત્માથી એક જુદો જ પુરુષ છે. જેને દુઃખ, સુખ, જન્મ, મરણ કંઈ લાગતું નથી, ને તેને પામવાનો જે યોગમાર્ગ તે જ ધર્મ, એ યોગદ્વારા પ્રાણાયામથી* અને પ્રત્યાહારથી† આત્મા પરમાત્માનું ઐક્ય થાય–ઐક્ય થતાં જન્મ મરણ ટળે છે ને બ્રહ્મૈક્યતા થાય છે. **ગૌતમ‡** ધર્મનું રહસ્ય સમજાવતાં કહે છે કે, આત્મા અનાદ્યન્ત; પ્રકૃતિરહિત ને સ્વતંત્ર છે. પરમાત્મા–ઈશ્વર અનાદ્યન્ત, જ્ઞાનનિધિ, સર્વનો નિયંતા ને સર્વ વસ્તુનો પ્રેરક છે. તેને યથાર્થ જાણવામાં સર્વ ધર્મ સમાય છે.

આ તો આપણે પ્રાચીન વિદ્વાનોના મત વિશે વિચાર કીધો. પણ પાશ્ચાત્ય લોકો કે જેઓ આજે પ્રવૃત્તિના જીવ છે, જેઓ વિદ્યાકળાને આધારે ધર્મમાં પણ, બાળક પેરે અનેક જાતના તર્કવિતર્ક કરે છે, તેઓ શું કહે છે, તે તપાસીએ. બેરો નામનો એક વિદ્વાન્ કહે છે કે, ધર્મ તે શુભ સદ્ગુણ છે અને પ્રસિદ્ધમાં શ્રદ્ધાવંત કહેવડાવે તે છે; તે દરેક જનના સુખનું કારણ ને પ્રજાની આબાદી છે. આ વિચારમાં ધર્મ સંબંધે કશું પણ નથી. હ્યુર્ન નામનો એક વિદ્વાન્ કહે છે કે, ધર્મ તે ડહાપણનો ભંડાર–પૂર્ણ પવિત્ર માર્ગ સૂચવનાર, વિશ્રામનું મધુરું ફળ છે. કાન્ત નામનો એક જર્મન વિદ્વાન કહે છે કે, ધર્મ એટલે નીતિ, અર્થાત્ સુનીતિએ રહેવું, સુનીતિએ વર્તવું ને સુનીતિએ ઈશ્વરાજ્ઞા માથે ચઢાવવી, એટલે બસ થયું. જેમેસન નામનો એક સાધુ કહે છે કે, ધર્મ એટલે ઈશ્વર થવું, ઈશ્વરપણું પામવું. જેમાં ઈશ્વર થવાના વિચાર નહિ હોય તે ધર્મ નહિ. ફિસ્તે નામનો વિદ્વાન કહે છે કે ધર્મ એટલે જ્ઞાન. પ્લેટો કહે છે કે, ધર્મ એટલે ઈશ્વરને સંપૂર્ણ જાણવો, પણ કેવા પ્રકારે તેનું કંઈ પૃથક્કરણ તે કરતો નથી. **આનાક્સાગોરાસ** કહે છે કે, એક ઈશ્વર છે, ને તે સર્વજ્ઞ છે, જેણે ચૈતન્ય વિનાનાં જડ પરમાણુઓને ગતિમાન્ કીધાં છે; તે સર્વમાં છે, પણ તેનામાં કોઈ

* શ્વાસ રૂંધવો. † ઇન્દ્રિયો જિતવી. ‡ ન્યાયશાસ્ત્રનો કર્તા

કાળના સંબંધમાં તે જે જણાવે તે આર્ય પ્રજા માનવાને બંધાતી નથી. આપણે આટલું તો દ્દઢતાથી કહી શકીશું કે ઇ. સ. ના પૂર્વે ૨૦૦ થી ૧૦૦ વર્ષ સુધીમાં આર્યાવર્તમાં પુરાણધર્મ બહુ સારી રીતે પ્રસરેલો હતો, ને શિવ શક્તિનું પૂજન પ્રેમે થતું હતું.* અર્થાત્ પુરાણધર્મ ઇ. સ. પૂ. માં પ્રવર્તેલો હતો જ—અને જ્યારે ઇ. સ. પૂ. માં તે સુદ્દઢ હતો ત્યારે તેની સ્થાપના ઘણાં વર્ષ પૂર્વે થયેલી હોવી જોઇએ.

હવે વેદોક્ત ધર્મમાંથી ક્યારે પુરાણોક્ત ધર્મ નિકળ્યો તે નક્કી થવું મુશ્કેલ નથી. વેદધર્મ તે જ્ઞાનપ્રધાનધર્મ છે અને પુરાણધર્મ તે ભક્તિપ્રધાનધર્મ છે. વેદમાર્ગ કે ઉપનિષદ્ માર્ગ એ એટલા બધા તો કઠિનતાવાળા છે કે, સામાન્ય મનુષ્યથી તે વિધિએ વર્તાય તેવો ઘણો થોડો સંભવ રહે છે. જો કે વેદ-વેદાંતના ધર્મનું પરમ ફળ મોક્ષ છે, તોપણ તે જ્ઞાનમાર્ગનો ધર્મ અલ્પમતિ મનુષ્યને ભાગ્યે જ સાનુકૂળ થઇ પડે, ને તેથી જ પુરાણોનો જન્મ થયો છે. પ્રાચીન કાળનો સનાતન ધર્મ એવો તો ઉત્તમ હતો કે, તેમાં આજે પણ કોઈ દોષ કાઢી શકતા નથી. સત્યપરાયણ ઋષિઓએ જનસમુદાયનું હિત વિચારી ઇશ્વરથી મેળવેલો પ્રસાદ લોકકલ્યાણ માટે વાપરવાનો હેતુ રાખીને અનેક ગ્રન્થો રચ્યા છે, ને તેમાં આ પુરાણો પણ છે. આ પુરાણો રચાયાં, તેના સંબંધમાં આધુનિક સુધારાવાળા અથવા કહો કે પશ્ચિમની વિદ્યાથી મોહ પામી ગયેલા જનો એમ કહેવા લાગ્યા છે કે, પુરાણોએ દેશમાં ઘણી અધમતા આણી છે, ને દેશને દુર્બળ કરનાર પણ પુરાણો જ છે. આ વિચાર કેવો અલ્પમતિનો છે તે કહેવાની કંઇ જરૂર નથી. કેમકે પુરાણોએ લોકોની નીતિ, રીતિ, કૃતિ ને ધર્મવૃત્તિ જાળવી રાખી છે-જો તે નહિ હોત તો આર્યાવર્તની પ્રજાની કોણ જાણે કેવીએ અવદશા થઈ હોત. પ્રાચીન કાળના મહાત્મા ઋષિ મુનિઓ, કે જેઓને હાલની વિતંડાઇનો પાશ પણ નહોતો લાગ્યો, ને જેઓ મનુષ્ય પ્રાણીનું-સકળ પ્રાણીનું કલ્યાણ કરવું એ જ હેતુ દ્દઢપણે રાખી ગયા છે, તેઓ મનુષ્ય પ્રાણીના અહિતરૂપ પુરાણો રચે એવી કલ્પના કરવી એ સ્થૂળદૃષ્ટિ સિવાય બીજું કંઇ પણ બતાવતું નથી. પ્રાકૃત પ્રજાની ઇચ્છાને ધર્મ અનુકૂળ પડે, વળી પ્રાકૃત અલ્પમતિવાળાઓ વેદનો ગૂઢ વિષય સમજવાને અશક્ત હોવાથી તે નહિ સમજવાને લીધે નાસ્તિકતાને પામશે, ધર્મભ્રષ્ટ થશે, આર્યત્વ ભૂલી જશે, હીનત્વને પામીને પરાધીન થતાં પોતાના આત્માનું અકલ્યાણ હાથે કરીને હોરશે, એ સધળાથી મુક્ત થવાને પુરાણોની રચના વેદવ્યાસ મુનિએ ઇશ્વર-આજ્ઞાથી કીધી છે. ભક્તિમાર્ગ મનુષ્યના કલ્યાણરૂપ છે, અને એ પ્રાચીન વેદાદિક ધર્મગ્રન્થોમાં ચર્ચાતો આવ્યો છે. વેદ, વેદાંગ ને ઉપનિષદ્‌માં કર્મ, જ્ઞાન ને ઉપાસના એમ ત્રણ માર્ગ દાખવ્યા છે. પુરાણોએ ઉપાસનાભક્તિને પ્રમુખત્વ આપીને તે જ પ્રાધાન્ય ગણી તે માર્ગ ફેલાવ્યો; ને ક્ષુલ્લક પ્રાણીને તરવાનો માર્ગ સુતરો કીધો. વિદ્વાનોમાં ઘણા ઘણા વિચાર છે કે, જ્યારે પરમ કલ્યાણકારક જ્ઞાનધર્મ છે ત્યારે પછી ભક્તિ-ઉપાસનાધર્મથી લાભ શું ? ને પ્રથમ ભક્તિ કે પ્રથમ જ્ઞાન ? ને છેલ્લે શું કલ્યાણદાતા છે ? આ બાબતમાં ભિન્ન ભિન્ન વિદ્વાનોના ભિન્ન ભિન્ન મત છે. કેટલાક મુનિ કહે છે કે, પ્રથમ ભક્તિ કરવી. ભક્તિ કરતાં કરતાં જ્ઞાનમાં લીન થવાય છે ને પછી ઇશ્વરભક્તિમાં એકતાર થાય, ને પછી જે છેલ્લું જ્ઞાન, તે ભક્તિયોગે મળે તે જ મોક્ષદાયક છે. કેટલાક વિદ્વાનો કહે છે કે એમ નથી. પ્રથમ જ્ઞાન હોય તો પછી ભક્તિ થાય છે, પછી પાછું ઉત્તમ જ્ઞાન મેળવે છે ને તે ઉત્તમ જ્ઞાન પછી છેલ્લી ઉત્તમ ભક્તિ કરતો બ્રહ્મૈકતાને પામે છે, તે જ પરમ કલ્યાણકારક છે. આ પુરાણોની રચના કેવા હેતુથી થઇ છે તે આપરથી સમજાશે. છેલ્લે ભક્તિમાં લીન થઇને પ્રભુતાને પામે એ જ પુરાણધર્મનો બોધ છે ને તે જ હેતુથી તેણે ત્રિમૂર્તિની ઉપાસના કરાવી છે. પુરાણ રચનાર મુનિ જાણે ગુપ્ત રીતે એમ કહેતા હોય કે પ્રથમ ભક્તિ (ભક્તાધીન ભગવાન્—તે જાણવાને ઉપાસના, ને તેનું સાધન તે પુરાણ) કરીને ધર્મમાં પ્રવેશ કરવો (સ્મૃતિઓ જાણવી) જે પછી જ્ઞાનમાર્ગ પ્રાપ્ત થાય (વેદને

છે-પણ ફેળવનાર કોણ તે કહેવામાં આવતું નથી. એક બીજો વિદ્વાન કહે છે કે મનુષ્ય હાલની સ્થિતિમાં ટ થયો છે. આ કેવી ને કેટલી અચબા જેવી તકરાર ને જ્ઞાન છે કે એકનું કહેવું બીજો ખોટું પાડે-જેમા પણ ઠગપડો નહિ.

એક વિદ્વાન કહે છે કે એક કાળે ધ્રુવમંડળમાં ગરમી હતી ને ત્યાં તાડ, નાળિયેરી ને ખજુરી હતી તથા વસ્તી પણ પુષ્કળ હતી. શી કલ્પનાની હદ !

એક અમેરીકન વિદ્વાન કહે છે કે, ધ્રુવની તરફથી પાતાળમાં જવાનો માર્ગ છે, ત્યાં મોટી વસ્તી છે. આ વિદ્વાને અમેરીકાની રાજ્યસભામાં તેની શોધ કરવા માટે એક કાફલો મોકલવાની ભલામણ કીધી હતી, પણ તે કામ પૂર્ણ થાય તેટલામાં તે મરણ પામ્યો ઇ. સ. ૧૮૭૪ ના ડીસેંબરમાં તેના દીકરાએ પાછી તેજ દરખાસ્ત તેજ રાજ્યસભામાં આણી ને કહ્યું કે ધ્રુવ તરફથી પાતાળમાં જવાનો રસ્તો છે, ને ત્યાં ધ્રુવ નજીકના કેટલાક અતિ તેજસ તારાઓનો પ્રકાશ પડે છે. આ વાતની તેના મનમાં એટલી દૃઢતા થઇ ગઈ હતી કે, તે ભાષણ આપતાં મૂર્છાગત થઇ પડ્યો, પણ સભાએ તેને હુગી કાઢ્યો.

આર્ય લોકોનાં પુરાણમાં લખ્યું છે કે બ્રહ્માના પુત્ર દક્ષે માનસી સૃષ્ટિ રચી, પણ સ્ત્રી પુરુષ વિરક્ત થઇને તપશ્ચર્યા કરવા ચાલ્યાં જતાં હતાં પ્રજાપતિએ તેનાથી ખેદ પામી ઈશ્વરનું આરાધન કરી, તેની આજ્ઞાથી પંચજન પ્રજાપતિની કન્યા સાથે લગ્ન કરી મૈથુનથી આ સૃષ્ટિ ઉત્પન્ન કીધી. મૈથુનથી સૃષ્ટિ ઉત્પન્ન કરવાનું કારણ એ જ કે મનુષ્યો મોહ પ્રીતિથી સંસારમાં વળગ્યાં રહે. આ મૈથુની સૃષ્ટિ કહેવાય છે.

આ સર્વ અનુમાનમાં ખરુ કીયુ ? પાશ્ચાત્ય વિદ્વાનો જેમ આવે તેમ ડોકવા-આડું અવળું જોતા જ નથી. મોક્ષ મૂલર જેવા વિદ્વાને ઋગ્વેદના તદ્દન ખોટા અર્થો આપીને ઇગ્લાંડના લોકોને એમજ સમજાવ્યું છે કે વેદ તો નિર્માલ્ય છે ને તેને આવાને ચાહે ચાહ તેમ આપણા લોકો પણ સ્વીકાર્યો જાય છે. હિબર્ટ લેક્ચર નામનાં મોક્ષમૂલરનાં ભાષણોપર હવે લોકોને પ્રીતિ નથી ને વિશ્વાસ નથી.

* જુવો કાલિદાસ વિક્રમનાં ચરિત્રો. તે કાળમાં શિવશક્તિનાં પૂજન કેવાં હતા ! તેપરથી જણાય છે કે પુરાણ ધર્મ પ્રવર્તેલો હતો. વેદોક્ત ધર્મની પ્રવૃત્તિ ઘણી ન હોવાથી, તેનો લોપ થવાનો સમય આવેલો હશે તે વેળાએ પુરાણગ્રંથો થયા છે. પુરાણમાં ત્રણ દેવનું ગમે તે પ્રકારે પણ પૂજન છે, બ્રહ્મા, વિષ્ણુ ને રુદ્ર. બ્રહ્માનું ઉપાસન નિસ્તેજ થઇ ગયું છે, પણ શિવ ને વિષ્ણુનાં ઉપાસન તો આજ્રુજ છે. પુરાણ ધર્મ ઈ. સ. પછી પ્રવર્તમાન થયો તો પુરાણના ત્રણ દેવો ઈ. સ. પૂર્વે ૧૦૦-૫૦ માં ક્યાંથી પૂજાયા ?

જાણવાથી કલ્યાણ થાય )ને તે જ્ઞાનમાર્ગમાં સત્વગુણપ્રધાનવૃત્તિએ પ્રવેશ કીધાથી જે અંતે પ્રાપ્ત થશે તે ભક્તિ જ છે; ને તેમ થવા માટે મૂળથીજ ભક્તિ પ્રધાન હોય તો ઉત્તરોત્તર આત્મસુખની પ્રાપ્તિ થાય. વળી પરમાત્માને મેળવવામાં-તેની સાથે એકતા કરી દેવામાં જડત્વ પ્રાપ્ત થાય છે, ને તેથી કંઈ સુખ મળતું નથી; જેમકે કોઇ તૃષાળુ મનુષ્ય નદીમાં જઇને પડે ને પોતાની તૃષા મટાડે, પણ અંતે ડૂબી મરે, તેના કરતાં તે જ તૃષાળુ મનુષ્ય નદીના તટપર ઉભો રહીને ખોબે ખોબે પાણી પીએ ને જેવી મઝા ભોગવે તેવી મઝા પહેલાને કદી પણ આવે નહિ. જ્ઞાન સાથે પરબ્રહ્મમાં પ્રવેશ કરીને એકતાને પામે તેને જે આનંદ થાય તેના કરતાં પરબ્રહ્મ સમીપ રહી તેની ભક્તિ કરતો જીવ જે આનંદ પામે તે વિશેષ શ્રેષ્ઠ છે, ને તેવી ભક્તિ-પરબ્રહ્મની ભક્તિમાં એકતા કરાવવાના હેતુથી પુરાણની રચના થઇ છે.*

પુરાણોમાં વેદનો જ્ઞાનમાર્ગ† ઘણે કે થોડે અંશે પણ સચવાયલો છે, ને તેમાં સત્વ રજ તમ-એમ ત્રણે ધર્મ બોધેલા છે. પુરાણમાં મુખ્યત્વે કરીને ત્રણ દેવની ઉપાસના છે, શિવ, વિષ્ણુ અને બ્રહ્મા. તે સંબંધે તેમના અવતારની ઉપાસના પણ છે. વળી તે ત્રણના સંબંધીઓની પણ ઉપાસના છે. વેદ પછી પુરાણ રચાયાં ત્યાં સુધીના કાળમાં અનેક પ્રકારના પ્રસંગો બની ગયા, પણ તેનો કોઈ પણ જાતનો ઇતિહાસ આર્ય લોકો પાસે ન હતો. ત્યારે પુરાણકર્તાએ તેવા ઇતિહાસ સાથે ત્રિમૂર્ત્તિમાં એકની મુખ્ય ઉપાસના કહી, ને ભક્તિમાર્ગ પ્રાધાન્ય રાખી, તેની સાથે જ્ઞાનમાર્ગ દર્શાવ્યો છે. પુરાણોમાં જે જે રચના થઇ છે તે એવી તો ગૂઢ છે કે, જેમાં હાલના વિદ્વાનોનું લક્ષ પહોંચતું નથી, ને તેથી તેઓ એમ કહે છે કે, આ બધાં પુરાણનાં ગપાટાં છે. પુરાણના રચનારાઓએ કપોલકલ્પિત ગપાટાં જ માર્યાં હોય તો ઋષિ મુનિઓની બુદ્ધિમાં દોષ કાઢી શકાય, પણ તેમ નથી. પુરાણ રચનાર મુનિઓએ પુરાણોની રચના વેદનું જે ગુપ્ત રહસ્ય, તેને અનુસરીને કીધેલી જણાય છે. વાસ્તવિક તપાસીશું તો વેદની કથાઓનું પુરાણમાં રૂપક બાંધેલું છે. જે સમજવાને અહંબુદ્ધિભાવને લીધે આપણે અશક્ત છીએ. પુરાણોના ચમત્કાર, તેમાં વર્ણવેલી અદ્‌ભુત વાતો, સૃષ્ટિની ઉત્પત્તિ, દેવોનું કર્તવ્યકર્મ ઇત્યાદિ પ્રકાર એવો તો ગુહ્ય છે કે તે આપણે સેહેજમાં સમજી શકીએ તેમ નથી, ને તેથી જ પુરાણોપર મૂકવામાં આવે છે-જે દોષ વાસ્તવિક જોતાં સત્ય નથી. રાજાઓ વંશાવળી, સૃષ્ટિની ઉત્પત્તિ, દેવ દેવીની ઉપાસના, અવતારે ચરિત્ર, ભક્તોનાં કાર્યો પ્રભુએ કેમ કીધાં, એ સર્વે પુરાણો બતાવ્યું છે જ ને જ્ઞાનભક્તિને પ્રાધાન્ય આપી, તે દ્વારે એ જ્ઞાનભક્તિની એકતા-અથવા ભક્તિજ્ઞાનની એકતા દર્શાવી, શુદ્ધ સત્વગુણી ભક્તિપ્રીતિમાં પ્રવેશ કરાવીને, પરમ પામવાનો માર્ગ સુતરો કરી આપ્યો છે. પુરાણોમાં જે ચમત્કારિ બાબતો આવી છે તે જ્યાં સુધી નહીં સમજવામાં આવે-નહિ કલ્પવામાં આવે ત્યાં સુધી પુરાણ ને તેના કર્તાપર દોષ મૂકાય છે તે નિર્માલ્ય છે. પુરાણોમાં દોષ છે તેમ કહેવામાં વિદ્વાનોની સૂક્ષ્મબુદ્ધિ જણાતી નથી. પુરાણમાં જે ધર્મ, જે જ્ઞાન ને જે કર્મ કહ્યાં છે તે પરમ સાધનરૂપ, પરમ સત્વરૂપ ને મોક્ષને આપનારાં છે; ને તેથી પુરાણો આર્યાવર્તની સકળ પ્રજાને માન્ય છે ને તેને આખી ૧૫ કરોડ પ્રજા માન આપે છે તથા તેના કર્તાને પ્રેમે પૂજે છે.*

કાળનો વેગ હમેશાં ઘણા જોરથી જાય છે. કાળ ઘણો ફેરફાર કરે છે, ને તેથી ઉચ્ચ તે નીચ ને નીચ તે ઉચ્ચપણાને પામે છે. તેમ જ ધર્મમાં પણ ફેરફાર થાય છે. આર્યાવર્તમાં સજ્ઞાનનિવૃત્તિ ધર્મનો લોપ થયો ને ભક્તિ પ્રધાન ધર્મનો પ્રવેશ થયો, તોપણ ઋષિઓએ સજ્ઞાનનિવૃત્તિનો પોતાનો ટેક છોડ્યો નહિ ને વેદોક્તધર્મનું રહસ્ય સમજી, લોકોને સમજાવવા માટે પુરાણો રચ્યાં-ને તેમાં વેદનો જ ઉપદેશ માન્ય કરાવ્યો-કે અંતર નિત્ય છે ને બાહ્ય અનિત્ય છે-પ્રભુ નિત્ય છે ને જગત્ અનિત્ય છે-આત્મા નિત્ય છે ને શરીર અનિત્ય છે; માટે નિત્યને સદા સતેજ રાખવું: ને જ્યાં સુધી નિત્ય વસ્તુ સમજવામાં આવે નહિ ત્યાં સુધી જન્મ મરણનો ફેરો ટળે તેમ નથી. પુરાણોમાં જે ધર્મ સમજાવ્યો છે તે એ જ કે, કર્મ કરવાં, સુખદુઃખ ભોગવવાં, ને એમ કર્મ કરતાં કરતાં અર્થાત્ સુખદુઃખ ભોગવતાં જ્ઞાન પામીને શુદ્ધ સત્વગુણી ઉચ્ચ સ્થિતિની જ્ઞાનભક્તિ સહિત છેવટ દેહને છાંડી, નિજ-પરમાત્માના સ્વરૂપમાં ભળી જવું ને તેટલા માટે જ નિત્યને નિસ્તેજ થવા દેવું નહિ. આ સઘળું પુરાણો ગુંથી એવી તો ખુબીદાર રીતે બતાવ્યું છે કે, જો તે સમજવામાં આવે તો પુરાણો રચવામાં કેટલી પ્રૌઢબુદ્ધિનો ઉપયોગ, સજ્ઞાનનિવૃત્તિવાળા ઋષિઓએ, પ્રવૃત્તિવાળા

---

* એવી પણ કલ્પના કરવામાં આવે છે કે, ઇ. સ. પૂ. ૫૦૦ માં બૌદ્ધધર્મે વેદધર્મને તોડ્યો, ત્યારે તેનું પ્રાબલ્ય ક્ષીણ થવાથી નિસ્તેજ થયેલા બ્રાહ્મણવર્ગે આર્યાવર્તની પ્રજાને વેદોક્ત ધર્મની આણમાં આણવાનો પ્રથમ પ્રયાસ કીધો; પણ તેમાં ફાવ્યા નહિ. વેદોક્ત ધર્મનું રહસ્ય સમજવાને લોકો યોગ્ય નહોતા, ત્યારે નવી કલ્પના કાઢીને પુરાણધર્મ પ્રવર્તમાન કીધો, કે જે સૌને સાનુકૂળ થઇ પડે તેવો દેખાતો જ છે-સહેલું ને ગ્રાહ્ય થાય છે. નિરાકાર દેવને પૂજવાપર ભાવ રહે તેનાથી સાકાર પર, અલ્પ જીવનો ચઢ ભાવ વધે, ને તેવી રસિક કથાથી પુરાણો ભરેલાં હોવાથી લોકોએ માન્યો, તે દ્વારે વેદધર્મની આણમાં લોકો પાછા આવ્યા ને બૌદ્ધધર્મ હિંદુસ્તાનમાંથી સદાને માટે ગયો.

† મૂળ એક વેદ ને તે ઋગ્વેદ, એમ વિદ્વાનોનું કહેવું છે. તેમાંથી બીજા ત્રણ થયા છે ઋગ્વેદનું મહાવાક્ય છે કે, प्रज्ञानमानन्दं ब्रह्म, યજુર્વેદનું अहं ब्रह्मास्मि, સામવેદનું तत्त्वमसि અને અથર્વણવેદનું अयमात्मा ब्रह्म એમ છે આ ચારે વાક્યો માત્ર જ્ઞાનમાર્ગજ બોધે છે

* વેદમાં જે ધર્મ કહ્યો છે તે પુરાણમાં રૂપાંતરથી કહ્યો છે, અને વેદમાં ત્રણ દેવો મુખ્યત્વે કરીને મનાયા છે, તેમનું ઉપાસન પુરાણમાં છે, પણ નહિ સમજનારા, કેટલાકો તેના સંબંધમાં ઘણા જુદા જુદા અર્થો કરીને ગુંચવાડો ઉત્પન્ન કરે છે વેદ એવો ગહન વિષય છે કે સહજમાં સમજાશે નહીં, ને તેથી આ સ્થળે તે સર્વનું સ્પષ્ટીકરણ કરવું મને યોગ્ય લાગતું નથી હિંદુસ્તાનની વસ્તી ૨૫ કોટી મનુષ્યની છે. તેમાં ૪ કરોડ મુસલમાન છે, ૧ કરોડમાં ઘણા પરદેશી આવે છે, બેથી ત્રણ કરોડ જૈન છે, (જૈનના ઘણા ઇતિહાસો ને ઘણા વિચારો પુરાણોમાંથી લીધેલા છે. તેમનામાં ભારત, રામાયણ વગેરે છે) પર્વતપર વસતી જનોમાં ધર્મ જ નથી, ને છે તો વેદોક્ત કે પુરાણોક્ત નહિ આ વસ્તી બે કરોડની ગણાય છે. જૂની જાતો કાળી વગેરેનો ધર્મ પણ જુદોજ છે. તે સર્વ બાદ કરતા ૧૫ કરોડ જન વેદોક્ત ધર્મ માનનારા થાય છે.

અલ્પજ્ઞ મનુષ્યના કલ્યાણાર્થે કીધો છે, તે જણાઇ આવશે. અષ્ટાદશ પુરાણોમાં જૂદી જૂદી રીતે કૃષ્ણ ભોગી, રામ રાગી ને શુક યોગીનો 'પ્રેમ-જ્ઞાન-સમજણ તથા યોગનું મગોણું રહસ્ય દર્શાવ્યું છે. મનુષ્ય માત્રને શાંતિ દેનારો-સમજે તો-જે મુખ્ય ધર્મ હોવો જોઇએ, તે પુરાણોક્ત ધર્મ છે-જેમાં ભક્તિપ્રધાન રસ સમાવેલો છે-જેથી મનુષ્યની વૃત્તિ ઈશ્વરપ્રત્યે શ્રદ્ધાપૂર્વક દોરાય છે. જગતમાત્રનું જીવન તે પ્રેમ છે. ૐકારમાં પ્રેમ છે, નાદમાં પ્રેમ છે, છંદમાં પ્રેમ છે, પુરુષમાં પ્રેમ છે, પ્રકૃતિમાં પ્રેમ છે, જડમાં પ્રેમ છે, ને ચૈતન્યમાં પ્રેમ છે. કલરવ કરતાં પશુ, પક્ષીમાં, કુહૂ કુહૂ કરતી કોયલમાં, કુંજ કુંજમાં, જાતજાતનાં વૃક્ષોનાં ઝુંડમાં, ખીલેલા ફુલોના મધ્ય ભાગમાંથી જેમ ઉડતી રજકણોની સુગંધી વ્યાપી રહી છે, તેમ જગતના સર્વ કાર્ય-સ્થળમાં પ્રેમ વ્યાપ્ત છે; ને એ પ્રેમ તે ભક્તિ. પ્રેમ-ભક્તિમાં એકતા કરવાથી નિજપુરુષને બરાબર ઓળખી શકાય છે. તેના ધર્મ, કર્મ, જ્ઞાન ને શક્તિનું-ઐશ્વર્યનું ભાન થાય છે, ને તેની-પરમાત્માની સંપૂર્ણતા જાણવામાં આવે છે. તેથી પ્રેમ-ભક્તિ-પ્રેમલક્ષણાભક્તિ, એ જ જગતમાં શ્રેષ્ઠ પણ જણાઇ છે, તો તે જ ન્યાયે ઈશ્વરમાં પણ યોગ્ય રીતે પ્રેમ-ભક્તિ આરોપ કરી શકાય ને તેથી વેદવ્યાસજીએ ભક્તિ પ્રધાન રાખીને પુરાણો રચ્યાં છે. શ્રીવેદવ્યાસે પણ એક સમયે નારદજીને પૂછ્યું હતું કે, મારા આત્માને સંતોષ થતો નથી તેનું કારણ શું? નારદજીએ કહ્યું કે, તમે ભગવદ્‌ગુણ ગાયા નથી, ને મિથ્યા જ્ઞાનને કૂટ્યા કીધું છે, માટે ભગવદ્‌ગુણ ગાઓ, જેથી આત્માને સંતોષ થશે. આ ઉપદેશને અનુસરીને ભગવચ્ચરિત્રથી ભરેલાં પુરાણો શ્રીવેદ-વ્યાસે રચ્યાં, જેમાં પરમ કલ્યાણદાયી બોધ ને આત્માને સંતોષ-કારક ભગવાનનું ચરિત્ર વર્ણવેલું છે ને તેમ વર્ણવતાં જ્ઞાનથી ભક્તિ શ્રેષ્ઠ ઠરાવી છે. ભક્તિથી જ્ઞાનની પ્રાપ્તિ થાય છે-એમ ભક્તિ કરતાં કરતાં અંતે બ્રહ્મૈક્યને પામે છે-અર્થાત્ સચ્ચિ-દાનંદ શુદ્ધ સ્વરૂપની ભક્તિ કરતો થકો આત્મા પૂર્ણ મોક્ષને પામે છે. એકલું જ્ઞાન સંતોષ ને સુખ નથી આપતું, એમ પણ શ્રીવેદવ્યાસે બતાવ્યું છે.

પુરાણ શા હેતુથી થયાં, તેમાં કેવું રહસ્ય છે ને જ્ઞાનની ઉપરવટથી થઇને ભક્તિરસ વર્ણવ્યો છે તેનું કારણ શું છે તે ઉપર કહી ગયા-એ કે એ સર્વનું યથાર્થ રહસ્ય લંબાણથી સમજાવવાની જરૂર છે, પણ તે કાર્યને માટે કોઈ મહાન્ ઋષિ અવતરવો જોઇએ. મેં તો માત્ર દિગ્દર્શન જ કરાવ્યું છે. આર્ય પ્રજાનો મોટો ભાગ એવો છે કે, જે જીવિતને, ધન જોબનને, પુત્ર સંતતિ સર્વને અસ્થિર માની, માત્ર ધર્મને જ સ્થિર માને છે. એવો ધર્મ પાળવા પળાવવામાં આર્ય પ્રજાએ જેવો આગ્રહ ધર્યો છે, તેવો કોઈ પ્રજાનો નથી. ધર્મ એ જ પોતાનું પરમ જીવન ગણે છે, ને ધર્મને માટે તે જેટલો આગ્રહ રાખે છે તેટલો બીજી પ્રજા રાખતી નથી-પછી તે ધર્મ શુદ્ધાંત:કરણે પાળવામાં-રાખવા-માં આવે તેવી વિવેકબુદ્ધિ હોય તો તે જૂદી વાત છે; પણ ને ઈશ્વર જાણવા-પામવાની અપેક્ષા આર્યને ઘણી છે. તે '-જોવા માટે ત્રણ સાધન તેઓના ધર્મગ્રંથનાં છે:-

શ્રુતિ,* સ્મૃતિ ને પુરાણ. સ્મૃતિ તે વેદને સહાય કરનારી ને ઋષિ મુનિઓએ વ્યવહારાચાર પાળવાને રચેલી છે, તે સ્મૃતિ ૨૮ છે. પુરાણ તે શ્રુતિ સ્મૃતિને દૃષ્ટાંતથી સમ્મતિ આપનાર છે. શ્રુતિ સ્મૃતિની બાબતોને કથાઓમાં ગોઠવીને પુરાણોમાં એવી સુંદર રીતે દર્શાવી છે કે, તે પુરાણ રચનારાની બુદ્ધિચાતુર્યનો અદ્‌ભુત નમુનો છે. ઘણીક રીતે પુરાણો અલંકારમાં વર્ણવેલાં છે. તેમાં કેટલીક બાબતો તો એવી પણ છે કે, જેને પ્રત્યક્ષ પ્રમાણની પણ આવ-શ્યકતા નથી, આપો આપ સમજાઈ જાય તેમ છે. વેદનો જો કોઈ દીપક હોય તો તે પુરાણ છે, ને પુરાણ સમજાયા વગર વેદ સમજવા, એ કેવળ આકાશકુસુમને ચૂંટવા જેવું છે-તેથી ક્ષુલ્લક પ્રાણીને માટે પુરાણો ઘણાં અગત્યનાં છે. પુરાણોમાં ઘણા ઘણા ઇતિહાસો છે, ને તેવા અદ્‌ભુત ઇતિહાસ જાણ્યા વગર વેદનો અર્થ કેમે સમજાય તેમ નથી. મત્સ્ય પુરાણમાં જ વેદ-વ્યાસે કહ્યું છે કે:-

इतिहासपुराणाभ्यां वेदं समुपबृंहयेत् ।
बिभेत्यल्पश्रुताद्वेदो मामयं प्रहरिष्यति ॥

ઇતિહાસ તથા પુરાણોવડે વેદનો અર્થ જાણવો. વેદો અલ્પ ભણેલા પુરુષથી ડરે છે કે તે અર્થ ન સમજીને મારો નાશ કરશે, અર્થાત્ વેદનો અર્થ સમજનારો અધિકારી બહુશ્રુત હોવો જોઇએ.

એમાં સ્પષ્ટ કહ્યું છે કે, ઇતિહાસ જાણ્યા વગર વેદના અર્થનો અનર્થ કરશે ને તેથી વેદ જાણ્યા પૂર્વે ઇતિહાસ જાણવા જરૂરના છે. તેમ નહિ થાય તો અર્થના અનર્થ કરતાં આપણા વિદ્વાનોને વાર શી? અને તેમાં પણ બુદ્ધિવાદનું જ્યાં ચલણ, ત્યાં પછી બીજું કોણ સાંભળે? પુરાણોમાં વેદ જ રહેલો છે:- वेदाः प्रतिष्ठिताः सर्वे पुराणेषु न संशयः એવું પણ વચન છે. 'પુરાણો સઘળાં મળીને ૧૮ છે-જે આ પ્રમાણે છે:-

| પુરાણ. | શ્લોકસંખ્યા. | પુરાણ. | શ્લોકસંખ્યા. |
|---|---|---|---|
| બ્રહ્મ પુરાણ ... | ૧૦૦૦૦ | બ્રહ્મવૈવર્ત પુરાણ. | ૧૮૦૦૦ |
| પદ્મ પુરાણ ... | ૫૫૦૦૦ | લિંગ પુરાણ ... | ૧૧૦૦૦ |
| વિષ્ણુ પુરાણ ... | ૨૩૦૦૦ | વરાહ પુરાણ ... | ૨૪૦૦૦ |
| શિવ પુરાણ ... | ૨૪૦૦૦ | સ્કંદ પુરાણ ... | ૮૧૧૦૦ |
| શ્રીભાગવત પુરાણ. | ૧૮૦૦૦ | વામન પુરાણ ... | ૧૦૦૦૦ |
| નારદીય પુરાણ ... | ૨૫૦૦૦ | કૂર્મ પુરાણ ... | ૧૭૦૦૦ |
| માર્કંડેય પુરાણ ... | ૯૦૦૦ | મત્સ્ય પુરાણ ... | ૧૪૦૦૦ |
| અગ્નિ પુરાણ ... | ૧૫૪૦૦૦ | ગરુડ પુરાણ ... | ૧૭૦૦૦ |
| ભવિષ્ય પુરાણ ... | ૧૪૫૦૦ | બ્રહ્માંડ પુરાણ ... | ૧૨૦૦૦ |

આ પ્રમાણે ૪,૦૦,૦૦૦ શ્લોકનાં આ ૧૮ પુરાણો શ્રી-વેદવ્યાસે કરેલાં છે. તેમ જ બીજા ઋષિ મુનિઓએ ૧૮ ઉપ-

* શ્રુતિ એટલે વેદ-ઈશ્વર-પરમાત્માની સાક્ષાત્ વાણી અથવા શબ્દસ્વરૂપ. વળી શ્રુતિ એટલે સાંભળેલું. એનો કર્તા નહિ જણાવાથી માત્ર સાંભળવાથી જ્ઞાન થયેલું માટે શ્રુતિ કહેવાઈ. વેદ ચાર છે; તેમાં ઋક્, યજુષ, સામ ને અથર્વ એ ક્રમ છે. દરેક વેદના ત્રણ ભાગ છે; સંહિતા, બ્રાહ્મણ ને ઉપનિષદ્. સંહિતામાં સ્તુતિ-પ્રાર્થના છે. બ્રાહ્મણમાં કર્મકાંડ અને ઉપનિષદ્‌માં આત્મા-પરમાત્મા સંબંધી જ્ઞાન. વેદની સંહિતા પ્રથમ રચાયલી છે.

પુરાણો પણ બનાવેલાં છે. પુરાણનાં પાંચ લક્ષણો નક્કી કરવામાં આવ્યાં છે.

सर्गश्च प्रतिसर्गश्च वंशो मन्वन्तराणि च ।
वंशानुचरितं चेति पुराणं पंचलक्षणम् ॥

સર્ગ (સૃષ્ટિ ઉત્પત્તિ સંબંધી કથા), પ્રતિસર્ગ (પ્રલયની કથા), રાજાઓનાં વંશો, મન્વંતરો (ચાર યુગની એક ચોકડી, તેવી ૧,૦૦૦ ચોકડીપર્યંત જેમની સ્થિતિ રહે તેઓનું વર્ણન), ને રાજર્ષિ, બ્રહ્મર્ષિનાં ચરિત્રો જેમાં આવ્યાં હોય તે પુરાણ.

શ્રીવેદવ્યાસપ્રણીત સર્વ પુરાણોમાં શ્રીવિષ્ણુ સંબંધી ધર્મ-જ્ઞાન-કર્મ ઘણાં વર્ણવેલાં છે. સર્વ પુરાણોમાં બ્રહ્માનું સૃષ્ટિરચના સંબંધે વર્ણન રુડી રીતે કરેલું છે. પણ તેનું ઉપાસન તો કોઈ અદ્ભુત કારણથી દૂર જ થયેલું છે. પુરાણોમાં ત્રણ બાબત મુખ્યત્વે કરીને કર્તાએ દર્શાવી છેઃ-સૃષ્ટિરચના, તંત્રોક્ત કર્મ-ત્રિમૂર્તિનું પૂજન, ને જ્ઞાનમાર્ગ. બ્રહ્માના સંબંધમાં જે વર્ણન પુરાણમાં સમાવેલું છે, તે બહુધા સૃષ્ટિરચનાના સંબંધમાં છે. બ્રહ્માને સૃષ્ટિની-પ્રજાની ઉત્પત્તિ કરનાર ઠરાવ્યા છે. પુરાણોમાં ઘણો ભાગ બ્રહ્મા સિવાય બે દેવ-વિષ્ણુ ને શિવની ઉપાસનાનો છે. એમાં પણ વિષ્ણુનું ઉપાસન ઘણું વર્ણવેલું છે. આર્યાવર્તમાં સઘળે સ્થળે તપાસવામાં આવે તો ઘણે ભાગે એમ જણાય છે કે, વિષ્ણુની ઉપાસના બહુ કાળથી બહુ પ્રસરેલી છે.*

૧૮ પુરાણમાં જે મોટો ભાગ છે તે વિષ્ણુની ઉપાસનાનો, તેમનાં અવતારી ચરિત્રોનો, તેમના સહાયભક્ત-દેવોનાં ચરિત્રોનું વર્ણન-મૂળ પુરુષને-પુરાણપુરુષોત્તમને સંબોધીને કરવામાં આવ્યું છે. મૂળ વેદમાં બ્રહ્મા, વિષ્ણુ ને રુદ્ર-શિવનાં નામો, પ્રાચીન કાળના ઋષિમુનિએ દાખલ કીધેલાં છે, ને તેઓનું કર્તવ્ય પુરાણમાં યથાર્થ રીતે વર્ણી બતાવ્યું છે. જો કે કેટલાક પંડિતો એમ વાદવિવાદ ઉઠાવે છે કે, ત્રિમૂર્તિનાં નામો વેદમાં છે તો ખરાં, પણ તેનો અર્થ પુરાણમાં લખવામાં આવ્યો છે તેવો નથી. પુરાણના વિષ્ણુનો ગોલોકમાં વાસ છે, ને શ્રીશેષશાયીનારાયણ પ્રભુ અશ્વત્થના પાંદડામાં શ્રીલક્ષ્મી સાથે પોઢ્યા છે; તેમ જ બ્રહ્મા શ્રીનારાયણના નાભિકમળમાંથી પ્રગટ્યા છે ને ચાર મુખવાળા છે; તેમજ શિવજીનો કૈલાસમાં વાસ છે, ને સ્મશાનમાં વાસ કર્યો છતાં પાર્વતી સંગે વિહાર કરે છે, તેવું ચરિત્ર વેદના ત્રિમૂર્તિ-માંથી નિકળતું નથી. આ ઘણો જ સૂક્ષ્મ વાદ છે ને તેમાં મારા જેવાએ નહિ ઉતરવું, એ જ ઉત્તમ છે.

શ્રીવેદવ્યાસપ્રણીત ૧૮ પુરાણો છે, પણ તે સર્વેમાં શ્રીમદ્ભાગવત એ સર્વોપરી છે, ને તેનો પ્રચાર બીજા બધા કરતાં આખા ભરતખંડમાં વિશેષ છે. તેનું કારણ શું? એમ કેટલાકો પ્રશ્ન કરે છે. તેઓ એમ પણ પૂછે છે કે, બીજા પુરાણોમાં શ્રીમદ્ભાગવત જેવી મહત્તા નથી? જે ત્રણેક પુરાણો મારા જોવામાં આવ્યાં છે તે ઉપરથી આટલું તો કહી શકાય છે કે, શ્રીમદ્-

* દેશવ્યવસ્થા ને પુરાણવ્યવસ્થા બન્ને તપાસતાં એમ જણાય છે કે, આખા આર્યાવર્તમાં ઘણા લાંબા વખતથી જે ધર્મ મનાતો આવ્યો છે, તે વૈષ્ણવી છે, ને જે ઇષ્ટ દેવ મનાયો છે તે વિષ્ણુ છે. વૈષ્ણવધર્મ વિષ્ણુ ને વિષ્ણુના અવતારનું માહાત્મ્ય જ કથે છે. ઘણા પુરાણમાં ઘણા વિસ્તારથી વિષ્ણુનું વર્ણન વર્ણવેલું છે-તેમજ દેશમાં સર્વમાન્ય જો કોઇ પણ દેવ હોય તો તે વિષ્ણુ છે. એક વિદ્વાન્ કહે છે કે-(૧) જેટલા સંપ્રદાય થયા છે તેમાં મોટો ભાગ વિષ્ણુને માનનારો છે. (૨) વિષ્ણુનાજ અવતાર થયા છે. (૩) વિષ્ણુજ બળવાન્ દેવ છે, ને તેજ દૈત્યોના સંહાર કરનાર ગણાય છે (૪) મનુષ્યનામો પણ વિષ્ણુના નામનાં છેઃ કૃષ્ણદાસ, રામદાસ, ગોપાળદાસ, હરિદાસ, હરિલાલ, ગોવિંદદાસ, રામસિંહ, રામનાથ, વ્રજભૂખણદાસ, વ્રજલાલ, નારાયણ વગેરે. (૫) ગ્રંથો કાવ્યાદિકના પણ વિષ્ણુ સંબંધી છેઃ યદુવંશ, રઘુવંશ, માઘકાવ્ય, રામાયણ, ભારત, કૃષ્ણલીલામૃત, કૃષ્ણકર્ણામૃત, ગોપાવલીલા, આનંદવૃંદાવન, વ્રજવિહાર, કંસવધ, લલિતમાધવ, નૃસિંહચંપૂ, ઉદારરાઘવ, પ્રસન્નરાઘવ, અનર્ઘરાઘવ, બાલરામાયણ, જાનકીપરિણય, કનકજાનકી, સીતાસ્વયંવર, વિદગ્ધમાધવ, હંસદૂત, પદાંકદૂત, ઉદ્ધવદૂત, મહાવીર, ગીતગોવિંદ વગેરે સંસ્કૃતઃ (૬) સેતુ વગેરે માગધી, તુલસીકૃત રામાયણ, વ્રજવિહાર વગેરે વ્રજભાષામાં અને નરસિંહ મહેતાની, દયારામ વગેરેની ગુજરાતી કવિતા. (૭) રામાયણ, ભારત અને ભાગવત એ ત્રણે મુખ્ય ગ્રંથ પણ વિષ્ણુ સંબંધી જ છે. (૮) વ્રતો પણ વિષ્ણુનાં ઘણાં છે, મુખ્ય એકાદશી. (૯) તીર્થો પણ વિષ્ણુનાં ઘણાં છેઃ અયોધ્યા, હરિદ્વાર, વૃંદાવન, મથુરા, જગન્નાથ, રામનાથ, રંગનાથ, દ્વારકા, બદરીકેદાર (૧૦) તહેવારો પણ વિષ્ણુ સંબંધી ઘણા. (૧૧) ગંગા, જમના વગેરે નદીઓનું માહાત્મ્ય પણ વિષ્ણુથી જ છે. (૧૨) ગયા શ્રાદ્ધ તથા સિદ્ધપુરના શ્રાદ્ધમાં પિંડદાન પણ વિષ્ણુને નામે મૂકાય છે. (૧૩) મરતી વેળાએ પણ ઘણું કરીને સર્વ ધર્મમાં રામ રામ બોલાય છે તે પણ વિષ્ણુનુંજ નામ છે. (૧૪) રામલીલા ને રાસલીલા થાય છે, કોઇ બીજા દેવની લીલા થતી નથી (૧૫) વેદ વેદાંત વગેરે ગ્રંથમાં આદિ ને અંતમાં લખ્યું છે કે હરિઃ ૐ॥ (૧૬) સંકલ્પ કરીએ તો પણ વિષ્ણુ વિષ્ણુ. (૧૭) આચમન કીજે તો પણ વિષ્ણુ. (૧૮) શુદ્ધ થવું હોય તો પણ यः स्मरेत्पुण्डरीकाक्षं (૧૯) જો કોઇ લાંબું હોય તો આ તો રામાયણ-આ તો ભારત એમ પણ વિષ્ણુ સંબંધે બોલાય છે. (૨૦) બાળકોને પણ બાળગોપાળ કહે છે. (૨૧) પુસ્તકો પણ ખપે છે તે વિષ્ણુ સંબંધી વધારે. (૨૨) શિષ્ટાચારમાં રામ રામ, જેગોપાળ, જય શ્રીકૃષ્ણ (૨૩) વિષ્ણુને માન આપવા ઘેર ઘેર વિષ્ણુપ્રિય તુલસીનાં કુંડાં રાખે છે. (૨૪) કથા પણ ભારત ભાગવત રામાયણની ઘણી થાય છે. (૨૫) નગરોનાં નામ પણ વિષ્ણુના નામથી છે. રામનગર, રામપુર, ગોવિંદપુર, ગોપાળપુર. (૨૬) ખાવાના પદાર્થમાં પણ વિષ્ણુનાં નામ છેઃ-મોહનથાળ, મોહનપુરી, મોહન, ગોવિંદભજી. (૨૭) સૂર્ય ચંદ્રવંશી ક્ષત્રિય પણ અમે રામવંશના, અમે કૃષ્ણ વંશના એમ કહે છે. (૨૮) ઔષધમાં પણ વિષ્ણુનાં નામ.-રામબાણ, નારાયણ ચૂર્ણ, નારાયણ તેલ. (૨૯) તારક મંત્ર પણ રામ ને કૃષ્ણનોજ જપાય છે તેટલો બીજાનો નથી. (૩૦) ચિત્રો પણ ઘર ઘરમાં વિષ્ણુલીલાનાં ઘણાં જણાશે. (૩૧) પ્રાચીન ગુફાઓમાં પણ વિષ્ણુ અવતારની ઘણી છે. પાંડવગુફા, રામગુફા. (૩૨) બાર માસના ઇષ્ટેશ્વર પણ વિષ્ણુ છે. (૩૩) ચાંદા મામા એ પણ વિષ્ણુને લીધે જ. ચંદ્ર ને લક્ષ્મી સમુદ્રમંથન વેળા નિકળ્યાં-એક જ સ્થળથી, તે ભાઈ બ્હેન અર્થાત્ ચંદ્ર વિષ્ણુનો સાળો, આપણે સર્વે વિષ્ણુનાં સંતાન, માટે ચાંદા મામા. (૩૪) વિષ્ણુ સંબંધી ઘણાં નામ પણ છે.-વિષ્ણુપદ (આકાશ), વિષ્ણુરાત (પરીક્ષિત), રામદાના, રામવેનુ (આકાશ ધનુષ્ય), રામફળ, સીતાફળ, શ્રીફળ, હરિગીતિ, રામકલી, રામકપૂર, રામગિરિ, રામચંદન, રામતુલસી, કૃષ્ણતુલસી, રામગંગા, હરિચંદન, હરિશૃંગાર, હરિકેળા, હરિનેત્ર (કમળ), હરિપ્રિય (સફેદ ચંદન), હરિવાસર (એકાદશી), હરિવંશ, હરિવર્ષખંડ, કૃષ્ણકળી, કૃષ્ણકન્દ, કૃષ્ણકાન્તા, વિષ્ણુકાન્તા (પૃથ્વી), સીતાકુંડ, સીતામઢી, હરિપર્વત, રામબાગ, રામશિલા, હરિપદી (આકાશગંગા) એવાં અનેક નામો વિષ્ણુનાં નદી, પર્વત, નગર, ફળ, ફૂલ ઇત્યાદિને આપ્યાં છે-એ વિષ્ણુમહિમાની પ્રાચીનતા બતાવે છે. વળી સામાન્ય વાક્ય એવું પણ છે કે, जले विष्णुः स्थले विष्णुः એમ પણ કહેવાય છે

ભાગવતમાં જે રસિકતા આણી છે તેવી બીજા પુરાણોમાં નથી અને તેનું કારણ સ્પષ્ટ જ છે. શ્રીવેદવ્યાસે પોતાના શિષ્યવર્ગને સર્વ પુરાણ, વેદ, વેદાંગ ભણાવ્યાં, પણ પોતાના આત્માને સંતોષ થયો નહિ, ત્યારે શ્રીનારદ મુનિના ઉપદેશથી શ્રીભગવાનના મુખ્ય સ્વરૂપનું જેમાં વર્ણન છે, તેવું ભાગવત રચ્યું ને જીવોને આપ્યું, ને તે ભાગવત, ગર્ભમાં રહેલા શુકયોગીએ સાંભળ્યું; ને તે સાત દિવસમાં સ્વર્ગે જતા પરીક્ષિતને મોક્ષ મળે તે હેતુથી સંભળાવ્યું ને તે વળી પરમપદને પામ્યો—તેથી જ આ પુરાણની સર્વોપરી મહત્તા ગણાય છે.

શ્રીમદ્ભાગવત એટલે શું ? ભાગવત એટલે ભગવાન્ સંબંધી—વર્ણન—ચરિત્ર—વગેરે—સર્વે હોય તેનું નામ ભાગવત, ભગવાન એટલે ભગ+વાન=ભગવાન. ભગ એટલે સંપૂર્ણ* ષડ્ ઐશ્વર્ય; વાન એટલે તે જે રાખે છે તેવા કોઇ—અકલ્પ, અકલ્પ્ય સૃષ્ટિનો ત્રાતા; સરજનાર, પાળનાર ને સંહારનાર. સમગ્ર ઐશ્વર્યને, વીર્યને,† યશને, સંપત્તિને, જ્ઞાનને અને વિરાગને ભગ કહે છે. અર્થાત જે સર્વ વસ્તુથી પરિપૂર્ણ—તેનાથી અથવા તેનામાંથી કંઇ પણ ઓછું નહિ, ને તેવું કોઇમાં નહિ, તેવો જે કોઇ તે ભગવાન, ને તેનું જે ચરિત્ર—તેનાં જે પરાક્રમ, કીર્તિકથન, તેનો બોધેલો ઉપદેશ, તેના સૂચવેલા જે જ્ઞાન ધર્મ કર્મના નિયમ, એવું સર્વ જેમાં જણાવ્યું હોય તે ભાગવત.

શ્રીવેદવ્યાસજીએ ભાગવત રચવામાં મોટી ખૂબી વાપરી છે, ને તે ખૂબી શ્રીમદ્ભાગવતના આરંભના મંગળ શ્લોકમાં એવી તો સરસ રીતે દર્શાવી છે કે, યથાર્થ રીતે વર્ણવી શકાય તેમ નથી. આરંભમાં જ શ્રીવેદવ્યાસજી કહે છે કેઃ—

जन्माद्यस्य यतोऽन्वयादितरतश्चार्थेष्वभिज्ञः स्वराट्
तेने ब्रह्म हृदा य आदिकवये मुह्यन्ति यत्सूरयः।
तेजोवारिमृदां यथा विनिमयो यत्र त्रिसर्गो मृषा
धाम्ना स्वेन सदा निरस्तकुहकं सत्यं परं धीमहि ॥ १ ॥

અર્થ—જેથી આ જગતની ઉત્પત્તિ આદિ (સ્થિતિ અને નાશ) થાય છે;—કારણ કે જે આ જગતનું ઉપાદાન‡ અને નિમિત્ત કારણ છે; વળી જે સર્વજ્ઞ અને સ્વપ્રકાશ છે; જેણે સૃષ્ટિના આરંભમાં હૃદયદ્વારા બ્રહ્માને વેદનો ઉપદેશ કર્યો; જેમાં વિદ્વાનોને પણ મોહ થાય છે; જેમ કે§ તેજ, પાણી અને પૃથ્વીના પદાર્થોમાં ભ્રાંતિ થાય છે તે ખોટી છે તેમ જે (ભગવાન)માં પ્રકૃતિ ગુણો—તમ—રજ—સત્વથી ઉપજેલાં પંચભૂત, ઇંદ્રિય અને તેના દેવતા જોવામાં આવે છે તે મિથ્યા છે; જેણે પોતાના તેજથી કપટ દૂર કર્યું છે. વળી જે સત્યરૂપ છે તે* પરબ્રહ્મ-પરમાત્મા—ભગવાનનું અમે ધ્યાન કરીએ છીએ. ૧

શ્રીવેદવ્યાસજી આ મંગળ શ્લોકમાં, પોતાના પૂર્ણ જ્ઞાનમય સજ્ઞાનનિવૃત્તિઆનંદ પ્રાપ્ત થાય, તેવો ઉદ્દેશ બતાવીને, સત્ય તે જ પરબ્રહ્મ, પરમ પુરુષ, પરમાત્મા, ભગવાન્, પરમ માન્ય, પૂર્ણ અદ્વૈત તેવા પ્રભુનું ભાન કરાવતાં મંગળ કાર્ય આરંભ્યું છે કે જે કાર્યથી અનેક પ્રાણીઓનું તારણ થયું છે, થાય છે ને થશે. આ મંગળ શ્લોકમાં ગાયત્રી મંત્રનું રહસ્ય સમજાવ્યું છે—ને શ્રીવેદવ્યાસજીએ ગાયત્રી મંત્રને અનુસરીને જ આ શ્લોકની રચના કીધી છે. શ્રી ગાયત્રી મંત્રનું જે પરમ રહસ્ય છે તે એ જ છે—ને તેજ ગાયત્રીને અનુસરીને આ પરમ વિષ્ણુ તે જ મંગળપાઠ કીધો છે—જે સર્વમાન્ય પ્રમારૂપ—પરબ્રહ્મનું જ્ઞાન દેતો શ્રેષ્ઠ ધર્મસ્વરૂપ દર્શાવનારો છે; ને તે વેદ વેદાંત સર્વને ભૂલાવી દે તેવો છે. શ્રીમદ્ભાગવતમાં સંપૂર્ણતા જોઇને તેની કીર્તિ એટલી બધી તો પ્રચલિત થઇ છે કે, આખા આર્યાવર્તના એકએક ખૂણામાં—વૈષ્ણવોના મોટા સંપ્રદાયમાં તે ગ્રંથ માન્ય ગણાયો છે, ને શંકરમતવાળા પણ તેનો અનાદર કરતા નથી—પણ શ્રી શંકરાચાર્યે તથા મધુસૂદન સ્વામીએ એ ગ્રંથપર ટીકા કીધી છે. દરેક સંપ્રદાયવાળા પોતાને યોગ્ય એવી એ ગ્રંથપર ટીકા કરે છે જ, ને ત્યાર પછી—સંપ્રદાયની સ્થાપના કરે છે—એટલો બધો એ ગ્રંથ વૈષ્ણવોમાં પ્રમાણ ગણાય છે. એ ગ્રંથપર અત્યાર સુધીમાં† ૬૦ ઉપરાંત ટીકાઓ થઈ છે. જેટલી ટીકા શ્રીમદ્-ભગવદ્ગીતા સિવાય બીજા કોઈ પણ ગ્રંથપર થઈ નથી, એ જ આ અતિઘણા માન્ય ધર્મગ્રંથનું દૈવીપણું સિદ્ધ કરી દેખાડે છે.

* સામાન્ય મનુષ્યમાં એકાદ વસ્તુની સંપૂર્ણતા હોય પણ સર્વ વસ્તુ નહિ હોય. જ્ઞાન હોય તો ઐશ્વર્ય ન હોય, યશ હોય તો પરાક્રમ નહિ હોય, પરાક્રમ હોય તો સંપત્તિ ન હોય, સંપત્તિ હોય તો વૈરાગ ન હોય—તેથી તે સર્વેથી શ્રેષ્ઠ—સર્વ ઐશ્વર્ય જેનામાં સંપૂર્ણ છે ને ભગવાન

† પરાક્રમ.

‡ આ જગતરૂપ કાર્યનું ઉપાદાન કારણ બ્રહ્મ છે. જેમ ઘટનું ઉપાદાન કારણ માટી છે. નિમિત્ત કારણ બે પ્રકારનાં થાય છે, એક સ્વતંત્ર અને બીજું પરતંત્ર નિમિત્ત કહેવાય છે. ચક્ર (ચાકડો) વગેરે નિમિત્ત પરતંત્ર ઘડાનાં છે, અને કુંભાર એ સ્વતંત્ર નિમિત્ત છે. તેમ આ જગતનું નિમિત્ત કારણ ભગવાન્ સ્વતંત્ર છે

§ તેજમાં પાણીની બુદ્ધિ થાય છે તે ભ્રાંતિ છે. જેમ ઉનાળાના દહાડામાં બપોર વખતે સૂર્યનાં કિરણોમાં ઝાંઝવાનાં પાણીની બુદ્ધિ થાય તે ભ્રાંતિ છે. અંધારી રાતના પાણીને પૃથ્વી સમજાય છે તે પણ તે છે. કેટલીકવાર કાચપર પાણી છે એમ ભ્રાંતિ થાય છે. એ વગેરે બીન સમજવાં જોઇએ.

* વેદમાં પરબ્રહ્મ, ગીતા ઉપનિષદ્માં પરમાત્મા અને પુરાણોમાં ભગવાન્ કહેવાય છે.

† શ્રીમદ્ ભાગવતપર ૬૦ ઉપરાંત ટીકાઓ થઇ કહેવાય છે, તેમાંથી આટલી ટીકાનાં નામ મને મળ્યાં છેઃ—

| | |
|---|---|
| ૧ હનુમતી. | હનુમાનજી. |
| ૨ ચિત્સુખી. | ચિત્સુખાચાર્ય. શંકરાચાર્યના શિષ્ય. |
| ૩ શાંકરી. | શ્રીમચ્છંકરાચાર્ય. |
| ૪ ભાગવત તાત્પર્ય. | મધ્વાચાર્ય. |
| ૫ સુબોધિની. • | શ્રીવલ્લભાચાર્ય. |
| ૬ વીર રાઘવીય. | રામાનુજ. |
| ૭ નિંબાર્કીયા. | નિંબાર્ક. |
| ૮ હરિ લીલા. | બોપદેવ (શ્રીમદ્ભાગવતનો કર્તા હોવાનું દેવી ભાગવતવાળા કહે છે તે) |
| ૯ મુક્તાફળ. | |
| ૧૦ પરમહંસ પ્રિયા. | |
| ૧૧ વિદ્વત્કામધેનુ. | |
| ૧૨ સંબંધોક્તિ. ૧૩ વાર્તાદીપિકા. ૧૪ શુકહૃદયા. ૧૫ સુદર્શની. | |
| ૧૬ મુનિભાવપ્રકાશિકા. ૧૭ મધ્વર્પણી. | |
| ૧૮ શ્રીધરી. | શ્રીધર સ્વામિ. |
| ૧૯ વિજયધ્વજી. | વિજયધ્વજ સ્વામિ. |
| ૨૦ યદુપતિ. | યદુપતિ. |

આર્યાવર્તના સકળ સમાજમાં, સંપ્રદાયમાં જે ગ્રંથ આટલો બધો માન્ય છે, તેનું કારણ અદ્‌ભુત હોવું જ જોઇએ. વ્યાસકૃત ઘણા ગ્રંથોમાં આવો માન્ય ગ્રન્થ આ એક જ છે, એટલે તેમાં વિશેષતા ઘણી હોવાનો સંભવ રહે. વ્યાસે સકલ પુરાણોનું તાત્પર્ય કાઢીને આ ગ્રંથ રચ્યો છે. એમાં ભગવાનના ષડૈશ્વર્યનું યથાર્થ રીતે વર્ણન આપ્યું છે; એમાં મન્વંતરોની રચના સંબંધી વર્ણન છે; એમાં ભૂગોળ* ખગોળનું વર્ણન છે, એમાં પ્રભુના પ્રત્યેક અવતારનું શૃંખલાબદ્ધ વર્ણન કરેલું છે; એમાં સંસાર વ્યવહારનું વર્ણન કીધું છે, એમાં જ્ઞાન ભરેલું છે, એમાં ભક્તિની તો સાક્ષાત્ મૂર્તિ જ બેસારી છે, એમાં વૈરાગ્ય વાર્તાનો પરમ બોધ છે, એમાં અલંકારનો ખજાનો છે, એમાં દૃષ્ટાંતોની મોટી શોભા છે, એમાંનો વર્ણન ભાગ આલંકારિક ને રસમય છે, એમાં યુદ્ધનીતિનો બોધ છે, એમાં પ્રેમલક્ષણાભક્તિનું વિશુદ્ધ સ્વરૂપ ચિતર્યું છે, એમાં ધર્મની મહત્તા–પરમ તાત્પર્ય સમજાવ્યું છે, એમાં ધર્મવિહીન દેહની અનેક પ્રકારે કનિષ્ઠતા બતાવી છે, એમાં જીવને બહુ રુડો ઉપદેશ આપ્યો છે, એમાં સંસારને અસાર વર્ણવ્યો છે, એમાં માયાને મહાકષ્ટકારક દર્શાવી છે, એમાં ઉપદેશ ચરિત્રો ધર્મ–નીતિ સાથે દૃષ્ટિએ પડે છે, એમાં મહાનુભાવ પુરુષોનાં આહ્નિક છે, એમાં દાનવના પ્રસંગોથી રાજનીતિ શિખવી છે, એમાં સર્વેશ્વર પરમ પરમાત્મા પુરાણપુરુષ પુરુષોત્તમનું સંપૂર્ણ ઐશ્વર્યવાન્ ચરિત્ર આપેલું છે–સારાંશ કે શ્રીમદ્‌ભાગવત એવો કલ્પતરુ છે કે, તેમાં ધર્મ, અર્થ, કામ ને મોક્ષ એ ચારે પદાર્થની કેમ પ્રાપ્તિ થાય ને ત્રિવિધ તાપ કેમ ટળે, તેનું સંપૂર્ણ રીતે જ્ઞાન આપેલું છે. શ્રીમદ્‌ભાગવતની જે રચના વ્યાસ મુનિએ કીધી છે તેમાં એવો તો દિવ્ય રસ ને બોધ મૂકયો છે કે, તેનું વર્ણન કરવું અશક્ય છે. એમાંનું પુરંજનનું આખ્યાન ને તેનો સાર–જડભરતનું આખ્યાન, ગજેંદ્રનો મોક્ષ, સમુદ્રમથન, મોહિની સ્વરૂપ, કપિલગીતા, પ્રહ્લાદચરિત્ર, ધ્રુવચરિત્ર, અને સઘળા સાથે નવરસમય વ્રજરાજચરિત્ર,* તેમાંની અતિ રહસ્યવાળી રાસલીલા, ઉદ્ધવ શ્રીકૃષ્ણનો પરમ રહસ્યરૂપ જ્ઞાન ભંડાર, યાદવોનો

| | |
|---|---|
| ૨૧ શ્રીનિવાસી. | શ્રીનિવાસ. |
| ૨૨ સત્યધર્મ નિર્ણય. | |
| ૨૩ બૃહત્ તોષણી | રૂપ ગોસ્વામિ. (રાધા વલ્લભીય સમ્પ્રદાયવાળા) |
| ૨૪ લઘુ તોષણી. | |
| ૨૫ સંદર્ભ તોષણી. | |
| ૨૬ ચક્રવર્તિ. | ચક્રવર્તિ. |
| ૨૭ સારમાધવી. | |
| ૨૮ વામની. | વામન–દક્ષણી. (એનાં અભંગ પદ પ્રસિદ્ધ છે.) |
| ૨૯ એકનાથી. | એકનાથ. |
| ૩૦ પુરુષોત્તમી. | પુરુષોત્તમજી. (ગોસાંઇ) |
| ૩૧ બાળબોધિની. | |
| ૩૨ રસ બોધિની. | ગીરધરજી મહારાજ (કાશીવાળા) |
| ૩૩ અન્વ બોધિની | |
| ૩૪ રહસ્ય બોધિની | |
| ૩૫ સૂક્ષ્માર્થ બોધિની. | શ્રીમદ્ વલ્લભાચાર્ય. |
| ૩૬ મધુસૂદની. | મધુસૂદનાચાર્ય |
| ૩૭ ચક્રપાણી. | ચક્રપાણી. (આ ટીકા નાથદ્વારામાં સંપૂર્ણ છે.) |
| ૩૮ પદરત્નવલ્લી. | (ભાવનગરના તળાજામાં છે) |
| ૩૯ ભક્તરંજની | સ્વામી નારાયણ સમ્પ્રદાયના એક આચાર્યની રચેલી છે. |
| ૪૦ ભાગવતાર્થ પ્રકરણ–(નિબંધ) (પ્રકાશ–આવરણ ભંગ–યોજના સહિત) | શ્રીવલ્લભાચાર્ય. |

* ભાગવતની ભૂગોળના સંબંધમાં જે આક્ષેપ કરવામાં આવ્યો છે તે ખોટો છે. હાલમાં શ્વેતવરાહ કલ્પ ચાલે છે, ને શ્રીભાગવતમાંની ભૂગોળ તો બીજા કલ્પની છે, એમ કલ્પાંતરનો ફેર પડી ગયો છે–ને તેથી હાલમાં મેળાપણું થતું નથી, એમ વિદ્વાનો કહે છે.

* શ્રીકૃષ્ણ પરમાત્માના સબંધમાં જે દુર્વાક્ય કુબુદ્ધિજનોથી નિકળ્યાં છે તે તો કેવળ નાસ્તિકતા ને દ્વેષ બુદ્ધિથી જ ભરેલાં છે. શ્રીકૃષ્ણ પરમાત્માનું ચરિત્ર જે રીતે છે, તે એટલું તો બોધક છે કે તેવું કોઇનું પણ નથી. ભોગી, રાગી ને યોગી એવી ત્રણ અવસ્થા સપૂર્ણપણાથી ભોગવી ગયેલો, એવો કોઇપણ થયો નથી, ને થશે પણ નહિ. તેમના ચરિત્રમાં જે રસ મૂકવામાં આવ્યો છે તે તરફ જોતાં–આમ પણ કહીએ કે, શ્રીકૃષ્ણનો જન્મ થયો હોય કે નહિ, તેમણે એ સ્થિતિ ભોગવી હોય કે નહિ, ભાગવતવ્યાસકૃત હો કિંવા કોઇ બીજા કૃત પણ હો, તોપણ શ્રીભાગવત, ભારત, હરિવંશ, કૃષ્ણજન્મખંડ વગેરે જે ગ્રન્થો આપણા મોઢા આગળ છે તેપરથી આટલું કહી શકવા હિંમત કરુ છું કે–શ્રીકૃષ્ણ નહિ હોત તો મનુષ્ય પ્રાણીનું જીવતરજ ન હતું પ્રેમમય જગત, પ્રેમમય પ્રભુ, ને પ્રેમથી સર્વસ્વ–એ પ્રેમનું, પ્રત્યેક બાબતમાં સાક્ષાત્ સ્વરૂપ કોઈ પણ હોય તો તે શ્રીકૃષ્ણ પોતે જ હતા. એમના ચરિત્રમાંથી જે આનંદ મારા થાય છે, તે આનંદ અલૌકિક, પરમાનંદથી પણ પર છે. શ્રીકૃષ્ણના ચરિત્રપર હું એટલો બધો તો આશક છું કે, મેં મારા મનમાં એક પણ લીધું છે–કે તેમનું એક રસીલું ચરિત્ર (કલ્પીને જ) લખવું–નહિ તો મારો અવતાર એળે ગયો હું સમજું છું આ મારી ઇચ્છા પૂર્ણ થવાને તો, ત્યાગી છતે રાગી, યોગી છતે ભોગી એવા શ્રીકૃષ્ણની કૃપા જોઇએ.

થોડાક વરસપર આ દેશના કેળવાયલા વર્ગને એક ફાંકો ભરાયો હતો–કહો કે ભૂત ભરાયું હતું કે, તેઓ આર્ય સનાતન ધર્મના પ્રત્યેક કાર્યને નિંદતા હતા. માત્ર પશ્ચિમના વિદ્વાનોના વિચાર જાણીને તેઓ લવતા હતા કે વેદ ઈશ્વરકૃત નથી, પુરાણો કપોલકલ્પિત છે, ભાગવતમાં માત્ર કૃષ્ણ જેવા અનાચારીનું જ વર્ણન છે, ને તે માનવા યોગ્ય નથી; આર્યધર્મમા કંઇ નથી, ને દેશ તો એટલો બધો દુર્બળ છે કે તે સઘળી જ બાબતમાં નકામો છે; પુરાણોની ભૂગોળ તે ગપાટાં છે, ને તે નહિ માનવી; શ્રાદ્ધ શું ને દેવ પિતૃનાં પૂજન અર્ચન શાં? બાપડા પહેલી નિશીમાં જ અંગ્રેજીનું જોઇને, તેગના તેજથી અંજાઇ ગયેલા, પોતાનું કંઈ પણ જોયલું જાણેલું નહિ, ને ખ્રિસ્તી પાદરીઓના વિચારે દોરવાયલા તેઓ ભુલે, તેમાં આશ્ચર્ય શું છે? શ્રીકૃષ્ણ પરમાત્માના અલૌકિક અદ્‌ભુત ચકિત કરનારા ચરિત્રને જાણ્યા પૂર્વે, કહેવાતા સુધારાવાળાઓ અવિચારે નિંદક વાક્યો બોલી પડેલા, તેઓને હવે શું કહેવું? હવે ધીમે ધીમે તેઓ ઠેકાણે આવતા જાય છે, ને જે દોડાદોડ હતી તે ટળી ગઇ છે. લોકોનું વલણ બદલાઈ ગયુ છે. મોક્ષમૂલર ને બીજા કેટલાક વિદ્વાનોના વિચારોનું છેદન ભેદન થવા માંડ્યુ છે, ને ખુલ્લું કહેવાય છે કે તેઓ કંઈ સમજ્યા વગર બોલી ગયા છે. સુધારાવાળાઓ પણ હવે ઠેકાણે પડીને–ન બોલ્યામાં નવ ગુણ તેમ મૌન ધારણ કરી રહે છે–ને તે ઠીક જ છે. જે પ્રત્યાઘાત (Reaction) થવા માંડ્યો છે તેનું પરિણામ એ આવશે કે ૧૦ વર્ષપર આપણા લોકો હતા તેવા થશે. જો કે ૧૦૦ વર્ષપરની સમજુતીમાં ને ૧૦ વર્ષ પછીની સમજુતીમાં આસ્માન જમીનનો તફાવત પડી જશે.

ભાગવતમાં જે રસિકતા આવી છે તેવી બીજા પુરાણોમાં નથી અને તેનું કારણ સ્પષ્ટ જ છે. શ્રીવેદવ્યાસે પોતાના શિષ્યવર્ગને સર્વ પુરાણ, વેદ, વેદાંગ ભણાવ્યાં, પણ પોતાના આત્માને સંતોષ થયો નહિ, ત્યારે શ્રીનારદ મુનિના ઉપદેશથી શ્રીભગવાનના મુખ્ય સ્વરૂપનું જેમાં વર્ણન છે, તેવું ભાગવત રચ્યું ને શુકજીને આપ્યું, ને તે ભાગવત, ગર્ભમાં રહેલા શુકયોગીએ સાંભળ્યું; ને તે સાત દિવસમાં સ્વર્ગે જતા પરીક્ષિતને મોક્ષ મળે તે હેતુથી સંભળાવ્યું ને તે વળી પરમપદને પામ્યો-તેથી જ આ પુરાણની સર્વોપરી મહત્તા ગણાય છે.

શ્રીમદ્ભાગવત એટલે શું? ભાગવત એટલે ભગવાન્ સંબંધી-વર્ણન-ચરિત્ર-વગેરે-સર્વ હોય તેનું નામ ભાગવત, ભગવાન એટલે ભગ+વાન=ભગવાન. ભગ એટલે સંપૂર્ણ* ષડ્ ઐશ્વર્ય; વાન એટલે તે જે રાખે છે તેવા કોઇ-અકલ્પ્ય, અકલ્પ્ય સૃષ્ટિનો સ્રાતા; સરજનાર, પાળનાર ને સંહારનાર. સમગ્ર ઐશ્વર્યને, વીર્યને,† યશને, સંપત્તિને, જ્ઞાનને અને વૈરાગ્યને ભગ કહે છે. અર્થાત જે સર્વ વસ્તુથી પરિપૂર્ણ-તેનાથી અથવા તેનામાંથી કંઇ પણ ઓછું નહિ, ને તેવું કોઇમાં નહિ, તેવો જે કોઇ તે ભગવાન, ને તેનું જે ચરિત્ર-તેનાં જે પરાક્રમ, કીર્તિકથન, તેનો બોધેલો ઉપદેશ, તેના સુચવેલા જે જ્ઞાન ધર્મ કર્મના નિયમ, એવું સર્વ જેમાં જણાવ્યું હોય તે ભાગવત.

શ્રીવેદવ્યાસજીએ ભાગવત રચવામાં મોટી ખુબી વાપરી છે, ને તે ખુબી શ્રીમદ્ભાગવતના પ્રારંભના મંગળ શ્લોકમાં એવી તો સરસ રીતે દર્શાવી છે કે, યથાર્થ રીતે વર્ણવી શકાય તેમ નથી. પ્રારંભમાં જ શ્રીવેદવ્યાસજી કહે છે કે:-

जन्माद्यस्य यतोऽन्वयादितरतश्चार्थेष्वभिज्ञः स्वराट्
तेने ब्रह्म हृदा य आदिकवये मुह्यन्ति यत्सूरयः।
तेजोवारिमृदां यथा विनिमयो यत्र त्रिसर्गो मृषा
धाम्ना स्वेन सदा निरस्तकुहकं सत्यं परं धीमहि॥ १॥

અર્થ-જેથી આ જગતની ઉત્પત્તિ આદિ (સ્થિતિ અને નાશ) થાય છે:-કારણ કે જે આ જગતનું ઉપાદાન‡ અને નિમિત્ત કારણ છે; વળી જે સર્વજ્ઞ અને સ્વપ્રકાશ છે; જેણે સૃષ્ટિના પ્રારંભમાં હૃદયદ્વારા બ્રહ્માને વેદનો ઉપદેશ કર્યો; જેમાં વિદ્વાનોને પણ મોહ થાય છે; જેમ કે§ તેજ, પાણી અને પૃથ્વીના પદાર્થોમાં ભ્રાંતિ થાય છે તે ખોટી છે તેમ જે (ભગવાન)માં પ્રકૃતિ ગુણો-તમ-રજ-સત્વથી ઉપજેલાં પંચભૂત, ઇંદ્રિય અને તેના દેવતા જોવામાં આવે છે તે મિથ્યા છે; જેણે પોતાના તેજથી કપટ દૂર કર્યું છે. વળી જે સત્યરૂપ છે તે* પરબ્રહ્મ-પરમાત્મા-ભગવાનનું અમે ધ્યાન કરીએ છીએ. ૧

શ્રીવેદવ્યાસજી આ મંગળ શ્લોકમાં, પોતાના પૂર્ણ જ્ઞાનમય સજ્ઞાનનિવૃત્તિઆનંદ પ્રાપ્ત થાય, તેવો ઉદ્દેશ બતાવીને, સત્ય તે જ પરબ્રહ્મ, પરમ પુરુષ, પરમાત્મા, ભગવાન્, પરમ માન્ય, પૂર્ણ અદ્વૈત તેવા પ્રભુનું ભાન કરાવતાં મંગળ કાર્ય આરંભ્યું છે કે જે કાર્યથી અનેક પ્રાણીઓનું તારણ થયું છે, થાય છે ને થશે. આ મંગળ શ્લોકમાં ગાયત્રી મંત્રનું રહસ્ય સમજાવ્યું છે-ને શ્રીવેદવ્યાસજીએ ગાયત્રી મંત્રને અનુસરીને જ આ શ્લોકની રચના કીધી છે. શ્રી ગાયત્રી મંત્રનું જે પરમ રહસ્ય છે તે એ જ છે-ને તેજ ગાયત્રીને અનુસરીને આ પરમ વિષ્ણુ તે જ પ્રજ્ઞારૂપ-પરબ્રહ્મનું જ્ઞાન દેતો મંગળપાઠ કીધો છે-જે સર્વમાન્ય શ્રેષ્ઠ ધર્મસ્વરૂપ દર્શાવનારો છે; ને તે વેદ વેદાંત સર્વને ભૂલાવી દે તેવો છે. શ્રીમદ્ભાગવતમાં સંપૂર્ણતા જોઇને તેની કીર્તિ એટલી બધી તો પ્રચલિત થઇ છે કે, આખા આર્યાવર્તના એકેએક ખૂણામાં-વૈષ્ણવોના મોટા સંપ્રદાયમાં તે ગ્રંથ માન્ય ગણાયો છે, ને શંકરમતવાળા પણ તેનો અનાદર કરતા નથી-પણ શ્રી શંકરાચાર્યે તથા મધુસૂદન સ્વામીએ એ ગ્રંથપર ટીકા કીધી છે. દરેક સંપ્રદાયવાળા પોતાને યોગ્ય એવી એ ગ્રંથપર ટીકા કરે છે જ, ને ત્યાર પછી-સંપ્રદાયની સ્થાપના કરે છે-એટલો બધો એ ગ્રંથ વૈષ્ણવોમાં પ્રમાણ ગણાય છે. એ ગ્રંથપર અત્યાર સુધીમાં† ૬૦ ઉપરાંત ટીકાઓ થઈ છે. જેટલી ટીકા શ્રીમદ્-ભગવદ્ગીતા સિવાય બીજા કોઈ પણ ગ્રંથપર થઈ નથી, એ જ આ અતિઘણા માન્ય ધર્મગ્રંથનું દૈવીપણું સિદ્ધ કરી દેખાડે છે.

---

* સામાન્ય મનુષ્યમાં એકાદ વસ્તુની સંપૂર્ણતા હોય પણ સર્વ વસ્તુ નહિ હોય. જ્ઞાન હોય તો ઐશ્વર્ય ન હોય. યશ હોય તો પરાક્રમ નહિ હોય, પરાક્રમ હોય તો સંપત્તિ ન હોય, સંપત્તિ હોય તો વૈરાગ ન હોય-તેથી તે સર્વથી શ્રેષ્ઠ-સર્વ ઐશ્વર્ય જેનામાં સંપૂર્ણ છે તે ભગવાન

† પરાક્રમ.

‡ આ જગતરૂપ કાર્યનું ઉપાદાન કારણ બ્રહ્મ છે. જેમ ઘટનું ઉપાદાન કારણ માટી છે. નિમિત્ત કારણ બે પ્રકારના થાય છે. એક સ્વતંત્ર અને બીજું પરતંત્ર નિમિત્ત કહેવાય છે. ચક્ર (ચાકડો) વગેરે નિમિત્ત પરતંત્ર ઘડાનાં છે, અને કુંભાર એ સ્વતંત્ર નિમિત્ત છે. તેમ આ જગતનું નિમિત્ત કારણ ભગવાન સ્વતંત્ર છે

§ તેજમાં પાણીની બુદ્ધિ થાય છે તે ભ્રાંતિ છે. જેમ ઉનાળાના ઉન્હાળામાં બપોર વખતે સૂર્યનાં કિરણોમાં ઝાંઝવાનાં પાણીના બુદ્ધ થાય છે તે ભ્રાંતિ છે. ચળકતી કાચના પાણીને પૃથ્વી સમજવું છે તે પણ ભ્રાંતિ છે. કઢીઆર કાચપર પાણી છે એમ ભ્રાંતિ થાય છે. એ વગેરે દૃષ્ટાંત સમજવાં જોઇએ.

* વેદમાં પરબ્રહ્મ, ગીતા ઉપનિષદ્માં પરમાત્મા અને પુરાણોમાં ભગવાન્ કહેવાય છે.

† શ્રીમદ્ ભાગવતપર ૬૦ ઉપરાંત ટીકાઓ થઇ કહેવાય છે, તેમાંથી આટલી ટીકાનાં નામ અને મળ્યાં છે.-

| | |
|---|---|
| ૧ હનુમતી. | હનુમાનજી. |
| ૨ ચિત્સુખી. | ચિત્સુખાચાર્ય. શંકરાચાર્યના શિષ્ય |
| ૩ શાંકરી. | શ્રીમચ્છંકરાચાર્ય. |
| ૪ ભાગવત તાત્પર્ય. | મધ્વાચાર્ય. |
| ૫ સુબોધિની. | શ્રીવલ્લભાચાર્ય. |
| ૬ વીર રાઘવીય. | રામાનુજ. |
| ૭ નિંબાર્કીયા. | નિંબાર્ક. |
| ૮ હરિ લીલા. | બોપદેવ (શ્રીમદ્ભાગવતનો કર્તા હોવાનું દેવી ભાગવતવાળા કહે છે તે) |
| ૯ મુક્તાફળ. | |
| ૧૦ પરમહંસ પ્રિયા. | |
| ૧૧ સિદ્ધાંતકામધેનુ. | |
| ૧૨ સુબોધોક્તિ. ૧૩ તત્ત્વદીપિકા. ૧૪ શુકહૃદય. ૧૫ સુદર્શની. | |
| ૧૬ મુનિભાવપ્રકાશિકા. ૧૭ મહર્ષીણી. | |
| ૧૮ શ્રીધરી. | શ્રીધર સ્વામિ. |
| ૧૯ વિજયધ્વજી. | વિજયધ્વજ સ્વામિ. |
| ૨૦ યદુપતિ. | યદુપતિ. |

આર્યાવર્તના સકળ સમાજમાં, સંપ્રદાયમાં જે ગ્રંથ આટલો બધો માન્ય છે, તેનું કારણ અદ્ભુત હોવું જ જોઇએ. વ્યાસકૃત ઘણા ગ્રંથોમાં આવો માન્ય ગ્રન્થ આ એક જ છે, એટલે તેમાં વિશેષતા ઘણી હોવાનો સંભવ રહે. વ્યાસે સકલ પુરાણોનું તાત્પર્ય કાઢીને આ ગ્રંથ રચ્યો છે. એમાં ભગવાનના ષડૈશ્વર્યનું યથાર્થ રીતે વર્ણન આપ્યું છે; એમાં મન્વંતરોની રચના સંબંધી વર્ણન છે; એમાં ભૂગોળ* ખગોળનું વર્ણન છે, એમાં પ્રભુના પ્રત્યેક અવતારનું શૃંખલાબદ્ધ વર્ણન કરેલું છે; એમાં સંસાર વ્યવહારનું વર્ણન કીધું છે, એમાં જ્ઞાન ભરેલું છે, એમાં ભક્તિની તો સાક્ષાત્ મૂર્તિ જ ઘેસારી છે, એમાં વૈરાગ્ય વાર્તાનો પરમ બોધ છે, એમાં અલંકારનો ખજાનો છે, એમાં દૃષ્ટાંતોની મોટી શોભા છે, એમાંનો વર્ણન ભાગ આલંકારિક ને રસમય છે, એમાં યુદ્ધનીતિનો બોધ છે, એમાં પ્રેમલક્ષણાભક્તિનું વિશુદ્ધ સ્વરૂપ ચિતર્યું છે, એમાં ધર્મની મહત્તા–પરમ તાત્પર્ય સમજાવ્યું છે, એમાં ધર્મવિહીન દેહની અનેક પ્રકારે કનિષ્ઠતા બતાવી છે, એમાં જીવને બહુ રુડો ઉપદેશ આપ્યો છે, એમાં સંસારને અસાર વર્ણવ્યો છે, એમાં માયાને મહાકષ્ટકારક દર્શાવી છે, એમાં ઉપદેશ ચરિત્રો ધર્મ–નીતિ સાથે દૃષ્ટિએ પડે છે, એમાં મહાનુભાવ પુરુષોનાં આહ્નિક છે, એમાં દાનવના પ્રસંગોથી રાજનીતિ શિખવી છે, એમાં સર્વેશ્વર પરમ પરમાત્મા પુરાણપુરુષ પુરષોત્તમનું સંપૂર્ણ ઐશ્વર્યવાન્ ચરિત્ર આપેલું છે–સારાંશ કે શ્રીમદ્ભાગવત એવો કલ્પતરુ છે કે, તેમાં ધર્મ, અર્થ, કામ ને મોક્ષ એ ચાર પદાર્થની કેમ પ્રાપ્તિ થાય ને ત્રિવિધ તાપ કેમ ટળે, તેનું સંપૂર્ણ રીતે જ્ઞાન આપેલું છે. શ્રીમદ્ભાગવતની જે રચના વ્યાસ મુનિએ કીધી છે તેમાં એવો તો દિવ્ય રસ ને બોધ મૂકયો છે કે, તેનું વર્ણન કરવુ અશકય છે. એમાંનું પુરંજનનું આખ્યાન ને તેનો સાર–જડભરતનું આખ્યાન, ગજેંદ્રનો મોક્ષ, સમુદ્રમથન, મોહિની સ્વરૂપ, કપિલગીતા, પ્રહ્લાદચરિત્ર, ધ્રુવચરિત્ર, અને સઘળા સાથે નવરસમય વ્રજરાજચરિત્ર,* તેમાંની અતિ રહસ્યવાળી રાસલીલા, ઉદ્ધવ શ્રીકૃષ્ણનો પરમ રહસ્યરૂપ જ્ઞાન ભંડાર, યાદવોનો

| | | |
|---|---|---|
| ૨૧ | શ્રીનિવાસી. | શ્રીનિવાસ. |
| ૨૨ | સત્યધર્મ નિર્ણય. | |
| ૨૩ | બૃહત્ તોષણી. | ૩૫ ગોસ્વામિ. (રાધા વહૃભીય સંપ્રદાયવાળા) |
| ૨૪ | લઘુ તોષણી. | |
| ૨૫ | સંદર્ભ તોષણી. | |
| ૨૬ | ચક્રવર્તિ. | ચક્રવર્તિ. |
| ૨૭ | સારમાધવી. | |
| ૨૮ | વામની. | વામન-દક્ષણી. (એનાં અભગ પદ પ્રસિદ્ધ છે.) |
| ૨૯ | એકનાથી. | એકનાથ |
| ૩૦ | પુરુષોત્તમી. | પુરુષોત્તમજી. (ગોસાંઇ) |
| ૩૧ | બાળબોધિની. | શ્રીરઘરજી મહારાજ (કાશીવાળા) |
| ૩૨ | રસ બોધિની. | |
| ૩૩ | અન્વ બોધિની | |
| ૩૪ | રહસ્ય બોધિની | |
| ૩૫ | સૂક્ષ્માર્થ બોધિની. | શ્રીમદ્ વલ્લભાચાર્ય |
| ૩૬ | મધુસૂદની. | મધુસૂદનાચાર્ય. |
| ૩૭ | ચક્રપાણી | ચક્રપાણી. (આ ટીકા નાથદ્વારામાં સંપૂર્ણ છે.) |
| ૩૮ | પદરત્નવલ્લી. | (ભાવનગરના તળાજામાં છે) |
| ૩૯ | ભક્તરંજની | સ્વામી નારાયણ સંપ્રદાયના એક આચાર્યની રચેલી છે. |
| ૪૦ | ભાગવતાર્થ પ્રકરણ–(નિબંધ) (પ્રકાશ–આવરણ ભંગ–યોજના સહિત) | શ્રીવલ્લભાચાર્ય. |

* ભાગવતની ભૂગોળના સંબધમાં જે આક્ષેપ કરવામાં આવ્યો છે તે ખોટો છે. હાલમાં શ્વેતવરાહ કલ્પ ચાલે છે, ને શ્રીભાગવતમાંની ભૂગોળ તો બીજા કલ્પની છે, એમ કલ્પાંતરનો ફેર પડી ગયો છે–ને તેથી જ હાલમાં એકપણું થતું નથી, એમ વિદ્વાનો કહે છે.

* શ્રીકૃષ્ણ પરમાત્માના સબંધમાં જે દુર્વાક્ય કુબુદ્ધિજનોથી નિકળ્યાં છે તે તો કેવળ નાસ્તિકતા ને દ્વેષ બુદ્ધિથી જ ભરેલાં છે. શ્રીકૃષ્ણ પરમાત્માનું ચરિત્ર જે રીતે છે, તે એટલું તો બોધક છે કે તેવું કોઇનું પણ નથી. ભોગી, રાગી ને યોગી એવી ત્રણ અવસ્થા સંપૂર્ણપણાથી ભોગવી જાણે, એવો કોઇપણ થયો નથી, ને થશે પણ નહિ. તેમના ચરિત્રમાં જે રસ મૂકવામાં આવ્યો છે તે તરફ જોતાં–આમ પણ કહીએ કે, શ્રીકૃષ્ણનો જન્મ થયો હોય કે નહિ, તેમણે એ સ્થિતિ ભોગવી હોય કે નહિ, ભાગવતવ્યાસકૃત હો કિંવા કોઇ બીજા કૃત પણ હો, તોપણ શ્રીભાગવત, ભારત, હરિવંશ, કૃષ્ણજન્મખંડ વગેરે જે ગ્રન્થો આપણા મોઢા આગળ છે તેપરથી આટલું કહી શકવા હિંમત કરુ છું કે–શ્રીકૃષ્ણ નહિ હોત તો મનુષ્ય પ્રાણીનું જીવતરજ ન હતું. પ્રેમમય જગત, પ્રેમમય પ્રભુ, ને પ્રેમથી સર્વસ્વ–એ પ્રેમનું, પ્રત્યેક બાબતમાં સાક્ષાત્ સ્વરૂપ કોઈ પણ હોય તો તે શ્રીકૃષ્ણ પોતે જ હતા. એમના ચરિત્રમાંથી જે આનંદ પ્રાપ્ત થાય છે, તે આનંદ અલૌકિક, પરમાનંદથી પણ પર છે. શ્રીકૃષ્ણના ચરિત્રપર હું એટલો બધો તો આશક છું કે, મેં મારા મનમાં એક પણ લીધું છે-કે તેમનું એક રસીલું ચરિત્ર (કલ્પીને જ) લખવું–નહિ તો મારો અવતાર એળે ગયો હું સમજું છું આ મારી ઇચ્છા પૂર્ણ થવાને તો, ત્યાગી છતે રાગી, યોગી છતે ભોગી એવા શ્રીકૃષ્ણની કૃપા જોઇએ.

થોડાક વરસપર આ દેશના કેળવાયલા વર્ગને એક ફાકો ભરાયો હતો–કહો કે ભૂત ભરાયું હતુ કે, તેઓ આર્ય સનાતન ધર્મના પ્રત્યેક કાર્યને નિંદતા હતા. માત્ર પશ્ચિમના વિદ્વાનોના વિચાર જાણીને તેઓ લવતા હતા કે વેદ ઈશ્વરકૃત નથી, પુરાણો કપોલકલ્પિત છે, ભાગવતમાં માત્ર કૃષ્ણ જેવા અનાચારીનું જ વર્ણન છે, ને તે માનવા યોગ્ય નથી; આર્યધર્મમાં કઇ નથી, ને દેશ તો એટલો બધો દુર્બળ છે કે તે સઘળી જ બાબતમાં નકામો છે; પુરાણોની ભૂગોળ તે બપારી છે, ને તે નહિ માનવી; શ્રાદ્ધ શું ને દેવ પિતૃનાં પૂજન અર્ચન શાં? બાપડા પહેલી વિશીમાં જ અંગ્રેજોનું જોઇને, તેગના તેજથી અંજાઇ ગયેલા, પોતાનું કંઈ પણ જોયલું જાણેલુ નહિ, ને ખ્રિસ્તી પાદરીઓના વિચારે દોરવાયલા તેઓ ભૂલે, તેમાં આશ્ચર્ય શું છે? શ્રીકૃષ્ણ પરમાત્માના અલૌકિક અદ્ભુત ચકિત કરનારા ચરિત્રને જાણ્યા પૂર્વે, કહેવાતા સુધારાવાળાઓ અવિચારે નિંદક વાકયો બોલી પડેલા, તેઓને હવે શું કહેવું? હવે ધીમે ધીમે તેઓ ઠેકાણે આવતા જાય છે, ને જે દોડાદોડ હતી તે ટળી ગઇ છે. લોકોનું વલણ બદલાઈ ગયુ છે. મોક્ષમૂલર ને બીજા કેટલાક વિદ્વાનોના વિચારોનું છેદન ભેદન થવા માંડ્યુ છે, ને ખુલ્લું કહેવાય છે કે તેઓ કંઈ સમજ્યા વગર બોલી ગયા છે. સુધારાવાળાઓ પણ હવે ઠેકાણે પડીને–ન બોલ્યામાં નવ ગુણ તેમ મૌન ધારણ કરી રહે છે–ને તે ઠીક જ છે જે પ્રત્યાઘાત (Reaction) થવા માંડ્યો છે તેનું પરિણામ એ આવશે કે ૧૦ વર્ષપર આપણા લોકો હતા તેવા થશે. જો કે ૧૦૦ વર્ષપરની સમજુતીમાં ને ૧૦ વર્ષ પછીની સમજુતીમાં આસ્માન જમીનનો તફાવત પડી જશે.

સંહાર ને બ્રાહ્મણનું તપોબળ, પરીક્ષિતનું મૃત્યુ ને કલિનો ગુણદોષ એ સર્વ આખ્યાનો, સંસારી તેમ જ પારમાર્થિક બોધ સાથે સમજાવવામાં આવ્યાં છે. દેવ દાનવના યુદ્ધપ્રસંગમાં જે નીતિ દેવો વાપરતા હતા, તે આપણી રાજકીય નીતિને યથાર્થ લાગુ પડે છે;* અને એવા અગત્યના પ્રસંગોનું યથાર્થ અધ્યયન કરવામાં આવે તો, તેથી કંઇ થોડો લાભ થાય નહિ. વામનચરિત્ર ને બળિરાજાનું દાન આપવું એ પ્રસંગ, જો યથાર્થ રીતે સમજવામાં આવે તો, તેમાંથી અન્યોન્ય કૃત ઉદારતાનું એક ઉદાહરણ છે.†

શ્રીમદ્ભાગવત મુખ્યત્વે કરીને લોકોને અતિ ઘણું પ્રિય છે તેનું એક જ કારણ છે, તે તેમાં સમાયલી પ્રેમલક્ષણાભક્તિ–ને પ્રેમમૂર્તિ–સાક્ષાત્ પરબ્રહ્મ પુરુષોત્તમ પરમાત્મા શ્રીકૃષ્ણચંદ્રનું અતિ ઘણું રસિક ચરિત્ર છે. આ રસિક ચરિત્ર એટલું બધું તો તલ્લીન કરનારું છે–જનમનરંજન કરનારું છે કે, તેવું ચરિત્ર કોઇ પણ દેશના ગ્રન્થમાં કે ધર્મમાં નથી. રાજવંશી છતે ગોવાળ સ્થિતિમાં રહ્યા, સાં બાળવયમાં નહિ થઇ શકે તેવાં, નહિ મનાય તેવાં કામો કીધાં, પ્રેમીજનને મોહ પમાડી પ્રેમની દૃઢ ગાંઠ પાડી, ઉત્તમ પ્રતિનો શૃંગાર ખેલ્યા, ઉત્તમ પ્રતિનું બાહુબળ દાખવ્યું (જરાસંધ, બાણાસુર, નરકાસુર, શાલ્વ પ્રત્યાદિ પ્રસંગે), ને અતિ ઘણું ઉત્તમ ધર્મજ્ઞાન દર્શાવ્યું (ઉદ્ધવને તથા અર્જુનને)–એ મહાત્મા પરમાત્માના ચરિત્રની દિવ્યલીલા કોઇથી પણ વર્ણવી શકાય તેવી નથી.

શ્રીકૃષ્ણનું ચરિત્ર સ્વભાવોક્તિ–સૃષ્ટિ રચનાના કુદરતી સર્વ ભાવોથી ભરપૂર છે. શ્રીકૃષ્ણ પૂર્ણ પ્રેમી, પૂર્ણ સામભેદ રાજનીતિ જાણનાર, પૂર્ણ યોદ્ધા, પૂર્ણ જ્ઞાની અને પૂર્ણ રીતે કુદરતને જ અનુસરી વર્તનાર હતા. કારાગૃહમાં જન્મી, સર્વ જીવને પોષણ દેનાર જે ગૌ છે તે ગૌ ચારનાર ગોવાળોના અધિપતિ નંદને ત્યાં ઉછર્યા. તેમની મધુરીસી મૂરત જોઇને–સુંદર મુખડું નિહાળીને ગોકુળની ગોપાંગના ઓવારી જવા લાગી. વયે આવતાં વૃન્દાવનમાં ગૌ ચારવા જતા. ત્યાંની સ્થિતિ જુઓ–મધુરી વાંસળી બજાવી તેમણે મદોન્મત્ત ગોપીઓને પોતાને વશ કરી લીધી. વનવગડામાં ગાયો ચારવી, યમુના તટ નિકટે નવપલ્લવ વંસીબટની અતિ ગંભીર છાયા નીચે કામળી ઓઢી હાથમાં મોરલી લઇને મધુરો સરોદ કાઢવો, તે વેળાએ મદમાતી ને કૃષ્ણ તરફ મટકું મારતી ગોપાંગનાઓને દહીં, દૂધ, માખણ જેવી સર્વોપરી જીવન વસ્તુનાં રસમય પાત્ર મસ્તકપર મૂકીને જતી જોવી, વટ-પર મોર બપૈયાનો કલરવ, વખતોવખત મોરલીના તાનને માન આપતો સાંભળવો, આસપાસ બીજા ગોવાળિયાઓને કૃષ્ણની મોરલીની ધૂનમાં ડોકાં હલાવતા જોવા, ગાયો ઉંચી ડોક કરીને મોરલી નાદ સાંભળે ને તે વેળાએ વળી ઉપરથી ઝરમર ઝરમર મેહુલો વરસતો હોય, એ કુદરતી લીલાનું લાલિત્ય અનુભવી ચિત્તાર કેટલું જાણી શકે? અને નવ દશ વર્ષની બાળ વયમાં મેયારીની મટુકીઓ ફોડવી, દાન માટે રકઝક કરવી, કાલા કાલા શબ્દોથી મોહ ઉપજાવવો, ફુટેલી મટુકીમાંથી પડતાં દહીં, દૂધ, માંખણ લૂટીને ખાવાં, એ ચિત્ર હૃદયને શું પ્રફુલ્લિત નહિ કરી શકે વારુ? ગોપીઓ સંગે તેમની ઇચ્છાથી રાસ ખેલ્યો, અને મન્મથનો મદ તોડ્યો એ દિવ્ય શૃંગાર બળ; યશોદાને ત્રણ બ્રહ્માંડ મુખમાં બતાવ્યાં ને પાછી પુત્રપ્રેમ બતાવતી તેવી ને તેવી જ રાખી એ માયાબળ; બાર વર્ષ અંદરની વયે મલ્લયુદ્ધ કીધું, માતંગને માર્યો, કંસને રોળ્યો, ને માતામહને રાજ્યસિંહાસનારૂઢ કીધા એ પરાક્રમબળ; મોટી વયે મહા બાણાવળી એવા યોધાઓને નસાડ્યા, માર્યા એ વીરબળ; કૌરવસભામાં વિષ્ટિ કરવા ગયા તે વેળાએ દુર્જનની મલિન દૃષ્ટિ જોઇને વૈરાટ સ્વરૂપ બતાવી ભય બતાવ્યો એ વૈરાટ બળ; કુરુક્ષેત્રમાં રથચક્રને ચાકપર ચઢાવી ભીષ્મને રંજાડ્યા અને અર્જુનનો રથ હાંકી સારથિ–દાસપણું કરી પાંડવને પાળ્યા, એ ભક્તાધીન ભગવાનબળ; અર્જુન–ઉદ્ધવને દિવ્ય જ્ઞાનોપદેશ કીધો, એ જ્ઞાનબળ; યાદવોનો સંહાર સ્વેચ્છાથી કરાવ્યો, એ ભેદબળ; અને પૂર્ણ તેજસ્વી–પૂર્ણ બ્રહ્મ છતાં કાળાના તીરમાં તીક્ષ્ણતા મૂકીને સ્વદેહે જ સ્વધામ ગયા એ દેવતાઓને ભૂલમાં પાડવાનું બળ; એવું શ્રીકૃષ્ણચંદ્રની દિવ્ય લીલાનું દિવ્યપણું નિર્મળ ચક્ષુ વિના દૃષ્ટિગોચર થાય તેમ નથી. શ્રીકૃષ્ણ એ પૂર્ણ રાગી છતાં વિરાગી હતા; પૂર્ણ ભોગી છતાં જોગી હતા. તે એક સ્વરૂપે અનેક સ્ત્રી સંગે વિહારવ્યવહાર કરવાને સમર્થ હતા; છતાં કોઇને પણ સંતાન ન આપવામાં સમર્થ હતા; તે છતાં વળી એકેકને દશ દશ પુત્ર ને એકેક પુત્રી આપવાને મહાસમર્થ હતા; રણમાં લડવાને તે–શૂરવીર હતા, તે છતાં રણમાંથી નાસવામાં તે પાછા નહોતા; અજ્ઞાનતા બતાવવામાં ને કર્મ કરવામાં તે પ્રવૃત્તિમાન્ હતા, છતાં જ્ઞાન આપવામાં તે અતિ ઘણા નિવૃત્તિમાન્ હતા; તે શાપમાંથી મુક્ત કરવાને સમર્થ હતા, છતાં શાપમાંથી બચાવવાને અસમર્થ હતા; તે ઉર્ધ્વરેત રાખવે મહાત્મા હતા, તેમ વિલાસ ભોગવવામાં મહા સંસારી હતા. શ્રીકૃષ્ણચંદ્ર હજારોનો સંહાર કરવા સમર્થ છતાં રણમાંથી નાઠા છે, હજારો સ્ત્રીઓ સાથે વિલાસ ખેલ્યા છતાં એકેને સંતાન આપ્યું નથી. ૧૬૧૦૮ સ્વપત્નીને સર્વ વાતે સંતુષ્ટ કીધી

* શ્રીભાગવતમાં રાજકાજના પ્રસંગો પણ નવનવા છે. કાર્યસિદ્ધિ કરી જાણનારા દેવતા હતા, ને દાનવો શૂરા પણ મૂર્ખ હતા. તેમની સાથે કેમ વર્તવું તે સમુદ્રમથન વખતે દેવોએ બતાવ્યું. વાસુકીનાગનું નેતુ કીધું ને પ્રથમ જ દેવોએ મોઢાનો ભાગ પકડ્યો, જો કે તે પકડવાની મરજી ન હતી, તોપણ મૂર્ખ દૈત્યો ઉશ્કેરાયા ને કહ્યું કે અમે પુછડાનો ભાગ નહિ પકડીએ, તે અપવિત્ર છે. દેવોએ કહ્યું કે તમો કહો છો ત્યારે લો મોઢું. પછી પુંછડાનો ભાગ દેવોએ પકડ્યો. મંદરાચળથી વલોવતાં વાસુકીના મુખમાંથી ઝેર નિકળ્યું ને દૈત્યો બળી ગયા. હવે એ પ્રસંગે દેવોએ પહેલેથી દાવ ન કીધો હોત તો દૈત્યના હાલ તે દેવના થાત. રાજનીતિ વાપરીને રાજકાજમાં પણ એમ વર્તવાનું છે. આવા તો ઘણા પ્રસંગો ભાગવતમાં છે.

† વામન બળિરાય પાસે યાચવા ગયા, ને શુક્રાચાર્યે કહ્યું કે, 'ભલા માણસ, એ વામન નથી, પણ પ્રભુ છે, તારું સર્વસ્વ છીનવી લેશે, માટે સંભાળજે,' ત્યારે બળિએ કહ્યું, 'વાહ, જે પ્રભુ આપણું સર્વેને આપનારો છે, તે પ્રભુ મારી પાસે ભિક્ષા માગવા આવે ને હું ના પાડું–ને તે પણ વળી મેં નિયમ લીધો છે કે જે માગે તે મારે તેને આપવું તો પછી આમાં શું છે?' અહો! શી આ ઉદાર વૃત્તિની પરિસીમા. જ્યારે વામને દાન લઇને વૈરાટસ્વરૂપ ધર્યું, ને ત્રીજું પગલું ક્યાં મૂકું એમ પૂછ્યું તે વેળાએ બળિરાયે કહ્યું કે આ ઓંગપર–અમ પ્રભુનો ભાગ છે; એ ઔદાર્ય ગુણની બલિહારી જ.

છે. એ સમર્થ છતાં અસમર્થ, જ્ઞાની છતાં અજ્ઞાની, વૈરાગી છતાં રાગી, પ્રેમી છતાં કઠિન હૃદયના અને સુભટ છતાં દુર્બળ હતા—એવું વિરુદ્ધધર્માશ્રય શ્રીકૃષ્ણનું અવતારીચરિત્ર પ્રવૃત્તિનાં જીવડાંના લક્ષમાં આવવું સુલભ નથી. પૂર્ણ અંશી પરબ્રહ્મથી ઉત્પન્ન થયેલો કોઇ પણ અવતાર હોય તો તે આ શ્રીકૃષ્ણનો છે; ને તે અવતારચરિત્રની મઝા એવી તો અલૌકિક છે કે, તે જાણવાને, તેની ખૂબી પિછાનવાને આર્યાવર્તનો પ્રત્યેક જન તપાળુ રહે છે.* શ્રીકૃષ્ણના દિવ્ય ચરિત્રપ્રતિ દૃષ્ટિ કરતાં આ આશ્ચર્યભૂત નથી. એ દિવ્ય સંન્યાસી છે, સાથે દિવ્ય સંસારી છે, અને સાથે અલૌકિક પરાક્રમી છે, જે પરાક્રમથી અનેક રાજાઓ એના પાદનું ચુંબન કરતા છતાં કોઈ પણ વેળાએ સિંહાસનારૂઢ થયા નથી. જ્યાં સુધી ગીતાનો પૂર્ણ અર્થ સમજવામાં આવે નહિ ત્યાં સુધી મનુષ્યપ્રાણી કૃષ્ણને યથાર્થ સ્વરૂપમાં જાણી શકે તેમ નથી; એ સ્વાત્મ ઉપદેશની મૂર્તિ જ છે. એ સાધુ જ કૃષ્ણ છે, ને એ જ સાધુકૃષ્ણ ગોપીઓનો વલ્લભ છે. જ્યાં સુધી આ જીવ પૂર્ણ પવિત્ર, પૂર્ણ પ્રેમ, પૂર્ણ શ્રદ્ધાળુ બને નહિ ત્યાં સુધી વૃંદાવનમાં રમેલી રાસલીલા ને અર્જુનને આપેલા જ્ઞાનનું તન્મય કરતું રહસ્ય સમજી શકાશે નહિ, જેણે છલોછલ ઉભરાતો પ્રેમ-પ્યાલો પીધો નથી, જે પ્રેમઘેલો નથી તે કૃષ્ણના પૂર્ણ પવિત્ર સ્વરૂપનું દર્શન કરી શકતો નથી. ગોપીઓના પ્રેમની મહત્તા કોણ સમજી શકશે? પ્રેમની સાક્ષાત્ મૂર્તિ, જે પ્રેમ પ્રેમ વગર અન્ય ઇચ્છતું નથી. જે પ્રેમ સ્વર્ગીય સુખ તુચ્છ ગણે છે, આ લોકનાં સુખો તો શું પણ પરલોકનાં સુખો પણ એ પ્રેમ આગળ કંઇ નથી, તેવો પ્રેમી કૃષ્ણ ને પ્રેમઘેલી ગોપીની ભાવનામાં જ નિરાકાર ને સાકારની ભાવનાઓનો ભેદ છે. પ્રેમમા જ જેનું જીવન છે, પ્રેમ જ સત્ય છે એવો કૃષ્ણ પૂર્ણબ્રહ્મ છે, રાજાઓનો રાજા છે, કાળનો કાળ છે. તે તો આટલું જ જાણે છે કે એ પ્રેમાળો, ગોપાળ છે, ગાયોનો ચરવૈયો છે, બંસીનો બજવૈયો છે, જશોદાનો છૈયો છે, પ્રેમમસ્ત ગોપી તેનાં અડપલાં સહન કરે છે, તેનાપરના પ્રેમથી લોકાપવાદ સાંભળે છે, સાસુ નણંદ તથા પતિનો તિરસ્કાર સહે છે, પણ પ્રેમમાં ડગમગતી નથી. તે તેને ને તેને જ ભજે છે, તેને ને તેને જ જુએ છે. ખાતાંપીતાં, હસતાં ખેલતાં, સર્વ કાળે એ જ પ્રેમમૂર્તિનું એક લક્ષ છે. અમારો નાથ છે, તેનાપર કોઇ પણ અપવાદને સાંભળતી નથી, પણ અપવાદ દેનારને ધિક્કારે છે. તેઓએ એને સર્વજ્ઞ, સર્વ શક્તિમાન્ પરમાત્મા જાણવાની પણ તમા રાખી નથી, પણ માત્ર વૃંદાવનવિહારી, ગોપીજનવલ્લભ જ જાણ્યો છે; ગોવાળીઓ જ ગણ્યો છે, યશોદાનંદન જ જોયો છે. એ પ્રેમ તે પ્રેમને માટે જ હતો; પ્રેમમાં નેમ નહોતો, અન્ય ભાવ નહોતો, દ્વૈત ન હોતું, માત્ર અનન્યભાવ જ હતો, ચિદ્રૂપ જ હતું, માત્ર અદ્વૈત જ હતું. અદ્ભુત પ્રેમ ! આ જગતથી વિરક્ત પુરુષ જ આ પ્રેમનું રહસ્ય જાણી શકે, તે જ ગોપીઓના પ્રેમની સહકૃત અનુભવી શકે. પ્રેમને માટે જ પ્રેમ છે, કર્મ માટે જ કર્મ છે, ધર્મ માટે ધર્મ છે, એજ કૃષ્ણનું હૃદય છે, સ્વાર્થી જીવડો આ પ્રેમની રહસ્યભાવના જાણી શકતો નથી. જ્યાં સુધી સ્વાર્થભાવનો લય નથી ત્યાં સુધી ગોપીઓનો પ્રેમ શું તે સમજાશે નહિ. એ સમજવા માટે આપણે ઘેલા થવું જોઇએ—ઉન્માદી થવું જોઇએ. એ જ પ્રેમનું એક ચુંબન સર્વ લય કરે છે. એ જ પ્રેમનું એક ચુંબન એને જ હૃદયમા વસાવે છે, એ જ પ્રેમનું ચુંબન સર્વ દુઃખનો ક્ષણમાત્રમા નાશ કરે છે. એ જ પ્રેમનુ ચુંબન દ્વૈતભાવના મટાડી અદ્વૈત ભાવનામાં લીન બનાવે છે. એકવાર કનક, કાન્તા ને કીર્તિ—આ ત્રણ દમડીના જગતનો મોહ મટાડી દો, આત્માને પવિત્ર બનાવી, પછી ગોપિકાઓનો પ્રેમ જુઓ તમને તુરત જ અદ્ભુતતા દેખાશે. જ્યા સુધી સ્વાર્થિસંસારમા પ્રેમ છે ત્યાં સુધી એમાંનું કશું દેખાશે નહિ, એ સર્વનો નાશ એ જ અદ્વૈત પ્રેમનું શુદ્ધ સ્વરૂપ છે. આ પ્રેમ સમીપ, ગીતાનું મહા તત્ત્વ પણ તુચ્છ છે; ગીતા તો પગલે પગલે આત્માને વિશુદ્ધ બનાવી વધારે છે, પણ અહિંયાં તો પ્રેમ સબંધ થતાં, ગાંડપણનો વા વાતો, ક્ષણ માત્રમાં જીવને દિવ્યપદે પહોંચાડે છે. સર્વ ઉપાધિ મટી જાય છે, અનિત્ય પદાર્થપરની સ્પૃહા નાશ પામે છે. માત્ર એક ગાંડો—પણ નિર્મળ—પ્રેમ જ રહે છે. એ પ્રેમઘેલો જીવ જગતને કૃષ્ણમય જુવે છે; અન્ય જીવો પણ કૃષ્ણમય થઇ જાય છે, તેનો આત્મ પણ કૃષ્ણરંગી થઇ જાય છે. પ્રેમ તે પ્રેમ માટે જ, કર્મ તે કર્મ માટે જ, ધર્મ તે ધર્મ માટે જ છે એ વિચારનો જ્ઞાન દાતા કૃષ્ણ જ છે. પરમાત્મા કૃષ્ણ જ છે. ગોપી જન–વલ્લભ કૃષ્ણને જોવા, જાણવા માટે જ્યાં સુધી આ જીવ વૃંદાવનની ગોપી બને નહિ ત્યા સુધી તે પ્રેમનું ને ગોપીપ્રેમનું સ્વરૂપહાર્દ સમજી શકાશે નહિ, જાણી શકાશે નહિ, જોઇ શકાશે નહિ, મુક્ત થઇ શકાશે નહિ. જ્યા સુધી ગોપીજનનો પ્રેમ હૃદયમાં વસ્યો નથી, જ્યાં સુધી પ્રેમસ્વરૂપ વિચાર્યું નથી ત્યાં સુધી ગમે તેવા સત્યને શોધશો, પણ તે મોક્ષદાયી નથી. પણ એ ગાંડો પ્રેમ વ્યાપ્યા પછી અવશેષ કશું પણ રહેશે નહિ, સૂક્ષ્મદૃષ્ટિથી આ પ્રેમનું સ્વરૂપ વિલોકતા જણાશે કે, તે અનુપ શ્રદ્ધા છે. આ શ્રદ્ધાપ્રેમથી અભેદતા પમાય છે. ગોપીઓ આવી અભેદતા પામી હતી, ને તેમાંથી માયારહિત શુદ્ધ નિત્ય એકાકાર ચૈતન્ય પરબ્રહ્મને અભેદભાવથી પૂજતી હતી એજ પ્રેમથી ગોપીઓએ નિત્ય પ્રેમની અભેદતા સંપાદન કરી અક્ષરને પામી છે, એ જ પ્રેમથી ગોપીઓએ લોકલાજનો ત્યાગ કરી, ભય, શંકા, મોહથી મુક્તિ મેળવી હતી. પ્રેમ તે ગોપીઓનો જ; અન્ય પ્રેમ તે શ્વાન માંજારનો છે. આ પ્રેમનું શુદ્ધ

* શ્રીમદ્ભાગવતના દશમસ્કંધની રાસપંચાધ્યાયી માટે સુધારાવાળાઓ વગર સમજે, વગર જાણે ઘણા આરોપ મૂકે છે. પણ તેમાનો શુદ્ધ જ્ઞાનનો ભાગ વાંચે–સમજે તો પછી એક અક્ષર પણ બોલે તેમ નથી. શંકરાચાર્ય ને શાંકર મતવાળા મધુસૂદન જેવા મહા પુરુષો, જો આ ગ્રન્થ વિષયરસથી ભરપૂર હોય તો ટીકાને યોગ્ય ગણે નહિ ને તેપર ટીકા કરે પણ નહિ. મધુસૂદન તો કહે છે કે, એ ભાગવત વૈરાગ્યથી જ ભરપૂર છે. શ્રીમદ્ વલ્લભાચાર્યે તો રાસપંચાધ્યાયી કેવળ જ્ઞાન ને વૈરાગ્યથી ભરપૂર બતાવે છે. આમ તો કોઈ પણ કહેવાને હિમત કરી શકશે નહિ કે, શ્રીમદ્ભાગવત રચનાર મહાત્મા વ્યાસ મુનિએ, લોકોની વૃત્તિ ભગાડવાને તેમા વિષયરસ ઉછાળ્યો હોય—તો પછી એમાં નીતિભગ–વિષયરસ ક્યાંથી આવી ગયો? એક ટીકાકારે તો માત્ર રાસપંચાધ્યાયીપર ૧૦૦૦૦૦ શ્લોકની ટીકા કરેલી છે, અને લખે છે કે, મારું અહો ભાગ્ય ક્યાંથી કે આવા સર્વ વાતે–વૈરાગ્યથી ભરપૂર ગ્રન્થપર ટીકા કરવાને પાત્ર થાઉં. રાસપંચાધ્યાયીમા શું છે, તેની કલ્પના વાચક વર્ગ કરી લેવી.

રહસ્ય જ્યારે ઉદ્ધવે જોયું ત્યારે તેનું જ્ઞાન મોળું પડી ગયું; અને ગોપીઓને જ્ઞાનોપદેશ આપવા ગયા હતા, તે જ્ઞાનોપદેશ અફલ કરી પાછા ફરતાં કહ્યું કે, 'જે આ પ્રેમનું સ્વરૂપ જાણે તે ગોપીઓના પગની રજ મસ્તકે ચઢાવે,' ને તેમ જ ઉદ્ધવે ગોપીઓની પદરજ મસ્તકમાં મૂકી હતી; એવો વિશુદ્ધ પ્રેમ અવલોકનાર જીવ જ, ગોપીઓના પ્રેમની તુલના કરવાનો અધિકારી છે. એ પ્રેમને પ્રણામ છે. એ જ ભાગવતનું રહસ્ય છે ને તે પવિત્ર ખ્યારી વર્ણવી, શુક યોગીના મુખમાં મૂક્યું છે.

જેમ જેમ શ્રીમદ્‌ભાગવતનો એ નવરસથી ભરેલો રસિક ભાગ વાંચવામાં આવે છે, તેમ તેમ તેમાં અત્યંત ખુબી જોવામાં આવે છે; અને શ્રીધર સ્વામીએ શ્રીમદ્‌ભાગવતને કલ્પતરુનું રૂપક આપ્યું છે તે યથાર્થ રીતે સમજાઇ આવે છે.

श्रीमद्भागवताभिधः सुरतरुस्ताराङ्कुरः सज्जनिः
स्कन्धैर्द्वादशभिस्ततः प्रविलसद्भक्त्यालवालोदयः ।
द्वात्रिंशत्‌त्रिशतं च यस्य विलसच्छाखाः सहस्राण्यष्टौ
पर्णान्यष्टदशेष्टदोऽतिसुलभो वर्वर्ति सर्वोपरि ॥ १ ॥

અર્થ–શ્રીમદ્‌ભાગવત નામનો કલ્પવૃક્ષ સર્વોપરી છે. જેનો અંકુર એ ઓંકાર છે, જે બાર સ્કંધોથી મજબૂત બંધાયલો છે, જેનો ક્યારો એ ઉત્તમ 'પ્રતિની ભક્તિ છે, જેની ૩૩૨ શાખા અધ્યાય* છે અને જેનાં પાંદડાં ૧૮૦૦૦ છે તે શ્લોકો છે,' વળી તે (કલ્પતરુ) ઘણો સુલભ છે અને ઇષ્ટ ફળને આપનાર છે.

કલ્પવૃક્ષ ઇચ્છિત વસ્તુ પૂરી પાડે છે–તેમ જ શ્રીમદ્‌ભાગવત સર્વ વસ્તુ પૂરી પાડનાર છે. તેમાંથી કોઈ પણ વસ્તુ નહિ મળે તેમ નથી. એમાં કોઈ વસ્તુની ખામી નથી. તેમાં પણ શ્રીમદ્‌વલ્લભાચાર્યે પોતાની સુબોધિની ટીકામાં આ શ્રીમદ્ ભાગવતનું સર્જીવારોપણ રૂપક કલ્પી દશમસ્કંધને મુખની ઉપમા આપી છે તે યથાર્થ છે. મુખ એ સર્વાંગની શોભાવાળો ભાગ છે. તેમાં જો કંઈ પણ ખામી હોય ને કંઈ ડાઘાડુઘીવાળો ભાગ હોય તો બીજાં બધાં અંગો ગમે તેવાં સુંદર હોય તોપણ કોઇ તે તરફ આડી નજરે પણ જોય નહિ, ને મુખ સુંદર હોય તો સર્વ ખામીઓ ઢંકાઇ જાય. આ ભાગવત તો સર્વાંગે સંપૂર્ણ છે, તેના મુખારવિન્દમાં એવી તો શોભા ભરેલી છે કે, જેથી આસ્તિક–ધાર્મિક–રસિક ભક્ત તો તેમાં થતી લીલાનું યથોચિત રીતે અવલોકન કરી શકે છે. મહાભાગ્ય ભક્તજન તો તેમાંના રસનું નિરાંતે પાન કરીને તૃપ્ત થાય છે–ને તે જ કારણથી શ્રીમદ્‌ભાગવત આટલું બધું જનપ્રિય થઈ પડેલું છે.†

શ્રીમદ્‌ભાગવત એ સર્વ ગુણાલંકારથી ભરેલો ભક્તિરસપ્રધાન–શુદ્ધસાત્વિક ભક્તિરસથી ગુંથાયેલો મહાપુરાણનો એક ગ્રન્થ છે. એમાં એવી તો દિવ્ય લીલા, ચમત્કારો અને વર્ણનો વર્ણવેલાં છે, કે જો તેનું યથાર્થ રહસ્ય જાણવામાં આવે તો કોઈ વાતની ન્યૂનતા રહે નહિ. એમાં અજ્ઞાન નિવૃત્તિનો બોધ આપેલ છે, શ્રીકૃષ્ણ પરમાત્માનું ચમત્કારથી ભરેલું ચરિત્ર યોજેલું છે ને એમાં જે જે બોધ આપેલો છે તે એવો તો ઉત્તમ, એવો તો પોષક ને એવો તો કલ્યાણકારક છે કે, એવું જ્ઞાન–ધર્મ ભક્તિસહિત થોડે જ સ્થળેથી મળી શકશે. જ્ઞાન એ કલ્યાણ–મોક્ષનું સાધન કહેવાય છે, પણ ભક્તિ વિના જ્ઞાની પુરુષ જડસોજાડો થઈ જાય છે. ભક્તિ હૃદયને કોમળ–પરાર્થ બુદ્ધિવાળું કરે છે; જ્ઞાન શુષ્ક–જડસો બનાવે છે. તેવા જ્ઞાનમાંથી કાઢીને કોમળજ્ઞાની બનાવવાને આ શ્રીમદ્‌ભાગવત શ્રીવ્યાસદેવે રચ્યું છે–જે મહાત્માના અપાર ઉપકારની તુલના કોઈ કરી શકશે નહિ.

એવા ઋષિવર શ્રીવેદવ્યાસ–સત્યવતીસુત–કે જેમણે શુકદેવ જેવા યોગીને જન્મ આપ્યો છે, તેમને પ્રેમપૂર્વક પ્રણામ કરીને એટલી પ્રાર્થના કરું છું કે, આ અલ્પમતિ પ્રાણીને એવા પ્રકારની ભક્તિ આપી તૃષા મટાડો–કે જેમ કોઇક તૃષાળુ મનુષ્ય પવિત્ર ગંગાના તટપર ઉભો રહી, ગંગાનાં દર્શન કરતો જાય, તટની શોભા નિરખતો જાય, આસપાસનું સૃષ્ટિસૌંદર્ય નિહાળતો જાય, ગંગાના પ્રતાપનું અને માહાત્મ્યનું હૃદયમાં ચિંતવન કરતો જાય ને ખોબે ખોબે પાણી પીતો જાય, તે સાથે જે આનંદરસ ભોગવે તેવી જ આનંદમય જ્ઞાન–ભક્તિ આપી, સગુણ નિર્ગુણ રાગી વિરાગી પરબ્રહ્મનાં ચરણકમળ સેવતાં પરમાનંદ પદ આપો; અને આધિભૌતિક વગેરે ત્રણ તાપ ટાળી મોક્ષપદ આપો. પ્રભુના જય રૂડા છે.

સંવત ૧૯૪૫ } ઇચ્છારામ સૂર્યરામ દેસાઈ
દેવશયની.

* શ્રીમદ્‌ભાગવતના અધ્યાય ૩૩૫ હાલમાં જોવામાં આવે છે, પરંતુ તેમાં અધ્યાય ૩ પ્રક્ષિપ્ત કહેવામાં આવે છે અને તેનું આ શ્રીધરસ્વામી પણ પ્રમાણ આપે છે. તેમ શ્રીવલ્લભાચાર્ય પણ અધ્યાય ૩૩૨ ગણાવે છે અને દશમસ્કંધના અધ્યાય ૩ પ્રક્ષિપ્ત ગણાવે છે. એ ત્રણ અધ્યાયનું વ્યાખ્યાન સુબોધિની નામની ટીકામાં પણ તે કરતા નથી.

† શ્રીવલ્લભાચાર્યના મતથી શ્રીમદ્ ભાગવતસ્વરૂપ જે પુરુષ (પુરુષોત્તમ) ક્યા છે, તેમના અંગ આ પ્રમાણે છે:-

| સ્વમતે. | | ઉપાસનામતે. | |
|---|---|---|---|
| સ્કંધ. | અંગભાગ | સ્કંધ. | અંગભાગ. |
| ૧૧ | મસ્તક. | ૧૨ | મસ્તક. |
| ૧૦ | મધ્યભાગ–પેટનો ભાગ. | ૧૧ | કપાળ. |
| ૯– ૮ | છાતીનો સ્તનવાળો ભાગ. | ૧૦ | મુખ. |
| ૭–૧૨ | બે બાહુ–ખભાથી કોણી સુધીનો ભાગ. (એમાં પ્રભુનો હાથ જમણો ને ઉંચો હોવાથી ૧૨ મો સ્કંધ ને ડાબો હાથ છાતીપર હોવાથી સપ્તમસ્કંધ) | ૯ | બે હાથ. |
| | | ૮ | હૃદય. |
| | | ૭ | પેટ. |
| | | ૬ | ગુહ્યસ્થાન મળદ્વારનો ભાગ. |
| ૬– ૫ | બે સાથળ. | ૫ | કટિ–કેડ. |
| ૪– ૩ | બે કર–પહોંચો ને હથેળીવાળો ભાગ. | ૪– ૩ | બે સાથળ. |
| ૨– ૧ | બે પગ. | ૨– ૧ | બે પગ. |

આ પ્રમાણે પુરુષકલ્પનામાં કેટલી દીર્ઘદૃષ્ટિ વાપરવામાં આવી તે વાંચનારે વિચારી લેવું. વૈષ્ણવ સંપ્રદાયમાં શ્રીનાથજીની મૂર્તિ રચના કરવામાં આવી છે તે શ્રીવલ્લભાચાર્યના સ્વમત પ્રમાણે છે. વળી કેટલાક ભાવિકો એમ પણ જાણે છે કે, શ્રીભાગવત એ પુરુષોત્તમ સ્વરૂપ નથી, પણ શ્રી સ્વામિની સ્વરૂપ છે.

## અનુપૂર્તિ

આ શ્રીમદ્ભાગવતના સબંધમા એક મોટી તકરાર એ ઉત્પન્ન થઈ છે કે, એ ગ્રન્થ શ્રીવેદવ્યાસકૃત નથી, અને એ અઢાર પુરાણમા પણ નથી પણ ૧૮ પુરાણમાં જે ભાગવત છે, તે દેવીભાગવત છે આ બાબતમાં ઘણા ઘણા વિદ્વાનોનો વાદ થયો છે, છતા અદ્યાપિપર્યંત કોઈ પણ જાતનો નિર્ણય થયો નથી મેં દેવીભાગવત જોયું છે અને ભાગવતની સંકલનાની, રચનાની, અર્થ ગાભીર્યની, પદલાલિત્યની, વિસ્તાર વિન્યાસની, ભાષાની અને પુરાણના જે હેતુ છે તેની, બહુ સૂક્ષ્મતાથી નિરીક્ષા કીધી છે ને તે પછી આ નિર્ણયપર આવ્યો છુ કે, દેવીભાગવત કરતાં આ શ્રીમદ્ભાગવત અતિ ઘણું શ્રેષ્ઠ છે—આ શ્રીમદ્ભાગવતને મુકાબલે દેવીભાગવત કંઈજ નથી અઢાર પુરાણમા શ્રીમદ્ભાગવત છેલ્લું લખાયલું છે, ને વ્યાસવાણી રૂઢ થયા પછીની આ ગ્રન્થરચના છે

૧ દેવી ભાગવતવાળા કહે છે કે, વ્યાસે ૧૮ પુરાણ પ્રથમ રચ્યાં, પણ સતોષ ન થયો ત્યારે મહાભારત રચ્યું, તેથી પણ સતોષ ન થયો ત્યારે શ્રીમદ્ભાગવત નારદજીના કહેવાથી ઈશ્વરભક્તિનું પ્રતિપાદન કરવાને રચ્યું ને ત્યારે જ તેમને સતોષાનદ પ્રાપ્ત થયો* અર્થાત્ શ્રીમદ્ભાગવત એ ૧૮ પુરાણની બહાર છે

૨ વળી શ્રીધર પડિત, કે જેણે શ્રીમદ્ભાગવતપર ટીકા કરી છે તે इदम् શબ્દથી એમ જણાવે છે કે, આ પુરાણ બીજું છે એમ મા જાણશો—અર્થાત્ લોકોના મનમા શ્રીધર પડિતના સમયમા પણ આ શ્રીમદ્ભાગવત ૧૮ પુરાણમાં નથી એવી શકા હતી, જેથી શ્રીમદ્ભાગવતનો બચાવ કરવાને શ્રીધરે એ પ્રમાણે લખ્યું છે

૩ ત્રીજી શકા એવી લાવવામાં આવે છે કે, મત્સ્ય પુરાણમા એક એવો શ્લોક છે કે —

यत्राधिकृत्य गायत्रीं वर्ण्यते धर्मविस्तरः ।
वृत्रासुरवधोपेतं तद्भागवतमिष्यते ॥

અર્થાત્ જે (ભાગવત)નો આરંભ ગાયત્રીથી થાય છે તથા જેમા વૃત્રાસુર વધની કથા છે, તેને ભાગવત જાણવુ

વેદવ્યાસના આ વચન પ્રમાણે દેવીભાગવત ગાયત્રીમંત્ર અનુસાર છે. દેવીભાગવતનો મગળ શ્લોક આ પ્રમાણે છે —

सर्वचैतन्यरूपान्तामाद्यां विद्यां च धीमहि
बुद्धिं या नः प्रचोदयात् ।

ગાયત્રીના ૨૪ અક્ષર છે, તેમ જ આ દેવીભાગવતના મગળ પાઠનો પણ ૨૪ અક્ષર છે.

૪ શ્રીમદ્ભાગવત બોપદેવ નામના સંવત્ ૧૨૦૦ ની લગભગ થયેલા એક વિદ્વાનનું રચેલુ છે અને મૂળ પુરાણ તો દેવીપુરાણ છે

દેવીભાગવતવાળાની આ શકાઓનું શ્રીમદ્ભાગવત વ્યાસ પ્રણીત છે, એમ કહેનારાઓ આવી રીતે નિવારણ કરે છે

* જો આટલી જ વાતથી દેવીભાગવતવાળા પોતાના ગ્રન્થની ગણના પુરાણમા કરાવવા ઇચ્છતા હોય તો આપણથી એમ સિદ્ધ થશે કે, વ્યાસને પુરાણ ને ભારતથી સતોષ નહિ થયો, પણ ભાગવતથી સતોષ થયો—એટલે પુરાણોથી પણ શ્રીમદ્ભાગવત પ્રથ ઠરી ચૂકયુ

૪

૧ પદ્મપુરાણનો જે શ્લોક દેવીભાગવતવાળા કહે છે તેમાં કૃષ્ણનો અર્થ જ ખોટો કરે છે.

૨ વ્યાસે અઢાર પુરાણ કીધા, પણ તેમાંના ૧૭ પુરાણ લોકોમાં આપ્યા (શિષ્યોને ભણાવ્યાં ને તે દ્વારા લોકમાં પ્રવર્તમાન થયાં) પણ શ્રીમદ્ભાગવત લોકોને આપ્યું ન હોતું, તેથી ઉચ્ચાટ થયો હતો, ને તે લોકોને આપ્યું ત્યારે ઉચ્ચાટ મટયો હતો

૩ જો ૧૮ પુરાણ પછી મહાભારત રચાયુ હોય તો પદ્મપુરાણમા ગીતામાહાત્મ્ય કયાથી દાખલ થયું ?

૪ શ્રીધર સ્વામિએ इदम् શબ્દથી બીજા ભાગવતને બતાવ્યુ. તે દેવીભાગવત નહિ પણ દેવીપુરાણ છે એ દેવીપુરાણ પ્રાચીન ગ્રન્થ છે, પણ તે ૧૮,૦૦૦ શ્લોકવાળો નથી, માત્ર ૫૦૦૦—૬૦૦૦ શ્લોકનો છે દેવીપુરાણ તે ઉપપુરાણ છે ને તેથી જ તેને પુરાણ ગણાવવાનો આગ્રહ શક્તિમતવાળા ધરાવતા હતા જો દેવીપુરાણ વ્યાસકૃત ઠરે તો શક્તિમતવાળાને અધર્મે વર્તવાનો માર્ગ મોકળો મળે દેવીપુરાણનો આરંભ આ પ્રમાણે છે, ને તેથી જ તકરાર ઉઠી હતી

प्रणिपत्य शिवा देवीं शिवं भागवतं तथा ।
पुराणं संप्रवक्ष्यामि ॥

એમાં ભાગવત શબ્દ આવેલો છે તેથી વાદ થયો હતો. સસ્કૃતના જ્ઞાતાઓ કહે છે કે, એ શબ્દનો અર્થ ભાગવત નહિ, પણ ભગવદ્ સબધી એવો છે, ને તે શિવજીને લાગુ પડેલો છે

૫ ભાગવતનો પ્રારંભ ગાયત્રી મંત્રથી થાય છે, ને દેવીભાગવતનો પ્રથમ શ્લોક ગાયત્રી જેવો છે ખરો, પણ જે શ્લોક દેવીભાગવતમાથી આપ્યો છે તેવો એક પણ શ્લોક વ્યાસકૃત ૫૦૦૦૦૦ શ્લોકમાથી મળશે નહિ વળી દેવીભાગવતના મંગળ શ્લોક સાથે મુકાબલો કરતા ને ગાયત્રી મત્ર હેઠળ* આપ્યો છે તે પરથી શ્રીમદ્ભાગવતનો મગળ શ્લોક વધારે બધબેસતો ગાયત્રી અનુસાર છે કે દેવીભાગવતનો છે, તે સ્પષ્ટ જણાઈ આવશે

૬ શ્રીમદ્ભાગવત એ બોપદેવકૃત છે, એમ જે કહે છે તે તો કેવળ કલ્પના જ છે બોપદેવના જે ગ્રંથો બહાર પડેલા છે, તેનાથી જૂદી જ ભાષામા શ્રીમદ્ભાગવત છે † વળી બોપદેવને થયાને ૭૫૦ વર્ષ થઇ ગયા છે, તો બોપદેવની અગાઉ ઘણા વર્ષ પૂર્વે થઇ ગયેલા શ્રીશંકર સ્વામીએ શ્રીમદ્ભાગવતપર કેમ કરીને ટીકા કીધી ? તેમ જ તેમનો સમકાલીન મધુસૂદન સરસ્વતી છે, તેણે પણ શી રીતે ટીકા કીધી ? શ્રીશકરાચાર્યે સ્વકૃત ગોવિંદાષ્ટકમા લખ્યું છે કે मृत्स्नामत्सीहेति यशोदा ॥ એ વાક્ય શ્રીમદ્ભાગવતના દશમસ્કધના આઠમા અધ્યાયનો कस्मान्मृदमदान्तात्मन् भवान् भक्षितवान् रह આ શ્લોકનું કેવળ અનુકરણ છે શ્રીશકરાચાર્યને થયાને હાલના વિદ્વાનો

* શ્રીગાયત્રીમંત્ર આ પ્રમાણે છે —

ओम् तत्सवितुर्वरेण्यम् । भर्गो देवस्य धीमहि । धियो यो नः प्रचोदयात् ।

† મેં એક વિદ્વાન પાસેથી સાભળ્યુ હતું કે, બોપદેવે ભાગવતપર ટીકા લખવા માંડેલી હશે ને તેથી તેના ગ્રંથમાંથી ભાગવતનું રહસ્ય સમજાય તેવા પ્રકારે ટીકા કીધેલી મળી આવી છે દેવીભાગવતવાળા એમ લઈ પડેલા છે કે તે ટીકા નહિ, પણ રૂપકાવકારમા આ ભાગવત લખતો હતો, તેનુ ગ્રંથમથી બાધેલુ તે રૂપક હશે

૧૦૦૦-૧૨૦૦ ને ૧૯૦૦ વર્ષ કહે છે તો બોપદેવકૃત શ્રીમદ્‌ભાગવતમાંથી તેઓ આ વાક્ય શી રીતે અનુકરણ કરી શકે ?

૭ વળી શ્રીમદ્‌ભાગવતનાં પ્રમાણો ઘણા ગ્રંથોમાં લેવાયાં છે.* પણ દેવીભાગવતનાં પ્રમાણો ક્યાંયી લેવાયાં નથી. દેવીભાગવત તો હમણાંની કૃતિ છે; ને મૂળ તકરાર દેવીપુરાણ માટે છે. દેવીપુરાણ, પુરાણના લક્ષણથી બહાર છે, એટલે ઉપપુરાણ જ ગણાય છે.†

૮ શ્રીધર પંડિત ૧૨૦૦ ની સાલમાં થઈ ગયો તેણે પણ શ્રીભાગવતપર ટીકા કીધી છે.* પણ દેવીભાગવતપર ટીકા કીધી નથી, એટલે દેવીભાગવત તે કાળે હતું એમ ધારી શકાતું નથી–જો હોત તો અત્યાર સૂધીમાં કોઈ પણ પ્રાચીન વિદ્વાન્ તેનાપર ટીકા કરવા તૈયાર થયો જણાત.

આ સઘળી તકરારોપર પુષ્કળ લખાયું બોલાયું છે, ને મતમતાંતરના આગ્રહને લીધે, વિદ્વાનો સત્ય શોધ કરવાને બદલે, મતાધીન થઇ જઇ, સત્યથી વેગળા જઈ, સ્વમત પ્રતિપાદન કરવા દુરાગ્રહવશ છે. હું જે નિર્ણયપર આવું છું તે આ પ્રમાણે છે–દેવીભાગવત બહુ માન્ય નથી ને પ્રાચીન પણ નથી. ભાગવત એટલે ભગવદ્ સંબંધી, ને દેવીભાગવતમાં ભગવદ્ સંબંધી બીલકુલ નથી, પણ ઘણો ભાગ પ્રાચીન ઇતિહાસનો છે. થોડો ભાગ શક્તિ ઉપાસનાનો છે. ભાગવતનો પ્રાધાન્ય હેતુ ભક્તિ-ઉપાસનાનો છે. દેવીભાગવતમાં ભક્તિનું પ્રાધાન્યપણું ન હોવાથી, પણ શક્તિનું પ્રાધાન્યપણું હોવાથી તેને લોકોએ માન્યું નથી. વ્યાસની વાણીનો પ્રાધાન્ય હેતુ ભક્તિ-ઉપાસનાનો છે, તે શ્રીમદ્‌ભાગવત પૂર્ણ કરે છે. દેવીભાગવત તે વ્યાસની વાણીથી દૂર છે. દેવીભાગવત એ હમણાંની કૃતિ જણાય છે ને સંસ્કૃતના જ્ઞાતા માને પણ છે. દેવીભાગવતની લખેલી કોઈ પ્રાચીન પ્રત પણ મળતી નથી.

એ બધાં કારણો તરફ જોતાં દેવીભાગવતને વ્યાસકૃત માન્ય કરાય તેમ નથી. દેવીભાગવતમાં પુરાણનાં જે લક્ષણ કહેલાં છે, તે પણ નથી. દેવીભાગવત એ આધુનિક ગ્રંથ છે, ને તે બહુ માન્ય પણ નથી, તો પછી સર્વ માન્યની વાત તો ક્યાંથી જ કરવી ? પંડિત શ્રીગટ્ટુલાલજી પોતાના અનુભવથી કહે છે કે, દેવીભાગવત એ હમણાંની કૃતિ છે. પંડિતજી પોતાના જાતિ અનુભવથી જે બીના જણાવે છે, તે બહુ રીતે વજન આપવા જોગ છે ને તેના વિરુદ્ધ મજબૂત પુરાવો મળે નહિ ત્યાં સૂધી દેવીભાગવત એ વ્યાસપ્રણીત માનવાને કોઇ પણ રીતે પંડિત તૈયાર થશે નહિ પંડિત ગટ્ટુલાલજી કહે છે કે–

આ દેવીભાગવત ગ્રન્થ આશરે ૧૨૫ થી ૧૫૦ વર્ષ ઉપર બનેલો છે તે પહેલાનો નથી દેવીભાગવતનું ૧૫૦ વર્ષની પૂર્વે લખાયલું એકે જુનું પુસ્તક મળશે જ નહિ, અને કદાપિ તેની પહેલાનો શક લખેલો એવું પુસ્તક મળે, તોપણ તેના કાગળ, શાહી વગેરેની તપાસ કરતા સ્પષ્ટ થશે કે, એ શક પાછળથી લખેલા પુસ્તકમાં ખોટો લખવામાં આવ્યો છે દેવીભાગવતપર જે નીલકંઠની ટીકા મળે છે, એ ટીકા કરનાર નીલકંઠ પ્રાચીન નીલકંઠ નહિ, પણ આજથી ૫૦ વર્ષ ઉપર અકબર, કાશી વગેરે ઠેકાણે હતો તે નીલકંઠ નામનો બીજો સન્યાસી બ્રાહ્મણ હતો, જેને જોનારા ૫૦૦ ઉપર માણસો તો હજી હયાત હશે. એ ટીકા તેણે રતનજી

* શ્રીમદ્‌ભાગવત એ સર્વમાન્ય પુરાણ છે નીચેના ગ્રન્થકારોએ એ ગ્રન્થનાં પ્રમાણ તરીકે વચનો લીધાં છે, તે ઉપરથી એ સિદ્ધ થાય છે

૧ નારદીય પુરાણ.
૨ ગૌરીતંત્ર (મહાદેવકૃત)
૩ પદ્મપુરાણ
૪ પદ્મપુરાણનો ઉત્તરખંડ
૫ સ્કંધપુરાણ
૬ બ્રહ્મસૂત્ર ભાષ્ય (મધ્વાચાર્ય)
૭ તત્ત્વપ્રકાશિકા.
૮ તાત્પર્યચંદ્રિકા
૯ હિનત્રયમીમાંસા
૧૦ ક્ષીરનિધિ.
૧૧ સદાચારસ્મૃતિ વ્યાખ્યા.
૧૨ સ્મૃતિકૌસ્તુભ
૧૩ સ્મૃત્યર્થસાગર.
૧૪ નિર્ણયરત્ન.
૧૫ જીવનમુક્તિ પ્રકરણ (વિદ્યારણ્ય સ્વામિકૃત પુસ્તકમાં છે.)
૧૬ વ્રતખંડ, દાનખંડ (હેમાદ્રિ)
૧૭ નિર્ણયસિંધુ
૧૮ આહ્નિક (ભટોજી દીક્ષિત)
૧૯ આહ્નિકશેખર (નાગોજી દીક્ષિત).
૨૦ શબ્દરત્ન „
૨૧ રામાયણ વ્યાખ્યા
૨૨ સપ્તશતી વ્યાખ્યા
૨૩ સંસ્કારકૌસ્તુભ. (અનન્તદેવ)
૨૪ મધુરાસેતુ (અનન્તદેવ)
૨૫ શ્રાદ્ધમયૂખ (નીલકંઠ)
૨૬ વ્યવહારમયૂખ. (નીલકંઠ)
૨૭ દિનકરોદ્યોત
૨૮ વિધાનપારિજાત
૨૯ પ્રયોગપારિજાત
૩૦ આચારરત્ન
૩૧ સંવત્સરપ્રદીપ
૩૨ કાળનિર્ણય.
૩૩ કાળનિર્ણયદીપિકા
૩૪ વિષ્ણુસહસ્ર નામ ભાષ્ય (શંકરાચાર્ય)
૩૫ ચતુર્દશમતવિવેક „
૩૬ ગોવિંદાષ્ટક „
૩૭ રામાર્ચનચંદ્રિકા
૩૮ રામતાપિની વ્યાખ્યા
૩૯ નિબંધ (વલ્લભાચાર્ય).
૪૦ ઉત્સવપ્રતાન (પુરુષોત્તમજી સુરતવાળા)
૪૧ શુદ્ધાદ્વૈતમાર્તંડ (ગીરધરજી કાશીવાળા)
૪૨ વિદ્વન્મંડન. (ગોસાંઇજી)
૪૩ સુવર્ણસૂત્ર (પુરુષોત્તમજી)
૪૪ સ્વમતનિર્ણયસિંધુ (નિંબાર્ક)
૪૫ હરિભક્તિવિલાસ
૪૬ રામતાપિની વ્યાખ્યા. (રામાનુજ)
૪૭ સારસંગ્રહ.
૪૮ શિવતત્ત્વવિવેક (અપ્પય દીક્ષિત)
૪૯ ભક્તિપ્રકાશ (વાચસ્પતિ).
૫૦ ભક્તિરસાયન (મધુસૂદન)
૫૧ ભગવદ્‌ગીતા વ્યાખ્યાન (મધુસૂદન )
૫૨ ભગવન્નામ કૌમુદી (લક્ષ્મીધર)
૫૩ સચ્ચરિત્રમીમાંસા (શ્રીનિવાસ ભટ્ટાચાર્ય)
૫૪ ભક્તિરત્નાવળી (વિષ્ણુપુરી)
૫૫ ક્ષેમેન્દ્રપ્રકાશ (ક્ષેમેન્દ્ર)
૫૬ લલિતાસહસ્ર નામ ટીકા (ભાસ્કરરાજ)
૫૭ દેવીભાગવત ટીકા (નીલકંઠ).
૫૮ ભક્તિસૂત્ર ભાષ્ય (સ્વપ્નેશ્વરાચાર્ય)

† શ્રીમદ્‌ભાગવત ને દેવીપુરાણ માટે ઘણી તકરારો સંસ્કૃત ગ્રન્થોમા થઈ છે તે માટેની તકરારો માટે દુર્જનમુખચપેટિકા, ભાગવતભૂષણ વગેરે ગ્રન્થો જોવા.

* ખબર કાઢતાં એમ જાણવામાં આવેલ કે સંવત્ ૧૧૫૦ માં લખાયલું અને સિદ્ધપુરના રુદ્રમહાલયના સ્થાપન વખતે પોતાની માતા મિનલદેવીના શ્રાદ્ધ નિમિત્ત પાટણના મહારાજા સિદ્ધરાજ જયસિંહે ૧૦૮ ભાગવત દાનમાં આપેલા તેમાંનું એક ભાગવત, સરકારના પુણાના ભંડારમા આવેલું છે હવે બોપદેવ ક્યારે થયો તેનું નક્કીપણું, ને આવા દિવ્ય ગ્રન્થની પ્રસિદ્ધિ, એક રાજા દાનમાં આપે તેનો વિચાર ને બ્રાહ્મણો તે સ્વીકારે તેનું કારણ, એ સર્વ તરફ જોતા ખાત્રી થશે કે દેવીભાગવતને વ્યાસકૃત કહેનારાઓ મિથ્યા દુરાગ્રહી છે અને અસત્યને સત્ય કરવાનો વિના પ્રયોજને શ્રમ લે છે.

નામનાં મનુષ્યના કહેવાથી બનાવી છે. છાપેલા દેવીભાગવતના પુસ્તકમાં એ રતનજીનું નામ પણ મળશે એ રતનજીને જેણે જોયેલો, એવા માણસને હું જાતે મળ્યો છું અને હજી તે જીવે છે. દેવીભાગવત મૂળના બનાવનાર ભાસ્કરરાય નામના વિદ્વાન્ છે. એ પડે શક્તિમતના હતા. એ ભાસ્કરરાયની સપ્તશતી (ચંડીપાઠ) પર કરેલી ગુપ્તવતી નામની ટીકા વગેરે ગ્રન્થો પણ મળે છે. ભાસ્કરરાયના બનાવેલા સર્વે ગ્રન્થોમાં દેવીભાગવત એ છેલ્લો ગ્રન્થ છે. એ પૂરો થતાં અગાઉ જ ભાસ્કરરાયનો દેહાંત થવાથી તે ગ્રન્થ અધૂરો જ રહ્યો હતો. તે પાછળથી કાશીનાથભટ્ટ નામના એક સાધારણ મહારાષ્ટ્રી બ્રાહ્મણે પૂરો કર્યો છે અગીઆરમા સ્કંધથી કાશીનાથભટ્ટની કૃતિ માલૂમ પડે છે, કાશીનાથ ભટ્ટને પોતાના લખાણના સારાપણા માટે સરાપ રહેવાથી તેણે એ લખેલા કાગળો ભટ્ટને [જે કુટુંબને હાથે કાશીમાંના શ્રીકાશી વિશ્વેશ્વર મહાદેવની સ્થાપના થઇ છે તેના કુટુંબના માણસો ભટ્ટના નામથી ઓળખાય છે] ઘેર શોધવા માટે આપ્યા હતા. એ ભટ્ટ વંશના સખારામ ભટ્ટને મેં જાતે જોયા છે. એ સખારામ ભટ્ટના દાદાને કાશીનાથ ભટ્ટે પોતાનો બનાવેલો દેવીભાગવતનો પાછલો ભાગ જોવા આપ્યો હતો એ જોવા આપેલા લખાણના ખરડા સખારામ ભટ્ટને ત્યાં મેં જોયલા છે અને હું ત્યાં ગયો ત્યારે મારા પિતા અને ગુરૂ ઘનશ્યામ ભટ્ટજી સાથે હોવાથી તેમણે તે ખરડા જોયા તથા વાંચ્યા પણ છે એમ જ માત્ર નહિ પણ થોડા વખતપર અત્રે આવેલા દેવકીનંદનાચાર્યજીના પિતા ગોવિંદલાલજીને પણ એ ખરડા દૃગ્ગોચર થયા છે. એ ખરડા મેળવવા અમે ઘણો યત્ન કર્યો, પરંતુ તેઓએ અમને આપ્યા નથી, તથાપિ હજી પણ તે ભટ્ટના ઘરમાં હશે ખરા.

આ પ્રમાણેના પ્રત્યક્ષ પુરાવા પછી અઢાર પુરાણમાં દેવીભાગવત છે ને શ્રીમદ્‌ભાગવત અઢાર પુરાણથી બહાર છે, એ માનવું વિદ્વાનોને તો મુશ્કેલ જ છે. શ્રીમદ્‌ભાગવત ૐનું વિશુદ્ધ સ્વરૂપ છે. એણે વિષ્ણુ પરમાત્માના ભક્તિ સુધારસથી ભક્તજનોનેજ નહિ, પરંતુ અન્ય જીવોને પણ મોહિત કીધા છે, અને પ્રેમમોક્ષનું પવિત્ર દર્શન કરાવી, ભગવાન્ શ્રીકૃષ્ણચન્દ્ર, જે પરમાત્માનું મુખ્ય અંગ છે તેની કથા, જે પરમ રહસ્યરૂપ સહિત આ જગતમાં અનેક પરિમાણોથી પ્રચલિત છે અને જેણે રાસ રમી, ગોપીઓના પ્રેમનું શુદ્ધ સ્વરૂપ દર્શાવી, અનેક રૂપક અલંકારથી શ્રુતિ સ્મૃતિ સહિત જ્ઞાન, વૈરાગ્ય, પ્રેમભક્તિથી બોધ કરી, અંતરંગ ઉપાસકોને તે પ્રેમરસ કેવો છે તે દર્શાવ્યું છે ને જેનું રહસ્ય અન્ય ગ્રન્થોમાં કહ્યું છે, અને તે વ્યાસવાણી ગર્ભજ્ઞાની શુક મુખે જગતમાં પ્રચલિત કીધી છે, તેજ ભાગવત, પુરાણોમાં છે, અન્ય નહિ; તો દેવીપુરાણ ને દેવીભાગવતને માનવાને તેવાં કારણો હોવાં જોઇએ. જે નથી, તેથી આ ભાગવત વ્યાસકૃત નથી, એમ કહેવું એ સ્વાત્માને ન ઓળખવાનુંજ પરિણામ હું ધારૂં છું.

ઇચ્છારામ સૂર્યરામ દેશાઈ

---

# મહાકવિ પ્રેમાનંદ અને ભાગવતનો પદબંધ દશમસ્કંધ

શ્રીવેદવ્યાસપ્રણીત શ્રીમદ્‌ભાગવત એ અલૌકિક ગ્રન્થ છે, એમાં જરાએ શંકાને સ્થાન નથી. શ્રીમદ્‌વલ્લભાચાર્યજી તો એને વ્યાસજીની સમાધિ ભાષા કહે છે, તે યોગ્ય છે, અને તેમણે તેથી તેના ઉપર સર્વોત્તમ ટીકા લખી છે, જે "સુબોધિની" ને નામે પ્રખ્યાત છે. ગુજરાતમાં સિદ્ધરાજ જયસિંહે, પોતાની પવિત્ર માતા મિનલદેવી પાછળ શ્રાદ્ધ સાર્યું ત્યારે તેણે, ભાગવતની ૧૦૮ નકલ કરાવી બ્રાહ્મણોને દાનમાં તે આપ્યાં હતાં, ત્યારથી તેની ખ્યાતિ ગુજરાતમાં પ્રસરેલી જણાય છે, અને તે પછી શ્રીમદ્‌ભાગવતનો અપભ્રંશ ગુજરાતીમાં અને નરસિંહ મેહેતાથી માંડીને આજના કવિ નથુરામ વગેરે સુધી ઘણા કવિઓએ ભાગવતની રસિક કથાઓ ઉપરથી આખ્યાનો, આખા ને આખા સ્કંધોનો ગદ્ય અને પદ્યમાં અનુવાદ કરીને લોકોને ભાગવતના જ્ઞાનથી હમેંશા પરિચિત રાખ્યા છે.

આ પ્રકારના સર્વ પ્રયત્નોમાં મહાકવિ પ્રેમાનંદે કરેલો દશમસ્કંધનો અનુવાદ ઘણો લોકપ્રિય થઈ પડ્યો છે. પણ સંતાપની વાત એ છે કે, આ કવિશ્રી, અંતકાળ સમીપ આવવાથી, આખા દશમસ્કંધનો તેમની રસિક ભાષામાં અનુવાદ કરી શક્યા નહિ. ત્રેપન અધ્યાય સુધીની તેમની કૃતિ મળે છે અને પાછળનો ભાગ તેમના એક શિષ્ય ભટ્ટ સુંદર મેવાડાએ પૂર્ણ કર્યો છે. પ્રેમાનંદ કવિનો આરંભેલો ગ્રન્થ આ પ્રમાણે અપૂર્ણ કેમ રહેવા પામ્યો, તેનાં ચોક્કસ કારણો જણાયાં નથી, એટલે મોટે ભાગે વંશપરંપરા ઉતરી આવેલી દંતકથા ઉપર જ આપણને આધાર રાખવો પડે છે. મહાકવિ પ્રેમાનંદના પુત્ર કેટલાક કવિ વલ્લભે પોતાના પિતાનું રસિક જીવન ચરિત્ર લખેલું કહેવાય છે, પણ તેમાંના બે ચાર ઉતારા સિવાય હજી કંઈ આખું કાવ્ય પ્રકટ થયું નથી, એટલે એમાં કવિ વલ્લભે આ વિષયમાં શો ખુલાસો કરેલો છે તે જાણવાને આપણી પાસે સાધનો નથી. જેઓ આટલા પણ ઉતારાઓ જીવન ચરિત્રવાળા કાવ્યમાંથી આપી શક્યા છે, તેઓ પણ જો કંઈ ખુલાસો કરે અથવા તો આખું જીવનચરિત્ર પ્રકટ કરે, તો સાહિત્યપ્રિય ગુર્જરસમાજ ઉપર મોટો ઉપકાર થાય. પણ આ વસ્તુ કંઈ અમારા હાથની નથી. દરમ્યાન અમારી શોધના પરિણામે અમને સુરતમાંથી જે હકીકત કવિ પ્રેમાનંદ સંબંધમાં અને ખાસ કરીને તેના દશમસ્કંધ સંબંધમાં મળી છે, તે અત્રે ગુજરાતી પ્રજા આગળ રજુ કરવી જરૂરની લાગે છે. તે વિગત ઉપરથી અનુમાનો અમે કરેલાં છે તે કેટલા અંશે યોગ્ય છે. તેનું માપ કાઢવાનું કામ ગુર્જર વિદ્વાનોનું છે, અને તેને અંગે કંઈ વિશેષ શોધ ચલાવી વધુ પ્રકાશ પાડવાનું કામ શોધરસિક સાહિત્યજનોનું છે.

કવિ પ્રેમાનંદનો દશમસ્કંધ શા માટે અપૂર્ણ રહ્યો, તેના સંબંધમાં નીચે પ્રમાણે લોકવાયકા સંભળાય છે. પ્રેમાનંદના શિષ્યો ઘણા હતા, કોઈ કહે છે કે (પર) બાવન હતા. તેમાં ચાર શિષ્યો મુખ્ય હતા. પહેલો શિષ્ય તેનો પુત્ર વલ્લભ (કેટલાક)–તેણે હિન્દી ભાષાની ઝડઝમક જેવી કવિતા ગુજરાતી ભાષામાં રચી છે. બીજો દલ્લોભનો રત્નેશ્વર કવિ,–તેને મરાઠી ભાષા જેવી કવિતા કરવાનું પ્રેમાનંદે જણાવેલું, પણ તેણે તેમ ન કરતાં મોટે ભાગે પુરાણમાંથી વિષયો પસંદ કરીને પ્રેમાનંદની માફકજ કાવ્યો રચેલાં છે. મરાઠી ભાષા જેવી કવિતા કરવાનું પ્રેમાનંદે રત્નેશ્વરને કહેલું

એવી જે દંતકથા ચાલે છે, તે રત્નેશ્વરની કાવ્યપ્રકૃતિ જોતાં સાધાર લાગતી નથી. ગુજરાતી ભાષામાં સુશ્લિષ્ટ વૃત્તો–છંદો વાપરનાર આ પહેલો જ કવિ છે, એમ કહીએ તો ચાલે. ત્રીજો શિષ્ય વિરજી કરીને હતો. તેણે શામળભટ્ટની કવિતા–વાર્તા જેવી ઉઠંગ કવિતાઓ રચી છે; અને ચોથો ધનદાસ સુત સુંદર મેવાડો હતો. આ ચારે શિષ્યોમાં ધનદાસ ઉતરતી પંક્તિનો કવિ હતો, છતાં દશમ જેવા સર્વોત્તમ કાવ્યને પુરું કરવાનું કામ પ્રેમાનંદે તેને કેમ સોંપ્યુ, એ એક મોટો પ્રશ્ન છે. તેનો ખુલાસો નીચે પ્રમાણે કહેવામાં આવે છે. પ્રેમાનંદને પુરાણની કથા કરનારાઓ સાથે ઝઘડો ચાલતો હતો અને તે વાદમાં માર્કંડેય પુરાણ ( વિ. સં. ૧૭૬૬ માં ) રચી પુરાણીઓને તેણે બુમ બુમ પડાવી હતી, અને રત્નેશ્વરને પજવનારા પુરાણીઓ, એની કવિતા આગળ હારીને ભાગતા ફરતા હતા. આ પ્રમાણે બ્રહ્મદ્વેષ કરવા માટે પાછળથી કવિને ઘણો પસ્તાવો થયો હતો, અને માર્કંડેય પુરાણમાં જેમ સ્થળે સ્થળે પુરાણીઓનો ઝાડીઓ કાઢયો છે, તેમ આ ભાગવત–દશમસ્કંધની પદબંધ કથામાં કાઢયો નથી, પણ પોતાનો પશ્ચાત્તાપ જાહેર કર્યો છે. તે માટે અધ્યાયો ૯–૧૦–૧૩–૩૫–૪૫ ના સમાપ્તિ ભાગો અને ૫૩ મા અધ્યાયનું કડવું ૧૬ મુ વાંચવા વાંચનારને વિનતિ છે. એમાં કવિએ ખાસ ભાર દઈને જણાવ્યું છે કે "એક બાજુએ કથાકાર વ્યાસજીનું મૂળ સંસ્કૃત ભાગવત રાખી વાંચો અને બીજી બાજુએ મારૂં પ્રાકૃત પદબંધ રાખી વાંચો, એમાં કશો ફેર જણાશે નહિ. તેમ આ કવિતામાં મેં કોઇ પણ પ્રકારનો વાદ કીધો નથી, કે પાંડિત્યનું પ્રદર્શન કરાવ્યું નથી. પણ કેવળ સંપૂર્ણ ભક્તિભાવથી શ્રીકૃષ્ણના ગુણ ગાયા છે," વગેરે. પુરાણીઓ સાથના ઝઘડાનું પ્રકરણ સમજવા માટે માર્કંડેય પુરાણના ઘણા કડવાના ઇતિશ્રીના ભાગો અને દશમસ્કંધના ઉપરના અધ્યાયના સમાપ્તિના ભાગો સાથે રાખી સરખાવીને વાંચવા જેવા છે. દશમસ્કંધના પદબંધમાં પ્રેમાનંદે નમ્રતા દર્શાવી, થઈ ગયેલા બ્રહ્મદ્વેષનું એક રીતે પ્રાયશ્ચિત કરી અંતઃકરણ પવિત્ર કર્યું છે. આ દશમસ્કંધ સુરતમાં કવિ રચતા તેવામાં તેમનો અંતકાળ સમીપમાં આવ્યો. કવિને વિચાર થયો કે આ કામ કોને સોંપવું ? તેણે પોતાના ચાર પાંચ શિષ્યોને નમુના તરીકે થોડો ભાગ રચવાનું જણાવ્યું. આ નમુનાઓ આવ્યા પછી કવિએ નીચે પ્રમાણે નિર્ણય કરેલો કહેવાય છે. રત્નેશ્વરે તો ૧૭૪૦–૫૦ સુધીમાં ભાગવત રચેલું હતું; અને તેની કથા કરતી વખતે તેને પુરાણીઓ તરફથી ઘણું સહેવું પડેલું હતું. જેનો બંધ માર્કંડેય પુરાણ ૧૭૬૫–૬૬ માં રચીને પ્રેમાનંદે વાળ્યો હતો. રત્નેશ્વરનું ભાગવતનું પદબંધ ભાષાંતર જો કે મૂળને અનુસરતું પ્રેમાનંદ કરતાં વિશેષ છે, પણ જેવું પ્રેમાનંદનું પદબંધ રસમય છે, જેવો પ્રેમાનંદે પોતાનો આત્મા શ્રીકૃષ્ણની લીલા ગાવા માટે પદબંધ દશમમાં રેડ્યો છે, તેમાં તેનો નમ્ર ભક્તિભાવ જેવો ઝળકી ઉઠે છે, તેવું રત્નેશ્વરના ભાગવતમાં કંઇ નથી; તે માત્ર કવિનું કાવ્ય છે, તેમાં ભક્તિભાવ પૂર્વક રચના કરતાં કાવ્યકળા વિશેષ છે. એટલે રત્નેશ્વરને તે પદબંધ ભાગવત પૂર્ણ કરવા માટે પ્રેમાનંદે પસંદ કર્યો નહિ. ફક્ત વલ્લભની વાણીમાં બરછટપણું વિશેષ તેને લાગ્યું, અને તેનું કવિ તરીકેનું અભિમાન વિશેષ જણાયું, તેથી તેની રચના પણ ... ગમી નહિ. કથા કરતી વખતે સાથે બેસી ગાનારો

વિરુદ્ધ તેને આઘાત લાગ્યો અને તેને પણ પોતાને ,પોતાની રચનામાં કવિ તરીકે ઓળખાવ્યો તેથી તેને પણ પ્રેમાનંદે નાપાસ કર્યો. છેવટે ધનદાસ સુત સુંદરને પોતાનો અધુરો રહેલો ગ્રંથ પૂરો કરવાની પ્રેમાનંદે સૂચના આપી, તેનું કારણ એ છે કે સુંદરે પોતાને કદી પણ કવિ તરીકે ઓળખાવ્યો નથી; કારણ કે પ્રેમાનંદને પોતાને કવિ નામની ચીડ હતી, તે તે સારી રીતે જાણતો હતો. પ્રેમાનંદે પોતાને પણ ભટ્ટ પ્રેમાનંદ તરીકેજ નહીં સાં કાવ્યોમાં ઓળખાવ્યો છે, પણ કવિ પ્રેમાનંદ તરીકે પોતાની નામ–મુદ્રા આપી નથી. સુંદર મેવાડો કવિનો સ્વભાવ જાણતો હોવાથી તેણે જે નમુનાની કવિતા કરી બતાવી, તેમાં પોતાને કેવળ ધનદાસસુત સુંદર મેવાડા તરીકે જ ઓળખાવ્યો છે, જો કે સુંદરની કવિતા સુંદર રસમય નથી છતાં પણ કવિપણાના અભિમાનથી મુક્ત હોવાને લીધે તેની કાવ્યપદ્ધતિ કવિ પ્રેમાનંદને પસંદ પડી માટે તેને જ દશમસ્કંધ પૂરો કરવાનું જણાવ્યું. કવિના બીજા શિષ્યો વલ્લભ વગેરેએ, દશમસ્કંધની થોડીક કવિતા કરી બતાવી હતી, પણ તેમાં કોઈ કોઇ કડવાને છેડે નહિ પણ દરેક કડવાને છેડે પોતાને કવિ અથવા કવીશ્વર એવું પદ આપ્યું હતું. કવિને આવી ઓળખ આપવા રીત પસંદ પડી નહિ, અને દશમ પૂરો કરવાની પરવાનગી તેણે સુંદરનેજ આપી, અને પછી આખ્યાન કર્તા તરીકે તેનું નામ વાપરવાની આજ્ઞા આપી; અને સુંદર કવિ, પ્રેમાનંદને પોતાના પ્રભુ જેવા ગણતા હતા, તેથી પોતે રચેલા દશમના પદબંધ ભાગવતના કડવાને અંતે, પ્રેમાનંદે વાપરેલી "શ્યામચરણ કમળમકરંદ" નામની છાપને બદલે "પ્રભુના ચરણ કમળ મકરંદ" એવી છાપ વાપરીને દશમનો પદબંધ વિ. સં. ૧૭૯૪ માં પૂરો કર્યો.

પ્રેમાનંદ કવિના દશમસ્કંધના પદબંધ અનુવાદ સંબંધમાં પણ બીજી પણ એક વાત અત્રે અમને શોધખોળના પરિણામે જે જણાઇ છે તે નોંધવા જેવી લાગી છે. પ્રેમાનંદ કવિ તો વડોદરાનો ખરો, પણ એક ઠેકાણે સ્વ. સાક્ષર નવલરામ જણાવે છે કે પ્રેમાનંદ કવિનો રસ વડોદરા કરતાં સુરતના સહેલાણી લોકોએ વધારે ઝીલ્યો છે; અને આ વાત ખરી લાગે છે, કારણ કે અમે પ્રેમાનંદના ભાગવત–દશમ પદબંધની જે ચાર પાંચ હસ્તલિખિત પ્રતો જોઇ છે, તેમજ તેનાં બીજાં કાવ્યોની હાથપ્રતો પણ જોઈ છે, તે બધી સુરત જીલ્લામાં અને સુરતમાં લખાયલી જણાઇ છે. સુરતના હરિપરામાં–જદાખાડીમાં પ્રેમાનંદે બે ત્રણવાર કથા કરી હતી એમ ત્યાંના લોકોએ અમારા સ્વ. પિતા ઇચ્છારામને કહેલું હતું, અને તે વાતની નોંધ રા. રા. છગનલાલ ઠાકોરદાસ મોદીએ પોતાના સટીક નળાખ્યાનની પ્રસ્તાવનામાં લીધી છે. સુરતમાં પ્રેમાનંદ કવિ કથા કરવા આવેલા ત્યારે ગણદેવીનો વલ્લભ ભાગવતની પદબંધ કથા કરતો હતો અને બેગમપુરાનો મહાદેવસુત હરદેવરામ શિવપુરાણની અને શિવ માહાત્મ્યની પદબંધ કથા કરતો હતો. પણ જ્યારે મહાકવિ પ્રેમાનંદ સુરતમાં પધાર્યા ત્યારે ત્યાંના કાવ્ય રસિક લોકોએ તેમને ભાગવતની પદબંધ કથા રચવાને આગ્રહ કર્યો. આ વખતે માર્કંડેય પુરાણના પદબંધમાં કવિએ પુરાણીઓનો જે ઉપહાસ કર્યો હતો, તેવી રીતે બ્રહ્મદ્વેષ નહિ કરવાની પણ

સુરતના બ્રાહ્મણોએ અને અન્ય ગૃહસ્થોએ વિનતિ કરી હતી, અને કેવળ હરિરસ કથા કરવાની માગણી કરી. આજ સમયે સુરતમાં શૈવો અને વૈષ્ણવો વચ્ચે પણ વાદ ચાલ્યા કરતો હતો ગણુદેવીનો વલ્લભ ભાગવતનો પદબંધ અનુવાદ કરી વિષ્ણુના ગુણ ગાતો હતો અને હરદેવરામ શિવપુરાણ ગુજરાતી ભાષામા ઉતારી શિવ માહાત્મ્ય ફેલાવતો હતો આ ખટપટ જોઇને કવિ પ્રેમાનંદે બન્ને મતવાળાઓ રાજી થાય એવી રીતે પદબંધ કથા રચવાનું કબુલ કર્યું, અને તે પ્રમાણે તેમણે એક કાવ્ય રચ્યું છે, જેની એક ખંડિત પ્રત અમને સુરતમાથી મહામહેનતે મળી છે આ પદબંધ કથાની હાથપ્રતના આગના કેટલાક પાના ફાટી ગયાં છે, અને વચ્ચે ઉધાઇ લાગવાથી કેટલાક અક્ષરો વચાતા નથી, પણ જેટલો ભાગ વાચી શકાય છે તે ઉપરથી જણાય છે કે, કવિએ હરિ અને હર વચ્ચે અભેદ છે એ બતાવવા ઘણો સારો પ્રયત્ન કર્યો છે કવિએ શ્રીકૃષ્ણ કથાના આ કાવ્યના આરંભમાં શ્રીમદ્ભાગવતના ચોથા સ્કંધમાંથી દક્ષપ્રજાપતિના યજ્ઞવાળી કથા ઉપાડી છે, અને પછી હિમાલયને ત્યાં પાર્વતી જન્મ્યા અને શિવજીને પરણ્યા, તેનો પાર્વતીપરિણય વિષય બહુ જ રમુજીપણે વર્ણવ્યો છે તેમાં ગુજરાતી પ્રજાની જાન કાઢવાની પદ્ધતિ લગ્નવિધિ અને સોહાગ વગેરેના વર્ણનોમાં તેની હાસ્યરસ ખીલવવાની છટા જણાઇ આવે છે. તે પછી સમુદ્રમથન ગંગાવતરણ અને કામદેવના ભસ્મ થવાની કથામા થોડો વિષયાંતર કવિએ કરેલો જણાય છે, પણ સર્વ વિષય ટુંકમાં પણ બહુ સારી રીતે વર્ણવ્યા છે. મહાકવિ કાલિદાસ વગેરેએ કુમાર સંભવ મહાકાવ્યમા કામદેવના ભસ્મ થવાની કથા અન્ય રીતે વર્ણવી છે, જ્યારે પ્રેમાનંદે એ ચીલો-જૂની પ્રણાલિકા છોડી નવી પ્રણાલિકા બાંધી છે. પ્રેમાનંદ પોતાના આ કાવ્યમા પાર્વતીજીને પરણાવ્યા પછી મહાદેવજીને વનમાં તપ કરવા મોકને છે, એટલે કુતૂહલપ્રિય અને દેવો તથા દાનવોને આપસમા લડાવી મારનાર નારદજી પોતાનું વેર સંભારી પાર્વતીજીને ઉશ્કેરે છે કે મહાદેવજી તો ગંગાજીને લઇને વનમા મોજ મજાહ કરે છે. પાર્વતીજી આ વાત માનતા નથી, પણ મહાદેવજીની પરીક્ષા કરવા માટે કામદેવને સહાયમાં લઇ ભીલરાજકુમારીનો અતિ મનોહર વેશ ધારણ કરી શિવજીને વિહ્વલ કરે છે શિવજી ભીલડી માટે પાર્વતી અને ગંગા બન્નેને તરછોડી તેની સાથે પરણવા તત્પર થાય છે ભીલકન્યા નાની ના પાડે છે, ત્યારે શિવજી જોરજબરી વાપરવાનું જણાવે છે, એટલે પાર્વતીજી પોતાના મૂળ સ્વરૂપમા પ્રકટ થાય છે અને શિવજીને આવું અસ્થિર મન રાખવા માટે ઠપકો આપે છે શિવજીને વિચાર થાય છે કે મારા જેવા તપસ્વી અને યોગીનું મન પણ ચલિત થઇ જાય છે, તો આમ થવાનું કારણ શું? અને જ્ઞાનચક્ષુથી જોતાં એને જણાય છે કે તેના મનનું મથન કરી નાખનાર કામદેવ છે, તેથી ક્રોધે ભરાઈ તેને ભસ્મ કરી નાખે છે પાર્વતીજી તેમને ઠપકો આપે છે, અને સૃષ્ટિકાર્ય અટકી જવાથી સર્વ દેવો અને ખાસ કરીને વિષ્ણુ ભગવાન્, મહાદેવની પ્રાર્થના કરે છે કે કામદેવને સજીવન કરો કામદેવની સ્ત્રી રતિ ટીંગડીની માફક અત્યંત વિલાપ કરે છે આખરે વિષ્ણુ કહે છે કે લક્ષ્મીને પરણ્યા છતા મારે કંઈ સંતાન નથી માટે પુત્રપ્રાપ્તિનું વરદાન આપો આ સર્વની પ્રાર્થના ઉપરથી મહાદેવજી વરદાન આપે છે કે કામદેવ ભસ્મ થયો પણ અનંગરૂપે સૃષ્ટિમા વિચરશે અને સૃષ્ટિકાર્ય પૂર્વની માફક ચાલુ રહેશે, અને ભગવાન્ વિષ્ણુને જણાવ્યું કે તમે અનંગના જનક થશો, અને તમારું વાંઝીયા મેહણું ટળશે, અને રતિને જણાવ્યું કે કામદેવ કૃષ્ણપુત્ર પ્રદ્યુમ્નરૂપે અવતરી તને પરણશે અહિંયા આ રીતે શિવ તથા વિષ્ણુની એકતા કરી પ્રદ્યુમ્નનો જન્મ થવા માટે પ્રેમાનંદે ભાગવતના દશમસ્કંધની કથા ઉપાડી છે અને કૃષ્ણ ચરિત્રનો રસિક ભાગ વિસ્તારથી વર્ણવી, રુક્મિણી પરિણય, પ્રદ્યુમ્નનો જન્મ અને શંબરાસુરને ત્યાં રતિની પાસે પ્રદ્યુમ્નરૂપે કામદેવ છાનો ઉછરે છે ત્યા સુધીની કથા રચેલી છે પણ સંતાપની વાત એ છે કે અહિંયાથી પાછળનો ભાગ અમને મળ્યો નથી, એટલે પ્રદ્યુમ્ન-રતિવિલાસ આગળ કવિ કથા સમાપ્ત કરે છે કે ભાગવતના દશમ પ્રમાણે કૃષ્ણની મંગળ પવિત્ર કથા આગળ લંબાવે છે તે સમજી શકાતું નથી. કવિની કાવ્ય રચવાની કલ્પના ભવ્ય છે, અને આ વિષયસંકલના જો કોઈ બુદ્ધિમાન્ કવિએ ખીલવી હોય તો એક સુંદર મહાકાવ્ય ગુજરાતી ભાષામા બને પણ પ્રસ્તુત કાવ્ય સાદા રાગ, ઢાળ અને વલણમા રચાયલું છે, તેમાં કોઇ પણ સ્થળે પ્રેમાનંદે પોતાની મુદ્રા આપી નથી, પણ માત્ર ભ્રમરગીતનાં પદોમા તેનું નામ જણાય છે. તે ઉપરથી આપણી ખાત્રી થાય છે કે આ કાવ્ય કવિ પ્રેમાનંદનું જ રચેલું છે તે ઉપરાંત તેની વાણીનો પ્રતાપ, પ્રસાદ, ઓજસ વગેરે પણ બીજાં કડવાંઓમા, વલ્લભ જણાવે છે તેમ છુપાયો છુપાતો નથી. જો ભ્રમરગીતમાં પ્રેમાનંદના નામની મુદ્રા હોત નહિ તો એ કાવ્યનો રચનાર કોણ છે તે જાણી શકાત નહિ

સુરતના લોકોમા વાત ચાલે છે કે પ્રેમાનંદે આ પ્રમાણે કાવ્ય રચ્યુ અને લોકો આગળ ગાઈ સંભળાવ્યુ, પણ તેથી સુરતના શોખીન લોકો પ્રસન્ન ન થયા તેમને તો સાદા કડવામાં રાગ, ઢાળ-વલણ જોઇતા ન હતા પણ કાવ્ય અને રાગ રાગણી વગેરે જોઇતા હતા અને પ્રેમાનંદ કવિને પાછી વિનતિ કરી કે ભાગવત પ્રમાણે પદબંધ કરી આપો, અને તેમા રાગ રાગણી દાખલ કરો, તો મજાહ આવે અને સંતોષ થાય સુરની સહેલાણી શ્રોતાઓનો આગ્રહ જોઇને કવિએ ફરીથી દશમ રચવાનું શરૂ કર્યું અને તેનું પરિણામ લોકો આગળ રજુ છે પ્રેમાનંદનો દશમ એ એના કાવ્યોમા લતામજૂત છે, તે ભક્તિરસની સરિતા છે, કવિઓ અને શ્રોતાઓ આગળ નમ્રતાનો દરિયો છે, નિરભિમાનપણાનો અને અબદ્વેષ કર્મોના પશ્ચાત્તાપનો ઉભરો છે, એમા શૃંગારરસનો ડોહળાતો દરિયો શાંત બન્યો છે, અને ભ્રમરગીત તેમજ ભ્રમર પચ્ચીશીનો શૃંગાર આછો થઇ દશમસ્કંધમાં વેદાંતના શાંત રસ અને જ્ઞાનોપદેશથી મર્યાદિત થાય છે, અને કાવ્ય રચના તથા તેમાં દર્શાવાતો ભાવ આપણને કહી આપે છે કે આ દશમસ્કંધ, એ પ્રેમાનંદની પરિપક્વ મનોદશાનું ફળ છે, અને ભગવાન્ શ્રીકૃષ્ણ પ્રતિનો ભક્તિભાવ તથા નંદ યશોદા અને ગોપ ગોપીઓના ચરિત્રોના વર્ણનથી ગુજરાતી પ્રજામાં દેખાતા વાત્સલ્ય રસની અને કરૂણ રસની એમા રેલમ છેલ કાવ્યે કરી નાખી છે. અને ભાવવર્ણન જોતા ઉત્તરકાળમા જ આ ગ્રન્થ લખાયનો હોવો જોઇએ, એવુ

આપણને સહજ લાગે છે. પણ પરમેશ્વર શ્રીકૃષ્ણચન્દ્રની શી અકળિત ગતિ હશે કે એનો પ્રથમ વારનો દશમ અને બીજી-વારનો દશમ, બન્નેય લગભગ રુક્મિણી હરણ અથવા પરિણય આગળ જ અપૂર્ણ રહે છે. જ્યારે કવિએ સુંદર મેવાડાને બાકીનો ગ્રન્થ પૂર્ણ કરવા માટે નમુનાની કવિતા રચી લાવી બતાવવાનું કહ્યું, ત્યારે સુંદરે જે જાતની કવિતા રચી પ્રેમાનંદને બતાવી હશે અને જે જાતની કવિતા આપણને આજે દશમસ્કંધના ઉત્તરાર્ધમાં મળે છે, તે જોતાં એમ લાગે છે કે, સુંદરે પ્રેમાનંદના પહેલીવારના ભાગવતના અનુવાદનું જ સાદાઈમાં અનુકરણ કરેલું છે, એટલે કે વિવિધ રાગદારી છોડી દઈ કેવળ ઢાળ અને વલણમાં જ કવિતા રચી કાઢી છે. માત્ર બેની કૃતિમા ફેર એટલો છે કે પ્રેમાનંદની કવિતામા એની પ્રભા અને પ્રાસાદ સાદાઈમા પણ છાના રહેતા નથી, જ્યારે સુંદર મેવાડાની કવિતા મોળી અને તદ્દન સાદી વર્ણનરૂપ છે. પ્રેમાનંદે પહેલીવારના ભાગવતમાં કવિ તરીકે પોતાને ઓળખાવ્યો નથી. સુંદરે પણ તેમ જ કીધુ છે. એટલે સુંદરની કવિતાના વર્ણનની સાદાઈ અને નિરભિમાનીપણું જોઈને જ, પ્રેમાનંદે પોતાના બીજા શિષ્યોને દશમસ્કંધ પૂરો કરવાનું કામ નહિ સોંપતા સાદા સુંદરને સોંપ્યું એવી જે દંત-કથા પ્રચલિત છે, તેને અત્યાર સુધી અમુદ્રિત રહેલા પ્રેમાનંદના પહેલીવારના ભાગવતથી ટેકો મળે છે, અને પ્રેમાનંદની જીવન કથાની સાંકળમાં ખૂટતો એક અંકોડો પૂરાય છે આ અમુદ્રિત કાવ્ય-ગ્રન્થ શ્રીકૃષ્ણની કૃપાએ સમય અને સાધનની અનુકૂળતા પ્રાપ્ત થતાં 'ગુજરાતી' પ્રેસના હાલના માલીકો અને સંચાલકો, પ્રેમાનંદ કવિના તમામ પ્રસિદ્ધ અને અપ્રસિદ્ધ ગ્રન્થો પ્રકટ કરવાનો જે મનોરથ રાખે છે તે પાર પડશે ત્યારે પ્રકટ થશે.

મહાકવિ પ્રેમાનંદે દશમસ્કંધનું કાવ્ય ક્યારે રચવા માંડ્યુ અને ક્યારે અધુરૂં છોડ્યું, અને તે પછી સુંદરે ક્યારે તે અધુરૂં મૂકાયલું કાર્ય શરૂ કર્યું, તેના કાળનો પત્તો લાગતો નથી. માત્ર સુંદરે સંવત્ ૧૭૯૬ મા દશમસ્કંધ પૂર્ણ કર્યો એટલું તેણે કરેલા સૂચન ઉપરથી જણાય છે. કવિ નર્મદાશંકર અને બીજા વિદ્વાનોએ તે ઉપરથી એવુ અનુમાન કર્યું છે કે સુંદરને અવશેષ રહેલો દશમ પૂરો કરતાં આશરે ૭ વર્ષ લાગ્યાં હશે એટલે કવિનો અવસાન-કાળ વિ સ ૧૭૯૦ માં થયો હોવો જોઈએ, એટલે કઈ નહિ તો તેની અગાઉ ચાર પાંચ વર્ષ પહેલાં કવિએ ભાગવતના દશમનો આરંભ કરેલો હોવો જોઈએ એટલે મુદ્રિત દશમનો આરંભ કાળ વિ. સં. ૧૭૮૫ ગણીએ તો વાંધા જેવુ નહિ કહી શકાય અને હાતમાં છપાયલો દશમ શરૂ કરતા પહેલાં થોડાં વર્ષ અગાઉ કવિએ, પાર્વતીના પૂર્વ જન્મની કથાવાળો અને હરિ તથા હર વચ્ચે અભેદ દર્શાવનારો ભાગવતનો સાદો કાવ્યગ્રન્થ શરૂ કર્યો હશે એમ માનવાને પણ કંઈ પ્રત્યવાય જણાતો નથી આ પ્રમાણે સાંકળની કડી મેળવતા આપણે પ્રેમાનંદ પુત્ર કૃત્ક વલ્લભકૃત દુઃશાસન રુધિરપાનાખ્યાન અને પદ્મપ્રશ્નોત્તરના આખ્યાન સુધી આવી પુગીએ છીએ. આ આખ્યાનનો વિ. સ ૧૭૮૦ અને ૧૭૮૧ મા રચાયા છે અને તેમા પિતા પુત્ર વચ્ચે ગુજરાતી સાહિત્યની સ્થિતિ સંબંધી સંવાદ છે, અને તે વખતે પ્રેમાનંદે, વલ્લભના કાવ્યોથી થઈને, ગુજરાતી ભાષામા સર્વોત્તમ ગ્રંથો રચાય અને એ ભાષા આર્યાવર્તની બીજી ભાષાઓ સાથે સમોવડી થાય તોજ માથે પાઘડી બાંધુ, એવી જે પ્રતિજ્ઞા લીધી હતી તે પૂર્ણ થયેલી જોઈને, વલ્લભના કહેવાથી ફિરથી પાઘડી બાંધે છે અને કવિ બાંધે છે. આ પ્રમાણે આપણે સં. ૧૭૮૧ થી ૯૦ સુધીનું પ્રેમા-નંદના જીવનનું ચરિત્ર આપણે ઉકેલી શકીએ છીએ. બીજી બાજુએ કવિ પ્રેમાનંદનાં અત્યાર સુધી પ્રકટ થયેલાં કાવ્યો, આખ્યાનો વગેરે ઉપરથી જણાય છે કે વિ. સ. ૧૭૬૫-૬૬ સુધી તેની કાવ્યપ્રવૃત્તિ હતી. વિ સં ૧૭૬૫-૬૬ થી તે ૧૭૮૧ સુધીના વર્ષોમાં રચાયલું અને રચન સંવત્ સંબધી સ્પષ્ટ ઉલ્લેખવાળુ કવિનું કોઈ પણ કાવ્ય મળ્યુ નથી. તેના રચન વર્ષના ઉલ્લેખ વિનાનાં કેટલાંક કાવ્યો છપા-યનાં છે, પણ તે કયા વર્ષનાં હશે તેનું અનુમાન થઈ શકતું નથી. કદાચ તેમાના કેટલાક આ વચમાંના કાળના હોય પણ ખરાં. તે ઉપરાંત મારૂં માનવું એ છે કે પ્રેમાનંદે પોતાનાં અગીઆર નાટકો તેણે આ વચમાળાના કાળમાજ રચેલાં હોવાં જોઈએ. એમાંનાં ત્રણ તો રા. રા. હરગોવિંદદાસ દ્વા. કાંટાવાળાએ છપા-વેલાં છે. ચોથું 'દુષ્ટ ભાર્યા' નામનું નાટક, જે માર્કંડેય પુરાણના એક ભાગ ઉપરથી રચેલું કહેવાય છે તે પણ ૧૭૬૫ પછીના કાળમાજ રચાયલું હોવું જોઈએ. એ સિવાય બીજાં નાટકો, ચંપુ વગેરે તેણે આ સમયમાં જ રચેલાં હોવાં જોઈએ એમ અમને લાગે છે, કારણ કે માર્કંડેય પુરાણમાં કવિની ભાષા જોર દાર બને છે અને તે ઉછળતી વેગવતી નાટકોમાં વહે છે અને છેવટે આ મોટો નદ શ્રીભાગવતના દશમસ્કંધના શ્રીકૃષ્ણ ચરિત્રના રસ સાગરમાં ભળી નમ્રતા પામી શાંત થાય છે. અમારી શોધના પરિણામે ઉપર પ્રમાણેનાં અનુમાનો ઉપર અવાય છે, પણ તે કેટલે દરજ્જે સ્વીકારવા જેવાં છે તે તો ગુજરાતના વિદ્વાનોનું કાર્ય છે. આ વિષયમાં કોઈ વધુ પ્રકાશ પાડશે અને જણાવશે તો તેનો મોટો ઉપકાર થશે. તેમ જ પ્રેમાનંદના પુત્ર વલ્લભે રચેલું "પ્રેમાનંદ કથા" નામનું પુસ્તક કોઈ પણ રીતે પ્રકટ થાય અથવા તો તેના વાચન ઉપરથી રા હ દા. કાંટાવાળા કંઈ ખુલાસો જણાવે તો ગુજરાતના એક મહાકવિની જીવનકળા ઉપર પડેલા આવરણનો ભંગ થાય અને પ્રકાશ પડે.

પ્રેમાનંદનો દશમસ્કંધ બીજી એક બાબત તરફ આપણું વિશેષ ધ્યાન ખેંચે છે. તે એની ધર્મવિષયક માન્યતા. કવિ પોતે પરમ વૈષ્ણવ છે, પણ અમુક જ મતના આગ્રહી નથી. તે પોતે રામાનંદી સંપ્રદાયના હોય એમ લાગે છે, અને રા. કાંટાવાળા કહે છે તેમ તેમના ગુરૂ પાટણ તરફના પૂર્વાશ્રમના કોઈ નાગર રામચરણ હરિહર હશે એમ લાગે છે, કારણ કે દશમસ્કંધમાં ૯-૧૦-૧૪-૩૫-૪૫ અધ્યાયની સમાપ્તિવાળા ભાગમા ખાસ કરીને "રામચરણ કમળ મકરંદ લેવા ઇચ્છે પ્રેમાનંદ" એવો દ્વિઅર્થી ઉલ્લેખ વારંવાર કરે છે, આવો ઉલ્લેખ તેનાં બીજાં કાવ્યોમાં મળતો નથી, પણ ફક્ત વિ સં ૧૭૪૦ માં રચેલા શામળ-શાહના વિવાહમાં મળે છે કવિ પોતે કૃષ્ણ કથા કરતી વખતે અને શ્રીમદ્ભગવદ્ ગીતાના અનુવાદના અંતમાં પણ "રાજીવલોચન રામ" નું ભજન ચૂકતા નથી, અને શ્રોતાઓને પણ તેનું નામ લેવા આગ્રહ કરે છે. આ સર્વ બતાવી આપે છે કે તેઓ શ્રીકૃષ્ણોપનિષદના આરંભમાં લખ્યા પ્રમાણે, શ્રીરામચન્દ્રજીએ ઋષિ મુનિઓને શ્રી

કૃષ્ણાવતારમાં અંગસંગ કરવાનું જે વચન આપ્યું હતું તે પાળવાને શ્રીકૃષ્ણરૂપે અવતર્યા એ માન્યતામાં માનનારા હતા; આવું માનનારાઓમાં શ્રીનરસિંહ મેહેતા પણ એક હતા. તેથી ભાગવતની શ્રીકૃષ્ણ કથામાં પણ પ્રેમાનંદ રાજીવલોચન રામનું નામ હમેશાં લે છે, તે તેમની રામાનંદી સમ્પ્રદાયની માન્યતા દર્શાવે છે. વળી તેઓ જેમ શ્રીરામચન્દ્ર અને કૃષ્ણચન્દ્ર વચ્ચે ભેદ માનતા નહોતા તેમ નરસિંહ મેહેતાની માફક હરિ અને હર વચ્ચે પણ ભેદ માનતા નહોતા. તેની સાક્ષી તેનું પ્રથમ વારનું ભાગવત પૂરે છે. આ સર્વ હકીકતો દર્શાવે છે કે કવિ પ્રેમાનંદ ઉદાર મતવાદી વૈષ્ણવ હતા. જો તેમને અને કવિ રત્નેશ્વરને, વલ્લભ સંપ્રદાયના કોઈ આચાર્ય સાથે દયારામની માફક સંબંધ થયો હોત તો તેનાં કાવ્યો જૂદું જ પણ અપૂર્વ વલણ લેત. આ ઉપરથી એમ જણાય છે કે તેના વખતમાં વલ્લભી વૈષ્ણવ સંપ્રદાયે જોઇએ તેટલું પ્રચાર કાર્ય વડોદરા, સુરત, નંદરબાર વગેરે સ્થળોએ કરેલું નહીં હોવું જોઇએ, અથવા પ્રેમાનંદના કાન સુધી તેમની ખ્યાતિ આવેલી નહિ.

આ આવૃત્તિની અંદર પ્રેમાનંદકૃત ગીતા છપાવેલી નથી. આ કાવ્ય જો કે જૂની હાથપ્રત ઉપરથી ત્રીજી આવૃત્તિમાં છપાવેલું છે, છતાં કેટલાક વિદ્વાનો તેને પ્રેમાનંદની કૃતિ માનતા નથી. જેની હાથપ્રતો આજે વિદ્યમાન નથી તેવા પ્રેમાનંદનાં આખ્યાનો, કાવ્યો, નાટકો વગેરે પ્રેમાનંદનાં રચેલાં મનાય છે અને જેની હાથપ્રતો આજે હૈયાતિમાં છે, છતાં તે કૃતિઓ પ્રેમાનંદની નહિ, એવું હાલના કેટલાક ગુજરાતી સાક્ષરો શા આધારે માને છે, તે સમજવું મુશ્કેલ છે. આ ગીતા પ્રેમાનંદની રચેલી છે એમાં જરા પણ સંદેહનું કારણ નથી. પણ આ ગીતા અમે આ આવૃત્તિમાંથી કેટલાક કારણોને લીધે કાઢી નાંખી છે, તે ઉપરથી કોઇએ એમ સમજવું નહિ કે અમે પ્રસ્તુત ગીતા પ્રેમાનંદની નથી એવું માનીએ છીએ. તે જ પ્રમાણે કવિ પ્રેમાનંદનાં પ્રકટ થયેલાં ત્રણ નાટકો પણ તેની જ કૃતિ છે એવું અમે માનીએ છીએ.

પ્રેમાનંદ કવિના રચેલા ભાગવતના પ્રથમ પદબંધ અને બીજા પદબંધમાં ભ્રમરગીતનો ભાગ એક સરખો નથી. માત્ર બે ત્રણ પદો જ કવિએ જૂનામાંથી એમનાં એમ સ્વીકારી બીજો ભાગ નવો જ રચી ઉમેર્યો છે, એ બન્ને કાવ્યો સાથે રાખી વાંચવાથી ખાત્રી થશે. પ્રેમાનંદે આ પ્રમાણે શામાટે કર્યું હશે ? એ પ્રશ્નનો નિર્ણય આપવાનો રહે છે. તેજ પ્રમાણે રુક્મિણી હરણ સંબંધમાં પણ એ જ પ્રમાણે કવિએ કરેલું જણાય છે. પ્રથમના પ્રયત્નોમાં કવિની જુવાનીના કાળનો પડઘો જણાય છે; જુવાનીનો તનમનાટ શૃંગારનો વિલાસ, ઠાવકો હાસ્યરસ, નાયક નાયિકાનું વાક્ચાતુર્ય વગેરે પ્રથમવારના કાવ્યાદિમાં જણાય છે, જ્યારે આ સર્વ વિષયો ભાગવતની કથામાં શાંત બની ગંભીર થાય છે, ઉછળતા શૃંગારનું સ્થાન ધર્મોપદેશ અને વૈરાગ્ય લે છે. ભાગવતના પ્રથમ પદબંધમાં આવેલા ભ્રમરગીતમાં આશરે ૧૮ પદો હતાં તે ૨૬ કરી જ્યારે કવિએ દશમસ્કંધ બીજીવાર રચવાનો મનોરથ કર્યો ત્યારે તેણે ૧૮ પદોવાળું ભ્રમરગીત જુદું પાડી તેમાં ૭ નવીન પદો ઉમેરી ભ્રમર પચ્ચીશી એવું નામ તે પછી તેણે આપેલું જણાય છે. આ નવીન ભ્રમર પચ્ચીશીમાં જૂના પણ પ્રથમવારના ભાગવતના પદબંધની છાયા એટલા ઉપરથી જણાય છે કે ભ્રમર પચ્ચીશીના પહેલાં ત્રણ પદો પછી વલણની જે બે કડીઓ આવે છે તે ભાગવતના પ્રથમ પદબંધમાંથી કવિએ ઉતારી છે, અને આ વલણની કડી પ્રથમવારના પદબંધ ભાગવતમાં કાવ્યોનો સંબંધ જાળવવા માટે છે. મને એમ લાગે છે કે આ ૧૮ ઉપરથી ૨૫ પદવાળું ભ્રમરગીત પણ ભક્ત રસિક શ્રોતાજનોની માગણી ઉપરથી જ મહાકવિ પ્રેમાનંદે પાછળથી જુદું કરેલું હોવું જોઇએ. અને પછી શૃંગારનો વિશેષ આગળ પડતો ભાગ દશમસ્કંધના બીજીવારના પદબંધમાંથી છોડી દઈ કવિએ કેટલીક નવીન રચના કરી છે, જેમાં એની ઉપર આવેલા વૃદ્ધત્વની છાયા જણાય છે, તેમ શાંત અને વૈરાગ્ય રસ પણ સારો જણાય છે. આ વિષય બરાબર સમજવા માટે અમે વાંચનારને ભ્રમરગીતના ત્રણે અવતાર સાથે રાખી વાંચવાની ભલામણ કરીએ છીએ. ભ્રમર પચ્ચીશી બૃહત્ કાવ્યદોહનના ૩ જા ભાગમાં છપાઈ છે. અને બીજા બે પ્રયત્નો આ પદબન્ધમાં છાપેલા છે, તે વાંચી સરખાવી જોવા જેવા છે. ભ્રમરગીતની રચનામાં પહેલીવારના પ્રયત્નમાંથી કવિએ થોડું પણ સ્વીકાર્યું છે, પણ રુક્મિણી હરણવાળા પદબંધ ભાગવતના ભાગમાં કવિએ પહેલીવારના આખ્યાનમાંથી કંઈ ગ્રહણ કરેલું જણાતું નથી; પણ ઉલટું આ આખ્યાન દશમસ્કંધમાં અપૂર્ણ રહેલું છે. જે સુંદરે પાછળથી પૂર્ણ કરેલું છે. આવા મહાકવિને હાથે ભાગવત સંપૂર્ણ થયું હોત તો ગુજરાતી ભાષા માટે કંઇ મણા રહેતે નહિ અને વૈષ્ણવોને આનંદનું સાધન થઇ પડતે.

જેમ અમે પદબંધ ભાગવતની આ આવૃત્તિમાંથી ગીતાજીનો ભાગ કાઢી નાંખ્યો છે તેમ તેનો બદલો કવિવર દયારામની રચેલી "ભાગવતાનુક્રમણિકા" આપી વાળ્યો છે. આ અનુક્રમણિકા કવિ દયારામે, શ્રીમદ્ વલ્લભાચાર્યના "ભાગવતાર્થ પ્રકરણ" નામના ગ્રન્થ ઉપરથી વ્રજભાષામાં રચી છે, જે રસિક હોવાથી અમે તે પહેલા આપી છે. આ વિષયનાં અમે ગુજરાતી ભાષામાં રચાયેલાં કેટલાંક પદો જોયાં છે, પણ તે અશુદ્ધ સ્વરૂપમાં હોવાથી તે સ્વીકાર્યાં નથી, પણ કવિવર દયારામની રચના સ્વીકારી છે, જે વાચનારાઓને આનંદ આપે તેવી છે.

કવિ પ્રેમાનંદ અને તેમના સહાયક ગાયક વિરજીના કાલ્પનિક ચિત્રનો બ્લૉક છાપવા માટે રા. રા. કનૈયાલાલ માણેકલાલ મુનશીએ રજા આપી છે તે માટે તેમનો ઉપકાર માનું છું.

આ કાવ્ય ગુજરાતી પ્રજાને આનંદકારી નીવડો, એવી પ્રાર્થના સહિત વિરમું છું.

મુંબઈ
સં. ૧૯૮૩ ફાગણ
સુદ એકાદશી

નટવરલાલ ઈચ્છારામ દેસાઇ

# શ્રીમદ્‌ભાગવતની વિષયાનુક્રમણિકા

## દ્વાદશસ્કંધ—આશ્રય (શ્રીઅંગની ડાબી હથેળી)

### ૧ પ્રકરણ-લોકાશ્રય



### ૨ પ્રકરણ-વેદાશ્રય



### ૩ પ્રકરણ-ભગવદાશ્રય



### ૪ પ્રકરણ-શબ્દાશ્રય



### ૫ પ્રકરણ—અર્થાશ્રય



શ્રીમદ્ ભાગવતના કુલ સ્કંધો, ૧૨, પ્રકરણ ૪૩, અધ્યાય ૩૩૫ (ક્ષેપક સાથે), શ્લોક સંખ્યા આશરે ૧૮ હજાર, અને અક્ષરો આશરે પાંચ લાખ છોતેર હજાર કરતાં કંઈક અધિક છે.



# ચિત્રોની અનુક્રમણિકા



મહાકવિ પ્રેમાનંદ અને સહાયક ગાયક વીરજી-
સ્થિતિ–વિ. સં. ૧૬૯૦થી ૧૭૫૦.

ભટ પ્રેમાનંદ! એની માણમાંથી ઉત્સાહ અને વીરતા રણકે છે; એની વાણીમાંથી ગુજરાતીનું માધુર્ય ઝર્યાં કરે છે, એની મહત્વાકાંક્ષા ભગવાન વ્યાસ થવાની છે–ગુજરાતીને સંસ્કૃતની સાહેલી બનાવવાની છે. દર રાતે, શિષ્યોમાં ને એક ચિત્તે સાંભળી રહેલા લોકવૃંદમાં તેનો પ્રચંડ અવાજ ગર્જે છે; ને નલ ને ધ્રુવ એની વાણીના અમૃતથી સજીવન બની ગુજરાતને ઘેલાં બનાવે છે. ......

(ક. મા. મુનશી).

"ગુજરાતી" પ્રિન્ટિંગ પ્રેસ, મુંબઈ નં. ૧.

# શ્રીમદ્‌ભાગવતની અનુક્રમણિકા

## (કવિવર દયારામકૃત)

### દોહા—મંગળાચરણ

શ્રીગુરૂ શ્રીવલ્લભ પ્રભુ, શ્રીવિઠ્ઠલ સહિત,
યુગલપદપંકજરજ કરોં, અભિવાદન અગનિત. ૧
કમલચરણ કમલદ બરન, વંદું કમલાકાંત;
મંગલ મોદ નિધાન સબ, કલુષ કલેસ કૃતાંત. ૨
રાધાવર વલ્લભ સદા, અષ્ટ સખા કવિ ભૂપ,
નમન ચરન તિનકે કરૂં, મેરે જીવનરૂપ. ૩
શ્રુતિ સ્મૃતિ સંદોહ સબ, અપર રૂપ ભગવંત;
દ્વાદશાંગ શ્રીભાગવત, પ્રિય સત્તમ સબ સંત. ૪
નિત્ય શ્રવન યહ ગ્રંથકો, સકલ અવશ્યક આંહિ;
અતિ વ્યવસાયી જીવ જો, નાહિ બનત હૈ તાહિ. ૫
એક બેર પુરન શ્રવન, કીનો પાયો દાવ;
સ્મૃતિ નીતિ સબ ચરિત રહિ, તો ભલ યહ મન દાવ. ૬
તિન હિત હેતુ બરનિ હો, ગ્રંથન શુરૂ વિસ્તાર;
પઠત સુનતહી કહે હયો, સૂચન હોઇ સબ સાર. ૭
સ્કંધ જ્યુ પ્રકરણમેં કહી, જ્યો અધ્યાય જ્યુ વાત;
સો સબ જાની જાયગી, અનાયાસ ભલભાત. ૮
રૂપ કહ્યો શ્રીકૃષ્ણકો, શ્રીભાગવત અભેદ;
શ્રી મહાપ્રભુ નિબંધમેં, સો વિધિ કરહુ હુરખેદ. ૯

---

### છંદ રોલા—શ્રીભાગવતનાં દ્વાદશ અંગ

પ્રથમ રૂ દ્વિતીય સ્કંધ, ચ્યાન લીલા હૈ ભાખી,
શ્રીપુરૂષોત્તમ પાય ઉભય, ચિંતન કર હિય રાખી. ૧
દ્વિતીય પક્ષ અધિકાર, પ્રથમ લીલા હૈ ગાઈ;
દ્વિતીયસુ લીલા ચ્યાન, ધ્યાન ઐસેહુ બતાઇ. ૨
તૃતીયસુ લીલા સર્ગ, એક બાહુ બનવારી;
ચતુરથ લીલા વિસર્ગ, બાહુ દ્વિતીય ગિરિધારી. ૩
પંચમ લીલા સ્થાનસુ, કટિપશ્ચાદ ભાગ હરિ;
પોષન ષષ્ઠ સ્કંધ, ઉદર અવિનાશી ધ્યાન કરિ. ૪
ઊતી લીલા સપ્તમ, હરિ ઈક હસ્ત બામહે;
મનવંતર અષ્ટમ એક, સ્તન ઘનશ્યામહે. ૫
નવમ સ્કંધ ઈશાન, સ્તન દુસરો ગિરિધરકો,
દશમ સ્કંધ નિરોધ, હૃદય શ્રીરાધાવરકો. ૬
એકાદશ મુક્તિ લીલા, મસ્તક મન મોહન;
આશ્રય લીલા દ્વાદશ, દામોદર, કર દછન. ૭

### દોહા

યહ બિધિ ચિંતન કીજિયે, શ્રીભાગવત જગદીશ;
અબ પ્રકરનકે નામ કહું, સબ મિલિ ત્રેચાળીશ. ૮

### ચોપાઇ—૪૩ પ્રકરણો

(૧) પ્રથમ સ્કંધ ઉન્નિસ અધ્યાય, તાકે પ્રકરન તીન કહાય;
હીન રૂ મધ્યમ ઉત્તમ ફેર, તીન તીન અધ્યાય પુનિ તેર. ૧

(૨) દશ અધ્યાકો દ્વિતીય સ્કંધ, તામે પ્રકરન તીન સંબંધ,
દ્વે અધ્યાકો તત્વ ધ્યાન, હૃદય પ્રસાદહુ દ્વેકો માન. ૨
તૃતીય મનન ષટ્ અધ્યા લહે, તામેં દ્વે પ્રકરન ફિર કહે;
ઉત્પત્તિ અરૂ ઉપપત્તિદ્વે નામ, સબ મિલિ પંચમ એ અભિરામ. ૩

(૩) તેતિસ અધ્યા તૃતીય સ્કંધ, પ્રકરન તામેં ષઠ સંધ,
ચતુરધ્યા પ્રકરન અધિકારી, ગુનાતીત અરૂ દો બિચારી. ૪
તૃતીય સંગુનકે તિન અધ્યાય, ચતુરથ કાલ ધ્યા દો ગાય;
પંચમ પ્રકરણ જીવ કહિયે, તાકા અધ્યા નૌ લહિયે. ૫
ષષ્ઠમ તત્વ હી પ્રકરન કહ્યો, સો તેરે અધ્યાકો લહ્યો;
શ્રીમદ્‌ભાગવત તત્વ વિચાર, નિર્ગુણ ભક્તિ પામે પાર. ૬

(૪) ઇકતિસ અધ્યા ચતુરથ માનો, તાકે ચો પ્રકરન પરમાનો,
પ્રથમ ધરમ પ્રકરન સત બાંચ, દુસરો અરથ સુ અધ્યા પાંચ. ૭
ગ્યાર હિકો તિસરો જો કામ, ઓર આઠકો મોક્ષ જસુ નામ;
બ્રહ્મ તત્વ ષટ્ વીશસોં પૂજ્ય, પુનિ ઇકતિસ લગ હરિ સાયુજ્ય. ૮

(૫) ષટ્‌વીસ અધ્યા પંચમ કીન, તાકે પ્રકરન સમુઝો તીન;
તીન અધ્યાકો પ્રકરન દેશ, ઈકઈસ પ્રકરન કાલ અશેષ. ૯
તિસરો સ્વપ્ન સુઅધ્યા દોય, ચોબીસ લહો જીવાત્મા સોય;

પરમાત્મા ફિર લગ છબીસ, (૬) અરૂ ષષ્ઠમ અધ્યા ઉન્નિસ. ૧૦
પ્રકરન તાકે તીન શુભ ધામ, તીન અધ્યાકો પ્રકરન નામ;
પ્રકરન ધ્યાન ચૌદકો ઓર, દ્વેકો અરચન પ્રકરન ઓર. ૧૧

(૭) સપ્તમસે પંદ્રે અધ્યાય, પ્રકરન તીનસુ સુનિ લે રાય;
અસદ્વાસના અધ્યા પાંચ, સદ્વાસના પાંચ, ફિર સાંચ. ૧૨
તૃતીય સદાસદ્વાસન આહી, સોહુ પાંચ ન્યૂનાધિક નાહિ;

(૮) અષ્ટમ અધ્યા ચોઇસ સાર, તાકે પ્રકરન ભાખે ચાર. ૧૩
તામસ ચો અધ્યા પરિમાન, સાત્વિક પ્રકરન દશકો આન;
તિસરો રાજસ ફિર નૌ જુક્તિ, ઇક અધ્યાકો પ્રકરન ભક્તિ. ૧૪

(૯) નવમસુ અધ્યા ચોઇસ જોય, તાકે પ્રકરન પૂરે દોય;
સૂર્યવંશ મર્યાદા પ્રકરન, ચંદ્રવંશ પુષ્ટિ પ્રકરન અન. ૧૫

(૧૦) બાર બાર દુહુકે અધ્યાય, દશમ પ્રકરન પંચ કહાય;
સત્યાસી અધ્યા હે ભાખે, તીન મતાંતરકે કહે રાખે. ૧૬
સો મિલિ નિર્ભે અધ્યા ગિનો, પ્રકરન જન્મ ચાર ધર બન્યો;
તામસ પ્રકરન આઠવિસ લયેં, ક્ષેપક તિન સહ ઇકતિસ ભયેં. ૧૭
તિસરો રાજસ પ્રકરન બાંચ્યો, સહુ અઠાઇસ અધ્યાકો સાંચ્યો;
ઇકઇસઠકો ચતુરથ સાત્વિક, ગુન પ્રકરન પંચમ પદ્નીક. ૧૮

(૧૧) એકાદસકે ઇકતિસ ધાય, તાકે પ્રકરન દોન બનાયે;
પ્રકરન જીવનમુક્તિ ધર સાર, ઉનતિસ અધ્યા લહો વિસ્તાર. ૧૯
તામેં દોય ભેદ હૈ સાંચ, બ્રહ્મભાવ ઇક અધ્યા પાંચ;
ફિર ચોઇસ અધ્યા સાયુજ્ય, બ્રહ્મમુક્તિ દ્વૈ અધ્યા પૂન્ય. ૨૦
તામે ભેદ હોય ફિર લાગ, મમતા એક અહંતા ત્યાગ;

(૧૨) દ્વાદશ ત્રિદશ અધ્યા ગાયે, તાકે પ્રકરન પાંચ બનાયે. ૨૧
લોકાશ્રય પ્રકરન ઇક બોલ્યો, બેદાશ્રય પ્રકરન ફિર ખોલ્યો;
દ્વૈ હુ દ્વૈ દ્વૈ અધ્યાય કે, ભગવદ આશ્રય ત્રય કહી સકે. ૨૨
શબ્દાશ્રય ફિર તિન અધ્યાય, અર્થાશ્રય હુ ત્રય સુખદાય;
ત્રેચાલિસ પ્રકરન અદ્ભુત, તામેં દસ લઘુ અંતરભૂત. ૨૩
ત્રિશત બત્રીસ સબ અધ્યાય, ઔર મતાંતર તીન કહાય,
શ્લોક સબેં દસ આઠ હજાર, સ્કંધ બાર તામે નિસ્તાર. ૨૪
છહુતર સહસ અરૂ લખ પચ, બરન સકલ મિલિ બીચ ન રંચ,
શ્રીભાગવત સબ બસ્તુ અનુપ, દયાનાથ શ્રીકૃષ્ણ સ્વરૂપ. ૨૫

દોહા

કહે ઇકકે નામ સબ, અબ ઇનકોં દૈલાવ,
જહાં જાહીકો ઠોર હૈ, વહાં વાહીકો ભાવ. ૨૬

## પ્રથમસ્કંધ—અધિકાર લીલા

સુનો પ્રથમ સ્કંધ હૈ, ઉન્નિસ અધ્યાય વિસ્તાર,
કહિયત લીલા અધિકાર, પ્રકરણ તીન પ્રકાર. ૧

છંદ રોલા

અબ કહું પ્રથમ સ્કંધ, અનુક્રમ સુનુ રસ સ્વાદી,
હૈ ઉન્નિસ અધ્યાય, દીન પ્રકરન હે આદિ. ૨
૧ પ્રથમ પ્રથમ અધ્યાય, પ્રશ્ન શૌનક ઋષિ દીનો;
૨ પ્રથમ અપરમેં સૂત પુરાનિ, શુભ ઉત્તર દીનો. ૩
ભક્તિયોગ ઉત્કર્ષ, કહ્યો સબ તેં હરિ રાજી,
૩ પ્રથમ તૃતીય ઔતાર, કહે ચોઇસ જો શ્રીજી. ૪
ભયો તીનકો હીન, તીનકો મધ્યમ આની;
૪ પ્રથમ ચતુર અધ્યાય, બ્યાસ ચિંતાતુર જાની. ૫
પ્રેરે પરમાનંદ, વહાં નારદ મુનિ આયે;
૫ પ્રથમ પંચ મુનિ બ્યાસ, વિમલ ઉપદેસ બતાયે. ૬
શ્રીભાગવત કરો તુમ, પ્રગટ તાપ બુઝી જાઈ;
બ્યાસે હોન પ્રતીતિ, અપનિ ગાથા ગાઇ.
૬ પ્રથમ ષષ્ટમે નારદ, નિજ વૃત્તાંત સુનાયો;
પૂર્વ ત્યાગી તનુ અપર, જન્મ હો હરિપદ પાયો. ૮
અબ **ઉત્તમાધિકાર**, તેર અધ્યાકોં પ્રકરન;
૭ પ્રથમ સપ્તમે અશ્વત્થામા પીડે હરિજન. ૯
કૃપાસિંધુ શ્રીગિરિવરધર, નિજ જન ગન રાખ્યો,
૮ પ્રથમ અષ્ટમે ગર્ભ, ઉત્તરા રચ્છન ભાખ્યો. ૧૦
કુંતાજૂ શુભ સ્તવન, રિઝાયે શૈલધરનકું;
૯ પ્રથમ સુ નવમેં રાય, યુધિષ્ઠિર ખેદ હરણકું. ૧૧
ભીષ્મપિતામહ મુખ દ્વારા, ઉપદેશ કરાયે;
ધર્મ અનેક પ્રકાર, કૃષ્ણ જનતાપ નસાયે. ૧૨
૧૦ પ્રથમસુ દશમે રાય, યુધિષ્ઠિર રાજ બઠારે;
આપ દ્વારિકાધીશ, દ્વારિકાપુરી પધારે. ૧૩
૧૧ પ્રથમ ગ્યારમેં સગે સુહૃદ, મિલિકે સુખ દીને;
જથા જોગ્ય જગનાથ, સબન મન રંજન કીને. ૧૪
૧૨ પ્રથમ બારમેં ભગવતભક્ત, પરીચ્છત ભૂપા;
જન્મસુ વરનન કીયે, પવિત્ર ચરિત્ર અનુપા. ૧૫
૧૩ પ્રથમ તેરમેં સકલ તીરથ કરી, વિદુર પધારે;
આયે હસ્તિનાપુર મિલિ, સબ જન તાપ નિવારે. ૧૬
ધૃતરાષ્ટ્ર ગાંધારી, લીયે ગયે ઉત્તરપથ સદ;
કીયે યોગ અભ્યાસા દંપતી પાયે મોક્ષપદ. ૧૭
૧૪ પ્રથમ ચૌદમેં રામ યુધિષ્ઠિર, પાય ખેદ અતિ;
ભયે બહુત ઉતપાત, દેખિકેં ભ્રમિત ભયી મતિ. ૧૮
એક સમે અર્જુન, દ્વારિકા પુરિતેં આયે,
દેખ્યો મુખ દુખ છયો, કછ્યું બોલન નહિ પાયે. ૧૯
પૂછે બહુતક પ્રશ્ન, કરી કિતનિક આશંકા;
૧૫ પ્રથમ પંચદશ પારથ, બચન કહે દુઃખ અંકા. ૨૦
ભયો સકલ યાદવકુલકો ક્ષય, સુનિ વૃત્તાંત યહ;
પરીચ્છતકો રાજ્યાસનપે, બેઠાય તજ્યો ગૃહ. ૨૧
ગયે ઉત્તરા પંથ મિલિ, પાંડવ પાંચહુ સબ;
૧૬ પ્રથમ સોલમેં કથા ભઇ, કા સો બરનું અબ. ૨૨
ભૂપ પરીક્ષિત કરન, દિગ્વિજય નિકસે જેબહી;
ધર્મરાય યુગ કલિ, લખ્યે તીનો તહાં તબહી. ૨૩
૧૭ પ્રથમ સપ્તદશમે નૃપ, કલિકો શિક્ષા દીની;
કીયો દૂર દે ઔન, પરમકી રક્ષા કીની. ૨૪
૧૮ પ્રથમ અષ્ટદશમે, ભગવતાઇચ્છા સબ લેખો;
બ્રહ્મપુત્રતેં શાપ, ભયો ભૂપતિકો દેખો ૨૫
૧૯ પ્રથમુન્નિસમેં રાજ, સમસ્ત ત્યાગ કરીકેં ઝટ
બેઠે વિષ્ણુરાત, જાય શ્રીગંગાજી તટ. ૨૬

વહાં આયે સબ ઋષિ, રૂ શ્રીશુકદેવ પધારે,
પૂછ્યો નિજ કલ્યાન, રાજ અંધિપદ શિર ધારે. ૨૭

દોહા

પુરન ભઈ અનુક્રમનિકા, પ્રથમ સ્કંધ પ્રકાશ;
દયા દયા પર દયાનિધિ, કીની લહિ નિજ દાસ. ૨૮

## દ્વિતીયસ્કંધ–(સાધન અથવા) જ્ઞાન–ધ્યાન લીલા

દોહા

સુનો દ્વિતીય સ્કંધ હૈ, દશ અધ્યા વિસ્તાર,
કહિયત લીલા ધ્યાન યહ, પ્રકરન તીન પ્રકાર. ૧

છંદ રોલા

પ્રકરન તત્વજ્ઞાન, પ્રથમ અધ્યા દ્વે કહિયે,
દ્વે પુનિ હૃદય પ્રસાદ, મનન ષટ્ ક્યોંદે લહિયે. ૨
૧ દ્વિતીય પ્રથમ મેં સાંખ્ય, યોગ ધ્યાનસુ હે ગાયો;
સ્વરૂપ ભગવંત, વિશ્વમય ધ્યાન બતાયો. ૩
૨ દ્વિતીયમેં સૂક્ષ્મ ધ્યાન, કહ્યોં ભગવંતા;
પ્રકરન હૃદય પ્રસાદ, દોયકો સુનુ અબ સંતા. ૪
૩ દ્વિતીય તૃતીયમેં ઉતપત, સબ દેવનકી ભાખી;
સકલ સકામિક આદિ, વાત સબસુ હુ કૈ' દાખી. ૫
પુનિ યહ નિશ્ચે કહ્યો, છોડી સબ કૃષ્ણ ઉપાસે,
સકળ કામના પૂર્ણ, હોય–સબ સંકટ નાસે. ૬
૪ દ્વિતીય ચ્યારમેં દીયો, મંગલાચરન અનૂપા;
શ્રીશુકમુનિ કિય સ્તવન સુ, શ્રીપુરૂષોત્તમ રૂપા. ૭
ષટ્કો તિસરો મનન, વિભાગ દોય હે તામે,
ઉત્પત્તિ ઉપપત્તિ, વરનન બનિહે જામે. ૮
૫ દ્વિતીય પંચમમેં નારદ, વિધિ સોં પ્રશ્ન જુ કીને,
સો સબકે પ્રતિઉત્તર, વિધિને વિધિવત દીને. ૯
અધ્યાત્મ પંચીકરન, ધ્યાન સ્થૂલ સૂછમકો,
બ્રહ્મદેવ સબ કહ્યોં, ન અંસ રહે સુનિ ભ્રમકો ૧૦
૬ દ્વિતીય ષટ્મે અષ્ટ, રૂપ વૈરાજ્ય બતાયે,
સબ ઉત્પત્તિ શ્રીજીસેં, ભઈ સો સબ ગાયે ૧૧
૭ દ્વિતીય સપ્તમેં ચતુરવિંશ, અવતાર સહેતુ,
સકર્મ બરનન કિયે, કૃષ્ણકે ભવ દધિ સેતુ ૧૨
૮ દ્વિતીય આઠમેં અબ, ઉપપત્તિ પ્રકરન કહાયો,
સુરમુનિ જો જો પ્રશ્ન, કિયે સબ બેધા ગાયો ૧૩
૯ દ્વિતીયસુ નવમેં શ્રીપ્રભુ, નાભિનલિનતેં ધાતા,
અપની ઉત્પત્તિ કહી, ઓર કથા સુખદાતા ૧૪
ચતુર શ્લોકી શ્રીભાગવત કીન ઉપદેશા,
હિરનગર્ભ વહ નારદ, સુનકો કહ્યો અશેષા ૧૫
નારદ વ્યાસે કહ્યો, વ્યાસતેં શુકજી જાન્યો,
શ્રીશુકને સો વિષ્ણુરાત લહિ પાત્ર વખાન્યો. ૧૬
૧૦ દ્વિતયસુ દસમેં આધિભૌતિક સુરૂપ બતાયો,
અધ્યાત્મક આધિદૈવિક, આછે સમુઝાયો. ૧૭

દોહા

પૂરન દ્વિતીય સ્કંધકી, અનુક્રમનિકા બખાની,
શ્રીગિરિધર કરી કૃપા, દઈ દયાકો બાની. ૧૮

## તૃતીયસ્કંધ–સર્ગલીલા

દોહા

અબ કહુ તૃતીય સ્કંધકે, હે તેતિસ અધ્યાય;
લીલા સરગ પ્રકરન ષટ્, ધુર અધિકાર સુગાય. ૧

છંદ રોલા

૧ તૃતીય પૂરબમેં વિદુર, તિરથ યાત્રા કરિ આયે,
શ્રીયમુનાતટ મિલત ભયે, ઉદ્ધવ શુચ પાયે. ૨
૨ તૃતીય દ્વિતીયમેં ઉદ્ધવ, વિદુર લુકોં સુખ દીને,
શ્રીકૃષ્ણજીકે બાલચરિત્ર સુવરનન કીને. ૩
૩ તૃતીયમેં શ્રીકૃષ્ણ રાસલીલા કહે દીની,
૪ તૃતીય ચતુર પ્રભુ પ્રભાસ લીલા બરનન કીની ૪
પાછે ઉદ્ધવજી ઉતરાપથ ધાયે ધારે,
ગુનાતીત અબ અપર, દોયા અધ્યા સુનુ પ્યારે. ૫
૫ તૃતીય પંચમેં વિદુરજી, ગંગાદ્વાર સધાયે;
મા'નુભાવ મૈત્રેય, મુનિનસો મિલવો પાયે ૬
પ્રશ્ન બિદુર કિય કહો, કૃષ્ણ માયાકો રૂપા,
૬ તૃતીય ષટ મુનિ સોં, પ્રતિઉત્તર કથ્યો અનૂપા. ૭
તિસરો પ્રકરન સગુન, તીન અધ્યાય બતાયો,
૭ તૃતીય સપ્તમે વિદુર, પ્રશ્ન ફિર ઓર ઊઠાયો. ૮
હરિ ઔતાર ચરિત્ર કથા, પૂછી શુદ્ધ ધરી મન,
૮ તૃતીય અષ્ટમૂળ પુરૂષતે,ઉતપત વિધિકહિ મુનિજન. ૯
૯ તૃતીય નોમે બ્રહ્માને, શ્રીજીકી સ્તુતિ કીની,
દરસ દિયે પરમેષ્ઠી,'સૃષ્ટિકુરૂ' આજ્ઞા દીની ૧૦
૧૦ ચોથો પ્રકરન કાલ દોયકો તૃતી દસમેં લહી,
કાલાત્મકી બહુ પ્રકારકી પશુ સૃષ્ટિ કહી. ૧૧
૧૧ તૃતીય ગ્યારમેં કાલ પ્રમાનુકી ગતિ ભાખી,
પચમ પ્રકરન જીવ અબ નોકો સુનિ અભિલાખી. ૧૨
૧૨ તૃતીય બારમેં બ્રહ્માંગ સૃષ્ટિ સુબખાની,
સનકાદિક મહાદેવ મરિચ્યાદિક દસ જાની. ૧૩
સરસ્વતી કન્યા સ્વાયંભૂ મનુ શતરૂપા,
૧૩ તૃતીય તેર બારાહજીકો પ્રાકટ્ય અનૂપા. ૧૪
૧૪ તૃતીય ચતુર્દશ ભવિષ સુરતિરસ દીતી ભીની,
નિજપતિપેં વિન સમયહુ રતિ પ્રારથના કીની ૧૫
૧૫ તૃતીય પચદશ બૈકુંઠમે ચતુસ્સન આયે;
હરિ ઇચ્છા જય વિજય શાપ વિનહીતેં પાયે ૧૬

વળી વળી હું તુજને કહું છુ, બ્રહ્મા તું ઓળખી લેજે મુજનેજી,
જો મુજથી બીજો અન્ય લેખવશે, તો બંધન ઉપજશે તુજનેજી
મુજથી બીજો તું તે જાણજે, અનિત્ય એ શરીરજી,
આત્મજ્ઞાન કહ્યુ બ્રહ્માને, અકળ સ્વરૂપ અવતારજી
પછે બ્રહ્માને આજ્ઞા આપી, જે વિશ્વ કરે ઉત્પત્યજી,
સસાર સ્થિતિ નિપજાવો, સઘળી સૃષ્ટિની જુગતજી
પૂર્ણ બ્રહ્મે એવી આજ્ઞા કરી, હરિ હુવા અતરધ્યાનજી,
ઘટ ઘટ વ્યાપક શ્રીવિષ્ણુથી, બ્રહ્મા થયા મગનજી
ચતુશ્લોકી ભાગવત વિષ્ણુએ, બ્રહ્માને સભળાવ્યુ જેહુજી,
તે બ્રહ્માએ પુન નારદને, વૃત્તાત કહ્યુ સર્વે તેહુજી
નારદજીએ વેદવ્યાસ પ્રત્યે, વર્ણવી કહી કથાયજી,
ઉદરમાહી શુકદેવજીને વ્યાસે, સભળાવ્યો હરિ મહિમાયજી
ચતુશ્લોકી ભાગવતનો કીધો, વ્યાસજીએ વિસ્તારજી,
દ્વાદશસ્કધ કહ્યા વર્ણવી, શુકપુત્ર પ્રત્યે તેણી વારજી
તે શુકજી પરીક્ષિત રાજાને, કહે છે આત્મજ્ઞાન સાધનજી,
એકાગ્ર ચિત્તે શ્રવણ પાન કરે, ધરી ધ્યાન આસનજી
શુકજી બેઠા સભા વિષે, સભળાવે બ્રહ્મજ્ઞાનજી,
તે રસ પ્રીતે અમે પાન કરીએ, ધ્યાન ધરીએ સુખ નિધાનજી,

વલણ

મુનિજન ભોગ નિધાન કરે, અમૃત પાન ઈચ્છાયરે,
કર જોડી કહે વિપ્ર વલ્લભ, દ્વિતીયસ્કધ અધ્યાયરે

ઇતિ શ્રીમદ્ભાગવતે દ્વિતીયસ્કધે નવમોઽધ્યાય ॥ ૯ ॥

—◦◦◦◦◦◦◦◦—

## અધ્યાય ૧૦ મો*

### કડવું ૧૦ મું–રાગ ધન્યાશ્રી

સૂતપુરાણિક ઓચરે, શૌનિક સુણો રે,
એ પવિત્રકથા ભાગવત, હરિમહિમા ઘણો રે
શુદ્ધ એક મને જે સાભળે, નરનારી રે,
તેને કરુણા કરે કૃષ્ણ, દેવ મોરારી રે

ઢાલ

શ્રીમોરારી કરુણા કરે, શુકદેવ વાણી વદે રે,
એક ચિત્તે સભામાહિ પરીક્ષિત, ચિત્તમાહિ તે ધરે રે.
એ ચતુશ્લોકી ભાગવત કહ્યુ, બ્રહ્માજીએ નિરધાર રે,
તે નારદ વચને વ્યાસજી, કરતા હુવા વિસ્તાર રે
સર્ગ એક વિસર્ગ બીજો, સ્થાનક ત્રણ કહ્યા સહી રે,
પોષણ ચાર ઉતિ પાચમું, એવી ઋષિએ વાણી કહી રે
મન્વતર ષટ્ આઠ નિરોધ, સાત ઈશાનુ કથા રે,
મુક્તિ* આશ્રય† સર્વ, વિચારો બુદ્ધિ યથા રે
હુવા અધ્યાત્મિક આદિ ભૂત, આદિ દેવ અભિરામ રે,
એ તાપ ત્રણ આદ એ કહિયે, સર્વે કરે રચના કામ રે
ત્યાર પછી બ્રહ્માડની રચના, અનોપમ જે થઈ રે,
તે માહે જીવાત્મા પ્રભુજી, અકળ રમી રહ્યો સહી રે
તે જીવાત્મા કર્મ વશે, વરતી રહ્યો સસારમા રે,
ચલણ વલણ તે કરે છે, જઈ નિરાકાર સાકારમા રે
તે આદથી અન મહિમા સહુ, તુજને કહુ માડી કથા રે,
સાભળતા અઘઓઘ નાસે, વળી મરણનો ભય વામે યથા રે
હુવો વિદુર મૈત્રેયનો સવાદ, માહે કથા કહેવાઈ સહી રે,
શુભ જ્ઞાનરસ તેહમા, શુકજીએ વાણી કહી રે
તવ રાય પરીક્ષિત પ્રશ્ન પૂછે, શુ કરુ શુ અવિધારિયે રે,
વિદુર રાજ મૂકી તપે ગયા કેમ, એ કથામુનિ વિસ્તારિયે રે
તપ તીર્થ કરી પૃથિવી ફર્યા, એ વિદુરે ધરી મનધારણ રે,
પૃથિવિ પ્રદક્ષિણા કરી વિદુરજી, પાછા આવ્યા કેણ કારણ રે
તે કથા વિસ્તારી કહો, શુકજી મુને કરુણા કરી રે,
હવે દ્વિતીયસ્કધ પૂર્ણ થયો, કૃપા કરી રે શ્રીહરિ રે
શ્રીમદ્ભાગવત દ્વિતીયસ્કધ, એ પ્રાકૃત ભાષા સહી રે,
સુખપ્રાપ્ત પૂર્ણ શ્રવણ ધરતા, યમકિંકર પીડે નહિ રે.
એ ભણે ભાવે સાભળે જન, એ અધ્યાય દશતણી કથા રે,
તે ચાર પામે પદારથ, નરનારીની ભાગે વ્યથા રે
સવત્ સત્તરસે ત્રેસઠમા, ઉત્તમ માસ વૈશાખ રે,
કૃષ્ણપક્ષ લક્ષ્મી દિવસે, શુભ હતો મગળવાર રે
તે દિવસે ગ્રથ પૂર્ણ થયો, એ ગ્રથ ઉત્તમ સાર રે,
સાહે થયા શ્રીકૃષ્ણજી, કરી કૃપા વિશ્વાધાર રે
તાપી તટે શ્રીસૂર્યપુર, બેગમપરામા વાસ રે,
ઔદિચ્ય જ્ઞાતિ ટક વિપ્રને, કૃપા કીધી અવિનાશ રે
ભટ શુકદેવ સુત નાહાના ભટ, વલ્લભ નામ નિધાન રે,
સાધુ સમાગમ ગુરુ કૃપાથી, ગુણ વર્ણવ્યા શ્રીભગવાન રે
ગ્રથ શુદ્ધ ભણ્યો નથી, છે બુદ્ધિ મારી અજાણ રે,
સાધુ જને મને કૃપા કીધી, જાણી પોતાનો જન રે.

વલણ

શ્રીહરિ સુખ જાણ્યો જેણે, જન્મ મરણનુ દુ ખ જાય રે,
દ્વિતીયસ્કધ શ્રીભાગવત તણો, થયો પૂર્ણ દશમોઽધ્યાય રે

ઇતિ શ્રીમદ્ભાગવતે દ્વિતીયસ્કધે દશમોઽધ્યાય ॥ ૧૦॥

### ઇતિ દ્વિતીયસ્કધ સમાપ્ત ‡

* આ અધ્યાયમા સક્ષેપથી શ્રીમદ્ભાગવતના તૃતીયસ્કધથી તે દ્વાદશ સ્કધ સુધી આવેલી કથાનો અર્થ કહેવામા આવે છે; તેમા પણ 'સર્ગ એક, વિસર્ગ બીજો' એ ક્રમેથી દશ સ્કધના અર્થ છે એટલે તૃતીયનો અર્થ સર્ગ, ચતુર્થનો અર્થ વિસર્ગ પંચમનો અર્થ સ્થાન છઠ્ઠાનો અર્થ પોષણ, સાતમાનો અર્થ ઉતિ (લીલા) આઠમાનો અર્થ મન્વતરની કથા, નવમાનો અર્થ રાજાની વશાવળી, દશમાનો અર્થ નિરોધ એકાદશનો અર્થ મુક્તિ અને બારમાનો અર્થ આશ્રય. આ પ્રમાણે દશ લક્ષણ કહેવામાં આવ્યા છે તથા એકેક લક્ષણનો અર્થ વિસ્તારથી દેવામાં આવ્યો છે

* નવ † દશ ‡ આ સ્કધમા દશ અધ્યાય ગયા અને તેમા સક્ષેપથી ભાગવત સાભળનારનુ તથા ભગવદ્ભક્તાનુ સાધન કેહેવામા આવ્યુ છે હવે સાધનના ત્રણ પ્રકાર છે પહેલા ધ્યાન, પછે ધારણા અને પછી મનન અથવા વિચાર તેમાં ધ્યાન વાસ્તે ભગવાનનુ સ્વરૂપ બે અધ્યાયથી કહ્યુ તેમા પણ પહેલા અધ્યાયમા સ્થૂલ વિરાટ્ સ્વરૂપનુ વર્ણન કર્યું અને બીજા અધ્યાયમા સૂક્ષ્મ સ્વરૂપ અધ્યાત્મનુ વર્ણન કરવામા આવ્યુ હવે બીજા પ્રકરણમાં શ્રોતા અને વક્તાની શ્રદ્ધા કહેવામા આવી છે અને ત્રીજા પ્રકરણના છ અધ્યાયથી ૫ મામા ઉત્પત્તિ, ૬ ઠ્ઠામા બ્રહ્મા નારદનો સમાગમ, ૭ મામા અવતાર કથા ૮ મામા ભાગવતના પ્રશ્નો, ૯ મામા સમાધાન, ૧૦ મામા ભાગવતના દશ લક્ષણો અને તૃતીય સ્કધનો અર્થ કહેવામા આવ્યો છે

# શ્રીમદ્‌ભાગવત

## (કવિ વલ્લભકૃત પદબંધ)

### તૃતીયસ્કંધ

અધ્યાય ૧ લો*

રાગ કેદારો

શ્રીગુરુ ગોવિંદ ગણુરાય, સ્તવું સદા સરસ્વતી માય;
જેથી થાય મનકામના પૂર્ણ સહુરે. ૧

ચાલ

મનકામના સહુપૂર્ણ કરતા,શિવસુત ગણુપતિસ્વામી;
ગજાનન પાવન લંબોદર, વિઘ્નહરણ બહુ નામી. ૨
મૂષકારૂઢ ફરસી ગ્રહે પાણિ, સિંદૂર ચરચિત અંગ;
સુધબુધ નારી સૌ સુખકારી, લક્ષલાભસુત સંગ. ૩
નીલાંબર આભૂષણ ઉપમા, મૃગમદ તિલક વિશાળ;
શુભ સેવતાં કુસુમ વિરાજે, મણિ મુક્તાફળ માળ. ૪
એકદંત ઉજ્વળ મુખ શોભે, ઉજ્વળ મોદક આહાર;
અવિચળ વરદાતા તું સ્વામી, પ્રથમ કરુ નમસ્કાર. ૫
વાગ્વાદિની બ્રહ્મકુમારી, મહાસરસ્વતી માત;
કમળાસની ને કમળમુખી, તુજ ત્રિભુવનમાં વાસ. ૬
શ્વેત વસન ને શ્વેત ભૂષણ, શ્વેત સૌ શણગાર;
ચતુર્ભુજ અંબુજવંતા† શોભે, વીણા પુસ્તક ધાર. ૭
મુક્તામાળામણિસ્ફાટિકની, માતા ત્રિવિધતાપહરણી;
સેવક જનપર ને દીન નરપર, માત એ ઉપકાર કરણી. ૮
અનેક ભક્ત આવ્યા તુજ શરણે,તેને મયા તમો કીધી;
સંસાર તાર્યા પાર ઉતાર્યા, અવિચળ બુદ્ધિ દીધી. ૯
માત મુજને કરુણા કીજે, જાણી દીન કંગાળ;
સરસ્વતી મા શુભ મતિ દેજો, હું છું તમારો બાળ. ૧૦
પ્રૌઢ હામ મેં મનમાં કીધી, મને જાણી તારી કૃપાય;
આભ ઉંડળમાં ભરે જેમ કીડી, તે કયેમ ભરાય. ૧૧
સાધુ સમાગમ સંત કૃપાથી, કરુણા હરિજન સર્વ;
દયા કરી દેવેશ દયાળે, તો ન તજ્યો મન ગર્વ. ૧૨
સૂત પુરાણિક શૌનકને કહે, શ્રીભાગવત કથાય;
તૃતીયસ્કંધમાં કથા પાવન, સાંભળતાં અઘ જાય. ૧૩
શ્રીશુકજી કહે પરીક્ષિતને, સાંભળ હે ગુણવંત;
હવે કહું વિસ્તારી જે તમો, પૂછ્યાં પ્રશ્ન અનંત. ૧૪
આ તૃતીયસ્કંધની કથા પાવન, અધ્યાય છે તેત્રીશ;
તે સંક્ષેપે હું કહું જો, કરુણા શ્રી જગદીશ. ૧૫
તે આદ્ય અંત્ય કથા સાંભળતાં, મહા પાપી અઘ વામે;
ધર્મ અર્થ ને કામ મોક્ષ, એ ચાર પદારથ પામે. ૧૬
રાયે પ્રશ્ન પૂછ્યાં વિદુરનાં તે, શુક કહે મહિમાય;
એક સમે શ્રીકૃષ્ણ પધાર્યા, ઇંદ્રપ્રસ્થ* ભણી જાય. ૧૭
કોઈએ કહ્યું જે પાંડવ પાંચે, લાખાગૃહમાં પર્જળીયા;
તે લૌકિક ધર્મ રાખવા અર્થે, પ્રભુજી પંથે પળીયા. ૧૮
દ્રૌપદી સતીને સભામાં આણી, પ્રભવી દુર્યોધન;
લાખાગૃહમાં કુંતા કુંવરો, પાંચે કીધા દહન. ૧૯
પાંચાળીના કેશ ગ્રહી, દુઃખ દીધું કાઢ્યાં ચીર;
અંતરિક્ષથી અવિનાશ પધાર્યા, પોતે શ્યામ શરીર. ૨૦
વળી કૌરવે જૂઠું બોલીને, રાજ્યરીધ સહુ લીધું;
અતિદ્વેષ ધરીને દુર્યોધને, દુષ્ટ કર્મ ત્યાંહાં કીધું. ૨૧
કૌરવ વિદુર એકાંતે બેઠા, પાંડવની કરી વાત;
હરકોઈ ઉપાયે કરી સર્વથા, કરીએ એનો ઘાત. ૨૨
વિદુર મંત્રી કહે, પાંડવ માટે, જોઇએ અર્ધું રાજ્ય;
કહ્યું ન માને મહા અહંકારી, એ મૂર્ખ કેરો તાજ. ૨૩
પ્રતિબોધ વિદુરે બહુ કર્યો, પણ માને ન કૌરવ એહ;
પછી કૌરવે રીસ કહી કાઢ્યા, વિદુરને રાજ્યથી છેહ. ૨૪
પક્ષ કરે અહીં પાંડવનું, એમ બોલ્યો રાય વચન;
રીસ કરીને રાય દુર્યોધને, કાઢ્યા વિદુરને વન. ૨૫
રાજા કેરો કોપ દેખીને, વિદુરે તજ્યાં હથિયાર;
શસ્ત્ર અસ્ત્ર મૂકી વન ચાલ્યા, તપ તીરથ ને સાર. ૨૬
સ્નાન દાન દેવાર્ચન પૂજન, દેહી કાપડીની કીધી,
અવનીપરનાં તીર્થ સહુની, પ્રદક્ષિણા પોતે કીધી. ૨૭
સર્વ તીર્થ કરીને પ્રભાસે, આવ્યા વિદુર મહાજ્ઞાની;
ત્યાં કુરુક્ષેત્રનું યુદ્ધ સાંભળ્યું,જે કૌરવ પડ્યા અભિમાની. ૨૮
સરસ્વતીમાં સ્નાન કરી, આગળ સાંચર્યા વિદુર પાવન;
ત્યારે યમુનાને ઉપકંઠે, મળિયા ઉદ્ધવ હરિજન ૨૯

* આ પહેલા અધ્યાયમાં વિદુરજીએ ઉદ્ધવને સઘળાં પ્રશ્ન પૂછ્યાં અને કૌરવનો પોતે ત્યાગ કર્યો તે વર્ણવી દેખાડ્યો. દ્વારિકામાં શ્રીકૃષ્ણ, બલભદ્ર, વસુદેવજી, પ્રદ્યુમ્ન, સાંબ, સુયુધાન, અક્રૂર, અનિરુદ્ધ, ચારુદેષ્ણ, અને ગદ વગેરે સઘળાં પ્રસન્ન અને કુશળ છે, એ પ્રશ્ન પૂછ્યો. અને યુધિષ્ઠિર, ભીમ, અર્જુનાદિ પાંડવોના ખુશી ખબર પૂછ્યા.

† કમલ સરખા.

* હાલમાં આગ્રા કહેવાય છે,

અન્યોઅન્ય મળ્યા અતિ હર્ષે, ભેટ્યા કરીને પ્રણામ;
આસન કરી એકાંતે બેઠા, સુંદર શીતળ ઠામ. ૩૦
તેણે સમે ઉદ્ધવને વિદુરે, પૂછ્યો દ્વારિકા સમાચાર;
શ્રીકૃષ્ણ બલભદ્ર યાદવ સર્વે, કુશળ કુટુંબ પરિવાર. ૩૧
એવાં વચન વિદુરનાં, ગદગદ ઉદ્ધવ બોલ્યા વાણી;
સમાચાર કહ્યો કૃષ્ણ સંબંધી, એવી વાત પ્રમાણી. ૩૨

વલણ

વાત માંડી કહે ઉદ્ધવજી, સાંભળ પરીક્ષિત રાયરે;
કરજોડી કહે વિપ્ર વલ્લભ, તૃતીયતણો પ્રથમોધ્યાયરે. ૩૩

ઇતિ શ્રીમદ્‌ભાગવતે તૃતીયસ્કંધે પ્રથમોઽધ્યાયઃ ॥ ૧ ॥

## અધ્યાય ૨ જો*

### કડવું ૨ જું–રાગ ગોડી–ચાલ ઢુકડી

શ્રીસૂતપુરાણી કથા રસ કહે, જેને હરિગુણ હૃદયામાં રહે,
શ્રીસૂતપુરાણી કથા રસ કહે, જેને હરિગુણ હૃદયામાં રહે,
નિજ ત્રિભુવને કહ્યું જે વ્યાસ, ગર્ભમાં શુકે કીધો અભ્યાસ. ૧
તે શુકદેવ પરીક્ષિતને કહે, જે વિષ્ણુ ભક્ત મહિમા લહે;
ગદગદ કંઠ ઉદ્ધવ થયા, સમાચાર પ્રભુના પુછિયા. ૨
શ્રીકૃષ્ણ ઉપર પૂરણ પ્રીત, સ્મરણમાત્રે થાય પવિત્ર;
બાલપણથી ભજતા ભગવાન, વૃદ્ધપણે પણ તેજ સમાન. ૩
ચરણારવિંદમાં સદા મગ્ન, સાધુ ગદગદ થયા સુણી પ્રશ્ન,
પ્રભુમાં થયલી ઇંદ્રિયનીવૃત્ય, પાછી સાધી ઉદ્ધવે સત્વ. ૪
વેહેતે નેત્રે કહ્યા સમાચાર, વિદુરે પૂછ્યો જે પ્રકાર;
નથી કુશળ મારા ભ્રાત, કૃષ્ણ સૂર્ય અસ્ત થયા સાક્ષાત. ૫
યાદવ માત્રનું છે દુર્ભાગ્ય, નહિ જાણ્યા પરબ્રહ્મ સાક્ષાત;
માન્યા કૃષ્ણને યાદવ એક, અંતર્યામી ન જાણ્યા કરી વિવેક. ૬
સંપૂર્ણ એ શોભાવાન, રાજસુયજ્ઞમાં દેદિપ્યમાન;
મનુષ્યલીલા કરતા એ તેજરૂપ, બ્રહ્મપૂર્ણ એ ત્રિભુવન ભૂપ. ૭
વ્રજવનિતાના જીવનહાર, અદૃશ્ય થયા શ્રીમુરાર;
ઋષિ માત્રને શાંતિ દેનાર, દેવઆદિના પ્રાણાધાર. ૮
અજન્મા વસુદેવના પુત્ર, વીર્યવાન શ્રીકૃષ્ણ સ્વરૂપ;
બીહિને કંસથી તે વસ્યા વ્રજ, કાળયવનથી ભાગ્યા તર્ત. ૯
પૂજ્યાં માતપિતાને સ્તુતિ કરી, શાંતિ ન ધરી રોયા હરિ;
શિશુપાળનો કીધો નાશ, યોગી છતાં એ પ્રેમ પ્રકાશ. ૧૦
કીધો રણમાં ઘોર સંહાર, શત્રુમાત્રને પાડ્યા પાર;
ભક્તને આનંદના દેનાર, ગયા વૈકુંઠ પ્રાણાધાર. ૧૧
ઉગ્રસેનના સમાવ્યા તાપ, પ્રાર્થના કીધી શ્રીમહારાજ;
નમ્રપણે યાચના કીધી, કિંકર થઇને સેવા કીધી. ૧૨
પૂતનાને આપી મુક્તિ, યશોદા જેવી કીધી શક્તિ;
એવા પરમ પુરુષ દયાળ, વૈરભાવે મુક્તિ દીધી તારકાળ. ૧૩
અગિયાર વર્ષ વસ્યા વ્રજમાંહે, લાડ લડાવ્યા ગોપીને તાંહે;
વિધ વિધ પ્રકારે ક્રીડા કરતા, પ્રેમે ગોપીનાં મનડાં હરતા. ૧૪
ધેન ચરાવતાં બંસી બજાવી, રાસલીલાએ ક્રીડા કરાવી;
જમનાનું જળ નિર્વિષ કીધું, નળકૂબરને* સુખડું દીધું. ૧૫
ગોવર્ધન ધર્યો ટચલીએ, ઇંદ્ર ગર્વ હર્યો તે ઘડીએ;
શરદમાં મધુરી વેણુ ગાઈ, થેઈ થેઈકાર નાચ્યા બળભાઈ. ૧૬
એવા શ્રીકૃષ્ણ પરમપવિત્ર, ગાઉં તેનાં શાં શાં ચરિત્ર;
ઉદ્ધવ વિદુર પ્રત્યે નિરધાર, કહે એમ કૃષ્ણ તણો સમાચાર. ૧૭
છપ્પન ક્રોડ યાદવ સંગાથ, શેષનાગ રૂપ એ બળ ભ્રાંત;
પ્રદ્યુમ્નઆદિ કુંવર સહુ નામ, હરિ સૌ સાથે પહોંચ્યા સ્વધામ. ૧૮
શ્રીકૃષ્ણની કરી એ વાત, ઉદ્ધવજીને હવો અશ્રુપાત;
કહેતા વાત નયણે જળ ભરે, મહા ચિંતા મનમાં ધરે. ૧૯
હરિ ચરિત્ર સંભારે સહી, કહે વિદુર પ્રત્યે ત્યાં રહી;
શ્રીગોવિંદ તણા ગુણગ્રામ, ઉદ્ધવ કહે વર્ણવી તે ઠામ. ૨૦
સંભારી શ્રીકૃષ્ણચરિત્ર, સાંભળતાં અંગ થાય પવિત્ર;
જે લીલા દ્વારિકામાં કરી, અકળ સ્વરૂપ અવિનાશી હરિ. ૨૧
ઉદ્ધવ વિદુર તણો સંવાદ, બેહુ વાત કરે રે વિવાદ;
હરિને જે ગમે તે ખરું, પ્રભુના મનમાં ભાવ્યું તે કર્યું. ૨૨

વલણ

મનમાં ભાવ્યું તે ખરું, હરિ ઇચ્છાએ સહુ થાયરે;
શ્રીભાગવત સ્કંધ તૃતીયનો, હવો દ્વિતીયોધ્યાયરે. ૨૩

ઇતિ શ્રીમદ્‌ભાગવતે તૃતીયસ્કંધે દ્વિતીયોઽધ્યાયઃ ॥ ૨ ॥

## અધ્યાય ૩ જો†

### કડવું ૩ જું–રાગ સામેરી–ચાલ મોટી

ઉદ્ધવ કહે સુણ વિદુર, કૃષ્ણ ચરિત્ર પાવન રે;
માતપિતાને સુખ કરવા, મથુરાં પધાર્યા જુગજીવન રે. ૧
કંસ પછાડી પંચજન્ય મારી, રુક્મણિ પરણ્યા રે;
સાત વૃષભ નાથી હરિ, નાગ્નજિતી વર્યા રે. ૨
કાળયવન શાલ્વ રાજા, ભોમાસુરને માર્યો રે;
સોલ સહસ્ર કન્યા વરી, કંદર્પદર્પ ત્યાં હાર્યો રે. ૩
ભારતનું ઘોર યુદ્ધ કીધું, યુધિષ્ઠિરે રાજ કીધુ રે;
અશ્વમેધ કરાવ્યો પાંડવને, રાજ્ય સુખ બહુ દીધું રે. ૪
એમ શુકદેવ વાણી ઊચરે, સાંભળ પરીક્ષિત રાય રે;
સૂત કહે શૌનકની પ્રત્યે, પાવન કૃષ્ણ કથાય રે. ૫
વિદુર ઉદ્ધવ બંને બેઠા, યમુના કેરે તીર રે;
વ્રજ બ્રહ્મ જળ તે સદા પાવન, કરે શુદ્ધ શરીર રે. ૬
ઉદ્ધવજીને વિદુર કહે, સાંભળો સ્વામી વાત રે;
સૌ કુટુંબ યાદવ સાથ લઇને, પધાર્યા જુગતાત રે. ૭
પ્રભાસમાં કેમ આવિયા, મુને તે કહોને વિસ્તાર રે;
સમુદાય યાદવતણો તેનો, કેમ થયો વળી સંહાર રે. ૮

* આ બીજા અધ્યાયમાં વિદુરના પ્રશ્નનો ઉત્તર ઉદ્ધવ આપે છે, તેમાં શ્રીકૃષ્ણની બાળલીલાથી તે મથુરાલીલા સુધીનું વર્ણન કરવામાં આવ્યું છે.

* નળકૂબર અને મણિગ્રીવ નામના કુબેરના બે પુત્ર, જે કે યમલાર્જુન થયા હતા તેઓને વૃક્ષયોનિમાંથી મુક્ત કર્યા.

† આ ત્રીજા અધ્યાયમાં શ્રીકૃષ્ણની મથુરાંની લીલા તથા દ્વારિકામાં જે રાજલીલા કરી તે અને દુર્વાસા મુનિના શાપની કથા વર્ણન કરવામાં આવી છે.

તેહ કથા સાંભળવાની, મુને અતિ ઈચ્છા થાય રે;
શ્રીકૃષ્ણકેરાં ચરિત્ર સુણતાં, પાતિક સઘળાં જાય રે. ૯
ત્યારે શ્રીપ્રભુજીનાં ચરિત્ર તે, ઉદ્ધવ કહે સુખ આપ રે;
પૂર્વે ઋષિ દુર્વાસા કેરો, હુયો યાદવને શાપ રે. ૧૦
દ્વારિકામાં યાદવોને, શાપ હુવો ઉત્પન્ન રે;
તે કારણથી યાદવ સઘળા, હુવા વળી પતંન રે. ૧૧
તવ રાય પરીક્ષિત ઉચ્ચરે, શ્રીશુકઋષી અવિધારી રે;
શાપ કહ્યો કેમ દુર્વાસાએ, તેહ કહો વિસ્તારી રે. ૧૨
વ્યાસનંદન વદે વાણી,' સાંભળો પરીક્ષિત ભૂપ રે;
એક સમે યાદવ કુંવરોએ, વિચાર્યું મન અનૂપ રે. ૧૩
હુતાશનીનો* દિવસ આવ્યો, બાળક રમતાં ઉમંગ રે;
હોરી રમે હરખે ભર્યા, વાગે ત્યાં ચંગ મૃદંગ રે. ૧૪
જાંબવતી કેરો પુત્ર સાંબ, જયેષ્ઠ કુંવર જે કહેવાય રે;
તેને વેશ સ્ત્રીનો લેવડાવ્યો, એ કૌતિક કેરી કથાય રે. ૧૫
શણગાર સોળે અંગ શોભે, ચીર ચોળી ગાત્ર રે,
જતન કરીને ઉદરપર, એક બાંધ્યું લોહનું પાત્ર રે. ૧૬
આગળ કરી સાંબ પુત્રને, પાછળ કુંવર ચાલે સર્વ રે;
રંગે રમતાં જાય પંથે, હુતાશનીનું પર્વ રે. ૧૭
તેણે સમે ત્યાં આવ્યા હુતા, ઋષિ દુર્વાસા દ્વારિકા પાસરે;
ઋષિ સમીપે કુંવર રમતા, આવ્યા ધરીને ઉલ્લાસ રે. ૧૮
જઈ મહામુનિને પાગે નમ્યા, કરી પ્રદક્ષિણા ને પ્રણામરે;
પણ ભવિષ્ય વાત હોનાર છે, તેથી બુદ્ધિ ન રહી ઠામ રે. ૧૯
પછી અત્રિનંદન પ્રત્યે, અર્ભક વદે સર્વ વચેન રે,
ત્રિકાળ જ્ઞાની છો પ્રભુ, તમને સૂઝે ત્રણ્ય ભુવેન રે. ૨૦
આ અબળાને ગર્ભ ઉદરમાં, થયા માસ અગિયાર રે;
એને પુત્ર કે પુત્રી પ્રસવશે, ઋષિજી કહો નિરધાર રે. ૨૧
ત્યારે દુર્વાસા કોપે ચઢ્યા, શું કરવા આવ્યા હાસ્ય રે?
તત્કાળ શાપ દીધો કુંવર, સહુને પમાડ્યા ત્રાસ રે. ૨૨
મહા ક્રોધથી મુનિ વચન બોલે, શાપ મુખ ઉચ્ચાર રે;
સર્વથા મૂશળ એહ જણશે, દારુણ વજ્રકાર રે. ૨૩
તે છપ્પન કોટિ યાદવ માત્રનો, કરશે ક્ષણમાં અંત રે;
શાપ સુણી સૌ થયા ઝાંખા, કુંવર એ ગુણવંત રે. ૨૪
તે દુર્વાસાનો શાપ સાચો, કરતા કૃષ્ણ મહારાજ રે;
પુત્રે સર્વ કહ્યું હુવો અનરથ, થયું નબળું બહુ આજ રે. ૨૫
તે શાપ ઋષિનો સત્ય કરવા, ઉતારવા ભૂમિ ભાર રે;
શ્રીકૃષ્ણ ત્યાં પ્રેરક થયા, યાદવ સૌમાં તેણીવાર રે. ૨૬
હરિ કહે હવડાં આપણને અહિં, થયો દુર્વાસાનો શાપ રે;
વળી દ્વારિકામાં ઉત્પાત થાય છે, અપશુકન એ આપ રે. ૨૭
તે માટે શ્રીસરસ્વતીતટે, પરમક્ષેત્ર પ્રભાસ રે;
ત્યાં જઈ તીરથ યજ્ઞ કરીએ, એમ વદે શ્રીઅવિનાશ રે. ૨૮
તો પુણ્યફળ કાંઈ ઉદય થાયે, જાયે સર્વ વિઘન રે;
ત્યારે સૌને મન વસ્યું, સત્ય કહે જગજીવન રે. ૨૯

* મૂળ ભાગવતમાં આ વાત પ્રસિદ્ધ નથી.

અંતર્યામિ થયા પ્રેરક, સાવધાન સહુ થાય રે;
સૌ કુટુંબ યાદવ સાથ લઈને, પ્રભાસ પાટણ જાય રે. ૩૦
શણગાર્યા હયહસ્તિ ઉત્તમ, જોતર્યા રથ સાર રે;
ચતુરંગ સેના માર્ગે ચાલે, અપરિમિત અસ્વાર રે. ૩૧
સુખપાલ આસન છત્ર ચામર, ધ્વજા દુંદુભિ નાદ રે;
પંચમ શબ્દ વાદિત્ર વાગે, થાય ઘણા શુભ સાદ રે. ૩૨
ધનુષ ભાથા શોભતા, કટિ કટારી તલવાર રે;
સાંગ ભાલા ત્રિશૂલ ફરશી, વળી પરિઘ વાંકી ધાર રે. ૩૩
જરકશીકેરા વાઘા સુંદર, જળહળે વિચિત્ર વિશાળ રે;
યાદવ સરવે સજ્જ થઈ, સાંચર્યો બાલ ગોપાળ રે. ૩૪

વલણ

બાલગોપાળ સમસ્ત યાદવ, પ્રભાસ પહોંચતા થાય રે;
શ્રોતા બોલો શ્રીહરિ, થયો તૃતીયનો તૃતીયોધ્યાય રે. ૩૫

ઇતિ શ્રીમદ્‌ભાગવતે તૃતીયસ્કંધે તૃતીયોઽધ્યાયઃ ॥ ૩ ॥

## અધ્યાય ૪ થો*

### કડવું ૪ થું—રાગ ગોડી

શ્રીશુક ભાખે સાંભળ રાયજી, પ્રભાસ ક્ષેત્રમાં યાદવ જાયજી,
સ્ત્રીબાળક સહુકુટુંબ પરિવારજી, યજ્ઞ ન કરે પુન્ય અપારજી. ૧

ચાલ

સહુ પુન્ય મારગ આચરે જન, ધર્મ વ્રત ને દાન;
અન્નપાન શુભ પકવાન કરીને, ભજે શ્રીભગવાન. ૨
ભોજન વિપ્રને કરાવી, તાંબુલ દક્ષિણા સાર;
અક્ષત ચંદન ને પૂજન, નાના ભાંતિ કુસુમહાર. ૩
પછી મૈરેય મદીરા પાન કીધાં, યાદવે રહીને ત્યાંહિ;
માંહોમાંહે ઉન્મત્ત થયા, સરસ્વતીના ત્રટ માંહે. ૪
ઋષિ દુર્વાસાના શાપનું, લોહ વજ્ર હતું જેહ;
સમુદ્ર સંગમ ત્રટે બેસીને, સર્વે મળી ઘસ્યું તેહ. ૫
જળલહેરથી તેનો અંશ આવ્યો, પ્રભાસ ક્ષેત્ર મોઝાર;
તે પાન નામે છોડ થઈ ઉગ્યું, સોટાને આકાર. ૬
શેષ નાખ્યું સમુદ્રમાં તે, મત્સ્યે ગળ્યો તેનો અંશ;
તે એક વ્યાધે ભાલોડ કરીને, કીધુ તેને શરંશ. ૭
માંહોમાંહે વિવાદ કરીને, યાદવે કર્યો સંગ્રામ;
પાનને સોટે વઢિયા, તેઓ ક્રોધ આણી તે ઠામ. ૮
મહાયુદ્ધ દારુણ હવું તે સ્થળ, પરસ્પર યદુસંગ;
પાનને સોટે લડ્યા તે, શસ્ત્ર થઈ વાગ્યાં અંગ. ૯
યાદવાસ્થળી થઈ જોતામાં, સર્વ હુવા સંહાર;
છપન્નકોટિ નાશ પામ્યા, એક ઉગર્યો વજ્રનાભ કુમાર. ૧૦
પછી શ્રીકૃષ્ણ અશ્વત્થને† થડ, જઈ બેઠા ભગવાન;
એવે દ્વારિકાથી ઉદ્ધવ આવ્યા, સારિંગધર નિધાન. ૧૧

* આ ચોથા અધ્યાયમાં યાદવનો સંહાર તથા શ્રીકૃષ્ણનું સ્વધામ પધારવું અને ઉદ્ધવજીના ઉપદેશથી હરિદ્વારમાં વિદુર મૈત્રેયનો સમાગમ થયો, તે વર્ણવેલો છે. † હાલમાં તે પીપળાને મોક્ષ પીપળો કહે છે.

જવા સમે અર્જુનનું પ્રભુએ,' હરી લીધું તેજ;
પછી કહ્યું હીમ પંથે આવજો, વૈકુંઠ મળીશું એજ. ૧૨
ત્યાં ઉદ્ધવ સાથે આવ્યા છે, મૈત્રેય ઋષીશ્વર સંત;
તમો જ્ઞાન કહેજો વિદુરને, એમ કહેતા ગયા ભગવંત. ૧૩
એવું કહીને આજ્ઞા આપી, મૈત્રેય ઋષિને મોરાર;
શ્રીકૃષ્ણે કહ્યું તે જ્ઞાન કહેશે, વિદુરને નિરધાર. ૧૪
વિદુર વહાલા નાથને, ઘણું ભક્તવત્સલ માણ;
સંભારે ઘણું તે સમે, સાક્ષાત્ પુરુષપુરાણ. ૧૫
શીથીલ સ્થલ અશ્વત્થનું, ત્યાં પોઢ્યા શ્રીમોરાર;
તેવે એક પારધી આવ્યો, ત્યાં વન થકી નિરધાર. ૧૬
શ્રીકૃષ્ણ કેરાં ચરણમાંનું, પદ્મ કરે ચળકાર;
તે વ્યાધે તેને જીવ જાણી, શર સાંધ્યો તેણીવાર. ૧૭
કર્ણ પર્યંત ધનુષ તાણ્યું, તે છૂટ્યું શરથી બાણ;
ભાલોડ ઋષિના શાપનું તે, વાગ્યું પ્રભુના પદ્મે જાણ; ૧૮
ત્યારે નેત્ર ઉઘાડી નિહાળ્યું, સાક્ષાત શ્રીઅવિનાશ;
પરબ્રહ્મ દેખી પારધી, તત્કાળ આવ્યા પાસ. ૧૯
અરે સ્વામી હું મહાપાપી છું, મેં કીધું અઘટિત કર્મ;
અજાણે મેં બાણ મેલ્યું, નવ જાણિયા પરબ્રહ્મ; ૨૦
આ અપરાધ મારો ક્ષમા કરો, હે દીનાનાથ દયાળ;
હું દુષ્ટ પાપી અનાચારીને, મયા કીજે કૃપાળ. ૨૧
ત્યારે વિશ્વંભર વાણી વદે, તું સાંભળ સાચું વ્યાધ;
એ પૂર્વની ભાવીક વાત છે, નહિ નહિ તુજ અપરાધ. ૨૨
એ દોષ તુજને છે નહીં, એમ વદે કરુણાસિંધુ,
પ્રતિબોધ અન્યાય નથી તારો, પૂર્વ વૈર સંબંધ. ૨૩
એવું કહીને સંતોષ્યો વ્યાધ, પછી સ્થાનક જાય;
વૈકુંઠ પદ તેને મળ્યું, હરિ મળ્યાનો મહિમાય._ ૨૪
દારુકને* દ્વારિકાં મોકલ્યો, રથ લઈ તેણીવાર;
બળભદ્ર પાતાળે ગયા, સાંનિધ્ય વિશ્વાધાર ૨૫
ઉદ્ધવને આજ્ઞા કરી, શ્રીકૃષ્ણે તેણીવાર;
પછી અંતર્ધ્યાન પ્રભુ હુવા, ગયા સ્વધામ વિશ્વાધાર. ૨૬
વૈકુંઠપુરી હરિ પધાર્યા, સૌ ભક્તાનો કરી ઉદ્ધાર;
વિદુરને ઉદ્ધવ કહે, તમો, શીઘ્ર જાઓ હરિદ્વાર. ૨૭
મૈત્રેય ઋષિ ત્યાં છે તે વળી, તમને કહેશે જ્ઞાન;
ઉદ્ધવજી ચાલ્યા બદ્રિકાશ્રમ, સમર્યા શ્રીભગવાન. ૨૮
ત્યારે શુકદેવજીને પ્રશ્ન પૂછે, પ્રેમે પરિક્ષિત રાય;
સર્વ યાદવ મધ્યે ઉદ્ધવ, રાખ્યા કવણ ઉપાય? ૨૯
એ વિસ્તારી મુજને કહો, ત્યારે વદે વેદવ્યાસનો તંન;
ઉદ્ધવ સૌને જ્ઞાન કહે, માટે રાખ્યા જુગજીવંન. ૩૦
વિશ્વમાં જ્યાં સાધુ સમાગમ, ઋષિ વૃંદ અનંત;
કળિયુગ આવશે તે માટે, બદ્રિકાશ્રમ ગયા સહુ સંત. ૩૧
તેથી બદ્રિકાશ્રમ વિષે, ઉદ્ધવ ગયા નિરધાર,
સૂત કહે શૌનકની પ્રત્યે, કૃષ્ણ કથાનો વિસ્તાર. ૩૨

* દારુક નામનો શ્રીકૃષ્ણનો રથ હાંકનાર સારથિ હતો

વલણ
હરિકથાનો વિસ્તારરે, શૌનક સાંભળો મન સ્થિર કરી;
હુવા અધ્યાય ચાર પૂરા, કરી કૃપા કરુણા શ્રીહરિ. ૩૩
ઇતિ શ્રીમદ્‌ભાગવતે તૃતીયસ્કંધે ચતુર્થોઽધ્યાયઃ ॥ ૪ ॥

## અધ્યાય ૫ મો*

### કડવું ૫ મું—રાગ સારંગ

શ્રીશુકજી મુખ વદે કથાય, શ્રવણે ધરે પરીક્ષિત રાય;
પછી વિદુર હરિદ્વાર ગયા, ઋષિ મૈત્રેયને ત્યાં આવિયા. ૧
અન્યો અન્ય મળ્યા ધરી પ્રેમ, સમાચાર પૂછ્યા સહુ ક્ષેમ;
વિદુરે કીધા દંડ પ્રણામ, તમ શરણે હું આવ્યો સ્વામ. ૨
શ્રીકૃષ્ણે કહ્યું તમને જ્ઞાન, કહો મુજને તે ઋષિ ભગવાન;
ત્યારે મૈત્રેય કહે ધન્ય ધન્ય, ઘણું નિર્મળ છે તુજ મન. ૩
સાધુ ભક્ત તું સમકો નહીં, હરિ ગુણ સુણવા સમર્થ તું સહી;
તવ વિદુર મુખ વદે વચંન, કીજે કરુણા શ્રીમુનિજંન. ૪
સ્વામી ઉત્પત્તિ વિશ્વની જેહ, મુને વિસ્તારી કહો તેહ;
સૃષ્ટિ સ્થિતિ વ્યાપક સંસાર, મુનિવર તે કહો વિસ્તાર. ૫
પ્રભુતણાં જે પરમ ચરિત્ર, તે મુને કહો ઋષિ પુણ્ય પવિત્ર;
પુણ્ય કીર્તિવાળા ભગવંત, તેના ગુણ છે અનંત. ૬
વિશ્વ સૃજનાર નારાયણ નામ, નામ લીધે પામે સુખ ધામ;
આ તનનો કંઈ ભરોસો નથી, કથા વિસ્તારો હો ઋખી. ૭
પછી મૈત્રેય વદે વચન, સાંભળ ભક્ત વિદુર પાવન;
વિષ્ણુ નાભથી કમલ દર્શન, તે પંકજથી બ્રહ્મા ઉત્પન્ન. ૮
શ્રીશ્વેત વરાહ જે સાર, તે કહીએ પહેલો અવતાર;
સહસ્રશીર્ષા પુરુષ જ સહી, પ્રથમે ઉત્પત્ય તેની કહી. ૯
ચોવીશ તત્વ એકત્ર જ કરી, પંચવીશમો જીવાત્મા ધરી;
એ પ્રકારે નિપજ્યો એક પિંડ, જે પિંડ તેજ પડ્યું બ્રહ્માંડ. ૧૦
પિંડ બ્રહ્માંડ ઉત્પત્તિ એ કહી, મૈત્રેયે વાણી વિદુરને તહીં;
શુકજી કહે સુણ પરીક્ષિતરાય, એ પવિત્ર પાવંન હરિ કથાય. ૧૧

વલણ
પવિત્ર પાવન કથા કૃષ્ણની, સાંભળ પરીક્ષિત રાયરે;
ભાગવત તૃતીયસ્કંધ કેરો, થયો પંચમોધ્યાય રે. ૧૨
ઇતિ શ્રીમદ્‌ભાગવતે તૃતીયસ્કંધે પંચમોઽધ્યાયઃ ॥ ૫ ॥

## અધ્યાય ૬ ઠ્ઠો†

### કડવું ૬ ઠ્ઠું—રાગ રામગ્રી

શ્રીશુકજી વાણી વદે, સાંભળ પરીક્ષિત રાયજી;
સૂત પુરાણિક કહે શૌનકને, હરિકથા મહિમાયજી. ૧

* આ પાંચમા અધ્યાયમા વિદુર અને મૈત્રેય મુનિનો સંવાદ હરિદ્વારમાં થયો તે વર્ણવીને વિદુરે સૃષ્ટિની ઉત્પત્તિ પૂછી તેનો ઉત્તર સવિસ્તર દીધો, તેની કથા કહેલી છે. મહતત્વાદિની ઉત્પત્તિ કરીને દેવતાએ ભગવાનની સ્તુતિ કરી છે, તે દેખાડવામાં આવી છે. મૂળ ભાગવતમાં આ અધ્યાયમાં વધારે વિસ્તાર કર્યો છે.

† આ છઠ્ઠા અધ્યાયમાં તત્વની ઉત્પત્તિ પછી, આધિદૈવિકથી ભેદ વર્ણન કર્યું છે; અને વિરાટનું વર્ણન કર્યું છે; તે પછી ચોવીશ તત્વ કથા

મૈત્રેય ઋષિ વિદુરને કહે, બેસી બદ્રિકાશ્રમજી;
શ્રોતાજન શુદ્ધ મને સાંભળજો, વર્ણન ગુણ પરબ્રહ્મજી. ૨
એ રીતે બ્રહ્માંડની ઉત્પત્તિ, વર્ણવી સંક્ષેપ પ્રકારજી;
સહસ્રશીર્ષાકાર પુરુષ તે, આદિરૂપ અવતારજી. ૩
તેમાં વ્યાપક દશેંદ્રિય, વળી અગીઆરમું મનજી;
તે સહુ વશ વર્તે પ્રભુને, સાંભળ હે રાજનજી. ૪
પ્રગટ ચારે વર્ણ કહી, તે પ્રભુથી ઉત્પન્નજી;
શ્રીમુખથી બ્રાહ્મણ ઉદય, પરથમ હવા પાવનજી. ૫
બાહુથી જન ક્ષત્રિ ઉપન્યા, હરિ કેરા અંશયજી;
ઉરુ મંડળમાંથી ઉપન્યા, વર્ણ ત્રીજા વૈશ્યજી. ૬
ચર્ણમાંથી શૂદ્ર નીપન્યા, વર્ણ પ્રગટ્યા ચારજી;
એ ચતુર્વર્ણ શ્રીપરબ્રહ્મથી, પ્રગટી વિશ્વાધારજી. ૭
એ ચારે વર્ણ અનાદિ છે, એથી ચતુર્દશ વિસ્તારજી;
અનુક્રમે એ થાય એકઠી, કહિયે વર્ણ અઢારજી. ૮
એ ચતુર્વર્ણ પ્રભુથકી, ઉત્પન્ન થઈ છે જેહજી;
તે સાથે સૌ ધર્મ પ્રગટ્યા, તેમાં નહિ સંદેહજી. ૯
ચારે વર્ણ ને ધર્મ ભજવા, કહ્યા છે તે પાળેજી;
પોતાની સાંનિધ્ય રાખ્યા, કરી કરુણા દીનદયાળેજી. ૧૦
તે ચારે જે કર્મ કરે છે, ઇંદ્રિયના વ્યાપારજી;
તે સમર્પે બ્રહ્મને તો, કૃપા કરે શ્રીમોરારજી. ૧૧
માટે હરકોઈ ઉપાયેથી, ભજવા શ્રીભગવાનજી;
કર્મ પ્રભુને અર્પણ કરવાં, સાંભળો હે રાજનજી. ૧૨

વલણ

સાંભળો પરીક્ષિત વદે શુકજી, એ તૃતીયસ્કંધ કથાયરે;
શ્રીહરિ હરિ સુખથી ભણો, આ થયો છઠ્ઠો અધ્યાયરે. ૧૩

ઇતિ શ્રીમદ્‌ભાગવતે તૃતીયસ્કંધે ષષ્ઠોઽધ્યાયઃ ॥ ૬ ॥

## અધ્યાય ૭ મો*

### કડવું ૭ મું-રાગ દેશાખ-ચાલ ટુંકી

એમ બોલ્યા સૂતપુરાણી, ઋષિ શૌનક સાંભળો વાણી;
શુકજી કહે પરીક્ષિત રાજન, સાંભળ હરિગુણનું વર્ણન. ૧
મૈત્રેય ઋષિ પ્રત્યે નિરધાર, વિદુર પ્રશ્ન પૂછે તેણીવાર;
ચૈતન્ય રૂપ નિર્ગુણ ભગવાન, લીલા કારણ છે પુરુષપુરાણ. ૨
ઉત્પાદક પાળ સંહારક એ, તેનું કારણ શું શું છે?
અખંડ જ્ઞાન સ્વરૂપ છે, જીવ અવિદ્યા કારણ શું છે શિવ? ૩
આનંદ આદિ જે જે નાશ, કર્મ જન્મ ક્લેશ કેમ પ્રકાશ?
દેહને અનુસરે મનુષ્ય, શા કારણથી પામે સુખ દુઃખ? ૪
કહે મૈત્રેય વિદુર અવિધાર, આ શરીરના ગુણ અપાર;
તે પરમેશ્વરને લાગે નહીં, માયાને તે અનુસરે સહી. ૫
માયાને લાગે છે ગુણ સર્વ, દેહાવસ્થાએ સુખદુઃખ પર્વ;
વિદુર પ્રશ્ન પૂછે છે વળી, સ્વામી વાત કહી તમો ભલી. ૬
જે ઉંચ લોક કહે છે આકાશ, ગગને કરી રહ્યા છે નિવાસ;
વળી લોક કહે છે પાતાળ, સ્વર્ગ મૃત્યુ ભુવન જે વિશાળ. ૭
કહો ઉત્પત્તિ તેની ઋષિરાય, જેથી કામના નિર્મળ થાય;
સંસારની ઉત્પત્તિ તે જેહ, મુનિવર વિસ્તારી કહો તેહ. ૮

વલણ

વિસ્તારી કહો મુજ પ્રત્યે, પૂછે વિદુર વિખ્યાતરે;
શ્રોતા બોલો શ્રી હરિ, હવે હવા અધ્યાય સાતરે. ૯

ઇતિ શ્રીમદ્‌ભાગવતે તૃતીયસ્કંધે સપ્તમોઽધ્યાયઃ ॥ ૭ ॥

## અધ્યાય ૮ મો*

### કડવું ૮ મું-રાગ આશાવરી

શુક ઋષિ એમ ઓચરે, સાંભળો પરીક્ષિતરાય;
વિદુર પ્રત્યે મૈત્રેય કહે છે, કથા હરિ મહિમાય. ૧
એક સમે પાતાળ વિષે, શેષ નાગને સ્વસ્થાન;
ત્યાં બ્રહ્માના પુત્ર આવ્યા, યોગેશ્વર ગુણવાન. ૨
પુત્ર પ્રજાપતિતણા, સનકાદિક મહા મુનિજન;
પાતાળ માંહે આવીયા, શેષનાગને સુજન. ૩
પરસ્પર એ મળ્યા પ્રેમે, હવો હર્ષ અનંત;
પછી પરમેશ્વરની કથા પૂછે, સનકાદિક સંત. ૪
શેષનાગે સનકાદિકને, કહી ભાગવત કથાય;
સાંખ્ય યોગ કહ્યો સહી, સાધન વદ્યો મહિમાય. ૫
પછી સનકાદિકે પરાશર, ઋષિને કહ્યું નિરધાર; ૧૯
પરાશરે અમર ગુરુ બૃહસ્પતિને, કહ્યું ભાગવતસાર.
બૃહસ્પતિએ મૈત્રેયને કહ્યું, આદિથી એ [illegible] ૨૦
તે મૈત્રેય ઋષિ વિદુરને, કહેતા હવા [illegible]

છે, તેઓનાં નામ (૧) મહત્, (૨) અહંકાર, (૩) આકાશ, (૪) વાયુ, (૫) અગ્નિ, (૬) પાણી, (૭) પૃથ્વી, (૮) શબ્દ, (૯) સ્પર્શ, (૧૦) રૂપ, (૧૧) રસ, (૧૨) ગંધ, (૧૩) ચક્ષુ (૧૪) નાક, (૧૫) કાન, (૧૬) ત્વચા, (૧૭) ચામડી, (૧૮) હાથ, (૧૯) પગ, (૨૦) પાયુ, (૨૧) ઉપસ્થ, (૨૨) વાણી, (૨૩) મન, (૨૪) કાળ. આની ઉત્પત્તિ પછી તે સઘળાં મળવાથી વિરાટ પુરુષ એકોતરમાં ઘણા સમય સુધી રહ્યા; પછી તે અંડના ત્રણ પ્રકારે ભાગ થયા, તેમાં પણ એક રૂપે, ત્રણ રૂપે અને દશ રૂપે મળીને ત્રણ પ્રકાર જાણવા. પછી ચાતુર્વર્ણની ઉત્પત્તિ કહેવામાં આવી છે.

* આ સાતમા અધ્યાયમાં વિદુરજીએ સત્ય વસ્તુ જાણવાની ઇચ્છાથી સંક્ષેપમાં સાજવતમ: આવેલી સઘળી કથા ભાગવતનાં પ્રશ્ન પૂછ્યાં છે. આત્માનો બંધ અને મોક્ષ શી રીતે જણાય છે તે; વિરાટના રહેનારા; ભગવાનની વિભૂતિ સંબંધી તથા સૃષ્ટિના પ્રકાર સંબંધી, મનુના વંશ [illegible] સંબંધી; ભૂગોળ વગેરે લોક સંબંધી; ચાર પ્રકારના પ્રાણી સંબંધી; [illegible] સંબંધી; [illegible] સંબંધી; [illegible] આચાર, [illegible] વર્ણાશ્રમ, [illegible] વિસ્તાર [illegible] સંબંધી, [illegible] પ્રતિષ્ઠા પાખંડ [illegible] બંધ અને મોક્ષ, એ [illegible] પ્રશ્ન થાય, [illegible] કર્યા છે.

* આ [illegible] અધ્યાયમાં [illegible] આવ્યું. તેનો [illegible] વર્ણન કર્યું, તે [illegible] સમજ.

એક સમે કલ્પાંત હતું, સૌ સૃષ્ટિનો થયો નાશ;
રહ્યા એક પરબ્રહ્મ તે, સાક્ષાત શ્રીઅવિનાશ. ૮
શેષશાયી સ્વરૂપ સુંદર, પોઢ્યા શેષ ઉછંગ;
અનંત વર્ષ લગી પોઢતાં, નિદ્રા કરી શ્રીરંગ. ૯
જળ ઉપર પોઢ્યા હરિ, પરબ્રહ્મ શ્રીમહારાજ;
નિદ્રાવશ થઈ રહ્યા પોતે, સંસાર સમેટી સાજ. ૧૦
અનંત વર્ષે પ્રભુની નાભિથકી, કમળ થયું ઉત્પન્ન;
ઉદક ચૌદમે બ્રહ્માંડે છે, ત્યાં પ્રગટ હતું દર્શન. ૧૧
તે કમલદલ વાધ્યું વિકાશી, કનકદલ શોભાય;
પત્ર ઝળહળે સુવર્ણમય, તેની શોભા કહી નવ જાય. ૧૨
તે કમળમાંથી હવા જોતાં, બ્રહ્માજી ઉત્પન્ન;
પંકજ મધ્યે સિદ્ધાસનપર, બેઠા કરી આસન. ૧૩
ચતુર્મુખ શોભતાં સુંદર, દૃષ્ટિ સઘળે સમાન;
ચતુર્દિશ અવલોકતા, બ્રહ્મા રહી તે સ્થાન. ૧૪
ઉદક સઘળે જુએ છે, જળ સકળ સ્થળે વિસ્તાર;
નિરંતર દેખતાં વ્યાપક, નીરનો નહિ પાર. ૧૫
પછી વિચારી ગમન કીધું, નળ કમળ તંતુધાર;
ઘણાં વર્ષ કાળ બ્રહ્મા રહ્યા, ગતિ કમળદાંડી મોઝાર. ૧૬
તોએ પાર ન આવિયો, તે કમળ નળ જળ અંત;
થાકયા થયા પછી પદ્મ પત્રે, આવ્યા તે ગુણવંત. ૧૭
પછી કમલાસન કરી કમળભૂએ, ધર્યું શ્રીહરિનું ધ્યાન;
પછી શેષશાયી સ્વરૂપ દીઠું, પૂર્ણ શ્રીભગવાન. ૧૮
મુકુટ મસ્તક પરમ સુંદર, ચતુર્ભુજ પરબ્રહ્મ;
ગદા પદ્મ ને શંખ સારંગ, શોભે પીતાંબર પર્મ. ૧૯
શ્રવણે કુંડળ શોભતાં, મણિ રત્ન મુક્તાહાર;
શ્રીવત્સલાંછન વિજયમાલા, મણિ કરે ચળકાર. ૨૦
ચર્ણ સેવા કરે લક્ષ્મી, શેષશાયી સ્વરૂપ;
એવું પ્રત્યક્ષ બ્રહ્માએ દીઠું, ધન્ય ધન્ય વૈકુંઠભૂપ. ૨૧
સ્તુતિ કીધી અપરમિત, શ્રીનાથની બ્રહ્માએ;
પ્રભુ પાર કો પામે નહીં, એમ કહી નમિયા પાયે. ૨૨
એ સ્તુતિ વાંચે સંતોષ પામ્યા, પ્રભુ વિશ્વાધાર;
પછી બ્રહ્માજી શું પ્રત્યક્ષ બોલ્યા, હરિ મુખ ઉચ્ચાર. ૨૩

વલણ

વચન બોલ્યા શ્રીમુખે, સાંભળ પરીક્ષિત રાય રે;
તૃતીયસ્કંધ ભાગવતનો, હવે થયો અષ્ટમોધ્યાય રે. ૨૪

ઇતિ શ્રીમદ્ભાગવતે તૃતીયસ્કંધે અષ્ટમોધ્યાયઃ ॥ ૮ ॥

## અધ્યાય ૯ મો*

કડવું ૯ મું–રાગ મારુ–દીર્ઘ ચાલની ગત

શ્રીશુકદેવ વાણી વદે, સાંભળો અભિમન્યુ તન;
ત્યાં શેષશાયી સ્વરૂપ કેરું, બ્રહ્મા કરે સ્તવન. ૧
તે શેષશાયી સ્વરૂપ દર્શન, બ્રહ્માને થઈ કૃપાય;
પછી પ્રજાપતિએ સ્તુતિ કીધી, ધ્યાનપંકજ માંય. ૨
પછી આકાશમાંથી વાણી હવી, તપ કરો તમે અભ્યાસ;
કમળભૂએ ધ્યાન ધરી, નિરખ્યા હૃદે શ્રીઅવિનાશ. ૩
એમ ઘણા કાળ પર્યંત કીધું, બ્રહ્માએ ત્યાં તપ;
એક આસને બેશી કમળમાં, કીધો પ્રભુનામનો જપ. ૪
તે તપ સમે પરબ્રહ્મ આવ્યા, કરી મહા કરુણાય;
બ્રહ્મા પ્રત્યે હવી આજ્ઞા, કરો સૃષ્ટિની રચનાય. ૫
માયાનું બળ પ્રવર્ત કીધું, વળી સૃષ્ટિનું મંડાણ;
તે સઘળું પરમેશ્વરની, આજ્ઞા થકી નિર્વાણ. ૬
પછી પ્રજા ઉપજાવી ઘણી, માયા થકી સંસાર;
અવિનાશની આજ્ઞા થકી, કરે સૃષ્ટિ બ્રહ્મા સાર. ૭

વલણ

કરે સૃષ્ટિ બ્રહ્મા પોતે, અવિનાશતણી આજ્ઞાયરે;
શ્રોતા બોલો શ્રીહરિ, હવે થયો નવમોધ્યાયરે. ૮

ઇતિ શ્રીમદ્ભાગવતે તૃતીયસ્કંધે નવમોધ્યાયઃ ॥ ૯ ॥

## અધ્યાય ૧૦ મો*

કડવું ૧૦ મું–રાગ રામગ્રી

બોલે સૂતપુરાણિક ઋખીરે, તમે સાંભળો શૌનક મૂખીરે;
વદે શુકજી હરિકથારે, તે સાંભળ પરીક્ષિત રાય રે. ૧
મૈત્રેય વિદુરને કહે વચનરે, જે ગોવિંદ કથા વર્ણન રે;
કીધું બ્રહ્માએ કમળાસનરે, તપ ધ્યાન ધર્યું દૃઢ મન રે. ૨

* આ નવમા અધ્યાયમાં બ્રહ્માએ ભગવાનની સ્તુતિ કરી તે કહેલી છે અને તેથી પ્રસન્ન થઈ ભગવાને આજ્ઞા આપી કે, સૃષ્ટિ કરો અને એ સૃષ્ટિમાં જે જોઇએ તે મેં પહેલેથી તૈયાર કર્યું છે. વળી તું તપ કર અને મારું જ્ઞાન મેળવ, તેથી તું તારા હૃદયમાં સઘળા લોકને ખુલ્લા જોઇશ; અને તે લોકમાં અંતર્યામીરૂપે હું રહ્યો છું, તે પણ તું જોઇશ. જ્યારે કાષ્ઠમાં જેમ અગ્નિ વસે છે એમ ભૂતપ્રાણીમાં મને જુવે ત્યારે જ તેનો અંતઃકરણનો મેલ દૂર થાય. જ્યારે પૃથિવ્યાદિ પંચતત્વથી, ચક્ષુ વગેરે ઇંદ્રિયોથી, રૂપાદિ ગુણોથી અને અંતઃકરણથી મને અળગો જુવે ત્યારે જ્ઞાની કહેવાય. જો કે તું અનેક પ્રકારની પ્રજા કરશે અને તે ક્રમે પ્રમાણે રહેશે તોપણ તારા અંતઃકરણમાં વિષય વ્યાપશે નહીં, કારણ કે તારાપર મારો અનુગ્રહ છે. જો કે રજોગુણ પાપી છે તો પણ તને બંધન નહીં કરે. કારણ કે પ્રજા કરતાં પણ તારું મન મારામાં બંધાયું છે. એમ અનેક વરદાનો દઇ પોતાનું સ્વરૂપ દેખાડી ભગવાન્ અંતર્ધાન થયા, આ વગેરે કથા વર્ણવી છે.

* આ દશમા અધ્યાયમાં કાલાદિક ઉત્પન્ન થયા પછી દશ પ્રકારની સૃષ્ટિ વર્ણવી છે. (૧) મહત્તત્વની સૃષ્ટિ, (૨) અહંકારની સૃષ્ટિ, (૩) પૃથ્વી, વાયુ, તેજ વગેરે પંચમહાભૂતની સૃષ્ટિ, (૪) આંખ, કાન વગેરે ઇંદ્રિયોની સૃષ્ટિ, (૫) વૈકારિક દેવતાની સૃષ્ટિ, (૬) પંચપર્વા અવિદ્યારૂપ નામની સૃષ્ટિ, આ ૭ પ્રકારની સૃષ્ટિને પ્રાકૃત સૃષ્ટિ પણ કહે છે. અને બીજી સૃષ્ટિ વૈકારિકી કહી (૭) સ્થાવરની સૃષ્ટિ, વનસ્પતિ વગેરે ૬ પ્રકારની છે. તેમાં ઝાડ રહ્યાં છે અને તે તમોગુણ પ્રધાન છે. (૮) પશુ, પક્ષી, સર્પ, વીંછી વગેરે તિર્યક્ પ્રાણીની સૃષ્ટિ કહી છે, તેના પણ અંદરખાને ભેદ તપાસીએ તો ૨૮ છે. (૯) મનુષ્યની સૃષ્ટિ અને (૧૦) દેવતાની સૃષ્ટિ, તેમાં દેવતા, પિતૃ, અસુર, ગંધર્વ, અપ્સરા, સિદ્ધ, ચારણ, ભૂત, પ્રેત વગેરે, આ પ્રમાણે સઘળી સૃષ્ટિ ૧૦ પ્રકારની છે.

સહસ્ર એક અમરનાં વર્ષરે, બ્રહ્માએ ભજીઆ મહા પુર્ષ રે;
એવું ઉગ્ર તપ ત્યાં કીધુંરે, ત્યારે કાર્ય બ્રહ્માનું સીધ્યું રે. ૩
અચળ ધ્યાન અજે ત્યાં ધરીયુંરે, પછી વાયુનું આવાહન
કરીયું રે;
પછી વાયુ વ્યાપ્યો પ્રચંડરે, ચોંપે પહોંચ્યો સકળ બ્રહ્માંડરે. ૪
મારુતે જળ સૌ સોષી લીધુંરે, બ્રહ્માંડ જોતાંમાં ખાલી કીધુંરે;
બેઠા કમળાસન અજ સ્વામરે, લોક ચૌદ રચ્યા તેને ઠામરે. ૫
નવ સ્વર્ગની કરી રચનાયરે, વિશ્વ નિપજાવે બ્રહ્માય રે;
પછી બ્રહ્માંડ હવું ઉત્પન્નરે, નાના વિધ રચના દર્શન રે. ૬
ત્યાં વનસ્પતિ ભાર અઢાર રે, પશૂ પક્ષી જાત અપાર રે;
ઘણાં સ્વેદજ ઉદ્‌ભિજ જંતરે, જરાયુ ને અંડજ અનંત રે. ૭
સર્વ સૃષ્ટિના પ્રાણી જેહ રે, બ્રહ્માજીથી પ્રગટ્યા તેહ રે;
હવા સ્થાવર જંગમ પિંડરે, તેથી ભરાયું આખું બ્રહ્માંડ રે. ૮
ઉપજી જીવતણી સહુ જાતરે, પછી પાતાળ સપ્ત વિખ્યાતરે;
દેવ દાનવ યક્ષ કિંનર નાગરે, બ્રહ્માથી સૃષ્ટિ સોહાગરે. ૯
માયા કર્તા કહેવાય બ્રહ્માય રે, કીધું વિશ્વ પ્રભૂ આજ્ઞાય રે;
તે સ્વયંપરબ્રહ્મ કરતા હરતા રે, આખા વિશ્વબ્રહ્માંડ ભરતારે. ૧૦

વલણ

હરિ વિશ્વ બ્રહ્માંડમાં વ્યાપક, સાંભળ પરીક્ષિતરાયરે;
એ તૃતીયસ્કંધ ભાગવતનો, થયો દશમોધ્યાયરે. ૧૧

ઇતિ શ્રીમદ્‌ભાગવતે તૃતીયસ્કંધે દશમોઽધ્યાયઃ ॥ ૧૦ ॥

## અધ્યાય ૧૧ મો*

### કડવું ૧૧ મું–રાગ વેરાવળ

શુકદેવજી વાણી વદે, સાંભળ પરીક્ષિત રાજાન,
મૈત્રેય કહે વિદુરને, તે કાળનું જે માણ. ૧
નિત્ય મને કાર્યના, એ દ્વિ પદાર્થ આ લોક;
આત્મા એ છે સત્ય મૂળે, જાણો તત્વ નિઃશંક. ૨
પછે પ્રમાણ સહુ માંડી કહી, નિમિષ પ્રહર ને ઘટિકાય;
દિન, રાત્ર, માસ ને વર્ષનું, અનુક્રમ કરી સંખ્યાય. ૩
પ્રજાપતિનું આયુષ જે, શત વર્ષનું નિરધાર;
તે કેટલું ને કેમ તેનો, કહું છું હું વિસ્તાર. ૪
પલ ઘટીકા પ્રહર દિન મળી, શત વર્ષ બ્રહ્માજીનાં જેહ;
અનુમાન તેહેનું વિસ્તારી, મુનિવર વદે છે તેહ. ૫
વળી યુગોયુગ અનુમાન, વરતી બ્રહ્મદિનનું માન;
અહો રાત્રનું પરિમાણ વર્ણન, વિદુર સાંભળી જ્ઞાન. ૬
ચાર યુગે એક ચોકડી, એમ વેદમાં બોલાય;
તેવી સાતસો ચોર્યાશી, ચોકડી પૂરી થાય. ૭
તવ દિવસ બ્રહ્માતણો, થાય એક હે રાજન,
દિવસ તેટલી રાત્ર સંખ્યા, એમ વદે વેદવર્ગન. ૮
એવા રાત્ર દિન મળિ ત્રીશ થાયે, સાંભળ રાજા છેક;
ત્યારે નિશ્ચય જાણવું, પરિમાણ માસ જ એક. ૯
તેવા દ્વાદશ માસના, દિન ત્રણસેં ને સાઠ;
તવ વર્ષ એક જ પૂરું થાયે, બ્રહ્માનું સાક્ષાત. ૧૦
પલ ઘટિકા પ્રહર રાત્રી, દિવસને અનુસાર;
જેમ દિવસને વર્ણવ્યો, તેમ રાત્રિ કેરો પ્રકાર. ૧૧
એવાં એક સો વર્ષ પૂરાં, સર્વથા જવ થાય;
આવરદા બ્રહ્માતણું, પરીપૂર્ણ એ કહેવાય. ૧૨
શત વર્ષ બ્રહ્માનાં પ્રભૂને, નિમિષમાં વહિ જાય;
તે આદિ પ્રભુ અવિનાશને, નથી જન્મમરણ જરાય. ૧૩
વળી બ્રહ્માના દિન એક માંહિ, ચૌદ મનવંતર પડે;
તે બ્રહ્મા ને પરબ્રહ્મનો, તે પાર કેઈ પેરે જડે ? ૧૪
જેનું અવિગત અકળરૂપ, કોટિક બ્રહ્માંડનો સ્વામી સહી;
પાર તેનો પામવાને, કોઈ સમર્થ હવા નહીં. ૧૫
સ્થિતિ સૃષ્ટિ અચળરૂપ, બ્રહ્માંડ અંડજરૂપ શોભા ધરે;
તે મધ્યે પંચાસ કોટિ, યોજન પૃથ્વિ વિસ્તરે. ૧૬
શોભતા ધી* સપ્ત છે ને, દ્વીપ છે સુંદર સાતઃ
અષ્ટ કુળ પર્વતની રચના, વિવિધ પેર વિખ્યાત. ૧૭
નવસેં નવાણું સરીતા, વન બાર ભાર અઢાર;†
સ્વર્ગ મૃત્યુ પાતાળ સાતે, રચના વિવિધ પ્રકાર. ૧૮
એવું આ બ્રહ્માંડનું, સંક્ષેપ વર્ણન એહઃ
વૈરાટ સ્વરૂપ અનાદિ, અગમ ને અગોચર હરિ જેહ. ૧૯
તે અવિનાશિ રૂપનાં રોમ, [illegible] છે જે રાય;
તે સર્વ એકેક પ્રત્યે, અનંત કોટિ બ્રહ્માંડની રચનાય. ૨૦
તેવા શ્રીપરબ્રહ્મનો, પાર કોઈને નવ થાયઃ
બ્રહ્મા સરખા ભમે ભૂલા, મોહે માયા માંય
તો અન્યનું શું ગજું એમાં, સાંભળ પરીક્ષિત [illegible]
હરિનો પાર કો પામે નહીં, મોટો છે હરિ [illegible]

વલણ

હરિ [illegible] સર્વથી મોટો, તેને [illegible]
[illegible] સમાય પૂરા થયા [illegible]
[illegible] શ્રીમદ્‌ભાગવતે [illegible]

* આ અગિયારમા અધ્યાયમાં પ્રથમ વિદુરને મૈત્રેય કાળનું પ્રમાણ કહે છે, તેમાં મનુષ્યનું આયુષ્ય કેટલું છે તે કહ્યું છે. સૂર્ય નારાયણને પૂજવા સંબંધી આજ્ઞા કરી છે. દેવતાના ચાર હજાર વર્ષનો સત્યયુગ, ત્રણ હજારનો ત્રેતા, બે હજારનો દ્વાપર અને એક હજારનો કલિયુગ, એમ યુગ પ્રમાણ કર્યાં છે. ત્રિલોકની બહાર મહર્લોકથી બ્રહ્માના લોકપર્યંત ચાર હજાર યુગે બ્રહ્માનો એક દિવસ થાય છે. બ્રહ્મા રાત્રિના નિદ્રા લે છે ત્યારે અલ્પપ્રલય, ને ૧૦૦ વર્ષે આયુષ્ય નાશ પામે ત્યારે મહાપ્રલય થાય છે. પણ માત્ર પરબ્રહ્મ એક રહે છે. પછી મન્વંતર સંબંધી ખુલાસા કીધા છે. શ્રીમદ્‌ભાગવત શુકજીએ કહ્યું ત્યારે બ્રહ્માનાં ૫૦ વર્ષ પૂરાં થયાં હતાં; આ બીજાં ૫૦ વર્ષનો પરાર્ધ ચાલે છે. આ બ્રહ્માથી જેનું તેજ એવા ભગવાન સર્વના કારણસ્વરૂપ છે, તેઓનું દિવ્ય તેજ એટલું છે કે તેમાં આવાં હજારો બ્રહ્માંડ સમાઈ જાય, તે કથાપ્રસંગ કહ્યો છે

* ધી એટલે સમુદ્ર

## અધ્યાય ૧૨ મો*

### કડવું ૧૨ મું—રાગ મેવાડો

શ્રીશુકજી કથા કહે છે, પરીક્ષિત પ્રત્યે પાવનજી;
વિદુરને મૈત્રેય સુણાવે, હરિના ગુણ વર્ણનજી. ૧
પ્રથમ પ્રજાપતિએ વિશ્વની, ઉત્પત્તિ કરવા માંડીજી;
ત્યાર પહેલી પંચ† અવિદ્યા, ઉપની તેહ તત્ક્ષણે છાંડીજી. ૨
બ્રહ્માથી સનકાદિક‡ ચારે, મુનિ ઉપન્યા તેની વારજી;
પછી રુદ્ર અંશની લોમિ વિષેથી, ક્રોધ ઉપન્યો અપારજી. ૩
તેની પ્રજા તામસી ઉદય હવી, એ તામસગુણી મહિમાયજી;
ભૂત પ્રેત પિશાચ ભૈરવ, એ અંશે તામસી કહેવાયજી. ૪
બ્રહ્માને દશ પુત્ર હવા, એક નારદ ને નવ તંનજી;
નવ યોગેશ્વર યોગધ્યાન ધરી, તપ માટે ગયા વંનજી. ૫
નારદ ઋષિ બ્રહ્માના ઉત્સંગ, થકી હવા ઉત્પન્નજી;
ધર્મનું દક્ષિણ પાસામાંથી, સદ્ય હતું દર્શનજી. ૬
અનેક મૂર્તિ તે પૂઠેથી ઉપની, સાંભળ રાય વિખ્યાતજી;
શ્રીબ્રહ્મા મુખથી ઉપન્યાં, વાગ્યાદિની વિખ્યાતજી. ૭
વળી બીજી પ્રજા ઘણી ઉદય થઈ, અનંત અપરમપારજી;
સરસ્વતીપર દૃષ્ટિ કીધી, બ્રહ્માએ એક વારજી. ૮
ત્યારે સનકાદિક પુત્રે વાર્યા, પ્રજાપતિ જે તાતજી;
તેથી વિરંચીને શોભના હવી, મનમાં તે અસંખ્યાતજી. ૯
પછી યોગસાધનથી કરીને, તજ્યું બ્રહ્માએ શરીરજી;
અન્ય સ્વરૂપ ધર્યું વિરંચીયે, મનમાંહે ધરી ધીરજી. ૧૦
તેહ શરીરે વેદ ભણ્યા, પવિત્રપણે મુખ ચારજી;
ઋગ યજુ સામ ને અથર્વ, વેદ એમ વર્ણ્યાં સારજી. ૧૧
ચતુર મુખે ચારે વરણનાં, ઉપજાવ્યાં સહુ કર્મજી;
વળી બીજી પ્રજા ઘણી ઉપજાવી,ને ઉદય કર્યા બહુ ધર્મજી.૧૨
બ્રહ્માના શરીરથી પ્રગટ્યાં, પ્રત્યક્ષ યુગ્મ સ્વરૂપજી;
એક પુરુષ ને એકજ નારી, સુંદરરૂપ સ્વરૂપજી. ૧૩
સ્વાયંભુ મનુ તે પુરુષ કહીએ, શતરૂપા સ્ત્રી સારજી;
તેને પંચ સંતાન હતાં, સાંભળ અભિમન્યુ કુમારજી. ૧૪
યુગ્મ પુત્ર ને ત્રણ્ય પુત્રી, મહાસ્વરૂપ નિધાનજી;
પ્રિયવ્રત રાજા જ્યેષ્ઠ પુત્ર,બીજો ઉત્તાનપાદ રાજાનજી. ૧૫
પછી દક્ષપ્રજાપતિને, પરણાવી એક કન્યાયજી;
દેવહૂતિને કર્દમ મુનિ વરીયા, મંડપ પરમ શોભાયજી. ૧૬
પ્રસૂતિનો દક્ષ પ્રજાપતિ સાથે, પ્રેમે વિવાહ કીધોજી;
વરકન્યા પરણ્યાં શુભ રીતે, અર્થ સર્વનો સીધ્યોજી. ૧૭

વલણ

એ અર્થ સીધ્યો કન્યાનો, સાંભળ પરીક્ષિત રાયજી;
તૃતીયસ્કંધ ભાગવતના થયા, પૂર્ણ દ્વાદશ અધ્યાયજી. ૧૮

ઇતિ શ્રીમદ્ભાગવતે તૃતીયસ્કંધે દ્વાદશોઽધ્યાયઃ ॥ ૧૨ ॥

## અધ્યાય ૧૩ મો*

### કડવું ૧૩ મું—રાગ મારુ

મૈત્રેય કહે છે વિદુર સાંભળ, હરિ કથા મહિમાય;
સ્વયંભૂ મનુ કેરી પ્રત્યે, વાણી વદે બ્રહ્માય. ૧
સ્વયંભૂ તમો ઉપજાવોને, પ્રજા ઘણી રહી આંહિ;
તત્ર બ્રહ્મા વિમાસે પૃથ્વી વિના, ભાઈ રહેશો સહુ કો કયાંહિ. ૨
હિરણ્યાક્ષ ને હિરણ્યકશિપુ, એ રાક્ષસ મહા ઉન્મત્ત;
ઋષિકેરા પુત્ર છે તે, વીર મહા બળવંત. ૩
તેહ પૃથિવી લઈ ગયા, પાતાળ મધ્યે જાણ;
હવે એ પૃથ્વિ વિના, વસશે સૌ ક્યાં નિર્વાણ ? ૪
એમ વિચારે એટલામાં, અજનાસાથી તે વાર;
અંગુષ્ટ માત્રના સ્વરૂપથી, ત્યાં હવો વરાહ અવતાર. ૫
પછી સ્વરૂપ વાધ્યું દેખતામાં, ઔઢ હતું અતિ અંગ;
મુખ નેત્ર નાસા દંત દારુણ, સ્વરૂપ શ્યામળ રંગ. ૬
તે પ્રભુનો અવતાર છે, સાક્ષાત પૂર્ણાનંદ;
બ્રહ્માજીએ જાણ્યા સહી, જગદીશ આનંદ કંદ. ૭
ત્યારે સ્તુતિ અપરિમિત ઉચર્યા, બ્રહ્મા કરે સ્તવંન;
શોધી અવની જળ વિષેથી, આપીએ સ્વામીન. ૮
સુણી વાણી વરાહે કર્યો, ઉદક મધ્યે પ્રવેશ;
ઉદક હાલ્યું રોળથી, જળ મહીં ગયા પરમેશ. ૯
નિહાળ્યું તે નીરમાં, શોધ્યાં સહુ પાતાળ;
પૃથિવિ તો શોધી જડે નહીં, ત્યારે મન વિમાસે દયાળ. ૧૦
પછી ખપ કરી ઓળી ધરા, સપ્ત પાતાળ જેહ અનંત;
શોધીને દાઢ અગ્ર ધરા લઈ, નિસર્યા ભગવંત. ૧૧

---

* બારમા અધ્યાયમાં બ્રહ્માએ સૃષ્ટિ રચવા માંડી તેનો પ્રકાર કહ્યો . એમાં શિવનું રુદ્ર નામ શાથી પડ્યું તે કહ્યું છે. બ્રહ્માના ક્રોધથી ામસ પ્રકટ થયો અને શિવ પોતાની પાસે રોતાં રોતાં માગ્યું. તેથી દ્ર એવું નામ પડ્યું છે, અને હૃદય, ઇંદ્રિયો, પ્રાણ, આકાશ, વાયુ, ગ્નિ, પાણી, પૃથ્વી, સૂર્ય, ચંદ્ર ને તપ, એ સ્થાનક વસવા આપ્યાં, ને તેના મન્યુ, મનુ, મહિનસ, મહાન, શિવ, ઋતુધ્વજ, ઉગ્રરેતા, ભવ, કાળ, વામદેવ ને ધૃતવ્રત એવાં અગિયાર નામ પાડ્યાં; તેમ જ ધી, વૃત્તિ, ઉશના, ઉમા, નિયુત, સર્પિ, ઇલા, અંબિકા, ઇરાવતી, સુધા અને દીક્ષા એ રુદ્રાણી થઈ. એ રુદ્રે ભૂત, ભૈરવ વિગેરે પ્રજા ઉત્પન્ન કીધી છે, માટે એ તામસી પ્રજા છે. પછી લોકસૃષ્ટિ રચી, તેમાં મરીચિ, અત્રિ, અંગિરા, પુલય, પુલસ્ત્ય, પુલહ, ક્રતુ, ભૃગુ, વસિષ્ઠ; દક્ષ અને નારદ ઉત્પન્ન કીધા. એ ક્યાંથી ઉત્પન્ન થયા તે કહ્યું છે. અને છેલ્લા કર્દમ ઋષિ છાયામાંથી ઉત્પન્ન થયા તે કહ્યું છે. બ્રહ્મચર્ય, છંદ વિગેરે પ્રકાર કહ્યા છે બ્રહ્માએ ઘણી સૃષ્ટિ રચી તોપણ કંઈ વાજ લાગ્યો નહિ ત્યાર પછી તેના શરીરમાંથી 'કાય' એટલે સ્ત્રીપુરુષનું જોડું ઉત્પન્ન થયું. તે સ્વાયંભુ મનુ ને તેની સ્ત્રી શતરૂપા (આદિમ તથા ઇવ) એ કથાપ્રસંગ કહ્યો છે.

† પંચ અવિદ્યા:—તમ, મોહ, મહામોહ, તામિસ્ર, અને અંધતામિસ્ર.

‡ બીજી સૃષ્ટિ રચી તેમાં સનક, સનાતન, સનંદન, અને સનત્કુમાર એ ચાર અસ્ખલિત વીર્યવાન પુત્રો ઉત્પન્ન કીધા, પણ તેઓ પ્રજા નહિ ઉપજાવી ને તપ કરવા ચાલ્યા ગયા.

* તેરમા અધ્યાયમાં પ્રભુના વરાહ સ્વરૂપનું વર્ણન અને હિરણ્યાક્ષ રાક્ષસ સાથેનો યુદ્ધપ્રસંગ કહ્યો છે. એમાં જ્યારે હિરણ્યાક્ષને વરાહ પ્રભુએ માર્યો ત્યારે દેવતાઓએ અનેક પ્રકારે સ્તુતિ કીધી છે, એ ભાગ મૂળ ભાગવતમાં વિસ્તારેલો છે.

એટલે આવી મળ્યો, હિરણ્યાક્ષ દાનવ જેહ;
ગદા ગ્રહી છે હાથમાં, ક્રોધથી બોલ્યો તેહ. ૧૨
મહા ઘોર જ શબ્દ કરતો, વદે દીર્ઘ વચન;
અવની લાવતાં અટકાવ્યા, અવિનાશને તત્ક્ષણ. ૧૩
એમ કહેવા લાગ્યો દુષ્ટ દાનવ, ધરા મારી એહ;
તું કોણ છે ? કહે શા માટે, લઈ જાય પૃથ્વિ તેહ ? ૧૪
અહિં મૂક પૃથ્વિ માહરી, દાનવ વદે મુખ આમ;
તજી અવની સર્વથા, મુજ સાથ કર સંગ્રામ. ૧૫
માંહોમાંહિ પછી બહુ યુદ્ધ કીધું, કરે ગદાના પ્રહાર;
શ્રીહરિને હિરણ્યાક્ષ દાનવ, સંગ્રામ કરતા અપાર. ૧૬
હજાર વર્ષ સંગ્રામે બાઝયા, મારે મુષ્ટી પાડુ શીશ;
તવ દેવતાએ બહુ સ્તુતિ કરીને, સ્તવ્યા શ્રીજગદીશ. ૧૭
જય જય શબ્દ વાણી ગગન મધ્યે, હુવી છે ઉચ્ચાર;
સ્વામી એને મારજો, રખે જીવે એ આ વાર. ૧૮
એવી વાણી સાંભળી, કોપીઆ શૂકર નાથ;
હિરણ્યાક્ષના ચર્ણ ગ્રહીને, પછાડ્યો ભૂ સાથ. ૧૯
વરાહ તે કોપે ચડ્યા, સાક્ષાત શ્રીઅવિનાશ;
એ દૈત્ય પાપી દુષ્ટનો, તત્કાળ કીધો નાશ. ૨૦
તે અસુર પાપી અંગનું, ત્યાં મેદ હુતું જેહ;
ધરા ઉપર પ્રભુએ, સ્થાપન કીધું છે તેહ. ૨૧
તે માટે એ મેદિની, પૃથ્વિ તણું છે નામ;
અચળ અવની સ્થાપન કરી, અદૃષ્ટ હવા પૂરણ કામ. ૨૨

વલણ

શૂકર સ્વરૂપ અદૃષ્ટ હુવા, પ્રભુ સ્થાને પોતાને જાયરે.
શ્રીભાગવત તૃતીયસ્કંધના, થયા ત્રયોદશ અધ્યાયરે. ૨૩

ઇતિ શ્રીમદ્ભાગવતે તૃતીયસ્કંધે ત્રયોદશોઽધ્યાયઃ ॥ ૧૩ ॥

---

## અધ્યાય ૧૪ મો*

### કડવું ૧૪ મું–રાગ ગોડી–ચાલ ઠુકડી

શુકજી કહે પરીક્ષિત સુણો, શ્રીભાગવતનો મહિમા ઘણો;
વિદુર ભક્ત મુખે વદે વચંન, મૈત્રેય પ્રશ્ન એક કહો પાવંન.
સ્વામી અમોએ સાંભળ્યું એહ, વરાહ અવતાર ચરિત્ર જેહ;
પરબ્રહ્મ પેશીને પાતાળ, હિરણ્યાક્ષ દૈત્યનો આણ્યો કાળ.
મુને કહો તે વિસ્તારી કરી, જે બેઉ ભ્રાત દૈત્ય ઉગરી;
હુવી ઉતપત તેની કથમ વળી, દૈત્ય કથા પ્રાકૃત સાંભળી.
શા કારણસર હિરણ્યાક્ષ હણ્યો, હણવામાં કેમ દોષ ન ગણ્યો;
વિદુરને મૈત્રેય કહે સાર, બ્રહ્માએ દેવ પ્રત્યે કહ્યું એકવાર.
આ પ્રશ્ન છે પરમ પાવન, સંક્ષેપે કરું તેનું વર્ણન;
જે દક્ષ પ્રજાપતિની દીકરી, શોભે શુભ લક્ષણ મહા સુંદરી.
દિતિ આદે ષોડશ કન્યા જેહ, કશ્યપ ઋષિને પરણાવી તેહ;
તેમાં દિતિ છે સહુથી વડી, ચતુર ચંચળ ને બહુ કૂટડી.
તે સુંદરી એક સંધ્યાકાળને સમે, ઋષિ કશ્યપને પાસે રમે;
સુંદર અંગ ધરી શણગાર, આવી જ્યાં બેઠા ભરથાર.
ત્યાંહાં જઇને કીધો રે પ્રણામ, નિજ સ્વામી પ્રત્યે યાચ્યો કામ;
કશ્યપ મુનિવર વાણી કહે, મુહૂર્ત એક અણબોલી તું રહે.
હવડાં હુવો છે સંધ્યાકાળ, સમય નથી આ મનમાં સંભાળ;
સ્રીએ પુત્ર અર્થે જોડી હાથ, મર્મ લહી પ્રારથીયા નાથ.
સ્વામી મુજને આપોને સંતાન, નિજ કંથ પાસે માગ્યું વરદાન;
તવ કશ્યપ મુનિ વદે વચંન, સાંભળ તું સાધુ સ્રી જંન.
આણે સમે દેખે છે દેવ, સમય શંભુતણો અહમેવ;
છે મહા રુદ્રનો મહિમા ઘણો, સ્રી હવડાં સમય શંકરતણો.
એક મુહૂર્ત પછી તુજ કામ, કશ્યપ કહે પૂરીશ આણે ઠામ;
કરી અર્ઘ ને સંધ્યા વંદન, મનવાંચ્છિત આપીશ વરદાન.
પણ સ્રિયે કહ્યું માન્યું ન તેહ, કામાસક્ત થઈ છે જેહ;
કર્યો આગ્રહ મુનિની સાથ, મુનિએ વિચાર્યું મન સાથ.
ક્રોધ કરીને કહ્યાં કઠણ વચન, પણ ન સમજી તે પાપીજન;
દિતિ આર્જવ કીધો જઈ, કશ્યપનો ગ્રહ્યો પાલવ તહીં.
કશ્યપ કહે તુજને પુત્ર જ હશે, પણ તે સૌથી મહા પાપી થશે;
ત્યારે મનમાં વિમાસે નાર, અન્યાય અધર્મ કર્યો મેં અપાર.
કશ્યપસ્વામી કહે તારો સુત જેહ, ત્રિભુવન જનને દમશે તેહ;
પ્રભુને પડશે લેવો અવતાર, તારા પુત્રનો કરશે સંહાર.
સઘળે આણ તુજ સુતની ફરે, પણ પરબ્રહ્મતણે કર તે મરે;
તેનો કુંવર મહા સાધુ થશે, તે તેના પિતાને ઉદ્ધારશે.
પોતરો પરમ ભગવદભક્ત જાણી, દિતિ મનમાં આનંદ પામી;
તુજ પુત્ર લડશે શ્રીપ્રભુસાથ, (પણ) કીર્તિ થશે જગ વિખ્યાત.
એવું સાંભળતાં સ્રી જંન, ઘણું સંતોષ પામી મન;
પામી સુખ કશ્યપની નાર, તે હરખે આવી ભુવન મોઝાર.

વલણ

હરખે વર લઈ આવી ભુવનમાં, આનંદ અંગ ન માયરે;
શ્રીભાગવત તૃતીયસ્કંધના, હુવા ચતુર્દશ અધ્યાયરે.

ઇતિ શ્રીમદ્ભાગવતે તૃતીયસ્કંધે ચતુર્દશોઽધ્યાયઃ ॥ ૧૪ ॥

---

## અધ્યાય ૧૫ મો*

### કડવું ૧૫ મું–રાગ દેવગંધાર–ચાલ ઠુકડી

ગર્ભ યોગી શુક મુનિ વદે, સાંભળો પરીક્ષિત રાયરે;
દિતિએ ગર્ભ ધર્યો ગ્રહી, તેની વાધી અંગ શોભાયરે.
તે ગર્ભ રહ્યો દિતિ ઉદરમાં, વર્ષ શત પર્યંતરે;
અવધ પૂરણ સમય અવતર્યા, પુત્ર બે મહા બળવંતરે.
હિરણ્યાક્ષ ને હિરણ્યકશિપુ, ધર્યાં ઋષિએ નામરે;
સાથે સુભ્રમ કુંવર પરાક્રમી, ઉપન્યા મહા બળવાનરે.
મહા દુષ્ટ પાપી હવા બન્ને, એણે જઈ દમ્યા સઘળા દેવરે;
વૈર કીધું અમર સુરીવર, પાસે કરાવી સેવરે.

---

* આ અધ્યાયમાં હિરણ્યાક્ષ રાક્ષસની ઉત્પત્તિનો કથાપ્રસંગ કહ્યો છે.

* પંદરમા અધ્યાયમાં હિરણ્યાક્ષ અને હિરણ્યકશિપુનો જન્મ, અને જયવિજયને થયેલા શાપનો કથાપ્રસંગ કહ્યો છે.

વેદ શાસ્ત્ર ને યજ્ઞ તીર્થવ્રત, બંધ કીધા સહુ ધર્મરે;
દેવ ને ઋષિનાં આસન છેદ્યાં, એમ લોપ્યાં સહુ કર્મરે.
ત્રિભુવનમાં તેહ પરવર્યા, મહા પાપી દુષ્ટ જનરે;
દુરાત્મા દાનવે દુખી કીધા, અવની માત્રના જનરે.
તવ અમર માત્ર ટોળે વળ્યા, જઈ તપ કીધું મહા વનરે;
એકાગ્ર ચિત્તે સહુએ આસને બેસી, કર્યું બ્રહ્માનું સ્તવનરે.
ત્યારે પ્રજાપતિ એમ વાણી વદે, તમે સાંભળો સુરનર સાથરે;
મુજ ચાર તન સનકાદિક તેની, હું તમને કહું વાતરે.
સનકાદિકે ઈચ્છા ધરી હુતી, જાવા સ્વર્ગભુવંનરે;
જાતા હતા એ કુમાર ચારે, વૈકુંઠનાથને દર્શનરે.
વૈકુંઠકેરી શોભા બહુ, વર્ણન વિવિધ પ્રકારરે;
વર્ણન તેનું અહીં કરીએ તો, થાય બહુ વિસ્તારરે.
છજા કટેરા રાવટી, ને દ્વારિ જરુખા માળરે;
કનક કળશ મણિ રત્ન હીરા, જડિત્ર આકાશમાળરે.
ધ્વજા પતાકા રમ્ય શોભે, દુંદુભિના સ્વર થાયરે;
રમ્ય રંગ ભુવન મણિમય છે, શું કહીએ રચનાયરે.
વૈકુંઠ રચના નિર્ખતાં, મહા મુનિનાં મન ચળિ જાયરે;
જ્યાં ચતુર્ભુજનાં ચર્ણ સેવે, આદિ લક્ષ્મી માયરે.
સ્ફાટિક મણિના ભુવન મધ્યે, લક્ષ્મી કરે વિલાસરે;
તુલસીવડે ભગવાનની પૂજા, કરે સખીઓ સાથરે.
તે વૈકુંઠ પુરી જોવા કાજે, સનકાદિક ગયા જ્યારેરે;
અભિરામ રચના બહુ નીરખતાં, આવ્યા પ્રભુને દ્વારેરે.
રચના મનોહર પર્મ સુંદર, રમ્ય પોળ વિશાળરે;
છેલ્લે દ્વારે પોળીઆ બેઠા, જય વિજય છડિદારરે.
છેલ્લા પોળે આવીયા ત્યાં, સનકાદિક ઋષિ દેવરે;
તે દેખી જય વિજય છડી આડીને, બેઠા થયા તતખેવરે.
છડી આડી કરી સેવક વદે, મુખથી હાસ્ય વચંનરે;
ક્યાં જાઓ ઋષિ રાયજી, મંદિર પોઢ્યા છે સ્વામીનરે.
તેથી અંતઃપૂર મધ્યે, જાવાનો નથી અધિકારરે;
જય વિજય કહે મહારાજ તમો, સ્થિર રહો આ ઠારરે.
તવ સનકાદિક કોપિત થયા, થયા રક્ત નેત્ર વિશાળરે;
જય વિજયનું રોકવું જોઈને, ઉઠી અગ્નિ જ્વાળરે.
મહા ક્રોધવંત મુનિ દેખિયે જાણે, બ્રહ્માંડ કરશે દહંનરે;
એવું જોઈ જય વિજય બંને પાર્ષદ, થયા કંપાયમાનરે.
ક્રોધ વચને શાપ દીધો, મુનિએ તારણ તરણરે;
આડી છડી કરી તમે બ્રાહ્મણને, તો પડો પાપી ધરણરે.
દુષ્ટ દેહી દુરાત્મા તમો, થાઓ રાક્ષસનો અવતારરે;
સ્વર્ગમાં તેણે સમે, થઈ રહ્યો હાહાકારરે.
કાં વિષમ દૃષ્ટિ કરી તમે? વૈકુંઠ ખુલ્લું સદાયરે;
સ્વામિ સેવા એમ ન થાયે, બ્રાહ્મણને કાં હસાયરે?
સેવક અન્ય સહુ નાસી ગયા, જન સર્વ પામ્યા ત્રાશરે;
ત્યારે જયવિજય દુઃખ પામીઆ, ને ભાગી મનની આશરે.
વિનય પ્રણામ કરીને વદે વાણી, ક્ષમા કરો મુનિજંનરે;
હવે દયા કીજે દીનને, ઉદ્ધારો આમને સ્વામીનરે.
અમે મહા મૂર્ખે જાણ્યું નહીં, અજ્ઞાનથી મહારાજરે;
અપરાધ કોટિ છે અમારા, મુનિ ક્ષમા કરોને આજરે.
ત્યારે સનકાદિક વાણી વદે, જય વિજય સુણજો વાતરે;
જો ભક્તિ ભાવે ભજશો, તો જન્મ થાશે સાતરે.
વૈર ભાવ હરિશું આણશો, જન્મ ત્રણ હોશે ધર્ણરે;
ઉદ્ધાર થાશે તમતણો, મળશે અશર્ણશર્ણરે.
પછી વૈર ભાવ ધરી કરી, બેઉ પડ્યા પૃથ્વી તેહરે;
શીઘ્રે પામવા પૂર્વ સ્થળ, તે હવા રાક્ષસ દેહરે.
જગદીશે જાણ્યું પછી, જે નિપજ્યું છે દ્વારરે;
લક્ષ્મી સહિત પ્રભું આવિયા, શીઘ્રે ભુવનથી બહારરે.
પ્રણામ કરી હરિ મળ્યા, હરખે દીધાં આલિંગનરે;
પાદ્ય અર્ધ્ય સ્તવન પૂજન કર્યું, ભલે પધાર્યા મુનિજંનરે.
પછી સનકાદિકને પધરાવિયા, પ્રભુએ રંગ ભુવન મોઝારરે;
વૈકુંઠ રચના દેખાડી સહુ, જીવન જુગદાધારરે.
પકવાન્ન નાના રમ્ય મેવા, પંચામૃત છે રસાળરે;
ભાવતાં ભોજન પ્રભુ ઋષિને, કરાવે તેણી વારરે.
એટલે આદર કીધો પ્રેમશું, પરબ્રહ્મ દીન દયાળરે;
સનકાદિક આનંદ પામ્યા, એ પ્રજાપતિના ચારે બાળરે.
કર જોડીને કમળાવરનું, કર્યું મુખથી સ્તવંનરે;
ભગવન અમને ભક્તિ તમારી, હજો પ્રભુ અનુદીનરે.
હે ભગવાન જે દિનથી, બ્રહ્માથી જાણ્યું મહાત્મ્યરે;
તે દિનથી એક ક્ષણું પણ, દૂર નથી રહ્યો પ્રત્યક્ષરે.
એમ ગુણ ગ્રામ ગાયા તજી માયા, કાયા થઈ શુભ પર્મરે;
સનકાદિકે સ્તુતિ ઘણી કીધી, સાંનિધ્ય શ્રીપરબ્રહ્મરે.
હે અનંત મહિમાવાન્ પ્રભુ, સેવવા યોગ્ય મુનિજનરે;
નવધા ભક્તિએ અમે જાણીએ, ગાઇએ યશ ગુણ કીર્તનરે.
યશપૂર્ણ પ્રકાશે જગવિશે, સચરાચર વ્યાપક રામરે;
તુજ કીર્ત્તિ ગાવા ઈચ્છા ઘણી, તુજ બહુ નામીને પ્રણામરે.

વલણ

પંચ દશ અધ્યાય પૂરા થયા, કૃપાથી જગદાધારરે;
કરજોડી કહે વિપ્ર વલ્લભ, બોલો હરિ હરિ એકવારરે.

ઇતિ શ્રીમદ્‌ભાગવતે તૃતીયસ્કંધે પંચદશોઽધ્યાયઃ ॥ ૧૫ ॥

## અધ્યાય ૧૬ મો.*

### કડવું ૧૬ મું-રાગ રામગ્રી-મનરંગ ચાળો

શ્રી શુકજી વાણી વદે, સુણ પરીક્ષિતરાય;
મૈત્રેય કહે છે વિદુરને, માંડી હરિ મહિમાય.
શૌનક પ્રત્યે કથા કહે, ઋષિ સુતપુરાણી;
વિશ્વંભર વૈકુંઠ માંહે, વદે સારિંગપાણી.
પછી સાદ કરી સહુ સેવક, તેડિયા પરબ્રહ્મે પાસ;
સ્તુતિ કીધી વૈકુંઠનાથે, ત્યાં ઋષિની તેણે અવાસ.

* સોળમા અધ્યાયમાં શ્રીભગવાને ઋષિના આપ માન્ય રાખ ઋષિઓની સ્તુતિ કીધી અને જય વિજય પાર્ષદો પૃથ્વીપર પડ્યા તેનો કથાપ્રસંગ કહ્યો છે.

પાર્ષદને જે દંડ દીધો, તે યોગ્ય મેં છે ધાર્યો;
દીધો દંડ નવ ફરે પાછો, આપે જે ઉચ્ચાર્યો. ૪
હું સદા છું તમ દાસ મુનિ, મને છે તમારો આધાર;
આ લક્ષ્મી વૈભવ સર્વ છે, એ તમ પુણ્યે નિર્ધાર. ૫
બ્રાહ્મણે આપેલ અન્નપ્રાશન કરું, મુને છે તેનો વિશ્વાસ;
પછી સર્વ ભક્તજન પ્રત્યે, બોલ્યા શ્રીઅવિનાશ. ૬
તમે કોરણે ઋષિને દૂભતા, બ્રાહ્મણને પાયે નમીએ;
જો કોટિ અપરાધ કરે અહિં, તોએ પણ તે ખમીએ. ૭
જે કો બ્રાહ્મણને દૂભશે, તેનાં સુકૃત સહુ જાશે;
તેને સ્થાનક ત્રિભુવનમાં, જય વિજયની પેર થાશે. ૮
પછી દ્વારપાળ પ્રત્યે પ્રભુ કહે, આગલ લક્ષ્મીએ વાર્યો તમને;
દ્વિજ શાપ દેતા હતા સહુ, એકઠા થઈ તહાં અમને. ૯
તમને સનકાદિકનો શાપ છે, અવનિ માંહે અવતરજો,
વૈર ભાવ મુજશું કરી, જન્મ ત્રણ ધરજો. ૧૦
ત્રીજે જન્મે તમો અહીં આવજો, એમ કહ્યું અવિનાશે;
નિશ્ચય સ્થાનક પૂર્વ પામશો, રહેજો દૃઢ વિશ્વાસે. ૧૧
પાર્ષદે એવી વાણી સાંભળી, પછી પડ્યા પૃથ્વિ નેટ;
તે અવતરીયા અવની વિષે, દિતિ કેરે પેટ. ૧૨
હવે કશ્યપ મુનિએ કૃપા કરી, વર દિતિને દીધો;
જય વિજય ત્યાં આવીઆ, અવતાર બેઉએ લીધો. ૧૩
પછી બ્રહ્મા કહે દેવને, એ તો તે અવતરીયા;
એમણે ધર્મ મારગ ભાંગીયા, અન્યાય બહુ બહુ કરીયા. ૧૪
યજ્ઞ યજન ભાંગે છે ઋષિ, સાધુ જનને એ પીડે;
વૈર વિશ્વંભરશું કરી, પૃથ્વિપર ઉન્મત્ત હીંડે. ૧૫
માટે માધવજી એમને મારશે, પોતે શ્રીહરિ હાથે;
વૈર ભાવે એ અવતરિયા, બેઉ બાંધવ સાથે ૧૬
એવું કહી બ્રહ્મા ગયા, તે હવા અંતર ધ્યાન;
અમર માત્ર ટોળે મળીને, સ્તવ્યા શ્રીભગવાન. ૧૭

વલણ

સ્તવ્યા શ્રીભગવાન હવે, દેવનું દુઃખ ટાળો સહી;
એ સોળમો અધ્યાય થયો પૂરો, તૃતીયસ્કંધ કથા કહી. ૧૮

*ઇતિ શ્રીમદ્ભાગવતે તૃતીયસ્કંધે ષોડશોઽધ્યાયઃ ॥ ૧૬ ॥*

---

## અધ્યાય ૧૭ મો*

### કડવું ૧૭ મું–રાગ ગોડી-ચાલ મોટી

શુકદેવ વાણી ઉચરે, સાંભળ પરીક્ષિત રાય,
હિરણ્યકશ્યપ ને હિરણ્યાક્ષ જન્મ્યા, ઉત્પાત દારુણ થાય. ૧
શ્રોણિતની વૃષ્ટિ હવી છે, ગગનથી તેણી વાર;
બહુ તારાગણ તૂટી પડે, ત્યાં હવો હાહાકાર. ૨
દિશાઓ કંપાયમાન થઈ, પર્વત ઉડી જાય;
સાધુ સંતો ઘણા પીડિત, થયા તે ન વર્ણાય. ૩
સૂર્ય ચંદ્ર ઝાંખા થયા, પશુ પંખી અતિ રુએ;
દેવ મૂર્ત્તિ રોવા માંડી, ગ્રહ નક્ષત્ર નહિ જુએ. ૪
લઘુપણેથી ભ્રાત બેઉ, જાય રમવા વન;
વ્યાઘ્ર સાહીને લાવતા, ઘેર કરીને બંધન. ૫
મુનિ માત્ર પીડ્યા અપરિમિત, દુઃખ પમાડ્યા સહુ દેવ;
બહુ ધર્મ માર્ગને કર્યાં છેદન, દુષ્ટ દૈત્યે એવ. ૬
મોટા થયા પછી ભ્રાત બેઉ, કરે મન વિચાર;
તપ કરવાને ગયા ભુવનથી, વિષમ વન મોઝાર. ૭
અંગુષ્ઠ ભેર ઉભા રહી, બ્રહ્માનું ધરે છે ધ્યાન;
નિરાહાર રહેતા હવા, તપ ઉગ્ર કરતા તે સ્થાન. ૮
એવું ઉગ્ર તપ દેખીને, બ્રહ્મા હવા તુષ્ટમાન;
સમીપ આવી અજ વદે, માગો માગો કંઈ વરદાન. ૯
તવ ભ્રાત બેઉ શીઘ્ર નમિયા, પ્રજાપતિને પાય;
ધન્ય ધન્ય સ્વામી અનુગ્રહ કરીને, અમપર દીધી કૃપાય. ૧૦
હવે વરદાન અમને આપીએ, દુઃખ કાપીએ મહારાજ;
તમો અમારો મૃત્યુ ભય નિવારો, કૃપા કરીને આજ. ૧૧
વજ્ર લોહ પાષાણ કાષ્ઠ, તે શસ્ત્ર દારુણ વર્ણ,
દીસે સુકે દિનરાત્રે આ નરથી, ન હોય અમ મર્ણ. ૧૨
ખગ મૃગ જાતિ પશૂ વનચર, યક્ષ કિન્નર જે હોય;
ગણ ગાંધર્વ ને અમર અપ્સરા, અમને ન મારે કોય. ૧૩
માનવ દાનવ દેવતાથી, મર્ણ અમારુ ન હોય;
વિષધર જળજંતુ જન અમને, મારી ન શકે કોય. ૧૪
આસન અથવા અવની ઉપર, નવ મરીએ સ્વામીન;
વજ્રમય હથિયાર જે સઘળા, તેથી અમને ન થાય વિઘ્ન. ૧૫
અંતરિક્ષે ન મરિયે ન ભુવનમાં, વાહને મૃત્યુ ન હોય;
ત્રિભુવનના જન મરે સહુ પણ, અમને ન મારે કોય. ૧૬
એ વર અમને આપીયે, કરુણા કરીને તાત;
તવ "અસ્તુ" કહીને ગયા બ્રહ્મા, દૈત્યોને સાક્ષાત. ૧૭
પછી હિરણ્યાક્ષ ને હિરણ્યકશિપુ, ગયા સ્વર્ગભુવન;
જઈ યુદ્ધ કીધું સ્વર્ગમાં, જ્યાં ઇંદ્રનું આસન ૧૮
તેત્રિશ કોટી દેવતા, તે દૈત્યે પમાડ્યા હાર;
સહસ્રાક્ષ નાઠો રણ તજી, તવ હવો હાહાકાર. ૧૯
પછી પાછા આવ્યા રાક્ષસ, મૃત્યુ લોકની માંહે;
કર ગદા ગ્રહીને શોધવા, સુરને જળની માંહે. ૨૦
પાતાળ માંહે ખોળતાં, જડ્યું વરુણ કેરુ ઠામ;
તે વરુણ આગળ જઈ અને, ત્યાં માગીયો સંગ્રામ. ૨૧
ત્યારે વરુણ વાણી બોલિયા, તું સુણને રાક્ષસ વીર;
તમ સરખા બળીયા પરાક્રમી, નથી મહા રણધીર. ૨૨
પણ તમારા મદનો ટાળનાર પ્રભુ, મળશે સહી નિરધાર;
સઘળે જળમાં ખોળતો સુણી, ચાલે દિતિનો કુમાર. ૨૩
ગદા ગ્રહી હિરણ્યાક્ષ દાનવ, જળ વિષે બળવંત;
વરુણ વચને વિશ્વંભરને, શોધી વળ્યો જળ અંત. ૨૪

---

* સત્તરમા અધ્યાયમા રાક્ષસના તપનો તથા બ્રહ્માના વરદાનનો પ્રસંગ નવો જ છે. એ અધ્યાયમાં હિરણ્યાક્ષ રાક્ષસના દિગ્વિજયની વાતા કહી છે.

વલણ

જળ અંત મધ્યે વહ્યો શોધી, હિરણ્યાક્ષ જે કહેવાયરે;
તૃતીયસ્કંધ ભાગવત તણો, થયો સપ્તદશોધ્યાયરે. ૨૫

ઇતિ શ્રીમદ્‌ભાગવતે તૃતીયસ્કંધે સપ્તદશોધ્યાય ॥ ૧૭ ॥

## અધ્યાય ૧૮ મો*

### કડવું ૧૮ મું-રાગ રામગ્રી

શ્રીશુકદેવજી વાણી ઓચરે, પરીક્ષિત રાજા શ્રવણે ધરે;
હિરણ્યાક્ષ દાનવ છે જેહ, વરુણ વચન સાંભળતાં તેહ.
કછી કાછ ગદા કર ગ્રહી, તે ઉદકમાં શોધે છે સહી;
ધંધોળે જળ ઘણું ઉછળે, તેનું બળ અમર નવ કળે.
ખોળતાં દૈત્યને તતખેવ, સન્મુખ મળીયા નારદ દેવ,
દેખી દૈત્યે કર્યાં ત્યાં પ્રણામ, ઘણી સ્તુતિ કીધી તે ઠામ.
ત્યારે દૈત્ય કહે નારદ સુણો, બળ પરાક્રમ પીડે મને ઘણો,
સંગ્રામ મુજને આપે ભડ જેહ, ઋષિજી દેખાડો મુને તેહ.
વીણા પાણી તવ દે વચન, સાંભળરે દિતિકેરા તન,
તારા મદ તણો ટાળનાર, તેનો હવો છે અવતાર.
શુકર રૂપ તે મહા વિકરાળ, તે તુજને શોધે છે પાતાળ;
શત્રુ તાહરો છે જળ વિષે, નિશ્ચિંતપણે તું રહેતો રખે.
એવું વચન ઋષિનું સાંભળી, ઉછળ્યો તેહ દાનવ મહાબળી,
તેણે શોધ્યા સપ્ત પાતાળ, હું વરાહનો આવ્યું કાળ.
અસુરને પ્રભુ વરાહરૂપે મળ્યા, અકળરૂપ નવ જાયે કળ્યા;
દાઢ અગ્રે અવનિને ધરી, આવે છે સ્વામિ શ્રીહરિ.
સનમુખ દાનવ ઉભો રહી, પ્રભુને એમ વાણી કહી;
એ ધરા માહરી છે સહી, તું ક્યાં લઈ જાય દાઢમાં ગ્રહી?
પછી દુર્વાક્ય બોલ્યો અનંત, તે સાંભળવા લાગ્યા ભગવંત,
તસ્કર કર્મ કરી નિરધાર, કેમ અવનિ કાઢે છે બહાર?
પશુ જાતિ શુકર અજ્ઞાન, હવડાં અંત આણીશ તું માન;
જા ધરા મૂકી આવ ઠામ, અથવા મુજશું કર સંગ્રામ.
પછી ઉછળી તે અવનીને વળગ્યો, તે દૈત્ય કેમ ન થાયે અળગો,
બહુ વિધ પીછળ્યો શ્રીભગવાન, તોએ દુષ્ટ ન સમજે અજ્ઞાન.
કીધો પ્રહાર પ્રભુએ કરવડે, રાક્ષસ ઉડીને જળમાં પડે,
પૃથ્વી જળપર કરી સ્થાપન, તેપર ઉભા શ્રીજગજીવન.
તવ ધસી દૈત્ય આવ્યો તે ઠામ, માંહો માંહે માંડ્યો સંગ્રામ,
પછી પૃથ્વી ઉપર યુદ્ધ કરે, મારે ગદા ધરણ થરથરે.
શુકરને મસ્તકમાં તદા, દૈત્યે ઉછળી મારી એક
તે પ્રભુએ જાળવી ઘાત, તે ગદાવડે ઝીલી સ
વળી યુદ્ધ માંડ્યું અતિ ઘણું, મહાબળ છે એ દાન
યુદ્ધ માંડ્યું અતિ ઘણું તેહ, ત્યાં બ્રહ્મા સુરીનર
ગગન વિમાનેથી આવ્યા સૌ, સુરિનર મુનિવર આદિ
બ્રહ્મા સુરપતિ સાથે દેવ, તે સ્તુતિ કરી બોલ્યા એ
હિરણ્યાક્ષ મારો આ ઠામ, અમર માત્ર બોલે ગુણ ગ્રા

* આ અધ્યાયમાં હિરણ્યાક્ષ અને વરાહ ભગવાનનું યુદ્ધ, બ્રહ્મા આદિ દેવોની સ્તુતિનો પ્રસંગ છે.

વલણ

અમર માત્ર ગુણ ગ્રામ બોલે, પછી સ્વસ્થાને બ્રહ્મા ગયા;
તૃતીયસ્કંધ ભાગવતના, અધ્યાય અષ્ટાદશ થયા.

ઇતિ શ્રીમદ્‌ભાગવતે તૃતીયસ્કંધે અષ્ટાદશોધ્યાય ॥ ૧૮ ॥

## અધ્યાય ૧૯ મો*

### કડવું ૧૯ મું-રાગ મારુ

બોલે શુકજી કથા રમ્ય વાણી, સુણે પરીક્ષિત તે પ્રીત આણી,
દાનવ હિરણ્યાક્ષ પાતાળે પેશી, ખોળે જગદીશને જળમાં બેશી.
શોધતા નાથ વરાહ મળીયા, ભયંકર રૂપ નવ જાય કળીયા,
ગ્રહી અવની ગદા હાથ ઝાલી, પંથે આવીયા સન્મુખ ચાલી.
દેખી રૂપ રાક્ષસ બહુ બીધો, અવની અર્થે ઘણો વાદ કીધો;
બોલ્યો દુષ્ટવચન એ પાપી, પ્રભુએ પૃથ્વીને જળમહીં સ્થાપી.
પછી ઉત્પન્યો દાનવ કાછલીડી, આવ્યો અવિનાશ પાસે હીંડી;
કરે ગર્જના ગગને ઉડે, પેસે પાતાળમાં જઈ બૂડે.
કાંપતો આવતો દ્રોટ દેતો, શ્રીપ્રભુની સાથ સંગ્રામ કરતો;
ગડગડ્યો શબ્દ ગગનમાં ઊભે, એના આગળ નર કો ન થોભે.
સામે સામા રહ્યા વીર ભારી, હિરણ્યાક્ષ ને દેવ મુરારી;
પછી પૃથ્વી ઉપર યુદ્ધ કીધું, પદછંદાએ પાતાળ જ બીધું.
દૈત્ય ઉછળ્યો ગદા ગ્રહી હાથે, આવી મારતો શુકરને માથે;
ગદા જાળવે પરબ્રહ્મ સ્વામી, એમ પ્રભુએ ઘાતો બહુ વામી.
શ્રીપ્રભુ ગદા ગ્રહી જુદ્ધ કરતા, દૈત્યને મારે છે ઘાય ફરતા;
એમ સંગ્રામ અતિશે માંડ્યો, સ્થળ પોતાનો કોઈએ ન છાંડ્યો.
મહા ક્રોધે ગદા ગુંજ મારે, સંગ્રામે કોઈએ નવ હારે;
જોવા આકાશથી દેવ આવ્યા, બ્રહ્મા ઇંદ્ર સમેત સુહાવ્યા.
બહુ પ્રભુને સ્તવ્યા પાયે નામી, એનો વધ કરો પરબ્રહ્મ સ્વામી,
બ્રહ્મા કહે પ્રભુ એહને મારો, એને આ વાર રખે ઉગારો.
જીવશે તો વળી દુઃખ દેશે, ત્રિભુવન જનનો પ્રાણ લેશે;
સુણી બ્રહ્મ વચન શ્રીમુરારી, દૈત્ય વ્યાકુળ કીધો ગદા મારી
લઘુ લાઘવી કરી દૈત્ય પાપી, પ્રભુરૂપ સનમુખ રહ્યો વ્યાપિ
મંડળ કરી ... દીધું ... પાછું નવ દીધું
... રાક્ષસની ગદા છેદી
કર્યું વજ્રમ ... ન મારગ ગયો
ગદાવિણ ... શરીરે સાહે
થઈ અદ્દષ્ટ ... મહા ... કર્તા
મોહન
મથ
રીસ

વાગી જોરથી તે પડ્યો ધરણ, હિરણ્યાક્ષ પામ્યો તુર્ત મર્ણ;
જય શબ્દ અમર આકાશ કરે, ત્યાંહાં દુંદુભિ તો ગડગડે.
કરે પુષ્પની વૃષ્ટિ ત્યાં દેવ, મહા મંગલ થાય છે એવ;
પ્રભુએ ધરાપર દૈત્યને માર્યો, અવનિ વીધે પાથરીને વીદાર્યો.
એમ પ્રભુએ હણ્યો દૈત્ય પાપી, પછી પૃથ્વિ સ્થિર કરી સ્થાપિ;
એવા પરમ કૃપાળુ પ્રભૂ, ગૌ બ્રાહ્મણ દુઃખનાશક વિભૂ.
ભૂપર દૈત્ય મેદ સ્થાપન કર્યું, તેથી મેદિની એવું નામ ધર્યું;
સ્વહસ્તે અચળ ધરાપીઠ કીધું, દુઃખ જન સહુનું દૂર કીધું.

વલણ

ભૂસ્થાપી આજ્ઞા કરી પ્રભુએ, બ્રહ્માને તેણી વારરે;
એમ તૃતીસ્કંધ ભાગવતના, થયા ઓગણીશઅધ્યાયસારરે.

ઇતિ શ્રીમદ્ભાગવતે તૃતીયસ્કંધે એકોનવિંશોઽધ્યાયઃ ॥ ૧૯ ॥



## અધ્યાય ૨૦ મો*

### કડવું ૨૦ મું-રાગ ભાનાવલી

ઋષિ શૌનકરે, સૂતપુરાણીને પૂછતા;
અમ સ્વામીરે, તમો તે વેળા પાસે હતા. ૧
તમો શ્રીશુકજીનારે, મુખથી કથા જે સાંભળી;
પરીક્ષિતનેરે, ઊપજાવી જેણે મન રળી. ૨
મૈત્રેયે વિદુરનેરે, કથા કહી હોયે તે કહો;
પ્રભુ મુજ પૂજ્ય છોરે, સહુ ભેદ તમે લહો. ૩
સત્ય સાંભળોરે, શ્રીબ્રહ્મ નિરૂપણ એહ છે;
ચારે વેદનુંરે, સારજ સહુ એહ છે. ૪
દેહ પાવનરે, સાંભળતાં સાધન સહી;
મુક્તિ પામીએરે, તેમાં કાંઇ સંદેહ નહિ. ૫
એવું સાંભળીરે, સૂતપુરાણિક ઉચરે;
એ કથા પરબ્રહ્મનીરે, સહુને પાવન કરે. ૬
ઋષિ તમને ધન્ય છેરે, એવી મણછા આદરી;
પ્રેમે હરિ રસરે, પાન જ કરો ઉદર ભરી, ૭
તમે ગુણગ્રામરે, નારાયણના સાંભળો;
તમારાં પાતકરે, જન્મોજન્મનાં બળો. ૮
એક, સમેરે, વિચારે મન પ્રજાપતિ;
બ્રહ્માજીયે રે, કીધી વિશ્વ† ઉત્પત્તિ. ૯
ત્યાર પહેલીરે, પંચ અવિદ્યા* જે ઊપની;
બ્રહ્માજીનેરે, બ્રહ્મ રાત્રિ નીપની. ૧૦
તેના ઉપન્યારે, યક્ષ રાક્ષસ બળિયા બહુ;
બહુ કિન્નરરે, ભૈરવ ભૂત આદે સહુ. ૧૧
વળી રાત્રિયેરે, ઉત્પત્ત થઇ છે તેહની;
મહિમા ગુણ ભામિનીરે, તામસ દેહની. ૧૨
તે તો શરીર બ્રહ્માજીયેરે, મૂક્યું તહાં;
વળી અન્ય રૂપજરે, તેજોમય ધર્યું ક્ષણમાં. ૧૩
તે રૂપ દેવનેરે, પ્રજાપતિએ આપ્યું હિત કરી;
તેથી ઉપન્યોરે, દીહો દીવસે દેહી ધરી. ૧૪
બ્રહ્મા કેરી કટી થકીરે,† પ્રજા ઉપની અતિ ઘણી;
તે ઉપરાતજરે, પ્રજા કીધી મૈથુનતણી. ૧૫
પછી કમળભૂએરે‡, રૂપ મોહિનીનુ ધર્યું,
તે ક્ષણમાંરે, રાત્રિ અંધારુ કર્યું. ૧૬
તવ જોતાંરે, સંધ્યા પળમાં થઇ;
હરિ કરુણાથીરે, સુખ સાતા હવી સહી. ૧૭
આગળ તે મોહિની થકીરે, અસુર મોહ પામશે;
સુરિનર મુનિવરરે, સૌકોને આનંદ થશે. ૧૮
પછી આગળથીરે, વિરંચી બ્રહ્મરૂપ ધરે તદા;
તેથી ભૂત§ પ્રેતજરે, વ્યાઘ્ર ઉપન્યા જે જદા. ૧૯
વળી અદ્રષ્ટરે, રૂપ ધર્યું મન પ્રીતશું;
તેથી પૂર્વજ લોકરે, હવા પેદા રીતશું. ૨૦
વળી અપરિમિતરે, પ્રજાને ઉદય કરી;
સ્થિતિ સઘળીરે, અવનિ ઉપર તે ધરી. ૨૧
વળી સ્વેદજ અંડજરે, જરા ઉદ્ભિજ સહી;
સંસારનીરે, ઉત્પત્ય ચારે કહી. ૨૨
વળી વિષધરરે, સર્પાદિ‖ ઉપજાવીયા;
જીવજંતુ બીજારે, નાનાવિધ શોભાવીયા. ૨૩
વળી ઘેરથીરે, બીજી પ્રજા ઘણી થશે;
લક્ષ ચોરાશીરે, જીવ યોનિ ઉત્પત થશે. ૨૪
વળી બ્રહ્માયેરે, સ્વાયંભૂ મનુ પ્રગટ કર્યો;
ઉપજાવીનેરે, તેમના પ્રત્યે ઉચર્યો. ૨૫
તમો પ્રજારે, ઉપજાવો સ્વયંભુ સહી;
એવી આજ્ઞારે, કમળભુયે તેમને કહી. ૨૬
તે સ્વાયંભુ થકીરે, પ્રજા ઉપજી ઘણી;
સુણ પરીક્ષિતરે, શુકજીએ વાણી ભણી. ૨૭

* આ વીશમા અધ્યાયમાં મનુનો વંશ કહેવા માટે સૃષ્ટિની ઉત્પત્તિનો કથાપ્રસંગ કહ્યો છે

† માયાના ત્રણ ગુણથી મહતત્ત્વ થાય છે તથા રજોગુણ છે મુખ્ય જેમાં એવા મહતત્ત્વથી સાત્વિક, રાજસ તથા તામસ, એવી રીતે ત્રણ પ્રકારનો અહંકાર ઉત્પન્ન થયો, અહંકારથી પાંચ તન્માત્રા, પાંચ ભૂતો, પાંચ જ્ઞાનેંદ્રિય, પાંચ કર્મેન્દ્રિય, પાંચ જ્ઞાનેંદ્રિયના દેવતાઓ તથા પાંચ કર્મેન્દ્રિયના દેવતાઓ, એવી રીતે પાંચ પાંચ વસ્તુના સમુદાયો સર્જ્યા, તેઓ એક બીજાથી જુદા રહીને બ્રહ્માંડ રચવાને અશક્ત હોવાથી તેમણે એકઠા થઇને દૈવેચ્છાથી સોનાનું આ બ્રહ્માંડરૂપ ઇંડું રચ્યુ. તે આત્મા વગરનો બ્રહ્માંડ ગોળ સમુદ્રના પાણીપર રહ્યો. ને તેમ ઇશ્વર એક હજાર વર્ષ ઉપરાંત રહ્યા. નાભિમાંથી કમળ થયું, તેમાંથી બ્રહ્મા થયા, ને તેણે જળશાયી ભગવાનની આજ્ઞાથી પૂર્વ રૂપ પ્રમાણે વિશ્વ કર્યું.

* તમ, મોહ, મહામોહ, તામિસ્ર તથા અંધતામિસ્ર એ પાંચ અવિદ્યા છાયા (અજ્ઞાન) વડે રચી.

† કેડના નીચેના ભાગમાંથી સ્ત્રીલંપટ દૈત્યો પેદા કર્યા.

‡ રાક્ષસો સ્ત્રીલંપટ હોવાથી, વિષયી પુરુષ જેવી ઇચ્છાથી સ્ત્રીના વાંસે દોડે, તેવી કામનાથી બ્રહ્મા પાછળ દોડ્યા, તેથી બ્રહ્માએ વિષ્ણુનું સ્તવન કર્યું ને વિષ્ણુએ મોહીનીનું રૂપ લીધું.

§ બ્રહ્માના આળસથી જન્મ્યા. ‖ આમા અહિ જાતના સર્પ બ્રહ્માના વાળ કેશ શરીરમાંથી થયા છે, એમ સમજે છે.

વલણ

શુકજી કહે પરીક્ષિત પ્રત્યે, શૌનક સુણો મન સ્થિર કરી,
વીશ અધ્યાય પૂરા થયા તે, કૃપા શ્રીગિરિધર હરી.

ઇતિ શ્રીમદ્ભાગવતે તૃતીયસ્કંધે વિંશોઽધ્યાય ॥ ૨૦ ॥

## અધ્યાય ૨૧ મો*

### કડવું ૨૧ મું–રાગ રામગ્રી

પરીક્ષિત રાજા પૂછે વાતજી, કહો ગર્ભ યોગી પૂર્વની ખ્યાતજી,
સ્વાયંભૂ મનુની પ્રજા છે જેહજી, ઉત્પત્ત વિસ્તારી કહો મુને તેહજી

ચાલ

વિસ્તારપૂર્વક કહો મુજને, વદે પરીક્ષિત રાય,
શુકજી વદે સાભળજો રાજા, કહું તે મહિમાય ૧
એક સમે કર્દમ ઋષિ બેઠા, શુદ્ધ ક્ષેત્ર તપનુ મન,
પછી દૃઢ ધ્યાન ધારણ ધર્યું હૃદયા, એક ચિત્ત આસન ૨
તે સહસ્રા† વર્ષ પર્યંત બેઠા, તપ વિષે ઋષિ જેહ,
મહા ઉગ્ર તપ આચરે છે, વન વિષે રહીને તેહ ૩
પરિપૂર્ણ તપ હતું સહી, વિશ્વંભર થયા પ્રસન્ન,
વર આપવા સન્મૂખ આવિયા, પ્રભુ જગજીવન ૪
વળી તે સ્વરૂપે અતિ સુંદર, વિશ્વંભર નિરધાર,
આકાશમા ઉભા દીઠા, મુનિ નમ્યા‡ તેણીવાર ૫
તવ ઋષિ કર્દમની પ્રત્યે, વાણી વદે પરબ્રહ્મ,
પ્રભુ કહે મૂનિવર તમે, કરજો ગૃહસ્થાશ્રમ ૬
રાજા સ્વાયંભુમનુ§ કન્યા, લઇ આવશે આણે ઠામ,
ઋષિ તમે વરજો એને, એમ કહ્યુ સુંદર શ્યામ ૭
તે દેવહુતિ‖ કન્યા થકી, પ્રજા ઉપજાવજો અનંત,
ઋષિ કર્દમના સત્ય તપથી, હરખ્યા શ્રીભગવંત ૮
અનંત હર્ષ ઉદે હુવો, આનંદ પામિયા જુગતાત,
ત્યા હર્ષ આસુ થયુ હરિને, હતુ પૃથ્વી પાત ૯
તે બિંદુ એક પડ્યુ સહી, અવની વિષે તે વાર,
તેનું બિંદુ સરોવર ઉપન્યુ, મહાવનતણી મોઝાર ૧૦
પંકજ પ્રફૂલ્લિત શોભતા, દલ સહસ્ર શોભાયમાન,
કુમુદિની આદે પુષ્પ શોભા, રમ્ય વન ઉદ્યાન ૧૧
અનેક જળચર મચ્છ કચ્છ, સારસ ખગખગ હંસ,
શુદ્ધ શબ્દ મયુર કોકિલા બોલે, નાના વિધ સ્વર અંશ ૧૨
અનેક મુનિવરે નિવાસ કીધા, કરવા તપ અભ્યાસ,
પૂર્ણ બ્રહ્મને ભજે ભાવે, બિંદુ સરોવરની પાસ. ૧૩
એક સમે સ્વાયંભૂ મનુ, કન્યા લઇ આવ્યા તે ઠામ,
કર્દમ ઋષિને સમિપ આવી, વિનવી કર્યો પ્રણામ ૧૪
કર્દમ ઋષિ વાણી વદે, તમો પ્રજાના પ્રતિપાળ,
અહિં શ કારણ કેમ આવીઆ, મૂકી પ્રજાની સભાળ? ૧૫

વલણ

શા કારણ તમો અહિંઆ આવ્યા, કહે કર્દમ મુનીશ્વરે,
તૃતીયસ્કંધ ભાગવતના થયા, અધ્યાય પૂર્ણ, એકવીશરે

ઇતિ શ્રીમદ્ભાગવતે તૃતીયસ્કંધે એકવિંશોઽધ્યાય ॥ ૨૧ ॥

## અધ્યાય ૨૨ મો*

### કડવુ ૨૨ મુ–રાગ ગોડી–ચાલ હુકડી

શુકજી કહે સુણ પરીક્ષિતરાય, કર્દમ ઋષિવરનો મહિમાય,
શુભ ક્ષેત્ર બિંદુસરોવર પાસ, ત્યા કરતા મુનિ તપ અભ્યાસ
સ્વાયંભૂ મનુ ત્યા આવીયા, કન્યા દેવહૂતિને લાવીયા,
પછી મુનિવરને નમ્યા પાય, વદે વચન સ્વયંભૂરાય
આ કન્યા મારી ઋષિજી જેહ, તમ યોગ્ય છે સ્વામીજી એહ,
આગળ નારદે કહ્યુ છે મને, માટે કન્યા લાવ્યો તમ કને
અમને પાવન કરવા કાજ, પાણિ ગ્રહણ કરો મહારાજ,
કરો પ્રતિગ્રહ કન્યાનો તમો, આપવા તમને આવ્યા છીએ અમો
કર્દમ ઋષિ વિમાસે મન, શ્રીહરિયે કહ્યા તા વચન,
મહા મુનિએ મન વિચાર કરી, કન્યા દેવહૂતિને પછી વરી
સ્વાયંભુમનુની કન્યા જેહ, ઋષિ કર્દમ પરણ્યા તેહ,
પેહેરામણી રાજાએ કરી, વિવિધ વસ્તુ આપી છે ભલી.
મણિ માણેક મુક્તાફળહાર, વસ્તુ અમુલખનો નહિ પાર,
રાજા આવ્યો પાછો નિજ દેશ, જેને સાહે સદા દેવેશ
વસ્યુ નગરી એક સુંદર સાર, પ્રજા વશી ત્યા વર્ણ અઢાર,
પછી રાજ રીતે [illegible] સન, પ્રજાને પાળે તે અનુદિન
પ્રજા સર્વની [illegible] સઘળે [illegible] વિસ્તારે,

---

* એકવિશમા અધ્યાયમાં તપોબળની વિધાથી પ્રસન્ન થયેલા વિષ્ણુ સ્વાયંભુમનુની પુત્રી દેવહૂતિનો કર્દમ ઋષિ સાથે વિવાહ કરવા સબંધી કથા પ્રસગ છે † સરસ્વતીને કાંઠે દશ હજાર વર્ષ તપ કર્યું હતું

‡ મુનિએ નમી સ્તુતિ કરી, તેની સાથે સ્ત્રીની ઇચ્છા જણાવી

§ સ્વયંભૂમનુ તેની શતરૂપા નામની સ્ત્રીની સાથે પરમ દિવસે તમારા દર્શને આવશે, એમ પ્રભુએ કહ્યુ

‖ દેવહૂતિને તમારા વીર્યથી નવ કન્યા થશે, ને તે કન્યાઓમાંથી બીજા ઋષિઓ પુત્ર ઉત્પન્ન કરશે, ને હું પણ તમારી સ્ત્રી દેવહૂતિ પ્રત્યે અશાવતારથી તમારા વીર્યદ્વારા અવતરી સાંખ્ય શાસ્ત્રની સંહિતા બનાવીશ, એમ પ્રભુએ કહ્યુ

તવ પ્રસન્ન થયા ભરથાર તે, કર્દમ ઋષિ તેણીવાર;
પછી તપબળ થકી આણ્યું, વિમાન એક નિરધાર. ૨
તે માંહિ શોભા ઘણી છે, સુવર્ણમય રચનાય;
મણિ રત્ન હીરા ઝળહળે, ઉપમા કહી નવ જાય. ૩
વિશ્વકર્મા ભ્રમે ભૂલ્યા, વિમાનનો જોઇ દેખાવ;
માણેક મુક્તા પ્રવાળા ને, ઝવેર જોત જડાવ. ૪
રવિ કોર્ણ સમાન કાંતિ, કરી રહે ચળકાર;
ઘુઘુરી ઝાંઝરી વિવિધ આસન, તેજનો નહિ પાર. ૫
દશ સહસ્ર દાસી સંગ છે, મહા મનોહર વૈમાન;
તવ દેવહૂતિએ કીધું સહી, બિંદુ સરોવરમાં સ્નાન. ૬
ઋષિ પત્નીએ અંગે ધર્યો, શોભતા સહુ શણગાર;
દશ સહસ્ર દાસી છે સંગે, સેવા કરવાને નિરધાર. ૭
દેવહૂતિની આજ્ઞાપર, સર્વ કો તત્પર હોય;
આજ્ઞા દેવહૂતિ તણી, લોપે ન દાસી કોય. ૮
કર્દમ ઋષિ શોભે ઘણું, જેમ અનંગનો અવતાર;
સુગમ જોડું શોભે સુંદર, કર્દમ ઋષિને દેવહૂતિ નાર. ૯
તે વૈમાનમાં બેસી ઘણું, રંગે રમે ઋષિરાય;
એકવાર હિમાચળ ગયા, શ્રીસમેત તે ઋષિરાય. ૧૦
પછી નંદન વન કુબેરનું, રંગે રમ્યા ઋષિ ત્યાંહિ;
વળી કૈલાસ રચના સર્વ નિરખી, બેસી વૈમાન માંહિ. ૧૧
વૈકુંઠ રચના રમ્ય દીઠી, જોયું ઇંદ્રસદન;
એમ સ્વર્ગ રચના જોઇ કરી, આવ્યા પાછા મુનિજન. ૧૨
વળી ઇચ્છા સરવ સ્ત્રીતણી, પૂરતા કર્દમ જ્ઞાની;
દેવહૂતિ કોઇક સમયપર, એક વચન બોલ્યાં હસી. ૧૩
સ્વામી તમારા તપોબળની, માયા કળી નવ જાય;
બહુ કાળ વીત્યા સુખ વિષે તે, નિમિષ માત્ર કહેવાય. ૧૪
પછી કર્દમમુનિ આવ્યા ફરી, બિંદુ સરોવર તીર;
ઉગ્ર તપ માંડયું વળી, મહા તપસ્વી મુનિ ધીર. ૧૫
જે સમે ઋષિ જવા લાગ્યા હતા, કરવા પ્રભુનું ધ્યાન;
ત્યારે દેવહૂતિ આવીને ઉભાં, સ્વામી સમીપ ગુણવાન. ૧૬
મહારાજ મુજ સ્વામી સુણો, હું રંક છું તમ નાર;
સ્વામી આપ તો જાઓ છો, મહા વનવિષમ મોઝાર. ૧૭
સંતાન કંઈ મારે નથી, સાંભળો મારા નાથ;
એવું સાંભળી કૃપા કરીને, મુનિએ મસ્તકે મૂકયો હાથ. ૧૮
પુત્ર એકે છે નહી, પ્રત્યક્ષ નવ કન્યાય*;
તેમને ક્યાં પરણાવશો, મને ચિંતા બહુરી થાય. ૧૯
પછી કર્દમ ઋષિએ દેવહૂતિને, એક મંત્ર આપ્યો સાર;
કહ્યું પુત્ર એક થશે તારે, સત્ય માનજે નાર. ૨૦

વલણ

સત્ય માનજે તું નાર મનમાં, પુત્ર એક થાશે સહી;
ત્રેવીશ અધ્યાય થયા પૂરા, તૃતીયસ્કંધ કથા કહી. ૨૧

ઇતિ શ્રીમદ્‌ભાગવતે તૃતીયસ્કંધે ત્રયોવિંશોऽધ્યાયઃ ॥ ૨૩ ॥

---

## અધ્યાય ૨૪ મો*

### કડવું ૨૪ મું-રાગ ધન્યાશ્રી

કર્દમ ઋષિએ સ્ત્રીનું કહેલું, સાચું માની નિરધારજી;
પછે દેવહૂતિ પ્રત્યે વાણી મુનિવર, બોલ્યા તેણી વારજી. ૧
મેં મંત્ર જે આપ્યો છે તે, દઢ રાખી અંતઃકરણજી;
શુદ્ધ દઢ મન રાખીને વનિતા, કર શુકર અવતારનું સ્મરણજી. ૨
તે તારે વિષે અવતાર ધરશે, સત્ય માનજે વાતજી;
તે તુજને સાધન સહુ કહેશે, જ્ઞાન ગુણ વિખ્યાતજી. ૩
એવાં વચન ઋષિનાં સાંભળતાં, આનંદ અંગ ન માયજી;
પર્મ હર્ષ પામ્યાં ઋષિ પત્ની, કીધી મુનિએ કૃપાયજી. ૪
પછી એકાંતે જઈ અબળા બેઠી, કરી પવિત્ર આસનજી;
સ્મરણ કરવા વરાહ રૂપનું, અભિલાષ ધરીને મનજી. ૫
સ્મરણ માત્રથી દેવહૂતિને, તેજ ઉદય થયું અંગજી;
વિદ્યુતવર્ણ શરીર શોભતું, કનક કાયાનો રંગજી. ૬
મુખ કળા ઘણી શોભા વાધી, પ્રવેશ પ્રભુનો અંશજી;
કર્દમ ઋષિ મન આનંદ પામ્યા, વૃદ્ધિ પામ્યો બ્રહ્માનો વંશજી. ૭
પછી કર્દમ ઋષિએ સામું જોયું, નિરખ્યું સ્ત્રી મુખ ચંદ્રજી;
અંગ તેજસ્વી દીઠું, પધારશે પ્રભુ આનંદ કંદજી. ૮
તેણે સમે હવો દેવહૂતિ કૂખે, કપિલનો અવતારજી;
પર્મ સુંદર શોભતું મુખ, તેજ તણો નહીં પારજી. ૯
પ્રત્યક્ષ પ્રભુજી અવતર્યા, પોતે શ્રીપૂરણ બ્રહ્મજી;
કહેવા જ્ઞાન માતા દેવહૂતિને, ને સાચવવા સહુ ધર્મજી. ૧૦
પયપર્જન્ય અમરે વરસાવ્યો, પુષ્પવૃષ્ટિ થાય ગગનજી;
દુંદુભિ નાદ હવા ત્યાંહાં, ને હરખ્યા સુરિનર મનજી. ૧૧
ભાતિ ભાતિનાં વાજિંત્ર વાગે, કૃપા કરુણાધીશજી;
ત્રિભુવનમાં આનંદ ઉપન્યો, જન્મ્યા શ્રીજગદીશજી. ૧૨
દેવહૂતિના ગર્ભ વિષેથી, અવતર્યા કપિલ દેવજીઃ
વરાહ મંત્ર સફળ હવો, હરિ પ્રગટ હવા તતખેવજી. ૧૩
બ્રહ્મા આદે સહુ આવિયા, છે સર્વ સંનિધાનજી;
દેવહૂતિ કર્દમ ઋષિદ્વારે, જ્યાં પ્રગટ હવા શ્રીભગવાનજી. ૧૪
વિરંચી સાથે મરીચિ આદે, ચારે પુત્ર છે જેહજી;
પ્રજાપતિની સંગાથે, આવ્યા છે ઋષિજી તેહજી. ૧૫
પછી તેમને કર્દમની નવ, પુત્રી પરણાવી† તેવારજી;
પ્રસુતિ . તે દક્ષને પરણાવી, છે શુભ ગુણી નારજી. ૧૬

---

...નનું સર્વ સંપત્તિવાળું, અને ઇચ્છામાં આવે ત્યાં ગતિ કનારું વિમાન ...હૂતિની કામવાસના વાસ્તે બનાવ્યું, ઇત્યાદિ કથાપ્રસંગ છે.

* કર્દમ મુનિએ જુદાં જુદાં નવ રૂપ કરી તે ગર્ભની ઉત્પત્તિ કરી, ને દેવહૂતિને એક જ દિવસમાં નવ દીકરી આપી.

* આ અધ્યાયમાં કપિલનો જન્મ, તેના દર્શને આવેલા બ્રહ્માદિ દેવો, બ્રહ્માએ આપેલો દેવહૂતિને ઉપદેશ, તથા નારદને સનત્કુમાર સાથે બ્રહ્માનું પાછું સ્વર્ગમાં જવું, વગેરે કથાપ્રસંગ છે. † (૧) મરીચિને કલા, (૨) અત્રિને અનસૂયા, (૩) અંગિરાને શ્રદ્ધા, (૪) પુલસ્ત્યને હવિર્ભૂ, (૫) પુલહને ગતિ, (૬) ક્રતુને ક્રિયા, (૭) ભૃગુને ખ્યાતિ, (૮) વસિષ્ઠને અરુંધતિ, (૯) તથા અથર્વાને શાંતિ પર

વલણ

શુકજી કહે પરીક્ષિત પ્રત્યે, શૌનક સુણો મન સ્થિર કરી;
વીશ અધ્યાય પૂરા થયા તે, કૃપા શ્રીગિરિધર હરી.

ઇતિ શ્રીમદ્‌ભાગવતે તૃતીયસ્કંધે વિંશોઽધ્યાયઃ ॥ ૨૦ ॥

## અધ્યાય ૨૧ મો*

### કડવું ૨૧ મું–રાગ રામગ્રી

પરીક્ષિત રાજા પૂછે વાતજી, કહો ગર્ભ યોગી પૂર્વની ખ્યાતજી;
સ્વાયંભૂ મનુની પ્રજા છે જેહજી, ઉત્પત્ત વિસ્તારી કહો મુને તેહજી.

ચાલ

વિસ્તારપૂર્વક કહો મુજને, વદે પરીક્ષિત રાય;
શુકજી વદે સાંભળજો રાજા, કહું તે મહિમાય. ૧
એક સમે કર્દમ ઋષિ બેઠા, શુદ્ધ ક્ષેત્ર તપનું મન,
પછી દૃઢ ધ્યાન ધારણ ધર્યું હૃદયા, એક ચિત્ત આસન. ૨
તે સહસ્ર† વર્ષ પર્યંત બેઠા, તપ વિષે ઋષિ જેહ;
મહા.ઉગ્ર તપ આચરે છે, વન વિષે રહીને તેહ. ૩
પરિપૂર્ણ તપ હવું સહી, વિશ્વંભર થયા પ્રસન્ન;
વર આપવા સન્મુખ આવિયા, પ્રભુ જગજીવન. ૪
વળી તે સ્વરૂપે અતિ સુંદર, વિશ્વંભર નિરધાર;
આકાશમાં ઉભા દીઠા, મુનિ નમ્યા‡ તેણીવાર. ૫
તવ ઋષિ કર્દમની પ્રત્યે, વાણી વદે પરબ્રહ્મ,
પ્રભુ કહે મૂનિવર તમે, કરજો ગૃહસ્થાશ્રમ. ૬
રાજા સ્વાયંભૂમનુ§ કન્યા, લઇ આવશે આણે ઠામ;
ઋષિ તમે વરજો એને, એમ કહ્યું સુંદર શ્યામ. ૭
તે દેવહૂતિ‖ કન્યા થકી, પ્રજા ઉપજાવજો અનંત;
ઋષિ કર્દમના સત્ય તપથી, હરખ્યા શ્રીભગવંત. ૮
અનંત હર્ષ ઉદે હવો, આનંદ પામિયા જાુગતાત;
ત્યાં હર્ષ આંસુ થયું હરિને, હવું પૃથ્વી પાત. ૯
તે બિંદુ એક પડ્યું સહી, અવની વિષે તે વાર;
તેનું બિંદુ સરોવર ઉપન્યું, મહાવનનણી મોઝાર. ૧૦
પંકજ પ્રફૂલ્લિત શોભતાં, દલ સહસ શોભાયમાન;
કુમુદિની આદે પુષ્પ શોભા, રમ્ય વન ઉદ્યાન. ૧૧
અનેક જળચર મચ્છ કચ્છ, સારસ ખગખગ હંસ;
શુદ્ધ શબ્દ મધુર કોકિલા બોલે, નાના વિધ સ્વર અંશ. ૧૨
અનેક મુનિવરે નિવાસ કીધા, કરવા તપ અભ્યાસ;
પૂર્ણ બ્રહ્મને ભજે ભાવે, બિંદુ સરોવરની પાસ. ૧૩
એક સમે સ્વાયંભૂ મનુ, કન્યા લઇ આવ્યા તે ઠામ;
કર્દમ ઋષિને સમિપ આવી, વિનવી કર્યો પ્રણામ. ૧૪
કર્દમ ઋષિ વાણી વદે, તમો પ્રજાના પ્રતિપાળ;
અહિં શું કારણ કેમ આવીઆ, મૂકી પ્રજાની સંભાળ? ૧૫

વલણ

શા કારણ તમો અહિંઆં આવ્યાં, કહે કર્દમ મુનીશરે;
તૃતીયસ્કંધ ભાગવતના થયા, અધ્યાય પૂર્ણ એકવીશરે.

ઇતિ શ્રીમદ્‌ભાગવતે તૃતીયસ્કંધે એકવિંશોઽધ્યાયઃ ॥ ૨૧ ॥

## અધ્યાય ૨૨ મો*

### કડવું ૨૨ મું–રાગ ગોડી–ચાલ ટુકડી

શુકજી કહે સુણ પરીક્ષિતરાય, કર્દમ ઋષિવરનો મહિમાય;
શુભ ક્ષેત્ર બિંદુસરોવર પાસ, ત્યાં કરતા મુનિ તપ અભ્યાસ.
સ્વાયંભૂ મનુ ત્યાં આવીયા, કન્યા દેવહૂતિને લાવીયા;
પછી મુનિવરને નમ્યા પાય, વદે વચન સ્વયંભૂરાય.
આ કન્યા મારી ઋષિજી જેહ, તમ યોગ્ય છે સ્વામીજી એહ;
આગળ નારદે કહ્યું છે મને, માટે કન્યા લાવ્યો તમ કને.
અમને પાવન કરવા કાજ, પાણિ ગ્રહણ કરો મહારાજ;
કરો પ્રતિગ્રહ કન્યાનો તમો, આપવા તમને આવ્યા છીએ અમો.
કર્દમ ઋષિ વિમાસે મન, શ્રીહરિયે કહ્યાં તાં વચન;
મહા મુનિએ મન વિચાર કરી, કન્યા દેવહૂતિને પછી વરી.
સ્વાયંભૂમનુની કન્યા જેહ, ઋષિ કર્દમ પરણ્યા તેહ;
પહેરામણી રાજાએ કરી, વિવિધ વસ્તુ આપી છે ભલી.
મણિ માણેક મુક્તાફળહાર, વસ્તુ અમુલખનો નહિ પાર;
રાજા આવ્યો પાછો નિજ દેશ, જેને સાહે સદા દેવેશ.
વસ્યું નગર† એક સુંદર સાર, પ્રજા વશી ત્યાં વર્ણ અઢાર;
પછી રાજ રીતે બેસી રાજ્યાસન, પ્રજાને પાળે તે અનુદિન.
પ્રજા સર્વની રક્ષા કરે, સઘળે મહિમા યશ વિસ્તરે;
ધર્મરાજ પાળે તે દયાળ, સૌને સુખ આપે છે ભૂપાળ.

વલણ

પ્રજા સહુ સુખ પામતી, સાંભળ પરીક્ષિત રાયરે;
શ્રીભાગવત તૃતીયસ્કંધના, પૂર્ણ બાવીશ અધ્યાયરે.

ઇતિ શ્રીમદ્‌ભાગવતે તૃતીયસ્કંધે દ્વાવિંશોઽધ્યાયઃ ॥ ૨૨ ॥

## અધ્યાય ૨૩ મો‡

### કડવું ૨૩ મું–રાગ મારુ

શુકદેવજી વાણી વદે, સાંભળો પરીક્ષિત રાય;
દેવહૂતિ નિજ સ્વામિ કેરી, કરે યથાવિધ સેવાય. ૧

* એકવિશમા અધ્યાયમાં તપોબળની વિદ્યાથી પ્રસન્ન થયેલા વિષ્ણુએ સ્વાયંભૂમનુની પુત્રી દેવહૂતિનો કર્દમ ઋષિ સાથે વિવાહ કરવા સંબંધી કથા પ્રસંગ છે. † સરસ્વતીને કાંઠે દસ હજાર વર્ષ તપ કર્યું હતું.

‡ મુનિએ નમી સ્તુતિ કરી, તેની સાથે સ્રીની ઇચ્છા જણાવી

§ સ્વયંભૂમનુ તેની શતરૂપા નામની સ્રીની સાથે પરમ દિવસે તમારાં દર્શને આવશે, એમ પ્રભુએ કહ્યું.

‖ દેવહૂતિને તમારા વીર્યથી નવ કન્યા થશે, ને તે કન્યાઓમાંથી બીજા ઋષિઓ પુત્ર ઉત્પન્ન કરશે, ને હું પણ તમારી સ્રી દેવહૂતિ પ્રત્યે અંશાવતારથી તમારા વીર્યદ્વારા અવતરી સાંખ્ય શાસ્રની સંહિતા બનાવીશ, એમ પ્રભુએ કહ્યું

* આ બાવીશમા અધ્યાયમાં સ્વાયંભૂમનુએ વિષ્ણુના કહ્યા પ્રમાણે પોતાની દીકરી દેવહૂતિ કર્દમ મુનિને આપી, એ કથાપ્રસંગ છે.

† બ્રહ્માવર્ત દેશમાં બર્હિષ્મતિ નામનું નગર છે.

‡ આ ત્રેવીશમા અધ્યાયમાં કર્દમ ઋષિએ તપના યોગથી

તવ પ્રસન્ન થયા ભરથાર તે, કર્દમ ઋષિ તેણીવાર,
પછી તપબળ થકી આવ્યુ, વિમાન એક નિરધાર ૨
તે માહે શોભા ઘણી છે, સુવર્ણમય રચનાય,
મણિ રત્ન હીરા ઝગાહળે, ઉપમા કહી નવ જાય ૩
વિશ્વકર્મા ધર્મે ભૂરયા, વિમાનનો જોઇ દેખાવ,
માણેક મુક્તા પ્રવાળા ને, ઝવેર જોત જડાવ ૪
રવિ કોટિ સમાન કાંતિ, કરી રહે ચળકાર,
ઘુઘુરી ઝાંઝરી વિવિધ આસન, તેજનો નહિ પાર ૫
દશ સહસ્ર દાસી સંગ છે, મહા મનોહર વૈમાન,
તવ દેવહૂતિએ કીધુ સહી, બિંદુ સરોવરમા સ્નાન ૬
ઋષિ પત્નીએ અંગે ધર્યા, શોભતા સહુ શણુગાર,
દશ સહસ્ર દાસી છે સંગે, સેવા કરવાને નિરધાર ૭
દેવહૂતિની આજ્ઞાપર, સર્વ કો તત્પર હોય,
આજ્ઞા દેવહૂતિ તણી, લોપે ન દાસી કોય ૮
કર્દમ ઋષિ શોભે ઘણું, જેમ અનંગનો અવતાર
યુગ્મ જોડુ શોભે સુંદર, કર્દમ ઋષિને દેવહૂતિ નાર ૯
તે વૈમાનમા બેસી ઘણું, રંગે રમે ઋષિરાય,
એકવાર હિમાચળ ગયા, શ્રીસમેત તે ઋષિરાય ૧૦
પછી નંદન વન કુબેરનુ, રંગે રમ્યા ઋષિ ત્યાંહિ,
વળી કૈલાસ રચના સર્વ નિરખી, બેસી વૈમાન માંહે ૧૧
વૈકુંઠ રચના રમ્ય દીઠી, જોયુ ઇંદ્રસદન,
એમ સ્વર્ગ રચના જોઈ કરી, આવ્યા પાછા મુનિજન ૧૨
વળી ઇચ્છા સરવ સ્ત્રીતણી, પૂરતા કર્દમ ઋષી,
દેવહૂતિ કોઈક સમયપર, એક વચન બોલ્યા હસી ૧૩
સ્વામી તમારા તપોબળની, માયા કળી નવ જાય,
બહુ કાળ વીત્યા સુખ વિષે તે, નિમિષ માત્ર કહેવાય ૧૪
પછી કર્દમમુનિ આવ્યા ફરી, બિંદુ સરોવર તીર,
ઉગ્ર તપ માંડ્યુ વળી, મહા તપસ્વી મુનિ ધીર ૧૫
જે સમે ઋષિ જવા લાગ્યા હુતા, કરવા પ્રભુનું ધ્યાન,
ત્યારે દેવહૂતિ આવીને ઉભા, સ્વામી સમીપ ગુણવાન ૧૬
મહારાજ મુજ સ્વામી સુણો, હું રંક છુ તમ નાર,
સ્વામી આપ તો જાઓ છો, મહા વનવિષમ મોઝાર ૧૭
સંતાન કંઈ મારે નથી, સાંભળો મારા નાથ,
એવુ સાંભળી કૃપા કરીને, મુનિએ મસ્તક મૂકયો હાથ ૧૮
પુત્ર એકે છે નહી, પ્રત્યક્ષ નવ કન્યાય*,
તેમને ક્યાં પરણાવશો, મને ચિંતા બહુરી થાય ૧૯
પછી કર્દમ ઋષિએ દેવહૂતિને, એક મંત્ર આપ્યો સાર,
કહ્યુ પુત્ર એક થશે તારે, સત્ય માનજે નાર ૨૦
સત્ય માનજે તું નાર મનમા, પુત્ર એક થાશે સહી,
ત્રેવીશ અધ્યાય થયા પૂરા, તૃતીયસ્કંધ કથા કહી ૨૧

ઇતિ શ્રીમદ્ભાગવતે તૃતીયસ્કંધે ત્રયોવિંશોઽધ્યાય ॥ ૨૩ ॥

## અધ્યાય ૨૪ મો

### કડવું ૨૪ મુ–રાગ ધન્યાશ્રી

કર્દમ ઋષિએ સ્ત્રીનુ કહેલુ, સાચુ માની નિરધારજી,
પછે દેવહૂતિ પ્રત્યે વાણી મુનિવર, બોલ્યા તેણી વારજી ૧
મેં મંત્ર જે આપ્યો છે તે, દઢ રાખી અંત કરણજી,
શુદ્ધ દઢ મન રાખીને વનિતા, કર શુકર અવતારનુ સ્મરણજી ૨
તે તારે વિષે અવતાર ધરશે, સત્ય માનજે વાતજી.
તે તુજને સાધન સહુ કહેશે, જ્ઞાન ગુણ વિષય તજી ૩
એવા વચન ઋષિના સાંભળતા, આનંદ અંગ ન માયજી,
પર્મ હર્ષ પામ્યા ઋષિ પત્ની, કીધી મુનિએ કૃપાયજી ૪
પછી એકાંતે જઈ અબળા બેઠી, કરી પવિત્ર આસનજી,
સ્મરણ કરવા વરાહ રૂપનું, અભિલાષ ધરીને મનજી ૫
સ્મરણ માત્રથી દેવહૂતિને, તેજ ઉદય થયુ અંગજી,
વિદ્યુતવર્ણ શરીર શોભતું, કનક કાયાનો રંગજી ૬
મુખ કળા ઘણી શોભા વાધી, પ્રવેશ પ્રભુનો અંશજી
કર્દમ ઋષિ મન આનંદ પામ્યા, વૃદ્ધિ પામ્યો બ્રહ્માનો વંશજી ૭
પછી કર્દમ ઋષિએ સામુ જોયુ, નિરખ્યુ સ્ત્રી મુખ ચંદ્રજી,
અંગ તેજસ્વી દીઠું, પધારશે પ્રભુ આનંદ કંદજી ૮
તેણે સમે હુવો દેવહૂતિ કૂખે, કપિલનો અવતારજી,
પર્મ સુંદર શોભતું મુખ, તેજ તણો નહીં પારજી ૯
પ્રત્યક્ષ પ્રભુજી અવતર્યા, પોતે શ્રીપૂરણ બ્રહ્મજી,
કહેવા જ્ઞાન માતા દેવહૂતિને, ને સાચવવા સહુ ધર્મજી ૧૦
પયપર્જન્ય અમરે વરસાવ્યો, પુષ્પવૃષ્ટિ થાય ગગનજી,
દુંદુભિ નાદ હુવા ત્યાહા, ને હરખ્યા સુરિનર મનજી ૧૧
ભાંતિ ભાંતિના વાજિંત્ર વાગે, કૃપા કરુણાધીશજી,
ત્રિભુવનમા આનંદ ઉપન્યો, જન્મ્યા શ્રીજગદીશજી ૧૨
દેવહૂતિના ગર્ભ વિષેથી, અવતર્યા કપિલ દેવજી
વરાહ મંત્ર સફળ હુવો, હરિ પ્રગટ હુવા તતખેવજી ૧૩
બ્રહ્મા આદિ સહુ આવિયા, છે સર્વ સંનિધાનજી,
દેવહૂતિ કર્દમ ઋષિદ્વારે, જ્યાં પ્રગટ હુવા શ્રીભગવાનજી ૧૪
વિરચી સાથે મરીચિ આદિ, ચારે પુત્ર છે જેહજી,
પ્રજાપતિની સંગાથે, આવ્યા છે ઋષિજી તેહજી ૧૫
પછી તેમને કર્દમની નવ, પુત્રી પરણાવી† તેવારજી,
પ્રસુતિ તે દક્ષને પરણાવી છે શુભ ગુણી નારજી ૧૬

વચણ

ખનશ સર્વ સંપત્તિવાળું અને ઇચ્છામા આવે ત્યાં ગતિ કરનારુ વિમાન દેવહૂતિની કામવાસના વાસ્તે બનાવ્યુ ઇત્યાદિ કથાપ્રસંગ છે

* કર્દમ મુનિએ જુદાં જુદાં નવ રૂપ કરી તે ગર્ભની ઉત્પત્તિ કરી અને દેવહૂતિને એકજ દિવસમા નવ દીકરી આપી

* આ અ ધ્યાયમા કપિલનો જન્મ તેના દર્શને આવવા બ્રહ્માદિ દેવો, બ્રહ્માએ આપેલ દેવહૂતિને ઉપદેશ તથા નારદને સનત્કુમાર સાથે બ્રહ્માનું પાછુ સ્વ ર્ગમા જવુ વગેરે કથાપ્રસંગ છે † (૧) મરીચિને કલા, (૨) અત્રિને અનસૂયા, (૩) અંગિરાને શ્રદ્ધા (૪) પુલસ્ત્યને હવિર્ભૂ. (૫) પુલહને ગતિ (૬) ક્રતુને ક્રિયા, (૭) ભૃગુને ખ્યાતિ, (૮) વસિષ્ઠને અરુંધતિ, (૯) તથા અથર્વાને શાંતિ પર

દેવહૂતિને ઉદરથી, હવા કપિલમુનિ મહંતજી,
તેમની સ્તુતિ કરી કમળજૂ, પછી સ્થાને ગયા સહુ ઋષિસંતજી ૧૭
પછે પિતા માતને ચર્ણે, નમ્યા કપિલ મહારાજજી,
ભગવાન કહે જ્ઞાન કહેવાને, અવતાર ધર્યો અમો આજજી. ૧૮
સંસારની દુષ્ટ વાસના તજાવવા, ભક્તનો કરવા ઉદ્ધારજી,
બ્રહ્મવિદ્યા જ્ઞાન માતાને દેવા, આવ્યો આ સંસારજી ૧૯
કેટલેક કાળે કર્દમ મુનિ, સંન્યસ્ત લઈ મુનિરાયજી,
તપાશ્રમ તપ કરવા ચાલ્યા, હર્ષ ધરીને કાયજી ૨૦
નમસ્કાર કરી ઋષિ જાય છે, કરવા દેહ સાધનજી,
ધર્મ ધ્યાન આરાધના કરતાં, પરબ્રહ્મ પ્રભુ સ્તવનજી. ૨૧

વલણ

સ્તવન* કરે ઋષિ કર્દમ પોતે, જપે શ્રીજુગદીશરે.
તૃતીયસ્કંધ ભાગવતના હવા, અધ્યાય ચોવીશરે. ૨૨

ઇતિ શ્રીમદ્ભાગવતે તૃતીયસ્કંધે ચતુર્વિંશોઽધ્યાય ॥ ૨૪ ॥

## અધ્યાય ૨૫ મો†

### કડવું ૨૫ મું-રાગ વેરાડી-ચાલ ઢુકડી

વદે વ્યાસ સુત સાંભળ રાય, સૂત શૌનકને કહે છે કથાય,
મૈત્રેયે વિદુર પ્રત્યે કહી સહી, સંભળાવ્યા હરિ ગુણ તહિં રહી
કપિલજીએ બિંદુ સરોવર પાસ, ઋણ કાળ કર્યો ત્યાં નિવાસ;
મુનિ પોતે સ્વયં ભગવાન, માત દેવહૂતિને કહે છે જ્ઞાન
બહુ કીન એમ વહીને જાય, એક સમે કુંવર ને માય,
કથે જ્ઞાન અતિ હર્ષ સહી, તવ માતાએ વાણી કહી.
દેવહૂતિ કહે સાંભળ તંન, પિતા તારે જે કહ્યાં વચંન;
તારો પુત્ર થશે એક જેહ, જ્ઞાન માર્ગ તુને કહેશે તેહ.
સાધન જીવ દેહતણું જે સાર, તે તુજને કહેશે એ કુમાર,
આજ્ઞા ઋષિએ વળી તમને કરી, કહેજો જ્ઞાન કથા વિસ્તરી.
મેં બહુ સુખ નિરખ્યું સંસાર, રુડાં ભોજન વિવિધ શણગાર,
સંસાર સ્વાદ મેં જોયો ઘણો, પાર આવે નહીં તે તણો
હવે તે સુખથી હું વિમુખ થઈ, માયા મમતામાં મુજ મન નહીં;
તજું સંસાર શુદ્ધ થાય મન, પુત્ર કહો હવે શુભ સાધન.
જેથી મોક્ષની પ્રાપ્તિ થાય, કાયાનાં સહુ કિલ્મિષ જાય;
એવાં સુણી જનુનીનાં વચન, કહે કપિલજી માતા ધન્ય ધન્ય
જે રુડી મતિ તમો આચરી, આ સંસાર માર્ગને પરહરી,
અતિ રુડું તેં પૂછ્યું માત, તુજને વિસ્તારી કહું વાત.
તે કથા મૈત્રેય વિદુરને કહે, જે અમર શુક કરુણાથી લહે,

કપિલ ભગવાન વચન

પ્રથમ સંસાર તજવો અનિત્ય, સત્સાધુથી કરવી પ્રીત.
જેમ વૃક્ષ પત્ર કરે પરિહાર, તે રીતે તજવો સંસાર;
સાધુ સંગ તણો મહિમાય, જેથી મોક્ષ પદારથ થાય.
દુષ્ટ સંગ કરે ન જેહ, અઘોર નરકનો અધિકારી તેહ;
સાધુ સેવન ને હરિની કથા, જેણે જાય સંસારની વ્યથા.
શ્રીકપિલ કહે માતા સુણો, સાધુ સંગનો મહિમા ઘણો;
સાધુ સંગ મળે દરશન, મહા પાપી થાય પાવન.
લોક નિંદા પરદ્વેષી પડ, તેને જન્મ મરણના દંડ;
જો પૂર્વજન્મનું પુન્ય કાંઈ હશે, તો સાધુ વૈષ્ણવ વહાલા લાગશે.
વૈષ્ણવ જનની જે નિંદા કરે, તે લક્ષ ચોર્યાશી ફેરા ફરે,
કપિલજી કહે સાભળો માય, જ્ઞાન મારગ કેરી કથાય.
ચોવિશ તત્વમાં જે કહ્યા ભેદ, સાક્ષી યોગ વર્ણવ્યો વેદ;
પ્રથમ સધ્યા આદિક જે કર્મ, તે થકી સાચવવો ધર્મ.
દશે ઇંદ્રિય ધર્મ જે કહ્યા, વૈરાગાદિ વિભાગ તેમાં રહ્યા;
વિષયથી અળગું રહેવું એમ, સર્પ કંચુકી તજે છે જેમ.
સત્સંગ કરવો મહાપુરુષે કહ્યો જેહ, દ્દઢ મન કરીને આચરવો તેહ,
સાધુ સંગ કૃપાનું ધ્યાન, ચિત્ત પવિત્ર હૃદયમાં જ્ઞાન.
વાયુ સૂર્ય વરુણ છે જેહ, પૃથ્વી મેઘ આદે સહુ તેહ;
તે પરમેશ્વરનાં સહુ રૂપ, સહુમાં તેજ શ્રીવૈકુંઠ ભૂપ.
તે ભજતાં સાંખ્યયોગ કહેવાય, હવે ભક્તિયોગનો કહું મહિમાય;
એમ કપિલ મુનિજી કહે, માત દેવહૂતિ મનમાં લહે.

વલણ

માત દેવહૂતિ સાંભળે, ભક્તિયોગ તણી સુકથાયરે;
તૃતીયસ્કંધ ભાગવતના, થયા પૂર્ણ પચીશ અધ્યાયરે.

ઇતિ શ્રીમદ્ભાગવતે તૃતીયસ્કંધે પંચવિંશોઽધ્યાય ॥ ૨૫ ॥

## અધ્યાય ૨૬ મો*

### કડવું ૨૬ મું-રાગ આશાવરી

શ્રીશુકજી વાણી વદે, સાંભળ પરીક્ષિત રાજંન;
કપિલમુનિ માતુ પ્રત્યે કહે છે, ભક્તિ યોગનું સાધંન. ૧

* તે પ્રમાણે ભક્તિ કરતા કર્દમ મોક્ષને પામ્યા હતા

† આ પ[illegible]મા અધ્યાયમાં કપિલજીએ માતાને કહ્યું કે, [illegible] [illegible] જ્ઞાન આપનાર તેમ જ મુક્તિ આપનાર છે. [illegible] [illegible] જાણ્યું હોય તે પ્રમાણે ફળ મળે છે, આત્મામાં લાગતાં [illegible] [illegible] બંધન પામે છે એમ [illegible] [illegible] [illegible] ભક્તિ, [illegible] ક્ષય કરે છે ઇત્યાદિ [illegible]

* આ અ[illegible] દેખાડ્યા છે [illegible] કારણ વગર, ગુણમય છે [illegible] પોતાના [illegible] પાંચ કર્મ [illegible] ચતુષ્ટય અને [illegible] મત એ [illegible] મળે છે,

[illegible] પ્રકૃતિ [illegible] પુરુષ [illegible] નીકળ્યું

[illegible] પ્રકૃતિ અને પુરુષ ભિન્ન ભિન્ન (આત્મા) પોતાની પાસે [illegible] જે સૂક્ષ્મ અને ત્રણ [illegible] ને જેવાથી એ પુરુષ છે. એમ માની બેઠા, [illegible] આત્માના, અને કર્મ [illegible] કેટલા પદાર્થોને જોઇને [illegible]

એક સમે શ્રીપરમેશ્વરે, માયાને રચી નિરધાર;
માયા થકી પછી માયાની રચના, કીધી શ્રીદેવમોરાર. ૨
કાર્ય સહુ માયા થકી, માયાએ માન વધાર્યું હે માત;
માયા સઘળે રહી વ્યાપી, ત્રિભુવન વિખ્યાત. ૩
ચોવીશ તત્વો એકઠાં, શુભ મળે એકે ઠામ;
ત્યારે નિશ્ચે નીપજે, સગુણ બ્રહ્મ અભિરામ. ૪
મહા તત્વ જે ઉપન્યું, તે સ્વયં ભગવાન કેહેવાય;
તે મધ્યે પચીશમો જીવાત્મા, તેથી શરીર ઉભું થાય. ૫
સ્વરૂપ તે પરબ્રહ્મ છે, જાણવા સઘળે માય;
અહંકારનો સ્વામી શેષનાગ* છે, સાંભળો માત કથાય. ૬
મનને વિશેની ચતુર મૂર્તિ, વસે છે જ્યાં જેહ;
ચંચળતા મનને પમાડે, સદા નિરંતર તેહ. ૭
બ્રહ્માંડની ઉત્પત્ત સંધ્યા, શબ્દ પ્રથમે પિંડ;
પૃથિવી અપ આકાશ વાયુ, જેથી ઉપન્યું બ્રહ્માંડ. ૮
બ્રહ્માંડ એ વિધે ઉપન્યું, એક અંડજનો આકાર;
તેને દશ ઇંદ્રિય ઉપની, બ્રહ્માંડ ગોળા મોઝાર. ૯
તેમાં જીવાત્મા અવતરે, કરે પ્રવેશ અંડજ માંહિ;
તેણે કરી આ પંચમહાભૂત, શરીર ઉભું થાયે. ૧૦
તેહ શરીરે પરમેશ્વરનું, સ્મરણ કરવું માય;
સંસારમાંથી છુટ્યા કેરો, માતા એહ ઉપાય. ૧૧
ભક્તિ ભાવે ભજન કરવું, દેહી સાર સાધન;
બ્રહ્મ રસની કલ્લોલ માંહિ, અચળ કરવું મન. ૧૨

વલણ

અચળ મન દૃઢ ધ્યાન ભજને, શ્રીપરબ્રહ્મ મળે સહી;
છવીશ અધ્યાય થયા પૂરા, એ કથા શ્રીહરિની કહી. ૧૩

ઇતિ શ્રીમદ્ભાગવતે તૃતીયસ્કંધે ષડ્વિંશોધ્યાય ॥ ૨૬ ॥

## અધ્યાય ૨૭ મો*

### કડવું ૨૭ મું–રાગ ધરાડાની દેશી

સૂતપુરાણિક વચન ઉચરે, સુણો શૌનક મુનિજન;
વળી કપિલજી માતા પ્રત્યે, કહે છે જ્ઞાન વચન. ૧
આ સંસાર તણી જે માયા, દીસે વિવિધ પ્રકાર;
એવું જાણીને પરહરીયે, દેહ થકી નિરધાર. ૨
જેમ તેમ કરી માયા મત્સર, મૂકીએ સહુ દૂર;
ધીમે ધીમે નિદિધ્યાસથી, તજવું માયા પૂર. ૩
સમચિત્ત કરીને પરમેશ્વર એક, સત્ય માનજો માત;
એ અગમ અગોચર ત્રિભુવન વ્યાપક, સઘળે યશ વિખ્યાત. ૪
ત્યારે દેવહૂતિ માત કહે તમો, સુણો કપિલ મુજવાણી;
આ સંસારમાં અદ્ભુત રચના, કીધી શ્રીસારંગપાણી. ૫
જીવને માયા છે એકઠાં, એ વ્યાપક સઘળે આવે;
નાનાવિધ સંસારમાં તે, જોતાં મોહ ઉપજાવે. ૬
કર્મ બંધન સઘળે લાગે, કયમ પુરુષ વિરક્ત થાય;
પ્રકૃતિ ટળ્યા વિના, કેમ બંધથી મુક્ત થવાય. ૭
વળતું વચન કપિલજી કહે છે, સર્વ કર્મ દેહીનાં જેહ;
શ્રીપરમેશ્વર પરબ્રહ્મ પ્રભુને, સ્મરણ કરવા તેહ. ૮
નિષ્કામ ધર્મ ને નિર્મળ મન કરે, વળી તીવ્ર ભક્તિ પામે;
જ્ઞાન વૈરાગ્ય તપ યોગ સાધન, મને સમર્પે તે વેદના વામે. ૯
તે પ્રાણી સંસાર વિષે સહુ, ભવ દુઃખથી મૂકાય;
મૃત્યુ આદિક ભયથી છૂટે, શરીર નિર્મળ થાય. ૧૦
પછી બ્રહ્મ પદાર્થ પ્રભુ કૃપાથી, અવિચળ પદવી પામે;
સંસારદોષ દુષ્કૃત તરુણ તે, જોતાં ક્ષણમાં વામે. ૧૧

વલણ

વામે દુઃખ સંસાર કેરું, સાંભળો પરીક્ષિત રાયરે;
તૃતીયસ્કંધ ભાગવતનો, હવો સત્તાવીસમો અધ્યાયરે. ૧૨

*ઇતિ શ્રીમદ્ભાગવતે તૃતીયસ્કંધે સપ્તવિંશોધ્યાયઃ ॥ ૨૭ ॥

---

વાયુમાંથી રૂપ ઉત્પન્ન થયું, ને રૂપમાંથી તેજ થયું. એ રૂપને ગ્રહણ કરનારી ચક્ષુ ઇન્દ્રિય છે. રૂપ પદાર્થોને આકાર આપે છે તથા તેજનો એ અસાધારણ ધર્મ છે. જીવના અદૃષ્ટને લીધે વિકાર પામતા તેજમાંથી રસ થયો, રસમાંથી જળ થયું. રસના ઘણા ગુણો છે. તૃષા આદિ મટાડનારૂં જળનું લક્ષણ છે, જીવના અદૃષ્ટની પ્રેરણાથી વિકાર પામતા જળમાંથી ગંધ ઉત્પન્ન થયો, ને ગંધમાંથી પૃથ્વી થઈ. પૃથ્વી બીજા કોઈની ગરજ વિના સ્વતંત્ર રહી શકી છે. તે જળ વગેરેને ધરી રહી છે. આકાશનો અસાધારણ ગુણ શબ્દ, જેનો વિષય તે શ્રોત્ર; વાયુનો અસાધારણ ગુણ સ્પર્શ જેનો વિષય તે ત્વચા; તેજનો જે અસાધારણ ગુણરૂપ વિષય, તે ચક્ષુ; જળનો અસાધારણ ગુણ રસ ગ્રહણ કરનાર, તે જિહ્વા; અને પૃથ્વીનો જે અસાધારણ ગુણ ગંધ ગ્રહણ કરનાર, તે ઘ્રાણ ઇન્દ્રિય છે. ભગવાને પડેલાં સોના જેવાં ઇંડાપર પોતાની શક્તિ વાપરી. તેમાં મોઢું, નાક, આંખો, કાન, ત્વચા, શિશ્ન, પાયુ, હાથ, પગ, નાડી, પેટ, હૃદય, અહંકાર, ચિત્ત, ઇંદ્રિય અને ક્ષેત્રજ્ઞ (જીવ) ઇત્યાદિ પ્રત્યે દેવતાઓએ ઘણો ઉદ્યોગ કર્યો છતાં વૈરાટને જાગૃત કરી શક્યા નહિ, ઇત્યાદિ કથાપ્રસંગ છે

* હજાર માથાંવાળો.

* સત્તાવીશમા અધ્યાયમાં શ્રીકપિલમુનિએ કહ્યું કે, પ્રકૃતિ પુરુષનો વિવેક થાય છે અને તેથી મોક્ષ થાય છે. આત્મા દેહ સાથે હોવા છતાં નિર્ગુણ હોવાથી અકર્તા છે અને અકર્તા હોવાથી નિર્વિકાર છે, તેથી તે લેપાતો નથી. આત્મા દેહાદિકમાં આસક્તિને અર્થાત્ 'હું છું' એવા અભિમાનથી મૂઢ બની, પાપ પુણ્યનો કર્તા છું એવું અભિમાન ધરે છે, અને તેથી તે દોષિત બને છે. વ્યવહારમાં મમત્વ નહિ રાખવાથી ભક્તિ અને વૈરાગ્ય તીવ્ર થતાં પ્રકૃતિ અને પુરુષના યથાર્થ સ્વરૂપનું જ્ઞાન થાય છે અર્થાત્ આત્મજ્ઞાનથી આત્માને જાણી શકાય છે. પુરુષની પ્રકૃતિ નિર્મળ અંતઃકરણથી, દૃઢ વૈરાગ્યથી, તપસહિત યોગ અને ચિત્તની એકાગ્રતા ઇત્યાદિ સાધનોથી રોજ બાળતા અરણીના અગ્નિની પેઠે ધીરે ધીરે અદૃશ્ય થઈ જાય છે. તત્વને જાણનારને તથા મારે વિષે મન જોડનારને પ્રકૃતિ મોહ કરી શકતી નથી ઇત્યાદિ જ્ઞાનનો કથાપ્રસંગ છે.

## અધ્યાય ૨૮ મો*

### કડવું ૨૮ મું–રાગ મારુ

વળી કપિલજી વાણી વદે, સાંભળો સાચું માય;
જે જન ઈચ્છે મન વિષે, મુક્તિ તણી ઈચ્છાય. ૧
તેણે કર્મ આચરવાં સહી, થાય સફળ ઈચ્છાય;
પ્રથમ પ્રાણી ધ્યાન સમ્યક્, ધરે હૃદયા માંય. ૨
અષ્ટાંગયોગ સાધવા સહી, વશ કરે મન પાવન,
પછી મૂળબંધ કરીને બેસે, પ્રથમ પવિત્રાસન.† ૩
ષટ્ ચક્ર વાયુ રૂંધવો, નાસિકા અગ્રે ધ્યાન;
સમ દૃષ્ટિ સઘળે રાખવી, પછી નિર્ખવા શ્રીભગવાન. ૪
નાસિકા અગ્રે દૃષ્ટિ કરીને, નીરખવું મન રૂપ;
તવ ધૂમ્ર જ્યોત પ્રત્યક્ષ દીસે, કૃપા વૈકુંઠ ભૂપ. ૫
પછી વિદ્યુત વરણો દીસે, તેજનો ચળકાર;
નીજ હૃદયમાં બ્રહ્મ જોવો, ષટ્ ચક્ર કમળ મોઝાર. ૬
ભૂમિ ઊંચી જવાને, સીડીએ ચઢે જેમ જન;
તેમ દિનદિન અભ્યાસથી, થાય પ્રૌઢ અને પવિત્ર મન. ૭
વાયુ રૂંધન ધ્યાન ધારણ કરેથી, નીરખશે કમળનાં અંગ;
ત્યાં ગણપતિ અજ રુદ્ર રસના, દેખવા શ્રીરંગ. ૮
તેત્રીશ કોટિ દેવતા મુનિ, સ્વર્ગ સપ્ત પાતાળ;
ત્રૈલોક્ય ત્યાં દૃષ્ટે પડે, નિજ અંગમાં તત્કાળ. ૯
સપ્તદ્વીપનું મેરુ પર્વત, કૈલાસ ને વળી સ્વર્ગ;
સ્થિતિ સકળ જ દૃષ્ટે પડે, નીરખીએ સહુ સુખ વર્ગ. ૧૦
પછી કમળમાં નિજ આત્મા, જ્ઞાને ચિંતવવું પ્રભુ રૂપ;
મુકુટથી ચરણ કમળ લગ, નિરખવું રૂપ અનૂપ. ૧૧
નિજ હૃદયમાં રાખી સ્તવે, તેને કરી દૃઢ મન;
પરબ્રહ્મ પૂરણ પ્રભુજી, સાક્ષાત જગજીવન. ૧૨
પછી શરીરના ગુણ સર્વ, ચેષ્ટા વિસરે નિરધાર;
ત્યારે અંગથી પ્રતિબિંબ, અળગો દીસે એ આકાર. ૧૩
પછી પ્રભુનું સ્વરૂપ પામે, પ્રત્યક્ષ પ્રાણી તેહ;
કરુણા કરે અવિનાશજી, તેમાં નહીં સંદેહ. ૧૪
સચરાચર પછી બ્રહ્મ ભાસે, બ્રહ્મમાં લય થાય;
અવિનાશ એમ આરાધતાં, સંસારથી મૂકાય. ૧૫

વલણ

સંસારથી મૂકાય પ્રાણી, પરબ્રહ્મને પામે સહી;
અઠ્ઠાવીશ અધ્યાય થયા પુરા, શ્રીશુકજીએ વાણી કહી. ૧૬

ઇતિ શ્રીમદ્‌ભાગવતે તૃતીયસ્કંધે અષ્ટાવિંશોઽધ્યાયઃ ॥ ૨૮ ॥

## અધ્યાય ૨૯ મો*

### કડવું ૨૯ મું–રાગ સામેરી

શુકજી કહે સુણ પરીક્ષિત વાત, કપિલજીને પૂછે છે માત;
સાંખ્યયોગ તમે જે કહ્યો, તે મુજને મન માંહે ગમ્યો. ૧
ભક્તિયોગનું કીધું સાધન, તેથી પ્રસન્ન થયું મુજ મન;
જ્ઞાનયોગ મહિમા જે રહ્યો, તે મારા હૃદયામાં રહ્યો. ૨
કાંઈ વળી કહેવું કહ્યું હોય જેહ, મુજને વિસ્તારી કહો તેહ;
તવ કપિલજી વાણી વદે, દેવહૂતિ ધરતાં હૃદે. ૩
યોગ બહુ વિધના સહી, અનુક્રમે દેખાડું કહી;
ભક્તિયોગ ને રાજયોગ, અતિ મહિમા જે દૃઢ જોગ. ૪

* આ અઠ્ઠાવીશમા અધ્યાયમાં ધ્યાનથી શોભતા અષ્ટાંગ યોગથી, સર્વ ઉપાધિ રહિત સ્વસ્વરૂપના જ્ઞાનનું કપિલદેવે વર્ણન કર્યું છે. સબીજ યોગના લક્ષણથી ચિત્ત શુદ્ધ થઇ બ્રહ્મવિલાના માર્ગમાં આવે છે; નીતિથી વર્તવું; સારા પ્રકારના આસનથી ઘણીવાર બેસવાનો ધીરે ધીરે અભ્યાસ કરી સ્થિરતા ધરવી; મનવડે ઇંદ્રિયોને વિષયમાંથી પાછી વાળી હૃદયમાં રાખવી; મૂલાધારાદિ પ્રાણના સ્થાનકોમાંથી એકમાં મનની સાથે પ્રાણ ધારવો; મનને બ્રહ્માકાર રાખવું; આલસ્ય નહિ રાખતાં પ્રાણાયામથી પ્રાણને વશ કરવા; પ્રાણના માર્ગને પૂરક (બહારના વાયુને અંદર પેસાડવો તે), કુંભક (પેસાડ્યા પછી સ્થિર રાખવો તે), અને રેચક (સ્થિર કર્યા પછી બહાર કાઢવો તે), કરવાથી ચિત્ત સ્થિર થાય છે. ભગવાનનું એકાગ્ર ચિત્તથી ધ્યાન ધરવાથી, તેમાં ચિત્ત સ્થિર થાય ત્યારે તેને ભગવાનનાં એક અંગમાં જોડવું, અર્થાત્ પ્રથમ ભગવાનના ચરણારવિંદથી માંડી તે ઉપરના અતિ સુંદર સ્ફુટ હાસ્ય સુધીનું ધ્યાન કરવું; તેથી પ્રેમની પ્રાપ્તિ થવાથી હૃદય પીગળી જાય છે. ત્યાર પછી જેમ દીવો કરી જાય તેજરૂપ થાય છે તેમ જીવ લય પામીને બ્રહ્માકાર થાય છે અને બ્રહ્માકાર થયેલો યોગી પ્રારબ્ધને સ્વાધીન થયેલાં તેનો દેહ જ્યાં સુધી તેને ઉત્પન્ન કરનારું પ્રારબ્ધ હોય ત્યાં સુધી ઇંદ્રિય સહિત જીવે છે; પણ તે દેહનો અભિમાની થતો નથી. આત્મા એક છતાં દેહના ગુણના ફેરફારને લીધે ભિન્ન ભિન્ન દેખાય છે અને સત્ કે અસત્પણાથી કહી શકાય નહિ એવી ભગવાનની માયાને ભગવાનની કૃપાથી જ જિતી શકાય છે ઇત્યાદિ કથાપ્રસંગ છે.

† જમીનપર દર્ભ પાથરી, તેના ઉપર મૃગચર્મ પાથરી, તેના ઉપર વસ્ત્ર પાથરીને આસન કરવું.

* આ ઓગણત્રીશમા અધ્યાયમાં કપિલદેવે કહ્યું કે, ઘણા પ્રકારનો ભક્તિયોગ કાળનું બળ અને વૈરાગ્ય માટે જન્મ મરણની ત્રાસદાયક વાતો છે. ભક્તિના ઘણા પ્રકારો છે, પણ કોઈ પણ પ્રકારના ફળની ઇચ્છા કે ભેદદૃષ્ટિ ન હોય તો નિર્ગુણ ભક્તિ કહેવાય છે, તેથી તે પરમપદને પામે છે. અને અહંકારાદિના ત્યાગ કરવાથી અને સત્પુરુષોના વંદનથી ભક્તિ કરનારનું અંતઃકરણ શુદ્ધ થાય છે, ને તેથી તે મારા સ્વરૂપમાં આવે છે. ગંધને લઇ જનાર વાયુ જેમ ઘ્રાણેંદ્રિય પાસે આવે છે તેમ ભક્તિયોગમાં લાગેલું અને વિકાર વગરનું મન આત્માને પોતાની મેળે જ પામે છે. પરાયા શરીરમાં જે હું છું, તેનો દ્વેષ કરનાર, અભિમાની, ભેદદૃષ્ટિ રાખનારનું ચિત્ત શાંતિ પામતું નથી. નિંદા કરનારને હું પ્રસન્ન થતો નથી. જ્યાં સુધી મને પોતાના હૃદયમાં ન જાણે, ત્યાં સુધી પોતાનું કર્મ કરતાં મૂર્તિ વગેરેમાં મારું પૂજન કરવું. જે પોતા પારકામાં ભેદ લેખે છે, તેવી દૃષ્ટિવાળાને હું મૃત્યુરૂપે ભય કરું છું સર્વ કરતાં મનુષ્યોને શ્રેષ્ઠ સમજવાં. મનુષ્યોમાં પણ ચાર વર્ણ છે, તેમાં બ્રાહ્મણોને શ્રેષ્ઠ માનવા. બ્રાહ્મણમાં જેણે પોતાનો દેહ મને અર્પણ કર્યો છે તે શ્રેષ્ઠ છે; તેમ જ કર્મ તથા દેહને મારે વિષે અર્પણ કરનાર, કર્તાપણાનાં અભિમાન રહિત, અને સમ દૃષ્ટિવાળા પુરુષ કરતાં હું કોઇને અધિક માનતો નથી. પરમેશ્વર સર્વમાં વ્યાપક છે, એમ ધારી સર્વ પ્રાણીને પ્રણામ કરવા. કાળથી કોઇ પણ અધિક નથી. કાળના પ્રેરવા પ્રમાણે સર્વ પદાર્થ વર્તે છે. ઇત્યાદિ જ્ઞાનકથાનો સારો વિસ્તાર છે.

તે પ્રથક તમને કહું વિસ્તારી, ફળ રૂપ મળે જેથી હરી;
ત્રિવિધ ભક્તિયોગનો ભાવ, સંસાર સાગર તરવાનું નાવ. ૫
રાજસ તામસ સાત્વિક ગુણ, એહ તું મનમાં ભણ;
ઇંગલા પીંગલા ને સુક્ષ્મણા, એ નાડીઓના ભેદ છે ઘણા. ૬
યોગ મુક્તિએ જોશે પરબ્રહ્મ, તેને અંગ ન લેપે કર્મ;
સાંભળજો અભિમન્યુ કુમાર, તે મુક્તિ છે ચતુર પ્રકાર. ૭
સાલોક્ય સાયુજ્ય જગમાં કહેવાય, સામિપ્ય ને
સાંનિધ્ય છે માય;
એ મુક્તિતણાં નામ છે ચાર, તેના ભિન્ન ભિન્ન છે પ્રકાર. ૮
પણ અંતે સહુ પ્રભુને મળે, જેની માયા કો નવ કળે;
એ ચારે મુક્તિ કહી છે જેહ, પરમેશ્વરની સેવામાં તેહ. ૯
પરબ્રહ્મને ચરણે રહે, સુત શૌનક ઋષિને કહે;
મુક્તિ પ્રભુની સેવા વિષે, સદાકાળ રહે છે સુખે. ૧૦
જે કો પુરુષ સંસારી સરે, ઇચ્છા મુક્તિ માર્ગ આચરે;
જેને હરિ દર્શનનું છે મન, ઉપાય એક કરે તે જન. ૧૧
પ્રાણી સૌને સમાન લેખવે, રાજી રહે પર રુડું દેખવે;
કોને દુભે નહિં જગમાંય, તે મુખ્ય ભક્તિ માર્ગ કહેવાય. ૧૨
કોનો દ્રોહ ન કરવો સહી, જીવજંતુ આદે સહુ મહી;
પ્રતિમાને જે ન માને જન, સદા ચલિત રહે તેનું મન. ૧૩
ઉષ્ણ ઘૃત જેમ રાખમાં રેડાય, રાખમાં તે રાખ જેવું થાય;
જીવજંતુ દ્રોહ કરશે જે જન, ભસ્મ ઘૃતવત તે સાધન. ૧૪
પ્રતિમા દેવ ભાવે છે જેહ, ભાવ રાખયો હૃદયે તેહ;
જે પણ ચૈતન્ય રૂપ છે જન, તેને પ્રભુ તેથી થાય પ્રસન્ન. ૧૫
જીવ દ્રોહ એ મહા અન્યાય, તેથી પૂજમન અતિ દુભાય;
જીવાત્માની કથા જે કહી, તે થકી પ્રભુ અળગો નહી. ૧૬

વલણ

અળગો નહિં એ સકળ વ્યાપક, પૂર્ણ બ્રહ્મ જગદીશરે;
તૃતીયસ્કંધ ભાગવતના, થયા અધ્યાય ઓગણત્રીશરે. ૧૭

ઇતિ શ્રીમદ્ભાગવતે તૃતીયસ્કંધે એકોનત્રિંશોઽધ્યાયઃ ॥ ૨૯ ॥

---

## અધ્યાય ૩૦ મો.*

### કડવું ૩૦ મું–રાગ સોરઠી

સૂતપુરાણિક ઉચરે, સાંભળો શૌનક મુનિ જનરે;
શ્રીશુકજી કહે પરીક્ષિતને, ભાગવત કથા પાવનરે. ૧
મૈત્રેય વિદુર પ્રતિ વદે, ઋષિ બેસી સન્નિધાનરે;
દેવહુતિ માતા પ્રત્યે, મુનિ કપિલજી કહે જ્ઞાનરે. ૨
કપિલ કહે મા સાંભળો, ધરે જીવ સંસારમાં અવતારરે;
જીવ–યોની ઉદય થઈ, અવતાર ધરે નિરધારરે. ૩
મનુષ્ય પશુ પક્ષી વળી, જળચર દેહી વિખ્યાતરે;
સર્વને સુખ સમાન છે, સત્ય માનજો મારી માતરે. ૪
જીવ મોહ માયામાં પડ્યા, આશા પાશથકી બંધાયરે;
મમતા તૃષ્ણા ઉપજે પછી, માયરમાં લેપાયરે. ૫
તેવા જીવ સંસારમાં સહુ, માયામાં થાય પતનરે;
આ માયારૂપી સંસારમાંહે, બૂડે થઈ બંધનરે. ૬
કુટુંબકેરું પોષણ કરવા, કરે બહુ છળ પાપરે;
તેમાં વિભાગી થાય નહી કો, ભોગવે એકલો આપરે. ૭
ધન લાવે અધર્મે કરી, તે કુટુંબ પોતાનું ખાયરે;
અધર્મ કરતાં પાપ લાગે તેમાં, ભાગી કો નવ થાયરે. ૮
વળી વૃદ્ધાવસ્થા પામે જ્યારે, કો ન કરે સંભાળરે;
સૌ સૌને રંગે ભમે, આ ડોસાનું મોં બાળરે. ૯
પછી પાસે કો આવે નહીં, સ્ત્રી પુત્ર કુટુંબી જનરે;
શ્વાન કેરી બરોબર પણ, કોઈ ગણે નહીં મનરે. ૧૦
તિરસ્કાર ખમાય નહીં, મોત માંગે આજને આજરે;
કહ્યું કો માને નહીં, કો ન કરે તેહનું કાજરે. ૧૧
લોકમાંહે લજ્જા વિના, તેને દે છે સહુ ગાળરે;
એમ વિપત્તિ પડે અતિ ઘણી, જ્યારે મરણ આતુર કાળરે. ૧૨
તોપણ તૃષ્ણા જાય નહીં, માયાનો બાંધ્યો પ્રાણરે;
આશા મનમાં અતિ ઘણી, તોએ રાખે એહ અજાણરે. ૧૩
જ્યારે અંતકાળ આવ્યો નજીક, ત્યારે પડ્યો પામર ધર્ણરે.
યમદૂત લેવા આવિયા, ત્રહ્યો જીવ તવ થયું મર્ણરે. ૧૪
કાયાથી અળગો કરી, યમદૂતે બાંધ્યાં વિષમ બંધનરે;
લઈ ચાલ્યા બાંધી કરી, યમરાયતણે ભોવંનરે. ૧૫
પાશ નાંખ્યો કંઠમાં તાણી, ઘસડતો લઈ જાયરે;
ચલાવે કંટક માર્ગમાં તેણે, કષ્ટ અપરિમિત થાયરે. ૧૬
મહા તપ્ત વેણુમાં તાણતાં, ઉપર મારે અતિશે મારરે;
ક્રૂરતા ઘણી દાખવી, ચલાવે દુઃખ પંથ મોઝારરે. ૧૭
અંધતામિસ્ર રૌરવ આદિ, સત્તાવીસ નર્ક સંખ્યાયરે;
જીવને શિક્ષા આપતા, યમપુરીમાં લઈ જાયરે. ૧૮
કાળા ક્રૂર બિહામણા, લોહ મુદ્‌ગર છે હથિયારરે;
મહા દુઃખ દેતાં જંતુને, તેથી જીવ કરે પુંબારરે. ૧૯
પછી જેવાં કર્મ કર્યાં હોય, સંસારમાં તેવા દંડજ થાયરે;
માર મારે બહુ ભાતનો, ત્યાં તેની નહિ સંખ્યાયરે. ૨૦
શુષ્ક કાષ્ઠે વીંટીને, કરે યમ પ્રાણીને બંધનરે;
અગ્નિ કરે ચોપાસમાં, પ્રાણીને કરતા દહંનરે. ૨૧
તેનાજ શરીરનું માંસ તોડીને, તેને કરાવે યમ આહારરે;
સર્પ વિંછુથી દંશ દેવાડે, વળી મારે વિવિધના મારરે. ૨૨
અંગ કાપી કરે જુજવું, સૂક્ષ્મ કડકા થાયરે;

* આ ત્રીશમા અધ્યાયમાં શ્રીકપિલ ભગવાન પોતાની માતા દેવહુતિને જ્ઞાન આપે છે કે, ધન અને કાંતા આદિને લાડ લડાવવામાં આકુળ ચિત્તવાળા કામીઓની, પાપથકી તામસી અધોગતિ થાય છે. કાળ સર્વેને નષ્ટ કરે છે, છતાં કેટલાક કાળના પરાક્રમને જાણતા નથી; નરકમાં પડેલો જીવ ભગવાનની માયાથી નરકના આહારના સુખથી મરી જવા ઇચ્છતો નથી; પછી યમદૂતો નવાણું હજાર યોજનને રસ્તે એ પ્રાણીને છ વા ચાર પહોરમાં ચલાવે છે; એ રીતે કુટુંબનાજ પોષણમાં કાળનો વ્યય કરનાર પાપી અંધતામિસ્ર નામના નરકમાં પડે છે. પછી પશુ પક્ષીથી માંડી કુતરા આદિ અધમ અવતારો ભોગવ્યા પછી પાછો પવિત્ર થાય છે, ત્યારે મનુષ્યદેહ મળે છે ઇત્યાદિ જ્ઞાનકથાનો પ્રસંગ કહ્યો છે.

પારદ* પેરે એકઠું કરી, પૂછે તેને ન્યાયરે. ૨૩
વળી વિષમ માર મારે સહી, તવ ધ્રુજે થરથર તંનરે;
યમ માર મારે યોગમથી, વળી ક્ષણમાં કરતાં પતંનને. ૨૪
વળી ત્વચા અળગી કરી તાણે, થાયે દુઃખ અપારરે;
તેલ કઢામાં ઉકાળતા, દુઃખ દારુણ દેતા મારરે. ૨૫
નર્ક ચોરાશી ભાતિનાં, મહા દુર્ઘર કુંડ કહેવાયરે,
પ્રથક પ્રથક પછી તેમાં લઇને, નાંખે એ પ્રાણીની કાયરે. ૨૬
પાપ કરતાં ડરે નહીં તેને, એવા થાયે દંડરે;
શસ્ત્રવડે તે જીવની કાયાને, મારી કરે શત ખંડરે. ૨૭
જેવાં કર્મ કીધાં હશે પ્રાણી, તેવાં ભોગવશે ફળરે,
પાપ પુણ્ય કર્યાં હશે, તે આવે સાથ સકળરે. ૨૮
યમપુરીથી નીચી કહીયે, અધર્મપુરી કહેવાયરે,
પ્રાણી ત્યાંના ભોગને ભોગવે, સાંભળ પરીક્ષિતરાયરે. ૨૯

વલણ

ત્રીશ અધ્યાય થયા પૂરા, તૃતીયસ્કંધ કથાયરે;
શ્રોતાજન એકવાર બોલો, જય જય વૈકુંઠરાયરે. ૩૦

ઇતિ શ્રીમદ્‌ભાગવતે તૃતીયસ્કંધે ત્રિંશોધ્યાય ॥૩૦॥

## અધ્યાય ૩૧ મો†

### કડવું ૩૨ મું–રાગ વેરાડી

શ્રીશુકજી કહે સાંભળ રાજા, એહ પવિત્ર કથાય;
સૂતપુરાણિક શૌનકને કહે, પરમ કથા મહિમાય. ૧
કપિલજી માતુ પ્રત્યે બોલ્યા, સાંભળો માત વચંન;
એ અધમપુરીના ભોગ ભોગવતા, કૃત્ય પ્રમાણે જંન. ૨
પ્રવૃત્તિનો ત્યાગ થયા પછી, નિવૃત્તિ આવે પાસ,
નિર્જ જ્ઞાને મન વિચારે પ્રાણી, તે પામે શ્રીઅવિનાશ. ૩
ફરી તે પ્રાણી મૃત્યુ લોકમાં, પામે છે અવતાર,
વેઠે ઉદર અવસ્થા સઘળી, સાંભળો મા નિરધાર. ૪
પ્રથમ અન્નથકી પ્રાણીના, વીર્યની ઉતપત્તિ થાય,
તે બિંદુરૂપે નિજ માત ઉદરે, રહે ગર્ભ કમળની માંય. ૫
વસે તે ગર્ભ વિષે બિંદુ, નરનારી કેરે સંગે;
એક રાત્ર રહે તે સ્થાનક, એ ઉદક કલીલને રંગે. ૬
પંચ રાત્ર બિંદુ બુંદવત, દશમે થાય બદરી ફળ આકાર,
પંદરમે દીવસે કોશીટો, થાય ઉદર મોઝાર. ૭
માસ એકે ઉપને શિર મુખ, શ્રવણ, નાસા, નેત્ર;
દ્વિતીય માસે ઉપને પગ, હાથ જઠર તત્ર. ૮
તૃતીય માસે સર્વ પૂરાએ, ચોથે શીશ રતિ ઉત્પન્ન;
ત્વચા ધાતુ સમ પંચમ, માસે થાય દર્શન. ૯
પછી તે મધ્ય કૃતિ પ્રમાણે, નિવાસ કરે છે પ્રાણ;
મૃત્યુ લોકે યમપૂરીથી આવે, માત ઉદર નિર્વાણ. ૧૦
પછી છઠ્ઠા માસે ક્ષુધા, ઉપજે પ્રાણીને નિરધાર,
તૃષા ભાવ તે ઉપજે, ગર્ભ કમળમાં તે વાર. ૧૧
પછી માતની જમણી કુખે રહી, જીવ પોતે હાલે;
માતા ખાટા ખારા સ્વાદ કરે, તે અર્ભકને બહુ સાલે. ૧૨
તે ઠામે મળમૂત્ર વિષ્ટામાં, દુઃખ પામે ઘણું જંત;
માતાનાં ભોજન તિક્ત ક્ષારથી, પ્રાણી ટળવળે અનંત. ૧૩
મળ મૂત્ર માંહે પચી રહે ને, વિષ્ટા લેપન અંગ,
અતિશે ત્યાં દુઃખ સહે પ્રાણી, પૂર્વ પાપ પ્રસંગ. ૧૪
ઘણાં સંકટ ગર્ભ વિષે રહી, ભોગવતો અજ્ઞાન,
એટલે તેને જ્ઞાન ઉપજે, ત્યાં સ્મરે શ્રીભગવાન. ૧૫
પછી પાછલા જન્મ સંભારે, ભવભવના અવતાર;
પાપ સંભારે પૂર્વનાં પ્રાણી, બેઠો જઠર મોઝાર. ૧૬
મળમૂત્રમાં તે ટળવળે જંતુ, દુઃખ ખમે બહુ મંન;
ત્યારે તે સમે પરબ્રહ્મ પ્રણતું, કરી રહીને સ્તવંન. ૧૭
સ્વામી છોડવો આ મહાદુઃખથી, જંતુ કહે તે ઠામ;
એકવાર અહીંથી મુકાવો તો, ન કરું એવાં કામ. ૧૮
એવાં રુડાં કર્મ આચરું અવનીએ, ફરી આ થાનક નવ આવું;
સ્વામીજી મળમૂત્ર કષ્ટ મેં, સહેવાયે નહીં આવું. ૧૯
ઘણી સ્તુતિ ત્યાં કરતો પ્રાણી, પામે દુઃખનો પાર;
પૂર્ણ બ્રહ્મ કૃપાનિધિ માધવ, એકવાર કાઢો બહાર. ૨૦

* પારો † આ એકત્રીસમા અધ્યાયમા શ્રીકપિલ ભગવાન પોતાની માતા દેવહૂતિને જ્ઞાન આપે છે કે, પુણ્ય અને પાપ મિશ્રિત યત્નાથી ભૂલોકમાં મનુષ્ય અવતારરૂપ રજોગુણીગતિએ જન્મ થાય છે વ્યવહારમા પડવાથી "આ મારું" તથા "આ બીજાનું" એ પ્રમાણે માયાના પાસથી મમતા બંધાય છે પુરુષને જેટલો સ્ત્રીના સંગથી મોહ થાય છે, તેવો મોહ કોઇના પ્રસંગથી થતો નથી જેઓના સંગથી સત્ય, પવિત્રતા, દયા, મૌન, બુદ્ધિ, લક્ષ્મી, લાજ, યશ, ક્ષમા, શમ, દમ અને સામર્થ્યનો નાશ થાય છે, એવા એ અશાંત, મૂઢ, દેહને આત્મા માન નારા અને સ્ત્રીઓની પાસે બાજીગરના વાનરો જેવા થઈ રહેનારાળા નીચ પુરુષોનો સંગ ન કરવો. સ્ત્રીઓના સંગથી જેવા મોહ અને બંધ થાય છે, તેવા મોહ અને બંધ બીજાના પ્રસંગથી થતો નથી. બ્રહ્મા પણ પોતાની દીકરીને જોઇ કામાતુર થયા હતા, અને મૃગલીરૂપ થયેલી પોતાની પુત્રી પાછળ મૃગરૂપે દોડ્યા હતા, ત્યારે બ્રહ્માના પૌત્રોએ ઉત્પન્ન કરેલા માણસોમાં એક શ્રીનારાયણ ઋષિ વિના સ્ત્રીરૂપ માયાથી ભ્રષ્ટ ચિત્ત વગરનો કોણ હોય? સ્ત્રીરૂપ મારી માયા દિગ્વિજયથી વીર લોકોને ફક્ત ભ્રમર હલાવીને જ પગ તળે દબાવી દે છે યોગના પરમ પારને પહોંચવા ઇચ્છતા, ને મારી સેવાથી જેને આત્મજ્ઞાન મળ્યુ હોય, એવા પુરુષે કદી પણ સ્ત્રીનો સંગ ન કરવો, કેમકે સ્ત્રિયો યોગીને નરકનું દ્વાર છે. ઇશ્વરે બનાવેલી સ્ત્રીરૂપ માયાને ખડથી ઢંકાયલા કુવાની પેઠે પોતાના મૃત્યુરૂપ જાણવી સ્ત્રીએ પણ પતિરૂપ મારી માયા કે જેને મોહથી પોતાને ધન, સંતાન અને ઘર આપનાર માને છે તેને, પારધીનું ગાયન જેમ મૃગને મૃત્યુરૂપ છે, તેમ ઈશ્વરે પ્રાકૃત કરેલા પોતાના મૃત્યુરૂપ માનવી, કે જે મૃગુપતિ, સંતાન અને ઘરરૂપે છે જ્યારે સ્થૂલ શરીર કામ કરવાને અશક્ત થાય છે, ત્યારે લિંગશરીર પણ અશક્ત થાય છે; ને તે જ જીવનું મરણ છે. જીવનું ખરું સ્વરૂપ જાણી, મોહમાયાનો ત્યાગ કરી સંસારમાં ફરવું ઇત્યાદિ જ્ઞાનકથા કહેલી છે.

દશમે માસે વાયુના, પ્રેર્યો થકી તે પ્રાણી,
યોનિ યંત્ર વિષેથી પીડિતા, કાઢે કર ગ્રહી તાણી ૨૧
અધોમુખે દુઃખ અતિશે પામે, પૃથ્વી પડતાં અંત,
શોણીત મળમૂત્રમાં ખરડાયો, અચેત થાય અનંત. ૨૨
પછી ચતુર પ્રેમદા પાસે આવી, કરે સુશ્રુષા નારી,
મળ સ્નાન કરાવે સુખ ઉપજાવે, દૂર કરે દુઃખ ભારી ૨૩
પછી નાના વિધના ઔષધ લાવી, ઓળા ગોળ જળ પાય,
પછી સુવાડે વસ્ત્ર પાથરી, રમ્ય મંચિકા માંય. ૨૪
જ્યારે બહાર આવે પ્રાણી, વાયુ સંસારનો ખાય,
ગર્ભ વિષે જે જ્ઞાન થયેલું, તે સર્વ વિસરી જાય ૨૫
મંચકમાં પડ્યો મસકાદિક, દશે જીવ અનત,
સંસાર કેરો માર્ગ પ્રાણી, કાંઇ ન જાણે અંત. ૨૬
અષ્ટ વર્ષ ઉપરાંતે પ્રાણી, કરે કામીશું વાત,
કામી પુરૂષની સંગત કરતો, હીંડે તે સાક્ષાત. ૨૭
એમ કરતાં પછી યૌવન આવે, વર્ષ સોળનો થાય,
કામી જનોની કુસંગતથી, તે કામ મહીં લોભાય. ૨૮
વિષયાસ્વાદ સંસારી સઘળા, પ્રાણી રહ્યો વખાણે,
મોહ માયા તૃષ્ણા વશ થઈ તે, પ્રભુજીને નવ જાણે. ૨૯
સંત સાધુ હરિ જનની સંગત, ન કરે એ લગાર,
દુર્મતિ વ્યાપે પ્રાણીને બહુ, જાય ધર્મ તે વાર ૩૦
વળી સ્ત્રી પુત્ર કુટુંબની, કરવા લાગ્યો તે પ્રતિપાળ,
મોહ માયા તૃષ્ણા માંહે, પડ્યો બહુ જંજાળ. ૩૧
અન્યાય ને અધર્મ કરે તે, અસત્ય વાણી બોલે,
અહંકાર મનમાં છે અધિકો, જાણે નહીં કો મારે તોલે. ૩૨
પછી મહા કાળ સમય તેમજ રીતે, પ્રાણીને પૂર્વની સ્મૃતિ થાય,
નર્ક વિષે નાખે યમ ઝાલી, પીડા અદકી થાય ૩૩
એવું જાણી સંસાર વિષે જન, સ્ત્રી સંગત નવ કરશો,
તો પ્રાણી સંસાર રૂપી દુઃખ, સાગરમાંથી તરશો. ૩૪
ઇંદ્રિજીત થઈ પ્રાણી, પરબ્રહ્મ તણા ગુણ ગાશે,
તેહતણાં પાતક હશે તે, સઘળાં દૂર થઈ જાશે. ૩૫
સ્ત્રી વિષયા સંસારથી અળગા, થઈ ધરવો વૈરાગ્ય,
જેમ બ્રહ્મ તનયા સરસ્વતીએ, સંસાર કર્યો પરિત્યાગ. ૩૬
તે માટે સ્ત્રીકેરી સંગત, કરતા છે નર જેહ,
અવનિ મંડળ ભુલા ભમે ને, મોક્ષ ન પામે તેહ ૩૭
એવું જાણીને સૌ પ્રાણી, સ્ત્રીથી અતિ પ્રીત તજજો,
અકળ રૂપ અવિનાશ ઈશ્વર, બ્રહ્મ રૂપને ભજજો ૩૮
માયાના સહુ ત્રાસથી, સંસાર તજવો જેહ,
સાર એમાં કંઈ નથી, સદા દુઃખી અનિત્ય રૂપ એહ. ૩૯
જીવને જન્મ મરણ નથી અહિંયાં, મરવાથી નવ ડરવું,
જીવનની આશા ત્યાગવી, હરિ ઈચ્છે તેમ વિચરવું ૪૦
યોગ અને વૈરાગ્ય ધરીને, સંસાર કરવો ત્યાગ,
બુદ્ધિથી વિચાર કરીને, તીવ્ર ધરવો વૈરાગ્ય. ૪૧
પરબ્રહ્મ ચિંતવજો હૃદયામાં, કરીને સાધુ સંગ,
વિશ્વંભર વૈકુંઠ પમાડે, કૃપા કરે શ્રીરંગ ૪૨

વલણ

શ્રીરંગ કરૂણા કરે માજી, એમાં નહિ સંદેહ લગારરે,
શ્રોતા બોલો શ્રીહરિ, માત્ર એ જ સંસારનો સારરે ૪૩

ઇતિ શ્રીમદ્ભાગવતે તૃતીયસ્કંધે એકત્રિંશોઽધ્યાય ॥ ૩૧ ॥

## અધ્યાય ૩૨ મો*

### કડવું ૩૨ મું-રાગ વેગડી

કહે કપિલજી સાંભળો માય, વળી કહું જ્ઞાનતણી એક કથાય,
જે ગૃહસ્થ ધર્મ સાચવે નહીં, તે ચંદ્રમાની પેરે થાયે સહી.

* આ બત્રીશમા અધ્યાયમા શ્રીકપિલ ભગવાન દેવહૂતિ પ્રત્યે કહે છે કે, સત્વગુણી ધર્મો પાળવાથી ઉપરના લોકમાં ગતિ અને બ્રહ્મજ્ઞાન ન જાણવાથી તે લોકમાંથી પાછું આવવું થાય છે જે પુરુષ ગૃહસ્થાશ્રમમાં કામ અને અર્થરૂપ ફળ લીધા કરે, ને પાછો ધર્મ પણ કરે, તે ભગવાનનું આરાધન કરવારૂપ ધર્મથી વિમુખ થઈ વિષયો માટે મૂઢ હોવાથી શ્રદ્ધા રાખીને દેવતા ને પિતૃ, કે જે પ્રાકૃત છે તેઓને પૂજે છે પિતૃ અને દેવતા ઉપરની શ્રદ્ધાથી વ્રત ધરેલો તેઓને વાસ્તે જ નિયમ પાળનાર પુરુષ, ચંદ્રમાના લોકમાં જઈ અમૃત પાન કરી પાછો પૃથ્વીપર જન્મ ધરે છે ગૃહસ્થાશ્રમીને પુણ્યથી મળેલા લોક પણ સ્થિર રહેતા નથી, કારણ કે ભગવાન્ જ્યારે શેષનાગપર શયન કરે છે, ત્યારે એ લોકોનો લય થાય છે જે ધીર પુરુષો વિષય વાસનાની અને ધનના ફળની આશા ન રાખતા ધર્મ કરે છે, તેઓ અહંતા-મમતાહીન હોવાથી સ્વધર્મરૂપ સત્વગુણથી ચિત્તની શુદ્ધિને લીધે સૂર્યરૂપ દ્વારમાં થઈને પરમાત્માને પામે છે પરમેશ્વરરૂપ બ્રહ્માને જાણી તેની ઉપાસના કરનાર લોકો બ્રહ્માનાં સો વર્ષે મહાપ્રલય થાય છે ત્યાં સુધી બ્રહ્મલોકમાં રહે છે ત્રિગુણ શરીરવાળા બ્રહ્મા પોતાના સો વર્ષનું આયુષ્ય ભોગવી, જળ, તેજ અને પૃથ્વી આદિથી અને પ્રાણીઓથી વિંટાયલા બ્રહ્માંડના મહા પ્રલયની ઇચ્છાથી ઈશ્વરમા પ્રવેશ કરે છે, ત્યારે અહિંથી દૂર જઈને બ્રહ્મામા પેઠેલા અર્થાત્ બ્રહ્માની ભક્તિથી બ્રહ્મલોકમા ગયેલા યોગીઓ બ્રહ્માની સાથે જ પરમાત્માને પામે છે, પણ પહેલા પામી શકતા નથી, કારણ કે ત્યાં સુધી તેઓનું દેહાભિમાન જતું નથી. બ્રહ્મા તથા સનત્કુમાર વગેરે યોગેશ્વરો પણ, ભેદબુદ્ધિથી ઈશ્વરની ઉપાસના કરે તો પ્રલય પછી સગુણ ઈશ્વરમાં મળી દેહાભિમાન અને કર્તાપણું રહેવાથી ઈશ્વરરૂપ કાળની ગતિથી પાછી સૃષ્ટિ થાય ત્યારે જન્મે છે, પણ નિષ્કામ કર્મો કરવાને લીધે પ્રથમ હોય તેવા જ થાય છે આ પૃથ્વીપર સકામ નિત્ય કર્મ કરનાર, પિતૃઓને પૂજનાર, જે પ્રભુના ઘણા પરાક્રમ, વર્ણન કરવા યોગ્ય છે તથા જેનું જ્ઞાન સંસારને હરનારું છે, તેની કથામાં વિમુખ હોઇને ધર્મ, અર્થ ને કામને સાધનારા છે તેઓ. ભૂંડ, જેમ નરકને જ ખાય છે તેમ ભગવાનની કથારૂપ અમૃતને મૂકી નીચ લોકોની વાતો જ સાંભળ્યા કરે છે તેઓને દૈવે જ હત કરેલા છે એમ સમજવું ગર્ભાધાનથી તે મરણ સુધીની બધી ક્રિયા કરનારા એ લોકો ધુમાડાને માર્ગે થઈને પિતૃલોકમાં જાય છે, અને ત્યાંથી પાછા પોતાના જ વંશમાં સંતાનરૂપે અવતરે છે જ્યારે પિતૃલોકમાં પુણ્ય પૂર્ણ થાય ત્યારે દેવતાઓ તેનાં સુખસાધનોને ચુંટી નાખે છે, તેથી પરતંત્ર થયેલા તેઓ પાછા આ લોકમાં અવતરે છે પરમેશ્વરની ભક્તિ, વૈરાગ્ય તથા બ્રહ્મસ્વરૂપનું જ્ઞાન જાણે છે સર્વથા વિષયો ભ્રમરૂપ હોવાથી

અનંતકાળે અધમ ગતિ પામે, સુખ સકળ તે ક્ષણમાં વામે;
શુદ્ધ ધર્મ આચરશે જેહ, કર્મવાસના છાંડે દેહ.
તે જન સર્વ લોકને ભેદી કરી, બ્રહ્મ લોક પામે શ્રીહરી;
જ્યારે સૃષ્ટિપાત બ્રહ્માનો થાય, ત્યારે પ્રભુમાં લય તે થાય.
નારાયણ કેરું પામે રૂપ, કૃપા કરે તેને વૈકુંઠ ભૂપ;
જન્મ મરણના ભય વામશે, અંતે અવિનાશીમાં લય પામશે.
જે જન કર્મ માર્ગને તજે, સદાકાળ હરિને ભજે;
માયામાં ફેલાવે નહીં કામ, અંતે સચરાચર મળશે શ્રીરામ.
તેને પહેલી સમજના ન થાય, કપિલજી કહે સાંભળો માય;
સર્વથા એક ચિત્તે અનુદિન, પરમેશ્વરનું કરવું ભજન.
સંસાર છૂટ્યાનો એહ ઉપાય, જેથી આત્મા વૈકુંઠ જાય;
એહ જ્ઞાન અનુભવશે જેહ, પ્રભુનું સ્મરણ પામશે તેહ.
આ આખ્યાન કપિલજીએ કહી, દેવહૂતિને સુણાવ્યું સહી;
એ સાધન સારનો મહિમાય, સાંભળતાં કલિમય સહુ જાય.
શુક કહે સાંભળ પરીક્ષિત રાય, એ સાધુજનને કહેવી કથાય;
દુષ્ટ દુરાત્મા પ્રાણી જે સહી, તેને કહેવા લાયક એ નહી.
જે પરમેશ્વરના હોયે દાસ, જેને પ્રભુનો સાચો વિશ્વાસ;
જે નિરંતર સેવે શ્રીહરિ, તેને આ જ્ઞાન કહેવું વિસ્તરિ.
જે સાંભળતાં સૌ દુઃખ વામિયે, ચર્ણ શર્ણ પ્રભુનું પામીયે;
ભટ વલ્લભ કહે કર જોડી કરી, વૈષ્ણવજન ભાવે ભણો શ્રીહરી.

વલણ

શ્રીહરિ મુખથી ભણો વૈષ્ણવ, જેથી જન્મ મરણ ભય જાયરે;
તૃતીયસ્કંધ ભાગવત તણા હવા, પૂર્ણ બત્રીશ અધ્યાયરે.

ઇતિ શ્રીમદ્ભાગવતે તૃતીયસ્કંધે દ્વાત્રિંશોઽધ્યાયઃ ॥ ૩૨ ॥

## અધ્યાય ૩૩ મો*

### કડવું ૩૩ મું રાગ ધન્યાશ્રી

શ્રીશુકજી વાણી ઓચરે, પરીક્ષિત સુણોરે;
એ તૃતીયસ્કંધ ભાગવતનો, મહિમા છે ઘણોરે. ૧
કપિલજી સાધન કહે, માતા પ્રત્યેરે;
કેવળ હરિ રસ પાન, સુણોની પ્રીત્યેરે. ૨

ચાલ

પુત્ર પ્રત્યે હરિ જ્ઞાન મારગ, દેવહૂતિ સાંભળે;
અમૃતવાણી કપિલજીની સાંભળતાં, પાપ સઘળાં પરજળે. ૩
ત્યાં દેવહૂતિએ કપિલજીને, નમસ્કાર કીધો સહી;
સાક્ષાત થઈ શ્રીજગદીશ જાણ્યા, તેમાં કાંઈ સંદેહ નહીં. ૪
દેવહૂતિ માત કપિલજીને, પ્રણામ કરી સ્તુતિ ઉચરે;
તુજ ઇચ્છાએ બ્રહ્માંડ પ્રગટે, સઘળે પ્રભુ તું વિસ્તરે. ૫
સ્થાવર જંગમ રહ્યો વ્યાપી, સકળ સ્થાનક તું રહે;
સર્વે ભૂતમાં નિવાસ તારો, એમ વેદ વાણી કહે. ૬
તું તારણ તું મારણ હરિ, મુક્તિ તે તુજથી પામીયે;
તારી કૃપાથી સંસારનાં દુઃખ, એક ક્ષણમાં વામીએ. ૭
તારા ગ્રહ નક્ષત્ર મંડળ, જે ત્રિભુવન રચના કહી;
હું સર્વત્ર તમને દેખું છું, હરિ તુજ વિણ બીજું કો નહીં. ૮
તું મારે પેટે અવતર્યો, સાક્ષાત દેહી પ્રગટ કરી;
પુત્ર ભાવ હું લેખું તુંને, અજ્ઞાન મારું એ હરિ. ૯
મહાપ્રલય કાળ સમયે પ્રભુ, વટ પત્ર* ઉપર શયન કર્યું;
મુને આત્મજ્ઞાન સંભળાવવાને, કપિલજીનું રૂપ ધર્યું. ૧૦
તું ભક્તના ઉદ્ધાર અર્થે, અવતાર નાના વિધ ધરે;
સૌ સાધુ જનને કૃપા કરવા, પ્રભુ અંશે અવતરે. ૧૧
શ્રદ્ધાએ નામ જે લેશે પ્રાણી, મુક્તિ ફળ તેને હશે;
જન્મ મરણ સંસારમાં, અવતરવાનું સાફલ્ય થશે. ૧૨
મનુષ્ય જન્મ દોહેલો પામી, ભક્તિ તારી નહીં કરે;
એળે જન્મ ખોયો સહી, પથરો ઉદર અવતરે. ૧૩
તુજ નામથી સંસાર બંધન, માયા છૂટે સર્વથા;
પરમ પદની થાય પ્રાપ્તિ, જ્યાં તારી સમ દૃષ્ટિ યથા. ૧૪
ચંડાળ થઈ તુજને ભજે તે, ઉત્તમ નર સહી જાણવો;
ઉત્તમ થઈ તુંને જાણે નહીં, તે સૌથી અધમ પ્રમાણવો. ૧૫
સંસાર સમુદ્રમાં ફરે ફેરા, માયાના વાહ્યા સહુ;
આશા તૃષ્ણા મોહ મમતા, વિષે જન બૂડે બહુ. ૧૬
નીચ થઈને પ્રીછે તુજને, તેનો સંગ કરવો સહી;
ઉંચ થઇને તુજને નવ સેવે, તેની નિકટમાં રહેવું નહીં. ૧૭
અનેક પ્રાણી પામરના, ઉદ્ધાર તેં કીધા સહી;
મહા પાપી અધર્મી જે શરણે આવ્યા, તેને કૃપા કીધી તહીં. ૧૮
જે તારે વિષે ચિત્ત આરોપીને, ભક્તિ ભાવે ભજન કરે;
જે જન તુજને રહ્યા વળગી, તેને તું કેમ વીસરે. ૧૯
ગંભીર વાણીથી સ્તુતિ કરી, પુત્રરૂપ પરમેશની;
કપિલ વદે માત પ્રત્યે, જીવન મુક્તિ પામશે ઇશની. ૨૦
મૈત્રેય કહે વિદુરને, એ પરમ કથા પાવન;
મોક્ષ પામવાનો માર્ગ મોટો, જો રાખે ચિત્ત અનુદિન. ૨૧
કપિલ મુનિએ સ્વ માતુને, જ્ઞાન ગોષ્ટ જે જે કહી;
ધ્યાન કરતાં સંસાર તજશે નિરંતર, માયાથી અળગો રહી. ૨૨

સમાન છે, ઇંદ્રિયોની વૃત્તિથી 'સારુ નરસું' એવી વિષમતા ભક્તના ચિત્તમાં ન આવે તો પરમાનંદ સ્વરૂપ પ્રાપ્ત થવાનો નિશ્ચય થાય છે. જે સ્વરૂપ ઉપાધિ રહિત પરબ્રહ્મ પરમાત્મા છે તે ઇન્દ્રિયાદિ રૂપે ભિન્ન ભિન્ન દેખાય છે. પ્રપંચથી રહિત થવું, એજ યોગીને યોગનું વાંછિત ફળ છે. ઈશ્વર ભ્રાંતિથી પદાર્થરૂપે જણાય છે. મહત્તત્ત્વ વગેરેમાંથી જીવના શરીરરૂપ આ બ્રહ્માંડ થયું છે. એકાગ્રચિત્તવાળો પુરુષ આ વાત બરાબર જાણી શકે છે; જેમ દૂધનો પદાર્થ જુદી જુદી ઇન્દ્રિયદ્વારા (આંખથી સફેદ, જીભથી મીઠાશ) જુદે જુદે રૂપે દેખાય છે, તેમ એક જ ભગવાન શાસ્ત્રોના માર્ગોથી ભિન્ન ભિન્ન દેખાય છે ઇત્યાદિ ભક્તિજ્ઞાનનો કથાપ્રસંગ છે.

* આ તેત્રીશમા અધ્યાયમાં દેવહૂતિએ કપિલ દેવની કરેલી સ્તુતિ તથા જ્ઞાન થવાથી તે જીવન્મુક્તિને પામી, તે કથાપ્રસંગ છે.

* ભગવાન પગનો અંગુઠો ધાવતા વડના પાંદડામાં સૂતા હતા.

મુક્તિ ફળ તે પામશે, તેનાં સંસાર દુઃખ સઘળાં જશે;
હરિજન સંગત સાધુ કૃપાથી, સ્વર્ગ સુખ પ્રાપ્તિ થશે. ૨૩
માતાને જ્ઞાન કહી આજ્ઞા માગી, કપિલજી વન સાંચરે;
દેવહૂતિ નિજ હૃદયમાં, ધ્યાન શ્રીપરબ્રહ્મતણું ધરે. ૨૪
પછી કર્દમ ઋષિએ વૈમાન તે, લેવા મોકલાવ્યું સતી;
ધર્મક્ષેત્ર ગંગા ત્યાં, સન્નિધ તપ કરે રહી ગુણવતી. ૨૫
ત્યાં દેવહૂતિ નિજ હૃદયમાં, પરમેશ્વરને ચીંતવે;
શરીરની ચેષ્ટા વિસારી, સંસાર ત્રણવત લેખવે. ૨૬
ધ્યાન ધારણ કર્યું સાધન, પ્રભુમાં લય પામી સહી;
બિંદુ સરોવર વિષે તેમનું, પવિત્ર અંગ છૂટયું સહી. ૨૭
તેનાં શરીર વિષે થકી, ત્યાં નદી એક ઉત્પન્ન હવી;
દેવહૂતિ નામ સરીતા, પ્રત્યક્ષ જેવી જાહ્નવી. ૨૮
જ્યાં કર્દમ ઋષિ તપ કરે બેઠા, તે સ્થાનક સરીતા ગઇ;
જઈ મળ્યો પ્રવાહ ગંગા વિષે, અવિનાશીની કૃપા થઈ. ૨૯
તેણે સમે ત્યાં પુષ્પ વૃષ્ટિ, ગગનથી દેવે કરી;
પ્રભુ કેરી કૃપા એવી એ, વિષ્ણુ ભક્ત કથા હરી. ૩૦
મૈત્રેય આદે અનેક ઋષિઓ, પ્રજા કલ્યાણને કારણે;
તપ કરે છે ત્યાં બેસી, દૃઢ ધ્યાન હૃદયા ધારણે. ૩૧
હવે અંતર્ધ્યાન થયા કપિલજી, પ્રભુજી સ્વસ્થાનક ગયા;
ક્ષણમાં અવનિ તજીને, વૈકુંઠ પુરમાં આવિયા. ૩૨
સૂતપુરાણિક વદે વાણી, સાંભળો શૌનક સહી;
તૃતીયસ્કંધ ભાગવત અધ્યાય, તેત્રીશ પૂર્ણ કથા કહી. ૩૩
મૈત્રેય વિદુર પ્રત્યે વદે, શુકદેવ પરીક્ષિતશું કથા;
સાંભળતાં સૌ પાપ જાયે, ભાગે જન્મ મરણ વ્યથા. ૩૪
એ ત્રેત્રીશ અધ્યાયે ગ્રંથ પૂરણ, શ્લોકની સંખ્યા ઘણી;
સાતસેં ને પચાશ ઉપર છે, એકવીશ પૂરા અથણી. ૩૫
સંવત સત્તરસે ત્રેસઠમાં, જ્યેષ્ઠ માસ નિધાન;
પૂર્ણ માસી બુદ્ધવારે, સંપૂર્ણ હવું આખ્યાન. ૩૬
ઔદિચ્ય જ્ઞાતિ ટોળકિયા, દ્વિજ સૂર્યપુરમાં વાસ;*
ગણદેવી પાસ કાબેર ગામમાં, વર્ણવ્યા ગુણ પ્રકાશ. ૩૭
ભટ શુકદેવ સુતનો સુત, વિપ્ર વલ્લભ નામ;
સાધુ કૃપાથી વર્ણવ્યા મેં, હરિના ગુણ આમ. ૩૮
એક મને જે સાંભળે જન, કથા નર ને નાર;
સર્વે પ્રકારે કૃપા તેને, કરે શ્રીવિશ્વાધાર. ૩૯
મનકામના સહુ પૂર્ણ થાયે, સહુ જન્મનાં પાતક ટળે;
પ્રભુ કેરુ ચરિત્ર સુણતાં, શ્રીરંગ સ્વામી સેહેજે મળે. ૪૦
આ સંસાર દુસ્તર સમુદ્રમાં, શ્રીરામનામ છે નાવ;
તે જન પારે ઉતરે, રાખે પ્રભુ પર દ્રઢ ભાવ. ૪૧
શ્રીરામ નામ પરબ્રહ્મ નામે, જન્મ સાર્થક થાય;†
હવા તૃતીયસ્કંધના, તેત્રીશ પૂર્ણ અધ્યાય. ૪૨

વલણ

જય હરિ જય શ્રીહરિ જય, ગિરિવરધર પ્રભુ હરી;
શ્રોતાજન એકવાર બોલો, હરિ હરિ શ્રીહરિ હરી. ૪૩

પાઠાંતરઃ—

* ગુણદીપીકા ક્ષેત્ર ગામે કથા કીધી, ગુણ વર્ણવ્યા શ્રીઅવિનાશ.
ભટ્ટ શુકદેવનો સુત નાના ભટ્ટ, તેના સુત વલ્લભ નામ.

† દૃઢ ભાવ જે રાખે પ્રાણી, તો તે સુખે વૈકુંઠ જાએરે;
કર જોડી વિપ્ર વલ્લભ કહે, પૂર્ણ હવી તૃતીયસ્કંધ કથાયરે.
(આ પછી વલણ નથી.)

इति तृतीयस्कंधः समाप्तः



# શ્રીમદ્ભાગવત

## (કવિ વલ્લભકૃત પદબંધ)

### ચતુર્થસ્કંધ

અધ્યાય ૧ લો*

રાગ કેદારો

પ્રથમે પ્રણમું ગણપતિ, હંસવાહની શ્રીસરસ્વતી;
શુભ મતિ દેજો, સદા કૃપા કરીરે. ૧

ચાલ

સદા કૃપા કરી શુભમતિ દેજો, વિઘ્નહરણ સુખકારી;
ગજાનન પાવન સુખ ઉપમા, કર આયુધ ફરશી ધારી. ૨
મુષકારૂઢ સ્થૂલોષ્ટ સુંદર, ઉત્તમ મોદિક આસે;
સ્મરણ માત્રે વિઘ્ન સઘળાં, એકે ક્ષણમાં નાસે. ૩
સુધ બુધ નારી લક્ષ લાભ સુત, પરિવાર મંગળ સ્વામી,
નિજ સેવકને કરુણા કરજો, ગુણ સાગર શુભ નામી. ૪
શ્રીબ્રહ્મ તનયા કમળ વદની, શુભ વર્ણ કમળાસન;
મુક્તા ને સ્ફટિકમણિની માળા, (ઉત્તમ)ઉજ્વળ હંસવાહન. ૫
વીણા પુસ્તક કરમાં શોભે, વરદાયિની વિખ્યાત;
જેનો યશ ત્રિભુવનમાં વ્યાપક, સૌકો જાણે વાત. ૬
અનેક ભક્તને કૃપા કરીને, અવિચળ બુદ્ધિ દીધી;
તુજ ચર્ણે આવ્યા જે સેવક, સહાય તે સૌની કીધી. ૭
તેમ મુને કરુણા કરજો, જાણી પામર પ્રાણી રંક;
આ પૂર્ણ ગ્રંથ કરજો માજી, હું જાણું ન એકે અંક. ૮
આ શ્રીભાગવત કથા, મનોહર ચતુર્થસ્કંધ વર્ણન;
અધ્યાય એકત્રીશ છે તે, સુણજો શ્રોતા જંન. ૯
એક પદ એ કથાનું સુણતાં, જન્મ કોટિ અઘ વામે,
ધર્મ અર્થ ને કામ મોક્ષ જન, શ્રવણ માત્રથી પામે. ૧૦
સૂતપુરાણિક શૌનક ઋષિને, કથા કહે વિસ્તારી;
વિદુર મૈત્રેય સંવાદ અનુપમ, ચરિત્ર દેવ મુરારી. ૧૧
શ્રીશુકમુનિ પરીક્ષિતની પ્રત્યે, કહે છે હિત વચંન;
તે ગુણગ્રામ પ્રભુજીના પ્રત્યે, સાંભળજો રાજંન. ૧૨
શ્રીશુકજી કહે સાંભળ રાજા, કપિલ ગયા નિજ ધામ;
મુનિ ઋચિ તો આકૂતિ† પરણ્યા, રહીને તેણે ઠામ. ૧૩
તેને બે સંતાન હવાં, એક પુત્ર પુત્રી અવતાર;
યજ્ઞાવતાર તે પુત્ર જ કહીએ, પુત્રી દક્ષિણા સાર. ૧૪
યજ્ઞાવતાર* હતો તે લઈ ગયો, સ્વાયંભુવ મનુરાય;
ત્યાં રહીને પરણાવી પછી, તતક્ષણ તે કન્યાય.† ૧૫
તે વહુના બારે‡ પુત્ર હવા, છે તેના કુમાર;
તે બારે આદિત જાણજો, જે યજ્ઞ વિષે અવતાર. ૧૬
પ્રસૂતિ દક્ષ પ્રજાપતિને, પરણાવી છે કન્યાય;
વળી દેવહૂતિની કથાનો, સહુ સંભળાવ્યો મહિમાય. ૧૭
દેવહૂતિની નવ પુત્રી, મરિચ્યાદિક પરણાવી છે જેહ;
ઘણી સૃષ્ટિ§ તેની વાધી છે, સાંભળ રાજા તેહ. ૧૮
વળી વિદુરે એક પ્રશ્ન જ પૂછ્યું, મૈત્રેયને તેવાર;
સ્વામિ અત્રિ ઋષિની શુભ પત્ની, જે અનસૂયા નિરધાર. ૧૯
તેને ગર્ભ એક જ રૂપે, બ્રહ્મા વિષ્ણુ મહેશ;
એ ત્રણે અવતાર ઉદરે લઈ, ઉદય હવા દેવેશ. ૨૦
તેણે શા માટે ગર્ભ વિષે જઈ, અવતાર ધર્યો મહારાજ;
તે કથા કહોને વિસ્તારી, મહામુનિવર તમે આજ. ૨૧
વિદુરનાં એ વચન સુણીને, મૈત્રેય વદે છે વાણી;
એક સમે અત્રિ ઋષિયે, તપ‖ માંડ્યું દૃઢ મન આણી. ૨૨
ઉગ્ર તપ દેખી અકળાયા, સુરનર મુનિજન દેવ;
તે તપથી ત્યાં શીઘ્ર આવ્યા, હરિહર બ્રહ્મા એવ. ૨૩
બ્રહ્મા વિષ્ણુ રુદ્ર પ્રસન્ન થયા, માગો મુનિ વરદાન;
અત્રિ ઋષિ વાણી એમ બોલ્યા, પરમેશ્વર સંનિધાન. ૨૪

---

* આ પહેલા અધ્યાયમાં જૂદા જૂદા મનુની કન્યાઓના વંશો તથા યજ્ઞાદિ ભગવાનના અવતાર ઇત્યાદિકનો કથાપ્રસંગ કહ્યો છે.

† સ્વાયંભુવ મનુને શતરૂપા રાણી હતી, તેને પેટ આકૂતિ, દેવહૂતિ અને પ્રસૂતિ એવા નામની ત્રણ કન્યા અવતરી હતી

* આકૂતિને જે પુત્ર આવશે તે અમે રાખશું, એવી માગણી શતરૂપા રાણીના કહેવાથી સ્વાયંભુવ મનુએ પોતાને પુત્ર છતાં પણ કરી હતી તેથી તે પોને પુત્ર લાવ્યા ને પુત્રી ઋચિ ઋષિએ રાખી

† તે કન્યાને કામના ઉત્પન્ન થવાથી યજ્ઞ ભગવાન તેને પરણ્યા હતા.

‡ તોષ, પ્રતોષ, સંતોષ, ભદ્ર, શાંતિ, ઇડસ્પતિ, ઇધ્મ, કવિ, વિભુ, સ્વહ્ન, સુદેવ અને રોચન, એ પ્રમાણે બાર પુત્રો અવતર્યા. સ્વાયંભુવના મન્વતરમાં એઓ તુષિત નામના દેવતા કહેવાયા, મરીચિ વગેરે સપ્તર્ષિ થયા અને યજ્ઞ ભગવાને ઇન્દ્રની પદવી ભોગવી. એ મનુના પુત્રનાં નામ પ્રિયવ્રત અને ઉત્તાનપાદ હતાં.

§ મરીચિની સ્ત્રી (કર્દમની ૧ લી પુત્રી) કલાને કશ્યપ અને પૂર્ણિમા નામના બે પુત્ર થયા. પૂર્ણિમા ઋષિને વિરજ અને વિશ્વગ નામના બે પુત્ર થયા અને દેવકુલ્યા નામની કન્યા ભગવાનનાં ચરણારવિંદને ધોવાથી જન્માંતરમાં ગંગા થઇ હતી.

‖ અત્રિયે ઋક્ષ નામના પર્વતપર નિર્વિંધ્યા નદીના તટે સો વર્ષ સુધી એક પગે ઉભા રહી તપ કર્યું તે તપ ઈશ્વર જેવા જ પુત્રની પ્રાપ્તિ માટે હતું

મેં એક દેવ આરાધન કીધું, તો ત્રણે તમે કેમ આવ્યા;
અકલ જય ને અનંગ જય, એ સૌને કોણે બોલાવ્યા. ૨૫
તેણે સમે સુખ હાસ્ય વચન, હરિહર બ્રહ્માજી બોલે;
ત્રણે મૂર્તિ અમ એકરૂપ છૌ, અન્યકો નહિ અમ તોલે. ૨૬
એવાં વચન સાંભળતાં મુનિવર, બોલ્યા તેણીવાર;
જો આવ્યા ત્રણે કૃપા કરી તો, પુત્ર થઈ ધરો અવતાર. ૨૭
અંશ બ્રહ્માનો સોમ અવતર્યો, જેણે કરી વ્યોમ પ્રકાશ;
વિષ્ણુ* અંશે હવા દત્તાત્રેય, પ્રગટ રૂપ અવિનાશ. ૨૮
રુદ્ર અંશ દુર્વાસા મુનિવર, મહા તાપસ મુનિજંન;
અત્રિ અનસૂયાથી પ્રગટ્યા, ત્રણે રૂપ રતંન. ૨૯
શ્રીવિષ્ણુ દત્તાત્રેય કહીયે, અવધૂત વેશ શ્રીપરબ્રહ્મ;
તેમણે ચોવીશ ગુરુ કરી, લીધા સહુ ગુણ મર્મ. ૩૦
તવ પુત્ર દક્ષ પ્રજાપતિ ઉપન્યો, જેથી સૃષ્ટિ ઘણી ઉતપન્ન;
એકાગ્ર ચિત્તે કથા તેની, હવે સુણો શ્રોતાજન. ૩૧
દક્ષ અને પ્રસૂતિ નારીથી, ઉદય હવી સોળ† કન્યાય;
વળી નર નારાયણ* કેરો, જન્મ થયો વળી ત્યાંય. ૩૨
તે તપ કરે છે એકાંતે બેશી, બદ્રીકાશ્રમ મોઝાર;
સર્વ જગતનું તારણ કરવા, અવતર્યા શ્રીમુરાર. ૩૩
દક્ષપ્રજાપતિ કેરી પુત્રી, કનિષ્ઠ હૂતી જેહ;
સ્વયંવર કરી શ્રીમહાદેવને, પરણાવી સતી તેહ. ૩૪
સતી† નામ કન્યાતણું, મહા રુદ્ર પરણ્યા જેહ;
પ્રથમ અધ્યાય થયો પૂરો, ચતુર્થસ્કંધનો એહ. ૩૫

વલણ

ચતુર્થસ્કંધનો હવો અધ્યાય, કથા ભાગવતની વિસ્તરી;
કરજોડી કહે વિપ્ર વલ્લભ, શ્રોતાજન બોલો શ્રીહરી. ૩૬

ઇતિ શ્રીમદ્‌ભાગવતે ચતુર્થસ્કંધે પ્રથમોધ્યાયઃ ॥ ૧ ॥

## અધ્યાય ૨ જો‡

### કડવું ૨ જું–રાગ ગોડી

શ્રીશુકજી કહે સુણ પરીક્ષિતરાય, શ્રીભાગવતની એહ કથાય;
વિદુર મૈત્રેયને પૂછે વાત, સ્વામી મુજને કહો વિખ્યાત.
દક્ષપ્રજાપતિ ને શિવસહી, વિરોધ થયો માંહો માંહ રહી;
થયો કેમ વિરોધ મહારાજ, તે વિસ્તારીને કહો આજ.
ત્યારે મૈત્રેય કહે વિદુર સુણો, શ્રીસદાશિવનો મહિમા ઘણો;
એક સમે પ્રજાપતિઓ જેહ, યજ્ઞ આરંભ કરે છે તેહ.
હુતું દ્રવ્ય વેદી રચના માંય, ત્યાં અપરિમિત મળ્યા ઋષિરાય;
સહસ્ર અઠયાશી ઋષિગણ સર્વ, મળ્યા અમર ગણ ગાંધર્વ.
છત્રીશ કુળીના રે રાય, તે સૌ આવ્યા ઋષિને મહિમાય;
સઘળે મોકલી કંકોતરી, તેડ્યા સર્વ જનોને નોતરી.
ત્યાં સભા કરી બેઠા છે દેવ, સુરિનર સૌ સાથે એવ;
વેદની દત્રનિના સ્વર થાય, યાચક જન યશ ગુણગાય.
દેશ દેશના રાજા જેહ, સભા વિષે બેઠા છે તેહ;
શ્રીશંકરજી બેઠા છે સહી, મુખ્ય સભામાં પોતે થઈ.

* આ વરદાનથી આ પ્રમાણે વંશ વધ્યો:-અત્રિની સ્ત્રી (કર્દમની ૨ જી પુત્રી) અનસૂયાને ત્રણ દેવ અવતર્યા. અંગિરા ઋષિની સ્ત્રી (કર્દમની ૩ જી પુત્રી) શ્રદ્ધાને સિનીવાલી (જે અમાવાસ્યામાં ચંદ્રમા થોડો દેખાય, તે સિનીવાલી), કુહૂ (જે અમાવાસ્યામાં બીલકુલ ન દેખાય તે કુહૂ), રાકા (જે પૂર્ણિમામાં ચંદ્રમા પૂર્ણ હોય તે રાકા), અને અનુમતિ (જે પૂર્ણિમામાં ચન્દ્રમા જરાક ઓછો હોય તે અનુમતિ), એવાં નામની ચાર કન્યા હતી, અને સ્વારોચિષ મન્વતરમાં પ્રખ્યાત, ઉતથ્ય અને બૃહસ્પતિ નામના બીજા બે પુત્ર પણ થયા. પુલસ્ત્યની સ્ત્રી (કર્દમની ૪ થી પુત્રી) હવિર્ભૂને અગસ્ત્ય અને વિશ્રવા નામના બે પુત્ર થયા. પૂર્વે અગસ્ત્ય જઠરાગ્નિ હતા. વિશ્રવાને ઈડવિડા નામની સ્ત્રીથી કુબેરજી અને બીજી સ્ત્રીથી રાવણ, કુંભકર્ણ, વિભીષણ નામે પુત્ર થયા. પુલહની સ્ત્રી (કર્દમની ૫ મી પુત્રી) ગતિને કર્મશ્રેષ્ઠ, વરીયસ અને સહિષ્ણુ નામે ત્રણ પુત્ર થયા. ક્રતુની સ્ત્રી (કર્દમની ૬ ઠી પુત્રી) ક્રિયાને ૬૦ હજાર વાલખિલ્ય નામના પુત્ર થયા. વસિષ્ઠનાં સ્ત્રી (કર્દમની ૭ મી પુત્રી) ઉર્જાને ચિત્રકેતુ, સુરોચિ, વિરજા, મિત્ર, ઉલ્વણ, વસુભૃદ્યાન અને ધુમાન એવા નામના સાત પુત્રો થયા. અને બીજી સ્ત્રીમાં શક્તિ વગેરે બીજા પુત્રો થયા. અથર્વાની સ્ત્રી (કર્દમની ૮ મી પુત્રી) ચિતિને દધ્યંચ નામે પુત્ર થયો, જેને પાછળથી ઘોડાનું માથું ચોટાડ્યું હતું. ભૃગુની સ્ત્રી (કર્દમની ૯ મી પુત્રી) ખ્યાતિને ધાતા અને વિધાતા નામના બે પુત્ર અને લક્ષ્મી નામની એક કન્યા, એ પ્રમાણે ત્રણ સંતાન થયાં, જે લક્ષ્મી ભગવાનપરાયણ છે. ધાતા વિધાતા બન્ને ઋષિપુત્રોને મેરુએ આયતિ અને નિયતિ નામની બે પુત્રીઓ આપી હતી; તેમાં ધાતા ઋષિને મૃકંડ અને વિધાતા ઋષિને પ્રાણ નામે પુત્ર થયા. મૃકંડના માર્કંડેય થયા અને પ્રાણના વેદશિરા થયા; ભૃગુ ઋષિના કવિ નામે ત્રીજા પુત્ર હતા, તેમના શુક્રાચાર્ય થયા. એ પ્રમાણે કર્દમની પુત્રીઓનો વિસ્તાર વધ્યો છે.

† સોળ પુત્રીઓમાંથી ધર્મને તેર, અગ્નિને એક, સમસ્ત પિતૃઓને એક, અને શિવને એક આપી હતી. શ્રદ્ધા, મૈત્ર, દયા, શાંતિ, તુષ્ટિ, પુષ્ટિ, ક્રિયા, ઉન્નતિ, બુદ્ધિ, મેધા, તિતિક્ષા, હ્રી અને મૂર્તિ એ તેર ધર્મને આપી હતી. શ્રદ્ધાને શુભ, મૈત્રીને પ્રસાદ, દયાને અભય, શાંતિને સુખ, તુષ્ટિને મુદ, પુષ્ટિને સ્મય, ક્રિયાને યોગ, ઉન્નતિને દર્પ, બુદ્ધિને અર્થ, મેધાને સ્મૃતિ, તિતિક્ષાને ક્ષેમ, અને હ્રીને પ્રશ્રય પુત્ર થયો.

* ધર્મની ગુણવતી સ્ત્રીને નરનારાયણ પુત્ર આવ્યા. ધર્મના આ બંને પુત્રોની દેવતાએ સ્તુતિ કર્યા પછી તે ગંધમાદન પર્વતપર ગયા. એ નરનારાયણ પૃથ્વીનો ભાર ઉતારવા યદુકુળમાં કૃષ્ણરૂપે અને કુરુ કુળમાં અર્જુન રૂપે અવતર્યા હતા. અગ્નિની સ્ત્રી સ્વાહાને પાવક, પવમાન અને શુચિ એવા નામના ત્રણ પુત્રો થયા. એ ત્રણના વળી ૪૫ પુત્રો થયા; એટલે તેઓ દાદા તથા બાપા સાથે મળી ૪૯ કહેવાય છે, જેઓના નામથી યજ્ઞમાં 'આગ્નેયી' નામે ઇષ્ટિઓ થાય છે, અને તે સઘળા અગ્નિ કહેવાય છે. અગ્નિષ્વાત્ત, બર્હિષદ, સૌમ્ય અને આજ્યપ એ નામના ચાર પિતૃ છે. જેઓને 'અગ્નીકર' કહેવામાં આવે છે, તેઓ અગ્નિ અને બીજા અનગ્નિ કહેવાય છે; તે સઘળા વચ્ચે દક્ષની પુત્રી એક જ હતી; અર્થાત્ ચારે પિતૃઓને એક જ સ્વધા નામની સ્ત્રી હતી; તેને વયુના અને ધારિણી નામની બે દીકરી આવી, તે બન્ને જ્ઞાની હતી.

† સતીને કંઈ પણ સંતાન નહોતાં. તેમ જ સતીના પિતા દક્ષે, મહાદેવના કંઈ પણ અપરાધ વગર તેનાથી ડસેલો ચાલી વિરોધ કીધો તેથી ક્રોધાયમાન થઈ સતીએ પોતાનો દેહ છોડી દીધો.

‡ આ બીજા અધ્યાયમાં પ્રજાપતિના યજ્ઞની અંદર મહાદેવ તથા દક્ષ વચ્ચે થયેલા વિરોધનું વૃત્તાંત છે.

તેવે દક્ષપ્રજાપતિ ત્યાં આવ્યા, સહુકોના મનમાં ભાવ્યા;
મહા પુરુષ જાણીને સહુ એવ, ઉઠી ઉભા થયા તતખેવ.
અજ રુદ્ર બેસી ત્યાં રેહ્યા, સમસ્ત જને પ્રણામ જ કર્યા;
પ્રફુલ્લિત સભાએ કીધી સહી, પણ મહાદેવજી ઉઠ્યા નહીં.
તે માટે શિવ સાથે વિરોધ, દક્ષ પ્રજાપતિને ચડ્યો ક્રોધ;
તેથી દુર્વચન બોલે ત્યાંહિ, રાજસભા અમર સૌ માંહે.
એને અહિંઆં તેડ્યો છે શાને, શું થાયે એને માન્યે;
મહા યોગી એ વરવી દેહ, ભૂત પ્રેત સાથે એને સ્નેહ.
ગજ ચર્મ લીધું છે ઓઢવા, વાઘાંબર આસન છે બેસવા;
ચિતા ભસ્માંગે લેપન કરે, સર્પાભૂષણ કંઠે ધરે.
કનક અર્ધું કુબો કહુલાર, તે શોભે એણે શણગાર;
એ વૃષભ બેસીને ફરે, જ્યાં મસાણ આવે ત્યાં ઠરે.
વાદિત્ર કરમાં છે ડાક ને ડમરુ, શસ્ત્ર પિનાક કામઠું ભલું;
મસ્તકે જટા ઉડે ઘણી રાખ, મહા ઉન્મત્ત દૃષ્ટિ રક્તાક્ષ.
અંગે સર્પ વિંટાળે ઘણા, શિરે નાગ માંડી રહે ફણા;
ભૂત પ્રેત ભૈરવ વૈતાળ, તે સાથે છે પ્રીત વિશાળ.
એ સરખા એને સેવક સહી, જે મારગ એનો રહે અહીં;
સઘળે ભિક્ષા ભક્ષણ કરે, સઘળે નાગડા જેવો ફરે.
દક્ષ એમ બોલે તે ઠામ, અહિંઆં એનું હતું શું કામ;
આવા યજ્ઞ વિષે નિરધાર, એને તેડવા નહિ એ સાર.
આવી સભામાં એ કુણ માત્ર, અહિ તેડવા જોઈએ સુપાત્ર;
આજથી હવે એને સહી, યજ્ઞમાં ભાગ આપવો નહિ.
જે તેડી કો આપશે ભાગ, દક્ષ કહે તેનો કરશું ત્યાગ;
ત્યારે સભામાં સૌ જોઈ રહ્યા, પાછા ઉત્તર કોઈએ ન કહ્યા.
દક્ષ* સાથે કોઇએ ન બોલાય, સાંભળી રહી છે સર્વ સભાય;
ત્યારે રુદ્રનો સેવક જેહ, વચન ક્રોધથી બોલ્યો તેહ.
નંદિકેશ્વરે દીધો શાપ, દક્ષ પ્રજાપતિને આપો આપ;
એના સંગી જન જે હોય, પ્રભુથી વિમુખ થાશે સોય.
નંદી વચન બોલે છે મુખ, થોડા દિનમાં તું પામશે દુઃખ,
દક્ષને શાપ દીધો જે વાર, ચડ્યો ભૃગુનો† ક્રોધ અપાર.
જેણે મુજ યજ્ઞમાં આવી કરી, દીધો શાપ જ વિધ્વંસ કરી;
પછે મહા ક્રોધ આણી મન, ભૃગુ શાપનું વદે વચન.
એના સંગી હોયે જન જેહ, હજો પાખંડી સઘળા તેહ;
પાખંડ ચરિત્ર ભૂમિપર કરી, એમ સૌ કાળ રહેજો અનુસરી.
દક્ષ સભાથી ઉઠી ગયા, સ્વસ્થાને આવીને રહ્યા;
શિવજીએ‡ તજ્યું આસન, કૈલાસ પધાર્યા પંચવદન.
ભગુ ઋષિ મુખ બોલ્યા નહિ, સભા સર્વ તે જોઈ રહી;
ભૃગુ ઋષિના ભય થકી યજ્ઞ,* પૂરો કીધો દેવ સર્વજ્ઞ.
અમર માત્ર આજ્ઞા લઈ જાય, ભૃગુ યજ્ઞની કરતા વાર્તાય;
નિજસ્થાનક સહુ ગયા સહી, શુક મુનિએ એ વાણી કહી.
શુકજી કહે સાંભળો રાય, થયો દ્વિતીય પૂર્ણ અધ્યાય;
ભાવે શ્રવણે ધરશે સહી, તેને પાપ જ પીડ નહીં.

વલણ

પાપ તેને પીડ નહિ, સાંભળતાં અઘ જાયરે;
શ્રોતા બોલો શ્રીહરિ, જેના નામથી મોક્ષ જ થાયરે.

ઇતિ શ્રીમદ્‌ભાગવતે ચતુર્થસ્કંધે દ્વિતીયોઽધ્યાયઃ ॥ ૨ ॥

## અધ્યાય ૩ જો†

### કડવું ૩ જું–રાગ ગોડી–ચાલ મોટી

શુકદેવ વાણી ઉચરે ને, સાંભળ પરીક્ષિત રાય;
સૂતપુરાણિક શૌનક પ્રત્યે, કહે શ્રીહરિની કથાય. ૧
ઋષિ મૈત્રેય વાણી વદે છે, સાંભળો વિદુરજી એહ;
એક સમે દક્ષ‡ પ્રજાપતિએ, યજ્ઞ માંડ્યો જેહ. ૨
ભૃગુ ઋષિનો યજ્ઞ વિત્યો, ને આવીયા સ્વસ્થાન,
દક્ષ પ્રજાપતિએ યજ્ઞનો આરંભ, કીધો નિજ ભુવન. ૩
પછી કંકોતરી લખી લખીને, તેડાવ્યા સહુ રાય;
વળી સહસ્ર અઠયાસી સાથે, અમર જે કહેવાય. ૪
સ્વર્ગ મૃત્યુ પાતાળેથી, તેડ્યા સહુ રાજન;
હુતદ્રવ્ય હોમાએ વિવિધપેરે, તેનો ધુમ્ર ગયો ગગન. ૫
વેદ ધ્વનિ ઋષિ ઉચરે, અભિષેક આશિર્વચન;
યજ્ઞ જોવા આવીયા, ત્રૈલોક્ય કેરા જન. ૬
પ્રજાપતિએ નિમંત્રણ મોકલી, સૌ તેડાવ્યા તતખેવ;
કંકોતરી સહુને લખી પણ, તેડ્યા નહીં મહાદેવ. ૭
યજ્ઞમાં આવે દેવતા સૌ, વિમાને થઈ આરૂઢ;
ગગનથી સૌ સાંચરે, કૈલાસ આગળ ગુઢ. ૮
કૈલાસમાં ઉપવન કરી, એક વાટિકા કહેવાય;
અઢારભાર વનસ્પતિ સહુ, અતિ પ્રફુલ્લિત શોભાય. ૯
જ્યાં સતી§ બેઠાં હતાં ત્યાંથી, જાતાં દીઠાં વૈમાન;
ત્યારે તત્કાળ પૂછવાને, આવીયા શંભુ નિધાન. ૧૦
સ્વામી‖ આ વૈમાનોમાં બેસી, દેવ જાય છે કયાંહે;
અમરેશ આદે સુરમુનિ મેં, નીરખીયા સહુ આંહે. ૧૧

* એ પ્રમાણે શાપ આપી પાણી મૂક્યું કે, આજથી કોઈએ મહાદેવને ભાગ આપવો નહીં

† નંદીએ બ્રાહ્મણને આવો શાપ આપ્યો કે.–ખાવું ન ખાવું તેનો વિચાર વગરના, ને ઉદર નિમિત્તે જ વિદ્યા તથા વ્રતોને ધારણ કરનાર, ધન, દેહ તથા ઇન્દ્રિયોમાં જ મોજ માનનારા બ્રાહ્મણો ભીખારી થઈ જગતમાં ફરજો; એ પ્રમાણે બ્રાહ્મણના કુળને શાપ થયેલો સાંભળી ભૃગુને કોપ ચઢ્યો

‡ એ પ્રમાણે ભૃગુના શાપથી મહાદેવ કાંઈક કમનુરાયા જેવા થઈને ઉઠી ગયા.

* હજાર વર્ષે તે યજ્ઞ પૂરો કરી, પ્રયાગમાં અવભૃથ સ્નાન કરી પોતાને ઠેકાણે ભૃગુ ગયા. † ત્રીજા અધ્યાયમાં સતીએ યજ્ઞના ઉત્સવમાં જવાની ઇચ્છા કીધી, ત્યારે મહાદેવે કેટલીક કારણથી તેમ કરવાને ના પાડી, તેનો કથાપ્રસંગ છે ‡ દક્ષને સઘળા પ્રજાપતિના અધિપતિનો પટ્ટાભિષેક બ્રહ્માએ કીધો ત્યારે તેને ગર્વ ચડ્યો ને તેથી બ્રહ્મવાદીઓનો તિરસ્કાર કરી વાજપેય યજ્ઞ કરીને 'બૃહસ્પતિસવ' નામનો યજ્ઞ આરંભ્યો. § દેવ લોકો વાત કરતા હતા તેથી પોતાના પિતા દક્ષને ઘેર યજ્ઞનો મહોત્સવ થાય છે તે વૃત્તાંત સતીએ સાંભળ્યું. ‖ અહીંથી માંડી ચાર કડી સુધી પાર્વતીજી મહાદેવને પૂછે છે કે આ ક્યાં જાય છે, ને તેનો મહાદેવ ઉત્તર આપે છે, એ પ્રસંગ મૂળ ભાગવતમાં નથી.

ત્યારે શંકર બોલીયા, ત્યાં સતી પ્રત્યે વાત;
મેં સાંભળ્યું જે યજ્ઞ અશ્વમેધ, કરે છે તારો તાત. ૧૨
તેણે સહુ તેડ્યા હશે, મન મગ્ન થઇ તે અજ્ઞ;
તે માટે એ જાય છે, સૌ દક્ષ કેરે જજ્ઞ. ૧૩
સુરિનર મુનિજન વેમાને બેસી, સૌ જતા હશે ત્યાંય;
દક્ષ પ્રજાપતિ કેરા યજ્ઞની, રચના રચી છે જ્યાંય. ૧૪
ત્યારે* સતી મુખ વાણી વદે, સાંભળો મારા નાથ;
આજ્ઞા હોય તો જઇએ જોવાને, યજ્ઞ કરે મુજ તાત. ૧૫
માટે મુજને મોકલો, કરુણા કરી ભગવંન;
શિવ કહે તેડ્યા વિના, નવ જઇએ કોને ભુવંન. ૧૬
માત પિતા ને કુટુંબ ભ્રાત, સ્વજન કુટુંબ સમર્થ;
વિના તેડે જ્યાં જઇએ ત્યાં, ઉપજે ભારી અનર્થ. ૧૭
સતી કહે નિજ તાતને ત્યાં, તેડ્યાની જોવી ન વાટ;
એમ કહે ને રુદન કરે વળી, કરતાં મન ઉચાટ. ૧૮
સ્વામિજી મુજ બેનો સઘળી, મળી હશે તે ઠામ;
તે સૌને મળવા તણો, અભિલાષ છે મન સ્વામ. ૧૯
સ્વજન સૌ ભગિની મળે, ને મળે મારી માત;
મુજ પિતાનું હેત જ અતિ, મુજપર છે પ્રાણનાથ. ૨૦
તે યજ્ઞ જોવાની મુજને ઇચ્છા, થઇ છે અતિ મનમાંય;
માટે કૃપા કરીને મોકલો, એમ કહી લાગ્યાં પાય. ૨૧
ઇશ્વર મુખ વાણી વદે, એ દુષ્ટ છે પાપી દક્ષ;
તું માન ત્યાં નહિ પામશે, નૂર ઉતરશે વસા લક્ષ. ૨૨
અતિ અહંકારી દક્ષ એ છે, ગર્વિષ્ટ મદ ભંડાર;
વિના તેડે કદી ન જાવું, એવા અધર્મીને દ્વાર. ૨૩
શુદ્ધાંતઃકરણ વાસુદેવ કહીએ, કરિયે તેને પ્રણામ;
સાક્ષાત શ્રીભગવાનને, હું નમું ઠામોઠામ. ૨૪
પણ દક્ષ દુષ્ટ મુજ શત્રુ છે, અનમ્ર ને અહંકારી;
પ્રતિષ્ઠા તુજ હરણ કરશે, માનો મ્હારાં પ્યારી. ૨૫
એમ રુદ્રે સતીને વારયાં ઘણું, સમજાવ્યાં વારંવાર;
તો પણ તે ત્યાં સાંચર્યાં, વિન આજ્ઞાયે નિરધાર. ૨૬
વણ કહે વણ આજ્ઞાથી, તે સતી માર્ગ પલાય;
આજ્ઞા વિણ એ નિસર્યાં, તેથી મન બહુ ચિંતા થાય. ૨૭

વલણ

ચિંતા થઇ પછી અતિ ઘણી, ભુવનથી તો હર્ષે નીસરી;
તૃતીય અધ્યાય ચતુર્થસ્કંધનો, શ્રોતા બોલો શ્રીહરી. ૨૮

ઇતિ શ્રીમદ્ભાગવતે ચતુર્થસ્કંધે તૃતીયોઽધ્યાયઃ ॥ ૩ ॥

## અધ્યાય ૪ થો†

### કડવું ૪ થું-રાગ મારુ શોઢી

કહે શુકજી સુણ રાજા, કથાનો શુભ મહિમાય;
જે સાંભળતાં જન્મ કોટિનાં, દારુણ અઘ દૂર થાય. ૧
વણ કહે સતી* કૈલાસથી ચાલ્યાં, જોવા પિતાનો યજ્ઞ;
તેણે† સમે નિજ હૃદયમાં, પછી વિચારે પ્રભુ સર્વજ્ઞ. ૨
મહાદેવે જાણ્યું જે સતીને, રિષ્ટ ઉપજશે સહી;
વિઘ્ન ઉપજશે યજ્ઞ વિષે, માટે શિવે પેહેલી ના કહી. ૩
બોલ્યા નહીં શંકર તે માટે, સતી રોશ ભરી ચાલી;
નિજ પિતાનો યજ્ઞ નિરખવા, હૃદયમાં બહુ માહાલી. ૪
શિવે પાછળથી મોકલ્યો નંદી, સતીની રક્ષાકાજ;
સુર સુભટ સંગાથે બળિયા, સાંચરિયા ગણરાજ. ૫
અનેક આયુધ યુદ્ધ સામગ્રી, ભૂત પ્રેત વૈતાળ;
સતીનું રક્ષણ કરવા ચાલ્યા, શૂરવીર મહાકાળ. ૬
સતી પછી યજ્ઞશાળામાં આવ્યાં, જ્યાં હુત દ્રવ્ય હોમાય;
મુનિ સહુસ અઠ્યાસી અમર સાથે, બેઠી સહુ સભાય. ૭
અધ્યયન મંડપ રચના સુંદર, દીસે આસન હારોહાર;
જોવા ત્રિભુવનના જન સૌ આવ્યા, દક્ષ પ્રજાપતિને દ્વાર. ૮
પંચ શબ્દ વાદીત્ર દુંદુભિ, વિવિધ પ્રકારે વાજે;
પારાયણ ઋષિ વેદની કરે, વેદ ઘનના શબ્દ ગાજે. ૯
દક્ષે દેવ સરવ તેડ્યા છે, કરીને આવાહન;
નવ કર્યું તે યજ્ઞ વિષે, મહારુદ્ર કળશ સ્થાપન. ૧૦
નિમંત્રણ પણ નથી મોકલ્યું, જામાત્ર શિવને ઘેર;
લોપાવ્યો ભાગ યજ્ઞમાં શિવનો, શ્વસુરે કીધો છે કેર. ૧૧
ત્યાં સતી જઇ જુએ સર્વને,(પણ)બોલ્યાં ન ભગિની માત;‡
પિતાએ માન ન દીધું, છે રીશે ભર્યા તાત. ૧૨
દક્ષ પ્રજાપતિની લજ્જાએ, સભામાં કો મુખથી ન બોલે;
અહંકાર મદ ભર્યો દક્ષ બેઠો, જાણે નહિ કો મારે તોલે. ૧૩
પછી સતી પિતાને કહે, શિવ વિના યજ્ઞ કરો તમે આજ;
તો કલ્યાણ થાશે નહિ તમને, દુભાશે શ્રીમહારાજ. ૧૪
અંત વિષે થાશે નહીં આ, પિતા પૂર્ણ જ યજ્ઞ;
માંડ્યો યજ્ઞ સદાશિવ પાખે, હવડાં થાશે વિઘ્ન. ૧૫
શિવ એ કલ્યાણકર્તા, ન કરે કો અપરાધ;
તેનો તમો અપરાધ કરીને, ન પામશો કંઈ આશ. ૧૬

---

* સતી મહાદેવને કહે છે કે, આપણે બન્ને જાઇએ. † આ ચોથા અધ્યાયમાં પતિની આજ્ઞા વિના પિતાને ઘેર જવાથી સતીને અપમાન થયું તેથી ક્રોધથી યજ્ઞમાં દક્ષનો તિરસ્કાર કરી દેહત્યાગ કર્યો, તે કથાપ્રસંગ છે.

* સતી જે વખતે એકલાં ચાલ્યાં, તે વખતે મણિમાન અને મદ વિગેરે મહાદેવના હજારો અનુચર નંદીને આગળ કરી પાર્ષદો અને યક્ષો સહિત તેમની પછવાડે ગયા હતા અને સતીને નંદી પર બેસાડી મેના, દડા, અરીસા, કમળ, ધોળું છત્ર અને માળા વિગેરેથી શોભતા મહાદેવના અનુચરો દુંદુભિ, શંખ અને વેણુ વગાડતા સતીને તેડી ગયા હતા.

† અહિંથી માંડી સાડીચાર કડી સુધીમાં મહાદેવે સતીની પાછળ નંદી વિગેરેને મોકલ્યા એમ વર્ણન છે. પણ મૂળમાં તેઓ તેની મેળે જ ગયા એમ છે.

‡ આમાં મા તથા બેનો ન બોલ્યાં એમ લખે છે પણ મૂળમાં 'બોલતી' છે એમ લખ્યું છે, ને મા તથા માસીઓએ સતીને ફૂલ તથા આસન આપવા માંડ્યું, પણ પિતાના ન બોલાવાથી તે તેણે ગ્રહણ કર્યું નહિ, અને તે વખતે સતી કોપાયમાન થયાં ત્યારે ભૂત પ્રેતાદિકે દક્ષને મારવાનો વિચાર કીધો; પણ તેઓને પોતાની આજ્ઞાથી રોકયા એમ છે.

પછી સતીએ યજ્ઞ સમીપ રહી, કીધો મનમાં વિચાર;
એ દુષ્ટ પિતાથી હવી હું શક્તિ, કરું શરીર પરિહાર. ૧૭
પાપી અધર્મી દુષ્ટ પિતા, મુખ જોવા નહિ અધિકાર;
અતિશે દુઃખ પામી સતી મનમાં, નયણે વહે જળની ધાર. ૧૮
હવે પાછાં ફરી સ્વામી ભુવને, મુજથી કેમ જવાય;
સ્વામીની આજ્ઞા લીધી નહિ, તેથી ઉત્તર શો દેવાય. ૧૯
વિના કહે હું આવી વઢીને, માન્યું ન સ્વામિ વચંન;
પિતાજીએ તો આ હેત કીધું, કેમ જાઉં ફરી હું ભુવંન. ૨૦
એવું ધારીને સતી* આવ્યાં, યજ્ઞ કુંડ સમીપ વિખ્યાત;
ઉત્તર મુખે પવિત્ર દર્ભ આસન, કરી બેઠાં સાક્ષાત. ૨૧
બેસી ધ્યાન ધર્યું શંકરનું, કીધું એકત્ર મન;
ઝંપાપાત કર્યો જઈ કુંડમાં, શરીર† તજ્યું તત્ક્ષણ. ૨૨
ત્યારે હાહાકાર હવો જનમાં, જન કંપ્યા ત્યાં સર્વ;
દશ દિગ્પાળ મુનિ સહસ્ર અઠ્યાસી, બીના યક્ષ ગાંધર્વ. ૨૩
મહીપતિ ને અમર સહુનાં, થરથર ધ્રુજે ગાત્ર;
પણ દક્ષ પ્રજાપતિના મનમાં, જે શું કરશે એ જામાત્ર. ૨૪
પછી ઇશ્વરના જે ગણ હતા, તેમણે યજ્ઞ ભાંગવા માંડ્યો;
દક્ષ પ્રજાપતિથી યુદ્ધ કીધું, પૂર્વ ઠામ નવ છાંડ્યો. ૨૫
નંદી ભૃંગી મહા ક્રોધ કરી, યુદ્ધ બહુ કરે મારામાર;
યજ્ઞ ભંગ થયો સુભટ સૌ નાઠા, વરત્યો હાહાકાર. ૨૬
એવું દેખીને ભૃગુ ઋષિએ, ઋભુ‡ ત્યાં ઉપજાવ્યા;
મહા ભયંકર રૂપ ધરીને, શિવગણ સન્મુખ આવ્યા. ૨૭
રક્ત નેત્ર ને વદન વિકાસી, દારુણ કરડે દંત;
વિશાળ બાહુ અતિશે ઉંચા, જાણે જગતનો આણે અંત. ૨૮
તેમણે મહારુદ્રના ગણ સાથે, જઇને કર્યો સંગ્રામ;
સર્વે ગણ જિત્યા રણ યુદ્ધે, નાઠા મૂકી મામ. ૨૯
મારી કાઢ્યા રુદ્ર ગણને, દક્ષે યજ્ઞ ચાલતો કીધો;
સઘળે રક્ષણે સેવક મેલ્યા, ભૃગુ ઋષિએ યશ લીધો. ૩૦
પછી નાઠા ગણ કૈલાસે, આવ્યા શંકર પાસ;
હે શંકર ત્યાં દેહ સતીનો, યજ્ઞ મહિં થયો નાશ. ૩૧
તે સમાચાર રુદ્રને પહોંચ્યા, સાંભળ પરીક્ષિત રાય;
પછી શંભુએ શું કીધું, તેની કહું તુજને કથાય. ૩૨

વલણ

કથા શિવની સુણો હરિ જન, સાંભળતાં અઘ જાય રે;
હવો ચતુર્થસ્કંધનો હવે, પૂર્ણ ચતુર્થોધ્યાયરે. ૩૩

ઇતિ શ્રીમદ્ભાગવતે ચતુર્થસ્કંધે ચતુર્થોધ્યાય ॥ ૪ ॥

## અધ્યાય ૫ મો*

### કડવું ૫ મું–રાગ મારુ

શ્રીશુક મુનિ બોલે વાણીરે, પ્રીત પરીક્ષિત પ્રત્યે આણીરે;
સૂત શૌનકને કહે વાતરે, મૈત્રેય વિદુર પ્રત્યે વિખ્યાતરે.
દક્ષ પ્રજાપતિ કરે યજ્ઞરે, જવા સતિયે કીધું મનરે;
મહાદેવજીએ ઘણું વારીરે, પણ વણ કહે ચાલી નારીરે.
સ્વામી કેરું કહ્યું નવ કીધુંરે, માન પિતાજીએ નવ દીધુંરે;
કીધો તાતે ત્યાં તિરસ્કારરે, સતી પામી દુઃખ અપારરે.
તવ ક્રોધ હવો ઉત્પન્નરે, નેત્રથી પ્રગટ્યો હુતાશનરે;
સતીએ કીધો યજ્ઞમાં ઝંપાપાતરે, ત્યાંહાં વર્ત્યો મહા ઉતપાતરે.
યોગ ધ્યાને તજ્યું શરીરરે, રામા જઈ પોહોંચ્યાં હીમગિરરે;
ત્યારે વર્ત્યો હાહાકારરે, શિવ ગણે દક્ષને દીધો મારરે.
ઋષિ ભૃગુએ ઋભુ ઉપજાવ્યારે, તે યુદ્ધ કરવા ત્યાં આવ્યારે;
શિવના ગણને ઝાલી પછાડેરે, ગ્રહી ચર્ણને ગગને ઉડારેરે.
ઘણાકને એમણે કરડી ખાધારે, તેથી નાઠા શિવ ગણ બાધારે;
વાહન નંદી નાઠો અતિ ગર્વરે, ગણ કૈલાસે આવ્યા સર્વરે.
ઋષિ નારદે જાણી તે વાતરે, જઈ શિવને સંભળાવી ખ્યાતરે;
વીણાધારી આવ્યા કૈલાસરે, જ્યાં બેઠા છે અવિનાશરે.
ઋષિ નારદ બોલે વચંનરે, તમે સાંભળો પંચવદંનરે;
દક્ષ યજ્ઞમાં હુઓ ઉતપાતરે, સતિયે યજ્ઞમાં કીધો દેહ પાતરે.
જોતાં ત્રિભુવનના જન ધીરરે, ત્યાં સતિયે મૂક્યું શરીરરે;
ત્યાં થઈ રહ્યો છે હાહાકારરે, સ્વામિ હું આવ્યો કહેવા સમાચારરે.
એવાં વચન સુણી મહાદેવરે, ઘણું કોપે ચડ્યા તતખેવરે;
થયાં લોચન લાલ વિકાળરે, જાણે પાવક નાંખે જ્વાળરે.
ઉગ્ર શી રોમાવળી દેહરે, સ્વરૂપ વાધ્યું ક્ષણમાં તેહરે;
શિવ કનકાચળવત શોભેરે, દૃષ્ટિ આગળ કો નવ થોભેરે.
મહાદીર્ઘ બાહુ વિશાળરે, કંઠે શોભે છે રુંઢ માળરે;
વિષધર સર્પ કરે ફુત્કારરે, ગ્રહ્યાં શિવજીએ સહુ હથિઆરરે.
ડાકડમરુપિનાકપંચબાણરે, પશુપતિએ ત્રિશૂળ ગ્રહ્યું પાણરે;
ઘણું કોપ્યા તે દેવ ત્રિપુરારીરે, જાણે બ્રહ્માંડ નાંખે પ્રજાળીરે.
પંચ વદને ગર્જના કીધીરે, ત્યારે અવની સઘળી બીધીરે;
નાઠા જન સૌ પામી ત્રાસરે, કો ન આવે સદાશિવ પાસરે.
ઘણું કોપ્યા કૈલાસનો નાથરે, ઉંઠી દંત ને ઘસતા હાથરે;
શિવે જટા ગ્રહી કરે ત્રાડીરે, ગિરિ કૈલાસ સાથ પછાડીરે.
થયો શબ્દ ભયંકર ભારીરે, તેથી ઉદય હવો એક વીરરે;
મહા દીર્ઘ પ્રચંડ તેનું રૂપરે, જટા તામ્ર વરણ અનૂપરે.

---

* ઝંપાપાત કરવા માટે સતીએ પીળાં વસ્ત્ર પહેર્યાં.
† શરીર સમાધિના અગ્નિથી દુરત બળી ગયું એમ મૂળમાં છે.
‡ ઋભુ નામના દ્વજરો દેવતાઓ જેઓએ તપ કરીને સોમપાન મેળવ્યું છે, તેઓને યજુર્વેદના મંત્રથી હોમ કરી પ્રકટ કર્યા.

* આ પાંચમા અધ્યાયમાં સતીના દેહાર્પણની વાત સાંભળી ક્રોધથી મહાદેવે વીરભદ્રને ઉત્પન્ન કરી દક્ષને માર્યો, તે કથાપ્રસંગ છે. આ અધ્યાયમાં મહાદેવના ભયંકર રૂપનું વર્ણન તદ્દન નવું છે, બાકી પુનરાવર્તનનો છે.

તેના પ્રચંડ બાહુ* વિશાળરે, નેત્ર જાણે અગ્નિની જ્વાળરે;
અતિ દીર્ઘ ને દારુણ દંતરે, જાણે વિશ્વનો કરશે અંતરે.
વિશાળ ભાળ જટા છે માથેરે, તીવ્ર આયુધ ધરીયાં હાથેરે;
અતિ ક્રોપ્યા તે આણી રીસરે, ગગને જઈ પહોંચ્યું શીશરે.
કરી ક્રોધ ગર્જના વેગરે, જાણે આપ અષાડો મેઘરે;
આવી શિવને કીધો પ્રણામરે, સ્વામી હું સરખું કાંઈ કામરે.
તેનું વીરભદ્ર અભિધાનરે, તવ બોલ્યા શ્રીભગવાનરે;
પછી શિવજી બોલે વચનરે, વીરભદ્ર દક્ષનો યજ્ઞરે.
જઈને ભાંગોને બળવંતરે, દક્ષ પ્રજાપતિનો કરો અંતરે;
એવાં વચન કહ્યાં મહાદેવરે, ચાલ્યો ગણ લઈ આજ્ઞા એવરે.
પ્રૌઢ પર્વત સરખી કાયરે, વાયુ વેગે ચાલ્યો જાયરે;
ભૂ કંપાવતો ક્રોધે આવેરે, કોને મનમાંહે નવ લાવેરે.
જાણે પર્વત શિખરનું શૃંગરે, એવું દૂરથી દીસે અંગરે;
આવ્યા દક્ષ યજ્ઞની પાસરે, જોઈ જન તે સૌ પામ્યા ત્રાસરે.
શિવ સેવકે ઋભુને મારયારે, જન નાસે ને નેત્રે જળધારારે;
મંડપના સ્થંભ પાડી નાખ્યારે, ઋભુ ચર્ણ થઈને પછાડ્યારે.
મુનિ માત્રને દીધો મારરે, સહુ નાઠા તેણી વારરે;
છત્રીશ રાજ કુળના જન સર્વરે, નાઠા તજીને મનમાં ગર્વરે.
દેવતા સહુ નાઠા જાયરે, પુંઠે શિવગણ સહાવા ધાયરે;
દુંદભિ આદે વાજિત્ર સૌ ફોડ્યાંરે, ઉપવીત ઋષિ કેરાં તોડ્યાંરે.
કુટી ભાંગી ભેરી નફેરીરે, ઉપરકર નાખ્યાં સર્વ વેરીરે;
કરી ઘૃતની ધારા ખાંડીરે, યજ્ઞ પાવકે જ્વાળા છાંડીરે.
સ્વરૂપ† જુદું ધરીને હણુરે, નાઠો અગ્નિ ચલાવી ચરણુરે;
ધર્મરાયે વાયસ ધરી દેહરે, યમ સદન નાઠા તેહરે.
કાકીડો થઈ જઈને કુબેરરે, ભારદ્વાજ પક્ષિ થઈ ચાલ્યા ઘેરરે;
કોઈ મોર કો હંસનું રૂપરે, ખગબગ ચાતક થઈ રહ્યા ચૂપરે.
હુત દ્રવ્યનાં ભાગ્યાં પાત્રરે, કો રહી ન શક્યો ક્ષણ માત્રરે;
મંડપ નાખ્યો ઉડાડી આકાશરે, ત્યાં સૌ કરે નાસાનાસરે.
શુચિ સત્ર કરથી ખેંચી લીધીરે, અતિશે માર સૌને દીધીરે;
ઋષિ ભૃગુની મૂછ ને ડાઢીરે,§ વીરભદ્રે ઝાલી ઉપાડીરે.
ગુરુ આચાર્ય પુરોહિત દુઃખ પામેરે, દુઃખી કીધા નરને નામેરે;
પૂષાનું મુખ ગ્રહી પાડ્યા દંતરે,‖ ઘણા સુભટનો આણ્યો અંતરે.
ભગદેવનાં કાઢ્યાં લોચનરે,¶ શુકેતનાંક શ્રવણ કીધાં છેદનરે;
કોના પગ ને કોના હાથરે, ઝાલી પછાડ્યા પૃથિવ સાથરે.

જૂએ પાછા ફરી સૌ નાસરે, આવ્યો વીરભદ્ર પ્રજાપતિ પાસરે;
દક્ષનું મસ્તક *ચુંટી અળગું કીધુંરે, કેશ પકડી હાથમાં લીધુંરે.
શિર નાંખ્યું અગ્નિકુંડ માંહિરે, તવ હાહાકાર સર્વત્ર થાયરે;
એવો વીરભદ્ર શિવનો અંશરે, સઘ કીધો યજ્ઞ વિધ્વંસરે.
વીરભદ્રે કીધો એમ ઘાણુરે, સતી નાશ ક્રોધથી જાણુરે;
અતિ કરતો એ ત્યાંહે અનર્થરે, વારવાને ન કોઈ સમર્થરે.

વલણ

વારવાને સમર્થ કો નહીં, સાંભળો પરીક્ષિતરાયરે;
એકવાર બોલો શ્રીહરિ, હવો પૂર્ણ પંચમોધ્યાયરે.

ઇતિ શ્રીમદ્‌ભાગવતે ચતુર્થસ્કંધે પઞ્ચમોઽધ્યાયઃ ॥ ૫ ॥

## અધ્યાય ૬ ઠો†

### કડવું ૬ ઠું–રાગ વેરાડી

વેદવ્યાસ સુત વદતા વાણી, સાંભળો પરીક્ષિતરાય;
વીરભદ્રે યજ્ઞ ભાંગ્યો, હાહાકાર ત્યાં થાય. ૧
અમર માત્ર ને મુનિ સર્વે, નાઠા ગુણ ગાંધર્વ;
સોમ સૂર્યવંશી રાજા નાઠા, મૂકી મનના ગર્વ. ૨
સહસ્ર અઠ્યાસી મુનિવર સાથે, અમર સહુ કો જંન;
ટોળે મળીને સર્વકો આવ્યા, શીઘ્રે બ્રહ્મસદન. ૩
બ્રહ્મા ચરણે નમીને દેવો, સ્તુતિ કરે છે અપાર;
દક્ષ યજ્ઞ સતીનું વૃત્તાંત, જેથી દુભાયા ત્રિપુરાર. ૪
પિતામહ શરણે રાખો હવે, આવ્યો અમારો અંત;
ત્રૈલોક્ય સઘળે પ્રલય કરશે, કોપ્યા શ્રીભગવંત. ૫
તવ બ્રહ્માજી‡ આસનથી ઉઠ્યા, સાથે દેવ સભાય;
સુરિનર મુનિવર સાથે લઈને, ગિરિ કૈલાસે જાય. ૬
મનોહર રચના સુંદર શોભે, મણિમય ગિરિ કૈલાસ;
ચિત્રભુવન ગોખસ્તંભ જાળીયાં, રત્નજડિત્ર અવાસ. ૭
જડિત કટેરા રમ્ય ઝરુખા, શોભે મેડી માળ;
સ્ફટિક મણિ હીરા મુક્તાફળ, દીસે ઝાકઝમાળ. ૮
પંચરંગી ધ્વજા પતાકા, કનક કળશ ચળકાર;
પંચ શબ્દ દુંદભિ ગર્જના, શંકરજીને દ્વાર. ૯
વન ઉપવન વાટિકા સુંદર, વૃક્ષ અપરિમિત સાર;
પ્રફુલ્લિત કુમુદિની ને, ભ્રમર કરે ગુંજાર. ૧૦
વાપી કૂપ સરોવર મનોહર, ભરીયાં ખાયે લેહેર;
પ્રફુલ્લિત પુષ્પ ને ફળ ફળેલાં, મધુરજ મારુત વાર. ૧૧
મધુર કોકિલા શબ્દ સોહાવે, ખગબગ સારસ હંસ;
શીતળ વન શોભા છે સઘળે, દીસે શંકર અંશ. ૧૨

* તેને એક હજાર હાથ હતા † પ્રાચીનબર્હિ રાજા જુવે છે તેથી પોતાની તો ધાસ્તી નથી, તેમ છતાં આ ધૂજ કયાંથી હશે છે, એ પ્રમાણે સૌ માણસો અનેક તર્કો કરે છે ‡ અહિંથી માંડી ભ કડી સુધીમાં લખે છે કે જુદું જુદું રૂપ લઈ દેવતા નાઠા, તે જુદાં જુદાં રૂપ ધરવાની મૂળમાં વાત નથી. § ભૃગુએ દાઢી અને મૂછપર હાથ નાંખી હસી કરી હતી તેથી તેની દાઢી મૂછનો નાશ કીધો ‖ પૂષાદેવ મહાદેવને જોઈ દક્ષની સભા વચ્ચે દાંત દેખાડી હસ્યો હતો તેથી તેના દાંત પાડી નાખ્યા. ¶ દક્ષે સભા વચ્ચે નિંદા કરી ત્યારે આંખના આજુસારાથી ભગે સૂચના કરી હતી ‖ શુકેતના કાન કાપ્યાની વાત મૂળમાં નથી.

* દક્ષનું મસ્તક શસ્ત્ર અસ્ત્રથી કપાયું નહિ, તેમ તેની ચામડી પણ કપાઈ નહિ ત્યારે યજ્ઞમાં ગળું દાબી પશુને જેમ મારવામાં આવે છે, તેમ તેને મારી નાંખ્યો † આ છઠ્ઠા અધ્યાયમાં દેવતા સહિત બ્રહ્માજીએ શંકર પાસે જઈ દક્ષાદિકના જીવિતની આદરથી સાંત્વના કરવાનો કથાપ્રસંગ છે. ‡ બ્રહ્મા અને જગતના આત્મા નારાયણ આના ભવિષ્યને જાણી પ્રથમથી જ નહોતા ગયા.

અમર માત્ર ઈચ્છે નિત વસવા, એવી સુંદર વાડી;
ધનદ કુબેર યક્ષગણુ શિવના, રમતા દહાડી દહાડી. ૧૩
અનેક પાર્ષદ સેવા કરતા, શ્રીશંકરની પાસ;
જેના નામથી જન્મ કોટિનાં, દારુણ અઘનો નાસ. ૧૪
ત્રિશૂળ ધારી શ્રીત્રિપુરારી, વ્યાઘાંબર આસંન;
જટા જૂટ ગંગા અર્ધાંગે, બેઠા પંચવદંન. ૧૫
શંકર પોતે બેઠા સુંદર, શીતળ વટને* છાય;
ચંગ મૃદંગ ઉપંગ નાદ, પ્રભુ આગળ તાંડવ થાય. ૧૬
ઋષિ નારદજી ગાન કરે છે, વીણા લઈને હાથ;
બેઠા છે જ્યાં સ્વામિ સદાશિવ, ઉમિયા કેરા નાથ. ૧૭
તેણે સમે ત્યાં બ્રહ્મા આવ્યા, સાથ સુરિનર સર્વ;
શ્રીશંકર પોતે ચરણે નમિયા, મૂકી મનના ગર્વ. ૧૮
ઋષિ દેવતાએ વંદિત, વદે વચન બ્રહ્માય;
આ અમર માત્ર આદે ઋષિ, સૌની કરવી શિવ રક્ષાય. ૧૯
સ્તુતિ અપરિમિત બોલે બ્રહ્મા, વદે સુખે ઉચ્ચાર;
કર્પૂર ગૌર કૃપાનિધિ શંકર, કો નવ પામે પાર. ૨૦
પંચવદન પાવન ઉપમા, ઓઢવાને તે ગજ ચર્મ;
રુંઢ માળ ને ચંદ્ર ભાલે, એવા શિવ પરબ્રહ્મ. ૨૧
ડાક ડમરુ પિનાક પાણી, અનાથ રક્ષક શર્ણ;
કૃપાનિધિની દયાથકી, સૌ વિઘ્ન જાયે આવર્ણ. ૨૨
દક્ષ પ્રજાપતિ યજ્ઞ સતીની, પ્રભુ તમે જાણો વાત;
વીરભદ્ર ગણે આવીને ત્યાં, કીધો મહા ઉત્પાત. ૨૩
ધ્વંસ યજ્ઞનો કરીને પછી, છેદ્યું દક્ષનું શિશ;
કૃપાનિધિ અમ વિનતિ સુણીને, આજ ઉતારો રીશ. ૨૪
તમો ત્યાં પધારો સ્વામી તો, યજ્ઞ સંપૂર્ણ થાય;
દક્ષ પ્રજાપતિ ઉઠે તમથી, સ્વામિ બીજો ન ઉપાય. ૨૫
ભોળા છો પ્રભુ દયાળુ છો, અતિશે રીશ ન ધરવી;
યજ્ઞ દક્ષનો પૂર્ણ કીજે, પ્રભુ સાર અમારી કરવી. ૨૬
મહાનુભાવની અવગણુના કરી, તો તેવું પામ્યો ફળ;
ઉઠા હવે અવિનાશ, ત્યાં છે ભાગ તમારા સકળ. ૨૭
એવી અપરિમિત સ્તુતિ કરીને, સુર અજ નમિયા પાય;
તવ શિવજીએ ક્રોધ તજ્યો ત્યાં, જયજય શંભુરાય. ૨૮

વલણ

જયજય શ્રીશિવજીતણી, સૌ અમર મુનિ ગુણ ગાયરે;
શ્રોતા બોલો શ્રીહરિ, થયા ચતુર્થના છ અધ્યાયરે. ૨૯

ઇતિ શ્રીમદ્ભાગવતે ચતુર્થસ્કંધે ષષ્ઠોઽધ્યાયઃ ॥ ૬ ॥

---

* એ વડ સો યોજન ઉંચો, પોહોળો યોજન ઘેરાવવાળો, ફરતી અખંડ છાયા કરનારો, પક્ષીઓના માળા વિનાનો અને તાપ રહિત છે.

## અધ્યાય ૭ મો*

### કડવું ૭ મું—રાગ સામેરી

વ્યાસ નંદન ઉચરે તે, સાંભળો અભિમન્યુ તંનરે;
બ્રહ્મા પ્રત્યે વાણી વદે, પરિબ્રહ્મ પંચ વદંનરે. ૧
મહાદેવ કહે તમો આવ્યા, માટે હું આવું છું ત્યાંહેરે;
નિશ્ચે જાણો તમ વચનથી, ક્રોધ તજ્યો મેં આંહેરે. ૨
ભોળા શંકર વદે વાણી, દયા આણી ઈશરે;
હવે શ્વશુર દક્ષના ઉપરથી, ઉતરી મારી રીશરે. ૩
યોગ્ય દંડ મેં દીધો સર્વને, હવે કરશું કોઈ ઉપાયરે;
દક્ષ શ્વસુરનું હવે, બોકડાનું શિર થાયરે. ૪
અન્ય દેવોને દેવ વૈદ્યજી, કરશે સારાં અંગરે;
ભૃગુને બોકડાની દાઢી મુછ, તેથી શોભતો સંગરે. ૫
પછી શિવજી ઊઠિયા, ત્યાંથી બ્રહ્મા સાથે દેવરે;
દક્ષ પ્રજાપતિના યજ્ઞ સમીપે, આવિયા મહાદેવરે. ૬
તવ દક્ષ પ્રજાપતિની ચોપીતા, સામી આવી સ્ત્રીજંનરે;
અર્ઘ્ય આરતી સ્તુતિ પૂજન, કરે ભાવે સ્તવંનરે. ૭
સકળ સુંદરી સાથ મનમાં, ધરી અતિ ઊમંગરે;
પંચામૃતથી પ્રક્ષાલન કરીને, પૂજ્યું શિવલિંગરે. ૮
મહારાજ તમો વહાલા સગા છો, અમારા સુપાત્રરે;
કૃપા કરો મુજ સ્વામી ઊઠે, મહિમા રહે જામાત્રરે. ૯
તવ કૃપા કીધી શંભુયે, તૂઠ્યા દયાનિધિ ઈશરે;
દક્ષ પ્રજાપતિને જીવાડ્યો, ચોડી અજાનું શિષરે. ૧૦
અમૃતનો અભિષેક દેતાં, ઉઠ્યો તેણી વારરે;
તેણે સમે તે યજ્ઞ સાંનિધ્ય, હુવો જય જયકારરે. ૧૧
ભૃગુ ઋષિને અજા કેરી, આપી દાઢી મૂછરે;
શોભા રાખી સર્વની, શંકરે કીધા ઊંચરે. ૧૨
ભગદેવને અજ† નેત્ર આપ્યાં, પૂષાને અજ‡ દંતરે;
પ્રાણી માત્ર સર્વ કો ઉઠાડીને, કરુણા કરી ભગવંતરે. ૧૩
દક્ષ પ્રજાપતિ ઉઠાડ્યા ત્યાં, જય જય શબ્દ બોલાયરે;
નિદ્રા તજીને જાગીયે તેમ, સૌ જન બેઠા થાયરે. ૧૪
મહાદેવને ચર્ણે નમ્યા સૌ, તજી મનનો ગર્વરે;
સ્તુતિ ઘણી મુખ ઊચરે, સન્મુખ રહીને સર્વરે. ૧૫
દક્ષ પ્રજાપતિએ સ્તુતિ કીધી, સંતોષ્યા સ્વ જામાત્રરે;
અપરાધ ક્ષમા કરો સ્વામી અમારો, ત્યારે શિવ રીઝયા તત્રરે. ૧૬

---

* આ સાતમા અધ્યાયમા ભગવાન્ પ્રકટ થતાં દક્ષ અને સદાશિવ, વગેરેએ તેમની સ્તુતિ કરી અને તેમણે દક્ષ પાસે યજ્ઞ શરૂ કરાવ્યો, તે કથાપ્રસંગ છે. † ભગદેવના પોતાના યજ્ઞ ભાગને મિત્ર દેવ-તાની આંખોથી દેખશે, એમ મૂળમાં છે.

‡ દાંત ફાકનાર પૂષાદેવ યજમાનના દાંતોથી ખાશે; અને દેવતાઓ કે જેણે મને ઉચ્છિષ્ટ ભાગ આપ્યો તેઓનાં અંગ સંધાઇ જશે, પણ જેઓનાં અંગનો નાશ થઇ ગયો છે, તેઓની બાહેનું કામ અશ્વિની-કુમારની બાંહોથી ચાલશે; અને હાથનું કામ પૂષા દેવના હાથથી ચાલશે; એ પ્રમાણે તે સર્વને સારા કરવાનાં વરદાન તો મૂળ ભાગવતમાં કૈલાસમાંજ દીધેલાં છે, એમ લખેલું છે.

પછી શિવજીને ભૃગુ ઋષિ, સ્તુતિ કરી નમ્યા ચર્ણરે;
તમ પાર કો પામે નહીં, ધન્ય પ્રભુ અશર્ણશર્ણરે. ૧૭
પુષ્પ વરસે તહિ અંતરિક્ષથી, વિચિત્ર વૃષ્ટિ ધારરે;
પછી યજ્ઞ* કીધો ચાલતો, પ્રભુ તુઠ્યા શ્રીત્રિપુરારરે. ૧૮
ભૃગુએ હોમ કર્યો શ્રુતિ મંત્રે, કુંડ વેદી માંહિરે;
ધ્યાન ધર્યું પરબ્રહ્મનું, એકાગ્ર ચિત્તે ત્યાંયરે. ૧૯
શ્રીહરિ પૂર્ણાહુતિ સમે, કુંડમાં પ્રગટ્યા એવરે;
પુષ્પ વૃષ્ટિ હવી ગગનથી, હરખ્યા સુરિનર દેવરે. ૨૦
શંખ ચક્ર ગદા પદ્મ, દિસે દેહ પરમ નિધાનરે;
ચંદ્ર જેવી કાંતિવાળા, શોભે શ્રીભગવાનરે. ૨૧
વક્ષઃસ્થળમાં લક્ષ્મી સોહે, વનમાળા ઉર ધારીરે;
સૂર્ય જેવો કિરિટ સોહે, પધાર્યા દેવ મોરારીરે. ૨૨
ત્યાં શિવ બ્રહ્મા દક્ષ અમરે, સ્તુતિ કીધી અનંતરે;
દક્ષ પ્રભુ સંતોષિયા, સાક્ષાત શ્રીપરબ્રહ્મરે. ૨૩

દક્ષ વચનઃ—
ત્રણ અવસ્થા રહિત પ્રભુ શ્રી, માયાથી સ્વતંત્રરે;
રાગ દ્વેષાદિકથી મોકળા, નમું એવા શ્રીભગવંતરે. ૨૪

ઋત્વિજ વચનઃ—
ઉપાધિ માયા રહિત હે પ્રભો, ન જાણીએ તુજ તત્વરે;
ધર્મ વેદના પાલન કર્તા, એવા નમું શ્રીભગવંતરે. ૨૫

મહાદેવ વચનઃ—
હે વરદ! વૈરાગ્યવાન છતાં, સુજને કહે આ લોક ભ્રષ્ટરે;
અનુગ્રહ તું કરે સદા, હું નમું શ્રીભગવંતરે. ૨૬

ભૃગુ વચનઃ—
ગહન ગતિ છે તુજની, કોઈ પ્રાણી ન પ્રીછનારરે;
બ્રહ્મના પ્રિય હે સખા, કર કૃપા તું આ વારરે. ૨૭

બ્રહ્મા વચનઃ—
માયાથી વિરક્ત પ્રભુ તું, જડ જંગમથી દૂરરે;
સર્વ પદાર્થનો તું અધિષ્ઠાતા, તું સુરનો પણ સુરરે. ૨૮

ઈંદ્ર વચનઃ—
જગત પાળક દૈત્ય નાશક, પ્રૌઢ આયુધ ધારીરે;
અષ્ટ ભુજાવાળા હે અચ્યુત, નમું તુંને દેવ મોરારીરે. ૨૯

સ્ત્રી વચનઃ—
તુજ પૂજનાર્થ બ્રહ્માજીએ, યજ્ઞ કીધો ઉત્પન્નરે;
કમળ જેવી દૃષ્ટિથી કર કૃપા, શિવે કીધો યજ્ઞ પતનરે. ૩૦

ઋષિ વચનઃ—
નિર્લેપ કર્મ રહિત પ્રભુ, તમે છો લક્ષ્મીના નાથરે,
આદર કરી કૃપા કરો, અહો અનાથનો હાથરે. ૩૧

સિદ્ધ વચનઃ—
માયાના દાવાનળથી, બળતો આ જીવ ઉગારરે;
અસાર સંસાર સાગર માંહિથી, પ્રભુ તું ભવપાર ઉતારરે. ૩૨

દક્ષ સ્ત્રી વચનઃ—
કૃપા કરો લક્ષ્મીપતિ, તુજ શોભાનો નવ પારરે;
મસ્તક વિના નવ અંગ શોભે, શોભે ન યજ્ઞ આ વારરે. ૩૩

સર્વ સભાસદ બોલિયા, તું ટાળ્ય કલેશ કંકાસરે;
આ માયિક શરીર પ્રગટ્યું, કર અજ્ઞાનનો નાશરે. ૩૪
પછે વિદ્યાધર ગાંધર્વ સર્વે, બોલે સ્તુતિ વચનરે;
વેદ અગ્નિ દેવ યોગેશ્વર, કરે હરિતણું કીર્તનરે. ૩૫
એમ સર્વ સભાજને કીધી, સ્તુતિ તેણીવારરે;*
નેતિ નેતિ વચન કહ્યાં, ગાયા ગુણ જગદાધારરે. ૩૬
યજ્ઞ ફળ સૌએ પરમેશ્વરને,† અર્પ્યું તેણી વારરે;
હરિ હર બ્રહ્મા ત્રણે એક છે, અંતર નથી લગારરે. ૩૭
દ્વિભાવ આણી લેખશે, મન વિશે અંતર જેહરે;
સ્વર્ગ સુખ વૈકુંઠ પદવી, મોક્ષ ન પામે તેહરે. ૩૮
તીર્થ વ્રત ને યજ્ઞ જપ તપ, આચરવું જે ધર્મરે;
તે સમર્પણ સૌ કરો પ્રભુને, સાધન સેવા કર્મરે. ૩૯
દક્ષ‡ યજ્ઞ પરિપૂર્ણ હવો, સહુ પોહોંચી મનની આશરે;
વરદાન આપી દક્ષને, હવા અંતર્ધ્યાન અવિનાશરે. ૪૦
અમર મુનિ સૌ આજ્ઞા માગી, સ્વસ્થાનકપર જાયરે;
રાજા રાજકુલ છત્રિશ તે, નિજ નગરે પોહોંચાયરે. ૪૧
દક્ષ યજ્ઞની વાર્તા કરતા, પ્હોંચ્યા સહુ નિજ દેશરે;
વિષ્ણુ શંકર દેવતા સૌ, પ્રજાપતિ અમરેશરે. ૪૨
તવ રાય પરીક્ષિત પ્રશ્ન પૂછે છે, કહો શુકમુનિજનરે;§
દક્ષ પ્રજાપતિ કેરા યજ્ઞમાં, સતીએ ઝંપાવ્યું તનરે. ૪૩
શરીર તજી પછી શ્રીસતીએ, કયાં ધર્યો અવતારરે;
તવ શુકદેવજી વાણી વદે છે, રાય સુણો વિસ્તારરે. ૪૪
સતીનું રીષ્ટ સુણી શંકર, કૈલાસ વનને સેવેરે;
ગંગા સાંનિધ્ય ઉગ્ર તપસું, બેઠા શ્રીમહાદેવરે. ૪૫
હિમાચળગિરી કેરે ભુવને, સતીએ લીધો અવતારરે;
તેઓ તપ કરે છે હિમગિરિ વિષે, ભજતાં શ્રીત્રિપુરારરે. ૪૬
શિવજીએ નિજ મન વિષે, કંદર્પ કીધો દહનરે;
ત્યાં રતિને વરદાન આપ્યું, પ્રભુ પંચવદનરે. ૪૭
હિમાચળે સ્વયંવર કરીને, માંડ્યો સતીનો વિહવાયરે;
નારદ ઋષિએ જઈ શિવને, કીધો સૌ મહિમાયરે. ૪૮
હિમગિરિ ઘેર જઈ નારદે, ગુણવર્ણ્યા શિવના અનેકરે;
મહાદેવજીએ જાનમાં તેડ્યા, સુરમુનિ કરીને વિવેકરે. ૪૯
સભા કરીને બેઠા શંકર, પ્રભુ પોતે ભગવાનરે;
જેને જેવી યોગ્યતા છે, તેને તેવું દીધું માનરે. ૫૦

---

* યજ્ઞ કપાલાર રચાવેલો પુરોડાશ વિષ્ણુના ઉપરથી દેખ્યો.

* દક્ષ સભાસદ, ભૃગુ, ઈંદ્ર, મહાદેવ, ઋત્વિજ, બ્રાહ્મણોની સ્ત્રીઓ, ઋષિઓ, સિદ્ધ લોકો, દક્ષની સ્ત્રી, લોકપાલ, યોગેશ્વરો, વેદ, અગ્નિ, ગંધર્વો, વિદ્યાધરો, બ્રાહ્મણો અને મૈત્રેય આદિ સર્વેએ વિસ્તારપૂર્વક જુદી જુદી રીતે પ્રભુના ગુણની સ્તુતિ કરી છે.

† વિષ્ણુએ દક્ષને કહ્યું કે અમો ત્રણે દેવ એક જ છિયે, જેમ માથું શરીરથી જુદું નથી તેમ અમે ત્રણે જુદા નથી, અજ્ઞ લોકો જુદા માને છે.

‡ એ પ્રમાણે દક્ષે વિષ્ણુ આદિ તમામનું પૂજન કરી સર્વને વિદાય કીધા.

§ મૂળ ભાગવતમાં આ પ્રસંગ સંક્ષેપમાં છે.



હિરણ્યાક્ષનો વરાહ ભગવાન વધ કરે છે

"ગુજરાતી" પ્રેસ, ફોર્ટ, મુંબઈ-૧



ધ્રુવજીને ભગવાનનું દર્શન



ધ્રુવજીને નારદનો સમાગમ

"ગુજરાતી" પ્રેસ, કોટ, મુંબઈ-૧

મહાદેવ વરઘોડે ચડ્યા, શોભા કહી નવ જાયરે;
ગિરિહિમને મંડપે આવ્યા, શોભા સહિત શિવરાયરે. ૫૧
મેનકા આવી પોંખવા, તે હિમગિરિની નારરે;
જામાત્ર દીઠા રૂપે યોગી, વૃષભપર અસવારરે. ૫૨
લજ્જા પામી સુંદરી તવ, શિવ દિવ્ય ધર્યું રૂપરે;
તવ આનંદ આણી પોંખિયા, કૃપાનિધિ શંકર ભૂપરે. ૫૩
મંડપમાં ગિરિજા પધરાવી, મળિયા હાથો હાથરે;
અમર ઋષિ ગણવૃંદ સર્વે, હસ્યા તે મન સાથરે. ૫૪
ત્યાં હિમાચળે હર્ષ ધરીને, આપ્યું કન્યાદાનરે;
પહેરામણી અતિ કરીને, સંતોષ્યા ભગવાનરે. ૫૫
અર્ધાંગે પાર્વતી ધરીને, શિવે માગી આજ્ઞાયરે;
ગિરિહિમ વળાવી વળ્યા, પછી શિવ કૈલાસે જાયરે. ૫૬
વિવાહ હવો વિધિયે કરી, શિવજી આવ્યા નિજ ધામરે;
સુરિનર મુનિને આજ્ઞા હવી, સૌ ગયા પોતાને ઠામરે. ૫૭
યાચક ભક્ત સંતોષિયા, સર્વની પૂરી આશરે;
જયજય શબ્દ કુસુમ વૃષ્ટિ થાય, શોભે ગિરિ કૈલાસરે. ૫૮
શુકદેવ વાણી ઊચરે, સાંભળો પરીક્ષિત રાયરે;
નરનારી શ્રવણે ધરે, પવિત્ર દક્ષની કથાયરે. ૫૯
પ્રજાપતિનો યજ્ઞ અને, રુદ્રનો વિહવાયરે;
એકાગ્ર ચિત્તે સાંભળે જીવ, તેનાં પાતક જાયરે. ૬૦
ધર્માર્થ કામ ને મોક્ષ પામે, વૈકુંઠ પ્રાપ્તિ થાયરે;
નવસે નવાણું તીર્થ નિજ, ભુવનમાં બેઠા નહાયરે. ૬૧
તવ શ્રીસૂતપુરાણી પ્રત્યે, પૂછે શૌનક મુન્યરે;
સુણો પ્રભુ હું પુછું તમને, વાત રહી મુજ મનરે. ૬૨
શિવની પત્ની સતી જેહ, પ્રજાળી યજ્ઞમાં કાયરે;
ગરિજા પાર્વતી નામ એમનાં, કારણ શું કહેવાયરે. ૬૩
સૂત પુરાણિક બોલીયા, સાંભળો શૌનક મુનિરાયરે;
પર્વત કેરી કન્યા માટે, પાર્વતી નામ ધરાયરે. ૬૪
વળી પર્વતનું નામ અવર છે, ગિરિ એવું અભિધારરે;
ગિરિની તનયા માટે ગિરિજા, શાસ્ત્ર તણે અનુસારરે. ૬૫

વલણ

શાસ્ત્ર તણે અનુસાર નામ છે, ગિરિતનયા આદે સહી;
ચતુર્થસ્કંધ શ્રીભાગવતની, સપ્તાધ્યાય કથા કહી. ૬૬

ઇતિ શ્રીમદ્ભાગવતે ચતુર્થસ્કંધે સપ્તમોધ્યાયઃ ॥ ૭ ॥

## અધ્યાય ૮ મો*

### કડવું ૮ મું–રાગ આશાવરી

સૂત પુરાણિક વદે વાણી, સાંભળો શૌનક ઋષિ;
પરીક્ષિતને કથા કહેવા, શુક મુનિ મન દયા વશી. ૧

* આ આઠમા અધ્યાયમાં સાવકી માના વચનથી ધ્રુવને ક્રોધ ચડ્યો, તેથી વનમાં જઈ તપ કરી ભગવાનને પ્રસન્ન કર્યા તે કથા છે.

પ્રજાપતિના સુત સનકાદિક,* રહ્યા જોગી જેહ;
વળી અધર્મથી† ઉપન્યાં જે, દંભ માયા દેહ. ૨
તેનો પરિવાર હવો બહુ, તું સાંભળ પરીક્ષિત રાય;
સ્વાયંભુવ મનુના સુત જે બે, તેની કહું કથાય. ૩
જ્યેષ્ઠ તન કેરું શુભ કહીએ, પ્રિયવ્રત રાજા નામ;
કનિષ્ઠ ઉત્તાનપાદ નૃપ, સહાય જેને પૂરણકામ. ૪
ઉત્તાનપાદ રાયને સુંદર, શોભિત છે બે નાર;
એક સુરુચી, બીજી સુનીતિ, કરે સ્વામીની ભક્તિ અપાર. ૫
સુરુચિ ઉપર પ્રેમ ઘણો વળિ, રાજાનું બહુ માન;
સુનીતિ અળખામણી, તેનું કહ્યું ન સાંભળે કાન. ૬
ઉભય સ્ત્રી સેવે સ્વામીને, આનંદે અનુદિન;
શ્રીજગદીશ કૃપાથી બેઉને, હવો એકેકો તન. ૭
રૂપે સુંદર મહા મનોહર, જેવા શોભે કામ;
બન્ને પુત્રનાં રાયે ધ્રુવજી ને, ઉત્તમ ધરિયાં નામ. ૮
એક સમયે રાયને ખોળે બેઠો, અપરમાતાનો‡ તંન;
તેણે સમે ધ્રુવ પ્રત્યે વદે, સુનીતિ માત વચંન. ૯
વસ્ત્ર અનુપમ અંગ ધરાવી, પહેરાવ્યો શણગાર;
કુંવર સજ કરીને માતાયે, મોકલ્યો રાજસભા મોઝાર. ૧૦
તેણે સમે મહીપતિને ખોળે, બેઠો રમે છે બાળ;
ધ્રુવજી આવી તેની પાસે, બેઠા જઈ તત્કાળ. ૧૧
ભૂપતિને મન બેઉ§ સરખા, લીધા ઉછંગે તાત;
એવું જોતાં આવી સુરુચિ, જ્યેષ્ઠ પુત્રની માત. ૧૨
ક્રોધથી તિરસ્કાર કરીને, ઝાલ્યો ધ્રુવનો‖ હાથ;
ઉછંગથી અળગો કર્યો, દેખે સભા સહુ સાથ. ૧૩

સુરુચિ વચનઃ—

મહીપતિને ઉછંગે બેસવા, યોગ્ય તું ક્યાંથી કુમાર;
કઠણ જે મંદભાગિણી માતાના, ઉદરે પામ્યો અવતાર. ૧૪
તે માટે અધિકાર નહિ, કેમ બેઠો રાયને ખોળે;
એમ અપરમાતા ધ્રુવજી પ્રત્યે, વાક્ય વાંકાં બોલે. ૧૫
જો તું ઇચ્છ ઉછંગ બેસવું, તો તપ કર જઈ મહાવન;
ઉગ્ર ધ્યાન ધરતાં ત્યાં તુજને, પ્રભુજી થાય પ્રસન્ન. ૧૬
તુજને પ્રભુ વરદાન આપશે, કરુણા કરી શ્રીમોરાર;
તેવે સમે તું મારે ઉદરે, માગજે અવતાર. ૧૭

* સનકાદિક, નારદ, ઋભુ, હંસ, અરુણિ અને યતિ એટલા બ્રહ્માના પુત્રો નૈષ્ઠિક બ્રહ્મચારી રહ્યા, એટલે તેઓએ ગૃહસ્થાશ્રમ કર્યો જ નહિ. † અધર્મની સ્ત્રી મૃષાથી દંભ અને માયા એ બે સંતાન થયાં, તેને સંતાન વગરનાં નિર્ઋતિએ રાખ્યાં. એ દંભ અને માયામાંથી લોભ અને શઠતા ઉત્પન્ન થયાં, અને તે બેમાંથી ક્રોધ અને હિંસા ઉત્પન્ન થયાં. ક્રોધ અને હિંસામાંથી કલિ અને દુરુક્તિ નામનાં ભાઈ બહેન ઉત્પન્ન થયાં; કલિએ દુરુક્તિમાં ભય અને મૃત્યુ એવા નામનાં બે સંતાન ઉત્પન્ન કર્યાં. તે બેમાંથી નરક અને તીવ્રવેદના એ બે સંતાન ઉત્પન્ન થયાં. ‡ સાવકી મા. § મૂળમાં ધ્રુવને રાજાએ ખોળે બેસવા દીધો નથી એમ છે. ‖ ધ્રુવનો હાથ ઝાલી ખોળેથી સુરુચિએ અળગો કર્યો, એ કથા મૂળમાં નથી.

મહાદેવ વરઘોડે ચડ્યા, શોભા કહી નવ જાયરે;
ગિરિહિમને મંડપે આવ્યા, શોભા સહિત શિવરાયરે. ૫૧
મેનકા આવી પોંખવા, તે હિમગિરિની નારરે;
જામાત્ર દીઠા રૂપે યોગી, વૃષભપર અસવારરે. ૫૨
લજ્જા પામી સુંદરી તવ, શિવ દિવ્ય ધર્યું રૂપરે;
તવ આનંદ આણી પોંખિયા, કૃપાનિધિ શંકર ભૂપરે. ૫૩
મંડપમાં ગિરિજા પધરાવી, મળિયા હાથો હાથરે;
અમર ઋષિ ગણવૃંદ સર્વે, હરખ્યા તે મન સાથરે. ૫૪
ત્યાં હિમાચળે હર્ષ ધરીને, આપ્યું કન્યાદાનરે;
પેહેરામણી અતિ કરીને, સંતોષ્યા ભગવાનરે. ૫૫
અર્ધાંગે પાર્વતી ધરીને, શિવે માગી આજ્ઞાયરે;
ગિરિહિમ વળાવી વળ્યા, પછી શિવ કૈલાસે જાયરે. ૫૬
વિવાહ હુવો વિધિયે કરી, શિવજી આવ્યા નિજ ધામરે;
સુરિનર મુનિને આજ્ઞા હવી, સૌ ગયા પોતાને ઠામરે. ૫૭
યાચક ભક્ત સંતોખિયા, સર્વની પૂરી આશારે;
જયજય શબ્દ કુસુમ વૃષ્ટિ થાય, શોભે ગિરિ કૈલાસરે. ૫૮
શુકદેવ વાણી ઊચરે, સાંભળો પરીક્ષિત રાયરે;
નરનારી શ્રવણે ધરે, પવિત્ર દક્ષની કથાયરે. ૫૯
પ્રજાપતિનો યજ્ઞ અને, રુદ્રેન [illegible]
એકાગ્ર ચિત્તે જઇ વૃન્દાવનમાં, પધાર્યા ભગવાન;
ગરુડે ચડી ગોવિંદજી આવ્યા, ધ્રુવતણે સન્નિધાન. ૧
છે મુકુટ સુંદર મસ્તકે, શોભિત પિતાંબર અંગ;
ચતુર્ભુજે આયુધ શોભે, શંખ ચક્ર ગદા સારંગ. ૨
વિજયમાળા મણિ મુકુટ, જાણે વિદ્યુત ચળકાર;
શ્રીવત્સલાંછન હારમુક્તા, મનોહર શ્રીમુરાર. ૩
ગરુડ પક્ષી રમ્ય વાહન, એહા શ્રીવૈકુંઠનાથ;
અનેક સેવક સેવામાં, ઘણા ભક્ત છે હરિ સાથ. ૪
તે ધ્રુવે પ્રગટ સ્વરૂપ જોયું, તવ કર્યા નમીને પ્રણામ;
પછી સ્તુતિ ધ્રુવ‡ ઉચર્યો, સુખ કેવળ હરિગુણગ્રામ. ૫
માત તાત ને બંધુ સખા, પ્રભુ તમો સગાને વહાલા;
કૃપાળ દયાળ કેશવ દયાનિધિ, સ્વામી છો દીનદયાળા. ૬
હરિ સચરાચર તુજને દેખું, તુજ સ્થાવર જંગમ વાસ;
અચળપદ તુજ ત્રિભુવનમાં, સઘળે વ્યાપક અવિનાશ. ૭

રોધ કર્યો તેથી સર્વના પ્રાણ રૂંધાવાને લીધે લોકપાળ સહિત સર્વે લોકો ભગવાનની પાસે ગયા.

* આ લીટીની નીચેથી ત્રણ કડીમાં જે ઇન્દ્રે અપ્સરા આદિ ધ્રુવ પાસે મોકલ્યાં, તે મૂળ ભાગવતમાં નથી.

† આ નવમા અધ્યાયમાં ધ્રુવે ભગવાનની સ્તુતિ કરી, ભગવાન્ પાસેથી વર પામી ઘેર આવ્યા, ને પિતાએ આપેલું રાજ્ય ભોગવ્યું, તે કથા છે.

‡ ધ્રુવે સ્તુતિ કરવાનો મનમાં વિચાર કીધો, પણ કેમ કરવી તે જાણતો નથી, એમ ધારી શ્રીભગવાને ધ્રુવના કપાળમાં દયાથી પોતાનો વેદરૂપ શંખ અડાડ્યો, તેથી તેની બુદ્ધિ ઉઘડી.

પ્રજાપતિના સુત સનકાદિક,* રહ્યા જોગી જેહ;
વળી અધર્મથી† ઉપન્યાં જે, દંભ માયા દેહ. ૨
તેનો પરિવાર હુવો બહુ, તું સાંભળ પરીક્ષિત રાય;
સ્વાયંભુવ મનુના સુત જે બે, તેની કહુંરે કથાય. ૩
જ્યેષ્ઠ તન કેરું શુભ કહીએ, પ્રિયવ્રત રાજા નામ;
કનિષ્ઠ ઉત્તાનપાદ નૃપ, સહાય જેને પૂરણકામ. ૪
ઉત્તાનપાદ રાયને સુંદર, શોભિત છે બે નાર;
એક સુરુચી, બીજી સુનીત, કરે સ્વામીની ભક્તિ અપાર. ૫
સુરુચિ ઉપર પ્રેમ ઘણો વળિ, રાજાનું બહુ માન;
સુનીતિ અણખામણી, તેનું કહ્યું ન સાંભળે કાન. ૬
ઉભય સ્ત્રી સેવે સ્વામીને, આનંદે અનુદિન;
શ્રીજગદીશ કૃપાથી બેઉને, હુવો એકેકો તન. ૭
રૂપે સુંદર મહા મનોહર, જેવા શોભે કામ;
બન્ને પુત્રનાં રાયે ધ્રુવજી ને, ઉત્તમ ધરિયાં નામ. ૮
એક સમયે રાયને ખોળે બેઠા, અપરમાતાનો‡ તન;
તેણે સમે ધ્રુવ પ્રત્યે વદે, સુનીતિ માત વચન. ૯
વસ્ત્ર અનુપમ અંગ ધરાવી, પેહેરાવ્યો શણગાર;
કુંવર સજ કરિને માતાયે, મોકલ્યો રાજસભા મોઝાર. ૧૦
રમ્ય મનોહર સ્થળિતે [illegible] બેઠા રમે છે બાળ;
જે પાછળ ગ્રહમંડળ તારા, નક્ષત્ર [illegible] ૧૧
સપ્ત ઋષિ મુનિ સહસ્ર અઠ્યાસી, અમર દેવ ગણરાય;
તેહ અહર્નિશ તુજ પાસે ફરશે, એ તારો મહિમાય. ૧૮
પછી† ગરુડ ઉપર પોતાની પાસે, બેસાડ્યો ધ્રુવને અવિનાશી;
શ્રીવિશ્વનાથનાં દર્શન અર્થે, આવ્યા માધવ કાશી. ૧૯
ગંગામાં શુદ્ધ સ્નાન કરાવ્યું, કરી વિશ્વેશ્વરનું પૂજન;
હરિહરમાં અંતર નહિ, સાધુ, જુઓ વિચારી મન. ૨૦
ચર્ણે નમ્યો ધ્રુવ વિશ્વનાથને, તવ કરુણા પ્રભુએ કીધી;
અવિચળ વર આપ્યો શિવજીએ, શુભ મતિ ધ્રુવને દીધી. ૨૧
ત્યાં હરિહર આસન ધ્રુવ બેઠા, શોભિત રમ્યાસન;
તેણે સમે ધ્રુવભક્ત પ્રત્યે, બોલ્યા જુગજીવન. ૨૨
હે પુત્ર તુંથી અંતર નહિ મારે, એમ વદે જગતાત;
ભક્ત પ્રત્યે હું ભેદ ન આણું, તું સાચી માનજે વાત. ૨૩
હવે ધ્રુવ તું જાને ફરીને, એકવાર નિજભુવન;
ત્યાં માત તાત તારે વિયોગે, દુઃખ આણે છે મન. ૨૪
સંતોષજે તું માતને જઈ, ભોગવજે પિતુ રાજ;
છત્રીશ સહસ્રવર્ષ તું રાજ કરશે, એમ બોલ્યા શ્રીમહારાજ. ૨૫
માતુ સહિત તુને અવિચળ પદવી, હું આપીશ શુભ વચને;
ત્યાં નિત્ય મને સંભારે ધ્રુવજી, જો રખે વિસારે મુજને. ૨૬

* મૂળ ભાગવતમાં ભગવાન્ અંતર્યામી હોવાથી જાણી ગયા છે, અર્થાત્ ધ્રુવને કહેવું પણ નથી, ને પોતે પ્રગટ થઈ વરવ વરદાન જ આપ્યું છે એમ લખે છે.

† આ લીટીથી આરંભીને વચ્ચેની ૭ લીટીનું વર્ણન મૂળ ભાગવતમાં નથી.

એવો* સંગ્રામ કર્યો પ્રભુ જન, યુદ્ધ જુએ છે દેવ ગગન;
ત્યાં અમર સ્તુતિ મનની કરે, આકાશથી વાણી ઉચરે.
એ રંક પામર સહુ યક્ષ, મારજો એને, નથી કોની પક્ષ;
હવે એને ઉગારો રણ આજ, ક્ષમા અપરાધ કરો મહારાજ.

વલણ

અન્યાય એમનો ક્ષમા કરો ધ્રુવજી, અમરે એમ વાણી કહી;
હવે ચતુર્થ સ્કંધ શ્રીભાગવતનો, અધ્યાય દશમો થયો સહી.

ઇતિ શ્રીમદ્‌ભાગવતે ચતુર્થસ્કંધે દશમોઽધ્યાયઃ ॥ ૧૦ ॥

## અધ્યાય ૧૧ મો†

### કડવું ૧૧ મું–રાગ વેરાડી

શુકજી કહે પરીક્ષિત સુણો, હરિકથાનો મહિમા ઘણો;
સૂત શૌનક પ્રત્યે ઉચરે, મૈત્રેય વચન વિદુર ચિત્ત ધરે. ૧
પછી ધ્રુવજીએ યુદ્ધ કીધું ઘણું, ઘણું સૈન્ય હણ્યું યક્ષતણું;
સ્વાયંભુવ મનુ‡ ત્યાં આવિયા, રાય ધ્રુવને મન ભાવિયા. ૨
ધ્રુવજી પ્રત્યે એમ વાણી કહી, પ્રભુ ભક્ત સુત સાંભળ સહી;
એ યક્ષ રંક પ્રાણી અજ્ઞાન, તેને તું કાં હણે ગુણવાન. ૩
એ પૂર્વ કર્મની ભાવિક વાત, મૃત્યુ પામ્યો જે તુજ ભ્રાત;
એમાં યક્ષનો નથી કંઈ વાંક, એ પ્રાણી પામર મહા રાંક. ૪
મારું વચન તું ધ્રુવ ન ઊથાપ, યક્ષ મારીને નવ લે પાપ;
કુબેરના સેવક છે એહ, યક્ષ કુબેર ગણ કહિયે તેહ. ૫
તું હણે યક્ષને ક્રોધે અહીં, તેથી કુબેર દુભાશે સહી;
તેં ઘણા યક્ષનાં છેદ્યાં શીશ, સુણતાં કુબેર ધરશે અતિ રીશ. ૬
સ્વાયંભુવ મનુએ કહ્યું જ્ઞાન,§ ત્યાં સંતોષ્યો ધ્રુવ રાજન;

* આ કડી પછીની વાત અગિયારમા અધ્યાયની છે.

† આ અગિયારમા અધ્યાયમાં યક્ષોનો નાશ થતો જોઈ સ્વાયંભુવ મનુએ ધ્રુવને તત્ત્વનો ઉપદેશ કર્યો તે કથા છે.

‡ એ ધ્રુવના દાદા થાય.

§ સ્વાયંભુવ મનુએ કહ્યું કે, હે ધ્રુવ! નરકનાં દ્વારરૂપ ક્રોધને બંધ કર. દેહને આત્મા માની પશુની પેઠે પ્રાણીઓનો સંહાર કરવો, એ ઈશ્વરને અનુસરનારા સાધુ પુરુષને યોગ્ય નથી. મોટાઓનું સહન કરવાથી, હલકાઓ ઉપર દયા રાખવાથી, બરોબરિયા સાથે મૈત્રી રાખવાથી અને સર્વ પ્રાણીઓમાં સમાનતા રાખવાથી ભગવાન્ પ્રસન્ન થાય છે; ને ભગવાન્ પ્રસન્ન થવાથી પરમ સુખની પ્રાપ્તિ થાય છે. વળી ભગવાનની કાળરૂપ શક્તિ વિચારમાં ન આવે એવી છે. અવિનાશી અને ભગવાનની શક્તિરૂપ એ કાળ પોતે અનંત છે. એ સર્વનો અંત આણે છે. વળી તે એક પદાર્થમાંથી બીજાને ઉત્પન્ન કરે છે, અને બીજામાંથી ત્રીજાને; તેમ એક પદાર્થનો બીજા પદાર્થથી નાશ કરે છે ને બીજાનો ત્રીજાથી નાશ કરે છે. એ મૃત્યુરૂપ કાળને કોઈ પોતાનો કે પારકો નથી. વાયુના વેગની પછવાડે જેમ રજ દોડે છે તેમ દોડતા કાળની પછવાડે અસમર્થ પ્રાણીઓ પોતપોતાનાં કર્મ પ્રમાણે દોડી જાય છે. જાણવામાં ન આવી શકે એવા તે ઈશ્વર, પોતે શું કરવું ધારે છે, તે કોઈ જાણી શક્યું નથી. તારા ભાઈને મારનાર આ યક્ષ નથી. દૈવ જ (ઈશ્વર) છે. ઈશ્વર સૃજે છે, પાળે છે ને મારે છે, તથાપિ નિરહંકાર હોવાથી તેના સંબંધના ગુણથી ને કર્મથી લેપાતા નથી. માટે નાથેલા બળદની પેઠે પ્રજાપતિ પણ તેણે કરાવેલું જ કરે છે. માટે ક્રોધને શાંત કરી કુબેરને પ્રસન્ન કરો. ઇત્યાદિ વેદાંતકથા છે.

શિક્ષા વચન સુણી નિરધાર, ધ્રુવે સઘ તજ્યાં હથિયાર. ૭
યક્ષ યુદ્ધની કુબેરે જાણી વાત, ઘણું સૈન્ય ધ્રુવજીએ કીધું પાત;
ધનદ કુંવર મળીને સૌ સાથ, ધ્રુવ સાંનિધ્ય આવ્યા યક્ષ નાથ. ૮

વલણ

ધ્રુવ સાંનિધ્ય ત્યાં આવિયા, યક્ષનાથ તેણી વારરે;
ચતુર્થસ્કંધ ભાગવત કથાના, હવા અધ્યાય અગિયારરે. ૯

ઇતિ શ્રીમદ્‌ભાગવતે ચતુર્થસ્કંધે એકાદશોઽધ્યાયઃ ॥ ૧૧ ॥

## અધ્યાય ૧૨ મો*

### કડવું ૧૨ મું–રાગ મેવાડો

સૂતપુરાણિક વાણી બોલે, શૌનક પ્રત્યે કથાયજી;
શ્રીશુકજી પરીક્ષિતને કહે છે, સાંભળ સાચું રાયજી. ૧
પછી કુબેર ધનદ સર્વ યક્ષ મળી, આવ્યા ધ્રુવ સંનિધાનજી;
તે ધ્રુવજી પ્રત્યે કહે માગો, મન વાંચ્છિત વરદાનજી. ૨
એ રંક જંતુ પરાજય ન કરીએ, હણતાં મહાઅઘ થાયજી;
કુબેરે હરિભક્તિનો વર આપ્યો, ધ્રુવને હેડે હર્ષ ન માયજી. ૩
ધ્રુવતણી આજ્ઞા માગીને, યક્ષરાજ ગયા સ્વસ્થાનજી;
પછી જીવતા મૂકયા ધ્રુવજીએ, દયા કરી બળવાનજી. ૪
પછી ધ્રુવજી આવ્યા ત્યાંથી, નિજ પિતાને ગામજી;
રાજ્યાસને બેઠા ધ્રુવજી, ઋષિ પધાર્યા બહુ તે ઠામજી. ૫
સાધુ સંત સિદ્ધ યોગી આદે, આવ્યા ઋષિ અનેકજી;
વેદવિધિએ મંત્ર ભણીને, કીધો ધ્રુવને અભિષેકજી. ૬
ધ્રુવે ભિક્ષુક બહુ સંતોષ્યા, દીધાં દાન† અપારજી;
કુસુમ વૃષ્ટિ અમરે કીધી, વર્ત્યો જયજયકારજી. ૭
પંચ શબ્દ દુંદુભિ ગર્જના, ત્યાં જય જય બોલાયજી;
પુત્રની પેરે પ્રજા પાળે પ્રીતે, સુજ્ઞાની ધ્રુવ રાયજી. ૮
સમસ્ત લોકને આનંદ ઉપન્યો, સુખ પામ્યા સાધુ સંતજી;
એવું રાજ્ય ધ્રુવજીએ કીધું, વર્ષ છત્રીશ સહસ્ર પર્યંતજી. ૯
અપરમાતા‡ ધ્રુવજીની તેને, સુત શોક ઉપન્યો મનજી;
પુત્ર વિયોગે દાવાગ્નિ માંહે, પેશી કીધું સહગમનજી. ૧૦
વિષ્ણુ ભક્તિ ધ્રુવ મહિમાથી, તે પામી વૈકુંઠ વાસજી;
માત પિતા ધ્રુવનાં ઉદ્ધરિયાં, કૃપા કરી અવિનાશજી. ૧૧
જેના કુળમાં હોય એક વૈષ્ણવ, સાધુ હરિનો જનજી;
તેના અષ્ટોત્તર સહસ્ર પૂર્વજ, સ્વર્ગ વસે ધન્ય ધન્યજી. ૧૨
પોતે ઉદ્ધરે કુટુંબ તરે એવો, વિષ્ણુ ભક્ત મહિમાયજી;
જન્મ મરણના ભય સૌ વામે, મહા દારુણ અઘ જાયજી. ૧૩
તે ફરી ગર્ભવાસ નવ આવે, સાંભળ પરીક્ષિત રાયજી;
અવિચળ પદ પામે તે અંતે, સુખ પ્રાપ્તિ પૂર્ણ થાયજી. ૧૪

* આ બારમા અધ્યાયમાં કુબેરથી સત્કાર પામેલા ધ્રુવે પોતાના નગરમાં આવી યજ્ઞોથી ભગવાનનું પૂજન કર્યું. પછી પોતાના સ્થાન વિષ્ણુપદને પામ્યા તે કથા છે.

† ઘણાંક દાન દીધાં, તથા ઘણી દક્ષિણાવાળા યજ્ઞોથી ભગવાનની પૂજા કરી.

‡ આ બે લીટીની વાતનો સંબંધ દશમા અધ્યાયમાં આવી ગયો છે.

પછી ધ્રુવજીએ પોતાના તનને, આપ્યું રાજ્યાસનજી;
વૈકુંઠ પતિનું આરાધન કરવા, પોતે ચાલ્યા વનજી. ૧૫
બદ્રિકાશ્રમને ગિરિહીમ આશ્રિત્ય, કીધું પ્રભુનું ધ્યાનજી;
ધ્રુવને પાર્ષદ પ્રત્યક્ષ થઈને, આવ્યા સન્નિધાનજી. ૧૬
વિષ્ણુપદ આપ્યું નિજ ભક્ત જાણી, કૃપા કરી મોરારજી;
અવિચળ પદ આપ્યું સઘ જોતાં, જયજય જુગદાધારજી. ૧૭
પછી પ્રભુના પાર્ષદ બોલ્યા, સુનંદ નંદ એહુ નામજી;
ધ્રુવ* ને માતા બંને વૈમાને બેસી, ગયાં અવિચળ ધામજી. ૧૮
શ્રીહરિ કૃપાથી અચળ પદ પામ્યો, માતાસહિત ધ્રુવ† બાળજી;
અવિચળ પદ આપ્યું મહારાજે, ત્રુઠ્યા દીન દયાળજી. ૧૯
હવે એક મને જે સાંભળે ધ્રુવની, વિષ્ણુ ભક્ત કથાયજી;
તે નર નારીને ગર્ભવાસ ન આવે, અંતે વૈકુંઠ જાયજી. ૨૦
સ્નેહ ધરી જે જન સાંભળશે, પૂર્ણ ધ્રુવ આખ્યાનજી;
તેને કરુણા કરશે શ્રીહરિ, સ્વામી શ્રીભગવાનજી. ૨૧
કોટિ યજ્ઞ ફળ પામે પ્રાણી, ફળ સૌ તીર્થ સાધનજી;
રંક વિપ્ર કહે કર જોડી, હરી ભોળો સાધુ જનજી. ૨૨

વલણ

શ્રી હરિ મુખથી ભણો સાધુ, જન્મ સાર્થક થાયરે;
ચતુર્થસ્કંધ ભાગવતનો, હવો પૂર્ણ દ્વાદશોધ્યાયરે. ૨૩

*ઇતિ શ્રીમદ્ભાગવતે ચતુર્થસ્કંધે દ્વાદશોધ્યાયઃ ॥ ૧૨ ॥*

## અધ્યાય ૧૩ મો‡

### કડવું ૧૩ મું–રાગ રામગ્રી

શ્રીશુકદેવ વાણી ઉચરે, સાંભળો અભિમન્યુ તનરે;
સૂતપુરાણિક શૌનક પ્રત્યે, વદે પરમ વચનરે. ૧
ઋષિ મૈત્રેય કહે છે વિદુરને, હરિ કથાનો મહિમાયરે;
પરીક્ષિત રાજા શ્રીશુક મુનિને, પ્રેમે નમિયા પાયરે. ૨
પ્રણિપત્ય કરીને પ્રશ્ન પુછે છે, પરીક્ષિત રાજંનરે;
ધ્રુવનું ચરિત્ર કહ્યું મહારાજ તે, મેં સાંભળ્યું સ્વામિનરે. ૩
હવે પ્રભુ પ્રાચીન બર્હી રાજાયે, યજ્ઞ કીધા જેહરે;
કયા કયા યજ્ઞ કીધા સહી તે, મુને વિસ્તારી કહો તહરે. ૪
વળી ધ્રુવના પુત્રે શાં શાં કીધાં, પરાક્રમ મહારાજરે;
તે કથા સાંભળવાતણી મુજને, ઇચ્છા છે બહુ આજરે ૫
પ્રશ્ન એવું પરીક્ષિતનું સાંભળી, શુકદેવ કહે સુણ [illegible]
તે પ્રશ્ન તમોએ બહુ ભર્યું પૂછ્યું, તેનો કહું મહિમ[illegible]
ધ્રુવજી ભક્તને બે પુત્ર સુંદર, હવા યુગ્મ કુમા[illegible]
જ્યેષ્ઠ પુત્ર તે ઉત્કલ જાણો, બીજો વત્સર નિરધા[illegible]

જ્યેષ્ઠ પુત્ર ઉત્કલ ધ્રુવનો તે, રાજ્ય કરી વળી ત્યાગરે;
વૈરાગ્યધરી મહાવન વિષે ગયો, કીધો સર્વસંગ પરિત્યાગરે. ૮
એકાગ્ર ચિત્તે પરમેશ્વરનું, વન વિષે ધર્યું ધ્યાનરે;
યોગેશ્વર તે હવો સહી, નિત્ય ભજે શ્રીભગવાનરે. ૯
બીજો વત્સર* પુત્ર હતો, તેણે કીધું પાણિ ગ્રહણરે;
ઘણી પ્રજા તેની હવી પછી, કૃપા અશર્ણશર્ણરે. ૧૦
તેના વંશમાં એક રાજા, અંગ હવો ઉત્પન્નરે;
તેણે યજ્ઞ કીધા અપરિમિત, હુત હોમ બ્રહ્મ યજંનરે. ૧૧
તેના યજ્ઞમાં હુત દેવતાએ, નવ લીધાં નિરધારરે;
એવું જાણી અંગ રાજા, દુઃખ ધરે મનમાં અપારરે. ૧૨
દેવતા આકાશથી વદે, સાંભળ હે રાજંનરે;
સંતતિ તારે નથી કંઈ, પુત્ર ફળ સંતાનરે. ૧૩
અપુત્રવંતનો† યજ્ઞ ભાગ લેવા, અમને નહિ અધિકારરે;
એમ ગગનથી અમર સર્વે, વદે વચન ઉચ્ચારરે. ૧૪
પછી પુત્ર અર્થે રાયજીએ, માંડીયો એક યજ્ઞરે;
પુરોડાશનો ચરુ કીધો સહી, હુત દ્રવ્ય માંહે હવનરે. ૧૫
પછી પૂર્ણાહુતિ સમે જ્યાં, યજ્ઞ કુંડ વિશાળરે;
પ્રસન્ન થઈ યજ્ઞ પુરુષ‡ પ્રગટ હવા, કહે માગ વર ભૂપાળરે. ૧૬
પછી યજ્ઞ પુરુષે આપિયો વર, રાયને કરી કરુણાયરે;
યજ્ઞ પુરુષ કહે પુત્રનું સુખ, તુજને હશે સુણ રાયરે. ૧૭
પછી યજ્ઞ પુરુષની કૃપાથી, હવો રાયને કુમારરે;
તે મોસાળનેઽ ગુણ ઉપન્યો, અન્ય માર્ગ ચલાવે અપારરે. ૧૮

---

* જે વખતે પાર્ષદો સાથે વિમાનમાં બેઠા હતા, તે વખતે મનમાં થયું કે, હું મારી માને મૂકી જાઉં છું, ત્યારે પાર્ષદોએ કહ્યું કે આ આગળના વિમાનમાં બેસીને જાય છે તે જુઓ.

† એ ધ્રુવના મહિમાના શ્લોકો નારદજીએ પ્રચેતાઓના યજ્ઞમાં બીજા વખાણતાં ગાયા છે.

‡ આ તેરમા અધ્યાયમાં ધ્રુવનો વંશ તથા વેનનો પિતા [illegible] ધ્રુવના દુષ્ટ કૃત્યથી વનમાં ગયાની કથા છે.

* એ વત્સરની વહાલી સ્ત્રી સ્વર્વીથિને પુષ્પાર્ણ, તિગ્મકેતુ, ઈષ, ઊર્જ, વસુ અને જય એવા નામના ૭ પુત્રો થયા હતા. પુષ્પાર્ણને પ્રભા અને દોષા નામની બે સ્ત્રી હતી, તેમાં પ્રભાને પ્રાતર, મધ્યદિન અને સાયં એવા નામના ત્રણ અને દોષાને પ્રદોષ, નિશીથ અને વ્યુષ્ટ એવા નામના ત્રણ પુત્ર આવ્યા. વ્યુષ્ટને પુષ્કરિણી નામની સ્ત્રીમાં સર્વતેજ નામનો પુત્ર થયો અને સર્વતેજને આકૂતિ સ્ત્રીથી ચક્ષુ પુત્ર થયો. એ ચક્ષુએ મનુની પદવી [illegible] એ ચક્ષુની [illegible] નડ્વલાને પુરુ, કુત્સ, ત્રિત, દ્યુમ્ન, સત્ય[illegible] અભિમ[illegible] પ્રદ્યુમ્ન, શિબિ અને ઉલ્મુક નામ[illegible] પવિત્ર પુ[illegible] પુષ્કરિણી નામની સ્ત્રીથી અંગ, [illegible] ગય એ નામના ૭ પુત્રો થયા. [illegible] સુ[illegible] દુષ્ટ પુત્રને જન્મ આપ્યો હતો [illegible] ઘણા પ્રસિદ્ધ [illegible] તે [illegible] નથી કંઈ [illegible] કહ્યું; [illegible] વાસ્તે [illegible] છે.

તેહ કુંવરના મોસાળ કેરા, મૂર્ખ હતા સૌ સાથરે;
તેના સંગથી પાપિષ્ઠ રાજા, હવા તે વિખ્યાતરે. ૧૯
તેથી અન્ય માર્ગ તેણે ચલાવ્યો, ને લોપ કીધા સહુ ધર્મરે;
દુર્મત વ્યાપી રાયને તે, મહા દુષ્ટ કરતો કર્મરે. ૨૦
તે અંગ રાજા* રાજ્ય મૂકી, ગયો વન મોઝારરે;
તપ કર્યું જઈ બદ્રિકાશ્રમમાં, સ્તવ્યા શ્રીવિશ્વાધારરે. ૨૧

વલણ

સર્વ વિવેક તજ્યો તેને પુત્રે, અન્ય માર્ગ ચલાવિયા;
ચતુર્થસ્કંધ શ્રીહરિ કથાના, અધ્યાય તેર પૂરા થયા ૨૨

ઇતિ શ્રીમદ્ભાગવતે ચતુર્થસ્કંધે ત્રયોદશોઽધ્યાયઃ ॥ ૧૩ ॥

## અધ્યાય ૧૪ મો†

### કડવું ૧૪ મું-રાગ આશાવરી

શ્રીશુકજી એમ બોલે, સાંભળ પરીક્ષિતરાય;
સૂતપુરાણિક શૌનકની, પ્રત્યે કહેતા હવા કથાય. ૧
ભૃગુ આદિ મુનિએ મળીને, કીધો સઘળો સાજ;
મંત્રિયોને ગમ્યો નહિ પણ, વેન કર્યો યુવરાજ. ૨
વેનરાયે અધર્મ માંડ્યો, અવનિ માંહે અપાર;
[illegible]
તત્ક્ષણ તે દુષ્ટ મૃત્યુ* પામ્યો, વેનરાય નિરધાર;
તેણે સમે અવની મંડળમાં, વર્ત્યા જયજયકાર. ૮
પછી રાય વિના ત્યાં પ્રજા સૌએ, કો કોને નવ માને;
એવો અવનિપર ઉત્પાત માંડ્યો, એકાકાર થયો જાણે. ૯
વાટ પાડુ તસ્કર જાગ્યા, ઠગતણો નહિ પાર,
લૂટે પ્રજાને ઘણું દુઃખ દેતા, સઘળે ત્રાસ પોકાર.
રાય વિના અન્યાયિયોને, કો સમર્થ નહીં તે વારે,
કષ્ટ પ્રજાને દેખી ઋષિ, મનમાં સર્વે વાત વિચારે
સર્વ ઋષિ મળીને વેન રાયનું, શરીર હતું ત્યાં [illegible]
તેના ઉરુને મથવા લાગ્યા, સકળ સંયોગે [illegible]
મથતાં મથતાં દેહના ઉરુથી, એક પુરુષ [illegible]
તેની પરીક્ષા જોઇ ઋષિ કહે, એથી [illegible]
એ કંઈ રાજ્યને યોગ્ય નહીં, [illegible]
તેને વનની ભોમિ આપી [illegible] ારે. ૧
તેનાથી ભીલ [illegible] છે રે,
પણ જાતિ [illegible] આપી તે [illegible]
પછી, [illegible]

રાય વેનના બાહુ જેહ, ઋષિએ મથવા માંડ્યા તેહ;
બહુ યત્ને ઋષિ મથન કરે, અતિ અભિલાષ મનમાં ધરે.
બાહુ મથન થકી નિરધાર, જોડું એક પ્રગટ્યું તેવાર;
મહા તેજસ્વી શોભિત અંગ, અવતર્યાં જાણે લક્ષ્મી શ્રીરંગ.
ઉદય વેનના બાહુથી સાર, પરમેશ્વર અંશે અવતાર;
પૃથુરાય કહીએ તેનું નામ, પ્રગટ હવા હરિ એણે ઠામ.
કન્યા પ્રગટ હવી અતિસાર, હરિ સંગે લક્ષ્મી અવતાર;
તેનું નામ જ પાડ્યું અર્ચિ, પૃથુને વરિ પોતે અર્ચિ.
પછી દેવ સર્વ રહી આકાશ, સ્તુતિ ઉચરે સાન્નિધ્ય અવિનાશ;
ઉત્તમ જળ લાવીને અનેક, વેદ મંત્રે દીધો અભિષેક.*
આશિર્વચન મુનિ ઉચરે, પુષ્પવૃષ્ટિ અમર જન કરે;
પંચ શબ્દ દુંદુભિ ત્યાં વાજે, શબ્દ મનોહર રમ્ય ત્યાં ગાજે.
ભાટ બંદીજન† યશ બોલે બહુ, યાચન જન સંતોષ્યા સહુ;
પૃથુ‡ રાયનો મહિમા અપાર, વર્ત્યો ત્રિભુવનમાં જયકાર.
પ્રથુએ ધર્મ માર્ગ અનુસરી, સાધુ સતની રક્ષા કરી;
વેદ માર્ગ ચલાવ્યો ધર્મ, યજ્ઞ વ્રત જપ તપ સહુ કર્મ.
સર્વ ધર્મના મારગ જેહ, પૃથુએ ચાલતા કીધા તેહ;
કીર્તિ પૃથુની સઘળે વિસ્તરી, કરે સુધર્મ ધર્માધિકારી.
શુકજી કહે સુણ પરીક્ષિતરાય, એ હરિ કથાનો મહિમાય;
સૂત શૌનકની સંગાથ, મૈત્રેય વિદુર પ્રત્યે કહે વાત.

વલણ

મૈત્રેય વિદુર પ્રત્યે કહે છે, સુણો હરિજન સર્વથા;
પંચદશ અધ્યાય થયા, ભાગવત ચતુર્થસ્કંધતણી કથા.

ઇતિ શ્રીમદ્‌ભાગવતે ચતુર્થસ્કંધે પંચદશોધ્યાયઃ ॥ ૧૫ ॥

## અધ્યાય ૧૬ મો*

### કડવું ૧૬ મું–રાગ સામેરી

ગર્ગ યોગી કહે સુણ રાયજી, શ્રીભાગવતતણો મહિમાયજી;
પૃથુરાયનાં ચરિત્રો જેહજી, ઋષિ વિસ્તારી કહે તેહજી.
દેવ ઋષિ મળી વાણી બોલેજી, કોહવા ના હશે પૃથુરાય તોલેજી;
સર્વ મળીને કહે છે વિચારીજી, પૃથુની કીર્તિ સુખે વિસ્તારીજી.
આ રાજા મહાબળિયો થાશેજી, અવનીના સૌ અધર્મ જાશેજી;
મહાજ્ઞાની આ ચલાવશે ધર્મજી, તીર્થ વ્રતજપતપ સર્વકર્મજી.
પૃથ્વી દોહીને લેશે સારજી, અવનીનું તેજ તત્વ અપારજી;
જ્યાં જ્યાં ચંદ્ર રવિ ગતિ કરેજી, તેટલે આણ પૃથુની ફરેજી.
પંચાશ કોટિ પૃથ્વી પ્રમાણજી, સઘળે પૃથુની ફરશે આણજી;
સાધુ સંતનું રક્ષણ કરશેજી, દેવમાર્ગ એ સદ્ય કર્મ કરશેજી.
લોપી અધર્મ, ધર્મને ધરશેજી, મહિમા ત્રિભુવન વિસ્તરશેજી.
તૃપ્ત કરશે સકળ સંસારજી, વરુણ પેરે ગંભીર રહે મનજી;
શત્રુ મિત્ર સમાન એ ગણશેજી, રાજી કરેથી રાજા જાણશેજી;
દૃઢ નિયમધારી પ્રતિજ્ઞાવાળાજી, શરણે આવેલાને માન દેનારાજી.
પ્રજા પુત્ર તુલ્ય માનેજી, પરસ્ત્રી માત સમાન પ્રમાણેજી;
વૈરાગ્યવાન ને મહા જ્ઞાનીજી, ભગવત અંશ એ પ્રમાણોજી.
સકળ રાજાઓ નમણું આપશેજી, ચક્રવર્તી રાજ્યપદ થાપશેજી;
એવાં વચન બોલ્યા ઋષિદેવજી, ભવિષ્ય ભાંખી મુક્યું ત્યાં એવજી;
એવાં ભવિષ્ય કહીને અનેકજી, રાય પૃથુનો કીધો અભિષેકજી.

વલણ

અભિષેક કીધો રાય પૃથુને, સાંભળ પરીક્ષિત રાયરે;
ચતુર્થસ્કંધ ભાગવતનો, હવો ષોડશમો અધ્યાયરે.

ઇતિ શ્રીમદ્‌ભાગવતે ચતુર્થસ્કંધે ષોડશોધ્યાયઃ ॥ ૧૬ ॥

---

* એ પૃથુરાજા અભિષેક વખતે શણગારેલી અર્ચિ રાણીની સાથે અગ્નિની પેરે શોભવા લાગ્યા. ત્યાં કુબેરજી સોનાનું સિંહાસન લાવ્યા, વરુણદેવ ચન્દ્રમા જેવું ધોળું અને પાણી ઝરનારું છત્ર લાવ્યા, વાયુ ચમર લાવ્યો, ધર્મે કીર્તિરૂપ માળા આપી, ઇન્દ્રે ઉત્તમ મુકુટ આપ્યો, યમરાજા શિક્ષા કરવાનો દંડ લાવ્યા. બ્રહ્માએ વેદમય બખ્તર આપ્યું. સરસ્વતીએ ઉત્તમ હાર આપ્યો, વિષ્ણુએ સુદર્શન ચક્ર અને લક્ષ્મીએ અવિનાશી સંપત્તિ આપી, રુદ્રે અને પાર્વતીએ દશફુલ્લડીવાળી તરવાર આપી, ચન્દ્રમાએ અમૃત જેવા ધોળા ઘોડા, ત્વષ્ટાએ અત્યંત સુંદર રથ, અગ્નિએ બકરા તથા બળદના શિંગડામાંથી બનેલું ધનુષ્ય અને સૂર્યે પોતાનાં કિરણો જેવાં બાણ આપ્યાં. પૃથ્વીએ ઇચ્છિત સ્થળે લઈ જનારી ચાંખડી આપી, આકાશે નિત્ય ફૂલના હાર આપવા માંડ્યા; આકાશમાં ફરનારા સિદ્ધ લોકોએ નાચ, ગાયન, વાજાં વગાડવાં અને અંતર્ધાન થવાની કળા આપી. ઋષિએ સાચા આશીર્વાદ દીધા, સમુદ્રે* પોતામાં પેદા થયેલો શંખ દીધો, સમુદ્ર, પર્વત અને નદીઓએ રથને ચાલવાના માર્ગ આપ્યા.

† પછી પૃથુરાજા, માગધ અને બંધીજનો પ્રત્યે બોલ્યો કે, મારો એકાદો ગુણ પણ સ્પષ્ટ રીતે જણાયો નથી, છતાં તમો શા સારુ સ્તુતિ કરો છો? સ્તુતિ બીજા કોઈની કરો, કેમકે મારા સંબંધમાં ખોટી સ્તુતિ કરાવવા હું યોગ્ય ધારતો નથી. મારી સ્તુતિ મારા ગુણ પ્રસિદ્ધિમાં આવ્યા પછી અને તે પણ મારી પરોક્ષમાં કરજો. કદી સભાસદોની પ્રેરણાથી મારી સ્તુતિ કરતા હો, તથાપિ સભાસદો વર્ણનીય ભગવાનના ગુણો છતાં અર્વાચીન મનુષ્યની સ્તુતિ યોગ્ય ગણે જ નહિ. પોતે પ્રખ્યાત છતાં પણ પોતાનાં વખાણ સાંભળવાથી લજાતા મહાત્મા પુરુષો ભૂંડાં કામની પેઠ પોતાનાં વખાણને ધિક્કારે છે. તમે સ્તુતિ કરનારાઓ, હજી તો હું મોટું કામ કરી પ્રખ્યાત થયો નથી, તો પહેલાં બાળકના પેઠે શા રીતે મારાગુણનું ગાયન કરશો? ‡ અહિંથી છઠી લીટી સુધીની બાત મૂળ ભાગવતમાં સોળમા અધ્યાયમાં છે.

* આ સોળમા અધ્યાયમાં સર્વ લોકપાળ દેવતાઓએ સત્કાર કરેલા સ્ત્રી સહિત પૃથુરાજાની મુનિઓની આજ્ઞાથી સૂત, માગધ અને બંદીજનોએ સ્તુતિ કરી છે. વળી તે ગાયકો (ગાયન કરનારા) રાજા પ્રત્યે કહે છે કે, હે રાજા, મુનિઓએ યોગબળથી આપના ઉત્તમ કર્મનું જે જ્ઞાન અમને આપ્યું છે, તેઓનું અમે વર્ણન કરીશું. તમો ધર્મ ચલાવનારા છો, ધર્મના શત્રુને શિક્ષા કરનારા છો. વળી સૂર્ય જેમ આઠ માસ જળનું શોષણ કરી ચોમાસામાં પાણી વર્ષે છે, તેમ કર લેવાના સમયમાં તેમ કરી દુકાળ સમયે પાછું આપો છો. પૃથ્વી જેમ સર્વેનું સહન કરે છે, તેમ દુઃખી પ્રાણી તમારાપર પગ મૂકે તો પણ તેનું તમે સહન કરો છો. ઇત્યાદિ સ્તુતિ કરી છે.

## અધ્યાય ૧૭ મો*

### કડવું ૧૭ મું–રાગ ધન્યાશ્રી

પરીક્ષિત રાજા પૂછતા, શુકજી કહોરે;
વિદુર પૂછે મૈત્રેયને, સ્વામી તમે સર્વ લહોરે. ૧
પૃથુ રાજાએ પૃથ્વી દોહી, તેહ કહો વિસ્તારીરે,
એ સુણવા ઇતિહાસ છે, ઇચ્છા મારીરે. ૨
સાંભળવા અભિલાષ મનમાં, વિદુર વાણી ઉચરે;
શ્રીશુકજીનાં ચર્ણ પ્રણમી, રાય પરીક્ષિત મન ધરે. ૩
પૃથુ રાજાયે પૃથ્વી દોહી તે, સંભળાવો સ્વામી સહી;
વિસ્તારપૂર્વક કહો અમને, સાંભળવા ઇચ્છા થઈ. ૪
એવી વાણી સાંભળીને, મુનિવર કહે સુણ ભૂપતિ,
હવે પૃથુ રાજાની કથા કહું, તે સુણ એક ચિત્તે શુભ મતિ. ૫
બંદી જનોને પ્રેમ સાથે, દક્ષિણા આપી અતિ,
બ્રાહ્મણાદિ વર્ણો તણો, સત્કાર કીધો શુભ મતિ. ૬
પૃથુ રાજા જ્યાં બેઠા છે, ત્યાં પ્રજા સર્વે જઈ રહે,
ધરા† અન્ન રસ આપતી નથી, આવી વિનય વાણી કહે. ૭
અન્ન વિના જીવ જાય છે, છો જી આપ ઉદાર,
પ્રજા પાલન કરવું રાજા, આપ છો દીનદયાળ. ૮
ત્યારે પૃથ્વીપર પૃથુ રાજાયે, કોપ કીધો અતિ ઘણો,
શર ચડાવ્યો મારવા, બળ મહિમા અતિ રાજાતણો. ૯
ત્રૈલોક્ય કંપ્યું તે સમે, હાહા તે શબ્દ થઈ રહ્યો;
અમર સદન આકાશમાં, ઉત્પાત મહા દારુણ થયો. ૧૦
ત્યારે ધરા કંપાયમાન થઈ, ધ્રુજતી આવી ઉભી રહી,
સુરભિ‡ રૂપ ધરીને રાજા, પૃથુના આગળ ગઈ. ૧૧
મા માર રાજા હું ગૌને, ન કરીશ સ્ત્રીની ઘાત,
અપરાધ મોહોટો મુજને, મારેથી થાશે ઉત્પાત. ૧૨
તવ રાય બોલ્યો ક્રોધશું, રોકી રાખે સર્વ વનસ્પતિ,
દુષ્ટ પ્રાણીને હણવાથી, ન થાઉં હું પાતકી ૧૩
દે જો તું સર્વ વસ્તુ, રાખી છે તુજ પાસ;
ઔષધિ આદિ સર્વે દે તો, કરું નવ તુજ નાશ. ૧૪
અન્નૌષધિ હું સૌ આપું, એવી અવનીએ વાણી કહી;
સ્તુતિ કરી પછી અપરિમિત, ભૂએ પૃથુ રાજાની સહી ૧૫
પૃથુ રાજા ઉગારો મુજને, વણ વાંક તમે કાં હણો;
કરુણા કરો મુજ રંક ઉપર, ક્રોધ સમાવો તમતણો. ૧૬
હું દીનને કંગાલ જાણી, કૃપા મુજપર કીજીએ,
ક્રોધ મનનો નિવારીને, અચળ પદવી દીજીએ. ૧૭
મહિમા તમારો દીર્ઘ છે, કો જાણવા સમરથ નહીં,
એ સ્તુતિ શ્રવણે સુણી, રાય પૃથુએ વાણી કહી. ૧૮
અન્ન રસ* નથી તું આપતી, માટે પ્રજા દુઃખ પામે ઘણું,
પછી પૃથ્વી† વદે વાણી, સુણી વચન રાજાતણું. ૧૯

વલણ

વચન સાંભળી રાયનું, અવની વદે તેણી વાર,
સત્તર અધ્યાય થયા પૂરા, કૃપા શ્રીવિશ્વાધાર. ૨૦

ઇતિ શ્રીમદ્ભાગવતે ચતુર્થસ્કંધે સપ્તદશોઽધ્યાયઃ ॥ ૧૭ ॥

---

## અધ્યાય ૧૮ મો‡

### કડવું ૧૮ મું–રાગ ધન્યાશ્રી

શ્રીશુકજી વાણી વદે, પરીક્ષિત સુણોરે,
શ્રોતાજન મુખથી, શ્રીહરિ હરિ ભણોરે. ૧
પૃથ્વી પૃથુ રાજા પ્રત્યે, વાણી કહે છે રે;
સુરભિનો લઈ વેશ રાય, આગળ રહે છેરે. ૨

ચાલ

રાય પૃથુ આગળ ગાયને વેષે, અવનીએ વાણી કહી
ત્યાં વિનય કીધો અપરિમિત, મહા રંક જાણે [illegible] ૩
પૃથુ પ્રત્યે અવની કહે વાણી, રાજા તમો સાંભ[illegible]
ગૌ રૂપ મારુ દુધ દોહવા, દોહનાર વાછરૂ નિર[illegible] ૪
પછી દોવા માંડજો, જેને જેવો [illegible]
રસકસ ભક્ષ અન્નપાન ભોજન, [illegible] ૫

---

* આ સત્તરમા અધ્યાયમા બીજ માત્રને ગળી ગયેલી [illegible] લોકની ભૂખ મટાડનારા પૃથુની સ્તુતિ કરી, તે કથારસ છે.

† જ્યારે પ્રજાએ કહ્યું કે, વારા અન્ન રસ [illegible] તે ન આપવા બાબત વિચાર કીધો તો એમ [illegible]

‡ પ્રથમ પૃથ્વી ગાયનું રૂપ ધરી જ્યારે [illegible] કરનાર ન મળવાથી પાછી [illegible]

* પૃથુએ કહ્યું કે–હે પૃથ્વી! [illegible] જેવાં ક્યાં છ અન્ન રસ [illegible] નથી. પૂર્વે બ્રહ્માએ આપતી નથી, ગાયરૂપે [illegible] તારા શરીરમા છુપાવ્યા છે બીજો સુજેલાં છે, પણ [illegible] આપતી નથી, તેથી અને તું મૂર્ખપણાથી તે [illegible] પ્રજાની ક્ષુધા મટાડીશ [illegible] કથા [illegible] મને સર્વ પ્રાપ્તિ [illegible]

† પ્રભુરૂપ [illegible] હથિયાર ઉપાડી [illegible] કાંઈ પ્રાણીના કરનારી [illegible] ધર્મમા નિષ્ઠ [illegible] નથી પ્રાણી વિચાર [illegible] મોહિત [illegible] સંતાનાદિ [illegible] છે, એક છે, શુદ્ધ મને [illegible] નથી, હું આજરે [illegible] અપાનો નથી, [illegible] એ અવસ્થાથી [illegible] કરો.

‡ [illegible] અધ્યાયમા પૃથુ [illegible] કલ્પના કરી પૃથ્વી પાસે [illegible] લેવી કથા છે આ પ્રકરણ [illegible]

[illegible] કહ્યું કે, પ્રભુ [illegible] લોકમાં [illegible] ઔષધિ નીચ [illegible] ઔષધિ ગળી ગઈ છું [illegible] મને કોઈએ [illegible] મને સપાટ [illegible] ઉપર [illegible]

જે કો મનમાં ચિંતવશે જન, સમગ્ર ઈચ્છા સર્વથા;
મન કામના હું સર્વ આપીશ, વેદ વાણી એ યથા. ૬
પૃથુરાજા એવું સાંભળી, આનંદ મનમાં પામિયા;
તત્ક્ષણ મનુ* અવનીની સામે, સ્વરૂપ વાછરડો થયા. ૭
વચ્છ થઈ પૃથ્વી સુરભિ પ્રત્યે, પય પાન મનુ રાજા કરે;
તવ પાને પૃથ્વી ચરે તે, દેખી રાજા હર્ષ મનમાં ધરે. ૮
ત્રિભુવનના જન પાસે આવ્યા, જે સૃષ્ટિના પ્રાણી હતા;
મનસા વાચા તત્વ લેવા, આવી સર્વ થયા છતા. ૯
નગ નાગ માનવ દેવ દાનવ, ગુણી ગાંધર્વ આવ્યા બહુ;
સ્વર્ગ મૃત્યુ પાતાળ વાસી, ઊભા ગૌ વત્સ સાન્નિધ્ય સહુ. ૧૦
પર્વતોએ હિમાલય રૂપી, વાછડાથી દોહન કરી;
શિખર રૂપી પાત્રમાં વળી, ધાતુ રૂપે દોહી ખરી. ૧૧
દેવતાઓં† અમૃત દોહ્યું, પાન કરવા કારણે;
સુધા કળશ સંપૂર્ણ ભરી, લઈ ગયા શક્રને બારણે. ૧૨
માનવીઓએ‡ અન્ન દોહ્યું, તે ભક્ષ ભોજન નિત્ય કરે;
ખટરસ અન્ન પકવાન ભોજન, કરી આનંદે ફરે. ૧૩
સુરભિ વચ્છથી દૂધ દોહ્યાં, સ્વાદ અમૃત જાણજો;
પય પવિત્ર કીધું દેવે પીધું, શૌનક ઋષિ પ્રમાણજો. ૧૪
સર્પે દોહન કરી મણિ લીધાં, વિષની શી સંખ્યા કહું;
ગાંધર્વે§ લોકે રાગરંગ, વાદિત્ર સર્વ દોહન કર્યું. ૧૫
રાક્ષસોએ‖ મદ્ય દોહ્યું, ઉદર મદ્ય પાને ભર્યાં;
એહ પ્રમાણે પ્રાણી સૌએ, પોતાનાં કારણ કર્યાં. ૧૬
જેને જેવી ઇચ્છા હતી બહુ, તેણે દોહીને લીધું સહુ;
અવનીએ એમ રસ સહુ આપ્યો, નિર્મુખ કોઈ નવ રહ્યું. ૧૭
પશ્ચાત્ પૃથુએ પૃથ્વીને, પુત્રીરૂપ પોતે કરી;
પુત્રી થવાથી તે જ પૃથ્વી, લોકમાં શુભકારી થઈ. ૧૮
પૃથુરાજાએ ધનુષ અગ્રે, પર્વત એકઠા કીધા સહી;
ભોમિ સહુ સરખી કરી, રાય પૃથુએ ધનુષને કરગ્રહી. ૧૯
પછી દેશ નગ્ર ને ગામ રચના, ધવળ વાસ તેણે હવી;
વન સીમની મર્યાદા કીધી, ચોકસી તેમ જ સૌ નવી. ૨૦

વલણ

કીર્તિ વાધી અતિ ઘણી, સાંભળ પરીક્ષિત રાયરે;
અષ્ટાદશ અધ્યાય થયા પૂરા, ચતુર્થસ્કંધ કથાયરે. ૨૧

ઇતિ શ્રીમદ્ભાગવતે ચતુર્થસ્કંધે અષ્ટાદશોઽધ્યાયઃ ॥ ૧૮ ॥

* પૃથુરાજાએ સ્વાયંભુવ મનુને વાછરડો બનાવી પોતાના હાથરૂપ પાત્રમાં ઔષધિ દોહી હતી
† ઇંદ્રને વાછરડો કરી સોનાના કલશમાં પૃથ્વીને દોહી
‡ આ કડી મૂળમાં નથી.
§ ગાંધર્વ અને અપ્સરાએ વિશ્વાવસુ ગાંધર્વને વાછરડો કરી કમળના પાત્રમાં પૃથ્વીને દોહી
‖ રાક્ષસોએ મહાદને વાછરડો કરી લોઢાના પાત્રમાં મદિરા દોહી હતી.

## અધ્યાય ૧૯ મો*

### કડવું ૧૯ મું–રાગ સામેરી

શ્રીશુકજી વાણી વદે, સાંભળો પરીક્ષિત રાયરે;
હવે પૃથુરાય મન યજ્ઞ કરવા, ધરે ઘણી ઇચ્છાયરે. ૧
સરસ્વતી† તીરે પધારયા, પછી રાય પૃથુ મહાધીર;
અશ્વમેધ યજ્ઞનો પ્રારંભ માંડ્યો, સરસ્વતી સરિતા તીર. ૨
ક્ષિતિ શુદ્ધ કરી યજ્ઞ કુંડ વેદી, રચના રચી અનેક;
નવરંગ મંડપ વિચિત્ર આસન, સૌ સામગ્રી વિવેક. ૩
કંકોત્રી સહુને લખીને, તેડાવ્યા સૌ રાય;
રાય કુલી છત્રીશે આવ્યા, રાય પૃથુને ત્યાંય. ૪
ગાય રૂપે થઇ પૃથ્વી, માગ્યા પદારથ આપે;
દહીં દૂધની નદીઓ વહે, (તેમ) વૃક્ષ ફળ ત્યાં આપે. ૫
સહસ્ર અઠ્યાસી ઋષી પૂજ્યા, પછી કર્યું અશ્વ પૂજન;
મૂકયો તુરી રક્ષા અર્થ, સૈન્ય સાથે વિજિતાશ્વ તન. ૬
નવાણું અશ્વમેધ કીધા એમ, રહ્યો છેલ્લો એક;
તવ ઈંદ્રને ચિંતા થઈ, વિચારે મન વિવેક. ૭
એ યુદ્ધે જીતાયે નહીં, કાંઈ કરું વિઘ્ન ઉપાય;
ચોર થઈ પૃથુના યજ્ઞાશ્વ સમીપે, આવ્યો મઘવાય. ૮
તે અશ્વને‡ ચોરી ગયો, સુર પતિ સ્વર્ગ ભુવન;
ત્યાંઈ§ હાહાકાર થઈ રહ્યો, સૈન્યમાં તત્ક્ષણ. ૯
ત્યારે રાજા પૃથુનો તન, વિજિતાશ્વ જે કહેવાય;
ક્ષિતિ સઘળી શોધી વળ્યો, સાથે સૈન્ય બહુ સંખ્યાય. ૧૦
પગ શોધતામાં ઇંદ્રને ઘેર, અશ્વની જડી ભાળ;
તવ ઈંદ્રને શોધી અશ્વઅર્થે, યુદ્ધ માંડયું પૃથુસુતે તતકાળ. ૧૧
મહા યુદ્ધ અમરે આદરયું, ને ચડ્યા વઢવા દેવ;
પૃથુ પુત્ર સાથે યુદ્ધ કરવા, ક્રોધશું તતખેવ. ૧૨
અકેક સામા આવીને, તે કરે બાણની વૃષ્ટ;
દશે દિશાથી બાણ છૂટે, કો નહિ દીસે દૃષ્ટ. ૧૩

* આ ઓગણીસમા અધ્યાયમાં ઇંદ્ર, અશ્વમેધનો ઘોડો હરી ગયો તેથી પૃથુ તેને મારવા તૈયાર થયા, પરંતુ બ્રહ્માએ ના પાડી, એ કથા વર્ણવેલી છે.
† બ્રહ્માવર્તમાં સરસ્વતી તીરે.
‡ ઇંદ્ર અદૃશ્ય ઘોડાને લઈ આકાશ માર્ગમાં જતો હતો, તે અત્રિના જોવામાં આવ્યો. એ સમયે ઇંદ્રે અધર્મની ભ્રાંતિ કરનારો પાખંડીનો વેશ લીધો હતો. તે ઇંદ્રની પછવાડે અત્રિના કહેવાથી પૃથુપુત્ર દોડ્યો ને "ભાગ માં, ભાગ માં," એમ બોલ્યો, પણ તેને જટાધારી જોવાથી બાણવૃષ્ટિ કરતાં અચકાયો. વધ કરતાં અટકેલા પૃથુપુત્રને જોઈ અત્રિ ઋષિએ ફરીથી આજ્ઞા કરી કે, યજ્ઞમાં વિઘ્ન પાડનાર અધમ ઇંદ્રને માર. એવી આજ્ઞા સાંભળી, ગગનમાં ઇંદ્ર પાછળ દોડ્યો એટલે ઇંદ્ર પાખંડીનો વેષ લઈ તથા ઘોડાને પડતો મૂકી અલોપ થઈ ગયો, અને પૃથુપુત્ર ઘોડો લઈ ઘેર આવ્યો.
§ આ લીટીથી આરંભીને નીચેની નવ કડીમાંની યુદ્ધની તથા દેવને પકડી લાવવાની વાત મૂળ ભાગવતમાં નથી. પણ ઉપલી નોંધમાં જે લખ્યું છે, તે પ્રમાણે છે.

ખડ્ગ બાણુ ત્રિશૂલ ભાલા, વજ્રના મારે ઘાય;
પૃથુ પુત્રને મઘવા તણું, ત્યાં યુદ્ધ દારુણ થાય. ૧૪
મંત્રાજ્ઞાએ બાણુ છૂટે, અખંડ મેઘની ધાર;
મોટા યોદ્ધા પરાક્રમી તે, તજે પ્રાણુ તે વાર. ૧૫
વિજિતાશ્વ પોતે ક્રોધે ચડ્યો, તે મારે બાણુ અનેક;
પછી ઇંદ્ર સાથે મલ્લ યુદ્ધ કરતો, હવો તે વીર વિવેક. ૧૬
પૃથુ પુત્રના પ્રહાર થકી, ઇંદ્રની હવી ગતિ ભંગ;
લઘુલાઘવી કરી સહસ્રાક્ષ નાઠો, તજી અશ્વપ્રસંગ. ૧૭
પૃથુરાય પુત્રે બંધ આલ્યા, દેવના નિરધાર;
દિગ્વિજય કરી અશ્વ લાવ્યો, પિતા કને તે વાર. ૧૮
દેવ પૃથુએ છોડી મેહેલ્યા, ફરી માડ્યું યજ્ઞનું કામ;
ફરી પાછો અશ્વ મૂકયો, રાય પૃથુએ તેણે ઠામ. ૧૯
વળી ઇંદ્ર* પાખંડી વેશ ધરીને, અશ્વ હર્યો ફરી તેહ;
વિજિતાશ્વકુંવરે બાણુ તાક્યું, મૂકી હય નાઠો તેહ. ૨૦
પૃથુયે તવ બાણુ ગ્રહીયું, ઇંદ્રને મારવા કાજ;
ઋત્વિજોએ શાંત કીધો, રક્ષણુ કીધું ઇંદ્ર મહારાજ. ૨૧
અમે એને નાશ કરશું, તમો રહો નિશ્ચિંત;
એવું કરતાં કોપે ચડ્યા, આચાર્ય ઋષેશ્વર સંત. ૨૨
ઋષિએ ક્રોધે ઇંદ્રનું, આવાહન કર્યું તે વાર;
વેદ મંત્રે તત્ક્ષણુ આવ્યો, તે શુચિ શ્રુવ મોઝાર. ૨૩
ઇંદ્રને શ્રુવમાં બેસાડીને, હોમે છે ઋષિરાય;
તેણે સમે તો સ્વર્ગ મધ્યે, હાહા શબ્દ જ થાય. ૨૪
તવ બ્રહ્મા† આવ્યા બ્રહ્મસદનથી, સાંભળી ઉત્પાત;
તે ઋષિવર પ્રત્યે વાણી વદે, એમ તિહ તિહ સુખ વાત. ૨૫
વિનય વચન અનેક કહી, બ્રહ્માએ મુકાવ્યો સુરરાય;
સહસ્રાક્ષ નમ્યો તેણે સમે ત્યાં, પ્રજાપતિને પડ્યો પાય. ૨૬
ઋષીશ્વરને વિનતિ કરીને, મઘવા ગયો સ્વસ્થાન;
પછી યજ્ઞનું કર્મ પૂરું કીધું, પવિત્ર પૃથુ રાજાન. ૨૭
બ્રહ્મ વાકયથી પૂર્ણ માન્યો, યજ્ઞ પૃથુ રાજાન;
સહસ્ર અઠ્યાસી ઋષિ, બ્રહ્મા વદે આશિર્વચન. ૨૮
જય જય શબ્દવાણી ઋષિ વદે, અભિષેક આશિરવાદ;
કુસુમ વૃષ્ટિ હવી ગગન, પંચ શબ્દ દુંદુભિ નાદ. ૨૯
રાજા પૃથુએ ઇંદ્ર સાથે સંતોષ્યા સહુ દેવ;
જય શબ્દ જન યાચક વદે, તે યજ્ઞમાં તતખેવ. ૩૦

વલણ

જય શબ્દ વાણી વદે સુરમુનિ, સુણુ સત્ય પરીક્ષિતરાયરે;
શ્રોતાજન બોલો શ્રીહરિ, હવો ઓગણીશમો અધ્યાયરે. ૩૧

ઇતિ શ્રીમદ્‌ભાગવતે ચતુર્થસ્કંધે એકોનવિંશોઽધ્યાયઃ ॥ ૧૯ ॥

---

## અધ્યાય ૨૦ મો*

### કડવું ૨૦ મું—રાગ ગોડી

શ્રીશુક કહે સુણુ પરીક્ષિતવાણી, શૌનક પ્રત્યે વદે સૂત પુરાણી;
સોમો યજ્ઞ આવ્યો પૂરો થવા, તવ પરમેશ્વર પ્રત્યક્ષ હવા.
હરિ પૃથુને કહે તું માન્ય, ઇંદ્ર ઉપર દયા હવે આણ્ય;
ઇંદ્રે યજ્ઞનો કીધો ભંગ, માગે છે ક્ષમા ધરિ ઉમંગ.
તું ને શક્ર છો મારાં રૂપ, એમ જાણુ તું નિશ્ચે ભૂપ;
દીધો અનેક રીતે સદ્‌બોધ, માયામાંથી કરાવ્યો શોધ.
સ્ત્રી સંતાન ન કોઈ તારાં, એ તો સર્વે છે છેતરનારાં;
તું તો છે રાયજી નિર્વિકારી, પ્રજાપાળક અધમ ઉદ્ધારી.
માગ માગ કંઇ વરદાન, હવો તું પર હું તુષ્ટમાન;
એમ પૃથુ રાયને વખાણુ કરી, યજ્ઞ ઉપદેશ† કીધો શ્રીહરી.
એમ કૃપા કીધી ભગવાન, પૃથુ રાયને કહ્યું બહુ જ્ઞાન;
કીધું ઇંદ્રને દ્રઢ આલિંગન, તવ પ્રભુ થયા પ્રસન્ન.
પૃથુએ પ્રભુજીને કર્યા પ્રણામ, સ્તુતિ મુખે ઉચર્યાં શત નામ;
પ્રભુની પૂજા અર્ચા કીધી ઘણી, પરબ્રહ્મ પરમેશ્વર તણી.

---

* ઇંદ્રે ભયંકર અંધારું ઉત્પન્ન કરી તેની અંદર ગુપ્ત રહી, સોનાની દોરી સહિત એ ઘોડાને ખીલેથી છોડી આકાશમાં ઉતાવળે નાસી જતો પુનઃ અત્રિએ દીઠો કે, તરત પૃથુપુત્રને પાછળ મોકલ્યો. આ વખતે ઇંદ્રે માણુસનાં માથાંની ખોપરી અને ઈંશ ઉપળાં પહેરેલાં હતાં તેથી કોઇ જાતનો વેખ પ્રહણુ કર્યો છે એમ ધારી પૃથુના પુત્રે પ્રહાર કર્યો નહીં, પણુ અત્રિ ઋષિના કહેવાથી પૃથુના પુત્રે જેવું બાણુ તાક્યું કે તે જ વખતે ઇંદ્ર પાખંડરૂપનો ત્યાગ કરી તથા ઘોડાને પડતો મૂકી અન્તર્ધાન થયો. ત્યારથી ઇંદ્રે કરેલાં પાખંડ, લોકમાં પ્રસિદ્ધિને પામી ચાલવા લાગ્યાં છે. પા એટલે પાપ અને ખંડ એટલે નિશાની અથવા કટકો, એવો પાખંડનો શબ્દાર્થ છે. એ પ્રમાણે ઇંદ્રે જે જે રૂપ લઈ મૂકી દીધાં, તે પરથી જૈન, બૌધ, કાપાલિક વગેરે પાખંડી મતો આ પૃથ્વીમાં પ્રવર્તમાન થયા છે.

† બ્રહ્માએ કહ્યું કે બળવાન્ સાથે સ્પર્ધાથી કંઇ ફાયદો નથી, પૃથુના સો યજ્ઞમાં એક ઓછો રહ્યો તેની શી ફીકર છે, હવે યજ્ઞ બંધ કરો.

* આ વીશમા અધ્યાયમાં ભગવાને પૃથુને ઉપદેશ કર્યો, તે કથા વર્ણવેલી છે.

† વિષ્ણુએ પૃથુને કહ્યું કે, સુબુદ્ધિવાળા માણુસો કોઇ પ્રાણીનો દ્રોહ કરતા જ નથી, તેમ તેઓ દેહને આત્મા માનતા પણુ નથી. જ્ઞાની પુરુષ દેહ પ્રત્યે આસક્તિ રાખતો નથી, તેમ તે દેહવડે થયેલાં સંતાનાદિ પ્રત્યે મમતા પણુ રાખતો નથી. આત્મા દેહથી ભિન્ન છે, એક છે, શુદ્ધ છે, જ્ઞાન સ્વરૂપ છે, નિર્ગુણુ છે, ગુણોનો આશ્રય છે, વ્યાપક નથી, ઢંકાતો નથી, જોનારો છે અને સ્વતઃ સિદ્ધ છે; પરંતુ દેહ એ આત્માથી ભિન્ન છે. તે મલિન છે, જડ છે, સગુણ છે, ગુણોના આશ્રયથી રહેલો છે, માપી શકાય છે, વસ્ત્રથી ઢંકાય છે, દૃશ્ય છે, અને આત્માને લઈ સિદ્ધ થાય છે. આ પ્રમાણે જે પોતામાં રહેલા આત્માને જાણે તે, શરીરધારી છતાં પણુ દેહના વિકારથી લેપાય જ નહિ. કારણુ કે તે મારામાં જ રહ્યો છે. આ અવિચળ આત્મા ઇંદ્રિયથી નિરાળો છે, છતાં તેઓના સ્વામિત્વપણાથી રહ્યો છે, એમ જાણે જાણ્યું તેનો મોક્ષ થાય છે. પ્રજાએ કરેલા પુણ્યમાંથી છઠ્ઠો ભાગ રાજાને પરલોકમાં મળે છે, પણુ પ્રજા પાસેથી કર લે ને રક્ષણુ ન કરે તો તેનું પુણ્ય પ્રજાને જાય છે, અને પ્રજાનું પાપ રાજા લે છે. હું યજ્ઞ, તપ કે, યોગથી પ્રત્યક્ષ નથી થતો, પણુ સમદૃષ્ટિવાળા પુરુષ પાસે જ રહ્યો છું, માટે મારી પા

હરિ કથા શ્રવણની પ્રીતિ હુજો, દુર્મતિ મારી સહુ જાજો;
દશ સહસ્ર કર્ણ તો દીજીએ, પ્રભુ કૃપા એટલી કીજીયે.
હરિ શ્રવણ ઈચ્છું મહારાજ, તમો કરુણા કરી પ્રભુ આજ;
સફળ જન્મ હવા મુજ યાગ, તમ દર્શનથી મહા ભાગ.
ધન્ય ભાગ્ય મારો અવતાર, કૃપા કરી મુને* વિશ્વાધાર;
નવ માગું મોક્ષ ને જ્ઞાન, માગું એકલું તુજનું ધ્યાન.
આપના સ્વરૂપમાં સદાય રમું, એટલું જ હું અહિયાં માગું;
પૃથુને કૃપા કરી શ્રીભગવાન, મનવાંછિત આપ્યું વરદાન.
જ્ઞાન ધર્મ કહ્યો હરિયે વિવેક, પ્રભુએ પૃથુને કીધો અભિષેક;
પૃથુ રાયને આજ્ઞા કરી, પછી વૈકુંઠ પધાર્યા શ્રીહરી.
પ્રભુ પાર્ષદો કિન્નર નાર, અપ્સરા ઋષિ પિતૃ સાર,
ઋષિ અમર સહુ સ્થાનક જાય, કરતાં વાત હરખ મન ન માય;
આવ્યો પૃથુ પછી નગર મોઝાર, પ્રજા પ્રેમથી પાળે સાર.

વલણ

વિનોદ વાત હર્ષેશું કરતા, સ્વસ્થાને સૌ જાયરે;
પરીક્ષિત પ્રત્યે વદે શુકજી, હવે થયા વીશ અધ્યાયરે.

ઇતિ શ્રીમદ્ભાગવતે ચતુર્થસ્કંધે વિંશોઽધ્યાય. ॥ ૨૦ ॥

## અધ્યાય ૨૧ મો†

### કડવું ૨૧ મું–રાગ કેદારો

શ્રીશુકજી વાણી ઉચરે, રાય પરીક્ષિત શ્રવણે ધરે;
હવે પૃથુ રાજા શું કરે, તે કથા તુજને કહુંરે. ૧

ચાલ

તે તુજને કહું પરીક્ષિત રાજા, શ્રીશુકજી કહે શુભ વાણી,
મૈત્રેય વિદુર પ્રત્યે સંભળાવે, શૌનકને સૂતપુરાણી. ૨
શત યજ્ઞ કરીને રાય પૃથુ, પોતે નગ્રમાં પાછો આવ્યો;
સર્વ લોક ત્યાં પ્રસન્ન હવા છે, પ્રજા તણે મન ભાવ્યો. ૩
પૃથુરાયને કરુણા કરી ત્યાં, યજ્ઞ વિષે ભગવંત,
એવું સાંભળી પ્રજાએ પૂજા કરી, આપી ભેટ અનંત. ૪
પછી પ્રતિપાલન પ્રજાનું કરતો, રુડી પેરે રાય;
ધર્મ રાજ્ય પાળે પૃથુરાજા, પ્રજા સૌ સુખણી થાય. ૫
પછી વૈકુંઠ જવા અધિકાર થયો, પૃથુરાય વિચારે મન;
સર્વથા આ સંસાર તજીને, જઇએ પ્રભુને સદન. ૬
વળી યજ્ઞ કરી પૃથુરાય કહે, પ્રજા પ્રત્યે શુભ વાણી,
તમો સૌ, પરબ્રહ્મ પરમેશ્વર, પૂજો સારિંગપાણી. ૭
ધ્યાન જપ તપ ધર્મ કરો કંઈ, દેહ દમન સાધન;
સ્નાન દાન દેવતા અર્ચન, પૂજન તીર્થ વ્રત યજ્ઞ. ૮
પૃથુરાજાએ પ્રજાને વળી, કહ્યુ અપરિમિત જ્ઞાન;
સદા નિરંતર સદ્ભાવેથી, ભજોને શ્રીભગવાન. ૯

આદિ અનાદિ એક પરબ્રહ્મ, છે મુજને વહાલો;
સચરાચર વ્યાપક પ્રભુ, નથી કોઈ ઠામ ઠાલો. ૧૦
કર્મ કાંડ નથી ફળદાતા, કીધો મુનિએ સિદ્ધાંત;
હરિ કથા હરિનું સેવન, એ સાધન બળવંત. ૧૧
બ્રહ્મરૂપ બ્રાહ્મણ મુને વહાલા, ભગવત અને ગાય;
હરિ ભક્ત અતિ છે વહાલા, મુજ ભક્તિ કરે જ સદાય. ૧૨
સભા સર્વ રાજી હવી, કીધો, બહુ સત્કાર;
રાયતણો વળી ત્યાં સર્વે, બોલે જયજયકાર. ૧૩
પૃથુરાજા પ્રીતે પાળે છે, વહાલી ઘણી પ્રજાય;
પ્રજા રાયને વખાણે છે, ધન્ય ધન્ય પૃથુ મહિમાય. ૧૪
રાજા ધર્મિષ્ઠ તેણે કરીને, પ્રજા ધર્મને જાણે;
પૃથુરાયનો મહિમા સૌકો, ત્રિભુવનમાં વખાણે. ૧૫
ધર્મ પાળતાં સર્વ સુખી છે, પ્રજા મન હર્ષિત રંગ;
મનવાંછિત સઘળું સુખ પામે, રાય પૃથુને પ્રસંગ. ૧૬
ઈશ્વર ભક્તિ સદાચરણ, પ્રભુતણું ધ્યાન ધરનાર;
પૃથુરાજાએ ધર્મ અતિશય, વર્તાવ્યો નિરધાર. ૧૭
ધન્ય ધન્ય એ પ્રજાપાળક, સાંભળ પરીક્ષિત રાય;
ધર્મ માર્ગ ચલાવ્યો સઘળે, ક્ષિતિ તળમાં મહિમાય. ૧૮

વલણ

ક્ષીતિ તળમાં મહિમાય સઘળે, શ્રીહરિની કરુણાયરે;
ચતુર્થસ્કંધ ભાગવતના, હવા એકવીશ અધ્યાયરે. ૧૯

ઇતિ શ્રીમદ્ભાગવતે ચતુર્થસ્કંધે એકવિંશોઽધ્યાય ॥ ૨૧ ॥

## અધ્યાય ૨૨ મો*

### કડવું ૨૨ મું–રાગ આશાવરી

શ્રીશુકજી કહે સાંભળ રાય, પરીક્ષિત પુન્ય પવિત્ર;
મૈત્રેય ઋષિ વિદુરને સંભળાવે, પૃથુ રાજાનું ચરિત્ર. ૧
પૃથુરાજાને અંતર વેદ, ગંગા યમુના મધ્યે વાસ,
પૃથુરાજા ત્યાં આસન કરીને, સમરે શ્રીઅવિનાશ. ૨
એક સમે સનકાદિક ચારે, બ્રહ્મા કેરા કુમાર;
પૃથુરાજા ભણી તે આવ્યા છે, કરુણા કરી એકવાર. ૩
દેખી રાય રળિયાત થયો, ને આપ્યાં પવિત્ર આસન;
પ્રેમે આલિંગન દઈ ભેટ્યા, પછી કીધું વિધિયે પૂજન. ૪
મુજ† કિયાં પુણ્યે પધાર્યા, તમો ઋષીશ્વર આ ઠામ;
તમ ગુણ ગણતાં પાર ન લાધે, તમો પૂર્ણ બ્રહ્મ છો સ્વામ. ૫

---

* મહારાજ આપે ભજન કરનારાને વરદાન માગવાનું કહેલું, એ લગાડી વાત જગતને, બાધ કરનારી છે, એમ હું માનું છું. કેમકે આપની વાણીરૂપ દોરીથી લોકો બંધાયલા છે.

† આ એકવીશમા અધ્યાયમાં પૃથુ રાજાએ શહેરમા આવી, સભા ભરીને તેમાં પ્રજાને સારો ઉપદેશ આપ્યો, તે કથા છે

* આ બાવીશમા અધ્યાયમા સનકાદિકે પૃથુ રાજાને બ્રહ્મજ્ઞાન આપ્યું તથા પૃથુએ સનત્કુમારની શુશ્રૂષા કરી, તે કથા છે

† પૃથુરાયે વિશેષ કહ્યુ કે, જેને ઘેર વૈષ્ણવોનું આવવું ન થાય તેનુ ઘર કદી સમૃદ્ધિથી ભરપૂર હોય તો પણ સર્પના ઘર સરખું સમજવું. આપ કે જેઓ બ્રહ્મમય છો, વળી જેને ક્ષેમ વા અક્ષેમનો ભેદ જ નથી, તેઓને અમારે ક્ષેમ પૂછવું જ જોઈએ શું? પણ અમ લોકો વિષયવાસનાને સ્વાર્થરૂપ સમજીએ છિયે અને દુસ્તર સંસારમાં અમારાં કર્મને લીધે જન્મેલા છિયે, તેનું તો ક્ષેમ પૂછવું જ જોઇએ. આપને મારે એટલુંજ પૂછવાનું છે કે, આ સંસારને વિષે કિયા પ્રકારથી એકદમ કલ્યાણ થાય, તે મને કહો.

સનકાદિકે રાજાનું દીઠું, ધર્મ પવિત્ર આચરણ,
સાધુ સંતના સંગ કરે, મન ધરે પ્રભુનું સ્મરણ ૬
એવું દેખતા સનકાદિક, આનંદ પામ્યા મન,
સનકાદિકે* પ્રતિબોધ દીધો, જેવું વેદ વચન ૭
સ્તુતિ કરી પૃથુરાયે† અતિ, પછી ગયા મુનિરાય,
અન્યોઅન્ય હર્ષે મળી, પછી સ્થાન પોતાને જાય ૮

પૃથુ રાજાનો યશ છે મોટો, ત્રિભૂવનમા વિસ્તાર,
સુરિનર મુનિવર સર્વે જાણે, ભૂમંડળ મોઝાર ૯
દેવ દાનવ યક્ષ કિંનર, સઘળે વિસ્તર્યો મહિમાય,
પ્રજા સર્વને જુગતે પાળે, ધર્મવંત જે રાય ૧૦
ચતુર્પદે* પૃથુએ ધર્મ ચલાવ્યો, સદ્ કર્મ માર્ગ આચર્યું,
પરમ હર્ષ મનમા ધરી, બહુ કરે પ્રભુનું સ્મર્ણું ૧૧

વલણ

સ્મરણ પ્રજા પ્રભુનું કરે, નિત્ય સ્મરે જગદીશરે,
ચતુર્થસ્કંધ ભાગવતના, હુવા અધ્યાય બાવીશરે ૧૨

ઇતિ શ્રીમદ્ભાગવતે ચતુર્થસ્કંધે દ્વાવિંશોઽધ્યાયઃ ॥ ૨૨ ॥

---

## અધ્યાય ૨૩ મો†

### કડવું ૨૩ મું-રાગ સારંગ-ચાલ ઢુંકડી

શ્રી શુક કહે પરીક્ષિત અવિધાર, હુવા પૃથુરાયને પંચ કુમાર,
જ્યેષ્ઠ પુત્ર વિજિતાશ્વ સહી, બીજા ચાર દેખાડું કહી ૧
ધૂમ્રકેશ‡, હર્યક્ષ, દ્રવિણ, વૃક નામનો પાંચમો તન,
જ્યેષ્ઠ પુત્ર વિજિતાશ્વ જેહ, પૃથુને પાયે વલ્લભ તેહ ૨
રાયે કર્યો પછે મન વિચાર, જ્યેષ્ઠને આપ્યો રાજ્યાધિકાર,
પછી વલ્કલ પેહેર્યાં પૃથુ રાજન, સ્રીસાથે તપસારુ ગયા વન ૩
બદ્રિકાશ્રમે ગયા છે જ્યાહે, મહા તીવ્ર તપ માંડ્યું ત્યાહે,
અગુંઠ ભેર રાય ઉભા રહી, પરબ્રહ્મનું આરાધન કરતા તહી ૪
સૂકા પાંદડાંનો કરે આહાર, જપે જાપ શ્રીવિશ્વાધાર,
પછી વાયુ આહાર કરે રાજન, વશ્ય કીધો એમ "મન" પવન ૫
એમ તપ કરતા હતા પૃથુરાજન, મનમા પરમેશ્વરનું કરે સ્તવન,
જ્ઞાન વૈરાગ્યથી પરબ્રહ્મમા રહી, કૈવલ્ય મોક્ષ પામ્યો તે સહી ૬
સ્રીએ રાય ઉછંગે લીધો સહી, સહગમન કીધું વનમા રહી,
તવ કુસુમ વૃષ્ટિ કરતા સૌ દેવ, પૃથુ સાનંદથ આવ્યા તતખેવ. ૭
રાયસમીપ લાવ્યા દિવ્ય વિમાન ડું, સ્રીસહ દિવ્યદેહે બેઠા રાજાન,
તવ દુંદુભિ નાદ હુવા આકાશ, રાય પૃથુ ગયા વૈકુંઠ વાસ ૮

---

* પૃથુરાયનું ઉપર પ્રમાણે વચન સાંભળી ઋષિઓએ જે જ્ઞાન કહ્યું, તે કવિએ આ અધ્યાયમા આપ્યું નથી, પણ આ જ્ઞાન ઉત્તમ હોવાથી અત્રે ટીપ્પણમા ટાંક્યું છે ઋષિએ કહ્યું કે, ગુણ વગરના આત્મા વિષે દ્રઢ પ્રીતિ રાખવી અને આત્મા વિના અન્ય વસ્તુમા વૈરાગ્ય ગ્રહણ કરવો, એમ પ્રૌઢ વિચાર મુખ્ય શાસ્રોમા નિર્ણય કરેલો છે શ્રદ્ધા રાખવી, ધર્મ પાળવો, જ્ઞાન બાબતના નવા નવા વિષયની ઇચ્છા રાખવી, બ્રહ્મજ્ઞાનના સાધનમા નિષ્ઠા રાખવી યોગી લોકોની સેવા કરવી, ભગવત્ કથા શ્રવણ કરવી, ધન અને કામનામા લુબ્ધ પુરુષોની સંગતનો ત્યાગ કરવો, ધન અને વિષયોને છોડી દેવા, એકાંત સ્થળમા રહેવાની પ્રીતિ રાખવી, પોતામા જ સંતોષિત રેહેવું, ભગવત્ ગુણમા અતૃપ્તિ રાખવી, કોઈને પીડા ન કરવી, શાંતિ આદિ શુભ ગુણવાળી વૃત્તિ રાખવી, સ્વહિતનો વિચાર કરવો ભગવાનની લીલાનું સ્મરણ કરવું, કામના રહિત યમ નિયમ પાળવો, અનિંદિતપણે વર્તવું, યોગક્ષેમને સારુ ઉદ્યમ છોડી દેવો, સુખ દુઃખાદિક દ્વિપદાર્થ સહન કરવાનો મહાવરો રાખવો, એટલું ગ્રહણ કરવાથી સઘળા જડ પદાર્થમા વૈરાગ્ય અને નિર્ગુણ સ્વરૂપમા એકાએક પ્રીતિ થાય છે ગુરુસેવનથી પરમાત્મા શુદ્ધ પ્રીતિ થવાને લીધે (અરણીથી ઉત્પન્ન થતા અગ્નિ પેરે), અરણીની પેઠે જ્ઞાન, વૈરાગ્યના પ્રબળથી તેનું પંચભૂતરૂપ અવિદ્યા વગેરે પાંચ ક્લેશરૂપ (૧ લી અવિદ્યા એટલે સ્વસ્વરૂપનું વિસ્મરણ થવું તે, ૨ જી અસ્મિતા એટલે દેહને હું છું એમ માનવું, ૩ જું રાગ એટલે દેહાભિમાનથી દેહને અનુકૂળ વસ્તુમા પ્રીતિ તે, ૪ થું દ્વેષ એટલે પ્રતિકૂલ વસ્તુ ઉપર અપ્રીતિ તે, ૫ મું અભિનિવેશ એટલે અનુકૂલ પદાર્થોનો નાશ થતાં પોતાનો નાશ માની બેસવાનું અભિમાન તે) લિંગ શરીરને પાછો કાંટો ન ફૂટે એ રીતે બાળી નાખે છે દ્રષ્ટા દૃશ્યનો ભેદ અંતઃકરણને લીધે થાય છે, જાગૃત સ્વપ્નમા અંતઃકરણ હોવાથી તે જોનાર, જોવાના પદાર્થ અને તેઓનો સંબંધ કરનારો અહંકાર જોવામા આવે છે, પણ સુષુપ્તિમા અંતઃકરણ નહિ હોવાથી કંઈ પણ જોવામા આવતું નથી વિષયોનું પ્રીતિથી સ્મરણ કરનારાની ઇંદ્રિયોને વિષયો ખેંચે છે ઇંદ્રિયો મનને ખેંચે છે, અને મન વિચાર કરવાની શક્તિને મનની અંદરથી ખચી લે છે બુદ્ધિની માહીથી વિચાર શક્તિ ખેંચાઈ જવાથી તેને આગળ પાછળનું વિસ્મરણ થવાથી જ્ઞાન જતું રહે છે આત્મા ઉપરના પ્રેમથી જે બીજું સઘળું પ્રિય લાગે છે, તે સ્વહસ્તે આત્માની ખરાબી કરવાથી જે સ્વાર્થને નુકસાન થાય છે, તેના જેવું જગતમા સ્વાર્થને નુકસાનકારક કંઈ પણ નથી તૃષ્ણા રાખવાથી શાસ્ર જ્ઞાન અને સ્વરૂપનો અનુભવ નાશ થઈ જતા સ્થાવરપણાને પામે છે સંસારના અંધારામાથી પાર પામવાના ઇચ્છાવાળા પુરુષે ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચાર પુરુષાર્થોને અત્યંત નુકસાનકારક જે સંગ છે તે તજવો એ ચારમા મોક્ષ સર્વોત્તમ પુરુષાર્થ કહેવાય છે બાકીના ત્રણમા નિરંતર કાળનો ભય છે સૃષ્ટિની અંદર આપણાથી તે બ્રહ્માદિ જે ઉત્પન્ન થયેલાં છે, તેમનો મનોરથ કાળ તોડી નાંખે છે અનાત્મ (આત્મા વગરની) વસ્તુમાં આસક્તિ રાખવાથી અનર્થ થાય છે, એટલા માટે દેહ ઇંદ્રિય, પ્રાણ, બુદ્ધિ અને અહંકારથી વિંટાયેલા સ્થાવર જંગમોમા અંતર્યામીરૂપે પ્રત્યક્ષ અને દેશ, કાળ તથા વસ્તુના માપથી રહિત જે પ્રકાશે છે અને અંતર્વૃત્તિથી જે જણાય છે, તે જ આત્મા છે એમ જાણો એ પ્રમાણે જ્ઞાન કહ્યું છે

† પૃથુ રાજા તે ઋષિ પ્રત્યે કહે છે બ્રાહ્મણ પોતાનું જ જમે છે, પોતાનું જ પહેરે છે, અને પોતાનું જ આપે છે, કેમકે સઘળું બ્રાહ્મણોનું જ છે બીજા ક્ષત્રિયાદિક તો બ્રાહ્મણની દયાથી તેઓએ આપેલું અન્ન ખાય છે તેથી આપી દેવામાં સ્વતંત્ર નથી આપે મને ઉત્તમ બ્રહ્મજ્ઞાન આપ્યું તેનો બ.લો હાથ જોડવા સિવાય બીજો કરી આપી શકું એમ નથી

* ચારે પગે ધર્મના ચાર પગ છે એવી કલ્પના કીધી છે

† આ ત્રેવિસમા અધ્યાયમા પૃથુ રાજા કૈવલ્ય મોક્ષ પામી વૈકુંઠ ગયા તથા તેની સ્રી સતી થઈ ઇત્યાદિ કથા છે

‡ આ પુત્રોના નામ મૂળ ભાગવતમા બાવીસમા અધ્યાયમા આપ્યા છે § પૃથુ રાજાને વિમાન આવ્યું આ બાબતનું લખાણ મૂળ ભાગવતમા નથી, પરંતુ શ્રીધરે ૨૩ મા અધ્યાયના ઉપરના સારના શ્લોકમા લખ્યું છે

પૃથુ આવ્યા સ્વર્ગ સદન મોઝાર,વરતી રહ્યો ત્યાં જયજયકાર;
એ શુકે કથા પરીક્ષિતને કહી, જે જન એકમને સુણે સહી. ૯
બાળ વૃદ્ધ યૌવન નર નાર, તેને પુનરપિ નહિ અવતાર;
ધર્મ, અર્થ, મોક્ષ ને કામ, ચાર પદાર્થ આપે તેને સીતા રામ.૧૦

વલણ

ચાર પદાર્થની પ્રાપ્તિ થશે, જન્મ મરણ ભય જાયરે;
શ્રોતા બોલો શ્રીહરિ, હવો ત્રયવિંશમો અધ્યાયરે.૧૧

ઇતિ શ્રીમદ્ભાગવતે ચતુર્થસ્કંધે ત્રયવિંશોઽધ્યાયઃ ॥ ૨૩ ॥

## અધ્યાય ૨૪ મો.*

### કડવું ૨૪ મું-રાગ ભાનાવળી

શ્રીશુકજીરે, પરીક્ષિત પ્રત્યે ઉચરે;
સંત સભામાંરે, રાજા શ્રવણે ધરે. ૧
પછી વિજિતાશ્વ રાજારે,રાજ્યાસન બેઠા સહી;
ચારે ભ્રાતનેરે, પાસે તેડાવ્યા તહીં. ૨
ચારે દીશારે, ભ્રાતને,† આપી વેહેંચી કરી;
પોતે વિજિતાશ્વરે,મહારાજ હવો ચક્રેશ્વરી. ૩
તેને ઘેરરે, બેઉ વનિતા રાણી હવી;
પતિવ્રત ધર્મ પાળેરે, કીર્તિ નિત્ય નવી નવી. ૪
તે બેઉને સંતાનરે, હુવાં સોહામણાં;
મહા સુંદરરે, રૂપે શોભે અતિ ઘણાં. ૫
વિજિતાશ્વ‡ રાજાએરે, યજ્ઞ મખ કીધાં સહી;
યશ મહિમારે, રાજાનો વ્યાપ્યો તહીં. ૬
પછી રાજા વિજિતાશ્વેરે, પુત્રને રાજ્ય આપ્યું ત્યાંહે;
સર્વ રાજ્ય સોંપીરે, પોતે ગયા વન માંહે. ૭
ઉગ્ર તપ કીધુંરે, આરાધન હરિનું કરી;
તવ કૃપા કરીરે, વૈકુંઠથી આવ્યા હરી. ૮
વર આપીરે, વૈકુંઠપુરીમાં લઈ ગયા;
વિજિતાશ્વ એમ ઉદ્ધર્યારે, સૌ વાતે નિર્ભય થયા. ૯
રાય વિજિતાશ્વનેરે, જ્યેષ્ઠ પુત્ર હવિર્ધાન ભલો;
તે ધર્મ ચલાવેરે, જેવો વેદમાં વર્ણવ્યો. ૧૦
હવે હવિર્ધાનનેરે, છ સુત સુંદર હવા સહી;
તેમાં જ્યેષ્ઠજ રે, પ્રાચીનબર્હી તહી. ૧૧
તે સમુદ્રનીરે, કન્યા* પરણ્યો તદા;
જેણે સઘળે પૃથ્વીમાંરે, યજ્ઞ બહુ કીધા યદા. ૧૨
પ્રાચીન બર્હીયેરે, યજ્ઞના પ્રારંભ માંડીયા;
મન માંહેથીરે, દુષ્કૃત સઘળાં છાંડીયા. ૧૩
રાય અવનીપરરે, યજ્ઞ કરે છે ઘણા;
નહીં પારજરે, ગણતાં આવે તે ઘણા. ૧૪
પ્રચેતા નામેરે, દશ તન હવા તહી;
મહારાની તેરે, દીસે રૂપે સુંદર સહી. ૧૫
જેહ પુત્રોરે, પ્રચેતાથી દશ કહ્યા;
તે સમુદ્રનેરે, તટે તપ કરવા ગયા. ૧૬
પંથે ચાલતાંરે, એક શુભ સર આવિયું;
રચના રૂડીરે, જોઇને મન ભાવિયું. ૧૭
તટ સમુદ્રનેરે, જાણે પગ ખાણુ ભારી;
ત્યાં તપ† કીધુંરે, શિવજી કેરુ ધ્યાન ધરી. ૧૮
તપ કીધુંરે, અતિ ઉગ્ર એક આસને;
કરુણા કીધીરે, શિવજીએ ત્યાં દાસને. ૧૯
શિવજી પ્રકટ થયારે, સરોવર માંહેથી;
પ્રચેતા જોઈરે, જ્ઞાન દીધું ભાવેથી. ૨૦
શિવજી કહે છે રે, સાંભળો પુત્ર તમે;
તમ અનુગ્રહ માટેરે, દર્શન દીધું અમે. ૨૧
પુરુષ પુરાણનેરે, ભક્ત મને પ્રિય છે;
તમે છો હરિ ભક્તનારે, હરિ કરુણાકર છે. ૨૨
સ્વધર્મ પાળીનેરે, સો જન્મે બ્રહ્માને મળે;
એથી પુણ્ય અદકુંરે, હોય તો મુજમાં ભળે. ૨૩
પણ હરિ ભક્તનેરે, અંત સમય થાય;
શ્રીહરિ પદ પામેરે, પ્રભુના ગુણ ગાય. ૨૪
તે હરિ કેરુંરે, સ્તવન જે ઉત્તમ છે;
સદાશિવે કહ્યુંરે‡, હરિ પુરુષોત્તમ છે. ૨૫

* આ ચોવીશમા અધ્યાયમાં પૃથુના પ્રપૌત્ર પ્રાચીનબર્હિ રાજાને પ્રચેતા નામે પુત્રો થયા; તેઓને શંકરે રુદ્રગીતાનો ઉપદેશ કર્યો, તે કથાપ્રસંગ છે.

† હર્યક્ષને પૂર્વ, ધૂમ્રકેશને દક્ષિણ, વૃકને પશ્ચિમ, અને દ્રવિણને ઉત્તર દિશાની ગાદી આપી.

‡ પૃથુ રાજાના અશ્વમેધ યજ્ઞની અંદર વિજિતાશ્વ ઇંદ્ર પાસેથી ઘોડો લાવ્યો હતો, તેથી ઇંદ્રે તેને અંતર્ધાન થવાની ગતિ આપી હતી, તેથી તેનું નામ "અંતર્ધાન" પણ છે.

§ એ વિજિતાશ્વની શિખંડીની નામની રાણીથી પાવક, પવમાન અને શુચિ એ નામના ત્રણ પુત્રો થયા. પૂર્વે ત્રણે અગ્નિઓને વસિષ્ઠે શાપ દીધો હતો, તેથી તે વિજિતાશ્વને ત્યાં અવતર્યા હતા, પણ પાછા અગ્નિના પદને પામ્યા છે. નભસ્વતી નામની બીજી સ્ત્રીને પેટ હવિર્ધાન નામનો પુત્ર થયો હતો. તેણે, કર, દંડ અને દાણ વગેરે લેવાથી રાજાઓની આજીવિકા બીજાને પીડા કરનાર છે એમ ધારી, લાંબા કાળ સુધી યજ્ઞનો મિષ કરી ને આજીવિકા મૂકી દીધી હતી. હવિર્ધાન રાજાને હવિર્ધાની નામની સ્ત્રીથી બર્હિષદ, ગય, શુક્લ, કૃષ્ણ, સત્ય, અને જીતવ્રત નામના છ પુત્ર થયા, એ છમાંથી સર્વથી મોટો બર્હિષ રાજા ભાગ્યશાળી અને કર્મકાંડ તથા યોગવિદ્યામાં કુશળ હતો. તેણે એક સ્થળ યજ્ઞ કર્યો પછી બીજે યજ્ઞ કર્યો. પૂર્વ દિશા તેના અગ્નિમાં દર્ભોથી ભરાઈ ગઈ હતી, તેથી તેનું પ્રાચીનબર્હિ એવું નામ પડ્યું છે.

‖ આ ચાર દહીની વાત મૂળમાં નથી.

* શતદ્રુતિ નામે સમુદ્રની કન્યાને પરણ્યો હતો.

† તપ કરવાની વાત મૂળમાં નથી.

‡ સદાશિવે પ્રચેતાઓને નીચે પ્રમાણે રુદ્રગીતાનું સ્તોત્ર કહ્યું- હે વિભુ! આપનું મહત્પણું મહાન્ આત્મવેત્તાઓને સ્વરૂપ પણ આનંદ આપે છે, માટે મને એ આનંદ મળવો જ જોઇએ. વળી પરમાનંદ એવા; સર્વરૂપ એવા; નાભિમાં કમળ ધરનાર; પંચભૂત,

જ્ઞાન દાન દેતારે, પ્રુષ્ટમાન શંકર થયા;
કૃપા શિવની થૈરે, સંતાપ સઘળા ગયા. ૨૬
હવું શિવ દર્શનરે, સેવક સ્તુતિ ઉચરે;
કર જોડીનેરે, પ્રણામ ત્યાં દશે કરે. ૨૭
પ્રભુ ધન્ય ધન્યરે, આમ રંકને કૃપા કરી;
આજ દાસનીરે, આશા પુરી હર્ષે ભરી. ૨૮
મહાદેવનીરે, સાથે ગાંધર્વ છે ઘણા;
ભોળા શંકરરે, પ્રાણનાથ પાર્વતી તણા. ૨૯
એવા મહારુદ્રનેરે, ચર્ણે નમ્યા પ્રીતશું;
સ્તવન ઉચર્યારે, વેધા રુડી રીતશું. ૩૦
તેમને મહાદેવજીએરે, જ્ઞાન ઉપદેશ બહુ કહ્યો;
બ્રહ્મજ્ઞાન સાંભળ્યા થકીરે, શોક મોહ સઘળો ગયો. ૩૧
ત્યાં શિવજીએરે, બ્રહ્મરૂપની કથા કહી;
તેથી પાવનરે, દેહી દશે સુતની થઈ. ૩૨
તે નારાયણ સરોવરેરે, બેસી જ્ઞાન મહિમા કહ્યા;
પછી શિવજીરે, તે સરોવર મધ્યે અદષ્ટ થયા. ૩૩

વલણ

અંતર્ધ્યાન હવા શિવજી, તમો સુણો પરીક્ષિત રાયરે;
જય શ્રી ગિરિવરધર પ્રભુ, હવા પૂર્ણ ચોવિશ અધ્યાયરે. ૩૪

ઇતિ શ્રીમદ્ભાગવતે ચતુર્થસ્કંધે ચતુર્વિંશોऽધ્યાય: ॥ ૨૪ ॥

---

## અધ્યાય ૨૫ મો.*

### કડવું ૨૫ મું—રાગ મારુ

શુકદેવ વાણી ઉચરે, સાંભળો અભિમન્યુ તન;
સૂતપુરાણિક શૌનક પ્રત્યે, વદે રમ્ય વચન. ૧
પ્રાચીનબર્હી રાય કેરા, યજ્ઞનો નહિ પાર;
ઠામઠામ વન વિષે સર્વત્ર, કર્યા યજ્ઞ નિરધાર. ૨
પ્રાચીનબર્હી રાય પોતે, બેઠા કરે છે યજ્ઞ;
એવે સમે ત્યાં પધાર્યા, સાક્ષાત નારદ મુન્ય. ૩
પ્રાચીનબર્હી રાય હરખ્યો, આપ્યું પવિત્ર આસન;
અર્ઘ્ય પાદ્ય પૂજન કીધું, વળી રુડી પ્રકારે સ્તવન. ૪
પ્રાચીનબર્હી રાય પ્રત્યે, પછી વદે નારદ દેવ;
તમો યજ્ઞમાં પશુ હોમિયાં, અનંત અવશ્યમેવ. ૫
તે તો સઘળાં વળી વાટ બાંધી, રહ્યા છે મારગમાંહે;
તારું ચિંતવન કરે છે રાય, ક્યારે આવશે આંહે. ૬
તે પંથ મધ્યે વાટ જોઈ, રહ્યાં છે નિરધાર;
જો રાજા અહિં આવશે તો, લોહશૃંગિ† કરીયે પ્રહાર. ૭
તવ રાજાયે પરીક્ષા જોઈ, તો પ્રત્યક્ષ દીઠું તેહ;
વિસ્મય પામી મનમાં બીધો, પ્રાચીનબર્હી જેહ. ૮
નારદ મુનિના ચર્ણ પ્રણમી, વદે વાણી રાય;
હવે શું કરવું ઘટે મુજને, પ્રભુ જેથી પ્રાયશ્ચિત જાય. ૯
ત્યારે નારદ વદે વાણી, સાંભળિયે રાજાન;
એકાગ્ર ચિત્તે કહું તુજને, તે સાંભળવા આખ્યાન. ૧૦
રાય એક પૂરંજન‡ ચાલ્યો, ઇંદ્રિરૂપ અશ્વે નિર્ધાર;
નિવાસ અર્થે નગર§ જોતા, ચાલ્યો તેણીવાર. ૧૧
દેશ વિદેશ બધે ફર્યો, જોઈ ગિરિ ગુફા અનેક;
ફરી ફરી રાય થાકિયો, નવ ગમ્યું નગર|| ત્યાં એક. ૧૨

---

વિષયો તથા ઇંદ્રિયોના નિયંતા એવા; વાસુદેવરૂપે ચિત્તના નિયંતા, શાંત અને સ્વયંપ્રકાશ એવા; સંકર્ષણરૂપે અહંકારના નિયંતા, સૂક્ષ્મ, અનંત અને મોઢાંના અગ્નિથી પ્રલય વિષે જગતને બાળનારા, પ્રદ્યુમ્નરૂપે બુદ્ધિના નિયંતા, જગતને બોધ આપનારા; અનિરુદ્ધરૂપે મનના નિયંતા; સર્વરૂપ એવા, ક્ષય, વૃદ્ધિ રહિત; સ્વર્ગ, મોક્ષના દ્વારરૂપ, પવિત્ર અંતઃકરણમાં રહેનાર; અગ્નિરૂપ એવા; યજ્ઞોના સાધનરૂપ; યજ્ઞોનો વિસ્તાર કરનારા; ચંદ્રરૂપ પિતૃ તથા દેવતાના અન્નરૂપ; ત્રણ વેદના પાત; યજ્ઞરૂપ; વીર્યવાળા; જળરૂપ એવા; જીવોને તૃપ્તિ આપનારા; સર્વ રસમય એવા; પૃથ્વીરૂપ એવા; સર્વ પ્રાણિઓના દેહરૂપ અને વિરાટ શરીરવાળા; વાયુરૂપવાળા; ત્રૈલોક્યને પાળનારા; મન, ઇન્દ્રિય તથા દેહના બળરૂપ એવા; આકાશરૂપ એવા; શબ્દગુણથી સર્વને નામ આપનારા; અંતર્બહિર્વ્યવહારના આશ્રયરૂપ; પ્રવૃત્તિકર્મોથી પિતૃલોક દેનારા; નિવૃત્તિ કર્મોથી મુક્તિ દેનારા; મૃત્યુરૂપે અધર્મનાં ફળરૂપ અને દુઃખદાયી એવા; વિવિધ પ્રકારની વાણીને સરજનારા; અહંકારમય એવા; ગુણોથી સર્વ ઇંદ્રિયને શાંત કરનાર અને વૈષ્ણવોએ પૂજેલ એવા આપના સ્વરૂપનું દર્શન આપો. (આમ શિવજીએ પ્રાર્થના કરવા કહ્યું. પછી કહ્યું કે) જરાયુજ, અંડજ, સ્વેદજ અને ઉદ્ભિજ્જ, એ પ્રમાણે ચાર પ્રકારનું આ જગત્ માયાથી બનાવેલું છે, તે જગત્‌રૂપ પુર વિષે પોતાના અંશ (જીવરૂપ)થી તેમાં રહેલા છે, એટલા માટે તે જીવ (પુરુષ) એવી સંજ્ઞાથી ઓળખાય છે. જીવ ક્ષુદ્ર વિષયોનું સુખ ઇંદ્રિયદ્વારા ભોગવે છે. કાળસ્વરૂપ એવા તમે કોઇના પણ ધારવામાં આવતા નથી. હું આ કામ 'આમ' કરીશ એવા વિચારમાં મગ્ન રહેલા અને સ્વાદેંદ્રિયના લાલચુ પુરુષોને તે સુખ મળ્યા છતાં પણ તૃષ્ણા ન ટળવાથી તમે ઝડપી લ્યો છો. હે રાજકુમારો, આ પ્રમાણે આ "યોગાદેશ" નામનું સ્તોત્ર મેં તમને કહ્યું તે પ્રમાણે ધ્યાન ધરજો. પ્રજાપતિના પતિ બ્રહ્માને અને ભૃગુ વગેરે અમને સૃષ્ટિ રચવાની ઇચ્છા થઈ ત્યારે બ્રહ્માએ આ સ્તોત્ર અમને શિખવ્યું. અને અમે આ સ્તોત્રથી અજ્ઞાન ટાળી અનેક પ્રકારની પ્રજા ઉપજાવી. મેં કહેલી આ સ્તુતિનો જપ કરતી વખતે એકાગ્ર બુદ્ધિ રાખજો, તેથી તમોને મનવાંછિત ફળ મળશે.'

* આ પચીશમા અધ્યાયમાં નારદજીએ આત્માને બુદ્ધિના સંગથી થતાં અનેક જન્મ મરણનો પુરંજન રાજાના ઇતિહાસરૂપ કથાપ્રસંગ કહ્યો છે.

† લોઢાના હથિયારથી તને કાપશે.

‡ પુરંજન એટલે જીવ. પોતાના કર્મથી પુર અર્થાત્ શરીર ને જન. અર્થાત્ ઉત્પન્ન કરનારો છે; વળી જેનું કર્તવ્ય પણ કોઈ જાણી શકતું નથી અને જેના કર્મની કોઇને ખબર નથી એવો એક પુરંજનનો સખા (ઈશ્વર) હતો.

§ વિષય વાંચ્છનાના સ્થાનરૂપ શરીર.

|| પુરંજનને મનુષ્યશરીર (નગર) વગરનું બીજું પશુ અને પંખીનું શરીર (નગર) ગમ્યું નહિ, કારણ કે તે શરીર (નગર)થી બધાં સુખ ભોગવી શકાતાં નથી, તેથી તેના અવતાર ગમ્યા નહિ.

હિમાલયના દક્ષિણ શિખરમાં, નગ* દીઠું સાર;
નવદ્વાર† છે પ્રત્યક્ષ જેને, જેમાં ઘરો‡ છે અપાર. ૧૩
મેહેલમાંડ્§ એક અવાસ|| છે, મહા મણિમય¶ અંતકાર;
તે મધ્ય બેઠી સિંહાસને, એક પર્મ સુંદર§§ નાર. ૧૪
યદ્દચ્છાથી÷ આવી નિકળી, જોઈ પુરંજન રાજતય;
તેને દાસ** દાસી†† શણગાર શોભા, શી કહું રચનાય. ૧૫
ત્યાં પંચમુખી‡‡ એક સર્પ છે, તેની અપરિમિત શોભાય;
તે સુંદર નારી તણી, એ કરે બહુ રક્ષાય. ૧૬
રાય પુરંજન તે અવાસને વિષે, ઇચ્છા કરે પાણી ગ્રહણ;
સ્ત્રી અવનવી સાથે વીહિવા, લગ્ન શુભ આચરણ. ૧૭
નાક દાંત કપોલ શોભા, વર્ણવી ન શકાય;
શ્યામવર્ણી|||| સુંદરી, કેડે સુંદર કટિમેખલાય. ૧૮
સુંદર અતિશે દીસતી, જાણે રંભાનો અવતાર;
તેને પુછે¶¶ રાય પુરંજન, કોણ છે તું નાર. ૧૯
ક્યાં થકી તું આવી અહિંયાં, અહિં શું કરવા ઇચ્છેય;
તુજ હુકમમાં રહે, દશ અગિયાર§§ યોદ્ધા સર્વેય. ૨૦
બીજી અબળાઓ કોણ છે, વળી કોણ છે એ સર્વે;
શું ધર્મની લજ્જા તમો, કે બ્રહ્મા સ્ત્રી કંદર્પ ? ૨૧

* પુરંજનને તો મનુષ્યશરીર (નગર) પ્રસન્ન આવ્યું.

† મોઢું, બે કાન, બે આંખ, બે નાક, લિંગ અને ગુદા એ નવ દ્વાર છે. વળી સર્વ અવયવે સંપૂર્ણ છે. તે નગરી હિમાલયની દક્ષિણે આવેલી છે, અર્થાત્ હિમાલયથી દક્ષિણ તરફ આ ભરતખંડ છે, અને તે કર્મભૂમિ છે એટલે તેમાં ઉત્પન્ન થયલું મનુષ્યશરીર કર્મ કરવા લાયક છે. ‡ શરીરમાં ૭ ચક્ર છે તે ઘરને ઠેકાણે જાણવાં. § મેહેલની જગ્યા એટલે હૃદય. || રાજસ તામસ વગેરે સ્વભાવો મેડીઓ (અવાસો) ને ઠેકાણે સમજવા.

¶ ભિન્ન ભિન્ન વિષયોની વાસના તે મણિરૂપ સમજવી. વળી એ નગરીની બહાર એક કુવારો હતો અર્થાત્ વિષય વાંચ્છનાના યોગથી જીવને દેહનો સંબંધ થયો છે, એવા તાત્પર્યને લીધે વિષયોના વિભાગને માટે બગીચો ઠરાવેલો છે. તે દેવી વૃક્ષો અને લતાઓથી ભરપૂર છે, તેમાં માળા, ચંદન વગેરે પદાર્થને વૃક્ષ તથા લતારૂપ માનવાં §§ ભિન્ન ભિન્ન વિષયો ઉત્પન્ન કરનારી બુદ્ધિ.

÷ જીવ બુદ્ધિનો સંબંધ શા કારણથી અને કેમ થયો તે ચોક્કસ કહી શકાતું નથી માટે યદ્દચ્છાથી આવી એમ કહ્યુ છે.

** ઇંદ્રિયરૂપી દશ દાસ હતા.

†† તે નોકરો સાથે બીજી અનેક દાસીઓ અર્થાત્ વૃત્તિઓ હતી તે.

‡‡ પ્રાણ, અપાન, સમાન, વ્યાન અને ઉદાન, એ રીતે પાંચ વૃત્તિવાળો પ્રાણ છે, તેને બુદ્ધિથી રક્ષા કરનારો સર્પ સમજવો.

§§ ગંધનું જ્ઞાનાદિક.

|||| મન અન્નથી બને છે અને અન્નનું રૂપ શ્યામ છે, એમ વેદમાં કહેલું છે, તેથી અહિં બુદ્ધિનો રંગ શ્યામ કહ્યો છે.

¶¶ આ ઠેકાણે જીવ અને બુદ્ધિનો દૃઢ સંબંધ દેખાડવા વાસ્તે તેઓ વચ્ચે વાર્તાલાપ વર્ણવ્યો છે.

§§ એ અગિયારમો મોટો યોદ્ધો તે મન સમજવું. આનું જ 'બુદ્ધ્‌ બળ' એવું નામ આગળ આવશે. આ ઠેકાણે મનને બુદ્ધિથી નિરાળો બતાવવાનું કારણ એ જ છે કે, બુદ્ધિની સેવા કરનારી ઇંદ્રિયોને તે મદદ આપે છે, તેથી તે પણ બુદ્ધિનો સેવા કરનાર કરે છે.

છો વિષ્ણુ પતિ લક્ષ્મિજી, કે ઇંદ્રતણી છો નાર;
કે અર્ધાંગના નિશ્ચે તમો, દર્શન દુર્લભ આ વાર. ૨૨
અહો ભાગ્ય તુજ પતિનું જે, છે મહા પુણ્યવાન;
(પણ) તમો નિશ્ચે નથી દેવાંગના, પર્શો ન ભૂમિદાન. ૨૩
લક્ષ્મી નથી ઓ દેવી તમો, કમળ કલગી ન હાથ;
નિશ્ચે મુને ભાસે છે, નથી તમ તણો કો નાથ. ૨૪
તો પાણી ગ્રહણ કર સુંદરી, શોભાવ આ નગરીય;
વિંધાયો છું કામ કટાક્ષે, શુદ્ધ બુદ્ધ ગયો વિસરીય. ૨૫
પડ્યો છું તુજ પ્રેમ પાસે, દમે છે દુષ્ટ કામ;
મુક્ત કર હે મૃગાક્ષી, દે મુને બહુ આરામ. ૨૬
નિચું ન જો હે વલ્લભા, દેખાડ તારું મૂખડું;
દર્શન દુર્લભ દેવને, ચંદ્ર દેખાડી દે સૂખડું. ૨૭
નમ્ર વચન આવાં સુણી, બોલી ત્યાં તે સુંદરી;
ન જાણું તત્પતિ નામ મારું, વંશની ખબર નથી. ૨૮
ન જાણતી તુજને ભલા, નથી જાણતી તુજ નગરી;
આ સ્ત્રી પુરુષ સખા સજના, જાણ તું નિશ્ચે કરી. ૨૯
નિદ્રા સમે ચોકી કરે છે, આ નાગ મુજનો પ્રાણ;
રક્ષણ કરે સખા સર્વ મારા, માને મુજની આણ. ૩૦
વિવાહ કરો મુજ સંગે તમો, દઈશ સુખ નિશદિન;
સખા સર્વ સહાય થાશે, ને કરશે કદી વીર ખિન્ન. ૩૧
નવદ્વાર કેરી નગરીમાં, લઈ જાઓ પ્રાણાધાર;
શત વર્ષ પર્યંત વિષય સુખ, આપીશ હું નિરધાર. ૩૨
ઇચ્છું છું તમ વીરને, અન્યને ન હું ચાહું;
વિષયસુખમાં મસ્ત થઈ, રંગે રમાડું ન રિસાવું.* ૩૩
ગૃહસ્થાશ્રમનું સુખ મોટું, જાણો શ્રેષ્ઠ હે નાથ;
હાથે આવેલું ભોગવો, પામો સુખનો સાથ. ૩૪
વિષય સુખ કંઈ† જાણે નહિ, કંઈને‡ શાસ્ત્રથી છે વર્જ્ય;
કંઈ પરલોક§ નઇચ્છે કદા, કંઈને|| આ લોક છે તર્જ્ય. ૩૫
કંઈ પશુ પેરે વર્તે છે, પણ ન જાણે સંસાર;
ગૃહસ્થાશ્રમ છે શ્રેષ્ઠ સર્વમાં, જાણો પ્રાણાધાર. ૩૬
ચાર પદાર્થ છે તેમાં, પામે ન કહિ અન્ય;
ગૃહસ્થાશ્રમથી સર્વ પામે, જે ન પામે મુન્ય.¶ ૩૭
આપ જેવો પતિ મારે, કરું હું પાણીગ્રહણ;
ઇચ્છા જણાવો આપની, કરે પાણીમાંહે રમણ. ૩૮
તે સ્ત્રી કહે બહુ કાળની, તમને ઇચ્છું મહારાજ;
એવી વાણી સાંભળી, થયો અતિ ઘણો ખુશી રાજ. ૩૯
પાણિગ્રહણ કર્યું પુરંજને, વરી ત્યાંહાં તત્કાળ;
તે રાજાને રાણીએ પછી, આપ્યો નગ્ર અધિકાર. ૪૦
પાણીગ્રહણ કર્યું પછી, ત્યાં રહ્યા કરીને નિવાસ;
સુલોચન** રાણીતણી ત્યાં, ઘણી પૂરી આશ††. ૪૧

* કલેશ નહિ કરું. † બ્રહ્મચારીઓ. ‡ સંન્યાસીને. § સંસારી વિષય જીવડાઓ. || વૈરાગ્યવાન. ¶ મુનિ લોક. §§ હાથમાં. ** સારાં નેત્રવાળી. †† ભાગવતમાં વિશેષ આગળ ઉચ્ચારેલ કહે છે કેઃ-પુરંજન રાજાની કામોદામ ગવૈઆ લોકો કીર્તિ ગાતા હતા, અર્થાત્ તે જગત

ત્યાં વર્ષ સો પર્યંત રહે છે, પુરંજન જે રાય;
અંત:પુર અવાસમાં, નિત્યમેવ રાજા જાય. ૪૨
વળી તે સ્રીને ગમે તેવું, ચાલતો રાજંન;
સ્રીને વશ રાજા હવો, તે રમે રાત્ર ને દંન. ૪૩
સ્રીનાં વચનથી ઉલટું, તે કરે નહીં લગાર;
સ્રી વચન જે ઉચરે તે, કરે અંગીકાર. ૪૪
એક ચિત્તે હવાં બેઉ જાણુ, ભુવનમાં નરનાર;
રંગે રમે તે બેઉ આનંદશું, અવાસ મધ્યે સાર. ૪૫

વલણ

અવાસ મધ્યે રમે રંગે, સુણ પ્રાચીનબર્હી ધીશરે;
શ્રોતા ભજજો શ્રીહરિ, થયા પૂર્ણ અધ્યાય પચ્ચીશરે. ૪૬

ઇતિ શ્રીમદ્ભાગવતે ચતુર્થસ્કંધે પંચવિંશોઽધ્યાયઃ ॥ ૨૫ ॥

---

## અધ્યાય ૨૬ મો*

### કડવું ૨૬ મું–રાગ સારંગ–ચાલ ઠુકડી

શુકજી કહે સુણ પરીક્ષિતરાય, ભાગવત ચતુર્થસ્કંધ કથાય;
પુરંજન રાજા એક સમે, વન વિષે જઇ મૃગયા રમે.
પહેરયું સુવર્ણનું બખતર† સાર, સુવર્ણ‡ રથનો ઝમઝમકાર;
અખૂટ ભાથાનો§ લીધો ભંડાર, પંચપ્રસ્થ‖ લઈ વને ગયો તેવાર.
રથનો¶ વેગ અતિ છે ભારી, પંચઅશ્વની$ છે અસ્વારી;
બે/દાંડી બે પૈડાં×એક×ધરી, ત્રણ ધ્વજા**બંધન પંચદોરી††.
એક રાશ‡‡ અશ્વને હાંકે, સારથિ§§ શોસરો રથને ચાંપે;
શેઠને બેસવાને એક સ્થળ‖‖, ધોંસરી બંધનનાં¶¶બેસ્થળ.
પંચ જાતનો$$ સામાન ભર્યો, સપ્ત પડદા××વચ્ચે તે ફરફર્યો,
પંચ રીતે*** હાલે ચાલે રથ, જોવા મળે લોકોની ઠઠ.
સારી ધનુષ્ય††† પુરંજનને હાથે, સિપાઈ પાંચપાંચ‡‡‡ છે આસપાસે.
જમાદાર§§§ છે સાથે એક બળિયો, તેતો કોનો ન જાયે કળિયો.
અભિમાનથી ધરી લીધું બાણ‖‖‖, ત્યાગી રાણીએ બુદ્ધિમાન;
મૃગયા ખેલે અતિ ઉત્સાહથી, મારે પશુઓ સજેલા બાણોથી.

---

રહેતો હતો. ઘણી સ્રીઓથી વિંટાયલો ક્રીડા કરતો તે, ઉષ્ણ કાળમા તળાવમાં પેસતો હતો, અર્થાત્ સુષુપ્તિ અવસ્થા પામતો હતો. એ નગરીમાં ઉપર જવા વાસ્તે સાત દરવાજા છે ને નીચે જવાના બે દરવાજા છે, અર્થાત્ તે ઠેકાણે જાગૃત અવસ્થાનું વિસ્તારપૂર્વક વર્ણન છે. તેમાં જે ખરો સ્વામી છે તે જાણવામાં આવતો નથી, અર્થાત્ આત્મા બરાબર જાણી શકાતો નથી અને અનાત્મ પદાર્થોને આત્મા માને છે. વળી તે નગરીના પાંચ દરવાજા એક પૂર્વ તરફ, એક દક્ષિણ તરફ, એક ઉત્તર તરફ અને બે પશ્ચિમ તરફ હતા; એનાં નામ તારી પાસે કહું છું. ખદ્યોત અર્થાત્ ડાબી આંખ. કારણ કે તેનો ખદ્યોત (પતંગિયા)ની પેઠે થોડો પ્રકાશ પડે છે. આવિર્મુખી અર્થાત્ જમણી આંખ કારણ કે તેનો પ્રકાશ ઝાઝો છે. એ બે દરવાજા પૂર્વ તરફ હારબંધ છે તે બે દરવાજાથી પુરંજન રાજા વિભ્રાજિત (રૂપ) નામના દેશમાં જતો હતો. તે વખતે તેની સાથે દ્યુમાન્ (ચક્ષુ ઇંદ્રિય) નામે એક મિત્ર સાથે રહેતો હતો. નલિની (ડાબુ નાક) અને નાલિની (જમણું નાક) એ નામે બીજા પણ બે દરવાજા હારોહાર હતા; તે બે દરવાજાથી પુરંજન રાજા સૌરભ (ગંધ) નામે દેશમાં જતો હતો અને તે વખતે અવધૂત (ઘ્રાણ ઇંદ્રિય) નામનો એક મિત્ર તે સાથે રહેતો હતો. એ નગરીનો મુખ્યા (મોઢું) એ નામનો પાંચમો મુખ્ય દરવાજો પૂર્વ તરફ હતો; તે દરવાજાથી એ પુરંજન રાજા આપણ (ભાષણ) અને બહૂદન (અનેક પ્રકારનાં અન્ન) નામના દેશમાં જતો હતો. આપણ દેશમાં જતી વખતે વિપણ (વાણી ઇંદ્રિય) નામનો મિત્ર સાથે રહેતો હતો; અને બહૂદન દેશમા જતી વખતે રસજ્ઞ (જિહ્વા ઇંદ્રિય) નામનો મિત્ર સાથે રહેતો હતો. એ નગરીમાં દક્ષિણ તરફનો દરવાજો પિતૃહૂ (જમણો કાન) હતો. એ દરવાજેથી પુરંજન રાજા દક્ષિણ પંચાળ (પ્રવૃત્તિ માર્ગનું કર્મ કાંડ વગેરેનું શાસ્ત્ર તેમાં જાય છે, એટલે તે વિષય સાંભળે છે) નામે દેશમાં જતી વખતે શ્રુતિધર (શ્રોત્ર ઇંદ્રિય) નામે મિત્ર સાથે રહેતો હતો. એ નગરીમાં ઉત્તર તરફનો દેવહૂ (ડાબો કાન) નામે દરવાજો હતો. તે દરવાજેથી પુરંજન રાજા ઉત્તર પંચાળ (નિવૃત્તિ માર્ગના શાસ્ત્ર) નામના દેશમાં જતી વખતે શ્રુતિધર નામે મિત્ર સાથે રહેતો હતો. એ નગરીમાં પશ્ચિમ દિશા તરફ આસુરી (લિંગદ્વારા) નામનો દરવાજો હતો તે દરવાજેથી પુરંજન રાજા ગ્રામક (ગામમાં રહેનારા લોકોનું મૈથુન સુખ) નામના દેશમાં જવા વખતે દુર્મદ (મદોન્મત્ત થઇ જતી શિશ્ન ઇંદ્રિય) નામના મિત્ર સાથે રહેતો હતો. તે નગરીની પશ્ચિમ દિશા તરફ નિર્ઋતિ (ગુદા) નામનો એક બીજો દરવાજો હતો તે દરવાજેથી પુરંજન રાજા વૈશસ (મળ ત્યાગ) નામના દેશમાં જવા વખતે લુબ્ધક (એ પારધીનું નામ છે અને ગુદામાંનું પાયુ ઇંદ્રિય પણ પારધી જેવું છે, કારણ કે ત્યાંથી મરણ વેળાએ અત્યંત દુઃખ થાય છે) નામે એક મિત્ર તે સાથે રહેતો હતો. એ નવ દરવાજા ઉપરાંત નિર્વાક્ (પગ) અને પેશસ્કૃત્ (હાથ) એ નામના બીજા બે દરવાજા બિડેલાજ (હાથ પગમાં છિદ્ર નથી તેથી તેને કમાડ બિડેલા જ બંધ દરવાજા) રહેતા હતા. એમાં પહેલા દરવાજાથી પુરંજન રાજા ચાલતો હતો અને બીજા દરવાજાથી કામ કરતો હતો. એ રાજા વિષૂચીન (મન) નામે નાજરને સાથે લઇ જ્યારે પોતાના જનાનામાં જતો ત્યારે સ્રી (બુદ્ધિ) અને પુત્રો (ઇંદ્રિયોનાં પરિણામ)ના સંબંધમાં મોહ (તમો ગુણનું કાર્ય), પ્રસાદ (સત્વગુણનું કાર્ય) અને હરખ (રજોગુણનું કાર્ય) તેને થતાં હતાં, એ પ્રમાણે કર્મમાં ડૂબેલો, વિષય વાસ્છનાવાળો મૂર્ખ પુરંજન રાજા (જીવ) પોતાની સ્રી (બુદ્ધિ)ની મરજી પ્રમાણે વર્તવા લાગ્યો. સ્રી જ્યારે મદિરાપાન કરતી ત્યારે પોતે કેફથી આકુળ વ્યાકુળ થતો હતો. સ્રી જમે ત્યારે જમતો અને ખાતી (દાળ ભાતનું જમવું અને દાળિયા વગેરેનું ખાવું) ત્યારે ખાતો. સ્રી ગાય ત્યારે ગાતો, રોતી ત્યારે રોતો એ પ્રમાણે જે જે સ્રી કરતી, તે જ પ્રમાણે વર્તતો સ્રીથી છેતરાયલો, પોતાના સારા સ્વભાવ–(નિર્લેપપણું, શુદ્ધપણું, અને નિર્વિકારપણું વિગેરે) ને ખોઈ બેઠેલો બાજીગરના વાંદરાની પેઠે સ્રીની ઇચ્છાનુસાર વર્તતો હતો.

* આ છવિશમા અધ્યાયમાં મૃગયાની વાત કહેવાના ડોળથી સ્વપ્ન અવસ્થા તથા જાગૃત અવસ્થાનું વર્ણન આપી સદ્બુદ્ધિના ત્યાગથી અને અસદ્બુદ્ધિના યોગથી પુરંજનની સંસારસ્થિતિનું ચિત્ર વર્ણવેલું છે.

† સુવર્ણ બખતર રજોગુણ ‡ સુવર્ણરથ–રજોગુણવાળા પદાર્થો.
§ અખુટ ભાથા–અનંત વાસનારૂપી અહંકાર.
‖ પંચ પ્રસ્થ–પાંચ વિષયવાળી જગ્યા.
¶ સ્વપ્નાવસ્થા. જાગૃત કરતાં સ્વપ્નાવસ્થા ઘણી દોડે છે માટે.
$ પાંચ જ્ઞાનેંદ્રિય / અહંતા ને મમતા. × પુણ્ય ને પ
× માયા અથવા જ્ઞાન. **સત્વ, રજ ને તમ. ††પાંચ પ્રા
‡‡ વાસનામય મન. §§ બુદ્ધિ. ‖‖ હૃદય. ¶¶ શોક
મોહ. $$ શબ્દ, સ્પર્શ, રૂપ, રસ ને ગંધ ××ત્વચા,
મેદ, ચરબી, હાડકાં ને વીર્ય. ***હાથ, પગ, વાણી,
††† કર્તા ભોક્તાનો ભાવ ‡‡‡ દશ ઇંદ્રિયો.
§§§ સંકલ્પ વિકલ્પરૂપ મન. ‖‖‖ શબ્દ

નારદ* કહે સુણ બર્હિ રાજન, વિના કારણે પીડે પશુજન;
કીધુ મહા ઘોર એણે કર્મ, લોપ્યો સચરાચરનો ધર્મ.
વિના કારણે નિરદોષ હણ્યા, પાપ પુણ્ય મનમાં નવ ગણ્યા;
નિરખી વન તણી શોભા રાય, મૃગયા રમી આનંદી બહુ થાય.
વનમાં વનસ્પતિનો નહિ પાર, વનવેલી છે ભાર અઢાર;
નાના કુસુમફળ ફૂલે ભરી, અતિ શોભા તે સુંદર ખરી.
ત્યાં ઘણો મનોરથ કીધો સહી, પુરંજન રાયે વનમાં રહી;
પછી રાજાએ વન મૃગયા કરી, આનંદસેર આવ્યો ઘેર ફરી.
પ્રજા સૌ મન હર્ષ અપાર, સૈન્ય જન કુટુંબ પરિવાર;
ત્યારે પુરંજનની સ્ત્રી જેહ, સ્વામીથી રીસાઈ તેહ.
બહુ વિનય વચન રાય ઉચરે, પણ સ્ત્રી સુલોચના મન ન ધરે;
સ્ત્રી રાજા સાથે બોલે નહી, ઇંદ્રિદાહ ઘણો મનમાં ગ્રહી.
તવ રાય કહે સુણ સુંદરી, મારી વાત માન તું ખરી;
જે જે વચન હવે કહે તું નાર, તે મેં આચરવું નિરધાર.
આજથી ન લોપું તુજ વચન, સત્ય માનજેરે સ્ત્રી જન;
તુજ સાથે અંતર નહીં ધરું, અહો રાત્ર તારુ કહ્યું કરું.
તું મુજ પ્રાણતણો આધાર, ઘણી વલ્લભ મુજને તું નાર;
અતિ વિનય કરી રાજન, સ્ત્રી સંતોષ પમાડી મન.

વલણ

સંતોષ પમાડી ઘણું, વિનય થકી તે નાર;
અધ્યાય હવે છવીશ થયા, ચતુર્થસ્કંધના સાર.
ઇતિ શ્રીમદ્‌ભાગવતે ચતુર્થસ્કન્ધે ષડ્વિંશોઽધ્યાયઃ ॥ ૨૬ ॥

## અધ્યાય ૨૭ મો*

### કડવું ૨૭ મું–રાગ સામેરી

શ્રીશુકજી વાણી ઉચરે, સાંભળ પરીક્ષિત રાય;
રાજા પુરંજન સ્ત્રી સાથે રમે, આનંદ અંગ ન માય. ૧
રાજા પુરંજન સ્ત્રી સાથે રમે, આનંદ અંગ ન માય.
ઘણા કાળ રમ્યો રાય પુરંજન, સ્ત્રીસુલોચના સાથ;
સત્ય† સ્વરૂપનો ત્યાગ કર્યો, સ્ત્રીસંગે રમ્યો તે નાથ. ૨
તે રાજાને એકાદશસેં, પુત્ર‡ હવા નિરધાર;
એક સુત ને દશ જ પુત્રી, રૂપ સુંદર સાર. ૩
પુત્ર પુત્રી પૌત્રશું, વાધ્યો ઘણો પરિવાર;
બીજી પ્રજા અતિ ઘણી હવી, એ રાયને નિરધાર. ૪
વધૂ§ જામાત્રા‖ કુટુંબ ઘણું, વળી સૈન્ય સહુ સંખ્યાય;
પછી સબળ સૈન્ય લઇ, ચડ્યા છે પુરંજન¶ જે રાય. ૫
પોતેક મહા બળવંત, માટે શત્રુને જઈ જીતે;
દિગ્વિજય કીધો પૃથિવીમાં, રાજાયે રુડી રીતે. ૬
સકળ શત્રુને વશ કરીને, જીતી દેશ યશ લીધા;
સઘળે આણ ફરી રાજાની, મહિમા મોટા કીધા. ૭
ઘણા કાળ એમ વહી ગયા, ને વૃદ્ધ હવો રાજાન;
અંગતણું બળહીન થયું ને, રહિત હવો નર જ્ઞાન. ૮
(ત્યાં) એક રામે કટક ઓઢ લઈ આવ્યો, ચંડવેગ×જે રાય;
સાથે અપરિમિત સૈન્ય છે, તેની સંખ્યા નવ કહેવાય. ૯
તેણે ચોપાસથી નગ્ન ઘેર્યું, ને પડ્યો નગ્નમાં તૂટી;
ભંડાર સૌ ધન માલ મતા તે, પર દળ લે છે લૂટી. ૧૦

* વિશેષમાં નારદજીએ આ પ્રમાણે કહ્યુ છેઃ—જો જનાવર મારવામાં અતિ પ્રીતિ હોય તો શ્રાદ્ધ વગેરેમાં જ મારવાં. તેમાં પણ પ્રસિદ્ધ શ્રાદ્ધમાં મારવાં પણ નિત્ય શ્રાદ્ધમાં નહિ. તે પણ રાજાએ જ મારવાં, પણ બીજાએ નહિ. વળી જે જાનવરોનું માંસ ધર્મ શાસ્ત્રમાં પવિત્ર ગણ્યું છે તેટલાને જ મારવાં, બીજાંને નહિ; વળી તે વગડામાં જ મારવાં બીજે સ્થળે નહિ. આવી રીતના નિયમોથી શાસ્ત્રમાં કેટલોક હિંસાનો સંકોચ કર્યો છે. વળી લોકોને એકદમ હિંસાથી અટકાવે તો અટકાવી શકાય નહિ, તેથી શાસ્ત્રને આ પ્રમાણે નિયમોથી બાધ આપ્યો છે. તેમ જ ઉપલા નિયમો સ્ત્રી પ્રત્યે પણ લાગુ પાડી શકાય છે, જેવી રીતે કે.–મૈથુનમાં બહુ પ્રીતિ હોય તો સ્ત્રીમાં જ મૈથુન કરવું, તેમાં પણ અમુક દિવસે જ કરવું, અમુક શ્રાદ્ધ વગેરે દિવસોમાં તો કરવું જ નહિ; તે પણ ગૃહસ્થાશ્રમીએ, પણ સંન્યાસીએ નહિ. સ્ત્રીમાં કરવું તે પણ પરણેલીમાં જ બીજી પ્રત્યે નહિ; તે પણ રાત્રિયે, દિવસે નહિ; તેમાં પણ પ્રજોત્પત્તિ થાય ત્યાં સુધી પણ જીવતાં સુધી નહિ. એ પ્રમાણે સઘળા નિયમો વિષે જાણવું. નિયમોનું ઉલ્લંઘન કરીને કર્મ કરવાથી અંતઃકરણ શુદ્ધ થતું નથી, તે શુદ્ધ નહિ થવાથી "કર્તા હું" એવું અભિમાન થવાથી બુદ્ધિ નાશ પામે છે, અને જન્મ-મરણના પ્રવાહમાં પડી અધોયોનિમાં અવતરતો જાય છે હે પ્રાચીનબર્હિ, તે પુરંજને વનમાં વિચિત્ર આંખોવાળા પ્રાણીઓને દયાવાળા હૃદયથી સહન ન થઈ શકે એવી રીતે નાશ કર્યો. કેટલાંક પવિત્ર પ્રાણીઓને મારતો મારતો આખરે પુરંજન થાકી ગયો. પછી (ઉપર પ્રમાણે સ્વપ્ન-વસ્થાનું વર્ણન કર્યું. હવે જાગૃત થવાથી બુદ્ધિ રમણ કરતાં પુત્ર વગેરે સંતતિનું વર્ણન તથા તે પ્રસંગમાં રાણી રીસાવાનું અને કાલાવાલા કરી મનાવવાનું વર્ણન વાતને શણગારવા વાસ્તે આપવામાં આવ્યું છે) ભુખ્યો તરસ્યો અને થાક્યો પાક્યો રાજા ઘેર આવ્યો. ઘેર જઈ ખાઈ પીને સુતો, પછી થાક ઉતર્યો બાદ ઉઠ્યો ને રાણીના મહેલમાં ગયો; પણ રાણીને જોઈ નહિ, ત્યારે સખાઓને પૂછ્યું કે તમારી રાણી ક્યાં ગઈ છે. ત્યારે સખાઓએ કહ્યુ કે, વગર પાથરેલી ધરતી ઉપર સુતેલી છે તે જુવો. (બુદ્ધિને જમીન ન જોઈએ).

* આ સત્તાવિશમા અધ્યાયમાં સ્ત્રી અને પુત્રમાં આસક્તિથી સ્વસ્વરૂપને વિસરી ગયેલા પુરંજન રાજાને કાળકન્યા વગેરેના આખ્યાનથી જરા અને રાગ વગેરે પ્રાપ્ત થયા, તે કથાપ્રસંગ છે.

† પરબ્રહ્મ. ‡ બુદ્ધિની વૃત્તિઓ. § હિત અહિત નામની પુત્રવધૂઓ. ‖ જોઈતા વિષય ભોગની ઇચ્છાવાળા તેના જમાઈ ઠેરવ્યા.
¶ વળી તે પુરંજનના દીકરાઓને પણ સેંકડો દીકરા થયા, જેથી પંચાળ દેશમાં પુરંજનનો વંશ બહુ જ વિસ્તારને પામ્યો.

\$ અહિંથી માંડીને તળેની ચાર લીટીની વાત મૂળમાં નથી.

× એ ગંધર્વ લોકનો રાજા છે તેની પાસે ૩૬૦ ગંધર્વો (દિવસ) ને ૩૬૦ ગંધર્વીઓ (રાત્રિ) છે. એ સ્ત્રીઓ ગંધર્વોના જેવી જ જેરાવર, પોતાના પતિઓ (દિવસ)ની સાથે જ રહેનારી અને અરધી સફેત તથા અરધી કાળી છે. (શુદિની તથા વદિની રાત્રિઓ) તે રાજા નગરી લુટવા લાગ્યો ત્યારે નગરીની રક્ષા કરનારો પાંચ મસ્તકવાળો નાગ (પ્રાણ) તેની સામે થયો. પુરંજનની નગરીનો ધણી તે બળવાન નાગ ૭૨૦ જણની સાથે એક સંવત્સર સુધી એકલો જ લડ્યો. ઘણા વર્ષ સુધી એકલો લડવાને લીધે નિર્બળ થતાં તે પોતાના દેશ, શહેર અને બાંધવની સાથે ચિંતામાં પડ્યો. એ રીતે આફત (ભીત) આવેલું છે, છતાં પણ પુરંજન (જીવ) સ્ત્રી સંતાનના મોહપાશથી જાગૃત થયો નહિ.

ત્યાં બેઉ સૈન્યના જન લડે છે, યુદ્ધ અપરિમિત થાય;
અન્યો અન્ય સંગ્રામ કરે, સુભટે રહ્યું નવ જાય. ૧૧
તવ પંચ શીરવાળા સર્પે, કીધું દારુણ યુદ્ધ;
શત વર્ષ પર્યંત તે લડ્યો એકલો, અંતે થાક્યો અબુદ્ધ. ૧૨
પણ ચેત્યો નવ પુરંજન, કીધો ન વિષયનો ત્યાગ;
વિચાર્યું નવ કાળ જાય, તવ કૌતક બીજું સુખ આગ.* ૧૩
મૃત્યુ કાળની એક પુત્રી, ફરે વિશ્વ મોઝાર;
ન જોય તરુણ વૃદ્ધ બાળક, કરે સર્વનો સંહાર. ૧૪
દેખાવે તે કન્યા સુંદર, જરા† રાક્ષસી છે નામ;
તેને એકસો આઠ સાહીયર છે, સર્વ સાથે કરે સંગ્રામ.‡ ૧૫
તેણે એક સમે મુજ પ્રત્યે, કહ્યું ફૂડું વચન,
મુજને કરુણા કરો સ્વામિ, મુજ સાથે કરો લગન. ૧૬
મારા મનમાં ગમ્યા માટે, તમને પરણું સ્વામિ;
અંગીકાર કરો તમો મુજને, પુરુષ વિષે બહુ નામી ૧૭
તવ નારદ કહે સાંભળ કન્યા, હું તુજને નહિ પરણું;
બ્રહ્મજ્ઞાની યોગેશ્વર હું છું, તુજ આગળ શું વરણું. ૧૮
મેં મારુ મન વશ્ય કીધું છે, હું નહિ મેલું આપ,§
પછી તેણીએ નારદ ઋષિને, તત્ક્ષણ દીધો શાપ. ૧૯

કાળકન્યા વચન—

એક સ્થાનક નહિ રહો બેસી, બેસો‖ તો શરીર શત ઘા થાય,
એક મુહૂર્તથી અધિક કયાંય રહો તો, પ્રાણ તમારા જાય. ૨૦

શુક વચન—

તેણે સમે ત્રિભુવન મધ્યે, થઈ રહ્યો હાહાકાર;
નારદ¶ મુનિ એવો શાપ સાંભળી, પામ્યા દુઃખ અપાર. ૨૧
નારદ ઋષિએ શાપ દીધો, તું રહેજે સદા કુમારી,
તવ તેણે ઋષિ નારદ પ્રત્યે, વિનય કર્યો અતિ ભારી. ૨૨
તવ નારદ કહે રે કન્યા, યવનરાજ ભય જેહ;
તેને જઈ મળ, તે કહેશે કંઇ, શિક્ષા દીધી એહ. ૨૩
યવનરાજ ભયને× મળી, પછે પરિવારને મળી નાર,
શીઘ્ર* રાજા પુરંજનના, નગરમાં પેઠી તે વાર. ૨૪
પંચ ફણાનો સર્પ હતો તે, જોતામાં સંહાર્યો;
મહા પરાક્રમ કરતો પ્રજ્વાર, રાયને તેણે માર્યો. ૨૫
તે નગ્ર સર્વ ભેળ પાડ્યું, નવ દ્વારે નિરધાર;
પ્રજા લોકો મહાદુઃખ પામી, વર્ત્યો હાહાકાર. ૨૬

વલણ

હાહાકાર વરતી રહ્યો, ને નગ્ર ભેળ પાડયું સહી;
સત્તાવીશ અધ્યાય પૂરણ થયા, ચતુર્થસ્કંધ કથા કહી.

ઇતિ શ્રીમદ્ભાગવતે ચતુર્થસ્કંધે સપ્તવિંશોઽધ્યાય ॥ ૨૭ ॥

## અધ્યાય ૨૮ મો†

### કડવું ૨૮ મું–રાગ વેરાડી

શુકજી વાણી મુખ બોલે, સાંભળ પરીક્ષિત રાય,
તેણે નગ્ર અવાસ સર્વ ભાંગ્યા, પુરંજન દુઃખીઓ થાય. ૧
રાય પુરંજનને કન્યા કાળે, ઘેરયો‡ સહી નિરધાર;
પુત્ર દૌહિત્ર જામાત્ર સર્વે, માને નહીં પરિવાર. ૨

* આગળ † પૂર્વે તેને પરુ રાજા વર્યો હતો (નવમા સ્કંધમા જોવું) ‡ આ લીટીની વાત મૂળમાં નથી § ટેક ‖ આ અરધી લીટીથી તે તળેની એક લીટી મળી દોઢ લીટીની વાત મૂળમાં નથી ¶ આ લીટીની વાત મૂળમા નથી ઠ અનેક પ્રકારના રોગો.

× તેણી યવનરાજ–ભય (મૃત્યુ) ને મળી, પછી તેણે યવનરાજને કહ્યું કે તારી સહાયતાથી જે મનોરથ ભાવે છે, તે પાર પડે છે, અર્થાત્ લોકમાં ભયાશા હોય છે તે કોઇ દિવસ પણ પૂર્ણ થાય છે. લોક તથા શાસ્ત્રની રીતિ પ્રમાણે જે કોઇ વસ્તુ માગે ને તે આપતો નહિ, ને કોઇ આપવા માગે ને તે લેતો નહિ, એ બને જણ મૂર્ખ જાણવા. માટે હું તને ભજું છું, માટે તારે પણ મને ભજવી જોઇએ. એ પ્રમાણે કાળ કન્યાનું વચન સાંભળી યવનનો રાજા, ભય, જે દેવતાના પણ જાણવામા ન આવે એવી વાત (મરણ) કરવા ધારતો હતો, તે હાસ્ય કરી કાળ કન્યા પ્રત્યે બોલ્યો કે, મેં જ્ઞાનદૃષ્ટિથી તારે વાસ્તે પતિ ઠરાવી રાખ્યો છે, તું અમંગળરૂપ અને ભુંડી છે, તેથી તું આવીને માગણી કરવા જઇશ તો તને કોઇ સ્વીકારશે નહિ માટે તારે ગુપ્ત રીતે તું ક્યાંથી આવી છે, તે પણ સઘળા લોક (સરીર) જાણી શકે નહિ તેમ, જેટલા કર્મોથી બનેલા છે તેટલાને બળાત્કારથી ભોગવજે. આ પ્રમાણે વર્તવાથી તારા સર્વ પતિ થશે મારી ફોજ (અનેક પ્રકારના રોગો)ને સાથે લેતી જા, ને પ્રજાનો નાશ કર. આ પ્રજ્વાર (કાલેશ્વર) મારો ભાઇ છે, અને તું મારી બેન થા. આ જગતમા કોઈ પણ પ્રથમથી ન જાણે, એવી રીતે તમારી પાછળ હું પણ આવુ છુ પ્રથમ દેહને જરા આવે છે, પછી રોગો આવે છે, તે પછી વાતાદિકથી છવનું નહિ, પણ શરીરનું મરણ થાય છે.

* આ લીટી પછીની બધી કડીનો સબંધ અધ્યાય અઠાવિશમાનો છે.

† આ અઠ્ઠાવિશમા અધ્યાયમાં વેદર્ભીનું આખ્યાન કહેવાથી પુરંજન રાજાને સ્ત્રીની ચિંતાથી સ્ત્રીનો અવતાર પ્રાપ્ત થયો અને પ્રારબ્ધ યોગથી તેને મુક્તિ મળી છે, તે કથાપ્રસંગ છે

‡ કાળકન્યાના ઘેરવાથી કુકમ ભાવી (હાવી ભાવી) ન શકવાથી ચાકરો (ઇન્દ્રિયો) અને કારભારીઓ (ઇન્દ્રિયોના દેવતાઓ) ઉલટા (જે વસ્તુ જોઇએ તે ન આપવાથી ને જે ન જોઇએ તે આપવાથી) થઇને અનાદર (સ્વાધીન ન રહેવાથી) કરવા લાગ્યા. રાણીએ પણ સ્નેહ (અનિશ્ચિત બુદ્ધિ થવાથી) (રાયને) છોડી દીધો. અને પંચાલ (વિષયો) દેશ શત્રુઓ (જીવો)એ પાયમાલ કરી નાખ્યો. એ પ્રમાણે પાયમાલ થયેલી નગરીને મૂકવા મરજી નહોતી છતા પણ પુરંજન મૂકી દેવા તૈયાર થયો. એવામાં ભાઇનું પ્રિય કરતો પ્રજ્વાર આવી પહોંચ્યો, તેણે આખી નગરી ભસ્મ કરી નાંખી એવી રીતે પોતાનાં સ્થાનકો રોકાઇ ગયાં છે એવો પાંચ માથાવાળો નાગ પણ મુઝાવાથી જેમ બળતા ઝાડના દર-માંથી સર્પ ભાગે તેમ તેણે નગરીમાંથી ભાગવાની ઇચ્છા કરી પુરંજન રાજાના અવયવ શિથળ નિશ્ચળ થઇ ગયા શત્રુઓએ તેનું પરાક્રમ હરી લીધું, દુશ્મનોએ જોરથી રૂંધો દીધો ત્યારે રોતા (કફથી ગળું રુંધાઇ જવાને લીધે ઘરઘરાટ થતા) લાગ્યો. મરણ સમયે વિચાર કરવા લાગ્યો કે, હું મરીશ ત્યારે મારી સ્ત્રી, પુત્ર તથા પુત્રીનું કોણ રક્ષણ કરશે? મારી સ્ત્રી વિરહ કેમ સહન કરી શકશે? એ પ્રમાણે પોતે શોક કરવા લાયક નહીં છતાં (પરબ્રહ્મ રૂપ છે તેથી) કંગાળ બુદ્ધિથી શોક કરતો હતો, તેવામાં તેને પકડવા યવન રાજ ભય (મૃત્યુ) આવ્યો તે પુરં-જનને ઢોર પાકડ પકડી લઇ ચાલ્યો ત્યારે તેના સગાં તેની ગુપ્તિ

કુટુંબે મળી એને તજ્યો, કોઇ ભૂપતિને નહીં માને;
મહા દુઃખ પામ્યો પુરંજન, ભ્રષ્ટ થયો જપ ધ્યાને. ૩
તોપણ રાયથી કુટુંબ સ્રીની, માયા નથી મૂકાતી;
એવું ક્રિયા પૂર્વ પ્રકૃતિ, પ્રીત રીત નથી જાતી. ૪
કાળજ્વર સમીપ છે માટે, માયા કેમ મૂકાય;
પછી કાળજ્વરે તે નગરનાં, બાળક હણ્યાં ક્ષણમાંય. ૫
પુરંજન રાય સ્વ સ્રી કેરા ગુણ, સંભારે મન બેઠો;
અતિ વલ્લભ સ્રી સુને હતી ત્યાં, પ્રાણ વિચારમાં પેઠો. ૬
સ્રીનો વિરહ સંભારતાં, દુઃખે મૃત્યુ પામ્યો રાજન;
ત્યારે યમના દૂત આવ્યા છે, રાયને લઇ જવા યમસદન. ૭
પછી વિષમ બંધન કરી રાયને, યમ ઝાલી લઇ જાય;
મહા દુઃખ દેતા દૂત યમના, સાંભળ પરીક્ષિત રાય. ૮
રાય પુરંજને યજ્ઞ કીધા છે, અપરિમિત નિરધાર;
યજ્ઞમાં સુવેલા પશુ હણવા, ઉભાં માર્ગ મોઝાર. ૯
પશુ સર્વ કો ટોળે મળીને, કીધો લોહ શૃંગ પ્રહાર;
તે રાજા મૃત્યુ પામીયો, તેણે સમે નિરધાર. ૧૦
રગદોળ્યો રોળ્યો ચોળ્યો, ધૂળમાં મળી સૌ પશુ જંત;
વિષમ પ્રહારથી પુરંજન, રાય પામ્યો ક્ષણમાં અંત. ૧૧
મહા પાતકથી પુરંજન રાય, સ્રીનો હવો અવતાર;
તે વિદર્ભ રાજાતણે ઘેર, પુત્રી થઇ અવતર્યો નિરધાર. ૧૨
વિદર્ભ* રાયે પાંડ્યા† રાયને પરણાવી તે બાળ;
પુત્રીથી નાના સાત‡ પુત્ર હવા, પૃથ્વિપતિ ભૂપાળ. ૧૩
તેને રુચિ પુત્રી હવી, પરિવાર પનોતો રાય;
એમ§ ઘણો પરિવાર થયો છે, ગણાવતાં પાર ન થાય. ૧૪
પછી રાય ચાલ્યો વન વિષે, પામ્યો પરમેશ્વરનું રૂપ.
પ્રભુએ દર્શન આપીયું, કૃપા કરી વૈકુંઠભૂપ. ૧૫
વિવેકથી જ્ઞાન વૈરાગ્ય ધરીને, જાવા માંડ્યું વન;
તેની સ્રી ભરતાર સાથે, જાવા દીધું મન. ૧૬
તેવે મંત્ર પૂર્વનો વિસર્યો હતો, તે તેને સાંભર્યો સહી;
પછી કરગ્રહી તે વનિતા, પ્રભુ પદ પમાડે મુક્તિ થઇ. ૧૭
ઘણા કાળ તપ કરતાં થયા, તવ પ્રસંન થયા ભગવાન;
વર આપ્યો વિશ્વંભરે, ત્યાં કહ્યું સાધન જ્ઞાન. ૧૮
તે મંત્રે એમ કહ્યું જે, પરમેશ્વર તે મુજને જાણ;
નિશ્ચય મનમાં જાણજે, તું કોકટ પુરંજન રાજાન. ૧૯
ત્રિભુવનમાં એ સર્વત્ર દીસે, મારી માયા જાણ;
સઘળે વ્યાપક હું સહી, નિશ્ચે બોલ્યા સારિંગપાણ. ૨૦
જે મુજને સર્વત્ર ચિંતવશે, તેનો વૈકુંઠવાસ;
સદા એની આશ હું પૂરું, એમ કહે અવિનાશ. ૨૧
એવું કહીને કમળનેત્ર, હરિ હવા અંતર્ધ્યાન;
માટે સર્વે જન ઓળખી સેવો, કેવળ શ્રીભગવાન. ૨૨
એમ પ્રભુની અકળમાયાથી, મોહ પામે છે જંન;
સમજે તે તો પાર ઉતરે, નહિતર થાય બંધન. ૨૩

---

રોગ્યાં. યવનોની દરકતથી નાગ પણ તેની નગરી છોડી ભાગી ગયો, ત્યારે એ નગરી નાખાઇ પંચભૂતસ્વરૂપ થઇ. બળવાન્ યવનથી ખેંચાતા પુરંજન રાજાને પોતાનો પહેલાનો સખા (બ્રહ્મ) પણ યાદ આવ્યો નહિ ને તેથી ઘણાં વર્ષો પર્યંત તેણે નરકની પીડા ભોગવી.

* વિદર્ભ એટલે ઘણા દર્ભનો ઉપયોગ કરનાર.

† બુદ્ધિમાન્.

‡ શ્રવણ, કીર્તન, સ્મરણ, ચરણ સેવન, પૂજન, વંદન અને દાસપણું એ સાત ભક્તિના પ્રકાર કહ્યા છે; પરંતુ ભક્તિના પ્રકાર નવ છે. પણ તેમાંથી "સખાપણું" અને "આત્મનિવેદન" એ બે પ્રકાર આત્મા દેહાદિકથી ભિન્ન છે, એવું શુદ્ધ જ્ઞાન થયા પછી થાય, તેથી અત્રે સાત કહ્યા છે.

§ એ પ્રમાણે એનો ઘણો પરિવાર થયો, ને તેઓ દ્રવિડ દેશમાં વસે છે, (અર્થાત્ દક્ષિણમાં ભક્તિનો વાસ કહ્યો છે.) એ સાત પુત્રમાંના પ્રત્યેકને અર્બુદ અર્બુદ પુત્રો (શ્રવણ વગેરે ભક્તિના સાત્વિક, રાજસ, તામસ વગેરે અનેક પ્રકાર) થયા. જેના વંશજો (અનેક પ્રકારના સંપ્રદાય) આ પૃથ્વીનું મન્વંતર કરતાં પણ વધારે કાળ સુધી પાલન કરશે. (અજ્ઞાન વગેરેથી બચાવશે) પાંડ્ય રાજાની દીકરી (ભગવત સેવામાં રુચિ) જે સારા નિયમ (શમદમાદિક) ધરનારી હતી, તેને અગસ્ત્ય (મન) મુનિ પરણ્યા. એ સ્રીને અગસ્ત્યથી દૃઢચ્યુત (વૈરાગ્ય) નામનો પુત્ર થયો. દૃઢચ્યુતને ઇધ્મવાહ (બ્રહ્મવેત્તા ગુરુને શરણ જાવું) નામે પુત્ર આવ્યો. પછી પાંડ્ય રાજાએ પોતાના પુત્રોને રાજ્યની વેંહેંચણ કરી આપી. ઇશ્વરા-રાધના કરવા જતાં તેની રાણી (સ્રીપણાને પામેલો પુરંજન સઘળા વિષયમાં વૈરાગ્ય પામી પતિરૂપ ગુરુસેવા કરે છે.) વૈદર્ભી પતિ પાછળ ગઇ. પછી પાંડ્ય રાજાએ કેટલાક નિયમો પળ્યા બાદ સો વર્ષ એક પગે ઉભો રહી ભગવાનમાં જ ચિત્ત રાખ્યું. તેથી દેહાદિક ભાન ભૂલી જ્ઞાની થયો. આત્મા દેહનો પ્રકાશ કરવાથી તે દેહથી ભિન્ન છે; અને અંતઃકરણની વૃત્તિનો પણ પ્રકાશ કરવાથી તેથી પણ જૂદો છે. જેમ સ્વપ્નમાં એમ માનિએ છિયે કે આ મારું માથું કપાઇ ગયું છે, તે વખત જેમ આત્મા દેહથી ભિન્ન રહે છે, તેમ ભિન્ન જ જાણવો. જે બ્રહ્મ છે તે હું અને જે હું છું તે જ બ્રહ્મ છે. (બ્રહ્મમય હું છું એવો નિશ્ચય કરવાથી શોક વગેરેની નિવૃત્તિ ને હું છું તે જ બ્રહ્મ છે એવા નિશ્ચયથી બ્રહ્મનું પરોક્ષપણું મટે છે.) એ પ્રમાણે જ્ઞાન થયા પછી તેને વિદેહમુક્તિ પ્રાપ્ત થઇ. વળી તપમા લીન થયેલી તેની સ્રીને તો પતિ મુવાની પણ ખબર પડી નહીં, તેથી આગળ માફક પાછી સેવા કરવા લાગી. પણ જ્યારે પતિના પાદ શિતળ જોયા ત્યારે તે બહુ જ ખેદ પામી. પછી ચિતા ખડકી તેમાં પોતાના ધણીનું શબ મૂકી પોતે પડવા જાય છે, તેવામાં તેના જૂના સખાએ (અનાદિ ઇશ્વરે) બ્રાહ્મણને વેષે તેની પાસે આવી પ્રિય વચનથી સાંત્વના કરી પૂછ્યું કેઃ–'તું કોણ છે? આ ચિતામાં સુનેલો કોણ છે? હું તારો સખા છું. સુહૃદ કે પૂર્વે જેમાં રહી તે સુખ ભોગવ્યું હતું તેને તું જાણે છે? હે મિત્ર, તું મને તો નહિ જાણતો હશે પણ તારો હું નહિ જણાયલો સખા છું એટલું તો યાદ છે કે નહિ? મારો ત્યાગ કરી તું વિષયવાંછનામાં લુબ્ધ થઇ હતી. 'હું' 'તું' બંને માનસરોવરમાં રહેનાર હંસ છિયે. આપણે હજારો વર્ષ લગણ ઘર વગર જ રહ્યા છિયે. મારો ત્યાગ કરી જતાં સ્રીથી રચાયલું શહેર તારા જોવામાં આવ્યું, જેની રમ્ય રચનામાં તું ફસાઇ છે તું વિદર્ભની પુત્રી નથી ને પાંડ્યની સ્રી નથી, પરંતુ પુરંજન રાજા છે.' એ પ્રમાણે સવિસ્તર પૂર્વનો ઇતિહાસ પાછો કહ્યો, અને કહ્યું, કે જે હું છું તે જ તું છે માત્ર દેહથી ભિન્ન છિયે. માત્ર માયા અને અવિદ્યાની ઉપાધિને લીધે આપણામાં ધર્મને લીધે જૂદાપણું થયું છે, સ્વરૂપમાં જૂદાઇ નથી. (મૂળ ભાગવતમાંથી દાખલ)

એ પુરંજન રાયકેરું, સંપૂર્ણ હતું આખ્યાન;
ઋષિ નારદે પ્રાચીનબર્હી, રાજાને કહ્યું જ્ઞાન. ૨૪
એક મને નરનારી સાંભળે, ભવતણાં દુઃખ જાય;
મહા પાપ તે જનનાં નાસે, મહાયજ્ઞનું ફળ થાય. ૨૫

વલણ

ભવતણાં દુઃખ જાય નિશ્ચે, સુણતાં હરિ કથાયરે;
જય જય શ્રીગીરિધર પ્રભુ, ભક્તને કરી કૃપાયરે. ૨૬

ઇતિ શ્રીમદ્‌ભાગવતે ચતુર્થસ્કંધે અષ્ટવિંશોઽધ્યાયઃ ॥ ૨૮ ॥

»»»»»««««

## અધ્યાય ૨૯ મો*

### કડવું ૨૯ મું-રાગમારુ

શુકદેવજી વાણી વદે, સાંભળો પરીક્ષિત ભૂપ;
સૂતપુરાણિક શૌનક પ્રત્યે, કથા કહે અનૂપ. ૧
પ્રાચીનબર્હી રાય પૂછે, નારદને તે વાર;
પ્રભુ તમો મુને આખ્યાન કહ્યું, પુરંજનનું નિરધાર. ૨
તે મેં સમ્યક્ પ્રકારે ન પ્રિછયું, સંદેહ રહ્યો મન માંય;
તે સમજાવી કહો મુજને, વદે વચન મુખ રાય. ૩
ઋષિ નારદ બોલિયા, તમે સાંભળો રાજાન;
રુડી પ્રકારે કહું સમજાવી, તેહ કથાનું જ્ઞાન. ૪
પુરંજન રાય તે 'જીવ' જાણવો, આત્મ જે ઓંકાર;
અવિજ્ઞાત તે "પ્રભુ" જાણવો, સખા મેં કહ્યો સાર. ૫
નાયક તે 'મન' જાણવું, જેપર બેસી ફરે સંસાર;
સ્ત્રી કહી તે 'બુદ્ધિ' જાણવી, જે કરે અહંતા મમતાય. ૬
નગ્ર કહ્યું તે 'દેહ' જાણજો, પોળો તે 'નવ દ્વાર;'
આંખ કાન નાક મુખ શિશ્ન, ગુદા દ્વાર એ નિરધાર. ૭
દ્વિ 'નેત્ર' 'નાસા દ્વિ' 'મુખ,' એક પૂર્વ તરફનાં દ્વાર;
ડાબો કાન એ દક્ષિણનો, જમણો ઉત્તરનો સાર. ૮
ગુદા શિશ્ન એ પશ્ચિમનાં, દ્વાર મુખ્ય કહેવાય;
મુખ્ય દ્વાર તે મૂખ છે, સૌથી શ્રેષ્ઠ એ મનાય. ૯
'નિવૃત્તિ પ્રવૃત્તિ' દેશ સીમા, જીવ સાક્ષીરૂપ સાર;
'પંચ ઇંદ્રિય' તે પંચ મુખો સર્પ, કરે મહા ફુતકાર. ૧૦
પ્રાણી સર્વેને 'દશ ઇંદ્રિય' તે, સુભટ સૈન્ય કહેવાય;
'આઠ ક્રોડ રોમાવળી' તે, વનસ્પતિ સંખ્યાય. ૧૧
મહા બળવાળો સેનાપતિ કહ્યો, તે 'મન'નું નિશ્ચે જાણ;
જ્ઞાનેન્દ્રિ ને કર્મેન્દ્રિ સર્વ, એને તાબે પ્રમાણ. ૧૨
'સંકલ્પ વિકલ્પ કામ ક્રોધ, મોહ ગર્વ મત્સર' પરિવાર;
'આશા તૃષ્ણા માયા મમતા,' કુટુંબ એ વિસ્તાર. ૧૩

'સાત્વિક રાજસ તામસ,' એ ત્રણે ગુણ કહેવાય;
તેહ તણે વશ વરતે પ્રાણી, અંતે સુખીયો દુઃખીયો થાય. ૧૪
રથ તે 'સ્વપ્નાવસ્થા' જાણવું, અશ્વ તે 'ઇંદ્રિયો' માન્ય;
વેગ રથનો કહ્યો તે સ્વપ્ને, ચાલે મહા બળવાન. ૧૫
બે પૈડા 'પાપ પુણ્ય' જાણવાં, ત્રણ ધ્વજા કહી 'ત્રણ ગુણ;'
પંચ બંધન તે 'પંચ પ્રાણ,' નિશ્ચે, રેન કહી તે 'મન.' ૧૬
'બુદ્ધિ' તે સારથિ ને 'હૃદય', તે બેસવા સ્થાનક;
'સુખદુઃખ' ધોસરી બંધન સાધન, સામાન 'પંચવિષયાંધ.' ૧૭
'સપ્ત ધાતુ' તે પડદા કહેવાયે, સ્વપ્નાવસ્થા 'ઝાંઝરાં નીર;'
'અગિયાર ઇંદ્રિ' સેના ગણવી, મૃગયા તે વિષય *સેવનવીર. ૧૮
ચંડવેગ ગંધર્વ તે, 'ત્વરાથી જાતાં વર્ષ;'
ગાંધર્વ ગાંધર્વી જે ગણ્યાં તે, 'દિન રાત્રિ' સમર્થ. ૧૯
એ દિવસ રાત્રિ આયુષ્ય હરે, કરે મહા ઉત્પાત;
પણ જીવ બાપડો નવ સમજે, કરે નિશદિન પાપ. ૨૦
કાળકન્યા જરા† રાક્ષસી, મૃત્યુ તે યવન રાજન;
જરા તેની ભગની કહાવે, કરે સમર્થને ઝટ પતન. ૨૧
આધિવ્યાધી રોગ આદિ, શૂરવીર યોધા એહ,‡
'પ્રજ્વાર'ને તાવ બંધૂ કહીએ, દમે સર્વના દેહ. ૨૨
એવી અવસ્થા છે જીવની, ભટકે ભવોભવ આ વાર;
સત્સંગ વિના નથી તારણ તરણ, નવ ઉતરે ભવપાર. ૨૩
જેવાં કર્મ આચરે પ્રાણી, તેવો તેને અધિકાર;
સંસાર સમુદ્ર વિપેથી પ્રાણીને, ઉતારે હરિ પાર. ૨૪
સ્નાન દાન ને જપતપ સાધન, એમ સાધન કરે અનેક;
પણ વિષ્ણુ ભક્તિ વિના સૌ, મિથ્યા ધર્મ વિવેક. ૨૫
સંસાર માહે કર્મ આચરીને, ધર્મ આચરે જેહ;
આદિ સ્વરૂપ અવિનાશીને, અર્પણ કરવાં તેહ. ૨૬
ભક્તિ યોગ છે મુખ્ય સાધન, પ્રભુને પરમ પ્રસન્ન;
શ્રદ્ધા ભાવે કીર્તન કરવું, જોડવું શ્રવણમાં ગન. ૨૭
ભક્તિ સર્વથી શ્રેષ્ઠ જ્યાં છે, હરે દુખ નાશ ભય શોક;
મોહ કરે નહિ મનુષ્યને, આ સંસારને ત્રણ લોક. ૨૮
પ્રમાદ ને મત્સર વધે, ભૂલે હરિનું ધ્યાન;
(ત્યારે) બ્રહ્મચારી અત્રિ મરિચી અંગીરાદિ, ન પામે.
હરિ દર્શન. ૨૯
યોગ ભાવે ચિંતવન કરે, તજે માયા સર્વ પ્રકાર;
સર્વ આસક્તિનો ત્યાગ કરે, તે હરિ પામે નિરધાર. ૩૦
યજ્ઞાદિક કર્મો નથી શ્રેષ્ઠ, અજ્ઞ તે ગણે પુરુષાર્થ;
વેદમાં યજ્ઞની કલ્પના કલ્પે, તે બુદ્ધિએ જડભરત.§ ૩૧

* આ ઓગણત્રીશમા અધ્યાયમાં પરોક્ષ કહેલા પદાર્થોના વ્યાખ્યાને પૂર્ણ કરી, સ્ત્રી સંબંધથી થતો સંસાર અને, પરમાત્માના સંગથી થતી મુક્તિનો ઉપસંહાર છે.

* પાંચ ઇંદ્રિયોથી ભોગવવાના વિષયો.

† વૃદ્ધાવસ્થા.

‡ આ બાબતનો વિસ્તારથી ખુલાસો પચીસમા અધ્યાયની નોટમાં છે.

§ મૂર્ખ.

પરમેશ્વર કહે તમો પ્રાણી, અરણ્ય* કરજો કુમારજી;
દશ વચ્ચે એક જ સ્ત્રી થશે, એમ બોલ્યા વિશ્વાધારજી. ૬
કંડુ ઋષિને પ્રમ્લોચના અપ્સરા, તેની પરણજો કુમારજી;
એવું કહી અદ્રશ્ય થયા, જગતાત જુગદાધારજી. ૭
પછી તે પુત્રોએ દીઠાં પૃથ્વિમાં, વૃક્ષતણો† નહિ પારજી;
જ્યાં જુએ ત્યાં વૃક્ષ સચરાચર, વનસ્પતિ ભારઅઢારજી. ૮
દ્રુમમય પૃથ્વી દીઠી તવ, કોપ્યા સેહુ વારજી;
કોપે કરી વન બાળતા હતા, મુખી અગ્નિ નિરધારજી. ૯
અગ્નિથી બળતાં જ વન ને, થાય હાહાકારજી;
ત્યારે હાહા શબ્દ હુવો, સચરાચર જેનાં કાળજી. ૧૦
વૃક્ષ બાપડાં સર્વે બિહીનાં, પ્રચેતા પુત્રને શર ઘાતજી;
ત્યારે બ્રહ્માએ આવીને વાર્યા, તમે આ શો કર્યો ઉત્પાતજી. ૧૧
પછી વૃક્ષે કંડુ ઋષિની પુત્રી, પ્રકટ કરીને આપીજી;
વળી અન્યકન્યા ધણી ઉપજતી, વિનયવચને જઈ સોંપીજી. ૧૨
કંડુ ઋષિની પુત્રિથી હુવો, દક્ષ‡ પ્રજાપતિ અવતારજી;
તે દક્ષ કેરી અતિ પ્રજા હુવી, શેષ કુટુંબ પરિવારજી. ૧૩
પુત્ર-પૌત્ર દોહિત્ર દીકરી, સંખ્યા કહી નવ જાયજી;
પરિવાર પનોતો દક્ષ પ્રજાપતિ, સાંભળ પરીક્ષિતરાયજી. ૧૪

વલણ

સાંભળ પરીક્ષિત રાયજી, હરિ કથાનું વર્ણનરે;
ત્રીશ અધ્યાય થયા પૂરા, હરિ બોલો સાધુ જનરે. ૧૫

ઇતિ શ્રીમદ્ભાગવતે ચતુર્થસ્કંધે ત્રિંશોઽધ્યાયઃ ॥ ૩૦ ॥

## અધ્યાય ૩૧ મો§

### કડવું ૩૨ મું—રાગ ધન્યાશ્રી

ગર્ભ યોગી વાણી વદે, પરીક્ષિત શ્રવણે ધરેરે;
આ ચતુર્થ સ્કંધની, કથા સુણો નિવૃત્તિ ભરેરે. ૧
મૈત્રેયના અમૃત વચન, વિદુરે મન ભાવતારે;
સૂતપુરાણિ શૌનકને, સંભળાવતારે. ૨

ચાલ

વિદુર મનમાં ભાવતાં, ઋષિ વચન અમૃતસમ વળી;
શ્રીઅવિનાશીનાં ચરિત્ર સુણતાં, સર્વ પાપ જાયે બળી. ૩
શુકદેવ કહે સુણ્ય રાયજી, પ્રચેતાના પુત્રતણી કથા;
તે દશે બાંધવ યોગ ધારણ, જ્ઞાન માર્ગ પામ્યા જથા. ૪
તેણે પુત્ર પુત્રી યોષિતા તજી, દશે બાંધવ તપે ગયા;
કુટુંબ પરિવારની માયા તજીને, વન વિષે નિર્ભય થયા. ૫
જાજલી ઋષિ તપ કરે, તે સ્થળ દશે આવ્યા સહી;
એકાગ્ર ચિત્તે ધ્યાન જપતપ, હરિનું આરાધન કરતા રહી. ૬
તેણે સમે તે વનવિષે શ્રી, વીણાધારી આવિયા;
પ્રચેતાના દશે પુત્રને, અંતઃકરણમાં ભાવિયા. ૭
પછી દશે પુત્ર ત્યાં પ્રશ્ન પૂછે, નારદ ઋષિને વારતા,
સંસારમાં માયા તજી, ત્યાં સર્વ દુઃખ નીવારતા. ૮
મહામુનિને કહે જપતપ કીધે, કિયાં કિયાં ફળ પામિયે,
શ્રીજનંસત્કર્મ કીધાંહિયશુંસ્વામિ, સંસારભયકેમવામિયે. ૯
નારદ ઋષિ* કહે પરમેશ્વરનું, ભજન ભાવે જે કરે;
સર્વથા સંસાર સાગર વિષે, મનુષ્ય પ્રાણી તે તરે. ૧૦
યજ્ઞ વ્રત તપ જે કરે તે, પરમેશ્વરને પામવા;
નિરંતર સત્કર્મ કરે તે, સંસાર ભયને વામવા. ૧૧
દેહ કષ્ટ થતે પણ સત્કર્મ કરીયે, તો પ્રભુને પામિયે;
અંતર્યામિની કૃપાથી પછી, માયાજાળને કાપિયે. ૧૨
પચેન્દ્રિય વશ રાખીને પ્રભુનું, સ્મરણ ભજન કરે જઈ;
સર્વથા સત્કર્મનાં ફળ, યજ્ઞનાં હોયે સહી. ૧૩

---

* કંડુ ઋષિના તપનો ભંગ કરવા પૂર્વે ઇંદ્રે પ્રમ્લોચના નામે અપ્સરા મોકલી હતી, તેની સાથે વિહાર કરતાં એક કન્યા ઉત્પન્ન થઈ હતી, તેને તમે પરણજો, એમ પ્રભુએ કહ્યું. પ્રમ્લોચનાએ તે કન્યાને તજી દીધી હતી, તેને વૃક્ષોએ રાખી. એ કન્યા ભૂખથી દુર્બળ થઈ રોતી હતી ત્યારે ચંદ્રમાએ પોતાની અમૃત ઝરતી તર્જની તેના મોઢામાં આપવાથી તે દિવ્ય કન્યા થઈ હતી. તે એક કન્યાને તમે દશે ભાઈ પરણો, એ પ્રમાણે વરદાન પ્રભુએ આપ્યું; ત્યાર બાદ પ્રચેતાઓએ ઘણા પ્રકારથી ભગવાનની સ્તુતિ કરી માગ્યું કે, અમને અરણ્યાશ્રમની ઇચ્છા છે ને આ સંસારમાં અમોને તમારા ભક્તોનો જ સમાગમ થજો, એ પ્રમાણે અપાર સ્તુતિને સાંભળી "તથાસ્તુ" કહી પ્રભુ સ્વધામમાં ગયા. દશ વચ્ચે એક સ્ત્રી પરણાવાનું કારણ એટલું જ કે, સર્વ એક ધર્મ ને સ્વભાવના હતા.

[મૂળ ભાગવતમાંથી સંક્ષિપ્ત]

† પ્રાચીનબર્હિ રાજાના વખતમાં જ્યારથી કોઈ રાજા પૃથ્વીપર ન રહેવાને લીધે ખેડ વગેરે બંધ પડવાથી સર્વ પૃથ્વી ઝાડથી ઢંકાઈ ગઈ હતી.

‡ એ દક્ષ પૂર્વ જન્મે બ્રહ્માપુત્ર હતો. તેણે ચાક્ષુષ મન્વંતરમાં અનેક પ્રજા ઉપજાવી. કર્મ કરવામાં ચતુર હતો તેથી લોકો તેને દક્ષ કહેતા હતા અને તેથી બ્રહ્માએ તેને દક્ષનો અભિષેક કરી સર્વ પ્રજાપતિનો ઉપરી નીમ્યો હતો.

§ આ એકત્રીશમા અધ્યાયમાં રાજ્યકારભાર દક્ષને સોંપી વનમાં ગયેલા પ્રચેતાઓને નારદજીએ કહેલા માર્ગથી મુક્તિ મળી, તે કથાપ્રસંગ છે.

* સ્વસ્વરૂપી ભગવાનની સેવા અને તેમનું જ્ઞાન ન બને તો શૌક્ર (શુદ્ધ માત પિતાથી જે જન્મ થાય તે), સાવિત્ર (જનોઈ દીધા પછી જે બીજો જન્મ મનાય છે તે) અને યાજ્ઞિક (યજ્ઞની દીક્ષા લીધા પછી જે ત્રીજો જન્મ મનાય છે તે) એ ત્રણ પ્રકારના જન્મથી પણ શું? તેમ જ શાસ્ત્રશ્રવણ, તપ, વાણીના વિલાસ, વળી વાતોમાં ધ્યાન રાખવાની શક્તિ, ચતુરાઈ ભરેલી બુદ્ધિ, બળ, ઇંદ્રિયોનું સામર્થ્ય, પ્રાણાયામાદિક યોગ, સાંખ્ય, જ્ઞાન (જડ પદાર્થોથી આત્મા જુદો છે એમ સમજવું), સંન્યાસ, વેદાધ્યયન વિગેરે સાધનેથી પણ શું? કંઈ પણ ફળ નહીં. સઘળાં કર્મોમાં ખરું અને કેવળ ફળ [illegible] જ છે, સઘળા પદાર્થો આત્માને વાસ્તે જ હોવાથી પ્રિય લાગે છે [illegible] જ છે, ભગવાન્ છે. જે ભગવાન્ [illegible] કરે છે, તથા પરમાનંદરૂપ [illegible] છે. તેટલા વાસ્તે [illegible] વાનની સેવા તથા તેનું [illegible] સર્વથી [illegible] સૂર્યથી ઉત્પન્ન થઈ સૂર્યમાં જ [illegible] છે, તેમ સ્થાવર [illegible] ઈશ્વરમાંથી ઉત્પન્ન થઈ [illegible] છે. [illegible] નજર કોઈ [illegible] છે, તેમ પરમ [illegible] અજ્ઞાન [illegible] છે સર્વ પ્ર[illegible] પ્રાપ્ત થાય, [illegible] કેવળ જ્ઞાનનો [illegible]

સચરાચર હરિ રહ્યો વ્યાપી, સ્થાવર જંગમ સર્વથા;
અવિચળ પદની થાય પ્રાપ્તિ, સાંભળતાં વિષ્ણુ કથા. ૧૪
સંસાર સમુદ્ર માયા વિષે પ્રાણી, બૂડતાં વાર લાગે નહીં,
ચેતે તે હરિ નામ નાવે, પ્રાણી પાર પામે સહી ૧૫
નારદ એવું જ્ઞાન કહીને, અંતર્ધ્યાન ઋષિ થયા;
બ્રહ્મોપદેશ સાધન કહીને, નારદ વૈકુંઠમાં ગયા. ૧૬
નારદ ઋષિથી જ્ઞાન પામ્યા, સંસાર તજ્યો પણ કરી,
એકાસન દૃઢ ધ્યાન કરતાં, કૃપા કીધી શ્રીહરી. ૧૭
શુકજી કહે સુણ રાયજી, એ ઉત્તાનપાદનો વંશ કહ્યો,
પ્રિયવ્રત રાયનો વંશ સુણો, જેણે કેવળ હરિમાર્ગ ગ્રહ્યો. ૧૮
પ્રિયવ્રત રાયના વંશની, હવે કથા કહું વિસ્તારશું;
તે એક ચિત્તે ધરો શ્રવણે, ચિત્ત રાખી ચહું મોરારશું. ૧૯
પછી મૈત્રેય વિદુર ને સંતની, ગોષ્ટિ ત્યાં કીધી ઘણી;
મૈત્રેયઋષિનેપ્રણામકરીને, વિદુરગયાહસ્તિનાપુરભણી. ૨૦
મૈત્રેય ઋષિએ કીધું, વનમાં રહી એક આસને;
દૃઢ હૃદયામાં ધ્યાન ધરીને, આરાધે અવિનાશને. ૨૧
શુકદેવ કહે સુણ ભૂપતિ, એ શ્રીભાગવત કથા કહી;
ચતુર્થસ્કંધ ભાગવતના, એકત્રીશ અધ્યાય થયા સહી. ૨૨
વૃદ્ધ યૌવન ને બાળ સ્ત્રીજન, પુરુષ શ્રવણે સાંભળે;
ચતુર્ભુજનાં ચરિત્ર સુણતાં, કોટિ પાતક પરજળે. ૨૩
સંવત સત્તર ચોસઠ માસ, અષાડ કીધું છે કવી;
શુકલ પક્ષ દશમી સૂર્ય વારે, કથા આ પૂરણ હવી. ૨૪
ઔદિચ્ય જ્ઞાતિ વિપ્ર, વંશે, કૃપા શ્રીહરિયે કરી;
ભટ શુકદેવ સુત નાનાભટના, સુતે કથા કહી વિસ્તરી. ૨૫
સૂર્યપુર તાપી તટે, બેગમપુરામાં વાસ;
શુદ્ધાશુદ્ધ જાણું નહીં, જે ગુણ વર્ણવ્યા અવિનાશ. ૨૬
શાસ્ત્ર પુરાણ ને વેદ માર્ગ, તેનું જ્ઞાન મુજને કંઈ નહીં;
સર્વ કવિની લેઈ આશિષ, કથા પદબંધે કહી. ૨૭
સાધુ જનો તમો કૃપા કરી, મુને દોષ ખોડ દેતા રખે;
રંક જાણી દાસ વલ્લભને, આપજો વાણી અક્ષયે. ૨૮
આ ભણે ભણાવે સાંભળે, વળી લખાવે પુસ્તક યથા;
તેને જન્મ મરણ સંસારના, દુઃખની જાયે સર્વ વ્યથા. ૨૯
એ ચતુર્થસ્કંધે હરિ કથા, કેવળ ભક્તિ મારગ કહ્યો;
હવે પંચમ સ્કંધમાં કથા કહી, તે વંશ પ્રિયવ્રતનો રહ્યો. ૩૦
હરિ કથા શ્રવણે પાન કરતાં, પાપ સઘળાં વામિયે;
ધર્મ અર્થ ને મોક્ષ કામ, પદાર્થ ચારે પામિયે. ૩૧
કેવળ હરિનો આશ્રય જેને, તેને ખોટ કશી નહીં;
પણ પાપી પુરુષને જ્ઞાન સુણતાં, હૃદયામાં ઉતરે નહીં. ૩૨
પ્રભુનું નામ લેતાં દામ ન બેસે, તે કામ મૂર્ખ કરે નહીં;
પરદારા પરધન સંગ્રહવા, મન તેનું ચાહે સહી. ૩૩
એ પાપી દુષ્કર્મ કરતાં, જરા પ્રભુથી ડરે નહીં;
પાપ થકી લીંપાયો તે, નર્ક માંહિ પડે સહી. ૩૪

વલણ

નર્કમાંહિ પડે તે નિશ્ચે, નર જે પાપી થાયરે;
માટે શ્રોતા વક્તા હરિ ભજો, એવા પાપથી દૂર રહેવાયરે. ૩૫

ઇતિ શ્રીમદ્ભાગવતે ચતુર્થસ્કંધે એકત્રિંશોઽધ્યાયઃ ॥ ૩૧ ॥

---

इति चतुर्थस्कंधः समाप्तः

# શ્રીમદ્‌ભાગવત

## (કવિ વલ્લભકૃત પદબંધ)

### પંચમસ્કંધ

### અધ્યાય ૧ લો*

રાગ રામગ્રી

પ્રથમે નમું શ્રીગણપતિ દેવજી, અમર મુનિવર કરે તેની સેવજી;
ગજવદન તે ગંભીરજી, કર ફરસીધર બળિયો વીરજી.

ચાલ

મહાવીર બળિયો પરાક્રમી, ત્રિભુવન વિષે ગણરાય;
સ્તવન પૂજન સૌ શુભ કાર્યે, પ્રથમ તારું થાય. ૧
આયુધ ફરસી કર ગ્રહી, સિંદૂર ચર્ચિત ગાત્ર;
મૂષક વાહન શ્વેત આભૂષણ, પ્રભુ ગણપતિ શુભપાત્ર. ૨
અનેક ભક્તને કૃપા કરીને, અવિચળ વાણી આપી;
મહા મૂર્ખ દુર્મતિ હતા, તેમની સૌ દુર્મતિ કાપી. ૩
હંસવાહિની સરસ્વતી, મા કરુણા મુજને કરજો;
પામર પ્રાણી જાણી રંકને, હાથ મસ્તકે ધરજો. ૪
શ્વેત વસ્ત્ર ને શ્વેત ભૂષણ, શ્વેત હંસવાહિની;
સ્ફટિક મણિની માળા કરમાં, વીણા પુસ્તક ધારિણી. ૫
શુધબુધ આપી અનેક ભક્તને, એ કરુણા તારી જાણો;
શાસ્ત્ર પુરાણ પારાયણ ગ્રંથે, મહિમા તુંજ વખાણ્યો. ૬
મુજને સાહ્ય થજો માતાજી, જાણી રંક નિજ દાસ;
તુજ કરુણાથી શ્રીકૃષ્ણ કથા કર્‌‌ું, જીભે કરજો વાસ. ૭
શ્રીગુરુ ગોવિંદને ચરણે લાગું, માગું અવિચળ વાણી;
દયા કરીને સૌ વિઘ્ન હરજો, સ્વામી સારંગપાણી. ૮
પ્રૌઢ હામ મનમાં કીધી છે, તે પૂર્ણ કરજો સ્વામી;
શ્રીભાગવત પંચમસ્કંધ કરું, હરિ ચરણે શિર નામી. ૯
એકેક અક્ષર શ્રવણે ધરતાં, કોટિ જન્મ અઘ જાય;
સકળ પદાર્થમાં જે છે શિરોમણિ, તેની સદ્યપ્રાપ્તિ થાય. ૧૦
પંચમસ્કંધ અધ્યાય છવિશ, કથા કરું વિસ્તારી;
શ્રવણ માત્રથી સદ્ય કૃપા કરે, સ્વામી શ્રીમોરારી. ૧૧
સૂતપુરાણિક નૈમિષારણ્યમાં, કથા વર્ણવે એહ;
શૌનક આદ્ય ઋષિઓ સન્મુખ, બેસી સાંભળે તેહ. ૧૨
શુક મુનિના ચરણ પ્રણમી, પરીક્ષિત રાજા પૂછે;
પ્રિયવ્રતરાય વનથકી પાછા, વળિયા તે કારણ શું છે. ૧૩
મેં એવું સુણ્યું જે ઋષિ નારદ, જઇ મળ્યા એને વન;
બ્રહ્મ સુતનાં ચરણ સેવ્યાં, પ્રિયવ્રત જે રાજન. ૧૪
ઉપદેશ સાંભળ્યો બ્રહ્મજ્ઞાનનો, તવ જઇ વસ્યા વનવાસ;
તો વળી પાછા ઘર કેમ આવ્યા, અધુરી શી રહી આશ. ૧૫
સુત દારા ઘર કુટુંબ ભોગી, પ્રિયવ્રત રાજાન;
અખંડિત પ્રેમે પ્રભુ ભજ્યા, એ અદ્‌ભુત મહા સુન. ૧૬
સ્વામી કથા કહો તે વિસ્તારી, સાંભળવા મુજ મન;
એવું પ્રશ્ન પરીક્ષિતનું સાંભળી, વદે વ્યાસનો તન. ૧૭
એક સમે સ્વાયંભુવ મનુ આવ્યા, તપ કરે જ્યાં પ્રિયવ્રત બાળ;
નિજ પુત્ર પ્રત્યે સમજાવી કહે છે, પિતા વચન તત્કાળ. ૧૮
સ્વાયંભુવ મનુ કહે ઘર આવી, પાળો પ્રજા ને કુમાર;
પણ પિતાનું કહ્યું નવ માને, પ્રિયવ્રત વન મોઝાર. ૧૯
ગગન થકી તવ બ્રહ્મા આવ્યા, સાથે દેવ સમાય;
ગંધમાદન પર્વતની ગુફામાં, તપે બેઠા છે જ્યાં રાય. ૨૦
પ્રજાપતિએ કહ્યું સમજાવી,* પાછા જા ઘેર તન;

---

* આ પ્રથમાધ્યાયમાં પ્રિયવ્રત રાજાએ જ્ઞાની હોઇને રાજ્ય કર્યું અને ફરી જ્ઞાનમાં જ એકનિષ્ઠા ધરી રહ્યા તેનો અદ્‌ભુત કથાપ્રસંગ છે.

* ગંધમાદનની ગુફામાં નારદજી, સ્વાયંભુવમનુ અને પ્રિયવ્રત બેઠા હતા, તેવામાં બ્રહ્મા આવ્યા, તેની નારદે પૂજા તથા સ્તુતિ કરી. પછી સર્વ જગતના અભિપ્રાયને જાણનારા બ્રહ્મદેવે પોતાના સર્વ વેદ અને મરીચિ વગેરે દેવર્ષિગણો સાથે ત્યાં આવી રાજ્ય કરવાની અવગણના કરનારા પિતાની વાતને નહિ માનનાર અને વનમાં રહીને બ્રહ્મવિચાર કરવાની આસક્તિ રાખનાર પ્રિયવ્રતને કહ્યું કે "હે પુત્ર! સાંભળ, અપ્રમેય (જેનો પાર જ ન પમાય) એવા પરમેશ્વર, કે જેમની આજ્ઞા મારાથી અને શિવથી પણ ઉલ્લંઘન થતી નથી, એવા પ્રભુએ જે ધાર્યું છે તે તપથી, વિદ્યાથી, યોગના જોરથી, ધર્મથી, અથવા એવા હરકોઇ બલવત્તર સાધનથી તોડવાને કોઈ પણ પ્રાણી સમર્થ નથી. કર્મ કરવાને વાસ્તે તથા સુખ દુઃખાદિ પ્રારબ્ધ ભોગવવાને માટે ઇશ્વર જેવો દેહ આપે છે, તેવો જીવને ધારણ કરવો પડે છે. તે દેહમાં રહીને કર્મ કરવાને પણ આપણે પરતંત્ર છીએ અને નાથેલા બળદો ખેડુતની મરજી પ્રમાણે જ કામ કરી શકે છે, તેમ હરિની મરજી પ્રમાણે કામ કરીએ છીએ. તેમ ભોગમાં પણ પરતંત્ર છીએ. વળી આ સઘળું અજ્ઞાનીને જ વાસ્તે છે, બ્રહ્મવેત્તાને માટે નથી એમ સમજવું નહિ; કેમકે જીવન્મુક્ત પુરુષને પણ પ્રારબ્ધ કર્મ હોય ત્યાં સુધી દેહ ધરી રાખવો પડે છે, પરંતુ ત્યાગ કરી વનમાં જવાથી જ મોક્ષ થાય છે એમ પણ સમજવું નહીં. કેમકે ગાફેલ મનુષ્ય વનમાં ભમતો હોય તો પણ તેને ઇંદ્રિયોના યોગથી છ શત્રુઓનો ભય પ્રાપ્ત થાય છે. અને વિદ્વાન જિતેંદ્રિય થઇને ઘેર રહે છે તોપણ તેનું કંઈ ગૃહસ્થાશ્રમ બુરું કરતો નથી, ઇંદ્રિયોરૂપી શત્રુઓ જિતવા હોય તેણે જેમ કે કિલ્લાના આશ્રયથી રહેનાર મોટા શત્રુઓને પણ જિતી શકાય છે તેમ, પ્રથમ ઘેર રહી યત્ન કરવો જોઇએ. માટે ઘરમાં રહી ઇંદ્રિયોને ધીરે ધીરે નિયમમાં રાખવી, એટલે તે પરિપૂર્ણ વશ્ય થઈ જશે જેથી

તું સુખેથી પ્રજા પાળજે, બેસી રાજ્યાસન. ૨૧
ઘણાં વચન પ્રતિબોધ દઇને, પાછા આવ્યા ઘેર રાય;
ઋષિ નારદ પાસેથી લીધી, રાજ્યતણી આજ્ઞાય. ૨૨
પછી પ્રિયવ્રત રાયે રુડી રીતે, ચલાવ્યું રાજ્યાસન;
સુગ્મ કન્યા સાથે પરણ્યા તે, પ્રિયવ્રત રાજન. ૨૩
પહેલી બહિષ્મતીને પેટે, દશ તન તનયા* એક;
બીજીના ત્રણ† સુત એ સૌનો, રાયે કર્યો વિવેક. ૨૪
એમ વર્ષ એકાદશ અર્બુદ,‡ કીધું રાયે રાજ્ય;
બાહેર સંસારી પોતે પણ, અંતરમાં સૌ તાજ્ય. ૨૫
રવિ પેઠે મેરુ પ્રદક્ષિણા,§ કીધી પ્રિયવ્રત રાય;
પૃથ્વી અર્ધી રહે અંધારી, એ નિજને ન ખમાય. ૨૬
સાત વાર ફરિ સાત દ્વીપની,‖ રચના રાયે કીધી;
દ્વીપ ગામ ને નગ્ર વસાવ્યાં, તે કથા પ્રમાણે સીધી. ૨૭
ત્રણે¶ પુત્ર તો તાપસ થઇને, તપે ચાલ્યા વન;
સાત પુત્રને સાતે દ્વીપનું, આપ્યું રાજ્યાસન. ૨૮
બીજી સ્ત્રીના ત્રણ પુત્ર તે હવા, મહા તાપસ જ્ઞાની;
ઉગ્ર તપે જઈ બેઠા વનમાં, તે કેવળ બ્રહ્મજ્ઞાની. ૨૯
પ્રિયવ્રત રાજા પુત્રની પેરે, પ્રજા પાળે સર્વ;
આનંદ ઉત્સવ કલોલ માંહિ, સર્વને સુખ પર્મ. ૩૦
પછી રાજ મૂકી વન વિષે ગયા,* પ્રિયવ્રત ધર્મ રાજન;
સાતે પુત્રને રાયે વહેંચીને,† આપ્યું ત્યાં રાજ્યાસન. ૩૧
બ્રહ્મ પદ પામ્યા પછી પોતે, કૃપા કરી ભગવાન;
સ્વર્ગ મૃત્યુ પાતાળતણાં સુખ, ગણિયાં નરક સમાન. ૩૨

વલણ

ગણિયાં નરક સમાન સુખ સૌ, સાંભળ પરીક્ષિતરાયરે;
શ્રોતા બોલો હર્ષે શ્રીહરિ, હવો પ્રથમોધ્યાયરે. ૩૩

ઇતિ શ્રીમદ્ભાગવતે પંચમસ્કંધે પ્રથમોધ્યાય ॥ ૧ ॥

---

## અધ્યાય ૨ જો‡

### કડવું ૨ જું–રાગ સામેરી

શ્રીશુકદેવજી વાણી ઉચરે, રાયજી સાંભળ વાત;
સૂતપુરાણિક શૌનક ઋષિને, વર્ણવી કહે છે ખ્યાત. ૧
પ્રિયવ્રત રાયનો જ્યેષ્ઠ પુત્ર, આગ્નિધ્ર જે નિરધાર;
જંબુદ્વીપના રાજ્યનો, તેને હતો અધિકાર. ૨
તેણે નિજપુત્રની પેઠે ગણી, પાળી પ્રજા કરી મન;
પછી પુત્ર અર્થે રાજર્ષે, તપ§ કર્યું જઇ વન. ૩
મહા ઉગ્ર તપ દૃઢ આસને, તે માંડયું વનમાં રાય;
ત્યારે બ્રહ્માની મોકલી એક, અપ્સરા આવી ત્યાંય ૪
પૂર્વચિત્તિ અપ્સરા નામ તેનું, આગ્નિધ્રને આશ્રમ;
આગ્નિધ્રને તે મોહિત કરવા, ચેષ્ટા કરે અનુપમ. ૫
કાંત તેની દિવ્ય શોહે, વળી વાણી પરમ અનૂપ;
થનથન નૃત્ય કરે તે રંભા, લોભાવે મોટા ભૂપ. ૬
રાયની જ્યાં કુંજ વેલી, ફરે ફરતી તે ચોપાસ;
અતિ રમણીય શોહે વાડી, ગાયે તાલસુર અવાસ. ૭
વૃક્ષ લતા ને વેલી નૂતન, પક્ષી કરે છે કલોલ;
જલાશયમાં હંસ કારંડવ, ધુનિ કરી ફરે ગોળ.‖ ૮

---

કોઇ વાતનો બાધ આવશે નહિ. આ ઘરરૂપી કિલ્લાનો આશ્રય કરવાથી કહ્યું તે તો પામરોને માટે જ છે, તારે માટે નથી; કેમકે તેં તો હરિના ચરણના આશ્રયથી છ શત્રુઓને જિતેલા છે પરંતુ હમણાં ઇશ્વરદત્ત વૈભવ ભોગવી, પછી સંગમાત્ર ત્યાગ કરી નિજ સ્વરૂપમાં સ્થિતિ કરજે."

[મૂળ ભાગવતમાંથી સંક્ષિપ્ત]

* આગ્નિધ્ર, ઇધ્મજિહ્વ, યજ્ઞબાહુ, મહાવીર, હિરણ્યરેતા, ઘૃતપૃષ્ઠ, "સવન, મેધાતિથિ, વીતિહોત્ર, અને કવિ એવા અગ્નિ જેવાં નામવાળા દશ પુત્રો તથા ઉર્જસ્વતી નામની કન્યા થઇ. એ કન્યા શુક્રાચાર્યને પરણી હતી તે ઉર્જસ્વતીને દેવયાની નામની દીકરી થઇ હતી.

† બીજી સ્ત્રીથી ઉત્તમ, તામસ, અને રૈવત એવા ત્રણ પુત્રો થયા હતા, જેઓ મન્વંતરના અધિપતિઓમાં ગણાયા છે.

‡ સો કરોડ એટલે એક અર્બુદ.

§ મેરુ પર્વતને પ્રદક્ષિણા ફરતા સૂર્ય નારાયણ પૃથ્વીમાં લોકાલોક પર્વત સુધી અજવાળું કરે છે પણ તેમાં વારાફરતી અર્ધીમાં અજવાળું અને અર્ધીમાં અંધારુ રહે છે તે વાત પ્રિયવ્રતને નહિ ગમતાં હરિની ઉપાસનાથી પ્રિયવ્રત રાજા સૂર્યના રથ સરખા વેગવાળા તેજોમય રથમાં બેસી સૂર્યની પછવાડે, બીજા સૂર્યની પેર પૃથ્વીપર સાતવાર ફર્યા હતા તે રથના પૈડાની ધારથી જે ખાડા પડ્યા, તે સાત સમુદ્ર થયા છે કે જે સમુદ્રોને લીધે પૃથ્વીના સાત દ્વીપો થયા છે. એ સાત સમુદ્રના નામ–ક્ષારોદ (ખારા પાણીનો) ઇક્ષુરસોદ (શેરડીના રસ જેવા,) સુરોદ (મદિરાનો), ઘૃતોદ (ઘીનો), ક્ષીરોદ (દૂધનો), દધિમંડોદ (દહિના રસનો) અને શુદ્ધોદ (મીઠા પાણીનો)

‖ જંબૂદ્વીપ, પ્લક્ષદ્વીપ, શાલ્મલિદ્વીપ, કુશદ્વીપ, ક્રૌંચદ્વીપ, શાકદ્વીપ અને પુષ્કરદ્વીપ. આ દરેક દ્વીપમાંથી પહેલા પુત્રને પહેલા દ્વીપનું બીજાને બીજાનું એમ ક્રમવાર રાજ્ય આપ્યું હતું.

¶ કવિ, મહાવીર, અને સવન એઓ જન્મથી બ્રહ્મચર્ય પાળી પરમહંસવૃત્તિ રાખી પ્રભુના સ્વરૂપમાં જ મગ્ન રહ્યા હતા.

* નારદના ચરણની સેવાથી પ્રાપ્ત થયેલા ભગવદ્સ્વરૂપના ચિંતન કરવાની વચમાં વળી આ ગૃહસ્થાશ્રમરૂપી મોટું દુઃખ આવી પડ્યું એમ માની, વૈરાગ્ય આવવાને લીધે મનમાં બહુ તાપ કરીને પ્રિયવ્રતે કહ્યું કેઃ–"અરેરે! મેં બહુ કર્યું, હવે વિષયનો ઉપભોગ બસ છે, બસ છે, મને ધિક્કાર છે કે, હું અજ્ઞાનના આવરણથી વિષયરૂપ ખાડામાં પડી રહ્યું છું." એમ અફસોસ કરી પરિવાર સમૃદ્ધિ સૌ તજી સંસારનો ત્યાગ કરી, પુનઃ વનમાં ગયા

† દ્વીપોની રચનાથી પૃથ્વીની વ્યવસ્થા કરી, લોકમાં તે સાત ભાઇઓમાં તકરાર ન હોઠે, માટે સર્વ દ્વીપોમાં નદીઓ તથા પર્વતોના વર્ણથી સીમાડા બાંધી આપ્યા હતા.

‡ આ બીજા અધ્યાયમાં સ્ત્રી લંપટ જનોને પ્રિય એવું આગ્નિધ્ર રાજાનું આખ્યાન કહ્યું છે. જે આગ્નિધ્રે પૂર્વચિત્તિ અપ્સરા સાથે સંગ કરીને નાભિ આદિ નવ પુત્રો ઉત્પન્ન કીધા હતા, તે કથાપ્રસંગ છે.

§ તેણે પુત્રની ઇચ્છા થતા રંભાઓને રમણ કરવાનું મુખ્ય સ્થળ જે મંદરાચલ પર્વત, તેની ગુફામાં જઈ એકાગ્રચિત્તે બ્રહ્માનું આરાધન કીધું

‖ ગોળ–ફેર ફુદડી.

નખરાં કરતી પગલાં ધરતી, કરે ઝાંઝર રણકાર,
સમાધિથી આગ્નિધ્ર ઉઠ્યો, મુકયું તપ કુમાર ૯
સૌમ્ય દૃષ્ટિએ ભાળે રંભા, વિહ્વળ થયું છે મન,
ચાલ વેષ અને નખરાં નિરખી, થયો છે તે તપભંગ. ૧૦
પૂર્વચિત્તિનુ અંગ સુંદર, મોહે દાનવ દેવ,
મુખમાંથી અમૃત ઝરે, સુગંધે ભ્રમર મોહે એવ ૧૧
સ્તન રૂપી કળશ હિસે, કટિમેખલા ડેરા પાસ,
ચપળ ચરણે હિંડે રંભા, મોહ પમાડી કરે હાસ ૧૨
આગ્નિધ્ર રાજા કામે પીડિત, બની ગયો મહા મુર્ખ,
નારી પ્રત્યે બોલ્યો જડમતિ, લાગી ગયો તે પુર્ખ * ૧૩
હે મુનીંદ્ર નારી પ્યારી, ઇચ્છે શુ કરવાય,
પરમ ભગવાનની માયા તુ છે, મોહ્યા મુનિજન રાય ૧૪
ભ્રમર રૂપી ધનુષ ધરિયા શા તેં, કારણ શુ કેહેવાય,
વિંધે શુ કાળજડા અમારાં, ન શોભે તુજ સહાય ૧૫
કમળરૂપી પુંખ† વિનાના, છે અણિયાળા લોચન,
વિંધવા ધારો છો કોને નારી, ફરી ફરી આ વંન ૧૬
ભમરાઓ ચોપાસુએ, કરે છે મહા ગુંજાર,
સેવે છે શિખામાંથી પડતા,‡ પુષ્પ સુગંધ અપાર. ૧૭
ઝાંઝરના શબ્દ તેતર જેવા, રણકો કરી મોહે મંન,
નિતંબ ભારી કટિમેખલા વાળી, કાંતિ અનૂપમ તુજ તન ૧૮
સુંદરી શા તુજ પાને આ શિંગડાં, કટિ પાતળી પરમનિધાન,
અતુલ બળવાળા એ શિંગડાં, ઉચકાય કેમ આ ઠામ ૧૯
કરી કસ્તુરી અંગે ચર્ચિત, મોહ્યુ છે મુજ મંન,
બેઠેક ઠેકેક આ આશ્રમ થાએ, હું માનું ભાગ્ય ધન ધન ૨૦
છો વિષ્ણુ અંશની આપ માયા, કાને ચળકે છે બે મીન,
સરોવર સમ મુખડું શોહે, મચ્છ§ બે તરે છે આધીન ૨૧
પક્ષી પંક્તિ‖ આ શી શોહે, નાગણી શો એ ભાવ,
વક્ર જટા સંભાળો નારી, જેનો મોહિણી શો પ્રભાવ ૨૨
આ નિર્લજ્જ પવન વસે તુજ વસ્ત્રે, ન રાખે તારી લાજ,
મોહ્યો છુ હું તારે લેહેકે, લે મનમા મુને આજ. ૨૩
હું છુ તારો હું છુ તારો, દાસાનદાસ હું દાસ,
સુંદર શિંગડાવાળી સુંદરી, લે દાસ કરી તુજ પાસ ૨૪
શીલ ગુણરૂપ ચાતુરી મુકવે, તેનુ રંભાએ કીધુ કામ,
મોહ્યો આગ્નિધ્ર પડ્યો પાસે, ભુલી ગયો રામ નામ ૨૫
પડે તપ ચુકી આગ્નિધ્રે કીધો, અપ્સરાશું સંગ,
ઘણા દિવસનુ તપ હતું તે, થઈ ગયુ ત્યાં ભંગ. ૨૬
પૂર્વચિત્તિથી રાયને ત્યાં, નવ હુવા કુમાર,¶
મહા તેજસ્વી શોભતા છે, સ્વરૂપના ભંડાર ૨૭

* પુરૂષ બળવાન્ † બાણને પુંખ હોય છે, પણ આ નેત્રરૂપી બાણ તો પુંખ વિનાનાં છે ‡ વેણીમાં ગુંથેલાં પુષ્પો પડે છે તેનો સુગંધ.
§ નેત્ર ‖ દાંત ¶ નાભિ કિંપુરુષ, હરિવર્ષ ઇલાવૃત્ત રમ્યક, હિરણ્મય, કુરુ, ભદ્રાશ્વ અને કેતુમાલ એ નવ પુત્રોનાં નામ છે

નવ વર્ષ નવ સુત જણી પછી, અપ્સરા સ્વર્ગે ગઇ,
નિજ જનનીના અનુગ્રહથી, દેહ પુત્રોની દ્રઢ થઇ. ૨૮
ધર્મ માર્ગને ચલાવ્યો રાયે, કરી પ્રજાની રક્ષાય,
જય જય શબ્દ વરતી રહ્યો, તે કૃપા વૈકુંઠ રાય ૨૯
પછી* વૃદ્ધ થયા રાયજી પોતે, વન જવાનું કર્યું મન,
સંસાર મારગ તજી હવે, કર્યુ દેહનુ સાધન ૩૦
નવે પુત્રને સમીપ તેડી, વદે વાણી રાય,
તમો પ્રજાને પ્રીતે પાળજો, જાઉં છું હું વનમાય. ૩૧
જંબુદ્વીપના નવ† ભાગ કરી, નવ પુત્રને આપ્યો અધિકાર,
તે નવે ચક્રવર્તી હુવા જે, આગ્નિધ્રના કુમાર ૩૨
માંહોમાંહે સંપ ધરી પ્રીતે, ચલાવે છે નિજ રાજ;
આગ્નિધ્રરાય‡ વનમા ગયા, સોંપ્યું પુત્રને રાજકાજ. ૩૩
એકાગ્રચિત્તે વન વિષે જઇ, ધર્યું પ્રભુનુ ધ્યાન,
સ્વર્ગ નિવાસ રાજાને હુવો, કરુણા કરી શ્રીભગવાન. ૩૪

વલણ

કૃપા કરી ભગવાને તેને, શૌનક સુણો મન સ્થિર કરી,
દ્વિતીય અધ્યાય પૂરો થયો, માટે સાધુ બોલો શ્રીહરી. ૩૫

ઇતિ શ્રીમદ્ભાગવતે પંચમસ્કંધે દ્વિતીયોઽધ્યાય ॥ ૨ ॥

## અધ્યાય ૩ જો§

### કડવું ૩ જું-રાગ ગોડી

શુકજી કહે સુણ પરીક્ષિત રાય, સુત શૌનકને કહે કથાય,
નાભિ રાજા જે જ્યેષ્ઠ કહેવાય, તેને ભરતખંડ આપ્યો છે રાય.
તે પરમેશ્વરનો ભક્ત હુવો, જેનો મહિમા યશ નિત્યે નવો,
તેણે યજ્ઞ કરીને અનંત‖ સંતોષ્યા પ્રભુ શ્રીભગવંત
યજ્ઞ કુંડ મધ્યે નિરધાર, પ્રકટ હુવા છે વિશ્વાધાર,
પ્રત્યક્ષ રાયને સંનિધાન, પ્રભુ કહે માગ¶ માગ વરદાન.

* આ બે કડીઓનો ભાવાર્થ મૂળમાં નથી
† પુત્રોનાં નામો પ્રમાણે જ તે ભાગોના પણ અનુક્રમે નામ પડ્યા.
‡ આ દોઢ કડીનો ભાવાર્થ મૂળમાં નથી પણ એમ છે કે, એ આગ્નિધ્ર રાજાને અપ્સરામાં જ પ્રીતિ હોવાથી અને કામભોગથી તૃપ્ત ન થવાથી તે વૈદોક્ત કર્મ કરીને અનિ અપ્સરાઓના લોક (સ્થાન) ને જ પામ્યો પછી તેના નવે પુત્રો મેરૂ પર્વતની નવ કન્યાઓને અનુક્રમે પરણ્યા તેમનાં નામ-મેરુદેવી, પ્રતિરૂપા, ઉગ્રદંષ્ટ્રી, લતા, રમ્યા, શ્યામા નારી, ભદ્રા અને દેવવીતિ
§ આ ત્રીજા અધ્યાયમા નાભિરાજાએ સંતાન પ્રાપ્ત્યર્થે યજ્ઞ કરવાથી સાક્ષાત્ યજ્ઞનારાયણ પ્રગટ થયા પછી પોતે જ ઋષભદેવ એ નામે પુત્રરૂપે અવતાર્યા છે, એ કથાપ્રસંગ છે
‖ નાભિ રાજાએ પુત્રની ઇચ્છાથી યજ્ઞ કરવા માંડ્યો હતો ને તેમા પ્રવર્ગ્ય નામનાં કર્મો ચાલુ કર્યાં હતાં
¶ એ પ્રભુનું સ્વરૂપ આવુ હતું-અષ્ટ ભુજાવાળા, શંખ, ચક્ર, ગદા, પદ્મ, કીરીટ, કુંડળ આદિ સર્વે શુભ અલંકારોયુક્ત એવા દર્શન દેતા પ્રભુને જોઇને સર્વ ઋષિઓ સ્તુતિ કરવા લાગ્યા કે હે પ્રભુ, આપ પરિપૂર્ણ છો, તોપણ અમે મહાત્માઓની શિખામણથી આપને વારંવાર નમસ્કાર અને સ્તુતિરૂપ પૂજન કરીએ છીએ બાકી આપના બ્રહ્મસ્વરૂપનું નિરૂપણ તો કોનાથી થઇ શકે? આપ પ્રકૃતિ અને પુરૂષના પણ કારણ

તું સુખેથી પ્રજા પાળજે, બેસી રાજ્યાસન. ૨૧
ઘણાં વચન પ્રતિબોધ દઈને, પાછો આવ્યો ઘેર રાય;
ઋષિ નારદ પાસેથી લીધી, રાજયતણી આજ્ઞાય. ૨૨
પછી પ્રિયવ્રત રાયે રુડી રીતે, ચલાવ્યું રાજ્યાસન;
સુગમ કન્યા સાથે પરણ્યા તે, પ્રિયવ્રત રાજન. ૨૩
પહેલી બર્હિષ્મતીને પેટે, દશ તન તનયા* એક;
બીજીના ત્રણ† સુત એ સૌનો, રાયે કર્યો વિવેક. ૨૪
એમ વર્ષ એકાદશ અર્બુદ,‡ કીધું રાયે રાજ્ય;
બાહેર સંસારી પોતે પણ, અંતરમાં સૌ ત્યાજ્ય. ૨૫
રવિ પેઠે મેરુ પ્રદક્ષિણા,§ કીધી પ્રિયવ્રત રાય;
પૃથ્વી અર્ધી રહે અંધારી, એ નિજને ન ખમાય. ૨૬
સાત વાર ફરિ સાત દ્વીપની,‖ રચના રાયે કીધી;
દ્વીપ ગામ ને નગ્ર વસાવ્યાં, તે કથા પ્રમાણે સીધી. ૨૭
ત્રણે¶ પુત્ર તો તાપસ થઈને, તપે ચાલ્યા વન;
સાત પુત્રને સાતે દ્વીપનું, આપ્યું રાજ્યાસન. ૨૮
બીજી સ્ત્રીના ત્રણ પુત્ર તે હવા, મહા તાપસ જ્ઞાની;
ઉગ્ર તપે જઈ બેઠા વનમાં, તે કેવળ બ્રહ્મજ્ઞાની. ૨૯
પ્રિયવ્રત રાજા પુત્રની પેરે, પ્રજા પાળે સર્વ;
આનંદ ઉત્સવ કલ્લોલ માંહે, સર્વને સુખ પર્મ. ૩૦
પછી રાજ મૂકી વન વિષે ગયા,* પ્રિયવ્રત ધર્મ રાજન;
સાતે પુત્રને રાયે વહેંચીને,† આપ્યું ત્યાં રાજ્યાસન. ૩૧
બ્રહ્મ પદ પામ્યા પછી પોતે, કૃપા કરી ભગવાન;
સ્વર્ગ મૃત્યુ પાતાળતણાં સુખ, ગણિયાં નરક સમાન. ૩૨

વલણ

ગણિયાં નરક સમાન સુખ સૌ, સાંભળ પરીક્ષિતરાયરે;
શ્રોતા બોલો હર્ષે શ્રીહરિ, હવે પ્રથમોધ્યાયરે. ૩૩

ઇતિ શ્રીમદ્ભાગવતે પંચમસ્કંધે પ્રથમોધ્યાય ॥ ૧ ॥

---

## અધ્યાય ૨ જો‡

### કડવું ૨ જું—રાગ સામેરી

શ્રીશુકદેવજી વાણી ઉચરે, રાયજી સાંભળ વાત;
સૂતપુરાણિક શૌનક ઋષિને, વર્ણવી કહે છે ખ્યાત. ૧
પ્રિયવ્રત રાયનો જ્યેષ્ઠ પુત્ર, આગ્નિધ્ર જે નિરધાર;
જંબુદ્વીપના રાજ્યનો, તેને હતો અધિકાર. ૨
તેણે નિજપુત્રની પેઠે ગણી, પાળી પ્રજા કરી મન;
પછી પુત્ર અર્થે રાજાયે, તપ§ કર્યું જઇ વન. ૩
મહા ઉગ્ર તપ દ્રઢ આસને, તે માંડ્યું વનમાં રાય;
ત્યારે બ્રહ્માની મોકલી એક, અપ્સરા આવી ત્યાંય ૪
પૂર્વચિત્તિ અપ્સરા નામ તેનું, આગ્નિધ્રને આશ્રમ;
આગ્નિધ્રને તે મોહિત કરવા, ચેષ્ટા કરે અનુપમ. ૫
કાંત તેની દિવ્ય શોહે, વળી વાણી પરમ અનૂપ;
થનથન નૃત્ય કરે તે રંભા, ભોળવે મોટા ભૂપ. ૬
રાયની જ્યાં કુંજ વેલી, ફરે ફરતી તે ચોપાસ;
અતિ રમણીય શોહે વાડી, ગાયે તાલસુર અવાસ. ૭
વૃક્ષ લતા ને વેલી નૂતન, પક્ષી કરે છે કલ્લોલ;
જળાશયમાં હંસ કારંડવ, ધ્વનિ કરી ફરે ગોળ.‖ ૮

---

કોઇ વાતનો બાધ આવશે નહિ. આ ઘરરૂપી કિલ્લાનો આશ્રય કરવાનું કહ્યું તે તો પામરોને માટે જ છે, તારે માટે નથી; કેમકે તેં તો હરિના ચરણના આશ્રયથી છ શત્રુઓને જિતેલા છે પરંતુ હમણાં ઇશ્વરદત્ત વૈભવ ભોગવી, પછી સંગમાત્ર ત્યાગ કરી નિજ સ્વરૂપમાં સ્થિતિ કરજે.”
[મૂળ ભાગવતમાંથી સંક્ષિપ્ત]

* આગ્નિધ્ર, ઇધ્મજિહ્વ, યજ્ઞબાહુ, મહાવીર, હિરણ્યરેતા, ઘૃતપૃષ્ઠ, સવન, મેધાતિથિ, વીતિહોત્ર, અને કવિ એવા અગ્નિ જેવાં નામવાળા દશ પુત્રો તથા ઉર્જસ્વતી નામની કન્યા થઇ. એ કન્યા શુક્રાચાર્યને પરણાવી હતી. તે ઉર્જસ્વતીને દેવયાની નામની દીકરી થઇ હતી

† બીજી સ્ત્રીથી ઉત્તમ, તામસ, અને રૈવત એવા ત્રણ પુત્રો થયા હતા, જેઓ મન્વંતરના આધિપતિઓમાં ગણાયા છે.

‡ સો કરોડ એટલે એક અર્બુદ.

§ મેરુ પર્વતને પ્રદક્ષિણા ફરતા સૂર્ય નારાયણ પૃથ્વીમાં લોકાલોક પર્વત સુધી અજવાળું કરે છે પણ તેમાં વારાફરતી અર્ધીમાં અજવાળું અને અર્ધીમાં અંધારું રહે છે તે વાત પ્રિયવ્રતને નહિ ગમતાં હરિની ઉપાસનાથી પ્રિયવ્રત રાજા સૂર્યના રથ સરખા વેગવાળા તેજોમય રથમાં બેસી સૂર્યની પછવાડે, બીજા સૂર્યની પેરે પૃથ્વીપર સાતવાર ફર્યા હતા. તે રથના પૈડાની ધારથી જે ખાડા પડ્યા, તે સાત સમુદ્ર થયા છે કે જે સમુદ્રોને લીધે પૃથ્વીના સાત દ્વીપો થયા છે. એ સાત સમુદ્રના નામ-ક્ષારોદ (ખારા પાણીનો) ઇક્ષુરસોદ (શેરડીના રસ જેવો,) સુરોદ (મદિરાનો), ઘૃતોદ (ઘીનો), ક્ષીરોદ (દૂધનો), દધિમંડોદ (દહિના રસનો) અને શુદ્ધોદ (મીઠા પાણીનો)

‖ જંબુદ્વીપ, પ્લક્ષદ્વીપ, શાલ્મલિદ્વીપ, કુશદ્વીપ, ક્રૌંચદ્વીપ, શાકદ્વીપ અને પુષ્કરદ્વીપ. આ દરેક દ્વીપમાંથી પહેલા પુત્રને પહેલા દ્વીપનું બીજાને બીજાનું એમ ક્રમવાર રાજ્ય આપ્યું હતું.

¶ કવિ, મહાવીર, અને સવન એઓ જન્મથી બ્રહ્મચર્ય પાળી પરમહંસવૃત્તિ રાખી પ્રભુના સ્વરૂપમાં જ મગ્ન રહ્યા હતા.

* નારદના વચનની રીતથી પ્રાપ્ત થયેલા ભગવત્સ્વરૂપના ચિંતન કરવાની વચમાં વળી આ ગૃહસ્થાશ્રમરૂપી મોટું દુ:ખ આવી પડ્યું એમ માની, વૈરાગ્ય આવવાને લીધે મનમાં બહુ તાપ કરીને પ્રિયવ્રતે કહ્યું કે:—“અરેરે! મેં ભૂડું કર્યું, હવે વિષયનો ઉપભોગ બસ છે, બસ છે, મને ધિક્કાર છે કે, હું અજ્ઞાનના આવરણથી વિષયરૂપ ખાડામાં પડી રહ્યો છું.” એમ અફસોસ કરી પરિવાર સમૃદ્ધિ સૌ તજી સંસારનો ત્યાગ કરી, પુનઃ વનમાં ગયા

† દ્વીપોની રચનાથી પૃથ્વીની વ્યવસ્થા કરી, લોકમાં તે સાત ભાઇઓમાં તકરાર ન ઉઠે, માટે સર્વ દ્વીપોમાં નદીઓ તથા પર્વતોના વર્ણથી સીમાડા બાંધી આપ્યા હતા.

‡ આ બીજા અધ્યાયમાં સ્ત્રી લંપટ જનોને પ્રિય એવું આગ્નિધ્ર રાજાનું આખ્યાન કહ્યું છે. જે આગ્નિધ્રે પૂર્વચિત્તિ અપ્સરા સાથે સંગ કરીને નાભિ આદિ નવ પુત્રો ઉત્પન્ન કીધા હતા, તે કથાપ્રસંગ છે.

§ તેણે પુત્રની ઇચ્છા થતાં દેવાંગનાઓને રમણ કરવાનું મુખ્ય સ્થાન જે મંદરાચલ પર્વત, તેની ગુફામાં જઈ એકાગ્રચિત્તે બ્રહ્માનું આરાધન કીધું

‖ ગોળ-ફેર ફુદડી.

નખરાં કરતી પગલાં ધરતી, કરે ઝાંઝર રણુકાર;
સમાધિથી આગ્નિધ્ર ઉઠ્યો, ચુકયું તપ કુમાર. ૯
સૌમ્ય દ્રષ્ટિએ ભાળે રંભા, વિહ્વળ થયું છે મંન;
ચાલ વેષ અને નખરાં નિરખી, થયો છે તે તપભંગ. ૧૦
પૂર્વચિત્તિનું અંગ સુંદર, મોહે દાનવ દેવ;
મુખમાંથી અમૃત સ્ત્રવે, સુગંધે ભ્રમર મોહે એવ. ૧૧
સ્તન રૂપી કળશ દિશે, કટિમેખલા કેશ પાસ;
ચપલ ચરણે હિંડે રંભા, મોહ પમાડી કરે દાસ. ૧૨
આગ્નિધ્ર રાજા કામે પીડિત, બનિ ગયો મહા મુર્ખ;
નારી પ્રત્યે બોલ્યો જડમતિ, લળી ગયો તે પુર્ખ.* ૧૩
હે મુનીંદ્ર નારી પ્યારી, ઇચ્છે શું કરવાય;
પરમ ભગવાનની માયા તું છે, મોહ્યા મુનિજન રાય. ૧૪
ભ્રમર રૂપી ધનુષ ધરિયાં શાં તેં, કારણ શું કેહેવાય;
વિંધે શું કાલજડાં અમારાં, ન શોભે તુજ સહાય. ૧૫
કમળરૂપી પુંખ† વિનાનાં, છે અણિયાળાં લોચંન;
વિંધવા ધારો છો કોને નારી, ફરી ફરી આ વંન. ૧૬
ભમરાઓ ચોબાજુએ, કરે છે મહા ગુંજાર;
સેવે છે શિખામાંથી પડતા,‡ પુષ્પ સુગંધ અપાર. ૧૭
ઝાંઝરના શબ્દ તેતર જેવા, રણકો કરી મોહે મંન;
નિતંબ ભારી કટિમેખલા વાળી, કાંતિ અનૂપમ તુજ તંન. ૧૮
સુંદરી શાં તુજ પાસે આ શિંગડાં, કટિ પતળી પરમનિધાન;
અતુલ બળવાળાં એ શિંગડાં, ઉંચકાય કેમ આ ઠામ. ૧૯
કરી કસ્તૂરી અંગે અર્ચિત, મોહ્યું છે મુજ મંન;
મેહેક મેહેક આ આશ્રમ થાએ, હું માનું ભાગ્ય ધન ધન. ૨૦
છો વિષ્ણુ અંશની આપ માયા, કાને ચળકે છે બે મીન;
સરોવર સમ મુખડું શોહે, મચ્છ§ એ તરે છે આધીન. ૨૧
પક્ષી પંક્તિ‖ આ શી શોહે, નાગણી શો એ ભાવ;
વંક જટા સંકળાએલી નારી, જેનો મોહિણી શો આકાર. ૨૨
આ નિર્લજ્જ પવન ધૂસે તુજ વસ્ત્રે, ન રાખે તારી લાજ;
મોહ્યો છું હું તારે લેહેકે, લે મનમાં મુને આજ. ૨૩
હું છું તારો હું છું તારો, દાસનજો હું દાસ;
સુંદર શિંગડાંવાળી સુંદરી, લે દાસ કરી તુજ પાસ. ૨૪
શીલ ગુણરૂપ ચાતુરી ચુકવે, તેવું રંભાએ કીધું કામ;
મોહ્યો આગ્નિધ્ર પડ્યો પાસે, ભૂલી ગયો રામ નામ ૨૫
પછે તપ ચઢી આગ્નિધ્રે કીધો, અપ્સરાશું સંગ;
ઘણા દિવસનું તપ હતું તે, થઈ ગયું ત્યાં ભંગ. ૨૬
પૂર્વચિત્તિથી રાયને ત્યાં, નવ હવા કુમાર;¶
મહા તેજસ્વી શોભતા છે, સ્વરૂપના ભંડાર. ૨૭

* પુરુષ બળવાન. † બાણને પુંખ હોય છે, પણ આ નેત્રરૂપી બાણ તો પુંખ વિનાનાં છે. ‡ વેણીમાં ગુંથેલાં પુષ્પો પરે છે તેનો સુગંધ.
§ નેત્ર. ‖ દાંત. ¶ નાભિ કિંપુરુષ, હરિવર્ષ, ઈલાવૃત્ત, રમ્યક, હિરણ્મય, કુરુ, ભદ્રાશ્વ અને કેતુમાલ, એ નવ પુત્રોનાં નામ છે.

નવ વર્ષ નવ સુત જણી પછી, અપ્સરા સ્વર્ગે ગઇ;
નિજ જનનીના અનુગ્રહથી, દેહ પુત્રોની દ્રઢ થઇ. ૨૮
ધર્મ માર્ગને ચલાવ્યો રાયે, કરી પ્રજાની રક્ષાય;
જય જય શબ્દ વરતી રહ્યો, તે કૃપા વૈકુંઠ રાય. ૨૯
પછી* વૃદ્ધ થયા રાયજી પોતે, વન જવાનું કર્યું મન;
સંસાર મારગ તજી હવે, કર્યું દેહનું સાધન. ૩૦
નવે પુત્રને સમીપ તેડી, વદે વાણી રાય;
તમો પ્રજાને પ્રીતે પાળજો, જાઉં છું હું વનમાંય. ૩૧
જંબુદ્વીપના નવ† ભાગ કરી, નવ પુત્રને આપ્યો અધિકાર;
તે નવે ચક્રવર્તી હવા જે, આગ્નિધ્રના કુમાર. ૩૨
માંહોમાંહે સંપ રાખી પ્રીતે, ચલાવે છે નિજ રાજ;
આગ્નિધ્રરાય‡ વનમાં ગયા, સોંપ્યું પુત્રને રાજકાજ. ૩૩
એકાગ્રચિત્તે વન વિષે જઇ, ધર્યું પ્રભુનું ધ્યાન;
સ્વર્ગ નિવાસ રાજાને હવો, કરુણા કરી શ્રીભગવાન. ૩૪

વલણ

કૃપા કરી ભગવાને તેને, શૌનક સુણો મન સ્થિર કરી;
દ્વિતીય અધ્યાય પૂરો થયો, માટે સાધુ બોલો શ્રીહરી. ૩૫

ઇતિ શ્રીમદ્‌ભાગવતે પંચમસ્કંધે દ્વિતીયોઽધ્યાયઃ ॥ ૨ ॥

## અધ્યાય ૩ જો§

### કડવું ૩ જું–રાગ ગોડી

શુકજી કહે સુણ પરીક્ષિત રાય, સુત શૌનકને કહે કથાય;
નાભિ રાજા જે જ્યેષ્ઠ કહેવાય, તેને ભરતખંડ આપ્યો છે રાય.
તે પરમેશ્વરનો ભક્ત હવો, જેનો મહિમા યશ નિત્યે નવો;
તેણે યજ્ઞ કરીને અનંત‖ સંતોષ્યા પ્રભુ શ્રીભગવંત.
યજ્ઞ કુંડ મધ્યે નિરધાર, પ્રકટ હવા છે વિશ્વાધાર;
પ્રત્યક્ષ રાયને સંનિધાન, પ્રભુ કહે માગ¶ માગ વરદાન.

* આ બે કડીઓનો ભાવાર્થ મૂળમાં નથી.
† પુત્રોનાં નામો પ્રમાણે જ તે ભાગોનાં પણ અનુક્રમે નામ પડ્યા.
‡ આ ડોઢ કડીનો ભાવાર્થ મૂળમાં નથી. પણ એમ છે કે, એ આગ્નિધ્ર રાજાને અપ્સરામાં જ પ્રીતિ હોવાથી અને કામભોગથી તૃપ્તિ ન થવાથી તે વેદોક્ત કર્મ કરીને અને અપ્સરાઓના લોક (સ્થાન)ને જ પામ્યો. પછી તેના નવે પુત્રો મેરુ પર્વતની નવ કન્યાઓને અનુક્રમે પરણ્યા. તેમનાં નામઃ–મેરુદેવી, પ્રતિરૂપા, ઉગ્રદંષ્ટ્રી, લતા, રમ્યા, શ્યામા, નારી, ભદ્રા અને દેવવીતિ.
§ આ ત્રીજા અધ્યાયમાં નાભિરાજાએ સંતાન મળ્યાર્થે યજ્ઞ કરવાથી સાક્ષાત્ યજ્ઞનારાયણ પ્રગટ થયા પછી પોતે જ ઋષભદેવ એ નામે પુત્રરૂપે અવતાર્યા છે, એ કથાપ્રસંગ છે.
‖ નાભિ રાજાએ પુત્રની ઈચ્છાથી યજ્ઞ કરવા માંડ્યો હતો ને તેમાં પ્રવર્ગ્ય નામનાં કર્મો ચાલુ કર્યા હતાં.
¶ એ પ્રભુનું સ્વરૂપ આવું હતું:–ચાર ભુજવાળા, શંખ, ચક્ર, ગદા, પદ્મ, કીરીટ, કુંડળ આદિ સર્વ શુભ અલંકારોયુક્ત એવા દર્શન દેતા પ્રભુને જોઇને સર્વ ઋષિઓ સ્તુતિ કરવા લાગ્યા કે હે પ્રભુ, આપ પરિપૂર્ણ છો, તોપણ અમે મહાત્માઓની શિખામણથી આપને વારંવાર નમસ્કાર અને સ્તુતિરૂપ પૂજન કરીએ છીએ બાકી આપના યથાર્થસ્વરૂપનું નિરૂપણ તો કોનાથી થઇ શકે? આપ પ્રકૃતિ અને પુરુષના પણ કારણ

શ્રીહરિએ કરુણા બહુ કરી, વાણી રાય પ્રત્યે ઉચરી;
તું જે જોઇએ તે માંગજે આજ, કૃપા કરી બોલ્યા મહારાજ.
ત્યારે નાભિરાજા ચર્ણે નમે, માગે છે વર જે મન ગમે;
કૃપા કરી મુજને ભગવાન, મનવાંછિત આપો વરદાન.
પરમેશ્વરને કહે તેણીવાર, મુને તમ સરખો આપો કુમાર;
તથહેતકરી હરિ કહે એમ* હજો, સંતાન પુત્ર ફળ તુજને થજો.
પછી રાયને હુવો કુમાર,† તે ઋષભદેવ પ્રભુ અવતાર;
સાક્ષાત પ્રભુ અંશે અવતરી, નાભિરાજાને કરુણા કરી.
પુષ્પવૃષ્ટિ ગગનથી હવી, દુંદુભિની ધ્વનિ નવ નવી;
ત્યાં સ્તુતિ દેવ આવીને કરે, જય જય શબ્દ વાણી ઉચરે.

વલણ

જય જય વાણી ઉચરે, અમર હરિ ગુણ ગાયરે;
શ્રીભાગવત પંચમસ્કંધના, હવા ત્રણ અધ્યાયરે.

ઇતિ શ્રીમદ્‌ભાગવતે પંચમસ્કંધે તૃતીયોઽધ્યાયઃ ॥ ૩ ॥

## અધ્યાય ૪ થો‡

### કડવું ૪ થું–રાગ કેદારો

શ્રીશુકજી વાણી ઉચરે, પરીક્ષિત શ્રવણે ધરે;
વિસ્તારે કથા, ઋષભ દેવની રે. ૧

ઢાળ

ઋષભ દેવ પ્રભુતણો, ત્યાં હુવો છે અવતાર;
તેણે સમે ત્રિભુવનમાં, વર્ત્યો જય જયકાર. ૨
ઋષભદેવનું§ તેજ બળ ઘણું, દીઠું સૌએ જ્યારે;
જય જય શબ્દ હુવો મહીપર, જન્મ ધર્યો ત્યારે. ૩
સહુએ સ્તુતિ કીધી આનંદે, પ્રણમ્યા શ્રીઋષભદેવ;
સુરિનર મુનિવર આનવમાં, હર્ષ થયો તતખેવ. ૪
ઋષભ દેવનો પૃથ્વી માંહે, પ્રકટ હુવો અવતાર;
ઇંદ્રે મનમાં ઇર્ષા કીધી, પરીક્ષા જોવા તેણીવાર. ૫
ઋષભદેવના રાજ્યમહિં, નવ વરસાવ્યો પર્જન્ય;
જોઇએ ઋષભ દેવ કેમ પ્રજાને, ઊપજાવી આપે અન્ન. ૬
અનાવૃષ્ટિ હવી ભૂ ઉપર, વર્ત્યો તવ હાહાકાર;
તવ પરમેશ્વર મેઘ સ્વરૂપે, વરસ્યા મૂશળધાર. ૭
અવનિ ઉપર વૃષ્ટિ કીધી, હરિ માયાએ સુખકારી;
ત્યારે* ઇંદ્રે સ્તુતિ કીધી, ઓળખ્યા શ્રીમોરારી. ૮
નાભિરાજાએ ઋષભદેવને, નિજ રાજ્યાસન દીધું;
પોતે બદરિકાશ્રમ જઇને, સ્રીસહિત અતિ તપ કીધું. ૯
સમાધિએ જપી નરનારાયણ, જીવન્મુક્તિ પામ્યા;
કૃપા કરી શ્રીહરિએ તેથી, ભવસાગર દુઃખ વામ્યા. ૧૦
ઋષભદેવે પ્રજા સર્વનું, પાલન કર્યું રુડી રીતે;
રાજનીતિ સર્વ ધર્મ† ચલાવ્યો, રહી પ્રજા સૌ સુખ પ્રીતે. ૧૧
ઇંદ્રની કન્યા જયંતીને, પરણ્યા શ્રીઋષભદેવ;
તન એકસો પુત્ર હવા, મહા બળીયા નિજ સમ એવ. ૧૨
જ્યેષ્ઠ પુત્રનું ઋષભદેવે, ભરતજા‡ ધરિયું નામ;
ભરતખંડનું રાજ્ય દિધું તેને, પ્રભુ પૂરણ કામ. ૧૩
ભરત થકી નાના નવ§ પુત્રો,‖ હતા મહાબળ ધારી,
તેહ થકી નાના નવ પુત્રો, હવા અતિ શુભ કારી. ૧૪
એકાશી¶ પુત્રો જે બીજા, તે ગ્રહીને સંન્યાસ;
ઋષભદેવને પ્રણામ કરી, તપ કાજ ગયા વનવાસ. ૧૫
ઋષભદેવ પ્રજાને પાળે,ꜗ આનંદે દિન જાય;
એક સમે પછી આપ પધાર્યા, બ્રહ્માવર્તની માંય. ૧૬

---

રૂપ છો. આપના ગુણ અપાર છે, માટે સર્વ જીવનાં દુઃખને મટાડનાર એવા અસંખ્ય ચરિત્રોમાંથી એકાદ ચરિત્રનું વર્ણન થઇ શકે. આપને મન વાણી પહોંચી શકતાં નથી, પણ કૃપા ભક્તો તમને સહેજ રીઝવે છે, કેમકે આપ દયાળુપણાને લીધે એક શુદ્ધ જળના લોટાથી અને તુળસી પત્ર ચઢાવ્યાથી પણ પ્રસન્ન થાઓ છો એવા આપની, જેમ કોઇ એક દરિદ્રી પુરુષ કોડીની ઇચ્છાથી કુબેરની ઉપાસના કરે તેમ પ્રજાથી જ પુરુષાર્થ માનનારા અમે મૂર્ખા લોકો આ નાભિરાજાને પુત્રની પ્રાપ્તિને માટે આપનું સ્તવન કરીએ છીએ. નાભિરાજા આપ જેવા પુત્રની ઇચ્છાથી આપનું યજન કરે છે તો આપના જેવો તેને પુત્ર થાય, એ વરદાન આપો.

* મૂળમાં ભગવાને કહ્યું કે, મારા જેવો તો એક અને અદ્વિતીય હોવાથી હુંજ છું તોપણ બ્રાહ્મણોનું વચન મિથ્યા ન થવું જોઇએ માટે હું પોતે જ અંશે કરીને રાજાને ત્યાં અવતરીશ.

† મેરુદેવીને પેટ ઋષભદેવ ભગવાન્, નાભિરાજાનું પ્રિય કરવા, તથા લોકોના તપસ્વીઓના, જ્ઞાનીઓ તથા નૈષ્ઠિક બ્રહ્મચારીઓના ધર્મ દેખાડવા સારુ શુદ્ધ સત્વગુણમય મૂર્તિથી અવતર્યા.

‡ આ ચોથા અધ્યાયમાં ઋષભદેવ પ્રભુએ રાજ્ય કર્યું, તેમને સો દીકરા થયા અને તેમના રાજ્યમાં પ્રજાને પરમ સુખ અને સંતોષ પ્રાપ્ત થયો, એ કથાપ્રસંગ છે.

§ એ નાભિરાજાના પુત્રનો જન્મ થતાં જ તેમનામાં વજ્ર, અંકુશ વગેરે સુલક્ષણો ભગવાનનાં જ ચિહ્નો જોવામાં આવતાં હતાં. સર્વ ગુણ તેની સાથે તેનો પ્રભાવ પ્રતિદિન વધતો જતો હતો. માટે તેનું

ઉત્તમ શરીર, બળ, તેજ, લક્ષ્મી, યશ, પરાક્રમ અને ઉત્સાહ જોઇ, નાભિરાજાએ તેનું નામ ઋષભ એટલે શિરોમણિ એવું પાડ્યું.

[ મૂળ ભાગવતમાંથી સંક્ષિપ્ત ]

* મૂળમાં એ લીટી નથી. † ઋષભ દેવજીએ પ્રજાને શિખવવા સારુ ગુરુને ઘેર રહી અભ્યાસ કરી દેખાડ્યો, તેમ જ ગૃહસ્થાશ્રમના ધર્મ જણાવવા સારુ વિવાહ પણ કર્યો અને સર્વ વેદોક્ત કર્મ પણ કર્યા હતાં. ‡ એના નામ ઉપરથીજ આ દેશનું નામ ભરતખંડ પડ્યું, એમ શ્રીમદ્‌ભાગવતમાં લખ્યું છે. ભારતમાં એમ છે કે દુષ્યંત રાજાનો શકુંતલાથી થયેલો પુત્ર ભરત, તેના નામપરથી ભરતખંડ આ દ્વીપનું નામ આપ્યું છે. § કુશાવર્ત, ઇલાવર્ત, બ્રહ્માવર્ત, મલયકેતુ, ઇંદ્રસ્પૃક્, વિદર્ભ અને કીકટ, એ નવ પુત્રો એથી મોટા હતા. ‖ કવિ, હરિ, અંતરિક્ષ, પ્રબુદ્ધ, પિપ્પલાયન, આવિર્હોત્ર, દ્રુમિલ, ચમસ અને કરભાજન એ. એકાશી ઉપરના નવ યોગી કહેવાયા. એઓનું ભગવાનના મહિમાથી ભરેલું ચરિત્ર એકાદશસ્કંધમાં કહ્યું છે ને જે બીજા એકાશી પુત્રો રહ્યા, તે બ્રાહ્મણ થયા હતા ¶ એ મૂળ ભાગવતમાં નથી.

ꜗ સ્વતંત્ર અને સમદૃષ્ટિવાળા ઋષભદેવજી જો કે આનંદ ભુવનરૂપ ઈશ્વરકર્મ કરતા હતા; તે એટલા સારુ કે, મહાન પુરુષોનાં કૃત્યોને પ્રજા અનુસરે છે જો કે જેમાં સર્વ ધર્મનું નિરૂપણ કર્યું છે એવા વેદનું રહસ્ય પોતે જાણતા હતા, છતાં રાજકાર્યોમાં બ્રાહ્મણોની અનુમતિ લઇ

વલણ

બ્રહ્માવર્તમાં પ્રભુ પધાર્યા, શિખ પુત્રોને દીધી તહાં,
એ મિષે પ્રજાને બોધ કર્યો, ઋષિ સર્વેની સભા જહાં ૧૭

ઇતિ શ્રીમદ્‌ભાગવતે પંચમસ્કંધે ચતુર્થોધ્યાય ॥ ૪ ॥

## અધ્યાય ૫ મો*

### કડવું ૫ મું–રાગ આશાવરી

શ્રીશુકદેવજી વદે છે વાણી, સાંભળ પરીક્ષિત રાય,
ઋષભદેવ છે અંશ પ્રભુનો, અવતારી કહેવાય ૧
ચરિત્ર તેમના શ્રવણે સુણતાં, બહુ જન્મનાં અઘ જાય,
સદા નિરંતર હરિગુણ ગાતાં, દેહ નિર્મળો થાય ૨
એક સમય સરસ્વતી તીરે,† ઋષિ સહુ મળી નિરધાર,
યજ્ઞ કરે છે બ્રાહ્મણ સઘળા, સાંનિધ્ય શ્રીમોરાર. ૩
ઋષભદેવ તે સ્થાનક આવ્યા, ઋષિ વૃન્દ છે જ્યાંહે,
સર્વે ઋષિ આનંદ્યા મનમાં, પ્રભુને દેખી ત્યાંહે. ૪
પૂજા અર્ચા પ્રેમે કરીને, આપ્યું પવિત્ર આસન,
ઋષભદેવની સાંનિધ્ય આવીને, બેઠા સૌ ઋષિ જન. ૫
મહા ઋષિવર અધ્યક્ષ થઈને, લઈ બેઠા દીક્ષાય,
નિજ તનયોને ઋષભદેવે, દીધી રુડી શિક્ષાય‡ ૬
આ સંસારને અનિત્ય જાણીને, વૃક્ષપન ન્યાયે તજીએ,
એકપૂર્ણ બ્રહ્મ કૃપાનિધિને, હૃદયે રાખીને ભજીએ ૭
સાધુની સંગતિ નિત્ય કરીએ, અસાધુને નવ મળીએ,
વેદાંત માર્ગને પ્રેમે ગ્રહીને, નીતિ ધર્મથી નવ ચળીએ ૮
સિદ્ધ સાધુની સંગત કરતાં, સંસારસાગર તરીએ,
ધર્મ દયા વ્રત સર્વે પાળીયે, જપ તપ તીરથ કરીયે. ૯
સાધુની સંગત દેવાર્ચન, બ્રાહ્મણતણા પૂજન,
પવિત્રપણે સર્વ ધર્મ પાળવો, આત્મસાર સાધન ૧૦
એવી શિખામણ સર્વ પુત્રને, કહી ઋષભદેવ મહંત,
એકાગ્ર ચિત્તે નિર્મળ વૃત્તિએ, ભજજો સદા ભગવંત. ૧૧
ઋષિ આદે એમ સર્વ પુત્રને, શિક્ષા દીધી અનેક,
પ્રજા સર્વને જ્ઞાન ઉપજાવ્યું, આપી ધર્મ વિવેક. ૧૨
પછી શ્રીઋષભદેવે સ્વેચ્છાએ, સ્વરૂપ અવધૂતનુ લીધુ,*
અવધૂતવેશે ઋષભદેવે, પૃથ્વી અટણ સઘળે કીધુ ૧૩

---

વર્તતા હતા તેમણે દરેક યજ્ઞ સો સો વાર કર્યો આ ખંડમા જ્યા સુધી ઋષભદેવે રાજ્ય કીધું ત્યાં સુધી મનુષ્યો પણ સમર્દષ્ટિવાળા, પરધનની ઇચ્છાથી રહિત અને પ્રભુને જ વિષે પ્રીતિવાળાં હતા, એ જ ઋષભદેવજી જૈન લોકોના તીર્થંકરમા મુખ્ય મનાય છે

* આ પાચમા અધ્યાયમા ઋષભદેવ મોક્ષધર્મનો ઉપદેશ કહી પોતાના પુત્રોને શિખામણ આપી અને પોતે સુખ દુ ખાદિ વેઠી પરમ હંસ ગતિને પામ્યા, એ કથાપ્રસગ છે　　　　† બ્રહ્માવર્તમા

‡ ઋષભદેવજીએ કહ્યુ કે,–હે પુત્રો! આ મનુષ્ય દેહ પામીને તો તપ કરવુ એ જ શ્રેષ્ઠ છે, કેમકે તપથી અંત કરણ શુદ્ધ થઈ પરબ્રહ્મ સબંધી અનત સુખ મળે છે મહાત્મા પુરુષોની સેવા મોક્ષનું દ્વાર અને સ્ત્રી લંપટોનો સગ એ નરકનું દ્વાર છે ઇન્દ્રિયોને રાજી રાખવા સારુ કઈ પણ કર્મ કરીએ તેમા ગફલતથી પાપ થયા વગર રહેતુ નથી, કે જે પાપને લીધે ખોટા છતા આ કલેશ આપનાર દેહ ઉત્પન્ન થયો છે, એટલા માટે વારવાર કર્મ કર્યા કરવા, એ વાતને હું યોગ્ય માનતો નથી જ્યા સુધી હું, કે જે પરમેશ્વર છુ તેમા પ્રીતિ ન થાય ત્યા સુધી દેહનુ બધન કદી પણ છૂટે નહિ ઇન્દ્રિયોમા મસ્ત રહેવાથી, દેહાભિમાન પ્રકટ થઇ સ્ત્રી પુત્રાદિ સબધની ગાંઠ બધાય છે, પણ તે ગાંઠ જ્યારે પોચી પડે ત્યારે અહંકાર મૂકી દઇને મોક્ષને પમાય છે તે અહંકાર ત્યાગ કરવાના પચીશ સાધન છે–ઈશ્વરભક્તિ, ગુરુસેવા, તૃષ્ણાત્યાગ, સહન શીળતા, સર્વત્ર દુ ખ જાણવુ તે, જ્ઞાન મેળવવાની ઇચ્છા, તપ, સકામ કર્મનો ત્યાગ, ઈશ્વરને જ કર્મ અર્પવા, મારી (ઈશ્વરની) કથા સાંભળવી, મારા ગુણ ગાવા ભક્તોનો સગ, સમતાસહિત શાંતિ, હું અને મારા-પણાનો ત્યાગ, વેદાત શાસ્ત્રોનો અભ્યાસ, એકાંતમાં રહેવુ પ્રાણ, ઇન્દ્રિયો ને મનને જિતવા, શ્રદ્ધા, બ્રહ્મચર્ય, કર્તવ્યપાલન, સત્યવાદીપણું, પ્રભુની સર્વ વ્યાપકતા એવુ જ્ઞાન, સમાધિ, ધીરજ, પ્રયત્ન અને વિવેક એટલા વાનાં જો મને પામવાની ઇચ્છા હોય તો ગુરુજનોએ પ્રજાને એના જ ઉપદેશ કરવો સસારમા પડેલા પુત્ર, શિષ્ય, સ્ત્રી, સબધી જન વગેરેને તેમાંથી છૂટા કરી શકવાની શક્તિ ન હોય તેઓએ પિતા, ગુરુ પતિ આદિ વડિલ જન ન જ થવુ જોઇએ આ મનુષ્ય શરીર મેં મારી ઇચ્છા થી જ ધારણ કીધેલુ છે અને તેમાનો ધર્મ રૂપ સત્વ ગુણ જ મારુ તત્વ છે, અને મારાથી અધર્મ માત્ર દૂર હોવાથી આર્યો મને "ઋષભ" કહે છે હે પુત્રો! તમો મારાથી ઉત્પન્ન થયા છો, માટે મત્સર મૂકી દઈ આ તમારા મોટા ભાઈ ભરતને અનુસરીને રહેજો, જડ પદાર્થોથી સ્થાવરો કે જે ઉગે છે તે શ્રેષ્ઠ છે, સ્થાવરોથી પેટ ચાલનારા સર્પાદિ શ્રેષ્ઠ છે, સર્પાદિથી પશુઓ, પશુથી મનુષ્યો, મનુષ્યથી ભૂતાદિક, ભૂત પ્રેતાદિકથી ગધર્વો, ગધર્વોથી સિદ્ધો, તેઓથી કિન્નર, કિન્નરોથી અસુરો, અસુરોથી દેવતાઓ, દેવોથી ઇન્દ્ર, ઇન્દ્રથી પ્રજાપતિઓ, પ્રજાપતિઓથી શિવ, શિવથી બ્રહ્મા, બ્રહ્માથી હું શ્રેષ્ઠ છુ અને મારાથી પણ બ્રાહ્મણો શ્રેષ્ઠ છે, કેમકે તેમને હું પણ પજુ છુ પછી બ્રાહ્મણને સબોધી કહ્યું,–હે ઋષિઓ! હું બ્રાહ્મણો સમાન બીજા કોઇ પ્રાણીને જોતો નથી કારણ કે જેઓ મારા દેહરૂપ વેદનું ધારણ કરે છે, ને જેઓમા પરમ પવિત્ર સત્વ ગુણ, શમ, દમ, સત્ય દયા, તપ સહનશક્તિ અને સ્વસ્વરૂપાનુભવ એ આઠ શ્રેષ્ઠ ગુણો છે, તેઓથી કોને હું શ્રેષ્ઠ ગણુ? હે પુત્રો! પ્રાણીઓનું સન્માન કરવુ એજ મારુ પૂજન છે મને સર્વ કઈ અર્પણ કરવુ એજ મન, વાણી અને કર્મનુ ફળ છે કેમકે સર્વ કર્મ અર્પણ કર્યા વિના પુરુષ કાળપાશમાંથી મુક્ત થતો નથી　　[મૂળ ભાગવતમાથી સક્ષિપ્ત]

* પોતાના જ્યેષ્ઠ પુત્ર ભરતને રાજ્ય સોંપીને પરમહંસપણાનો ધર્મ લોકોને દેખાડવાને દુરત જ ઋષભદેવે સસાર ત્યાગ કર્યો અગ્નિ હોત્રનો ત્યાગ કરી, કેશ છૂટા મૂકી, દિગબર વેશ ધારણ કરી માત્ર શરીરને જ પોતાની સાથે રાખી બ્રહ્માવર્તમાથી સ્વેછાથી ચાલી નિ કળ્યા જાણીને બહેરા અને જડ એવા થઇ મૌનવ્રત ધરી સર્વ સ્થળે ફરવા લાગ્યા આમ જોઈ અજ્ઞાની લોકો તેમને અનેક તરેહના અપમાન આપતા છતાં તે પોતે કઇ ગણકારતા નહોતા, તેમનુ સ્વસ્વરૂપ ઘણુ જ સુદર હતુ છતા આવા અવધૂતપણાને લીધે, જાણે કઈ મલીન અને ભૂત વળગેલુ હોય તેવા લાગતા હતા એમણે ધાર્યું કે જો સ્વચ્છતા હશે તો લોકો સગ છોડશે નહિ અને લોકસમાગમ એ યોગનો શત્રુ છે માટે અજગર વ્રત ધારણ કર્યું ખાવુ પીવુ, મળત્યાગ, મૂત્રત્યાગ, તે સૂતાં સૂતા જ કરવા માંડ્યું શરીરે વિષ્ટા ચોળવા માંડી એમ પશુચેષ્ટા કરતા હતા

પોતે પ્રભુનુ ધ્યાન* ધરે, ષટ ચક્ર યોગ સાધંન,
અષ્ટ અંગ ને અષ્ટ સિદ્ધિ, યોગની ઉત્પત્ત ૧૪
ઋષભદેવ હુવા એમ અવધૂત, મહિમા અપરમપાર,
શ્રીમદ્ ભાગવત બ્રહ્મનિરૂપણ, વેદતણે અનુસાર. ૧૫

વલણ

વેદગાર ઉત્તમ કથા, સાંભળ પરીક્ષિત રાયરે,
ગિરિવરધરનુ સ્મરણ કરતાં, હુવા પચાધ્યારે. ૧૬

ઇતિ શ્રીમદ્ભાગવતે પંચમસ્કંધે પંચમોઽધ્યાય ॥૫॥

### અધ્યાય ૬ ઠ્ઠો

#### કડવું ૬ ઠ્ઠું-રાગ વસંત

શુકજી કહે સાંભળ પરીક્ષિત, શ્રીઋષભદેવ ચરિત્ર કથાય,
ઘણા દેશ† ફર્યા ઋષભદેવ, પૃથ્વી અટણ પ્રદક્ષિણાય ૧
કુટકાચળમા પોતે આવ્યા, મુખમા શિલા રાખી,
દિગંબર સ્વરૂપ ધરી પોતે, અગ્નિમાં દેહ બાળી નાખી ૨
કૉંક વેંક કર્ણાટિક કાશ્મિર, અનંત દેશ શુભ માન,
તેલંગ દ્રવિડ દેશ દક્ષિણમાં, ફરતા હુવા ભગવાન ૩
અવધૂત કર્મ આચરણ કર્યું, કળિયુગમાંહે પોતે,
નિર્ભય વેદ માર્ગ છોડીને, પાખંડ કરે ન દોટે. ૪
કૉંક વેંક ને કુટક દેશનો, સુરખ અર્હન્ત રાય,
ઋષભદેવ અવધૂત ધર્મની, સાંભળશે તે કથાય ૫
અધર્મ સઘળા ગ્રહણ કરશે, તજશે દેહનો ધર્મ,
પાખંડ ધર્મ પામી પોતે, માનશે નિજનો ધર્મ. ૬
તેહ માર્ગની પ્રજા થશે, તે જૈન ધર્મી કહેવાશે,
કળિયુગના દુષ્ટ પ્રભાવથી, મલિન અધર્મી બહુ થાશે ૭
ઋષભદેવ તો પ્રભુ હતા, યોગ માર્ગ તણા ઉપદેશી,
પણ તેથી અવળુ કળિયુગમા, જૈન થશે હરિદ્વેષી. ૮
પ્રજા સહુ શ્રીઋષભદેવના, ચરિત્ર વર્ણવ કરી ગાય,§
પરમેશ્વરની ભક્તિ કરી સૌ, ધ્યાન ધર્મને થાય ૯

વલણ

ધ્યાન ધર્મ ઋષભદેવનાં, ચરિત્ર પ્રજા સૌ ગાયરે,
શ્રીભાગવત પંચમસ્કંધના, હુવા ષટ્ અધ્યાયરે. ૧૦

ઇતિ શ્રીમદ્ભાગવતે પંચમસ્કંધે ષષ્ઠોઽધ્યાય ॥૬॥

### અધ્યાય ૭ મો*

#### કડવું ૭ મું-રાગ મારૂ-ચાલ હુંમની

શુકજી કહે સાંભળ રાયરે, રાજા ભરતનો મહિમાયરે,
બેઠા ભરત રાજ્યાસનરે, ઘણો ધર્મ કર્યો ઉત્પન્નરે.
પ્રજા સર્વ મહા સુખ પામીરે, ભરત ચક્રવર્તી મહા નામીરે,
કીર્તિ વધારી મહિમા કીધોરે, છતિ રાજકુળી યશ લીધોરે.
વિશ્વરૂપતણી કન્યાયરે, પંચજની જે નામે કહેવાયરે,
ભરત પંચજનીને પરણ્યારે, જેના યશ તે પુરાણે વર્ણ્યારે.
રાજા ભરતે કર્યું ઘરસૂત્રરે, તેથી પંચ હુવા છે પુત્રરે†
રાજા શાસ્ત્રનીતિ રાજ્ય પાળેરે, વેદ વચન માર્ગે ચાલેરે.
રાજાએ કીધા યજ્ઞ‡ અનંતરે, ભજ્યા પવિત્રપણે ભગવંતરે,
પછી પ્રજા રક્ષણને કાજરે, પુત્રને વ્હેંચી આપ્યું રાજરે
તજી સંપત્તિ ઘર ને બારરે, ચાલ્યા ભરત તે વન મોઝારરે,
નદી ગંડકી જ્યાં હરિક્ષેત્રરે, તપ કરવા માંડયું તત્રરે
પુષ્પ તુલસીના ઉપચારરે, તેણે પૂજતા વિશ્વાધારરે,
હરિ ભક્તિતણો જે ઉમંગરે, હર્ષ અશ્રુધારા ચાલે અંગરે
સૂર્ય ઉદય સમે હરિ પૂજેરે, સ્તુતિ§ કરે ને હરિ એ ભજેરે,
પ્રકૃતિથી પર પરમ ફળ દાતારે, બુદ્ધિ દેતા જગના ત્રાતારે.
અંતર્યામી શ્રીભગવાનરે, સૂર્યસમ તેજસ્વી આત્મારામરે,
એ સ્વરૂપ મુજ હૃદયે વસજોરે, બીજા શત્રુઅરાંપરાં ખસજોરે.
એમ નિત્ય કરે સ્તુતિ ત્યાયરે, પરબ્રહ્મનો સાક્ષાત્કાર થાય રે,

વલણ

આરાધે પરબ્રહ્મને, ભરત ગંડકી તટ રહ્યા,
પંચમસ્કંધ ભાગવત તણા, અધ્યાય સપ્ત પૂરા થયા.

ઇતિ શ્રીમદ્ભાગવતે પંચમસ્કંધે સપ્તમોઽધ્યાય ॥૭॥

---

* એ ઋષભદેવજી પોતે તો મોક્ષના પતિ અને પરમાનંદ સ્વરૂપ ભગવાન જ હતા, પણ લોકોનો સમત્યાગ કરવાને પરબ્રહ્મ પામવાને યોગીઓએ આમ વર્તવુ જોઇએ, એમ દેખાડવાને આમ વર્ત્યા હતા

† આ છઠ્ઠા અધ્યાયમા ઋષભદેવજીને દેહભાન મટી ગયાથી દાવાનળમાં દેહ બળી ગયો તોપણ કંઈ દુઃખ થયુ નહિ, એ કથાપ્રસંગ છે

‡ ઋષભદેવે યોગીઓને દેહ ત્યાગ કર્મ શિખવા માટે શરીર તજવા સારુ દેહનુ અભિમાન સર્વ તજી દઈ આત્માને બ્રહ્મ વિચારમા દૃઢ કરી લિંગ (સૂક્ષ્મ) શરીરનો ત્યાગ કીધો અને સ્થૂળ શરીર હરિની ઇચ્છાથી વિનાદેહ વિના જ ભમતુ રહ્યુ પછી કુટકાચલ પર્વતના વનમાં સામસામા વાંસ ઘસાઇ દાવાનળ લાગેલો હતો તેથી તે બળતા એવા વન સાથે જ ઋષભદેવનું શરીર પણ બળી ગયું હતું

§ તે કાળની પ્રજામાં ઋષભદેવની આ પ્રમાણે સ્તુતિ થતી હતી– અહો ! સાત સમુદ્રવાળી પૃથ્વીના સઘળા દ્વીપોમાં અને ખંડોમાં આ ભરતખંડજ અધિક પુણ્યવાન છે કેમકે જે ખંડમાના લોકો ભગવાન શ્રી ઋષભદેવના શુભ ચરિત્રનું નિરંતર ગાન કરે છે ધન્ય છે પ્રિયવ્રત રાજાને કે, જેના વંશમાં સાક્ષાત્ નારાયણ અવતર્યા હતા [મૂળ ભાગવત]

* આ સાતમા અધ્યાયમા ઘણા કાળથી યજ્ઞાદિકે ભગવાનનુ પૂજન કરતા ભરતજીએ સંચિત કર્મ પૂરાં થવાથી હરિક્ષેત્રમા જઈ ભગવાનને ભજ્યા એ કથાપ્રસંગ છે † સુમતિ, રાષ્ટ્રભૃત, સુદર્શન, આવરણ અને ધુમ્રકેતુ એ ભરતપુત્રોનાં નામ છે વળી પૂર્વે ભરતખંડ 'અજનાભ' નામથી ઓળખાતો હતો પણ ભરત રાજા થયો, તે પછીથી આ ખંડ 'ભરત ખંડ' કહેવાયો છે

‡ ભરતજીએ સમયે સમયે ચાતુર્હોત્ર (જેમાં ચાર પ્રકારના કર્મ થાય છે) યજ્ઞો કરી, ભગવાનનુ રૂડી રીતે પૂજન કરવુ હતું અગ્નિહોત્ર, દર્શ, પૂર્ણમાસ, ચાતુર્માસ્ય, પશુયાગ અને સોમયાગ એ સઘળા યજ્ઞો વારંવાર કરવાથી જે જે ફળ ઉત્પન્ન થતુ, તે ભરત રાજા શ્રીભગવાનને જ અર્પણ કરતા હતા એમ સર્વ કર્મ હરિને અર્પણ કરવાથી તેમનામાથી રાગદ્વેષ ટળી ગયા હતા તેથી સર્વ જગતને હરિમય જોતા હતા ભગવાન પોતાના સર્વ અવતારો સહિત એમના હૃદયમા હમેશ મનોહર દર્શન આપતા હતા

§ 'પ્રકૃતિથી પર, કર્મોમા ફળ આપનાર, બુદ્ધિને ગતિ આપનાર, મનથી જ જગતને સરજનાર અને સરજેલા જગતમાં અંતર્યામી રૂપે પ્રવેશ કરી જીવોને પાળનાર એવા સૂર્ય દેવના આત્મ રૂપ ભગવાનનું શરણ લઇએ છીએ' એવી સ્તુતિ સૂર્યોદય સમયે તેઓ કરતા હતા

## અધ્યાય ૮ મો*

### કડવું ૮ મું–રાગ વેરાડી–ચાલ મોટી

શ્રીશુકજી વાણી એમ બોલે, સાંભળ પરીક્ષિત રાય;
શ્રીભાગવત હરિકથા શ્રવણથી, મહા અઘ બળી જાય. ૧
રાજ્યાસન મેલી વન ગયા, ભરત રુડા રાજન;
વનમાં જઈ તપ સાધિયું, ને કીધું દેહ સાધન ૨
એક સમે ત્યાં ગંડકી તીરે, સ્નાન કીધું છે રાય;
સંધ્યા વંદન કરીને પછી, પ્રણવ જાપ જપાય. ૩
જપ કરતામાં પૂર્વદિશાથી, જળનો ખળકો આવ્યો;
અધ સસતો એક મૃગ પશુ તે, તેમાં તણાયો આવ્યો.† ૪
એક મૃગલી જળ પીવા આવિતી, ગર્ભવતી તે વાર;
તેહ તણો એ ગર્ભ તણાતો, દીઠો ઋષભ કુમાર. ૫
રાજાને મન દયા ઉપની, જળથી કાઢ્યો બહાર;
અતિ શુશ્રૂષા કરી તે મૃગની, રાયે તેણી વાર. ૬
દયા કરી નિજ આશ્રમ લાવ્યા, રાય કરે પ્રતિપાળ;‡
એમ કરતાં કેટલેએક દિવસે, ભરતનો પહોંચ્યો કાળ.§ ૭
મરણ સમય એ મૃગ બાળક, સુતપેરે અતિ વિલાય;
ભરત તણું મન મૃગપર તેથી, અંત સમે દુઃખી થાય. ૮
મૃગનું ધ્યાન હતું હૃદયે, ને ભરતનો થયો નાશ;
પ્રભુ ચૂકી મન પશુમાં ગયું, તેથી થયો તે નિરાશ. ૯

* આ આઠમા અધ્યાયમાં ભરતને ભગવદ્‌ભક્તિ કરતાં પ્રારબ્ધ યોગથી મૃગરક્ષા કરવામાં લેહ લાગી, જેથી પોતાને મૃગયોનિમાં અવતરવું પડ્યું, એ અદ્‌ભુત કથાપ્રસંગ છે.

† એમ બન્યું કે એક મૃગલી બહુ જ તરશી હોવાથી નદીપર એકલી જ આવીને પાણી પીતી હતી. એટલામાં નજીક જ એક સિંહે લોકોને મહા ભય ઉપજાવે એવી ગર્જના કરી. આ ગર્જના સાંભળીને જન્મે જ બીકણ આ મૃગલી આમ તેમ બિહીને જોવા લાગી અને અતિ વ્યાકુળ થવાથી પાણી પીવું છોડી દઇ નદીને સામે કિનારે કૂદીને નાઠી. એ મૃગલી ગર્ભવતી હતી તેથી ઠેકતી વખતે અતિ ભયાકુળ હોવાથી તેણીનો ગર્ભ છૂટીને નદીમાં પડી ગયો. જાતેજ મૃગલી, વળી અતિભય વ્યાપ્યો, વળી ગર્ભનું છૂટી પડવું, અને થાકથી ફિક્કી પડી એને લીધે પર્વતની ખીણમાં પડીને મરણ પામી. એનો ગર્ભ-મૃગ જે પાણીમાં પડ્યો હતો, તેને ભરતજીએ જોવાથી ઘણી દયા લાવી ઉપાડી લીધો અને પોતાને આશ્રમે તેને લઈ જઈ રક્ષા કીધી.

‡ એ મૃગ બાળ પોતાનું જ છે, એવું દૃઢ અભિમાન બંધાવાથી તેને ઘાસ, ચારો વગેરે લાવીને ખવરાવતા, વખતો વખત પાણી પીવા, સિંહ, નહાર વગેરે પશુઓ તેને મારી નાખે માટે તેને પોતાથી છૂટું ન પડવા દેવા વગેરેની બહુ કાળજી ભરતજીએ રાખવા માંડી. ફૂલ, ફળ, કંદમૂળ, સમિધ, જળ વગેરે લેવાને જ્યારે ઋષિ બહાર જતા ત્યારે તેને પોતાની સાથે લઈ જતા હતા. વખતે એ મૃગનું બચ્ચું કાંઈ આડું અવળું જાય તો પછવાડેથી અનેક તરેહના વિલાપ કરતા હતા, અને ઘણા ઉદાસ થઈ જતા હતા.

§ ઉપદેશ માટે આ દૃષ્ટાંત અતિ અદ્‌ભુત છે. માયામાં નહિ બંધાવા માટે શુકજીએ રાજાને સંબોધીને આ પ્રમાણે દૃષ્ટાંત આપ્યું છે તે સંસારી જનને ઘણું શિક્ષણીય છે. ભરતજીને એ પ્રમાણે માયા વળગવાથી આશામાં પડી, યોગના આરંભથી પ્રાપ્ત થયેલા ભગવાન સ્મરણ ભૂલી ગયા અને એટલામાં મૃત્યુ નજીક આવ્યું. એટલે જેવી અંતકાળે મતિ તેવી ગતિ થઇ.

તે ધ્યાન થકી ભરત મહીપતિ, પામ્યો મૃગ અવતાર;
પણ પૂર્વ કેરુ તપ બળ માટે, જ્ઞાન* હૃદયમાં સાર. ૧૦
મૃગ અવતારે ફરતો હીંડે, અરણ્ય નદીનાં ગર્ણ;
પાછળના અવતાર સંભારે, સદા નિરંતર હર્ણ. ૧૧
તે માટે તેણે માયા તજી, ગંડકી નદી તટમાંય;
એકલો રહે છે હરિક્ષેત્રમાં, સ્મરતો વૈકુંઠરાય. ૧૨
એમ કરતાં મૃગ શરીર તજ્યું, ગંડકી વિષે તેણીવાર;
પૂર્વનાં પુન્ય થકી તે પામ્યો, મૃત્યુ લોક અવતાર. ૧૩

વલણ

મૃત્યુ લોક અવતાર પામ્યો, સાંભળ પરીક્ષિતરાયરે;
હરિકથા પંચમ સ્કંધના, હવા પૂર્ણ અષ્ટાધ્યાયરે. ૧૪

ઇતિ શ્રીમદ્‌ભાગવતે પંચમસ્કંધે અષ્ટમોધ્યાયઃ ॥ ૮ ॥

---

## અધ્યાય ૯ મો†

### કડવું ૯ મું–રાગ દેશાખ–ચાલ ટુકડી

શ્રીશુકજી વદે છે વચન, સાંભળ કથા અભિમન્યુ તેન;
તે મૃગ પામ્યો મર્ણ ગતિ, પૂર્વ જન્મની ખબર તેને હતી. ૧
પૂર્વ સુકૃતથી નિરધાર, બ્રાહ્મણને ઘેર હવો અવતાર;
અંગિરા‡ ઋષિ જેનુ નામ, નિત્ય આરાધે કેવળ રામ. ૨
તેમને ઘેર અવતાર જ થયો, તે મૃગ બ્રાહ્મણદેહ અવતરયો;
ઋષિને મંદિર આવ્યું સંતાન, જડભરત ધરયું અભિધાન. ૩
કો સાથે તે બોલે નહીં, રુડું ભુડું તેને સરખું સહી;
ક્ષણમાં હસે ને ક્ષણમાં રુએ, સૌ સામો રહી ટગટગ જુએ. ૪
લક્ષ સાદ કરે કો પ્રાણી, તોયે મુખથી ન બોલે વાણી;
પછી ભણવા મૂક્યો તેને સહી, વિદ્યાગુરુને ઘેરે જઈ. ૫

* જ્યારે બીજો જન્મ થયો ત્યારે પોતે નિજજ્ઞાની હતા તેથી પૂર્વ જન્મને યાદ કરીને ભરતજીએ કહ્યું કે–"અરેરે! બહુ ભુંડું થયું હું જ્ઞાનીઓના માર્ગથી ભ્રષ્ટ થયો. સર્વ સંગ ત્યાગ કરી નિર્જન વનમાં રહી યોગમાર્ગથી હરિનું સ્મરણ કરતો હતો, પણ એ સઘળું મારી મૂર્ખાઇથી મૃગના બાળકની પછવાડે ધૂળમાં મળી ગયું" એમ બીજા અવતારમાં ભરતને જ્ઞાન થઇ આવ્યું પછી પોતાની મા મૃગલીને કાલંજર પર્વતમાં મૂકી દઇ ત્યાંથી હરિક્ષેત્રમાં આવ્યા. તે ક્ષેત્રમા પુલસ્ત્ય, પુલહ મુનિનાં આશ્રમો છે, અને શાળગ્રામના ઝરાપરથી તે સ્થાનના ગામનું નામ "શાલગ્રામ" પડ્યુ છે તે ક્ષેત્રમાં રહી કાળની રાહ જોતા પોતે "મારુ પ્રારબ્ધ ક્યારે પૂરુ થશે" તેનો વિચાર કરતા ને કોઈ પણ પ્રાણીનો સંસર્ગ કરતા ન હોતા, અને શુષ્ક તૃણ લતા વિગેરેનું ભક્ષણ કરી કાળ નિર્ગમન કરતા હતા

† એ નવમા અધ્યાયમાં ભરતનો જડ બ્રાહ્મણનો અવતાર થયો અને તે વખતે પણ રાગ દ્વેષ નહિ હોવાથી દેવી આગળ તેમને મારવા લઈ જતાં પણ કંઈ વિકાર ઉપન્યો નહિ, એ કથાપ્રસંગ છે.

‡ મૂળમાં અંગિરાના કુળનો કોઈ બ્રાહ્મણ હતો તેને મોટી સ્ત્રીમાં પોતાના સરખા જ શાસ્ત્રાભ્યાસ કરનાર, શીલ, ઉદાર અને જ્ઞાન સંપન્ન નવ દીકરા જન્મ્યા તથા બીજી નાની સ્ત્રીમાં જોડકું જન્મ્યું ને જોડકામાં પુત્ર હતો તે ભરતજી હતા

ગુરુએ યત્ન કીધું ત્યાં અપાર, (પણ)મુખે શબ્દનકરે ઉચ્ચાર;
પછી ઋષિ અંગિરાએવિચારીપેર*, ઘણુંઢોરહતાંનિજઘેર. ૬
તે ચારવાને મૂકયો એને, મહા અગોચર બુદ્ધિ છે જેને;
કરમાં જ્યેષ્ટિકા આપી સાર, કહ્યું ઢોર આપણાં તું ચાર. ૭
દીર્ઘ જ્યેષ્ટિકા કરમાં ધરે, પશુઓની પાછળ ફેરા ફરે;
એક ચોર લોકનો વૃક્ષસેન રાય,† વિજયપુત્ર તેનો કહેવાય. ૮
તેણે દેવીને મહિષ માન્યો એક, બળિમાં આપવાને બિવેક;
તે મહિષ ચરતો નિરધાર, આવ્યો જ્યાં ચરે ઢોર તેવાર. ૯
ભરત જડ જ્યેષ્ટિકા લઈ ધાય, માર્યાં મહિષ તે નાઠો જાય;
વિજયકુંવરનો મહિષ તેહ, દેવીને દ્વાર આવ્યો તેહ. ૧૦
રાજપુત્રેકીધોએમવિચાર, મારીમહિષકીધોકોઇએઆહાર;
કો પંથીની દૃષ્ટે તે પડ્યો, તે કલંક જડભરતે ચડ્યો. ૧૧
રાજકુંવરના સેવક જેહ, મહિષને શોધવા નિસર્યા તેહ;
સેવકે જડભરત દીઠા સહી, મારી બાંધીને લાવ્યા તહીં. ૧૨

તેની દેવી આગળ લઈ જાય, રાય દુષ્ટ બેઠો છે જ્યાંય;
રાજપુત્રે ધર્મ સહુ છાંડિયો, ભરતને ત્યાં મારવા માંડિયો. ૧૩
કરમાં નગ્ન ધરી તલવાર, દુષ્ટે તે પર કીધો પ્રહાર;
કોપી દેવી ભરત તેજ વડે, રે રે ભક્તનું શિર દુષ્ટ વાઢે. ૧૪
છેદું દુષ્ટનું શિર આ ક્ષણમાં, કોપી કાળિકા દેવસ્થળમાં;
દેહ માયા મમતા તજ્યા, આત્મા રૂપ હરિને ભજ્યા. ૧૫
શિર છેદન સમે જડ મનસ્થિર, એમાં આશ્ચર્ય નથી હે વીર;
ક્ષણમાં ખડ્ગ છિનવી રાયમસ્તક જેહ, દેવીએ ઉતરડું
ઉડાડયું તેહ. ૧૬
સાધુ સાધુ તેને સૌ કહે, બીજા અનુચર દુખી થઈ રહે;
જડભરતને છોડ્યા તે વાર, આવ્યા ઢોર પાસે નિરધાર. ૧૭
પોતે પામવા આત્મારામ, કાળથી પડયો હતો કુઠામ;
એક* સમે રાય રહુગણ જેહ, સિંધુપતિ મહાસાધુ તેહ. ૧૮
તે કપિલ મુનિ પાસ ભણવા જ્ઞાન, વન જાતો હતો રાજન;
સુખપાલે બેઠો છે રાય, સાથે બહુ એક સેવક જાય. ૧૯
ચાલતાં વિષમ પંથ મોઝાર, થાકયા અનુચર લાગ્યો સાર;
શોપાસે સેવક રાયના ચાલે, પંથી સર્વને વેઠે ઝાલે. ૨૦
એક દાસે જડભરતને સહી, સુખાસન પાસ આણ્યો ગ્રહી;
જડભરતને ગ્રહી લાવ્યા જન, તે પાસે ઉચકાવ્યું વાહન.† ૨૧
ભરતે ઉંચકી સ્કંધે સુખપાલ, તેમાં બેઠા રહુગણ ભૂપાલ;
તેણે પાલખી ઉચકાય નહિ, ભાર અતિશે સ્કંધે સહી. ૨૨
સુખાસન સમું નહિ ઉચલાય, ઠંડ ખાય ન દુખિયા થાય;
તવ રાયે દુર્વચને કહી વાત,પણ જડ કંઈનવ બોલ્યા તે સાથ. ૨૩
પૂર્વવત્ ભરતજી માર્ગે ચાલે, એથી રાયની પાલખી હાલે;
રાય ક્રોધે ભરાયો તે વાર, કહે શિક્ષા કરીશ આ ઠાર;
તવ ભરતે કહ્યું મહા જ્ઞાન, સાંભળ રહુગણ રાજન. ૨૪

વલણ

રાજા રહુગણ સાંભળશે, તે ભરતે જ્ઞાન કહ્યું યથા;
વલ્લભ કહે હરિ ભણ્યા સાધુ, જન્મ મરણ થાયે વ્યથા. ૨૫

ઇતિ શ્રીમદ્‌ભાગવતે પંચમસ્કંધે નવમોધ્યાયઃ ॥ ૯ ॥

---

* એ વાત મૂળમાં નથી પણ એમ છે કે, તે અંગિરાના કુળના બ્રાહ્મણ ભરતના પિતા દેવલોક પામવાથી તેમની મા સતી થઇ, અને ભરતને તેની શોકને સોંપતી ગઇ. ભરતના બીજા ભાઇઓએ પિતા ગુજરી જતા પછી ભરતને ભણાવવાનો યત્ન કંટાળીને મૂકી દીધો અને ભરતને જ્યાં ત્યાં ટાઢ તડકામાં ઉઘાડા ફરતા, મલીન રહેતા અને ખાવાને માટે મજૂરી કરતા અથવા ભીખ માગતા જોઇને તેઓએ લોકલાજથી પોતાના ચોખાના ખેતરમાં ક્યારાઓનાં પાણી વાળવાને તથા ખેતર જાગવવાને રાખ્યા. તેઓ ભરતને જે કઈ ખારુ, ખાટું, વાસી, સડેલું, તુચ્છ એવું અન્ન આપે, તે પણ ભરત અમૃત સમાન ગણી આરોગીને આનંદમાં રહેતા હતા.

† મૂળમાં આ વાતમાં ફેર છે –કોઈ ચોર લોકોના રાજાએ પોતાને પુત્રની ઈચ્છાથી ભદ્રકાળી દેવીના બળિદાનમાં એક મનુષ્યનો ભોગ આપવાની માનતા માનેલી હતી. તેણે જે મનુષ્યને આણેલો હતો તે અકસ્માતના યોગે નાસી ગયો. રાજાના દૂતો તેને શોધવાને નિકળ્યા હતા અંધારી રાત્રે તે શોધમાં ફરતા તેઓએ ભરતને ખેતરમાં જોયા. ભરતનું શરીર હૃષ્ટપુષ્ટ તથા નિર્દોષ માલમ પડવાથી પોતાના ધણીનું કામ ઠીક થશે એમ જાણી તેઓ તેને બાંધીને તેમના રાજા આગળ લઇ ગયા ત્યાં આગળ તેમને સ્નાન કરાવી ઉંચા વસ્ત્ર તથા આભૂષણો, પુષ્પની માળાઓ વગેરેથી શણગારી સ્વાદિષ્ટ ભોજન કરાવી દેવીની આગળ બળિ આપવા માટે ઉભા કીધા તે રાજાના પુરોહિતે તેને હાથે દેવીનું પૂજન કરાવી અનેક તરેહનાં મૃદંગ, ઢોલ, રણતુર વગેરે વાજિંત્રોની ગર્જના સાથ રાજાને ખડ્ગ વાપરવાની આજ્ઞા આપી ખડ્ગ ઉગામ્યું. એ જોઇ ભદ્રકાળી દેવી ભરતના બ્રહ્મતેજવડે પોતાના અંગમાં મહા તાપ થવાથી આકુળ વ્યાકુળ થઈ અને તાપ ન સહન થવાથી એકદમ તે મૂર્તિમાંથી પોતે મહા વિકરાળ રૂપે પ્રગટ થઈ અને અત્યંત ક્રોધથી રાજાના હાથમાંનુ ખડ્ગ છિનવી લઈ રાજા તથા તેના અનુચરોનાં તેવડે મસ્તકો જૂદાં કરી દીધાં. પછી પોતાની સહચરી વગેરે યોગિણીઓના ગણ સહિત તે દેવીએ મોટા હર્ષથી તે દુષ્ટોનાં ગળામાંનું ઉષ્ણ રુધિર પીધું ને આનંદથી ગાવા તથા નાચવા માંડ્યું એ પ્રમાણે પરમહંસ વૈષ્ણવ ભરતને કંઈ પણ આંચ આવી નહીં. એવા વૈષ્ણવોનું પરમાત્મા પોતાના આયુધોવડે સદા રક્ષણ કરે છે; તેમને દેહાભિમાન તજ્યાને લીધે કોઇનો ભય નથી.

* આ કડીથી તે આખો અધ્યાય પૂરો થતાં સુધીની સઘળી વાત મૂળમાં દશમા અધ્યાયમાં છે.

† એ ભરત પાલખી ઉપાડ્યા પછી ચાલતાં કોઈ જીવ પગ તળે ન ચંપાઈ જાય, માટે એક બાણ જેટલી જગ્યા જોઈ જોઇને ચાલતા હતા તેથી બીજા ભોઈઓની સાથ સરખી ચાલી નહીં માટે પાલખી બાંકી થઇ. તે જોઇ રહુગણ રાજાનું ઠપકા ભરેલું બોલવું સાંભળી બીજા ભોઇ લોકોએ વિનતિ કરી કે, રાજાજી અમો ગાફેલ નથી પણ આ નવો માણસ કે જેને હમણાં જ પકડેલો છે તે બરાબર ચાલતો નથી. આ સાંભળી રાજા જો કે વૃદ્ધ મહાત્માઓની સેવા કરનાર હતો, તો પણ રજોગુણી અને રાજકીય સ્વભાવને લીધે ક્રોધમાં આવી જઈ ભરત પ્રત્યે ઘણાં તિરસ્કારયુક્ત વચનો બોલ્યો.



ઇન્દ્ર વૃત્રાસુરનો વધ કરે છે

"ગુજરાતી" પ્રેસ, કોટ, મુંબઈ-૧

## અધ્યાય ૧૦ મો*

### કડવું ૧૦ મું–રાગ સારંગ

શુકદેવ વાણી ઉચરે, સાંભળો પરીક્ષિત ભૂપ;
રાય રહૂગણ પ્રત્યે જડભર્ત, જ્ઞાન કહે છે અનૂપ. ૧
રહૂગણ રાયની પાલખી, જડ ભર્ત ઉંચકી જાય;
પ્રાણી માત્રને રક્ષવા, બહુ તપાણીને પલાય. ૨
રજોગુણી રાયજીએ તત્ર, હાસ્ય કીધું અપાર;
ભાઈ શરીરે તું શુષ્ક બહુ છે, કેમ ઉપડાય તુંથી ભાર. ૩
વળી વૃદ્ધ ને બહુ દુર્બળો, વળી છે મહા શ્રીમંત;
સાત દિનનો ભુખ્યો તું છે, નથી ઉપાડવા થાતું મંન. ૪
એવાં હાસ્ય વચન ન લેખવે, જડભર્ત મહા મુનિજંન;
બ્રહ્મસ્વરૂપ મહા જ્ઞાનિસ્વયં, હું મારું વિચારે ન મંન. ૫
ઉંચી નિચી થાય પાલખી, તે ઉછળી બહુ જાય;
તવ ક્રોધ વ્યાપ્યો રાયને, કહ્યાં કઠણ વચન ભર્તને ત્યાંય. ૬
જીવતો મુવો આ જડસા, કાં કરે મુજ અપમાન;
કરીશ શિક્ષા ક્ષણ એકમાં, એમ વદ્યો તે રાજાન. ૭
ગર્વ રહિત એ વૈષ્ણવે, ન લેખવી કંઈએ વાત;
રાજાને ઉપદેશ દેવા, પછે ભરત બોલિયા સાક્ષાત. ૮
હે રાયજી જે જે કહ્યું તે, સત્ય ને શિર માન્ય;
કહ્યાં હાસ્ય વચન જે જે મૂને, નથી અમાન્ય મારે મંન. ૯
આ દેહ નથી વળી પુષ્ટ નથી, દુર્બળું નથી આ અંગ;
માર્ગ શો આ પાલખી શી આ, એ સર્વ માયારંગ. ૧૦
આત્માને શી પુષ્ટતા, શી શુષ્કતા શી તેહને;
છે દેહ પુષ્ટ આ પડ્યો રહ્યો, પણ લાગે શું એહને.† ૧૧
જાડાપણું દુર્બળપણું, વ્યાધિ આધિ ને ઉપાધિ;
ક્ષુધા તૃષા ભય સંકટ કજીયો, જરા મૈથુન નહિ અનાદિ. ૧૨
એ સર્વ વળગે આ દેહને, પણ હું છું દેહથી ભિન્ન;
લાગે ન વળગે મુજને, તું જાણ શોધી સ્વમંન. ૧૩
હું એકલો જીવતો મુવો એમ, તું મા અજ્ઞ મુર્ખ જાણ;
આ જગત સર્વ છે મુવું, જીવતું એ અજ્ઞાન. ૧૪
ધણીપણું નોકરપણું, એક જડમતિની વાત;
જે પરબ્રહ્મને પામિયો, શિક્ષાનો શો ઉચાટ. ૧૫
જીવનમુક્ત હું છું આત્મા, નહિ લેપ લાગે મુને ભાઈ;
વિચારી જો મન વિષે, અવિદ્યા વ્યાપિ તુંને ક્યાંહી. ૧૬
દેહીને માયા ઘણી વળગે, વ્યાપે નિરંતર અંગ;
એ માયા ઇંદ્રિના સ્વાદથી, થાયે સત્યવત સૌ ભેગ. ૧૭
દેહીને માયા ઇંદ્રિની, લાગે છે દુઃખ અનંત;
તે માયાથી સંસારમાંહે, પડે પતન થઈ જંત. ૧૮
જો દોષ માયા મન નિવારીને, સેવિયે પ્રભુનાં ચર્ણ;
તે સદ્ય કૃપા કરે કરુણાળજી, સાક્ષાત અશરણશર્ણ. ૧૯
જો ચતુર્ભુજ ચર્ણ મનસા વાચા, કર્મ રાખિયે નિરધાર;
માયા તજીને હરિ ભજે તે, તરે ભવ સંસાર. ૨૦
દૃઢ ધ્યાન જો પરબ્રહ્મનું, ક્ષણ રહે હૃદયા માંહિ;
તો વૈકુંઠ પ્રાપ્તિ થાય જનને, સંસારથી મૂકાય. ૨૧
મનદોષ સર્વે નિવારણ કરીને, ભજન ભાવ મોરાર;
તેને માયાના દોષ સઘળા, પ્રભાવે નહીં લગાર. ૨૨
તે માટે સર્વથા પ્રભુની, ચર્ણ રજ છે જેહ;
શ્રીપરબ્રહ્મનું સ્મરણ કરી, નિજ હૃદય રાખો તેહ. ૨૩
જડતણી એવી વાણી સાંભળી, રહૂગણે તજ્યો મદ;
પાયે પડ્યો જડને તત્ક્ષણે, જ્ઞાની થયો તે સદ્ય. ૨૪
માન તજીને પૂછ્યું રાયે, કોણ છોજી નિરંજન;
છો દત્ત* કે કપિલ મુનિ, કયમ વસ્યા આ વંન. ૨૫
વજ્ર† ત્રિશૂળ‡ કે દંડથી.§ નહીં બીહું ક્ષણવાર;
(પણ) બ્રાહ્મણના વચનનો, મુને ભય છે અપાર. ૨૬
હું જાઉં છું મુનિ કપિલ પાસે, લેવાને પરમ જ્ઞાન;
મુને ભાસે આપ છો, મુનિ શ્રીભગવાન. ૨૭
અનેક સંશય મુજ મનના, ટાળો શ્રીમહારાજ;
રાજભોગ નથી ભાવતા, એ દુઃખ કારણ દીસે આજ. ૨૮
શ્રમ નથી એમ કહો આપ તો, એ ન રુચે મારે મન;
થાકું છું હું કાર્ય કરતાં, તેનું શું કારણ. ૨૯
વ્યવહાર ખોટો કેમ હોયે, ન થાય ખોટે કામ;
સુખ દુઃખ થાય દેહને, ક્યાં છે આત્મારામ. ૩૦
દેહ દુઃખીએ ઇંદ્રી દુઃખી, દૂધ વાસણની પેર;
પ્રાણ દુઃખી ને મન સુખી, એ ઘરડ ન પેસે ઘેર. ૩૧
સેવક ને સ્વામિપણું પ્રત્યક્ષ, એમ છે અનાદિ વાત;
મિથ્યા થાયે શી તરેહ એ, સંશય ટાળો મહારાજ. ૩૨
મુજપર કરો કૃપા પ્રભુ, છું દીન તણો હું દીન;
અપરાધ મારો ક્ષમા કરી, પવિત્ર કરો સ્વામિન. ૩૩

વલણ

પવિત્ર કરો સ્વામિ મુને, સતસંગ હું તજું નહીં,
ભાગવત પંચમ સ્કંધના, અધ્યાય દશ પુરા હવા સહી. ૩૪
ઇતિ શ્રીમદ્‌ભાગવતે પંચમસ્કંધે દશમોધ્યાય ॥૧૦॥

---

## અધ્યાય ૧૧ મો‖

### કડવું ૧૧ મું–રાગ ગોડી

શ્રીશુકદેવ વદે વાણી, સાંભળો અભિમન્યુ બાળ;
જડભરતનું જ્ઞાન પોતે, સાંભળે રહૂગણ ભૂપાળ. ૧

---

* આ દશમા અધ્યાયમાં જડભરત પાલખી ઉપાડી ચાલતાં રહૂગણ રાજાએ તેનો અનેક રીતે દુર્વચનથી તિરસ્કાર કર્યો, તેનો પ્રત્યુત્તર જડભરતથી સાંભળી તેમને ઓળખી સત્કાર કર્યો, એ કથાપ્રસંગ છે. † આત્માને.

* દત્તાત્રેય. † ઇંદ્રનું શસ્ત્ર. ‡ મહાદેવનું શસ્ત્ર. § યમનો દંડ.
‖ આ અગિયારમા અધ્યાયમાં રહૂગણ રાજાએ પ્રશ્ન કર્યો ને તેના ઉત્તરમાં જડભરતે બ્રહ્મજ્ઞાનનો ઉપદેશ કર્યો, તે કથાપ્રસંગ છે.

જડભરત રાજા પ્રત્યે કહે, તેં સત્ય માન્યો સંસાર;
તે માટે તું ચતુર નથી રે, નથી સત્વ લગાર. ૨
લોક વ્યવહાર ને કર્મ વ્યવહાર, એ બંનો મિથ્યા જાણ;
તત્વજ્ઞાન તો છે નિરાળું, કર્મ હિંસાનું અજ્ઞાન. ૩
પરબ્રહ્મને રાગ દ્વેષાદિક, ન દમે ક્ષણ વાર;
ગૃહસ્થાશ્રમ સ્વપ્ન પેરે, મિથ્યા જાણ આ વાર. ૪
સત્વ રજ ને તમો ગુણ વશ, રહે મનુષ્યનું મન;
નિરંકુશિત કર્મ આદરે, રહે વિષયમાં પ્રવીણ. ૫
દશ ઇંદ્રિ છે દેહ વિષે, તેમાં એકાદશમું મન;
તે સર્વ વિષે મોહ્યું મન, કરી બેઠું દૃઢ આસન. ૬
દશ ઇંદ્રિયો જીતવા અર્થે, મન પોતાનું જેહ;
પ્રભુના ચરણારવિંદમાં, આરોપણ કર ધરી સ્નેહ. ૭
માયાવી છે મન એ, મોટી ખવરાવે છે ભૂલ;
અગાધ સંસાર સર્વમાં, ફેકાવી એણે ધૂળ. ૮
સારુ નરસું સર્વે છે, મનતણું મૂળ કારણ;
પણ આત્મારામ છે નિરાળો, એ સર્વનું તારણ. ૯
દેહાભિમાને ઊંચ નીચ છે, વળી સ્વામિ ને સેવક;
જીવન મરણનાં સર્વે કારણ, વિષય વાણી વિવેક. ૧૦
એ મનતણી છે કલ્પના, નહિ કંઈ તેનું ઠામ;
વિષયથી અલગ રહે મન તો, પામે પૂરણ કામ. ૧૧
એકાદશ ઇંદ્રિ મન તણી, પંચક્રિયા* પંચમા† જ્ઞાન;
સર્વેથી દોષકારક તું જાણ, એકાદશમું અભિમાન. ૧૨
વળી એ મનતણી વૃત્તિનાં, હજારો છે સંતાન;
નિત્ય ઉપને નિત્યે મરે, ન પામે કોઈ ઠામ. ૧૩
છે અનિત્ય એ વૃત્તિઓ સર્વે, આ જીવ છે નિર્વિકાર;
શુદ્ધ કરે એ વૃત્તિને, તો ન આવે આ સંસાર. ૧૪
શ્રેષ્ઠ સર્વેમાં આત્મા છે, પોતે પૂરણ પરબ્રહ્મ,
પુરાણ પુરુષ અજન્મા, સ્વયંપ્રકાશ શ્રીબ્રહ્મ. ૧૫
એ વસુદેવ એ નારાયણ, વળી પૂર્ણ કૃષ્ણ ચંદ્ર;
ભજ ભગવાન તજ અભિમાન, જીત શત્રુ ઇંદ્રિય.‡ ૧૬
મન પોતાનું વશ્ય થયું, તો દશ ઇંદ્રિ જીતાય;
કુંદન દેહ સરખો પ્રાણી, સંસારથી મુક્ત થાય. ૧૭
કરુણા કરે પછી સદ્ય કૃપાનિધિ, મુક્તિની પ્રાપ્તિ હોય;
અમર મુનિ જોતાં જે પ્રાણી, વૈમાને વૈકુંઠ જોય. ૧૮
તે માટે કરવું નિરંતર, પ્રભુજી કેરું સ્મરણ;
સદ્ગુરુ કૃપાથી પામીએ, વૈકુંઠપતિનાં ચરણ. ૧૯

વલણ

વૈકુંઠ પતિનાં ચર્ણ પામીએ, સાંભળ રહૂગણ રાયરે;
ભાગવત પંચમસ્કંધના, થયા એકાદશ અધ્યાયરે. ૨૦

ઇતિ શ્રીમદ્ભાગવતે પંચમસ્કંધે એકાદશોઽધ્યાયઃ ॥ ૧૧ ॥

* જ્ઞાનેંદ્રિય પાંચ તે આ—શબ્દ, સ્પર્શ, રૂપ, રસ ને ગંધ.
† કર્મેન્દ્રિય પાંચ તે આઃ—મળત્યાગ, મૈથુનવૃત્તિ, ગતિ, બોલવું ને ગ્રહણ કરવું તે. ‡ જૂની પ્રતમાં ઇંદ્ર છે.

## અધ્યાય ૧૨ મો*

### કડવું ૧૨ મું—રાગ મલ્હાર

શ્રીશુકજી વાણી ઉચરે, સત્ય સાંભળ પરીક્ષિતરાય;
રહૂગણને જ્ઞાન કહે છે સહી, મુનિ જડભરત જે કહેવાય. ૧
જડભરત પ્રત્યે પૂછતો હવો, રહૂગણ રાજા જેહ;
પ્રભુપદ પામ્યાનું કહો સાધન, જેથી પવિત્ર થાય આ દેહ. ૨
જડભરત કહે રાજા પ્રત્યે જે, આત્મજ્ઞાન સાધન;
તુજ સુખપાલ મેં ઉચક્યો, સ્કંધે કરી નર વાહન. ૩
તે મધ્યે તું બેઠો સહી, એ સુખાસન મોઝાર;
તારા મનમાં એમ હશે જે, મેં ઉચકાવી કર્યો પ્રહાર. ૪
એનો અમને ભાર લાગતો નથી, તિલમાત્ર આ વાર;
પાલખીનો ભાર દાંડે ગ્રહ્યો, દાંડાનો સ્કંધપર ભાર. ૫
સ્કંધનો ભાર ઉરને સહી, ઉરને કટિનું આવર્ણ;
કટિનો ભાર છે જંઘા ઉપર, જંઘાને ઉચલે ચર્ણ. ૬
ચર્ણનો ભાર પૃથ્વિ વિષે, સઘળો આવે નિરધાર;
તે પૃથ્વિ શેષ નાગે ધરી, જેવો સર્ષપ કણ આકાર. ૭
તે શેષ નાગ કૂર્મની† પીઠે, કરી બેઠા આસન;
તે કૂર્મનો ભાર જળે ગ્રહ્યો, સત્ય સાંભળ તું રાજન. ૮
તે જળને વાયુએ સ્થંભ્યું, વાયુ શક્તિ આધાર;
શક્તિને આધાર અવિનાશીનો, ગુણસાગર દેવ મોરાર. ૯
એ ભાર સઘળો પ્રભુને, જળશાઈ શ્રીભગવાન;
ભરતની વાણી એવી સાંભળી, રાયને આવ્યું જ્ઞાન. ૧૦
સુખપાલથી તવ ઉતર્યો, સદ્ય રહૂગણ જે રાય;
પ્રદક્ષિણા કર જોડી કરી, જડભરતને લાગ્યો પાય. ૧૧
દંડવત પ્રણામ કરી ભૂપતિ, ત્યાં કરતો સ્તુતિ સ્તવન;
હું અન્યાયી અધર્મીને, સ્વામી કીધો તમે પાવન. ૧૨
વળી રાજાએ પૂછ્યું બહુ ત્યાં, આત્મસાધનનું જ્ઞાન;
તે જડભરત કહેતા હવા, સુણો રહૂગણ રાજાન. ૧૩
પૂર્વે મૃગનો આશ્રયે લાગિયો, સંગતિ દોષ અપાર;
તે મૃગ માયા મોહથી, મારો મૃગનો થયો અવતાર. ૧૪
ત્યાં પૂર્વનું વૃત્તાંત સઘળું, કહ્યું અથ ઇતિ પર્યંત;
મૃગને મળ્યાથી મૃગ થયો, એવો સંગતિ દોષ અનંત. ૧૫
તે માટે પુરુષે સહી, સત્ સાધુની સંગત કરવી;
ગર્વ મત્સર ક્રોધ કામ, મોહ માયા મન નવ ધરવી. ૧૬
જેમ સુગંધે કાષ્ઠ સગારે સહી, પુષ્પે સમરે તેલ;
તેમ સાધુ સંગતિ જન, જ્ઞાનનો પામે મેલ. ૧૭
સિદ્ધ સાધુ સત્સંગતિ તજી, અન્યથા સંગ કરે જેહ;
સંસારરૂપી સમુદ્ર માંહેથી, મોક્ષ ન પામે તેહ. ૧૮
એવું જાણી ચેતશે, સંસારમાં જે નિરધાર;
જ્ઞાન નાવે સમુદ્ર તરી જન, શીઘ્રે પામશે પાર. ૧૯

* આ બારમા અધ્યાયમાં રહૂગણ રાજાએ સંદેહને લીધે ફરી પાછું પૂછતાં મહાન્ યોગી જડભરતે તેના સઘળા સંદેહ મટાડ્યા તે કથાપ્રસંગ છે.
† કાચબો—પ્રભુએ કચ્છપાવતાર ધરીને પૃથ્વીને ધારણ કીધી હતી.

એ કથા ભરતની સુણી રહૂગણુ, પામ્યો જ્ઞાન ઉપદેશ;
તે પાછો વળ્યો ત્યાં થકી, વળી પૂછે જ્ઞાન નરેશ. ૨૦
રાય રહૂગણુ કહે સ્વામી, સુણો એક હું પૂછું વાત;
મહાપુરુષના અપરાધથી પ્રભુ, હું ડરું છું દિન રાત. ૨૧
કાય* કર્મ જેમ વરુણુ વહ્નિથી, ત્યમ હું મન પામું બીક;
પણ માનુભાવની અવગણુના તણો, ભય મને અધિક. ૨૨
એવું કહીને સ્તુતિ કરી, જડભરત ધર્મ વખાણ્યો;

જડભરત વચનઃ-

જેના શરીરને આશ્રય હોય તે, માન અપમાન ન જાણે. ૨૩
હું આત્મવંતને વિષે છઉં અંતે, મન આત્માને શર્ણે જાય;
જેવી મનને સંગતિ તેવી, પછી પ્રાપ્તિ થાય. ૨૪
શિક્ષા દઈ જ્ઞાન કહ્યું સહી, ને દર્શાવ્યો મારગ સાર;
જડભરતે રાજા પ્રત્યે એવું, કહ્યું જ્ઞાન અપાર. ૨૫

વલણ

શ્રીભાગવત પંચમસ્કંધના, દ્વાદશ પૂર્ણ અધ્યાયરે,
ભટવલ્લભ કહે હરિ ભણો, જેથી જન્મનું સાર્થક થાયરે. ૨૬
ઇતિ શ્રીમદ્‌ભાગવતે પંચમસ્કંધે દ્વાદશોઽધ્યાયઃ ॥ ૧૨ ॥

---

## અધ્યાય ૧૩ મો†

### કડવું ૧૩ મું–રાગ ધન્યાશ્રી

શ્રીશુકજી વાણી ઉચરે, પરીક્ષિત સુણોરે;
આ પંચમસ્કંધ શ્રીભાગવત, મહિમા ઘણોરે. ૧
ઋષિ શૌનક પ્રત્યે કથા કહે, સૂતપુરાણીરે;
તે સુણે મુનિના સાથ, આનંદ આણીરે. ૨

ઢાળ

આનંદ આણી સાંભળો, ઋષિ કથા પરમેશ્વર તણી;
આ પ્રાકૃત સંક્ષેપમાં છે, વિસ્તારતાં વાધે ઘણી. ૩
રાજા રહૂગણુની પ્રત્યે એમ, જડ ભરત વાણી કહે;
સંસાર મહા દુસ્તર છે તેની, ગતિ કોઈ નવ લહે. ૪
પરબ્રહ્મનું સ્થાન પવિત્ર છે, જીવ છે એક દાસ;
જેવા ઇચ્છે પ્રભુ કૃતિ, પણ થાય એ નિરાશ. ૫
સત્વરજ‡ તમો ગુણુ ભર્યો, સુખ ઇચ્છાથી જીવ§ વિચરે;
સંસારરૂપ વગડા વિષે એ, નિર્ભય થઈ ફરતો ફરે. ૬
સુખને દેખે સ્વપ્ન પેરે, ભટકે ભવ થઈ વીર;
જેમ વણિક નિકળે ધન કમાવા, વિચરે થઈ ધીર. ૭
છ* ચોર લુટે જીવ નાયકને, દમે શિયાળવા† ત્યાંય;
ડાંસ‡ મચ્છર કરે પીડા, ઝાડ ઝાંખરાની માંય. ૮
ભૂલે નાયકો ગંધર્વ નગર§ જોઈ, ભૂત સુવર્ણ‖ લેવા ધાય;
ધન ભૂમિ ને કીર્તિ લેવા, દોડ્યો દોડ્યો જાય. ૯
રજે¶ ભરાયલી આંખ્યો બંનો, વા વંટોળથી‡ ઘેરાઈ;
ન સૂઝે× દિશા એકે એને, ન જુવે ભવની ભવાઈ. ૧૦
તમ તમ સૂર તમરા તણા,** પીડા આપે કાન;
ઘુડ†† સ્વરે ખેદ પામી, ભુખે સેવે ધર્મી જન‡‡. ૧૧
ઝાંઝવા§§ જળ પીવા દોડે, પણ ટીપું જળ પામે નહિ;
અન્ન માટે કરે યાચના, કણુ એક કો આપે નહિ. ૧૨
નાયકો રવડે રાનમાં, દાવાનળ‖‖ પીડે ઘણું,
પક્ષ¶¶ હરે પ્રાણનેકક ને, પિંઢાર ધન હરે ઘણું. ૧૩
શોક કરે મુઝાય મનમાં, મૂર્છિત થઈ અવની પડે;
વળી ગંધર્વપૂરમાં×× પ્રેમે પેસે, આનંદ વિના એ રડવડે. ૧૪
અરણ્યમાં રઝળે નાયકો, કાંટા કંકર ખેંચે સહી;
પીડઅગ્નિ***ગળેઅજગર†††,ઘાતક‡‡‡પ્રાણીપીડેતહી. ૧૫
મધુ§§§ પ્રેમી નાયક મધ લેવા ધસે, મક્ષિકા‖‖‖ દંખે ઘણું;
મધ¶¶¶ પામે મહા મહાશ્રમે, તવ ત્રીજો હરણ કરે તે તણું. ૧૬
ટાઢ તડકો વૃષા વાયુ, પીડે તેના અંગને;
ધન કારણ પ્રપંચ કરે, પણ ન ભજે ભગવંતને. ૧૭
અરણ્ય વિષે નહિ આસન વાહન, ઇચ્છા ધરે પર તણી;
અપમાન પામે મનમુઝાયે છતે, ઇચ્છા ઘરની અતિ ઘણી. ૧૮
કષ્ટ મોટું સુખ છોટું છતાં, છોડે ન વનનો સેરડો;
મૂળ સ્થળેકકક વળે ન નાયકો, આપે રડવડે આ ફેરડો. ૧૯
કંઈ લડે પૃથ્વી કારણે, પણ નહિ તે તેની થઈ,
સંત સ્થાનકે કોઈ ન જાયે, (જો કે) સહે અંગે પીડા તહી. ૨૦
મોહક લતામાં પ્રેમે પેસે, પામે સુખ લતા મિષે,
ખગ કાગ નહારનો કરે સંગ, અને ઠગાયે અનેક મિષે. ૨૧
જાય ત્યાંથી હંસ પાસે, ગમે ન રીત તે તણી;
(પછી) વાંદર ટોળે પ્રેમે પેસે, કરે ચેષ્ટા ત્યાં ઘણી ઘણી. ૨૨

---

* કર્મ છે તે કાળથી અને અગ્નિ છે તે પાણીથી ડરે છે, તેમ હું બીક પામું છું † આ તેરમા અધ્યાયમાં વૈરાગ્ય હીન માણસને બ્રહ્મતત્વનો ઉપદેશ દેવો એ વૃથા છે એમ જાણી રહૂગણુને દૃઢ વૈરાગ્ય ઉત્પન્ન કરવા વાસ્તે જડભરતે આ સંસારનું વગડાના રૂપકથી વર્ણન કર્યું, તેનો કથાપ્રસંગ છે

‡ આ સંસાર તે વનવગડો છે, તેમાં મનુષ્ય એ એક પ્રવાસી છે, । સત્વ પરબ્રહ્મને પીછાણ્યા વિના ફરવા નિકળે છે, ને તેથી વગડાના અનેક પ્રકારનાં સંકટનો (માયાનો) ભોગ થઈ પડે છે. એવી રીતે એમા કલ્પના કીધી છે. વિષય ઘણો ગૂઢ હોવાથી સ્પષ્ટ કહ્યામા આવે તેવો (થી § નાયક.

* કામ, ક્રોધ, લોભ, મોહ, મદ ને મત્સર † સ્રી પુત્ર વિ. ‡ દુર્જન § માયિક વસ્તુ ને મિથ્યા દેહરૂપી નગર. ‖ ભૂતના ભડકાં જેવુ સોનુ ધન–એટલે કંઈ જ નહિ ¶ રજોગુણ ‡ સ્રી. × ઈશ્વર મેળવવાનો માર્ગ. ** ચુડ ગાછળ નિંદા કરનાર †† મોઢે જ જુઠું બોલનાર ‡‡ મૂળમાં વૃક્ષ છે. એ નાયક–જીવ અધર્મી લોકો પાસથી યાચના કરે, પણ તે શું આપે? §§ કપટી વિષયો ‖‖ ઘર. ¶¶ રાજા કે ચોર ‡‡ ધન ×× બાપ દીકરા વગેરેના સમાગમમાં આવે એટલે પોતે મોજમઝામાં મસ્ત થાય. *** જઠરાગ્નિ ††† નિંદા ‡‡‡ દુર્જન લોકો §§§ પરસ્રી ભોગી ‖‖‖ તે પરસ્રીના પતિ. ¶¶¶ સ્રી તો મળે, પણ તે કોઇની થઈ નહિ, એટલે બીજા તેને લે એમ કકક પાથડા પાસે.

વૃક્ષ સેવે વગડા તણાં, સ્ત્રી પુત્ર પ્રાણ સમાન;
ક્રીડા કારણ દીન દુર્બલો, ધીક ધીક એ બંધાન. ૨૩
ગુફાગિરિ ગેહેવરમાં પડે, દુઃખ ધરે તે અનંત;
કદાપિ સેરડે પડે તો, પ્રવૃત્તિ જોડે જ વિષયાંધ. ૨૪
હે રાય સુણ તુજ હીત તણી, આ પ્રવૃત્તિની કથાય;
ધર નિવૃત્તિ તું મન વિષે, સંસાર સાગર તરાય. ૨૫
જેમ મહા ગંભીર વૃક્ષને, નીચે પક્ષી વિશ્રામ કરે;
પ્રભાત હવે તવ સર્વ પક્ષી, દશે દિશાયે પરવરે. ૨૬
જેમ ભુવન પંકજનું કરીને, ભ્રમર રહેવા ન રહે;
પર્વતમાં હસ્તી રહે પણ, સ્થાનક પોતાનું નવ લહે. ૨૭
પશુ નિર્બળ વિષે સાવજ, આવીને બેસે બહુ;
ગુહા દાદુર મત્સ્ય કશ્યપ, જેમ જળમાં રહે કહુ. ૨૮
તેમ આ સંસાર સાથે, સગપણ એવું જાણવું;
સ્વજન કુટુંબ સૌ સ્વાર્થનાં છે, રાય મનમાં આણવું. ૨૯
તેલ હોયે ત્યાં લગે, જ્યોતિ દીપકમાં બળે સહી;
તેમ વૃદ્ધ થયા પછી કોઈ, કુટુંબમાં માને નહિ. ૩૦
આ સંસાર છે સ્વારથનો રાય, આશ પાશ માયા તણો;
તે છેદવા કો સમર્થ નથી, તેમાં જીવ લેદાયે ઘણો. ૩૧
એવી વાણી સાંભળી, રાય રહૂગણ પૂછે કથા;
સમસ્યામાં તમે કહ્યું એ, મુજને તે પિછયું નવ યથા. ૩૨
વળી વિસ્તારી મને કહો કંઈ, જ્ઞાન.સાધનની ગતિ;
એમ ભરતજી પ્રત્યે વદે છે, રહૂગણ જે ભૂપતિ. ૩૩

વલણ

રાય રહૂગણ પ્રશ્ન પૂછે, અધ્યાય તેર પૂરા થયા;
એ પંચમસ્કંધ હરિકથા જન, સાંભળતાં જાયે વ્યથા. ૩૪

ઇતિ શ્રીમદ્‌ભાગવતે પંચમસ્કંધે ત્રયોદશોઽધ્યાયઃ ॥ ૧૩ ॥

## અધ્યાય ૧૪ મો*

### કડવું ૧૪ મું-રાગ ધન્યાશ્રી

પછી જડભરત રહૂગણ પ્રત્યે વાણી કહેરે;
પૂર્વનાં સત્કર્મ બહુ, તેથી સર્વ જ્ઞાન લહેરે. ૧
દશ ઇંદ્રિના વ્યાપાર તે, સૌ પંખી સહીરે;
તેને આત્મા સાથે સ્નેહ, અંતે છે નહીંરે. ૨

ચાલ

સ્નેહ અંતે છે નહિ, સૌ સ્વાર્થનું સગપણ જાણો;
કાયા મેલી નીસરે ત્યારે, જાય આપો આપણો. ૩
અનેક વ્યાપાર ગૃહસ્થના, સંસાર સુખદુઃખ જેહ;
માયા માંહે અંધ થઈ અંતે, કષ્ટ અાત પામે તેહ. ૪
મૃગ મરે નાદથી મોહ્યાં, સ્વાદે મધમાખી મરે;
પંકજમાં ભ્રમરા સહી, જન માયાવી તેમ જ મરે. ૫
જે મદથી અંધ હસ્તી, આતુર પડે છે ખાડમાં;
દેહ ઇંદ્રિયનો વ્યાપાર સૌએ, અનર્થ જાયે લાડમાં. ૬
માયારૂપી કઠણ સાંકળ, છેદી હરિ ભજન ગ્રહે;
તે સર્વથા સંસાર તજી, પરબ્રહ્મને પાસે રહે. ૭
સંસાર માનુષી દેહી ધરી, પ્રાણી આત્મસાર સમજે નહિ;
તે ખર શ્વાન શુકર માર્જાર, એવાં પશુસમ પ્રાણી સહી. ૮
જીવતણા વ્યાપાર સૌ રાય, હું તને વર્ણવી કહું;
ઋષભદેવની કૃપાથી જે, જ્ઞાન બુદ્ધિએ લહ્યું. ૯
પછી શુક કહે પરીક્ષિત સુણ, એ ભરતનાં વચન;
સંસાર અરણ્ય રૂપે કલ્પ્યો, કરુ તેનું હું વર્ણન. ૧૦
અનેક કર્મનાં ફળ થકી, અવતાર નાના ભાત;
અરણ્ય રૂપ સંસારે આવી, જીવ કેરી જાત. ૧૧
વણિક બહુ મળિ ધન કમાવા, જ્યમ વિદેશે જાય;
માર્ગમાં કો અરણ્ય આવે, તેમાં અતિ અટવાય. ૧૨
તેમ જ આ સંસાર વન, અતિ અમંગળ સ્મશાન;
જીવ કેરો સંઘ તેમાં, ચાલ્યો જાય અજાણ. ૧૩
નિજ કર્મોને ભોગવે, બહુ કાર્ય જાયે વ્યર્થ;
વિઘ્ન આવી પડે પણ, નવ સાધે સાચો અર્થ.* ૧૪
એ મહાવનના ચોર જે, તે નિજ ઇંદ્રિ છ પ્રમાણ;
જીવતણું ધન અતિ ઉપયોગી, હરી જાયે નિર્વાણ. ૧૫
પ્રભુ સેવારૂપ પરમ ધર્મને, પમાય જે ધનવડે;
તે ધન ઇંદ્રિયતણા સ્વાદથી, અવળે મારગ આખડે.† ૧૬
એ વન કેરાં નાહર જંબુક, સ્ત્રી પુત્રાદિક જાણ;
નિજ ધનને મેંઢાની પેરે, ખેંચી‡ જાય અજાણ. ૧૭
જ્યમ ખેતર ખેડી વાવેલાં, બીજનો નાશ ન થાય;
ખડ જાળાં વેલા મૂળથી, તે ક્ષેત્ર અગોચર થાય. ૧૮
ગૃહસ્થાશ્રમ પણ એ સમ, જેનાં બીજ કર્મરૂપ હોય;
તે બીજનો નાશ થયા વિણ, નવ શુદ્ધ રહે તે સોય. ૧૯
એ વનમાં છે ડાંસ મચ્છરો, તે નીચ મનુષ્યો જેહ;
પક્ષી કીટ પતંગ તીડ રૂપ, કરે ઉપાધી તેહ. ૨૦
આ સંસાર નગર ગાંધર્વની, પેરે નિશ્ચે ફોક;
તોપણ સાચો માને તેને, કર્મથી બાધિત લોક. ૨૧
અગ્નિ માટે આતુરજન, જ્યમ ભૂત ભડકાપર દોડે;
રજોગુણેથી ઘેરચા જન ત્યમ, સુવર્ણ ઝડપે કોડે. ૨૨
વનમાં જ્યમ વિશ્રામને સારુ, પંથી સ્થાનક ખોળે;
ત્યમ સંસારી નિર્વાહ સાધન, જ્યાં ત્યાં શોધતો ડોલે. ૨૩

---

* આ ચૌદમા અધ્યાયમાં સંસારને વગડાનું રૂપક ઠરાવ્યું છે તેનું સ્પષ્ટીકરણ કરવામાં આવ્યું છે, તેનો કથાપ્રસંગ છે.

* ભક્તિ કે જે સંસારના તાપને મટાડનારા અને ભગવદ્રૂપ ગુરુનાં ચરણારવિંદ સેવન રૂપ જે પરમ ભક્તોનો માર્ગ છે, તેને એ જીવ પામતો-પહોંચતો નથી.

† દેખવું, સ્પર્શ કરવો, સ્વાદ લેવો વગેરે ઘરસંસાર સંબંધી તુચ્છ સુખો ભોગવવામાં તે ધનનો ઉપયોગ ઇંદ્રિયો કરાવે છે.

‡ વગડામાં જેમ શિયાળ, વરુ વગેરે મેંઢાને (મેંઢાં જેમ નિર્દોષ છે તેમ જ જીવ પણ નિર્દોષ છે) ઘસડી જાય છે, તેમ સ્ત્રી પુત્રાદિક સંબંધીઓ તે જીવની મરજી વગર તેના ધનનો ઉપયોગ કરે છે.

વનમાં જ્યમ વંટોળ થકી, ધૂળ ઉડી જાય અંધકાર;
તે માંહે મુંઝાઈ રહે પંથી, નવ લાગે વાર. ૨૪
તે રીતે સંસારી જન, સ્ત્રી વંટોળને જોઈ;
વિષયરૂપ ધૂળથી અંધો થઈ, પ્રભુને નાંખે ખોઈ. ૨૫
'વિષય વ્યર્થ છે' એ કદિ મનમાં, જાણે પણ ફરી ભૂલે;
મૃગ જળ જ્યમ મહાવનમાં, એ આશાએથી ડુલે. ૨૬
વનમાં તમરાં ઘુવડતણા, શબ્દોથી ઉપજે ત્રાસ;
સંસારે નૃપ તથા શત્રુનાં, ક્રૂર વચન રૂપ પાશ. ૨૭
પૂર્વે પુણ્ય સૌ પૂરાં થવાથી, થાયે અતિશે નિરાશ;
નિર્ધન થઈ નિજ તાત, ભ્રાતનાં દ્રવ્યની કરે આશ. ૨૮
ઘર રૂપી દાવાનળ જેમાં, ન મળે પ્રિયકર કોઈ;
શોકરૂપ અગ્નિથી બળતો, જીવ રહે તે પછે રોઈ. ૨૯
વનમાં જ્યમ કો રાક્ષસ આવી, કરે પ્રાણનું હરણ;
પ્રતિકૂલ સમયે રાજક દૈવક, હરે ધન રૂપી પ્રાણ. ૩૦
તે સમયે અતિ ખેદયુક્ત એ, જીવ શબવત્ થઈ બેસે;
કોઈ સમે નિજ કુટુંબ પાસે, હરખ ધરીને રહે છે. ૩૧
ગૃહસ્થાશ્રમના કાર્યરૂપી જે, ચઢવો મોટો પહાડ;
લોકરૂપી કંટક કંકરથી, છેદાયે બહુ વાર. ૩૨
નિદ્રારૂપ અજગરે ગળ્યાથી, ન રહે કાંઈ ભાન;
વગડામાંના શબ પેઠે કંઈ, જાણે નહિ તે માન. ૩૩
દુર્જનરૂપ ઘાતકી પ્રાણી, કરે માનનો ભંગ;
વ્યથા થકી ક્ષયજ્ઞાન પામતાં, થાયે મોટો વ્યંગ. ૩૪
વનમાં મધ આશે ફરતાં, જ્યમ મક્ષિકા મારે ડંક;
સંસાર મહિ પરદારા ધન, વાળે આડો અંક. ૩૫
ધન દારાના પતિ વા રાજા, મારે દે વળી દંડ;
અંતે નરકે જાએ પ્રાણી, હોયે લંપટ લંઠ. ૩૬
કદી છૂટે એ માર થકી તો, અવર જનો હરી જાય;
તે સાથે વઢવાડ કરે તો, ત્રીજો લેવા ધાય. ૩૭
એમ જ આ પ્રવૃત્તિ માર્ગ તે, દુઃખ મૂળ છે જાણ;
રાગ દ્વેષ ભય શોક મોહ, મત્સર ઇર્ષ્યા અભિમાન. ૩૮
જન્મ જરા અતિ રોગ વ્યાધિ, મરણ તણો ભય માથે;
પણ માયારૂપ સ્ત્રીથી લોભી, પડે નરકમાં હાથે. ૩૯
તન તનયાનાં મધુર વચનથી, ભૂલે આત્મારામ;
કાળ ચક્ર ધારી હરિ ચક્રી, ધરે પાખંડ ભામ. ૪૦
પાખંડી જન તણા કલેશથી, ભરમાયે તે જાણ;
દ્વિજ આદે જન પવિત્ર પાસે, જાયે તે નિરવાણ. ૪૧
ઉચ્ચ જનોની રીત કઠિણ તે, ગમે નહિ જન એને;
વેદ ધર્મ નવ ગમે પાળવો, તજે પછી એ તેને. ૪૨
ત્યાંથી વાનરવત્ શૂદ્રોમાં, ભળે આવી જન તેહ;
માત્ર વિષય વાનર રસ ભોગી, રાજી થાએ એહ. ૪૩
વનમાં મરતા પડ્યા મેલી, આગળ પંથી ચાલે;
મુઆં જનોને મૂકી વિસારી, જન્મે તે સંગ મ્હાલે. ૪૪
વને ઉપાડી ભાર પંથી જ્યમ, અહો નિરંતર ચાલે;
પણ જ્યાંથી ચાલ્યો ત્યાં પાછો, નવ આવે કો કાળે. ૪૫
ત્યમ સંસારી પંથી જીવો, દિનનિશ ચાલ્યા જાય;
જ્યાંથી ઉપન્યા ત્યાં પાછા, કેમે કરી લીન ન થાય. ૪૬
એનું કારણ એહ જ નિશ્ચે, સુણ તું ચિત્ત દઈ રાય;
યોગ્ય માર્ગને કો નવ જાણે, તેથી જીવ દુઃખી થાય. ૪૭
સત્વગુણી અંબુજન સૌના, એવા ઋષિ જે પર્મ;
યોગ માર્ગની શિક્ષા જાણે, રાખે રુડો ધર્મ. ૪૮
યોગ માર્ગ નિયમે રહી, પૂજે પ્રભુ પરાત્પર ઈશ;
દુઃખી જન પર કૃપા કરે, લક્ષ્મીપતિ શ્રીજગદીશ. ૪૯
એવા વૈષ્ણવ ભરતજી, જે પરમહંસ પવિત્ર;
જ્ઞાન માર્ગે હરિને પામ્યા, કહ્યું એહ ચરિત્ર. ૫૦
મક્ષિકા જ્યમ ગરુડ કેરા, માર્ગને નવ જાણે;
ઋષભ દેવતણા સુત ભરતના, ગુણનો પાર કો આણે.* ૫૧
રાય રહૂગણ પાયે પડિયો, નમન કીધું અતિ ભારી;
સાધુ સાધુ જય વાણી કરી, નિજ કાયા ઓદ્ધારી. ૫૨
ભરતજીનાં ચરિત્ર કેરું, કથન જે કો ગાય;
શીખે શિખવે સાંભળે, સૌ દોષ દૂર પળાય. ૫૩
તેનાં ચર્ણને સેવતાં સુખ, મોક્ષની પ્રાપ્તિ થશે;
પરિણક્ષને સઘળે દેખશે, ત્યારે દોષ માયાના જશે. ૫૪

વલણ

દોષ સર્વે દૂર જાયે, અધ્યાય ચૌદ પૂરા થયા;
કરજોડી વલ્લભ કહે હરિ ભક્ત, સૌ હરિ સાંનિધ્ય ગયા. ૫૫

ઇતિ શ્રીમદ્‌ભાગવતે પંચમસ્કંધે ચતુર્દશોઽધ્યાયઃ ॥ ૧૪ ॥

## અધ્યાય ૧૫ મો†

### કડવું ૧૫ મું–રાગ રામગ્રી

પ્રશ્ન એક પૂછે પરીક્ષિત રાયજી, શ્રીશુકજીને નમિયા પાયજી,
રહૂગણ રાયનું વર્ણન જેહજી, સમ્યક્ પ્રકારે મેં પ્રિછયું તેહજી. ૧

ચાલ

સમ્યક્ પ્રકારે મેં સર્વ પ્રિછ્યું, રહૂગણનું આખ્યાન;
વળી સંસાર માયાની ગતિ, સાંભળિયું તે જ્ઞાન. ૨

* એ ભરતજીનું ચરિત્ર શાસ્ત્રમાં એમ ગણાય છે કે: જેમ માખી ગરુડજીની ગતિનો મનમાં વિચાર પણ ન કરી શકે; તેમ ભરતજી જેવા મહાન પરમહંસ વૈષ્ણવોનું અનુસરણ મોટા રાજર્ષિઓથી પણ થઈ શકે નહિ. સ્ત્રી પુત્રાદિક સંપત્તિ તથા રાજ્ય વગેરે સમૃદ્ધિ કે જે કોઈનાથી તજી શકાય નહિ તેને તેમણે તુચ્છ પદાર્થની પેરે ત્યાગી દીધાં હતાં; જેને દેવતાઓ પણ ઇચ્છે છે એવી લક્ષ્મીનો પણ તેમણે ત્યાગ કીધો હતો. એ મહાત્માઓનું લક્ષણ છે, કેમકે ભગવાનના સેવામાં જેનું ચિત્ત લાગ્યું હોય, તે મોક્ષને પણ તુચ્છ માને છે "યજ્ઞસ્વરૂપ, યોગસ્વરૂપ, ધર્મસ્વરૂપ તથા એ સર્વનાં ફળરૂપ માયાના નિયંતા સર્વાંતર્યામી ભગવાનને હું નમસ્કાર કરું છું" એમ પોતાનો મૃગદેહ તજતી વખતે ભરતજી બોલ્યા હતા એમ કોનાથી થઈ શકે?

† આ અધ્યાયમાં શ્રીભરત મુનિના વંશનો કથાપ્રસંગ

મેરુ ઉંચો છે લક્ષ યોજનરે, થડે સોલ સહસ છે ઘનરે;
મૂળે યોજન સહસ બત્રીશરે, તેની સંગ શાખા દશોદીશરે.
સોલ સહસ ભુમિમાંહેરે, જાણ પાતાળની રચના જ્યાંહેરે;
તેને પર્વતનો છે આધારરે, ફરતાં શિખર છે ચારરે.
એ છે દશ સહસ યોજનરે, પરિમાણ છે ઉંચા ગગનરે;
તે ઉપર છે પર્વત રમ્યરે, સ્થિરતાએ અચળ રહ્યો સ્થંભરે.
તેના ઉપર વૃક્ષ છે ચારરે, આંબો* જાંબુ કદંબ વટ સારરે;
તે વૃક્ષ ચારે પર્વતપર હારરે, તેથી ઉંચા છે યોજન અગિયારરે.
તે શત શત યોજન ફરતાં ગંભીરરે, શુભરચના શીતળ સમીરરે;
છે શુભ ચાર વાટિકા વનરે, છે પશુ પંખી ખગ હંસ જનરે.
નંદન ચૈત્રરથ વૈભ્રાજક નામરે, સર્વતોભદ્ર વાટિકાને ઠામરે;
દેવાંગના પિયુ સાથ કરે વિહારરે, મહિમા ગાંધર્વ ગાય અપારરે.
મેરુ પર્વતની શોભા અપારરે, વર્ણવતાં ન આવે પારરે;
વાસી ત્યાંનાને ન આવે જરા રોગરે, ભોગવે અનેક વિધિના ભોગરે.†

છે ચોદિશે પર્વત આઠરે, ત્યાં નવી નવી ઘાટની વાટરે;
પૂર્વમાં જઠર ને દેવકુટ પર્વતરે, બબે હજાર યોજન ઉંચા સર્વત્રરે.
પશ્ચિમે પરિયાત્ર પવનરે, દક્ષિણ કૈલાસ કરવીરનાં શૃંગરે;
ઉત્તરે ત્રિશૃંગ ને મકર કહાવેરે, એ અષ્ટ વચ્ચે મેરુરાજ સોહાયેરે.
મેરુપર બ્રહ્મ નગર છે અનૂપરે, શોભા વર્ણિ નશકે ભુમિ *ભુપરે;
એમ ખંડની કીધી છે મર્યાદાયરે, સ્થાપી છે સઘળી દિશાયરે.
પ્રભુએ† વામનનું ધર્યું રૂપરે, છળ્યો દાનવ બળિરાય ભુપરે;
તે પાસ દાન યાચ્યું પરબ્રહ્મરે, અવનિ માંગી સાડાત્રણ કદમરે.
હુવા વામન વૈરાટ રૂપરે, જોઈ રહ્યો બળિરાય ભુપરે;
પરિમાણ ભરવા ધર્યુંરે, પરબ્રહ્મે ઊચલ્યો ડાબો ચર્ણરે.
ત્યારે અંગુષ્ટે બ્રહ્માંડ ફૂટ્યુંરે, તેણે ગંગાજીનું જળ છુટ્યુંરે;
શ્વેત ચંદન હતું પ્રભુને શરીરરે, તેથી ઉજ્વળ ગંગાનું નીરરે.
પ્રવાહ ગંગાજી ત્યાંથી સાંચર્યોરે, તેણે અખિલ લોક પાવન કર્યોરે;
પ્રવાહ ગંગોદક પદને સાથેરે, ત્યાંથી આવ્યા મેરુને માથેરે.
તેના હુવા છે પ્રવાહરે, તેઓ ચારે દિશાએ જાયરે;
તેણે પવિત્ર કીધો સંસારરે, ગંગા મહિમા છે અપરમપારરે.
છે પર્વત સોલ મોટા ખ્યાતરે, પૂર્વે આઠ કહ્યા તેની જાતરે;
મેરુ મસ્તકે છે શુભગામરે, બ્રહ્માનું બ્રહ્મનગર તેનું નામરે.
તે દશ સહસ યોજન વિસ્તારરે, ત્યાં વસે છે બ્રહ્મ પરિવારરે;
મેરુ પાછળ દશ દિશાયરે, દિકપાળ નગર કહેવાયરે.
આપ આપણાં લોકની સાથેરે, વસે મેરુ પર્વતને માથેરે;
ઘણું વર્ણન મેરુનું જેહરે, તુંને કહું વિસ્તારી તેહરે.
આ શ્રીભાગવત રમ્ય કથાયરે, સાંભળતાં ભવ દુઃખ સૌ જાયરે;
કેવળ બ્રહ્મનિરૂપણ સારરે, જેથી ઉતરીયે ભવ પારરે.
કરુણા કરે દેવ મોરારરે, અંતે વસીયે દેવ સ્વર્ગ મોઝારરે;

વલણ

સ્વર્ગ મહીં પ્રભુ વસે અંતે, સુણ પરીક્ષિત રાજાનરે;
શ્રીભાગવત પંચમસ્કંધ, અધ્યાય શોડષનું જ્ઞાનરે.

ઈતિ શ્રીમદ્‌ભાગવતે પંચમસ્કંધે શોડશોઽધ્યાયઃ ॥ ૧૬ ॥

## અધ્યાય ૧૭ મો‡

### કડવું ૧૭ મું-રાગ મેવાડો

શ્રીશુકદેવ એમ વદે વાણી, સાંભળ પરીક્ષિત રાયજી,
શ્રીગંગાનો મહિમા મોટો, મેં મુખે કહ્યો નવ જાયજી.
શ્રીગંગાજી ધ્રુવપદ આગળ, સહસ જુગે ત્યાં આવીજી;
ત્યાં ધ્રુવજીએ ઘણી સેવી છે, તાપસને મન ભાવીજી.
'ભગવત્પદી' છે નામ પ્રથમનું, કરે સૌને પાવનજી;
મેરુકેરે મસ્તક શોહે, કરે પાપી પવિત્ર તનજી.

---

હજાર યોજન પહોળા છે. એ પર્વતોથી કેતુમાલ અને ભદ્રાશ્વ ખંડની હદ થાય છે. મંદર, મેરુમંદર, સુપાર્શ્વ અને કુમુદ એ નામના દશ દશ હજાર યોજન પહોળા અને ઉંચા પર્વત ચાર દિશાએ ટેકારૂપે કલ્પાયલા છે. [મૂ. ભા.]

* આ ચારે વૃક્ષ પર્વતની ધ્વજા માફક રહેલાં છે ને એક હજાર યોજનથી કંઈક વધારે ઉંચા છે. શાખાઓનો વિસ્તાર પણ તેવો જ છે. એ પર્વતપર દૂધ, મધ, શેરડીનો રસ અને મીઠાં પાણી એ પ્રમાણે અનુક્રમે ચાર ધ્રો છે; જેનો સ્પર્શ કરનારા ઉપદેવ લોકો યો તરફ સ્વાભાવિક સિદ્ધિ ધરી રહ્યા છે.

† મંદર પર્વતની ઉપરના દેવતાઈ આંબામાંથી પર્વતનાં શિખર જેવાં જાડાં અને અમૃત સમ ફળ પડે છે. એ ફળ નિચે પડી ફાટી જવાથી તેના રસની અરુણોદા નામની નદી મંદરના શિખરપરથી પડી પૂર્વ તરફના ઇલાવૃત્ત ખંડને ભીંજવી દે છે. એવી જ રીતે હાથીના જેવડાં જાંબુ પણ પડવાથી ફાટી જતાં તેમાંથી જમ્બૂ એ નામે નદી મેરુના શિખરથી પડી દક્ષિણ તરફ આખા ઇલાવૃત્તમાં ફેલાઈને વહે છે, ને તે નદીના બન્ને કાંઠાની માટી વાયુ અને સૂર્યના સંયોગથી પાકતાં તેમાંથી જામ્બૂનદ નામે સોનું પાકે છે, જે દેવતાઈ ઘરેણાં વાસ્તે જ વપરાસમાં આવે છે. કદંબ વૃક્ષ સુપાર્શ્વ પર્વતપર ઉગેલું છે. તેની બખોલોમાંથી પાંચ પાંચ વાંભની પહોળી પાંચ મધની ધારાઓ નિકળે છે, તે સુપાર્શ્વના શિખરપરથી પડી પોતાના પશ્ચિમ તરફ ઇલાવૃત્ત ખંડને આનંદ આપે છે. એ મધની ધારાનો ઉપયોગ કરનારી સોના સુવાસથી સુગંધી પામેલો વાયુ સો સો યોજન સુધી ફેલાય છે. એ પ્રમાણે જ શતવલ્શ નામે વડ કુમુદ પર્વતપર ઉગેલો છે. તેના થડમાંથી દૂધ, દહીં, મધ, ઘી, ગોળ, અન્નાદિક, શય્યા, આસન અને આભરણ વગેરેના ધ્રો નીચે પડે છે. એઓ કામનાને પરિપૂર્ણ કરનારા સઘળા ધ્રો કુમુદ પર્વતનાં શિખર ઉપરથી ઉત્તર તરફના ઇલાવૃત્તના ઉપયોગમાં આવે છે. એ ધ્રોનો ઉપયોગ કરનારી પ્રજાને ધોળા વાળ, થાક, પસીનો, દુર્ગંધપણું, જરા, રોગ, મરણ, ટાઢ, ગરમી, રંગનો ફેરફાર, અને વિઘ્ન એમાંનું કંઈ પણ થતું નથી. વળી કુરંગ, કુરર, કુસુભ, વૈકંક, ત્રિકુટ, શિશિર, પતંગ, રુચક, નિષધ, શિનીવાસ, કપિલ, શંખ, વૈદૂર્ય, જારુધિ, હંસ, ઋષભ, નાગ, કાલંજર અને નારદ વગેરે વીશ પર્વતો ડોડીના કેસરાઓની પેઠે મેરુ પર્વતના મૂળ ભાગમાં ચારે કોર કલ્પાયલા છે.

* શેષનાગ. † અહિંથી નીચેની વાત ૧૭ મા અધ્યાયની છે

‡ આ સત્તરમા અધ્યાયમાં ચાર દિશાએ ગંગાજીના જવાનો અને ઇલાવૃત્ત ખંડમાં સદાશિવે સંકર્ષણનું સેવન કરવાનો કથાપ્રસંગ છે.

પૂજનિક ગતિ ભક્તિ સારી, પ્રજા સમસ્તને સુખકારી,
ત્રીજો ઉત્તર ખંડ કહેવાય, તેનો મહિમા સાંભળ રાય.
કેતુમાલ ખંડનું છે નામ, ત્યાં પ્રભુ કામદેવનો વિરામ,
ત્યાં લક્ષ્મીજી હરિ પાસે, અહોરાત્ર એ ચર્ણ તળાસે
તેહ ખંડમાં સ્ત્રી* છે અપાર, જ્યાં કામદેવ આધાર,
પણ જેટલી ત્યાં છે નાર, તેટલા પણ છે ભરથાર.
જે યોષિતા સ્વામિ સમાન, કૃપા કામદેવ ભગવાન,
તે પુરુષ સ્ત્રી સાથે રમતા, કરે વિહાર મનમાં ગમતા.
તપ કરી કામદેવને આરાધે, દેહ દમન કરે મંત્ર સાધે,
ત્યાં શ્રીલક્ષ્મી† ધરે છે ધ્યાન, જે મધુસૂદન શ્રીભગવાન
ચતુર્થ ખંડ રમ્ય કહીએ, જે અવલોકનમાં અઘ દહીએ,
ત્યાં મત્સ્યાવતારે સ્વામિ, હરિ રહ્યા છે અંતરયામિ
સેવક મનુ રાજા‡ જેહ, નિત્યમેવ આરાધે છે તેહ,
દક્ષિણે બીજો ખંડ શુભકારી, સુણ રાય કહું વિસ્તારી

પ્રકટ થાઓ અમારી બુદ્ધિ નિષ્ફળ થઇ ભગવાનમાં પ્રવેશ કરો અમને સંગ વગરના રાખજો, ને કદાચ સંગ થાય તો ઘર, સ્ત્રી, પુત્ર ધન અને સંબંધીઓનો થજો મા, પણ ભગવદ્‌ભક્તનોજ થજો હે લોકો! તૃષ્ણા, રાગ, ખેદ, ક્રોધ અભિમાન, સ્પૃહા, ભય અને દીનતા અને મનની પીડાઓનું મૂળ જે ઘર છે, જેને લીધે જન્મ મરણ ચાલ્યા જ કરે છે, તેનો ત્યાગ કરી નિર્ભય નૃસિંહજીના ચરણારવિંદને જ ભજો
(મૂળ ભાગવત)

* કેતુમાલ ખંડમાં પણ લક્ષ્મીનું તથા સંવત્સર રૂપ પ્રજાપતિની દીકરીઓ અને દીકરાનું પ્રિય કરવાની ઇચ્છાથી ભગવાન કામદેવ રૂપે રહ્યા છે પ્રજાપતિના પુત્રો તે ખંડના સ્વામી છે સો વર્ષના અહોરાત્રની જેટલી સંખ્યા છે તેટલી જ સંખ્યા એ પ્રજાપતિની પુત્રીઓ તથા પુત્રોની છે અર્થાત્ છત્રીસ હજાર છે ભગવાનના ચક્રના તેજથી ઉદ્વેગ પામતા પ્રજાપતિની પુત્રીઓના ગર્ભો વર્ષને છેડે ચક્રથી હણાઇ પ્રાણ રહિત થઇ પડી જાય છે તેથી તેમાં લોકોની સંખ્યા વધતી નથી

† લક્ષ્મીજી આ પ્રમાણે સ્તવન કરે છે -ઇન્દ્રિયોના સ્વામી, સુશોભિત તથા ઐશ્વર્યયુક્ત એવા આપ કામદેવને મારા તરફથી આ લોક તથા પરલોકમાં પ્રણામ હોજો સઘળી સેવ્ય વસ્તુઓ વડેથી આપ ઓળખાઓ છો ક્રિયા, જ્ઞાન, સંકલ્પાદિક અને તેઓના વિષયોના અધિપતિ છો અગિયાર ઇન્દ્રિય અને પાંચ વિષયો તમારા અંશ છે વેદોક્ત કર્મોથી તમારી પ્રાપ્તિ થાય છે અન્નથી ઉદય પામતા પરમાનંદરૂપ અને સર્વ વિષયોરૂપ તમે છો હે અજિત! જેઓનું મન વિષય સુખમાં જ લાગી રહ્યું છે, એવા બ્રહ્મા, શિવ, સુર અને અસુર વગેરે લોકો મને પામવા માટે ભારે તપ કરે છે, પરંતુ તમારા ચરણનું શરણ લીધા વિના તેઓ મને પહોંચી શકતા નથી, કેમકે મારું હૃદય તમારામાં જ રહ્યું છે. આપ મને શ્રી અંગમાં ધારણ કરો છો તથાપિ ભક્ત લોકો કરતાં મારા ઉપર ઓછી કૃપા છે પણ તેનું ખરું કારણ કેમ જણાય? (મૂળ ભાગવત.)

‡ મનુ આ પ્રમાણે આરાધના કરે છે -સત્વ ગુણવાળા, સર્વમાં મુખ્ય, પ્રાણરૂપ એવા, અને શરીર, મન તથા ઇન્દ્રિયોના બળરૂપ મોટા મત્સ્ય આપ છો, તેમને હું નમન કરું છું. મત્સ્યરૂપ ધારીને લીધે તમારો ત્યાગ કરી લોકપાલ દેવતાઓ જુદા જુદા રહીને અને એકઠા મળીને પણ જગતની રક્ષા કરવાનું યત્ન કરવા લાગ્યા હતા, તો પણ મનુષ્ય, પશુ સાપોલિયા કે સ્થાવર જે કાંઈ આ જગતમાં દેખાય છે, તેમાંના એકની પણ રક્ષા કરી ન શક્યા માટે સર્વ જગતના પ્રાણના નિયંતા આપને હું પ્રણામ કરું છું [ મૂળ ભાગવત ]

હિરણ્યમય* ખંડનું છે નામ, કૂર્મ રૂપે હરિ તેણે ઠામ;
ત્યાં સેવક અર્યમા† કરે ધ્યાન, સ્તુતિ કરે છે મહાગુણવાન.
ત્રીજો ઉત્તર કુરુ ખંડ,‡ તેનો મહિમા છે દીર્ઘ પ્રચંડ;
હરિ યજ્ઞ પૂર્ણ વરાહ રૂપ, સાધુ રક્ષક વૈકુંઠ ભૂપ.
સેવક છે પૃથ્વી દેવીઈ જેહ. નિત્ય ધ્યાન સ્તુતિ કરે તેહ;
છે દેવીનુ પૃથ્વી નામ, કરે મંત્ર જપ ધ્યાન તે ઠામ.

વલણ

ધ્યાન જપ ને મંત્ર સાધન, કરે સર્વ પૂજાયરે,
શ્રોતાંઉચરે શ્રીહરિ, થયો અષ્ટાદશમો અધ્યાયરે.

ઇતિ શ્રીમદ્‌ભાગવતે પંચમસ્કંધે અષ્ટાદશોઽધ્યાય ॥૧૮॥

## અધ્યાય ૧૯ મો॥

### કડવું ૧૯ મું-રાગ દેશાખ-મલ્હાર

શ્રીશુકજીરે પરીક્ષિત પ્રત્યે ઉચરે, નવખંડની કથા અનુપમ વિસ્તરે,
કિંપુરુષ ખંડમારે દેવ ઇષ્ટ શ્રીરામજી, ત્યાં દેવીરે સીતા સતી નામજી.

ચાલ

સેવક હનુમાનજી રે, મંત્ર જપ સેવા કરે સહી;
કર બેઉ જોડીરે, રઘુનંદનને પ્રણમે§ સહી. ૧

* હિરણ્યમય ખંડમાં કચ્છપાવતારના સ્વરૂપથી ભગવાન રહ્યા છે એ ભગવાનના અત્યંત પ્યારા સ્વરૂપને પિતૃઓનો અધિપતિ અર્યમા તે ખંડના પુરુષો સાથે ભજે છે

† અર્યમા આમ બોલે છે -સત્વગુણ યુક્ત જેનું સ્થાનક જણાતુ નથી એવા, કચ્છપ સ્વરૂપી આપને નમસ્કાર કરું છું જરાયુજ, સ્વેદજ, અંડજ, ઉદ્‌ભિજ્જ, સ્થાવર, જંગમ દેવ ઋષિ, પિતૃ ભૂત, ઇન્દ્રિયોની સૃષ્ટિ, સ્વર્ગ, આકાશ, પૃથ્વી પર્વતાદિ એવા એવા નામવડે આપ એક જ છો જેમાં અસંખ્યાત બેહદ નામ રૂપ, જાતિ છે, એવા આપનાં સ્વરૂપની વિદ્વાનોએ કરેલી ચોવિશ તત્વની સંખ્યા એ તત્વજ્ઞાનથી મટી જાય છે, એવા તત્વજ્ઞાની આપને નમન કરું છું [ મૂળ ભાગવત.

‡ ઉત્તર કુરુ ખંડમાં યજ્ઞ પુરુષ ભગવાન્ વરાહરૂપ ધરી રહ્યા, તેથી વરાહાવતારને આ પૃથ્વી દેવી ત્યાંના લોકોની સાથે અવિચળ ભક્તિથી ભજે છે

§ પૃથ્વી સ્તવન આમ કરે છે -મંત્રથી બરાબર જાણવામાં આવે એવા, સર્વ પ્રકારના યજ્ઞરૂપ, યજ્ઞરૂપી અવયવવાળા મહાપુરુષ, યજ્ઞના કરનાર આપને નમન કરું છું કર્મો કર્માંકુરોથી ન પ્રકાશતા આપના સ્વરૂપને જોવા ઇચ્છતા નિપુણ વિદ્વાનો વિવેકના સાધનરૂપ મનવડે, દેહ અને ઇન્દ્રિય વગેરે કાર્ય પદાર્થોમાંથી શોધી કાઢે છે, અને એવી રીતે શોધ કરતા, અને એ પ્રમાણે શોધ થતા પછી તમો તમારા સ્વરૂપને પ્રકટ કરો છો, તેને હું નમન કરું છું માયાના, ગુણોના અને ત્રણ લોકોના અધિષ્ઠાતા સાક્ષી આપ છો, તેને નમન કરું છું હાથી જેવા હિરણ્યાક્ષ દૈત્યને યુદ્ધમાં રમતા રમતા જ મારી નાખ્યો હતો, તે સર્વ વ્યાપી પરમેશ્વર આપને નમું છું [ મૂળ ભાગવત.

§ આ ઓગણીસમા અધ્યાયમાં કિંપુરુષ અને ભરતખંડમાં સ્વામી, સેવકનું નિરૂપણ તથા ભરતખંડના શ્રેષ્ઠપણાનો કથાપ્રસંગ છે.

¶ હનુમાનજી સ્તવન કરે છે -હે ઉત્તમ કીર્તિવાળા! ઉત્તમ શીલ, ગુણ અને લક્ષણવાળા, મનને જિતનાર, લોક રીતિને અનુસરનાર, સુજનપણાની કસોટીરૂપ, બ્રહ્મણ્ય દેવ, મહા પુરુષ એવા રામચંદ્ર

અપર* ખંડેરે, પારસનાથ પ્રભુ અરિહંત સહી;
અરિ વૃક્ષરે અરિ વૃક્ષરે, રાજા તપ કરે છે તહીં. ૨
ભરતખંડમાંરે, બદ્રિકાશ્રમ કહેવાય છે;
અતિ ઉત્તમરે, સ્થળ ભલી રચનાય છે. ૩
નર નારાયણરે, બંનો તપ કરે જ્યાંહાં;
સેવક નારદરે,† પ્રભુનું ધરે ધ્યાન ત્યાંહાં. ૪
ઈલાવૃત્ત પેરેરે, ભરતખંડ શોભે બહુ;
નદી પર્વતરે, આવીને ઉભા સહુ. ૫
મલય મંગળપ્રસ્થરે, મૈનાક ત્રિકૂટ ઋષભ કૂટક;
કોલ્લક સહ્ય દેવગિરિરે, શૈલ વેંકટ મહેન્દ્ર ઋષ્યમૂક. ૬
વારિધારવિંધ્યશુક્તિમાનરે, પારિયાત્રગોવર્ધનચિત્રકૂટ;
રૈવતક દ્રોણ નીલરે, કકુભ ઇન્દ્રનીલ ગોકા મૂખ. ૭
કામગીરી આદિરે, બીજા સહુસે પર્વત શોહે;
અસંખ્ય નદ નદીઓરે, પર્વત પૃથ્વી વહે. ૮

ચંદ્રવશા તામ્રપર્ણિરે, અવટોદા કૃતમાલા કાવેરી;
વૈહાયસી વેણીરે, શાર્કરાવતી તુંગભદ્રા નદી. ૯
તાપી રેવા નર્મદારે, ગોદાવરી સિંધુ આદિ;
ગોમતી ચંદ્રભાગારે, ઋષિકુલ્યા ગંગા અનાદિ. ૧૦
યમુના ને સરસ્વતીરે, વિશ્વા બ્રહ્મા નદી મોટી;
કૃષ્ણા વેણ્યારે, સુરસા ત્રિસામા નદી છોટી. ૧૧
એ આદિ નદીઓરે, સ્મરણથી અઘ દૂર જાયે;
અંધ શોણા બે નદરે, સ્નાને માત્ર પાવન થાયે. ૧૨
વર્ણાશ્રમ ધર્મોરે, ભરતખંડે પળાયે;
મોક્ષ સાધનરે, નિશ્ચે પ્રાપ્તિ થાયે. ૧૩
નિષ્કામ ભક્તિરે, મોક્ષનું સાધન યથા;
દેવતા ઇચ્છેરે, ભરતખંડમાં રહેવા તથા. ૧૪
નિત્યે સર્વેરે, દેવતા ઋષિ મુનિજન;
ભગવદ સેવારે, કરી મનુષ્ય થાય પાવન. ૧૫
શા પુણ્યે આવ્યારે, ભરતખંડમાં સૌ પ્રાણી;
યજ્ઞ વ્રતાદિકરે, કરેથી ન મળે બહુ નામી. ૧૬
સ્વર્ગનાં સુખડાંરે, સર્વે અમને ખોળાં;
નહિ નારાયણ નામરે, ઇંદ્રિવશ વર્તે ટોળાં. ૧૭
સ્વર્ગ સુખથીરે, અંતે જન્મ ધરવો પડે;
પણ ભરતખંડથીરે, જન્મ મરણ ફેરો ટળે. ૧૮
ધન ભારતવાસીરે, ભગવદ્ ભક્તિ દિલ ચોંટી;
અહોભાગ્ય તમારાંરે, તજી પ્રપંચ કસોટી. ૧૯
એમ દિન રાત્રિરે, દેવતા સ્તુતિ કરે છે;
એવું ભરતખંડરે, સર્વેનાં ચિત્ત હરે છે. ૨૦
ભરતખંડજરે, સઘળાથી શ્રેષ્ઠ જ સહી;
શ્રીહરિએરે, અવતાર સઘળા લીધા અહીં. ૨૧
યજ્ઞ જેકો કરેરે, મનમાં જેવી ઇચ્છા કરે;
તે પરિપૂર્ણ પામેરે, નારાયણ સઘ કૃપા કરે. ૨૨
ભરતમાં પર્વતરે, તેની કંઇ સંખ્યા નહીં;
ત્યાં નવસો નવાણુરે, મોટી મોટી નદી કહી. ૨૩
મહા મુનિવરરે, સાધુ સંત અતિઘણું;
સહુ ઋષિજનરે, સેવક નારાયણ તણા. ૨૪
ભરતખંડનીરે, બીજી રચના ઘણી;
તેનું વર્ણનરે, જાણે સઘળું સરસ્વતી. ૨૫
આ ઓગણીશમોરે, અધ્યાય પંચમ કથા;
શ્રવણે સુણતાંરે, જાયે ભવોભવની વ્યથા. ૨૬

વલણ

વ્યથા ભાગે ભવતણી, શ્રીપરબ્રહ્મ કૃપા કરેરે;
શ્રોતા બોલો શ્રીહરિ, હરિ સર્વે અઘ હરેરે. ૨૭

ઇતિ શ્રીમદ્ભાગવતે પંચમસ્કંધે એકોનવિંશોઽધ્યાયઃ ॥ ૧૯ ॥

---

ભગવાનને વારંવાર નમસ્કાર કરું છું. શુદ્ધ એવા, અનુભવસ્વરૂપ, શાંત સ્વરૂપ, પ્રકાશથી જાગૃત વગેરે અવસ્થાઓને મટાડનાર, દૃશ્ય પદાર્થથી જુદા, નામરૂપ રહિત, શુદ્ધ અંતઃકરણવાળા, જાણવામાં આવે એવા અને અહંકાર રહિત આપને પ્રણામ કરું છું. હે પ્રભુ રામ! આપે જે મનુષ્યાવતાર લીધો છે, તે કેવળ રાક્ષસોને મારવા નહિ, પણ મનુષ્યોને સ્ત્રી સંગદિથી થયેલું દુઃખ નિવારી શકાતું નથી, એમ દેખાડવા વાસ્તે લીધો હતો.

ભગવાન્ રામચંદ્ર ત્રૈલોક્યમાં કોઈ ઠેકાણે આસક્ત ન હતા તેથી સ્ત્રીને લીધે મળેલું દુઃખ તેમણે નહિ ભોગવવું જોઇએ અને લક્ષ્મણનો ત્યાગ પણ ન કરવો જોઇએ. પણ તે પ્રમાણે જે થયું તે લોકોપદેશ વાસ્તે જ સમજવું. મહાત્મા વિગાથી જન્મ, લાવણ્ય યુક્ત, સારી વાણી, રૂડી બુદ્ધિ અને સારી જાતિથી ભગવાન્ પ્રસન્ન થતા નથી, કારણ એ ગુણ વગરના વાનરાઓને પણ રામચંદ્રજીએ મિત્ર કર્યા હતા. [મૂળ ભાગવત.

* અહિંથી ચાર લીટીની વાત મૂળ ભાગવતમાં આ અધ્યાયમાં નથી.

† નારદજી ધ્યાન ધરે છેઃ—સ્વભાવથી જ શાંતિવાળા, અહંકાર રહિત, વૈરાગ્યવાન્ પુરુષોના ધન રૂપ, ઋષિઓમાં ઉત્તમ, પરમ હંસ લોકોના મોટા ગુરુ, અને જ્ઞાનીઓના અધિપતિ નર નારાયણ ભગવાનને વારંવાર નમસ્કાર કરું છું. એ પ્રમાણે મંત્ર બોલી પછી આ પ્રમાણે સ્તુતિ કરે છેઃ—જે પોતે આ જગતના કર્તા છે, છતાં કંઈ પણ અભિમાન ધરાવતા નથી; દેહમાં છતાં પણ ક્ષુધા તૃષાદિ દેહના ધર્મેથી પરાભવ પામતા નથી; દ્રષ્ટા છતાં પણ જેની દૃષ્ટિને દૃશ્ય પદાર્થો વિકાર પમાડી શકતા નથી. તે આસક્તિ રહિત, અને સર્વ સાક્ષીરૂપ પ્રભુને નમન કરું છું. હે યોગેશ્વર! મરણકાળે આ દુષ્ટ દેહથી નિરભિમાન થઇ, નિર્ગુણસ્વરૂપમાં ભક્તિપૂર્વક લીન થવું, એ જ બ્રહ્માનું વચન છે. ઇહલોક ને પરલોકના સુખમાં લંપટ અને પુત્ર સ્ત્રીધનમાં મોહિત જેમ મૂર્ખ માણસ દેહના મરણથી બીહે છે, તેમ જો વિદ્વાન્ પણ દેહના મરણથી બીહે તો, તેણે જે વિદ્યા વગેરેનો યત્ન કર્યો હોય તે કેવળ પરિશ્રમ જ થયો એમ જાણવું. એટલા માટે હે પ્રભો! અમને તમો તમારે વિષે સહજ વાસના રહેવા રૂપ યોગ આપો; જેથી અમો આ ખરાબ દેહમાં તમારી માયાએ કરાવી દીધેલી અત્યંત મજબૂત અહંતામમતાનો તુરત નાશ કરીએ. [મૂળ ભાગવત.]

જંબુદ્વીપના બીજા આઠ ઉપદ્વીપ છે. સગર રાજાના છોકરા ઘોડો શોધવા ગયા ત્યારે તેઓએ ધરતી ખોદી નાંખવાથી બીજા આઠ ઉપદ્વીપ થયા છે. સ્વર્ણપ્રસ્થ, ચંદ્રશુક્લ, આવર્તન, રમણક, મંદર, હરિણ, પાંચજન્ય, સિંહલ, (લંકા) એ આઠ ઉપદ્વીપનાં નામ છે.

## અધ્યાય ૨૦ મો*

### કડવું ૨૦'મું-રાગ મારુ

શુકજી કહે સાંભળ રાયરે, બીજા દ્વીપોની જેહ કથાયરે;
જંબુદ્વીપ લક્ષ યોજન પ્રમાણરે, સાગર કટિમેખલા તેટલી જાણરે.
પ્લક્ષ દ્વીપ દ્વિગુણો પ્રમાણીરે, શી શી રચના કહું વખાણીરે;
ઇક્ષુરસનો† સમુદ્ર છે સારરે, દ્વીપ રચના વિવિધ પ્રકારરે.
તે સમુદ્રતણે મહા તીરરે, છે એક પીપળ‡ તણું વૃક્ષ ગંભીરરે;
તેની એક લક્ષ યોજન ડાળરે, છે કનકમય વૃક્ષ વિશાળરે.
તે દ્વીપના સાત§ કરીને ભાગરે, સાત પુત્રને વહેંચી દેહ દીધો ત્યાગરે;
છે નદી સાત શુભ તેનાં નામરે, સાત પર્વત છે તે ઠામરે.
અરુણા નૃમ્ણા સાવિત્રી સુપ્રભાતારે, આંગીરસી ઋતંભરા સત્યંભરારે;||
ગિરિ ઇંદ્રસેન ને મણિકૂટરે, જ્યોતિષ્માન સુપર્ણ વજ્રકૂટરે.
હિરણ્યષ્ઠીવ અને મેઘવાલરે, એ સપ્ત પર્વત છે વિશાળરે;
છે ત્યાં ઇધ્મજિહ્વ રાયરે, જેનાં દર્શનથી દુઃખ જાયરે.
વર્ણાશ્રમ ધર્મ ત્યાં છે ચારરે¶, રહે છે અમર મુનિ ત્યાં અપારરે;
ત્રીજો શાલ્મલ દ્વીપ＄ જેહરે, બીજાથી બમણો છે તેહરે.
એથી દ્વિગુણ કથા છે તેનીરે, વિખ્યાતિ અપરિમિત કહીયે જેનીરે;
ફરતો સમુદ્ર મદિરાનો સારરે, શમળીનું×વૃક્ષ શોભાનો ન પારરે.
પક્ષીરાજ ગરુડ કહેવાયરે, તેનું શમી વૃક્ષમાં ધામ થાયરે;
સાત** ભાગે વેહેંચ્યો એ દ્વીપરે, તેને પર્વત સાત†† સમીપરે.
છે નદી તેને સાત* ગંભીરરે, ત્યાં સાત રાજા છે વીરરે.
વર્ણ ચાર† રહે ત્યાં નિત્યેરે, ધરે ધ્યાન પ્રભુનું પ્રિત્યેરે
વેદમય ચંદ્રરૂપી ભગવાનરે, ભજે પ્રેમે અતિ દયાવાનરે;
ચોથા કુશદ્વીપતણી કથાયરે, એહથી દ્વિગુણી રચનાયરે.
છે સમુદ્ર ઘૃતવત નીરરે, સાત‡ પર્વત તેને તીરરે;
ત્યાં સરિતા શુભસાત§ કહીયેરે, ત્યાં કુશનું|| વૃક્ષ ઝુંબડું લહીએરે.
હિરણ્યરેતા રાજા વિખ્યાતરે, તેને પુત્ર પનોતા સાતરે;¶
તે દ્વીપ સાત ભાગે વેહેંચી લીધોરે, ત્યાં દીર્ઘ યશ સઘળે કીધોરે.
ચાર＄ વર્ણની પ્રજા છે ત્યાંહિરે, તેહ દ્વીપની રચના જયાંહિરે.
અગ્નિરૂપ દેવતાને ભજે પ્રાણીરે, કરે ધ્યાન મંત્ર વેદ વાણીરે;
પાંચમો ક્રૌંચદ્વીપ× કહેવાયરે, તે બમણો ચોથાથી થાયરે.
મહા સમુદ્ર ત્યાં પયનો સારરે, તેની રચના અપરમપારરે.
છેપર્વતસાત**નેનદીસાતરે,††તેને સાત‡‡ ભાગેવેંચ્યોખ્યાતરે;
દેવ વરુણ બીરાજે જ્યાંહિરે, ઘૃતપૃષ્ઠ રાજા છે ત્યાંહિરે.
ત્યાંહાં છે ચાર§§ શુભ વર્ણરે, નિત્યે આરાધે અશરણશરણરે;
શાક દ્વીપ બત્રીશ લક્ષ યોજનરે, માન રાય તું નિશ્ચે મનરે.

* આ વીશમા અધ્યાયમાં સમુદ્ર સહિત પ્લક્ષ વિગેરે છ દ્વીપોની અને લોકાલોક પર્વતની સ્થિતિનો કથાપ્રસંગ છે.

† શેરડીના રસવાળો સમુદ્ર. ‡ એ વૃક્ષમાં સાત જીભવાળો અગ્નિ રહ્યો છે અને દ્વીપનો રાજા પ્રિયવ્રતનો પુત્ર ઇધ્મજિહ્વ છે.

§ શિવ, યવયસ, સુભદ્ર, શાંત, ક્ષેમ, અમૃત અને અભય એ સાત ખંડ એજ નામવાળા પુત્રોને વહેંચી દીધામાં આવ્યા છે.

|| એ સાત નદીઓ છે.

¶ હંસ, પતંગ, ઉર્દ્ધાયન અને સત્યાંગ નામે ચાર વર્ણ છે, એ લોકોના રજોગુણ અને તમોગુણ તે નદીઓના જળસ્પર્શથી નાશ પામે છે. સઘળા લોકનું આયુષ્ય એક હજાર વર્ષનું છે, અને પ્રજાની ઉત્પત્તિ અને દેખાવ દેવ લોક જેવો છે. તે લોકો નીચેના મંત્રથી ભગવાન સૂર્ય નારાયણનું પૂજન કરે છે. "प्रत्नस्य विष्णो रूपं च सत्यस्य ऋतस्य ब्रह्मण अमृतस्य च मृत्योश्च सूर्यमात्मानमीमहि" અર્થ–ચાલતો ધર્મ, અનુમાન કરવામાં આવતો ધર્મ, વેદ શુભાશુભ ફળના અધિષ્ઠાતા પુરાણ પુરુષ વિષ્ણુનું રૂપ જે સૂર્યનારાયણ છે, અમે તેમને શરણે જઇએ છિયે.

＄ શાલ્મલ દ્વીપ છે, ને તેના અધિપતિ યજ્ઞબાહુ રાજા છે.

× એ વૃક્ષ ઉપર લખેલા પીપળાના ઝાડ જેવું જ જાણવું.

** સુરોચન, સૌમનસ્ય, રમણક, દેવવર્ષ, પારિભદ્ર, આપ્યાયન અને અવિજ્ઞાત એ નામે સાત ખંડ, ખંડનાં નામ પ્રમાણે નામવાળા પુત્રોને વહેંચી આપેલા છે. †† સ્વરસ, શતશૃંગ, વામદેવ, કુંદ, મુકુંદ, પુષ્પ વર્ષ અને સહસ્ર શ્રુતિ એ નામના સાત પર્વત છે.

* અનુમતી, સિનીવાલી, સરસ્વતી, કુહુ, રજની, નદા અને રાકા એ નામની સાત નદી છે.

† શ્રુતધર, વસુધર, વીર્યધર, અને ઇશાધર નામે ચાર વર્ણ છે; તેઓ ચંદ્રભગવાનને ભજતી વખતે આ પ્રમાણે મંત્ર બોલે છે. "स्वगोभिः पितृदेवेभ्यो विभजन् कृष्णशुक्लयोः प्रजानां सर्वासां राजान्धःसोमो न आस्तु." અર્થ:–શુક્લ કૃષ્ણ પક્ષમાં દેવતાઓને અને પિતૃઓને સ્વકીરણોથી અન્ન વહેંચી આપનાર સર્વ પ્રજાના રાજા ચંદ્રમા અમારી સન્મુખ રહો. ‡ ચક્ર, ચતુઃશૃંગ, કપિલ, ચિત્રકૂટ, દેવાનીક, ઉર્ધ્વરોમા અને દ્રવિણ એ નામના સાત પર્વત છે. § રસકુલ્યા, મધુકુલ્યા, મિત્રવિંદા, શ્રુતવિંદા, દેવગર્ભા, ઘૃતચ્યુતા અને મંત્રમાળા એ નામની સાત નદી છે. || કુશના ઝુંબડાના અગ્ર ઉપરથી તે કુશદ્વીપ કહેવાય છે. કુશ એટલે દર્ભ. ¶ વસુ, વસુદાન, દૃઢરુચિ, નાભિગુપ્ત, સ્તુત્યવ્રત, વિવિક્ત અને વામદેવ એ નામે સાત પુત્રને પુત્રનાં નામ પ્રમાણે નામવાળા સાત દ્વીપ વહેંચી દીધા.

＄ કુશલ, કોવિદ, અભિયુક્ત અને કુલક નામે ચાર વર્ણ અગ્નિ ભગવાનને પૂજતી વખતે નીચેનો મંત્ર બોલે છે. परस्य ब्रह्मणः साक्षाज्जातवेदोऽसि हव्यवाट्। देवानां पुरुषांगानां यज्ञेन पुरुषं यज અર્થ:–હે અગ્નિ! તું સાક્ષાત્ પરબ્રહ્મ ભગવાનને હવ્ય પહોંચાડનાર છો, માટે ભગવાનના અંગરૂપ દેવતાના નામથી કરેલી પૂજા ભગવાનને પહોંચાડજે. × એ ક્રૌંચ દ્વીપમાં ક્રૌંચ નામનો પર્વત છે, તેથી તેનું નામ પડ્યું છે. કાર્તિકસ્વામિએ હથિયારથી ક્રૌંચપર્વતના નિતંબ અને કુંજ ભાંગી નાંખ્યા હતા; પણ દૂધનો સાગર સિંચાવાથી વરુણદેવે રક્ષણ કર્યું, તેથી તે નિર્ભય છે.

** શુક્લ, વર્ધમાન, ભોજન, ઉપબર્હિણ, નંદ, નંદન અને સર્વતોભદ્ર એ નામે સાત સીમાડાના પર્વતો છે.

†† અભયા, અમૃતૌઘા, આર્યકા, તીર્થવતી, વૃત્તિ, રૂપવતી, પવિત્રવતી અને શુક્લા એ નામની સાત નદી છે.

‡‡ આમ, મધુરુહ, મેઘપૃષ્ઠ, સુધામા, ભ્રાજિષ્ઠ, લોહિતાર્ણ અને વનસ્પતિ એ નામે સાત પુત્રને પુત્રનાં નામ પ્રમાણે સાત દ્વીપ વેહેંચી દીધા.

§§ પુરુષ, ઋષભ, દ્રવિણ અને દેવક નામે ચાર વર્ણો જળની અંજલિથી જળરૂપ ભગવાનનું પૂજન કરી નીચેનો મંત્ર બોલે છે.

શાક કેરું વૃક્ષ છે ત્યાંહિરે, ઘણી શોભા છે તે દ્વીપ *માંહિરે;
મેધાતથિ ' રાય છે વિખ્યાતરે, તેને પુત્ર રુડા છે સાતરે.
સાત ભાગે વહેંચી આપ્યા દેશરે, કરે રાજ્ય તહાં એ નરેશરે;
તહીંપણસરિતાસાત‡ સંખ્યાયરે, છે પર્વતપણસાત§ શોભાયરે.
છે ત્યાં વાયુ દેવ મહારાજરે, જેથી ભાગે દુઃખની દાઝરે;
પછી વર્ણ તે ચાર‖ પ્રજાયરે, તે ઊપાસક એના કહેવાયરે.
સાતમો રુડો દ્વીપ છે જેહરે, પૂર્વનાથી દ્વિગુણ છે તેહરે;
છે પુષ્કર નામ એનું સત્યરે, તેના સમુદ્રનું ઉદક અમૃતરે.
ત્યાં દીર્ઘ પ્રચંડ છે કમળરે, તેને સહસ્ર કોટિ પત્રિકા દળરે,
તેમાં બ્રહ્માનું છે આસનરે, મધ્યે બેઠા ચતુરાનનરે.
માનસોત્તર પર્વત સુંદર એકરે, છે સરોવર¶ રમ્ય વિવેકરે;
નારાયણ સરોવર તેનું નામરે, ઘણી રચના છે તેણે ઠામરે.
પંકજ પ્રફુલ્લિત તેમાં સારરે, પુષ્પ બીજાંની રચના અપારરે;
ત્યાંહાં રુગ્મક રાજા ભૂપતિરે, જન અમર મુનિની ગતિરે.
પર્વતકેરી શોભા રુડી હોયરે, તે ઉપર નગ્ર ચાર જ સોયરે;
તે ચારે વસે છે સુવેશરે, ઇન્દ્રાદિક ત્યાંના નરેશરે.
તેને હવા છે યુગ્મકુમારરે, તેને તાતનું હેત અપારરે;
તે બે ભાગે પુત્રે વહેંચ્યાં ગામરે, કરે રાજ બેઉ તેણે ઠામરે.

પંચાશકોટિ* પૃથ્વીનું માનરે, તેમાં તપે સવિતા ભાનરે;
માનસોત્તર†ઉત્તરદિશાયેરે, મેરુથી પૃથ્વી બારકોટિ કહેવાયરે.
તેમાં અઢિ ક્રોડ અવનિ જેહરે, ભૂપર વસ્તિ તેટલી તેહરે;
બીજી દશકોટિ ઉજ્જડ હોયરે, ત્યાં વસતું નથી જન કોયરે.
પૃથ્વી પાછળ ઘણો વિવેકરે, લોકાલોક પર્વત એકરે;
સાડી બાર ક્રોડ પૃથ્વી જેહરે, એણે પ્રકારે વર્ણવી એહરે.
મેરુ પર્વતની ચારે દિશાયરે, સાડા બાર ક્રોડ પૃથ્વી કહેવાયરે;
ચારે મળી થઇ કોટિ પંચાશરે, તે મધ્યે મેરુનો વાસરે.
ત્યાં ચૌદ લોક વિખ્યાતરે, છે બ્રહ્માંડ સાત ને સાતરે;
ત્યાં દેવ મુનિવર સાથરે, વસે કોટિ બ્રહ્માંડનો નાથરે;
એ ધરાતણી રચના કહીરે, પાછળ હસ્તી ચાર‡ છે સહીરે.
તેણે સુંઢે ગ્રહ્યું આકાશરે, ત્યાં સહસ્ર પુરુષ નિવાસરે.
તે આદિ વિષ્ણુ અકળ બ્રહ્માંડરે, તેણે બહુ ભુજે ધર્યું બ્રહ્માંડરે;
પ્રજા સર્વની કરવા રક્ષાયરે, ગ્રહી રાખ્યું છે વૈકુંઠરાયરે§.
પંચવીશક્રોડ પૃથ્વીને માંહિરે, સવિતા કીર્ણ તેજે તપે ત્યાંહિરે;
પંચવીશક્રોડ પૃથ્વી અંધકારરે, તેમાં મણિતણા ઉજવાળકારરે.
અષ્ટ મણિનાં તેજ છે અતિરે, ચંદ્ર સૂર્યની ત્યાં નથી ગતિરે;
એમ સુવર્ણસમ પ્રકાશરે, પિંડ બ્રહ્માંડનું પરિણામ આકાશરે.
ભૂગોળવિચાર લીધો એથીરે, સર્વ સંખ્યા જાણીએ તેથીરે;
એ ભૂગોળની કીધી સંખ્યારે, સત્ય સાંભળ પરીક્ષિત રાયરે.
મધ્યમાં સૂર્ય બીરાજેરે, તેથી બ્રહ્માંડ ભરમના ભાસેરે;
દિશા સ્વર્ગ મૃત્યુ પાતાળરે, સૂર્યથી થયેલા ભેદ ભાળરે.
દેવ પશુ પક્ષી સૂર્ય ને મનુરે, સૂર્ય કારણ એ સર્વનું ગણુરે;
આ ભાગવત કથા રસ સારરે, પંચમસ્કંધતણો વિસ્તારરે;
હવા અધ્યાય પૂરા વીશરે, મુને કીધી કૃપા જગદીશરે.

વલણ

શ્રીજગદીશે કૃપા કીધી, મુને દાસ જાણી સહી;
કર જોડી વિપ્ર કહે વલ્લભ, મુજ ભવની ભાવટ ગઈ.

ઇતિ શ્રીમદ્ભાગવતે પંચમસ્કંધે વિંશોઽધ્યાયઃ ॥ ૨૦ ॥

---

'आपः पुरुषवीर्याः स्थ पुनन्तीर्भूर्भुवः सुवः । तान् पुनीताऽमीवघ्नीः स्पृशतामात्मनाभुवः' અર્થઃ-હે જળ, તમને ઈશ્વર પાસથી સામર્થ્ય મળેલ છે તેથી પાપને ટાળનારાં એવાં જે તમે, તેનો અમે સ્પર્શ કરિયે છિયે. તેથી અમારાં શરીર શુદ્ધ થાઓ. * શાક દ્વીપને ફરતો દહિના રસનો સમુદ્ર છે. તેને દધિ સાગર કહે છે.

† પુરોજવ, મનોજવ, પવમાન, ધુમ્રાનિક, ચિત્રરેફ, બહુરૂપ અને વિશ્વાધાર એ નામે સાત પુત્રને પુત્રના નામવાળા દ્વીપ વહેંચી દીધા. ‡ અનઘા, આયુર્દા, ઉભયસ્પૃષ્ટિ, અપરાજિતા, પંચપદી, સહસ્રસ્રુતિ અને નિજધૃતિ એ નામે સાત નદી છે.

§ ઇશાન, ઉરુશૃંગ, બલભદ્ર, શતકેસર, સહસ્ર સ્રોત, દેવપાલ અને મહાનસ એ નામે સાત સીમાડાના પર્વતો છે.

‖ ઋત, અનૃત, સત્યવ્રત, અને અનુવ્રત નામના ચાર વર્ણો પ્રાણાયામથી રજ તથા તમને મટાડી એકાગ્રતાથી વાયુરૂપ ભગવાનની ભક્તિ કરતાં નીચેના મંત્ર ભણે છે. "अन्तः प्रविश्य भूतानि यो बिभर्त्यात्मकेतुभिः । अंतर्यामीश्वरः साक्षात्पातु नो यद्वशे स्फुटम् "

અર્થ—સાક્ષાત્ અંતર્યામી એવા ઈશ્વરરૂપ વાયુ, જે, સર્વની અંદર પેશી પ્રાણ, અપાન વગેરે વૃત્તિઓથી પ્રાણીઓનું રક્ષણ કરે છે અને જેને તાબે આ સઘળું જગત્ છે, તે અમારી રક્ષા કરો.

¶ સરોવર તથા તેમાં ઝાડની વાત મૂળમાં નથી. કે વીતિહોત્ર રાજાએ રમણક અને ધાતકિ નામે બે પુત્રને બે ખંડનું રાજ્ય આપ્યું. એ ખંડના રહેવાસી લોકો બ્રહ્મરૂપ ભગવાનનું સકામ કર્મથી પૂજન કરી નીચે પ્રમાણે મંત્ર ભણે છે. "यत्तत्कर्ममयं लिंगं ब्रह्मलिंगं जनोऽर्चयेत् । एकान्तमद्वयं शान्तं तस्मै भगवते नमः." અર્થ-જે કર્મનાં ફળરૂપ પરમેશ્વરને જાણનાર, પરમાત્મામાં જ સમાધિવાળા અદ્વૈત અને શાંતસ્વરૂપને લોકો પૂજે છે તેને નમન કરીએ છીએ

* મીઠા સમુદ્ર પછી લોકાલોક પર્વત છે, દોઢ કરોડ અને સાડા સાત લાખ યોજનની ભૂમિ મીઠા સમુદ્રની પછી છે, તે પછી સોનાની ધરતી આવે છે, તે આઠ કરોડ અને ઓગણચાલીસ લાખ યોજનની છે. તેમાં કંઈ પડેલો પદાર્થ હાથ ન લાગવાથી સર્વ પ્રાણીઓએ તજી દીધેલ છે. તે પછી લોકાલોક પર્વત આવે છે, તે સાડા બાર કોડ યોજનનો છે.

† આ સાડાબાર કોડીનું વર્ણન મૂળ ભાગવત પ્રમાણે નથી.

‡ ઋષભ, પુષ્કરચૂડ, વામન અને અપરાજિત નામના ચાર દિગ્ગજો દિશાના—દિશારૂપ હાથીના કલ્પેલ છે. આ દિગ્ગજો પૂરણરૂપી પોપડાને સામસામા ટેકે છે ને તેથી એ પોપડો ઉથલાઈ પડતો નથી.

§ લોકના કલ્યાણના ઉપદેશને સારુ ભગવાન લોકાલોક પર્વતમાં રહ્યા છે. વિષ્વક્સેન વગેરે મોટા પાર્ષદોથી વિંટાયલા છે, અનેક પ્રકારના લોકોની મર્યાદાનું રક્ષણ કરતા કલ્પ પૂરો થતાં સુધી એની જ લીલા કરે છે. એના મધ્યસ્થમાં સૂર્ય રહે છે; વૈરાટ રૂપથી સૂર્ય તેમાં પેઠા હતા તેથી તેનું 'માર્તંડ' પણ નામ છે. દિશાઓ, અંતરિક્ષ, ઉપરના લોક, પૃથ્વી સ્વર્ગાદિકની જગ્યા, તેમ જ દેવ, પશુ, પક્ષી આદિ સૂર્યથી જ થાય છે.

## અધ્યાય ૨૧ મો*

### કડવું ૨૧ મું–રાગ સામેરી

શુકજી વાણી ઉચરે, સાંભળો પરીક્ષિત રાય;
સંખ્યા કહી ભૂગોળની, બ્રહ્માંડની રચનાય. ૧
ઈંડાકાર બ્રહ્માંડનાં, સુગર્ભ† પડ હવાં છે અભેદ;
તેને સહસ્રશીર્ષો વર્ણવે, સુર અમર મુનિવર વેદ. ૨
હવે સૂર્યની ગતિ‡ સાંભળો, જે વરસ સંખ્યા સાર;
નિમિષ પલ ઘટી દિવસ રાત્રી, ઋતુ સંક્રાંત વિસ્તાર. ૩
ઋતુ ઋતુ સંક્રાંતથી ફરે છે, સૂર્ય સવિતાનું માન;
ઉત્તરાયણ ને દક્ષિણાયન, એ બંને એથી જાણ. ૪
માનસોત્તર પર્વત પાછળ, ફરતા સુરજ નિત્ય;
નવ ક્રોડ એકાવન લક્ષ, યોજન થાયે રૂડી રીત. ૫
મેરુથકી પછી પૂર્વ દિશાયે, ઇંદ્રના નગરનો§ વાસ;
રાય ધર્મનું નગ્ર દક્ષિણે, સંયમની નામ પ્રકાશ. ૬
પશ્ચિમ બાજુ મેરુ એથી, વરુણનું શુભ ધામ||;
ઉત્તરે નગ્ર છે ચંદ્રમાનું, મહા મનોહર ધામ¶. ૭
એ નગરમાં સૂર્ય પેસતાં, ક્રમ પ્રમાણે જાય;
ઉદય મધ્યાહ્ન અસ્ત અને, તેમ મધ્ય રાત્રિ થાય. ૮
વળી ઉદયાદિક ક્રમ કહું, તે સાંભળો તમે રાય;
મેરુ દક્ષિણ વાસીઓને, ઇંદ્રપુરીથી ઉદય થાય. ૯
પશ્ચિમ વાસી જનોને, યમપુરીથી ઉદય પ્રમાણો;
વરુણપુરથી ઉદય થાય છે, ઉત્તર વાસિનો જાણો. ૧૦
તેમ જ પૂર્વ વાસિનો ઉદય, સોમ પુર નિર્ધારો;
એ રીતે ઉદય કહ્યો તુંને, દ્રઢ કરી મને ધારો. ૧૧
મધ્યાહ્ને આત સૂર્ય તપે, મેરુ વિષે રહે લોક;
એ તાપ તેઓ નવ ખમે, કરે તે ટાણે શોક. ૧૨
વળી નક્ષત્ર સન્મુખ કરે ગતિ, રહે મેરુને વામભાગ;
પ્રવાહ નામના વાયુને લીધે, મેરુ રહે દક્ષિણ ભાગ. ૧૩
એ રીતે જ્યોતિશ્ચક્રની જાણો, વહું ગ્રંથાધાર;
ગતિ એવી જ્યોતિની છે, કહું છું વિસ્તાર. ૧૪
જે સ્થાને તે ઉદય પામે, તેની તળે અસ્ત જાણો;
જ્યાં વળી મધ્યાહ્ન થાયે, તેની તળે મધ્યરાત્રિ માણો. ૧૫
ઇંદ્ર નગ્રથી યમના નગ્ર તક, સૂર્યને જાતાં રાય;
પ્રભાતથી સાંચરે રવિ તે, પંદર ઘટિકા થાય. ૧૬
ક્રોડ સવા બે જાણીયે, પોણા તેર લક્ષ યોજન;
પંદર ઘટિમાં એટલું અંતર, જાય કશ્યપ તન. ૧૭
એક પ્રહર સાડા સાત ઘડીનો, ઘટીતણી પલ સાઠ;
એક પલના સાઠ નિમિષ છે, શાસ્ત્રમાં વિખ્યાત. ૧૮
તે નિમિષના અર્ધમાં સુણ, સૂર્ય ગતિ સંખ્યાય;
આઠ સહસ્ર ને આઠસેં યોજન, તેટલામાં રવિ જાય. ૧૯
સૂર્યનો રથ એક ચક્રિ,* બાર આરા† સાર;
ત્રણ કુંડળી ઋતુ પટ્ટા‡, અશ્વ એક મુખ સાત§ વિસ્તાર. ૨૦
તે રથ મધ્યે|| સિંહાસનપર, છત્ર શોભા હોય;
મધ્યે વિરાજે નારાયણ પ્રભુ, કળી ન શકે કોય. ૨૧
પ્રજાનાં હીત કારણે રવિ, સહુએ કીધું પ્રકાશ;
રક્ત વસ્ત્ર ને રક્ત રચના, અરુણ સારથિ પાસ. ૨૨
પ્રજાપતિના ચક્રની પેરે, ભાનુ ફેરા ફરે અપાર,
ઘાણીની પેરે સૂર્યનો રથ, મેરુપર ફરે નિર્ધાર. ૨૩
શ્રીસૂર્ય સામો અરુણ બેઠો, ગ્રહી કરમાં રાશ;
વાલખિલ્ય નામે સાઠ સહસ્ર ઋષિ, નિગમ મંત્ર અભ્યાસ. ૨૪
વળી શિલ્પિ સાત છે, વિશ્વકર્માથી અધિક કહેવાય;
ભાનુ રથની પાછળ પાછળ, તેઓ ચાલ્યા જાય. ૨૫
નાગ સાત ગાંધર્વ સાત, અપ્સરા સાત વિખ્યાત;
વાદિત્ર ચંગ મૃદંગ ઝાંઝર, નિરંતર થાય નાચ. ૨૬
વળી રાક્ષસ સાત બળીયા, સૂર્યના છે જેહ¶;
કર શસ્ત્ર ગ્રહી સેવા વિષે, નિત્ય સાંચરે છે તેહ. ૨૭
શ્રીસૂર્ય સામો અરુણ બેસી, પ્રશ્ન પૂછે વાત;
પ્રત્યુત્તર ત્યાં થાય છે, આનંદમાં દિન રાત. ૨૮
ત્રણે કાલ આવે છે નિત્યે, સંગ્રામ કરવા દુષ્ટ અપાર;
ત્યાં નિગમ મંત્રી સપ્ત ઋષિ, તેનો કરે સંહાર. ૨૯
એ યુક્તિ સર્વ સજાઈ સાથે, સૂર્યનો રથ જેહ;
નિત્યે ફેરા ફરે છે સહી, મેરુ પાછળ તેહ. ૩૦
સાડા નવ કોટિ એક લક્ષ, યોજન ભૂ પ્રમાણ;
ક્ષણે દ્વિસહસ્ર ને બે ગાઉ, સૂર્ય ચાલે નિશ્ચે જાણ. ૩૧
એક ચક્ર રથનુ ચાલવું, તેની કહી એ કથાય;
સૂર્યના રથનું સ્થાન કહ્યું, સાંભળો પરીક્ષિતરાય. ૩૨

વલણ

સાંભળ પરીક્ષિતરાય, અધ્યાય એકવીશ વિસ્તરી;
કર જોડી વલ્લભ કહે, શ્રોતાજન ભજો શ્રીહરી. ૩૩

ઇતિ શ્રીમદ્ભાગવતે પંચમસ્કંધે એકવિંશોઽધ્યાયઃ ॥૨૧॥

---

* આ એકવિશમા અધ્યાયમાં માળચક્રથી નિરંતર ફરનાર સૂર્ય નારાયણની તે તે રાશિઓમાં ગતિથી જગતની મર્યાદાનો કથાપ્રસંગ છે.

† ભૂગોળ અને ખગોળ.

‡ એ સૂર્ય ઉત્તરાયણ, દક્ષિણાયન અને વૈષુવત નામની મંદ, શીઘ્ર અને સમાન ગતિથી ઊંચે ચડવાના, નીચે ઉતરવાના અને સમાન રહેવાના સ્થળમાં સમય પ્રમાણે આવી મકરાદિ રાશિમાં દિવસ રાત્રિઓને લંબાઈ ટુંકાઈ અને સમાનતા આપે છે. મેષ અને તુલારાશિમાં આવે છે ત્યારે દિવસ રાત્રિ સરખાં થાય છે. વૃષ, મિથુન, કર્ક, સિંહ અને કન્યા એ પાંચ રાશિનો સૂર્ય હોય છે ત્યારે દિવસો વધે છે અને રાત્રિ મારો મારો એક એક ઘડી ઓછી થતી જાય છે. વૃશ્ચિક, ધન, મકર, કુંભ અને મીન એ પાંચ રાશિમાં ફરે છે ત્યારે દિવસ ટુંકા અને રાત્રિ લાંબી થાય છે. દક્ષિણાયન થતા સુધી દિવસો લાંબા અને ઉત્તરાયણ થતાં સુધી રાત્રિઓ વધે છે. § દેવધાની નગરી છે. || નિમ્લોચની નગરી છે. ¶ વિભાવરી નગરી છે.

* એક વર્ષ. † બાર માસ ‡ છ પાટા. § અરુણે જોડેલા છંદ નામના સાત ઘોડા છે. || રથમાં બેસવાની જગા છત્રીશ લાખ યોજન લાંબી અને તેનો ચતુર્થ ભાગ પહોળી છે.
¶ એ મૂળ ભાગવતમાં નથી.

## અધ્યાય ૨૨ મો*

### કડવું ૨૨ મું–રાગ ધન્યાશ્રી

રાજા પરીક્ષિત પૂછે, પ્રશ્ન શુકજી કહોરે;
તમે સર્વજ્ઞ છો મહારાજ, સ્વામિ બહુ લહોરે. ૧
રવિ મંડળનું પ્રમાણ, કહ્યું વિસ્તારીરે;
હવે સવિતાનું જે ચાલવું, ગતિ કહો હેત કરીરે. ૨

ચાલ

સ્વામિ હેત કરી વિસ્તાર પૂર્વક, સૂર્યની ગતિ કહો એહ;
રવિ શશિનું ચાલવું તે, મેં સમ્યક્ પ્રિછ્યું ન તેહ. ૩
પ્રશ્ન સાંભળી પરીક્ષિતનું, વ્યાસ સૂત વાણી વદે;
ધન્ય ધન્યરે તું રાય પરીક્ષિત, હરિ કથા વહાલી હૃદે. ૪
દૃષ્ટાંત કહું સાંભળ જે તું પોતે, સૂર્યમંડળ ને શશિતણું;
આત્મબુદ્ધિએ ઓળખજે રાય, નિગમ શાસ્ત્ર હું જે ભણું. ૫
કુલાલ જે કુંભારનો, જેમ ચક્ર માફક ફેરા ફરે;
તે સામે ઇયેળ ચાલે, ચંચળતા ચિત્ત ઘણી કરે. ૬
તે ચક્રનો ઘણો વેગ છે, તેથી પાછી વળી દીસે નહીં;
ઘણું પ્રયત્ન ઇયેળ કરે પણ, ચક્ર ગતિ પામે નહીં. ૭
તેમ માયાચક્ર સુમેરુ પાછળ, સદા કાળ ફેરા ફરે;
રવિ શશી સર્વ નક્ષત્ર તારા, ઇયેળ ગતિએ સંચરે. ૮
ગ્રહોની ગતિ અતિ મોટી, પણ સૂર્યથી છે ભિન્ન;
સૂર્યનારાયણે કીધા છે, બાર ભાગ† તે સ્વાધિન. ૯
રાશિ સાથે દ્વાદશ માસે, વર્ષ અવયવ રૂપે ભોગવે;
દ્વે પક્ષે માસ ગણાય પૂર્ણ, ચંદ્ર માસ એ જોગવે. ૧૦
સવા બે નક્ષત્ર સૂર્ય ભોગવે, સૂર્ય માસ જાણે પૂર્ણ;
એક માસ તે જાણવો, પિતૃ અહોરાત્ર સંપૂર્ણ. ૧૧
ઋતુ માસ અને વર્ષ સર્વ, સૂર્ય ગતિનું મૂળ કારણ;
વર્ષે અનુક્રમે ગણો રાયજી, તો પાંચ‡ ભેદ કરે ધારણ. ૧૨
મંદ શીઘ્ર ને સમાન ગતિ, સૂર્ય ફરે દિન રાત્ર;
ચંદ્ર પણ એમ જ ફરે, પણ ભેદ છે કહેવા માત્ર. ૧૩
સૂર્ય જેટલું માસે ફરે, તેટલું ચંદ્ર સવા બે દિનમાં;
કૃષ્ણ શુક્લ એ કળા ચંદ્રની, ગણાય છે તે આધિનમાં. ૧૪
અમૃત સમ એ તૃપ્તિ આપે, માટે ગણાય છે 'સર્વમય';
પશુ પક્ષી જીવે એથી, વનસ્પતિ કરે તત્વમય. ૧૫
અવનીથકી એ સૂર્યમંડળ, એક લક્ષ યોજન ઉંચું સહી;
દ્વિ લક્ષ યોજન સુધાકર, એવી નિગમ મર્યાદા કહી. ૧૬
ત્રિલક્ષ યોજન સુધાથકી ઉંચું, તારામંડળ જાણજો;
નવ ગ્રહો વળી તેથી ઊંચા, રાય મનમાં આણજો. ૧૭
નક્ષત્રથીઃ§ બે લાખ યોજન, શુક્ર ઉંચો આવિયો;
શુક્રથી બે લક્ષ યોજન ઉંચો, બુધ ગ્રહ મન ભાવિયો. ૧૮
બુધથી બે લાખ યોજને, મંગળ શોભે માનમાં;
અશુભ ને દુઃખકારી એ છે, ભય તું મનમાં આણમાં. ૧૯
બુધથી બે લાખ યોજને, બૃહસ્પતિ શોભી રહ્યો;
બૃહસ્પતિથી બે લાખ યોજને, શનિશ્ચર આવી રહ્યો. ૨૦
સીતેર લક્ષ યોજન તે ઊંચા, ભૂથી સપ્તઋષિ રહ્યા;
મહા તાપસ તપોનિધિ મહિમા, તે જાયે નવ કહ્યા. ૨૧
તે સૌ પર મેરુ શિખર સરખું, ધ્રુવમંડળ શોભા ધરે;
નક્ષત્ર તારા ઋષિ સપ્ત સૌ, એ પાછળ ફેરા ફરે. ૨૨
એ માયાચક્રનો વેગ અધિકો,ને ગતિ ચાલવા સમર્થ નહીં;
તે માટે ગગનની મધ્યે, રવિ શશિ એમ દીસે સહી. ૨૩
બાવીશ અધ્યાય થયા પૂરા, સાંભળો હરિજન કથા;
પ્રભુ કથા સુણતાં પાપ નાસે, પ્રભુ કૃપા પામિયે યથા. ૨૪

વલણ

પ્રભુપદ પામિયે એમ યથાર્થ, શ્રીભાગવત મહા પવિત્રરે;
અધ્યાય બાવીશ હવા પૂરા, બોલ્યા વ્યાસના પુત્રરે. ૨૫

ઇતિ શ્રીમદ્ભાગવતે પંચમસ્કંધે દ્વાવિંશોઽધ્યાયઃ ॥ ૨૨ ॥

## અધ્યાય ૨૩ મો*

### કડવું ૨૩ મું–રાગ ગોડી–ચાલ ટુકડી

શ્રીશુકજી વાણી ઉચરે, રાય પરીક્ષિત શ્રવણે ધરે;
ધ્રુવમંડળ સૌથી ઊંચું સહી, અઠાવીશ લક્ષ યોજન મર્યાદા કહી.
તેમાં પંદર લક્ષ યોજન, વસે છે સુણ અભિમન્યુ તનં†;
બાકી તેર યોજન ઊંચું કહેવાયે, ત્યાં ગતિ કોની નવ થાયે‡.
મેરુ પાછળ છે વાયુનું ધામ, સમીર શુભ વહે તે ઠામ;
માયા કેરું ચક્ર§ છે સાર, નિત્યે ફરે છે ફેરા અપાર.
તે ચક્ર ફરે વાયુ આધાર, ભમે સદા ત્રિભુવન મોઝાર;
તે વાયુની પુઠે સુણ રાય, આકાશ ગંગા જે કહેવાય.
એ જ્યોતિશ્ચક્ર પ્રભુ રૂપ, વૃષભ આકારે શોભે અનૂપ;
પૂંછ અણીમાં ધ્રુવજી બેઠા, પ્રજાપતિ અગ્નિ ઇંદ્ર ધર્મ અણી હેઠા.
પૂંછ મૂળે છે ધાતાવિધાતા, કેડમાં સપ્તઋષિ શોભે શાતા;
જમણું વૃષભનું પડખું જે ફરે, ચૌદ નક્ષત્ર ત્યાં જઈ રહે.
ડાબા પડખે બીજાં ચૌદ નક્ષત્ર, શોભી રહે છે જ્યોતિશ્ચક્ર;
અજવિથી આદિ નક્ષત્ર છે પીઠે, ઉદરે આકાશ ગંગા ફેરા ફરે.
પુનર્વસુ ને પુષ્ય વસે નિતંબે, આર્દ્રા અશ્લેષા વસે ચર્ણે;
નાસિકામાં અભિજિત ઉત્તરાષાઢા, નેત્રમાં શ્રવણ ને પૂર્વાષાઢા.
ધનિષ્ઠા અને મૂળ કર્ણે વસે, મઘાઆદિ અષ્ટ નક્ષત્ર પડખે ધસે;
શતભિષા જ્યેષ્ઠા બે સ્કંધે, અગસ્તિ યમ વસે બે ઓષ્ટે.

---

* આ બાવીશમા અધ્યાયમાં ચંદ્ર અને સૂર્ય વગેરેનાં ઉત્તરોત્તર સ્થાન અને તે તે ગ્રહોની ગતિ ઉપરથી મનુષ્યોનો શુભાશુભ કથાપ્રસંગ છે. † બાર માસ ‡ સંવત્સર, પરિવત્સર, ઇડાવત્સર, અનુવત્સર અને વત્સર § તારામંડળ.

* આ ત્રેવિશમા અધ્યાયમાં જ્યોતિશ્ચક્રના આશ્રયરૂપ ધ્રુવનું સ્થાન અને બળદના સ્વરૂપથી ભગવાનની સ્થિતિનો કથાપ્રસંગ છે.

† એ લીટીની કશી સમજણ પડતી નથી. ‡ એ તેર લક્ષ યોજન, તે સપ્તઋષિનો તારાનો ઝુમખો છે, તેથી ઊંચું વિષ્ણુપદધામ છે તેમ ત્યાં ધ્રુવનો વાસ છે અર્થાત્ સપ્તઋષિના તારાથી ધ્રુવનો તારો તેર લક્ષ યોજન ઊંચો કહ્યો છે. § જ્યોતિશ્ચક્ર.

મુખમાં મંગળતણો વાસ, ઉપસ્થમાં શનૈશ્ચર દાસ;
કંઠમાં બૃહસ્પતિ મૂન્ય, વક્ષઃસ્થલે નારાયણ સૂર્ય.
હૃદયે સાક્ષાત્ નારાયણ મૂર્તિ, મનમાં ચંદ્રતણી છે સૂર્તિ;
નાભિયે શુક્ર સ્તનમાં કુમાર,* પ્રાણ અપાનનો બુધ આધાર.
ગળે રાહુ સર્વાંગે કેતુ, રુવાડે તારા વસે શુભ હેતુ;
આ ચક્રનું કરવું નિત્ય પૂજન, વળી આરાધવા ભગવંન.
અઘ નાશ સત્વરે થાય, ભક્તિ માર્ગે સઘ પલાય;
સંધ્યા સમયે જે ચક્રને ભજે, માયા મમતા તે મનની તજે.
નિત્યે ષટ્ચક્ર ચિંતવે નર જેહ,† શરણ હરિનું પામે તેહ;
યોગ ધ્યાન મંત્રે જપ કરે, સદા નિગમ મંત્ર ઉચરે.
ષટ્ ચક્ર આત્મા જે જોશે જન, યોગધ્યાન કરી દેહ સાધન;
તે પરમેશ્વરને પામશે, જન્મ મરણના ભય વામશે;
સર્વ પહોંચશે મનની આશ, પૂર્ણ કૃપા કરે અવિનાશ.

વલણ

શ્રીઅવિનાશી કૃપા કરે, અધ્યાય ત્રેવિશમો થયો;
શ્રી હરિ હરિ મુખ ભણો સાધુ, પંચમસ્કંધ મહિમા કહ્યો.

ઇતિ શ્રીમદ્ભાગવતે પંચમસ્કન્ધે ત્રયવિંશોઽધ્યાયઃ ॥ ૨૩ ॥

---

## અધ્યાય ૨૪ મો‡

### કડવું ૨૪ મું–રાગ રામગ્રી

શુકજી ભાખે સાંભળ રાયજી, હરિજશ સુણતાં દુઃખ જાયજી;
ભૂગોળખગોળની એહ કથાયજી, તે વિસ્તારી કહું મહિમાયજી. ૧

ચાલ

વિસ્તારી તુજને કહું, હરિ કથા ઉત્તમ સાર;
ગ્રહ નક્ષત્ર ને તારાના, મંડળ તણો સૌ વિસ્તાર. ૨
પૃથ્વી થકી નેવું લક્ષ યોજન, રાહુનું મંડળ જેહ;
સૂર્યથી લક્ષ દશ યોજન, નીચું છે ત્યાં તેહ. ૩
તે તેર સહસ્રનું મંડળ છે, જે સિંહિકાસુરનું ધામ;
શ્રીસૂર્ય મંડળ ગણિત છે, દશ સહસ્ર સંખ્યા નામ. ૪
ચંદ્ર મંડળતણી સંખ્યા, બાર સહસ્ર કહેવાય;
નવે ગ્રહ ને નક્ષત્ર તારા, સહસ્રથી છે અનુક્રમે સંખ્યાય. ૫
રવિ શશિ ને રાહુ જ્યારે, એકી રાશિયે એકઠા થાય;
તે દિવસે નિશ્ચે ઉપજે તે, ગ્રહણ કાળ ગણાય. ૬
રાહુ મંડળ ઘણું ઊંચું, શ્યામ વર્ણન ગગન;
છાયા પડે તેથી ન હોયે, રવિ કે શશિનું દર્શન. ૭
સર્વથકી હેઠા વસે છે, ભૂત પ્રેત નર યક્ષ;
તે થકી નીચી શોભે છે, પૃથ્વી જે આ પ્રત્યક્ષ. ૮
મેઘમંડળ સર્વથી, અંતરિક્ષ નીચું હોય;
વર્ષા વૃષ્ટિ કરે નિયમથી, તેથી પ્રજા સુખી સહોય. ૯
પૃથ્વીથી તે મંડળ ઉંચું, સંખ્યા દશ યોજન;
એ પૃથ્વીપર આવે ગરુડ પક્ષી, ગતિ તેની ગહન. ૧૦
ભૂ તળે નીચાં નિગમમાં, વર્ણવ્યાં છે પાતાળ;
સાત નામ તેનાં કહ્યાં, સત્ય સાંભળો ભૂપાળ. ૧૧
અતલ વિતલ સુતલ, તલાતલ શુભ ધામ;
મહાતલ રસાતલ ને, સાતમું પાતાલ નામ. ૧૨
એ પાતાલ સાતતણી રચના, જ્યાં જ્યાં રહે છે જંન;
સંક્ષેપ માત્રે વર્ણવ્યું, સાંભળો અભિમન્યુ તંન. ૧૩
ગુફારૂપ એ પાતાલોમાં, કામ ભોગ ઐશ્વર્ય આનંદ;
સ્વર્ગ કરતાં વિશેષ ત્યાં છે, જાણે ન મૂઢમતિમંદ. ૧૪
પ્રજા પ્રાણી જીવ જળચર, સર્પ દાદુર મત્સ્ય;
જળ સ્થળ રચના સર્વ કહીએ, ગ્રાહ મકર ને કચ્છ. ૧૫
વાટિકાને કુંજ સદન છે, વિહાર કરે સર્વ જંન;
થળ થળ પ્રત્યે દાનવ દૈત્યો, નાગ કેરાં વૃંદ. ૧૬
એ પાતાળ માંહે મયદાનવે*, રચ્યાં છે અનુપમ ધામ,
ગૃહ ગઢ સભા વિશ્રામ સ્થળ, મણિમય સ્થળ ઠામઠામ. ૧૭
વિહાર વૈભવ વિલાસભુવન, તણી શોભા કહી નવ જાય;
અખંડાનંદવ્યાપે ક્ષણક્ષણ, દુઃખરોગથી મુક્તજન થાય. ૧૮
પ્રભુ ચક્ર પાતાળે પેસે, તવ મૃત્યનો પરજન્ય;
નહિતર મૃત્યુ કોયે ન દેખે, સદા માને સર્વ આનંદ. ૧૯
તે પાતાલ સૌના અધિપતિ, જુજવા છે રાજાન;
પાતાળમાં દશ સહસ્રનું મંડળ, વસે જ્યાં બલાસૂરરાજન. ૨૦
એ પાતાલે સ્વર્ગ સમ, શોભતા છે સૌ ભોગ;
વળી સ્વર્ગની રચના ઘણી, ત્યાં વસે છે બહુ લોક. ૨૧
ત્યાં સરોવર વાડી મનોહર, કમળ રચના સાર;
પંખી સારસ હંસ વિહંગમ, મયૂર શબ્દ ઉચ્ચાર. ૨૨
સસ ભૂમિ અવાસ સુંદર, જડિત ઝાકઝમાળ;
બલાસૂર ત્યાં રાજ્ય કરે છે, દૈત્યનો કુમાર. ૨૩
એ બલાસૂરનામુખથકી, સ્વૈરિણીકામિનીપુંશ્ચલીજન્મ;
મોહ પમાડે સંયોગથી, કરે ગનિ માનવ ભંગ. ૨૪
(ત્યાં)સુવર્ણરસનું પાનકરતાં, પામે દશસહસ્રહાથીનું જોર;
હું ઈશ્વર હું સિદ્ધ ગણી, મદાંધ કરતો ફરે તોર. ૨૫
એ ત્રણ ની અધિકારી થઈ, ભોગવે રાજ્યાધિકાર;
હાટક હેમની ઘણી શોભા, અતળ રમ્ય અપાર. ૨૬
વિતળ મધ્યે હાટકેશ્વર, મહાદેવ બ્રહ્મ સ્વરૂપ;
ત્યાં પાર્વતીસાંનિધ્ય રહ્યા છે, સાક્ષાતગિરિજાપતિ ભૂપ. ૨૭
ત્યાં હાટકી નદી વહે છે, શંભુ સાંનિધ્ય નીર;
તેના જળમાં નિપજે છે, કનક તેહને તીર. ૨૮
તે સુવર્ણનાં નિત્ય નિપજે, સૌ દેવનાં આભર્ણ;
એ હાટકી સરિતા, સાક્ષાત શંકર શર્ણ. ૨૯

---

* અશ્વિનીકુમાર.

† આ જ્યોતિશ્ચક્રનું આ પ્રમાણે સ્તવન કરવું नमो ज्योतिर्लोकाय कालायनायानिमिषांपतये महापुरुषाय धीमहि–તેજના આશ્રયરૂપ, કાળરૂપ અને દેવોના સ્વામી મહાપુરુષને નમીએ છીએ.

‡ આ ચોવીશમા અધ્યાયમાં સૂર્યની નીચે ક્રમ પ્રમાણે રાહુ વગેરેની સ્થિતિ અને અતળ વગેરે સાત પાતાળની મર્યાદાનું વર્ણન છે.

* એ આ વિશ્વકર્મા કહેવાય છે.

સુતળ પાતાળને વિષે, બળિરાય દાનવ જેહ;
ત્યાં વામન અવતાર સાંનિધ્ય, વસે છે પ્રભુજી તેહ. ૩૦
ત્રણ કદમ અવનિ ભરી, વૈકુંઠને ભૂપાળ;
ચર્ણ કરી બળિરાય ચાંપ્યો, માપ્યું ત્રિભોમ પાતાળ. ૩૧
વચન બંધન હવા પ્રભુ, પોળીયા થઈ રહ્યા નાથ;
ત્યાં સેવા ભક્તિ કરે છે, બળિરાય જોડી હાથ. ૩૨
ભક્ત સઘળાથી અધિક, બળિરાય દાનવ જેહ;
વૈકુંઠ પદ તેને આપ્યું પ્રભુએ, તેમાં નહીં સંદેહ. ૩૩
લોક કહે પ્રભુએ બલિને, બાંધ્યો પોતાને પાશ*;
પણ એ મિથ્યા જાણ રાજન, પ્રભુ બંધાયા ભક્તિ પાસ. ૩૪
છળ કરી હરિ લીધું તેનું, ત્રિલોકનું જે રાજ;
વરુણ પાશે બંધન કરીને, નાંખ્યો પાતાલ આજ. ૩૫
પણ નિર્ભય થકો બલિરાયજી, સ્તવે છે અનુદિન;

બલિવચન:—

ધીક ધીક હે ઇંદ્ર તુને, તેં ન જાણ્યા પરબ્રહ્મ. ૩૬
દેવતા છે સાથી તારા, બૃહસ્પતિ ગુરુરાજ;
પ્રભુ ચરણ ત્યાગી રાજ સુખ, માંગી વણસાડ્યું તેં કાજ. ૩૭
મન્વંતર પૂરે રાજ તારું, જશે એ નિરધાર;
કાળ આવે રાજ જાશે, પછે શા થશે તુજ હાલ ૩૮
ધન્ય છે મુજના પ્રપિતામહ, પ્રહ્લાદજી મહારાજ;
નૃસિંહ ભગવાનને ના કહી, નિષ્કંટક લેવા રાજ. ૩૯
છે અનિત્ય વળી ભિન્ન પ્રભુથી, અધિક દુઃખનું કારણ;
ન ઇચ્છયું કીધું રુડું, એક રાગ દ્વેષનું ધારણ. ૪૦
એ રાય બળિ તણે દ્વારે, દ્વારપાળ હરિ જાણ;
શંખ ચક્ર ગદા પદ્મ ધારી, ઉભા પુરુષ પુરાણ†. ૪૧
ચોથું તળાતલ પાતાળ નામે, ઘણી છે શોભાય;
મહા દૈત્ય માર્યા ઇશ્વરે, .તે નાઠા વસે છે ત્યાંય. ૪૨
મયદાનવ છે રાજા સર્વનો, ન ધરે સુદર્શન ભય;
સદાશિવ રક્ષા કરે સદોદિત, તેથી રાજી છે રાજા મય. ૪૩
પાંચમું મહાતળ નામે છે, પાતાલ રચના જ્યાંહિ;
કદ્રુના જે પુત્ર સર્પ તે, સર્વ વસે છે ત્યાંહિ. ૪૪
તે ગરુડના ભય થકી, નાસી રહ્યા છે ત્યાંહિ;
ત્યાં ગરુડની ગતિ નહી, પાંચમું મહાતલ જ્યાંહિ. ૪૫
રસાતલ પાતાલ છઠ્ઠું, શોભતી રચનાય;
ત્યાં દૈત્ય દાનવ રહ્યા નાસી, તજી માન ગર્વ ત્યાંય. ૪૬
અર્જુનના માર્યા નિવાતકવચાદિ, ધરી ત્રાસ અપાર;
તે છઠ્ઠા પાતાલ મધ્યે, વસે છે નિરધાર. ૪૭
સૌથી નિચે અતિ ગહન, પાતાલ જે કહેવાય;
નાગ લોકો વસે સદા ત્યાં, વર્ણન ન તેનું કરાય. ૪૮
અતિ ક્રોધી અતિ બળિયા, વળી પ્રચંડ છે વેગ;
વાસુકિ છે મહારાજા, જેનો બાહુ છે તંગ. ૪૯
ત્યાં શેષ કાલી તક્ષક, પુંડરીક, ધૃતરાષ્ટ્ર નાગ;
મહા મોટા મણિધર સહુ, વસે છે સોહાગ. ૫૦
શંખ કુલિક મહાશંખ, શ્વેત ધનંજય આદિ નામ;
પાંચ સાતદશ શત સહસ્ર ફેણાધારિ, નાગનો વિશ્રામ. ૫૧
મણિ શોભે ફેણાપરનાં, થાય છે ઝાતકાર;
અંધકાર સર્વે ઝટ નાસે છે, એવો મણિનો ચમકાર. ૫૨
ત્યાં ઘણાં મહાલ ધામ શોભિત, જુજવા અધિકાર;
એ પાતાલ સાતે કહ્યાં તેની, રચના વિવિધ પ્રકાર. ૫૩
આ કથા પંચમતણી, અધ્યાય હુવા ચોવિશ;
ભાગવત કથા શ્રવણે પાન કરતાં, કૃપા કરે જગદીશ. ૫૪

વલણ

કૃપા કરે જગદીશ તે પર, જેહ સુણે એકે મન કરી;
કરજોડી કહે વિપ્ર વલ્લભ, સંત ભણો મુખે હરિ હરી. ૫૫

ઇતિ શ્રીમદ્‌ભાગવતે પંચમસ્કંધે ચતુર્વિંશોઽધ્યાયઃ ॥૨૪॥

---

## અધ્યાય ૨૫ મો*

### કડવું ૨૫ મું—રાગ મેવાડો

શ્રીશુકજી વાણી એણીપેર બોલ્યા, સાંભળ પરીક્ષિત રાયજી;
હવે શેષનાગના મંડળનો, તુજને કહું મહિમાયજી.
શેષનાગનું મંડળ પાતાળેથી હેઠું, ત્રીશ સહસ્ર યોજનજી;
તેને પુંછે રુદ્રના અવતાર, એકાદશ શિવપંચ વદનજી.
અહંકારના અધિષ્ઠાતા શેષ, વળી અહંકારરૂપ દેહજી;
સંકર્ષણ નામ ગણે છે સિદ્ધો, શેષનો સાચો નેહજી.
પ્રલય કરવા ઇચ્છે શેષજી, કરે ક્રોધમય ભમરજી;
ત્રિનેત્રમાંથી સંકર્ષણ પ્રકટે, અગિયાર રુદ્રરૂપ અમરજી.
(છતાં) સૌમ્ય દૃષ્ટિ સદા ધરે છે, પરમ ગુણ નિધાનજી;
નાગ નાગણી નમન કરે છે, માને સર્વે આણજી.
સ્નેહ આનંદ ને વિકાર રહિત તે, નાગણી કરે કલોલજી;
અનંતનામી અનંતગુણી એ, ક્રોધી કરે ભૂતોલજી.
આદિ દેવ શેષનાગ કહાવે, સર્વનો થંભે ભારજી;
નિદ્રા રહિત અસંખ્ય ક્રોધી, બેઠા છે નિરાહારજી.
સુરઅસુર ને નાગ ગાંધર્વ, સર્વ કરે છે સ્તવનજી;
મુનિ વિદ્યાધર ગુણ ગાય છે, એ કરે સૌને પાવનજી.
નીલાંબર ને કુંડળ ધારી, વૈજયંતી કંઠે પહેરેજી;
ભાષણ અમૃતસમ વદતા, દુઃખ શોક એ હરેજી.
કંઠાભરણના પરાગથી, ભ્રમર કરે ગુંજારજી;
શેષનાગનું સ્તવન કરતા, આનંદ વ્યાપે અપારજી,
આદિ દેવતા શેષજીનું, નારદ તુંબરું કરે ગાનજી;
બ્રહ્માસભામાં આનંદ વ્યાપે, થાયે થેઈ થેઈ તાનજી.

---

* ફાંસો. † એક સમયે સુતલ પાતાળમાં દશ મસ્તકવાળો રાવણ દિગ્વિજય કરતો આવ્યો હતો, તેને ભગવાને એક અંગુઠો લગાડી ... યોજન દૂર ફેંકી દીધો હતો.

* આ પચીશમા અધ્યાયમાં સાતમા પાતાળની તળે જે ઠેકાણે શેષનાગની સ્થિતિ છે, તે ઠેકાણે પ્રલય-નાશ વખતે આ જગતનો નાશ કરવાને ઇચ્છતા શેષનાગથી રુદ્રો ઉત્પન્ન થયા છે, તેનો કથાપ્રસંગ છે.

જગતની ઉત્પત્તિ સ્થિતિ પ્રલય, કારણ એ કહેવાયજી;
અનંત અનાદિ એક છે તોપણ, તેને કળ્યો કેમ જાયજી.
ભક્તનાં ચિત્ત વશ કરનારો, લીલાતણો ભંડારજી,
ઉદાર પરાક્રમી કાર્યકારણ, સત્વ મૂર્તિ નિરધારજી.
તેની ફેણાપર પૃથ્વી છે, એક શર્ષવ કણ* આકારજી;
શર્ષવ કણના જેટલો, તેનો શેષને લાગે ભારજી.
ગોળાકાર પૃથ્વીની રચના, શું કરુ વર્ણનજી,
તે શેષે શીશ ઉપર ગ્રહી, પોતે કીધું છે કૂર્મ આસનજી.
તે શેષ નાગના પુચ્છ વિષે, એકાદશ રુદ્ર છે જેહજી;
તેનુ નામ લેતાં પાતીક નાસે, પવિત્ર †થાયે દેહજી.
તે પ્રભુની કૃપાથી પામીએ, વકુંઠ કેરો વાસજી;
સ્મરણ માત્રે શુભ પદ આપે, કૃપા કરી અવિનાશજી.
શેષનું ધ્યાન ધરતાં સત્કર્મ આચરતાં, વૈકુંઠ પ્રાપ્તિ થાયજી,
ભાગવત પંચમ સ્કંધનો થયો, પચ્ચીશમો અધ્યાયજી.

ચલણ

પચ્ચિશ અધ્યાય પૂરા હુવા, કૃપા શ્રીહરિની હુવી;
કર જોડી વિપ્ર વલ્લભ કહે, હરિ લીલા છે નવનવી.

ઇતિ શ્રીમદ્ભાગવતે પંચમસ્કંધે પંચવિંશોઽધ્યાયઃ ॥ ૨૫ ॥

## અધ્યાય ૨૬ મો

### કડવું ૨૬ મું—રાગ ધન્યાશ્રી

રાજા પરીક્ષિત પુછતા, ચર્ણું નમીરે;
સ્વામિ કહો જે કથા, મારે મન ગમીરે. ૧
વળી પ્રશ્ન એક વિસ્તારી, કહો શુક સ્વામીરે;
તમથી ભાગે સંદેહ, સૌ અંતર્યામીરે. ૨

ચાલ

અંતર્યામી કહો મુને, તમ વચન અમૃત જેહરે;
આ જીવાત્મા સંસાર વિષે, કોણ કર્મે અવતરે. ૩
સંસાર માંહે સર્વ અવતરે છે, કર્મ વિકર્મ આચરી,
પ્રાણી કોણ કર્મે નરકે પડે, શુક મુનિ કહો વિસ્તરી. ૪
કોણ કોણ પાપે અધમ પ્રાણી, સ્વર્ગથી નરકે પડે,
કોણ અઘથી ફરે બુદ્ધિ જે, સ્વર્ગ માર્ગ નહીં જડે. ૫
વળી યમપુરી મેરુ થકી, સ્વામિ દક્ષિણે આવે ભણી;
ી કહ્યું ત્યાં પિતૃ વસે છે, શોભા તેની છે ઘણી. ૬
: નરક કુંડ એકવીશ છે, તથા સપ્ત બીજા જાણો સહી;
નરકના અધિકારી ક્રિયા, ઋષિ કહો કથા મુને સહી. ૭
ા શુકજી વાણી ઉચરે, તું રાય સાંભળને કથા;
પુરી નરકે વસ્યા પ્રાણી, તે કહું તુજને સર્વથા. ૮
રાય સર્વને દે છે શિક્ષા, ચિત્રગુપ્ત વર્ણે જે દોષ,
ઘણા ભોગવે પ્રાણી, યમનો સહી શકે ના ચોપ. ૯

તામિસ્ર અંધતામિસ્ર રૌરવ, મહા રૌરવ ને કુંભીપાક;
કાલ સૂત્ર અસિપત્ર વન, સૂકર અંધકૂપ નાપાક. ૧૦
કૃમિ ભોજન સંદંશ, વળી તપ્ત સૂર્મિ નામ;
વજ્રકંટક સાલ્મલી, વૈતરણી પૂયોદ અઘ ધામ. ૧૧
પ્રાણરોધ વિશસન ભુંડા, લાલાભક્ષ સારમેયાદન;
અવિચિ અને અયઃપાન, એ એકત્રિશ અઘ સદન. ૧૨
ક્ષાર કર્દમ રક્ષો ગણ ભોજન, શૂલ પ્રોત દુઃખકારી;
દંદશૂક અવટનિરોધન, પર્યાવર્તન સૂચીમુખ પ્રાણ હારી ૧૩
એ અઠાવીશ નરકમાં પડે, ભુંડા કર્મના પ્રાણી;
ગમે તેવાં પુણ્ય હોય તોપણ, ન શકે કોઇ તાણી. ૧૪
જેણે પરાઇ સ્ત્રીને હરણ કીધી, વળી પરાયું ધન જે હરે;
છળ ભેદ પ્રાણી જે કરે તે, વાસ નરકે સાંચરે. ૧૫
તેને યમના દૂત મારે, લોહ દંડ કરે ગ્રહી;
તામિસ્ર નામે નરકમાં પડે, સાહે તેની કો નહી. ૧૬
જે પુરુષ પુરુષને વાહી, તેની યોષિતા સંગ ગમન કરે;
તેને અંધતામિસ્ર નરકે નાંખે, યમ કિંકર કરમાં ધરે. ૧૭
તેનુ અંગ કુહાડે છેદન કરે, કડકો તેનો નહીં જડે;
અંધતામિસ્ર નરકમાં તે પ્રાણી, બહુ વર્ષ લગી રડવડે. ૧૮
જે પરદ્રોહ પ્રાણી કરે, અહંકારી હું મારુ ઘણો;
જે પોતાનાં વખાણ કરે, એ અધિકારી રૌરવ* નરકતણો. ૧૯
તેને લોઢાનાં શીંગડે મારે, પશુ† યમકિંકરના બહુ;
આપદા અનેક પ્રાણીને, એના કષ્ટની શી વાત જ કહું. ૨૦
જે કો દેહ પોતાનોજ પોષીને, સ્વજન કુટુંબ સંભાળે નહીં,
વળી પંક્તિ ભેદ કરે રહી, છેતરે ઘણાંને એકલો સહી. ૨૧
અઘોર નરક નિવાસ તેનો, મહારૌરવ નરકે તે પડે;
મહા દુઃખી ત્યાં થાય પ્રાણી, નરક કીચડમાં રડવડે. ૨૨
તેના જ શરીરનું માંસ કાઢી, ભક્ષવા‡ આપે સહી;
સર્વ આમિષનું ભક્ષ કરે, પ્રાણી દુર્ગંધ નરક વિષે રહી. ૨૩
જે જીવની હિંસા કરે નિત્ય, દયા મન આણે નહીં;
તેને કુંભિપાક નરકમાં નાંખે, યમદૂત તેના કેશ ગ્રહી. ૨૪
તેલ કેરી કઢા પ્રૌઢી, તે તળે અગ્નિ પ્રજ્વળે,
તે જનને તે માંહે નાંખે, શરીર તેલથી તેનુ તળે. ૨૫
કુંભિપાક નરક નામ તેનું, અવસ્થા જંતુને ઘણી;
કર્મ કર્યાં તેવાં ભોગવે ત્યાં, સહાય કરે નહીં કો તેતણી. ૨૬
પિતા બ્રાહ્મણ સ્ત્રી બાળઘાતી, દીર્ઘહત્યા શિરપર ચડે,
જેને દયા મન હોયે નહીં, તે પ્રાણી કાલસૂત્ર§ નરકે પડે. ૨૭

* રજકણ. † આ છવિશમા અધ્યાયમા પૃથ્વીની નીચેના નરકોમા કેનો પાપીઓને કેમ દુઃખ આપે છે, તેનો કથાપ્રસંગ છે.

* 'રુરુ' એ સર્પના કરતાં પણ અતિ ક્રૂર પ્રાણીનું નામ છે તેનાં નામપરથી રૌરવ એ નામ પડ્યું છે. † રુરુ નામના પ્રાણી બનીને મારે છે ‡ ક્વ્યાદ નામના રુરુઓ માંસને વાસ્તે તેને કાપે છે ને પછી તેનુ ભોજન કરે છે § કાલસૂત્રનો ઘેરાવો દશ હજાર યોજનનો છે તેની ભૂમિ ઉપરથી સૂર્ય ને નીચેથી અગ્નિએ કરીને તપ્યા કરે છે. તે પ્રાણી પશુનાં જેટલા રૂવાડાં હોય, તેટલાં હજાર વર્ષ લગણ ત્યાંજ સુવે બેસે છે.

ત્રાંબાની ત્યાં ભોમિય છે, વળી લોહની અવની ભલી;
અતિ તપ્ત તેને કરે યમદૂત, અગ્નિ બહુ ત્યાં પ્રજ્વલી. ૨૮
એકવીશ વાર તે તપાવીને, માંહે નાંખે જંતને;
ત્યાં સહાય કો ન થાયે, પછી સ્મરે શ્રીભગવંતને. ૨૯
જે કો પશુનો હણનાર પ્રાણી, જેને દયાભાવ મનમાં નહી;
શસ્ત્ર ઘાત તેને કરે છે, યમદૂત ક્રોધ વાણી કહી. ૩૦
પછી નાંખે નરકમાં, લોહ ઘાથી તે કષ્ટ સહે;
શસ્ત્ર માંહે ભરાઈ કષ્ટ આપે, પીડાતો પ્રાણી ત્યાં રહે. ૩૧
જેણે કરી એવી પ્રૌઢ હત્યા, તેને કહીં સ્વર્ગ જડે નહીં;
જેટલાં રોમ અંગે છે તેટલાં વર્ષ, દગ્ધ જ્વાળમાં રહે સહી. ૩૨
જે જન વેદ માર્ગ છાંડીને, અન્ય માર્ગ આચરે;
તેને અસિપત્રવન નરકમાં નાંખે, (યમને) કરગરતાં દયા
નવ ધરે. ૩૩
તીવ્ર ખડ્ગની ધાર સરખાં, પાંદડે* કાંટા ઘણાં;
જમના દૂત છોલે કરવતની પેરે, શરીર પ્રાણી તેતણાં. ૩૪
જે અધિકારી થઈ જાય, પ્રજાને અન્યાએ દુઃખ દેતો સદા;
જેને દંડ દેવો ઘટે નહીં, તેને દંડ દે દુઃખ દઈ તદા. ૩૫
તો તે સૂકરમુખ નરકે પડે, પ્રાણી રુધિર પિયેજ કુંડે સહી;
તેને ઈક્ષુના દાંડાની પેઠ, છોલે છુરીકાએ તહી. ૩૬
જેમ નિરદોષને દુઃખ દીધું પોતે, તેથી અહીં બહુ બહુ રુએ!
જે જીવને મન દયા નહી ને, દૃષ્ટિ માંડી અન્યને જુએ. ૩૭
તેને સાવજ પંખી મસ્તક માંહે, લોહની ચાંચે ચણે;
નેત્ર ફોડે તે તણાં, જમ દયા મનમાં નવ ગણે. ૩૮
સાંભળ હે રાજા પાપી નરને, અંધકૂપ† નરકમાં યમ નાંખે;
ન નિદ્રા ન, સુખ એમ, બહુ પીડા તે ભોગવે. ૩૯
જે ગૌઆસ કાગવાસ શ્રાદ્ધ પિતૃ, ને અતિથિને પોષે નહીં;
એકાકી અમથો જમે તે જન, કૃમિભોજન‡ નરકે પડે સહી. ૪૦
બ્રાહ્મણનું ધન તથા સોનું, તથા દેવનું જે ધન હરે;
દંડ એ જે સંદંશ§ નરકમાં, પોતે પ્રાણી સાંચરે. ૪૧
અગમ્યા સ્ત્રીને ગમન કરતાં, જે પુરુષ હર્ષ મન ધરે,
વળી અગમ્ય પુરુષથી જે સ્ત્રી, ગમનાનંદ મનમાં ધરે. ૪૨
ઘર ઘર હીંડે ભટકતો ને, પરસ્ત્રી સંગ ગમન કરે;
આલિંગન ચુંબન કરે, ક્રીડા, હાસ્યવાણી બાથો ભરે. ૪૩
તેવી જ રીતે નારી પ્રમાણો, જે ઘર ઘર મત્યે ફરતી હિંડે;
મનમાં શંકા કશી ન આણે, તપ્તસૂર્મિ નરકે પડે. ૪૪
તેને અર્થે લોહના સ્તંભ‖, અગ્નિ પ્રજાળી રક્ત કરે ત્યાંહાં;
તે સાથે તેને બાથ ભિડાવે, સાંકળથી બાંધી રાખે સ્થંભમાં. ૪૫

જે કો પશુમાં ગમન કરે, વજ્રકંટક શાલ્મલી નરકે પડે,
વળી શેમળા વૃક્ષે ચડાવીને, હેઠા પછાડે બળવડે. ૪૬
જે ધર્મ * ભાંગી અધર્મ આચરે, શાંત પિતાને દુઃખ દે;
અહંકાર અતિ મનમાં જે આણે, પરમનુષ્યને ગાળો વદે. ૪૭
તેને વૈતરણી નદીમાં નાંખે, યમદૂત દુઃખ દેતા ઘણું;
ત્યાં રુધિર પીયે દુર્ગંધ વિષ્ટા, કર્દમ મળમૂત્ર જ તણું. ૪૮
નખ કેશ અસ્થિ રુધિરની ત્યાં, નદી દારુણ વહે સહી;
તેમાં નાંખે પ્રાણીને યમદૂત, ઘણા કાળ રહે તહીં. ૪૯
નીચ વેશ્યા ગમન કરે, એવો અઘટિત અન્યાય આચરે;
પૂયોદ નરકમાં તે પ્રાણી†, મહા દુઃખે દહાડા ભરે. ૫૦
જો‡ કો મૃગ્યા વન રમીને, જીવહત્યા ઘણી કરે;
પ્રાણરોધ નરકમાં નાંખે તે મૂઢને, અવયવ કાપી હુંઠા કરે. ૫૧
જે§ કો મેલા મંત્ર સાધે, યજ્ઞ ભાવ ભક્તિ મન રાખે નહીં;
તે વિશસન નરકે પડે, સત્કર્મ એ નરક દેખાડે સહી. ૫૨
તેને લોહના શસ્ત્રથી મારે, વજ્ર સમ જેની અણી;
ક્ષણે ક્ષણે મહા દુઃખ તેને, યમના દૂત દે છે હણી. ૫૩
જો‖ કો બ્રહ્મ બ્રહ્મપત્નીને વીર્ય પાયે, તેને વીર્ય જ પાય છે;
લાલાભક્ષ નરકમાં પડી, વીર્ય નદીમાં તણાય છે. ૫૪
ચોર લુટારા રાજા આદિ, ગામ બાળે કે સંઘને લુટે;
ઝેર દે કે અધર્મે વર્તે, સારમેયાદન નરકે પડે. ૫૫
સાતસોપર ઓગણત્રીશ છે, અતિ વિકરાળ ત્યાં શ્વાન;
મોટા ક્રોધથી ફાડે પ્રાણીને, એવું એ પાપનું સ્થાન. ૫૬
જે કો અહર્નિશ જૂઠું બોલે, સાક્ષી પરાઈ જૂઠી ભરે;
તેને અવીચિ નરકમાં નાંખે, યમદૂત ચર્ણ કરમાં ધરે. ૫૭
તેને અધોમુખે પર્વતથી¶ નાંખે, વળી રાઈ સમા ટુકડા કરે;
છુરીવડે છેદે સહી, જે પ્રાણી અવીચિ સાંચરે. ૫૮
જે કો ઊંચ થઇ મદ્ય પીએ, સોમપાન માંસ ભક્ષી રહો;
તેને લોઢાનો રસ ઉષ્ણ કરી, પાય રસ જેવો થયો. ૫૯
તે અયઃપાન નરક કહીએ સહી, જેમાં ઉષ્ણરસ લોહ તણો;
યમના દૂત રેડે મુખમાં ત્યારે, આત્મા દુભાયે બહુ તેતણો. ૬૦
જે જન ધર્મ કરે પુન્ય આચરે, પ્રાણી શુભ મારગ બહુ;
પણ ધર્મ જે કર્યો હોય તે, કહી દેખાડે મુખે સહુ. ૬૧

* એ નરકમાં પ્રાણીને તાલવનનાં બન્ને તરફ ધારવાળા પાંદડાથી માર મારે છે, ત્યાં તે હાય મૂઓ, હાય હાયરે મરી ગયો, એમ આક્રંદ કરે છે, પણ દયા કોણ ધરે? † માંકડ વગેરે પ્રાણી માણસનાં લોહી પીવા માટે જ કરવામાં આવ્યાં છે, તેને મારનારો અંધકૂપમાં પડે છે ‡ એ લાખ યોજનના વિસ્તારવાળું છે, ને તેમાં કીડાઓ ખદબદ્યા કરે છે. § સદંશ નરકમાં તપાવેલા લોઢાના ચીપીયાથી પ્રાણીઓની ચામડીઓ જુદી કાઢે છે ‖ એ નરકમાં પુરુષને ધગાવેલી લોઢાની સ્ત્રી સાથે અને સ્ત્રીને લોઢાના પુરુષ સાથે બાથ ભરાવે છે

* રાજા અથવા રાજાના મનુષ્યો સનાતન ધર્મનો ધ્વંસ કરે, તેને માટે એ નરક છે. † ઇચ્છા પ્રમાણે વર્તનારા મનુષ્યને પૂયોદ નરક જે પરુ, વિષ્ટા, મૂત્ર, લીંટ વગેરેનું બન્યું છે. તેમાં પડીને તે જ પદાર્થ ખાઇ દુઃખ ભોગવવું પડે છે. ‡ કુતરાં તથા ગધેડાં આદિ પાળનાર *બ્રાહ્મણ વગેરે લોકો મૃગયાને રમતની પેઠે જાણી, શાસ્ત્રમાં વર્જિત સમયે મારનારાને યમદૂતો નિશાનરૂપ કરી બાણથી વિંધે છે.
§ ઢોંગી લોકો ખોટા યજ્ઞમાં પશુને કાપે, તેના યમદૂતો ટુકડા કરીને નરકમાં નાંખે છે. ‖ જે બ્રાહ્મણ અન્ય બ્રાહ્મણની સ્ત્રી સાથે ગમન કરે છે તેને વીર્ય જ પાય છે. ¶ સો યોજન ઊંચા પર્વતના શિખર પરથી નાખે છે. પડતી વખતે પ્રાણીને પથરાની તે જગ્યા પાણી માફક દેખાય છે. ત્યાંથી પડતાં તેના તલ તલ જેટલા કટકા થાય છે ને તે જો નથી પડતો તો ફરીથી ઉપર ચડાવીને ધકેલી પાડે છે.

તેને ક્ષાર-કર્દમ નરક મધ્યે, ઊંધે મસ્તક નાંખે ધરી,
અતિ કષ્ટ પામે અભિમાની, જેણે પોતાની કીર્તિ ઉચરી. ૬૨
જે કો નર બલિથી પૂજન કરે, સ્ત્રીએ મારેલા મનુષ્ય ખાયે;
તેઓ* નિશ્ચે દુઃખ પામે, રક્ષોગણ ભોજન નરકે જાયે. ૬૩
જે કો જીવનો† શુળી પરોઇ કરે છેદન, દયા મનમાં નવ ગણે;
જમયાચના બહુ કરે પ્રાણી, (પણ) પ્રહાર યમ તેને કરે. ૬૪
લોહ ચાંચે મારે સૌ મળી, શૂલપ્રોત નરકે પડ્યો તહીં;
જેવાં કર્મ કીધાં પ્રાણીએ, તે ભોગવે એ પ્રાણી સહી. ૬૫
સર્પ જેવો સ્વભાવ ધરી, છળભેદ કરી હરે ધન કોતણું;
તેને દંડશૂક નરકમાં નાંખે, ભક્ષે સાપજ‡ અંગ તેતણું. ૬૬
ઊંડી ખીણમાંહી નાંખે, દમે પ્રાણીને જે અતિ;
તે પડે અવટનિરોધન નરકે, દુઃખ પામે શરીરે અતિ. ૬૭
જે ઘેર અતિથિ ભિક્ષુક વૈષ્ણવ, નિર્મુખ કાઢે દુર્વચન કહી;
તેનાં નેત્ર કાકપક્ષી કાઢે, પર્યાવર્તન નરકે પડે સહી. ૬૮
જે§ કો છતું ધન ઘરમાં હોય, પણ ધર્મ માર્ગે ખર્ચે નહીં;
અહર્નિશ ને ક્રોધી નિરંતર જે, સૂચીમુખનો અધિકારી સહી. ૬૯
અંધાર‖ નરક ને વિષમ નરક, દુર્મુખ નરક વિકલ સહી;
ચટ નરક ને ગલીત નરક, વળી બીજી ઘણી નરક જાતિ કહી. ૭૦
દીર્ઘ નરક સૂક્ષ્મ નરક, વળી ઉર્ધ્વ નરક અતિ દારુણ યથા;
અશોષ નરક અવિગતિ નરક, એવાં બીજાં અનેક સંખ્યા તથા. ૭૧
વર્ણ ચારે શુભ ધર્મ મૂકી, કર્મ જેવાં આચરે;
તેવે નરકે પડે જંતુ, અસદ્ ગતિએ સાંચરે. ૭૨
એકવીશ ને અઠાવીશ, વળી ચોર્યાશી નરક યમપુર જ્યાં;
તે નરકના અધિકારી ભુંડા, નિવાસ કરે દુષ્ટ પ્રાણી ત્યાં. ૭૩
સંસાર સમુદ્ર મહા વિકટ ત્યાં, જે પ્રાણી ચેત્યા સહી;
ગોવિંદ નામની નાવે બેઠા, તેને એ નરકે નડે નહીં. ૭૪
સદ્‌ગુરુ સત્સંગ થવાથી, વૈકુંઠનો મારગ જડે,
શ્રીવિષ્ણુનું ધ્યાન ધરતાં, અંગે યમદૂત નહીં અડે. ૭૫
પરીક્ષિતને શુકજી કહે એ, પંચમસ્કંધ તણી કથા;
સંપૂર્ણ શ્રવણે સાંભળે, તેની જાય સંસારી વ્યથા. ૭૬
સ્વર્ગ મૃત્યુ પાતાળ ને, બ્રહ્માંડનું વર્ણન કહ્યું;
મમ માતાજીના જઠરમાં, મેં વ્યાસ કરુણાથી લહ્યું. ૭૭
એ પ્રમાણે શુકજી બોલે, સુણો પરીક્ષિત રાયજી;
એક મને નરનારી સાંભળે, પાતક સમૂળાં જાયજી. ૭૮
સંવત સત્તર ચોસઠ ને, વળી માસ ચૈત્ર શુભ સહી,
વદી પંચમી શુભ વાર મંગળ, પંચમસ્કંધ પૂર્ણ થયો સહી. ૭૯
શ્રીસૂર્યપુત્રી તાપી તટે, બેગમપુરામાં વાસ;
ખેરગામમાં કથા કીધી, રતન્યા શ્રીઅવિનાશ. ૮૦
ઔદિચ્ય જ્ઞાતિ વિપ્ર વલ્લભ, તાતનું નાનાભટ નામ;
કથા કહી શ્રીપ્રભુની, વર્ણવ્યા શ્રીહરિ ગુણગ્રામ. ૮૧
સંસારી પ્રાણીનાં શ્રવણથી, કોટિ અઘ મૂકાય છે,
તે અંતકાળે વૈમાને બેસી, વૈકુંઠસદને જાય છે. ૮૨

વલણ

પ્રાણી વૈકુંઠસદને નિવાસ પામે, ગર્ભવાસ ન આવે ફરી,
કર જોડી ભટ વલ્લભ કહે છે, શ્રોતા ભજો શ્રી હરિ હરી. ૮૩

ઇતિ શ્રીમદ્‌ભાગવતે પંચમસ્કંધે ષડ્‌વિંશોઽધ્યાય. ॥૨૬॥

---

* એવા પ્રાણી નરકમાં પડે છે ત્યારે તેના માંસને રાક્ષસો ખાઇને નાચે કૂદે છે. † જીવવાને ઇચ્છતાં પ્રાણીને વિશ્વાસ બેસાડી પછી મારે છે. એવા પુરુષને એ શિક્ષા છે.

‡ પાંચ વા સાત મોઢાવાળા સર્પો, જેમ ઉંદરને ઝડપી ગળી જાય છે, તેમ એવા પાપીને ગળી જાય છે.

§ ધનનો અભિમાની, પોતાને જ શ્રેષ્ઠ માનનારો, આડું જોનારો, સર્વની શંકા રાખનાર, ધન ખૂટી જશે એવી મનમાં ધાસ્તી રાખનાર પાપીને યમદૂતો દોરાથી સર્વ અંગો સીવી લઇ દુઃખ દે છે

इति पंचमस्कंधः समाप्तः

"ગુજરાતી" પ્રેસનાં પુસ્તક ખરીદનારને ઉપયોગી

# ખબર

"ગુજરાતી" પ્રેસનાં પુસ્તકો મંગાવનાર ગ્રાહકો અને "ગુજરાતી" પ્રિન્ટીંગ પ્રેસ સાથે પુસ્તકોનું છાપકામ, બાંધકામ વગેરે સંબંધી વ્યવહાર રાખનારા ગ્રાહક મહાશયોને નમ્ર સૂચના છે કે, ભળતા નામધારી છાપખાનાવાળાઓથી ટપાલની ગેરવ્યવસ્થા ન થાય તેટલા માટે સર્વ પ્રકારનો પત્રવહેવાર તથા પુસ્તકોનો ઓરડર વગેરે નીચે દર્શાવેલા અસલના સરનામે જ ચોકસ કરવો.

અમારા ઠેકાણાની ફેરબદલી થઈ નથી, તેમ જ "ગુજરાતી" પ્રેસ અસલ ઠેકાણેથી કોઈ પણ બીજે ઠેકાણે ખસેડવામાં આવ્યું નથી, એ ખાસ ધ્યાનમાં રાખવા વિનતિ છે.

ભૂલાવામાં નાંખે એવા અને ભળતા નામધારી પ્રેસ સાથે આ સંસ્થાને સંબંધ નથી માટે ભળતા નામ અને ઠેકાણા અને જાહેર ખબરથી ભૂલાવામાં પડતા નહિ.

---

# "ગુજરાતી" પ્રિન્ટીંગ પ્રેસ

## ચોપડી છાપવાનું કામ, જોબકામ

દરેક પ્રકારનું છાપવાનું નાનું મોટું કામ જેવાં કે બીલો, મેમોરેન્ડમ, લેટર પેપર, હીસાબી ચોપડાઓ વગેરે તથા મોટાં દળદાર પુસ્તકો શુદ્ધ ભાષામાં અને સુવાચ્ય અક્ષરોમાં કાળજીપૂર્વક ઘણી સ્વચ્છતાથી તથા વખતસર બનાવવામાં આવે છે. લગ્નસરા માટેની ચીઠીઓ તથા કાર્ડો ઝડપથી છાપી આપવામાં આવે છે.

## ચોપડી બાંધવાનું કામ

અમારા પ્રેસમાં ચોપડીઓ બાંધવાની અપ ટુ ડેટ મશીનરી છે. પાકી ચોપડીઓ તેમ જ કાચી ચોપડીઓ બાંધીએ છીએ; એમ્બોસીંગ અને સુનેરીકામ (ગીલ્ડીંગ) પણ સફાઇદાર કરીએ છીએ. અમારા પ્રેસનાં પુસ્તકો બાંધકામના નમુના છે.

ચોપડીઓ બાંધવાનું લાલ કીરમજી કાપડ, તથા બીજા રંગોનું કાપડ, સ્ટ્રોબોર્ડ, કાગળો, બુક-એન્ડ-પેપરો વગેરે અમારે ત્યાં વેચાતાં મળે છે.

ભાવતાલ માટે અસલના જુના સરનામે પત્રવહેવાર કરો.

પત્રવહેવાર કરવાનું સરનામું:—

મેનેજર "ગુજરાતી" પ્રિન્ટીંગ પ્રેસ

બુકસેલર્સ, પબ્લીશર્સ એન્ડ કમીશન એજન્ટસ

સાસુન બિલ્ડીંગ, એલફીન્સ્ટન સર્કલ, ફોર્ટ—મુંબાઈ નં. ૧.



શ્રીવિષ્ણુના અને યમના દૂતો અન્તર્મીનને લેવા આવેલા છે

'ગુજરાતી' પ્રેસ ફોર્ટ, મુંબઈ ૧

# શ્રીમદ્‌ભાગવત

## (કવિ વલ્લભકૃત પદબંધ)

### ષષ્ઠ સ્કંધ

અધ્યાય ૧ લો*

રાગ ગોડી

શ્રીગણનાયકને નમું પાય, શંકર સુત મુને કરો કરુણાય;
જગ વંદન ફરસી ગ્રહે પાણ, જેને સદાય અમૃત વાણ.
સુધબુધ નારીનો સ્તવું કંથ, કૃપા કરો મુને યશવંત;
જેના પુત્ર છે લાભ ને લક્ષ, ઉત્તમ મોદિકનું કરે ભક્ષ.
મુષકારૂઢ મણુ મૌઢ પ્રતાપ, અવિચળ વાણી મુજને આપ;
સ્વામિ રંક ભક્તને કરજો દયા, અજ્ઞાની મૂઢ જાણીને મયા.
શુદ્ધ વાણી અક્ષર તવ લહું, તમ કૃપાથી હરિરસ કહું;
શ્રીસરસ્વતી માતા કરજો સાર, મારે છે તારો આધાર.
અવિચળ પ્રબંધ વાણી આપજો, અઘ દુષ્ટ મતિ કાપજો;
શ્વેત ભૂષણ શ્વેતવાહન, હંસાસની માતા ધન્ય ધન્ય.
વીણા ને પુસ્તક ધારિણી, સદા ભક્તને સુખ કારિણી;
વેદ શાસ્ત્રમધ્યે આદની, કૃપા કરજો મુને વાગ્વાદિની.
શ્રીસરસ્વતી કરો કૃપાય, તમથકી ગ્રંથ પૂરણ થાય;
ષષ્ઠસ્કંધનું વર્ણન જેહ, શ્રીમદ્‌ભાગવત મધ્યે એહ.
સૂતપુરાણિક શૌનકને કહે, હરિગુણ જેને હૃદયમાં રહે;
એક મને સુણો નરનાર, કૃપા કરશે શ્રીવિશ્વાધાર.
ઓગણીશ અધ્યાયની એ કથા, હરિજન સાંભળજો સર્વથા;
શ્રીશુકજીના પ્રણમી પાય, પ્રશ્ન પૂછે પરીક્ષિત રાય.
રાય ઉત્તાનપાદનો વંશ, સુણી કથા મેં સર્વ પ્રભુ અંશ;
વળી પ્રિયવ્રત વંશવિસ્તાર, તે મેં સાંભળ્યો આરોપાર.
ભૂગોળ ખગોળ નર્કની કથા, તે સૌ મેં જાણી સર્વથા;
કહ્યા નરકાધિકારી જન જેહ, સ્વામિજી મેં સાંભળ્યું તેહ.
નરક ઠામ તમે કહ્યાં સહુ, તે મધ્યે પડે છે પ્રાણી બહુ;
તેને છૂટવાની વિધિ કહો, મુજ સ્વામિ તમો સહુ લહો.
જે જે કર્મ કીધાં સંજોગવી, તે શા પ્રકારે છૂટે ભોગવી,

શુકોવાચઃ—

માનસિક વાચિક કાયિક પાપ થાય, પ્રાયશ્ચિત્ત કર્યેથી દૂર પલાય.
ન કરે પ્રાયશ્ચિત્ત તો નરકે જાય, તે કહી ગયો છું જ કથાય;
એમ શુક કહે સાંભળ રાય, એ પ્રશ્ન તણો ઉત્તર થાય.
અજાણતાં જે કર્મ આચરે, તેનો થોડામાં છુટકો કરે;
જાણી જોઇને કરે જે પાપ, તે ભોગવશે આપોઆપ.
જાણી જોઈ કરે પરમ અઘ સહી, તેનો કહીએ છૂટકો નહી;
રુડું કર્મ કરે જન જેહ, પરમેશ્વરને સમર્પે તેહ.
તે છૂટે બંધન સંસાર, સમર્પે સત્કર્મ વિશ્વાધાર;
પરમેશ્વરને નામે છૂટીયે, જો હરિનામ રૂપી ધન લૂટીયે*.
વળતો પૂછે અભિમન્યુ તન, સ્વામિ આગે કોઈ થયો છે જન;
જે હરિ નામનું સ્મરણ કરતાં, પાપથી છૂટ્યો તે મરતાં.
તે કથા મુજને સંભળાવો આજ, કૃપા કરી શ્રીમુનિ મહારાજ;
વદે વ્યાસ સુત ગુણવાન, સાંભળ પરીક્ષિત એક આખ્યાન.
અજામિલ† એક બ્રાહ્મણ હતો, સ્વધર્મ માર્ગ નિંદતો;
બ્રહ્મ કર્મ તેણે તજ્યાં તે સહુ, રાય સાંભળ કથા તેની કહું.
તેનાં છૂટ્યાં છે દારુણ પાપ, ‘શ્રી નારાયણ’ નામ પ્રતાપ;
દાસી એક હતી તે નગ્ર મોઝાર, રૂપ તેજ તણો ભંડાર.
સોળ શણગાર શરીરે ધરે, પુરુષો કેરાં ચંચળ ચિત્ત હરે;
ઇંદ્રની અપ્સરા મૂકે માન, ઘણી દાસી તેને સંનિધાન.
જે કો તેને મંદિર જાય, મોહ બાણે તેનાં મન વશ થાય;
જે જન તેની દૃષ્ટિએ પડે, તેનો પ્રાણ રહે દાસી વડે.
એમ હરે તેનાં તન મન ધન, મોહ પાશે સૌ થાય બંધન;
એ અજામિલ દ્વિજનો અવતાર, સતી સાધવી તે ઘેર નાર.
હવા તેને સાત–ત્રણ બાળ, ભિક્ષા માંગી કરે પ્રતિપાળ;
એક સમે દ્વિજ ભિક્ષાને‡ પળે, તેની દાસી સાથે દૃષ્ટિ મળે.
મોહ્યો દ્વિજ વાગ્યાં મોહબાણ, થયો અજામિલનો વિહ્વલ પ્રાણ;
તે વેશ્યા સાથે આસક્ત થયો, બ્રહ્મ કર્મ ક્રિયા છાંડિયો.
તે સૌ કર્મ વેદને તજે, વેશ્યા તણું નામ બ્રાહ્મણ ભજે;
નિત્ય અન્યાય કરે અપાર, દુષ્ટોને મળી ફાડે ધન ભંડાર.

---

* પ્રથમાધ્યાયમાં વિષ્ણુના દૂતોએ પાપીને છોડાવ્યા પછી તેનું પાપ કહેવાને માટે યમદૂતોએ ધર્માદિનું લક્ષણ કહ્યું, તેનો કથાપ્રસંગ છે.

* વિશેષમાં શ્રીશુકે પરીક્ષિતને મૂળ ભાગવતમાં કહ્યું છે કે–કૃચ્છ્ર અને ચાંદ્રાયણાદિક પ્રાયશ્ચિત્તથી પાપ સમૂળ નાશ પામે છે એમ છે જ નહિ. અજ્ઞાની માણસ જ પ્રાયશ્ચિત્તનો અધિકારી છે, પ્રાયશ્ચિત્તથી પાપનો નાશ થાય છે, છતાં અજ્ઞાન હોવાથી પુન પાપ કરે છે ખરું પ્રાયશ્ચિત્ત તો અજ્ઞાન જ છે. પથ્ય અન્ન ખાનાર માણસને જેમ વ્યાધિ ન થતાં શરીર સારું રહે છે, તેમ નિયમથી વર્તનારને રાગ દ્વેષાદિકની હરકત ન થતાં તત્ત્વજ્ઞાન મેળવવામાં સમર્થ થાય છે ને ત્યારે શાંતિ પામે છે. જ્ઞાનમાર્ગથી પણ ભક્તિમાર્ગ શ્રેષ્ઠ છે. [મૂળ ભાગવતમાંથી સંક્ષિપ્ત;

† કનોજમાં એનો જન્મ થયો હતો.

‡ એ અજામિલ એક દિવસે પિતાની આજ્ઞાથી વનમાં ફળ, ફૂલ વગેરે લેવા ગયો હતો, ત્યાંથી પાછા વળતાં કાઇ કામી શદ્ર રાંડની સાથે આવ્યો આવતો હતો તે તેના જોવામાં આવ્યો. આળોટતી તથા મદિરાના મદને લીધે જેને વસ્ત્રનું પણ ભાન નથી એવી તે રાંડને જોઇ અજામિલ પૂર્વ કર્મને વિસરી તેની સાથે તેને ઘેર ગયો ને પછી તેના પ્રેમપાશમાં બંધાઇ ધર્મથી ભ્રષ્ટ થયો.

પરદ્રોહ કરી લાવે બહુ ધન, વેશ્યાનું સંતોષે મન;
પંથીનું ધન લૂટી લીયે, આવી વેશ્યાને કર દીયે.
દ્વિજ ઘેર રિદ્ધ સિદ્ધ હુતી જેહ, વેશ્યાને સૌ આપી તેહ;
રાત દિવસ વેશ્યાને ઘેર, કળ ન પડે તેને બીજી પેર.
નાત જાત તજ્યો પરિવાર, નિત્ય આવે. વેશ્યાને દ્વાર;
વેશ્યા સંગે રંગે રમે, ધર્મ વાત એકો નહીં ગમે.
અઠયાસી વર્ષનો અજામિલ થયો, તોએ વેશ્યા ઘર જાતો ન રહ્યો;
નિજ પરિવાર શું માયા નહીં, વેશ્યાનું પોષણ કરે જઈ.
બહુ વૃદ્ધ હવો દ્વિજ તેહ, જરા વશ થઈ વ્યાકુલ દેહ;
ઉદ્યમ કરતો જ્યારે અટક્યો, પછી વેશ્યાને મંદિર ગયો.
ધન હતું ત્યારે માનતી દહાડી, નિર્ધન દેખીને મુકિયો કાઢી;
પછી આવી પડ્યો તેને ઘેર, કુટુંબ સર્વને લાગી મેહેર.
શુશ્રૂષા સહુ તેની કરે, દયા ભાવ મન માંહે ધરે;
એમ કરતાં તેને આવ્યો કાળ, મરવા નાંખ્યો છે પરસાળ.
યમદૂત, ધર્મ રાયના જેહ, પ્રાણ લેવાને આવ્યા તેહ;
શ્યામ વર્ણ કરમાં લોહ દંડ, બિહામણા દીસે પ્રચંડ.
ક્રૂર ભયંકર મહા વિકરાળ, દીર્ઘ નેત્ર પાવકની જ્વાળ;
વદન વિકાસી કરડે દંત, લાવે અધર્મીનો ક્ષણમાં અંત.
દીઠા યમ જ્યારે આવ્યા પાસ, અજામિલ પામ્યો મહા ત્રાસ;
અતિભય પામી મનમાં રુએ, વપુ ધ્રૂજે ને ડગમગ જૂએ.
દશે પુત્ર હતા તેણે ઠામ, તેમાં કનિષ્ઠનું 'નારાયણ'* નામ;
લાગ્યો ભય દેખી યમનો પ્રસાદ, ત્યારે 'નારાયણ' સુતને કર્યો સાદ.
અરે 'નારાયણ' ઓરો આવ, આ યમદૂતથી મુજને મુકાવ;
તવ શ્રીહરિયે જાણી વાત, તેડ્યા હરિજન શ્રીજગતાત.
પ્રભુ કહે, પાર્ષદોને સહી, તમો જાઓ પૃથ્વીપર ભાઈ;
લઈ જાઓ તમો દિવ્ય વૈમાને, અજામિલ દ્વિજ સંનિધાન.
તેને યમકિંકર દુઃખ દેશે ઘણું, (પણ) હવે બળ નહીં ચાલે તે તણું;
તેણે 'નારાયણ' નામ અક્ષર ભણ્યો, માટે અધિકારી વૈકુંઠ તણો.
જઈ યમયાતનાથી મૂકાવો, વેમાન બેસાડી વૈકુંઠ લાવો;
પાર્ષદોએ કરયા પ્રણામ, આવિયા અજામિલને ધામ.
અતિ શોભા સહિત વૈમાન, રત્ન મણિરચના મંગળ ઠામ;
યમદૂતને તો દૂર કરી, તવ પાર્ષદ પ્રત્યે યમ બોલ્યા ફરી.
ત્યાં યમદૂત† કરે છે પ્રશ્ન, કોણ તમો શું ઇચ્છો છો મંન?
હરિજન* કહે સાંભળો દૂત†, એ તો વાત દીસે અદભુત.
સઘળે તપાસ કરવા અતિ, હરિએ કરી મેલ્યા અધિપતિ;
પોતાનું ઘર ઉગારી કરી, કાં પ્રજાને પીડો છો ફરી.
પ્રજાને કષ્ટ કરો છો તમો ઘણું, અહિં બળ ચાલે નહિ તમતણું;

* છોકરાનું નામ નારાયણ હતું. એ પુત્રને ઘણા પ્રેમથી તે બોલાવતો હતો. નારાયણ એ પ્રભુનું નામ છે, તેથી એ નામ પણ ભક્તિરૂપ થયું છે, એમ તાત્પર્ય કહ્યો છે.

† યમદૂત કહે છે–'યમની આજ્ઞાને અટકાવનારા તમે કોણ છો? કોના દૂત છો? ક્યાંથી આવ્યા છો? આ પાપીને લઇ જવામાં શા વાસ્તે અટકાવો છો? તમે દેવ છો કે ઉપદેવ છો, કે મોટા સિદ્ધ છો? અમે તમને પિછાણતા નથી તેથી રીસ કરશો નહિ, પણ તમો સઘળા પીળાં વસ્ત્રવાળા, કુંડલાદિ ભૂષણ ધારણ કરનારાઓ કોણ છો? ધર્મનું રક્ષણ કરનારા ધર્મરાજના અમો કિંકર છિયે, તેને શા માટે અટકાવો છો? સાંભળતા ભગવાનના પાર્ષદોએ કહ્યું કે,–'તમો જો ધર્મરાજના પાર્ષદો છો તો ધર્મનું જે તત્વ અને લક્ષણ છે, તે અમને કહો. શિક્ષા કિયા નિયમથી કરો? શિક્ષાનું સ્થાન કિયું? જે કોઇ કર્મ કરનાર છે, તે સર્વ શિક્ષાને યોગ્ય છે કે તેમાં માણસો જ શિક્ષા કરવા લાયક છે? તે માણસોમાં પણ સર્વ કે થોડાક?' એ વાક્ય સાંભળી યમદૂતોએ કહ્યું કે,–'જે કરવાની વેદમાં આજ્ઞા છે, તે ધર્મ અને જે કરવાની વેદમાં મના છે તે અધર્મ. વેદ નારાયણના નિઃશ્વાસથી પોતાની મેળે ઉત્પન્ન થયા છે, તેટલા માટે તે નારાયણ સ્વરૂપ છે એમ અમોએ સાંભળ્યું છે. બ્રાહ્મણાદિ ચાર વર્ણોને જુદા પાળ્યા, તે નારાયણ વેદ જ છે. સૂર્ય, અગ્નિ, આકાશ, વાયુ, ગૌ, ચંદ્ર, સંધ્યા, રાત્રિ, દિવસ, જળ, પૃથ્વી, કાળ અને ધર્મ એટલા જીવવડે થયેલા અધર્માદિના સાક્ષીઓ દ્વારા જણાયેલો અધર્મ, શિક્ષા કરવાનું સ્થાનક છે. સઘળાં પ્રાણી કર્મ પ્રમાણે શિક્ષાને પાત્ર છે. કર્મ કરનારથી પુણ્ય અને પાપ બન્ને થાય છે, કારણ કે તેઓને ગુણોનો સંગ લાગેલો છે. કર્તારહિતથી પાપ થતું નથી, પણ દેહધારી કર્મ કરયા વગર રહી શકતો જ નથી, માટે કર્મ કરનારાથી અવશ્ય પાપ થાય છે. માટે સર્વ પ્રાણી શિક્ષાને લાયક છે. જે પ્રાણી વર્તમાન જન્મમાં મૂઢ, દુઃખી અને અધાર્મિક છે તે ભૂત જન્મમાં તેવો જ હતો અને ભવિષ્ય જન્મમાં તેવો જ થશે, એમ અનુમાન થાય છે. વર્તમાન જન્મ ઉપરથી પણ ભૂત, ભવિષ્ય જન્મની પરીક્ષા થાય છે. યમરાજ તો તેની નગરીમાં બેઠા બેઠા જીવના પૂર્વ જન્મની સ્થિતિને મનથી બરાબર જાણે છે, ભવિષ્યની સ્થિતિને યોગ્ય રીતે જાણે છે; કારણ કે તે ઇશ્વરકોટિમાં અવિદ્યારૂપ ઉપાધિવાળો જીવ તો કેવળ વર્તમાન દેહને જ જાણે છે, પણ ભૂત ભવિષ્ય દેહને જાણી શકતો નથી. કર્મ કરવાની પાંચ કર્મેન્દ્રિય, પાંચ જ્ઞાનેન્દ્રિય, જ્ઞાનેન્દ્રિયોથી જાણવાના પાંચ વિષયો અને મન એ સોળ ઉપાધિ યુક્ત પોતે સત્તરમો એક જ જીવ જ્ઞાનેન્દ્રિય, કર્મેન્દ્રિય, અને મનના વિષયને પામે છે. ઉપર કહેલા સોળ ભાગવાળો અને ત્રણ ગુણથી બનેલો લિંગ દેહ જીવને વારંવાર જન્મ મરણ વગેરે સંસારમાં આપ્યા કરે છે, જેથી હર્ષ, શોક, ભય અને પીડા થાય છે. છ ઇંદ્રિયો નહિ જિતનારા અજ્ઞાની જીવને તો તેની મરજી ન છતાં પણ લિંગ શરીર કર્મ કરાવે છે. કોઈ પ્રાણી ક્ષણ માત્ર પણ કર્મ કરયા વગર કરી રહેતો નથી. જીવને આ સઘળી ખટપટ દેહાભિમાનથી થયેલી છે. તે દેહાભિમાન પરમેશ્વરના ભજનથી ટળે છે. આ અજામિલ પૂર્વે તો શાસ્ત્રના અભ્યાસવાળો હતો, તેમ સર્વ સદ્ગુણ સંપન્ન હતો, પણ વેશ્યાના સંસર્ગથી શાસ્ત્રમાર્ગનું ઉલ્લંઘન કરી ક્રૂર કર્મ કરતો હતો, તેમ તેનું પ્રાયશ્ચિત પણ કર્યું નથી, તેથી અમે યમ પાસે લઇ જઇશું, જ્યાં શિક્ષા થવાથી એ પ્રાણી પાપમુક્ત થશે.' [ભૂ. ભા. સ.

* અહિંથી બીજા અધ્યાયની વાત શરુ થાય છે.

† પ્રભુના પાર્ષદોએ યમદૂતોનાં ઉપર પ્રમાણેનાં વચન સાંભળીને આ પ્રમાણે પ્રતિઉત્તર આપ્યો કે–'અહો! ન્યાયની સભાને અધર્મે અભડેલી છે. એ સભામાં શિક્ષાને લાયક નહિ એવા નિષ્પાપ લોકોને વૃથા શિક્ષા કરવામાં આવે છે. ન્યાયાધીશો પ્રજાનાં માતા પિતા તુલ્ય ગણાય છે, તેથી તેમણે સમ દૃષ્ટિ રાખવી જોઇએ. જ્યારે ન્યાયાધીશો નિરપરાધીઓને શિક્ષા કરવા લાગે ત્યારે પ્રજાએ કોને શરણે જવું? ન્યાયાધીશ જો અધર્મથી વર્તે તો બીજાએ પણ તે પ્રમાણે વર્તે. જેના ખોળામાં માથું મૂકીને લોકો સુઇ રહે છે, તે જ માણસ જો પશુ જેવો બની ધર્માધર્મ જાણતો ન હોય તો તેને વિશ્વાસઘાતનું પાપ લાગે છે. અજામિલ કરોડો જન્મના પાપનું પ્રાયશ્ચિત્ત કરી ચૂક્યો છે. કારણ કે પરવશ અવસ્થામાં તેણે

એણે નારાયણનું લીધું નામ, એણે સ્વર્ગમાં કીધો ઠામ.
તમારો અહિં લાગજ નથી, સંબંધ વિના વિચારો કથી;
અન્યોન્ય એમ વાદજ કરે, સુતો અજામિલ શ્રવણે ધરે.
તવ અજામિલ સાવધાન થાય, મનમાં બહુ બહુ તે પસ્તાય.
મેં શુભ કર્મ કાંઈ કીધાં નહીં, મિથ્યા જન્મ ખોયો અહીં રહી.
હવે કંઈ કરુ મારું સાધન, જો કરુણા કરે જુગજીવંન;
અજામિલે શુભ મતિ આચરી, ભજવા માંડિયા તરત શ્રીહરી.

વલણ

શ્રીહરિને તુર્ત ભજવા માંડિયો, અજામિલ પાપી કહેવાયરે;
કર જોડી કહે વિપ્ર વલ્લભ, થયો પહ્મનો પ્રથમોધ્યાયરે.

ઇતિ શ્રીમદ્ભાગવતે ષષ્ઠસ્કંધે પ્રથમોધ્યાયઃ ॥ ૧ ॥

## અધ્યાય ૨ જો*

### કડવું ૨ જું–રાગ સામેરી

શ્રીશુકજી બોલ્યા સાંભળરાયજી, અજામિલની જેહ કથાયજી;
ગાતાં સુણતાં દુર્મતિ જાયજી, દેહીના સહુ બંધ મૂકાયજી.

ચાલ

મૂકાયો બંધ સર્વથા પ્રાણી, શ્રવણે સુણતાં એહ;
એક મને જન સાંભળે, તો પવિત્ર થાયે દેહ. ૧
સુતપુરાણિક શૌનક ઋષિ, પ્રત્યે કહે છે કથાય;
પછી અજામિલ તેણે સમે, હરિગણને લાગ્યો પાય. ૨
યમના દૂત આવ્યા હતા ત્યાં, પ્રાણ લેવા જેહ;
હરિજને તેમને બીછવ્યા તેથી, પાછા વળીયા તેહ. ૩
તે દૂત યમ પ્રત્યે વદે, સાંભળોને મહારાજ;
પ્રભુ પાર્ષદ આવિયા તેણે, કાઢિયા અમને આજ. ૪
લઈ જાયે વૈકુંઠ સદ્યે, પાપી અજામિલ જેહ;
પાર્ષદ અમને નહિ માન આપે, કાઢી મૂકે છે તેહ. ૫
અજામિલને* પાર્ષદ કહે, વૈમાને બેસો આજ;
વૈકુંઠમાં શ્રીનાથજી, તમને તેડે છે મહારાજ. ૬
અજામિલ વાણી વદે, સાંભળો હરિજન વાત;
એકવાર હું સાવધાન થઇને, આરાધું જુગતાત. ૭
સ્વામિ તમારાં દર્શનથી, પવિત્ર થયું મુજ અંગ;
તમ કૃપાથી સાવધ થઇને, આરાધું શ્રીરંગ. ૮
પછી મુજપર કૃપા કરશો, શ્રીહરિ ધરશો બાંહ;
ચર્ણ હરિનાં પામવા, મુને ઇચ્છા ઘણી છે મનમાંહિ. ૯
તમો હમણાં પાછા પધારો, જાઓ સ્વર્ગસદન મોઝાર;
આજ્ઞા માગી સાંચર્યા પાર્ષદ, આવ્યા પ્રભૂકેરે દ્વાર.† ૧૦
વૃત્તાંત સૌ માંડી કહ્યું ત્યારે, રીઝિયા શ્રીમહારાજ;
અજામિલને શાંતિ આવી, વિમાસે મન સાથ. ૧૧
વાર્તા કહીને વળ્યા વેગેં, હરિજન તેણી વાર;
અજામિલને સાતા હવી, સાવધાન હવો તે વાર. ૧૨
પાર્ષદને જોઈ પ્રણામ કીધા, ઇચ્છા કીધી મન માંહિ;
તુરત અંતર્ધ્યાન હવા ફરિ ગણ, વૈકુંઠ ગયા પ્રભુ જ્યાંહિ. ૧૩
મન વિમાસે તે પાતકી, ધિક્ક ધિક્ક મુને આ વાર;
પ્રભુને મેં ભજ્યા નહિ, કેમ થાય મુજ ઓદ્ધાર. ૧૪
(પછે) યમદૂત પાસથી સાંભળ્યો હતો, વેદપ્રતિપાદિત ધર્મ;
નિર્ગુણ ધર્મને આધીન હવો તે, જાણ્યા શ્રીપરબ્રહ્મ. ૧૫
તે બોલ્યો નિજ આત્મા પ્રત્યે, ઓ પાપી દુષ્ટ પ્રાણિયા;
શ્રીપરબ્રહ્મ પરમાત્માને, તેં શા માટે નવ જાણિયા. ૧૬
ધિક્કાર છે મુજ કાર્યને, ધિક્કાર છે બ્રાહ્મણ નાત;
પતિવ્રતા નારીને ત્યજી મેં, નિચ નારીને અર્પિ જાત. ૧૭
મધુપાન કરતી નિચ દુષ્ટાને, પ્રેમે જોઇ તેહને;
સંતપુરુષે નિંદેલો હું, ધિક્કાર કાજળરૂપ આ દેહને. ૧૮
કુલાંગાર અધમ પાતકી, વળી અતિ અનાચારી હુંય;
નારકી ને વળી પાતકી ને, હરિ મળશે શુંય. ૧૯
મ જોયું સ્વપ્ન કે સાચું શું, નથી સમજાતી કંઈ વાત;
અદ્ભુત ચમત્કાર એ શું હવો, નથી જાણતો દિન કે રાત. ૨૦
ક્યાં ગયા યમના દૂત પેલા, જે ખેંચતા ફાંસી ઘાલી,
છોડાવ્યો જે સુંદર સ્વરૂપે, તે સિદ્ધ ગયા ક્યાં ચાલી. ૨૧
મંદ ભાગ્યવાળો હું આજન્મમાં, પણ પૂર્વનાં પુણ્ય કંઈ ફળિયા;
એ પુણ્યે પ્રભુ મુજને, આ જન્મે નિશ્ચે આવી મળિયા. ૨૨

---

મંગળરૂપ ભગવાનનું નામ લીધું છે. 'હે નારાયણ, આવ' એ વાક્યમા માત્ર ચાર અક્ષરનું ભગવાનનું નામ છે તદપિ તેના પાપનું તેથી નિવારણ થયું છે. ચોર, મદ્યપાની, મિત્રદ્રોહી, બ્રહ્મહત્યારો, સાવકી માનો સંગ કરનાર, સ્ત્રીહત્યારો, રાજહત્યારો, પિતૃહત્યારો, ગૌહત્યારો અને બીજા સર્વે પાપીઓને વાસ્તે ભગવાનનું નામ લેવાય, એ જ ઉત્તમ પ્રાયશ્ચિત્ત છે પ્રાયશ્ચિત્ત પાપોનાં મૂળને મટાડનાર નથી, કેમકે પ્રાયશ્ચિત્ત કરયા પછી પણ મન પાછું પાપમાં દોડે છે માટે પાપોનાં નાશ કરવાની ઈચ્છા ધરાવનારા પુરુષને તો ભગવાનના ગુણોનું વર્ણન જ પ્રાયશ્ચિત્ત છે માટે સઘળા પાપનું પ્રાયશ્ચિત્ત કરનાર અજામિલને તમારે લઇ જવો નહિ, કારણ કે અંતકાળ વેળાએ આ માણસે પૂર્ણ અક્ષરથી ભગવાનનું નામ લીધું છે. પુત્રાદિકના નામ ઉપરથી, મશ્કરીથી, ગાવાનો આલાપ પૂરવા માટે અથવા ગાળ દઇને પણ ભગવાનનું નામ લેવાય તો તેનાં સઘળાં પાપોનો નાશ થાય છે. પડતાં, ઠેસ વાગતાં, સર્પ કરડતાં, તાવ વગેરેની પીડા થતાં અથવા લાકડી વગેરે વાગતાં જે માણસ પરવશપણાથી ભગવાનનું નામ લે છે, તે યમપુરીમાં કષ્ટ ભોગવવા યોગ્ય નથી. મોટા મોટા ઋષિઓએ નાનાં પાપ માટે નાનાં અને મોટાં પાપ માટે મોટાં પ્રાયશ્ચિત્તો કહેલાં છે; પણ ભગવાનના નામને એ વ્યવસ્થા લાગુ પડતી નથી. જેમ બિંદુ માત્ર મદિરા પીવાથી અઘોર પાપ થાય છે, તેમ ભગવદ્ સ્મરણથી સઘળાં પાપ નાશ પામે છે. જેમ અત્યુત્તમ ઔષધ શ્રદ્ધા વગર ખવાઈ ગયું હોય તોપણ તે પોતાનો ગુણ કર્યા વગર રહેતું નથી, તેમ ભગવાનના નામ રૂપી મંત્ર કોઇના કહ્યા વગર વા શ્રદ્ધા વગર બોલાય, તો પણ તે પોતાનું કાર્ય કરે છે. [ મૂ. ભા. સ.

* આ બીજા અધ્યાયમાં વિષ્ણુના પાર્ષદોએ યમના દૂતને ભગવાનના નામનો અદ્ભુત મહિમા સંભળાવ્યો ( એ વાત વલ્લભે પ્રથમાધ્યાયમાં લીધી છે પણ મૂળમાં બીજામાં છે) પછી કેટલાક દિવસે અજામિલને વિષ્ણુ લોકમા લઇ ગયા, એ કથાપ્રસંગ છે.

* અહિંથી ૧૩ લીટીની વાત મૂળ ભાગવતમાં નથી.
† પાછા ફરી અજામિલ પાસે પ્રભુના પાર્ષદ આવ્યા.

હું જુગારી મદિરા પિનારો, કીધો બહુ વ્યભિચાર;
તે નારાયણને ક્યાં ઓળખ્યું, નથી સમજિયો હું આચાર. ૨૩
નહિ ભેળાઉં હવે આ નિચ સંગમાં, નથી ગમતો સંસાર;
પ્રભુનામ સ્મરી જીતિશ બાજી, ઉતરીશ ભવપાર. ૨૪
એમ ક્ષણવારમાં ત્યજી માયા, કાયાનો ન ધર્યો મોહ;
શુક કહે પરીક્ષિતરાયને, સત્સંગનું ફળ એ હોય. ૨૫
પરિતાપ કરતાં વૈરાગ્ય ઉપન્યો, દમવાને લાગ્યો કાય;
ઘરબાર કુટુંબ સ્ત્રી તજીને, મહા વિષમ વનમાં જાય. ૨૬
તીર્થાટન કીધું ઘણું એક, આવિયું વન ગંભીર;
રમ્ય સ્થાનક શોભતું, સાક્ષાત ગંગા તીર. ૨૭
અઢાર ભાર વનસ્પતિ, ખગ હંસ સારસ સાર;
પુષ્પ પ્રિમલ રમ્ય માસ્ત, ભ્રમર કરે ગુંજાર. ૨૮
અનેક ઋષિઓ બેઠા, કરવા દેહતણાં સાધંન;
અજામિલ ગંગા તટે આવી, માંડયું તપ આરંભ. ૨૯
ઋષિ વૃન્દ બેઠા જ્યાં, ગંગાજીનાં વહે છે નિર્મળ અર્ણ;
અજામિલે તપ ધ્યાન માંડયું, ચતુર્ભુજનું કરિ સ્મર્ણ. ૩૦
સાધુ સમાગમ સંત સેવા, ઉત્તમ જે કહેવાય;
ભક્તિ ધરી ઇંદ્રિય સ્વાદ મૂકી, ભજે શ્રીવૈકુંઠરાય. ૩૧
દ્વાદશાક્ષર* મંત્ર ઋષિએ ત્યાં, આપીઓ નિરધાર;
અહર્નિશ દ્વિજ આરાધે, સાક્ષાત દેવ મોરાર. ૩૨
ક્ષુધા શીત ને ગ્રીષ્મ કાળે, અતિ તીવ્ર માંડિયું તપ;
માળા ન મૂકે રતી ન ચૂકે, જપે હરિનામ જપ. ૩૩
મનકામના ધરી પ્રભુ મળવાની, આરાધે અજામિલ;
દૃઢ ભાવ રાખ્યો હૃદયમાં, બહુ પાળે ઉત્તમ શીલ. ૩૪
આત્મા પરમાત્માની માંહિ, લય પમાડ્યો પ્રાણ;
ગંગાતટે શરીર છાંડયું, થયું તે હરિને જાણ.† ૩૫
મોકલ્યા હરિજન હરિએ, વૈમાન લઈ તે વાર;
પુષ્પવૃષ્ટિ ગગન કરતા, હવા તે નિરધાર. ૩૬
અજામિલને બેસાડિયો, મણિ રત્નજડિત વૈમાન;
હરિજન સરખો કરી લાવ્યા, જ્યાં બેઠા શ્રીભગવાન. ૩૭
વૈકુંઠનાથે કૃપા કીધી, આપ્યું વૈકુંઠ ધામ;
હરિ નામ કેરા પ્રતાપથી, તે પામ્યો ઉત્તમ ઠામ. ૩૮
અજામિલે ફક્ત પુત્રભાવે, હરિ નામનો કર્યો ઉચ્ચાર;
તે સે ઉદ્ધાર થયો દ્વિજનો, કૃપા કરી મોરાર. ૩૯
નારાયણ પુત્રનું નામ લેતાં, ત્રુઠ્યા શ્રીઅવિનાશ;
યમ દૂતથી મૂકાવીને તેને, હરિયે આપ્યો વૈકુંઠવાસ. ૪૦
તે શ્રદ્ધાપૂર્વક ભાવથી જે, સદા ભજે હરિનામ;
એને કેમ વિસારશે, સાક્ષાત પૂરણ કામ. ૪૧

* આ લીટીનો સબંધ મૂળ ભાગવતમાં નથી.

† જ્યારે ભગવાનના સ્વરૂપમાં તેની બુદ્ધિની નિશ્ચળતા થઈ ત્યારે ભગવાનના પાર્ષદો તેની પાસે આવ્યા. તે પાર્ષદોને પ્રણામ કર્યા પછી તેનો દેહ ગંગામાં છૂટ્યો, ને તેને તુરત ભગવાનના પાર્ષદ જેવું સ્વરૂપ પ્રાપ્ત થયું. એ એક 'નારાયણ' નામનું માહાત્મ્ય.

હરિ નામના આધારનો છે, મોટો મહિમા જાણ;
પ્રાણી ભવસાગર તરે, કૃપા કરે સારંગપાણ. ૪૨
શ્રીરામ કૃષ્ણ ગોવિંદ નામે, છૂટિયે આ સંસાર;
નિર્લેપ રાખે ભક્તને, ભગવંત વિશ્વાધાર. ૪૩
માટે રાય પરીક્ષિત સર્વથા, હૃદયે ભજિયે રામ;
સંસાર છે સૌ સ્વાર્થનો, (પણ) અંતે હરિ આવે કામ. ૪૪
દ્વિજ અજામિલની કથા જે, સાંભળે નરને નાર;
કૃપા કરે તેને શ્રીવિષ્ણુ, પ્રભુ જીવન જગદાધાર. ૪૫
એ કથા શ્રવણે પાન કરતાં, સાધન દેહનું થાય;
દૃઢ ભાવે ભગવાન ભજો, જેણે કોટિ અઘ મૂકાય. ૪૬

વલણ

કોટિ અઘ મૂકાય પ્રાણી, શ્રીગોવિંદ નામ લેતાં સહી;
દ્વિતીય અધ્યાય થયો પૂરણ, ષષ્ઠસ્કંધ કથા કહી. ૪૭

ઇતિ શ્રીમદ્ભાગવતે ષષ્ઠસ્કંધે દ્વિતીયોઽધ્યાયઃ ॥ ૨ ॥

## અધ્યાય ૩ જો*

### કડવું ૩ જું–રાગ સામેરી

શ્રીશુકદેવ વાણી ઉચરે, સાંભળો પરીક્ષિત ભૂપરે;
ગોવિંદ નામનો મહિમા મોટો, પરિપૂર્ણ બ્રહ્મસ્વરૂપરે. ૧
અજામિલે પુત્ર ભાવે, બોલાવ્યા શ્રીગોપાળરે;
વૈકુંઠ વાસ તેનો હવો, ઉદ્ધાર્યો હરિયે તત્કાળરે. ૨
સદા નિત્યે રાત્રિ દિવસ જે, ભજે સારંગપાણરે;
હરિભજન ભાવે જે કરે, રસના મધુરી વાણરે. ૩
વૈકુંઠ પામે તેમાં આશ્ચર્ય કશું નથી, વિસરે ન દયાળરે;
ભજન ભાવે દૃઢ ધીરજ રહે, હરિ લે સધ સંભાળરે. ૪
અનેક ભક્ત ઉદ્ધારીયા, કરુણા કરી મહારાજરે;
નિજ દાસનાં હરિ લાડ પાળે, અવસરે આવે કાજરે. ૫
માટે સર્વથા ગોવિંદ ભજીએ, દિન પ્રત્યે એકવારે;
આ સ્થિર કાયા છે નહિ, અનિત્ય ગતિ સંસારરે. ૬
હવે સાંભળ રાય કથા કહું, યમદૂત આવ્યા જેહરે;
અજામિલને ભવનથી, યમસદન પહોંચ્યા તેહરે. ૭
યમદૂત પાછા વળી આવ્યા, ધર્મ રાયને ભુવનરે;
પ્રણામ કરી યમરાયને, પછી બોલિયા મુખ વચનરે. ૮
સ્વામિજી અમો ગયાતા, અજામિલ કેરે દ્વારરે
તમ આજ્ઞા લોપી હરિજને, તેને મૂકાવ્યો તે વારરે. ૯
અમને તુરત કઢાવિયા ત્યાં, હરિજન હુતા ચારરે;
તે આગળ બળ અમારું, ચાલ્યું નહીં લગારરે. ૧૦
હરિજને તેને મૂકાવ્યો, અમ સર્વને અળગા કરીરે;
ઘણું પ્રયત્ન કર્યું પણ તેને, અમે સ્પર્શી શક્યા નવ ફરીરે. ૧૧

* આ ત્રીજા અધ્યાયમાં યમરાજાએ વૈષ્ણવોના ઉત્કર્ષનું વર્ણન કરી, પોતાના દૂતોને શાંત કરી, વૈષ્ણવોના દાસ બનાવ્યા, તેનો કથાપ્રસંગ છે.

અધિકારી છે સ્વર્ગ તણો, તેણે કહી એવી પેરરે;
માનભંગ હુવા અમો પછી, આવ્યા પાછા ઘેરરે. ૧૨
એવી વાણી સાંભળી, વદે ધર્મરાય* સોહાગરે;
હરિજન જ્યાં આવ્યા હશે ત્યાં, આપણો નહીં લાગરે. ૧૩
જ્યાં નારાયણની ભક્તિ હશે, ત્યાં આપણું ચાલે નહિરે;
તેને દ્વારે મા જશો, રાય ધર્મ એમ વાણી કહીરે. ૧૪
અજામિલ પુત્ર તે પરમેશ્વર, સાક્ષાત શ્રીઅવિનાશરે;
મારો ભય એને નહીં, જેને સદા શ્રીહરિ પાસરે. ૧૫
હુંએ નિત્યે કરું છું અહિં, ભજન શ્રીઅવિનાશરે;
અહોરાત્ર હરિને ચિંતવું, મુને હરિ મળ્યાની આશરે. ૧૬
અમો મૂકેલા તેના છિએ, તેનાં ચરણના દાસરે;
એ નિરાકાર સ્વામિ, અખંડ શ્રીઅવિનાશરે. ૧૭
એ પરમેશ્વરથી સર્વે સૃષ્ટિ, ઉત્પત્ત થઈ કહેવાયરે;
સ્વર્ગ મૃત્યુ પાતાળ ને, બ્રહ્માંડની રચનાયરે. ૧૮
રુદ્ર બ્રહ્મા રવિ શશિ તારા, ઈંદ્ર, હું ને કુબેરરે;
વરુણ વહ્નિ તેજ વાયુ, - દિગ્પાળ પર્વત મેરરે. ૧૯
દેવ દાનવ માનવી, અપ્સરા ગુણી ગાંધર્વરે;
મુનિ માત્ર મોટા સિદ્ધ તાપસ, જો પ્રભુને વશ સર્વરે. ૨૦
યક્ષ કિન્નર વિદ્યાધર ને, ભૂત પ્રેત વૈતાળરે;
નગ નાગ અર્ણવ દ્વીપ રચના, રોગ વ્યાધિ વહાલરે. ૨૧
શ્રીજગદીશની આજ્ઞાથી, સૌને જુજવા અધિકારરે;
હરિ આજ્ઞાથી કાર્ય સઘળાં, અમો કરીએ નિરધારરે. ૨૨
નારાયણની કથા કીર્ત્તન, ગોષ્ટિ હોયે જ્યાંહિરે;
ગોવિંદના ગુણ ગાન ગાયે, રખે જાઓ તમો તાંહિરે. ૨૩
પ્રભુ થકી જે પરાઙ્મુખ હોય, દુષ્ટ મતિ પાપિષ્ટરે;
જેને દયા લવલેશ નહીં, વળી દુરાત્મા મહા દુષ્ટરે. ૨૪
તેને તમો અહિં લાવજો, તતખેવ કાઢી પ્રાણરે;
બહુ માર દેજો મર્મના, તમો છોડો તો મારી આણરે. ૨૫
શુકદેવ પરિક્ષિતને કહે, આખ્યાન અજામિલનું જેહરે;
મલયાચળમાં અગસ્ત્ય ઋષિએ, કહ્યું હતું મુને તેહરે. ૨૬
એક મને જે સાંભળે તેનું, પાપ પ્રલય થાયરે;
મળે ફળ વૈકુંઠ તણું, કરે કૃપા વૈકુંઠ રાયરે. ૨૭

વલણ

વૈકુંઠરાય કૃપા કરે તેને, ભવબંધન જાય બળી;
હરિ કેરું એક નામ સ્મરતાં, સર્વ પાપ જાયે ટળી. ૨૮

ઇતિ શ્રીમદ્‌ભાગવતે ષષ્ઠસ્કંધે તૃતીયોઽધ્યાયઃ ॥ ૩ ॥

---

## અધ્યાય ૪ થો*

### કડવું ૪ થું–રાગ આશાવરી

સુત પુરાણિક હરિ કથા, ઋષિ શૌનકને સંભળાવે;
નૈમિષારણ્ય વિષે ઋષિ બેઠા, સૌ કોને મન ભાવે. ૧
રાય પરીક્ષિત શુકજી પ્રત્યે, વચન કહે શિર નામી;
પ્રાચીનબર્હી† રાયતણી, તમે કથા કહી જે સ્વામી. ૨
પ્રાચીનબર્હી રાય નારદને, ઉપદેશે નિરધાર;
વૈકુંઠ ગતિને પામ્યો ભૂપતિ, તુઠ્યા વિશ્વાધાર. ૩
તેહ પછી જે સૃષ્ટિ વાધી, તેહ કથા વિસ્તારો;
એ અમૃતપાન કથાથી સ્વામિ, કરો જન્મ કૃતારથ મારો. ૪
શુકજી વાણી એણીપેરે બોલ્યા, સાંભળ પરીક્ષિત રાય;
પ્રચેતાના દશ પુત્ર હુવા, તેનો કહું મહિમાય. ૫
તપ કરવાને સમુદ્ર તીરે, ગયા હતા તે બાળ;
તે ફરીને પાછા આવ્યા, અવનીપર તેણે કાળ. ૬
ચોદિશાએ જોવા લાગ્યા, પ્રચેતાના કુમાર;
પૃથ્વીપર બહુ વૃક્ષદીસે વધી પડ્યાં છે, તેનો નહિપાર. ૭
જ્યાં જુવે ત્યાં વૃક્ષજ દીસે, સ્નિગ્ધ પત્ર ગંભીર;
વનસ્પતિ સઘળે દેખીને, આશ્ચર્ય પામ્યા વીર. ૮
માર્ગ સઘળો રોધન કીધો, વૃક્ષ અપરિમિતહોય;
વાટ ઘાટ સૌ વિષમ થયાં, પંથે ચાલી ન શકે કોય. ૯
તે દેખી પ્રચેતાના પુત્રને ક્રોધ, ચડ્યો છે અપાર;
વાયુને અગ્નિ ઉપજાવ્યાં મુખથી, નેત્ર થયાં રક્તતેવાર, ૧૦
તપ બળથી બહુ અગ્નિ પ્રગટ્યો, પાવક નાંખે જ્વાળ;
દશે દિશા તેણે બળવા લાગી, વૃક્ષતણો હોય કાળ. ૧૧

---

* મૂળ સસ્કૃત ભાગવતમાં યમરાજા આ પ્રમાણે પોતાના દૂત પ્રત્યે કહે છે,—હે દૂતો! સ્થાવર જંગમના અધિપતિ મારાથી જૂદા જ છે. હું તો જંગમોનો, તેમાં પણ પ્રાણીઓનો અને વિશેષ કરી પાપીઓનો જ સ્વામી છું, ને પરમ પ્રભુ પરમાત્માને તાબે રહી વર્તુ છું હું, ઇંદ્ર, નિર્ઋતિ, વરુણ, ચંદ્રમા, અગ્નિ, શિવ, પવન, સૂર્ય, બ્રહ્મા, અદિતિના પુત્ર, વિશ્વેદેવો, વસુ, સાધ્ય, મરુદ્‌ગણ, સિદ્ધ લોકો અને બીજા ભૃગુ વગેરે પ્રજાપતિઓ અને દેવતાના સ્વામીઓ કે જેઓને રજોગુણ તથા તમોગુણનો સ્પર્શ નથી, અર્થાત્ જેઓમાં સત્વગુણ પ્રધાન છે, એવા સર્વે મહાત્માઓ પણ ઇશ્વરેચ્છાને જાણી શકતા નથી, તો બીજાનું શું ગજું? એ ભગવાનના પાર્ષદો ભગવદ્‌ભક્તિ કરનારાઓનું મારાથી, શત્રુઓથી અને અગ્નિ આદિ ઉપદ્રવોથી રક્ષણ કરે છે. બ્રહ્મા, નારદ, સદાશિવ, સનત્કુમાર, કપિલ મુનિ, મનુ, પ્રહ્લાદ, જનકરાજા, ભીષ્મ પિતામહ, બલિરાજા, શુકદેવજી અને હું એ બાર જણા જ ભગવાનના પરમ ધર્મને જાણીએ છીએ, જે ધર્મ જાણવાથી મુક્તિ થાય છે. ઉપર કહેલા બાર જણ સિવાય બીજા ઋષિઓ ભગવાનના નામનો અત્યંત શુભ પ્રભાવ ન જાણવાથી બીજાં મહાન્ પ્રાયશ્ચિત્તો બતાવે છે, અથવા સર્વે લોકો સ્તુતિ વાકયોવાળા વેદમાં જ આગ્રહી બનીને જડ થયેલા, યજ્ઞ જેવાં મોટાં કામો કરે છે, તેથી તેને ભગવત્ નામરૂપી નાનાં પ્રાયશ્ચિત્તમાં શ્રદ્ધા બેસતી નથી, તેથી તેઓ મોટાં મોટાં પ્રાયશ્ચિત્તો કરે છે. વળી ભગવાનનું નામ જાણવાથી મુક્તિ મળે એ સારું નહિ, એમ ધારી તેઓએ મોટાં મોટાં પ્રાયશ્ચિત્તો બતાવ્યાં હશે. પણ ખરું તો ભગવાનનું નામ જ છે. [મૂ. ભા. સં.

* આ ચોથા અધ્યાયમા પ્રજાની સૃષ્ટિ વાસ્તે દક્ષે તપથી અને હંસગુહ્ય સ્તોત્રથી ભગવાનનું આરાધન કર્યું, તે કથાપ્રસંગ છે.

† ચતુર્થસ્કંધની છેવટે જે ૩૧ મા અધ્યાયમાં અપૂર્ણ કથા રહેલી છે, તે ત્યાંથી પૂર્ણ કરવામાં આવી છે ને પ્રચેતાનું વર્ણન પુનરાવર્તનરૂપે અત્રે કરેલું છે.

પાવક સઘળે દ્રુમને બાળે, વર્ત્યો હાહાકાર;
પવન અગ્નિને સબળ ઝાટકે, જાય આરોપાર. ૧૨
પ્રલય કાળ સમ જેમ પાવક, ત્રિભુવનને પ્રજાળે;
તેમ પ્રચેતાના પુત્ર કોપથી, વૃક્ષ સર્વને બાળે. ૧૩
વૃક્ષ બળી ઘણાં પ્રલય થયાં છે, થયો ઘણાં વૃક્ષનો પાત;
વનસ્પતિ સ્વામિ ચંદ્રમાં, તેણે સાંભળી એ વાત. ૧૪
નાહાં વૃક્ષ તે ઇંદુને કહે, રાખ પ્રભુજી શર્ણ;
પ્રચેતાના પુત્ર કોપ્યા, અમને પમાડે મર્ણ. ૧૫
અઢાર ભાર વનસ્પતિ આદિ, સરવ કીધું દહન;
માટે કૃપા કરી બીજ ઉગારો, એમ વિનયનાં કહ્યાં વચન. ૧૬
એવી વાણી સુણી ચંદ્રમા, વૈમાન થયા અસ્વાર.
શિઘ્ર પ્રચેતાના પુત્રની આગળ, આવ્યા અત્રિ કુમાર. ૧૭
પ્રચેતાના પુત્રની શશિયે, સ્તુતિ* અપરિમિત કીધી;
વિનય વાક્ય બહુ ચંદ્રે ભાખ્યાં, કાર્ય પામવા સિદ્ધિ. ૧૮
સ્તુતિ સ્તવન અતિ વિનય કરીને, બળતાં વન રખાવ્યાં;
તરુવર સઘળે નમ્યા તાપસને, બળતાં સર્વ મૂકાવ્યાં. ૧૯
વનસ્પતિ બળતી રખાવીને, ચંદ્ર સ્થાનક જાય;
હવે સાંભળ પરીક્ષિત કહું, દક્ષ કેરી કથાય. ૨૦
પ્રમ્લોચનની† પુત્રી હતી, શરીરે ગોરે વાન;
પ્રચેતા દશ પુત્રોની વચ્ચે, પરણાવી તે ગુણવાન. ૨૧
પ્રચેતાના દશ પુતથી તેને, હવો એક કુમાર;
દક્ષ એવું નામ તેનું, ધર્યું છે નિરધાર. ૨૨
તે દક્ષ પ્રજાપતિને સાઠ પુત્રી, હવી પરમ નિધાન;
ત્રૈલોક્ય મોહન રૂપ સુંદર, ચાતુરી ગુણવાન. ૨૩
જેહ થકી ત્રૈલોક્યમાં સૃષ્ટિ, વૃદ્ધિ પામી અનંત;
તોયે મન માન્યું નહીં, સંપૂર્ણ દક્ષનું ચિત્ત. ૨૪
વિશેષ સૃષ્ટિ વાધતી તેણે, ન દીઠી નિરધાર,
પછી સૃષ્ટિ વધારવા અર્થે, કરે મન બહુ વિચાર. ૨૫
રેવાતટ વિંધ્યાચળ પાસે, જઈ કર્યાં તપ અભ્યાસ;
અર્ઘ વીર્ય અઘો મુખે જઈ, આરાધ્યા અવિનાશ. ૨૬
વેદ માર્ગે સ્તવ્યા વિશ્વંભર, રાય હવા તુષ્ટમાન;
ગરુડે ચડી ગોવિંદ આવ્યા, દક્ષને સંનિધાન. ૨૭
પરમાત્મા તુષ્ટમાન હવા, હરિ ચતુર્ભુજ અવતાર;
વર માગ દક્ષ તું શિઘ્રતાથી, એમ વદે જુગદાધાર. ૨૮
પ્રજાપતિએ* વિષ્ણુ કેરી, સ્તુતિ કરી છે અનેક;
હસિત વદને હરિયે વર, આપિયો† સુવિવેક. ૨૯
પ્રભુ કહે અવતાર મેં, ભક્તને કાજે લીધા;
પ્રજાપતિની‡ પુત્રી§ સાથે, પાણિગ્રહણ જે કીધા. ૩૦
તેહથકી તારે પ્રજા થાશે, ઘણી સંતતિ પરિવાર;
એવું કહી અદ્રષ્ટ હવા, હરિ પૂર્ણ બ્રહ્મ મોરાર. ૩૧
વરદાન હવું એમ દક્ષને, કરણા કરી શ્રી દયાળ;
સેવક કેરુ પ્રતિપાલન, કરે છે એમ દયાળ. ૩૨
જેવું માગ્યું તેવું આપી, હરિ હવા અંતર્ધ્યાન;
દક્ષ પ્રજાપતિ ઘેર આવ્યો, વર લાવ્યો શુભ સંતાન. ૩૩
જે જેવી ઇચ્છા કરે તેને, તેવી પહોંચે આસ;
ભક્તનો સ્વામિ સદા કૃપાનિધિ, સદા વસે સેવક પાસ. ૩૪

વલણ

સદા સેવક પાસે વસે પ્રભુજી, સત્ય સાંભળ પરીક્ષિતરાયરે;
આ ષષ્ઠસ્કંધ હરિ કથાનો, હવો ચતુર્થોધ્યાયરે. ૩૫

ઇતિ શ્રીમદ્ભાગવતે ષષ્ઠસ્કંધે ચતુર્થોધ્યાયઃ ॥ ૪ ॥

## અધ્યાય ૫ મો||

### કડવું ૨૧ મું—રાગ વેરાડી

શુકજી વદે શુભ વાણી, સાંભળ પરીક્ષિતરાય;
દક્ષ પ્રજાપતિને દશ સહસ્ર, પુત્ર થયા હરિએ કરી કૃપાય. ૧

* ચંદ્રમા પ્રચેતાઓની સ્તુતિ કરે છે; 'હે પ્રચેતાઓ, આમ રાંક ઝાડોપર અતિ ક્રોધ કરવો તમને યોગ્ય નથી. સ્થાવર જીવ, જંગમ જીવોનું અન્ન છે, હાથવાળાઓનું હાથ વગરના જીવ અન્ન છે, અને બે પગવાળા જીવોનું ચાર પગવાળા જીવો અન્ન છે. તમારા પિતા અને બ્રહ્માએ તમને સૃષ્ટિ ઉત્પન્ન કરવાની આજ્ઞા કરી છે, માટે તમે વૃક્ષોનો નાશ કરો નહિ. બાળકનાં રક્ષક માતા પિતા છે, નેત્રની રક્ષક પાંપણ છે, સ્ત્રીનો રક્ષક સ્વામી છે, ભિક્ષુકોના રક્ષક ગૃહસ્થાશ્રમી છે, અજ્ઞાનીનો રક્ષક જ્ઞાની છે ને પ્રજાનો રક્ષક પ્રજાપતિ છે; માટે હે પ્રચેતાઓ! તમોને પ્રકટ થએલા ક્રોધને આત્મવિચારથી શાંત કરશો તો જ સંસારબંધનથી મુક્ત થવાય છે. બાકી રહેલા વૃક્ષોનું અને તમારું કલ્યાણ થાઓ; અને આ વૃક્ષે પાળેલી કન્યાને પરણો. એ પ્રમાણે કહી ચંદ્રમાએ તેઓને શાંત કર્યાં.

[મૂળ ભાગવતમાંથી સંક્ષિપ્ત.

† કંડુ ઋષિનું તપ ભંગ કરવા પ્રમ્લોચના અપ્સરાને ઇંદ્રે મોકલી. તે અપ્સરાને ઋષિ રહ્યો. તે ગર્ભને ઝાડ નીચે મૂકી ભાગી ગઈ હતી, તે પુત્રી.

* પ્રજાપતિએ આ પ્રમાણે સ્તુતિ કરી છેઃ—જીવ તથા માયાના નિયંતા, સ્વયંપ્રકાશ, દેહાદિકને સત્ય માનનાર જીવો જેના સ્વરૂપને જાણી શકતા નથી એવા આપને પ્રણામ કરું છું. રૂપાદિક વિષયો ચક્ષુ વગેરે ઇંદ્રિયોની સહાયતાને અને પ્રકાશપણાને જાણતા નથી, તેમ જ આ જીવ શરીરમાં સાથે રહ્યા છતાં સાથે રહેલા પ્રપંચના દ્રષ્ટા અને મિત્રરૂપ અંતર્યામીની મૈત્રીને જાણતો નથી, તે પરમેશ્વરને હું નમસ્કાર કરું છું. દેહાદિ વિષયો પોતાને, પોતાને જણાવનારી ઇંદ્રિયોને અને તેઓના નિયંતા દેવતાઓને જાણતા નથી. પણ એ ત્રણેને જીવ તો જાણે છે; છતાં પોતાનું રૂપ સર્વજ્ઞ અનંત છે, તેને જાણી શકતો નથી, તે સ્વરૂપની હું સ્તુતિ કરું છું જેની માયાશક્તિનું સત્ય કે અસત્ અર્થાત્ માયાને સાચી કહેવાય શકાય નહિ કે ખોટી હોય તો દેખાવી જ ન જોઇએ, એટલા માટે કોઇથી તે ચોક્કસ થઇ શકતું નથી (એમ વેદાંતનો સિદ્ધાંત છે) એવા તે પ્રભુ મુજપર પ્રસન્ન થાઓ. એ રીતે ઘણા પ્રકારે સ્તુતિ કરી છે.

મૂ૦ ભા૦ સં૦

† ભગવાન્ દક્ષની સ્તુતિ સાંભળી કહે છે—હે દક્ષ! ધ્યાન મારું હૃદય છે, મંત્રનો જપ મારા દેહરૂપ છે, ક્રિયા મારી આકૃતિ છે, યજ્ઞ મારા અંગરૂપ છે, ધર્મ મારા મનરૂપ છે, અને દેવતાઓ મારા પ્રાણરૂપ છે. સૃષ્ટિ પૂર્વે હું જ હતો, અંદર તથા બહાર બીજું કંઇ પણ નહોતું. પૂર્વે મારી શક્તિથી વધેલા તે બ્રહ્માએ તપના પ્રભાવથી નવ પ્રજાપતિને ઉત્પન્ન કર્યા. તે નવ પ્રજાપતિ માંહેના પંચજન પ્રજાપતિની પુત્રીની સાથે તું વિવાહ કર. તને તેથી સંતાન થશે. [મૂળ ભા૦ સં.

‡ પંચજન પ્રજાપતિ. § અસિક્ની નામની પુત્રી.

|| આ પાંચમા અધ્યાયમાં દક્ષપુત્રોને નારદજીએ જ્ઞાનવચનથી પ્રભુભજનમાં પ્રેર્યા, તે સાંભળી દક્ષે નારદને શાપ દીધો, એ કથાપ્રસંગ છે.

પંચમ પ્રજાપતિની પુત્રી, નામે અસિકની કહેવાય;
હર્યશ્વ નામે પુત્રો થયા, ગુણ તેના ન વર્ણાય. ૨
તે નારાયણસર* ત્રટ વિષે, તપ કાજ ગયા વન;
ચિત્ત ચતુર્ભુજ ચર્ણે ધર્યાં, દ્રઢ ધ્યાન એક આસન. ૩
એવે નારદ ઋષિ અંતરિક્ષથી, આવિયા એકવાર;
જ્યાં દક્ષ પ્રજાપતિ કેરા, પુત્રો તપ કરે છે અપાર. ૪
નારદ ઋષિને આવ્યા દેખી, સર્વને હર્ષ ન માય;
વિણાપાણીની કરી પૂજા, પ્રણમી લાગ્યા પાય. ૫
નારદ ઋષિએ દક્ષના પુત્રને, કહ્યું સિદ્ધાંતનું જ્ઞાન;
દેહ સંજ્ઞા સર્વ માર્ગ દેવના, સંભળાવ્યું ભગવાન. ૬
પછી પોતાની બુદ્ધિથી, હર્યશ્વો કરે વિચાર;
નારદે જે વાક્ય કહ્યાં, તે વિચારિયાં હૃદયા મોઝાર. ૭

નારદવચનઃ—

લિંગ શરીર પૃથ્વી જાણવી, બીજો પુરુષ તે ઈશ્વર હોય;
મન બુદ્ધિ ઈશ્વરની કૃતિ, જીવ નામે લિંગ શરીર હોય. ૮
તત્વ તે પંચમું સહી, શુભ પંથ પંચ ને પંચ;
વંદુ ચક્ર ને કાળ છઠું, સાતમો જીવાત્મા છે સંચ. ૯
શાસ્ત્ર તે પિતા સહી, તેની પાળીએ આજ્ઞાય;
સ્વજન કુટુંબ પરિવાર માયા, સર્વ તે મિથ્યાય. ૧૦
ગહન ગતિ સંસારની, માંહે સ્થિર નથી કો રૂપ;
શ્રીકૃષ્ણ આત્મારામ અક્ષર, પૂર્ણ બ્રહ્મ સ્વરૂપ. ૧૧
માત પિતા કોનાં નહીં, સૌ સ્વાર્થે કુટુંબ પરિવાર;
ભ્રાત સહોદર સગાં બાંધવ, પુત્ર કલત્ર કુમાર. ૧૨
સગપણ છે સૌ સ્વાર્થનું, જેમ ખગ કરે વૃક્ષ વિશ્રામ;
પ્રાતઃકાળે ઊડી ચાલે, સૌ પોતપોતાને કામ. ૧૩
સંપત્તિ વિપત્તિ એ દેહવંતને, સર્વ માયાના દોષ;
માયા છેદી જીવને ત્યારે, અંત્યે થાયે શોષ. ૧૪
માટે નિરંજન નિરાકાર હરિ, અકળ અક્ષર નાથ;
ચર્ણે ધરી હરિ શર્ણે રહીએ, ન મૂકીએ તેનો સાથ. ૧૫
એવું જ્ઞાન વિચાર્યું હર્યશ્વે, મનન કરે માંહો માંહે;
વિચાર કરતાં બાળક સૌને, વૈરાગ્ય થયો ત્યાંહે. ૧૬
ઋષિ નારદને ચર્ણે નમી, વૈકુંઠ ગયા પછી તેહ;
દક્ષ પ્રજાપતિના પુત્ર તાપસ, દશ સહસ્ર હુતા જેહ. ૧૭
દક્ષ પિતાએ સાંભળ્યું જે, પુત્ર સર્વ ગયા સ્વર્ગ સદન;
નારદ ઉપર દક્ષને તેથી, ક્રોધ હવો ઉત્પન. ૧૮
દક્ષ કહે તપ બળથકી કરું, બ્રહ્મપુત્રનો નાશ;
અરિષ્ટ એવું દેખતાં અજ, શીઘ્ર આવ્યા પાસ. ૧૯
ક્રોધ સમાવ્યો બ્રહ્માએ, (પછે) દક્ષે ઊપજાવ્યા સહસ્રતન;
સબળાશ્વ તેમનાં નામ પાડ્યાં, રાજી થયા બ્રહ્મતન. ૨૦
તે વળી નારાયણસરને વિષે, તપે જઈ બેઠા બાળ;
દઢ ધ્યાનથી જગદીશનું, તપ ઉગ્ર કીધું તે કાળ. ૨૧

* આ નારાયણસર હાલ કચ્છમાં છે તે જ.

વળી નારદે ત્યાં પધારીને, પૂર્વવત્ કહ્યું જ્ઞાન;
તેઓ સર્વ વૈકુંઠ ગયા, લય પામ્યા મધ્ય ભગવાન. ૨૨
એવું અરિષ્ટ દેખી અદ્ભુત, દક્ષ મન દુઃખ સહ્યું ન જાય;
નારદને તેથી શાપ દીધો, ક્રોધ અંગ ન માય. ૨૩
શાપ વચન સુણ દક્ષ બોલ્યા, નારદ સાંભળ વાત;
ઉપાધિ સઘળે કરે છે તું, અન્યાય બહુ દિન રાત. ૨૪
એક મુહૂર્તથી લે તું અધિકો, બેસે કોની પાસ;
તો શરીર તુજ શતખંડ* થાજો, પામજો ક્ષણમાં નાશ. ૨૫
ત્રિભુવનમાં ભ્રમણ કરજે, રખે રહેતો એક ઠામ;
સ્વર્ગ મૃત્યુ પાતાળમાં, વર્ણવજે હરિ ગુણ ગ્રામ. ૨૬
એવો શાપ દીધો ઋષિ, નારદને દક્ષે તે કાળ;
ત્રિભુવનમાં સાંચરે નારદ, ગુણ ગાય મુખે ગોપાળ. ૨૭

વલણ

ગુણ ગાય ગોવિંદજીના નારદ, અધ્યાય પાંચ પૂરી કથા;
ભાગવત ષષ્ઠસ્કંધ સુણતાં, જાય સૌ દુઃખ સર્વથા. ૨૮

ઇતિ શ્રીમદ્ભાગવતે ષષ્ઠસ્કંધે પંચમોઽધ્યાય ॥ ૫ ॥

## અધ્યાય ૬ ઠ્ઠો†

### કડવું ૬ ઠ્ઠું–રાગ દેશાખ–મલ્હાર

શ્રીશુકદેવજી, પરીક્ષિત પ્રત્યે ઊચરે;
કથા ભાગવતનીરે, ત્રિભુવન પાવન કરે. ૧
દક્ષે દીધોરે, શાપ નારદ ઋષિને સહી;
એક મુહુર્તથીરે, અધિક ક્ષણ રહેવાય નહી. ૨
ત્રણ લોકમાંરે, વીણાપાણિ સાંચરે;
કથા હરિનીરે, ગોવિંદ ગુણ વિસ્તરે. ૩
ઋષિ નારદરે, શાપ સુણી ઝાંખા થયા;
ત્રિભુવનમાંરે, હરિ ગુણ વર્ણવી રહ્યા. ૪
અસિકનીથીરે, દક્ષને સાઠ હુવી દીકરી;
પ્રજા તેનીરે, શુક રાય કહું વિસ્તરી. ૫
ધર્મરાયનેરે, દશ પુત્રી પરણાવી સહી;
કન્યાના ગુણરે, વર્ણવ્યા જાય નહીં. ૬
એ કન્યાનાં નામરે, કહું તુને સર્વથા;
ભાનુ લંબા કકુભરે, જામિ વિશ્વા સાધ્યા. ૭
મરુત્વતી વસુરે, મુહૂર્તા અને સંકલ્પા;
એ દશ ધર્મનીરે, નારી હવી પતિવ્રતા. ૮
દશે નારીનેરે, પુત્રો રુડા થયા તહીં;
ભાનુને દેવઋષભરે, તેને ઇંદ્રસેન સહી. ૯

* આ લીટીની વાત મૂળ ભાગવતમાં નથી.

† આ છઠ્ઠા અધ્યાયમાં દક્ષે ઉત્પન્ન કરેલી સાઠ દીકરીઓના જુદા જુદા વંશ કહેતાં, તેમાં અદિતિના પુત્રથી વિશ્વરૂપના જન્મનો કથાપ્રસંગ કહ્યો છે.

લંબાને વિદ્યોતરે, સ્તનયિત્નુ તેનો પુત્ર;
કકુભનો સંકટરે, તેનો કીકટ ને દુર્ગપુત્ર. ૧૦
જામિનો સ્વર્ગરે, નંદિપુત્ર તેનો કહાવે;
વિશ્વાનો વિશ્વદેવારે, મુવો સંતતિ અભાવે. ૧૧
સાધ્યાના સાધ્યોરે, પુત્રો તેના રુડા હુવા;
તેમના અર્થ સિદ્ધરે, જગમાં નામી થયા. ૧૨
મરુત્વતિનેરે, મરુત્વાન ને જયંત ભાઈ;
જયંત પ્રભુ અંશીરે, ઉપેંદ્ર પદે સરસાઈ. ૧૩
વસુના દ્રોણ પ્રાણરે, ધ્રુ અગ્નિ ને અર્ક;
વસુ વિભાવસુરે, દોષ એ અષ્ટ વસુ ભક્ત. ૧૪
દ્રોણને ત્રણરે, પુત્ર હર્ષ શોક ને ભય;
પ્રાણને એમજરે, સહ આયુ ને પુરોજવ. ૧૫
ધ્રુવ સ્ત્રી ધરણીરે, અનેક પુત્રની માતા;
તર્ષ આદિ પુત્રનોરે, અર્ક વસુ થયો ત્રાતા. ૧૬
અગ્નિની નારીરે, વસોર્ધારા પતિવ્રતા;
દ્રવિણક આદિનીરે, થઈ તે સાધવી માતા. ૧૭
કાર્તિક સ્વામિરે, કૃત્તિકાના ઉછરેલા;
અગ્નિપુત્ર કહેવાયરે, અગ્નિપુત્ર પ્રીછેલા. ૧૮
પ્રભુ અંશીરે, શિશુમાર દોષ પુત્ર;
વસુનો પુત્રરે, વિશ્વકર્માનો જન્મ અત્ર. ૧૯
વિશ્વકર્માનીરે, નારી કૃતિ ને ચાક્ષુષ મનુ;
તેના વિશ્વ સાહ્યરે, એ પુત્ર રુડા ગણું. ૨૦
વિભાવસુનેરે, સંતાન ત્રણ હુવા ઉત્પન્ન;
વ્યુષ્ટ, રોચિષરે, આતપ મહા ભાગ્યવાન. ૨૧
આતપનો એકજરે, પંચયામ પરાક્રમી;
મુહૂર્તા વસુનેરે, મૌહૂર્તિક બહુ નામી. ૨૨
સંકલ્પાનોરે, સંકલ્પ મહા માયાવી;
કામદેવ તેનોરે, સૃષ્ટિનો બહુ ભાવી. ૨૩
દક્ષ વંશરે, એ પ્રમાણે ગવાય અહિં;
બીજી ઋષિ કશ્યપનેરે, તેર આપી કન્યા સહી. ૨૪
અદિતિ દિતિરે, દનુ સુરસા કાષ્ઠા;
ઇલા મુનિ તામ્રારે, ક્રોધવશા અરિષ્ટા. ૨૫
સુરભિ સરમા તિમિરે, એ તેર કશ્યપ નારી;
તેનો વંશ વેલોરે, કહું હવે વિસ્તારી. ૨૬
અદિતિથી વિવસ્વાનરે, અર્યમા સવિતા પૂષા;
ભગ ને ધાતારે, વિધાતા મિત્ર ત્વષ્ટા. ૨૭
વરુણ ને શુક્રરે, ઉરુક્રમ તે વામનજી;
એ બાર સંતાનરે, અદિતિ મહા ભાગ્યવતી. ૨૮
વિવસ્વાનની સંજ્ઞારે, હતી મહા સાધવી;
તેને પેટે મનુ* રે, જેને યમ યમુના જોડી આવી. ૨૯

* વૈવસ્વતમનુ.

એક સમયરે, સંજ્ઞા, અશ્વિની રૂપ ધરી;
ભૂમિ વિષે આવિનેરે, વિવસ્વાનનો સંગ કરી. ૩૦
અશ્વિનિકુમારરે, સંતાન ત્યાં તેને હુવા;
દેવ વૈદ કહાવેરે, ભોગ ભોગવે નવ નવા. ૩૧
વિવસ્વનની* નારીરે, છાંયા સૂર્ય પાસ ધરી;
એ છાંયાથીરે, ત્રણની ઉત્પત્તિ કરી. ૩૨
શનૈશ્ચર મોટોરે, સાવર્ણી નામે મનુ;
એ તપતી કન્યારે, સંતતિ તેની ગણું. ૩૩
તપતી કન્યારે, સંવરણ રાયને વરી;
એની કથારે, સુણતાં પ્રેમ વ્યાપે ફરી†. ૩૪
બીજો પુત્રરે, અર્યમાનને ચર્ષણી થયો;
આત્મજ્ઞાનીરે, ગુણ તેનો ન જાય કહ્યો. ૩૫
પૂષા નિર્વંશરે, ત્વષ્ટા દૈત્ય ભગિનીને વર્યો;
સન્નિવેશવિશ્વરૂપનોરે, રચનાએ‡ જન્મ કર્યો. ૩૬
એક સમયેરે, બૃહસ્પતિ રીસાઈ ગયા;
વિશ્વરૂપનેરે, દેવોએ ગુરુ કર્યા. ૩૭
મહા ભાગ્યશાળીરે, શત્રુ દૌહિત્ર હતા;
કાર્ય સમયેરે, દેવ પેરે પૂજતા. ૩૮
ત્રીજી દનુનેરે, (તેથી) એકસઠ§ દાનવ થયા;
એ મહા પરાક્રમીરે, ગુણ તેના ન જાયે કહ્યા. ૩૯
અરિષ્ટા નારીથીરે, ગંધર્વોના જન્મ થયા;
સુરસાથી રાક્ષસરે, ઇલાથી વૃક્ષો વધ્યા. ૪૦
મુનિથી રંભારે, ક્રોધવશાના દંદશૂક સર્પો;
તામ્રા પતિવ્રતારે, તેનાથી બાજ ને ગરજો. ૪૧
સુરભી નારીનારે, પાડા બળદો આદિ પશુ;
દ્વિખરીવાળારે, સર્વ જનાવર તેના કહીશું. ૪૨
સરમા નારીનારે, વિક્રાળ સર્વ પ્રાણી;
તિમિ તેરમીરે, જલ જંતુ આદિ ગણી. ૪૩

* એટલે સૂર્ય. † એ સંવરણના પ્રેમમાં તપતી લીન થઈ ગઈ હતી, તેથી ગૌતમ ઋષિએ એને શાપ આપ્યો હતો. એની કથા ઘણી રસિક છે. ‡ ત્વષ્ટાની સ્ત્રી ને દૈત્યોની બહેન. § એમાં મુખ્ય અઢાર આ છે—દ્વિમૂર્ધા, શંબર, અરિષ્ટ, હયગ્રીવ, વિભાવસુ, અયોમુખ, શંકુશિરા, સ્વર્ભાનુ, કપિલ, અરુણ, પુલોમા, વૃષપર્વા, એકચક્ર, અનુતાપન, ધૂમકેશ, વિરૂપાક્ષ, વિપ્રચિત્તિ અને દુર્જય એ અઢાર મુખ્ય છે. સ્વર્ભાનુની દીકરી સુપ્રભા નમુચિને પરણી; વૃષપર્વાની દીકરી શર્મિષ્ઠા, નહુષ રાજાના દીકરા યયાતિને પરણી. વૈશ્વાનર, જેને ટીકાકાર શ્રીધરે કશ્યપની સ્ત્રી દનુનો પુત્ર કહ્યો છે, તેને ઉપદાનવી, હયશિરા, પુલોમા અને કાલકા નામે ચાર પુત્રી હતી; તેમાં ઉપદાનવી હિરણ્યાક્ષને પરણાવી, હયશિરા ક્રતુને પરણાવી, અને બ્રહ્માની આજ્ઞાથી કશ્યપ પુલોમા તથા કાલકાને પરણ્યા. એ પુલોમા અને કાલકાને પૌલોમ અને કાલકેય નામે સાઠ હજાર બળવાન્ દાનવો થયા; યજ્ઞમાં વિઘ્ન કરનાર એ દાનવોને અર્જુને સ્વર્ગમાં જઈ ઇન્દ્રનું પ્રિય કરવા વાસ્તે એકલાએ જ માર્યા હતા. વિપ્રચિત્તિ નામના દાનવથી સિંહિકા નામની સ્ત્રીથી રાહુ અને સો કેતુ નામે પુત્રો ઉત્પન્ન થયા એ રાહુ પાછળથી ગ્રહની પદવી પામ્યો છે.

એમ કશ્યપનેરે, વાધ્યો જગમાં વંશ;
તેની આ સૃષ્ટિરે, જાણુ રાય તું તેનો અંશ. ૪૪
પછે સત્તાવીશરે,* ચંદ્રને પરણાવી ખરી;
બે† ભૂતનેરે, પરણાવી દક્ષે દીકરી. ૪૫
ઋષિ અંગીરાનેરે,‡ બે આપી છે બાળકી;
સુબુદ્ધ કૃશાશ્વ વર્યોરે, કન્યા દક્ષ ભૂપાળની. ૪૬
(તાર્ક્ષ્ય) કશ્યપનેરે, પરણાવી ચારી॥ કુમારીકા;
મન મોહિનેરે, સ્વરૂપ ત્રૈલોકય તારીકા. ૪૭
તે કન્યાઓનીરે, પ્રજા ઉત્પન્ન થઈ ઘણી;
મુખે સંખ્યારે, નહીં કહેવાય તે તણી. ૪૮
દેવ દાનવરે, યક્ષ કિન્નર ને માનવી;
નદી સાગર રે, પર્વત મોટા રાનવી. ૪૯
અરુણ ગરુડ રે, વિષધર સર્પ સર્વ કહ્યા;
આકાશના તારારે, જીવજંત જે પૃથ્વી રહ્યા. ૫૦
અઠયાસી સહસ્રસુરે, બીજા તાપસ વળી;
મુનિ વૃંદજરે, સિદ્ધ સૌની મંડળી. ૫૧
નવ દ્રોણસુરે, બારે મેઘ વહ્નિ વળી;
મારુતને ગણેરે, છત્રીશે રાજ્ય કુળી. ૫૨
દશે દિગપાળસુરે, ભાર અષ્ટાદશ વનસ્પતિ;
દશ કન્યાથીરે, સઘળી સૃષ્ટિ ઉત્પત્તિ. ૫૩
તે સંતાનથીરે, સંતતિ પ્રજા વાધી બહુ;
પ્રજા ઘણી પ્રગટીરે, ત્રૈલોકય ભરાયું સહુ. ૫૪
ઋષિ કશ્યપનેરે, અદિતિથી બાર કુમાર હવા;
તમાંથીરે, વૈવસ્વાન અંશ શોભે અભિનવા. ૫૫
તેના પુત્રનુંરે, નામ ધર્મરાજા ધર્યું;
ઋષિ સૌ મળીરે, જાતિ કર્મ તેને કર્યું. ૫૬
તે તો અધિકારીરે, યમપુર રાજ્ય કરે રહી;
વૈવસ્વાનનીપત્નીરે, તાપ ન સહે અશ્વિની¶ થઈ. ૫૭
તેથી પ્રગટયોરે, અશ્વિનીકુમાર કાયા ધરી;
છાંયા* કેરોરે, તન શનિ પ્રગટયો ફરી. ૫૮
વિશ્વરૂપરે, ત્વષ્ટા પ્રજાપતિનું તેજ છે;
સર્વ દૈત્યનેરે, વિશ્વરૂપ ભાણેજ છે. ૫૯
દેવતાએરે, ગુરુ કરી તેના પાગ પૂજ્યા;
નમે ચરણેરે, આનંદે અતિ રીઝયા. ૬૦
તે તો ગુરુ બૃહસ્પતિરે, રીસાવ્યા માટે સહી;
વિશ્વરૂપનેરે, દેવે ગુરુ કરી માન્યો રહી. ૬૧
રીસાઈનેરે, બૃહસ્પતિ સ્વર્ગ મૂકી ગયા;
આવ્યા ભૃગુ ક્ષેત્રેરે, નર્મદા તટે તે રહ્યા. ૬૨
સૂતપુરાણિકરે, કથા શૌનક પ્રત્યે ઊચરે;
સભામાં ઋષિ બેઠારે, સર્વ સાથ શ્રવણે ધરે. ૬૩

વલણ

શ્રવણપાન કથા કરે ઋષિ, વર્ણન ષષ્ઠસ્કંધરે;
ષષ્ઠાધ્યાય થયોપૂરો, શ્રીભાગવતપુરાણપ્રબંધરે. ૬૪

ઇતિ શ્રીમદ્ભાગવતે ષષ્ઠસ્કન્ધે ષષ્ઠોઽધ્યાયઃ ॥ ૬ ॥

## અધ્યાય ૭ મો†

### કડવું ૭ મું–રાગ રામગ્રી

પરીક્ષિત કહે પૂછો શુક સ્વામિજી;
તમે સર્વ પ્રીછો અંતરયામિજી. ૧
ગુરુ અમરના બૃહસ્પતિ જેહજી;
રીસાયા કેમ સુર પ્રત્યે તેહજી. ૨

ચાલ

કેમ રીસાયા સહસ્રાક્ષ ઉપર, બૃહસ્પતિ મહારાજ;
વિસ્તારપૂર્વક જે હતું તે, કહો મુજને આજ. ૩
વ્યાસ નંદન વદે વાણી, સાંભળો પરીક્ષિત રાય;
એક સમે બેઠા પુરંદર‡ ત્યાં, રચી રમ્ય સભાય. ૪
સુગંધી પુષ્પ નાંખી કીધો છે, રમ્ય આસન ધામ;
તેત્રીશ કોટિ દેવતાઓ, આવી કર્યો પ્રણામ. ૫
મેઘ મારુત વરુણ વહ્નિ, નવ દ્રોણ દશે દિગ્પાળ;
ઇંદ્ર સાંનિધ્ય સર્વે ઉભા, રહ્યા તેણે કાળ. ૬
સભા બેસવા યોગ્ય હતા તે, બેઠા નમાવી શીશ;
ઇંદ્રાસનપર . બેઠો છે, સાક્ષાત મઘવાધીશ. ૭
ગુણી ગાંધર્વ ગાન કરે, ગ્રહી વાદીત્ર સંગ મૃદંગ;
છત્રીશ જાતિ વાજાં વાગે, સભામાં તે રંગ. ૮
સર્વોપરી અપ્સરાનું ત્યાં, વૃંદ કરે છે નૃત્ય;
તાલ તાને છંદમાં ને, કલા કાન મૃદંગ. ૯

* કૃત્તિકાદિ સત્તાવીશ નક્ષત્ર (દક્ષની પુત્રીઓ) ચંદ્રની સ્ત્રીઓ છે. તેમાં ચંદ્રનો રોહિણીપર અતિ પ્યાર હતો, તેથી બીજીનો અનાદર કરવાથી દક્ષે શાપ દેવાથી તેને ક્ષયરોગ થયો કહેવાય છે. ચંદ્રે દક્ષને પ્રસન્ન કર્યો, તેથી ક્ષયથી નાશ પામેલી કળા પ્રાપ્ત થઈ, પણ સંતાન થયાં નથી.

† ભૂતને બે સ્ત્રી હતી, તેમાં સુરૂપા સ્ત્રીથી કરોડો રુદ્ર થયા, તેમાં રૈવત, અજ, ભવ, ભીમ, વામ, ઉગ્ર, વૃષા, કપિ, અજૈકપાદ, અહિર્બુધ્ન્ય, બહુરૂપ અને મહાન્ એ અગિયાર મુખ્ય રુદ્રો, તેઓના પાર્ષદરૂપ ગણાય છે. ભૂતની બીજી સ્ત્રીથી ભયંકર ભૂત અને વિનાયકો ઉત્પન્ન થયા છે.
‡ અંગિરાને સ્વધા અને સતી નામે બે સ્ત્રી હતી, તેમાં સ્વધાથી પિતૃઓ થયા અને સતીએ અથર્વ વેદને પોતાનો પુત્ર ઠરાવ્યો. § કૃશાશ્વને અર્ચિ અને ધિષણા નામે બે સ્ત્રી હતી, તેમાં અર્ચિથી ધૂમ્રકેશ અને ધિષણાથી વેદશિરા, દેવલ, વયુન અને મનુ નામે ચાર પુત્રો થયા છે.

॥ તાર્ક્ષ્યને વિનતા, કદ્રુ, પતંગી અને યામિની નામે ચાર સ્ત્રી હતી તેમાં વિનતાથી ગરુડ અને સૂર્યસારથિ અરુણ થયા છે. કદ્રુથી અનેક નાગ થયા. પતંગીથી પક્ષીઓ થયાં અને યામિનીથી તીડ થયા.

¶ સૂર્યનું તેજ ઉગ્ર હોવાથી તે ઘોડીનું રૂપ લઈ ભાગી, તેની વાંસે ઘોડા રૂપે કામાતુર એવા વૈવસ્વાન્ ગયા; ને ત્યાં જે ગર્ભ રહ્યો તે ગર્ભમાંથી અશ્વિનિકુમાર થયા. * સંજ્ઞાનું બીજું નામ છાંયા છે. † આ સાતમા અધ્યાયમાં ગુરુથી ત્યાગ થયેલા દેવતાઓએ વિશ્વરૂપની પ્રાર્થના કીધી, તેથી તે પુરોહિત થયા, તે કથા પ્રસંગ છે. ‡ ઇંદ્ર.

અનેક સેવક ઉભા સાંનિધ્ય, કરગ્રહી હથિયાર;
ટોપ ટાટર સકે બખતર, અગારના અશ્વાર. ૧૦
જરકસી જળહળે છે, સૂર્યકિરણ સમાન;
અનેક પાર્ષદ રહ્યા ઉભા, શોભતા બળવાન. ૧૧
આભૂષણ મણિ રત્ન હીરા, જડિત ઝાકઝમાળ;
દેખી શત્રુ નાશ પામે, અરિદલના કાળ. ૧૨
પુષ્પ ગ્રેમલ કૃષ્ણાગર, સુગંધ વાયુ વાય;
ઇંદ્રાણી અર્ધાંગ મઘવા, બેઠા રાજ સભાય. ૧૩
વાજીંત્ર વાજે અવનવાં, હોય પુષ્પનો પર્જન્ય;
સુરપતિ સમો ત્રૈલોક્યમાં, તે સમે નહિ કો અન્ય. ૧૪
એવી સભા ભરી સુરરાય, બેઠા કરી ગર્વ અપાર;
ઉલ્હાસ પામી આવિયા, ગુરુ બૃહસ્પતિ તેણીવાર. ૧૫
ત્યારે કો ઉઠ્યા નહીં, મઘવાએ ન દીધું માન;
અહંકાર ઇંદ્ર ઘણું ભર્યાં, બેસી રહ્યો યજમાન. ૧૬
માન ગુરુ પામ્યા નહીં, તવ ચઢ્યો ક્રોધ અપાર;
આ સભા સાથે શક્રને, શાપ દઈ કરું સંહાર. ૧૭
રક્ત નેત્ર દીસે ભયાનક, ક્રોધથી ધ્રુજે કાય;
છેડ્યો વિષધર સર્પની પેરે, તેમ ગુરુ વ્યાકુળ થાય. ૧૮
ક્રોધ દેખી બૃહસ્પતીનો, સભા ધ્રુજે સર્વ;
ઓ નાશ હમણાં સર્વ અમરનો, ગળ્યો સૌનો ગર્વ. ૧૯
સભા તજીને નીસર્યા, ઋષિ રીસાવી ઘેર જાય;
વિનય વાક્યો બોલતા, સુર શક્ર* પૂઠે ધાય. ૨૦
સુર સ્તુતિ સ્તવન કરે ઘણું, ક્ષમા કરો ભૂદેવ;
શુક્રએ જ્યેષ્ટિકાર્† પ્રહારથી, સૌને નસાડ્યા તતખેવ. ૨૧
બળતો પાવક ઘૃતે સીંચ્યો, તેમ શુક્ર કોપે ચડિયા;
તેત્રીશ કોટિનો નાશ કરુ, એમ જ રીસે હડહડિયા. ૨૨
બ્રહ્મદંડના ત્રાસથી સૌ, અમર નાઠા જાય;
દૃષ્ટિ આગળ કો ન થોભે, પડે આખડે બેઠા થાય. ૨૩
પાછા વળી સૌ આવિયા, જ્યાં ઇંદ્રનું આસન;
ગુરુ ક્રોધનું કલ્પાંત દેખી, ધ્રુજ્યો મઘવા મન. ૨૪
રીસાવી ગુરુ આવિયા, ભૃગુક્ષેત્ર રેવા પાસ;
તપે જઈ બેઠા ઋષિ ત્યાં, આરાધે અવિનાશ. ૨૫
શુક્રાચાર્યે દૈત્ય હંકાર્યા, હવે જઈ લો ઈંદ્રાસન;
અમર ગુરુ રીસાવી આવ્યા, મઘવા હવો બળહીન. ૨૬
ઘણા દૈત્યનું કટક ચડયું, રણ સુભટ ચઢ્યો અસ્વાર;
સ્વર્ગ વિષે જઈ યુદ્ધ માંડયું, વર્ત્યો હાહાકાર. ૨૭
પોતાતણાં ને પારકા, રણ મધ્યે નવ ઓળખાય;
દેવ દાનવતણું રણમાં, જુદ્ધ દારુણ થાય. ૨૮
વાજીંત્ર વાજે ઉભય સૈન્યમાં, ગર્જના બહુ હોય;
મહા યુદ્ધ દારુણ પ્રવર્ત્યું, તેને કળી ન શકે કોય. ૨૯
ગુરુ શુક્રની વિદ્યાથી, ત્યાં ઊઠે અસુર સર્વ;
ભયે ઇંદ્ર નાઠો સંગ્રામ મૂકી, તજી મનનો ગર્વ. ૩૦
સુરપતિ આદે અમર સૌકો, ગયા નાસી વન;
રાક્ષસે રિધસિધ સર્વે લીધી, વળી લૂટ્યું ઈંદ્રાસન. ૩૧
બંધ બાંધી દેવતાને, વિષમ દીધો માર;
એક ગુરુબૃહસ્પતિવિના એમ, ભાંગ્યો સુરનો અહંકાર. ૩૨
ઇંદ્ર આદે અમર સૌ કો, આવ્યા બ્રહ્મા પાસ;
સ્વામી શરણે રાખો અમને; અસુર ભયથી પામ્યા ત્રાસ. ૩૩
ગુરુજી રીસાવી ગયા, નથી આશ રહેતી ભગવંત;
અસુર કોપ્યા સર્વ કો હવે, આવ્યો અમારો અંત. ૩૪
ત્યારે પિતામહ વાણી વદે, સાંભળો સર્વ કુમાર;
ગુરુ વિના રહેવા તણો, તમને નહિ અધિકાર. ૩૫
ગુરુ વિણા જ્ઞાન સૂઝે નહીં, ને ગુરુ વિણ જય નવ હોય;
ગુરુ વિના નગુરા સહી, તમને ન માને કોય.* ૩૬
બ્રહ્મ આજ્ઞાથી દેવ સર્વે મળી, ગુરુ કર્યાં વિશ્વરૂપ;
ફરી કટક સજ કીધું સહી, રણ ચઢ્યો મઘવા ભૂપ. ૩૭
ઘણું યુદ્ધ વાસવે, રાક્ષસ કર્યા સંહાર;
ઈંદ્રાસન મૂકી રાક્ષસ સૌ, નાસી ગયા તત્કાળ. ૩૮
ઈંદ્રાસન પાછું મૂકાવ્યું ને, ઇંદ્રની ફરી આણ;
પ્રભુએ ઇંદ્રને કવચ આપ્યું, ત્રુઠ્યા સારંગપાણ. ૩૯
કવચ પહેરી દૈત્ય જીત્યા, ફરી બેઠા ઈંદ્રાસન;
પણ ગુરુ બૃહસ્પતિ વિના, દેખીયે સુનું સ્વર્ગભુવન. ૪૦
બ્રહ્મવચનથી વિશ્વરૂપને, ગુરુ કીધા દેવે;
ગુરુકૃપાથી ઇંદ્રાસન તે, પાછું લીધું એવે. ૪૧

વલણ

પાછું લીધું તતખેવરે, રણમાં મઘવા જીત્યો સહી;
સપ્તાધ્યાય થયા પૂરણ, એ કથા ભાગવતની કહી. ૪૨

ઇતિ શ્રીમદ્ભાગવતે ષષ્ઠસ્કંધે સપ્તમોઽધ્યાયઃ ॥ ૭ ॥

* અહિંયા બોધ ચાર કડીની વાત મૂળ ભાગવતમાં નથી.

† પછી ઇંદ્રે મનમાં ઘણો પશ્ચાત્તાપ કીધો હતો. તેણે ગુરુને ઘરને વિષે જઈ શોધ્યા, પણ તે અલોપ થઈ ગયા જણાયા હતા.

* પછી બ્રહ્માએ કહ્યું કે, તમે ત્વષ્ટાના દીકરા વિશ્વરૂપને ગુરુ કરો. એ રીતે બ્રહ્માનાં વાક્ય સાંભળી ઇન્દ્રે વિશ્વરૂપ પાસે જઇને કહ્યું કે, આચાર્ય બ્રહ્માની મૂર્તિ છે, વડીલ પ્રજાપતિની મૂર્તિ છે, ભાઈ ઇંદ્રની મૂર્તિ છે, મા સાક્ષાત્ પૃથ્વીની મૂર્તિ છે; બેન દયાની મૂર્તિ છે; અને અતિથિ પોતે ધર્મની મૂર્ત છે, માટે પીડા પામેલા અમો તારા વડીલ અને અતિથિ છિયે, માટે શત્રુથી થયેલી અમારી પીડાને તપથી મટાડતાં તારે અમારી આજ્ઞા પાળવી જોઈએ. તું કે જે વેદ જાણનારો છો, તેને અમે ગુરુ થવાની માગણી કરીએ છીએ. પછી વિશ્વરૂપે પ્રસન્ન થઈ ઇંદ્રાદિ દેવતાને કહ્યું કે, જો કે પુરોહિતપણું ધર્મવાળા પુરુષોએ ધિક્કારેલું છે અને બ્રહ્મતેજનો ક્ષય કરનારું છે, તથાપિ તમોએ માગણી કરી, તેથી તે કામ હું સ્વીકારું છું. કેમકે વડીલનું કહ્યું માનવું, એ જ એક ધર્મ છે.

## અધ્યાય ૮ મો*

### કડવું ૮ મું–રાગ વેરાડી

શુકજી કહે સુણ રાજાન, આ ષષ્ઠસ્કંધનું આખ્યાન;
વિશ્વરૂપ ગુરુ કીધો દેવ, દૈત્ય સર્વ નાઠા તતખેવ.
નારાયણાત્મક મંત્ર જ જેહ, ગુરુએ મઘવાને આપ્યો તેહ;
જપે જાપ મંત્ર અષ્ટાક્ષર તણો, સહસ્રાક્ષ મન હરખ્યો ઘણો.
તે મંત્રથી હરિ હવા તુષ્ટમાન, આવ્યા ઈંદ્ર-પાસે ભગવાન;
કૃપા કરી આપ્યું વરદાન, દયાનિધિ ઉભા સંનિધાન.
કવચ નારાયણ આપ્યું હરિ, નખશિખ અંગે રક્ષા કરી;
અંગન્યાસ કીધા મહારાજ, સુરપતિના સર્યાં શુભ કાજ.
શક્રને કૃપા કરી કરુણાલ, અંતર્ધ્યાન હવા ગોપાલ;
નિત્યે જપ અષ્ટાક્ષર સોય, નારાયણ નામે જય હોય.
તવ પ્રશ્ન કરે પરીક્ષિતરાય, નારાયણ કવચ કેવું કહેવાય;
વિસ્તારપૂર્વક કહો તે કવચ, જેથી ઈંદ્ર રક્ષણ પામ્યો સત્ય.

શુકદેવઉવાચ:—

સુણ એકાગ્રચિત્તથી ભૂપ, વિશ્વરૂપે કહેલું કવચ અનૂપ;
વિશ્વરૂપ ઈંદ્ર પ્રત્યે ઓચરે, એ કવચ સદ્ય ભય ત્રાસ હરે.
કોઈ ત્રાસ આવ્યો હોય ત્યારે, નારાયણ કવચ કરે કાર્ય સિધરે;
હાથ પગ ધોઈ આચમન કરવું, ઉત્તરે મુખ કરી જનોઈ ધરવું.
અષ્ટાક્ષર દ્વાદશ મંત્ર ઉચારી, અંગન્યાસ કરન્યાસ કરી;
વાણી નિયમ મન રાખી રહેવું, નારાયણ કવચ પેરી લેવું.
૧ ૨ ૩ ૪ ૫ ૬ ૭ ૮ ૧
ॐ नमो नारायणाय મંત્ર કથી, ન્યાસ કરવો સર્વાંગે પ્રથમથી;
૨ ૩ ૪ ૫ ૬ ૭ ૮
પાગ ઘુંટણ સાથળ ને પેટ, હૃદય વક્ષઃસ્થળ મસ્તક સમેટ.
વર્ણાનુક્રમે ન્યાસ કરવું, કવચ પહેરી સર્વાંગે ઉગરવું;
પછી ભણવું ॐ नमो भगवते वासुदेवाय,†દ્વાદશાક્ષર મંત્ર એ કહેવાય.
એ મંત્રથી અંગુળી આદિ હસ્ત, ન્યાસ કરવો હસ્ત સમસ્ત;
પછી ॐविष्णवे नमः મંત્ર ભણવો, ઓંકાર હૃદયનો સ્વામિ ગણવો.
વિકાર મસ્તકે, ષુભ્રકુટીમધ્યે, ણ શિખાએ, વે નેત્રો ન સર્વ સંધિયે,
મકારનો मः अस्त्रायफट् એમ કહી, દિગ્બંધમાં જોડવો સહી.
પછે નારાયણનું ધ્યાન ધરવું, પછે નારાયણ કવચ ઉચરવું;
ओं શબ્દનો પ્રથમ કરવો ઉચ્ચાર, કરવી સ્તુતિ તે નિર્વિકાર.
પ્રભુ ગરુડગામી અષ્ટ સિદ્ધિવાળા, અષ્ટબાહુ શંખ ચક્રધરનારા;
ગદા બાણ ધનુષ પાશ ધારી, હરિ ભગવાન રક્ષા કરજો મારી.
જળજંતુ આ દિવસે જેઓ વારી, મત્સ્યાવતાર રક્ષા કરજો મારી;
સ્થળમાબટુકરૂપ વામન રક્ષજો,ત્રિવિક્રમ અંતરિક્ષમાં રક્ષાકરજો.
વનસંગ્રામાદિ સંકટસ્થળમાં,નૃસિંહભગવાન રક્ષાકરજોહરપળમાં;
વરાહ ભગવાન માર્ગમાં રક્ષા કરજો, શિખરે પર્સુરામ શિતળ કર ધરજો.
પ્રવાસમાં રામલક્ષમણ બંને ભ્રાત, રક્ષા કરજો લવકુશના તાત;
અભિચાર આદિ ઉગ્રધર્મ જેહ, નારાયણ રક્ષા કરજો નિજ ગેહ.
નર ભગવાન ગર્વ મારજો, યોગભ્રંશથી દત્તાત્રેય તારજો;
કર્મબંધથી કપિલદેવ રાખજો, સનત્કુમાર કામથી રક્ષા કરજો.
માર્ગે જાતાં દેવ નમન ન હોય, હયગ્રીવ પ્રભુ રક્ષા કરજો સોય;
ભગવત્ સેવામાં વિઘ્ન જો થાય, નારદ મુનિ રક્ષા કરજો ત્યાંય.
પાપ કર્મ કરે થાઉં નર્કાધિકારી, કચ્છાવતાર રક્ષા કરજો ત્યાં મારી;
કુપથ્યથી ધન્વંતરી રક્ષા કરજો, કામ ક્રોધ ઋષભદેવ હરજો.
લોકાપવાદ આવે કદિ અંગે, યજ્ઞાવતાર રક્ષા કરજો તત્પ્રસંગે;
લોક ઉપઘાત સમે બળભદ્ર થજો સહાય, ક્રોધ વશે શેષજી ગ્રહજો બાંહ્ય.
વેદવ્યાસ મુકાવજો અજ્ઞાન, પાખંડ તજાવી બુદ્ધાવતાર દેજો જ્ઞાન;
કાલના મેલરૂપ કળિયુગથી સ્વામિ, રક્ષા કરજો કલ્કી બહુ નામી.
પ્રાતઃકાળમાં ગદાવડે મારુ, કેશવ ભગવાન રક્ષા કરજો ચારું;
સંગવકાળે રક્ષા કરજો નાથ, વેણુધારી ગોવિંદ ધરજો હાથ.
પૂર્વાહ્નકાળમાં રક્ષા કરજો મારી, સારંગધારી નારાયણ મુરારી;
મધ્યાહ્નકાળે સંકટ આવે ઘણું, રક્ષા કરજો ચક્રધારી વિષ્ણુ.
અપરાહ્નકાળમાં સહાય કરજો, ધનુષધારી મધુહા દુઃખ હરજો;
સાયંકાળે રક્ષા કરજો આવી, ત્રિમૂર્તિ માધવ અનંતનામી.
ઇંદ્રિયોના સ્વામિ શ્રીભગવાન, પ્રદોષકાળે રક્ષા કરજો રાખું ધ્યાન;
મધરાત અધરાત રક્ષા કરજો પ્રભૂ, પદ્મનાભ પરાક્રમિ વિભૂ.
પાછલી રાત્રિના રક્ષજો ભગવાન, શ્રીવત્સધામા સંનિધાન;
પરોઢિયે રક્ષા કરજો મારી, જનાર્દન પ્રભુ શમશેર ધારી.
પ્રભાતે રક્ષજો દામોદર દક્ષ, સઘળી સંધિયે વિશ્વેશ્વર પ્રત્યક્ષ;
રક્ષાએ આવજો સર્વદેવ, સચરાચર વ્યાપક પ્રભુ અવશ્યમેવ.
પ્રલયકાળ—અગ્નિ જેવાં તિક્ષ્ણ ચક્ર, બાળ શત્રુ સૈન્ય પ્રત્યક્ષ;
વજ્રબળી પ્રભુ ભૂજે ગદા, ભૂત યક્ષ રાક્ષસના કર ચૂરા.
પ્યારી ગદા છે પ્રભુને પૂર્ણ, શત્રુને મારી કર તું ચૂર્ણ;
પ્રભુના પ્યારા પવિત્ર શંખ, પિશાચ બ્રહ્મ રાક્ષસને દે તું દંખ.
નસાડ પ્રથમ પ્રેત રાક્ષસ આદિ, દુષ્ટ મારીને દે તું પ્રસાદી;
ખડ્ગ કાપ શત્રુ જે સુજ હોય, નેત્ર ઢાંક ઢાળ દુષ્ટ ન જોય.
દુષ્ટની દૃષ્ટિ હરિ લઈ રક્ષા કરજો, ભગવત નામ અસે જંતુ લય થજો;
ગરુડ ભગવાન કષ્ટસર્વ કાપો,વિષ્વકસેન નામથી અમરપદ આપો.
નામ રૂપ વાહન પ્રભુનાં જેહ, રક્ષા કરજો અમારી સર્વ તેહ;
બુદ્ધિ ઇંદ્રિ મન અને પ્રાણ, પ્રભુ પાર્ષદ રક્ષા કરજો નિર્વાણ.
સર્વ જગત છે પ્રભુ સ્વરૂપ, નાશે કરજો ઉપદ્રવ ત્રિભુવનભૂપ;
સર્વ સ્વરૂપે ને સર્વ કાળે, માયા મુકાવી મુક્તિ તું આલે.
દિશા ખૂણા ઉંચ અને નિચે, બહાર અંદર અને સર્વ દિસે;
રક્ષા કરજો પ્રહ્લાદ હરિભક્ત, નૃસિહ ભયથી મૂકાવ્યું જગત.
એવું કવચ વિશ્વરૂપે દીધું, ઈંદ્રે પહેર્યું કારજ તેનું સિધ્યું;
ધરી કવચ નારાયણતણું, જીતે જગત ભય નડે ન અણુ.

---

* આ આઠમા અધ્યાયમાં નારાયણકવચથી રક્ષાં થયેલી છે જેની એવા ઇંદ્રે દૈત્યોને જિત્યા, તે નારાયણકવચ વિશ્વરૂપે ઇંદ્રને કેવી રીતે કહ્યું, તે કથાપ્રસંગ છે.

† એ મંત્રથી હાથની સર્વ અંગુળી, હથેળી ને હાથનો ન્યાસ કરવો.

નિષ્કલંક* હવો સુર રાયરે, તેને ઉતરી બ્રહ્મહત્યારે;
જઈ બેઠા પછી નિજ આસનરે, પછે મનાવ્યા બૃહસ્પતિ મુનિ જેનરે.
જઈ પ્રણમી લાગ્યા પાયરે, ફરી આવ્યા નિજપુર માંયરે;
હવે સાંભળ રાય વિખ્યાતરે, વિશ્વરૂપનો કીધો ઇંદ્રે પાતરે.
ત્વષ્ટા પ્રજાપતિ તેનો તાતરે, પુત્રવધની સાંભળી વાતરે;
અતિ ક્રોધ હવો ઉત્પન્નરે, હૈયે લાગ્યો હુતાશનરે.
ઇંદ્રરાયને હણવા કામરે, એક યજ્ઞ માંડ્યો તેણે ઠામરે;
પૂર્ણ આહુતિ કીધી વિવેકરે, ત્યારે પુરુષ પ્રગટ હવો એકરે.
ઘોર શબ્દ શરીર પ્રચંડરે, શીર અડક્યું જઈ બ્રહ્માંડરે;
બસે યોજન તેની કાયરે, ભુજા દંડની સબળ સંખ્યાયરે.
તેનાં નેત્ર મહા વિકાળરે, જાણે પાવક નાંખે જ્વાળરે;
કાળું મેઘ શ્યામ શરીરરે, મોટા દંત તે વૃક્ષ સમીરરે.
ઓઠ પર્વત જેવું શરીરરે, ભ્રકુટી ચડી દારુણ શીરરે;
જાણે કરશે પ્રલય સર્વરે, દેખી સુરે તજ્યા મન ગર્વરે.
તેનું વૃત્રાસુર† એવું નામરે, ત્વષ્ટા પ્રજાપતિને કર્યો પ્રણામરે;
સ્વામિ વિશ્વરૂપનો વધકારિરે, તેને હમણાં નાંખું સંહારીરે.
કહો તો ત્રિભુવન ગ્રાસું મહારાજરે, ઇંદ્ર ક્યાં જશે જીવતો આજરે;
એવું કહીને ઉઠ્યો જોધરે, હૃદયે દારુણ ધરતો ક્રોધરે.
આવે ઉતાવળો તતખેવરે, દેખી ભય પામ્યા છે દેવરે;
ઘણું દૈત્ય સૈન્ય છે સાથરે, આવ્યો શીઘ્રે જહાં સુરનાથરે.
દીઠો આવતો થકો આકાશરે, મઘવા મનમાં પામ્યો ત્રાસરે;
આસન તજીને સુર રાયરે, દેવ‡ સૌ સાથે નાઠા જાયરે.
અમર આવ્યા હરિને શર્ણરે, જઈ વિનવીયા શ્યામવર્ણરે;
અજ ઇંદ્રાદિક સ્તુતિ§ બોલેરે, સ્વામિ નહીં કો તમારે તોલેરે.

અનેક સમે કલ્પાંત ને કાળરે, તમો પ્રગટ્યા દીન દયાળરે;
તમ નાભિકમળને ધન્યરે, જ્યાં થયા હવા ઉત્પન્નરે.
ત્યાં વાયુ કરે અતિ ગતિરે, પ્રહારે પડિયા પ્રજાપતિરે;
ત્યાં શુશ્રૂષા હરિ તમો કીધીરે, દુઃખ આરત સૌ હરી લીધીરે.
જ્યારે પીડા અમને થાયરે, ત્યારે પ્રભુ કરો છો અમને સહાયરે;
અમને તમારો આધારરે, શર્ણે રાખો હો વિશ્વાધારરે.
હવે કરુણા કરો શ્યામવર્ણરે, નહીંતર આવ્યાં અમારાં મર્ણરે;
એવી સ્તુતિ કરીને અનંતરે, દેવે સંતોષ્યા શ્રીભગવંતરે.
થયા પરમેશ્વર તુષ્ટમાનરે, આવી બોલ્યા શ્રીભગવાનરે;
જ્યારે દીઠા વૈકુંઠરાયરે, ત્યારે દેવ નમ્યા સૌ પાયરે.
હસી બોલ્યા તવ વૈકુંનાથરે, તમો સાંભળો સા સુરસાથરે;
વૃત્રાસુરને હણવા કાજરે, એક ઉપાય કરો તમો આજરે.
મુનિ દધીચિ બેઠા છે જ્યાંહેરે, તમે જાઓ અમર સૌ ત્યાંહેરે;
દધીચિ ઋષિનાં અસ્થિ જેહરે, તમો સુર જઈ જાચો તેહરે.
અશ્વિનીકુમાર* ભણ્યા તે કાજેરે, ઋષિ અસ્થિ† આપશે તે માટેરે;
મુખે નહિ કરે નકારરે, એમ બોલે શ્રીવિશ્વાધારરે.
પછી વજ્ર તેનું સોયરે, વિશ્વકર્માથી તે ઘડાયું હોયરે;
નિપજશે તેનું વજ્રાયુધરે, થશે દૈત્યશું કરશે યુદ્ધરે.
તેહ વજ્ર વિના એની દેહરે, બીજા કશાથી ન મરે એહરે;
ઇંદ્ર વજ્ર કરમાં સાહેરે, તેથી શીર તેનું છેદાયરે.
એવું કહી શ્રીભગવાનરે, હરિ હવા અંતર્ધ્યાનરે;
દીધી અમરને જે શીક્ષાયરે, કરતા હવા તેહ ઉપાયરે.

---

* આ દોઢ કડીની મતલબ મૂળ ભાગવતમાં નથી.

† ચિત્રરથ રાજાને પાર્વતીએ શાપ દીધો, તેથી તે વૃત્રાસુર થયો એ વાત આ સ્કંધના ૧૭ મા અધ્યાયમાં છે.

‡ પ્રથમ તો દેવતાઓ લડ્યા પણ હાર્યા એટલે ભાગી ગયાં હતા.

§ દેવતા સ્તુતિ કરે છે કે-વાયુ, આકાશ, અગ્નિ, જળ, પૃથ્વી, ત્રણ લોક, બ્રહ્માદિક અને અમે પણ ભય પામી જેની આજ્ઞા પ્રમાણે ચાલીએ છીએ, તે પરમેશ્વર અમારા રક્ષક થાઓ. જે અમારા આત્મારૂપ, ઇષ્ટદેવ, સર્વરૂપ, સર્વથી અન્ય, સર્વના પરમ કારણરૂપ, પ્રધાન પુરુષરૂપ અને શરણાગતનું રક્ષણ કરનાર છો, તેને અમે શરણે જઇએ છીએ. એ રીતે ઘણા પ્રકારે સ્તુતિ કરી. તે પછી ભગવાને તેઓને તેઓનાં હૃદયમાં દર્શન દીધું. ત્યાર પછી બહાર પ્રગટરૂપે દર્શન દીધું, એટલે દેવતાઓએ પાછા પગમાં પડી બીજી વખત સ્તુતિ આ પ્રમાણે કીધી—આપ કે જે યજ્ઞરૂપી સામર્થ્યવાળા છો, કાળરૂપ છો, દૈત્યોપર ચક્ર ફેંકનાર અને સુંદર નામવાળા છો, તેમને વારંવાર પ્રણામ કરીએ છીએ. હે પ્રભો! આપ ત્રણ ગુણના સ્વામી છો, તેઓનાં ત્રણ ગુણથી પર નિર્ગુણ સ્વરૂપને જાણવાને કોઇ પણ સમર્થ નથી. આપની લીલાનો પ્રકાર ન સમજી શકાય એવો છે. કેમકે આશ્રય રહિત અને નિર્ગુણ આપ અમારી સહાયતાની ગરજ ન રાખતાં નિર્વિકાર સ્વરૂપથી જ આ જગતને સરજો છો, પાળો છો. સર્વાંતર્યામિપણાને લીધે સર્વ વિષયોના પ્રકાશ કરવા ઉપરથી જણ-વામાં આવતા જે આપ છો, તેને શ્રુતિઓ એક રૂપ જ બાકી રાખે છે. હે ભગવન્! આપ કે જે સર્વ જગતની ઉત્પત્તિ, સ્થિતિ અને પ્રલયકાળમાં નિમિત્તરૂપ થતી દિવ્ય માયાથી વિનોદ કરનાર છો, સઘળા જીવોના સમૂહોના અંતઃકરણોમાં બ્રહ્મસ્વરૂપ તથા અંતર્યામી સ્વરૂપથી અને બહાર પ્રધાન રૂપથી સર્વનાં મૂળ કારણને લીધે દેશ કાળાદિ દેહની અવસ્થાનો અનુભવ કરનારા છો અને બુદ્ધિ આદિ સઘળા પદાર્થોના સાક્ષી નિરંજન સ્વરૂપ, પરમાત્મા તથા પરબ્રહ્મ છો. તેમની પાસે અમારે કંઇ કંઇ બાબત જણાવવી જોઇએ, એવા ઇશ્વરને અમે પ્રણામ કરીએ છીએ.

* દધીચિ બ્રહ્મવિદ્યામાં પરિપૂર્ણ છે એમ ધારી અશ્વિનીકુમારે આવીને તેમને કહ્યું કે, અમને બ્રહ્મવિદ્યા આપો. દધીચિએ કહ્યું કે, હમણાં હું કામમાં છું માટે પછી આવજો. એવો ઉત્તર સાંભળી અશ્વિનીકુમાર ઉઠ્યો કે તરત ઇન્દ્રે આવી ઋષિને કહ્યું કે, એ વૈદ્યોને તમે વિદ્યા આપશો મા, ને જો આપશો તો હું તમારું માથું કાપી નાંખીશ. એમ કહી ઇંદ્ર ગયો કે, તરત અશ્વિનીકુમાર આવ્યા. દધીચિએ જ્યારે ઇન્દ્રે કહેલી વાત અશ્વિનીકુમારને કહી ત્યારે અશ્વિનીકુમારે કહ્યું કે, જ્યારે ઇંદ્ર તમારું માથું કાપી નાંખશે ત્યારે પ્રથમથી જ કાપી નાંખેલું ઘોડાનું માથું અમો ચડાવશું. તે અશ્વમુખેથી તમારે અમને બ્રહ્મવિદ્યાનો ઉપદેશ કરવો. તે પ્રમાણે ઇન્દ્રે માથું કાપી નાંખ્યા પછી પાછું અશ્વિનીકુમારે માથું ચડાવ્યું.

† ભગવાને કહ્યું કે, એ માટે દધીચિનું માથું કપાવાથી તમને પ્રાયશ્ચિત લાગશે નહિ ને તમો અસ્થિ લીધા બાદ અશ્વિનીકુમાર તેમને (દધીચિને) જીવતા કરશે ને ઇન્દ્રનું પણ રહેશે.

વલણ

કરે તેહ ઉપાય અમર સૌ, વર માગી પાછા વળ્યારે;
ચોતા જન સુખ હરિ વાણો, હરિ ગુણ જાયે નવ કળ્યારે.

ઇતિ શ્રીમદ્ભાગવતે ષષ્ઠસ્કંધે નવમોઽધ્યાયઃ ॥ ૯ ॥

## અધ્યાય ૧૦ મો*

### કડવું ૧૦ મું–રાગ વેરાડી

શુકજી વાણી એણીપેરે બોલે, સાંભળો પરીક્ષિત રાય;
અમર સૌ કો ટોળે મળીને, દધીચિ ઋષિ કને જાય. ૧
સ્તુતિ સ્તવન પ્રણામ કરી, જઈ ચર્ણે નમાવ્યાં શીશ;
દધીચિ ઋષિએ દેવ સર્વને, દીધી છે આશીષ. ૨
આદરમાન દીધાં અમરને, આપિયાં આસન;
અમર પ્રત્યે બોલિયા ત્યાં, દધીચિ ઋષિ વચન. ૩
શા અર્થે આવ્યા આ સ્થાનક, એમ સરખું કાંઇ કામ;
તેણે સમે ત્યાં ઇન્દ્રે આવી, કર્યો દંડ પ્રણામ. ૪
સ્વામિ વૃત્રાસુર રાક્ષસ પ્રગટ્યો, મહાબળિયો અહંકારી;
દેવ ઋષિ જન માનવ પીડ્યા, ઘણી પ્રજા સંહારી. ૫
તેના ભયથી અમો નાઠા, મનમાં પામ્યા ત્રાસ;
વન વિષે અમો જઈ રહ્યા, તવ વાણી હુવી આકાશ. ૬
વૃત્રાસુર મહા બળી છે, કોથી નહીં જીતાય;
એ પાપીને હણવા અર્થે, કરજો એક ઉપાય. ૭
દધીચિ ઋષી કનેથી અસ્થી, જાચી લાવો દેહનું;
વિશ્વકર્મા પાસે જઈને, વજ્ર ઘડાવો તેહનું. ૮
એ આયુધ કરમાં ધરી, જ્યારે વઢશે વજ્રાધીશ;
તે વજ્ર યોગે વૃત્રાસુરનું, શીઘ્ર છેદાશે શીશ. ૯
તે માટે અમો અહિં આવ્યા સૌ, અસ્થી યાચવા સ્વામિ;
ત્રિભુવન જન સર્વ ઉગરશે, તમથી અંતર્યામિ. ૧૦
એવાં વચન સુણી અમરનાં, ઋષિ દધીચિ વિમાસે મન;
સૌ દેવ મળી યાચે મુજ અસ્થી, રક્ષવા ત્રિભુવન જન. ૧૧
આ દેહી અમરને અર્થે, પ્રાણ તજું તતખેવ;
પછી સુરિનર પ્રત્યે વાણી, બોલિયા ઋષિ દેવ. ૧૨
તમો સૌ મળી માહરાં, અસ્થી યાચો છો આજ;
પણ દેહી તજતાં છે દોહેલું, અપાર સુરનાં રાજ. ૧૩
પણ તમ અર્થે આ મિથ્યા દેહી, કૃતારથ થાય મારી;
જન્મ સાર્થક થયો મારો, એમ મેં વાત વિચારી. ૧૪
તે સમે ઉત્તર મુખે બેઠા, ઋષિ કરી દર્ભાસન;
ધરણીધરનું ધ્યાન ધર્યું, આરાધ્યા જગજીવન. ૧૫
દધીચિ ઋષિએ ચિત્ત આરોપ્યું, ચતુર્ભુજને ચર્ણું;
કર મધ્યે જપમાળા ગ્રહીને, કરે હરિનું સ્મર્ણ. ૧૬
એવી રીતે યોગ ધ્યાને, દેહ તજ્યો તાત્કાળ;
ઘણી શોભા સાથે પહોંચ્યા, વૈકુંઠ ઋષિ તે દયાળ. ૧૭
પછી ઇંદ્રે અસ્થી ઋષિ શરીરનાં, કઢાવ્યાં તે વાર;
વિશ્વકર્માને તેડાવી આપિયાં, તે વજ્ર કરવા નિર્ધાર. ૧૮
વિશ્વકર્માએ વજ્ર ઘડીયું, વિદ્યુત્ કર્ણાકાર;
જગહુળે જ્યોતિ તેજ અદ્‌ભુત, તીવ્ર દારુણ ધાર. ૧૯
વિશ્વકર્માએ કળા પોતાની, સૌ વાપરી તે કાળ;
તે ઇંદ્રને આપિયું સહી, હરખિયો સુર ભૂપાળ. ૨૦
ઇંદ્ર ઐરાવતે ચઢિયો, કર વજ્ર ધર્યું તત્કાળ;
શંખ નાદે દશો દિશથી, આવી મળ્યા સુર બાળ. ૨૧
અંતરિક્ષ માર્ગ યુદ્ધ કરતો, આવિયો સુર રાય;
તેત્રીશ કોટિ સાથ યોદ્ધા,* અમરની શોભાય. ૨૨
દળ† સર્વ સાથે આવ્યો વૃત્રાસુર, રોપિયો રણસ્થંભ;
અન્યોન્ય શંખનાદ થયા, ને યુદ્ધનો કર્યો આરંભ. ૨૩
ખડ્ગ ખેડાં ઝળહળ ફરશી, ચકમતી તલવાર;
સોળસોળા દેવદાનવ, કરે મારો માર. ૨૪
તેટલામાં વૃત્રાસુરનું, સૈન્ય નાઠું જાય;
વૃત્રાસુરે સેનાને, કહ્યો આ ઉપાય. ૨૫

વૃત્રાસુર વચનઃ—

જન્મે તેને જાવું છે, નાઠે મૂકો મામ;
ધિક ધિક સર્વેથી શુરો, બોળ્યું જનમાં નામ. ૨૬
મરણથી યશ બહુ મળે, પરલોકે સુખાસન;
સ્વર્ગતણી અપ્સરા સર્વ, પ્રેમે ભેટે તન. ૨૭
યોગ યાગથી યુદ્ધે મરવું, ભલું બહુ કહેવાય;
યુદ્ધે પાછી પાની કરે, તેના પૂર્વજ નરકે જાય. ૨૮
પછે ઘણા કાળ યુદ્ધ કીધું સહી, કેમે ન આવે અંત;
ત્રેતાયુગે નર્મદા તીરે, વઢ્યા તે બળવંત. ૨૯

વલણ

વઢ્યા એ બળવંત રણમાં, યુદ્ધ અપરિમિત થાયરે;
ભાગવત ષષ્ઠસ્કંધ કથાનો, પૂર્ણ દશમોધ્યાયરે. ૩૦

ઇતિ શ્રીમદ્ભાગવતે ષષ્ઠસ્કંધે દશમોઽધ્યાયઃ ॥ ૧૦ ॥

## અધ્યાય ૧૧ મો‡

### કડવું ૧૧ મું–રાગ મારુ

શુકજી બોલિયા સુણ પરીક્ષિતરાય, ઘણું§ દેવદાનવને યુદ્ધ થાય;
તીવ્ર આયુધ કરમાંહે ધરતા, હોકારના શબ્દ ખોંખાર કરતા.

* આ દશમા અધ્યાયમાં દધીચિનાં હાડકાંથી બનાવેલું વજ્ર લઇ ઇંદ્ર દેવતા સહિત વૃત્રાસુર અને તેના સંબંધી દૈત્યો સાથે યુદ્ધ કર્યું, તેનો કથાપ્રસંગ છે.

* રુદ્ર, વસુ, આદિત્ય, અશ્વિનીકુમાર, પિતૃ, અગ્નિઓ, વાયુ, ઋભુ, સાધ્ય અને વિશ્વેદેવનાઓ તે સેનામાં મુખ્ય હતા.

† નમુચિ, શંબર, અનર્વા, દ્વિમૂર્ધા, ઋષભ, અંબર, હયગ્રીવ, શંકુશિરા, વિપ્રચિત્ત, અયોમુખ, પુલોમા, વૃષપર્વા, પ્રહેતિ, હેતિ, ઉત્કલ, સુમાલી અને માલી વગેરે હજારો રાક્ષસો તેની સેનામાં હતા. તે દૈત્યો ઘણા ઘણા પ્રકારનાં અસ્રોથી લડ્યા. છેવટે વૃત્રાસુર તરફના દૈત્યો ભાગ્યા હતા. ‡ અગિયારમા અધ્યાયમાં ઇંદ્ર સાથે યુદ્ધ કરતા વૃત્રાસુરે ભક્તિ અને જ્ઞાનયુક્ત કેટલીક વાતો કીધી, તેની કથા છે. § અહિંથી માંડી નીચેની ૨૩ લીટી સુધીની તમામ વાત મૂળ ભાગવતમાં દશમા અધ્યાયમાં છે.

સજીટોપ ટાટર બખતર ભાલા, ઘણા સ્વાર ને છે ઘણા માંહે પાળા; લથબથ ઉન્મત્ત સમર્થ શૂરા, પડે ઘાય છેદાય ને થાય પૂરા. મહાયુદ્ધ આયુધ રણ માંહે મારે, પડે શીશ પૃથ્વિ ઉપર ખડ્ગ પ્રહારે; ભુંગળ ને સાંગ તલવાર બાણ, વાગે અંગ અભંગ ને જાય પ્રાણ. મુદગલ તોમર ગ્રહી ગુર્જ હાથે, અન્ય મારે કરી રીસ માથે; ભીંડિમાલ ખંજરા પંજર ધારી, અખંડ લોહદંડ પ્રચંડ ધારી. છુટે ચક્ર બંદૂક ને નાળ ગોળા, દેખી નાસતાં દૈત્યનાં ટોળેટોળાં; સણુસણાટ કરતાં ઘાર બાણ છૂટે, ભેદતા હૃદે લોળ કપોલ ફૂટે. ભલાં પંચ શબ્દી વાજીત્ર વાજે, ઘન ગર્જના ઘોર ગંભીર ગાજે; નાઠા દૈત્ય દશોદિશા મામ મૂકી, પડે આખડે મારે પશી દેવ ઢુંકી. ઘણા દૈત્યનો નાશ ક્ષણુ માંહે કીધો, જીત્યો સંગ્રામ યશ શક્રે લીધો; વૃત્રાસુર તે નાસતો સૈન્ય દેખી, મઘવા પ્રત્યે બોલતો મર્મ હેખી.

વૃત્રાસુર વચન:-

જે નાસતા પુરુષ સંગ્રામ હારી, તેને રણમાંશું હણો વજ્રધારી? રણુ નાસતા પુઠે સુભટે ન જવાય, વીર હોય તો સેહેજ બળ-હાંક થાય.

એવું કહીને આવ્યો ઇંદ્ર સામો, દેખી દેવનો સાથ સૌ ત્રાસ પામ્યો; કહે ઇંદ્રને બળ હોય તુજ હાથે, તો યુદ્ધ કરી શકશે તું મુજ સાથે.

શુકવચન:-

વૃત્રાસુર ઇંદ્રે સંગ્રામ માંડ્યો, રણુ ભોમ્યનો ઠામ કોણે ન છાંડ્યો; વાહનથી ઉતરીયા વીર બળીયા, વઢ્યા મલ યુદ્ધ નવ જાયે કળીયા. પાડી ચીસ રીસે અંગ ઝાડે, મહા પ્રૌઢું આયુધ અંગે પછાડે; શરીરે શસ્ત્રઘાત શોણીત ધાર, શોભે દેવીના કુંભ પાછળ જ્વાર. મારે વૃક્ષ મોટાં સમૂળાં ઉપાડી, કરે પાષાણના પ્રહાર પર્વત ફાડી; એવો દેવદાનવ સંગ્રામ થાય, ભંગાણ ભુંબાણ સહસ્ર કપાય. મહા મોટ જોદ્ધા બહુ વિદારે, શરીરે નહિ શુદ્ધ ને ઘાય મારે; કેશ વૃક્ષ સમાન શરીરે ભાસે, દેખી જુદ્ધ દારુણ સુભટ ત્રાસે. મુખે દૈત્ય ગર્જતો છે શ્યામ કાળો, આવી ઇંદ્ર સામો હસીદંત પાળો; દ્વિનેત્ર દાવાનળ અગ્નિ જ્વાળ, ક્રોધે મુછ ફરકે જેમ સર્પ કાળ. દોડી શક્ર સામો આવ્યો દોટ દેતો, વાગે દેવનાં શસ્ત્ર સંગ્રામ લેતો, ઉગ્ર આયુધ ઇંદ્ર ઉપર નાંખે, મુખે ગવ વાણી ઘણી દુષ્ટ ભાખે.

વૃત્રાસુર વચન:-

બળ હોય જો સુરપતિ અંગ તારે, તો આવ મુજ સાથ બાથ મારે; રણુ યુદ્ધ મૂકી રખે જાય નાસી, સંગ્રામ તજતાં કરે દેવ હાંસી. ઘણા દૈત્ય અમારા પૂર્વે સંહાર્યા, કરી કપટ સર્વે છેતરીને માર્યા; આજ જોઉં બળ સર્વ હું તારું, ન મૂકું મઘવા તુજને હું મારું. અસ્યા બ્રહ્મહત્યારા ગુરુ હત્યારા, મુજ બંધુને મારણહારા; શત્રુ તું સદાનો થયો મારો, હવે ઉગરવાનો નથી તુજને આરો. મારીશ તુજને પ્રચંડ યુદ્ધ કરીશ, તારી કીર્તિને સહજમાં હણીશ; રાક્ષસ પેરે કરે તું કૃત્ય, ધિક્ક ધિક્ક અધર્મી ઓ ઇંદ્ર. આવ હાથ જોજે હવે મારો, સદ્ય લઇશ હું પ્રાણ હવે તારો; કદાપિ તું મુજને મારશે, કર્મ બંધનથી છૂટી તારશે. નાંખ નાંખ અમોઘ અસ્ત્ર તારું, ઝટ શીર કાપ હવે તું મારું; વ્યર્થ જાશે ન તારું એ વજ્ર, નિશ્ચે મુજ શિર છેદશે એ વજ્ર. બન્યું અસ્ત્ર એ દધીચિના તેજનું, અસ્ત્ર વજ્ર થયું એ હું જાણું; વળી જ્યાં પ્રભુ પોતે હોય, વિજય લક્ષ્મી ને ગુણ સર્વે સ્હોય. થશે તારો વિજય એ જાણું, પણ ભય હું મને નવ આણું; કરશે નાશ મારો તું સહેજે, તેથી અમર થશે મારી દેહ જે. એ પ્રભુ કૃપા મળવી ન સહેલ, માર મરિ કર શક્ર તું પહેલ; કરે વૃત્ર પ્રભુનું સ્તવન, કરો પાપીને એ પ્રભુ પાવન. નથી જોઈતી રિદ્ધિ ને સિદ્ધિ, નથી જોઈતી મુને નવનિધિ; ઇચ્છતો નથિ સ્વર્ગ પાતાળનું રાજ, નથી બ્રહ્મલોક જોઇતો આજ. હું માયામાં ભોળવાયો, તેથી થયો છું બહુ બહુ હરાયો; તેને તારો પ્રભુ અંતર્યામી, દેહ વાસના કાઢજો બહુ નામી. મઘવાને એમ ચેતાવ્યો બહુ, પછે લડવાને લાગ્યા સહુ-

વલણ

મઘવા પ્રત્યે એવી રીતે, કહે વૃત્રાસુર રાયરે;
એકાદશ અધ્યાય હવા પૂરણ, ષષ્ઠસ્કંધ તણી કથાયરે-

ઇતિ શ્રીમદ્ભાગવતે ષષ્ઠસ્કંધે એકાદશોધ્યાયઃ ॥ ૧૧ ॥

## અધ્યાય ૧૨ મો*

### કડવું ૧૨ મું-રાગ સામેરી

શુકદેવ વાણી ઉચરે, સાંભળો પરીક્ષિતરાય;
વૃત્રાસુર ને ઇંદ્રના યુધનો, કહું મહિમાય. ૧
બાણ વૃષ્ટિ કરે ઘણી ત્યાં, થઇ રહ્યો અંધકાર;
ગદા ખડ્ગ પરિઘ ફરસી, તીવ્ર દારુણ માર. ૨
અપાર ઝલકે જગન મહામણિ, રત્ન હીરા જ્યોત;
શોભે ઘનવાદળ વિષે જેમ, ચળકતી વિદ્યોત-
સામ સામા આવિયા રણ, વૃત્રાસુર ને શક્ર;
શબ્દ ઉઠે વાણી છૂટે, ગડગડે રથ ચક્ર. ૪
વીર ઝુંઝે ધર્ણી ધ્રુજે, ન સૂઝે રવિ તેજ;
સબળ બળ કલ્પાંત કરતા, પરાક્રમી રણરેજ. ૫
જેમ વઢે દંતી ક્રોધશું, મદ ભર્યા મહા વિકરાળ;
એમ વૃત્રાસુર ને ઇંદ્રનું, યુદ્ધ થયું તેણે કાળ. ૬
પૂંછે ગ્રહી ગજ ફેરવે રણ, કરે બળિયા પ્રહાર;
પાષાણ શિખર શિલા પર્વત, કરે વૃષ્ટિ અપાર. ૭
વૃત્રાસુર ક્રોધે ચડ્યો, મહા યુદ્ધ કીધું એજ;
તે સમે રણમાં થકી, નાસી ગયા સૌ દેવ. ૮
પછી ઇંદ્ર ઉપર ધસ્યો રાક્ષસ, કરે ત્યાં બહુ માર;
તેણે સમે શક્રના દળમાં, હવો હાહાકાર. ૯

* આ બારમા અધ્યાયમાં ઇંદ્રે મોટા યુદ્ધમાં વૃત્રાસુરને માર્યો, તેમ વ્યાખ્યાન છે.

પછી વૃત્રાસુરે એક શીલા, મારી દીસતી પ્રચંડ;
વજ્ર પ્રહારે સુરપતિયે, આવતી કીધી શત ખંડ. ૧૦
પછી ક્રોધથી ત્યાં વૃત્રાસુરે, માર્યું ઉપાડી ઝાડ;
ઈંદ્રને વાગ્યું સહી, તેણે પડ્યો અંગે ખાડ. ૧૧
પછી સાંગ ગ્રહી કર વાસવે, ઘંટા વિભૂષિત હોય;
ઘુઘરીના સ્વર રણઝણે, એવા સુભટ બળીયા જોય. ૧૨
વછૂટી કરમાં થકી અણિ, અગ્ર અગ્નિ જ્વાળ;
ત્રિભુવન ઉત્પાત થયો, ખળભળ્યાં સ્વર્ગ પાતાળ. ૧૩
ભમવા લાગી દશે દિશા, શોભી અગ્નિ આકાશ;
મંત્ર પ્રયોજન શીઘ્ર આવી, વૃત્રાસુરને પાસ. ૧૪
અનેક આયુધ રાક્ષસે, પાઠવ્યાં કરવા છેદ;
વેદમંત્ર વાસવથકી, કેમે ન પામે ઉછેદ. ૧૫
શીઘ્ર શબ્દ કરતી આવી, બેઠી દક્ષિણ કર માંહે;
ભુજા ભેદી અંગ છેદી, કર્યો વ્યાકુળ ત્યાંહે. ૧૬
વૃત્રાસુરને શરીરે, પ્રગટ્યો ઘણો પરિતાપ;
અગ્નિ જ્વાળા અંગ લાગી, પ્રબળ સાંગ પ્રતાપ. ૧૭
એવું દેખી ઉતર્યો, ગજથકી મઘવા દેવ;
વૃત્રાસુરના ભુજ વિષે જઈ, વજ્ર માર્યું એવ. ૧૮
તત્કાળ ભુજ* ભાંગી પડ્યો, ક્ષણમાંહિ જોતાં ઘર્ણું;
વૃત્રાસુર મનમાં વિચારે, હવે આવ્યું નિશ્ચે મર્ણું. ૧૯
રુધિર વહેતું નવ રહે જેમ, પર્વતથી નીર ઝર્ણું;
ગજારૂઢ મઘવા હવો, કરી સ્મરણ અશરણશર્ણું. ૨૦

વૃત્રાસુર કોપે ચડ્યો, એક ગ્રહી પરિઘ વિશાળ;
ફેરવી મારી ઇંદ્રને, પછી ગાજીયો ભૂપાળ. ૨૧
અન્યોન્ય યુદ્ધ સબળું, વિશેષ વાધ્યું ત્યાંહે;
સ્વર્ગ મૃત્યુ પાતાળ વાસી, જુએ યુદ્ધ સૌ ત્યાંહે. ૨૨
ઘોર શબ્દ પ્રચંડ કરી, ઉત્પત્યો રાક્ષસ રાય;
ઈંદ્ર સામો આવિયો, મન માંહિ ક્રોધ ન માય. ૨૩
ઐરાવતને ત્રિશૂળ મારી, ઉચકયો તે વાર;
ગજ સહિત ઇંદ્રને ગળતો, હવો તે નિરધાર. ૨૪
ગળ્યો મઘવા સાંભળ્યો, સુર સર્વ પામ્યા ત્રાસ;
દશો દિશ નાઠા સહી, જય તણી મૂકી આશ. ૨૫
ત્યારે હાહાકાર હવો સહી, દળ સર્વ નાઠું જાય;
રાક્ષસે ઇંદ્રને ગળ્યો, ઉત્પાત દારુણ થાય. ૨૬
શેષ સળક્યો ધરા ધ્રુજી, બીહીના સુરનિર સર્વ;
સ્વર્ગ મૃત્યુ પાતાળવાસી, દેવ ગણ ગાંધર્વ. ૨૭
સુરપતિએ દૈત્ય ઉદરમાં, વજ્રનો કીધો પ્રહાર;
ગજ સહિત તત્ક્ષણ નિસર્યો ઇંદ્ર, પેટ ફાડી બહાર. ૨૮
જયજયકાર વર્તી રહ્યો, ફરી મંડાયો સંગ્રામ;
દેવ સહુ નાઠા હતા તે, આવી મળ્યા તેણે ઠામ. ૨૯
દળ ગધ્યે રાખ્યો વૃત્રાસુરને, કર્યો સબળો માર;
સર્વાંગ ભંગ કર્યો સહી, વપુ વજ્ર કેરે પ્રહાર. ૩૦
તોએ વૃત્રાસુર યુદ્ધ કરે, મન બીક નહીં લવલેશ;
સંગ્રામ કરતાં કરતાં વ્યાકુળ, થઈ ગયો સુરેશ. ૩૧
ગદા ગ્રહી હાથમાં દાનવ, ઈંદ્ર સામો ધાય;
ઐરાવતના કુંભસ્થળમાં, માર્યો ગદાનો ઘાય. ૩૨
વળી ગદા એક ગજ સુંઢ સામી, છૂટી મારી ત્યાંહે;
ગજે સુંઢની ઝાપટથી તે, ઉડાડી ક્ષણ માંહે. ૩૩
પછી ખડ્ગ લીધું ક્રોધશું, રણ ધસ્યો દાનવ રાય;
આ માર્યો મઘવા ચેતજે, હવે જીવતો નહિ જાય. ૩૪
લઘુ લાઘવી ઇંદ્રે કરી ને, કરી વજ્રની ઘાત;
તેણે ખડ્ગ સોતો કર કાપી, કર્યો પૃથ્વીપાત. ૩૫
હસ્ત વહોણો હાક દઈને, આવિયો કરી રીશ;
રક્તલોચન કોપ દારુણ, છેદવાને શીશ. ૩૬
ગર્જના શબ્દ પ્રચંડ કીધો, ગડગડ્યો જેમ મેઘ;
વળી ઇંદ્રની સામો ધસ્યો દાનવ, કરી સબળો વેગ. ૩૭
આવતો દેખી સુરપતિએ, સાંગ મારી ત્યાંહે;
તત્કાળ જઈ ભેદી હૃદયે, તે દૈત્યના ઉર માંહે. ૩૮
વજ્રધારી મંત્ર પ્રયોજીત, સબળ મૂકે બાણ;
વૃત્રાસુર ભેદ્યો સહી, તેના હવા વ્યાકુળ પ્રાણ. ૩૯
વૃત્રાસુરે મહા ક્રોધથી, કર્યો ચર્ણ કેરો પ્રહાર;
ગજસહિત મઘવા પડ્યો હેઠો, તવ થયો હાહાકાર. ૪૦
ઈંદ્ર ઉઠયો કોપથી જઈ, વજ્ર માર્યું શીશ;
તત્કાળ પૃથ્વી પડ્યો રાક્ષસ, વૃત્રાસુર જે ધીશ. ૪૧

* હાથ કપાવાથી વૃત્રાસુરે ઇંદ્રને લમણામાં પ્રહાર કર્યો, તેમ તેના હાથીને પણ પ્રહાર કર્યો. તેથી ઇંદ્રના હાથમાંથી વજ્ર હેઠું પડી ગયું. એ વૃત્રાસુરે અત્યંત મોટું અને અદ્‌ભુત પરાક્રમ કર્યું, તેથી ઇંદ્ર શરમાઇ ગયો. શત્રુની સમક્ષ સ્વહસ્તથી પડી ગયલું વજ્ર જ્યારે ઇંદ્રે લીધું નહિ ત્યારે વૃત્રાસુર કહેવા લાગ્યો કે, હે ઇંદ્ર! તું વજ્ર લઇને મને માર, આ વખતે મુઝાવું ન જોઇએ, હથિયાર ધરી યુદ્ધ કરવાની ઇચ્છાવાળા દેહાભિમાની લોકો નિરંતર જિતે જ એમ હોય નહિ. ક્યાંય વિજય પણ થાય ને ક્યાંય પરાજય પણ થાય. સર્વત્ર જય તો નારાયણનો જ થાય છે. શરીરની શક્તિ, મનની શક્તિ, ઇંદ્રિયોની શક્તિ, પ્રાણ, અમરપણું અને મરણ એઓનું કારણ જ કાળ છે, પણ તેને લોકો ન જાણવાથી જડ દેહને તેના કારણરૂપ માને છે. લાકડાની પૂતળી અને યંત્રનો મૃગ, નચાવનારના તંત્રમાં જ રહે છે, તેમ સઘળાં પ્રાણીઓ ઇશ્વરના જ તંત્રમાં રહે છે એમ જાણજે, એટલા માટે યશ, અપયશ, જય, પરાજય, સુખ, દુઃખ અને જીવિત તથા મરણ, હર્ષ કે શોક રાખવા જોઈએ નહિ. સત્વ, રજ અને તમ પ્રકૃતિના ગુણ છે, પણ આત્માના નથી. આત્મા તો ફક્ત સાક્ષી છે, એમ જે જાણે, તે હર્ષ શોકાદિથી બંધાતો નથી. હે ઇંદ્ર! હું હારી ગયો છું. મારા હાથ તથા હથિયાર કપાઈ ગયાં છે, છતાં તારા પ્રાણ લેવાની ઇચ્છાથી હું જે યથાશક્તિ પરાક્રમ કરું છું તે જો આ યુદ્ધરૂપી જુગાર છે, આમાં બાણરૂપી પાસા છે, વાહનરૂપી સોગઠાં છે અને પ્રાણરૂપી મૂડ લઇ છે, અને આ જુગારમાં કોણ જિતશે તથા કોણ હારશે, તે જણાઈ શકાતું નથી. એવાં વૃત્રાસુરનાં વાક્ય સાંભળી, ઇંદ્રે નિષ્કપટ રીતે માન આપી કહ્યું કે, હે દાનવ, તું ભક્તશ્રેષ્ઠ છે. કારણ કે મોક્ષના સ્વામી ભગવાનમાં જેની ભક્તિ હોય, તેને સ્વર્ગાદિ સુખનું કંઈ પ્રયોજન નથી. [ મૂ. ભા. સં.

વૃત્રાસુરનાં કંઠ ઉપર, કરયા વજ્રના પ્રહાર;
ઇંદ્ર કાપે કંઠ તેનો, વજ્રશું તેણી વાર. ૪૨
મન વેગે વજ્ર કાપતું હતું, વૃત્રાસુરનું શીશ;
તો પણ તેને વાઢતાં થયું, વર્ષ રાત્ર ને દીશ. ૪૩
ઘણે દોહેલે વર્ષ દહાડે, થયું શરીર છેદન;
પ્રાણ પાપીના ગયા ત્યારે, સુર સર્વ હર્ષિત મન. ૪૪
કુસુમ વૃષ્ટિ જય શબ્દ થાયે, હર્ષ સૌને હોય;
સુરપતિને રણ વખાણે, ધન ધન કહે સૌ કોય. ૪૫
ત્રિભુવનના જન સર્વેને, મન હવો હર્ષ અપાર;
પણ ઇંદ્રને ચિંતા થઈ, દુઃખી હવો તેણી વાર. ૪૬
એવી વાણી શુકની સાંભળી, વદે પરીક્ષિતરાય;
સ્વામિ ત્રિભુવનના જન સર્વેને, મનમાં હર્ષ ન માય. ૪૭
અમર મુનિવર સ્વર્ગ મૃત્યુ, પાતાળ વાસી જેહ;
વૃત્રાસુર વધ સાંભળી, આનંદ પામ્યા તેહ. ૪૮
પણ ઇંદ્ર મન ઝાંખો થયો, દુઃખવંત સુરનો રાય;
સુરપતિ હર્ષ પામ્યો નહીં, એ કારણ શું કહેવાય. ૪૯
શુકદેવજી કહે રાય સુણો, ઇંદ્રને બ્રહ્મહત્યાય;
વૃત્રાસુર મારયા સહી તે, આવી લાગી કાય. ૫૦
તે કારણથી ઇંદ્રને, ઉપન્યો નહીં ઉલ્હાસ;
મન ભંગ તો મઘવા હવો, પણ કરશે કૃપા અવિનાશ. ૫૧

વલણ

કૃપા કરશે અવિનાશ ભક્તને, સાંભળ પરીક્ષિત રાયરે;
શ્રીભાગવત ષષ્ઠસ્કંધના, પૂર્ણ દ્વાદશ અધ્યાયરે. ૫૨

ઇતિ શ્રીમદ્ભાગવતે ષષ્ઠસ્કધે દ્વાદશોઽધ્યાયઃ ॥ ૧૨ ॥

## અધ્યાય ૧૩ મો*

### કડવું ૧૩ મું–રાગ મલ્હાર

સૂતપુરાણિક ઉચરે, ઋષિ શૌનક પ્રત્યે કથાયરે;
શુકજી અભિમન્યુ સુતને કહે, તું સાંભળ પરીક્ષિતરાયરે.
ઇંદ્રને બ્રહ્મહત્યા બેઠી તેણે, બહુ દુઃખ પામ્યો મનરે;
તે ત્રિભુવનમાં ભમ્યો સહી, નવ બેસાયું ઇંદ્રાસનરે.
હત્યા લાગી નાઠો સહી, ગયો સ્વર્ગ મૃત્યુ પાતાળરે;
પાછળ હત્યા† આવે ગર્જતી, આગળ નહાસે સુરપાળરે.
નાસીને ઇંદ્ર ગયો સહી, છે માન સરોવર જ્યાંહેરે;
સૂત્રનો તંતુ થઈ રહ્યો, જળ કમળ દાંડા માંહેરે.
સહસ્ર દલનું કમળ છે, તેની શોભાનો નહિ પારરે;
ત્યાં હત્યા ભ્રમર સ્વરૂપ થઇને, ઉપર કરે ગુંજારરે.
ઇંદ્ર કમળ નળીમાં રહી નિત્ય, પામે દુઃખ અપારરે;
સ્મરણ કરે શ્રીનાથનું, આરાધે વિશ્વાધારરે.
સાંભળ પરીક્ષિત ભૂપતિ, હવે ઇંદ્રાસનની કથાયરે;
સુરપતિ વિના સૂનું તે, દેવતાને દુઃખ ન માયરે.
સઘળે હીંડે શોધતા પણ, ભાળી ન ભૂપતિની ભાળરે;
ત્યારે અમર સૌ વાણી વદે, હવે થાશે કોણ હવાલરે.
એક સહસ્ર વર્ષ છાનો રહ્યો, અગોપ સુરનો રાયરે;
ઘણો સૂક્ષ્મ હવો અદૃષ્ટ તે, કમળ દાંડા માંયરે.
ત્યારે ઇંદ્ર પદ બેઠા સહી, નહુષ નામે રાજનરે;
સર્વ મળી તેને આપિયું, રાય ઇંદ્રનું ઇંદ્રાસનરે.
સો અશ્વમેધ કીધા સહી, રાય નહુષે ત્યાં યજ્ઞરે;
પર્વત પ્રૌઢ પ્રતાપી પુણ્યનો, યશ કીર્તિ પહોંચી ગગનરે.
પૂર્ણાહુતિ કીધી પછે, આવ્યો બેસવા ઇંદ્રાસનરે;
પણ તામસ સ્વભાવ નહુષનો, તેથી સુકૃત હવાં સૌ દહનરે.
ઇંદ્રાણીને* વરવાતણી, મનમાં કરી ઇચ્છાયરે;
ઇંદ્રાણી ઇચ્છાનુસાર તેણે, ઋષિ વાહન કીધા ત્યાંયરે.
અગસ્ત્યાદિ ઋષિની, માગી રાયે સહાયરે;
મહા ઋષિને વાહને જોતરી, બેઠા સુખપાળ નહુષરાયરે.
માર્ગે જાતાં વિપ્રને, તિરસ્કાર કરી દીધો મારરે;
ક્રોધાંત કાળ વાડવ હવા, તેમણે દીધો શાપ તે વારરે.
હે દુષ્ટાત્મા તું દુઃખ દે અમને, ઉચલાવીને ભારરે;
તો તું અજગર થા પાપી, આ વન મહિં સર્પ અવતારરે.
ત્યારે નહુષ આસનથી પડ્યો, સર્વ ઋષિને લાગ્યો પાયરે;
મેં અજ્ઞાનીએ અન્યાય કીધો, ક્ષમા કરો ઋષિ રાયરે.
રાય કાલાવાલા કરે ઘણા, કહો સ્વામી ઉદ્ધરવા ઉપાયરે;
તવ મુનિવર વળતા વદે, વચન મિથ્યા ન થાયરે.
હરિ ચતુર્ભુજને દર્શને, થાશે વનમાં તુજ ઉદ્ધારરે;
સ્વર્ગવાસ તુને આપશે, કરુણા કરી દેવ મોરારરે.
વચન ઋષિનાં સાંભળી રાય, ભમતો પડ્યા ધર્ણીરે;
મોટો અજગર થઈ પડ્યો જ્યાં, હતું મોટું અરણ્યરે.
શ્રીશુક પરીક્ષિતને કહે, જો પીડ્યા બ્રહ્મ ઋષિ રાયરે;
તો નહુષરાય અજગર હવો, બ્રાહ્મણને દુઃખ દીધું કાયરે.

* આ તેરમા અધ્યાયમાં વૃત્રાસુરને મારવાથી બ્રહ્મહત્યા પકડાઈ લાગવાથી ઘણા દિવસ સુધી સંતાયલા ઇંદ્રની વિષ્ણુએ રક્ષા કરી, તેમ જ નહુષ રાજા ઇન્દ્ર થયો પણ ઇંદ્રાણીપર કામાંધ થવાથી, ને ઇંદ્રાણીના કહેવા પ્રમાણે વર્તવાથી અજગર થયો, તે કથાપ્રસંગ છે.

† એ હત્યાનું સ્વરૂપ આવું કહ્યું છેઃ–ટેકરી જેવાં સ્તનવાળી, જરાથી ધ્રુજતી, ક્ષય રોગથી લેવાઈ ગયેલી, લોહીવાળા લુગડાંવાળી અને ક્રૂર મૂકેલા પાશા નિમાળાવાળી હતી.

* ઇંદ્રાસનપર બેઠેલા નહુષે ઇંદ્રાણીને કહ્યું કે, હાલ તો હું ઇંદ્ર છું. માટે તારે મારું સેવન કરવું ને મારી પત્ની થવું જોઇયે. એ બાબતનો ખુલાસો ઇંદ્રાણીએ બૃહસ્પતિને પૂછ્યો ત્યારે બૃહસ્પતિએ એવી યુક્તિ બતાવી કે, તું નહુષને કહે કે બ્રાહ્મણ પાસે પાલખી ઉપાડી મારે ત્યાં આવ તો તારી અર્ધાંગના થાઉં. તે વાત કબુલ કરી નહુષે અગસ્ત્ય વગેરે ઋષિ પાસે પાલખી ઉપડાવી. નહુષ કામાંધ થયો હતો ને ઇંદ્રાણીને વરવા પ્રત્યે અધીરો થઈ પડ્યો હતો, તેથી રસ્તામાં જતાં માર્ગમાં સર્પ સર્પ (ચાલો ચાલો) એમ કહી અગસ્ત્યને પગ અડાડ્યો તેથી તેણે શાપ દીધો કે, અજગર થા. માટે તે ઇન્દ્રાસનથી પદભ્રષ્ટ થયો.

શ્રીહરિ વારંવાર કહે છે જે, બ્રાહ્મણ માહરું રૂપરે;
કશું અંતર તેમાં નહીં, સત્ય સાંભળ પરીક્ષિત ભૂપરે.
એવું જાણી જે જન દુભશે, બ્રાહ્મણને સંસારરે;
રાય નહુષની ગતિ પામશે, નકેં નવ થાય તેનો હારરે.
હવે સાંભળો ઇંદ્રની કથા, જે બેઠા કમળ મોઝારરે;
ત્યાં બ્રહ્મા આવ્યા છે સહી, સાથે છે વિશ્વાધારરે.
પાસ જઈ બોલાવે સરસ્વતી, તવ ઇંદ્ર કહે છે વચનરે;
મુને બ્રહ્મહત્યાનો ભય ઘણો, કેમ નિકળું સ્વામિનરે.
પછી બ્રહ્મહત્યાને બ્રહ્માજીએ, આપ્યો વસવા ઠામરે;
યજ્ઞથી નાશ પમાડી, તે ગઈ કરીને પ્રણામરે.
અગ્નિ જ્યોતિ મિષિ સહી, જળ પૃથ્વી ઓ વૃક્ષવાસરે;
બ્રહ્મહત્યા ત્યાં જઈ રહી, ઇંદ્ર મૂકાવ્યો અવિનાશરે.
ઇંદ્રે યજ્ઞ કીધો સહી, જે વિષ્ણુ યાગ કહેવાયરે;
વેદ મંત્રની વિધિ સ્તુતિએ, સંતોષ્યા વૈકુંઠરાયરે.
ઇંદ્રાસન બેઠા સહી, સુરરાયનું હરખ્યું મનરે;
અમર સૌ આનંદ પામ્યા, ઋષિ મુનિ માનવ જનરે.
ઇંદ્રાણી હરખી ઘણું, મઘવાને લાગી પાયરે;
જય શબ્દ વર્તી રહ્યો સ્વર્ગમાં, આનંદ ઉત્સવ થાયરે.
વૃત્રાસુર ઇંદ્રે હણ્યો, તે પામ્યો સ્વર્ગ નિવાસરે;
કૃપા કરી કમળાપતિએ, રાખ્યો પોતાની પાસરે.

વલણ

પ્રભુએ રાખ્યો પાસ તેને, કરુણા કીધી શ્રીહરી;
થયા તેર અધ્યાય પૂરો, કથા ષષ્ઠસ્કંધ વિસ્તરી.

ઇતિ શ્રીમદ્‌ભાગવતે ષષ્ઠસ્કંધે ત્રયોદશોઽધ્યાયઃ ॥ ૧૩ ॥

## અધ્યાય ૧૪ મો*

### કડવું ૧૪ મું-રાગ વેરાડી

શ્રીશુકદેવ વાણી વદે, સાંભળ પરીક્ષિત રાયજી;
શ્રીભાગવતની કથા સુણતાં, પાપી પાવન થાયજી.
ઇન્દ્રે વૃત્રાસુર હણ્યો, પછી ઉતારી હત્યાયજી;
સ્વર્ગ સદન પામ્યો વૃત્રાસુર, તુઠ્યા વૈકુંઠ રાયજી.
ત્યારે પરીક્ષિત પ્રશ્ન પૂછે, મુને કહો વળી વ્યાસ-કુમારજી;
વૃત્રાસુરે તો અમર સાથે, કીધું વૈર અપારજી
દેવ સર્વ દુઃખ દીધું તે, સૌ જાણ્યું જુગતાતજી;
તો વૃત્રાસુર કેમ વૈકુંઠ પામ્યો, અસંભવિત એ વાતજી.
પરીક્ષિતનો એ પ્રશ્ન સાંભળી, બોલિયા શુકદેવજી;
એક પુરાતન ઇતિહાસ તુંને, સંભળાવું અવશ્યમેવજી.
ચિત્રકેતુ એક રાય હતો, તેના વૈભવનો નહીં પારજી;
હીરા રત્ન મણિ મુક્તાફળ, અખુટ ભર્યા ભંડારજી.

* આ ચૌદમા અધ્યાયમાં ઘણા શ્રમથી માસ થયેલો પુત્ર તુરત મરી જતાં ચિત્રકેતુ રાજાને ઘણા સ્નેહને લીધે ઘણો શોક થયો, એ કથા કહેલી છે.

અનેક વાહન અતિ સામગ્રી, ભુવન મનોહર દીસેજી;
રિધસિધની સંખ્યા નહીં, સંપત્તિ જોતાં મન હીસેજી.
વાપી કૂપ તળાવ મનોહર, સુગંધ વાડી વનજી;
અનેક વિધિ ક્રીડા સ્થાનક, શું કરું મુખે વર્ણનજી.
તે રાયને ક્રોડ સ્ત્રી હતી, જેનાં રૂપ મનોહર ચારજી;
અનેક ચાતુરી મહા વિચિક્ષણ, તેજતણો નહી પારજી.
પણ તે રાજા હતો વાંઝીયો, એકે સ્ત્રીને નહીં બાળજી;
પુત્ર વિના ઘણું દુઃખ પામે, મનમાં તે ભૂપાળજી.
રાત દિવસ ઝૂરે મહિપતિ, અંતર શોક અપારજી;
તે રાજાને ઘેર પધાર્યા, અંગિરા ઋષિ એક વારજી.
કુશળ પ્રશ્ન ઋષિએ પૂછ્યા, રાજાને તે ઠામજી;
આદરમાન દીધું રાજાએ, કીધા વિનય પ્રણામજી.
રાયે ઋષિની આગળ કીધી, દુઃખ કેરી વાતજી;
સ્વામી અર્થ ગર્થ ભંડાર રાજ્યરિધ, છે સંપત્તિ અસંખ્યાતજી.
એક ક્રોડ સ્ત્રી પરણ્યો હું સ્વામી, કીધા મેં કોટિ ઉપાયજી;
પણ પુત્ર એકે નહીં મુનિ મારે, મહા ચિંતા મન થાયજી.
પુત્ર વિના આ સર્વ સૂનું, ધન વૈભવ રાજ્ય સારજી;
એવું કહી ચિત્રકેતુ રાજાએ, નિજ નયણ ભર્યાં નીરજી.
તે દેખી ઋષિને દયા ઉપની, ચરુ* કીધા તે વારજી;
પટરાણી કૃતદ્યુતિને પાસે તેડી, પવિત્રપણે નિરધારજી.
આશિષ દઈ તેહ ઋષિએ, આપ્યા ચરુ કરેલા જેહજી;
અંતર્ધાન થયા ઋષિ ત્યાંથી, વર આપીને એહજી.
મહા ઋષિની કૃપા થકી, એક હવો કૃતદ્યુતિને બાળજી;
પ્રજા કુટુંબ સૌએ આનંદ્યું, હરખ્યો મન ભૂપાળજી.
વધામણી વેહેંચી મહીપતિએ, સંતોષ્યા સૌ જનજી;
પુણ્ય સ્નાન કરીને દાન સમર્પ્યાં, વાહન વસ્ત્ર ને ધનજી.
હાથી તોરણ દ્વારે મંગળ, ચિત્ર સાથીઆ શેરીજી;
પંચશબ્દ વાજિંત્ર મનોહર, વાજે મૃદંગ નફેરીજી.
ઠામઠામથી ભેટ જ આવે, રાયને તેણી વારજી;
રાજદ્વારમાં સૌ આનંદ્યું, ઉઘડ્યાં ધર્મનાં દ્વારજી.
પછી રાજકુંવરને વિઘ્ન હવું, સાંભળ પરીક્ષિત રાયજી;
પટરાણીને પુત્ર થયો જોઈ, શોક દુઃખ ન સમાયજી.
હવે તે ઉપર પ્રેમ ઘણો ધરશે રાજા, પટરાણી માની મોટીજી;
એને પ્રભુ પ્રતાપે પુત્ર હવો ને, આપણ રહી સૌ ખોટીજી.
એવું વિમાસી કપટ કરી સુત, જોવા આવી નારીજી;
વિષ દીધું કુંવરને તત્ક્ષણ, રાણીઓએ નાંખ્યો મારીજી†.

* ત્વષ્ટા દેવનો ચરુ રાંધી, ત્વષ્ટા દેવનું પૂજન કરી કૃતિદ્યુતિ નામે પટરાણીને તે અવશેષ અન્ન ખવરાવ્યું, તેને ચરુ કહે છે. રાજાને વળી ઋષિએ કહ્યું કે, આથી તને પુત્ર થશે અને હર્ષ શોક બન્ને થશે.

† એ પુત્રની ઓરમાન માતા ઝેર દઈને ગઈ. તે પછી રાણી ફરતી ફરતી પુત્રની પાસે ગઈ ત્યારે પુત્રને સુતેલો જોયો, તેથી જાણ્યું કે સુઈ ગયો છે. પરંતુ ઘણા વખત સુધી તે ઉઠ્યો જ નહિ ત્યારે ધાવને ધવરાવવા માટે મોકલી. ધાવ જઈને જુવે છે, તો પુત્રને મુવેલો દીઠો કે

ત્યારે હાહાકાર હુવો મંદિરમાં, ઉત્પાત બહુ થયાજી;
પુત્રનું મરણ સાંભળતાં તુરત જ, મુર્છાગત હુવો રાયજી.
રડે પડે આક્રંદ કરે ને, પિંડ પછાડે ધર્ણીજી;
હૃદયા પ્રહાર કરે શીર કૂટે, કહે હવે શે નાવે મર્ણજી.
ચિત્રકેતુ રાજાએ શોક કર્યો બહુ, પામ્યો દુઃખ અપારજી;
પુત્ર પુત્ર કહી દુઃખ આણે ને, નયણે વહે જળ ધારજી.
અચેત થઈને પડ્યો અવનિ, ભૂપતિને નહિ ભાનજી,
હો હો શબ્દ હુવો મંદિરમાં, સૌ આવ્યા સંનિધાનજી.
ઘણું યત્ન કરે રાજા, બહુ વૈદ્યનાં ઓષધ થાયજી;
એવો ઉત્પાત સાંભળી ત્યાં, આવ્યા નારદ અંગિરાયજી.
અન્ય ઋષિ સાથે છે તેમની, નારદ વીણાપાણીજી;
ચિત્રકેતુ રાજાને ભુવને, આવતાં વાર ન આણીજી.

વલણ

નારદ ઋષિ ત્યાં પધાર્યા, સાંભળ પરીક્ષિતરાયરે;
ચૌદ અધ્યાય હુવા પૂરણ, ષષ્ઠસ્કંધ કથાયરે.

ઇતિ શ્રીમદ્ભાગવતે ષષ્ઠસ્કંધે ચતુર્દશોઽધ્યાયઃ ॥ ૧૪ ॥

## અધ્યાય ૧૫ મો*

### કડવું ૧૫ મું—રાગ સોરઠ

શુકજી કહે સુણ પરીક્ષિતરાય, ચિત્રકેતુને મહા દુઃખ થાય;
પુત્રનો શોક સહ્યો ન જાય, પૃથ્વીપર રાય પડી ઝુરાય.
એવી વાત સાંભળતાં ત્યાંહે, નારદ અંગિરા આવ્યા ક્ષણ માંહિ;
ઋષિ અંગિરા ચિત્રકેતુને દ્વાર, નારદ સાથે આવ્યા તેણી વાર.
ઉદક અંજલિ† ઋષિએ ગ્રહી, છાંટી રાય બોલાવ્યો સહી;
ચિત્રકેતુ હુવો સાવધાન, દીઠા નારદ અંગિરા ભગવાન.
કર જોડી કર્યો છે પ્રણામ, અંગિરા નારદને તેણે ઠામ;
ભૂપતિ આસન બેઠા થાય, પણ મૂખે વાચા ન બોલાય.
અતિ શોક ભર્યો છે હૃદે, તવ મુનિવર વળતા વદે;
સાંભળ ચિત્રકેતુ રાજાન, નારદ અંગિરા દે છે જ્ઞાન.
અનિત્ય આ દેહ જાણવી સહી, એની આશા ધરિયે નહીં;
આ સ્વપ્નવત્ જૂઠો સંસાર, મિથ્યા મોહ માયા અહંકાર.
કોની માત ને કોનો તાત, કોનું કુટુંબ કોનાભ્રાત;
સગપણ સંબંધ કોનો નથી, રાય તુજને શું કહીએ કથી.
કાકા માતુલ સ્ત્રી ને પુત્ર, માયાપાશે બાંધ્યું ઘરસૂત્ર;
એહ હુતો કોનો કુમાર, તું છે કોનો તે મનમાં વિચાર.
એ સૌ માયાના છે ભેદ, બ્રહ્મા ભણે ચતુર્મુખ વેદ;
જે સંસારમાં અવતર્યાં સહી, માયાએ કો મૂક્યાં નહીં.
બ્રાહ્મણ ક્ષત્રિય વૈશ્ય ઉદાર, શૂદ્ર સાથે છે વર્ણ અઢાર;
જ્ઞાની ધ્યાની યોગી ને યતિ, મોટા તાપસ ને મહાગતિ.
એ સર્વ કર્મ છે સંસાર, ચિત્રકેતુ તું મનથી વિચાર;
પક્ષી વૃક્ષનો વિશ્રામ જ કરે, પ્રભાતે દશો દિશ સાંચરે.
તેમ સંસાર કારમો જાણ, ચિત્રકેતુ મન શોક ન આણ;
સુણી એવાં ઋષિનાં વચન, તવ રાય થયો સાવધાન.
અહો જ્ઞાનિ મુનિ અવધૂત, કોણના તમો કહાવો પૂત;
નારદ સનત્કુમાર અંગિરા રુખી, દેવલ અસિત વ્યાસ એ મુખી.
પરશુરામ વસિષ્ઠ ગૌતમ, કપિલ શુક દુર્વાસા ચ્યવન;
યાજ્ઞવલ્ક્ય આદિ ભગવાન, ફરતા આપે છે સર્વને જ્ઞાન.
એ સર્વમાંથી કોણ તમો કહાવો, મુજ મૂઢનો ભય ટળાવો;
ઘાડા અંધકારે કૂપમાં હુંય, જ્ઞાન દીપથી જણાવો છે શુંય.
તવ બોલ્યા અંગિરા રુખી, મુર્ખ કાં માને દુઃખી ને સુખી;
પુત્ર ઈચ્છા હુવી જ્યારે તુંને, યાચના કીધી હતી તેં મુને.
તે અંગિરા મારુ નામ, આ બ્રહ્મપુત્ર નારદ અભિધાન;
તે કરવા તારો ઉદ્ધાર, આવ્યા છિયે તુજને દ્વાર.
તજ શોક ને ભજ ભગવાન, ભગવદ્‌ભક્તને ન શોક છે જ્ઞાન;
પ્રથમ ઈચ્છા કે જ્ઞાન કથવું, પુત્ર લુબ્ધને કહેવું વૃથા મથવું.
આવ્યો પુત્ર ને દીધો ઉપદેશ, પુત્રવાનના કેવા થાય ચેશ;
મમતા માયાના વિષયો દુઃખદાયી, શાંતિના વિષયો છે ચિરસ્થાયી.
જેમ ઘટમાળ કૂપને માંય, એક ભરાય એક ઠલવાય;
તેમ આવાગમન સંસાર સહી, એનો શોક મન ધરવો નહીં.
દેવ દાનવ ને માનવ રાય, અગ્નિ સૂર્ય શશી ને વાય;
વરુણ ધર્મ દિગ્પાળ કુબેર, અષ્ટકુળ પર્વત ને મેર.
અઢારભાર વનસ્પતિ સહુ, કો કાળે નાશ પામે સહુ;
એમ સ્થિર ગતિ નહિ છે કોય, અસ્થિર ગતિ સર્વને હોય.
નિરાકાર હરિ નિરંજન જેહ, માયાથી અળગો છે તેહ;
તેહ પ્રભુની જે ઈચ્છાય, તે નિપજશે સાંભળ રાય.
અક્ષર રૂપ અવિનાશી સહી, તે વિના કો બીજો નહીં;
નારદ અંગિરાએ કહ્યુ એ જ્ઞાન, સુણી શોક તજ્યો રાજાન.
નારદ અંગિરાએ કરુણા કરી, મંત્ર એક આપ્યો અનુસરી.

તરત આક્રંદ કરવા લાગી. તે આક્રંદ સાંભળી રાજા પણ ધાઈને આવ્યો, ને મૂર્છા ખાઈ હેઠો પડ્યો. તે વખતે રાણી નીચે પ્રમાણે વિલાપ કરવા લાગી.—અરે દૈવ, હું અત્યંત મૂર્ખ દેખાય છે, કેમકે તારી સૃષ્ટિને નહીં ગમે એવું કામ સમયે સમયે કરે છે. મોટા છતાં નાનાનું મરણ કરવું, એ બહુ ઊલટું છે, અને જો તારી એમ જ કરવાની ઇચ્છા હોય તો તું ખરેખર પ્રાણી માત્રનો શત્રુ છે પણ દયાળુ નથી. જો પ્રાણીઓને પોતપોતાનાં કર્મોને લીધે અહીં જન્મ મરણનો બરોબર અનુક્રમ ન રહેતો હોય તો પછી તારુ શું કામ છે? આ પ્રમાણે વિપત્તિ જોઈને કોઈ પણ પ્રાણી પુત્રપર સ્નેહ કરશે નહિ, તેથી તારી સૃષ્ટિને હાનિ થશે. હે દીકરા, હું રાંક અને અનાથ છું તેનો તારે ત્યાગ કરવો જોઈતો નથી. શોકમાં ડૂબી ગયેલા આ તારા પિતા સામું જો. હે કુમાર, ઊઠ આ તારા ગોઠીઆ તને રમવા બોલાવે છે. તને બહુ જ ભુખ લાગી હશે, માટે સ્તનપાન કર ને જે અમે પોતાનાં છિયે તેઓનો શોક મટાડ. હે પુત્ર! આનંદથી ભરેલી દૃષ્ટિયુક્ત તારા મુખકમળને હું જોઈ શકતી નથી. એ પ્રમાણે બહુ પ્રકારે વિલાપ કર્યો. [ મૂ. ભા. સં.

* આ પંદરમા અધ્યાયમાં અંગિરા અને નારદજીએ તત્વનો ઉપદેશ કરી ચિત્રકેતુનો શોક મટાડ્યો તે કથાપ્રસંગ છે.

† આ વાત મૂળ ભાગવતમાં નથી.

આ મંત્રથી તુજ મોહ વામશે, તું મુક્તિ અંતે પામશે;
અંગિરા નારદે વાણી ઉચરી, હરિજન હર્ષ ભણ્યા શ્રીહરિ.

વલણ

શ્રીહરિના નામથી, વિષ્ણુ ચર્ણની પ્રાપ્તિ થાયરે;
ષષ્ઠસ્કંધ ભાગવતના, થયા પંદર પૂરણ અધ્યાયરે.

ઇતિ શ્રીમદ્ભાગવતે ષષ્ઠસ્કંધે પંચદશોઽધ્યાયઃ ॥ ૧૫ ॥

## અધ્યાય ૧૬ મો*

### કડવું ૧૬ મું–રાગ આશાવરી

શ્રીશુકજી બોલે સુખ વચંનરે, તું સાંભળ પરીક્ષિત રાજંનરે;
જેહ ચિત્રકેતુ ભૂપાળરે, તેહ વનમાં આવ્યો તત્કાળરે.
ઋષિ નારદે મંત્ર આપ્યો જેહરે, એકાંતે બેસી જપ્યો તેહરે;
તે વન ઘર વાડી માંહેરે, છે રાયનું મંદિર જ્યાંહેરે.
જપ્યો મંત્ર શુદ્ધ જાપ યુક્તિ, રાય ચિત્રકેતુને હવી મુક્તિરે;
તોએ ભૂપનો મોહ ન જાયરે, ચિત્રકેતુનો શોક ન માયરે.
પછી નારદ ઋષિ નિરધારરે, રાય સાંનિધ્ય તેણી વારરે;
જે મૃત્યુ પામ્યો હતો કુમારરે, તેને બોલાવ્યો તેણી વારરે.
ઋષિએ મંત્રિને છાંટ્યું નીરરે, સુતનું સજીવન કીધું શરીરરે;
નારદે બોલાવ્યો† તેણી વારરે, જોઈ હરખ્યો મન ભૂપાળરે.
તવ પિતા પુત્રને મળિયોરે, રાય ચિત્રકેતુનો મોહ ટળિયોરે;
પિતાએ આલિંગન દીધુંરે, તેનું શીર્ષ ગ્રહણ કીધુંરે.
તવ પુત્રે બોલાવ્યો તાતરે, કહી જ્ઞાન માર્ગની વાતરે;
આ અનિત્ય છે સંસારે, મિથ્યા મોહ માયા પરિવારરે.
તમો મુજ શોક મિથ્યા આણોરે, પિતા અસ્થિર ગતિ સૌ જાણોરે;
એવાં વદે વચનાં‡ કુમારરે, નિરજીવ હવો તેણી વારરે.
નિજ પિતાનો ટાળી શોકરે, સુત પામ્યો ઉત્તમ લોકરે;
ચિત્રકેતુની જેહ કથાયરે, તું સાંભળ પરીક્ષિત રાયરે.
વિષ પીધું હતું જે માયરે, તેહ ઘર મૂકી મહા વન જાયરે;
બાળ હત્યાનો§ દોષ કીધોરે, જઈ ઉગ્ર નિયમ તેણે લીધોરે.

પછી ચિત્રકેતુ રાજાનરે, મનમાંહિ વિચાર્યું જ્ઞાનરે;
ભૂપતિ આવ્યો યમુના તીરરે, તપે બેઠા ધરીને ધીરરે.
નારદે મંત્ર* આપ્યો છે જેહરે, મહારાજાએ જપિયો તેહરે;
મંત્ર ઉત્તમ છે ઋચા વેદરે, તેનો નહિ કો પામે ભેદરે.
જપ્યો મંત્ર જાપ દિન સાતરે,† કીધી કરુણા વૈકુંઠનાથરે;
ત્યાં આવીને શ્રીભગવાનરે, રાજાને આપ્યું વરદાનરે.
ત્રિભુવનમાં ફરવા કાજરે, વૈમાન આપિયું મહારાજરે;
તે વૈમાન બેઠા રાજનરે, હવા હરિ અંતર ધ્યાનરે.
વૈમાનારૂઢ થઈ ભૂપાળરે, પછે ચિત્રકેતુ પાસ આવ્યો પાતાળરે;
શેષનાગને લાગ્યો પાયરે, ઘણી સ્તુતિ‡ કરી ત્યાં રાયરે.
કરજોડીને ધરિયું ધ્યાનરે, શેષનાગે કહ્યું ઘણું જ્ઞાનરે§.

* આ સોળમા અધ્યાયમાં નારદજીએ ચિત્રકેતુના મૃત્યુ પામેલા પુત્રને બોલાવી રાજાને શોક રહિત કરી, શેષનાગને પ્રસન્ન કરવાની વિદ્યાનો ઉપદેશ કર્યો, તે કથાપ્રસંગ છે.

† તે મૃત જીવ બોલ્યો–મને મરી ગયેલા જાણી શોક કરો છો ત્યારે શત્રુ માની હર્ષ શા સારૂ કરતા નથી? કારણ કે સંબંધી, સપિંડ, શત્રુ, મધ્યસ્થ, મિત્ર, ઉદાસીન અને દ્વેષીઓ ઈત્યાદિ સર્વે અનુક્રમથી થાય છે, તેથી પુત્રાદિકનો સંબંધ કંઇ તેનો તે કાયમ રહે એવો નિયમ નથી, માટે આ દેહ મારો નથી. અનેક યોનિમાં ફરનારો જીવ એનો એ જ રહે છે. પોતાની માયાના ગુણથી પોતાને જગતરૂપ બનાવનાર પણ એ જ છે. જીવને કોઇ પોતાનો તથા પારકો નથી માટે મારે કોની સાથે રહેવું? આત્મા કાર્ય કારણનો સાક્ષી છે, પણ ભોક્તા નથી માટે મારો સંબંધ માનીને કોઇએ શોક કરવો જોઇએ નહિ. [મૂ. ભા. સં.

‡ અંગિરાઋષિનાં વચનામૃતો સાંભળવાથી તેને જ્ઞાન પ્રાપ્ત થયું હતું. § તે રાણીએ ઋષિના કહેવા પ્રમાણે યમુના કિનારે જઇ બાળહત્યાનું પ્રાયશ્ચિત્ત કર્યું

* નારદે નીચે પ્રમાણે મંત્રોપદેશ આપ્યો હતોઃ–વાસુદેવ, પ્રદ્યુમ્ન, અનિરુદ્ધ, અને સંકર્ષણરૂપ આપ ભગવાનને મનથી નમસ્કાર કરીએ છીએ. અનુભવરૂપ, પરમાનંદ મૂર્તિ, આત્મારામ, શાંત અને દ્વૈત દૃષ્ટિથી રહિત આપને નમસ્કાર કરીએ છીએ. આ જગત્ જેમાં રહ્યું છે, જેમાં લય પામે છે અને જેથી ઉત્પન્ન થાય છે, તે પરબ્રહ્મરૂપ આપને નમસ્કાર કરીએ છીએ. મન, બુદ્ધિ અને ઇંદ્રિયો જેને જાણતી નથી અને આકાશ માફક જે અંદર તથા બહાર વ્યાપી રહેલ છે, તેને હું પ્રણામ કરું છું. [મૂ.ભા.સં.

† રાજા સાત દિવસ જળાહાર કરી રહ્યો, તેથી તેને વિદ્યાધરોનું અધિપતિપણું મળ્યું. પછી કેટલેક દિવસે મન પહોંચે ત્યાં પહોંચવાની ગતિ મળવાથી ચિત્રકેતુ શેષનાગ પાસે ગયો. પછી તેણે ભગવાનનાં દર્શન કરી તેને પગે લાગી નીચે પ્રમાણે સ્તુતિ કીધી હતી.

‡ એ સ્તુતિ આ પ્રમાણે કરે છે. તમો અજીત છતાં પણ સમદૃષ્ટિવાળાથી જિતાયલા છો; તેમ જગતની ઉત્પત્તિ, સ્થિતિ અને લય આપના જ પ્રભાવથી થાય છે. વિષયવાંછના પણ જે તમારામાં અર્પણ કરી હોય તો શેકેલાં બીજ જેમ બીજાં બીજને ઉત્પન્ન કરી શકતાં નથી, તેમ તેઓ બીજા દેહને ઉત્પન્ન કરી શકતાં નથી. જો વાસનાથી નિર્ગુણ સ્વરૂપનું ધ્યાન ધર્યું હોય તો ધીરે ધીરે નિર્ગુણપણું પ્રાપ્ત થાય છે. પોતા પારકાના ભિન્નભાવવાળો ધર્મ પાળવાથી પોતાનું તથા પારકાનું શું ભલું થાય છે અને શું કાર્ય સિદ્ધ થાય છે? ધર્મરીતિ પ્રમાણે શરીરને પીડવાથી આત્મારૂપ ભગવાનને પીડા થાય છે અને બીજાને પીડન થવાથી અધર્મ અને આત્માનું પીડન બન્ને થાય છે. હે ભગવન્! આપનાં દર્શનથી અમારાં ચિત્તનો મેલ નાશ પામ્યો છે. જેના શ્વાસ લેવા પછી પ્રજાપતિઓ શ્વાસ લે છે, જેને જાણ્યા પછી જ્ઞાનેંદ્રિયો જાણી શકે છે, અને જેના માથાપર પૃથ્વીનું મંડળ સર્ષવના દાણા જેટલું છે, તે હજાર મસ્તકવાળા શ્રીશેષનાગને હું નમસ્કાર કરું છું. [મૂ. ભા. સં.

§ શ્રીશેષભગવાને કહ્યું કે–નારદજી તથા અંગિરાએ મારા સંબંધમાં તને જે ઉપદેશ કર્યો, તે વિદ્યાથી અને મારાં દર્શનથી તું કૃતાર્થ થયો છે. વેદ અને પરબ્રહ્મ એ બે મારાં જ સ્વરૂપ છે. જાગૃત, સ્વપ્ન અને સુષુપ્તિ, એ ત્રણે અવસ્થાનો અનુભવ કરનાર એક જ આત્મા છે. જો આ મારું બ્રહ્મ સ્વરૂપ ભૂલી જવાય તો તે પોતાથી જુદું પડી જાય છે અને જુદું પડ્યા પછી જીવને વારંવાર જન્મ મરણરૂપ સંસાર થાય છે. સ્ત્રી પુરુષનાં જોડલાં સુખની પ્રાપ્તિને માટે અને દુઃખના નાશને માટે ક્રિયા કરે છે, પણ તે ક્રિયાઓથી દુઃખ મટતું નથી અને સુખ મળતું નથી. જીવાત્મા તથા પરમાત્મા એક જ છે, એમ જાણવું એ જ ખરો સ્વાર્થ છે. એમ યોગમાં પહોંચેલી બુદ્ધિવાળાઓએ સમજવું. શાસ્ત્રજ્ઞાનથી તથા અપરોક્ષ જ્ઞાનથી સંપન્ન રહી, આ મારાં વચનને સાવધાનપણાથી નિદિધ્યાસ કરીશ તો તુરત મોક્ષ મળશે. [મૂ. ભા. સં.

જે નવધા ભક્તિ કહેવાયરે, તેનો શેષનાગે કહ્યો મહિમાયરે.
કહ્યું આત્મજ્ઞાન સાધનરે, સુણી રીઝયો મન રાજનરે;
જ્ઞાન ઘણું પામ્યો ગુણવાનરે, શેષનાગ હવા અંતર્ધ્યાનરે.
હવે સાંભળો હરિજન સંતરે, ભજો શ્રીગોવિંદ ભગવંતરે;
હરિ નામથી મુક્તિ થાયરે, સંસાર તજીને જીવ મોક્ષે જાયરે.

વલણ

શ્રીગોવિંદ હરિ પ્રભુ, નામથી કોટિ પાતિક જાયરે;
શ્રીમદ્‌ભાગવત ષષ્ઠસ્કંધનો, હવો ષોડશમો અધ્યાયરે.

ઇતિ શ્રીમદ્‌ભાગવતે ષષ્ઠસ્કંધે ષોડશોધ્યાયઃ ॥૧૬॥

## અધ્યાય ૧૭ મો*

### કડવું ૧૭ મું–રાગ કેદારો

શ્રીશુકજી કથા ઉચરે, રાય પરીક્ષિત શ્રવણે ધરે;
પાવન પ્રશ્ન કરે, કથા શ્રી હરિની સહીરે. ૧

ચાલ

પાવન પ્રશ્ન મનોહર સ્વામી, વાણી સાંભળજો હરિજન;
રાય ચિત્રકેતુને શેષ નાગે કહ્યું, આત્મજ્ઞાન સાધન. ૨
અંતર્ધ્યાન હવા ત્યાંથી જે, શેષ નાગ કહેવાય;
તવ ચિત્રકેતુ રાજા, વૈમાને બેસી કૈલાસે જાય. ૩
તેણે સમે મુનિ સહિત, બેઠા છે મહેશ;
ગિરિજાને અંકે બેસાડી, આલિંગન કરે વિશ્વેશ. ૪
વિશ્વ જનુની પાર્વતી માતા, આદ્ય શક્તિ કહેવાય;
શિવ અર્ધાંગે બેસી કરે હાસ્ય, વિલાસ શ્રી ઉમિયાય. ૫
એવું દેખીને ચિત્રકેતુએ, હાસ્ય કર્યું તેણીવાર;
તેણે સમે મન આદ્ય શક્તિને, ચઢિયો ક્રોધ અપાર. ૬
ચિત્રકેતુ મહેશ પ્રત્યે, બોલ્યો હાસ્ય વચન;
ધર્મ ઉપદેશક મહાદેવ, હરિ સાક્ષાત્ વસે છે મન. ૭
બ્રહ્મજ્ઞાનની વાતો બહુ, કરવામાં છે કુશળ;
સભા અધ્યક્ષ સ્વામી ગુરુજી, તેણે તજી લજ્જા કેવળ. ૮
લજ્જા મૂકી નીતિ ચૂકી, પ્રત્યક્ષ કરે વિહાર;
પામર જન જે કર્મ નહિ, તે શિવજી કરે પ્રકાર. ૯
સભા મધ્યે અર્ધાંગે બેઠા, ઉમિયા સહિત મહેશ;
લજ્જા મન ધરે નહિ કોની, એ શું છે વિશ્વેશ. ૧૦
ક્રોધ ચડ્યો ઉમિયાજીને, કોપ્યાં ગિરિજા માત;
શ્રાપ દેવાને હોઠ હાલ્યા, કોપ્યા જુગના તાત. ૧૧
રીસે લોચન રક્ત હવાં, તવ કીધો શાપ ઉચ્ચાર;
તું અસુર યોનિ પામજે, ધર રાક્ષસ કુળ અવતાર. ૧૨
ચિત્રકેતુ સુણતાં દુઃખ પામ્યો, જઈ નમ્યો દેવીને ચર્ણ;
વિનય વચને ઘણી સ્તુતિ* કરે, સાંનિધ્ય શંકરશર્ણ. ૧૩
કાલાવાલા કરવા લાગ્યો, કરગરતો ભૂપાળ;
હું અજ્ઞાની મહા અપરાધી, કરો માત સંભાળ. ૧૪
કરુણા કરવી રંકને મા, આપો આજ ઉદ્ધાર;
ક્ષમા કરીએ અપરાધ મારો, મા મુને ઉતારો પાર. ૧૫
તદાકાળ પાર્વતી માતને, દયા ઉપની ત્યાંહિ;
શાપનો ઉદ્ધાર કીધો ભૂપતિને, આદિ શક્તિએ ક્ષણ માંહિ. ૧૬
મુજ વાચા મિથ્યા નહીં થાયે, તું રાક્ષસ થઇશ અવતાર;
યજ્ઞ કુંડ વિધેથી પ્રગટીશ, કરીશ વૈર દેવસું અપાર. ૧૭
યુદ્ધ કરી તુંને મઘવા મારશે, વજ્રે છેદશે શીશ;
ત્યારે તુજ ઉદ્ધાર થાશે, કૃપા કરશે શ્રીજગદીશ. ૧૮
શ્રીનારાયણનાં દર્શનથી તું, પામશે વૈકુંઠ વાસ;
એવું શાપ વચન સાંભળી, રાય પામ્યો મનમાં ત્રાસ. ૧૯
શાપ લઈ ત્યાંથી પાછો વળિયો, ચિત્રકેતુ મહિપાળ;
અતિશે મનમાં દુઃખ પામ્યો, મારા થાશે કોણ હવાલ. ૨૦
પછી શંકર પાર્વતી પ્રત્યે, બોલે વચન તેણીવાર;
એ ભક્ત છે ભગવાનનો, એને ન ઘટે શાપનો માર. ૨૧
એવા રંકને શાપ ન દીજે, એ તો આપણો કહાવે;
હરિહરમાં અંતર નહીં નિગમે, તમ ચિત્તમાં શું આવે. ૨૨
ઘણાં વચન એમ કીધાં શિવજીએ, પાર્વતીને ત્યાંહિ;
જગદંબા સાંભળી રહ્યાં ત્યાં, વિચારી મનમાંહિ. ૨૩
શ્રીશુકદેવ કહે પરીક્ષિત રાજા, શ્રવણે ધરજો એહ;
તે ચિત્રકેતુ રાજા વૃત્રાસુર, રાક્ષસનો પામ્યો દેહ. ૨૪
એ યજ્ઞકુંડ વિધેથી પ્રગટ્યો, મહા બળીયો કહેવાય;
અમર સાથે વૈર કર્યું તે, પૂર્વશાપ મહિમાય ૨૫
વૃત્રાસુર થઇ અવતર્યો રાક્ષસ, ચિત્રકેતુ† ભૂપાળ;
વૈકુંઠવાસ હવો તે માટે, પામ્યો પ્રભુજી કૃપાળ. ૨૬
હવે જે કો એહ પુરુષનું, આખ્યાન સુણે નરનાર;
તેને કરુણા કરે શ્રીનાથજી, જગજીવન જગદાધાર. ૨૭

* આ સત્તરમા અધ્યાયમાં અમોઘ સિદ્ધિ પામેલો, આકાશ માર્ગે ફરતો ચિત્રકેતુ રાજા શંકરની મશ્કરી કરવાને લીધે પાર્વતીનો શાપ થવાથી વૃત્રાસુર રાક્ષસના અવતારને પામ્યો, તેનો કથાપ્રસંગ છે.

* ચિત્રકેતુએ આ પ્રમાણે વિનવણી કીધી કે–હે માતાજી, તમારા શાપને હું માથે ચડાવું છું. અજ્ઞાનથી મોહ પામેલો જીવ આ સંસારરૂપી ચક્રમાં સર્વ કાળ અને સર્વ દેશમાં સુખ દુઃખાદિ ભોગવ્યા કરે છે. જે મૂર્ખ હોય છે તે જ પોતાને અથવા બીજાને કર્તા માને છે. આ સંસારરૂપી ગુણોના પ્રવાહમાં શાપ, અનુગ્રહ, સ્વર્ગ, નરક, સુખ અને દુઃખ શું છે! કાંઈ પણ નથી. સર્વમાં સમાન અને નિર્લેપ એ ઇશ્વરને મિત્ર, અપ્રિય, જ્ઞાતિ, બંધુ, પરાયો કે પોતાનો કોઇ પણ નથી. એમને સુખમાં પ્રીતિ નથી ત્યારે પ્રીતિથી થતો રોષ તો ક્યાંથી જ હોય? તથાપિ ઈશ્વરી માયાથી સૃષ્ટિરૂપ પાપ પુણ્ય વગેરે કર્મ જ પ્રાણીઓને જન્મરૂપ સંસાર આપવાને સમર્થ થાય છે. માટે આ જે હું ક્ષમા માગું છું, તે શાપથી મારો છુટકારો થવાને વાસ્તે નહિ, પણ મારું બોલવું યોગ્ય છતાં તમે અયોગ્ય માનો છો, તેની ક્ષમા યાચું છું.

† અદિતિના ચોથા પુત્ર ત્વષ્ટાનો વંશ કહેવાના પ્રસંગમાં વિશ્વરૂપ અને વૃત્રાસુરનું આખ્યાન કહ્યું છે, તે જોવું.

સકલ તીર્થતણું ફળ પામે, પહોંચે મનની આશ;
બ્રહ્મહત્યાદિક પાપ નાસે, કૃપા કરે શ્રીઅવિનાશ. ૨૮
મુક્તિ પદાર્થ તે અંતે પામે, સંસારથી મૂકાય;
સાધુ હરિજન હરિ ભણો મુખ, જન્મનું સાર્થક થાય. ૨૯

વલણ

જન સાર્થક થાય સર્વથા, અધ્યાય સત્તરમો સહી;
કર જોડી ભટ વલ્લભે આ, ષષ્ઠસ્કંધની કથા કહી. ૩૦

ઇતિ શ્રીમદ્ભાગવતે ષષ્ઠસ્કંધે સપ્તદશોધ્યાયઃ ॥ ૧૭ ॥

---

## અધ્યાય ૧૮ મો*

### કડવું ૧૮–(૧) મું–રાગ સામગ્રી

શુકજી કહે સાંભળ રાયજી, હરિગુણ સુણતાં ભવદુઃખ જાયજી;
મોટો મહિમા હરિ યશ વર્ણાયજી, ભાગ્ય હોય તો અનુભવ થાયજી.

ચાલ

ભાગ્ય હોય તો સાંભળે એ, કથા ભાગવત સાર;
કશ્યપથી ઘણી સૃષ્ટિ વાધી, તેનો કહું વિસ્તાર. ૧
પરબ્રહ્મથી એક પદ્મ પ્રગટ્યું, તેથી બ્રહ્મા હવા ઉત્પન્ન;
પ્રજાપતિના મરીચિ, તેના કશ્યપ નામે તન. ૨
વળી અદિતિના પુત્ર પાંચમા, સવિતા† જેનું નામ;
વંશ વાંધ્યો તે તણો, જગ પામ્યો પૂરણ ધામ. ૩
એ છઠ્ઠો પુત્ર અદિતિનો છે, સિદ્ધિ નારી પરમ ગુણવાન;
તેનાથી મહિમા વિભુપ્રભુ પુત્ર હવા, પુત્રી આશિષ અભિધાન. ૪
સપ્તમ પુત્ર ધાતા હતો, ચાર નારિનો સ્વામિ;
કુહૂ સિનિવાલી રાકા અનુમતિ, વંશ વૃદ્ધિને પામી‡. ૫
અષ્ટમ પુત્ર વિધાતાને, ક્રિયા સ્ત્રીથી જન્મ્યા;
પુરિષ્ય નામે અગ્નિ પ્રગટ્યા, સૌને હૃદયે ગમ્યા. ૬
નવમાં વરુણ પુત્રની સ્ત્રી, ચર્ષણીથી ભ્રગુ ઉત્પન્ન;
વળી વાલ્મીકિ સ્વામી પણ તેના, વરુણ પુત્ર ગુણવંત. ૭
મિત્ર§ પુત્રને રેવતિ નારથી, અરિષ્ટ ઉત્સર્ગ ને પિપ્પળ;
એકાદશમા શક્રરાય ને, પૌલોમીથી જયંત પ્રબળ. ૮
બીજા ઋષભ ને મિઢુષ નામે, પરાક્રમી કહાવે તેય;
દ્વાદશમા ઉરુક્રમ પુત્રથી, બૃહસ્પત્શ્લોક પુત્ર હેય. ૯
એ રીતે વંશ અદિતિનો, પૂરો હવો રાજન;
દિતિ પેટે હિરણ્યકશિપુ, અને હિરણ્યાક્ષ બે સંતાન. ૧૦
હિરણ્યકશિપુની ભારજા, કયાધુ‖ દાનવી નામ;
તેને પ્રહ્લાદ પુત્ર હવો, તે ભજે નિરંતર રામ. ૧૧

* આ અઢારમા અધ્યાયમાં અદિતિના બાકી રહેલા પુત્રોના વંશની કથા અને ઇંદ્રે દિતિના ગર્ભમાં મરુતને તોડી નાંખ્યા, તેનો કથાપ્રસંગ છે.
† સવિતાને પૃશ્નિ નામની સ્ત્રીથી ગાયત્રી, વ્યાહૃતિ, ત્રણ વેદ, અગ્નિહોત્ર, પશુયાગ, સોમયાગ, ચાતુર્માસ્ય, અને પંચ મહા યજ્ઞોના દેવતાઓ થયા. ‡ કુહૂને સાયં, સિનિવાલીને દર્શ, રાકાને પ્રાતર્ અને અનુમતિને પૂર્ણમાસ પુત્રો હતા. § સર્વ. ‖ એ જંભદાનવની દીકરી હતી.

તેણે આત્મસાધન કર્યું, પોતે સેવ્યા વિશ્વાધાર;
ક્ષણ ભક્તિથી ચૂક્યો નહીં, કૃપા કીધી શ્રીમોરાર. ૧૨
પ્રહ્લાદ કેરા બાંધવ બીજા, ત્રણ* છે જે કુમાર;
ચાર પુત્ર ને એક પુત્રી, હવી છે નિરધાર. ૧૩
સિંહિકા† એવું જાણજો, તે કન્યાનું અભિધાન;
તેપછી બળિ રાજા હવા, સાંભળ કથા ગુણવાન. ૧૪
પ્રહ્લાદને વિરોચન હવો છે, તેનો સુત બળિરાય‡;
તેને અશના નામે સ્ત્રી હતી, તેનો શું વખાણું મહિમાય. ૧૫
સો પુત્રો તેને હવા સહી, તેમાં જ્યેષ્ઠ પુત્ર રાયબાણ;
બળ વીર્ય અધિક પ્રતાપી, વામન સુત બાણ નિરવાણ. ૧૬
પવન પુત્ર દિતિને હવા, સંખ્યા ઓગણપચાસ;
મારુત ગણ સર્વે થયા તે, દિતિ ઉર ગર્ભવાસ. ૧૭
તવ રાય પરીક્ષિત ઉચરે, મુનિ તણે લાગી પાય;
સ્વામી એકેવારે ઉદરમાં, ઓગણપચાસ કેમ થાય. ૧૮
શુક કહે સુણ રાય હું, દિતિને પુત્ર હવા બે જેહ;
તે ઇન્દ્રે રણ આગળ થઇને, નાશ કીધા તેહ. ૧૯
તે પુત્ર શોકે માત દિતિ, ધરે દુઃખ અપાર;
ઇંદ્ર ઉપર રોશ અતિશે, રાખે દિતિ નાર. ૨૦
દિતિ કશ્યપ કને નિત્યે, શુશ્રૂષા કરે થઇ દીન;
હું રંકને કરુણા કરો ઋષિ, દિન જાણી સ્વામિન. ૨૧
શુશ્રૂષા તેની દેખીને, ઋષિ કશ્યપ હવા તુષ્ટમાન;
માગ દિતિ આપું તુજને, મનવાંછિત વરદાન. ૨૨
નિજ પતિ પ્રત્યે વદે દિતિ, સ્વામિ આપો એક બાળ;
રણ મધ્યે મઘવાને હણે, ઇંદ્ર દુષ્ટ મહા ચંડાળ. ૨૩
અભિલાષ છે એહ મુજને, સ્વામિ પૂરો મારી આશ;
પુત્ર એવો આપિયે જે, ઇંદ્રનો કરે નાશ. ૨૪
એવાં વચન સુણી દિતિનાં, મન ખેદ§ થયો અપાર;
પણ વચન મિથ્યા થાય નહિ, તેથી વદ્યા તેણી વાર. ૨૫
કશ્યપ કહે સુણ સુંદરી, એ ઇંદ્ર નહિ મરાય;
દેવતા સાથે મળ્યો, તેનો કેમ પરાજય થાય. ૨૬

* તેનાં નામ.–સંહ્લાદ, અનુહ્લાદ અને હ્લાદ.
† સિંહિકા વિપ્રચિત્તિ દાનવને પરણી હતી, તેનો રાહુ પુત્ર થયો; એ રાહુ અમૃત પીતો હતો, તે વખતે ચક્રથી ભગવાને તેનો શિરચ્છેદ કર્યો હતો, સંહ્લાદને કૃતિ સ્ત્રીથી પંચજન પુત્ર થયો. હ્લાદને ધમનીસ્ત્રીથી વાતાપિ અને ઇલ્વલ નામે પુત્ર થયા. ઇલ્વલે અતિથિ થયેલા અગસ્ત્ય મુનિને જમાડવા સારુ વાતાપિને ઘેટો બનાવી રાંધ્યો હતો. અનુહ્લાદને સૂર્મ્યા સ્ત્રીથી બાષ્કલ અને મહિષ નામે બે પુત્ર થયા હતા.
‡ બળિરાજાનો પ્રભાવ અષ્ટમસ્કંધમાં કહેવામાં આવ્યો છે.
§ કશ્યપ ખેદ કરે છે, અહો! આજ મને મોટો અધર્મ માપ્ત થયો છે. સ્ત્રીરૂપ માયાથી ફસાયેલો હું જરૂર નરકે પડીશ. સ્ત્રી તો પોતાના સ્વભાવ પ્રમાણે વર્તે છે, તેમાં તેનો કશો દોષ નથી. સ્ત્રીનાં વચનો કાનને અમૃત તુલ્ય લાગે છે, પણ હૃદય. થયું તે થયું આગળની કોઇને પણ ખબર પડતી નથી. મેં વચન તો આપ્યું, માટે મારે વચન પણ ન જવું જોઇએ ને ઇંદ્રનો વધ પણ ન થવો જોઇએ, એથી કંઈ યુક્તિ રચું ને તે પ્રમાણે વરદાન આપું.

નાશ સુરપતિનો નથી, પણ કરો એક ઉપાય;
મુજ કહ્યા પ્રમાણે વ્રત કરે, તો કામ તારું થાય. ૨૭
જે પ્રમાણે હું કહું છું, તે પ્રમાણે જો કરીશ;
તેથી પુત્ર એક તારે થશે, ચિંતા સર્વ હરીશ. ૨૮
તે વ્રત આચરો વહેલાં વહેલાં, પહોંચશે મનની હામ;
પુત્ર એવો ઉપજશે, સિદ્ધિ પામશો સૌ કામ. ૨૯
પણ ઈંદ્ર આવશે વિઘ્ન કરવા, ચેતજે તું નાર;
પછે વિષ્ણુ વ્રતનો મંત્ર આપ્યો, કશ્યપે તેણીવાર. ૩૦
દિતિ સ્વામિ પ્રત્યે બોલી, વ્રત પામી પૂર્ણ રીતે;
કાર્યાકાર્ય કહો તમો સ્વામી, જે આચરું હું પ્રીતે. ૩૧
કશ્યપમુનિ તવ વદતા હવા, સુણો સતી નારી;
હિંસા તજવી, ગાળ ન વદવી, સત્ય બોલવું પ્યારી. ૩૨
નખ રુવાનું છેદન તજવું, તજવું અમંગળ કાર્ય;
પાણીએ પેસી સ્નાન કરવું, ક્રોધ તે નિત્ય વાર્ય. ૩૩
ધોયેલું જ વસ્ત્ર ધારણ કરવું, નવિન માળા ધાર;
ઉચ્છિષ્ટ, ભદ્રકાળી નૈવેદ્ય, માંસનો ન કરીશ આહાર. ૩૪
રજસ્વળાએ નિરખેલું ને, શૂદ્રે આણેલું અન્ન;
ખોબે ખોબે પાણી ન પીવું, એ સર્વ પદાર્થ અપ્રસન્ન. ૩૫
એઠે મુખે આચમન વિના, કદી ન ફરતી નાર;
સંધ્યાકાળે છૂટે કેશે, કદિ ન નિકળીશ બહાર. ૩૬
શણગાર ધરવા મુખ્ય તારે, શરીરે વસ્ત્ર ધાર;
વિષ્ણુ વ્રતનો મહિમા મોટો, સુણ પ્રતાપી નાર. ૩૭
પગ ધોવા સાવધ થઈને, ઉત્તરે રાખીશ ન શીશ;
નગ્ન શરીરે સંધ્યાકાળે, અન્ય સાથે* ન સુઈશ. ૩૮
ધોયેલાં વસ્ત્રો પવિત્રપણાથી, મંગળ પદાર્થ સહિત;
પ્રાતઃકાળે જમ્યા પૂર્વે, બ્રાહ્મણ ગાય પૂજીશ. ૩૯
માળા ચંદન આદિ પદાર્થે, પૂજજે સૌભાગ્યવતી;
પતિનું ધ્યાન હૃદયે ધરજે, પ્રભુ પ્રસન્ન થશે હે સતી. ૪૦
એ વ્રત એક વર્ષ સુધી, આચરજે પૂર્ણ પ્રેમ;
અચળ નિયમ મનમાં ધરજે, ન તજીશ એકે નેમ. ૪૧

શુકવચન–
એ વિષ્ણુ વ્રત આચર્યું અબળા, પવિત્રપણે નિજધામ;
ગર્ભ રહ્યો દિતિના ઉદરમાં, કૃપા કીધ સ્વામ. ૪૨

વલણ
કૃપા કીધી કશ્યપે, વ્રત કરાવ્યું ઋષિ રાયરે;
અષ્ટાદશ અધ્યાય હવા પૂરા, આ ષષ્ઠસ્કંધ કથાયરે. ૪૩

---

કડવું ૧૮–(૨) જું–રાગ ધન્યાશ્રી
શ્રીશુકજી વાણી ઉચરે સુણ રાયરે;
શ્રીમદ્ ભાગવત પૂર્ણ પવિત્ર કથાયરે. ૧
ઋષિ પત્નીએ શુભ દિવસે વ્રત લીધુંરે;*
દિતિએ એક વર્ષ પર્યંત વિષ્ણુ વ્રત કીધુંરે. ૨

ચાલ
વિષ્ણુ વ્રત આચર્યું અબળા, નિજ મંદિરમાં પવિત્રપણે;
વેદ માર્ગે કીધું તેવું, કર્યું વ્રત આનંદે ઘણે. ૩
નાના વિધના નિયમ રાખ્યા, વળી આખડી બાધા ધરે;
નિગમ મંત્રનો જાપ જપતાં, વિષ્ણુ વ્રત દિતિ કરે. ૪
કર્મ સઘળાં સાચવે, આચરે વ્રત દિતિ સહી;
નિજ શયન કરતી સાથરે, તે પવિત્ર કુશ શય્યા સહી. ૫
તે ઇન્દ્રે સૌ વૃત્તાંત જાણ્યું, કારણ વ્રત દિતિતણું;
વરદાનની વારતા સુણી તવ, શક્ર પામ્યો ભય ઘણું. ૬
વિમાસે મન સુરપતિ, ગર્ભ દિતિનો બળિયો હશે;
જો આજથી કાંઈ ન ચેતું તો, નિશ્ચે મુજને મારશે. ૭
માટે વિઘ્ન કંઈ કરવું સહી, કપટ પાખે જય નહીં,
એવું વિચારી ઇન્દ્ર આવ્યો, દિતિ માસી જ્યાં રહી. ૮
રાય બ્રાહ્મણ કેરું રૂપ ધરી, કપટ કરી આવ્યો તહાં;
વિષ્ણુવ્રત વ્રત આચરે છે, ઋષિપત્ની દિતિ જહાં. ૯
વ્રત છિદ્ર જોતો હીંડે છે પણ, લાગ કહીં પામે નહીં,
એક સમે દિતિ સુતાં છે ત્યાં, એક ગતિ વિપરીત થઈ. ૧૦
પાદ પ્રક્ષાલન કર્યાં વિના, એમની એમ ઘરમાં ગઈ;
અજીઠું મોઢું ધોયા વિના, તે સુવાને તત્પર થઈ. ૧૧
તેમ સંધ્યાએ જઇ સુની, દિતિ નિજ સ્થાનક જહાં;
સૂક્ષ્મરૂપે ઇન્દ્ર પેઠો ઉદરમાં, વજ્ર કરમાં લઈ તહાં. ૧૨
ભર નિદ્રાવશ દિતિ હવી, તવ ઈંદ્ર મન કોપજ ધરે;
વજ્રથી ગર્ભના સાત કટકા કર્યા, મારતા નવ ઓસરે. ૧૩
તોએ તે કટકા બેઠા થયા, મન ઈંદ્રનો ભય નહીં ગણે;
વળી વજ્ર પ્રહારે શક્ર સાતે, કટકાને શીઘ્ર હણે. ૧૪
પછી અકેકના સાત સાત, કટકા કર્યાં છે સુરપતિ;
તે વજ્રપ્રહારે થયા છેદન, નવ ચાલે અન્ય શસ્ત્રની ગતિ. ૧૫
તોએ તે ઓગણપચાશ કટકા, હાલવા લાગ્યા સહી;
વળી હણવા ઈંદ્ર ઉઠ્યો, વજ્ર કર માંહે ગ્રહી. ૧૬
ત્યારે તે બોલ્યા વિનય કરી, અમો ભ્રાત થઈશું દેવના;
તું આજ અમને કાં હણે, અમે કરશું તમારી સેવના. ૧૭
એવી દીન વાણી સાંભળીને, ઈંદ્રે મેલ્યા જીવતા;
ઓગણપચાશ વાયુ થયા તે, રહ્યા દેવને સેવતા. ૧૮
મારુતગણ એમ ઉદય પામ્યા, ઓગણપચાશે દેહ ધરી;
ઈંદ્રનો ભય નિવાર્યો એમ. કરુણા કીધી શ્રીહરી. ૧૯

---

* અર્થાત્ કોઈ બાળક સાથે પણ નહિ.

* અહિંથી માંડી તે ઠેઠ "આખ્યાન એ જન સાંભળે તેને, હોય સ્વર્ગતણી ગતિ," તે લીટીની વાત સુધીની વાત મૂળ ભાગવતમાં ૧૮ મા અધ્યાયમાં છે, ને તેથી આ અધ્યાયમાંનો તેટલો ભાગ અમે ૧૮ મા અધ્યાયમાંજ લીધો છે. જો કે અસલ પ્રતમાં ૧૯ મા અધ્યાયમાં એ વાતો કરી છે, અને આજ કારણથી, નીચેના ૧૯ અધ્યાયમાં પ્રારંભની ચાર લીટી નથી

નિદ્રા થકી તત્ર દિતિ જાગ્યાં, પુત્ર સર્વે દીઠા તહાં;
ત્યારે ઈંદ્રને પૂછ્યું દિતિએ, આ પુત્ર ક્યાંથી આવ્યા હાં. ૨૦
મેં તો પુત્ર એક માગિયો, ને આ તો દેખું છું ઘણા;
નિજમાતાને ચરણે નમિ શક્રે, વિનવવામાં રાખી ન મણા. ૨૧
ત્યારે ઈંદ્ર નમી બોલિયો, એ કાર્ય કર્યું મેં પાપીએ;
પછી તેણે વાત સર્વે, કહી દિતિને માંડીને. ૨૨

ઈંદ્રવચનઃ—

સ્વાર્થ દૃષ્ટિ સદા કરનારી મા, જાણ્યો અભિપ્રાય તમારો;
ગુપ્ત વેશે આવી રહ્યો, ગર્ભનો આણ્યો આરો. ૨૩
ગર્ભના કટકા સાત કીધા, સાત કુમાર અવતર્યા;
તેના વળી સાત સાત હવા, તો પણ તેઓ નવ મુવા. ૨૪
પ્રભુ પ્રતાપી આ કામ છે, એવું ધાર્યું મેં હે માતા;
મૂર્ખ મેં અપરાધ કીધો, ક્ષમા કરી ધરો શાતા. ૨૫
ગર્ભ સર્વે અમર થયા છે, કીધો અપરાધ બહુ મોટો;
વિષયસુખ મેં તજ્યાં છે, હું થયો છું બહુ છોટો. ૨૬
પછી દિતિ માતને નમ્યો, ચરણે સુરપતિ વેગે કરી;
પગે વળગ્યો ન રહે અળગો, તવ માતાએ પ્રીતિ ધરી. ૨૭
તવ ઈંદ્રને માથે હાથ મૂકી, માત દિતિ દયા ધરે;
આજ્ઞા માગી સુરપતિ, તે સ્વર્ગસદને સાંચરે. ૨૮
દિતિના જે પુત્ર બળિયા, ઓગણ પચાસ વાયુ કહ્યા;
નિજમાતાને ચરણે નમીને, સુરપતિ સાથે ગયા. ૨૯
એમ પવનગણ સૌ ઉદય પામ્યા, શુક કહે સુણ ભૂપતિ;
આખ્યાન એ જન સાંભળે તેને, હોયે સ્વર્ગતણી ગતિ.* ૩૦

ઈતિ શ્રીમદ્ભાગવતે ષષ્ઠસ્કંધે અષ્ટાદશોઽધ્યાયઃ ॥ ૧૮॥

---

## અધ્યાય ૧૯ મો†

### કડવું ૧૯ મું–રાગ ધન્યાશ્રી‡

રાય પરીક્ષિત પ્રશ્ન કરે, કહો પુંસવન વ્રતનો વિધિ;
પુત્રપ્રાપ્તિ પામે વાંઝિયો, થાય તેની કાર્યે સિદ્ધિ. ૧

શુકઉવાચઃ—

માર્ગશિર્ષ શુક્લ પ્રતિપદાયે, આરંભ વ્રતનો સ્ત્રી કરે;
પતિ આજ્ઞા લઈ વ્રત કરવું, એવો શાસ્ત્ર જ લેખ ધરે. ૨
મરુત જન્મની કથા સુણવી, બ્રાહ્મણ વચને કરે આરંભ;
સ્નાન કરીસ્વચ્છ વસ્ત્ર પહેરી, શણગાર ધરિ કરવો પ્રારંભ. ૩
પ્રભાતે ભોજન પેહેલાં, લક્ષ્મી ભગવાનને પૂજવા;
પ્રાર્થના કરવી પ્રેમ ભાવે, સ્નેહ સહિત મંત્ર ભજવા. ૪
“હે પૂર્ણ કામી લક્ષ્મીપતે! સર્વ સિદ્ધિ નિવાસરૂપ;
અપેક્ષા રહિત આપને, નમસ્કાર કરુ હે ભૂપ. ૫
કૃપા વૈભવ તેજ મહિમા, સામર્થ્યવાન્ છો હે પ્રભૂ;
સર્વ ઉત્તમ ગુણે શોભો, સચરાચર ત્રિભુવન વિભૂ. ૬
હે વિષ્ણુ પત્ની યોગમાયા, પ્રભુ પ્યારી ભાગ્યશાળી;
હે લક્ષ્મીજી હું પ્રેમે વંદું, પ્રસન્ન થાઓ માતા મારી.” ૭
નિત્ય પ્રત્યે આવાહન, અર્ઘ્ય પાદ્ય આચમન કરતા;
સ્નાન વસ્ત્ર જનોઇ ભૂષણ, ચંદન પુષ્પ ધરતાં. ૮
વળી ધૂપ દીપ નૈવેદ્ય આદિ, કરવા ઉપચાર પ્રેમ ધરી;
સર્વ વિષ્ણુને અર્પણ કરીને, સ્તુતિ કરવી ફરી ફરી. ૯
“ઓમ્ મહાત્મા ભગવાન તમને, નમું છું વારંવાર;
પ્રભાવમય વિભૂતિ, પતિ આપું, બળિ પ્રેમે તું તાર.” ૧૦
પછે બાર આહુતિ હોમતાં, નિજ મંત્રનો કરવો ઉચ્ચાર;
અગ્નિમાં આહુતિ કરેથી, પ્રેમે ઉતરે જન પાર. ૧૧
ॐ नमो भगवते महापुरुषाय, महाविभूति ये स्वाहा;
એ મંત્રનો ઉચ્ચાર કરીને, આહુતિ હોમવી ત્યાંહા. ૧૨
સર્વ સંપત્તિ ઈચ્છાવાને તો, લક્ષ્મી ભગવાનનું પૂજન કરી;
ચિત્ત ભક્તિથી શુદ્ધ રાખી, દંડવત્ પ્રણામ પ્રેમે કરી. ૧૩
દશવાર મંત્ર જપ કરી, પછે સ્તુતિ કરવી નાથની;
એ ભક્તિ પ્રેમપૂર્વક હોય તો, પૂરે ઈચ્છા સર્વે સાથની. ૧૪
‘હે નારાયણ હે લક્ષ્મીજી, જગત સ્વામિ ને કારણરૂપ છો;
લક્ષ્મીજી સૂક્ષ્મ પ્રકૃતિમય, માયા શક્તિના ભૂપ છો. ૧૫
લક્ષ્મીનાયક સાક્ષાત્ તમો, પરમ પુરુષ અવતારી;
સર્વ યજ્ઞરૂપ તમે પ્રભો, લક્ષ્મી યજ્ઞ ભાવનાવાળી. ૧૬
લક્ષ્મીજી ક્રિયારૂપ છે, વળી તમો ફળના ભોક્તા;
લક્ષ્મીજી ગુણ પ્રકટતારૂપ, અને તમો ગુણોએ શોભતા. ૧૭
તમો પ્રાણી માત્રના આત્મા, શ્રી ઈંદ્રિય અંતરૂપ છો;
શ્રી નામરૂપાત્મક છો, તમો પ્રકાશ–આધાર ભૂપ છો.’ ૧૮
હે મોટી કીર્તિવાળા પ્રભો, વર આપો દીનાનાથ;
સંકળ કરો મનોરથ સર્વે, ગ્રહો મુજ રંકનો હાથ. ૧૯
એ સ્તુતિ કરી પછે, નૈવેદ્ય પ્રેમે પ્રાશન કરે;
આ સ્તોત્ર વદે પૂર્ણ પ્રેમે, તેનાં અઘ દુઃખ પ્રભુ હરે. ૨૦
વારંવાર પૂજન કરતાં, પ્રેમે ગદગદિત થાય;
સ્ત્રીએ પતિને પ્રભુ ગણ્યો, સેવા કરી પતિ ગુણ ગાય. ૨૧
ભક્તિપૂર્વક પતિ સેવા, કરતાં સુખ પામે ઘણું;
પતિનું પ્રિય સર્વ રીતે કરે, હરખે નવ દુઃખ ગણે અણું. ૨૨
પતિએ પણ પ્રેમપૂર્વક, સર્વ કાર્યે કરવી સહાય;
અન્યોન્ય જે કંઈ કરે, તેથી પ્રભુજી પ્રસન્ન થાય. ૨૩
રજસ્વલાદિક પ્રસંગ પ્રત્યે, પતિએ કરવી સેવા સર્વે;
વિષ્ણુ વ્રતનો નેમ લીધા પછે, અધવચે ન ધરવો ગર્વ. ૨૪
ન તોડવું એ વ્રત લીધેલું, ન કરવું આળસ કદી;
સર્વ કાર્ય સિદ્ધ થાશે, ભગવાન પ્રસન્ન થશે યદી. ૨૫
બ્રાહ્મણ પતિપુત્રવતિ સધવાનું, પૂજન કરવું પ્રેમ કરી;
પ્રાશન કરવો પ્રસાદ સર્વ, પ્રથમ ધરવો શ્રીહરિ. ૨૬

---

* અહિં ઉત્તર વચન નથી તેનું કારણ એ જ કે, કવિ “વરેસ”ની ઓગણીસમા અધ્યાયમાં વાત છે.

† આ ઓગણીસમા અધ્યાયમાં દિતિએ પ્રભુને પ્રસન્ન કરવા પુંસવન વ્રત કીધું, તેનો વિધિ સવિસ્તર કહ્યો છે.

‡ ઉપલા અધ્યાયમાં જે ટીકા લખી છે, તે જોવી.

બાર માસ પર્યંત વ્રત આચરી, વ્રત સમાપ્ત કરવું સહી;
કાર્તિક અમાવાસ્યાએ, ઉપવાસ એક ધરવો તહીં. ૨૭
પ્રાત:કાળે પ્રેમથી, દૂધ રાંધેલા ચોખા હોમવા;
બ્રાહ્મણનો આશિર્વાદ લઈ, પછી સર્વ કાર્ય સાધવા. ૨૮
શેષ રહેલા ચરુમાંથી, જે સ્ત્રી પ્રસાદ આરોગશે;
સ્ત્રી પુરુષ સર્વનાં, કાર્ય સઘળાં ત્યાં થશે. ૨૯
આ વ્રત વિધિયુક્ત પુરુષ, પ્રેમ ધરીને આચરે;
મનવાંચ્છિત પદાર્થ પામે, સર્વ આશા તેની ફળે. ૩૦
સ્ત્રી આચરે યશ પુત્ર પામે, ઘર મળે લાભ પામશે;
સૌભાગ્યવતી શોભશે નારી, ચિરંજીવી સ્વામી થશે. ૩૧
કન્યા આચરે એ વ્રત વિધિયે, વર રૂડાને વરશે;
વિધવા આચરે વ્રત તો, ઉત્તમ ગતિ તેની હશે. ૩૨
સંતાન જેના મૃત્યુ વશ હોય, તે દુઃખ પ્રભુજી ટાળશે;
નિર્ધન ધનવંતો થશે, કરૂપવાન સરૂપને પામશે. ૩૩
રોગીયાના રોગ જાશે, દુઃખીયાનાં દુઃખ જશે;
એ વ્રત અતિ ઉત્તમ છે, સર્વ કાર્ય સિદ્ધિ થશે. ૩૪
હોમ પૂર્ણ થયા પછી, શ્રી પ્રભુ થાય પ્રસન્ન;
કાર્ય સર્વ સિદ્ધ પામે, ને પામે સંતતિ જંન. ૩૫
આ સંતાન ઉત્પત્તિ વ્રત તુજને, સંભળાવ્યું સુણ રાયજી;
ગર્ભ યોગીને પ્રેમથી, પરીક્ષિત લાગ્યો પાયજી. ૩૬
જે પ્રાણી શ્રવણ શ્રદ્ધાએ કરે, શુદ્ધ ભાવથી ભાગવત કથા;
મુક્તિ પદાર્થની થાય પ્રાપ્તિ, જન્મ મરણ જાયે વ્યથા. ૩૭

નરનાર બાળક વૃદ્ધ પ્રાણી, કથા હરિની સાંભળે;
કરુણા કરે શ્રીકૃષ્ણ સ્વામી, સાક્ષાત હરિ તેને મળે. ૩૮
સુતાં બેઠાં કાર્ય કરતાં, નામ હરિનું લીજીએ;
પર્મ પદ પામશો હરિજન, કથા કીર્તન કીજીએ. ૩૯
સંવત સત્તર ચોસઠમાં, વૈશાખ શુદ દ્વિતીયા સહી;
રવિવારે કથા રુડી, ચંદ્રદર્શનને સમે કહી. ૪૦
ઔદિચ્ય જ્ઞાતિ ટોળકિયા, દ્વિજ રંકને વાણી હવી;
નાનાભટ સુત વલ્લભે, આ કથા હરિ ગુણની કવી. ૪૧
અલ્પબુદ્ધિ હું પામર પ્રાણીને, કરી કરુણા શ્રીહરી;
પદબંધની ગતિ મુને નથી, પણ કૃપા પરબ્રહ્મે કરી. ૪૨
આ કથા શ્રવણે પાન કરતાં, શ્રીવિષ્ણુ કૃપા કરે;
સર્વથા નરનાર પ્રાણી, સંસાર સાગરથી તરે. ૪૩
ષષ્ઠસ્કંધ પૂરો હવો એમ, વ્યાસ સુતે વાણી કહી;
સપ્તમસ્કંધ વિષે કથા, હરિ કૃપાથી કહીશું સહી. ૪૪
શ્રીરામ કૃષ્ણ ગોવિંદ નામનો, મોટો છે મહિમાય;
ઓગણીશ અધ્યાય હવા પૂરા, દયા વૈકુંઠરાય. ૪૫

વલણ

કૃપા વૈકુંઠરાયની હવી, કથા આ પૂરણ થઈ;
કર જોડી ભટ વલ્લભ કહે, હવે ભવતણી ભાવટ ગઈ. ૪૬

ઇતિ શ્રીમદ્ભાગવતે ષષ્ઠસ્કન્ધે એકોનવિંશોઽધ્યાયઃ ॥ ૧૯ ॥

इति षष्ठस्कंधः समाप्तः

# શ્રીમદ્ભાગવત

## (કવિ વલ્લભકૃત પદબંધ)

## સપ્તમ સ્કંધ

### અધ્યાય ૧ લો*

રાગ સામેરી

શ્રીગુરુગણપતિ સ્વામિ, સ્તવું શીશ ચર્ણુ નામી;
સરસ્વતી માત કરુણા કીજે, સુબુદ્ધિ સેવકને દીજીયેરે. ૧

ચાલ

સુબુદ્ધિ દીજે રંકને, કરુણા કરો તમો માત;
દયા કરજો વિઘ્ન હરજો, દેજો મસ્તક હાથ. ૨
કાલો ઘેલો કાંઈ ન જાણું, હું બુદ્ધિ હીન છું બાળ;
અજ્ઞાનતા મમ દેહુની, દુર્મતિ સઘળી ટાળ. ૩
સૂતપુરાણિક નિત્ય કથા કહે, નિમિષારણ્યમોઝાર;
શૌનક ઋષિ શ્રવણે ધરે, ગોવિંદ ગુણ વિસ્તાર. ૪
શ્રીભાગવતની કથા ઉત્તમ, સપ્તમસ્કંધ વર્ણન;
શ્રોતાજન સૌ સાંભળો, દેહી થશે પાવન. ૫
સપ્તમસ્કંધના દશપંચ અધ્યાય, વ્યાસવાણી સાર;
હરિજન હરખે શ્રવણ કરતાં, ઉતરે ભવ પાર. ૬
શ્રીશુક પ્રત્યે બેઉ કર જોડી, પરીક્ષિત રાય ઉચરે;
સ્વામી તમારી નિર્મળ વાણી, ત્રૈલોક્યને પાવન કરે. ૭
સ્વામી પ્રશ્ન સંદેહ ભાંગીયે, મુજ હૃદયે ઉદય હતું;
વૃત્તાંત સર્વ કીધું યુક્તિપૂર્વક, હવે સંભળાવો નવું. ૮
પરમેશ્વરને દેવ દૈત્યમાં, અંતર નથી લગાર;
આ સૌ રચના પ્રભુજીની, નિર્મિત સકલ સંસાર. ૯
અધિક ઓછા કો નહીં, બેઉ વામ દક્ષિણ ચક્ષ;
તોય અસુરને કેમ સંહાર્યા, કરી ઇંદ્રની પક્ષ. ૧૦
બેઉ વિશ્વંભરને આરાધે, બેઉનો પ્રભુ કહેવાય;
ઇંદ્ર રાખ્યો દૈત્ય માર્યા, કારણ કંઈ ન કળાય. ૧૧
એવી વાણી સાંભળીને, વ્યાસપુત્ર વદે સહી;
રાય પરીક્ષિત સાંભળો, કારણ સૌ સમજાવું અહિ. ૧૨
એ પરમેશ્વરને ત્રણ ગુણ છે, તેના જુજવા પ્રકાર;
સાત્વિક રાજસ ને તામસ, એ ત્રણે ગુણ નિરધાર. ૧૩
એ ત્રણ ગુણમાં ઇશ્વરી, ઇચ્છાએ રમે છે નાથ;
પ્રપંચ બુદ્ધિ ભેદ કળા જ્યાં, હોય જેવો સાથ. ૧૪

* આ પ્રથમાધ્યાયમાં હિરણ્યકશિપુ અને હિરણ્યાક્ષ રાક્ષસ કેમ ઉત્પન્ન થયા તેનું કારણ દર્શાવ્યું છે, તેનો કથાપ્રસંગ છે.

જે જે ગુણથી જે ઉપન્યાં, તે તે ગુણે તેનો નાશ;
અકળ અદ્ભુત બ્રહ્મજ્યોતિ, અમર એક અવિનાશ*. ૧૫
વિષમ ભાવ પ્રભુને નથી, નહિ કરે કોઈની પક્ષ;
કારણાર્થે દિતિપુત્ર હિરણ્યકશ્યપુ,ને હણ્યો હિરણ્યાક્ષ. ૧૬
સનકાદિકના શાપથી, એ પડ્યા ભૂમિ મોઝાર;
અનુગ્રહ કરવા કારણે, મારી આપિયો ઓધાર. ૧૭
પ્રભુએ રાગ દ્વેષાદિક તજી, દૈત્ય માર્યા કારણ સહિત;
નારદજીએ યુધિષ્ઠિર પ્રત્યે, કહ્યું છે ઉત્તમ ચરિત્ર. ૧૮
તે ચરિત્ર કહું હું તુજ પ્રત્યે, સાંભળ રાય સુજાણ;
આ ચરિત્ર સુણતાં થાય પ્રાણી, નિષ્પાપ તે નિર્વાણ. ૧૯
પૂર્વે રાજા યુધિષ્ઠિરે, રાજસૂય માંડ્યો યજ્ઞ;
દેશ દેશના મહિપતિ તેડ્યા, આવ્યા સૌ ત્યાં સુજ્ઞ. ૨૦
બહુ સૈન્ય સાથે આવિયો, તે યજ્ઞ સમિપ શિશુપાલ;
શ્રીકૃષ્ણ દીઠા પાપીએ તવ, ચડ્યો ક્રોધ તત્કાળ. ૨૧
પ્રથમ પૂજા શ્રીકૃષ્ણની કરે, યુધિષ્ઠિર ભૂપાળ;
તે દેખી શિશુપાળ થયો બેઠો, મૂખે દેતો ગાળ. ૨૨
સો ગાળ સાંખી શ્યામળે, પછે મૂક્યું ચક્ર જગદીશ;
સુદર્શન વાગ્યું જઈ શિશુપાળને, છેદાયું દુષ્ટનું શીશ. ૨૩
તે ધામથી પ્રગટ્યું તેજ સુંદર, લય પામ્યું હરિમુખમાંહે;
રાય યુધિષ્ઠિરે મન વિચાર્યું, અદ્ભુત દેખી ત્યાંહે. ૨૪
ત્યારે નારદ ઋષિને પૂછ્યું, શીઘ્ર યુધિષ્ઠિર રાય;
આ અદ્ભુત દેખી હ્રદે મુનિ, ઘણું આશ્ચર્ય થાય. ૨૫
નિંદા સ્તુતિ સત્કાર તિરસ્કાર, ઈશ્વરને ન સંભવે લેશ;
એ સર્વ આ દેહને વળગે, ઈશ્વર નિરંજન વેશ. ૨૬
ગાળ પીડા પ્રભુજીને, આવે ન કદિ આ સંગ;
પ્રભુ નિરંજન નિરાકાર છે, તે નવ બંધાયે કો રંગ. ૨૭

* આ સ્થળે શુક પરીક્ષિતને વિસ્તારપૂર્વક કહે છે—જો કે ભગવાન પોતે પ્રકૃતિથી પર, નિર્ગુણ, અજન્મા અને રાગ દ્વેષાદિકના કારણરૂપ દેહેંદ્રિયથી રહિત છે, તોપણ પોતાની કલ્પેલી માયાના ગુણોના અપેક્ષા સંબંધથી મરનાર, મારનાર બન્ને રૂપ જણાય છે. એ ગુણો જો ભગવાનના પોતાના હોય તો પ્રાકૃત પુરૂષની પેઠે તેમાં વિષમપણું થાય, પણ તેમ નથી; કેમકે સત્વ, રજ અને તમ એ ત્રણ ગુણો પ્રકૃતિના જ છે. એ ગુણોનો ઘટાડો વધારો એકી વખતે થતો નથી, પણ કાળના ક્રમ પ્રમાણે થાય છે. વિદ્વાનો સ્વભાવવાદ, કાળવાદ અને કર્મવાદનો નિષેધ કરી કાર્યોના દેખાવ પરથી પોતાના જીવાત્માને વિચાર શક્તિથી જુદો ગણે છે. એ અજન્મા ઈશ્વર, કાળ, પ્રધાન કે પુરુષને પણ તાબે નથી.

[ મૂ. ભા. સ્કં.

દેહને વધ ને ગાળ અડકે, એ દેહાભિમાનનો ધર્મ;
ઈશ્વર સર્વનો આત્મા, દેહાભિમાન રહિત છે ધર્મ. ૨૮

નારદવચનઃ—

દૈત્યનો કરે નાશ પ્રભુ, તે અનુગ્રહ કારણ હોય;
ભૂંડું ન ઈચ્છે પ્રાણી જ્યારે, (તો) પરબ્રહ્મ કેમ ઇચ્છેય. ૨૯
પ્રભુને ન પીડા સંભવે, નવ ગણે નિંદા કોઇની;
જો ભજે નિરંજન નાથને તો, નવ જુએ જાત તે તણી. ૩૦
વૈર ભક્તિ સ્નેહ ભય, કોઈ કારણથી ભક્તિ કરે;
ઇશ્વર વિણુ ન જુએ અન્ય તો, નિશ્ચે તે ભવસાગર તરે. ૩૧
વેરથી તન્મય થાય પ્રાણી, તેવો નવ થાય ભક્તિથકી;
વેર ભક્તિ શ્રેષ્ઠ તેથી, પુરાણો કહે છે મથી મથી. ૩૨
વૈરભાવે પ્રભુ સ્મરણ, થાય દિનને રાત્ર;
પ્રભુ પ્રભુ ને પ્રભુ ભજે, તેથી તરે દુષ્ટ પ્રાણી માત્ર. ૩૩
ભક્તિથી પ્રાણી સ્વર્ગ પામે, તેમ દ્વેષ* સ્નેહ* ભય* કામ,*
તર્યા પ્રાણી અધર્મીઓ, ને પામ્યા બ્રહ્મ ધામ. ૩૪
વેન આદિ રાય પૂર્વે, પડ્યા નર્ક મોઝાર;
ઈશ્વરના વેરી નહીં વળી, નાસ્તિકના અવતાર. ૩૫
તે કારણથી રાયજી, તે પડ્યા પાપી નર્ક;
પણ શિશુપાળ તો દ્વેષભાવે, ભક્તિ કરતો પ્રત્યક્ષ. ૩૬
શિશુપાળ ને દંતવક્ત્ર, હતા પ્રભુના પાર્ષદ;
બ્રહ્મશાપથી પડ્યા ભોમિ, તેનું કહું તને હાર્દ. ૩૭
તવ રાય યુધિષ્ઠિર પ્રશ્ન કરે, કહો વિસ્તારી એ વૃત્તાંત;
વૈકુંઠથી પડ્યા પ્રાણી, એ કારણ હોય કૃતાંત. ૩૮
વૈકુંઠવાસીને પ્રાકૃત દેહ, એ અસંભવિત છે વાત;
વીણાપાણી કૃપા કરી, કહો પાર્ષદોની અદ્‌ભુત ગાથ. ૩૯
એ લઘુ વય થકી શિશુપાલ, વૈર આણતો પ્રભુ સાથ;
ધર્મ ભાંગ્યા દેવ પીડ્યા, દુઃખી કર્યા સાધુ માત્ર. ૪૦
તેને સાયુજ્ય મુક્તિ પમાડ્યો, કરી કરુણા વૈકુંઠરાય;
એ દુષ્ટને સદ્‌ગતિ થઈ, મુજ હૃદયે આશ્ચર્ય થાય. ૪૧
તે વૃત્તાંત વિસ્તારી કહો મુને, વીણાપાણી દેવ;
ત્યારે નારદજી એમ ઉચરે, સાંભળો રાજા તમેવ. ૪૨
એક સમે પ્રભુ પોઢ્યા હતા, વૈકુંઠ સદન મોઝાર;
દ્વારપાળક પોળિયો, જય વિજય સાચવે દ્વાર. ૪૩
તે સમે પધારિયા, સનકાદિક મહા મુન્ય;
મરીચિ આદિથી શ્રેષ્ઠ તે, અવતાર કર્યું ધનધન્ય. ૪૪
છ વર્ષના બાળકો, વળી દિગંબર છે અંગ;
પ્રભુતા તેની નવ પિછાણી, ગર્વિષ્ઠ થયા બે જંન. ૪૫
અટકાવ્યા દ્વારે પેસતા, તવ કોપિયા તે મુનિ;
શાપ દીધો સહજમાં, વાત એકે નવ સુણી. ૪૬
સનકાદિક શ્રાપથી તે, આવીને પડ્યા ધર્ણ;
કહ્યું તમે પૂર્વ સ્થળ આવજો, અવતાર ભોગવી તર્ણ. ૪૭
અસુરયોનિ અવતરી, નિત્ય વેર ધરજો પ્રભુ સાથ;
તો પૂર્વનું સ્થળ પામશો, કૃપા કરશે વૈકુંનાથ. ૪૮
ત્યારે તે હેઠા પડ્યા, આવી અવતર્યા સંસાર;
તે આસુરી યોનિ પામિયા, દિતિ ઉદર અવતાર. ૪૯
હિરણ્યકશિપુ હિરણ્યાક્ષપ્રથમે, બીજો રાવણ ને કુંભકરણ;
દંતવક્ત્ર ને શિશુપાળ ત્રીજે, અવતાર,વાર એમ ત્રણ. ૫૦
દિતિ પુત્ર હિરણ્યકશ્યપુ, ને હિરણ્યાક્ષ પરાક્રમ બહુ;
ઉત્પાત માંડ્યો ભૂમિપર, ખળભળ્યાં પાતાળ સહુ. ૫૧
હિરણ્યાક્ષ જ્યેષ્ઠ બંધુના, વરાહે હર્યા પ્રાણ;
હિરણ્યકશ્યપને હણ્યો, નૃસિંહ અવતારે નિર્વાણ. ૫૨
તે બીજે જન્મે અવતર્યા, કુંભકર્ણ રાવણ રાય;
રામચંદ્રે હણ્યા બંનેને કારણ, સીતા હરણ કહેવાય. ૫૩
એ રામચરિત્ર હો રાયજી, સંભળાવશે માર્કંડ;
પાતિક સર્વે નાશશે, તારણ પામશે તુજ પંડ. ૫૪
ત્રીજે જન્મ તે પાર્ષદો, થયા શિશુપાળ દંતવક્ત્ર;
હણ્યા કૃષ્ણે સુદર્શને, રાજસુ યજ્ઞે અત્ર. ૫૫
તે શિશુપાળ સાયુજ્યમુક્તિ પામ્યો, એમાં અચરજ શું હોય;
કરુણા કરી શ્રીકૃષ્ણજીએ, નિજ દાસ જાણી સોય. ૫૬
તવ રાય યુધિષ્ઠિર પ્રશ્ન કરે, કહો પ્રહ્લાદ પિતા ચરિત્ર;
ભક્ત પ્રહ્લાદનું ચરિત્ર સુંદર, કહો મુનિ અહો પવિત્ર. ૫૭

વલણ

પવિત્ર કથા નારદ કહે, સાંભળ પરીક્ષિત રાયરે;
કર જોડી વલ્લભ કહે, હરિજન ભજજો શ્રીયદુરાયરે. ૫૮

ઇતિ શ્રીમદ્‌ભાગવતે સપ્તમસ્કંધે પ્રથમોધ્યાયઃ ॥ ૧ ॥

## અધ્યાય ૨ જો*

### કડવું ૨ જું–રાગ રામગ્રી

શુકજી બોલે સાંભળ રાયજી, સપ્તમસ્કંધની એ કથાયજી;
શ્રવણે સુણતાં પાતિક જાયજી, કંઈ એક મનસા નિર્મળ થાયજી. ૧

ઢાળ

થાય નિર્મળ આત્મ બુદ્ધિ, કૃપા કરે અવિનાશ;
નિજ ભક્તિ જાણી દયા આણી, હરિ સદા રહે પાસ. ૨

નારદઉવાચઃ—

હવે કથા સાંભળો ધર્મરાજા, હિરણ્યાક્ષ દાનવ જેહ;
વરાહ રૂપે પ્રથમ પ્રભુએ, સંહાર્યો'તો તેહ. ૩
તે સુણી હિરણ્યકશિપુએ, કર્યું પ્રભુ સાથે ઘાડું વેર;
સર્વ ધર્મ ઉછેદ કીધા, વર્તાવા માંડ્યો કેર. ૪
તેણે પોતાના સર્વ સેવક, તેડ્યા તેણી વાર;
લોહ પાશ દંડ મુદ્‌ગલ ગ્રહીને, આગળ ઉભા તૈયાર. ૫

* શિશુપાળ દ્વેષથી, પાંડવો સ્નેહથી, કંસ ભયથી અને ગોપીઓ કામથી પ્રભુધામને પામ્યા છે.

* આ બીજા અધ્યાયમાં હિરણ્યકશિપુએ વિષ્ણુના દ્વેષને લીધે દાનવોની પાસે લોકોને પીડા અપાવી પોતાના ભાઈ હિરણ્યાક્ષના મુત્યુ-દિની સાંત્વના કીધી, તેનો કથાપ્રસંગ છે.

સર્વ દૂત* પ્રત્યે વદે વાણી, હિરણ્યકશિપુ ભુપ;
દશે દિશા તમો પરવરો, કરો વિઘ્ન જ્યાં યજ્ઞ રૂપ. ૬
તમો બ્રાહ્મણને પીડા કરો, કરો સાધુ સંતનો નાશ;
સ્ત્રીબાળક સુરભિને કષ્ટો, જઈ પમાડો ત્રાસ. ૭
જે કોઈ જન ધર્મ વર્તાવે, તેનો કરો સંહાર;
ગામ ભાંગી દગ્ધ કરજો, મારો સંતને ઠાર. ૮
કૂપ વાપી તળાવ ભાંજો, ધર્મની સૌ જાત;
તીર્થ યાત્રા યજ્ઞ યજન, શિવાલય કરો નિપાત. ૯
દેવને ગ્રહી દંડ કરજો, મુનિ માત્ર કરજો ભક્ષ;
જો કોઈ વઢે તો મુને જાણ કરજો, હું કરીશ તમારી પક્ષ. ૧૦
ધર્મ મૂળ વિષ્ણુ કહાવે, મુજને તેશું વેર;
તપ યજ્ઞ વેદાધ્યયન, નાશ કરો આ ફેર. ૧૧
નવ ભજે કો વિષ્ણુને, એ આજ્ઞા કરજો ધીશ;
વિષ્ણુ ભજે તે પ્રાણીનું, સદ્ય છેદજો શીશ. ૧૨
એવી વાણી સાંભળીને, ધસ્યા સેવક સર્વ;
દશે દિશા તે પરવર્યા, અભિમાન કરતા ગર્વ. ૧૩
અધર્મ વર્તાવે સેવક સર્વે, અન્યાય કરતા હીંડે;
ધર્મનાં સ્થાનક સઘળે ભાંગ્યાં, સાધુ સંતને પીડે. ૧૪
પરાયાં ને સ્વકુટુંબને, શિક્ષા અવળી દે તેય;
અધર્મ વર્તાવ્યો અવનિમાં, અપયશ સઘળે લેય. ૧૫
હિરણ્યકશિપુના ભય ત્રાસે, કોણે નહિ રહેવાય;
રાય આજ્ઞાથી એ પ્રમાણે, પીડે રાક્ષસો ત્યાંય. ૧૬
પછી મૃતક્રિયા કરી ભ્રાતૃની, કરવા બેઠો સાંત્વનાય;
સગાં કુટુંબ સર્વને તેડી, બોલ્યો દુષ્ટ એ ત્યાંય. ૧૭
સુણો માત મારી ભાભી પ્યારી, પુત્ર મિત્ર સર્વને કુટુંબ;
રણમાં મૃત્યુ પામે તેનું, નવ કરવું શોક રુદન. ૧૮
રણે મરવું શૂર પુરુષને, અતિ ઉમંગી વાત;
આ જીવ તો મરતો નથી, તું જાણ મોરી માત. ૧૯
જીવ મરે નહિ ઘટે નહિ, તે શુદ્ધ ને સર્વજ્ઞ;
સર્વજ્ઞ અને અનાદિ છે, તે જાણ પરમ પવિત્ર. ૨૦
તો સુવો તેને ધારવો, એ મહા અધર્મીનું વેણ;
શોક કરવો ન દેહનો, તે જાણ તું નિર્વાણ. ૨૧
જન્મ મૃત્યુ હર્ષ શોક, વૃથા સર્વે વાત;
પ્રિય અપ્રિય પ્રાપ્તિ અપ્રાપ્તિ, કર્મ અકર્મ મિથ્યા ઉચાટ. ૨૨
એ સંબંધે એક આખ્યાન કહું, તું સુણ દિતિ માય;
તુજ પ્રત્યે કહું તે એ ઇતિહાસ, સાંભળજે ધર્મરાય. ૨૩
સુયજ્ઞ રાજા ઉશીનર નગરમાં, પામ્યો યુદ્ધથી નાશ;
તેનું કુટુંબ મળીને અતિ દુઃખ ધરે, વિંટી બેઠા ચોપાસ. ૨૪

* દૂતનાં નામ છેઃ-દ્વિમૂર્ધા, ત્ર્યક્ષ, શંબર, શતબાહુ, હયગ્રીવ, નમુચિ, પાક, ઇલ્વલ, વિપ્રચિત્ત અને શકુન.

કોઈ વૈરીએ તેને માર્યો, પડ્યો સુયજ્ઞરાય ધર્ણ;
રાણી સૌ આક્રંદ* કરે છે, ભૂપતિ પામ્યો મર્ણ. ૨૫
ત્યારે યમ રાજાએ બાળકનું, સ્વરૂપ લીધું ત્યાંહિ;
તત્ક્ષણ પોતે આવિયા, તે રાજકુંવર છે જ્યાંહે. ૨૬
તેના કુટુંબને જ્ઞાન† શિખામણ, દે છે યમ નરેશ;
વળી કુલિંગપક્ષીની કથા, સંભળાવે છે બાળક વેશ. ૨૭
એક સમે એક વ્યાધ ફેરે, હણવાનું છે મન;
તે જાળ નાંખી બેઠો છે, મહા અગોચર જ્યાં વન. ૨૮
એક કાલિંગની સ્ત્રી‡ પડી તે, મહા જાળ ફેરે પાસ;
ત્યારે કલિંગ આવ્યો યોષિતા, પાસે દેખી હવો નિરાશ. ૨૯
સ્ત્રીનું દુઃખ દેખી સ્વામીએ, નિજ નેત્રે ભર્યાં નીર;
વિલાપ કીધો આંસુએ કરી, ભીનું સઘળું શરીર. ૩૦
પક્ષી આશાબંધ હવો થકો, આવ્યો તે સુંદરી પાસ;
ત્યારે વ્યાધે એક બાણ મૂકી, કલિંગ કીધો નાશ. ૩૧
સ્ત્રી માયા સગપણ થકી તે, ગયા કપોતના પ્રાણ;
નારી તે માટે સર્વથા, દુઃખકારક મુખ્ય છે જાણ. ૩૨
એ સગપણ છે દેવાર્થનું, જ્યાં લગી માયા મોહ;
અવધિ આવે પત્ર સર્વને, તજે તરુવર સોય. ૩૩
તે માટે માયા સ્નેહ પ્રીતિ તે, જાણવી દુઃખનું મૂળ;
પ્રથમ પ્રીતિ મીઠી લાગે, પછી ઉપજે છે શૂળ. ૩૪
યમ કહે જે મૂર્ખ હોય તે, કરે શોક ને હર્ષ;
પણ તત્ત્વ તે કંઈ પામે નહિ, નવ થાય કોદી હર્ષ. ૩૫
આ પતિ તમારો આ જન્મે, નવ ઉઠે પાળીવાર;
મિથ્યા સુખ તજી ભજો હરિ, ઉતરો ભવપાર. ૩૬

* રાણીઓ આક્રંદ કરે છે કે—'હે સ્વામિન્! અમારી ઉપર ક્રૂરપણાથી વર્તનારા વિધાતાએ તમને અદૃશ્ય સ્થિતિ આપી છે. જેણે તમને પ્રથમ ઉશીનર દેશના રક્ષણકર્તા કર્યા હતા, તેણે જ આજે શોકના વધારનાર કર્યા છે. કરેલા ઉપકારને જાણનાર તમ વિના અમે શી રીતે જીવી શકીશું? માટે તમે જ્યાં જવાના હો ત્યાં અમને લઈ જાઓ.' એ પ્રમાણે મૃત્યુ પામેલા પતિને લઈ વિલાપ કરતી અને બાળી દેવાની ઇચ્છા ન હોતી કરતી ત્યાં તો સૂર્યાસ્ત થયો, તેથી તેઓ વિશેષ વિલાપ કરવા લાગી.

† યમ કહે છે—અહો! આ માણસો અમારાથી મોટી અવસ્થાવાળા છે અને જગતનાં જન્મ મરણાદિકના પ્રકારને જાણનારાં છતાં અતિ ઘણો મોહ દેખાડે છે. માણસ તો જ્યાંથી આવ્યો હતો ત્યાં જ ગયો, અને પોતાની પણ તેવી જ સ્થિતિ થશે તે જાણવા છતાં શોક કરે છે. અહો! તમારાથી અમને અત્યંત ધન્ય છે માબાપે અમને તજી દીધેલા છે, અમે બાળક છીએ તોપણ કશી ચિંતા નથી, માટે અનાથ અને વગડામાં રહેતો હોય પણ જો તેના ઉપર ઇશ્વરની કૃપા હોય તો તે જીવે છે અને ઘરમાં સારી રીતે રક્ષણ થયું હોય પણ તેનાપર ઈશ્વરી કૃપા ન હોય તો તે જીવતો નથી. જો કે આત્મા દેહમાં રહેલો છે, તથાપિ તે દેહથી જૂદો છે. સુખદુઃખાદિ સાચાં છે, એમ માનવું અને બોલવું એ જ ખોટો આગ્રહ છે, એટલા માટે જ્ઞાની પુરુષો આત્માને નિત્ય અને દેહાદિને અનિત્ય જાણી તેનો શોક કરતા નથી ને જાણતા છતાં શોક કરતાં હોય તો એમ સમજવું કે, જ્ઞાનથી દઢતા ન હોવાને લીધે તેને ખોટી ટેવ મટી નથી.

[ મૂ. ભા. સં.

‡ પારધીના હલચાલવાથી જાળમાં ફસાઈ ગઈ હતી.

અનિત્ય આ સંસાર છે, સુખ દુઃખ ધરશો આ દેહ;
જ્ઞાન આવું સાંભળીને, શોક રહિત હવા તેહ. ૩૭
તત્ર હિરણ્યકશ્યપુ એમ વદે, કાં ધરો માતા શોક;
જગત્ અનિત્ય ને અસત્ય છે, જાણો સર્વ આ લોક. ૩૮
એ સુણી પ્રભુ ધ્યાન કરવા, દિતિએ કર્યો વિચાર;
તે કરે છે ધ્યાન જગદીશનું, તજ્યો પુત્રશોક તેવાર. ૩૯
ગોવિંદજીના ધ્યાનથી હુવો, તેનો વૈકુંઠ વાસ;
સદ્‌ગતિ પ્રાપ્તિ હવી, કરુણા કીધી શ્રીઅવિનાશ. ૪૦

વલણ

કૃપા હવી અવિનાશની, આ સપ્તમસ્કંધ કથાયરે;
બીજો અધ્યાય હુવો પૂરો, કરી હરિએ કરુણાયરે. ૪૧

ઇતિ શ્રીમદ્‌ભાગવતે સપ્તમસ્કંધે દ્વિતીયોઽધ્યાયઃ ॥ ૨ ॥

## અધ્યાય ૩ જો*

### કડવું ૩ જું-રાગ કેદારો

શ્રીશુકજી વાણી ઉચરે, રાય પરીક્ષિત શ્રવણે ધરે;
વિસ્તરે કથા સપ્તમસ્કંધનીરે. ૧

ચાલ

સપ્તમસ્કંધ કથા સાંભળતાં, મહા પાતિક અઘ જાય;
સૂતપુરાણિક કથા કહે છે, સુણે શૌનક ઋષિ રાય. ૨
નારદમુનિ યુધિષ્ઠિર પ્રત્યે, બોલ્યા અમૃત વેણ;
હિરણ્યકશિપુએ ગર્જના માંડી, કીધાં દુષ્ટનાં ચેહેન. ૩
એક સમે અસુર મહાબળી, હિરણ્યકશિપુ જેહ;
ત્રણ લોકમાં આણ ફેરવું મારી, મન વિચારે તેહ. ૪
પ્રથમ નિજપુર રાજ્ય મેલી, તપ કાજ ચાલ્યો વન;
મંદરાચલની ગુફા વિષે જઈ, બેઠો કરી આસન. ૫
વર્ષા શીત ઋતુ ગ્રીષ્મ વેઠતો, વિધ વિધ કષ્ટ પ્રહાર;
ક્ષુધા તૃષા નિદ્રા તજીને, કરે પવન કેરો આહાર. ૬
નિશ્ચળ ધ્યાન ધરે ધાતાનું, મનમાં મોટી આશ;
એવું ઉગ્રતપ દૈત્યનું દેખી, ત્રિભુવનમાં પડ્યો ત્રાસ. ૭
પૃથ્વી પર્વત સમુદ્ર સરિતા, સર્વે ડોલવા લાગ્યું;
સ્થાવર જંગમ સર્વે બીન્યાં, ત્રિહુંજગતનું બળ ભાગ્યું. ૮
અતિશે દેહ દમી તે દાનવે, એવું ઉગ્ર તપ કીધું;
ઇન્દ્રતણું ઇન્દ્રાસન ડોલ્યું, મઘવા ક્ષુબ્ધ મન બીધું. ૯
ત્યારે ઇન્દ્રને સાથ લઇને, નાઠી ગયા સૌ દેવ;
મનજ્ઞાન વિચારી શીઘ્રે, આવ્યા બ્રહ્મસદન તતખેવ. ૧૦
વૃત્તાંત† સઘળું કહ્યું બ્રહ્માને, સુરપતિ લાગ્યો પાય;
સ્વામી એ રાક્ષસના તપબળથી, અમોએ નહિ રહેવાય. ૧૧

આસનાવાસના કરી બ્રહ્માએ, આસન તજ્યું તેણીવાર;
ભૃગુ દક્ષાદિ સાથે લઈ, બ્રહ્મા આવ્યા તે ઠાર. ૧૨
હિરણ્યકશિપુને તપથી જગાડ્યો, બ્રહ્મા હવા તુષ્ટમાન;
દૈત્ય પ્રત્યે કમળભૂ બોલ્યા, માગ માગ વરદાન. ૧૩
આવું ઉગ્ર તપ તું શાને કરે છે, તું જે માગે તે આપું;
મુજ વાચા સત્યાર્થ જાણજે, સ્થાનક સ્થિર કરી સ્થાપું.* ૧૪
બ્રહ્માએ કમંડલ કરમાં ગ્રાહી, બ્રહ્માજળે નિરધાર;
ગંગોદકે અભિષેક કર્યો, ત્યારે વર્ત્યો જયજયકાર. ૧૫
આસનાવાસના કરી સંતોષ પમાડ્યો, પ્રજાપતિએ તેણિવાર;
વર માગ સુત શીઘ્રે આપું તુજને, વાહવાહ તપધરનાર. ૧૬
એવાં વચન સુણી સ્તુતિ† કરી દૈત્યે, નમિયો બ્રહ્માને પાય;
સ્વામિ વર આપો, કો કારણે મૃત્યુ મુજનું નવ થાય. ૧૭
પશુ પક્ષી અશ્વ પર્વત મને, ન મારે વિષધર પ્રાણી;
આયુધ શસ્ત્રથી પાત ન થાઉં, વળી સાંભળો વાણી. ૧૮
દેવદાનવ ને યક્ષકિન્નર, યુદ્ધે મુજથી હારે;
બ્રાહ્મણ ક્ષત્રી વૈશ્ય શૂદ્ર, કો રણમાં મુજને ન મારે. ૧૯
અષ્ટોત્તરશત વ્યાધિ ન વ્યાપે, મુને રહે સદા યૌવન;
સઘળે ગતિ જવાની મુને, હું ભમું ત્રણ ભુવન. ૨૦
મંત્રયંત્ર ભૂત પ્રેત પિશાચ, તે નહીં પ્રભવે મુજ અંગ;
અનેક વિધિના પ્રહાર ન વાગે, કરો વપુ મારું અભંગ. ૨૧

---

* આ ત્રીજા અધ્યાયમાં હિરણ્યકશિપુના તપથી જગતને તપી ગયેલું જોઈ બ્રહ્મા આવ્યા, ને તપ જોઇ વિસ્મય પામ્યા; પછી હિરણ્યકશિપુએ સ્તુતિ કરી અને બ્રહ્માએ વર દીધા તે કથાપ્રસંગ છે. † ઇંદ્રાદિ દેવતા, બ્રહ્માને હિરણ્યકશિપુ પર દ્વેષ થાય, તે માટે ખોટું સમજાવવા નિચે પ્રમાણે કહે છે:—હે બ્રહ્મન્! આ સર્વ જગતને તપ અને યોગની નિષ્ઠાથી રચી સર્વ લોક કરતાં ઉત્તમ સત્ય લોકમાં તમે બેઠા છો, તે પ્રમાણે હું તપ અને યોગમાં વધુ ઇચ્છા રાખી મારે વાસ્તે કરીશ. જો કે શરીર તો અલ્પાયુષી છે. તેથી નાશ થવાનો સંભવ છે, તોપણ કાળ અને આત્મા અવિનાશી છે, માટે ઘણા વખતથી પણ મારું એ કામ સિદ્ધ કરીશ. હું સામર્થ્યથી દેવના દૈત્યો અને દૈત્યોના દેવો તથા પુણ્યનું પાપ અને પાપનું પુણ્ય કરાવી જગતને ઉલટપાલટ કરી નાંખીશ. કલ્પને છેડે કાળ ગતિથી નાશ પામનારાં બીજાં ધ્રુવ પદ વિગેરેનું મારે કંઈ પણ પ્રયોજન નથી. મારે તો બ્રહ્માની પદવી લેવી છે.' આ પ્રમાણે હિરણ્યકશ્યપુનો આગ્રહ સાંભળ્યો છે, માટે આપને હવે જે યોગ્ય જણાય તે કરો. જો આપ સ્થાનભ્રષ્ટ થશો તો બીજાઓનું પણ અનિષ્ટ થશે. [ મૂ. ભા. સ.

* વિશેષમાં બ્રહ્માએ હિરણ્યકશિપુને કહ્યું કે:—હું તપથી સિદ્ધ થયો છું. તારા હૃદયની અદ્‌ભુત ધીરજ મેં જોઈ. તારા દેહને માખી વગેરે ખાઈ ગઈ, તથાપિ અસ્થિમાં પ્રાણ રહેલો છે. અગાઉ કોઈ પણ ઋષિઓએ આ પ્રમાણે તપ કર્યું નથી દેવતાઓનાં સો વર્ષ સુધી પાણી વગર પ્રાણ રાખવો, એ કોનાથી બની શકે? હિમ્મતવાળાથી પણ ન બની શકે. એવા તારા નિશ્ચયથી હું વશ થયો છું, માટે હું તારા સર્વ મનોરથ પૂરીશ.

† હિરણ્યકશિપુ સ્તુતિ કરી કહે છે કે:—કલ્પાંતકાળે ઉત્પન્ન કરેલા ઘાટા તમોગુણથી ઢંકાયલા આ જગતને જે સ્વયંપ્રકાશરૂપ આપે સ્વપ્રકાશથી પ્રગટ દેખાડ્યું છે, તથા ત્રિગુણાત્મક સ્વરૂપથી આ જગતને સર્જો છો, પાળો છો તથા સંહારો છો, તે રજ, સત્વ અને તમોગુણવાળા તમને પ્રણામ કરું છું. આકાશાદિ પંચભૂત, શબ્દાદિક વિષયો અને વાસનાઓને સરજનાર પણ આપ જ છો. સઘળી વિદ્યા અને કળા આપનાં જ શરીરરૂપ છે. હે અનંત! વિદ્યા અને અવિદ્યાની શક્તિવાળા જે આપ, તેને મન વચનથી ન પહોંચાય એવાં સ્વરૂપવડે આ સઘળા જગતમાં વ્યાપ્ત છો, તેમને હું પ્રણામ કરું છું. [ મૂ. ભા. સં.

દિવસ રાત્રે સૂકે લીલે, ન હોય મારો નાશ;
ગાંધર્વે વિદ્યાધર યક્ષ કિન્નર, શત્રુ સૌ પામે ત્રાસ. ૨૨
ભોમિયે ન મરું અંતરિક્ષે ન મરુ, ઘરમાં ન મરું બહાર;
લોહ કાષ્ઠ પાવકથી ન મરું, વશ વરતે સકળ સંસાર. ૨૩
કીટ પતંગ આદિ સૃષ્ટિમાં, નિરમ્યાં તમે જે સ્વામી;
તે કોઈથી મુજ નાશ ન થાય, એ વર આપો અંતર્યામી. ૨૪
સૃષ્ટિ તમારીમાં નિપન્યા, સુભટ ભુવન જે ત્રણ;
તમ પ્રતાપે કોઈ વડે કરી, ન હોયે મારું મર્ણ. ૨૫
સર્વ લોકપાળનો મહિમા, વળી મહિમાવંત આપ;
એ પ્રતાપ મુજને આપો સ્વામિ, ચિરંજીવ કરી સ્થાપ. ૨૬
તપ યોગ્ય પ્રભાવવાળી, અણિમાદિ સિદ્ધ જેહ;
આપો આપ કૃપા કરી, કાર્ય થાય મુજ સર્વેય. ૨૭
જો તમો તુષ્ટમાન હવા તો, એ વર આપો સ્વામી;
મારું વાકય સફળ જ કરશો, કરુણામય અંતર્યામી. ૨૮
અસ્તુ વચન કહીને ધાતાએ, આપ્યું ત્યાં વરદાન;
અવિચળ વર આપીને બ્રહ્મા, હવા અંતર્ધ્યાન. ૨૯

વલણ

અંતર્ધ્યાન હવા બ્રહ્મા, સ્વસ્થાને સુર સૌ જાયરે;
સપ્તમસ્કંધ શ્રીહરિ કથાનો, હવો તૃતીયોધ્યાયરે. ૩૦

ઇતિ શ્રીમદ્ભાગવતે સપ્તમસ્કંધે તૃતીયોધ્યાયઃ ॥ ૩ ॥

## અધ્યાય ૪ થો*

### કડવું ૪ થું–રાગ સારંગ–ચાલે ટુકડી

ારદ કહે સુણ યુધિષ્ઠિરરાય, મહા વર પામ્યો દાનવ રાય;
ારદાન લઇ અસુર ઘેર આવિયો, મણિમોતીએ પ્રજાયે વધાવિયો.
ખાવી બેઠો નિજ આસન, પાસે તેડિયા સેવક જન;
રથમ સ્મરણ બાંધવ વધ કરી, દ્વેષ વધાર્યો રોમ રોમ ફરી.
વેષ્ણુનો ઇચ્છે મન નાશ, તેથી આપવા લાગ્યો ત્રાસ;
ાડગડ્યો તે ત્રિભુવન, કરવા લાગ્યો સર્વને પતન.
જેતી દિશા દેવ અસુર ત્રણ લોક, મનુષ્ય રાજાપર કીધો કોપ,
ારુડ સર્પ સિદ્ધ ચારણ વિદ્યાધર, ઋષિ પિતૃ યક્ષ મનુ ગંધર્વ.
જેત્યા ભૂત પ્રેત ને પિશાચ, પણ તેને નવ આવી આંચ;
પછે સ્વર્ગતણું લેવાને રાજ, શીઘ્ર તત્પર થયો મહરાજ.
પુરી પંચશબ્દ વાગ્યાં નિશાન, સર્વ દૈત્યને હતું તે જાણ;
ખાયુધ કવચ ધરી સૈન્યાય, આવ્યા રાક્ષસ રાજસભાય.
ગોભે બખતર પાખર ટોપ, અસુર દીસે અતિ ભર્યા કોપ;
અનેક સૈન્ય સાથે લઇ રાય, સ્વર્ગે સુરશું વઢવા જાય.
ખાવી ગર્જના કીધી ત્યાંહે, સુરપતિનું સ્થાનક છે જ્યાંહે;
એવું દૈત્યનું દેખી બળ, શક્રે સજ કીધું નિજ દળ.

દુંદુભિ શબ્દ વાજીંત્ર ગડગડે, શસ્ત્ર ગ્રહીને સુર રણ ચડે;
તેત્રીશ કોટિ દેવનો સાથ, સર્વ આયુધ ગ્રહ્યાં છે હાથ.
મઘવા ક્રોધ કરી ગડગડ્યો, ઐરાવત હસ્તિપર ચડ્યો;
શંખ નાદ કર્યો તત્કાળ, ગર્જવા લાગ્યાં સપ્ત પાતાળ.
અંતરિક્ષ માર્ગે યુદ્ધ કરતા સહી, રાક્ષસનો માર્ગ રોકયો જઇ;
લોહદંત દારુણ કડકડે, દેવ દૈત્ય માંહોમાહે વઢે.
દેવ દાનવની વાગી હાંક, જેમ અમર ક્ષિતિ ચડ્યા ચાક;
અનેક વિધિનાં મૂકે બાણ, ભલા સુભટ તજે રણ માણ.
તીવ્ર આયુધ કરમાં ધરે, માંહોમાંહે મારે ને મરે;
લથ્થબથ્થ હવા તે ઠામ, મહા દારુણ વરત્યો સંગ્રામ.
અનેક દૈત્ય રણ યુદ્ધે મરે, તેને ભાર્ગવ જીવતા કરે;
શીશ ગાત્ર પડે રણ ચર્ણ, શસ્ત્ર ઘાટ થકી કર ધર્ણ.
તીવ્ર આયુધ કરમાં સાર, વરતે રણમાં હાહાકાર;
વાહન ભાંગી પડે રણ છત્ર, શૂરશું મલ્લ વઢે સર્વત્ર.
દુષ્ટ દૈત્યનો વસમો માર, અમર સૈન્ય ખાધા ઓસાર;
નાઠો ઇંદ્ર તજી સંગ્રામ, નાઠા દેવ મૂકીને ઠામ.
દૈત્યે સ્વર્ગમાં દુંદુભિ દીધું, આવીને ઇંદ્રાસન લીધું;
રાક્ષસ સ્વર્ગે માંહે પડ્યા ત્રૂટી, વૈભવ સહુ લીધા લૂટી.
સ્વર્ગમાંથી સુર કાઢિયા બહાર, બંધન કરીને માર્યા બહુ માર;
નાસી ઇંદ્ર જઇ બેઠો વન તપે, ઇંદ્રપદ લીધું હિરણ્યકશ્યપે.
સ્વર્ગથી દેવતા કાઢ્યા મારી, હવો ત્રૈલોક્યનો અધિકારી;
ક્ષણમાં ઇંદ્રને માર્યો કાઢી, સ્વર્ગમાં રાજ માંડ્યું દહાડી.
વિશ્વકર્મા રચિત એ સ્વર્ગ, તેની શોભા અનુપમ અપૂર્વ;
સર્વ સ્થળે લક્ષ્મીનો વાસ, મરકત મણિમય સર્વ અવાસ.
વિદ્રુમમણિનાં આસન, સ્ફટિકમણિની ભીંતિ અનુપમ;
વૈદુર્યમણિના સ્થંભ ચળકે, પદ્મરાગ ને શેષમણિ ઝળકે.
સ્વચ્છ સફેત શય્યા શોહે, ચારકોરનાં મોતી મન મોહે;
રુમઝુમ શબ્દનો રણકાર, દેવાંગના કરે થેઇ થેઇકાર.
રત્નમય દર્પણમાં જુવે મુખ, સુંદર દંતવાળી પામે સુખ;
એવું ઇંદ્રનું ભોવન લીધું, રાજ સુખે કરવા મન કીધું.
સર્વ દેવો કરે તેની સેવા, થરથર ધ્રુજે અસુર બળી એવા;
વિશ્વાવસુ તુંબરુ ને હું, ગાયન કરીયે કહીએ દુઃખ શું.
ગંધર્વ ઋષિ ને વિદ્યાધર, અપ્સરા સ્તવે વારંવાર;
મનુષ્ય અને દેવતા સર્વ, તેને જોઇને તજે ગર્વ.
આપે દાન આદિ સર્વ ભાગ, એવો તેનો ઉપનો ત્રાગ*;
વશ વર્તે ગુફાગિરિ વૃક્ષ, વશ વર્તે રત્નાકર પ્રત્યક્ષ.
વશ વર્તે ત્રિભુવનના ભૂપ, વશ વર્તે દેવ સ્વરૂપ;
વશ વર્તે ઋષિ મુનિજન, વશ વર્તે કારણરૂપ · ત્રણ્ય.
કીધો લોકમાં મહા ઉત્પાત, સર્વત્ર ચલાવી પોતાની ખ્યાત;
અમર સદન મૃત્યુ પાતાળ, સઘળે આણ ફરી તત્કાળ.

* આ ચોથા અધ્યાયમાં હિરણ્યકશિપુએ વરદાન મેળવી, સઘળા ોકપાળોને જિતી વિષ્ણુનો દ્વેષ કરી સર્વ દેવતાઓને દુઃખ દીધું, તેનો ્યાખ્યાન છે.

* ત્રાગ એટલે દોર દમામ-ભય.

દેવ સર્વ ટોળે મળિયા વન, અમર સર્વ વિચારે મન;
તેત્રીશ ક્રોડ દેવ સુરરાય, સર્વ મળી વૈકુંઠે જાય.
બેઠા છે નારાયણ જ્યાંહિં, દેવ સર્વકો આવ્યા ત્યાંહિં;
અમર સર્વ સ્તુતિ કરે ઘણી, પૂર્ણ બ્રહ્મ પરમેશ્વરતણી.
અગમ અગોચર હરિ આદિ અંત, ભક્તને કૃપા કરો ભગવંત;
એમ અમરે સ્તુતિ કરી, અનુભવી તવ આકાશે વાણી હવી.
જે કો સંત ઉપર દ્વેષ કરશે, તે પાપી શીઘ્રે ત્યાં મરશે;
તમો ધીરજ રાખજો મન, આકાશ શબ્દ હુવો ઉત્પન્ન.
પુત્ર પ્રહ્લાદપર એ દ્રોહ કરશે, ત્યારે એનું મૃત્યુ થશે;
વરદાનથી વધ્યો છે નૃપ, પતન થાશે ઘડીમાં ભૂપ.
એવાં વચન સાંભળતાં દેવ, મનમાં આનંદ્યા એવ;
પાછા વર લઈ સ્થાનક આવ્યા, હરિએ હર્ષ સૌને ઉપજાવ્યા.
કેટલેક દિવસે નિરધાર, દૈત્યને પુત્ર હુવા છે ચાર;
તેમાં જ્યેષ્ઠનું પ્રહ્લાદ નામ, તે ભક્તિભાવે ભજે શ્રીરામ.
તે ભક્તને આનંદકારી, બ્રાહ્મણ ઋષિના દુઃખહારી;
જિતેંદ્રિ ને સારો સ્વભાવ, પ્રાણી માત્રપર પરમભાવ.
મહાત્મા ચર્ણે નમે દાસપેરે, રંકપર પિતાપેરે પ્રેમ ધરે;
સમોવડિયા સાથે બંધુ ભાવ કરતો, ગુરુને ઈશ્વર સમ તે ગણતો.
અભિમાન ને નહિ અહંકાર, દુઃખ ઉદ્વેગનો હતો ધિક્કાર;
ઇંદ્રિ પ્રાણ દેહ બુદ્ધિ વશ, વિષયસુખનો કરતો ધ્વંસ.
અસુર છતે તે હતો સુર, કામના રહિત મહા ધીર;
ગાયો ગુણ અદ્યાપિ પર્યંત સર્વ, અન્ય ભક્તના ગળ્યા ગર્વ.
હજી ભજે સર્વે પ્રહ્લાદ, એના નામથી થાયે આહ્લાદ;
વાસુદેવ ભગવાન પ્રત્યે પ્રીત, નવધા ભક્તિ પરમ પુનીત.
હરતાં ફરતાં અષ્ટ જામ, નવ મૂકે હરિનું નામ;
ખાતાં પીતાં હરતાં ફરતાં, સુતાં બેસતાં હરિને ભજતાં.
ભગવાન રૂપી વળગ્યું હતું ભૂત, થયો હતો તેમાં એકરૂપ;
પ્રભુ ચિંતન કરતાં કદી રોતો, તનમય થતાં કદી કદી હસતો.
ઉંચે સ્વરે કદી કરે ગાન, કદિ ગજ મેઘ સમાન;
ભજન કરતાં કરે કદિ નૃત્ય, ચેષ્ટા કરે પ્રભુ પ્રત્યક્ષ.
કદી ધ્યાન ધરી રહે અબોલ, ગાતો તાળી દઈ રંગ રોળ,
થાયે મંન શાંત પમાડે શાંત, પ્રહ્લાદ હતો મહા ભાગ્યવાન.
સુણ્યાં એવાં પુત્રનાં ચહેન, હિરણ્યકશિપુથી ન થયું સહેન;
કીધો તેના સંગે અવરોધ, કીધો નિજ પુત્રપર ક્રોધ.
પ્રહ્લાદ પરમેશ્વરની ભક્તિ કરે, તવ યુધિષ્ઠિર નારદ પ્રત્યે ઉચરે,
યુધિષ્ઠિરવચનઃ–
પ્રહ્લાદ નિત્યે ભજે શ્રીહરિ, એવા પુત્રપર પિતાએ ઇર્ષા કરી.
શા માટે પિતાને રીશ, જપે પ્રહ્લાદ શ્રી જગદીશ;
તે મુજને કહોને વિસ્તારી, તવ બોલ્યા શ્રીવીણાધારી.

વલણ

વીણાધારી કહે યુધિષ્ઠિરને, સાંભળ પરીક્ષિત રાયરે;
સપ્તમસ્કંધ શ્રીહરિ કથાના, હુવા અધ્યાય ચારરે.

ઇતિ શ્રીમદ્ભાગવતે સપ્તમસ્કંધે ચતુર્થોઽધ્યાયઃ ॥ ૪ ॥

## અધ્યાય ૫ મો*

### કડવું ૫ મું–રાગ સામેરી

શ્રીશુક વાણી ઉચરે, સાંભળ પરીક્ષિત રાય;
પ્રહ્લાદને નિશાળે મેલ્યો, પિતાએ ભણવાય. ૧
ઋષિ શુક્રાચાર મહાયોગી છે, સૌ અસુરના ગુરુ જેહ;
નિત્યે તે પ્રહ્લાદને ભણાવે, કૃપા કરીને એહ. ૨
તેને પુત્રો બેય છે, શંડ અને અમર્ક નામ;
રાજગૃહ પાસે રહે છે, નીતિ ભણાવે શુભ કામ. ૩
ભાર્ગવે શિક્ષા કરી ઘણી, યત્નતણો નહિ પાર;
ભણે એક શ્રીરામ કૃષ્ણ, મુખે બીજો નહિ ઉચ્ચાર. ૪
એકવાર પિતાએ પુત્રને, પૂછયું સાંભળ બાળ;
સંસારમાં તો શું તારુ છે, તે કહે મુને તું આ કાળ. ૫
પ્રહ્લાદ વાણી ઉચરે, તાતને કરીને પ્રણામ;
"હું મારું" અભિમાન તજવું, વનમાં કરવો વિશ્રામ. ૬
પ્રભુને આરાધવા, એ મુખ્ય છે પિતા કર્મ;
સુખ સંપત તેમાં વસે, એ આપણો છે ધર્મ. ૭
એવી વાણી સાંભળીને, ચિડિયો તાતને કાળ;
એ શુક્ર ગુરુએ શુક્ર મિત્રે, વણસાડ્યો મુજબાળ†. ૮
પછી ગુરુપુત્રની પાસે, મેલ્યો તે વિચક્ષણ તન;
એ સાથે જઈ ભણો નિત્યે, કરો વિદ્યાધ્યયન. ૯
શિક્ષા દીધી તેહને, એને રાજ્ય નીતિ ભણાવો;
ગુરુ પુત્રો તેને પૂછે, તને આવું કોણે ભણાવ્યો‡. ૧૦
પ્રહ્લાદ તવ વાણી વદે, તમે સુણો ઋષિરાય;
આ પારકો. પોતાતણો, એ માયા સૌ કહેવાય. ૧૧
પણ નિર્વિકારી માયા ત્યાગી, પ્રભુ પૂર્ણ ધામ;
બુદ્ધિવંત ને મહા બળી, તે પ્રભુને કરો પ્રણામ. ૧૨
એ પ્રભુને પામે જે જન, તે થાય નિર્વિકાર;
વિષય બુદ્ધિ તેથી ઘટે, તરે સકળ સંસાર. ૧૩
અજ્ઞાન ને બુદ્ધિ હીણ જે, વળી અવિવેકી મૂર્ખ;
પ્રભુને પરાયો પોતાતણો, ગણે અધર્મી પૂર્ખ. ૧૪
પરમાત્મા બુદ્ધિ મુજની, કરે છે બહુ પવિત્ર;
શું ગાઉં સ્વામિ તે તણાં, સાધુ જે ચરિત્ર. ૧૫

* આ પાંચમા અધ્યાયમાં ગુરુથી જે ભણ્યો હતો, તે ભણતરનો ત્યાગ કરી, વિષ્ણુસ્તુતિ કરતા એવા પ્રહ્લાદજીને, તેના પિતાએ હાથી સર્પાદિથી તાડન કર્યો, તોપણ તે મર્યો નહિ તેનો કથાપ્રસંગ છે.

† એ પછી શુક્રને કહ્યું કે, અરે ! છોકરાની બુદ્ધિ પારકા વિચારથી ફરી જાય છે. હવે પુરોહિતે તેને ઘરમાં રાખીને જ ભણાવરો, નિકર વિષ્ણુ પક્ષવાળા ગુપ્ત વેરે તેને ઉપદેશ દેશે.

‡ પછી દૈત્યના પુરોહિતોએ પ્રહ્લાદને પોતાને ઘેર લાવી, સારી વખાણ કરી ધીરેથી પૂછ્યું, હે પુત્ર પ્રહ્લાદ, તારુ ભલું થાઓ તું સત્ય બોલજે, અસત્ય બોલીશ મા. આ અન્ય બાળકની બુદ્ધિમાં ફેરફાર ન છતાં તારી બુદ્ધિમાં કેમ ફેરફાર થયો ? તે અમો સાંભળવા ઇચ્છીએ છીએ, તે કહે.

સુણી વચન પ્રભુ ભક્તનાં, કોપિયો દૈત્યદાસ;
પ્રહ્લાદને શિક્ષા દેવા, માંગી છડી શિષ્ય પાસ. ૧૬
અરે દૈત્ય કુલાંગાર મૂર્ખ, કરે શું એ કામ;
આપણો જેશું વેર છે, તે ભજ્યો કેમ રામ ? ૧૭
એમ બહુ બિહાવ્યો બ્રાહ્મણે, પણ નવ બિનો તે બાળ;
ગુરુ ભણાવે ગ્રંથ સર્વે, પણ તજે તે તત્કાળ. ૧૮
એમ ઘણા દિવસ વહી ગયા, એક દિવસ પૂછે તાત;
અરે પુત્ર તું શું ભણ્યો, મુને યથારથ કહે વાત. ૧૯
પ્રહ્લાદ વળતો એમ વદે, હું ભણું નામ શ્રી ભગવંત;
શ્રીરામ કૃષ્ણ ગોવિંદ તારક, નારાયણનો મંત્ર. ૨૦
વિષ્ણુ ભક્તિ શ્રવણ કીર્તન, સ્મરણ વંદન પૂજન;
ચરણસેવન દાસત્વ, સખાપણું દેહાર્પણ. ૨૧
એ નવધા ભક્તિ મુજને, લાગે વહાલી તાત;
શ્રેષ્ઠ ભણતર એ ભણ્યો, બીજી વહાલી ન વાત. ૨૨
ગુરુ ભણાવે તે નવ ભણું, ભાવે ન બીજી વાત;
મુજને વહાલા રામજી, રામજીની વહાલી ગાથ. ૨૩
સુણી વચન કુમારનાં, કોપિયો તે દૈત્ય;
બ્રાહ્મણ પ્રત્યે વચન કહે, સાંભળ દુષ્ટ તું સત્ય. ૨૪
હે બ્રાહ્મણ દુર્બુદ્ધિયા, નિચ માનુષ્ય જંન;
શત્રુ મિત્રતા શિખવી, બગાડ્યો મુજ તંન. ૨૫
તવ શુક્રાચાર્ય વદે વાણી, સાંભળો મહારાજ;
શિખવું તે નવ શિખે, નવ શિખવું તે શિખે કુમાર. ૨૬
કોપ કરી બોલ્યો રાક્ષસ, સુણી ગુરુ વચન;
શિખ્યો ક્યાંથી મૂર્ખ, આ દુષ્ટ દારુણ તંન. ૨૭
પ્રહ્લાદજી તવ ઓચરે, સુણો* દૈત મહારાજ;
પરમાત્માની વાર્તાને હું, જાણું છું સાક્ષાત. ૨૮
દુષ્ટ પાપી નવ ઓળખે, આ જગતતણા આધાર;
સ્વાત્મ બુદ્ધિએ હું પિછાણું, સચરાચર જગદાધાર. ૨૯
ત્યારે હિરણ્યકશિપુ બોલ્યો, સાંભળ દુષ્ટ કુમાર;
હું જે સાથે આચરું છું, ભૂપ વૈર અપાર. ૩૦
તેને ભજે છે તે માટે તું, મારો વૈરી અપાર;
એમ વદી ભૂપર ફેંકીયો, ક્ષણું ન લાગી વાર. ૩૧
પૃથ્વી ઉપર તે પડ્યો, ઈશ્વરે કરી રક્ષાય;
તુંને હું શતખંડ કરાવું, જોઉં કોણ કરે છે સહાય. ૩૨

* પ્રહ્લાદજીએ જે વચન કહ્યા તે આ છે.-ઘરની જ ચિંતા કરનાર, ગવેલા વિષયને જ ભોગવનાર, અને અજિતેંદ્રિયપણાથી જન્મ મરણ આ કરતાં પુરુષોની બુદ્ધિ પોતાથી, કોઈના ઉપદેશથી કે પરસ્પરની તેથી ભગવાનને પ્રાપ્ત થતી નથી. બ્રાહ્મણાદિક નામોવાળી વેદવાણીરૂપ ધરની દોરીમાં બંધાયલા, વિષય વાસનાવાળા, તેવાઓને જ ગુરુ કરી નનારા લોકો ભગવાનને જાણતા નથી, એટલું જ નહિ પણ આંધળાએ રેલા આંધળાની પેઠે ખાડમાં પડે છે. સર્વ પ્રકારના અહંકારથી રહિત હાત્મા પુરુષોનાં ચરણારવિંદની રજમાં સ્નાન ન કરે ત્યાં સુધી એ કોની બુદ્ધિ ભગવત્સ્વરૂપમાં પહોંચતી નથી, તેથી સંસારરૂપી અનર્થ ટળતો નથી. [ મૂ. ભા. સં ]

પાસે સેવક તેડીયા પછી, રાય કરી બોલ્યો રીસ;
આ પુત્ર મારો વૈરી છે, એનું શીઘ્ર છેદો શીશ. ૩૩
એને મારવામાં મન શંકા, રખે ધરતા લગાર;
જેમ તેમ કરી પાપિષ્ઠનો, શીઘ્ર કરો સંહાર. ૩૪
શિખામણ દીધી બહુ, શૂળીએ ઘાલજો નિરધાર;
પર્વત શિખરથી હેઠો પછાડી, દેજો દારુણ માર. ૩૫
રાકે અગ્નિ પ્રજાળી, કાષ્ઠ બાળી નાંખજો તેમાં;
કંઠે શિલા બાંધી બોળો હ્રદે, અસંખ્ય જળ હોય જેમાં. ૩૬
કે મદોન્મત્ત હસ્તી આગળ એને, બાંધી નાંખો અંગ;
જઈ શસ્ત્ર પ્રહારે શીશ છેદો, કરો કાયા ભંગ. ૩૭
કે વિષ પાઓ હળાહળ ઘોળી, ઝેરના જે અંશ;
સર્પ વિંછુ મોટા વિષધર, દેવડાવો તેના દંશ. ૩૮
શૃંગી નખી પશુ વ્યાઘ્ર મોટા, તે આગળ નાંખો બાળ;
સર્વેયા અરે સેવકો તમે, આણો એનો કાળ. ૩૯
દૈત્ય લઈ કુંવરને સાંચર્યા, મારવા અર્થ જાય;
પ્રહ્લાદે સ્મરણ કર્યું હૃદયમાં, પરમાત્મા વૈકુંઠરાય. ૪૦
બહુ શસ્ત્ર ભાગ્યાં મારતાં, દૈત્યે દીધો દારુણ માર;
પિતા વાર્યું કોનું ન કરે, વર્ત્યો હાહાકાર. ૪૧
દુષ્ટને મન દયા નહીં, લવલેશ માત્ર લગાર;
સુતને દૈત્ય વળગ્યા સામટા, તે કરે અસહ્ય પ્રહાર. ૪૨
હથિયાર ભાંગે સામટાં, સુતને નહિ વાગે અંગ;
તે કરુણા શ્રીપ્રભુની, સહાય થાય શ્રીરંગ. ૪૩
શૃંગી નખી ને વ્યાઘ્ર હસ્તી, આગળ નાંખ્યો બાળ;
હસ્ત ચર્ણ બંધન કરી, અકળાવતા તત્કાળ. ૪૪
પ્રહ્લાદનું અંગ વ્યાઘ્ર ચાટે, હસ્તિ ફેરવે શુંઢ શરીર;
ખીજવે સેવક પશુને, તો પણ દુઃખ દેતાં ન ધીર. ૪૫
પછી વિષમ બંધને કરી નાંખ્યો, હ્રદ અગોચર જ્યાંહિ.
શિલા કંઠની વછૂટી ગઈ, આવિયો સ્થળ ત્રત ત્યાંહિ. ૪૬
પર્વતને શિખરે ચડાવી, નાંખિયો હેઠો ધર્ણું;
મર્ણથી ત્યાં ઉગર્યો, કરી કૃપા અશરણશર્ણું. ૪૭
ચિતા રચી પાવક પ્રગટ્યો, અગ્નિમાં નાંખ્યો બાળ;
અગ્નિનું સ્થાનક હવું શીતળ, એને ઉગાર્યો ગોપાળ. ૪૮
ખીજવ્યાં વિષધર જનાવર, દેતાં ડંશ અપાર;
પણ વિષ કુંવરને ચડે નહિ, તે કૃપા વિશ્વાધાર. ૪૯
એમ કોટિ ભેદ ઉપાય હણવા, પ્રપંચ કીધા અનેક;
પણ કૃપા શ્રીજગદીશની, ટીકી ન લાગી એક. ૫૦
પછી રાય આગળ સેવક વદે, અનેક કીધા ઉપાય;
જ્યાં ત્યાંથી એને ઉગારે છે, સ્વામી શ્રીવૈકુંઠ રાય. ૫૧
વળી ગુરુ પુત્રને કહ્યું, એને રાજ્યનીતિ ભણાવો;
કડી શિક્ષા સુબુદ્ધિ દઈને, મુજ ભણી શીઘ્ર લાવો. ૫૨
નિશાળે ગુરુ લઈ ગયા વળી, ભણે શ્રીરામનું નામ;
ગોવિંદ કૃષ્ણ મુકુંદ માધવ, હરિ કેશવ ઘનશ્યામ. ૫૩

ગુરુ ઘર કામે ગયા ત્યારે, સુની હતી નિશાળ;
ત્યારે સૌ નિશાળીઆને, કહેતા હવા તે બાળ. ૫૪
એ* સર્વ આળ પંપાળ મેલી, ભણો ગુણ ગોવિંદ;
ગાઓ ગુણ ગોવિંદના, હરિ પૂર્ણ પ્રેમાનંદ. ૫૫
શ્રીપરમેશ્વરને સેવતાં, વૈકુંઠની પ્રાપ્તિ થાય;
નારાયણનો મંત્ર ભણાવ્યો, આનંદ અંગ ન માય. ૫૬
તે દૈત્ય પુત્ર નિશાળીઆ, સૌ આપ સરખા કીધા;
તિલક છાપા માળ તુલસી, ગોવિંદ ગુણ હૃદે લીધા. ૫૭
પ્રહ્લાદ નિત્યે જે ભણતા તે, સર્વ ભણે નિશાળ;
હરિ રામ કૃષ્ણ ગોવિંદ માધવ, ભગવંત શ્રીગોપાળ. ૫૮
તે નિશાળીયાને જ્ઞાન કહે છે, પ્રહ્લાદ હરિનો દાસ;
સાધુ જનો શ્રી હરિ કહો, જેથી કૃપા કરે અવિનાશ. ૫૯

વલણ

કૃપા કરે અવિનાશજી, પ્રભુ ચર્ણની પ્રાપ્તિ થાયરે;
સપ્તમસ્કંધ શ્રીહરિ કથાનો, હવો પંચમોધ્યાયરે. ૬૦

ઇતિ શ્રીમદ્ભાગવતે સપ્તમસ્કંધે પંચમોધ્યાયઃ ॥ ૫ ॥

---

## અધ્યાય ૬ ઠ્ઠો†

### કડવું ૬ ઠ્ઠું–રાગ રામગ્રી

કથા શુકદેવ બોલે રાયજી, હરિ ભક્તનો કહું મહિમાયજી;
પ્રહ્લાદે નિશાળીઆને કહ્યું જ્ઞાનજી, ભાવે ભજો શ્રીભગવાનજી.

ચાલ

પ્રહ્લાદવચનઃ–

શ્રીભગવાનને ભજો નિત્યે, જય કૃપા સારંગનાથ;
એક વૃત્તાંત તમને કહું તે, સાંભળો સૌ સાથ. ૧
તમો મનમાં જાણતા હશો જે, વૃદ્ધ થઇ ભજીશું રામ;
વય વીતી જશે વાતમાં ત્યારે, સર્વ મિથ્યા કામ. ૨
વૃદ્ધ વયે પરમેશ્વર ભજશું, એવું મન ઉપજાવે;
જો લઘુ વયથી અભ્યાસ હોય તો, વૃદ્ધપણે મન આવે. ૩
અજિતેંદ્રિય પુરુષનું, સો વર્ષ આયુષ્ય સાર;
તેમાં અર્ધ નિષ્ફળ જાણો, કરી જુઓ મન વિચાર. ૪
નિદ્રા રૂપી મહા મોહમાં, પડે છે પ્રાણી તે વારે;
તેથી અર્ધાયુષ વ્યર્થ જાતાં, ગતિ ન જણાયે ક્યારે. ૫
વીશ વર્ષ તો બાળકપણનાં, અજ્ઞાન ને કુમારવસ્થાય;
કંઇ વિષય રમતાં જાયે આયુષ્ય, જે યૌવનભાગ સંધાય. ૬
વીશ વર્ષ વૃદ્ધાવસ્થાનાં, બાકી જાય છે આયુષ્ય રોગ;
તોય પ્રાણીને તૃષ્ણા ન ટળે, ભોગવે સઘળા ભોગ. ૭
પછી સ્વાર્થ ઉપર જાય દૃષ્ટિ, જ્યારે દેહી વૃદ્ધ થાય;
પછી પરમેશ્વરને ભજે ક્યારે, વિમાસો મન માંય. ૮
આ જીવ સૌ સંસારમાં, જેવાં કર્મ કરે અનુસાર;
તેવી યોનિ ભોગવે, તે પામે તેવો અવતાર. ૯
સ્વર્ગ મૃત્યુ પાતાળ લોકે, ગતિ જાવા થાય;
પણ પરમેશ્વરના નામ વિના, સંસારથી નવ મૂકાય. ૧૦
એ ગહન ગતિ ગોવિંદની તેમાં, કોઇ ન પામે પાર;
ચેતશે તે જીતશે, સંસાર નર ને નાર. ૧૧
માયા વળગી મીણ થઇને, તેને છૂટે નહિ અંગ;
શ્રીગોવિંદ નામે છૂટીએ, માટે ભાવે ભજો શ્રીરંગ. ૧૨
માત તાત ને પુત્ર બાંધવ, સગાં સંબંધી જેહ;
સગપણ છે સૌ સ્વાર્થનું, પણ સર્વ મિથ્યા તેહ. ૧૩
સર્વથા તમો પરમેશ્વરને, ભજો ભાવે મિત્ર;
હરિ ગોવિંદ નામે થશે મુક્તિ, ગાઓ પ્રભુનું ચરિત્ર. ૧૪
તારક મંત્ર ભવસિંધુ તારે, નારાયણનું નામ;
મુકુંદ માધવ મધુસૂદન, પૂરે મનોરથ કામ. ૧૫
આ પારકું આ માહેરું, એથી તૃષ્ણા ન થાય શાંત;
પુત્ર મિત્ર સગાં સહોદર, એ સૌ ઠાલી ભ્રાંત. ૧૬
ભેડી રૂપ ને કાળ રૂપ, વળી કરાવે ધર્મ ધ્વંશ;
તજો દૈત્ય રૂપ ભજો ભગવંત, થાઓ શુદ્ધ અંશ. ૧૭
નારાયણને પ્રસન્ન કરો, મહેનત નથી તલ ભાર;
સર્વ સ્થાનક વ્યાપક એ, સચરાચર અવતાર. ૧૮
પ્રભુ દયાળુ અને કરુણાળુ, વળી મુક્તિ દેયણહાર;
ધર્મ અર્થ કામ મોક્ષ, સર્વ પ્રભુના એ વિકાર. ૧૯
એ સર્વ કર્તવ્ય કરવા, પ્રભુને સમર્પણ;
નિર્મળ થઈ માયા તજી, કરવું ભગવદ્ સમરણ. ૨૦
એમ જ્ઞાન સહુ નિશાળિયાને, દીધું ભક્ત પ્રહ્લાદ;
સાંભળી સર્વ આનંદ પામ્યા, હવો મન ઉલ્લાસ. ૨૧
ત્યારે તે નિશાળીયાઓને, હૃદય ઉપન્યું જ્ઞાન;
શ્રીરામ કૃષ્ણ શું રંગ લાગ્યો, ભજે મન ભગવાન. ૨૨
તિલક છાપા કંઠ તુળસી, ધરણીધરનું ધ્યાનઃ
કીર્તન ભજન ભગવાનનું, ગોવિંદ ગુણયશ ગાન. ૨૩
પ્રહ્લાદ પ્રત્યે ઉચરે, નિશાળિયા સૌ સાથ;
મિત્ર એક સંદેહ અમ મનમાં, કહે તું સાચી વાત. ૨૪
આપણ એકઠા ભણું છઉં, નિશાળમાં આ સ્થાન;
પણ ક્યાં થકી તું પામિયો, એ મુક્તિ મારગ જ્ઞાન. ૨૫
એ સાધન તુજને કહ્યું કોણે, પ્રભુ યશ જ્ઞાન નિધાન;
ક્યાં પામ્યો ને કયે સમય, તુંને કૃપા કરી ભગવાન. ૨૬
આ નિગમ માર્ગ ને મંત્ર, નારાયણનો આપ્યો સાર;
તે કહે અમને યથારથ, એ વાતનો વિસ્તાર. ૨૭
પ્રહ્લાદ વળતો ઉચરે, સાંભળો સાચું બાળ;
મિત્ર મારા કહું તમને, જેવી કૃપા દીન દયાળ. ૨૮

---

* આ લીટીથી છઠ્ઠા અધ્યાયની વાત છે.

† આ છઠ્ઠા અધ્યાયમાં પ્રહ્લાદે પોતે જે નારદ પાસેથી જ્ઞાન મેળવ્યું હતું, તે જ્ઞાનનો દૈત્યોના બાળકોને કૃપા કરી ઉપદેશ કર્યો, તેનો આરંભ છે.

નારદ ઋષિએ કહ્યું મુજને, મંત્ર સાધન જ્ઞાન;
તે વિસ્તારપૂર્વક કહું તમને, સાંભળો આખ્યાન. ૨૯
સૂતપુરાણિક ઉચરે, સાંભળો શૌનક સાથ;
કથા સપ્તમ સ્કંધની, ચરિત્ર વૈકુંઠ નાથ. ૩૦

વલણ

ચરિત્ર વૈકુંઠ નાથનાં, સાંભળતાં અઘ જાયરે;
શ્રોતા બોલો શ્રીહરિ, હવે થયો ષષ્ઠાધ્યાયરે. ૩૧

ઇતિ શ્રીમદ્‌ભાગવતે સપ્તમસ્કંધે ષષ્ઠોધ્યાયઃ ॥ ૬ ॥

## અધ્યાય ૭ મો*

### કડવું ૭ મું–રાગ મારુ

થ પરીક્ષિત પૂછે વાતરે, સ્વામી પ્રશ્ન કહો સાક્ષાતરે;
મ પ્રહ્લાદને એવડું જ્ઞાનરે, કેમ કૃપા કરી શ્રીભગવાનરે.
વ શુક મુનિ બોલ્યા વચનરે, સાંભળ અભિમન્યુ તનરે;
ને નારદે સંભળાવ્યું જેહરે, તુંને કહું વિસ્તારીને તેહરે.
. પ્રસંગ પ્રહ્લાદજી ભણેરે, સર્વ નિશાળિયા ચિત્ત દઈ સુણેરે;
હિરણ્યકશિપુ પિતાએ એકવારરે, મનમાંહે કર્યો વિચારરે.
ત્રિભુવન કરું આજ્ઞાકારીરે, સઘળે આણ ફેરવું મારીરે;
એવું વિચારીને મનરે, તપ કાજ ચાલ્યા મહાવનરે.
ક્ષુધા તૃષા તજી આસન કર્યુંરે, ત્યાં ધ્યાન બ્રહ્માનું ધર્યુંરે;
તપ કરે હિરણ્યકશિપુ વીરરે, ઘણું કષ્ટ વેઠે છે શરીરરે.
. જાણી વાત પછી અમરેશરે, હવે જઈ ભાંજું એનો દેશરે;
ઇંદ્રે કટક કીધું સૌ સજ્જરે, ફરકે હય ગજ રથપર ધ્વજરે.
લીધે આવ્યો શત્રુને ઠામરે, જઈ વિંધ્યુ શ્રોણિતપુર ગામરે;
આવ્યા યુદ્ધે દૈત્ય બળવંતરે, જેના પરાક્રમનો નહીં અંતરે.
ગ્રહ્યાં દારુણ આયુદ્ધ હાથરે, જઇ ઇંદ્રશું મારે બાથરે;
મંડાયો મહા સંગ્રામરે, રણવીર ન મૂકે મામરે.
મુદ્ગર પરશુઆ તોમર બાણરે, ભલા શૂરા તજે ત્યાં પ્રાણરે;
તોમર ત્રિશૂળ ગદા ભિંડીમાલરે, છૂટે તોપ તે દુર્ગની નાળરે.
બાખર બખતર કવચ ને ટોપરે, વડે રાક્ષસ ભરાયા કોપરે;
મહાયુદ્ધ હવું અપારરે, ત્યાં વર્ત્યો હાહાકારરે.
ઇંદ્રે રાક્ષસ માર્યા સર્વરે, તે તો નાઠા તજી મન ગર્વરે;
સૈન્ય ભંગ હવું તે ઠામરે, દેવે લીધું દૈત્યનું ગામરે.
પ્રભુ દાનવ નાઠા જાયરે, તેને મનમાં શોક ન માયરે;
ત્ય ગ્રહીને કીધા બંધનરે, લૂટ્યાં માલ ભંડાર ને ધનરે.
લૂટી રિધ સિધનો નહિ પારરે, હિરણ્યકશિપુ કેરી નારરે;
વતાએ લીધી તેણી વારરે, વળી કર્યા દૈત્યને દે મારરે.
મૂઆ દૈત્ય અસંખ્ય અપારરે, ઇંદ્રે વાળ્યો ત્યાં સંહારરે;
ઘણા દૈત્યને બાંધી લીધારે, કરી પ્રહાર ને આગળ કીધારે.
ઐરાવત ઉપર તેવારરે, શોભે સુરેંદ્ર રુડો અસ્વારરે;
માર્ગ ચાલતો કીધો મઘવાયરે, ત્યાં દુંદુભિના શબ્દ થાયરે.
શકટ ઊંટ પોઠીની હારરે, ધન ભરી ચલાવ્યા ભારરે;
ધ્વજા પંચશબ્દ વાજીંત્રરે, મઘવા શીર શોભે છત્રરે.
ચતુરંગી સૈન્યા સાથરે, ઘણું શોભે સુરનો નાથરે,
જય શબ્દ યાચક જન બોલેરે, જન કો નહિ મઘવા તોલેરે.
નારી રાયની માતા મારીરે, લઇ ચાલ્યો સ્વર્ગ અધિકારીરે;
ઇંદ્ર મારગ ચાલ્યો જાયરે, એવે મળ્યા નારદ ઋષિ રાયરે.
ત્યાં ઇંદ્રે કર્યાં પ્રણામરે, વીણાપાણિને તેણે ઠામરે;
આ હિરણ્યકશિપુની નારરે, ગ્રહી જાઊં છું સ્વર્ગ મોઝારરે.
કહે નારદ સુણ સુર રાયરે, એવો નવ કીજે અન્યાયરે;
સ્ત્રી બંધનનું ઘણું છે પાપરે, જો તું જ્ઞાન વિચારી આપરે.
એ અબળા કહેવાયે રાંકરે, એમાં એનો શો છે વાંકરે;
કહ્યું ઇંદ્રને ઋષિએ સમજાવીરે, માતા મારીને સદ્ય મૂકાવીરે.

શુકવચન:–

તું સાંભળ અભિમન્યુ કુમારરે, ગર્ભ હતો તેને ઉદર મોઝારરે;
તે પ્રહ્લાદ હરિનો દાસરે, તેણે કીધો છે ત્યાં વાસરે.
કહે નારદ સુણ વચનરે, એ જે ગર્ભ થશે ઉત્પન્નરે;
છે એ પરમેશ્વરનો દાસરે, એપર કૃપા પ્રભુ અવિનાશરે.
એથી કાર્ય તમારુ થાશેરે, દૈત્ય ભય થકી તું મૂકાશેરે;
એવાં વચન સુણ્યાં મઘવાયરે, ઋષિજીને નમ્યો પછી પાયરે.
ઋષિ નારદની કરી પૂજાયરે, પછી ઇંદ્ર સ્વસ્થાનક જાયરે;
પ્રહ્લાદની માતા જેહરે, વીણાધારી કહેતા તેને એહરે.
તમારો સ્વામી છે વનવાસરે, માટે તમો રહો મારી પાસરે;
તપ કરી આવે તમ નાથરે, ત્યાં લગી રહો મમ સાથરે;
તમને કો ન કરે અન્ય વિઘ્નરે, ભય મઘવાનો ન રાખો મનરે;
તમારો પતિવ્રતાનો ધર્મરે, તમો રહો મારે આશ્રમરેઃ
અબળા સત્ય તમો છો દીનરે, તાત રૂપે જાણો મુન્યરે;

પ્રહ્લાદવચન:–

એવી દીનવાણી ઘણી ભાખીરે, ત્યારે માતા મારી થઇ રાજીરે.
પછે તેને ઋષિ નારદે સહીરે, પરમેશ્વરની લીલા કહીરે;
તારક મંત્ર નારાયણ જેહરે, કથા જ્ઞાને સંભળાવ્યો તેહરે.
ગોવિંદ ગુણ ગ્રામ વિસ્તારરે, શિખ્યો માત ઉદર મોઝારરે;
ઋષિ જ્ઞાન વિચારે મનરે, એથી વિષ્ણુ ભક્ત થશે ઉત્પન્નરે.
પ્રહ્લાદ કહે સુણો મુજ ભ્રાતરે, એમ જ્ઞાન હું પામ્યો ખ્યાતરે;
ઋષિ નારદે કરુણા કીધી રે, એવી અમને સુબુદ્ધિ દીધીરે.
એ તારકમંત્ર* ભણીઓ આપરે, ઋષિ નારદ ચર્ણપ્રતાપરે;
ગર્ભ ઉદરમાં શીખ્યું મેં જેહરે, કહ્યું જ્ઞાન તમોને તેહરે.

---

* આ સાતમા અધ્યાયમાં પ્રહ્લાદજીને નારદદ્વારા ગર્ભમાં જે જ્ઞાન મળ્યું હતું, તેનો ભાગાઓને વિશ્વાસ બેસાડવા સારુ કહી દેખાડ્યું, કથાપ્રસંગ છે.

* પ્રહ્લાદે નિશાળિયા પ્રત્યે કહ્યું કે, નારદે મારી માતાને આ પ્રમાણે જ્ઞાન કહ્યું હતુંઃ–જાયતે અર્થાત્ જન્મે છે, અસ્તિ અર્થાત્ જન્મ્યા પછી છે, વર્દ્ધતે અર્થાત્ વધે છે, વિપરિણમતે અર્થાત્ રૂપાંતર પામે છે, અપક્ષીયતે અર્થાત્ ઓછું થાય છે અને નશ્યતિ અર્થાત્ નાશ પામે છે. એ છ વિકાર

ગર્ભમાં શીખ્યો હું એ વિદ્યાયરે, કરી કરુણા શ્રીવૈકુંઠરાયરે;
(પછે) હિરણ્યકશિપુની નારી જેહરે, નારદને ઘેર હુતી તેહરે.
શુક* કહેસુણ પરીક્ષિતરાયરે, હિરણ્યકશિપુ લઈ ભુવનજાયરે;
લઈ ચાલ્યો રાય નિજ દેશરે, જે હિરણ્યકશિપુ નરેશરે.
ત્યાં વર્ત્યો જયજયકારરે, મળ્યા દૈત્ય કુટુંબ પરિવારરે;
ત્યાં દુંદુભિના નાદ થાયરે, મહા મંગળ શબ્દ બોલાયરે.

વલણ

જય શબ્દ મંગળ વરતી રહ્યો, સત્ય સાંભળ પરીક્ષિત રાયરે;
કર જોડી વલ્લભ કહે છે, હવો સપ્તમો પૂર્ણ અધ્યાયરે.

ઇતિ શ્રીમદ્ભાગવતે સપ્તમસ્કંધે સપ્તમોઽધ્યાયઃ ॥ ૭ ॥

## અધ્યાય ૮ મો†

### કડવું ૮ મું–રાગ મારુ

શુકજી કહે સાંભળ રાયરે, એ સપ્તમસ્કંધ કથાયરે,
સુણે એક મને નરનારરે, ફરી નહિ તેને અવતારરે.

પ્રહ્લાદ નિત્યે જાય નિશાળરે, અહર્નિશ ભણાવે બાળરે;
તેમણે પ્રહ્લાદનું કહ્યું કીધુંરે, નામ નારાયણનું હ્રદે લીધુંરે.
પછાડી પાટી પાટલા ધર્ણરે, ભણે ભાવે અશરણશર્ણરે;
સહુ નામ હરિનું લેવા લાગ્યારે, તેમના જન્મ પાપ ભય ભાગ્યારે.
સૌને અંતર થવા લાગ્યું જ્ઞાનરે, કરે ભાવે ભક્તિ ભગવાનરે;
તિલક છાપાં તુળસી માળરે, ગોષ્ટ કીર્તન મુખે ગોપાળરે.
એવે આવ્યા ગુરુજી ત્યાંહરે, છે નિશાળિયા સહુ જ્યાંહરે;
ગુરુએ ભણતા દીઠા બાળરે, કરે સ્મરણ હ્રદય ગોપાળરે.
દેખી ગુરુને ચડ્યો ક્રોધ અપારરે, બાળક સવને દીધો મારરે;
રાય હિરણ્યકશિપુને દ્વારરે, લઇ આવ્યો રાજકુમારરે;
આ તમારો લોની બાળરે, એણે વણસાડી મારી નિશાળરે;
નિશાળિયાને દીધો ઉપદેશરે, સૌ આરાધે છે દેવેશરે.
હવે મહા દુઃખિયો હું થયોરે, મારો ઉપદેશ વ્યર્થ ગયોરે;
હું હવે ઉપદેશ કેમ જ દઈશરે, હું કોણ ઉપાય કરીશરે.
સુણી હિરણ્યકશિપુને ચડ્યો કાળરે, લાલચોળ નેત્ર વિશાળરે;
દુષ્ટે કાઢી તરત તલવારરે, પ્રહ્લાદ ભક્તને દેવા મારરે.
પુત્રપર ધાયો કરી રીશરે, છેદવા નિજકુંવરનું શીશરે;
એવે આવી પ્રહ્લાદની માયરે,* રાયને અંતરાઈ થાયરે.
કરનું ખડ્ગ ઝુંટીને લીધુંરે, રાજાને બહુ રુદન કીધુંરે;
ધન્ય ધન્ય મતિ ભૂપાળરે, તમો હાથે હણો નિજ બાળરે.
એમ કહી સમજાવ્યું જ્ઞાનરે, ક્ષણ શાંત થયો રાજાનરે;
પણ ક્રોધ રાયને મનરે, નથી શમતો તે હુતાશનરે.
પછી હિરણ્યકશિપુએ કુમારરે, નિજ પાસે તેડ્યો નિરધારરે;

હિરણ્યકશિપુવચનઃ—

તું માનજે સાચું બાળરે, હું આણીશ તારો કાળરે.
તેં તો વાર્યું ન કીધું મારુંરે, હવે તુજને હું સંહારુંરે;
તુંને રાખનારા હોય જેહરે, મુજને દેખાડ તું તેહરે.
આવિયું હવે તારું મર્ણરે, કર શીઘ્ર ઈષ્ટનું સ્મર્ણરે;
હે વિનય વગરના અતિ મંદરે, હે મૂઢમતિ કુલાંગાર પાખંડરે.
મોકલીશ તને સદ્ય યમપુરરે, ત્યારે શાંત થશે મુજ ઉરરે;
લોકપાળ ને બ્રહ્મ રુદ્ર કંપેરે, મારા ત્રાસથી જેઓને નવજંપરે.
તે માને મારી આણરે, તું શું કરે મારું અપમાનરે;
છેદીશ સદ્ય તારું શીશરે, ત્યારે હોલવાશે મુજ રીશરે.
ધરે કોણ તણો આશ્રય તુંયરે, જણાવ જોર તારું છે શુંયરે;
પ્રહ્લાદ વદે મુખ વાતરે, તમો સાંભળો મારા તાતરે
શું લવો છો આળપંપાળરે, જ્ઞાન ઘેલા થયા છો ભૂપાળરે
છે પરાક્રમ પ્રૌઢ નરેશરે, તમે જિત્યા સઘળા દેશરે
છત્રીશ કુળી રાજકુમારરે, તે સૌ તમથી પામ્યા હારરે;
ત્રણ ભુવન જીતી વશ કીધાંરે, તમે દંડ સર્વના લીધારે.
અહંકાર અતિ મન હોયરે, જાણે હું સરખો નહીં કોયરે;
પણ છ ઇંદ્રિ જીતો જાણરે, તો જીતો તમારો પ્રાણરે.

દેહને જ થાય છે, આત્માને થતા નથી. વૃક્ષ હોવાથી જેમ ફળને વિકાર થાય છે, તેમ આત્મા હોવાથી દેહને વિકાર થાય છે. આત્મા નિત્ય છે, ક્ષીણ થતો નથી, શુદ્ધ છે, એક છે, દેહાદિકને જાણે છે, સર્વનો આશ્રય છે, નિર્વિકાર છે, સ્વયંપ્રકાશ છે, સર્વનું કારણ છે, વ્યાપક છે, અસંગ છે અને કોઇથી ઢંકાતો નથી. દેહ અનિત્ય છે, ક્ષીણ થાય છે, અશુદ્ધ છે, અનેક છે, જડ છે, આત્માના આશ્રયથી છે, સવિકાર છે, પરપ્રકાશ છે, કાર્ય પદાર્થ છે, અમુક સ્થળમાં જ રહે છે, સસંગ છે, નહાના વસ્ત્રથી પણ ઢંકાય છે. એ પ્રમાણે બારે લક્ષણોની બારે જુદાઇથી આત્માને બરાબર ઓળખી દેહાદિકમાં થયેલી અહંતા મમતારૂપ ખોટી સમજણનો ત્યાગ કરવો. માયા મહત્તત્ત્વ, અહંકાર, શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ એ આઠ પ્રકૃતિઓ ગણાય છે. સત્ત્વ, રજ અને તમ એ ત્રણ માયાના ગુણ છે, માટે માયાથી જુદા ગણાતા નથી. અગિયાર ઇન્દ્રિયો અને પંચ મહાભૂત મળીને સોળ વિકાર ગણાય છે. એટલે આઠ પ્રકૃતિ ને સોળ વિકાર મળી ચોવીશ તત્ત્વ છે. તેઓમાં સર્વના સાક્ષી આત્મા છે. એ ચોવીશ તત્ત્વોનો સંઘાત તે દેહ કહેવાય છે. તે દેહ સ્થાવર જંગમ બે પ્રકારનો છે. આ દેહની અંદર આત્માને શોધવો જોઇએ, અને તે સહેજ થઈ શકે એમ છે; કેમકે 'આ આત્મા નહિ,' એમ કહી જડ પદાર્થોને જુદા સમજતાં એ પોતાની મેળે જુદો ગણાય છે. જાગ્રત, સ્વપ્ન અને સુષુપ્તિ એ બુદ્ધિની વૃત્તિઓ છે. એ વૃત્તિઓનો જે જાણનાર, તે સર્વનો સાક્ષી અને સર્વથી પર આત્મા છે. ખરી રીતે જોતાં સંસારનું દ્વાર બુદ્ધિ છે, કેમકે બુદ્ધિના ગુણ અને કર્મોથી સંસાર રચાયો છે. એનું મૂળ અજ્ઞાન છે, તેથી ખોટા છતાં પણ દેખાય છે. જિતેન્દ્રિય પુરુષો એ પ્રમાણે જ ભગવાનની ભક્તિ કરે છે. ભગવાનનો મનથી સ્પર્શ થાય, એ જ મલિન મનવાળા પ્રાણીના જન્મ મરણના ફેરાને ટાળનાર છે, અને એ જ મોક્ષસુખ છે, એવો પંડિતોનો નિશ્ચય છે. એટલા માટે હૃદયમાં અંતર્યામી ભગવાનને ભજે. વિદ્વાનનું અભિમાન ધરાવનાર માણસ જે ફળ ધારીને કર્મ કરે છે, તેથી તેને ઉલટું જ ફળ મળે છે. એ અવશ્ય છે. કર્મ કરવાથી નિરંતર દુઃખની પ્રાપ્તિ થાય છે, પણ કર્મ નાશ કરવાથીજ સુખ રહ્યા કરે છે. કર્મને લીધે ગર્ભ વગેરે સ્થિતિઓમાં ક્લેશ પામ્યા કરતાં પ્રાણીઓને ઉપર કહેલા પદાર્થોથી કેટલું અને કેવું સુખ મળે છે, તે લક્ષમાં લ્યો. પ્રાણી પોતારૂપ માની લીધેલા દેહથી કર્મ કર્યા કરે છે અને કર્મથી પાછો દેહ ધર્યા કરે છે, માટે સુખ ભોગવવાનો તો અવસર આવતો જ નથી. વાસ્તવિક રીતે જોતાં કર્મ અને દેહ, એ બન્ને અજ્ઞાનથી જ થાય છે. [મૂ. ભા. સં.

* આ લીટીની વાત મૂળ ભાગવતમાં નથી. † આ આઠમા અધ્યાયમાં પણ ક્રોધથી પુત્રને મારી નાખતાં હિરણ્યકશિપુને નૃસિંહજીએ પોતે પ્રગટ થઈ માર્યો અને બ્રહ્માદિ દેવોએ સ્તુતિ કરી, તેનો કથાપ્રસંગ છે.

* અહિંથી ચાર લીટીના વાત મૂળ ભાગવતમાં નથી.



શ્રી નૃસિંહ ભગવાન હિરણ્યકશિપુનો વધ કરે છે

"ગુજરાતી" પ્રેસ, ફોર્ટ મુંબઈ-૧

જો જીતો પોતાનું મનરે, તો જીત્યા ત્રણ ભુવનરે;
એવડું દેખાડો આપરે, જુઓ જ્ઞાન વિચારી બાપરે.
સર્વસ્વ રહે છે અહીં પ્રતાપરે, સાથે આવે પુણ્ય ને પાપરે;
માટે મૂકી સર્વ ઉપાયરે, ભજો ભાવે શ્રીવૈકુંઠરાયરે.
તમો જાણો છો મન મોઝારરે, કે હું જીત્યો સકળ સંસારરે;
લો એક નારાયણનું નામરે, જે અંતે આવે કામરે.
કીધા બ્રહ્મા રુદ્ર ને વશ્યરે, બળના બળરૂપ ઈશ્વર સમર્થરે;
કાળરૂપ પરાક્રમી એ પુર્ષરે, તેને ન જાણો જે કે મુર્ખરે.
દેહ સંપત્તિ મન સંપત્તિ ધારીરે, ધૈર્ય બળ ઈંદ્રિ નિયંતાકારીરે;
ત્રણ ગુણનો સ્વામી ભૂપાળરે, સજે પાળે ને કરે સંહારરે.
ભજો તેને હો પૂજ્ય તાતરે, તો જાયે તમારો ઉચાટરે;
રક્ષણ કરે એ દેવમોરારરે, તેને ભજ્યાથી ઉતરો પારરે.
તવ હિરણ્યકશિપુ કહે વચનરે, તું સાંભળ દુષ્ટ મતિ તનરે;
અલ્યા તારો પરમેશ્વર છે ક્યાંહેરે, દેખાડ શીઘ્રે મુજને આંહેરે.
કેવું છે તેનું સ્વરૂપરે, એમ વદે હિરણ્યકશિપુ ભૂપરે;
તારો રક્ષણ કર્તા જેહરે, મુજને દેખાડ તું શીઘ્રે તેહરે.
વદે પ્રહ્લાદ સાંભળો તાતરે, તમો શે નથી જાણતા વાતરે;
હરિ સચરાચર વ્યાપક રામરે, સઘળે છે ઠામોઠામરે.
સ્થાવર જંગમ વ્યાપક નાથરે, જુઓ જ્ઞાન વિચારી તાતરે;
ત્યારે પિતા કહે તુજને મારુંરે, અલ્યા હવે હું નહિ ઉગારુંરે.
તેડ તારો પ્રભુ જે જાણુરે, આવી ઉગારે પ્રાણુરે;
પુત્ર હણવા કીધો આરંભરે, શઠે દીર્ઘ રોપાવ્યો* સ્થંભરે.
લોહ વજ્રમય સ્થંભ નિરધારરે, ઘણું ધીકાવ્યો અંગારરે;
બાહુ સેવક તેડ્યા પાસરે, રાજાએ દીધી આશરે.
તમો કર નગ્ન ગ્રહી હથિયારરે, પ્રહ્લાદને દેવા માંડો મારરે;
(સ્થંભ)ની પ્રજ્વળે છે અગ્નિજ્વાળરે, જઈ પહોંચી ગગને તે કાળરે.
પવને પાવક હુમહુમ થાયરે, તેને પાસે નહીં રહેવાયરે;
રક્તવર્ણ સ્થંભ તે દીસેરે, ત્યારે રાજા બોલ્યો રીસેરે.
જા પ્રહ્લાદ પુત્ર તું નેટરે, આ સ્થંભને જઈ તું ભેટરે;
જો ઓસરસે એથી વીરરે, તો શતખંડ કરાવું શરીરરે.
ત્યારે પ્રહ્લાદે સમર્યા રામરે, પ્રભુ આવો અવસરે કામરે;
હરિ સાહે થાજો આ વારરે, મારે છે તારો આધારરે.
પાપી બાપ કરે છે ઘાતરે, મુને મૂકાવો જગતાતરે;
હરિ હાસ્ય તમારું થાશેરે, ભક્તવત્સલ બિરુદ તારું જાશેરે.
કરો કરુણા વૈકુંઠવાસીરે, હે નારાયણ અવિનાશીરે;
હરિ તમ થકી હું વળગ્યોરે, રખે મુજને કરતા અળગોરે.

* અહીંથી માંડી સાડી બાવીશ લીટીની અંદર જે વાત છે, તે પ્રમાણે મૂળ ભાગવતમાં નથી પણ તેથી ઉલટી વાત છે. મૂળ ભાગવતમાં હિરણ્યકશિપુએ પૂછ્યું કે, ઈશ્વર ક્યાં છે, ત્યારે પ્રહ્લાદે કહ્યું કે સર્વત્ર છે. હિરણ્યકશિપુ—આ સ્થંભમાં છે? પ્રહ્લાદ—હા. હિરણ્યકશિપુ—બતાવ? પ્રહ્લાદ—જુઓ છે તે. પછી તે સાંભળીને તરવાર મારી કે તરત તેમાંથી નૃસિંહે શબ્દ કર્યો, તથાપિ ઈશ્વરને જાણ્યા નહિ ત્યારે તે થાંભલા ફાડી માંહેથી નૃસિંહ ભગવાન્ નિકળ્યા.

મુને મરવાની તો નથી બીકરે, હરિ વધારો મહિમા અધિકરે;
મારે આ વેળા નથી કોયરે, આધાર એક તારો હોયરે.
એમ પ્રહ્લાદે ધર્યું ધ્યાનરે, આવ્યા વાહારે શ્રીભગવાનરે;
પ્રહ્લાદને બુદ્ધિ દીધીરે, સ્થંભ સામી દૃષ્ટિ કીધીરે.
સ્થંભે કીડી ચડતી દીઠી ત્રણરે, ત્યારે હરખ્યું કુંવરનું મનરે;
હરિભક્તિ હૃદયમાં મહાલ્યોરે, પછી સ્થંભને ભેટવા ચાલ્યોરે.
હવો શીતળ સ્થંભ તે સોયરે, પ્રહ્લાદ વિના ન દેખે કોયરે;
દેખી ભક્તને સ્થંભ તે ફાટ્યોરે, ત્યારે રાક્ષસ સાથ સૌ નાઠોરે.
ઘન ગર્જે તેમ હવો નાદરે, પ્રભુ દેખે છે ભક્ત પ્રહ્લાદરે;
શંખ શબ્દ કરી મહારાજરે, ત્યાં પ્રગટ હવા ક્ષણમાંજરે.
અર્ધ નર અર્ધ સિંહસ્વરૂપરે, ધર્યું વિકાળ રૂપ વૈકુંઠ ભૂપરે;
એ મહા નાદથી ખળભળી ધર્ણરે, એવું બ્રહ્માએ સાંભળ્યું કર્ણરે.
મુખ દીર્ઘ વદન વિકાળરે, બેઉ નેત્ર અગ્નિ જ્વાળરે;
નખ દીર્ઘ વજ્રની અણિરે, જાણે ઝળકે ઉજ્વળ મણિરે.
હવું મહા ભયંકર રૂપરે, દેખી થરથર ધ્રુજ્યો ભૂપરે;
સત્ય કરવા બ્રહ્મા વચનરે, વળી કરવા ભક્તનું તારણરે.
ધર્યો અમાનુષિક દેહરે, જોતાં કંપે સર્વે તેહરે;
હિરણ્યકશિપુએ જાણ્યું મનરે, મુજને નક્કી પમાડશે પતનરે.
નથી જાનવર નથી મનુષરે, નથી જડજંગમ કો રૂપરે;
સુવર્ણ સમ ચળકે નેત્રરે, જટા કેશનો આડંબર વક્રરે.
વિકરાળ દાઢ ભયંકર ભટકેરે, જીભ તરવાર સમ ત્યાં લટકેરે;
ભ્રકુટી કપાળ સૌ ભયંકરરે, કાન ઉંચા અને વળી અક્કડરે.
ફાટું મુખ ગુફા જેવું નાકરે, ડોક ટુંકી પીઠ મોટી વાંકરે;
છાતિ વિશાળ પેટ પડખુંરે, શરીર સ્વર્ગે પહોંચે તેટલુંરે.
નખ શસ્ત્ર જેવા છે ભારીરે, શંખ ચક્ર ગદા પદ્મ ધારીરે;
જોઈ ભાગ્યા દેવદાનવ જનરે, વિષ્ણુ પ્રકટ હવા દૈત કરવા પતનરે.
આવ્યું મર્ણ વિચારે રાયરે, હવે જીવ્યાનો નહિ ઉપાયરે;
હરિએ કીધી ગર્જના કરી ક્રોધરે, હવા માર્ગ સઘળા રોધરે.
નદીસાગર જળ ઉછળીયાંરે, પાતાળ સાતે ત્યાં ખળભળીયાંરે;
ભૂલ્યા વિધિ લખતાં લેખરે, મહા શબ્દથી સરક્યા શેષરે.
ડોલ્યા દિગ્પાળ ને કુબેરરે, ડોલ્યા પર્વત સકલ સુમેરરે;
એવું વિકાળ નૃસિંહરૂપરે, ચાલી આવ્યા જ્યાં છે ભૂપરે.
સુણી ગોવિંદ શબ્દ ગંભીરરે, ન રહ્યું કોના મનની ધીરરે;
શ્રીનૃસિંહે ક્રોધ મન કીધોરે, હિરણ્યકશિપુને ઝડપી લીધોરે.
પ્રભુએ ઊંચું જોયું એવેરે, દિઠો દીવસ* બાકી દેવેરે;
પ્રભુએ પાછો મેલ્યો તેણીવારરે, દેખી દેવ કરે, વિચારરે.
સર્વ દેવતા એમ જ ભાખેરે, રખે દુષ્ટને જીવતો રાખેરે;
પ્રભુએ રમત કરી રચનાયરે, સત્ય સાંભળ પરીક્ષિત રાયરે.

* જરા દિવસ જોયો. તેથી પકડીને મૂકી દીધો એમ જડકે લખ્યું છે, પણ મૂળ ભાગવતમાં તો જરા રમત કરવા સારુ પકડી મૂકી દીધો એમ છે.

દૈત્યને મારવાની છે વારરે, એવું વિચારે વિશ્વાધારરે;
કરે યુદ્ધ દાનવ સાથેરે, ગદા ઊંચકી પ્રભુએ હાથેરે.
તવ દોડિયો દાનવ દુષ્ટરે, ઘા કીધો પ્રભુને પૃષ્ઠરે;
ઝડપ્યો નૃસિંહે દૈત્ય રાયરે, છટક્યો લઘુલાઘવીથી ત્યાંયરે.
થરથર્યા દશ દિગપાળરે, રખે જીવતો રહે ભૂપાળરે;
જાણી દેવતણી ચિંતાયરે, નૃસિંહને અટ્ટહાસ થાયરે.
પછે સર્પ ઉંદરને પકડે જેમરે, પકડ્યો રાક્ષસ પ્રભુએ તેમરે;
સૂર્ય અસ્તાચળ પહોંચતો થાયરે, થઈ સંધ્યાની વેળાયરે.
અર્ધ અસ્ત હવા રવિ દેવરે, હરિએ ગ્રહ્યો દૈત્ય એવરે;
ઘસડી ગયા ઉંબરની મધ્યરે, સાથળપર લીધો સદ્યરે.
નથી દિવસ ને નથી રેણીરે, સંધ્યા વેળા પ્રભુએ ગણીરે;
નહિ શસ્ત્ર નહિ આયુધરે, નખે ચિર્યો દાનવ મૂઢરે.
ક્રોધે શોભે રક્ત નેત્રરે, તેજ ન સહેવાય સર્વત્રરે;
પ્રેમ સહિત ચાટે પછી પેટરે, ધરા ધ્રૂજે ને શળકે શેષરે.
તેનાં આંતરડાંની માળરે, સોહાવી કંઠે દયાળરે;
તેના અંગથી તેજ હતું ત્યાંહેરે, લય પામ્યું હરિ મુખ માંહેરે.
તેનું તેજ હરિએ હરી લીધુંરે, પછી ગાત્રશિથિલ જ કીધુંરે;
હરિ રૂપને દેખી સર્વ જનરે, ભય પામ્યાં ત્રણ ભુવનરે.
ત્યાં બીધી સર્વ પ્રજાયરે, કોણે પાસે નહિ રહેવાયરે;
સહુ નાઠા પામી ત્રાસરે, એક પ્રહ્લાદ રહ્યો છે પાસરે.
દેખી દેવ હવા સંતુષ્ટરે, કીધી ગગનથી પુષ્પની વૃષ્ટરે;
ત્યોહાં વર્ત્યો જયજયકારરે, સ્વામી ધન્ય ધન્ય જગદાધારરે.
ત્યાં આવ્યા દેવ સહુ કોયરે, અજ ઇંદ્રાદિક શિવ હોયરે;
સર્વ સ્તુતિ કરે તે ઠામરે, સ્વામીએ રૂડું કીધુ કામરે.
પ્રાણી સર્વની પીડા ટળીરે, ધન્ય ધન્ય વિષ્ણુ વનમાળીરે;
એ ત્રિલોકને દમતો પાપીરે, એણે સર્વે સૃષ્ટિ સંતાપીરે.
તમો હણ્યો દૈત્ય બળવંતરે, સુખી હવા અમર ઋષિ સંતરે;
બ્રહ્મા બોલે દીન વચનરે, અનંત શક્તિવાળા ભગવંતરે.
ઉત્પત્તિ સ્થિતિ લય કરનારરે, નમું તુને હે જુગદાધારરે;
સદાશિવઃ—
કોપ આપનો પ્રલયકારીરે, માર્યો દૈત્ય અલ્પ આયુષ ધારીરે.
શાંત થાઓ દીન દયાળરે, નમું ભક્ત વત્સળ ભૂપાળરે;
ઇન્દ્રઃ—
રક્ષા કીધી દેવસુરારરે, હૃદયકમળ ધ્યાન આપનું સારરે;
નવ ઇચ્છું ક્ષણભંગુર રાજરે, મુક્તિ પ્યારી નથી પ્રભુ આજરે.
ઋષિઃ—
આદિ પુરુષ શરણાગત રક્ષકરે, રક્ષા કારણ અવતર્યા પ્રત્યક્ષરે;
અવતાર ધર્યો અમ સુખ માટેરે, નમ્યે નમ્યે સકળસિદ્ધિ સાથેરે.
પિતૃ સિદ્ધ વિદ્યાધર વિનવેરે, નાગ મનુ સ્તુતિ કરી ભજેરે;
અપ્સરા ગંધર્વ ગુણ ગાયરે, પ્રભુ ગુણ તે નહિ વર્ણાયરે.
એમ સ્તુતિ કરી પણ શાંત ન થયારે, નૃસિંહે કીધી નવ કંઇ દયારે;
ત્યાં દુંદુભિના સ્વર થાયરે, જય શબ્દ મંગળ વરતાયરે.

શુક કહે સુણ પરીક્ષિત રાયરે, હવો અષ્ટમો પૂર્ણ અધ્યાયરે;
શ્રોતાજન બોલો શ્રીહરિરે, જેથી જન્મ ન આવે ફરીરે.

વલણ

જેથી જન્મ ફરી ન આવે, એવો હરિ નામ મહિમાયરે;
કર જોડી વિપ્ર વલ્લભ કહે, હવો પૂર્ણ અષ્ટમોધ્યાયરે.

ઇતિ શ્રીમદ્ભાગવતે સપ્તમસ્કંધે અષ્ટમોધ્યાયઃ ॥ ૮ ॥

## અધ્યાય ૯ મો*

### કડવું ૯ મું–રાગ વેરાડી

શુકદેવ વદે છે વાણી, સાંભળ પરીક્ષિત રાયજી;
પછી પરમેશ્વરના પાર્ષદ આવ્યા, નંદ સુનંદ કહેવાયજી.
અમર ગરુડ આદે સર્વ મળી, સ્તુતિ કરે તેણીવારજી;
તોએ પ્રભુજી શાંત ન થાયે, મનમાં ક્રોધ અપારજી.
નૃસિંહ રૂપ વિકરાળ દેખી, સૌ બિહીવા લાગ્યા ત્યાંયજી;
સર્વ જન નાસે ત્યાંથી, ભય પામે મનની માંયજી.
દૃષ્ટિએ કોણે ઉભું રહેવાય નહિ, સૌ નાસે પામી ત્રાસજી;
જગદીશ કેરી કૃપાથી એક, આગળ ઉભો પ્રહ્લાદ દાસજી
બેઉ કર જોડી આગળ ઉભો છે, તેને હૃદયે હરિનું ધ્યાનજી,
સ્તુતિ ઉચરે મન શારિંગધરની, ભજન શ્રીભગવાનજી
તન્મય દેહ હરિ ધ્યાનમાં, લેહ હરિની લાગીજી,
બ્રહ્મજ્ઞાન અપરોક્ષ થયું છે, ભ્રમણા સર્વ ભાગીજી.
પછી સમસ્ત દેવ ટોળે મળી આવ્યા, લક્ષ્મીને લાવ્યા પાયજી;
તમો જઈ સ્તુતિ કરો પ્રભુની, ક્રોધ સમાવો વૈકુંઠ રાયજી.
એ વિકટ રૂપ હરિ સમાવે, તમો સંતોષો જઈ સ્વામિજી;
તમને કરુણા કરશે માધવ, નિશ્ચે અંતરજામિજી.
લક્ષ્મી કહે એ સ્વરૂપ સારું, મુજથી નહીં જોવાયજી;
એ વિકરાળ રૂપ સમાવા કારણ, તમો કરો એક ઉપાયજી.
સર્વે મળી તમો કહો પ્રહ્લાદને, એથી શમશે રૂપજી;
જેને અર્થે રૂપ ધર્યું છે, સ્વામી વૈકુંઠ ભૂપજી.
સર્વ મળી પછી બિહીતા બિહીતા, આવ્યા પ્રહ્લાદ પાસજી;
ઘણો વિનય પ્રહ્લાદને કીધો, તે દેખે અવિનાશજી.
તમો સ્તુતિ કરિ હરિ રૂપ શમાવો, નહિ તો થશે ઉત્પાતજી;
એ અસહ્ય ક્રોધરૂપ કરાવો નિવારણ, રીઝવો વૈકુંઠનાથજી.
અમર સર્વનાં વિનય વચન સુણી, ભક્ત નમ્યો પ્રભુને ચર્ણજી;
પ્રહ્લાદે દંડ પ્રણામ કર્યા, ધન્ય સ્વામી અશરણ શર્ણજી.
પછી પાસે જઇને ચર્ણે લાગ્યો, જન્મ તાપ ભય ભાગ્યોજી;
નૃસિંહજીએ મસ્તક હાથ મૂક્યો, કહ્યું પુત્ર વર માગોજી.
હરીએ હસ્ત મસ્તક મેલ્યો તવ, નિર્મળ હવું અંતઃકર્ણજી;
પછી પ્રહ્લાદે સ્તુતિ† કીધી, સાંનિધ્ય શ્યામલ વર્ણજી.

* આ નવમા અધ્યાયમાં બ્રહ્માને લીધે પ્રહ્લાદે પ્રેરેલા પ્રહ્લાદે કાર્યતાત્પર્યે મહા ભયંકર નૃસિંહજીની સ્તુતિ કરી, તેનો કથાપ્રસંગ છે.

† વિશેષમાં ભાગવતમાં આ પ્રમાણે છેઃ—હું કે જે અસુર જાતિનો છું, તેના ઉપર પ્રસન્ન કેમ થાઓ? પરંતુ હું ધારું છું કે, ધન, કુળ

સાંભળો સ્વામી ગરુડગામી, અંતર્યામી ઈશજી;
તું મારે ને તું ઉગારે, તારે તું શ્રીજગદીશજી.
દીનબંધુ દયાસિંધુ તુજ ભક્તિ, રાખે અનાથને શર્ણજી;
આ વિશ્વ છે તમારે આધારે, રહ્યાં ભુવન ત્રણજી.
સુખકર્તા દુઃખહર્તા માધવ, ભક્તાર્થ ભુવન પ્રકાશજી;
આદિ અવિનાશી તું વૈકુંઠવાસી, નિજભક્તની પૂરે આશજી.
શંખ ચક્ર ને ગદા પદ્મ, ને પીતાંબર પરિધાનજી;
સાધુ સંતનો રક્ષણકારી, ભક્તવત્સલ ભગવાનજી.
ત્રિગુણાતીત પૂર્ણ બ્રહ્મ પરમેશ્વર, પ્રભુ શ્રીઅંતરયામિજી;
સહસ્રશીર્ષા તુંને વેદ વર્ણવે, નારાયણ બહુ નામિજી.
તું સંપૂર્ણ વૈરાટ છે સ્વામી, ચોઘાટ ચાલ છે તારોજી;
અનેક ભક્ત તાર્યા દૈત્ય માર્યા, થયો જન્મ કૃતાર્થ મારોજી.
હે પરમેશ્વર હે નૃસિંહજી, દુષ્ટ પિતાને આપે માર્યોજી;
ક્રોધ સમાવો તાપ મિટાવો, એ દુષ્ટને દયાએ તાર્યોજી.
હિરણ્યકશિપુ દૈત્યને માર્યો, સાધુ થયા પ્રસન્નજી;
ક્રોધ સમાવો નૃસિંહજી, કરો પ્રસન્ન વદનજી.
હે પ્રભો આ રૂપ ભયંકર, નખ મોઢું ને જીભજી;
કેશ તમારા છે રક્તવાળા, એથી ન લાગે બીકજી.
પણ હે દીનવત્સલ મહા પ્રભો, દુષ્ટ સંસારથી બિહુંજી;
તારો નાથ ગ્રહો મુજ હાથ, તો કાર્ય મારું થિયુંજી.
હે મહા પ્રભુ હું નવ ઈચ્છું, બ્રહ્માનું સુખ કોઇજી;
તે સર્વ મુજ પિતા આધીન, લક્ષ્મી સુખ કંઈ નહિજી.

નથી ઈચ્છતો કોઈ દૈવ સિદ્ધિ, નથી ઈચ્છતો રાજ ભોગજી;
ભોગ ભોગ તો રોગકારક, તેવા નંદો સંજોગજી.
આપના ભક્તના દાસ તરીકે, સેવા ઈચ્છું મનજી;
કૃપા કરો હે સ્વામી મારા, તો થાઉં ધન ધનજી.
રજોગુણી દૈત્ય પિતા હતો, વળી અસુર ધર્મી કુળજી;
એ સર્વ ક્યાં ને કૃપા ક્યાં, સ્વામીસેવાનું મૂળજી.
પ્રભુહસ્ત ઇચ્છે શિવ ને બ્રહ્મા, તે ન પામે પળ એકજી;
તે હસ્તકમળ મુજ શિરે ધર્યો, રાખ્યો રંકનો ટેકજી.
કૃપા તમારી પૂર્ણ હવી છે, નહિ તેને હું પાત્રજી;
પૂર્વે નારદે રક્ષણ કીધું તું, જેથી બચ્યું આ ગાત્રજી.
હવે તારો નૃસિંહ સ્વામિ, ગમે ન બીજી વાતજી;
દાસ તણો હું દાસ નિરંતર, ઝાલો રંકનો હાથજી.
નવ જાણું હો નાથ તમારું, સચરાચર જે રૂપજી;
નથી ચોટતું પ્રભુ ચરણમાં, મન મારું હો ભૂપજી.
નવ ઈચ્છું કંઈ વિષય ભોગને, નવ ઈચ્છું અન્ય ભાવજી;
ચરણકમળનો મોટો મહિમા, તેનો એક લહાવજી.
ગૃહસ્થાશ્રમનું દુઃખ છે ભારે, એક કાઢતાં બીજું થાયજી;
સુખ ભોગવે તૃપ્તિ નથી કંઈ, અનેક રોગને પમાયજી.
ધિક્ક સુખ ગૃહસ્થાશ્રમીનું, દમે કામ વિકારજી;
અનેક છળ પ્રપંચ કરે ને, પીડે સકળ સંસારજી.
મૌન વ્રત શાસ્ત્ર શ્રવણ તપ, અધ્યયન ને સ્વધર્મજી;
વ્યાખ્યાન એકાંત વાસ ને, જપ સમાધિ પર્મજી.
એ દશે મોક્ષ સિદ્ધિદાતા, ગણે લોક અજ્ઞાનજી;
અજિતેંદ્રિયને કામે આવે, દંભીને પેટ સાધનજી.
પણ મુજને દાસ ભક્તિ ભાવે, બીજી ન વાર્તા રુચેજી;
નૃસિંહ પ્રભુ શર્ણે રાખો, એ જ જિહ્વા આ વદેજી.
દાસત્વ ભક્તિ મુજને આપો, રહું તમારે ચરણેજી;
નૃસિંહ ભગવાન થાઓ કૃપાળુ, લો તમારે શરણેજી.
હે મહા પ્રભો નૃસિંહ સ્વામી, મુકાવો આ વારજી;
સેવા તમારી અર્પો મુજને, તરું આ દુષ્ટ સંસારજી.
એવી સ્તુતિ કરીને ચરણે લાગ્યો, પ્રહ્લાદ હરિનો દાસજી;
નિર્મળ વાણી સ્તવન સાંભળી, મન રિઝયા અવિનાશજી.
પ્રહ્લાદની એ સ્તુતિ સાંભળી, હુવા નૃસિંહ પ્રસન્નજી;
ક્રોધ શાંત કરીને બોલ્યા, પ્રભુ મહા બળવંતજી.
હે દૈત્ય કુળમાં શિરોમણિ, પ્રસન્ન તુજપર હુવોજી;
મનગમતો વર માંગી લે તું, પૂર્ણ કામ હું તેવોજી.
પ્રસન્ન કરવા જેણે મુજને, તેને હું આધીનજી;
દર્શન પામ્યો મુજનું જે જન, તાપ ન રહે કંઈ મનજી.
હે ધૈર્યવાન સાધુ શિરોમણિ, તું છે મહા ભાગ્યવાનજી;
સર્વ ભાવથી પ્રસન્ન હુવો તુંપર, દીધા મુજ સમાનજી.
ક્રોધ સમાવ્યો શ્રીનૃસિંહે, ભક્તને કરુણા કીધીજી;
આલિંગન દઈ હૃદયા ચાંપ્યો, અવિચળ બુદ્ધિ દીધીજી.

કુળમાં જન્મ, રૂપ, તપ, પંડિતપણું, ઇન્દ્રિયોની નિપુણતા, કાંતિ, પ્રતાપ, બળ, ઉદ્યમ, બુદ્ધિ અને અષ્ટાંગયોગ, એઓમાંથી કોઇ પણ ઉપાય ભગવાનને પ્રસન્ન કરવા માટે પરિપૂર્ણ નથી. ભગવાન તો ગજેંદ્રની ઉપર કેવળ ભક્તિથી જ પ્રસન્ન થયા હતા. હું તો "કદી ચાંડાલ જાતિનો હોય તો પણ મન, વચન, કર્મ, ધન અને પ્રાણને ભગવાનમાં અર્પણ કરી રહ્યો હોય" તેને શ્રેષ્ઠ માનું છું; કારણ કે એવો ચાંડાળ સર્વ કુળને પવિત્ર કરે છે અને ગર્વશાળી બ્રાહ્મણ તો પોતાને પણ પવિત્ર કરી શકતો નથી. ભક્તિરહિત માણસને ઉપર કહેલા ગુણો ફક્ત ગર્વને માટે છે. જે ભગવાનની પૂજા કરે છે, તે પૂજાના ફળની પ્રાપ્તિ થાય તે માટે કરે છે. હે નૃસિંહ! લોકો પોતાના ભયના નાશને વાસ્તે જ આપના રૂપનું સ્મરણ કરે છે, તો રૂપના સ્મરણથી જ ભય મટી જશે, માટે હવે ક્રોધ રાખવાનું પ્રયોજન નથી. હે દીનવત્સલ, અસહ્ય અને ઉગ્ર સંસારરૂપી ચક્રના દુઃખથી હું બીઉં છું. હે પરમેશ્વર! રજોગુણથી રચાયેલા શરીરવાળો, અને તમોગુણના વધારાવાળા આ દૈત્યના કુળમાં જન્મેલો હું ક્યાં અને આપની કૃપા ક્યાં! જે કૃપાથી પરમપુરુષાર્થરૂપ આપનો હસ્તકમળ કે જે બ્રહ્મા, સદાશિવ કે લક્ષ્મીજીના મસ્તકપર ધરાતો નથી, તે મારા મસ્તકપર ધરાયો. હે અનંત! મારા પ્રાણનું રક્ષણ અને મારા પિતાનો વધ જે આપે કર્યો, તે પોતાના દાસ અને ઋષિવચન મિથ્યા ન થવા માટે કર્યો છે, એમ હું માનું છું. તમે હયગ્રીવનો અવતાર ધરી, વેદનો દ્રોહ કરનારા મહા બળવાન્ અને તમોગુણ તથા રજોગુણરૂપી મધુકૈટભ નામના દૈત્યોને મારી બ્રહ્માને પાછા વેદ લાવી આપ્યા હતા; કારણ કે સત્વગુણ જ તમારાં પ્રિય શરીરરૂપી પ્રાણ છે. મૌનવ્રત, શાસ્ત્રશ્રવણ, તપ, અધ્યયન, સ્વધર્મ, વ્યાખ્યાન, એકાંતવાસ, જપ અને સમાધિ એ દશ મોક્ષના ઉપાય છે, એ ખરી વાત છે, પરંતુ એ ઉપાયો અજિતેંદ્રિય પુરુષોને પેટ ભરવાના છે. સર્વથી શ્રેષ્ઠ તો તમારી પ્રેમભક્તિ છે. [ મૂ. ભા. સં.

દિવ્ય સ્વરૂપે હુવા પરમેશ્વર, વર્ત્યો જયજયકારજી;
ભક્ત પ્રહ્લાદને કૃપા કીધી, સ્વામી વિશ્વાધારજી.

વલણ

વિશ્વાધારે કૃપા કીધી, એ કથા સપ્તમસ્કંધ વિસ્તરી;
નવમો અધ્યાય પૂર્ણ હુવો, સાધુજન બોલો શ્રીહરિ.

ઇતિ શ્રીમદ્ભાગવતે સપ્તમસ્કંધે નવમોઽધ્યાયઃ ॥ ૯ ॥

---

## અધ્યાય ૧૦ મો*

### કડવું ૧૦-(૧) મું-રાગ ધન્યાશ્રી

શ્રી શુકજી વાણી ઉચરે, પરીક્ષિત સુણોરે;
આ સપ્તમસ્કંધ કથાય, મહિમા છે ઘણોરે. ૧
એ કથા પરમેશ્વરતણી, તુને વહાલીરે;
તારો આત્મા છે અતિ શુદ્ધ, પૂછે લલચાવીરે. ૨

ચાલ

પૂછે લલચાવી આત્મા, એ કથા પરમેશ્વર તણી;
પછી પ્રહ્લાદ વાણી ઉચરે, સાંભળો તમો ત્રિભુવન ધણી. ૩
તમો એમ કહો છો પ્રભૂ જે, વરદાન માગો મુજ કને;
વરદાન ભક્તિ તમારી, એ કૃપા કરી આપો મૂને. ૪
સદા તમારા ચર્ણની ભક્તિ, હરિ હું માગું સહી;
ચર્ણે રાખો સદા મુને, હું અન્ય કંઇ ઇચ્છું નહીં. ૫
આપો વરદાન એટલું, નવ થાયે કામના મુજને;
કામના તજાવી મુક્તિ દો, પ્રભુ યાચું છું હું તમ કને. ૬
કામનાથી રાજ્ય લક્ષ્મી, વળી દેહના ધર્મ ભોગવું;
એ નથી ઇચ્છતો હે સ્વામિ, મુક્તિપદ ને ભોગવું. ૭
તવ પરમેશ્વરે વરદાન આપ્યું, કૃપા હરિએ કીધી ઘણી;
એક મન્વતરનું રાજ્ય કરજે, શ્રીગોવિંદજીએ વાણી ભણી. ૮
સાચા ભક્તો કોદી ન ઇચ્છે, આ લોક પરલોક સુખને;
તે ઇચ્છે અભે પદને, માયિક સુખને ગણે તુચ્છ તે. ૯
શ્રીનૃસિંહ કહે તું મારે વિષે, પ્રીતિ ભાવજ રાખજે;
વિષ્ણુ ભક્તિ અચળ મનસા, પ્રીતે હરિરસ ચાખજે. ૧૦
પ્રહ્લાદ કહે મારે પિતાએ, તમશું વેર કીધું ઘણું;
અપરાધ અવગણના ને પાતક, તમો જાણો છો તે તણું. ૧૧
દેવનાં દ્રવ્ય હર્યાં એણે, મુનિ માત્ર પીડ્યા બહુ;
તીર્થ યાત્રા યજ્ઞ ભાંગ્યા, અવર પાપ કીધાં સહુ. ૧૨
એ અધર્મી પિતાને મોક્ષ આપો, તો મારો મહિમા રહે;
એવાં વચન ભક્તનાં સાંભળી, શ્રીનૃસિંહજી વાણી કહે. ૧૩
પરબ્રહ્મ કહે હે સાધુ સુણજે, જે કુળે વૈષ્ણવ અવતરે;
તેની એકવિશ પેઢી નિશ્ચે, સર્વ તેથી ઉદ્ધરે. ૧૪
વરદાન આપી દાસને, ત્યાં સર્વ આશ પૂરી કરી;
અમરગણ સર્વ અતિ જોતાં, વળી વચન બોલ્યા શ્રીહરી. ૧૫
વિષ્ણુ ભક્તનો મોટો મહિમા, કહેતાં પાર ન પામિયે;
વિષ્ણુ ભક્તના સંગથી, સંસાર અઘ સૌ વામિયે. ૧૬
સંસારનાં મહા દુષ્ટ પ્રાણી, વિષ્ણુ ભક્તની દષ્ટે પડે;
ભુત પ્રેત પિશાચ વ્યાધિ, યમયાતના તેને નહીં નડે. ૧૭
વિષ્ણુ ભક્તપર દ્વેષ આણી, અભિમાન પાપી જે ધરે;
નર્કમાં નહિ ઠામ તેનો, એવું શ્રીહરિ ઉચરે. ૧૮
પછી બ્રહ્માએ અતિ ઘણી, સ્તુતિ કીધી સુખિયા થયા;
સ્તુતિ કરીને રૂપ સમાવ્યું, પરિબ્રહ્મ સ્વસ્થાનક ગયા. ૧૯
અંતર્યામીએ જાતાં કહ્યું, તમો સુણો અમર સૌ સર્વથા;
હવે વરદાન એવું દૈત્યને આપશો, તો પામશો પાછી વ્યથા. ૨૦
પ્રહ્લાદને રાજ્યાસને બેસાડ્યો, અભિષેક કીધો શ્રીહરિ;
સ્વસ્થાનક ગયા નાથજી, એમ ભક્તને કરુણા કરી. ૨૧
એ નૃસિંહનું સ્તોત્ર પ્રાણી, નર નાર પ્રીતે સાંભળે;
અડસઠ તીર્થનું ફળ મળે, નિશ્ચે કોટી પાતક પ્રજ્વળે. ૨૨
વૈકુંઠ પ્રાપ્તિ થાય તેને, કૃપા કેશવજી કરે;
સંસાર સાગર વિષે પ્રાણી, શ્રવણ ભક્તિએ તરે. ૨૩
એ આખ્યાન એક ચિત્તે સુણતાં, સકળ શુભ પ્રાપ્તિ સહી;
ચાર પદાર્થની પ્રાપ્તિ થાયે, યમ કિંકર પીડે નહીં. ૨૪
એમ જય વિજય પાર્ષદ પ્રભુના, હણ્યા દેવે તો તહિં;
બીજે જન્મે રાવણ કુંભકરણ, થઈ પડ્યા અહિં. ૨૫
રામનું ચિંતવન પૂર્વ પેરે, હૃદયમાં વ્યાપી રહ્યું;
દ્વેષ ભાવે પ્રભુ સ્તવિયા, તદ્રૂપ તેઓનું થયું. ૨૬
સુતાં ઉઠતાં બેસતાં, દે સર્વને દુઃખ બહુ દંડ;
અધર્મ ચલાવ્યો પાપીએ, પીડે સકળ બ્રહ્માંડ. ૨૭
નાશ કર્યો તે પાપીનો, પછી આપી શીઘ્ર મુક્તિ;
તે શિશુપાળ દંતવક્ત્ર થયા, ભૂલિ ગયા પ્રભુ ભક્તિ. ૨૮
હે રાય યુધિષ્ઠિર તમ પ્રશ્નનું, એમ સમાધાન હવું અહિં;
પ્રહ્લાદ ચરિત્ર પ્રભુપરાક્રમ, આખ્યાન એ પૂરું સહિ ૨૯
ભગવાનનું પરાક્રમ ભલું, નવ વર્ણાય મારી થકી;
તુજ ભાગ્ય મોટું રાયજી, પરબ્રહ્મ તુથી દૂર નથી. ૩૦
આ શ્રીકૃષ્ણ પરબ્રહ્મ છે, જે મુનિજનને નવ મળે;
તે વસે તુજ ચરણ સમીપે, એ ભાગ્ય તારું કોણ જ કળે. ૩૧
સદાશિવ ને બ્રહ્માજી, જેને નવ ઓળખે કદા;
પ્રસન્ન થાય તે તુજપર, મટાવી તુજની આપદા. ૩૨
પ્રહ્લાદથી છે ભાગ્ય તારું, શ્રેષ્ઠ સુણ હે રાયજી;
તારા ભાગ્યનો પાર ભાઈ, કોઇથી નવ વર્ણાયજી. ૩૩
દશમો અધ્યાય પૂર્ણ હવો, એ કથા સપ્તમસ્કંધની;
શ્રી ભાગવત સાંભળો હરિજન, લીલા શ્રીગોવિંદની. ૩૪

વલણ

લીલા શ્રીગોવિંદની, સાંભળો હરિજન હેત કરી;
કર જોડી વિપ્ર વલ્લભ કહે, સાધુ જન બોલો શ્રીહરી. ૩૫

---

* આ દશમા અધ્યાયમાં પ્રહ્લાદપર અનુગ્રહ કરી ભગવાન્ અંતર્ધાન થયા, અને મહાગોપાલ વિષ્ણુએ રુદ્રપર અનુગ્રહ કર્યો, તેનો કથાપ્રસંગ છે.

### કડવું ૧૦-(૨) મું-રાગ ગોડીની ચાલ· ટૂંકી*

શ્રીશુકજી મુખ વદે વચન, સાંભળરે અભિમન્યુના તન;
કહે સુતપુરાણી શૌનક સુણો, મહિમા શ્રીપ્રભુજીતણો.
શ્રીનારદજીને લાગી પાય, પ્રશ્ન પૂછે યુધિષ્ઠિરરાય;
મય દૈત્યે સાથે મહાદેવ, મહા યુદ્ધ થયું ત્યાં એવ.
માંહોમાંહે શાથી થયો સંગ્રામ, તે વિસ્તારીને કહીયે સ્વામ;
શ્રીશંકરનો મહિમા જેહ, વૃદ્ધિ પમાડીને કહો તેહ.
તવ નારદ વદે વચન, ભલું પ્રશ્ન પૂછયું રાજન;
એક સમે દૈત્ય સર્વ કોય, અમર સાથે દારુણ યુદ્ધ હોય.
બ્રહ્મા ઇંદ્ર અને હરિ સાથ, રાક્ષસ જઇને મારે બાથ;
અકળાવ્યા અમર સૌ ત્યાંહિ, દૈત્યે યુદ્ધ કીધું રણમાંહિ.
અમર સર્વ મળી તેણીવાર, યુદ્ધે દૈત્ય કર્યા બહુ સંહાર;
દારુણ દેવતણો સંગ્રામ, નાઠા દૈત્ય મૂકીને ઠામ.
રાક્ષસ સર્વ નાસીને ગયા, મય દૈત્યને શરણ આવીયા;
સાલે અંગ પ્રહાર આયુધતણા, રાક્ષસ રુદન કરે અતિ ઘણા.
આસના વાસના મય દાનવ કરે, ભેદ પ્રપંચ યુદ્ધને અનુસરે;
ત્રણ નગ્ર ઉપજાવ્યાં શોભાય, તેનો ત્રિપુરાસુર કીધો રાય.
તે નગ્ર ગગનમાં સાંચરે, સપ્ત પાતાળમાં પરવરે;
મૃત્યુલોકશું ત્રિભુવન ભમે, ત્રિપુરાસુર એમ રંગે રમે.
પછી આવ્યો દૈત્ય ગિરિ કૈલાસ, જ્યાં બેઠા શિવ અવિનાશ;
દૈત્ય કહે મેં સર્વ જીત્યા રણરાજ, હવે આપ યુદ્ધ તું મુજને આજ.†
તવ મહાદેવશું યુદ્ધ કીધું ઘણું, વર્ણન થાય નહીં તે તણું;
મહા બળીયો દાનવ ત્રિપુરાર, શ્રીમહાદેવ મનાવ્યા હાર.
પછી વિષ્ણુ તેને વાંસે થાય, રાક્ષસને હણવાને જાય;
શ્રીહરિએ દૈત્ય સંહાર્યા ત્યાંય, મહા ક્રોધ કરી મનમાંય
સારિંગ ધનુષનાં ઉત્તમ બાણ, વઢે દૈત્ય તજે રણ માણ;
તવ મય દૈત્યની માયા હવી, વાપિ અમૃતની થઈ એક નવી.
જે કો દૈત્ય મરે છે ત્યાંહે, તાણી નાંખે વાપી માંહે;
દૈત્ય અમર થાયે તે બહુ, મહા બળીયા નવ યૌવન સહુ.
તવ પ્રભુએ સ્વરૂપ ધર્યું ત્યાં ગાય, બ્રહ્માજી વાછરડો થાય;
સુરભિ વત્સે રમત કીધી, વાપિ અમૃતની શોષી લીધી.
સ્વરૂપ ધેનુનું પ્રભુએ લીધું, બારે વાપિનું અમૃત પીધું,
પછી દૈત્ય‡ કો નહીં ઉગરે, રણ સંગ્રામ કરતાં મરે.
જે દૈત્ય હુતા ત્રિપુરાસુર પાસ, મહાદેવે સહુ કીધા નાશ;
હતો દૈત્ય ત્રિપુરાસુર જેહ, શિવે ત્રિશૂલે માર્યો તેહ.
જયજય શબ્દ હવો તેણીવાર, દુંદુભિ વાગ્યાં ગગને સાર;
દેવે સ્તુતિ કીધી અતિ ઘણી, ભોળા ચક્ર ત્રિશૂળ કર તણી.
જય મંગળ વાણી બોલાય, આજ્ઞા માગી સૌ સ્થાનક જાય;
શ્રીશંકરનો અતિ મહિમાય, બ્રહ્મા વેદે ચતુર્મુખ ગાય.

વલણ

વેદે ચતુર્મુખે ગાય બ્રહ્મા, સત્ય સાંભળ પરીક્ષિત રાયરે;
શ્રીભાગવત સપ્તમસ્કંધનો, હવો દશમો* અધ્યાયરે.

ઇતિ શ્રીમદ્‌ભાગવતે સપ્તમસ્કન્ધે દશમોઽધ્યાયઃ ॥ ૧૦ ॥

* આ કડવું અગિયારમા અધ્યાયનું મૂળ મતમાનું છે કવિ 'વલ્લભ' વિષ્ણુએ રુદ્રપર અનુગ્રહ કર્યો, તે કથાપ્રસંગ અગિયારમામાં લીધો છે, પણ ભાગવતમાં અગિયારમાંની અંદર મનુષ્ય માત્રનાં સાધારણ ધર્મો, ચાર વર્ણોના વિશેષ તથા સામાન્ય ધર્મો અને સ્ત્રીઓના ધર્મોનો કથાપ્રસંગ છે, ને વલ્લભે ૧૨મામાં લીધો છે, પણ ભાગવત પ્રમાણે મેળવવા માટે એ કડવું અમે ૧૦મામાં દાખલ કીધું છે.

† 'વલ્લભ' કૃતમાં ત્રિપુરે યુદ્ધની યાચના કરી છે, પણ મૂળમાં તેમ નથી પણ દેવતાની પ્રાર્થનાથી યુદ્ધ કરવા શિવજી ગયા એમ છે. ‡ પછી અમૃત પીને ભગવાને પોતાની શક્તિથી મહાદેવને રથ, ધનુષાદિ નવા આપીને તેમાં બેસાડી લડવા મોકલ્યા.

## અધ્યાય ૧૧ મો†

### કડવું ૧૧-મું-રાગ દેશાખ

શુકદેવ વાણી ઉચરે, સાંભળો પરીક્ષિતરાય;
સુત પુરાણીક શૌનકને, સંભળાવે એહ કથાય. ૧
રાય યુધિષ્ઠિરે નારદ પ્રત્યે, ચતુર્વર્ણ પૂછયા ધર્મ;
વિસ્તારપૂર્વક કહો ઋષિજી, આચરવાં કોણ કર્મ. ૨
ત્યારે વીણાપાણી ઉચરે, સાંભળો ચિત્ત દઈ રાય;
બદ્રિકાશ્રમને વિષે એ, મુને કહ્યુ છે વૈકુંઠરાય. ૩
નારાયણે મુજને કહ્યું છે, તે સાંભળો રાજન;
વર્ણ ચારેતણા ધર્મનું, જ્ઞાનનું શુદ્ધ આખ્યાન. ૪
તે વિસ્તારી તમને કહું, સાંભળો સાચું ધર્મ;
આધાર ધર્મ ચારે વર્ણનો, જે સાંભળ તું રાય પર્મ. ૫
સત્ય દયા વ્રત પવિત્રતાદિ, ત્રીશ લક્ષણ જેહ;
ચારે વર્ણને ધર્મ સરખા,‡ ચાલવા સૌ તેહ. ૬

* મૂળમાં ૧૧ મો છે. † આ અગિયારમા અધ્યાયમા મનુષ્ય માત્રના સાધારણ ધર્મો, ચારે વર્ણોના વિશેષ તથા સામાન્ય ધર્મો અને સ્ત્રીઓના ધર્મોનો કથાપ્રસંગ લીધો છે.

‡ વેદ મંત્રોથી જેને ગર્ભાધાન આદિ સંસ્કારો પૂર્ણ રીતે થયા હોય તે દ્વિજ કહેવાય છે, ને સંસ્કાર પ્રમાણે જેને કરવા કહેલા હોય તેને જ થાય છે. જે દ્વિજો અર્થાત્ બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય કુળથી અને આચારથી શુદ્ધ હોય તેઓને યજ્ઞ, વેદાધ્યયન અને દાન એ ત્રણ કર્મો તથા આશ્રમના સંબંધની ક્રિયાઓ કરવાની આજ્ઞા છે. ઉપર બતાવેલાં ત્રણ કર્મો, ભણાવવું, યજ્ઞ કરાવવો અને પ્રતિગ્રહ લેવો, એ છ કર્મ બ્રાહ્મણોને વાસ્તે છે. તેઓમાં છેલ્લાં ત્રણ બ્રાહ્મણોની આજીવિકારૂપ છે. ક્ષત્રિયોને વિપત્તિને વખતે એક પ્રતિગ્રહ સિવાય યજ્ઞ કરાવવાની અને ભણાવવાનું કાર્ય કરવાની છૂટ છે. જે ક્ષત્રિય રાજા હોય તેને વાસ્તે કર, દંડ અને જકાત આદિ આજીવિકા છે. એ કર પણ બ્રાહ્મણ પાસેથી લેવો નહિ. વૈશ્યે ખેડ અને વેપારથી પોતાની આજીવિકા ચલાવવી અને નિરંતર બ્રાહ્મણોને અનુસરીને રહેવું. શૂદ્રે દ્વિજોને અનુસરી રહેવું, ને તેનું પોતાના ધણી પાસેથી પગાર લઈ તેમાંથી આજીવિકા ચલાવવી. ખેડ આદિ ધંધો, માગ્યા વગર મળે તે વસ્તુ, ધાન માગવું અને શિલોંછન એ ચાર પ્રકારની બ્રાહ્મણની વૃત્તિઓ બીજા યુગોમાં હતી અને તેઓમાં ઉત્તરોત્તર શ્રેષ્ઠ ગણાતી હતી. ઉતરતા વર્ણે કરેલા સમય વગર પોતાથી ઉત્તમ વર્ણની આજીવિકાનું ગ્રહણ કરવું નહીં, તેમાં ક્ષત્રિયને એક પ્રતિગ્રહ સિવાય બાકી સઘળા દ્વિજોની આજીવિકાનું ગ્રહણ કરવાની છૂટ છે. ત્યારથી

સહનશીળપણું રાખવું, યોગ્યાયોગ્ય વિવેક;
આત્મસંયમ ઇંદ્રિનિગ્રહ, અહિંસા બ્રહ્મચર્ય છેક. ૭
દાન જપ સરળતા, સંતોષ મહાત્મા સેવન;
નિવૃત્તિ ને મનુષ્ય કર્તવ્ય, નિષ્ફળતાનું અધ્યયન. ૮
વૃથા ભાષણ ત્યાગવું, દેહ આત્માનો ભેદ;
બીજા પ્રાણીને વિભાગ દેતા, નવ ધરવો કદિ ખેદ. ૯
મનુષ્ય આત્માને સદા, દેવરૂપ જાણ નિર્ધાર;
શ્રવણ કીર્તન સ્મરણ સેવા, પૂજા ને નમસ્કાર. ૧૦
દાસપણું ને સખાપણું, એ લક્ષણ છે ત્રીશ;
સાધારણ એ ધર્મ છે, તું જાણ રાય એ ઈશ. ૧૧
એ સર્વ કર્મ કરે થકી, થાય પ્રસન્ન ભગવાન;
વિશેષ કહું જે ધર્મ તેપર, રાખ તું સર્વ તું ધ્યાન. ૧૨
પ્રથમ ધર્મ બ્રાહ્મણતણા, સાંભળો ધર્મ કુમાર;
મન ઇંદ્રિય નિગ્રહ કરવો, વ્રત પવિત્રાદિ સાર. ૧૩
સંતોષ ક્ષમા ને સરળતા, જ્ઞાન દયા નિર્ધાર;
પ્રભુ પરાયણપણે વર્તે, બ્રાહ્મણ સાક્ષાત્કાર. ૧૪
ધર્મ કહું ક્ષત્રીતણો, પ્રજા પાળવી સોહાગ;
સઘળે ક્ષમાપણું રાખવું, ને યુદ્ધમાં ઉત્સાહ. ૧૫
પ્રભાવ ધૈર્ય તેજવાળો, દાન ને મનનો જય;
બ્રહ્મસેવા પ્રસન્ન થવું, ક્ષત્રિ ધર્મ છે એમ. ૧૬
વૈશ્ય ધર્મ જે વણજ કરવા, ધનતણો કરે સંગ્રહ;
દેવ ભક્તિમાં મન જોડે, ગુરુ ભક્તિ કરે જેહ. ૧૭
ધર્મ વૃદ્ધિ સંસાર સુખો, આસ્તિકપણું નિરધાર;
ઉદ્યોગ ડહાપણ રાખવું, એ વૈશ્યના આચાર. ૧૮
શૂદ્ર કેરો ધર્મ એ જે, ઉંચ વર્ણને કરે પ્રણામ;
પવિત્રતા તેણે રાખવી, ગૌ બ્રાહ્મણનું ઇચ્છે ક્ષેમ*. ૧૯
સ્રિનો ધર્મ ભરથાર સેવા, કરે દીન ને રાત;
પતિવ્રતા ધર્મને પાળે, સાધવી તે સાક્ષાત. ૨૦
પતિ સેવા સદા કરવી, પતિ અનુકૂલ નિજ દેહ;
પતિ બંધુપર પ્રેમ ધરવો, પતિવ્રતા નિયમ પાળે તેહ. ૨૧
વાળવું લીંપવું કામ કરવું, નમ્ર થઇ કરે કાજ;
જિતેંદ્રિય રહી પતિ અર્થે, વચન બોલે સુખસાજ. ૨૨
શણગાર સદા અંગે ધરી, રહેવું પરમ પુનિત;
સ્વચ્છ રહી સંતોષ ધરવો, પતિ ભજે તે નિત્ય. ૨૩

અર્થાત્ ખેતર કે હાટ વગેરેમાં પડતા મૂકેલા કણોથી, અમૃતથી અર્થાત્ માગ્યા વગર મળવાથી, મૃતથી અર્થાત્ રોજ ભીખ માગવાથી, પ્રમૃતથી અર્થાત્ ખેડ કરવાથી અને સત્યાનૃત અર્થાત્ વેપાર કરવાથી આજીવિકા ચલાવવી, પણ કુતરાની વૃત્તિની અર્થાત્ પોતા કરતાં નીચની સેવા કરવાની વૃત્તિનો ત્યાગ કરવો. એ કુતરાની વૃત્તિનો બ્રાહ્મણ તથા રાજાએ અવશ્ય ત્યાગ કરવો. કારણ કે બ્રાહ્મણ સર્વ વેદમય છે અને રાજા સર્વ દેવમય છે.

* પવિત્રતા રાખવી, નિષ્કપટપણાથી માલેકની સેવા કરવી, મંત્ર ભણ્યા વગર નૈશ્વદેવાદિક પંચયજ્ઞ કરવા, ચોરી ન કરવી અને સત્ય બોલવું, એ શૂદ્રના ધર્મ છે.

પ્રમાદ તજી સત્ય વદવું, બોલવું પ્રિય વચન;
ભોગ પદાર્થ ભલો ન ગણતાં, તજી ધરે મન આનંદ. ૨૪
ગાફલત સર્વે તજવી, ભક્તિ કરવી પતિ નેટ;
લક્ષ્મી પૂજે ભગવાનને, તેમ પતિ હેત સમેત. ૨૫
ભગવાન પેરે પૂજે પતિ, આનંદ પામે અનૂપ;
વિષ્ણુ ગતિને તે પામે, થાય લક્ષ્મિ રૂપ. ૨૬
વળી સ્રિયે સ્વામિ સંતોષવો, ઘરનાં કરે સર્વ કામ;
ભરથાર વ્રત જે આચરે તે, આચરવું નિજધામ. ૨૭
માતપિતાની સેવા કરે, એ પુત્રનો અધિકાર;
સાધુ સંત વિદ્યાર્થી, ગુરુ સેવાથી પામે પાર. ૨૮
દેવતા અર્ઘ ને પૂજા સામગ્રી, સાચવવા સૌ ધર્મ;
એમ સૌ વર્ણે આચરવાં, આપણાં કાર્યો કર્મ. ૨૯
વળી મદ્યપાન કરવું નહીં, નહિ લોપવા આચાર;
અભક્ષ હોય તે ભક્ષ ન કરવું, સ્વપ્ને ન વ્યભિચાર. ૩૦
વર્ણે સર્વ સત્કર્મ કરે, ને સુકૃત મારગ જેહ;
સા પરબ્રહ્મને સમર્પીએ, સાંભળો રાજા તેહ. ૩૧
વિકર્મ આચરીએ નહીં, અઘથકી મહા દુઃખ થાય;
અકર્મ મારગથકી પ્રાણી, નર્ક માંહે પલાય. ૩૨
વિકર્મ થકી જે વેગળો તે, મુક્તિનો સાથી હોય;
વકુંઠ તેને ઢૂકડું, સત્ય માનજો સહુ કોય. ૩૩

વલણ

સત્ય માનજો સર્વ કો પ્રાણી, કથા શ્રીભાગવતતણી;
એકાદશમો અધ્યાય સપ્તમસ્કંધનો, કૃપા શ્રીવૈકુંઠ ધણી.
ઇતિ શ્રીમદ્‌ભાગવતે સપ્તમસ્કંધે એકાદશોધ્યાયઃ ॥ ૧૧ ॥

## અધ્યાય ૧૨ મો*

### કડવું ૧૨ મું–રાગ આશાવરી

શુકદેવ કહે સુણ પરીક્ષિત, એ કથાતણો વિસ્તારરે;
નારદ ઋષિ ધર્મ ચારે વર્ણના, કહે સુણો ધર્મ કુમારરે. ૧
બ્રહ્મચારીએ ગુરુ ઘરે, શ્રીગુરુની સેવા કરવીરે;
સ્નાનદાન દેવતાર્ચન પૂજા, પછી વિધિએ આચરવીરે. ૨
જિતેંદ્રિય થઇ ગુરુતણું હિત, ઇચ્છવું બહુ પ્રેમેરે;
દઢ પ્રેમે સેવા કરવી, ત્રિકાળે ઉત્તમ નેમેરે. ૩
ત્રિકાળ સંધ્યા આચરવી, દ્વિકાળે† મૌન ધારીરે;
વેદાધ્યયન ગુરુ પાસથી કરવું, પ્રણામ કરી આનંદકારીરે. ૪
મેખલા દંડ કમંડલુ જટા, વસ્ત્ર મૃગચર્મ ઓઢીરે;
થોડું જમવું શ્રદ્ધા રાખી, ઇંદ્રિને રાખવી મોડી‡રે. ૫
સ્રીશું પ્રીતિ ન કરવી આજી, બ્રહ્મચર્ય વ્રત પાળેરે;
ગુરુજીને ચર્ણે રહેવું પ્રથમે, આપ પોતાનું સંભાળેરે. ૬

* આ બારમા અધ્યાયમાં બ્રહ્મચારી તથા વાનપ્રસ્થના ધર્મનો કથાપ્રસંગ છે. † દ્વિકાળે એટલે સાયંકાળે તથા પ્રાતઃકાળે. ‡ મોડવું એટલે અંકુશમાં રાખવું.

લંપટ પુરુષનો ત્યાગ કરવો, સ્ત્રીની વાત ન ઉચ્ચરવીરે;
એ નેમ ચૂકે તો ઇંદ્રિયો સર્વે, વિફરી જાય પહેલીરે. ૭
ગુરુપત્ની તરુણ હોય તો, કેશમર્દન ન કરાવેરે;
સ્ત્રી અગ્નિ પુરુષ ઘૃતરૂપ, મળતાં વ્રત મૂકાવેરે. ૮
જ્ઞાન વ્યવહાર સંપાદન કરવા, ઈશ્વર ઉપાસન કરવુંરે;
દેહાદિકને મિથ્યા માની, ભાવે વ્રત આચરવુંરે. ૯
જે ભિક્ષા લાવે માગીને તે, ગુરુની આગળ મૂકેરે;
સાત દિવસ ગુરુ શુશ્રૂષા કરવી, સેવાથી નવ ચૂકેરે. ૧૦
પછી ગુરુ આપે જે ભિક્ષા, તેટલી કરવી આહારરે;
જેટલાં વર્ષ પાળી શકે તેટલાં, વર્ષ પાળે બ્રહ્મચારરે. ૧૧
અંજન ન કરવું મર્દન ન કરવું, તૈલાદિક કરે ત્યાગરે;
સ્ત્રી, સ્ત્રી મિત્ર* નવ જોવા, જુએ તો વ્રતમાં પાપરે. ૧૨
મદ્ય માંસ માળા સુગંધ લેપન, ત્યાગવાં મનથી સત્યરે;
વેદ વેદાંતનો અભ્યાસ કરવો, કશે ન થવું આસક્તરે. ૧૩
ગુરુ દક્ષિણા આપી પ્રેમે, આચરવા સવ ધર્મરે;
આ બ્રહ્મ ધર્મના નિયમ કહ્યા, વેદ પુરાણે પર્મરે. ૧૪
પછી ગૃહસ્થાશ્રમ ધર્મ આચરવો, પવિત્રપણે નિત્ય રહીએરે;
સંન્યસ્ત ગ્રહી પછી વનમાં જાવું, વાનપ્રસ્થ થઇ રહીએરે. ૧૫
સાથે સ્ત્રી અગ્નિહોત્ર લઇને, સ્વામી સાથે જાયરે;
પતિવ્રતાનો ધર્મ આચરવો, સાંભળ પરીક્ષિત રાયરે. ૧૬
વનમાં પર્ણકુટી કરીને રહેવું, તીર્થ સ્થળ હોય જ્યાંહેરે;
અથવા જઇને નિવાસ કરવો, પર્વતની ગુફામાંહેરે. ૧૭
જેહ સૂર્યને કીધું પાકે, તેહ લાવવું અન્નરે;
અગ્નિહોત્રમાં તે હોમવું, નીપજાવવું ભોજનરે. ૧૮
વન ઉપની નાનવી† રાંધી, હોમવો પુરોડાશરે;
નવિન અન્ન નિશ્ચે જમવું, તાઢ તડકો સેવવો ખાસરે. ૧૮
વલ્કલ ધારણ કરવાં અંગે, જટા શીશે હોયરે;
તપ આદરવું ભક્તિ કરવી, હરિ વિણ અન્ય ન જોયરે. ૧૯
વનફુલ પહેરી વનફળ ખાવાં, અલ્પ અહાર નિત્ય કરવોરે;
નરનારીએ તપ આચરવાં, આશ્રય હરિનો ધરવોરે. ૨૦
ત્રિકાળ સંધ્યા સ્મરણ કરે નિત્ય, પવિત્રપણે વ્રત પાળેરે;
સ્વામિ સેવા કરે યથોચિત, નિત્ય જ્ઞાન દૃષ્ટિએ ભાળેરે. ૨૧
તેહ વ્રત આચરવું દ્વિજને, વર્ષ પૂરણ બારરે;
યુગ્મ જણાં–પતિ પત્નીને, એમ કરવો એહ પ્રકારરે. ૨૨
તથા યથા સંપત્તે ચાલવું, પાળવો અગ્નિ હોત્રનો ધર્મરે;
નિત્યે ભણવા વેદ ચ્યાસ્વર, એ બ્રાહ્મણ કુળ વર્મરે. ૨૩
પછી અગ્નિહોત્રી પતિના પાદ, સ્ત્રીએ ધોઇને પીવારે;
યથા સંપત ન્યાય પાળવો, આચરવાં કર્મ એવાંરે. ૨૪
તે ચોવિશતત્વો‡ મન વિષે, પાછાં અંતઃકરણમાં આણીરે;
આત્મા પરમાત્મા સમજીને, ભજવા સારંગપાણીરે. ૨૫

* સ્ત્રી મિત્ર–એટલે સ્ત્રી સાથે સ્નેહ નહિ કરવો. † એક જાતનું અનાજ છે. ‡ ચોવીસ તત્ત્વ સંબંધી ત્રીજા સ્કંધના છઠ્ઠા અધ્યાયની ૧ લી નોટમાં જુઓ.

અસમર્થ થયે અનશન વ્રત, લેવું ધરી હુલ્લાસરે;
અહંતા મમતા ત્યાગવી, દેહ ધર્મનો કરવો નાશરે. ૨૬
ઇંદ્રિય સર્વનું દમન કરવું, આચરવાં ઉત્તમ વ્રતરે.
પરમાત્માને ઓળખી લેવો, અદ્વૈત રૂપ થયું તંતરે. ૨૭
વિરામ પામવું મન થકી, દેહનો કરવો ત્યાગરે;
એ ઉત્તમ ધર્મ વાનપ્રસ્થના, સાંભળ ધરી પૂર્ણ રાગરે. ૨૮
તેવાં કર્મથી પરબ્રહ્મને પામે, સાંભળ પરીક્ષિતરાયરે;
શ્રીભાગવત સપ્તમસ્કંધના, હવા દ્વાદશ અધ્યાયરે. ૨૯

વલણ

શ્રીભાગવત સપ્તમસ્કંધના, દ્વાદશ અધ્યાય હવા પવિત્રરે;
શ્રોતાવક્તા પ્રેમે સુણો, સાધુ કેરાં ચરિત્રરે.

ઇતિ શ્રીમદ્ભાગવતે સપ્તમસ્કંધે દ્વાદશોઽધ્યાયઃ ॥ ૧૨ ॥

---

## અધ્યાય ૧૩ મો*

### કડવું ૧૩ મું–રાગ સારંગ

વ્યાસ નંદન વાણી ઉચરે, સાંભળ અભિમન્યુબાળ;
કરે ચારે વર્ણને સરખી દયા તે, સમર્થ દીનદયાળ. ૧
જો સમર્થ હોય તો સદા આચરે, સંન્યાસના જે ધર્મ;
વેદ માર્ગમાં જેમ કહ્યું છે, તેવું કરે ષટ્કર્મ. ૨
ત્રિકાળ સ્નાન સંધ્યા કરે, કૌપીન ને આસન;
દંડ કમંડળ ગ્રહે હાથે, એ સંન્યસ્તનાં ચિન્હ. ૩
એક રાત્રથી અધિક ન કરે, ગ્રામ માંહે નિવાસ;
વાદ વિવાદ તજી રહે, સદા પ્રણવ મન ઉલ્લાસ. ૪
મન ગોવિંદને ચર્ણે રાખવું, સદા હરિશું સ્નેહ;
સમ દૃષ્ટિ જન સર્વત્ર રાખે, સંન્યસ્ત મારગ તેહ. ૫
પ્રણવ જપ જપવો સહી, નિત્ય અહર્નિશ એ જ્ઞાન;
બ્રહ્મ દંડ ક્ષણ નવ મેલવો, ભાવે ભજન શ્રીભગવાન. ૬
લંગોટી શિવાય કાંઇ, વસ્ત્ર ન ધરવું સાથ;
પરબ્રહ્મને પિછાણવા, ગ્રહણ કરવો તેનો હાથ. ૭
આત્મા પ્રત્યે પ્રીતિ ધરવી, ફરવું એકાંત;
કાર્ય કારણથી પર, પરબ્રહ્મ વસે બ્રહ્માંડ. ૮
આત્મ વ્યાપકતા નિર્ખવી, આત્મા લક્ષમાં લઇ;
આત્મ સ્વરૂપ નિહાળી ચિત્તમાં, એ સંન્યસ્ત વ્રત સહી. ૯
મર્ણ ન ઇચ્છવું જીવિત ન ઇચ્છવું, જોવી કાળની વાટ;
અનાત્મ પ્રતિપાદિત શાસ્ત્રમાં, કરવો સદા ઉચાટ. ૧૦
જોશ તર્ક વિવાદ સર્વે, ઉદ્યોગ અભ્યાસનો ત્યાગ;
જ્ઞાન . પૂર્ણ મેળવવું, એ શુદ્ધ છે વૈરાગ્ય. ૧૧
મઠ આશ્રમ ત્યાગવા, બાળ ચેષ્ટા આચાર;
જડભરત વૃત્તિ સાચવી, કરવો જ્ઞાનનો આહાર. ૧૨

* આ તેરમા અધ્યાયમાં સાધક સંન્યાસીનો ધર્મ અને અવધૂતના ઇતિહાસરૂપે સિદ્ધની અવસ્થાનો કથાપ્રસંગ છે.

મહાત્મા સેવી દંભ જીતવો, હિંસા જીતવી પ્રમાણ;
સમાધિએ દૈવ દુઃખી જીતી,યોગ બળ જીત નિર્વાણ. ૧૫
સત્વ ગુણ રાખી નિદ્રા, સત્વથી તમો ન હોય;
શાંતિથી દયાદિ ગુણ જીતી, હરિ સ્વરૂપ હૃદે જોય. ૧૬
ગુરુ ભક્તિ શ્રેષ્ઠ સર્વથી, પ્રભુ સ્વરૂપ છે ગુરુ;
જ્ઞાનરૂપી દીવો દેનારા, ગુરુ છે શુદ્ધ પ્રભુ. ૧૭
સંન્યાસીને ગ્રામ્ય સેવા, ન કરવી નિત્યે રહી;
પ્રભાતે ઉઠી ચાલવું વનમાંહે, જ્ઞાન મારગ મન ગ્રહી. ૧૮
બ્રાહ્મણ અતિથિ ને યતિ થઈ, પંચેન્દ્રિય લાલચ કરે;
સંન્યાસી થઈ સ્વાદ ઇચ્છે, તે મહા નરકે સાંચરે. ૧૯
દેહરૂપી રથે બેસી જન, સૌ દેશ પર્યંત જાય;
એક પુરંજન તે જીવ કહીએ, સાંભળ પરીક્ષિત રાય. ૨૦
તે દેહીનાં સેવક ક્રોધ લોભ મોહ, મદ મત્સર સેવા કરે;
એવે રથે બેસી વિકર્મ કરતો, સંસાર સઘળે સાંચરે. ૨૧
(પણ) એવે રથે બેસીને જો, મહા પુરુષની સેવા કરે;
તો સ્વર્ગ તેને ઢુંકડું, મહા મુક્તિની પ્રાપ્તિ ખરે. ૨૨
લક્ષ ચોરાશી અવતાર ધરતાં, મનુષ્ય દેહને પામીએ;
શ્રીવિષ્ણુનું ધ્યાન ધરતાં, જન્મ મરણ વામીએ. ૨૩
પ્રવૃત્તિ કર્મ જે આચરે, વર્ણું ત્રણ જેહ કહાવે;
એ પ્રવૃત્તિ કર્મથી પણ પ્રાણી, સ્વર્ગ શીઘ્રે સિધાવે. ૨૪
નિવૃત્તિ કર્મ હવે કહું, સુણ રાય હે સુજાણ;
સંકલ્પ વિકલ્પ ઇંદ્રી હોમે, મનમાંહે નિર્વાણ. ૨૫
વાણીને અક્ષર સમુદાયે હોમે, અક્ષરને ઓંકાર સઘ;
ઓંકારને બિંદુમાં હોમે, બિંદુને નાદ નાદને પ્રાણ મધ્ય. ૨૬
પ્રાણ હોમે પરબ્રહ્મ મધ્યે, એ નિવૃત્તિ કર્મ રીતિ;
એવો જ્ઞાની પુરુષ પૂર્ણપણે, પામે સર્વ સિદ્ધિ. ૨૭
એ જ્ઞાની પ્રથમ અગ્નિ પાસે, પછે સૂર્ય પાસે જાય;
શુક્લ ઉત્તરાયણ પાસ જઈ, પછે બ્રહ્મા પાસે પલાય. ૨૮
બ્રહ્મ લોકે ભોગ ભોગવી, તૈજસ પામે શરીર;
સૂક્ષ્મ દેહનો લય કરી, પછે પ્રાજ્ઞ થાય તે વીર. ૨૯
દેહાદિકને મિથ્યા ગણવું, સાર એમાં એકે નથી;
પરમાત્મા એ સત્ય છે, પુરાણ વારંવાર કહે મથી. ૩૦
અવિદ્યા મટે નહિ, ત્યાં લગણ જીવ ભૂલે અહીં;
નિત્ય વસ્તુ કોઈ નથી, એ નિશ્ચે માનવું સહી. ૩૧
અવિદ્યા મટે જીવની ત્યારે, સર્વ ભ્રાંતિ સેહેજે ટળે;
અદ્વૈત સ્થિતિ પામે પ્રાણી, સંશય તેના સઘ બળે. ૩૨
જાગૃતે કંઇ છે નહિ, બ્રહ્મ વિના વસ્તુ એક;
ભાવાદ્વૈત દશા ત્યજે, તો જાણે સકળ વિવેક. ૩૩
ક્રિયાદ્વૈત ને દ્રવ્યાદ્વૈત, એ જાણે પૂર્ણ જે જંન;
આત્મારામને શોધે પછી, પૂર્ણ પરાત્મા પરબ્રહ્મ. ૩૪
વળી વેદમાં મારગ કહ્યા છે, સુગમ સાંભળ તે કહું;
એક પ્રવૃત્તિ ને નિવૃત્તિ, તેણે વિશ્વ વ્યાપ્યું છે સહુ. ૩૫
પ્રવૃત્તિથકી જે કર્મ કરે, તે ફરીને જન અવતરે;
નિવૃત્તિ આચરી રહ્યો તે, સ્વર્ગસદને સાંચરે. ૩૬
પ્રવૃત્તિ નિવૃત્તિ બુદ્ધિ, બિનો* સ્વામી આત્મા સહી;
જેવી સ્રીને રહે વળગી, તેવું ફળ પામે અહીં. ૩૭
પ્રવૃત્તિ સંસાર માર્ગ દેખાડે, ને વળી માયા બહુ;
હાસ્યવિનોદ વ્યાપાર ક્રીડા, કરે સંસારના વિષે સહુ. ૩૮
પ્રવૃત્તિ સંગે પ્રીતડી તે, ધૂળપર લીંપણ યથા;
શુકદેવ પરીક્ષિતને કહે, રાય નિવૃત્તિની સુણો કથા. ૩૯
નિત્ય જ્ઞાન મારગ સ્નાન સેવા, નિવૃત્તિ ઉપજાવતી;
સંસાર સાગર વિષેથી, તારીને યમથી મૂકાવતી. ૪૦
તે માટે એ નિવૃત્તિ મારગ, આચરવો હરિજનને;
જ્ઞાનબુદ્ધિએ રાખવું, નિત્ય ધ્યાન દઢ રાખી મનને. ૪૧
ઋષિ નારદ રાય યુધિષ્ઠિરને, જ્ઞાન બુદ્ધિ કથા કહે;
એ કાયાને માયા ઘણી, સંપત વિપત સઘળી સહે. ૪૨
વીણાપાણિ કહે સુણ રાજા, મુજ જન્મનું વૃત્તાંત જેહ;
પ્રથમ જન્મે હું તો ઉપવર્ણ, ગાંધર્વ જાતિ દેહ. ૪૩
લંપટ કામી હું હતો, એક સમે અમર સભાય;
ગાન નાટક નૃત્ય માંડયું, ગયો ગાવા ત્યાંય. ૪૪
હું અપ્સરાનો હવો સંગી, તવ દેવે દીધો શાપ;
કામી દૃષ્ટિ કરી તો મુને, સઘ લાગ્યું પાપ. ૪૫
શાપ ઉગ્ર દીધો મુને, દેવતાએ વાણી કહી;
દાસી પુત્ર તું થજે પાપી, જો અવિદ્યા કીધી અહીં. ૪૬
તે શાપથી દાસી પુત્ર થઈ, અવતાર મેં લીધો તહીં;
પછી બ્રાહ્મણની મેં કરી સેવા, ભાવ ધરી મન મહીં. ૪૭
ત્યાં બ્રાહ્મણે મુને મંત્ર આપ્યો, નારાયણનો સાર;
તે મંત્ર સાધન ધ્યાન યોગે, હવો દ્વિજ અવતાર. ૪૮
અતિ ઉગ્ર ભક્તિ મેં કરી, તપ કરી હરિનું ધ્યાન;
ત્યાં લય પામ્યો લીલા હવી, મુને કૃપા કરી ભગવાન. ૪૯
પછી બ્રહ્માનો પુત્ર થઇ, હું અવતર્યો નારદ નામ;
તે સર્વ બ્રાહ્મણ કૃપાથી, પામ્યો અતિ ઉત્તમ ધામ. ૫૦
હે રાય, તું છે ભાગ્યશાળી, બીરાજે પરબ્રહ્મ કૃષ્ણ;
ત્રૈલોક્ય તારણ મહાપ્રભો, પરમ પવિત્ર તુજ મિત્ર. ૫૧
જેને શોધે મોટા મુનિ, શિવ બ્રહ્માદિક નવ પામે;
જેનું સ્વરૂપ કોઇ ન જાણે, તે વસે તુજ ધામે. ૫૨
મૌન ભક્તિ ઉપશમાદિક, મળવાને પૂજા કરું;
ક્ષણમાત્ર થાય કૃષ્ણ અળગા, દુઃખ બીજું કો નવ ધરું. ૫૩
એવું કહી આશીર્વાદ દઈ, ઋષિ નારદ ત્યાંથી ગયા;
રાય યુધિષ્ઠિર નિત્ય ભજે કૃષ્ણ, કથા સાંભળી તૃપ્ત થયા. ૫૪

---

* એ બે સ્રી આત્માની કહેવી છે, તેથી જેવી બુદ્ધિ આત્માને થાય, તેવા ગતિને પામે.

બ્રહ્મપદની સેવા કરે નિત્ય, સુણી નારદનું જ્ઞાન;
વિશેષ ભક્તિ રાજાએ માંડી, શ્રીકૃષ્ણ લહી ભગવાન. ૫૫
સંસારમાં જન અવતરી, દ્વિજની ભાવથી પૂજા કરે;
વિષ્ણુનું પૂજન તે થયું, એમ સૂતપુરાણી ઊચરે. ૫૬
શુક કહે સુણ રાય પરીક્ષિત, કથા પૂરણ તે હવી;
શ્રીભાગવત સપ્તમસ્કંધની, લીલા પ્રાકૃત નવી નવી. ૫૭
સંવત સત્તર ચોસઠ વર્ષે, ઉત્તર અયન કહેવાય;
માસ જ્યેષ્ઠ ને કૃષ્ણ પક્ષે, દસમી દિવસે લખાય. ૫૮
સૌભાગ્ય યોગ બુધવાસરે, પરિપૂર્ણ હવી આ કથાય;
નર નાર શ્રવણે સાંભળે તો, સમસ્ત અઘ મૂકાય. ૫૯
ઔદિચ્ય જ્ઞાતિ વિપ્ર ઉત્તમ, નાનાભટ સુત રંક;
શ્રીગોવિંદે આ કથા કીધી, હું ન જાણું એકે અંક. ૬૦
શ્રીસૂર્યપુર તાપી તટે, બેગમપુરામાં વાસ;
શ્રી ગુરુ ચર્ણ કૃપાથકી, હવું એવું જ્ઞાન પ્રકાશ. ૬૧
જન્મ મરણની જાય ભાવટ, પવિત્ર થાયે અંગ;
ધર્માર્થ કામ ને મોક્ષ એ ચારે, પામે રહી સત્સંગ. ૬૨
શ્રીવિષ્ણુ કરુણા કરે, જન તરે ભવ સંસાર;
અધ્યાય પંદર થયા પૂરણ, યથામતિ વિસ્તાર. ૬૩

વલણ

યથામતિ વિસ્તાર શ્રોતા, કથા હરિ પૂરણ કરી;
કર જોડી વિપ્ર વલ્લભ કહે, શ્રોતાજન બોલો શ્રીહરી. ૬૪

ઇતિ શ્રીમદ્‌ભાગવતે સપ્તમસ્કંધે પંચદશોઽધ્યાયઃ ॥ ૧૫॥

---

इति सप्तमस्कंधः समाप्तः

# શ્રીમદ્ભાગવત

## (કવિ વલ્લભકૃત પદબંધ)

### અષ્ટમ સ્કંધ

#### અધ્યાય ૧ લો*

રાગ કેદારો

ૐ શ્રીશૈલસુત ચર્ણ ચિત્તધરું, સરસ્વતિને પ્રણામ જ કરું;
આદરું કથા શ્રી અષ્ટમ સ્કંધની રે. ૧

ચાલ

અષ્ટમસ્કંધની કથા વિષે હરિ, આપો અવિચળ વાણી;
ભણે સાંભળે ભાવ સહિત, ધન્ય ધન્ય કહીએ તે પ્રાણી. ૨
હરિ કથારસ પ્રેમ ન પીધો, તો દેહ ધર્યો શું કરવા;
એણે જન્મ ધર્યો અપરાધી, આવ્યા જનુનીનું જોર હરવા. ૩
નારાયણ નામનો મોટો મહિમા, જન સંકટે સમર્યો જાય;
તારક મંત્ર તારે ભવસિંધુ, મહિમા વેદ ભણાય. ૪
યોગ યજ્ઞ તપ આદિ લઈને, સ્નાન દાન સાધન;
સકળ પદારથ વિષ્ણુ નામે, હરિ ભાવે ભજો હરિજન. ૫
ભારદ્વાજ સનકાદિક શંકર, શેષ પરીક્ષિત રાય;
શૌનક ઋષિ જન્મેજયે રસ લીધો, શ્રવણભક્તિ સુખદાય. ૬
કલિયુગ માંહે સદ્યફળ થાય, જો ભક્તિ કરે દૃઢ ભાવે;
જે જન વૈકુંઠનાથને ધ્યાય તે, જનુની જઠર ન આવે. ૭
અઢાર પુરાણમાં ઘણી કથા છે, કહી કવિ વાણી વિસ્તાર;
તે માંહે શ્રી ભાગવત તે, બ્રહ્મ નિરૂપણ સાર. ૮
નિગમ ચારે તણું તત્વ છે, સાંભળતાં અઘ જાય;
શ્રોતા વક્તા ને જન પૃચ્છક, સર્વ પાવન થાય. ૯
અષ્ટમસ્કંધ કથારસ પાવન, પ્રાકૃત કહું વિસ્તારી;
જે સાંભળતાં કોટિ જન્મનાં, અઘ છૂટે નરનારી. ૧૦
અડસઠ તીર્થતણું ફળ પામે, કૃપા કરે અવિનાશ,
એ ચોવીશ અધ્યાય શ્રવણપાનથી, પહોંચે મનની આશ. ૧૧
ઋષિ શૌનકને સંભળાવે, આ કથા શ્રીસૂતપુરાણી;
પરીક્ષિત રાજા વ્યાસપુત્રને, પ્રશ્ન પૂછે શુભ વાણી. ૧૨
સ્વામિ મેં સ્વાયંભૂવ મનુની કથા સુણી, તમો વર્ણવી જેહ;
ચાર મન્વંતરની કથા કહો, મુને તેનો છે સંદેહ. ૧૩
વળતું શ્રીશુકદેવ કહે છું, સાંભળ રાય વિસ્તાર;
સ્વાયંભૂવ મનુને હુવા છે, રુડા યુગ્મ કુમાર. ૧૪
ત્રણ કન્યા ઉદય હુવી, સ્વાયભૂવ મનુને ભુવન;
તે રાય બહુ કાળ રાજ્ય ભોગવી, તપકાજ પધાર્યા વન. ૧૫
સુનંદા નદીતીર જઈને, એક પગે ઉગ્ર તપારંભ કીધો;
જમણા* પગતણો અંગુઠો, પૃથ્વી ઉપર દીધો. ૧૬
પ્રજા† સર્વને શિક્ષા દીધી, રાયે તપે જતી વાર;
જે રખે તમો દુઃખ દેતા, કોઈ પ્રાણીને અંગે લગાર. ૧૭
ગુરુ સુરભિ બ્રાહ્મણ વૈષ્ણવ, સાધુની સેવા કરીએ;
દયા દાન દૃઢ ભક્તિ ભાવથી, દુસ્તર શીઘ્રે તરીએ. ૧૮
એવી શિક્ષા કહી વળાવ્યા, સર્વે સ્થાનક જાય;
પછે જઈને સમાધિમાં, બેઠા સ્વાયંભુવ રાય. ૧૯
પરવશ જાણી તે રાયને, રાક્ષસો ખાવા ધાય;
દૈત્યેચ્છા જાણી યજ્ઞાવતારે, વધ ઇચ્છયો મનમાંય. ૨૦
પ્રકટ પુરુષોત્તમ હુવા ત્યાં, શોભા કહી નવ જાય;
શ્રીવત્સલાંછને શોભે પ્રભુ, વર્ણન તેનું નવ થાય. ૨૧
યામ નામે અવતાર લઈ, શ્રીહરિએ દૈત્ય કર્યા પતન,
યજ્ઞાવતાર મન્વંતરમાં, એક જ છે ઈંદ્ર ને ભગવન. ૨૨
અગ્નિ પુત્ર સ્વારોચિષને, દ્વિતીય મનુ જાણું;
દ્યુમાન્ સુષેણ અને ત્રીજો, રોચિષ્માન પુત્ર પ્રમાણું. ૨૩

---

* આ પહેલા અધ્યાયમા સ્વાયભુવ, સ્વારોચિષ, ઉત્તમ અને તામસ એ ચાર મનુઓનું નિરૂપણ કરવાનો કથાપ્રસંગ છે.

* સ્વાયભુવ મનુ તપ કરતા આ પ્રમાણે બોલ્યા છે—જેથી જગતને ચેતના મળે છે, પણ જગત્ જેને ચેતના આપતું નથી, જગત્ સુઈ રહે છે, તથાપિ જે સાક્ષીપણાથી જાગે છે, એવા ઈશ્વરને કોઈ લોકો જાણતા નથી, પણ તે ઈશ્વર સર્વ લોકને જાણે છે સૃષ્ટિમા જે જે વસ્તુ ઉત્પન્ન થઇ છે, તે સર્વમાં ઈશ્વર છે, માટે તે ઈશ્વર જે આપે, તેથી સંતોષ માનવો, પણ કોઇનું ધન લઈ લેવાની ઇચ્છા કરવી નહિ જે સર્વને જુવે છે, પણ જેને કોઇ જોઈ શકતું નથી ને જેનું જ્ઞાન કદી પણ બંધ પડતું નથી, તે સર્વ પ્રાણીઓના અંતર્યામી અસંગ પ્રભુને ભજો જે ઈશ્વરને આદિ, અંત, મધ્ય, પોતાનો, પરાયો, અંદર કે બહાર કોઇ પણ નથી અને જગતના આદિ, અંત, મધ્ય, પોતાના કે પરાયા, અંદર અને બહાર જે છે તથા જગત્ જે રૂપ છે, તે સત્ય પરિપૂર્ણ પરમાત્મા છે. ઘણાં નામવાળા, સત્ય, સ્વયપ્રકાશ, અજન્મા, નિર્વિકાર અને જગત્સ્વરૂપ જેનો દેહ છે, એવા તે ઈશ્વર સ્વશક્તિરૂપ માયાથી આ જગતની સૃષ્ટિ, સ્થિતિ અને પ્રલય કરે છે અને વિદ્યાથી માયાનો ત્યાગ કરી નિષ્ક્રિય થઈને રહે છે, એટલા માટે ઋષિઓ પણ મોક્ષ પામવા વાસ્તે પ્રથમથી કર્મ કરે છે, કેમકે કર્મ કરનાર માણસ બહુધા અંતે કર્મ રહિત થાય છે. સ્વસ્વરૂપના લાભથી જ પૂર્ણ કામ રહેનાર ઈશ્વર ભગવાન્ કર્મ કરે છે, તોપણ તેમાં બધાતા નથી. એટલા માટે જેઓ ઈશ્વરને અનુસરે છે, તેઓ પણ કર્મથી બંધાતા નથી. કર્મ કરતાં છતા પણ નિરહંકાર રહેનાર, સર્વજ્ઞ કામના રહિત, પરિપૂર્ણ, બીજાએ નહીં જોયેલા, સ્વ આચરણથી લોકોને શિખામણ દેતા, મનુષ્ય અવતારને ઘટે એવા માર્ગમાં રહેનાર ઈશ્વરને શરણે હું જાઉં છુ. [મૂ. ભા. સ.

† આ અહી કહીની વાત મૂળ ભાગવતમાં નથી.

રોચન નામે ઇંદ્ર હતો, તુષિતોદિક દેવતાય;
ઉર્જસ્તંભ જે બ્રહ્મવાદીઓ, તેઓ સપ્તર્ષિ કહેવાય. ૨૪
વેદશિરા ઋષિની સ્ત્રી, પાળે પતિવ્રતા ધર્મ;
તુષિતા ઉદરથી પ્રભુ પ્રગટ્યા, વિભુ નામે પૂરણ બ્રહ્મ. ૨૫
અઠ્યાસી સહસ્ર વ્રતધારી ઋષિ, સુકૌમારાવસ્થાથી બ્રહ્મચારી;
તે સર્વ વિભુ ઈશ્વર પાસથી, નિયમ શિખ્યા છે ભારી. ૨૬
પ્રિયવ્રત પુત્ર ઉત્તમને, ત્રીજો મનુ પ્રમાણો;
પવન સૃંજય યજ્ઞહોત્ર તે, તેના પુત્રો માનો. ૨૭
પ્રમદાદિ પુત્રો વસિષ્ઠના, સપ્તર્ષિ કહેવાણા;
સત્ય, ભદ્ર અને વેદશ્રુત, દેવતા એ થપાણા. ૨૮
સત્યજિત્ નામે ઇંદ્ર હતો, પરાક્રમે અતિ શૂર;
ધર્મની સુનૃતા સ્ત્રીથકી, સત્યસેન પ્રભુ મહાપૂર. ૨૯
સત્યસેન પ્રભુએ ઇંદ્રની રક્ષા, યક્ષ રાક્ષસથી કીધી;
તે સર્વેનો નાશ કરીને, અભયપદવી ઇંદ્રને દીધી. ૩૦
ચોથો મન્વંતર જે તામસ,* તેને છે દશ પુત્રાં;
સત્ય હરિ વીર દેવતાઓ, થયા પરમ પવિત્ર. ૩૧
ત્રિશિખ નામે ઇંદ્ર થયો, જ્યોતિર્ધામાદિ સપ્ત ઋષિ;
વિધૃતિના પુત્ર બીજા, વૈધૃતિ નામે મુખિ. ૩૨
તેણે કાળ ગતિથી નષ્ટ થયેલા, વેદનું પ્રતિપાલન કીધું;
એ મન્વંતરમાં પ્રભુ પ્રકટ્યા, ધારણા સૌને દીધું. ૩૩
હરિમેધાની હરિણી સ્ત્રીથી, હરિ અવતર્યા નિરધાર;
'હરિ' નામે પ્રભુ પ્રકટ હુવા તે, પરમેશ્વર અવતાર. ૩૪
એણે અવતારે શ્રીહરિએ, ગજેન્દ્રને મૂકાવ્યો;
કીર્તિ યશ મહિમા મહારાજે, ભક્ત હેત ઉપજાવ્યો. ૩૫

વલણ

ભક્તહિતે મહારાજ પ્રગટ્યા, સાંભળ પરીક્ષિત રાયરે,
શ્રોતા બોલો શ્રીહરિ, હવો અષ્ટમનો પ્રથમોધ્યાયરે.

ઇતિ શ્રીમદ્‌ભાગવતે અષ્ટમસ્કંધે પ્રથમોઽધ્યાયઃ ॥ ૧ ॥

## અધ્યાય ૨ જો‡

### કડવું ૨–જું–રાગ રામગ્રી

રાય પરીક્ષિત પૂછે એહજી, હરિએ ગજેન્દ્ર મુકાવ્યો જેહજી;
તે વિસ્તારી કહો ઋષિરાયજી, હરિ ગુણ સુણતાં મહા સુખ થાયજી.

ચાલ

સુખ થાય ને દુઃખ જાય, સાંભળો ગોવિંદ ચરિત્ર;
વિસ્તારપૂર્વક કહો મુજને, વ્યાસ પુત્ર પવિત્ર. ૧
એવી વાણી સાંભળી, શુકદેવ કહે સુણ રાય;
તેં ભલું પ્રશ્ન એ પૂછિયું, તેનો કહું મહિમાય. ૨

* એ પ્રિયવ્રતનો દીકરો ને ઉત્તમનો ભાઈ થાય. † પૃથુ, ખ્યાતિ, નર અને કેતુ ઇત્યાદિ. ‡ આ બીજા અધ્યાયમાં હાથિણીઓની સાથે ક્રીડા કરતાં અને ઇચ્છાથી ગ્રાહે પકડેલા ગજેન્દ્રે ઈશ્વરનું સ્મરણ કર્યું, તેનો કથાપ્રસંગ છે.

હરિગુણ સુણતાં સાધુને, ઉલ્લાસ મનમાં હોય;
ધન્ય ધન્ય તું રાય પરીક્ષિત, એ પ્રશ્ન કીધું સોય. ૩
મેરુથી દક્ષિણ દિશાએ, ત્રિકુટ પર્વત નામ;
ક્ષીર સમુદ્ર તટ સાંનિધ્ય છે, વન મનોહર તે ઠામ. ૪
ત્રણ શિખર છે ત્રિકુટને, શોભાતણો નહિ પાર;
કનકમય શોભા ઘણી, કરે શૃંગ તે આકાર. ૫
ઉંચાઈમાં દશ હજાર યોજન, પર્વત જ તે અતિ સ્હોય;
પહોળાઈ પણ છે તેટલી, વર્ણવી ન શકે કોય. ૬
ત્રણ શૃંગમાં એક સુવર્ણનું, લોઢું રૂપું અકેક;
રત્નમય વૃક્ષ લતા ત્યાં છે, પુષ્પ ગુચ્છ વિશેક. ૭
નિર્મળ ઝરણ ત્યાં વહે છે, ઘુઘુ કરે મનહર નાદ;
દુધેલ મોજાએ મૂળ ધોવાયે, જોતાં વધે આલ્હાદ. ૮
મરકત મણિએ ભૂમિ શોભે, સિદ્ધ ચારણ ગંધર્વ;
ગિરિ ગેહ્વર મધ્યે વસે, ક્રીડા કરે તે સર્વ. ૯
અપ્સરાઓ થેઇકાર કરતી, કિન્નર સ્વરે ગુફા ગાજંત;
સિંહ નાદ પેરે પ્રતિધ્વનિ, ગિરિ કરે તે વાજંત્ર. ૧૦
મહા મનોહર એવી રચના, શું વર્ણવું મહિપાળ;
મણિ રત્ન હીરા ઝવેર માણક, જડિત ઝાકઝમાળ. ૧૧
વનસ્પતિ પુષ્પ સુગંધી, શોભા કહી નવ જાય;
મોગરા માલતી કેતકી, રમ્ય મારુત વાય. ૧૨
ચંપક ચંબેલી જુઈ, ગુલાબની શોભાય;
દેવતરુવર દ્રાક્ષ દાડીમ, આમ્રની રચનાય. ૧૩
સિંહ વ્યાઘ્ર શુકર ગો ચમરી, મૃગ અને માતંગ;
અનેક પશુ પક્ષી વસે ત્યાં, શોભિત નાના રંગ. ૧૪
ખગખગ સારસ મયૂર કોયલ, હંસ વનમાં હોય;
કીર કોકિલ શબ્દ સુંદર, વર્ણવી શકે ન કોય. ૧૫
એક* શૃંગે રવિનું સ્થાનક, શોભા કહી નવ જાય;
બીજું સેવ્યું ચંદ્રમાએ, તપ કર્યું જઈ ત્યાંય. ૧૬
શૃંગ ત્રીજું બ્રહ્મસદન મત, બ્રહ્માનું આસન;
નાના પુષ્પ સુગંધ શીતલ, પવન ગતિ પાવન. ૧૭
અનેક તાપસ ઋષિજને, ત્યાં કર્યાં છે નિવાસ;
પરબ્રહ્મને આરાધતાં જન, ત્રિકુટ પર્વત પાસ. ૧૮
તે પર્વત પાસે સરોવર છે, કાંચન પંકજ† નામ;
સરની પાસે દ્રુમ લતા, વન શોભતું તે ઠામ. ૧૯
પોયણ પ્રફુલ્લિત થઈ છે, કમળનો નહિ પાર;
શુક્રમૌક્તિક પેણુ શોભા, પુષ્પ ભાર અઢાર. ૨૦
દશ યોજન વિસ્તીર્ણ છે, તે સરોવર મનસાર;
અનેક શોભા તે વનમાં, શત યોજન મોઝાર. ૨૧
ત્યાં દેવ ઋષિએ નિવાસ કીધા, કરવા તપ સાધન;
પર્વતની ત્યાં ગુફા સુંદર, પણ મલીન પંકજ વન. ૨૨

* એ ત્રણ ટોંચની વાત મૂળ ભાગવતમાં નથી.
† મૂળ ભાગવતમાં એ નામ નથી.

એ ત્રિકુટના એક ભાગમાં ઋતુમત નામે કુંજ;
વરુણ સ્વામિ તે તણો, ત્યાં પુષ્પના બહુ ગુચ્છ. ૨૩
એ વરુણનું મંદિર ત્યાં છે, એ સરોવર સંનિધાન;
તે વનમાં હસ્તિનાં યુથ છે, અતિ ઉત્તમ ઉદ્યાન. ૨૪
તે સર્વ ગજનો અધિપતિ, ગજેંદ્ર મહાબળવંત;
લલિત પંકજ વન નિવાસી, બળતણો નહિ અંત. ૨૫
મદે ઝરતો અંગે ઉત્તમ, ઉજ્વળ છે શોભાય;
આરક્ત લોચન પ્રચંડ દેહી, શ્વેત છે કાયાય. ૨૬
અનેક ગજશું પરવરે, શોભા તણો નહિ પાર;
ઐરાવત સમ બળ છે જેનું, સાંભળ રાજકુમાર. ૨૭
એક વાર ગ્રીષ્મઋતુ સમે, હસ્તિ રંગે રમે ક્રીડાય;
ત્યાં તૃષા ગજને ઉપની, સર* ભણી ચાલ્યો જાય. ૨૮
માર્ગ મધ્યે ચાલતાં, ભાંગે વૃક્ષ કાંટા જાળ;
સિંહ સર્પ મૃગ ગેંડા, કાળિયાર મૂકે લાળ. ૨૯
સુવર પાડા રીંછડાં, વાનર કુતરાં તુંડ;
ગજેંદ્રના ઠમકારાથી, બહુ કરે દોડા દોડ. ૩૦
વળી દમામથી ધ્રુજાવતો, પર્વતને ચોપાસ;
હાથિણીઓ સહિત ગજેંદ્ર પોતે, ફરે કરી ઉલ્લાસ. ૩૧
ભમરથી ઘેરાયલો એ, મદ વિહ્વલ છે નેત્ર;
કમળ સુંધી સર તટે આવ્યો, કુટુંબ જન સમેત. ૩૨
ગજ પંકજ સરમાં પેઠો, પીવા જળ સરોવર માંહે;
ગજેંદ્ર શુંઢ ભરી લીધું, અમૃત જળ તે ત્યાંહે. ૩૩
શરીરપર ઉડાવ્યું વળી, ફેરવ્યું ચોપાસ;
હાથિણીપર ફેંકિયું, ક્રીડા અમૃત વિલાસ. ૩૪
નાહે નહવાડે પીયે પાયે, એમ કરે હાસ્ય તે ત્યાંહે;
તે હાલતું જળ એક ગ્રાહે દીઠું, આવ્યો ગજેંદ્ર છે જ્યાંહે. ૩૫
ગજનો પગ ગ્રહ્યો મુખમાં, જળ વિષે નિરધાર;
તાણતો ગજને જળ વિષે, સર્વ દેખતાં તેણીવાર. ૩૬
હસ્તી તાણે સ્થળ ભણી, વળી ગ્રાહ જળમાં સોય;
પણ બેઉ સરખા પરાક્રમી, બળે હારે ન જીતે કોય. ૩૭
વહારે અનેક હસ્તી આવિયા, કર્યા કોટિ ઉપાય;
પણ ચર્ણ ગ્રાહ મૂકે નહિ, જે ગ્રહ્યો છે મુખમાંય. ૩૮
એમ અન્યોન્ય સંગ્રામ હુવો, વર્ષ સહસ્ર પર્યંત;
લથબથ બેઉ થાયે સહી પણ, કોય ન પામે અંત. ૩૯
પ્રહાર પડ્યાથી જળ સૌ, હાલે ગગન ઉડે નીર;
ગજેંદ્ર દુઃખ પામ્યો ઘણું, કેમ ન પામે તટ તીર. ૪૦
બહુકાળ યુદ્ધમાં વહી ગયો, ગજેંદ્ર હુવો શક્તિહીણ;
ગ્રાહ શક્તિ વધી ગઈ, છૂટવા ન સુઝ્યાં ચિહ્ન. ૪૧
ગજેંદ્ર વિચારે મન વિષે, ન છોડવે મુજ જાત;
હાથી ન છોડવે મુજને, તો હાથિણીની શી વાત. ૪૨
આ ગ્રાહ છે કોઈ દેવીજન, તેથી મહા સમર્થ;
સ્તવું પ્રભુને સહેજમાં તો, તારે હું જે અસમર્થ. ૪૩

* સરોવર.

ગ્રાહ ગજપદને ન મૂકે, તવ ધર્યું હરિનું ધ્યાન;
હસ્તીએ ત્યાં સ્તવન માંડ્યું, વહાર કરો ભગવાન. ૪૪

વલણ

શ્રી ભગવાન પધારીએ, કરવા રંકની રક્ષાયરે;
શ્રી ભાગવત અષ્ટમસ્કંધનો, હુવો દ્વિતીયોધ્યાયરે. ૪૫

ઇતિ શ્રીમદ્ભાગવતે અષ્ટમસ્કંધે દ્વિતીયોધ્યાયઃ ॥ ૨ ॥

## અધ્યાય ૩ જો*

### કડવું ૩ જું–રાગ વેરાડી

શુકજી કહે સાંભળ રાય, શ્રીહરિનો કહું મહિમાય;
ગ્રાહે ચર્ણ ગ્રહ્યો ગજ જેહ, મુખમાંથી ન મૂકે તેહ.
વર્ષ સહસ્ર હુવો સંગ્રામ, ગ્રાહ ગજનો તેણે ઠામ;
બીજા બહુ ગજે બળ કીધું તહીં, પણ ગ્રાહે મૂખથી મૂક્યો નહીં.
તવ અકળાયો હસ્તીનો પ્રાણ, ગજેંદ્ર પામ્યો દુઃખ નિર્વાણ;
તવ શ્રીહરિનું માંડ્યું ધ્યાન, સ્તુતિ કરી સમર્યા ભગવાન.
પ્રથમ માનસી પૂજા કરી, એક ચિત્તે આરાધ્યા હરી;
સંધ્યાનિયમ માર્જન આચરે, મન સાધુ હરિ આગળ ધરે.
જ્ઞાન રૂપી કરી દિપક પ્રકાશ, એ માનસી પૂજા શ્રી અવિનાશ;
મનસા કુસુમતણા ઉપહાર, ભૂષણ વસ્ત્ર ધરાવે સાર.
પંચેંદ્રિય વશ્ય નૈવેદ્ય કરે, એમ ધ્યાન હરિનું ધરે;
એ ધ્યાન ધર્યું હૃદયાય, સમર્યા શીઘ્રે શ્રી વૈકુંઠરાય.
ગજેંદ્રસ્તુતિઃ–
જેના ચૈતન્યથી થયું આ જગ્ત, જેના વડે છે આ સર્વત્ર;
પરમ પ્રભુ પરાત્મા સ્વામી, નમસ્કાર કરુ અંતરયામી.
પુરુષ આદિ કારણ સ્વરૂપ, ધરુ ધ્યાન ત્રિભુવન ભૂપ;
જેમાં જગત સર્વે સમાયું, જગ્ત જેમાંથી ઉત્પન્ન થાયું.
જેથી જગત છે વળી જે જગત રૂપ, કાર્યા કારણ જુદો અનૂપ;
સ્વતઃ સિદ્ધ પ્રભુ ભગવાન શરણે, આવું તુજ સંનિધાન.
અખંડ જ્ઞાનમય સ્વયંપ્રકાશ, ઇંદ્રી પ્રકાશક શ્રી અવિનાશ;
કદિ થાઓ સ્વરૂપે પ્રત્યક્ષ, કદિ આપ થાઓ અદ્રશ.
કદિ જુઓ માયા તમારી, એ હરિ રક્ષા કરો હવે મારી;
સર્વ લોક અને લોકપાળ, સર્વ કારણો નાશ પામે અંતકાળ.
તે સમયે ગહન ને અનંત, અંધકાર વ્યાપે છે અંત;
તે અંધકારમાં વ્યાપક બિરાજે, રક્ષા કરો તે પ્રભુ આજે.
નટ પેરે લીલા કરનાર, રૂપ તે ન જાણે ઋષિ કો વાર;
તે અન્ય જીવથી કેમ કળાય, રક્ષા કરો એ ત્રિભુવનરાય.
મહા મંગળ સ્વરૂપ ઇચ્છે જેમ, સંગ માત્ર મુનિ તજે તેમ;
આત્મ દૃષ્ટિ મિત્રતા રાખે, અખંડ બ્રહ્મચર્ય જે દાખે.
મંગળમય પ્રભુનું જે નામ, ગતિ આપો તે શ્રી ભગવાન;
જન્મ કર્મ નામ રૂપ ગુણ, દોષમાંનું નથી કંઈ પણ.

* આ ત્રીજા અધ્યાયમા ગજેંદ્રની સ્તુતિથી ભગવાને ગજેંદ્રનો ગ્રાહથી અને દેવળ મુનિના શાપથી ગ્રાહનો ઉદ્ધાર કર્યો, એ કથાપ્રસંગ છે.

છતાં જન્મ ધરે માયાએ કરી, તારણ કરો એવા શ્રીહરિ,
પરબ્રહ્મ અનંત શક્તિવાળા, રૂપ રહિત ઘણા રૂપાળા
અનેક અદ્ભુત કર્મ કરનાર, તે પરમેશ્વર મુજને તાર,
અન્ય પ્રકાશથી ન પરખાય, પરમાત્મા વાણીથી નવ પહોંચાય.
સાક્ષી મન ચિત્ત વૃત્તિ જેહ, પહોંચી નવ શકે કેમેય;
મોક્ષના સ્વામી મોક્ષાનંદ, જ્ઞાતા પામે છોડે સર્વ ફંદ.
સન્યાસથી હરિને જે પામે, પ્રણામ કરુ છું તે પ્રભુને આ ઠામે,
શાંત ઘોર મૂઢપણું ધારણ કરે, સત્વાદિક ગુણોને જે અનુસરે.
ભેદ રહિત સમજ્ઞાનમય પ્રભુ, પ્રણામ કરીને હું આરાધુ,
જીવ રૂપ અને જીવ મૂળ રૂપ, સર્વ સ્વામી માયા કારણ ભૂપ.
સર્વના સાક્ષીનું ધ્યાન ધરુ, એ મહા પ્રભુને પ્રણામ કરુ,
સર્વ ઇંદ્રિ વિષય જાણણહાર, પદાર્થ માત્ર સત્ રૂપ વિસ્તાર
ઇંદ્રિયો વૃત્તિથી સર્વ જણાય, પ્રણામ કરું તે ત્રિભુવન રાય,
કારણરૂપ છતે કારણ રહિત, કારણ રૂપ છતે નિર્વિકાર રીત.
શાસ્ત્ર ને વેદના છો સાગર, મોક્ષરૂપ ને આશ્રમના ઘર,
એવા અનંત પ્રભુ બહુ નામિ, પ્રણામ કરુ હે ત્રિભુવન સ્વામિ
અનંત ગુણી જ્ઞાનાગ્નિરૂપ*, પરમ જ્ઞાનવાન્ પ્રભુ ભૂપ,
આત્મસ્વરૂપની ભાવનાવાળા, વિધિનિષેધનો ત્યાગ કરનારા.
જ્ઞાની છો સ્વય પ્રકાશે, નમું તે પ્રભુને મુક્તિ આશે,
મુજ જેવા શરણાગત જીવ, અવિદ્યા પાશથી તારે એ શિવ.
મુક્ત દયાળુ આળસ નથી, પરિચ્છેદ રહિત પૂર્ણ સર્વથી,
અંતર્યામી રૂપે સર્વ વ્યાપી, પ્રણામ કરુ છું મૂકાવો પાપી
દેહ પુત્ર સગાં ઘર ધન, આસક્તિવાન ન પામે તુજ ચર્ણ,
ગુણ સંગતિ રહિત હે ભૂપ, આસક્તિ રહિત ચિંતવે અનૂપ
જ્ઞાન સ્વરૂપ વિશ્વાધાર, અખંડ અવિનાશી મુજને તાર,
ધર્મ અર્થ કામ મોક્ષ ઇચ્છાવાળા, મનવાંચ્છિત ફળ દેનારા.
વળી આપે અમર સુખ દેહ, છૂટકો કરો મુજનો પ્રભુ તેહ,
પરબ્રહ્મ પરમેશ્વર અપ્રકટરૂપ, અગમ્ય સુક્ષ્મ અત્યંત દૂર.
પરિપૂર્ણ આદ્ય અનત, સર્વ રીતે સેવે હરિ જંન,
જેનાં ગાનમાં થાય ચકચૂર, એવા પ્રભુ સહાય થજો હે શૂર.
વેદ સ્થાવર જંગમ બ્રહ્મા દેવ, બન્યા સ્વઅંશમાંથી એવ,
એ ઈશ્વર પામો જય સદા, સ્તુતિ કરુ પ્રભુ હરો આપદા.
બુદ્ધિ મન ઇંદ્રિ ને આ શરીર, નિકળે સ્વયંપ્રકાશ શરીર†;
સ્વયપ્રકાશરૂપમાં પુન કરે પ્રવેશ, જય આપોએ ત્રિભુવનેશ‡.
પશુ પક્ષી મનુ દૈત્ય દેવ, સ્ત્રી પુરુષ નપુંસકન એવ,
ગુણ કર્મ કાર્ય કારણ, કોઈ રૂપ નથી ધારણ.
સર્વથી પર નેતિ નેતિ કહાવે, સર્વ સ્વરૂપ પ્રભુ જય પાવે,
કરો છૂટકો મારો હે હરિ, અમોઘ મારો મારો જે અરી.

* જેમ અરણિથી ઢંકાયેલો અગ્નિ હોય તેવો જ્ઞાનાગ્નિ ગુપ્ત છે
† તેજ ‡ એ પ્રકારા આ પ્રમાણે નિકળી સમાય છે—જેમ અગ્નિની જ્વાળા અગ્નિમાંથી નિકળે ને પાછી તેમાં જ સમાય જેમ સૂર્યનાં કિરણો સૂર્યમાંથી નિકળે ને પાછાં સૂર્યમાં સમાય તેમ જ

છૂટકો થયે ન ઇચ્છું જીવન, કરુ પ્રભુ પછી તારુ સેવન;
અજ્ઞાનમય હાથિસ્વરૂપ, પ્રયોજન શું છે તેનું ઓ ભૂપ.
અજ્ઞાન હું ન જાણું આત્મા, છૂટી ઇચ્છુ જાણવા પરમાત્મા;
હે ભગવાન જગતસર્જનાર, જગતરૂપ જગતાધાર.
જગતથી પર જગતે રમનાર, જગતના આત્મા વિશ્વાધાર;
અજન્મા પરમ પદરૂપ હરિ, નમું મોક્ષની ઇચ્છા કરી.
યોગથી કર્મને દાહે જે યોગી, શુદ્ધ થયેલા એ જે જોગી,
જુએ હૃદય સમીપ તુજ આસંન, નમું યોગેશ્વર ભગવન.
સર્વ ઇંદ્રિરૂપ છો પ્રત્યક્ષ, શરણાગતનું કરો છો રક્ષ;
અનંત શક્તિવાળા હે પ્રભુ, ન પામે દુષ્ટ જન તુને વિભુ.
ત્રણ શક્તિના નિયંતા નાથ; પ્રણામ કરુ છું જોડી હાથ,
માયા વ્યાપી છે જેને પ્રભાવે, દેહાભિમાને જુએ આત્મા અભાવે.
જેનુ માહાત્મ્ય છે અપરંપાર, એ ભગવનને કરુ નમસ્કાર,
હરિ અંતરયામી અવિનાશ, હરિ છોડાવો બંધન પાશ.
શંખ ચક્ર ગદાધર દેવ, અમર મુનિવર કરે તુજ સેવ;
ભક્તવત્સલ હે ઘનશ્યામ, પરમેશ્વર પ્રભુ અંતરયામ.
પીતાંબર ધારી શ્રીમહારાજ, મારી સહાય કરો હરિ આજ,
ગરુડધ્વજ ગોવિંદ ગોપાળ, તું અનાથનો નાથ દયાળ.
પ્રભુજી આ મેં નહિ સહેવાય, શ્યામળિયાજી કરો મુજ સહાય,
અનેક ભક્તને કરુણા કરી, સમસુ દર્શન દીધુ હે હરી.
મરણકાળ હવે મારો હવો, કૃપા કરો મુને અવિનાશ;
ભક્તવત્સલ શ્રીમહારાજ, મુને આ દુ:ખથી મૂકાવો આજ.
એમ અનેક સ્તુતિ હસ્તિ ઉચરે, ગજસ્તોત્ર કુંજર ત્યાં કરે;
એવુ હસ્તીએ ધર્યું ધ્યાન, ગજ વહારે આવ્યા ભગવાન.
શ્રીહરિ અવતાર પ્રભુનો જેહ, ગરુડે ચડી પધાર્યા તેહ;
ચતુર્ભુજ છે શોભિત અંગ, આયુધ શંખ ચક્ર ગદા સારંગ.
પીતાંબર ઝળકે કંઠે કૌસ્તુભ મણિ, જડિત મુકુટની શોભા ઘણી,
આવતા દીઠા જગજીવન, તવ હરખ્યું કુંજરનું મન.
તવ ગજે સુંઢ પાણીની ભરી, પરમેશ્વરની પૂજા કરી,
સુંઢ માંહે એક કમળ ભરાવ્યું, હરખે શ્રીહરિને ચડાવ્યું.
પછી પ્રદક્ષિણા મનસા દીધી, માનસી પૂજા હરિની કીધી,
દીનવચન ભાખે ગજરાય, ધન્ય હરિ મુનિ કીધી કૃપાય.
હે નારાયણ હે ભગવાન, સર્વના ગુરુ તમને પ્રણામ;
ઘણી ઘણી સ્તુતિ કરી ધર્યું ધ્યાન, ગજે સંતોષ્યા શ્રીભગવાન
પ્રભુએ ગજેંદ્રને કરુણા કરી, ચક્ર મેલ્યું સુદર્શન હરી,
જળમાં જઈ પેઠુ તે તત્ક્ષણ, ગ્રાહનું મુખ કીધુ છેદન.
કાપ્યું મુખ પડયું જળમાય, મૂકાવ્યો હસ્તીનો ત્યાં પાય,
દુંદુભિ શબ્દ આકાશે થાય, જય ગજ તારક વૈકુંઠરાય.
ઇંદ્ર અમર સૌ રહ્યા આકાશ, કુસુમે વધાવ્યા અવિનાશ,
ધન્ય ધન્ય ભક્ત હિતેચ્છુ કરી, ગજને પ્રભુ તમે કરુણા કરી.
ગ્રાહનુ મસ્તક નાખ્યું કાપી, મોક્ષ પદવી તેને આપી,
એવો જશ મહિમા અવિનાશ, ભક્ત જનની પૂરે આશ.

ચલણ

આશ પૂરે અવિનાશજી, નિજ ભક્તપર કરુણા કરી;
તૃતીય અધ્યાય હુવો પૂરો, સાધુજન બોલો શ્રી હરી.

ઇતિ શ્રીમદ્‌ભાગવતે અષ્ટમસ્કંધે તૃતીયોધ્યાયઃ ॥ ૩ ॥

## અધ્યાય ૪ થો*

### કડવું ૪ થું-રાગ ધન્યાશ્રી

શુકજી વાણી ઉચરે, સાંભળો પરીક્ષિતરાય;
ગજે ઘણી મનં હેતથી, કરી હરિ તણી સેવાય. ૧
સ્તુતિ સ્તવન કરી સંતોષ્યા, અવિનાશ વૈકુંઠનાથ;
ગ્રાહ વિદાર્યો ચક્રશું, મુક્તિ હુવી તે સાથ, ૨
ગજેંદ્રને ત્યાં છોડાવિયો, શ્રીહરિએ નિરધાર;
આશા પૂરી દાસની, કરી કૃપા દેવ મોરાર. ૩
તે યશ વિસ્તર્યો ત્રૈલોક્યમાં, હરિ ભક્તવત્સલ નામ;
ગજ ગ્રાહથી મૂકાવીયો, એવો અબળ જન વિશ્રામ. ૪
ગ્રાહને જ્યારે વિદાર્યો ત્યારે, પ્રગટ હવું એક રૂપ;
તેહ પૂર્વે હતો ગાંધર્વ, પ્રકટ્યું રૂપ અનૂપ. ૫
દેવલ ઋષિના શ્રાપથી, હુહુ નામ ગાંધર્વ એવ;
ગ્રાહ થઈ પડ્યો હતો તે, પ્રકટ હુવો તતખેવ. ૬
અવિનાશી યશના સ્થાન રૂપ, પ્રભુનું કરતો ગાન;
ગુણ કીર્તન કથવા લાગિયો, પ્રણમ્યો શ્રી ભગવાન. ૭
પ્રદક્ષિણા પ્રેમે કરી, સ્વસ્થાનકે ગયો તેય;
પ્રભુ સ્પર્શેથી છૂટિયો ત્યાં, ગજેંદ્ર રાજા જેય. ૮
પીળાં વસ્ત્ર પરિધાન કરેલાં, ભુજ હવા ત્યાં ચાર;
દિવ્ય દેહમય થયો પ્રભુથી, વૈકુંઠ પામ્યો તે વાર. ૯
તવ રાય પરીક્ષિત પ્રશ્ન પૂછે, કહો શુક ઋષિરાય;
કેમ શાપ હુવો ગાંધર્વને, તે કહો સર્વ કથાય. ૧૦
કહે શુક દેવલ ઋષિ એક વાર, બેઠા ઇંદ્રસભા મોઝાર;
હાહા ગાન† કીધું ગાંધર્વે, હાહા હુહુ નિશ્ચિંતે ઠાર. ૧૧
તપથી ચૂક્યો મુનિવર ક્રોધે, કહેતો તેણે ઠામ;
શાપ વાણી-વદે દેવલ, તું ગ્રાહ યોનિ પામ. ૧૨
નિશ્ચિંતપણે તું ગાન કરે છે, ધરે ન શંકા લગાર;
તું ગ્રાહરૂપ પામજે પાપી, જળમાં મઘર અવતાર. ૧૩
દેવલ ઋષિના શાપથી તે, મઘર હુવો જળમાંહિ:
શ્રીહરિનાં દર્શન થકી તેને, હુવી મુક્તિ ત્યાંહે. ૧૪
એ ગજ પૂર્વે ઇંદ્રદ્યુમ્ન, રાજાતણો હતો અવતાર;
પંડુ દેશનો રાજા હતો, તેનો કહું વિસ્તાર. ૧૫
એક સમે ભૂપતિ સાંચર્યો, ઇન્દ્રદ્યુમ્ન જે કહેવાય;
ગૃહસ્થાશ્રમ મેલી કરીને, તપ કરવા વન જાય. ૧૬
ગિરિમલયાચળ સમીપ આવી, ધર્યું નારાયણનું ધ્યાન,
ઉગ્ર તપ આરાધતો મન, ભજન શ્રીભગવાન. ૧૭
રાય પુણ્ય વ્રત આચરી બેઠો, બોલે નહિ કો સાથ;
એવે સમે ત્યાં આવીયા, અગસ્ત્ય ઋષિ સાક્ષાત. ૧૮
તે રાજાએ વ્રત ધર્યું માટે, ઉઠ્યો નહિ તેણીવાર;
આદર ઋષિને નવ કર્યો માટે, ચઢિયો ક્રોધ અપાર. ૧૯
પૂજા ન કીધી ઋષિની, કીધો નહિ નમસ્કાર;
એમ મુનિ વ્રત આચરી બેઠો, ભૂપતિ તે ઠાર. ૨૦
માનુભાવની પૂજા ન કીધી, નમી ન કર્યું સ્તવંન;
આવકાર અગસ્ત્ય પામ્યા નહીં, તવ ક્રોધ હુવો ઉત્પન્ન. ૨૧
અગસ્ત્ય ઋષિએ શાપ દીધો, રાય પ્રત્યે નિરધાર;
તું હસ્તિયોનિ પામજે, મહા દુષ્ટ પશુ અવતાર. ૨૨
તે અગસ્ત્ય ઋષિનો શાપ રાયને, હુવો તેણે ઠામ;
તવ સ્તુતિ કરતો રાય બોલ્યો, ઋષિને કરી પ્રણામ. ૨૩
મહારાજ તમ વચન નિશ્ચે, કેમે મિથ્યા ન થાય;
ઉદ્ધાર મુજને આપીએ, કરુણા કરી ઋષિ રાય. ૨૪
અગસ્ત્ય ઋષિ વાણી વદે, સુણ રાય સત્ય વચન;
તું ત્રિકુટાચળ સાંનિધ્ય વસજે, જહાં છે પંકજ વન. ૨૫
તૃષા તુજને લાગશે, જળ પીવા આવીશ ત્યાંહે;
તવ એક ગ્રાહ તુજ ચર્ણ ગ્રહશે, સરતણા જળમાંહિ. ૨૬
ત્યારે તું ગજ* સ્તોત્રે કરશે, નારાયણ વર્ણન;
કૃપા કરી ત્યાં આવશે, પરબ્રહ્મ જગજીવન. ૨૭
પ્રભુ ગ્રાહ હણી મૂકાવશે, તુંને આપશે વૈકુંઠવાસ,
સ્તુતિ કરતાં શ્રી વિષ્ણુજી, પૂરશે મનની આશ. ૨૮
તે માટે એ ગજ દેહ રાજા, સાંભળ પરીક્ષિત રાય;
શ્રીહરિએ તેને મૂકાવિયો, સે ગજ નમ્યો પ્રભુને પાય. ૨૯
પ્રભુએ ત્યારે પ્રસન્ન થઈ, કહ્યાં વચન† જે તેને;
સર્વ લોકે તે સુણ્યાં, હર્ષ થયો મન એને. ૩૦

---

* આ ચોથા અધ્યાયમાં ગ્રાહ પાછો ગંધર્વ થયો અને ગજેંદ્રને ભગવાન્ પોતાનો પાર્ષદ બનાવી પોતાના ધામમાં લઈ ગયા, તેનો કથાપ્રસંગ છે.

† ગાંધર્વે ગાન કીધું, તેથી ઋષિ કોપિત થયા એમ "વલ્લભે" પોતાની કવિતામાં લખ્યું છે, પણ તે મૂળ ભાગવતમાં વાત નથી. ભાગવતમાં તો આમ છે કે 'હુહુ' ગાંધર્વ સ્ત્રી સહ તળાવમાં ક્રીડા કરતો હતો, તે વખતે દેવલ ઋષિ નાહવા આવ્યા હતા, તેના પગ ખેંચ્યા તેથી તેણે શાપ દીધો કે, 'તું ગ્રાહ થજે.' પછી ગાંધર્વે ક્ષમા માગી ત્યારે ઋષિએ કહ્યું કે, ગ્રાહ તેં મને જેમ પગ ઝાલી ખેંચ્યો, તેમ તું ગજેંદ્રને પકડીશ ત્યારે તેથી તારો ઉદ્ધાર થશે.

* કવિ "વલ્લભે" જણાવ્યું છે, ઇન્દ્રદ્યુમ્ને હાથીનો શાપ પામતાં ઋષિની સ્તુતિ કીધી, પણ મૂળ ભાગવતમાં સ્તુતિ નથી, પણ શાપના નિવારણમાં ઋષિએ કહ્યું કે તું તે વખતે જે સ્તોત્રથી સ્તુતિ કરીશ, તે ગજેંદ્ર સ્તોત્ર કહેવાશે. મૂળ ભાગવતમાં એમ લખ્યું છે કે, જ્યારે તે રાજા હતો ત્યારે તેણે ભગવાનની ભક્તિ કરી હતી, તેથી પૂર્વના પુણ્યથી અંત વખતે ઈશ્વરનું સ્મરણ યાદ આવ્યું.

† ભગવાન્ કહે છે—તું, હું, આ તળાવ, આ પર્વત, ગુફા, વન, અનેક જાતનાં વાંસના ઝાડ, કલ્પવૃક્ષ, બ્રહ્મા, સદાશિવના સ્થાનકરૂપ આ શિખરો, ક્ષીરસાગર, શ્વેતદ્વીપ, શ્રી વત્સ, કૌસ્તુભમણિ, વનમાળા, કૌમો-

ગજગ્રાહ બન્ને શાપથી છૂટયા,બન્નો બેઠા દિવ્ય વિમાન;
તે દિવ્ય રૂપ હુવા ચતુર્ભુજ, કરી કૃપા શ્રીભગવાન. ૩૧
પ્રભુએ પોતાનો કર્યો પાર્ષદ, ગજ સેવકને નિરધાર,
સર્વે દેવે તવ કરી પૂજા, મન ધરી પ્રેમ અપાર. ૩૨
સ્તુતિ સ્તવન પૂજન કર્યું, આનંદ પામ્યા મન;
શ્રીગોવિંદ ગુણ ગ્રામ ગાતાં, ગયાં સ્વર્ગ સદન. ૩૩
નર નાર જે કો સાંભળે, ગજેંદ્રમોક્ષ આખ્યાન,
સકળ પદાર્થ પામે સહી, કૃપા કરે શ્રીભગવાન. ૩૪
સંસારનો ભય નહિ તેને, પાપ પ્રલય થાય;
વૈકુંઠવાસ અવિનાશ આપે, માયા થકી મૂકાય. ૩૫
શ્રીભાગવત અષ્ટમસ્કંધનો, એ ચતુર્થોધ્યાય;
ભણે સાંભળે સાધુ જન, તેનાં સર્વ પાતિક જાય. ૩૬

વલણ

સર્વ પાતિક થાય પ્રલય, શ્રીહરિ નામ જ ઉચરે;
કર જોડી વિપ્ર વલ્લભ કહે, તેને શ્રીહરિ કરુણા કરે. ૩૭

ઇતિ શ્રીમદ્ભાગવતે અષ્ટમસ્કંધે ચતુર્થોધ્યાય. ॥ ૪ ॥

## અધ્યાય ૫ મો*

### કડવું ૫ મું–રાગ ગોડી ચાલ ટુકડી

શુકજી કહે સાંભળ રાય, પાંચમા મન્વંતરની કથાય;
પાંચમો મન્વંતર રૈવત નામ, જેણે કર્યાં છે ઉત્તમ કામ. ૧
વિંધ્ય બલિ અર્જુન, તેને હુવા છે પુત્રો ત્રણ;
વિભુ નામે ત્યાં ઇન્દ્ર હતા, થયા ભુતરયાદિ દેવતા. ૨
હિરણ્યરોમા ને વેદશિરા, ઉર્ધ્વ બાહુ સપ્ત ઋષિ હુવા;
શુભ સ્ત્રી વિકુંઠાથકી સાર, હુવો વૈકુંઠ પ્રભુ અવતાર. ૩
વૈકુંઠ નામે કંઈ દેવ હુવા, દર્શનથી નાશ થાય અઘ એવા;
લક્ષ્મી સાથે રમવા કાજ, અવતાર ધર્યો મહારાજ. ૪
શ્રી વૈકુંઠનાથ વિષ્ણુ નામ, લક્ષ્મીજીને રમવાનું ઠામ;
પ્રભુએ વૈકુંઠ સ્વરૂપ ધરી, સાધુ સંતને કરુણા કરી. ૫
છઠ્ઠે મન્વંતરે ચાક્ષુપ નામ, મંત્રદ્રુમ નામે ઇંદ્ર તે ઠામ;
પુરુ પુરુષ સુદ્યુમ્ન કુમાર, આપ્યાદિ દેવગણ અપાર, ૬
હવિષ્માન વીરકાદિક જેહ, સપ્તર્ષિઓ કહેવાયે તેહ;
વૈરાજ સ્ત્રી સંભૂતિ ઉદર, અજીત પરમેશ્વરનો અવતાર. ૭
તેણે ક્ષીરસાગરને મથી, ચૌદ રત્ન કાઢ્યાં તે માંહેથી;
અમૃત અણાવ્યું વિશ્વાધાર, મેરુ રવૈ† કીધો તેણીવાર. ૮

સ્ત્રી મદ્ય, સુદર્શન ચક્ર, પાંચજન્ય શંખ, ગરુડ, શેષનાગ, લક્ષ્મીદેવી, નારદમુનિ, સદાશિવ, પ્રહ્લાદ, મત્સ્ય તથા કચ્છપ અવતારોથી કરેલાં મારા પવિત્ર કર્મો, સૂર્ય, ચંદ્રમા, અગ્નિ, (ૐકાર), (સત્ય), માયા, ગાયો, બ્રાહ્મણો, ધર્મો, ચદ્ર, કશ્યપ, ધર્મની સ્ત્રીઓ, ગંગા, સરસ્વતી, નદી, યમુના, ઐરાવત હાથી, ધ્રુવ, સપ્તઋષિઓ અને પવિત્ર કીર્તિવાળા મનુષ્યો કે જે સઘળા મારી વિભુતિરૂપ છે, તેઓનું પાછલી રાત્રે ઉઠી સ્મરણ કરવાથી તેનાં સઘળાં પાપ નાશ પામે છે, ને તેં કહેલાં સ્તોત્રથી જે મારી સ્તુતિ કરશે, તેઓને અંતાવસ્થાએ હું નિર્મળ બુદ્ધિ આપીશ.

* આ પાંચમા અધ્યાયમાં પાંચમો તથા છઠ્ઠો મન્વતર અને બ્રહ્મશાપથી લક્ષ્મીરહિત થયેલા દેવતાઓએ કરેલી ભગવાનની સ્તુતિનો કથા- છે. † રવાઈ

કચ્છપરૂપ પરમેશ્વર ધરી, મેરુ તળે રહ્યા આસન કરી;
મંદરાચળ મહા ગિરિવર જેહ, શ્રી હરિએ તટે ધર્યો તેહ. ૯
સમુદ્ર મંથન કરીને મોરાર, રત્ન ચતુર્દશ કાઢ્યાં બહાર;
રાય પરીક્ષિત પૂછે યથા, શુકજી વિસ્તારી કહો એ કથા. ૧૦
મંદરાચળ મથન કહો કથાય, જેથી દુરિત દૂર પળાય;
કચ્છપ રૂપ ધર્યું કેમ હરી, અમૃત મેળવ્યું કેમે કરી. ૧૧
બન્યા હોય જે અદ્ભુત પ્રસંગ, કહો મુને મુનિ ધરી ઉમંગ;
થાય હું સુણી પ્રભુ ચરિત્ર, તાપ સમવાથી થાઉં પવિત્ર. ૧૨
દૈત્ય અમર સંગાથે રહી, કેમ મથન કર્યું કહો સહી;
ચૌદ રત્ન પ્રભુએ કાઢ્યાં જેહ, મુજને વિસ્તારી કહો તેહ. ૧૩
તવ શુકદેવ કહે સુણ રાય, સમુદ્રમથનની જેહ કથાય;
એક સમે અનુપમ ઠામ, દેવ દૈત્યને હુવો સંગ્રામ. ૧૪
દૈત્યે દેવ ઘણા મારીયા, યુદ્ધમાં બહુ સંહારીયા;
દારુણ દૈત્યતણો સંગ્રામ, નાઠા દેવ તજીને ગ્રામ. ૧૫
દુર્વાસા શાપથી લક્ષ્મી* જાય, મનમાં તેમને શોક ન માય;
રાક્ષસ પડ્યા હતા રણ જેહ, ભાર્ગવે જીવતા કીધા તેહ. ૧૬
રાક્ષસથી ભય પામ્યા મન, અમર માત્ર જઈ વસ્યા વન;
ત્યાં અમર સર્વ કો ટોળે મળી, વિચારી વાત દેવ મંડળી. ૧૭
વાત વિમાસી દુઃખીયા થયા, પછી ભૂર્લોકભણી તે ગયા;
બ્રહ્માની ત્યાં સ્તુતિ કરી ઘણી, દુઃખની વાત કીધી આપણી. ૧૮
દેવને દુઃખે આંસુડાં ઝરે, તવ બ્રહ્મા વાણી ઉચરે;
કમળભૂ કહે હું આવું સાથ, ચાલો જઈએ જ્યાં વકુંઠનાથ. ૧૯
બ્રહ્મા ઇંદ્ર દેવ સર્વે કોય, વિષ્ણુ ભણી ચાલ્યા સૌ સોય;
ત્યાં પરમેશ્વરનું માંડયું ધ્યાન, સ્તુતિ કરી‡ સમર્યા ભગવાન. ૨૦

* દુર્વાસાએ એક દિવસે માર્ગમાં જતાં ઇન્દ્રને ફૂલની માળા પહેરાવી, તે માળા લક્ષ્મીના મદથી ગર્વિત થયેલા ઇન્દ્રે ઐરાવત હાથીની ઉપર ફેંકી, ઐરાવતે મદોન્મત્તપણાથી એ માળાને પગતળે છુંદી નાખી, તેથી કોપ પામેલા દુર્વાસાએ શાપ દીધો કે 'ત્રણ લોક સહિત તું લક્ષ્મી રહિત થજે.' † મેરુ પર્વતપર આવેલી બ્રહ્મસભામાં. ‡ બ્રહ્મા આ પ્રેમાણે સ્તુતિ કરે છે –દેવોમાં ઉત્તમ એવા, સત્ય, વિક્રિયારહિત, અનંત, અનાદિ, સર્વવ્યાપક, ઉપાધિરહિત, અતર્ક્ય, મન કરતાં પણ આગળ વધનાર, વાણીના અવિષય, અને ઉદાર એવા આપને પ્રણામ કરું છું પ્રાણ, મન, બુદ્ધિ ને અહંકારના જાણનાર, વિષય અને ઇંદ્રિયરૂપથી જણાતા, અજ્ઞાનરહિત, દેહરહિત, અક્ષર, આકાશની પેઠે વ્યાપક, ત્રણ યુગમાં પ્રકટ થનાર, વિદ્યા વા અવિદ્યા જે જીવના પક્ષમાં રહેનાર છે, તેથી રહિત આપને શરણ છું માયાએ પ્રેરાતા, મનોમય, દશ ઇંદ્રિય અને પાંચ પ્રાણ મળી પંદર આરાવાળા, શીઘ્ર ચાલનાર, ત્રણ (ગુણ) નાભિવાળા, વિજળીની પેઠે ચંચળ અને આંઠ (પ્રકૃતિ) પાટાવાળા આ જીવના ચક્રરૂપ દેહાદિકની ધરીરૂપ જે સત્ય પરમાત્મા છો, તેને શરણ છું. ત્રણ લોક અને સઘળા લોકપાળો જે જળથી ઉત્પન્ન થાય છે, જીવે છે અને વધે છે, તે મોટી શક્તિવાળું જળ જેના વીર્યરૂપ છે તે મોટી વિભૂતિવાળા પરમાત્મા, અમારી ઉપર કૃપા કરો. ધનને ઉત્પન્ન કરનાર, યજ્ઞાદિક કર્મની પ્રવૃત્તિને વાસ્તે ઉત્પન્ન થયેલો અને પેટની અંદર અન્ન વગેરે પદાર્થોને રાંધી નાખનાર અગ્નિ જેનું મુખ કહેવાય છે, તે મોટી વિભૂતિવાળા પરમાત્મા અમારીપર કૃપા કરો. દેવયાન નામના માર્ગના દેવતા, વેદમય,

તવ શ્રીહરિ ત્યાં પ્રકટ થાય, દેવ સર્વને હર્ષ ન માય,
હરિનું પૂજન સ્તવન દેવ કરે, અતિ આનંદ હૃદયમાં ધરે. ૨૧
પછી પરમેશ્વરની સ્તુતિ સહી, વૈરાટ સ્વરૂપથી ઉત્પત્તિ કહી;
બ્રહ્મા આદે દેવ સૌ સાથ, સ્તુતિ કરીને વિનવ્યા નાથ. ૨૨
કમળભૂએ ધર્યું હરિનું ધ્યાન, હવે પ્રકટો સ્વામી ભગવાન,
પીડા પ્રજાને બહુ થાય છે, તમે સર્વને માથે સહાય છે. ૨૩
માટે કૃપા કરો ભગવાન, અમે ઉભા તવ સંનિધાન;

વલણ

સહાય સર્વની કરો સ્વામિ, એમ અજ ઇંદ્રાદિક ઉચરે,
પાંચમો અધ્યાય હવો પૂરણ, કથા ભાગવત વિસ્તરે. ૨૪

ઇતિ શ્રીમદ્ભાગવતે અષ્ટમસ્કંધે પંચમોઽધ્યાયઃ ॥ ૫ ॥

## અધ્યાય ૬ ઠ્ઠો*

### કડવું ૬ ઠ્ઠું-રાગ આશાવરી

શ્રીશુકદેવ વાણી વદે, સાંભળો પરીક્ષિતરાય;
દેવ સર્વ સંગાથે હરિનું સ્તવન કરે બ્રહ્માય. ૧
તેજપુંજ પ્રભુ પ્રકટ હવા, દેખે બ્રહ્મા શિવભગવાન;
મહા તેજોમય છે સ્વરૂપ, હરિ શોભા રમ્ય નિધાન. ૨
પ્રભુસ્વરૂપસ્વચ્છ શોભતું, મરકત મણિ સમ શ્યામ;
કમળ ગર્ભ સમ રક્ત નેત્ર છે, પીળું વસ્ત્ર કર્યું પરિધાન. ૩
સર્વ અંગ સુંદર દીસે, મુખ ભ્રકુટી કાંતિવાન;
કિરીટ બાજુબંધ ઝળહળે, પ્રસન્ન વદન ભગવાન. ૪
મુખ કમળની શોભા ઉત્તમ, કપોળ ઝળહળે તેજ;
કટી મેખલા કંકણહાર નેપુર, કૌસ્તુભ ધર્યું સહેજ. ૫
વક્ષ સ્થળમાં લક્ષ્મી બેઠાં, શ્રી અંગમાં વનમાળ;
સુદર્શનાદિક અસ્ત્ર શસ્ત્ર, દેહ ધરી સ્તવે દયાળ. ૬
શિવ બ્રહ્માએ સ્વરૂપ નિરખ્યું, કીધા દંડવત્ પ્રણામ;
સ્તુતિ કીધી સર્વે ત્યાં, સ્તવિયા ઘનશ્યામ. ૭
જન્મ સ્થિતિ નાશ રહિત, નિર્ગુણ મોક્ષ સુખરૂપ;
સૂક્ષ્મથી પણ અતિ સૂક્ષ્મ, અમાપ ત્રિભુવન ભૂપ. ૮
પ્રભાવ જેનો અતિ ભારે, મહા તેજના અંબાર;
પ્રણામ તુજને પ્રેમે કરું, ઉતાર તું ભવ પાર. ૯
હે પુરુષોત્તમ હે મહા પ્રભુ, કલ્યાણ ઇચ્છક જેય;
જન વેદોક્ત કે તંત્રોક્તથી, પૂજન કરે અવશ્ય તેય. ૧૦
જે સ્વરૂપને નિત્ય સેવે, તે આ સાક્ષાત્ ભૂપ,
આ જગતમય સ્વરૂપમાં, જોઉં હું બ્રહ્મ સ્વરૂપ. ૧૧
હે નાથ હે પદ્મનાભ પ્રભો, ઇચ્છા કરી બહુ કાળ;
પ્રત્યક્ષ દર્શન કરવાતણી ઇચ્છા, તે દર્શન થયા હાલ. ૧૨
દાવાગ્નિથી પીડિત હસ્તી* ગંગોદક નિર્ખિ સુખિ થાય;
એમ સુખિયા અમે હવા, એ પૂર્ણ કૃપા કહેવાય. ૧૩
શરણે આવ્યાં આપને, હે અંતર્યામી ભૂપ;
ચરણે લઈ લજ્જા રાખો, સચરાચર સ્વરૂપ. ૧૪
ઘટઘટ વ્યાપક આપ છો, જાણો સૌ મન વાત,
સુખ ઉપાય પ્રભુ સૂચવો, તારો ત્રિભુવન તાત. ૧૫
એમ બ્રહ્મા આદે દેવ મળીને, બહુ સ્તુતિ ત્યાં કીધી,
સૌને દયાળે કરુણા કીધી, આરત ભંજન કૃપાનીધી. ૧૬
અવિનાશીનું સ્વરૂપ નિરખતાં, દુ:ખ દેવનું જાય;
સૌના મનોરથ પહોચિયા, આનંદ અંગ ન માય. ૧૭
પ્રસન્ન થઇ પરમેશ્વર બોલ્યા, દેવતણી સંનિધાન;
હવે થોડે કાળે મહાસુખ પામશો, આપ્યું હરિએ વરદાન. ૧૮
શ્રીહરિએ એમ વચન કહ્યું, તમો દૈત્યની પાસે જાઓ;
છળ પ્રપંચ આદરીને, અનેક રીતે સમજાઓ. ૧૯
સંધિ કરી સંપે રહો, ઇચ્છા પૂર્ણ થશે સહિ;
સમુદ્ર મથન કરવાની પ્રભુએ, વાર્તા ત્યાં કહી. ૨૦
અમ તમ મળીને સમુદ્ર મથીએ, લાભ ઘણો તો લઇએ,
દૈત્યને કહો પ્રેમે કરી, સર્વે એકઠા થઇએ. ૨૧
અમૃત નિકળશે તે થકી, તેથી થાશે લાભ,
શ્રમ કરીશું બંનો જણા, તેમાં સરખો ભાગ. ૨૨
સમુદ્ર મધ્યે મંદરાચળની, રવઈ મથવાને કરશું,
મંદરાચળ ઉપાડી લાવો તે, કચ્છપ પૃષ્ઠે ધરશું. ૨૩
વાસુકી નાગનાં નેતરાં કરી, સમુદ્ર મથશું એહ;
અમૃત નીસરશે નિધિમાંથી, વહેંચી લઇશું તેહ. ૨૪
પ્રથમ બુદ્ધિ ભેદ પ્રપંચ કરી, જઇ મળો તેની સાથ,
પછી વાત સૌ સારી થશે, એમ બોલ્યા વૈકુંઠનાથ. ૨૫
એવી વાણી હરિની સાંભળી, દેવને હર્ષ ન માય;
દૈત્યપતિની† સામા જઇને, તત્ક્ષણ મળ્યો સુરરાય. ૨૬

પરબ્રહ્મની ઉપાસનાના સ્થાનકરૂપ, મુક્તિના દ્વારરૂપ, પવિત્ર લોકરૂપ અને કાળરૂપ સર્વ જેના નેત્રરૂપ કહેવાય છે તે મોટી વિભૂતિવાળા પરમાત્મા અમારી ઉપર કૃપા કરો। જેના વક્ષઃસ્થળમાંથી લક્ષ્મી, છાયામાંથી પિતૃ, સ્તનમાંથી ધર્મ, પીઠમાંથી અધર્મ, મસ્તકમાંથી સ્વર્ગ અને વિહારમાંથી અપ્સરાઓ પ્રકટી છે, તે મોટી વિભૂતિવાળા પરમાત્મા અમારાપર કૃપા કરો. પંચ મહાભૂત, કાળ, કર્મ, ગુણ અને લોકપ્રપંચ કે જે નિરૂપણ કરવાને અશક્ય અને વિદ્વાનોએ મિથ્યા જાણી તજી દીધા છે, તે સઘળું જેની યોગમાયાએ બનાવેલું કહેવાય છે તે મોટી વિભૂતિવાળા પરમાત્મા અમારાપર કૃપા કરો। વિષયમાં લંપટ રહેનારા પ્રાણીઓના કામ ઘણાં કષ્ટવાળા, ક્લેશ આપવાળા, અને ખરી રીતે વ્યર્થ જાય છે પણ આપને અર્પણ કરેલાં કર્મો એવાં થતાં નથી અલ્પ અને માત્ર આભાસરૂપ કર્મ પણ ઈશ્વરને અર્પણ કરવામાં આવે તો વ્યર્થ જાય નહીં. કેમકે ઈશ્વર માણસોના પ્યારા અને હિત આત્મારૂપ છે ઝાડના મૂળમાં પાણીનું રેડવું જેમ સર્વ સ્કંધ અને શાખાઓને વૃદ્ધિરૂપ છે, તેમ ભગવાનનું આરાધન સર્વના અને પોતાના પણ આરાધનરૂપ છે, એવા આપને પ્રણામ કરું છું. [મૂ ભા સં

* આ છઠ્ઠા અધ્યાયમાં વિષ્ણુ પ્રકટ થતાં દેવતાઓએ તેમની ફરી સ્તુતિ કરી, ને વિષ્ણુએ આપેલી સલાહ પ્રમાણે દૈત્યોની સાથે અમૃત મેળવવાની મોટી તૈયારી કરી, તેનો કથાપ્રસંગ છે

* દાઝ્યા જેમ દાવાનળથી પીડાયલો ગજ ગંગા વારિ નિરખી શીતળ થાય, તેમ તમારું દર્શન પામી અમે શાંત થયા છીએ. † બલિરાજાને.

સુરરાયને નિરખીને, યુદ્ધ સામગ્રી સજ હોય,
ઇન્દ્રે વિનય વચન કહીને, પ્રેર્યા દૈત્ય સૌ કોય. ૨૭
સમુદ્રથી ત્યાં રત્ન કાઢ્યાની, વાત કહી સમજાવી;
અતિ આદર દેવતાનો દેખીને, દૈત્ય તણું મન ભાવી. ૨૮
પછી મંદરાચળ જઈ ઉપાડિયો, દેવ દૈત્યે લીધો માથે;
ચારે પાસ નમે છે ભારે, ઝાલ્યો સર્વે હાથે. ૨૯
દેવ દૈત્ય મળી એકઠા, ગિરિ લાવ્યા ત્યાં નિરધાર;
માર્ગે ચાલતાં મંદરાચળનો, લાગે છે બહુ ભાર. ૩૦
જ્યારે ગિરિ ઉચલાય નહીં, ત્યારે હેઠો નાંખ્યો તેહ;
કીધા ઉપાય ઉપાડવાને, પણ ન હાલે ગિરી એહ. ૩૧
ત્યાં ત્રિભુવન જન સૌ મળ્યા છે, જોવા ગિરિ સંનિધાન;
એવે સમે ત્યાં ગરુડે ચડીને, આવ્યા શ્રીભગવાન.* ૩૨
પછી દેવ દૈત્ય સર્વે મળીને, ઉચટ્યો ગિરિ તેવાર;
શીઘ્રે ગરુડ ઉપર ચડાવી, પોતે થયા ત્યાં અસ્વાર. ૩૩
લઈ ગિરિ ખગ આકાશે ઉડ્યો, જૂએ સૌકો ત્યાંહે;
નીચે ઉતરી ગરુડે ગિરિ મૂક્યો, સાગરના જળ માંહે. ૩૪
પછી ગરુડ વળ્યો ત્યાં થકી, આજ્ઞા માગી જાય;
દેવદૈત્ય હરિ મળીને વિમાસે, વાત સમુદ્ર મથવાય. ૩૫
રાક્ષસને આજ્ઞા આપી તે, વાસુકી લઈ આવ્યા;
વૃક્ષવેલી સામગ્રી સર્વે, નાનાવિધ ઉપજાવ્યા. ૩૬
પ્રભુજી કચ્છપ રૂપ ધરીને, જળમાં સ્થિર થયા ત્યાંય;
શ્રીભાગવતના અષ્ટમસ્કંધનો, હુવો ષષ્ઠાધ્યાય. ૩૭

વલણ

ષષ્ઠાધ્યાય હુવો પૂરણ, કથા શ્રીહરિની વિસ્તરી;
કર જોડી વિપ્ર વલ્લભ કહે છે, સાધુ જન બોલો શ્રીહરી. ૩૮

ઇતિ શ્રીમદ્ભાગવતે અષ્ટમસ્કંધે ષષ્ઠોધ્યાયઃ ॥ ૬ ॥

## અધ્યાય ૭ મો

### કડવું ૭ મું—રાગ દેશાખ-મલ્હાર

કહે શુકજીરે, પરીક્ષિત સાંભળ સહી;
ખગે પર્વતરે, જળમાં મૂક્યો જઈ. ૧
લક્ષ યોજનરે, ઊંચાઈ ગિરિતણી;
કરી રચનારે, મંદરાચળની ઘણી. ૨
કીધું તેથી પ્રૌઢરે, કચ્છપ રૂપ હરી,
પીઠ ઉપરરે, મંદરાચળને રહ્યા ગ્રહી. ૩
વીંટાળી વાસુકીરે, નાગનું કીધું નેતરું;‡
દેવદાનવરે, તાણીને કીધું ખરું. ૪
મુખે વળગ્યારે, રાક્ષસ બળીયા બહુ;
વાસુકીને પુંછેરે, દેવતા વળગ્યા સહુ. ૫
તળે થકીરે, પ્રભુ* પર્વતને ધરે;
સમુદ્ર મથવારે, એવી કળમથ કરે. ૬
માંડ્યો મથવારે, સમુદ્ર દેવ રાક્ષસ મળી,
દેવ દૈત્યનેરે, ઉપની મનમાં રળી. ૭
બેસી વિમાનેરે, દેવ સર્વે આવ્યા તહાં;
તેહ જોવાનેરે, જળધી કેરો તટ જહાં. ૮
સિદ્ધ યોગીઓરે, મુનિવર મોટા આવીયા;
મહા પુરુષનેરે, પર્મ હર્ષ ઉપજાવીયા. ૯
વાસુકીનાગનારે, મુખથી જ્વાળા નીકળી;
લાગી બળવારે, રાક્ષસની જે મંડળી.† ૧૦
અકળાયોરે, વાસુકી દુઃખ પામ્યો ઘણું,
અતિ ચંપાઈનેરે, ખંડાયું અંગ તે તણું. ૧૧
મુખે ફીણરે, લાળ નાગ નાખે ત્યાં;
ચોપાસરે, અગ્નિના ભડકા જ્યાં. ૧૨
બીધા રાક્ષસરે, તોએ મુખ મૂકે નહી,
નાગ વાસુકીરે, મહા દુઃખ પામ્યો સહી. ૧૩
વિષજ્વાળાથીરે, દાનવ મહાબળીયા બળે;
ન સહેવાયરે, સમુદ્રના જળમાં ટળવળે. ૧૪
થાક્યા ત્યાં બન્નેરે, દેવ દૈત્યો બન્ને પૂરા;
સમુદ્ર ગર્જેરે, થાય તેમના ચૂરા. ૧૫
પછી પ્રભુએરે, મથનનેત્રુ ધર્યું હાથે,
ગડગડ ઘુઘરુરે, થનથન મેર આપે નાચે. ૧૬
સમુદ્રવાસીરે, મગર કાચબા તરે;
જળ હાથીરે, તિમિંગળ સર્વ મરે. ૧૭
સમુદ્ર મથતાંરે, પ્રથમ વિષ ત્યાં નિપન્યું;
વાસુકીનાગનુંરે, સાથે તે એકઠું મળ્યું. ૧૮
તે વિષ જ્વાળાથીરે, પ્રાણી કો નવ ઉગરે;
પ્રભુ સ્તવિયારે, કારણ કોઈયે ના કળે. ૧૯
તવ સૌ મળીરે, શંકરને શરણે ગયા,
સ્તુતિ‡ કરતાંરે, શંકરની આગળ રહ્યાં. ૨૦
સ્વામી અમનેરે, આ વિષ બાળી મારશે,
હવે તમ વિણુરે, અહીંથી કોણ ઉગારશે. ૨૧
દેવ બોલેરે, સાંનિધ્ય શ્રીત્રિપુરારની;
સ્વામી રક્ષારે, કરો સૌ સંસારની. ૨૨

* એ સમયે કાર્યસિદ્ધિ માટે ભગવાનને ધ્યાવી જે દેવ અને દૈત્ય કચરાણા હતા, તેને હાથ ફેરવી સાજા કર્યા. † આ સાતમા અધ્યાયમાં મંથનમાંથી ઉત્પન્ન થયેલા ઝેરની બીકથી દેવ ને દૈત્ય ડરી ગયા ને પછી સદાશિવની સ્તુતિ કરી, એટલે તેઓ તે પી ગયા તેનો કથાપ્રસંગ છે. ‡ ભગવાને પ્રથમ એ વાસુકીનું નેતરું કીધું અને તરત મુખનો ભાગ ગ્રહ્યો. તેથી દેવતાઓએ પણ તે જ ભાગ ગ્રહ્યો. આ ભગવાનની વર્તણૂક દૈત્યોને ગમી નહીં તેથી તે દૈત્યો કહેવા લાગ્યા કે, અમે વેદાધ્યયન અને શાસ્ત્રશ્રવણથી સંપન્ન છીએ, તેમ જન્મ તથા કર્મથી પ્રખ્યાત છીએ, તોપણ સર્પના અમંગળ પુછડાને પકડશું નહિ. એમ કહી તે સર્વે ચુપ રહેલા દૈત્યોને જોઈ ભગવાને મોંનો ભાગ છોડી પુછડાનો ભાગ પકડ્યો, એટલે દેવતાઓએ પુંછડાનો ભાગ પકડ્યો. આમાં પ્રભુની રાજનીતિ–બુદ્ધિ બહુ મોટી જણાય છે.

* જે વખતે તળેના આધાર વગરનો મંદરાચળ મથવા લાગ્યા, તે વખતે તે અંદર પેસી ગયો ત્યારે કચ્છપાવતારથી લાખ યોજનની પીઠપર પર્વતને ધારણ કરી પ્રભુએ તેને બહાર કાઢ્યો. નિકળેલા પર્વતને જોઈ દેવ તથા દૈત્યો ઘણા ખુશી થયા ને પુનઃ મથવાનો આરંભ કર્યો. તે વખતે ભગવાને દેવ, દૈત્ય તથા વાસુકીમાં રૂપ ધરીને પ્રવેશ કર્યો. † એ જ્વાળાથી પૌલોમ, કાલેય, બલિ અને ઇલ્વલ વગેરે દૈત્યો દાવાગ્નિથી બળી ગયેલા દેવદારના ઝાડ જેવા થઈ ગયા. ‡ પ્રજાપતિઓ સ્તુતિ કરે છે.

ભોળા શંભુજીરે, તમે કરુણા નિધાનજી;
સર્વ સુખ કરોરે, શ્રીશંકર ભગવાનજી. ૨૩
અગ્નિ રવિ શશિરે, ત્રિનેત્રની શોભા ઘણી;
તુજ નામથીરે, દુઃખ સૌ જાય ટળી. ૨૪
વ્યાઘ્ર અંબરરે, અંગે વિભૂતિ ચડે સદા;
શિવજી ટાળેરે, સેવક જનની આપદા. ૨૫
રુદ્રમાળારે, અંગે સર્પ સોહે ઘણા,
શૂલ પિનાકરે, શોભે સ્વર ડમરુ તણા. ૨૬
વૃષભારૂઢરે, કર્પૂર ગૌર વપુ સહી;
સ્તુતિ તારીરે, કરવા કો સમર્થ નહીં. ૨૭
દેવ દાનવરે, મુનિજન માનવ બહુ;
તુંને પામવારે, ઇચ્છે છે પ્રાણી સહુ. ૨૮
શ્રીશંકરરે, અજન્મે પ્રગટ્યા તમો;
તમ પારનેરે, ન પામીએ પામર અમો. ૨૯
અકળ અવિનાશીરે, નિરાકાર સાકાર છો,
સ્થિતિ ઉત્પત્તિરે, ક્ષણમાં સંહારક છો. ૩૦
આ બ્રહ્માંડ સઘળુંરે, પ્રભુજી તમે કર્યું,
હરિહર બ્રહ્માનુંરે, સ્વરૂપ તમે એક ધર્યું. ૩૧
હરિહર બ્રહ્મારે, ત્રણે તમો એક સહી;
સ્વામી તમમારે, ભિન્ન ભાવ કાંઈ છે નહીં. ૩૨
અગ્નિ જ્યોતમાંરે, જ્યોતિ ત્રણ એકઠી મળે;
સ્વઇચ્છાએરે, જ્યોતિ ત્રણ ભેગી ભળે. ૩૩
સ્વામિ તમમારે, ભિન્ન ભાવ જે આણશે,
તેને પાતકરે, નિત્ય નિત્ય નવાં થશે. ૩૪
તુજ લીલારે, કોઈ જન જાણે નહીં,
પૃથક્ પૃથક્ લેખશેરે, પ્રાણી તે મુરખ સહી. ૩૫
હવે કરુણારે, સ્વામિજી અમને કરો;
છે વિનતિરે, સેવકની ચિત્તમાં ધરો. ૩૬
તમો સુણિરે, પ્રજા સર્વે ઉદય કરી,
તેને બાળવારે, વિષની જ્વાળા નિકળી. ૩૭
કરો નિવારણરે, સ્વામિ એથી ઉગારીએ;
રાખી શરણેરે, કષ્ટ સંહારીએ. ૩૮
એક ક્ષણમાંરે, પ્રલય એ કરશે સહુ,
મહા દારુણરે, હળાહળ વ્યાપ્યું છે બહુ. ૩૯
એવું સાંભળીરે, શંકરજી* હસ્યા તહાં,
તમો લાવોરે, વિષનું પાત્ર સુખે ઇહાં. ૪૦
વિષ સઘળુંરે, શંકર આગળ સર્વે ધર્યું;
તે ગ્રહ્યું હાથમારે, શ્રીમહાદેવે પ્રાશન કર્યું. ૪૧
વિષ પિધુરે, સદાશિવના મુખમાં ગયું;
સુણ પરીક્ષિતરે, તે જાણ પાર્વતીને થયું. ૪૨
ધસી* પાસેરે, સતી ત્યાં આવ્યાં સહી;
ભોળાનાથનીરે, આવીને ગ્રીવા ગ્રહી. ૪૩
સતીએ જાણ્યુંરે, રખે સ્વામી વિષથી મરે;
તેટલા માટેરે, કંઠ સદાશિવનો ધરે. ૪૪
તેણે બેઠુ ચોટીરે, વિષ મહાદેવને ગળે;
ગળું દાઝેરે, વિષની જ્વાળા બળે. ૪૫
હવું નીલુંરે, બહાર વિષ ભેદ્યું રહી;
તે માટેરે, નીલકંઠ નામ શિવનું સહી. ૪૬
સર્વે દેવતારે, ધન્ય ધન્ય વાણી ઉચરે;
સ્વામિ તમ વિનારે, અમારુ રક્ષણ કોણ કરે. ૪૭
ઉષ્ણ† કાળેરે, વિષ ઘણું બળ કરે તહાં;
માટે ગળતીરે, બંધાવવી શિવાલય જહાં. ૪૮
શિવ ઉપરરે, જળ ધારા ગળતી મૂકાવશે;
તેનાં પાતક બળશેરે, મુક્તિની પ્રાપ્તિ થશે. ૪૯
જે મુખથી પેટમાંરે, ઉતરત વિષ શિવને ત્યાં;
તો જઠરાગ્નિરે, બાગી ભસ્મ કરત ક્ષણમાં. ૫૦
એવું દેખીરે, સતિ મનમાં ઝાંખી થઈ;
આ તો વિપરીતરે, અવળી વાત થઈ ગઈ. ૫૧
શિવને વિષ પીતારે, છાંટા પૃથ્વી પડી ગયા;
તેના સર્પરે, આદિ ઝેરી જીવ થયા. ૫૨
લીધું વિંછુએરે, વિષ ત્યાંથી આંકડે,
લોભી વિષનીરે, ખાણ હવી વિષ ગાંગડે. ૫૩
એટલે અવનીથીરે, વિષ વૃક્ષ ઉગ્યાં બહુ;
અફિણ આદિરે, પૃથ્વીપર થયાં સહુ. ૫૪
તેથી સાલ્યુરે, વિષ સંસારમાં ઘણું,
શ્રીમહાદેવેરે, સંકટ હર્યું ભક્તજનતણું. ૫૫

વલણ

ભક્તજનનાં વિઘ્ન હર્યાં, સાંભળ પરીક્ષિતરાયરે,
અષ્ટમસ્કંધ શ્રીહરિકથાનો, હવો સાતમો અધ્યાયરે. ૫૬

ઇતિ શ્રીમદ્ભાગવતે અષ્ટમસ્કંધે સપ્તમોધ્યાય ॥ ૭ ॥

## અધ્યાય ૮ મો‡

### કડવું ૮ મું–રાગ વેરાડી

શ્રીશુકદેવ વદે છે વાણી, સાંભળ પરીક્ષિતરાયજી;
વળી સમુદ્ર મથવાને લાગ્યા, દેવ દાનવ જે કહેવાયજી.

* શંકરે પ્રથમ પાર્વતીને પૂછ્યું કે–હે પ્રિયા! પ્રાણના બચાવને ઇચ્છનારી આ પ્રજાને મારે અભયદાન દેવું જ જોઇએ કેમકે ગરીબોનું રક્ષણ કરવું, એ જ સમર્થ પુરુષનું પ્રયોજન છે જે પુરુષ બીજા ઉપર દયા કરે છે, તે પુરુષનાપર સર્વના આત્મામય ભગવાન પ્રસન્ન થાય, ત્યારે સ્થાવર–જંગમ સહિત હું પ્રસન્ન થાઉં છું એટલા માટે ઝેર પી જાઉં છું. એ પ્રમાણે પાર્વતીની રજા લઈ શિવજીએ ઝેર પીવાની તૈયારી કરી હતી

* અહિંથી છ લીટીની વાત મૂળ ભાગવતમાં નથી.

† અહિંથી આઠ લીટીની વાત મૂળ ભાગવતમાં નથી

‡ આ આઠમા અધ્યાયમાં સમુદ્રમથનના પ્રસંગમાં લક્ષ્મીજી ભગવાનને વર્યાં, ધન્વંતરીનું અમૃત દૈત્યોએ હરિ લીધું અને મોહિની અવતાર થયો તે કથાપ્રસંગ છે.

પ્રથમ ધેનુ કામ દુધા, ત્યાં આવી તે ઋષિઓએ લીધીજી;
ધર્મકાજ કરીને સંતોષ્યા, વળી મથે સમુદ્ર સંભાળીજી.
ઉચ્ચૈશ્રવા કરી અશ્વ નિકળ્યો, મથતામાં તે વારજી;
તે અશ્વની ઈચ્છા કરી બળિરાયે, ફરવા ત્રિભુવન મોઝારજી.
પછી ઐરાવત હસ્તી આવ્યો, તે યાચી લીધો સુરરાયજી;
પારિજાતકનું વૃક્ષ જ આવ્યું, તે પણ લીધું મઘવાયજી.
મથન કરતાં કૌસ્તુભ માણુક, નિકળ્યું તેજ અપારજી;
શ્રીપ્રભુને કંઠે આરોપ્યું, દેવ દૈત્યે તે વારજી.
પછી અપ્સરા આવી ત્યારે, ગ્રહી દેત્યે હાથેજી;
કલહ ભાંગી સ્વર્ગમાં મોકલી, સૌ સાંનિધ્ય વૈકુંઠનાથેજી.
પછી શ્રીલક્ષ્મી આવીયાં, સાગર મથતાં તેણીવારજી;
દેવદાનવે પૂજા કરીને, પ્રણામ કર્યો નિર્ધારજી.
કર જોડીને આગળ ઉભા, દેવ દૈત્ય તેણી વારજી;
ઘણી સ્તુતિ કીધી લક્ષ્મીજીની, વર્ત્યો જય જયકારજી.
લક્ષ્મીજીનાં દિવ્ય કાંતિ, જોઈ થયા સર્વ પ્રસન્નજી,
ઈંદ્રે પ્રેમ સહિત લક્ષ્મીને, દીધું દિવ્યાસનજી.
દેહધારી સર્વ નદ નદીઓ, સુવર્ણ કળશ લાવીજી;
અભિષેક કારણે પ્રભુએ, ઔષધિ આણી તે ભાવીજી.
ગાયોએ પંચ ગવ્ય આપ્યાં, ઋતુ રાજે ફળ ફુલજી;
એ પ્રમાણે સર્વે સેવી, લક્ષ્મી સૌ સુખ મૂળજી.
શાસ્ત્ર વિધિએ શ્રીને સર્વે, ઋષિએ અભિષેક કીધોજી;
મધુર મંગળ ગાયન ગાયે, ગંધર્વે યશ લીધોજી.
નર નારીઓ નાચે ગાયે, મૃદંગ મુરજ શંખ વાગેજી;
દિગ્પાલોએ પ્રેમ ભરીને, અભિષેક જળ ત્યાં દીયેજી.
બ્રાહ્મણો વેદ મંત્ર ભણે, પિતાજી* વસ્ત્ર આપેજી;
વરુણ ભમરે વિંટેલી વૈજયંતી, માળા કંઠે સ્થાપેજી.
વિચિત્ર આભૂષણ વિશ્વકર્માએ, સરસ્વતીએ આપ્યો હારજી;
બ્રહ્માજીએ કમળ આપ્યું, નાગ વર્ગે કુંડળ સારજી.
લક્ષ્મીજી પછી ત્યાંથી, હસ્તે મુખે ચાલેજી;
કુંડળથી મુખડું બહુ શોભે, પેટ પાતળું હાલેજી.
પીન પયોધર ચંદન ચર્ચિત, કેસરથી લીંપેલાંજી;
ઝાંઝરનો ઝમકાર સુંદર, હેમ-વેળપેરે શોભેલાંજી.
પતિતણી ખોળ કરવા માંડી, જોઈએ દોષ રહિતજી;
ગંધર્વ યક્ષ દેવ દૈત્યને જોયા, દોષ સહિત પતિતજી.
સદ્‌ગુણ વૃત્તિમાં સ્થિરતાવાળાં, પતિ લક્ષ્મીજી શોધેજી;
ધ્યાનધરે પણ લક્ષમાં ન આવે, જેમજેમ જ્યાંત્યાં ગોતેજી.
તપસ્વી† છતે ક્રોધાંધી, જ્ઞાની‡ છતે અરાગજી;
મોટા§ છતાં કામદાસ તે, સમર્થ|| છતે ન બલવંતજી.
ધર્મિષ્ટ¶ છતે નવ દયાળુ, દાન× દે નવ ઈચ્છે મુક્તિજી;
પરાક્રમી§ પણ કાળવશ છે, ગુણ સંગ** રહિતપે ન
બેઠી ભક્તિજી.

દીર્ઘાયુષી* પણ નવ સંસારી, શૃંગારી† પણ નવ ચિરજી;
દીર્ઘાયુષી ને શૃંગારી છતે, સ્મશાનવાસી શિવ વિરજી.
પૂર્ણ પુરુષોત્તમ છે નિર્દોષી, ઈચ્છે ન મુજનો સાથજી,
પણ એ પૂર્ણ પ્રભુ મારો, હજો આ જન્મે નાથજી.
સ્વાશ્રયી ને ધર્મ જ્ઞાની, સર્વ સિદ્ધિના ધારીજી,
એ પ્રભુ મુજના નાથ હજો, ઈચ્છા પૂરે દેવ હરિજી.
પ્રેમ ધરી સ્વહસ્ત મધ્યેની, નવીન કમળની માળાજી;
હરિને કંઠે આરોપી લક્ષ્મીએ, ઉભા રહ્યાં ઓશિયાળાંજી.
વક્ષઃસ્થળ બેસવાની ઈચ્છાએ, જોયું પ્રભુની સામુંજી;
ત્રિલોક પિતાએ ત્રિલોક માતાને, રાખ્યા અંતર સામુંજી.
સૌમ્ય દૃષ્ટિ કરી પ્રભુએ તવ, આનંદ્યા સર્વ લોકજી;
શંખ તૂર્ય મૃદંગ વાજે, શમી ગયો સર્વ શોકજી.
બ્રહ્મા રુદ્ર ને પ્રજાપતિએ, પુષ્પવૃષ્ટિ ત્યાં કીધીજી;
દૈત્યો દેખી બળવા લાગ્યા, કે લજ્જા સર્વની લીધીજી.
શ્રીલક્ષ્મીજી યુક્તિ રચીને, વર્યા વિષ્ણુ મહારાજજી;
દેવદાનવ સૌ આનંદ્યા, સફળ થયાં શુભ કાજજી.
વળી મથતાં વારુણી મદિરા, સ્ત્રીરૂપ ધરીને આવીજી;
સર્વ મળી તે અસુરને આપી, દૈત્યો તણે મન ભાવીજી.
પછી ધન્વંતરી વૈદ્ય નીસર્યા, અમૃત કળશ લઈ હાથજી;
કળશ જોઇને દૈત્યોને ચેન, પડે નહિ મંન સાથજી.
કળશ અમૃતનો ઝોંટી લીધો, દૈત્યે કરમાંથી તે વારજી;‡
દાનવ સર્વે સુધાને અર્થે, કરે વળગાવળગ અપારજી.
નિર્બળ દૈત્યો એમ વધ્યા, દેવ દાનવનો સરખો ભાગજી;
શ્રમ વેઠ્યો સર્વેએ સરખો, તેમનો પણ છે લાગજી.
એક દાનવ કહે એ અમો લઈશું, બીજો કહે ન અપાયજી;
અન્યોન્ય તે તે લડવા લાગ્યા, તવ પ્રકટ્યા વૈકુંઠરાયજી.
મોહિની સ્વરૂપ ધરી પ્રભુ પ્રકટ્યા, શોભાનો નહિ પારજી;
તે દેખી ત્રિભુવન મોહ પામે, શોડશ તન શણગારજી.
મોહિની સ્વરૂપ ધર્યું મહારાજે, મોહે સર્વ જનજી;
એ સ્વરૂપનું રે રાયજી, કોથી નવ થાય વર્ણનજી.
અંગરંગ સુંદર શ્યામળો, અવયવ સર્વે રૂપાળાજી;
સરખા કર્ણમાં આભૂષણ શોહે, કપોળ નાસિકા મુખ
ઉજમાળાજી.
તરુણાવસ્થાના ભાર થકી, શોહે ઉપડેલાં સ્તનજી;
શરીર તેથી લચી રહ્યું છે, દૃષ્ટ નિર્ખતા થાય પતનજી.
પેટ પાતળું પોયણ સરખું, મુખ સુગંધ અપારજી;
નેત્ર કટાક્ષે પડે સર્વે કોઈ, મોહ ખાઈ તેણીવારજી.
મલ્લિકા ફુલની માળા શિશમાં, કોટની શોભા સુંદરજી;
કંઠે આભરણ ઝગઝગે, ભુજે બાજુબંધ ને અંમરજી.

* સાગર. † દુર્વાસા ‡ બૃહસ્પતિ § બ્રહ્મા || ઇંદ્ર. ¶ પરશુ
+ શિબિરાજ. § સહસ્રાર્જુન. ** સનકાદિક.

* માર્કંડેય ઋષિ. † હિરણ્યકશિપુ.
‡ જ્યારે દૈત્યોએ કળશ ઝોંટી લીધો, ત્યારે દેવતા ભગવાનને શરણે ગયા. તે વખતે ભગવાને કહ્યું કે, મુંઝાઓ નહિ, દૈત્યોમાં પરસ્પર કજીયો ઉત્પન્ન કરી માયાના બળથી તમારું કાર્ય સિદ્ધ કરીશ.

ચોટલો ભલો શિરે શોભે, તકતકતું કપાળજી,
નિતંબરૂપી બેટ ઉપર, કટિમેખલાનો ચમતકારજી.
ચરણતણા ઝાંઝર મધ્યેથી, રણઝણ થાયે નાદજી;
દેવ દૈત્ય એ સ્વરૂપ જોઈ, વિસર્યાં ધર્મ સાક્ષાતજી.
મોહિની અવતારના હાવભાવ, ને હાલવાનો લેહેકાટજી;
ઉલાળેલી ભ્રમરના વિલાસથી, કામને થયો ઉચાટજી.
રખે એ મુજનું આસન લે, કાઢે મુજને મારીજી;
રતિનારીએ ગર્વ તજ્યો, શોભા જશે આ ફેરીજી.
દૈત્ય સર્વમાં કામ વ્યાપ્યો, ભૂલ્યા મૂકી વઢવાડજી;
એ નારીનો ઠમકો સાંભળી, દોડ્યા તેણી વારજી.
સ્વર્ગ મૃત્યુ પાતાળ નિવાસી, મોહ્યા જન સૌ કોયજી;
જેણે સ્વરૂપ મોહિનીનું દીઠું, તેજોમય તે જોયજી.

વલણ

તેજોમય સ્વરૂપ નિર્ખિ, ભૂલ્યા જન સૌ ત્યાંયરે;
શ્રીભાગવત અષ્ટમસ્કંધ, થયો અષ્ટમોધ્યાયરે.

ઇતિ શ્રીમદ્ભાગવતે અષ્ટમસ્કંધે અષ્ટમોધ્યાયઃ ॥ ૮ ॥

---

## અધ્યાય ૯ મો*

### કડવું ૯ મું–રાગ વેરાડી

શ્રીશુકદેવ એમ કહે, સુણ પરીક્ષિત રાયજી;
દૈત્યો વઢવા લાગ્યા, કવણ ચમત્કાર ત્યાં થાયજી.
સ્નેહ તજી લૂટારા પેરે, અમૃત માટે કરે મારો મારજી;
તેટલામાં મોહિની ભાળી, વળ્યા તે તર્ફ તે વારજી.
આ રૂપવતી કાંતિમય અબળા, જુવાનીને જોરેજી;
ઠમઠમ પગલાં ઉપાડી ને, ચાલે છે બહુ તોરેજી.
એમ કામાતુર થઇને સર્વે, આવ્યા તેની પાસજી;
પ્રશ્ન પૂછ્યું સુખડું ભાળી, મૂકી સર્વ નિશ્વાસજી†.
હે સુંદરી કમળસમ નેત્રાળી, અમ મનને દોહવે કેમજી;
ક્યાંથી આવી શું ઇચ્છે છે? કોણ તમો છો, કોણ તર્ફ છે પ્રેમજી‡.
દેવ દૈત્ય સિદ્ધ ગાંધર્વ કિન્નર, લોકપાળની નથી નારજી;
તો મનુષ્ય નારી કહાવે ક્યાંથી, કહે તારો વિસ્તારજી.
અમારી ઇચ્છા કરવા પૂરણ, શું પ્રભુએ તુજને પ્રેરીજી?
કે સ્વેચ્છાથી મદનાક્ષી પધારી, કરવા સંધિ ફેરીજી.
હે માનવતિ થા પ્રસન્ન અમપર, કલહ અમારો મિટાવોજી,
બધુ છતે શો વેર બાંધીએ, સમાધાન કરી અમૃત પાવોજી.
સમુદ્ર મથન કરીને મેળવ્યું, અમૃત તે આ વારજી;
કલહ મીટાવી દે સર્વેને, કર અમનો ઓદ્ધારજી.

સુણી વચન હરિ હસ્યા ઝીણું, નેત્ર કટાક્ષથી સેવ્યાજી;
ઠમકો કીધો ઝટકો દિધો, કાળજ સર્વનાં વેધ્યાંજી.
પછે નિચી નેણ કરીને મોહિની, બોલ્યાં હાસ્ય વચનજી;
કશ્યપ પુત્રો હું છિનાળને, થાઓ કેમ સ્વાધિનજી?
ડાહ્યો જન સ્ત્રી કેરો, કરે ન કહિ વિશ્વાસજી;
સ્ત્રી વિશ્વાસ કરે જે જન, મૂકે નહિ નિઃશ્વાસજી.
હે અસુર પુત્રો જાણો મનથી, કુતરો ને છિનાળજી;
નવનવાં તે શોધે નિત્યે, કોપર ન તેને વહાલજી.
હાસ્ય વચનથી પ્રેમ ઘેલડા, મુર્ખ અસુર મતિ મંદજી,
પૂર્ણ વિશ્વાસ મૂક્યો તેપર, પામ્યા ઘણો આનંદજી.
એ સત્વાદી સાધવી નારી, નવ કરે અધર્મ કેદીજી;
વાજબી ભાગ આપશે સર્વને, શિર છેદશું અધર્મ જેદીજી.
એમ મોહિની રૂપ દેખી દૈત્યને, ન રહી શુદ્ધ શરીરજી;
મોહિનીએ મોહ પમાડી દૈત્યનો, લીધો સુધાકળશ નીરજી.
દૈત્ય મોહપામી આસક્ત હુવા, તેથી બળ નવ ચાલ્યું લગારજી;
કળશ અમૃતનો લીધો હાથમાં, મોહિનીએ તેણીવારજી.
પછી દેવ દૈત્યને કહે મોહિની*, બેસો થઈ એક હારજી;
સામસામા તમો બેસજો, બોલ્યા વિશ્વાધારજી.
દેવ દૈત્ય સર્વે ટોળે ગળી બેઠા, કીધી એક જ હારજી†;
મોહિનીએ તત્ર અમૃત કળશને, લીધો હસ્તમાં તે વારજી.
દેવદાનવ પંક્તિએ બેઠા, સભા મધ્યે મોહિની આવ્યાંજી;
લટકાળી ચાલ નિહાળી સર્વને, મનમાં અતિસે ભાવ્યાંજી.
મોહિનીના સાથળ સુંદર, હાથેલી કેરના જેવાજી;
નિતંબ ભારથી ચાલે મંદમંદ, નેત્ર મદથી છે વિચેલાજી.
રેશમી વસ્ત્ર અંગે શોહે, સુવર્ણ ઝાંઝર ઝમકેજી;
સ્તન ઘડારૂપ શોભે છે, કાને કુંડળ લટકેજી.
કાન નાક ને ગાલ સુખડું, એકેકથી ઉપમા સારીજી;
હસ્ત મધ્યે કળશ રાખ્યો, વેહેંચવાની કીધી તૈયારીજી,
લક્ષ્મીથી લક્ષ વધુ શોભે, વિષ્ણુથી વિશેષજી;
સ્તનને લટકે ખસે છેડો, તે વેશ વર્ણવી ન શકે શેષજી.
સમયે સ્તનપર સામયે નિચે, વસ્ત્ર થાએ આળગુંજી;
મોહપાશથી અંધ થયા સૌ, જાણે મોહે ભૂત વળગ્યુંજી.
દૈત્યને અમૃત આપવું . તે, સર્પ દૂધને પેરજી;
હરિએ ઇચ્છ્યું દેવને દેવા, દૈત્ય ઠાલા કાઢવા ઘેરજી.
ભેદ પ્રપંચ કીધો શ્રીહરિએ, અમૃત પાવામાં છળ કીધુંજી;
નેણનું મટકું મારી કરીને, પાત્ર તે કરમાં લીધુંજી.

---

* આ નવમા અધ્યાયમાં મોહવશ થયેલા દૈત્યોએ અમૃતનું પાત્ર ભગવાનને આપી દઈ, ભગવાને તેઓને છેતરી દેવતાઓને અમૃત આપ્યું. તેનો કથાપ્રસંગ છે.

† મોહિનીનું સ્વરૂપ જોઇને કામાતુર થયેલા દૈત્યોએ એમ વિચાર્યું કે, એ આપણને પ્રાપ્ત થાય તો ઠીક, અને એનાથી કોનું ભાગ્ય ઉઘડશે, એવા વિચારે નિશ્વાસ મૂક્યો.

‡ કોની તરફ પ્રીતિ ધરો છો અર્થાત્ કોણ તમારા ધણી છે.

* મોહિનીરૂપ ભગવાને શરત કીધી કે, હું યોગ્ય અથવા અયોગ્ય જે કાંઈ કરું તે તમે કબુલ રાખો તો તમને અમૃત વહેંચી આપું. એ પ્રમાણે તે સ્ત્રીનું બોલવું સાંભળી તેના પ્રપંચને નહિ જાણનાર તે દૈત્યોએ હા પાડી.

† દેવ દૈત્ય નાહી ધોઈ, ગમે તેવાં વસ્ત્રો પહેરી, દર્ભોની અણી ઉગમણી કરી રાખી તેપર બેઠા.

દૈત્યને છળ ભેદ કરી ટાળ્યા, ને દેવને હરિ પાયજી;
છળ કરીને દાનવ રાખ્યા દૂર,* શ્રીસ્વામી વૈકુંઠરાયજી.
રાહુ દાનવ જાણી ગયો તે, આવ્યો દેવની પાસજી;
રવિ શશીની વચમાં બેઠો, મન સુધા પીવાની આશજી.
તવ સૂર્ય ચંદ્રે કરી સમસ્યા, નેત્ર પલ્લવી ત્યાંહેજી,
આ રાક્ષસ સાથમાંથી દાનવ, આવી બેઠો છે આંહેજી.
ત્યારે ચક્ર લઈ હરિયે છેદ્યું, રાહુનું શિર તેણી વારજી;
તેને કંઠ થકી ઉતરવા ન દીધું, અમૃત અંશ લગારજી.
મસ્તક અમર થયું દાનવનું, એ અમૃતનો મહિમાયજી;
તેથી રવિ શશીથી વૈર કરે એ, ગ્રહણ સમય જવ થાયજી.
દેવે પ્રભુનાં ચરણ સેવિયાં, માટે અમર જ કીધાજી;
સૌ દૈત્ય પ્રભુથી વિમુખ હતા, માટે મોહિનીયે નવ દીધાજી.
તેથી અમૃત ન પાયું દાનવ, હવા ક્લેશ વિભાગજી;
દેવ સર્વને અમર કર્યાં તે, કૃપા પ્રભુની સોહાગીજી.
દેવતાને અમૃત પાયું, દૈત્ય ભરાયા રોષજી;
મોહિનીએ નિજસ્વરૂપ ટાળી, ધર્યું સ્વરૂપ વિશ્વેશજી.
અમૃત મંથનમાં શ્રમ સરખો, પણ દૈત ન પામ્યા લેશજી,
પ્રભુદાસ દેવ હતા તેથી, આપ્યું અમૃત વિશ્વેશજી.
શંખ સારંગ કૌસ્તુભમણિ, વળી નિકળ્યાં રત્ન નિરધારજી;
ચૌદ રત્નો એ જ પ્રમાણે, નિકળ્યાં તેણી વારજી.
તેહ ચતુર્દશ શી રીતે તેની, એકત્ર કરી સંખ્યાયજી;
મુનિવર મુજને કૃપા કરી કહો, વદે પરીક્ષિતરાયજી.
[1] લક્ષ્મી [2] કૌસ્તુભ નામે મણિ ને, [3] પારિજાતકનું વૃક્ષજી;
[4] મદિરાકુંભ ને વૈદ્ય [5] ધન્વંતરિ, [6] ચંદ્રમાં નિકળ્યા સમક્ષજી.
[7] કામદુધા ગૌ ગજ [8] ઐરાવત, [9] અપ્સરા રંભાયજી,
[10] સસ મુખી [11] હયસુધા કલશ, [12] હરિ ધનુષની અતિ શોભાયજી.
[13] શંખ નૌતમ વિષ કલશ જે, [14] હલાહલ કહેવાયજી,
શુક કહે સુણ પરીક્ષિત એ, જે રત્ન તણી સંખ્યાયજી.
એ રત્ન કાઢ્યાં જળનિધિમાંથી, પ્રભુ શ્રીવૈકુંઠરાયજી;
શ્રીભાગવત અષ્ટમસ્કંધનો, હવો નવમો અધ્યાયજી.

વલણ

નવમો અધ્યાય હવો પૂરણ, કૃપા શ્રીહરિએ કરી;
કર જોડી વિપ્ર વલ્લભ કહે, સાધુજન બોલો શ્રીહરિ હરી.

ઇતિ શ્રીમદ્‌ભાગવતે અષ્ટમસ્કંધે નવમોઽધ્યાયઃ ॥ ૯ ॥

* દેવ દૈત્યને અમૃત વહેંચી આપવાની ગોઠવણ મોહિનીએ એવી કીધી કે, જેથી દેવને જ ભાગે અમૃત આવે પણ દૈત્યોને ભાગે અમૃત આવે નહીં એટલે અમુક અમુકને આંતરે દેવ દૈત્યને બેસાડ્યા ને જ્યાંથી ગણે ત્યાંથી નવમો જે આવે તેને અમૃત આપ્યું, તેથી સર્વે અમૃત પીનારાઓ દેવતા જ આવ્યા. ને દૈત્યો રહી ગયા. પ્રથમથી મોહિનીએ શરત કરી હતી કે, હું જે કરું તે તમારે માન્ય કરવું ને તેથી દૈત્યોથી પ્રથમ કંઈ પણ બોલાયું નહિ.

## અધ્યાય ૧૦ મો*

### કડવું ૧૦ મું–રાગ ધન્યાશ્રી–ચાલ ટેકની

શુકદેવ ભણે સુણ પરીક્ષિતરાય, શ્રીહરિનો યશ મહિમાય;
કચ્છપરૂપ ધરીને મોરાર, રત્ન ચતુર્દશ કાઢ્યાં બહાર.
દેવતાએ અમૃત પીધું સહી, તેહ વારતા દાનવે લહી;
સુધાપાન કર્યું સુરરાય, અમર હવા સર્વ દેવતાય.
એ મહાબળીયા સુર હતા સહી, હવે એકે જીતાશે નહીં;
આપણને છળે છેતરી, અમૃત દેવને પાયું હરી.
સર્વ દૈત્ય વિમાસણ કરે, હવે એ માર્યા નહિ મરે;
અમૃત પીધાથકી સુર સર્વ, મનમાં ધરવા લાગ્યા ગર્વ.
તેત્રીશ કોટિ ત્યાં તત્પર થાય, મઘવાને† મંદિર જાય;
સાંભળીએ સુરપતિ મહારાજ, હવે આપણાં સિધ્યાં કાજ.
દૈત્ય આપણને દુઃખ દેતા ઘણું, બળ કાંઈ ન ચાલે આપણું;
હવે જઈ રાક્ષસને મારીએ, શોધી જ્યાં ત્યાંથી સંહારીએ.
કો કહે બળીને બંધન કરી, લાવું એકલો હું કર ધરી;
કો કહે દાનવ સૌને હણી, લાવું રિદ્ધિ સહુ રાક્ષસ તણી.
કો કહે શત્રુને હણીએ, એનો ભય હવે ન ગણીએ;
એવાં અમરનાં સુણી વચન, હતું પ્રસન્ન મઘવાનું મન.
અમર હવા માટે સૌ દેવ, જઈ રાક્ષસને પીડે તતખેવ;
દૈત્ય તણાં હતાં જ્યાં ધામ, અમર આવી કરે સંગ્રામ.
દેવ‡ અતિ વૈર દાનવથી કરે, મનમાંહે સુરાતન ધરે;
તવ બળીરાયને§ હતું જાણ, મહા ક્રોધ ચડ્યો નિરવાણ.
સૈન્ય‖ સૌ તત્પર કીધું સહી, સંગ્રામ માંડ્યો સુર સામો જઈ;
ક્ષીર સાગરને સુંદર તીર, લડે સુભટ થઈ ભડવીર.
તુમુલ યુદ્ધ થયું તે વાર, લડે અશ્વારે અશ્વાર;
પેદળ સાથે લડે પેદળ, હાથી સાથે હાથી દળ.

* આ દશમા અધ્યાયમાં દૈત્યોએ યુદ્ધ મચાવતા તેઓની માયાથી દેવતાઓ મુંઝાયા તે વખતે ભગવાન પ્રકટ થયા, તેનો કથાપ્રસંગ છે.

† અહિંથી દશ લીટીનો સંબંધ મૂળ ભાગવતમાં નથી.

‡ કવિ "વલ્લભ" લખે છે કે, દેવો દાનવસુ ઘણું વેર કરે છે, પરંતુ મૂળ ભાગવતમાં તો નીચે પ્રમાણે છેઃ–દૈત્યો શત્રુ એવા દેવતાઓની અમૃતથી વૃદ્ધિ થતી જોઈ અસહનતાવાળા દૈત્યો દેવતા સામે લડવા તૈયાર થયા ને તેથી યુદ્ધ થયું છે.

§ બળી રાજા વૈહાયસ નામના વિમાનમાં બેસી લડવા આવ્યો એ વિમાન ઇચ્છામાં આવે ત્યાં જનારું ને ઘડીકમાં દેખાય ને ન દેખાય એવું વિચિત્ર હતું.

‖ નમુચિ, શંબર, બાણ, વિપ્રચિત્તિ, અધોમુખ, દ્વિમૂર્દ્ધા, કાલનાભ, પ્રહેતિ, હેતિ, ઇલ્વલ, શકુનિ, ભૂતસંતાપ, વજ્રદંષ્ટ્ર, વિરોચન, હયગ્રીવ, શંકુશિરા, કપિલ, મેઘદુંદુભિ, તારક, ચક્રક, શુંભ, નિશુંભ, જંભ, અરિષ્ટ, ઉત્કલ, નેમી, ત્રણપુરનો સ્વામી મયદાનવ, પૌલોમ, કાલેય અને નિવાતકવચ આદિ દૈત્યો, કે જેઓને અમૃતનો ભાગ નહિ મળતાં ફક્ત કલેશનો જ ભાગ મળ્યો છે અને જેઓએ રણમાં ઘણીવાર દેવતાઓને જીતી લીધા છે, તેઓ સિંહનાદ કરી મોટા શબ્દવાળા શંખ વગાડતા દૈત્યો દેવ સામા લડવાને આવ્યા હતા.

રથી સાથે રથી ત્યાં લડે, સુભટ લડે આખડે ને પડે;
દેવાસુર સંગ્રામનું નામ, લડતા નવ રાખ્યો કો ઠામ.
જોદ્ધને ભાતભાતનાં વાહન, વીંછ દીપડાપર કીધાં આસન;
બગલાં શશલાંને મગરમચ્છ, મૃગ પાડા પર ને મનુષ.
એમ જળના સ્થળના જંતુ જેહ, વાહને આણ્યા છે તેહ;
સજ્યાં બખતર ટાટર ને ટોપ, શસ્ત્રને કીધા છે સુંદર ઓપ.
એવા યોદ્ધા મહા બળવાન, લડવા લાગ્યા સમાને સમાન;
દેવ દૈત્યનો હવો સંગ્રામ, મહા અતુલ યુદ્ધ તે ઠામ.
દુંદુભિ ભાતભાતિ ગડગડે, મહા સુભટ તે રણમાં વઢે,
દૈત્ય કટકતણો નહિ પાર, સંખ્યા ખોતેર ક્રોડ* વિસ્તાર.
યુદ્ધે પામે ન કો તે હાર, ઈન્દ્ર સહિત લડે તે વાર;
મઘવા મન નાદે ગડગડે, ઐરાવત હસ્તીપર ચડે.
સુર સર્વની કરવા પક્ષ, વઢવા આવ્યો શક્ર પ્રત્યક્ષ,
કરવા માંડ્યું તેઓએ દ્વંદ્વયુદ્ધ, બળિરાયને ઈન્દ્રમહાયુદ્ધ.
તારકાસુર સાથે કાર્તિક સ્વામી, હેતિની સાથે વરુણ પરાક્રમી,
પ્રહેતી સાથે મિત્રદેવ, કાલનાભ ને યમ રાજેય.
મયદાનવ વિશ્વકર્મા સૂર, ત્વષ્ટા દેવ ને શંબરાસુર;
સવિતા સામે વિરોચન, અપરાજિત ને નમુચીને ધન.
અશ્વિનીકુમાર ને વૃષપર્વા, બાણાસુર ને સૂર્ય દેવા;
રાહુ સાથે ચંદ્રમા લડે, પુલોમા સાથે વાયુ આથડે.
નિશુંભ ને શુંભ છે બે શૂર, ભદ્રકાલી વળગ્યાં છે બે ઉર;
જંભ દૈત્ય સાથે વૃષાકપિ, મહિષાસુર ને વિભાવસુ અતિ.
બ્રહ્મ પુત્રો બાઝ્યા છે પૂરા, ઈલ્વલ વાતાદિના કરે ચૂરા;
કામદેવ સામો દુર્મર્ષ આવિયો, માતૃગણ સામો ઉત્કલન ફાવિયો.
શુક્ર ને ગુરુનું યુદ્ધ વિચિત્ર, નરકાસુર ને શનિ લડે તત્ર,
નિવાતકવચ મરુતને વળગે, કાલેય વસુદેવ નવ છૂટે.
પૌલોમ સાથે વિશ્વેદેવ, ક્રોધાવશ સામા રુદ્ર અવશ્યમેવ,
એમ યુદ્ધ મચ્યું મહા ઘોર, પડે આખડે ને રહોરબકોર.
દ્વંદ્વ યુદ્ધમાં નવ રાખી બાકી, જીત્યા ગણાયા બડભાગી;
કંઈના હસ્ત કપાયા કર્ણ, સાથળ જંઘ ને કપાયાં ચર્ણ.
દૈત્ય પડ્યા ભૂમિમાં બહુ, બળિને જાણ થયું એ સહુ;
કોપિયો બળિ તેણીવાર, આવ્યો મઘવા સમીપ કરતો માર.
કીધો ધનુષતણો ટંકાર, ઇંદ્રિપર સાંધ્યાં બાણ છ ચાર;
ત્રણ છોડિયાં ઐરાવતપર, ચાર છોડ્યાં અશ્વ ને રથ.
એક મહાવતપર મુક્યું બાણ, ઇંદ્રે કાપ્યાં કરી ધનુષ સંધાન;
કોપી બળિએ ઉપાડી સાંગ, ઇંદ્રે તત્કાળ કીધી તે ભંગ.
બળિ થયો તવ અંતરધ્યાન, માયા કરીને મુકિયાં બાણ,
દાવાગ્નિ ત્યાં બળવા લાગ્યો, શિલા વરસાદથી ભય વ્યાપ્યો.
વાયુ પ્રેર્યો બલિયે બળિયો, મઘવા દેખીને ખળભળિયો,
ધર્યું ધરણીધરનું ધ્યાન, પ્રકટ હવા શ્રીભગવાન.
ગરુડે ચડી આવ્યા વૈકુંઠરાય, અમર સર્વ તણી રક્ષાય;
કાળનેમી દૈત્ય છે એક, મહાપરાક્રમી વીર વિવેક.
તે ભગવંત સામો ધસ્યો, મહા ક્રોધ પૂરિત નવ ખસ્યો;
બાણ મૂકયાં અપરિમિત એવ, અવિનાશ ઉપર તત્ખેવ.
અંધકાર બહુ હવો તેવ, ધસ્યા મઘવા અને સર્વ દેવ;
ચોપાસ કરે મારામાર, મહાતીવ્ર આયુધની ધાર.
પરિઘ સાંગ ત્રિશૂળ ભાલા ખળકે, ખડગ અણીઓ બહુ ઝળકે;
માયા કીધી રાક્ષસે તે વાર, વરસાવી પાષાણની ધાર.
અંતરિક્ષ અંધારું બહુ કીધું, દેવસેનામાં ભંગાણ દીધું;
નેમી પહોચ્યો ગગનની માંહે, ફેંકે બહુ વિષ બાણ ત્યાંહે.
અકળાવ્યા દેવ સૌ ત્યારે, કોપ્યા પુરુષ પુરાણ તેવારે;
ક્રોધ ધરી શર મૂકયાં અનંત, રાક્ષસી માયાનો કીધો ભંગ.
પ્રત્યક્ષ દિઠો કાળનેમી ત્યાંહે, ચક્ર માર્યું તેના શિશ માંહે;
બળિ પ્રધાનને પતન કીધો, દેવે દુંદુભિ ડંકો દીધો.
માલિસુમાલિ નાંખ્યા કાપી, માલ્યવાનને યમપુરી આપી;
અતુલ* યુદ્ધ હતું તે ઠામ, દેવ દૈત્યનો મહા સંગ્રામ.
રાક્ષસ અમરનો વર્ત્યો માર, મૂર્છિત થઈ પડતા ભૂમીઝાર;
અમર ઇંદ્ર અવિનાશી હરી, હણે રાક્ષસને ક્રોધે કરી.
આયુધ તીવ્રતણા બહુ માર, રણમાં વર્ત્યો હાહાકાર;
દૈત્ય માત્રને ફરી જગાડ્યા, મારી રણક્ષેત્રમાં પાડ્યા;
બળિરાય યુદ્ધે અતિ લડે, ક્રોધે દેવ દૈત્ય અમર સૌ વઢે.

વલણ

દેવ દાનવ વઢે ક્રોધે, સાંભળ પરીક્ષિત રાયરે;
એ અષ્ટમસ્કંધ હરિકથાનો, હવો દશમોધ્યાયરે.

ઇતિ શ્રીમદ્ભાગવતે અષ્ટમસ્કંધે દશમોધ્યાયઃ ॥ ૧૦ ॥

## અધ્યાય ૧૧ મો†

### કડવું ૧૧ મું—રાગ આશાવરી

શ્રી શુકદેવ વાણી ઉચરે, સાંભળો પરીક્ષિતરાય,
દેવ દાનવતણું રણમાં, યુદ્ધ દારુણ થાય. ૧
બાણ વૃષ્ટિ કરે ઘણી, જેમ મેઘ મૂશળ ધાર;
ઇંદ્ર ઐરાવત ચડી આવ્યો, સુરની કરવા વહાર. ૨
પછી યુદ્ધ દારુણ મંડાયું, વરતાયો સંગ્રામ;
બળિરાય મહા ક્રોધે બળતો, આવ્યો તેણે ઠામ. ૩
અદૃશ્ય અવિનાશી હવા, રણમાંથકી મોરાર;
તવ ધસ્યા દાનવ આવીયા, મન ધરી ક્રોધ અપાર. ૪
ઇન્દ્ર સામો આવીયો, સંગ્રામ માટ બળિરાય;
ઇંદ્રને બળિરાયનું, મહા યુદ્ધ દારુણ થાય. ૫
મેઘ મારુત અગ્નિ આદે, અમર જે કહેવાય;
દૈવ દૈત્યો વઢે અતિશે, ક્રોધ મન નવ માય. ૬

* મૂળ ભાગવતમાં દૈત્યની સંખ્યા લખી નથી

* અહિંથી અગિયારમા અધ્યાયની વાત શરૂ થાય છે.

† આ અગિયારમા અધ્યાયમાં દેવતાઓ દૈત્યોને મારવા મચ્યા, તેઓને તેમ ન કરવાને નારદજીએ કહ્યું અને શુક્રાચાર્યે મુએલા દૈત્યોને પાછા સજીવન કર્યા તેનો કથાપ્રસંગ છે.

સુરેંદ્ર પોતે ગજે ચઢ્યા, શિર કનક છત્ર પ્રચંડ;
વજ્ર આયુધ ધર્યુ કરમાં, જેવો અંતક દંડ. ૭
બંદિજન બહુ શૂર ચડાવે, વીરરસ ત્યાં ગાય;
રણ પંચ શબ્દ વાજીત્ર વાજે, દુંદુભિના શબ્દ થાય. ૮
ઐરાવત હસ્તી ઉપરથી, મારતો મઘવા* બાણ;
મહા સુભટ બળિયા પરાક્રમી, રાક્ષસ તજે રણ પ્રાણ. ૯
બાણ વૃષ્ટિ કરે બહુ, મહા ક્રોધસું બળિરાય;
બોંતેર કોટિ દૈત્ય બળિયા, સૈન્યની સંખ્યાય. ૧૦
બળિરાય હસ્તીએ ચડી, આવ્યો મઘવા પાસ;
દાનવ આવ્યા સામટા, અમરને પમાડ્યો ત્રાસ. ૧૧
બહુ બાણ માર્યાં ઇંદ્રે, બળિરાયને તે વાર;
§વિમાનથી બળિ ઢળી પડ્યો, વર્ત્યો ત્યાં હાહાકાર. ૧૨
એ જોઇને ધસ્યો ત્યાં, જંભાસુર મહાબળવંત;
ઇંદ્ર રાયને મારવા, કકડાવ્યા વજ્રદંત. ૧૩
સહસ્રાક્ષ પ્રત્યે વદે વાણી, જંભાસુર‡ જે કહેવાય;
તમોઇ જાણો છો જે દૈત્ય ભાગ્યા, યુદ્ધથી રણ માંય. ૧૪
સન્મુખ ઊભા છઉં અમો, કરવા મહા સંગ્રામ;
હવે વીર હોય તે આવજો, એમ વચન કહે તે ઠામ. ૧૫
પછી અન્યોન્ય યુદ્ધ દારુણ, મંડાયું તે ઠાર;
ગુર્જ ગોળા પરિઘ ફરશી, ચક્રના બહુ માર. ૧૬
ભોગળ મુદ્ગળ ગદા ખડ્ગ, ને બાણનો નહિ પાર;
પટા સાંગ ત્રિશૂળ ભાલા, ગ્રહી કરતા પ્રહાર. ૧૭
ટોપ ટાટર સલે બખતર, સર્વે છેદન થાય;
જીરરખી અંગરખી ભેદી, સોંસરા શર જાય. ૧૮
પાખર થકી વાહનથી, રણ પડે મહા અસ્વાર;
શૂર ચકી ચૂર થાતો, હવો તે હાહાકાર. ૧૯
માથા ખૂટે કવચ તૂટે, ઉઠે અગ્નિ જ્વાળ;
રથ ચૂર્ણ થાય વૈમાન ભાંગે, વઢે વીર વિકાળ. ૨૦
દૈત્યે સર્વે વિંટીયો સુર, રાય જે કહેવાય;
ફુંડે ઘાલ્યો હસ્તિને જ્યમ, મહા માર ચોગમ થાય. ૨૧
ઐરાવત સુણળો વઢે, કરે સુંઢે ખડ્ગના પ્રહાર;
સાંકળ મારી દૈત્યને, પછાડે પૃથિવી મોઝાર. ૨૨
કો દૈત્ય ચરણે ચાંપિયા, કો હણ્યા દંતલ ઘાય;
ખડ્ગ સાંકળ મારથી, રણ અસુર ઉડ્યા જાય. ૨૩
બાણ વૃષ્ટિ શક્ર કરે, મેઘની પેરે ત્યાંહિ;
શર મારથી બહુ અસુર પડે, નહીં રહેવાય રણમાંહિ. ૨૪
શુરા દૈત્યે ઇંદ્રનો, હસ્તી પમાડ્યો ઘર્ણુ;
મહા માર મુદ્ગલનો કર્યો, તેથી પામ્યો તુર્ત મર્ણ. ૨૫
મેઘાડંબર સહીત ભોમિપર, પડિયો તે સુરરાય;
વળી રથ આરૂઢ મઘવા હવો, તે દૈત્ય સામો ધાય. ૨૬
જળ ભર્યાં જેમ વાદળાં, તેમ ચાલતા માતંગ;
શબ્દ કરતા ફુંડે ફરતા, શોભે શ્યામળ રંગ. ૨૭
પંચાશ કોટિ ભૂમંડળ તે, ચડ્યું બાણે ચાક;
વીર ઝુઝે ઘણું ધ્રુજે, શુરા મારે હાક. ૨૮
વજ્ર મૂક્યું સુરપતિએ, આણી મનમાં રીશ;
નમુચિ રાક્ષસ અદૃષ્ટ* હવો, તેનું નવ છેદાયું શીશ. ૨૯
આકાશ વાણી તવ હવી, લીલે સુકે પદાર્થે ન નાશ;
વરદાન પામ્યો એ છે, તેથી ગર્વે ફરે આકાશ. ૩૦

* પ્રથમ બાણ છોડતા ઇંદ્રે બળિને કહ્યું:—હે મૂઢ! જેમ છોકરાઓની નજરબંધ કરી નટ તેઓનું ધન હરી લે છે, તેમ તું પણ અમે કે જેઓ માયાના સ્વામી છીએ તેઓને માયાથી જિતવાને ઇચ્છે છે. જે લોકો માયાથી સ્વર્ગમાં આવવાને ઇચ્છે છે અને જેઓ સ્વર્ગથી પણ ઉંચે જવાને ઇચ્છે છે, તે અજ્ઞાન ચોર લોકોને તેઓના પહેલા સ્થાનકથી પણ નીચે ફેંકી દઉં છું એવો હું, દુષ્ટ માયાવી એવો તું, તેનું માથું આ સો ધારવાળા વજ્રથી કાપી લઇશ. માટે તારે જે સંબંધીજનોને મળવું હોય, તેને મળી લે. [મૂ. ભા.

† ઇંદ્રનું ઉપરનું વેણ સાંભળી બળિએ ઇંદ્રના બોલ્યાનો ઉત્તર આપ્યો કે—સંગ્રામ કરતાં જેઓનાં કર્મ કાળવશ છે, એવા સઘળા લોકોને કીર્તિ, જય, પરાજય, અને મરણ અનુક્રમથી થાય છે. સઘળા લોકો કાળને આધીન છે, એમ વિદ્વાન પુરુષો જાણે છે, માટે તેઓ કોઈ વાતમાં હર્ષ તથા શોક કરતા નથી. પણ એ બાબતમાં તમે કેવા અજ્ઞાન છો. તમે કે જેઓ કીર્તિ અને જય વગેરેમાં પોતાનેજ કર્તા માનો છો અને તેથી સાધુ પુરુષોને ખેદ કરવા યોગ્ય છો. તેઓનાં વચનને અમે સ્વીકારતા નથી. એ પ્રમાણેનાં વાક્યો સાંભળતાંજ ઇંદ્રે એક બળિ રાજાની ઉપર અમોઘ વજ્ર નાખ્યું. જેથી તે વિમાન સહિત ધરતી ઉપર પડ્યો. [મૂ. ભા.

‡ બળિ રાજાનો મિત્ર અને સખળી જંભાસુર પોતાના મિત્રને પડી ગયેલો જોઈ સુવેલા મિત્રની પણ મિત્રાઈ સાચવવા માટે ઇંદ્રની સામો આવ્યો. સિંહપર બેઠેલા જંભાસુરે સામે આવી વેગથી ગદા ઉપાડી ઇંદ્રની હાંસડીમાં મારી અને તેના હાથીને પણ મારી. તે વખતે તે હાથી ગાભરુ-બાર થઈ ગયો. તેટલામાં હજાર ઘોડા જોડેલો રથ માતલિ સારથિએ આણ્યો. તેમાં બેસીને ઇંદ્ર લડવા ગયો. તે વખતે જંભાસુરે બળતા ત્રિશૂળનો માતલિનાપર ઘા કર્યો. તે માતલિ સહન કરી રહ્યો, પણ તેટલામાં ક્રોધ પામેલા ઇન્દ્રે વજ્રથી તે જંભાસુરનું માથું કાપી નાખ્યું. જંભાસુરના મરણના સમાચાર સાંભળી નમુચિ, બળ અને પાક નામે ત્રણ દૈત્યો લડવાને આવ્યા તેઓ ઇંદ્રપર બાણની વૃષ્ટિ કરવા લાગ્યા બળ દૈત્યે હાથ ચાલાકીથી ઇંદ્રના હજાર ઘોડાને તેટલાંજ બાણથી વિંધી નાખ્યા, પાક દૈત્યે એકસામટાં સાંધીને મૂકેલાં બસો બાણથી માતલિને તથા રથનાં સઘળાં અંગોને જુદાં જુદાં વિંધી નાખ્યાં અને નમુચિ દૈત્યે સોનાનાં પુંખવાળાં પંદર મોટાં બાણોથી યુદ્ધમાં ઇંદ્રને વિંધી મેઘની પેરે ગર્જના કરી ઇન્દ્રને રોકી રાખ્યો. બળ અને પાકનું માથું પછી ચક્રથી કાપી નાખ્યું.

§ અહિંથી આંકી ૨૨ સુધીની વાત મૂળ ભાગવતમાં નથી.

* પોતાના બન્ને સાથી-પાક ને બાળાસુરને-મરણ પામેલા જોઈ નમુચિ રાક્ષસને અતિ ક્રોધ ચડાવાથી ઇન્દ્રને મારવાના ઘણા મહા ઉપાયો કર્યા, પણ તે વ્યર્થ ગયા. તેમ ઇન્દ્રે પણ વજ્ર માર્યું, તથાપિ ડોક કપાઈ નહિ. ત્યારે ઇન્દ્રને અતિ ચિંતા થઇ, તેવામાં આકાશવાણી થઈ કે, આ રાક્ષસ લીલી તથા સુકી વસ્તુથી મરશે નહિ, કારણ કે એ રીતે તેણે વરદાન મેળવ્યું છે, પછી વિચાર કરતાં ઇંદ્રને સુઝયું કે સમુદ્રનું ફીણ લીલું તેમ સુકું પણ નથી, એમ ધારી તે સમુદ્રફીણથી નમુચિનું મસ્તક કાપ્યું. તે વખતે વિશ્વાવસુ અને પરાવસુ ગંધર્વો ગાયન કરવા લાગ્યા; અને દેવતાઓ કેસરી સિંહ જેમ મૃગને મારે, તેમ દૈત્યોને મારવા લાગ્યા. તે વખતે દૈત્યોનો નાશ થતો જોઈ બ્રહ્માએ મોકલેલા નારદજીએ ત્યાં આવી દેવતાઓને વાર્યા.

મઘવાએ મન વિચાર્યું, સમુદ્ર ફીણ છે યોગ્ય,
લીલું નહિ સુકું નહિ, નાશ માટે એ ઉપયોગ. ૩૧
પછી સમુદ્ર ફીણના બાણે, કર્યો અમરે માર;
સર્વાંગ ઢાંકી શીશ છેદ્યું, હુવો હાહાકાર. ૩૨
વળી બાણ* વૃષ્ટિ કરે ઘણી, ગર્જના શબ્દ પ્રચંડ;
ગગનમાં ગર્જના સુણી, ભય પામ્યું બ્રહ્માંડ. ૩૩
પોતાના ને પારકા, રણમાંય નવ ઓળખાય;
એમ દેવ દાનવતણું રણમાં, યુદ્ધ દારુણ થાય. ૩૪
તે વાત બ્રહ્માએ સુણી, વઢી થાશે બેહુ સંહાર;
ઋષિ નારદને મોકલ્યા, વારવાને તે ઠાર. ૩૫
વીણાપાણિએ સમજાવીને, વારીયા બેઉ વીર;
તમો સમાન બળીયા છો, હવે યુદ્ધ તજો રણધીર. ૩૬
દેવ પ્રત્યે વદે વાણી, નારદ મુનિ તે વાર;
અમર લક્ષ્મી મળી તમને, હવે આ શો પ્રકાર? ૩૭
કમલભૂએ વારવા મુને, મોકલ્યો આ ઠામ;
નારદ ઋષિએ સમજાવીને, સમાવ્યો સંગ્રામ. ૩૮
માંહો માંહે વઢી મરતા, રાખીયા ઋષિરાય,
નારદ ઋષિને પ્રણામ કરી, સૌ સૌને સ્થાનક જાય. ૩૯
પછી શુક્રાચાર્યે ગુરુકને, મૃતસંજીવ વિદ્યા અધ્યયન;
ભણી બળિરાયને અભિષેક દઇ, બેસાડ્યો રાજ્યાસન. ૪૦
શુક્ર ગુરુએ મંત્ર ભણીને, જીવાડ્યો બળિરાય;
દૈત્ય મન આનંદ પામ્યા, જય શબ્દ ત્યાં વરતાય. ૪૧
જય જયકાર થઇ રહ્યો, રાક્ષસી સેના માંય;
શુક્રાચાર્યને બળી નમી બોલ્યો, સ્વામિ ભલી કીધી સહાય. ૪૨

વલણ

સહાય કીધી ગુરુજી તમો, અસુર માત્ર એમ કહી રહ્યા;
શ્રીભાગવત અષ્ટમસ્કંધના, એકાદશ અધ્યાય પૂર્ણ થયા.

ઇતિ શ્રીમદ્‌ભાગવતે અષ્ટમસ્કંધે એકાદશોધ્યાયઃ ॥ ૧૧ ॥

## અધ્યાય ૧૨ મો†

### કડવું ૧૨ મું–રાગ ધન્યાશ્રી

શ્રીશુકજી કહે સુણ રાય, ભાગવત કથારે,
એ સાંભળતાં મહા સુખ થાય, જાય ભવની વ્યથારે. ૧
મોહિનીરૂપ ધર્યું વિષ્ણુએ, સૌ મોહ પામ્યારે;
તે શંકરે સાંભળી વાત, જોવા માટે આવ્યારે. ૨

ઢાલ

જોવા આવ્યા સદાશિવ, મોહિનીરૂપ શ્રીહરિતણું,
કૈલાસ ગિરિથી પધાર્યા, શું વર્ણન કરી શકું શિવતણું. ૩
વૃષભારૂઢ પિનાકપાણિ, પાર્વતી સહ ત્યાં આવીયા;
વૈકુંઠમાં શિવ પધાર્યા ત્યાં, સર્વને મન ભાવીયા. ૪
સુણી હરિ સામા ગયા, એક આસને બેઠા હરી;
પાર્વતી લક્ષ્મી મળ્યાં પ્રેમે, હર્ષે શું વાર્તા કરી. ૫
પછી પ્રભુનું વર્ણન કીધું, શિવે સ્વર્ગભુવન વિષે;
પ્રભુ અકળ અદ્‌ભુત અવિનાશી છો, તમે વ્યાપીયા વૈરાટરૂપે. ૬
તવ વિષ્ણુ કહે તમ મુજ સ્વરૂપમાં, ભિન્નભાવ તો છે નહીં;
હરિહર અળગા લેખશે તે, અજ્ઞાની પ્રાણી સહી. ૭
તવ શિવ કહે હે હરિ ઇચ્છા, એક મારે મન રહી;
મોહિનીરૂપ જોવા તમારુ હું, કૈલાસથી આવ્યો અહીં. ૮
હે દેવના પણ દેવ તું, જગત વ્યાપક એ પ્રભુ;
આદિ અંત ને મધ્યે વસતા, સચરાચર ત્રિભુવન વિભુ. ૯
નિષ્કામ મુનિ વાસના તજી, ભજે છે ભાવે કરી;
પૂર્ણ અમૃત નિર્ગુણ સ્વામિ, આનંદમય પ્રભુનો નવ અરી. ૧૦
સર્વમય સર્વથી પર, પરબ્રહ્મ ત્રિતત્વ* રૂપ છો;
ભેદાભેદ રહિત દ્વૈત, અદ્વૈત કારણ ભૂપ છો. ૧૧
વેદાંતિ પરબ્રહ્મ ગણે, મીમાંસક ધર્મ રૂપ ગણે;
સાંખ્ય કાર્ય કારણથી પર, પંચરાત્ર નવશક્તિ પ્રભુ ભણે. ૧૨
યોગ જ્ઞાતા પૂર્ણ રીતે, જાણે છે સ્વતંત્ર તને;
અવિનાશી મહા પુરુષ તું, કળ્યો કયમ આવે મને. ૧૩
બ્રહ્મા મરીચિ નવ ઓળખે, આ બનાવ્યું તુજ જગત જે;
તો તુંને કયમ જ ઓળખે, ઓળખે એકલો ભક્તરે. ૧૪
વાયુપેરે વ્યાપક સઘળે, સર્વના જ્ઞાતા તમો;
ગુણોથી રમણ કરતા પ્રભુ, જાણું છું કંઇએક અમો. ૧૫
પણ મોહિનીનું સ્વરૂપ જોવા, ઇચ્છા છે મુજ મન ઘણી;
હવે તે મુજને દેખાડો, કરુણા કરી વૈકુંઠ ધણી. ૧૬
તવ શુકદેવ વાણી ઉચરે, સાંભળી શિવ વચન;
રાક્ષસ છળવા રૂપ ધર્યું, તે બતાવે મોહન. ૧૭
મહાદેવ પ્રત્યે પ્રભુ કહે, એ સ્વરૂપ કામી મન વસે;
કામીપુરુષને એ સ્વરૂપ વહાલું, તે શિવજી તમને કયમ ગમે. ૧૮
પણ ઇચ્છા છે જવ તમતણી, પૂરીશ આણી વાર;
મહાદેવજી તમો શોચ કરતા, રખે મન લગાર. ૧૯
એવી વાણી બોલતા, પરબ્રહ્મ અદૃષ્ટ હુવા;
અંતર્ધ્યાન અવિનાશ થઇને, અન્ય સ્થાનક આવીયા. ૨૦
વૈકુંઠમાં એક રમ્ય વાડી, પર્મ શોભા તે તણી;
કલ્પતરુ સુરદ્રુમ ઘણાં, બીજી સુશોભિત રચના ઘણી. ૨૧
મોહિનીરૂપ ધરી પ્રભુજી તે, વાડીમાં ઉભા રહ્યા;
શ્રીમહાદેવજી આસન તજીને, વાટિકા જોવા ગયા. ૨૨
(શિવે) તે વાટિકામાં કન્યા દીઠી, તેવી ત્રિભુવનમાં નહીં;
તે મોહિનીરૂપ મહારાજનું, દેખી શિવ મોહ્યા સહી. ૨૩
શોડષ તન શણગાર શોભે, મુખ ચંદ્રવત્ ચળક્યા કરે;
ત્રિભુવન જન સર્વે મોહે, મહા તાપસનાં મન હરે. ૨૪

* બાણાસુર. † આ બારમા અધ્યાયમા મોહિનીરૂપના વિનાસ જોવામા ઉત્સુક થયેલા મહાદેવને ભગવાને મોહ ઉપજાવી છળીને પાછી સાંત્વના કરી, તેનો કથાપ્રસંગ છે.

* ઉત્પત્તિ, સ્થિતિ ને લયના કારણરૂપ.

રૂપે અતિ ઘણી શોભતી, મન ગમતાં વસ્ત્રો ધર્યાં;
કટિમેખલા નિતંબપર, વસ્ત્રો કટિપર સુંદર ધર્યાં. ૨૫
દડો ઉછાળે મોહિની, ઊંચો નિચો અંગ મરોડ;
કંપિત સ્તન શોભે ઘણાં, કરે ઝાકમઝોળ. ૨૬
સ્તનપર હાર સુંદર હીલે, મોહે મનડું જનનું;
કડકા કેડના તે કરે, શોભે નૌતમ તનડું. ૨૭
નિતંબપરથી વસ્ત્ર ખસે, ને કેશ સુંદર શોહે;
ડાબે હાથે બાંધતી કેશ, મુનિવરનાં મન મોહે. ૨૮
કટાક્ષ મારે કાળજું કોરે, દડો ઉછાળે તાનમાં;
જરા જુએ જરા લજાએ, શિવને નાંખ્યા ગુલતાનમાં. ૨૯
મંદહાસ્યસહિતકટાક્ષ માર્યાં, વિહ્વળ થયા સદાશિવ સહી;
પાર્વતીને ત્યજી ઉઠ્યા, જોવા મોહિનીને તહીં. ૩૦
દડો ફેંક્યો દૂર ત્યાં, લેવા દોડી મોહિની;
ઝીણું વસ્ત્ર પવને ઉડ્યું, સદાશિવે જોઈ જઈ. ૩૧
કટિમેખલેથી વસ્ત્ર ઉડ્યું, નિર્ખ્યું ગૌર અંગ તે તણું;
ભાન ભૂલ્યા શિવજી, વૈરાગ્ય ભૂલ્યા તે સમું. ૩૨
બહુ કુટડી વળી રૂપડી, અધ મિચ્યાં નેણ છે;
મીન મૃગ બે હારિયા, એવાં સુંદર નેણ બે. ૩૩
અણિયાળી આંખે ભાળતી, મોહ બાણ માર્યાં સહેજમાં;
અડપલીઆળી આંખે ઝાંખીને, બતાવ્યું મન હેજમાં. ૩૪
તેને દેખીને શિવજીને, વિરહ વ્યાપ્યો અતિ ઘણો;
મોહ્યા શંકર મન વિષે, પરવશ પ્રાણ હવો શંભુતણો. ૩૫
કામદેવનો પાસ પકડી, શિવ ઉઠ્યા ઉમિયા મૂકી;
જ્ઞાન ચૂક્યું ભાવ મૂક્યો, ગયા વૈરાગ નક્કી ચૂકી. ૩૬
નગ્ન નારી બહુ પ્યારી, શિવજી વશ તેને હવા;
પાસે આવ્યા મન ભાવ્યા, હસી રમણી તે વશ થયા. ૩૭
હસી થોડું મુખ મોડ્યું, લજાયલી ઉભી નહી;
વૃક્ષ ઓથે શિવ જોતે, છુપાવવાને ત્યાં ગઈ. ૩૮
મન હરાયું ચિત્ત ચોરાયું, વશ હવા એ દેવ;
હાથિણી કેડે હાથી દોડે, તેમ દોડ્યા શ્રીમહાદેવ. ૩૯
કામાસક્ત હવા શંકર તે, સ્ત્રી પૂંઠે ધાયા સહી;
આગળ પાછળ જાય દોડ્યા, રહેવાયે મહેથી નહી. ૪૦
વેગે દોડતી અંગ મરોડતી, નારી કેશ ઝાલ્યા સદાશિવે;
હાથ પકડી અંગ ઝકડી, આલિંગન કર્યું વિધવિધે. ૪૧
લીધી પાસે પ્રેમ આશે, દબાવી સ્વઅંગથી;
કેશ છુટા નિતંબ મોટા, છુટી ગઈ શિવ સંગથી. ૪૨
બલાત્કારે સ્તન ભારે, દિવ્ય રૂપી મોહિણી;
ભાગી વેહેલી મૂકી શિવને, દેવ લીલા જોઈ રહ્યા. ૪૩
સદાશિવ પૂંઠે દોડ્યા પ્રેમે, કામદેવને વશ હવા;
ગૌ પૂંઠે જેમ સાંઢ દોડે, તેમ શિવની થઈ દશા. ૪૪
ત્યાં વીર્યસ્રાવ શિવને હવું, મોહિની તો નાસી ગઈ;
મહાદેવજી ત્યાં લજ્જા પામ્યા, અકળગતિ એ શી થઈ. ૪૫
મહાદેવનું વીર્ય પૃથિવી પડ્યું, તે ભૂમિ સુવર્ણની થઈ;
કામાંધ થયેલા શિવને, નદી ગિરિવરે જોયા સહી. ૪૬
તવ મોહિનીનું સ્વરૂપ તજીને, સ્વદેહે પ્રભુજી* થયા;
માયા યોગ દેખાડ્યો શંકરને, પ્રભુએ પ્રેમ વચન કહ્યાં. ૪૭
લજ્જા પામ્યા શિવ કહે, હરિ ધન્ય ધન્ય માયા તાહરી;
મોહિનીનું સ્વરૂપ જોતાં, સુધ બુધ નહીં રહી માહરી. ૪૮
તો અન્યનો શો આશરો, જે દૈત્ય મોહ પામ્યા બહુ;
અમૃત માટે મદ્ય પાયું દૈત્યોને, દેવ અમર કીધા સહુ. ૪૯
વળી શાસ્ત્ર ગુણ વર્ણવું, એમ શંકર વાણી ઉચરે;
શ્રીમહાદેવજી આજ્ઞા માગી, પાર્વતી કને સાંચરે. ૫૦
મહાદેવે પાર્વતી પાસ આવી, વાર્તા માંડીને કહી;
પરમેશ્વરની લીલા અકળ, એની ગતિ કોયે નવ લહી. ૫૧
પરમેશ્વરની માયા દુસ્તર, એ તરવા કો સમર્થ નહીં;
સર્વથા જેમ તેમ પ્રભુજીનું, સ્મરણ કરવું રે સહી. ૫૨
મોહિની સ્વરૂપ મહારાજનું, શંકર જોવા આવિયા;
કથા શ્રવણે પાન કરી તે, સાધુ જન સુખીયા થયા. ૫૩
કરુણા કરે કૃપાનિધિ, સાક્ષાત્ અવિનાશી હરી;
પામે પદારથ સકળ તે, ગર્ભવાસ ન આવે ફરી. ૫૪

વલણ

ફરી ગર્ભવાસ આવે નહીં, સાંભળ પરીક્ષિત રાયરે;
અષ્ટમસ્કંધ હરિકથાના, હવા દ્વાદશ અધ્યાયરે.

ઇતિ શ્રીમદ્ભાગવતે અષ્ટમસ્કન્ધે દ્વાદશોઽધ્યાયઃ ॥ ૧૨ ॥

## અધ્યાય ૧૩ મો†

### કડવું ૧૩ મું–રાગ સારંગ

શ્રીશુકજી કહે સાંભળ રાય, સપ્તમ મન્વંતરની કથાય;
સાતમો મન્વંતર જેહ, શ્રદ્ધાવંત રાજા સુણો તેહ. ૧
વૈવસ્વત‡ મન્વંતર અહીં, કથા એહ વિસ્તારની સહી;
સપ્ત ઋષિતણાં જે નામ, તે સાંભળ વર્ણન ગુણગ્રામ. ૨

* એ સમે ભગવાન્ કહે છે–હે સર્વ દેવોમાં ઉત્તમ, મારી સ્ત્રીરૂપ માયામાં મોહ પામ્યા છતાં પણ પાછા તમે પોતાની જ પોતાની સ્થિતિમાં રહ્યા, એ ઘણું સારું થયું અનેક પ્રકારના ભાવને ઉત્પન્ન કરતી, અને અજિતેંદ્રિય પુરુષોથી ન જિતાય એવી મારી માયા તમ સિવાય આસક્તિ પામેલો બીજો કોઈ પણ પુરુષ તજી શકેજ નહિ હું કે જે સૃષ્ટિ આદિનાં કારણરૂપ છું, તેના કાળરૂપ પ્રભાવને લીધે વધતા રજોગુણ વગેરે અંશવાળી આ મારી ગુણમય માયા તમારો પરાભવ નહિ કરે.

† આ તેરમા અધ્યાયમાં સાતમાથી આરંભી સઘળા મન્વંતરો, જે મન્વંતરોમાં દરેકના છ છ પ્રકાર છે, તે જુદા જુદા કહ્યા છે.

‡ એ સૂર્યનો પુત્ર છે. જે શ્રાદ્ધદેવ એ નામથી પ્રખ્યાત હાલ સાતમો મનુ ચાલે છે તે છે. તેના સંતાનનાં નામ શ્રીશુકે આ પ્રમાણે કહ્યાં છે –ઈક્ષ્વાકુ, નભગ, ધૃષ્ટ, શર્યાતિ, નરિષ્યંત, નાભાગ, દિષ્ટ, કરૂષ, પૃષધ્ર અને વસુમાન, એ દશ વૈવસ્વત (શ્રાદ્ધદેવ) મનુના પુત્ર હતા. તેના વખતમાં આદિત્ય, વસુ, રુદ્ર, વિશ્વેદેવા, મરુત, અશ્વિનીકુમાર અને ઋભુ એ નામે દેવતા હતા. પુરંદર નામનો ઇંદ્ર હતો.

ચાલ

કશ્યપ અત્રિ વસિષ્ઠ નિરધાર, વિશ્વામિત્ર ગૌતમ શુભકાર;
જમદગ્નિ ને ભરદ્વાજ, સપ્ત કહ્યા એ ઋષિ મહારાજ.
અષ્ટમી ઋષિ પત્ની છે સાર, કશ્યપ ઋષિ પિતા નિરધાર;
વામનજી તેના છે નાના બાળ, જાણો વાત તમે નિરધાર.
ત્યાં વામનનો અવતાર, પ્રગટ્યા પ્રભુ વિશ્વાધાર;
કથા ભવિષ્ય મન્વંતરતણી, વંશાવળી છે એની ઘણી.
જેહુ વિશ્વકર્મા દીકરી, સવિતાને પરણાવી તે ખરી;
પુત્રી ત્રણ તેનાં અભિધાન, શુકજી કહે સુણ રાજાન.
એકનું સંજ્ઞા છે નામ, તે શ્રી રવિનાં પૂરે મનકામ;
બીજી પુત્રી છાયા કહી, ત્રીજીનું નામ વડવા સહી.
સંજ્ઞાને* યમાદિ છે બાળ, વડવાના અશ્વિનીકુમાર;
છાયા થકી સાવર્ણિમનુ એવ, એમ પુત્ર પ્રગટ્યા તતખેવ.
શનૈશ્ચર ને તપતી કન્યાય, તેનો મહિમા કહ્યો નવ જાય;
સંવરણને તપતી કન્યા વરી, તેની ખ્યાત સઘળે વિસ્તરી.
અષ્ટમો સાવર્ણિ મન્વંતર સહી, જેની કાંતિ વિશેષે કહી;
સાવર્ણિને છે બાળ બે† સહી, બળિ‡ રાજ ભોગવે ત્યાંહી.
પણ હવડાં તે પોતાનું રાજ, ભોગવે છે પાતાળે આજ;
એ મન્વંતરે સપ્ત ઋષિ થશે, તે હમણાં પૃથ્વીપર વસે.
એક ગાલવ બીજો દીપ્તિમાન, ત્રીજા પરશુરામ નિધાન;
ચોથા અશ્વત્થામા ઋષિરાય, પાંચમા કૃપાચાર્ય કહેવાય.
છઠ્ઠા ઋષિ શૃંગી તે પાસ, સાતમા ઋષિ વેદ વ્યાસ§;
હવે નવમા મન્વંતરની કથા, જે કહું તે સાંભળો યથા.
વરુણ પુત્રદક્ષ સાવર્ણિમનુ હશે‖, દ્યુતિમાનાદિ સપ્તઋષિ થશે;
અદ્ભુત થશે ઈંદ્ર ત્યાંય, સ્વર્ગ ભોગવશે સુરકાય.
ઋષભ દેવ¶ પવિત્ર અપાર, તે પરમેશ્વરનો અવતાર;
બ્રહ્મસાવર્ણિ§§ દશમો મનુ, ઉપશ્લોક કેરો તે તનુ.
શુંભ એવું નામ છે સાર, તે તો ઈંદ્ર કેરો અવતાર;
ત્યારે ઈંદ્ર મહા પરાક્રમી હશે, તેની કીર્તિ સઘળે વ્યાપશે.
વિશ્વક્સેન** નામે સાર, તે પરમેશ્વરનો અવતાર;
ધર્મ સાવર્ણિ અગિયારમો મનુ, સત્ય ધર્માદિ દશ તેને તનુ††.
વિહંગમ કામગમ ને નિર્વાણ ઋષિ, દેવ એ ત્રણ સુખી;
વૈધૃતિ ઈંદ્રનું નામ, તે કરશે મહા ઉત્તમ કામ.
આર્યકની સ્ત્રી વૈધૃતાથકી થશે, ધર્મસેતુ પ્રભુ અવતરશે;
બારમો રુદ્ર સાવર્ણિ મનુ*, મહાબળ પરાક્રમ હશે તે તનુ.
પરમેશ્વર સ્વધામા† અવતાર, હશે પ્રગટ શ્રીવિશ્વાધાર;
તેરમો દેવસાવર્ણિ‡ સહી, મન્વંતર થાશે તે આ મહી.
ઈંદ્ર દિવસ્પતિ§ હશે, તેનો મહિમા ઘણો જગે થશે;
પરમેશ્વર યોગેશ્વર‖ સહી, અવતાર પ્રભુનો થાશે આ મહી.
કરશે દિવસ્પતિની સહાય, તેનો યશ આ જુગે ગવાય;
ચૌદમો ઈંદ્ર સાવર્ણિ¶ મનુ હોય, પ્રૌઢ મહિમા તેનો રહેય.
બૃહદ્ભાનુ પ્રભુ અવતાર, કર્મકાંડનો કરશે વિસ્તાર;
એ ચૌદ મન્વંતર અવતાર, સંક્ષેપે કહ્યા પૃથક્ આ વાર.
તે સઘળા પરમેશના અંશ, ધર્યા અવતાર સર્વે સુવંશ;
પ્રભુની પાળે તે આજ્ઞાય, જે ચૌદ મન્વંતર કહેવાય.

વલણ

આજ્ઞા પાળે મનુ સર્વે, એવો હરિ મહિમા કહ્યો;
શ્રીભાગવત અષ્ટમસ્કંધનો, અધ્યાય તેરમો પૂર્ણ થયો.

ઇતિ શ્રીમદ્ભાગવતે અષ્ટમસ્કંધે ત્રયોદશોઽધ્યાયઃ ॥ ૧૩॥

## અધ્યાય ૧૪ મો§§

### કડવું ૧૪ મું—રાગ મારુ

રાય પરીક્ષિત પ્રશ્ન કરે, કહો મનુ-ઈંદ્રનાં કાજ;
કેવી રીતે વર્તે તેઓ, તે કથા કહો મહારાજ. ૧
શ્રીશુકદેવ વાણી વદે, સાંભળ પરીક્ષિત રાય;
ચારે યુગમાં શાસ્ત્ર ચારે, યુગ વર્ણ્યુ ન વરણાય. ૨
મનુ મનુપુત્ર સપ્તર્ષિ, ઈંદ્ર અને દેવતાય;
પ્રત્યેક યુગના પ્રત્યેક જન, રહે અંશાવતાર આજ્ઞાય. ૩
યજ્ઞાદિક પ્રભુ અંશાવતારી, પ્રેરણા કરે જે જોય;
મનુ આદિ લોકો જગત, મર્યાદા ચલાવેય. ૪
સપ્તર્ષિઓ સનાતન ધર્મ તે, ચલાવે રૂડી રીત;
વેદ તત્વને શોધે શોધે, ધર્મપર બહુ પ્રીત. ૫
ચોયુગે મનુના અવતારે, ઘણો ધર્મ પ્રવર્તાવ્યો;
પ્રજા પાળક પોતે થઈને, યશ સઘળે ગવરાવ્યો. ૬

* સંજ્ઞાને યમ, યમુના અને શ્રાદ્ધદેવ મનુ નામે ત્રણ સંતાન છે.

† નિર્મોક અને વિરજસ્ક એ બે પુત્રનાં નામ છે. ‡ એ વિરોચનનો પુત્ર. § એ સાત સપ્તર્ષિ છે. એ મન્વંતરમાં દેવગુહ્યની સ્ત્રી સરસ્વતીના ઉદરથી સાર્વભૌમ એવે નામે ભગવાનનો અવતાર થશે. તે પુરંદર (સાતમા મન્વંતરના ઈંદ્ર) પાસેથી ત્રિલોકનું રાજ્ય હરી બળિ રાજાને આપશે. ‖ તેને ભૂતકેતુ અને દીપ્તિકેતુ આદિ પુત્રો થશે. પાર અને મરીચિ ગર્ભાદિ દેવતાઓ થશે.

¶ આયુષ્યમાનની સ્ત્રી અંબુધારાના એ પુત્ર તે મન્વંતરમાં છે.

§§ ભૂરિષેણાદિ તેના પુત્રો છે. હવિષ્માન, સુકૃત, સત્ય, જય અને મૂર્તિ એ પાંચ તથા બીજા બે મળી સાત સપ્તર્ષિ થશે. સુવાસન અને વિરુદ્ધાદિ નામના દેવતા એ મન્વંતરમાં થશે. ** પ્રજાપતિના ગૃહ વિષે વિષૂચિ સ્ત્રીથી વિશ્વક્સેન પ્રભુ થશે, તે ઈંદ્રને સહાયકારી થશે.

†† અરુણાદિક સપ્તર્ષિઓ તે મન્વંતરમાં થશે.

* એ મનુને દેવવાન્, ઉપદેવ અને દેવશ્રેષ્ઠાદિ તેના પુત્રો થશે. ઋતધામા નામે ઈંદ્ર થશે. હરિતાદિ દેવતાઓ થશે. તપોમૂર્તિ, તપસ્વી અને આગ્નીધ્રકાદિ સપ્તર્ષિઓ તે મન્વંતરમાં થશે.

† સત્યસહસની સ્ત્રી સૂનૃતાનો એ પુત્ર છે. ‡ એ મનુને ચિત્રસેન અને વિચિત્રાદિ તેના પુત્રો થશે. સુકર્મ અને સુત્રામ નામે એ મન્વંતરમાં દેવતા થશે. § અને નિર્મોક, તત્વદર્શાદિ સપ્તર્ષિઓ તે મન્વંતરમાં થશે. ‖ એ દેવહોત્રની સ્ત્રી બૃહતીના પુત્રનાં નામો છે.
¶ એ મનુને ઉરુ અને ગંભીર બુદ્ધિ આદિ તેના પુત્રો થશે. પવિત્ર અને ચાક્ષુષ નામના દેવતાઓ થશે. શુચિ નામે ઈંદ્ર થશે. અગ્નિ, બાહુ, શુચિ, શુદ્ધ અને માગધાદિ સપ્તર્ષિઓ થશે. સત્રાયણની સ્ત્રી વિતાનાના ઉદરથી બૃહદ્ભાનુ નામે ભગવાનનો અંશાવતાર થશે, તે કર્મકાંડની ક્રિયાનો વિસ્તાર કરશે.

§§ આ ચૌદમા અધ્યાયમાં ઈશ્વરાધીનમાં રહેનારા મનુઆદિમાં જેવા રીતે જોઈએ તેવી રીતે પૃથક્ પૃથક્ કામનું વર્ણન કર્યું છે.

પરમેશ્વરનાં નામ કીર્તન, કરે છે સર્વ પ્રજાય;
ધર્મ માર્ગ આચરતાં અંતે, કૃપા કરે જગરાય. ૭
સ્ત્રી સેવા સ્વામિની કરે, ને પુરુષ માત ને તાત;
ગૃહસ્થ મારગ એમ આચરે, વેદ વિષે વિખ્યાત. ૮
રાજા થઈને પ્રજાને પાળે, દુઃખ દીયે ન લગાર;
પ્રતિપાલન પ્રજાનું કરવું, એ ભૂપત ધર્મ નિર્ધાર. ૯
ઇંદ્ર પ્રજાને અર્થે દ્વાદશ, મેઘની વૃષ્ટિ કરે;
વાપી કૂપ સરોવર સરિતા, પૂરણ જળથી ભરે. ૧૦
અન્ન સહુ નિપજાવે રવિ, તે પ્રજા તણે હિતકાજ;
પરઉપકાર કરે પ્રાણી જો, કૃપા શ્રી મહારાજ. ૧૧
ઋષેશ્વર મહા યજ્ઞ કરીને, ધર્મ સહુ પ્રવર્તાવે;
તે સઘળું પ્રજા અર્થે, તેઓ સુખ ઉપજાવે. ૧૨
સનકાદિક સિદ્ધને સ્વરૂપે, જ્ઞાનોપદેશ કરે ભગવાન;
યાજ્ઞવલ્કયને રૂપે, કર્મોપદેશ કરે નિદાન. ૧૩
દત્તાત્રેયને રૂપે યોગનો, આપે રુડો ઉપદેશ;
પ્રજાપતિને રૂપે કરે, સૃષ્ટિ ઉપજાવે બેસ. ૧૪
નામરૂપાત્મક માયાથી, મોહ પામેલા જે લોક;
અનેક શાસ્ત્રથી સિદ્ધ કરે પ્રભુતા, પણ સમજે છે કોક. ૧૫
બીજી પ્રજા છે તે કરે, પ્રભુજીનાં નામ કીર્તન;
ભક્તિ ભાવે દયા દાનશું, ગોવિંદ ગુણ વર્ણન. ૧૬
મહા કલ્પના પેટા કલ્પમાં, આમ ચાલે છે ધર્મ;
પેટા કલ્પમાં ચૌદ મનુ, સાંભળ રાય ગુણ પર્મ. ૧૭
તે ઉપકાર કરી ઉપજાવે, પ્રજા વિષે શુભ ધર્મ;
જપતપ ધ્યાન આદિ લેઈને, જે સંસારનાં સત્કર્મ. ૧૮

વલણ

સંસારનાં સત્કર્મ સર્વે, ધર્મને અર્થે સહી;
ચૌદ અધ્યાય હુવા પૂરા, અષ્ટમસ્કંધ કથા કહી. ૧૯

ઇતિ શ્રીમદ્ભાગવતે અષ્ટમસ્કંધે ચતુર્દશોધ્યાયઃ ॥ ૧૪ ॥

## અધ્યાય ૧૫ મો*

### કડવું ૧૫ મું–રાગ રામગ્રી

રાજા પરીક્ષિત પૂછે વાતજી, શુક સ્વામી કહો વિખ્યાતજી;
હરિએવામન અવતાર લીધોજી, યાચવામાં બળી બંધન કીધોજી.

ચાલ

વામન અવતારે બળીને ચાંપ્યો, પ્રભુજીએ જેહ;
વરુણ પાશે બાંધ્યો તેની, કથા કહો ઋષિ તેહ. ૧
ત્રણ પગલાં પૃથ્વી પ્રદક્ષિણામાં, માગી છે શે કાજ;
ભિક્ષા માંગતા વણ અપરાધે, કાં બાંધ્યો બળિરાજ. ૨
શુકદેવ વાણી ઉચરે, સાંભળ પરીક્ષિત ભૂપ;
બળિ માટે શ્રીપ્રભુએ, ધર્યું વામન રૂપ. ૩
જઈ યજ્ઞનો ત્યાં રોધ કીધો, યાચીયો બળિરાય;
વિસ્તારપૂર્વક કહું તુજને, માંડી એહ કથાય. ૪
વૈવસ્વત મનવંતરે, થયો વામન અવતાર;
બળિ ઇંદ્રના યુદ્ધનો, પ્રથમે કહું વિસ્તાર. ૫
પૂર્વે ઇંદ્રે બળિ હણ્યો, તેની હતી રિધ સિધ જેહ;
દેવતા સૌ મળીને, લૂટયું સઘળું તેહ. ૬
ત્યાં દેવ પ્રત્યે ન ચાલ્યું, દાનવનું નિરધાર;
પછી શુક્રગુરુ વિદ્યા ભણ્યા, જે મૃતસંજીવન સાર. ૭
બળિરાયને જઈ જીવાડ્યો, તે ગુરુને લાગ્યો પાય;
સેવા ભક્તિ વિશેષ કરીને, સંતોષિયા ઋષિ રાય. ૮
ભૃગુવંશના ઋષિ તેઓ, ભાર્ગવે તે વાર;
વિશ્વજિત યજ્ઞ કરાવવાને, વરત્યો જયજયકાર. ૯
મૃત્યુંજયના મંત્ર ભણાવ્યા, યજ્ઞ પૂરણ કર્યો;
સૂર્ય કાંતિસમ કુંડ વિષેથી, રથ એક નિસર્યો. ૧૦
આયુધ અસ્ત્રને શસ્ત્રસામગ્રી સહ, રથ મણિમય જડ્યો;
અગ્નિ જ્વાળસમ ધ્વજા ફરકે, રથ મેઘ સમ ગડગડ્યો. ૧૧
યુગ્મ ભાથા શરે ભર્યા, ટોપ કવચ એ સૌ માપ;
તે દીઠે શત્રુનાં યુથ નાસે, પ્રબળ રથનો પ્રતાપ. ૧૨
આયુધ ધરી બળિ રથે, બેઠો શુક્રને કરી પ્રણામ;
બળિ અસુરે આવી સ્વર્ગ ઘેર્યું, ફરી માંડ્યો સંગ્રામ. ૧૩
તવ નવપલ્લવ સદા શોભતી, પ્રલ્હાદે દીધી માળ;
શુક્રાચાર્યે શંખ દીધો, શોભે બળિ ઝાકઝમાળ. ૧૪
સ્વર્ગની શોભા અનુપમ, નંદન વાડી રમ્ય;
કુંજે ફરે પક્ષી ટોળેટોળાં, ગુંજાર ભ્રમર ગમ્ય. ૧૫
મદોન્મત્ત ભ્રમર તાન લે છે, ફુલભારથી લેહેકે વૃક્ષ;
સરોવર વિષે હંસ સારસ, નાચે દેવાંગના પ્રત્યક્ષ. ૧૬
યુવતિ ત્યાં બહુ જ શોભે, જેમ અગ્નિ શોભે જ્વાળે;
બળિરાયે તે દેવનગરી, ઘેરી લીધી તે કાળે. ૧૭
સુવર્ણ કિલ્લો ઝળહળે, સુવર્ણનાં છે દ્વાર;
સ્ફટિકમણિના દરવાજા, હીરા મોતીનો ન પાર. ૧૮
સભા રસ્તા મેહેલો સર્વે, મણિમય ઝાતકાર;
પરવાળા ને પન્ના ઝળકે, હીરા હાર અપાર. ૧૯
ચંદ્રવા મોતીના ને મણિ, ધ્વજા નાના પ્રકાર;
મોર ભ્રમર દેવાંગનાઓ, કરે ગાન લલકાર. ૨૦
મૃદંગ શંખ આનક દુંદુભિ, વીણા મુરજ ચંગ;
તાળ વેણુ વાજાં વાજે, થેઈ થેઈ નાટારંભ. ૨૧
સૂર્ય પ્રભાથી વિશેષ છે, ઇંદ્ર નગરી જ્યાંય;
અધર્મી છળ લોભ કામી, પામે ના પેસવા ત્યાંય. ૨૨
એ દેવધાની નગરી સુંદર, ઘેરી રાયે બાણ;.
શુક્રનો શંખ ત્યાં વગાડ્યો, જણાવી ત્યાં આણ. ૨૩
અસુર બળીયા ચડીને ગયા તે, હવું ઇંદ્રને જાણ;
તેત્રીશ કોટિ* કર્યો તત્પર, ગડગડ્યાં નિશાન. ૨૪

* આ પદરમા અધ્યાયમા શુક્રાચાર્યના કહેવાથી બળિરાયે વિશ્વજિત નામે યજ્ઞ કર્યો. ને તે યજ્ઞના પ્રભાવથી બળિરાયે સ્વર્ગ જિત્યું અને તેની બીકથી દેવતાઓ છુપાઈ ગયા, તેનો કથાપ્રસંગ છે.

* અહિંથી માંડી આઠ લીટીની વાત મૂળ ભાગવતમાં નથી.

ઐરાવતે અધવા ચઢ્યો, મહા ક્રોધ શું તત્કાળ;
મેઘાડંબર ધરી શંખ કર્યો ઇંદ્રે, ગાજ્યા દશ દિગપાળ. ૨૫
મેઘ મારુત દ્રોણ પાવક, વસુ જે કહેવાય;
શક્રની સાથે ચડ્યા રણ, યુદ્ધ કરવા જાય. ૨૬
અશ્વ ગજ રથ અનેક પાળા, સૈન્યનો નહિ પાર;
ટોપ ટાટર સજ્યા બખતર, પાખર્યા અસવાર. ૨૭
જાયે ચાલ્યા યુદ્ધે સર્વે, દુંદુભિના નાદ થાય;
બૃહસ્પતિ ગુરુને પ્રશ્ન* પૂછ્યું, યુદ્ધનું સુર રાય. ૨૮
બળિ બળિયો કવણ કારણ, કહો મુને આજ;
ભગાડ્યો હતો આપણે, તે તત્પર કેમ ઋષિરાજ. ૨૯
ત્યારે ઇંદ્રને બૃહસ્પતિ† કહે, બળીને ફળ્યો છે યાગ;
આ વાર આપણે નાસવું, પણ નથી યુદ્ધનો લાગ. ૩૦
તવ ઇંદ્ર વળતો બોલીયો, ગુરુને કરી પ્રણામ;
કેમ નાસું હું ધામ મૂકી, કરીશ જઇ સંગ્રામ‡ ૩૧
મહા યુદ્ધ અમરે આદર્યું, ગાજ્યો વાસવ વિકાળ;
સજી આયુધ આવીયા, સૌ સુર ત્યાં તત્કાળ. ૩૨
બોતેર કોટિ દૈત્ય સંખ્યાથી, ચડ્યો છે બળિરાય;
અંતરિક્ષ મારગ યુદ્ધ કરતા, આવે અવનિમાંય. ૩૩
દેવ દાનવ ભેળસેળા, થયા તેણી વાર;
ગદા ખડ્ગ ત્રિશૂલના રણે, કરે મારો માર. ૩૪
શબ્દ ઉઠે બાણ છૂટે, સામ સામા નર્મ;
આયુધ ઝળકે ખડગ ખળકે, ઢળકે ભાલા પર્મ. ૩૫
ભાથા ખૂટે કવચ તૂટે, ઊઠે અગ્નિ જ્વાળ;
રથ ચૂર્ણ થાયે વૈમાન ભાંગે, વઢે વીર વિકાળ. ૩૬
બાણ છુટે બહુ રણ વિષે ત્યાં, હવો મહા અંધકાર;
કૃત આયુધ ને સાંગ ભાલા, ખડ્ગના બહુ પ્રહાર. ૩૭
મૂછ મરડે આંખ તરડે, કરડે ક્રોધે દંત,
વાહન ચડ્યા યુદ્ધે ગડગડ્યા, આવી આથડ્યા બળવંત. ૩૮
ધ્વજા પતાકા ફર ફરે ને, ગડગડે રથ ચક્ર;
બળિ હંકારે અસુરને, સુરને હંકારે શક્ર. ૩૯
જળ ભર્યાં જેમ વાદળાં, તેમ ચાલતા માતંગ;
શબ્દ કરતા દોટ ભરતા, પર્વત સમ છે અંગ ૪૦
ઘણી ઝીક યુદ્ધની મચી, ચઢ્યું પૃથ્વી મંડળ ચાક;
વીર યુઝે ધર્ણું ધ્રૂજે, શૂરા મારે હાક. ૪૧
શુક્રાચાર્ય ને બૃહસ્પતિ, સંગ્રામ સામો થાય;
બળિ સામો આવીયો, સંગ્રામને સુર રાય. ૪૨
બાણાસુર ને જયંત વળગ્યા, ઉભય બળ ભંડાર;
વિરૂપાક્ષ સામા આવીયા, ક્રોધે અશ્વિનીકુમાર. ૪૩
સુપાક્ષ ને યમરાય આવ્યા, કરી ક્રોધ અપાર;
વિશાલાક્ષ ને યુધે આવ્યા, ગડગડી ઘનબાર. ૪૪
ત્રિશાલાક્ષ ને કુબેર વળગ્યા, રાહુ ને રવિરાય;
ધૂમ્રકેતને જીતવા, અડતાળીસ અગ્નિ જાય. ૪૫
મહાબળીયો પરાક્રમિ, સર્વદમન રાક્ષસ નામ;
પંચાશમાં એક ન્યૂન મારુત, કરે મહાસંગ્રામ. ૪૬
મયદાનવ ને વિશ્વકર્મા, યુધે આવી અડ્યા;
અશ્વે અશ્વ ને રથે રથ, ત્યાં ગજે ગજ આથડ્યા. ૪૭
અતિરથી ને મહારથી, પાળા તણો નહિ પાર;
તેત્રીશ કોટિ ને બોતેર કોટિ, તે હવા એકાકાર. ૪૮
દેવ દાનવ પડે રણમાં, યુદ્ધ દારુણ થાય;
રુધિરની સરિતા વિષે, બહુ જન તણાયા જાય. ૪૯
આપ વખાણે ધનુષ તાણે, ન આણે મન મર્ણ;
કાળા ટોપ શીશે ભર્યાં દીસે, દીસે ભયાનક વર્ણ. ૫૦
અહંકાર હવો તેથી કોઈ, ઓળખ્યા નવ જાય,
બહુ દેવદાનવ પડ્યા રણમાં, યુદ્ધ દારુણ થાય. ૫૧
જે પુરુષ પૃથ્વી વિષેથી, ઇચ્છતા સ્વર્ગ નિરધાર;
બળિ સૈન્યમાં આવી કરીને, કરે યુદ્ધ અપાર. ૫૨
પણ શુક્રાચાર્યની વિદ્યાથી, મૃત દૈત્ય બેઠા થાય;
બળ દેખી બળિરાયનું, નાસી ગયો સુરરાય. ૫૩
સ્વગ મૂકી અમર નાઠા, હવો હાહાકાર;
બળિરાય આવ્યો સ્વર્ગમાં, દીધો વિજય તે વાર. ૫૪
સ્વર્ગ લૂટયું દાનવે, મનમાંહિ આણી વેર;
બાંધી ઝાલ્યા દેવતા, રિધ સર્વ લાવ્યા ઘેર. ૫૫
સ્વર્ગ અમરાપુરી વિષે, ફેરવી બળિએ આણ;
જય કરી બળિરાય આવ્યો, શોણિતપુર નિજગામ. ૫૬
ગુરુ શુક્રાચાર્યને નમ્યો, શત યજ્ઞ* કર્યા બળિરાય;
તમ પ્રતાપે યજ્ઞ પુરુષે, દીધી મારી સહાય. ૫૭

વલણ

દીધી મારી સહાય સ્વામી, બળિરાય વાણી ઉચરે;
પંચદશ અધ્યાય હવા, કથા અષ્ટમ વિસ્તરે. ૫૮

ઇતિ શ્રીમદ્ભાગવતે અષ્ટમસ્કંધે,પંચદશોધ્યાયઃ ॥ ૧૫ ॥

---

* દેવતા સહિત ઇંદ્ર કહે છે—હે ગુરુ બૃહસ્પતિ! આપણા પૂર્વેના વૈરી બળિરાયે ભારે તૈયારી કરી છે, અને ધારીએ છીએ કે, હાવ તે કોઇનાથી જિતી શકાય એમ નથી જાણે જગતને ગળી જતો હોય, દશ દિશાઓને ચાટતો હોય, અને દૃષ્ટિથી દિશાઓને બાળતો હોય એવો એ બળિ રાજા પ્રલયકાળના અગ્નિની પેઠે લડવા ચઢ્યો છે તે મારો શત્રુ બળિ આવો જોરાવર કેમ થયો, તેનું કારણ કહો.

† બૃહસ્પતિ કહે છે—આ તારા શત્રુનું પ્રબળ બ્રહ્મવાદી ભૃગુકુળના જોરથી વૃદ્ધિ પામ્યું છે. ઈશ્વર સિવાય કોઈ પણ તેને જિતવા સમર્થ નથી, માટે શત્રુનો સમય ફરે ત્યા સુધી સ્વર્ગ છોડી નાસી જાઓ જ્યારે તે બ્રાહ્મણોનું અપમાન કરશે ત્યારે તેનો પરિવાર સહિત પડતી થશે એ રીતે બૃહસ્પતિના કહેવાથી જૂદાં જૂદાં રૂપ ધરી દેવતાઓ સ્વર્ગ છોડી નાસી ગયા. ‡ અહિંથી માંડી નીચેની ૪૬ લીટી સુધીની વાત મૂળ ભાગવતમાં નથી.

* તે પછી બળિરાજાની ઇંદ્ર પદવી સ્થિર કરાવવાને ભૃગુકુળોત્પન્ન બ્રાહ્મણોએ સો યજ્ઞ કરાવવાનો આરંભ કર્યો હતો.

## અધ્યાય ૧૬ મો*

### કડવું ૧૬ મું—રાગ મારુ

શ્રીશુકદેવ વાણી વદે, સાંભળ પરીક્ષિતરાય,
સૂત પુરાણિક શૌનક ઋષિને, સંભળાવે છે કથાય. ૧
બળિરાજાયે રણયુદ્ધ કરીને, દેવ પમાડ્યા હાર,
સ્વર્ગ તજી સર્વ સુર ગયા, મહા વિષમ વનમોઝાર. ૨
રણસંગ્રામ તજીને આવ્યા, બળિ રાજા નિજધામ;
શુક્રાચાર્યની પાસે જઈને, કીધા વિનય પ્રણામ. ૩
તમ† કૃપાથી રણ વિષે મુને, જય હવો અતિશય,
હવે પદવી લઉં ઇંદ્રની, જો કરો કરુણાય. ૪
ગુરુ કહે સુણ રાય તુજને, ઇંદ્રપદની ઇચ્છાય;
શત અશ્વમેધ કીધા વિના, કોઇએ ઇંદ્રાસન ન બેસાય. ૫
તવ અશ્વમેધનો પ્રારંભ માંડ્યો, મંડપ રચીને વિશાળ,
મુખે માગ્યું આપે વિપ્રને, દિક્ષા ગ્રહી ભૂપાળ. ૬
એમ નવાણું યજ્ઞ કીધા, રહ્યો બાકી એક,
ત્યારે ઇંદ્રને ચિંતા થઈ તે, વિચારતો વિવેક. ૭
યુદ્ધે જીતું કેમ કરી, છે બુદ્ધિના વિચાર,
સુર સર્વ સાથે ઇંદ્ર આવ્યો, કશ્યપ ઋષિને દ્વાર. ૮
સમગ્ર સુર એકાંત આવ્યા, જહાં અદિતિ માત,
પ્રસૂતાને પગે લાગી, ઇંદ્રે કર્યું આંસુપાત. ૯
ઇંદ્રવચનઃ—
પ્રબળ દુઃખ અમને પડ્યું, તેની નથી તમને દાઝ;
બળિએ સોમો યજ્ઞ આરંભ્યો, લેવા મારું રાજ. ૧૦
પછે આસનાવાસના કરી માથે, મસ્તક મૂક્યો હાથ,
એ ચિંતા છે જગદીશને, કહ્યું ઘેર જાઓ સુરનાથ. ૧૧
એ અધર્મના શોધનો અમો, આરંભશું ઉપાય,
ગોવિંદને છે ધર્મ વહાલો, રાજ્ય તમારું ન જાય. ૧૨
આનંદ પામી અમર વળીયા, વનમાં કીધો વાસ;
અદિતિને દુઃખ વ્યાપ્યું, મૂકે મન નિશ્વાસ. ૧૩
કષ્ટ પામતાં દેહ સુકાયો, થયાં કૃશ્ય સમાન;
કશ્યપ પાસે સતિ ગયા, કરી જીર્ણ પટ પરિધાન. ૧૪
અદિતિને ઉચાટ મનમાં, ઘણો હવો નિરધાર;
શોકાતુર થઈને આવી તે, જ્યાં તપ કરે ભરથાર‡. ૧૫
એવી કશ્યપ ઋષિએ દીઠી, મુખથી આંખી નાર,
શોક ધરતી મનન કરતી, દુઃખ આણી તે વાર. ૧૬
કશ્યપ કહે સુણ સુંદરી, શું તમે લોપ્યો ધર્મ;
કે તમે લોપ કર્યું સહી, જે અગ્નિહોત્રનું કર્મ. ૧૭
કે વજ્ર વચન કોઇએ કહ્યું, કે ખોયો કંઇ ધન માલ;
કે નીચ જનનો સ્પર્શ હવો, કવણ કારણ આ હવાલ. ૧૮
શું અતિથિસત્કાર નવ થયો, કે ભુલિ અગ્નિ સૌમ્ય;
બ્રાહ્મણ અગ્નિ પ્રભુ મુખરૂપ, અગ્નિને ન દીધો હોમ. ૧૯
કે પુત્ર વનવાસી થયા, તે દુઃખ ધરે છે મન,
એટલામાં દુઃખ કિયું તુજને, સાચું કહે ઓ જન. ૨૦
વળતું અદિતિ વાક્ય વદે, પતિ ચરણે મસ્તક નામી,
તમે સૌ વાત જાણો છો, શું પૂછો મુજ સ્વામી ૨૧
ધર્મ અર્થ કામ ત્રિવર્ગનું, ક્ષેત્ર છે આ ઘર,
એ ત્રિવર્ગમાં નથી હાનિ, જાણો એ ધર્માગાર. ૨૨
સદા કરું છું સ્વામિતણું, ચિંતન મુજ મનમાંય,
તે પ્રભાવે નથી ચૂકી કંઈ, સત્કાર સેવા ક્યાંય. ૨૩
આપ જેવા પ્રભુ મારા, પૂર્ણ પરાક્રમી સ્વામી,
કોણ ઇચ્છા સફળ ન થાયે, તે જાણો છો બહુનામી. ૨૪
બળિરાજાયે લીધું છે, મમ પુત્ર રાજ્યાસન,
એ વાતે તમને છે ખામી, પ્રભુ જૂઓ વિચારી મન. ૨૫
એણે અશ્વમેધ નવાણુ કીધા, લેવા ઇંદ્રનું રાજ,
મુજ પુત્રો વનવાસ વેઠે, તે તમને દાઝ. ૨૬
બળિ રાજા પાસેથી ઇંદ્રને, આસન પાછું અપાવો;
સ્વર્ગભુવનમાં મઘવાને, સ્વામી તમે વસાવો. ૨૭‡
શુકદેવ કહે અદિતિની, એ પ્રાર્થના કશ્યપે સુણી,
સ્મિત હાસ્ય કરતા વદ્યા, કશ્યપ મહા મુનિ ૨૮
ભગવાનની માયા બળ ભારે, સ્નેહેથી જગ બંધાઈ રહ્યું;
પતિ પુત્ર પત્ની મધ્યે, આ જગ સર્વે પ્રેવાઈ ગયું. ૨૯
પણ કોની પત્ની કોનો પતિ, કવણ પુત્ર ને મિત્ર,
કેવળ મોહ એ ઇંદ્રિનો, ભજ ભગવાન તું અત્ર. ૩૦
ઇશ્વર ભક્તિ કરવા થકી, થાયે મનોરથ પૂર્ણ,
ભક્તિ સાફલ્ય કાર્ય કરે, છે પ્રભુ અશરણશર્ણ. ૩૧
તવ અદિતિ વાણી વદે, કવણ રીતે ભક્તિ આદરું,
પુત્ર પિડા ટળે તે વિધિ કહો, હું પ્રભુ પ્રસન્ન કરું. ૩૨
કશ્યપ કહે બળિ રાયે ઇંદ્રાસન, માટે દીક્ષા ધરી,
પણ સદ્ધર્મ પરબ્રહ્મ છે, ધર્મ પ્રિય શ્રીહરી. ૩૩
પૂર્વે સંતાન ઇચ્છા હતી, બ્રહ્માને મેં પુછિયું,
તે વ્રત આદર યથાવિધે, બ્રહ્માએ મુજને જે કહ્યું ૩૪
વિષ્ણુવ્રત તું આચર અબળા, રાયે જેથી જગજીવન,
પ્રભુ તુંને વરદાન આપશે, સાંભળ વ્રત વરણન ૩૫
પયોવ્રત છે નામ એનું, ફાલ્ગુન પ્રતિપદાથી કરીએ;
સ્નાનદાન પૂજા વિધિ સઘળી, વિષ્ણુવ્રત આચરીએ. ૩૬
ફાલ્ગુન શુદિ પડવાથી દ્વાદશી, દિવસ બાર પર્યંત,
વિષ્ણુવ્રત આચરતાં તુજને, કૃપા કરે ભગવંત ૩૭
દૂધ આહાર કરવો શુદ્ધ ચિત્તે, કર ભક્તિ ભગવંત;
અમાસે સુવરે ખોદેલી માટીનું, અંગ કરવું લેપન. ૩૮
વહેતે જળે સ્નાન કરવું, કરવો મંત્રોચ્ચાર,
એ મંત્ર ભણતાં શુદ્ધ વૃત્તિ, રાખવી તે વાર. ૩૯

* આ સોળમા અધ્યાયમાં પુત્રોની ખરાબી થવાથી શોક કરતી અદિતિને તેના પતિ કશ્યપે તેણીની પ્રાર્થનાથી પયોવ્રતનો ઉપદેશ કર્યો તેનો પ્રસંગ છે. † અદિતિ ગઈ ૧૯ લીટી સુધીની વાત મૂળ ભાગવતમાં નથી. ‡ મૂળ ભાગવતમાં એથી જુદી હકીકત છે, અદિતિના આશ્રમમાં કશ્યપમુનિ ઘણા કાળે સમાધિમાંથી ઉઠી આવ્યા, ત્યાં ૨૬ મોઢાવાળી સ્ત્રીને જોઈને પ્રશ્ન કર્યો હતો.

હે દેવિ આદિ વરાહ પ્રભુએ, કાઢી પાતાળથી બ્હાર;
પાપ મલ કરજે શીઘ્રે, પ્રણામ કરુ આવાર. ૪૦
નિત્ય નૈમિત્તિક નિયમ કરીને, સૂર્ય જપનું કરવું પૂજન;
મૂર્તિ અગ્નિ ગુરુદેવને, પૂજવા જાણી ભગવન. ૪૧
તે સમયે આ મંત્ર ભણવો, "સર્વાંતર્યામી વાસુદેવ;
સર્વના સાક્ષી મહાપુરુષ, ઐશ્વર્યવાન હે પરમેશ. ૪૨
અપ્રકટ સૂક્ષ્મ આદિ પુરુષ, ચોવિશ તત્વ જાણણહાર;
પ્રણામ કરુ પ્રેમે સહિત, સાંખ્યના પ્રવર્તાવનાર. ૪૩
ત્રણ ચર્ણ દ્વે શિર ને, ચાર સિંગ ને સપ્ત હસ્ત;
ત્રિવેદમાં બંધાયેલા પ્રભુ, પ્રણમું અષ્ટાંગ સમસ્ત. ૪૪
હે શિવજી હે રુદ્રજી, હે શક્તિધારી મહા બળવાન;
સર્વ વિદ્યાપતિ ભૂતપતિ, નમસ્કાર કરુ ભગવાન. ૪૫
પ્રાણ રૂપ હિરણ્ય ગર્ભ પ્રભુ, યોગેશ્વર જેનું શરીર;
નમસ્કાર કરુ છું તે પ્રભુને, જગ્ત આત્મા વીર. ૪૬
આદિ પ્રભુ સાક્ષિભૂત, નરનારાયણ હે વિષ્ણુ;
હે ઘનશ્યામ મરકત મણિમય, પીતાંબર કેશવજિષ્ણુ. ૪૭
હે લક્ષ્મિપતે લક્ષ્મિ પ્રિય, હે સર્વોત્તમ અકામ;
હે વરદાયક કલ્યાણ કર્તા, મહા કાંતિમય લલામ*. ૪૮
દેવ અને લક્ષ્મીજી જેનાં સેવે, સુગંધમય ચરણ;
ચરણ રજ તે મુજ શિરપર રહો, પ્રભુ થાઓ પ્રસન્ન." ૪૯
એમ મંત્ર ભણી પાદ્ય આચમન, કરી પછી પૂજન;
પય સ્નાન કરાવી ગંધ પુષ્પાદિ કે, કરવું આવાહન. ૫૦
દ્વાદશાક્ષર મંત્ર નિત્યે ભણવો, પૂર્વે ધરાવવા શણગાર;
ઘી ગોળ દૂધપાક નૈવેદ્ય કરી, હોમવા તે ઠાર. ૫૧
પ્રભુ નૈવેદ્ય પ્રાશન કરવું, અદિતિ પ્રેમે સહિત;
એકસો આઠ જપ તે પછી જપવા, થવું ઈંદ્રજીત. ૫૨
પ્રદક્ષિણા કરવી મહા પ્રભુની, પ્રેમે કરવા પ્રણામ;
નિર્માલ્ય પ્રભુનું શિરે ધરી, પછે પધરાવવા સ્વસ્થાન. ૫૩
દૂધપાક સહિતભોજન કરાવવું, બે બ્રાહ્મણ ઋષિરાય;
ઋષિ આજ્ઞા લઈ જમે, તો કાર્ય સિદ્ધિ થાય. ૫૪
રાત્રિના નિર્મળ થઈને, કરવું સહેજ શયન;
બ્રહ્મચર્ય વ્રત પ્રેમે પાળવું, પ્રભુ થાય તેથી પ્રસન્ન. ૫૫
ફરી પ્રભાતે ઉઠી પૂજન કરવું, નિત્ય પ્રત્યે એ પ્રકાર;
દૂધાહાર નિત્યે કરવો, નવ કરવો બીજો આહાર. ૫૬
દ્વાદશ દિન પર્યંત બ્રહ્મને, કરાવવું ભોજન;
પ્રતિપદથી ત્રયોદશી તક, કરવું પ્રભુ પૂજન. ૫૭
ઇંદ્રિય દમન પ્રેમે કરવું, કરવું ધર્તિએ આસંન;
ત્રિકાળ સ્નાન કરી, મિથ્યા ભાષણ ન કરે જંન. ૫૮
સર્વ ભોગનો ત્યાગ કરવો, હિંસા ન કરવી પ્રાણ;
ભગવાન પરાયણ વર્તવું, વ્રત કરે રહિ સાવધાન. ૫૯
ત્રયોદશીને દિને બ્રહ્મવચને, કરવું હરિ પૂજન;
ધન લોભનો ત્યાગ ઈચ્છી, નવરાવવા ભગવંન. ૬૦

* મનોહર કાંતિવાળા

૨૩

શિપિવિષ્ટ વિષ્ણુ કારણે, દૂધમાં ચરુ રાંધ;
તે ચરુથી ભગવાન પૂજા, કરી ઈચ્છા સાધ. ૬૧
જ્ઞાનાચાર્ય ઋત્વિજને, દે વસ્ત્ર ગૌનું દાન;
જ્ઞાનીને દેવા થકી, થાયે પ્રસન્ન ભગવાન. ૬૨
અન્ય બ્રાહ્મણ આવે કોઈ, જમાડજે ધરી પ્રેમ;
યથાયોગ્ય દક્ષિણા ગુરુને, આપી ધરજે નેમ. ૬૩
અન્નાદિકથી પ્રસન્ન કરવા, દીન અંધ ને કંગાળ;
કદાપિ આવી પહોંચે કોઈ, જાતનો ચાંડાળ. ૬૪
ભગવાન સેવા સમયે કરે, નૃત્ય વાદ્ય ને ગાન;
કથા કીર્તન સ્વસ્તિવાચને, આરાધજે ભગવાન. ૬૫
મંડળ કાઢી કનક કળશનું, ત્યાં કરવું હરિસ્થાપન;
પરમેશ્વરની પૂજા કરવી, નમન સ્તુતિ ને સ્તવન. ૬૬
વિષ્ણુમંત્ર તે બ્રહ્માએ આપ્યો, એનો જપજે જાપ;
એક અંજલિ નિત્ય પયપાન કરજે, પ્રબળ વ્રતપ્રતાપ. ૬૭
ધૂપ દીપ નૈવેદ્ય આરતી, કરજે વિવિધ પ્રકાર;
તાંબુલ અર્પી સ્તુતિ કરજે, સાંનિધ્ય વિશ્વાધાર. ૬૮
એ રીતે વ્રત બ્રાહ્મણ ભોજન, આપવાં રુડાં દાન;
એવું વ્રત નારાયણ અર્પિત, કરજે નિજ સ્વસ્થાન. ૬૯
ત્યાર પછી તારા મન કેરા, મનોરથ પૂરણ થાશે;
સુરપતિને ભય રાક્ષસનો, જે તે તત્ક્ષણ જાશે. ૭૦
એ પ્રયોવ્રત શ્રીબ્રહ્માએ, કહ્યું હતું મુજને હેત કરી;
હે ભાગ્યવતિ અદિતિ, તે મેં તુંને કહ્યું ફરી. ૭૧
એ વ્રત આચરી જીતેન્દ્રિ થઈ, ભાવે ભજ ભગવંત;
ઈચ્છા પૂર્ણ કરશે તે હરિ, આપશે પુત્ર બળવંત. ૭૨
એ વ્રત સર્વ યજ્ઞરૂપ છે, સર્વ વ્રત તપનું સાર;
સર્વ દાનથી શ્રેષ્ઠ છે, ઈશ્વર પ્રસન્ન કરનાર. ૭૩
તેજ ઉત્તમ નિયમ, ખરે યમ, ને ખરુ તપ ને દાન;
ખરુ વ્રત ને ખરો યજ્ઞ, જેથી પ્રસન્ન થાય ભગવાન, ૭૪
સાવધાન રહી વ્રત આચરે, સિદ્ધ થાશે મનોરથ;
પૂર્ણ ઈચ્છા કરશે તારી, પ્રભુ મહા સમર્થ. ૭૫
કરુણાથી વિષ્ણુ વ્રતનો, મંત્ર આપ્યો કશ્યપે હેત કરી;
ભુવન જઈને વ્રત પ્રારંભ્યું, વિષ્ણુ સ્મરણ આચરી. ૭૬
ફાલ્ગુન શુદી પડવાથી તે, દ્વાદશી પર્યંત;
આરંભી વ્રત કર્યું અભાગાએ, કૃપા કરી ભગવંત. ૭૭

વલણ

કૃપા કરી શ્રીપ્રભુએ એને, પ્રગટ્યા વૈકુંઠરાયરે;
શ્રીભાગવત અષ્ટમસ્કંધના, સોળ હવા અધ્યાયરે. ૭૮

ઇતિ શ્રીમદ્ભાગવતે અષ્ટમસ્કંધે ષોડશોધ્યાયઃ ॥ ૧૬ ॥

## અધ્યાય ૧૭ મો *

### કડવું ૧૭ મું–રાગ મેવાડો

શુકદેવ કહે સુણ પરીક્ષિત રાજા, કથાતણો વિસ્તારજી;
અદિતિને પ્રસન્ન હવા, પરમેશ્વર જુગદાધારજી. ૧

* આ સત્તરમા અધ્યાયમા અદિતિએ પયોવ્રત કરતા તેના મનોરથ પૂર્ણ કરવા માટે ભગવાન્ તેના પુત્ર થયા, તેનો કથાપ્રસંગ છે.

એક બુદ્ધિ ને એક નિષ્ઠાથી, ભગવત ચિંતવન કર્યુંજી;
સર્વાત્મા વાસુદેવમાં, શુદ્ધ ચિત્ત મન ધર્યુંજી. ૨
વ્રતતણા પ્રભાવથકી પ્રભુ, પ્રકટ્યા જુગદાધારજી;
પિતાંબર અંગે શોહે છે, શંખ ચક્ર ગદા ધરનારજી. ૩
તત્ક્ષણે અદિતિ ત્યાં ઉઠી, પ્રભુને કીધા પ્રણામજી;
ભૂમિથી ઉઠી આદર પૂર્વક, સ્તુતિ કરે તે દામજી. ૪
ગદગદિત કંઠે હોઇ અબળા, વામનજીની માતાજી;
પ્રભુ દર્શનથી બહુ આનંદ્યા, થયા છે પુત્ર પનોતાજી. ૫
ત્વવ પ્રત્યક્ષ પરમેશ્વર બોલ્યા, માગ સતી વરદાનજી;
પયોવ્રત પવિત્રપણે તેં આચર્યું, ધરીને મારું ધ્યાનજી. ૬
ચતુર્ભુજને દેખી ચતુરા, સ્તવન કરતી અપારજી;
ધન્ય ધન્ય પ્રભુ કરુણા કીધી, સફળ મુજ અવતારજી. ૭
હે યજ્ઞેશ્વર હે યજ્ઞપુર્ષ, અચ્યુત તિર્થપાદજી;
શ્રવણ માત્રથી મંગળકારક, ત્રિભુવનમાં વિખ્યાતજી. ૮
શરણાગતના સંકટહારી, કરો મુજનું કલ્યાણજી;
જગતરૂપ ઉત્પત્તિસ્થિતિદાતા, દીનાનાથને નથી અજાણજી. ૯
હે અનંત પૂર્ણાનંદી, સુંદર આપનું શરીરજી;
સ્વર્ગ મૃત્યુ પાતાળના સ્વામી, જ્ઞાન મોક્ષના વીરજી. ૧૦
અકળરૂપ અવિનાશી તમે, અભેદ અંતર્યામીજી;
વૈરાટ રૂપ સચરાચર વ્યાપક, નારાયણ બહુનામીજી. ૧૧
તુંજ આદિ અંત મધ્ય ન જાણે, બ્રહ્મા અમર સુરરાયજી;
એમ કરી ઘણી સ્તુતિ આદિતિ, લાગી હરિને પાયજી. ૧૨
હે સ્વામી અંતર્યામી તમને, શી અજાણી વાતજી;
બળિ દાનવે ઇંદ્રાસન લીધું, વરત્યો મહા ઉત્પાતજી. ૧૩
ઇંદ્ર આદિ દેવ તે, વનવાસ વસ્યા જઈ સર્વજી;
સ્વર્ગસદન દાનવે લીધું, મન આણી મહા ગર્વજી. ૧૪
ઇંદ્રની સહાય કરો જગજીવન, અદિતિ બોલી વચનજી;
એવું વિનયનું વચન સાંભળી, બોલ્યા* જગજીવનજી. ૧૫
બળિરાજા ગર્વિષ્ઠ છે, ઉતારું દાનવના અહંકારજી;
તેના ધ્વંસ કરવા અર્થે, તુજ ઉદરે લઇશ અવતારજી. ૧૬
પયોવ્રત કરેથી પ્રસન્ન હવો છું, કરો કશ્યપનું સેવનજી;
કશ્યપ મુનિના વીર્ય થકી, જન્મિશ તુજને ભુવનજી. ૧૭
અંતર્ધ્યાન હવા અવિનાશી, એવાં કહીને વચનજી;
વધામણી કહેવાને અર્થે ગયા, બેઠા કશ્યપ મુનિજનજી. ૧૮
દૂર થકી અબળાને દેખી, બોલાવી ઋષિરાયજી,
વરદાન હરિએ આપીયું તે, ન કહી સ્વામીને કથાયજી. ૧૯
કશ્યપે જાણ્યું જ્ઞાન માર્ગથી, તેં વશ કીધા વૈકુંઠરાયજી;
તુજ પુત્રનો ભય ભાગીયો, રાજ્ય કરશે હવે સુરરાયજી. ૨૦
સ્વામીને પ્રણામ કરીને, નિજભુવને અદિતિ આવીજી;
હરિ પ્રતાપે હવી સગર્ભા, કાંતિ અંગ શોભાવીજી. ૨૧
અવિનાશી આવીને વસીયા, વામનજી અવતારજી;
તે બ્રહ્મા ઇંદ્રે વાત સુણી, આવ્યા ગગન મોઝારજી. ૨૨
ગર્ભ વિષે વિશ્વંભર છે, તેની સ્તુતિ કરે* સૌ દેવજી;
જયજય ઉરુક્રમ પરમેશ્વર, અકળસ્વરૂપ અવશ્યમેવજી. ૨૩
બ્રાહ્મણ દેવ અને ત્રિગુણમય, ઉદરે વસે ત્રિલોકજી
વેદ પ્રકાશક જીવાંતર્યામી, વળી ઉપર વસે ત્રિલોકજી. ૨૪
પૂર્વ જન્મે અદિતિ ઉદરે, પૃશ્નિ નામે અવતારજી;
આદિઅંતને મધ્યરૂપ પ્રભુ, અનંત શક્તિમય આધારજી. ૨૫
સ્થાવર જંગમ પ્રજા અને, પ્રજાપતિના પ્રાણજી;
જળે બૂડતા દેવોને તો, શરણરૂપ છો વહાણજી. ૨૬
તુજ માયાનો પાર ન જાણે, સુરિનર મુનિવર સર્વજી;
મહાબળિયા દાનવ હતા, તેનો તમે તજાવ્યો ગર્વજી. ૨૭
જેવાર સંસાર વિષે પ્રજાને, મહા કષ્ટ પ્રવર્તાયજી;
તેણે સમે તમે પ્રકટ રૂપ કરી, આવો છો વૈકુંઠરાયજી. ૨૮
ગર્ભ સ્તુતિ એમ કરી વળ્યા, દેવ બ્રહ્મા સુર રાજનજી;
દ્વાદશી દિને અવતાર હવો પ્રભુ, પ્રકટ હવા ભગવંનજી. ૨૯

વલણ

પ્રકટ હવા શ્રીપ્રભુજી પૂરણ, એમ નિજ ભક્તને કરુણા કરી;
સત્તરમો અધ્યાય થયો પૂરણ, સાધુજન બોલો શ્રી હરી.

ઇતિ શ્રીમદ્ભાગવતે અષ્ટમસ્કંધે સપ્તદશોઽધ્યાયઃ ॥ ૧૭ ॥

## અધ્યાય ૧૮ મો†

### કડવું ૧૮ મું–રાગ ધન્યાશ્રી

શુકજી કહે પરીક્ષિત પ્રત્યે હરિ કથારે,
પ્રભુ ચરિત્ર સુણે જાય વ્યથારે;
એકે મને જે સાંભળે નરનારીરે,
તેને કૃપા કરે મહારાજ શ્રીમોરારીરે.

ચાલ

શ્રીમોરારી કરુણા કરે, જો કથા હરિની સાંભળે;
શ્રવણે કથા રસ પાન કરતાં, કોટિ પાતક પ્રજ્વળે. ૨
વામનજી અદિતિ માતાનાં, ગર્ભ વિષે સુખે રહી;
પ્રગટ હવા શ્રીવામનરૂપે, તેમાં કાંઈ સંદેહ નહીં. ૩
અવતાર વામનતણો‡ અદ્ભુત, તે જોઇ મોહ પામે સહુ;
અંશાવતાર શ્રીપરબ્રહ્મજીનું, વર્ણન શું માંડી કહું. ૪

* એ આકાશસ્વરૂપે આ પ્રમાણે કહ્યું છે – હે અદિતિ! તમારી ઇચ્છા મેં જાણી છે. હે દેવિ! એ દૈત્યના યૂથપતિ હમણાં કોઈ પણ રીતે જીતી શકાય એમ નથી, કારણ કે જેઓને કાળ હમણાં અનુકૂળ છે એવા બ્રાહ્મણો તેઓની રક્ષા કરે છે. એઓની ઉપર પરાક્રમથી સો સુખ મળે એમ નથી. પણ હું કોઈ પણ ઉપાય શોધી કાઢીશ. હું તમારા પતિના અંશમાં પ્રવેશ કરી તમારો પુત્ર અવતરીશ, માટે પતિનું સેવન કરો. આ વાત તમારે કોઈને પણ કહેવી નહીં.

* એ સ્તુતિ ગુહ્ય નામથી કરી છે

† આ અઢારમા અધ્યાયમાં સર્વે જાણીએ સત્કાર કરેલા ભગવાન્ વામન રૂપ ધરી બળિના યજ્ઞમાં ગયા, ત્યાં બળિરાયે વર માગવાનું કહ્યું, તેનો કથાપ્રસંગ છે.

‡ એ વામનહરિનું સ્વરૂપ આવું હતું – ચાર ભુજવાળા, શંખ, ચક્રાદિ ધારણ કરનારા, શ્યામ કાંતિવાળા, કંકણાદિ આભૂષણ ધરેલા, વનમાળા પહેરેલા, અતિ સુંદર શોભતા હતા. એના જન્મ વખતે દિશા અને નવાણો સ્વચ્છ હતાં, દેવ, ગાયો, પક્ષી અને બ્રાહ્મણાદિ પ્રસન્ન દેખાતા હતા. શ્રવણ નક્ષત્રવાળી બારસને દિવસે અભિજિત્ મુહૂર્તના

પગ ને પાની ટુકડાં છે, અંગુલી લઘુત્રય કહી;
શિખાસૂત્ર મસ્તક જટા ધરી, મૌંજિધર બ્રહ્મચારી સહી. ૫
ચંદ્રવદન શુભ શોભતું, હરિ ચર્ણકમળ ચળકયા કરે;
બ્રહ્મચારી બાળવયમાં, અતિ સ્વરૂપ શોભા ધરે. ૬
દેવ દુંદુભિ વાગિયાં, આનંદ વર્ત્યો ચોદીસે;
સ્વર્ગ પૃથ્વી દેવ બ્રાહ્મણ, ગાયો પશી મન હીસે. ૭
ભાદ્રપદ દ્વાદશી દિને, અભિજીત મુહુર્ત વાર સોમે;
નક્ષત્ર તારા અનુકૂલ હોઈને, પ્રકટ્યા મધ્યાહ્ન સમે. ૮
બારસે વામન પ્રભુ પ્રકટ્યા, શોભાનો તો પાર નથી;
વિજયાદ્વાદશી એ બારસ કહાવે, પુરાણો કહે સર્વથી. ૯
દેવ મનુ પિતૃ રાક્ષસ, સિદ્ધ ચારણ ગાંધર્વ મુનિ;
નૃત્ય કરે, સ્તુતિ કરે, વખાણ કરે, બહુ બહુ ભણી. ૧૦
અદિતિ અતિ પ્રસન્ન થઈને, નિહાળે વામન રૂપ;
કશ્યપ મુનિ જય જય ભણે, ચૈતન્ય ભગવન્ ભૂપ. ૧૧
વામન રૂપ ભગવન્ જોઈને, જાત કર્મ બ્રહ્માએ કરાવ્યું;
સંસ્કાર કીધા વિધવિધે, નામ વામન ધરાવ્યું. ૧૨
સંસ્કાર સહુ ઉપવીત* દીધું, માત પિતા આનંદીયાં;
વૈકુંઠ અધિપતિ વામનજી, ચૌદે લોકે વંદીયાં. ૧૩
ઉપવીત સઘળાં કર્મ સર્વે, દેવે મળી કીધાં તહાં;
અનેક યાચક દાન પામ્યા, હર્ષીઆ તે મનમહાં. ૧૪
માત પિતાની સ્તુતિ કરી, પછી† વામનજી વળતા પૂછે;
તમો કૃપા કરો નિજ પુત્રને, કંઈ કામ કરવા તે ઈચ્છે. ૧૫
માત પિતા તવ બોલીયાં, પુત્ર આજ્ઞા પાળો જો તમો;
યજ્ઞભંગ બળિનો કરો, એ તમ કને માગું અમો. ૧૬
ઈન્દ્રાસન તમો ઈન્દ્રનું, પાછું વાળીને આપો હરિ;
કરુણા કરો કૃપાનિધિ, માતાએ વાણી ઓચરી. ૧૭
ત્યારે વામન કહે વિશ્વાસ રાખી, રહેજો હૃદયા ધારણે;
ધર્મ હશે તે થશે સહી હું, જાઉં બળિને બારણે. ૧૮
એવું કહી આજ્ઞા માગીને, અંતરધ્યાન હવા હરિ;
યજ્ઞ બળિનો થાય છે ત્યાં, પધાર્યા કરુણા કરી. ૧૯
રેવાજીને ઉત્તર કાંઠે, યજ્ઞ રાયનો શોભીયે;
મંડપ યોજન બારનો તે, નિરખતાં મન લોભીયે. ૨૦
દુંદુભિ શબ્દ સોહામણા, ત્યાં ગીત ગુણીજન ગાય છે;
વેદ ધ્વનિ ત્યાં વિપ્ર કરતા, આહુતિ યજ્ઞની થાય છે. ૨૧
વામને રેવા સ્નાન કરીને, પુર પ્રવેશ કીધો સહી;
પ્રજા સૌ પ્રભુ સ્વરૂપ નિરખી, હૃદયમાં મોહી રહી. ૨૨
દ્વારે* આવ્યા બળિને પ્રભુ, પ્રતિહાર પેસવા દે નહીં;
તવ પોળે બેઠા પ્રભુજી, વેદાધ્યયન માંડ્યું સહી. ૨૩
વેદતણી ધ્વનિ સાંભળીને, ત્રિલોકય સૌએ ખળભળ્યાં;
દેવ દાનવ મુનિ માનવ, ડોલ્યાં જળ પર્વત શિલા. ૨૪
ભૃગુ ક્ષેત્રમાં ક્ષય સૌ પામ્યા, શુક્રને મંત્ર સૂઝે નહીં;
એમ વિઘ્ન યજ્ઞમાં હવું તવ, બળિરાયે વાણી કહી. ૨૫
વામનજીને તેડવા મોકલ્યા, સુત સેવક ત્યાંય;
મંડપમાં ઋષિ આવે નહીં, ત્યારે ઉઠિયા બળિરાય. ૨૬
આસન તજી ઋષિ સમીપ આવ્યા, કહ્યું ન કીધું ગુરુતણું;
વામનજીને પગે લાગ્યો, સ્તવન કીધું ત્યાં ઘણું. ૨૭
વામનજી તવ કૃપા કરીને, મંડપ મધ્યે આવીયા;
બ્રાહ્મણને ભૂપતિ સર્વે, તે થકી શોભાવીયા.† ૨૮
રાજા બળિએ આસન દઈ, ચર્ણ પખાળી પૂજા કરી;
મુનિ ચર્ણામૃતથી હવો કૃતારથ, એવી વાણી ઉચરી. ૨૯
જે ચર્ણોદકને ઈંદ્ર ઈચ્છે, ઈચ્છે બ્રહ્મા શિવ જનિ;
તે બળિએ પ્રક્ષાલન કરીને, મસ્તકે ધર્યું પ્રેમે અતિ. ૩૦
પછે બળિ બોલ્યો પ્રેમસું, આપ ભલે પધારિયા;
આજ્ઞા કરો તે કાર્ય કરુ, કારજ મારાં સારિયાં. ૩૧
આપનો પ્રતાપ મોટો, જાણે બ્રહ્મર્ષિનું તેજ;
સાક્ષાત દેહ ધારી આવ્યું, ભલે પધાર્યા અમ ગેહ.‡ ૩૨
પધાર્યા મુજ હોમ પ્રત્યે, પિતૃ મુજ તરપત થયાં;
કુલ તાર્યું આપે આજે, યજ્ઞ કારજ સર્વે સિદ્ધ હુવાં. ૩૩
હે મુનિપુત્ર આપ સુણો, યથાવિધિ થયો હોમ;
નિષ્પાપ કીધો મુજને, કીધી દૃષ્ટિ જવ સોમ. ૩૪
ટુંકડાં પગલાં આપનાં, તેથી પૃથ્વી થઈ પવિત્ર;
હે બટુક બાળક બ્રહ્મચારી, કાર્ય સોંપો કંઈ અત્ર. ૩૫
સુરભિ સુવર્ણ સદન સ્ત્રી, કંઈ લઈ પ્રસન્ન થાઓ મુને;
સમૃદ્ધિવાળાં ગામ આદિ, માગો જોઈને મુજ કને. ૩૬
હે વામનરૂપ મહામુનિ, જે જોઈએ તે માગો અહીં;
અશ્વ ગજ રથ રાજ્ય લીલા, માગો તે આપું સહી. ૩૭

વલણ

જે માગો તે આપું સહી, એમ બળિરાયે વાણી કહી;
અષ્ટમસ્કંધ હરિ કથાના, અઢાર અધ્યાય હવા સહી. ૩૮

ઇતિ શ્રીમદ્ભાગવતે અષ્ટમસ્કંધે અષ્ટાદશોઽધ્યાયઃ ॥ ૧૮ ॥

---

સમયમાં જન્મ થયો, તે વખતે બરોબર મધ્યાહ્ન સમય હતો. એ બાર સનું વિજયાદ્વાદશી એવું નામ કહેવાય છે. શંખ, દુંદુભિ આદિ વાજીંત્રો વાગવા લાગ્યાં. ગંધર્વાદિ ગાયનો કરવા લાગ્યા, મુનિ આદિ સ્તુતિ કરવા લાગ્યા. સિદ્ધ વિદ્યાધરાદિ પ્રસન્ન થયા.

* વામનજીને જનોઈ દેતી વખતે સૂર્યે ગાયત્રીમંત્રનો ઉપદેશ કર્યો, બૃહસ્પતિએ જનોઈ પહેરાવ્યુ, કશ્યપે મેખલા દીધી, પૃથ્વીએ કાળિયાર મૃગનું ચર્મ આપ્યુ, ચંદ્રે ખાખરાનો દંડ આપ્યો, અદિતિએ કૌપીન આપી, સ્વર્ગે છત્ર આપ્યુ, બ્રહ્માએ કમંડલ દીધું, સપ્તર્ષિઓએ દર્ભ આપ્યા અને સરસ્વતીએ ફેરવવાની માળા દીધી, કુબેરજીએ ભિક્ષાપાત્ર દીધું, ને પાર્વતીએ ભિક્ષા આપી. † અહિંથી માંડી સાડીસાત લીટીની વાત મૂળ ભાગવતમાં નથી.

* અહિંથી માંડી ૧૨ લીટીની વાત મૂળ ભાગવતમા નથી.

† ઋત્વિજ, યજમાન અને સભાસદો કે જેઓનાં તેજ વામનજીના તેજથી ઝાંખાં થઈ ગયાં છે, એવા તેઓ તર્ક કરવા લાગ્યા કે, આ તે શું જોવાની ઇચ્છાથી શું સૂર્ય આવે છે? કે અગ્નિ આવે છે? કે સનત્કુમાર આવે છે? એવામાં કમંડળ ઝાલેલુ છે જેણે, એવા વામન ભગવાન મંડપમાં આવ્યા. તે વખતે વામનજીના તેજથી અંજાયેલા ભૃગુ કુળના બ્રાહ્મણોએ તેને માન આપ્યુ ને બળિરાયે આસન આપ્યું. ‡ ગેહ એટલે ઘર.

## અધ્યાય ૧૯ મો*

### કડવું ૧૩ મું–રાગ મારુ

શુકજી કહે છે સુણ રાયરે, ઋષિ વામનની જે કથાયરે;
બળિ રાયે કીધું પૂજનરે, સંતોષ્યા ઋષિ વામનરે.
ઋષિ વામનજી વદે વાણીરે, પ્રહ્લાદ પુત્રની ખ્યાત વિખાણીરે;
તેં આરંભ્યું દાન અવારીરે, ધન્ય ધન્ય જનેતા તારીરે.
વચન કહ્યાં હમણાં તેં જેયરે, એ તુજ કુળને ઘટે છેયરે;
ધર્મ સહિત કીર્તિ વર્ધ કરે, વળી તુજ કુળ શ્રેય સાધકરે.
તુજ કુળમાં સર્વે ઉદય થયારે, નમાલા નથી કોઇ અવતર્યારે;
દાન કે યુદ્ધ કાંઇ યાચેરે, તે તું શીઘ્ર તેને આપેરે.
નિર્મળ યશ પ્રહ્લાદનો તુજ કુળેરે, ચંદ્ર પેરે શિતળ છે સુખેરે;
હિરણ્યાક્ષ રાક્ષસ જે મોટોરે, વરાહે વખાણ્યો નવ છોટોરે.
તેના પરાક્રમનું બળ ભારીરે, રાય તુંને કહું શું વિસ્તારીરે;
હિરણ્યકશિપુએ નસાડ્યા દેવરે, સ્વર્ગ ઉજડ કીધું તત્ખેવરે.
વિષ્ણુ નાઠા મૂકીને મામરે, વકુંઠ તજાવ્યું તેણે તે ઠામરે;
બ્હીક ધરી વિષ્ણુ તે અંગ પેઠારે, પણ પરાક્રમ તેનાં છે હેઠારે.
સર્વે સ્થળે શોધી ભૂપ વળ્યોરે, પણ વિષ્ણુ ન કેઠે મળ્યોરે;
તવ હિરણ્યકશિપુ રાય ભણેરે, હિરણ્યાક્ષ પાસ ગયો એકો ક્ષણેરે.
વિરોચન પિતા જે તારોરે, તેના બળ પરાક્રમનો ન આરોરે;
વેષ પાલટી દેવતા ગયારે, ભિક્ષા માંગીને નીચા થયારે.
આયુષ્ય માગ્યું દાનમાં દેવેરે, આપ્યું આયુષ્ય તુજ પિતે તત્ખેવેરે;
કલ્પવૃક્ષ હોયે નવનિધિરે, ઉત્તમની તે ઉત્તમ બુદ્ધિરે.
અગ્નિથી તે દીપક જ્યોતિરે, હોયે સ્વાતિ બિંદુનાં મોતીરે;
વ્યાઘ્રના વ્યાઘ્ર સિંહના સિંહરે, પ્રહ્લાદે પ્રસન્ન કીધા નૃસિંહરે.
હિરણ્યકશિપુથી તું વાધ્યોરે, વેદાંત સત્ય એ માર્ગ તેં સાધ્યોરે;
યાચક નહીં જાય નિર્મુખ મળીરે, હું તો આવ્યો એવું સાંભળીરે.
જાચક નવ જાય તુજ કનેથીરે, એવું જાણી આવ્યો શુદ્ધ મનેથીરે;
નથી મુજને કાંઈ લોભરે, માગું જેટલું જોઇયે ભોગરે.
ત્રણ પગલાં પૃથ્વી માગુંરે, હે દૈત્યેન્દ્ર હું એટલું યાચુંરે;
અમે બ્રાહ્મણ છિયે નિર્વિકારીરે, વિશેષ ઈચ્છા નકરીએ કો દાહડીરે.
તવ કર જોડી બોલ્યા બળિ રાયરે, શુભ બ્રાહ્મણ વર્ણ પ્રસાયરે;
શ્રીવામનજી† તમ પધાર્યેરે, આજ કોટિ યજ્ઞ ફળ મારેરે.
શ્રીવામન કહે સુણ રાજનરે, તારા પૂર્વજને ધન્ય ધન્યરે;
જેણે બ્રહ્મવચન થાપ્યાંરે, જે યાચકે માગ્યાં તે આપ્યાંરે.
અવની આપ મારા ત્રણ કદમરે, એમ બોલે શ્રીપરબ્રહ્મરે;
જગતમાં જેટલી પ્રેમ વસ્તરે, જિતેન્દ્રિને મળે તે સમસ્તરે.
ત્રણ કદમ પૃથ્વીએ ન તરપત થાયરે, નવ ખંડ મળે આશ ન પૂરાયરે;
લોભીયાને નવ થાયે તૃપ્તિરે, લોભે પામે ઘણી વિપત્તિરે.
પૃથુ ગયાદિ રાજાનરે, ધનલોભમાં ખોયા પ્રાણરે;
સ્વસંતોષીને સુખ છે સહેજરે, અસંતોષી પરદુઃખનું તેજરે.
ધન વિષયમાં અસંતોષીરે, જન્મ મરણ કારણના દોષીરે;
બ્રાહ્મણને સંતોષ પરમ ધનરે, સંતોષે તેજ આપે ભગવનરે.
અસંતોષે તેજ રહે ઠરીરે, તેથી ત્રણ ડગ માગ્યાં ફરીરે;
મુને ત્રણ ડગનું છે કામરે, પ્રયોજન નથી વધુ હરામરે.
એવું માગ્યું ઋષિ વામનરે, ત્યારે હસીયો બળિ રાજનરે;
એવું* અલ્પ શું માગ્યું સ્વામીરે, એવું આપતાં લાગે ખામીરે.
લો આપું એક દેશનું રાજરે, ધન વૈભવ લો મહારાજરે;
ગજ હય રથ વાહન સારરે, પરણો શુભ સુંદર નારરે.
તવ વામન કહે સુણ રાયરે, મારે નથી કંઈ ઈચ્છાયરે;
જો પાળે તુજ વચનરે, પૃથ્વી આપ પગલાં ત્રણરે.
રાજા મૂક વચન ને વિવાદરે, વૈભવ તો હોયે ઉન્માદરે;
ક્રોધ જાણ્યો ઋષિનો રાયરે, તવ તુલસી લીધી કર માંયરે.
દાન આપે છે બળિ રાજનરે, તવ ભાર્ગવ બોલ્યા વચનરે;
શુરુ શુક્ર વદે કરી રીસરે, એ છે વામન શ્રીજગદીશરે.
કરવા દેવતણું ભલું કાર્યરે, અદિતિ કુખે જન્મ્યા આ વારરે;
છે વિષ્ણુ બટુક અવતારરે, સર્વે હરી લેશે આણે હારરે.
દેશે ઈંદ્રને સર્વ સિદ્ધિરે, રાજસાજ અને નવનિધિરે;
વધારશે પ્રચંડ સ્વરૂપરે, ત્રણ ડગનો ત્રિભુવન ભૂપરે.
મૂઢ મન વિચારને વાતરે; સર્વ અર્પી રાખશે શું સાથરે;
દાન દેવામાં વિચાર કીજેરે, આજીવિકાનું દાન ન દીજેરે.
આ જીવિકા હોય જો આબાદરે, થાય દાન યજ્ઞનાં કાજરે;
ધનનો વ્યય વિચારી કીજેરે, સર્વે કોદી ન અર્પી દીજેરે.
ઋગ્વેદમાં કહ્યા જે ધર્મરે, સુણ રાય તું તે કહું પર્મરે;
સત્ય અસત્ય ભેળું કરવુંરે, પછે રાયજી તારે આચરવુંરે.
ભિક્ષુકને આપે બહુ દાનરે, તે પોતે થાયે નિરધનરે;
તારું વચન તું સત્વર પાળરે, અસત્ય વદી ન આણતો આળરે.
અસત્ય ભાષણી મુવો જગતરે, મુવે નરકે જાય તે સતરે;
માટે વચલો રસ્તો તું સાધરે, તેથી નવ આવે કંઈ બાધરે.
સ્ત્રી પાસે ને મશ્કરીમાંયરે, આજીવિકારક્ષણ ને વિવાહ થાયરે;
પ્રાણ ગૌ બ્રાહ્મણ રક્ષા કાજરે, અસત બોલે ન આવે લાજરે.
નહોયે બ્રાહ્મણ એ ભિક્ષાવાળોરે, એવું જાણીને પગ ન પખાળોરે;
દાનવ મૂક્યા છે એણે વાહીરે, મોહિનીરૂપે વારુણી પાઇરે.
એ સદા કરે દેવની સહાયરે, એ વામન નથી જગરાયરે;
એ માગશે કંઈ તુજ પાસેરે, ભંગ યજ્ઞનો નિશ્ચે થાશેરે.

---

* આ ઓગણીશમા અધ્યાયમાં ભગવાને ત્રણ પગલાં પૃથ્વી માગતાં, અને તે આપવાની બળિ રાજાએ હા પાડતાં ચેતી ગયેલા શુક્રાચાર્યે બળિ રાજાને વાર્યો, તેનો કથાપ્રસંગ છે.

† બળિ કહે છે–હે વામન, તારી વાતો વૃદ્ધ માણસ સ્વીકારે તેવી છે. પરંતુ તું બાળક અને મૂઢ બુદ્ધિવાળો છે, તેથી સ્વાર્થ શું છે, તે બરાબર સમજતો નથી. હું કે જે જગદીશ્વર અને આખો દ્વીપ આપી દઉં એવો છું, તેને વાતોથી રાજી કરી તું ફક્ત ત્રણ પાદ જ પૃથ્વી માગે છે તેથી મૂર્ખ જણાય છે. જે પુરુષ મારી પાસે માગે તેને ફરીવાર માગવું જ ન પડે, એટલા માટે હે બટુક, તને જોઇએ તેટલી પૃથ્વી મારી પાસેથી માગ, કે જેનાથી તારી આજીવિકા ચાલે.

* અહિંથી માંડી સાત લીટીની વાત મૂળ ભાગવતમાં નથી.

વિચારીને વાત જ કીજેરે, દેવ છળથી રાજા બીહીજેરે;
એણે દાનવ વાહીને માર્યારે, છળ ભેદથી દૈત્ય સંહાર્યારે.
એ ત્રણ ડગમાં અવની લેશેરે, ઋષિ વામન તુંને દુઃખ દેશેરે;
વસવા સ્થાનક રહેશે ન ભૂપરે, લેશે વામન વૈરાટરૂપરે.
તું વણ પૂછે પડે છે કૂપરે, નિશ્ચે ભટકી મરશે ઓ ભૂપરે;
ત્રિપદમાં લેશે ત્રિભુવનરે, તું પામીશ કષ્ટ રાજનરે.
દેઉં શિક્ષા મુને હેત દાજેરે, વામન પ્રભુ હવા છળવા કાજેરે;
દ્વિપદમાં લેશે ત્રિભુવનનાં ગામરે, ત્રિજાનો નહીં મળશે ઠામરે.
તે તું કયાંથી આપશે રાજનરે, તું જોને વિચારી મનરે;
હું કહું શિક્ષા તુજ કાજરે, જો ચેને રાય તું આજરે.

વલણ

શુક કહે ચેતજે રાજા, વામન એ વિષ્ણુ હોયરે;
ભાગવત અષ્ટમસ્કંધના, હવા ઓગણીશ અધ્યાયરે.
ઇતિ શ્રીમદ્‌ભાગવતે અષ્ટમસ્કંધે એકોનવિંશોઽધ્યાયઃ ॥ ૧૯ ॥



## અધ્યાય ૨૦ મો*

### કડવું ૨૦ મું–રાગ સામગ્રી

વેદવ્યાસનો તન ઊચરે, સાંભળ અભિમન્યુ તનજી;
બળિ રાજાએ ગુરુના કહેવાથી, ક્ષણ એક વિમાસ્યું મનજી.
ક્ષણ રહ્યો બોલ્યા વિના, પછી બોલ્યો વચન બળિરાયજી;
સ્વામી તમો મુજને કહો છો પણ, વિચારો ગુરુ હૃદયાયજી.
વેદ માર્ગમાં ગૃહસ્થને કરવા, કહ્યું છે યજ્ઞ વ્રત દાનજી;
જે માગે દ્વિજ તે અર્પણ કીજે, એમ બોલ્યો રાજાનજી.
જો કદી પ્રભુ આવ્યા હશે, વામન ધરી અવતારજી;
તો મુજ પૂર્વજનું ભાગ્ય ઉદય હવું, ધારું એવું નિરધારજી.†
હે બ્રહ્મર્ષિ આપ સુણો, સત્ય મુજ વચનજી;
સુદ્ધ પ્રાણ દેનારા પુષ્કળ, પણ નવ દેનારા ધનજી.
યાચક જનનું કાર્ય સિદ્ધ કરતાં, દારિદ્ર આવે દોડચુંજી;
વિદ્વાન બ્રાહ્મણને દાન દેતાં, ન આવે તે તેડચુંજી.
હું ઉદાર ને પ્રહ્લાદ પૌત્ર, કેમ કરું અનાદરજી;
બટુક વિષ્ણુ હોશે તવ, દેશે મુજ ભાગ્યને આદરજી.

નિરપરાધી હું છું સ્વામી, કેમ કરશે મુને છળજી;
બિહીક ધરીને વિષ્ણુ આવ્યા, એ ભાગ્યની ન પડે કળજી.
ધારત તો વિષ્ણુ મુજને, મારી ભૂમિ સુવાડતજી,
તે વિષ્ણુ મુજ પાસે આવે, શું કોઈ પણ ના પાડતજી?
આપીશ એને ત્રણ કદમ, આ પૃથ્વી આ વારજી,
જોઈએ મારે જોઈએ ઉગારે, પણ નવ કરીશ નકારજી.
રાજાએ ગુરુ શુક્રાચાર્યનું, કહ્યું ન માન્યું ત્યાંહિજી,
તે માટે શુક્રે રાજા શ્રાપ્યો, ક્રોધ ધરી મનમાંહિજી.
ગુરુ લોપી પાપી રાજા તેં, મુજ શિક્ષા નવ માનીજી,
તુજ લક્ષ્મીનો નાશ થજો, જાજો તુજ રાજધાનીજી.
વરુણપાશથી થાજો તારા, અંગનું બંધનજી;
રાજ્યપદ વૈભવ સૌ જાજો, ગુરુ બોલ્યા ક્રોધ વચનજી.
તોયે બળિરાયે વચન લોપીને, પાણિપાત્ર અણાવ્યુંજી,
કનકઝારી ભરી લાવી નારી, ભૂપતિને મન ભાવ્યુંજી.
કરમાં ઝારી ગ્રહીને લાવી, વિંધ્યાવળિ જે રાણીજી,
ગંગોદક તે મધ્યે ભર્યું, સાંભળ રાજા વાણીજી.
ચંદન તુલસીએ પૂજા કીધી, કર ઉદક રાયે લીધુંજી;*
મહા યોગીને સ્વપ્ને પણ ન મળે, ત ચરણોદક રાયે પીધુંજી.
તુલસીદલ જલ ગ્રહી બળિ બોલે, દાન લ્યો વિશ્વનાથજી,
સભા સઘળી દેખતાં શ્રી, હરિયે ધર્યો છે હાથજી.
પૃથ્વી દાન લીધું વામને તવ, વાધ્યા શ્રીભગવાનજી,
પગ તળિયે પાતાળ ચાંપ્યું, પગમાં પૃથ્વી સ્થાનજી.
પીંડીએ પર્વત ઢુંટણે પક્ષી, સાથળે પવન ગણુજી,
વસ્ત્રમાં સંધ્યા ગુહ્યમાં પ્રજાપતિ, પેડુમાં દૈત્ય જનજી.
નાભિમાં આકાશ કુખે સાગર, છાતિમાં નક્ષત્ર પંક્તિજી,
હૃદયમાં ધર્મ સ્તનમાં ઋત સત્ય, મનમાં ચંદ્ર ભક્તિજી.
વક્ષઃસ્થળમાં કમળધારીણી, લક્ષ્મીજીનો છે ઠામજી,
ભુજે ઇંદ્રાદિ દેવતાઓ, કંઠે શબ્દ ને સામજી.
કર્ણમાં દિશા ને શિશમાં સ્વર્ગ, કેશમાં મેઘનો પાસજી,
નાસિકામાં વાયુ નેત્રમાં સૂર્ય, મુખે અગ્નિ વાસજી.
વાણીમાં વેદ રસનાએ વરુણ, ભ્રકુટીમાં વિધિ નિષેધજી,
પાંપણે દિન રાત ને, લલાટે વસ્યો છે ક્રોધજી.
હોઠમાં લોભને સ્પર્શમાં કામ, જળમાં વીર્ય પીઠે છે અધર્મજી,
છાયામાં મૃત્યુ હાસ્યમાં માયા, યજ્ઞગતિ જે ચર્ણજી.†
રોમ રોમે ઔષધિ નાડીઓ નદી, નખે શિલા વર્ણીજી,
બ્રહ્માએ બુદ્ધિમાં વાસ કીધો, ઇંદ્રિમાં દેવ ઋષિજી.
ગાત્રમાં સ્થાવર જંગમ પ્રાણી, દીઠા એમ બળિરાયેજી;
સર્વાત્મક સ્વામી સ્વરૂપ નિરખી, દૈત્યને બહુ મોહ થાયેજી.

---

* આ વિશમા અધ્યાયમા અસત્યથી ભય પામતા બળિરાયે ભગવાનનું કપટ જાણ્યા છતાં પણ તેમને ત્રણ પગલાં પૃથ્વીનું દાન દીધુ કે, તત્ક્ષણે ભગવાને વૈરાટરૂપ ધારણ કીધું, તેનો કથાપ્રસંગ છે.

† બળિરાજા કહે છે,-હે ગુરુ, તમે સાચી વાત કહી કારણ કે ધન, સુખ, યશ અને આજીવિકાને હરકત ન આવે એવો ગૃહસ્થોએ ધર્મ પાળવો જોઇએ, પણ હું કે જે પ્રહ્લાદનો પૌત્ર છુ તે "દાન દઈશ" એવી પ્રતિજ્ઞા કર્યા પછી, ધનના લોભથી કૃપણ બની બ્રાહ્મણને કેમ ના કહી શકું વારુ? જેવો બ્રાહ્મણને ઠગવાથી બીહું છુ તેવો નરક, દારિદ્રય કે મોતથી પણ બીનો નથી. આ લોકમાં ધનાદિ જે વૈભવ મરવા પછી છોડી દેવા જોઇએ, તે જીવતે જ પોતાને હાથે શા માટે ન આપવા? પૂર્વે દધીચિ અને શિબિ રાજાએ પોતાના દુસ્ત્યજ પ્રાણ આપીને પણ બીજાનું ભલું કર્યું છે. વેદવેત્તા બ્રાહ્મણના મનોરથ પૂરતાં, દારિદ્રય આવે તો તેને હું સારુ માનું છુ હું દાન આપીશ. બટુક જે માગે છે તે આપીશ, આપીશ. ભા. ભા.

* જે વખતે બળિરાયે જળ માથે ચડાવ્યું, તે વખતે આકાશમાં ઉભેલા દેવતા, ગંધર્વાદિ તેની સરલતાનાં વખાણ કરતા પુષ્પની વૃષ્ટિ કરવા લાગ્યા; કિન્નરો ગાના લાગ્યા; અને સઘળા કહેવા લાગ્યા કે, આ મોટા મનવાળા બળિરાજાએ જાણતાં છતાં પણ શત્રુને ત્રૈલોક્યના રાજ્યનું દાન દીધુ, એ કોઇનાથી ન બની શકે એવું અતિ શ્રેષ્ઠ કામ કર્યુ છે.

† ચરણની ગતિ તેમાં યજ્ઞ.   [ ભૂ. ભા. સં.

ચક્ર શંખ ગદા ને ખડગ, અચુટ બાણુ ભંડારજી,
સુનંદ આદિ પાર્ષદ પ્રભુના, સ્તવન કરે તે વારજી.
કિરીટ કુંડળ મણિ બાજુબંધ, કટિ મેખલા વનમાળાજી,
વસ્ત્રાભરણુ શોહે અંગે, દીપે નાથ રઢીયાળાજી.
વિરાટ રૂપ ઉર ભગવાને લઈ, એક પગે પૃથ્વી વિટીજી;
અંગ સમાયું આકાશ મધ્યે, હાથે દિશા ભરી લીધીજી.
બીજા ડગથી સ્વર્ગ વિટ્યું, પહોંચ્યો પગ ત્રિલોકજી,
ત્રીજા પગનો ઠામ નવ મળ્યો, બળિને થયો તવ શોકજી.
ત્રિજું પગલું મુકયાનો ઠામ નવ મળે જાશે વચનજી;
એવું વૈરાટ રૂપ પ્રભુએ ધર્યું, સુણ પરીક્ષિત રાજનજી.

વલણ

સાંભળ પરીક્ષિતરાય, વામન વૈરાટ સ્વરૂપે હુવા હરી;
વીશ અધ્યાય હુવા પૂરા, કૃપા શ્રીહરિયે કરી.

*ઇતિ શ્રીમદ્ભાગવતે અષ્ટમસ્કંધે વિંશોઽધ્યાયઃ ॥ ૨૦॥*

## અધ્યાય ૨૧ મો*

### કડવું ૨૧ મું–રાગ મલ્હાર

શુકદેવ વાણી ઉચરે તું, સાંભળ પરીક્ષિતરાયરે;
વૈરાટ રૂપ ધર્યું મહારાજે, હવે તેની કહું શોભાયરે.
બળિ રાજાએ દાન દીધું, તવ વધ્યા શ્રીજગદીશરે;
અતિ વિક્રમ સ્વરૂપ હતું તે, બ્રહ્માંડે અડક્યું શીશરે.†
સાતમે પાતાળે જઈ પહોંચ્યા, પ્રભુજીના ચર્ણરે;
રવિ શશિ શોભે નેત્ર પાસે, ધન્ય લીલા અશરણ શર્ણરે.
અઢાર ભાર જે વનસ્પતિ, નદી નાવશું પર્વત જેહરે;
દાનવ માનવ દેવતા સૌ, *શરીરે રાખ્યાં તેહરે.
બ્રહ્મા ઇંદ્ર અંગે રહ્યા, રહ્યા મસ્તકે શ્રીમહાદેવરે;
ક્રોધ અગ્નિ જ્વાળા નેત્રથી, જાણે પ્રગટ થશે તતખેવરે.
ભૂલોક તે નાભિ પ્રભુની, એવું વૈરાટરૂપ નિધાનરે;
ગગને પહોંચ્યા ગોવિંદજી, તે જોઈ રહ્યો બળિ રાજાનરે.
ગાજ્યા‡ ગોવિંદ ખળભળ્યું, હાલ્યાં સપ્ત પાતાળરે;
ઉછળ્યો સાગર મેરુ ડોલ્યો, સળક્યો ધરાધર બાળરે.
સ્થંભ કડકડીને પડ્યા, મુખે ગડગડ્યા હરિરાયરે;
વિપરીત નદી અવળી વહી, ગર્ભપાત રાક્ષસીનાં થાયરે.
પાતાળ પૃથ્વી લીધાં હરિયે, એક ચરણે નિરધારરે;
બીજે ચરણ સત્યલોક§ પહોંચ્યો, જઈ વાધ્યા જગદાધારરે.

બીજો* ચર્ણ નખ બ્રહ્માંડે અડ્યો, ફાટ્યું બ્રહ્માંડ ગોળરે;
વૈરાટ સ્વરૂપ શ્રીનાથનાં ક્રોધી, લોચન રાતાં ચોળરે.
અંગુષ્ટ નખે બ્રહ્માંડ ફાટ્યું, તેણે ગંગા પ્રકટિત હોયરે;
એવું સ્વરૂપ હરિનું દેખતામાં, ભય પામ્યાં સૌ કોયરે.
શ્વેત ચંદન ચરચિયું બળિયે, પૂજ્યા શ્યામ શરીરરે;
તે ચંદન ધોવાયું ગંગાજળે, હવું ઉજ્વળ ગંગા નીરરે.
વાળ્યો પગ ત્રીજું કદમ ભરવાને, કરવા દેવનું કામરે;
ઋષિ વામન કહે બળિરાયને, આપ ત્રીજા પગનો ઠામરે.
એ સુણી દૈત્યો બહુ કોપ્યા, અંગે ક્રોધ અપારરે;
આ બટુક બ્રાહ્મણ નથી, માયાવી વિષ્ણુ અવતારરે.
બ્રાહ્મણરૂપે અગોપ રહી, દેવનું કાર્ય એ સારેરે;
સર્વસ્વ હરાયું આપણા સ્વામીનું, એમ દૈત્ય વિચારેરે.
સ્વામીએ તો સત્ય ગ્રહ્યું છે, જેથી નવ ફરે તલ ભારરે;
પણ બટુકને જો મારિયે તો, બચે બળિ આ વારરે.
પછે અસુર યોધા બળિ રાયના, ઉઠ્યા કરી ક્રોધ અપારરે;
ઋષિ વામનને પગે વળગી, આયુધના કરતા પ્રહારરે.
એવે શ્રીહરિના ગણુ નંદ–સુનંદ, ગરુડ કહેવાયરે;
મારી અસુર અળગા કર્યા, તવ બોલિયો બળિરાયરે.
હે સેવકો સૌ સાંભળો, છે વિપરીત આપણી ગત્યરે;
કાળ વશ છિયે આપણે, આપણે વર્તીએ સત્યરે.
કાળ ઉલ્લંઘન નવ કરી શકે, પ્રાણી કોઈ સમર્થરે;
મંત્રી યોદ્ધા કિલ્લા કોટ, વળી સારે નવ કંઈ અર્થરે.
છે દૈવ પ્રતિકૂળ આપણુને હમણાં, છે દેવને સાનુકૂળરે;
શાંત થાઓ ધીરા પડો, (જ્યાં સુધી) કાળ ન થાયે અનુકૂળરે.
દૈત્ય સર્વે નાઠા તત્ક્ષણુ, પેસી ગયા પાતાળરે;
ગરુડે પ્રભુની ઇચ્છા જાણી, વરુણે બળિ બાંધ્યો તત્કાળરે.
પ્રભુ લીલા એવી નીરખી, તવ વર્ત્યો હાહાકારરે;
હે નિરપરાધિ બળિ રાયને, શા માટે આ પ્રહારરે.
બળિરાયે દૃઢ મન ધરી, રાખ્યું એક ચિત્ત શુદ્ધ મનરે;
સ્થિરતા જોવા તે તણી, બોલ્યા વામન પ્રભુ વચનરે.

* આ એકવિશમા અધ્યાયમાં વિષ્ણુએ લોકોમાં બળિ રાજાની મોટાઈ પ્રખ્યાત કરવા સારુ પગલાં પૂરાં ન થવાના નિમિત્તથી બળિરાયને બંધન કરવાનો કથાપ્રસંગ છે. † આ આઠ લીટી સુધી ગયા અધ્યાયનું પુનરાવર્તન છે. ‡ અહિંથી ચાર લીટીની વાત મૂળ ભાગવતમાં નથી. § એ રીતે ભગવાનના ચરણારવિંદને સત્ય લોકમાં આવેલું જોઈ બ્રહ્મા, મરિચિ વગેરે ઋષિઓ, સનત્કુમારાદિ નૈષ્ઠિક બ્રહ્મચારીઓ, યોગીઓ, વેદ, ઉપવેદ, નિયમ, યમ, તર્ક, ઇતિહાસ, શિક્ષાદિક વેદનાં અંગ, પુરાણ અને તેઓની સંહિતાઓ. દેહધારી રૂપે તથા બીજાઓ, કે જેઓનાં કર્મરૂપ યોગરૂપી વાયુથી પ્રદીપ્ત થયેલા જ્ઞાનરૂપ અગ્નિવડે નાશ પામેલા છે, તેઓ સઘળા ભગવાનનાં ચરણારવિંદ પાસે આવી, તેનાં ચરણને પ્રણામ કરવા પછી બ્રહ્માએ તેના પાદનું જળથી પૂજન કરી, ભક્તિપૂર્વક સ્તુતિ કરી. ભગવાનનું ચરણ ધોવાને લીધે પવિત્ર થયેલું જળ આકાશમાંથી પડતાં "ગંગા" એવું નામ મળ્યું છે. જાણે ભગવાનની સ્વચ્છ કીર્તિ જ હોયની શું! એવી એ ગંગા ત્રયલોકયને પવિત્ર કરે છે પછી પોતાના વિસ્તારને સમાવી લઈ વામનરૂપે રહેલા ભગવાનનું બ્રહ્માદિ લોકપાલોએ પૂજન કર્યું. જળ, નૈવેદ્ય, માળા, દિવ્ય ચંદનનું લેપન, સુગંધી ધૂપ, દીપ, શાળ, અક્ષત, ફળ, અંકુર, ભગવાનનાં મહિમાની નિશાનીવાળા સ્તોત્રો, જયશબ્દ, નૃત્ય, વાજીંત્ર, ગાયન અને શંખ તથા દુંદુભિના શબ્દોથી ભગવાનનો સત્કાર સર્વેએ કર્યો રીંછના રાજા જાંબુવાને સર્વ દિશામાં ભેરી વગાડી વિજયરૂપી મહોત્સવને જાહેર કર્યો.

*અહિંથી આઠ ૭ કડીની વાતનો સંબંધ મૂળ ભાગવત પ્રમાણે નથી.

ત્રણ ડગ તેં પૃથ્વી આપી, બે ડગમાં ભૂ ને સ્વર્ગરે;
ત્રીજું ડગ હું ક્યાં ધરું, બોલ્યા પ્રભુ દાખ્યો ગર્વરે.
દાન કરેલી પૃથ્વી હે બળિ, આપી નવ શકે આ વારરે;
ગુરુ વચન લોપ્યું માટે, તું પડજે નરકમાં નિર્ધારરે.
ત ઠગાઈ કીધી મુજ કને, મિથ્યા મનોરથ સર્વરે;
નરકે પડશે નિશ્ચે રાજા, નથી તુજ યોગે સ્વર્ગરે.

વલણ

સ્વર્ગ યોગ તું નથી થયો, એકવીસમો અધ્યાયરે;
કર જોડી ભટ વલ્લભ કહે, બોલો જે જે જદુરાયરે.

ઇતિ શ્રીમદ્‌ભાગવતે અષ્ટમસ્કંધે એકવિંશોઽધ્યાયઃ ॥ ૨૧ ॥

## અધ્યાય ૨૨ મો*

### કડવું ૨૨ મું–રાગ મલ્હાર

શુક મુનિ પછે બોલ્યા, સુણ પરીક્ષિત મહારાજરે;
ભગવાને દુખી કરેલો, બળિ બોલ્યો પ્રભુ કાજરે. ૧
છોડો મુને રણછોડજી, આપું ત્રીજા પદનો ઠામરે;
બોલ્યો બાંધેલો થકો, વળી કૃપા કરો પ્રભુ શ્યામરે. ૨
દાન દેવું સ્વીકાર્યું, નથી કીધું કંઈ કપટરે;
કપટ તો પ્રભુ તમે, કર્યું છે ગુપ્ત રહી અમકટરે. ૩
વામન રૂપે દાન લીધું, વૈરાટ રૂપે પૃથ્વી ભરી લીધીરે;
પણ હું તલભાર નવ ચુકું, વાચા કરું હું સિદ્ધિરે. ૪
ત્રીજું ડગ મુજ શિરે, મૂકોને શ્રીમહારાજરે;
આ દેહ પૃથ્વી ભાગ છે, ચણ ધરે સરશે કાજરે. ૫
પદભ્રષ્ટ છતે અસત્ય કહી, નવ વદું કોઈ વારરે;
મહાત્મા હાથે દંડ મળે તે, શ્રેષ્ઠ દંડ છે નિર્ધારરે. ૬
મદાંધ થઇએ અમો પોતે, કરો કલ્યાણ રહી પરોક્ષરે;
યોગી જન પામે નહિ કદા, તેવો આપો છો મોક્ષરે. ૭
વરુણપાશથી બાંધ્યો, તોપણ નવ લાજું લગારરે;
પ્રહ્લાદપૌત્ર ગણી અનુગ્રહ કરો, ધન ધન મુજ અવતારરે. ૮
મુજ દાદા પ્રહ્લાદજી, તેનું પુણ્ય આવ્યું મને આડેરે;
અનુગ્રહ કર્યો મુજતણો, તે દાદાજીને સપાડેરે. ૯
છો પ્રત્યક્ષ મુજના વેરી, પણ પરોક્ષ છો સ્નેહીરે;
ચરણ ક્યાં છે આપનાં, હું અસુર કાયા નમેરીરે, ૧૦
અહોભાગ્ય છે મજતણું, થયા દીનાનાથ કૃપાળરે;
ચરણમાં રાખો હે પ્રભુ, હો દિનાનાથ દયાળરે. ૧૧
તવ સ્વર્ગથી બ્રહ્મા આવ્યા, આવ્યા દશે ત્યાં દિગપાળરે;
સ્તુતિ કરે તે બળિને છોડવા, પણ ન થાય નાથ કૃપાળરે. ૧૨
બળિયે સ્તુતિ કીધી ઘણી પછે, કીધો આરત નાદરે;
પછે ધ્યાન મૂકીને તપ થકી, ધાઇ આવ્યા ભક્ત પ્રહ્લાદરે. ૧૩
ભક્તપ્રહ્લાદ દીઠા આવતા, તવ લાજ્યા શ્રીજગદીશરે;
મેં બળિને દુઃખ દીધું ઘણું, રખે વૈષ્ણવને ચડે રીશરે. ૧૪
તુળસી માળા સ્મર્ણ હાથે, ચંદને ચર્ચ્યું શરીરરે;
પિતામહને દેખી બળિયે, નેત્રે ભરીયાં નીરરે. ૧૫
આસનાવાસના પુત્રની કરી ત્યાં, બોલ્યા ભક્ત પ્રહ્લાદરે;
નથી સમય આ રોવાનો સુત, મનમાં ધર ઉલ્હાસરે. ૧૬
પછે વૈરાટરૂપની સ્તુતિ કરે, પ્રહ્લાદ નમીને ચર્ણરે;

પ્રહ્લાદવચન:–

અમો અધર્મીને કરી કૃપા, ધન્ય સ્વામી અશરણ શર્ણરે. ૧૭
હે મહા પ્રભુ હે અનંતેશ્વર, બળિનું લીધું ઇંદ્રપદરે;
એ યોગ્ય કાર્ય કર્યું પ્રભુ, ઉતાર્યો એનો મદરે. ૧૮
મોહવશ થયેલા મૂર્ખનો, અનુગ્રહ કીધો મહારાજરે;
તાર્યો પૌત્ર મુજતણો, એ કૃપા શ્રીઅવિનાશરે. ૧૯
નૃસિંહ રૂપ વારાહ ધર્યું, હરિ આવાગમન અવતારરે;
તમો પ્રકટ હુવા પરબ્રહ્મ પોતે, કીધો અમ કુળનો ઉદ્ધારરે. ૨૦
તમે વૈરાટરૂપે હરિ પ્રભુ, સચરાચર તમારો વાસરે;
જય જગદીશ અવિનાશજી, તમે પૂરી અમારી આશરે. ૨૧
મહા તાપસ યોગેશ્વર કો પણ, તારી યુક્તિ ન જાણેરે;
બ્રહ્મા શંકર સુરપતિ, વળી શેષ પાર ન આણેરે. ૨૨
પછે સુરપતિ બ્રહ્મા,* વિંધ્યાવળિ† ને, પરમભક્ત પ્રહ્લાદરે;
સર્વે મળીને સ્તુતિ કરી, મન રિઝિયા દીનાનાથરે. ૨૩
બાંધ્યો‡ થકો બળી બોલીયો, મારે હૃદય ધરો પ્રભુ પાયરે;
હરિ ત્રીજું પદ લોની ભરી, તવ તુઠ્યા વૈકુંઠરાયરે. ૨૪
બળિ રાજાને છોડિયો સહી, પછી છૂટ્યા વરુણના પાશરે;
વામન રૂપ હુવા હરિ ત્યાં, દયા કરી અવિનાશરે. ૨૫

ભગવાનુવાચ:–

સુણો બ્રહ્મા સુણ હે ભક્ત, કરું અનુગ્રહ જેહનોરે;
જો ધન મદ હોય તો શીઘ્રે, ધન ભય તોડું તેહનોરે. ૨૬
ધન મદથી છાકેલો મૂર્ખ, કરે અવજ્ઞા મારીરે;
ધનમદી પુરુષ ગર્વી ભારે, ભજે નવ મોરારીરે. ૨૭
એ પરતંત્ર જીવકર્મ યોગે, લે બહુ અવતારરે;
કર્મ અવસ્થા રૂપ વિદ્યાનો, ગર્વ ન ધરે ઉતરે પારરે. ૨૮

---

* આ બાવીશમા અધ્યાયમાં ભગવાને પ્રસન્ન થઈ વરદાન આપતાં બળિરાયને સુતલ પાતાળનું રાજ આપ્યું અને તેટલો અનુગ્રહ પણ ઓછો માની ભગવાન્ તેના દ્વારપાળ થઈ રહ્યા, તેનો કથાપ્રસંગ છે

* બ્રહ્મા સ્તુતિ કરતા કહે છે– હે દેવના દેવ! આ બળિરાજાનું તમે સર્વસ્વ હરી લીધું. હવે એને છોડી દો. કેમકે તે દંડને લાયક રહ્યો નથી. સઘળી પૃથ્વી અને પોતાના કર્મથી મેળવેલા લોકોરૂપી સર્વસ્વ આ બળિરાજાએ આપને અર્પણ કરી દીધું અને દૃઢ બુદ્ધિથી પોતાનો દેહ પણ અર્પી દીધો. પવિત્ર બુદ્ધિનો પુરુષ દ્રેષને લીધે તણખલાથી પણ આપનું પુજન કરે તો તેને પણ ઉત્તમ ગતિ મળે છે, ત્યારે મનમાં જરા પણ ખેદ ન લાવતાં જેણે આખું જગત્ તમને અર્પણ કર્યું, તેને પીડા કેમ થવી જોઇએ ?

† વિંધ્યાવળિ કહે છે–હે ઈશ્વર, પોતાની ક્રીડાને વાસ્તે આ ત્રૈલોક્ય તમે જ કર્યું છે, તેમાં બીજા નીચ બુદ્ધિવાળા અને નિર્લજ્જ પુરુષો અમથું જ પોતાનું સ્વામીપણું ગણે છે. ત્રૈલોક્યના કર્તા, પાલક અને નાશ કરનાર તમે જ છો; અને અન્ય પુરુષોને સ્વતંત્ર અધિકાર પણ તમે જ આપ્યો છે, માટે બીજા કોઇ તમને આપે, એ વાત અસંભવિત છે. કેમકે સઘળું તમારું પોતાનું જ છે.

‡ અહિંથી માંડી સાત કડીનો સંબંધ મૂળ ભાગવતને મળતો નથી-

મુજ ભક્તને નવ હોયે, કોઈ વાતનો મદરે;
(જો) ધન સંપત્તિથી વિમુખ થાય, પામે મુજનું પદરે ૨૯
આપું સંપત્તિ ઐશ્વર્ય સર્વે, અભક્તનું હરુ ધનરે;
ભક્તનો અનુગ્રહ સહેજે કરું, થાઉં મદ તોડીને પ્રસન્નરે. ૩૦
મહાબળિયો બળિરાય, જીત્યો મુને આજરે;
નવ મુંઝાયો નવ પાડિયો, સર્યાં સકળ એનાં કાજરે. ૩૧
ધન હરાયું સ્થાનથી પડિયો, શત્રુ હાથે બંધાયોરે;
તિરસ્કાર પામ્યો જ્ઞાતે તજ્યો, તો પણ નવ મુંઝાયોરે. ૩૨
વેદના વેઠી ગુરુએ શ્રાપ્યો, દુઃખ દીધું ભારીરે;
પણ સત્ય ન તજ્યું ધર્મે રહ્યો, જોઈ માયારે મારીરે. ૩૩
પ્રસન્ન થયો છું એનાપર, હું આપું ઉત્તમ સ્થાનરે;
આઠમે મન્વંતરે ઇંદ્ર થાશે, એમ બોલ્યા શ્રીભગવાનરે. ૩૪
તે કાળ સુધી એ પાતાળે રહેશે, ન થાશે શોક સંતાપરે;
આધિ વ્યાધિ ઉપાધિ ન પીડે, નવ પામે તું ઉચાટરે. ૩૫
નવ પીડે કોઈ દેવ કે દાનવ, પીડે ચક્ર કરુ છેદનરે;
કદી દેવ દેવેન્દ્ર પીડા આપે, ભેદું સુર શુક્રનું તનરે. ૩૬
હું ભક્તપર બહુ પ્રસન્ન છું, હું ભક્તતણો દાસાનુદાસરે;
ભક્ત કારણે આ જગ રચ્યું, એમ બોલ્યા શ્રીઅવિનાશરે. ૩૭
ત્યાં જય જય શબ્દ થઈ રહ્યો, પુષ્પવૃષ્ટિ કરે સુરરાયરે;
દુંદુભિ શબ્દ સોહામણા, આકાશ વિષેથી થાયરે. ૩૮
પ્રભુ પ્રહ્લાદને ભેટ્યા જઇ, બળિ રાયને તેડ્યો પાસરે;
વામનરૂપે ભક્ત શું એમ, વચન વદે અવિનાશરે. ૩૯
સુતળ પાતાળનું રાજ્ય કર તું, કર્યો મન્વંતર બળિરાયરે;
આઠમે* મન્વંતરે તું ઇંદ્રપદ, પામશે સહુસાજરે. ૪૦
આ મન્વંતર રાજ્ય કરજે ત્યાં, દૃઢ ધારણા રાખી મનરે;
પ્રતિહાર થઇ જ્યેષ્ટિકા ગ્રહી હું, રહીશ તુજ ભુવનરે. ૪૧
મારે ચક્ર ગ્રહીને કર વિષે, તારી કરવી રક્ષાયરે;
પછી મારે અર્થે આવશે તું, એમ બોલ્યા વૈકુંઠરાયરે. ૪૨
એમ કહીને બળિરાયને, મોકલ્યો પાતાળરે;
સૌના જોવામાં બળિ બાંધ્યો, પણ બંધાયા ગોપાળરે. ૪૩

વલણ

બંધાયા ગોપાળ પોતે વચને, અધ્યાય બાવિશ પૂરા હવા;
અષ્ટમસ્કંધ ભાગવત કથા, એ ગોવિંદના ગુણ અવનવા.

ઇતિ શ્રીમદ્ભાગવતે અષ્ટમસ્કંધે દ્વાવિંશોધ્યાયઃ ॥ ૨૨ ॥

## અધ્યાય ૨૩ મો

### કડવું ૨૩ મું–રાગ ધન્યાશ્રી

પરીક્ષિત પ્રત્યે શુકમુનિ, વાણી વદેરે;
શ્રીભાગવતની કથાય, રાખો હૃદેરે. ૧
રાય બળિ કર જોડીને, સ્તુતિ બોલેરે;
પ્રભુ ત્રિભુવનમાં કોઇ, નહિ હરિ તોલેરે. ૨

ચાલ

તુલના તમારી કો નહીં, બળિરાય વાણી ઉચરે;*
તુજનામે ગર્ભવાસ છૂટે, ફરી ભૂમાં નવ અવતરે. ૩
અહો મહારાજ શરણાગતપર, કરી કૃપા અવનવી;
ફળ્યો ઉદ્યમ મળ્યા હરિ, એ કૃપા તુજની બહુ હવી. ૪
નહિ પામે જન સ્વર્ગનો, તે પદવી મુજને મળી;
પ્રણામ કરી હું પાયે નમું છું, પહોંચી મુજ મનની રળી. ૫
પરિબ્રહ્મને પ્રણામ કરીને, પાતાળ ભુવને સાંચરે;
વામને વસવા ઠામ આપ્યો, પુંઠેથી પ્રભુ પરવરે. ૬
ઇંદ્રાસન પ્રભુ ઇંદ્રનું રાખ્યું, દેવતા સુખીયા થયા;
બળિદ્વારે ભક્તવત્સલ હરિ, પોળીઆ થઈ રહ્યા. ૭
ઇંદ્રને અમરાવતી આપી, માતના મનોરથ પૂર્ણ કર્યાં;
પ્રહ્લાદ ભક્તને કૃપા કીધી, દાસનાં દુઃખો સૌ હર્યા. ૮
સુતલ પાતાળને વિષે, રહેવા ભક્તને આજ્ઞા કરી
ત્યાં અહર્નિશ તું મુજને દેખશે, વદે વાણી શ્રીહરિ.† ૯
પછે બળિ સાથે પ્રહ્લાદજી, પૌત્ર સંગે પરવર્યા;
ભગવાનને નમસ્કાર કરીને, સ્વસ્થાનકે તે ગયા. ૧૦
પરમેશ્વરે પછી દૈત્ય પુરોહિત, શુક્રને વાણી કહી;
સોમો યજ્ઞ બળીનો અધુરો, તે તમે પૂર્ણ કરો સહી. ૧૧
ભાર્ગવ કહે જગતાત અહીં, જો પધાર્યા સ્વામી તમે;
તો કોટિ યજ્ઞ બળિને હવા, પ્રભુ ઘણું શું કહીએ અમે. ૧૨
આજ્ઞા લઈ ગોવિંદની, ગુરુએ સોમો યજ્ઞ પૂરો કર્યો;
બળિરાય મન્વંતર હવો તે, સચરાચર યશ વિસ્તર્યો. ૧૩
શુક્ર ઋષિની આજ્ઞા માગી, સુર ઋષિ સૌ સ્થાનક ગયા;
પ્રભુ દર્શને આવેલા જન તે, સ્વસ્થાનક પ્રત્યે ગયા. ૧૪
પછે ઇંદ્ર વામન પ્રભુને, તેડી ગયો સ્વર્ગ ભુવન;
વામનજીથી રક્ષાયલો, ઇંદ્ર કરે આનંદ ઘનઘન. ૧૫
બંધુ કાજ સારવાને, પ્રભુ પ્રકટ્યા વામન રૂપ;
સ્વર્ગનું રાજ ઇંદ્રને દેઈ, કાર્ય સાધિયું સુર ભૂપ. ૧

---

* સાંવર્ણિ નામે આઠમા મન્વંતરમાં ઇન્દ્રપદ પામીશ.

† આ ત્રેવીશમા અધ્યાયમાં બળિરાજા પોતાના દાદા સહિત સુતળ પાતાળમાં જતાં ઇન્દ્ર વામનજીના પ્રભાવથી સ્વર્ગનું રાજ્ય પામી પાછો પહેલાં જેવો જ આનન્દ કરવા લાગ્યો, તેનો કથાપ્રસંગ છે.

* પૌત્રપર પ્રભુએ અનુગ્રહ કીધો ત્યારે પ્રહ્લાદ કહે છે હે ભગવન્! જેઓને સઘળું જગત્ નમે છે, એવા બ્રહ્માદિ પણ જેના ચરણારવિંદમાં નમે છે, તે આપ આજ અસુર લોકોના દ્વારપાળ થયા. આવો અનુગ્રહ બ્રહ્મા, લક્ષ્મી કે સદાશિવને પણ મળ્યો નથી ત્યારે બીજાઓને તો ક્યાંથી જ મળ્યો હોય હે શરણ આપનાર! બ્રહ્માદિ દેવતાઓ પણ આપનાં ચરણ કમળના રસનું ઘણા કાળ સુધી સેવન કરવાને લીધે મોટા ઐશ્વર્યને ભોગવે છે ત્યારે અમે કે જેઓ દુરાચારી તથા ઉગ્ર જાતિના છીએ અને તમારાં ચરણકમળનું નિરંતર સેવન કરનાર પણ નથી, તેઓને આપની કૃપાદૃષ્ટિ, જેવી પૂર્ણ સેવાથી મળે તેવી મળી, તેનું કારણ શું હશે, એ સમજાતું નથી. આપ કે જે સર્વજ્ઞ અને અખિલ બ્રહ્માંડને સરજનાર છો, તેમનું ચરિત્ર બહુ જ વિચિત્ર છે. કલ્પવૃક્ષ પોતાના આશ્રિતોનો જ મનોરથ પૂરે છે, પણ તે ખરાબ ગણાતો નથી, એ દૃષ્ટાંત આપને પણ યોગ્ય છે. † ભગવાન્ પ્રહ્લાદને કહે છે-હે પુત્ર! તમારું કલ્યાણ થશે તમારા પૌત્ર સાથે તમો પણ સુતળ પાતાળમાં જાઓ અને જ્ઞાતિઓને સુખ આપો. ત્યાં હું હાથમાં ગદા લઈ તમારી ચોકી કરીશ, તેથી તમને રોજ દર્શન થશે અને દર્શનના મોટા આનંદથી તમારાં કર્મબંધનો ટળી જશે.

સર્વ દેવે વામનજીને, લોકપાલ પદવી આપી;
વેદ દેવ ધર્મ યશ લક્ષ્મી માટે, વામને માન્ય તે રાખી. ૧૭
બ્રહ્મા શિવ સનકાદિક, બહુ વખાણ્યું વામન પ્રભુ;
અદ્ભુત કાર્ય કીધું છે, અદિતિ પુત્ર પરમ વિભુ. ૧૮
જ્યારે યજ્ઞનો આરંભ કરીએ, તવ વામનરૂપ સંભારીએ;
આ કથા શ્રવણે પાન કરતાં, સમસ્ત પૂર્વજ તારીએ. ૧૯
એ કથા વામન તણી જે, ભણે ભણાવે પ્રીતે સાંભળે;
થાયે ફલ તીર્થોતણું, વળી અનેક પાતક પ્રજાળે. ૨૦
સુતાં બેઠાં કાજ કરતાં, લેવું વામન નામ;
તો પદાર્થો ચાર પામીએ, ધર્માર્થ મોક્ષ ને કામ. ૨૧

વલણ

સકળ પદારથ પામે પ્રાણી, સુણતાં હરિ કથાયરે;
શ્રીભાગવત અષ્ટમ સ્કંધના, હવા ત્રેવીશ અધ્યાયરે. ૨૨

ઇતિ શ્રીમદ્ભાગવતે અષ્ટમસ્કંધે ત્રયવિંશોઽધ્યાયઃ ॥ ૨૩ ॥

## અધ્યાય ૨૪ મો*

### કડવું ૨૪ મું–રાગ ધન્યાશ્રી

રાય પરીક્ષિત શુકજી પ્રત્યે, પૂછે નમાવી શીશજી,
મત્સ્યાવતારની કથા કહો, મુને કૃપા કરી ઋષિ ધીશજી. ૧
બળિ અનુગ્રહ કારણે, પ્રભુએ ધર્યું વામન રૂપજી;
યાચકપણું કીધું સહેજે, રાજ આપ્યું શક્ર ભૂપજી. ૨
તજી સ્વરૂપ માછલાનું, ધર્યું કવણ કારણ કેવાયજી,
એ ચરિત્ર છે સુખદાયી, સુણેથી ગતિ શુભ થાયજી. ૩
વ્યાસ નંદન વચન વદે તું, સાંભળ પરીક્ષિતરાયજી;
મત્સ્યાવતાર ધર્યો જગદીશે, તેની કહું કથાયજી. ૪
ગૌબ્રાહ્મણ દેવ સાધુ રક્ષવા, પ્રભુ લે છે અવતારજી;
ઉંચ નિચપણું પ્રભુ ન પામે, અંતર્યામી જુગદાધારજી. ૫
વાયુ જેમ ઉંચે નિચે સ્થાને ફરે, પણ રહે પવિત્રજી;
શુદ્ધ સત્વગુણમય પ્રભુ, ઉંચ નિચ સર્વેના મિત્રજી. ૬
ગયા કલ્પમાં બ્રહ્માનો, દિવસ થયો જવ પૂરોજી;
મહાપ્રલય થયો છે સેહેજમાં, ફર્યું જળ ન સુઝે તેરોજી. ૭
પૃથિવી આકાશ સ્વર્ગ સર્વે, જળમાં સેહેજે ડુબ્યાજી;
જળ જળ સર્વે સ્થળપર વ્યાપ્યું, બ્રહ્માજી પણ ઉંઘ્યાજી. ૮
તે મહાકાળ વિષે સર્વે, સૃષ્ટિ થઇ સંહારજી;
ત્યારે જળે શેષશાઈ પોઢ્યા, માધવ જુગદાધારજી. ૯
તેણે સમે બ્રહ્માના મુખથી, વેદ હવા ઉત્પન્નજી;
તે વેદ બ્રહ્મા પાસથી, હરી ગયો દૈત્ય રાજનજી. ૧૦
મહાબળીયો હયગ્રીવ તે, હરી ગયો ચારે વેદજી,
તેણે સમે ત્યાં મત્સ્ય રૂપ ધર્યું, શ્રીહરિએ અભેદજી. ૧૧
હયગ્રીવનો વધ કરીને પ્રભુએ, મેળવીયા વેદ ચારજી;
હયગ્રીવને શોધી માર્યો, હરિયે મત્સ્યાવતારજી. ૧૨
મત્સ્ય કેરું સ્વરૂપ અદ્ભુત, અતિ શોભીત અંગજી,
વેદ લાવી આપ્યા બ્રહ્માને, કૃપા કરી શ્રીરંગજી. ૧૩
એક પુરાતન ઇતિહાસ છે, તે સાંભળ અભિમન્યુ બાળજી;
કોઇ એક સત્ય વ્રત† રાજાએ, કૌતિક કીધું ભૂપાળજી. ૧૪

* આ ચોવિશમા અધ્યાયમાં ભગવાનના મત્સ્યાવતારની લીલા કહી છે.
† એ દ્રવિડ દેશનો રાજા હતો.

તે હવડાં સૂર્ય પુત્ર અવતર્યો, શ્રાદ્ધ દેવ રાજનજી;
કૃતમાળા નદીમાં તર્પણ કરતો, પવિત્ર કરી દૃઢ મનજી. ૧૫
અંજલિ ભરીને ઉદક આપતાં, મત્સ્ય આવ્યું કર માંહેજી;
મત્સ્ય જોઈ આશ્ચર્ય પામ્યો, વિચારે સત્યવ્રત રાયેજી. ૧૬
દયા કરી નિજ આશ્રમે, આણ્યું રાયે મત્સ્ય તેવારજી;
તવ તે મત્સ્યને વાચા થઈ, ત્યા વાક્ય વદે ઉચ્ચારજી. ૧૭
"મોટા મત્સ્યના ભય માટે, હું આવ્યો તારે શર્ણજી;
દયા કરી તું મુજને પાળજે, કો રખે કરે મુજ હર્ણજી." ૧૮
કળશમાં મૂકી તે મત્સ્યને, લઈ ગયા નિજ આશ્રમજી;
કળશ મધ્યે વધ્યું મત્સ્ય તે, બોલ્યું દીન વચનજી. ૧૯
"મૂક મુજને મોટે સ્થાને, જ્યાં રહું હું સુખેજી,"
પછે કળશ મધ્યેથી કાઢી મૂક્યું, મોટા પાણીના હૃદેજી. ૨૦
છ ઘડીમાં ત્રણ હાથ વધ્યું, તે મત્સ્ય તેણી વારજી;
"ઠામ આપો રાયજી મુજને, કાઢો મુજને બહારજી." ૨૧
મોટા એક સરોવરની મધ્યે, લઇને મૂક્યું તે મત્સ્યજી,
જોત જોતામાં વધ્યું મત્સ્ય તે, રાય ન સમજ્યો રહસ્યજી. ૨૨
સરોવર સર્વે વિંટી લીધું, મચ્છથી નવ રહેવાયજી,
અનેક જળાશયમાં મૂક્યું, પણ વધારો બહુ થાયજી. ૨૩
જ્યાં જ્યાં મૂકે ત્યાં ત્યાં માછલું, થાયે બહુ તે મોટુંજી;
તે દેખીને સત્યવ્રત રાજા, થઈ રહ્યો દિગમૂઢજી. ૨૪
તે મત્સ્ય લઇ સમુદ્રમાં મૂકવા, જાયે સત્યવ્રત રાજનજી;
તવ રાજા પ્રત્યે મત્સ્યે કહ્યું, કંઈક કૌતક વચનજી. ૨૫
"હે રાયજી મુજને તું, નવ સાગરમાં નાંખીશજી,
મોટા મગરો ખાશે મુજને, તે કેમ કરીને હું સાંખીશજી." ૨૬
તવ રાજા બોલ્યો પ્રેમે, "હે મત્સ્યરૂપ અવતારીજી;
મુંઝવણ મુજને બહુ કીધી, કોણ તમો આ વારીજી. ૨૭
એક દિનમાં શત યોજન, વધ્યા તમો એ રૂપજી;
મચ્છ છો કે મગર છો, છો જળચરના તમો ભૂપજી. ૨૮
નથી સુણ્યો ને નથી સાંભળ્યો, આવડો મોટો મચ્છજી;
શું નારાયણ પ્રભુ તમો છો, કે શેષશાઈ પ્રત્યક્ષજી ? ૨૯
હું ધારું છું મહા પ્રભુ તમો, અનેક લીલા કરનારજી;
શરણાગત હું દાસ તમારો, ઉતારો ભવ પારજી. ૩૦
કવણ કારણે રૂપ આ ધર્યું, પ્રભુ બહુ નામીજી;
આ અદ્ભુત રૂપ નિહાળતાં, ગભરાયા અંતરજામીજી. ૩૧
હું ભક્તને આ લીલા અદ્ભુત, દાખવી તમે પ્રેમેજી;
કારણ કહો હે અનંતેશ્વર, વર્યો દેહ કોણ નેમેજી." ૩૨
તવ મત્સ્યરૂપ પ્રભુ વદ્યા, "સાંભળજે હે રાયજી;
પ્રલય લીલા દાખવવા માટે, કારણ રૂપ કહેવાયજી. ૩૩
સાંભળ રાજા સાતમે દહાડે, પ્રલય હશે નિરધારજી,
સાતે સમુદ્રનાં જળ એકઠાં, થાશે તેણી વારજી. ૩૪
મુજ પ્રેરણાથી નાવ આવશે, તેમાં બેસજે મહીપાળજી,
જો કદાચિત્ નહીં બેસે તો, થાશે સર્વથા કાળજી. ૩૫
સઘળી ભૂનું બીજ*નાવમાં, વળી લેજે સપ્તઋષિરાજનજી;
મહા પ્રલયનો વાયુ વાશે, નાવને થશે બહુ કંપનજી. ૩૬
આવીશ ત્યાં હું તારી પાસે, ત્યારે રાખજે સ્મરણજી;
તે નાવ મુજને શૃંગે દૃઢ કરી, વાસુકીનું કરજે બંધનજી†. ૩૭

* ઔષધિ તથા સપ્તર્ષિઓ સાથે ધીરજથી ચઢજે
† વાસુકિ નાગના દોરડાથી.

વિહાર કરાવીશ રતનાગરમાં હું, છું પરમેશ્વર અવતારજી;
મહિમા મારો તું જાણશે, હું પરબ્રહ્મ જુગદાધારજી." ૩૮
એવું કહી મત્સ્ય અદષ્ટ હતું તે, જોતામાં અંતર્ધાનજી;
શ્રીગોવિંદ ગયા સ્વસ્થાનક, ગુણસાગર ભગવાનજી. ૩૯
એમ કરતાં છ દિવસ વહી ગયા, આવ્યો સાતમો દિનજી;
રાજા ક્ષણ વીસરતો નથી, જે વાત કહી છે મીનજી. ૪૦
સાતમે દહાડે પ્રથમે યામે, વરસ્યો મેઘ અપારજી;
સર્વ સૃષ્ટિનો લોપ જ કીધો, જોતામાં તે વારજી. ૪૧
સત્યવ્રત કૃતમાળા તીરે, ધ્યાન ધરી બેઠા ભૂપજી;
એવે ઉદક વ્યાપ્યું સઘળે ક્ષિતિ, ઝબકોળ્યા સપ્ત દ્વીપજી. ૪૨
એવે નાવ એક આવીયું તે સ્થળ, બેઠા ભૂપતિ ત્યાંહેજી;
પૃથ્વીનું જે બીજ હતું તે, સૌ રાખ્યું નાવની માંહેજી. ૪૩
ગગન પર્યંત નાવ ઊડવા લાગ્યું, જળનાદ કરે ગંભીરજી;
તે દેખીને નાવ વિષેના જન, ત્રાસ પામતા વીરજી. ૪૪
સપ્તર્ષિ ને રાય સત્યવ્રત, ડોલે નાવની માંહેજી;
ઋષિએ કહ્યું હે રાયજી હવે, ભગવત સ્મરો ત્યાંયેજી. ૪૫
તવ રાજાએ ત્યાં પરમેશ્વરનું, કીધું સઘળું ધ્યાનજી;
મત્સ્યાવતાર ધરી હરિ આવ્યા, કૃપા કરી ભગવાનજી. ૪૬
તે સાવ સુવર્ણનો શિંગડાવાળો, સવા લક્ષ યોજન લાંબોજી;
એ અદ્દ્ભુત રૂપ નિહાળી, રાયજી થયો અચંબોજી. ૪૭
તેહ મત્સ્યને શૃંગે બાંધ્યું, દઢ કરીને નાવજી;
પછી સ્તુતિ કરી રાયે હરિની, મન ધરી અતિ ભાવજી. ૪૮
"હે અનાદિ કાળની અવિદ્યા, રહિત પ્રભુ પરમેશજી;
સંસારરૂપી દુસ્તર સાગરથી, ટાળો દુરમતિ હંમેશજી. ૪૯
દેહાભિમાનને છેદી નાંખો, દુર્મતિ સર્વે ટાળોજી;
મળ બાળીને નિજ સ્વરૂપ તે, પ્રભુજી અમને આલોજી. ૫૦
અન્ય ગુરુ દેવ સર્વે, તુજની નવ આવે તોલેજી;
મુર્ખ જન શું મુર્ખજનનો ગુરુ, થાય મિથ્યા ડોલેજી. ૫૧
આંધાને અધો કદિ, દોરવી ન શકે નિર્ધારજી;
સત્ય ગુરુના તમો છો સ્વામી, જુગના એક આધારજી. ૫૨
તમો માતા તમો તાતા, તમો મુનિ ને મિત્રજી;
તમો ગુરુ તમો જ્ઞાની, સિદ્ધિ દ્યો પવિત્રજી. ૫૩
અંધાપેરે અમો સર્વે, નિજ સ્વરૂપને ન જાણીએજી;
આપ સર્વેશ્વર સચરાચર છો, રૂપને કેમ વખાણીએજી. ૫૪
ઉદાર અને મોટા સ્વામી, ગુરુ અમારા આપજી;
નિજ સ્વરૂપને ઓળખાવી, સંકટ સર્વે કાપજી. ૫૫
દુર્મતિ સર્વે શીઘ્રે વિદારો, સદ્દમતિ શીઘ્રે આપોજી;
પરમારથ પ્રકાશ કરોને, અહંકારને તમો કાપોજી." ૫૬
મહા સાગરે વિહાર કરતા, મચ્છે કહ્યાં વચનજી;
"સંસાર સર્વે જળ પરપોટો, જાણ નિશ્ચે રાજનજી." ૫૭
મત્સ્યાવતારે શ્રીપ્રભુએ, રાજાને કહ્યું જ્ઞાનજી,
સાંખ્ય યોગ કહ્યો સમજાવી, રીઝયો મન રાજાનજી. ૫૮
તેહ મત્સ્ય પૂરણ પરમાનંદ, પરમેશ્વર અવતારજી;
જેણે પૃથ્વીનું બીજ રાખ્યું, વેદ રાખ્યા પ્રભુએ સારજી. ૫૯
કહ્યું સનાતન જ્ઞાન મચ્છે, સુણ્યું ઋષિ સમેતજી;
જ્ઞાન આપ્યું નિજ સ્વરૂપનું, ધરીને સુહેતજી. ૬૦
એ સત્યવ્રત રાય જાણ તું, આ કલ્પનો મનુજી;
વૈવસ્વત મનુ એ કહેવાયો, કીર્તિ તેની શી ભણુંજી. ૬૧
માયારૂપી મચ્છ અને, સત્યવ્રતનો સંવાદજી,
સુણે ગાયે ભણે ભણાવે, થાય તે નિષ્પાપજી. ૬૨
એ સ્વરૂપનું નિત્યે જે જન, કીર્તન કરે ધરી ઉલ્લાસજી;
સંકષ્ટ તેનાં શીઘ્રે જાયે, પૂરે સર્વે આશજી. ૬૩
એ મત્સ્ય અવતારની કથા સાંભળતાં, જન્મ કોટિ અઘ વામેજી;
ઘેર બેઠાં સકળ સુખ શોભા, ચાર પદારથ પામેજી. ૬૪
પ્રલય સમયે હયગ્રીવ મારી, વેદને રાખ્યા ઠામજી;
સપ્તર્ષિને બ્રહ્મજ્ઞાન આપ્યું, કરું તે મચ્છને પ્રણામજી. ૬૫
શ્રીભાગવત કથા સાંભળતાં, મહા પાતક અઘ જાયજી;
જન્મ મર્ણનો ભય સૌ ભાગે, કાયા નિર્મળ થાયજી. ૬૬
અષ્ટમસ્કંધ એ હવો પૂરણ, કરુણા વિશ્વાધારજી;
સ્નેહે કથા સાંભળે નર નારી, ઉતરશે ભવ પારજી. ૬૭
ચોવીશ અધ્યાય હવા પૂરણ, ગ્રંથ ગણિત નિરધારજી;
સાધુ સંત હરિજન કૃપાથી, હવી કથા વિસ્તારજી. ૬૮
સંવત્ સત્તર પાંસેટ વરસે, ઉત્તમ આષાઢ માસજી;
શુક્લ પક્ષ નવમી ભોમવારે, કથા હવી પ્રકાશજી. ૬૯
પ્રથમ યામની રાત્ર પર, ગઈ ઘટીકા ચારજી;
તે વેળાએ કથા સોતી, પ્રભુ ગુણ વર્ણન સારજી. ૭૦
શ્રીસૂર્યપૂર તાપી દક્ષિણ તટે, બેગમપુરમાં વાસજી;
ઔદિચ્ય જ્ઞાતિ ટોલકીયા, દ્વિજ વલ્લભનામ પ્રકાશજી. ૭૧
શુભમસ્તુ કલ્યાણકારી, જય મંગળ હરિ નામજી;
કર જોડી વલ્લભ કહે, કરુણા કરો સુંદર શ્યામજી. ૭૨
શ્રોતા વક્તા પૃચ્છકજન, સૌના મનની પહોંચે આશજી;
શ્રીભાગવત કથા રસ સુણતાં, કૃપા કરે અવિનાશજી. ૭૩
શ્રીભાગવતનો ગૂઢ અર્થ, તે કોઈએ લહ્યો નવ જાયજી;
મહા પંડિત વિદ્વાન ટીકા કરે, તો પણ નવ સમજાયજી. ૭૪
પણ ભક્તિભાવ જો હોય મનમાં, હરિપર પૂરણ પ્રેમજી;
તો ખરો અર્થ તેને હૃદયે વસશે, જાશે સઘળા વહેમજી. ૭૫
અનેક અર્થ ભાગવતના, તેમાં નાસ્તિક પુરુષ ગુંચાયજી;
શંકા કાઢે અવનવી જેનું, ન મળે થડ મૂળ કાંયજી. ૭૬
એવા જનને પ્રાપ્ત ન થાયે, શ્રીભાગવતનું જ્ઞાનજી;
પાપ બુદ્ધિ પ્રબળ તેથી, ન રહે સાચી સાનજી. ૭૭
પૂર્ણ પ્રેમ પ્રભુપર આણી, સાંભળવા જે ઇચ્છેજી;
સત્ય વચન તને હૃદયે ઠરશે, તે મહા જ્ઞાનને પ્રીછેજી.

વલણ

પ્રીછે તે મહાજ્ઞાનને રાજા, સત્ય વચન હૃદયે ઠસે;
દિન દિનના અભ્યાસથી પ્રાણી, નિશ્ચે વૈકુંઠમાં જશે. ૭૮

ઇતિ શ્રીમદ્દભાગવતે અષ્ટમસ્કંધે ચતુર્વિંશોધ્યાયઃ ॥ ૨૪ ॥

इति अष्टमस्कंधः समाप्तः

# શ્રીમદ્ ભાગવત

## (કવિ વલ્લભકૃત પદબંધ)

### નવમ સ્કંધ

**અધ્યાય ૧ લો***

**રાગ કેદારો**

ગુરુ ગુણસાગર ગણપતિ, સમરું દેવી શ્રીસરસ્વતી;
શુભ મતિ મુજને દીજીએરે. ૧
ગજવદન સુંઢાધારી, ઉત્તમ મોદિક ભિક્ષા કરી;
મુષક અસ્વારી, કૃપા મુજને કીજીએરે. ૨

ચાલ

કૃપા મુજને કરો સ્વામી, શંકરજીના બાળ;
રજકર્ણ લંબોદર ઉજ્વળ, એક દંત શુભ માળ. ૩
સુધબુધ નારી લક્ષ લાભ તન, આયુધ ફરસી ધારી;
ગ્રંથ આદે સ્તવું ગણપતિ, આશા પૂરો મારી. ૪
કમલભૂની કુમારિકા, સરસ્વતીને લાગું પાય;
શ્વેત વસ્ત્ર ને શ્વેત ભૂષણ, વાહન હંસ કહેવાય. ૫
કૃપા કરજે કલ્યાણી તું, સચરાચર વ્યાપક માત;
દીન દુર્બળ સેવક જાણીને, મસ્તક મૂકજે હાથ. ૬
ગણપતિ સરસ્વતી કૃપાથી, પૂરણ થાય કથાય;
એ સાંભળતાં જન્મ કોટિનાં, દારુણ અઘ પળાય. ૭
શ્રીવ્યાસ વાણી શ્રીમદ્‌ભાગવત, કથા નવમસ્કંધ;
સભા વિષે પરીક્ષિત સાંભળતાં, પામ્યો પ્રેમાનંદ. ૮
સૂત પુરાણિક શૌનક ઋષિને, નૈમિષારણ્યમાં સુણાવે;
હરિજનને મન વલ્લભ હરિ કથા, પરીક્ષિતને મન ભાવે. ૯
શ્રીશુકદેવ વદે છે વાણી, સાંભળ પરીક્ષિત રાય;
નવમસ્કંધના અધ્યાય ચોવીશ, શ્રીભાગવત કથાય. ૧૦
એક અક્ષર શ્રવણે ધરતાં, પહોંચે મનની આશ;
અઘ વામે સુખ પામે પ્રાણી, સ્વર્ગભુવનમાં વાસ. ૧૧
પરીક્ષિત પ્રશ્ન પુછે શુકજીને, કહો પ્રભુ કથા મહિમાય,
ભૂગોળ ખગોળ ને સૃષ્ટિ રચના, કહી મન્વંતરની કથાય. ૧૨
હવે ચંદ્ર સૂર્ય વંશની કથા, મુજને સંભળાવો સ્વામી,
વંશાવળી સર્વે રાજાની, જે મોટા મહીપતિ નામી. ૧૩
ઈક્ષ્વાકુ વંશની ઉત્પત્તિ, સર્વે માંડીને સંભળાવો;
પવિત્ર કીર્તિવાળા સર્વે, તેની કથા સુણાવો ૧૪

શુક મુનિ તવ વાણી વદે, સાંભળ રાય પવિત્ર;
વૈવસ્વત મનુના વંશની મોટી, વાતો કહું છું અત્ર. ૧૫
વિસ્તાર કરતાં પાર ન આવે, એવું એ ચરિત્ર;
સર્વ ચરિત્ર સાંભળતાં, થાય જન મન પવિત્ર. ૧૬
કલ્પાંત કાળે જગત સર્વે, હતું ઈશ્વર રૂપ;
ઈશ્વર વિના ન અન્ય કોઈ, સાંભળ સાધુ ભૂપ. ૧૭
પ્રભુ નાભિમાંથી સુવર્ણમય, કમળનો હવો પોટ;*
એ પોટમાંથી બ્રહ્મા નિપન્યા, તેના મરીચિ મોટ. ૧૮
મરીચિના કશ્યપ મુનિ, કશ્યપનો સૂર્ય દેવ;
સૂર્યની સંજ્ઞા સ્ત્રી થકી, શ્રાદ્ધદેવ અવશ્યમેવ. ૧૯
તેની પત્ની શ્રદ્ધા કહાવે, તેને દશ છે તન;
ઇક્ષ્વાકુ નૃગ શર્યાતિ દિષ્ટ, ધૃષ્ટ કરુષક નરિષ્યંત. ૨૦
પૃષધ્ર નભગ અને કવિ, એ દશ કુમારનાં નામ;
એ થકી એકેકો વંશ હવો, જાણ રાય સુજાણ. ૨૧
શ્રાદ્ધદેવ મનુએ પુત્ર જ માગ્યો, શ્રદ્ધાએ કન્યાય;

પરીક્ષિતવચનઃ—

તેહ કથા સાંભળવા કારણ, ઇચ્છા મુજ હૃદયાય. ૨૨

શુકવચનઃ—

હોતા ઋષિને દ્રવ્ય આપી, ચરુ હતો તે પલટાવ્યો;
શુકજી કહે સાંભળ રાજા, એવો અનર્થ ઉપજાવ્યો. ૨૩
તેથી રાયને ઈલા કન્યા, ઉદય હવી નિરધાર;
તે સાંભળી વસિષ્ઠ ઋષિ, મનમાં કરે છે વિચાર. ૨૪
મનુએ ખેદ ધરી તે મુનિને, કર્યો પ્રશ્ન તતખેવ;
પુત્ર માગ્યો ને પુત્રી હવી, કારણ શું ઋષિદેવ. ૨૫
ઋષિ વિચારે મનની મધ્યે, કન્યા હવી શા માટ;
મુનિ મનમાં દુઃખ પામ્યા, ધર્યો અતિ ઉચાટ. ૨૬
વસિષ્ઠ કહે શ્રીપરમેશ્વરનું, કરું ઉગ્ર તપ ધ્યાન;
વિશ્વંભર કને પછી માગું, મનવાંછિત વરદાન. ૨૭
જેમ કર્યાથી કન્યા પ્રીટીને, યજમાન પુત્ર જ થાય;
એ કન્યાનો પુત્ર ઉપજાવું, એમ વદે ઋષિરાય. ૨૮
પછી તપ કરીને વસિષ્ઠ ઋષિએ, આરાધ્યા ભગવાન;
પ્રસન્ન થયા પ્રભુજી, આપ્યું શુદ્ધ વરદાન. ૨૯
ઈલા હતી તે ટળી ગઈ, સુદ્યુમ્ન પુરુષ ઉપજાવ્યો;
પ્રૌઢ થયો તે રાજકુંવર, વન મૃગયા રમવા આવ્યો. ૩૦

* આ પ્રથમ અધ્યાયમાં વૈવસ્વતના પુત્રના વંશમાં ચંદ્ર વંશની [ઉત્પ]ત્તિ કહેતા સુદ્યુમ્ન સ્ત્રી કેમ થઈ ગયો, તેની કથા કહી છે.

* પોટ એટલે પોટા-પોટાદડો.

મેરુ પર્વતની તળાટીમાં, સુંદર વન કહેવાય;
સુદ્યુમ્ન રાય ત્યાં જતો હતો, સાથે અનેક દળ રચનાય. ૩૧
તેનું કટક સૌ સ્ત્રીરૂપ હતું છે, નર સઘળા થયા નારી;
અશ્વ હતા તે થયા અશ્વિની, શું કહું તુજને વિસ્તારી. ૩૨
ઉંટો હતા તે થયા ઉંટડી, ગજ થયા હાથિણી દેહ;
એવી કથા સાંભળતાં, પરીક્ષિત મન ઉપન્યો સંદેહ. ૩૩
શ્રીશુકજીને પ્રણામ કરીને, પૂછે પરીક્ષિત રાય;
"તે કટક સ્ત્રીરૂપ શા માટે હતું, તે સંભળાવોને કથાય." ૩૪
વદે વચન વળતા શ્રીશુકજી, સાંભળ અભિમન્યુ તન;
એક સમે પૂર્વે તે વનમાં, આવ્યા પંચવદન. ૩૫
વસ્ત્ર વિના ત્યાં નગ્ન દેહિ, વિલાસ કરે શ્રીમહાદેવ;
અર્ધાંગે ઉમયા બેઠાં છે, શોભે શિવ સુરદેવ. ૩૬
સ્વકાંતિથી પ્રકાશ કરતા, આવ્યા અનેક ઋષિ રાય;
તેણે સમે ત્યાં આકાશ માર્ગે, દર્શનની ઇચ્છાય. ૩૭
મહા મોટા તાપસ દેખીને, મહાદેવ મન લજવાય;
શિવ શક્તિ બેઠાં થયાં તત્ક્ષણ, વસ્ત્ર ધર્યાં શિવરાય. ૩૮
પંચવદનને ક્રોધ ચઢ્યો તવ, બોલ્યા શંકર વાણી;
શ્રાપ દીધો તે વનને, તત્ક્ષણ ત્રિશૂળ પાણી. ૩૯
વન્હિસમ લોચન હવાં, કોપ્યા પ્રભુ ત્રિપુરારી;
એ વનમાં જે જન આવે, સઘ હજો તે નારી. ૪૦
તે વનને શ્રાપીને શંભુ, ચાલ્યા ગિરિ કૈલાસ;
એવું સાંભળતાં તે ખંડનાં પ્રાણી, પામીયાં સૌ ત્રાસ. ૪૧
તે વનમાં જે જન આવે, પશુ પક્ષી નર આકાર;
વચન શ્રાપ શંકરનો મોટો, તત્ક્ષણ થાય તે નાર. ૪૨
શુકજી કહે સાંભળ રાજા, તેથી સૈન્ય હવું સૌ નારી;
અશ્વ અશ્વિની પુરુષ યોષિતા, મહિમા વચન ત્રિપુરારી. ૪૩
કેટલાક રાજક્ષત્રી લજ્જા પામી, તપકાજ ચાલ્યા વન;
સ્ત્રી રૂપે ઘણું લજવાયા, મહા શોક ધરે તે મન. ૪૪
અનુચરી સહિત ઇલા કન્યા, ફરતી ફરે વનવન;
મહાભય મનમાં ધરે તે કન્યા, તાપ ન સહે તે વન. ૪૫
એક સમે બેઠા બુધ* વનમાં, મહાતપ સાધન સાધે;
નિગમ મંત્રે જાપ કરીને, શ્રીહરિને આરાધે. ૪૬
એવે સમે બુધ* આશ્રમ સાંનિધ્ય, તે યોષિતા આવી;
તે ઇલા સ્ત્રી દેખી બુધ મોહ્યો, તત્ક્ષણ ત્યાં બોલાવી. ૪૭
હાવભાવ કટાક્ષ દેખીને, બુધ આશ્રમે રાખી;
તેહ થકી સંતાન હવાં ત્યાં, ચંદ્ર સૂર્ય છે સાખી. ૪૮
તેહ થકી સંતાન હવું તે, પુરુરવા પુત્ર કહેવાય;
પછી ઇલાએ વસિષ્ઠ આરાધ્યા, મનમાં શોક ન માય. ૪૯
વસિષ્ઠ ઋષિએ શ્રીમહાદેવનું, આરાધન ત્યાં કીધું;
થોડે કાળે શ્રીમહાદેવે, આવીને દર્શન દીધું. ૫૦
શ્રીમહાદેવે તે સુદ્યુમ્નને, આપ્યું પછી વરદાન;
એક માસ તું સ્ત્રી રહેજે, એક માસ પુરુષ સુજાણ. ૫૧

* એ મુનિ—અને ગ્રહ.

એવો વર આપી શિવ ચાલ્યા, ગયા નિજ આસન;
શિવ વરદાને નર તન હવું, આનંદ પામ્યો મન. ૫૨
તેને ત્રણ* પુત્ર હવા મહા બળીયા, તે દક્ષિણના રાજન;
તે દક્ષિણના અધિકારી થઇને, ચલાવે રાજ્યાસન. ૫૩
પછી રાજ્યાસન પુત્રને આપી, સુદ્યુમ્ન તપે જાય;
પુરુરવાને આસન† આપ્યું, આનંદ અંગ ન માય. ૫૪

વલણ

આનંદ અંગ ન માય, પુરુરવા રાજ્યાસન બેઠા સહી;
કર જોડી વિપ્ર વલ્લભ કહે, એ પ્રથમાધ્યાય કથા કહી. ૫૫

ઇતિ શ્રીમદ્‌ભાગવતે નવમસ્કન્ધે પ્રથમોઽધ્યાયઃ ॥ ૧ ॥

## અધ્યાય ૨ જો‡

### કડવું ૨ જું—રાગ સામેરી

સૂત પુરાણિક ઉચરે, સાંભળો સૌ ઋષિ સાથરે;
શુકદેવ પરીક્ષિત કહે, હરિ કથા વૈકુંઠ નાથરે. ૧
વૈવસ્વત મનવંતરે, યમુના તટે નિરધારરે;
વર્ષ સો પર્યંત કીધું, ઉગ્ર તપ તે ઠારરે. ૨
તેને પુત્રો દશ હવા, ઇક્ષ્વાકુ§ આદિ કુમારરે;
અયોધ્યા નગરી વિષે હવે, પ્રથમ તેને અધિકારરે. ૩
મનુ પુત્ર પૃષધ્ર, કરે ગાયનું પાલનરે;
સાવધ રહીને તે, વસિષ્ઠનું કરે સેવનરે. ૪
ઋષિ વસિષ્ઠની ગાય ચોકી કરે, મનમાં હર્ષ ન માયરે;
ગૌવાડામાં‖ રાત્રે રહે, કરે તેની રક્ષાયરે. ૫
મધ્ય રાત્રે એક વ્યાઘ્ર આવ્યો, ભાંગી વાડાની વાડરે;
સુરભિને વાઘે ગ્રહી તવ, પાડે ગાય બરાડરે. ૬
ગૌ બૂમ સાંભળીને, ધાયો તે રાજનરે;
કીલ અંધારે દોડિયો, ચુકિયો તે સાધનરે. ૭
તરવાર ગ્રહી મુર્ખ રાજાએ, કર્યો વ્યાઘ્રનો ઘાતરે;
વ્યાઘ્ર કર્યું પ્રહારથી, સઘ સુરભિ પામી નિપાતરે. ૮
વ્યાઘ્ર ભય પામીને નાઠો, મૂકી તેણે દોટરે;
રાય અનર્થ કીધો ત્યાં, ચૂક્યો પોતાની ચોટરે. ૯
તત્કાળ જોતામાં હતું, ધેનુનું ત્યાં મર્મરે;
તોછડો ઘા વ્યાઘ્રને વાગ્યો, તેનો છેદાયો કર્ણરે. ૧૦

* તે ત્રણ પુત્રનાં નામ:-ઉત્કલ, ગય અને વિમલ.

† પુરુરવાને પ્રતિષ્ઠાન પુરીનો અર્થાત્ પ્રયાગની પાસે ઝુંસી કહેવાય છે, તેનો રાજ્યાધિકાર સોંપ્યો હતો.

‡ આ બીજા અધ્યાયમાં વૈવસ્વત મનુના પુત્રોમાં બે જણ વૈરાગ્યથી અપુત્ર રહ્યા અને કરૂષકાદિ પાંચ પુત્રોના વંશનો વિસ્તાર કહ્યો છે.

§ ઇક્ષ્વાકુ આદિ કુમારનાં નામ પ્રથમાધ્યાયમાં છે.

‖ મનુના આઠમા પૃષધ્ર પુત્રને વસિષ્ઠ ગુરુએ ગાયોના પાલન સારુ રાખ્યો હતો. તે રાત્રિએ ખડી ચોકીથી ગાયોનું પાલન કરતો હતો. એક દિવસે રાત્રે વર્ષાદ વર્ષતો હતો, તે સમયમાં એક વાઘ ગાયોના વાડામાં આવ્યો, તેથી સુતેલી ગાયો બીકને લીધે ઉઠીને વાડામાં દોડવા લાગી.

પ્રભાતકાળે વસિષ્ઠે જાણ્યું, હવી સુરભિ નાશરે;
વસિષ્ઠ ઋષિનો ક્રોધ દેખી, રાજા પામ્યો ત્રાસરે. ૧૧
વસિષ્ઠ ઋષિના ક્રોધથી, ભય પામે ચૌદ ભુવનરે;
અગ્નિજ્વાળા નેત્ર થયાં, જાણે કરશે સર્વ દહનરે. ૧૨
પછી શ્રાપ દીધો રાજાને, તું શૂદ્ર* પાપી થા અહીંરે;

પૃષધ્રવચન:—

હવે ઉદ્ધાર મારો કેમ થશે, ત્યારે ઋષિએ વાણી કહીરે. ૧૩
તપ† ઉગ્ર કરજે વન વિષે તુંને, પરમેશ્વર દર્શન હશેરે;
તું પરમ પદ પામશે રાજા, વૈકુંઠગતિ તુજને થશેરે. ૧૪
એવું ઋષિનું વચન સાંભળી, તપ ઉગ્ર કીધું તે વારરે;
તેહ પરમ પદ પામીઓ, રાય તુલ્યા દેવમોરારરે. ૧૫
કવિ પુત્ર‡ તપે ગયો, આરાધવા અવિનાશરે;
કારુષક તે પરણ્યો સહી, તે કરે રમ્ય વિલાસરે. ૧૬
તે થકી પુત્ર§ હવા સહી, સાંભળો પરીક્ષિત રાયરે;
તેની ખ્યાત ઉત્તમ જાણવી, કરુષ ક્ષત્રી કહેવાયરે. ૧૭
પાંચમા પુત્ર ધૃષ્ટથી, ધાર્ષ્ટ ક્ષત્રિ ઉત્પન્નરે;
પુત્રબીજાનૃગનેસુમતિ, તેનો ભૂતજ્યોતિ તેનો વસુતનરે. ૧૮
વસુનો પ્રતીક પુત્ર જાણો, પ્રતીકનો ઓઘવાનરે;
તેહ થકી ઓઘવતી કન્યા, ને ઓઘવાન તનરે. ૧૯
ઓઘવતી સુદર્શનને આપી, તેથી ઘણી વાધી પ્રજાયરે;
વંશાવળી હવી છે ઘણી, સુણ રાય તેહ કથાયરે. ૨૦
સાતમા નરિષ્યંતને, ચિત્રસેન તન હુયોરે;
તેનો દક્ષ દક્ષનો મીઢવાન્, તેનો કૂર્મ થયોરે. ૨૧
ઈન્દ્રસેન સત્યશ્રવા, ઉરુશ્રવા તેનો તનરે;
ઉરુશ્રવાને દેવદત્ત, દેવદત્તને અગ્નિ ઉત્પન્નરે. ૨૨
એ અગ્નિ અગ્નિવેશ્યાયન, બ્રાહ્મણ કુળ તેનુંરે;
શુદ્ધ એ વંશ હવા છે, ગાન કરું શું એનુંરે. ૨૩
ચોથા પુત્ર દિષ્ટને, નભગ હવો કુમારરે;
તેને નાભાગ પુત્ર હવો, વૈશ્યના પાળે આચારરે. ૨૪
નાભાગનો ભલંદન, તેનો વત્સપ્રીતિરે;
તેનો પ્રાંશુ તેનો પ્રમતિ અનિત્ર, ચાક્ષુષ ને વિવિંશતિરે. ૨૫
તેનો રંભ તેનો અનિનેત્ર, તેનો કરંધમ કહાવેરે;
તેનો અવીક્ષિત રાય હુયો, તેના મરુત પુત્ર સુહાવેરે. ૨૬
દિષ્ટ રાજા થકી વૈશ્યનો, વંશ હવો ઉત્પન્નરે;
છેલ્લો મરુત* રાજા હવો, તેણે કીધા અનેક યજ્ઞરે. ૨૭
યજ્ઞ સાંમગ્રી પાત્ર મંડપ, કનકમય સહુ હોયરે;
તે યજ્ઞલીલા જોવા આવ્યા, ત્રિભુવન જન સૌ કોયરે. ૨૮
મરુતવંશમાં તૃણબિંદુ, હતો રાય રૂપવાનરે;
અલંબુષા રંભા વરી, મોહી રૂપે થઈ ગુલતાનરે. ૨૯
તે અપ્સરાને ત્રણ પુત્ર ને, ઈડવીડા કન્યાયરે;
એ કન્યાના ઉદર થકી, કુબેર જન્મ્યા ત્યાંયરે. ૩૦
કુબેર પિતા વિશ્રવા, વર્યા ઇડવીડા નારીરે;
એ ઇડવીડા રમણીય હતી, ગણી વિશ્રવાએ પ્યારીરે. ૩૧
છેલ્લો રાય જનમેજય હવો, મહિમાનો નહિ પારરે;
શ્રીસૂર્યવંશની વંશાવળીનો, સાંભળ રાય વિસ્તારરે. ૩૨

વલણ

વિસ્તાર કથા સાંભળ ભૂપતિ, નવમસ્કંધ કથાયરે;
શ્રીમદ્‌ભાગવત હરિ કથાનો, હવો દ્વિતીયોધ્યાયરે. ૩૩

ઇતિ શ્રીમદ્‌ભાગવતે નવમસ્કંધે દ્વિતીયોધ્યાયઃ ॥ ૨॥

## અધ્યાય ૩ જો†

### કડવું ૩ જું—રાગ રામગ્રી

શુકજી ભાખે સાંભળ રાયજી, નમસ્કંધની એહ કથાયજી;
શર્યાતિને એક કન્યાયજી, રૂપનિધાન નવ નથી થાયજી. ૧

ચાલ

અવનવી સુંદર અતિ એ, કન્યા છે સુકુમાર;
વળી તે શર્યાતિ રાયને, હુતી વહાલી અપાર. ૨

* પૃષધ્રે શાપને માથે ચઢાવી લઈ, તે દિવસથી મુનિવ્રત પાળી બ્રહ્મચર્ય પાળ્યું. સર્વાત્મા, સર્વથી ઇતર અને નિર્મળ ભગવાનની ભક્તિથી એકાગ્ર થયેલો, સર્વ પ્રાણીઓનો મિત્ર, સમદૃષ્ટિવાળો, જિતેંદ્રિય, સંગ રહિત, પરિગ્રહ રહિત અને શાંત અંત:કરણવાળો પૃષધ્ર ઈશ્વરેચ્છાથી જે કાંઈ મળે, તેપર પોતાનો નિર્વાહ ચલાવવા લાગ્યો. જ્ઞાનથી તૃપ્ત થયેલો, પોતાના જીવાત્માને પરમાત્મામાં ધારી દઈ સમાધિમાં રહેતો એવો એ પૃષધ્ર જડ, અંધ અને બહેરા જેવી આકૃતિથી પૃથ્વીમાં ફરતો હતો. એ રીતે વૃત્તિ રાખતાં વનમાં નિકળી ગયો ત્યાં ઉત્પન્ન થયેલા દાવાનળને જોઈ તેમાં પોતાના દેહને બાળી પરબ્રહ્મને પામ્યો.

† આ ચાર લીટીનો સંબંધ મૂળ ભાગવત પ્રમાણે નથી.

‡ સૌથી નાનો કવિ બાળકપણમાં જ પરબ્રહ્મને જાણી સર્વ ઈચ્છાનો ત્યાગ કરી, બંધુ તથા રાજ્યનો ત્યાગ કરી વનમાં ગયો હતો અને ત્યાં ચિત્તમાં પરમાત્માનું ધ્યાન ધરી મુક્તિ પામ્યો હતો.

§ કારુષ નામે ક્ષત્રિયો થયા. તે સઘળા બ્રાહ્મણોને માનનાર, ધર્મ-પર પ્રીતિ ધરનાર, અને ઉત્તર દિશામાં રાજ્ય કરતા હતા.

* એ મરુત ચક્રવર્તી હતો. અંગિરાના પુત્ર સંવર્તે મરુતનો યજ્ઞ કરાવ્યો હતો. જેવો મરુતનો યજ્ઞ થયો હતો, તેવો કોઈનો પણ થયો નથી. એના યજ્ઞમાં જે કાંઈ પાત્રાદિક હતું તે સઘળું સોનાનું હતું. એના યજ્ઞમાં સોમપાનથી ઇન્દ્ર અને દક્ષિણાથી બ્રાહ્મણો રાજી થયા હતા. વાયુદેવ પીરસનારા અને વિશ્વેદેવા સભાસદ થયા હતા. મરુતનો પુત્ર દમ, તેનો રાજ્યવર્દ્ધન, તેનો સુધૃતિ, તેનો નર, તેનો કેવળ, તેનો બંધુમાન્, તેનો વેગવાન્, તેનો બંધુ અને તેનો તૃણબિંદુ નામે પુત્ર થયો. એ ઘણા ગુણવાળા તૃણબિંદુ રાજાને અલંબુષા અપ્સરા વરી હતી. એ અપ્સરાથી તેને પુત્રો પણ થયા હતા. ઇડવિડા કન્યા થઇ હતી. મોટા યોગેશ્વર એવા પુલસ્ત્યના પુત્ર વિશ્રવા ઋષિએ ઇડવિડા કન્યાથી કુબેરજીને ઉત્પન્ન કર્યા. વિશાલ, શૂન્યબન્ધુ અને ધૂમ્રકેતુ એ ત્રણ તૃણબિંદુના પુત્ર હતા; તેઓમાં વંશ સ્થાપનારા વિશાલ રાજાએ વૈશાળી નગરી સ્થાપી. વિશાળનો હેમચન્દ્ર, તેનો ધૂમ્રાક્ષ, તેનો સંયમ અને સંયમને કૃશાશ્વ અને સહદેવ નામે બે પુત્ર હતા. કૃશાશ્વને સોમદત્ત પુત્ર થયો, જેણે અશ્વમેધ યજ્ઞથી ભગવાનનું પૂજન કરી યોગેશ્વરના આશ્રયથી મોક્ષગતિ મેળવી હતી. સોમદત્તનો સુમતિ થયો અને તેનો જનમેજય થયો.

† આ ત્રીજા અધ્યાયમાં મનુના ત્રીજા પુત્ર શર્યાતિના વંશમાં સુકન્યા અને રેવતનાં મોટાં અદ્‌ભુત આખ્યાન કહ્યાં છે.

કમળ સરખાં નેત્ર શોભે, સુકન્યા તેનું નામ;
અતિ રૂપવતી અતિ વહાલી, રૂપે મૂકે ઋષિ મામ. ૩
એક સમે શર્યાતિ મૃગયા નીસર્યો, સાથે ગઈ કન્યાય;
મહા ઘોર વનમાં આવીયાં, જ્યાં ચ્યવન છે ઋષિરાય. ૪
પિતા મૃગયા રમે છે એવે, રાજપુત્રી જેહ;
ચ્યવન ઋષિ જ્યાં બેઠા છે ત્યાં, રમતી આવી તેહ. ૫
ઉગ્ર તપે ઋષિ બેઠા છે, ધર્યું ધરણીધરનું ધ્યાન;
અગ્નિ સમાં બે નેત્ર તકતકે, ઋષિને નથી રહી સાન. ૬
કન્યાએ જાણ્યું ચકચકે છે, આગીયા અનુપમ પાંખ;
મનરમત વિચારી કુંવરીયે, વીંધી કંટકથી બે આંખ.* ૭
તોએ ઋષિ કંઈ જાણે નહીં, તપ યોગ ધ્યાનમાં ગ્રન,
તપોનિધિને સુધ નહીં જે, કાઢિયાં બેઉ રતન. ૮
તે પાપથી સેના તણાં, મળ રોધ સૌ બંધાય,
સૌ સૈન્યની એ ગતિ હવી, ત્યારે રાય દુઃખીયો થાય. ૯
તવ રાજાએ પૂછ્યું સૈન્યને, મુનિનો કીધો શું અન્યાય,
ત્યારે પિતા પ્રત્યે વચન વળતી, વદે તે કન્યાય. ૧૦
અજાણે મેં નેત્ર વિંધ્યાં, અન્યાય હુવો અપાર;
તે પાપથી એ સૈન્ય સર્વે, દુઃખ પામે નિરધાર. ૧૧
ત્યારે રાય વેગે આવિયો, ઋષિને નમ્યો જઈ ચર્ણ;
પતિતને પાવન કરો, કહી લોટવા લાગ્યો ઘણું. ૧૨
તપોનિધિ તમો મહા તાપસ, દયાસિંધુ સાધ,
સર્વથા તમો ક્ષમા કરો પ્રભુ, કુંવરીનો અપરાધ. ૧૩
પ્રણિપત કરી ઋષિ ચ્યવનને, પરણાવી કન્યાય,
આ ઋષિજીની સેવા વિષે, સુકિ રાય લાગિયો પાય. ૧૪
ચ્યવન મુનિ આનંદીયા, વર આપીયો તે વાર,
મળરોધ છોડ્યા સર્વના, ત્યાં હવો જયજયકાર. ૧૫
તે કન્યા શર્યાતિ રાયની, સેવે ચ્યવન દિન રાત,
શુશ્રૂષા કરે પતિની તે, ન ચૂકે ક્ષણમાત્ર. ૧૬
ઋષિની આજ્ઞા લઈ રાયે, જતો હતો નિજ દેશ,
નિજ સૈન્ય સાથે આવીયો, નિજ ભુવન શીઘ્ર નરેશ ૧૭
એક સમય આવ્યા યુગ્મ ઋષિ, મુનિચ્યવન કેરે ધામ,
મહાતાપસ ઉગ્ર અશ્વિનિ–કુમાર† તેમનાં નામ. ૧૮
તેમણે ચ્યવન ઋષિને પાણીના, દ્રોમાં કરાવ્યું સ્નાન,
દિવ્ય સ્વરૂપ હર્યું ઋષિનું, કૃપા કરી શ્રીભગવાન. ૧૯
વૃદ્ધ વેશ ટળ્યો મુનિનો, કાંતિ પૂર્ણ પ્રકાશ;
સ્ત્રીઓ મોહ પામે ક્ષણમાં, તેવા હુવા ઋષિ સાક્ષાત. ૨૦
સુંદર વસ્ત્ર કાને કુંડળ, ઉર એકાવળ હાર;
સૂર્ય પેરે કાંતિ શોભે, સુકન્યા કરે વિચાર. ૨૧
નેત્ર બેઉ આવ્યાં સહી, ઋષિ આનંદ પામ્યા મન;
પછી* અશ્વિનીકુમારને કરાવ્યું, તેણે વેદનું અધ્યયન. ૨૨
એક સમે ઋષિ ચ્યવન કેરે, આશ્રમ આવ્યો રાય;
ચ્યવન મુનિનો દેહ નિહાળી, રાય વિસ્મય થાય. ૨૩
સુકન્યા આવી પડી પગે, પણ રાયે ધર્યો રોષ;
"હે દુષ્ટા હે હતભાગિણી, ચ્યવનનો કીધો શું દોષ? ૨૪
શું તે મુનિનો ત્યાગ કરી, આ જાર વર્યો તેહ;
હે ભુંડી કન્યા ધિક્ક તુંને, કાં તું સેવન કરે એહ? ૨૫
ચાર સગે રમે નિર્લજ, ધરે ન કંઈ મનખેદ;
સ્વામિ અને પિતા તણા, નર્કે પડે વંશ નિશ્ચેય." ૨૬
પછી સુકન્યા પ્રેમે વદી, સુણો પિતાજી વાત;
આ મુજપતિ ચ્યવન મુનિ, જમાઈ તમારા સાક્ષાત. ૨૭
શર્યાતિ રાયે પ્રણમિયા જઈ, ચ્યવન ઋષિના પાય;
કૃતાર્થ થયો હું રાયજી, આનંદ અંગ ન માય. ૨૮
આશ્ચર્ય પામ્યો ભૂપતિ, તવ બોલી તે કન્યાય,
પછે વૃત્તાંત સૌ માંડી કહ્યું તે, સાંભળિયું પિતાય. ૨૯
એ તેજસ ઋષિ છે સહી, એને આવ્યું દિવ્ય સ્વરૂપ,
એવી વાણી સાંભળી, નિજ હૃદય હરખ્યો ભૂપ. ૩૦
શર્યાતિએ યજ્ઞ કીધા, વિધિ ધર્મ માર્ગ સોહાગ;
અશ્વિનીકુમાર ત્યાં પધાર્યા, તેમને પ્રથમ આપ્યો ભાગ. ૩૧
ચ્યવનને દિવ્ય સ્વરૂપ દીધુ, તે વેળાએ કીધી શર્ત;
યજ્ઞમાં સોમરસ આપીશ, એ છે મુજ વર્ત. ૩૨
તેમને યજ્ઞના ભાગ અપાવ્યા, દેવથી† નિરધાર;
તેણે સમે મુનિ યુગ્મ હર્ષિત, તે હવા અપરંપાર. ૩૩
શર્યાતિને ત્રણ પુત્ર, ઉત્તાનબર્હિ આનર્ત ભૂરિષેણ,
આનર્તને રેવત હવો, હરિભક્તિ વિણ નવ ચેહેન. ૩૪
તેણે દ્વારકા ભોમિ વસાવી, પ્રથમસિંધુ ત્રટ તેણીવાર,
પ્રજાને પાળી પ્રેમે, યશ વ્યાપ્યો અપાર. ૩૫
તેથી આનર્ત‡ દેશ, કહેવાય છે એનું નામ;
તેણે કુશસ્થળી વાસી સહીજે, પવિત્ર ક્ષેત્ર શુભ ધામ. ૩૬
તે રેવતને પુત્ર શત, હુવા સુણ પરીક્ષિતરાય,
તેમાં જ્યેષ્ઠ પુત્ર કકુદ્મિ, બળ વીર્યે કળ્યું નહિ જાય. ૩૭
એને એક રેવતી પુત્રી સહી, મહારૂપ શોભાયમાન;
ગુણરૂપ લક્ષણ ચાતુરી, બળ બુદ્ધિ માહે નિધાન. ૩૮

* ઋષિની આંખ વિંધાઈ તે વખતે તેમાંથી અથાગ લોહી નિકળ્યું હતું

† ચ્યવન કહે છે–હે ઉત્તમ વૈદ્યો! મને યુવાન કરી દ્યો, મારી અવસ્થા અને રૂપ સ્ત્રીને પસંદ પડે એવા કરી આપો, તો તમને આજ સુધી યજ્ઞમાં સોમરસનો ભાગ મળતો નથી, તે હું અપાવીશ. મોટા વૈદ્ય અશ્વિનીકુમારોએ તે વાતનો સ્વીકાર કરી ચ્યવનને કહ્યું કે, સિદ્ધ લોકોએ બનાવેલા આ ધરામાં તમે ડુબકી મારો. પછી તે ચ્યવન ઋષિને લઈ બન્ને અશ્વિનીકુમારો ધરામાં પેઠા. પછી ત્રણે સરખા રૂપવાળા ત્રણ પુરુષો એ ધરામાંથી નિકળ્યા. એ ત્રણે પુરુષોને સરખા રૂપવાળા જોઈને પોતાના પતિને નહિ ઓળખવાથી સુકન્યાએ અશ્વિનીકુમારની પ્રાર્થના કરી. તેના પતિવ્રતાપણાથી રાજી થયેલા બે અશ્વિનીકુમાર સુકન્યાને ચ્યવન મુનિ ઓળખાવી સ્વર્ગમાં ગયા.

* આ લીટીની વાત મૂળ ભાગવતમાં નથી

† ચ્યવન ઋષિએ પોતાની શક્તિથી તેઓને સોમરસનો ભાગ આપ્યો, એ જોઈ તરત ક્રોધ પામેલા ઇન્દ્રે અસહનતાથી ચ્યવનને મારી નાખવા વજ્ર ઉગામ્યું, પણ ચ્યવને વજ્ર સહિત ઇંદ્રનો હાથ થંભાવી દીધો ત્યારથી સઘળાઓએ અશ્વિનીકુમારને સોમનો ભાગ દેવાની શરૂઆત કરી.

‡ ઓખામંડળ

તેને અર્થે વર જોવા કારણ, ભૂપ ગયો બ્રહ્મસદન;
। મત્યે સૌ કહી વાર્તા, પુત્રી તણું હિતકારણ. ૩૯
આ કન્યા યોગ વરની ભાળ કહો, એમ કહી લાગ્યો પાય;
એવી ભૂપતિની વાણી સુણી, તવ વદે ત્યાં બ્રહ્માય. ૪૦
બ્રહ્મા કહે વર પરાક્રમી મહા, પૂર્વે હૂતા જેહ;
આયુષ્ય ભોગવી સર્વે, સ્વર્ગે ગયા રાજા તેહ. ૪૧
પણ એક વર હમણાં છે સહી, તેને થયા છે યુગ ચાર;
પુરાતની વર બળિભદ્ર છે, તેને પરણાવો કુમાર. ૪૨
શ્રીકૃષ્ણ પરમાત્મા પોતે, જનમ્યા છે બળવાન;
તેના બંધુ બળિભદ્રને, કન્યા દે એ ગુણવાન. ૪૩
તે રેવતી કન્યા બળિદેવને, પરણાવી ભૂપાળ;
કન્યાદાન દઇને ભૂપતિ, બદ્રિકાશ્રમ ગયો તત્કાળ. ૪૪

વલણ

તપ કરવા ભૂપતિ ચાલ્યો, સાંભળ પરીક્ષિત રાયરે;
તૃતીય અધ્યાય હવો પૂરણ, નવમસ્કંધ કથાયરે.

ઇતિ શ્રીમદ્ભાગવતે નવમસ્કંધે તૃતીયોઽધ્યાયઃ ॥ ૩ ॥

## અધ્યાય ૪ થો*

### કડવું ૪ થું–રાગ સામેરી

સૂત પુરાણિક ઉચરે, સાંભળો શૌનક સાથ;
શુકદેવ પરીક્ષિતને કહે, એ કથા વૈકુંઠ નાથ. ૧
નાભાગ† રાજા બ્રહ્મચારી હવા, તજ્યું સઘળું રાજ;
સંસાર‡ મુકી વન ગયા, હરિ આરાધનને કાજ. ૨
વન વિષે તપ સાધન કરતાં, રાયને થઇ ઇચ્છાય;
તે ફરી પાછા ભુવન આવ્યા, નિજ રાજ્ય જ્યાં કહેવાય. ૩
તેણે ભ્રાત પાસે આવી માગ્યું, રાજ્યનું આસન;
ભ્રાત વાણી ઉચરે તવ, સાંભળ બંધવ જન. ૪
જા પિતા પાસે તું સત્વરે, એ આપશે તુંને ભાગ,
પિતા સોંપ્યા તુજને, તુજ ભાગનો એ લાગ. ૫
નાભાગે પિતા પાસ જઇ, કહ્યું સર્વ વૃત્તાંત,
સોંપ્યા મુજને તાતજી, કરો મુજ મન શાંત. ૬
તવ નભગ રાજા બોલીયા, સાંભળ સાધુ પુત્ર;
મુજથી નવ કંઇ ચાલશે, તારુ કાંઇ ધર સુત્ર. ૭
પણ ઉપાય દાખવું તુજને, થાયે જીવન નિરધાર;
અંગિરા કુળના બ્રાહ્મણો, કરે યજ્ઞ તે આ વાર. ૮
છ છ દિવસે કર્મ કરતા, કરે મોટી ભૂલ,
જા શીઘ્ર તેની પાસ તું, કહે વાતનુ જે મૂળ ૯

* આ ચોથા અધ્યાયમા મનુના નવમા પુત્ર નભગ તથા તેના પુત્ર નાભાગની અને તેના પુત્ર અંબરીષ ભક્તની કથાનો પ્રસગ છે.

† નભગના પુત્ર નાભાગ ગુરુને ઘેર ભણવા રહ્યા હતા. નૈષ્ઠિક બ્રહ્મચારી જ રહેશે, એમ ધારી તેના મોટા ભાઇઓએ તેનો કાંઇ પણ ભાગ નહિ રાખતા પિતાની સઘળી મિલકત માહોમાહે વહેંચી લીધી હતી.

‡ અહીંથી બે લીટીની વાત મૂળ ભાગવતમા નથી.

વિશ્વદેવાનાં સૂક્ત બે,- કહે જઇ તે પાસ;
ભૂખ મટશે યજ્ઞ થાશે, રાખજે તેપર વિશ્વાસ. ૧૦
તે યજ્ઞ કરી સ્વર્ગે જાશે, તવ આપશે મિલકત;
કાર્ય થાશે તુજતણું, વાત માનજે એ સત્ય. ૧૧
જહાં બ્રાહ્મણ યજ્ઞ કરે છે, ત્યાં ગયો નાભાગ નિરધાર*,
તે બ્રાહ્મણ ચાટચો થઇ બેઠા છે, તે યજ્ઞ સમીપે સાર. ૧૨
કાર્ય સિદ્ધ થયું નાભાગનું, વર્ત્યો જય જયકાર;
સ્વર્ગે ગયા તે બ્રાહ્મણો, મીલકત આપી તે વાર. ૧૩
જવ નાભાગ તે દ્રવ્ય લેવા, લાગ્યો ધરી ઉમંગ,
એક કાળ પુરુષ આવ્યો, તેણે કર્યો રંગમાં ભંગ. ૧૪

કાલપુરુષ ઉવાચઃ–

એ મીલકત છે મુજની, તું કોણ છે લેનાર;
નાભાગ કહે રહે દૂર તું, મળી બ્રાહ્મણથી આ વાર. ૧૫
તવ કાળ પુરુષે વાણી કહી, જા પૂછ તુજ પિતાય,
તે કહે તો આપું તુજને, એ મુજની ઇચ્છાય. ૧૬
નાભાગે જઇ પિતા કને, પૂછ્યું તેણી વાર;
પિતા બોલ્યા સત્ય એ, દ્રવ્ય ન તુજનુ નિર્ધાર. ૧૭
યજ્ઞમાં કંઇ શેષ રહે, તે રુદ્ર મોટો દેવ;
તુજ પાસે જે આવ્યો, તે રૂપ મહાદેવ. ૧૮
પછે રુદ્રને નમન કરી, નાભાગ બોલ્યો એમ;
લ્યો દ્રવ્ય તમતણું, હું આપું છું ધરી પ્રેમ. ૧૯
રુદ્ર બોલ્યા પ્રેમથી, છે ન્યાયી તુજ પિતાય;
તું પણ સત્ય બોલ્યો છે, મંત્રદ્રષ્ટા થશે હાંય. ૨૦
દેઉં સનાતન બ્રહ્મજ્ઞાન, વળી દેઉં દ્રવ્ય જેય;
એ ઉમંગે આજ્ઞા સ્વીકારી, એમ રુદ્ર ઇચ્છે છેય. ૨૧
પછે રુદ્ર અંતરધ્યાન હવા, ગયા ગિરિ કૈલાસ;
નાભાગ રાચ્યો મન વિષે, પહોંચી મનની આશ. ૨૨
નાભાગને એક પુત્ર થયો, અંબરીષ જેનું નામ;
સંસારમાં અવતરી તેણે, કર્યાં ઉત્તમ કામ. ૨૩
વૈષ્ણવ ને ધર્માત્મા, હરિ ભક્ત પરમ પુનીત,
બ્રહ્મ શાપ નવ લાગિયો, એવું ભાગ્ય શુદ્ધ ચિત્ત. ૨૪
નીતિ ધર્મે મારગને આચરે, નિરખે પ્રભુનું સ્વરૂપ;
સંસાર તૃણવત્ લેખવે, અંબરીષ મહાત્મા ભૂપ. ૨૫
અન્યાય કોપ કીધો નહી, એણે કંઇ ન કીધુ પાપ,
નિજ ભુવને બેઠાં ઋષિએ, આવીને દીધો શ્રાપ. ૨૬
ઋષિ દુર્વાસાએ શાપીઓ, તે ક્રોધશું ભૂપાળ;
પણ શાપ તેને ન લાગ્યો, કરી કૃપા દીનદયાળ. ૨૭
તવ રાય પરીક્ષિત ઉચરે, શુકને નમીને પાય;
શાપ કેમ લાગ્યો નહીં, પ્રભુ કહો તે કથાય. ૨૮
એ અંબરીષનાં શાં પુણ્ય હતાં, કેમ કૃપા કરી મહારાજ;
વિસ્તારપૂર્વક ઋષિ મુજને, કહો મહિમા આજ. ૨૯

* પછી તેની પાસે જઇ તે પ્રમાણે કરતા બ્રાહ્મણે જે કંઇ ધન બાકી રહ્યું હતું, તે નાભાગને આપી સ્વર્ગમા ગયા.

વ્યાસનંદન ઉચર્યાં તવ, સુણો અભિમન્યુ બાળ;
એ અંબરીષ પૂર્વે હવો, રાજા ચક્રવર્તિ ભૂપાળ. ૩૦
તે સપ્ત દ્વીપનું રાજ્ય કરતો, સમુદ્રાંત પર્યંત;
મુનિ માત્ર સર્વે સિદ્ધ સાધક, સુખી કીધા સંત. ૩૧
એક ચક્રે રાજ્ય કરતો, લીધી દ્વીપ મર્યાદાય;
પણ રાજ્યને સ્વપ્નવત્ લેખે, તેહ અંબરીષ રાય. ૩૨
નાશવંત. સંસાર લેખે, અંતે વૈભવ અપવિત્ર;
એમ અંબરિષ ચિત્તે જાણતો, રાખે મનમાં પ્રભુ ચરિત્ર. ૩૩
તેનું ચિત્ત હરિચર્ણે લાગ્યું તે, અળગું ન થાય લગાર;
મુખ વાણીએ ગોવિંદના, ગુણ ગ્રામ બોલે સાર. ૩૪
સ્વહસ્તે શ્રીપરબ્રહ્મજીનું, ભાવે કરે પૂજન;
શ્રવણે હરિકથા સાંભળે, આનંદ પામે મન. ૩૫
નેત્રે પ્રભુનું સ્વરૂપ જોયે, રમે સદા પ્રભુને સંગ;
દર્શન કરે શ્રીનાથજીનું, શુભ ગાત્ર થાય સુચંગ. ૩૬
અશન કરે આગ્રહે, તુલસી ચર્ણોદક શુભ પાન;
નાસિકાએ શ્રીવિષ્ણુ ચર્ણનું, આઘ્રહણ કરે રાજાન. ૩૭
પગથી તીર્થ યાત્રા કરે, અડસઠ તીરથ ક્ષેત્ર;
સ્નાન દાન પ્રભુ ધ્યાનમાં, સદા પ્રસન્ન વદન ને નેત્ર. ૩૮
મસ્તકે પ્રણામ કીધા એણે, પરમેશ્વરનો વ્યાપાર;
રાય ધર્મ મારગ આચરે એમ, અવની ચક્ર મોઝાર. ૩૯
ગૌ બ્રાહ્મણની કરે સેવા, ચાલે મારગ વેદ;
સાધુ હરિજન ભક્તમાં મન, દ્વિધા ન ધરે ભેદ. ૪૦
એમ ધર્મ રાજ્ય તે પાળતો, અંબરીષ ભક્ત રાય;
ચાર વર્ણાશ્રમી આદે, સુખી સૌ કો થાય. ૪૧
એક દિવસ રાયે યજ્ઞનો, પ્રારંભ માંડ્યો ત્યાંય;
શ્રીસરસ્વતીના તટ વિષે, શુભ બ્રહ્મજળ છે જ્યાંય. ૪૨
યજ્ઞનો આરંભ કર્યો ત્યાં, તેડ્યા સૌ ઋષિ* દેવ;
ત્રિભુવનના જન સૌ આવે, અંબરીષ યજ્ઞે અવશ્ય મેવ. ૪૩
પ્રજા સદા હરિ સંગે રમે, નવ ઇચ્છે સ્વર્ગ લોક;
તપ, ભક્તિ સ્વધર્મ યોગથી, શમ્યો સૌનો શોક. ૪૪
રાય અંબરીષે હૃદયા મધ્યે, રાખ્યું હરિનું ધ્યાન;
સદન સ્ત્રી સહોદર સવ, તજ્યાં તેણે ઠામ. ૪૫
રત્ન અંબર હસ્તી ઘોડા, વળી નૌતમ ઠાઠ;
તજ્યા રાયે હરિ હેતે, મન હરિ નામનો ઘાટ. ૪૬
હરિ વિણ કંઈ દેખે નહિ, હરિ સર્વે ઠામે જોય;
સંસારમાં રહ્યો છતો, કોઇ વસ્તુને ન મોય. ૪૭

* અંબરીષ રાજાએ વસિષ્ઠ, અસિત અને ગૌતમ વગેરે ઋષિઓ પાસે પ્રયોગના વિસ્તાર કરાવી નિર્જળ દેશમાં સરસ્વતીને કીનારે ઘણા અશ્વમેધોથી યજ્ઞેશ્વર ભગવાનનું પૂજન કર્યું અને પોતે મોટી સમૃદ્ધિવાળો હોવાથી તે યજ્ઞોમાં અન્ન અને દક્ષિણાનો ઘણો વધારો કર્યો. એના યજ્ઞોમાં સભાસદો ને ઋત્વિજ બ્રાહ્મણો પણ દેવતા જેવા દિસતા હતા. એ રાજાએ ધીરે ધીરે સઘળો સંસારસંગ છોડી દીધો હતો.
[ભ. ભા. સં.]

એમ પ્રભુએ મન વિચારી, તેના યજ્ઞની રક્ષાય;
સુદર્શન ત્યાં ચક્ર મેલ્યું, કૃપા કરીને જગરાય. ૪૮
નિજ દાસ જાણી આશ પૂરણ, કરે શ્રીઅવિનાશ;
સુદર્શન ત્યાં નિવારે છે, યજ્ઞ વિઘ્નના ત્રાસ. ૪૯
તે* યજ્ઞ પૂરણ હવો, કરુણા હવી શ્રીભગવાન;
ત્યાં અંબરીષને આપ્યું પ્રભુએ, મનવાંછિત વરદાન. ૫૦
વર આપ્યો કરુણા કરીને, વદે શ્રીઅવિનાશ;
હે દાસ મારા, સર્વથા હું, રહીશ તારી પાસ. ૫૧
દૃઢ ભક્તિ આપી અંબરીષને, હરિ હવા અંતર્ધ્યાન;
એક સમે દ્વાદશી† વ્રત, આચરિયું તે રાજાન. ૫૨
યમુના તટે મધુવન છે, શોભા કહી નવ જાય;
ત્યાં સંવત્સર એકનું વ્રત, આચરે છે રાય. ૫૩
અભયાવૈતરણી વ્રત કરે, રાય નિશાએ જાગર્ણ;
અહર્નિશ આનંદમાં રહે, નિત્યે હરિનું સ્મર્ણ. ૫૪
તિલક છાપા અંગ તુલસી, સાધુ હરિજન સંગ;
એમ વ્રત રાય અંબરીષ આચરે, દ્વાદશી શ્રીરંગ. ૫૫
એકાદશીએ નિત્ય કર્મ કરી, આચરે રાય ઉપવાસ;
અભય વ્રત આચરે અંબરીષ, મન ભજન અવિનાશ. ૫૬
દ્વાદશી દિન પ્રભાતે પૂજે, અનેક ઋષિના પાય;
બ્રહ્મવૃંદની પૂજા કરી, છાસઠ કોટી આપે ગાય. ૫૭
અનેક બ્રાહ્મણને જમાડે, સાધુ હરિજન સાથ;
પછી પારણું પોતે કરે, એવી કૃપા, શ્રીલક્ષ્મીનાથ. ૫૮
એક સમે દ્વાદશી દિને આવ્યા, દુર્વાસા ઋષિ જન;
તે અમર સર્વે મોકલ્યા છે, સાંભળ અભિમન્યુ તન. ૫૯
અંબરીષના વ્રત પ્રબળથી, સૌ હવા વ્યાકુળ દેવ;
ઇંદ્રે દુર્વાસાને ઉશ્કેરી, મોકલ્યા તતખેવ. ૬૦
સ્વામી વિઘ્ન કરો જઈ વ્રતમાં, તો રહે મારું રાજ;
ઇંદ્રપર કરુણા કરીને, આવિયા ઋષિ મહારાજ. ૬૧
અતિથિ થઈ દુર્વાસા આવ્યા, કરવા દેવનું કામ;
દેખી અંબરીષ આનંદ પામ્યો, કીધા વિનય પ્રણામ. ૬૨
અર્ધ્યપાદ્ય પૂજા કરી, રાયે સંતોષ્યા ભૂદેવ;
ચર્ણામૃત કર ધરી રહ્યો, ઘણી સ્તુતિ કરી તહાં એવ. ૬૩
પારણું કરવાને રાખ્યા સ્વામી, આજ કૃપા કરો અમને;
જન્મ મારો થયો કૃતારથ, સ્વામી વિનવું છું તમને. ૬૪
ભાવ દેખી અંબરીષ ભૂપનો, દુર્વાસા કરવા ગયા સ્નાન;
નિત્યતર્પણ હું કરી આવું, સ્થિર રહેજે રાજાન. ૬૫
કાલિંદ્રીમાં માર્જન કરવા, ઋષિ ગયા તે વારે;
તેણે સમે અંબરીષ રાજા, કરે મન વિચાર. ૬૬
દ્વાદશી ઘટિકા એક રહી, ઋષિ ના વળ્યા તે વાર;
ઋષિ તો સ્નાન નિમિત્તે, દમવા ઇચ્છે અંબરીષને તે ઠાર. ૬૭

* અહિંથી પાંચ લીટીની વાત મૂળ ભાગવતમાં નથી.
† અભયાવૈતરણીનું એક વર્ષનું વ્રત લીધું હતું.

અંબરીષ વિચારે જ્ઞાન દૃષ્ટે, આજ છે દ્વાદશી થોડી;
તેણુ સમે બીજા મુનિવરને પૂછે, પ્રશ્ન કરે કર જોડી. ૬૮
કહો સ્વામી શું કરવું ઘટે, દ્વાદશી જાય છે વહી;
રાયનાં એવાં વચન સાંભળી, ઋષિએ વાણી કહી. ૬૯
'દ્વાદશી નંતર ત્રયોદશીમાં, પારણું કરશે તું રાય;
તો બ્રહ્મહત્યા પાપ લાગશે, નિશ્ચે રૌરવ નરકે જવાય. ૭૦
વળી દુર્વાસા આવ્યા, પ્રથમ કરે જો તું આહાર;
અધર્મ લાગે બહુ તુને, તેમાં નવ કાંઇ સાર. ૭૧
વળી પારણું તજે તો, અનેક એકાદશી વ્રત જાય;'
એવા ધર્મ સંકટમાં, આવી પડ્યો તે રાય. ૭૨
'અનેક એકાદશીનાં ફળ જાયે,' તવ રાય વિમાસે મન;
દિગ્મૂઢ થઇ ચિંતા કરે છે તવ, બોલ્યા ઋષિઓ વચન. ૭૩
'રાય પવિત્ર થઇ આસન બેસી, કરો ચર્ણોદક આહાર;
તેણે કરી સંતોષ પામશે, સ્વામી વિશ્વાધાર. ૭૪
જળવ્રત પ્રાશન કરે, વળે પારણું એવ;
એ આહાર નિરાહાર કહાવે, રૂઠે રૂઠે નવ દેવ.' ૭૫
જળાહાર કરી રાય પછી, જુએ ઋષિની વાટ;
નિત્ય નૈમિત્તિક નિયમ કરે, ત્યાં જાણ્યો રાયનો ઘાટ. ૭૬
ઋષિ વચને ચર્ણોદકનો, આહાર કર્યો રાજંન;
તે સમાચાર દુર્વાસાએ જાણ્યો, જ્યાં કરે છે સંધ્યાવંદન. ૭૭
તત્ક્ષણુ દુર્વાસા કોપ્યા, શાપ્યો સદ્ય ભૂપાળ;
ક્રોધાંત કાળ હુવા મુનિવર, જેમ પ્રજ્વળે અગ્નિજ્વાળ. ૭૮
વળ્યા ઋષિ જમના થકી, રાયે કર્યા પ્રણામ;
પણ રક્ત નેત્ર ભાળીને, ગાત્ર ગળ્યાં તે ઠામ. ૭૯
દુર્વાસાનાં ગાત્ર સર્વે, ડગમગે ને ધ્રૂજે;
ભમર ચઢાવી વક્ર મુખે, ક્રોધ કીધો નવ સૂઝે. ૮૦
પછી અત્યંત ક્રોધ કરીને, બોલ્યા ઋષિ એમ;
'આ અંબરીષ ક્રૂર થયો, અભક્ત છે એને નહિ દેમ. ૮૧
મહા અભિમાની અતિ મદી, અતિથિનો નવ આદર;
જમ્યો પ્રેમે ધિક્ક તુંને, નવ રાખ્યો કોનો ડર.' ૮૨
પછે ક્રોધ કરીને ઋષિએ, કીધાં નેત્ર રાતાંચોળ;
ગડગડ્યા ખૂબ મુનિ ત્યાં, જાણુ મેઘ ચડ્યા સોળ.* ૮૩
દુર્વાસા ઋષિએ રાય અંબરીષને, શાપ દીધો તે વાર;
'અરે પાપિષ્ટ† તું અવનિમાં, લેજે દશ અવતાર.' ૮૪
અત્રિનંદને એવો શાપ દીધો, તવ હુવો હાહાકાર;
ઋષિ શાપ સાંભળી, રાય પામ્યો દુઃખ અપાર. ૮૫
અંબરીષ રાયે સ્તુતિ કરીને, .પૂજ્યા વિશ્વાધાર;
સ્વામિજી ભય નિવારો, અવતારે દુષ્ટ સંસાર. ૮૬
હું ઘણો ભયભીત થાઉં છું, અવતારનો બહુ ત્રાસ;
આકાશ વાણી હુવી પછી ત્યાં, બોલ્યા શ્રીઅવિનાશ. ૮૭

* આ ઉપમા અલંકાર છે. બાર મેઘ સદા ચડીને ગડગડે, પણ દુર્વાસા તો એવા કોપ્યા ને ગડગડ્યા કે બારથી પણ ચાર જ્યાદા.

† અહિંથી માંડી ૧૧ લીટીની વાત મૂળ ભાગવતમાં નથી.

'અરે રાજા બીહીશ મા, ઋષિ શાપથી નિરધાર;
તારે અર્થે પૃથ્વીપર હું, ધરીશ દશ અવતાર.' ૮૮
એવું દુર્વાસાએ સાંભળ્યું જે, હરિએ કરી કરુણાય;
તવ અનસૂયાના પુત્રને, મનમાં ક્રોધ ન માય. ૮૯
પ્રભુએ રક્ષણ કીધું, તવ અધિકો વ્યાપ્યો ક્રોધ;
બહુ ક્રોધે ઋષિ બોલ્યા, જાણે કરે વિશ્વનો રોધ. ૯૦
રક્ત નેત્ર વહ્નિ સમાં, કર જટા ગ્રહી ભૂદેવ;
અવનિ સાથે પછાડતાં, એક કૃત્યા પ્રકટી તત્ખેવ. ૯૧
લાલ વર્ણી બળતી જળતી, ચરણે ધ્રુજાવે ધર્ણ,
તરવાર ગ્રહી સીધી ધસી, પણ નવ ખસ્યો રાયનો ચર્ણ. ૯૨
અંબરીષને બાળવા લાગી, સૌ ઋષિ સાથે ત્યાંહિ;
ત્યારે પરમેશ્વરનું ચક્ર આડું, આવિયું ક્ષણ માંહિ. ૯૩
તે ચક્રે કૃત્યા બાળી, ભસ્મ કીધી તેહ;
પછી ચક્ર ચાલ્યું દગ્ધ કરવા, દુર્વાસાનો દેહ. ૯૪
શ્રમ અફળ ગયો ને વળી, ચક્ર પૂઠે પળાય;
મહા ક્રોધી મુનિને, તે દુઃખ નવ ખમાય. ૯૫
આગળ મુનિ પુઠે ચક્ર, દોડ્યા બેહુ જાય;
જ્યાં જાય મુનિ ત્યાં ત્યાં, ચક્ર પુઠે ધાય. ૯૬
દશે દિશે નાસે દુર્વાસા, ચક્ર પૂઠ મૂકે નહીં;
મેરુ ગુફામાં જઈ પેઠા, પણ સુદર્શને દેહી દહી. ૯૭
સમુદ્રમાંહે પરવર્યા, બ્રહ્મા* ભણી ઋષિ જાય;
પણ ક્ષણ એક સ્થિર રહે જ્યાં, ત્યાં ચક્ર બાળે કાય. ૯૮
બ્રહ્માથી રક્ષણ નવ થયું, કહ્યું જાઓ ભક્ત કેરે શર્ણ;
કીધો દ્રોહ ભક્તનો, નવ તારે અશરણશર્ણ. ૯૯
ઇંદ્રાસન ને રુદ્રાસન, વળી જોયું કૈલાસ ભુવન,†
પાતાળમાં ઋષિ જઈ રહ્યા, ત્યાં દહે દેહી સુદર્શન. ૧૦૦
શરણુ કો રાખે નહીં, તવ દુઃખ પામ્યા ઋષિરાય,
તે પૂઠે ચક્ર આવ્યું ગર્જતું, તે પ્રજાળે ઋષિકાય. ૧૦૧
સર્વે કો વાણી વદે, તમો જાઓ વિષ્ણુ શર્ણ;
ભક્ત તેનો દુભાયો છે, કરે કૃપા શ્યામવર્ણ. ૧૦૨
કહીંએ રહી શકાયું નહિ, તવ વૈકુંઠ ગયા ઋષિદેવ;
વૈકુંઠનાથની ઘણી સ્તુતિ કીધી, ત્યાં જઈ તતખેવ. ૧૦૩

* બ્રહ્મા કહે છે—હે દુર્વાસા! બે પરાર્દ્ધ સુધીની ક્રીડાનો અંત આવશે, ત્યારે બાળી નાંખવાને ઈચ્છતા જે કાળરૂપ ભગવાનની ભમર ફરવાથી જ જગત્ સહિત મારુ આ સ્થાનક ઉડી જશે અને હું, સદાશિવ, દક્ષ, ભૃગુ વગેરે પ્રજાપતિઓ, ભૂપતિઓ તથા મોટા મોટા દેવ વગેરે સઘળા, જેની આજ્ઞા પામીને લોકનું હિત થાય, એવી રીતે તે આજ્ઞાને માથા પર ચડાવી રહ્યા છીએ, તેના ભક્તનો તમે દ્રોહ કર્યો છે, માટે મારાથી રક્ષા થઈ શકશે નહિ. [મૂ. ભા.]

† શંકર કહે છે—હે દુર્વાસા! જે વ્યાપક ભગવાનમાં બ્રહ્મરૂપ જીવના શરીરરૂપી એવાં અને બીજાં હજારો બ્રહ્માંડ તથા અમે પણ ફરયા કરીએ છીએ, સનત્કુમાર, હું, બ્રહ્મા, કપિલ, અપાંતરતમ, દેવળ, ધર્મ, આસુરિ તથા મરીચિ આદિ બીજા મોટા સિદ્ધ લોકો સર્વજ્ઞ છતાં પણ જેની માયાને જાણતા નથી, જે જગતના નાથ ભગવાનનું આ શસ્ત્ર અમથી પણ ખમી શકાય એવું નથી. માટે ભગવાનને શરણે જ જાઓ.

દીનવાણી ઋષિ કહે, પ્રભુ શર્ણે રાખો સ્વામી;
કૃપા કરી આ ચક્રને, નીવારો અંતરયામી. ૧૦૪
મેં અપરાધ કીધો ઘણો જે, દુભવ્યો તમારો દાસ;
શાપ દીધો અંબરીષને મેં, ક્ષમા કરો અવિનાશ. ૧૦૫
હે અનંતેશ્વર, હે પ્રભો, નિવારો અપરાધ;
પ્રભાવ ન જાણ્યો ભક્તનો, હવે થયો છું સાધ. ૧૦૬
નિવારો આ ભય મુજનું, કીધું ખોટું કર્મ;
નારકી જીવના તારક પ્રભુ, નવ જાણું તુજ મર્મ. ૧૦૭
લીલા છે બહુ તુજની, તારી કળા અપરંપાર;
તુજ ભક્ત તુંથી શ્રેષ્ઠ છે, એ જાણ્યું આ વાર. ૧૦૮
તવ શ્રીપ્રભુ વાણી વદે, સાંભળો ઋષિજન;
હું ભકતાધીન ભક્ત દાસ છું, પરતંત્ર મારું તન. ૧૦૯
ભક્ત વહાલા મુજને, કીધો ભકતે મુને વશ;
સાધુ ભકતે જીત્યો મુને, ભક્ત તે મુજનો યશ. ૧૧૦
હું ભક્તરૂપે ભક્ત છું, વળી રહું ભક્તની પાસ;
નવ ઇચ્છું આ અંગ અંગના, હું ભક્તનો છું દાસ. ૧૧૧
સ્ત્રી પુત્ર ઘર પ્રાણ સર્વે, તજ્યાં મુજને કાજ;
આવ્યો શરણે મુજને, તેને કેમ તજું હું આજ. ૧૧૨
ભક્ત સેવે મુજને સદા, રુડી સ્ત્રીને જેમ સ્વામી;
એ ભક્તિવશ વર્તુ સદા, એમ બોલ્યા અંતરયામી. ૧૧૩
ભક્ત ઇચ્છે નવ ચતુરધા, મુક્તિના જે પ્રકાર;
સાલોક્ય મુક્તિ ન ઇચ્છે, એ ભક્ત મુજ પ્રાણાધાર. ૧૧૪
નવ ઇચ્છે જ્યારે સિદ્ધિને, તવ નાશકારી વસ્ત—
કયમ ઇચ્છે ભક્તજન, એ વિચારો મુનિ શ્રેષ્ઠ. ૧૧૫
મજ હૃદયરૂપ ભક્ત છે, હું છું સાધુ રૂપ;
એ તે હું, હું તે એ ગણો, બોલ્યા ત્રિભુવન ભૂપ. ૧૧૬
પણ સુણો મુનિ શ્રેષ્ઠ તમે, ટળશે તમારો ભય;
જ્યાંથી ઉપન્યું દુઃખ આ, ત્યાં ગયે થાશે જય. ૧૧૭
સાધુ જનપર કુદૃષ્ટિ કરતા, પામે સ્વયં દુઃખ;
અવિનય કરવાથકી, જાય બ્રાહ્મણનું સુખ. ૧૧૮
તપ વિદ્યા એ બે, કરે બ્રહ્મનું કલ્યાણ;
પણ ભક્તનો દ્રોહ કરે તો, હું ઉતારું અભિમાન. ૧૧૯
જાઓ અંબરીષને શરણે, તજો મનનો ગર્વ;
ક્ષમા યાચો તે કને, કાર્ય થાશે સર્વ. ૧૨૦
વળી ચતુર્ભુજ વદે વાણી, સાંભળો અત્રિ તન;
હું ભક્તને આધીન છું, માનજો સત્ય વચન. ૧૨૧
તમો પાછા જઇ અંબરીષને, પમાડો સંતોષ;
તો ચક્ર રહેશે બાળતું, દુઃખ માત્ર હરશે દોષ. ૧૨૨

વલણ

તો ચક્ર તમને બાળતું રહેશે, એમ કહે વૈકુંઠરાયરે;
કરજોડીને બિમ વલ્લભ ભણે, હવો ચતુર્થોધ્યાયરે. ૧૨૩
ઇતિ શ્રીમદ્‌ભાગવતે નવમસ્કન્ધે ચતુર્થોધ્યાયઃ ॥ ૪ ॥

## અધ્યાય ૫ મો*

કડવું ૫ મું—રાગ મારુ—ચાલ છંદની

સૂતપુરાણી વદે વાણી, આનંદ રીતેરે;
કથા સાંભળો શૌનક જ્ઞાન, પૂરણ પ્રીતેરે. ૧
પરીક્ષિતની પ્રત્યે, વ્યાસનો સુત બોલેરે;
રાય નહીં કોઈ ભક્તજંન, અંબરીષને તોલેરે. ૨
અત્રિ પુત્ર એકાદશીકાજ, વ્રતને માટેરે;
શાપ્યો જ ત્યાં અંબરીષરાય, ગૂરે ઊચાટેરે. ૩

ચાલ

અવતાર લેજે, દશ તું રાય;
મુનિવર વચન, મિથ્યા નવ થાય. ૪
સુણી શ્યાપ વ્યથા, પામ્યો મન ભૂપ;
રાયે શીઘ્રે સ્તવ્યા, અવિનાશી રૂપ. ૫
દુઃખ પામતો અંબરીષ, ભક્ત જાણી;
હુવી આકાશથી, વિષ્ણુ વાણી. ૬
રખે રાય તું મનમાં, કષ્ટ પામે;
તુજ શ્યાપનાં કષ્ટ, ક્ષણમાં દૂર વામે. ૭
અવતાર દશ ધરીશ, હું તુજ કાજે;
કહ્યું ભક્તને દયા, કરી શ્રીમહારાજે. ૮
સુણી વાણી દુર્વાસાએ, રીશ કીધી;
ઉદય કરી કૃત્યા, ઋષિ શીખ દીધી. ૯
કૃત્યા આવતી ક્રોધ, સુકતે નિહાળે;
આવી રાય અંબરીષનું, અંગ બાળે. ૧૦
ઋષિએ રાયને પીડા, કરી નેત્ર વક્ર;
આવ્યું રક્ષણ કરવા, શ્રીહરિ કેરું ચક્ર. ૧૧
સુદર્શન ચક્રે, કૃત્યાને બાળી;
ભૂપ અંબરીષની, પીડા ત્યાં ટાળી. ૧૨
કરે અંગ દુર્વાસાનું, દગ્ધ એહ;
સુદર્શન ચક્ર, પ્રજ્વાળે છે દેહ. ૧૩
મહા ભય ત્રાસે, ઋષિવર નાઠા;
પડ્યા શરીરે ચક્રના, ડાગ માઠા. ૧૪
ભમ્યા સાત પાતાળ, ને સાત દ્વીપ;
જહાં જાય ત્યાં, ચક્ર દીસે સમીપ. ૧૫
ગુફા ભોંયરે જઇ, મુનિવર ઢૂકે;
સુદર્શન કેડો કેમે, નવ મૂકે. ૧૬
જોયો ગિરિ મેરુ ને, જળનિધિ માંહે;
જાંહાં જાય ત્યાં ચક્ર, તો દેહ દાહે. ૧૭
રુડા દેવ આસનની, માળ મેડી;
ચડે ઉતરે નાસતા, ચરણ બેડી. ૧૮
અમર ઇશ બ્રહ્મા, કને જાય ઝુખી;
ન રાખે કો શરણે, થયા મન દુઃખી. ૧૯

* આ પાંચમા અધ્યાયમાં અંબરીષ રાજાએ ભગવાનના ચક્રને પ્રસન્ન કરી દુર્વાસાની રક્ષા કરી, તેનો કથાપ્રસંગ છે.

સર્વ દેવતા કહે મુનિ, વૈકુંઠ જાઓ;
વિષ્ણુની કૃપાથી ચક્ર, ભય મૂકાઓ. ૨૦
રહી ન શક્યા ઋષિ, કહીંએ જ્યારે;
શીઘ્ર આવિયા, વૈકુંઠપુરીમાં ત્યારે. ૨૧
ઘણી સ્તુતિ લક્ષ્મીપતિની, ત્યાં કરતા;
ચક્ર કેરે ત્રાસે ઋષિ, ચોગમ ફરતા. ૨૨
ઋષિ પાણ જોડી, વદે દીન વાણી;
આ ચક્રથી ઊગારોને, શાર્ઙ્ગપાણી. ૨૩
અપરાધ અન્યાય મેં, અનંત કીધો;
જે તમ ભક્ત અંબરીષને, શાપ દીધો. ૨૪
દુર્વાસાની પ્રત્યે, બોલ્યા વૈકુંઠનાથ;
મુનિ હું ભક્તાધીન, છું દીન રાત. ૨૫
તમો પાછા ફરીને, અંબરીષને ઘેર જાઓ;
ઋષિ ચક્રનો માર, ત્યાંથી મુકાઓ. ૨૬
પછી ચક્ર દેહી, તમારી ન બાળે;
કહી* શિક્ષા દુર્વાસા, પ્રત્યે દયાળે. ૨૭
ઋષિ આવ્યા વૈકુંઠથી, રાય પાસે;
ક્ષણ સ્થિર રહેવાય, નહીં ચક્ર ત્રાસે. ૨૮
આવી ઋષિએ, રાયના ઝાલ્યા પાગ;
મુકાવો ચક્ર ભયથી, રાયજી આજ. ૨૯
ઋષિ દુઃખ દેખીને, અંબરીષ રાય;
સ્તુતિ કરી ચક્રને, નમિયા છે પાય. ૩૦

**અંબરીષ ચક્રની સ્તુતિ કરે છેઃ—**

અગ્નિ સૂર્ય ચંદ્ર જળ, ભૂ ને આકાશ;
વાયુ ઇંદ્રિયો આદિ, તુજ રૂપ ખાસ. ૩૧
હે સુદર્શન સહસ્રધારા, હે પ્રભુ પ્રિય;
હે સર્વ અસ્ત્ર નાશક, પૃથ્વીના પતિય. ૩૨
ટાળ તારો વેગ, દૂર થા પળમાં;
ઋષિને ના દુઃખ દે, રહેતા આ સ્થળમાં. ૩૩
તું છે ધર્મ અમૃત, સત્ય અને યજ્ઞ;
લોકપાળ સર્વાત્મા, પ્રભુ છે સુજ્ઞ. ૩૪
સર્વ ધર્મ કારણ, અધર્મના નાશક;
ત્રિલોક રક્ષક તે શુદ્ધ, તેજ પ્રકાશક. ૩૫
અદ્‌ભુત કૃત્ય તારું, ને શુદ્ધ છે તું;
રાખ ઋષિને બળતા, પ્રણમું છું હું. ૩૬
હે વાણીપતિ પ્રભુ, મહિમા છે અપાર;
કાર્યકારણ પામતું, છોટું મોટું સાર. ૩૭
પ્રભુ જ્યારે પ્રેમે, કરે સર્વ નાશ;
દૈત્યદાનવ સૈન્યે પેસી, આપે બહુ ત્રાસ. ૩૮
કદી મેં દાન પુણ્ય, યજ્ઞ અને યાગ;
કીધાં હોય પ્રેમ સહિત, સદ્યમુનિ રાખ. ૩૯

* "કહી શિક્ષા દુર્વાસા પ્રત્યે દયાળે," આ લીટી સુધીની વાત ચોથા અધ્યાયમાં આવી ગઈ છે, તોપણ પાછી આ અધ્યાયમાં પુનરાવર્તન કરેલી છે.

બ્રાહ્મણ જે શ્રેષ્ઠ છે, માનિયે પરાપૂર્વ;
તેનું રક્ષણ કરો પ્રેમે, આપોપું સર્વ. ૪૦
હે ભગવન્ પ્રભુ, થયા હો પ્રસન્ન;
સંતાપ ટાળો મુનિનો, તેડા સુદર્શન. ૪૧

**શ્રી શુક ઉવાચઃ—**

એમ સ્તુતિ ચક્રની ભક્ત, અંબરીષે કીધી;
દુઃખ આરત દુર્વાસાની, હરી સદ્ય લીધી. ૪૨
કર બેઉ જોડી, સ્તવન રાજાએ કર્યું;
ભક્ત રાજ વચન થકી, ચક્ર ફર્યું. ૪૩
રાખ્યો દેહી દુર્વાસાનો, દગ્ધ થાતો;
ઉગાર્યો અંબરીષને, શ્રાપે જાતો. ૪૪
એમજ ભક્તને સહાય, કીધી શ્રીનાથે;
આવ્યું ચક્ર સુદર્શન, હરિને હાથે. ૪૫
ઋષિનો કેડો મૂકીને, વૈકુંઠ ચક્ર જાય;
તવ અત્રિ નંદનને*, સુખ બહુ થાય. ૪૬
ઘણી સ્તુતિ મુખ, અંબરીષ બોલે;
નથી કોઇ તાપસ, દુર્વાસાનિ તોલે. ૪૭
રાય અંબરીષ ભાખે, મુખે દીનવાણી;
કરુણા કરીને મુને, દીન જાણી. ૪૮
સ્વામી અકળ રૂપ છો, તમો રુદ્ર અંશ;
પ્રભૂ શીઘ્ર રક્ષા કરો, મૂજ વંશ. ૪૯
એવું કહી રાજાએ, કીધું પૂજન;
દીધી આરતી, ઋષિનું ત્યાં સ્તવન. ૫૦
સંતોષી ઋષિના, મનના ક્રોધ ટાળ્યા;
વિનય યુક્ત કરી, પૂજી પાદ પખાળ્યા. ૫૧
તહાં અંબરીષે કીધી, સ્તુતિ અનેક;
બેઉ પાણ જોડી, વિધિએ વિવેક. ૫૨
તવ સંતુષ્ટ હુવા, દુર્વાસા પ્રત્યક્ષ;
કીધું પારણું બેસીને, અન્ન ભક્ષ. ૫૩
દુર્વાસા† જમાડ્યા, ભોજન દાન દીધું;
પછી ભક્ત અંબરીષે, મુખે અન્ન લીધું. ૫૪
બહુ આશીષ દઈને, દુર્વાસા પધાર્યા;
એકાદશી તણા, મહિમા વધાર્યા. ૫૫
કહે અંબરીષ, એકાદશી જે આરાધે,
શ્રી વિષ્ણુજી તેને, વૈકુંઠ વાસ આપે ૫૬

* દુર્વાસા કહે છે—અહો! ભગવાનના દાસોની મોટાઇ મેં આજ જ દીઠી, કેમકે હું અપરાધી છતાં પણ તમો મારૂ ભલું ઇચ્છો છો. ભક્તોના પતિ ભગવાનનું જેઓએ ગ્રહણ કર્યું છે, એવા સાધુ લોકો જે કંઈ ન કરી શકે અને ન તજી શકે એવો કયો પદાર્થ છે? હે રાજા! મારો અપરાધ નહિ ગણતાં તમે મારો પ્રાણ બચાવ્યો, એ મારાપર અનુગ્રહ કર્યો છે. જેનું નામ સાંભળવાથી પુરુષ નિર્મળ થાય છે, તે ભગવાનના દાસ લોકોને કયો પુરુષાર્થ દુર્લભ રહે?

† સુદર્શન ચક્રના ભયથી પાછા આવતાં દુર્વાસાને એક વર્ષ થયું હઈ-

વલણ

વૈકુંઠમાં વાસ વિષ્ણુજી આપે, તું સાંભળ પરીક્ષિત રાયરે;
કર જોડી ભટ વલ્લભ ભણે, હવો પંચમ પૂર્ણ અધ્યાયરે. ૫૭

ઇતિ શ્રીમદ્ભાગવતે નવમસ્કન્ધે પંચમોઽધ્યાયઃ ॥ ૫ ॥

## અધ્યાય ૬ ઠ્ઠો*

### કડવું ૬ ઠ્ઠું–રાગ મલ્હાર

શુકજી બોલેરે, પરીક્ષિતરાય સુણ કથા;
કથા સાંભળતાંરે, જાય ભવોભવની વ્યથા. ૧
દુર્વાસાથીરે, અંબરીષરાય રાખ્યો હરી;
દાસ પોતાનોરે, જાણીને કરુણા કરી. ૨
એકાદશી વ્રતનોરે, મહિમા પ્રભુએ મોટો કહ્યો;
બેઠા વૈમાનેરે, અંબરીષરાય ઉદ્ધર્યો. ૩
જ્યેષ્ઠ પુત્રનેરે, રાયે રાજ્ય આપ્યું વળી;
વિષ્ણુ કૃપાથીરે, દુઃખ આરત સઘળી ટળી. ૪
નૃપ અંબરીષરે, રાજ્યતજી વનમાં ગયા;
દેહી સાધનરે, તપ કરી નિર્ભય થયા. ૫
ત્યાં વૈમાનરે, મોકલ્યું શ્રીભગવાનજી;
શીઘ્રે વૈકુંઠરે, આવ્યા અંબરીષ રાજાનજી. ૬
હરિએ કરુણાયેરે, નિવાસ આપ્યો સ્વર્ગમાં;
તહીંયાં વસેરે, ભક્ત જનોના વર્ગમાં. ૭
અંબરીષ એકાદશીરે, ભાવ કરી જન જે કરે;
તેના પૂર્વજરે, સમસ્તસું પોતે તરે. ૮
એકાદશીવ્રતનોરે, મહિમા કહ્યો જાય નહીં;
એ મહાવ્રતનેરે, ઇંદ્ર અમર ઇચ્છે સહી. ૯
વિષ્ણુ મુખમાંરે, વ્રતકન્યા રહી છે વસી;
સહુ વ્રતમાંરે, ઉત્તમ વ્રત એકાદશી. ૧૦
જે આચરતાંરે, ભવદુઃખ સઘળાં વામીયે;
પ્રીતિ સુજારે, વિષ્ણુચરણને પામીયે. ૧૧
રાય અંબરીષનેરે, કરુણા જેમ કીધી હરી;
તેમ સ્વર્ગમાંરે, રહે ભક્ત, સાંનિધ્ય હરી. ૧૨
બોલ્યા પુરાણીરે, શૌનક ધરજો ચિત્તમાં;
રાજ્ય†મૂકીરે, અંબરીષ રાય ગયા વનમાં. ૧૩
અંબરીષનેરે, ત્રણ પુત્ર‡ શુભ છે સહી;
જ્યેષ્ઠ પુત્રજરે, રાજ્યાસને બેઠા તહીં. ૧૪

* આ છઠ્ઠા અધ્યાયમાં અંબરીષનો વંશ કહ્યા પછી શશાદથી તે માંધાતા સુધી ઇક્ષ્વાકુનો વંશ અને તેમાં પ્રસંગને લીધે માંધાતાની દીકરીઓના પતિ સૌભરી ઋષિની કથાનો પ્રસંગ કહ્યો છે.

† "રાજ્ય મૂકી રે, અંબરીષ રાય ગયા વનમાં" એ લીટી સુધીની વાત મૂળ ભાગવતમાં છપેલા અધ્યાયમાં છે.

‡ વિરૂપ, કેતુમાન અને શંભુ એ ત્રણ અંબરીષ રાજાના પુત્રો હતા. તેઓમાં વિરૂપનો પુત્ર પૃષદશ્વ અને તેનો પુત્ર રથીતર થયો. રથીતરને કાંઈ સંતાન ન હતું. તેથી પ્રાર્થના કરતાં અંગિરા ઋષિએ રથીતરની સ્ત્રીમાં બ્રહ્મતેજવાળા પુત્રો ઉત્પન્ન કર્યા હતા. એઓ અંગિરાના વીર્યથી રથીતરના ક્ષેત્રમાં ઉત્પન્ન થયા હતા, તેથી આંગિરસ અને રથીતર ગોત્રના પણ કહેવાતા હતા એ ક્ષત્રિય જાતિવાળા બ્રાહ્મણો રથીતરના ગોત્રમાં પ્રવર (મુખ્ય) ગણાયા છે.

ધણી તેહનીરે, વંશાવળી હવી છે ત્યાં;
હય પુત્રશુંરે, પરિવાર હતો ભુવનમાં. ૧૫
ઇક્ષ્વાકુરે, રાય વૈવસ્વત* પુત્ર જે;
તેને સોંપ્યુંરે, રાજ્ય લીલા ઘર સૂત્ર છે. ૧૬
તે ઇક્ષ્વાકુનેરે, સો પુત્ર હવા સહી;
મહા બળીયારે, શોભા નવ જાયે કહી. ૧૭
એ સો પુત્રમાંરે, પચીસ આર્યાવર્તમાં;
રાજ કરતારે, પચીસ પશ્ચિમ દેશમાં. ૧૮
વિકુક્ષી ને નેમીરે, ત્રીજો દંડક જે;
મધ્ય દેશમાંરે, રાજ કરતો હતો તે. ૧૯
બાકીના દક્ષિણરે, ઉત્તર દિશા વિષે;
રાજ કરતારે, હરિનું ધ્યાન ધરે. ૨૦
એક સમેરે, પિતૃનો દિન આવ્યો જદા;
ઇક્ષ્વાકુએરે, જ્યેષ્ઠ† પુત્રને તેડ્યો તદા. ૨૧
આજે શ્રાદ્ધજરે, પિતૃનું આપણ કીજીએ;
પિંડ દાનજરે, પિતૃને દઇને રીઝવિએ. ૨૨
માટે વનમાંરે, દીકરા તમો સાંચરો;
શુભ મૃગનોરે, પવિત્રપણે વધ કરો. ૨૩
મૃગ વેધીરે, શીઘ્રે લાવો હાં;
પિતૃ આવ્યારે, આશાએ ભર્યાં પછી જ્યાં. ૨૪
પિંડ દાનજરે, કરીને પૂર્વજ તારીએ;
પિતૃ સુખ પામેરે, યશ મહિમા વધારીએ. ૨૫
એવું સાંભળીરે, પુત્રજ ગયો વન વિષે;
ધનુષ બાણનારે, ભાથા ભર્યાં છે અક્ષયે. ૨૬
મહા વનમાંરે, આવ્યો સાંધી બાણને;
હણી મૃગનારે, તત્ક્ષણ લીધા પ્રાણને. ૨૭
મૃગ માંસજરે, એકઠું કીધું બહુ;
એક પાત્રમાંરે, રાજપુત્ર ભરતો સહુ. ૨૮
માંસ દેખીરે, વિપરીત વાત પુત્રને થઈ;
ક્ષુધા પીડરે, શુધ બુધ તેની સૌ ગઈ. ૨૯
રાજપુત્રજરે, અન્યાય પોતે આચરે;
લઈ તેમાંથીરે, શશલું એક ભક્ષણ કરે. ૩૦
તેણે કરીરે, અપવિત્ર માંસ સઘળું થયું;
રાજકુંવરનુંરે, ચિત્ત ક્ષણ એક નવ રહ્યું. ૩૧
વનમાંથીરે, રાજકુંવર ઘેર આવીઓ;
મૃગ વેધીરે, મેદ તેનું લાવીઓ. ૩૨
ઇક્ષ્વાકુએરે, તેડ્યા છે ઋષિ નોતરી;
શ્રાદ્ધ સારવારે, બેઠા છે આરંભ આદરી. ૩૩
માંસ દેખીરે, ઉચ્છિષ્ટ છે ઋષિએ કહ્યું;
તેહ સાંભળીરે, કુંવરનું મોં ઉતરી ગયું. ૩૪

* વૈવસ્વત મનુને છીંક આવતાં નાસિકામાંથી તે થયા હતા

† વિકુક્ષીને બાલાવી કહ્યું કે, હું જા અને જલદી પવિત્ર માંસ લાવ.

અન્ય* પિંડેરે, પિતૃ તૃપ્ત કીધા સહી;
તેહ પુત્રનેરે, દેશવટો દીધો તહીં. ૩૫
ઇક્ષ્વાકુરે†, રાજ્ય મૂકી વનમાં ગયા;
મહા તપથીરે, ગોવિંદને આરાધી રહ્યા. ૩૬
એવું સાંભળીરે, વિકુક્ષિ પાછો આવ્યો ત્યાં;
નિજ તાતનુંરે, રાજ્યાસનપુર છે જહાં. ૩૭
વિકુક્ષિરે, નામ પૂર્વે હતું સહી;
બીજું શશાદરે‡, નામ સંજ્ઞા ઋષિએ કહી. ૩૮
(પછી) તે રાયના પુત્રનેરે, પટ્ટાભિષેક ઋષિએ કર્યો;
પ્રજા પાળીરે, મહિમા યશ વિસ્તર્યો. ૩૯
વિકુક્ષિપુત્રનારે, ત્રણ નામ કારણે પડ્યાં;
પુરંજય ઇંદ્રવાહરે, કકુત્સ્થ જગે વિસ્તર્યાં. ૪૦
તેનું કારણરે, કહું રાય સુણો તમો;
યુદ્ધની મધ્યેરે, ચારુ કાર્ય કીધાં એક સમો. ૪૧
એક સમયેરે, દેવ દૈત્ય મહાયુદ્ધ કરે;
સુર હાર્યારે, દૈત્ય શૂરાતન મન ધરે. ૪૨
રાયની સહાયતારે, દેવતાએ માંગી ત્યાં;
રાયે કહ્યુંરે, ઇંદ્ર વૃષભ થાયે જો હ્યાં. ૪૩
તેપર સ્વારીરે, કરું હું પ્રેમ ધરી;
પછી યુદ્ધ આરંભુરે, સહાય કરું પ્રેમ કરી. ૪૪
ઇંદ્રે ના પાડીરે, દેવ સર્વે દુઃખીયા થયા;
પ્રભુએ કહ્યાથીરે, પોઠીયો શક્ર બન્યા. ૪૫
તેણી વેળારે, ઇંદ્રની સહાયે રાજા ગયો;
કર્યું મહા યુદ્ધરે, રાક્ષસ સાથ દુઃખી થયો. ૪૬
તવ શીઘ્રેરે, ઇંદ્રે વૃષભની કાયા ધરી;
ઇંદ્ર વાહનેરે, બેઠો રાય આસન કરી. ૪૭
તે ઉપરરે, અસ્વાર થઇ દાનવ મારીયા;
રિપુ ઇંદ્રનારે, રાક્ષસ દુષ્ટ સંહારીયા. ૪૮
દિવ્ય ધનુષ ધરીરે, લીધાં બાણ હાથમાં;
ગર્જના કીધીરે, દેવ દૈત્ય સાથમાં. ૪૯
વિષ્ણુનું તેજરે, પ્રવેશ પામ્યું ત્યાં;
દૈત્ય સૈન્ય વેરુંરે, ગડગડ્યો સહજમાં. ૫૦
તુમુલ યુદ્ધરે, રાય અળક્યો બહુ;
બાણે વિંધ્યારે, દૈત્ય ને દાનવ સહુ. ૫૧
કંઇક કાપ્યારે, કંઇક પાતાળે પેઠા;
કંઇ યમપુરીરે, જઇને સહેજે બેઠા. ૫૨
[illegible]

વૃષભ કાંધેરે, તે કકુત્સ્થ થયો;
એવે નામેરે, રાય વિખ્યાત હવો. ૫૫
તેહ રાજાનોરે, વંશ ઘણો હવો સહી;
એમ શુકજીએરે, પરીક્ષિતને વાણી કહી. ૫૬
એ પુરંજયનોરે, અનેના પુત્ર થયો;
તેનો પૃથુરે, પૃથુનો વિશ્વરંધી* હવો. ૫૭
છઠ્ઠી પેઢીએરે, કુવલયાશ્વ રાય હવો;
મહા પરાક્રમીરે, ગુણ નવ જાય કહ્યો. ૫૮
સહસ્ર એકવીશરે, રમ્ય પુત્ર તેના હવા;
મહાબળીયારે, સ્વરૂપ ગુણ અવનવા. ૫૯
એકવિશ સહસ્રરે, પુત્ર લઇ ચઢ્યો;
ઉત્તંકઋષિનેરે, રાજી કરવા ધુંધુ અસુર હણ્યો. ૬૦
ધુંધુમાર નામેરે, જગમાં જશ પામ્યા;
પણ પુત્ર સર્વેરે, ધુંધુએ મુખાગ્નિથી બાળ્યા. ૬૧
ત્રણ પુત્ર રહ્યારે, દૃઢાશ્વ ને કપિલાશ્વ;
બીજો એક મોટોરે, રહ્યો છે ભદ્રાશ્વ. ૬૨
દૃઢાશ્વનો હર્યશ્વરે, તેનો નિકુંભ તેને બર્હણાશ્વ;
કૃશાશ્વરે, તેનો સેનજીત્ તેનો યુવનાશ્વ. ૬૩
એ મહારાજારે, યૌવનાશ્વ પરાક્રમિ હવો સહી;
મહા બળિયોરે, કીર્તિ નવ જાયે કહી. ૬૪
તેહ રાજારે, નિઃસંતાન હતો તહીં;
ભૂપ આવ્યારે, મુનિવર યજ્ઞ કરે જહીં. ૬૫
ખેદ પામીરે, સ્ત્રી સહુ જવ વનમાં [illegible]
દયા આણીરે, ઋષિએ ઉપજ [illegible] ૬૬
ઇંદ્ર ઇષ્ટિરે, કહાવી [illegible]
પુત્ર થાશેરે, યશ[illegible] ૬૭
એક દિનરે, [illegible] ઉઠ્યો;
તૃષા લાગીરે, તેથી [illegible] થયો. ૬૮
[illegible] ગયો વારી;
યજ્ઞ સ્થાનમાંરે [illegible] અવિચારી. ૨૭
મંત્રેલું [illegible] અતિ ઘણું,
તૃષા [illegible] જેમાં તેજ મુનિ [illegible] ૨૮
તેથી [illegible]
[illegible] રહ્યો આશ્ચર્ય [illegible]
[illegible] કારણ પ્રથમ મન [illegible]
[illegible] પ્રભાતે [illegible]
[illegible] પીધું છે [illegible]
[illegible] સર્વે [illegible]
[illegible]

પુત્ર કાઢ્યોરે, કુખ ફાડી વેગે કરી;
પય પાન વિનારે, રહ્યો બાળક દુઃખ ધરી. ૭૫
તેને દયા કરીરે, ઈંદ્રે ધવડાવી આંગળી;
તેનું નામજરે, માંધાતા સંજ્ઞા વળી. ૭૬
તે માન્ધાતારે, રાજા ચક્રવર્તિ હવો;
યજ્ઞ મહિમારે, પૃથ્વીમાં કીધો નવો. ૭૭
માંધાતાનુંરે, નામ વળી ત્રસદસ્યુ હતું;
રાવણાદિકરે, ધ્રુજે તેથી, કારણ એ મોટું. ૭૮
સપ્ત દ્વીપરે, નવખંડ પૃથ્વી સહી;
તેપર રાજરે, માંધાતા કરતો તહી. ૭૯
બહુ યજ્ઞોરે, કીધા પ્રેમ સહિત;
જગે જશ વ્યાપ્યોરે, ધર્મ અર્થે સાધ્યું હિત. ૮૦
સૂર્ય ઉગેરે, આજ્ઞા વર્તે ત્યાં સુધી;
માંધતાનીરે, જશ આજ્ઞા સર્વે વ્યાપી. ૮૧
તેને સંતતિરે, પુત્ર ત્રણ* હવા સહી;
પચાસ કન્યારે, સ્વરૂપ નિધાન સુંદર થઈ. ૮૨
એક સમયેરે, સૌભરી મુનિવર કહ્યા;
સરિતા માંહેરે, સ્નાન કરવા ઋષિજી ગયા. ૮૩
ઋષિએ દીઠુંરે, મત્સ્ય સંગ કરતું તહાં;
સરિતા વિષેરે, સ્નાન કરતાં મુનિ જળમાં. ૮૪
દીઠો મીન સંગરે, કામ ઋષિને વ્યાપ્યો;
માન્ધાતા પાસેરે, ઋષિ ત્યાં યાચવા ગયા. ૮૫
ઋષિ સૌભરીરે, કામાતુર હવા સહી;
પચાશ કન્યાનુંરે, પાણીગ્રહણ કીધું તહીં. ૮૬
તે સંગાથેરે, ઘણો વિલાસ† કીધો ઋષી;
સર્વ કન્યારે, સૌભરીએ કીધી સુખી. ૮૭
સર્વે સાથેરે, ઋષી રંગે રમે;
તપ સંપત્તિથીરે, પત્ની સર્વે તેને નમે. ૮૮
ઘરની મધ્યેરે, દ્રવ્ય લીલા અપરંપાર;
બાગ બગીચારે, તળાવે નિર્મળ જળસાર. ૮૯
સૌગંધિક કમળરે, સરસરે જાળિયાં;
શય્યા આસનરે, વસ્ત્રાભૂષણ બિરાજીયા. ૯૦

ચંદન લેપનરે, જ્યાં જુઓ ત્યાં અવનવા;
ભોજન પદાર્થરે, ભાતભાતના ત્યાં હવા. ૯૧
દાસ દાસીરે, ઈંદ્રાણી સરખી શોહે;
શણગાર તેનોરે, મુનિનાં મન મોહે. ૯૨
બંદીજનરે, ગાયન ગાય પ્રીતે;
ગાંધર્વ ગાયેરે, શોભા નિત્યે નવી નવી તે. ૯૩
માંધાતા જોઈરે, રાજી થયો મનમાં;
વિસ્મય પામીરે, ગર્વ તજ્યો તે ક્ષણમાં. ૯૪
ઘર શોભારે, સ્ત્રી પુત્ર ને દાસી દાસ;
રંગે રમેરે, સૌભરી ઋષી વિલાસ. ૯૫
તૃપ્તિ ન થાયરે, વિષય નવ ભોગવતાં;
જેમ અગ્નિરે, તૃપ્ત ન થાય ઘૃત લેતાં. ૯૬
એક સમયેરે, ઋષિજી જ્ઞાન વિચારતા;
મત્સ્ય સંગથીરે, ઉદય થઈ આ વારતા. ૯૭
તેથી માયામાંરે, મન મારું લોદી રહ્યું;
સત્ય તપનુંરે, પુણ્યવ્રત સઘળું ગયું. ૯૮
એવું જાણીરે, સંસાર મેં તજ્યો સહી;
આ માયારે, સર્પણીમાં સુખ છે નહીં. ૯૯
હવે દેહસાધનરે, આરાધું પૂરણ હરિ;
મારે માયારે, જાળથી છૂટવું ફરી.* ૧૦૦
જ્ઞાન વાર્તારે, મુનિએ વિચારી બહુ;
સંસારમાંરે, દુઃખનું કારણ સહુ. ૧૦૧
સંસાર આરે, અસાર છે બહુ ભુંડો;
તેને ઠામ આપ્યોરે, કારણ ગણી રુડો. ૧૦૨
એ ત્યાગુંરે, તેથી થાઉં નિષ્પાપ;
એમ ઉપનોરે, અંતરમાં વરાગ. ૧૦૩
પછી ગયા વનમાંરે, મુનિવરે તપ કીધું બહુ.
સંસારનીરે, માયા મુનિએ† છેદી સહુ. ૧૦૪
ઉગ્ર તપથીરે, પ્રભુ આવી પ્રસન્ન થયા;
હરિ દર્શનથીરે, માયામોહ મુનિના ગયા. ૧૦૫
વર આપ્યોરે, વિશ્વંભરે કરુણા કરી;
ઋષિ થયા નિર્મળરે, અંતર્ધ્યાન હવા હરિ. ૧૦૬
એવું જાણીરે, સંસારથી જે ઓસરે;
હરિને ભજતાંરે, પ્રભુ સદ્ય કરુણા કરે. ૧૦૭

* એ માધાતાને શશબિંદુની પુત્રી બિંદુમતીથી પુરુકુત્સ, અંબરીષ અને મુચુકુંદ નામે ત્રણ પુત્ર થયા.

† સૌભરી ઋષિ માછલાની ક્રીડા જોવાથી કામાતુર થવાને લીધે એક કન્યા માગવા ગયા. માંધાતાએ કહ્યું કે, સ્વયંવરમાં જે કન્યાની તમારાપર ઈચ્છા થાય, તે કન્યા લ્યો. સૌભરીએ વિચાર કર્યો કે, સ્ત્રીઓને વૃદ્ધ તો અપ્રિય હોય છે, મારા શરીરમાં કરચલી પડી છે, ધોળાં આવી ગયાં છે, માથું પણ હાલે છે, તેથી રાજાએ ના પાડવા જેવી જ વાત કહી. કારણ કે આ પ્રમાણે મારું સ્વરૂપ જોઈ કન્યા મને વરે જ નહિ. માટે સ્ત્રીઓ મનેજ ઇચ્છે એવું રૂપ કરી અંત પુરમાં જાઉં. પછી તે સુંદર રૂપ કરી દ્વારપાળ સાથે અંતઃપુરમાં ગયા. કન્યાઓ તે ઋષિના રૂપને જોઇ માંહો માંહી લડવા લાગી પછી સર્વે સૌભરી ઋષિને પ્રેમે વરી.

* મુમુક્ષુ પુરુષે દાંપત્ય ધર્મવાળાઓનો સંગ સર્વથા છાડી દેવો જોઇએ. ઇન્દ્રિયોને છુટી ન મૂકવી જોઇએ. જો કદાચ દાંપત્ય ધર્મવાળાઓનો સંગ કરવો હોય તો ઇશ્વર સંબંધી ધર્મ પાળનારા સાધુજનોનો જ કરવો. હું માછલાંનો સંગ જોઇ પચાસરૂપે થઇને તે દરેકમાં સો સો પુત્ર ઉત્પન્ન કરીને પાંચહજાર રૂપે થયો તોપણ માયાના ગુણોથી બુદ્ધિ હરાયાને લીધે અને વિષયોને પુરુષાર્થરૂપ માનવાને લીધે આ લોક પરલોક સંબંધી કર્મ કરવાના મનોરથના અંતને પામતો નથી. એ પ્રમાણે ઘરમાં રહેવાથી વૈરાગ્ય ઉત્પન્ન થતાં ઋષિ વનમાં ગયા.

† મુનિ વનમાં ગયા, તેની સાથે તેની સ્ત્રીઓ પણ ગઇ. પછી તપ કરી આત્માને પરમાત્મામાં જોડી દીધો. એ પ્રમાણે પતિને મોક્ષ મળેલો જોઇ સ્ત્રીઓ પણ પતિના પ્રભાવથી મોક્ષને પામી.

વલણ

કરુણા સદ્ય કરે શ્રીપ્રભુજી, તું સાંભળ પરીક્ષિત રાયરે;
કર જોડી વિપ્ર વલ્લભ ભણે, હવો ષષ્ઠોધ્યાયરે. ૧૦૮

- ઈતિ શ્રીમદ્‌ભાગવતે નવમસ્કંધે ષષ્ઠોઽધ્યાયઃ ॥ ૬॥

## અધ્યાય ૭ મો*

### કડવું ૭ મું–રાગ સામેરી

સૂત પુરાણીક ઉચરે, સાંભળો શૌનક ઋષિરાય;
શુકદેવ પરીક્ષિતને કહે, એ નવમસ્કંધ કથાય. ૧
રાય માન્ધાતાને પુત્ર છે, શુભ ત્રણ જે નિરધાર;
એક અંબરીષ† બીજો પુરુકુત્સ રાજા, મુચુકુંદ ત્રીજો સાર. ૨
અંબરીષ રાયની ઘણી, વંશાવળી હવી છે ત્યહિં;
એ પણ અંબરીષ ભક્ત જેવો, ભક્તમાં ગણાએ જગમાંહે. ૩
પુરુકુત્સનો ત્રસદ્દસ્યુ, તેનો અનરણ્ય હવો કુમાર;
તેનો હર્યશ્વ જાણવો, તેનો અરુણ પુત્ર નિરધાર. ૪
તેનો નિબંધન તન કહેવાયો, તેનો સત્યવ્રત પરમ દયાળ;
એ સત્યવ્રત રાજા તે, પિતા હરિશ્ચંદ્ર ભૂપાળ. ૫
તે સત્યવ્રતનું નામ બીજું, ત્રિશંકુ છે ત્યાંય;
તેની વસિષ્ઠના શાપથી, ચાંડાળતણી થઈ કાય. ૬
તે શાપે ‡વન વિષે,એક સમે વિશ્વામિત્ર ઋષિ પરિવાર;
દુકાળના દુર્ભિક્ષ માટે, ત્યાં જીવ્યા જો નિરધાર. ૭
તે કારણથી અનાવૃષ્ટિ હવી, દ્વાદશ વર્ષ પર્યંત;
તેણે વર્ણાવર્ણ દુઃખ પામી, ઋષિ સિદ્ધ સાધુ સંત. ૮
રાજા નિબંધનના પુત્ર જે, ત્રિશંકુ છે ત્યાં જેહ;
દુકાળ કેરી વારતા, તેણે કર્યો ઉપાય સ્વદેહ. ૯
તે રાજાને ચાંડાળનો જે, હવો છે અવતાર;
ઋષિ વિશ્વામિત્રે તપોબળે કરી, તેનો કર્યો ઉદ્ધાર. ૧૦
તે ભૂપને સ્વર્ગે મોકલ્યો, એવો ઋષિ તપનો પ્રતાપ;
ત્યારે દેવતાએ વિચાર્યું, એને વસિષ્ઠનો છે શાપ. ૧૧
તત્કાળ કાઢ્યો સ્વર્ગથી, રાય આવ્યો ભમતો ધર્ણ;
ઢીલો થઈને આવતો જ્યાં, વિશ્વામિત્રનું કરે સ્મર્ણ. ૧૨
ઋષિ વિશ્વામિત્રે ગગનથી, આવતો દીઠો રાય;
ઋષિ ‘તિષ્ઠ તિષ્ઠ’ વાણી વદે, અંતરિક્ષ રહ્યો તે ત્યાંય. ૧૩
ત્યારે વિશ્વામિત્રે તપ બળે,મહીમા નવું આણ્યું સ્વર્ગ;
વૈકુંઠ શોભા પર્મ સુંદર, વળી અમરનો જે વર્ગ. ૧૪
પશુ પક્ષી રમ્ય રચના, વિવિધ અન્નરસ ખાણ;
ફળધામ રચના વિવિધ લીલા,રચી ઋષિએ સ્વર્ગસમાન. ૧૫
નક્ષત્ર તારા રવિ શશિસું, અમર ગણ ગાંધર્વ;
ઉગ્ર તપના પ્રતાપે, ફરતા હવા ઋષિ સર્વ. ૧૬
તે વારતા અમરે લહી, આવ્યા ઋષિ સાંનિધ્ય દેવ;
તેત્રીશ કોટિ આવીયા, ત્યાં સ્વર્ગથી તતખેવ. ૧૭
અનેક સ્તુતિ અમરે કરી, મુનિવર તણી નિરધાર;
ઋષિ વિશ્વામિત્રને સંતોષ્યા, ત્યાં હવો જયજયકાર. ૧૮
સ્વામિજી તમો સ્વર્ગની રચના, કરી સર્વે જેહ;
એ કૃત્રિમ સૃષ્ટિ નિવારો, કહીએ ન ચાલે તેહ. ૧૯
તમ વચનથી અહોરાત્ર ત્રિશંકુને, આપશું સ્વર્ગનિવાસ;
અભિલાખ પૂરણ થશે સહી, પૂરણ કૃપા અવિનાશ. ૨૦
એમ વિશ્વામિત્રને સંતોષીને, વસિષ્ઠ ભણી સૌ જોય;
સ્તુતિ સ્તવન કરી આજ્ઞા ગ્રહી, સ્વર્ગમાં લીધો રાય. ૨૧
વિશ્વામિત્રે નિવારી, તવ સ્વર્ગની રચનાય;
અમર સૌ આનંદીયા, જય શબ્દ ત્યાં બોલાય. ૨૨
તેને પુત્ર હવો સહી, હરિશ્ચંદ્ર* નામે ભૂપ;
તેને ઘેર નારદ આવ્યા, ભગવાન્ બ્રહ્મ સ્વરૂપ. ૨૩
તેણે વરુણની માનતા, મનાવી સુંદર સાર;
જો પુત્ર અવતરે વીર મુજને, આપું ભોગમાં તેવાર. ૨૪
બળિદાનમાં આપું તુજને, પુત્ર જે મુજને સાર;
વરુણે ‘તથાસ્તુ’ ત્યાં કહ્યુ, તેથી પુત્ર આવ્યો નિરધાર. ૨૫
તે યજ્ઞપુરુષની કૃપાથી, હવો રોહિતાશ્વ નામે બાળ;
તારાલોચની આનંદ પામી, મન પ્રસન્ન હવો ભૂપાળ. ૨૬
નિત્ય વરુણ† આવે રાજ્યદ્વારે, વાહીને પાછા વાળે;
એમ કરતાં બહુ દિવસ ગયા, તવ જાણ્યું રોહિતાશ્વ બાળે. ૨૭
પછી રોહિતાશ્વ નાઠો ભુવનથી, સાંભળો સાચું રાય;
પરીક્ષિતને શુકજી કહે, હરિશ્ચંદ્ર કેરી કથાય. ૨૮

* આ સાતમા અધ્યાયમા માધાતાના વંશમા પુરુકુત્સની તથા હરિશ્ચંદ્રની કથા વર્ણવેલી છે.

† માંધાતાનો ઉત્તમ પુત્ર જે અંબરીષ હતો, તેને તેના દાદાએ પુત્ર કરી રાખ્યો હતો એ અંબરીષનો પુત્ર યૌવનાશ્વ થયો, અને તેનો પુત્ર હારીત થયો એ અંબરીષ, યૌવનાશ્વ અને હારીત એ ત્રણ માધાતાના ગોત્રમા મુખ્ય ગણાય છે. માંધાતાના પુત્ર પુરુકુત્સ ને પોતાની નર્મદા નામે બહેન આપી હતી નાગોના કહેવાથી એ નર્મદા પોતાના પતિને પાતાળમાં લઈ ગઈ, ત્યાં પુરુકુત્સને વિષ્ણુની શક્તિથી ગંધર્વો કે જેઓ મારી નાંખવા લાયક હતા તેને મારી નાખ્યા પછી નાગ પાસેથી તેને વરદાન પ્રાપ્ત થયુ હતુ કે, આ વાતનું જે કોઈ સ્મરણ કરશે, તેને સર્પથી ભય થશે નહિ

‡ અહિંથી માંડી ૧૬ કડીની વાત શિવપુરાણમ વર્ણવ્યા પ્રમાણે કવિએ લીધેલી જણાય છે.

* પ્રથમ એ હરિશ્ચન્દ્ર અપુત્રવંત હતો. † પછી વરુણે હરિશ્ચન્દ્રને કહ્યુ કે તને પુત્ર આવ્યો માટે એ પુત્ર મારીને મને બળિદાન દે.

હરિશ્ચન્દ્રે કહ્યુ–પશુની પેઠે મારી નાખવાના આ પુત્રને જ્યારે દશ દિવસ નીકળી જાય ત્યારે પવિત્ર થાય દશ દિવસ થઇ ગયા પછી વરુણે ફરી પાછી માગણી કરી ત્યારે હરિશ્ચન્દ્રે કહ્યું કે, આ પશુને જ્યારે દાંત આવે ત્યારે તે પવિત્ર ગણાય. દાંત આવ્યા પછી વરુણે પાછી ઉઘરાણી કરી ત્યારે હરિશ્ચન્દ્રે કહ્યુ કે, જ્યારે આના દાંત પડી જાય ત્યારે પવિત્ર થાય. દાંત પડી ગયા પછી વળી વરુણે ઉઘરાણી કરી ત્યારે કહ્યુ કે, જ્યારે બીજી વારના દાંત આવે ત્યારે પશુ પવિત્ર થાય. બીજી વારના દાંત આવ્યા પછી વળી વરુણે પાછી ઉઘરાણી કરી, ત્યારે કહ્યુ કે, ક્ષત્રિય જાતનો પશુ સંગ્રામ કરવામાં સમર્થ ગણાય ત્યારે પવિત્ર થાય. એ પ્રમાણે પુત્રના પ્રેમમાં બંધાઇને ઠગ્યા કરતા રાજાએ જે જે સમયનો વાયદો કર્યો, તે તે સમયની વરુણ દેવ વાટ જોઇ રહ્યા. [મૂ. ભા.

રાય હરિશ્ચન્દ્રને હવો ત્યાં, જલોદરનો* રોગ;
તેણે રાજ્યનું સૌ સુખ ગયું, ને સકળ ભોગ સંયોગ. ૨૯
નિજ તાતનું એવું દુઃખ સુણી, ઘેર પાછો આવતો તન;
ઇંદ્રે† પ્રતિબોધ દીધો વનમાં, તવ ન આવ્યો નિજભુવન. ૩૦
છ વર્ષ સુધી રોહિતાશ્વ ભટકી, આવ્યો‡ છે નિજધામ;
પિતા સાથે મળ્યો પ્રેમે, કર્યા કોટિ પ્રણામ. ૩૧
સાહસિક રાજા હવો, હરિશ્ચન્દ્ર મહા સત્યવંત;
તે સત્યથી ક્ષણ ન ચૂકે, તેને મળ્યા શ્રીભગવંત. ૩૨
હરિશ્ચન્દ્રરાયે નરમેધ યજ્ઞનો, પ્રારંભ માંડ્યો ત્યાંહિ;
તે અર્થે શુનઃશેફ બ્રાહ્મણ, વેચાતો લીધો યજ્ઞ માંહિ. ૩૩
બત્રીશ લક્ષણો પુરુષ છે, તે હોમવાને કાજ;
પૂર્ણાહુતિ માટે હોમવા લીધો, બહુ દ્રવ્ય ખર્ચી રાજ. ૩૪
હોતા વિશ્વામિત્ર, આચાર્ય થઈ બેઠા નિરધાર;
જમદગ્નિ અધ્વર્યું થયા, વસિષ્ઠ બ્રહ્મા સાર. ૩૫
અપાસ્ય રૂખી ઉદ્‌ગાતા, એમ કરે યજ્ઞ કાજ;
યજ્ઞ કાર્યથી પ્રસન્ન થયો, સ્વર્ગનો શક્ર રાજ. ૩૬
શુનઃશેફ બ્રાહ્મણ પુત્રની, કથા જે અનૂપ;
તે વિશ્વામિત્ર આખ્યાનમાં, કહીશું હે પરીક્ષિત ભૂપ. ૩૭
પછી વિશ્વામિત્રે રાયને, કહ્યો આત્મા જ્ઞાન વિચાર;
એ જ્ઞાનના અભાવથી, માર્યા માયા મોહ અહંકાર. ૩૮
પૃથ્વી જળ તેજ વાયુ, આકાશ ને અહંકાર;
એ સર્વેનું બળ કર્યું સહેજ, ધરીને જ્ઞાન વિચાર. ૩૯
અહંતત્વ દશા એકલી, રાખી રાયે પાસ;
શુદ્ધ જ્ઞાન વૃત્તિ થકી, બાળ્યું અજ્ઞાન જે દાસ. ૪૦
પછી મોક્ષાનંદ દશા મધ્યે, રાય કરે આનંદ કલ્લોલ;
સુખરૂપ જ્ઞાન એકલું રાખી, કરે ઝાકમઝોળ. ૪૧

વલણ

ઝાકમઝોળ કરે જ્ઞાનમાં, વિશ્વામિત્ર કૃપા કરી;
સાતમો અધ્યાય હવો પૂરણ, સાધુજન ભણો શ્રીહરિ. ૪૨

ઇતિ શ્રીમદ્‌ભાગવતે નવમસ્કંધે સપ્તમોઽધ્યાયઃ ॥ ૭ ॥

## અધ્યાય ૮ મો§

### કડવું ૮ મું–રાગ રામગ્રી

શુકજી બોલે સાંભળ રાયજી, હરિશ્ચન્દ્ર પુત્રની રમ્ય કથાયજી;
નરમેધ નામે કીધો યજ્ઞજી, રાય તેહથકી થયો મગ્નજી. ૧

ચાલ

શુભ ધર્મ મારગ રોહિતે આચર્યા, પિતાથકી અનંત;
પછી વન જઇ તપ કર્યું, તેને મળ્યા શ્રીભગવંત. ૨
રોહિતાશ્વનો પુત્ર હરિત* રાજા, તેણે ચલાવ્યું રાજ્યાસન;
તે વંશી ભરુક ભૂપને, બાહુક હવો મુખ્ય તન. ૩
તે રાજા† મૃગયા નીસર્યો, વન વિષે આવ્યો જાય;
બહુ સૈન્ય સુંદર સાથ છે, આનંદ અંગ ન માય. ૪
અનેક‡ શત્રુ તેના હતા, વન માંહિ તેણે ઠામ;
વાટ બાંધી વન વિષે, તેમણે કર્યો મહા સંગ્રામ. ૫
તુમુલ યુદ્ધ કરી રાજાએ, શત્રુ પમાડ્યા ત્રાસ;
પછી દુષ્ટ સર્વ એકઠા મળી, તે રાયનો કીધો નાશ. ૬
હાહાકાર હવો સહી, સૌ સૈન્ય નાઠું જાય;
દળ સર્વે ભંગ પામીયું, ને રણમાં પડીયો રાય. ૭
તે રાયને સ્ત્રીઓ હુતી, સુંદર રૂપ ભંડાર;
તેમાંની એકને ગર્ભ હુતો, નિજ જઠરકમળ મોઝાર. ૮
કાઇ ભક્ષ કરવા સાંચરી શ્યામા, શોક પૂરિત છે કાય;
તેના ઉદરમાં ગર્ભ છે તે, જાણ્યું ઔર્વ ઋષિરાય. ૯
સહગમન કરતી વારી રાણી, પ્રતિબોધ દઈ ઋષિદેવ;
શોક્યોએ દીધું ઝેર તેને, કારણ ઇર્ષા એવ. ૧૦
શોક્યોએ સંપ કીધો પછી, ઋષિ ઇચ્છાથી ઉગરી તતખેવ;
પણ ઝેરસહિત પુત્ર જ પ્રગટ્યો, પૂરણ અવધીયે એવ. ૧૧
મહા બળીયો પરાક્રમી રાય, સગર તેહનું નામ;
સંસાર માંહિ અવતરી તેણે, ઉત્તમ કીધાં કામ. ૧૨
તેહ રાયને કૃપા કીધી, સાક્ષાત વિશ્વાધાર;
સગર મહીપતિને હવા છે, સાઠ સહસ કુમાર. ૧૩
તેહ સગર રાજાએ પિતાનું, વાળવા વૈર નિદાન;
અનેક શત્રુ સંહાર્યા, બહુ દૈત્ય જે મહા બળવાન. ૧૪
અનેક રાક્ષસ કર્યા પરાજય, ક્ષત્રી જીત્યા સર્વ;
જે મહા બળીયા પરાક્રમી, તેમણે તજ્યા મનના ગર્વ. ૧૫
કેટલાંનાક§ હોઠ નાસિકાને, કર્યા છેદન કહું;
સામા થયા જે બળ કરી, તે સર્વ પમાડ્યા મહું. ૧૬
કેની મૂછ દાઢી કર્યા મુંડન, મસ્તકના જે કેશ;
અનેક ભૂપ નાસી ગયા, મૂકી પોતાનો દેશ. ૧૭
કોના કર છેદન કરીને, જીવતા મુકયા રાય;
એમ નિષ્કંટક સગરે કીધું રાજ્ય, પ્રજા સુખણી થાય. ૧૮

* વશિષ્ઠે હરિશ્ચન્દ્રને શાપ દેવાથી જલોદર રોગ થયો હતો.

† ઇંદ્રે રોહિતાશ્વને કહ્યું કે, તીર્થયાત્રા કરવી અને પૃથ્વીમાં ફરવું એ જ ઉત્તમ છે. આ ઉપરથી રોહિત પાછો એક વર્ષ સુધી વનમાં રહ્યો. એ જ પ્રમાણે બીજે, ત્રીજે, ચોથે અને પાંચમે વર્ષે પણ વૃદ્ધ બ્રાહ્મણના વેશથી આવીને ઇંદ્રે તેને ના જ પાડી. [મૂ, ભા.

‡ રોહિત ઘેર આવતો હતો, તે વખતે રસ્તામાં અજીગર્ત નામના બ્રાહ્મણ પાસેથી તેના શુનઃશેફ નામના દીકરાને ખરીદ્યો. એ શુનઃશેફને પોતાની બદલીમાં બળિદાન દેવા સારુ પોતાના પિતા હરિશ્ચન્દ્રના હાથમાં આપીને રોહિત હરિશ્ચન્દ્રને પગે લાગ્યો.

§ આ આઠમા અધ્યાયમાં રોહિતના વંશની અને તેમાં ઉત્પન્ન થયેલા સગર રાજાના પુત્રો, કપિલ મુનિનો અપરાધ કરવાથી બળી ગયા તેની કથા છે.

* હરિતનો ચંપ પુત્ર થયો, ચંપનો સુદેવ, તેનો વિજય, તેનો ભરુક.

† તે બાહુકનું રાજ્ય શત્રુઓએ લઈ લેતાં પોતાની સ્ત્રીઓ સહિત વનમાં ગયો હતો. એ રાજા વૃદ્ધ હોવાથી વનમાં મરણ પામતાં રાણી તેની પછવાડે સતી થવા તૈયાર થઈ. પણ તેને સગર્ભા જાણી ઔર્વ ઋષિએ સતી થવા દીધી નહિ.

‡ અહિંથી છ સાખીની વાત મૂળ ભાગવતમાં નથી.

§ એ સગર રાજાએ પોતાના ગુરુ ઔર્વના કહેવાથી તાલજંઘ, યવન, શક, હૈહય અને બબર લોકોમાંથી કેટલાકને નહિ મારતાં વિરૂપ બના

અશ્વમેધનો પ્રારંભ* માંડ્યો, સગર જેહ ભૂપાળ,
અશ્વની રક્ષાએ મોકલ્યા રાયે, સાઠ સહસ્ર જે બાળ. ૧૯
નવાણું અશ્વમેધ કીધા ને, બાકી રહ્યો એક યજ્ઞ;
ત્યારે ઇંદ્ર ભય પામ્યો ઘણું, તેણે તજ્યું રાજ્યાસન. ૨૦
જો યજ્ઞ એ પૂરો થશે, તો નિશ્ચે જાશે રાજ;
તેથી પ્રપંચ કીધો શક્રે, મહા ઘોર હતું કાજ. ૨૧
રાજા સગરે શોભો હય, છૂટો મૂક્યો કરીને પૂજાય;
સાઠ સહસ્ર પુત્ર નીસર્યા, કરવા અશ્વ રક્ષાય. ૨૨
મહા વનમાં તે હય આવ્યો, સંઘ હર્યો ઇંદ્રે તેહ;
સહસ્રાક્ષ અશ્વને લઈ ગયો, હય રાય સગરનો જેહ. ૨૩
ઈશાનખુણે મુનિ કપિલજી, બેઠા કરે છે તપધ્યાન;
ત્યાં અશ્વ બાંધ્યો સગરનો, જઈ શીઘ્રે સુરરાજાન. ૨૪
અશ્વ બંધન કરીને નાઠો, ત્યાં થકી સુરરાય;
અદૃષ્ટ થઇને રહ્યો છે વન, ગુફા અગોચર જ્યાંય. ૨૫
અશ્વ રક્ષા કારણે, જે હતા સર્વે કુમાર,
સગર પુત્ર હીંડે છે શોધતા, નીજ અશ્વને નિરધાર. ૨૬
વન ગુફા પર્વત રહ્યા શોધી, ન લાગે કહીં ભાળ;
અમર સદનનાં સ્થાનક શોધી, આવિયા તત્કાળ. ૨૭
સગર પુત્રે દિશા ચારે, શોધી ખોદી પૃથ્વી એવ;
અશ્વ મળવા કારણે અતિ, શ્રમ કર્યો તતખેવ. ૨૮
પછી પાતાળમાંહે સાંચર્યા, અશ્વ સારુ તંન,
સગર પુત્રે અશ્વ દીઠો, કપિલને આશ્રમ. ૨૯
કુંવર સૌ કોપે ચડ્યા, કરવા ઋષિને પ્રહાર;
તપ ધ્યાનથી જાગ્યા પ્રભુ, તવ દીઠા સર્વે કુમાર. ૩૦
ઋષિનેત્રમાંથી પ્રકટ થઈ છે, અગ્નિ કેરી જ્વાળ,
બાળી ભસ્મ કર્યા† સહસ્ર સાઠ, સગર રાયના બાળ. ૩૧
દેહ બળીને ભસ્મ થઈ, સૌ પડ્યા પૃથ્વી માંયે,
હાહાકાર થઇ રહ્યો, સર્વ સૈન્ય નાઠું જાયે. ૩૨
વૃત્તાંત સર્વે સાંભળી મન, દુઃખી થયો ભૂપાળ,
રાય સગરને કેશિની સ્ત્રીથી, હવો એક સુંદર બાળ ૩૩
અસમંજસ પુત્રનું પિતાજીએ, ધર્યું ત્યાં શુભ નામ,
કુટુંબ સૌ આનંદ પામ્યું, હર્ષ વાધ્યો તે ઠામ. ૩૪
પુત્ર તે અજ્ઞાની હવો, વળી ઘેલો થયો છે જેહ;
અસમંજસ‡ સગર ભૂપે, નામ ધર્યું છે તેહ. ૩૫
તે અનેક બાળક પ્રજાનાં, તેના ગ્રહે કરમાં પાણ,
કુવા માંહે ઊંચકી નાંખે, જ્યાં જાય ત્યાં નિર્વાણ. ૩૬
કેટલાક બાળના ચર્ણ ગ્રહીને, શીલા સાથ પછાડે;
કેને મસ્તક પાછળ ફેરવી, ગગન માંહે ઉરાડે, ૩૭
કેટલાંકનાં ગાત્ર કરે સહુ, ભંગ દહન કરતો ધામ,
વિપત્તિ પાડે પ્રજાને સઘ, હણે શસ્ત્રે સર્વ ઠામ. ૩૮
ત્યારે ઊપડી પ્રજા સૌ, તે દેશ મૂકી જાય,
સગર રાયે વાત જાણી, જે પ્રજા દુખણી થાય. ૩૯
તવ કોપ પામ્યા મન વિષે, રાય સગર તે નિરધાર,
કુંવર તજ્યો પોતાતણો તે, કાઢ્યો રાજ્યથી બહાર. ૪૦
અસમંજસે લોક બાળ જીવાડી, ફરી વસાવી પ્રજાય,
નિજ નિજ ભુવને આવી પ્રજા, સૌ હર્ષ અંગ ન માય. ૪૧
સગરરાયના પુત્રની તરુણીને, હતું ઉદર આધાન;
પુત્ર તેનો પ્રકટ હવો છે, નામ અંશુમાન. ૪૨
સગરરાયે મોકલ્યો તેને, અશ્વને જોવા કાજ,
વનદ્વીપ પર્વત ગુફા સૌ, શોધી વળ્યો ક્ષણમાંજ. ૪૩
પિતામહનો અશ્વ ન દીઠો, પેઠો સમુદ્રના જળ માંહિ;
કપિલ ઋષિને આશ્રમે ગયો, સૌ પિતુ પડીયા જાહે. ૪૪
કાકા અધોગતિ પામીયા, દીઠા સહી નિરધાર,
અંશુમાન ભૂપે કપિલ ઋષિની, કરી સ્તુતિ* અપાર. ૪૫
હે મહા પ્રભુ હે મહા મુનિ, નવ જાણે બ્રહ્મા તમને,
તો આ ક્ષુદ્ર જીવ મુજનો, કેમ જાણી શકે આ સમે? ૪૬
કરો કૃપા હું રંકપર, દયા ધરો હે દયાળ,
હે મહા મુનિ ઈશ્વરાત્મા, થાઓ પૂર્ણ કૃપાળ. ૪૭

* ઔર્વ મુનિએ કહેલા ઉપાય પ્રમાણે એ રાજાએ સર્વ વેદ અને દેવરૂપ પરમાત્મા ભગવાનનું અશ્વમેધ યજ્ઞોથી પૂજન કર્યું હતું

† અત્રે શુક પરીક્ષિતને વિશેષ કહ્યું કે, કેટલાએક એમ પણ કહે છે કે, એ રાજકુમારો કપિલજીના કોપથી બળી ગયા, પણ એ વાત યોગ્ય નથી કારણકે જગતને પવિત્ર કરનાર કપિલજીને ક્રોધ ઉત્પન્ન થવાનો સંભવ નથી પૃથ્વીની રજનો સ્પર્શ આકાશને કેમ સંભવે? જેણે ચલાવેલા સાંખ્ય જ્ઞાનરૂપી દૃઢ વહાણથી મુમુક્ષુ લોકો મૃત્યુના માર્ગરૂપી અપાર ભવસાગરને તરી જાય છે, તે સર્વજ્ઞ અને બ્રહ્મભૂત થયેલા કપિલદેવજીને મિત્ર શત્રુ વગેરેની ભેદદૃષ્ટિ થવી શી રીતે સંભવે? [મૂ. ભા.]

‡ અસમંજસ પૂર્વ જન્મમા યોગી હતો તે સંગદોષને લીધે યોગમાથી ભ્રષ્ટ થતા સગર રાજાને ઘેર અવતર્યો હતો એ અસમંજસ પોતાને પૂર્વ જન્મનું સ્મરણ હોવાને લીધે કોઇનો સંગ નહિ થાય તે સારુ પોતાના શરીરને ખરાબ હાલતમા દેખાડતો હતો જગતમા નિંદ્ય અને જ્ઞાનીઓને અપ્રિય એવાં કામો કરતો હતો, અને લોકોને ઉદ્વેગ કરવા સારુ કેટલાએક રમતા છોકરાઓને સરયૂ નદીમાં નાખી દેતો હતો એ પ્રમાણે વર્તતો હતો, તેથી સગર રાજાએ સ્નેહ છોડી દઇ, તેને કાઢી મૂક્યો પોતાના યોગના પ્રભાવથી, તે સઘળા છોકરાઓને પાછા દેખાડી ત્યાંથી જતો રહ્યો હતો. સઘળા અયોધ્યાના રહેવાસી લોકો પોતાના છોકરાઓને પાછા આવેલા જોઈ વિસ્મય પામી ગયા, અને સગર રાજાને પણ દીકરાને કાઢી મૂકવાનો પસ્તાવો થયો હતો

* અંશુમાન્ સ્તુતિ કરે છે–બ્રહ્મા પણ, આપ કે જે પોતાથી પર ઈશ્વર છો, તેમને દેખતા નથી, કે સમાધિ અથવા યુક્તિઓથી આજ સુધી જાણતા નથી, ત્યારે તેથી અર્વાચીન લોકો, કે જેઓ બ્રહ્માનાં મન, શરીર અને બુદ્ધિથી ઘડાયેલી સૃષ્ટિમાં ઉત્પન્ન થયેલા છે તેઓ ક્યાથી જ જાણે? જ્યારે એમ છે ત્યારે અમ અજ્ઞાન લોકોની તો શી વાત જ કરવી? તમારી માયાથી મોહ પામવાને લીધે બહારનું જ જ્ઞાન ધરાવનાર પ્રાણીઓ જાગૃત અને સ્વપ્નમા વિષયોને જ દેખે છે, અને સુષુપ્તિમાં અજ્ઞાનને જ દેખે છે, તેથી તમે કે જે પોતામાં જ રહ્યા છો, તેમને જાણવા નથી હે ભગવન્! હે સર્વ પદાર્થોના નિયંતા! આજ તમારાં દર્શનથી અમારો દૃઢ મોહરૂપી પાશ કે જે કામ, કર્મ તથા ઇન્દ્રિયોના આશ્રયરૂપ છે તે કપાઈ ગયો [મૂ. ભા.]

તવ કપિલજીએ અશ્વ આપ્યો, વદે વળતો તંન;
મારા પિતુનો ઊદ્ધાર કહીએ, કપિલજી સ્વામીન. ૪૮
ત્યારે કપિલજી વાણી વદે, તું સાંભળ સાચું બાળ;
તુજ પિતુનો ઊદ્ધાર મારગ, કહું છું આ કાળ. ૪૯
પિતુ તારા મુવા છે તેનાં, અસ્થિ જે કહેવાય;
તેપર ગંગાનો પ્રવાહ આવે તો, પૂર્વજ સૌ ઊદ્ધરાય. ૫૦
એ નારકી સૌ થયા છે, ગંગાથી થાય ઉદ્ધાર;
જો કૃપા કરીને પધારે અહીં, ગંગાજી એકવાર. ૫૧
એવી વાણી સાંભળી, સુત નમ્યો પ્રભુને પાય;
અશ્વ લાવ્યો નિજ દાદાનો, જ્યાં બેઠા સગર રાય. ૫૨
વૃત્તાંત સૌ માંડી કહ્યું, નિજ પિતા પ્રત્યે તન;
વસિષ્ઠ ઋષિએ પૂરો કરાવ્યો, રાયનો સોમો યજ્ઞ. ૫૩
પછી સગર રાયે અંશુમાનને, આપ્યું રાજ્યાસન;
વન વિષે જઇ તપ કર્યું, આરાધ્યા જગજીવન. ૫૪
પ્રગટ થયા પરિબ્રહ્મ હરિ, શ્રીગરુડધ્વજ ગોપાળ;
ગરુડે બેસાડી સગરને, લઈ ગયા દીન દયાળ. ૫૫
નિજ સ્વર્ગમાં સગરને, આપ્યો પ્રભુએ નિવાસ;
એવા ભક્તવત્સલ દીનબંધુ, પૂરણ બ્રહ્મ પ્રકાશ. ૫૬

વલણ

રાય સગર સ્વર્ગે ગયો, કૃપા કરી અવિનાશરે;
અધ્યાય અષ્ટમો હવો પૂરો, કહે વલ્લભ વિપ્ર દાસરે. ૫૭

ઈતિ શ્રીમદ્‌ભાગવતે નવમસ્કંધે અષ્ટમોઽધ્યાયઃ ॥ ૮ ॥

## અધ્યાય ૯ મો*

### કડવું ૯ મું–રાગ રામશ્રી

પછી અંશુમાને ઘણા વર્ષ સુધી, તપ કીધું અતિ જીર્ણ;
ગંગાને લાવી શક્યો નહિ, પૃથ્વી વિષે પામ્યો મર્ણ. ૧
તેનો પુત્ર દીલીપ રાજા, રાજ્ય કરતો વીર;
મર્ણ પામ્યો તપ જ કરતાં, ધર્મ ધુરંધર ધીર. ૨
તેહ ઘેરે પુત્ર હવો એક, ભગીરથ જે રાય;
નિજપુત્રને તે રાજ્ય આપી, પિતા વનમાં જાય. ૩
તેણે રાજ્ય તજ્યું સહી, મન સ્થિર નહીં લગાર;
જે પિતૃ મારા અધોગતિ પામ્યા, તેનો કરુ ઉદ્ધાર. ૪
તપ કરવાને સાંચર્યાં, ભગીરથ જે રાય;
એક મંત્રીને નિજરાજ્ય આપ્યું, પોતે વનમાં જાય. ૫
ત્યાં† તપ આરાધનમાં, બ્રહ્માનું ધર્યું ધ્યાન;
કમળભૂ આવ્યા તહાં, આપવા શુભ વરદાન. ૬
શ્રીગંગા ત્યાં પ્રસન્ન હવાં, પ્રત્યક્ષ દેખાડ્યું રૂપ;
દર્શનથી દુઃખ સર્વ નાઠું, પવિત્ર થયો તે ભૂપ. ૭
વૃતાંત્ત સૌ માંડી કહ્યું, ભગીરથ રાજન;
જગત માતા ગંગાજી, પોતે આપે છે વરદાન. ૮
તવ ગંગા કહે હું મેરુશિખરથી, આવીશ જ્યારે અહિં;
મારો પ્રવાહ ઝીલે આવતો, એવો સુભટ છે કયાંહે. ૯
જો ધોધ જોર મુજનું, સહે ન કોઈ જન;
તો પાતાળે હું પરવરીશ, શ્રમ તારો જશે અસંગ ૧૦
માટે તેવો બળિયો પ્રકટ કર, જે સહે આવતો પ્રવાહ;
વળી રાય ભગીરથ પ્રત્યે, વાણી વદે છે ગંગાય. ૧૧
વળી અન્ય પ્રાણી મુજ વિષે, પ્રજા સ્નાન કરશે જેહ;
પવિત્ર તે થાશે સહી તેની, સદા નિર્મળ દેહ. ૧૨
તેનાં પાપ મુજમાં રહે તે, કેમ થાય દહન;
ભગીરથ તવ ઉચરે, શ્રીગંગાજીશું વચન. ૧૩
નારાયણના ભક્ત આવી, કરશે તુજમાં સ્નાન;
તેણે તારાં પાપ જાશે, સત્ય વચન તું માન. ૧૪
એવું કહીને ભગીરથ ત્યાં, લાગ્યો ગંગાને પાય;
વળી ગંગાએ ભગીરથને, બતાવ્યો એક ઉપાય. ૧૫
વૃષભારૂઢ મહાદેવનું તું, ધ્યાન કરજે રાય;
તે મુજ પ્રવાહ ઝીલવા યોગ્ય છે, એમ કહી ગંગા જાય ૧૬
તવ ભગીરથે તપ કરીને, ઉપાસ્યા મહાદેવ;
ભોળાશંકર ભક્ત સાંનિધ્ય, આવીયા તતખેવ. ૧૭
વૃષભારૂઢ પધારીયા, રાયને થયા તુષ્ટમાન;
કૈલાસવાસીએ આપીયું ત્યાં, મનવાંછિત વરદાન. ૧૮
તવ આવાહન કર્યું ગંગાનું, તત્કાળ આવ્યાં ત્યાંય;
સદાશિવે પ્રવાહ ઝીલ્યો, નિજ જટા મુકુટની માંય. ૧૯
જટા મધ્યે ગંગા રહી, મન આનંદ પંચવદન;
પ્રવાહ શિવ મૂકે નહી, તવ રાય વિચારે મન. ૨૦
સહસ્ર વર્ષ પર્યંત ધ્યાને, સ્તવ્યા શંભુ રાય;
તુષ્ટમાન થઇ મહાદેવજી, મૂક્યો ત્યાં ગંગા પ્રવાહ. ૨૧
જટાની એક લટ છોડી, તવ પ્રવાહ ચાલ્યો જાય;
તવ રાય એવું દેખતાં, આનંદ અંગ ન માય. ૨૨
આગળ રાય ભગીરથ, હર્ષ શું ચાલે ત્યાંહે;
તેના પાછળ પરવરે, શ્રીગંગાજી વન માંહે. ૨૩
જય શબ્દ ત્યાં વરતી રહ્યો, ને કુસુમવૃષ્ટિ થાય;
સાઠ સહસ્ર પિતૃને ઉદ્ધાર્યા, ભગીરથ જે રાય. ૨૪
તે શ્રીગંગાજી ત્રિલોકને, અદ્યાપિ કરે પવિત્ર;
માત ગંગા તણો મહિમા, સુણજો હરિજન મિત્ર. ૨૫
ત્રૈલોક્યને પાવન કરે, ઉદ્ધાર આપે માય;
નિગમ ચારે વર્ણવે છે, પુરાણે યશ તે ગવાય. ૨૬
એ ગંગા શ્રીવૈકુંઠપતિનું, ચર્ણોદક છે સાર;
એ પતિતને પાવન કરે, ત્રૈલોક્ય ભૂમિ મોઝાર. ૨૭
શ્રીશુકદેવ વાણી વદે, સાંભળો પરીક્ષિત રાય;
એ ગંગાજીની કથા સુણતાં, જન્મ સાર્થક થાય. ૨૮

* આ નવમા અધ્યાયમાં ખટ્વાંગ રાજા સુધી અંશુમાનનો વંશ કહ્યા ઉપરાંત તેના પૌત્ર ભગીરથ રાજા ગંગાજીને પૃથ્વીપર લાવ્યા, તેનો કથા પ્રસંગ છે. † આ એક કડીની વાત મૂળ ભાગવતમાં નથી



કપિલમુનીના આશ્રમમાં ગંગાજી આવવાથી ભગીરથના પૂર્વજોનો ઉદ્ધાર થાય છે.

"ગુજરાતી" પ્રેસ, ફોર્ટ, મુંબઈ-૧



ગંગાવતરણ, ભગીરથ અને દેવો સ્તુતિ કરે છે

'ગુજરાતી' પ્રેસ, ફોર્ટ, મુંબઈ ૧

ભાગીરથને પુત્ર હુવો, શ્રુત રાજા બળવંત;
તેનો સુત નાભિરાય હુવો, જેણે સેવ્યા સાધુ સંત. ૨૯
તેનો સુત સિંધુદ્વીપ જાણો, તેનો અયુતાયુ બાળ;
તેનો પુત્ર ઋતપર્ણ થયો, તે સખા હતો નળ ભૂપાળ. ૩૦
તે નળને જુગાર શીખવી, શિખ્યો પોતે અશ્વવિદ્યાય;
તેનો વંશ* ઘણો હુવો, સાંભળો ચિત્ત દઈ રાય. ૩૧
ધર્મિષ્ઠ રાજા સૂર્ય વંશી, હુવા ભૂમાં અનેક;
જેણે ધર્મના માર્ગ ચલાવ્યા, જે લહે જ્ઞાન વિવેક.† ૩૨
ગંગાજીનું ઉત્તમ આખ્યાન, કહ્યો ન જાય મહિમાય;
શ્રીગંગાજીમાં સ્નાન કરતાં, દેહી પાવન થાય. ૩૩

વલણ

દેહી પાવન થાય પ્રાણી, કથા સુણે મન સ્થિર કરી;
કર જોડી વિપ્ર વલ્લભ કહે, સાધુજન બોલો શ્રીહરિ. ૩૪

કડવું ૧૦ મું–(૧) રાગ મારુ

શુકજી કહે સાંભળ રાયરે, અદ્‌ભુત નવમસ્કંધ કથાયરે;
એહ વર્ણન સૂર્યનો વંશરે, ભૂપતિ સૌ હરિના અંશરે.
ઋતુપર્ણ વંશમાં નિરધારરે, હુવો સૌદાસ નામે કુમારરે;
તે સત્યવ્રતથી ચૂક્યો આપરે, તેને થયો વસિષ્ઠનો શાપરે.
ઋષિ શાપ થકી નિરધારરે, મહા દુઃખ પામ્યો રાજકુમારરે;
ગલિતકુષ્ઠ નીસર્યો અંગરે, ઋષિ વસિષ્ઠનો શાપ પ્રસંગરે.
અતિ આપદા પામ્યો રાયરે, મન દુઃખ સહ્યું નવ જાયરે;
સર્વ હવું ગલિત શરીરરે, રાય વ્યથાથી પાડે શરીરરે.
તવ શુકને નમીયા પાયરે, પ્રશ્ન પૂછે પરીક્ષિત રાયરે;
ઋષિ વસિષ્ઠે શાપ જે દીધોરે, ગલિત કુષ્ઠ રાયને કયમ કીધોરે.
તેહ કારણ કોણ પ્રતાપરે, ઋષિ વસિષ્ઠે દીધો શાપરે;
તવ બોલ્યા વ્યાસ નંદનરે, સત્ય સાંભળ અભિમન્યુ તનરે.
ઋષિ વસિષ્ઠ શાપ્યો જેહરે, તુંને કહું વિસ્તારી તેહરે;
કોઇ કાળ સમે તે રાયરે, વન મૃગયા રમવા જાયરે.
મહા વનમાં આવ્યો રાજનરે, એક રાક્ષસનું હવું દર્શનરે;
માંહોમાંહે હુવો સંગ્રામરે, માર્યો રાક્ષસ તેણે ઠામરે.
ભ્રાત જીવતો રહ્યો કીધી પેરરે, લેવા ધાર્યું તેણે ત્યાં વેરરે;
રહ્યો સ્વયંપાક કરવા રાય ઘેરરે, નિત્ય વિચારે રાયશું વેરરે.
તેણે એક દી મનુષ્ય મેદરે, રાંધ્યું કરી પ્રપંચ ભેદરે,
ગુરુ વસિષ્ઠે પીરસ્યું તેહરે, હતું માંસ મનુષ્યનું જેહરે.
દેખ્યું માંસ ઋષિ રાજનરે, તવ ક્રોધ હુવો ઉત્પન્નરે;
તેથી શાપ્યો રાય ઋષિધીશરે, મન ઋષિને અતિકી રીશરે.
માંસ પીરસ્યું તેં મુને એહરે, તો તું થજે રાક્ષસ પાપી દેહરે*;
વર્ષ દ્વાદશ વનમાં રહેજેરે, મહા કષ્ટ તુજ અંગે સહેજેરે.
ગુરુ શાપ થકી નિરધારરે, હુવો રાક્ષસ દેહ† તે વારરે;
તે મહાવનમાં ફરતો હીંડેરે, અનેક જીવજંતુને પીડેરે.
તેહ વન વિષે એક વારરે, આવી ઋષિ સંગે એક નારરે;
અતિ સુંદર વાડી મોઝારરે, રંગે રમે છે સ્રી ભરથારરે.
એવે રાક્ષસ આવ્યો ત્યાંહિરે, ઋષિ નરનારી વિલસે જ્યાંહિરે;
તેહ દ્વિજને ગ્રહ્યો મુખ માંયરે, તવ બોલી તે કન્યાયરે.
ઋષિ પત્ની બોલે વચનરે, તું સાંભળ રાક્ષસ જનરે;
એહ મૂક મારો ભરથારરે, સ્વામિ સાટે કર મારો આહારરે.
ઘણો વિનય કરી કરે રુદનરે, પણ રાક્ષસ ન આણે મનરે;
દેવતા ઋષિ પત્ની પ્રત્યક્ષરે, સદ્ય સ્વામિને કીધો ભક્ષરે.
પાપીને દયા નાવી મનરે, કરી ભક્ષ જવા માંડ્યું વનરે;
ઋષિ પત્નીને હુવો પરિતાપરે, તેહ અસુરને દીધો શાપરે.
રીશે ઋષિ પત્ની બોલી વાણરે, સ્રીસંગ કરતાં જાજો તુજ પ્રાણરે;
તેહ શાપ સાંભળતાં રાયરે, મનમાંહે અતિ દુઃખ થાયરે.
ઋષિ પત્ની જે સ્રી જનરે, ભેગાં કીધાં અસ્થિ વનરે;
ચેહ ખડકી બળી ગઈ નારરે, પામી શ્રીવૈકુંઠ નિરધારરે.
વન રાક્ષસ ચાલ્યો જાયરે, અનેક પ્રાણીની પીડ કાયરે;
તે રાક્ષસને ફરતાં વનરે, એક માર્ગે મળ્યા હરિજનરે‡.
છે સ્કંધે કાવડ ગંગાજળરે, શોભે ઉપ્યાં તુલસી દળરે;
તે રામેશ્વરે ચડાવવા જાયરે, મળ્યો મારગે રાક્ષસ રાયરે.
તેણે લીધું તુલસી ગંગનીરરે, સદ્ય પાવન થયું તેનું શરીરરે;
રાક્ષસ દેહ છૂટ્યો શાપરે, તુલસીદલ ગંગાજળ પ્રતાપરે.
બાર વરસે હુવો ભૂપાળરે, દિવ્ય કાંતિ ઝાકઝમાળરે;
રાય આનંદ પામ્યો મનરે, શીઘ્રે આવ્યો નિજ ભુવનરે.
પણ સ્રીસંભોગ નઈ§ કરે રાયરે, શાપ સંભારે હૃદયામાંયરે;
એક સમે રાયને દ્વારરે, આવ્યા વસિષ્ઠ ઋષિ નિરધારરે.
રાયે હર્ષથી કીધું પૂજનરે, ઘણું સંતોષ્યા મુનિ જનરે;
ઘણી સ્તુતિ કરી નમ્યો પાયરે, એ સૌદાસ સૂર્યવંશી રાયરે.
તેણે માગ્યું ત્યાં વરદાનરે, સ્વામિ આપો મુને સંતાનરે;
રાય આજ્ઞાથી ઋષિ વસિષ્ઠરે, ગર્ભ રાખ્યો રાણીને પ્રીતેરે.

* ઋતુપર્ણને સર્વકામ નામે પુત્ર થયો, તેનો સુદાસ, તેનો સૌદાસ થયો. એ સૌદાસને મદયંતી સ્રી હતી. વળી તે સૌદાસ રાજા મિત્રસહ અને કલ્માષાંઘ્રિ નામથી પણ કોઈ ગ્રથમાં કહેવાય છે. એ સૌદાસ વસિષ્ઠના શાપથી રાક્ષસ થયો હતો અને પોતાના કર્મથી નિઃસંતાન રહ્યો હતો.

† એક પ્રતમાં અહિંયાં જ નવમસ્કંધનો નવમોધ્યાય પૂર્ણ થાય છે, ને ત્યાં આ પ્રમાણે કડી છેઃ–

"હરિ નવમોધ્યાય પૂરણ, નવમસ્કંધ કથાય;
શ્રીભાગવતનું પાન કરતાં, દેહિ પાવન થાય"

પરંતુ મૂળ ભાગવતમાં નીચલા કડવાની સુધળી કથા બાકી રહી છે, ને તેથી અમે તે કડવાનું ઉમેરણ કીધા પછી જ અધ્યાય સમાપ્ત કીધો છે.

* રાજાને રાક્ષસ થવાનો શાપ આપ્યો, પણ એ કામ રાક્ષસનું કરેલું જાણવાથી પાછળથી બાર વર્ષની અવધિ કરી હતી.

† જે વખતે વસિષ્ઠે વિનાપરાધે તે રાજાને શાપ દીધો ત્યારે રાજા પણ સામો શાપ દેવાને તૈયાર થયો, પણ મદયંતી રાણીએ મના કરવાથી દિશા, આકાશ, પૃથ્વી અને સઘળા જગતને જીવમય જાણી તે પાણી પોતાના પગપર નાંખ્યું, તેથી પોતાના પગ કાળા થઇ ગયા. તેથી તે કલ્માષપાદ કહેવાયો.

‡ અહીંથી અઢી કડીની વાત મૂળ ભાગવતમાં નથી

§ રાજાએ વનમાંથી આવતાં જ પોતાની રાણીને કામેચ્છા જાણ્યાથી પણ રાણીને બ્રાહ્મણીના શાપની ખબર હોવાથી ના પાડી.

વસિષ્ઠના સંગથી ત્યાંયરે, રહ્યો ગર્ભ તે ઉદર માંયરે;
એને વર્ષ સાત પર્યંતરે, રહ્યો* ગર્ભ ઉદર નિશ્ચિંતરે.
તેથી અશ્મક પુત્ર અવતર્યોરે, તેનો મહિમા જાયે ન વર્ણવ્યોરે;
તેનો મૂલકર્† પુત્ર ગુણવાનરે, તેથી અનેક હુવા રાજાનરે.
તેહનો ખટ્વાંગ કુમારરે, જેની કીર્તિનો નહિ પારરે;
તેણે ઘડી બેયમાં જાણ્યું મરણરે, તેણે આરાધ્યા અશરણ શરણરે.
એક સમે ગયો દેવ યુદ્ધ કાજરે, હણ્યા દાનવને સહુસાજરે;
કીધા દેવને બહુ રંજનરે, દેવે કહ્યું માગો વરદાનરે.
પૂછ્યો પ્રશ્ન દેવને એમરે, કહો આયુષ્ય કેટલું ક્ષેમરે;
દેવે કહ્યું બે ઘડી છે બાકીરે, રાયને ચટપટી ચિત્તમાં લાગીરે.
તવ રાયજી મન વિચારેરે, હવે જીવવું શું છે વધારેરે;
મને ઘર સ્ત્રી પુત્ર અકારારે, રાજ્ય લક્ષ્મી સુખ શું સારાંરે.
નથી અધર્મમાં થઇ મતિરે, સર્વ સ્થળે જોયું ભગવદ ગતિરે;
દેવ દેવા ઇચ્છે વરદાનરે, તો જાઉં હરિ સન્નિધાનરે.
વિષય વાંછના મહા દુઃખદાઇરે, તેથી આત્મા ન જાણે કાંઇરે;
જગત આ ગાંધર્વ નગર જેવુંરે, એમાં સારુ માઠું વળી કેવુંરે.
કરું એનો શીઘ્ર ત્યાગરે, જાઉં હરિ શર્ણે તજી રાગરે;
પરમ ધર્યું નારાયણ ધ્યાનરે, તજ્યાં દેહાદિક અભિમાનરે.
પામ્યો નિજ સ્વરૂપ રુડી પેરરે, એવો ખટ્વાંગ સૂર્યવંશ ઘેરરે;
ભગવાન વાસુદેવ પદ પામ્યોરે, મહિમા જગમાં વખાણ્યોરે.

વલણ

મહિમા જગમાં વાપિયો, સુણ પરીક્ષિત રાયરે;
શ્રીભાગવત નવમસ્કંધના, હુવા નવ અધ્યાયરે.

ઇતિ શ્રીમદ્‌ભાગવતે નવમસ્કંધે નવમોઽધ્યાય ॥ ૯ ॥

## અધ્યાય ૧૦ મો‡

### કડવું ૧૦ મું–(૨) રાગ મારુ

ખટ્વાંગને દીર્ઘબાહુ કુમારરે, ધર્મનિષ્ઠ પર્મ ઉદારરે;
તેનો તન રઘુરાય કહેવાયરે, તેનો મહિમા કહ્યો નવ જાયરે.
તેનો કુમાર અજ નામે બાળરે, તેના સુત દશરથ ભૂપાળરે;
રાજા દશરથે પુત્રને કાજરે, તપોવન સ્તવ્યા મહારાજરે.
કરુણા કરી શ્રીભગવાનરે, રાજાને આપિયું વરદાનરે,
રાય દશરથનું હરખ્યું મનરે, એક કીધો રમ્ય યજ્ઞરે.
ચરુ આપ્યો ઋષિએ ત્યાંહેરે, રાય દશરથના કર માંહેરે,
ચૌદ્દે સહસ્ર છે રાયને રાણીરે, તે મધ્યે ત્રણ છે પટરાણીરે.
કૌશલ્યા સુમિત્રા નામરે, કૈકેયી ગુણાભિમાનરે;
ચરુ આપ્યા ઉત્તમ જેહરે, પટરાણીએ પ્રાશ્યા તેહરે.
તે ત્રણેને હુવાં સંતાનરે, કરુણા કરી શ્રીભગવાનરે;
કૌશલ્યાથી ઉદય શુભ ધામરે, શ્રીરામચંદ્ર તેનું નામરે.
સુમિત્રાને લક્ષ્મણ તનરે, કૈકેયીને ભરત શત્રુઘ્નરે;
એહ ચારે પ્રગટ્યા કુમારરે, પૂર્ણ કરુણા વિશ્વાધારરે.
થયા પાંચ વર્ષના બાળરે, વિશ્વામિત્ર આવ્યા તતકાળરે;
પૂજા કરી રુડી દશરથ રાયરે, ઋષિ રામ લક્ષ્મણ લઇ જાયરે.
વાટમાં વિદ્યા ઘણી ભણાવીરે, રઘુનંદનને મન ભાવીરે;
પછી સાંચર્યા દેવ મોરારીરે, માર્ગે તાડિકા રાક્ષસી મારીરે.
સુખી કીધાં તે વનનાં પ્રાણીરે, જય શબ્દ બોલે સુર વાણીરે,
વિશ્વામિત્રે માંડ્યો યજ્ઞરે, દૈત્ય આવ્યો કરવા વિઘ્નરે.
શ્રીરામે મેલ્યાં બાણરે, સર્વ દૈત્યના લીધા પ્રાણરે;
નિર્વિઘ્ન યજ્ઞ કરાવ્યો રામેરે, ઋષી હરખ્યા તેણે ઠામેરે.
આશિર્વાદ દીધા બહુ પેરરે, પછી ગયા જનકને ઘેરરે;
મહાદેવનું ત્ર્યંબક* જેહરે, શ્રીરામે ભાંગ્યું તેહરે.
પણ જનકનું સાર્યું કીધુંરે, રાયે કન્યાદાન રામને દીધુંરે;
તહાં આવ્યા દશરથ રાયરે, અનેક જાન જુક્ત શોભાયરે.
ભરત શત્રુઘ્ન લક્ષ્મણ રામરે, ચાર પરણ્યા તેણે ઠામરે;
કરી પહેરામણી જનક રાયરે, ભૂપે દશરથને કર્યા વિદાયરે.
માર્ગમાં આવતાં રાજનરે, રામે ફર્શુરામનું હર્યું મનરે;
કુશળ પહોંચ્યા નિજ દેશરે, એક સમે વિચારે નરેશરે.
દેહ વૃદ્ધ હુવી નિરધારરે, આપું રામને રાજ્યાધિકારરે;
રાયે તેડ્યા ઋષિ અનેકરે, શ્રીરામને દેવા અભિષેકરે.
ત્યારે કૈકેયે માંગ્યું વરદાનરે, સાંભળો દશરથ રાજનરે;
સ્વામી પૂર્વનું જેહ વચનરે, તે જૂઓને વિમાસી મનરે.
આપો ભરતને રાજ્યાસનરે, અને રામને મોકલો વનરે;
છે સત્યવાદી દશરથ રાયરે, મુખે નકાર ન કહેવાયરે.
કીધું તાતનું વચન પ્રમાણરે, વન ચાલ્યા પુરુષપુરાણરે,
સાથે લક્ષ્મણ મળીયા ભ્રાતરે, વળી સીતા સતી સંગાથરે.
શ્રીરામ વિજોગે જાણરે, રાય દશરથે તજીયા પ્રાણરે;
ભરત શત્રુઘ્ન હુતા મોસાળરે, સુણી વાત આવ્યા બેઉ બાળરે.
દુઃખ પામ્યા તે બેઉ કુમારરે, કીધો કૈકેયીનો બહુ તિરસ્કારરે;
સંસ્કાર કીધો જઇ રાયરે, બેઉ કુંવરને શોક ન માયરે.
વીમાસીને ભરત મનમાંહેરે, ગયા તેડવા રામને ત્યાંહેરે;
રાય દશરથ ગયા સ્વર્ગ સદનરે, સુણી રામલક્ષ્મણ કરે રુદનરે.
નિજ શ્વસુર ગયા સુર લોકરે, સીતાજીએ આણ્યો મનશોકરે;
ત્યાં ભરત વદે શીર નામીરે, તમે ભુવન પધારો સ્વામીરે.
કરો રાજ્યનો અંગીકારરે, તવ બોલ્યા વિશ્વાધારરે;
મારે પાળવું તાત વચનરે, તમો મમ ભ્રાત જાઓ ભુવનરે.
કરી શ્રાદ્ધ ઉદ્ધારો તાતરે, રામે ભરતને કહી એમ વાતરે;

* કલ્પવતીએ જાણ્યું નહિ ત્યારે વસિષ્ઠે તેના પેટમાં પાણો મારીને મસ્ત કરાવ્યો, તેથી જે પુત્ર થયો, તે અશ્મક કહેવાણો.

† પરશુરામે જ્યારે પૃથ્વીને નિઃક્ષત્રિય કરી ત્યારે સ્ત્રીઓએ તેને પોતાની સાથે રાખીને બચાવ્યો હતો, તેથી તે નારીકવચ કહેવાયો ને ક્ષત્રિયોના મૂળરૂપ રહ્યો તેથી મૂળક કહેવાયો. મૂળકનો દશરથ, તેનો ઐડવિડ, તેનો વિશ્વસહ અને તેનો ખટ્વાંગ પુત્ર થયો.

‡ આ દશમા અધ્યાયમાં ખટ્વાંગનો વંશ અને તેમાં જન્મેલા શ્રીરામચંદ્રજીના પરાક્રમો રાવણનો વધથી તે અયોધ્યામાં પધાર્યા ત્યાં સુધીનો કથાપ્રસંગ છે. § આ ઢીંગીની વાત મૂળ ભાગવતમાં નથી.

* જે ત્ર્યંબકને ત્રણસો માણસે ઉપાડ્યું હતું, તે ધનુષ્યને રામે ભાગી નાખ્યું.

રાખજો તમે પિતાનું રાજરે, મારી આજ્ઞાથી કહે મહારાજરે,
પ્રજા પાળજો રુડી પેરરે, જેમ સુખ પામે સૌ ઘેરરે
પ્રભુ આગળ કરતાં રુદનરે, વદે ભ્રાત એવાં વચનરે,
સ્વામિ મારે નથી જાવુ ત્યાહેરે, હું રહીશ તમ સેવા માંહેરે
ત્યારે પાદુકા આપી શ્રીરઘુનાથેરે, મૂકયો હાથ ભરતને માથેરે,
આલિંગન દીધુ રઘુરાયેરે, ભરત આજ્ઞા માગી જાયરે
નંદિગ્રામ અયોધ્યા પાસરે, ત્યાં ભરતે કીધો નિવાસરે,
પવિત્ર પાદુકા મસ્તકે ધરીરે, ત્યા શ્રાદ્ધ દશરથનુ કરીરે
કરે પાદુકાનુ પૂજનરે, કરે પૂરે આણુ રઘુનદનરે,
ભરતે પાદુકા ધરીને માથેરે, સખા ભ્રાત શત્રુઘ્ન સાથેરે.
પછે રામજી ચાલ્યા વનરે, નિર્ખે નિત્યે ઘણા મુનિજનરે,
આશ્રમ અનેક ઋષિ વિશ્રામરે, કરે દર્શન લક્ષ્મણ રામરે
પર્વતતણા નદી અર્ણરે, જાય જોતાં અશરણશર્ણરે,
પંચવટી આવ્યા અવિનાશરે, ત્યાં કીધો પ્રભુએ નિવાસરે.
દૈત્યા શુર્પણખા આવી ત્યાહેરે, પ્રભુએ આશ્રમ કીધો જયાંહેરે,
પ્રભુ ભ્રાત જેહ લક્ષ્મણરે, તેણે છેદ્યા તેના નાસા કર્ણરે
રાક્ષસી ચેતાવા જાયરે, ખર દુખર રાક્ષસ કહેવાયરે,
રાક્ષસ ચોદ સહસ્ર બળવતરે, સૌ આવ્યા જ્યાં ભગવતરે
શ્રીરામે મૂકયા બાણરે, દૈત્ય સર્વેના તજાવ્યા પ્રાણરે,
ઘણુ કોપ્યા વિશ્વાધારરે, કીધો રાક્ષસનો સહારરે
તાપસ સિદ્ધ સાધ ઋષિરાયરે, ત્યાંથી રાક્ષસી નાઠી જાયરે,
શુર્પણખા પામી ત્રાસરે, નાઠી ત્યાંથી મુક્તિ નિ શ્વાસરે
શીઘ્ર આવી રાક્ષસી પહેલીરે, લકાવિષે રાવણની હવેલીરે,
તે પાપિણીએ પ્રેર્યો તેહરે, લકાપતિ રાવણ જેહરે.
શીઘ્રે રથ બેઠા રાવણ રાયરે, તે તતક્ષણ ચાલ્યો જાયરે,
ઉલઘ્યો સમુદ્ર મનઉલ્હાસરે, આવ્યો મામા મારીચિ પાસરે
વૃત્તાત કહ્યુ સર્વે રાયરે, નિજ મામાને વનમાયરે,
મરીચિએ બોધ્યો બહુ ત્યાંહેરે, પણ નવ સમજ્યો મનમાંહેરે
કીધો મરીચિ સુવર્ણ મૃગરૂપરે, રથમા બેસાર્યો તે ભૂપરે,
પછી શીઘ્ર આવ્યા દૈત જનરે, રઘુનાથ રહ્યા જે વનરે
ગયા મૃગ હણવા અશરણશર્ણરે, કીધુ રાવણે સીતાનું હર્ણરે,
રથારૂઢ કરી સીતા હરિ જાયરે, મળ્યો પક્ષી એક માર્ગમાયરે.
જટાયુ તેનુ નામરે, તેણે કીધો મહા સગ્રામરે,
રાવણનો રથ કટકા કીધોરે, ત્યા પ્રાણ સારથિનો લીધોરે
પછી પાપીએ કીધો ભેદરે, તેની પાખો કીધી બેઉ છેદરે,
પડ્યો પૃથ્વી પક્ષી જાણરે, કહે આવી રહ્યા તેના પ્રાણરે.
સીતાએ આપ્યુ શુભ વરદાનરે, લઈ ચાલ્યો લકા રાજાનરે,
સીતા આણે દુ ખ અપારરે, માર્ગે દીઠી વાનરની હારરે.
તવ નાખ્યો ત્યા શણગારરે, શુદ્ધ જાણવા વિશ્વાધારરે,
દેખી સીતા રાવણ ભૂપરે, કીધુ સમુદ્રે ભયાનક રૂપરે.
દેખી ભય ન પામ્યો લવલેશરે, ગ્રહી સીતા શુ ઉડ્યો લકેશરે,
શીઘ્રે આવ્યો લકાપૂર જ્યાહેરે, રાય આનદ્યો મન માંહેરે.

અશોક વનમા સીતા રખાવીરે, વિભીષણે માતની શુધ ઉપજાવીરે,
ઇંદ્ર બ્રહ્મા આવ્યા તેણે ઠામરે, કીધુ દર્શન પૂરણ કામરે
સતીની દુ ખ આરત ભાગીરે, પછી ક્ષુધા તૃષા નવ લાગીરે,
શુકજી કહે સાભળ રાયરે, રામ લક્ષ્મણ કેરી કથાયરે.
મૃગવેધી પધાર્યા રામરે, પણ સીતા ન તેણે ઠામરે,
પ્રભુ પામ્યા વિરહ સતાપરે, ઘણું દુ ખ જ ધરતા આપરે.
ગિરિ ગુફા ગોચર અરણ્યરે, સઘળે શોધે અશરણશર્ણરે,
અતિ શોકાતુર શ્રીરામરે, મળ્યો પક્ષી જટાયુ નામરે
તે સુધ કહી લાગ્યો પાયરે, સીતા હરી ગયો રાક્ષસ રાયરે,
ભાળ દઈ પામ્યો તે નાશરે, રામે આપ્યો તેને સ્વર્ગવાસરે
ત્યાં થકી સાચર્યા ભગવાનરે, હણ્યા રાક્ષસ કબધ અભિધાનરે,
શબ સર્વને મુક્તિ આપીરે, તેની આરત સઘળી કાપીરે
ત્યાંથી સાચર્યા શ્રીઅવિનાશરે, આવ્યા ઋષ્યમુખ પર્વત પાસરે,
ત્યા સુગ્રીવશુ મૈત્રી કીધીરે, તેહ શાસ્ત્ર પુરાણે પ્રસિદ્ધિરે
કીધા સાતે તાડ છેદનરે, તત્ર સુગ્રીવ હર્ખ્યો મનરે,
નિજ મિત્રને અર્થે દયાળરે, માર્યો વાનર વાળી ભૂપાળરે
સુગ્રીવને આપ્યુ રાજરે, કરુણા કરી શ્રીમહારાજરે,
હરખ્યો સુગ્રીવ મન મોઝારરે, મેળવ્યા વાનર પદ્મ અઢારરે
સુધ જોવા કારણ જોધરે, મોકલ્યા દઈને પ્રતિબોધરે,
હનુમાન ને અગદ જેહરે, બહુ સૈન્ય સગાથે તેહરે
આવ્યા દક્ષિણ દેશ વિખ્યાતરે, ત્યા મળીયો ખગ સપાતરે,
તેણે સીતાતણી સુધ કહીરે, નવી પાખ આવી તેને સહીરે
સમુદ્ર ઉલઘ્યો બળવતરે, લકાપુર ગયા હનુમતરે,
સીતાજીને કહ્યા સમાચારરે, ઘણા દૈત્ય કીધા સહારરે
લકાપુર કીધુ દહનરે, વળીયો પાછો કપિજનરે,
આવ્યો વાનર જુથ મોઝારરે, કહ્યો અગદને સમાચારરે
સર્વ કપિ હરખ્યા મનમાંહેરે, પછી આવ્યા રઘુનદન જ્યાહેરે,
સુધ સીતાની કહી હનુમતરે, સુણી હરખ્યા શ્રીભગવતરે.
સૈન્ય સાબદ કરીને જાયરે, સમુદ્ર તટે આવ્યા રઘુરાયરે,
જ્યારે દીઠા લક્ષ્મણ રામરે, આવ્યા વરુણ* કરતા પ્રણામરે
સ્નેહયુક્ત મળ્યા મહારાજરે, પછી સાગરે બાધી પાજરે,
ઉતારીયુ દળ સૌ કેયરે, રીંછ વાનર હરખ્યા સેયરે
સૈન્યા રાઘવની જઈ ઝોકીરે, ઉઠાડી રાવણની ચોકીરે,
વિષ્ટિ કરીને અગદ આવ્યોરે, શ્રીરામે તણે મન ભાવ્યોરે
આવી મળીયો વિભીષણ રાયરે, રામચંદ્રને લાગ્યો પાયરે,
તેને કરુણા કરી ક્ષણમાજરે, તેને લકાનું આપ્યુ રાજરે
સર્વે મળી કર્યો સગ્રામરે, વાનરે વીંટ્યુ લકા ગામરે,
પછાડે પૂછ વજાડે ગાલિરે, બીહે રાક્ષસી ડરપે બાળરે
જે કો હાથે ચડે તેને તાડેરે, છજા જરુખા તોડી પાડેરે,
નાખે તરુવર ને પાષાણરે, લકામા પડીયુ ભગાણરે

* સિંધુને કાઠે ત્રણ દિવસ પર્યંત ઉપવાસ કરી રાહ જોઈ તો પણ સમુદ્ર આવ્યો નહિ ત્યારે રામે કોપ કરી બાણ સાધ્યું, તે વખતે દેહધારી થઈને વરુણ આવ્યો.

મહુસ્ત* આદે મંત્રી - જોડરે, જે હુતા બેતાલીશ ક્રોડરે;
તેહ સર્વનો કીધો સંહારરે, ઘણું કોપ્યા વિશ્વાધારરે.
ઘણા દૈત્ય પડ્યા ત્યાં ધર્ણરે, શ્રીરામ હાથ પામ્યા મર્ણરે,
હુવો રીસે રાવણ અગ્નિ વર્ણ,રે જગાડ્યો ભ્રાત કુંભકર્ણરે.
તેણે કીધો મહા સંગ્રામરે, ઘણા વાનર રીંછ હણ્યા ઠામરે;
શ્રીરામે પછી મૂકીને બાણરે, તેહ દુષ્ટના લીધા પ્રાણરે
આવ્યો રાવણ વઢવા ત્યાંહેરે, વાર્યો મંદોદરીએ ઘરમાંહેરે;
હરણ કીધું સતી નારીનું નાથરે, મર્ણ માગી લીધું છે હાથેરે.
ઇંદ્રજીત સાથે સૌ કુમારરે, રણમાં કરતા હુવા સંહારરે;
ઇંદ્રજીતનો સબળ સંગ્રામરે, કીધા મૂર્છિત લક્ષ્મણ રામરે.
હનુમંત ગયો ક્ષણમાંહેરે, ગિરિ શૃંગ દ્રોણાચળ જ્યાંહેરે;
જ્યાં હુતાં ઔષધિનાં ઝાડરે, લીધો ઉંચકી આખો પહાડરે.
ઘણા રાક્ષસનો કીધો નાશરે, આવ્યો શીઘ્રે શ્રીરામની પાસરે,
તે ઔષધિનો લાગ્યો વાયરે, નરવાનર સૌ બેઠા થાયરે.
સંજીવન ઔષધિ છે જેહરે, લક્ષ્મણને છાંટી તેહરે,
તવ ઉઠ્યો લક્ષ્મણ ભ્રાતરે, રઘુનાથ થયા રળીયાતરે.
ગિરિ હુતો પૂર્વ સ્થળ જ્યાંહેરે, વાયુ પૂત્ર મેલી આવ્યો ત્યાંહેરે;
પછી મહા યુદ્ધ કીધુ તે ઠામરે, વાનરે લગાડ્યું લંકા ગામરે.
સહુ પડીયા પુરમાં તૂટીરે, ઘણા રાક્ષસ માર્યો કૂટીરે;
અતિ રીશે લક્ષ્મણ ધીશરે, ઇન્દ્રજિતનું છેદ્યું શીશરે.
ત્યારે વર્ત્યો હાહાકારરે, સુણી રાવણ આવ્યો બહારરે;
રણ કીધો મહા સંગ્રામરે, તવ આવ્યા સન્મુખ રામરે.
મુક્યાં બાણ ધરી મન ક્રોધરે, દેખી નાઠો રાવણ જોધરે;
આવ્યો મંદીર રચના જયાંહેરે, હોમ કરવાને બેઠો ત્યાંહેરે.
તે વિભીષણે જાણી વાતરે, તેણે ચેતાવ્યા શ્રીરઘુનાથરે;
બહુ સુભટ ગયા ભૂપભુવનરે, સહેજે ભ્રષ્ટ કીધો તેનો યજ્ઞરે.
રાજા કેરી જે પટરાણીરે, તે મંદોદરીને ગ્રહી આણીરે,
દેખી ઉઠ્યો રાવણ રાયરે, તેના મનમાં તે ક્રોધ ન માયરે.
અતિ યુદ્ધ કરતો દશાનનરે, દેખી ઇન્દ્રે મોકલ્યું રથ વાહનરે,
તે ઉપેર બેઠા શ્રીરામરે, રણ કીધો મહા સંગ્રામરે.
બોલ્યા રામચંદ્ર વચનરે, સુણ નિચ બુદ્ધિ રાક્ષસજનરે,
લજ્જા મૂકી હરી મમ નારીરે, ફળ ભોગવ તું આ વારીરે.
કીધું કુતરાનું એ કાર્યરે, મારુ છું આ કાળે અધમાચાર્યરે,
છેદ્યાં રાવણનાં દશે શીશરે, કીધી કરુણા શ્રીજગદીશરે.
તેને આપ્યો પૂર્વનો ઠામરે, જેનું જયવિજય છે નામરે;
તેજ કુંભકર્ણ રાવણનું જેહરે, હરિયે મુખમાં લીધું તેહરે.
પુષ્પવૃષ્ટિ કરે સહુ દેવરે, રઘુનાથ ઉપર તતખેવરે;
લંકામાં હુવો ઉત્પાતરે, ખળભળ્યો સર્વે સાથરે.
રાજભુવનમાં કોલાહલરે, રાવણ નાર કરે અશ્રુપાતરે;
રુએ કુટે ને કોલાહલ કરેરે, હે નાથ હે નાથ ઉચરેરે.
રુએ મંદોદરી ધરી પ્રેમરે, જગતરોવડાવનારરાવણગયોકેમરે;
જાઉં શરણ કોને નાથરે, પડ્યો જ્યારે તમે અમ હાથરે.
કર્યું સતી નારીનું હર્ણરે, પડ્યા ભૂએ થઇને તર્ણરે;
કીધી વિધવા અમ સર્વરે, હાય નાથ ગયા ગળ્યો ગર્વરે.
એમ રુદન કરે અપારરે, સુણે નર વાનર વિશ્વાધારરે;
મંદોદરીને ધીર દઇ તંહીરે, વિભીષણસું લગ્ન કીધું સહીરે.
લંકા મોકલ્યો લક્ષ્મણ ભ્રાતરે, છે અનેક કપિ સંગાથરે;
તેડ્યા જ્ઞાની ઋષિઓ અનેકરે, વિભીષણને કર્યો રાજ્યાભિષેકરે.
લંકાકેરી રિધસિધ જેહરે, વિભીષણને સોંપી તેહરે,
સીતા લઈ આવ્યો વિભીષણરાયરે, રઘુનાથને લાગ્યો પાયરે.
સીતાસું મળીયા શ્રીરામરે, પછે ધીજ કરાવ્યું તે ઠામરે;
પૂરી શાખ દશરથ રાયરે, છે સદા શુદ્ધ એ સીતાયરે.
દેવતાએ પૂરી શાખરે, છે સીતાજી શુદ્ધ કમલાક્ષરે;
પુષ્પકવિમાને હુવા અસ્વારરે, સીતા સાથે ચાલ્યા વિશ્વાધારરે.
શ્રીરામ વદે છે વચનરે, કર સીતા જગ અવલોકનરે;
આ પ્રજા મર્ણ પામી જેહરે, મેં તુજ અર્થે સંહારી તેહરે.
વિભીષણ છે પ્રભુની સાથરે, વળી સુગ્રીવ કપિવર સંગાથરે,
વૈમાન ચાલ્યું ગગન મોઝારરે, આવ્યું સમુદ્રને ઉતરી પારરે.
ત્યાંહાં ઉતર્યા રઘુનંદનરે, કીધું રામેશ્વર બાણ ! સ્થાપનરે;
અનેક ઋષિજન આશ્રમવાસરે, સીતાને દેખાડે અવિનાશરે.
આવ્યા ભરદ્વાજને આશ્રમરે, વૈમાન ઉતરીયું પુષ્પ પર્મરે;
શુભ વધામણીને કાજરે, મોકલ્યો હનુમંતને મહારાજરે.
પ્રથમ ઘોરાયે સુણી વાતરે, મનમાંહે હુવો રળિયાતરે;
આવ્યો ભર્ત શત્રુઘ્ન જ્યાંહરે, શુભ વધામણી કહી ત્યાંહેરે.
હનુમંતે કીધો પ્રણામરે, સ્વામી આવ્યા લક્ષ્મણ રામરે;
સુણી ભર્તનું હરખ્યું મનરે, નિજ કુટુંબ શું શત્રુઘ્નરે.
સહુ મળવા આવ્યા ત્યાંહેરે, શ્રીરઘુવરજી છે જ્યાંહેરે,
પવિત્ર પાદુકા ભર્તને શીશરે, દેખી રીઝયા શ્રીજગદીશરે.
ભ્રાત ભર્તને હર્ષ ન માયરે, રઘુનાથને નામીયો. પાયરે,
નિજ પ્રજા કુટુંબ સૌ સાથરે, મન પ્રીતે મળ્યા રઘુનાથરે.
કૌશલ્યા કૈકેયી સુમિત્રાયરે, રામને મળતાં હર્ષ ન માયરે.
સીતાજી મળ્યાં સાસુ સાથરે, વહુને શિરે મૂક્યો હાથરે;
ગદગદિત થઈ પડ્યો ભર્ત ધર્ણરે, રોયા બહુ "અશરણશર્ણરે.
રામે તુર્ત મસ્તક મૂક્યો હાથરે, આંસુડાં ઢાળ્યાં રઘુનાથરે,
શંખ ફુંક્યો નહિ રામ તોલેરે, રામરાજ્યનો જય પ્રજા બોલેરે.
ભરતે પાદુકા મસ્તકે લીધીરે, હનુમંત છત્રધરી સેવા કીધીરે.
વિભીષણ સુગ્રીવ ચમર ઢોળેરે, શત્રુઘ્ન ધનુષબાણ સંભાળેરે;
સીતાએ તીર્થ કમંડળ ધર્યું હાથરે, પાદ ચંપાવે રઘુવરનાથરે.
અંગદે તરવાર જાંબુવાને ઢાલરે, નક્ષત્રરાજપેરેરામનેનિહાળેરે;
ઘણી શોભાથી પુરમાં આવ્યોરે, નગ્ર રચના રમ્ય શોભાવ્યારે.

* વિરૂપ, ધુમ્ર, ધૂમ્રાક્ષ, દુર્મુખ, દેવાંતક, નરાંતક, અતિકાય અને અકંપન એ રાક્ષસૈન્યમા મુખી હતા.

આવ્યા વસિષ્ઠ આદે ઋષિ અનેકરે, કીધો રામને* રાજ્યાભિષેકરે,
પ્રજા સર્વેનાં સીધ્યાં કાજરે, શ્રીરામના વર્ત્યાં રાજરે.
તરીયા તોરણ શોભે છત્રરે, ઘેર ઘેર આનંદ સર્વત્રરે,
સર્વ લોકને હર્ષ ન માયરે, સુખી હવી સર્વ પ્રજાયરે.
આપ્યાં દાન શ્રીરઘુનંદનરે, સંતોષ્યાં યાચકનાં મનરે,
તહાં આનંદ ઉત્સવ થાયરે, સંતોષીને સૌ કીધા વિદાયરે.
રઘુનાથને નમીયા પાયરે, આજ્ઞા માગીને સૌ કો જાયરે,
ઋષિના સાથ વિદાયરે, પ્રભુ નમીયા ઋષિને પાયરે.
રામ બેઠા રાજ્યાસનરે, સંતોષ્યાં પ્રજાનાં મનરે,
ત્રેતાયુગે રામનુ રાજરે, રામ રાજ છે એકજ આજરે.
પ્રજાને દુઃખ નહિ લવલેશરે, મૃત્યુ નવ કરે, પુરમાં પ્રવેશરે,
રામે પત્નિવ્રત ધર્યું પ્રેમેરે, રહે સદાચાર સદનેમેરે,
ગૃહસ્થ રાજના પાળે ધર્મરે, નહિ પુરમા કોઇ સ્થળ અધર્મરે
સતી સીતા નમ્ર પ્રેમાળીરે, સેવા શીલ બુદ્ધિ વાળીરે,
બુદ્ધિવંતને લજ્જાવંતરે, નમ્રતાએ હર્યું રામનુ ચંતરે.
એમ સુખ આપે ને લેયરે, એ રામચંદ્ર પૂર્ણ ઇશ્વર છેયરે,
હરિજન સુણજો પ્રભુગુણ ગ્રામરે, સહુ સમરો સીતારામરે.

વલણ

શ્રીસીતા રામનુ સ્મરણ કરતાં, કોટી પાતક જાયરે,
કર જોડી વિપ્ર વલ્લભ ભણે, હવો દશમો પૂર્ણ અધ્યાયરે

ઇતિ શ્રીમદ્ભાગવતે નવમસ્કન્ધે દશમોઽધ્યાય ॥ ૧૦ ॥

## અધ્યાય ૧૧ મો†

### કડવું ૧૧ મું-રાગ સોમી-મલ્હાર

સૂત પુરાણિક ઉચરે, સાંભળો શૌનક ઋષિરાયરે,
શુકજી પરીક્ષિતને કહે, ભાગવત નવમસ્કધ કથાયરે. ૧
શ્રીરામે અયોધ્યા વિષે, રુડા કીધા યજ્ઞ અનંતરે,
પ્રજા પાળે રઘુનાથજી, રુડી રીતે શ્રીભગવતરે ૨
વસિષ્ઠ ઋષિ આચાર્ય છે, બહુ બીજા ઋષિ કહેવાયરે,
તેમને દક્ષિણા દાન દીધાં બહુ, સંતોષ્યા ઋષિ રાયરે. ૩
વળી અપરિમિત ધન હતું તે, વિપ્રોને આપ્યું સર્વરે,
ચારે‡ દિશા આપી સહી, દક્ષિણમાં યજ્ઞ ને પર્વરે ૪
અયોધ્યામાં રાજ્ય કરે પ્રભુ, પ્રજાને હર્ષ ન માયરે,
એક સમે અનુચર મોકલ્યા, નગ્ર ચર્ચા જોવા જાયરે ૫
પોતે પ્રભુજી નીસર્યાં, નિશા ચર્ચા જોવા ત્યાહેરે,
અનેક દૂત ફરતા ફરે, અયોધ્યા નગરી માંહેરે ૬
એક રજકને* દ્વારે આવ્યા ત્યાં, સાંભળ્યો કલેશ અપારરે,
તેની સ્ત્રી રીસાઈ પીયર ગઇ હુતી, તે આવી પાછી દ્વારરે. ૭
સ્વામીએ બંધન કરીને તેને, દીધો અપરિમિત મારરે,
દુર્વચન બોલે ઘણાં, મહા ક્રોધે તે ભરતારરે. ૮
અરે રંડા દુષ્ટ પાપિણી, તું ગઈ તુજ બાપને ધામરે,
ફરી ઘેર આવી માહરે, તેં શું મુજને જાણ્યો રામરે ? ૯
જેઇ માસ લગી રહી, રાવણ ઘર સીતા નારરે,
સંગ્રામ કરી ફરી લાવીયો, ઘર રાખી કર્યો અંગીકારરે ૧૦
તેં શું જાણ્યો મુને રામચદ્ર ? તારો મારે નથી ખપરે,
અન્યાય રાજાને છાજે સહી, પણ હું તો નહીં કંઈ ભૂપરે. ૧૧
એવું કહી કેશે ગ્રહી તેને, કાઢી મેલી બહારરે;
દુષ્ટે પ્રહાર કીધા ઘણા, અતિ રુદન કરે તે નારરે ૧૨
રામજીએ શ્રવણે સુણી તે, રજકનું કારણ ત્યાહેરે,
દુ ખ પામી જો અતિ એ નારી, તો મહાઅપકીર્તિ પુરમાંહેરે.૧૩
હવે રાજ્ય ધર્મને રાખવા, સીતાને મોકલવી વનરે,
લક્ષ્મણજી મૂકી આવીયા, જ્યા છે વાલ્મીક મુનિ આશ્રમરે ૧૪
પ્રજા વર્ણ કહે માઠુ થયુ, સર્વ રજકને દે દોષરે,
દુષ્ટ અપરાધીએ શુ કર્યું, એમ કહી ધરે મન શોષરે. ૧૫
સીતાજીને ગર્ભ છે નિજ, ઉદરમા નિરધારરે,
વાલ્મીક મુનિએ કૃપા કરી, નિજસ્થળ રાખી જનક કુમારરે.૧૬
ત્યા યુગ્મ†પુત્ર જન્મ્યા સહી, લવ કુશ ઋષિએ ધર્યાં નામરે,
લવણ‡ દૈત્યને મારવા શત્રુઘ્ન, આવ્યા છે તે ઠામરે. ૧૭
લવણ દૈત્યને સંહારી, ત્યાં મથુરા નગરી વાસીરે,
શત્રુઘ્ન રાય મહાબળીયો, જાય કોઈ તેને નવ ગાજીરે ૧૮
ભરતે નગ્ર ગાંધર્વનું ભાંગ્યું, લીધી રીધસીધ ધનરે,
અનેક દૈત્ય ને દુષ્ટ સંહાર્યા, પોતે ભરત રાજનરે ૧૯

* રામની જટા ઉતરાવીને વસિષ્ઠ મુનિએ કુળના વૃદ્ધ લોકોની સાથે ચાર સમુદ્રનાં જળ મગાવીને અભિષેક કર્યો

† આ અગિયારમા અધ્યાયમાં રામચદ્રજીએ અયોધ્યા નગરી વિષે બધુઓ સાથે જે જે યજ્ઞ વિગેરે ક્રિયા કરી, તેનો કથાપ્રસગ છે

‡ હોતા બ્રાહ્મણને દક્ષિણારૂપે પૂર્વ દિશા, બ્રહ્મા બ્રાહ્મણને દક્ષિણ દિશા, અધ્વર્યુ બ્રાહ્મણને પશ્ચિમ દિશા, ઉદ્ગાતા બ્રાહ્મણને ઉત્તર દિશા અને આચાર્યને દિશાઓની વચમાં જે પૃથ્વી રહી તે આપી. રામચદ્ર એમજ માનતા હતા કે, બ્રાહ્મણ જ સઘળા રાજ્યને લાયક છે, તેથી પોતે રાજ્યની ઇચ્છા નહિ રાખતાં માત્ર પોતાના અલકાર અને વસ્ત્ર જ બાકી રાખ્યાં અને સીતાએ અગે ધરેલા આભૂષણ હતાં તેટલા રાખી બાકીના આપી દીધાં બ્રાહ્મણો પણ રામચદ્રની એવી ઉદારતા જોઇ રાજી થયા, અને જેઓનાં મન પીગળી ગયા છે એવા તે બ્રાહ્મણો રામચદ્રજીને રાજ્ય પાછુ આપીને બોલ્યા કે મહારાજ! તમે અમને શું નથી આપ્યું ? કેમકે અમારા અંત કરણમા પ્રવેશ કરીને પોતાના સ્વરૂપના પ્રકાશથી આપ અમારા અજ્ઞાનરૂપી અંધકારને મટાડો છો આપ કે જે, બ્રાહ્મણને માન આપનાર, અકુંઠિત બુદ્ધિવાળા, યશસ્વીઓમા શિરોમણિ અને લોકોને અભય દાન દેનારાઓના ચિત્તમા શરણ રાખનાર છો, તેને પ્રણામ કરીએ છીએ

* મૂળ ભાગવતમા રજકની જાતિ લખી નથી

† તે લવકુશના જાતકર્માદિક સસ્કાર વાલ્મીકિએ કર્યા હતા. લક્ષ્મણજીના અંગદ અને ચિત્રકેતુ નામે બે પુત્ર હતા, ભરતજીના તક્ષ અને પુષ્કળ નામે બે પુત્ર હતા, શત્રુઘ્નના સુબાહુ અને શ્રુતસેન નામે બે પુત્ર હતા

‡ મધુના પુત્ર લવણને મધુવનમા માર્યો હતો

પછે યજ્ઞ રામે આરંભ્યો, અશ્વમેધ* શ્રીઅવિનાશીરે;
એ યજ્ઞ થયો અતિ ઉત્તમ, શોભા શું કહું પ્રકારીરે. ૨૦
ભર્ત શત્રુઘ્ન ને લક્ષ્મણ સર્વે, ગયા અશ્વની રક્ષાયરે;
લવકુશે અશ્વને બાંધીયો, મહા યુદ્ધ કીધું વનમાયરે. ૨૧
યુદ્ધ સમય ઓળખાવીયા, વાલ્મીકે રાઘવ રાયરે,
લવકુશ સાથે જાનકી, આવ્યાં અયોધ્યા માંયરે. ૨૨
જયજયકાર વર્તી રહ્યો ત્યાં, મળ્યાં શ્રીરઘુનાથરે,
નિજ કુટુંબ હરખ્યું સહુ, આનંદીઓ સહુ સાથરે. ૨૩
વળી શ્રીરામે સીતાને કહ્યું, જો તું ધીજ કરે અહિં નારરે;
તો નિશ્ચે મનમા જાણજે, તુંને રાખું ભુવન મોઝારરે. ૨૪
એવાં વચન પ્રભુનાં સુણી, સતી સીતાએ તતકાળરે;
મુને માર્ગ આપ તું મેદિની, એમ બોલી સતી દયાળરે. ૨૫
પૃથ્વી ફાટી તે સમે, ને આપ્યું સિંહાસન ત્યાંહિરે,
સીતાજી બેઠા સિંહાસને તે, ચાલ્યા રસાતળ માંહિરે. ૨૬
સીતાજી પાતાળે ગયાં તવ, રામજી આણે શોકરે,
રુદન કરે રઘુનાથજી, તે દેખી રોતા સહુ લોકરે. ૨૭
એવો લૌકિક પ્રજાને દેખાડ્યો, નારીનો સંબધ દયાળરે,
પ્રજા સર્વ દુખી થઈ, સીતાને જતા પાતાળરે. ૨૮
†શ્રીરામચંદ્રે રાજ્ય કર્યું, તેની સાંભળજો સખ્યાયરે,
સહસ્ર ત્રયોદશ‡ વર્ષ રાજ્ય, સુણ પરીક્ષિત રાયરે ૨૯
રામાવતારે પ્રભુ લીલા કીધી ઘણી, ભક્તનાં સાર્યાં કાજરે,
સમુદ્રમાંહિ પથર તાર્યા, માર્યો રાવણ શ્રીમહારાજરે. ૩૦
વાનર મૈત્રી કરી પ્રભુએ, વિભીષણને આપ્યો અધિકારરે,
તે ચૌદ લોકે કીર્તિ વિસ્તરી, હરિ વ્યાપક સઘળે મોરારરે. ૩૧
રાજા પરીક્ષિત પ્રશ્ન પૂછે છે, શુક મુનિને નમી પાયરે,
શ્રીરામે રાજ કેવી રીતે કીધું, તે કહો મુને કથાયરે. ૩૨
તવ શુક મુનિ વદે વાણી, સુણ પવિત્ર સાધુ જનરે,
રામચંદ્રે જે જે આજ્ઞા કીધી, તે બંધુજને કરી ગ્રહણરે. ૩૩
લોક દર્શન દેવા માટે, નિત્ય નિકળે પૂર બહારરે,
નગર સદા શણગાર સહિત, તેની શોભાનો નવ પારરે. ૩૪
દેવાલય સભા માર્ગ, શોભે ઝાંક ઝમાળરે,
કનક કળશ દુર્ગ ઘરપર શોહે, દુષ્ટ જનના પ્રભુ કાળરે. ૩૫
તરીયાં તોરણ ધ્વજા પતાકા, ફરકરે સર્વ દ્વારેરે,
રામચંદ્રના પૂજન માટે, લોક આવે હારોહારરે. ૩૬
રાજસ્વારીએ પધારી પોતે, આવે પાછા ઘેરરે,
નરનારી સર્વે ઉમગ સહિત, જોવા ઉલટે ચોફેરરે. ૩૭
પુષ્પથી વધાવે સર્વજન, નેત્ર તૃપ્ત ન થાયરે,
રાજમહેલે પધારે ત્યાં, શોભા શી કહેવાયરે. ૩૮
લક્ષ્મીજીના સ્વામી પોતે, દ્રવ્યની શી ખૂટરે,
દ્વારે મણિમય વિદ્રુમ ચળકે, એ શોભા નૌતમ ભૂપરે. ૩૯
વૈદૂર્યમણિના સ્થંભો, ઝળહળે ચોફેરરે,
ભિત સ્ફટિક મણિની, મરકત મણિ ઠેરઠેરરે ૪૦
સુગધીદળ પુષ્પનો બહુ, જણાયે હામહામરે,
વસ્ત્રાલંકાર અવનવા, એવું મણું ધામરે. ૪૧
સ્નેહ સહિત મંજુલ સ્વરે, પ્રિય વચન બોલે નાથરે,
સીતા સાથે રમણ કરતા, કરે હાસ્ય વિલાસરે. ૪૨
ધર્મ રક્ષણાર્થે જન્મ્યા, સીતા નાથ રામ રાયરે,
કુશને રાજ્ય આપી ગયા, વૈકુંઠ પ્રતિ રઘુરાયરે. ૪૩
તેણે રાજ્ય તે ભોગવ્યું, શ્રીરામ ગયા સ્વસ્થાનરે,
તે કથા સંભળાવું છું, તું સાંભળ ગુણનિધાનરે ૪૪

વલણ

સાંભળ પાંડવ કુળદીપક, કથા સૂર્યવંશી તણી,
અગિયારમો અધ્યાય થયો પૂરણ, કથા નવમસ્કંધ તણી ૪૫

ઇતિ શ્રીમદ્ભાગવતે નવમસ્કંધે એકાદશોધ્યાય ॥ ૧૧ ॥

## અધ્યાય ૧૨ મો*

### કડવું ૧૨ મું—રાગ ગોડી

શ્રીશુકજી કહે સાંભળ રાય, એ નવમસ્કંધ તણી કથાય,
શૌનકને કહે સૂત પુરાણી, હરિ ગુણ સાંભળજો સ્નેહ આણી.
કુશ કુંવરને આપ્યું રાજ, સ્વધામ પધાર્યા શ્રીમહારાજ,
તેહથકી હુવો ઘણો વંશ, એ સઘળા પરમેશ્વરના અંશ.
કુશનો અતિથિ નામે કુમાર, તેનો નિષધ જાણો નિરધાર,
તેના સુતનું છે નભ નામ, પુંડરીક તેનો અભિરામ.
તેનો સુત ક્ષેમધન્વા સહી, તેનો દેવાનીક જાણો અહીં.
અનીહ થયો તેને પુત્ર રાય, પારિયાત્ર તેનો પુત્ર કહેવાય
બલસ્થલ તેનો પુત્ર કહ્યો, તેનો વજ્રનાભ તો લહ્યો,
વજ્રનાભ છે સૂર્યનો અંશ, તેથી શોભે રવિકુળવંશ.
તેનો ખગણ તેનો વિધૃતિપુત્ર, તેનો હિરણ્યનાભ પુણ્યપવિત્ર,
એ હતો જૈમિનિનો શિષ્ય, આત્મયોગી ને નિર્વિકારી શ્રેષ્ઠ
પુષ્ય ધ્રુવસંધી તેનો સુદર્શન, અગ્નિવર્ણ શીઘ્રમરુ ઉત્પન્ન,
એ મરુ રાય અદ્યાપિ હૈયાત, કલાપ ગામમાં તેનો વાસ.
કલિ અંતે ચલાવશે સૂર્યવંશ, અધર્મનો કરશે તે ધ્વંસ;
મરુપુત્રપ્રસુશ્રુત સંધિ અમર્ષણ, મહસ્વાન વિશ્વસાહ્વએ તેન
પ્રસેનજીત ને તેનો તક્ષક, બૃહદ્બળ અતિ સમર્થ,
એને માર્યો તુજ પિતાએ, મહાભારતના યુદ્ધની માંહે
એ રાય ઈક્ષ્વાકુ વંશે હુવા, ભવિષ્યે થશે તેનાં નામ, કહું નવા,
બૃહદ્બળનો બૃહદ્રણ તેન, ઉરુક્રિય વત્સવૃદ્ધ પ્રતિવ્યોમ

* ભક્તિની માંડી પાચ કડીની વાત મૂળ ભાગવતમાં નથી.
† પોતાના પુત્રોને વાલ્મીકિને સોંપી રામનાં ચરણનું ધ્યાન ધરતાં પૃથ્વીના છિદ્રમાં સતી સીતા પેસી ગયા હતા.
‡ તેર હજાર વર્ષ અખંડવ્રતથી શ્રીરામે રાજ્ય કર્યું હતું.

* આ બારમા અધ્યાયમા રામચંદ્રજીના પુત્ર કુશનો વંશ કહ્યા પછી ઇક્ષ્વાકુનો પુત્ર શશાદના વંશની સમાપ્તિ સુધીનો કથાપ્રસંગ છે.

ભાનુ સેનાપતિ દિવાક, સહદેવ વીર બૃહદશ્વ કુળના નાક;
ભાનુમાન્ પ્રતિકાશ્વ એ વંશે, સુપ્રતિક મરુદેવ સૂર્ય અંશે.
સુનક્ષત્ર પુષ્કર ને અંતરિક્ષ, સુતપા ને અમિત્રજીત;
બૃહદ્રાજ બર્હિ કૃતંજય રણંજય, તેનો સંજય ને તેનો શાક્ય.
શુદ્ધોદ લાંગલ ને પ્રસેનજીત, શુદ્રક રણુક ને સુરથ;
જેનો સુમિત્ર નામે પુત્ર થશે, એમ અનુક્રમે વંશ વાધશે.
અંતે થશે શશાદવંશ અસ્ત, એ સર્વે રાયનાં નામ સમસ્ત;
અહિં રવિ વંશ પૂરો થયો, તે સૌ શાસ્ત્ર પુરાણુમાં લહ્યો.
શુક કહે સુણ પરીક્ષિત રાય, એ સૂર્યવંશી નૃપ કહેવાય;
ઇક્ષ્વાકુની વંશાવળી એહ, સાંભળતાં શુદ્ધ થાયે દેહ.
સુમિત્રી પૂર્વે બહુ રાય, ઘણા યશ વાધ્યા મહિમાય;
એ કથા સૂર્ય વંશની હોય, એકે મને સાંભળે જે કોય.
તેને કરુણા કરે અવિનાશ, સઘ સર્વદા પૂરે આશ;
બાળક વૃદ્ધ યૌવન નિરધાર, સ્નેહે કથા સાંભળશે સાર.
તેને સૌ તીર્થનું ફળ થાય, વૈમાને બેસી વૈકુંઠ જાય,
એમ કૃપા કરે શ્રીહરિ, ગર્ભવાસ ન પામે ફરી.

વલણ

ગર્ભવાસ ફરી નાવે પ્રાણી, સાંભળ પરીક્ષિત રાયરે;
નવમસ્કંધ શ્રીહરિકથાનો, હવો બારમો અધ્યાયરે.

ઇતિ શ્રીમદ્ભાગવતે નવમસ્કન્ધે દ્વાદશોઽધ્યાય ॥ ૧૨ ॥

## અધ્યાય ૧૩ મો*

### કડવું ૧૩ મું–રાગ રામગ્રી

શુક કહે સુણ પરીક્ષિતરાયરે, ઇક્ષ્વાકુ પુત્ર નિમિની કથાયરે;
નિમિરાયે કરવાને યજ્ઞરે, વસિષ્ઠ આદિ તેડ્યા મુનિજનરે. ૧

ચાલ

ઋષિ સર્વે તેડ્યા નોતરી, ઘેર યજ્ઞ માંડ્યો રાય;
વસિષ્ઠ ઋષિને પ્રેમ પ્રીતે, નમ્યો રાજા પાય. ૨
સ્વામી મુને કરાવો તમે, યજ્ઞ ઉત્તમ સાર;
નિમિરાયને ત્યાં વરણુ કરવા, વસિષ્ઠ બોલ્યા તેવાર. ૩
ઇદ્રે પણ મુને વરાવ્યો છે, રાય શક્ર ઘેર છે યજ્ઞ;
તે પૂર્ણાહુતિ થયા પછી, આવીશ તારે ભુવન. ૪
એમ ભૂપને વૃત્તાંત કહીને, સાંચર્યા ઋષિરાય;
નિમિ† રાય ત્યારે વિમાસે, ચિંતા ઘણી મન થાય. ૫
મેલ્યા ઉપસ્કર યજ્ઞના, સાંપ્રત કર્યાં ઉપહાર;
તેની વિધિ હવે શું થશે, મન કરે રાય વિચાર. ૬
ગુરુવસિષ્ઠ વિના કેમ લઉં દીક્ષા, એમ વિચારે ભૂપાળ;
એવે અન્ય ઋષિ રાજા પ્રત્યે, વાણી વદે તત્કાળ. ૭
એ ધર્મ કારજ કરતાં રાજા, વિચારવું નહીં સત;
કોઈ અન્ય ઋષિને ગુરુ કરી, દીક્ષા ગ્રહો રાજન. ૮

* આ તેરમા અધ્યાયમા ઇક્ષ્વાકુના પુત્ર નિમિના વંશની કથા કહી છે.
† અહિંથી ચાર કડીની વાત મૂળ ભાગવતમાં નથી.

ગૌતમ ઋષિનો પુત્ર જે, સત્યાંત ઋષિ કહેવાય;
ગુરુ સ્થાપના તેની કરી, દીક્ષા ગ્રહી નિમિ રાય. ૯
યજ્ઞ કર્યો ત્યાં ચાલતો, બહુ વર્યા બ્રાહ્મણ દેવ;
વેદ ધ્વનિ બ્રાહ્મણ ભણે, અભિષેક આશિષ એવ. ૧૦
પંચ શબ્દ દુંદુભિ વાજે, શુભ નાર મંગળ ગાય;
અનેક યાચક મળ્યા છે, તે સર્વ સંતોષાય. ૧૧
દાન દક્ષિણા રાય કરતો, દીક્ષા લઇને ભૂપાળ;
આનંદ મન ધરી યજ્ઞ કરતો, નિમિ ભૂપ તે કાળ. ૧૨
એવે ઇદ્ર યજ્ઞ કાર્યની, પૂર્ણાહુતિ ત્યાં થાય;
વસિષ્ઠ ઋષિ આજ્ઞા માગી, આશ્રમ પોતાને જાય. ૧૩
વસિષ્ઠ ઋષિ શીઘ્રે પધાર્યા, જ્યાં નિમિ રાજન,
રાજાની યજ્ઞ રચના દેખતાં, ક્રોધ થયો ઉત્પન્ન. ૧૪
સૌ* ઋષિઓ ઉભા થઈ, ગુરુ વસિષ્ઠને દે માન,
પૂજાપાત્ર કર ગ્રહી સામો, આવ્યો નિમિ રાજાન. ૧૫
આવકાર ગુરુને કર્યો જઈ, ચર્ણે લાગ્યો ભૂપાળ;
સત્યાંતને ગુરુ સાંભળી, વસિષ્ઠને ચડિયો કાળ. ૧૬
અગ્નિ જ્વાળા નેત્રથી પ્રકટી, ક્રોધ સહ્યો નવ જાય;
સભા ધ્રૂજે ક્રોધથી ઋષિ, આકુળ વ્યાકુળ થાય. ૧૭
વસિષ્ઠ કહે ગુરુને તજી, દીક્ષા ગ્રહી અન્યની પાસ;
મૃત્યુ પામ તું રાયજી, તેં તજાવી મુજ આશ. ૧૮
યજ્ઞ ભંગ હવો સહી, સર્વ ઋષિ વિચારે મન;
વાયુરૂપે રાય થયો, ગુરુ પ્રત્યે કહે વચન. ૧૯
તમે યજ્ઞમાં વિઘ્ન કીધું, ધર્મ મારગ માંય;
એ અધર્મ કૃત્ય માટે, શિક્ષા કરુ છું ત્યાંય. ૨૦
સ્વામી અન્યાય મેં કીધો નહી, અધર્મ એક લગાર;
તોપણ શાપ દેવા પિતાજી, તમને નહિં અધિકાર. ૨૧
ધર્મ માર્ગનો ધ્વંસ કીધો, આરાધતાં અશરણ શર્ણ;
તે પાપથી ગુરુ વસિષ્ઠજી, તમે શીઘ્રે પામજો મર્ણ. ૨૨
અન્યોઅન્ય એમ શાપ દેતાં, પડિયા બંને ધર્ણ;
તે વાયુરૂપે ભમે સઘળે, ભુવન ત્રણે વન અરણ્ય. ૨૩
પછી વસિષ્ઠ ઋષિએ, મિત્રાવરુણના તેજમા નિરધાર;
ઘટ મધ્યે પ્રવેશ થઈને, ફરી વસિષ્ઠ હવા અવતાર. ૨૪
એક સમે ઉર્વશી જોઇ, કામાતુર હવા મિત્રાવરુણ;
તે વીર્ય ઘટમાં રાખીને, વસિષ્ઠ થયા ઉત્પન્ન. ૨૫
વસિષ્ઠ દેહી હવા સહી, ઋષિ અગસ્ત્યની કરુણાય;
રાજાના દેહનો† ઋષિએ કીધો, જીવાડવાનો ઉપાય ૨૬

* અહિંથી ત્રણ કડીની વાત મૂળ ભાગવતમા નથી
† બ્રાહ્મણો કે જેણે નિમિ રાજાના શબને સુગંધી વસ્તુમા નાંખી મૂક્યું હતું. તેઓએ યજ્ઞ પૂરો થતા આવેલા દેવતાઓને કહ્યું કે, તમે જો પ્રસન્ન થયા હો અને સમર્થ હો તો આ રાજાના દેહને જીવતો કરો. દેવતાઓએ હા પાડતાં જ નિમિ રાજા બોલ્યો કે, મારે દેહનું બંધન જોઇતું નથી. ભગવાનનું ધ્યાન કરનારા મુનિઓ મરવાની બીકથી દેહ મળવાની ઇચ્છા જ ન રાખતાં ભગવાનનાં ચરણારવિંદનું ભજન કરે છે, માટે મારે દેહ જોઇતો નથી. દેહ કે જે, દુ ખ, શોક તથા ભયને આપ

ત્યારે રાજા કહે હું કાયા સુખ, નથી ઇચ્છતો મન;
કરુણા કરી મુને સર્વથા, આપોને દિવ્યલોચન. ૨૭
તવ પર્મે કૃપા કરી ઋષિએ, નેત્ર આપ્યાં સાર;
દિવ્ય ચક્ષુથી નિમિ રાય ભમે, ત્રિભુવન મોઝાર. ૨૮
નિમિરાયનું શબ મથવા, ઋષિએ કીધો ઉપાય સાર;
દેહ મથન કરી જનકરાજા, ઉપજાવ્યો તેણીવાર. ૨૯
મથન કરવા થકી હવો ઉત્પન્ન, મિથિલ ધર્યું નામ;
મૃત શબમાંથી જન્મ્યો તેથી, વૈદેહી નામ અભિધાન. ૩૦
જન્મ્યો શબમાંથી તેથી, જનક પવિત્ર સાર;
સર્વે મળીને આપ્યો તેને, રાજ્યનો અધિકાર. ૩૧
જનક વૈદેહી એ વંશ હવા, સર્વ શુદ્ધ રાજાન;
એ મિથિલેશ વસાવી, મિથિલા નગરી જાણ. ૩૨
જનક થકી વંશાવળી ઘણી, હવી છે નિરધાર;
જનકનો ઉદાવસુ, તેનો નંદિવર્દ્ધન કુમાર. ૩૩
સુકેતુ દેવરાત બૃહદ્રથ, તેનો મહાવીર્ય તંન;
સુધૃતિ ધૃષ્ટકેતુ હર્યશ્વ મરુ, પ્રતીપક એ કુળોત્પન્ન. ૩૪
તેનો કૃતિરથ તેનો દેવમીઢ, તેનો વિશ્રુત બાળ;
તેનો મહાધૃતિ તેનો કૃતિરાત, તેનો મહારોમા ભૂપાળ. ૩૫
સ્વર્ણરોમા હ્રસ્વરોમા, વળી સીરધ્વજ* મહિમાવંત;
એ રાયે હવો મહાક્રમી, એ જનક કુળ ઉત્પન્ન. ૩૬
સીરધ્વજ રાય મહા પુણ્યવંત, મહિમા જગ વિસ્તાર;
એ રાજાને યજ્ઞ કરતાં, એક પેટી લીધી સાર. ૩૭
હળ અણી અગ્રે ભરાણી, તત્કાળ આણી બહાર;
તે મધ્યે દીઠી એક કન્યા, મહા રૂપનો ભંડાર. ૩૮
બુદ્ધિવાન ચાતુરી અદ્ભુત, સર્વ કળા ગુણવાન;
સ્વરૂપ અતિ સુંદર મનોહર, સીતા સતી તેનું નામ. ૩૯
તે રાજા એ કન્યા લઇ, પાળતો હવો ભૂપાળ;
અનેક પ્રજા તે ભૂપને, શુભ હવી છે તેણે કાળ. ૪૦
તેનો પુત્ર કુશધ્વજ હવો સહી, સાંભળો પરીક્ષિતરાય;
કુશધ્વજનો ધર્મધ્વજ, તેનો કૃતધ્વજ કુંવર ગણાય. ૪૧
તેના કેશીધ્વજ ને મિતધ્વજ, મિતનો ખાંડિક્ય તંન;
એ રાય પૂર્ણ જ્ઞાની, વળી શાસ્ત્ર પુરાણે પ્રવિણ. ૪૨
ખાંડિક્યને કાકાતણો, ભય હતો મનમાં મોટ;
તે ભયથી એ વને સંચર્યો, ટાળ્યો સર્વ ઉચાટ. ૪૩
કેશિધ્વજનો ભાનુમાન્, કુંવર હતો નિરધાર;
તેનો શતદ્યુમ્નશુચિસનદ્વાજ, તેનો ઉર્ધ્વકેતુ તેનો અજ. ૪૪
તેનો પુરુજીત તેનો અરિષ્ટનેમી, તેનો શ્રુતાયુસુપાર્શ્વક;
તેનો પુત્ર ચિત્રરથ કહાવે, તે કુળક્ષેમધિ તેનો સમરથ. ૪૫
તેનો સત્યરથ તેનો ઉપગુરુ, તેનો પુત્ર ઉપગુપ્ત વડહય;
એ ઉપગુપ્ત અગ્નિ અંશ હતો, તેને વસ્વનંત નામે કુમાર. ૪૬
તેનો યુયુધા સુભાષણ શ્રુત, જયવિજય કુંવર નિર્ધાર;
વિજય પુત્ર ઋત તેનો, સુનક તે મહા બળવંત. ૪૭
તેનો વીતહવ્ય તેનો ધૃતિ, તેનો બહુલાશ્વ મહંત;
છેલ્લો કુંવર જીતેન્દ્રિય હવો, કૃતિ તેનું નામ. ૪૮
એ જનક વંશના રાય સર્વે, પરમ ગુણ અભિરામ;
યાજ્ઞવલ્ક્ય યોગેશ્વરથી, પામ્યા બ્રહ્મનું જ્ઞાન. ૪૯
સંસારમાં સરસા છતાં, જીવનમુક્ત પૂર્ણ વિરામ;
બ્રહ્મવિદ્યામાં અતિ કુશલ, જ્ઞાની ત્યાગી દેહ. ૫૦
એ વંશના સર્વે જનક કહાવે, મૂળ જનક થકી વિદેહ;
એ વંશ પૂર્ણ હવો અત્રે, મહિમા વર્ણવી ન શકાય;
એ નવમસ્કંધ હરિકથાનો, હવો તેરમો અધ્યાય. ૫૧

વલણ

તેર અધ્યાય હવા પૂરણ, કથા ભાગવત વિસ્તરી;
કર જોડી વિપ્ર વલ્લભ કહે, સાધુજન બોલો શ્રીહરી. ૫૨

ઇતિ શ્રીમદ્ભાગવતે નવમસ્કંધે ત્રયોદશોઽધ્યાયઃ ॥ ૧૩ ॥

## અધ્યાય ૧૪ મો*

### કડવું ૧૪ મું-રાગ સામેરી

શ્રીશુકદેવ કથા કહે, સાંભળો પરીક્ષિત રાય;
સૂતપુરાણિક શૌનકને કહે, નૈમિષારણ્યની માંય. ૧
તે સૂર્ય વંશી કથાનો કહ્યો, સર્વ મેં વિસ્તાર;
હવે ચંદ્રવંશી ભૂપતિની, વંશાવળી સાંભળ સાર.
શ્રીપતિનાભિથી કમલ પ્રગટ્યું, તેથી હવા બ્રહ્માય;
તેણે સૃષ્ટિની રચના કરી, જે ત્રિભુવન કહેવાય. ૩
બ્રહ્મા થકી ઋષિ રમ્ય પ્રગટ્યા, અત્રિ નામે કુમાર;
તેને પુત્ર સોમ પ્રગટ્યો સહી, જે ચંદ્રમા નિરધાર. ૪
અત્રિ ઋષિના નેત્રથી, ચંદ્ર હવો ઉત્પન્ન;
તેને બ્રહ્માએ ઠરાવ્યા, બ્રાહ્મણ ઔષધિનો સ્વામીન. ૫
વળી તે સર્વે નક્ષત્રોનો, અધિપતિ હવો નિરધાર;
ત્રિલોક્ય જીત્યું ચંદ્રે, પછે રાજસુ યજ્ઞ માંડ્યો સાર. ૬
વળી ઇતિહાસની એક કથા, કહે વ્યાસજીનો તન;
એકાગ્ર ચિત્તે શ્રવણે ધરજો, પરીક્ષિત રાજન. ૭
એક સમે ચંદ્રમા તે, ગુરુ બૃહસ્પતિને ઘેર જાય;
ગુરુ પત્ની દેખી સુધાકરને, અનંગ પીડે કામ. ૮
અન્યોન્યે પ્રીતિ પૂરણ, હવો સ્નેહ અપાર;
અધર્મ કીધો ચંદ્રમાએ, ગુરુ પત્ની સાથ વિહાર. ૯

નારો છે અને પાણીમાં માછલાંઓને માથે જેમ શીતરૂપી મોત ભમે છે તેમ દેહને પામવા ઇચ્છતો નથી; ત્યારે દેવતાઓ બોલ્યા કે, નિમિ રાજા પ્રાણિ માત્રના નેત્રમાં વગર દેહે જ રહેશે; અને તે રહેવાના એંધાણ તરીકે આંખનું ઉઘડવું તથા ઉઘડવું થશે.

* અધ્યાત્મિક રામાયણના બાલકાંડમાં તે સીરધ્વજ (જનક) ને કુશધ્વજ નામે ભાઇ છે, પરંતુ મૂળ ભાગવતમાં કુશધ્વજ નામે સીરધ્વજને (જનકને) દીકરો છે. તેથી એમ અનુમાન થાય છે કે, સીરધ્વજે (જનકે) પોતાના દીકરાને વાસ્તે કુશધ્વજને ગોદે લીધો હશે.

* આ ચૌદમા અધ્યાયમાં બૃહસ્પતિના સ્ત્રી તારાને ચંદ્રમાથી ઉત્પન્ન થયેલા બુધના દીકરા પુરૂરવા રાજાએ ઉર્વશી અપ્સરાના સંગથી આયુ વગેરે ૭ પુત્રો ઉત્પન્ન કર્યા, તેની કથા છે.

ચંદ્ર તે ચોરિતા લઈ ગયો, શુક્રાચાર્યને* ઘેર;
ત્યાં તારકામય દાનવ સાથે, યુદ્ધ થયું બહુ પેર. ૧૦
બહુ વાર બૃહસ્પતિએ, માંગી સ્વપત્ની નિર્ધાર;
પણ ગર્વી ચંદ્ર સમજ્યો નહિ, ભણ્યો ગર્વે નકાર. ૧૧
ગુરુએ જઈને દેવ સર્વેને, વિનવિયા તે વાર;
આ ચંદ્ર અધર્મ કરે છે બહુ, તેને ઘોની શિક્ષા સાર. ૧૨
પછે દેવ દાનવ વચ્ચે, યુદ્ધ માંડયું રુડી પેર;
ગુરુ પ્રત્યે શુક્રાચાર્યને, હતું ઘાડું વેર. ૧૩
સંગ્રામ દારુણ પ્રગટીયો, રણ દેવ દૈત્યને ત્યાંહિ;
સર્વ દેવની પક્ષ કરી, મહાદેવ આવ્યા રણમાંહિ. ૧૪
દેવ અને શક્રરાય, સર્વે આવ્યા ગુરુની સહાયે;
ઘોર યુદ્ધમાં મુવા ઘણા, ઘાણ વાળ્યો બહુ ત્યાંયે. ૧૫
ત્યાં બ્રહ્મા પોતે આવ્યા છે, કરીને હંસ વાહન;
બૃહસ્પતિની સ્ત્રીને મુકાવવા, જે રાખી છે ચંદ્રે ભોવન. ૧૬
ત્યાં ચંદ્રમાને યાચિયો, જઈ કર્યો વિનય અપાર;
ત્યારે ગર્ભ સહિત પાછી આણી, બૃહસ્પતિની નાર. ૧૭
ગુરુએ તે લીધી પાછી, પણ જાણ્યો અધર્મ વિકાર;
ધિક્કાર દીધો નારીનો, ગુરુએ તેણીવાર. ૧૮
ચંદ્ર સંગથી તારા કુખે, હતો અશુદ્ધ ગર્ભ;
તવ કોપિત થઈ ગુરુ વદ્યા, ધિક વશ હવી કંદર્પ. ૧૯
અન્ય વીર્યનો ગર્ભ મુજના, ક્ષેત્રથી કાઢી નાંખ;
એ અશુદ્ધ ગર્ભ મુજ સ્થળમાં, હવે તું નવ રાખ. ૨૦
અન્ય સંતાન ઉત્પત્તિ માટે, બાળતો નથી તુજકાય;
પણ ક્ષણભર જો એ ગર્ભ રહેશે, તો થાશે ઘણો અન્યાય. ૨૧
અતિ લજ્જિત તારાએ, તત્કાળ જણ્યો કુમાર;
એ સુવર્ણમય કાંતિવાળા, બુદ્ધ જન્મ્યા તે વાર. ૨૨
અતિ સકુમાર કુમાર પેખી, ચંદ્ર ગુરુ કરે વિચાર;
એક કહે એ મુજનો, બીજો માંગે પોતાનો ભાર. ૨૩
તારાએ જન્મ્યો બુધગ્રહ, બાળક પૂર્ણ જાણ;
અન્યોન્યને વાદ લાગ્યો, ખેંચે બંનો પાણ. ૨૪
ચંદ્રમાએ ગ્રહ્યો હસ્ત, તહાં બુદ્ધતણો નિરધાર;
બંને પુત્રને અર્થે પરસ્પર, વિવાદ કીધો અપાર. ૨૫
અમર ગુરુ કહે મારો છે સહી, ચંદ્ર કહે મુજ તન;
બુધનો હાથ બેઉ ન મૂકે, આશ્ચર્ય થયા સૌ જન. ૨૬
ગુરુ કહે યજમાન તું, પાપિષ્ટ છે અવતાર;
એ વાત કેમ કરી નીપજે, તું કરી જો મન વિચાર. ૨૭
મુજ પુત્ર મૂકી પરવરો, નહીંતર દઈશ તુજને શાપ;
ત્યારે ચંદ્રમા વાણી વદે, ભાઈ જોજો આ સંતાપ. ૨૮
સર્વથા એ પુત્ર મારો, સત્ય કહું છું સાર;
જેમ કહો તેમ કરુ પ્રતિજ્ઞા, પણ એ છે મારો કુમાર. ૨૯

પછી સર્વે ઋષિ મુનિએ મળી, તારાને કર્યો પ્રશ્ન;
આ કુમાર કો તણો કુખે, સાચું બોલ ધરી ધર્મ. ૩૦
લજાતી તારા મૌન ધરી, બોલી તવ વચંન;
માતાની આવી નીતિ દેખી, તવ બોલ્યો તેનો તંન. ૩૧
બોલ માતા કોણ પિતા? મુજને માંગે બેય;
ખરો પિતા હોય કોણ મુજનો, શીઘ્ર મુજને કહેય. ૩૨
ગુરુ ને ચંદ્ર વળગ્યા સહી, કરે વઢવાનો ઉપાય;
તવ હંસ તજી કમલભૂ, તારા સ્ત્રી સમીપે જાય. ૩૩
વૃત્તાંત પૂછ્યું તેહને, તું સત્ય કહેજે નાર;
અસત્ય વાણી રખે કહેતી, છે એ કોનો કુમાર. ૩૪
ત્યારે બૃહસ્પતિની અંગનાએ, વૃત્તાંત કહ્યું સૌ ત્યાંય;
એ તન છે સહી ચંદ્રમાનો, સત્ય માનો મનમાંય. ૩૫
ભાવિક વાત હવી સહી, એ અન્યાયનો નહિ પાર;
એમ કહીને ગુરુની પત્ની, લજ્જા પામી અપાર. ૩૬
પછી બ્રહ્માએ મન વિચારી, ચંદ્રને આપ્યો બાળ;
કર ગ્રહી પુત્રને સાંચરે છે, સુધાકર તતકાળ. ૩૭
અન્યાય દેખી બૃહસ્પતિને, ક્રોધ અંગ ન માય;
શાપ* દીધો સ્ત્રી પ્રત્યે, તું પક્ષિણી થા ખગમાંય. ૩૮
ચંદ્ર ઉપર ક્રોધ આણ્યો, અતિશે તે ઠામ;
ક્ષય રોગ દારુણ ચંદ્રમા, તું દિન પ્રત્યે દુઃખ પામ. ૩૯
એ શાપ બંનેને હવા, તવ હવો હાહાકાર;
વનસ્પતિ દુબળી થઇ, જે હુતી ભાર અઢાર. ૪૦
તેજ હિણ થઈ ચંદ્રમાની, કાંતિ પાગી નાશ;
અમૃતથી નિર્વિત્ત થયો, મનમાંહે પામ્યો ત્રાસ. ૪૧
શ્યામ વર્ણું હવો સહી જે, સુધાકર કહેવાય;
અમૃત વિના સર્વ વનસ્પતિ, જન મહા દુખીઆ થાય. ૪૨
તવ બ્રહ્મા આદે અમર સૌ, તે કરે મન વિચાર;
ગુરુ બૃહસ્પતિની સ્તુતિ કીધી, સંતોષ્યા તેણીવાર. ૪૩
ઈન્દ્ર કહે ગુરુ દેવજી, ચંદ્રનો કરો ઉદ્ધાર;
નહિતર નાશ થશે ત્રિભુવન, સૃષ્ટિ સઘળી સાર. ૪૪
બૃહસ્પતિએ કૃપા કરી, તવ આપ્યું વરદાન;
દશ પંચ દિવસ કળા વધતી, ચંદ્રને દેહવાન. ૪૫
વળી પંદર દિન એ ક્ષય પામે, મમ શાપ દોષ ન જાય;
એવું વચન ગુરુનું સુણી, મન માંહે હર્ષ ન માય. ૪૬
ત્રિભુવનમાં જય શબ્દ વર્ત્યો, વનસ્પતિ મન ઉલ્હાસ;
પછી ચંદ્રમાએ યજ્ઞ કીધો, આરાધ્યા અવિનાશ. ૪૭
શ્રીવિષ્ણુની કૃપાથી, સુખ શાંત પામ્યો કાય;
તપ કરી છૂટયો ચંદ્રમા, જે કર્યો અઘ અન્યાય. ૪૮
એ ચંદ્રમાનો જ્યેષ્ઠ પુત્ર, બુદ્ધ નામનો બાળ;
તેને ઈલા નામે સ્ત્રી હવી, સત્ય માનજો ભૂપાળ. ૪૯

* અહીંથી દોઢ લીટીની વાત જ ભાગવતમાં નથી.

* અહિંથી માંડી એકવીસ લીટીની વાત મૂળ ભાગવતમાં નથી.

તેનો પુત્ર* પુરુરવા, પરાક્રમી બળિયો રાય;
ગુણશીળ મહા ધર્મિષ્ટ જેનો, મહિમા કહ્યો નવ જાય. ૫૦
એક સમે મિત્રાવરુણના શાપથી, અપ્સરા ઉર્વશી જેહ;
સ્વર્ગ સદનમાં શાપી સહી, પૃથ્વીપર પડી છે તેહ. ૫૧
તે પુરુરવા રાજાએ દીઠી, તેને ગ્રહી તેણીવાર;
ભૂપાળ પ્રત્યે અપ્સરા, મુખ વદે વાણ તત્કાળ. ૫૨
સ્ત્રી થઇને હું તારી સાથે, આવું છઉં રાજન;
પણ અવધ મારી કહું તુજને, માનજે સત્ય વચન. ૫૩
ઘૃતનો વળી હું આહાર કરીશ, તે જાણજે તું ઇશ;
સત્ય વચન તું માનજે, પુરુરવા નૃપધીશ. ૫૪
વળી નગ્ન† મુજ નજરે પડે, તો જઇશ હું નિરધાર;
એ પ્રમાણે વર્તિશ જ્યાંસુધી, ત્યાં સુધી આ પ્રેમસાર. ૫૫
ઘેટાતણું જોડું મુજ પાસ છે, ઓલડા મીઠા સાર;
તે સાચવવા પ્રેમે કરી, એ ત્રણ શર્ત કીધી નાર. ૫૬
પછી ઉર્વશી ઘણા કાળ તક, રહી છે તેણે ઠામ;
જ્યાં પુરુરવા રાજા કેરુ, નગર છે શુભ ધામ. ૫૭
એક સમે ઇન્દ્ર વાણી વદે, ઉર્વશી મારી ક્યાંય;
અનુચરને આજ્ઞા દીધી, જઇ શોધી લાવો ત્હાંય. ૫૮
સ્વર્ગ થકી ગાંધર્વ આવ્યા, તેડવાને તેને દ્વાર;
તેણે આવીને ઘેટા ચોર્યાં, બાંધ્યા હતા જે બહાર. ૫૯
ઘેટાની ચીસ સાંભળી, ઉર્વશી બોલી વચન;
શું હરાયા મુજ બાળક? શું એ ધીરતા સ્વામીન? ૬૦
રે તુજ વિશ્વાસે હું રહી, ગયું મારુ પોણ;
રે વિશ્વાસઘાતી નાથરે, આશા પૂરશેરે કોણ. ૬૧
રે આ રાય સુતો સ્ત્રી પેરે, નથી ચળવળતું અંગ;
એવા નપુંસકનોરે મેં કર્યો, કેવો આ સંગ. ૬૨
હીજડો ને વળી બાયલો, એ પુરુષને ધિક્કાર;
એવા સ્વામીથી હું વેગળી, રહીશ આણીવાર. ૬૩
કઠણ વચન કહ્યાં કામની, કોપ્યો ક્રોધી કંત;
ગાંધર્વ પછવાડે દોડિયો, તરવાર ગ્રહી બળવંત. ૬૪
પણ અંગે વસ્ત્ર નવ હતું, નગ્ન દીધી દોટ;
ગંધર્વોને જોઇતું હતું, તેથી મારી એક ચોટ. ૬૫
ઘેટા મૂક્યા વેગળા ને, પ્રેરી વિજળી ત્યાંય;
ઘેટા લઇને નગ્ન રાયને, ઉર્વશીએ દીઠી કાય. ૬૬
એવું દેખતામાં ઉર્વશી, સ્વર્ગે ગઇ તેણી વાર,
પુરુરવાએ રાજ્ય મૂકી, ભ્રમણ કર્યો સંસાર. ૬૭
એક સમે રાજાને ઉર્વશી, મળી છે મારગ માંય;
કુરુક્ષેત્રની ભૂમિ વિષે બેઉ, થયાં એકઠાં ત્યાંય. ૬૮
સરસ્વતી તટે ઉભી થોડે, ઉર્વશી રૂપ અપાર;
પંચ સખી પાસે ઉભી, રૂપ ગર્વ તણો અંબાર. ૬૯
મંદહાસ્ય કરતી લોચન મચોડે, મોહે ઋષિ મુનિજન;
પુરુરવા તેને જોઇને, વદ્યો પ્રેમ વચન. ૭૦
ધોભ ક્યાં જાયે પ્યારી, હે નિર્દય હૃદય શૂન્ય;
સુખ દેનારી પ્યારી મોરી, છોડે છે ક્યાં તું મન્ય. ૭૧
આવ વહેલી સુણ અલબેલી, વાતો કરીએ પ્રેમે;
જો આ દેહ મુજ તણો, ગળ્યો ગયો પ્રીત નેમે. ૭૨
જો મળશે નહિ મુજને તું, કરીશ દેહ પતન;
મૃત્યુ તુલ્ય થયો છે દેહ, તુજ નામે આ જીવન. ૭૩
પ્રેમે પાસ તેડજે મુજને, અલબેલી તુજ આણ;
નહિ તેડે તો સિંહ સાવજડા, દેહ ખાશે નિર્વાણ. ૭૪
હૃદયે ધ્યાન તારુ લાગ્યું, બીજી ગમે નવ વાત;
દોડી વેહેલી ભેટજે પ્રેમે, ટાળ મનનો ઉચાટ. ૭૫
અપ્સરા વાણી એમ કહે, "સાંભળ સાચું રાજ,
પુરુષને મરવું કેવું, ધૈર્ય ધરી રહે આજ. ૭૬
ઇંદ્રિયરસ સુખ નથી સ્થિર, એ મસ છે દુઃખની ખાણ;
સ્ત્રીમૈત્રી સ્થિર નહિ હોયે, સધ સાચું એ માન. ૭૭
વરુ સમ સ્ત્રી હૃદય હોયે, પ્રેમ તેનો પશુ તુલ્ય;
નિર્દય ક્રૂર અવિચારી પાપિણી, સ્ત્રી જાતિનું મૂળ. ૭૮
અસહનતા પ્રેમે પાળે, સાહસ કરવે શૂરી;
પતિ પુત્રને બંધુ સંહારે, એકે વાતે ન અધૂરી. ૭૯
તેનો સ્નેહ સાચો નવ હોયે, વિષતણી એ વેલી;
સ્નેહ તરછોડે વ્યભિચારે વર્તે, મદોન્મત એ ઘેલી. ૮૦
અતિ પ્રિય સદ્‌ગુણવાળો સ્વામિ, ત્યાગ કરે ઝટપટ;
મૂર્ખ પુરુષને મોહ પમાડી, છેતરી રમે છળકપટ ૮૧
નિત્ય નવો પતિ એ ઇચ્છે, તેના પ્રત્યે શી પ્રીત,
મુજને મોહી રાજ ત્યાગે, ધીર પુરુષની ન રીત. ૮૨
એક વર્ષ વિતે તુજને, આવીને મળીશ પ્રેમે;
સગર્ભા હું હમણાં છું, નવ મળું મુજ નેમે. ૮૩
મુજ ઉદરે જે ગર્ભ છે, તમને કરીશ પ્રસાય;
પછી નાથ રમણ કરીશ, પૂરીશ તુજ ઇચ્છાય. ૮૪
વર્ષ વિતે રાયજી, મળ્યો ઉર્વશીને હેતે,
એક રાત રહ્યો તે સંગે, ટળ્યો ઉચાટ સમેતે ૮૫
ઉર્વશીએ રાયને, આપ્યો પુત્ર ગુણનિધાન;
જતી વેળાએ ઉર્વશીએ કેહ્યું, ધર ગાંધર્વનું ધ્યાન. ૮૬
એ મુજના માલિક છે, મને દેશે તને સહિત;
જો રીઝશે તો રાયજી, કાર્ય થાશે તત્ખેવ. ૮૭
પુત્ર લઈ રાયે પ્રેમ સહિત, ગાંધર્વનું ધર્યું ધ્યાન;
તેણે એક અગ્નિ થાળી, આપી તે ગ્રહી રાજાન. ૮૮

* એક વખતે નારદજીએ ઇન્દ્રની સભામા પુરુરવાનાં રૂપ, ગુણ, ઉદારતા, શીલ અને પરાક્રમના વર્ણનનું ગાયન કર્યું, તે વખતે કામથી પીડિત થએલી ઉર્વશી અપ્સરા કે જે મિત્રાવરુણના શાપથી મનુષ્યપણું પામી હતી તે, પુરુરવા પાસે આવી અને કામદેવ સરખા રૂપાળા તે પુરુરવાને જોઇ ધીરજથી તેની પાસે ઉભી રહી. તેને પોતાનો પતિ કીધો હતો. મહા કવિ કાલિદાસે એપરથી વિક્રમોર્વશિ નાટક લખ્યું છે

† સુવાના વખત સિવાય બીજે વખતે નાગો દેખીશ તો જતી રહીશ



શ્રીરામપંચાયતન

"ગુજરાતી પ્રેસ, ફોર્ટ, મુંબઈ ૧



પરશુરામ

'ગુજરાતી" પ્રેસ ફોર્ટ, મુંબઈ ૧

રાત દિવસ તેને ઉર્વશીધારી, ભમતો હતો ગ્રહી પાત્ર;
ઉર્વશી એ મુજ પ્યારી, એમ વદે અહોરાત્ર. ૮૯
એક સમે ચેત્યો રાયજી, નહિ એ ઉર્વશી થાળ;
જ્ઞાન વિચારી ત્યજી થાળી, પણ નવ મટી મનની ફાળ. ૯૦
નિત્યે સ્મરણ તેનું તે, પણ નવ મટે ઉચાટ;
ધ્યાન કરતાં ત્રેતાયુગે, કર્મરૂપી ઉગ્યા વેદ તે માટ. ૯૧
વનમાં જ્યાં થાળી ધરીતી, ત્યાં ગયો રાજાન;
ત્યાં એક કૌતક નિર્ખિયું, તે જોઈ ભૂલ્યો રાયે ભાન. ૯૨
તે સ્થાન શમડી ને પીપળો, ઉપનિયો નિરધાર;
પીપળા થકી વન્હિ ઉપાય કરવા, ધિકાવ્યો અંગાર. ૯૩
મનમાં સ્મરણ કીધું રાયે, પીપળ અરણી ધરી મનમાંય;
એક ઉર્વશી એક હું, તેથી કાર્ય સિદ્ધિ થાય. ૯૪
મથન કર્યું પ્રેમ થકી, અગ્નિ હવો ઉત્પન્ન;
એ અગ્નિ વેદોક્ત સંસ્કારી, તેના ત્રણ ગાન્ય તંન. ૯૫
આહવનીય ગાર્હપત્ય, અને દક્ષિણાગ્નિરૂપ,
એ ત્રણ પુત્ર સમજ્યો પોતે, પુરુરવા મહાભૂપ. ૯૬
ઉર્વશીને મળવા માટે, એ અગ્નિનું કીધું પૂજન;
યજ્ઞેશ્વર મહા પ્રભુનું, આવાહન કીધું એક મન. ૯૭
તે વડે યજ્ઞ કીધો સહી, આનંદ અંગ ન માય;
ઉર્વશીના લોકને પછી, પામિયો તે રાય. ૯૮
પૂર્વ કાલમાં બીજ રૂપ, ૐકાર એ જ વેદ;
નારાયણ એક દેવતા, વર્ણાવર્ણ ન ભેદ. ૯૯
આહવનીય આદિ વિભાગ નહિ, મુખ્ય અગ્નિ એક;
ત્રેતાયુગે ત્રણ વેદને, પુરુરવાએ કીધા સવિવેક. ૧૦૦
યજ્ઞેશ્વરનું પૂજન કરતાં, રાય થયો નિષ્પાપ;
સ્વર્ગ લોક પ્રત્યે તે ગયો, ટળ્યો સર્વ સંતાપ. ૧૦૧
વિરહ તેનો ગયો સઘળો, તેને કૃપા કરી અવિનાશ;
પુરુરવા રાજાતણી, શ્રીહરિએ પૂરી આશ. ૧૦૨

વલણ

શ્રીહરિએ પૂરી આશ રાજાની, સહાય ત્યાં કીધી સહી,
ચતુર્દશ અધ્યાય હવાપૂરણ, કથા ભાગવતની ભાખી સહી. ૧૦૩

ઇતિ શ્રીમદ્‌ભાગવતે નવમસ્કંધે ચતુર્દશોઽધ્યાય ॥૧૪॥

## અધ્યાય ૧૫ મો *

### કડવું ૧૫ મું–રાગ આડાલ-ચાલ દીર્ઘ

શુકદેવજી વાણી વદે, સાંભળો પરીક્ષિત ભૂપ,
તે ઉર્વશીને ષટ્ પુત્ર હવા, મહા સુંદર દિવ્ય સ્વરૂપ. ૧
પુરુરવા રાયજીના એ, છ પુત્ર મહા બળવંત,
નામ તેનાં કહું તુંને, તે સુણ રાયજી મહા સંત. ૨
આયુ શ્રુતાયુ* સત્યાયુ રય, વિજય અને જય;
એ છ બાંધવો યશ બળિયા, તેનાં પરાક્રમ છે અક્ષય. ૩
તેને અકેકો બાળક હવો, ખટ પુત્ર છે નિરધાર;
વિજયને એક પુત્ર હવો, ભીમ નામ તેનું સાર. ૪
એ ભીમને કાંચન હવો, તેને હોત્રક નામે તંન;
એ હોત્રકને એક પુત્ર હવો, જન્હુ મહા બળવંત. ૫
એ જન્હુ રાય ગંગાજીને, પી ગયો કોગળા રૂપ;
એ તેના પરાક્રમનો મહિમા, વર્ણવાયે નવ અદ્દભુત. ૬
જન્હુ કુળે પૂરુ બલાક, ને અજક તેનો કુશ;
કુશનો કુશાંબુ હવો, તેનો ગાધી રાય સ્વરૂપ. ૭
કુશાંબુપુત્ર ગાધી રાય હવો, મહા પરાક્રમી કહેવાય,
ગાધી રાયની પુત્રીને, ઋચિકમુનિ યાચે સ્વઇચ્છાય. ૮
સત્યવતી કન્યા નામ છે, સાંભળો પરીક્ષિત રાય;
ઋચિક મુનિ ન યોગ્ય વર, પણ ના નહિ પડાય. ૯
તવ રાયે કહ્યું મુનિને, જો દો મુને સહસ્ર હય,
જે ચંદ્ર જેવા શ્વેત, એક કર્ણ શ્યામ તો થાયે જય. ૧૦
એટલા અશ્વ આપો તો હે મુનિ, કાર્ય તમારું થાય,
પછી વરુણ ઘેર યાચવા, અશ્વને મુનિવર જાય ૧૧
વરુણ થકી યાચીને, લાવ્યા અશ્વ એક હજાર;
તે ગાધી રાયને આપીયા, મન ધરી પ્રેમ અપાર. ૧૨
બહુ કાળ વિત્યે સંતાનાર્થે, મા પુત્રી કરે ઇચ્છાય;
તવ બે ચરુ કીધા મુનિએ, એક ક્ષત્રિ એક બ્રહ્મતેજમાંય. ૧૩
સ્નાને ગયા ઋષિ પછી, મા દીકરીએ કીધો સંકેત,
અન્યોઅન્ય ચરુ બદલ્યા, તજ્યાં ઈશ્વરી વિવેક. ૧૪
બ્રાહ્મણનો ચરુ રાણી પ્રત્યે, આપીયો તેણી વાર,
રાજાનો ચરુ ઋષિ પત્નીને, અર્પીઓ નિરધાર.† ૧૫
ઋચિક પુત્ર જમદગ્નિ‡ હવા, મહાન તેજ ઋષિરાય,
તેના પરશુરામ ઋષિ જે, વિષ્ણુ અંશ કહેવાય. ૧૬
જેણે નક્ષત્રી પૃથ્વી કરી, જેણે હણ્યાં ક્ષત્રીઓ§ હામ,
એકવીશ વાર વિપ્રોને આપી, ધરા દાન કરી શુભ નામ. ૧૭

* આ પંદરમા અધ્યાયમાં પુરુરવાના વંશમાં ગાધિ રાજા થયો અને તે ગાધિના દૌહિત્રના પુત્ર પરશુરામે ક્રોધથી સહસ્રાર્જુન રાજાને માર્યો તેનો કથાપ્રસંગ છે.

* શ્રુતાયુનો વસુમાન, સત્યાયુનો શ્રુતંજય, રયનો એક, જયનો અમિત અને વિજયનો ભીમ નામે પુત્ર થયો હતો.

† આ વાત જાણી એટલે ઋચિક ઋષિએ પોતાની સ્ત્રીને કહ્યું કે, આ કામ તેં બહુ જ ભૂંડું કર્યું. તને જે પુત્ર આવશે, તે ભયંકર અને લોકોને દંડ આપે એવો થશે અને તારો જે ભાઈ થશે, તે બ્રહ્મવેત્તા થશે. પછી સત્યવતીએ કહ્યું કે, હે સ્વામિન્, એ પ્રમાણે તો ન જ થવું જોઈએ એમ પ્રાર્થના કરવા છતાં પણ ઋચિક બોલ્યા કે, ત્યારે તારો પૌત્ર ભયંકર અને દંડ આપે એવો થશે

‡ જમદગ્નિના મા જે સત્યવતી હતાં, તે અત્યંત પવિત્ર અને લોકોને પવિત્ર કરનારાં કૌશિકી નામની નદી થયાં જમદગ્નિ ઋષિ રેણુની દીકરી રેણુકાને પરણ્યા હતા, તેમાં જમદગ્નિને વસુમાન વગેરે પુત્રો થયા અને સહુથી નાના પરશુરામ થયા હતા.

§ જે ક્ષત્રિયો દુષ્ટ, પૃથ્વીના ભારરૂપ, બ્રાહ્મણોને નહિ માનનાર, અને રજોગુણ તથા તમોગુણથી ઘેરાયલા હતા, તેઓને પરશુરામે પોતાનો થોડો અપરાધ કર્યો છતાં પણ મારી નાખ્યા.

રાય પરીક્ષિત પ્રશ્ન પૂછે, કહો વ્યાસ નંદન વાત;
સર્વ ક્ષત્રીએ શાં પાપ કીધાં, કે કર્યા પરશુરામે નિપાત. ૧૮
તવ શુક કહે સુણ રાયજી, એ પ્રશ્નનો ઉત્તર સાર;
ચરુ થકી જે હવા છે, મહા દિવ્ય પરશુ કુમાર. ૧૯
હૈહય કુલોત્પન્ન હતો, એક દિવ્ય તેજ રાજન;
સહસાર્જુન નામ તેનું, રાજ ગર્વનું બહુ અભિમાન. ૨૦
તે અર્જુને શ્રીદત્તાત્રીની, કરી સેવા અપાર;
તવ સહસ ભુજ હવા સહી, કરુણા કરી તે વાર. ૨૧
ઇંદ્રિ શક્તિ લક્ષ્મી તેજ, વીર્ય યશ પામ્યો બળ;
અજીત્ય એ હવો સહિ, તેના બળની નહિ કંઇ કળ. ૨૨
મુનિ દત્તની કૃપાથકી, સિદ્ધિ પામ્યો શુદ્ધ રૂપ;
ત્રિભુવનમાં રમે પોતે, અતિ ગર્વી એ છે ભૂપ. ૨૩
તુઠ્યા શ્રીદત્તાત્રી, એક સહસ્ર આપ્યા હાથ;
સહસાર્જુન નામ પડ્યું, રાય આનંદ્યો મન સાથ. ૨૪
એક સમે રાય આવ્યો નર્મદાતટ,પ્રવાહ વહેતો જેહ;
રાયે સહસ કરે બંધ કર્યું, જળ વહેતું હતું તેહ. ૨૫
સ્થંભી રહ્યું જળ કર વડે, શ્રીરેવાનો પ્રવાહ;
અનેક સ્ત્રીસું રંગે રમતો, સહસાર્જુન જે રાય. ૨૬
લંકાપુરીનો અધિપતિ, રાવણ હતો તેણે ઠામ;
દારુણ તપ કરતો હતો, દશાનન બીજું નામ. ૨૭
જળ* વૃદ્ધિ પામ્યું આસન ડુબ્યું, ઉછળ્યા પાત્ર જેહ;
શ્રીરેવાજીના જળ વિષે, વહેવાને લાગ્યાં તેહ. ૨૮
દશગ્રીવ જોઈ આશ્ચર્ય થયો,જળ વિસ્તિર્ણ થયું તેવાર;
મોકલ્યા અનુચર શુધ લેવા, રાવણે તેણી વાર. ૨૯
અર્ધ યોજન આવ્યા એવે, પડ્યો દ્રષ્ટે રાય;
અનેક સ્ત્રી જન સાથે છે, તે કરે જળ ક્રીડાય. ૩૦
અનુચરોએ રાવણ પ્રત્યે, કહ્યો તે સમાચાર;
વૈમાને બેસી રાય રાવણ, સંગ્રામે ચાલ્યો તે વાર. ૩૧
રણયુદ્ધ ત્યાં સબળું થયું, રાક્ષસ થયા સંહાર;
સહસાર્જુને ગૃહ્યો રાવણ, દીધો ત્યાં બહુ માર. ૩૨
બંધન કરીને લઈ ગયો, નિજભુવન† રાખ્યો તે રાય;
રાવણને ઘરમાં જઈ બાંધ્યો, સૌ પ્રજા જોવા જાય. ૩૩
ઘણા દિવસ તે રહ્યો બાંધ્યો, સહસાર્જુનને દ્વાર;
તે વૃત્તાંત શ્રવણે સાંભળી, ઋષિ પુલસ્ત્યે કીધો વિચાર. ૩૪
સહસાર્જુનને ભુવન આવ્યા, મુકાવ્યો રાવણ રાય;
પરસ્પર મૈત્રી કરી, લંકેશ સ્થાનક જાય. ૩૫
દશ સહસ હસ્તીતણું બળ, બહુ તેજ આપ્યું સાર;
તે સહસાર્જુન સ્ત્રી સહિત, મૃગયા ગયો એકવાર. ૩૬
મૃગયા રમતો તે આવિયો, જમદગ્નિના વનમાંહે;
ઘણા સેવક સાથ છે, આવી રહ્યો છે ત્યાંહે. ૩૭
ઘેર પરોણો રાખીયો, જમદગ્નિયે તે રાજન;
કામદુઘા સ્વર્ગથી આવી તેથી, નિપજ્યાં બહુ પકવ અન્ન. ૩૮

* અહિંથી માંડી સાડાસાત લીટીની વાત મૂળ ભાગવતમાં નથી.
† માહિષ્મતી નગરીમાં રાવણને કેદ રાખ્યો હતો.

ભક્ષ ભોજન સર્વને પૂરું પડ્યું, અન્ન તૃણ જળ સાથ;
પછી પહેરામણી સૌને કરી, જમદગ્નિ ઋષિએ સ્વહાથ. ૩૯
પછી સહસાર્જુન* જમદગ્નિને, નમ્યો જઈ પાય;
વિનયા† વચન ઘણાં કહ્યાં ઋષિને, આપો મુજને એ ગાય. ૪૦
ત્યારે ઋષિ કહે ધેનુ છે, સૌ દેવતાની એહ;
તપબળ થકી મેં માંગી આણી, અપાય મેં કેમ એહ. ૪૧
એવી વાણી સાંભળી ભૂપે, ક્રોધથી છોડી ગાય;
સુરભિ થકી બહુ જોધ પ્રગટ્યા, તે દાસી પૂઠે ધાય. ૪૨
ખરીથી ખુરાસનિ હવા, મુખ ફીણથી ફીરંગી જાત;
રોમથી રોમી ઉપન્યા, શૃંગથી શીંગાણી સાક્ષાત. ૪૩
સહસાર્જુનનું કટક સઘળું, તે સૈન્યે કીધું નાશ;
જીવતો નૃપ નાઠો સહી, મન માંહે પામ્યો ત્રાસ. ૪૪
પછી રાય ફરી સૈન્ય સજ કરી, આવ્યો ઓચિંતો ત્યાંય;
મદ છકેલો તે હવો, હરી . સર્વ ગાય. ૪૫
બુમ પાડતી બરાડતી, ગોવત્સ સૌ હરિયાં;
ક્રોધ ચઢ્યો પર્શુરામને, તેથી કારજ સરિયાં. ૪૬
ગૌ લઈ ગયો તવ રાય પૂઠે, ધાયા પર્શુરામ;
ક્રોધ કરતા ધર્ણ ધ્રુજાવતા, આવ્યા પૂર્ણ કામ. ૪૭
નગર મધ્યે પેઠા તવ, ચતુરંગી સેના કરી તૈયાર;
બાણ ગદા તરવાર કરે, કરે સૈન્ય મારામાર. ૪૮
પણ ફરસીએથી પર્શુરામે, હણ્યું સર્વ સૈન્ય;
સત્તર અક્ષોહણી હણી ત્યારે, રાયને આવી ધૂન્ય. ૪૯
ચઢ્યો એકલો મદથકી, આવ્યો જ્યાં પ્રભુ અંશ;
પ્રભુએ ધ્રુજાવ્યો ત્રાસીયો, સૈન્યનો કીધો ધ્વંશ. ૫૦
પછે બાણ ફરસી કર ગ્રહી તે, રાયની પૂઠે ધાય;
સહસ ભુજ છેદન કરીને, હણ્યો રણમાં રાય. ૫૧
પછી આવી પિતૃ સંતોષીયા, સોંપી વત્સ સહિત ગાય;
મહિમા ઘણો પરશુરામનો, સાંભળ પરીક્ષિત રાય. ૫૨
તવ પિતાજી વાણી વદે તેં, હણ્યો વૃક્ષ ક્ષત્રી રાય;
પિતા કહે ક્ષત્રા હણ્યા તેં, કર્યો અઘ અન્યાય. ૫૩
બ્રાહ્મણને ક્ષમા હોયે, તેથી શોભે કાય;
તે માટે તું તીર્થ કર, જેથી પાપ સર્વ મૂકાય. ૫૪
પછી‡ પરશુરામે વર્ષ પર્યંત, કીધી છે યાત્રાય;
પૃથ્વી પ્રદક્ષિણા કરી આવ્યા, આનંદમાં લીન જાય. ૫૫

વલણ

આનંદ આણી પિતા વચને, તીર્થ સર્વ કીધાં સહી;
પંચદશ અધ્યાય પૂરા થયા, નવમસ્કંધ કથા કહી. ૫૬

ઇતિ શ્રીમદ્‌ભાગવતે નવમસ્કંધે પંચદશોઽધ્યાયઃ ॥ ૧૫ ॥

* મહાવીર સહસ્રાર્જુન રાજા પોતાનાં કરતા પણ ઋષિની શક્તિ વધારે જોઇને, તે પરોણાગતમાં પ્રસન્ન થયો નહિ, ને તે ઋષિની કામધેનુ લઈ લેવાની ઈચ્છા થઈ
† અહિંથી માંડી નવ લીટીની વાત મૂળ ભાગવતમાં નથી.
‡ અહિંથી ૧૬ મા અધ્યાયની વાત છે.

## અધ્યાય ૧૬ મો*

### કડવું ૧૬ મું–રાગ ધન્યાશ્રી

સૂત પુરાણિક ઉચરે, ભાગવત કથાયરે;
એ સાંભળતાં અઘ જાય, ભવોભવની વ્યથાયરે. ૧
શુકજી પરીક્ષિતને કહે, કથા એ વિસ્તારીરે;
સુણતાં જન્મ કૃતારથ થાય, ચરિત્ર શ્રીમોરારીરે. ૨

ચાલ

ચરિત્ર સુણતાં હરિ કૃપાથી, પાતક સઘળાં પ્રજળે;
હરિ કથા શ્રવણે પાન કરતાં, શ્રીહરિ શીઘ્ર મળે. ૩
જમદગ્નિની સ્ત્રી રેણુકા, જળ ભરવા ગંગાતટ ગઈ;
નિહાળ્યો રાજા ચિત્રરથ, કામ વાસના સહેજે થઈ. ૪
અનેક અપ્સરા સહ જળમાં, ક્રીડા કરે ત્યાં રાય;
કમળ માળા ઉર ધરી, જોતાં કામ ઇચ્છા થાય. ૫
હય ગજ રથ પાળા અપરિમિત, દલ સુભટ બળિયા સાથ;
ગંગા નદીમાં આવિયો તે, ચિત્રરથ ગંધર્વનાથ. ૬
ત્યાં અપ્સરા ગાંધર્વી સ્ત્રી સાથે, રમતો દીઠો રાય;
ઇચ્છા થઈ તે ગંધર્વ પ્રત્યે, રમવાની મનમાંય. ૭
રેણુકા જોવા ઉભી રહી, ચૂકી તે હોમ વેળાય;
મોડું થયેલું જાણીયું તેથી, ત્વરાથી ઘેર જાય. ૮
માનસિક વ્યભિચાર કરેલો જાણી, કોપ્યા ત્યાં ઋષિરાય;
અનર્થ કર્યો નારીએ, તેથી કોપ ઋષિનો ન સમાય. ૯
કોપ પામેલા મુનિવરે, કહ્યાં પુત્રને વચન;
મુજ આજ્ઞાથી તમ માતનું, કરો શિર છેદન. ૧૦
જમદગ્નિ પિતાનાં વચન સુણી, પુત્રે કર્યો નકાર;
ક્રોધ વ્યાપ્યો મુનિને, કર્યો પુત્રનો ધિક્કાર. ૧૧
પછે પરશુરામને કહ્યું, કર શીઘ્ર ઘાત તુજ માત;
વળી બંધુ હણ તુજ સત્વરે, એમ બોલ્યા પ્રભુ તાત. ૧૨
તપ પ્રભાવ જાણે રાયજી, તેથી ઉઠ્યા તાત્કાળ;
ફરશીને ગ્રહી કર મધ્યે હણ્યાં, બંધુ માત તે કાળ. ૧૩
માત ને ભ્રાતનાં શિર છેદ્યાં, તવ પિતા મન આનંદિયા;
વરદાન માગ સુત મુજકને, એમ પરશુરામપેં કીધી મયા. ૧૪
ત્યારે પરશુરામ ચર્ણે નમી કહે, મુજ માતને જીવાડિયે;
મારા ભ્રાત ચ્યારે પડ્યા છે, તેમને પણ ઉઠાડિયે. ૧૫
વળી મેં માર્યાં છે તેમને, તેનું નવ રહે જ્ઞાન;
કૃપા કીધી હે પિતાજી તો, દ્યો એ વરદાન. ૧૬
પછે પ્રેમ ધરી મુનિવરે, પુત્ર ઇચ્છા કીધી પૂર્ણ;
મંત્ર ભણ્યા ત્યાં અમૃતનો, ઉઠાડ્યા પામ્યા મર્ણ. ૧૭
અંજલિ જળ અભિષેક કર્યો, મુનિવરે કરુણા કરી;
તત્કાળ ઉઠી થયાં બેઠાં, ચ્યારે પુત્રસું સુંદરી. ૧૮
રેણુકા માતાને નમ્યા ચરણે, ભ્રાત શું પ્રભુપ્રીતે મળ્યા;
ચ્યારે ભ્રાત સહિત પરશુરામ, આશ્રમેથી વનમાં પળ્યા. ૧૯
એક સમે પૂર્વનું વેર લેવા, સહસ્રાર્જુનના પુત્ર આવ્યા તહાં;
મહા ઉગ્ર તપ વનને વિષે, જમદગ્નિ કરે છે જહાં. ૨૦
ઋષિ જમદગ્નિનું શિર છેદી, તે દુષ્ટ પાપી લઈ ગયો;*
તેણે સમે ત્રૈલોક્ય માંહે, હાહાકાર ઘણો થયો. ૨૧
જમદગ્નિ શિર છેદ્યું તવ, રેણુકા ઘણું ઢળી;
આક્રંદ કીધું કેશ ચુંથ્યા, છાતી કુટી નાંખી વળી. ૨૨
છાતી કુટતાં રેણુકાએ, પરશુરામને સંભારિયા;
હે પરશુરામ હે પરશુરામ, તુજ તાતને દૈત્યે મારિયા. ૨૩
એ શબ્દ સુણી ધાયા વેગે, પ્રભુ શ્રી પરશુરામ;
તત્કાળ આવ્યા વનવિષે, જ્યાં પોતાનું ધામ. ૨૪
આશ્રમે આવ્યા તપ થકી, ગતિ પિતાની જોઈ એવી સહી;
મહા ક્રોધ પ્રકટ્યો પરશુરામને, અગ્નિજ્વાળા મસ્તકે ગઈ. ૨૫
દુઃખ શોક રોષ રોમરોમે, વ્યાપ્યો અંગે બહુ;
વિલાપ કીધો અતિ ઘણો, ધન્ય પુત્ર પીડા શું કહું ? ૨૬
હે તાત હે સાધુ પુરુષ, હે ધર્મનિષ્ઠ બળવંત,
અમને ત્યજી ક્યાં ગયા, હે મુનિજન સાધુ સંત. ૨૭
તમ વિના અમતણી ગતિ, કેવી થશે આવાર;
પિતા તમ વિણ કોણ અમને, પુત્ર કહી લડાવશે લાડ. ૨૮
પછે પિતાશબને સાચવી, રક્ષણે મૂક્યા ભાઈ;
અતિ ક્રોધ પ્રગટ્યો પ્રભુ અંગે, તેની શોભા ન જાય વર્ણી. ૨૯
ફરસી ગ્રહીને ધસ્યા પ્રભુજી, માહિષ્મતિ નગરી સાંચર્યા,
સકળ સૈન્ય ક્ષત્રી સંગાથે, સહસ્રાર્જુન પુત્ર સંહારિયા. ૩૦
નગર વચ્ચે અર્જુન પુત્રનાં, કાપ્યાં સુંદર શીશ,
લોહીની નીક વહેવડાવી, એમ હોલવી અંતર રીશ. ૩૧
બ્રાહ્મણના વેરી જે જનો, એ દેખી ઉપનો ત્રાસ;
ક્ષત્રિ નિકંદન પોણ કીધું, એ મન તણો હુલ્લાસ. ૩૨
રેણુકાએ જમદગ્નિ શોકે, છાતિ કુટી એકવીશ વાર;
તેજ કારણે રામ હણ્યા, એકવીશવાર ક્ષત્રિકુમાર. ૩૩
ઘણા ક્ષત્રિ હણ્યા રામે, શાખા ટાળી સૌ તણી;
ક્રોધ કેમે ન મૂકે, નિજ પિતાનું દુઃખ ત્રિભુવન ધણી. ૩૪
ગર્ભમાંથી બાળક માર્યાં, શોધી જાત ક્ષત્રિ હણે;
નિકંદન સૌનું કરે ઋષિ, નાના મોટા નવ ગણે. ૩૫
એમ અનેક ક્ષત્રિ હણ્યા, રામે, તેની કંઈ સંખ્યા નહીં;
નિચ કુળમાં જઈ રહ્યા ક્ષત્રિ, જાતિ ઉગારે સહી. ૩૬
નિચ જાતિ કહી ઉગરે, ક્ષત્રિ બેસે નિચ કર્મ આચરી;
એમ એકવીશ વાર નક્ષત્રી, પૃથ્વી પરશુરામે કરી. ૩૭
તે અવની આપી બ્રાહ્મણને, ફરી ક્ષત્રિકો પ્રગટે સહી;
ફરી સૌ ક્ષત્રિનો નાશ કરીને, ભૂ દાન આપે શ્રી હરિ. ૩૮

---

* આ સોળમા અધ્યાયમાં સહસ્રાર્જુનના દીકરાઓએ જમદગ્નિને મારી નાંખતાં પરશુરામે વારંવાર ક્ષત્રિયોને માર્યા તેની તથા વિશ્વામિત્રના વંશની કથાનો પ્રસંગ છે.

* જે વખતે જમદગ્નિનું માથું કાપીને લઈ ગયા ત્યારે દુઃખ તથા શોકથી પીડાયલી અને શરીરને કુટી નાંખતી રેણુકા, હે પરશુરામ, જલદિ આવ, એમ ઉચ્ચ સ્વરે બોલવા લાગ્યાં.

પછી પિતાનું મસ્તક ચોહોડી, જમદગ્નિ ઋષિ જીવતા કર્યા;
તે પરશુરામના નામ મહિમા યશ, ત્રૈલોક્યમાં વિસ્તર્યા. ૩૯
વળી યજ્ઞ કીધા ઋષિજીએ, બ્રાહ્મણને આપી અવની* સહુ;
પૃથ્વીનો ભાર ઉતાર્યો, જે ક્ષત્રિ જાત હુતી બહુ. ૪૦
તે અદ્યાપિ તપ કરે, ચિરંજીવ છે મહા ઋષિ;
જેનો પૂર્ણ ભક્તિભાવ હોય તેને, દર્શન દે પ્રભૂદિલવશી. ૪૧
મહેંદ્રાચળમાં પવિત્ર સ્થાનક, વિમલસર શોભા જહાં;
પરશુરામ ઋષિ વસે, વન રમ્ય સ્થાનક છે તહાં. ૪૨
પરશુરામનું ચરિત્ર પ્રેમે, સિદ્ધ ગાંધર્વ ચારણ ગાય;
શિખે સુણે કરે તેનાં, પાતક દૂર પળાય. ૪૩
જગતના કારણ રૂપ, પ્રભુ વિષ્ણુ નાથ;
ભૃગુ કુળે અવતરી, ક્ષત્રિનો કીધો નાશ. ૪૪
ભુ ભાર ઉતારવા પ્રેમથી, હણ્યા મદ ગસ્ત માતંગ;
ક્ષત્રિ મદોન્મત્ત હોમિયા, કુરુ ક્ષેત્રમાં કરીઓ રંગ† ૪૫
વળી એક કથા સુંદર, સુણ રાય તું સાધુ જન;
એ કથાતણો મહિમા મોટો, કહું સત્ય વચન. ૪૬
ગાધી રાયનો એક પુત્ર પ્રગટ્યો, વિશ્વામિત્ર નામ તે તણું;
વળી તેને સો પુત્ર‡ હુવા, બળ પરાક્રમ શોભે ઘણું. ૪૭
અજીગર્ત મુનિપુત્ર શુનઃશેફને, હરિશ્ચન્દ્રરાયના યજ્ઞ વિષે;
બત્રીશ લક્ષણો જાણીને, હોમવાને લીધો ઋષે. ૪૮
હોમ યત્ન કરીને બાંધ્યો છે, ત્યાં હોમવા મુનિવર મળી;
ગોવિંદનામે હુવો છૂટક, આરત સૌ મનની ટળી. ૪૯
તે શુનઃશેફ વિશ્વામિત્રને, ઋષિએ પાછો ફરી આપીયો,
તે માટે ભ્રાત વેર કીધું, ક્રોધ મનમાં સ્થાપીયો. ૫૦
ઋષિએ સર્વ પુત્રને, કહ્યાં વચન પ્રેમ કરી;
આ શુનઃશેફ તમ જ્યેષ્ઠ બાંધવ, ગણજો તમે પ્રેમે ધરી. ૫૧
મધુચ્છંદાથી શ્રેષ્ઠ સર્વે, એ વાતનો કીધો નકાર;
મુનિને ક્રોધ વ્યાપ્યો તત્ક્ષણે, કર્યો બહુ ધિક્કાર. ૫૨
એ પંચાશ પુત્રને શાપી મુનીએ, મ્લેચ્છવત કીધા સહી;
ત્યારે મધુચ્છંદાથી મોટાએ, તે વાતની હા કહી§ ૫૩
ભૃગુકુળને કૌશિક કીધો, તવ મુનિએ કહ્યાં વચન;
શુનઃશેફને જ્યેષ્ઠ ગણજો, હું છઉં તમપર પ્રસન્ન. ૫૪
એ પંચાશ બાંધવ દ્વિજ હુવા, તેણે ધર્મે તપ કીધો ઘણો;
નિજ કુળની કીર્તિ વધારી છે, દીર્ઘ મહિમા તે તણો. ૫૫

વલણ

દીર્ઘ મહિમા તેહનો છે, સાંભળ પરીક્ષિત રાયરે;
નવમસ્કંધ શ્રીહરિ કથાનો, હવો સોળમો અધ્યાયરે. ૫૬

ઇતિ શ્રીમદ્ભાગવતે નવમસ્કંધે ષોડશોઽધ્યાયઃ ॥ ૧૬ ॥

## અધ્યાય ૧૭ મો*

### કડવું ૧૭ મું–રાગ ધન્યાશ્રી

વ્યાસ પુત્ર વાણી વદે, પરીક્ષિત સુણોરે;
રાય પુરુરવાનો વંશ, વાધ્યો છે ઘણોરે. ૧
પાંચ પુત્રમાં ચારનો, વંશ વેલોરે;
જગમાં થયો વિખ્યાત, હર્ષ ઘણેરોરે. ૨

ચાલ

નૃપ પુરુરવાના પુત્ર, આયુને પંચ† પુત્ર સહીરે;
મહા બળિયા બુદ્ધિના ધામ, શોભા બહુ કહીરે. ૩
જ્યેષ્ઠ પુત્ર નહુષ રાજાન, ક્ષત્રવૃદ્ધ લિજે સહીરે;
વીર્યવાન રજિ ને રંભ, અને મહાજયીરે. ૪
અનેક શોભા ચાતુરી, નહુષ સહુમાં વડોરે;
નિજ પિતાનું તે રાજ્ય પાળે, પ્રજાશું પ્રીતે મળ્યોરે. ૫
ક્ષત્રવૃદ્ધ પુત્ર સુહોત્ર તેના, કાશ્ય કુશ ગૃત્સમદ કહીએરે;
ગૃત્સમદને શુનક, તેનો શૌનક લહીએરે. ૬
એ શૌનક ભ્રાત શતક થઈ, બ્રાહ્મણ યજ્ઞ કરતો હવોરે;
એક ભ્રાત ધન્વંતરી હતો, તેણે મહિમા કીધો નવોરે. ૭
એ ધન્વંતરી પ્રભુ અંશ, સ્મરે રોગ ના આવેરે;
યજ્ઞમાં ભાગ લેનાર, આયુર્વેદ પ્રવર્તાવેરે. ૮
ધન્વતરિનો કેતુમાન, ભીમરથ દિવોદાસરે;
તેનો દ્યુમાન પુત્ર, તેના ચાર નામ ખાસરે.‡ ૯
દ્યુમાનનો અલર્ક રાજા, હવો તે જાણજોરે;
સાઠ હજાર ને સાઠસો વર્ષ, રાજ કીધું પ્રમાણજોરે. ૧૦
સદા યૌવન રહ્યો રાય, મહિમા મહીમાં ઘણોરે;
પૃથ્વીમાં યૌવન એણે, ભોગવ્યું સત્ય ગણોરે. ૧૧

* એ અવની આ પ્રમાણે આપી હતી; હોતાને પૂર્વ દિશા, બ્રહ્માને દક્ષિણ દિશા, અધ્વર્યુને પશ્ચિમ દિશા, ઉદ્ગાતાને ઉત્તર દિશા, બીજા આચાર્યોને ખૂણાઓ, કશ્યપને વચેલો ભાગ, ઉપદ્રષ્ટાને આર્યાવર્ત અને બાકી જે પૃથ્વીનો ભાગ રહ્યો, તે સભાસદોને આપી દીધો. પછી પરશુરામે બ્રહ્માની નદી સરસ્વતીમાં અવભૃથ સ્નાન કરી, સર્વ પાપથી મુક્ત થયા. પરશુરામના પિતા જમદગ્નિ ઋષિ સઘળાં સ્મરણ સહિત પોતાના દેહને પામી સપ્તર્ષિઓમાં સાતમા ઋષિ થયા છે. કમળ સરખા નેત્રવાળા ભગવાન્ પરશુરામ પણ આવતા મન્વંતરમાં સપ્તર્ષિની પદવી પામશે. [મૂ. ભા.

† યજ્ઞ વેદી. ‡ વચલો પુત્ર મધુચ્છંદા નામે હોવાથી બધા મધુચ્છંદા જ કહેવાતા હતા. § એ રીતે હા કહ્યા પછી જે શુન શેફ, કે જે વેદના કેટલાએક મંત્રોનો દ્રષ્ટા છે, તેને મોટા કરાવી કહ્યું કે, અમે તારાથી નહાના છીએ. પછી વિશ્વામિત્રે કહ્યું કે, શુન શેફને હવે તમારે કૌશિક વંશનો જ સમજવો અષ્ટક, હારિત, જય અને ક્રતુમાનાદિ બીજા પણ વિશ્વામિત્રને પુત્રો થયા હતા.

* આ સત્તરમા અધ્યાયમાં પુરૂરવાના મોટા પુત્ર આયુના પાંચ દીકરાઓમાં ચારના વંશની કથા કરી છે.

† પુરૂરવાના મોટા પુત્ર આયુને પાંચ દીકરા નીચે પ્રમાણે હતા– નહુષ, ક્ષત્રવૃદ્ધ, વીર્યવાન્ એવો રજિ, રંભ અને અનેના એવે નામે પુત્રો હતા. તેમાં ક્ષત્રવૃદ્ધનો વંશ આ પ્રમાણે છે–ક્ષત્રવૃદ્ધને પુત્ર સુહોત્ર, તેનાં કાશ્ય, કુશ અને ગૃત્સમદ નામે ત્રણ પુત્રો થયા. તેઓમાં ગૃત્સમદનો શુનક અને તેનો શૌનક નામે પુત્ર થયો. એ શૌનક ઋગ્વેદીઓમાં મોટા મુનિ કહેવાય છે. કાશ્યનો કાશિ, તેનો રાષ્ટ્ર, તેનો દીર્ઘતમા અને તેનો ધન્વંતરિ નામે પુત્ર થયો હતો. ‡ એ ચાર નામ આ છે.–પ્રતર્દન, શત્રુજિત, ઋતધ્વજ અને કુવલયાશ્વ

અલર્કનો સંતતિ, તેનો સુનીથ સુકેતનરે;
તેનો ધર્મકેતુ સત્યકેતુ, ધૃષ્ટકેતુ તેનો તનરે. ૧૨
તેને સુકુમાર વીતિહોત્ર, તેનો ભર્ગ ભાર્ગભૂમિરે;
એ કાશીરાયનો વંશ, જગમાં બહુ નેમિરે. ૧૩
આયુનો પુત્ર રંભ, રંભનો રભસ થયોરે;
તેનો ગંભિર તેનો અક્રિય, પ્રતાપ ન જાયે કહ્યોરે. ૧૪
પાંચમા પુત્ર અનેનાને, શુદ્ધ પછી શુચી તનરે;
ત્રિકકુદ પછે વૃદ્ધસારથિ, શાંતરય શુદ્ધ મનરે. ૧૫
હતો આત્મજ્ઞાની એ રાય, પરાક્રમી પૂરોરે;
ન કીધાં એણે સંતાન, વંશ રહ્યો અધૂરોરે. ૧૬
ચોથો પુત્ર રજિ રાય, અતિ શ્રેષ્ઠ માનજોરે;
એ રજિ રાય બળવંત, તે પરીક્ષિત પ્રમાણજોરે. ૧૭
તે રજિરાજાએ અમરાવતી, દૈત્યને હણી લીધી સહીરે;
તે ઈંદ્રને આપી તહીં, સુરપતિ હરખ્યો મન મહીરે. ૧૮
ઈંદ્ર ભય પામ્યો મન માંહી, રખે શત્રુ લે પાછીરે;
મુંઝ્યો સ્વર્ગનો રાય, હિમ્મત તેની નાઠીરે. ૧૯
તેથી ઈંદ્રે પાછી રજિને, અમરાવતી આપી હતીરે;
તેણે ઘણા કાળ અમરાવતીનું, રાજ્ય કીધું પ્રેમથીરે. ૨૦
રજિ મુવા પછી ઈંદ્રપદ, પાછું આપ્યું નહીરે;
યજ્ઞ ભાગ રજિપુત્ર લે, તવ ઈંદ્રને મન ચિંતા થઈરે. ૨૧
પછી ઇન્દ્રે કપટ કરી, અભિચારવિધાનથી પાડીયારે;
તે વિધાને ધર્મભ્રષ્ટ થયા પુત્ર, પછે તેને મારીયારે. ૨૨
પછી દેવતા સૌ ટોળે મળી; ઈંદ્રને રાજ્ય આપ્યું ફરીરે;
તે ઈંદ્રપદ અદ્યાપિ ભોગવે, કૃપા કીધી શ્રીહરિરે*. ૨૩
ક્ષત્રવૃદ્ધની કથા, પુરાણમાં કહી છે ઘણીરે;
સંક્ષેપ માત્રે વર્ણવું, કીર્તિ રાય ક્ષત્ર વંશ તણીરે. ૨૪

વલણ

ક્ષત્ર વંશની કથા સાંભળી, પરીક્ષિત રાયરે;
નવમસ્કંધ શ્રીહરિકથાનો, હવો પૂર્ણ સત્તરમો અધ્યાયરે. ૨૫

ઇતિ શ્રીમદ્ભાગવતે નવમસ્કન્ધે સપ્તદશોઽધ્યાયઃ ॥ ૧૭ ॥

---

## અધ્યાય ૧૮ મો†

### કડવું ૧૮ મું–રાગ નટની ચાલ

શુકજી વાણી એણીપેરે બોલ્યા, સાંભળ અભિમન્યુ તન;
રાય નહુષને ષટ્ પુત્ર હવા, મહા બળિયા તે રાજન. ૧
યયતિ પુત્ર રાય તણો છે, મહા બળિયો બુદ્ધિમાન;
યયાતિ, સંયાતિ, આયતિ, વિયતિ કૃતિ છે તન. ૨
યતિ મોટો જતી હતો, તેણે રાજ્ય ગણ્યું દુઃખરૂપ;
પિતાના રાજની ઇચ્છા ન ધરી, જ્ઞાન પામ્યા શુદ્ધસ્વરૂપ. ૩
એક સમે નહુષ રાજાએ, યજ્ઞ કરી અમરાવતી લીધી;
ઈંદ્રસદન બેઠા મહારાજા, કીર્તિ ઉત્તમ કીધી. ૪
ઈંદ્રાણી વરવા જાવા અર્થે, બ્રાહ્મણ પાલખીએ જોતર્યા;
અજગર રૂપ થાજે પાપી, એમ બ્રાહ્મણ શાપ જ ઉચર્યા. ૫
બ્રાહ્મણનું વાહન કર્યું તેથી, શાપ રાયને દીધો;
નહુષે ઘણો વિનય કર્યો, તવ ઋષિએ અનુગ્રહ કીધો. ૬
મહાવનને વિષે તું રહેજે, અજગર લઈ અવતાર;
તારે સ્થાનક આવશે પાંડવ, જે કુંતાના કુમાર. ૭
ભીમને તમે ગ્રાહજો વનમાં, યુધિષ્ઠિર આવશે ત્યાંહિ;
ધર્મરાયનાં દર્શનથી, ઉદ્ધાર થશે ક્ષણમાંહિ. ૮
એવો શાપ રાજાને હવો, અજગર થઈ કાયાય;
નહુષ પડ્યા પછી યયાતિએ, રાજલગામ લીધી ત્યાંય. ૯
એ યયાતિ મહા પરાક્રમી, દીધો જગમાં ન્યાય;
ઋષિ શુક્રાચાર્યની પર્મ પુત્રી, દેવયાની કન્યાય. ૧૦
પાણિગ્રહણ યયાતિ સાથે, થયું છે નિરધાર;
શર્મિષ્ઠાને દાસી તરીકે, મોકલી દેવયાની સાર. ૧૧
વૃષપર્વા દાનવની પુત્રી, શર્મિષ્ઠા છે જેહ;
દેવયાની સાથે મોકલાવી હતી, યયાતિ રાયને ગેહ. ૧૨
ત્યારે પરીક્ષિત રાય શુક મુનિને, પ્રશ્ન પૂછે છે એમ;
બ્રાહ્મણ કેરી પુત્રી પરણ્યો, ક્ષત્રી થઈને કેમ. ૧૩
એ વિવાહ ઉલટો હવો, કારણ કેમ કળાય;
સંશય ભાંગો મુજ મનનો, શુકમુનિ પ્રહારાય. ૧૪
શુકજી કહે તું સાંભળ રાજા, કથા તણો વિસ્તાર;
એક સમે દેવયાની શર્મિષ્ઠા, રમવા ગયાં વનમોઝાર. ૧૫
કુંજે ભમતાં ક્રીડા કરતાં, ફરતાં ફરે ચોફેર;
ભ્રમર સારસ ગાન કરે છે, ચોફેર લીલા લહેર. ૧૬
ખીલી કુંજો શોભે મધુરી, ગાનની ચાલે છે ધૂન;
સર્વ સખીઓ તાનમાં આવી, થઈ થઈ કરે છે ધૂમ. ૧૭
ત્યાં એક સરોવર હતું, આવી સર્વે ભાળી;
વસ્ત્ર સર્વે તટે મૂકી, ઉતરી જળમાં થઈ કાલી.* ૧૮
પરસ્પરે વિહાર કરે, અન્યોઅન્ય મારે જળ છોળ;
જળમાં કુદકી રમતાં ભમતાં, ચક્કર ફરે ચકડોળ. ૧૯
સરને વિષે સહુ રમે છે, સાથે ઘણી કન્યાય;
તે સમે ઈશ્વર પાર્વતી, બેઉ ત્યાં થઇને જાય. ૨૦
એવે વાયુનો વંટોળ આવ્યો, વસ્ત્ર ઉડ્યાં સર્વ;
જે જ્યાં હતી તે ત્યાંથી દોડી, વસ્ત્ર પહેરવા તજી ગર્વ. ૨૧
ઉતાવળ કરી પહેરતામાં, વસ્ત્ર તે પલટાય;
ઋષિ પુત્રીનાં વસ્ત્ર તે ધર્યાં, રાજપુત્રીએ ત્યાંય. ૨૨
પછી માંહો માંહે વઢી સહી, અપવાદ બોલી અપાર;
દેવયાનીએ ગર્વથી કીધો, શર્મિષ્ઠાનો તિરસ્કાર. ૨૩

---

* આયુના દીકરા ક્ષત્રવૃદ્ધના પૌત્ર કુશનો પ્રતિ, તેનો સંજય, તેનો જય, તેનો કૃત, તેનો હર્યવન, તેનો સહદેવ, તેનો હીન, તેનો જયસેન, તેનો સંકૃતિ, તેનો જય, અને તેનો મહારથી ક્ષત્રધર્મા નામે પુત્ર થયો.

† આ અઢારમા અધ્યાયમાં નહુષનો દીકરો યયાતિ થયો, તેના પાંચ પુત્રોમાંના સહુથી નાનાએ જરા અવસ્થા લઇને પિતાને યૌવન દીધું તેનો આ પ્રસંગ છે.

* નાગાન.

ક્રોધ ધરી તે બોલી, "અયે દાસી, કીધું અયોગ્ય કામ;
મુજ વસ્ત્ર પરિધાન કરી, બોળ્યું બાપનું નામ. ૨૪
કુતરી જેમ યજ્ઞ ભાગને, ખાઈ જાય સેહેજ,
તેમ વસ્ત્ર પહેર્યું મુજનું, ધરી કારણ સુહેજ. ૨૫
અમે બ્રાહ્મણ પરમ પૂજ્ય, તપથી પવિત્ર જગ્ત;
ભગવાનના મુખ રૂપ છીએ, જાણે પરમાત્મા સત્ય. ૨૬
વેદ માર્ગ દાખવે જનને, વળી નમે પ્રભુ મહેશ;
લક્ષ્મી લોકપાળ સર્વે, પાળે અમને હંમેશ. ૨૭
હું ભૃગુકુલોત્પન્ન શ્રેષ્ઠ છું, તુજ પિતા તરણુતોલ,
તું શૂદ્ર જાતિ વસ્ત્ર મુજનાં, ન અંગે ધર્યા સમતોલ." ૨૮
એમ અનેક શબ્દ ત્યાં કહ્યા, દેવયાનીએ તે ઠાર;
શર્મિષ્ઠાને તત્સમે, વ્યાપ્યો ક્રોધ અપાર. ૨૯
જેમ સપડાયલી નાગણી, ઉછળે કરી અતિ ક્રોધ;
તેમ હોઠ ડંસી દંત કેરડી, બોલી કડવા બોલ. ૩૦
"રે ભીખારીની દીકરી, ગર્વ ધરે શો દાંય;
કુતરાપેરે ટુકડા ચાટે, શું નથી કંઈ લજ્જાય? ૩૧
બકવાદ શાં કરે એટલો, ટક ટક મુખની મૂક;
તું કોણ એ ભીખારડી, મુકું ન તુજપર થૂંક." ૩૨
એમ બોલ ઝાઝા ત્યાં કહ્યા, કરી ક્રોધ તે ઠાર;
નગ્ન કરી કૂપમાં નાખી, દેવયાનીને તે વાર. ૩૩
ભૂવન શર્મિષ્ઠા જઈ રહી, આનંદ અંગ ન માય;
એવે ચંદ્રવંશી રાય યયાતિ, આવીયા ત્યાં મૃગયાય. ૩૪
સર્વે સૈન્યથી છૂટો પડીયો, એકલો વન ભૂપ,
અશ્વ સઘળે ફેરવતાં એક, દીઠો વનમાં કૂપ. ૩૫
વાપી તણી આકાર દીઠો, પુરાતન નિરધાર;
મૃત્તિકાએ પૂરાયો છે ઘણો, નીર નથી તે ઠાર. ૩૬
અશ્વ ઉપર રહી કૂપ માંહિ, જોયું યયાતિ રાય;
દિવ્ય રૂપ સુંદર શશિવદની, દીઠી માંહે કન્યાય. ૩૭
નગ્ન અંગ તેનું જાણી, વસ્ત્ર આપ્યું તત્કાળ,
કૂપથી બહાર નીસરી, પછે પૂછયો તેનો હવાલ. ૩૮
'દયા કરી કાઢતાં, કન્યા ઝાલી છે દક્ષિણ હાથ;
દેવયાની ત્યાં બોલી, પાણિગ્રહણ કર તું નાથ. ૩૯
હસ્ત ઝાલ્યો મુજનો, તમે મુજના પ્રાણ;
આપણો સંબંધ ઈશ્વરી, તમે જાણો એ નિર્વાણ. ૪૦
કૂપે પડી હું વેવલી, ત્યાં થયું હે રાય દર્શન;
હવે તારો મુજને, પાણિ ગ્રહો થઈ પરસન. ૪૧
શુક્રાચાર્યની હું પુત્રી છું, કચનો છે મુને શાપ;
મેં ઇચ્છા કીધી તે સંગની, ગણ્યું ન કંઈ મેં પાપ. ૪૨
તે મૃતસંજીવની વિદ્યા ભણતો, મુજ પિતા પાસ;
આસક્ત થઈ મેં માગીયું, પરણી પૂર મુજ આશ. ૪૩
ગુરુપુત્રી જાણી તેણે 'ના પાડી, મેં શ્રાપ્યો તત્કાળ;
વિદ્યા તારી અફળ જશે,' સુણો તુજ હવાલ ૪૪
કહણ વેણ સુણી મજનાં, કચે શ્રાપી મુજને,
આવા અધર્મ થકી બહેન, બ્રહ્મણ ન પરણે તુજને. ૪૫
તે કારણ થકી મુજને, બ્રાહ્મણ પરણશે કો નહિ;
રાયજી પરણો મુજને, આશા પૂરો અહિંયા સહિ ૪૬
રાયે ધર્મ વિચાર્યાં, ગણ્યું નહિ કંઈ પાપ,
પાપ હોત તો આ સમે, મુને થાત ઉચાટ. ૪૭
અધર્મમાં મજની મતિ, કદી નહિરે જાય;
પછી પાણીગ્રહણ કરી, આશા પૂરી પળમાંય. ૪૮
પછે રાય આજ્ઞા માગી દેવયાની, ગઇ શુક્રાચાર્યને ઘેર;
રુદન કરતી પુત્રી આવી, કહી પિતાને સૌ પેર. ૪૯
"યજમાન વૃષપર્વા તમારો, શર્મિષ્ઠા તેની બાળ;
મહા વનમાં તેહ મુને, રાખી આવી તે કાળ. ૫૦
તેણે મુજને કૂપમાં નાંખી, વળી દુષ્ટવચન બહુ ભાંખે;
દાનવ થયા હવે માથા ઉફરા, આપણને નવ સાંખે." ૫૧
એવી વાણી ઋષિ શુક્રને, સુણતાં ચડ્યો ક્રોધ અપાર;
પછી રીસાઇને ચાલીયા ગુરુ, તેના પૂરથી બહાર. ૫૨
સુણી પાળે પગે છૂટો ચાલે, રાજા દોડ્યો જાય,
વિનય વચને સ્તુતિ કરીને, નમ્યો ગુરુને પાય. ૫૩
શુક્રાચાર્યે ક્રોધ વશથી, કહ્યાં અનેક વચન;
બહુ કઠીણુજ વાક્ય કહ્યાં, પણ સુણી રહ્યો રાજન. ૫૪
ગુરુ શુક્રે રાયને કહ્યું, "દેવયાની રાજી થાય;
એમ કરે તો સહેજમાં, મુજ ક્રોધ સમાય." ૫૫
દેવયાનીએ કહ્યું રાયને, "પરણું હું જે સ્થળ;
તુજ પુત્રી દાસી થઇને આવે, વિલંબ નકરે એકપળ." ૫૬
પછે સંબંધી જનને કષ્ટ ભારે, એમ વિચાર્યું રાયે,
શુક્ર ગુરુ વમે દાં તો, તે કષ્ટથી મૂકાયે. ૫૭
તેમ વિચારી રાયજીએ, સ્વીકારી એ વાત;
ગુરુના હૃદયમાંથી, ટળ્યો તવ ઉચાટ. ૫૮
શુક્ર ગુરુ પાછા ફરી આવ્યા, હરખ્યા નગર નિવાસી;
પછી રાયની પુત્રી શર્મિષ્ઠા, કીધી દેવયાનીની દાસી. ૫૯
શુક્રાચાર્ય ઋષિજીએ, યયાતિ રાયને તેડાવ્યો;
ઘણી જાન લઇને તેહ રાજા, પરણવાને આવ્યો. ૬૦
દેવયાની કન્યા પરણાવી, દાસી શર્મિષ્ઠા રાજબાળ;
શુક્રાચાર્યની રજા માગી, નિજ પુર ગયો મહિપાળ. ૬૧
દેવયાનીને યુગ્મ પુત્ર હવા, યદુ તુર્વસુ નિરધાર;
બુદ્ધિ બળે વિશેષ પરાક્રમી, રૂપતણો નહીં પાર. ૬૨
શર્મિષ્ઠા દાસી થઈ રહી છે, દેવયાનિને પાસ,
રાય યયાતિને મહેલે રહે, અભિલાષ ભરી છે આશ. ૬૩
રાજકન્યાની સ્નેહ પ્રીતિ, ભૂપાળ ઘણી વખાણી;
રાય શર્મિષ્ઠાથી† રંગે રમ્યો, દેવયાનિ તે નહિ જાણી. ૬૪

* વૃષપર્વાએ શર્મિષ્ઠાને દેવયાની પાસે એક હજાર દાસી સહવર્તમાન મોકલી હતી.

† રાજકુમારીએ ઋતુકાળમાં સંતાનને વાસ્તે માર્ગના કરી એવા સમયમાં સ્ત્રીની ઇચ્છા પરિપૂર્ણ કરવી એ ધર્મ છે, એમ વિચારી દેવયાનિથી તેનો સંગ કર્યો.

દાસી સાથે પ્રવર્ત્યો ભૂપ, કરુણા કરી અપાર;
શર્મિષ્ઠા રાણીને હુવા ત્યાં, ઉત્તમ ત્રણ* કુમાર. ૬૫
તે સમાચાર શર્મિષ્ઠાનો, સૌ દેવયાનિએ જાણ્યો;
દાસી સાથે સંગ કર્યો, માટે ક્રોધ કંથપર આણ્યો. ૬૬
યયાતિથી રિસાઈ દેવયાનિ, વનમાં ગઈ ઝટ ચાલી,
નિજ શુક્ર પિતાનું નામ પૂછતી, શીઘ્રે આવી ચાળી. ૬૭
પાળે પગે ને શોક વૈરાગે, રાજા પૂઠે ધાય,
અનેક ઉપાયથી નાર ન વળી, તવ દુઃખી થયો મનમાંય. ૬૮
સ્વામી ઉપર ક્રોધ કરી, નિજ પિતાને મંદિર આવી;
શુક્ર પિતાની પાસે જઈને, વાત કહી સમજાવી. ૬૯
"પિતાને કહ્યું તમ જામાત્રે, અધર્મ કર્યો અપાર;
મારી આજ્ઞા ભંગ કરીને, ગયો શર્મિષ્ઠાને દ્વાર. ૭૦
શર્મિષ્ઠાને ત્રણ પુત્ર હુવા, પણ વાત કહી નહી મુજને,
મહાદુઃખ પામી હું પિતાજી, વનમાં કહેવા આવી તમને" ૭૧
એવાં વચન સાંભળતાં શુક્રને, મન ચઢ્યો ક્રોધ અપાર;
અગ્નિ જ્વાળા અંગે લાગી, વચન બાણનો માર. ૭૨
ક્રોધાંધ કાળ હુવા મુનિ જન, ઘણું પછાડે આપ,
જામાત્ર ઉપર કોપ કરીને, તત્ક્ષણે દીધો શાપ. ૭૩
"મહિપતિ તું મદ વશ થઈને, આચરે અન્યાય કામ,
યયાતિ રાય તું યૌવન તજીને, જરાપણાને પામ." ૭૪
તે રાજાને તવ જરા આવી, પામ્યો મન દુઃખ અનંત;
શ્વસુરકેરી સ્તુતિ કરી કહે, ઉદ્ધાર કરો મુજનો સંત. ૭૫
"હે મુનિ તમ પુત્રીથી, મેં ભોગવ્યો નવ સંસાર,
વિષય વિલાસથી અતૃપ્ત છું, મુને ભોગ ઈચ્છા અપાર. ૭૬
મુજની જરા કોઈ લે, તેનું તરુણ મુજને આવે,
તેવી કૃપા કરો મુનિ જન, તો મુજને ભાવે" ૭૭
શુક્ર કહે એ મારી વાણી, મિથ્યા તો નવ થાય,
પણ જરા જેને તું આપશે, તે સહસ વર્ષ પલટાય. ૭૮
દેવયાનિના યદુ† પુત્ર કને, પિતા યૌવન માગે,
નકાર શબ્દ કર્યો તવ પુત્રે, પિતા પ્રત્યે અનુરાગે. ૭૯
"પિતા યૌવન નહિ આપું, એ મુજને કેમ ભાવે,
એ જરાની અવસ્થા ઘણી છે, રોગ અપરિમિત આવે." ૮૦
તવ પિતા પુત્ર પ્રત્યે કહે, તુને જરાનો ભય છે મન;
પણ મારા રાજ્યથકી તુજ કુળને, ન ઘટે રાજ્યાસન. ૮૧
એમ શાપ હુવો છે યદુ પુત્રને, યાદવ વંશ વિસ્તાર;
તે માટે યાદવને ઘટિત નથી, રાજ્યતણો અધિકાર. ૮૨
પછે રાયે તુર્વસુ દ્રુહ્યુને, કહ્યાં પ્રેમ વચન;
જરા લો મુજતણી, આપો તમતણું જોબંન. ૮૩
ત્રણે પુત્રે ના ના પાડી, નિત્યે ભણે યૌવંન,
અનિત્ય વસ્તુ ધારી નહિ, તેથી લોપ્યું પિતુ વચંન. ૮૪

* દ્રુહ્યુ, અનુ અને પૂરુ નામે ત્રણ પુત્ર થયા હતા † રાજાએ કહ્યુ કે–હે યદુ! તારા દાદાએ આપેલી આ જરા લે અને મુને જુવાની દે

ચારે પુત્રને શાપ્યા સહેજે, કોપીયો મન ભૂપાળ;
કનિષ્ઠ પુત્ર યયાતિ રાજાનો, પૂરુ* નામે છે બાળ. ૮૫
તેણે જરા લઈને યૌવન આપ્યું, હરખ્યો મન રાજંન;
પૂરુ કુંવરને ઘણું વખાણ્યો, સોંપ્યું રાજ્યાસંન. ૮૬
યયાતિ રાજા યૌવન પામ્યો, રંગે રમે વિલાસ;
રંગભોગ વૈભવ કરે નિત્યે, રંગે રમે કામ પાસ. ૮૭
દેવયાનિ નિત્ય નવનવી, કહે પ્રીતિ વાણ;
મોહ્યો રાય સ્નેહથકી, દેવયાની ચતુરસુજાણ. ૮૮
ભોગ ભોગવે વિધવિધે, પણ મન તૃપ્ત ન થાય,
છેલ્લી અવસ્થાએ રાયને, થયું જ્ઞાન અપરિમિત ત્યાંય. ૮૯
પ્રભુ ભગવાનનું પૂજન કીધું, ગણ્યો સંસાર અસાર,
અંતર્યામીને સંભાર્યા, નિષ્કામે જુગદાધાર. ૯૦
હજારો વર્ષ વિષય પ્રેમે, ભોગવ્યા રાજાન;
તૃપ્ત મન હવું નહિ, એ વિષય તુચ્છ પ્રમાણ. ૯૧
નિજપુત્રને પાછું યૌવન આપ્યું, પોતે જરા સહી રાય,
હરિ ભજન કરવાને આવ્યો, વનમાં યયાતિ રાય. ૯૨

વલણ

યયાતિ રાજા વૈરાગ્ય પામ્યો, સાંભળ પરીક્ષિત રાયરે,
નવમસ્કંધ શ્રીહરિ કથાનો, હવો અષ્ટાદશમોધ્યાયરે ૯૩

ઇતિ શ્રીમદ્ભાગવતે નવમસ્કંધે અષ્ટાદશોઽધ્યાયઃ ॥ ૧૮ ॥

## અધ્યાય ૧૯ મો†

### કડવું ૧૯ મું–રાગ મારુ

શુકજી કહે સાંભળ રાયરે, રાજા યયાતિની જે કથાયરે,
પછી ભૂપાળે જ્ઞાન વિચારીરે, તડી સમીપ પોતાની નારીરે.
દેવયાનિ રાણીનું નામરે, આવી કીધા તેણીએ પ્રણામરે;
રાજા યયાતિ બોલ્યા વાણીરે, તેહ સાંભળે છે તે રાણીરે.
ઈતિહાસ કથા એક કહે છેરે, તે તો રાણી હૃદયા લહે છેરે,
જેહ પોતાનો વિસ્તારરે, તે નિદર્શન કહે તેણી વારરે.
શરીર પોતાની ચેષ્ટા જેહરે, રાય દેવયાનિને કહે તેહરે;
એક સમે મહા વનમાં જેહરે, અગોચર સ્થાનક ગેહરે.
હતું વન સ્નિગ્ધ પત્ર કહે ભૂપરે, તે સ્થળે દીઠા પુરાતન કૂપરે,
હતો વાપિતણો આકારરે, હતિ કૂવામાં અજા તે ઠારરે.
ફરતો બકરો એક કૂપે આવેરે, ચરે તરણાં કૂપનાં મન ભાવેરે,
તેહ કૂપ મધ્યે નિર્ધારરે, તરણાં ચરતાં પડેલી અજા ત ઠારરે.
તેહ બકરી મહા દુઃખ પામીરે, તવ વિચારે બકરો કામીરે;
કીધા કાઢવા અનેક ઉપાયરે, પણ કાઢી કેમ શકાયરે.

* પૂરુ કહે છે–હે પિતા! તમે કે જેણે મને પેદા કર્યો, તેનો બદલો હું શા રીતે વાળી શકું? પિતાની કૃપાથી મોક્ષ મળે છે, તોપણ બાપનું ચિંતવેલુ કામ જે કરે, તે ઉત્તમ પુત્ર કહેવાય છે. એમ કહી પિતાની જરા પોતે લઈ. પોતાનું જોબન પિતાને દીધુ

† આ ઓગણીશમા અધ્યાયમાં સ્વયં બકરાનું ચરિત્ર દેવયાનીને સંભળાવી વૈરાગ્ય પામેલો યયાતિ રાજા મોક્ષ ગતિને પામ્યા, તેનો કથા-પ્રસંગ છે

બકરે કંઠ કૂપમા ઘાલીરે, શીંગડેવતી ઓને ઝાલીરે,
ભરાવી શીંગડામાં નારરે, તેણે તત્ક્ષણ કાઢી બહારરે
બકરી હતી જાતે રૂપાળીરે, બકરાએ કામ દૃષ્ટિથી ભાળીરે,
પછી લાવ્યો તે નિજ ધામરે, જહા ગામ પોતાનો ઠામરે
ઓસગ કીધા વિવિધ વિલાસરે, નિજનારીની પહોંચી આશરે,
બકરો પુષ્ટ દાઢી મૂછવાળોરે, મૈથુને ચતુર વીર્યવાન રૂપાળોરે
બકરી રૂપાળી વરી ત્યાયરે, અનેક બકરી આવી તે સ્થાન માયરે,
રંગે રમે અનેક બકરી સગરે, રતિ વધારતો જાણે અનગરે
ફરે ચરે હિંડે મસ્તાનરે, નવ જાણ્યુ કોઈનુ ભાનરે,
નિજસ્વરૂપ ભૂલ્યો ક્ષણ માયરે, વિષયમા લુબ્ધ થયો ત્યાયેરે
એકલો રમે વહાલી બકરી સાથરે, અન્ય બકરીનો ગ્રહે નવ હાથરે,
તવ બીજી બકરી કોપી તુર્તરે, ત્યજવા સ્વામિનો સગ એક સતરે
ગણ્યો બકરો ખંધો પાખડીરે, તેનો સ્નેહ કાચો ને ખધીરે,
ગઈ નિજ રક્ષકની પાસરે, જવ નવ પૂરાઈ તેની આશરે
લપટ બકરો ગયો તે પૂઠેરે, બેં બેં કરતો દોટ ઘણી મૂકેરે,
પણ બકરી કંઈ નવ ગણકારેરે, તેના હુ ખપર બહુ માર મારેરે
પછે બકરી રક્ષક બ્રાહ્મણ છેકરે, અજા વૃષણ કાપ્યો હર્ષ સમેતરે,
પાછો સાંધ્યો તે તાત્કાળરે, બકરો હરખ્યો સુણ શુકબાળરે
એ બકરો ભોગવે કુપવાળી બકરીરે, જ્ઞાનવાર્તા હૃદે નવ ફરકીરે,
હજી ભોગવે નવ નવા વિલાસરે, તૃપ્તિ ન થાય કામ આવાસરે
સુણ દેવયાની શુકબાળરે, સતોષ થાતો નથી એ હાલરે,
કંગાલ હું પણ છુ તેવોરે, તૃપ્ત નથી થાતો તે જેવોરે
તારા પ્રેમતણો છુ દાસરે, તારી માયામા તલ્લીન ખાસરે,
નથી જાણતો આત્મજ્ઞાનરે, ભૂલ્યો શુદ્ધ બુદ્ધ ને સાનરે.
મળે ભૂનુ સર્વ સુવર્ણ ને ધાન્યરે, પશુ સ્ત્રી અને સતાનરે,
તો પણ તૃષ્ણા ન તૃપ્ત થાયરે, તોપણ મન ન સંતોખાયરે
વિષય ભોગવવાથી નવસતોષરે, ભોગ ભોગવે વધે બહુ શોષરે,
જને થાય સમદૃષ્ટિવાનરે, દિશા સૂઝે સનિધાનરે
સુખ પામે તે તાત્કાળરે, પામે હર્ષ ને પામે શુભ, માળરે,
દુર્બુદ્ધિ જન તૃષ્ણા ન તજેરે, જીર્ણ થાય તોપણ તેને ભજેરે
થાયે અધ જીર્ણ તૃષ્ણા યૌવનરે, એનુ શું કરુ હું વર્ણનરે,
સુખ ઈચ્છનારે ભજવા તે રામરે, મૂકી સઘળી વિષની મામરે
માતા ભગિની પુત્રી પાસરે, એક આસને બેઠે બુદ્ધિ નાશરે,
ઇંદ્રિ બળવત ચિત્ત ચોરી જાયરે, કામે પીડે જતથી મૂકાયરે
હજાર વર્ષ વિષય સેવન કીધુરે, તૃષ્ણાએ દુ ખ બહુ દીધુરે,
સર્વ વસ્તુ સકલ સજોગરે, તેણે કીધા અપારમિત ભોગરે
વિષય રમતા વીત્યા બહુ કાળરે, તોએ તૃપ્તિ ન થઈ લગારરે,
આશા તૃષ્ણા ન હવી પૂરીરે, એ જ્યારે તજીએ ત્યારે અધૂરીરે
કરુ છુ તૃષ્ણા શીઘ્ર ત્યાગરે, ધરુ છુ આત્મજ્ઞાન ને વૈરાગરે,
મરુ મૃગલાપેરે વન ફરીરે, પરમાત્માની પ્રાપ્તિ કરીરે
ત્યાગીશ દ્વૈતવસ્તુ સર્વ ફોકરે, ચિંતન તજી ઉપજાવીશ શોકરે,
દૃશ્યપદાર્થનું સેવન ચિંતનરે, નિજ સ્વરૂપનું નવ અધ્યયનરે

(તેથી) જન્મ મરણ ફેરા થ યરે, ચેતજે આત્મજ્ઞાન માયરે,
આ અનિત્ય છે સસારરે, માયાથી નવ પામીએ પારરે
હરિ દિવ્યરૂપ હૃદે લીજેરે, આરાધન અતરમા કીજેરે,
વિશ્વનાથનું ધરતા ધ્યાનરે, પોતે કૃપા કરે ભગવાનરે
જે જીવો જગદીશને હૃદે ધરશેરે, તેહ સસાર જળથી તરશેરે,
તેથી આપણે તજીએ વિલાસરે, જઈ વન આરાધીએ અવિનાશરે.
એવા સ્ત્રીને વચન કહ્યા રાયરે, સુણ ચિત્ત ધરી પરીક્ષિતરાયરે,
તે તો આત્મજ્ઞાનમા આવ્યોરે, રાણીને વૈરાગ્ય ઉપજાવ્યોરે
રાજાએ ઉતાવળ કીધીરે, તેહ રાણીને સાથે લીધીરે,
આપ્યુ પુત્રોને* રાજ્યાસનરે, રાય યયાતિ ચાલ્યા વનરે
મેલી મનથી માયા આશરે, રાજા લઈ ચાલ્યા વનવાસરે,
નિજપુત્રને આપ્યુ રાજરે, તેના સરીયા સૌ શુભ કાજરે
તપ કરી ધર્યું હરિનું ધ્યાનરે, ત્યા પધાર્યા શ્રીભગવાનરે,
તૃપ્ત થયેલી ઇંદ્રિ સર્વરે, ત્યજી ગઈ પખી તજે જેમ વૃક્ષરે
સગ સર્વે ત્યજ્યા તાત્કાળરે, લિંગ શરીર ત્યજ્યુ ભૂપાળરે,
નિર્મળ બ્રહ્મ સ્વરૂપની પ્રાપ્તિ થઇરે, રાયની બુદ્ધિ નિર્મળ સઈરે
પછે દેવયાનીએ કર્યો વિચારરે, સ્ત્રી પુરુષના સ્નેહને છે ધિક્કારરે,
નિવૃત્તિ માર્ગ એ મોક્ષ સાધનરે, માયીક વસ્તુ છે સ્વપ્નસમાનરે
જેમ વટેમાર્ગુ પરબે ભેળા થાયરે, તેવો સબધી જન કહેવાયરે,
તેમા આસક્તિ મિથ્યા જાણુરે, પછે લિંગ દેહ ત્યજ્યો નિર્વાણુરે.
તેમને આપીયો વૈકુઠ વાસરે, કરુણા કરી શ્રીઅવિનાશરે,
યયાતિ ગયા સ્વર્ગ ભુવનરે, નિજ સાથમા છે સ્ત્રીજનરે

વલણ

સ્ત્રીજન સહિત તે સ્વર્ગ પહોંચ્યો, સાભળ પરીક્ષિત રાયરે,
નવમસ્કધ હરિ કથાનો થયો, ઓગણીશમો અધ્યાયરે

ઇતિ શ્રીમદ્‍ભાગવતે નવમસ્કધે એકોનવિંશોઽધ્યાય ॥ ૧૯ ॥

## અધ્યાય ૨૦ મો†

### કડવુ ૨૦ મુ-રાગ મેવાડો

ઋષિ સૂતપુરાણી કહે શૌનકને, સાભળો હરિ કથાયજી,
યયાતિ રાયનો વશ હવો તે, વર્ણવુ મહિમાયજી ૧
વશ યયાતિનો ઘણો વિસ્તર્યો, કરી કરુણા વિશ્વાધારજી,
પૂરુ‡ કુળમા એક દુષ્યત નામે, હવો રાજ કુમારજી ૨

* યયાતિ રાજાએ પૂરુને તેની જુવાની આપી દઈ તેના પાસેથી પોતાની જરા લીધી દ્રુહ્યુને અગ્નિ ખૂણામાં, યદુને દક્ષિણમાં, તુર્વસુને પશ્ચિમમાં અને અનુને ઉત્તરમા રાજ્ય આપી પૂરુને સઘળા ભૂમંડળનો સર્વોત્તમ રાજ્યાભિષેક કરી તથા તેના તાબામાં તેના સઘળા મોટા ભાઇ એોને સોંપી યયાતિ રાજા વનમાં ગયો હતો

† આ વીશમા અધ્યાયમા પૂરુ કે જેને પોતાના પિતા યયાતિની કૃપાથી ચક્રવર્તી રાજ્ય મળ્યું હતું, તેના વશમા દુષ્યતના દીકરા ભરતના વશનો કથાપ્રસગ છે

‡ પૂરુનો જન્મેજય, તેનો પ્રચિન્વાન્‌, તેનો પ્રવીર તેનો નમસ્યુ તેનો ચારુપાદ તેનો સુદ્યુ, તેનો બહુગવ, તેનો સયાતિ, તેનો અહંયાતિ અને તેનો રૌદ્રાશ્વ નામે પુત્ર થયો. રૌદ્રાશ્વને ઘૃતાચિ નામની અપ્સરાથી ઋતેયુ, કક્ષેયુ, સ્થડિલેયુ, કૃતેયુ, જલેયુ સતતેયુ ધર્મેયુ સત્યેયુ, વ્રતેયુ અને વનેયુ એવા નામે દશ પુત્રો થયા મુખ્ય પ્રાણને

તે રાજા મૃગયા વન આવ્યો, ઘણું સૈન્ય છે સાથજી;
સૈન્યથકી છૂટો પડ્યો રાજા; નામ દુષ્યંત નાથજી. ૩
કણ્વ ઋષિના આશ્રમ સાંનિધ્ય, આવ્યો તે ભૂપાળજી;
તૃષાતુર હુવો મહીપતિ, ત્યાં થયો છે મધ્યાન કાળજી. ૪
જળ પીવા આવ્યો મહીપતિ, તહાં કીધા સાદ અપારજી;
કો ન બોલે ઋષિ મઠમાં એવે, આવી ઉભી એક નારજી. ૫
સ્વરૂપ કાંતિ અતિ સુંદર, ષોડશ સજ્યા શણગારજી;
બુદ્ધિકળા ગુણ ચતુર વિચક્ષણ, તેજનો નહિ પારજી. ૬
શકુંતલા છે નામ તેનું, ઋષિ કણ્વે તેને પાળીજી;
રાય દુષ્યંત મોહ પામ્યો, તે કન્યાને ભાળીજી. ૭
ચન્દ્રવંશી રાય પાસે આવ્યો, નિજ અશ્વ ચલાવી રાયજી;
સ્વરૂપ નિધાન ઉભી છે, કણ્વ ઋષિતણી કન્યાયજી. ૮
એવું સાંભળી પરીક્ષિત રાય, પૂછે પ્રશ્નની વાતજી;
સ્વામી એક સંદેહ મુજ મનમાં, નિવારો સાક્ષાતજી. ૯
ઉર્ધ્વરેતા છે કણ્વ ઋષિ, એમ શાસ્ત્ર વાણી બોલેજી;
તો તેમને સંતાન ક્યાંથી, નથી તાપસ કો એમને તોલેજી. ૧૦
એવું પ્રશ્ન રાજાનું સુણીને, બોલે વ્યાસ કુમારજી;
સાંભળ પરીક્ષિત તે કન્યાની, ઉત્પત્તિનો વિસ્તારજી. ૧૧
એક સમે વિશ્વામિત્ર ઋષિએ, મહા ઉગ્ર તપ કીધોજી;
તેથી સુરમુનિ સૌ અકળાયા, સુરપતિ મનમાં બીધોજી. ૧૨
તવ ઇંદ્રે એક અપ્સરા મોકલી, મેનકા એવું નામજી;
તપ વ્રત ભંગ કરવા આવી છે, વિશ્વામિત્ર જે ઠામજી. ૧૩
અંગ સ્પર્શ કરી કંઠે વળગીને, કીધું ગાન અનંતજી;
હાવભાવ કટાક્ષ કરી મુનિનું, ધ્યાન કીધું ભંગજી. ૧૪
ઋષિ લાગ્યા અનંગદાવાનળ પ્રસંગે, અપ્સરા લાગી ચરણજી;
તવ ઋષિ કહે અબળા તું, શીઘ્ર મુજને પરણજી. ૧૫
ગાંધર્વ વિવાહ તત્ક્ષણ કીધો, પરણ્યાં વર કન્યાયજી;
પછી અનેક પ્રકારે ક્રીડા કીધી, આનંદ અંગ ન માયજી. ૧૬
ચોર્યાશી આસનથી અબળાને, આપીયું સુખ ધામજી;
સાઠ સહસ્ર વર્ષ તપ કીધું તે, વણસ્યું રવિ તે ઠામજી. ૧૭
ઋષિ વિશ્વામિત્ર મનમાં પસ્તાયા, ઉઠીને ચાલ્યા વનજી;
ઋષિ વિશ્વામિત્રનો ગર્ભ રહ્યો છે, મેનકા ઉદરે આધાનજી. ૧૮
એક પુત્ર ને એક બાળકી, જન્મ્યાં, વન મોઝારજી;
પછી મેનકા અપ્સરા ગઈ, સ્વર્ગ સદન મોઝારજી. ૧૯
પુત્ર હુવો તે પણ તાપસ થયો, તપે ગયો પિતા સાથજી;
તે પુત્રીને ઋષિ કણ્વ લાવ્યા, પ્રતિપાલન કર્યું દિનરાતજી. ૨૦
તે ઋષિ કણ્વને ઘેર પુત્રી, પામી યૌવન કાળજી;
ઋષિ કણ્વ મધ્યાહ્ન સંધ્યા કરે છે, તેવે આવ્યો ત્યાં ભૂપાળજી. ૨૧

શકુંતલા દુષ્યંત સામું જોતાં, હુવો પ્રેમ અપારજી;
દુષ્યંતે પ્રશ્ન કીધો તત્ક્ષણ, "હે સુંદરી કુણ તું સારજી. ૨૨
તું કોણ અને કેની પુત્રી, ચિત્ત મુજનું તુજશું લાગ્યુંજી;
હશે તું કોઈ ક્ષત્રી બાળા, દુર્ભાગ્ય મુજનું ભાગ્યુંજી. ૨૩
પૂરુકુળદીપકનું અન્ય કન્યામાં, મન નહિ પરોવાયજી;
અધર્મ કદી તે નવ આચરે," બોલ્યો દુષ્યંત રાયજી. ૨૪
તવ શકુંતલા પ્રેમ વચને, બોલી તેણી વારજી;
વિશ્વામિત્રને મેનકા રંભાથી, છે મુજનો અવતારજી. ૨૫
સ્વર્ગે જાતાં રંભાએ ત્યજી, ઋષિએ મુને પાળીજી;
હે રાયજી સત્ય આપ વદ્યા, હું ક્ષત્રિયની બાળીજી. ૨૬
આજ્ઞા હોય તે કહો મુને, ઉઠાવું તાત્કાળજી;
કમળ નેત્ર સમ હે રાયજી, થાઓ દીનદયાળજી. ૨૭
આસન આપું બેસો તમો, નાનવી છે તૈયારજી;
મરજી હોય ત્યાં સુધી રાયજી, કરો તેનો આહારજી. ૨૮
પ્રસન્ન થઈ દુષ્યંત વદ્યો, કુશિક કુળનો દીવોજી;
પ્રેમ વચન સુણીને કહું છું, ઘણું ઘણું તમો જીવોજી. ૨૯
ઇચ્છું છું પાણિ ગ્રહણ કરવા, કરશો નવ નકારજી;
ગાંધર્વ વિવાહ કરીને તે સાથે, રાયે કીધો વિહારજી. ૩૦
ભૂપ કહે હું હવડાં જઇશ, અહીંથી મુજ ભુવનજી;
તુંને શોભા સાથે તેડાવીશ, જ્યાં છે મારું રાજ્યાસનજી. ૩૧
શશિ સૂર્ય ત્યાં કીધા સાક્ષી, પાવક પાણી દેવજી;
નિશ્ચે તારો પુત્ર થશે તેને, રાજ્ય આપું અવશ્યમેવજી. ૩૨
એવું કહી નિજપુર ભણી ચાલ્યો, દુષ્યંત મોટો ભૂપજી;
શકુંતલાને ગર્ભ રહ્યો, તેણે હવી છે દિવ્ય સ્વરૂપજી. ૩૩
કણ્વ ઋષિએ દીઠી પુત્રી, હેત કરીને બોલાવીજી;
કશી ચિંતા કરે રખે કુંવરી, એ લખી વાત છે ભાવીજી. ૩૪
પછી ત્રણ વર્ષ પર્યંત ઉદરમાં, તેણીએ રાખ્યો કુમારજી;
પણ દુષ્યંત રાયે ફરીને, શુદ્ધ પૂછી ન લગારજી. ૩૫
શકુંતલાને બાળક પ્રગટ્યો, મહા બળીયો કહેવાયજી;
સહેજે વનમાં રમવા જાતાં, સિંહ વ્યાઘ્ર ગજ સાથજી. ૩૬
અતિશે કષ્ટ દીયે સહી, પશુ ઉપર થાય અસ્વારજી;
સર્વે ઋષિ મળીને સર્વદમન, તેનું નામ પાડ્યું નિરધારજી. ૩૭
પછી કણ્વ ઋષિએ શિષ્યની સાથે, મોકલી રાજદ્વારજી;
તે દેખી સ્વામી લજવાયો, મનની માંહિ અપારજી. ૩૮
રાજા કહે એ અબળાને, હું ઓળખું નહીં લગારજી;
તવ અમરે અંતરિક્ષથી સાક્ષી પૂરી, સત્ય કર્યું તે વારજી. ૩૯
"હે રાય મુજ પ્રેમ ધરીને, શકુંતલા છે નિર્દોષજી;
પાણિ ગ્રહણ કીધું છે એનું, પ્રણય કર તજી રોષજી. ૪૦
માતા એ ચર્મ ઠામ છે, પિતા ખરો છે વાડીજી;
પુત્ર એ નિજ સ્વરૂપ જાણો, પિતા એ ખરો માળીજી. ૪૧
યમ સભામાં કદી કો સમયે, ઉઠે કંઈ સંવાદજી;
પિતા પુત્રનો માલિક થાયે, તેમાં નહિ વિવાદજી. ૪૨

સ્વાધીન જેમ દશ ઇન્દ્રિયો રહે છે, તેમ એ દશ પુત્રો રૈદ્રાશ્વને સ્વાધીન હતા. ઋતેયુનો રંતિભાર, તેનો સુમતિ, ધ્રુવ અને અપ્રતિરથ એ નામના ત્રણ પુત્ર થયા. અપ્રતિરથનો કણ્વ, તેનો મેધાતિથિ અને તેના પ્રસ્કણ્વાદિ પુત્રો થયા એ બ્રાહ્મણવર્ણ પામ્યા હતા. સુમતિનો રૈભ્ય અને રૈભ્યનો દુષ્યંત નામે પુત્ર થયો હતો. [ભ. ભા.

વંશ રાખનાર દીકરો પુરો, પુત્ નરકથી કાઢે બહારજી;
તે કારણથી સર્વે શાસ્ત્રે, પુત્ર કહ્યો નિરધારજી. ૪૩
શકુંતલાને ગર્ભ તમોએ, રાખ્યો છે વન માંહેજી;
પતિ એના, પિતા પુત્રના, નિશ્ચે જાણો ત્યાંયેજી.” ૪૪
સુણી પ્રજાનો સંદેહ ભાગ્યો, મન હરખ્યો ભૂપાળજી;
શકુંતલા પટ્ટરાણી કીધી, પવિત્ર અતિ તે નારજી. ૪૫
શકુંતલા રાણી સાથે પછીથી, દુષ્યંત ગયો વનવાસજી;
રાજ્યાસન તેણે ભરતને આપ્યું, આણી મન ઉલ્હાસજી. ૪૬
રાજા ઋષિ સર્વે મળી ધર્યું, ભરત કુમારનું નામજી;
તે ભરત ચક્રવર્તી રાજા, થયો છે તેણે ઠામજી. ૪૭
એ રાય ભગવદ્ અંશથી હવો, જમણે હાથે ચક્રજી;
બે પગમાં કમળ મોટાં, જાણે શોભે શક્રજી. ૪૮
સામંતેય મુનિને પુરોહિત નિમિ, યમુના તટ નિર્ધારજી,
તેણે અશ્વમેધ યજ્ઞ કીધા, પંચાવન તે ઠારજી. ૪૯
બ્રાહ્મણ જનને બહુ ધન દીધું, પ્રેમે ગણ્યા સુપાત્રજી,
રક્ષક સમય પૃથ્વી મધ્યે, ચયન* કર્મ કર્યું સ્વગાત્રજી. ૫૦
એ ચયન કર્મ સમયે, હજારો બ્રાહ્મણ આવ્યાજી,
પ્રત્યેક બ્રહ્માને અબ્દ† ગૌ દીધી, સર્વેને અતિ સંતોષ્યાજી. ૫૧
તેત્રીસો અશ્વ યજ્ઞ સમે, બાંધ્યા દ્વારે પ્રેમેજી;
દેવ સર્વેથી શ્રેષ્ઠ હવો, અચરજ પામ્યા મત નેમેજી. ૫૨
મષ્ણારકર્મ કરીને રાયે, ચૌદ લક્ષ મૃગ જાતજી;
હાથી શણગારેલા દઈને, બહુ થયો રળિયાતજી. ૫૩
દિગવિજય કરીને રાય કિરાત, હુણ અંધ કંક યવનજી;
ખશ શક યવનના લોકો જીતી, ભરતખંડ કીધો પાવનજી. ૫૪
અનેક દૈત્ય યુદ્ધ કરીને, દેવનારી લઈ નાઠાજી;
પાતાળે રાયે યુદ્ધ કરીને, દેવાંગના દઈ દીધા પનોતાજી. ૫૫
સત્તાવીશ સહસ્ર વર્ષ પર્યંત, એક ચક્રે કીધું રાજજી,
અનેક સ્ત્રી સંગે રંગે રમ્યો, દુષ્યંત કુંવર મહારાજજી. ૫૬
ભરત રાયે ઘણા દેશ, જીતીને એકઠા કીધાજી;
મહા બળીયા અતુલી રાજા, દંડ તેના લીધાજી. ૫૭
નિઃસંતાન રહ્યો એ રાજા, પુત્ર નહિ પરિવારજી,
વ્યભિચાર શંકા સ્ત્રીપર ધરી, તેમાં ન કાઢ્યો સારજી. ૫૮
પછે વંશ રાખવા મરુત્સોમ, યજ્ઞ કીધો ત્યાંયેજી;
મરુત દેવે સંતાન દીધું, હર્ષ રાયને ન માયેજી. ૫૯
તેને પુત્ર ભરદ્વાજ આવ્યો, સાંભળ અભિમન્યુ તનજી;
ભરદ્વાજ કુંવરની ઉત્પત્તિ, શ્રવણે ધરો રાજનજી. ૬૦
બૃહસ્પતિએ સ્વબંધુ પત્ની, મમતાસું કીધો સંગજી,
મૈથુન કીધું પ્રેમ સહિત, લાગ્યો રુડો રંગજી. ૬૧
એ સમયે ઉતથ્ય પત્નીને, હતો ગર્ભ ઉદરેજી;
બૃહસ્પતિના વીર્યે ગર્ભ રાખ્યો, તે અણુ નવ ડરેજી. ૬૨
પ્રથમ ગર્ભ હતો તેણે, ના પાડી તે કાળેજી;
ક્રોધ કરીને કાઢ્યો ત્યાંથી, પણ મૂળ ગર્ભ નવ સંભાળેજી. ૬૩
બૃહસ્પતિએ મૂળ ગર્ભને, શાપ આપ્યો તે વારજી;
‘અંધ થજે’ હે મૂર્ખ ગર્ભ, તુજનો ન હશે કારજી. ૬૪
પણ મૂળ ગર્ભ નવ ડર્યો, ગુરુ વીર્યને લાત મારીજી;
ક્રોધ કરીને કઠણ વચન કહી, ગુરુ વીર્યને નાંખ્યું કાઢીજી. ૬૫
ગુરુ વીર્ય પૃથ્વી પડ્યું ત્યાંથી, પુત્ર એક હવો ઉત્પન્નજી;
મમતા ત્યાગ કરીને ગઇ, તવ ગુરુએ કહ્યાં વચનજી. ૬૬
“એ મૂઢ મૂર્ખ અવિચારી અબળા, મુજતુજસંગનો તનજી;
પાલન પોષણ કર તું પ્રેમે, એ છે મુજનું મનજી.” ૬૭
પણ મમતાએ કહ્યું તે ઠામે, “અન્યાયથી એની ઉત્પતજી;
તેથી રાખો તમ કને દ્વિવર, એ તમ પુત્ર છે સતજી.” ૬૮
ભર* અને દ્વાજ† એ બે સંજ્ઞાથી, ભરદ્વાજ પડ્યું નામજી;
એ મોટા ઋષિ હવા છે, તેને કરું પ્રણામજી. ૬૯
દેવતાએ સર્વે કહ્યું મમતાને, એ છે તારું ઓધાનજી;
પાળી પોષી મોટો કરજે, ન કરે તુજ પતિ વિરાધાનજી.‡ ૭૦
પણ મમતાએ ના ની હા, પાડી નહિ તે ઠારજી;
ત્યાગ કરી તે ચાલી અબળા, ક્ષણું ન લગાડી વારજી. ૭૧
એ પુત્ર ભરત રાયનો, મરુતે દીધો સુહેતજી,
રાયે તેને પુત્ર પેરે પાળી, કીધો રાજ સમેતજી. ૭૨
એ ભરદ્વાજ ભરતપુત્ર ગણાયો, વરણાયો તે મહારાજજી;
ભરદ્વાજ ઋષિ નામ તેનું, ધર્યું છે ઋષિ મુનિ કાજજી. ૭૩
એ ભરદ્વાજ ઋષિની ઉત્પત્તિ, નિગમમાં કહેવાયુજી;
શ્રીભાગવત નવમસ્કંધના, હવા વીશ અધ્યાયજી. ૭૪

વલણ

શ્રીભાગવત નવમસ્કંધના, પૂર્ણ હવા વિશ અધ્યાયરે;
કર જોડી વિપ્ર વલ્લભ કહે, શ્રીહરિએ કરી કરુણાયરે. ૭૫

ઇતિ શ્રીમદ્‌ભાગવતે નવમસ્કંધે વિંશોઽધ્યાયઃ ॥ ૨૦ ॥

## અધ્યાય ૨૧ મો§

### કડવું ૨૧ મું–રાગ રામગ્રી

શુક બોલ્યા સાંભળ રાયજી, ચંદ્ર વંશની કથાયજી;
ભરદ્વાજથી વાધ્યો મહાવંશજી, કહું વિસ્તારી અંશે અંશજી. ૧

ચાલ

ભરદ્વાજની કથા ઉત્તમ, સાંભળ પરીક્ષિત રાય;
વંશ વ્યર્થ જતાં આપેલો, તેથી વિતથ નામ કહેવાય. ૨
તે વિતથનો મન્યુ થયો, તેના બૃહત્ક્ષત્ર ને જય;
મહાવીર્ય નર અને ગર્ગ, એ પાંચ પુત્રો અક્ષય. ૩

* એ એક જાતનું વેદોક્ત કર્મ છે.
† તેર હજાર ને ચોરાસીની સંખ્યા છે.

* ભર એટલે પોષણ કરવું. † દ્વાજ એટલે બનેમાંથી ઉત્પન્ન થયેલા. ‡ કોઇ પણ રીતની હરકત.
§ આ એકવીસમા અધ્યાયમાં ભરતનો વંશ કહેવા તેમાં રંતિદેવ અને અજમીઢ વગેરેની કીર્તિનું કથન છે.

તેમાં નર તણો સંકૃતિ થયો, તેના ગુરુ અને રંતિદેવ;
ભરદ્વાજ વંશી રંતિદેવ રાજા થયો, પ્રૌઢ મહિમા એવ. ૪
તેણે પ્રજા પાળી પ્રેમશું, અનેક કીધા યજ્ઞ;
જે હતું તે તેણે ઋષિને આપ્યું, રાજ્ય વૈભવ ધન. ૫
એક સમે અડતાળીશ દિન, ન મળ્યો અન્ન આહાર;
ઓગણપચાસમે દિને અન્ન મળ્યું, ભક્ષતણો કરે મન વિચાર. ૬
ઘૃત દૂધપાક ને લાપરી, જ્યાં મૂકે મોઢામાંય;
તત્ક્ષણે ઈશ્વરી એક, કૌતક ત્યાં તો થાય. ૭
એક અતિથિ બ્રાહ્મણ આવીયો, તેને કરાવ્યું ભોજન;
બ્રાહ્મણ ગયા પછી શૂદ્ર આવ્યો, રાયને આંગણ. ૮
અન્ન વધેલું તેને આપ્યું, રાય ઉદકનો કરે આહાર;
ત્યાં શ્વાનવેષ્ટિત અતિથિ આવીયો, એ ભૂપતિને દ્વાર. ૯
ખાવાની પ્રાર્થના કરી રાયને, તવ ભોજન આપ્યું;
પછી એક ચંડાળને રાયે, અવશેષ વારી પાયું. ૧૦
તેવે આકાશથી વાણી હવી, રાજા ભલો સત્યવ્રત ધીર;
ધન્ય ધન્ય હે રાય તુજને, તું સમ ન કો વીર. ૧૧
પછે ત્રિલોકના સ્વામી પ્રભુ, બન્યા હતા અતિથિ શ્વાન;
ચાંડાળ શૂદ્ર હરિ સ્વયં, થયા રંતિદેવપેં તુષમાન. ૧૨
દર્શન દઈ કૃતકૃત્ય કીધો, રાયને તે વાર;
માયા રહિત રાયજીએ, કીધા દેવ પ્રસન્ન તે ઠાર. ૧૩
અહર્નિશ હરિમાં ચિત્ત ચોંટે, ઇચ્છે ન કાંઈ વસ્ત;
સ્વપ્નપેરે જગ્ત જાણે, ગણે અનિત્ય આ જગ્ત. ૧૪
રંતિદેવના સર્વ સાથીએ, સંગથી ધર્યો વૈરાગ;
નારાયણમાં લીન હવા, ત્યજ્યા રાય અનુરાગ. ૧૫
મન્યુનો પાંચમો પુત્ર ગર્ગ, પવિત્ર સત્યવાદી વીર;
તેનો મહિમા જગ મધ્યે, ગણાય છે બહુ સ્થીર. ૧૬
ગર્ગનો શિનિ થયો, તેના ગાર્ગ્ય નામે કુમાર;
એ સર્વે ક્ષત્રિય મટીને, બ્રાહ્મણ થયા તે વાર. ૧૭
મન્યુના બીજા પુત્ર મહાવીર્ય, તેના થયા દુરિતક્ષય;
તેના ત્રય્યારુણિ કવિ, ત્રીજા પુષ્કરારુણિ ત્યાંય. ૧૮
તે સર્વેએ બ્રાહ્મણપણું, સ્વીકારિયું તેણીવાર;
પરમ વ્રત જપ તપ કરતા, ધરતા ધ્યાન નિરધાર. ૧૯
વળી તે મન્યુરાયનો, બૃહત્ક્ષત્ર નામે પહેલો બાળ,
તેનો હસ્તિ નામે પુત્ર થયો, પરાક્રમી અતિ વિકરાળ. ૨૦
યુદ્ધ વિષે બહુ ગાજતો, હવો બળીઓ રાય;
તેણે હસ્તિનાપૂર વસાવ્યું, શોભા કહી નવ જાય. ૨૧
તેને પુત્ર ત્રણ હવા સહી, પરાક્રમી ઉગ્ર અપાર;
નામ તેનાં હું વદું છું, સાંભળો આ વાર. ૨૨
હસ્તીનો અજમીઢ દ્વિમીઢ, ત્રીજો પુરુમીઢ તંન;
અજમીઢ વંશે પ્રિયમેધાદિ, બ્રાહ્મણ સ્વરૂપ પાવંન. ૨૩
અજમીઢનો બીજો બૃહદિષુ, તેનો બૃહદ્ધનુ રાય;
તેનો બૃહત્કાય જયદ્રથ વિશદ, સેનજિત ઉત્તરોત્તર કહેવાય. ૨૪
સેનજિતના રુચિરાશ્વ દૃઢહનુ, અને ત્રીજો પાર નામે કુમાર;
પારના પૃથુસેન થયા, દ્વિતીય પુત્ર નીપ નામે સાર. ૨૫
તે શુકદેવની પુત્રીને પરણ્યો, કૃત્વી તેણીનું નામ;
તે થકી પુત્ર હવા સહી, બ્રહ્મદત્ત તેણે ઠામ. ૨૬
તે બ્રહ્મદત્ત હવા મહાયોગી, તેને કૃતિ સરસ્વતી નાર;
તેથી થયો તેને પુત્ર વિષ્વક્સેન, રૂપ ગુણ તણો ભંડાર. ૨૭
જૈગીષવ્ય મુનિ ઉપદેશથી, બ્રહ્મદત્તે રચ્યો યોગ ગ્રંથ;
સુણી કૃતારથ થાય મુનિઓ, પામે મુમુક્ષુ મોક્ષ પંથ. ૨૮
વિશ્વક્સેનના ઉદક્સ્વન, તેનો ભલ્લાદ નામે બાળ;
એ પ્રમાણે બૃહદિષુ વંશ જાણો, કહ્યો સવિસ્તર હેવાલ. ૨૯
બૃહદિષુનો કાકો દ્વિમીઢ છે, તેનો યવીનર નામે પુત્ર;
તેનો કૃતિમાન્ સત્યધૃતિ દૃઢનેમિ, તેનો સુપાર્શ્વ પવિત્ર. ૩૦
તેનો સુમતિ તેનો સન્નતિમાન્, તેનો કૃતિ કહેવાય;
તે રાય શિખીયો યોગ મારગ, હિરણ્ય નામ ઋષિરાય. ૩૧
એણે પ્રાચ્યસામની સંહિતા, બનાવી ષટ્ ભાગ;
ભણાવી તે શિષ્યોને, તેથી પામ્યો ફળ તે યાગ. ૩૨
કૃતિનો વળી નીપ થયો, તેનો ઉગ્રાયુધ તેનો ક્ષેમ;
તેનો સુવીર તેનો રિપુંજય, તેનો પુરુરથ પુત્ર એમ. ૩૩
વળી હસ્તીપુત્ર પુરુમીઢને, નોતું કંઈ સંતાન;
અપુત્ર રહ્યો તે રાજવી, તેણે કીધા પ્રભુ પ્રસન્ન. ૩૪
વળી અજમીઢને નલિની સ્રીથી, નીલ થયો કુમાર;
નીલનો શાંતિ થયો તેનો સુશાંતિ, તેનો પુરુ પુત્ર સાર. ૩૫
તેનો અર્ક તેનો ભર્મ્યાશ્વ, તેને મુદ્ગળ યવીનર;
બૃહદિષુ કાંપિલ્ય અને, સંજય નામે પંચ કુમાર. ૩૬
એ પાંચે પાંચાલ કહેવાણા, પવિત્ર સત્યવાદીય;
મોટા હતા જે મુદ્ગલ, તે વંશે થયા મૌદ્ગલ્ય ઋષિય. ૩૭
તે રાજા થકી બ્રાહ્મણ હવા, તે ગયા તપને વન;
પછી તે ભર્મ્યાશ્વને મુદ્ગલ નામે, હવો એક જ તન. ૩૮
વળી તેને હતું જોડલું, સાંભળ અભિમન્યુ બાળ;
એક પુત્ર અધિકારી હવો, તે દિવોદાસ ભૂપાળ. ૩૯
તેને કન્યા એક અહલ્યા હતી, સ્વરૂપનો નહિ પાર;
તેજ કાંતિ અપરિમિત, વરણવી વિવિધ પ્રકાર. ૪૦
તે કન્યા ગૌતમ ઋષિને, પરણાવી તેવાર;
તેને પુત્ર શતાનંદ હવો, જેની બુદ્ધિનો નહીં પાર. ૪૧
તેહ થકી સત્યધૃતિ હવો, તેહ થકી ઋષિ શરદ્વાન;
તેનું તપ ભંગ કરવા ઉર્વશી, આવી સ્વર્ગથી તે સ્થાન. ૪૨
શરદ્વાન ઋષિ દેખવાથી, તેનું વીર્ય ખળિયું જેહ;
તે વીર્ય કાસડાના ઝુમડે, મેલ્યું પૃથ્વી પડતું તેહ. ૪૩
તેથી યુગ્મ ત્યાં બાળક હવાં, વનવગડાને ઠામ;
રાજા શંતનુ એક સમે, વન ગયો મૃગયા કામ. ૪૪
તેને તે યુગ્મ જડ્યાં સહી, જે હતાં વન ઠામ;
કૃપાચાર્ય અને કૃપી, રાયે ધર્યાં સુંદર નામ. ૪૫

કૃપીને ઋષિ દ્રોણ પરણ્યા, જે આચાર્ય ગુરુ કહેવાય,
તેને પુત્ર અશ્વત્થામા હુવો, મહાદિવ્ય જેની કાય ૪૬

વલણ

કૃપીને ઋષિ દ્રોણ પરણ્યા, નવમસ્કંધ કથાયરે,
તેના પુત્ર અશ્વત્થામા થયા, હુવો એકવિશમો અધ્યાયરે ૪૭

ઇતિ શ્રીમદ્ભાગવતે નવમસ્કંધે એકવિંશોઽધ્યાય ॥ ૨૧ ॥

---

## અધ્યાય ૨૨ મો*

### કડવું ૨૨ મું–રાગ તાલ દેશી

શુક કહે પરીક્ષિત સુણો, કહું દિવોદાસ†નો વંશ,
કથા શ્રવણ પાન કરતા, મળે મુક્તિ પ્રભુ અંશ ૧
મુદ્દગળના પુત્ર દિવોદાસ છે, તેનો મિત્રેયુ તેનો ચ્યવન,
તેનો સુદાસ તેનો સહદેવ, તેનો સોમક નામે તન ૨
સોમકને શત પુત્ર થયા, જ્યેષ્ઠ પુત્ર જંતુ પ્રમાણો,
નહાનો પૃષત પુત્ર હતો, તેનો દ્રુપદ રાય કહેવાણો. ૩
દ્રુપદને દ્રૌપદી પુત્રી હુવી, વળી ધૃષ્ટદ્યુમ્નાદિ તંન,
ધૃષ્ટદ્યુમ્નનો ધૃષ્ટકેતુ, ભર્મ્યાશ્વવંશ પંચાલ રાજંન. ૪
અજમીઢ‡નો ઋક્ષ થયો, તેનો સંવરણ નામે કુમાર,
તેણે સૂર્ય પુત્રી તપતી સાથે, પાણિ ગ્રહણ કર્યું નિરધાર ૫
તે વંશે કુરુ રાજા હુવો, કુરુ વંશથી કૌરવ પ્રમાણ,
કુરુના પરીક્ષિત સુધનુ જન્હુ, ચોથા નિષધાશ્વ જાણ ૬
તેમા સુધનુંનો સુહોત્ર હુવો, તેનો ચ્યવન તેનો કૃતિરાય,
તેનો ઉપરીચરવસુ પુત્ર થયો, તેના બૃહદ્રથ કુશાંબ કહેવાય ૭
મત્સ્ય પ્રત્યગ્ર ચેદિ આદિ, થયા પુત્ર બહુ ત્યાંય,
ચેદિ નગરના અધિપતિ, તેઓ ચેદિરાય કહેવાય ૮
એ વંશે બૃહદ્રથનો કુશાગ્ર થયો, તેનો ઋષભ તેનો સત્યહિત,
તેનો પુષ્પમાન તેનો જહુ, પરમ પુણ્ય પવિત્ર ૯
(વળી) બૃહદ્રથ રાયની અન્ય સ્ત્રીએ, જણિયા બે ફાડચાય,
રાણીએ તેને બહાર ફગાવ્યાં, આવી જરા રાક્ષસી ત્યાય ૧૦
'જીવ જીવ' કહી સાધિયાં, તે જરાસંધ હુવો રાય,
તેનો સહદેવ પુત્ર થયો, તેનો સોમાપિ શ્રુતશ્રવા કહેવાય ૧૧
કુરુ પુત્ર પરીક્ષિત રાય, હુવો નિ:સંતાન એમ,
કુરુ પુત્ર જન્હુ§ સુરથ, તેનો વિદૂરથ સાર્વભૌમ. ૧૨
તેનો જયસેન તેનો રાધિક, તેનો અયુત તેનો ક્રોધન,
તેનો દેવાતિથિ તેનો ઋષ્ય, તેનો દિલીપ રાજન ૧૩
તેને પ્રતીપ નામે પુત્ર હુવો, ગુણવંત શુદ્ધ વીર,
તેને પુત્ર ત્રણ હુવા સહી, અપૂર્વ ગુણ ગંભીર. ૧૪
એક દેવાપી બીજા શંતનુ, ત્રીજો બાલ્હીક વીર,
ત્રણે થયા મહા પરાક્રમી, યશવંત બુદ્ધિ ગંભીર. ૧૫
પછી દેવાપી તપ કરવા ગયા, રાય શંતનુ બેઠા રાજ,
પછી સઘળે મેઘે વૃષ્ટિ, કીધી પૃથ્વીમાજ. ૧૬
પણ હસ્તિનાપુર વિષે વૃષ્ટિ, મેઘે નવ ત્યાં કીધી,
શંતનુને ઋષિ કહે, દેવાપીને રાજ આપે થાશે વૃષ્ટિ ૧૭
ઋષિ વાક્ય સુણીને શંતનુ, ભ્રાત સમીપે જાય,
દેશ નગરનું શુભ થાવા, ઇચ્છે રાય મનમાંય ૧૮
ભ્રાતને વિવિધ વચન કહ્યાં, નવ સમજ્યો ત્યાં ભ્રાત,
રાય પાછો આવિયો, (ત્યાં) મેઘવૃષ્ટિ થઈ સાક્ષાત ૧૯
શુકને પરીક્ષિત પૂછે, કેમ દેવાપી નવ સમજાય,
શુક કહે સુણ રાયજી, શંતનુ મંત્રીઓએ કીધો ઉપાય ૨૦
મંત્રીઓને યોગ્ય દીઠું નહિ, શંતનુ પૂર્વે મોકલ્યા બ્રહ્મ,*
પાખંડ મતનો ઉપદેશ કરાવ્યો, વેદ માર્ગનો કીધો ધ્વંસ ૨૧
શંતનુએ પ્રાર્થના કરતી વખતે, ભ્રાતે વેદ નિંદ્યો અપાર,
દેવાપિ તેથી પતિત થયો, ટળ્યો રાજ્ય તણો અધિકાર ૨૨
પછી દોષ ન લાગ્યો શંતનુને, પુણ્ય પવિત્ર છે રાય,
મેઘે વૃષ્ટિ કીધી, સઘળે, સુખી હુવી પ્રજાય ૨૩
રાય શંતનુને આસન રહ્યું, ન આવ્યા દેવાપી વનથીય,
યોગ ધારણ કરી દેવાપી, કલાપગ્રામ રહીય ૨૪
કલિયુગે ચંદ્રવંશ નાશ થાતાં, પુન: સત્યયુગ સ્થાપશે વંશ,
પાછો ચાલશે ચંદ્ર વંશ, તેનો આદિરાય દેવાપી પ્રભુઅંશ ૨૫
ધર્મિષ્ટ હુવો તે પ્રજા વિષે, એ શંતનુ નામે ભૂપાળ,
બાલ્હીકનો સોમદત્ત હુવો, તેનો ભૂરી ભુરીશ્રવા ને શલ ૨૬
શંતનુથી ગાંગેય હુવા, ભીષ્મવ્રત પ્રવર્ત તેમણે કીધું,
પરશુરામને જીત્યા સંગ્રામે, મહી મંડળ યશ લીધું ૨૭
તે ગાંગેયની માત ગંગા, તેણે ગાંગેય રાખ્યો જાણી,
પછી પોતાને સ્વસ્થાનક ગઈ, એમ શુક બોલ્યા વાણી ૨૮
રાજા શંતનુને પછી માછીની પુત્રી, સત્યવતી પરણાવી,
એ સત્યવતી જ્યારે હુતી કુંવારી, ત્યારે પરાશરસું લેહણાવી. ૨૯
સંગ થતાં તેને પુત્ર થયા વ્યાસ, પિતા અમારા શુભકારી,
વ્યાસે પૈલ આદિ ઋષિઓને, ભાગવતના કીધા ન ઉપકારી. ૩૦
પણ મુજને શાંતસ્વભાવનો જાણી, દીધો ઉપદેશ સ્નેહ લાવી,
ભીષ્મવ્રત ગ્રહ્યું છે ભીષ્મે, પિતા સાંનિધ્ય આવી ૩૧
શંતનુને બે પુત્ર હુવા, જ્યેષ્ઠ પુત્ર ચિત્રાંગદરાય,
બીજો પુત્ર વિચિત્રવીર્ય જે, મહાબળવંત કહેવાય ૩૨
ચિત્રાંગદને ગાંધર્વે માર્યો, રણ મધ્યે નિરધાર,
વિચિત્રવીર્યને રાજ્યે બેસાડ્યો, ગાંગેયે તેણી વાર ૩૩
કાશી રાજાની પુત્રી સાથે, ભીષ્મે તેને પરણાવિયો,
અંબાલિકા ને અંબિકા નામ તેનું, તે પ્રજાતણો મનભાવિયો. ૩૪
તે રાય મહા કામી હુવો, ક્ષય રોગ હુવો છે તેને,
મિથ્યા અપવાદ રાજાને લાગ્યો, માતા સત્યવતી જેને ૩૫

---

* આ બાવીસમા અધ્યાયમા દિવોદાસનો વંશ કહ્યો છે એ વંશમા ઋક્ષ નામના રાજાના વંશમા જરાસંધ, યુધિષ્ઠિર અને દુર્યોધનાદિ પુત્રો આવતાથી તેનું આ વૃત્તાંત કહ્યું છે
† એ મુદ્દગળનો દીકરો થાય છે
‡ એ હસ્તીરાયનો ત્રીજો પુત્ર થાય છે
§ એ કુરુનો ત્રીજો પુત્ર થાય છે

* બ્રાહ્મણ.

તેહ રાજા અપુત્ર હવો, ક્ષય રોગે પામ્યો મર્ણ;
તવ માતા સત્યવતી ગયાં, ભીષ્મકેરે શર્ણ. ૩૬
ભીષ્મ પ્રત્યે વદે વાણી, જે સત્યવતી માત;
મુજ પુત્ર પહેલો વેદવ્યાસ છે, તેને તેડીએ સાક્ષાત. ૩૭
પછી ભીષ્મે વેદવ્યાસને, શોધિ ત્યાં તેડાવ્યા;
આરાધન કીધું ઋષિનું, વેદવ્યાસ તત્ક્ષણ આવ્યા. ૩૮
આસન આપી પૂજન કીધું, બેઠા વેદવ્યાસ;
કુટુંબ સર્વ આવીને બેઠું, પરાશર સુત પાસ. ૩૯
નિજવંશ નાશની વાત જે, સત્યવતીએ કહી વિસ્તારી;
પુત્ર વિના હવે રાજ્ય કેમ રહેશે, સુત શી ગતિ થાશે મારી. ૪૦
પ્રૌઢ રાજ્ય અમારાં મોટાં, સંતાન નથી કો બાળ;
વેદવ્યાસ પ્રત્યે કહે માતા, થાશે કોણ હવાલ. ૪૧
માટે સંતાન થાય ને વંશ રહે, કાંઇ એવો કહો ઉપાય;
નહીં તો તમો સત્યાર્થ જાણજો, રાજ્ય નિશ્ચે જાય. ૪૨
તવ વ્યાસ કહે અહીં માતાજી, તેડાવો એ સ્ત્રી જંન;
વિધિ વરદાન આપું જેણે, દૃષ્ટિ પુત્ર થાયે તંન. ૪૩
એવું સાંભળી માત સત્યવતી, મનમાં અતિ ઉલ્હાસી;
અંબાલિકા અંબિકા સાંનિધ્ય તેડી, ત્રીજી સાધુ દાસી. ૪૪
શુદ્ધ સ્થળે વેદવ્યાસજી બેઠા, કરી પવિત્ર આસન,
ત્રણે સ્ત્રીને તેડી સહી, કહ્યું દેહ રાખો નગ્ન. ૪૫
નગ્ન વાત સાંભળતાં મનમાં, સ્ત્રી ત્રણે લજવાય;
બેઉ નેત્ર મીંચીને ઋષિ સાંનિધ્ય, પ્રથમ આવી અંબીકાય. ૪૬
તવ શીશ ધુણાવી વ્યાસજી કહે, એ શો કીધો વિચાર;
દ્રષ્ટિ પુત્ર હશે તારે પણ, અંધ હશે તે નિર્ધાર. ૪૭
તે અંબિકા રાણીથકી થયો, ઉદય ધૃતરાષ્ટ્ર રાય;
પછે વ્યાસ સાંનિધ્ય અંબાલિકા આવી, સાંભળો તેહ કથાય. ૪૮
સર્વ અંગે ચંદન ચરચી, અંગ ઢાંકયું નીરધાર;
નગ્ન અંગે આવી અંબાલિકા, વ્યાસ બેઠા જે ઠાર. ૪૯
વેદવ્યાસ કહે એના પુત્રનું, થશે પાંડુરુ અંગ;
શરીરે લેપ ચંદનનો કીધો, તેહતણો પ્રસંગ. ૫૦
પાંડુરાય તે થકી હવા, સાંભળ અભિમન્યુ તન,
સગ્જન કુટુંબ સર્વ આનંદ્યું, મન હવા પ્રસન્ન. ૫૧
ભુજવા દાસી હસંતી રમતી, ઋષિની પરે આવી,
દ્રષ્ટિ પુત્ર એક તેને આપ્યો, વ્યાસજીએ ઉપજાવી. ૫૨
વિદુર નામે તે પુત્ર હવો, જે નારાયણનો દાસ;
તેણે દૃઢ ભક્તિ નારાયણની કીધી, કૃપા શ્રીઅવિનાશ. ૫૩
રાય ધૃતરાષ્ટ્ર પરણાવ્યા ભીષ્મે, ગંધાર દેશની માંય,
ગંધાર પતિની લાવ્યા કન્યા, ગાંધારી કહેવાય. ૫૪
રાય ધૃતરાષ્ટ્રને ગાંધારી થકી, એક શત હવા કુમાર;
તેમાં દુર્યોધન દુષ્ટ હવો, સર્વ કુળ સંહારક સાર. ૫૫
પુત્રી એક હવી દુ:શલા, રૂપ તણો નહીં પાર;
તે કન્યા જયદ્રથને આપી, સિંધુપતિ ઘર ઠાર. ૫૬
કુંતિભોજ રાયની રૂપાળી કન્યા, પરણ્યા પાંડુ રાય;
જે યાદવકુળ ઉત્પન્ન હવી છે, નામ કુંતા કહેવાય. ૫૭
એક સમે પાંડુ રાજા મૃગયા, ગયા હુતા વન;
એવે મૃગ મૃગલી સંગ કરતાં, થયાં રાયને દરશન. ૫૮
ઋષિ ઋષિપત્નીએ મૃગ તણો, ધર્યો હુતો દેહ નિર્વાણ;
પાંડુ રાજાએ તત્ક્ષણ, તે મૃગ ઉપર માર્યું બાણ. ૫૯
ત્યારે નાશ પામતી મૃગલીએ, શાપ દીધો તેણીવાર;
સંભોગ કરતાં રાજા તારા, જાશે પ્રાણ નિરધાર. ૬૦
તે માટે કુંતાએ તપ કીધું વને, સાથે પાંડુ રાય;
ઋષિ દુર્વાસાની કૃપાથી, તેને ત્રણ પુત્ર ત્યાં થાય. ૬૧
કુંવારિકા વયમાં આવ્યો હુતો એક, જેનું નામ ધર્યું છે કર્ણ;
યુધિષ્ઠિર ભીમ અર્જુન, બાંધવ વન મધ્યે થયા ત્રણ. ૬૨
ધર્મરાયના પુત્ર યુધિષ્ઠિર, વાયુપુત્ર ભીમ કહેવાય;
ઇંદ્રનો પુત્ર હવો અર્જુન, જે મહા બાણાવળી રાય. ૬૩
પછી માદ્રીથી બે પુત્ર હવા, તેનાં નકુલ સહદેવ નામ,
અશ્વિનીકુમાર કૃપા થકી, તે પ્રગટ્યા તેણે ઠામ. ૬૪
એક સમે રાજા પાંડુએ, કામી દૃષ્ટિ કીધી,
મૃગનો શાપ ભૂલી ગયા, માદ્રી સંગે લીધી. ૬૫
તત્કાળ પ્રાણથી રહિત હવો, રાય પાંડુ પામ્યો મર્ણ,
વૈકુંઠવાસ હવો રાયને, કૃપા કીધી અશરણ શર્ણ. ૬૬
એ પાંચ ભ્રાત પાંડવો કહેવાયા, પરણ્યા દ્રૌપદી નાર;
દ્રૌપદીથી પાંચ* પુત્ર હવા, તેનો અશ્વત્થામાએ કર્યો સંહાર. ૬૭
તે પાંચ પાંડવને પંચ સ્ત્રી, બીજી હવીપો છે રાણી†,
તેને પુત્ર એકેકો હવો, એમ શુકજી બોલે વાણી. ૬૮
અર્જુનની સ્ત્રી સુભદ્રા તેને, અભિમન્યુ નામે બાળ;
તેની રાણી વૈરાટની પુત્રી ઉત્તરા, તેના તમે ભૂપાળ. ૬૯
તેના જન્મેજય રાજા યજ્ઞ કરીને, સર્પ હોમશે સર્વ;
મહા મોટા મણિધર નાગ તે, સર્વ તજશે ગર્વ. ૭૦
તારા પુત્ર ચાર‡ છે તેમાં, વડો જન્મેજય પરમ પાવન;
વડો એ પુત્ર તમારો, બેસશે રાજ્યાસન. ૭૧

* દ્રૌપદીને યુધિષ્ઠિરથી પ્રતિવિંધ્ય, ભીમસેનથી શ્રુતસેન, અર્જુનથી શ્રુતકીર્તિ, નકુળથી શતાનીક અને સહદેવથી શ્રુતકર્મા નામે પુત્રો થયા હતા.

† યુધિષ્ઠિરને પૈરવી નામની સ્ત્રીથી દેવક નામે પુત્ર, ભીમસેનને હિડિંબા નામની સ્ત્રીથી ઘટોત્કચ અને કાશી નામની સ્ત્રીથી સર્વગત નામે; સહદેવને પાર્વતી રાજાની દીકરી વિજયા સ્ત્રીથી સુહોત્ર; નકુળને કરેણુમતી નામની સ્ત્રીથી નિરમિત્ર, અર્જુનને ઉલૂપી નામની નાગ કન્યાથી ઇરાવાન, મણિપુરના રાજાની દીકરી ચિત્રાંગદાથી બભ્રુવાહન અને સુભદ્રાથી અભિમન્યુ થયો હતો. એઓમાં બભ્રુવાહન જો કે અર્જુનનો પુત્ર હતો, તોપણ તેના માતામહે કરેલા ઠરાવ પ્રમાણે તે માતામહનો પુત્ર થઇને રહ્યો હતો.

‡ જનમેજય, શ્રુતસેન, ઉગ્રસેન અને ભીમસેન

અશ્વમેધ કરશે રાજા, અને બીજા અનેક યજ્ઞ*;
સર્વ ધર્મ યજ્ઞ માર્ગે ચાલશે, સંતોષશે ઋષિ સર્વેશ. ૭૨
તેનો શતાનીક બ્રાહ્મણ થઈને, કરશે વિદ્યા અધ્યયન†;
પરમપદ પામશે શતાનીક, કરુણા કરશે જગજીવન. ૭૩
શતાનીકનો સહસ્રાનીક, તેનો અશ્વમેધક કહેવાય;
તેનો અસીમ કૃષ્ણ થશે, ગુણ અપરિમિત ગણાય. ૭૪
તેની કીર્તિ વાધી અતિ ઘણી, તેનો નિમિચક્ર કુમાર;
પછી નિમિચક્ર રાજ્ય કરતાં, તણાશે તે પુર નિરધાર. ૭૫
તે રાય કૌશાંબી નગરી સ્થાપશે,ત્યાં કરશે રાજ તે સાર;
ઉક્ત તેનો પછી ચિત્રરથ થશે, તેનો કવિરથ બાળક સાર. ૭૬
તેનો વૃષ્ટિમાન્ તેનો સુષેણ, તેનો સુનીથ નામે તંન;
તેનો નૃચક્ષુ.તેનો સુખીનળ, તેથકી પરિપ્લવ ઉત્પન્ન. ૭૭
તેનો સુનય તેનો મેધાવી, તેનો નૃપંજય રાય;
તેનો દૂર્વ તેનો તિમિ, તેનો બૃહદ્રથ કહેવાય. ૭૮
તેનો સુદાસ તેનો બીજો, શતાનીક તેનો દુર્દમન;
તેનો બહીનર તેનો દંડ પાણી, તેનો નિમિરાય તન. ૭૯
તેનો ક્ષેમક પુત્ર થયો, અપરિમિત ગુણવાન;
એ રીતે બૃહત્ક્ષેત્ર વંશ, કહ્યો પુનીત નિધાન. ૮૦
તેનો ક્ષેમક રાજા વંશ થકી, વૃદ્ધિ થાશે નષ્ટ;
પછી અન્ય રાય રાજ્યાસન બેસશે, શોભા જેની ઉત્કૃષ્ટ. ૮૧
હવે કહું જરાસંધ વંશ કથા, થશે તેનો સહદેવ રાય;
તેના વળી માર્જારિ રાય થશે, શુભ ચંદ્રવંશની માંય. ૮૨
તેનો શ્રુતશ્રવા તેનો અયુતાયુ, તેનો નિરમિત્ર તંન;
તેનો સુનક્ષત્ર તેનો બૃહત્સેન, તે થકી કર્મજીત ઉત્પન્ન. ૮૩
તેનો સુતંજય તેનો વિપ્ર, તેનો શુચિ તેનો ક્ષેમ;
તેનો સુવ્રત રાય હવો, તેનો ધર્મસૂત્ર તેનો શમ. ૮૪
તેનો દ્યુમત્સેન તેનો સુમતિ, તેનો સુબલ નામે રાય;
તેનો સુનીથ તેનો સત્યજીત, તેનો વિશ્વજીત કહેવાય. ૮૫
તેનો રિપુંજય નામે પુત્ર થયો, મહા પરાક્રમી અપાર;
કીર્તિ તેની જગમાં વ્યાપી, ધર્મ ધુરંધર સાક્ષાત્કાર. ૮૬
છેલ્લો રાજા રિપુંજય થશે, પ્રજા પાળક ભૂપ‡;
એ મહારાજા સદ્ધર્મે ચાલશે, પોતે દિવ્ય સ્વરૂપ. ૮૭
એ ચંદ્રવંશી રાજાની કથા, શ્રવણે ધરશે નરનાર;
તેને કરુણા કરશે કમલાપતિ, જીવન વિશ્વાધાર. ૮૮
જન્મ કોટિ તણાં અઘ વામે, કાયા નિર્મળ થાય;
સ્વર્ગવાસ પામે તે પ્રાણી, અંતે વૈકુંઠ જાય. ૮૯

વલણ

વૈકુંઠ સદને સાંચરે પ્રાણી, સાંભળ પરીક્ષિત રાયરે;
કર જોડી વિપ્ર વલ્લભ કહે, હવો બાવીશમો પૂર્ણ અધ્યાયરે.

ઇતિ શ્રીમદ્‌ભાગવતે નવમસ્કંધે દ્વાવિંશોધ્યાયઃ ॥ ૨૨ ॥

## અધ્યાય ૨૩ મો*

### કડવું ૨૩ મું–રાગ મેવાડો

સૂત પુરાણિક વાણી ઉચરે, સુણો શૌનક ઋષિ રાયજી;
ગર્ભયોગી રાય પરીક્ષિતને, સંભળાવે છે કથાયજી.
યયાતિ રાજા તણો હવો, ચોથો અનુ બાળજી;
અનુના સભાનર ચક્ષુ અને, પરોક્ષ નામ ત્રણ કૌમારજી.
તેમાં સભાનરનો કાળનર તેનોસંજય,તેનો જન્મેજય રાજનજી;
તેનો મહાશીલ તેનો મહામના,તેના ઉશીનર તિતિક્ષુ તંનજી.
ઉશી નરને શિબિ વન શમિ, અને ચતુર્થમો દક્ષ બાળજી;
એ સર્વે કૌમારો રુડા, જગમાં હવા ભૂપાળજી.
શિબિને વૃષાદર્ભ સુવીર ભદ્ર, ચોથા કૈકય સંતાનજી;
ઉશીનર ભ્રાત તિતિક્ષુને હવો, રુશદ્રથ ગુણ નિધાનજી.
તેનો હેમ તેનો સુતપા, તેનો બળિ નામે કુમારજી;
દીર્ઘતમા ઋષિના વીર્યથી,બળીની સ્રીને હવા તન બે–ચારજી†.
અંગ વંગ કલિંગ સુહ્મ, પુંડ્ર અને અંધ્ર નામજી,
તે ષટ્ કુમારો ક્ષેત્રજ કહેવાણા, અંગવંગાદિ અધિપત ઠામજી.
એ અંગનો અનપાન થયો, તેનો દિવિરથ રાયજી;
તેનો ધર્મરથ તેનો ચિત્રરથ, તેનું પરાક્રમ અતિ કહેવાયજી.
વળી રોમપાદ નામ બીજું, નવ થયું તેને સંતાનજી;
અતિ દીર્ઘવંશ તેનો હવો, આ અવનિ ચક્ર પરમ નિધાનજી.
તે વંશમાં રાય રોમપાદનો, મિત્ર દશરથ રાયજી;
રામચંદ્રજીના પિતાજી, જગમાં બહુ મહિમાયજી.
રાય દશરથે રોમપાદને, શાન્તા પુત્રી સોંપીજી;
તે શાન્તાને ઋષ્યશૃંગજી, પરણ્યા પ્રેમ ધરી ચોંપેજી.
કો કાળે રોમપાદ દેશમાં, ન થઇ વૃષ્ટિ પડ્યો દુકાળજી;
તે વખતે વેશ્યાઓએ, મોહ પમાડ્યા ઋષ્યશૃંગ બાળજી.
નૃત્ય ગીત અને વિલાસ કરી, ઋષિ મોહ પમાડ્યા ત્યાંયેજી;
હરિણી પુત્ર એવા શૃંગમુનિને, લાવી નગરી માંહેજી.
તેહ ઋષિનું બ્રાહ્મણોએ, ઋષ્યશૃંગ ધર્યું નામજી;
ઇન્દ્ર ઇષ્ટિ ઋષિએ કરાવી, સંતાન સુખી દશરથ અભિરામજી.
એ રોમપાદનો ચતુરંગ થયો, તેનો પૃથુલાક્ષ નામે બાળજી;
તેનો બૃહદ્રથ બૃહત્કર્મા અને, બૃહદ્‌ભાનુ નામે કુમારજી.
તેમાં બૃહદ્રથનો બૃહન્મના, તેનો જયદ્રથ વિજય રાયજી,
વિજયને સંભૂતિ સ્રીથી થયું બાળક, તે ધૃતિ નામે ગવાયજી.

* કાશ્યપ કુળના તુર નામના બ્રાહ્મણને પુરોહિત કરીને અશ્વમેધ અને બીજા યજ્ઞો પણ કરશે.

† શુક કહે છે કે, તે યાજ્ઞવલ્ક્ય ઋષિ પાસેથી ત્રણ વેદ ભણશે. કૃપાચાર્ય પાસેથી અસ્ત્ર વિદ્યા શિખશે અને શૌનક પાસેથી બ્રહ્મવિદ્યા પામશે.

‡ એ બાળીનો વંશ દ્વાદશસ્કંધના પ્રથમાધ્યાયમાં વર્ણવ્યો છે.

* આ ત્રેવીશમા અધ્યાયમાં યયાતિના અનુ, દ્રુહ્યુ અને તુર્વસુના વંશ કહ્યા પછી જ્યામઘ નામના રાજા સુધી યદુનો વંશ કહ્યો છે.

† બે ને ચાર છ.

તેનો ધૃતવ્રત તેનો સત્કર્મા, તેનો અધિરથ પુત્રજી;
એ અધિરથને એક પેટી મળી, ગંગા તટથી પવિત્રજી.
તેની મધ્યેથી મળ્યું બાળક, રૂપતણો અંબારજી,
રાધે પુત્ર કરીને રાખ્યો, નોધારો આધારજી.
કુંતાને કુમારી અવસ્થાએ, સૂર્ય તપથી હુવો કુમારજી,
કર્ણ નામ તેનું જાણો, મહા દાતાર શૂરો નર સારજી*.
કુંતાએ પ્રથમે ગંગામાં, નાખ્યો હુતો બાળજી,
તણાતો તે જળમાં આવ્યો, હસ્તિનાપુર મોઝારજી.
ક્રીડા કરતાં ગંગા તટે અધિરથે, દીઠી તણાતી પેટીજી;
તેમાંથી એ બાળક મળિયું, સૂત† સુત‡ નામની કહેતીજી.
એ કર્ણને રાખ્યો રાધાએ, પાળ્યો પુત્રની પેરજી;
રાય પણ પુત્રની પેર દેતો, માન પોતાને ઘેરજી.
તે કર્ણ§ ગુરુ પરશુરામ કૃપાથી, વિદ્યા પામ્યો અપારજી,
ઇંદ્રે આવી તેને શાપ દેવાડ્યો, નિષ્ફળ કીધો શ્રમ સારજી.
હવે યયાતિનો વધુ વંશ કહું, સાંભળ પરીક્ષિત રાયજી;
યયાતિના દ્રુહ્યુ થયા, તેના બભ્રુ તેના સેતુ કહેવાયજી.
તેનો આરબ્ધ તેનો ગાંધાર, તેનો ધર્મ તેનો ધૃતજી,
તેનો દુર્મના તેનો પ્રચેતા, તેના થયા શત સુવ્રતજી‖.
એ સર્વ ઉત્તર દિશામાં રહી, મ્લેચ્છના રાજા હુવાજી;
યયાતિના તુર્વસુ તેનો વન્હિ, તેનો ભર્ગ ભાનુમાન થાયજી.
તેનો ત્રિભાનુ તેનો કરંધમ, તેનો મરુત નામે બાળજી;
એ મરુતનો દુષ્યંત થયો, ફરી અવતર્યો ભૂપાળજી.
રાજ ઇચ્છા મનમાં રહીતિ, ઇશ્વર ઇચ્છાથી જન્મજી;
કર્મ રહિત છતે કર્મે બંધાયો, કર્મ ગતિ છે પર્મજી.
તે પુનઃ અવતર્યો પુરુ¶ વંશમાં, જેનું વર્ણન કહ્યું છે પૂર્વેજી,
હવે યયાતિ પુત્ર યદુતણો વંશ, વિસ્તારથી વર્ણું સર્વેજી.
જેના વંશમાં પ્રભુ પ્રકટ્યા, નામ લેતાં પાતક જાયજી,
યદુના સહસ્રજિત ક્રોષ્ટા નળ, અને ચોથા રિપુ રાયજી.
તેમાં સહસ્રજિતનો શતજિત થયો, તેનો મહાહયવેણુ હયજી,
ત્રીજા પુત્ર હૈહય થયા જેની, કીર્તિ અપરિમિત અક્ષયજી.
તેમાં હૈહયનો ધર્મ તેનો નેત્ર, તેનો કુંતિ સોહંજી,
તેનો ભદ્રસેનક તેના દુર્મદ, અને ધનક એ મનમોહનજી.
ધનકના કૃતવીર્ય કૃતાગ્નિ, કૃતવર્મા ચતુર્થમાં કૃતૌજાજી;
કૃતવીર્યનો અર્જુન§ થયો, એ હતો સપ્ત દ્વીપ રાજાજી.
ગુરુદત્ત પાસેથી તે રાજાએ, યોગ વિદ્યા ગ્રહણ કરીજી,
પંચાશી હજાર વર્ષ સુધી તેને, રાજ્યસુખ દીધું હરિજી.
તેને હજારો પુત્રો હતા, તે મૂવા પરશુરામ હાથજી,
મરતાં જયધ્વજ શૂરસેન, વૃષભ અને મધુ બચ્યા સાથજી.
પાંચમો ઊર્જિત પાવૈઓ, તે પાંચે ભાગી છૂટ્યાજી,
તેનો જયધ્વજ તાલજંઘ થયો, તેના શત પુત્ર પનોતાજી.
તાલજંઘ નામથી પ્રસિદ્ધ ક્ષત્રિને, સગરે*મારી નાંખ્યાજી;
તાલજંઘનો જ્યેષ્ઠ પુત્ર તે, વીતિહોત્ર હુવો વિખ્યાતજી.
સહસ્રાર્જુનનો પુત્ર મધુ તેને, શત હુવા સંતાનજી;
તેમાં વૃષ્ણિ જ્યેષ્ઠ હતો, બાળ પરાક્રમી મહા વિદ્વાનજી.
એ મધુ વૃષ્ણિને યદુ ઉપરથી, વંશ જુજવા કહેવાયજી,
માધવ વૃષ્ણિ યાદવ કહેવાણા, વર્ણન તેનું ન વર્ણાયજી.
તે થકી ઘણો વંશ વધ્યો છે, સાંભળ રાજા તેહજી,
વિસ્તાર વંશ તણો સાંભળતાં, દિલ ઉપનો બહુ નેહજી†.

---

કડવું ૨૩ મું—રાગ ધન્યાશ્રી

શ્રીશુકજી વાણી ઉચરે, પરીક્ષિત સુણોરે;
આ નવમસ્કંધ ભાગવત, મહિમા ઘણોરે. ૧
એક મને જે સાંભળે, હેત આણીરે;
તેને કૃપા કરે અવિનાશ, સારંગપાણિરે. ૨

ઢાલ

સારંગપાણિ કરે કૃપા, જે કથા હરિની સાંભળે;
જે હોય પાપ પૂર્વ જન્મનું, શ્રવણથી સર્વ બળે. ૩
યદુતણા પુત્ર ક્રોષ્ટુ જાણો, તેના વૃજિનવાન્ રાય,
તેનો શ્વાહિ તેનો રુશેકુ, તેનો ચિત્રરથ પુત્ર કહેવાય. ૪
તેનો શશબિંદુ નામે પુત્ર થયો, પરમ યોગી પુનીત;
અતિ વૈભવનો ભોક્તા, મહાત્મા ચક્રવર્તી ધીટ. ૫
ચૌદ રત્ન તેની કને હતાં, તેને દશ સહસ્ર નારી;
એકેકીને લક્ષ પુત્ર હુવા, તે સર્વે પરોપકારી. ૬
વળી તે શશબિંદુ રાજા હુવો, એક બળીયો સહી;
તે યદુ કુળમાં હુવો યાદવ, કીર્તિ નવ જાયે કહી. ૭
તે થકી યાદવ થયા ઘણા, યદુવંશ વાધ્યો બહુ;
શશબિંદુના પુત્રમાં, છને મુખ્ય માને સહુ. ૮
તેમાં પૃથુશ્રવાનો ધર્મ જાણો, તેનો ઉશના નામે બાળ;
તેણે શત અશ્વમેધ કીધા સહી, પુણ્ય બુદ્ધિ વિશાળ. ૯
તેનો રુચક નામે પુત્ર હવો, તેનો પુરુજિત રાય,
રુક્મ રુક્મેષુ પૃથુ અને, જ્યામઘ નામે પંચ થાય. ૧૦
જ્યામઘરાય અપુત્ર હવો, પણ સ્ત્રી ન કરી શકે અન્ય.
સ્વ રાણી શૈબ્યાની બીકથી, નવ પરણી શકે બીજી ...
એક દિને શત્રુભુવનથી, ભોજ્યા નામે કન્યા ...
રથમાં બેસાડી લાવતો હતો, તે શૈબ્યાએ દીઠી ...
ક્રોધ ભરિત શૈબ્યા વદે, હે કપટી જ્યામઘ ...
આ મુજને બેસવાના રથમાં, કોને બેસા...

---

* તત્ર જેવો, બહુ માણવાનો. † સારથિ ‡ પુત્ર. § કર્ણનો વજ્ર ... ‖ ... શૂરસેન નામે પુત્ર થયો હતો. ¶ આમાં મતાંતરવાળી ... ... યયાતિના પુત્ર પુરુને પેર. § સહસ્રાર્જુન.

* ઔર્વઋષિના પ્રતાપથી.
† અત્રે ત્રેવીસમો અધ્યાય પૂર્ણ ... વર્ણન ... છે; પરંતુ મૂળ ... અધ્યાયમાં સમાવ્યો છે, તે ... અત્રે દાખલ કરીને તેના ...

ભયથી બીપેલો જ્યામઘ બોલ્યો, એ તુજ પુત્રની નારી;
હસતી હસતી શૈબ્યા બોલી, હું છું વાંઝણી અકારી. ૧૪
તેમ નથી મુજને શોકય કોઈ, કેમ એ સંભવે પુત્ર નારી;

**જ્યામઘ કહે છેઃ—**

હે રાણી તું જે પુત્ર પ્રસવશે, તેને યોગ્ય છે આ સુકુમારી. ૧૫

**શુક કહે છેઃ—**

એવે સમયે દેવપિતૃઓને, જ્યામઘની દયા આવી;
દેવે વચન તેનું સત્ય કરવા, વાત અદ્દભુત ઉપજાવી. ૧૬
એ જ્યામઘ રાયે ભાવ સહિત, કીધું પૂજન ભારી,
તેથી 'તથાસ્તુ' કહી દેવ ગયા, ગર્ભિણી હવી શૈબ્યા રાણી. ૧૭
સમય પ્રાપ્ત થતે પુત્ર જન્મ્યો, તેનું નામ ધર્યું વિદર્ભરાય;
પિતાએ આણેલી સતી કન્યા, પરણ્યો પછે તે રાય. ૧૮

વલણ

પિતાએ આણી સતી કન્યા, પરણ્યો તે વિદર્ભ રાયરે,
શ્રીમદ્દભાગવત નવમસ્કંધનો, હવો ત્રેવીશમો અધ્યાયરે. ૧૯

ઇતિ શ્રીમદ્‌ભાગવતે નવમસ્કંધે ત્રયવિંશોઽધ્યાયઃ ॥ ૨૩ ॥

## અધ્યાય ૨૪ મો*

### કડવું ૨૪ મું—રાગ ધન્યાશ્રી

સૂત કહે શૌનક સુણો, તે કથા સહુ માંડી કહું;
તે મધ્યે એક વિદર્ભ, મહા પરાક્રમી યાદવ બહુ. ૧
વિદર્ભરાયને ભોજ્યા સ્ત્રીથી, ત્રણ થયા કુમાર;
કુશ, ક્રથ† અને રોમપાદ, નામ તેનાં નિરધાર. ૨
રોમપાદ હવો આનંદદાયી, વિદર્ભ કુળ દીપક;
તેને બભ્રુ નામે પુત્ર થયો, તેનો થયો ઉશિક. ૩
તેનો ચેદિ તેના દમઘોષાદિ, પુત્રો થયા અનેક;
ક્રથ† તણો કુંતિ થયો, તેનો ધૃષ્ટિ નામે બાળ એક. ૪
તેનો નિર્વૃતિ તેનો દશાર્હ, તેનો વ્યોમ તેનો જીમૂત;
તેનો વિકૃતિ તેનો ભીમરથ, તેને નવરથ નામે પૂત. ૫
તેનો દશરથ તેનો શકુનિ, તેનો કરંભિ તેનો દેવરાત;
તેનો દેવક્ષત્ર તેનો મધુ, તેનો કુરુવંશ સાક્ષાત. ૬
તેનો અનુ, તેનો પુરુહોત્ર, તેનો આયુ તેનો સાત્વત;
સાત્વતને સપ્ત પુત્ર હવા, તે છે અતિ પુણ્યવંત. ૭
ભજમાન ભજિ દિવ્ય," વાણિ દેવાવૃદ્ધ અંધક;
સાતમા પુત્ર મહાભોજ થયા, તેમાં નવ ખોડ કે વંક. ૮
પ્રથમ પુત્ર ભજમાનને, પહેલી સ્ત્રીમાં નિમ્લોચી કિંકિણ;
અને વૃષ્ણિ પુત્ર થયા, ત્રણે તણા અપરિમિત ગુણ. ૯
દ્વિતીય સ્ત્રીમાં શતાજિત, સહસ્રાજિત્ ને અયુતાજિત;
એ નામે ત્રણ પુત્ર હવા, કામ કીધાં તેણે અપરિમિત. ૧૦

સાત્વતના પંચમા* પુત્રને, બભ્રુ નામે થયો કુમાર;
એ દેવાવૃધ બભ્રુ વિષે, બે શ્લોક બોલે અવાર. ૧૧
તેનું તારતમ્ય અતિ ગહન, વદું છું આ વાર;
"દેવાવૃધ બભ્રુને દૂરથી, સુણતા હતા કૃપાળ. ૧૨
તેવા અમો દેખીએ છિએ, એના પુણ્ય તણો નહિ પાર;
"મનુષ્યમાં શ્રેષ્ઠ" બભ્રુ છે, દેવતા સમાન દેવાવૃધ સાર. ૧૩
છ હજાર પાંસઠ અષ્ટ પુરુષને," પિતા પુત્રે દીધો ઉપદેશ;
તેથી તેઓ મોક્ષ પામિયા, શરણે ગયા ત્રિલોકેશ. ૧૪
સાત્વતના સપ્તમા† પુત્ર જે, ધર્મ માર્ગમાં છે ચતુર;
તે થકી ભોજકુલ ઉત્પન્ન થયું, જગ વિષે જાણુ રાયશૂર. ૧૫
સાત્વતના ચતુર્થ‡ પુત્રને, સુમિત્રા નામે બાળ;
તેનો યુધાજિત્ તેના શિનિ, અનમિત્ર બે ભૂપાળ. ૧૬
અનમિત્રનો નિઘ્ન થયો, તેના સત્રાજિત પ્રસેન બે સૂત;
અનમિત્રનો દ્વિતીય પુત્ર, શિનિ હતો પવિત્ર પૂત. ૧૭
તેનો સત્યક તેનો યુયુધાન§, તેનો જય તેનો કુણિ;
તેનો યુગંધર નામે પુત્ર થયો, એ વાત રાયજી સુણિ. ૧૮
અનમિત્રનો પુત્ર ત્રીજો, વૃષ્ણિ નામે કુમાર;
તેનો શ્વફલ્ક અને ચિત્રરથ, રૂપ ગુણ શીલ અપાર. ૧૯
શ્વફલ્કને ગાંદિની સ્ત્રીથી, અક્રૂર આસંગ સારમેય;
મૃદુર મૃદુવિત્ ગિરિ ધર્મવૃદ્ધ, સુકર્મા ક્ષેત્રોપેક્ષ. ૨૦
અરિમર્દન શત્રુઘ્ન ગંધમાદ, અને પ્રતિબાહુ નામે તેર પુત્ર;
સુચિરા નામે કન્યા અવતરી, એમ વધ્યું તેનું ઘર સૂત્ર. ૨૧
અક્રૂરના દેવવાન્ ઉપદેવ, બંને કુંવર બુદ્ધિ વિશાળ;
અક્રૂરના કાકા ચિત્રરથને, પૃથુ વિદૂરથાદિ બાળ. ૨૨
એ વૃષ્ણિ કુળના પ્રકાશ કરતા, તેજોમય કાંતિ અપાર;
સાત્વતના છઠ્ઠા‖ પુત્રને, કકુર ભજમાન સાર. ૨૩
શુચિ અને કંબલબર્હિષ, એ નામે ચાર કુમાર;
તેમાં કકુરનો વહ્નિ થયો, તેનો વિલોમા પુત્ર સાર. ૨૪
તેનો કપોતરોમા તેનો અનુ, એ કહ્યો વંશ વિસ્તાર;
અનુતણા સખા તુંબરુ ગાંધર્વ, શુભ ગુણ યુક્ત પ્રેમાળ. ૨૫
અનુનો અંધક તેનો દુંદુભિ, તેનો અરિદ્યોત કહેવાય;
તેનો પુનર્વસુ પુત્ર થયો, તેનાં આહુક આહુકી ત્યાંય. ૨૬
આહુકને દેવક ઉગ્રસેન, બે પુત્ર થયા નિરધાર;
તેમા દેવકનો દેવવાન ઉપદેવ, સુદેવ દેવવર્દ્ધન સાર. ૨૭
વળી દેવકને સપ્ત પુત્રી, તેનાં નામતણો કહું છું વિસ્તાર;
એક પુત્ર દેવકી કુખે, જન્મ્યા જગદાધાર. ૨૮
ધૃતદેવા, શાંતિદેવા, ઉપદેવા, શ્રીદેવા દેવરક્ષિતા,
સહદેવા અને દેવકી, એ સાત જાણો રાય દુહિતા. ૨૯
એ સાત કન્યા વસુદેવને, પરણાવી રાયે ત્યાંય;
ઉગ્રસેનને¶ કંસ સુનામા, ન્યગ્રોધ કંક સુહુ કહેવાય. ૩૦

* આ ચોવીશમા અધ્યાયમાં વિદર્ભના ત્રણ પુત્રોની ઉત્પત્તિ અને યદુ વંશ શ્રીકૃષ્ણ સહીતના અનેક પ્રકારના વંશ કર્યા ક્યાંથી થયા, તે કથા કહી છે.
† વિદર્ભનો વચલો પુત્ર.

* દેવાવૃધ † મહાભોજ ‡ વૃષ્ણિ. § બીજું નામ સાત્યકી
‖ અંધક ¶ દેવકનો મોટો ભાઈ

શઙ્કૂ સુહિ અને તુષ્ટિમાન, નવ પુત્ર છે નિરધાર;
કંસા કંસવતી કંકા, શૂરભૂ ને શઙ્કૂપાલિકા કુંવરી સાર. ૩૧
એ પંચને વસુદેવ કેરા, પરણિયા લઘુ ભ્રાત;
ચિત્રરથનો* પુત્ર વિદૂરથ, તેનો શૂર તેનો ભજમાન. ૩૨
તેનો શિનિ તેનો સ્વયંભોજ, તેનો હ્રદીક તેના દેવબાહુ;
શતધનુ કૃતવર્મા દેવમીઢ, એ ચારે ગુણિયલ બહુ. ૩૩
દેવમીઢનો શૂર થયો, તેને મારિષા સ્ત્રી હુતિ નિર્ધાર;
તે થકી વસુદેવ દેવભાગ, દેવશ્રવા આનક સાર. ૩૪
સૃંજય શ્યામક કંક શમીક, વત્સક ને વૃક નામે દશ કુમાર;
એ દશે મહા પરાક્રમી, તેની લીલા તણો નહીં પાર. ૩૫
વસુદેવને ત્યાં વાસુદેવ હવા, ત્યારે દેવ દુંદુભિ વાજીયાં;
આનંદ વર્ત્યો દસ દીશે, જૈ જૈકાર દેવેન્દ્રે કીધી મયા. ૩૬
પરીક્ષિત કહે શુકજી સુણો, કહો તે વાજીત્ર કેમ વાગ્યાં તહાં;
એવું પરાક્રમ શું હતું જે, પુત્રના ગુણ ત્રિભુવન મહાં. ૩૭
તવ શુક કહે સુણ રાયજી, એને ઘેર શ્રીહરિ અવતર્યા;
આગમન જાણી વાજીત્ર વાગ્યાં, દેવને ગન ભાવિયા. ૩૮
વસુદેવને† ઘેર બેન હતી, શુભ કુંતા નામ જ તે તણું;
કુંતિભોજ રાય અપુત્ર હતો, તેણે પાલન કીધું ઘણું. ૩૯
પંચ ભગિની વસુદેવને, તેનાં નામ વિસ્તારી કહું;
એક કુંતા બીજી શ્રુતદેવા, શ્રુતકીર્તિ ભાગ્યશાળી બહુ. ૪૦
ચોથી શ્રુતશ્રવા પંચમી, રાજાધિદેવી નામ છે;
ગુણશીલ સરખી ચાતુરી, જેને હ્રદે હરિ ગુણગ્રામ છે. ૪૧
કુંતિભોજ રાજા અપુત્ર, તેને કુંતા પુત્રી અર્પણ કરી;
પુત્રથકી તેને વિશેષ પાળે, કુંતિભોજ આનંદ ધરી. ૪૨
તેને કુમારિ વયમાં સ્વેચ્છાથી, મંત્ર આપ્યો દુર્વાસા ઋષી;
કહું મંત્ર તુજને સફળ થાશે, કુંતા તું થાશે સુખી. ૪૩
ઋષિ દુર્વાસાએ ઉપાસનની, વિદ્યા આપી છે તાંહ;
જે દેવને સતી આરાધે, તે આવે અમર એક ક્ષણ માંહ. ૪૪
કુંતા પ્રતે ઋષિએ કહ્યું, જે દેવને આરાધે સહી;
મનકામના તારી પૂર્ણ કરવા, તે આવશે શીઘ્ર અહીં. ૪૫
એવો મંત્ર વર આપીને, ઋષિ દુર્વાસા સ્થાનક ગયા;
પરીક્ષા જોવા કુંતાએ ત્યાં, સૂર્ય નારાયણ આરાધીયા. ૪૬
તત્કાળ સવિતા પધાર્યા, રવિ કુંતા સાંનિધ્ય આવિયા;
કુંતાજી જોઇ થયાં વિસ્મય, રવિ કીર્ણ સઘળે શોભાવિયાં. ૪૭
અનેક ઉપાયે સ્તુતિ કુંતા કરે, પણ સૂર્ય પાછા વળે નહીં,
દશ્યિ પુત્ર એક સવિતાયે આપ્યો, કુંતાએ ગર્ભ ધર્યો તહીં. ૪૮
તે કુંવારી કાયામાં ગર્ભ ધર્યો, જોઇ સર્વ આશ્ચર્ય થયાં,
પણ કર્ણદ્વારે કર્ણ પ્રસવ્યો, તે સૂર્યપુત્ર કહેવરાવીયા. ૪૯
ગંગામાં નાંખ્યો સહી, પછી સુતે તેને પાળીયા,
પછે કુંતાજીને પાંડુ સંગે, કુંતિભોજે પરણાવીયાં. ૫૦

વસુદેવની બીજી બહેન, શ્રુતદેવા જેનું નામ છે;
કરુષાધિપત્ય વૃદ્ધશર્મા પરણ્યો, ગુણ અગણિત ધામ છે. ૫૧
તે કુખે દંતવક્ર હવો, પૂર્વે જય પાર્ષદ હતો સહી,
સનકાદિકના શ્રાપથી, દુષ્ટ વાસના હ્રદે રહી. ૫૨
ત્રીજી બહેન શ્રુતકીર્તિ, ધૃષ્ટકેતુ રાયને વરી;
તેને સંતર્દન પંચ પુત્ર જન્મ્યા, જવ હરિએ કૃપા કરી. ૫૩
દમઘોષ પરણ્યો શ્રુતશ્રવાને, શિશુપાળની તે માત,
એ શિશુપાળ વિજય હતો, પૂર્વ જન્મે વિખ્યાત. ૫૪
રાજાધિદેવીને માળવાધિપત, જયસેનને પરણાવી;
બિંદ અનુબિંદ પુત્ર હવા, સર્વેને તે વાત ભાવી. ૫૫
વસુદેવ બંધુ દેવભાગ, બીજો દેવશ્રવા સુન્ય;
ત્રીજો આનક મહામતિ, સૃજય ને હરિની ધૂન્ય. ૫૬
પંચમો બાંધવ શ્યામક હતો, છઠ્ઠો વત્સલ આત્મારામ,
વૃક શમીક કંક, એ નવ બંધુ પૂર્ણકામ. ૫૭
વસુદેવને પૌરવી રોહિણી, ભદ્રા મદિરા રોચના ઇલા;
દેવકી માતા કૃષ્ણતણી, એ સમ રાણીએ શોહીલા. ૫૮
રોહિણી કુખે બળિભદ્રજી, અને બીજા બહુ બાળ,
બીજી રાણી સર્વેને, આપ્યા સંતાન તે ભૂપાળ. ૫૯
સુભદ્રા દાદી તમતણી, દેવકીજીનાં બાળ,
રૂપ ગુણ ને ચાતુરી, લકલકતું છે ભાળ ૬૦
તે પરણી અર્જુન સાથે, કૃષ્ણે પરણાવી પ્રેમ ધરી,
એ યાદવ ફોઇયાત તમતણા, હરિએ મયા કીધી ભાવે કરી. ૬૧
એમ ચંદ્રવંશી હવા રાજા, યદુ કુલ વર્ણન કહ્યું,
ઉગ્રસેન બંધુની દીકરી, દેવકી નામ તેનુ ધર્યું. ૬૨
વસુદેવ યાદવે દેવકીનું, પાણિગ્રહણ પ્રીતે કર્યું,
તે દેવકી ઉદર પ્રભુ અવતરી, યદુ કુળને પાવન કર્યું. ૬૩
વસુદેવને સહ રાણી, (તેમા) દેવકીએ આઠ બાળક જણ્યાં;
શુકદેવ પરીક્ષિતને કહે હવે, નામ સાંભળો તે તણાં. ૬૪
કીર્તિમાન્ તે કુંવર પહેલો, બીજો સુષેણ તે જાણજો,
ભદ્રસેન છે ત્રીજો, ચોથો ઋજુ પ્રમાણજો. ૬૫
સંમર્દન પાંચમો બાળક, ભદ્ર છઠ્ઠો હવો સહી;
બળિભદ્ર સુત છે સાતમો, આઠમા શ્રીકૃષ્ણ હવા તહીં. ૬૬
શ્રીકૃષ્ણજીએ અવતાર તે, ભક્ત અર્થે લીધા જહાં;
તેનો પરિવાર બહુ હવો, યશમહિમા વાધ્યો ત્રિભુવનમાં. ૬૭
દેવ કાર્ય કીધાં શ્રીકૃષ્ણજી, દૈત્ય બહુ સંહારીયા;
દુષ્ટ પાપી અધર્મી હતા, તેને પણ પ્રભુએ તારીયા. ૬૮
સાધુ સંતની રક્ષા કીધી, ધર્મ મારગ આચર્યો;
શ્રીકૃષ્ણે સાધુ સુખી કીધા, મહિમા ત્રિભુવન વિસ્તર્યો. ૬૯
વૈકુંઠથી હરિ અવતર્યા, અમર સર્વે સાથે લઈ;
પૃથ્વીનો ભાર ઉતારિયો ને, અનેક વક્ષ હણ્યા તહીં
અનેક લીલા કીધી પ્રભુએ, ભક્તના મનોરથ [illegible]
અપરિમિત જનનો ઉદ્ધાર કીધો, દાસનાં દારિદ્ર [illegible]

* અક્રૂરના કાકા છે. † તેમા મોટી પૃથાને વસુદેવના બાપ શૂરે કુંતિરાજ કે જે અપુત્ર હતો તેને દીકરી તરીકે રાખવા આપી હતી, તેથી તેનું નામ 'કુંતી' કહેવાયું હતું.



બંસીધર શ્રીગોપાળ કૃષ્ણ

"ગુજરાતી" પ્રેસ, ફોર્ટ, મુંબઈ-૨

# શ્રીમદ્ભાગવત

## (કવિ પ્રેમાનંદકૃત—પદબંધ)

### દશમસ્કંધ—પૂર્વાર્ધ

અધ્યાય ૧ લો*

રાગ કેદારો

શ્રીરઘુપતિને શીશ નામી, વંદુ સકળ ગુણ સ્વામી;
મખકર્તા ગામી ગુણ આપે, અવગુણ હરેરે. ૧

ચાલ

હરે વિઘ્ન કલ્યાણ કર્તા, શૈલસુતાસુત‡ સ્વામી;
શ્રીભાગવત દશમની લીલા, આરણુ† શિર નામી ૨
અષ્ટાદશ પુરાણ વિષે છે, શિરોમણિ શ્રીભાગવત;
તે મધ્યે દશમની લીલા, કેવળ તત્વનું તત્વ. ૩
અભંગ§ નૌકા‖ શ્રીકૃષ્ણ નામની, ભવસાગરને તરવા;
કથાશ્રવણ કીધું નહીં તે, આવ્યો જનુની¶ જોબન હરવા. ૪
આસક્ત થયો જે શ્રવણ ભક્તિ, મન રહ્યું રાધાવરમાં;
ભાગવત સાંભળે સ્નેહસાથ તેને, અડસઠ તીર્થ ઘરમાં. ૫
છત્રપતિ શત સહસ્ર હવા જેને, શબ્દે ઇંદ્રાસન ડોલે;
વિદ્યા વૈભવ બળ ન આવે, હરિ ભક્તને તોલે. ૬
રાજકુળમાં બે હવા રાય, પરીક્ષિત ને ભગીરથ;
જેથી શ્રીભાગવત ગંગા પ્રગટ્યાં, જેમાં કામ મોક્ષ ને અર્થ. ૭
શ્લોક એક શ્રીભાગવતનો, સ્નેહ થકી ન સાંભળીએ;
શત આયુષ્ય ભોગવ્યું તો કિવા, જાણવું ગર્ભજ ગળીએ. ૮
મનુષ્યદેહ દેવને દુર્લભ, કો પુણ્યે પ્રાપ્તિ થાય;
જેથી પરમપદને પામે પ્રાણી તે, ભજન વિના એળે જાય. ૯
સંવાદ શુક પરીક્ષિત રાજાનો, કહું પ્રાકૃત પદબંધ;
નેવું અધ્યાય નારાયણ લીલા, પાવન દશમસ્કંધ. ૧૦
શૌનકને કહે સૂતપુરાણિક, પરીક્ષિતને શુક જોગી,
કોઇએક રસિયો રસ ચાખશે, શ્રીભાગવતનો ભોગી. ૧૧
વ્યાસાત્મજનેઽ પરીક્ષિત પૂછે, કથા દશમની કેવી,
ગોપ વેશ ગોવિંદે લીધો, કોણ વિધ સુરભી× સેવી. ૧૨
કારાગૃહમાં જન્મ થયો, ગોકુળમાં ગવાયાં ગીત,
જગત પિતા યશોદાએ બાંધ્યો, દેખીતું વિપરીત. ૧૩
ખટમુખ* વાહન પીછ ધર્યાં ને ગળે ગુંજાની માળ;
કદ્રુ† સુતનાં શિરપર નાચ્યા, વાઇ‡ વેણુ રસાળ. ૧૪
કોમળમુખ પાવક§ કેમ પીધો, લીધો ગિરિ‖ અંગુળીએ,
શરદ નિશાએ ગોપવધૂને, કરુણા કીધી શામળીએ. ૧૫
બકી બક વછ અઘ વિડાર્યા,¶ વૃષભ વ્યોમ ને કેશી,
કઠિન કંસનો કંઠજ મરડ્યો, કેઇ પેરે હૃદય બેશી. ૧૬
ગુરુસુત ગુરુદક્ષિણામાં આપ્યો, કાલયવન પરજાળ્યો;
ભીમકસુતા ભગવાને આણી, મદ રુખમૈયાનો ટાળ્યો. ૧૭
સોળ સહસ્રસું લીલા કીધી, નારદે નાથ ન કળીયો,
પાંડવ પાસે કુટુંબ સાથે, દુર્યોધન દળીયો. ૧૮
પરમ લીલા પુરુષોત્તમ કેરી, સાંભળવાં મુજ મન;
કૃપા કરીને કહો શુક જોગી, દશમનું વર્ણન. ૧૯
ધન ધન કહી શ્રીશુકજી બોલ્યા, નરકાતીત નરેંદ્ર;
જ્ઞાનચંદ્ર પ્રગટ્યો અંતરમાં, ચંદ્રવંશના ચંદ્ર. ૨૦
ધનવલ્લભ જેમ લોભીજનને, ચોરને અંધારી નિશા;
તેમ હરિજનને હરિ કથા વહાલી, જેને આપી મહાદશા. ૨૧
પિતાજીને પ્રણામ કરીને, પ્રથમ અધ્યાય વિસ્તારું;
શ્રોતા વક્તા ઉભયતણાં, આવાગમન નિવારું. ૨૨
સૂરજવંશી સોમવંશી, નવમામાં વખણાણા;
યદુરાજાના વંશ વિષે તે, યાદવ જોદ્ધ કહેવાણા. ૨૩
ઉત્તરાના ઉદર વિષેથી જેણે, તુંને બળતો રાખ્યો;
તે મહિમા સંભળાવું તુજને, જે શ્રીવ્યાસે ભાખ્યો. ૨૪

વલણ

ભાખ્યો મહિમા શ્રીવ્યાસજીએ, લીલા શ્રીદશમતણીરે,
વિપ્ર પ્રેમાનન્દ કહે કથા, લીલા દશમની ભણીરે. ૨૫

---

કડવું ૨ જું—રાગ સારંગ

શુકજી કહે સાંભળીએ રાય, દશમસ્કંધ પ્રથમ અધ્યાય;
શ્રોતા વક્તા પૂછક જંન, એ કથા ત્રણને કરે પાવંન
પ્રાણીએ પામી મનુષ્ય દેહ, હરિ કથાસું કરવો નેહ;
સ્વલ્પ કરવું ઘરનું કામ, પળ ન મૂકવું હરિનું નામ.
વહેવાર માત્ર કરવો વેપાર, રહેવું હરિકથામાં તત્પર સાર;
મૂકી નિદ્રા સેજ ખાવું, હરિકથામાં તત્પર થાવું.

---

* પ્રથમાધ્યાયમાં દેવકીના પુત્રથી પોતાનું મરણ થશે, એવી આકાશવાણી સાંભળી કંસે દેવકીના છ પુત્રોનો નાશ કીધો, તે કથા કહી છે. † ઉદર.
‡ શૈલ-પર્વત+સુતા-પુત્રી-પાર્વતી+સુત-ગણપતિ.
§ નહિ ભાંગે તેવી. ‖ વહાણ ¶ માતા.
ઽ વ્યાસના પુત્ર-શુક × ગાય

* ખટમુખ-કાર્તિકસ્વામી-તેનું વાહન મોર
† નાગ. ‡ વગાડી. § અગ્નિ ‖ ગોવર્ધન પર્વત ¶ મારયા.



દેવો શ્રીમહાવિષ્ણુની સ્તુતિ કરે છે

'ગુજરાતી' ફોટો પ્રેસ, મુંબઈ-૧

# શ્રીમદ્‌ભાગવત

## (કવિ પ્રેમાનંદકૃત—પદબંધ)

### દશમસ્કંધ—પૂર્વાર્ધ

અધ્યાય ૧ લો*

રાગ કેદારો

શ્રીરઘુપતિને શીશ નામી, વંદુ સકળ ગુણ સ્વામી;
અખંડ ગામી ગુણ આપે, અવગુણ હરેરે. ૧

ચાલ

હરે વિઘ્ન કલ્યાણું કર્તા, શૈલસુતાસુત‡ સ્વામી;
શ્રીભાગવત દશમની લીલા, આરંભુ શિર નામી. ૨
અષ્ટાદશ પુરાણ વિષે છે, શિરોમણિ શ્રીભાગવત;
તે મધ્યે દશમની લીલા, કેવળ તત્વનું તત્વ ૩
અભંગ§ નૌકા‖ શ્રીકૃષ્ણ નામની, ભવસાગરને તરવા;
કથાશ્રવણ કીધું નહીં તે, આવ્યો જનુની¶ જોબન હરવા. ૪
આસક્ત થયો જે શ્રવણ ભક્તિ, મન રમ્યું રાધાવરમાં;
ભાગવત સાંભળે સ્નેહસાથ તેને, અડસઠ તીર્થ ઘરમાં. ૫
છત્રપતિ શત સહસ્ર હવા જેને, શબ્દે ઇંદ્રાસન ડોલે;
વિદ્યા વૈભવ બળ ન આવે, હરિ ભક્તને તોલે. ૬
રાજકુળમાં બે હવા રાય, પરીક્ષિત ને ભગીરથ;
જેથી શ્રીભાગવત ગંગા પ્રગટ્યાં, જેમાં કામ મોક્ષ ને અર્થ. ૭
શ્લોક એક શ્રીભાગવતનો, સ્નેહ થકી ન સાંભળીઓ;
શત આયુષ્ય ભોગવ્યું તો કિવા, જાણવું ગર્ભજ ગળીઓ. ૮
મનુષ્યદેહ દેવને દુર્લભ, કો પુણ્યે પ્રાપ્તિ થાય;
જેથી પરમપદને પામે પ્રાણી તે, ભજન વિના એળે જાય. ૯
સંવાદ શુક પરીક્ષિત રાજાનો, કહું પ્રાકૃત પદબંધ;
નેવું અધ્યાય નારાયણ લીલા, પાવન દશમસ્કંધ. ૧૦
શૌનકને કહે સૂતપુરાણિક, પરીક્ષિતને શુક જોગી;
કોઇએક રસિયો રસ ચાખશે, શ્રીભાગવતનો ભોગી. ૧૧
વ્યાસાત્મજનેક પરીક્ષિત પૂછે, કથા દશમની કેવી;
ગોપ વેશ ગોવિંદે લીધો, કોણ વિધ સુરભી× સેવી. ૧૨

કારાગૃહમાં જન્મ થયો, ગોકુળમાં ગવાયાં ગીત;
જગત પિતા યશોદાએ બાંધ્યો, દેખીતું વિપરીત. ૧૩
ષટ્સુખ* વાહન પીછ ધર્યાં ને ગળે ગુંજાની માળ;
કદ્રુ† સુતનાં શિરપર નાચ્યા, વાઇ‡ વેણુ રસાળ. ૧૪
કોમળમુખ પાવક§ કેમ પીધો, લીધો ગિરિ‖ અંગુળીએ;
શરદ નિશાએ ગોપવધૂને, કરુણા કીધી શામળીએ. ૧૫
બકી બક વછ અઘ વિડાર્યો,¶ વૃષભ વ્યોમ ને કેશી;
કઠિન કંસનો કંઠજ મરડ્યો, કેઇ પેરે હૃદય બેશી. ૧૬
ગુરુસુત ગુરુદક્ષિણામાં આપ્યો, કાલયવન પરજાળ્યો;
ભીમકસુતા ભગવાને આણી, મદ રુખમૈયાનો ટાળ્યો. ૧૭
સોળ સહસ્રસું લીલા કીધી, નારદે નાથ ન કળીયો;
પાંડવ પાસે કુટુંબ સાથે, દુર્યોધન દળીયો. ૧૮
પરમ લીલા પુરુષોત્તમ કેરી, સાંભળવા મુજ મન;
કૃપા કરીને કહો શુક જોગી, દશમનું વર્ણન. ૧૯
ધન ધન કહી શ્રીશુકજી બોલ્યા, નરકાતીત નરેંદ્ર;
જ્ઞાનચંદ્ર પ્રગટ્યો અંતરમાં, ચંદ્રવંશના ચંદ્ર. ૨૦
ધનવલ્લભ જેમ લોભીજનને, ચોરને અંધારી નિશા;
તેમ હરિજનને હરિ કથા વહાલી, જેને આવી મહાદશા. ૨૧
પિતાજીને પ્રણામ કરીને, પ્રથમ અધ્યાય વિસ્તારું;
શ્રોતા વક્તા ઉભયતણાં, આવાગમન નિવારું. ૨૨
સૂરજવંશી સોમવંશી, નવમામાં વખાણ્યા;
યદુરાજાના વંશ વિષે તે, યાદવ જોદ્ધ કહેવાણા. ૨૩
ઉત્તરાના ઉદર વિષેથી જેણે, તુંને બળતો રાખ્યો;
તે મહિમા સંભળાવું તુજને, જે શ્રીવ્યાસે ભાખ્યો. ૨૪

વલણ

ભાખ્યો મહિમા શ્રીવ્યાસજીએ, લીલા શ્રીદશમનણીરે;
વિપ્ર પ્રેમાનન્દ કહે કથા, લીલા દશમની ભણીરે. ૨૫

---

કડવું ૨ જું—રાગ સારંગ

શુકજી કહે સાંભળીએ રાય, દશમસ્કંધ પ્રથમ અધ્યાય;
શ્રોતા વક્તા પૂછક જંન, એ કથા ત્રણને કરે પાવંન.
પ્રાણીએ પામી મનુષ્ય દેહ, હરિ કથાસું કરવો નેહ;
સ્વલ્પ કરવું ઘરનું કાગ, પળ ન મૂકવું હરિનું નામ.
વહેવાર માત્ર કરવો વેપાર, રહેવું હરિકથામાં તત્પર સાર;
મૂકી નિદ્રા સેજ ખાવું, હરિકથાગાં તત્પર થાવું.

---

* પ્રથમાધ્યાયમાં દેવકીના પુત્રથી પોતાનું મરણ થશે, એ આકાશવાણી સાંભળી કંસે દેવકીના છ પુત્રોનો નાશ કીધો, તે કથા કહી છે. † ઉદર.
‡ શૈલ-પર્વત+સુતા-પુત્રી-પાર્વતી+સુત-ગણપતિ.
§ નહિ ભાંગે તે. ‖ વહાણ ¶ માતા.
§ વ્યાસના પુત્ર-શુક. × ગાય.

* ષટ્મુખ-કાર્તિકસ્વામી-તેનું વાહન મોર.
† નાગ. ‡ વગાડી. § અગ્નિ. ‖ ગોવર્ધન પર્વત. ¶ મારીને.

ભાગવત અમૃતશ્રવણે ચાખીયે, સંસારકામ અમથાં નાખીયે;
અધર્મી દૈત્ય વાધ્યા એકવાર, ડોલ્યો શેષ ભૂમિ બહુભાર.
અધર્મે ધરા કંપિત થઈ, વસુધા* સુરભિ રૂપે ગઈ;
ઇંદ્ર સભામધ્યે આવી ગાય, પૃથ્વીને પૂછે સુરરાય.
કાં અવની તું આંસુ ભરે, વળતી વસુધા એમ ઓચરે;
અસુરદોષે હું થરથરું, પ્રજા ભાર કેઈપેરે ધરું
ઇંદ્ર રાય પામ્યો મન શોક, પૃથ્વીને તેડી ગયો બ્રહ્મલોક;
બ્રહ્મા આગળ રોઈ ધરા, કૃપા કરીને અર્જ† ઓચર્યો.
તારું દુઃખ મેં જાણ્યું સહી, વારુ કીધું અહીં આવી મહી;
હિરણ્યગર્ભ‡ કીધી મયા, ક્ષીર સમુદ્રે તેડી ગયા.
શિવ બ્રહ્મા ઇંદ્રાદિક દેવ, બેઠી નારાયણની માંડી સેવ;
કો ઉર્ધ્વબાહુ થઈ માંડ્યું ધ્યાન, કો અધોમુખે§ કરે ધૂમ્રપાન.
કો એક પગ અંગુઠે રહ્યા, કો દૃઢ આસન ઉર્ધ્વ|| રહે થયા;
કો સહસ્ર નામ ઉપનિષદ્ ભણે, હરિ પામવા દોહેલે ઘણે.
એક વર્ષ દેવે દેહ દમી, આકાશ વાણી બ્રહ્માની હવી;
જેમ દવે¶ દાધા ને છાંટે ધંન,૬ તેમ દેવને વિષ્ણુ વચંન.
સમગ્ર દેવ દેહ શાને દમો, કરો ઉદ્યમ આળસ નિર્ગમો;
મૃત્યુ લોકમાં તમે પરવરો, યાદવ થઈ મથુરાં અવતરો.
વસુદેવ શૂરસેન કુમાર, ત્યાં અમો લેશું અવતાર;
દેવકીસુત ધરાવીશું નામ, ઉછરશું અમો ગોકુળગામ.
સોળ કળા પૂરણ અવતાર, શ્રીકૃષ્ણ નામે હરીશ ભુભાર;
બીજા અવતાર બોલ્યા બાવીશ, તે લીલા અંશ મૂક્યા જગદીશ.
રામચંદ્ર મર્યાદા પુરુષોત્તમ, શ્રીકૃષ્ણ અવતાર પૂરણ બ્રહ્મ.
વૈકુંઠરચના ગોકુળ આણી, રાસ રમશે સારંગપાણિ.
અમર માત્ર યાદવ અવતરો, શિવ બ્રહ્મા આદિ દેહ ધરો;
રામરૂપ ધરશે ત્યાં શેષ, જોગ માયા લેશે કન્યા વેશ.
અમો રામ કૃષ્ણ સહોદર ભ્રાત, અસુરવર્ગ કરીશું નિપાત,×
પછી મૌન કીધું એવું કહી, પણ દેવ દર્શન પામ્યા નહીં.
અમર માત્ર આનંદી ફર્યા, માનવ થઈ અવની અવતર્યા;
તે ટિપ્પણ અર્થ કહ્યા કોણ કોણ, બૃહસ્પતિ અવતર્યા ગુરુદ્રોણ.
અશ્વત્થામા શ્રીમહાદેવ, જે ચિરંજીવી જોગી અવશ્યમેવ;
વિશ્વાવસુ ધૃતરાષ્ટ્ર રાય, જે ગાંધર્વનો સ્વામી કહેવાય.
પાંડુરાય કુબેરનું રૂપ, - યમરાજા યુધિષ્ઠિર ભૂપ,
વાયુ વૃકોદર,** ઇંદ્ર અર્જુન, અશ્વિનીકુમાર તે માદ્રી તન.
કર્ણ ભાસ્કર, ચંદ્ર અભિમંન, વિધિ અક્રૂર, કામ પ્રદ્યુમ્ન;
ધૃષ્ટદ્યુમ્ન અગ્નિ અવતાર, સનક વિદુર ઓધ્ધવ ઓંકા ¥

તે ઉગ્રસેનનો દેવક ભ્રાત, તે લઘુવયમાં પામ્યો નિપાત.
દેવકને દેવકી દીકરી, તે ઉગ્રસેનને ઉછંગે ઉછરી;
ઉગ્રસેનની નારી સ્વરૂપે પર્મ, તે એકવાર પામી ઋતુધર્મ;
નાહી ઉભી અંબા કુટડી, તે કાળનેમીની દષ્ટે પડી;
તેથી ઉપન્યો પાપી કંસ, તેણે પુણ્ય ધર્મમાં કીધો ધ્વંસ.

વલણ

ધ્વંસ કરે કંસ દુરમતિ તે, અસુર મારગ અનુસરેરે;
ચાલે નહીં ઉગ્રસેનનું તે, કંસ છત્ર મસ્તક ધરેરે.

---

કડવું ૩—જું રાગ સામગ્રી

શ્રીશુકજી બોલ્યા સાંભળ ભૂપજી, કંસાસુર પ્રગટ્યો અધર્મ રૂપજી;
પ્રભવી પ્રજા ન શકે સુખે વસીજી, કંસકાળે શકે સુખે ધરા શ્વસીજી.

ચાલ

શ્રગી ધરા અધર્મ કંસ વરતે, નાના વિધ વિપરીત;
ચાક ચડાવી સૃષ્ટિ સર્વે, બ્રહ્માંડ ત્રણ ભયભીત. ૧
ચતુર વેદ ને ચારે આશ્રમ, પીડિયાં ચોવર્ણ [illegible]
પ્રજા સઘળી એમ વાંચ્છે, ક્યારે ભૂપ પામે મર્ણ. ૨
સ્વર્ગ મૃત્યુ પાતાળ જીત્યું, વશ વરતે દશ દિગ્પાળ;
પ્રજા લક્ષણ મૃગલીનો શું, કંસ પ્રગટ્યો કાળ. ૩
જરાસંધે યુગ્મ પુત્રી, કંસને પરણાવી;
અસ્તિ પ્રાપ્તિ નામ તેનાં, પટરાણી જે કહાવી. ૪
નરક પુંડરીક કાળયવન, શિશુપાળ જરાસંધ;
કંસ આદિ મળી દેવ દમીયા, દૈત્યે બાંધ્યો બંધ. ૫
અહંકાર લોભ ને દંભ દુર્લક્ષ્ય, ક્રોધ વિરોધ વ્યભિચાર;
કંસરાયના રાજ્યમાં, એવો ઉપદ્રવ થયો અપાર. ૬
ઉગ્રસેન કહે પુત્રને, આ કન્યાની શી પેર;
બહેન તહારી દેવકી, પરણાવ રુડે ઘેર. ૭
માત તાત વહોણી* વગોવાય, એ સુતા અંતર શોચે;
સ્વયં પ્રભુને પરણાવો, અભિલાખ એનો પહોંચે. ૮
કંસ વળતું બોલીયો, લગ્ન કહો ક્યાં કીજીયે;
પૂજનીક કરીને હું નમું, નથી હામ એવો દીજીયે. ૯
જેને કન્યા આપીયે તેને, કીધો જોઈએ નમસ્કાર,
કો યાદવકુળમાં ખોળી કાઢો, છે નમ્યાનો અધિકાર. ૧૦
બીજા કુળને નવ નમું, વા કન્યા રહે કુંવારી,
પિતા કહે યદુકુળ વિષે મેં, મૂક્યો છે વર વિચારી. ૧૧
શૂરસેન સુત ( વસુદેવ એવું નામ;
કુળ મધ્યે ( , સગપણ કીધાનો હામ.. ૧૨

### કડવું ૪ થું–રાગ સામેરી*

કંસ કહે હો ઋષિજન, સાંભળ્યું રાયજીનું વચન;
ઉગ્રસેનનું કહ્યું આચરીએ, અમો સગા વસુદેવ કરીએ. ૧

ચાલ

સગપણ કીજે સર્વથા, જો મન આવે વસુદેવને;
ઉગ્રસેનની ઇચ્છા છે, પૂજનીક ચરણ સેવને. ૨
ગર્ગ કહે અમો મોટા કીધા, કન્યા લઉં છઉં માગી;
ગુરુ કહે વસુદેવને તવ, ભાગ્ય દશા રાય જાગી. ૩
પિત્રાણ ભગિની ભૂપની, તુંને દે છે કન્યાદાન;
વસુદેવ કહે તવ કૃપાથી, હું થયો ઇંદ્ર સમાન. ૪
લગ્ન દિવસ તવ નિશ્ચય કીધો, મુહૂર્ત ગર્ગે આપ્યું;
વિવાહ સામગ્રી કંસે કીધી, હેત હૃદયાસું વ્યાપ્યું. ૫
જાન લઈ વસુદેવ આવ્યા, પ્રીતે પાણિગ્રહણ કીધું;
આદર સાથે ઉગ્રસેને, વિધિએ કન્યાદાન દીધું. ૬
વિખ્યાત વિવાહ કંસે કીધો, ખ્યાત ક્ષિતિમાંહે થઈ,
ભાટચારણ બંદીજન માગણ, નિર્ગુણ વાળ્યું ન કોઈ. ૭
મનવાંચ્છિત દક્ષિણા વિપ્ર પામ્યા, ભુરસી આપી ઘણી,
પ્રેમ પૂર્વક કંસરાયે, કીધી બહુ પેરામણી. ૮
અઢારસે રથ ચારસે ગજ, પંદરસે તોખાર;
બસેં દાસી વસ્ત્ર ધન, આપી કીધો નમસ્કાર. ૯
જશ થયો યદુકુળ વિષે, ગાય કંસ છે દાતાર;
લોક કહે ચંદ્રવંશ માંહિ, એ કંસ પ્રગટ્યો સાર. ૧૦
નિરદે થઇ સહૃદે થયો, આંક વળ્યો મનુહારશી†;
વરકન્યા એક રથે બેસાડી, કંસાસુર થયો સારથી. ૧૧
લોક સર્વે વિસ્મે થયા, ગર્વિષ્ઠ મથુરાં રાણો;
તે સારથી થઇ રથ હાંકે, ગ્રહી રાશ પરાણો. ૧૨
સગા ભાઇ શા કામના, પિત્રાઇ પ્રત્યે લેહેણું,
પીહેર વહોણી દેવકીનું. ટાળિયું કંસે મેહેણું. ૧૩
દેવકી અતિ મુદિત‡ મનમાં, માતપિતા ગયાં વિસરી,
હું દુખણીને આ સુખ ક્યાંથી, હરખે આંસુ પડ્યાં નિસરી. ૧૪
નિજ કીર્તિ શ્રવણે સાંભળી, કંસની દુર્બુદ્ધિ ગઈ;
એવે સમે ભાવી પદારથ, વ્યોમવાણી વિકટ§ થઈ. ૧૫
"શું મોહ પામ્યો ભૂપતિ, બેહેન જાણી આપણી;
ભૂપાળ તારો કાળ આવ્યો, દશશે દેવકી સાપિણી. ૧૬
મોહપાશ બાંધ્યો બાપડો તે, કોણ આવી છોડશે ?
દનિશ પુત્ર બેનનો તે, કંઠ તારો મોડશે. ૧૭
થશે અષ્ટ બાળક દેવકીને, કનિષ્ઠ તારો કાળરે";
નિજ અંતરિક્ષ વાણી સાંભળીને, ધ્રુધડક્યો ભૂપાળરે. ૧૮
ચમક પેઠી ચિત્તમાં, વળી સર્પને છંછેડિયો,
દયા ગઈ નિર્દય થયો, જેમ પાવક પવને પ્રેરીયો. ૧૯
એ ભગિનીને હું શું કરું, જે થકી પામું મર્ણ;
કન્યા જોઈ ક્રૂર દૃષ્ટે થયો, નયણ તે શોણિત વર્ણ. ૨૦
જેના ફળથી મૃત્યુ પામિયે, તે છેદિયે વૃક્ષ પ્રથમ;
બાણેજ ફળ ઉપજે નહીં, દેવકીને હણું આ ક્ષણ. ૨૧
હુંકાર કરી બેઠો થયો, પ્રલયનો જેમ વારિધી*;
દેવકી ત્રાસી ચોટલે જેમ, પોપટી ગ્રહી પારધી. ૨૨
તેમ ઉછળી હેઠે પડ્યો, ગ્રહી દેવકી સકુમાર;
જાણે રૂપ કાળી નાગની, એવો ખડગ કાઢ્યો બહાર. ૨૩

વલણ

બહાર ખડ્ગ જવ કાઢીઓ, વદન તેજ ગયું ઉડીરે;
ત્રાહે ત્રાહે દેવકી કરે, વિલપે જેમ ટીટોડીરે. ૨૪

### કડવું ૫ મું–રાગ મેવાડો

વિનવે દેવકી હો, વીરાને વલવલી,
માનને માગે હો, મુખે દશ આંગળી ૧
હૃદયા ફાટે હો, નયણે જળ ભરે;
સકુમાર કુંવરી હો, કાલું કાલું ઓચરે. ૨
માનુષી દેહ ધરી હો, વિપત્ત શી આવડી,
કોણ મૂકાવે હો, નહીં પિતા માવડી. ૩
ભાઇ તેં ઉછેરી હો, નમાઈ હું રાંકડી;
કેમ સહું રાતી હો, વીરાજીની આંખડી. ૪
મહીઅરો† મારું હો, તું મથુરાંપતિ;
ઉગ્રસેન કાકા હો, આજ પાસે નથી. ૫
ક્યાં ભોગવશો હો, પાપનો પોટલો,
શીર મારું દુખે હો, તાણો મા ચોટલો. ૬
માળા મારી ત્રૂટી હો, પડે કર મુદ્રડી‡;
દુખે અગ લોકડાં હો, ખસી મારી ચુંદડી. ૭
વેણી વિખરાણી હો, કાકીએ સેંથે ભરી,
ભત્તું થાઓ દેવનુ હો, વાણી એવી ઓચરી ૮
જે પરણાવે હો, તે વધ કેમ કરે;
મીંઢળ નથી છૂટ્યાં હો, નવ ગઇ સાસરે. ૯
તંબોળ પરણ્યાનો હો, સુકયો નથી સાવલીએ§;
મારો મા, કોડ ભરી હો, લાગું છું પાવલીએ. ૧૦
જેને ઉછેરીરે હો, તેને નવ મારીએ;
ઘણું વોળાવી હો, ઘેર પધારીએ. ૧૧
ગગન વાણી હો, કો વેરણ મુજતણી,
સાચું રખે માનો હો, જુઓ હું દુર્બળ ભણી. ૧૨
એમ વલવલતી હો, રોતી ગજગામિની,
દેવકી રોતાં હો, રોઈ પ્રજા ગામની. ૧૩
રોયાં વૃદ્ધ જોબન હો, રુએ બાળક બાળુવાં,
રોયા હય હસ્તી હો, રોયા નથ ઝાકુવાં. ૧૪

---

* પ્રા૰ રાગ આશાવરી. † મન મનાવવાને જે મધુરાં વાના કરવાં તે. ‡ આનંદી. § ઘણી ખરાબ.

* વરસાદ. † પીહેર, ‡ વીંટી. § એક હપરથી.

રોયા ગગને દેવતા હો, રોયા વસુદેવ પતિ;
પણ નિરદે કંસને હો, દયા નથી આવતી. ૧૫

વલણ

દયા ન આવે કંસને, ક્રોધી મથુરાં નાથરે;
જેવો ઘાઈ ઘાય મૂકે, વસુદેવે ઝાલ્યો હાથરે. ૧૬

---

કડવું ૬ ઠું-રાગ ધનાસરી

શ્રીવસુદેવજી વિનતિ કરે, દીનત્વ વાણી ઉચ્ચરે;
ભગિની તમારી નયણે નીર ભરે,(એનો)વધ કીધે કહો અર્થ શો સરે.

ચાલ

અર્થ શો સરે ભગિની હણે, એ અબળાનો અવતાર;
એથી વિઘ્ન તમોને કશું છે, શત્રુ એનો કુમાર. ૨
સ્ત્રી હત્યાનો છે દોષ મોટો, વિચારી વધ કીજીયે;
ઉછેરી પરણાવી મારતાં, લોક ઈશ્વરથી બીજીયે. ૩
જો પ્રતીત આવે માહરી, તો સત્ય વચન ચિત્તમાં ધરો;
પુત્ર થશે તે હું તમને આપીશ, સુખે વધ સુતનો કરો. ૪
અષ્ટ બાળક જે એહનાં, તેથી ઘાત તમને થશે;
એટલું વિચારો તમારો શત્રુ, અમને વ્હાલો કયમ હશે. ૫
અન્ન ઉદક સંબંધ જન્મ મૃત્યુ, એ જીવને હાથે નથી;
ઈશ્વર આધીન સર્વ છે, ભૂલે જીવ ગહન ગતિ. ૬
એ કાળ વસે કાયા વિષે રાય, રખે જાણો વેગળો;
રેત રુધિરથી પિંડ બંધાયો, કાળ વસે છે માંહે મળ્યો. ૭
દેહ પ્રાણનું નિર્માણ છે તે, સંબંધ વિધિ પહેલો લખે;
એ પ્રાણી લોભ્યા આયુષના, કંઈ કરતાં થાઉં અજર* અખે.† ૮
હું હણું છઉં, મુને હણશે એ, સંકલ્પ વિકલ્પ પ્રાણના;
વૃથા અક્ષર કેમ હશે જે, લખ્યા પુરુષ પુરાણના. ૯
પર્વત કોરી પેશીયે, બેશીયે ધરા અંતર જઈ;
લક્ષ રક્ષક સંગે કવચ અંગે, તોય મૃત્યુ મૂકે નહીં. ૧૦
તમો ઈંદ્રાદિ દિગ્પાળ જીત્યા, નિરઘોષના દુંદુભી ગડગડે;
મુને આશ્ચર્ય મોટું થયું કે, કંસ બીહે દેવકી વડે. ૧૧
વિચાર કંસ ભૂપાળનો, દિસે ઊંડો સપ્ત પાતાળથી,
જે મૃત્યુભય ભૂપતિ ધરે છે, કાળ છેટો બાળથી. ૧૨
સ્ત્રી થશે કન્યા ટળી, સીમંત હશે કો એક સમો;
કયારે પ્રસવશે કનિષ્ઠ બાળક, જે આજ ભય પામો તમો. ૧૩
સત્ય વચન મારું માનજો, તમ થકી ચોરીશ કેમ;
અષ્ટ બાળક તમને આણી આપીશ, પ્રસવશે જેમ જેમ. ૧૪
વિવેક આવ્યો કંસને, વસુદેવની વાચા લીધી;
કેશ મૂકી પાએ લાગ્યો, બેનની સ્તુતિ કીધી. ૧૫
આકાશ વાણી સાચી જાણી, ભય ભાગ્યો મારો પ્રાણ;
દયા જાણી બાળ આણી આપજે, ભાઈ પોતાનો જાણ. ૧૬

* રાગ નહિ થાય તેવા. † રૂપ વય વગરનો.

દેવકી કહે વીર મારા, ઊધરી હું તુજ વડે;
તે પુત્રને હું શું કરું, પીહેર જેથી ઉજડે. ૧૭
કંસ મન આનંદ પામ્યો, ઘેર વળાવ્યાં દંપતી;
ઘણા દિવસ સુખ ભોગવ્યું, વસુદેવને બહુ સંપતી. ૧૮
શત સેવક ફરે કંસના, કરે દૃષ્ટિ રક્ષણ વિવિધાન;
દેવકીએ એક પુત્ર પ્રસવ્યો, નામ ધર્યું કીર્તિમાન. ૧૯
ગીત ગાયા તોરણ હાયા, પુત્ર પોઢાડ્યો પારણે;
શશિવદન શું શશિ ઉદિયો, દેવકી જાએ વારણે. ૨૦
કનક આભરણ કર ચરણ, કરણ કટી કંઠ ભૂષણ ધર્યાં;
બાળનો કાળ ભૂપાળ છે તે, દેવકીજી વીસર્યાં. ૨૧
વસુદેવે જાણી વધામણી તત્ર, આવીયા અબળા કને;
શું મોહ પામ્યાં સુંદરી, એ પુત્રને આપો મુજ કને. ૨૨
તે દિવસ વીસરી ગયાં જે, મરણથી તું ઉગરી;
દેવકીને મૂર્છા થઈ, સંકેત વારતા સાંભરી. ૨૩

વલણ

સાંભરી વાર્તા સતીને જે, સત્ય વચન આપ્યું પતીરે;
કાળના કરમાં બાળક આપે, ફરી ઘેર આવવો નથીરે. ૨૪

---

કડવું ૭ મું-રાગ વેરાડી-ચોપાઈ

વસુદેવ માગે આતુર થઇ, દેવકી પુત્રને આપે નહીં;
તારી હઠ જો શઠ જાણશે, પુત્ર સાથે આપણો અંત આણશે.
વચન ગયું તેનું સર્વસ્વ ગયું, અસાધુ નામ જગતમાં થયું;
ઈશ્વરથી ન બિહિજે સુંદરી, (પણ) કંસની બિહિક આપણને ખરી.
જે નિરમ્યું હશે તે થાશે સહી, લાવ કુંવરને આપું જઇ;
દેવકી કહે સાંભળીયે નાથ, કેમ ચાલે પુત્રને આપતા હાથ.
પ્રથમ રુપ કુંવરનું જુવો, મારવા માટે કુટરો હુવો,
હું ઘેલીયે સુત કીધો સાતરો,* ન રહ્યો ઘેર દિવસ આંતરો.
વસુદેવ કહે સાંભળીયે સતી, સત્ય જ્ઞાન તુજમાંહે નથી,
અણ સંબંધી દુઃખ દેઈ જાય, પારકી વસ્તુ કેમ આપણી થાય.
કેટલીવાર રોશો થઈ સુતમાત, એ વિના પુત્ર આપવા છે સાત;
એ મુહૂર્ત મંડાયું રોવાતણું, આગળ દુઃખ વેઠવું છે ઘણું.
દેઈ ચુંબન કીધું આલિંગન, પ્રાણ આપે તેમ આપ્યો તંન;
ત્યાર પહેલાં કંસને થયું જાણ, આકાશ વાણીનું સાલ્યું બાણ.
કંસના મનમાં એવો વિચાર, લાગે વાર તો હણું પરિવાર,
ધુંધવાઈ બેઠા છે ભૂપાળ, આવ્યા વસુદેવ લાવ્યા બાળ.
કંસાસુરનો સંદેહ ટળ્યો, સાધુ બનેવી બોલે પળ્યો;
મામે ઓછંગે† લીધો ભાણેજ, દેખી રુપને આવ્યું હેજ.
વાસુદેવે પોતાનો પાળ્યો ધર્મ, તો હું કાં આચરું દારુણ‡ કર્મ;
કનિષ્ઠ પુત્ર શત્રુ સર્વથા, રંક સરા હણવા તે વૃથા.
ફોગટ ભગિનીનું ઘર ભાંગે, વજ્ર લેપ બાળ હત્યા લાગે;
એવો વિવેક અંતરમાં ધરી, વસુદેવને બાળક આપ્યો ફરી.

* બિછાના સહિત. † ખોળે. ‡ ભયંકર.

ધન ધન રાજા લોકે કહ્યો, જય જયકાર નગરમાં થયો;
વસુદેવજી વળિયા ઘર ભણી, દેવકીને પહોંચી વધામણી.
જો કંસે ન કીધો બાળક નાશ, પણ વસુદેવને નથી વિશ્વાસ;
એ રખે કહોને કહે લાગતો, નહીં લાજે પુત્ર ફરી માગતો.
ધર્મ રૂપ થઇ બેઠો કંસ, ઉગ્રસેને જાણ્યું દીપ્યો વંશ;
એ નિર્દય કંસને આવી દયા, થઈ મૃગ પર પારધીને મયા.
જેમ સર્પ મુખેથી અમૃત નીસરે, તેમ બાળક ઉગરીઓ ખરે;
નગર લોક થયાં સૌ સુખી, એવે પધાર્યા નારદ ઋષી.
પ્રગટ્યું તેજ જેમ ઉદયો ભાણુ,* આસનથી ઉઠ્યો રાજાન;
આસન આપી પૂજા કરી, વિનય યુક્ત વાણી ઓચરી.
સ્વામી મુને કીધો કૃતાર્થ, કેમ આવ્યા કહો યથાર્થ;
નારદ કહે મુને ઇચ્છા થઇ, જે રાજ કંસનું નિરખું જઇ.
બ્રહ્મલોક સુધી તારી વારતા, નથી દેવ તુંને વિસારતા;
સુબુદ્ધિ શૂર ધીર દયાવાન, ઘણું દીઠું તારું રાજ્ય ધ્યાન.
તુજ સાથે મુને વાધ્યો નેહ, જાણું એક પ્રાણ ને જુજવા દેહ;
હું ચૌદ લોક ફરું છઉં કહે જતી, પણ આ સભા વિના મન ઠરતું નથી.
કપટ યુક્ત ઋષિની વાણી, બોલ્યો કંસ ત્યાં સાચી જાણી;
અથ ઇતિ કહ્યું ઋષિને વૃત્તાંત, વસુદેવનો પુત્ર ન કીધો શાંત.†
છેલ્લા પુત્રથી મારું મર્ણ, દયા આવી મુને અંતઃકરણ;
આપ્યો બાળક નિરખ્યું તે થાય, મેં કેવો ધર્મ કર્યો ઋષિરાય.
સાંભળી નારદે ધુણાવ્યું શીશ, ઉપન્યો સંદેહ પૂછે છે ઇશ;
કહો સ્વામી તમો કાં થયા વ્યગ્ર,‡ હું શું ચુકયો બોલો પ્રભુ શીઘ્ર.
મર્મ વચન ઋષિ નારદ કહે, તું કરે રાજ પણ ભેદ ન લહે;
ઘટે તીવ્ર બુદ્ધિ મહારાજા તણી, પણ તુંને શુદ્ધ નથી આપણી.
ગગન વાણીના છે ગુપ્ત ભેદ, સમજે તે નવ પામે ખેદ;
મર્મ કહેતાં હું કરું છું પ્રમાદ, છે હત્યા દોષ લોક અપવાદ.
પણ પાતિકથી હું બીહોતો નથી, વા તીર્થ કરીશ હું તારીવતી;
ચક્રાકારે આઠ પુત્ર મેલો, જે લીજે તે છેલ્લો પહેલો.§
જે ગણીએ તે અષ્ટમો સહી, કનિષ્ઠ કારણ જોવું નહી;
ન જાણીએ તુંને મારશે કીયો, આઠ ભાણેજથી સરખું બીહો.
આ જાદવ મથુરામાં તરવર્યા,‖ તે માનવ થઇને અમર અવતર્યા;
તું રખે પ્રજા તારી જાણતો, વિશ્વાસ રખે કોઇનો આણતો.
તું પહેલાં દેવ અવતરિયા છે કંસ, ઉગ્રસેન આદે છે દેવ અંશ;
એવો વિશ્વાસાનલ¶ મૂકી ભગવાન, શ્રીનારદ પામ્યા અંતરધ્યાન.
કંસને ચટપટી થઈ ચિત્ત વિષે, હું સુતો જગાડ્યો નારદ ઋષે;
સેવકને આજ્ઞા રાયની થઈ, ન શકે વસુદેવ મંદિર જઈ.
પકડી લાવો સુતસંગ અત્ર, ત્યારે ચિત્ત થયે સ્વસ્થ સર્વત્ર;
ઉન્મત્ત સુભટ ધાયા તતખેવ, અધવચથી વાળ્યા વસુદેવ.

તેડ છે રાય લઈ આવો બાળ, વસુદેવને પડી અંતર ફાળ;
મૂકયો બાળક કેમ ફેરીયો, કંસનો કાન કોણે ભંભેરીયો.
આવ્યા વસુદેવ કરતા રુદન, શ્યામતા વ્યાપી નિસ્તેજ વદન;
કાળ રૂપ કંસ બેઠો થયો, બાળક ઝડપી પાગે ગ્રહ્યો.
શિલા ઉપર પછાડિયો બાળ, વસુદેવ બંધન કીધાં તત્કાળ;
દેવકીને સેવક લાવ્યા તેડી, ભાઈએ પહેરાવી લોઢાની બેડી.
દૃષ્ટિ રક્ષા ઉગ્રસેનને થઈ, મથુરામાં શોણિત* સરિતા વહી;
કારાગૃહમાં નાંખ્યાં નરનાર, સહસ્ર રખેવાળ બેસાડ્યા બહાર.
શુકજીને પૂછે પરીક્ષિત ભૂપ, નારદજી કહાવે ધર્મ સ્વરૂપ;
બહુ જન તાર્યા આપી ઉપદેશ, કેમ થયો નારદમાં પાપ પ્રવેશ.
દયા ન આવી અંતરમાંએ, વસુદેવના પુત્ર હણાવ્યા કાંએ;
હરિજન વૈષ્ણવ કહાવે પર્મ, કેમ કીધું નારદે એવું કર્મ.
વસુદેવ પુત્ર પામ્યા યમલોક, નારદ વા કંસ એ કોને દોષ;
શુકજી કહે સાંભળીએ નરેશ, નારદને કર્મ ન લેપે લેશ.
શીઘ્ર કંસ નિપાત જ થાય, નારદે કીધો તેહ ઉપાય;
દુષ્ટ કર્મ એ જો કંસ કરે, તો પરમેશ્વર વહેલા અવતરે.
શાપ દોષે અવતરીયાં બાળ, આગળ કથા આવશે ભૂપાળ;
નારદ છે ઈશ્વરનું મંન, નિરખ્યું તેજ કરે મુનિજંન.
પરીક્ષિત કહે નિવર્ત્યો સંદેહ, પછી શું થયું પડ્યાં કારાગેહ;
શુકજી કહે સાંભળ ભૂપાળ, હણ્યા દેવકીના ખટ બાળ.

વલણ

ખટ બાળક દેવકીના હણ્યા, શુક કહે સાંભળ રાયરે;
ભટ પ્રેમાનંદ કહે કથા, હવે થયો પ્રથમો અધ્યાયરે.

ઇતિ શ્રીમદ્ભાગવતે દશમસ્કંધે દેવકી પ્રથમ પુત્રહનન નામ પ્રથમોઽધ્યાયઃ ॥ ૧ ॥

---

## અધ્યાય ૨ જો†

### કડવું ૮ મું–રાગ આશાવરી

શ્રીશુકદેવજી કહે કથા સાંભળ પરીક્ષિતરાયરે;
એ પ્રથમો અધ્યાય પૂર્ણ હુવો, કહું દ્વિતીયો અધ્યાયરે. ૧
ક્રૂર દૃષ્ટિ થઈ કંસાસુરની, દંશ જાદવ પર રાખ્યોરે;
સર્વ ઉપરથી સ્નેહ ઉતાર્યો, ભેદ નારદે ભાખ્યોરે. ૨
નરકાસુર‡ પુંડરીક જરાસંધ, શિશુપાળ ને દંતવક્રરે;
થયો સમાચાર કંસે કહાવ્યો, તમો દમજો જમ્તારે. ૩
નિર્જર§ જાદવ થઈ અવતરિયા તે, વચન વિષ્ણુનું માનીરે;
પ્રજા માત્ર પીડાવા લાગી છે, કંસની ક્રૂર રાજધાનીરે. ૪
વૃષભ વચ્છ વ્યોમાસુર તેડ્યા, શકટ અઘાસુર કેશીરે;
એ વહાલા મિત્રને કંસ કહે, એકાંત સભામાં બેસીરે. ૫

---

* સૂર્ય. † મારશો. ‡ કચરાટવાળા મનના. § અને નારદે ભેદ પ્રપંચ બુદ્ધિ વાપરીને કહ્યું કે ગોળાકારમાં આઠ પુત્રને મૂક ને પછી ગણવા માંડ કે પહેલો કીયો અને છેલ્લો કીયો? જ્યાંથી ગણશે ત્યાંથી પહેલો, ને ગણતાં આઠમો આવે તે છેલ્લો. ‖ ફરે છે તે. ¶ વડવાનલ.

* લોહી † આ બીજા અધ્યાયમાં કંસને મારવા માટે દેવકીના ગર્ભમાં શ્રીપરબ્રહ્મ પૂર્ણ પુરુષોત્તમ આવ્યા, તેની બ્રહ્મા વિગેરે દેવોએ જે સ્તુતિ કરી અને દેવકીની સાંત્વના કીધી, તેની કથા છે.

‡ પ્રલંબાસુર, બકાસુર. ચાણૂરમલ્લ, તૃણાવર્ત્ત દૈત્ય, મુષ્ટિકમલ્લ અરિષ્ટાસુર. દ્વિવિદવાનર, ધેનુકાસુર અને બાણાસુરાદિની સહાયતાથી યાદવને પીડતો હતો. § દેવ.

ભૂપ કહે ભાઈયો શું કરવું, સત્ય યાદવ શત્રુ જાણોરે;
વિપ્ર વૈષ્ણવના ધર્મ મૂકાવો, અંત સાધુનો આણોરે. ૬
દેવનું બળ સત્યધર્મ વડે, માટે મૂળ ધર્મનાં કાપોરે;
પુણ્ય માર્ગમાં વિધ્વંસ* કરીને, હરિજનને સંતાપોરે. ૭
વચન સાંભળી પ્રસંન થયા એ, ઉત્તમ આજ્ઞા આપીરે;
પ્રજા સર્વને પીડવા લાગ્યા, આસુરી માયા વ્યાપીરે. ૮
વર્ણાશ્રમ ધર્મનો ધ્વંસ કરે, વળી પતિવ્રતાને પીડરે;
શુભ ધર્મ સાધુ જન પાળે, અસાધુ રૂપે હીંડરે. ૯
દ્વાર દેવાયાં દેવ સ્થળનાં, નૈવેદ્ય ધૂપ દીપરે;
ઘંટા શંખની ખંડના કીધી, ભાંજી મુકેડ ને સીપરે. ૧૦
અગ્નિહોત્ર આવસથ તણાં,† અસુરે પૂર્યાં કુંડરે;
તિલક ભૂંસી માળા તોડી, ન થાય ભસ્મ ત્રિપુંડ્રરે. ૧૧
હરિ કથા વેદાધ્યયન વાર્યાં, રહી સમરણી ફરતીરે;
કો રામ શિવનું નામ ન લેશો, આણ રાયની વર્તીરે. ૧૨
રવિવારે કો સૂર્ય ન પૂજે, દ્વિતીયાયે નહીં સોમરે;‡
મંત્ર ઇષ્ટ નહીં આરાધન, રહ્યા યજ્ઞ ને હોમરે. ૧૩
પ્રાતઃસ્નાન પાર્થિવ§ પૂજા, ન થાય તપ જપ વ્રતરે;
શુભ ધર્મ કો કરતો જાણે, બાંધી મંગાવે તર્તરે. ૧૪
નહીં કથા નહીં શ્રવણ ભક્તિ, રહ્યાં બાંધ્યાં પુસ્તકરે;
જટા ધરી ન શકે સંન્યાસી, ધરાવે મુગટ મસ્તકરે. ૧૫
ન પૂજાય અશ્વત્થ તુળસી સુરભી, નહીં ગુરુચરણ પ્રમાણરે;
કંસ કહે વિષ્ણુને તજીને, મારું લિયો સહુ નામરે. ૧૬
સકળ ધર્મ કર્મ લોપાયાં, વરત્યો હાહાકારરે;
કંસ પૂજાવે ધનુષ પોતાનું, વશ વર્તી વર્ણ ચારરે.‖ ૧૭
વસુદેવ દેવકી કારાગૃહમાં, તે દોહલે દહાડા નાંખેરે;
ગર્ભ રહ્યો જાણી કંસાસુર, કઠિણ સ્થાનક રાખેરે. ૧૮
ખટ બાળકની હત્યા લીધી, પૂરણ પાપે ભરાયોરે;
ધર્મ ખંડે ધરા કંપી, શેષે ન ભાર ધરાયોરે. ૧૯
શેષનાગને કહે પરમેશ્વર, મથુરામાં મણિધર જાઓરે;
જઈ વસો દેવકી ઉદરે, જ્યેષ્ઠ બંધુ અમારા થાઓરે. ૨૦
શેષ કહે સ્વામી સાંભળીએ, કેમ જાઉં જન્મ લેવારે;
હું જ્યેષ્ઠ ભ્રાત તમો કનિષ્ઠ સ્વામી, કેમ થયે મેં સેવારે. ૨૧
વિષ્ણુ કહે રામાવતારે તમો, સેવા કીધી અતિ સબળરે,
આણીવાર કનિષ્ઠ થઇ સેવું, થાઉં તમને ઓશીંગણરે. ૨૨
આજ્ઞા મારી શેષ ન લોપો, વિદાય વિખધર¶ કીધોરે;
કારાગૃહમાં દેવકી કૂખે, અવતાર અહિયે લીધોરે. ૨૩
દીપ્તિમાન દેહ થયો દેવકીનો, કંસ યત્ન બહુ કરતોરે;
સપ્ત માસ જવ થયા ગર્ભને, ભૂપ ભય મન ધરતોરે. ૨૪

વલણ
ધરે ભય ભાણેજનો, સાચવે બહુ ખપ કરીરે;
જગતપિતાએ તેડી જોગમાયા, એ પ્રત્યે બોલ્યા શ્રીહરિરે. ૨૫

---

## કડવું ૯ મું-રાગ મારુની દેશી

જોગમાયાને કહે મોરારી, આજ વાચા તમો પાળો નારી;
વસુદેવની રોહિણી નારી, તે છે અપર* માત અમારી.
વસે નાસરડી† નંદ ઘેર, નંદ પ્રતિ પાળે બહુ પેર;
વસુદેવ નન્દને છે બહુ સ્નેહ, માટે રોહિણી મૂકયાં ગોપગેહ
રંક રોહિણી સામું નિરખો, દેવકીનો ગર્ભ આકરસો‡;
તે ગર્ભ રોહિણી કૂખે મૂકો, એટલે કંસતણો ભય ચૂકો.
તે અવતરશે બળ ભાઈ, બીજું કાર્ય કરો એક બાઈ;
છે પવિત્ર નંદજીની નારી, પૂર્વે ભક્તિ કીધી છે અમારી.
તેને અમો જનેતા કહેશું, એકાદશ વર્ષ ગોકુળમાં રહેશું;
તમે જન્મ લો યસોદા કૂખે, એવી આજ્ઞા આપી શ્રીમુખે.
મથુરામાં આવ્યાં જોગ માય, કીધી નિપટ§ સૂક્ષ્મ ત્યાં કાય;
નિદ્રા ધારણ સાથે લાવી, પ્રાણી માત્રને નિદ્રા આવી.
સંકેત હરિએ કહ્યો તે કીધો, દેવકીનો ગર્ભ આકરસી લીધો;
ન જાણે દેવકી જે સુત હરિયો, રોહિણીની કૂખે ગર્ભ ધરિયો.
યશોદા ઉદરે પ્રવેશ કીધો, માયાએ જન્મ કન્યાનો લીધો;
યશોદાજી ને રોહિણી સતી, બેઉ અબળા થઈ ગર્ભવતી.
કારાગૃહમાં દેવકી જાગી, ફરી ફરી ઉદર જોવા લાગી;
ગળ્યો ગર્ભ ટળ્યો સંતાપ, ન દીઠો બાળક મૃત્યુ અદાપ.‖
કંસે જાણ્યો ગર્ભ ગળિયો, આસન ઉપરથી ઉછળિયો;
દીઠો પ્રતાપ મારો વિખ્યાત, મારે નામે થયો ગર્ભપાત.
આવ્યો કારાગૃહે નૃપ ક્રોધી, જોયું મંદિર સઘળું શોધી,
આઠ માસનું બાળ કયાં પળિયું, ઉડયું આકાશે કે ભોમે ગળિયું.
શકે પવને બાળક શોષ્યું,¶ કંસે હૃદય જ્ઞાને અવલોકયું;
મારા બળ પરાક્રમ ન સહેવાયાં, પંચમહાભૂતમાં ભૂત સમાયાં.
એ જંજાળ બાળકનો ભાગો, હત્યા દોષ મુને ના લાગો;
ઘેર આવ્યો તે આનંદ પામી, પછી શું કરે શ્રીપત સ્વામી.
દેવ પ્રજાની પીડા જાણી, ચિંતવ્યું ચિત્તમાં ચક્રપાણી,
ભક્તાધીન નામ પ્રભુ કહાવ્યા, બાપજી મથુરામાં આવ્યા.
રંક વસુદેવ સામું જોયું, દુઃખ દેવકી માતનું ખોયું;
યશોદાજીને ઓછંગે રમવા, ગોપ સંગે કરમોડ જમવા.
ભોળોનાથ દયાનો ભંડાર, લીધો દેવકી ઉદર અવતાર;
આશ્વિન વદી અષ્ટમી અધરાતે, ગર્ભ રૂપ ધર્યું યદુનાથે.
દિન દિન ગર્ભ વધતો જાય, તેમ દેવકીને સુખ થાય;
વસુદેવ દેવકીને પૂછે, આવાં દુઃખમાં આનંદ શું છે?

---

* પ્રલેશ. † અગ્નિ હોમવાનાં સ્થળ. ‡ ચંદ્ર § માટીનું શિવલિંગ ‖ ત્રાસથી પીડાયલા યાદવો કુરુ, પાંચાલ, કેકય, શાલ્વ, વિદર્ભ, નિષધ, વિદેહ, કાશી અને કોશલ દેશોમાં જતા રહ્યા ને કેટલાક ત્રાસે અનુસરીને ચાલ્યા. ¶ શેષ.

* સાવકી મા. † દુઃખને લીધે. ‡ ખેંચી લો § નક્કર. ‖ મરવાનો ભય. ¶ શોષ્યું-હરી લીધું. ✠ ભાત.

પડ્યાં કઠિન કારાગૃહ માંહે, સાત પુત્ર તણા અસધારે;
પરવશ પામો છો અન્ન પાણી, તો પુષ્ટ કેમ થયું વપુ* રાણી.
તન સુખ ધરે છે રવિકાંતિ,† કહો પ્રગટ નિવર્તો‡ ભ્રાંતિ;
લજ્જાયુક્ત કહે હસી નારી, ચતુર નાથ છો જુઓ વિચારી.
આઠમો પુત્ર ઉદરે આવ્યો, જાણે ત્રિભુવનનું સુખ લાવ્યો;
કંસ તૃણવત્§ સરખો ભાસે, ના જાણું આગળ શું થાશે.
ક્ષુધા તૃષા મુજને નવ પીડે, મારું મન કંસ મારવા દોડે;||
રહ્યા વસુદેવ મન વિચારી, ભાંગી ભ્રાંતિ, પુન્ય કર નારી.
દેવકી તનની તેજ જવાળા, દેખી ભય પામ્યા રખેવાળા;
કંસે વાત સેવકથી જાણી, ત્યારે સાંભળી આકાશ વાણી.
મારો શત્રુ તે ગર્ભ એહ, આવ્યો કંસ જોવા કારાગેહ;
પેઠો ઘરમાં ઉઘાડી તાળું, દીઠું ભાણેજ ભાસ્કર¶ અજવાળું.
દીઠી દેવકી તેજ સ્વરૂપ, ભય પામ્યો કંસાસુર ભૂપ,
તેજ આગળ કાંઈ નવ સૂઝે, પગે દેવકીને ધરણ ધ્રૂજે.

વલણ

ધરણ ધ્રૂજે ચરણ પ્રહારે, ઉદરમાં સુત મહાબળી રે;
ભય પામી કંસ બાહેર આવ્યો, કપાટ×દેવડાવિયાં વળી રે.

### કડવું ૧૦ મું–રાગ સામેરી

દેખી દેવકીનું રૂપ, ભય પામ્યો કંસાસુર ભૂપ;
એ ઉદયો આઠમો બાળ, હોય સર્વથા મારો કાળ. ૧

ચાલ

કાળ મારો સર્વથા એ, હવે ઉગરવું નથી;
ભલી ભાતે જતન માંડ્યું, નિદ્રા ન આવે રતિ.$ ૨
આજ્ઞા આપી અયુત** સેવકને, રૂડી પેરે રક્ષણ કરે;
સાવધાન થાઓ પ્રમાદ†† મૂકી, નિશાએ નિદ્રા પરહરો.‡‡ ૩
પ્રસવ સમે સદ્ય જાણ કરજો, છે ઉદરમાં મારો અરી,§§
તાળાં સાંકળ ભોગળ ભારે, ઠામ ઠામ શીલા|||| ધરી. ૪
સહસ્ર સેવક મંદિર ઉપર, નવ સહસ્ર પૂંઠે ફરે;
નિશા આખી ઢોલ વજાડે, તે ગર્ભની રક્ષા કરે. ૫
નિદ્રા ન આવે કંસને, શય્યાએ શૂળીવત સૂએ;
અર્ધ નિશાએ ઉઠી આવે, કારાગૃહ તપાસી જુએ. ૬
સ્વાદ રહિત ભોજન કરે, કંસ દેહે દુર્બળ થયો;
શત્રુ જાણી કરે ચિંતા, બ્રહ્મરૂપ ભાણેજ નવ લહ્યો. ૭
ગર્ભને માસ પૂરણ હવા, દેવકીજી આંસુ ભરે;
લાજ પામી શીશ નામી, નાથ પ્રત્યે ઓચરે. ૮
તમો સ્વામી મારા સાંભળો, નિર્લજ્જ થઈ વારતા કરું;
નહીં બહેન જતુની નણંદ સાસુ, તમ આગળ લજ્જા પરહરું. ૯
છે ધિક્ક અવતાર નારી તણો, સર્વથા જાણો તમો;
મહારાજ લાજ મૂકી કહું આજ, આવ્યો છે પ્રસવ સમો. ૧૦

* અગ. † સૂર્ય જેવી અગની તેજસ્વી શોભા ‡ મટે.
§ તરણા જેવા || દોડે ¶ ભાણેજરૂપી સૂર્ય. × દરવાજા.
$ જરા જેટલી પણ. ** દશ હજાર. †† આળસ ‡‡ દૂર કરો
§§ શત્રુ |||| પથરો.

ગર્ભ પ્રસવનું ચિહ્ન જણાએ, એ બાળક તે છેલ્લું;
છે વિઘ્ન એને કંસનું, આરોગ્યની આશા મેલું. ૧૧
છે સ્વભાવ બાળક માત્રનો, પ્રસવતાં તતક્ષણ રૂએ;
સાદ સાંભળતાં જાણ થાશે, પળમાત્ર સેવક નવ સૂએ. ૧૨
સ્વર્ગ મૃત્યુ પાતાળમાં, વૈશ્ય શૂદ્ર રાજા રુખી;
ચાર વર્ણમાં કો હશે સ્વામી, આપણ સરખું રે દુઃખી. ૧૩
બોલે કાલું લાગે વહાલું, ક્ષણુંએ રુએ ક્ષણુંએ હસે;
ઓછંગ ઉપર કરે ક્રીડા, જાણું સુતનાં સુખ કેવાં હશે. ૧૪
એવું કહી આંસુ ભરે, સમાધાન વસુદેવજી કરે;
ભાવી પદારથ સર્વથા એ, અર્થ શોએ શો સરે. ૧૫
સમજાવ્યાં સતી દેવકી, જ્ઞાન ગદ* પ્રભુએ કહ્યાં;
યોગનિદ્રા પ્રબળ પામી, દંપતી નિદ્રાવશ થયાં. ૧૬
નિશા ગઈ જ્યારે ચૌદ ઘટિકા, યોગનિદ્રા વ્યાપી ઘણું;
બ્રહ્મા આદે દેવ આવ્યા, સ્તવન કરવા ગર્ભતણું. ૧૭

વલણ

સ્તવન કરે સર્વ ગર્ભનું, અંતરિક્ષ અમર† ઋષિ રહ્યા રે;
કોણ પ્રકારે સ્તુતિ કીધી જે, પરમેશ્વર પ્રસંન થયા રે. ૧૮

### કડવું ૧૧ મું–રાગ ગોડી

નમો નારાયણ નમો નમો, પ્રભુ આદિ સ્વરૂપ અનંત;
નમો બ્રહ્માનંદ નમો નમો, ત્રિગુણાતીત ભગવંત. ૧
માયાતીત નમો નમો, ચિદાનંદ ચૈતન્ય ચિદ્રુપ;
માંજળ‡ પ્રભુ નમો નમો, અવિગત અખંડ અનૂપ. ૨
પ્રભુ પરાત્પર નમો નમો, નમોસહસ્રશીર્ષ§ ભગવાન;
પ્રભુ અખિલેશ્વર નમો નમો, સર્વેશ્વર સર્વપ્રતિપાલન. ૩
નમો અનાથ નાથ અકળ હરિ, ભક્તાધીન બ્રહ્મ દયાળ;
ગર્ભ સ્વરૂપ તમો હરિ, નથી તું વૃદ્ધ યૌવન બાળ. ૪
નમો વાસુદેવ જાદવપતિ, નમો નંદન સુરભિ પાળ;
પ્રથમ વચન પ્રતિપાળિયે પ્રભુ, આવી કંસનો કાળ. ૫
હર|| હિરણ્યગર્ભ¶ હરિને સ્તવે, સપ્તઋષિ દશે દિગપાળ;
દયા આવી દીન દયાળને, બોલ્યા ઉદરથી દેવકી બાળ. ૬
છે વિલંબ એક ઘટિકાતણો, હું પ્રગટ કરુ છું દેહ;
તમો શત શૃંગ પર્વત પરવરો, રાજા પાંડુ કેરે ગેહ. ૭
કુંતાના ગર્ભની સ્તુતિ કરો, છે અર્જુન નરનો અવતાર,
અમો થાશું તેના સારથિ, ટાળશે અર્જુન ભૂનો ભાર. ૮
અમર આનંદથી વળ્યા, મનવાંચ્છિત સીધ્યું સર્વ કાજ;
પછી કોણ રીતે પ્રકટ થયા, કારાગૃહમાં કૃષ્ણ મહારાજ. ૯

વલણ

મહારાજ ત્રિભુવનનો તે, પ્રકટ કેમ કરી થાય રે;
પરીક્ષિતને શ્રીશુક કહે, થયો દ્વિતીયો અધ્યાય રે. ૧૦

ઇતિ શ્રીમદ્ભાગવતે દશમસ્કંધે દેવકી ગર્ભસ્તુતિનામ
દ્વિતીયોધ્યાયઃ ॥ ૨ ॥

*વાક્ય-વચન † દેવ ‡ સુબોધ સુજ્ઞ § પરથી પર. હજાર મસ્તકવાળો || શિવ ¶ બ્રહ્મા

## અધ્યાય ૩ જો*

### કડવું ૧૨ મું-રાગ રામગ્રી-જેતમાલ

શ્રીશુકજી કહે સુણ ભૂપતિ, ઉદયા શ્રીઅવિનાશ,
તૃતીય અધ્યાય વર્ણવું હું, યથા બુદ્ધિ પ્રકાશ. ૧
વિદાય કરી સર્વ દેવને, વિચારયું વિશ્વનાથે;
શ્રાવણ માસ વદી અષ્ટમીયે, પ્રગટિયા મધરાતે. ૨
યોગ નિદ્રાને આજ્ઞા થઈ, હુવી તે વ્યાપ્રમાન,†
અચુત‡ સેવક આવની હળ્યા, સુતા મૃત્યુ સમાન. ૩
અચેતન કંસ થઈ પડ્યો, શિલાવત્ પરધાન,
નગરમાં કોઈ જાગે નહીં, સુતા ચંચળ શ્વાન. ૪
નંદ ઓછંગે ક્રીડા કરવા, જશોદા સ્તનપાન,
ગોપવધૂને રમાડવા, ધાવા ગોકુળ કહાન. ૫
બક બકી સંઘારવા, ગિરિ ગોવર્ધન ધરવા,
બ્રહ્મા ભોયગને જીતવા, રાસ ક્રીડા કરવા. ૬
આપ બંધાવા ઉખળે, કરવા કંસ સંઘાર,
પાર્થનો§ રથ હાંકવા, ઉતારવા ભૂમિ ભાર. ૭
ભક્ત વત્સલ જોજો હરી, સેવક જન સુખકારી,
જન્મ લઈ તે અવતરે, લીલાએ વપુ ધારી ૮
નિષ્કર્મ ને કર્મ છે ભક્તાનું, ભોગવે ધરી ગાત્ર;
ઉત્પત્તિ લય હરિને નથી, જન્મ તો કહેવા માત્ર ૯
દેવકી ગર્ભ કહેવા માત્ર છે, નથી નિજરૂપ આવ્યું;
અધોમુખ‖ હરિ કેમ રહે, કોઈએક વિરલે જાણ્યું. ૧૦
દેવનાં દુંદુભિ ગડગડ્યાં, વરસ્યા પયદ વરસાદ,
વાજિંત્ર શબ્દ કોટિક થયા, નાચિયા ઉભિયા નાદ. ૧૧
નિગમ નારદ સરસ્વતી, નૃત્ય કરે ગુણ ગાથ,
ઇન્દ્રાદિક જય જય વદે, કુસુમવૃષ્ટિ થાય. ૧૨
આકળોયેક્¶ અવની ઉશી થઈ, દેખા ગોપની હળવી,
દુઃસ્વપ્ન આવે દુષ્ટને ત્યાં, સૈન્યા કંસની હળવી. ૧૩
ધ્વજ છત્ર દંડ ભાંગી પડ્યાં, અસુરને માનશુકન;
વરતે આનંદ હરિદાસને, દેખે ઉત્તમ સ્વપ્ન. ૧૪
શ્રાવણ વદની અષ્ટમી, રોહિણી નક્ષત્ર બુધવાર;
મધ રાતે પ્રગટ થયા, શ્રીકૃષ્ણ નિરાધાર. ૧૫
નીલ** પીત અંબર ધર્યાં, વપુ છે ઘનશ્યામ;
શંખ ચક્ર શારંગ ગદા, ચતુર્ભુજ છે નામ. ૧૬
થયું તેજ પ્રકાશિત ભુવન વિષે, તિમિર સર્વ ઢંકાયું;
સ્વપ્ન પામ્યાં માત દેવકી, આનંદ પર્વ મંડાયું. ૧૭
પ્રસવ પુત્ર મહારે હવો, રમાડું છઉં હું તેડી;
પુત્રે કંસાસુર મારિયો, મારી ભાંગી બેડી. ૧૮
સોલ સહસ્ર વધૂ* ચાંમટી, મારે પાયે લાગી;
સ્વપ્ન અંત્યે માત દેવકી, સર્વ ઉઠિયાં જાગી. ૧૯
તેજ સ્વરૂપ દીઠા હરિ, માતા લજ્જા પામી;
ઉઠો એ ઘરમાં કોણ છે, જગાડિયા જઈ સ્વામી. ૨૦
વસુદેવે વાસુદેવ નિરખ્યા, શ્રીરંગ અતિ શોભાળા;
પગે લાગ્યા પ્રાણનાથને, કંઠે રાજે વૈજયંતી માળા. ૨૧
મકરાકૃત† કુંડળ કાને ઝળકતાં, મુગટ માણિક જડિયાં;
નખશિખ નિરખી નાથને, મોંસે‡ વસુદેવ પડિયા. ૨૨
કર જોડી દંપતી સ્તવે, ગયા રંકને ઠીકી;
ઉદર તપાસે દેવકી, મન માંહે બહુ બીધી. ૨૩
અરે ગર્ભ મારો ક્યાં ગયો, બેહેબાકળી હોવી;
પુત્રને શોધે લાજની, વળી હરિ ભણી તે જોતી. ૨૪

વલણ

જુવે દેવકી પુત્રને, આશ્ચર્ય અંતરમાં ધરેરે;
પછે કર જોડી વસુદેવ, સ્તવન કેશવનું કરેરે. ૨૫

———:૦:———

### કડવું ૧૩ મું-રાગ મારુની ચોપાઈ

બોલ્યા વસુદેવ આશ્ચર્યપામી, મેં તુંને ઓળખિયો અંતરજામી;
કોટિ દિનકર તેજ છે તનનું, છેદું તિમિર§ કારા ભોવનનું.
ચતુર્ભુજ અદ્ભુત રૂપ, અખિલેશ્વર આદિ અનૂપ;
તારી ગતિ તું લહે સ્વામી, શિવ બ્રહ્માએ વાત ન પામી.
કર્તુંમકર્તું સામર્થ્ય તારે, પ્રભુ કેમ આવ્યા ઘેર મારે,
કારા ભોવન કઠિન કુસ્થાન, કેમ મન માન્યું ભગવાન.
નથી ઉઘડીયાંછી કપાટ, મંદિરમાં આવ્યા કોણ વાટ;
વિશ્વવ્યાપક પૂરણ રામ, નથી તુજ વિણ ઠાલો ઠામ.
પંચમહાભૂત તારે આધારે, નથી તુજ વિના જોતાં વિચારે;
દુઃખનાં દાધાં છીયે નરનારી, શા વડે કરું પૂજા તમારી.
ન મળે પુષ્પ ચંદન કેસર, દરિદ્રી શેને પૂજે પરમેશ્વર;
એવું કહીને ભર્યાં લોચન, ઘણું રીઝિયા તે મધુસૂદન.¶
વસુદેવ નમ્યા કર જોડ, પછે બોલ્યા શ્રી રણછોડ,
મેઘ ગંભીર માધુરી વાણી, વિનય યુક્ત કહે સારંગપાણી.
"હું પૂર્ણ બ્રહ્મ ભગવંત, હું સરખો ન આદિ મધ્ય અંત;
પૂર્વે લીધા મેં અવતાર, અસુર હણી ઉતાર્યો ભૂ ભાર.
વૃદ્ધિ પામ્યો કંસાસુર પાપી, સૃષ્ટિમાં રહ્યો અધર્મ વ્યાપી;
હણવા કંસ થયો જન્મ મારો, વસુદેવ હું પુત્ર તમારો.
હમણાં પ્રસવ થશે ધરો શાતા, શું ગર્ભને શોધો છો માતા;

---

* આ ત્રીજા અધ્યાયમાં ભગવાન્ પોતે ઈશ્વરરૂપે પ્રગટ થયા અને માતપિતાએ તેમની સ્તુતિ કરીને ભયને લીધે ગોકુળમાં લઈ ગયા, એ કથા કહી છે. † સર્વ સ્થળે વ્યાપી રહી ‡ દાસ દાસ ના § અર્જુનનો ‖ ઉંધે મસ્તક ¶ દૂધ ✽ પોતાની મેળે. ** લીલા-પીળાં

* પુત્રની સ્ત્રીઓ † માછલીના જેવી આકૃતિવાળાં. ‡ વિમાસણમાં § અંધકાર ¶ શ્રીમદ્ ભાગવતમાં આ બાળસ્વરૂપ આ પ્રમાણે આપ્યું છે -' નેત્ર કમળ સરખાં હતાં, ચાર ભુજ હતી, શંખ, ચક્ર, ગદારૂપી આયુધ ધારણ કીધાં હતાં, શ્રીવત્સનું ચિહ્ન હતું, કંઠે કૌસ્તુભ મણિ દીપતો હતો. પીળાં વસ્ત્ર પરિધાન કીધાં હતાં, ઘાટા મેઘ સમાન કાંતિ હતી, અમૂલ્ય વૈડૂર્ય મણિથી જડિત કિરીટ કુંડળની પ્રભાથી અનેક કેશ ઝળકથી સ્હાતા હતા, અતિ ઉત્તમ કટિમેખલા, બાજુબંધ, કંકણાદિકથી તે શોભી રહ્યા હતા



બાલકૃષ્ણનું વસુદેવ દેવકીને દર્શન

"ગુજરાતી" પ્રેસ, ફોર્ટ, મુંબઈ-૧



કંસના હાથમાંથી માયા છટકી આકાશમાં જાય છે

ગુજરાતી પ્રેસ કૃત, મુંબઈ



વસુદેવ બાળકૃષ્ણને મથુરાથી ગોકુળ લઈ જાય છે

"સુત*પામવા ઋષિ પત્ની નારી, પૂર્વે ભક્તિ કીધી તમો મારી.
બહુ કાળ કીધું તપ ધ્યાન, ત્રુઠો હું માગ્યું વરદાન;
'તમ સરખા પુત્ર' એ વર દીજે, માતપિતા થઈ સુતસુખ લીજે.
તે દહાડાનો મેં સંકલ્પ કીધો, માટે જન્મ તમો ઘેર લીધો;
એક શિક્ષા કહું તમો માનો, હમણાં થઇશ હું બાળક નાનો.
શબવત્ રક્ષક થઈને પડશે, દ્વાર આફૂણિયે ઉઘડશે;
મેઘ ઘણો વરસતો રહેશે, યમુનાજી પણ માર્ગ દેશે.
સાવધાન પિતાજી થાજો, મુને શ્રીગોકુળ લેઈ જાજો;
નંદ ઘરુણી† જસોદા નારી, તેણે પ્રસવી છે હમણાં કુમારી.
લેજો પુત્રી, ધીટ મન કરજો, જસોદાના પાસામાં મુને ધરજો;
ગોકુળમાં રહેશું વર્ષ અગિયાર, બારમે વર્ષે મામાનો સંઘાર.
પુત્રી લાવજો દેવકી પાસે, દ્વાર હતાં તેમ જ દેવાશે;
"કન્યા અછાડતાં વ્યોમે‡ઉછળશે,જઇનેવીજળીમેઘમાંમળશે."
શિક્ષા એમ દીધી ગોવિંદ, પછે પ્રભુ થયા બાળમુકુંદ;
કૌતક કહેતાં પાર ન આવે, અંગુઠો પગનો મુખમાં ધાવે.
મીચ્યાં લોચન વૈકુંઠનાથ, વાળી મૂઠી ન છૂટે હાથ;
વસુદેવજી વિસ્મય થાય, લીધું ઉદક અંજળિ મહાંય.
ફરી પુત્રનો મેળાપ થાય, વિપ્રને આપું અયુત એક ગાય;
એવો સંકલ્પ વસુદેવે કીધો, દેવકીએ પુત્ર ઓછંગે લીધો.
તન વદન જોઈ મન ફૂલી, જ્ઞાન શિખામણ ગઈ ભૂલી;
ચુંબન આલિંગન માત કરતી, સ્તન અગ્ર વદનમાં ધરતી.
મારો નાથ વિશ્વંભર કહાવે, ભુખ્યો થઈને પયોધર§ ધાવે;
પયપાન શીખવે છે માડી, મુખમાંથી સ્તન નાંખે કહાડી.
દેવકી કહે, સાંભળીએ સ્વામી, કોણ પુણ્યે હું બાળક પામી;
હસે નયણાં ઉઘાડીને જોતો, દીસે ડાહ્યો શે નથી રોતો ?
વસુદેવ કહે, છાનાં રહીએ, આપ પુત્રને ગોકુળ જઇએ;
એણે કહ્યું તેમ આચરીએ, અગ્યાર વર્ષ તે મૌનજ ધરીએ.
દેવકી કહે, ન આપું કુંવરને, કેમ અર્પણ થાયે એ પરને ?
હું પ્રસવું ને પરઘેર હાથા, હું તે ફોકટ, જસોદા માતા ?

વલણ

માતા થાય જસોમતી, હું પ્રસુતા પરને સમાનરે;
વસુદેવે ઓને પ્રીછવી, પછે લીધા શ્રીભગવાનરે.

---

### કડવું ૧૪ મું–રાગ નર નારાયણ

દેવકીવચનઃ–

ધન્ય જસોદા, ધન્ય જસોદા, જણ્ પ્રસવ્યો‖ થઈ માતા;
કોનું સાંચ્યું કોણ ભોગવે ! લખ્યા લેખ વિધાતા–ધન્ય. ટેક.
કીડી સંચે ને તેતર ખાએ, તેમ થયું આજ માહરે;
એક રાતની હું નહી માતા, પરઘેર પુત્ર પધારે–ધન્ય૦
નંદનંદિની નાથ ઝુલાવશે, તેથી શું સુખ થાશે;
દીકરે ભાઈ દેવની લીલા, જસોદા ઘેર ગીત ગવાશે–ધન્ય૦
ધમક ઘુઘરી ઠમક ઠેકડે, સુત ગોપી ઘેર રમશે;
હું અપરાધણ હરખે હણાઈ, વિજોગ પુત્રનો દમશે–ધન્ય૦
કાલાં કાલાં વચન વહાલાનાં, જસોદા માત સાંભળશે;
બારે માસ ચોમાસું મારે, વિજોગે નયણાં ગળશે–ધન્ય૦
મારે બારણે બેઠા રખેવાળ, રાક્ષસ જેવા મદમાતા;
ગોપીને ઘેર ગુણીજન ગાશે, બારણે તારણ હાથા–ધન્ય૦
મળવા આવશે ભાઈભોજાઈ, જસોદાનો ધન સુખ દહાડો;
મારે કંસભાઈ ધાઇને આવશે, કરમાં ખડ્ગ ઉઘાડો–ધન્ય૦
સગી મા તે નંદની નારી, હું આસરે મ્હો બોલી;
સાંભળ્યું કહી પોપટી પ્રસવે, સુતને હુલાવે હોલી–ધન્ય૦
પધારો તાતા મહિયારી માતા, જીવજો તમે ગૌચારી;
આ મનોહર મુખડે ક્યારે કહેશો, મુજને માતા મારી–ધન્ય૦

---

### કડવું ૧૫ મું–રાગ નટ–દેશી ફેર

ગોકુળ પધારો હો, બાળક બાહુવા*;　　ટેક.
વન રડવડજો હો, પગે નહીં ખાસડી;
ગોકુળ ઉછરજો હો, પી પી છાસડી–ગો૦　　૧
મીઠાજીનાં મીઠડાં હો, ફરી જાઉં મરી;
શ્યામ સલુણા હો, ક્યારે મળશું ફરી–ગો૦　　૨
કઠિણ દીસે હો, પુરુષ તણાં હૈયાં;
પરઘેર જાઓ હો, મૂકવાને રવઈયાં–ગો૦　　૩
વસુદેવ બોલ્યા હો, ઘરુણી ઘેલી થઈ;
આપ અર્ભકને† હો, વેળા વહી ગઈ–ગો૦　　૪
હૃદયા ચાંપી હો, પુત્ર આગળ ધર્યો;
ધન્ય દેહ માનુષી હો, પ્રાણ ન નીસર્યો–ગો૦　　૫
થમણી‡ લાધી હો, દેવકી રાંકની;
જેમ કો કહાડી લે હો, કીકી આંખની–ગો૦　　૬
નાથજી મારા હો, ન આવશો નાંખીજી;
લોક બે રાખજો હો, સોંપતાં શાખીજી–ગો૦　　૭
ગોપ વઢારાઈ§ હો, પુત્ર આપશે નહીં;
વસુદેવ બોલ્યા હો, શીખ વીસરી ગઈ–ગો૦　　૮
અકળ પુરુષને હો, ઉંચલિયા ધરી.
વસુદેવ ચાલ્યા હો, રોતી રહી સુંદરી–ગો૦　　૯

---

### કડવું ૧૬ મું–રાગ સામેરી–ચોપાઈ

કે વ્રજ વૈકુંઠ થયુંરે, કરે ગમન ગોકુળનાથ–કે વ્ર૦ ટેક.
પુત્રને કરમાં ગ્રહી, વસુદેવ ગોકુળ ચાલિયા;
શ્વાન સેવક શિલા સરખા, નવ બોલ્યા નવ હાલિયા–કે૦　　૧
સાંકળ તાળાં ગયાં તુટી, ભોગળ બે કટકા થઈ;
મંદમંદ વર્ષે મેવલો‖ જેમ, દીનાનાથ ભીંજે નહીં–કે૦　　૨
પાવસ¶ ગાજે મંદ ઘોરે, વીજળી ચમકારા કરે;
જાદવપતિ કાદવ વિષે, વિચારી પગલાં ભરે–કે૦　　૩

---

* પૂર્વ જન્મમાં દેવકી પૃશ્નિ અને વસુદેવ સુતપાઃ નામે મહ્નપતિ હતાં; તે સમયે તપ કરીને વરદાન માગતાં પ્રથમ જન્મે પૃશ્નિગર્ભ, બીજે જન્મે ઉપેન્દ્ર અથવા વામન, ને ત્રીજે જન્મે કૃષ્ણ થયા છે. † ધણીઆણી. ‡ આકાશમાં. § સ્તન. ‖ જણ્યું.

* કાલુ કાલું બોલનારો † બાળક. ‡ થાપણ. § ખોટા બોલા. ‖ વરસાદ. ¶ વરસાદ.

રખે બિંદુ અડકે બાળને; હૃદયાસું રાખ્યા હરિ;
વસુદેવજી જાણતા નથી જે, ધરાધરે ફેણા ધરી–કે૦ ૪
વસુદેવ આગળ શેષ પાછળ, આવ્યા જમુના તીર;
ભાનુસુતા* વહે ઘોર શબ્દે, ઉભય તટ અટક્યાં નીર–કે૦ ૫
ભ્રમર વમળ તરંગ લેહેરી, ફેણ બુદબુદાં અતિઘણાં;
વસુદેવ વિચારે ઉભા રહી, ઉપાય કોણ ઉતર્યા તણા–કે૦ ૬
કોણ વલે મારી નિશા અંધારી, ચોરીનું આ છે કાજરે;
કહ્યું વચન પ્રતિપાળીએ, સમર્યા શ્રીમહારાજરે–કે૦ ૭
ન ચાલે નાવ આ જળ વિષે, કેમ ઊપડે મારા પાગરે,
દુઃખ જાણી હરિયે હુંકાર કીધો, તવ યમુના થઈ બે ભાગરે–કે૦
પાછળનુ જળ રહ્યુ થંભી, આગલું સર્વ વહી ગયું,
વસુદેવજી વિસ્મે થયા, સુતનું કહ્યું સાચું થયું–કે૦ ૯
શીઘ્ર યમુના ઉતર્યા, વૃષ્ટિ કુસુમની† થાયરે,
ગોપ કો જાણે નહીં આવ્યા ગોવિંદ ગોકુળ માંયરે–કે૦ ૧૦

---

આવ્યા શ્રીવૈકુંઠનાથ કે, વ્રજ વૈકુંઠ થયુંરે;
છે દ્વાર ઉઘાડાં નંદજીનાં, નિદ્રાવશ ગોપી ગોવાળરે;
યશોદા જાણતાં નથી મેં, પ્રસવ કીધું બાળરે–કે૦ ૧૧
વસુદેવ આવ્યા અંતઃપુરમાં, કઠિણમન વજ્રવત્ કરી;
બાળકી લીધી જશોદાની, સેજે મૂકયા શ્રીહરિ–કે૦ ૧૨
દીપક શાખી રાખીયો, તું છે પાવકનો અંશરે;
કુંવર સાટે લેઉં કન્યા, શત્રુ માથે કંસરે–કે૦ ૧૩
શ્રીવત્સ શોભા ભૃગુ લાંછન, રોખિયું એંધાણરે,
શત સહસ્રમાંથી શોધી કાઢું, પુત્ર જીવન પ્રાણરે–કે૦ ૧૪
ઘનશ્યામ ઘર સંભાળજો, ટાળજો તનના તાપરે;
પરાધીન વર્તું કારાગૃહમાં, અમો હોહેલો માબાપરે–કે૦ ૧૫
એવું કહી વસુદેવ વળિયા, ચાલી ન શકે ચર્ણરે;
પુત્ર પરઘેર સોંપવો, તે પેં રુડું મર્ણરે–કે૦ ૧૬
ખભે નાંખી બાળકી, આવ્યા મથુરાં મહાંયરે;
વાટ જુવે છે દેવકી, વિજોગે વ્યાકુળી થાયરે–કે૦ ૧૭
મંદિરમાં આવ્યા રાયજી, કહ્યો સર્વ સમાચારરે;
ફરી યમુનાં વહેતી થઇ, હુતાં તેમ દેવાયાં દ્વારરે–કે૦ ૧૮

વલણ

દ્વાર દેવાયાં હુતાં તેમજ, કન્યા આપી કર મહાંયરે;
પ્રેમાનંદ પ્રભુ અકળ લીલા, થયો તૃતીયો અધ્યાયરે. ૧૯

ઇતિ શ્રીમદ્‌ભાગવતે દશમસ્કંધે કૃષ્ણજન્મનામ તૃતીયોધ્યાય ॥ ૩ ॥

---

## અધ્યાય ૪ થો§

### કડવું ૧૭ મું–રાગ વેરાડીની ચોપાઇ

રાય વસુદેવે આપી દીકરી, દેવકીના ઓછંગ ઠ
દેવકી કહે, "ધન્ય મારા નાથ, પુત્ર મૂકતાં કેમ ચાલ્ય
કુશાગ્ર*બુદ્ધિ શું કરુ વખાણ, આપી રત્નસાટે લાવ્યા પાષાણ";
વસુદેવ કહે, "એ બાળકી ધન્ય, પુત્ર ઉગાર્યો તે એનું પુણ્ય.
કંસપતન કરશે એ તણું, ત્યારે જાણું છું તમો રોશો ઘણું";
હસ્યાં દેવકીજી સુણી વચન, પછે કન્યા રોઇ જેમ ગાજે ઘન.
તવ જાગી ઉઠ્યા રખેવાળ, ભાઈઓ બાઇએ કંઈ પ્રસવ્યું બાળ;
કંસ કને આવ્યા તતકાળ, જાણી વાત જાગ્યો ભૂપાળ.
અષ્ટમો ગર્ભ થયો સત ઉદે, ઘસે હાથ ક્રોધે વાણી વદે;
આરક્તનેત્ર વપુ ધૂમ્ર વર્ણ, કંપાયમાન ધ્રુજે કર ચર્ણ
કરે હોકાર જેમ ઘન ગડગડે, કંસે અધર દંત કકડે,
નગ્ન ખડ્ગ શેષ જિહ્વા જસો, જાણે ચંદ્ર ગ્રહેવા રાહુ ધસ્યો.
હું રિપુને ઝીકું આ ઘડી, ધાતાં કંસ પડ્યો આખડી,
પ્રજા સર્વ જોવાને મળી, ચાર વર્ણ કારાગૃહે પળી.
'આકાશ વાણીનો સમો આજ, એ બાળકને શું કરે મહારાજ'?
કંસ આવ્યો બંધન બારણે, ઉઘાડ્યાં દ્વાર હણવા કારણે.
લાવ વસુદેવ શત્રુ મુજ તણો, એને જોવા હું આતુર ઘણો;
વસુદેવ ચાલી સામા ગયા, "આજ રાયજી કીધી જોઈએ દયા.
નથી પુત્ર કન્યા અવતરી, તમને શું કરશે દીકરી?
પુરુષનો ભય તમને ભૂપાળ, પુત્ર થઈ નિવરત્યો જંજાળ."
કંસ કહે, "સાંભળ વસુદેવ, ગગન વચન માનું અવશ્યમેવ;
કાંઈ પુત્રી પુત્રનુ કારણ નથી, આઠમો ગર્ભ શત્રુ સર્વથી."
ભગિનીનું કહ્યું નવ કીધું, કંસે બાળક ઉલાળી§ લીધું;
વલવલે દેવકી અતિ ઘણું, "રાખ્ય ઘર વસતું મુજ તણું.
તમો ઘણા દિવસ વિરાજી જીવો, રહેવા દ્યો કુળ દીકરી દીવો;
એ વડે ઘર વસતું થાશે, એ પુણ્યે તારી હત્યા જાશે.
સાત પુત્રનો શોક હું વિસારું, મુને મા કહે તે ભાઈ પુણ્ય તારું;
છે છેલ્લે આશ્રમે એ સંતાન, એ મારે શત પુત્ર સમાન.
તું વિના દયા કોણ આણેજી, મામો તુંને કહેશે ભાણેજી,
તમને ભ્રાંતિ બાળકની પડે, કેમ ઘાત હશે આ કન્યા વડે!
મશક કેમ શોષશે સમુદ્ર! કેમ યુદ્ધે હારે મહારુદ્ર!
શું આગીયાથી ઝંખાશે ભાણ! શાર્દૂલને કેમ હણશે શ્વાન!
મૃગનો ઠેલ્યો મેરુ કેમ પડે! તમને મૃત્યુ કેમ હોય કન્યા વડે?
તમે સ્વર્ગ મૃત્યુ જીત્યું પાતાળ, વશ વર્તે છે દશે દિગ્પાળ.
તે પ્રતાપ મહિમા તારો ગયો; જો મરણ ભય કન્યાથી થયો;
જેમ તુંને વહાલાં તારાં છોકરાં, તેમ મુજને તો હોય મારાં ખરાં!
એ મૂક કન્યા પાયે લાગું, હું બહેન થઇને ભિક્ષા માગું";
વિનય [illegible] કેહ, પણ કંસ કાળ જ નિર્દયે.
[illegible] ભીંડીમાળ, તેમ કંસે ફેરવીયું બાળ;
[illegible] ઘસે, મુખે રુવે પણ મનમાં હસે.
[illegible] આ ઘડીયે મરો;'
[illegible] કન્યા છુટી તેટલે.

* સૂર્યપુત્રી યમુનાજી. † પરપોટા. ‡ ફૂલની §
[illegible] આણેજીનું વચન સાંભ[illegible]
[illegible] આદિને મારી નાંખ[illegible]
§ ઓકામ ખેંચી.

ઝબક તેજની જ્વાળા થઈ, ભાણેજી અભ્ર ધરામાં* ગઈ;
ભયભીત કંસાસુર થયો, આશ્ચર્ય પામી ઊભો રહ્યો.
વછૂટી મેં દૃઢ નવ ગ્રહી, પંખ† વિના કેમ ગગને ગઈ!
મુજમૃત્યુ સત્ય ઉગરવું નહીં, આકાશ વાણી આજ સાચી થઈ.
એ કન્યા ટળી કેમ થઇ વીજળી, મેઘ ધટામાં ઝબકે મળી?
વારુ થયું જે ગઈ વેગળી, પાસે રહેત તો મરત બળી.
શોચના કંસતણી જાણી, વિદ્યુત કન્યા બોલી વાણી;
"અહો મૂર્ખ માતુલ મથુરાપતિ, આવ્યું મર્ણ ઉગરવું નથી.
રખે નિર્ભય થાતો આણતો, હણ્યા સપ્ત પુત્ર રખે જાણતો;
તું વર્ષ બારમે નિશ્ચે મરે, કહીં પાસે ભાણેજ ઉછરે.
કાંઈ સાધન કર પામે હરિ ચર્ણ, સર્વથા નહીં મૂકે મર્ણ";
એવું કહી જોગમાયા ગઈ, કંસને મન ચિંતા બહુ થઈ.
બહેન બનેવીની સેવા કરું, તો કદાપિ મર્ણ થકી ઉગરું;
છોડ્યા વસુદેવ, દેવકી છોડી, ઉભો કંસરાયે કર જોડી.
"પાડી વિપત દંપતી પીડિયાં સાધ, તે ક્ષમા કરો મારો અપરાધ;
મુને ખટ હત્યા બાળકની થઈ, એક ગર્ભ ગળ્યો એક કન્યા ગઈ.
ન રહી પુત્રી ન રહ્યો પુત્ર, તમારું મેં ભાગ્યું ઘરસૂત્ર;
જો બાળક શત્રુ થઈને નડે, પણ માતપિતાને ક્રોધ ન ચડે.
કુટિ મનનો કાઢી નાંખજો, તમે તમારી ભલાઈ રાખજો;"
રીઝયા વસુદેવ વદે વચન, "તારો વાંક નથી રાજન.
દારુણ કર્મ ગતજન્મે કર્યાં, તો ક્યાંથી જીવે તે છોકરાં?
ગયું યૌવન, ને આવી જરા, શું સુખ દે અમને દીકરા?
રાય તમો કરશો પ્રતિપાળણા, અમો દંપતી છું આસ્યાં કાળનાં;
બેઠા રમત માંડી આદિ પુર્ષ, શત્રુ મિત્ર જાણે જે હોય મૂર્ખ.
કોણ મારે કોણ પામે મર્ણ, અજ્ઞાને ઉકળે અંતઃકર્ણ,
એ સંતાન ઋણાનુબંધે થયાં, પહોંતો ભાગ ને ઉડી ગયાં.
નથી બાળક કો નથી માબાપ, તો રાય તમને શાનું પાપ?"
વસુદેવે વિવેક કહ્યો નિર્મળો, કંસરાય તવ થયો ગળગળો.
ભક્તિ કરે રાય વસુદેવ તણી, ઉગ્રસેન શાતા પામ્યા ઘણી.
યાદવ પ્રજાને નવ પીડે, કંસ ઘણું બીહીતો બીહીતો હીંડે.

વલણ

હીંડે કંસ થઇ ધર્માત્મા, એમ કૌતક મથુરાં મહાંયરે;
ભટ પ્રેમાનંદ કહે કથા, હવે શું કરે કંસરાયરે.

---

## કડવું ૧૮ મું–રાગ ધનાસરી

મંદિર વળાવ્યાં વસુદેવ દેવકી, વાહન ધન આપ્યાં સેવક સેવકી,
કંસે નજાયજ્વાળા સહીશકી, ખટકરહી મનમાંએવિજળી શુંબકી?

ચાલ

"શું બકી ગઇ એ બાળકી, ચટપટી ચિત્તમાં થઈ રહી;
બાળક સર્વે સંહારીયાં, તોયે હું છૂટિયો નહીં." ૨
શુભ સભામાં કંસ બેઠો, સુભટ મિત્ર તેડાવીયા;
વત્સાસુર વૃષભ કેશી, પ્રલંબ આદે આવીયા. ૩
શકટ ગર્ધવ બક બકી, જ્વાલંક તૃણ અઘાસૂર;
શલ્ય દુર્શલ્ય મહામલ મુષ્ટિક, કૂટ ને ચાણૂર. ૪
અતઃપર બીજા ઘણા ત્યાં, દુર્ગ્દ સભા કંસે કરી;
"હવે શું કરવું ભાઇયો આપણે, કલ્પાંત કન્યા ઉચરી? ૫
સ્વલ્પ ભક્ષણ બંધ રક્ષણ, અધક્ષણ બહેન ધીરી નહીં;
નિર્દયપણે બાળક પછાડ્યાં, પણ ચિંતા અમથી નવ રહી. ૬
છો તમે સર્વ સ્નેહી મારા," કંસ ભેદ વચન કહે;
"ઉપાય કરી શત્રુ હણો તો, રાજ આપણું સર્વ ક્ષેમ રહે. ૭
છે પ્રપંચ સઘળા દેવના, માટે દેવનું દેવલ ટાળીએ;
વેદોક્ત ધર્મ ઉચ્છેદ કરી, ઉન્માર્ગ ધર્મ પ્રતિપાળીએ. ૮
લઘુ બાળક પાસે ગામનાં, જ્યાં દેખો ત્યાંથી હણો;
બાળક સઘળાં નાશ કરતાં, મરશે શત્રુ આપણો." ૯
કર જોડી કેશી કહે, "કરુ વિનતિ મથુરાપતિ;
બાળક સર્વ પયપાન કરાવે, સમર્થ છે પૂતના સતી. ૧૦
આપણા કુળમાં રત્નબાઈ, વિવિધ વેશ વપુ* ધરે;
રિપુ ઓઘની† ઓઘ‡ ટાળે, વિશ્વને વાંઝીયા કરે." ૧૧
સભામાં નિજ કીર્તિ શ્રવણે સાંભળી, પૂતના તવ પ્રસન્ન થઈ,
હાથ જોડી ગર્વ મોડી, કંસને પાગે નમી જઇ. ૧૨
બાહુ જાડા પાગ પાડા, ચકળ વકળ ડોળા ફરે,
જીભ કાઢે બૂમ પાડે, મનુષ્ય માત્ર છળી મરે. ૧૩
દીર્ઘ અધર ઉગ્ર તણો, શ્યામ જિહ્વા ચાટતી;
સકુમાર મનુષ્યનું શું ગજું, દેખી અસુર સભા ફાટતી. ૧૪

પૂતનાવચનઃ—

"ભ્રાત મારા વિઘ્ન તારા, બલા લેઇને હું મરું;
તારે પુણ્યે એક દિવસમાં, જગતને વાંઝીયાં કરું." ૧૫

કંસવચનઃ—

ગદ્‌ગદ્ કંઠે કંસ બોલિયો, "સંગાઇ આઈ તારી ખરી;
પ્રાણદાન મુજને તું આપે છે, હું મૃત્યુ થકી જીવ્યો ફરી." ૧૬
આજ્ઞા આપી સર્વને, "ઉચ્છેદ ધર્મ તણો કરો;
છે દેવને આશરો વિષ્ણુનો, આપણે શિવનો આશરો. ૧૭
મહાદેવનું મુને વચન છે, જે દેવથી હારશો નહીં;
ગૌ બ્રાહ્મણ સંતને સંતાપો," એમ કંસની આજ્ઞા થઇ. ૧૮

વલણ

આજ્ઞા થઈ અસુરને, હવો ચતુર્થનો અધ્યાયરે;
ભટ પ્રેમાનંદ કહે કથા, શું થયું ગોકુળ મહાંયરે. ૧૯

ઇતિ શ્રીમદ્‌ભાગવતે દશમસ્કંધે શ્રીકૃષ્ણ પ્રાકટ્ય નામનો ચતુર્થોધ્યાયઃ ॥ ૪ ॥

---

* આકાશમાં † પાંખ.

* શરીરના. † સમુદાયની ‡ જથ્થો.

## અધ્યાય ૫ મો*

### કડવું ૧૯ મું–રાગ પંચમ રામગ્રી

શુક જોગી એમ ઓચરે, નરપતિ સાંભળોરે;
શ્રીગોકુળની માંહી, ઉદે થયો શ્યામળોરે. ૧
નથી જાણતી નંદની નાર, પુત્ર પ્રસવ થયોરે;
વળી મથુરાનો જે મહારાજ, કન્યા લઈ ગયોરે. ૨
ફરી ભીડાયાં કપાટ, કો જાગે નહીરે;
શ્રીગોકુળની માંહી, કુસુમવૃષ્ટિ થઈરે. ૩
પાછલી પહોર એક રાત્ર, નક્ષત્ર રોહિણીરે;
પુત્ર યશોદાની સેજ, ત્રિભુવનનો ધણીરે. ૪
મંદ મંદ વરસે મેહ, નારદ નૃત્ય કરેરે;
સરસ્વતી ચારે વેદ, સ્તવન ઉચરેરે. ૫
વાજે બહુ વાજિત્ર, અંતરિક્ષ દેવતણાંરે;
પંકજ વેરી પુષ્પ, વરસે અતિ ઘણાંરે. ૬
ભાગ્ય તણો ભંડાર, પનોતી યશોમતીરે,
ઝબકી ઉઠી માત, દીઠા જગપતિરે. ૭
જઈ જગાડ્યા નંદ, ઉઠો પીયુડારે;
પુત્રતણું તન તેજ, ઝાંખા દીવડારે. ૮
ઉધડકી ઉઠ્યા નંદ, દીઠા નરહરિરે;
દંપતી દે આલિંગન, ચુંબન ફરી ફરીરે. ૯
કો દેવ સ્વરૂપી પુત્ર, મળ મૂત્ર નથીરે;
પરમેશ્વરને પયપાન, કરાવે યશોમતિરે. ૧૦
ઘર ઘર પ્રસ્યે વાત, પહોંતી વધામણીરે;
અખ્યાણાં લાવે નાર, ગોપી સોહામણીરે. ૧૧
માગણ ચારણ ભાટ, બંદીજન જશ ભણેરે;
પય દધિનો કર્દમ,† નંદને આંગણેરે. ૧૨
માલણ લાવે પુષ્પ, પાન તંબોલણીરે;
કુંકુમ હાથા બાર, દેતી ગોવાલણીરે. ૧૩
અશોક આંબા પત્ર, તોરણ દ્રોઈ તણાંરે;
સોવણ મઢ્યાં શ્રીફળ, મધ્ય સોહામણાંરે. ૧૪
ગોપવધૂ કરે શણગાર, લાખેણી લોબરીરે;‡
પુત્ર જોવાને નંદ ઘેર, ચાલી મોહ ભરીરે. ૧૫
ભૂષણ અંબર ભેટ, ભાવે લાવતીરે;
મુક્તાફળ કનક પુષ્પ, હરિને વધાવતીરે. ૧૬
સ્નાન કરી નંદરાય, વૃદ્ધિશ્રાદ્ધ કરેરે;
સંતોષ્યા જાચક જન, નિર્મુખ નવ ફરેરે. ૧૭
સવત્સી સુરભિ દાન, કનક આપિયાંરે;
રંક થયા ધનાઢ્ય, દારિદ્ર કાપિયાંરે. ૧૮
માણેક મુક્તા રત્ન, પટકુળ પામરીરે;
જેણે જાચ્યા નંદ, ભિક્ષુક નહીં ફરીરે. ૧૯
દૂધે ત્રુઠિયા મેહ, પૂર પ્રવાહ વહ્યારે;
રોગ શોક ઉચ્ચાટ, ગોકુળના ગયારે. ૨૦
અંધને આવ્યાં નેત્ર, બધિર* સાંભળેરે;
અપંગને આવ્યા પાગ, પ્રભુને જોવા મળેરે. ૨૧
પૂજ્યાં વિપ્રનાં વૃંદ, ચંદન કેસરેરે;
ગોકુળથી વાર્યું મર્ણ, શ્રીપરમેશ્વરેરે. ૨૨
ધર્મરાયે વાર્યા જમ, ગોકુળ જાઓ રખેરે;
જો ખીજશે ગોકુળનાથ, નહીં રહીએ સુખેરે. ૨૩
થાયે મોરલી નાદ, વાજીત્ર વાજતાંરે;
કાંઈ ગોવાળાનાં ગાન, ગાંધર્વ નાચતારે. ૨૪
શકે યમુનાજી થઈ ગંગ, પયપ્રવાહ મળ્યોરે;
શ્રીગોકુળ લીલા ભેદ, ન જાય કારણ કળ્યોરે. ૨૫

#### વલણ

અદ્‌ભુત લીલા ગોકુળ તણી, બ્રહ્માદિક ભૂલા ભમેરે;
ભટ પ્રેમાનંદ કહે કથા, ન જડે પાર પ્રભુનો કેમેરે. ૨૬

---

### કડવું ૨૦ મું–પદ રાગ આશાવરી

કોણ પુણ્યે પુત્ર પામી જશોદા, કોણ પુણ્યે પુત્ર પામી;
શારદ નારદ અગમ નિગમ ને, ઘટઘટ અંતરયામી.–જ. ટેક.
પ્રાણેશ્વર પરમેશ્વર પરબ્રહ્મ, નામ વિશ્વંભર કહાવેરે;
જગત અંનદાતા જીવનો જીવન, જશોદા પયોધર ધાવેરે.–જ.
આ ત્રૈલોક્ય ત્રિગુણ† દોરીએ બાંધ્યું, ઉત્પત્તિલય હરિને હાથેરે;
તે અબંધ‡ અવિગત જશોદાજીએ, બાંધિયો ઉખળ સાથેરે.–જ.
છે ચૌદ લોક એના મુખમાંહે, પ્રભુ મૃત્તિકા§ ખાએરે;
કહે પ્રેમાનંદ જશોમતિનું, સુકૃત‖ કહ્યું નવ જાએરે.–જ.

### કથા ચાલતી–રાગ આશાવરી

શુકજી કહે સાંભળ ભૂપતિ, થયો ગોકુળમાં આનંદ;
કંસની પ્રેરી પૂતના કરે, બાળક બહુ નિકંદ.¶ ૧
પૂતનાએ સાંભળિયું જે, નંદને થયો છે બાળ;
પણ ગોકુળમાં જઈ નવ શકે, રક્ષા કરે ગોવાળ. ૨
બકી આવી કંસ પાસે, "સાંભળ વાત ભૂપાળ;
ભ્રાત તમારા પુણ્યથી, મેં સાતશેં માર્યાં બાળ. ૩
અપુત્રવાન પ્રજા થઈ, મેં શીઘ્ર સાંધ્યું કામ;
ચારે પાસા ફરી વળી, એક રહ્યું ગોકુળ ગામ. ૪
નંદને ઘેર કુંવર આવિયો, દૂધે ત્રુઠ્યા મેહ;
શકે શત્રુ આપણો હશે, પડે મન સંદેહ. ૫
ઉત્તર વય અર્ભક હવું, તે સાચવે બહુ પેર;
તમો અહીં તેડાવો ગોપને, હું જાઉં નંદને ઘેર. ૬
ન ભેદે** પરપંચ માહરો, પુરુષ પ્રજ્ઞાવાન;††
સ્ત્રી જન માયામાં પડે, જઈ કરાવું પયપાન." ૭

---

* આ પાંચમા અધ્યાયમાં નંદજી પુત્રનું જાતકર્મ અને મોટા ઉત્સવ કરી મથુરામાં જઈને વસુદેવને મળીને આનંદ પામ્યા, તેનો કથાપ્રસંગ છે. † કીચડ. ‡ સોનરી એટલે બાળકોને ઓઢવાની ઝીણી ઉનની કામળી.

* બહેરા. † સત્ત્વ, રજ ને તમ. ‡ નહિ બંધાય તેવો. § માટી. ‖ મોટા ભાગ્યની વાત. ¶ નાશ. ** જાણી શકે. †† ઘણો હોશિયાર.

વચન સાંભળી બહેનનાં, આવ્યો વીરને વિશ્વાસ;
"જાઓ તેડી આવો ગોપને," ત્યાં મોકલ્યા બહુ દાસ. ૮
"સમજાવી કહેજો નંદને, તેડે છે રાજાજીય;
કર લાવો શ્રાવણતણો, ઘોરસ ગવરીનાં ઘીય." ૯
શીઘ્રે સેવક આવીયા, નંદજીકેરે દ્વાર;
ગવરીનાં* ઘૃત† ભૂપ માગે, નીસરો સર્વ બહાર. ૧૦
નંદજીએ સર્વ ગોપ તેડ્યા, તત્પર કીધા કર;
શિખ દીધી યશોદાને, "સાચવજો કુંવર. ૧૧
અમે જાશું મથુરામાં, આવીશું સાયંકાળ;
પળ માત્ર રખે અળગો કરો, છે પ્રાણજીવન બાળ." ૧૨
યશોદા કહે નંદજીને, "શીઘ્રે આવજો શ્યામ;
રખે થાકા થઈને નાથ મારા, રહો મથુરાં ગામ." ૧૩
ગોપ સર્વે તત્પર થયા, શીકાં ભરાવ્યાં સ્કંધ;‡
જુગમ સાંઢ§ શકટો‖ જોડ્યા, બેસી ચાલ્યા નંદ. ૧૪
શીઘ્રે ઘૃત ગાડાં ભર્યાં, દધી દૂધ માખણ પાત્ર;
કર લઈ મથુરાંમાં આવ્યા, ગોપ પ્રાણી માત્ર. ૧૫
પૂતના ગઈ ગોકુળ વિષે, વસુદેવે જાણી વાત;
દંપતી દુખીયાં થયાં તે, કરે બહુ અશ્રુપાત. ૧૬
રાજસભામાં નંદ આવ્યા, કંસે દીધું બહુ માન;
ભેટ મૂકી પાયે લાગ્યા, પછી બોલીયા રાજાન. ૧૭
"ન ઘટે તમને નંદજી, મુને રીશ અંતર આવી;
અમે સાંભળ્યું જે પુત્ર આવ્યો, વધામણી નવ કહાવી. ૧૮
વારુ કીધું વિધાતાએ, ઘણું અમો પામ્યા પ્રેમ;
મનસા વાચા નંદજી તારો, પુત્ર રહેજો ક્ષેમ. ૧૯
પુત્ર આવે પિતા હરખે, આશ્ચર્ય એમાં શાનું!
પણ અમો પરમ પ્રસંન હવા, પ્રાણ કરીને માનું. ૨૦
યશોદા સુખણી થઈ, સંસારનો ભય ભાગો;
ઘરેણું આંગલાં ટોપી, લઈ જાઓ સુતને વાગો.¶" ૨૧
અંન અપાવ્યું ગોપને, છે કૃપા રાયની મહોટી;
કંસ વિચારે જમાડીને, કરું જેમ તેમ ખોટી. ૨૨
નંદ વળતું બોલીયા, "સદા તમો આપો અંન;
હું રંકને બાળક હવો તે, રાજાજીનું છે પુણ્ય. ૨૩
તમો રાજા તમો સ્વામી, તમો અમારા દેવ;
ઉછરશે જો બાળક તો, કરશે તમારી સેવ. ૨૪

વલણ

સેવક તમારા છિએ અમો," નંદજી લાગા પાયરે;
જાણ્યું પૂતનાએ કામ કીધું હશે, કંસે આપી પછે વિદાયરે. ૨૫

---

કડવું ૨૧ મું—રાગ મારુ

કંસે આપી વિદાય, કારજ સીધું છે;
મનમાં ફૂલે મૂઢ, કપટ જ કીધું છે. ૧
નંદનો નંદ પરબ્રહ્મ, પ્રાક્રમ જૂવાં છે;
એમ ન જાણે કંસ, ભગિની મૂવાં છે. ૨
પધાર્યા નંદરાય, મનમાં હરખે છે;
મળવાને વસુદેવ, મારગ નિરખે છે, ૩
તપી રહ્યું છે તંન, ચિત્તમાં ચિંતા છે;
મળવાને આવ્યા નંદ, ઘણા ભાગ્યવંતા છે. ૪
ધાઈ ભેટ્યા બેહુ વૃદ્ધ, હૃદય ઉધડકે છે;
નેત્રે વહી જળધાર, આંસુ વરસે છે. ૫
મળી બેઠા બેહુ મિત્ર, નંદજી ભાખે છે,
"પાપીએ છેડ્યાં નરનાર, કૃપા દૃષ્ટિ રાખે છે. ૬
તમો વેઠ્યું દુઃખ અપાર, શ્યાલક* પાપી છે;
છ બાળક કીધાં નાશ, વેદના વ્યાપી છે. ૭
કર્મતણા જે ભોગ, પ્રાણી વેઠે છે;
કો કરે કોટિ ઉપાય, ભાગ્યથી હેઠે છે. ૮
પણ રોહિણીનો જે બાળ, વપુએ વારુ છે,
શાતા કરો વસુદેવ, અંશ તમારુ છે ૯
રોહિણીનું ન ધરશો દુઃખ, મારી ભગિની છે,
કંસને શું કરીએ રંક, અંતર અગ્નિ છે ૧૦
એને પૂછશે પરબ્રહ્મ, જે તમને પીડે છે,
કેમ સાંખશે જુગદીશ, જે માહું હીંડે છે." ૧૧
પછે હસી બોલ્યા વસુદેવ, મોદ† ઉપજાવ્યો છે;
"છેલ્લે આશ્રમે નંદ, પુત્ર ભલે આવ્યો છે. ૧૨
થયો ખટ દિવસનો તંન, વાત અમો જાણી છે;
ધન્ય જશોદા નાર, ભાગ્ય ધણીઆણી છે. ૧૩
નંદ તમને આવ્યો તંન, અમને શાતા છે;
જાણ્યું અમો પામ્યાં પુત્ર, શાખી વિધાતા છે. ૧૪
પણ શીઘ્ર પધારો ઘેર, કાંઈએક કહું છે;
તમો છો ભાગ્યવાન, સદાએ રુડું છે. ૧૫
કંઈ સાંભળી કપટની વાત, હૃદયા ચોંકે છે;
થયો છે ગોકુળમાં ઉત્પાત, મુજ મન ભેડે છે. ૧૬
જઈ પુત્રનો લીયો તપાસ, ભોળી નારી છે;
ત્યાં જઈને ખાજો શ્વાસ, ઈચ્છા મારી છે. ૧૭
દીસે સૂરજ શોણિતવર્ણ,‡ વાયુ તો દારુણ§ છે;
ભયાનક જમુનાં નીર, કાંઈએક કારણ છે." ૧૮
તવ નંદ થયા ભયભીત, મસ્તક ડોલે છે;
પરમારથ સરખી વાત, દેવકી બોલે છે. ૧૯
"પુત્રથી વહાલી વસ્ત, બીજી કાંઈ છે;
યશોદાને કહેજો પ્રણામ, મારા સાંઈ‖ છે. ૨૦
મારી વતી દેજો શિખ, યશોદાજી ભોળાં છે,
કંસના મોકલ્યા દૈત્ય, ટોળે ટોળાં છે. ૨૧
રખે ધીરતાં માત, લોકડાં પાપી છે;
સાચવજો પુત્ર થાપણ, પ્રભુએ આપી છે. ૨૨

---

* ગાય. † ઘી ‡ ખભા. § અંસી વરસના બળદ ‖ ગાડું. ¶ પોશાક.

* સાળો. † આનંદ. ‡ લાલ રંગનો. § ભયંકર. ‖ આલિંગન દેવું-ભેટવું.

સંદેશો દહેજો નંદ, નાર યશોમતિ;
"રમાડવા જેવો છે તંન, બોલાવજો મારી વતી. ૨૩
જમશો મા ખાટી વસ્ત, પુત્રને ભારે છે,"
વસુદેવ કહે સાધવી નાર, પરમારથ વારે છે. ૨૪

વલણ

વારે વિવિધ પેરે દેવકી, જેમ પુત્રને સુખ થાયરે;
નંદજી ગોકુળ પરવર્યાં, થયો પંચમો અધ્યાયરે. ૨૫

ઇતિ શ્રીમદ્‌ભાગવતે દશમસ્કંધે 'પૂતના ગોકુળગમના'
નામ પંચમોઽધ્યાયઃ ॥ ૫ ॥

## અધ્યાય ૬ ઠ્ઠો*

### કડવું ૨૨ મું–રાગ રામગ્રી

સાંભળ રાય શુકજી ભાખેજી, ચરિત્ર પ્રભુનાં હૃદયા રાખેજી;
પૂતના તણું કહું વૃત્તાંતજી, ગોકુળ ચાલી પામવા અંતજી. ૧

ચાલ

કેમ જાતી હવી પૂતના, ધરી માયાવી રૂપ;
બાળક જાણી પરવરી, નવ લહ્યા ત્રિભુવન ભૂપ. ૨
અભિલાખ અંતર અતિ ઘણો, આવું હું અર્ભક અંત;
કારજ સીઝે ભાત રીઝે, લીજે યશ અત્યંત. ૩
કેમ જીવે બાળ ગોવાળનો, હું કાળ આવું આજ;
કરી પણ† હું નીસરી તો, હરિ રાખશે મારી લાજ. ૪
શણગાર સાજે રૂપ રાજે, ગાજે ઘુઘરુ પાય;
ઠમક અણુવટ ઝમક ઝાંઝર, છમક પહાની થાય. ૫
નખ જ્યોતિ‡ શું ખદ્યોતની, વાજે વિછુવાનો છંદ;
પગલાં ભરે કુમકુમ ઝરે, કરે કોટિક ફંદ પ્રપંચ. ૬
કામિની ગજગામિની, ભામિની કરતી હાવભાવ;
રૂપ નિધિમાં§ વિધિ બૂડે, નહીં નીસરવા નાવ‖. ૭
કટિ¶ પાતળી કટિમેખળા× છે, ઝીણી ઘુઘરમાળ;
ચીર ચરણાં ચમક વરણાં, ચોળી લખીયા મરાળ$. ૮
કંકણ ખળકે ચૂડી ચળકે, થાય ગોકુળીનું ગાન;
કદળીપત્ર વાંસો વિરાજે છે, પેટ પોયણ** પાન. ૯
ભર્યો પરિમળ નાભિ નિર્મળ, રોમાવળી†† પંકજતંત‡‡;
મુક્તામાળ હીંચે દુગદુગી§§, ઉઠ છબી શોભાવંત. ૧૦
શું કુચ કળશ બે કનકના, છે સુધાએ‖‖ સંપૂર્ણ;
કેસર ઓળી ઝીણી ચોળી, દીસે ગોરું વર્ણ¶¶ ૧૧
કર આંગળી મગની ફળી, નિર્મળ મુદ્રિકા×× નંગ;
બાજુબંધ લટકે ઓઢણી ફટકે, જોબન રંગ તરંગ. ૧૨

કંબુ* જેવી ગ્રીવા શોભા, કંઠ કોકિલા† નાદ;
વેસર વાળી‡ અધર પરવાળી§, બોલતી મધુરે સાદ. ૧૩
છે ગૌર ગાલે બાળ મધુકર, જેમ પોતે રચ્યો વિધિરાય;
યુગ્મ ત્રોટી‖ મૂકી મોટી, શ્રવણની શોભાય. ૧૪
નયણાં ચંચળ સાર્યું કાજળ, ખંજન અથવા મીન¶;
અરચા ચરચી કેસરતણી, ચાંદલે ચોખા લીન. ૧૫
ગલુબંધ વેસર ઝૂમણું, સેંથે ટીલી શીશફૂલ;
બોર ફૂલને વીંટાના જડિત, સાંકળા અણમૂલ. ૧૬
શિશુ ક્રમતી કપટે નમતી, નીરખે નારી ધીટ;
ઉન્મત્ત ઉર લેહેકાવતી, ભર્યો વિખે સ્તનના દીટ. ૧૭
વિસ્મે થઈ વ્રજસુંદરી, માંહોમાંહે કરતી વાત;
શકે લક્ષ્મી આવ્યાં શોધતાં, નંદ ગૃહે વૈકુંઠનાથ. ૧૮
જોઈ રહ્યાં માત યશોમતી, પૂતનાએ કીધું હાસ્ય;
ઝટક પેઠી ઘર વિષે ગઈ, પારણા કેરી પાસ. ૧૯
માસી જાણ્યાં આવ્યાં અવિનાશે, ત્યારે નેત્ર મીચ્યાં નાથે;
નિદ્રાવશનું રૂપ કીધું, પોઢિયા પહોળે હાથે. ૨૦
જેમ ગુપ્ત ખડ્ગકોશ× મધ્યે, ભસ્મે** ઢાંક્યો હુતાશ††;
જેમ અભ્રમાં આદિત્ય‡‡ ઘેર્યો, ગુપ્તરૂપ કીધું અવિનાશ. ૨૧

વલણ

અવિનાશ સુતા ગુપ્ત રૂપે, રંક નંદનો બાળરે;
પૂતના પ્રસંન થઈ હૃદે, નવ લહ્યા કેશવ કાળરે. ૨૨

### કડવું ૨૩ મું–રાગ-કાફી હુસેનની દેશી

પૂતનાવચનઃ—

જશોદા જીવન તારોરે, સ્વરૂપે સબળ સારોરે;
ઘણાં વરસ એ જીવોરે, કુળમાં પ્રગટ્યો દીવોરે–ટેક. ૧
વળી એ દીપક ગોકુળ ગામનોરે, ગોવાળાનો રાય;
વદન ઇંદુ§§ નિર્ખતાંરે, તૃપ્ત નેત્ર ન થાય–જ૦ ૨
મેં જોયાં કોટિક બાળકાંરે, આ સમો નહીં કોએ;
ગોકુળ ચંદ્ર ઉદે થયો એ, દીઠે મનડું મોહે–જ૦ ૩
એ અમૃત મારાં સ્તનમાંહે, તે કરાવું છું પયપાન;
થાય અમર બાળકાનું, વપુ વજ્ર સમાન–જ૦ ૪
વ્યાધિ એક વ્યાપે નહીં ને, સદા રહે જોબંન;
નન્દજીએ મુને મોકલી, ધવરાવવા તારો તંન–જ૦ ૫
આવો બાળક બાહુવારે, કરો અમૃત આહાર;
જીવન જશોદા બહેનના, હું માસી પ્રાણાધાર–જ૦ ૬
હળવે લીધા ઉચલીરે, જેમ રજ્જુ‖‖ વિશેષ¶¶ સાપ;
ભાણેજો તરચ્યો પ્રાણનોરે, 'માસીનું મળિયું પાપ–જ૦ ૭

* આ છઠ્ઠા અધ્યાયમાં પૂતના ગોકુળ પરવરી તેને મૃત્યુવશ બાળી અને વસુદેવે ગોકુળ જતાં નિહાળીને, તેના મૃત્યુની કહાણી સાંભળી, તેનો કથાપ્રસંગ છે. † કસમ લઈ ‡ ચળકાટ. § સમુદ્ર ‖ વહાણ ¶ કેડ. × કેડનો કંદોરો. $ હંસ ** રાત્રિવિકાસી કમળ. †† પેટ નાભિના બારીક વાળ. ‡‡ કમળના તાંતણા. §§ રામનામી–રામનામી જેમાં સોનાપટના પગલાં હોય છે તે. ‖‖ અમૃત. ¶¶ રંગ. ×× વીંટિ.

* શંખ. † કોયલ. ‡ નાકની નથ; નાકે વાળી રાખવાનું ઘરેણું. § પરવાળા જેવા લાલ. ‖ કાનનું ઘરેણું ¶ માછલું. $ મા × મ્યાન. ** રાખે. †† અગ્નિ. ‡‡ સૂર્ય. §§ મુખચંદ્ર ‖‖ દોરડી ¶¶ ભ્રાંતિથી.



પુતના વધ

"ગુજરાતી" પ્રેસ ફોર્ટ, મુંબઈ-૧



શ્રીબાળકૃષ્ણ શકટભંગ કરે છે

'ગુજરાતી' પ્રેસ, ફોર્ટ મુંબઈ-૧

જોઈ રહ્યાં જશોદાતિરે, કરે પૂતના પાખંડ;
આંખ નચાવે મીઠું બોલે, ફેરવે ભુજ દંડ—જ૦ ૮
આળસ મોડે બાળકોરે, અડપડિયાળી આંખ,
સાડીનો પાલવ કરે ગ્રહી, માસી ઉડાડે માખ—જ૦ ૯
છે કઠિણ માસી પૂતના, તેમ ભાણેજો છે ધીટ,
મુખ વિકાસી મૂકીયાં, વિખ ભર્યાં કુચનાં દીટ—જ૦ ૧૦
હૃદે ઉપર કર ધર્યો એક, વાંસા ઉપર બીજો હાથ,
માસી લીધાં બાથમાં વિષે, ધાવે ગોકુળનાથ—જ૦ ૧૧
તીવ્ર અગ્ર નખનાં કરીરે, વીંધ્યું માસી શરીર;
વિખ દૂધ પીધું એક ઘુટડે, બીજે શોષ્યું રુધીર—જ૦ ૧૨
પેટમાં મારે પાટુઓરે,* હૈયામાં મારે શીશ,
આકર્ષ્યો પ્રાણ પરમેશ્વરે, તવ માસીએ પાડી ચીસ—જ૦ ૧૩
"મૂકો ભાણેજા ભુદરારે, મે ઓળખ્યો સુંદરશ્યામ,
જાવા દે મુને જીવતી, નહીં આવું ગોકુળ ગામ—જ૦ ૧૪

ચોપાઈ

જશોદા પુત્રને વારો, પીએ છે પ્રાણ તે મારો;
હું છું કંસની દૂતી, આવડું ન જાણતી હૂતી. ૧૫
ગોપી કોઈ ધાઈને આવો, મુને મૃત્યુથી વહેલી મૂકાવો;
પ્રજા મેં વાંઝણી સૌ કીધી, સાતસેં બાળ હત્યા લીધી ૧૬
હું તો આવી હુતી અજાણી, આવડી વાત ન જાણી,
કે મારુ પાપ શું જાગ્યું, મૂકાવો તો પાએ લાગું", ૧૭

ચાલ

વિસ્મે થઈ વ્રજ સુંદરીરે, એ મિથ્યા રંડા રોય,
તાળી દઈ ગોપી હસે, કૌતક જોવા સરખું હોય—જ૦ ૧૮
પૂતના અંગે પીળક આવી, બોલાય બોખડું વેણ,
કીકીની કાળપ ગઈ, ધોળાં ફાટાં રહ્યાં નેણ—જ૦ ૧૯
છ દહાડાનો છોકરો, મારે કર્મે વળિયો દાટ,
હેડું સૂક્યું હીકા† આવે, પડ્યાં માસી ચત્તાંપાટ—જ૦ ૨૦
માસીને હીકા આવે, ઉપર ભાણેજો ધાવે—ટેક
મૂળ રૂપ ધરિયું માયા તજી, વાધી જોજન દોઢ;
જેમ પર્વત ઉપર પોપટો તેમ, વીરાજે રણછોડ—મા૦ ૨૧
બહુ વૃક્ષ ગોપનાં છાપરાંરે, પડતાં ચૂરણ થાય,
કૃપા શ્રીભગવાનની, રહ્યાં કુશળ ગોપી ને ગાય—મા૦ ૨૨
છે નખે બહુ બીહામણીરે, ભૂંડું રંડાનુ રૂપ,
સુકી વાવ જેવી બે આંખડીરે, નાસિકા મોટો કૂપ—મા૦ ૨૩
જિહ્વા જાણે સર્પિણીરે, મુખ શકટનું દ્વાર,
કુચ શિખર ગિરિતણાં, રમે ઉપર નંદકુમાર—મા૦ ૨૪
સેવાળ સમુદ્ર શિલાતણાં, તેમ છૂટા મસ્તક કેશ,
શ્રવણ છિદ્ર બીહામણાં, માંહે ગજ કરે પ્રવેશ—મા૦ ૨૫

વલણ

પ્રાણ ગયા પાપી પૂતના તણા, વિલપે નંદની રાણીરે;
ભટ પ્રેમાનંદ કહે કથા, એ લીલા ગોકુળે માણીરે. ૨૬

* લાતો † હચકિયા

કડવું ૨૪ મું—રાગ વેરાડી

કલપે* વિલપે† નંદની રાણી, ફરી ફરી તેને જોય;
"ગોકુળમાં સર્વ ઓજન દીસે, પુરુષ નથી ઘેર કોય." ૧
સ્વામીને શો ઉત્તર દેવાશે, સોંપી ગયા મુને બાળ,
કડ પાશ‡ કરીને પિંડ પાડું, આવ્યું હું મારો કાળ" ૨
ઉન્મત્ત જોબનની મદમાતી, પ્રેમ ભરી ગોવાળી,
તત્પર થઈ પૂતના પર ચઢવા, કટી કછી કાછડો વાળી. ૩
નીસરણી માંડી ચડી બાળા, પગ ધરતાં પડે પડછંદ,
કુચ અગ્ર વદનમા ક્રીડા કરે, ધાવે છે શ્રીબાળમુકુંદ. ૪
બળાત્કારે બાળક લીધો, કુશળ કુશળ એમ કહેતી,
ઉતારી અંબાને અરપ્યો, માતા ઓવારણાં લેતી ૫
અંગન્યાસ§ કરે સર્વે ગોપી, રખે બાળક બીહીતો,
યશોદા ભાગ્ય તણી ધણિયાણી, ફરી જન્મ બાળને વીતો‖. ૬
રાખો ઓરડામાં ઉમા¶ થાશે, આંગણે વાયુ ટહાડો.
યશોદાને શીખવે કો ડાહી, રખે સ્હોડમાંથી બ્હાર કહાડો, ૭
વિવિધ પ્રકારે રક્ષા કીધી, બાળ બીહીનો જાણી,
મસ્તક ઢાંકી માત યશોદા, નાંખે ઉતારી પાણી. ૮
"ગ્રામની દેવ્યા વનની દેવ્યા, કુળ દેવ્યા જે અમારી,
બાળકની તમો રક્ષા કરજો," જાચે નંદની નારી. ૯
પડી પૂતના પર્વત પ્રાયે, જોવા મળ્યાં સ્ત્રીનાં વૃંદ$;
એવે સમે મથુરાં પુર થકી, પધારિયા શ્રીનંદ. ૧૦
અચાનક બયાનક દીઠું, આ શુ વરત્યો ઉત્પાત,
ગોપ પ્રત્યે નંદ કહે "ભાઈ, મળી વસુદેવની વાત. ૧૧
એ કંસાસુરનું કપટ ખરું," જઈ નંદે પૂતના જોઈ,
ગોપરાયનું દર્શન દેખી, ગોપવધૂ સર્વે રોઈ. ૧૨
પુરુષ વિના પલ રખે જાએ, માણુસમાં નહીં નારી,
અબળા લક્ષ મળી તો કિયા, ન શકીએ વિઘ્ન નિવારી. ૧૩
નંદ ઓછંગે મૂકયા મધુસૂદન, ચુંબન કરી પૂછે પિતા,
ત્રણ પહોરમાં કુવર મારા, કોણ કોણ ઓરિયા વીતા. ૧૪
હૃદે ચાંપી મસ્તક સૂંઘ્યું, તેડિયા બહુ ઋષિરાય;
આશીર્વાદ અભિષેક કરાવી, આપી સવચ્છી× ગાય. ૧૫
બીજાં દાન કીધાં વિધ વિધનાં, હોય કુવરને કલ્યાણ;
ગોપ કહે શી વલે શબની, ગંધે જાશે પ્રાણ. ૧૬
નંદ કહે ઉચલાય નહીં, છે અતુળ** અંગનો ભાર,
સંધે†† સંધથી‡‡ કરે કટકા, લ્યો કરવત ને કુહવાડ. ૧૭
મહોન્મત્ત આહિર બળિયા, કાપી કટકા કીધી,
ખડકી કાષ્ઠ હુતાશન મૂક્યો, ચોદશ§§ ફુકી દીધી. ૧૮
પૂતનાનો પિંડ પરજળે, છૂટ્યો સુગંધ કસ્તુરી;
અગર તગર ચંદન મલિયાગર, પરિમલ વાસ મધુરી. ૧૯

* કલ્પાંત કર. † વિલાપ કરે ‡ ફાંસો ખાઈ § રાઈ મીઠા વગેરે ઉતારવા તે ‖ થયો ¶ ગરમ $ ટોળા × વાછરડા સાથે ગાય. ** નહિ તોળાય તેટલો †† સાંધે ‡‡ સાંધેથી §§ ચારે દિશાએ

એ સુણશે પ્રીતે વા હાલરુરે ગાશે, તે મૂકાશે આહ સંસારથીરે-હા૦
કહે પ્રેમાનંદ વિપ્ર હું કાંઈ ન જાણું, વખાણું ગુણ ગોવિંદનારે-હા૦

વલણ

ગોવિંદના ગુણ જેમ તેમ કહું, નવ લહું કહાપણ જ્ઞાનરે,
હરિનામ દ્વે અક્ષરવડે મળે, કોટી ગંગાજીનું સ્નાનરે.

---

### કડવું ૨૬ મું-રાગ દેશાખની-ચોપાઈ

એણી રીતે ગાયું હાલરુ, ઝોળીએ સૂતા સચરાચર;
ત્રિવિધ લીલા કેશવ કરે, પવિત્ર કથા શુકજી ઉચરે.
અભિમન્યુતન સાંભળજે કથા, શ્રવણ ભક્તિ ટાળે જન્મવ્યથા,
અસુર આવ્યો શકટાસુર નામ, માયા કરીને વ્રજપુર ગામ.
કપટી શટકરૂપે થયો, સૌ શકટ મળતો આવી રહ્યો,
છૂટાં બહુ ગાડાં નંદદ્વાર, શકટ સ્થિર થયો શકટ મોઝાર.
નવ જાણે ગોપી ગોવાળ, નંદ પુત્રે જાણ્યું તત્કાળ;
એ આવ્યો મુને જીતવા કારણે, શકટરૂપ થઈ બેઠો બારણે
ઘેર આવ્યાને આદર કીજીએ, પરમ પદ એને દીજીએ,
સુરભિ દુહે શ્રીયશોમતિ, મંદિરમાંથી રોયા શ્રીપતિ.
મૂક્યું કારજ સાદ સાંભળી, કાં રોયા બાતા* કહી ઘરમાં પળી;
નાંખ્યું પાત્ર દૂધ ગયું ઢળી, કો ન શકે પ્રેમ માતાનો કળી.
પારણેથી લીધા ભગવાન, માતા કરાવે છે પયપાન;
સ્તન અગ્ર મુખમાં નવ ગ્રહે, બાળક કેમે ન રોતો રહે
ખખડાવે કડાં દ્વાર સાંકળી, વજાડે ઘુઘરો મા થઈ આકળી,
સુંઘાડે પુષ્પ, દેખાડે ગાય, તેમ તેમ બમણો રોતો જાય.
યશોદાને મન સંદેહ પડ્યો, શે આવડું બાળક આડે ચડ્યો,
કરડ્યો જંતુએ† આકળો કીધો, ન રહે હીંચોળિયો ખોળે લીધો.
પૂછે યશોદા મુખસું મુખ ધરી, તારાં દુખડાં લઈ જાઉં મરી;
ન રહે બાળક દોહાવી છે ગાય, વન મૂકવાની વેળા જાય
બાળક ટોળે મળિયાં દશવીશ, ત્યારે રોતા રહ્યા જુગદીશ,
માતા કહે બાળકને બાળકમાં ગમે, નહાનાં છોકરાં પાસે તે રમે.
ઝોળી એક બાંધી આંગણે, ગાયને ચરવા જાવું ઘણે,
સાડી એક લાવી કિકરી,‡ શકટની ઊધે બંધન કરી.
ઝોળીમાં સુવાર્યા શ્રીગોપાળ, પ્રભુજી રોતા રહ્યા તત્કાળ,
બીજાં બાળકોને કહે તાળી પાડો, હુલરાવો બચ્યાને§ રમાડો.
બાળક ઝોળી વીંટી રહ્યાં, અંબા‖ ગૌશાળામાં ગયાં,
શકટાસુર થયો અતિ પ્રસંન, હું કાળને માથે સોંપ્યો તંન.
અલ્પ આયુષ્ય દીસે છે બાળ, છે દીર્ઘ આયુષ્ય કંસ ભૂપાળ,
સ્થૂળ રૂપ કરી શકટ ગડગડું, બાળક ઉપર ચાંપી ભાંગી પડું.
શકટ હણવા તત્પર હુવો, છે હરિનાં મનમાં વિચારજ જુવો,
કાલાં કાલાં વચન બાળક ભાખે, મલકાય ને પ્રભુ પાટુ નાંખે.
ધાવે અંગુઠો ખડખડ હસે, શકટ જોઈ અધર હરિ ડસે;
ક્રોધ રૂપ થયા અશરણ શર્ણ, વૃદ્ધિ પમાડ્યો ડાબો ચર્ણ.
બળ સાથે પગ ઉપાડ્યો તદા, શું મુદ્દગળ પરિઘભોગળ શું ગદા;
કિંવા વજ્ર કુંજરના* દંત, સકોમળ પગમાં બળ અત્યંત.
ન આવે બળ પરાક્રમનો માપ,(જેમ)ગજ ઉપર નાંખે કેસરી થાપ;
ન જાય ચરિત્ર પ્રભુના કળિયાં, કામી સ્વરૂપ છોકરાં છળિયાં.
અતુળ બળસું નાંખ્યો પાગ, કડકડ્યું શકટ થયા શત ભાગ,
મહાર ચૂરણ ચૂરણ ગાત્ર, ભય પામ્યાં ગાય ગોવાળાં માત્ર.
મોહોટો સાદ કરી પડિયો ધર્ણી†, એક પાટુએ પામ્યો મર્ણ;
વિસ્મે થઈ વ્રજની સુંદરી, માતાયે હૃદયામાં ચાંપ્યા હરિ.
બીજા બાળને યશોદા કહે છે, એ અન્યા સર્વ તમારો છે;
તમો શકટ ભાંજ્યું સર્વે મળી, ખીજી યશોદા થઈ આકળી.
બાળક કહે અન્યા નથી અમતણો, તારે પુત્રે પગ વધાર્યો ઘણો;
ગાડું ભાંગ્યું તારા તનુ વડે, શો વાંક અમારો? બાળક સૌ રડે.
કાષ્ઠાકાર‡ ગાડાનો ગયો, શકટ દાનવરૂપે થયો;
ત્યારે સર્વેનો ટળિયો સંદેહ, અસુર કપટી દીસે એહ.
નંદે દૈત્ય નખાવ્યો બહાર, હૃદયાસું લીધા દેવ મોરાર;
આપણે બાળક પમાડ્યા શર્મ, જુવો દુષ્ટ દાનવનું કર્મ.

વલણ

પછે મોરારિને પંચગવ્ય કરાવ્યાં, આપ્યાં વિપ્રને બહુ દાનરે,
એ દ્વિતીય ચરિત્ર પૂરણ હવું, આવ્યું શકટાસુરને વિમાનરે.

---

### કડવું ૨૭ મું-રાગ કાલ્હેરો

શકટાસુર જીત્યો યદુનાથે, પૂર્ણ થયું દ્વિતીય ચરિત્ર,
તૃતીય ચરિત્ર કહે ગર્ભ જોગી, સાંભળ પરીક્ષિત પુણ્યપવિત્ર-
શકટાસુર જીત્યો યદુનાથે૦ ટેક.
અદ્ભુત આશ્ચર્ય નંદજી પામ્યા, ને ગોપ કરે વરણન;
આ વિઘ્નથી બાળક બચ્યો, માતપિતાનાં મહોટાં પુણ્ય-શક૦
એ કંસાસુરે વારતા જાણી, બાળકે શકટનો આણ્યો અંત તર્ત,
નંદાત્મજને જીતવાને કસે, મોકલ્યો તૃણાવર્ત§-શક૦
ઘર આંગણે માતા યશોદા, ઉછંગે‖ લીધા હરિ દેવ;
મુજ અર્થે તૃણાવર્ત આવ્યો, સામળિયે જાણ્યું તતખેવ-શક૦
ઊછંગ અંબાનો બહુ દુખે, ભૂદરે જવ મૂકિયો ભાર;
યશોદાજી વિસ્મય પામ્યાં, આવો ભારે કેમ થયો કુમાર-શક૦
સુતકરે ક્રીડા માને પીડા, ફાટે પગ આપદા અપાર,
ન કહેવાય કોઈને પુત્ર છે ભારે, ઘણું દોહેલો સોકાચાર-શક૦
ચરણ ચંપાય ન થવાય બેઠાં, હરિએ માતા હરબડાવી,¶
ઉછંગપરથી અરુંપરુંꜰ જોઈ, ગોવિંદ મૂક્યા ગબડાવી-શક૦

---

* "બાઇ" એ લાડનું હોનામણાનું નામ † જીવડાએ. ‡ આકરડી § "બાઇને" બાળકને ‖ નહશાણી

* હાથીના. † પૃથ્વીપર. ‡ લાકડાનો આકાર. § ધાસના આકારનો દૈત્ય ‖ ખોળે ¶ ગભરાટ અને વિમાસણની વચ્ચે ꜰ આસુબાજુ (બરાબર)

વાસ્યું વન ફરતું દશ યોજન, આવ્યું એક વિમાન;
પૂતના થઈ દેવકન્યા તે, કૃપા શ્રીભગવાન. ૨૦
સંદેહ પામી પરીક્ષિત પૂછે, કૃપા કરો શુક સ્વામી;
દુષ્ટ નારી ને બાળહત્યારી, પરમ ગતિ કેમ પામી? ૨૧
માનુભાવ* કહે મહીપતિને, એ વિષ્ણુચરણ મહિમાય;
જે અંતકાળે કૃષ્ણ કહે તે, યમપુરી નવ જાય. ૨૨
સાક્ષાત બ્રહ્મ હૃદેપર રમિયા, એ ભાગ્ય શું નહાનું?
વૈકુંઠનાથથી વૈકુંઠ પામે, તેમાં આશ્ચર્ય શાનું? ૨૩
ભાવે કભાવે સ્તુતિ નિંદાએ, જે પરમેશ્વરને ગાશે;
વેદનાં વાક્ય કહે શુક જાગી, તે નિશ્ચે વૈકુંઠ જાશે. ૨૪

વલણ

જાશે વૈકુંઠ સર્વથા, સાંભળ પરીક્ષિત રાયરે;
પૂતના મોક્ષ પાવન કથા, થયો છઠ્ઠો અધ્યાયરે. ૨૫

ઇતિ શ્રીમદ્ભાગવતે દશમસ્કંધે પૂતનામોક્ષ નામ ષષ્ઠોધ્યાય ॥ ૬ ॥

## અધ્યાય ૭ મો†

### કડવું ૨૫ મું-રાગ દેશાખ-તાલ-ચોપાઇ

શુક કહે સુણ પરીક્ષિત રાય, એ પાવન પૂતના મોક્ષ અધ્યાય;
બાળ હત્યાદિક પાતિક ટળે, જે સ્નેહ ધરી કથા સાંભળે.
તો પરમ પદની પ્રાપ્તિ થાય, જે પ્રીત રહે કથારસ મહાંય;
નામ સ્મરણથી જાય વ્યથા, કહું સાતમા અધ્યાયની કથા.
કંસ રાયને પહોંચી વાત, જે ગોકુળમાં વર્ત્યો ઉત્પાત;
સમાચાર રૂપી વાગ્યું તીક્ષ્ણબાણ, જે પૂતનાના શોષ્યા પ્રાણ
બહેન મરી બાળક ઉગર્યો, શકે એ મારો શત્રુ ખરો;
ગાંઠ હૃદયમાં બંધન થઈ, પણ કંસે ચરચા કીધી નહીં.
શકટ વચ્છ ને તૃણાવર્ત, બગ અઘ તેડી કહ્યું ત્યાં તર્ત;
તમો છાના ગોકુળ મધ્યે પરવરો, જઈ જીતો નંદનો દીકરો.
ગુપ્ત રહીને કરજો કામ, ન થાય પ્રગટ જેમ મારું નામ;
જાણે નંદ તો ઉજડે દેશ, એ છાનો આપું ઉપદેશ.
ભેદ સાંભળી ચાલ્યા ક્રૂર,‡ પ્રથમ આવ્યો શકટાસૂર;
એ કંસરાયનું હારદ કહ્યું, હવે શ્રી ગોકુળમાં શું થયું.
પ્રજાળીઉં પૂતનાનો દેહ, પછે નંદ ગોપ પધાર્યા ગેહ;॥
માંહોમાંહે વાત કરે ગોવાળ, દેવરૂપ કો નંદનો બાળ.
રંડા મરી તો તે ઉગર્યો, કારણ રૂપ નંદનો દીકરો;
ગોપીને ઘણું વહાલા હરિ, નંદ ગૃહે આવે ફરી ફરી.
શુકજી કહે સાંભળ રાજન, આવ્યો જન્મ નક્ષત્રનો દન;
નક્ષત્ર ફરી આવ્યું રોહિણી, ઉત્કંઠા યશોદાને ઘણી
સ્વામીની કીધી વિનતિ, માસિક કર્મ કરો કહે સતી;
નંદે પધરાવ્યા ઋષિરાય, અભિષેક કરી કીધી રક્ષાય.
ગ્રહ ચંદ્રની પૂજા કરી, અપાવ્યું દાન હાથે શ્રીહરિ;
યશોદાજીને સોંપ્યો બાળ, ગાય ગોપી ગીત રસાળ.
શ્રીયશોદાજી વધાં વચન, આજ ઝોળીયે પોઢાડું તન;
માસ દિવસે કીધો સંસ્કાર, સૌભાગ્યવંતી ઉભી રહી ચાર.
પંચરંગ પટની ઝોળી કરી, ઊભી અબળા છેડા ચાર ધરી;
ચંદન કેસર કુંકુમ ઘણાં, ચીતર્યાં કપાળ ગોપિકાતણાં.
મળ્યાં બહુ નાનાં છોકરાં, યશોદા વહેંચે પૌંવા કોપરાં;
મીઠાં મુખ મહિયારી કરે, ઘણું જીવો કહાન અબળા ઉચરે.
યશોદાજીએ ઉચલી કરી, ઝોળીમાં પોઢાડ્યા હરિ,
જય જયકાર કરે સુંદરી, મુખચંદ્ર બિંબ જુવે ફરી ફરી.
છે ચૌદ લોક જેના મુખમહાંય, તે ઝોળીમાં સૂતા હરિરાય;
મુખ જોઇ યશોદા વારણે જાય, હીંડોળે ગોપી હાલરું ગાય.

હાલરુ

ઝોળીયે સૂતો કહાન ગોવાળા,
વ્રજની બાળા ગાય-હાલરું હાલોની નંદલાલા,-ટેક.
તમે ઠમકે ચાલો નંદજીને બારણે,
વારણે જાય માતા જશોમતી—હા૦ ૨
માબાપે દીઠાં મોહન મુખડાં,
દુખડાં વામિયાં સુખ પામિયાં—હા૦ ૩
ગયાં કર્મ અંધારાં પ્રગટ્યો દીવો,
ઘણું જીવો જીવન અમારડારે—હા૦ ૪
ઉત્તર વય બંધાણાં ઘરમાં પારણાં,
કાંઈ બારણાં ઉઘાડાં નંદરાયનાં—હા૦ ૫
છ દહાડાને છોકરે તે પૂતના રે શોષી,
તારા દોષી હરિજન બળે મરીરે—હા૦ ૬
મોટા થઈને ચારો વન ગાવડીરે,
ભાવડી યશોદાજી જાશે ભામણેરે—હા૦ ૭
આણે મુખે વજાડો વહાલા વાંસરીરે,
કાંઈ વહેલા ગૌ ચારી ઘેર આવજોરે—હા૦ ૮
અમો ગોપી તમારી દાસીરે દેવા,
કાંઈ લેવા ઇચ્છું રજ ચરણનીરે—હા૦ ૯
અંતરિક્ષ રહી સર્વે દેવતા બોલે,
નહીં કો તોલે ગોપી સમુરે—હા૦ ૧૦
સંસાર હીંડોળો બાંધ્યોરે બ્રહ્મે,
કાંઇ કર્મે હીંચે કોટી જીવડારે—હા૦ ૧૧
શંકર બ્રહ્મા જાગીરે ઝૂલ્યા,
ભૂલ્યા ભ્રમે મહોટા મુનિરે—હા૦ ૧૨
આવાગમન હીંડોળેરે હીંચે,
ન પ્રીછે પ્રાણી માયા મધ્યારે—હા૦ ૧૩
જગત ઝૂલાવ્યું સોંપી કર્મને,
તે બ્રહ્માને ઝૂલાવે વ્રજ સુંદરીરે—હા૦ ૧૪
કુસુમ વૃષ્ટિ કરે છે દેવતારે પ્રીતે,
આમ રીતે હીંચોળી હરિ ઊતારિયારે—હા૦ ૧૫

---

* શુકજી † આ સાતમા અધ્યાયમાં શકટાસુર ને તૃણાવર્ત વધ્યા તથા યશોદાને મુખારવિંદમાં બ્રહ્માંડ દેખાડ્યું. તેનો કથાપ્રસંગ છે
‡ અભિમાન § બાળપણ ॥ ઘેર

એ સુણશે પ્રીતે વા હાલરુંરે ગાશે, તે મૂકાશે ગ્રાહ સંસારથીરે–હા૦
કહે પ્રેમાનંદ વિપ્ર હું કાંઈ ન જાણું, વખાણું ગુણ ગોવિંદનારે–હા૦

વલણ

ગોવિંદના ગુણ જેમ તેમ કહું, નવ લહું કહાપણ જ્ઞાનરે,
હરિનામ દ્વે અક્ષરવડે મળે, કોટી ગંગાજીનું સ્નાનરે.

---

### કડવું ૨૬ મું–રાગ દેશાખની–ચોપાઈ

એણી રીતે ગાયું હાલરું, ઝોળીએ સૂતા સચરાચર;
વિવિધ લીલા કેશવ કરે, પવિત્ર કથા શુકજી ઉચરે.
અભિમન્યુતન સાંભળજે કથા, શ્રવણ ભક્તિ ટાળે જન્મવ્યથા;
અસુર આવ્યો શકટાસુર નામ, માયા કરીને વ્રજપુર ગામ.
કપટી શટકરૂપે થયો, સૌ શકટ મળતો આવી રહ્યો,
છૂટાં બહુ ગાડાં નંદદ્વાર, શકટ સ્થિર થયો શકટ મોઝાર.
નવ જાણે ગોપી ગોવાળ, નંદ પુત્રે જાણ્યું તત્કાળ;
એ આવ્યો મુને જીતવા કારણે, શકટરૂપ થઈ બેઠો બારણે
ઘેર આવ્યાને આદર કીજીએ, પરમ પદ એને દીજીએ,
સુરભિ દુહે શ્રીયશોમતિ, મંદિરમાંથી રોયા શ્રીપતિ.
મૂક્યું દોહન સાદ સાંભળી, કાં રોયા ભાઈ* કહી ઘરમાં પળી,
નાંખ્યું પાત્ર દૂધ ગયું ઢળી, કો ન શકે પ્રેમ માતાનો કળી.
પારણેથી લીધા ભગવાન, માતા કરાવે છે પયપાન,
સ્તન અગ્ર મુખમાં નવ ગ્રહે, બાળક કેમે ન રોતો રહે
ખખડાવે કડાં દ્વાર સાંકળી, વજાડે ઘુઘરો મા થઈ આકળી,
સુંઘાડે પુષ્પ, દેખાડે ગાય, તેમ તેમ બમણો રોતો જાય
યશોદાને મન સંદેહ પડ્યો, શે આવડું બાળક આડે ચડ્યો;
કરડ્યો જંતુએ† આકળો કીધો, ન રહે હીંચોળિયો ખોળે લીધો.
પૂછે યશોદા મુખર્સું મુખ ધરી, તારાં દુખડાં લઈ જાઉં મરી;
ન રહે બાળક દોહાવી છે ગાય, વન મૂકવાની વેળા જાય.
બાળક ટોળે મળિયાં દશવીશ, ત્યારે રોતા રહ્યા જગદીશ,
માતા કહે બાળકને બાળકમાં ગમે, નહાનાં છોકરાં પાસે તે રમે.
ઝોળી એક બાંધી આંગણે, ગાયને ચરવા જાવું ઘણે,
સાડી એક લાવી કિંકરી,‡ શકટની ઊંધે બંધન કરી.
ઝોળીમાં સુવાર્યા શ્રીગોપાળ, પ્રભુજી રોતા રહ્યા તત્કાળ,
બીજાં બાળકોને કહે તાળી પાડો, હુલરાવો ભાઈને§ રમાડો.
બાળક ઝોળી વીંટી રહ્યાં, અંબા|| ગૌશાળામાં ગયાં,
શકટાસુર થયો અતિ પ્રસંન, હું કાળને માથે સૌંપ્યો તંન
અલ્પ આયુષ્ય દીસે છે બાળ, છે દીર્ઘ આયુષ્ય કંસ ભૂપાળ;
સ્થૂળ રૂપ કરી શકટ ગડગડું, બાળક ઉપર ચાંપી ભાંગી પડું.
શકટ હણવા તત્પર હુવો, છે હરિનાં મનમાં વિચારજ જુવો,
કાલાં કાલાં વચન બાળક ભાખે, પ્રલકાય ને પ્રભુ પાટુ નાંખે.
ધાવે અંગુઠો ખડખડ હસે, શકટ જોઈ અધર હરિ ડસે,
ક્રોધ રૂપ થયા અશરણ શર્ણ, વૃદ્ધિ પમાડ્યો ડાબો ચર્ણ.
બળ સાથે પગ ઉપાડ્યો તદા, શું મુદ્દગળ પરિઘભોગળ શું ગદા;
કિંવા વજ્ર કુંજરના* દંત, સકોમળ પગમાં બળ અત્યંત.
ન આવે બળ પરાક્રમનો માપ,(જેમ)ગજ ઉપર નાંખે કેસરી થાપ,
ન જાય ચરિત્ર પ્રભુનાં કળિયાં, કોમી સ્વરૂપ છોકરાં છળિયાં.
અતુળ બળસું નાંખ્યો પાગ, કડકડયું શકટ થયા શત ભાગ;
પ્રહાર પૂરણ ચરણ ગાત્ર, ભય પામ્યાં ગાય ગોવાળાં માત્ર.
મ્હોટો સાદ કરી પડિયો ધર્ણી†, એક પાટુએ પામ્યો મર્ણ;
વિસ્મે થઈ વ્રજની સુંદરી, માતાયે હૃદયામાં ચાંપ્યા હરિ.
બીજા બાળને યશોદા કહે છે, એ અન્યા સર્વ તમારો છે,
તમો શકટ ભાંજ્યું સર્વે મળી, ખીજી યશોદા થઈ આકળી.
બાળક કહે અન્યા નથી અમતણો, તારે પુત્રે પગ વધાર્યો ઘણો;
ગાડું ભાગ્યું તારા તનુ વડે, શો વાંક અમારો ? બાળક સૌ રડે.
કાષ્ઠાકાર‡ ગાડાનો ગયો, શકટ દાનવરૂપે થયો;
ત્યારે સર્વનો ટળિયો સંદેહ, અસુર કપટી દીસે એહ.
નંદે દૈત્ય નખાવ્યો બહાર, હૃદયાસું લીધા દેવ મોરાર;
આપણે બાળક પમાડ્યા શર્મ, જુવો દુષ્ટ દાનવનું કર્મ.

વલણ

પછે મોરારિને પંચગવ્ય કરાવ્યાં, આપ્યાં વિપ્રને બહુ દાનરે,
એ દ્વિતીય ચરિત્ર પૂરણ હવું, આવ્યું શકટાસુરને વિમાનરે.

---

### કડવું ૨૭ મું–રાગ કાન્હડો

શકટાસુર જીત્યો યદુનાથે, પૂર્ણ થયું દ્વિતીય ચરિત્ર,
તૃતીય ચરિત્ર કહે ગર્ગ જોગી, સાંભળ પરીક્ષિત પુણ્યપવિત્ર–
શકટાસુર જીત્યો યદુનાથે૦ ટેક.
અદ્દભુત આશ્ચર્ય નંદજી પામ્યા, ને ગોપ કરે વરણન;
આ વિઘ્નથી બાળક બચ્યો, માતપિતાનાં મહોટાં પુણ્ય–શક૦
એ કંસાસુરે વારતા જાણી, બાળકે શકટનો આણ્યો અંન તર્ત;
નંદાત્મજને જીતવાને કસે, મોકલ્યો તૃણાવર્ત§–શક૦
ઘર આંગણે માતા યશોદા, ઉછંગે|| લીધા હરિ દેવ;
મુજ અર્થે તૃણાવર્ત આવ્યો, સામળિયે જાણ્યું તતખેવ–શક૦
ઊછંગ અંબાનો બહુ દુખે, ભૂદરે જવ મૂકિયો ભાર;
યશોદાજી વિસ્મય પામ્યાં, આવો ભારે કેમ થયો કુમાર–શક૦
સુતકરે કીડા માને પીડા, કાટે પગ આપદા અપાર,
ન કહેવાય કોઇને પુત્ર છે ભારે, ઘર્ણૂ દોહેલો લોકાચાર–શક૦
ચરણ ચંપાય ન થવાય બેઠાં, હરિએ માતા હરબડાવી,¶
ઉછંગપરથી અરુંપરું§ જોઈ, ગોવિંદ મૂક્યા ગભડાવી–શક૦

---

* "ભાઈ" એ લાડનું હોલામણાનું નામ † જીવડાએ.
‡ ચાકરડી § "ભાઈને" બાળકને || નદરાણી

* હાથીના. † પૃથ્વીપર ‡ લાકડાનો આકાર. § વાયના આકારનો દૈત્ય || ખોળે ¶ ગભરાટ અને વિમાસણની વચ્ચે
§ આજુબાજુ (આરાપરાં)

કાંપતી માતા ગઈ મંદિરમાં, આંગણે પઢોઢિયા અનંત*;
તેવે ગડગડી ગોકુળમાં આવ્યો, વાયુરૂપે તૃણાવર્ત-શક૦
ઉડે છાપરાં બીએ છોકરાં, ભાં શબ્દ કરે વાછરુ;
નંદ દ્વારે અધર્મી આવ્યો, જ્યાં સુતા છે સચરાચરુ-શક૦
ત્રાહે ત્રાહે થયું વ્રજપુરમાં, આંધી† ધુળ કોઠ ચારે પાસ;
ગોદડી સહિત ગોવિંદજી લીધા, અસુર ઉતપતિયો‡ આકાશ-શક૦
ઊડે રેણુ§ કાંકરા કોરણ, ગોકુળમાં થયો અંધકાર;
વિપરીત યમુનાજીનું જળ વહેતું, હરિ હર્યા હવો હાહાકાર-શક૦
નેત્રે ન સૂઝે શરીર ધ્રૂજે, ધાયાં જોવા માત યશોમતિ;
ત્રાહે ત્રાહે કરી પડી અંબા, સુવાડ્યો ત્યાં બાળક નથી-શક૦
ગોપીનાં વૃંદ કરે આક્રંદ|| ઉપનંદ નંદજી શોધતા ફરે;
રખે માત પિતા મૃત્યુ પામે, શામળીયો મન ચિંતા કરે-શક૦
આકાશ પ્રમાણે અસુર વાધ્યો, કંઠે વળગ્યા શ્રીભગવંત તર્ત,
ત્રૈલોક્ય ભાર મૂકીને ભાંજ્યો, મરડી નાખ્યો કઠ તૃણાવર્ત-શક૦
કડકડાટ શબ્દ હુવો દારુણ, જાણે ઉપડ્યું બ્રહ્માંડ;
સામળીયે શલ્યા પર નાંખ્યો, શત્રુશરીર થયું શત ખંડ-શક૦
તળે અસુર ઉપર અવિનાશી, ઉદયાચળ ઉપર જેમ શશી,
નિર્ભયથકી ગોપી મદમાતી, લક્ષ્મીવરને લેવા ધસી-શક૦
યશોદાજીને બાળક અરપ્યો, થઈ વાત વિસ્મે નંદને ઘણી;
વિકટ અસુર સહેજે મૃત્યુ પામ્યો, પુત્ર રહ્યો કેમ આપણે અણી-શ.
ગોપ વધૂ સૌ મંગળ ગાયે, માતા ઉતારી નાંખે નીર;
કરવત કુવાડે કટકા કીધું, દહન કીધું દૈત્ય શરીર-શક૦
પૂતના ગતિ પામ્યો દાનવ, હૃદય ઉપર રમ્યા ભગવાન,
દિવ્ય દેહ પામ્યો તૃણાવર્ત, ગયો સ્વર્ગે બેસી વિમાન-શક૦
ભક્તિ ભાવે વા દ્વેષ ભાવે, હૃદયમાં રઘુપતિ રાખો;
કહે પ્રેમાનંદ હરિ ભજન વિના, રખે દિવસ એળે નાંખો.-શક૦

વલણ

મા નાંખો જન્મ ભજન વિના, કરો સીતાપતિ મિત્રરે;
શુકજી કહે સુણ ભૂપતિ, થયું પૂરણ તૃતીય ચરિત્રરે.

કડવું ૨૮ મું-રાગ વસંત.

જેજેકાર થયો ગોકુળમાં, જીતિયો તૃણાવર્ત; ટેક.
કુસુમ વૃષ્ટિ કરે અમર ગણ, એવાં કાર્ય કર્યાં ઇશે તર્ત-જે૦
નંદને મન આનંદ ઘણોરે, કીધાં નાનાવિધ દાન;
જાણે આજ પુત્રનો જન્મ થયો છે, થૈથૈકાર સંગીત ગાન-જે૦
એ તૃતીય ચરિત્ર પૂરણ થયું, સાંભળ પરીક્ષિત રાય;
એકવાર યશોદાજી બેઠાં છે, મોહન ઓછંગ મહાંય-જે૦
ફરી ફરી જુવે વદન વિઠ્ઠલનું, વિઘ્ન ત્રણ સંભારીયાં;
કેમ ઉગરશે કુંવર મારો, અંબાએ આંસુ ભરીયાં-જે૦
પૂતના શકટ તૃણાવર્ત પાપી, તેથી સુત ઉગારીઓ;
થોડા દિવસમાં બહુ વિઘ્ન પડિયાં, ગાયે તે ભય મન ધરીઓ-જે૦
સકળ વર્ણમાં રંક આહિરડાં,* જીવવું છે ગૌચારી;
દોહેલાં સહીએ વનમાં રહીએ, કાં પૂઠ લે અમારી!-જે૦
જ્યેષ્ઠિકા† મુજ અંધતણીરે, ભૂલાંનો વિશ્રામ,
ન જાણીએ આગળ શું થાશે, જો વિઘ્ન પડિયાં આમ-જે૦
ક્યાં જઇયે ને શું કરીએ, નહીં બીજો બાપ,
યશોદા માતનું દુઃખ જાણી, હરિએ બાધી બગાઈ‡-જે૦
વિશ્વરૂપ દેખાડ્યું મુખમાં, અંબાને આવે વિશ્વાસ; ટેક.
નિમેષ§ રહી યશોદાજી નિરખી, પામી અંતર ત્રાસ-વિશ્વ૦
નવકુળ નાગ અષ્ટકુળ પર્વત, અષ્ટવસુ અષ્ટ સિદ્ધિ;
નવખંડ ને નવ જોગેશ્વર, નવ ગ્રહ ને નવ નિદ્ધિ-વિશ્વ૦
સપ્ત દ્વીપ ને સપ્ત સાગર, સપ્ત સ્વર્ગ સપ્ત પાતાળ,
સપ્ત ધાતુ ને સપ્ત ઋષિરે, સપ્ત સ્વર રસાળ-વિશ્વ૦
ચતુર્વેદ ને ચાર દિશારે, ચતુર્વર્ણ ચાર આશ્રમ;
ત્રણ ગુણ ત્રણ કાળરે, ત્રૈલોક્ય પ્રકટ્યા ત્રિક્રમ-વિશ્વ૦
દ્વે, કર્મ દ્વે વિશ્વેદેવા, દ્વે દીઠા અશ્વિનીકુમાર;
દશ દિગ્પાળ ને દશ દિશારે, દશ ઉભા ભદ્ર ધરી ભાર-વિશ્વ૦
એકાદશ રુદ્ર એકાદશ ઇંદ્રી, શિવગણ કોટિ અગિયાર;
દ્વાદશ મેઘ ને દ્વાદશ દિનકર, ઉડગણ કોટિ અપાર-વિશ્વ૦
ઓગણ પચાસ વાયુ અડતાળીસ અગ્નિ, ઋષિસહસ્ર અઠ્યાસી;
ઇંદ્ર ચંદ્ર ને જોગ નક્ષત્ર બહુ, તેજ કળા પ્રકાશી-વિશ્વ૦
કિન્નર અપ્સરા યક્ષ વિદ્યાધર, ગાંધર્વ ને યમરાય;
શક્તિ નવદુર્ગા ને સરસ્વતી, બ્રહ્મા જગત પિતાય-વિશ્વ૦
પર્વત તુંબરુ નારદ ઋષિરે, નદી નવસેં નવાણું;
વનસ્પતિભાર અષ્ટાદશ મુખમાં, લીલા શીશી વખાણું-વિશ્વ૦
વિરાટરૂપ વદનમાં દેખી, યશોદાજીને આવ્યું જ્ઞાન;
કોનો પુત્ર હું કોની માતા, એ સ્વયં શ્રીભગવાન-વિશ્વ૦
હું શોચના સૌ વ્યર્થ કરુ છું, એ દીસે અંતરજામી;
પૂતનાનો વાંક કશો જે, ધવરાવતાં મૃત્યુ પામી-વિશ્વ૦
એનો ભાર કેમ સહે શકટાસુર, મેં બાંધી અજાણે ઓઇ;
વારુ કીધું મેં દીધો ગબડાવી, નાહી તો નવ મુઇ-વિશ્વ૦
આજથી હું નહીં એની માતા, સમાચાર નંદને કહીએ,
આખું જગત મુખમાં દેખાડ્યું, દોઢ માસને છેયે-વિશ્વ૦
એ પરમેશ્વર હું છું દાસી, કરુ આજથી સેવ;
જ્ઞાન અંબાને એવું આવ્યું જાણી, માયા કીધી તતખેવ-વિશ્વ૦
આંખ મીચી હરિ રોવા લાગ્યા, પયપાનને ઇચ્છે,
યશોદાજીનું કહો કોણ ગજું, જ્યાં બ્રહ્મા પાર ન પીછે-વિશ્વ૦
પ્રગટી માયા જ્ઞાન ગયું રે, બાળક લેઈ ધવરાવ્યું;
યશોદા કહે શકે નિદ્રા પામી, વિશ્વરૂપ સ્વપ્નમાં આવ્યું-વિશ્વ૦
બ્રહ્મભાવ ગયો પુત્ર ભાવ થયો, ધવરાવ્યા સુંદર શ્યામ;
વિપ્ર પ્રેમાનંદનો સ્વામી, જન સમરો સીતારામ-વિશ્વ૦

* પરમેશ્વર. † અપાર ‡ ઉડ્યો § રજ. || રડવું

* ગોવાળ. † લાકડી ‡ બગાસું § આંખ ઉઘાડી ગણે, તેટલો વખત નેત્રનો ચમકારો



તૃણાવર્ત વધ

"ગુજરાતી" પ્રેસ, ફોર્ટ, મુંબઈ-૧

વલણ

સીતારામ સમરો સર્વ ભાઈ, જેમ થાય પિંડ પવિત્રરે,
એ સમાપ્ત અધ્યાય સપ્તમો, કહું શું ચતુર્થમું ચરિત્રરે.

ઈતિ શ્રીમદ્‌ભાગવતે દશમસ્કંધે સપ્તમોઽધ્યાય. ॥ ૭ ॥

## અધ્યાય ૮ મો.*

### કડવું ૨૯ મું–રાગ કેદારો

ચરિત્ર ચોથું પૂર્ણ થયું, કહું અષ્ટમો અધ્યાય,
ગુરુદેવ વસુદેવે તેડ્યા, દંપતી નમીયા પાય. ૧
આસન આપી પૂજન કીધુ, લીધું ચરણામૃત પ્રીતે,
ભાવ યુક્ત ભર્તાર ભામની, ઊભાં સેવકની રીતે ૨
પ્રાર્થના એક છે ગુરુ સ્વામી, અમને આપદ કાળ,
તમો સંગાથે ચોરી શાની, મારે બે ઉગરીયાં છે બાળ. ૩
એ પુત્ર રોહિણીને આપ્યો, એક દેવકીનો ઊગરીયો;
નંદ ગૃહે મૂકયો તે બાળક, વસુદેવ સત્ય ઊચરીયો ૪
કંસ ન જાણે ગોપ ન જાણે, મેં અદ્‌ભુત ચોરી કીધી,
મારો પુત્ર સુવાડ્યો સેજે, યશોદાની કન્યા લીધી. ૫
વાત સાંભળી ઋષિવર રીઝ્યા, કહે ગર્ગ ભગવાન,
મારાં ભાગ્યનો પાર નહિ રે, વાધ્યો વંશ યજમાન. ૬
વસુદેવ કહે સર્વ પુણ્ય તમારું, હું રંક થયો પુત્રવાન,
નામકરણ કરો બાળકનાં, જેમ ન જાણે કંસ રાજાન ૭
લગ્ન જોગ જોઈ જ્યોતિષમાં, જન્મ પત્રિકા કરજો,
આયુષ જો જો રુડી પેરે, નામ રસાળા ધરજો ૮
દરિદ્રી હું પરવશ વર્તું, વસુદેવે ભર્યાં લોચન,
શી દક્ષિણા આપું નામ ધર્યાની, નથી ભોજન કરવા અન ૯
દહાડો વળશે દરિદ્ર ટળશે, ઉદ્યમી થાશે કુમાર;
દક્ષિણા અપાવીશ પુત્ર પાસે, નહીં રાખું તમારો ભાર. ૧૦
મસ્તક ધુણાવી ગર્ગ કહે, એમ ઓછું વચન નવ કહીએ,
કનિષ્ઠ પુત્ર તે છે પરમેશ્વર, દર્શન કાજ અમો જઈએ. ૧૧
પછે ગોકુળમાં ગર્ગ પધાર્યા, કંસરાય નવ જાણે,
નંદ યશોદા પગે પડીયાં, પ્રીત અંતરગત આણે ૧૨
ષોડશ પ્રકારે પૂજા કીધી, હું સરખું કાર્ય કહો સ્વામી,
વ્રજ લોક કેમ પાવન કીધાં, પૂછે નંદ શીશ નામી. ૧૩
ગર્ગ કહે વસુદેવની નારી, રોહિણીએ પ્રસવ્યો તંન,
તે બાળકનું નામ ધરવા, મોકલ્યો મુને રાજંન. ૧૪
તમારે આશરે રહ્યાં રોહિણી, કંસતણો ભય જાણી,
અંનવસ્ત્ર આપ્યાં આપત્કાળમાં, (બીજું) કો ન પાએ પાણી ૧૫
આનંદ પામી આવ્યાં રોહિણી, પ્રણામ ગુરુને કરિયો,
કુશળ ભાગ્ય કહી પુત્ર પોતાનો, ગુરુને પાગે ધરિયો. ૧૬
લોચન લોલ કપાળ મનોહર, ધરાધરે ધર્યો દેહ;
શેષ સ્વરૂપ અનુપમ દેખી, ઋષિનો ભાંગ્યો સંદેહ. ૧૭
મણિધર માનવ થઈ અવતરિયા, માયાયે ગર્ભ આકરષ્યો;
સર્વેશ્વર પરમેશ્વર પ્રગટ્યા, ભેદ પરબ્રહ્મે નીરખ્યો. ૧૮
અરે રોહિણી બાળક તારો, વિકટ સુભટ ભાગ્યવંત;
પંડિત ચિરાયુ ચતુર ઘણો, દાતા દયાળુ સંત. ૧૯
એનુ રૂપ નેત્રમાં રમી રહ્યુ છે, મોહ્યુ ગોકુળ ગામ,
દર્શનથી આરામ ઉપજે, માટે નામ એનું રામ ૨૦
ભદ્ર શબ્દ કલ્યાણને કહીએ, જીતશે બહુ સંગ્રામ;
બળપ્રાક્રમનો પાર ન આવે, (માટે) બળભદ્ર ધરુ છુ નામ. ૨૧
તારે ભાગ્યે આકર્ષણ કીધો, માટે સંકર્ષણ કહેવાય,
ચોથુ નામ શ્રીહળધર કહીએ, હળ ધરશે કરમાંય. ૨૨
બળદેવ નામ પાંચમું કહીયે, છઠ્ઠું રોહિણી તંન;
બીજાં નામ પ્રાક્રમે કહેવાશે, છે ભાગ્યવાન ભડ જંન. ૨૩
જન્મપત્રિકા ઋષિએ કીધી, તવ નંદરાય ઉચરતા,
એક પુત્ર મારો સેવક તમારો, નામ જાઓ તેનું ધરતા. ૨૪

વલણ

ધરો નામ મમ પુત્રનુ, નંદે નામ્યું શીષરે,
યશોદા લાવ્યાં પુત્રને, ગર્ગે ઓળખ્યા શ્રીજુગદીશરે. ૨૫

### કડવું ૩૦ મું–રાગ મારુ

દેખી યશોમતીનો તંનરે, આસનથી ઉઠ્યા મુનિ જંનરે,
ઋષિએ પ્રદક્ષિણા કીધી ચારરે, કર જોડી કીધો નમસ્કારરે.
હરિને નિરખે ઋષિ રહી ઉભારે, ભૃગુલાંછન શ્રીવત્સ શોભારે,
વિરાજે રમારમણનું રૂપરે, રૂપમાં ગર્ગ થયા તદરૂપરે.
છે લોચન લોલ વિશાળરે, બાળ મુકુંદ નંદનો બાળરે,
કોટિ ઇંદુ ગોવિંદ વદંનરે, રૂપ અનુપમ સહસ્ર મદંનરે
લોચન દ્વારે રૂપરસ પીધોરે, ત્રિભુવનને હ્રદયામાં લીધોરે,
મનમાં સ્તવ્યા શ્રીગોવિંદરે, ત્યારે કર જોડી કહે નંદરે.
ઋષિજી શુ મોહ્યા જોઈ બાળરે, અમો રંક લોકો ગોવાળરે,
રાય વસુદેવજીનુ પુણ્યરે, અમો રંકને મળ્યા મુનિજનરે.
એનુ નામકરણ* પ્રભુ કરીએરે, મહાનુભાવ† મયા મન ધરીયેરે.
કેવું પુત્ર પ્રત્યે છે લેણુરે, એથી ટળશે લોકનું મેણુંરે,
યશોદા કહે મસ્તક નામીરે, એનુ આયુષ્ય કેટલું છે સ્વામીરે,
એ ઘેરે આવશે ગૌચારીરે, રુડી પેર કહો વિચારીરે
પછે બોલ્યા ગર્ગ મહારાજરે, એ તો એકાંતનું છે કાજરે;
એકાંત ભુવનની મહાંયરે, બેઠા ગર્ગ અને નંદરાયરે.
યશોદાજીને આળગાં ગમ્યાંરે, કઠિણ વાક્ય ન સહેવાય ભાખ્યાંરે,

ગર્ગવચનઃ–

સાંભળ નંદ ગોપ મહારાજરે, સાચુ કહેતાં શાની લાજરે.
ધરો ધીરજ કહું પ્રકાશીરે, એ બાળક બ્રહ્મ અવિનાશીરે,
એ વસુદેવ તણો પુત્ર માનોરે, તારે ઘેર ઉછરે છે છાનોરે

* આ આઠમા અધ્યાયમા ભગવાનના નામ પડ્યા અને બાળ ક્રીડોત્સવમા ભગવાને માટી ખતા પ્રસંગાનુસાર વિશ્વરૂપ દેખાડવાની કથા કહી છે

* નામ પાડશું તે † એ ભાગ્યવાળા મોગ પુરુષ

વલણ

સીતારામ-સમરો સર્વ ભાઈ, જેમ થાય પિંડ પવિત્રરે;
એ સમાપ્ત અધ્યાય સપ્તમો, કહું શું ચતુર્થમું ચરિત્રરે.

ઈતિ શ્રીમદ્ભાગવતે દશમસ્કંધે સપ્તમોઽધ્યાયઃ ॥ ૭ ॥

## અધ્યાય ૮ મો*

### કડવું ૨૯ મું–રાગ કેદારો

ચરિત્ર ચોથું પૂર્ણ થયું, કહું અષ્ટમો અધ્યાય;
ગુરુદેવ વસુદેવે તેડ્યા, દંપતી નમીયાં પાય. ૧
આસન આપી પૂજન કીધું, લીધું ચરણામૃત પ્રીતે;
ભાવ યુક્ત ભર્તાર ભામની, ઊભાં સેવકની રીતે. ૨
પ્રાર્થના એક છે ગુરુ સ્વામી, અમને આપદ કાળ;
તમો સંગાથે ચોરી શાની, મારે બે ઉગરીયાં છે બાળ. ૩
એ પુત્ર રોહિણીને આવ્યો, એક દેવકીનો ઊગરીયો;
નંદ ગૃહે મૂક્યો, તે બાળક, વસુદેવ સત્ય ઊચરીયો. ૪
કંસ ન જાણે ગોપ ન જાણે, મેં અદ્ભુત ચોરી કીધી,
મારો પુત્ર, સુવાડ્યો સેજે, યશોદાની કન્યા લીધી. ૫
વાત સાંભળી ઋષિવર રીઝ્યા, કહે ગર્ગ ભગવાન;
મારાં ભાગ્યનો પાર નહીંરે, વાધ્યો વંશ યજમાન. ૬
વસુદેવ કહે સર્વ પુણ્ય તમારું, હું રંક થયો પુત્રવાન;
નામકરણ કરો બાળકનાં, જેમ ન જાણે કંસ રાજાન. ૭
લગ્ન જોગ જોઈ જ્યોતિષમાં, જન્મ પત્રિકા કરજો,
આયુષ જો જો રુડી પેરે, નામ રસાળાં ધરજો. ૮
દરિદ્રી હું પરવશ વરતું, વસુદેવે ભર્યાં લોચંન;
શી દક્ષિણા આપું નામ ધર્યાની, નથી લોજન કરવા અંન. ૯
દહાડો વળશે દરિદ્ર ટળશે, ઉદ્યમી થાશે કુમાર;
દક્ષિણા અપાવીશ પુત્ર પાસે, નહીં રાખું તમારો ભાર. ૧૦
મસ્તક ધુણાવી ગર્ગ કહે, એમ ઓછું વચન નવ કહીએ;
કનિષ્ઠ પુત્ર તે છે પરમેશ્વર, દર્શન કાજ અમો જઈએ. ૧૧
પછે ગોકુળમાં ગર્ગ પધાર્યા, કંસરાય નવ જાણે;
નંદ યશોદા પગે પડીયાં, પ્રીત અંતરગત આણે. ૧૨
ષોડશ પ્રકારે પૂજા કીધી, હું સરખું કાર્ય કહો સ્વામી,
વ્રજ લોક કેમ પાવન કીધાં, પૂછે નંદ શીશ નામી. ૧૩
ગર્ગ કહે વસુદેવની નારી, રોહિણીએ પ્રસવ્યો તંન;
તે બાળકનું નામ ધરવા, મોકલ્યો મુને રાજંન. ૧૪
તમારે આશરે રહ્યાં રોહિણી, કંસતણો ભય જાણી;
અંનવસ્ત્ર આપ્યાં આપતકાળમાં, (બીજું) કો ન પાએ પાણી. ૧૫
આનંદ પામી આવ્યાં રોહિણી, પ્રણામ ગુરુને કરિયો;
કુશળ ભાગ્ય કહી પુત્ર પોતાનો, ગુરુને પાગે ધરિયો. ૧૬
લોચન લોલ કપાળ મનોહર, ધરાધરે ધર્યો દેહ;
શેષ સ્વરૂપ અનુપમ દેખી, ઋષિનો ભાંગ્યો સંદેહ. ૧૭
ગણિધર માનવ થઈ અવતરિયા, માયાએ ગર્ભ આકરષ્યો;
સર્વેશ્વર પરમેશ્વર પ્રગટ્યા, ભેદ પરબ્રહ્મે નીરખ્યો. ૧૮
અરે રોહિણી બાળક તારો, વિકટ સુભટ ભાગ્યવંત;
પંડિત ચિરાયુ ચતુર ઘણો, દાતા દયાળુ સંત. ૧૯
એનું રૂપ નેત્રમાં રમી રહ્યું છે, મોહ્યું ગોકુળ ગામ;
દર્શનથી આરામ ઉપજે, માટે નામ એનું રામ ૨૦
ભદ્ર શબ્દ કલ્યાણને કહીએ, જીતશે બહુ સંગ્રામ;
બળપ્રાક્રમનો પાર ન આવે, (માટે) બળભદ્ર ધરું છું નામ. ૨૧
તારે ભાગ્યે આકર્ષણ કીધો, માટે સંકર્ષણ કહેવાય;
ચોથું નામ શ્રીહળધર કહીએ, હળ ધરશે કરમાંય. ૨૨
બળદેવ નામ પાંચમું કહીએ, છઠું રોહિણી તંન;
બીજાં નામ પ્રાક્રમે કહેવાશે, છે ભાગ્યવાન ભડ જંન. ૨૩
જન્મપત્રિકા ઋષિએ કીધી, તવ નદરાય ઉચરતા;
એક પુત્ર મારો સેવક તમારો, નામ જાઓ તેનું ધરવા. ૨૪

વલણ

ધરો નામ મમ પુત્રનું, નંદે નામ્યું શીષરે;
યશોદા લાવ્યાં પુત્રને, ગર્ગે ઓળખ્યા શ્રીજુગદીશરે. ૨૫

### કડવું ૩૦ મું–રાગ મારુ

દેખી યશોમતીનો તંનરે, આસનથી ઉઠ્યા મુનિ જંનરે;
ઋષિએ પ્રદક્ષિણા કીધી ચારરે, કર જોડી કીધો નમસ્કારરે.
હરિને નિરખે ઋષિ રહી ઉભારે, ભૃગુલાંછન શ્રીવત્સ શોભારે;
વિરાજે રમારમણનું રૂપરે, રૂપમાં ગર્ગ થયા તદરૂપરે.
છે લોચન લોલ વિશાળરે, બાળ મુકુંદ નંદનો બાળરે;
કોટિ ઇંદુ ગોવિંદ વદંનરે, રૂપ અનુપમ સહસ્ર મદંનરે.
લોચન દ્વારે રૂપરસ પીધોરે, ત્રિભુવનને હૃદયામાં લીધોરે;
મનમાં સ્તવ્યા શ્રીગોવિંદરે, ત્યારે કર જોડી કહે નંદરે.
ઋષિજી શું મોહ્યા જોઈ બાળરે, અમો રંક લોકો ગોવાળરે;
રાય વસુદેવજીનું પુણ્યરે, અમો રંકને મળ્યા મુનિજંનરે.
એનું નામકરણ* પ્રભુ કરીએરે, મહાનુભાવ† મયા મન ધરીયેરે.
કેવું પુત્ર પ્રત્યે છે લેણુંરે, એથી ટળશે લોકનું મેણુંરે;
યશોદા કહે મસ્તક નામીરે, એનું આયુષ્ય કેટલું છે સ્વામીરે;
એ ઘેરે આવશે ગૌચારીરે, રુડી પેર કહો વિચારીરે.
પછે બોલ્યા ગર્ગ મહારાજરે, એ તો એકાંતનું છે કાજરે;
એકાંત ભુવનની મહાંયરે, બેઠા ગર્ગ અને નંદરાયરે.
યશોદાજીને આળગાં રાખ્યાંરે, કઠિણ વાક્ય ન સહેવાય ભાખ્યાંરે;

ગર્ગવચનઃ–

સાંભળ નંદ ગોપ મહારાજરે, સાચું કહેતાં શાની લાજરે.
ધરો ધીરજ કહું પ્રકાશીરે, એ બાળક બ્રહ્મ અવિનાશીરે;
એ વસુદેવ તણો પુત્ર માનોરે, તારે ઘેર ઉછરે છે છાનોરે.

* આ આઠમા અધ્યાયમાં ભગવાનનાં નામ પાડ્યાં અને બાળક્રીડોત્સવમાં બાળકને માટી ખાતાં મયામાતુસાર વિશ્વરૂપ દેખાડવાની કથા કહી છે.

* નામ પાડવું તે. † એ ભાગ્યવાળા મોટા પુરુષ.

એ દેવકીસુત અવશ્યમેવરે, વસુદેવ પુત્ર વાસુદેવરે;
થયા નંદજી કંપાયમાનરે, વચન ગર્ગનું વજ્ર સમાનરે.
જાણે કાળજું કાઢી નાખ્યુંરે, મારા સ્વામીજીએ શું ભાખ્યુંરે;
એ તમો પુત્ર પારકો કહ્યોરે, તો મારી સ્ત્રીનો ગર્ભ ક્યાં ગયોરે.
ગર્ગાચાર્ય કહે સુણ રાયરે, યશોદાએ પ્રસવી કન્યાયરે,
વસુદેવજીએ ચોરી કીધીરે, પુત્ર મૂકીને પુત્રી લીધીરે.
મારી વાત ન હોયે જૂઠીરે, નંદજી રાખો બાંધી મૂઠીરે,
ગોપરાય ધીરજ મન ધારોરે, પંચરાત્રિ છે એ પુત્ર તમારોરે.
કહ્યું યશોદાને અહીં આવોરે, ધરુ નામ પુત્રને લાવોરે;
જ્યારે દીઠા શ્રીગોવિંદરે, ઋષિનું કહ્યું વિસર્યા નંદરે.
કોણ દેવકી કોણ વસુદેવરે, એ સુત મારો અવશ્યમેવરે,
નામ ધરવા વરત્યું લગ્નરે, નંદજી માયામાં થયા મગ્નરે.
ગર્ગ કહે નથી આશરો મારોરે, એનો કેમ વરતું વરતારોરે;
અહીં અક્ષર એક ન આવેરે, એ શૂન્ય બ્રહ્મ પ્રભુ કહાવેરે.
ન પહોંચે બુદ્ધિ મન વાણીરે, જન્મ પત્રિકા લખું શું જાણીરે,
આદ્ય મધ્ય અંત નવ લહીએરે, અપરંપારને કહેવો કહીએરે.
સૂર્ય ચંદ્ર આજ્ઞામાં હીંડેરે, નવ ગ્રહ એને નવ પીડેરે;
કાંઈ શરીર છે ઘનશ્યામરે, માટે શ્રીકૃષ્ણ એનું નામરે.
નંદનંદન બાળમુકુંદરે, ગોકુળનાથ ને શ્રીગોવિંદરે;
યશોદા જીવન નાથ ગોપાળરે, શકટ તૃણાવર્ત પૂતના કાળરે.
આગળ કરશે મ્હોટાં કામરે, જેવાં પ્રાક્રમ તેવાં નામરે;
અનંત રૂપ હરિ કહાવેરે, સહસ્ર નામે પાર ન આવેરે
લખી આપી પત્રિકા લેખરે, કીધા આશીર્વાદ અભિષેકરે,
રીઝયાં યશોદાજી નંદરાયરે, આપી દક્ષિણામાં દુઝણી ગાયરે.
નંદે જમાડયું ગોકુળ ગામરે, ગોપ ગોપે હરિનાં નામરે,
જેણે કૃષ્ણનામ મુખે ભણિયાંરે, શતજન્મનાં પાતિક હણીયાંરે.
ગર્ગાચાર્ય કીધા વિદાયરે, કહાવ્યું વસુદેવને નમણુ પાયરે;
મુનિ આવ્યા મથુરાં મહાંયરે, કહ્યો સમાચાર સુખદાયરે.

વલણ

સુખ સમાચાર જઇ કહ્યો, ગર્ગે ધર્યાં શુભ નામરે;
વિપ્ર પ્રેમાનંદ કહે કથા, સૌ જપો સીતારામરે.

---

કડવું ૩૨ મું–રાગ મારુની દેશી ફેર

શુકજી કહે સુણ રાય, ચરિત્ર શ્રીકૃષ્ણતણાંરે;
જે હોય હરિના દાસ, તેને પ્રિય ઘણાંરે. ૧
રામ કૃષ્ણ કહી નામ, જનુની બોલાવેરે;
ઘુંટણીએ ઘનશ્યામ, માતા કને આવેરે. ૨
બોલતું શિખ્યો બાળ, મીઠી વાણીએરે,
ન જાણું શાં કીધાં પુણ્ય, નંદની રાણીએરે ૩
નાના ગોમની બાળ, માંહિ દયાળ રમેરે,
હાંની પડે બેઠા થાય, તે જનુનીને ગમેરે. ૪
પાલવ ગ્રહી પરબ્રહ્મ, માતા કને અંન માગેરે,
પેટ દેખાડીને રોય, નીચા થઇ પાયે લાગેરે. ૫
શાં સુકૃત કીધાં સંસાર, નંદ યશોદાજીએરે;
ચૌદ લોકનો નાથ, વખાણી છાસ પીએરે. ૬
પ્રગટ કરે અજ્ઞાન, હાથમાં દીપ ગ્રહેરે;
ઓ કરડવા આવ્યો હાઉ, રાતો ટપ રહેરે. ૭
નિદ્રા કરે દીનોનાથ, પયોધર ધાવતાંરે;
અધવચ ન્હાસી જાય, પ્રભુ નવરાવતાંરે. ૮
એક નેત્રે ભર્યું કાજળ, એક અમથુંજ રહેરે,
પેટ માંહી કરે પાદપ્રહાર, યશોદા માત સહેરે. ૯
રમે તે પિતા ઉછંગ, તાણે મુછ દાઢીરે;
નન્દ મુખનો તંબોળ, અધવચ લે કાઢીરે. ૧૦
રીસાએ રણછોડ, ઓરડામાં ચાલેરે;
વલોવતી રહે માત, જઈ રવૈ ઝાલેરે. ૧૧
ગોળીમાં ઘાલી હાથ, માંખણ તરત કહાડેરે;
મૂકાવે જો માત, તો આંસુડાં પાડેરે. ૧૨
ચોરી કરે ઘર મહાંય, નવ બોલે સાચુંરે;
રાંધતાં લાગે વાર, કઢાવે અંન કાચુંરે. ૧૩
અવળું ચાલે અવિનાશ, નથી સાંભળ્યું દીઠુંરે;
છાસમાં માગે ખાંડ, દૂધમાં માગે મીઠુંરે. ૧૪
વચ્છતણાં પૂછ સહાય, તણાતો હરિ ચાલેરે;
લપસીપડે બેઠા થાય, કાદવમાં કૃષ્ણ મહાલેરે. ૧૫
છાંટે ગૌનાં છાંણ, ગોરસડાં ઢાળેરે;
આડી અવળી થાય માત, દૂધે અંઘોળેરે. ૧૬
ભડકાવે દુજણી ગાય, જેષ્ટિકા ગ્રહી દોડેરે;
એકને દોહે છે માત, બીજીનાં વત્સ છોડેરે. ૧૭
ગોકુળની વ્રજનાર, જોવા નીસરેરે;
પડે જોવાને ફંદ, ઘરધંધો વીસરેરે. ૧૮
દેખી લીલા નાર, પ્રેમ હૃદે ધરેરે;
મૂકી ઘરનાં કામ, હરિ પુંઠે ફરેરે. ૧૯
ઘર આંગણે ઘુંટણીએ, હીંડે મોડે મોડેરે;
બીજે ફળીયે જાય, ત્યાં પડબડ દોડેરે. ૨૦
મર્કટ સૌ પંચાસ, બાળક અચુત મળેરે;
તેમાં સામળીયો સરદાર, રમવાને પળેરે. ૨૧
શ્રીકૃષ્ણ શરીરે શ્યામ, હળધર ગોરટારે;
મૂકી ન્હાનપણામાં લાજ, બેહુ જણ ચોરટારે. ૨૨
ગોપી જળ ભરવાને જાય, પૂંઠે દ્વાર ઉઘાડેરે;
સંતાડયું હોય દહીં, સઘ શોધી કહાડેરે. ૨૩
ટોળે મળી દશવીશ, વાંકી વાળે કોઢીરે;
વચ્ચે મૂકે મહીનું માટ, વળી મારે મોડીરે*. ૨૪
દ્વાર ઉઘાડાં મૂકી જાય, ન આણે ચિંતા કશીરે;
ધણિયાણી મળે માર્ગ મહાંય, તાળી દે હરી હસીરે. ૨૫
કેટલીએક સ્ત્રી સાવધાન, પરઘેર ગોરસ ધરેરે;
તેની ઊંબર બેસી બાળ, શંકા લઘુ† નિત્ય કરેરે, ૨૬

* બીજમાની રે † પિશાબ

શીકે ચડાવ્યાં માટ, લાકડીએ છિદ્ર કરેરે;
વહે ગોરસની ધાર, તળે રહી મૂખ ધરેરે. ૨૭

વલણ

મુખ ધરે ગોરસ પીએ, તે અમર અંતરિક્ષ જોયરે;
પ્રેમાનંદ પ્રભુ રામની લીલા, હવી નથી નવ હોયરે. ૨૮

### કડવું ૩૨ મું-રાગ ગોડીની દેશી

ગોપી આવી યશોદા પાસે, કરવા હરિની રાવજી;
વચન બોલે વઢવા સરખાં, હરિ સાથે હૂડે ભાવજી.
ગોકુળ કેમ રહીએ, ભાંગો ગોરસનો વેપાર કહોજી;
કયાં જઇએ-ટેક.

ઉત્તર વય પ્રભુએ પુત્ર આપ્યો, એકનો એક લાડકવાયોજી;
આખું ગોકુળ થાક ચડાવ્યું, પોતાને ઘેર ઘણું ડાહ્યો-ગો૦
વય નહાની ને પ્રાક્રમ મોટાં, અમે કહેતાં દીશું જૂઠીજી;
અતિશે થયું માટે કહેવા આવી, ખાધું સર્વે લૂંટી-ગો૦
એકલો હોય તો આદર કીજે, અમને હરિ વહાલો છે હાડજી;
સહુપરિવારે આવે સામળિયો, લાવે ગોપમર્કટની* ધાડ-ગો૦
અપરાધ સાંભળી સામળિયાનો, અંબા થઇ ઓશિયાળીજી;
ગોરસ જતન કરો રૂડી પેરે, સાવધાન રહો ગોવાળી-
વઢવું શા સારુ૦-ટેક.

શાને ક્રોધ કરો છો ગોપી, લ્યો જાન થયું તે તમારુંજી;
તમો કહેતાં હો જો વ્રજનારી, તો બે સોટી મારું-વઢ૦
શીકે ચડાવી ગોરસ રાખો, અથવા મૂકો અંધારેજી;
મોટી કોઠીમાં લેઇ મૂકો, રાખો સાંકળ તાળાં ભારે-વઢ૦
ભાગ્યવાન છો તમો વ્રજનારી, ઘણુંએક ગોરશ મળશેજી;
આંખ ચડાવી હાકલશો† મા, છૈયો મારો છળશે-વઢ૦
ગોપી કહે તારા પુત્રને હાથે, ઉઘડે તાળું સટકજી;
અંધારા ઘરમાં કેશવ જાએ, થાય અજવાળું ફટક-ગો૦
ન પહોંચે તો ઉખળો માંડે, કોઠી સઘળી શોધેજી;
શીકે ચઢાવ્યાં દોણાં ભાંજે, લાકડીને ગોદે-ગો૦
ઊંબરે બેસી કરે લઘુશંકા, બાળકને ઠોકર મારેજી;
ઘરમાં ઘાલી સાંકળ દીજે, રમતો દીસે બહાર-ગો૦
વચ્છની પેરે ગૌને ધાવે, વળગે મહીને માટેજી;
સહાવા જાઉં તો આંખ મારીમાં, કોગળો દૂધનો છાંટે-ગો૦
એક કહે હું જળ ભરીને, ઉતાવળી ઝટ હીંડીજી;
મેં કહ્યું ગોરસ કેમ ઉતાર્યું, એ કહે કાઢું છું કીડી-ગો૦
એક કહે મેં જમનાતટ દીઠો, ધૂળે લપસણું કરતોજી;
નથી થાકતો નહાનો બાળક, દીસે ઘેર ઘેર ફરતો-ગો૦
યશોમતી કહે હું કેમ કરી માનું, ઘડી અળગો નથી થાતોજી;
તો હું બાંધું ચોર કરીને, દેખાડો ગોરસ ખાતો-વઢ૦
એક દિવસ ગોપીનાં ઘરમાં, પેઠા નંદકુમારજી;
તાકી રહી સર્વે સુંદરી રે, તતક્ષણ દીધાં બાર-ગો૦

* વાંદરા. † વઢવું.

ગોપી સર્વે કહે માંહો માંહે, સહુવાયો છે ચોરજી;
મળીયું જોવા ગામજ આખું, મંડાયો શહોરા શહોર-ગો૦
ઘણા દિવસે હાથ ચડ્યો છે, યશોદાજીને કહીએજી;
એક કહે ચાલો મથુરામાં, કંસ કને લઇ જઇએ-ગો૦

વલણ*

કંસ કને લઇ જઇએ કહાનને, કરે બહુ રંજાડરે;
અરસપરસ એમ વાતો કરે, ધરે કહાનને નારરે.

### કડવું ૩૩ મું-રાગ પરજીયો

વલવલે વૈકુંઠનાથ ગોપી, મુને મારશે મારી માત ગોપી;
મુને છોડ તું આણીવાર ગોપી, તારો બહુ માનીશ ઉપકાર
ગોપી-ધ્રુવ.

ઘરમાંથી ઘનશ્યામજીરે, વિનય કરે બહુ પેર;
કૃષ્ણ:—
આજ જાવા દો વ્રજસુંદરીરે, ફરી નહીં આવું આ ઘેર ગોપી-વ૦
ગોપી:—
ટેવ પડી ચોરી તણી રે, મહી પરઘેરનું ભાવે;
કૃષ્ણ:—
કહો તો વચન આપું બાપનું, ચોરી નહિ કરું હવે ગોપી-વલ૦
શુક:—
નયન ભરે વિનતિ કરે રે, જોડી બન્ને હસ્ત;
ગોપી:—
કંસ દંડશે નંદને રે, લૂંટી લેશે સર્વે વસ્ત ગોપી-વલ૦
શુક:—
તાળી વજાડે છોકરાં રે, બારણે ઉભી જોય;
અધર ડસી બોલે ગોપીકારે, તેમ તેમ માધવ રોય
ગોપી-વલ૦

વસ્ત્રવડે મુખ કર લુવે રે, થરથર ધ્રુજે ગાત્ર;
સમાં કરી ઉખાણ ચઢીરે, શીકે ચઢાવે પાત્ર ગોપી-વલ૦
ગોપી આવી યશોદા કનેરે, બાઇ જુઓ પુત્રની પેર;
ચોર ઝાલ્યો અમો ગોરસ સાથે, ચાલો દેખાડું ઘેર ગોપી-વલ૦
રોસે ભરયાં યશોમતી રે, સોટી લીધી હાથ;
ગોકુળ આખું જોવા મળ્યું રે, રુવે ત્રિભુવનનાથ ગોપી-વલ૦
યશોમતી:—
બ્હાર કાઢો ગોપી બાર ઉઘાડી, કેમ કરે પારકું જાન;
શુક:—
મંદિર જોયું બાર ઉઘાડી, હરિ થયા અંતર્ધાન ગોપી-વલ૦
યશોમતી:—
ક્યાં છે મારો બાળ ગોપી, ફોગટ ચડાવો આળ ગોપી;
માંડી રોજ શી રંજાડ ગોપી, કાનુડો ચોર દેખાડ ગોપી-મુર૦

* આ "વલણ" અમારી એક પ્રતમાં છે, તેથી અહિં દાખલ કર્યું છે.

શુક —
ઝાંખી થઈ સર્વ સુંદરી રે, નાસી ગયો કેહી વાટ,
શીકે પાત્ર હાલા ચડાવ્યા, વાળી ગયો દહીંનો દાટ ગોપી–ક્યાં૦
મનાવતા ભારે પડ્યા રે, યશોદા ક્રોધાયમાન,
ઘેર થકી એક દાસી આવી, બાઈ સુતા જાગ્યા કહાન ગોપી–
ક્યાં છે મારો બાળ ગોપી૦

વલણ

ઘેર પધાર્યાં યશોમતી, ધવરાવ્યા સુંદર શ્યામરે,
જુઠી પડી સર્વ સુંદરી, સાચો પ્રેમાનંદ પ્રભુશામરે

---

કડવું ૩૪ મું–રાગ ધનાસરી

શુકજી ભાખે સુણ હસ્તિનાપુર ધણી, બાળચરિત્રની કથા છે ઘણી,
ગણતાં નવ જાયે તે ગણી, બુદ્ધિમાને લીલા મેં ભણી

ચાલ

ભણી ન જાય અગાધ લીલા, જે તરંગ ગોકુળમાં હવા,
નિત નિત પ્રત્યે નાથજી, પ્રગટે રંગ નવા નવા ૧
એકવાર કૌતિક કીધું નાથે, મૃત્તિકા ભક્ષણ કરી,
સ્વાદ લાગ્યો સામળિયાને, મુખમાં મૂકે મુઠડી ભરી ૨
યશોદાને રામે કહ્યું, તારો પુત્ર માટી ખાયે,
જોવા આવ્યા યશોમતી, ગ્રહી લાકડી કરમાંયે ૩
વદન કળા ઉડી ગઈ, અબા આવી ઉભી રહી,
કહેરે મુખમાં શું ભર્યું છે, શ્રીનાથ દેખાડે નહીં ૪
ગોવિંદ બોલે શુગાળું, મન કરે ન્હાસવા તણું,
માતાએ બેહુ હાથ સ્હાયા, દેખાડ કે ચોંટી ખણું ૫
મુખ વિકાસ્યું શ્યામળે, માટીના ઢેફા કહાડીયા,
ફરી જોવા લાગ્યા યશોમતી, બ્રહ્માંડ ત્રણ દેખાડીયા ૬

પદ–રાગ મારુ

ખાધી માટીરે, સામળીએ ખાધી માટીરે,
ચૌદ લોક વદનમાં દીઠા, જનુની ફાટીરે–સામળીએ૦ટેક૦ ૭
સ્વર્ગ મૃત્યુ પાતાળ વદનમાં, સંસાર આણ્યોરે,
ભૂલી યશોદા સુતનું સગપણ, બ્રહ્મને જાણ્યોરે–સામળીએ૦ ૮
આખી પૃથ્વી એના મુખમાં, કિંવા એ કટકા ખાધારે,
પાડુ રોગ એને શું થાય, કરી નહીં બાધારે–સામળીએ૦ ૯
એ કોનો પુત્ર હું કોની માતા, યશોદા બીધીરે,
પ્રેમાનંદ પ્રભુએ જ્ઞાન ખોયું, ફરી માયા કીધીરે–સામળીએ૦

દેશી ચાલતી

માતા મન વિસ્મે થઈ, એ બ્રહ્મ રૂપ સાચો હરિ
હું માતા થઈ હાકવા આવી, જેઠિકા મેં શું ગ્રહી ૧૧
બાળક થઈ ઓછંગ રમે, હું પુત્ર હેત મિથ્યા ધરું
હવે મોહ મૂકી આજથી, હું વિષ્ણુ જાણી સેવા કરું
જ્ઞાન ઉદેથી મોહ ગયો, શ્રીકૃષ્ણે માયા વિસ્તરી
ગાળી હૃદે લીધા પુત્ર જાણી, જ્ઞાન ગયું સર્વ વીસરી

ભૂપ કહે શુક સાંભળો, મન મારું વિસ્મે થયું,
કોણ પુણ્ય યશોમતીના, દયા કરી જોઈએ કહ્યું ૧૪
માત પિતા મથુરામાં રહ્યા, દેવકીએ સુખ દીઠું નહીં,
કોણ પુણ્ય યશોદાતણાં જે, વિષ્ણુની માતા થઈ ૧૫
અકળ ક્રીડા પ્રબળ સુખ, બાળ લીલા બ્રહ્મની,
મૂળ કથા મુને કહો સ્વામી, નંદ યશોદા કર્મની ૧૬
શુક કહે શુભ પ્રશ્ન પૂછ્યું, કહું ગોવિંદના ગુણગ્રામ,
વસુદ્રોણ નામે બ્રાહ્મણ હતો, ધરા સ્ત્રીનું નામ ૧૭
તીવ્ર તપ દંપતીએ કીધું, અયુત વર્ષ પર્યંત,
ભક્તિ દીઠી નરનારીની, તવ પધાર્યા ભગવંત ૧૮
વિષ્ણુ કહે વરદાન માગો, કૃપા અમપર કીજીએ,
દંપતીએ એમ માગીયું, તમ સરખા પુત્રનું સુખ લીજીએ ૧૯
માગ્યું તે પામશો સહી, અદૃશ્ય થયા ત્રિભુવનપતિ,
તે વસુદ્રોણ ધરા અવતર્યાં, થઈને નંદ યશોમતી ૨૦

વલણ

યશોમતીની કહી કથા, થયો અષ્ટમો અધ્યાયરે,
કહે પ્રેમાનંદ અગાધ લીલા, રમે શ્રીયદુરાયરે ૨૧

ઇતિ શ્રીમદ્‌ભાગવતે દશમસ્કંધે કૃષ્ણ બાળલીલા નામનો અષ્ટમાધ્યાય ॥૮॥

---

અધ્યાય ૯ મો*

કડવું ૩૫ મું–રાગ મારુની દેશી ઢાળ

શુકજી કહે સુણ ભુપરે, કહું લીલા અગાધ અનૂપરે,
ઉગ્ર સુકૃત ગોપીએ કીધાંરે, નેત્ર દ્વારે સુધા સુખ લીધાંરે
શ્રીકૃષ્ણ લીલા છે અનેકરે, શું વર્ણવું જિંહા એકરે,
સહસ્ર મુખ વખાણે શેષરે, લીલા ગુણનો ન આવે છેકરે
અધ્યાય નવમો નારાયણરૂપરે, આપ બંધાયું ત્રિભુવન ભૂપરે,
અબંધ બંધે બંધાણોરે, ભક્ત કારણ ગીતે ગવાણોરે
ધર્યું દામોદર શુભ નામરે, ચૌદ લોકનો રાઘવ રામરે
કરે ક્રીડા ગોવાળા સંગરે, થયા વર્ષ દિવસના નવરંગરે
અણ તેડ્યો ગોપી ઘેર જાયરે, બોલે બોબડું વૈકુંઠરાયરે,
ભિક્ષુક થઈ ગોરસ જાચેરે, માખણ માટે થેઈ થેઈ નાચેરે
કાંઈ આપી પાછું લીયે ઝોટીરે ગોપી ખણે ગાલમાં ચોટીરે,
વહાલો સહુના ઘરમાં પેસેરે, જે તેડે ત્યાં જમવા બેસેરે
ખારું ખાટું અન્ન અજીઠુંરે, હરિ અમૃતપે અતિ મીઠુંરે,
વ્રજ વ [illegible] થાયેરે, [illegible] ચોરી જાયરે

શ્રીકૃષ્ણનાં ચરિત્ર વખાણેરે, યશોદાજી વલોણું તાણેરે;
રખે રોતા શ્યામળ વાનરે, વલોણું રાખી દે ઘરમાં કાનરે.
ચાલે પ્રસ્વેદની* શ્રેણીરે†, છૂટા કેશની લટકે વેણીરે;
નથ મોતી અધરપર ઢળકેરે, વલોવતાં ચુડી કંકણ ખળકેરે.
ઝીણી ધાબળી પલવટ વાળીરે, એવે જાગ્યા શ્રીવનમાળીરે;
અધવચ મૂક્યું દધીમંથનરે, પુત્રને કરાવ્યું પયપાનરે.
એવે ચુલે દૂધ ઉકળિયુંરે, પાત્રમાંથી પય ઉછળિયુંરે;
માતાએ જાણ્યું દૂધ વહી જાશેરે, આખા ગોરસનું જાન થાશેરે.
ધાવતા વછોડ્યા યદુરાયરે, અંબા પય સાચવવા ધાયરે;
શ્રીકૃષ્ણ ભરાયા રીસેરે, પય પૂત્રથેં વહાલું દીસેરે.
એ ધિક્ક પડો પાપિણી માયારે, અધિક દૂધને ઓછાં જાયાંરે;
એક ગોરસનું પય રાખુંરે, હું વણસાડું વલોણું આખુંરે.
કાંઈ કઠિણ વચન ઓચરતોરે, નયણે આંસુ ડસકાં ભરતોરે;
અધર ડમે ને ધ્રુધરાતોરે, ઘુંટણીએ ગોળી પાસે જાતોરે.
અપરાધ સારુ ક્રોધ કીધોરે, એક પાષાણ કરમાં લીધોરે,
લક્ષ્મીવર છે ઘણું લડાકરે, મ્હાણે ગોળી ભાંજી ભડાકરે.
વહ્યું ગોરસ પરમ રસાળરે, આખી ભરાઈ રહી પરસાળરે;
ગોરસમાં ગોવિંદજી ભીનારે, રખે મા દેખે મન બીનારે,
નવનીત‡ ઉપરથી લીધુંરે, ખોબા ભરી ગોરસ પીધુંરે;
તેડ્યાં મર્કટ ન્હાનાં બાળરે, પીઓ તક્ર§ ભરી પરસાળરે.
આનંદ્યા મર્કટ રોડા|| કહાડરે, કક્ષાપટ¶ બાળક વજાડેરે;
સર્વને લઈ ઘરમાં પેઠારે, ઉખળ ઉપર પરમેશ્વર બેઠારે;
એક એકને તક્ર પિવરાવેરે, માખણ મર્કટને ખવરાવેરે;
પ્રભુ કહે ગોવાળા પ્રત્યેરે, ગોળી ભાંજીશ આવજો નિત્યરે.

વલણ

નિત્ય એક ગોળી ભાંજીશુ, તમો આવજો આપણે ઘેરરે;
યશોદા આવી પરસાળમાં, આ કોણે કીધો કેરરે.

---

કડવું ૩૬ મું—રાગ મારુ

કોણે ફોડી હો, આ ગોળી કોણે ફોડી હો,
સાદ સાંભળી નાઠા નરહરિ, અંબા દોડી હો—આ૦ ૧
ઉડ્યું વદન ને હાથ ઘસતી, પુંઠ લીધી હો;
બાઈ ગોરસનું મુને દુઃખ નથી, ભાંજી ગોળી રીદીકે હો—આ૦ ૨
પરસાળ છાશે છબ છબે, જેમ તળાવની લેહેરી હો;
આખા ગોરસનું ઉજડ વાળ્યું, દીકરો કે એ વેરી હો—આ૦ ૩
માખણ ખવરાવ્યું માંકડાંને, ઉછંકળ હૈયાં હો;
પાત્ર કુટ્યું ને નેતરુ તોડ્યું, ભાંગો રવૈયો હો—આ૦ ૪
આખો દિવસ આજ બાંધી મૂકું, જોઉં કોણ મૂકાવે હો;
પ્રેમાનન્દ પ્રભુ સીતાપતિ, કેમ હાથ આવે હો—આ૦ ૫

રાગ—પંચમ રામગ્રી

સોટી લીધી હાથમાં, ધાયાં યશોમતીરે;
ઘુંટણીએ ઘનશ્યામ, ન્હાસે યદુપતિરે. ૧
જોવા મળી વ્રજનાર, અંતરિક્ષ સુરવધૂરે,
આગળ પુત્ર ને પૂંઠે માત, ખુંદ્યું ગામ બધુંરે. ૨
બીજાં બાળક ન્હાસી જાય, મર્કટ વૃક્ષે ચડ્યાંરે;
થાકાં યશોદા માત, ધાતાં હળી પડ્યારે. ૩
પુનરપિ બેઠાં થાય, અંબા શ્વાસે ભરીરે;
છેડો ખસી ખસી જાય, વેણી વીખરીરે. ૪
ન્હાનાં બાળક મ્હાંય, શક્તિ ક્યાંથી આવડીરે;
તાળી દઈ હસે ગોવાળ, દાઝે માવડીરે. ૫
જુવે ઇંદ્રાદિક દેવ, કૌતક કૃષ્ણ તણુંરે;
છે આંસુ ભર્યાં લોચન, દીસે સોહામણુંરે. ૬
છે ક્રોધે ભર્યું કપાળ, રીસે તરડીયુંરે,
શોભે મોહનજીનું મૂખ, માખણ ખરડીયુંરે. ૭
છે ખીટલીયાળો કેશ, માંહે રેણુ ભરીરે,
ન્હાસે ત્રિભુવનનાથ, જુવે ફરી ફરીરે ૮
છે ગોરસ ખરડ્યા દેહ, તક્રનાં બિંદુ ઝરેરે;
એવા દુઃખમાં દીનાનાથ, માખણ ભક્ષ કરેરે. ૯
ખોડંગતો વિશ્વનાથ, ચૌટે ચાલતોરે,
સોને મઢ્યો સિંહનો નખ, હૈડે હાલતોરે. ૧૦
કમળપેં કોમળ પાય, કઠિણ ભોમ્ય ધરેરે;
ભાંગે કાંટા વાગે પાષાણ, શોણિત*અંગે ઝરેરે. ૧૧
છે અંતરજામી નાથ, માને દીધી મયારે;
ઘણું થાકી જાણી માત, પ્રભુ પડી ગયારે. ૧૨
હું નહીં કરું અન્યાય, એકવાર મૂકોરે;
કહો તેવા ખાઉં સમ, આ વારકી મૂકોરે ૧૩
જઈને ઝાલ્યો હાથ, દાસી કને દોરડું માગેરે,
પરમેશ્વર માગે માન, માતને પાય લાગેરે. ૧૪
મંદિરમાં આવ્યાં માત, પાખોટે અહીરે,
બાંધવા માંડ્યા હાથ, દોર પહોંચે નહીંરે. ૧૫
કેમ કરી બાંધ્યો જાય, સુંદર શ્યામજીરે;
ભટ પ્રેમાનંદનો નાથ, અકળ રામજીરે. ૧૬

વલણ

ભટ પ્રેમાનંદનો છે તે સ્વામી, અકળ કળા તેહનીરે;
શું વર્ણવું હું બંધન કથા, લીલા ન જાયે વર્ણવીરે.

—:૦:—

કડવું ૩૭ મું—રાગ મારુ રામકળી મિશ્રિત

બાંધ્યો કેમ જાશેરે, બાંધજી બાંધ્યો કેમ જાશે,
બળવંત બાંધ્યો કેમ જાયે, જેને ત્રણ ભુવન મુખ માંહે—બાં૦ ટેક.
જેણે ત્રિગુણે ત્રિભુવન બાંધિયું, ઇંદ્ર અજ ત્રિપુરારી;
સહસ્રશીર્ષા બટુક† થઈ બેઠા, બાંધે નંદની નારીરે—બાં૦

---

* પરસેવાની † ધાર ‡ માખણ § છાસ || ગાં[illegible]
દવાની આશા કરતા તે ¶ કાખમાં દાબ ખૂણી વગાડી તે.
[illegible] પગમાં ઘર્ષની ઘરાવતી—મજબૂત

* લોહી † બાળક

ન્યાય પૂછે આખા જગતનો, એને કો નહીં પૂછનારરે;
ચોર કરીને પૂછવાનો, છે યશોદાજીને અધિકાર-બાં૦
સકળ જીવને કર્મનું બંધન, માયા ફંદ આશા પાશરે,
જગ્ન-બાંધ્યું એક હરિયે, કેમ દામણું* બંધાય અવિનાશરે-બાં૦
આખી ગૌ શાળાનાં દોરડાં લાવી, અંબા બાંધે કુમારરે;
સાંધી સાંધી થાકી યશોમતી, રહે ટુંકડું આંગળ ચારરે-બાં૦
પૉમી' એદ 'અસ્વેદ છૂટ્યો, થાકી જાણી માતરે,
પ્રેમાનંદ પ્રભુ સીતાપતિ, બાંધ્યા ઊખળ સાથરે-બાં૦

છંદ ભુજંગીની ચાલ

વાસી સ્વર્ગ સુરવર્ગ આશ્ચર્ય પામે, આ શું કર્મ પરબ્રહ્મને નંદધામે,
અખંડ અવિનાશ વપુ વેષધારી, બાંધે ઊખળે બ્રહ્મને નંદનારી
પ્રભુ અચ્યુતાનંદ અવ્યક્ત કહીએ, નવ ભારતી વેદથી ભેદ લહીએ,
નિરાકાર સાકાર આનંદકારી, બાંધે ઊખળે બ્રહ્મને નંદનારી
ગુણાતીત ગોવિંદ ગરુડ ગામી, વ્યાપમાન સર્વત્ર અંતરજામી,
પરાત્પર પ્રાણેશ સ્વઇચ્છા ચારી, બાંધે ઊખળે બ્રહ્મને નંદનારી
સહસ્રશીર્ષ બ્રહ્મ શ્રીશેષશાયી, સર્વ સામર્થ મહાપ્રભુ સુખદાયી,
અસુરાંતક† અઘનાશ‡ અવિગત§ મુરારી, બાંધે ઊખળે બ્રહ્મને નંદનારી.
ચતુર્ભુજ ચિદ્રૂપ અક્ષય્ય વાણી, ગદા શંખ સારંગધર ચક્રપાણી,
મુક્તાનંદ મહારાજ સંસાર તારી, બાંધે ઊખળે બ્રહ્મને નંદનારી.
સર્વેદ્ર મુખચંદ્ર શ્વેતત્વ પામ્યું, સંપુટી હાથ નિજ માતને શીષ નામ્યું,
ભક્તાધીન થઈ દીન ભરે નેત્ર વારી, બાંધે ઊખળે બ્રહ્મને નંદનારી.
દક્ષિણપાણિ નવનીત દૃઢ મુષ્ટિવાળી, તરસમે કરે ભક્ષ રુવે વનમાળી,
કરે વ્રજવધૂ માતને મનુહારી¶, બાંધે ઊખળે બ્રહ્મને નંદનારી
સુકૃત યશોમતીનું કોણ જાણે, નાવે પાર શત વર્ષ નિગમ વખાણે;
-કહે પ્રેમાનન્દ કોણ બુદ્ધિ મારી, બાંધે ઊખળે બ્રહ્મને નન્દનારી

રાગ મારુ

ખુટ્યાં દામણાં ગૌધેન તણાં, યશોદાજી તવ થાક્યાં ઘણાં,
શ્રમિત વપુ પરસેવો વળે, શ્રીકૃષ્ણને માત બાંધે ઊખળે.
જાણ્યું જનની પામી સંતાપ, એક દોરડે બંધાણું આપ,
મહિયારી સર્વ જોવા મળે, પ્રભુ બાંધ્યાં તાણી ઉખળે
આવડાં જાન કેમ મુજને કર્યાં, અલ્યા જો આ ગોપીનાં દીકરાં,
ગોરસ દેખી કાળજું બળે, પ્રભુ બાંધ્યા તાણી ઉખળે.
જે ઉખળે બેસી ખાધું નવનીત, તેજ્યાં મર્કટ કીધું વિપરીત,
તે દાઝ મારી કેમજ ટળે, પ્રભુ બાંધ્યાં તાણી ઉખળે
ગોપાંગના સૌ માગે માન, અમ કને લ્યો જે થયું હોય જાન;
એટલું મહી તો સૌને મળે, શું બાંધ્યો બાળક ઉખળે?

* દોરડું † અસુરનો અંત લાવનાર ‡ પાપનો નાશ કરનાર. § જેની ગતિ ન જણાય એવો ¶ એકઠા કરેલા ॥ મનાવવાની ના રીસ ઉતારવાની પ્રાર્થના

નથી ગોરસ પુત્રથી ઘણો, કોએક પુણ્યે મા દીકરો જણ્યો,
અમૃત ઘરો બાળકથી ટળે, શું બાળક બાંધ્યો ઉખળે?
ન વળી સાનજો મસ્તક પડ્યું, શું એટલે જાને ખાવા ટળ્યું,
ગોપ વધુ ચડે ઉછળે, શું બાંધ્યો બાળક ઉખળે?
ખુંચે દોરડાં પડીયા પાશ, મોટી મીરાત* ઢળાઇ છાસ,
બાઈ છોરો અમારું મન ઉકળે, શું બાંધ્યો બાળક ઉખળે?
અમો ભલાં જે ન કરું રીશ, અન્યાય કોટી કરે જુગદીશ,
માની સગાઈ પડી વેગળે, શું બાંધ્યો બાળક ઉખળે?
એનાં પગલાંનો મહીમાય, ઘેર સાંપડી નવ લખ ગાય,
ઘેલું સુખ ને નયણાં ગળે, શું બાંધ્યો બાળક ઉખળે?
છોડો પુત્ર એ અમપર પાડ, એક જ એકનાં પહોંતાં લાડ,
ઘણાં હેતથી બાળક છળે, શું બાંધ્યો બાળક ઉખળે?
ઘર ઘરનું દૂધ અમારું લીધો, ન થઈયે નિર્દય મૂકી દીધો,
સાંભળી યશોદાજી કલકલે, તમને શું બાંધ્યા ઉખળે?
તમો રાવ દહાડી લાવતી, નથી લાજતી આજ મૂકાવતી,
મોઢે રુડાં ભુડાં પૂંઠળે, તમને શું બાંધ્યાં ઉખળે?
આગળ બાળકની શી વલે, તમો સોઝ્ય ભલાઈ લેતાં ભલે,
એ ઠઠાપણ શીખ્યો તમ મળે, તમને શું બાંધ્યાં ઉખળે?
લઘુવયમાં ઉછંકળ થાય, પ્રકૃતિ ચોરીની નવ જાય;
ઘણો ક્રૂર કંસાસુર રાય, તે કેમ મૂકે જાણી અન્યાય?
રંક જાતિ આહીરડાં તણી, વિભૂતિ દશ ગાય દુઝણી,
અભિમાન કીજે શ્યાં ભણી, હુંયે સગાઇ તમારી ઘણી.
એવો ઉત્તર અબળાને કહી, યશોમતી મંદિરમાં ગઈ,
ગોપાંગના સર્વ ઝાંખી થઈ, પણ છબીલોજી છોડ્યા નહીં.
વ્રજવનિતા સર્વ પાછી ફરી, ત્રાહે ત્રાહે વાણી ઓચરી,
પૂરણ ક્રોધ અંતરમાં ધરી, રીસાવી ચાલ્યા નરહરિ
રુદન કરે હીંડે શ્યામળો, તણાય પૂઠેથી ઉખળો.
વ્રજસાથ જોવા સહુ મળ્યો, યમુના ઝંપાવા બાળક પળ્યો
ઘસરકો ઉખળનો થાય, સરોડાં† બહુ તણાયાં જાય,
નવનીત ગ્રહ્યું કર મહાંય, ચાલે રુવે ને માખણ ખાય.
નિરખે ઇંદ્રાદિક અંતરિક્ષ, નન્દે યશ કીધા કાંઈ લક્ષ
ઉખળ બાંધ્યો પંકજ ચક્ષ, બ્રહ્મ કરે માખણનું ભક્ષ.
ગોપ વધૂ જોવા સંચરે, અણિપત‡ બાળકની કરે;
ઉભાં રહી અબળા ઓચરે, ત્રૈલોક નાથ નાસી નીસરે.
ગયા ગોંદરે§ શ્યામ શરીર, જ્યાં છે જમલાર્જુન બે વીર,
જક્ષનન્દન જમુનાને તીર, શ્રાપે જન્મ થયા છે સ્થિર.
વૃક્ષ ભણી જોયું યદુરાય, પૂર્ણ થયો નવમો અધ્યાય,
સકળ શાસ્ત્ર નિગમનું તત્વ, સર્વ શિરોમણિ શ્રીભાગવત

* સંપત્તિ વા પૈસો † નર બાજરીના સાંઠા આપ બળદો ખાતા વધેલા તે ‡ આળજી § સામને ઉગારે

તે મધ્યે સારં છે દશમસ્કંધ, કથા જોડું હું પ્રાકૃત પદબંધ;
કથા પ્રસંગ એકે નવ પડે, ચાટ્યો જાઉં સીધે સેરડે.
આ પાસા વ્યાસ વાંચે સંસ્કૃત, આપાસા મારું પ્રાકૃત;
આપાસા અધ્યા શ્લોક સંબંધ, આપાસા કડવાં ચોપાઈબંધ.
બાંધુ ગ્રંથ જોડ સમાન, કહેશે લોક કીધું અભિમાન,
નથી વાદ કીધો પ્રકાશ, આણવા શ્રોતાને વિશ્વાસ.
વ્યાસ વાણી મેં જાણી યથા, તેની પ્રાકૃતે જોડી કથા;
રામચરણ કમળ મકરંદ, લેવા ઇચ્છે પ્રેમાનન્દ.
મૂળ અર્થ છે પ્રાકૃત નામ, શ્રોતાને વલ્લભ શુણ ગ્રામ,
મૂકો હરિજન ઘરનાં કામ, જેમ તેમ સમરો સીતારામ.

વલણ

રામ ભજો ભાવે કરી, શુકે તાર્યો પરીક્ષિત રાયરે,
ભટ પ્રેમાનન્દ કહે કથા, થયો નવમો અધ્યાયરે.

ઇતિ શ્રીમદ્ભાગવતે દશમસ્કંધે નવમોઽધ્યાય ॥ ૯ ॥

## અધ્યાય ૧૦ મો*

### કડવું ૩૮ મું-રાગ સોરઠી

વૃક્ષ રૂપે જક્ષ નંદન, રહ્યા જમુનાં તીરરે,
જમલાર્જુન કહી બોલાવે, ગોકુળનાં આહીરરે. ૧
ઉર્ધ્વ વિસ્તીર્ણ ડાળ થડ, સર્વાંગે સમાનરે,
વપુ સંકોચી મનુષ્ય પેસે, અંતર મધ્યનું માનરે. ૨
વૃક્ષ જન્મ જક્ષરાજ પામ્યા, થયો નારદજીનો શાપરે,
કુબેર આત્મજને મૂકાવા, હરિએ બંધાવ્યું આપરે. ૩
પૂછે મહીપતિ માનુભાવને, સ્વામી નિવારો સંદેહરે,
કુબેર નંદન શિવના સેવક, કેમ પામ્યા દ્રુમદેહરે. ૪
એવું કર્મ શું આચર્યું જે, નારદને ચડ્યો ક્રોધરે,
ઊખળે બંધાયા શ્રીહરિ, કરી માતાસું વિરોધરે. ૫

ચોપાઈ

શુક કહે કહું તેની કથા, નિવારું સંદેહ સર્વથા,
કુબેર વસે અલકાપુર ગામ, નળકુબર એક સુતનું નામ.
મણિગ્રીવ નામે બીજો કુમાર, ઉભય ઉછંકળ રહે અપાર,
તે રંભા સાથે ક્રીડા કરે, સહુસ બીજી સંગે સંચરે.
તે સદાશિવને વલ્લભ ઘણા, પાર્ષદ કહાવે શિવજીતણા;
દિગ્પાળ પિતા જક્ષ રાજાન, બીજું શંકરનું બહુ માન.
ત્રીજું જોબનનું અભિમાન, તેવામાં કીધું મદ્યનું પાન,
સંગે રંભા પરમ નિધાન, ફરે આકાશે બેસી વિમાન.
કરે અપ્સરા સંગીત ગાન, ભૂલ્યા મદમાં શિવનું ધ્યાન,
સુધાવત† કીધું અધરપાન, ઉભયને આવ્યું અજ્ઞાન.
કામાંધને નહીં વપુસાન,‡ કૈલાસમાં શિવનું ઉદ્યાન§.
ત્યાં આવ્યા કરવા ક્રીડા સ્નાન, સંગે અપ્સરા પરમ નિધાન.
મંદાકિની ગંગા ગંભીર, વસ્ત્ર મૂક્યાં સરિતા તીર,
નિર્લજ્જ મદાંધ બેહુ વીર, નહાવા પેઠા નગ્ન શરીર.
અપ્સરાનાં મૂકાવ્યાં ચીર, માંડી ક્રીડા બહુ છાંટે નીર.
દેખી દંપતી નગ્ન અજ્ઞાન, ગગને જાતાં લાજ્યા ભાણ
ભયભીત જોગેશ્વર થયા, પણ પછી લજ્જા પાગી રહ્યા;
કોનો ભય મનમાં નવ ધરે, નગ્ન ક્રીડા રંભાશું કરે.
વિસરી કુળ પિતા મર્યાદ, ઉદય થયો અનંગ* ઉન્માદ,
વિસર્યા ધર્મ કર્મ ને નેમ, પત્ની પૂર્વક ક્રીડા પ્રેમ.
વિસરી વિદ્યા જોગ મહાદશા, નથી જાણતા દિવસ કે નિશા,
તે નથી જાણતા લોકાચાર, તે ક્રીડામાં થયા તદાકાર.
તે મદ ભરી દ્રષ્ટે ભાળતા, તરંગ જળના ઉછાળતા;
રંભાનું કરતાં બહુ હાસ્ય, તાણે સ્ત્રીના ગ્રહી† કેશપાશ.
જોઈ દેવ થયા સર્વે દુઃખી, એવે પધાર્યા નારદ ઋખી,
નગ્ન ભ્રાત બેહુ દ્રષ્ટે પડ્યા, નારદજી ક્રોધે ધડધડ્યા.
લજ્જા પામી સર્વે સુંદરી, પહેર્યાં વસ્ત્ર બાહેર નીસરી,
જક્ષ બેહુ ત્યાંથી નવ ખસ્યા, નારદને દેખી ખડખડ હસ્યા.
ક્રોધે ભરાયા નારદ જતિ, એ લજ્જા મારી કરતા નથી,
ધન્ય સ્ત્રી, પુરુષ ધિક્કાર, કાંઈ એક શિક્ષા દેઉં નિરધાર.
દંડ વિના મદ નવ ઉતરે, પુનરપિ‡ એવું કર્મ ન કરે,
યદ્યપિ સેવક શંકરતણા, પણ આજ અધર્મી દીસે ઘણા.
નહીં કરે હું પર શિવજી કોપ, એણે કીધો છે ધર્મનો લોપ,
ઉતારવા એનું અભિમાન, નિકટ આવ્યા ઋષિ ભગવાન.

નારદવચનઃ-

અરે મૂર્ખો, આવ્યું અજ્ઞાન, શીઘ્ર કરો જઈ પટ§ પરિધાન;
વિષ્ણુ નેત્ર સૂરજ મહારાજ, તેની તમો નવ કીધી લાજ.
શું દિવ્ય દેહ એળે નિર્ગમો, અહરનિશ રંભા સંગે રમો?
જે હસ્તે પૂજ્યા પંચવદન‖, તે હસ્તે ગ્રહો નારીના સ્તન.
જપો ગાયત્રી ભવજળ તારણી, તે મુખે કેમ પીધાં વારુણી¶?
તમો મૃત્યુલોક પામો નિર્ધાર, પામો વૃક્ષ તણા અવતાર.
ગ્રીષ્મ શીત વર્ષા સહેજો, સદૈવ નગ્ન ઊભા રહેજો,
જડ રૂપ નહીં વાણી બળ, નારદે બન્યો શાપ્યા ખળ$.

જક્ષવચનઃ-

કૃપા કરો કમળભૂતંન,× હવે સાન વળી સ્વામીન,
કર્મ ભોગ ભોગવવો ખરો, કાંઇક શાપ અનુગ્રહ કરો.
અમો જન્મ લેઊં ઉત્તમ સ્થળ, કો સીંચે મહા નદીનું જળ,
ઉત્તમ દ્રુમ** અમારાં નામ, મહા પુરુષ કરે જ્યાં વિશ્રામ.
શાપથી મૂકાયે થોડે કાળ, તવ નારદ બોલ્યા થઇ કૃપાળ;
ગોકુળ ગામ ગૌશાળા સમીપ, જમના તીરે વ્રજની ઓપ.
નિવાસી ગોપતણો પરિવાર, ત્યાં તમો ધરજો અવતાર;
નંદ પુત્ર હશે વૈકુંઠનાથ, આપ બંધાશે ઉખળ સાથ.

* આ દશમા અધ્યાયમાં રીખતા રીખતાં જમુના તટે ચયેલા ભગવાને બે જમલાર્જુન વૃક્ષને પાડ્યાં ને તેમાંથી નિકળેલા જક્ષે સ્તુતિ કરી, તેની કથા છે. † અમૃત સમાન. ‡ શરીરનું ભાન. § વિહાર કરવાનો બગીચો.

* કામદેવ. † પકડી. ‡ ફરીથી § વસ્ત્ર. ‖ શિવજી ¶ દારૂ $ વિવેક વિનાના. × બ્રહ્માના પુત્ર નારદ ** ઝાડ.

મૂકાવશે તમને શ્રીહરિ, કૈલાસે આવશો પાછા ફરી,
શ્રીશુકજી વાણી ઓચર્યા, તે જક્ષ વૃક્ષ થઇ અવતર્યાં
સાંભળી રીઝયા પરીક્ષિતરાય, શ્રીશુકજીને નમીયા પાય,
ઇતિહાસ પૂર્વનું વૃત્તાંત કહ્યું, પછે ગોકુળમાં શું કૌતિક થયું

શુકવચન–

ઉખળ સાથે ગોકુળનાથ, ચાલે ઘુંટણીએ ટેકો દઈ હાથ,
બાળ ચેષ્ટા પૂરણ કરી, વૃક્ષ મધ્યે પેઠા શ્રીહરિ.
કર્મ દોષ તેનો પરજળ્યો, પરબ્રહ્મ સહેજે આવી મળ્યો,
આડો ઉખળ અટક્યા શ્રીહરિ, કાઢે પાછો તાણી કરી
વૃક્ષને કહે તું અળગો થા, હમણાં આવશે મારી મા,
ગોવાળ તાળી દઇ હસે, હવે સામળિયાજી કેમ જશે
કેટલીક ગોપી ત્યાં જોવા રહી, કેટલીક યશોદાને કહેવા ગઈ,
કોલાહલ ગોકુળમાં થાય, બાળક બાંધ્યો બે દ્રુમ માંય
વારતા સાંભળી ધાયા નંદ, ધાઈ યશોદા કરતી આક્રંદ,
જાણ્યું જે માતા આવી ખરી, બાળ ચેષ્ટા ગોવિંદે કરી
મહાબળ દીધું પંકજ ચક્ષ, ઉખળ ભરાવી બેહુ વૃક્ષ,
શકે શું મેઘ ગગન ગડગડ્યા ! કે સપ્ત સાગર ઉછાળે ચડ્યા !
કે મેરુ વિંધ્યાચળ આથડ્યા ! શું દિગ્ગજ ઐરાવત વઢ્યા !
ગોકુળમાં શબ્દ રહ્યો ગડગડી, મૂળથી વૃક્ષ પડ્યા કડકડી
દ્રુમલતા તળે આવ્યા હરિ, નવ પામે દર્શન વ્રજ સુંદરી,
હાહાકાર કોલાહલ ઘણો, ન દીસે બાળક નંદજી તણો
દિવ્ય દેહ પામ્યા જક્ષરાય, શ્રવણે* કુંડળ ઝગમગ થાય,
વપુ વિરાજે પટ પરિધાન, જાણે ઉદિયા શશિયર ભાણ
બેહુ ભ્રાત ઉભા જોડી હાથ, કરે સ્તવન જેજે વૈકુંઠનાથ,
તું પરમેશ્વર તું પરબ્રહ્મ, તું આશ્રમ તું ધર્માધર્મ.
જગત પિતામહ જુગદાધાર, તુજ સત્તાએ રહ્યો સંસાર,
અમો અપરાધી અન્યાયે ભર્યા, તારી ભક્તિ અમો વિસર્યા
વિષય લંપટ નિર્લજ્જ થયા, વિસર્યા ધ્યાન દાન ને મયા,
રમારમણ† ચુંબન હાસ્ય, નિંદિત કર્મ બંધાયા માટે પાશ.
મદ્ય પાન વિષયમાં મગ્ન, ગંગામાં દિવસે ન્હાયા નગ્ન,
એ અધર્મથી દ્રુમ અવતર્યા, તે આપ બંધાવી અમો ઓધર્યા
અચુત વર્ષ ભોગવ્યો આ દેહ, પ્રભુ દર્શનથી આવ્યો છેહ,
અમો અલ્પજીવ અપરાધીજક્ષ, અમો કર્યાં અન્યાં કંઈક લક્ષ
તેં ન જોયું કુડાં કર્મ ભણી, સહવારી‡ કીધી ઘણી,
સ્તવન વિધિ અમો જાણી નહીં, એવી સ્તુતિ કીધી ઉભા રહી
પ્રસન્ન થઇ બોલ્યા ભગવાન, જક્ષરાય માગો વરદાન
કુબેર આત્મજ પડીયા પાય, વરદાતા તું વૈકુંઠ રાય
માગું વર મન માંહે મુદા, તમારી ભક્તિ આપો સર્વદા,
ભક્તિ વિના પામ્યા આપદા, તમારાં ચરણ ન મૂકું કદા
માગ્યો વર દીન થઈ જક્ષ, કૃપા કરી હરિ વાણી વદ્યા,
તમને નહીં હોય જન્મ ને મરણ, સ્પર્શ થયા છે મારા ચરણ

* કાને † અપ્સરા સાથે વિલાસ કર્યો ‡ જલદી

સદાશિવની કરજો સેવ, મારું રૂપ તે શ્રીમહાદેવ,
હું શિવ માંહે અંતર નથી, જાઓ કૈલાસ વસો યક્ષપતિ
સંવાદ જક્ષ હરિનો હોય, તે વ્રજવાસી નવ દેખે કોય,
પૂરણ કૃપા કીધી ભગવાન, આવ્યું સ્વર્ગથી દિવ્ય વિમાન
નમી બાળ મુકુંદને પાય, જઇ વિમાને બેઠા બેહુ ભાય,
નાના વિધ અગર ધૂપ પરજળે, ચમર ચારે પાસે ઢળે
હોયે રણકાર ઘંટ ઘુઘરી, કરે ગાન નૃત્ય સુંદરી
ધ્વજા છત્ર કળશ આસન, ગર્જ્યું વિમાન ગયું ગગન.
શ્રીકૃષ્ણ પ્રતાપે દિવ્ય દેહ ધરી, મળ્યા નિજ કુટુંબને ફરી,
જક્ષ મોક્ષ કથા સાંભળે, મદ્ય પાનાદિક પાતિક ટળે
નગ્ન જળ ક્રીડા અધર્મ, દિવા મૈથુનાદિક કુકર્મ,
અધ્યયન કરે વા સાંભળે કથા, ઘોર કર્મ પરજળે સર્વથા.
સકળ શાસ્ત્ર નિગમનું તત્વ, સર્વ શિરોમણિ શ્રીભાગવત,
તે મધ્યે ઉત્તમ દશમસ્કંધ, જોડ્યું મેં પ્રાકૃત પદબંધ.
કથા પ્રસંગ એકે નવ પડે, ચાલ્યો જાઉં સીધે સેરડે,
આપાસા વ્યાસ વાણી સંસ્કૃત, આપાસા મારું પ્રાકૃત.
આપાસા અધ્યા શ્લોક સંબંધ, આપાસા કડવાં ચોપાઈ બંધ,
બાંધ્યો ગ્રંથ જોડ સમાન, કોઈ લોક કીધું અભિમાન
નથી વાદ વચન કીધું પ્રકાશ, જેમ શ્રોતાને આવે વિશ્વાસ,
વ્યાસ વાણી જાણી મેં જથા, તેવી પ્રાકૃત જોડી કથા
શ્રીરામ ચરણ કમળ મકરંદ, લેવા ઇચ્છે પ્રેમાનંદ,
વહેવાર માત્ર કરો ઘરનાં કામ, શ્રોતાજન સમરો સીતારામ

વલણ

રામ નામ ભાવે ભજો, શુકે તાર્યો પરીક્ષિત રાયરે,
ભટ પ્રેમાનંદ કહે કથા, થયો પૂર્ણ દશમો અધ્યાયરે

ઇતિ શ્રીમદ્‌ભાગવતે દશમસ્કંધે દશમોધ્યાય ॥ ૧૦ ॥

## અધ્યાય ૧૧ મો*

### કડવું ૩૦ મું–રાગ વેરાડી

શ્રીશુકજી કહે સાંભળ રાજા, વૃક્ષ બે ભાગી પડ્યા,
દ્રુમ લતામાં ગુપ્ત થયા, ગોવિંદ શોધ્યા નવ જડ્યા
શ્વાસ ભરાયા નંદજી આવ્યા, પુઠે યશોદા રાણી,
શીતળ શરીર વદન અતિ વિહ્વળ, નેત્રે વહે બહુ પાણી
ક્યાં ગયો ભાઇ કુંવર મારો, બાળકને પૂછે નંદ,
લોક કહે વિપરીત થયું છે, દ્રુમ તળે બાળ મુકુંદ
અરિષ્ટ સાંભળી ધરણી ઢળીયા, જેમ કદળી કુવાડે કાપી,
અંગ પછાડે આંસુ પાડે, યશોદાને વેદના વ્યાપી.
આનંદ નીર મુક્યું નંદ સુખનું, દુખ તણું નહીં લેખું
એકવાર કુંવર પ્રાણવલ્લભને, આણીવારે દ્રષ્ટે હું દેખું
વૃક્ષ લતા પત્રની ઘટામાં, ઘુંટણીએ હીંડે ઘનશ્યામ,
સામળિયાજી શોધી કાઢિયા, મળ્યું જોવા ગોકુળ ગામ

* આ અગિયારમા અધ્યાયમાં વૃંદાવનમાં આવી બાળકોની સાથે વાછરાં ચારતાં વત્સાસુર તથા બકાસુર મારવાની કથા છે

આનંદ ધરી હરિ નંદે લીધા, ઉખળ ઉચલાયો સાથે,
આ અરિષ્ટ કોણે કીધુ છે? ઘસ્યા હાથ ગોકુળનાથે
સુકુમાર કટિએ કઠિણ દામણાં, કોણે બાંધ્યાં તાણી?
ગોપી સર્વ કહે નંદજીને, એ કર્મ કીધુ યશોદા રાણી.
ક્રૂર દૃષ્ટે જોયુ સ્ત્રી સામું, કૃષ્ણને કહે છોડું બાપ,
ખુતા* દોર કુંવરને અંગે, પડ્યા કઠિણ બંધના કાપ.
ઘણું હોંહેલે છોડ્યા છબીલો, હૃદયે લીધા સુંદરશ્યામ;
બંધન કીધાં દોરડે માટે, દામોદર ધરિયું નામ
બીજાં બાળકને નંદે હાંક્યાં, સર્વ મળી પાડ્યાં ઝાડ;
આ વિઘ્નથી ઉગર્યો બાળક, તે મહા પ્રભુજીનો પાડ.
પરા થઈ સર્વ બાળક બોલ્યા, અમો જીવતા હરિએ રાખ્યા,
ઉખળ ભરાવી તારે પુત્રે, વૃક્ષ બે મરડી નાંખ્યા.
બે પુરુષ પ્રગટ્યા દ્રુમમાંથી, તેણુ વાત કીધી છાની;
સ્ત્રીએ બાંધ્યો પુત્રે વૃક્ષ પાડ્યાં, અમ ઉપર રીસ શાની?
વાત સાંભળી મૌન કીધુ, નવ દીધો ઉત્તર વાળી;
પુત્ર લઈ નંદ ઘેર પધાર્યા, પુછે યશોદા ઓશિયાળી.
આ ગોળી માટે બાળક બાંધ્યો, કેમ ચાલ્યું તારું મન?
નંદ કહે એવું ભાસે છે શકે, તેં નથી પ્રસવ્યો તન!
જો કુંવર કોટિ અન્યા કરે તોય, માતા હાડ† ન જાય,
પુત્રપેં તુંને ગોરસ વહાલું! નેત્ર ભર્યાં નંદરાય.
ઉત્તર વયે હું પુત્ર પામ્યો, અનાથ થયો સનાથ;
શકટની પેરે બાળક બાંધ્યો, કેમ ચાલ્યા તારા હાથ?
કાષ્ઠપેં પાષાણ કઠિન એમ, લોક જ વારતા વદે,
લોહ વજ્રપેં કઠિણ દીસે, યશોદા તારું હૃદે.
આજથી નારીનો વિશ્વાસ ન કીજે, મન માને તેમ ચાલે,
પ્રીત શાની સ્વામી ઉપર, કોઈક દહાડો ઘર ઘાલે!
મૃત્યુ તુલ્ય થયાં યશોદાજી, જાણ્યું યમનામાં ઝંપાવું,
શ્રીકૃષ્ણે જાણ્યું માતા મરશે, આનંદ ફરી ઉપજાવું
કાલું કાલું બોલ્યા શ્રીપ્રભુ, માતાને જશ દીધો,
દોરડે મુને રક્ષા બાંધી, અભંગ અંબાએ કીધો
મ્હોટાં વૃક્ષ પડ્યાં મુજ ઉપર, પિતાજી વિચારો મન,
એ રક્ષાએ હું રહ્યો જીવતો, યશોમતી માતને પુણ્ય
એવું કહીને રુદન માંડ્યું, કૌતક દેવાધિદેવ,
નંદે યશોદાને પુત્ર આપ્યો, રોતા રહ્યો તતખેવ
બીવરાવ્યો માર્યો બધન કીધો, તોય માતા વિના નહીં સાતા;
એકુ સગપણ તુલ્ય ન આવે, જેવું પુત્ર ને માતા.

વલણ

માતાનું સગપણ સર્વ શિરોમણિ. તુલના કો આવે નહીં રે;
હૃદયે ચાંપી પુત્રને, યશોદા ઘરમાં ગઈ રે.

---

### કડવું ૪૦ મું-રાગ સારંગની ચોપાઈ

**શુકવચનઃ—**

અદ્દભુત લીલા શ્રીભગવાન, યશોદાજી કરાવે પયપાન;
કુશળ કુશળ ગોપી ભાખતી, યશોદા જળ ઓવારી નાંખતી.
પંચગવ્ય રક્ષા બહુ કરે, છાંટે પાણી છાંની મંત્ર ઉચરે,
નંદે તેડાવ્યા ઋષિ ભગવાન, સુપાત્રને આપ્યાં ગૌદાન.
શકે પુત્ર પ્રસવ થયો આજ, વિનય કરે વ્રજનો મહારાજ,
વિઘ્ન નિવર્તિક* મ્હોટું પર્વ, ગોપ જ્ઞાતિ મેળવી છે સર્વ.
નંદ ઉપનદ રાય વૃખભાન, કીધો વિચાર બેસી એક સ્થાન,
પૂતના શકટ ને તૃણાવર્ત, બાળકને વિઘ્ન ગયાં અનંત.
આ અરિષ્ટ કહ્યુ નવ જાય, પડ્યાં વૃક્ષ દીઠે ભય થાય,
વૃક્ષ જુગ્મ† અંતર સાંકડું, ચુલે ચડ્યા ભગ રહ્યા કોરડું.
ચક્કીથી કણુ નિસરે અભંગ, તેમ બાળનું વાંચ્યું‡ અંગ,
એ નંદપુત્ર સર્વનો આધાર, એને આશરે વ્રજ પરિવાર.
કદાપિ વિઘ્ન શ્રીકૃષ્ણને થાય, વિણ માર્યાં ગોપ સૌ મરી જાય,
પ્રાણી માત્રનો કૃષ્ણ છે પ્રાણ, એને કલ્યાણે સૌને કલ્યાણ.
કંસની ક્રૂર દીસે છે દૃષ્ટ, અહીં વસતાં કાંઈ પામીએ કષ્ટ,
કીજે વાસ વનમાં મોકળો, હવે ગોપ માત્ર અહીંથી ઉચળો§
ગોવર્ધન વૃંદાવન નિકટ, જઈ વસીએ જમુનાને તટ,
જ્યાં ગૌ ત્યાં ગોકુળગામ, ભાઈ આ સ્થાનકનું શું છે કામ?
ઘણાં તૃણ વૃંદાવન માંય, વાધે દૂધ ચરશે ત્યાં ગાય;
ગોપની વિભૂતિ‖ છે ગૌધન, સુરભિ¶ સુખી સુખી વ્રજજન
શાને અહીંથી નથી ઉચળતા? ક્યાં છાજ$ કાષ્ટ નથી મળતાં?
ક્યાં પડે છે મૂકવા અવાસ, જ્યાં જઈયે ત્યાં છાપરે વાસ
નંદરાયની આજ્ઞા હોઈ, સાવધાન થયું સર્વ કોઈ,
ઉદ્યમ સૌ ચાલ્યાનો કરે, કુશળ કહાન વાણી ઉચરે
વૃષભ વચ્છ મહીષી બહુ ગાય, ભાં શબ્દ માર્ગમાં થાય,
હીંભારવ કરે ગૌ પાછી ફરે, પોતાના વચ્છને આવી મળે.
સ્કંધે કાવડ ગોરસ ભરી, ઘૃતના ઘાડવા મસ્તક ધરી,
કોણે લીધાં માટ મહીએ ભર્યાં, ગોળી રવૈયા સીકાં નેતરાં
શુભ દોર મંચક પારણાં, કાઢ્યાં ચણિયારાં લીધાં બારણાં,
સાંકળ ભોગળ કૂંચી તાળાં, ઘર શોધી લે સર્વ ગોવાળાં.
લીધી વસ્તુ જે જે કાજની, ઉખળ મુશળ સમ્માર્જની×,
કાઢ્યા ગૌના ખીલા ખેંચી ખેંચી, લીધાં સુપ** ટોપ ચક્કી માંચી.
શકટ ધન ધાન્યનાં ભર્યાં, જુવો ઘરમાં કાંઈ વિસર્યાં,
ધાતુ પાત્ર વસ્ત્ર ગાંસડી, લઈ ગોપિકા શકટે ચડી.
થાક્યો ચાલતાં વહુ સાસુ ભણી, ઘરમાં જઈ દાટી થાપણ ખણી,
ઠલું ગોકુળ ઉદ્વસ્ત થયું, માંજાર શ્વાન સૌ સાથે ગયું.
શ્રીકૃષ્ણ કહે કેમ રહેશે રાંકડાં? સૌ સાન કરી લેઆં માંકડાં,
રમકડાં લીધાં જશોમતી, નવે ઘેર એવાં મળતાં નથી.
શકટ†† ધીસલા જોડ્યા બહુ રથ, તાણે ભાર સાંઢ સમર્થ;
ઉત્તમ રથ બેઠા નન્દરાય, શ્રીકૃષ્ણ બેસાડ્યા ખોળા માંય.
જશોદા આવે વ્રજ સુંદરી, કો વાહન કો પાળી પરવરી,
એટલે આવી સીમ ગોવર્ધનતણી,ભૂમિ વૃન્દાવનની સોહામણી

---

* આગમાં કાપ બેઠા † શરીરને લાગે તેમ

* નાશ કરનાર † બે ‡ બચ્યું § ચાલો ‖ સંપત્તિ. ¶ ગાય $ ઘાસ. × સાવરણી ** સુપડાં †† ચારી ગાડી

ચંદ્રમાનું ઘર શોધી ઉતર્યાં, વિવિધ વાડા સુરભિના કર્યાં;
મધ્યે ઘર કીધું નંદજીતણું, ફરતું ગામ વસ્યું અતિ ઘણું.
બહુલનિવાસ શ્રીગોકુળગામ, ઘણી ગાય માટે ગોકુળ નામ;
ઉજ્વળ મૃત્તિકા* ગોમય† ગાર, મંદિર લીપે વ્રજની નાર.
રંગ મંડપ ગૌશાળા ભણી, વ્રજમાં શોભા વૈકુંઠ તણી;
ચરે ધેનુ બહુ મીઠી ચાર, પીએ નિર્મળ જમુનાનું વાર.
ન રહે ભુખી તરસી ઘડી, ઘણું ગાય દુઝાણે ચડી;
નન્દ મનને આનન્દ પમાડે, રમારમણને‡ ખોળે રમાડે;
કરે બાળ ચેષ્ટા ગોપાળ, તેડે નન્દ આવે તત્કાળ;
જશોમતીને ઓછંગે ચઢે, કરે હાસ્ય ક્ષણમાં રડે.
કાંઇ વસ્તુ માંગે નન્દની રાણી, તે આપે કૃષ્ણ આણી આણી.
લાવે વળી અધવચ નાંખી દેય, નાસી જાય, નહીં આવું કેય.
કોટિ યેન નવરાવતાં કરે, અર્ધ અંધોળ્યો નાસી નીસરે;
જો કૃષ્ણ ગુંથાવે ચોટલી, તો ઘણું માખણ આપું રોટલી.
એક નેત્રમાં કાજળ ભરે, નહીં અંજાવું રોતો નીસરે;
દૂધ લેઈ મર્કટને પાય, જશોદાને વારે નન્દરાય.
રખે તું કૃષ્ણને હાકટે§, હું રંકને પુત્ર પડ્યો છે પેટે;
એ ચોરે નાંખે કરે ઉન્માદ‖, એ આપણને મોટો છે સ્વાદ.
તુથી ભય મારું મન ધરે, વળી રખે ઉખળે બંધન કરે!
શુકજી કહે હું શું શું ભણું, જે ભાગ્ય નન્દ જશોદા તણું.
સાક્ષાત વિશ્વંભર જગત જાણે, તે ભુખ્યો છું કહી પાલવ તાણે;
ખટ દર્શનથી જોગેશ્વર જુવે, બ્રહ્મ માંખણ માટે રુવે.
બ્રહ્માને સ્વપ્ને નવ આવે, તે ગોવિંદને ગોપી નચાવે;
ચાર વર્ષના હરિજી થયા, એક દહાડો જમુનાં તીરે ગયા.
જળ ભરતી દીઠી સુંદરી, કંદર્પ રૂપ દેખાડ્યું હરિ;
ગોપી સઘળી ઘેલી કરી, કોઇ ન શકે કુંભમાં¶ અંબુ ભરી
ત્યાં થકી ભેદ્યાં મોહનાં બાણ, હરિ માગી લે મહીનાં દાણ;
કેમ હીંડે ગોપી પાગ ન ઠરે, ચડવાને ઢાળે લપસાણું કરે.
પ્રભુ પૂઠે આગળ બળિભદ્ર, મારે કાંકરી કરે ઘટને છિદ્ર;
હરિ ગોપીને દેખાડે રામ, ઘટ ફુટો તે આ ભીયાનું કામ.
રોહિણી કને ગોપી વઢતી જાય, બળિભદ્ર આપડો સમજ ખાય;
કો ગોપી જૂવે બીજી સ્ત્રી ભણી, તસ્કર કરે હરિ તેની ઇંઢાણી×.
લાકડીએ બેડું ઠેસી દીયે, થયું જાન ત્રાહે ત્રાહે હરિ કહે;
જોબન નારીનાં મન રીઝવે, વૃદ્ધ ડોસીને ઘણું ખીજવે.
જાઓ પેલે આરે** જળનો ઠામ, વહુવારુમાં શું વૃદ્ધનું કામ?
આવે જળ ભરવા નાની છોકરી, તેને વાંદરાં વળગાડે હરિ.
તે આરે આવે કો જોબન પુર્ખ††, તેને કહે દીસે છે મૂર્ખ;
તને કહે આંહી શું છે કાજ? જાઓ આળગા સ્ત્રી પામે છે લાજ.
તે સાચું માની ગોવાળા ખસે, ગોપવધૂ તાળી દેઇ હસે;
છે નાનો પણ લક્ષણ મોટાં, બાઈ એનાં નયણાં છે ખોટાં.

ચાર વર્ષનાએ રોકયો વાટ, આગળ શું કરશે મોટા ઉત્પાત!
ચાલો જશોદાને કહીએ હવે, જે સવારે પુત્રને પરણાવે.
જળ ભરી ગોપી ઘેર જાય, શ્રીકૃષ્ણ રૂપ રમે મન માંય;
એક દહાડો નન્દને કહે નરહરિ, અભિલાષ અંતરમાં ધરી.
પિતાજી હું કુળ કર્મ કરું, મોકલો મુને ચારવા વાછરું;
હાસ્ય કરી બોલ્યા નંદરાય, લઘુ* બાળક કેમ વનમાં જાય?
તીવ તાવડ સહ્યો નવ જાય, કુશાગ્ર ખુંચે કોમળ પાય;
ઉનાળે તાવડ† ચોમાસે મેહ‡, શિયાળે ટહાડ સહે કેમ દેહ?
ડસે સર્પ, બોલે વાઘ વરુ, તમો બીહો તે વારે શું હું કરું?
સેવક આપણા ચારે છે ગાય, તું બાળક શું વનમાં જાય?
ગદ્‌ગદ્ કંઠે ગોવિંદ થયા, રોતા જશોદાજી પાસે ગયા;
હૃદય ઉધડકે§ ડસકાં ભરે, આસવાસના અંબાજી કરે.
વચ્છ ચારવા મોકલો માત, કહ્યું ન માને મારો તાત;
બાળભદ્ર કેમ ચારે વાછરું, તે જોઇ જોઇ હું ઇચ્છા કરું.
સાંભળી વાત શ્રીગોવિંદ તણી, જશોદા આવ્યાં નંદજી ભણી;
કટિઅંગે‖ લીધા ભગવાન, શીખવે માને માગ તું ગાન.
વિનય યુક્ત બોલ્યાં સુંદરી, કાં બાળક આવ્યો આંસુ ભરી?
એને રઢ¶ વન જાવા તણી, મોકલી દો મન ઇચ્છા છે ઘણી.
વનનું સુખ જોઈ આવશે અપાર, નહીં કહે મોકલો બીજીવાર;
નંદ કહે, કાં નહીં સુંદરી? કાલે મોકલશું મુહૂરત કરી.
બીજે દિવસે તેડ્યા મુનિજંન, પ્રભુને કીધું અભિષેક સિંચન;
વિપ્રને આપ્યાં નાના વિધ દાન, પૂજ્યાં વચ્છ કીધાં સાવધાન.
કાછડ કછ્યો પીતાંબર પટે, જડિત કંદોરો બાંધ્યો કટે;
મસ્તક મોળીયું બાંધે તાત, આંજે લોચન જશોદા માત.
કુંડળ હાર ભુજે બાજુબંધ, દર્પણમાં મુખ નિરખે ગોવિંદ;
કેસર અર્ચિત સુભગ કપોળ+, ઓઢાડી ધાબળી રાતી ચોળ.
કટિએ ઘુઘરી ઘમઘમતી, પાયે મોજડી ચમચમતી;
એક સીકું સાથે બંધન કરી, રક્ત જોષ્ટિકા સ્કંધે ધરી.
લ્યો શાક પાક અથાણાં નાય, સીકાં માંહે મૂકયો ભાત;
નંદરાય હરખે આંસુ ભરે, માત જશોદા મીઠડાં** કરે.
બાળક મળ્યાં સહસ બે ચાર, તેમાં બીરાજે નંદકુમાર;
પુષ્પ દડો કનકની ગેડી, હરિને જશોદાએ આપ્યાં તેડી.
એક પચરંગ રંગ્યો વીણો, કોકીલા નાદપેં સ્વર ઝીણો;
શીઘ્ર આવજો સાંજે પૂત્ર, કીધી રક્ષા છાંટ્યું ગોમૂત્ર.
એક શ્યામ બિંદુ કીધું ગાલ, ઠમક ચમકતી ચાલે ચાલ;
માત પિતાને નમિયા પાય, આશિષ લઈ પ્રભુ વનમાં જાય.
નંદજીએ કેડે ચડાવ્યા હરિ, પૂંઠે ગીત ગાય વ્રજ સુંદરી;
નાનાં વચ્છ કીધાં આગળે, સર્વ જઈ ઉભું રહ્યું ભાગળે.
પ્રાર્થના નંદરાયે કરી, સર્વ ગોપને સોંપિયા હરિ;
ગામ ઢુંકડાં†† વચ્છ ચારજો, સવારા ઘેર પધારજો.

* માટી. † છાણ. ‡ લક્ષ્મીને રમાડનાર. § હાંકી મૂકે. ‖ તોફાન. ¶ ઘડામાં [illegible] પાણી. × ઇંઢણ. ** ઓવારે. †† પુરુષ.

* નાનો. † તાપ ‡ વરસાદ. § ધડકે. ‖ કેડે. ¶ હઠ [illegible] ફેરા. + કપાળ. ** પ્રેમચુંબન. †† નજીક.



શ્રીકૃષ્ણ ગાયો ચરવા જવા માટે તૈયારી કરે છે

ગુજરાતી પ્રેસ, ફોર્ટ, મુંબઈ ૧




વત્સાસુર વધ

'ગુજરાતી પ્રેસ' ફોર્ટ, મુંબઈ ૧

હીંડતાં આખડે*તો ભુજ સહાજો,ક્ષણુંક્ષણુંયે બેઠું†જળપાજો;
રુદન કરે તો લાવજો ઘેર, નંદે બાળ સોંપ્યા બહુ પેર.
ગોપ જુક્ત ચાલ્યા શ્રીહરિ, નંદ યશોદા આવ્યાં ઘેર ફરી.

વલણ

ફર્યાં નંદ આનંદ ભેર, વન ગયા સુંદર શ્યામરે;
ભટ પ્રેમાનંદ કહે કથા, શ્રોતાજન જપો શ્રીરામરે.

---

કડવું ૪૧ મું-રાગ મેવાડો

શુકવચનઃ—
નાથ પધાર્યા વચ્છ ચારવા, ધન ધન વ્રજની ધર્ણીજી;
ફૂંકડે પાગે આગળ ચાલે, વનમાં અશરણ શર્ણજી. ૧
વારા પરઠી વચ્છને વાળે, મધ્યાહ્ને જમે ભાતજી;
ફરી ગોકુળ સંધ્યાએ આવે, રામ કૃષ્ણ બેઉ ભ્રાતજી. ૨
માત યશોદા સામે આવે, લે હરિને હૃદયા સાથજી;
નિત્ય પ્રત્યે વચ્છ ચારી આવે, વનમાં વૈકુંઠ નાથજી. ૩
સમાચાર રાય કંસે જાણ્યો જે, જઈ વસ્યા આ ગોવાળજી,
વચ્છ ચારવા યમુના તીરે, જાએ નંદનો બાળજી. ૪
આજ્ઞા આપી વચ્છાસુરને, જા તું વૃંદાવનજી,
નંદનો નંદન ગોપ વૃંદમાંહે, તેને કર તું વિઘનજી. ૫
ગર્વ કરી વચ્છાસુર આવ્યો, સાંભળ પરીક્ષિત ભૂપજી;
વચ્છ જૂથમાં ચરવા લાગ્યો, લેઈ વચ્છનું રૂપજી. ૬
ફળ જુક્ત વૃક્ષ છે કોઠીનું, તે તળે રમે ગોવાળજી,
પકવ ફળની આવે વાસના, કોઠાં પર્મ રસાળજી. ૭
બાળકને અભિલાષ ઘણો છે, કીજે ફળનો આહારજી,
તે પ્રાર્થના કરે પવનની, તું પાડ કોઠાં બે ચારજી. ૮
કેટલાક ગોપ ફરે વૃક્ષ પૂંઠે, ચડવા થાય સાવધાનજી,
આવ રે ફળ પડ ખોળામાં, કરે હાથની સાનજી. ૯
કો નાંખે પાષાણ પયેડા,‡ પહોંચે નહીં દ્રુમ ડાળજી,
ભક્ષણ અર્થે કરે ઉદ્યમ, તે જાણ્યું શ્રીગોપાળજી. ૧૦
ફળ આસક્તને ફળ ખવરાવું, તર્પિતમિત્ર મુજ થાયજી,
વચ્છાસુર દૃષ્ટિમાં રાખ્યો, મોકલીઓ કંસ રાયજી. ૧૧
સકળ વચ્છને પૂંઠે ધાયે, વચ્છાસુર આગળ થાયજી;
આપ આપણે વારે ગોવાળા, વચ્છ વાળવા જાયજી. ૧૨
શ્રીકૃષ્ણનો વારો આવ્યો, ઉઠ્યા સુંદર શ્યામજી,
હસ્ત લાકડી લઈ પધાર્યા, ત્યારે બોલ્યા રામજી. ૧૩
નૌતમ વચ્છ કો આજે આવ્યો, વપુનો ધૂમ્ર વર્ણજી,
ચંચળ ચાલે ચૌ દિશ જોતો, ચમકતો માંડે ચર્ણજી. ૧૪
સકળ વચ્છને તે લેઈ જાશે, કરજો જે હિકા મહારજી,
ઉન્મત્ત એવી શિક્ષા દેજો, નાસે નહીં બીજી વારજી. ૧૫
ગ્રહી લાકડી મૂકી હડી§, હરિએ કીધો હોકારજી;
વચ્છાસુર આનંદ્યો અંતર, નિરખ્યા નંદ કુમારજી. ૧૬

* પડે † થોડુક. ‡ ઢેફાં. § દોટ્યા.

જે અર્થે મેં રૂપ ધર્યું છે, કરવા કંસનું કામજી,
તે બાળક આવ્યો મુજ પાસે, મળીયો એકાંત ઠામજી. ૧૭
વક્ર* વદન છે નેત્ર કરડાં, ભાં શબ્દ મુખે ભણતોજી;
વામ દક્ષિણ અવલોકન કરતો, પગે પૃથ્વી ખણતોજી. ૧૮
વચ્છાસુર વિચારે મનમાં, કરું પાટુનો પ્રહારજી,
કપટ યુક્ત વાછેરો ચાલે, આસુરી માયા અપારજી. ૧૯
અમરગણ અંતરિક્ષે આવ્યા, જોવા પ્રભુનું પરાક્રમજી,
વચ્છાસુરનો વધ કરવા, હરિએ માંડ્યો ઉદ્યમજી. ૨૦
કપટ દૃષ્ટિ ઉભયની વર્તે, કોણ કોને કરે ઘાતજી,
તું નીકળ ટોળામાંથી પાપી, હાંકયો કરી ઊંચો હાથજી. ૨૧
ઘોર શબ્દ કીધો વચ્છાસુરે, ઉચલ્યાં વચ્છ સર્વે કાયજી;
રામ આદિ બાળક સર્વ બીના, અતુલ અરિષ્ટ હોયજી. ૨૨
ચંદ્રને ઢાંકે રાહુનું મંડળ, પોપટને ઝડપે વ્યાળજી,†
શું ગિરિશૃંગ‡ પડ્યો મૃગ ઉપર, નાંખી પાછે પગે ફાળજી. ૨૩
જોઈને જોડ પાડુ નાંખી, પ્રહારે પર્વત કટકા થાયજી,
જેમ સર્પને ગરુડ ગ્રહે તેમ, હરિએ ગ્રહ્યા બેહુ પાયજી ૨૪
પાપી ફેરવ્યો મસ્તક ઉપર, જેમ ફેરવે ભીંડી માળજી,
વપુ વાધ્યું એક કોશ પ્રમાણે, મૂકે નહીં ગોપાળજી. ૨૫
લટપટી લીધો લટકા માંહે, લલિત લક્ષ્મીનાથજી,
અધર ઠરી ઠસી પછાડ્યો, કોઠીનાં થડ સાથેજી. ૨૬
ફળ તણો વર્ષાદ જ વરસ્યો, જેમ ધંધોળ્યું વૃક્ષજી,
પ્રસન્ન થયા ગોવાળા સર્વે, ભાઈ કરો કોઠાનું ભક્ષજી. ૨૭
મૃત્યુ પામી પડ્યો પાપી, આવ્યું દિવ્ય વિમાનજી,
વેર ભાવે વા સ્નેહ ભાવે, જેમ તેમ ભજે શ્રીભગવાનજી. ૨૮
અર્ભક સર્વે આશ્ચર્ય પામ્યા, અસુર થયો નિપાતજી,
ફળના ખોળા ભરી ઘેર આવ્યા, કીધી માત આગળ વાતજી. ૨૯
જાસક§ કોઠાં કૃષ્ણે ખવરાવ્યાં, પરાક્રમ કહ્યું ન જાયેજી;
નંદ યશોદાએ વાત સાંભળી, આનંદ્યાં મનમાંયેજી. ૩૦

વલણ

આનંદ ગોકુળમાં ઘણો, વચ્છવધ પરાક્રમ કહ્યુંરે;
શુકજી કહે શ્રીકૃષ્ણનું ચરિત્ર, પંચમું પૂરણ થયુંરે. ૩૧

---

કડવું ૪૨ મું-રાગ મારુની-ચોપાઈ

શુકયોગી કહે સુણ રાય, વ્રજનાથ તણો મહિમાય;
અઘઓઘ‖ દહન¶ હરિનામે, પરમ પદ શ્રોતાજન પામે. ૧
કૃષ્ણ ચરિત્ર સુણે એક ધ્યાન, એક એક અક્ષરે ગંગાસ્નાન,
બહુ લીલા ચરિત્ર અનેક, શું કહે કવિને જિહ્વા એક. ૨
જાણી કંસે પરાક્રમ વાત, વચ્છાસુર કૃષ્ણે કીધો નિપાત**,
ચિંતા મગ્ન કંસનું મન, કારણ રૂપ નંદજીનો તન. ૩
શમશ્યા બકાસુરને કીધી, જીત કૃષ્ણને આજ્ઞા દીધી;
પૂતના બાઈનું વેર સંભારી, ગયો વૃંદાવન અહંકારી. ૪

* વાંકુ † સર્પ ‡ પર્વતનું શિખર § પુષ્કળ ‖
પ્રવાહ ¶ બાળે ** મારનો

શ્રીશુક કહે સાંભળ ભૂપ, બકે કીધું બગલાનું રૂપ;
આવી બેઠા યમના તટમાંય, તે વિચાર કરે ઘણો ઘટ માંય*. ૫
આવ્યા ગોપ સહિત ભગવાન;
તે સમે થયા જંત્ર મધ્યાન, આવ્યા ગોપ સહિત ભગવાન;
વત્સને કરાવ્યું જળનું પાન, ગોવાળે કીધું યમુનામાં સ્નાન. ૬
કોરાં વસ્ત્ર કરે પરિધાન†, કો કરે મધુરું મોરલી ગાન;
નાહ્યા બળભદ્ર નાહ્યા કહાન, બકાસુર લઈ બેઠો ધ્યાન ૭
ચેષ્ટા પંખીની તે કરતો, હળવે હળવે પગલાં ભરતો,
ચળકી‡ ચંચ મચ્છપર નાખે, શ્રીકૃષ્ણને દ્રષ્ટમાં રાખે. ૮
ગોપ સાથ વાત એમ કરતો, પક્ષી મનુષ્યનો ભય નથી ધરતો;
કો કહે પીટ દીસે છે બગ, એટલે નિકટ§ આવ્યો લગભગ. ૯
શ્રીકૃષ્ણે ગેડી કરમાં લીધી, બગ ઉડાડવા દોટ‖ દીધી,
બકે વધાર્યું વપુ પ્રૌઢ, સર્વ ગોપ થયા દિગમૂઢ. ૧૦
ઝડપી લીધા શ્રીયદુરાય, મોહન બગલાના મુખ માંય;
નાના બાળક નાસી પળીયા, બળિભદ્રજી ધરણે ઢળીયા. ૧૧
કો બગ પ્રત્યે ટળવળીયા, મૂક માધવને બગ બળીયા;
કો કહે કૃષ્ણ પાતળીયા, ઘેર કેમ જઇએ સામળીયા ૧૨
જાણ્યું ગોપ ઘણા કળકળીયા, છબીલાજી મુખમાંથી ઉછળીયા;
મારો નાથજી કળકળીયા¶, સૂક્ષ્મ થઈ બાહેર નીકળીયા. ૧૩
જઈ ગોપ માત્રને મળીયા, પરિતાપ મિત્રના ટળીયા;
બકાસુર ધાયો બીજીવાર, ઝડપી લીધા નંદકુમાર. ૧૪
રમારમણે રીસ બહુ કીધી, મહુની પેરે જેહિકા લીધી;
જુવે ગોપ અમર સમગ્ર, તાલુમાંડ માર્યું જેહિકા અગ્ર × ૧૫
બ્રહ્માંડ ફાટતે લડથડીયો, વાધી પીડા ઘણું તરફડીયો;
ચચ વિભાગ ગ્રહ્યા બેહુ હાથ, મહા બળ કીધું ગોકુળનાથ. ૧૬
ફાડી ચંચ ને મરડી કોટ, બકાસુર મરડી કીધો લોટ પોટ,
આપ્યો ઉદ્ધાર શ્રીભગવાન, ગયો સ્વર્ગ બેસી વિમાન. ૧૭
તેનાં પીંછ સર્વ કહાડી લીધાં, ગોપે પર** મસ્તક ધરી દીધાં;
કહે ગર્ભ જોગી સુણ રાય, પરાક્રમ પ્રભુનું કહ્યું નવ જાય. ૧૮
ભગવત લીલા પરમ પવિત્ર, થયું સંપૂરણ છઠ્ઠું ચરિત્ર;
બકાસુર પુતનાનો ભ્રાત, પળમા નાથે કીધો નિપાત. ૧૯
ગોકુળમાં આવ્યા શ્રીગોવિંદ, આગળ વાછરડાનું વૃંદ,
ગોવાળા ઘેર ઘેર કરતા વાત, બકાસુર કૃષ્ણે કીધો નિપાત. ૨૦
પૂછે નંદજી કહો કુંવર, ગોવાળા લાવ્યા બકનાં પર,
અમો સાંભળી કુતૂહલ વાત, તમો વનમાં કર્યો ઉત્પાત ૨૧
કદાપિ જાણશે રાજા કંસ, આપણા સુખનો થાશે ધ્વંસ††,
વિભૂતિ આપણે મહિષી ક્ષીર, સર્વપે રંક જાતિ આહિર. ૨૨
લોક નામ ધરશે થયાં ખળ, ન થઇએ દીકરા ઉછંકળ,
આપણા કુળની ચાલો ચાલ, સાંભળ્યું વચ્છ માર્યો તમો કાળ. ૨૩
સાંભળ્યું બગલો માર્યો આજ, આપણા વંશને લાગે લાજ,
આપણે વચ્છ ચારવાનું કામ, વનમાં કોનું ન લીજે નામ ૨૪
કૃષ્ણ કહે સૌપે હું નાનો, રખે તમે કોઈનું કહ્યું માનો;

વલણ
કોનું કહ્યું નવ માનીએ, સંતોષ્યા નંદરાયરે,
ભટ પ્રેમાનંદ કહે કથા, થયો એકાદશમો અધ્યાયરે. ૨૫
ઇતિ શ્રીમદ્‌ભાગવતે દશમસ્કંધે એકાદશ અધ્યાય ॥ ૧૧ ॥

## અધ્યાય ૧૨ મો*

### કડવું ૪૩ મું–રાગ મારુની દેશી

કહે કૃષ્ણ કથા ગર્ભ જોગીરે, સુણ ભૂપતિ હરિ રસ ભોગીરે,
નવ નવાં ચરિત્ર વખાણુંરે, હૃદે ધરીયું તે અધરે આણુંરે
કો વૈષ્ણવ રીઝે સુણતારે, વક્તાને રસ ઘણો ભણતારે;
કો સ્ત્રીના ભોગી કો ધનનારે, કો શૃંગાર ભોગી ભોજનનારે.
કો ભવન ભોગી વાહનનારે, કો તપ ભોગી નર વનનારે,
કો વિદ્યા ભોગી ઘણું વાદીરે, કો મધુ†ભોગી હરિના અપરાધીરે.
વિષય ભોગે સંસાર વિરોધ્યોરે, હરિરસ ભોગી મળે શોધ્યોરે;
સકળ ભોગ તે રોગનું ધામરે, હરિરસ શીતળ વિશ્રામરે.
સાંભળ પરીક્ષિત પુણ્યપવિત્રરે, વૈષ્ણવ વક્તાનો તું મિત્રરે;
યથા વાણીનું બળ મારુંરે, અધ્યો દ્વાદશમો વિસ્તારુંરે.
જાણ્યું મૃત્યુ પામ્યો વચ્છ બગલોરે, બેઠો કંસ શીથળ થઇ ઢગલોરે,
નંદ નંદન અસુર નિકંદરે, એણે વાળ્યું અસુરનું ચંદનરે.
બીડાં લઈ લઈ જે જન પળીયાંરે, તે કુશળ કોઈ નવ વળીયારે,
અઘાસુરને સમસ્યા કીધીરે, જીત કૃષ્ણને આજ્ઞા દીધીરે.
અઘાસુરને સમસ્યા કીધીરે, જીત કૃષ્ણને આજ્ઞા દીધીરે.
સ્વામી સકળ ગોપને પીડુંરે, ચાલ્યો અઘાસુર લઈ બીડુંરે;
કસે વિચાર મનમાં કીધોરે, નિશ્ચે અર્થ આપણો સીધોરે.
ગયો વૃંદાવનમાં પાપીરે, એક માર્ગ લીધો વ્યાપીરે,
સકીર્ણ‡ નળીમાં સુતોરે, જાણે સદાય માર્ગ હુતોરે.
પડ્યો અજગર§ વદનવિકાશીરે, ઉપલો અધર ગયો આકાશીરે,
હેઠો અધરરેણુમાં‖ રાખ્યો રે, પર્વત પ્રાય દીર્ઘ દેહ નાંખ્યોરે
અસુરે વેષ અહીનો¶ આણ્યોરે, સમાચાર સામળીયે જાણ્યોરે,
અઘાસુર મોકલ્યો મામેરે, મળ્યું સમાચાર વહેલો પામેરે
કરવો છે બ્રહ્માસું સંવાદરે, બળભદ્રને ઉપજાવ્યો પ્રમાદરે,ꟷ
રામને આળસ આવ્યું તનમાંરે, તે દહાડે રામ ન ગયા વનમાંરે.
ચાલ્યા ગોપ જુક્ત જદુરાયરે, આગળ વચ્છવણો સમુદાયરે,
લાકડીએ શીકા ભાતનાં બાંધેરે, જેહિકા ગોપ ધરે સર્વ કાંધેરે.
ચાલે માર્ગમાં ક્રીડા કરતારે, શણગાર નાના વિધના ધરતારે,
ઉજ્જ્વળ મૃત્તિકા લીપે અંગેરે, શરીર ચીતરે નાના રંગેરે.
કેસર ગોરુચંદન પવિત્રરે, વજાડે વિવિધ નાદ વાંજીત્રરે,
વેણુ મોરલી કાંસી તાળરે, ઢમકે ઢોલ રસાળરે.
સપ્ત સ્વર વીણા બહુ વાજેરે, ચંગ ઉપંગ મૃદંગ ગાજેરે,
કો એક નાચે વજાડે તાળીરે, રસ ભીંજે રીઝે વનમાળીરે
ગાયે ગીત સ્વર લેઇ લેઈરે, માર્ગમાં થઇ રહ્યું થેઇ થેઈરે,
મોજડી ચમચમ ઘુઘરી ઘમઘમરે, નાચે બાળક થાય ઝમઝમરે.

* મન † પહેરે ‡ ચળકીને § પાસે ‖ દડી ¶ ફાવ્યા
ꟷ ઉતાવળમાં × તાળવાની મૂળ ** પીંછાં †† નાશ.

* આ બારમા અધ્યાયમા અજગરરૂપ આવેલો અઘાસુર ગોવાળિયા તથા વાછડાઓને ગળી ગયો ને તેને કંઠથી માર્યો તે કથા છે † દારુ
‡ સાંકડી § મોટા સર્પ ‖ ધૂળ ¶ સર્પનો ꟷ આળસ



બકાસુર વધ



અઘાસુરના વધ માટે તેના મુખમાં શ્રીકૃષ્ણ પ્રવેશ કરે છે

ગુજરાતી' પ્રેસ, ફોર્ટ, મુંબઈ ૧



બ્રહ્માજી શ્રીકૃષ્ણની સ્તુતિ કરે છે

ગુજરાતી પ્રેસ ફ્રે. મુંબઈ ૨



બ્રહ્માજી શ્રીકૃષ્ણની સ્તુતિ કરે છે

ગુજરાતી પ્રેસ ફોર્ટ, મુંબઈ ૧



બ્રહ્માજી શ્રીકૃષ્ણની સ્તુતિ કરે છે

"ગુજરાતી" પ્રેસ ફોર્ટ, મુંબઈ ૧

કોઇએક ચાલ મયંદની* હોતારે, મૃગની† પેરે ઠેકડા દેતારે;
બગ હંસની પેરે ડગ ભરતારે, કાળા મોરની પેરે કરતારે.
વ્યાઘ્ર શાર્દૂલની પેરે ધરતારે, કોકીલા‡ સ્વરે કીર્તન ગાતારે,
વૃષભ રૂપ થઇ સંચરતારે, ભાં-શબ્દ કરી ઓચરતારે
કો સર્પની ગત લે.સ્યે ચાલેરે, ઓચિંતા એકએકના પગ ઝાલેરે,
આંબા કુંપળી શિરપર ધરતારે, કો ગૌ થઇને તૃણ ચરતારે.
કો ચોર થઇને નાસેરે, લાવે બંધન કરી કૃષ્ણ પાસેરે;
કો એક ગુંથે પુષ્પની માળારે, કંઠે પહેરી હીંડે ગોવાળારે.
કો દે વાનરની ગત ફાળરે, ધસી ધસી ગ્રહે દ્રુમડાળરે,
કો ભ્રમરની પેરે ભમતારે, નાંખે દડો ગેડીએ રમતારે
કરે ક્રીડા બહુ ઉલટમાંરે, જઈ રહ્યા યમુના તટમાંરે;
સર્વ ગોપને કહે મહારાજરે, આધા વનમાં જઈએ આજરે.
અવિનાશી વિચારે ઘટમાંરે, આવ્યાં વાછરું બંસીબટમાંરે;
સુતો અજગર મુખ કરી પહોળુંરે, માંહે પેઠું વચ્છનું ટોળુંરે.
સકળ ગોપે કર્યું ગર્વનરે,§ દૈત્યમુખ જાણ્યું વૃંદાવનરે;
માંહોમાંહે ગોપ કરે છે વાતરે, દીસે ઊદવસ્ત વન ઉત્પાતરે
પ્રૌઢ અજગર મુખની દાઢરે, ગોપે જાણ્યા વનના પહાડરે,
કોશ પર્યંત ગયા કુમારરે, આગળ આવ્યું ઘોર અંધારરે.
વચ્છ ભરાયાં નાસાઈ જાળરે, અકળાયા સર્વ ગોવાળરે,
ભાં શબ્દ કરી વચ્છ ધાયરે, અન્યોઅન્ય માંહે અકળાયરે,
આવે લહેર ઘણી વીખ જ્વાળરે, મૃત્યુ થયા સર્વ બાળરે.

વલણ

બાળ કોલાહલ બહુ કરે, ભરે નયણે નીરરે;
કોણ મૂકાવે સંકટથી, સમર્યા શ્યામ શરીરરે.

### કડવું ૪૪ મું-રાગ પરજીયો

રુવે વચ્છ ગોવાળ વાલા, શીખે ટળ્યો સંભાળ વ્હાલા—ધ્રુવ
સહાય કરો કૃષ્ણ સામળારે, સમાવો પરિતાપ,
અમો દોહ્યલા સ્થાનક આવી પડ્યા, ગોપ કરે છે વિલાપ વ્હાલા—રુ.
વિષથી થયાં વ્યાકુળ વાછરુંરે, નથી નિસરવાની વાટ,
ગોવર્ધન ગોકુળ નવ દીસે, ક્યાં ગયો યમુના ઘાટ વ્હાલા—રુ
આ મોહે વૃંદાવન વીહલારે, સ્થાનક કઠણ કઠોર;
દુર્વાસના પરિતાપ ઘણોરે, અકળાઈએ અંધારું ઘોર વ્હાલા—રુ.
તૃણ શકટ ને બકબકીરે, મોક્ષ્યા જમલાર્જુન,
તે બળ તારું ક્યાં ગયુંરે, મૂકાવ યશોદા તન વ્હાલા—રુ
કંઠ રુંધાએ ગોપનારે, મુખે આવે ફિણ,
લેહેર ખાઈ પડે વાછરુંરે, નહીં જીવે દુઃઝણી દીન વ્હાલા—રુ.
પીડા જાણી વચ્છ પીંડારની, દયાનિધિ ગોકુળરાય,
અજ્ઞાન જણાવ્યું કૃષ્ણજી પેઠા, અજગરના મુખમાંય વ્હાલા—રુ.
અસુર આનંદ્યો અતિ ઘણુંરે, ન હલાવે જિહ્વા દાઢ,
જ્યારે કંઠે આવ્યા કૃષ્ણજી ત્યારે, એકઠા લીધા બે હાડ|| વ્હાલા—રુ.

* હાથી † હરણ ‡ કોયલ § નમે || દાઢ

હાહાકાર થયો સ્વર્ગમાંરે, અટકયો ગગને ભાણ;
ત્રાહે ત્રાહે કરે દેવતા, અજગરે ગ્રસ્યા ભગવાન વ્હાલા—રુ
અભ્રઘટામાં ઉડગણ,* સાથે જેમ ઇંદ્ર કરે પ્રયાણ;
અજગર મુખમાં ગોપ સંગાથે, પેઠા પુરુષ પુરાણ વ્હાલા—રુ
અમરવૃંદ આક્રંદ કરેરે, સાવધાન નંદકુમાર;
એ અઘાસુરનું શું ગજું છે, ઉતારવો ભૂભાર વ્હાલા—રુ.
વાછરડાં પાડે રોડીયોરે, પુચ્છ ચડાવ્યાં શીશ;
ભાં શબ્દ કરે પેટમાં ફરે, દેખી કોપ્યા શ્રીજગદીશ વ્હાલા—રુ.
અસુરે મુખ મેળીયુંરે, હરિએ વધાર્યું તંન;
રુધાયો કંઠ પામી તણોરે, બાંધ્યાં શ્વાસ પવન વ્હાલા—રુ.
અજગર અકળાયો ઘણુંરે, તલખે ત્રફડાં ખાય;
જિહ્વા અમી શકે નહીંરે, વદનમાં વાધ્યા વૈકુંઠરાય વ્હાલા—રુ.
તીન અંગ્રે જોષ્ટિકા તાળુરે, પીડાર્યું દશમું દ્વાર;
મોટા ધરમાં મૂકયું જાળીયું, થયું અજવાળું અતિકાર વ્હાલા—રુ.
તેને તેજે સર્વ દોળે મહારે, દીઠા દેવ મોરાર,
તાળુવાને માર્ગે કરીરે, નિસર્યાં ગોવાળા બહાર વ્હાલા—રુ.
કૃષ્ણે બેહુ હાથે કરીરે, અધર ગ્રહ્યા પછે બેય,
મધ્યથી ઉતરડી‡ નાંખીયો, અઘાસુરનો દેહ વ્હાલા— રુ.

વલણ

ઉતરડ્યો દેહ અસુરનો, બહુ લીલા કીધી શ્રીભગવાનરે,
અઘાસુર સ્વર્ગે ગયો, બેસી દિવ્ય વિમાનરે.

### કડવું ૪૫ મું-રાગ વેરાડીની ચોપાઈ

અઘાસુર ઉતરડ્યો હરિ, તે ત્વચા§ વન વિષે પાથરી,
વિષ જ્વાળાએ વચ્છ લડથડ્યાં, જિહ્વા કાઢી પૃથ્વી પડ્યાં.
ગોવાળા ધર્યું ઉપર ઢળે, સુધા|| દૃષ્ટિ કીધી સામળે,
ઉતર્યું વીખ આવ્યા ઘટ પ્રાણી, પ્રભુએ પાયું અમૃતઆપણા જાણી.
યમુનાં તટ આવ્યા જદુવીર, તૃષિત વચ્છને પાયું નીર,
જળમાં પધાર્યા અશરણશરણ, વચ્છતાં વપુ કીધાં પક્ષાલણ¶.
ગોપ માત્રે કીધા મર્જન, પવિત્ર કરી પહેર્યાં વસંન$,
શ્રીકૃષ્ણને નમ્યા સર્વે પાય, જીવતદાન દીધું હરિરાય.
વચ્છ જુથને આગળ કરી, અઘચર્મ પાસે આવ્યા હરિ,
અસ્થિ રુધિર માંસ બાળ્યું ઘણું, પવિત્ર ચર્મ રમવાને કર્યું.
વાછરુ વનમાં ચરતાં ફરે, ચર્મ ઉપર બાળ ક્રીડા કરે,
પૌગંડ+ અવસ્થાનું પ્રાક્રમ, અઘાસુર પામ્યો પદ પરમ.
વર્ષ દિવસ વચ્ચે વહી ગયો, ગોપે સમાચાર ગોકુળમાં કહ્યો;
બાર માસ વચ્ચે ગયા વહી, કિશોર અવસ્થા હરિની થઈ.

વલણ

કિશોર અવસ્થા કૃષ્ણને થઈ, શુક કહે સાંભળ રાયરે,
ભટ પ્રેમાનંદ કહે કથા, થયો દ્વાદશમો અધ્યાયરે.

ઇતિ શ્રીમદ્ભાગવતે દશમસ્કંધે દ્વાદશોધ્યાય ॥૧૨॥

* તારા † મુખ ‡ ચીરી § ચામડી || અમિ ¶ ધોવા. $ વસ્ત્ર + પાંચ વર્ષનું

કોઇએક ચાલ મર્થદની* લેતારે, મૃગની પેરે ઠેકડા દેતારે;
બાગ હંસની પેરે ડગ ભરતારે, કળા મોરની પેરે કરતારે.
વ્યાઘ્ર શાર્દૂલની પેરે ધરતારે, કોકીલા† સ્વરે કીર્તન ગાતારે,
વૃષભ રૂપ થઇ સંચરતારે, ભાં-શબ્દ કરી ઓચરતારે.
કો સર્પની ગત ભોંમ્યે ચાલેરે, ઓચિંતા એકએકના પગ ઝાલેરે;
આંબા કુંપળી શિરપર ધરતારે, કો ગૌ થઇને તૃણ ચરતારે.
કો ચોર થઇને નાસેરે, લાવે બંધન કરી કૃષ્ણ પાસેરે;
કો એક ગુંથે પુષ્પની માળારે, કંઠે પહેરી હીંડે ગોવાળારે.
કો દે વાનરની ગત ફાળરે, ધમી ધમી ભ્રહે દ્રુમડાળરે;
કો ભ્રમરની પેરે ભમતારે, નાંખે દડો ગેડીએ રમતારે
કરે ક્રીડા બહુ ઉલટમાંરે, જઈ રહ્યા યમુના તટમાંરે;
સર્વ ગોપને કહે મહારાજરે, આઘા વનમાં જઈએ આજરે.
અવિનાશી વિચારે ઘટમારે, આવ્યાં વાછરું બંસીબટમાંરે;
સુતો અજગર મુખ કરી પહોળુંરે, માંહે પેઠું વચ્છનું ટોળુંરે.
સકળ ગોપે કર્યું ગર્વનરે,‡ દૈત્યમુખ જાણ્યું વૃંદાવનરે,
માંહોમાંહિ ગોપ કરે છે વાતરે, દીસે ઊદવસ્ત વન ઉત્પાતરે.
પ્રૌઢ અજગર મુખની દાઢરે, ગોપે જાણ્યા વનના પહાડરે,
કોશ પર્યંત ગયા કુમારરે, આગળ આવ્યું ઘોર અંધારરે.
વચ્છ ભરાયાં નાસા§ જાળરે, અકળાયા સર્વ ગોવાળરે,
ભાં શબ્દ કરી વચ્છ ધાયરે, અન્યોઅન્ય માંહિ અકળાયરે,
આવે લહેર ઘણી વીખ જ્વાળરે, મૃત્યુ થયા સર્વ બાળરે.

વલણ

બાળ કોલાહલ બહુ કરે, ભરે નયણે નીરરે;
કોણ મૂકાવે સંકટથી, સમર્યા શ્યામ શરીરરે.

કડવું ૪૪ મું-રાગ પરજીયો

રુવે વચ્છ ગોવાળ વાલા, રીઘે લ્યો સંભાળ વ્હાલા—ધ્રુવ
સહાય કરો કૃષ્ણ સામળારે, સમાવો પરિતાપ,
અમો કોણસ્થાનક આવી પડ્યા, ગોપ કરે છે વિલાપ વ્હાલા—રુ
વિષથી થયાં વ્યાકુળ વાછરુરે, નથી નિસરવાની વાટ,
ગોવર્ધન ગોકુળ નવ દીસે, કયાં ગયો યમુના ઘાટ વ્હાલા—રુ
આ નોહે વૃંદાવન પીઠલારે, સ્થાનક કઠિણ કઠોર;
દુર્વાસના પરિતાપ ઘણોરે, અકળાઇએ અંધારું ઘોર વ્હાલા—રુ.
તૃણ શકટ ને બકબકીરે, મોડ્યા જમલ અર્જુન;
તે બળ તારું કયાં ગયુંરે, મૂકાવ યશોદા તંન વ્હાલા—રુ
કંઠ રુંધાએ ગોપનારે, મુખે આવે ફીણ;
લેહેર ખાઈ પડે વાછરુરે, નહીં જીવે દુઝણી ધેન વ્હાલા—રુ
પીડા જાણી વચ્છ પીંડારની, દયાનિધિ ગોકુળરાય,
અજ્ઞાન જણાવ્યું કૃષ્ણજી પેઠા, અજગરના મુખમાંય વ્હાલા—રુ.
અસુર આનંદ્યો અતિ ઘણુંરે, ન હલાવે જિહ્વા દાઢ,
જ્યારે કંઠે આવ્યા કૃષ્ણજી ત્યારે, એકઠા લીધા બે હાડ|| વ્હાલા—રુ.

હાહાકાર થયો સ્વર્ગમાંરે, અટકયો ગગને ભાણ,
ત્રાહે ત્રાહે કરે દેવતા, અજગરે ગ્રસ્યા ભગવાન વ્હાલા—રુ
અભ્રઘટામાં ઉડગણ,* સાથે જેમ ઇંદ્ર કરે પ્રયાણ;
અજગર મુખમાં ગોપ સંગાથે, પેઠા પુરુષ પુરાણ વ્હાલા—રુ.
અમરવૃંદ, આક્રંદ કરેરે, સાવધાન નંદકુમાર;
એ અઘાસુરનું શું ગજું છે, ઉતારવો ભૂભાર વ્હાલા—રુ.
વાછરડાં પાડે રોડીયોરે†, પુચ્છ ચડાવ્યાં શીશ,
ભાં શબ્દ કરે પેટમાં ફરે, દેખી કોપ્યા શ્રીજગદીશ વ્હાલા—રુ.
અસુરે મુખ મેળીયુંરે, હરિએ વધાર્યું તંન,
રુધાયો કંઠ પાપી તણોરે, બાંધ્યાં શ્વાસ પવંન વ્હાલા—રુ.
અજગર અકળાયો ઘણુંરે, તલખે ત્રફોડાં ખાય;
જિહ્વા અમી શકે નહીંરે, વદનમાં વાધ્યા વૈકુંઠરાય વ્હાલા—રુ.
તીવ્ર અગ્ન જેષ્ટિકા તણુંરે, વીડાયું દશમું દ્વાર;
મોટા ઘરમાં મૂકયું જાળીયું, થયું અજવાળું ઝાતકાર વ્હાલા—રુ.
તેને તેજે સર્વ ટોળે મળ્યારે, દીઠા દેવ મોરાર,
તાળુવાંને માર્ગે કરીરે, નિસર્યા ગોવાળા બહાર વ્હાલા—રુ.
કૃષ્ણે બેહુ હાથે કરીરે, અધર ગ્રહ્યા પછે બેય,
મધ્યથી ઉતરડી‡ નાંખીયો, અઘાસુરનો દેહ વ્હાલા— રુ.

વલણ

ઉતરડ્યો દેહ અસુરનો, બહુ લીલા કીધી શ્રીભગવાનરે,
અઘાસુર સ્વર્ગે ગયો, બેસી દિવ્ય વિમાનરે.

કડવું ૪૫ મું-રાગ વેરાડીની ચોપાઇ

અઘાસુર ઉતરડ્યો હરિ, તે ત્વચા§ વન વિચે પાથરી,
વિષ જ્વાળાએ વચ્છ લડથડ્યાં, જિહ્વા કાઢી પૃથ્વી પડ્યાં.
ગોવાળા ધર્ણે ઉપર ઢળે, સુધા|| દૃષ્ટિ કીધી સામળે,
ઉતર્યું વીખ આવ્યા ઘટ પ્રાણી, પ્રભુએ પાયું અમૃતઆપણું જાણી.
યમુનાં તટ આવ્યા જદુવીર, તૃષિત વચ્છને પાયું નીર;
જળમાં પધાર્યા અશરણશરણ, વચ્છનાં વપુ કીધાં પક્ષાલણ¶.
ગોપ સાથે કીધાં મજ્જંન, પવિત્ર કરી પહેર્યાં વસન૯,
શ્રીકૃષ્ણને નમ્યા સર્વે પાય, જીવતદાન દીધું હરિરાય.
વચ્છ જુથને આગળ કરી, અઘચર્મ પાસે આવ્યા હરિ;
અસ્થિ રુધિર માંસ અળગું થયું, પવિત્ર ચર્મ રમવાને કર્યું
વાછરુ વનમાં ચરતાં ફરે, ચર્મ ઉપર બ્રહ્મ ક્રીડા કરે,
પીંગડ+ અવસ્થાનું પ્રાક્રમ, અઘાસુર પામ્યો પદ પરંમ.
વર્ષ દિવસ વચ્ચે વહી ગયો, ગોપે સમાચાર ગોકુળમાં કહ્યો,
બાર માસ વચ્ચે ગયા વહી, કિશોર અવસ્થા હરિની થઇ.

વલણ

કિશોર અવસ્થા કૃષ્ણને થઇ, શુક કહે સાંભળ રાયરે,
ભટ પ્રેમાનંદ કહે કથા, થયો દ્વાદશમો અધ્યાયરે.

ઇતિ શ્રીમદ્ભાગવતે દશમસ્કંધે દ્વાદશોઽધ્યાય ॥૧૨॥

* હાથી † કોયલ ‡ ગમન § નસો || દેહ

* તારા. † બુમો. ‡ ચીરી § ચામડી || અમિ ¶ ધોયા ૯ વસ્ત્ર + પાંચ વર્ષનું

## અધ્યાય ૧૩ મો*

### કડવું ૪૬ મું-રાગ રામગ્રી

પરીક્ષિતવચન:-

બે હું કરજોડી પૂછે પ્રશ્નજી, પરાક્રમ મોટું કીધુ કૃષ્ણજી,
સાંભળીયે વિદાર્યો અઘનો દેહજી, મૂને ઉપન્યો એક સંદેહજી

ચાલ

સંદેહ એક ઉદે થયો, તે નિવારો સ્વામીન,
વચ્છ ભાગની વારતા, ગોકુળમા થઈ તે દિન. ૧
અઘાસુરનો વધ એહ, જાણિયો સમાચાર,
મોટું પરાક્રમ રહ્યું છાનું, ન બોલ્યા મહિના બાર ૨
પાંચમું વર્ષ ઉતરતે, કીધુ એ પરાક્રમ,
સાતમું વર્ષ બેસતે, ગોકુળમાં જાણ્યું કયમ ૩
ક્ષણ એક છાના નવ રહે, ચંચળ સઘળા બાળ,
બાર માસ કેમ બોલ્યા નહીં, એ સંદેહ ટાળો કૃપાળ ૪
સાધુ સાધુ શુકજી કહે, ધન્ય ભૂપતિ ધીમાન†,
એ ભેદ શુભ પ્રગટ કરુ, તે લીલા શ્રીભગવાન. ૫
જેમ વ્યભિચારિણીને નવનવા, પુરુષ વલ્લભ પ્રાણ,
ગોવિંદના ગુણ નવનવા, વલ્લભ ભક્તને નિર્વાણ. ૬
પરાક્રમ પાંચમા વર્ષનું, પ્રસમે જાણ્યું તેહ;
બાર માસ ગોપે શુભ રાખ્યું, તે નિવારૂં સંદેહ ૭
અઘાસુરના ચર્મનુ, પ્રભુએ કીધું પરિસ્તરણું‡,
આર્દ્ર§ ઉપર ગોપ સાથે, બેઠા અશરણશરણ. ૮
શ્રીકૃષ્ણે કીધી ગોપ મંડળી, એકત્ર કીધું અન્ન;
પરમેશ્વર પીરસવા રહ્યા, કરી કટી બંધન ૯
ભાત દાળ ને રોટલી, પકવાન નાના પેર,
શ્રીખંડ કરમો રાયતું, પાપડ કેરી કેર. ૧૦
સારાં ઘૃત નવનીત ગોરસ, જીરા લવણ જુગતે તક્ર;
કૌતક જોઈ શ્રીકૃષ્ણનાં, થયા વિસ્મે ભાનુ॥ શક્ર¶ ૧૧
સપ્ત ઋષિ દિગપાળ દશ, તે દેખી થયા દિગમૂઢ,
આ ગોપમાં બેસી જમે, થયો ઘેલો ગરુડારૂઢ. ૧૨
પુત્ર કહાવે યશોદાનો, અવતર્યો દેવકી પેટ,
બ્રહ્મ ચર્મ ઉપર જમે, ન જુવે ઉચ્છિષ્ટ આભડ છેટ ૧૩
નાનાં બાળક ગોપનાં, જમતા રિસાઈ જાય,
આસને બેસાડે મનાવી, શ્રીકૃષ્ણ લાગે પાય. ૧૪
ગોવાળ બાળનાં લાડ પાળે, જાણી પોતાના દાસ,
જમી ન જાણે પંચ વર્ષનાં, ગોવિંદ ભરાવે ગ્રાસ ૧૫
એક વાટકે ગોરસ પીએ, આરોગે એક થાળ,
કોના મુખનું અન્ન ઝુંટી, જમે ત્રૈલોકયનો પ્રતિપાળ ૧૬
એક અર્ધું જમી રહે ને, બીજનું પીજ્સે નાથ,
જાણને સાટે કામળો હરિ, લુવે અજીઠા હાથ. ૧૭
અર્ધ કરડી ચીરી અથાણાંની, ઝૂંટી લીએ ભગવાન,
જોઈ આશ્ચર્ય પામ્યા દેવતા, ને આવિયું અજ્ઞાન ૧૮
તે જગત પિતાએ જાણીયું, અજ* આવ્યો જોવા ઠામ,
દેખી વિધાતા† વિસ્મય થયો, એ ન હોય કેવળ રામ ૧૯

---

### કડવું ૪૭ મું-રાગ રામગ્રી

ચર્મ ઉપર બ્રહ્મ તે કેમ જમે, જોઈ બ્રહ્માજી ભુલો ભમે-ધ્રુવ.
જેના નાભિકમલથી હું થયો, જે ઘટઘટ રામ રમી રહ્યો,
જેણે રાવણાદિક રોળીયા,તે કેમ જમે ગોપના જુઠા કોળીયા-ચર્મ
વૈકુંઠનું આસન પરહર્યું. લીધું અજગરનું ચર્મ પાથર્યું.
વળગ્યું રુધિરપગની પેનીએ, એને વિષ્ણુ કરી કેમ માનીએ-ચર્મ.
જે યજ્ઞ વિષે આવે નહીં, જેને આધારે પ્રજા રહી,
નથી ખટદર્શનમાં દીસતો, તે કેમ હીંડે ગોવાળાને પીરસતો-ચર્મ.
પોતે સૃષ્ટી માંહિ નથી ઘડ્યો, તોયે બ્રહ્માને ભૂલો પડ્યો;
પ્રેમાનંદ પ્રભુ સીતાપતિ, તેને જાણે શિવ જેવા જતિ-ચર્મ

### રાગ દેશી ચાલતી

શુકજી કહે સુણ ભૂપતિ, ભૂલ્યો પ્રજાપતિ ગહનગતિ,
જોઈ બાળ લીલા અતિ થઈ, ભ્રષ્ટ બ્રહ્માની મતિ ગઈ. ૧
સર્વ દેવનાં ગયાં દૈવત ધર્મ, જે આને માને છે બ્રહ્મ,
ચર્માસન ઉચ્છિષ્ટ ભોજન, એ પામર જીવનું કર્મ. ૨
વળી વિધિ મનમાં વિચારે, જે મેં તો નિરખ્યો નથી,
કાંઇ નિશ્ચે કરી પાછો ફરુ, જોઉં જીવ કે કમળાપતિ. ૩
પ્રપંચ કીધો પદ્માસને, શ્રીકૃષ્ણ છે સચરાચર,
વેગળે ગયાં તૃણ ચરતાં, હરણ કીધાં વાછરુ ૪
વચ્છ મૂક્યાં બ્રહ્મ લોકમાં, વળી બ્રહ્માજી આવ્યા ફરી,
ચોર કર્મ ચતુરાનનનું, તત્કાળ જાણ્યું શ્રીહરિ. ૫
જગત પિતાએ હું જીવ જાણ્યો, જમતો જોઇ ગોપયુક્ત,
ઈશ્વર તત્વ દેખાડું હું મારું, અર્ભકપણું‡ નહીં ઉક્ત. ૬
વિશ્વાત્માએ વિચાર્યું મનમા, પાડું વિધિને વિપત્ત,
એને બ્રહ્મલીલા દેખાડું, આદર કરી અગત્ય. ૭
ગોવાળાને શ્રીહરિ કહે, ભોજન કરો થઈ સ્વસ્થ,
એણીવારે વારો મારો, હું વાળી લાવું વચ્છ ૮
સર્વ ગોપ કહે ગોવિંદને, શીઘ્ર આવજો સ્વામિન,
કંઠે અન્ન ન ઉતરે, તમ વના પ્રાણજીવન ૯
કર આંગળીના અંતરમાં, દીધા અથાણા ગ્રહણ,
હાથમા લઈ કોળીયા કહે, જાઓ અશરણશરણ ૧૦
તમો આવ્યા પછી ગ્રાસ ભરશું, પ્રીતે કહે પીંડાર;
શ્રીકૃષ્ણ ગયા વચ્છ વાળવા, તે દૂર નંદ કુમાર ૧૧
બ્રહ્માજીએ ભોજન કરતા, હર્યો સર્વ ગોવાળ,
વિધિ કહે જોઉં ઈશ્વરપણું, શું કરે નંદનો બાળ. ૧૨

---

* આ તેરમા અધ્યાયમાં બ્રહ્મા માયાવડે વાછડાં અને ગોપને હરી જતાં શ્રીકૃષ્ણે તે સર્વ રૂપ થઇ એક વર્ષ સુધી તેજ પ્રમાણે લીલા કીધી, તેની કથા છે. † બુદ્ધિવાળા ‡ બેસવાનું પાથરણું § સર્પનું ચામડું ॥ સૂર્ય ¶ ઇન્દ્ર

* બ્રહ્મા † બ્રહ્મા ‡ બાળપણું

વલણ

બાળક એ નંદ ગોપનો, એ મંદિર કેમ જાશે ફરીરે;
જણાશે જીવ કે ઈશ્વરપણું, વચ્છ ગોપને વિધિ ગયો હરીરે. ૧૩

### કડવું ૪૮ મું–રાગ સારંગની ચોપાઈ

શ્રીકૃષ્ણે જોયું વન ઉભાં રહી, ત્યાં વચ્છ એક દીઠું નહીં;
વિશ્વાત્માએ કીધો વિચાર, કાંઇ એક કારણ થયું નિરધાર.
નહીં દાનવ રાક્ષસ અહીં કોય, કાંઈ એક છળ દેવતાનો હોય;
કયો દેવ એવી માયા કરે, કે વચ્છ જૂથ હેલામાં* હરે ?
જેણે હું સાથે છળ કીધું આમ, સર્વથા એ બ્રહ્માનું કામ,
શ્રીકૃષ્ણ પધાર્યા પાછા વળી, સ્થાન થકી ગઈ ગોપમંડળી.
સચ્ચિદાનંદે કીધો વિચાર, હિરણ્યગર્ભે હર્યા સર્વ કુમાર;
મમ પરીક્ષા કાજ હર્યાં વચ્છ ગોપ, ન ઘટે મુજને કરવો કોપ
મારી માયા બળવંત ઘણી, કેમ તરે બુદ્ધિ બ્રહ્મા તણી ?
શિવ જાણે કિંવા જાણે નહીં, તો કોણ આશરો અજનો અહીં !
ગોપ વિના ઘરે કેમ પરવરું ? મરે દુઝણી ગાય વિના વાછરું;
કેમ બ્રહ્માની હું પ્રાર્થના કરું, જે આપ વિધિ પાછા વાછરું ?
મમ નાભિકમળનું જંતુ એહ, કિંવા ગોપ હરી ગયો ગેહ†;
પુત્ર વિના ગોપી સૌ આવટે, મુને એકલાં ઘેર જાવું ન ઘટે.
એ પૂર્ણ પરીક્ષા મારી કરે, રાજસ ગુણનો ગર્વ ઉતરે;
હવે ભાગ્ય વ્રજવાસી તણું, હું અભિમાન બ્રહ્માનું હણું.
સર્વ પિતામહ શ્રીવાસુદેવ, નવાં વચ્છ કીધાં તતખેવ;
પ્રગટ્યા ગોપ નવા તતકાળ, પૂર્વે જેવાં હુતાં બાળ.
પુચ્છ નેત્ર નાસા ને કર્ણ, સકળ વચ્છના તેવા વર્ણ;
પુષ્ટ ત્યાં પુષ્ટ દુર્બળે દુર્બળ, કો શીત સ્વભાવ કોઇએક ચંચળ.
શ્યામ શ્વેત ને ગોરાં હરણાં, ભાં શબ્દ કરે મુખમાં તરણાં;
નાનાં મોટાં મીંઢા જેવા શીંગાળ, ભડકતાં ફરકે દેતાં ફાળ.
જેવાં હુતાં તેવાં કીધાં યદુરાય, વેણુ સાંભળી નમે પ્રભુને પાય,
તેમના તેમ કીધા ગોવાળ, તેવી વાણી પરમ રસાળ
તેવા સ્વભાવ તેવાં આચર્ણ, ગૌર શ્યામ કો ઘઉંલે વર્ણ,
તેવાં વસ્ત્ર તેવા શણગાર, મુગટ ધાબળી ગુંજાહાર.‡
તેનાં નામ લીધે બોલે તતકાળ, આપ આપણાં વચ્છ વાળે ગોવાળ;
ગોપનાં નામ પાઠે આવડે, અજનારો કેમ ભૂલો પડે.
કર્તુંમકર્તું સમર્થ શ્રીહરિ, હેલામાં ગોપ મંડળી કરી,
લક્ષ બ્રહ્માએ કીધું આક્રમ, પણ મરણબ્રહ્મ જીતાંએ કયમ.
જે નવા ગોપ કીધા શ્રીપતિ, અઘાસુરનું મૃત્યુ તે જાણતા નથી,
દૈત્ય પતન તે પૂછે થયા, સંધ્યા સમે શ્રીગોકુળ ગયા.
શુકજી કહે શી રીતે બન્યું, કૌતક શ્રીકરુણામય તણું;
વાગે મહુઅર વેણુ રસાળ, આગળ વચ્છ પુંઠે ગોવાળ.
કુસુમ હાર નાનાવિધ ધરે, ચટે પ્રહાર દડા ઉપરે,
મધ્યે શ્રીકૃષ્ણ ફરતા શિશુ, વાળી પલવટ હાંકે પશુ.

વચ્છ ખરીની રેણુ ઉડે છે ઘણી, રેણુયુક્ત દેહ ત્રિકમ તણી;
ગોપવધૂ દર્શન કારણે, રહી ઉભી બારણે બારણે.
પ્રબળ ગતિ પરમેશ્વર તણી, પૃથક્ ગોપ ગયા ઘર ભણી;
આપ આપણે ઘેર વાછરુ ગયાં, જઈ બંધન ખીલે ઉભાં રહ્યાં.
હિંસારવ શબ્દ સુરભિ ભણે, દ્વિગુણ હેત વચ્છ ઉપર ગણે;
સર્વે દૂધ વણ દોયે ગાય, વહે પ્રવાહ ગૌશાળા માંય.
તે નવાં વચ્છ ગૌ જાણે નહીં, અદ્ભુત માયા શ્રીહરિની થઈ;
ગોપ સર્વે મંદિરમાં ગયા, દ્વિગુણ વલ્લભ માતાને થયા.
આપ આપણે સ્થાનક બેઠા જઈ, છે કૃત્રિમ પણ કો ભૂલ્યા નહીં;
કુટુંબ માત્રનાં જાણે નામ, જેણિકા વસ્ત્ર મૂકે નિત ઠામ.
તે સ્થાનક બેસી કરે ભોજન, જનની પ્રીતે પીરસે અંન;—
રસોઈ કરાવી ગયા વન જેહ, ગોપે માગ્યું અંન તેનું તેહ.
ન પડે ભ્રાંતિ પ્રીતિ થઈ ઘણી, અદ્ભુત લીલા કેશવતણી,
વળી સાંજ પડે વળી વહાણુ વાય, કૃત્રિમ ગોપ નિત્યે વન જાય.
પણ સંકર્ષણ તે પ્રીછે નહીં, જે નવી સૃષ્ટિ અનોપમ થઈ;
ભૂલ્યો સોયંગમ* માયા ઘણી, યદ્યપિ નવ કુળનો છે ધણી.
યદ્યપિ ત્રેતાયુગે શ્રીપતિ, પણ બળિભદ્ર પાર પામતો નથી;
અઘનું ચર્મ દીઠું હળધરે, તે ઉપરે નિત્યે ક્રીડા કરે.
જાણ્યું સદૈવ એ દીસે ચર્મ, પણ ન પ્રીછ્યું હરિનું પ્રાક્રમ;
નવા ગોપ વનમાં કરે વિલાસ, વહી ગયા એમ દ્વાદશ માસ.
બ્રહ્માએ મનમાં કર્યો વિચાર, જોઉં શું કરે નંદકુમાર;
પ્રગટ થાશે ઈશ્વરપણું, જે પ્રાક્રમ લોકમાં છે ઘણું.
આવ્યો અજ જોવા ઉદ્યમ, દીઠાં ગોપ વચ્છ તેમનાં તેમ,
ગોપ મંડળ ત્યાં દર્શન દીસે, સર્વ બાળકને પ્રભુજી પ્રીસે.†
વાછરડાં તેવાં તેટલાં ચરે, બ્રહ્માજી મન સંદેહ ધરે,
આ કીધાં ને કીધાં મેં હર્યાં, કે બ્રહ્મ લોકથી હેઠાં ઉતર્યાં !
એણે નવાં તો નથી કીધાં, હું લઈ ગયો તે તાણી લીધાં !
એવો સંદેહ મનમા ધરી, બ્રહ્મલોક ગયા બ્રહ્મા ફરી.
જુવે તો વચ્છમૂક્યાં ત્યાંના ત્યાંય, વળીવિધિ આવ્યો વૃંદાવનમાય,
વળી તેવાં દીઠાં વચ્છ બાળ, પ્રભુએ બ્રહ્મા નાખ્યો માયા જાળ.
અજને આશ્ચર્ય અંતર વસ્યું, શ્રીકૃષ્ણે પ્રગટ્યાં બાળક પશુ,
ગાય ચરવા જતી વન વેળી, તે દહાડે વચ્છને આવી મળી.
સામળીએ મેલ્યો સંકેત, દેખાડવા ગૌ વચ્છનું હેત,
દેખી વચ્છને સુરભિ ધસી, શકે પ્રેમબાણ મૂક્યું કસી.
એવું હેત પ્રસુતા નવ કરે, ચાટે હીંસે વચ્છ પૂંઠે ફરે;
એવે આવ્યા વૃદ્ધ ગોવાળ, ધાઈ હૃદયે લીધાં નાનાં બાળ.
થઈ દીનાનાથની મોટી દયા, સર્વે ચતુર્ભુજ ગોવાળા થયા;
તેણે પીતાંબર કીધાં પરિધાન, સકળ બાળ થયા શ્રીભગવાન
સંકર્ષણને સંદેહ થયો, મધ ભેદ ભૂધરનો લહ્યો;
શ્રીકૃષ્ણ સામું જુવે ફરી ફરી, ભૂલ્યો ભ્રાત હરિએ માયા વિસ્તરી.

* ક્ષણમાં † ઘેર ‡ ચણોઠીની માળા

* શેષનાગ બળભદ્ર † પીરસે

બ્રહ્માએ કૌતક દીઠું અપાર, ચતુર્ભુજ થયા ગોપકુમાર;
એકેકું બ્રહ્માંડ ગોપ પૂઠળે, એકેકો બ્રહ્મા તે પૂઠળે.
બહ્માં શંખ ચક્ર ગદા સારંગ, દીસે ગોવાળા સર્વ શ્રીરંગ;
વિરંચી જોઈ વ્યાકુળ થયો, યશોદા પુત્રનો મહિમા લહ્યો.
એ પૂરણ બ્રહ્મ છે પરાત્પર, હું અજ્ઞાની પ્રાણી છું પામર;
એ સર્વેશ્વર પરમેશ્વર રામ, નહીં એ સાથે અટક્યાનું કામ.
એ સચ્ચિદાનંદ કલ્યાણ શિવ, હું અપરાધી છું માયા જીવ;
પરીક્ષા કરતાં થયો અપરાધ, વિવાદ કર્મે થયો હું બાધ.
ક્રૂર દૃષ્ટિ માધવની થઈ, હવે નિશ્ચે મારી પદવી ગઈ,
પ્રભુ કોણ પ્રકારે કરુણા કરે, જે ચડ્યો ક્રોધ પરબ્રહ્મનો ઉતરે?
મુને પરીક્ષાનો લાગો સ્વાદ, થયો પરમેશ્વર સાથે વાદ,
સમાધાન શી પેરે થાય? હું પડું જઈ પ્રભુજીને પાય.
બ્રહ્માનું હારદ પ્રભુએ લહ્યુ, ત્યારે ગોપ રૂપ પોતાનું ગ્રહ્યું;
બ્રહ્માંડ બ્રહ્મા ચતુર્ભુજ બાળ, તે હરિએ રૂપ હર્યું તત્કાળ.
તવ ગોપ વેષ ગોવિંદજી થયા, પીરસવા પલવટ વાળી રહ્યા;
પછે હંસ થકી હેઠા ઉતર્યા, શ્રીકૃષ્ણ શર્ણે બ્રહ્મા સંચર્યા.
સાંભળ પરીક્ષિત ચતુરસુજાણ, બ્રહ્મા નિમેષ તણું પ્રમાણ;
ત્રીશમો ભાગ નિમેષનો રાય, તે વર્ષ એક આપણનું થાય.
પછે અષ્ટભુજ સંપુટ કરી, વિનય યુક્ત વાણી ઓચરી,
પ્રજાપતિ હરિને લાગે પાય, પૂર્ણ થયો ત્રયોદશમો અધ્યાય.
સકળ શાસ્ત્ર નિગમનું તત્વ, સર્વ શિરોમણિ શ્રીભાગવત;
તે મધ્યે ઉત્તમ દશમસ્કંધ, મેં કીધું પ્રાકૃત પદબંધ.
કથા પ્રસંગ એકે નવ પડે, ચાલ્યો જાઉં સીધે સેરડે,
આપાસા ભટ વાંચે સંસ્કૃત, આપાસા મારું પ્રાકૃત.
આપાસા અધ્યાશ્લોક સંબંધ, આપાસા કડવાં ચોપાઈબંધ;
નથી દીધો વાદ વચન પ્રકાશ, જેમ શ્રોતાને આવે વિશ્વાસ
રખે જાણો કીધું અભિમાન, વક્તા કવિતા શ્રીભગવાન;
રામચરણ કમળ મકરંદ, લેવા ઈચ્છે પ્રેમાનંદ.

વલણ

પ્રેમાનંદ ભજે સીતાપતિ, જેમ માયાથી મૂકાયરે;
સૂત પુરાણિક કહે કથા, થયો ત્રયોદશમો અધ્યાયરે.

ઇતિ શ્રીમદ્ભાગવતે દશમસ્કંધે ત્રયોદશોઽધ્યાય: ॥ ૧૩ ॥

---

## અધ્યાય ૧૪ મો*

### કડવું ૪૯ મું–રાગ પરજીયો

બ્રહ્મા સ્તવે પરબ્રહ્મ સ્વામ, મુને લાગું માયા કર્મ સ્વામી–ધ્રુવ.
ગોપ દેખે નવ સાંભળે, નવ દેખે સંકર્ષણ;
હિરણ્ય ગર્ભ આવી સ્તવે, નમો નારાયણને ચર્ણ. સ્વામી–બ્ર.
ત્રૈં સ્થાનું તું સહસ્રશીર્ષી, તું અવિગત અપરંપાર;
તારી †સત્તાએ પરમેશ્વર રહ્યો છે, સર્વ સંસાર. સ્વામી–બ્ર.
તારાં નાભિકમળથી ઉપન્યો છઉં, પામર પ્રાણી હુંય;
અવતાર ઉદ્ભીજ જીવનો હું, તુજને જાણું શુંય. સ્વામી–બ્ર.
મૂને કર્મ સોંપ્યું તેં આમળા, હું કર્તા કહેવા માત્ર;
હું પ્રજાને ભાંજું ઘડુંરે જેમ, કુંભારનાં ઘટ પાત્ર. સ્વામી–બ્ર.
સત્વ રજ તમો ગુણે કરીરે, તેં બાંધ્યું જગત જગદીશ;
તમો માયા મૂકી મુને ભૂલવ્યો, તો હું ઉપર શી રીસ. સ્વામી–બ્ર.
શ્રીકૃષ્ણ દેવને પરહરીરે, જે કો પૂજે બીજો દેવ;
અંતર આણી પૂજશે તેની, અફળ જાશે સેવ. સ્વામી–બ્ર.
જેમ કો ખાંડે કુસકારે, પણ તાંદુલની પ્રાપ્તિ ન થાય,
અન્યભક્તિ તેવી જાણવી, તુજ વિના ગોકુળરાય. સ્વામી–બ્ર.
દેવ બ્રાહ્મણ ગૌ પૂજવાંરે, જાણે અંતર્યામી રામ,
હરિ વિના અન્ય ભાવે નહીં, તે તો પામે પરમ ધામ. સ્વામી–બ્ર.
આદિ મધ્ય અંત તું હરિરે, સંસાર બાંધ્યો એક સૂત્ર,
મેં મત્સ્ય ચિદાનંદ ઓળખ્યો, થયો ગોકુળનંદનો પુત્ર. સ્વામી–બ્ર.
ભ્રાંતિ પડી મન માહરેરે, આર્દ્ર* ચર્મ આસંન,
ઉચ્છિષ્ટ અંન ગોવાળનું, કેમ બ્રહ્મ કરે ભોજંન. સ્વામી–બ્ર.
હું અજ્ઞાની અલ્પ જીવ છું રે, જેવાં જળચર મચ્છ ને કચ્છ,
તે અપરાધ ક્ષમા કરો સ્વામી, મેં હર્યાં ગોપ ને વચ્છ. સ્વામી–બ્ર.
પ્રભુ તો હું જાઉં થાનકેરે, કૃપા દૃષ્ટે જુવો એકવાર;
તે અપરાધ ક્ષમા કરો સ્વામી, જે મેં કીધો અહંકાર. સ્વામી–બ્ર.
આપણા સેવક તણીરે, તમો સદાય રાખો લાજ;
તે અપરાધ ક્ષમા કરો સ્વામી, મેં મનુષ્ય જાણ્યા મહારાજ. સ્વા–બ્ર.
તું નિમેષમાં જગત ભાંજે ઘડેરે, સર્વ શક્તિમાન સમર્થ;
મેં વ્યાપક રૂપ ન ઓળખ્યું, પ્રભુ થઈ આવ્યો અનર્થ. સ્વામી–બ્ર.
વૃંદાવન વૈકુંઠ જાણુંરે, ગોકુળ તે પરમ ધામ;
કોટિજ્ગત તીરથ વાસો વસે, જ્યાં હરિ કેશવરામ. સ્વામી–બ્ર.

વલણ

રામ કૃષ્ણ જ્યાં દેહ ધરે, ત્યાંજ વૈકુંઠ ઠામરે;
ભટ પ્રેમાનંદ કહે કથા, ભાઈ ભજો સીતારામરે.

---

### કડવું ૫૦ મું–રાગ મારુની–ચોપાઈ

કરે સ્તવન ચતુરાનન, કીજે કરુણા કમળ લોચન;
હું છું માયા મગ્ન અપરાધી, રાજસ ગુણે કુવિદ્યા વાધી.
તું છે સત્ય અસત્ય સંસાર, દૃષ્ટિ પદાર્થ સર્વે વિકાર;
સત્વ રજ તમો ગુણ ત્રણ, તેથી અળગો અશરણશરણ.
તેં ત્રિગુણે જગત સાંકળીયું, વિશ્વ માયા †પંકમાંત કળીયું.
તું અક્ષર અભેદ અવિનાશ, તેજ કળા કોટી પ્રકાશ.
ઉત્પત્તિ સ્થિતિ લય નહીં તારે, બ્રહ્માંડ કોટી તારે આધારે.
તું તે વિશ્વ પિતામહ સ્વામી, સર્વ જીવનો અંતર્જામી.
સ્થાવર જંગમમાં રહ્યો વ્યાપી, પંચમા'ભુતને સત્તા આપી;
તું તે સરજે પાળે સંહારે, એકલો અનેક રૂપ વિસ્તારે.

---

* આ ચૌદમા અધ્યાયમા પ્રભુનું અદ્ભુત ચરિત્ર દેખી તેનો નિશ્ચય કરવામાં અશક્ત થયેલા ને મોહ પામેલા બ્રહ્માએ ભગવાનની સ્તુતિ કરી, તેનો ત્યા પ્રસંગ છે

* મરેલા સર્પનું તાજું † માયારૂપી કીચડમાં.

તું તે સૂક્ષ્મ મધ્યમ સ્થૂળ, તું તે સકળ સૃષ્ટિનું મૂળ;
તું તે ઘટઘટ દેહનો ધારી, સ્વરૂપ અરૂપ શૂન્યાકારી.
ઘટઘટ મધ્યે ગુપ્ત રહે છે, તું સમગ્ર વપુને વહે છે,
દેવ દાનવ માનવ પશુ, સઘળે બ્રહ્મ સ્વરૂપ વસ્યું.
કીડી કુંજર પર્વત રાઈ, સમાન રામ તું રહ્યો સમાઈ;
વિરાટ વામન બાળમુકુંદ, તું સર્વમય શ્રીગોવિંદ.
સર્વ સૃષ્ટિ સંહાર કરી, પ્રયાગ વટપત્રે સુવો છો હરિ,
તારા મુખમાં જગત સમાય, ભૂલે માર્કંડેય જેવા ઋષિરાય.
ચારે વેદ તે તારો શ્વાસ, તુંને નેતિ નેતિ કહે અવિનાશ;
નાભિકમળથી મુજ જન્મ થાય, હું નિરમું સૃષ્ટિ તારી સત્તાય.
તારી સત્તાએ હું લખું લેખ, તારી સત્તાએ ધરા ધરે શેષ;
તારી સત્તાએ સૃષ્ટિ ધરે ભોમ, તારી સત્તાએ સૂર્ય તપે વ્યોમ.
તારી સત્તાએ પવન ગતિમાન, તારી સત્તાએ ઇંદ્ર રાજ્યધાન;
તારી સત્તાએ મેઘ જળ વર્ષે, તારા દર્શનને શિવ તરસે.
સર્વ દેવનું દૈવત તુંય, પામર પ્રાણી સમજે શૂંય;
તુંને મૂકી અન્યને ઉપાસે, તેના બેહુ પદારથ જાશે.
મૂકી સાળને કુસકા ખાંડે, આચરે અન્ય માર્ગ તુજને છાંડે;
મૂકી ગંગાજળ કૂપનું આણે, મૂકી ગજ ને મહીષ પલાણે.
મૂકી દેવ દૈતને ધાય, પાળે અજા પરહરી ગાય,
લંપટ સ્ત્રી ભજે અન્ય સ્વામી, તારી ભક્તિ વિના લાગે ખામી.
જે વેદ માર્ગ મૂકી છાંડે, અન્ય માર્ગ પાંખડ માંડે;
તુજને મૂકી પૂજાવે આપ, તેને કોટી હત્યા શિર પાપ.
અન્ય દેવ પૂજવા વિષ્ણુ જાણી, સઘળે વ્યાપક સારંગપાણી,
સમદર્શી જે જન થાશે, તે મનસા વાચા વૈકુંઠ જાશે.
થાશે અન્ય માર્ગની મમતા, તે જન મરશે ભવમાં ભમતા,
જો રહ્યો મનમાં રાગ દ્વેશ, તો કિંવા ધર્યો તાપસ વેષ.
અહંકાર કામ ક્રોધ મત્સર, તે તસ્કર લૂટે જીવનું ઘર;
પ્રાણી થયો માયાબંધ જુક્તિ, નથી કીધી જ્યાંલગી તારી ભક્તિ.
ત્યાં લગી જીવને જમ દર્શન, જયાં લગી નથી તારૂ ભજન;
ત્યાં લગે આવાગમન જન્મ મર્ણ, જ્યાં લગે ન સેવ્યાં તમારાં ચર્ણ
જે કોઈ અન્ય દેવને ધાય, તે વિમાને બેસી સ્વર્ગે જાય;
ક્ષીણ પુણ્યવડે મૃત્યુ લોક, ફરી ભોગવે તે હર્ષ શોક.
તારે ચરણે જે મસ્તક નામે, તે ધ્રુવની પેરે પદવી પામે;
અચળ પદવી પામે પ્રાણી, એવું નિશ્ચે કહે વેદવાણી.
પ્રભુ તે વચ્છ ગોપ ઉપજાવ્યાં, તમો વચ્છ થઇ સુરભિને ધાવ્યાં;
કોનો પુત્ર થયો, કોનો ભાઇ, ગોપ રૂપ થયા જદુરાઇ.
લીજે મૂળગાં વચ્છ ને ગોપ, મુજ ઉપરથી ઉતારો કોપ;
એવું કહી પગે પડ્યા બ્રહ્માય, હરિ આગળ ગોલાંટા ખાય.
શિરના કેશે નાસાગ્ર* લુવે, અષ્ટ નેત્ર ભરી અજ રુવે;
બ્રહ્માને કર ગ્રહી બેઠો કીધો, હરિએ હૃદયા સાથે લીધો.

મસ્તક ઉપર ધરીઓ હાથ, હસીને બોલ્યા ગોકુળનાથ;
મેઘ ગંભિર સુધા સમાન, મધુર વચને વદે ભગવાન.

શ્રીકૃષ્ણ ઉવાચ:—

દુસ્તર પ્રબળ છે મારી માયા, મોટા જોગેશ્વર લેવાયા;
માયા શિવ સનકાદિકને દમે, માયામાં લક્ષ્મી સૂતાં ભમે.
મારી માયાથી તરે મારો દાસ, જે તજે વિષય ને વિલાસ;
બ્રહ્મા તુંને લાગ્યું રાજસ કર્મ, તમો ન જાણો ભક્તનો ધર્મ.
તું ઉપર નથી ક્રોધે ભરાયો, મેં માયા મૂકી તુંને વાહ્યો;
મારા ભક્ત સાથે જો વઢશો, તો બ્રહ્મલોકથી હેઠા પડશો.
એવું કહી વિધિને કીધો વિદાય, પ્રજાપતિ નમ્યો પ્રભુને પાય;
બ્રહ્મલોક ગયા અષ્ટપાણિ, મૂક્યાં વચ્છ ગોપવૃંદાવન આણી.
ચર્મ ઉપર ગોપ બેસાડ્યા, હરિએ પહેલાંના સર્વ લય પમાડ્યા;
નવાં વચ્છ કીધાં અંતર્ધાન, જૂનાને વાળવા ગયા ભગવાન.
હરિ ફરી આવે ગોપ ઇચ્છે, પાસેથી બળિભદ્ર કાંઇ ન પૂછે,
હરણ કરી ગયા પ્રજાપતિ, તે વચ્છ ગોપ જાણતા નથી.
દ્વાદશ માસ નિમેષ સમાન, મૂળગી વાતનું રહ્યું છે જ્ઞાન;
જુવે વાટ આવે અવિનાશ, કરતળ માંહિ અંનના ગ્રાસ.
અથાણુંની ચીરી અંગુલીમાં ભરાવી, એવી માયા શ્રીકૃષ્ણે ઉપજાવી,
તે નથી થયાં કોહ્યાં ટાઢાં અંન, વચ્ચે વહી ગયો વર્ષ દંન.
કીધું કૌતક શ્રીવનમાળી, વાયદો પાળ્યો આવ્યા વચ્છ વાળી,
હસી ગોપ કહે છે વચંન, પધારો નાથ કીજે ભોજંન.
બળિભદ્ર ગોપ સહુ સાથે, તે અંન લીધું વૈકુંઠનાથે;
છે અંન વાસી ટાઢું કોહ્યું, જોયો પ્રેમ અંન નવ જોયું.
બ્રહ્મા જાણે હું જમવા જાઊં, ગોવાળા સરખો પાવન થાઊં;
અંન પડશે ભૂમિ મોઝાર, તેને વીણી કરીશ હું આહાર.
કમળાનાથે કૌતિક કીધું, રજ માત્ર પડવા નવ દી!
બ્રહ્મા આકુળવ્યાકુળ થાય, મનથા હરિપ્રસાદમાં જાય
વિરંચીએ વિચાર્યું મન સાથ, નદીમાં મછણ*લેશે યદુનાથ
શુદ્ધાચમન કરતાં પડશે અંન, તેનું હું જઇ કરુ ભોજંન
મચ્છ રૂપ બ્રહ્માએ લીધુ, જાણ્યું મારુ કારજ સીધુ
બ્રહ્મા આવ્યો જાણી યદુનાથ, કામળે લુયા અજીઠા હાથ
(પણ)પ્રસાદ બ્રહ્મા પામ્યો નહીં, એ ટિપ્પણ†કથાવિસ્તારીક
હરિપ્રસાદ મહિમા જાણે સંત, શું જાણે વિષયી પામર જંત
સંધ્યા સમે ગોપ યદુરાય, તે પધાર્યો ગોકુળ માંય
ઘેર ઘેર વળાવ્યા ગોવાળ, સાંભળ કથા પરીક્ષિત ભૂપાળ
ગોપ કહે સુણો નંદમહારાજ, શ્રીકૃષ્ણે અજગર‡ માર્યો આજ
મોટું પરાક્રમ પ્રભુએ કર્યું, રમતા તેનું ચમ પાથર્યું
ઘેર ઘેર મહિમા કેશવતણો, કંસે જાણ્યું આજ અઘાસુર હણ્યો
એવી માયા મોહનની થઇ, પણ અસુર કો પૂછ્યા નહીં
પૌગંડ§ અવસ્થાનું પરાક્રમરાય, જાણ્યું કિશોર અવસ્થા માંય
બ્રહ્મા નિમેષ વર્ષ વહી ગયું, સંદેહ નિવારણ કારણ કહ્યું

* નાકનો આગલો ભાગ.

*. મુખ ધોવું તે અથવા ચળુ દેવું † સંક્ષેપ. શ્રીધર સ્વામિ ટીકા ઉપરથી. ‡ મોટા સર્પ. § પાંચ વર્ષની અંદરમાં જે અવસ્થા

એ બ્રહ્મસ્તુતિ જે કોઇ સાંભળે, ચૌર કર્મનું પાતિક* ટળે;
ગંગાસ્નાન એક શ્લોક વળે, બ્રહ્મહત્યાદિક પાતિક જળે;
એ શાસ્ત્રથી જોડી છે કથા, મેં શુકવાણી જાણી યથા;
સાંભળો શ્રોતા પુણ્ય પવિત્ર, થયું પૂરણ સમમું ચરિત્ર.
ભજો સીતાપતિ રઘુવીર, જેમ પામો ભવજળ તીર;
કહે પ્રેમાનંદ શ્રીરામ, જિહ્વાએ રમજો તારુ નામ.

વલણ

રામ હૃદય રહેજો સદા, શુક કહે સાંભળ રાયરે;
ભટ પ્રેમાનંદ કહે કથા, થયા ચતુર્દશ અધ્યાયરે.

ઇતિ શ્રીમદ્ભાગવતે દશમસ્કંધે બ્રહ્માએ કરેલી સ્તુતિ નામનો
ચતુર્દશોધ્યાય ॥ ૧૪ ॥

## અધ્યાય ૧૫ મો†

### કડવું ૫૨ મું-રાગ કેદારો

શ્રીશુકજી કહે સુણ રાયરે, શ્રીકૃષ્ણ તણો મહિમાયરે,
કાંઇ ગાયચારવાની મનષા થઇરે, પૌગંડ અવસ્થા વહી ગઇરે.
કિશોર અવસ્થા થઇરે, કરુણામયની લીલા કેમ જાય કહીરે,

ચાલ

કહી ન જાય અદ્ભુત લીલા, થાકાં મન બુદ્ધિ વાણી,
નેતિ નેતિ‡ નિગમ પોકારે, શું કહે પામર પ્રાણી? ૧
યથા બુદ્ધિ તથા કહું કથા, વૃથા ધરું વક્તા નામ,
કવિ વ્યાસ વક્તા શુક સ્વામી, પરીક્ષિત પરમ ધામ. ૨
માયા મગ્ન મનુષ્ય અપરાધી, વિપ્ર પ્રેમાનંદ નામ,
શું પ્રાકૃતબંધ બાંધે ભાગવતનું, કરતા હરતા શ્રીરામ. ૩
પરીક્ષિતને કહે ગર્ભ યોગી, શૌનિકને સૂત પુરાણી,
છે પાવન અધ્યાય પંચદશમો, ચારે ગૌ ચક્રપાણી. ૪
વાછરુ લઘુ ગોપને સોંપ્યાં, ગોવિંદ ચરાવે ગાય;
આપ સમાણાં§ બાળક સંગે, નિત્યે વૃંદાવન જાય. ૫
નિત્ય નિત્ય રંગ તરંગ ઘણેરા, રમત રમે રણછોડ,
પ્રબળ ભાગ્ય ગોપનાં દેખી, દેવને થાએ કોડ. ૬
દ્રુમ વેલી ફૂલી વૃંદાવન, ફળી વનસ્પતિ અષ્ટાદશ ભાર;
નાનાવિધ કુસુમ બહુ રંગી, ષટપદ‖ કરે ગુંજાર. ૭
રુચિત શબ્દ વિહંગમ¶ બોલે, ડોલે લતા વાયુ વેળ;
પંડિત પંખી હરિજશ ભણતા, પોપટ બેઠા કેળ. ૮
શ્રીફળ ફોફળ સરઘુ સીમળ, સાદડીયા સીસમ સાગ,
અગર તગર મળીયાગર બીલી, ચંદને ચડીયા નાગ. ૯
આંબા આંબલી કોઠી કાચકી, કદમ વૃક્ષ શોભાળ,
પીપળા પીપળી આશોપાલવ, વટ લટે હીંચે ગોવાળ. ૧૦
મોગરા માલતી વેલ વાળો, કુશ વર ભાણુના ભોથાં;
ચારોળી ચંપક ચંબેલી માંહે, મધુકર ખાયે ગોથાં. ૧૧
જાઇ જુઈ કેતકી દાડમી, નારંગી લવીંગ દ્રાખ;
ખજુરી ખારેક ફણસી ફાળસી, પટ પીળી આંબા શાખ. ૧૨
લીંબુડી કેરળી કથારી, કમરખી જાંબુ બોર;
તાલ તમાલ સાલ ને સમડી, રાયણ રાતાં અંકોર. ૧૩
ખડો કેળી પરવેલ વળી, પંકજ પોયણ અનંત,
નવાં અંકુર પાટલ ને કેસુ, વાસ વસે વસંત. ૧૪
વૃંદાવનમાં તુળશીનાં વૃંદ, વિલસે વ્રજનાં બાળ;
ગુંજા માંજર ને વૈજયંતી, હીંચે પાગ પ્રમાણે માળ. ૧૫
કપોત કોકીલા સુડા સારસ, ચક્રવાક ને મોર,
મરાળ મધુકર વ ટીટોડી બોલે, ચાતક ચાસ ચકોર. ૧૬
શશક* જંબુક† વરુવણિઅર, વ્યાઘ્ર કેસરી વ્યાળ;
મુખમાં તરણાં હીંડે હરણાં, ફટક દેતાં ફાળ. ૧૭
ભાવન પાવન છે જમુનાં તટ, બંસી બટ બીરાજે,
રાગ રસાળા ગાય ગોવાળા, વાજે વેણુ મોરલી ગાજે. ૧૮
અંગે ઉલટ મોર મુગટ, કાને કુંડળ લટકે;
ધાબળીની પલવટ વાળી, ધાતાં પાલવ ફટકે. ૧૯
ગાય ચરે ગોવાળા નાચે, મધ્યે રામ કૃષ્ણ બે ઉભા,
ભાઇ શું વિખાણે વેદ બિચારા, વૃંદાવનની શોભા. ૨૦
શુકવાણીની ચોરી કીધી, આશરો મારે શાનો;
ભટ પ્રેમાનંદ કહે હરિદાસો, થોડું ઘણું કરી માનો. ૨૧
શ્રીકૃષ્ણ કહે અગ્રજને,‡ તમારો મોટો મહિમા રામ;
આ વૃક્ષ તમને નીચાં થઈ થઇ, કરે છે દંડવત્ પ્રણામ. ૨૨
પક્ષી સ્તુતિ કરે છે તમારી, છો યાદવ રાજકુમાર;
અમને કોઇ નમતું નથી, અમો જાતિતણા પિંડાર. ૨૩
વડા વીરને શોભા આપે, હસતાં હાંકે ગાય,
તાલ§ વનમાં ગયા ગોવાળા, સાંભળ પરીક્ષિત રાય. ૨૪

વલણ

રાય પરીક્ષિત સાંભળો, ગોવિંદના ગુણ ગ્રામરે,
ભટ પ્રેમાનંદ કહે કથા, શ્રોતાજન સમરો સીતારામરે. ૨૫

### કડવું ૫૨ મું-રાગ કેદારાની ચોપાઇ-દેશી કેર

કહે ભૂપતિને શુક જોગી, સુણ રાય હરિરસ ભોગી,
વૃંદાવનમાં તાડનું વંન, ગયા ગોપ હાંકી ગોધંન
તૃણ ચરે સુરભિ‖ રુચી આણી, પીએ નિર્મળ યમુના પાણી,
બેઠા શ્રીકૃષ્ણ દ્રુમની¶ છાંય, ગોપ તળાંસેડ પ્રભુના પાય
ભક્ત વત્સલ અશર્ણશર્ણ, બળિભદ્રનાં ચાંપે હરિ ચર્ણ,
તે અંતરિક્ષથી દેવતા ભાળે, રામાવતારનું સાટું વાળે
છે પરિપક્વ તાડનાં ફળ, આવે રુચિત ફળનો પરિમળ,
ઉત્કંઠા ગોવાળાને હવી, સર્વે કહ્યું પ્રભુને વીનવી

* પાપ. † આ પંદરમા અધ્યાયમા ગાયોને પાળી, ધેનુકાસુરને માર્યો ને કાલિય નાગના ઝેરથી ગોવાળિયાઓનું રક્ષણ કર્યું તથા અજગરના મુખમાં જવાથી નિર્વિષ ક્ષોભિત થયેલા મિત્રોને પાકા ફળવાળા તાડ વનમાં પેસાડ્યા, તે કથા છે ‡ એ નહિ એ નહિ. એવું ઈશ્વરનું અદ્ભુત સ્વરૂપ તે § સરખા. ‖ ભમરા ¶ પક્ષી

* સસલાં † શિયાળિયાં ‡ મોટાને § તાડવન, ‖ ગ[illegible]
¶ ઝાડ ‖ ચાંપે



શ્રીકૃષ્ણે તાલવનમાં ધેનકાસુરનો વધ કર્યો



બ્રહ્મા શ્રીકૃષ્ણને નમન કરે છે

ગુજરાતી પ્રેસ, ૮ મુંબઈ ૧



નાગદમન

ગુજરાતી પ્રેસ ફોર્ટ, મુંબઈ ૧

ઘણું ઉંચાં ફળ કેમ લીજે, કોણ પ્રકારે પ્રાશન કીજે;
ધણો બળવંત વાયુ વાયે, તો ફળની પ્રાપ્તિ થાયે.
શ્રીકૃષ્ણ કહે સુણો ભાઈ, આપણે જાવું એ ફળ ખાઈ;
ધરો વાયુ દેવતાનું ધ્યાન, માગો મારુત* કને ફળનું દાન.
કરે કૌતુક દીન દયાળ, સાંભળ પરીક્ષિત ભૂપાળ;
એક કો કંસનો પ્રેર્યો પાપી, દૈત્યને કંસે આજ્ઞા આપી.
ગર્ધભાસુર† તેનું નામ, આવ્યો જીતવા ગોવિંદ રામ;
તાડવનમાં આવી વસીયો, ગોપ મંડળી ઉપર ધસીયો.
ધ્રુજે ધર્ણ બળે ચર્ણ મૂકે, ઊંચું મુખ કરી ગર્ધવ ભૂંકે;
ગોવિંદને ભૂરા‡ બીહાવે, હાંકી કાઢે ફરી ફરી આવે.
ઊંચું પુચ્છ કરી કરી ધાય, તાડ વનની કરે રક્ષાય;
તેના વનમાં ન જાતું કોય, સહુને ગર્ધવનો ભય હોય.
નિરખે ગોવાળા હરિ માટે, નાંખે પાટુ પગ ઊફરાટે;
ભયયુક્ત થયા સહુ બાળ, ઊઠ્યા બળિભદ્ર શ્રીગોપાળ.
બીજા ગોપ ગોવિંદને વારે, રખે પાટુ પ્રભુને મારે;
પછે રામકૃષ્ણ બેહુ બળીયા, લઈ લાકડી પૂંઠે પળીયા.
અસુરે ઓળખ્યા નંદકુમાર, શત્રુ કંસનો એ નિરધાર;
એને કરુ પાટુનો પ્રહાર, મથુરામાં થાય જેજેકાર.
મુદિત§ થાશે કંસનું ચિત્ત, મુને આપશે ઘણું એક વિત્ત;||
છે અભિલાખે ભર્યો અધર્મી, મરવું હરિ હાથે મૂકયું નિર્મી.
કીધો શબ્દ વદન વિકાશી, નાઠા ગોપ રહ્યા અવિનાશી;
વપુ ભૂરસું લાસ્મે ભરીયું, કપટ આવે આંખમાં તરિયું.
દેહની વાસના દુર્ગંધ ઊઠે, અરડાયે ફરે હરિ પૂંઠે;
જુવે કપટ દૃષ્ટિ કર્મ બળે, પૂંઠે ફરતાં પ્રદક્ષિણા વળે.
સૂક્ષ્મ માર્ગને સંત પ્રીછે, દર્શન નારાયણનું ઇચ્છે,
અસુર દ્વેષ બુદ્ધિ ધરી આવ્યો, ક્રોધ અંતરમાં ઉપજાવ્યો.
દૃષ્ટિમાં રૂપ કૃષ્ણનું રાખી, જોડ પાટુ પ્રભુપર નાંખી;
મૂખે ભુંકયો કરી ભુંકાર, ગોપવૃંદ કરે હાહાકાર.
કીધી લીલા અશરણશર્ણ, ગ્રહ્યાં હાથમાં ગર્ધવનાં ચર્ણ,
લટકામાં નાથે લીધો ઊચકી, ગર્ધવ ગોકૃષ્ણ ભલે મળી.
મસ્તક ઉપર ફેરવે યદુરાય, તેમ તેમ અસુર વાધતો જાય;
કીધો લક્ષ્મી.નાથે લટકો, તાડના થડ સાથે તે પટકો.
આખું વન ગરજ્યું ગડગડાટ, પડ્યાં તાડ ફળ દડદડાટ;
થયું મસ્તક પતિતનો ભૂકો, માતા ઊદર શયનથી ચૂકો.
ગયો સ્વર્ગ ચડીને વિમાન, આપ્યો અમરલોક ભગવાન;
ગોવાળે ફળ વીણીને લીધાં, પહોંતો સ્વાદ ને પ્રાશન કીધાં.
શ્રીકૃષ્ણનું કરે વરણન, ફળ પામ્યાં તમારે પુણ્ય;
સર્વ ગોપ વાસુદેવ મુરારી, ગયા ગોકુળ સુરભિ ચારી.
વિરહે વ્યાકુળ વ્રજની નારી, સંધ્યાયે આવ્યા આનંદકારી;
નિવર્ત્યાં દિવસ તણો વિયોગ, થયો સંધ્યાયે દૃષ્ટિ સંજોગ.

* વાયુ. † મૂળ ભાગવતમાં ધેનકાસુર લખ્યું છે. ‡ ગધેડો. § રાજી. || દ્રવ્ય

હરિવિણ ચાર પ્રહર જુગ ચાર, વ્રજવધૂ પ્રેમ ભરી છે અપાર;
ઘેરઘેર ગોપે કહ્યા સમાચાર, શ્રીકૃષ્ણે આપ્યો ફળનો આહાર.
મહા બળ કીધું ગોકુળનાથે, ઝીંકયો ગર્ધવ દ્રુમ થડ સાથે;
શુકદેવ કહે સુણ રાય, થયો પૂરણ પંદરમો અધ્યાય.

વલણ

અધ્યાય પંદરમો પૂરણ થયો, ચરિત્ર અદ્ભુત લીલા ધામરે;
ભટ પ્રેમાનંદ કહે કથા, શ્રોતાજન સમરો સીતારામરે.

ઇતિ શ્રીમદ્ભાગવતે દશમસ્કંધે પંચદશોઽધ્યાયઃ ॥ ૧૫ ॥

## અધ્યાય ૧૬ મો*

### કડવું ૫૩ મું–રાગ સામેરી

કહે શુકજી સાંભળ રાયરે, કહું નાગદમણ મહિમાયરે;
કહે શૌનકને સૂતપુરાણીરે, કાળિનાગ નાથ્યો અકથ્યાણીરે.
કીધું કૌતુક ગોપીનાથેરે, ગયા વનમાં ગોવાળા સાથેરે;
તે દહાડે ઘેર રહ્યા છે રામરે, કરવું છે સર્પ સંબંધી કામરે.
પૂંઠે ગોપ આગળ ગાયરે, વાદે મહુવર વેણુ વાયરે;
ગોપપ્રત્યે પ્રભુકહેવા લાગ્યારે,આપણ આજે વનમાં જૈયે આઘારે.
એમ કહી દૂર ગયા ભગવાનરે, થયા વનમાં જંત્ર† ગધ્યાનરે;
થયા તૃષિત ગોવાળા ગાયરે, વિષજળ ભણી સુરભિ ધાયરે.
ગોપ ગૌને જાતી વાળેરે, જાવા દ્યો કહ્યું શ્રીગોપાળેરે;
પીવા દ્યો સુખે ગૌને પાણીરે, તત્ર ગોવાળા વદે છે વાણીરે.
કહે છે ગોવિંદને ગોવાળારે, એ જળમાં છે વિષની જ્વાળારે;
તમો નથી જાણતા વનમાળીરે, અહિં વાસો વસે સર્પકાળીરે.
કાલિંદીનો દ્રહ‡ વિષે ભરિયોરે, પીતાં પાણી કોઈ ન ઉગરીયોરે
ચડે છે પક્ષી ગગને જાતારે, મન કેમ માને ગૌ પાતાંરે.
સુણી ગોપ સખાની વાણીરે, ભરાયા ક્રોધે સારંગ પાણીરે;
કાલિને કાઢવાની દૃષ્ટિ કીધીરે, પીયો જળ સૌને આજ્ઞા દીધીરે.
સર્વે કહ્યું કૃષ્ણનું કીધુંરે, પ્રાણી માત્રે તે જળ પીધુંરે;
ગાય ગોપને ચડીયું ઝેરરે, સહુ ધર્ણ ઢળ્યું આવી લેહેરરે.
નાથે અમૃત દૃષ્ટિએ જોયુંરે, જોતામાં હળાહળ ખોયુંરે;
ઉઠી ગયા ગોપ થયા બેઠારે, સહુકો જળમાં નાવા પેઠારે.
છાંટે છોળ જળમાં ઝીલેરે, સર્પ ગરલ§ સ્પર્શ થયો ઢીલેરે;
સર્વેને મૃત્યુ તણા ભયભાગારે, જમુનાની રેતીમાં રમવા લાગારે.
જેને શામળીયો છે સાયરે, તેને સર્પ થકી શું થાયેરે;
જે કાળીની ફૂંકે ફાટે પહાડરે, કોશ લગે ન મળે એક ઝાડરે.
કાળું જળ લીલી શેવાળરે, કાળી નાગ મૂકે વિખ જ્વાળરે;
મનપા|| સર્પ કાઢવાની કીધીરે, ગોવિંદે ગેડી કરમાં લીધીરે.
કટિ પીતાંબર પલવટ વાળીરે, ગેડી દડે રમે વનમાળીરે;
કહે સહુ ગોપને ગોકુળરાયરે, રખે ભાઈ દડો જમુનામાં જાયરે.
જેના વતી દડો એમાં જાશેરે, નાંખનારો લેવા ધાશેરે;
એવી પરઠ¶ કીધી મહારાજરે, કાળી નાગને નાથવા કાજેરે.

* આ સોળમા અધ્યાયમાં ભગવાને યમુનાજીના દ્રહમાંથી કાલિય નામનો નિગ્રહ કર્યો તથા તેની સ્ત્રીઓની સ્તુતિથી પાછો અનુગ્રહ કર્યો તે કથા છે. † બરાબર-બરાબર મધ્યાહ્ન ‡ ધરો-પૂનો. § ઝેર || ઇચ્છા. ¶ શરત.

મારે હાક સખાને તેડીરે, પડે પ્રહાર દડા પર ગેડીરે;
ધાય છે ગોવાળા મદમાતારે, ભર્યા શ્વાસ ગુલાંટા ખાતારે.
હાથનાં કડાં ઉંચાં ચડાવેરે, મારે દોટ પાધરી ફાવેરે,
એક હારે એક લઈ જાયરે, વાળતા બીજુ* પૂઠે ધાયરે.
લાગ સામળીયાનો આવ્યોરે, દડો ગેડી માંહિ ભરાયોરે,
મારી દોટ આંકડે ચડીયોરે, દડો જઈ યમુનાં મધ્યે પડીયોરે.
હસ્યા ગોપ દેઈ દેઈ તાળીરે, થયા ઓશિયાળા વનમાળીરે,
વચન પોતાનું પ્રતિ પાળેરે, ચડ્યા નાથ કદમની ડાળેરે
બાંધી કેડ કાછડો વાળીરે, ધ્રુજે કદમ વૃક્ષની ડાળીરે,
વાળ્યો અંબોડો દીનાનાથેરે, માગી વિદાય ગોવાળા સાથેરે
લાઈ હું જમુનામાં ઝંપાવુંરે, દડો સર્વથા શોધી લાવુંરે,
રખે કોઈ રોતા ગોકુળ જાતારે, સદ્ય મરશે મારી માતારે.
ધરજો ધીરજ ઘટિકા ચારરે, હમણાં આવું છૌં નિરધારરે;
ફરી મેળવશે વિશ્વાધારરે, ન મળ્યા તો છેલ્લો નમસ્કારરે
ગોવાળા સહુ પાયે લાગેરે, પટ† પાથરીને માના‡ માગેરે,
દડા માટે કોણ ઝંપાવેરે, કહ્યું ગોપનું મન નવ આવેરે.

વલણ

નવ આવે મનમાં નાથને, પડવાને તત્પર થયારે,
કદમ દ્રુમની ડાળીએ, પરમાત્મા ઉભા રહ્યારે.

---

કડવું ૫૪ મું—છંદ ભુજંગ પ્રયાતની દેશી

ગુરુ ચર્ણ પંકજનું ધ્યાન રાખું,
કાળી નાગ શ્રીકૃષ્ણનું યુદ્ધ ભાખું,
ગુરુ ગણપતિ સરસ્વતી શીષ નામું,
શુક કહે વદન વાણીનો પ્રસાદ પામું. ૧
હૃદે ઉપની મહારે અભિલાખા,
બાંધુ નાગ દમણ ગુજરાતી ભાખા;
કાલીદમન તે નાગદમણ કહાવ્યું,
દડા કારણે દેવે જળમા ઝંપાવ્યું. ૨
શુ છે કાર્જ મહારાજ દડાનું તારે,
મૂકો છોકરવાદી ગોવાળ વારે,
તું વિના નંદરાય કેમ દેહ ધરશે,
સુણી વાત યશોમતી સદ્ય મરશે ૩
કહ્યું ગોપનું શામળો કેમ માને,
ગ્રહી મૂખમાં ગેડલી નાથ કહાને,
કટિ કાછ અંબોડલો શીશ વાળી,
ઉંચા હાથ કરી દે છે નાથ તાળી ૪
જોડી પાગ રાખ્યા છે વૈકુંઠ નાથે,
બાંધી મહુઅર વાંસળી કટિ|| સાથે,
દીધો નાદ ઉન્માદ મહા ક્રોધ આણી,
કુદ્યો કહાન કોડામણો ચક્રપાણી. ૫
બળ ચર્ણના ભારથી શેષ ચાંપ્યો,
ચળ્યો ચંદ્ર નક્ષત્ર ને ભાનુ કાંપ્યો;
ડોલ્યો મેરુ કૈલાસ મહાદેવ બળીયો,
મરયાદા મૂકી નિધિ ખળભળીયો. ૬
ત્રિલોકનો ભાર બાગ બહાર આવ્યું,
જળ યમુના મધ્ય વહાલે ઝંપાવ્યું;
નવ નાગનું કુળ કૃષ્ણે બીહાવ્યું,
તળ સાતનું જળ બાહેર આવ્યું. ૭
પડ્યો વારતાં કેમ કરિયે ભાઈ,
ઢળ્યા ગોપ ધરણે સહુ લેહેર ખાઈ,
રુવે બાળકાં લોચને નીર રેડે,
બેસી કાંઠડે કૃષ્ણને બહાર તેડે ૮
સખા સર્વને શામળે દુઃખ દીધું,
યશોદાસુતે જળ વિષે શુરે કીધું;
બેઠા બારણે સર્પને વંનમાળી,
મુખે બોલતાં ક્યાં ગયો સર્પ કાળી. ૯
મુકે મૂખ પર હાથ ને નેત્ર ધોળે*,
દેખી નાગણી નાર મળી સર્વ ટોળે,
ઝમક ઝાંઝરી ઘૂઘરી પાયે કાંબી,
છુટા કેશ કોઈ નારની વેણી લાંબી. ૧૦
મુખચંદ્ર ગજેંદ્રની ચાલ ચાલે,
ગૌર ઉદર પર હેમનો હાર હાલે,
અળકાવતી ચૂડલો ચપળ જોતી,
નથ ઢળકતી નિર્મળું નાકે મોતી. ૧૧
પહેર્યાં ચીર ચરણાં મણિ માથે ઝળકે,
દેતી હાથ મોઢે હીરે હલકે હલકે;
પૂછે નાથને નાગણી શીશ નામી,
તારુ રૂપ જોઈ અમો પ્રીત પામી ૧૨
ધન્ય માવડી તાહરી પુત્ર જાયો,
સુખી તાતનો બાળ છે લાડવાયો,
કોણ ગામ કોણ નામ છે નાત તારી,
કર ગેડલી મહુવર વેણુ ધારી. ૧૩
રાતી આંખડી રેખ છે સુભટ શૂરા,
બોલો બાલકા લાડ લક્ષણ પૂરા,
તારા નાકનું મોતી અધર લાગે,
તારું મૂખ જોતાં ભૂખ તૃષા ભાગે. ૧૪
આપું આસન બેસો બાળક નાના,
જાગે નાગ કાળી બોલો છાના છાના,
અહીં આવતાં કહો કાં ન બીના,
મોટું આશ્ચર્ય પામી જે રો ન ભીના. ૧૫

---

* એકની સહાયતામાં બીજો હોય તે † વસ્ત્ર ‡ ના કહે ધરવા—વદાને || કેડ.

* ચકળ વકળ ડોળા ફેરવે-બીહામણા ડોળા કરે

કોઈ કહે રાખીએ એને અહીં જ વાસે,
કોઈ કહે માતારે એની મરી જાશે;
કો કહે બ્રહ્માએ બાળક નથી ઘડિયો,
ધન્ય માત પિતા જેને પેટ પડિયો. ૧૬
ભૃગુલાંછન શ્રીવત્સ રુડું લાગે,
જૂવે નાર તળુવાં* દિસે પદ્મ પાગે;
કહી સાંકળી ઘુઘરી પાય વાજે,
છબી અંગની જોઈ અનંગ લાજે. ૧૭
જિણી ધાબળી કેડસું બાંધી તાણી,
ગ્રહી ગેડસી હાથમાં ક્રોધ આણી,
બાપ ભૂલો પડ્યો કે અજાન આવ્યું,
કાળી નાગના દ્રહ વિષે કાં ઝંપાવ્યું. ૧૮
સુણી નારની વાણી શ્રીકૃષ્ણ ભાખે,
પડે જળ વિષે કોણ પ્રાક્રમ પાખે;
શું ન ઓળખો સુંદરી નંદ નામ,
વસુ જમુના તીરે ગોકુળ ગામ. ૧૯
યશોદા માત મારી છે નંદ તાત,
મારી બેલ બળિભદ્ર છે જ્યેષ્ઠ ભ્રાત,
શ્રીકૃષ્ણ ગોપેશ છે નામ મારું,
આહીરની જાતિ અમો ધેનુ ચારું ૨૦
પીજે ભાવતાં દૂધ નવનીત છાસ,
કરું દાણુ ક્રીડા રમું રંગ રાસ;
અમૂલક દડો પડ્યો નીર માંય,
ક્યાં છે ચોર કાળી કહે કૃષ્ણ રાય. ૨૧
કોણે ઠામ આપ્યો વસ્યો સર્પ કાળી,
વૃંદાવનની વેલ જ્વાળે પ્રજાળી†,
નદી જળ નિર્મળ વિખવંત કીધું,
ખગ મૃગ મનુષ્યને દુઃખ દીધું. ૨૨
યશોદા પય પાનનું બળ દેખાડું,
કાળી નાગને દ્રહ થકી બહાર કાઢું;
સુણી વચન હસી દીયે નાર તાળી,
કહે છે કેડનો લાંક‡ જીતે તું કાળી. ૨૩
ક્યાંઈ સાંભળ્યો છે કાળી નાગ કાને,
ભોળાશામળા આહીં તું આવ્યો શાને,
નહીં ભ્રાત સંઘાત સુભટ સાથે,
નથી લોહ રક્ષા ગેડી હાથે. ૨૪
અમો માન માગું તારા કુશળ માટે,
કાળી નાગની ફુંકથી ગગન ફાટે;
એવું જાણી ફરો તમો નાથ ભોળા,
અમો માન માગું પાથરીને ખોળા.. ૨૫

ગનાં તળિયાં　† બાળી　‡ કેડનું વાંકાપણું

વલણ

ખોળા પાથરે સર્વ નાગણી, ફરી ફરી લાગે પાયરે;
મરડી મરડી શ્યામલો, સર્પ ભુવનમાં જાયરે. ૨૬

---

કડવું ૫૫ મું–રાગ મારુ

**નાગણીવચનઃ–**

મોટે મ બોલોરે, સર્પ સાંભળશેરે;
બાઈ અટકાવો બાર, બાળક છળશેરે.
લાડકા છો લાડકવાયા, ઉન્મદ મલ્લ ગોવાળ;
દૂધમલ કોઈનું કહ્યું ન માને, કાં સુતો જગાડે કાળ–મોટે.
કાળી નાગથી કંસ કંપે, કંપે જમકિંકર;
તું શતફેણને કેમ કરી જીતે, પેલા નંદકુંવર–મોટે.
મૂળ પોતાનું વિચારીયેરે, તું ઉદ્ધ થયો આજ કાલ;
કંસને ઘેર ગોરસ લઈ જાતાં, નંદને પડી છે ટાલ*–મોટે.

**કૃષ્ણવચનઃ–**

એ વચન સંભારજે સર્પણી, મૂકાવું ગામ આ ઠામ.
એવું કહી મંદિરમાં પેઠા, પ્રેમાનંદ પ્રભુરામ–મોટે.

રાગ મારુની દેશી ફેર–પદ

**નાગણીવચનઃ–**

હો બાઈ બાળક ઘેલો દીસે છે, કહ્યું કોઈનું ન માને,
આફણીયે નાસશે દેખીને, વારો છો શાને–હો૦
લટપટી લેશે ફેણામાં, કુશળે કેમ ફરશે;
માઠા સમાચાર જાણી એનાં, માતપિતા સઘ મરશે–હો૦
સંગ કીધો જડ ગોવાળાનો, ટાઢી રાબ શીરાવે;
પીંડારો વન પશુને ચારે, બુદ્ધિ કોની લાવે–હો૦
બીવરાવ્યો ન બીએ બાળકડો, વઢવામાં છે રમીયો;
પ્રેમાનંદ પ્રભુ સીતાપતિ, મંદિરમાં તે ધમીયો–હો૦

રાગ વેરાડી

**શુકેવચનઃ—**

નાગ સન્મુખ શામળીયા તત્પર થયા, એવે ગોવાળા શ્રી ગોકુળ ગયા;
ત્રાહે ત્રાહે કરી જિવ્હા ડસે, તે મસ્તક ધુણે ને કર ઘસે.
શોક સંયુક્ત શ્વાસે ભરાયા, શું બેઠા નંદ બાળક ઉચર્યાં;
વરત્યું વિપરીત વિસ્મય વાત, કૃષ્ણે કીધો જમુનામાં ઝંપાપાત.
વારતાં ચઢ્યો વૃક્ષની ડાળ, પુત્ર તમારો ગયો પાતાળ;
દારુણ વાત શ્રવણે સાંભળી, પડ્યા નંદજી મૂર્છા વળી.
જેમ કુવાડે કાપી કદળી, તેમ જશોમતી ઘણું ઢળી,
ટોળે મળ્યાં ગોપીનાં વૃંદ, પછાડે અંગ કરે આક્રંદ.
રુવે દંપતી વેદના ઘણી, ધાયા નંદજી યમુના ભણી;
શકે સર્વસ્વ લૂંટી લીધું નથી, એવે રૂપે ધાયા યશોમતી.
જેમ વચ્છ વિના વીહીલી ગાવડી, શ્રીકૃષ્ણ વિના તેવી માવડી;
ત્રાહે પુત્ર ત્રાહે પુત્ર કહેતી જાય, પડે ઘણું વળી બેઠી થાય.

* તાળવાના વાળ ઘસાઈ જાય તે

દ્રઢ ઉપકંઠ આવ્યું સહુ કોય, ઝંપાવાનું સ્થળ ફરી ફરી જોય,
દેખાડે ગોપ આંગળીએ કરી, આ ડાળ ચડી ઝંપાવ્યું શ્રીહરી
ઝંપાપાત કરવા જશોદા ધાઈ, એમા બળિભદ્રે રાખી સાહી:
ઉપનંદે નંદ ગ્રહ્યા બળ કરી, રુવે જશોમતિ ગુણ ઓચરી.

---

કડવું ૫૬ મું-રાગ વેરાડી

**જશોદાવચન:-**

મારું માણકડું રીસાવ્યુંરે શામળીયા,
તારા મનમાં એ શું આવ્યુંરે, શામળીયા;
હું અપરાધણ માતાને મૂકી, શામાટે ઝંપાવ્યુંરે,શા૦-મા૦
કાલિંદીનું કાળું પાણી, માંહે વસે કાળો કાળી;
હવે આશા તે શી મળવાની, કેમ આવે વનમાળીરે,શા૦-મા૦
સંતાન રૂપીયું મોટું ધન તે, કરમે લીધું લૂંટી;
મેં નવ જાણ્યું જતન કરીને, રતન પડ્યું કેમ છુટીરે,શા૦-મા૦
પુત્ર પામી હું છેલે આશ્રમે, *ઉછેર્યો અતિપાળી;
નીપનો રસ ઢળી ગયો હું, વિજોગ આગે બાળીરે,શા૦-મા૦
નાકે મોતી પાયે ઘૂઘરી, મોર મુગટ શિર ધારી,
ફરી રૂપ હું ક્યાંથી દેખું, હરિ આવે ગૌ ચારીરે,શા૦-મા૦
કાને કુંડળ મુખમાં મોરલી, આંજે ગોકુળ આવો;
ભૂખ્યો છૌં કહી પેટ દેખાડો, મા કહી મને બોલાવોરે,શા૦-મા૦
પીત પીછોડી કાછ કછોને, મુજ કને નેતરું† માગે,
હું ઘરડી માને થાકી જાણી, કોણ વલોવા લાગેરે,શા૦-મા૦
તું આણેશ્વર તું ગોપેશ્વર, ગોપી દેહ કેમ ધરશે;
બાળસખાની કોણ વલે,આ ગાયો હીંસીહીંસી મરશેરે,શા૦-મા૦
ઉંડા જળમાં વાસો કીધો, પાણીમાં કેમ ગમશે,
મોર પોપટ પૂતળી તારે, રમકડે કોણ રમશેરે,શા૦-મા૦
કાંઈ તું ગયો ને હું જીવું છું, ઓછા સગપણ માટે,
સાચું વહાલ તો ત્યાં જણાયે, સાંભળતાં હૈડું ફાટેરે,શા૦-મા૦
કાષ્ઠપેં પાષાણ કઠિન છે, તેપેં કઠિન છે લોહું,
વજ્ર તુલ્ય છે કાળજું મારું, લોકને શું દેખાડું મોહુંરે,શા૦-મા૦
તેં મધ્યાંતર દડાનું કીધું, મનમાં દુઃખ કાંઈ આવ્યું;
ઉખાળનું બંધન આજ સાંભર્યું, તે માટે ઝંપાવ્યુંરે,શા૦-મા૦
નંદ યશોદા ગાય ગોવાળા, વ્યાકુળ વ્રજની નારી,
ચાર ઘડી પૂંઠે સર્વે પડજો, હળધર રાખે વારીરે,શા૦-મા૦

---

કડવું ૫૭ મું-રાગ સામેરી

શુકજી કહે સુણ ભૂપતિ, જાણી વ્રજવાસીનું દુઃખ,
ગોપ ગોપીને ધીરજ આપવા,હરિએ લીધી મોરલી મૂખ. ૧
નિજ ભક્તને આનંદ પમાડવા, જગાડવા સર્પ કાળી,
ઘોર નાદે મહુવર વાઇ, પીંડાર પીડા ટાળી. ૨
ચૌદ લોક તે શબ્દ પહોંતો, ધાઈ વ્રજની નારી,
ખાઈ વધામણી વધામણી, કુશળ છે દેવ મોરારી. ૩
પાતાળ માંહે વેણુ વાજે, છે કહાનને કલ્યાણ;
નંદ યશોદા થયાં બેઠાં, ઠામ આવ્યા પ્રાણ. ૪
ગીત ગાય વ્રજ સુંદરી, સુણી નાદ સુરભિ હીંસે;
જળમાં જુવે ગોવાળીયા, કાંઈ કરતાં કૃષ્ણજી દીસે. ૫
વાંસળીએ વ્રજ લોકને, અમૃત પાયું વનમાળી,
તે ઘોર શબ્દ સાંભળી, ભડકી ઉઠ્યો નાગ કાળી. ૬
રુવે નાગણ નેહે ભરી, બાળકનું શું થાશે,
કેમ જીવશે એની માવડી, સુણી તાત જીવડો જાશે. ૭
કહે ભોયંગ મને* વામની કરો, કૃપા ભોળા ભરથાર,
દયા આણો દીન જાણી, છે રંક નંદ કુમાર. ૮
ક્રૂર રૂપે કૃષ્ણ જોયા, શત ફણા ફુંફવાવી,
ગોવિંદજી બીતા નથી, વિશેષ વેણુ ધુધવાવી. ૯
ગેડી લીધી એક હાથમાં, ઝુઝકાર્યો† કદ્રુ કુમાર;
પાછા ખસી આઘા ધસી, કીધો ફણા ઊપર પ્રહાર. ૧૦
જેષ્ટિકા‡ વાગી ઘણી, ખંડન પામ્યો§ મણિ;
ધસ્યો કાળી કાળ સરખો, છે રીસ અંતર ઘણી. ૧૧
ચંદ્રને જેમ રાહુ લેપે, સૂરજને જેમ મેહ;
તેમ કાળી નાગની ફણા મધ્યે, શામળીયાનો દેહ. ૧૨
જેમ મહા જળમાં રત્ન પડીયું, બાવળમાં ચંદન છોડ,
તેમ કાળી નાગનાં ગુંછળાંમાં, બિરાજે રણછોડ. ૧૩
લક્ષ્મીનાથ લીધા લટપટી, કરી ફણનો ફૂતકાર;
વિષજ્વાળથી જળ ઊકળ્યું, વર્ષે હળાહળ અંગાર. ૧૪
છટકી છળીલોજી નીસર્યા, થયા ચતુર્ભુજ શ્રીનાથ;
ફરી છંદે મોરલી વજાડે, ફેરવે ગેડી હાથ. ૧૫
કાળીનાગ કૃષ્ણ યુદ્ધે ચડ્યા, ફરે ફેણાધર રાય,
હુંકાર ભાંખે ઝડપ નાંખે, હરિ નાના મોટા થાય. ૧૬
ચુવે ગરલધારા ફૂતકારા, કરે ઝગારા મણિ શીશ,
ઝગે નયણ તારાં ઉભય સારાં, કરે હોકારા જુગદીશ. ૧૭
જીભ કાઢે ચંચ ફાડે, દેખાડે વિખદંત,
અધર કરડે આંખ તરડે, મરડે અંગ અત્યંત. ૧૮
હાંકે છંછેડી નિકટ તેડી, કરે ગેડી પ્રહાર,
પછે રીસ કીધી દોટ દીધી, લીધી બાથ નંદકુમાર. ૧૯
વંર્નમાળી નાગ કાળી, લે લંબાળી ધાય,
પાતાળ ગાજે ઢીક વાગે, વિરાજે વૈકુંઠરાય. ૨૦
અડવડે હેઠા પડે ને, ગડગડે જેમ મેહ,
પાછી પેની નવ કરે, સમાન યોદ્ધા બેય. ૨૧
ચાર ઘટિકા યુદ્ધ હવું, પછે કોપીઆ જદુરાઈ,
પદ પ્રહાર કીધો પૃષ્ઠમાં, પડ્યો નાગ મૂર્છા ખાઈ. ૨૨
ગેડી વડે શત નાક ફાડ્યાં, પરાક્રમ કીધું પ્રૌઢ,
નાગ નાથ્યો દોરડે, ઉપર પ્રભુ થયા આરૂઢ. ૨૩
અમર કમળ પાતાળના, લીધાં લક્ષ્મીનાથ,
દોર લઈને નાગ હાંક્યો, પૂંઠે નાગણીનો સાથ. ૨૪

* વધુ † દહીં વલોવવાનું દોરડું

* સર્પને † હબેડ્યો ‡ લાકડી § ભાંગ્યો

સર્પણી સૌ વલવલે, મૂકો અમારો સ્વામીન;
અમો ભિક્ષુકી દાતાર તું, પ્રભુ આપ હેવાતન. ૨૫
કહ્યું ન માને કૃષ્ણજી, પૂઠે સ્તવે નાગણ નાર,
જેજેકાર ગોપી કરે, પ્રભુ નીસર્યાં જળથી બહાર. ૨૬
નીજ કંઠના હાર ત્રોડી, મુક્તા કૃષ્ણે વધાવે;
વેગળા રહી સહુકો સ્તવે, પણ પાસે કો નવ આવે. ૨૭
મૂકો અમારા નાથને, નાગણી સહુકો જાચે;
કાળી નાગની ફણા ઉપર, કૃષ્ણ થેઈ થેઈ નાચે. ૨૮
ગોવાળા સહુ વેણુ વજાડે, ગીત ગાય ગોવાળી,
દેવતા જે જે કરે ને, નાચે વજાડે તાળી. ૨૯
અંતરિક્ષે નાચે અપ્સરા, ગાય ગાંધર્વ ગીત;
સપ્ત ઋષીશ્વર સ્તુતિ કરે, નાચ્યો નાગ કીધું નૃત*. ૩૦
વિષધર ઘણું ક્રોધે ચઢીયો, વીંટાયો કૃષ્ણને દેહ;
સર્પમાં શોભે સામળો, જેમ ચન્દ્ર ઢાંક્યો મેહ. ૩૧
ચૂડ ભરી નખશિખ લગે, કરે ગોપ હાહાકાર,
શ્રીકૃષ્ણે પુચ્છ કરમાં ગ્રહી, ચાંપી ફણા પદભાર.† ૩૨
શરીર પુષ્ટ કીધું ઘણું, તડતડ્યું નાગનું તન;
રુધિર કાઢી પડ્યો કાળી, સર્પણી કરે સ્તવન. ૩૩
નાગણીયે નિજ બાળક મૂક્યાં, કૃષ્ણજીને શર્ણું;
રંક સામૂ જુઓ સ્વામી, નાગણી લાગે ચર્ણું. ૩૪
ઘણું ઉત્તમ તમો કીધું, ઉતાર્યો અરિનો દર્પ,‡
યદ્યપિ સ્વામી અમારો, પણ સાધ નોતો સર્પ. ૩૫
અહંકાર એનો ઉતાર્યો, પૂરણ પામ્યો પ્રહાર;
દયા કરો અમ દીનને, કૃપાળ નંદકુમાર. ૩૬
ગોપ ગોપી સ્તુતિ કરે, સ્તવે જશોદા નંદ;
સર્વની સ્તુતિ સાંભળી, ઉતર્યા શ્રી ગોવિંદ. ૩૭
નયણ ઢાળી પડ્યો કાળી, શત મુખે વહે જળધાર;
શ્રીકૃષ્ણ કંઠે આરોપ્યો, નાગણીએ કમળનો હાર. ૩૮
કૃષ્ણ કૃપાએ સર્પ ઉઠ્યો, કરે સ્તવન દંડવત્ પ્રણામ,
પ્રભુ કહે એ સ્થાનક મૂકી, કર તું બીજે ઠામ. ૩૯
સર્પ કહે સ્વામી ક્યાં વસું, ગરુડ મુજને ખાય;
શ્રીકૃષ્ણ કહે તું અમર થયો, ફણાપર રેખા મારા પાય. ૪૦
આ હૃદનું જળ નિરવિખકરી, જા રમણદ્વીપની માંય,
ગરુડ તુજને નહીં દમે, કીધી કૃપા કેશવરાય. ૪૧
પરિવાર માથે પરવર્યો, રમણ દ્વીપ ગયો ફણાધરઃ
થયું નિરવિખ જળ યમુના તણું, મળ્યો વેદ નંદકુંવર. ૪૨
રાય પરીક્ષિત પૂછતો, એક સંદેહ છે સ્વામીન,
કાળી નાગની જ્વાળાથી, બહુ વૃક્ષ થયા દહંન. ૪૩
કદમનો વૃક્ષ કેમ રહ્યો, તે વદો વ્યાસ કુમાર,

**શુકવચનઃ—**

અમૃત પાન કરી ગરુડ, અવની આવિયો એકવાર. ૪૪
સ્વભાવ છે પખીતણો, લુવે ચંચ કરી કાંઈ ભક્ષ;
અમૃત ભરી કદમે ધર્યો, માટે અમર થયો એ વૃક્ષ. ૪૫
પરીક્ષિત રાય પ્રસંન થયા, સંદેહ પામ્યો શાંત;
સુધારપર્શે* દ્રુમ રહ્યો, એ પ્રીછવું મેં વૃત્તાંત. ૪૬
નાગદમણ જે સાંભળે, કો વૃદ્ધ જોબન બાળ;
તેને સર્પ ભય ઉપજે નહીં, કૃપા કરે શ્રીગોપાળ. ૪૭
એ નવમું ચરિત્ર પૂરણ હવું, ઉત્તમ નાગ દમણ,
પરીક્ષિત આનંદ પામીયા, મુદિત† અંતઃકરણ. ૪૮

વલણ

મોહ પામ્યો મહીપતિ સુણી, નાગદમણ મહિમાયરે,
ભટ પ્રેમાનંદ કહે કથા, થયો ષોડશમો અધ્યાયરે. ૪૯

ઇતિ શ્રીમદ્‌ભાગવતે દશમસ્કંધે ષોડશોઽધ્યાય ॥ ૧૬ ॥

---

## અધ્યાય ૧૭ મો‡

### કડવું ૫૮ મું-રાગ દેસાખની-ચોપાઈ

શુકજીને પૂછે ભૂપતિ, સંદેહ એક નિવારો જતિ,
ગરુડ સર્પને વેર કેમ થયું, એ ધરામાં§ કુટંબ કેમ આવી રહ્યું. ૧
શુકજીએ વાણી ઓચરી, એ પૂર્વ કથા કહું વિસ્તરી;
મૂળ કથા સાંભળિયે નૃપ, વિનતાનો ગરુડ કદ્રુનો સર્પ. ૨
દાસત્વનું દુઃખ પંખી મન ધરે, ગરુડ નાગનું ભક્ષણ કરે;
રમણ દ્વીપમાં નવકુળ વસે, ઓચિંતો ગરુડ આવી ગ્રસે. ૩
શત સહસ્રને ઝડપી જાય, નાગ લોકનો ક્ષય બહુ થાય;
પછે સર્પ માંએ કીધો વિચાર, નવ કુળનો થાશે સંહાર. ૪
ગરુડ જાચ્યો કરી વિવેક, તુંને નિત્યે સર્પ આપવો એક,
વારા કીધા નવકુળ મહાય, તે ગરુડ ભણી આફણીયે જાય. ૫
કાળીનો વારો આવ્યો એકવાર, સર્પ કર્યો વિચાર,
શત ફણાનો ગર્વ મન ધર્યો, કુટુંબ લઇ કાળી પરવર્યો. ૬
મારુ કોઇ મરે તો મહિમા કશો, તવ ગરુડપક્ષી પૂઠે ધસ્યો,
કુટુંબ સાથ સર્વ આગળ કર્યો, કાળી વઢવા પાછો ફર્યો. ૭
ઘોર યુદ્ધ મારગમાં થાય, વઢતો કુટુંબ લેતો જાય;
ગરુડ ઉપરથી ફેરા ફરે, પણ કાળી સહુની રક્ષા કરે. ૮
ચંચ પ્રહાર કરે પંખી ઘણા, નાખે દોટ ફુતકારે ફણા;
ક્રોધ રૂપ થયો ખગ જંન, એવે આવ્યું વૃંદાવંન. ૯
જઈ ધરામાં બેઠો કાળી નાગ, મરે ગરુડ જો મૂકે પાગ;
શ્રાપ ભય અંતરમાં ધર્યો, પછે ગરુડ હારી પાછો ફર્યો. ૧૦
શુકને પૂછે પરીક્ષિત રાય. પક્ષીને શાપ કેનો ધરો મહાંય,
છે ત્રિલોકમાં ગરુડની ગતિ, એ ધરામાં કાં પેશાતું નથી. ૧૧
શુક કહે સાંભળીએ રાય, બ્રહ્મ શાપનો કહું મહિમાય;
એ ધરો ઉગકંઠ તપનો ઠામ, રહેતો ઋષિ સૌભરી નામ. ૧૨
જળમાં મચ્છ હતા અનેક, તેમાં શ્રેષ્ઠ હતો મચ્છ એક;
મીન નિર્મળ જળમા રમે, તે ઋષીશ્વરના મનમાં ગમે. ૧૩

---

* નૃત્ય. † પગના ભારે ‡ અદ્ધર

* અમૃતના સ્પર્શથી † આનન્દી ‡ આ અધ્યાયમાં અન્ધાયમાં ભગવાને કાલિય નાગને સમુદ્રના દ્વીપમાં મોકલ્યો, અને પોતાના દુઃખથી થાકી જઇને સુઇ ગયેલા પોતાના બંધુઓની દાવાનળથી રક્ષા કરી તે કથા છે. § પાણીવાળી જગ્યા.

થઈ મચ્છ સંઘાથે માયા ઘણી, ગરુડ આવ્યો તે ધરો ભણી;
ચંચ પ્રહાર તે જળમાં કીધો, મોટો મચ્છ તે મૂખમાં લીધો. ૧૪
સૌભરિયે દીઠું પ્રત્યક્ષ, કીધો મચ્છ ગરુડે ભક્ષ;
મરણ થયું વૃદ્ધ મચ્છ તણું, પરિવાર તેનો રોયો ઘણું. ૧૫
વળી તે મચ્છનું ગાડચું ભોજંન, ક્રોધરૂપ થયા ઋષિ જંન;
સૌભરિ કહે પક્ષી દુર્મતિ, મારી તુંને મર્યાદા નથી. ૧૬
જળચરની તું હિંસા કરે, પરમાંસથી ઉદર ભરે;
ફરી આ ધરામાં મૂકીશ જો ચણું, તો તું નિશ્ચે પાપીશ મણું. ૧૭
પરીક્ષિતને કહે શુક જતિ, માટે ગરુડે ત્યાં અવાતું નથી;
તે શાપ જોગનો જાણી લાગ, માટે આવી પેઠો કાળી નાગ. ૧૮
એ કથા પ્રસંગ શાપનો કહ્યો, પ્રસંન પરીક્ષિત રાજા થયો;

**પરીક્ષિતવચનઃ-**

સ્વામી કુટુંબ કાળીનું નીસર્યું, પછે શ્રીકૃષ્ણે ત્યાં શુ કર્યું. ૧૯
શુક કહે સાંભળ રાજન, પ્રૌઢ કર્મ કીધુ શ્રીભગવાન,
સર્પ વળાવી ગોકુળરાય, માતા પિતાને નમીયા પાય. ૨૦
ભેટ્યાં યશોદા આરત ઘણી, મળ્યા રામ ભેટ્યાં રોહિણી,
દીધાં ગોપ માત્રને આલિંગન, ગોપીને કીધું આશ્વાસંન. ૨૧
ફેરવ્યો સૌને વાંસે હાથ, નંદે ઉછંગ લીધા શ્રીનાથ;
કેટલાએક સંકલ્પ કીધાં દાન, બળિભદ્રે ઓળખ્યા ભગવાન. ૨૨
શરીર જૂવે માતા યશોમતી, સર્પનો ડંશ તો દીસતો નથી,
રખેવિખ ચડચુંહોય શામળવાન, જૂવે તણુઆં* તપાસી ચાંપે કાન.
અદ્ભુત માયા પ્રભુજી તણી, શુકજી કહે કેમ શકું ભણી;
ત્યાં મળી બેઠાં ગોપી ગોવાળ, તે સ્થાનક થયો સંધ્યાકાળ. ૨૪
ગોપને કહે નંદ મહારાજ, અહિં વિશ્રામ કરો સહુ આજ;
તવ નંદરાયનું માન્યું કહ્યું, સહુ કો યમુના તટમાં રહ્યું. ૨૫
નિશાએ સુખ પામ્યા આહીર, છે શીતળ વેળુ શીતળ નીર;
રાયને શીતળ વાય શમીર, બેઠા ગોપવૃંદમાં† શ્યામશરીર. ૨૬
કૃષ્ણ ગોઠ‡વલ્લભ સહુને ગમે, કોઈએક સૂતા કોઈ જાગે તે સમે;
શુકજી કહે સાંભળ ભૂનાથ, ત્યાં અગ્નિ આવ્યો અકસ્માત. ૨૭
છે દારુણ દાવાનળની જ્વાળ, નાઠી ધેન નાઠા ગોવાળ;
નાસે ગોપી કટિ લીધાં બાળ, ભડકતાં વચ્છ દેતાં બહુ ફાળ. ૨૮
તાપે યમુનાં જળ ઉકળે, મચ્છ કચ્છ દાઝિયાં ઉછળે;
વનવેલ ગાજે ગડગડાટ, તાપે દ્રુમ ફાટે ચડચડાટ. ૨૯
અગ્નિજ્વાળા ગોપને કુપી, વૈશ્વાનર§ સરખી વેળુ‖ તપી;
વૃંદાવન પાવક પરજળ્યો, ગોવાળા પૂઠે વીટી વળ્યો. ૩૦
ગોપ જ્ઞાતિ સર્વે વ્યાકુળ થઈ, પ્રજા હરિ શરણાગત ગઈ;
કરે વિનતિ સર્વે કરજોડ, રાખ્ય રાખ્ય સ્વામી રણછોડ. ૩૧
ગોવિંદને ઘેરી ગોપી રહી, શીતળતા હરિ ચરણે થઈ;
બાળક પ્રભુને સ્કંધે ચડે, સુરભિ પ્રભુને પાયે પડે. ૩૨
બહુ સાદ કરે વાછરુ ફરે, નંદજી નયણે આંસુ ભરે;
ત્રાહે ત્રાહે યશોદાજી કરે, હળધર હરિની સ્તુતિ ઉચરે. ૩૩
દેવલોક સહુ વ્યાકુળ થયો, તીવ્ર ધૂમ્ર* આકાશે ગયો;
પછે નિજ ભક્તનું દુઃખ જાણી, શ્રીકૃષ્ણ કહે કરુણા આણી. ૩૪
તમો ગોપ માત્ર મીચો લોચંન, આફણીએ† સમશે હુતાશન;
નયણે કર દીધા સર્વ કોય, અંગુળી ચાળો‡ હેરી§ જોય. ૩૫
સહુ ગોપગોપી મનસંદેહ ધરે, કેમ સમાધાન શામળીયો કરે;
પછે પ્રભુએ આકર્ષણ કીધો, દાવાનળ મુખમાંહે લીધો. ૩૬
તે આકર્ષિ આણ્યો ઢુકડો‖, પીધો અગ્નિ જેમ પય ઘુંટડો,
પળ માત્ર વિલંબ ન થયો, ન જાણીએ પાવક ક્યાં ગયો. ૩૭
ગોપ થયા સર્વ કંપાયમાન, દાવાનળ કેમ પીધો પાન;
ફરી માયા પ્રભુએ વિસ્તરી. આશ્ચર્ય ગોપ ગયા વીસરી. ૩૮
ક્ષણમાં બ્રહ્માંડ ભાંજે ઘડે, તેને શું શીખવવું પડે;
કર્તુંમકર્તું¶ સમર્થ શ્રીહરિ, અદ્ભુત લીલા સહેજે કરી. ૩૯
ગોવાળ સહુ સુખીયા થયા, પ્રાતઃકાળે શ્રીગોકુળ ગયા;
પાવક ભક્ષણ પરાક્રમ કહ્યું, દશમું ચરિત્ર પૂરણ થયું. ૪૦

વલણ

દશમું ચરિત્ર પૂરણ થયું, સાંભળ પરીક્ષિત રાયરે;
ભટ પ્રેમાનંદ કહે કથા, થયો સપ્તદશમો અધ્યાયરે. ૪૧

ઇતિ શ્રીમદ્ભાગવતે દશમસ્કંધે સપ્તદશોઽધ્યાય ॥૧૭॥

## અધ્યાય ૧૮ મો§

### કડવું ૫૯ મું-રાગ સારંગ

શુકજી કહે સાંભળીએ રાજા, ભગવંત ગુણ મહિમાયજી,
બીજે દિવસે ગોપ પધાર્યા, શ્રીગોકુળ માંયજી. ૧
ઘણું એક દાન શ્રીનંદે દીધું, વિઘ્ન નિવર્ત્યું જાણીજી,
જગદીશના શીશ ઉપર યશોદા, નાંખે ઉતારી પાણીજી. ૨
મોટાં વિઘ્ન નિવર્ત્યાં હરિને, સર્પ પાવક જ્વાળજી,
મહિયારી સહુ મંગળ ગાયે, કુશળ કહાન ગોવાળજી. ૩
એકવાર શ્રીવૃંદાવનમાં, ગોવિંદ ચારે ગાયજી,
દાધું વન નવ પલ્લવ કીધું, ત્રિવિધિ વાયે વાયજી. ૪
સદા વસંત વસે વૃંદાવન, આરક્ત કુસુમ પલાશજી;
વજાડે વેણુ ગોપ સંગ લીધાં, ગૌ ચારે અવિનાશજી. ૫
ભાંડીરક+ વન ગયા ગોપીવર, છે વાડનાં મોટાં વૃક્ષજી,
નીચી ડાળે બાળક હીંચે, ઝુલે પંકજ ચક્ષજી. ૬
કંસનો મોકલ્યો અસુર આવ્યો, છે પ્રલંબ એવું નામજી,
અંતરજામીયે તત્ક્ષણ જાણ્યું, દેહું એનો ઠામજી. ૭
નવી રમત આરંભી કૃષ્ણે, અસુર આવ્યો જાણીજી;
ઉડણ પીપળી રમે પુરુષોત્તમ, દ્વેશ અસુરપર આણીજી. ૮

* યજ્ઞના તણીવાં. † રેણુ ‡ કૃષ્ણની વાતો § દાવાનળ ‖ રેતી

* ધુમાડો † પોતાની મેળે ‡ વચમાંથી. § છાંગી આંખે ‖ પાસે. ¶ કરવા ન કરવા. § આ અઢારમાં અધ્યાયમાં શુકદેવે વસંતના સરખી દીસતી ગ્રીષ્મ ઋતુમાં ભગવાને લીલાથી બળભદ્ર પાસે પ્રલંબાસુરને મરાવ્યો, તે કથા છે. + ભાંડીરક નામનો વનમા વડ હતો, તેથી પ્રેમાનંદે તે વનનું નામ ભાંડીરક રાખ્યું છે

બે બે ગોપના ભેરુ* કીધા, હારે તે વાહન થાયજી;
પચ્ચીસ ધનુષનાં પર્યાં કીધાં, ત્યાં લગી ઉચલી જાયજી. ૯
ગોપ રૂપ થઈ પ્રલંબ આવ્યો, પ્રભુએ દળમાં લીધોજી;
મહિમા વધારવા બળિભદ્રજીનો, પ્રલંબ ભેરુ કીધોજી. ૧૦
રામ આદે ગોપ ન જાણે, જાણે જુગદાધારજી;
રમત રમતાં પ્રલંબ હાર્યો, ઉપર બેઠા રોહિણી કુમારજી. ૧૧
અગ્રજને લઈ અસુર ચાલ્યો, અવધિથકી† આઘેરોજી;
ગોપ કહે ભલો મળ્યો અજ્ઞાની, અધિકો ફરે છે ફેરોજી. ૧૨
સંકર્ષણ અંતરગત રીઝયા, કરે ગોપ સન્મુખ હાસ્યજી;
એવે અકસ્માત પ્રલંબ વાધ્યો, રામને લઈ આકાશજી. ૧૩
હાહાકાર કરે ગોવાળા, આવરિયું અંધકારજી;
માથે પુચ્છ ને સુરભિ નાસે, શ્રીકૃષ્ણે કીધો હુંકારજી. ૧૪
પ્રલંબ વૃદ્ધિ પામ્યો ત્રણ યોજન, હળધરનું કીધું હર્ણજી;
પીળા કેશ ને લીલાં લોચન, વપુનું છે ઘોર વર્ણજી. ૧૫
લોહતણા તે દંત કડકડાવે, લાંબા હસ્ત બેહુ નાંખેજી;
એક લીધો લઉં છઉં બીજાને, હરિ સામું જોઈ ભાખેજી. ૧૬
અંતરિક્ષ અમરનાં વૃંદ જુવે છે, દીસે રામ શોભાયમાનજી;
જેમ ઇન્દ્ર બીરાજે મેઘ અભ્રમાં‡, ઉદયાચળપર ભાણજી§. ૧૭
મોટાં વૃક્ષપર હંસ યથારથ, વટપત્રે‖ બાળ મુકુંદજી;
તેમ બિરાજે પ્રલંબ ઉપર, જ્યેષ્ઠ વસુદેવ નંદજી. ૧૮
મહુઅર વાઈ ગર્જના સાથે, સમર્થ શ્રીભગવાનજી;
ધરાધર¶ કાં ધૈર્ય મૂકો છો, શામળીએ કીધી સાનજી. ૧૯
નિજ સ્વરૂપ સમર્યું હળધરે, ક્રોધે મુષ્ટિ વાળીજી;
ઉંચો કર કીધો બળભદ્રે, ક્રૂર દૃષ્ટે ભાળીજી. ૨૦
પ્રહાર કીધો પ્રલંબ શિર્ષે,$ મહાબળે બળદેવજી;
પડ્યો પ્રલંબ એક ગડદેશ, પ્રાણ ગયા તતખેવજી. ૨૧
જેજેકાર થયો વૃંદાવન, ભેટ્યા બન્યો ભાઈજી,
ધન્ય ધન્ય કહે ગોવાળા, જાણ્યો રામ મહિમાયજી. ૨૨
પ્રલંબ દેહ લગાડી દીધો, કીધું શુદ્ધ વૃંદાવંનજી;
ભૂમિભાર ઉતાર્યો અચ્યુત**, દીપાવ્યો રોહિણી તંનજી. ૨૩
પુષ્પવૃષ્ટિ કીધી સહુ દેવે, વખાણ્યા કેશવ રામજી,
અસુર મારી સુરભિ ચારી, ગયા ગોકુળ ગામજી. ૨૪
ઘેર ઘેર વાત કરે ગોવાળા, વખાણી વખાણજી;
બલિભદ્રે આજ પ્રલંબ માર્યો, મુષ્ટિએ લીધો પ્રાણજી ૨૫

વલણ

પ્રાણ લીધો એક મુષ્ટિએ, હલધરનો મહિમાયરે;
ભટ પ્રેમાનંદ કરે કથા, થયો અષ્ટાદશમો અધ્યાયરે ૨૬

ઇતિ શ્રીમદ્ભાગવતે દશમસ્કંધે અષ્ટાદશોઽધ્યાયઃ ॥ ૧૮ ॥

* સાથી. † હદ. ‡ વાદળામાં. § સૂર્ય. ‖ પ્રયાગ વડના પત્રપર શીશેષશાયી ભગવાન પોઢે છે તે. ¶ શેષનાગ. $ માથે મુકી. ** પ્રભુ.

## અધ્યાય ૧૯ મો*

### કડવું ૬૦ મું-રાગ સારંગની ચોપાઈ

શુક કહે સુણ પરીક્ષિત રાય, શ્રીકૃષ્ણ ચરાવે વનમાં ગાય;
નિત પ્રત્યે લીલા નવનવી કરે, દ્વાદશ વનમાં પ્રભુજી ફરે.
મધ્યાહ્ન વેળા વનમાં થઈ, ગાયો ચરતી વેગળે ગઈ;
ક્ષેત્ર હતું એક સરોડાંતણું, ખરુ જાળ તે વનમાં ઘણું.
તે વનમાં ગયાં ગૌ ધંન, લાગો દાવાનળ હુતાસંન;
ગોપ સાથ સહુ છે વેગળો, ગૌ પૂઠે પાવક વીટી વળ્યો.
અનળ પ્રબળ વાયુ છે ઘણો, થયો તીવ્ર તાપ દાવાનળ તણો;
તપિત તન સુરભિનાં થયાં, પ્રસ્વેદનાં જલબિંદુ વહ્યાં.
ત્રાસે ગાય નાસે અરીપરી†, ન શકે અગ્નિ આગળ નીસરી;
ભાં શબ્દ સુરભિ ભાંખે, એકેકપર જઈ કોટ નાંખે.
ધાઈ ધાઈ સહુ ટોળે થાય, કાઢી જીભ પડે ભૂમિમાંય;
શ્રીકૃષ્ણ ધ્યાન સુરભિ સહુ ધરે, ઉકળી અકળાઈ આંસુ ભરે;
આકાશ સર્વ ધૂમ્રે આવર્યું, આચ્છાદ્યો‡ ભાનુ અંધારુ કર્યું;
ફાટે વાંસ વૃક્ષ ચડચડે, બળે પાંખ પંખી તરફડે.
મશક§શશક‖ મૃગ પામે ત્રાસ, ફાટે ફણા સર્પ મૂકે શ્વાસ;
કીટ પતંગ દહ્યા કંઈ કોટ, ઊઠે ધૂમ્રના ગોટેગોટ.
તે જ્વાળા જઇ પહોંતી આકાશ, બળભદ્રે વિનવ્યા અવિનાશ;
સ્વામી કાંઈએક અરિષ્ટ¶ થયું, મહા દુર્વનમાં ગૌધન ગયું.
ધૂમ્રાવરણ વ્યાપ્યું વન વિષે, ભાઇ સુરભિ પીડા પામે રખે;
એવું સાંભળી ઊઠ્યા દયાળ, ધાયા રામ કૃષ્ણ સહિત ગોવાળ.
સહુ સરોડાના વનમાં ગયા, દેખી દાવાનલ વિસ્મે થયા.
વન્હીએ$ ઘેરી દીઠી ગાય, ત્યાં રુવે ગોપ પછાડે કાય.
શ્રીકૃષ્ણ સ્તુતિ કરે ગોવાળ, પ્રભુ પશુની લીજે સંભાળ;
આપણું જીવિત તે ગૌધન, તેને દહે છે હુતાશંન.
ગાય વિના ઘેર કેમ જઈયે, માતપિતાને જઈ શું કહિયે;
વલવલીને વાછરુ મરે, માત વિના દેહ કેઇ પેરે ધરે.
જો દગ્ધ વૃંદ+ સુરભિનું થયું, તો ગોપ વર્ગનું જીવન ગયું;
એવું કહી રોયા ગોવાળ, તવ દયા કીધી દીનદયાળ.
પછે વેણુ વજાડી વૈકુંઠરાય, સાન કરી સહુ તેડી ગાય,
હરિ જોવા હેત સહુને આવ્યું, અગ્નિ જવાળ માંહે ઝંપાવ્યું.
દહન ભય** સુરભિ વીસરી, હરિ મળવા પાવકમાં મીસરી;
એક રોમ તેનું નવ દહ્યું, ગૌવૃંદ ગોવિંદ પાસે ગયું.
તે વ્યાકુળ થઈ હિંસારવ કરે, પ્રસ્વેદ જળની ધારા ઝરે,
તે પાએ પડવા હરખે હીંડી, ભાં શબ્દ કરે પાવકે પીડી.
ફેરવે હાથ હરિ પાસે તેડી, પરિતાપ તણી વેદના ફેડી;
ગ્રહી કંઠ ગૌ હૃદયે બીડી, હરણી†† ડાહી†† આંડી†† મીંડી.††
કાબરી†† કાળી†† ને કલોડી††, વાંસળી નાદે સહુકો દોડી;
હરિ ચરણે ગૌ આવી સકળ, ગૌ પૂઠે ધાયો દાવાનળ.

* આ ઓગણીશમા અધ્યાયમાં મુંજારણ્યમાં પેઠેલા ગોવાળિયા અને ગાયોની ભગવાને દાવાનળ પીને રક્ષા કરી, તે કથા છે. † આઘી પાછી ‡ ઢાંકી નાંખ્યો § મચ્છર ‖ સસલાં ¶ ખરાબ $ અગ્નિએ + ટોળું. ** બળી જઈશું એવો ભય. †† ગાયોના રંગપરથી તેની જાતો ઠરાવેલી.

વૃક્ષ તણી લતા પરજળે, આગળ શો પાવક પ્રૂહળે;
હાહાકાર કરે ગોવાળ, નાસો રામકૃષ્ણ શો આવી જ્વાળ.
ગાય ગોપની પીડા ઘણી જાણી, પછે પરમેશ્વર બોલ્યા વાણી;
તમો સખા સહુ મીંચો લોચન, નિવારણ થાશે હુતાશન*.
નેત્ર ઉપર દીધા ગોપે હાથ, જૂવે હરીત† શું કરે છે નાથ;
નેત્ર ઉપર દીધા ગોપે હાથ, જૂવે હરી† શું કર મહાંય.
ક્રોધ રૂપ કીધુ યદુરાય, પાવક લીધો બેહું કર મહાંય.
ક્રોધ પેર કીધો પ્રાશન;
મૂખમાં મૂકયો હુતાશન, પયની ઘેર કીધો પ્રાશન;
જેમ સમુદ્રમાં પડે વિજળી, તેમ અગ્નિ જ્વાળ ગોવિંદ ગળી;
જેમ અગસ્ત્યે પીધો સાગર, તેમ પાવક પીધો નંદકુંવર.
વારતા સ્વપ્ન સરખી થઈ, શું દાવાનળ અહીં હુતો નહીં;
કૃપાદષ્ટે જોયું કમળ ચક્ષ, થયાં નવપલ્લવ વનમાં વૃક્ષ.
પછે અંમર સ્તુતિ કરે અંતરિક્ષ, પાવક પીધો જોતાં પ્રત્યક્ષ;
ગોવાળા વિચારે મન મહાંય, આપણ કેમ ફરી આવ્યા અહાંય.
ગોવાળે જાણ્યું તતખેવ, નંદપુત્ર તે દેવાધિદેવ;
અવિગતિ‡ દીસે અકળ, એણે જોતાં પીધો દાવાનળ.
એ સાક્ષાત નાથ નરહરિ, એને કેમ માનીએ માનવ કરી,
સર્વથા એ વૈકુંઠરાય, ગોવાળા સહુ લાગ્યા પાય.
શ્રીહરિએ માયા વિસ્તરી, ગોપ જ્ઞાન ગયા વીસરી,
સખા ભાવ ગોવાળે ધર્યો, બ્રહ્મભાવ મનથી નીસર્યો.
અદ્‌ભુત લીલા હરિએ કરી, સંધ્યાએ ગોકુળ આવ્યા ફરી;
વિરહે વ્યાકુળ વ્રજ સુંદરી, એક દિવસ જાણે ચોહો§જુગ કરી.
તે આતુર થઇ ઉભી બારણે, પ્રભુ દર્શન કરવા કારણે;
ઘેર ઘેર વારતા ગોપે કરી, આજ મરણથી સુરભિ ઉગરી.
મહતકર્મ કીધું ભગવાન, દારુણ દાવાનળ કીધો પાન;
શુકજી કહે સાંભળીએ રાય, એ વહ્નિ ભક્ષ કહ્યો મહિમાય.
એ દશમ લીલા પરમ પવિત્ર, કહેવાયું દ્વાદશમું ચરિત્ર;
એ અધ્યાય ભણે વા સાંભળે, ત્રિવિધ તાપ તેના સદ્ય ટળે.

વલણ

ટળે તાપ શ્રોતાતણા, કથાનો મહિમાયરે;
ભટ પ્રેમાનંદ કહે કથા, થયો ઓગણીશમો અધ્યાયરે.

ઇતિ શ્રીમદ્‌ભાગવતે દશમસ્કંધે એકોનવિંશોઽધ્યાય ॥૧૯॥

## અધ્યાય ૨૦ મો||

### કડવું ૬૧ મું-રાગ મલ્હાર

ગોવિંદ ચરિત્ર કહે મળે યોગી, સાંભળીએ ભૂપાળજી;
અદ્‌ભુત લીલા વૃંદાવનની, વરણું વર્ષાકાળજી. ૧
શ્રીગોકુળમાં ગાજી ગાજી, વરસે છે વરસાદજી;
તેવામાં ગૌધન ચરાવે, રામ કૃષ્ણ બે ભ્રાતજી. ૨
ગાજે ઘન વીજળી બહુ ચમકે, થાય અંધારું ઘોરજી;
હંસ ચાતક બોલે બપૈયા, નાચે કળા કરી મોરજી. ૩
અમૃત* સ્વરે કોકિલા† બોલે, ભ્રમર કરે ગુંજારજી;
અજ ધટાનો‡ દુખી નહાસે, વચ્છ કરે હિંસારજી. ૪
અભ્ર ઘટાને‡ દૂખી નહાસે, વત્સ કરે હિંસારજી.
આદિત્ય§ ઉડગણ|| ઇંદુ¶ આચ્છાદ્યાંઠ, વાદળી ગઈ સર્વ વ્યાપીજી;
અનંત જંતુ ઉપજ્યા અવનીમાં, સૃષ્ટિ વિધિએ થાપીજી. ૫
કીટ પતંગ પંચવરણાં, મંડુક× કરે મુખ શોરજી;
નીલાં તૃણ થયાં અવનીમાં, ઉગ્યાં દ્રુમ અંકૂરજી. ૬
નવિન પત્ર કુસુમ નાનાવિધ, નદીએ આવ્યાં પૂરજી,
નદી તટ ઉભા ગોવાળા, તે વાય વેણુ મધુરજી. ૭
કાદવે મારગ પૂરાણા, વણિકે મૂકયા વેપારજી;
આશ્રમ કીધા સંન્યાસીએ, એક સ્થળ રહે માસ ચારજી. ૮
નાના મત કરે સહુ નારી, તાપસ બેઠા માળેજી,
શ્રવણ કીર્તન પૂજન પ્રતિમા, વર્ણાશ્રમ ધર્મ પાળેજી. ૯
દ્વગણું** દૂધ કરે છે સુરભિ, ચરે નીલાં તૃણજી;
કર જ્યેષ્ટિકા વાળે લંગોટી, વન જાય અશરણશરણજી. ૧૦
ઝડી†† કરી વરસે મેહવલીયો, નયણે સૂરજ ન સૂજેજી;
વૃક્ષ તળે ઉભા અવિનાશી, ટાઢે થરથર ધ્રૂજેજી. ૧૧
ઊપર જળ તળે જળ વહે છે, નથી બેસવાનો ઠામજી;
પલાશ પત્રના‡‡ ટોપ કરી ધરે, મસ્તક કેશવ રામજી. ૧૨
સાંજ સમે આવે શ્રીગોકુળ, પૂર ભર્યાં વહે નાળાંજી;
કો તરે તુમડાં કટિયે બાંધી, ગો પુચ્છ વળગે ગોવાળાજી. ૧૩
શામળીયાને સામા આવે, તારા§§ લેઈ નંદરાયજી,
સંસાર તારણ બીએ નદીમાં, જોઇને મૂકે પાયજી. ૧૪
કોટી કૌતુક કરે કમળાવર, સુણ પરીક્ષિત રાજંનજી;
એ તો વર્ષાકાળની કહી લીલા, કહું શીતકાળ વરણંનજી. ૧૫
હવે હું વર્ણવું શોભા શરદની, આવ્યો આશ્વિન માસજી,
તિમિર નિવર્ત્યું અભ્રઘટાનું, થયું નિર્મળ આકાશજી. ૧૬
પ્રગટ ઉડગણ ઇંદુ ભાસે, મહા જ્યોતિ કરે માર્તંડજી||||,
રવિ કીરણે પંક¶¶ સુકવ્યા, નિર્મળ કીધા નવખંડજી. ૧૭
નિર્મળ જળ થયાં સર્વ સરિતાનાં, પોયણ પંકજ ઉઘડીયાંજી;
ઉત્પાત્ત થઈ મુક્તાફળની, સ્વાતિબિંદુ બહુ પડિયાંજી. ૧૮
પશુ પંખિણી થઈ સગર્ભા, નવિન જીવ અવતરિયાજી,
નિજ નાથથી પતિવ્રતાએ, ગર્ભ ઉદરે ધરિયાજી. ૧૯
પર્ણકુટી તજી ઉઠીને ચાલ્યા, તીર્થ કરવા સંન્યાસીજી;
આગિયા ઉઘડ્યા કાદવ સૂકયો, ઘર લીપે પૂરવાસીજી. ૨૦
નૌકા મૂકી સમુદ્રમાહે, વેપાર કરે વેપારીજી;
વિવાહ કર્મ કરે વર્ણ ચારે, ગીત ગાય શુભ નારીજી. ૨૧
યજ્ઞહોમ થાયે વેદાધ્યયન, દાન આપે દાતારજી;
ભક્ત મૂકાએ માયાથી જોગ, અભ્રથી મૂકાયો સૂરજી. ૨૨

* અગ્નિ. † ઢાંકી આંખે. ‡ મોટી ગતિ. § ચાર. || આ વીશમા અધ્યાયમાં વર્ષા અને શરદ ઋતુના વર્ણન સહ ગોવાળીઆ અને બળભદ્ર સહિત ભગવાનની વર્ષા ઋતુ સંબંધી લીલાનું વર્ણન છે.

* મધુર. † કોયલ. ‡ વાદળાંનો ઘેરાવો. § સૂર્ય. || તારા ¶ ચંદ્રમા. ઠ ઢાંકયાં. + દેડકાં. ** બમણાં. †† વરસાદનું જોરમાં પડવું તે. ‡‡ ખાખરાનાં પાંદડાંના. §§ તરતાં. |||| સૂર્ય. ¶¶ કાદવ



ગોપીઓ કાત્યાયની દેવીની પૂજા કરે છે



શ્રીકૃષ્ણે દાવાનળ પાન કરી ગાયો વગેરેની રક્ષા કરી

"ગુજરાતી પ્રેસ ફંડ", મુંબઈ ૨



ગોપીઓનાં વસ્ત્રો શ્રીકૃષ્ણ લઈ લે છે

વૈષ્ણવે મહોત્સવ કીધો, શણગારયાં દેવસ્થળજી,
નવાં અન્ન આવ્યાં નાનાવિધ, નવાં કુસુમ ને ફૂળજી. ૨૩
વેપારીએ ગ્રામાંતર* કીધાં, પરવરિયા પરદેશજી,
એ શીતકાળનું છે વર્ણન, લીલા શ્રીહૃષીકેશજી. ૨૪
શરદ સમે વૃંદાવન માંહે, વિઠ્ઠલ વેણુ વજાડેજી;
મેહ ઉપજાવે વ્રજવનિતાને, કામાગ્નિએ દઝાડેજી. ૨૫

વલણ

જગાડે કામ શ્યામ સુંદર, શુક કહે સાંભળ રાયરે;
ભટ પ્રેમાનંદ કહે કથા, થયો વીશમો અધ્યાયરે. ૨૬

ઇતિ શ્રીમદ્‌ભાગવતે દશમસ્કંધે વિંશોઽધ્યાયઃ ॥ ૨૦ ॥

## અધ્યાય ૨૧ મો†

### કડવું ૬૨ મું–રાગ ગોડી–દેશીની ચોપાઇ

શુક કહે સાંભળીએ રાજા, વાયે વેણુ સુંદર શ્યામજી,
વ્યાકુળ થઇ છે વ્રજની નારી, પીડે પાપી કામ, વેણુ વાજે છે.
મળવાને તરસે મન, દેહડી દાઝે છે, વહુ વારુને મરજાદ,
મનડું લાજે છે–ટેક.

નંદ નંદનની વાંસલડીરે, વિરહ તણો ભંડારજી,
મન હીસે છે હરિ મળવાને, પણ પીડશે કરતાર, વેણુ વાજે છે–મ૦
આશ્વિન માસ કુસુમ બહુ ફૂલ્યાં, ગોવિંદ ચારે ગાયજી,
મોહન ચરણે મન જઈ બેઠું, દેહ રહ્યો ઘર મ્હાંય, વેણુ વાજે છે–મ૦
અમૃતપેં અદકેરો મીઠો, વાંસળડીનો નાદજી;
દેવકન્યા કાંઈ નવ પ્રીછે, ગોપી જાણે સ્વાદ, વેણુ વાજે છે–મ૦
કો જળ ભરવા ભમે યમુનાજી, પાણી દીધું રેડીજી:
વૃંદાવન ઉભી જઈ અબળા, ત્રુટી ઘરની બેડી, વેણુ વાજે છે–મ૦
કોઇએક નિસરી વાછરુ પાવા, કો ગઈ પટકુળ ધોવાજી;
કોઈએ મસ કીધું નહાવાનું, ઇચ્છે હરિપદ જોવા, વેણુ વાજે છે–મ૦
સકળ સ્ત્રી ટોળે મળી કહે, કયમ કરી જઈએ બાઇજી,
છે ગોવાળા શામળીઆ સાથે, કોના પુત્ર કોના ભાઈ, વેણુ–મ૦
ધિક્ પુત્ર ધિક્ સહોદર, ધિક્ પડો સગાં પિત્રાઇજી,
એ સગાં સર્વે શઠ જાણવાં, હરિદર્શનનાં અંતરાઈ, વેણુ–મ૦
પ્રેમ કલોલે વ્રજવનિતાનો, શુક કહે સાંભળ ભૂપજી;
પ્રેમાનંદ પ્રભુરામને મળવા, લે ગોપી પુરુષનાં રૂપ, વેણુ–મ૦

### કડવું ૬૩ મું–રાગ ગોડીની દેશી ફેર

નદી કાલિંદીને કાંઠડેરે, ઉભી રહી વ્રજનાર;
વિયોગ દમે દીનાનાથનોરે, નેત્રે ભરતી વાર. ૧
બાઈ નિકટ વાજે વાંસળીરે, હરિ સાથે ભ્રાત કુમાર;
કયમ મળિયે જીવન કૃષ્ણનેરે, ધિક્ અબળાનો અવતાર. ૨
ધન વૃંદાવનની વેલડીરે, ધન્ય વૃંદાવનની ધર્ણ;
અમો તૃણ થઈ નવ અવતરીરે, ઉપર ચાલત હરિનાં ચર્ણ. ૩
શાને કહેત બ્રહ્મા તુનેરે, જો જન્મ વાંસનો દેત;
અમો થાત વિઠ્ઠલની વાંસળીરે, તો અધરતણો રસ લેત. ૪
ગોપી ગુંજા શે ન અવતરીરે, હરિ કંઠે થાત જ હાર;
વિધિ અમને આપ્યો નહીરે, પશુ પંખીનો અવતાર. ૫
ધન મૃગ વૃંદાવનતણારે, જે સાંભળે મોરલી નાદ,
કસ્તૂરી થઈ વેણુ રસતણીરે, કે રસિયો જાણે સ્વાદ. ૬
અમો કાં નવ સરજી પંખીણીરે, કરત છબીલાને છાંય;
અમોને કાં નવ નિર્મિ જેઠિકારે, રહેત હરિતણા કરમાંય. ૭
સ્વર્ગતણું સુખ ભોગવેરે, ધન્ય વૃંદાવનનાં ઝાડ;
જો થાત અમો વનવેલડીરે, માનત બ્રહ્માનો પાડ. ૮
અજ અમને શે નવ આપિયોરે, દડા તણો અવતાર;
અમો મહા સુખકરી માનતરે, પ્રભુ કરત ગેડીનો પ્રહાર. ૯
નંદ ગૃહે દાસી નવ અવતરીરે, તું ભૂલ્યો બ્રહ્માદેવ,
કૃતારથ થાતી અમોરે, તો કરત હરિની સેવ. ૧૦
છઉં આતુર અભિલાષે ભરીરે, વિરહ પૂરણ વ્રજનાર;
ભક્તિ જાણી ત્યાં આવિયારે, ભક્તવત્સલ દેવમોરાર. ૧૧
કંદર્પ રૂપ દેખાડીયુંરે, સહુ ગોપી લાગી પાય,
શી ઇચ્છા રાખો મન વિષેરે, પૂછે વૈકુંઠ રાય. ૧૨
લજ્જા સંયુક્ત બોલી સુંદરીરે, અમો પ્રગટ કેમ કહેવાય;
સુખ ઇચ્છું છૌં કમળાતણુંરે, કૃપા કરો શ્રીકૃષ્ણરાય ૧૩
હરિ કહે સુણો સુંદરીરે, આચરો કાત્યાયની વ્રત,
છે મહિમા મોટો વ્રતનોરે, મનવાંછિત પામશો તર્ત. ૧૪
અંતર્ધાન થયા એવું કહીરે, સહુ ગોપી આવી ઘેર;
કાત્યાયની વ્રત આરંભ્યુંરે, સાધે પ્રભુ પામ્યાની પેર. ૧૫
હરિચરણે ચિત્ત બાંધી રહીરે, વ્રત કરે વ્રજનારે;
શુકજી કહે રાય સાંભળોરે, ગઈ ગોપી કર્મને પાર. ૧૬

વલણ

અકર્મ અબળા સકર્મ થઈ, વશ કીધા વૈકુંઠ રાયરે;
ભટ પ્રેમાનંદ કહે કથા, થયો એકવીશમો અધ્યાયરે. ૧૭

ઇતિ શ્રીમદ્‌ભાગવતે દશમસ્કંધે એકવિંશોઽધ્યાયઃ ॥ ૨૧ ॥

## અધ્યાય ૨૨ મો*

### કડવું ૬૪ મું–રાગ મારુની દેશી

શામળિયે શિક્ષણ તો દીધું, વ્રજ સુંદરીએ વ્રત કીધું,
જઈ યમુના કરે પ્રાતઃસ્નાન, આપે વિપ્રને ઉત્તમ દાન. ૧
કરે ભોમિશયનને દેહ દમતી, અલવણ ભોજન નિત્યે જમતી,
ઘૃત દીપ અહરનિશ રાખે, કૃષ્ણ કૃષ્ણ ફરી ફરી ભાખે. ૨

* એક ગામથી બીજે ગામ જવું તે. † આ એકવિશમા અધ્યાયમાં શ્રીકૃષ્ણ સુંદર વૃંદાવનમા ગયા, તેનો વેણુનાદ સાંભળીને ગોપીઓએ કહેલી વાતની કથા છે.

* આ બાવીશમા અધ્યાયમાં વસ્ત્ર લઈ લેવાની લીલાથી કુમારિકાઓને વરદાન આપી ભગવાન યજ્ઞશાળા નજીક આવ્યા, તે કથા છે

કરે અખોટ પટ પરિધાન, પળ માત્ર ન મૂકે ધ્યાન;
ક્રોધ પ્રમાદ મૂક્યા વરજ, ગોપવધૂ પાળે બ્રહ્મચરજ. ૩
પૂજે અશ્વત્થ તુળશી ગાય, પૂજે વૃદ્ધ વિપ્ર ઋષિરાય;
સર્વત્ર રાખે કૃષ્ણનો ભાવ, હરિચરણે બુદ્ધિ દ્રઢાવ. ૪
પૂરણ વ્રત થયું એક માસે, ભક્તિ જાણી શ્રી અવિનાશે;
ગોપી ટોળે મળીને વિમાસે, મનવાંછિત ફળ કયમ થાશે. ૫
ચાલો વૃંદાવનમાં જઈએ, અભિલાષા પ્રભુને કહીએ;
એકત્ર થઈ વ્રજનારી, ગઈ નાવા સર્વ સ્હવારી. ૬
ઇચ્છે મેળાપ પ્રભુનો થાવા, હરિ આવશે સુરભિ પાવા;
કાલિંદીનો દ્રહ કાળી વાળો, છે કદંબ વૃક્ષ શોભાળો. ૭
ત્યાં ગોપવધૂ કરે સ્નાન, નાતાં થયાં જંત્ર મધ્યાન;
મન માધવ ચરણે મગ્ન, નારી નાહે યમુનામાં નગ્ન. ૮
થઈ નિર્લજ્જ નાથને નેહે, નથી સૂત્ર તંતુ એક દેહે;
બોલે વિવિધ વ્યંગ રસ વાણી, ગ્રહી તરંગ ઉછાળે પાણી. ૯
એક એકને વળગે તરતી, મચ્છપેરે યમુનામાં ફરતી;
જુએ વાટ વિઠ્ઠલની નારી, એવે આવ્યા શ્રીદેવ મોરારી. ૧૦
ઉભા રહી જોઈ સહુ શ્યામા, પરબ્રહ્મ અતિ સુખ પામ્યા;
નગ્ન નિર્લજ્જ નયને ન નિરખી, ત્યાં લગી ન થાય મુજસરખી. ૧૧
એનું હું તું અંતર ટાળું, પછે કમળા ભાવે ભાળું,
નથી દેખતી કોઈ ગોવાળી, વસ્ત્ર હરિયાં શ્રીવનમાળી. ૧૨
બાંધ્યો ગાંઠડો શ્રીગોપાળે, ચઢી બેઠા કદમની ડાળે;
સ્ત્રીનાં ચહેન જુએ મહારાજ, વિચાર્યું જે મૂકાવું લાજ. ૧૩
પછે ખંખાર્યા આનંદકારી, તવ ઝબકી સહુ વ્રજનારી;
કોઈ એક પુરુષતણો ખંખારો, માંહોમાંહે નાર કરે અણસારો. ૧૪

વલણ

સમશ્યા માહોમાંહી કરે, અંગુળી મુખમાંહે ધરીરે,
આઈ પુરુષ કો આવ્યો સહી, વસ્ત્ર પહેરો સર્વ સુંદરીરે. ૧૫

---

કડવું ૬૫ મું-રાગ મારુ-દેશી ઢેર

લાજી વ્રજની નાર, ચિંતા ચિત્તમાં ધરે;
પુરુષ દેખશે દેહ, બાહેર કેમ નીસરે. ૧
વિસ્મે થઈ કરે વાત, નિર્લજ્જ છેક થયાં;
કેમ નગ્ન જાશું ઘેર, પટકુળ તે સર્વે ગયાં. ૨
નથી આવી વાયુની વેળ, વસ્ત્ર ઉડ્યાં જાણીએ;
એ નોહે મનુષનું કામ, કર્મ દેવનું ગણીએ. ૩
ઘસે હાથ ધુણાવે શીશ, વ્રજજન બાપડાં,
છે મોટો લોભી ચોર, ન મૂક્યાં બે કાપડાં. ૪
આવ્યા હશે સો પંચાશ, બાંધી ગયા ગાંસડી;
નવ ઉગરયાં ચરણાં ચીર, ન મૂકી નાડાછડી. ૫
કેમ જઇએ બાઈ ઘેર, હરયા વસ્ત્ર વેરીએ;
કો આણી આપે વનફૂળ, પાનડાં પહેરીએ. ૬
દવડાં થયા જંત્ર મધ્યાન, નિશા છે વેગળી;
વળી પ્રગટશે શત્ર ચંદ, નિશા થશે નિર્મળી. ૭
કોણ ધૂર્તે કીધું કર્મ, ન જાએ કપટ કળ્યું;
વસ્ત્ર જાતાં તો ગઈ લાજ, કાત્યાયની વ્રત ફળ્યું. ૮
મૃગનયની ચોદ દિશ જોય, કરુણા કીધીજીએ;
જેણે લીધાં હોય પટકૂળ, દરશન દીજીએ. ૯
અમો અબળાનો અવતાર, લાજે જાઉં મરી;
પુરુષને એની ન ખોડ, હીંડે કોપીન ધરી. ૧૦
અબળાના અવયવ, રાખ્યાં ગુપ્ત ભલાં;
નારી નરકનો કુંડ, પુરુષ હોય નિર્મળા. ૧૧
અમો લાગું તમારે પાય, અબળા આતુર હવી;
કેમ નીસરીએ અમો બહાર, દેખે ગગને રવી. ૧૨
એક કહે જણાએ ચોર, વિચારી સત્ય ભણું;
નવનીત ચિત્તનો ચોર, આ કર્મ છે તે તણું. ૧૩
ઘો દર્શન દીનાનાથ, કદમની ડાળ ચઢી;
પછી પ્રગટ થાય છે કૃષ્ણ, વીનવે સુંદરી. ૧૪
દેખી મદન ગોપાળ, સંતાઈ નાર ખસે;
તાળી દેઈ વ્રજનાર, મુખે કર દેઈ હસે. ૧૫
એકેક પૂંઠે સંતાય, વદન નિજ ગુપ્ત કરે;
કો ઢાંકતી કુચ ફૂળ, ચોટલો ઉપર ધરે. ૧૬
કો અંગુળી ધરે મુખ માંય, પટ પ્રણમી માંગે;
કો વેગળેથી વ્રજનાર, હરિને પાયે લાગે. ૧૭
કો વાંકી દ્રષ્ટે જોઈ, શ્યામા અધર ડસે;
કો કરડે પોતાની જીભ, સામું જોઈ હસે. ૧૮
કો પડી ગઈ જળમાંય, ઢાંકે તન વેણી વડે;
કો વઢવા તત્પર થાય, ઉંચી ભ્રમર ચઢે. ૧૯
કો મુખ મરડી કરે વાત, જોબન દર્પ ભરી;
મુને ગમે નહિ એ ચેન, વિરોધની વાત ખરી. ૨૦
બાળા મુગ્ધા ગોરી શ્યામ, પ્રભુનું સ્તવન કરે;
પટ આપોને પ્રાણ નાથ, હરિ તવ ઓચરે. ૨૧
તમોએ દુભ્યા દેવ, તે માટે વસ્ત્ર ગયાં;
મુને જડિયાં તે દશ પાંચ, દેવને લેતાં રહ્યાં. ૨૨
ઓળખીને લો પટકૂળ, નીસરો બહાર રખે;
મારી પ્રત્યે શો છે બાધ, હું થકી લાજો રખે. ૨૩

વલણ

રખે સખી લજ્જા કરો, હું બાળકની બાધા કશીરે;
વાક્ય સાંભળી શ્યામનાં, શ્યામા તાળી દેઇ હસીરે. ૨૪

---

કડવું ૬૬ મું-રાગ પરજીયો

કર અંગુળી મુખમાં ધરીરે, વસ્ત્ર માગે વ્રજનાર,
અમો પુરુષની દૃષ્ટિ આગળે, કેમ નગ્ન નીસરુ બાહાર વહાલા
છોં અબળાનો અવતાર વહાલા, છે કઠિણ લોકાચાર વહાલા
નહીં નગ્ન નહાઇયે બીજીવાર વહાલા.—ટે
સ્વભાવ છે એ સ્ત્રી તણોરે, નગ્ન સર્વથા નહાય;
એવું જાણી અમો પેઠી જળમાં, એ થઈ આવ્યો અન્યાય. વ

અમો બાળક કરી કેમ માનીએરે, દીસો કોટિક કામ;
અમો તમને ઓળખુંરે, મિથ્યા બાળક નામ. વ–છોં
વસ્ત્ર હરે કોણ દેવતારે, ન પડે કોનો હાથ;
લોચન કહે છે ચોરનાં, છો લક્ષણવંતા નાથ. વ–છોં
પુરુષ બીજા કો આવશેરે, જન્મની જાશે લાજ;
માહોમાંહી હાડ ન જાવું, એ મોટમ નોય મહારાજ. વ–છોં.
દ્રુમ ડાળે દયાળજીરે, વસ્ત્ર લીધાં કર ગ્રહાંય;
પહોંચી ન શકે ગોપિકારે, એક વ્હેંતનું છેટું થાય. વ–છોં.
ચીર ચોળી ને ચરણીયારે, ધાબળી ઓઢણી ઘાટ;
નીલાંબર પટોળી પીતાંબર, શોભે પાંચ પટાના પાટ. વ–છોં.
દેખાડે પણ નાંખે નહીંરે, અકળાઈ મરનાર;
કૃષ્ણ કહે લજ્જા પરહરોરે, અબળા નીસરો બહાર. વ–છોં.
ડાળથકી થડ આવીયારે, વિપ્ર પ્રભુ વૈકુંઠનાથ;
ગોપિકા બાહેર નીસરી, લજ્જા સ્થાનક દેઈ હાથ. વ–છોં.

---

### કડવું ૬૭ મું–રાગ રામગ્રી

દ્રુમ થડ આવ્યા દેવ મોરારીજી, વસ્ત્ર લો ઓળખી નીસરો નારીજી
ગોપી વિચારે વિપત બહુ પાડીજી, કેમ નીસરીએ દેહ ઉઘાડીજી.

ચાલ

ઉઘાડો દેહ આપણો બાઈ, દેખે નંદ કુમાર;
કાં ન આવો કૃષ્ણ કહે, શે લાગે આવડી વાર. ૧
મારી લજ્જા તમો કાં ધરો છો, કીધી કુળ મર્યાદા લોપ;
હવડાં વજાડીશ વાંસળી, ધાઈ આવશે સઘળા ગોપ. ૨
આવો કે જાઉં છું ગોકુળે, કહીશ ઘેર ઘેર સમાચાર;
તેડી લાવું પરિવારને, માત પિતા તમ ભરથાર. ૩
તમને સૂર્યની લજ્જા નહીં તો, હું બાળકની શી લાજ;
તમો સતી છો તે જાણું છૌં, લાજે નવ થાયે કાજ. ૪
ભય પામી સહુ ભામિની, રખે તેડી આવે કુટુંબ;
એ જે કહે તે માનીએ, તેડતાં ન કરે વિલંબ. ૫
બાઈ નિર્લજ્જ થઈને નીસરો, મૂકો પતિવ્રતાનાં પોણ,
પ્રાણનાથની બાધા નહીં, એ વાત જાણશે કોણ. ૬
ધીરજ ધારી ગોપનારી, નીસરી નગ્ન સમસ્ત;
નીચી થઈ પ્રભુ પાસે આવી, લજ્જાસ્થાનક દીધા હસ્ત. ૭
સર્વાંગ દેહ દીઠો નહીં, વિચાર્યું વિશ્વાધાર;
હુવ્યા દેવ કૃપા કરે, કરો સૂરજને નમસ્કાર. ૮
કાત્યાયની વ્રત આચર્યું પણ, અંતે ચૂકી નાર;
નગ્ન દેહ દીઠા વરણે, જે વસે નીર મોઝાર. ૯
વિચારે સર્વ વ્રજ વધૂ, એ કરાવે છે પ્રણામ;
અભિલાષ નગ્ન જોવા તણો, લે ફોકટ સૂર્યનું નામ. ૧૦
આ શરીર છે શ્રીકૃષ્ણનાં, રહે અંતરમાં અવિનાશ,
વ્રત કીધું એને પામવા, એમ આણ્યો મન વિશ્વાસ ૧૧
અમો વરુણને ઓળખું નહિ, છે દેવ નંદકુમાર,
સ્ત્રીએ સૂરજને મસે કરી, કીધો કૃષ્ણને નમસ્કાર. ૧૨
એ ભેદ જાણ્યો ભક્ત હરિના, સાંભળ પરીક્ષિત ભૂપ,
પરિબ્રહ્મ નારી નગ્ન જોઈ, કીધી બ્રહ્મ સ્વરૂપ. ૧૩
મુખ સામું જોઈ હસી હસી, વસ્ત્ર આપ્યાં શ્રીભગવાન,
ગોવિંદ વીટ્યા ગોપીએ, કીધાં પટ પરિધાન. ૧૪
શ્રીકૃષ્ણને કહે સુંદરી, તમો નગ્ન નિરખ્યાં અંગ;
હવે વાર શી છે શ્યામળા, પ્રભુ આપ તારો સંગ. ૧૫
વ્રત તમારું પૂર્ણ થયું, હું રીઝ્યો અપરમપાર,
કર્મ રહિત અબળા થઈ, ફરી નહિ પામો અવતાર. ૧૬
લક્ષ્મીનું સુખ પામશો, શરદ સમે બહુ પેર,
તેડીશ વનમાં વેણુ વાઈ, તમો આજ જાઓ ઘેર. ૧૭
ગોપિકાએ વિચાર્યું જે, ગ્રહીએ હરિના હાથ;
શ્રીકૃષ્ણને નગ્ન કીજીએ તો, રહે છાની આપણી વાત. ૧૮
વસ્ત્ર કાઢવા ગોપી ધસી, અદર્શ હવા મોરાર;
વિસ્મે થઈ ગોકુળ ગઈ, સુખ પામી સહુકો નાર. ૧૯
ગોપ વૃંદમાં ગોવિંદ ગયા, છે શોભિત વૃંદાવંન;
રામ પ્રત્યે કૃષ્ણ કહે છે, વૃક્ષનું વરણન. ૨૦
વિરંચીની સૃષ્ટિમાં ધન, વૃક્ષનો અવતાર;
વૃક્ષનીપેરે મનુષ્યે કાંઈ, કરવો પર ઉપકાર. ૨૧
તાઢ તાવડ વર્ષા વેઠે, પ્રજાને ફળ કરે અર્પણ,
જીવતાં છાયા પત્ર આપે, મુએ આપે સર્પણ.* ૨૨
જે પુરુષમાં એવાં લક્ષણ, તેને વૈકુંઠ ઠામ;
ગોકુળ જાતાં વસ્ત્ર હરણમહિમા, કહ્યો પૂરણ કામ. ૨૩

વલણ

રામકૃષ્ણ ગોકુળ આવિઆ, સુણ પરીક્ષિત રાયરે;
ભટ પ્રેમાનંદ કહે કથા, થયો બાવીશમો અધ્યાયરે. ૨૪

ઇતિ શ્રીમદ્‌ભાગવતે દશમસ્કંધે ગોપીવસ્ત્રહરણો નામ
દ્વાવિંશોઽધ્યાય ॥ ૨૨ ॥

---

## અધ્યાય ૨૩ મો†

### કડવું ૬૮–મું રાગ દેશાખની ચોપાઇ

શુકજી કહે સાંભળિયે રાય, ઋષિપત્નીનો કહું મહિમાય;
એ વસ્ત્રહરણનું કારણ કહ્યું, ચરિત્ર તેરમું પૂરણ થયું.
છે અદ્ભુત લીલા વિશ્વાધાર, વૃંદાવન ગયા એક વાર,
દ્વાદશ વનને અંતે ગયા, બીજીવાર સહુ ભૂખ્યા થયા.
શ્રમિત થયા હીંડીને ઘણું, પ્રબળ થયું જઠરાગ્નિતણું,
દ્રુમ છાયાતળે બેઠા બાળ, શ્રીકૃષ્ણ પ્રત્યે બોલ્યા ગોવાળ.
પાસેનાં અન્ન સહુ જમી રહ્યા, બીજીવાર ક્ષુધાતુર થયા;
શ્રીકૃષ્ણ કહે ભાઈ કહો છો મત, મુજને ભૂખ લાગી છે અત્યંત.

---

* ઈંધણ. † આ ત્રેવીશમા અધ્યાયમાં ગોવાળિયાઓ પાસે અન્નની યાચના કરાવવાના મિષથી બ્રાહ્મણોની સ્ત્રી ઉપર અનુગ્રહ કરીને બ્રાહ્મણોને શોક કરાવ્યો, એ કથા છે

બળભદ્રજી પણ ભૂખ્યા ભાસે, ન ગળે શ્વાસ તે કોની પાસે,
આ ધૂમ્ર જાતો દીસે ગગન, ઋષીશ્વર ફરતા દીસે છે યગન.
સંભળાય છે વેદ વાણીના સ્વર, એ સ્થાનક વસે છે ઋષીશ્વર,
આશ્રમ દીસે છે અતિ ઘણા, દશ પાંચ સખા જાઓ આપણા.
પર્ણકુટિ આગળ ઉભા રહેજો, રામ કૃષ્ણ ભૂખ્યા છે જઈ કહેજો;
માગ્યું અન્ન આપશે તતકાળ, દશ કહેતાં સહસ્ર ગયા ગોવાળ.
ક્ષુધાતુર અભિલાષે ભરચા, શીઘ્ર થઈ સર્વકો પરવરચા;
કો કહે અન્ન વસ્ત્રમાં લીજીએ, હરિને સમર્પી ભોજન કીજીએ.
કોણે વસ્ત્રતણી ઝોળી વાળી, કોણે કીધી મોટી પત્રાળી;
અન્ન આસક્ત ગોવાળા થયા, તે યજ્ઞ દ્વારે જઈ ઉભા રહ્યા.
મંડપમાં બેઠા છે મુનિ, ઘોર શબ્દ થાય વેદની ધ્વનિ;
વિદ્યાબળે વાધ્યો છે ગર્વ, અભિમાન અશ્વે ચઢ્યા છે સર્વ.
કરે હોમ સ્વાહા ભણી ભણી, ન જાણે વાત હરિ પાગ્યા તણી,
અમો પંડિત અમો વેદીયા, પણ જ્ઞાને કો નથી ભેદીયા.
ક્રોધાગ્નિએ રહ્યા પરજળી, માનરૂપ બેઠી મંડળી,
તે કરે સોમવલ્લીનાં પાન, તેજસ્વી ઋષિ જાજ્વલ્યમાન.
ભણે વેદ સૂત્ર ક્રમ જટા, લાગ્યો છે વાદ શબ્દની ઘટા,
તે સમુદ્રપૂરની પેરે ચઢે, સરખે સરખા ભણતાં વઢે.
લંગોટા કછોટા કુશ આસન, કો સાધે જોગ બાંધી પવન,
કો ઉર્ધ્વ બાહુ કરે ધૂમ્રપાન, કો વક્તા થઇ ચર્ચે જ્ઞાન.
કો ભેદ ખટ ચક્રના કથે, મગ્ન છે આપ આપણે મતે;
કથે ધર્મ ન્યાય ને પાતંજળી, વ્યાકરણ વેદાંત કથે છે મળી
મીમાંસા બ્રહ્મ વિદ્યાના પ્રયોગ, આત્મા ધર્મ કથે અષ્ટાંગ જોગ;
તત્વમસિ ભણે ઉપનિષદ, પણ અધ્યયનના વાધ્યા છે મદ.
મદાંધ કાંઈ દેખતા નથી, ન પામ્યા પાર થાકયા જડ મથી;
જ્યાં લગી ન આવે આત્મજ્ઞાન, ન મળે ત્યાં લગી શ્રીભગવાન.
લક્ષપતિ કોટિપતિ ધનવાન, તેપેં બ્રાહ્મણને ઘણું અભિમાન;
છત્રપતિપેં અધિકું ગણે, જે બ્રાહ્મણ બે અક્ષર ભણે.
તે વાદે મહિષની પેરે વઢે, તેને હરિ મારગ શોધ્યો નવ જડે,
આસ્તિક આચાર પાળે અનેક, પણ વેગળો વૈષ્ણવનો વિવેક.
છે અધ્યયન ગર્વે ઉન્મત્ત મતિ, તે ગોવાળા ભણી જોતા નથી,
કો કહે આહિરની પડી છાયા, કેમ દીજે હોમ ફરી ન્હાયા.
રહો વેગળા છો પશુપાળ, તવ માનભ્રષ્ટ થયા ગોવાળ;
ઉભા રહ્યા એક મુહૂર્ત માત્ર, અર્ભક ઓશિયાળા ધરે અન્નપાત્ર
અવતરચા કૃષ્ણ આહિરને પેટ, તો અમારી શી છે આભડછેટ;
આપણ સામું ન કરે અવલોકન, તો કેમ માગ્યું આપે અંન.
એક કહે આજ્ઞા આપી હરિ, તો માગ્યા વિના કેમ જઈએ ફરી;
યદ્યપિ હરિએ કહ્યું એ ખરું, પણ માગ્યાપેં ભાઈ મરવું ભલું.
ઘણું ધીટ થયા ધીરજ આણી, ઋષિ પ્રત્યે ગોપ વદ્યા વાણી;
ઇચ્છા છે પરમેશ્વર તણી, અમો મોકલ્યા હરિએ તમ જાણી.
મગાત્વ છે મુરલીધર તણું, જાણી પવિત્ર અન્ન તમારું ઘણું,
ભૂખ્યા છે બેહુ બાંધવ જંન, કાંઈ આપો તો લેઇ જઈયે અંન
મુખ મરડ્યાં એવું સાંભળી, સહુ હસી બ્રાહ્મણની મંડળી,
આચાર્યે બોલ્યો કરમાં સ્રુચી, ગોપને યજ્ઞ અંનની રૂચી.
તમો પશુપાળ રહો વનમાંય, તમારે સ્પર્શે અન્ન અભડાય;
જે ગાય ચારે જેષ્ટિકા ગ્રહી, તે અમો કૃષ્ણને માનું નહીં.
પરમેશ્વર શું ચારે પશુ, અમો ભૂલું અધ્યયન કશું;
બોલ્યા બ્રાહ્મણ વચન કઠોર, ન ઓળખ્યા બ્રહ્મ નંદકિશોર.
હાટ્યા બાળ પાછા વળ્યા, રામકૃષ્ણ પાસે જઈ મળ્યા;
સજળ નેત્ર છે કંપાયમાન, દેખી માનભંગ પૂછે ભગવાન.
સખા શે ઓશિયાળા થયા, કોની પાસે અંન માગવા ગયા;
ગોપ કહે જાચ્યા ઋષિજંન, અમો જીવ્યા તે તમારું પુણ્ય.
તમારું નામ લીધું ફરી ફરી, તેને બોલ્યા તે કેમ કહિયે હરી;
અમારો ધર્મ નહીં કૃષ્ણ રાય, પ્રભુ ગોષ્ઠ કરતાં નિંદા થાય.
જો સ્વામી કીજે શત અપવાસ, તો અંન ન માગીએ બ્રાહ્મણ પાસ;
શ્રીકૃષ્ણ કહે ટાં જાચ્યા ઋષિ, મિત્ર મારા થયા મહા દુઃખી.
ભાઈ ક્ષુધા તો ભાંગે આપણી, જો તમે જાઓ ઋષિપત્ની ભણી,
સ્ત્રી જનનાં હોય કોમળ હૃદે, કરુણા ભક્તિ નારીને હૃદે.
નિત્યે વેણુ નાદ સુણે આપણો, અભિલાખ છે મળવાનો ઘણો;
તમો જઈ જાચો ઋષિની સુંદરી, આપશે પાત્ર અન્નનાં ભરી.
ગોપ કહે કેમ ઉત્તર દીજીએ, ત્યાં જાતાં અમો ઘણું બીજીએ;
ઋષિપત્નીઓ કયમ રુડી હશે, બીજી વાર વળી ફેરો થશે.
કેમ કીજીએ આજ્ઞા લોપ, ઋષીપત્ની પાસે ચાલ્યા ગોપ;
યજ્ઞમંડપ ભણી નવ ગયા, આશ્રમ દ્વાર જઈ ઉભા રહ્યા.
જઈ દીઠી ગોપતણી મંડળી, પૂછવા બ્રાહ્મણી ટોળે મળી,
આશ્રમ આશ્રમથી નીસરી, ગ્વાલ પ્રત્યે અબળા ઉચ્ચરી.
તમો કીએ ઠામ વસો ગોવાળ, કયાંઇ દીઠા છે દીનદયાળ;
યશોદા નંદન શ્યામળવાન, કાળી નાથન ગોકુળ કહાન.
અમો નિત્ય સાંભળું મોરલીગાન, શ્રીકૃષ્ણનું હૃદયે રાખું ધ્યાન,
તમારી ટોળીમાં શું નથી હરિ, કહે પ્રમદા ભક્તિ રસ ભરી.
ગોપ કહે સાંભળીએ માત, છે નિકટ ઉભા બંન્યો ભ્રાત,
છે ગોકુળમાં અમારો વાસ, અમો છૌં શ્રીકૃષ્ણના દાસ.
એક વાર અમો આવી ફરી ગયા, ભરતાર તમારે ઉત્તર કહ્યા
ભૂખ્યા છે બેહુ બાંધવ જંન, તમ પાસે લેવા મોકલ્યા અન્ન

વલણ

અન્ન માગે છે શ્રીહરિ, એવી વારતા ગોપે કહીરે;
ભૂખ્યા જાણી ભગવંતને, મૃત્યુ તુલ્ય અબળા થઈરે.

### કડવું ૬૯ મું–રાગ મેવાડો

વારતા સાંભળી હો, જે ભૂખ્યા છે હરિ,
હૃદયે દાધી હો, ઋષિની સુંદરી. ૧
જ્ઞાતિ કુટુંબની હો, લજ્જા પરહરી;
ઘર કૃત્ય મૂકી હો, સહુકો નીસરી. ૨
અવળાં વસ્ત્ર પહેર્યાં હો, ભૂષણ વીસરી;
ખટરસ અંન હો, લીધાં ભોજન ભરી. ૩
દ્રષ્ટિ હરિ ચરણે હો, ન જૂએ પાછું ફરી;
નિધિ* ભણી સરિતા હો, તેમ તે સાંચરી. ૪

* સમુદ્ર તરફ.

કુટુંબ મરયાદા હો, લજ્જા પરહરી;
પતિ પરિવાર હો, તેણીએ તુચ્છ કરી. ૫
ચાલે જેમ પંખિણી હો, અથવા ખેચરી;
ભક્તિ અબળાની હો, થઈ એમ ઉફરી. ૬
હરિને નામે હો, ભવસાગર તરી;
પતિ પુત્ર પિતા હો, લાગે જેવાં અરી. ૭
જે હરિને મળતાં હો, થાય છે અંતરી;
બ્રાહ્મણ ધાયા હો, દંડ કરમાં ધરી. ૮
યજ્ઞ રહ્યો અમથો હો, રહ્યા વેદ ભાખવા;
ઋષિ સહુ ધાયા હો, નારીને રાખવા. ૯
અયુક્ત આચરે હો, નારી થઇ પાપણી;
પ્રીત પિંડારશું હો, મૂકી સેવા આપણી. ૧૦
આડો પછાડો હો, એહ સ્થાનક હણો;
સ્ત્રી હત્યાનું હો, રખે પાતિક ગણો. ૧૧
ઋષિ સહુ થાકયા હો, નારીને પહોંચ્યા નહીં;
મનને વેગે હો, હરિ ચરણે ગઈ. ૧૨
એક ઋષિપત્ની હો, નિજ નાથે ગ્રહી,
સહુ મળ્યા મારવા હો, એહ બુદ્ધિ કોણ થઇ. ૧૩
નાથે ગ્રહ્યો ચોટલો હો, ભાતે તો હાથ ગ્રહ્યા;
મુનિવર સઘળા હો, એકને રોકી રહ્યા. ૧૪
મહા દુઃખ પામી હો, નેત્રે નદી વહી;
સહુ હરિ પામી હો, હું એકલી રહી.' ૧૫
કોણ કર્મ મારાં હો, નવ નિરખ્યા હરિ;
સહુ સત્યવંતી હો, અસતી હું ખરી. ૧૬
વિયોગે દાઝી હો, પ્રેમ પીડ ઘણો;
તેણીએ મૂક્યો હો, દેહ સદ્ય આપણો. ૧૭
પહોંતી હરિ ચરણે હો, ચતુર્ભુજ રૂપ થયું;
બ્રાહ્મણના હાથમાં હો, અમથું શબ રહ્યું. ૧૮
સહુ સ્ત્રી પહેલી હો, હરિ કને તે ગઈ;
લક્ષ્મી સરખી હો, વિષ્ણુ કને તે રહી. ૧૯
ભક્તિ પ્રીતનું હો, કારણ મોટું છે;
હરિ ભજન વિના હો, બીજું સહુ ખોટું છે. ૨૦

વલણ

ખોટું સર્વ ભજન વિના, ભજતાં પામીએ પાર રે;
ઋષિપત્ની હરિને મળી, તેનો કહું વિસ્તાર રે.

---

કડવું ૭૦ મું–રાગ વેરાડીની ચોપાઈ

શ્રીકૃષ્ણ કને અબળા આવી, તે ચતુર વિધિનાં અન્ન લાવી,
કો સ્નેહ પક્વ* લાવી પયસાન્ન†, નાનાવિધ ઉત્તમ પકવાન્ન.
કોય પક્વ ઉષ્ણ લાવી ખીચડી, મસ્તક લીધી બળની તાંબડી;
તે નથી દાઝતી નેહે ભરી, કો લાવી પવાળી બાજરી.
કો ભાત દાળ મોદિક પોળી, આણ્યા મહી શર્કરા ઘોળી;
પૂરી પૂડા ઢોકળાં વડાં, કો લાવી કંદમૂળ પાંદડાં.
કો કોહાં બીલાં લાવી ગોરડી, કો પત્ર શાખ લેઈ દોડી;
કો અકિંચન અબળા બાપડી, તે લઈ આવી પાપડ પાપડી.
દરિદ્રી સ્વામી ઘરમાં વઢકણો, તે લેઈ આવી જળનો કરવટો;
ઘરમાં અનાથ વ્યાપી સર્વત્ર, તે લેઈ આવી તુળશીનું પત્ર.
કો દુર્બળ ઉભી રહી હરિની પાસ, તે લેઈ આવી છે માગી છાસ;
સ્હોડમાંથી કેમ શકે કાઢી, તે લેઈ આવી રોટલી ટાઢી.
ઘૃત માખણ કો લાવી દહીં, તે સર્વે હરિ પાસે જઈ રહી;
રૂપા કંચોળાં કનક થાળી, કો દુર્બળ લાવી પત્રાળી.
કો ભૂષણ ભરી દીસે છે રૂડી, કોને હાથે બે ત્રણ ચૂડી;
કોની ઝાલ્યે સૂરજની આભા ઘટી, કો દુર્બળ કાંને ફુંકાવટી.
કોને પટોળી મોંઘાં પટકૂળ, કોને જીરણ કામળી વનકૂળ;
દરિદ્ર ભાગ્ય સઘળે વ્યાપી રહ્યું, કર્મ થકી કો નવ ઉગરયું.
જો ઉજડ વનમાં બેસે જઇ, પણ ભાગ્ય રેખા મૂકે નહીં;
નિર્ભાગી સંગ રાજાનો કરે, તે ઉદ્યમ કરતો ભૂખે મરે.
શુકજી કહે સાંભળ ભૂપતિ, કો હરિને ઓછી અદકી નથી;
કૃપાનાથ કમળ લોચન, પ્રથમ લીધું દુર્બળનું અન્ન.
પકવાન્ન ધાન ફળ વા પત્ર, હરિએ સકળ અન્ન કીધું એકત્ર,
લેહ્યું અન્ન કામળ પાથરી, ગોપ માત્રને પીરસે હરિ.
વિખાણી વિખાણી આરોગે ગ્રાસ, ઋષિ પત્નીને કહે અવિનાશ;
અન્નનો ગ્રાસ શું કહું કથી, ત્રૈલોક્ય માંહે હું પામ્યો નથી.
મારો તાપ ક્ષુધાનો શમ્યો, જે જન્મમધ્યે એવું નથી જમ્યો;
કેમ વિખાણું સ્વાદ વાણીએ, મનમાંનું મનમાં જાણીએ.
ક્ષુધા દુઃખ અમારું તમો હરશું, ઠરજો પેટ જેમ અમારું ઠરયું;
નિજ ભર્તારની સેવા કરો, જાઓ સતિ સહુ પાછાં ફરો;
ગૃહકૃત્ય ધંધો અનુસરો, સ્વામીનું વચન મન ધરો.

વલણ

સેવા કરો નિજ નાથની, સકળ ધર્મ થાય ઉદ્ધર રે;
ભટ પ્રેમાનંદ કહે કથા, પછી ઋષિપત્ની તે શું વદે રે.

કડવું ૭૧ મું–રાગ ધનાશ્રી

શ્રીકૃષ્ણ પ્રત્યે અબળા ઉચરે, વેદનું ભાખ્યું કોણ ખોટું કરે;
તારે ચરણે આવ્યું તે કયમ પાછું ફરે, અમને ફરતાં વેદને શું ઉગરે. ૧

ચાલ

વેદને શું ઊગરે જે, શરણ આવ્યું પાછું ફરે,
કૃષ્ણ મૂકી કુટુંબ સેવે તે, નાનાં દુઃખ દેહે ધરે. ૨
પરિવારથી પરવારવા, અમો ઇચ્છા કરું છૈં ઘણી;
સદૈવ રાખો નિકટ સ્વામી, કરું સેવા તમતણી. ૩

શ્રીભગવાનુવાચ :–

શ્રીકૃષ્ણ કહે બાઈ સાંભળો, તમો મુક્તિ પામવા યોગ થઈ;
નારી પોતાના ભર્તારને, છોડવાં તો શોભે નહીં. ૪

* ઘી આદિ ચીકાશથી તળેલા–રાંધેલાં અન્ન † દૂધથી રાંધેલું અન્ન

તમ થકી હું વેગળો નથી, સંસારનાં દુઃખ વામશો;
કૃપા કરી વરદાન આપ્યું, અંતે વૈકુંઠ પામશો. ૫
ઘણું કહી વાળી સતી, હરિએ હરખ ઉપજાવીઆ;
મુક્તિ દેખી પેલી નારની, બ્રાહ્મણ હરિ કને આવીઆ. ૬
પશ્ચાત્તાપ પામ્યા ઘણું, ઋષિ સ્તવન કરે વેગળા રહી;
વૃષભની પેરે વહી વિદ્યા, કૃષ્ણ બ્રહ્મ જાણ્યા નહી. ૭
વિપ્ર વંશે અવતર્યા, સંસ્કાર અડતાળીશ;
હોમ કરી કરી હાથ થાક્યા, જાણ્યા નહીં જુગદીશ. ૮
યાચક થઈ હરિએ અન્ન માગ્યું, અમો જાણ્યા ગોવાળ;
અમો ભૂલ્યા સ્ત્રી તરી, તારી મોટી માયા જાળ. ૯
અપરાધ ક્ષમા કરો સ્વામી, એવું કહી નીચા નમ્યા,
શ્રીકૃષ્ણ કહે તરશો ઓવડે, આટલા દિવસ ભૂલા ભમ્યા. ૧૦

વલણ

પાય લાગી બ્રાહ્મણ વળ્યા, ઋષિ પત્નીનો મહિમા કહ્યો;
ભટ પ્રેમાનંદ કહે કથા, અધ્યાય ત્રેવીશમો થયો. ૧૧
ઇતિ શ્રીમદ્ભાગવતે દશમસ્કંધે ત્રયવિંશોઽધ્યાય ॥ ૨૩ ॥

## અધ્યાય ૨૪ મો*

### કડવું ૭૨ મું–રાગ દેશાખની–ચોપાઈ.

શુક કહે સુણ ભૂપતિ, અદ્ભુત લીલા અવિગતિ;
મારી વતી કયમ જાએ કહી, કેશવ કથાને વિસ્તરી. ૧

ઢાળ

વિસ્તાર કરી જાણું નહીં, અદ્ભુત લીલા બ્રહ્મ;
જીવ વખાણે કેમ કરી જે, લાગ્યું માયા કર્મ. ૨
ભેદ ન પ્રીછે ભારતી, વેદ નેતિ વખાણે;
પરાત્પરની પ્રબળ લીલા, પામર જન શું જાણે. ૩
એ ઋષિ પત્નીની કથા, આદરે લીધાં અન્ન;
હવે ચાર અધ્યાય વર્ણવું, જેમાં ધર્યો ગોવરધન. ૪
મદ હર્યો મઘવા તણો, નિવારી પાયસ વૃષ્ટ;
સપ્ત દિવસ શૈલ રાખ્યો, હર્યું વ્રજનું કષ્ટ. ૫
ઉપનંદ ને વૃષભાન રાજા, સમગ્ર ગોપ પરિવાર;
નંદજીને ઘેર આવી, કીધો ઉચ્છવ વિચાર. ૬
કાલે ઉચ્છવ કીજીએ, પૂજીએ પાકશાસન†;
વૃદ્ધ ગોપને વિનવીને, બોલિયા મધુસૂદન. ૭
એ શો વિચાર તમો કરો, પરમેશ્વર એમ પૂછે;
ઉજાણી ઠરાવી કાલની, એ હારદ કહોની શું છે. ૮
પ્રાણવલ્લભ સાંભળો, કહું ઓચ્છવનું વૃત્તાંત,
ઇદ્ર મહોચ્છવ કીજીએ તો, વિઘ્ન પામે શાંત. ૯
સહેવ પૂજા કીજીએ, સંવત્સરે એકવાર;
ઇદ્ર પૂજાનું કવણ ફળ તે, પૂછે જુગદાધાર. ૧૦
છે પ્રબળ મહિમા ઇદ્રનો, એમ બોલીયા નંદરાય;
શક્રની* આજ્ઞા વડે, મેઘની વૃષ્ટિ થાય. ૧૧
મેઘથી તૃણ ઉપજે, ચાલે આપણો વેહેવાર;
સંતોષ પામે સુરભિ†, એવડે તરયો સંસાર. ૧૨
રાજાને જેમ રાજપદવી, આપણને ગૌધંન;
વ્રજવાસી સુખ ભોગવે તે, ઇંદ્રપૂજાનું પુણ્ય. ૧૩
હાસ્ય કરીને કહે હરિ, કૃપણ કેમ હો તાત;
મારે મન રુચતી નથી, જે તમો કહો છો વાત. ૧૪
શું જગત જીવે ઇંદ્રવડે, ન ઘટે વૃદ્ધને અજ્ઞાન;
અશ્વમેધને બળે પામ્યો, સ્વર્ગનું રાજધાન. ૧૫
નિર્મે‡ બ્રહ્મા સૃષ્ટિને, પરમેશ્વર પ્રતિપાળે;
અષ્ટ માસની અવધિ કીધી, આવી મેઘ વરસે કાળે. ૧૬
ચાર માસ રવિ ઘણું તપે, ચાર માસ શીત સમીર;
તેમ ચાર મહિના ચોમસું, મેઘ વરસે નીર. ૧૭
આપ આપણું કારજ કરે, જે વિધિએ બાંધ્યું નિર્માણ;
મેઘ વરસે આજ્ઞા વિષ્ણુની, શું ઇંદ્રનું પ્રાધાન્ય. ૧૮
અયુક્ત પૂજા પરહરો, કરો જે હોયે યુક્ત;
એ ભક્તિ છે વ્યભિચારની, એમ જોતા નથી જુક્ત. ૧૯
સ્ત્રી નિજપતિને પરહરી, કરે અન્ય નરનો સંગ;
તેને કેમ કહીએ પતિવ્રતા, છે યથા એહ પ્રસંગ. ૨૦
વસીએ જેની તળેટી, વળી તૃણ ચરે ગૌધંન;
આપણો એહ દેવતા, સહુ પૂજો ગોવરધંન ૨૧
આ ઓચ્છવ પૂજી ગોવરધનને, ઇંદ્રને દો રહેવા;
જો પ્રતાપ દેખો પર્વતનો, તો સહેવ કરજો સેવા. ૨૨
અમો બાળકની બુદ્ધિ સ્વલ્પ છે, તમો ડાહ્યા થાશો સર્વ;
ઘટે તો પૂજો ગિરિ, છે કાલ મોટું પર્વ. ૨૩
ગોપ વૃદ્ધ પ્રસન્ન હુવા, વિશેક વારતા માની,
ગોવરધનને પૂજવો, ઇંદ્રની પૂજા શાની. ૨૪
એહ ભ્રષ્ટ મારગ પરહરો, નહી ઉચિત પ્રશસ્ત,
સંપાદી વચન શ્રીકૃષ્ણનું, ઉઠ્યા ગોપ સમસ્ત. ૨૫

વલણ

સમસ્ત ગોપે નિરધાર કીધો, ઉત્તમ વિચાર્યું શ્રી હરિરે;
બીજે દિવસ સહૂ ગોપ ગોપી, પરવર્યાં પૂજવા ગિરિરે. ૨૬

### કડવું ૭૩ મું–રાગ સામેરી

સમસ્ત વર્ગ ગોપનો ચાલ્યો, પૂજવા ગોવરધંન;
રંગ્યાં શૃંગ અંગ ચીતર્યાં, શણગાર્યાં ગૌધંન. સમ૦
કનક ઝાંઝરી પાગ ધરીરે, ઠમક વાછરુ ચાલે,
ગોપ સમસ્ત ચાલ્યા ઉજાણી, લાકડીએ શીકાં ઘાલે. સમ૦

*આ ચોવીશમા અધ્યાયમાં ત્રણ પ્રકારથી ઇન્દ્રનો યજ્ઞ બંધ પડાવી અમરાને ગોવર્દ્ધન પર્વતનો મહોત્સવ કરાવ્યો તે કથા છે. વળી ભૂમિના દેવ બ્રાહ્મણોનો ગર્વ ઉતારી સ્વર્ગના દેવ ઇન્દ્રનો પણ ગર્વ ઉતારવા તેનો યજ્ઞ બંધ રખાવ્યો. † ઇન્દ્ર.

* ઇદ્ર. † ગાય ‡ સર્જે.



શ્રી ગોવર્ધન મહોત્સવ

"ગુજરાતી" પ્રેસ, ફોર્ટ, મુંબઈ-૧

શકટ રથ ઘીસલાં જોડ્યાં, વૃષભ પોઠી કીધા;
ઉન્મત્ત ગોપીએ અન્ન ભરીને, મસ્તક ટોપલા લીધા. સમ૦
બાળક લીધાં છે કટિ લંકે, પટોળી પાયે રોળતી,
વ્રજ વધૂ હીંડે મદમાતી, મોરલી નાદે ડોલંતી. સમ૦
વેણુનાદ કરે ગોવાળા, વળી ગીત બાળા ગાય;
આભરણ આભૂષણ નાના વિધ, શોભા વરણવી ન જાય. સમ૦
ગોવર્ધન નિકટ સહુ આવ્યું, તવ કરે જેજેકાર,
પ્રાણી માત્ર પૂજો પર્વતને, જેમ કહે નંદ કુમાર. સમ૦
સ્વયંપાક કીધા સહુ ગોપે, પવિત્ર અંન રસોઈ;
બ્રાહ્મણ પાસે હોમ કરાવ્યા, પછે પૂજા વેળા થઈ. સમ૦
પર્વત પ્રદક્ષિણા કીધી, નાહી ઉભા નંદરાય,
ગૃહસ્થ ઋષિને તેડી તેડી, આપી સવત્સી ગાય સમ૦
અબોટિયાં પરિધાન કરીને, પર્વત પાસે આવે,
શાક પાક સ્વાદિષ્ઠ અન્ન ઉત્તમ, નૈવેદ ગિરિને લાવે. સમ૦
ધૂપ દીપ આરતિ અજવાળી, મૂકે નૈવેદની થાળી,
બીજું રૂપ ધરીને બેઠા, પર્વતમાં વનમાળી. સમ૦
ગોવરધન પૂજે ગોવાળા, ઉલટ આણી અંન;
શ્રીકૃષ્ણ કહે કરોની પરીક્ષા, ગિરિ લે છે અન્ન સમ૦
પર્વત દેવ સાધુને મૂકી, કો પૂજે ઇંદ્ર અહંકારી,
ગિરિમાં પોતે ગોપમાં પોતે, કરે કૌતુક દેવ મોરારી. સમ૦
પર્વતમાંથી અન્ન આરોગે, લાંબો કરી હરિ હાથ,
રૂપ દેખીને આશ્ચર્ય પામ્યા, ધન્ય ધન્ય ગોકુળનાથ. સમ૦
ઘેર ઘેરથી નીસરી વ્રજનારી, સહુ દરશન કાજે આવે,
કો અક્ષત કો પુષ્પ લઈને, કો મુક્તાફળે વધાવે સમ૦
તાળી શંખ વાંસળી વાજે, ચંગ મૃદંગ બહુ ઢોલ,
વ્રજમાં આનંદે નાચે છંદે, રસ વરસે અતોલ. સમ૦
જય ગોવરધન જય ગોવરધન, ગોપ વદે છે વાણી—ટેક.
પાગે લાગી દીનત્વ ભાખે, (ત્યાં) નંદજીની રાણી. જય૦
માતા માગે પર્વત પાસે, જોડી બંન્યો પાણ,
દેવ ગોવરધન હું પાગે લાગું. મારા પુત્રને કરો કલ્યાણ. જય૦

વલણ

ગોકુળમાં સહુ આવિયા, શુક કહે સાંભળ રાયરે,
ભટ પ્રેમાનંદ કહે કથા, થયો ચોવીશમો અધ્યાયરે.

ઇતિ શ્રીમદ્ભાગવતે દશમસ્કંધે ગોવર્ધન પૂજન નામનો ચતુર્વિંશોધ્યાય ॥૨૪॥

## અધ્યાય ૨૫ મો*

### કડવું ૭૪ મું—રાગ દેશાખની—ચોપાઈ

શ્રી ગોવરધનની પૂજા કરી, સુગમ રૂપ કીધાં શ્રીહરિ,
આવીઆ સાંજે ફરી, ગોકુળ વિષેરે ૧

* આ પચીશમા અધ્યાયમાં વ્રજનો નાશ કરવાને વાસ્તે ઇંદ્રે વૃષ્ટિ કરી, ને ભગવાને ગોવર્ધન ઉપાડી વર્ષાદથી ગોકુળની રક્ષા કરી તે કથા છે

ચાલ

ગોકુળમાં આવ્યાં વ્રજવાસી, પર્વતને તે વખાણે,
ભાઈ ગોવરધનને ગર્વ નથી, સહુ ભોજન સાચું જાણે. ૨
આટલા દિવસનું વૃથા ગયું, જે પૂજ્યો પાકશાસન,
એકવાર ન સાભળ્યું ભાઈઓ, જે હાથે લીધુ અન્ન ૩
મઘવાને મદ રાજ્યતણો છે, નથી ગોવરધનને ગર્વ,
વારંવાર પૂજો પર્વતને, જેવારે આવે પર્વ. ૪
નંદ પુત્રની તીવ્ર બુદ્ધિ છે, ગોપ કરે વર્ણન,
એ કથા તો અહીંથી રહી, શુ થયું સ્વર્ગસદન ૫
ઇંદ્રસભામાં નારદ આવ્યા, મઘવાએ* માન ત્યાં દીધુ,
આપી આસન મહાનુભાવને†, પ્રેમે પૂજન કીધું ૫
કેમ કૃપા કીધી હો ઋષિજી, નારદ વળતું ભાખે,
સાવધાન રાજ્ય તેનું કહીએ, જે દૃષ્ટ સઘળે રાખે ૬
મે ઘણા ઇંદ્રના રાજ્ય જોયાં, બહુ કાળ થયો છે મુજને,
ઉન્મત્ત પ્રજાએ તું ઉવેખ્યો, શુદ્ધ નથી તે તુજને ૭
અતર્ધ્યાન થયા એવું કહી, નારદે કૌતુક કીધું,
ઇંદ્રે જોયું મંન વિચારી, કોણે મારુ પૂજન લીધું. ૮
ભૂગોળના અનુચર આવ્યા, તે બોલ્યા કરી પ્રણામ,
સ્વામી ગોકુળવાસીએ પર્વત પૂજ્યો, ગોવર્ધન છે નામ. ૯
મહોત્સવ તમારો લોપ્યો, નંદપુત્ર તણે પ્રતિબોધ,
વાત સાંભળી સેવક મુખની, ચડ્યો ઇંદ્રને ક્રોધ. ૧૦
સકળ લોકમાં રંક ગોવાળાં, જે જીવે પશુ ચારી,
આહિરડાં ઉન્મારગ ચાલે, તો કોણ રાખે મર્યાદા મારી. ૧૧
નંદને ઘેર એક પુત્ર થયો તે, કહાવે છે અવતારી,
નવો મારગ તે બાળકે કીધો, વરશોત લોપી મારી. ૧૨
મદ ઘણો છે મહિયારાને, ધેનુ અગણિત દૂઝે,
રુડીપેરે શિક્ષા દેઊં ફરી, પર્વતને નવ પૂજે ૧૩
દ્વાદશ મેઘને આજ્ઞા આપી, જાઓ ગોકુળ ઉપર રેડો,
ગૌ ગોપ તાણો યમુનામાં, મૂળથી ગામ ઉખેડો. ૧૪
વાયુ સર્વ સઘાથે જાઓ, ઉડાડો પર્વત શૃંગ,
જો મારા કરનો ભંગ જ કીધો, તો કરો ગોકુળનો ભગ ૧૫
કાં નહીં સ્વામી કહી, થયા તત્પર પવન ને પરજંન;
અંધકાર થયો ગોકુળમાં, ઘન ગાજે ગગન. ૧૬
તિમિર આગળ કાંઈ ન સૂઝે, રવિ જ્યોત અભ્રે બાંધી,
કો રેણુ ઉડે થાય કડાકા, પ્રબળ વાયુની આંધી. ૧૭
ભય યુક્ત નાસે નરનારી, જે વન આપણાં ભૂલે
ગિરિ શૃંગ શિલા બહુ વરસે, ઉડે વૃક્ષ સમૂળે. ૧૮
અકાળ મેઘ કોપીને આવ્યો, કો નવ પ્રીછે કારણ,
છાજ છાપરાં ઉડી ગયા, રહ્યાં ભોમ ધારણ. ૧૯
ચમક ઝમક વીજળી ચમકે, ચમકે નાહાંનાં બાળ,
નંદ મંદિર સર્વ કો આવ્યું, રાખે દીનદયાળ ૨૦

* ઇન્દ્રે † મોટા પુરુષ

વાછરુ પાસે સુરભિ નહાસે, ઉણાંગતા નહાસે સાંઢ;
કડકડાટ શબ્દ થાય આકાશે, શું ભાંગશે બ્રહ્માંડ. ૨૧

વલણ

શું બ્રહ્માંડ શકે ભાંગશે, હરિએ જાણ્યો ઇંદ્રનો ક્રોધરે;
મઘવાનો મદ ઉતારવા, સૌંર્યા યાદવ યોધરે. ૨૨

——:o:——

### કડવું ૭૫ મું–રાગ મલ્હાર

ગગન ઘટા ઘન ઘોરતણી, ઘુમે પવને ઘેર્યું ગામરે;
ગોપીગોપ ગૌ દુઃખ પામીયાં, દેખી કોપ્યા ઘણું ઘનશ્યામરે. ૧
અવળાં સવળાં દોડે આભલાં, વરસે મેહુલો મૂશળ ધારરે;
જાણે જિહ્વા શું વાસુકીની, થાય વિદ્યુતતણા ચમકારરે. ૨
વ્રજ વધૂ થરથર ધ્રુજતી, ગોપ વાત કરે માંહોમહાંયરે;
કૃષ્ણ બાળકનું કહ્યું કરયું, કુશળ કયાંથી થાયરે. ૩
ત્રિભુવન સ્વામી શત્રુ થયો, તે નંદપુત્ર પસાયરે;
પર્વત આપણે પૂજીયો તે, શું કરે ગોપીની સહાયરે. ૪
જ્યાં જઈએ ત્યાં રાજ ઇંદ્રનું, સ્વર્ગ મૃત્યુ પાતાળે આણરે;
કાંઈ ઉગરવાનું સ્થળ છે નહીં, વ્રજ લોક ગયો નિર્વાણરે. ૫
કો કહે દાવાનળથી રાખ્યાં, સમાવી વિપની જ્વાળરે;
સહુ કૃષ્ણને શરણે આવીયું, રાખો શ્રીગોપાળરે. ૬
નંદ યશોદા ચિંતા કરે, રખે વિઘ્ન કૃષ્ણને થાયરે;
બાઈ સાત વર્ષનો બાળકો, કેમ કરે તમારી સહાયરે. ૭
તમો વૃદ્ધ કહ્યું કો માનીયું, જે પૂજ્યો ગોવરધંનરે;
જો સુરપતિએ મેહ મોકલ્યા તો, શું કરે મારો તંનરે. ૮
માતા આંખમીચે બંગવાનની, રખે વિજળીએ ફડીએ આળરે;
બારે મેઘ સાથે તૂટી પડ્યા, જેમ પ્રલય કરે પશુપાળરે. ૯
મઘવાનો મદ ઉતારવા, ઉગારવા વ્રજનો સાથરે;
પર્વતનો જશ વધારવા, હરિએ લાંબો કીધો હાથરે. ૧૦
જેમ વર્ષાકાળના તૃણને, ઉપાડે નહાનું બાળરે;
જેમ ઉન્મત્તગજ લે શુંઢમાં, સુકોમળ કમળનો નાળરે. ૧૧
તેમ પર્વત લીધો ઉંચળી, લીલાએ લક્ષ્મીનાથરે;
શ્રમ કાંઈ પહોંતો નથી, જેમ કો મુદ્રિકા ધરે હાથરે. ૧૨
ગિરિ ગોકુળ ઉપર આણિયો, ધર્યો કનિષ્ઠ અંગુળી અગ્રરે,
પર્વત તળે આવી રહ્યું, સહુ ગોકુળ ગામ સમગ્રરે. ૧૩

વલણ

સમગ્ર વર્ગ શ્રીવ્રજતણો, આવી ઠર્યો ગિરિ તળેરે;
પ્રેમાનંદ પ્રભુરામની, અકળ ગતિ કો નવ કળેરે. ૧૪

### કડવું ૭૬ મું–રાગ શીરોરી

જળથી ગોપ વર્ગ ઊગરયો, શ્રીગોવિંદે ગોવરધન ધરયો;
એક ચરણે જેહિકા ધરી, રહ્યા એકે પાગે હરિ.
નારાયણ ચતુર્ભુજ થયા, એકે હસ્તે પર્વત તોળી રહ્યા;
એક હસ્તે કરે સમાધાન, બેહુ હસ્તે વેણુ વાએ ભગવાન.
ઊપર મહા જળની અકઝેળ, હેઠળ ગોપ કરે કલોલ;
... ગરીગરી પડે, માંહોમાંહે શિલા આથડે.
કાષ્ઠ કર્દમ કાંટા ઘણા, અકળાએ મરણમાં નહી ગણ્યા;
ગજ શુંઢાકારે જલ ધાર, વાદ વદી વરસે ઘન બાર.
ઊડે આંધીના ગોટેગોટ, વરસે સરવડાં દોટંદોટ;
આઠમે દધી* ગોકુળમાં હશે, સમુદ્ર સાતે ઠાલા થશે.
કોપ્યા ઘન વરસે સામટા, અભ્ર ઉપર થાએ અભ્રની ઘટા;
દિશા કિરણ ન સૂઝે રવિ, શું દિવસ છપીને જામિની હવી.
રાત દિવસ દીસે સમાન, હારયા મેઘ વરસી નિદાન;
ગોપ સર્વને શાતા થઈ, પણ અંધારે કો દેખે નહીં.
વપુ તેજ પ્રગટ્યું ભગવાન, શું થયા ઉદિયા શશિયર ભાણ;†
દીઠો ગિરિ હરિ કર ઊપરે, ગોપ સાથ સહુ સંદેહ ધરે.
પરાક્રમ દીઠું અજવાળું થયે, આપણ ઊગરયા ગોવર્ધન ગ્રહે;
કેમ રહેશે ગિરિ અંગુળીવડે, રખે આપણ ઉપર આવી પડે.
હાથે હાથનું કામ માંહોમાંહી કેય, લાકડીના ટેકા ગોવાળા દેય;
માએ જાણ્યું રખે થાકે છૈયો, યશોદાજીએ ધરયો રવૈયો.
કો નાહાના બાળક પહોંચે નહીં, દે ઘોસરુ ઉખળ ઉપર રહી;
કો વૃષભ ચડી દે ગિરિને હાથ, ત્યાં અભિમાન કરે સહુ સાથ.
નિમિત્ત માત્ર છે કૃષ્ણનું નામ, છપાંચે પોંચે હાથોહાથનું કામ;
જેને મનમાં ગર્વ ઘણો આવે, તે ઊપર ગિરિ હરિ ઘણો નમાવે.
તે પડતો દેખી રોવું માંડે, લાગે ભાર ઘોસરુ મૂકી છાંડે;
ઉંચો કર કીધો યદુપતિ, તે ગોવાળે પહોંચાતું નથી.
ગિરિધારી રાખ્યું ગોકુળ ગામ, તે માટે ધરિયું ગિરિધર નામ;
એમ વહી ગયા દિન સાત, વૃષ્ટિ કરી થાકયા વરસાત.
પરીક્ષિત રાજા પૂછે પ્રશ્ન, મોટું પરાક્રમ કીધું કૃષ્ણ;
શુક સ્વામી ટાળો સંદેહ, સાત દિવસ વરસ્યા બહુ મેહ.
સમુદ્રનું તટ ઠાલું થયું, તે અગાધ જળ સ્વામી કયાં ગયું.
છે અનંત લીલા ભગવાન, શુક કહે સાંભળ રાજાન.
વિચાર્યું અંતરમાં હૃષીકેશ, એ જળથી તણાશે દેશો દેશ,
એ પૃથ્વીમાં પાણી રેલાશે, પૂરમાં પર્વત નગર ફેલાશે.
હું માટે ઇંદ્રે કીધી વૃષ્ટ, તો મારી પ્રજા કેમ પામે કષ્ટ;
કયાં ગયું જળ ન જડે પરિશોધ, શ્રીકૃષ્ણે અત્યંત કીધો ક્રોધ.
ક્રોધાગ્નિએ તપ્યા નરહરિ, તપ્તમાન થયો આખો ગિરિ;
જેમ જળ છાંટ્યું ઊને તાવડે, તે માંહે બળે પણ બહાર ન પડે
તે દગ્ધ સ્પર્શ માત્રમાં થાય, એક બિંદુ આળગું નવ જાય,
તેમ ગોવર્ધનમાં જળ પરજળ્યું, એક બુંદ બહાર નવ નીકળ્યું.
ક્રોધાગ્નિએ પરજાળ્યું તોય,‡ પરીક્ષિત સંદેહ નિવારણ હોય;
દારુણ વૃષ્ટિ થઈ દિન સાત, થાકયા હારી વળ્યા વરસાત.
તે હાંસે તૃણ ગ્રહીને ગયા, સમાચાર વાસવને§ કહ્યા;
તમો સ્તવન કરો નારાયણતણું, શ્રીકૃષ્ણ દેવ કોપ્યા છે ઘણું.
ચિંતાતુર થયો સુરરાય,‖ તે કહેવાશે આગલે અધ્યાય;
વિઘ્ન વ્રજવાસી કેરું ગયું, પ્રગટ્યો ભાનુ અજવાળું થયું.
ગોકુળ પ્રજા સર્વ ભૂખી રહી, પણ ક્ષુધાએ કો પીડ્યું નહીં;
પ્રજા વિશ્વંભરને ચરણે વસી, ભૂખ તરસ બાઈ તેને કસી.

* સમુદ્ર. † ચન્દ્ર, સૂર્ય ‡ પાણી. § ઇંદ્ર. ‖ ઇંદ્ર.

પછે સ્થાનક મૂક્યો ગોવર્ધન, ગોપ દે માંહોમાંહે આલિંગન;
વધામણી ઘેર ઘેર નવ નવી, ગોકુળમાં થઈ દીપોત્સવી.*

વલણ

દીપોત્સવી થઈ વ્રજવિષે, સાંભળ પરીક્ષિત રાયરે;
ભટ પ્રેમાનંદ કહે કથા, થયો પંચવિંશમો અધ્યાયરે.

ઇતિ શ્રીમદ્ભાગવતે દશમસ્કંધે ઇંદ્રકોપનિવારણ નામ
પંચવિંશોઽધ્યાયઃ ॥ ૨૫ ॥

---

## અધ્યાય ૨૬ મો†

### કડવું ૭૭ મું–રાગ આશાવરી

ગોવરધન હરિયે ધર્યો, દુઃખ વૃજનું વાર્યું‡,
પરાક્રમ દેખી કૃષ્ણનું, સહુ આશ્ચર્ય પામ્યું.–ટેક. ૧
ગોવરધન૦ દુઃખ૦ પરાક્રમ૦ સહુ૦
સાત વરસને બાળકે, નીવાર્યો વરસાત;
કર અંગુળીએ ગિરિધરી, રાખી દિન સાત.–ગો૦ ૨
એ બળ ક્યાંથી બાળકને, અનુભવ હોય તે જાણે;
બીજું કો માને નહીં, વિશ્વાસ નવ તે આણે.–ગો૦ ૩
ગોપ સહુ મળી આવિયા, નંદજીને પાસ;
મોટું ભાગ્ય છે વૃજપતિ, પુત્ર શ્રીઅવિનાશ.–ગો૦ ૪
મનુષ કરી કેમ માનીએ, એ છે અંતર્યામી;
આપણે કરમે કરી, દેહ માનુષી પામી.–ગો૦ ૫
પરિબ્રહ્મ તો નિષ્કર્મ છે, જન્મ નોહે કર્મ પાખે;
ઇશ્વરને કર્મ નિજ ભક્તનાં, ભેદ ભારતી§ ભાખે.–ગો૦ ૬
બ્રહ્મ દશા એ બાળની, અમો જાણી અવિલોકી;
ખટ દિવસને બાળકે, પૂતના સદ્ય શોખી.–ગો૦ ૭
માસ દિવસના નાથજી, આણ્યો શકટનો‖ અંત;
વરસ દિવસના શ્રીહરિએ, હણ્યો તૃણાવર્ત.–ગો૦ ૮
દધિનું ભાજન ભાંજિયું, તક ચોહોદિશ રેડી;
સવા વર્ષને શામળે, નાંખ્યાં વૃક્ષ¶ ઉખેડી.–ગો૦ ૯
વચ્છાસુર પછાડીયો, કોડીમાં થડ સાથે;
બગાસુર મરડી મારીયો, ચંચ ચીરી હાથે.–ગો૦ ૧૦
અઘનો દેહ ઉતરડીયો, દીધું મહા ત્યાં બળ,
ગર્ધભાસુર પછાડીઓ, પાડ્યાં તાડ ફળ.–ગો૦ ૧૧
કાળી માન મર્દન કરી, કાઢિયો સહ કુટુંબ;
બલભદ્ર પાસે મરાવીયો, તેણે પાપી પ્રલંબ.–ગો૦ ૧૨
પણ આ પરાક્રમથી અવધિ વળી, આખો પર્વત તોળ્યો;
નંદપુત્રની જોડનો, બીજો ન મળે ખોળ્યો.–ગો૦ ૧૩
મહત ભાગ્ય રાય તમતણું, પુત્ર શામળ જેવા;
કોણ સુકૃત પૂર્વે આચરયાં, સુતનાં સુખ લો લેવા.–ગો૦ ૧૪
ગત જન્મની વારતા, જાણો છો નંદરાય,
કોણ પુણ્યે પુત્ર પામીયા, અમને સંદેહ થાય.–ગો૦ ૧૫
નંદ કહે સહુ ગોપને, હું કાંઈ નથી લેહેતો;
સુકૃત પોતાનું જાણ્યાવિના, લાગું મિથ્યા કેહેતો.–ગો૦ ૧૬
વૃજ લોકને પુણ્યે કરી, પામ્યો છોં હું પૂત્ર;
આશીરવાદ દો સહુ મળી, મારું દીપે ઘરસૂત્ર.–ગો૦ ૧૭
ગર્ગાચાર્ય કહી ગયા, પુત્ર મહા બળી થાશે;
પરાક્રમી થાશે અતિ ઘણો, તેવાં નામ ધરાશે.–ગો૦ ૧૮
એનો ગર્ગે પાર લહ્યો નહી, શું લહીયે પામર પ્રાણી;
હું કાંઈ લહેતો નથી, બોલ્યા નંદજી વાણી.–ગો૦ ૧૯
સહુ ગોપે પૂજ્યા નંદજી, વરત્યો જયજયકાર;
શ્રીકૃષ્ણને પાગે સહુ કો પડે, તું છે વિશ્વાધાર.–ગો૦ ૨૦

વલણ

આધાર વ્રજ પરિવારનો, નમે ગોપ સહુ પાયરે;
ભટ પ્રેમાનંદ કહે કથા, થયો છવીશમો અધ્યાયરે. ૨૧

ઇતિ શ્રીમદ્ભાગવતે દશમસ્કંધે ષડ્વિંશોઽધ્યાયઃ ॥૨૬॥

---

## અધ્યાય ૨૭ મો*

### કડવું ૭૮ મું–રાગ સામેરી

શ્રીશુકજી કહે વિષ્ણુ મહિમાય, ભયયુક્ત થયો સુરરાય;
મેં બહુ દુભ્યા દીન દયાળ, મારો આવ્યો કીટણ કાળ.

ચાલ

આવ્યો કીટણ કાળ મારો, દયાળને દુભ્યા ઘણું,
કો રાખવા સમરથ નથી, ગયું આસન મુજ તણું. ૧
દુઃખ કહું ગુરુ દેવને, જે મૂને આવી દુર્મતી;
સાનુકૂળ થાય શ્રીહરી, તે ઉપાય કહીએ બૃહસ્પતી. ૨
ગુરુ કહે ગર્વ ગયો તારો, ગોવિંદે જવ ગિરિ ધર્યો;
મમત્વ મૂકી મેઘ વળીઆ, અહંકાર તારો ઉતરયો. ૩
પરિવાર પિંડારનો પીડવા તેં, પાવસ પ્રેર્યો કેમ;
પરાભવ પામી પૂછવા આવ્યો, કાં પૂછ્યું નહિ પ્રથમ. ૪
ઋષિરાય મેં હૃષિકેશ દુભવ્યા, રમારમણ જાણ્યા નહીં;
બાહુનું બળ પ્રબળ દેખી, બાળબુદ્ધિ મારી ગઈ. ૫
સ્વામીજી તમો સાથે આવો, હું શામળાની સ્તુતિ કરું,
કૂર દૃષ્ટિની સૌમ દૃષ્ટિ થાય, અરિષ્ટથી હું ઉગરું. ૬
બૃહસ્પતિ ને સુરપતિ સાથે, અને કામદુધાય;
દેવાંગના ઇંદ્રાણી ઐરાવત, આવ્યાં ગોકુળ માંય. ૭
અર્ધનિશાએ અંતરિક્ષ રહી, જયજય અમર ઓચરયા;
કો ન જાણે તેમ મંદિરમાંથી, કૃષ્ણ બાહેર નીસરયા. ૮

---

* દીવાળી. † આ છવીશમા અધ્યાયમાં શ્રીકૃષ્ણનાં અદ્ભુત કર્મોથી વિસ્મય પામેલા ગોવાળીયાઓને નંદરાયે ગર્ગાચાર્યના વચન સમજાવી તેનાં ઐશ્વર્યનું વર્ણન કર્યું તે કથા છે. ‡ દૂર કર્યું. § સરસ્વતી. ‖ શકટાસુર નામનો દૈત્ય. ¶ જમળાર્જુન નામના.

* આ સતાવીશમા અધ્યાયમાં શ્રીકૃષ્ણનો મોટો પ્રભાવ જોઈને કામધેનુ તથા ઇન્દ્રે તેના અભિષેકનો મોટો ઉત્સવ કર્યો તે કથા છે.

ગુરુ દેવને આગળ કરી, ઉઠયો લાજતો સુરરાય;
પ્રદક્ષિણા કીધી પાણુ જોડી, ઇંદ્ર પડીયો પાય. ૯
સુરેશ કેશ મસ્તક તણા, સર્વેશ ચરણે લ્હોય;
નખ ચંદ્ર મુગટ મણી તણી, આભા એકત્ર હોય. ૧૦
સહસ્ર કમળે દ્વે કમળ સીંચ્યા, કરી અશ્રુપાત;
ભ્રમરનું સુખ પાણે લીધું, કૃતારથ થયો સુરનાથ. ૧૧
ઇંદ્ર ઉઠાડ્યો કર ગ્રહી, પુરુષોત્તમ બોલ્યા હસી;
અમો રંક ઉપર પાવસ પ્રેર્યો, કોણ બુદ્ધિ તમને વસી ૧૨
મૃત્યુલોક સહુથેં હીન છે, તેમાં રંક જાતિ આહીર;
કીટ ઉપર કુઠાર મૂકયો, અમ ઉપર દારુણ નીર. ૧૩
અમો રંક આહીરડાં, તમો છો દેવમાં છત્ર;
અમો રંક આહીરડાં, તમો છો દેવમાં છત્ર;
ક્યાં સમુદ્ર ક્યાં સ્વલ્પ નદી, ક્યાં ગોપ ક્યાં શક્ર. ૧૪
સુધાપી સમરથ તમો, અમે નિર્બળ પીજે તક્ર;
ક્યાં મનુષ ક્યાં દેવતા, શ્રીકૃષ્ણ બોલ્યા વક્ર. ૧૫
વક્રોક્ત વાણી સાંભળી, તે સમયે ભાખે ભૂપતિ;
તું પરબ્રહ્મ પરમાત્મા, હું અધમ પ્રાણી દુર્મતી. ૧૬
અપરાધ અજ્ઞાને થયો, હું ભૂલ્યો રાજમદે કરી;
પર્જન્ય દ્વાદશ મોકલ્યા તે, નિવાર્યા પર્વત ધરી. ૧૭
નિજ ભક્તને પ્રતિ પાળવા, ટાળવા ભૂનો ભાર;
પતિત કોટી સંધારવા, હરિ તેં લીધો અવતાર. ૧૮
મહોત્સવ પ્રભુ ટાળતાં, મહામદ મારો ગયો;
પરબ્રહ્મ દર્શન ભ્રાંત ભાગી, પતિત હું પ્રાંજળ* થયો. ૧૯
વિમાન વામાં વિષય સેવા, વિલાસ ભોગ નાના ભણું;
પશુપતિ પ્રજાપતિ-પાર ન પામે, તો હું પામરનું શું ગજું. ૨૦
તું સર્વાતીત† સુરભી ચરાવે, પ્રગટ પીંડારો થઈ;
તારી ભૂલવણીએ ભ્રાંતિ આવી, મુને દોષ દેવો નહીં. ૨૧
સર્વે સરજે સર્વમય તું, કાં ધરો કોની તમા;
તારી માયા અપરાધ કરાવે, તુંજ બાપ કરે ક્ષમા. ૨૨
એવું કહી વળી પાયે લાગ્યો, એક આણ્યું દિવ્ય આસન;
ઉપર બેસાડ્યા શ્રીહરી, સુરપતિ કરે પૂજન. ૨૩
કામદુધાના સ્તન વિષેથી, પ્રગટી પયની ધાર;
તે પય પંચામૃત‡ થયું, નવરાવ્યા નંદકુમાર. ૨૪
સુરસરીનું§ જળ ભર્યું શુંઢે, અભ્રઘંટ ત્યાં તોળીઓ;
એક કળશ ઐરાવતે આણી, શ્રીહરિ ઉપર ઢોળીયો. ૨૫
નિશાપતિ|| પટકૂલ લાવ્યો, ઉદધિ¶ ભૂષણ લાવિયો;
નંદ-સુત સાંતરા કીધા, મુગટ શિર શોભાવિયો. ૨૬
બૃહસ્પતિયે અભિસિંચન§ કીધું, નારદે કીધું ગાન,
અપ્સરા સર્વે નૃત્ય કીધું, રીઝયા શ્રીભગવાન. ૨૭
ઇંદ્ર મસ્તકપર કર ધરીને, વદે વિશ્વાધાર;
કલ્યાણ ઇચ્છો આપનું તો, કરશો મા અહંકાર. ૨૮
મુજ સંગાથે વાદ કરજે, હું નહીં પમાડું ખેદ;
મારા ભક્તનો જેણે દ્વેષ કીધો, તેનું ઘાલીશ હું ઉચ્છેદ.* ૨૯

વલણ

પાય લાગી માન માગી, સ્વર્ગ ગયા સુરરાયરે;
સૂત પુરાણિક કહે કથા, થયો સપ્તવિંશમો અધ્યાયરે. ૩૦

ઇતિ શ્રીમદ્ભાગવતે દશમસ્કંધે ઇંદ્રસ્તવનો નામ સપ્તવિંશોઽધ્યાય ॥૨૭॥

## અધ્યાય ૨૮ મો†

### કડવું ૭૯-મું રાગ દેસાખની ચોપાઈ

શુકજી કહે સાંભળીયે રાય, એ દાખ્યો ઇંદ્રજય મહિમાય;
સત્તાવિંશમો થયો અધ્યાય, વાકયસમુદ્ર તર્યો કેમ જાય.
નંદને ઇચ્છા ઉપની એકવાર, કીધો અંતર માંહે વિચાર;
પૂછ્યું બ્રાહ્મણને કરી નમસ્કાર, કોણ વ્રતે પામું ભવપાર.
ઘરના વ્યયે આયુશ જાય વહ્યું, સુકૃત વિના વય વૃથા ગયું;
ઉત્તર વય તન જીરણ થયું, આત્મસાધન કાંઇ નવ લહ્યું.
કેમ તરિયે દુસ્તર સંસાર, ન પામિયે પુનરપિ અવતાર;
આયુશ થોડું પુણ્ય અપાર, આપો ઉપદેશ કરો ઉપકાર.
પ્રશ્ન સુણી બોલ્યા માનુભાવ, હરિચરણે ચિત્ત રાખો દ્રઢાવ;
જો મુક્તિ પામવાનો છે ભાવ, છે એકાદશીવ્રત ભવનું નાવ
આચરો અભયા એકાદશી, ક્ષાલણ થાશે કર્મ મળ મસી‡
જો માધવચરણે મનસા વસી, તો જન્મ મરણની ચિંતા કશી
રુકમાંગદે અભયા આચરી, તો જનુની જઠરે ન આવ્યો ફરી
વેદોક્ત અમ્બરીષ કરી, તો શાપ લઈ અવતરયા શ્રીહરી.
વિખાણે અભયાને વેદ સપ્રીત, જે કરે તે થાય સુકીત;
આચરતાં મુક્તિ પામીયે તર્ત, સર્વોપરી છે અભયા વર્ત.
સર્વોત્તમ આવે માગસર માસ, સુદી દશમીથી કરવો અભ્યાસ,
હવિષ્યાન્ન લેવા પંચ ગ્રાસ, એકાદશી કરવો ઉપવાસ.
નિશાયે કરવું જાગરણ, હરિકથાનું કરવું શ્રવણ,
દ્વાદશીમાં જમાડવા બ્રાહ્મણ, યથાશક્તિ દક્ષિણા અર્પણ.
ભિન્ન ભિન્ન છે દંતધાવન, પૃથક્ દેવનાં આવાહન,
પૃથક પુષ્પ અર્ઘ નિવેદન, કરાવે વિપ્ર કરો પુજન.
ચોવીસનાં ભિન્ન ભિન્ન છે દાન, સદૈવ વ્રત કીજે રાજાન,
દ્વાદશ ત્રણ વર્ષ એક નિદાન, તો મુક્તિફળ આપે ભગવાન.
છે તારા ઘરમાં ત્રિભુવનપતિ, શ્રીકૃષ્ણ બ્રહ્મ સાચો સર્વથી,
તારે વ્રતનું કારણ નથી, તે પામી મૂકયો છે અવિગતી.
પણ લો નીમ કરો વ્રત રાય, ધર્મ તે દીઠા પુઠે થાય,
નંદ આનંદ પામ્યા મનમહાંય, વેદોક્ત માંડી અભયાય.
એકાદશી કરે બીજા ગોપ, પૂજે ધેનુ અશ્વત્થ તુળસી રોપ.
શ્રીકૃષ્ણના મનમાં ચડિયા કોપ, શો પ્રત્યક્ષ મારો કીધો લોપ

* પવિત્ર † સર્વથકી અળગો. ‡ દૂધ, દહીં, ઘી, મધ, સાકર એ પાંચ મળીને પંચામૃત કહેવાય છે § ગંગા || ચંદ્રમા ¶ સમુદ્ર § મંત્ર ભણી અભિષેક કરવો તે-જળ છાંટવું તે

* નખોદ કાઢવું તે. † આ અઠ્ઠાવીસમા અધ્યાયમાં ભગવાન વરુણ લોકમાંથી નંદરાયને લાવ્યા અને ગોવાળિયાઓને વૈકુંઠ દેખાડ્યું તે કહ્યા છે. ‡ કાળાસ.

અગિયાર માસ વ્રતને થયા, નિશાએ નંદજી નહાવા ગયા;
અર્ધ નિશાનો ભેદ નવ લહ્યો, જાણ્યું સહુવારે પ્રાતઃકાળ થયો.
સ્વલ્પ દ્વાદશીનો ભેદ આણી, ઘણી રાત્ર નંદે નવ જાણી;
પેઠા મર્જન ને હાલ્યું પાણી, કહે વરુણ સેવક સુણો વાણી.
કોણ નહાય છે ઉલટ આણી, સૂતાં જગાડ્યાં જળનાં પ્રાણી;
મરયાદા મારી નવ આણી, અહીં લઈ આવો તેને તાણી.
જાળ પ્રયોગ કરાવે બ્રાહ્મણ, નંદ ઉભા કરે તર્પણ;
આવી સેવકે તાણ્યાં ચરણ, સદ્ય નંદનું કીધું હરણ.
વિપ્ર ગોપ કરે શહોરા શ્હોર, ન સૂઝે યમુનાં કાળી ઘોર;
સેવક કહે સાહી આણ્યો ચોર, કોપ્યા વરુણ વદે કઠોર.
રુડી પેર બાંધો ને તરાડો, એને કારાગૃહમાં બેસાડો;
રખે કહ્યા વિના બહાર કહાડો, ન નહાય ફરી વિપત પાડો.
નંદજી જ્યારે બંધન થયા, ગોપ સર્વે ગોકુળમાં ગયા;
સમાચાર યશોદાને કહ્યા, બૂડ્યા નંદ પાણીમાં વહ્યા.
જાણી વાત જે બૂડ્યા નંદ, ધાયાં ગોપ ગોપીનાં વૃંદ;
ધાઈ યશોદા કરતી આક્રંદ, હો પિતા કરી રોયા ગોવિંદ.
સહુ યમુનાં તટ આવ્યા ગોવાળ, કો કહે પાણીમાં નાંખો જાળ;
માથે હાથ દઈ બેઠા ગોપાળ, કેમ જીવીશ હું નહાનો બાળ.
પછે રોતા બોલ્યા સુંદર શ્યામ, તમે યશોમતીને રાખો રામ;
એ ઉન્મત્ત વરુણનું જે કામ, પ્રાતઃ થયા પુંઠે કરશું સંગ્રામ.
એમ કરતાં થયો પ્રાતઃકાળ, નંદ પ્રત્યે પૂછે દિગ્પાળ,
કોણ જાતિ તારી બુદ્ધિ બાળ, નંદ કહે હું છઉં ગોવાળ.
રંક આહીર વસું ગોકુળ ગામ, વ્રજપતિ નંદ છે મારુ નામ;
એક પુત્ર મારે સુંદરશ્યામ, હું નહાવા આવ્યો અભયા કામ.
વચન સાંભળી ભડક્યો રાય, વરુણ પડ્યો નંદજીને પાય;
સ્વામી મેં મોટો કીધો અન્યાય, છે પરમેશ્વર તારા ઘરમાંય.
હું જગતપિતાનો પિતા મહારાજ, મેં મોટો કીધો અન્યાય આજ,
કોપ્યા કૃષ્ણ ગયું મમ રાજ, તમો નંદજી મારી રાખો લાજ.
આપી આસન પૂજન કરે, હું દાસ દાસ વાણી ઓચરે;
કર જોડી પ્રદક્ષિણા કરે, મુગટ ઉતારી ચરણે ધરે.
અરચે કેસર કુંકુમ ચંદન, નોતમ પેહેરાવ્યાં વસંન;
પાલખીએ બેઠા ગોપ સ્વામીન, સ્ત્રી ભરતાર થયાં બેહુ વાહંન.
પૂજ્યા નંદ વદન શોભતું, ઓઢ્યું પીતાંબર અંગ ઓપતું;
મુગટ મોતીવૃંદ ઝૂમતું, બેઠા પાલખીએ ઝાલી ઝુમતું.
અગર ધૂપ વાયુ વ્યંજન, પુંઠે બંદીજન બોલે ધન ધન;
કૌતુક નંદ વિચારે મંન, આ સર્વે દીકરાનાં પુણ્ય.
ઝંપાવા કટિ બાંધી સોરાર, વારે છે સહુ વ્રજની નાર;
એવે હાલ્યું યમુનાં વાર, ગાજતે નંદજી નીસરયા બહાર.
નાના વિધ વાજે વાજિંત્ર, વિખાણે સહુ કૃષ્ણ ચરિત્ર,
વરુણ કહે હું થયો પવિત્ર, આજ નંદરાય મેં દીધા મિત્ર.
દેવવૃંદ બાહેર નીકળ્યું, ગોપીવૃંદ સહુ જોવા મળ્યું;
પીડા દુઃખ કોને નવ કળ્યું, સહુ કહે વ્રત નંદજીને ફળ્યું.
યશોદાને હિત હૈયે વ્યાપે, મોહ પામી પતિને પ્રતાપે
કૃષ્ણ વધામણી સહુને આપે, આજ નવો જન્મ પામ્યો છે બાપે
ભેટ્યા કૃષ્ણ મળ્યું સહુ કોય, નંદ સમે વિચારી જોય
શક્તિ વરુણની અતિશે હોય, નમ્યો વરુણ કરજોડી કોય
પછે રામકૃષ્ણની પૂજા કરી, ભેટ પ્રભુને ચરણે ધરી;
કર જોડી વિનવિયા હરિ, પછે યથારથ વાણી ઓચરી.
સ્વામી નંદે મારો રાખ્યો ભાર, પણ અન્યાય મેં કીધો અપાર;
અજ્ઞાને બંધન કીધા પ્રહાર, ક્ષમા કરો તે વિશ્વાધાર.
હરિ કહે સાંભળ વરુણ, શું કરુ જો તું આવ્યો શરણ;
જે જન વંદે મારા ચરણ, તેને કદા ન હોએ મરણ.
વળ્યો વરુણ કરી નમસ્કાર, ધંન સકળ ગોપ પરિવાર;
વૈકુંઠ નાથે લીધો અવતાર, એમ કરી વરુણ ગયો નિજદ્વાર.
પછે યમુનાજીમાં મર્જન કરી, આગળ ગોપ પુંઠે સુંદરી,
સહુ ગોકુળમાં આવ્યું ફરી, દ્વાદશી સધાવી પિતાને હરિ.
જે વરુણે જાતી વેળા કહ્યું, તે ગોપ સર્વના મનમાં રહ્યું;
જ્ઞાન વરુણ વાણીથી લહ્યું, વૈકુંઠ જોવાને મન સહુનું થયું.

વલણ

થયું મન સર્વ ગોપનું, વૈકુંઠ જઈએ અવશ્યમેવરે;
આરત જાણી ભક્તની, હરિયે વૈકુંઠ કીધું તતખેવરે.

કડવું ૮૦ મું–રાગ વસંત

મારે વહાલે વૈકુંઠ દેખાડ્યું, ગોપવૃન્દ આનંદ પમાડ્યું.
અભિપ્રાય ગોપનો જાણી, કૃપાનાથે કરુણા આણી;
નિજદાસ જાણી સુખ દીધું, ગોકુળ વૈકુંઠ સરખું કીધું–મા૦
જીભ શું શકે શોભા વખાણી, લીલા વૈકુંઠની વ્રજ આણી;
ચતુર્ભુજ થયા અવિનાશી, આશ્ચર્ય પામ્યાં વ્રજવાસી–મા૦
ચતુર્ભુજ થયા સહુ ગોવાળા, ચતુર્ભુજ રૂપે થઈ બાળા;
ચતુર્ભુજ યશોદા નંદરાય, ચતુર્ભુજ થઈ ગોકુળની ગાય–મા૦
ચતુર્ભુજ પંખી ગગનનાં, ચતુર્ભુજ થયાં વૃક્ષ વનનાં;
ચતુર્ભુજ યમુનાનાં જંતુ, ચતુર્ભુજ થયાં કામ વસંતુ–મા૦
શંખ ચક્ર ધર્યાં સારંગ, ઘનશ્યામ થયા સહુ અંગ,
નીલ પીત પેહેર્યાં છે વસંન, સહુને બેસવા ગરુડ વાહંન–મા૦
ગોપી થઈ સહુ કમળા જેવી, ઉભી નિજ પ્રભુચરણ સેવી;
ગોપે જન્મમરણ દુઃખ વાર્યું, સહુએ બ્રહ્માનંદ સુખ પામ્યું–મા૦
વાજે વાજિંત્ર અનહદ તાળ, સપ્તસ્વર બોલે પરમ રસાળ;
નારદ તુંબુર વેણુ વાય, ઉપનિષદ્ નિગમ મુખ ગાય–મા૦
દર્શન અમૃત સેવક ચાખે, શિવ સનકાદિ યશ ભાખે;
વ્રજવાસીને મહા સુખ દીધું, કષ્ટાતીત ગોકળીયું કીધું–મા૦
નહીં રોગ વિયોગ નહીં શોક, બ્રહ્મ રૂપ થયા વ્રજ લોક;
નહીં કર્મ સંકલ્પ જંજાળ, નહીં જન્મ મરણ નહીં કાળ–મા૦
નહીં મોહ માયા વૃદ્ધિ હાની, નહીં લંપટ કો અભિમાની;
નહીં ઉદ્વેગ કષ્ટ નહીં ખેદ, જ્યાં નથી ચોરી છળ ભેદ–મા૦

નહીં બ્રહ્મ પંચમહાભૂત, નહીં વ્યાધી નહીં યમદૂત;
સાકાર નિરાકાર ભાસે, રવિ કોટિક તેજ પ્રકાસે–મા૦
સાચું વૈકુંઠ ગોકુળ આવ્યું, ગોપે વૈકુંઠનું સુખ માણ્યું;
જેવું વેદે વૈકુંઠ ભાખ્યું, તેવું મુહૂર્ત ગોકુળમાં રાખ્યું–મા૦
વૈકુંઠ પાછું સંવરિયું, હતું તેમજ ગોકુળ કરિયું;
પછે વૈષ્ણવી માયા વિસ્તારી, કૃષ્ણે ભુલાવ્યાં નરનારી–મા૦

વલણ

નરનારી ફરી ભોળવ્યાં, પ્રભુ લીલા કહી નવ જાયરે,
ભટ પ્રેમાનંદ કહે કથા, અઠ્ઠાવિશમો અધ્યાયરે.

ઇતિ શ્રીમદ્ભાગવતે દશમસ્કંધે વૈકુંઠદર્શન નામનો અષ્ટાવિંશોઽધ્યાયઃ ॥૨૮॥

## અધ્યાય ૨૯ મો*

### કડવું ૮૧ મું–રાગ–સામેરી

શિવ સુત શારદાને શિર નામી, પ્રથમે સમરું સીતા સ્વામી;
શ્રીરઘુપતિને હૃદયે રાખું, રાસ ક્રીડાની લીલા ભાખું.

ચાલ

ભાખું લીલા રાસની, અવિનાશ ગોપીશું રમ્યા;
થઈ ક્રીડા બ્રહ્મનિશાતણી, જ્યાં બ્રહ્માદિક ભુલા ભમ્યા. ૧
એ વાત છે અગમ નિગમની, કંઈ એક ભાખે ભારતી;
સીતા પતિની ગહન ગતિ, શું જાણે નર સ્વલ્પ મતી. ૨
પરમહંસ કહે છે પરીક્ષિતને, શૌનકને સૂત પુરાણી;
તે રાસ લીલા વર્ણવું, જે વ્યાસજીએ વખાણી. ૩
સ્ત્રી તણું સુખ આપવાને, વ્રજવધૂ મનમાં ધરી;
શરદ નિશા દીઠી દીપતી, વૃંદાવન ગયા શ્રીહરિ. ૪
વિકાસ પામી કુમુદિની, દ્રુમલતા શોભે ઘણી;
ચકોર મોર નિશાએ બોલે, ચંદ્રમાને ચાંદણી. ૫
અમી વરસે ઇંદુ કિરણે, વનસ્પતિ શોભે ઘણી;
પ્રેમાનંદ પ્રભુ શામજીની, ઇચ્છા થઈ ક્રીડા તણી. ૬

### કડવું ૮૨ મું–રાગ સામેરી

વિશ્વ પિતામહે જોઈ રયણી, તે સમે સાંભરી સૌ મૃગ નયણી,
સ્થિર રહે ચંદ્રને આજ્ઞા દીધી, નિશા ખટમાસની નાથે કીધી.

ચાલ

કીધી નિશા ખટ માસની, રાસ રમવા શ્રીહરિ;
તાદૃશ દર્શન દેવ ન પામે, વિઠ્ઠલે માયા વિસ્તરી. ૧
કરે ઝગારા ચંદ્ર તારા, પીછ મુગટનાં ઝળકતાં;
છે માણિક્યજ્યોતિ નખતણી, શ્રવણે તે કુંડળ લટકતાં. ૨
વૈજયંતિ માળા દયાળ કંઠે, લોચન બાળ વિશાળ;
પીતાંબર કટિકાછ કછિયો, કોટિ કામ મદન ગોપાળ. ૩
સ્ફાટિક શિલા પર ચઢી કેશવ, ઉભા રહ્યા એક પાગે;
વેણુ ધરિયો અધર ઉપર, વજાડ્યા ખટ રાગે. ૪

રસાળ વાણી વેણુની, શકે કામ બાણ મૂક્યાં કશી,
વિરહ વિશેષ રસ ચોપડ્યાં, પેઠાં ગોપીકાને હૃદે ધસી. ૫
વ્યાકુળ થઈ વ્રજ સુંદરી, સર્વનાં તનમન લીધાં હરિ,
પ્રેમાનંદ પ્રભુરામ ચરણે, જે જેમ તે તેમ આવી મળી. ૬

### કડવું ૮૩ મું–રાગ ગોડી

ઓ વેણુ વાજે છે, બાઈ સામળીયો કરે ગાન,
ઓ વેણુ વાજે છે.
કામનીયે ધરિયો કાન, ઓ વેણુ વાજે છે,
ભાગાં કામ લાગ્યાં ધ્યાન, ઓ વેણુ વાજે છે–ધ્રુવપદ.
વિઠ્ઠલજીની વાંસળીરે, વિરહિણીને વિષ બાણરે;
શબ્દ સ્વર શ્રવણમાં પેઠો, તલમલ કીધા પ્રાણ–ઓ૦
જે જેમ તે તેમ ઉઠી અબળા, લોપી કુળ મરયાદરે;
ગોપ વધૂને ઘેલું લાગ્યું, ઘટ ઘુમ્યો વાંસળી નાદ–ઓ૦
વિપરીત કામ કરે સહુ શ્યામા, કામદૂત પડ્યા કેડરે;
ગૌ દોહીને દૂધની દહોણી, જાળ ગોળીમાં રેડે–ઓ૦
કો વચ્છને સાટે ગૌને છોડે, સાંડને એલો વાળેરે;
કો બાળકને સુવાડી હેઠાં, ઉપર ઢાંકીઓ ઢાળે–ઓ૦
કો ઉંધી દોણી માંડે અબળા, ઉતાવળી ગૌ દોહેરે;
કોઈ દોષ દીએ દીપકને, અવળાં દર્પણ જોએ–ઓ૦
રસોઇમાંથી વેણુ સાંભળી, ભોજન કરે છે નાથરે;
તે અન્ન પીરસતી ઉઠી ચાલી, ચાટયો રહ્યો છે હાથ–ઓ૦
ઉઘાડાં કપાટ ઉચાટ નથી, મારુ વણસશે ઘર સૂત્રરે;
કોઈક ધાવતો નાંખી ચાલી, પ્રાણપે વહાલો પુત્ર–ઓ૦
કોઇક નહાતાં નાદ સાંભળ્યો, મન થયું હરિમાં મગ્નરે;
તે જળે નિગળતી ઉઠી ચાલી, વસ્ત્ર વહોણી નગ્ન–ઓ૦
કોઈક નયણે કાજળ ભરતી, આંજ્યું એક લોચનરે;
કરજાળી* કરમાંહે અમથી, તેમ ચાલી શ્રીજંન–ઓ૦
અવળાં આભરણ ભૂષણ પેહેર્યાં, મન કું રહ્યું જુગદીશરે,
ઓઢણી પેહેરી કટિ સંગાથે, ચરણા ઓઢ્યાં શીશ–ઓ૦
એક બાંહે પેહેરી ચોળીની, બાંહે અવળો આણ્યો હાથરે,
એક સ્તન ઊઘાડું દીસે, જેમ દેહેરાં વિના ઉમયાનાથ–ઓ૦
કો કાજળે કરીને સેંથો પૂરે, કો નયણે આંજે સીન્દૂરરે,
કો કોઇને પૂછે નહીં બાળા, પ્રેમ ઉદધીનું પૂર–ઓ૦
કરમુદ્રિકા પગ અંગુળિયે, વિછુવા કર અંગુળી માંયેરે;
ચરણનાં ઝાંઝર કાને પેહેર્યાં, કર કંકણ પેહેર્યાં પાયે–ઓ૦
કટિ મેખલા કંઠે પેહેરી, કટિ વિંટ્યા મોતી હારરે,
ગળુબંધ પાવલીયે બાંધ્યો, પગ ઘૂઘરી કંઠ ઘમકાર–ઓ૦
ગોફણો બાજુબંધને સ્થાનક, પહોંચે બાંધ્યાં શિશફૂલરે,
આભૂષણ મારગમાં પડતાં, જેનાં મોંઘાં મૂલ–ઓ૦
શ્યામા ગૌરી બીજી મુગ્ધા, ચતુર જાતિની નારરે;
પદ્મિની ચિત્રિણી હસ્તિની હીંડે, મળવા દેવ મોરાર–ઓ૦

* આ ઓગણત્રીસમા અધ્યાયમાં રાસને વાસ્તે ગોપીઓની સાથે ભગવાનની વાતચીત, પ્રતિજ્ઞાની તથા રાસ સમારંભે શ્રીકૃષ્ણ અંતર્ધાન થવાની કથા છે.

* કેશ પાડવાનું કાંકિયું



રાસલીલા માટે ગોપીઓની પ્રાર્થના

ગુજરાતી પ્રેસ, ફોર્ટ, મુંબઈ ૧



પગલાં જોતી વિહ્વળ ગોપીઓ કૃષ્ણને શોધે છે

"ગુજરાતી" પ્રેસ, ફોર્ટ, મુંબઈ ૧

સૌ જાણે હું જાઉં પેહેલી, લેઇશ એકલી સ્વાદરે;
કામે વ્યાકુળ કહ્યું ન માને, પુંઠે કરે સ્વામી સાદ—ઓ૦
એક સ્ત્રી ભરતારે જઈ ઝાલી, તે તત્ક્ષણ પામી મરણરે;
ચતુર્ભુજ થઈ સહુ પેહેલી, પહોંતી હરિને ચરણ—ઓ૦
જ્ઞાન અજ્ઞાને કામે ક્રોધે, કો ભજે નંદ કુમારરે,
પ્રેમાનંદ પ્રભુ સીતાપતિ, તારે ભવ સંસાર—ઓ૦

## કડવું ૮૪ મું–રાગ સામેરી

ગોપ વધૂ સહુ ચાલી, ન રહે કથ કુટુંબની ઝાલી,
નમસ્કાર નાથજીને કીધા, ગોપીએ ગોવિંદ વીંટી લીધા. ૧

ચાલ

ગોપવધૂ વીંટી વળી, ચાંદરણી જેમ ચંદ્રને,
તેમ ગોપીકા ઉભી રહી, વીંટ્યા શ્રીગોપેંદ્રને. ૨
શ્વાસ ભરાઈ ભામિની, નાથને નિરખે નેહ ભરી;
દૃષ્ટે દૃષ્ટ મળી તેવારે, ધર્મ બોલ્યા શ્રીહરિ. ૩
નિષ્કામરૂપે વદે વિઠ્ઠલ, ગોપ વધૂ મા ઘેલાં થશો;
અબળા માણસ અર્ધ નિશાએ,કહોજી કોણ સ્થાનક જશો. ૪
કો પુરુષ સાથે છે નહીં, સમુદાય દીસે સ્ત્રી તણો;
કોણ કારજ વન આવ્યા તણું, ભામની સાચું ભણો. ૫
હસિત વદને કહે અબળા, મન તારે ચરણે વસ્યું;
અમો લક્ષ્મી કેરું સુખ ઇચ્છું, પ્રભુ જાણીને પૂછ્યું કશું. ૬
વિરહે વ્યાકુળ છીએ ઘણું, સંગ આપો શ્રીજુગદીશરે;
પ્રેમાનંદ પ્રભુરામજીએ, સુણી પૂણાવ્યું શીષરે. ૭

## કડવું ૮૫ મું–રાગ પંચમ રામગ્રી

ધર્મ વચન બોલ્યા હરી, શ્યામા સાંભળોરે;
માનો મારો પ્રતિબોધ, બાળા પાછી વાળોરે. ૧
એ વાતે લાજે માત તાત, લાજે કુળ આપણુંરે,
પૂર્વજ નરકે જાય, યથારથ અમો ભણુંરે. ૨
જે સાથે ઘરસૂત્ર, પરણી માંડીયેરે,
પતિ જાણો પરમેશ્વર, તેને કેમ છાંડીયેરે. ૩
હોએ જોગી રોગી મૂર્ખ, વરવો વઢકણોરે,
કૃપણ દરિદ્રી ભ્રષ્ટ, કષ્ટ દે ક્રોધી ઘણોરે ૪
કુબડો કાળો ક્રૂર, અધીર બોબડોરે,
અપંગ અંધ ને મૂક, શઠ સૂમડોરે ૫
વ્યભિચારી લંપટ વૃદ્ધ, શક્તિ શુદ્ધ ગઇરે;
એટલાં હોયે લાંછન તોયે, તે તજીએ નહીંરે ૬
જો પરહરિયે નિજનાથ, વિષ્ણુ કોપે ચડેરે,
ઉભય કુળના લોક, નિશ્ચે નરકે પડેરે. ૭
વ્યભિચારથી વાધે વંશ, વર્ણસંકર કહીયેરે,
તેનું ન લાગે પિંડદાન, પ્રેત રૂપ રહીયેરે ૮
જો વિષ્ણુ થકી વિમુખ, પાપી હોએ પતિરે,
તોયે સેવીએ નિજ ભરતાર, તેનો દોષ નથીરે. ૯
મુને જાણો છો જુગદીશ, તો તમો પાછી વળોરે,
ઘેર બેઠાં ધરજો ધ્યાન, હું નથી વેગળોરે. ૧૦

અમો શું જાણું વ્યભિચાર, અનુભવ છે નહીંરે;
બ્રહ્મચર્યજ કરવા ભંગ, તમે તત્પર થઈરે. ૧૧
પરધન લોભી કંસ, જાણે વારતારે;
અમારાં તમારાં વૃદ્ધ, રહે ગૌ ચારતારે. ૧૨
પ્રેમાનંદ પ્રભુરામ, જ્ઞાન શિક્ષા કહીરે;
સાંભળીને વ્રજનાર, તે મૃત્યુ તુલ્ય થઈરે. ૧૩

## કડવું ૮૬ મું–રાગ મારુની ચાલ

શ્રીશુક ઉવાચઃ—

ઉત્તર આપ્યો અવિનાશ, મર્મની વાત કહી;
હતો ઉત્સાહ સહુ નાર, રૂપે ઝાંખી થઈ. ૧
કરે માંહોમાંહી અવલોકન, કર્મની વાત કહે;
ઉંડા મૂકે નિશ્વાસ, લલાટે હાથ દીએ. ૨
કો મુખ ઉપર દે હાથ, વદવા દોડતી;
કો નયણાં ચઢાવી જોય, નથી દૃષ્ટ ચોરતી. ૩
કો કરી હસ્તનાં ચિન્હ, હરિ કને આવતી;
કો અધર ડસીને જોય, હરિને ખીજાવતી. ૪
કો કરપર દેઈ કપોળ,* બેસે શિથળ થઈ,
કોઈ એક માગે મર્ણ, વિધિ કને ઊભી રહી. ૫
કો નિંદે કાત્યાયની વ્રત, સુકૃત વૃથા થયું,
એણે જોયાં નગ્ન શરીર, આજ બ્રહ્મચર્ય ગયું. ૬
કો ઝટકે લાંબા કેશ, અંબોડો ફરી વાળે;
કો લે અંગુલી મુખમાહે, નયણે જળ ઢાળે. ૭
કો નમી કરે નમસ્કાર, હરિના ગુણ જાણતી;
કો અલબેલી કરે આળ, અગુઠે ધરા ખણતી. ૮
કોના કરમાયાં છે વદન, હીમથી કમળ યથા;
કામાગ્નિ દહતો દેહ, પ્રગટી વિરહ વ્યથા. ૯
સંપુટ કરી નિજ હાથ, વામા વચન વદે,
સ્પર્શ કરવા તુજ હાથ, ઈચ્છે અમારાં હૃદે. ૧૦
અમો મેલી પતિકુળ લાજ, બાળક પરહર્યાં;
અમો અમારાં શીષ, તારે ચરણ ધર્યાં ૧૧
અમો ન ગણ્યો લોકાચાર, નિર્લજ્જ થઈ ભજ્યું;
તારી દાસીને દેવા દુઃખ, યમનું કોણ ગજું. ૧૨
અમો સોંપ્યાં તુજને શરીર, એથી ધર્મ કીયો,
તમો બ્રહ્માને દો દંડ, તો કસથી કેમ બીયો ૧૩
તુંને મળતાં થાશે અધર્મ, તો થાવા દ્યો સુખે;
શું અધિકું કરશે યમરાય, નાંખશે નરક વિખે. ૧૪
તારું હૃદય પરમ વિશાળ, જેપર લક્ષ્મી રમે;
અમને દે આલિંગન, વિરહની જ્વાળા સમે. ૧૫
શેં લગાડો છો વાર, અમો અપરાધી છીં;
આપ અધરામૃતનું પાન, દુઃખની દાઝી છીં. ૧૬
તમારાં ચરણની પદ્માની નાથ, અમ હૃદયે ધરો;
છે ઉન્મત્ત કઠિણ કુચ, મર્દી શિથળ કરો. ૧૭

* લમણા

ઇચ્છે છે અમારા હાથ, તારાં ચરણ પામવા;
તેં લીધો છે અવતાર, અમને સુખ આપવા. ૧૮
તને મૂકી કરીએ અન્ય સેવ, તે વ્યભિચાર ખરો;
યશોદાએ પ્રસવ્યો બાળ, તે દીનોનાથ વરચો. ૧૯
તારો વિરહ વધારણ વેણુ, શાને વજાડીયો;
કાળજે મૂકી ઘાય, અમને જગાડીયો. ૨૦
જે આવ્યું તારે શરણ, તે નિર્મુખ કેમ જાશે,
જો અમો વળું નિરાશ, નિગમ ખોટા થાશે. ૨૧
જો પરશે અમારા પિંડ, તો નિર્મુખ નહીં જાશે,
વળી લેશું લક્ષ્મીનું સુખ, નિર્મળ તન થાશે. ૨૨
રીઝયા શ્રીરણછોડ, વિનતી હૃદય ધરી;
પ્રેમાનંદ પ્રભુ શ્રીરામ, ગોપી કમાલ કરી. ૨૩

કડવું ૮૭-મું રાગ રામગ્રી

વચન સ્નેહનાં સાંભળી નિદાનજી, કરુણા કીધી શ્રીભગવાનજી;
પ્રેમદા નિરખી પત્ની સમાનજી, હસીને બોલ્યા દીધું માનજી.

ઢાળ

માન દીધું હાસ્ય કીધું, ગીધું શ્યામા કાજ;
સાન કીધી સંગે લીધી, ગયા યમુનાં તટ મહારાજ. ૧
વહે ખળહળ નીર નિર્મળ, ઝળહળ ચંદ્ર આકાશ;
શીતળ વેણુમાં ગોપી ટોળું, રમે શ્રીઅવિનાશ. ૨
મરયાદ છાંડી ક્રીડા માંડી, સ્ત્રી સંગ સુંદર શ્યામ;
ચિહ્ન ચાતુર્ય હાવભાવે, સ્ત્રીને ઉપજાવે કામ. ૩
આલિંગન ચુંબન કોટિ કૌતુક, કળા આસન અંગ;
રમણ ભ્રમણ નમણ દીનતા, રાચે જાચે સંગ. ૪
ઉપજાવે મોદ વિનોદ વાતે, વક્ર વચનની ઘાત;
કૂદકી કરે અંકે ધરે, કરે જંઘે નખના પાત. ૫
આસન સાધે વિરહ વાધે, મર્મ મારે હસ્ત;
સુરત સંગ્રામે એક શ્યામે, જીતી નારી સમસ્ત. ૬
લે પરસ્પર અધર વિપરીત, શયન સૂણજ ધામ;
શિથિળ શરીર છે વિખેરી વેણી, પોષ્યો પુરણ કામ. ૭
સખી વિરહ જ્વાળા મુદિત બાળા, કાર્ય સીધે આવ્યો ગર્વ;
ધન્ય ગોપીતણો જન્મ, આજ અમથી હેઠું ગર્વ. ૮
સર્વ સોહિની મન મોહિની, મોહ પમાડ્યા શ્રીઅવિનાશ;
કૃષ્ણ કુરંગ આવી પડ્યો, અમ નયણ પ્રેમને પાશ. ૯
અભિમાન આવ્યું નારને, સઘ જાણ્યું શ્રીભગવાન;
ગોપી સર્વ વિસ્મે થઈ, હરિ હવા અંતર્ધાન. ૧૦

વલણ

અંતર્ધાન હવા હરી, અબળા વ્યાકુળ થાયરે;
ભટ પ્રેમાનંદ કહે કથા, થયો ઓગણત્રીશમો અધ્યાયરે. ૧૧

॥ઇતિ શ્રીમદ્ભાગવતે દશમસ્કંધે એકોનત્રિંશોધ્યાયઃ ॥ ૨૯ ॥

અધ્યાય ૩૦ મો*

કડવું ૮૮ મું-રાગ મારુ

ગોવિંદ વિના ગોપી થઈ ઘેલી-ટેક.
શો અપરાધ થયોજી અમારો, કયાં ગયા મેહેલી-ગો૦
હસ્તિ વિના હસ્તિની, રાજા વિના સાહેલી;
માથે ચડાવી દુઃખ સાગરમાં, કાં દીધાં ઠેલી-ગો૦
વેણુનાદ સાંભળી અમો, ચરણે આવી વહેલી;
જો અમને મૂકનાર હતા, કાં પ્રીત કરી પહેલી-ગો૦
શરદ સમે આવ્યું ચોમાસું, લાગી આંસુની ઝેલી;
પ્રેમાનંદ પ્રભુ અમો તુજ વિના મરશું, એ વિનંતિ છે છેલી-ગો૦

કડવું ૮૯ મું-રાગ વેરાડીની ચોપાઇ

એકેકને પૂછે સુંદરી, બાઈ શા માટે રીસાવ્યા હરી,
કૃષ્ણ કૃષ્ણ કૃષ્ણ કરી ઓચરે, તે શામળીયાને શોધતી ફરે.
વીલીલાં વદન નેત્રે વહે નીર, પૂંઠળ જાય તણાવાં ચીર;
નીચી થઈ થઈ નિરખે પંથ, કેઈ વાટે ગયા, કમળાકંથ.
ન દેખે પગલાં રુએ સુંદરી, વડ પીપળ પ્રત્યે બાળા ઉચરી,
ઉપકાર કરો જુઓ ખપ કરી, કઈ દિશા પધારયા શ્રીહરી.
આસોપાલવને પાલવ પાથરે, જો જીવનને અબળા ઉચરે;
વળી પંખીને પૂછે કામની, બાળ જુઓ સુંદર શ્યામની.
કો પૃથ્વીને પૂછે પ્રેમદા, તુજપર હરિ સહુ સર્વદા;
ત્રણવાર તુંને કરુણા કરી, એકવાર દંતને અગ્રે ધરી.
બીજીવાર ત્રિપદ કીધી મહારાજ, ત્રીજીવાર રોળી સમૃદ્ધિકાજ
સદૈવ કૃપા હરિ તુજને કરે, દેખાડ કૃષ્ણ હશે તુજ ઉપરે.
જોતી હીંડે વનમાં સખે, પ્રભુવિના પળ બાઈ જાતી રખે,
શશિ કિરણ સુધા શીતળ, તે ગોપીને મન વસે અનળ.
વિરહ તાપ થયાં છે તન, ગોપી કદળીને દે આલિંગન,
સુધબુધ વહોણી શ્યામા થઈ, તે દિશા મારગ સૂઝે નહીં.
વક્ર ભોમ વિષે પરવરે, પગલાં કાંટા ઉપર ધરે;
ઢળી પડે વળી બેઠી થાય, પણ ગુણ શામ ગોવિંદના ગાય.
કો જુએ પર્વત ઉપર ચડી, પરિશોધ કરતાં થઈ બે ઘડી,
શ્રમિત થઇ બોલી એક સખી, વિલપે વિઠ્ઠલ જડયો નથી.
એના ચરિત્રના વેશ કાઢી રમો, વિયોગ તણે નિશા નિર્ગમો,
કો થઇ યશોદા કો થઇ નંદ, કો થઇ પૂતના બાળ મુકુંદ.
કો શકટ થઇ બાંધે ઝોળી, કો પાપાણે લેઇ ભાંજે ગોળી,
કો ઉડાડે રેણુ થઇ તૃણાવર્ત, કો ઉખળ થઈ બાંધે પ્રભુ વર્ત
કો કૃષ્ણ થઇ બંધાવે દોરડે, કો એક વૃક્ષ થઇ ભાંગી પડે;
દોહોનારી કો મુરલી થાય, એક વચ્છ થઇ ધાવે ગાય.
કો માટી ખાય વિકાસે વદન, કો વચ્છાસુર થઈ આવે વન;
કો બકાસુર અઘ રૂપે થાય, કો કદમ ચડી ઝંપાવા જાય.

* આ ત્રીશમા અધ્યાયમાં કૃષ્ણની પેઠે અનિયમિત રીતે વન વન પ્રત્યે ભટકતી વિરહવ્યાકુળ ગોપીઓ ભગવાનને શોધે છે તે કથા છે.

કો કાળી થઈ ખુંદાવે શરીર, કદળ જઈ બેસે ચોરી ચીર;
સકળ ચરિત્ર શ્યામનાં રમે, વિયોગ દાધી નિશા નિર્ગમે.
રમત રમી ચાલી વન વિષે, શ્રી કૃષ્ણ ચરિત્ર ગાએ મુખે.
વિરહિણીને દમે વિયોગ, આતુર વાંછે ફરી સંયોગ.
પગલાં દીઠાં શ્રી મોરારનાં, નહાનાં પગલાં પાસે નારનાં;
દંપતિ ચાલ્યાં છે સર્વથી, ઠગારો કાંઈ એકલો નથી.
હરિપદ પદ્મતણું એંધાણ, આહુ મારગે ગયા પુરુષ પુરાણ,
સાથે સ્ત્રી હીંડે છે ટુકડે પાગ, બાઈ તે નારીનું મોટું ભાગ્ય.
લક્ષ્મીપેં તે વહાલી ઘણી, તે માટે આપલે આળખામણી,
શનૈઃ શનૈઃ હીંડ્યા છે હરી, આગળ લીએ કોમળ સુંદરી.
ગોપી પગલાંની પૂજા કરે, કુસુમ લેઈ લેઈ ઉપર ધરે;
કો ચડાવે નિજ કંઠનો હાર, કો સ્તવન કરી કરે નમસ્કાર.
કો પદરેણુ ચડાવે શીશ, તે પૂજા માની લે જુગદીશ,
દીઠા દંપતી બેઠાનો ઠામ, બાઈ આ સ્થાનક પોખ્યો છે કામ.
સ્ત્રી બેસાડી છે પછેડી પાથરી, અબળા પુઠે બેઠા છે હરી;
માલતી પુષ્પ પડ્યા છે ખરી, શ્રી કૃષ્ણે કેશ ગુંથ્યા પુષ્પે ભરી.
દીસે ઉછંગપર લીધી નાર, કાંઈ દીનત્વ ભાખ્યું દેવ મોરાર;
ભૂમિમાં ખુંતી દશ આંગુળી, જાણ્યો છે સંગ હરિયે ટળવળી.
વેરાયાં મોતી તૂટો છે હાર, બળાત્કારે કીધા છે વિહાર;
અહીંથી ગમન આપેરું કર્યું, વળી તે પગલું ગોપીએ ધર્યું.
ધંન તે સ્ત્રી હરિને વહાલી, જે શામળીયાની સાથે ચાલી;
આગળ સ્ત્રીનાં પગલાં દીઠાં નહી, ગોપવધુ સર્વ વિસ્મે થઈ.
ઘણું થાકી દીસે સુંદરી, શું સ્કંધ લઇ ચાલ્યા શ્રી હરી;
તેનું ભાગ્ય વિચારી ગોપી રુએ, વિયોગ દાધી પગલાં જુએ.
પ્રભુએ જાણ્યો તેનો અહંકાર, કપટે બોલ્યા નંદકુમારઃ
હું થાક્યો છૌં કહે ગોપાળ, લગારેક વળગો વૃક્ષની ડાળ.
તે સ્ત્રી વળગી ડાળે ભરી બાથ, તળેથી નીસરી નાઠા નાથ;
અંતર્ધાન થયા શ્રીપતી, ટળવળતી તે મૂકી સતી.
નિરાધાર નારી ઘણું રડે, ભાંગે ચરણ જો હેઠી પડે,
શક્તિ નહીં વૃક્ષ ઉપર ચડે, અંતરિયાળ અબળા તરફડે.
ઘણું શિક્ષા પામી નંદકુમાર, નહી ગર્વ કરું હું બીજીવાર,
જો કપટ વાત આવી કીધી, પ્રભુ સાથે મુને શાને લીધી.
નહીં ગોપી ને નહીં ગોવાળ, ક્યાં મૂને મૂકી અંતરિયાળ;
રુદન કરે એકલી વનમાંહિ, સહુ ગોપી શોધતી આવી તાંહિ.
હરિ વિના કેમ એકલાં થયાં, એ ઝાડે કેમ ઝુમતાં રહ્યાં;
તમો અમ સાથે કપટ કીધું, રુડીપેરે સંગ સુખ લીધું.
ટોળે મળી સહુ વ્રજની નારી, તેણીને વૃક્ષથી હેઠી ઉતારી,
પછે ગોપવધૂ તેને પૂછે, કહો સમાચાર કારણ શું છે.
તે સ્ત્રી કહે કરમે દેઈ હાથ, અભિમાન કરી મેં દુભવ્યા નાથ;
આવ્યો ગર્વ હું સ્કંધે ચઢી, તજી ગયા નાથ વિપત બહુ પડી.
સત્યે બાઈ કહે સર્વ સુંદરી, દુઃખ પામ્યાં અભિમાને કરી;
ભાંડીરક વન જોયું બંશીવટ, ફરી આવ્યાં સહુ યમુનાં તટ.

વલણ

યમુનાં તટ મળીને બેઠી, ગોવિંદના ગુણ ગાયરે;
ભટ પ્રેમાનંદ કહે કથા, થયો ત્રીશમો અધ્યાયરે.
ઇતિ શ્રીમદ્ભાગવતે દશમસ્કંધે ત્રિંશોઽધ્યાયઃ ॥ ૩૦ ॥

---

## અધ્યાય ૩૧ મો*

### કડવું ૯૦ મું–રાગ સામગ્રી

ગોપી સ્તવે ગોપાળને, દર્શન દોજી દયાળ,
અમૃત દૃષ્ટે આવી જુઓ, સમે વિરહની જ્વાળ–ગો૦
વિયોગ પાપી દમે ઘણું, આપોજી સંયોગ;
છે ઔષધ તારી આંખમાં, અમને વાધ્યો રોગ–ગો૦
મુખ કમળ દેખાડીયે, લોચન રસ ભરિયાં;
એકવાર જોવાનો કોડ છે, પીછ મોરનાં ધરિયાં–ગો૦
માતાએ તમો જનમીયા, વરસ્યા દૂધે મેહ;
તે દીવસથી તારાં ચર્ણને, અમો સોંપ્યાં દેહ–ગો૦
વ્રત કીધું કાત્યાયની, તેં વપુ નગ્ન જોયાં;
નિર્લજ્જ થઈ પણ સંગ નહીં, બેહુ વાનાં ખોયાં–ગો૦
કામ કાળે નાગે ડંસી, વિરહ વિખ ચડિયું;
આવજે ગોવિંદ ગારુડી, ધ્યાન તારુ ધરિયું–ગો૦
નહીં ઘરનાં નહીં તમતણાં, અમને અધવચ મારચાં;
દાવાનળ ઇંદ્ર કોપથી, અમો કાં ઉગારયાં–ગો૦
ઊંચા ચઢાવી નાંખીયાં, પાસે તેડી વિછોયાં;
પ્રીત કરીને પરણ્યાં, લાજ ટાળી વિગોયાં–ગો૦
ગોપીનાથ નામ શાને ધર્યું, જો કીધાં અનાથ;
જો વેહેતી નદીમાં મૂકીએ, તેનો નવ મહીએ હાથ–ગો૦
જે મુખે સ્તુતિ બોલીએ, નિંદા કેમરે કીજે;
પંચામૃતે જમાડીએ, તેને કેમ વિષ દીજે–ગો૦
તમો વિશ્વને ઉગારવા, માનુષી દેહ ધાર્યો,
સહાય કરો સર્વ દાસને, તો અમોને કાં મારો–ગો૦
કોમળ હસ્ત તમારડા તે, કમળા હૃદય જાણ્યું;
અમ હૃદે કર તે ધરો, હૈયું ધીરજ આણ્યું–ગો૦
રક્ત અધર રસે ભર્યા, રસ વાંશળી વાયો;
તે અધરે અધરે ધરી, અમને અમૃત પાઓ–ગો૦
સ્વાદ જુઓ દશન† ડસી, કરી લાજ ન આણો;
અમ સાથે ક્રીડા કરો, વેગળી રખે જાણો–ગો૦
નવનીતપેં કોમળ ઘણું, છે તમારા ચર્ણ,
ખુંચશે કઠિણ કાંકરી, કુશાગ્ર તીવ્ર તૃણ–ગો૦
બાવળ કંટક ગોખરુ, ખૂચશે પગ તણુએ;
અમો પુઠે નથી દોડતાં, હીંડજો હણુએ હણુએ–ગો૦

---

* આ એકત્રીસમા અધ્યાયમાં નિરાશ થઇને પાછી યમુનાજીને કાંઠે આવેલી સ્ત્રીઓએ ભગવાનનું ગાયન કરીને તેના આવાગમનને ઇચ્છ્યું તે કથા છે. † દાંત.

જે ચરણ વચ્છ પુઠે ફરયાં, ખૂંદ્યો કાળી નાગ,
તેમ ખુદો અમારાં હૃદે, મૂકી કોમળ પાગ-ગો૦

વલણ

કોમળ પાગ પ્રાણનાથના, અમો સેવવા ઇચ્છુંરે,
જગપતી જીવપતી તું હરી, બીજું કાંઇયે ન પ્રીછુંરે.

---

### કડવું ૯૧ મું-રાગ બંગ વેરાડી

ગોવિંદના ગુણ ગાય ગોપી, કરે વિવિધ વિલાપ,
પરિતાપ પામી પરહરતાં, પૃથ્વી પછાડે આપ ૧
કો કહે નિર્દય નંદનો નંદન, કઠિણ મનનો પુર્ખ,
અપક્વ સ્નેહમાં દેહ સમરપ્યો, આપણ મોટી મુર્ખ ૨
કો કહે પડો યમુનામાં, જીવીને શુ કરીએ,
એક કહે હત્યા હરિને લાગે, જો ઝંપાવી મરીએ ૩
કો કહે હો કરુણાસાગર, વેણુ વજાડી વહાયાં,
સાચુ જાણી મંદિર મૂક્યુ, સહુયેં છૌં અમો ડાહ્યાં. ૪
એક કહે હરિ નાહાના હુતા, વચ્છ ચારવા જાતા,
એક દહાડો હઠ લેઇને બેઠા, નહીં જાઉં હું માતા. ૫
એકલો હું ભય પામું છોં, રામને મોકલો સાથ;
આજ એકલા શેં નથી બીતા, તમો અર્ધનિશાએ નાથ. ૬
તારી કથા કિલમિષને ટાળે, છે નામ મહિમા પર્મ,
દર્શન ગુણ ગાતાં દુઃખ વાધ્યું, પ્રૌઢ અમારાં કર્મ. ૭
ક્યાં લગી અમો ધીરજ રાખું, જો છેક દીધો છેહ,
પછે આવી શું કરશો સ્વામી, પડશે અમારો દેહ. ૮
કો કહે પાશ કરે કણરીનો*, કો કદંબ ચડે ઝંપાવા,
કો એક શોધે વિષની મૂળી, પ્રાણ વિના દેહ થાવા ૯

વલણ

પ્રાણ તજવા તત્પર થઇ, તવ આવ્યા વૈકુંઠરાયરે,
ભટ પ્રેમાનંદ કહે કથા, થયો એકત્રીશમો અધ્યાયરે ૧૦

ઇતિ શ્રીમદ્ભાગવતે દશમસ્કંધે એકત્રિંશોઽધ્યાય ॥ ૩૧ ॥

---

## અધ્યાય ૩૨ મો†

### કડવું ૯૨ મું-રાગ મારુની ચોપાઈ

ગોપીકા ઘણું વ્યાકુળ જાણી, પધારયા પ્રભુ સારંગપાણી,
અભ્ર ભેદી નીસરે ભાણ, તેમ પ્રગટ્યા શ્રી ભગવાન.
મોરપીછ ચંદ્રિકા ચળકે, વાંકી અલક શ્રવણ શુ લળકે,
ગાલપર શ્રેન કુંડળ ઢળકે, જોતામાં સતિના મન ટળકે.
કોટિ કળા કંદર્પ લાવણ્ય, કોટિક ચંદ્ર કળા ધરી તંન,
કોટિક ઇદ્રકળા વિલાસી, કોટિ સુધા અધર અવિનાશી
કોટિક તીર્થવાન પાવન, કોટિ યોગેશ્વરનું સ્તવંન,
અંગોઅગ અનંગ નચાવ્યો, વિલાસ વેશ વપુ શોભાવ્યો
પામી દર્શન હરખ ભરાઈ, ગોપી ધરણે ઢળી લેહેર ખાઈ;
તે સુખ શું કવિ વીખાણે, ગોપીનુ સુખ ગોપી જાણે
કો મળવા સન્મુખ ધાઈ, મૂકયું મસ્તક હરિ પદ સાહી,
પૂઠે વીંટી વળી વ્રજનારી, સર્વ સાહ્યા દેવ મોરારી.
રખે ફરી જાતા પ્રાણનાથ, ગૃહ્યા ગોપીએ હરિના હાથ,
યમુનાજીની રેતી શીતળ, વહે શીતળ જળ નિર્મળ.
ચદ્ર કિરણે તેજ બહુ રચના, શું વર્ણવી શકે ચર્મ રસના;
વેણુનુ એક આસન કરિયું, વસ્ત્ર પીતાંબર પાથરિયું.
આપ આપણા વસ્ત્ર પાથરતી, શામળાને સુખાસન કરતી;
ઉપર બેઠા દેવ મોરારી, કરે પૂજા વ્રજની નારી.
કો પખાળે પ્રભુના પાય, કો લે ચરણામૃત તૃપ્ત ન થાય,
નિજ પટ પાલવ પદ લ્હોતી, પદ રેખા ફરી ફરી જોતી.
નાના કુસુમ હાર આરોપે, નૈવેદ્ય કરે તન સોંપે,
કો હરિના પાગ તળાસે, કો હસ્ત ફેરવે હરિને વાસે.
કો વસ્ત્ર સાથે વસ્ત્ર સાંધે, કો પાગ સાથે પાગ બાંધે,
કો કાનમાં કહેવા કાંઈ આવે, કો કુખમાં અંગુળી ઘલાવે.
કો કર ગૃહી અંગુળી મરડે, કો સામી રહી દંત કરડે,
કો આવે લલિત થઈ પાસે, ચુંબન કરી હસતી નહાસે.
કો સ્વાદ લે હૃદયા ભીડી, ખવરાવે કો પાનની બીડી,
લાવે ચંદન કુંકુમ કેસર, રંગ રોળ કીધા પરમેશ્વર
કો આરોગે તબોળ માગી, કોઇને દર્શનની ટેક લાગી,
જોઈ રૂપ હૃદયમાં રાખે, કો સ્કધ ઉપર સ્કંધ નાખે
કો અધર સુધારસ ચાખે, તે સુખ કવિજન શું ભાખે,
કો નાચે વાજિંત્ર વજાડે, હાવભાવ કટાક્ષ દેખાડે
કંદર્પદર્પે મદમાતી, કો વિલાસ રાસ ગીત ગાતી,
વિયોગ સંયોગે બંધ કીધો, હરિ તે આયુષ આપી યશ લીધો.
પ્રાણ દાન સમો નહી ધર્મ, વૈદ્યે પરમ જાણ્યો રોગ મર્મ,
ભગવાન શોભે સ્ત્રી ભેળા, શું વિખાણે કવિ તે વેળા.
નિર્મળ ચદ્ર ગગને થોભ્યો, દાક્ષાયણી સાથે ઘણું શોભ્યો,
સીંચ્યું વૃંદાવન શીતળ કરણે, ઝાકળ અમૃત ઠરિયું ધરણે
ગોપ વધૂ કહે મસ્તક નામી, અમો વિયોગ પીડા બહુ પામી,
અભિમાને સેવા ભક્તિ ચૂકી, ન ઘટે તમને જાવું મૂકી
એક પુરુષ ભજતાને ભજે, એક પુરુષ ભજતાને તજે,
ભજતાં અણભજતાંને સમાન, તે પુરુષ યોગી ભગવાન
ભજતાંને ભજે જન જેહ, નહીં પાડ ઉછીનું તેહ,
ન સંભારે ભજતાને મુર્ખ, તે કૃતઘ્ની પાપી મૂર્ખ
ભજતો અણભજતો અજ્ઞાન, બેહુ પર રાખે દૃષ્ટિ સમાન,
તે પુરુષ તે આતમારામ, તમોમાં તે ગુણ પૂરણ કામ
અલ્પ બુદ્ધિ અભક્તિ અમારી, ઘણી ઘણી કરી માનો છો મોરારી,
મોટા યોગેશ્વર નીજનામી, તે તારો પાર ન પામે સ્વામી
લક્ષ્મી અહરનિશ ચરણ ઉપાસે, તેવી ભક્તી કોણ નારીથી થાશે,
ન જાણું સેવા જ્ઞાનપદ્ર પેહેરી, ત્રેવડી કમળાપેં અધિકેરી.

---

* કણેરનો ! † આ બત્રીસમા અધ્યાયમાં વિરહના વચનો સાંભળવાથી વિરહવચનથી આર્દ્ર અન:કરણવાળા થયેલા શ્રીકૃષ્ણે પ્રકટ થઈ, માન આપીને સાંત્વના કરી તે કથા છે



ગોપીઓની વિરહાવસ્થા

"ગુજરાતી" પ્રેસ, ફોર્ટ, મુંબઈ-૧

શ્રીભગવાનુવાચઃ—

ધન્ય ગોપ વધૂ પ્રેમે પૂરી, વાણી અમૃતર્પે મધુરી;
મોટા યોગેશ્વર આત્મા દર્શી, રહ્યા મમ દર્શન તર્ષી. ૧
સર્વોપરિ છે ભક્તિ તમારી, સર્વસ્વ મૂકી શરણ પધારી,
મૂક્યાં પુત્ર પતિ કુળ લાજ, લોપ્યો કઠિણ કેસ મહારાજ. ૨
મારે ચરણે સમરપ્યું ચિત્ત, હું વલ્લભ માન્યો આર્તવીત;
તમને સમરપ્યો મમ દેહ, લ્યો માગી જોઇયે જેહ. ૩

વલણ

જે જોઇએ તે લીજીએ, બોલ્યા વૈકુંઠ રાયરે;
ભટ પ્રેમાનંદ કહે કથા, થયો બત્રીસમો અધ્યાયરે. ૪

ઇતિ શ્રીમદ્ભાગવતે દશમસ્કંધે દ્વાત્રિંશોઽધ્યાયઃ ॥ ૩૨ ॥

---

## અધ્યાય ૩૩ મો*

### કડવું ૯૩ મું–રાગ વસંત

શરદ નિશા બ્રહ્મનિશા કીધી, રાસ રચ્યો ભગવંત;
વિવિધ પુષ્પ વૃંદાવન ફૂલ્યું, પોખ્યો કામ વસંત–શરદ.
ખટ્રઋત પ્રગટી એકે કાળની, ખટ માસની કીધી રયણી;
અનંત રૂપ ધર્યાં પરમેશ્વર, રાસ રમે મૃગનયણી–શરદ.
કાછ કછ્યો મચ્યો રસ ભારી, રચ્યો રાસ અખાડો,
પ્રેમ મચ્યો લચ્યો લક્ષ્મીવર, ગાએ પ્રસંગ ઉઘાડો–શરદ.
સત્તાવીસે† શોભ્યો ગગને શોભ્યો, તે લોભ્યો જોવા રાસ;
સોલસહસ્ત્રદને સોળકળા હાર્યો, નભ ઇંદુનો ઉલ્લાસ–શરદ.
વિઠ્ઠલજી વચ્ચે વેણુ વજાડે, ગોપી ગાએ ગીત;
કઠિણ કુચ ખૂંચે રસિયાને, કરપલ્લવ નવનીત–શરદ.
બેબે ગોપી વચ્ચે ગોવિંદજી, બેલડીએ ફરતો;
મરકત મણિ કનક મણકામાં, તે તેમ શોભા ધરતો–શરદ.
મોહ ઉદે વિનોદે વિઠ્ઠલના, ગોપ વધૂ સર્વ રીઝે;
ઇચ્છા થઈ અજાં‡ ઇંદ્રાદિકને, રાસ દર્શન જઇ કીજે–શરદ.
શંકર નારદ પર્વત આવ્યા, ગાંધર્વ અમર કિન્નર;
વેદ વૈખરી વરુણ વાયુ, વહ્નિ વિદ્યાધર–શરદ.
સપ્ત ઋષિ સપ્ત સાહેર સરિતા, મોહ્યા પર્વત મોહ્યા નાગ;
ગોપીશ્વરે બ્રહ્માંડજ પૂર્યું, તાનમાન ખટરાગ–શરદ.
ચંગ મૃદંગ ઉપંગ વાંસળી, અમૃત કુંડળા ઢોળ,
સપ્ત સ્વર વેણા વજાડે, ઉતારે ગીતના બોલ–શરદ.
કટિમેખળા ઘુઘરી ઝાંઝર, વીછુવાના ઝમકાર,
નૃત્ય કરે ને ફરે ફૂદડી, સંગીત વિવિધ વિહાર–શરદ.
ઇંદ્રાણી બ્રહ્મા રુદ્રાણી, દિવ્ય ચક્ષુવડે જોય;
પ્રેમાનંદ પ્રભુ રામની લીલા, પ્રગટ ન દેખે કોય–શરદ.

### કડવું ૯૪ મું–દોહરા

શ્રી ગુરુ ગણપતિ શારદા, સમરું શ્રી રઘુવીર;
વર્ણવું ક્રીડા રાસની, જે રચ્યો યમુના તીર. ૧
હરિજન હશે તે જાણશે, પ્રેમભક્તિની પેર,
મૂરખ નિંદા બોલશે; જાવા યમને ઘેર. ૨
નિધકર્મ નાસ્તિક દેખશે, બ્રહ્મ લીલા દેખશે સંત;
પ્રેમાનંદ પ્રભુ રામજીનાં, ચરિત્ર અગમ અનંત. ૩

#### ભુજંગી છંદની ચાલ

અનંત ચરિત્ર પવિત્ર ભણીએ, ભક્તિ જ્ઞાન વાધે અવિવેક હણીએ;
વ્રજનાર મોરાર રમે રાસ રંગે, હરિ શામળો ગોપિકા ગૌર અંગે.
પ્રાણનાથ પિંડારણી રંગ રાચે, પરિબ્રહ્મ ભોળો થેઈ થેઈ નાચે;
વાયે વાંસળી મોરલી અધર દેઈ, ચાંપે નાર સુકુમારને અંક લેઈ.
ખૂંચે રાખડી ગોફણી બાળા ડોલે, સ્નેહ શ્યામ સાગરમાં નાર ઝીલે;
થેઈ કાર ઝમકાર ધમકાર બોલે, મળે માન સંગીતનું વેદ ડોલે.
વાજે કિંકણી ઘૂઘરી વેણુ વિણા, રસ ઓઘ આહિરણી કંઠ ઝીણા;
ગાયે નાર સંગીત શ્રી વનમાળી, નચાવે નાર પુઠે દેઈ દેઈ તાળી.
ગુણવંત ગોપાંગના ઘણું વહાલી, તેને પાસ રાખી ગળે બાંહે ઘાલી;
હરિ હાથીયો ઉન્મત્ત મદ ઝરતો, શું કમલિનીમાં નથી નાગ ફરતો.
કરે રંભન ચુંબન કંઠ ઝૂમે, નથી તૃપ્તિ કંદર્પ દર્પ ઘૂમે;
હસી કામ વિકારના નેત્ર ઘોળે, છુટો સાંડ સાંકળથી ઘેનુ ઢોળે.
ગ્રહી બાંહે ગોપીતણા સ્કંધ મોડે, થઈ આકળો કંચુકી બંધ છોડે;
નખપાત કીધી શરીર સાથે, અધર દેશ કીધા વળી કૃષ્ણ નાથે.
કહી રંક કહીં વક્ર કહીં બાળઘેલો, અલભ્ય દુઃસાધ્ય ગોપીને સોહેલો;
સુએ શામળો પત્રની સેજ સાજી, રમે એકલો નાથ છે નાર ઝાઝી.
ઉન્માદ સંવાદ બહુ સ્વાદ પોખે, દેખીતો વ્યભિચાર નવ કર્મ દોખે;
કુચ ફૂળે ભુજ બળ શિથિલ કરતો, સ્ત્રીસંગ અભંગ નથી મદ ઝરતો.
ચોરે નેણ વાયે વેણુ ને દીન ભાખે, માગે માન અધરામૃત પ્રેમ ચાખે;
ગ્રહે નાડા છડી કાંસકી કર માંહે, ગુંથે કેશ ગોપીના ગોવિંદરાએ.
ભક્તાધીન થઈ દીન ત્યાં સંગ માગે, કરે માન ગોપી હરિ પાય લાગે;
મનાવે મોરારી સુકુમાર નારી, કરે અદ્ભુત રંગ નટ વેશ ધારી.
થઈ ઊભો અલબેલડો અંગ મોડે, નહારો હાથ તાળી દેઈ નાર દોડે,
દ્રુમ પુંજના* કુંજમાં ગુપ્ત થાયે, રમે રાસ વિલાસ વૈકુંઠ રાયે,
સાહેલડી બેલડી હીંડે વળગી, જ્યાં કૃષ્ણ ત્યાં નાર ન થાય અળગી.

વલણ

અળગી ન થાયે અધ ઘડી, તે પડી પ્રેમને પાશરે,
પ્રેમાનંદ પ્રભુ રામજી, રચ્યો મંડળ રાસરે.

### કડવું ૯૫ મું–રાગ આશાવરી છંદ ત્રિતાળો

આનંદ કંદ નંદ નંદ છંદ રાગ રાગણી,
વેણુ વાય ગીત ગાય સરાય સહુ સોહાગણી;
રૂપ સરસ સોળ વરસ રમે અંક લેઈ લેઈ,
ગોપાળલાલ ચંદ્ર કાળ રમે રાસ થેઈ થેઈ. ૧

---

*. આ તેત્રીશમા અધ્યાયમાં ગોપીઓના મંડળના મધ્યમાં આવેલા ભગવાને જળ અને સ્થળની ક્રીડાઓથી ગોપીને રમાડ્યાની કથા છે
† સત્તાવિશ નક્ષત્ર સહિત   ‡ બ્રહ્મા

* દ્રુમ=ઝાડ, ગુચ્છા

સ્વરૂપ શ્યામ કોટિ કામ વામ દક્ષિણ સુંદરી,
ગોપી સાથ મધ્ય નાથ હાથ બે સ્કંધે ધરી;
કંદર્પ દર્પ તર્પ તર્પ માંહે બાંહે દેઈ દેઈ,
ગોપાળલાલ શરદ કાળ રમે રાસ થેઈ થેઈ. ૨
ઝગક તાલ ખોજબાળ રસાળ ગીત ભાખતી,
ભ્રમણ રમણ નેહ નમણ રૂપ હૃદે રાખતી;
અધર ડસે ચીર ખસે હસે તાળી દેઈ દેઈ,
ગોપાળલાલ શરદ કાળ રમે રાસ થેઈ થેઈ. ૩
ચિત્તચોરતી કો ગોરટી કો શામળી સોહામણી,
કો સોહિની મન મોહિની કટાક્ષ દીઠી કામની;
આલિંગન રંસન ચુંબન રમણ લીલા કવી કહે કેઈ કેઈ,
ગોપાળલાલ શરદ કાળ રમે રાસ થેઇ થેઇ. ૪

કડવું ૯૬ મું–રાગ કેદારો

હાંરે રાસ વિરાજે છે.
હાંરે રાસ વિરાજે છે, વાજે મોરલી વેણ;
સંગીત નૃત્ય કરે મૃગનયણી, નચાવે અંબુજ નેણ–રાસ૦
ગોપી સાથે સ્વર મેળીને, ગાયે મદન ગોપાળ;
મોહ્યું સ્વર્ગને મોહ્યું મહી સ્થળ, કાંઈ મોહ્યાં સમપાતાળ–રા૦
ઇંદ્ર ચંદ્ર અને રુદ્ર બ્રહ્મા, મોહ્યા વરુણ કુબેર;
સુરવર ઋષિવર સાગર મોહ્યા, કાંઈ ડોલ્યા પર્વત મેર–રાસ૦
મોહ્યા જક્ષ કિન્નર વિદ્યાધર, મોહ્યા અમર ગાંધર્વ,
વારાંગના મોહી રંભાદિક, ગયા ગાનરૂપના ગર્વ–રાસ૦
ખગમૃગ મીન મોહી દ્રુમ વેલી, મોહ્યો મહીધર ધીર;
સ્થિર સમીર શશિમંડળ, સ્થિર થયું યમુના નીર–રાસ૦
નાના વાદ સંવાદ ગીતના, સોહે શબ્દ ઓંકાર,
ઉપનિષદ વાંસળીમાં વાજે, નાચે નંદકુમાર–રાસ૦
બ્રહ્મનિશા શ્રીબ્રહ્મે કીધી, બ્રહ્મવિદ્યા બ્રહ્મ ગાય,
બ્રહ્માદિક ભૂલ્યા ભૂલવણી, તે જોવા વ્યાકુળ થાય–રાસ૦
રસ જામ્યો બહુ રાસ મંડળનો, ગોપી કરે હરિપદ સેવ;
નાદ સાંભળી નાચ્યા નારદ, નાચ્યા શ્રીમહાદેવ–રાસ૦
નાચ્યા વેદ વૈખરી* ગણપતિ, ડોલે દેવાંગના મન મોહ;
સુરવર્ગ શ્રવણે સુખ પામ્યા, ન પામે નેત્ર સુખ કોય–રાસ૦
સનકાદિક નારદ શ્રીશંકર, એ પરમ હંસ હરિદાસ,
પ્રેમાનંદ પ્રભુએ દેખાડ્યો, પ્રગટ ભક્તને રાસ–રાસ૦

કડવું ૯૭ મું–રાગ સોરઠ

રમે નારાયણ નટ રૂપેરે, રમે નારાયણ નટ રૂપેરે;
કોટિ બ્રહ્માંડ ધરે પરમેશ્વર, એક એક રોમ કૂપેરે–રમે૦
ચોસઠ સહસ્ર કરપદ લોચન, શ્રવણ ચોસઠ હજારરે;
મસ્તક બત્રીસ સહસ્ર નાસિકા, સોળ સહસ્ર નિશા ભરથારરે–રમે
બત્રીસ સહસ્ર કળશ રસ ભર્યા, સોળ સહસ્ર અલંકારરે;
વિહંગમી સોળ સહસ્ર બોલે, નિધિ સંખ્યા સ્વર રસાળરે–રમે૦
સોળ સહસ્ર સુખી થઈ ગંગા, વિષ્ણુ પાદોદકી થાવારે;
પ્રેમાનંદ પ્રભુરામની લીલા, શેષ સમર્થ નહીં ગાવારે–રમે૦

કડવું ૯૮ મું–રાગ કેદારાના છંદની ચાલ

પરબ્રહ્મ નિષ્કર્મ તે પર્મ ક્રીડા કરે, રાસ વિલાસ વ્યભિચાર ભાસે,
ભક્ત વિશ્રામ શ્રી રામ કરુણા નિધિ, નામ લેતાં કોટિ કર્મ નાસે.
જગત પ્રતિપાળ કૃપાળ કરુણા નિધિ, અગમ નિગમ નેતિ નેતિ ગાયે,
ગુણાતીત ગોપી સંગ રંગ ક્રીડા કરે, ભરે ભુજ બાથ લે અંક માંહે
નાચે નચાવે હસીને હસાવે, બાળીને તાળી દે વનમાળી;
પાગે લાગી પ્રભુ સંગ માગે પણ, માન કરી ના કહે ચિત્રશાળી-પર.
સાહેલડી બેલડી ઘેલડી ગર્વનું ટાળે, દર્પ કંદર્પનો શ્યામ સાથી,
એકે અનેક નિર્બળ નાર કરી, કમોદની માંહે શું છૂટો હાથી–પર.
દંત ઘાત નખપાત ઝંઘા શ્રોણિત ઝરે, અર્ધચંદ્ર ગાલે એંધાણ કીધું.
મૂકાવીયાં માન ભગવાન ભોગી ઘણું, અધર પીયૂષ અત્યંત પીધું.
સેહેજમાં સેહેજ વિપરીત ક્રીડા કરે, સંગ અસંગ ન સૂર છંડે,
હઠાવી હસ્તિની ચિત્રિણી પદ્મિની, કામી કુમારકા વ્રત ખંડે–પર.
સંપૂર્ણ ભોગ રસ ઓઘ સંયોગથી, નીરોગ નારી થઈ વૈદ મળીયો;
યથા નાર મોરાર તો રૂપ નાનાં ધરે, અવિગતિ નાથ કયમ જાય કળીયો–પરબ્રહ્મ.
પોખીયો કામ સંગ્રામ સુરત રમી, નિર્ગમી નિશા ખટ માસ કેરી,
રાસ આયાસમાં શ્વાસ શ્યામા ભરી, ફરે ફૂદડી કેશ લાંબા વિખેરી.
ચંદ મૃદંગ ઉપંગ વેણા વાંસળી, ખંજરી ઘૂઘરી ઘમક પાયે,
ભેરી નફેરી સરણાઈ સારંગતણી, વાજે ઢોલકી બોલડી ગીત ગાયે
તાળ રસાળ કંકણ કટિ મેખલા, વાદ્ય ઘમકાર બહુ નાદ બોલે,
ઝૂમકે ઝૂમણાં જાળી બહુ ભાતની, અલક લટે જેમ સર્પ ડોલે
પડે હાર શૃંગાર શ્યામાતણા નાચતાં, વિણી વિણી વિઠ્ઠલો પાસે રાખે,
નાચતાં પટકૂલ ખસી પડે નારનાં, પૂઠેથી જગદીશ શીવ ઢાંકે.

વલણ

ઢાંકે શીવ વ્રજનારનાં, રમાડ્યો કામ કમળાવરેરે;
પ્રેમાનંદ પ્રભુ રાસ લીલા, પરીક્ષિત મન સંદેહ ધરેરે.

કડવું ૯૯ મું–રાગ ધનાસરી

બહુ કર જોડી રાય વાણી વદે, સ્વામી મુજને સંશય થયો ઉદે.
ધર્મ સ્થાપવા રૂપ બ્રહ્મે ધર્યું, પૂર્ણાનંદે નિંદ્ય કર્મ કેમ કર્યું?

ઢાળ

કેમ કર્યું કર્મ કૃષ્ણજીએ, અવતર્યા અધર્મ ટાળવા; ૧
તો પરસ્ત્રી સાથે કેમ રમ્યા, જો દેહ ધર્યો ધર્મ પાળવા.
પ્રશ્ન સુણી શ્રીશુક કહે, જે ભિન્ન એનો ભેદ; ૨
જ્ઞાની દેખે બ્રહ્મ લીલા, અજ્ઞાની પામે ખેદ.
પરીક્ષિત રાય ન ભૂલીએ, એ ભૂલવણી કર્મ બ્રહ્મને; ૩
સમજીને તેં પ્રશ્ન પૂછ્યો, પ્રીછવવા સર્વ સદ્યને.

* વાણી, શ્રીસરસ્વતી

ગુણાતીતને ગુણ ભેદ નહીં, જે વેદ બ્રહ્મ વખાણીયો;
જેવું ઇચ્છયું ગોપીએ, પામી ભોગ સાચું જાણીયો. ૪
એ કામે જગ્ત નચાવીયું, કૃષ્ણે નચાવીઓ કામ;
માર* રમાડ્યો મર્કટવત, છે કૃષ્ણ આત્મારામ. ૫
ધન તન અધિકાર આયુષ, વિદ્યાબળે થાઉં છત્રપાત;
જે ભાવે ભજે તે તેવું પામે, પણ હરિ વશ થતો નથી. ૬
ગોપીએ ભજ્યો કામ ભાવે, તો વિલાસ પામી સુંદરી;
સંભોગ સુખ નહીં નાથને, નિર્લેપ અળગા શ્રીહરિ. ૭
હુતાશન છે સર્વ ભક્ષી, દહે માંસ મળ મૂત્ર ચર્મ,
જાજવલ્યતા મૂકે નહીં, તેમ કૃષ્ણને નહીં કર્મ. ૮
અહંકાર મોટાને નથી, શિવે વિષ કંઠે ધર્યું;
શુભ અશુભ પ્રભુને નથી, દૃષ્ટાંત શુકજીએ ઉચર્યું. ૯
સર્પ ગ્રહણ અગ્નિભક્ષણ, કુસુમવત ધર્યો ગિરિ,
પરિતાપ ભાર લાગ્યો નહીં, કર્મ રહિત સેવે સુંદરી. ૧૦
ભક્તે જોવી બ્રહ્મલીલા, ભવસિંધુ સેહેજે તરે;
કૃષ્ણે કીધું તે અમો કરુ, વ્યભિચારી નરકે સાંચરે. ૧૧
મનસાએ ચિંતવીએ નહીં, જે નિંદ્ય કર્મ નાથે કર્યું,
વૃથા જન્મ ગયો તેનો, યૌવન જનુનીનું હરયું. ૧૨
ગોપી છે વેદની ઋચા, શ્રીકૃષ્ણ વેદ સ્વરૂપ;
વૃંદાવન વૈકુંઠ જાણવું, રખે ભેદ આણો ભૂપ. ૧૩
ખટરાગ તે ખટશાસ્ત્ર છે, વેણુ શબ્દ તે ૐકાર;
ચંદ્રાવળી તે બ્રહ્મવિદ્યા, રાધા ભક્તિનો અવતાર. ૧૪
પરીક્ષિત રાય પ્રસંન થયો, સંદેહ ટળ્યો સ્વામીન;
ગર્ભ યોગી† કહે ભૂપથી, એ રાસનું વરણન. ૧૫
ગોકુળ માંહે ગોપ સુતા, નિજ અંગના કંઠે ગ્રહી;
અકર્તુમ કર્તુમ કૃષ્ણ છે, સોળ સહસ્ર બીજી થઈ. ૧૬
નિશા જે ખટ માસની, તે ગોપીને મન બે ઘડી,
ઘેર વળાવી ઘણું દોહેલે, તે પરવરી પાગે પડી. ૧૭
આપ આપણે મંદિર સર્વે આવી, કૃત્રિમ સ્ત્રી તત્ક્ષણ ટળી;
પ્રેમાનંદ પ્રભુરાસની લીલા, કોથી નવ જાયે કળી. ૧૮
આખ્યાન રાસક્રીડા તણું, ભણે અથવા સાંભળે;
કોટિ પાતક પરજળે, આવાગમન ફેરો ટળે ૧૯

વલણ

ટળે ફેરો ગર્ભવાસનો, શુક કહે સાંભળ રાયરે;
ભટ પ્રેમાનંદ કહે કથા, થયો તેત્રીશમો અધ્યાયરે ૨૦

ઇતિ શ્રીમદ્ભાગવતે દશમસ્કંધે ત્રયસ્ત્રિંશોઽધ્યાય. ॥૩૩॥

---

## અધ્યાય ૩૪ મો‡

### કડવું ૧૦૦ મું–રાગ દેશાખની ચોપાઈ

રાસ ચરિત્ર પરિપૂરણ થયું, યથા બુદ્ધિ પ્રાકૃતે કહ્યું;
શુકજી કહે સાંભળ રાજાન, અદ્‌ભુત લીલા શ્રીભગવાન. ૧

* માર એટલે કામદેવ. † શુકદેવજી. ‡ આ ચોત્રીશમા અધ્યાયમાં શ્રીકૃષ્ણે નંદરાયને અજગરથી અને સુદર્શન વિદ્યાધરને બ્રાહ્મણોના શાપથી મુક્ત કર્યો તથા શંખચૂડને માર્યો તે કથા કહે છે

ગોપી સહુ કૃતારથ થઈ, તે કથા પંચ-અધ્યાયે કહી;
નંદે વિચાર્યું એક વાર, તેડ્યો સર્વે ગોપ પરિવાર. ૨
ગોપ સર્વે તત્પર થઇયે, દેવી અંબાની યાત્રા જઈએ;
રાયના પ્રતિબોધ સાંભળ્યા, વ્રજવાસી યાત્રાકાજ પળ્યા. ૩
સકુટુંબ ગોપ તણો પરિવાર, નંદ યશોદા જુગદાધાર;
સગાતે ગયાં રોહિણી રામ, પછે રીસે ભરાયા સુંદર શ્યામ ૪
મારાં ચરણ કમળ પરહરે, એ અંબાની કેમ પૂજા કરે;
દેઉં શિક્ષા જેમ આવે જ્ઞાન, એમ વિચારી ચાલ્યા ભગવાન. ૫
આવ્યું અંબિકા દેવ સ્થળ, આનંદ પામ્યા ગોપ સકળ,
છે સરસ્વતીનું પાવન તીર, ઉતર્યાં તટમાં સર્વ આહીર. ૬
પ્રથમ કીધો તીરથ ઉપવાસ, કહે નંદ હું અંબાનો દાસ;
વૃદ્ધ શ્રાદ્ધ કીધાં તર્પણ, વિપ્રને દાન કીધાં અર્પણ. ૭
સવત્સી ધેનુ દાન સુવર્ણ, આપે નંદ પખાળી ચર્ણ;
સ્ત્રી પુત્ર સાથે નંદરાય, પધારયા દેવ સ્થળ માંય. ૮
સ્તોત્ર પાઠ નાના ઉચરી, ષોડશ પ્રકારે પૂજા કરી,
ધૂપ દીપ ને ઘંટાનાદ, નૈવેદ્ય ધરી વહેંચ્યા પરસાદ. ૯
શ્રીકૃષ્ણને કહે છે નંદરાય, પુત્ર પડો દેવીને પાય;
જો અંબાજી મૂકે શિરપાણ, તો સદા તુજને હોય કલ્યાણ. ૧૦
તત્પર થયા પ્રભુ પૂજવા, અંબાજી લાગ્યાં ધ્રુજવા;
પછે સમશ્યા કરી દેવી નમે, હું દાસીને કેમ પૂજો તમે. ૧૧
પાછા ફર્યા સમજી શ્રીહરિ, તવ રીસ નંદ પિતાએ કરી;
એ વ્યાપી વિશ્વ વિશે એકલી, ન દીઠી બુદ્ધ પુત્રની ભલી. ૧૨
કહ્યુ ન કરે સુત ઉછંકળ, પુત્ર શું જાણે પૂજાનું ફળ,
જગદંબા મા પરમેશ્વરી, એની સત્તાએ સૃષ્ટિ વિધિએ કરી. ૧૩
પિતાને કહે જગજીવંન, ન કરુ અન્ય દેવ પૂજન;
ઈષ્ટદેવ છે ગોવરધન જે વડે, સુખીયાં આપણ ગોધન. ૧૪
સદૈવ પૂજા કીજીએ તેતણી, તમારી ભક્તિ છે વ્યભિચારિણી,
એવું કહી હસ્યા શ્રીહરિ, વારતા નંદે ચિત્તમાં ધરી. ૧૫
પૂજા કરતાં થયો સાયંકાળ, સરસ્વતી તટ સુતા ગોવાળ;
સમય અર્ધ નિશાનો હોય, નિદ્રાવશ થયું સર્વ કોય. ૧૬
શુકજી કહે સાંભળીએ ભુપ, એક અજગર આવ્યો દારુણરૂપ,
તે પેઠો ગોપ મંડળી માય, આવ્યો જ્યાં સુતા નંદરાય. ૧૭
નંદનો પાગ મુખ માંહે ગળ્યો, લેઈ નંદને અજગર પળ્યો,
જંઘા લગી ગ્રસ્યો વામ પાય, આક્રંદ કરે રુએ નંદરાય. ૧૮
હે કૃષ્ણ પુત્ર તારો છે આધાર, તું વિના કોણ કરે મમ વહાર;
મૂકાવ્યો વરુણ થકી એકવાર, વળી આજ વિપત્તિ પડી અપાર. ૧૯
તને પરમેશ્વર કરે સહુકોય, કૃપા કરી મુજ સામું જોય,
વિવિધ વિલાપ કરે ઘણું રોય, જાગ્યા ગોપ વર્ગ સહુકોય. ૨૦
હાહાકાર પડે ખુંખાણ, કોણે રામકૃષ્ણને કીધું જાણ;
ત્રાહે ત્રાહે કરે ગોપી માત્ર, રુએ યશોદા પછાડે ગાત્ર. ૨૧
અજગરે ગ્રાસ્યા નંદરાય, ઓ લેઈ પ્રાણનાથને જાય;
કો છે પ્રાણ દાતા કહાવે, કાળમુખથી પ્રભુને* મૂકાવે. ૨૨

* પતિ, પિતા, ગુરૂ વગેરે વડીલ જનોને પ્રભુ, વગેરે વિશેષણો અપાય

ઉન્મત્ત ગોપ ધાયા દરબડી, પાપાણ ગેડી ગ્રહી લાકડી;
પડે અજગર ઉપર પ્રહાર, મુખથી નંદ કરે પોકાર. ૨૩
નાસે અજગર નિરવો થઈ, પડે પ્રહાર પણ મૂકે નહીં;
ઘોર વનમાં અજગર ગયો, શ્રમિત ગોપ સાથ સહુ થયો. ૨૪
ગોપાંગના રોતી એમ કહે, આપણને તીરથવ્રત ન સહે;
જો પૂરવે કીધું અસથા વ્રત, તે વ્રતનું ફળ પામ્યા તર્ત. ૨૫
આણીવાર તો આંકજ વળ્યો, આ સર્પ રાયજીને લઈ પળ્યો;
બાઇ ગોવરધનની કીજે સેવ, નંદ ઉપાસે બીજા દેવ. ૨૬
ન જીવે નંદ આશા ટળી, બેહું ઘર અંબાજી ફળી;
ધાયા રામ કૃષ્ણ બેહુ ભ્રાત, બાળભદ્રે બાહુ કીધી ઘાત. ૨૭
તોએ નંદને મૂક્યા નહીં, પદ પ્રહાર કૃષ્ણે કીધો જઈ;
ચરણસ્પર્શ કીધો જેટલે, અજગર રૂપ તજ્યું તેટલે. ૨૮
કૃપા કમળાવરની હવી, દિવ્ય દેહ પામ્યો ગાંધ્રવી;
દિવ્ય પટ કીધાં પરિધાન*; વપુવર્ણ† વિદ્યુત સમાન. ૨૯
કુંડળ બાજુબન્ધ કંઠે હાર, ધરી ગદા એક હસ્ત મોઝાર;
વામ સ્કંધે શુભ વેણા ધરી, એવી દેહ પ્રગટ જવ કરી. ૩૦
ગોવાળા સહુ વિસ્મે થાય, ગાંધર્વ નમ્યો નંદજીને પાય;
નિર્વિષ નંદ થયા તતખેવ, છે ઘરમાં વિશ્વંભર દેવ. ૩૧
પ્રભુને ચાર પ્રદક્ષિણા કરી, હું દાસ દાસ વાણી ઓચરી;
હું પતિતને કૃતારથ કીધો, મૂળ દેહ તમો મુજને દીધો. ૩૨
સ્પર્શી ચરણરેણુનો થયો, કર્મભાગ સર્વ મારો ગયો;
ગાંધર્વે એવી વિનતિ કરી, કૃપા કરી પછે શ્રીહરિ. ૩૩

**શ્રીભગવાનુવાચઃ–**

સંદેહ પામ્યા છે ગોપ સર્વ, તું વૃત્તાંત તારું કહે ગાંધર્વ;
કોણ કારણ ગ્રસ્યા નંદરાય, કાં સર્પ રૂપ થયો વનમાંય. ૩૪

**ગાંધર્વ ઉવાચઃ–**

સ્વામી અંતર્યામી હરિ, ઘટ ઘટ બ્રહ્મ રહ્યો વિસ્તરી;
લોક નિમિત્ત પૂછે સર્વથા, શું અજાણી મારી છે કથા. ૩૫
ગોપનો સંદેહ પામે શાંત, વૃત્તાંત પૂછ્યો કમળા કાંત;
વસતો હું અમરાવતી ગામ, ગાંધર્વ સુદર્શન મારું નામ. ૩૬
સુર કન્યા પામી મોહ સર્વ, મને રૂપ ગુણનો વધ્યો ગર્વ;
મારા રૂપ થકી મોહતો શક્ર, એક બ્રાહ્મણ હતો અષ્ટાવક્ર. ૩૭
અષ્ટ ઠામ વાંકો કૂબડો, તે તાપસ મારી દ્રષ્ટે પડ્યો;
સરસ્વતીમાં કરતો નિત્ય ધ્યાન, હું ગયો ત્યાં કરવા સ્નાન. ૩૮
વક્ર જોઈ મુને આવ્યું હાસ્ય, હું ગયો બ્રાહ્મણની પાસ;
વક્રોક્તિ‡ હું બોલ્યો જઈ, રત્નગર્ભા તુજ માતા સહી. ૩૯
તે સ્ત્રીનું પુણ્ય હશે અપાર, જે તમ સરખો પામી ભરતાર;
શરીરનું ઋષિ કરજે જતન, તમો પૃથિવીમાં દીસો છો રતન. ૪૦
યૌવન મદ વાંકા દીસો છો શુંય, આ લટકો દેખીને મોહ્યો હુંય;
જો દેખશે રૂપ તમારું યતિ, કો સતીનાં સત રહેવાનાં નથી. ૪૧

* પહેરવા તે † દેહનો વર્ણ ‡ વાંકું બોલવું મશ્કરીમાં બોલવું તે.

વક્ર બોલ જવ મેં ઉચર્યા, તવ ક્રોધ કરી બોલ્યા અંગિરા;
અષ્ટાવક્રજી ક્રોધે વદે, પાપી તું ભર્યો રૂપને મદે. ૪૨
જો વક્રોક્તિએ બોલ્યો વ્યંગ, તો ઠામ ઠામ થાઓ વાંકું અંગ;
તું વક્ર થઈ ચાલે નિરધાર, પામજે અજગરનો અવતાર. ૪૩

**સુદર્શન ઉવાચઃ–**

સ્વામી મેં કીધો અપરાધ, ક્રૂર વચને મેં દુભ્યા સાધ;
માનુભાવ મુને મયા કરો, શાપ અનુગ્રહ સ્વામી કરો. ૪૪
પ્રણિપત કીધી રોયો ઘણું, કૃપાળ મન છે ઋષિજી તણું;

**અષ્ટાવક્ર ઉવાચઃ–**

"અંબિકા નિકટ થઈ રહેજે વ્યાળ, આવશે યાત્રાએ નંદગોવાળ. ૪૫
નંદનો મુખમાં ગ્રહેજે ચર્ણ, મૂકાવા ધાશે અશરણ શર્ણ;
શ્રીકૃષ્ણ ચરણ રેણુ અડશે, અજગર દેહ તારો પડશે. ૪૬
સદ્ય મૂકાશે મારો શાપ," "પછે ધર્યું મેં અહિનું આપ;
અયુત વર્ષ ગયાં મુને વહી, આજ તમારી કરુણા થઈ. ૪૭
કર્મ કથા કહી નમીયો પાય, શ્રીકૃષ્ણે તેને આપી વિદાય;
કર્મ પ્રસંગ મહિમા સાંભળ્યો, ગોપ સર્વનો સંદેહ ટળ્યો. ૪૮
પછે નંદે જાણ્યું રુડી પેર; છે સકળ દેવતા મારે ઘેર,
પછે ભોજન કીધાં પ્રાતઃકાળ, વળ્યા તીરથ કરી ગોપાળ. ૪૯
નંદ યશોદા પામ્યાં સૂખ, શ્રીકૃષ્ણ નામથી જાએ દૂઃખ,
ગોકુળ આવ્યો વ્રજ પરિવાર, પુરુષોત્તમ જાણ્યો નંદકુમાર. ૫૦
જે કો કથા પ્રીતે સાંભળે, બ્રહ્મશાપ પાતિક પરજળે;
પૂજા દર્શન અંબાનું વળે, ભય અજગર સર્પનો ટળે. ૫૧

**શ્રીશુક ઉવાચઃ–**

સાંભળ પરીક્ષિત પુણ્યપવિત્ર, પૂરણ થયું અંબિકા ચરિત્ર;
એકવાર વૃંદાવન માંય, શ્રીરામ કૃષ્ણ ચરાવે ગાય. ૫૨
જવ વેળા સાયંકાલની થઈ, ગોપી જળ ભરવા ચીરે ગઈ;
સહુ ગોપ ગોપી ટોળે થયાં, જળક્રીડા કરવા રાત્રે રહ્યાં ૫૩
ગોપી સરિતા શ્યામ સમુદ્ર, સોળ કળાએ પ્રગટ્યો ચન્દ્ર;
તે કિરણે અમૃત ધારા ઝરે, ગોપ ગોપી સહુ ક્રીડા કરે. ૫૪
કુમુદિની મોદ પામી ઘણું, પ્રકાશ્યું તેજ ચંદ્રે આપણું,
આવે લહેર ઉછાળે નીર, ત્રિવિધ ગંધ વાયે સમીર. ૫૫
ગોપી ગોવાળા કેવળરામ, કરે ક્રીડા પોષણ કામ;
એક જક્ષ આવ્યો તેણે ઠામ, શંખચૂડ છે તેનું નામ. ૫૬
કુબેરનો મંત્રી બળવાન, દીઠી ગોપિકા રૂપનિધાન;
વળી દ્રષ્ટે ન ઓળખ્યા હરિ, પેઠા જળમાં ઘેરી સુંદરી. ૫૭
ઉડળમાં* ઘાલી બહુ નાર, જક્ષ ચાલ્યો ગગન મુઝાર;
આક્રંદ વિલાપ કરે સુંદરી, તમવિણ કોણ મૂકાવે હરિ. ૫૮
તેં ઘણીવાર કીધી સંભાળ, સમાવી વિષ અગ્નિની જ્વાળ,
મેઘને નિવાર્યો પર્વત ધરી, બેવાર નંદને કરુણા કરી. ૫૯
દુઃખ દેખી ગોપીજનતણું, રામકૃષ્ણ બે કોપ્યા ઘણું,
ધાયા ધરણીધર મૂહળે, એક વૃક્ષ ઉપાડી લીધો બળે. ૬૦

* વાયમાં.



શ્રીકૃષ્ણ નંદરાયજીને અજગરના મુખમાંથી છોડાવે છે

"ગુજરાતી" પ્રેસ, ફોર્ટ, મુંબઈ-૧



શ્રીકૃષ્ણ અને બળરામ મથુરા જાય છે તેને ગોપીઓ અટકાવે છે

"ગુજરાતી" પ્રેસ, ફોર્ટ, મુંબઈ-૧

-વૃક્ષનું નામ કહીએ દેવદાર, કરમાં લઈ કીધો હોંકાર;
દયાળને દેખી સુંદરી, તવ શાતા અંતરમાં ધરી. ૬૧
જક્ષે દીઠા દેવ મોરાર, અધવચ્ચ મૂકી દીધી નાર;
હળધર મૂક્યા ગોપી પાસ, જક્ષ પૂઠે ધાયા અવિનાશ. ૬૨
હરિએ જવ હોંકારો કર્યો, શંખચૂડ તવ પાછો ફર્યો;
એક ગદાવડે માંડ્યો સંગ્રામ, વૃક્ષે વઢતા સુંદરશ્યામ. ૬૩
ત્યાં ઘોર યુદ્ધ થયું અંતરિક્ષ, હરિએ મારી પાડ્યો જક્ષ;
ઉત્તમ ગતિ થઈ તેહતણી, તેને મસ્તક એક હૂતો મણિ. ૬૪
છે શંખચૂડ તે માટે નામ, તે મણિ લીધો સુંદર શ્યામ;
બળિભદ્રને તે આપ્યો જઈ, ગોપાંગના સર્વે સુખિણી થઈ. ૬૫
સકળ શાસ્ત્ર નિગમનું તત્ત્વ, સર્વે શિરોમણિ શ્રીભાગવત;
તેમાં સાર છે દશમસ્કંધ, જોડું હું પ્રાકૃત પદબંધ. ૬૬
આ પાસા વ્યાસ વાંચે સંસ્કૃત, આ પાસા મારું પ્રાકૃત;
કથા પ્રસંગ એકૂ નવ પડે, ચાલ્યો જાઊં સિધે સેરડે. ૬૭
કો કહેશે કીધો છે અહંકાર, મારા મનનો જુવો વિચાર;
નથી વિખાણ્યો મેં પોતાને, વિશ્વાસ આવે જેમ શ્રોતાને. ૬૮
કાવ્યચરણ કમળમકરંદ, શ્રોતા લેવા ઇચ્છે મન,
રામચરણ* કમળમકરંદ, લેવા ઈચ્છે પ્રેમાનંદ; ૬૯
શુક કહે સાંભળીએ ધીશ, પૂરણ થયા અધ્યાય ચોતરીશ

વલણ

ચોતરીશમો અધ્યાય પુરણ થયો, લીલા સુંદર શ્યામરે,
રખે પ્રેમાનંદ વીસરે, અધ ક્ષણ સીતા રામરે. ૭૦

ઇતિ શ્રીમદ્‌ભાગવતે દશમસ્કંધે ચતુર્સ્ત્રિંશોધ્યાય ॥૩૪॥

## અધ્યાય ૩૫ મો†

### કડવું ૧૦૧ મું–રાગ સામેરી

અકળ લીલા નાથની, કવિ કેમ વખાણે,
શુક કહે સુખ ગોપિતણું, ગોપિકા મન જાણે. ૧
અજ ઇશ આદિત્ય ઇંદુ, અને વળી ઈંદ્રાદિક,
તે વ્રજ લીલા પ્રીછે નહીં, છે વૈકુંઠપે અધીક. ૨
એકવાર વૃંદાવન વિષે, વળી વાયો વેણુ રસાળ,
મોહ પામી વ્રજ સુંદરી, વળી મોહ્યા ગૌગોવાળ. ૩
જળ ક્રીડા માંડી શામળે, ગોપ રામ ને ગોવાળી,
ચોળીને નવરાવે ધેનુ વચ્છને, વંનમાં વનમાળી. ૪
દ્રુમ વેલી ફૂલી ઘણું, વાસ વસ્યો વસંત,
છે કમળવરણી કામિની, છે ભ્રમર શ્રીભગવંત. ૫
ચકોર મોર ચાતક બોલે, હરે શબ્દે ચિત્ત,
વિઠ્ઠલ વજાડે વાંસળી, ગોપિકા ગાએ ગીત. ૬
કટી મેખળા કંકણ ઘૂઘરી, ઝાંઝર રમઝમ થાય;
ગાયે બાળી પાડે તાળી, નાચે નરહરિ રાય. ૭
બળિભદ્ર ગાએ પૂઠળે, ઉછળે યૌવન બાળ,
મૃદંગ વાજે ચંગ ગાજે, સંગીત સઘળી તાળ. ૮
તે સ્વરે આકાશ પૂર્યું, પાતાળ પૂર્યાં સાત,
સહસ્ર ફણાએ શેષ ડોલ્યો, મોહ્યા કદ્રુ જાત. ૯
નર અમર મુનિ મોહ્યા, હવી રવિ ને ચન્દ્ર;
અષ્ટ શૈલ શિખર ડોલ્યા, મોહ્યા સપ્ત સમુદ્ર. ૧૦
કાર્જ રહ્યું ધર્મરાજનું, વિસ્મે થયા ચિત્રગુપ્ત;
વિમાન બેસી દેવ આવ્યા, આવિયા ઋષિ સપ્ત. ૧૧
અષ્ટ વસુ ને વિશ્વેદેવા, વળી અશ્વિની કુમાર;
આવ્યા વિદ્યાધર જક્ષ કિન્નર, મોહ પામ્યા મેઘ બાર. ૧૨
ઘૃતાચી મેનકા રંભા, તિલોત્તમા ઉર્વશી;
ગાન સાંભળી ગોપિકાનું, જોવા વૃંદાવન ધસી. ૧૩
નારાયણનું નાટ્ય દેખી, ગગને નાચ્યા દેવ;
સાવિત્રીસું બ્રહ્મા નાચ્યા, પરહરી અહમેવ. ૧૪
સરસ્વતી ને નિગમ નાચ્યા, કરે સંગીત ગાન;
ઉમયા સંગાથે નૃત્ય માંડ્યુ, સદાશિવ ભગવાન. ૧૫
ડાક ડમરુ ઝાંઝ ઝમરુ, શંખ શિંગી ફૂંકે;
સંગાથે શિવશક્તિ નાચે, તાન માન ન ચૂકે. ૧૬
પિશાચ પ્રેત ને ભૂત ભૈરવ, શાકિણી સહિયારી;
સ્કંધ વેણા વાદે નાચે, શોભે શ્રી ત્રિપુરારી. ૧૭
રસ ઓઘ યમુનાતટ વિષે, અભિલાખ સુરને થાય;
અમો ગોપિકા નિરમી નહીં, ભૂલો બ્રહ્મા રાય. ૧૮
નારદ તુંબર વેણુ વાએ, સુરનર થયા એક સૂત્ર,
તેતરીસ કોટી દેવ કહે, જય જય યશોદા પુત્ર ૧૯
ન જન્મ આવ્યો વૃક્ષનો, વા વૃંદાવનનાં તૃણ,
તો અમે પાવન થાતજો, ઉપર ફરત ગોપીનાં ચર્ણ. ૨૦

વલણ

ચરણ અડે ગોપીતણાં, ધન વૃંદાવનનાં તૃણરે;
અખંડ વ્રજ ક્રીડા કરે, નાથ અશરણ શર્ણરે. ૨૧

### કડવું ૧૦૨ જું–રાગ ગોડી

ગોપીનાથ આવ્યા ઘેર ગૌ ચારી, વાજે વાંસળી મોરલી નાદ;
દેવ અહમેવ મૂકી ગ''', ચાખ્યા ગોપી ગાનના સ્વાદ–ગો.
છે ગોપ સખા સહુ પૂઠળે, આગળ કીધી સહુ ગાય,
મધ્ય મોરલીધર પરવરે, સંગે વિરાજે હળધરરાય–ગો.
વનમાળા પહેરી વનમાળીએ, વેજયંતી પાગ પ્રમાણ;
ગુંજાહાર ટોડર તુળસીનાં, કેમ કરી શકે તે વખાણ–ગો.
ચળકે મુગટ મોર ચન્દ્રનો, ઢળકે કુંડળ કાન;
વિદ્યુતવત્ પટકુળ પહેરીયું, વપુ શોભે શ્યામળવાન–ગો.
લીલાંબર પલવટ વાળી, ધરી અધરે કનકની વેણ,
જેમ ઉમયાનાથ વિભૂત ધરે, તેમ અડકી છે ગૌ પદરેણુ–ગો.
નાહાનાં વચ્છ ચાલે સુખ આગળે, હરિ હાંકે વાંસે મૂકી હાથે,
થાકાં જાણી વચ્છને લીયે, સ્કંધે વૈકુંઠનાથ–ગો.

* કમળમાં જેમ વચમાં ઝીણી રજ મકરંદ હોય છે, તેમ પ્રભુના ચરણરૂપી કમળનો મકરંદ રજ. † આ પાંત્રીસમા અધ્યાયમાં ભગવાન વનમાં જવાથી ગોપીઓએ યુગલગીત ગાતાં ગાતાં કઠિનતાથી દિવસ નિર્ગમન કર્યાની કથા છે

ઊલે શબ્દ સહસ્ર વેણુના, ઉડે રેણુના ઓઘ આકાશ
હસી ગોપી ગામને ગોંદરે, નિરખે આવતા શ્રીઅવિનાશ—ગો.
નિમેષ રહી તે દર્શન કરે, નખશિખ ફરી ફરીને જોય;
સ્વરૂપ સ્વાદ લે સુંદરી પણ, નયણાં તૃપ્ત ન હોય—ગો.
પરિગ્રહ ઊભા રહીને આપે, સંભાળી ગોપને ગાય;
કરે માત યશોદા આરતી, ગોપ વધૂ મંગળ ગાય—ગો.
નિત્ય પ્રત્યે લીલા નવનવી, ધન ગોપી ગોકુળ ગામ;
અવિગતિ ગોકુળમાં રમે, પ્રેમાનંદ પ્રભુરામ—ગો

ઇતિ શ્રીમદ્ભાગવતે દશમસ્કંધે પચત્રિંશોઽધ્યાયઃ ॥ ૩૫ ॥

## અધ્યાય ૩૬ મો*

### કડવું ૧૦૩ મું–રાગ સારંગ

શ્રીશુક ઉવાચ:–
એ નાટારંભ શ્રીહરિનો કહ્યો, પાંતરીશમો અધ્યો પૂરણ થયો,
વિખ્યાત વાત જાણી હરિતણી, થઈ કંસરાયને ચિંતા ઘણી.
એક દૈત્ય તેડ્યો પરાક્રમ પૂર, છે નામ તેનું વૃષભાસુર,†
નિકટ તેડી કહે છે કંસરાય, તમો પધારો ગોકુળમાંય
છે રામકૃષ્ણ બળીયા બે વીર, તે ઉછકળ થયા છે આહીર;
સુભટ જેટલા મેં મોકલ્યા, તે કુશળે પાછા નવ વળ્યા.
તું સર્વપેં શૂર પીર છે ઘણું, જઈ પ્રગટ કરો પરાક્રમ આપણું,
ગર્વ કરી તે તત્પર થયો, વૃષભાસુર તે ગોકુળ ગયો.
વૃથા પુષ્ટ થયો ગજરાજ, તે કરવા આવ્યો કંસનું કાજ,
યમુના તટ જમ સરખો ક્રોધ, કીધો જળ ઘાટે વિરોધ.
સબળ સાંઢ ધૂમે આરડે, ઉછળે કૂદે ને આડો પડે;
તે ઓખાંગે ઉન્મત્ત ત્રાડે, શૃંગ વડે ત્રોડી ભેખડ પાડે.
વૃક્ષલતા પશુ પંખીને હણે, પાગની ખુરીએ પૃથિવી ખણે,
વજ્રવત છે ચારે ચર્ણ, ક્રોધે લોચન થયાં લોહી વર્ણ
ઉરાડે રેણુ ભરાવી શૃંગ, શું આવ્યો ઐરાવત માતંગ;
સ્થુલ સ્કંધ ઉચું કીધું, ઢંઢે ગગન વ્યાપી લીધું.
તે મુખે ફીણુ ફીસોટા ઝરે, બળદ યમુના તટમાં ફરે,
ઝાટકે પુચ્છ ઉરાડે વાર, જળ ભરતી નાઠી વ્રજનાર.
નાઠા ગોવાળા નાઠી ગાય, નાસી પેઠું સહુ ગોકુળ માંય,
આવ્યો વૃષભ ગોકુળને ઝાંપે, થર થર વ્રજવાસી કાંપે.
પડે ભુંડ વરસ્યો ઉત્પાત, તે રામકૃષ્ણ ભણી આવી વાત;
સમાચાર સાંભળી તત્પર થયા, પરમેશ્વર વૃષભ સામા ગયા.
કછી કાછ ગેડી કર ધરી, તેડ્યો સાંઢ સમરથ શ્રીહરિ,
ગયા કૃષ્ણ વારતા સાંભળી, નંદ યશોદાને મૂર્છા વળી.
હાહાકાર કરે સહુ કોય, ભય પામી વ્રજ વનિતા રોય,
અમર ગણુ જોતા આકાશ, વૃષભને સાદ કરે અવિનાશ.
ધસ્યો વૃષભાસુર દીધી હડી, તીવ્ર શૃંગ પ્રભુ સામાં કરી,
ફેરવી પુચ્છ મસ્તક આણી, ધસ્યો સન્મુખ સારંગપાણિ.
ઉડે રેણુ પદપ્રહારે કરી, સુરજ તેજ લીધું આવરી,
મુજે ચરણ ન સૂઝે સૂર, હરિ સાથે વાઢ્યો દાનવ ક્રૂર.
નીચો નમી કરવા ગયો ઘાત, બેઉ શૃંગ સ્હાયાં યદુનાથ;
ઊંધે મસ્તક રાખ્યો કર ધરી, તે ન શકે આઘો પાછો ફરી.
હેલ્યો બળ કીધું અત્યંત, લીલાએ શૃંગ ગ્રહ્યાં ભગવંત,
મહાબળ કીધું નંદકુમાર, તે પાછો હેલ્યો ધનુષ અઢાર.
ધન્ય ધન્ય દેવતા ઓચરે, પ્રભુ પાંખે કોણ પરાક્રમ કરે;
વૃષભ મરડી માંડ્યો ધરણ, તેના સ્કંધ ઉપર દીધો ચર્ણ.
દારુણ બળ કીધું મહા બળી, આડો નાંખીને કોટ આમળી,
કાઢી જીભ બરાડી પાડી, મુખમાંથી શૃંગ લીધાં કહાડી.
મૃત્યુ પામ્યો વૃષભાસુર તતખેવ, પુષ્પવૃષ્ટિ કીધી સુરદેવ,
તે ગયો સ્વર્ગ બેસી વિમાન, આવ્યા માતપિતાને શ્રીભગવાન.
વ્રજવાસી સુખ પામ્યા ઘણું, દેખી પરાક્રમ પ્રભુજી તણું;
આવ્યા જોવા નારદ ઋષિરાય, દીઠો વૃષભાસુર ભૂ માંય.
પ્રસન્ન પરમહંસ ઋષિ થયા, તે જોઈ નારદ મથુરાં ગયા;
હરખ્યો કંસ દીધું બહુ માન, આપી આસન પૂજ્યા ભગવાન.
કૃતાંજલિ કરી પૂછે રાય, કેમ સેવકને કીધી કરુણાય;
એકાદશ વર્ષે આવ્યા ફરી, તમો દીધી શિક્ષા મેં આચરી.
નારદ કહે સાંભળ ભૂપતિ, મેં કહ્યુ તે તું ચેત્યો નથી,
આકાશવાણી વૃથા ન જાય, તુંને વિષમ વેળા આવી રાય.
તે નંદપુત્રનું દીઠું તેજ, ત્યાં ઉછરે છે તારા ભાણેજ,
સુખે દુહવાયો સુરનો સાથ, હવે ચોરી શી કહું તુજને તાત.
મિથ્યા નંદનું વસ્યું ઘરસૂત્ર, છે રામકૃષ્ણ દેવકીના પુત્ર,
તે ગુપ્ત થઈ ગોકુળ સેવે, ચોરી મૂકયા છે રાય વસુદેવે.
વચન સાંભળી લાગી જ્વાળ, કાઢી ખાંડું* ઉઠયો ભૂપાળ,
તે રીસે રાતડો ધૂમે ઘણું, મસ્તક છેદવા વસુદેવ તણું
મમ શત્રુ મૂકયા પરઘેર, મારે બહેન બનેવી સાથે વેર,
નારદ કહે સાંભળ ભૂપાળ, કનિષ્ઠ પુત્ર છે તારો કાળ.
સુગમ હણવું એ દંપતી તણું, છે બાળક જીવતા દોહલે ઘણું,
દંપતી રાખ્યાં કરી સમાધાન, સકળ વાતે સમરથ ભગવાન.
કંસને નારદ કહે છે વળી, કૃષ્ણ ચરિત્ર તું ન શકે કળી,
બક બકી અઘ વત્સાસુર, ગંધર્વ પ્રલંબ સરખા ક્રૂર.
સકળ યોધ શ્રીકૃષ્ણે હણ્યા, તો તમે ગોપપુત્ર કેમ ગણ્યા,
આવ્યો કાળ કાંઈ થા સાવધાન, નારદજી થયા અંતર્ધાન.
કંસાસુરને ચડીઓ કાળ, વસુદેવે મૂકયાં કેમ બાળ,
એ છળ કરી છાના ઉછર્યા, એ ભાણેજ શત્રુ હોય મહારા
ઉપની વ્યાધિ પમાડું શાંત, પછે કંસાસુર બેઠો એકાંત,
શલ દુશલ મુષ્ટિક ચાણુર, તેડ્યા કૂટ કેશી વ્યોમાસુર
કીધો વિચાર એકાંત બેસી, છે વહાલો મિત્ર કંસને કેશી.
હે સખા આપણે શું કરવું, ગોપ થકી નથી ઉગરવું.

* આ છત્રીશમા અધ્યાયમાં વત્સાને અરિષ્ટાસુરને માર્યો, તે ઉપરથી વિચાર કરતાં કંસે નારદના વચનથી શ્રીકૃષ્ણ અને બલિભદ્રને વસુદેવના સુત જાણી અક્રૂરને તેડી લાવવાને આજ્ઞા કરી, તે કથા છે.
† મૂળ ભાગવતમાં અરિષ્ટાસુર એ પ્રમાણે નામ છે

* ખડ્ગ, તરવાર

જણાવ્યું નારદે કીધું ભલ, રામકૃષ્ણ મોટા છે મલ;
તે વસુદેવે મૂકયા ગોકુળે, તે દુધમલ ગાજે નિજ બળે.
આપણે સુભટ જે જે મોકલ્યા, તે કુશળે પાછા નવ ફર્યા;
તમ વિના કારજ નહીં થાય, જાઓ વ્યોમ કેશી ગોકુળ મહાંય.
કંસે આજ્ઞા એવી કહી, બે અસુર બોલ્યા ઉભા થઈ;
કેશી કહે સાંભળ મહારાજ, કોણ માત્ર એ કરવું કાજ.
જઈ કરું નંદને અપુત્રવાન, ચાલ્યો પાપી કરી અભિમાન,
પછે પંચમલ્લને આજ્ઞા થઈ, કરો તત્પર મલ્લ અખાડો જઈ.
કંસાસુર મનમાં કરે વિચાર, અહિં તેડાવું નંદકુમાર,
વ્યોમ કેશીથી અર્થ નવ સરે, કૃષ્ણ આગળ કેશી નવ ઉગરે,
કાંઈ કપટ કરી તેડાવું અહીં, પછે વળતા બાળક જાશે કહીં,
છે સાધુ અક્રૂર હરિનો દાસ, સાધુનો ગોપને છે વિશ્વાસ.
એકાંત વિચાર્યું કંસાસુર, પછે તેડાવ્યા વૈષ્ણવ અક્રૂર,
દીધું માન ગળે ઘાલી હાથ, કહે મનની વાત મથુરા નાથ.
તમો અક્રૂરજી માનો સર્વથી, મારું તૂં વિના કોઇએ નથી,
કો ઉછંકળ બેરડા અજ્ઞાન, મારે કર્મે મળ્યા એવા પરધાન.
શત્રુ સરખો ઉગ્રસેન તાત, કોણ આગળ કહું દુઃખની વાત,
તમો સમદર્શી છો વૈષ્ણવરાય, માટે કહું છૌં અંતરનો અભિપ્રાય.
તમો નંદપુત્રનું દીઠું તેજ, છે બેઉએ મારા ભાણેજ;
આકાશવાણી તમને સાંભરે, તે રામકૃષ્ણ શત્રુ છાના ઉછરે.
ઘણા સુભટ કીધા સંહાર, મુને સાલે છે વસુદેવકુમાર;
શો તમ સાથે રાખું અંતર, કીજે મજ્ઞ કીધાનું મખાંતર.
કીજે ધનુષ યાગતણું મંડાણ, પૂજાવું મારાં ધનુષ બાણ,
પ્રતિપદાએ પ્રારંભ થાય, ચતુર્દશીએ યજ્ઞ સંતોખાય.
તેડાવીએ લોક ગામ ગામના, પ્રજા માને છે મારી આમન્યા;
તેડાવીએ ગોકુળના ગોવાળ, સાંહે વળતા આવે બેહુ બાળ.
પછે હું મનનું માન્યું કરું, હું તમ આગળ સાચું ઓચરું;
માટે ભક્તરાજ તમો વેહેલા થાઓ, તેડવા નંદને ગોકુળ જાઓ.
સહુ ગોપને કાલે અહીં લાવજો, બેહુ બાળકને તેડી આવજો,
મંગાવજો ગોરસ ઘી ઘણાં, છે સેવક આહિર આપણાં.
આપણે રામકૃષ્ણ સાથે કામ, ઉગ્રસેનનો કીધો ઠામ;
યાદવ માત્રનો કરશું ઘાણ, પછે આપણને કલ્યાણ
એકવાર બાળક દૃષ્ટે પડે, કરું કારજ હું હસ્તી વડે,
મલ્લ અખાડે રાખું મલ્લપંચ, છે મારા મનમાં એવો પરપંચ
પછે આપણને ચિંતા નથી, હું રાજા તમો થાજો યુથપતિ,
સર્વથા કામ થાયે તમ વડે, જાઓ અક્રૂર ગોકુળ ગામડે.
અક્રૂર કહે હસતું મુખ કરી, તીવ્ર બુદ્ધિ રાય તમારી ખરી,
ઘણું પ્રસન્ન થયું મમ હૃદે, અદ્ભુત છળ તેં કીધું ઉદે
રાય હવે કામ સીધ્યું આપણું, મનોરથ મારો પોંતો ઘણું,
રુડું કરશે અશરણ શર્ણ, ઉછંકળ પપી પામશે મર્ણ.
બાળકને તેડી લાવું કાલ, છે અક્રૂરને દર્શનનું વહાલ,
જો મથુરામાં આવે જગદીશ, તો હરિ ભાંજે પાપીનું શીશ
જાઉં ગોકુળ કહી બેઠા થયા, અક્રૂર પોતાને મંદિર ગયા,
કંસાસુર પ્રસંન થયો અત્યંત, અક્રૂરને વહાલા શ્રી ભગવંત.

વલણ

ભગવંત વહાલા ભક્તને, સાંભળ પરીક્ષિત રાયરે;
ભટ પ્રેમાનંદ કહે કથા, થયો છત્રીશમો અધ્યાયરે.

ઇતિ શ્રીમદ્ભાગવતે દશમસ્કંધે ષટ્ત્રિંશોધ્યાય ॥૩૬॥

---

## અધ્યાય ૩૭ મો*

### કડવું ૧૦૪ મું–રાગ કહ્યાસેરો

શ્રીશુક ઉવાચ:—

કાલિંદી તટે કેશી આવ્યો, કૂર કપટી કંસનો મિત્ર,
રૂપ ધર્યું કાળા ઘોડાનું, પ્રગટી માયા અસુર ચરિત્ર–કા૦
મુખ શબ્દ ભયાનક ભાસે, મેઘની પેરે હણહણતો,
વામ દક્ષિણ ફરતો ચાલે, અવની પાદવડે ખણતો–કા૦
ઝાટકે પુચ્છ કોટે કેશવાળી, મૂકે દોટ યમુનાં તીર;
ફીણ ફીસોટા મુખથી ઝરે, ધૂણે શીશ ધ્રુજાવે શરીર–કા૦
ઉન્માદ કરે મદદર્પે ભરયો, ઉડાડે રેણુ પછાડે ચર્ણ;
સર્પ ફણાવત શ્રવણ ઉભા, લોચન દીસે લોહી વર્ણ–કા૦
શું ગોકુળ ગગન એકત્ર કરશે, અમર સહુ કાંપે અંતિરક્ષ,
ગોપ વર્ગને ચિંતા શાની, જો માથે પરમેશ્વરનું પક્ષ–કા૦
મોટો વર એને અહિધરનો, આયુધ રોમાવળીમાં વસે;
દેવ સર્વ વિચારે અંતરિક્ષ, ભાઈઓ ગોકુળમાં શું થાશે–કા૦
છે કૂર કેશી સખા કંસનો, કેશવડે કરશે સંગ્રામ,
કેશાવળીની વજ્ર ધારા છે, તે માટે ધર્યું કેશી નામ–કા૦
ઉતરે ભાર જો મરે કેશી, શું ગજું છે પછે કંસજ તણું,
છે ઉછંકળ અસુર વર્ગમાં, અધર્મી છે કેશી ઘણું–કા૦
શૌનકને કહે સૂત પુરાણિક, પરીક્ષિતને શુક સ્વામી,
ગોપ વધૂ જળ ભરતી નાઠી, નાઠી સુરભિ ભય પામી–કા૦
વેણુ લાકડી મુગટ ધાબળી, પડે ઘર્ણું નાસે પિંડાર,
ગોકુળ ગોંદરે ઘૂમે ઘોડો, નાસો નાસો પડે પુકાર–કા૦
પુચ્છ પ્રહારે દ્રુમ બહુ છેદ્યાં, રોકી વાટ રહ્યો ઝાંપે,
વૃષભાન ઉપનંદ યશોદા, ભય પામ્યાં થરથર કાંપે–કા૦
પૂઠળ વાટ કરી સહુ નાસો, પછવાડે છીંડાં પાડો,
નંદ કહે ગોપી ગોધનને, ગોપમાત્ર બાહેર કહાડો–કા૦
કહે યશોદા નંદરાયને, આજ આવ્યો દોહેલો દહાડો;
સમૃદ્ધિ સરવે લૂટી લેવા દો, એક શામળીયાને સંતાડો–કા૦
માતપિતાને કહે પરમેશ્વર, તમો ક્ષણું એક ધરજો ધીર,
સંકર્ષણને સાથે તેડી, યુદ્ધકાજ ચાલ્યા શ્યામ શરીર–કા૦

વલણ

યુદ્ધ કરવા યદુનાથજી, આવ્યા કેશીની પાસરે,
બળભદ્રને પૂઠળ કરી, આગળ થયા અવિનાશરે.

---

* આ સાડત્રીશમા અધ્યાયમાં ભગવાને કેશી દૈત્યને મારનાં અવિચ્ય કાળનાં કર્મો કહ્યાં અને નારદજીએ તેની સ્તુતિ કરી અને તે પછી ભગવાને ક્રીડા કરવા વ્યોમાસુરને માર્યો, તે કથા છે.

### કડવું ૧૦૫ મું-રાગ મારુની-ચોપાઇ

હરિએ હોંકાર્યો હય યદા, હણહણી એ આવ્યો તદા;
આવ્યો નિકટ વિકટ સુભટ, કરતો ફરતો ફુડકપટ.
વળી નીચો ઊંચો લાંબો થાય, મુખ વિકાશી ગ્રસવા ધાય;
આગલો પાગ ઊંચો ઊલાળે, પાટુ મારવા પાછો વળે.
કૃષ્ણ ઉપર નાખે કેશવાળી, પણ શામળીઓ લે સંભાળી;
હસ્તમાં ગેડી હોકારા કરે, કૃષ્ણ કેશી બેહુ કૂંડે ફરે.
સાચવે ઘાત શૂરા સંગ્રામ, ઘણું ઘૂમે ઘોડો ઘનશ્યામ;
ત્યાં જુવે ગોપ ગોપીનાં વૃંદ, યશોદા નંદ કરે આક્રંદ.
ક્યાં અશ્વ ક્યાં પુત્ર કોમળ, ક્યાં સમુદ્ર ક્યાં કૂપનું જળ;
ક્યાં નદી ને ક્યાં ખાબડું, ક્યાં વ્યાઘ્ર શશક બાપડું.
કેશી કમળાવર વાહે વઢે, પદપ્રહારે પડછંદા પડે;
ફેરવે નાથ કરમાં ગેડી, કરે પ્રહાર પાસે તેડી.
તે પાડી ચીસ ને પાછો હટે, ફેરવી પુચ્છ ઉંડુ આછટે;
ખુર રેણુએ ગગન આવર્યું, પછે ક્રોધ કરી વપુ વેખર્યું.
કેશવાળી ધારા વજ્રતણી, છે રોમાવળી ભાલા અણી;
ફેરવે પુચ્છ ખડ્ગની ધાર, મદ પ્રસ્વેદ છૂટે અપાર.
નારાયણ લઘુ લાઘવી કરે, ચોહો પાગ વચ્ચે પેસી નીસરે;
પછે ઘોડે ઘેર્યા શ્રીરણછોડ, પ્રભુપર પાટુ નાખી જોડ.
લક્ષ્મીવરે સાચવ્યો લાગ, ગ્રહ્યા હસ્તમાં બેહુ પાગ;
તે ફેંક્યો બળ કરી અત્યંત, જઈ પડ્યો શત ધનુષ પર્યંત.
આસ્ફોટન સ્કંધ કીધું શ્રીહરિ, તવ દાનવ આવ્યો પાછો ફરી;
વદન વિકાશી મૂકી દોટ, તે ગ્રહેવા ઇચ્છે હરિની કોટ.
પ્રપંચ કીધો ગોકુળનાથ, તેના મુખમાં આપ્યો ડાબો હાથ;
દૈત્યે જાણ્યું ભલો યોગ મળ્યો,સ્કંધ લગી હસ્ત હરિનો ગળ્યો.
તે કાળજ ફાડી આઘો ગયો, વળી જાતો સ્તંભ પ્રમાણે થયો;
ક્રોધાગ્નિ પ્રગટ્યો શ્રીકૃષ્ણ, ધમ્યું લોહ તેમ કર કીધો ઉષ્ણ
તપે હસ્ત લોહું ધગધગે, ઉદર મૂકી આવ્યો શુદ લગે;
અંતર ત્વચા બળે ચડચડે, ક્રોધાગ્નિ અંતર ધડધડે.
જેમ શર વેધ્યો હોલો ફડફડે, નવે દ્વાર વેધ્યાં કર વડે;
શ્વાસોશ્વાસ જવ થતો રહ્યો, મૃત્તુલ્ય તવ કેશી થયો.
ફાટાં રહ્યાં નેત્ર નમાવ્યા કાન, ટળી કોટ ટળી સુધ સાન;
વહે શ્રોણ જિહ્વા નીકળી, શ્રીકૃષ્ણે હસ્ત વધાર્યો વળી.
જેમ વહેર્યું કાષ્ઠ થાએ બે પાટ, તેમ કેશી ફાટો ચડચડાટ,
પાડી ચીસ નીસર્યા પ્રાણ, તવ દેવતણાં વાગાં નિશાણ.
તે પરમગતિ પામ્યો પાપિષ્ઠ, કરે દેવ કુસુમની વૃષ્ટ,
ઓચ્છવ કરે સહુ જેજેકાર, છે નંદપુત્ર કારણ અવતાર.
ઉતાર્યો ભાર થયું સર્વ સુખી, એવે પધાર્યા નારદ ઋખી,
નમ્યા ચર્ણે પ્રદક્ષિણા કરી, નાચ્યા નારદ વેણા ધરી.
મુનિને હરિએ દીધાં માન, તવ બોલ્યા નારદ ભગવાન,
હો બ્રહ્મરૂપ પૂરણ અવતાર, ભલો ઉતાર્યો ભૂતળ ભાર.
ઘણાં કારજ કીધાં ને કરશો, કાલે તમો મથુરા પરવરશો;
હણશો હસ્તીને પરમ હડાડે, છે મલ્લ મારવા મલ્લ અખાડે.
કંસાસુરને કરશો નિપાત, છોડવશો બાંધ્યાં માત ને તાત;
પછે ઉગ્રસેનને આપી રાજ, ભણી આવશો અવંતિ મહારાજ.
જરાસંધ જીતવો છે હરિ, યવન મારવો પ્રપંચે કરી;
શિશુપાળ સુખ થાશે શ્યામવર્ણ, રુક્મણિનું પ્રભુ કરશો હર્ણ.
નિધન નરકાસુરને કરી, વરશો સોલ સહસ્ર સુંદરી;
અસુર માત્ર કરશો સંઘાર, ઉતારશો ભૂતળનો ભાર.
અક્રૂર તેડવા આવશે આજ, ખોટી મા થાશો મહારાજ;
હસી શામળીયે કીધી સાન, શ્રીનારદ પામ્યા અંતરધાન.
શુકજી કહે સાંભળીએ રાય, તે ગઈ વારતા મથુરાં માંય;
કેશીનો સમાચાર સાંભળી, તવ કંસાસુરને મૂર્છા વળી.
અંતરગત પામ્યો પરિતાપ, કેશી કેશી કહી કીધો વિલાપ;
શુંઢવિના ભાઈ જેવો ગજ, થાય વિના પંખ પક્ષી અકજ.
પ્રત્યંચા વિના જેવું ચાપ, મણિ દંત વિના જેવો સાપ;
દ્રવ્યવિના જેવો દાતાર, વ્યર્થ ખડ્ગ જેમ ખાંડી ધાર.
હોય મધ્ય પુતળી પાખે નેત્ર, વાડધણી વિના જેવું ક્ષેત્ર;
હોય વિદ્યા વિના જેવી રસના, આજ તેમ થયો હું કેશી વિના.
ઉતાવળા મોકલ્યા અક્રૂર, ત્યાર પહેલાં ગયો છે વ્યોમાસુર;
નિપાતન કેશીને કરી, ધેનુ ચરાવવા ચાલ્યા હરિ.
જળક્રીડા માંડી મહારાજ, સંગ બળિભદ્ર ગોપ ને સાજ;
ભીલુ પરઠી જળમાં જઈ નહાય, હારે તે ઉચલી લઈ તટ જાય.
વ્યોમાસુર આવ્યો ગોપ થઈ, ગોવાળા કો સમજ્યા નહીં;
તે ઘણાં ગોપને ચોરી જાય, જઈ સંતાડે તે ગુફા મ્હાંય.
જવ અર્ધ ગોવાળા ઓછા થયા, શ્રીકૃષ્ણ કહે સખા ક્યાં ગયા;
દીઠો દાનવ ને મૂકી દોટ, જઈ વ્યોમાસુરની ઝાલી કોટ.
મરડી આમળી નાંખ્યો ધર્ણ, પદપ્રહારે પમાડ્યો મર્ણ,
એમ વધ વ્યોમાસુરનો થયો, તે દેવ થઈને સ્વર્ગે ગયો.
સમાચાર તે કંસે સાંભળ્યો, વ્યોમાસુર કેશી પાસે પળ્યો,
શ્રીકૃષ્ણ પધાર્યા ગોકુળ માંય, તે દહાડે છેલ્લી ચારી ગાય.
માયા ઉતારી વૈકુંઠરાય, શ્રીવૃંદાવનથી થયા વિદાય;
ગૌ ગોપથી ઉતાર્યું મન, અતિ દુઃખ પામ્યા જગજીવન.
ગોવર્ધનને કરી પ્રણામ, ગોકુળ આવ્યા શ્રીભગવાન;
સંભાળી સહુને આપી ગાય, નરહરિનાં નેત્ર ભરાય.

વલણ

ભરયાં નેત્ર નારાયણે, સાંભળ પરીક્ષિત રાયરે,
ભટ પ્રેમાનંદ કહે કથા, થયો સાડત્રીશમો અધ્યાયરે.

ઇતિ શ્રીમદ્ભાગવતે દશમસ્કંધે કેશીવ્યોમાસુરાદિ વધો નામ સપ્તત્રિંશોઽધ્યાય ॥ ૩૭ ॥

## અધ્યાય ૩૮ મો*

### કડવું ૧૦૬ ઠ્ઠું-રાગ રામગ્રી

શુકજી ભાખે સાંભળ ભૂપતિ, પરમેશ્વરને માયા મોહ નથી,
મન ઉતાર્યું ગોકુળમાંથી, જીવશે ગોવાળા હરિનામથી.

* આ આડત્રીશમા અધ્યાયમાં અક્રૂરજી માર્ગમાં જેવા વિચાર કરીને ગોકુળમાં ગયા, તે પ્રમાણે જ શ્રીકૃષ્ણ અને બળભદ્રે તેમને પોતાને ઘેર તેડી જઈ સારો સત્કાર કર્યો, તે કથા છે.

ચાલ

નામ નારાયણ વડે, જીવશે વ્રજ પરિવાર;
સુખ દેવા યદુવંશને, શ્રીકૃષ્ણે કીધો વિચાર. ૧
વધ જાણી વ્યોમાસુરનો, કહાવ્યું કંસાસુરઃ
ઉતાવળ ઘણી રાયની, તત્પર થયા અક્રૂર. ૨
પ્રાતઃકાળ સંધ્યા કરી, ધરી હરિનું ધ્યાન;
માળા મુદ્રા તિલક તુળસી, દિવ્યાંબર પરિધાન. ૩
પુષ્પ ચંદન સુગંધ શ્રીફળ, ભરી પૂજાનાં પાત્ર;
અક્રૂરે સામગ્રી કીધી, ચર્ચવા શ્રીહરિ ગાત્ર. ૪
મથુરાપુરી એક કોશ મૂકી, થયો પશ્ચાત્તાપ;
કંસે કારજ ઘોર સોંપ્યું, કોણ મારું પાપ. ૫
કઠણ મલ્લ છે મલ્લ અખાડે, સુકુમાર કેશવરામ;
બાળક પીડા પામશે, થશે વદન મારું શ્યામ. ૬
થયો ગોઝારો ત્રૈલોકમાં, હું કંસાસુરનો દૂત,
વિશ્વ કહેશે વાહી તેડ્યા, અક્રૂરે નંદસૂત. ૭
અતિ ઘણું આયુષ ધિક્ છે, હું કાં રહ્યો આરોગ્ય;
પરાધીન કંસને વરતું, એ જીવવું અયોગ્ય. ૮
મથુરાં આવશે કૃષ્ણજી, શું થાશે ગોકુળ માંય;
કેમ જીવશે યશોદા, જેમ વચ્છ વછોહાણી ગાય. ૯
એક કંસ રુડું માનશે, માઠું માનશે સંસાર;
મુને કાળ સરખો દેખશે, સહુ ગોપનો પરિવાર. ૧૦
હું ગણાયો અસુર મળતો, ભક્ત નહીં કહે કોય;
અપયશ થયો ઉત્તર વયે, મુને મૃત્યુ શે નવ હોય. ૧૧
એક બુધ વિચારી સાધુએ, ઉભય પદારથ થાય;
શિખામણ દેઉં શ્રીકૃષ્ણને, જે ટળી રહે બે ભાય. ૧૨
નસાડી મૂકું વન વિષે, મને શું કરશે ભૂપાળ,
કહીશ કહ્યું નવ માનિયું, બાળક છે રંગિલા ગોવાળ. ૧૩
નિજ મને નિરધાર કીધો, આવ્યો યમુનાતટ રથ,
ગોકુળ દીઠું દૂરથી, તવ ઉપના મનોરથ. ૧૪

વલણ

મનોરથ અક્રૂરને થયો, મળવા સુંદર શ્યામરે;
છે અક્રૂરને વહાલ ઘણું, પ્રેમાનંદ પ્રભુરામરે. ૧૫

કડવું ૧૦૭ મું–રાગ પંચમ પરભાતી

અક્રૂર બેઠા રથ, મનોરથ બહુ કરેરે;
અંતરમાં અભિલાષ, નાનાવિધ ધરેરે. ૧
હું જોઇશ ગોકુળ ગામ, સર્વ સોહામણુંરે;
સ્વર્ગલોક કોણ માત્ર, શોભે વ્રજ ઘણુંરે. ૨
યમુનાજીનો ઘાટ, વાટ વન તણીરે;
જળ ભરતી જોઇશ નાર, ગોપી સોહામણીરે. ૩
ઘાબળીયાળી ધન, ચૂડો કહોણી લગેરે;
તે દામોદરના દાસ, હું જઈ પડું પગેરે. ૪
વૃંદાવનનાં ઝાડ, ફાલ્યાં ફૂલ્યાં ફળ્યાંરે;
તેનું પામીશ હું દરશન, ભારે વાંકાં વળ્યાંરે. ૫
તુળસી ક્યારા કોટિ, માંજર ડોલતીરે;
સાંભળીશ શબ્દ રસાળ, મહુઅર બોલતીરે. ૬
દેખીશ ધાતી ધેન, ધોળી દૂધે ભરીરે;
માકડી હરણી ગોરી, કાળી કાબરીરે. ૭
ખાંડી મીંડી ગીણી, ડોલી કુંડળીરે;
આજ દેખીશ હું દરશન, ગાયની મંડળીરે. ૮
નાનાં મોટાં વચ્છ, સાંઢ સોહામણારે;
લટકાળા ગોવાળ, સખા કૃષ્ણતણારે. ૯
મુને સુકન સારા થાય, માન દેશે હરિરે;
મળી સાગી નાર, વારિ ઘટે ભરીરે. ૧૦
ઉતર્યો દક્ષિણ પાસ, કાળો મૃગલોરે;
ચાસ સારસ શુક, શબ્દ કરે ભલોરે. ૧૧
ચકોર મોર ને હંસ, બોલે કોકીલારે;
ફરકે જમણી આંખ, સુકન થાયે ભલારે. ૧૨
સુકનનું એ ફળ, શામળીયો મળેરે;
હું ને હરજી થઇયે એક, કંસાસુર બળેરે. ૧૩
ગત જન્મનું પુણ્ય, પ્રબળ મારું હશેરે:
પ્રભુનું પામીશ દરશન, લોચન ધન્ય થશેરે. ૧૪
આવો અક્રૂરરાય, કહેશે કૃષ્ણ મુખેરે;
હું તે વેળાનું રૂપ, રાખીશ હૃદ વિખેરે. ૧૫
હરિ દહોતા હોશે ગાય, દોણી કરે ધરીરે;
દેખીશ રેડતા દૂધ, પાત્ર ભરી ભરીરે. ૧૬
બ્રહ્મા સરખા નન્દ, સાવિત્રી યશોમતિરે;
રખે કરે મારી લાજ, હું છઉં યાદવપતિરે. ૧૭
ઘોડાની ઘૂઘરમાળ, ઘંટા ઘમકશેરે;
કહેશે આવ્યું કોણ, ભત્રીજા ચમકશેરે. ૧૮
ઓળખશે તતકાળ, સામા આવશેરે,
કાકાજી કહીને કૃષ્ણ, મુને બોલાવશેરે. ૧૯
હું લાગીશ પ્રભુને પાય, હરિ ઉઠાડશે હાથેરે;
ગળામાં ઘાલી બહાંય, ચાંપશે હૃદયા સાથેરે. ૨૦
લક્ષ્મીને રમ્યાનું સ્થાન, વહાલાજીનું છે હૃદેરે,
ગોપીનો વિશ્રામ, ચરચ્યું મૃગમદેરે. ૨૧
કૌસ્તુભમણિ વનમાળ, તુળસી માંજર ગુંજારે;
તે અડશે મારે અંગ, ભેટશે ભરી ભુજારે. ૨૨
વામ દક્ષિણ વીર, વળગી બેલડીરે;
દેખાડશે દીનદયાળ, ગોકુળની શેરડીરે. ૨૩
તેડી જાશે મન્દિર માંય, પ્રીતે આદર કરીરે;
બેસાડશે દિવ્યાસન, પૂછશે વાત હરિરે. ૨૪
એવો અંતરનો અભિલાષ, મનોરથ બહુ થયારે;
થાતે સાયંકાળ, અક્રૂર ગોકુળ ગયારે. ૨૫

વલણ

ગયા સંધ્યા સમે ગોકુળે, આવ્યા નંદને આંગણેરે;
મેળાપ કાકા કૃષ્ણનો તે, કથા શ્રીશુકજી ભણેરે. ૨૬

### કડવું ૧૦૮ મું-રાગ ધનાશ્રી

રથજ આવ્યો નન્દજીને બારણે, અક્રૂર પધાર્યા કોઈએક કારણે;
ભત્રીજાને દેખી કાકાજી હસ્યા, મૂકી ગૌ દોહેવી મળવા હરિ ધસ્યા.

ચાલ

ધસ્યા શ્રીકૃષ્ણ હેત સાથે, સંકર્ષણ પૂઠે ગયા;
અક્રૂર પ્રીતે પાય લાગ્યા, નાથજીએ કર ગ્રહ્યા. ૧
પરસ્પરે સ્તવન કીધાં, ભત્રીજા વામ દક્ષિણ રહ્યા;
વળગી હાથે આદર સાથે, મન્દિરમાં તેડી ગયા. ૨
આવી ભેટ્યા નન્દજી, આનન્દી માત યશોમતિ;
અર્થ જાણ્યા વિના પ્રીત કીધી, યમદૂતવૃત્ત જાણતા નથી. ૩
નામે છે જળ યશોમતિ, નન્દ પખાળે પાય;
બળિભદ્રજીએ ધૂપ કીધો, વિઠ્ઠલ ઢોળે વાય. ૪
ચન્દન કુમકુમ કેસર માળા, આરતિ કરી સ્તવન કર્યું,
અક્રૂરચરણે નન્દરાયે, પ્રેમસું મસ્તક ધર્યું ૫
ઘૃત પકવાન્ન પય શર્કરા, ભોજન નાના પ્રકાર;
મુખવાસ આપી સેજ બેસાડ્યા, દીઠી સ્વાગત ભ્રાત કુમાર. ૬
અક્રૂરને પૂછે કૃષ્ણજી, કહો સમાચાર મથુરાંતણા;
અમો સાંભળ્યું જે કંસરાયે, યાદવ સહુ પીડ્યા ઘણા. ૭
ઉગ્રસેનજી શું કરે છે, પદવી પુત્ર તણે ગઈ;
જીવે છે વસુદેવ દેવકી જે, કારાગૃહે નાખ્યાં લઈ. ૮
અક્રૂર વળતું બોલીયા, તમો સાંભળો ગોકુળપતિ;
કંસનું બળ ત્યાં લગે, મહાપુરુષ ત્યાં આવ્યા નથી. ૯
વસુદેવ દેવકી છૂટશે, દુઃખ જાશે યાદવતણાં;
માત તાતે સંભાળ લીધી નહીં, ત્યાં લગે બાળક દયામણાં. ૧૦
રાજ કંસાસુર તણે, સુખ પ્રજાને ત્યાં કશું;
પરાધીન પ્રજા થઈ જેમ, ખાટકીને ઘેર પશુ ૧૧
કાકાનાં વાક્ય સાંભળીને, ક્રોધ્યા કેશવ રાય;
સંકલ્પ કીધો કુશળ માટે, અચ્યુત આપશું ગાય. ૧૨

વલણ

ગાય આપશું વિપ્રને, જ્યારે મળશે માતપિતાયરે;
ભટ પ્રેમાનન્દ કહે કથા, થયો આડત્રીશમો અધ્યાયરે. ૧૩

ઇતિ શ્રીમદ્‌ભાગવતે દશમસ્કંધે અષ્ટત્રિંશોઽધ્યાયઃ ॥ ૩૮ ॥

## અધ્યાય ૩૯ મો*

### કડવું ૧૦૯ મું-રાગ મેવાડો

શ્રીનન્દ ઉવાચ:-

અહો અક્રૂરજી કેમ પધાર્યા, અમ સરખું કાંઈ કાજજી,
અમ ગોપને મન્દિર આવ્યા, તમ સરખા મહારાજજી. ૧
નન્દજીનાં વચન સુણીને, બોલ્યા શ્રીઅક્રૂરજી,
મથુરાં માંહે યાગ કરે છે, કહિયુ કંસાસુરજી. ૨
તમને હું તેડવા મોકલ્યો છૌં, એ આમંત્રણની રીતજી,
શ્રીકૃષ્ણને મળવાની ઇચ્છા, કંસાસુરને પ્રીતજી. ૩
સકળ ગોપ રામ કૃષ્ણ સંઘાથે, તમને નિમંત્રણજી;
નોતરું સાંભળી નંદજીનું, હરખ્યું અંતઃકર્ણજી. ૪
કપટ ન જાણ્યું કંસાસુરનું, આનંદ્યા નંદરાયજી;
ગોપ સર્વે તતપર થાઓ, સાદ પાડ્યો પૂર મહીંપજી. ૫
દૂધ ઘૃત લીધો મહી માખણ, ભૂપને ભેટ કરવાજી;
રામ કૃષ્ણને જાતા જાણી, ગોપી લાગી દુઃખ ધરવાજી. ૬
આગળથી વ્રજવધૂએ જાણ્યું, છે કાંઈ કપટીની વાતજી;
ફરી નહીં આવે મથુરાંથી, જો જાશે પ્રાણનાથજી. ૭
એકેકને ઘેર જાએ ગોપી, કરે વાત મૂકી નિઃશ્વાસજી;
યદુપુર જાશે મોહનજી તો, મળવાની શી આશજી. ૮
ચાર યુગ નિશા થઈ ભારે, ન મળી નેત્ર નિમેષજી,
અણવિચાર્યું નંદ કરે છે, છે કંસને હરિપર દ્વેષજી. ૯
કો એક સ્ત્રીને નિદ્રા આવી, તેને ઘોર સ્વપ્નજી;
હરિવિયોગનું આગમ થાએ, ફરકે જમણું લોચનજી. ૧૦
નંદરાયને નિદ્રા આવી, પોઢિયાં યશોદા માતજી,
શ્રીકૃષ્ણે એકાંતે પૂછી, અક્રૂરજીને વાતજી. ૧૧
ઘણું દુઃખ સુને છે કાકાજી, કંસે હણ્યા ખટ ભ્રાતજી,
અદ્યાપિ કારાગૃહ વેઠે છે, અમારાં માત તાતજી. ૧૨
કાકાજી તમો ભલે પધાર્યા, અમને દીધું માનજી,
કાલે કંસાસુરને મારુ, એમ બોલ્યા ભગવાનજી. ૧૩
વાત કરતાં વહાણું વાયું, સજ થયા ગોવાળજી,
ગોપવધૂને અક્રૂર ભાસે, જાણે કૃતાંત કાળજી. ૧૪

વલણ

કાળ દેખે કામિની, અક્રૂર નોહે પણ ક્રૂર ખરોરે;
જો જાવા દેશો કૃષ્ણને તો, મળવાની આશા પરહરોરે. ૧૫

### કડવું ૧૧૦-મું રાગ વેરાડીની ચોપાઈ

વ્રજબાળાને જંજાળાવિખતણી, શ્યામરામ જાએ મથુરાંભણી;
વ્હીલાં વદન એકત્ર સુંદરી, શિર ડોલે બોલે જાશે હરિ.
મથુરાંની નારી કામણ ભરી, તે મોહશે જોશે કટાક્ષ જ કરી,
હાવભાવ આદર ચાતુરી, અનેક વચન બોલે માધુરી.
નહીં દૂષણભૂષણ સોળેભરી, ગજ ગામિની ભામિની સર્વોપરી,
મૃગનયણી રયણી રમી જાણે, તે જતિને રતિમાં ઘેર આણે.
આપણો સ્વામી કામી નંદકુમાર, વહાલાને વહાલો છે વ્યભિચાર;
તજે ગોળ જે શર્કરા ચાખે, પામે રત્ન તો કાચને શિદ રાખે.
શિદ સેવે ગુંદી જે પામે દ્રાખ, મથુરાંદાસી આપણ સરખી લાખ;
તે સત્રાણી રાણી ગુણભંડાર, આપણ આહિર દુર્બળ અવતાર.
તે પહેરે પટોળી ચીર નિર્મળાં, આપણે પહેરીયે જાડા કામળ,
તેને મુક્તાફળ માળા મોટી, બાઈ આપણી કોટે ચણોઠી
તેને શિશફૂલ સેંથો રાખડી, આપણે મહીની ગોળી ચડી:
તે જાણે ઉગટ કરી મુખમાંજી, આપણ ન જાણીએ લોચન આંજી.
તેને સમભૂમિનાં મંદિર ખરાં, આપણને વસવા નીચાં છાપરાં;
તે પંચામૃત જમાડે સુંદરી, આપણે પાઈયે છાસ વાટકો ભરી.

* આ ઓગણચાળીશમા અધ્યાયમાં ભગવાન મથુરામાં જતાં ગોપીઓએ વિરહના વિલાપ કર્યા અને અક્રૂરજીને યમુનાજીમાં વિષ્ણુ લોકનું દર્શન થયું. તે કથા છે

ચોર ચોર કરી આપણ વઢડીયાં, ક્યાં નગ્રનાયિકા ક્યાં ગામડીયાં;
ક્યાં કનક ને ક્યાં કથીર, ક્યાં ઉત્તમ ક્ષત્રી ક્યાં આહિર.
બાઈ જ્ઞાન નંદરાયનું ગયું, પાપી અક્રૂરનું માન્યું કહ્યું,
થઈ મૂર્ખ યશોદા માવડી, કાળ જ પુત્રને મૂકે કહાડી
ગોપી આકુળવ્યાકુળ હોય, તે શરદસુખ સંભારી રોય,
બાઈ કોણ વાંસળી વજાડશે, કોણ રાસક્રીડા રમાડશે.
દાણ લેવા ઘાટ કોણ રોકશે, વ્યંગ વચન કોણ કહી ટોકશે,
જેણે ચંદન ચરચી દઝાડ્યાં, ઉંચાં ચડાવી પછાડ્યાં.
બાઈ રંકને કેમ છાજે મણિ, અભાગિયા ને અનાથ ધણી,
માન સુકનબાઈ થાય છે ઘણા, હરિ તરછોડે એમાં નહીં મણા.
પછે બ્રહ્માને સહુ દે છે ખોડ, કાં સંયોગ મળ્યો રણછોડ,
સંયોગ કરી કાં કરે વિયોગ, કેમ સહેશું વિયોગ લક્ષણ રોગ.
એ રોગને ઔષધ કાંઈ નહિ મળે, એ ગુમમાર અંતરપર જળે,
ધન્વંતરી જો વાહારે ધાય, પણ દીર્ઘ રોગ દૂર નવ થાય.
હારી જાયે અશ્વિનીકુમાર, ન ભેદે ઔષધનો ઉપચાર,
તો વ્યાધિ અમારો તતક્ષણ ટળે, જો ફરી મોરલીધર મળે.
બ્રહ્મા તુજ કને માગું એહ, તું રખે આપતો માનુષી દેહ,
જો આપે માનુષાવતાર, તો ન કરીશ કોઈસું મિત્રાચાર,
જો મળે શુભ મિત્ર સંયોગ, તો નવ પાડીશ વળતો વિયોગ,
જો વિયોગ દેહ અંત-કરણ, તો ઉતાવળું તું આપે મરણ
ધન્ય મૃત્યુ જીવવું ધિક્કાર, જો મેલી જાયે પ્રાણાધાર,
હે બ્રહ્મા એક તેં કૂડું કર્યું, જે અક્રૂર* નામ પાપીનું ધર્યું
ઉદવસ્ત† કરે છે ગોકુળ ગામ, એ દુષ્ટનું ઘટે ક્રૂર‡ નામ,
અમારે લલાટે તેં લખ્યા અક્ષર, સદા ગોપી રમશે કમળાવર
તે અક્ષર ભૂસે છે અક્રૂર, ધાઓ વાહારે વહેલા થાય અસૂર§,
રાતાતળી થાય અક્ષર શ્યામ, તો અચળ વિધિ નહીં તારું નામ
ઠગરૂપ બ્રહ્મા અમો ઓળખ્યા, મથુરાંની સ્રીને અક્ષર લખ્યા,
સુકિત અમારાં સર્વે ગયાં, અમો જેવાં હુતાં તેવાં રહ્યાં.
ઘણા યાદવ મૂઆ મથુરાં મહાંય, તો અક્રૂર પાપી જીવ્યો કાંય,
શકટ હવડાં જોતરાશે, બાઈ રથે બેસી જીવન જાશે.
માંહો માંહે વાત કરે સુંદરી, શ્રીકૃષ્ણ વિના જીવશું કેમ કરી,
હોય દીપક વહોણું જેવું ગેહ, બાઈ પ્રાણ પાખે જેવો દેહ.
થાય જળવિના જેવી વેલડી, રાણી વિના જેમ સાહેલડી,
મણિધર વિના જેવી કાંચળી, બાઈ યથાનેત્ર ગઈ પૂતળી.
વિનય રહિત જેવી રસના, તેવાં આપણ વિઠ્ઠલ વિના,
ચાંદ્રણી ચંદ્ર વિના જેમ થાય, ગોવિંદ વિના તેમ થાશે ગાય.
સૂર્ય વિના જેમ હોય ગગંન, શ્રીકૃષ્ણ વિના તેમ વૃંદાવન,
ભરતાર વિના નારીનાં સ્તંન, ગોપાળ વિના તેમ ગોવરધંન.
મૃગ વિના જેવી મૃગલી, વ્હાલા વિના તેવી વાંસળી,
જેમ છત્ર વિના જેષ્ઠિકા પડી, હરિ વિના તેવી લાકડી.
રાજા વિના છત્ર સૂનું યથા, મોરપીછ મુગટ તેવો સર્વથા,
જેમ ધનહીન વેપારી થાય, તેવે રૂપે થાશે નંદરાય.

જેમ જળ વિના નીરસ વાવડી, તેવી થાશે યશોદા માવડી,
એવા વિચાર કરે કામિની, રોઈ રોઈ ખોઈ આખી જામિની.
શુકજી કહે સાંભળ ભૂપાળ, સાવધાન થયા સહુ ગોવાળ,
દૂધ દધિ ઘૃત ને નવનીત, લીધી ભેટ મળવાની રીત.
ઉન્મત્ત સાંઢ શકટ જોતર્યાં, ગોપ તતપર થઈ પરવર્યાં;
પછે રામ કૃષ્ણ કીધા સાંતરા, નંદરાય અતિ હરખે ભર્યાં.
શ્રીકૃષ્ણને શિક્ષા દે છે નંદ, કેવા ડાહ્યા થાઓ છો ગોવિંદ;
ઘણું દોહેલું છે રાજદ્વાર, તું ધૈર્ય રાખજે પ્રાણ આધાર.
પ્રથમ પ્રણામ જઈ કીજીએ, જીકાર કરી ઉત્તર દીજીએ;
કીજીએ વાત બોલતાં નવ બીજીએ, કાંઈ આપે તે શિરનામી લીજીએ.
સભામાં અરુપરુ નવ જોઈએ, મારા દામોદર ડાહ્યા હોઈએ,
પ્રથમ મુહુર્ત્ત કરાવ્યું આજ, સંતોખવો છે કંસ મહારાજ.
યશોમતિ કરાવે શૃંગાર, મારો પુત્ર જોઈ આવશે રાજદ્વાર;
પંચગવ્ય રક્ષા બહુ કરી, સુત સાંજે વહેલા આવજો ફરી.
જો વાસો રહેશો મથુરાંમાંય, તો તું વિના મારી રાત ન જાય,
નહીં તો નંદ તમો વાસો રહેજો, પણ કૃષ્ણને ઘેર મોકલી દેજો.
દધીપ્રાશન કીધું ભોજંન, છેડે ખાવું કાંઇ કીધું બંધન;
બીજા ગોપને કહે યશોદા માવડી, શ્રીકૃષ્ણને સૂનો મા મૂકશો અધઘડી.
હળધરને સોંપી આપ્યા હરિ, ગરી જાઉં હું મીઠડાં કરી,
વ્રજવાસીને હરિ મૂકી કેડ, પરિબ્રહ્મને માયા કેમ પીડે.
પરિત્યાગ ગોકુળનો કરે, ગોપવધૂ સહુ આંસુ ભરે;
કપાળે કુમકુમ ચાંદલા કરી, શુભ અક્ષત તે ઉપર ધરી.
કુશળ દક્ષિણા આપી ઘણી, મહાવ પધારે મથુરાં ભણી,
જેમ માતપિતા બાળકને હણે, તેથી વ્રજમન કીધું ઘણે.
ઉછેર્યાં વૃક્ષને છેદે માળી, વિયોગ ખડ્ગે છેદી વ્રજબાળી,
જેમ જેમ હરિ બહાર પગલાં ભરે, તેમ તેમ ગાય હીંસારા કરે.
જેમ જેમ સૂરજ અસ્તાચળ જાય, તેમ તેમ અંધકાર બહુ થાય,
જેમ જેમ ચાલે જુગદાધાર, તેમ તેમ ગોકુળ થાય સૂનકાર.
ફેરવ્યો ગાયને વાંસે હાથ, વાછરુને ચાંપ્યાં હૃદયા સાથ;
માયા ઉતારી સુરભિ તણી, માત યશોદા દીસે દયામણી.
જનુનીને ભેટ્યા ભુજ ભરી, પ્રભુને આંસુ પડ્યાં નીસરી;
યશોમતિનું હેત સાંભર્યું, વ્યાપી માયા બ્રહ્મપણું વીસર્યું.
શત કલ્પ સેવા કરવા રહીએ, પણ માને ઓશિકળ નવ થઈએ.
મેં ઘણે ઠામ લીધો અવતાર, પણ માતનું સુખ લીધું આવાર;
શત સહસ્ર સગપણ છે સર્વથી, પણ જનુનીનું હેત ક્યાંએ નથી,
હું વિના ગોપી જીવશે કેમ કરી, મુને મળી પતિલજ્જા પરહરી.
વસુદેવ દેવકી કોણ અક્રૂર, વ્યાપી માયા નયણે વહે જળ પૂર,
ફરી આપ સંભાર્યું હરિ, કીધું હાસ્ય માયા પરહરી.
કોની ગાય ગોપી યશોમતિ, નિર્લેપ બ્રહ્માને માયા નથી,
હસતાં અંબાને પાગે પડી, અક્રૂરને રથ જઈ બેઠા ચહડી.
શું જાણે યશોદા ઘેલી થઈ, જુએ જાતો જીવન ઉભી રહી;
એક ઘડી નથી કીધા વેગળા, તમો સહવારા આવજો શામળા.

* ઘાતકી નહીં તે, નિર્દય નહીં તે. † ઉજ્જડ કરનુ તે ‡ નિર્દય-ઘાતકી § આ ઠેકાણે અસૂર એટલે મોડું એમ અર્થ છે

રસોઇ કરી હું જોઉં વાટ, કરશો વિલંબ થાશે ઉચ્ચાટ;
પછે હા કહી રથ હાંકયો હરિ, દીધી આશ માએ જાણી ખરી.
ગોપિકાને કીધી કરની સાન, ઉતાવળો રથ ખેડ્યો ભગવાન;
ગોપિકાએ કપટ જાણ્યું તત્કાળ, છેહ દીધો છળ કીધું ગોપાળ.
બાઇપ્રાણ જાય ત્યાં લજ્જા કશી, નિર્લજ્જ થઇ સહુ પૂઠે ધસી;
શુભ સ્નેહને પ્રગટ જ કર્યો, ફરી વળી રથ હાથે ધર્યો.

વલણ

ધર્યો રથ જઇ ગોપીએ, શ્યામા સહુ વીંટી વળીરે;
સમશ્યા કરે શામળો પણ, તિલ ન થાય વેગળીરે.

---

### કડવું ૧૧૧ મું-રાગ મેવાડા

નહીં જાવા દીજેરે, જીવન નહીં જાવા દીજે,
નહીં દીજે જાવા નાથજીરે, તમને નંદરાયની છે આણ;
પાછા વળશો હાર માનીરે, તમને જોડી કહું છૌં પાણ-નહીં.
કપટ દીસેરે, કહાના કાંઇ કપટ દીસે,
કપટ ભાસે અમનેરે, પડી પેટડીયામાં ફાળ;
ગોપી દેહ શામળીયોરે, આત્મા લેઇ ચાલ્યો અક્રૂર કાળ-નહીં.
સુકન માઠારે, થાય અમને સુકન માઠા,
સુકન માઠેરા થાય તે હોમીએરે, ઝાંખો ગગને સૂર;
દવ લાગો વૃંદાવનેરે, યમુના શોણિત પૂર-નહીં.
ગોકુળ સૂનુંરે, શામળીયા ગોકુળ સૂનું,
ગોકુળ સૂનું શામળારે, સૂની તમારી ગાય;
અમો નિરભાગી આહિરડાંરે, અક્રૂર લૂંટી જાય-નહીં.
કો વાહારે ચડજોરે, કો વાહારે ચડજો,
કો વાહારે ચડજો રાંકનીરે, અમો અબળા છૌં બળહીન;
કૃષ્ણ વિના શું જીવુંરે, અમો દૈવે કીધાં દીન-નહીં.
અમો સાથે આવુંરે, પ્રભુ અમો સાથે આવું,
સાથે આવું શામળારે, નથી કુટુંબનો અરથ;
સેરડામાં સુતી સુંદરીરે, હાંકો હ્રદયા ઉપર રથ-નહીં.
સ્નેહ સંભારોરે, શામળીયા સ્નેહ સંભારો,
સ્નેહ સંભારો શ્યામજીરે, શરદ સમેની રાત,
પાછા વળો કે પ્રગટ કરું રે, કો વૃદ્ધ સાંભળશે વાત-નહીં.
બાંધી મૂઠીરે, રાખીએ બાંધી મૂઠી,
બાંધી મૂઠી રાખીએરે, ઉઘાડે અનરથ;
અમો નિર્લજ્જ થઇને બોલશુંરે, નથી વારવા કો સમરથ-નહીં.
અમો દાસી તારીરે, દામોદર દાસી તારી,
દાસી છૌં અમો તારીરે, તું સ્વામી દીન દયાળ;
પ્રાણનાથ પોતાનો પરહરેરે, કોણ બીજું લે સંભાળ-નહીં.
શો વાંક અમારોરે, વહાલા શો વાંક અમારો,
શો વાંક અમારો વિઠ્ઠલારે, જે મૂકો છો મહારાજ;
જો તુચ્છકારી તરછોડશોરે, તો જીવ્યાનું શું કાજ-નહીં.
અમો આગમ જાણ્યુંરે, વહાલા અમો આગમ જાણ્યું,
આગમ સૂઝે શામળારે, મનને નિશ્ચે થાય;
હવે માગવું દોહેલુંરે, નહીં આવો ગોકુળ મહાંય-નહીં.
છૂટી વેણીરે, કોની છૂટી વેણી,
છૂટા કેશ ઉઘાડાં મસ્તકરે, પટકુળ સોમ ભરાય;
મુખમાં મૂકે દશ આંગળીરે, અબળા આડી થાય-નહીં.
આંસુ ભરતીરે, શ્યામા આંસુ ભરતી,
આંસુ ભરતી ભામિનીરે, પટ પાથરી માગે માન;
રખે ધીરો પાપી કંસનેરે, કાંઈ કહ્યું માનો કહાન-નહીં.
લજ્જા મૂકીરે, ગોપીએ લજ્જા મૂકી,
લજ્જા મૂકી ગોપીએરે, બાઈ પ્રગટ કહો ભરથાર;
સ્ત્રી થઈને પાલવ ઝાલોરે, શું કરશે સંસાર-નહીં.
મનનું કારણરે, ગોપીનાં મનનું કારણ,
મનનું કારણ ઓળખ્યુંરે, સાચે વઢશે વ્રજનાર;
ભાર પોતાનો રાખવારે, રથથી ઉતર્યા મોરાર-નહીં.
અળગી તેડીરે, ગોપી સહુ અળગી તેડી,
અળગી તેડી સુંદરીરે, કરની કીધી સાન;
દશને* રસના ડંસીરે, શિર ધુણાવે ભગવાન-નહીં.

શ્રીભગવાનુવાચઃ-

ઘેર પધારોરે, ગોપી ઘેર પધારો-ટેક
ઘેલાં ન થઈયેરે, એમ ઘેલાં નવ થઈયે,
ન થઈયે ઘેલાં સુંદરીરે, છે કઠિણ લોકાચારઃ
બ્રહ્મચારી મુને સહુ જાણે છેરે, કાં ભાંજો છો તમો ભાર-ઘેર૦
ઘણી પ્રીત તમારીરે, બાળા ઘણી પ્રીત તમારી,
તમારી પ્રીતને દોરડે, હું બાંધ્યો છૌં નિરધાર;
આ વચન મારું માનજોરે, હું ફરી મળીશ એકવાર-ઘેર૦
ભરમે ભૂલીરે, ગોપિકા ભરમે ભૂલી,
ભરમે ભૂલી ભામિનીરે, ન પ્રીછી બોલ્યાનો અર્થ;
છળ કરી છબીલો ચાલ્યોરે, પછે હાંકી મૂકયો રથ-ઘેર૦

---

### કડવું ૧૧૨ મું-રાગ ધનાશ્રી મેવાડો

વાહી વ્રજનારી હો, રથ હાંક્યો હરિ;
છેક છેહ દીધો હો, નવ જોયું ફરી. ૧
મોહન પધાર્યા હો, શ્રી મથુરાં ભણી;
આશાએ બાંધી હો, નારી વ્રજ તણી. ૨
યમુનાના કરાડા હો, ગોપી ફરી જુએ;
રથ જાય વેગળે હો, તેમ તેમ ઘણું રુએ. ૩
ધ્વજા રથની હો, દીસે ફરકતી;
વિયોગે વ્રેધી હો, અબળા લટકતી. ૪
રથ રેણુ ઉડે હો, નાથ ગયા વેગળે;
નિરખે નાથને હો, નિમેષ† ના મળે. ૫
કાજળ ધોવાયાં હો, રોઈ રાતી આંખડી;
છેતરી છબીલે હો, વ્રજવધૂ રાંકડી. ૬

---

* દાંતે † આંખ મીચ ઉઘાડ કરવી તે.

કો ધાય પૂઠળે હો, કો દ્રુમપર ચડે,
લેતી વારણા હો, કાંઈ એક દૃષ્ટિ પડે ૭
કો એક બેઠી રો, કર મસ્તકે ધરી,
કો સુકન જોતી હો, ફરી આવશે હરિ ૮
હેઠા ઉતરીને હો, વાત છાની કરી,
તે પગલા પેખે હો, અબળા મોહ ભરી ૯
તે ચરણની રેણું હો, ગોપી વદન કરે,
દૃષ્ટ મથુરા ભણી હો, પાછી નવ ફરે ૧૦
ઘણું દોહેલે હો, ગોપી ઘેર ગઈ,
નર્જની વેદના હો, કેમ જાએ કહી ૧૧
સાંભળ રાજા હો, શુકજી ઓચરે,
મારગમાં જાતા હો, અક્રૂર ચિંતા કરે ૧૨
ધિક બુદ્ધિ મારી હો, કોણ કર્મ આચરું,
બાળક બેહુ સોગા હો, કેમ લઈ સાચરું ૧૩
કપટી રાજા હો, કંસ કૂડે ભર્યો,
બાળકનું શું ગજું હો, સદેહ મન ધર્યો ૧૪

વલણ

સંદેહ અક્રૂરને થયો, એ રામ કૃષ્ણનું શું ગજુંરે,
પાછી વાગુ બાગને, મર્યાદા કંસની તજુંરે. ૧૫

---

કડવું ૧૧૩ મું–રાગ ધનાશ્રી

અક્રૂરને ચિંતા થઈ મનમાં, બાળકની શી પેરજી,
કેમ કુશળ હોયે પોપટને, પડ્યા પારધી ઘેરજી ૧
શ્યામવર્ણ મુખ મારુ થાશે, જો કંસ કરશે ઘાતજી,
બાળક બેહુને વળાવું પાછા, કહું કપટની વાતજી ૨
વિચારતા આવ્યુ યમુના તટ, ઉતરવાને ઘાટજી,
અક્રૂર ચાલ્યા મર્જન કરવા, અંતરમાં ઉચાટજી ૩
પ્રાત.સ્નાન કરો બેહુ બાંધવ, ઉત્તર દે કૃષ્ણ દેવજી,
આહિરને ઘેર અમો ઉછર્યા, નથી નહાવાની ટેવજી ૪
તમો સ્નાન કરો કાકાજી, નહાયા નહીં જગદીશજી,
કેવળ બાળક કૃષ્ણજી જાણ્યાં, કાકે ધૂણાવ્યું શીશજી ૫
અક્રૂરજી પેઠા યમુનામાં, શ્રી કૃષ્ણે કૌતુક કીધુંજી,
ઉદકમાહે કાકાજીને, હરિએ દરશણ દીધુંજી ૬
રામ કૃષ્ણ બે જળમાં દીઠા, અક્રૂર વિસ્મે થાયજી,
હમણા રથ ઉપર બે હુતા, કેમ આવ્યા જળ માંહ્યજી ૭
અક્રૂરે જોયું બહાર નીસરી દીઠા રથ ઉપર બે ભાઈજી,
બીજી વાર જોયું જળ મધ્યે, સૂતા છે શેષશાયીજી ૮

વલણ

શેષ રૂપ અનૂપ દીઠું, અક્રૂર વિસ્મે થાયરે,
ભટ પ્રેમાનંદ કહે કથા, થયો ઓગણચાળીશમો અધ્યાયરે ૯
ઇતિ શ્રીમદ્ભાગવતે દશમસ્કંધે એકોનચત્વારિંશોઽધ્યાય ॥ ૩૯ ॥

---

## અધ્યાય ૪૦ મો*

### કડવું ૧૧૪ મું–રાગ દેશાખની ચોપાઈ

શુક કહે સાંભળ પરીક્ષિત ભૂપ, અક્રૂરે દીઠું બ્રહ્મસ્વરૂપ,
જળ માંહે દીઠા જુગતાત, શેષશાયી સુતા સાક્ષાત
અષ્ટ મહા સિદ્ધિ ઉભી છે દ્વાર, ચરણ તળાસે કમળા નાર,
શેષ રૂપ છે રોહિણી તન, તેને પૂંઠે કીધુ લબાસન
બ્રહ્માજી ઉભા છે એક પાસ, એક પાસે બેઠા પતિ કૈલાસ,
વેદ સ્તવે છે બંદી સમાન, ઋષિ નારદ કરે સંગીત ગાન
નવનિધિ દાસ સેવા કરે, પ્રભુ કોટિ ઇંદુની શોભા ધરે,
ભક્તિ મુક્તિ બેહુ ઉભી દાસ, એવા અક્રૂરે દીઠા અવિનાશ
હરખે આંસુ લોચનથી ખરે, અક્રૂર સ્તવન કેશવનું કરે,
નમો જગતપિતા નમો નારાયણ, નમો આદિ રૂપ નમો પરાયણ.
નમો નરકનિવારણ વિશ્વાધાર, નમો સાકાર નમો શૂન્યાકાર,
નમો માયાતીત ગુણાતીતરામ, નમો શાંતાશાંતિ વિશ્વવિશ્રામ
નમો પ્રપચપર પરમાવધિ, સસાર રોગ નાશ ઔષધિ,
અવિગતિ મહાગતિ ગહનગતિ, સર્વેશ્વર પરમેશ્વર પ્રાણપતિ
છે આદિ અંત્યે મધ્યે સમાન, નહીં નામ ઠામ ગામ ભગવાન;
અકળ મહાબળ નિર્મળ નામ, સર્વ ઘટનાયક પૂરણ કામ
નિષ્કર્મ બ્રહ્મ સદોદિત ધામ, છો ભક્તવત્સલ પૂરણ રામ,
તારી સત્તાએ ઉભો સસાર, મોટા યોગેશ્વર નવ પામે પાર
તું વિરાટ વામન રૂપ અરૂપ, તું સચ્ચિદાનંદ છે ચિદ્રૂપ,
થાકી સરસ્વતી થાકા વેદ, હું પામર કેમ કરી પામું ભેદ
શાસ્ત્ર પુરાણે કાંઈ એક કહ્યું, તો માનુભાવથી લોકે લહ્યું,
તું સહસ્ર શીર્ષ રૂપ અકળ, વિકાસ્યુ તારુ નાભિકમળ
તે કમળથી બ્રહ્મા ઉપન્યો, તે બ્રહ્મા અંશ બ્રહ્મ રૂપનો,
બ્રહ્માએ તપ કીધું અત્યંત, તમો આજ્ઞા આપી શ્રીભગવંત.
સકળ સૃષ્ટિ બ્રહ્માએ કરી, માંહે સત્તા તેજ તમારુ ધરી,
ચૌદ લોક ત્રણ બ્રહ્માંડ, સપ્તદ્વીપ કીધા નવ ખંડ
સાગર સરિતા શૈલ ને સર્પ, ચતુર્વર્ણ પ્રજા મંત્રી નૃપ,
અંબર અવનિ અમર દાનવ, પતંગ પશુ પક્ષી માનવ
શશક મશક કીટ જળચર, સઘળે તું વ્યાપ્યો પરમેશ્વર,
નામ બ્રહ્માનું પણ કર્તા તૂય, વિરંચિ બાપડો સમજે શૂય.
બ્રહ્માંડ ત્રણ કો કહે એકવીશ, કો કોટિ બ્રહ્માંડ કહે છે જુગદીશ,
તારે રોમ અગ્રે બ્રહ્માંડ અનંત, એકેક બ્રહ્માંડે વસે બહુ જંત
જેમ ઉંબરના વૃક્ષને ફળ બહુ તે ફળના જંતુનો પાર ન લહુ,
એકેક ફળમાં નવ નવ ખંડ, તે ફળને જીવ જાણે બ્રહ્માંડ
ખંડખંડના જીવ ઓળખતા નથી, પ્રભુ તારી મોટી ગહનગતિ.
ધુંવરના જીવ કરે છે વિચાર, છે આ બ્રહ્માંડ એમાં સંસાર

---

* આ ચાળીશમા અધ્યાયમાં અક્રૂરજીએ શ્રીકૃષ્ણને પરમેશ્વર માની પ્રણામ કરતા સગુણ અને નિર્ગુણ ભેદથી ભક્તિપૂર્વક સ્તુતિ કરી તે કહ્યું છે

અંતર મધ્ય ઉપર જો ચડે, બીજા ખંડમાં જીવ તે ભૂલો પડે;
તે ફુળમાં સ્વર્ગ મૃત્યુ પાતાળ, ઉત્પત્તિ સ્થિતિ લય તેમાં કાળ.
તે ભૂલા ભમે ધુલરમાં પડ્યા, તે બ્રહ્માને શું જાણે જીવડા;
ભાગે ધુલર બાહેર નીસરે, પછે આ બ્રહ્માંડ અવલોકન કરે.
દેખે સુર ચંદ્ર પૃથ્વી આકાશ, ફુળ બ્રહ્માંડ જવ પામ્યું નાશ;
પૃથ્વી ધુલરનો પ્રાણી હૂંથ, અક્રૂર કહે સ્વામી સમજું શુંય.
અનંત ધુલર ફુળ અનંત, એકેકા ફુળમાં કોટી જંત;
તેમ પૃથ્વીમાં હું પામર પ્રાણી, માયા બંધે હું બાંધ્યો છૌં તાણી,
શંખાસુર મહા ઉન્મત્ત થયો, તે વેદ ચારને ચોરી ગયો;
મૂકાવવા વેદ લીધો અવતાર, તે મચ્છરૂપ તુંને નમસ્કાર.
સમુદ્રનું કરવા મથંન, કમઠ* રૂપ લીધું ભગવંત;
ચૌદ રત્ન તેં કાઢ્યાં બહાર, તે કચ્છરૂપ તુંને નમસ્કાર.
હિરણ્યાક્ષે જવ અવની હરી, કીધી વહાર વરાહ દેહ ધરી;
હણ્યો અસુર કરી ગદા પ્રહાર, તે શૂકરરૂપ તુંને નમસ્કાર.
પ્રલ્હાદ બાંધ્યા સ્તંભસું તાણી, કીધો કારવાસ કરુણા આણી;
હિરણ્યકશ્યપ ચીર્યો જગદાધાર, તે નૃસિંહરૂપ તુંને નમસ્કાર.
અશ્વમેધ કીધા બળિભૂપ, બાપ થયો તું બાળક રૂપ;
વિશ્વરૂપ ધરી વ્યાપ્યો સંસાર, તે વામનરૂપ તુંને નમસ્કાર.
બ્રહ્માને આપવા ઉપદેશ, ધર્મ પાળવા ટાળવા ક્લેશ;
પ્રતિબોધ્યા સનકાદિક ચાર, હંસરૂપ તુંને નમસ્કાર.
વેન વપુ થકી અવતર્યા, તમો સુરભિરૂપે દોહી ધરા;
બાંધી નીતિ શીખવ્યો સંસાર, તે પૃથુરૂપ તુંને નમસ્કાર.
અત્રિવંશ ઉદયા અવિનાશ, અષ્ટાંગ યોગ પોખ્યો અવિનાશ;
પૂજાવી પાદુકા ધર્મ વિસ્તાર, તે દત્તાત્રેય તુંને નમસ્કાર.
કર્દમ ગૃહે ઉદયા ભગવાન, માતાને આપ્યું નિજ જ્ઞાન;
દેવહૂતી કીધી બ્રહ્માકાર, તે કપિલરૂપ તુંને નમસ્કાર.
અસુર કુળને કરવા ક્લેશ, નિજ ભક્તને દેવા ઉપદેશ;
વીણામાં ગાયા વેદ ચાર, તે નારદરૂપ તુંને નમસ્કાર.
ક્ષમા શાંત અહિંસા નેમ, સમદર્શી સહુ પ્રાણી પ્રેમ;
ખટ ચક્ર ભેદ કીધો વિસ્તાર, તે ઋષભદેવ તુંને નમસ્કાર.
ગજરાજ જવ ગ્રાહે ગ્રહ્યો, માતંગ† મૃત્યુતુલ્ય તવ થયો;
તેની વહારે ધાયા વિશ્વાધાર, તે હયગ્રીવરૂપ તુંને નમસ્કાર.
શેષનાગને દેવા જ્ઞાન, બ્રહ્મચર્ય ધર્મ પાળ્યો ભગવાન;
સાધ્યો યોગ પ્રણવ ઓંકાર, તે સનકરૂપ તુંને નમસ્કાર.
થયા ઉન્મત્ત ક્ષત્રી તેન, તેં હણ્યો રાજા સહસ્રાર્જુન;
નક્ષત્રી કીધી એકવીસ વાર, તે પરશુરામ તુંને નમસ્કાર.
વૈદેશ્વર દેવતા વદે, ચૌદ રત્નમાં રૂપ કીધું ઉદે;
ઉપકાર કારણ ઔષધ ઉપચાર, તે ધન્વંતરીરૂપ તુંને નમસ્કાર.
તેં અસુર સૈન્ય સકળ વાહ્યું, અમૃત દેવને પ્રીતે પાયું;
તેં નારી થઇ મોહ્યો સંસાર, તે મોહિનીરૂપ તુંને નમસ્કાર.

* કર્મ-કાચબાનું. † હાથી.

કૌશલ્યા ગર્ભરત્ન રઘુવીર, શલ્યા તારી બાંધ્યું સાયરનીર;
રાવણ કુળ કીધો સંધાર, તે રામચંદ્ર તુંને નમસ્કાર.
તેં ધર્મ નિત્ય કીધું નિર્માણ, કર્યાં શાસ્ત્ર અઢાર પુરાણ;
પરાશરનંદન પરમ ઉદાર, તે વ્યાસરૂપ તુંને નમસ્કાર.
તાપસ રૂપ ધર્યું જુગદીશ, તપ કીધું વર્ષ સહસ્ર છત્રીશ;
ઉર્વશીને આપ્યો અવતાર, તે નરનારાયણ તુંને નમસ્કાર.
તું હળધર તું અર્જુન રૂપ, ગોપવેશ તું બ્રહ્મસ્વરૂપ;
બુદ્ધ કલ્કી અગ્રે અવતાર, શ્રીકૃષ્ણ બ્રહ્મ તુંને નમસ્કાર.
હું અપરાધી કૃતારથ થયો, પાપ ઓઘ તુંજ દર્શને દહ્યો;
યશોનંદ જગદાધાર, જય ગોકુળનાથ તુંને નમસ્કાર.
તું પરમેશ્વર સર્વેશ્વર હરિ, ચરાચર વિશ્વ રહ્યો વિસ્તરી;
દુષ્ટ હણવા તું લે છે અવતાર, વસુદેવપુત્ર તુંને નમસ્કાર.
હરખ આંસુ અક્રૂરને ઝરે, હું દાસ દાસ વાણી ઓચરે;
તેં હણવા કંસ ધર્યો અવતાર, જય ગોકુળનાથ તુંને નમસ્કાર.
એવી સ્તુતિ અક્રૂરની સુણી, કૃપા કરી કહે ત્રિભુવન ધણી;
સાધુભક્ત કાંઈ માગ વરદાન, અક્રૂર કહે ચરણે રાખો ભગવાન.
સદૈવ સેવા કરું તુજતણી, કરો કલ્યાણ કંસને હણી;
સફળ થશે માગ્યું વરદાન, શેષશાયી રૂપ થયું અંતર્ધાન.
તે ઇંદ્રજાળની પેરે થયું, સ્વપ્ન સરખું આવી ગયું;
અક્રૂર નીસર્યા જળથી બહાર, રથપર દીઠા દેવમોરાર.
શત જન્મનું પાતિક બળે, અક્રૂર સ્તુતિ કરે સાંભળે;
શુકજી કહે સાંભળિયે રાય, પૂર્ણ થયો ચાલીશમો અધ્યાય.
વક્તા કવિતા શ્રીગોવિંદ, નિમિત્ત માત્ર છે પ્રેમાનંદ;
છે કાલા વાલા હરિ ગુણગ્રામ, શ્રોતાજન કહો સીતારામ.

વલણ

સીતાપતિ રામ કહો પ્રાણી, જન્મ સાર્થક થાયરે;
ભટ પ્રેમાનંદ કહે કથા, થયો ચાલીશમો અધ્યાયરે.

ઇતિ શ્રીમદ્‌ભાગવતે દશમસ્કંધે અક્રૂરસ્તુતિકથન નામનો
ચત્વારિંશોઽધ્યાયઃ ॥ ૪૦ ॥

---

## અધ્યાય ૪૧ મો*

### કડવું ૧૧૫ મું-રાગ રામગ્રી

**શ્રી શુકઉવાચઃ-**

અક્રૂરજીને પ્રભુજી પૂછેજી, ઘણીવાર લાગી કાકા શું છેજી.

ઢાળ

શું છે કાકા કૃષ્ણ પૂછે, કાં નહાતાં લાગી વાર;
સૂરજ તો ઉંચા રહ્યા, કોને જળમાં કીધો નમસ્કાર. ૧
નીરમાં નીચા થઈ, કોણ સાથે કીધી વાત;
અહીં એહ અમો સર્વ દીઠું, કહોજી કારણ તાત. ૨

* આ એકતાલીશમા અધ્યાયમાં મથુરામાં પેસતાં શ્રીકૃષ્ણે ધોબીને મારેલો અને પછી સુદામા નામના માળી તથા દરજીપર પ્રસન્ન થઇ તેમને વરદાન દીધાની કથા છે.



અક્રૂરને યમુનામાં વિષ્ણુના દર્શન થાય છે

"ગુજરાતી" પ્રેસ, ફોર્ટ, મુંબઈ-૧



શ્રીકૃષ્ણ કુબડી કુબ્જાને સ્વરૂપવાન બનાવે છે

'ગુજરાતી' પ્રેસ, ફોર્ટ, મુંબઈ-૧

શું દર્શણ પામ્યા વરુણનું, કે દીઠું યમના રૂપ;
તમો આવડું કોને નમ્યા, કહો યાદવ ભૂપ. ૩
અક્રૂર વળતું બોલીયા, વડ્યો છબીલા છેક;
રથ ઉપર તે જળ વિષે છે, દર્શન બન્ને એક. ૪
ધૈર્ય આવ્યું ભ્રાંતિ ભાંગી, નિવરત્યું અજ્ઞાન;
મન મારું નિરભે થયું, એ થકવા કંસ રાજાન. ૫

**શ્રી ભગવાનુવાચઃ–**

સંકલ્પ વિકલ્પ પરહરો, નિરભે થાઓ તાત;
કોણ કોને મારશે, દૈવની વિપરીત વાત. ૬
કાંઈ પ્રાતઃકાળે દેખશો, થશે જે થાનાર;
અક્રૂર રથ બેસાડીયા, ચાલીયા જુગદાધાર. ૭
જેમ દીપક આવે ઘર વિષે, ગગનમાં શશિભાણ;
તેમ મથુરામાં આવિયા, ગૌર શામળવાન. ૮
જગ્ત તારણ ઉતરયા, નાવે તે યમુના તીર;
ઉગ્રસેનની વાડી વિષે, ઉતરયા સહુ આહિર. ૯
દિવસ ઘટિકા ખટ રહ્યો, અક્રૂરને કહે નન્દ;
કંસને કાલે મેળવશું, બાળક રામ ગોવિંદ. ૧૦
આ વાડી માંહે નિશા રહેશું, અક્રૂર કહે ભલું રાય;
કાકા આવ્યા કૃષ્ણ પાસે, છે મનોરથ મન મ્હાંય. ૧૧
અક્રૂરજી વિનતિ કરે, અભિલાખ પહોંચે પૂર્ણ,
હું દાસ ગૃહે કૃપા કરો, પ્રભુ પધારો પ્રાહૂણ. ૧૨
કૃષ્ણ કહે નથી કંસ મારયો, નથી થયાં માબાપ મુક્ત;
કાર્ય થયા વિના પ્રોહોણુ જમું, એ દેખીતું છે અયુક્ત. ૧૩
અમો કંસને ઘેર આવિયા, નથી મળ્યા મથુરાં રાય;
આજ્ઞા વિના પ્રોહોણા જમું તો, મામાજી દૂભાય. ૧૪
અક્રૂરજીને વચન આપ્યું, નેહે નન્દકુમાર;
કો સમે હું પ્રોહોણો આવીશ, અણતેડયો એકવાર. ૧૫
સમાચાર જઇ કહો કંસને, આવ્યા નન્દકુમાર;
ભૂપ તમને ભેટવાનો, કીધો કાલ વિચાર. ૧૬
જાજો કારાગૃહ ભણી, કાંઇ કરજો કરની સાન;
જણાવજો માબાપને જે, આવ્યા રામ ભગવાન. ૧૭
થઇ અવધ વરસ અગિયારની, તે જાણે છે વસુદેવ;
સમશ્યા કરજો તાતને, તે સમજશે તતખેવ. ૧૮
એમ કહી અક્રૂર વળાવ્યા, તે ગયા રાજદ્વાર;
પાસે બેસાડી કંસ પૂછે, કહોજી સમાચાર. ૧૯
કાંઈ થયું ઇચ્છયું આપણું, આવ્યા કેશવ રામ;
અક્રૂર કહે હા ભૂપતિ, તે સિદ્ધ પામ્યું કામ. ૨૦
વાડી માંહે ઉતર્યાં, સર્વ ગોપનો પરિવાર,
ભલી ભાતે મળવા આવશે, કાલે નન્દના કુમાર. ૨૧
મેં જેમ મન ચિંતવ્યું, તે થયું ને થાશે;
અક્રૂરજી કહે કંસને, સહુ કાલે દુઃખ જાશે. ૨૨
કંસરાય રીઝયા ઘણું, તેં સબળ કીધો સંચ;
અક્રૂરજીને આપીયાં, પહેરવાનાં વસ્ત્ર પંચ. ૨૩
ઉજ્વળ અશ્વ પલાણ સાથે, અર્પણ કીધો રાય;
અક્રૂરને કરણા કરી, સર્વ લોક વિસ્મે થાય. ૨૪
અક્રૂર નિજ મન્દિર ગયા, આનંદ્યો કંસાસુર;
દર્શન કરવા શ્રીકૃષ્ણનું, સહુ પ્રજા થઇ આતુર. ૨૫
ઘેર ઘેર ચાલી વારતા, બાઈ જેની કરતાં વાત;
યશોદાજીવન ભક્ત મોહન, આવિયા બેહુ ભ્રાત. ૨૬
લજ્જા મૂકે કુળવધૂ, નિરખવા દેવ મોરાર;
વૃદ્ધનું વાર્યું નવ કરે, પરવરે વાડી મોઝાર. ૨૭
નિજ પ્રજાની પ્રીત જાણી, કહે નન્દને રણછોડ;
આજ્ઞા આપો પિતાજી, છે ચહુટું જોવાના કોડ. ૨૮
છે કેવાં મન્દિર નગ્રનાં, છજાં જરુખા પોળ;
શેરી કુળીયાં નિરખીએ, જે હાટવાટની ઓળ. ૨૯
નન્દ કહે ગોવિન્દને, તમો સાંભળો બળદેવ;
મોકલતાં મન માને નહીં, જે ઉછંકળની ટેવ. ૩૦
ઉન્માદ ગોકુળમાં ચાલો, જે કો નહી પુછનાર,
મથુરાંનો મારગ ભિન્ન છે, જ્યાં કંસનો અધિકાર. ૩૧
શ્રીકૃષ્ણ કહે પિતાજી સુણો, નગર જોવાનું કામ,
પરગામને અમો ઓળખું, નહીં લીજીએ કોનું નામ. ૩૨
તવ આજ્ઞા નન્દની હવી, તતપર થયા બે ભાય;
સાથે અચુત ગોવાળીયા, પ્રભુ ગયા મથુરાં માંય. ૩૩

વલણ

મથુરા વિષે માધવ ગયા, વાજે વાંસળી બહુ છંદરે,
પ્રેમાનંદ પ્રભુ નિરખવા, થયો લોકને આનંદરે. ૩૪

કડવું ૧૧૬ મું–રાગ વસંત

હાંરે મથુરા નગરીનું ચહુટું, જુએ જુગદાધાર;
વેણુ રસાળા ગાય ગોવાળા, મધ્યે નંદકુમાર–મ૦
અચુત સખા સંઘાતે ચાલે, કો બાળ યૌવન કિશોર;
પૂરપોળે પેઠા પિંડારા, વાજે મુરલી ઘનઘોર–મ૦
બાલક સહુ લટકતાં ચાલે, ઓઢી લોબરી લટકે;
કાળી કાંબળ ધાબળ ધોળી, ચુંદડી રંગ ચટકે–મ૦
કેસર રસ બોળ્યાં મોળીયાં, ખોસ્યાં અશોક આંબાપાન;
ગુંજા પ્રવાળાં તુળશી ટોડર, હૃદે હીંચે પરમ નિધાન–મ૦
કાછ કછયા છે પંચ વર્ણા, કંદોરે ઘૂઘરમાળ;
લટકાવે લાકડી કંદુક ગેડા, ચાલે ચમકતા ગોવાળ–મ૦
ઉડગણમાં જેમ ઇન્દુ વિરાજે, તેવી મંડળી શોભી;
મથુરાંની પોળે પેસતાં, મળ્યો મામાનો ધોબી–મ૦
પરિયટ* હાંકે પોઠિયો, આવ્યો પટકુળ પખાળી;
ગોપને સાન કીધી શામળીયે, લાવો વૃષભને વાળી–મ૦

* ધોબી.

ઉન્મત્ત ગોપ ગયા કહેતામાં, ખાઝ્યો ધોબી પાડે ચીસ,
નમ્ર વાણીએ રજક પ્રત્યે, બોલ્યા શ્રીજુગદીશ-મ૦
પરિયટ પાસે યાચે પરમેશ્વર, પૂરો ઈચ્છા અમારી;
એ વસ્ત્ર ચાર ઘડી અમો, પહેરું પાછાં આપશું ઉતારી-મ૦
સુખી લોક છે નગ્ર નિવાસી, અમો રંક કહે રણછોડ,
સાંતરા થઈ ચાલુ ચહુટાંમાં, તું પૂર મારાં કોડ-મ૦
અધમ બુદ્ધિ ઉન્મત્ત અજ્ઞાની, ઓળખ્યા નહીં અવિનાશ;
માધવ માગે ધોબી ના કહે, અમર હસે આકાશ-મ૦

રજકઉવાચઃ—

તમો પિંડારા પશુઆં ચારો, શું સમજો રાજધાની;
જેમ રવિરથે બેસવા ઇચ્છે, આગિયો અજ્ઞાની-મ૦
શ્રવણે સાંભળો કંસરાજ, તેનાં એ પટકુલ;
આજ ગોવાળાનો કાળ આવ્યો, હું થાઇશ અનુકૂલ-મ૦
કૃષ્ણનો કર તરછોડી નાંખ્યો, ક્રોધ્યા શ્રીજુગદીશ,
વામ ભુજે લપડાક મારી, પડ્યું પરિયટનું શીષ-મ૦
ઉઠ્યો ધોબી ધર્ણુ વિપેર, કીધી કૃપા શ્રીભગવાન,
રજક ચત્રભુજ થઇ ચાલ્યો, બેસી દિવ્ય વિમાન-મ૦
ભાવે કુભાવે પ્રીતે દ્વેષે, ભક્તિ દરશન થાય;
પ્રેમાનંદ પ્રભુ સીતાપતિ, સેવ્યો નિષ્ફળ ના જાય-મ૦
રામ કૃષ્ણે પટકુળ પહેર્યાં, વહેંચી આપ્યાં સર્વ ગોવાળ,
સોઈ સુલક્ષણને મન્દિર, ગયા દીન દયાળ-મ૦
સુઈકારને કહે લક્ષ્મીવર, આવ હરિજન ઓરો;
મોટી કબાય કરો બેસતી, ઘટે ત્યાં ઘો દોરો-મ૦
થયો સજ ગજ કાતર લઈ, અંગુઠી સોય લીધી,
ઉભાં ઉભાં રામ કૃષ્ણની, બેસતી કબાય કીધી-મ૦
પ્રદક્ષિણા કરી પાગ પડિયો, સોઈ રોઇ માન માગે,
આ પદાંબુજ પામ્યાનું ફળ, ભવભ્રમણ મુને ભાગે-મ૦
સાયુજ્ય મુક્તિ તેને આપી, જન્મના ભયથી ટળીયો;
આગળ જાતાં વનમાળીને માળી એક મળીયો-મ૦
કુસુમ હાર માગ્યા મહારાજે, લેઇ જાતો કંસને ઘેર,
માળીએ વિચાર્યું નહીં આપું તો, થાશે ધોબીની પેર-મ૦
વનમાળીને માળી હાથે, આરોપે વનમાળ,
તે માની લે લાળની પૂજા, પ્રીતે મદન ગોપાળ-મ૦
ચંપા ચોસર ને વેજયતી, પૂજ્યા ગોપ પુરુષ પુરાણ,
માળી કહે પુષ્પ પ્રભુને પહોતાં, કસને પાષાણ-મ૦
સાન્નિધ્ય મુક્તિ આપી માળીને, સુદામો* લાગ્યો પાય,
દયાળ ગોવાળા સાથે આવ્યા, ચોક ચહુટા માંય-મ૦
મથુરાં થઈ વૈકુંઠ સરખી, વૈકુંઠ નાથને આવે,
અટારીએ ચડી નિરખે બાળી, વનમાળીને વધાવે-મ૦

કનક કુસુમ મુક્તાફળ છૂટાં, માણેક ચૂની હીરા,
વધાવી આશિષ દે અબળા, કુશળ રહો બેહુ વીરા-મ૦
મૃગમદ ચન્દન મળીયાગર, પૂજે નારી હૃદયા વહાલ;
સુગન્ધ સોંધા કુંકમ કેસર, ઉડાડે અબીલ ગુલાલ-મ૦
કદલી સ્તંભ આંબાનાં ટોડર, તોરણ પૂરે સાથીયા દ્વાર,
વીસારી ભય કંસાસુરનો, હરિ ગુણ ગાય સહુ નાર-મ૦
વાજત્ર વાજે શ્રીફળ ભાંજે, વૈષ્ણવ વહેંચે પ્રસાદ;
ધામ કામ મૂકી સહુ ધાએ, સાંભળી વેણુના નાદ-મ૦
જેને શક્તિ નહીં ચાલ્યાની, છે દર્શનનો અનુરાગ;
કૃષ્ણ કૃપાએ અપંગ ચાલ્યા, પાંગળાને આવ્યા પાગ-મ૦
શ્રવણે બધીર થયા સાંભળતા, મૂક થયા વાચાળ;
જન્મ અંધને હરિ કૃપાએ, લોચન લોલ વિશાળ-મ૦
બાળકને બળ થયું હીંડ્યાનુ, આવ્યાં વૃદ્ધ ને જોબન;
રોગી પુરુષ નીરોગી થયા, નિર્ધનને આવ્યું ધન-મ૦
અજ્ઞાનીને જ્ઞાન આવ્યું, પતિત થયા નિષ્પાપ,
કો વંધ્યા સ્રીને ગર્ભ રહ્યો, હરિદર્શનનો પ્રતાપ-મ૦
રોગ દોષ શોક ભય ચિંતા, અધર્મ આલસ અજ્ઞાન;
અન્યાય સર્વ મથુરાંથી નાઠા, જવ આવ્યા શ્રીભગવાન-મ૦
વિવેક ધર્મ ને કરુણા ભક્તિ, પ્રીત ને આચાર;
તપ જપ સત્ય ક્ષમા ઉદ્યમ, સાથે લાવ્યા નંદકુમાર-મ૦

વલણ

કુંવર શ્રીનંદરાયનો, એ સીતાપતિ રઘુરાયરે;
ભટ પ્રેમાનંદ કહે કથા, થયો એકતાલીશમો આધ્યાયરે.

ઇતિ શ્રીમદ્ભાગવતે દશમસ્કંધે શ્રીકૃષ્ણમથુરાપ્રવેશોનામ
એકચત્વારિંશોઽધ્યાયઃ ॥ ૪૧ ॥

## અધ્યાય ૪૨ મો*

### કડવું ૧૧૭ મું-રાગ મારુની દેશી

કહે પરીક્ષિતને શુક યોગીરે, સુણ ભુપતિ હરિરસ ભોગીરે,
કરું લીલા લક્ષ્મી વરનીરે, લીધી વાટ કંસના ઘરનીરે.
રાજદ્વારનો મારગ લીધોરે, નગ્ર લોક કૃતારથ કીધોરે,
પ્રભુ પાગ પ્રજા સહુ લાગેરે, દુઃખ દરિદ્ર દર્શને ભાગેરે.
કર્તુમ્અકર્તુમ્ સમર્થરે, પૂરે લાભ કામ મોક્ષ અર્થરે;
અઢળક ભોળો અવિનાશીરે, દીઠી કંસતણી એક દાસીરે.
તેની સાથે સાહેલી ચારરે, દીધાં કામ કરે વહે ભારરે;
કુબ્જા† વાંકી ઠામે ઠામરે, તેનું કુબ્જા દાસી નામરે.
છે વક્ર વપુ ઘણુ વૃદ્ધારે, તેને ધર્મ વિષ્ણુપર શ્રદ્ધારે;
ઇચ્છે ઈશ્વર મળે કાંઈ કરતેરે, પરાધીન કંસને વરતેરે.
રસાળ ચંદન ઘસી જાણેરે, તેની પૂજા અમર વિખાણેરે;
તેનું અર્ચન દેવને દુર્લભરે, છે કંસને ચંદન વલ્લભરે.

* એ માળીનું નામ છે

* આ બેંતાલીશમા અધ્યાયમા કૃષ્ણે કુબ્જાને વાંકી સુધી મટાડી, ધનુષ્ય ભાગ્યુ ને ધનુષ્યના રક્ષકો માર્યા પછી કંસને અપશુકન દેખાયાની અને અખાડાના ઉત્સવની કથા છે. † કુબડી

જાય છે થાળ પૂજાનો પૂરીરે, કેસર અગરચંદન કસ્તૂરીરે;
અત્તર અર્ક અરગજા તેલરે, સુગંધ સોંધાની રંગરેલરે.
કનક કચોળાં પૂજા ભરીયાંરે, પૂજવા કંસને તતપર કરીયાંરે,
જેવે જાય છે અંતરજામીરે, મળી કુબ્જા પ્રભુને સામીરે.
ઘણું વૃદ્ધ વપુ થયું જીર્ણુંરે, સમેમાન થયાં વપુ વર્ષ પૂર્ણુંરે;
કર લાકડી ન શકે હીંડીરે, પગી પાંપણ ભમર થઈ ભીડીરે.
મસ્તક શ્યામ કેશ નહીં એકરે, બેવડ વળી ચાલે છેકરે;
વાંટા ચરણ છે લૂલા હસ્તરે, રુધિર માંસ વિના ત્વચા અસ્તરે.
શામળીયે શમસ્યા કીધીરે, ગોવાળે કુબ્જા વીંટી લીધીરે;
કરે કૌતુક લાકડી ઝાલેરે, ગોવાળા ખોડા થઈ થઈ ચાલેરે.
હસે બાળક દેઈ દેઈ તાળીરે, બ્રહ્માએ નિરમીને લીધી વાળીરે;
મોટો લાભ દર્શન થયું ઇયાંથુંરે, એ રત્ન ગોકુળમાં *ક્યાંથુંરે.
આવી કુબ્જા કેશવ પાસેરે, હસી પૂછ્યું શ્રીઅવિનાશેરે;
કહો સુંદરી રૂપ રસાળરે, શે ભરી છે કનકની થાળરે.
કોણ નામ કહો ક્યાં જાશોરે, કાંઈ કૃપાળ અમને થાશોરે;
કહે કુબ્જા મસ્તક નામીરે, હું દાસી તમારી સ્વામીરે.
મારો જન્મ ગયો સહુ આળેરે, કીધી દાસી કંસ ભૂપાળેરે;
ગમે કંસને ચંદન મોરુંરે, આજ કરું પૂજન તમારુંરે.
દયો પૂજા મોહન હું માગુંરે, આજ મારુ ચંદન લેખે લાગુંરે;
યદ્યપિ કંસને અર્થે ઘસિયુંરે, ચિત્ત તમારે ચરણે વસિયુંરે.
સાંભળી રીઝ્યા શ્રીવનમાળીરે, ચોરામાં બેઠા આસન વાળીરે;
કરુણા કીધી વૈકુંઠનાથેરે, ચર્ચે કુબ્જા વકિ હાથેરે.
દેવતા દાસી ભાગ્ય વખાણેરે, પ્રભુને પૂજે અવસર આણેરે;
પુરની પ્રજા આશ્ચર્ય પામેરે, કીધી કૃતારથ શ્રીભગવાનેરે.
કીધી અર્ચા અર્પ્યું ચંદનરે, પાસેથી પૂજ્યા રોહિણી નંદનરે,
અન્ય ગોપનાં પૂજન કરિયાંરે, હરખ આંસુ દાસીએ ભરિયાંરે.
મુને પરમ કૃતારથ કીધીરે, કમળાકાંતે પૂજા લીધીરે;
દાસીની પ્રીત બહુ જાણીરે, કુબ્જા કને ગયા સારંગપાણિરે.
દામોદર દાસીને દ્વારે, ચાંપ્યો પદ અંગુઠે અંગુઠારે;
હસી ગ્રહી હડબચી હાથેરે, ચીબુક ચાંપી આકર્ષી નાથેરે.
છૂટી ત્રુટી સહુ નસાજાળરે, વારુ વૈદ્ય મળ્યો નંદલાલરે,
આવ્યું યૌવન નાઠી જરારે, રૂપ જોઈ લાજે અપ્સરારે.
જાણે કમળાશું ઇંદ્રાણીરે, હોઈ ગજગામિણી દુર્ગા રાણીરે;
તિલોત્તમા રંભા ઉર્વશીરે, કુબ્જા આગળ દેવાંગના કશીરે.
શૃંગાર સોળ સોળ વર્ષેરે, તેનું હરિ વરવા મન તર્ષેરે,
ચંચળ ચપળ ચતુરા નારીરે, સહેજે શામળીયે શણગારીરે.
હાવ ભાવ પ્રભુસું કરતીરે, રસિયાળાં લોચન કીકી ફરતીરે;
નેહે નમતી રમતી ચાલેરે, પ્રભુનું રૂપ નયણાંમાં ઘાલેરે.
જોવા રૂપ પ્રજા સહુ દોડીરે, જોઈએ લક્ષ્મીતુલ્ય થઈ ખોડીરે,
દેહ મરડી ઘરડી ટાળીરે, વારુ વૈદ્ય મળ્યો વનમાળીરે.
હતા અગલાવલ શિરના કેશરે, થયો ચોટલો ફણિધર શેષરે;
હતાં લોચન છાયાવળિયાંરે, થયાં અણિયાળાં કર્ણસું મળિયાંરે.
દંત વિના વદન ગયું મળીરે, થયા દશન દાડમની કળીરે;
હતી ભંમર પૂણી સરખીરે, થઈ ધનુષ બાણ આકર્ષીરે.
વાંસે વરસોળી બાંધ્યો ખૂચકોરે, થઈ કઠોર કામ કરે મચકોરે;
નિત્ય લાકડી ગ્રહીને ચાલેરે, આજ પુષ્પકંદુક* ઉછાળેરે.
સુકું હૃદયા કદરૂપ અંગરે, સ્તન થયા લઘુગિરિ શૃંગરે;
ચાલતી કેડે કર દેઈરે, આજ હીંડે ગજગત ગેહરે.
આપણ દાસી કહેતાં સહુરે, આજ દીસે પદ્મિની વહુરે;
હતાં ચરણ કાષ્ઠનાં ખોડરે, થયા પાદ કદળી છોડરે.
દરિદ્રી દાસીનો અવતારરે, પનોતીએ પહેર્યા સોળ શૃંગારરે;
અકર્તુ કર્તુ સમર્થ શ્યામરે, એનાં ચરણ સંત વિશ્રામરે.
પ્રભુની સ્તુતિ કરે વર્ણ ચારરે, હસતા ચાલ્યા નંદકુમારરે;
ફરી વળી કુબ્જા કરી લટકોરે, અહો પરમેશ્વરનો પટકોરે.
થનાર હોએ તે દેઇશ થાવારે, નહીં દેઉં જીવનજી જાવારે;
આપ્યાં રૂપ યૌવન શૃંગારરે, તું વિના કોને કરુ ભરથારરે.
શામળો કરે લોચન શણસારરે, લોકમાં જાય આસણો ભારરે;
બોલી કુબ્જા કરી નમસ્કારરે, અમો દાસીને શો લોકાચારરે.
ઘેર પધારો માગે લાગુંરે, હરિ હું કમળાનું સુખ માગુંરે;
શ્રીકૃષ્ણ કહે સાંભળ નારીરે, આવીશ હું મામાજીને મારીરે.
સર્વથા આવીશ હું વણ તેડ્યોરે, આપી વચન મૂકાવ્યો છેડોરે;
ગઈ કુબ્જા ઝુંપડી પાસેરે, થયા સમ ભૂમિના આવાસરે.
દાસ દાસી સમૃદ્ધિ બહુ પેરરે, મણિ માણેક મોતી ઝવેરરે;
કનક કોઠી ભર્યા ભંડારરે, ઢળિયો લક્ષ્મીનો ભરથારરે.

વલણ

રીઝ્યો ભરથાર રમાતણો, કુબ્જા સમૃદ્ધિ પામી ઘણીરે;
હવે કહું કથા શ્રીકૃષ્ણની જે, પધાર્યા કંસ ભુવન ભણીરે.

---

### કડવું ૧૧૮ મું–રાગ સામેરી

વિદાય કુબ્જાને કીધી, સંગે ગોપ મંડળી લીધી,
મામાને ચેતાવવા માટે, પ્રભુ ચાલ્યા મોસાળની વાટે. ૧

ઢાળ

વાટ લીધી કંસ ઘરની, મુખ્ય ચોક વિષે ગયા;
એક ધનુષ પૂજાએ કંસનું, દહેરા આગળ જઈ રહ્યા. ૨
ત્રણ તાડ પ્રમાણે ઉંચા મેડા, તે ઉપર ધનુષ્ય ધર્યું;
પૂજા કરાવે પ્રજા પાસે, કઠિણ પોણ કંસે કર્યું. ૩
શિવ બ્રહ્મા દિગ્પાળ દશ, વિષ્ણુ વેદ ને સરસ્વતી;
દેવતાનો લોપ કીધો, કંસ કહે દૈવત નથી. ૪
હું પરમેશ્વર પ્રજાપતિ, સહુ પૂજો મારું ચાપ,
મનવાંછિત ફળ પામશો, મમ ધનુષ ધ્યાન પ્રતાપ. ૫

* "ગોકુળમાં" નહિ પણ "મથુરામાં" એમ જોઈએ.

* ફૂલનો દડો.

પરવશ પ્રજા તે આપ પૂજે, પરમેશ્વરને પરહરી;
ઉપહાર સમર્પે શરાસનને, ધ્યાન રઘુપતિનું ધરી. ૬
પ્રગટ સ્તુતિ કરે કંસની, અભિલાખ બીજો મન ધરે;
છાનું માગે પૂજા કરી, કંસરાય વહેલો મરે. ૭
અખંડ દીપક ઘૃતતણા, પ્રહર પ્રહરે થાય આરતી,
નૃત્ય તાંડવ ઘંટા બોલે, દેખી કોપ્યા કમળાપતિ. ૮
આમ પૂજાએ આપ અસુરતણું, ઉચ્છેદ ધર્મ તણો થયો,
હવે મારું દુષ્ટને, એક નિશાનો અંતર રહ્યો. ૯
અધર્મ ઉથાપી ધર્મ થાપું, કીધો શબ્દ ઘનશું ગડગડ્યા;
દીનાનાથે દોટ મૂકી, ધનુષને મેડે ચડ્યા. ૧૦
કંસના મૂકયા સહસ્ર સેવક, થયા હરિને સન્મુખ;
અપવિત્ર ગોપ અળગા રહો, અભડાવશો શુદ્ધ ધનૂખ. ૧૧
તે અસુરને અળગા કરીને, પેઠા અશરણશર્ણ;
ધનુષ લીધું ઊચલી, કીધું તાણી કટકા ત્રણ. ૧૨
પાતાળ સ્વર્ગે શબ્દ પહોંતો, ભડકયો કંસ વિસ્મે વાત;
આનંદ પામી યાદવી, થયા આસુરી ગર્ભપાત ૧૩
પછાડ્યા સેવક પાંચસો, અને પાંચસેં ન્હાસી ગયા,
સમાચાર મામાને હવો જે, પ્રગટ ભાણેજા થયા. ૧૪
અધર્મ ટાળ્યો ધનુષ ભાંજી, નિરખી દેવ ગગને રહ્યા;
પ્રભુ પંચ કારજ કરી, ફરી વાડીમાં ગયા. ૧૫
રંક રૂપે રહ્યા ઉભા, જાણે બોલતાં આવડે નહીં;
નંદજી આનંદ પામ્યા, હૃદયે ચાંપ્યા કરગ્રહી. ૧૬
કાંઈ કડાકો થયો નગ્રમાં, મેં મનમાં ચિંતા ધરી;
વારુ કીધું પુત્ર મારા, જે સથવારા આવ્યા ફરી. ૧૭
ગોવિંદ કહે છે નંદને, નિર્બળ સાધુ રૂપે થઈ,
અમો તમારુ વચન માન્યું, ઉન્માદ કાંઈ કીધો નહીં. ૧૮
ધનુષ ભાંગ્યું ધોબી લૂંટ્યો, નંદ કાંઇ જાણતા નથી;
તે નિશા વાડીમાં સુતા, ગોપ સહિત કમળાપતિ. ૧૯
સોઈ માળી રજક દાસી, ધનુષ ત્રણ કટકા થયું;
સમાચાર પહોંતો કંસને, તે દુઃખે હૃદય જ દહ્યું. ૨૦
ચિંતા કરતાં શયન કીધું, સ્વપ્ન પામ્યો ભૂપતિ,
જાગી ઉઠ્યો અચાનકે, વિચાર્યું કુશળ નથી. ૨૧

સ્વપ્નવર્ણન

રાય સ્વપ્ન પામ્યો ઘોરરે, ઉઠ્યો અચાનક કરી રહોર;
કો કાળ પુરુષે મુને બાંધિયોરે, હું પરમેશ્વરનો ચોર–રાય૦
યમુના દીઠી રુધિર વર્ણીરે, ઉત્પાત થાશે કાંઈ;
મસ્તક વોહોણા પ્રેતનેરે, ધાઈ કંસે દીધું સાંઈ–રાય૦
ચંદ્રમા પૃથ્વિની પડ્યોરે, સૂર્ય રાહુએ ગ્રસ્યો;
ધ્વજા સાથે છત્ર ભાંગ્યુરે, મુગટ માથાનો ખસ્યો–રાય૦
સ્નાન કીધુ તેલધારેરે, રક્ત ચંદન ચર્ચ્યું ભાળ;
શ્યામપટ પરિધાન કીધાંરે, કંઠે કરેણાની માળ–રાય૦
ભોજન કીધું ખીરનુંરે, છે શ્યામ લોહની થાળ;
નિજે નારી દીઠી રંડા રૂપેરે, લાગી ચોદિશ અગ્નિજ્વાળ–રાય૦
ઉષ્ટ્ર ગર્દભ માંકડાંરે, મહિષી બાર બાંધી ઘણી;
મહિષ ઉપર ચડ્યો રાજારે, ગયો દક્ષિણ દિશા ભણી–રાય૦
મસ્તક વોહોણી છાયા દીઠીરે, કાયા કાળ સર્પે ડસી;
રાણી સાહેલી નગ્ન નાચેરે, કંસ વિખાણે હસી હસી–રાય૦
ઉલૂક વાયસ ગીધ પંખીરે, સીંચાણા સમડી ઘણી;
કંસ જાણે ચંચુ પ્રહારેરે, ટુંપે કાયા મુજ તણી–રાય૦
સ્વપ્ન વિચારી નિઃશ્વાસ મૂકેરે, થયો દુઃખે પ્રાતઃકાળ;
પંચ મલ્લ તેડ્યા મલ્લ અખાડેરે, શલ તોશલ વિકરાલ–રાય૦
ચાણૂર મુષ્ટિક કૂટ નામેરે, તત્પર મલ્લ કંસે કર્યા;
વસુદેવ દેવકી તેડાવીયાંરે, જે જુએ વઢતા દીકરા–રાય૦
સાંકળ લોહની હાથે પાગેરે, ડગમગતાં હીંડે ઓ પડ્યાં;
યુદ્ધ જોવા મલ્લ અખાડેરે, આણી બેસાડ્યાં બાપડાં–રાય૦
છે દંપતીને વિપત્ત ઘણીરે, મોટું સાલ થયું હૃદે;
મૂછ ઉપર હાથ મૂકીરે, કંસાસુર વાણી વદે–રાય૦
વસુદેવ તારુ કપટ જાણ્યુંરે, પુત્ર મૂકયા ગોકુળ જઈ,
દેખાડી કન્યા પારકીરે, મુને નારદે વારતા કહી–રાય૦
રામ કૃષ્ણ હવડા આવશેરે, કરાવું મલ્લસું સંગ્રામ;
જો હણાવું તમ દેખતાંરે, તો કંસાસુર મારુ નામ–રાય૦
વસુદેવ નીચું જોઈ રહ્યારે, દેવકી આંસુ ભરે;
રામ કૃષ્ણને તેડી લાવોરે, સેવકસું રાય ઓચરે–રાય૦
રખે નહાસી જાતા ગોકુળેરે, ધાઓ જેહિકાદાર;
માતંગ રાખો મારગમાંરે, શીખવ્યો કુંતાર*–રાય૦
સાંકડી વાટે કુંજર રાખ્યોરે, ક્રૂર કુવલયાપીડ†;
મથુરામાં હાક વાગીરે, થઈ મલ્લ અખાડે ભીડ–રાય૦
પ્રજા સહુ જોવા મળીરે, બેઠો કંસ પાપી મેડ;
રામ કૃષ્ણને સેવક કહેરે, ઉઠો રાય તમને તેડે–રાય૦

વલણ

તેડે છે રાય શીઘ્ર ચાલો, થયા તત્પર બન્યો ભાયરે;
ભટ પ્રેમાનંદ કહે કથા, થયો બેતાલીશમો અધ્યાયરે.
ઇતિ શ્રીમદ્ભાગવતે દશમસ્કંધે દ્વિચત્વારિંશોધ્યાયઃ ॥ ૪૨ ॥

## અધ્યાય ૪૩ મો‡

### કડવું ૧૧૯ મું–રાગ રામગ્રી

પ્રભુએ જાચ્યા પિતા નંદજી, દે કર જોડી કહે ગોવિંદજી;
આજ્ઞા તમારી હોય તત્પર થઇયેજી, રાજદ્વારે કહોતો જઇયેજી.

ચાલ

રાજદ્વારે જઇયે તાતજી, આવ્યો છે રાયનો દાસ;
અમો અઘટતું નહીં આચરુ, તમો રાખજો વિશ્વાસ. ૧

* મહાવત † એ હાથીનું નામ છે. ‡ આ ત્રેતાલીશમા અધ્યાયમાં કુવલયાપીડ હાથીને મારી શ્રીકૃષ્ણ તથા બળભદ્રે અખાડામાં પ્રવેશ કર્યો તથા ત્યાં ચાણુરે ભાષણ કર્યું, તે કથા છે.

નંદજી કહે કંસ સાથે, વિચારી કરજો વાત;
પૂઠળથી અમો આવું છીં, વૃદ્ધ ગોપનો સાથ. ૨
સમાન વયના ગોપ સાથે, પધાર્યા બેઉ ભ્રાત;
જોડ જોઈ રામકૃષ્ણની, કરે પ્રજા આંસુપાત. ૩
સજ્જ કીધા ગજ મલ્લરાયે, છે કંસ કેવળ કાળ;
મળવું જાણી જાય છે, નથી વિઘ્ન લેહતા બાળ. ૪
કો સમજાવી કહે કૃષ્ણને, જે વળે પાછા વીર;
એક કહે કાલે ધનુષ ભાંજ્યું, નહીં હારે હરજી ધીર. ૫
એક કહે નંદપુત્રને, રાખજો શ્રીજગદીશ;
જે વિઘ્ન હોય શ્રીકૃષ્ણને, તે પડજો અમારે શીષ. ૬
એક કહે કેમ જીવશે, એની યશોદા માત;
કપટ કંસાસુર તણું, નથી જાણતો એનો તાત. ૭
પ્રિય વચન પ્રજાતણાં, તે સાંભળે શ્રીરંગ;
રાજદ્વારના મારગ મધ્યે, દીઠો એક માતંગ. ૮
છે ભદ્ર જાતિક તણો હસ્તી, શું ચડયું ઘન વાદળ;
પર્વત પ્રાયે પિંડ મોટો, છે અયુત ગજનું બળ. ૯
જેમ ધાતુ સપ્ત ગિરિ ઝરે, તેમ ઝરે મદ ધાર;
ઉન્મત્ત ઉજ્વળ દંત દે, શિવશૂળને આકાર. ૧૦
કનક પાટી દશન મઢ્યા, જડ્યા હીરા અમૂલ;
શ્રવણ ફટકે શુંડ લટકે, ચટકે પાખર ઝૂલ. ૧૧
મગ્ન માતંગ મદ્યપાને, ખીજવ્યો ઘૂમે ઘોર;
પગ પછાડે ચીસ પાડે, કરે લોક શોહોરા શોહોર. ૧૨
રક્ત લોચન રુધિર વર્ણો, ઘણું વક્ર દૃષ્ટે જોય;
સંકીર્ણ* મારગ રહ્યો રોકી, જઈ શકે નહીં કોય. ૧૩
ગજ દેખી ગોપ ચમકયા, છે કુંજર શૈલ સમાન;
ન કીધું વાર્યું કોઈનું, આગળ થયા શ્રીભગવાન. ૧૪
ત્રાહે ત્રાહે પ્રજા કરે, નંદપુત્ર કેવળ બાળ;
ગગને નિરખે દેવતા, ગયા ગજ કને તત્કાળ. ૧૫
અગ્રજ† પૂઠે પ્રભુ અગ્ર, સમગ્ર સુરનર જોય;
માતંગ સુખ માધવ મળ્યા, ન જાણીએ શું હોય. ૧૬
મોંઘાં પટકુળ માતુલતણાં,‡ પરિધાન કીધાં પર્મ;
ગરુડ સાથે વઢે પોપટ, લોક કહે કોણ ધર્મ. ૧૭
અપરાધ કંસાસુર કરે, કેમ જીતે મગરને મચ્છ;
કયાં કુંજર કયાં કૃષ્ણજી, કયાં મહિષ નાનું વચ્છ. ૧૮
કયાં મુક્તાફળ કયાં શલ્યા, કયાં વજ્ર પંકજતંતુ§;
પ્રજા કહે શ્રીકૃષ્ણને, રાખજો શ્રીભગવંત. ૧૯
કોમળ વાણી મુખકમળની, વદે વિશ્વાધાર;
અમો ગોપ બાળક બીહીજીએ, ગજ પરો કર કુંતાર. ૨૦
મળવા જવું ભૂપાળને, અતિ કાળ અમને થાય;
બીજી વાટે હાંક હસ્તી, માગે માન માધવરાય. ૨૧
ગર્વે હસી અધર ડંસી, કહે કૃષ્ણને કુંતાર;
એ કુંજર રાજા કંસનો, છે કોણ ફેરવનાર. ૨૨
અમો નામ તમારું સાંભળ્યું, હૃધમલ્લ દામોદર;
તો સતી માત યશોમતિ, જો જીતે મમ કુંજર. ૨૩
પર્વત ધર્યો તેં નાગ નાથ્યો, પાછળે પછાડ્યો પ્રલંબ;
બે વીર રણના ધીર છો, કાં કરો યુદ્ધનો વિલંબ. ૨૪
બળદેવ કહે શ્રી કૃષ્ણને, જઈ વઢું હું ભગવંત;
જઈ મરડું કંઠ કુંતારનો, ખણી કાઢું કુંજર દંત. ૨૫
લક્ષ્મીનાથ કહે હાથ જોડી, ભાઈ તમને પહોંચે શ્રમ;
હું ઉભાં તમો યુદ્ધ કરો તે, કનિષ્ઠનો નહીં ધર્મ. ૨૬

વલણ

ધર્મ એ જે હું વઢું, અંબોડો વાળ્યો શીશરે;
વાગો મૂકી કાછ કછીયો, ધસ્યા શ્રીજગદીશરે. ૨૭

---

## કડવું ૧૨૦ મું–રાગ સામેરી

અંબોડો વાળી કાછ કછીયો, ગેડી લીધી હાથ;
નિજ સ્કંધ આસ્ફોટન કરી, ગાજ્યા ગોકુળનાથ. ૧
ગોવાળા વજાડે વાંસળી, જે શામળીયાના સાથી;
શ્રીહરિ સન્મુખ થયા, કુંતારે હાંકયો હાથી. ૨
શુંડ દંડ ઊંચો કરીને, મુખે પાડે રીર;
જેમ ઘૂમે ચોમાસે વાદળું, ભરી સાગર નીર. ૩
કે અંધારો પર્વત ઉતપત્યો, ગડગડ્યો લંકા કોટ;
કે ઘોર મંડળ રાહુનું, વા મૂકી ઐરાવત દોટ. ૪
બહુ રેણુ ઉપર ઉલટે, આવર્યું અંધકાર;
પરમેશ્વરના દેહ ઉપર, નાંખ્યો શુંડાપ્રહાર. ૫
લક્ષ્મીકાંત લટી ગયા, ચૂક્યો ગજ ઘાય;
કુંજર ઘૂમે ઘૂમરી, વામ દક્ષિણ હરિ જાય. ૬
વનમાળીને શુંડ વાળી, છટકી નીસરે બહાર;
ઉચલી લે દંત ઉપરે, ખસી જાય મોરાર. ૭
પૂઠળે જઈ પૂછ મરડે, મારે ગેડી ભડાક;
ખભો થાબડે આગળ જઈ, હસ્તી ચડાવ્યો ચાક. ૮
મદ ઝરે મોતી ખરે, કરે કુંજર શ્રમ;
ભડકાવ્યો માતંગ ભૂધરે, ભૂલવણીના ભ્રમ. ૯
ચહુટાંનાં ઘરોનું ચોક વાળ્યું, દૈત્યનો વાળ્યો દાટ;
હસ્તીને લેઈ હરિ નાહામે, છે અસુર ઘરની વાટ. ૧૦
કલ્યાણ યાદવ લોકને, વળે દાનવનો ઘાણ;
મન્દિર મૂકી દૈત્ય નાહાસે, પડે બહુ ભુંભાણ. ૧૧
લઘુ લાઘવી માધવ કરે, ફરે ચક્રાકાર;
કુંતારે ગજ પેરિયો, કરી અંકુશ પ્રહાર. ૧૨

---

* આવવા માટ નિરખી રાખ્યો હતો તે માર્ગ. † પોતાના કરતાં આગળ જન્મેલા એવા બળદેવજી. ‡ મામાનાં. § કમળના નાળની માંહેનો ઝીણો તાંતણો

ગજે લીધા પ્રભુ પગ વચ્ચે, છટકી ગયા ત્યાં નાથ,
કુંજર પૂંઠે કૃષ્ણ આવ્યા, ગ્રહ્યું પૂછડું બે હાથ ૧૩
પ્રબળ બળ કીધું હરિ, અંતરિક્ષ જુએ સુર સાથ,
પુચ્છ ગ્રહીને પાછો તાણ્યો, હસ્યા શ્રીવિશ્વનાથ ૧૪
હવું નથી ને હોતું નથી, બળ કીધું શ્રીભગવંત,
પચીશ ધનુષ પર્યંત તાણ્યો, આણ્યો ગજનો અંત ૧૫
કુસુમવૃષ્ટિ સુરનર કરે, ધન્ય ધન્ય નન્દકુમાર,
કુતારે લજ્જા પામિયો, કીધો અંકુશપ્રહાર ૧૬
ઝુઝકારી ગજ પ્રેર્યો, તે ધસ્યો પાડી ચીસ,
જેષ્ટિકા નાખી કરથકી, નાઠા શ્રીજગદીશ. ૧૭
ચરિત્ર સચ્ચિદાનંદ તણાં, શુકદેવ કહે શું કહીએ,
પશુથી પરમેશ્વર નાઠાસે, વિચારી વિસ્મે થઈએ ૧૮
ત્રાહે ત્રાહે પ્રજા કહે, હજો કૃષ્ણને કલ્યાણ,
કૌતુક કીધું નાહાસતા, પડ્યા ઢળી પુરુષ પુરાણ ૧૯
હાહાકાર હવો તદા, આપદા પામ્યા ગોપ,
પડતામાં માતંગ પેરિયો, કુતારને થઈ ચોપ ૨૦
લટપટી ગોવિંદ લીધા, ખીજ્યો ગાજે ગજેંદ્ર,
ભગવંત ઉપર દંત દીધા, રાહુ ગ્રાસે જેમ ચંદ્ર ૨૧
સૂક્ષ્મ શરીર શ્રીહરિએ કીધું, ઉઠી નાઠા મોરાર,
પાતાળે માંહે દંત પેઠા, થયા પૃથ્વી પાર ૨૨
કૂપ થયા બે દંત સ્થાનક, શુંડ વાવ ખણાઈ,
શ્રમિત થયો દંત કાઢતો, તવ કૃષ્ણ આવ્યા ધાઈ. ૨૩
પદ પ્રહાર કીધો કુંભસ્થળમાં, ગજે પાડી ચીસ,
કુતારને એક ઠોંટ મારી, ગયું ઉડી શીશ ૨૪
ઠોંટ મૂકી કોટ ઝાલી, ગજ ભમાવ્યો શ્રીરંગ,
માધવે મહા બળ કરી, મરડી પાડ્યો માતંગ ૨૫
વજ્રનો છેદ્યો પડે પર્વત, તેમ પડ્યો બળવંત,
ઘુમ્મણ દઈ મસ્તકે કાઢ્યા, સમૂળા બેહુ દંત ૨૬
કુવલયાપીડ મરણ પામ્યો, ઉદ્ધાર આપ્યો ભગવાન,
ચતુર્ભુજ થઈ સ્વર્ગ ચાલ્યો, બેસી દિવ્ય વિમાન ૨૭
પ્રજા સહુ આનંદ પામી, આવ્યો દેવને વિશ્વાસ,
પરીક્ષા થઈ શ્રીકૃષ્ણની, એ કંસનો કરશે નાશ ૨૮
ભેટ્યા જઈ બળભદ્રને, પરવર્યા બે ભગવંત,
મલ્લ અખાડે વીર આવ્યા, સ્કંધે ધરી ગજદંત ૨૯
રજે ભર્યા ઘનશ્યામજી, ઝરે યુદ્ધ શ્રમ જળ,
કેશવ રામ આગળ, પૂંઠે ગોપ સકળ ૩૦
વાજે મધુવર વાંસળી, ગાય ગોપ તાળી પાડે,
નિરખે ચકા દેવકીનંદન, આવ્યા મલ્લ અખાડે ૩૧
મલ્લ યુદ્ધ જોવા કારણે, થઈ દાનવ માનવ ભીડ,
કંસે સમાચાર સાંભળ્યો, જે પડ્યો કુવલયાપીડ ૩૨
ચમક પેઠી ચિત્તમાં તે, ચડ્યું મન ચગડોળ,
રામકૃષ્ણ આવ્યા રીસમાં, છે નયણાં રાતાં ચોળ ૩૩
માતપિતા ને મલ્લ મામો, જુએ મર્મ માહાત્મ્ય,
અનંતરૂપે કૃષ્ણ દીઠા, જેને જેવો ભાવ ૩૪
વૈષ્ણવે વ્યાપક રૂપે દીઠા, સંન્યાસીએ શંકર
કામિનીએ કંદર્પ રૂપે, દીઠા નાથ નંદકુંવર ૩૫
બાળમુકુંદ દીઠા બાળકે, તેટ પ્રીત આણી પર્મ,
સુભટે દીઠા શૂરવીર, જ્ઞાનીએ પરબ્રહ્મ ૩૬
પંચમંડળે મલ્લ દીઠા, માત તાતે દીઠા બાળ,
ઉગ્રસેને વિશ્વંભર દીઠા, કંસે દીઠા કાળ ૩૭

વલણ

કાળ દીઠા કંસરાયે, ફાળ પડી મનમાંયરે,
ભટ પ્રેમાનંદ કહે કથા, થયો ત્રેતાળીશમો અધ્યાયરે ૩૮
ઇતિ શ્રીમદ્‌ભાગવતે દશમસ્કંધે ત્રયશ્ચત્વારિંશોઽધ્યાય ॥ ૪૩ ॥

---

## અધ્યાય ૪૪ મો*

### કડવું ૧૨૧ મું-રાગ કહાવેરો

મલ્લ અખાડે માધવ આવ્યા, મામાજીને મળવારે,
દામોદરની વક્ર દૃષ્ટિ છે, દૈત્ય કુટુંબને દળવારે
ઇશઅજ આદિત્ય ને ઇંદ્ર, અમરઉડગણ ગાંધર્વરાયરે,
યમ કુબેર વરુણ વાયુ વહ્નિ, કંસમરણ જોવા જાયરે—મલ્લ૦
ઉગ્રસેન ઉદ્ધવ ને અક્રૂર, વિચારે શું થાશેરે;
શુક કહે શું સમુદ્ર શુકશે, દેવકીને નિશ્વાસેરે—મલ્લ૦
પંચમલ્લ તેડે ત્રિકમને, ઉતરો મલ્લ અખાડેરે,
ચાણૂર મુષ્ટિક સ્કંધ ચાબડે, દેવકી આંસુ પાડેરે—મલ્લ૦
પુરની સ્ત્રી કહે રાજા ચૂકે, કાં બાળક મલ્લ વઢાવેરે,
એક કહે કંસ અધર્મીને, ઈશ્વર ફળ દેખાડેરે—મલ્લ૦
ક્યાં મલ્લ ને ક્યાં મોરલીધર, ક્યાં બાવળ ક્યાં ચંદનરે;
ક્યાં મૃગ ને ક્યાં પંચાનન, ક્યાંમલ્લ ક્યાંજશોદાનંદનરે—મલ્લ૦
આજ સમો પાપીનો દીસે, સૂતો વિષ્ણુ સોડ તાણીરે,
અક્રૂરને પૂછશે પરમેશ્વર, બાળક આપ્યા આણીરે—મલ્લ૦
ભયયુક્ત પ્રજા મથુરાની, તાતે આંસુ જળ પાડ્યુંરે,
વસુદેવજીને કારાગૃહનું, રૂપ ચતુર્ભુજ દેખાડ્યુંરે—મલ્લ૦
સમજ્યા માતતાત થઈ શાતા, નોહે પુત્ર હારવાવાળારે,
સમસ્યા હળધરને કીધી, કરી નયણાંના ચાળારે—મલ્લ૦
રાજાની આજ્ઞાથી બોલ્યો, એક કંસતણો પરધાનરે,
દર્શન કરીને થાઓ કૃતારથ, નિરખો કંસ રાજાનરે—મલ્લ૦
ભૂપતિ મેડા ઉપર બેઠા, ગોવાળો ગ્રસ્તક નામોરે,
આશા છે વઢો મલ્લ સાથે, જીતો તો કાંઈ પામોરે—મલ્લ૦
નમ્રવચન વદે શ્રીવિઠ્ઠલ, અમો ગોવાળા ગોચારુરે,
મહોન્મત્ત મલ્લ સાથે વઢવું, કોણ ગજું અમારુંરે—મલ્લ૦

* આ ચુમ્મલીશમા અધ્યાયમાં બન્ને બંધુઓએ મલ્લોને તથા કંસાદિને માર્યા તથા કંસની સ્ત્રીઓની આશ્વાસના કરી અને માતપિતાનું દર્શન કર્યું તે કથા છે



કંસના દરબારમાં મલ્લયુદ્ધ અને કંસનો વધ

"ગુજરાતી" પ્રેસ ફોર્ટ, મુંબઈ ૧



વસુદેવ અને દેવકીને કૃષ્ણ બળરામ બંધનમુક્ત કરે છે

ગુજરાતી પ્રેસ કોટ, મુંબઈ ૧

અમો મળવા આવ્યા મહીપતિને, યજ્ઞ માહલચોજાણીરે;
કપટ કરી અક્રૂરે તેડ્યા, દુઃખ ઘો છો અહિં આણીરે—મંલ્લ૦

વલણ

આણી ઘેર કપટ કરો, અમો શું જાણું સંગ્રામરે;
પંચમલ્લ કહે શ્રીકૃષ્ણને, હવે નાહાનું નહીં કામરે.

†

ચોપાઈ

તવ આજ્ઞા કંસાસુરની થઈ, બંનો બાળક જાવા પામે નહીં;
એ શત્રુ હાથે નવ આવે ફરી, જો જો દૃષ્ટિ નાહાની કરી.
ઘણા મિત્રતણાં હું માગું વેર, તો કેમ કુશળે જાવા દેઉં ઘેર,
ક્રોધ કરી ચાણૂર ઉચર્યો, તમો રામ કૃષ્ણ કૂદે ઉતરો.
તમો કહો છો કેમ કીજે સંગ્રામ, અમો તમારાં સાંભળ્યાં છે નામ;
બકી બક વછ વ્યોમાસુર, શકટને પાટુએ કીધા ચૂર.
આણ્યો પ્રલંબ કેશીનો અંત, હવડાં કાઢ્યા ગજના દંત;
છો દુધમલ્લ ઉન્મત્ત ગોવાળ, થાઓ વહેલા કહે છે ભૂપાળ.
નોહે ગોકુળ જે ચાલે અન્યાય, કીધું મનમાન્યું વૃંદાવન માંય;
તમો કુસરાયનો ભય નવ ગણ્યો, પોળે પેસતાં પરિયટ હણ્યો.
લૂટ્યો માળી લૂટી કૂબડી, ધનુષ અભડાવ્યું મેડે ચડી;
તમો રાજનગરમાં અન્યાય કર્યો, તો કુશળે કેમ પાછા ફરો.
જો ન્હાસો તો ઉગરવું નથી, શત્રુ માથાપર મથુરાં પતિ;
શ્રીકૃષ્ણ કહે તત્પર થાઓ રામ, કરો મન મૂકી વીરા સંગ્રામ.
કછ્યો કાછ રામે તતખેવ, મલ્લકળા પ્રગટી બળદેવ;
સ્કંધ જંઘા આસ્ફોટન કરી, ઉતર્યા કૂદે હળધર હરિ.
મસ્તક અંબોડા વાળી વીર, ઉછળ્યા જેમ ઉદધિનું નીર:
આસ્ફોટન આસન ચોર્યાસી, છે પાઠે પંડિત અવિનાશી.
કરે લઘુલાઘવી પુરુષ પુરાણ, જોઈ પંચ મલ્લનાં ગયાં ઓસાણ;
અસુર વીર થયા નિર્વીર્ય, અક્રૂર ઉદ્ધવને આવ્યાં ધૈર્ય.
શીઘ્ર થાઓ એમ કહે છે રાય, ઘુંટણ ભેર કંસાસુર થાય;
બેઠા અષ્ટ ભ્રાત પોતાના પૂઠે, ધર્યો છે હાથ ખડ્ગની મુઠે.
કંસની નાર જાળીએ જોય, ગડગડે નિશાણ હોકારા હોય;
શ્રીમંડળ સરણાઈ રણતૂર, પટ બાંધી આવ્યા બેહુ શૂર.
બંદીજન બોલે યશ બોલ, છંટાએ નીર ઢબુકે ઢોલ;
જુએ દાનવ માનવ સુરવર્ગ, શું એકે થયાં અવની ને સ્વર્ગ.
અથડાએ માંહોમાંહે વિમાન, સહુ જુવે યુદ્ધ કરતા ભગવાન;
ત્યાં પંચમલ્લ હોંકારા કરે, સાંભળી દેવકી આંસુ ભરે.
શુકજી કહે સાંભળીએ રાય, હવે મહાયુદ્ધ શી પેરે થાય;
વાધ્યા ચાણુર સુંદર શ્યામ, શલ તુશલને વળગ્યા રામ.
વળી કૂટ કૃષ્ણજી ઉપર ગયો, મુષ્ટિક હળધર સામો થયો;
તળે ઉપર ગરબડતા જાય, પડે વીર વળી બેઠા થાય.
પદપ્રહાર મુષ્ટિક બહુ પડે, સ્કંધે સ્કંધ આવી આથડે;
દે ગુલાંટ વળગે ભુજ ભરી, ઉદરમાં મારે શિર નીસરી.
મુષ્ટિકને મારે હળધર ઢીક, કડકડે પાંસળી આવે હીક;
પડે પડછંદા ધૂમે ભગવંત, ગદાને ઠામ આવ્યા ગજદંત.
ધીર ધબડકે ધ્રૂજે ધરા, નાથે વક્ર દૈત્ય કીધા પાધરા;
ફરી ફરી બાઝે વાજે મર્મ, દાનવ પીડા પામે પર્મ.
ઉઠે શબ્દ હુંકારા ઘણા, ભૂ ભારે મરડાએ ફણા;
ઉડે રેણુ પદ પ્રહારે કરી, આદિત્ય કિરણ લીધાં આવરી.
વઢે પંચ ગજસું બે કેસરી, ભૂલ્યા દાનવ માયા પરમેશ્વરી;
શૂરત્વ વાધે ગુણીજન ગાય, સાંભળી મલ્લ માટીડા થાય.
વકારે કંસ હોકારા કરી, ચાણૂરે બાથમાં લીધા હરિ,
શબ્દ થયો તવ હાહાકાર, કેમ ઉગરશે નન્દકુમાર.
દાનવે કૃષ્ણ નાખ્યા ઊછળી, વિશ્વનાથ તવ વળગ્યા વળી.
ચાણૂર ઉછળ્યો ઝાલી ચર્ણ, વસ્ત્રની પેરે પછાડ્યો ધર્ણ;
જઈ પાટુ મારી પુરુષ પુરાણ, ચાણૂર મલ્લના લીધા પ્રાણ.
મુષ્ટિક માર્યો મુષ્ટિપ્રહાર, શલ તુશલ કીધા સંઘાર;
કૂટ પછાડ્યો કંઠે ધરી, મેઘ ગર્જના રામે કરી;
પંચ મલ્લ માર્યા તતકાળ, વાંસળી વાયે નાચે ગોવાળ.
રામ કૃષ્ણ બે દેખી જોધ, કંસાસુરને ચઢિયો ક્રોધ;
વકારી સેના સહુ વીર, ન પામે જાવા નન્દ આહિર.
જઈ લૂટી લાવો ગોકુળ ગામ, પિતા ઉગ્રસેનનો ફેડો ઠામ,
વસુદેવ દેવકીને જઈ હણો, રખે ન્હાસે શત્રુ કૃષ્ણ આપણો.
એવી આજ્ઞા કંસની થઈ, ધાયા દાનવ આયુધ ગ્રહી,
નાહાસે લોક પડે ભુંબાણ, ઘેર્યા દાનવે પુરુષ પુરાણ.
તુટ્યા દૈત્ય કરે મારામાર, ચળકે સાંગ ફરસી તલવાર;
ગદા ભોગળ ભાર અતૂળ, ખપુવા ખંજર મૂશળ શૂળ.
હુકાર્યો હસ્તી દાનવ ધીશ, પૂરણ ક્રોધ કીધા જગદીશ;
આરક્ત લોચન પાડી રીર, કાળરૂપ કીધું યદુવીર.
ગજ ઉપર ધાયે પંચાનન, તેમ રીસે ધાયા નારાયણ;
મામાજી થાજે સાવધાન, હું ભાણેજો છૌં શ્રીભગવાન.
એહેવું કહીને મૂકી દોટ, જઇ કંસાસુરની ઝાલી કોટ;
જેમ ગરુડ ઝડપી લે સર્પને, તેમ કૃષ્ણે લીધો નર્પને.
ગયું ઓસાન કંસાસુર તણું, પર્વતપેં હરિ ભારે ઘણું;
મેડેથી મરડી નાખ્યો ધર્ણ, હૃદેપર બેઠા અશરણશર્ણ.
જેમ મૃગલા ઉપર બેસે વાઘ, તેમ કાળજ ઉપર લીધા પાગ;
નાહાસી ગઈ સેન્યા ન રહ્યું કોય, રાણી સાહેલી કૂટે રોય.
અરે દૈવ ! શું થાશે હાવે, કો છે રાયજીને મૂકાવે;
અરે કર્મ સંભવતું નથી, નંદને છૈયે માર્યો છત્રપતિ
ઉઠ્યા ભ્રાત કંસાસુર તણા, એકેકી લપડાકે રામે હણ્યા:
મુવા બાંધવ રાણી રોય, કંસાસુર તે ટગમગ જોય.
તેડાવ્યો તમે અક્રૂર કને, મામાજી ઓળખો છો મુને;
ખટ ભ્રાત મારા મા જણ્યા, તે શલ્યા સાથે ઝીંકી હણ્યા.
તે વૈર હું વાળીશ આજ, કાં સુખે સુતા છો મહારાજ;
જે વચન કહી ગઈ વીજળી, તે મામાજી આજ વારતા મળી.

† લખેલી પ્રતમાં અહીં આગળ કડવું જુદું પાડેલું છે.

એવું કહી બહુ દીધો ભાર, ન શકે હાલી કંસ લગાર;
તવ કંસાસુરને આવ્યું જ્ઞાન, એ ભાણેજ મારો સ્વયં ભગવાન.
કીધાં કર્મ ભોગવવાં સહી, નયણે આંસુજળ ચાલ્યું વહી;
અંતરિક્ષ દેવ કહે જયકાર, મહાબળ કીધું નન્દકુમાર.
મરડ્યો કંઠ આગળથી શીવ, મરતાં મામે પાડી ચીસ.
અમર નર આનંદ્યા ઘણા, ગયા પ્રાણ કંસાસુર તણા;
જય જયકાર ત્રૈલોકે થયો, કંસાસુર વિમાન બેસી ગયો.
વસુદેવ કને આવ્યા ગોપાળ, સાંકળ બેડી ત્રૂટી તતકાળ;
પ્રદક્ષિણા માતપિતાની કરી, પાગે લાગ્યા હલધર હરિ;
માતાને ભેટ્યા યુગ્મ કુમાર, દેવકીને પ્રગટી પયની ધાર.
કેમ આવ્યું રહે જનુનીનું હેત, હરખે દંપતી થયાં અચેત;
દિગ્મૂઢ થઈ દીકરા જુવે, હરિ માતપિતાનાં આંસુ લુવે.
જય જય કૃષ્ણ દેવતા કરે, યાદવ સહુ જોવા પરહરે;
અસુર લોકને પડીયો ત્રાસ, દશો દિશા કરે નાસા નાસ.
મૂક્યાં કલત્ર મૂક્યા ભંડાર, રહ્યાં અસુરનાં ઉઘાડાં દ્વાર;
સૂરજથકી નાહસે અંધકાર, તેમ અધર્મા નાઠા નિરધાર.
પાવકથી જેમ નાહાસે શીત, દાનવ સહુ નાઠા તે રીત;
અધર્મ ઉદ્વેગ ભય ઉચ્ચાટ, અપરાધે લીધી બીજી વાટ.
યાદવ કન્યા હરખે આવતી, ત્રોડી હાર મુક્તા વધાવતી;
શુકજી કહે સાંભળીએ રાય, કૃષ્ણ માત પિતાને લાગ્યા પાય.

વલણ

પાય લાગા પરમાત્મા, મૂકાવ્યા ઉગ્રસેન રાયરે;
ભટ પ્રેમાનંદ કહે કથા, થયો ચુમ્માલીશમો અધ્યાયરે.

ઇતિ શ્રીમદ્ભાગવતે દશમસ્કંધે કંસવધોનામ ચતુશ્ચત્વારિંશોધ્યાયઃ ॥૪૪॥

---

## અધ્યાય ૪૫ મો*

### કડવું ૧૧૨ મું–રાગ ધન્યાશ્રી

શુકજી કહે કથારે, સાંભળ પરીક્ષિત ભૂપ;
ભૂલ્યાં માતપિતારે, પુત્ર જાણ્યા બ્રહ્મ સ્વરૂપ. ૧
પ્રબળ બળ કૃષ્ણનુંરે, માર્યો મામો મલમેગળ,
થયું દૃષ્ટિ આગળેરે, એ નોહે બાળકનું બળ. ૨
એ કૃષ્ણરૂપ વિષ્ણુતણુંરે, અમો કેમ થઇએ માબાપ;
પુત્રભાવને પરહર્યોરે, દંપતીનાં જાગ્યાં આપ. ૩
શ્રીકૃષ્ણે માયા વિસ્તરીરે, ફરી આવ્યું અજ્ઞાન;
માતપિતાએ જાણિયુંરે, એ બે અમારાં સંતાન. ૪
પુત્ર પરઘેર ઉછર્યારે, થયા પરાધીન પીંડાર;
દિવસ નાખ્યા દોહેલેરે, ગૌચારી વર્ષ અગિયાર. ૫
અમો દરિદ્રી દુઃખે દહ્યાંરે, નહીં અંત ભુવન ભંડાર;
આજ અમો પાસે એટલું નથીરે, કીજીએ પુત્રને
મોહોણાચાર. ૬
મનોરથ માબાપનારે, જાણી કહે યદુવીર;
અમો સેવા તસ્કર તમતણારે, માબાપ જાણ્યાં આહિર. ૭
કારાગૃહે પરવશ રહ્યાંરે, દુઃખ વેઠ્યું અગમ અપાર;
સહવારાં ના છોડવ્યાંરે, છે અમારું બળ ધિક્કાર. ૮
સંસારમાં સગું કો નથીરે, પુત્રને માતપિતા સમાન;
અંબા જેવી અંબિકારે, પિતા તે શ્રી ભગવાન. ૯
પુત્રને તીરથ જાતરારે, વસે માત પિતાને પાય;
પુત્રને તીરથ જાતરારે, જે તીરથ નાહાવા જાય. ૧૦
માતપિતાને પરહરીરે, પુત્ર કરે સુકૃતસ્નાન;
ટોસાં દુઃખ પામે ઘણુંરે, તે થયું ભસ્મ હોમ*સમાન. ૧૧
તે દાનપુણ્ય એળે ગયુંરે, જો કનકે તોળે કાય;
શત વરસ સેવે માતનેરે, પુત્ર ઓસીકળ નવ થાય. ૧૨
તો નિશા એક શીતકાળનીરે, તે દીકરો દૈત્ય સમાન;
જનકે† જનુની દુભવીયાંરે, સદા વિમુખ શ્રીભગવાન. ૧૩
તે કૃતઘ્ની કાળે ગ્રસ્યોરે, જે ભરે પરઘેર પેટ;
તે દરિદ્ર દુઃખે ભર્યોરે, તે કરે નીચની વેઠ ૧૪
જેણે માત પિતા સેવ્યાં નહીંરે, તે પામે પશુનો અવતાર;
તિરસ્કાર કરે તાતનેરે, કરે વાયસ ચંચુ પ્રહાર. ૧૫
કીટ પડે તેના દેહનેરે, સ્ત્રીને વશ વરતે અજ્ઞાન;
વૃદ્ધ માતાપિતાને પરહરેરે, તે અવતરે થઈ શ્વાન. ૧૬
લોભી ધન મેળવી મરેરે, પોખે પોતાની કાય;
જે તજે બહેન ભાણુજારે, મળમૂત્ર પરનાં ખાય. ૧૭
તે ગ્રામ શૂકર થઈ અવતરેરે, ઘણું પોખે સાસર વેડ;
નીચ મિત્રને માને ઘણુંરે, તેની રોગ ન મૂકે કેડ. ૧૮
ક્રૂર વચન કહે અતીતનેરે, કનિષ્ઠ ને જ્યેષ્ઠ ભ્રાત;
વિષ્ણુ રૂપ ગુરુ શિષ્યનેરે, સ્ત્રીને વિષ્ણુ નિજનાથ. ૧૯
પૂજનીક સ્વામી દાસનેરે, પૂજનીકની કીજે સેવ,
ગૌ બ્રાહ્મણ વૈષ્ણવ જતિરે, તેને તે વિષ્ણુ દેવ. ૨૦
જેને જે જોગ માનવારે, તે બૂડે ભવજળ માંય,
સેવાથી જન જે ગયોરે, કહી રોયા યાદવરાય. ૨૧
અમો માતપિતાને સેવ્યાં નહીંરે, તમારે પગે સાંકળ;
અમો વૃંદાવન રમતાં ફર્યારે, છો પુત્ર કડવાં ફળ. ૨૨
તે અપરાધ ક્ષમા કરોરે, ફરી મંડાશે ઘરસૂત્ર;
આગળ સુખ ઘણું પામશોરે, તો રામ કૃષ્ણ તમારા પુત્ર. ૨૩
સંસારવત્રોક સુખ દીજીએરે, અમો મોટા થાશું તન;
ક્યાં ફળ-તે પાકશેરે, બેસો પિતા રાજ આસંન. ૨૪
રાજ સભામાં પરવરોરે, માતપિતા કેશવ રામ;
રાજ સભામાં આવિયાંરે, કર જોડી સુંદર શ્યામ. ૨૫
માતામહને વિનંવેરે, હોય જ્યેષ્ઠ કુમાર;
યયાતિ રાયનો શાપ છેરે, રાજછત્રનો અધિકાર. ૨૬
તે જ્યેષ્ઠ પુત્રને છે નહીંરે,

---

* આ પીસતાલીશમા અધ્યાયમાં ભગવાને માતાપિતાની અને નન્દાદિકની સાંત્વના કરી, ઉગ્રસેનને રાજ્યાભિષેક કર્યો અને તે ગુરુ ઘેર રહી પાછા મથુરામાં પધાર્યા. તે કથા છે.

* રાખમાં જેમ ઘી હોમે તે વૃથા જાય તેમ † પિતા

વસુદેવ વડા શૂરસેનનેરે, વસુદેવનો વડો રામ,
હું કનિષ્ઠને ઘટે નહીંરે, છત્રપતિનું નામ. ૨૭
માતામહ તમને ઘટેરે, છત્ર યોગ છો વૃદ્ધ સાધ,
કંસ આદે પુત્ર મારિયારે, તે ક્ષમા કરો અપરાધ ૨૮

ઉગ્રસેન ઉવાચ:-

ભલે કંસાસુર મારિયોરે, યાદવકુળ કીધું પવિત્ર,
અધર્મ સઘળો ટાળીયોરે, ભલે પધાર્યા દોહિત્ર. ૨૯
હું પુત્ર કરી નવ માનતોરે, લાગો હુતો કર્મ સંયોગ;
શ્રીકૃષ્ણ વૈદ્ય પધારિયારે, ગયો કંસ લક્ષણ રોગ. ૩૦
જે પુત્ર ચાલે ઉન્માર્ગેરે, તે પિતાને તજવા જોગ;
થજો વહેલું મૃત્યુ માબાપનુંરે, જો પુત્ર રહે આરોગ. ૩૧
તે પુત્રથી વાંઝિયાં ભલાંરે, જે લજાવે કુળ નામ;
કાંપે પૂર્વજ તેહનારે, આપશે અધમ ઠામ. ૩૨
નિકમજી હું તારિયોરે, મારિયો કંસ કપૂત,
છો કૃષ્ણ દોહિત્ર દીકરારે, મારુ ફરી વર્ત્યું ઘરસૂત્ર ૩૩
પુત્ર પૌત્ર શિષ્ય ભાણેજોરે, દોહિત્ર ભગિની દાન;
વૃદ્ધ પુરુષને એ કહ્યાંરે, શાસ્ત્રે અટ સંતાન. ૩૪
સાતમો પુત્રી પતિરે, જામાત્ર સુત નિરધાર;
એ સપ્ત પુત્ર કરી માનવારે, જેના પિંડનો અધિકાર. ૩૫
આ રાજ તમારું છે હરિરે, તવ રીઝયા શ્રીભગવાન;
ઉગ્રસેનને ટીલું કરીરે, આપ્યું રાજ્ય કૃષ્ણ ભગવાન. ૩૬
રણકાર ઘંટા ઘુઘરીરે, વાગ્યાં પટહ બહુ નિશાણ,
આણ ફરી ઉગ્રસેનનીરે, થયું નંદજીને જાણ ૩૭
મળવા કારણ કંસનેરે, થયો તત્પર ગોપ પરિવાર;
બૂમ પડી મથુરાં વિષેરે, માર્યો કંસ હાહાકાર. ૩૮
મેંગલ મલ મામો હણ્યોરે, ઉછંકળ શ્રીગોપાળ;
રાજ આપ્યું ઉગ્રસેનનેરે, પડી નંદજીને ફાળ. ૩૯
શ્વાસ ભર્યો કહે નંદજીરે, જાઓ તેડી આવો કો શ્યામ,
અમો ન્હાસી જાઉં ગોકુળ વિષેરે, અહીં રહ્યાનું નહીં કામ. ૪૦
ગોપ જોડો સહુ ગાડલારે, ઉતરો યમુનાં પાર,
હવે ગોકુળમા રહેવું નથીરે, જઈ નસાડો પુત્ર નાર. ૪૧
યશોદાને કહો વારતારે, તારે પુત્રે કીધો કેહેર;
કંસ મરડી મારિયોરે, પડ્યુ જરાસંધસું વેર. ૪૨
હું રંકને એક દીકરોરે, તે ઉછંકળ ઉન્મત્ત,
તે શિખામણ માને નહીંરે, મુને ત્રેવડે તૃણવત. ૪૩
ગોવાળા નંદે મોકલ્યારે, તેડવા શ્યામળીવાન,
તે રાજદ્વારે ઉભા રહીરે, કરે શ્યામરામને સાન. ૪૪
સમજી ગયાં માત દેવકીરે, રખે કૃષ્ણને લેઈ જાય,
હજુ ખ્યાલ મુકતા નથીરે, છે ઓછી ચારવી ગાય. ૪૫
દેવકી કહે શ્રીકૃષ્ણનેરે, શુ છે ગોવાળાનું કાજ;
વિદાય આપો નંદનેરે, છે તે કહેતાં શી લાજ. ૪૬
ગોપ વેશને પરહરોરે, ધરો રાજપુત્રનો શણગાર;
શું વિચારો છો વિઠ્ઠલારે, શી ઉત્તર દેતાં વાર. ૪૭
સાચુ સગપણ આપણુંરે, છે ગોપની મેલી પ્રીત,
જો નંદ યશોદા ખીજશેરે, તો શું થાશે વિપરીત. ૪૮
હોય તે કહેતાં લજ્જા કશીરે, હું પુત્ર તુને પૂછું;
બાળ સુખ યશોદાએ ભોગવ્યુંરે, વળી કાંઈ રહ્યું છે ઓછું. ૪૯

વલણ

શું ઓછું છે યશોદાને, મેળાપ તેનો ટાળોરે,
પ્રેમાનંદ પ્રભુરામજી, નંદને પાછા વાળોરે. ૫૦

---

## કડવું ૧૨૩ મું-પદ ૧ લું-રાગ મારુ

શ્રીભગવાનુવાચ:-

યશોદા કેમ જીવે, મારું સગપણ જાણી ફોક;
પિતાને પ્રકાશી કહેતાં, નંદજી જાય યમલોક-યશોદા૦
પાસામાં લઘુશંકા કીધી, બાળક વય જ્યારે હુતી,
મુને કોરડે પાસામાં લીધો, મા ભીનામા સૂતી-યશોદા૦
એક ઘડી નથી અળગો કીધો, દીઠા વિના થાય ઘેલી,
હું વિના નંદજીને દેખી, મરશે કહેતાં પહેલી-યશોદા૦
જાગૃત સ્વપ્નામાંહે ધ્યાનજ મારું, પુત્ર સુખમાં બૂડી;
હું વિના વલવલી મરશે, જેમ ટળવળે ટીટૂડી-યશોદા૦
મથુરાં નગરીમાં આણી, વૈકુંઠ જો વાસું,
પ્રેમાનંદ પ્રભુરામ કહે, ક્યાંથી યશોદાનુ પાસું-યશોદા૦

### પદ ૨ જુ-રાગ મારુ

કેમ ઉત્તર આપું પિતાને, કેમ ઉત્તર આપુ;
વચન વજ્રના પ્રહાર કરી, કેમ કાળજડું કાપું-કેમ૦
ખોળે બેસાડી ગ્રાસ ભરાવ્યા, શા ગુણ ગાઊં,
કેમ કહું પિતા નહીં મારા, કૃતઘ્રી કહેવાઊં-કેમ૦
કાંઈ એક વિઘ્ન જો થાતુ મુજને, કોટિક કરતા દાન,
તે નંદને કેમ ઉત્તર આપુ, નહીં તારો સંતાન-કેમ૦
યશોદાસુત નંદનો નંદન, કહી બોલાવે સઘળા લોક,
બીજાં સગપણ ફરી ફરી થાયે, માબાપ ન થાયે ફોક-કેમ૦
તું નહીં પિતા હું નહીં બાળક, કહેતાં થાય મુખ શ્યામ,
એવું કહીને આંસુ ઢાળ્યાં, પ્રેમાનંદ પ્રભુરામ-કેમ૦

### પદ ૩ જું-રાગ સામેરી

શ્રીદેવક્યુવાચ:—

જુઠી પ્રીત સગપણ સાચુંરે, મહિયારાંની માયા મૂકો
જીવન હું જાચુંરે-જુ૦
સંગત દીધી આપત કાળમાં, હવે માયા મૂકોરે,
પરઘેર પેટ ભારી ગૌ-ચારી, લખતાં વિધાતા ચૂકોરે-જુ૦
અર્ભકને ભાવે કોયેલ મૂકે, પુત્ર કાગ ખોળા માહેરે;
વાયસનો સ્વભાવ ન લાગે, જઈ બેસે કોયેલ ટોળા માંહેરે-જુ૦

સમુદ્રનું જળ સમુદ્રમાં આવે, યદ્યપિ મેઘ લઈ જાયેરે;
હંસ બગલામાં જો બેસે, કુળને લાંછન થાયેરે–જુ૦
દેવકી કહે નંદજીને વાળો, જે આશા મૂકી જાયેરે;
પ્રેમાનંદ પ્રભુ પરમેશ્વર, સગપણ ફોક ન થાયેરે–જુ૦

પદ ૪ થું–રાગ સામેરી

શ્રીકૃષ્ણ ઉવાચ:—

શું પ્રીત જાણો મા મારીરે, યશોદાની, પ્રીત ઉપર
સો સગપણ નાખું વારીરે–શું૦
સ્નેહ વિના સગપણ દેવાસુર,* કિંવા સહોદર ભાઈરે;
એકેકના રુધિરને તરસે, તો ધિક્ પડો સગાઈરે–શું૦
મુંઆં વચ્છનાં ચર્મને માટે, ગાય પ્રીતે દૂઝેરે;
ગોટાં વચ્છને શૃંગે મારે, સગપણ કાંઈ ન સૂઝેરે–શું૦
પ્રીત માટે પતિ સાથે, સ્ત્રી બળે મઢીમાં પેશીરે;
કેળ કંદ દીકરો મરી જાએ, સગી મા રહે બેશીરે–શું૦
ગોકુળનું સુખ નથી વૈકુંઠે, તો કયાંથી મથુરાંમાંયેરે;
પ્રેમાનંદ પ્રભુ પરમેશ્વર, યશોદાના ગુણ ગાયેરે–શું૦

પદ ૫ મું–રાગ કેદારો

શ્રીવસુદેવ ઉવાચ:—

આપો નંદજીને વિદાય, આપો નંદજીને વિદાય;
વસુદેવ કહે શ્રીકૃષ્ણને, સહુ ગોપ ખોટી થાય–આપો૦
વિનય કરી વળાવજો, માગી માન નમજો પાય;
ઉત્તર દેજો એવી રીતે, જેમ ડોસો નવ દુખાય–આપો૦
ગોકુળ શું છે વેગળું, કો સમે કરજો કૃપાય,
કહેશો તો નંદ યશોમતિને, વાળશું મથુરાં માંય–આપો૦
અહિં રહે પ્રીત ટળી નથીરે, સાચાં માત પિતાય;
પુત્રનું સુખ અમો પામશું, તે નંદપુણ્ય પશાય–આપો૦
વાંક નથી વિઠ્ઠલ તમારો, ઉત્તર કેમ દેવાય;
પ્રેમાનંદ પ્રભુ પરમેશ્વર, ગયા વાડી માંય–આપો૦

પદ ૬ ઠ્ઠું–રાગ ગોડી

વિદાય કરવા ગોપનેરે, આવ્યા વાડી માંહે ગોવિંદ;
કાંઈ રીસ કરી શ્રીકૃષ્ણનેરે, શ્વાસે ભર્યાં કહે નંદ–વિદા૦
હું રંકે સહેવાતું નથીરે, પુત્ર તેં માંડ્યો ઉન્માદ,
આપણ પશુ પાળી જીવીએરે, શો બળિયાસું સંવાદ–વિદા૦
સાંભળ્યું કંસાસુર તેં હણ્યોરે, છે જરાસંધરું કામ,
હવે ગોકુળમાં રહેવાનું નથીરે, શોધો વસવાનો ઠામ–વિદા૦
તું મન માને તેમ આચરેરે, ન માને મારી શીખ;
તેં દૈત્ય માત્ર શત્રુ કર્યારે, હું રંક મગાવ્યો ભીખ–વિદા૦
એ મહારૂખને પરહરોરે, ધરો ગોવાળાનો વેખ,
તમારો વાંક કશો નથીરે, છે મારા કરમની રેખ–વિદા૦
ગજદંત નાખી દીઓ દીકરારે, ધરો જેષ્ટિકા વેણુ;
રામકૃષ્ણના દેહનીરે, નંદજી ખંખેરે રેણુ–વિદા૦

* દેવ અને અસુર દૈત્ય.

પ્રીત દેખી પિતાતણીરે, ચાલી હરિને આંસુધાર;
નંદે જાણ્યું પીડા થઈરે, કાંઈ વઢતાં લાગો પ્રહાર–વિદા૦
હૃદેસું લીધા શ્રીહરિરે, લોચનનું લોહ્યું નીર;
મુષ્ટિ પ્રહાર થયા મહ્લનારે, ઘણું વાગ્યું શ્યામશરીર–વિદા૦
ઉપાય ઓષધ કીજીયેરે, ચાલો પુત્ર આપણે ઘેર;
પય પીજો બાખડી ગાયનુંરે, રુડો થાશે દેહ–વિદા૦
રામ રહેશે કે ત્યાં આવશેરે, મૂકાવા વસુદેવ તાત;
સુખે રહો અહિં રામજીરે, મોકલું છૌં રોહિણી માત–વિદા૦
માત પિતાને પ્રતિ પાળજોરે, છે દુ:ખીયા વસુદેવ;
રોહિણી સરખી રામજીરે, દેવકીની કરજો સેવ–વિદા૦
તપાસ લેજો શ્રીકૃષ્ણનીરે, હળધર માગું છૌં માન;
સબળ સંપ બે મિત્રનોરે, લોકે જાણ્યા ભાઈ સમાન–વિદા૦
બોલ સુણી નંદરાયનોરે, જોયું નીચું રાજકુંવર;
કઠિણ મન કરી બોલીયારે, વિપ્ર પ્રભુ પરમેશ્વર–વિદા૦

પદ ૭ મું–રાગ ગોડી

શ્રીકૃષ્ણ ઉવાચ:—

અમો ઓસીંકળ કેમ થઈયેરે, ગોકુળ સ્વામી;
એવું કહીને આંસુ ભરીયાં, અંતરયામી–અમો૦
અમો તમારે મંદિર આવ્યા, લેહેણું કાંઈ લેવા;
નંદ અમો તમને માનું છૌં, પિતાજી જેવા–અમો૦
સગા પુત્રને હેત ન રાખે, તેવું હેત કીધું;
કૃતઘ્ની હું આજ થયો જે, તમને દુઃખ દીધું–અમો૦
ખોળે ચડી મેં મૂછ તાણી, પાટુ બહુ મારી;
પર પુત્રનું મુખ઼ું અમિયા, ધન્ય નર ને નારી–અમો૦
સાકર દૂધ વાટકીએ પાયું, ખોળે બેસાડી,
નહીં આવે યશોદાને તોલે, દેવકી માડી–અમો૦
પુત્રની પેરે ત્રેવડજો, રખે ઉતારો માયા;
અમો છૌં વસુદેવના નંદન, દેવકીના જાયા–અમો૦
નાસરડે ગોકુળમાં આવ્યા, મામાજીને માટે;
ઉછેરનારને ઉત્તર દેતાં, કાળજ નવ ફાટે–અમો૦
પ્રેમાનંદ પ્રભુ પરમેશ્વરે, વિદાય આપી;
મૂર્છા ખાઈ નંદ પડ્યા, શું દ્રુમ નાખ્યો કાપી–અમો૦

પદ ૮ મું–રાગ રામગ્રી

શ્રીનંદ ઉવાચ:—

એ શું બોલો છો શામળા, ઘેલો થયો રણછોડ;
પાણિગ્રહણ કીધું નથી, વહુ જોવાના કોડ–એ૦
વણ વિચાર્યું નવ બોલીએ, હસે દુર્જન લોક;
નથી દીઠું નથી સાંભળ્યું, પુત્રનું સગપણ ફોક–એ૦
દીઠા મંદિર માળિયાં, દીઠી ઘોડાની ઘોષ;
દીઠા લોક રળિયામણા, થઈ તુંને રહેવાની હોંશ–એ૦
દૂષણ જિહ્વાને ઉપજે, જો કહિયે બીજાં માબાપ,
વસુદેવ તાત છે રામના, એને કહેતાં નહીં પાપ–એ૦

આપણ ન્યાત આહિરડાં, ક્ષત્રી છે વસુદેવ;
રામે તાત કહ્યા હશે, પડી તુંને કહેવાની ટેવ—એ૦
ગોવિંદ બેસો ગાડલે, ઉભા છે સહુ ગોવાળ;
હવડાં શત્રુ કો આવશે, કાલા કાં કરો અંત કાળ*—એ૦

શ્રીકૃષ્ણઉવાચઃ—

નીચું જોઈ કહે નાથજી, નયણે ઢળી નીર;
અમો પુત્ર છીં પારકા, તમો જાઓ મંદિર. આશા મૂકો નંદજી.
અર્ધનિશા હું આવિયો, માત યશોદાને પાસ;
કન્યા તમારી વીજળી તે, ઉડી ગઈ આકાશ—આ૦
મનસા વાચા માનજો, નથી કૌતક વાત;
સગા પિતા વસુદેવજી, તમો છો પાળક તાત—આ૦
આપણે સગપણ છે નહીં, કહી આલીયા જગદીશ;
બીજીવાર ધરણે ઢળ્યા, પાડે નંદજી ચીશ—આ૦
નંદ ગોવાળા વલવલે, નિસાસે ફાટે પહાડ;
રોયા ગગને દેવતા, રોયાં વાડીનાં ઝાડ—આ૦
વિલાપ નંદના સાંભળીરે, રોયાં નગરનાં લોક;
જાતાં રામ રોયા ઘણું, શ્રીહરિને ઉપન્યો શોક—આ૦
નંદ કહે ગોવાળાને, વાગ્યું વચનનું બાણ;
વાળી લાવો કો કૃષ્ણને, મારા જાશે પ્રાણ—આ૦
વિપ્ર પ્રભુએ સાંભળ્યું, રોયા પરમેશ્વર;
આંસુ લોહ્યાં નંદનાં, ફર્યા રાજકુંવર—આ૦

પદ ૯ મું—રાગ પરજીયો

શ્રીનન્દ ઉવાચઃ—

સુંદર શામળારે, મુને હુતી તારી આશ;
ગોકુળિયું ઉજડ કરીને, કાં કીધો મથુરાં વાસ—સુંદર૦
મેં ઉછેર્યો આદર કરીરે, સાચો જાણી પુત્ર;
તુજ સાટે ગઈ દીકરીરે, મારું ઉજાડયું ઘરસૂત્ર—સુંદર૦
યશોદા કેમ જીવશેરે, સાંભળી દારુણ વાત,
રોઈ રોઈ ખોશે આંખડીરે, કોણ ગ્રહેશે તેનો હાથ—સુંદર૦
વિશ્વાસઘાત કીધો મુજનેરે, હું દુર્બળનો આધારે;
લોક કહેશે મુને વાંઝિયોરે, મારાં ફરી દેવાયાં દ્વાર—સુંદર૦
એક અવગુણે સર્વ ગુણ ગયારે, બાંધ્યો ઉખળ સાથ;
તે દુઃખ તારે મન વસ્યું રે, દુહાયો દીનાનાથ—સુંદર૦
વસુદેવે મુને લુંટિયોરે, નથી પૂછનારુ કોઈ;
હું નિર્ધનને ધન દીકરો રે, સગપણ નાખ્યું ધોઈ—સુંદર૦
કોણ વલોવવા લાગશેરે, થાકશે યશોદા નાર;
પ્રેમાનંદ પ્રભુ પરમેશ્વરરે, આવી જાઓ એકવાર—સુંદર૦

પદ ૧૦ મું—રાગ મારુ

શ્રીનન્દ ઉવાચઃ—

ચાલ શામળિયા ઘેર જઈયેરે, એવા કઠિણ નઠોર ન થઈયેરે;
કેમ ગૌધન વનમાં ચરશેરે, ગાયો તું વિના હીંસી મરશેરે.
કોણ સીકું લાકડીએ ધરશેરે, કોણ ગોરસ ચોરી કરશેરે;
તારી માતાનું ચિત્ત ચળશેરે, વાંસળીએ જાળાં વળશેરે.
તારે રમકડે કોણ રમશેરે, તારી વાંસળીએ કોણ જમશેરે;
મોર મુકુટ કયાં મૂકશેરે, કોણ કચોળે દૂધ પીશેરે.
કોણ સેલો વાળી ગૌ દોશેરે, કોણ કેડ બાંધી વલોવશેરે;
કોણ રૂડી શિખામણ દેશેરે, હવે પિતા મુને કોણ કહેશેરે.
મુને છે છેલ્લો આશ્રમરે, હવે હું દહાડા નાખીશ કેમરે;
હતું વૈકુંઠ ગોકુળ ગામરે, હવે નેસડો ફરી થયું નામરે.
યશોદા કેમ બહાર નીસરશેરે, વંઝા કહી લોક પાછાં ફરશેરે;
અમને માણસમાંથી ટાળ્યાંરે, દીકરો થઈ કાળજા બાળ્યાંરે.
અમો ભૂલ્યાં આશા આણીરે, પારકી થાપણ નવ જાણીરે;
વાયસ થઇ વાત્સલ્ય કીધું રે, ફરી કોયેલે બચલું લીધુંરે;
વિપ્ર પ્રભુ પરમેશ્વરરે, મારુ ફરી વસાવો ઘરરે.

પદ ૧૧ મું—રાગ મેવાડો

શ્રીકૃષ્ણ ઉવાચઃ—

ગોકુળ જાઓરે, નંદજી ગોકુળ જાઓ—ગો૦
ફરી ગોકુળ જાઓ નંદજીરે, મૂકો મનની આશ,
નાસરડે અમો આવીયારે, કીધો તમ ઘેર વાસ—ગો૦
ધીરજ ધરીએરે, રાયજી ધીરજ ધરીએ,
ધીરજ ધરીએ નંદજીરે, એ જૂઠો છે સંસાર;
પરમેશ્વર વિના કો નથીરે, છે ફોકટીઓ પરિવાર—ગો૦
ઘણું એક દાઝેરે, અમને ઘણું એક દાઝેરે,
ઘણું દાઝે છે મુજનેરે, પણ દોહેલો લોકાચાર;
કેમ માત પિતાને પરહરુંરે, અમો દેવકીના કુમાર—ગો૦
બેહુ દુઃખ પડિયાંરે, મુને બેહુ દુઃખ પડિયાં,
બેહુ દુઃખ પડિયાં બાપજીરે, હું કોને આપું છેહ;
મન પ્રાણ રહેશે ગોકુળેરે, મારો મથુરા રહેશે દેહ—ગો૦
સુખ શ્રીગોકુળનુંરે, જે સુખ શ્રીગોકુળનું,
ગોકુળ મોટું સુખ ભોગવ્યુંરે, ન મળે વૈકુંઠ માંય;
લક્ષ ચોરાસી દેહ ધરુંરે, તોએ ન મળે યશોદા માય—ગો૦
સ્કંધે ધરુ કાવડ રે, ઊંચલી સ્કંધે ધરુ કાવડ,
ઉંચલી સ્કંધે કાવડ રે, કરાવું તીર્થ સકળ;
તોએ એક ઘડી યશોમતિનેરે, નવ થાઉં ઓશીંકળ—ગો૦
અમો છીં તમારા રે, નંદજી છીં તમારા,
અમો દાસ તમારા રાયજીરે, ફરી ચરણે નામ્યું શીશ;
વિદાય આજથી આપજોરે, કહી ચાલ્યા શ્રીજગદીશ—ગો૦
ધરણે ઢળીયા રે, નંદજી ધરણે ઢળીયા,
ધરણે ઢળીયા નંદજી રે, થઈ પડ્યા અચેત;
શ્રીકૃષ્ણે માયા વિસ્તરીરે, ઉતર્યું પિતાનું હેત—ગો૦
કુંવર કોનો રે, કૃષ્ણ એ કુંવર કોનો,
કુંવર મારો છે નહીં રે, હું ફોકટ થાઉં તાત;
એ પુત્ર સત્ય વસુદેવનોરે, મુને ગર્ગે કહી છે વાત.

નંદજી આવ્યા રે.

* મોડું; અસુર.

નંદજી ચાલ્યા રે, નંદજી રોતા ચાલ્યા,
નંદ ગયા શ્રીગોકુળરે, ત્યાં વરત્યો જે ઉત્પાત;
તે કહી ન શકયા શુકદેવજીરે, કો વૈષ્ણવ જાણે વાત–નંદજી.
તાત વળાવી રે, ગોપનો સાથ વળાવી,
વળ્યા વિઠ્ઠલ માયાતીતરે, તાતને કરુણાકર;
સંતોખ્યાં વસુદેવ દેવકીરે, વિપ્ર પ્રભુ પરમેશ્વર–નંદજી.

કડવું ૧૨૬મું–રાગ સારંગ

**શ્રીશુક ઉવાચઃ–**

નંદ ગોપને કરી વિદાય, તાત કને આવ્યા યદુરાય;
મામી બેહુની પ્રશંસા કરી, વિનયયુક્ત બોલ્યા શ્રીહરિ.
અમે તમારો હણ્યો ભરથાર, ઘણું સાલે તમારા ગયા શણગાર;
દૈવ પ્રત્યે કાંઈ ચાલે નહીં, મારી મામી બે વિધવા થઈ.
મારા છ બાંધવ મામે મારિયા, તે દુઃખે મામા મેં સંઘારિયા;
પશ્ચાત્તાપ થયો પામું છૌં દુઃખ, હવે ક્યાં દેખવું મામાનું મુખ.
ન ટળે ભાવી પદારથ વાત, કુટુંબકલેશ થયો ઉત્પાત;
તમો મનમાં દુઃખ પરહરો, આ તમારુ ઘર તમે વાપરો.
અમને પોષ્ય વર્ગ જાણજો, નિજ સંતાનનું હેત આણજો;
સભામાં આવ્યા એવું કહી, મથુરાં નગરી પાવન થઈ.
ધર્મ પટો વાજે પુરમાંય, ઉગ્રસેનની આણ દેવાય;
નાઠા લોક કંસનો ભય ધરી, તે યાદવ સહુકો આવ્યા ફરી.
અધર્મ ઉથાપી થાપ્યો ધર્મ, ચારે વર્ણ પાળે કુળધર્મ;
વસુદેવ વસ્યા પોતાને ઘેર, રાજધાન માંડ્યું બહુ પેર.
ગર્ગાચાર્યને કહે વસુદેવ, જાત કર્મ કીધું વાસુદેવ;
જાણ્યું પુત્ર પ્રસવ્યા છે આજ, વૃદ્ધ શ્રાદ્ધ કીધું મહારાજ.
ગણપતિ ગોત્રજ પૂજા કરી, નાન્દી કર્મ કીધું હેત ધરી;
કદળી સ્તંભ તોરણ હાથા, ગાયે સોહાસિણી ગીત ગાથા.
સંકલ્પ કીધો કાળાગૃહ માંય, બે અચુત દ્વિજને આપી ગાય;
પૂજ્યા બ્રાહ્મણ ગર્ગાચાર્ય, શાંતિક પુષ્ટિ કીધું કાર્ય.
ત્યાં કીધી સહુ ક્ષત્રીની રીત, રામકૃષ્ણને દીધાં ઉપવીત;
શ્રીગોકુળથી આવ્યાં રોહિણી, પહોંતી હોંસ બેહુ માતાતણી.
કંસનું દ્રવ્ય લીધું નરહરિ, પિતાના ઘરમાં લક્ષ્મી ભરી;
હય હસ્તી રથ મહિષી ગાય, પાત્ર ચામર આસન સજ્યાય.
માણેક મુક્તાફળ રત્ન ઝવેર, તે સર્વે મોકલ્યું વસુદેવને ઘેર;
જે વિભૂતિ કંસે મેળવી ઘણી, વસુદેવ થયા તે વસ્તુના ધણી.
માખી મધુનો સંચય કરે, પણ આહેડી લુંટી સાંચરે;
વાંઝિયાનું ધન રાજા વાવરે, કીડી સાંચે ને તીતર ચરે.
વૃદ્ધની સ્રીને ભોગવે અન્ય, તેમ કંસાસુરનું લૂટયું ધન;
લક્ષ્મી ગઈ ને ગયો સ્વામી, ભાણેજે મંગાવ્યાં ભીખ મામી.
પછે માત પિતાને લાગ્યા પાય, રામ કૃષ્ણે માગી વિદાય;
વસુદેવ પ્રત્યે બોલ્યા શ્રીહરિ, જરાસંધ સરખા માથે અરિ.
મેં કંસાસુરનો કીધો ઠામ, જરાસંધ સાથે થાશે સંગ્રામ;
જો આજ્ઞા હોયે તમતણી, ધનુર્વિદ્યા અમો આવું ભણી.
પિતા કહે કાં નહીં પુરુષ પુરાણ, શ્રીરામ કૃષ્ણે કીધું પ્રયાણ;
સપ્ત પુરીમાં તીર્થ મુખી, આવંતી નગરીમાં એક રુખી.
વિદ્યાનિધિ સાંદીપનિ નામ, તેને ઘેર આવ્યા કેશવરામ;
ત્યાં દીઠો એક મનોહર મઠ, જ્યાં વિદ્યાર્થીની બેઠી ઠઠ.
કો ભણે બ્રહ્મ વિદ્યા નિર્મળ, ધર્મ શાસ્ત્ર ભણે કો પાતંજળ,
કો મીમાંસા શાસ્ત્ર ન્યાય વ્યાકર્ણ, કો વેદાંતે વિખાણે અશર્ણ શર્ણ.
કો યોગ વિદ્યા ભણે નોળી કર્મ, કો ખટ્ચક્રના શીખે મર્મ;
કો અસ્ત્ર શસ્ત્ર મલ્લ વિદ્યા ભણે, છે ભીડ ઘણેરી ગુરુને આંગણે.
જ્યોતિષ વૈદક પરીક્ષા મણિતણી, જળસ્તંભ વિદ્યા અતિઘણી;
મંત્ર જંત્ર વશીકરણ અપાર, શુક કહે શું વર્ણવું વિસ્તાર.
કો ભણે આંક માયિક કળા ભણે, સકળ વિદ્યા ગુરુજીમાં મળે;
છે અધ્યયન શબ્દનો મોટો ઘોષ, ફરતો સંભળાયે બે કોશ.
રામ કૃષ્ણ આવ્યા નિશાળમાંય, જેમ તારામાં રજની ચંદ્રમાય;
વિસ્મે વિદ્યાર્થી જોઈ રહ્યા, સાંદીપનિ ઋષિ બેઠા થયા.
પ્રભુની સામા ગયા ઋષિરાય, શ્રીકૃષ્ણ નમ્યા ગુરુજીને પાયઃ
આસન આપી પૂજા કરી, ગુરુજીએ વાણી ચ
મને કૃતારથ કીધો આજ, કહો કયાંથી આવ્યા મહ
કોણ નામ ગામ કુળ ન્યાત, શું કારજ છે મુજ :

**શ્રીભગવાનુવાચઃ–**

એક છે ગામડું યમુનાં તીર, જ્યાં રંકલોક વસે ---,
તેની પાસે અમારો વાસ, છૌં ક્ષત્રી બોલ્યા અવિનાશ.
ઋષિ તમારુ જાણી નામ, આવ્યા છૌં કાંઈ ભણવા કામ;
આપો વિદ્યા કરુણા કરી, ઘણું દુર્બળ છૌં બોલ્યા હરિ.
વિનય વાત હૃદયામાં વસી, સાંદિપની ઋષિ બોલ્યા હસી,
છો આત્મા તમો મારા બેય, ભણો બાપ ગમે જે જેહ.
છો જગત ગુરુ થાઓ મારા શિષ્ય, ત્યારે સાન કીધી જુગદીશ;
માંહો માંહે સમજ્યા ગુરુ ગોપાળ, શામળિયે શોભાવી નિશાળ.
એક' વડો શિષ્ય સુદામો નામ, તેને સોંપીયા કેશવ રામ;
ભણાવજે તું હેત ખપ કરી, પંડિત થાય શ્રીહળધર હરિ.
પછે ઘરમાં રાખ્યા જુગદાધાર, સાંદીપનિ સેવા કરે અપાર;
નિજ પત્નીને કહે છે ભરથાર, આ બાળક છે કારણ અવતાર.
શેષરૂપ બીજો શેષશાયી, આપણે ઘેર આવ્યા બે ભાઈ;
ફરી ફરી નહીં આવે એહ, આપણું પાવન કીધું ગેહ.
એ પરઘર ભિક્ષા માગે નહીં, ભોજન કરશે યથારુચિ અહીં,
એવી શિક્ષા અબળાને કહી, ગુરુપત્ની સેવામાં તત્પર થઈ.
વાત્સલ્ય કરે બેહુ બાંધવતણું, તે નેત્ર પ્રાણુપેં વહાલ ઘણું;
ગુરુ વાક્ય જે શ્રવણે પડે, તે તતક્ષણ હરિને આવડે.
ચૌદ વિદ્યા ને બોહોતેર કળા, નિગમ શાસ્ત્ર અર્થ નિર્મળા;
ધનુર્વિદ્યા વિવિધ સંગ્રામ, પાઠી પંડિત કેશવ રામ.
વિદ્યાર્થી સહુ વિસ્મે થાય, નગર લોક દર્શને જાય;
કહ્યું સ્રીને કરજો રુડી સેવ, ગ્રામાંતર ગયા ગુરુ દેવ.

ગામ ગયા જાણી ભરથાર, ગોરાણીએ મન કીધો વિચાર;
સરપણ નથી કટકો ઘરમાંય, તો શીધે રસોઈ શી પેરે થાય.
બેઠા જમે છે કેશવરામ, તો તેને સોંપું તે કામ;
આવી નિશાળે જ્યાં બેઠા હરિ, બોલ્યાં ગોરાણી મુખ હસતું કરી.
કાંઈ કામ કહેતી લાજું છું હું, 'રસોઈ વિના તમો જમશો શું,
આજ આવી અટકયું છે કામ, ઘરમાં નથી ઈંધણનું નામ.
તમો ભુખ્યા મુને કળ કેમ પડે, હું પાક સ્થિતિ કરુ શા વડે;
અમો કાળ નિર્વાહ દોહેલે કીજીએ, ધન વિના સરપણ શે લીજીએ.
અમો અજાચકનો પાળું ધર્મ, ઘણું દોહેલે ચાલે ગૃહસ્થાશ્રમ,
સરપણ કારણ માંગું માન, સાંભળી બોલ્યા શ્રીભગવાન.
કર જોડી કહે કમળા પતિ, ગુરુપત્નીને કીધી વીનતિ;
સરપણ અમો લાવું સરવથી, પણ કુહાડા અમપાસે નથી.
ગોરાણી તવ બોલ્યાં હસી, પ્રભુ કુહાડાની ચિંતા કશી;
ઘણું ઉંચે માળ ગયાં ગોરાણી, કુહાડા ત્રણ આપ્યા આણી.
આપી દોરડી બાંધવા કાગ, ઉઠ્યા કૃષ્ણ સુદામો રામ;
ભારે સ્કંધ કુહાડા ધર્યા, સરપણ કાજે શામળિયો સાંચર્યા.
શ્રીહરજી હીંડે પાળે પાગ, છે અવંતીનું મોટું ભાગ્ય;
પ્રજા પુરની વિસ્મે થાય, રાજકુંવર બે વનમાં જાય.
દૂર વનમાં માધવ ગયા, હીંડતાં બાળક શ્રમિત થયા;
દીઠું કાષ્ઠ એક મોટું પડયું, પ્રભુ કહે ચીરવા સરખું જડયું.
સુદામો હળધર ને હરિરાય, કુહાડા લીધા કરમાંય;
બાંધ્યા પલવટ રાજે રણછોડ, કુહાડે મારી ફોડયું બોડ.
અમર ગગને કૌતુક જોય, પ્રભુનો પાર ન પામે કોય;
નેતિ નેતિ કહે ચારે વેદ, પંડિત કોઈ નવ પામે ભેદ.
શું જાણે પુરાણ શાસ્ત્ર બાપડાં, તે લક્ષ્મીવર ચીરે લાકડાં;
પછે તાણી બાંધ્યા ભારા ત્રણ, એક કૌતુક કીધું અશરણશર્ણ
થયું બાદળ વીજળી અંધકાર, મેઘ આવ્યો મૂશળધાર;
આંધી પવનતણી સુસવાટ, મુજ દેહ ચઢી બહુ ટહાડ.
ત્યાં ત્રણે બેઠા ટોળે મળી, બીહે સુદામો ઝબકે વીજળી;
રાય એ કથા રહી એટલે, ગુરુજી ઘેર આવ્યા તેટલે
થયા વિસ્મે બાળક દીઠા નહીં, ગુરુપત્ની તવ ઝાંખી થઈ;
હવે સ્વામી મુજને શાપે ખરા, શું કરુ કેમ ન આવ્યા છોકરા.
અબળા આકુળ વ્યાકુળ થાય, રખે ક્રોધ કરે ઋષિરાય;
માનુભાવ ઘણું દુખિયા થયા, કહીં ન દીસે બાળક કયાં ગયા.
જે વિશ્વપિતા પ્રભુ પ્રાણપતિ, તે શ્યામ મૂરત કયાં દેખાતી નહીં;
તન ધ્રુજે મુખ સૂકું થાય, બોલી અબળા લાગી પાય.
જો ક્ષમા કરો તો કહું વારતા, રખે શાપ દઈ મુજને મારતા;
સુદામો કેશવ ને શ્રીરામ, મેં મોકલ્યા સરપણ લેવા કામ.
વચન વનિતાનાં સાંભળી, સાંદીપનિને મૂર્છા વળી;
અરે મૂર્ખ દુષ્ટા સાપિણી, તેં કોણ કર્મ કીધું પાપિણી.
છે જયેષ્ઠ માસનો તાવડ શ્રેષ્ઠ, સકુમાર મોકલ્યા લેવા કાષ્ઠ,
તેવામાં આવ્યો વરસાત, મહા લોભિણિયે કીધો ઉત્પાત.

ત્રાહે ત્રાહે કરે શોકે ભર્યા, શોધવા સાંદીપનિ નીસર્યા;
નદી નાળે આવ્યાં જળપૂર, રામકૃષ્ણને સાદ કરે છે ગુરુ.
સામો સાદ કીધો ગોપાળ, ગુરુજીએ દીઠા ત્રણે બાળ;
પછે વિશેષ શામળિયાજી કાંપ્યા, સાંદીપનિએ હૃદયાસું ચાંપ્યા.
વિઠ્ઠલજી તુને વેળા પડી, વેરી વરસાતે કીધી ઝડી;
પાપિણીએ દુઃખ દીધું ઘણું, એ કારજ નોહે તમતણું.
ગુરુ પ્રત્યે કહે કમળાપતિ, અપરાધ ગોરાણીનો નથી,
અમો ઉન્મત્ત અભિલાષે ભર્યા, સરપણ લેવા ત્રણે નીસર્યા.
ગુરુ પ્રત્યે બોલ્યા પરબ્રહ્મ, અમો આચરું વિદ્યાર્થીનો ધર્મ;
એવું કહી ચાલ્યા જુગદીશ, સરપણ ભારા ત્રણેને શીષ.
વચને ગુરુ સંતુષ્ટ કીધા, ભારા કાષ્ઠ તણા મસ્તક લીધા;
ગુરુ કહે નથી સરપણનું કાજ, હું ઓળખું છૌં તમને મહારાજ.
ત્રાહે ત્રાહે સાંદીપનિ ભણે, ધિક્કાર મુને અતરમાં ગણે;
પોતા મંદિર નાખ્યાં સરપણ, જઈ ગોરાણીને લાગ્યા ચરણ.
કોરાં વસ્ત્ર આપ્યાં ઋષિજંન, તપાવ્યા પ્રગટી હુતાશન;
જમાડ્યા પંચામૃત હેત ધરી, અખુટ કાષ્ઠ જે લાવ્યા હરિ.
તે નથ લોક સહુકો લેઈ જાય, એક કાષ્ઠ ઓછું નવ થાય;
એ કર્યા સરપણતણું વૃત્તાંત, રખે શ્રોતાને મન પડતી ભ્રાંત.
કોઈ એક પુસ્તકે છે નહીં એહ, ભાઈ તે માટે ઉપજે સંદેહ;
કોઇ એક પુસ્તકે છે એ સર્વથા, તે માટે પદબંધ કીધી કથા.
વળી એક કૌતુક કીધું વિશ્વાધાર, ગોરાણી ગૌ દોહે છે એકવાર;
સુરભિ સ્તન બેઠાં કર ધરી, પણ દોહોણી કોઠીમાં વિસરી.
ગુરુપત્નીએ વિચાર્યું મન માંય, હું ઉઠું તો સુરભિ બીણાય;
સમસ્યા શ્રીકૃષ્ણને કરી, ઘરમાંથી દોહોણી લાવો શ્રીહરિ.
તવ લીલા કીધી લક્ષ્મીનાથ, વધાર્યાં આંગણે બેઠાં હાથ;
તતક્ષણ દોહોણી આપી આણી, તે જોઈ વિસ્મે થઇ ગોરાણી.
કો પૂર્ણ બ્રહ્મ દીસે છે એહ, ભક્ત કારણે લીધો માનવ દેહ;
જવ ભોજન કરવા આવ્યા પતિ, તવ અબળાએ કીધી વિનતિ.
સાંદીપનિને કહે છે સતી, એ વિષ્ણુરૂપ છે વિધારથી;
અભિલાષ થયો એક મુને, હું ગુરુદક્ષિણામાં માગું એ કને.
જેવી કાષ્ઠ આણ્યાની કથા, પ્રસંગ દોહોણીનો તેવો સર્વથા;
કો ગ્રંથ વિષે કહ્યું છે એહ, રખે શ્રોતા મન આણો સંદેહ.
બે માસ ઉપર દિન ચાર, ચૌદ વિદ્યા શીખ્યા વિશ્વાધાર;
થઇ સુદામાસું મૈત્રી ઘણી, જે વિદ્યા એક નિશાળે ભણી.
તે એક થાળે ભોજન કરે, શયન કરે એકે સાથરે,
ભેલડિયે વળગી હીંડે બેય, શ્રીકૃષ્ણ સુદામાને વાધ્યો સ્નેહ.
કરે વાત તાળી દેઇ હસી, તે ગુહ્ય વાત ન રાખે કશી;
રામકૃષ્ણ જ્યારે ભણી ઉતર્યા, જઇ ગુરુ પ્રત્યે વાણી ઓચર્યા.
અમને વિદાય પ્રભુ દીજીએ, કાંઇ ગુરુ દક્ષિણા માગી લીજીએ;
અમો આપું એવું મિથ્યા બકું, એવું માગજો કે હું આપી શકું.
હાસ્ય કરી બોલ્યા ઋષિરાજ, છો દુર્બળ હું જાણું મહારાજ;
તું વિશ્વંભર તું વિશ્વાધાર, તું આદિ મધ્ય તું અપરંપાર.

ધર્યો દેહ ધર્મ કારણે, ભણવા આવ્યો મારે બારણે;
ન પામે પાર નારદ સરખા જતિ, તુંને ઓળખે ઉમિયાપતિ.
ન પામે બ્રહ્મા ધરતે ધ્યાન, કરે દુર્વાસા ધૂમ્રપાન;
કો કાશી જઇ કરવત લિયે, પણ તું કોને દર્શન નવ દિયે.
હું અપરાધી પામર પ્રાણી, મુને મોટો કીધો પુરુષ પુરાણી;
સકળ પદારથ પામ્યો હું, દર્શનથી અદકું માગું શું.
હું માગું સમરથ શ્રીહરિ, જનુની જઠર ન દેખું ફરી,
દીનવાણી મન લજ્જા આણી, ગુરુ દક્ષિણા માગે ગોરાણી.
કાષ્ઠ અણાવ્યાં મેં ત્રિકમા, તે અપરાધ કરો હરિ ક્ષમા,
ભરથારને મુક્તિ આપજો હરિ, માંડ મળતી હું ભવસાગર તરી.
એક વાનું હું માગું ગોપાળ, ક્ષિપ્રામાંહે એક બુડ્યો બાળ,
પાંચ વરસનો પરમનિધાન, મુને તે આણી આપો ભગવાન.
રામ કૃષ્ણ બે તત્પર થયા, ક્ષિપ્રાતીરે ગોવિંદ ગયા,
સ્ત્રી રૂપે બહાર નીસરી નદી, શ્રીકૃષ્ણે ક્રોધે વાણી વદી.
ગુરુ પુત્ર લાવ કહે શ્યામ શરીર, નહીંતર તારુ શોષું છું નીર;
પયોધરી* કહે લાગી પાય, તે પુત્ર ગયો છે સાગર માંય.
પ્રભુને આપ્યું અર્ણવનું† એંધાણ, પછે ત્યાં પધાર્યા પુરુષપુરાણ,
કીધી ગર્જના ગોકુળ નાથ, સમુદ્ર નીસર્યો જોડી હાથ.
ક્રોધ કરી બોલ્યા શ્રીગોપાળ, લાવ રત્નાકર ગુરુનો બાળ;
સમુદ્ર ઉવાચ:—
એક પંચજન નામે અસુર, તે પ્રજાને દુઃખ દે છે ક્રૂર.
તેને પૂછો જુગજીવન, ગ્રાસ્યો હોય જો ગુરુનો તન;
અન્યાય મારા જળમાં કરે, તે કોનો કાઢ્યો નવ નીસરે.
શ્રીકૃષ્ણ કહે એ મોટું કામ, નથી આયુધ શે કીજે સંગ્રામ;
સમુદ્રે સમય રાખ્યો તદા, કોમોદકી નામે આપી ગદા.
તટમાં મૂકયા હળધર ભ્રાત, મહાજળમાં પેઠા ગોકુળનાથ,
પાતાળ સપ્ત ખોળ્યાં ખપ કરી, મળ્યો દૈત્ય દેવનો અરિ.
દાનવ ધાયો ગાજી મુખે, ગદાયુદ્ધ થયું જળ વિખે,
તે કંઠ ગ્રહી મરડી પાડ્યો, તેનું ઉદર વિદારી શંખ કહાડ્યો.
પાંચજન્ય તે શંખનું નામ, તે કરમાં લીધો છે સુંદરશ્યામ;
કરી નાદ ને તત્પર થયા, ધર્મરાજને મંદિર ગયા.
જઈ સંયમનીની પોળે રહ્યા, ભયભીત યમકિંકર થયા;
સેવક કહે સાંભળ ભૂપાળ, પુરપોળે આવ્યો માનવ બાળ.
શામળો સુંદર રૂપ રસાળ, તેને શબ્દે ભય પામે છે કાળ,
મોટું આશ્ચર્ય અહિં આવ્યાની ગતિ,એવું સાંભળી બોલ્યાયમપતિ
જાઓ તેડી લાવો મુજ પાસ, ન ઓળખ્યા ધર્મે અવિનાશ;
સેવક પ્રભુને તેડવા પળ્યા, દેવલોક સહુ જોવા મળ્યા
શંખનાદ દીધો ભગવાન, તે શબ્દે ભય પામ્યો બળવાન,
ચૌદ લોક તે શબ્દે ગડગડ્યા, યમકિંકર નાઠા અડવડ્યા
અઠ્ઠાવીશ કુંડ છે નરકતણા, પડ્યા છે પ્રાણી તેમાં ઘણા,
વિશ્વાસઘાતી બ્રહ્મઘાતકી, પતિવ્રતા પીડન પાતકી

* નદી. † સમુદ્રનું.

કો ગૌ કન્યા વિક્રય કરતા, શિવ પૂજા બ્રહ્મસ્વ હરતા,
ગામ વન દાહક પાપિષ્ઠ, અભક્ષી* મદ્યપાની મહા દુષ્ટ.
પરવૃત્તિ છેદક નિંદાપાઠી, રજસ્વળા ભોગી સંગત માઠી;
બ્રાહ્મણ માન ખંડન કરનાર, પારકી થાપણના હરનાર.
મિથ્યા વાદ પિશુનતા ઘણી, નિંદા કરે તીર્થ દેવ તણી;
એવાં આચર્યાં પાતક ઘોર, તે પ્રાણી હરિસેવાના ચોર.
કુંભિપાક પચ્યા તે પ્રાણ, ન આવે નીસરવા નિર્વાણ;
અસિપત્ર લવણકુંડ વિષે, રૌરવ નરક પડ્યા અધોમુખે.
યમકિંકર બાંધીને ચાડે, કોનાં લોચન વાયસ કહાડે;
કોનાં શરીર શ્વાન જ ફાડે, લોહને સ્થંભ ઉષ્ણ કરી ભેટાડે.
અઠ્ઠાવીશ કુંડે પાપી પડ્યા, કોટ્યાનકોટ બાંધ્યા જીવડા;
શંખ વજાડ્યો શ્રીભગવાન, તે શબ્દ પડ્યો પ્રાણીને કાન.
છેદાયાં પાતક શબ્દે કરી, તે જીવે જાણ્યું આવ્યા હરિ;
સહુ નરક થકી બહાર નીસર્યા, સર્વે દેહ ચતુર્ભુજ ધર્યા.
યમને મસ્તક મૂકી પાય, તે સકળ જીવ વૈકુંઠે જાય;
સહુ પ્રાણી વિમાને બેસી ગયા, નરકકુંડ સહુ ઠાલા થયા.
આસન મૂકી ધાયો રાય, ધર્મરાય પડ્યો હરિને પાય,
સકળ જીવ કીધા ઉદ્ધાર, હવે ઓળખ્યા જુગદાધાર.
સભામાં પધરાવ્યા હરિ, સ્તવન કરીને પૂજા કરી;
કાંઈ સ્વામી છે હું સરખું કામ, વળતું બોલ્યા સુંદરશ્યામ.
સાંદીપનિ ઋષિનો એક બાળ, તેને લઇ આવ્યો છે કાળ,
રાય તે બાળકને લાવો ફરી, યમે આણી આપ્યા શીઘ્ર કરી.
કીધી ધર્મ રાયે વિનતિ, એણે મશે પધાર્યા ગોકુળપતિ,
કાંઇ હું સરખું કાજ ભગવાન, મુને જાણજો દાસ સમાન.
શ્રીકૃષ્ણ કહે આજ્ઞા મુજતણી, ન જાશો મારા ભક્તજ ભણી;
બાળકને લેઈ ચાલ્યા અવિનાશ, રામકૃષ્ણ પધાર્યા ગુરુની પાસ.
આપી બાળક લાગ્યા પાય, ગુરુજી પાસે માગી વિદાય;
નગરલોક દુખી થયાં ઘણું, પામી હતી અવંતી વૈકુંઠપણું.
હૃદેમાં રૂપ ગુરુ ધરી રહ્યા, સુદામો ઘણું વળાવા ગયા;
નગર લોક પાછા વળિયા, ફર્યા આંસુ ભરતા નિશાળિયા.
સુદામાને કહે અવિનાશ, મિત્ર અમારો લેજો તપાસ,
જેમ તેમ કરી મળજો એકવાર, એમ કહી ચાલ્યા જુગદાધાર.
પોતાને ગામ સુદામો ગયા, તે ભક્તરાજ અજાચી થયા,
તેનું દરિદ્ર છેદશે જાદવરાય, કથા કહેવાશે એંશીમે અધ્યાય.
રામકૃષ્ણ પધાર્યા મથુરામાંય, ઉગ્રસેન આદે સહુ સામા જાય;
પ્રભુ માતપિતાને નમિયા પાય, જેજેકાર થયો મથુરામાંય.
માતામહ કરે રાજધાન, છે અગ્રવર્તી શ્રીભગવાન;
સકળ શાસ્ત્ર નિગમનું તત્ત્વ, સર્વ શિરોમણી શ્રીભાગવત.
તે મધ્યે ઉત્તમ દશમસ્કંધ, કરું હું પ્રાકૃત પદબંધ;
કથા પ્રસંગ એકુ નવ પડે, ચાલ્યો જાઉં સિધે ગેરડે.
આ પાસા વ્યાસ વાંચે સંસ્કૃત, આપાસા મારું પ્રાકૃત;
આ પાસા અધ્યાય શ્લોક સંબંધ, આ પાસા કડવાં ચોપાઈ બંધ.

* અભક્ષ્યભક્ષી

બાંધું ગ્રન્થ જોડ સમાન, કહેશે લોક કીધું અભિમાન;
નથી કીધો વાદવિલાસ, કાંઇ શ્રોતાને આવે વિશ્વાસ.
વ્યાસ વાણી જાણી યથા, તેવી પ્રાકૃતે જોડી કથા;
શ્રીરામ ચરણકમળ મકરંદ, તે લેવા ઇચ્છે પ્રેમાનંદ.
મૂળ અર્થ છે પ્રાકૃત નામ, શ્રોતાને વલ્લભ ગુણગ્રામ;
મૂકો હરિજન ઘરનાં કામ, ભજો જેમ તેમ સીતારામ.

વલણ

રામ નામ નિર્મળ ઘણું, લેતાં દુષ્કૃત જાયરે;
ભટ પ્રેમાનંદ કહે કથા, થયો પિસ્તાલીશમો અધ્યાયરે.

ઇતિ શ્રીમદ્‌ભાગવતે દશમસ્કન્ધે પંચચત્વારિંશોઽધ્યાયઃ ॥ ૪૫ ॥

## અધ્યાય ૪૬ મો*

### કડવું ૧૨૪ મું-રાગ બગવેરાડી

†શ્રીરામકૃષ્ણ આવ્યા મથુરામાં, વર્ત્યો જયજયકાર;
યાદવ લોક ઘણું સુખ પામ્યા, સુખ પામી વર્ણ ચાર. ૧
માત પિતાને પાયે લાગી, પૂછ્યા કહ્યા સમાચાર;
વિદ્યાર્થીનો વેષ તજીને, થયા રાજકુમાર. ૨
આસન ભોજન વાહન પટકુળ, આયુધ શુભ શણગાર;
કરે પ્રતિપાલન નગર પ્રજાનું, ટાળ્યા ચોર ચખાર. ૩
રાજધાની માંડી મથુરામાં, રામ કૃષ્ણ બેહુ ભ્રાત,
અધ્યયન કરી આવ્યા શામળીયા, ગઈ ગોકુળમાં વાત. ૪
મનમોહનને મળવા કારણ, વ્યાકુળ થઇ સર્વ ગોપી;
મથુરામાં કેમે કરી જઇએ, આજ્ઞા પ્રભુની લોપી. ૫

મહિયારી મધુપુરને મારગ, ઉભી પંથ નિહાળે;
કુબ્જા સોકયનું સુખ સંભારી, નયણે આંસુ ઢાળે. ૬
યમુના સાગરપેં થઈ મોટી, તો ઉલ્લંઘન કેમ થાયે;
મર્યાદા લક્ષણ પર્વત મધ્યે, તો ગોપવધૂ કેમ જાયે. ૭
મહા દુઃખ જાણી વ્રજ વનિતાનું, વિચાર્યું કમળાકાંત;
સેવક પોતાનો મનનો માન્યો, ઉદ્ધવ તેડાવ્યો એકાંત. ૮
દીઠાં સજળ લોચન શામળીયાનાં, ઉદ્ધવજી એમ પૂછે,
સદાનંદ સચ્ચિદાનંદ ગોવિંદ, દયાળ તુંને દુઃખ શું છે? ૯
જેના સ્મરણ માત્રથી મહા કષ્ટ ન્હાસે,હે કર્માતીત* પરબ્રહ્મ;
શું નિકટ વર્તી દાસને, દેખાડો દેહ ધર્યાનો ધર્મ. ૧૦
મનનું કારણ કહો કરુણામય, શું દુઃખ હૃદેમાં વિમાસ્યું;
ઉદ્ધવજીએ એવું કહી લોહ્યાં, નાથ નેત્રનાં આંસુ. ૧૧

રાગ મેવાડો

પ્રભુજી બોલ્યા હો નયણે જળ ભરી;
　　કહું મારાં અંતરગતનું દુઃખ હો વીરાજી.
કંઇ ન કરી દેખું હો, આણી આણી આંખડિયે;
　　રાંકડી યશોદાનું મૂખ હો વીરાજી.
મુને મથુરાનું રાજ ગમતું નથી;
　　વહાલો મુને ગોકુળિયાનો વાસ હો વીરાજી.
દેવકીનું ખટરસ અન્ન ભાવે નહીં;
　　વહાલી મુને વ્રજનારીની છાસ હો વીરાજી.
ગજરથઅશ્વહો, મુને અળખામણા;
　　ગમે મુને ગોકુળિયાની ગાય હો વીરાજી.

† ગુર્જર કવિ શિરોમણી વટપદ્રવાસી ભટ્ટ પ્રેમાનંદે રચેલાં કાવ્યો આખ્યાનો હજી સુધી તમામ પ્રકટ થયા નથી, એમ જૂનાં હસ્તલિખિત પુસ્તકોની શોધ કરતાં જણાયું છે. આવા સમર્થ મહાકવિને હાથે નવ રસમય વ્રિજરાજ શ્રીકૃષ્ણચન્દ્રનું ચરિત્ર આલેખનો, શ્રીમદ્‌ભાગવતનો દશમસ્કંધ સામટે અપૂર્ણ રહેવા પામ્યો તે માટે આપણે લોકવાયકા-દંતકથા ઉપરજ આધાર રાખતા રહ્યાં છે, પણ જે કારણો આપવામા આવે છે તે સંતોષકારક લાગતાં નથી. આ વિષય સંબંધી થોડો ખુલાસો પ્રસ્તાવનામાં મેં કર્યો છે. પ્રાચીન હાથ પ્રતો ઉપરથી સમજાય છે કે આ છાપેલો દશમસ્કંધ એ મહા કવિની બીજી આવૃત્તિ છે. પ્રેમાનંદે પ્રથમ રચેલી સાદી આવૃત્તિની એક ત્રુટક પ્રત મને મળી છે, તેમાંથી ભ્રમરગીત સંબંધી રસાળ ભાગ અત્રે આ મહાકાવ્ય સાથે આપવો યોગ્ય લાગવાથી નીચે આપ્યો છે. વિશેષ વિગત માટે પ્રસ્તાવના જોવાની વાંચનારને વિનતિ છે.
　　　　　　　　　　　　　　　　　　　　ન. ઇ. દેશાઈ.

મથુરાપુરીમાંહાં વધામણી, ગોવાળા લાવ્યા જે સમે;
ઉગ્રસેન વસુદેવજીએ, ઉચીત આપ્યૂં તે સમે.
ઘેર આવ્યા ભ્રાત બંને, તાત માતને જઈ નમ્યા;
ઉગ્રસેનને પ્રણામ કીધા, નગર લોક આવી નમ્યા.
પછે એકાંતે બેઠા શ્રીહરિ, બળભદ્ર ઉપવને ગયા;‡
ત્યારે સંભાર્યાં નંદ જશોદા, સખ્ય અતિ મન આતુર થયા.

વળી સંભાર્યો સહુ ગોપને, વન વેણું નાદ તેને સહી;
પછે કુંજલીલા સાંભરી, ત્યારે ધીરજ પ્રભુને રહી નહી.
ગોપી જનનો સ્નેહ તેને, સંભારી શ્રીહરિ;
અતિશય ઉદ્વેગ† પામ્યા, ઉદ્ધવ તેડ્યા ખપ કરી.
તત્કાળ ઉદ્ધવ આવીયા તેણે દીઠા હરિ શોકે વ્યાપ્યો;
પછે વિનય કરીને પૂછે ઉદ્ધવ, શ્રીહરિ શું સાંભર્યો.
વદન સૂકે શોકથી, નિશ્વાસ મૂકયો નાથજી;
એ રૂપ દેખી દાસનું તો, હૈડું ભારે હાથથી.
કહો કારણ શું છે સ્વામી, મને કાંઈ સૂજે નહીં;
(ત્યારે) હરિ કહે વ્રજની વનિતા, હૃદય ચઢી આવે સહી.
મને સ્નેહ તેહનો સાંભરે, મારૂં ધીરજ રાખ્યું નવ રહ્યું;
એ કષ્ટ મુજને થયું મોટું, તું વિના કોહોને કહું.
તે અદર્શન‡ થઇને આવ્યો, વલવલે તે ગોપિકા;
અઘટતું કીધું ઘણું મેં તે, સ્મરે અવગુણ પોતિકા.
જો તે સમે તેને દેહ દેખા, તો આવવા મને દે નહીં;
કલ્પાંત કરે તે કામિની, નિશ્ચે મરે જીવે નહીં.
તે વિરહ વ્યાકુળ થઇ પડ્યાં, જઇ જુઓ હોય કોઇ જીવતી;
મમ સંદેશે શાંતિ કરો ભાઈ, એ છે મારી વિનતી.

* આ છેતાલીશમા અધ્યાયમાં ઉદ્ધવજીને વ્રજમાં મોકલી ભગવાને તેમની વાણીથી યશોદા તથા નન્દરાયનો શોક મટાડ્યો, એ કથા છે.

‡ અહૂં જોતાં અહિંથી ભ્રમરગીતાનો આરંભ થયો જણાય છે.

* કર્મ-પ્રારબ્ધ જેને છે નહિ એવા. † ક્લેશ, શોક. ‡

મુને કૃતઘ્ની લોક કહેતા હશે;
ભાઈ મેં હાંકી કાઢ્યા નંદરાય હો વીરાજી.
વૃંદાવન ગોવર્ધન ગાવડી;
વાંસળી મોરલી યમુના વાર હો વીરાજી.
અહુનિશ મુને સહુ સાંભરે;
પલક ન વિસરે વ્રજની નાર હો વીરાજી.
ભ્રાત માત પિતાની ચોરી કીજીએ;
પણ મિત્રને કહીએ મનની વાત હો વીરાજી.
ગોપીને શુભ સંદેશડો;
ઉદ્ધવ સાથે કહાવે ગોકુળનાથ હો વીરાજી.

### કડવું ૧૨૫ મું–રાગ સામેરી

શુભ વાત ઉદ્ધવસુંરે માંડી, પ્રભુ બોલ્યા લજ્જા છાંડી;
ઉદ્ધવજી તમો છો મારા ભ્રાત, કહું ગોપિકા સંબંધની વાત. ૧

ઢાળ

કહું વાત વ્રજસુંદરી તણી, મન મૂકી તુજ આગળે;
સમાધાન થાય ગોપિકાનું, જો લખું સંદેશો કાગળે. ૨
જે અલ્પબુદ્ધિનાં ઓછાં માણસ, તેને શુભવાત નવ કહીએ;
તે મિત્ર શત્રુ થઈ નીવડે, હળવાં મળે હળવાં થઇએ. ૩
ભારે પુરુષ ભક્તરાજ છો, તો વદી કહું લજ્જા તજી,
લક્ષ્મીવત વ્રજ સુંદરી, મેં કામક્રીડાએ ભજી. ૪
તે વિયોગિણી વિલપે ઘણું, વિશ્વાસ દેઈ મેં વાહી;
અહિં આવશે તો ઉપહાસ થાશે, તમો જાઓ ત્યાં ભાઈ. ૫
જઈ કામ પ્રીત મૂકાવજો, નવ ઇચ્છે વિષયા ભોગ;
અધ્યાત્મ ઉપદેશ આપજો, શિખવજો જઈ યોગ. ૬
નંદ યશોમતિને જ્ઞાન કહેજો, જે પુત્રભાવને પરહરે;
સમાધાન વ્રજવાસી તણું, ભાઈ તમ વિના જઈ કોણ કરે. ૭
આપણો રથ બેસવાને આપી, વિદાય ઉદ્ધવજી કર્યાં;
હરિદાસ શોભે હરિ સરખા, શણગાર કેશવના ધર્યા. ૮
વિચાર કરતો વૈષ્ણવ આવ્યો, સંધ્યાયે વ્રજપુર વિખે,
જોઈ શોભા શ્રીગોકુળ તણી, શુક કહે શું કહું એક મુખે. ૯
મલપતી હીંસતી ગાય આવે, વાછરુ ભાં ભાં શબ્દ કરે;
સાંડ ત્રાડે ચીસ પાડે, તે ગોંદરે દોડતા ફરે. ૧૦
ગીતનું ગાવું વેણુનું વાવું, આવે ગોવાળા ગૌ ચારી;
ઉદ્ધવ જુએ સુરભિ દુહે, કરે કામ વ્રજની નારી. ૧૧
ધેનુ ખુરની રેણુ ઊડે, ગગન મધ્યે ઘટા થઈ;
નંદ ઘેર ઉદ્ધવ આવ્યા, કો વ્રજવાસીએ દીઠા નહીં. ૧૨
યશોદાની દાસીએ ઉદ્ધવ, જાણ્યા ત્રિભુવન ધણી;
હરખે ભરાઈ દાસી ધાઈ, આપું નંદરાય વધામણી. ૧૩
ઉત્તમ રથ આંગણે છૂટો, ગોકુળ ગામ શોભાવિયું;
યશોદાજી જુઓ આવી, કો કૃષ્ણ સરખું આવિયું. ૧૪
વાત સાંભળી ધાયાં દંપતી, હરિ નામે નાઠાં દૂખડાં;
જેમ વસંત માસે ફરી ફૂલે, દેવનાં દાધ્યાં રૂખડાં. ૧૫
માત ઊઠી વેણી છૂટી, ઘણું હોંફલી હરખે ભરી;
લાંબા કર કરી ભેટવા ધાઈ, આવ મળીએ શ્રીહરિ. ૧૬
નિરાશ થઈ ઉદ્ધવને દેખી, એ નોહે મારો શ્યામ;
ઉદ્ધવ આવી પાય લાગ્યા, કીધો દંડ પ્રણામ. ૧૭
હું સેવક છૌં શામળિયાનો, મુને મોકલ્યો યદુનાથે;
હાથ ઝાલી નંદજીએ, લીધા ઉદ્ધવ હૃદયા સાથે. ૧૮
પુત્રનો મિત્ર તે પ્રાણવલ્લભ, માતપિતા હરખ્યાં ઘણું;
આસન આપી આદરે, પૂજન કીધું ઉદ્ધવ તણું. ૧૯
પાય પખાળ્યા પયવડે, ચરણોદક લીધાં દંપતી;
પ્રદક્ષિણા કરી પાણ જોડ્યા, નંદજી કરે વિનતિ. ૨૦

### કડવું ૧૨૬ મું–રાગ ગોડી

શ્રીનન્દ ઉવાચઃ–
ભલે પધાર્યા ઉદ્ધવજી તમો, આજ કૃતારથ કીધાં અમો;
માનુભાવની ભેટ અમારે થઈ, આળસુને આંગણે ગંગા વહી
જેમ આગિયાને ઘેર આવે આદિત, જેમ ગોવિંદ આવે પાપીને ચિત;
અમો રંકને ઘેર આવ્યા ભક્તમણિ, તમો સંભાળ લીધી દુર્બળતણી.
તમો આકાશથી પૃથ્વીપર પડ્યાં, પુત્ર વિયોગ પારધિ* કરચડ્યાં;
ઉદ્ધવને કરાવ્યાં પયપાન, આરોગ્યા ભક્ત શીધે ઘૃત પકવાન.

---

ત્યારે ઉદ્ધવ કહે વિનય કરી, પ્રભુ એ તો મારૂં કામ છે;
હવે શોક તજવો નાથજી, કહી ગોકુળ ચાલ્યા તે પછે.
રથ ચડીને ચયા તત્પર, હરિ ચર્ણે વંદી કરી;
સાયંકાળે આવ્યા ગોકુળ, નંદ કહે આવ્યા હરિ.
રથ થકી જ્યારે ઉતર્યા ત્યારે, ઉદ્ધવને દીઠા સહી;
નંદ જઈને ભેટીયા ત્યારે, જશોદા આવ્યાં તહીં.
ઉદ્ધવજીને આતિથ્ય કીધું, ખાંત સર્વે કરી:
ચન્દ્યા રૂડી સમારીને, ત્યારે ઉદ્ધવ બેઠા ત્યાં જઈ.

વલણ

જઈ બેઠા ઉદ્ધવ સેજ ઉપર, પછે નંદ આવ્યા હિત ધરી;
જશોદાજી આવીયાં તે, વિનય કરી પૂછે સહી.

### કડવું ૪૨ મું–રાગ કાલેરો (કડવું ૧ લું)

શ્રીનંન્દ બોલ્યાઃ–
નંદજી કેહેરે તમે સુણો ઉદ્ધવજી, હરિએ શું કીધુંરે;
મુજને કહ્યુંરે તમે ગોકુળ પધારો, એમ કહીને આલિંગન દીધુંરે–નંદજી.
એ સંસારની માયા ખોટી, આજ મેં જાણી વાહાલારે;
કૃષ્ણેરે જ્યારે મુજ તરછોડ્યો, ત્યારે ધરવા મનોર્થ ઠાલારે–નંદજી.
મુજને એનો ભરોસો ભારે, જે ઘરડપણ પાર ઉતરશું રે:
તે રે સર્વે ઠેકાણે લાગ્યું, હવે તો રોઈ રોઈ મરશું રે–નંદજી.
શું પરાક્રમ કહું એ પ્રભુ કેરાં, હૈડું આવે ભરાઈ રે;
અતિ સુખ આપ્યાં અમને તે, શું કહું મુખે ગાઇ રે–નંદજી.

---

* પુત્રના વિયોગરૂપી પારધી

તંબોળ બરાસ કીધા મુખવાસ, દિવ્ય શય્યાપર બેસાડ્યા હરિદાસ;
ઢોળે વાયુ નંદજી ઝાલી વીજણો, તે સમ દેઈ વારે ભક્ત હરિતણો.
જાણે સર્વસ્વ કોણે લૂટી લીધી, યશોદાજીએ એમ વિનતિ કીધી;

**યશોદા ઉવાચઃ–**

કહો વીરા ઉદ્ધવ ચતુરસુજાણ, છે વસુદેવ દેવકીને કલ્યાણ
રાખે છે માતપિતાસું પ્રેમ, છે રામકૃષ્ણ બહુ કુશળ ક્ષેમ;
કહીયે સંભારે છે ગોકુળ ગામ, મુને સંભારે છે સુંદરશ્યામ ?
કહીયે સંભારે છે નંદજીતાત, તમ સાથે કીધી કાંઈ અમારી વાત;
જો ભાગ્યવાન માતા દેવકી કીધ, તો હું રાંકડીને સંભારે શીદ ?
છે પુષ્ટ વપુ કે થયા દૂબળા, પ્રાણનાથ થયા મુજથી વેગળા;
ફરી ફરી ઉદ્ધવને પૂછે માય, અહિં આવશે કે કહાવી નાય ?
ઉદ્ધવ સાંભળ્યું છે કહીં ત્રિભુવનમાંય, પ્રસુતાને તજી પુત્ર પારકો થાય;
ઉદ્ધવ પ્રશ્ન કરજો વિચારી આપ, મેં શાંશાં પૂર્વે કીધાં પાપ ?
મેં મળતાં ભાંજ્યાં હોશે વેવિશાળ, મેંચડાવ્યાં હોશે સાધવીને આળ;
બાળ વૃક્ષતણી શું ભાંજી ડાળ, મેં શું ફોડી હોશે સરોવર પાળ.
મેં પમાડયું હોશે વિશ્વાસ દેઈ મૃત, મેં લોપી હોશે બ્રાહ્મણની વૃત્ત,
પર દુઃખ દેઈ મેં કીધો ગર્વ, શકે મેં ઉઠાડી હોશે પાણીની પર્વ
રંક પડોશીને મેં કીધાં સાલ, કે મેં અભડાવી બ્રાહ્મણની ઘાલઃ
મેં શું વેચ્યાં કન્યા પૃથ્વી ગાય, મેં સાધુને માર્યા શબ્દના ઘાય.
મ શું તીર્થે ધોયાં મળમૂત્ર, ઉદ્ધવ કોણ પાપે ગયો મારો પુત્ર;
ભાઈ તમે કોહો તે હું પ્રાયશ્ચિત્ત કરું, પાળે પગે અડસઠ તીર્થ ફરું.
કરું અપવાસ તીવ્રતપ બહુ પેર, જો શામળીઓ ફરી આવે ઘેર;
આ ઘરમાં રમતા મારો બાળ, મુને ખાવા ધાયે ઓરડા પરસાળ.
ઉઘડ્યું ફરી દેવાયું બારણું, પુત્રને સુવાનું સૂનું પારણું;
જન્મ સમેના હાથ અમથા રહ્યા, ગોવિંદજી ગોકુળ છાંડી ગયા.
જેણે ભાંજી ગોળી પાષાણ નાખી, તે કટકા હું રહી છોં રાખી;
નંદજીને હાથે દૂધ પીતા લાડકો, ઉદ્ધવ તે આ રૂપાનો વાડકો.
મોર પોપટ પુતળીયો જોડી દડી, આ પેલી વજાડવાની વાંસળી પડી;
પાઘડી ટોપીને આંગલાં ઘણાં, આ જુવો કામળી પીછોડી હરિતણાં.
સુતો સવારો ઉઠતો મોડો, મારા પુત્ર વિના સુનો સોડો;
ઉદ્ધવજી કેમ ધીરજ ધરું, એ દુઃખે હું ફાટી નવ મરું.
કાંઈ દેવકીને પૂછશે ધર્મરાય, એણીએ દેખીતો કીધો અન્યાય;
અમો વિધાતાને એક વિનતિ કરીએ, હું ને દેવકી સાથે મરીએ.
ધર્મરાજ આગળ હું જઈ કું જઈ, ઉભી રાખું હું દેવકીને પાલવ ગ્રહી;
યમ રાહ ચૂકાવશે ખરી, મારો પુત્ર અપાવશે પાછો ફરી.
અવતાર લઈ ગોકુળમાં આવીશ, એનાએ પુત્રને હું લડાવીશ;
એમ યશોદાજી રૂએ ટળવળે, ઉદ્ધવને નયણે આંસુ ઢળે.
ઉદ્ધવજીને કહે નંદરાય, શ્રીકૃષ્ણે કીધું તે કોણે નવ થાય;
મેં ઉછેર્યો પુત્ર હું માંહે જમાડ્યો, શયો ગામમાંથી હું હાંકી કાઢ્યો.
મુને કહ્યું આપણું સગપણ ફોક, શ્રીકૃષ્ણે હસાવ્યા હરિજન લોક;
એવું દંપતીનું દુઃખ જોઈ સાંભળી, ઉદ્ધવની થઈ ઉભી રોમાવળી.
વૈષ્ણવ મનમાં ઘણું આવટે, શ્રીકૃષ્ણને આવડું કરવું ન ઘટે;
ઘણું ગોપ લોક મનના નિર્મળા, ન આવે વસુદેવદેવકીસોળમી કળા.

વલણ

કો કળા ન આવે સોળમી, ધન્ય સ્નેહ વ્રજવાસી તણોરે;
પછે ઉદ્ધવજી ઉપદેશ આપે, ત્રિખાણે જ્ઞાન માર્ગ ઘણોરે.

---

વાયુ વૃષ્ટિ અનલથી* ઉગાર્યા, અસુર તણા ભય મોટારે;
અતિશે સ્નેહ જણાવ્યો અમને, તે સર્વે થયા ખોટારે–નંદજી.
ઇંદ્ર અહીનાર† માનને મોડ્યો, જમના નિર્વિષ કીધીરે;
વરુણ બંધનથી મુજને મૂકાવ્યો, શિક્ષા તેહને કીધીરે–નંદજી.
ઠામ ઠામ એણે ગોકુળ રાખ્યું, અતિ ઉત્પાતથી મરતું રે;
તેર પ્રભુએ કેમ કર્યું ભાઈ, આવું કામ જે નરતું રે–નંદજી.
ગુણ ગોવિંદના સંભારીને, વજ્ર હૃદય નવ ફાટે રે;
ઉદ્ધવજી શું કહું હું તમને, કાં ન માર્યા હરિએ હાથે રે–નંદજી.

એવે સમે જશોદાજી આવ્યાં, બોલ્યાં તે વેણ વિચારી રે.

શોદા બોલ્યાં–

વસુદેવે અમને દાહ દીધો, માર્યા હાથ કટારીરે;
જશોદા કહે તું સાંભળ વીરા.
પુત્ર અમારો સહુ કોઈ જાણે, ત્રણ ભુવનમાંહાં વાતરે;
આઠ બંદિજન બ્રાહ્મણ એની, સાક્ષી પૂરે સાક્ષાત રે–જશોદા.
કામકાજ મેં સર્વે તજ્યાં, એ પૂંઠે દિવસેર ખોયારે;
મહા કષ્ટે ઉછેર્યો રાતને, સુખ અમારાં ખોયાં રે–જશોદા
પ્રાતઃકાળે હું ધનૂ દોહાન, પાતા હુતા નિત ઉઠી રે;
વલોણું વલોવીને માખણ આપું, તે વાત થઈ સહુ જૂઠી રે–જશોદા.
ચંપેલ* ચોળી સ્નાન કરાવું, ઉષ્ણોદક† સઉ સેહેતે રે;
ખાન પાન કરાવતી એને, તે વિસર્યો તે અલેહેતે‡ રે–જશોદા.
રોજ તો ભાજનકું ગોળી ફોડે, માંખણ લેઈ જાય નાશીરે;
ને ખવડાવે માંકલડાંને, એવી તો એની હાંસીરે–જશોદા.
જમવા તેડું તો નહીં આવે, રીસાઈ જાય બા'ર રે;
તેની પૂંઠે ફરતી હીંડું, આવો દેવ મોરાર રે–જશોદા.
નંદ બેસી રહે જમવા અર્થે, તેને નહી ગમે ફાવે રે;
કાલાવાલા તે કરતાં વીરા, રમતુ મૂકી નહીં આવે રે–જશોદા.
અનેક પ્રકારે અમને રંજાડે, ફરે બહુ તે પેર રે;
ચંદ્ર કહે ચુંદડીને આપો, એણી પેરે કરે કેહેર રે–જશોદા.
પુત્ર જાણીને સ્નેહ સાપ્યો, એવી એની કરણી રે;
ઘરમાંની વાત ગુહ્યની તે, બહારે કરે વરણી રે.–જશોદા

વલણ

બહાર કરે વાત વરણી કરી, એવાં એનાં ચેન રે;
અંતે ગયો મૂકી રોતાં, તેણે ફૂટ્યાં અમારાં નેન રે.

* અગ્નિ, દાવાનળ † અહી.
* ચંપાના ફૂલનું તેલ. † ગરમ પાણી ‡ અળગો. ‖ વાસણ

### કડવું ૧૨૭ મું–રાગ ધનાશ્રી

બેહુ કર જોડી ઉદ્ધવ ઓચરે, વિવિધ વિલાપ અર્થ કાંઇ નવસરે;

**ઉદ્ધવ ઉવાચઃ–**

#### અધ્યાત્મ જ્ઞાનનો ઉપદેશ

લખ્યું વિધાતાનું પાછું નવ કરે, જે જન જ્ઞાની તે મન ધીરજ ધરે.

ઢાલ

ધીરજ ધરે ધીમાન* જ્ઞાની, અસાર જાણે સંસારને,
સર્વભૂત બ્રહ્મ નિશ્ચય કરે, પરહરે વિષય વિકારને. ૧
ગોત્ર કલત્ર ને પુત્ર મિત્ર, ભાત ભગિની સેવક પશુ;
એ ગત જન્મને ઋણ સંબંધે, કુટુંબ ઘરમાં થઇ વસ્યું. ૨
ઋણ પૂરું થાય સવારું જાએ, તે ફરી પાછું નવ જુએ;
કુટુંબી પૂઠે રહ્યાં તે, વૃથા અજ્ઞાને રુએ. ૩
કર્મબંધન ટળે જેના નામથી, નિવર્તે જીવને સંસાર;
તે નિષ્કર્મ બ્રહ્મ શ્રીકૃષ્ણને, મા કેમ હોય અવતાર. ૪
બ્રહ્માંડ ચૌદ લોકમાં, વિશ્વાત્મા વ્યાપી રહ્યો;
એ ચતુર્ભુજ એ સહસ્ર શીર્ષો,† જેની નાભિથી બ્રહ્મા થયો. ૫
એકલા છે માયાતીત, ગુણાતીત શ્રીગોપાળ;
એ પરાત્પર શ્રીકૃષ્ણને, તમે રખે જાણો બાળ. ૬
માહેશ્વર પરમેશ્વર શ્રીહરિ, કોઇ પામે નહીં અચ્યુતાપણું;
એ જગત પિતાને પુત્ર કહેતાં, બંધન થાય મા આપણું. ૭
દેવકીએ નથી પ્રસવ કીધો, તમે ઉછેરિયો નથી;
એવું જાણી બ્રહ્મ ભાવે જુઓ, પુત્ર ભાવ મૂકી સર્વથી. ૮
કો આદિ અંત્ય પ્રીછે નહીં, અનેક રૂપે વિસ્તર્યો;
પ્રેમાનંદ પ્રભુ બ્રહ્મ જાણી, પુત્રભાવને પરહરો. ૯

### કડવું ૪૩ મું–( કડવું ૨ જું ) રાગ સામેરી

એમ દંપતીનું દુઃખ જાણી, ઉદ્ધવજી બોલ્યા વાણી;

**ઉદ્ધવ બોલ્યાઃ–**

તમે આત્મજ્ઞાન વિચારો, કૃષ્ણ ક્યાં થકી પુત્ર તમારો.

ઢાળ

ક્યાં થકી એ પુત્ર તમારો, ચૌદ લોકનો રાજીયો;
શ્યામળીઓ એ સહસ્ર શીર્ષો, જેની નાભિથી બ્રહ્મા થયો.
દેવાંગના ને શારદા, તે પામે નહીં માતાપણું;
તે પ્રભુને પુત્ર કહેતાં, બંધન છે બાઈ તમ તણું.
આદ્ય મધ્ય ને અંત જેનો, પાર કો પામે નહીં;
તે કોણ પ્રકારે જશોદા, તું કૃષ્ણની માતા થઈ.
એને દેવકીએ નથી પ્રસવ્યો, તમે ઊછેર્યો નથી;
એ ઉપદેશ માની પુત્ર ભાવને, તજો તમે સર્વથી.
ક્ષણ એક માત્ર અળગો નથી, એનું સ્વરૂપ અંતરમાં ધરો;
જગત પિતા બાઇ પુત્ર કોનો, મિથ્યા વિયોગે શું રડો.
એ સ્થાવર જંગમ રહ્યો વ્યાપી, એનું રૂપ હૃદીયામાં ધરો;
એ પૂર્ણ પુરુષોત્તમ બ્રહ્મ જાણી, પુત્ર ભાવને પરહરો.

* બુદ્ધિમાન † હજારો મસ્તકવાળો

**યશોદા ઉવાચઃ–**

#### રાગ પંચમ રામગ્રી

માત યશોદા બોલીયાં, ઉદ્ધવ સાંભળોરે;
અમો અજ્ઞાનીને મન, કાળો કામળોરે. ૧
તેને ન ચડે દૂજો રંગ, પહેલાંની શ્યામતારે;
ગુણહીન ગોવાળા લોક, જ્ઞાન નથી પામતારે. ૨
તમો કહો છો બ્રહ્મ, બ્રહ્માદિક નવ કળેરે;
હું કેમ કરી આણું વિશ્વાસ, બાંધ્યો મેં ઊખળેરે. ૩
પ્રસવ સમેનો દિન, સ્ત્રીને હોયે દોહેલોરે;
ઉદરમાં દશ માસ, વહ્યો મેં શામળોરે. ૪
પોઢાડયો મેં પાલણે, ગાયાં હાલરુંરે;
તે સુખ સંભારી જોઈ, રોઈ રોઈ મરુંરે. ૫
મુખ ઉપર આવતા કેશ, આંખડી મીંચતોરે;
સોને મઢયો સિંહનો નખ, હઇડે હીંચતોરે. ૬
કુંડળનાં પ્રતિબિંબ, ગોરા ગાલમાંરે;
ટુંકડે પાગે ચાલતો, આ પરસાળમાંરે. ૭
જળમાં ભરતો મૂઠ, દેખી ચંદ્ર ચળકતોરે;
વઢતાં બે મંજાર, મારી કોટે વળગતોરે. ૮
ગોવિંદ બોલે ગુંગણું, મુખ ભર્યું માટિયેરે;
તે સુખ સંભારી જોઇ, અમો નવ ફાટિયેરે. ૯
ઘુઘરિયાળી ગોફણા, લટકે નાકે મોતીરે;
ઠમક ઠમકડે ચાલતો, હું પૂઠે જોતીરે. ૧૦

### કડવું ૬ ઠ્ઠું–રાગ રામગ્રી

**જશોદા બોલ્યાઃ–**

વળતી જશોદા બોલીયાં, ઉદ્ધવ સાંભળો રે;
અમો અજ્ઞાનીનાં મન તે, કાળો કામળો રે.
તેને ન ચડે બીજો રંગ કે, પહેલી શ્યામતા રે;
અમો ગુણ હીણાં ગોવાળ, જ્ઞાન નથી પામતાં રે.
એને તમે કહો પરિબ્રહ્મ, બ્રહ્માદિક નવ લહે રે;
હું કેમ આણું વિશ્વાસ, બાંધ્યો મેં અનુખલે* રે.
પ્રસવવાનો તે કાળ, સ્ત્રીને ઘણું દોહલો રે;
તે મેં રાખ્યો દશ માસ, ગર્ભમાં વિકલો રે.
એને પોઢાડ્યો મેં તો પાળણે, ગાની હાલરું રે;
હું તો તે સુખને સંભારી, રોઇ રોઇ મરું રે.
(હાં રે) સોને મઢીયો શાર્દુલ,† નખ તે હૈડે હીંચતો રે;
મુખ ઉપર આવતા કેશ, આંખડલીમાં વારતો રે.
એ તો જળમાં ભરતો મૂઠ, દેખી ચંદ્ર ખીજતો રે;
જ્યારે વઢતા બે માંજાર, કોટે આવી વળગતો રે.
એના કુંડળનાં પ્રતિબિંબ, પડતાં ગોરા ગાલમાં રે;
લઘુ ચર્ણે ચાલતો ચાલ, આ પરસાળમાં રે.
(આ તો) ગોવિંદ બોલતો ગુંગણું ગુંગણું, મુખ ભર્યું માટીએ રે;
પ્રભુ તે સુખને સંભારી, હદીએથી ફાટીએ રે.
એને ઘુઘરીઆળી ગોફણી, લટકે નથનું મોતી રે;
એ તો ઠમક ઠમક ચાલતો ચાલ, (ત્યારે) પુઠ વાળીને જોતી રે.

* ખાંણીએ † વાઘનખ

રોતો ખુંચતા ઘુઘરા, પગની પાંનિયેરે;
તમો કહો એ બ્રહ્મ, અમો કેમ માનિયેરે. ૧૧
ત્રણ ભુવનનો નાથ, ચારે કેમ ગાવડીરે;
પ્રેમાનંદ પ્રભુની, હું તો માવડીરે. ૧૨

કડવું ૧૨૮ મું–રાગ રામગ્રી

ગોષ્ઠ કરતાં રજની વિહાણીજી,
હરિરસ પીતા તૃપ્ત નહીં પ્રાણીજી,
ગોપી સહુ જાગી પ્રાત થયો જાણીજી,
કૃષ્ણ ગુણ ગાતી મધુરી વાણીજી. ૧

ઢાલ

જે વાણી વ્રજવનિતા તણી, છે સુધાપેં માધુર્ય;
કો વલોવે સુરભિ દુહે છે, પ્રગટ થાતે સૂર્ય. ૨
પ્રબળ પ્રેમ પીંડારણીના છે, ઉલટ ઉદધિ સમાન,
રસ ઓઘ અમૃત ઊપન્યો, ઉદ્ધવે ધરિયો કાન. ૩
કર કંકણ કટિ મેખલા, ઝાંઝરી ઘુઘરી નાદ,
હરિ ગુણ ગાતાં ભૂષણ વાજે, ઉપજે અમૃત સ્વાદ. ૪
ઘમકે ઘુઘરી ચમકે ચુંદડી, ઘુમે વલોણું ઘોર;
નેતરું તાણી ગુણ વિખાણે, ગાયે નંદ કિશોર. ૫
બળવંત બાળિ પલવટ વાળી, ચૂડા ચડાવ્યા બાંહિ;
ઘર માંહે ફરતી કામ કરતી, મનથા માધવમાંહિ. ૬

વેણુ છૂટે હાર તુટે, બાંધે વાછરુ છોડે ગાય;
જાયે ગોંદરે ગૌ વાળવા, ઇચ્છે દરશન હરિનું થાય. ૭
સ્નેહ દેખી વ્રજનારનો, ચાલી ઉદ્ધવ નયણે જળધાર,
જઈ દરશન કરું ગોપી તણું, મારો સફળ થાય અવતાર. ૮
રસ ઓઘ અબળા ગોપની છે, ગોવિંદ ગુણમાં મગ્ન;
ગોળીડાંના ઘૂમવાથી, રહ્યું ગાજી ગગંન. ૯
અંતરગત હું થયો પાવન, સાંભળી ગોવિંદ ચરિત્ર;
જઈ લોચને જોઉં વ્રજવધૂ, મારો થાય પિંડ પવિત્ર. ૧૦
જળ ભરવા યમુનાં તીરે, નીસરી વ્રજનાર;
એ પ્રાણઘાતક સરખો દીઠો, રથ નંદને દ્વાર. ૧૧
જળ વિસરી ગઈ ટોળે થઈ, સહુ રહી ઘેરી રથ;
સારથિને લીધો મારવા, ક્રોધે ગોપિકા ઉન્મત્ત. ૧૨
શું પુનરપિ પાપી આવિયો, અક્રૂર નંદને ગેહ;
પ્રાણ પ્રથમ હરી ગયો, હવે લેવા આવ્યો દેહ. ૧૩
પ્રથમ રથતણા કટકા કરો, આહરી ગોપ કુમાર,
સારથિનો ખુંબારવ સાંભળી, ઉદ્ધવ આવ્યા બહાર. ૧૪
દરશણ દેખી હરિદાસનું, ગોપિકા પામી લાજ,
ઉદ્ધવજી ઓળખ્યા નહીં, જાણ્યું આવ્યા શ્રીમહારાજ. ૧૫
હરખ આંસુ ભરી સુંદરી, જેવા પાલવ ગ્રેહેવા જાય,
તમોને મળવા શ્રીકૃષ્ણે મોકલ્યા, કહી ઉદ્ધવ લાગ્યા પાય. ૧૬
કાંઈ કહાવ્યા સંદેશો શામળે, ગુજ સાથે નથી બ્રાંત,
હું નાહી આવું યમુના વિષે, તમો મળજો બાઈ એકાંત. ૧૭

---

એ (તો) રડતો ખુંચતી ઘુઘરી, પગના પાનીએ રે;
તેને તમે કહો પરિબ્રહ્મ, અમે કેમ માનીએ રે.
જો એ ત્રણ ભુવનનો નાથ, (તો) ચારે કેમ ગાવડી રે;
માટે એ માહરો પુત્ર, એની હું માવડી રે.

કડવું ૪ થું–રાગ રામગ્રી

વાતડલી કરંતા રે, રાતડલી વહી ગઈ રે,
હરિ ગુણ ગાતાં, ના આવ્યો પાર;
ચરિત્ર ભણંતી રે, વિરહે વ્યાકુળી રે,
ઘેર ઘેરથી નીકળી વ્રજ નાર. વાતડલી.
પ્રેમનાં વચન રે, મહીઆરી તણાં રે,
સાંભળી ઉદ્ધવ ધરતા કાન;
ધમ્મિલને પારી રે, દોહતી ધેનને રે,
ધરતી ધરણીધરનું ધ્યાન. વાતડલી.
તાણતી વલોણાં રે, ગુણને સંભારતી રે,
ખળકે કંકણ સુડ્યો હાથ;
ચરિત્રને ગાતી રે ચતુર્ભુજ કેરડા* રે,
ગોપીએ પૂજ્યા ઉમિયાનાથ. વાતડલી.
ઠમકે તે કાંબીરે, ઝાંઝર ઝમકતા રે,
ધમકે ઘુઘર અણવટ વિહેડ;
વાડાણું વાતે રે, ગોપી સહુ નિસરી રે,
કે ભરવા જમના જળની હેલ. વાતડલી.

* કેરાં, નાં

રથ અવ દીઠો રે, નંદજીને આગણ રે,
પડી તેને પેટડીયામાં ફાળ;
વળી શાને પાપીએ, આહીં આવીયો રે,
અક્રૂર અમારા જીવનો કાળ. વાતડલી.
પ્રાણ અમારા રે, પ્રથમ તે લેઇ ગયો રે,
ફરી શું લેવા આવ્યો દેહ;
આપણ સૌ મળીને રે, સખી એને મારશું રે,
છો છો એકલો આવ્યો એહ. વાતડલી.
(કે) સુણી ધસી આવ્યા રે, ઉદ્ધવ આંગણે રે,
ગોપીએ જાણ્યા જાદવરાય;
પ્રેમાનંદ પ્રભુએ રે, મુજને મોકલ્યો રે,
ગોપી લાગ્યા ઉદ્ધવને પાય. વાતડલી.

કડવું ૫ મું–રાગ મારુ

પછે ઉદ્ધવ બોલ્યા વાણી, ગોપી સુણજો સહુ ચિત્ત આણી;
હું તો શ્રીમથુરાથી આવ્યો, બાઇ શ્યામ સંદેશો લાવ્યો.
મને મોકલ્યો શ્રીમહારાજે, રહું પ્રકટ શાની છે લાજ;
હરિનું અહીં મન ને ત્યાં છે ગાત્ર, નથી વિસરતા ક્ષણ માત્ર.
ગોપી ગોપી તે કરતા હીંડે, ઘણું નેહ તમારો પીડે;
ઝંખનામાં જપે તમ નામ, ઘણું વિકળ સુંદર સ્યામ.
તેને તમ વિના કળ નથી પડતી, વૃષભાન સુત હૃદે ચડતી;
તેનું મન ઘણું તમમાં લીન, જેમ જળવિના તલપે મીન.

શુક કહે એવું કહીને, તે ઉદ્ધવનું જાવું;
એટલા અંતરમાં વ્રજવધુનું, ટોળું એક થાવું. ૧૮
ઉદ્ધવજીએ જઈ મરજન* કીધું, ન્યાસ† પ્રાણ ગ્રહણ;‡
તરણીતનયાના તરંગમાં, કીધાં સંધ્યાતર્પણ. ૧૯
દુર્વા તુળસી તિલ જવ દર્ભ, નિત્ય કર્મ કીધું નિધાન;
આચીદ§ દિશા રહી ઊર્ધ્વ પાણે‖, પછી કીધું સૂર્ય ઉપસ્થાન. ૨૦
વિષ્ણુ સહસ્ર નામનો પાઠ કરી, ધર્યાં તિલક તુળસી માળ;
કટ્યાંબર¶ પહેરી પીતાંબર ઓઢી, ધર્યો મુગટ પરમ શોભાળ. ૨૧
ગ્રહી કનક ઝારી કર વિષે, પવિત્રી પહેરી પાણ;
પધાર્યા શ્રીગોકુળ વિષે, જય કૃષ્ણ વદતા વાણ. ૨૨
ભાગળથી જઈ આગળે, ઊભી રહી સહુ નાર;
ઉદ્ધવને કહે પાગ લાગી, નયણે ભરતી વાર. ૨૩

વલણ

વાર ભરતી રુદન કરતી, પૂછે છે કુશળ યદુરાયરે;
ભટ પ્રેમાનંદ કહે કથા, થયો છેંતાલીશમો અધ્યાયરે. ૨૪

ઇતિ શ્રીમદ્‌ભાગવતે દશમસ્કંધે ષટ્‌ચત્વારિંશોઽધ્યાયઃ ॥ ૪૬ ॥

## અધ્યાય ૪૭ મો ક

### કડવું ૧૨૯ મું-રાગ પરજિયો

એકાંત ઉદ્ધવજી બેસાડીયારે, વ્રજ વધૂએ કરી નમસ્કાર;
પૂજા કરી પૂછે નાર ગોપી, શ્યામ રામનો સમાચાર-ઉ૦

ગોપ્ય ઉચુઃ :—

છે કૃષ્ણને કુશળી ક્ષેમ ઉદ્ધવ, કાંઇ અમ ઉપર છે પ્રેમ ઉદ્ધવ;
અહિં આવ્યાનો લીધો શું નેમ ઉદ્ધવ.
ક્યારે સંભારે છે શામળો, કેમ મૂક્યાં વિસારી;
દાવ પડ્યો દાસી કુબ્જાનો, અમો અપરાધેણ હારી-ઉ૦
છે કૃષ્ણને કુશળી ક્ષેમ ઉદ્ધવ.

એક પૂછે મથુરામાં માધવ, ક્રીડા કરે છે કેમ;
અમો જોવા આવું કૃષ્ણ કુબડીને, કેમ માંડ્યો ગૃહસ્થાશ્રમ-ઉ૦
છે કૃષ્ણને કુશળી ક્ષેમ ઉદ્ધવ.
એક કહે કંઈ ડહાપણ શીખ્યા, શામળીઓ બાળદેવ;
પરઘેર જાવું ને ગોરસ ખાવું, વિસરી ચોરીની ટેવ-ઉ૦
છે કૃષ્ણને કુશળી ક્ષેમ ઉદ્ધવ.
એક પૂછે અવંતીમાં જઇને, ભણી આવ્યા ભગવંત;
જાણીએ છઇએ કાંઈ કૃષ્ણજી, શીખ્યા હશે લક્ષણ અનંત-ઉ૦
છે કૃષ્ણને કુશળી ક્ષેમ ઉદ્ધવ.
એક કહે ક્યારે આવશે, કે તજ્યું ગોકુળ છેક;
ચૌદવિદ્યા ભણી આવ્યા વિઠ્ઠલ, પણ ખોઇ આવ્યા છે વિવેક-ઉ૦
છે કૃષ્ણને કુશળી ક્ષેમ ઉદ્ધવ.
વિવેક વિના કાંઇ જ્ઞાન ન આવે, ન સુઝે સ્નેહ વિચાર;
પ્રેમાનંદ પ્રભુ અમને મળતાં, લાજતા હશે આ વાર-ઉ૦
છે કૃષ્ણને કુશળી ક્ષેમ ઉદ્ધવ.

### રાગ સામેરી

પીંડારણીનો પ્રેમ દેખી, ઉદ્ધવ વળતું ઓચરે,

ઉદ્ધવ ઉવાચઃ-તત્વજ્ઞાનનો ઉપદેશ

વાંક નહીં બાઈ તમારો, અગાધ સુખ કેમ વિસરે;
વિયોગવન્હિ બાળતો હશે, કેઇ પેર મન ધીરજ ધરે,
જ્ઞાન લક્ષણ વૈદ્ય આવે તો, વિષયવ્યાધિ પીડા હરે;
બાઇ તજો ક્રીડા ભોગ, જાયે વિરહલક્ષણ રોગ,
એક સંદેશો શ્રીકૃષ્ણે કહાવ્યો, સાધો સહુકો જોગ- ટેક.

સુણી વ્રજ વનિતા ઘણું હરખી, લાગી વાત તે સમણા સરખી;
ઝાલી ઉદ્ધવજીનો હાથ, હરિજન જાણી બીડી બાથ.
પછે તેડીને આસ્યાં એકાંત, કીધું પૂજન શ્રીહરિ ભ્રાત;
વળી પ્રીતે ચર્ણોદક પીધું, ઘણું માન ઉદ્ધવને દીધું;
વિપ્ર પ્રભુના સેવક જાણી, પછે ગોપિકા બોલ્યાં વાણી.

### કડવું ૬ ઠું-રાગ મારુ

ગોપીઓ બોલી:-

તમે ત્રિભુવનના વીર, વિઠ્ઠલ જેવા છો;
હાર હીરા (રૂપે) જીવણજીની જોડ, જોઉં ગુણે કેવા છો.
બળભદ્રજી સરખા ભ્રાત, તેમાં કાંઇ અંતર છો;
તમને કહી હરિએ વાત, પ્રીત નિરંતર છો.
ગોપી ગોવિંદજીની ગોઠ, વિધિથી વેગળા;
તે તો આવી તમારે હોઠ, કેમ કહો મન રળી.
માટે જાણી જે તમ વિશ્વાસ, હરિને આવ્યો છે;
એણે મેલી પોતાની લાજ, સંદેશો કહાવ્યો છે.

માટે મૂકી કરો તમે વાત, ધીરજને આલબી;
અમે સઘળી હરિના દાસ, નથી કો એમાં કુડી.
અમ મથુરામાં વસે પ્રાણ, અહીં તન વળ્યાં છે;
માટે કહેજો સહુ સંદેશ, નથી કોની લજ્જા છે.
અમને વજ્ર વિજોગ માર, કાળજે ઘા રે પડ્યા;
અમો હાર્યાં સોળ હજાર, દાસીના દાવ પડ્યા.
તેના ભાગ્ય તણો નહીં પાર, હાથ તેને ચડ્યા;
તેણે પૂજ્યા નંદ કુમાર, અમોથી દૂર પડ્યા.
અમ પ્રાણ તણા આધાર, પાર નથી દુઃખનો;
અમો તજ્યો સકળ સંસાર, તે બેઠો સુખનો.
અમે દુખીમાં હળધર વીર, કીધાં કપટ કરી;
જઇ મથુરામાં મહારાજ, શુભ કન્યાને વરી.
તેને સકળ અંગે ખોડ, રોડ* જેવી દીસે;
તેને વરીયા શ્રીરણછોડ, અતિ ઘણું મન હીસે.
એણે ખોઇ લાખ ટકાની લાજ, લુલી મળી લોભીને;
રંક ઉપર સ્યામગાયો સૂર, ચાર્યાં પેસા ધોખીને.
અમે જાણી આપ્યો વિશ્વાસ, મનથી દુઃખ તજ્યું;
જેણે મેહેલ્યાં માને બાપ, તો અમારૂં શું રે ગજું.
અહીં હુતા શામળા શ્યામ, તાંદાં થશે ગોરટા;
થયા મથુરામાં શાહુકાર, કોણ કહે ચોરટા.
જેણે આવી જમનાની તીર, ચીર ચોરી લીધાં;
પછે ચડીને બેઠા કદંબ, અમને નમ કીધાં.

* સ્નાન કર્યું. † મંત્રવડે ઇંદ્રિયોની શુદ્ધિ કરવી તે. ‡ પ્રાણાયામ. § પૂર્વ દિશા. ‖ ઊંચે હાથે. ¶ ધોતિયું.

ક આ સડતાલીસમા અધ્યાયમાં ભગવાનની આજ્ઞાથી ગોપીઓને તત્વનો ઉપદેશ કરી, તેઓની આજ્ઞા લઇ પાછા મથુરા આવ્યા, તે કથા છે.

* રોડા જેવા.

અગિયાર વરસ ગોકુળ વિષે, મેં કીધો તમારો સંગ,
અંતર ટાળવા વસ્ત્ર હરિયાં, મેં નગ્ન નિરખ્યાં અંગ;
તમારે લેખે પ્રીત ભાંગી, તમારે છે સ્નેહ અભંગ,
જો સાત સમુદ્રમાં ચોળી ધોઇયે, ન જાયે લાળી રંગ—બાઇ૦
બહાર પ્રીત ન કીજીએ, છે કઠણ લોકાચાર,
ગુપ્ત સ્નેહ તે સબળ સારો, નિંદે નહીં સંસાર;
યોગાભ્યાસને સાધતાં, તમો થાશો બ્રહ્માકાર,
અધ્યાત્મ સુખ પામ્યા પુઠે, વિસરશો સંસાર—બાઇ૦
ઉદ્ધવ કહે બાઇ છેહલો સંદેશો, કહાવ્યો તમારે મિત્ર,
વળી ગુપ્ત વારતા કહાવી છે, શ્રીપંકજ નેત્ર,
સૂર્ય ગ્રહણે આવજો, મળશું આપણ કુરુક્ષેત્ર,
રાજની તજો ક્રીડા ભોગને, તમો જોગ લીયો સર્વત્ર—બાઇ૦
જો પ્રીત પુરુષોત્તમની, શું કહાવ્યું તમને ગદ,
ઈંદ્રાદિક થઈ પીછે નહીં, છે એવાં ભારે પદ;
ધન ભક્તિ તમારી માત મારી, વળી પ્રેમની હદ,
જે ભક્ત થાય તમ સરખું, તેને મળે શામળીયો સદ્ય—બાઇ૦
પ્રભુનો પાર ન પામે પ્રજાપતિ, જે નાભિથકો થયો ઉદે,
ભટકતી ફરે ભારતી, જેને નેતિ નેતિ નિગમ વદે,
સનકાદિક શંકર નારદજી, અહર્નિશ ધ્યાન રાખે હૃદે,
તે બ્રહ્મ નચાવ્યો માખણમાટે, તમારોકર્મભાનુથયો ઉદે—બાઇ૦
જે ભક્તના હિત કારણે, ધરે ગદા સારંગ ચક્ર,
હિરણ્યકશ્યપ રાવણાદિક, હણ્યા દાનવ વક્ર;
જેણે મેઘ નિવાર્યા ગિરિધરી, તૃણવત કીધો શક્ર,
તે જગજીવન વિશ્વંભરે, બાઇ પીધી તમારી તક્ર—બાઇ૦
આદિ મધ્યને અંત્ય લખતાં, ન આવે જેની અવદ્ધ,
ખટ ચક્ર શોધે પાર ન પામે, કપિલ સરખા સિદ્ધ;
એવા પ્રભુ જે ભક્ત વત્સલ, તમને કહાવ્યું ગદ્ય,
તે પ્રેમાનંદ પ્રભુ તમો રાખો, યુગ્મ કૂચની મધ્ય—બાઇ૦

કડવું ૧૩૦ મું—રાગ વેરાડી

સંદેશો સાંભળી વ્રજનારી, વદનકળા થઇ ઝાંખી;
ફૂલબાણ વાગ્યાં કાળજમાં, મહિયારી મારી નાંખી. ૧
મૌન કરો ઉદ્ધવજી વીરા, ઉત્તમ સંદેશો આણ્યો;
મરતાને શું મારો ભાઈ, સ્નેહ તમારો જાણ્યો. ૨
અમો પ્રીત પ્રીછી પુરુષોત્તમ, ઘણું જાણી અમારી દાઝ;
જોગી થાવા અમને કહાવ્યું, પોતે કરે છે રાજ. ૩
કુળ મરયાદા મૂકી મળિયાં, તે લોક દે છે મહેણાં;
લજ્જાસુખ અમો ખોઇને બેઠાં, વળી રોઇને ખોયાં નયેણાં. ૪
સર્વસ્વ જાયે તે સંન્યાસી, હરિધન બેઠાં વળાવી;
અક્રૂરે અમો જોગણ કીધાં, ગયો પાપી ભસ્મ ચોળાવી. ૫
દુઃખે મૌન લીધું અમો ઉદ્ધવ, ઉત્તર કોઇને નવ આપું;
વાટ જોઉં અમો પાણી ભરતી, યમુના તીરે તાપું. ૬
લેહે લાગી છે લટકાળાની, ગયે પ્રીત અદકેરી વાધી,
તેલ ભર્યા વિના મસ્તક માંહે, જટા આકૃણિયે બાંધી. ૭
અમો કંથા કૃષ્ણકથાની પહેરુ, શૃંગારતણો પંથ ઝાલું;
કામ મગ્ન અબધૂત થઇને, નિઃશંક ગોકુળમાં ચાલું. ૮
જે સંદેશો શ્રીકૃષ્ણે કહાવ્યો, તે તમો ફરી લેતા જાઓ;
ગોપવધૂ કહે ઉદ્ધવજીને, તમો સંન્યાસી થાઓ. ૯
જંગોટા કછોટા ગોદડી કંથા, પહેરો સોહામણો વાગો;
તુંબીપાત્રને કરમાં ઝાલી, ઘેર ઘેર ભિક્ષા માગો. ૧૦
સ્મશાન ભસ્મ શરીરે ચોળો, મુગુટ પીતાંબર મૂકો;
ગૃહસ્થ કુબ્જાને બારણે બેસી, ઉદ્ધવજી શીંગી ફૂંકો. ૧૧

પછે વનમાં તેડીને નાથ, રાસ રમાડીયાં;
લીધી સકળ અમારી લાજ, પછે બહાર કાઢીયાં.
એમ પાખંડ કીધાં અનેક, શું કહીએ તમને;
એનું નામ નહીં ચિત્ત એક, આજ તજ્યાં અમને.
દીએ પાખંડીને દંડ, રાય કંસ એક હુતો;
આજ નહીં કો પૂછનાર, પરમેશ્વર સુતો!
શું કરે જશોદા રાંક, રોઇ રહી માવડી;
જો રે હોય કો બીજી માત, સેઈ જાય ચાવડી.*
અમો વ્રજવાસી સહુ નાર, દાસીને મૂકીને;
કુબ્જામાં દીઠો સાર, વર્યા હાર ચૂકીને.
કહે વિરહ ભરીત† નાર, નયણે નીર ઝરે;
પ્રેમાનંદ પ્રભુ શ્રીકૃષ્ણ, મનથી ના વિસરે.

કડવું ૭ મું રાગ સોરઠી

મથુરા ના હોય એ તો જમની નગરી, ફરી મળવાથી થયાં નિરાશ;
ઉદ્ધવ આશા થી ત્રિકમની, ફોકટ પડીયાં પ્રેમને પાસ. મથુરા.
ઉગ્રસેન મહા ધર્મિષ્ટ રાજ, ન્યાય કરે અદ્ભુતરે;
ચિત્રગુપ્ત તે ચત્પટી જાદવ, અક્રૂરિયો જમ દુતરે. મથુરા.

* ચોરે, ચબુતરે. † ભરેલી

અક્રૂરે ગોપી સઉ વધ કીધી, હરીયો પ્રાણ કાહાનુડો રે;
કુળવંત! કુબ્જા ધેતરણીમા, વિશ્વાસઘાતી ભુંઓ રે. મથુરા.
અમે વિકળ થયાં વિજોગે દાઝ્યાં, તે બેલીને કાંઇ નહીં જાણું રે;
પ્રેમાનંદ પ્રભુએ મોકલીયું શું, જમપૂરીથી આણું રે. મથુરા.

કડવું ૮ મું—રાગ સામેરી

મોહનજી મથુરા જઇ વસીયા, પ્રીત ઉદ્ધવની દીઠી રે;
ઘર ઘર લોભી લખી નહીં શકીયો, ચાર અક્ષરની ચીઠી રે. મોહનજી.
આમમાં પેસતાં કન્યા પામ્યો, ચોળની ના પડી પીડી રે;
વર કાળો ને કુબડી કુબ્જા, લોક હસાવ્યા ઠીઠી રે. મોહનજી.
ગોપીનાથ એને કોણ કેહેશે, એણે વાળી તે હદની ચીઠી રે;
માંખણ ખાઇ ભીખ મગાવી, છાશ ગોકુળની મીઠી રે. મોહનજી.
વલોવતાં નવનીતને* લેતો, કરતો ગોગી અજીઠી† રે.
ગોવિંદ વિના એ ગોકુળમાં ગોઠ‡ ન લાગે મીઠી રે. મોહનજી;
પ્રેમાનંદના પ્રભુજી શમાવો, વિરહ તાપ અંગીઠી રે—મોહનજી.

* માખણ † એંઠી ‡ વાત

ઉપદેશ દેજો કૃષ્ણ કુબ્જાને, સાધે જોગારૂઢ;
સદ્ય વૈરાગ્ય તેને ઉપજશે, અમો શું જાણું આહિર મૂઢ. ૧૨
અમૃતનો ઘટ મુખ લગી ભરીએ, ઉપર ભરીએ તે વહી જાય;
શ્રીકૃષ્ણ ભર્યા છે કંઠ પ્રમાણે, તો કેમ જોગ સમાય. ૧૩
કૃષ્ણ હૃદયામાં કૃષ્ણજી બાહેર, જ્યાં જોઇયે ત્યાં યદુરાય;
એવો પ્રેમ દેખી વ્રજવનિતાનો, ઉદ્ધવજી લાગ્યા પાય. ૧૪
ગોષ્ઠી સાંભળવા ગોપી ઉદ્ધવની, સાંભળ પરીક્ષિત ભુપ;
મથુરાંથી શ્રીકૃષ્ણ પધાર્યા, ધરી ભમરાનું રૂપ. ૧૫
મધુકર બોલે મધુરી વાણી, તે ગોપીના ગુણ ગાય;
ઉદ્ધવજી કાંઇયે નવ પ્રીછે, ગોપીએ ઓળખ્યા હરિરાય. ૧૬
વ્રજબાળાની કંઠે માળા, સુગંધ મનોહર થાય;
મકરંદ મસે ઉપર બેસે, લેઇ સ્વાદ ને ઉડી જાય. ૧૭
જઈ છૂટી વેણી માંહે ભરાયે, કરતો નૌતમ નાદ;
ઉડાડતાં મુખ ઉપર આવે, લેઇ ન્હાસે અધરનો સ્વાદ. ૧૮
કામિનીએ શ્રીકૃષ્ણ ઓળખ્યા, પ્રેમાનંદ પ્રભુ રામ;
ભમરાના ગુણ ગોપીએ ગાયા, માટે ભમરગીતા ધર્યું નામ. ૧૯

કડવું ૧૩૧ મું–રાગ ગોડી રાગ કાલેરો

ઉદ્ધવજી શું કીધુંરે, એણે શામળીએ;
નિર્ગુણના ગુણ સંભારીને, અંતર ગતમાં બળીએ
એણે શામળીએ–એ૦
કુટુંબ સઘળું વેરી કીધું, હરિશું માયા લાગીરે;
લોભી લોક થઇને બેઠા, પરહરિયાં અભાગીરે–એ૦
લાજ મૂકાવી વસ્ત્ર હરીને, વપૂ અમારાં જોયાંરે;
મનમાન્યું પોતાનું કીધું, અમો ગોવાળાં વિગોયાંરે–એ૦
સાચી પ્રીત પ્રભુની જાણી, શરીર આપણાં સોંપ્યાંરે;
પ્રાણનાથ પરદેશી થયો તે, કર્મે અમારાં કોપ્યાંરે–એ૦
ગુપ્ત વાત ઉઘાડી કહેતાં, ઉદ્ધવ મરીએ લાજીરે;
શરદ સમેનું સુખ સંભારી, મનમાં રહીએ દાઝીરે–એ૦
જેમ કામી પુરુષને ગુણિકા તેડે, ફંદ મોહનો નાખીરે;
દ્રવ્યહીણ થયો જાણીને, રંડા કાઢે હાંકીરે–એ૦
જેમ મૃગલો મૂકે દાધા વનને, બીજા વનનો થાય વાસીરે;
ગૃહસ્થને જેમ છાંડી જાયે, આહાર જડે સંન્યાસીરે–એ૦
ઉદ્ધવજી શ્રીકૃષ્ણે કીધું, જેમ લોભી આચાર્યરે;
યજમાનને ફરીને નવ પૂછે, થયું દક્ષિણાનું કાર્યરે–એ૦
પંખી તજે જેમ સરોવરિયાંને, જળ ગયું જવ સૂકીરે;
તેમ પ્રેમાનંદ પ્રભુ પરમેશ્વર, ગયા અમને મૂકીરે–એ૦

કડવું ૧૩૨ મું–રાગ વસત

હાં હાં ભોગી ભ્રમરાને હો ઉદ્ધવજી, ભમતો ભાળો;
રખે જંતુ કરીને જાણો, છે ધૂરત કપટી કાળો–ભો૦
જેટલા કાળા તે સહુ કપટી, વિશ્વાસ કોનો નવ કરીએ;
કાળા સર્પની સંગત કરતા, કોઇક દહાડે મરીએ–ભો૦
ઝીણીએ જો કાળી યમુનામાં, અધરચ આણી બોળે;
વિશ્વાસ આપીને કાળો કાપે, જો મસ્તક મૂકીએ ખોળે–ભો૦
કાળા તેલે કેશ પોખીએ, અંતે ધોળા થાય;
પંથી કો કુશળે નવ આવે, જે કાળી રાતે જાય–ભો૦
કાળો મધુકર કરે બહુ ચેષ્ટા, વાંચ્છે બહુ મકરંદ;
કુસુમ ઘટા ગોકુળની દેખી, પામે છે આનંદ–ભો૦
નીરસ પુષ્પ છે વૃંદાવનનાં, મધુકર જા મધુ વનમાં;
શિવ વલ્લભ કુસુમની વાસના, ખુંચી છે તુજ તનમાં–ભો૦
તારુંવદનાઅતિરક્તથયુંછે, અમારીશોક્યનુંકુંકુમલાગ્યું;
તે દેખાડવા શું આવ્યો ધૂરત, જા અહીંથી માન માગ્યું–ભો૦
અમારે પગે શું ફરી લાગે, અમો ધૂરતને નવ ધીરું;
તૂટ્યું મન સાંધ્યું નવ જાયે, જેમ મોતી વચ્ચેથી ચીર્યું–ભો૦
ગોપ વધૂ કહે ઉદ્ધવજીને, મધુકરનાં કૌતુક નિરખો;
પ્રેમાનંદ પ્રભુ પરમેશ્વર છે, ભોગી ભ્રમરા સરખો–ભો૦

કડવું ૯ મું–રાગ કાલેરો

ઉદ્ધવ શું કીધું રે, એણે શામળીએ;
નિર્ગુણના ગુણ સંભારીને, અંતરમાં પરજળીએ–ઉદ્ધવ.
કુટુંબ તે સઘળું વેરી કીધું, હરિશું માયા લાગી રે;
એ લોભી લોક થઇને બેઠાં, પરહરીયાં અમ અભાગી–ઉદ્ધવ.
લાજ મૂકાવીને વસ્ત્ર હરી લીધાં, વપુ અમારાં જોયાં;
મનમાન્યું પોતાનું કીધું, ગોવાળીએ વગોયાં–ઉદ્ધવ.
સાચી પ્રીત પ્રભુજીની જાણી, શરીર અમારાં સોંપ્યાં;
પ્રાણનાથ પરદેશી થયા, તે તો કર્મે અમારાં કોપ્યાં–ઉદ્ધવ
ગુહ્ય વાત ઉઘાડી કરતાં, ઉદ્ધવ મરીએ લાજે;
શરદ સમેનું સુખ સંભારી, મનડાં અમારાં દાઝે–ઉદ્ધવ.
જુઓને ઉદ્ધવજી આ ભમરો આવ્યો, કો એક સખી ગુણ ગાતો;
પ્રેમાનંદ પ્રભુ પરમેશ્વર, નારીના ગુણ ગાતો–ઉદ્ધવ.

કડવું ૧૦ મું–રાગ વસન્ત ભ્રમર ગીતા

હાં હાં ભોગી ભમરાને હો, ઉદ્ધવજી ભમતો ભાળો રે;
રખે સખી જંતુ કરી જાણો, ધૂર્ત કપટી એ કાળો રે–ભોગી.
જેટલા કાળા તેટલા કપટી, વિશ્વાસ કોનો નવ કરીએ;
કાળાની સંગે જો ફરતાં, કો એક દહાડો મરીએ–ભોગી.
જો ઓશીએ* કાળીના† દહમાં, તો ઉદ્ધવ અધવચ બોળે;
વિશ્વાસ આપીને કાળો કાપે, મસ્તક મૂકીએ ખોળે–ભોગી.
જો કાળા કેશને તેલે પોખીએ, અંતે ધોળા થાય રે;
પંથી જો કુશળે ન આવે, જે કાળી રાતે જાય–ભોગી.
આ કાળો મધુકર કરે ચેષ્ટા, ને લેવા ઇચ્છે મકરંદરે;
કુસુમ ઘટા દેખી ગોકુળની, કરે નાના વિધ ફંદ–ભોગી.
આજ નીરસ કુસુમ વૃંદાવન, મધુકર જા તું વનમાં રે;
શિવ પ્રસાતિ કુસુમ વાસના, ખુંચી છે તુજ તનમાં–ભોગી.
તારું વદન અતિરક્ત થયું છે, સોક્યનું કુમ કુમ લાગ્યું રે;
તેરે દેખાડવા શું રે આવ્યો, મધુકર જા અહીંથી મન ભાગ્યું–ભોગી.
અમ પાગે‡ શું ફરી ફરી લાગે, ધૂર્તને નવ ધીરું રે;
તૂટ્યું મન સાંધ્યું કેમ જાયે, જેમ મોતી વચ્ચેથી ચીર્યું–ભોગી.
ગોપ વધુ કહે ઉદ્ધવજીને, આ કાળાનાં કૌતુક નિરખો રે;
પ્રેમાનંદ પ્રભુ પરમેશ્વર છે, ભોગી ભમરા સરખો–ભોગી.

* નહાઇએ. † યમુનાનો ધરો કાલિંદી. ‡ પગે.

### રાગ ગોડીની દેશી

કૃષ્ણા કહે શ્રીકૃષ્ણને, સુણુ ભમરારે;
શું લાવ્યો ખટપટ લેખ, ભોગી ભમરારે. ૧
શકે દીધું આલિંગન સોકને, સુણુ ભમરારે;
મુખે લાગી કુંકુમ રેખ, ભોગી ભમરારે. ૨
હોયે ચાર પાગ જે જીવને, સુણુ ભમરારે;
તેનું પશુ નામ કહેવાય, ભોગી ભમરારે. ૩
તેને અજ્ઞાન હોય અતિઘણું, સુણુ ભમરારે;
મુખ ઘાલે ઉચ્છિષ્ટ માંય, ભોગી ભમરારે. ૪
ખટ ચણુ છે તારે વિષે, સુણુ ભમરારે;
માટે ઢોઢ પશુ તારું નામ, ભોગી ભમરારે. ૫
રાધા પંકજ પરહરી, સુણુ ભમરારે;
કીધો દાસી ધંતુરે વિશ્રામ, ભોગી ભમરારે. ૬
આજ મધુવન પ્રફુલ્લિત થયું, સુણુ ભમરારે;
તું શ્રમ કરી આવ્યો વ્યર્થ, ભોગી ભમરારે. ૭
તું માન પામીશ મથુરાં વિષે, સુણુ ભમરારે;
ત્યાં સરશે તારો અર્થ, ભોગી ભમરારે. ૮
નીરસ પુષ્પ છે વૃંદાવનતણાં, સુણુ ભમરારે;
લે ધંતુરાનો વાસ, ભોગી ભમરારે. ૯
છે શ્વેત માળ તારા કંઠમાં, સુણુ ભમરારે;
ક્યાં કરી આવ્યો તું વિલાસ, ભોગી ભમરારે. ૧૦

### કડવું ૧૧ મું–રાગ ગોડી

રાધા—

કૃષ્ણા કહે છે કૃષ્ણને, સુણ્ય ભમરા રે;
શું લાવ્યા ખટપદ* વેશ, ભોગી ભમરા રે.
શકે આલિંગન દઇ સોકયને, સુણ્ય ભમરા રે;
મુખે લાગી કુમકુમ રેખ, ભોગી ભમરા રે.
હોય ચાર ચર્ણું જે જીવને, સુણ્ય ભમરા રે;
તેનું પશુમાં નામ ગણાય, ભોગી ભમરા રે.
તેને જ્ઞાન ન હોય પોતાતણું, સુણ્ય ભમરા રે;
મુખ ઘાલે ઉચ્છિષ્ટ માંહ્ય, ભોગી ભમરા રે.
છે ખટ ચર્ણું તારે વિષે, સુણ્ય ભમરા રે;
માટે ઢોઢ પશુ તું કેહેવાય, ભોગી ભમરા રે.
રાધા રૂપી ચંપકને પરહરી, સુણ્ય ભમરા રે;
કીધો ધતૂરે વિશ્રામ, ભોગી ભમરા રે.
આ મધુવન પ્રફુલ્લિત થયું, સુણ્ય ભમરા રે;
તાંહાં પામીશ તું પરિમલ,† ભોગી ભમરા રે.
આજ નિરસ કુસુમ વૃંદાવનતણાં, સુણ્ય ભમરા રે;
વનમાલી ન સીંચે જળ, ભોગી ભમરા રે.
છે શ્વેત માળા તારા કંઠમાં, સુણ્ય ભમરા રે;
શું કુબ્જાએ આપી એહ ! ભોગી ભમરા રે.
પ્રેમાનંદ પ્રભુ તુંને ઓળખ્યો, સુણ્ય ભમરા રે;
તારો નિપટ ઓછો નેહ. ભોગી ભમરા રે.

* ૭ પગનો ભમરો † સુગંધ

તત્વ રસ તું લેઈ ગયો, સુણુ ભમરારે;
પોતાનું આપ વિચાર, ભોગી ભમરારે. ૧૧
પ્રેમાનંદ પ્રભુ પૂંઠે પડ્યો, સુણુ ભમરારે;
અમો મરતાંને નવ માર, ભોગી ભમરારે. ૧૨

### કડવું ૧૩૩ મું–રાગ ગોડી–અધ્યાત્મ ઉપદેશ

વિષય રસ છાંડો વ્રજસુંદરીરે, ખાઈ આણો આતમ જ્ઞાન;
એ મિથ્યા વિરહ ઉદે થયોરે, નથી વેગળા શ્રીભગવાન–વિ૦
ભોગક્રીડા મન ઈચ્છીએ નહીંરે, કામવાસના વાધે કર્મ;
રખે કેશવને કામી ગણોરે, છે કૃષ્ણ કેવળ બ્રહ્મ–વિ૦
અંતર્યામી અણુ આગળો નથીરે, અવલોકો અંતરમાંય;
જો પ્રગટે દીપક જ્ઞાનનોરે, અરૂપ બ્રહ્મનું દર્શન થાય–વિ૦
જેમ ભ્રાંતિ પડી ભમરા વિષેરે, પ્રોછ્યા તમો તમારું પ્રશ્ન;
એ ન્યાયે જુઓ પ્રાણી માત્રમાંરે, રહ્યો વ્યાપી તમારો કૃષ્ણ–વિ૦
દાનવ માનવ પિતૃ દેવતારે, પક્ષી કીટ પતંગ પશુય;
નીચ ઉંચ સ્થૂળ સૂક્ષ્મવિષેરે, જ્યાં જોઈએ ત્યાં બ્રહ્મસ્વરૂપ–વિ૦
રખે બ્રહ્મને અળગું જાણતારે, બ્રહ્મ તે બાઈ નંદકુમાર;
એને માતા પિતા કો છે નહીંરે, એ નિરંજન નિરાકાર–વિ૦
એણે ત્રણ્યગુણે જગત બાંધિયુંરે, છે આપોપે અળગો નાથ;
ક્ષણમાં કોટિ બ્રહ્માંડમાં ભાંજે ઘડેરે, ન પડે અડકાડવો હાથ–વિ૦
તમારા દેહમાં છે શ્રીકૃષ્ણજીરે, શોધી જોતાં મળશે તૂર્ત,
આત્માએ પરમાત્મા જાણશોરે, જેમ માખણ તાવો ઘૃત–વિ૦
જેમ કાષ્ઠ વિષે વહ્નિ વસ્યોરે, તે પ્રગટ મંથને થાય;
તેમ ક્ષેત્રમાંથી ક્ષેત્રજ્ઞ પામીએરે, નથી વેગળો વૈકુંઠરાય–વિ૦
હોય સુરભિ નાના વર્ણનીરે, પણ પય તે એક વર્ણ;
જળ એક લહેરી બહુ જાતનીરે, જેમ કુંડળમાંહે સુવર્ણ–વિ૦
જેમ જળ ઘટમાંહે ચંદ્રમારે, પ્રતિબિંબ થાયે અનેક;
જેમ અભ્ર ઘટાથી વેગળીરે, વિદ્યુલ્લતા વિશેક–વિ૦
કર કંકણ દર્પણ કશુંરે, છે શામળીયો સન્મૂખ;
જ્યાં તમો ત્યાં કૃષ્ણજીરે, બાઇ મિથ્યા ધરવું દુઃખ–વિ૦
છે પટકુળ કોટિ પ્રકારનાંરે, પણ જોતાં જાતિ એક સૂત્ર;
એ દૃષ્ટાંતે તમો જાણજો,રે સર્વ વ્યાપી યશોદા પૂત્ર–વિ૦
ઉપદેશ માનો હું રંકનોરે, તમને મળશે વૈકુંઠરાય;
જાણી વિપ્ર પ્રભુની કિંકરીરે, ઉદ્ધવજી નમિયા પાય–વિ૦

### કડવું ૧૨ મું–રાગ મારૂ

ઉદ્ધવ—

તજો બાઇ કામ ક્રીડા ભોગ, એ તો તનનો મહારોગ;
સદેશો શ્રીકૃષ્ણે કહાવ્યો, સાધો સહુકો યોગ–તજો.
જેમ ઇંદુના* પ્રતિબિંબ બહુવિધ, પ્રથક્ પાત્રે થાય;
જળ તરંગ ને કનક ભૂષણ, તેમ જગમાં જદુરાય–તજો.
જેમ વસ્ત્ર નાના ભાતનાં પણ, વિચાર એક †સૂત્ર;
તેમ જ્યાં જોઇએ ત્યાં રહ્યો વ્યાપી, એક જશોમતિ પુત્ર–તજો.
પાવક‡ છે જેમ કાષ્ટમાંહે, જેમ દધી મધ્યે §નવનીત;
તેમ પ્રેમાનંદ પ્રભુ પરમેશ્વરને, ઓળખવાની એ રીત–તજો.

* ચંદ્ર. † સૂતર. ‡ અગ્નિ, દેવતા. § માખણ

### કડવું ૧૩૪ મું-રાગ વેરાડીની દેશી

શ્રીગોપ્ય ઉચુઃ—

કુબ્જા વલ્લભ પ્રીત કરીને, જોગ સંદેશો કહાવ્યોરે ઉદ્ધવજી;
જેણે ફળ બદરીનાં ખાધાં, તેને દ્રાક્ષ ન ભાવેરે ઉદ્ધવજી.
અમો અપરાધી આહિરડાંને, જ્ઞાન કંઈ નવ આવેરે ઉદ્ધવજી,
તમો અહિં ભલે આવ્યાંરે ઉદ્ધવજી,મનમાં રુડા ભાવ્યારેઉદ્ધવજી.
અમો થયાં પવિત્રરે ઉદ્ધવજી, સુણીને હરિનાં ચરિત્રરે ઉદ્ધવજી;
ભૂધરજીના ભાઈરે ઉદ્ધવજી, ગોપીના સુખદાયીરે ઉદ્ધવજી.
શ્યો વાંક અમારોરે ઉદ્ધવજી, મરતાને શું મારોરે ઉદ્ધવજી;
જોગજ્ઞાન કુબ્જાને આપો, માનું તમારો પાડરે ઉદ્ધવજી.
બ્રહ્મવિદ્યા કુબ્જાને આપો, શીખી જાશે વહેલીરે ઉદ્ધવજી.
અમો આહિરડી મહીડાં વેચું, ઓઢું ધાબળ મેલીરે ઉદ્ધવજી.
તમો અહીં ભલે આવ્યારે ઉદ્ધવજી,મનમાં રુડા ભાવ્યારે ઉદ્ધવજી;
જોગ અભ્યાસની વાત સાંભળી, અમો અબળા બહુ બીહિજેરે ઉદ્ધવજી.
જ્ઞાનસુધા તે વિષને તોલે, હરિ અધરામૃત પીજેરે ઉદ્ધવજી;
પ્રાણનાથને બાથ ભરીને, હૃદયા ઉપર લીજેરે ઉદ્ધવજી.
તમો અહિં ભલે આવ્યારે ઉદ્ધવજી, સંદેશો મોહનજીનો લાવ્યારે ઉદ્ધવજી;
અમો તપ ત્રિકમજી,જપ જીવનજી,વ્રત વિઠ્ઠલજીનુંકીજેરેઉદ્ધવજી.
ભૂધરજી ભજન અમારે, રૂપ હૃદયામાં લીજેરે ઉદ્ધવજી;
મુખચંદ્ર હરિનું ઝાલી કરમાં, અધર સુધારસ પીજેરે ઉદ્ધવજી.
તમો આહ ભલે આવ્યારે ઉદ્ધવજી, સંદેશો મોહનજીનો લાવ્યારે ઉદ્ધવજી;
સર્વસ્વ દાન હરિને આપ્યું, બીજું દાન નવ કરીએરે ઉદ્ધવજી.

### કડવું ૧૩ સુ-રાગ સામેરી

કોપિ—

યોગ કાહાવ્યો રે. શ્યામળીએ યોગ કાહાવ્યો રે;
દાઝ્યા ઉપર દુખડું રે, ઉદ્ધવજી લુણ લાવ્યો રે-શ્યામ.
સંદેશાથી સંદેહ ટાળ્યો, પ્રીત પૂરણ કોણ જાણે રે;
વીંછી ગઈ વામાને વળગ્યો, દયા કરી નવ આણે રે-શ્યામ.
અમને અક્રૂર કર્યાં જોગટાં, બેઠાં કૃષ્ણ વગાવી રે;
અક્રૂર અમારો ગુરૂ થયો, ગયો રાખ ચોળાવી રે-શ્યામ.
એ યોગ જ્ઞાનનું મીસ કરી, અમને ઉત્તર દીધો રે;
સાધ* પુરૂષના સ્નેહનો અમે, લાહાવો લીધોરે-શ્યામ.
ઉદ્ધવજી તમે ગામ પધારો, અમારી પુઠડી મેલો રે;
કુબ્જાને જઇ યોગ ધરાવો, તમે શ્યામને ફુડો રે-શ્યામ.
આભ્યંતર† અમને રહ્યો વ્યાપી, મારો વ્રજનો વાંહાલો રે;
શરીર અમારામાં કૃષ્ણ વિના, નથી ઠામ જ ઠાલો રે-શ્યામ.
કાંના લગી જેમ કુંભ ભર્યો, તેમાં જળ કેમ માય રે;
નખ શીખમાં નંદલાલ વસે, યોગ તેનો સમાય રે-શ્યામ.
ગોપી જનની ભક્તિ દેખીને, ઉદ્ધવનો ભ્રમ ભાગ્યોરે;
ધન્ય ધન્ય માતાજી ભક્તિ તમારી, ઉદ્ધવ પાયે લાગ્યોરે-શ્યામ.
જો રે અવતારને આપો વિધાતા તો, આપજો ગોકુળ માંહ્યરે;
પ્રેમાનંદ પ્રભુ કૃષ્ણને મળવા, ઉદ્ધવે માગી વિદાયરે-શ્યામ.

* સાધુ. † અંદર

ગોવિંદ વિના ઘેલાં થઇને, શ્રીગોકુળમાં ફરીએરે ઉદ્ધવજી;
પ્રેમાનંદ પ્રભુને ભજતાં, ભવસાગરને તરીએરે ઉદ્ધવજી.
તમો અહિં ભલે આવ્યારે ઉદ્ધવજી, સંદેશો મોહનજીનો લાવ્યારે ઉદ્ધવજી.

### કડવું ૧૩૫ મુ-રાગ દેશાખ્ય ધોળની ચાલ

ઉદ્ધવજી પડ્યા ગોપીને પાગજી, આજ પ્રગટ થયું મમ ભાગ્યજી;
ધન્ય શ્રીગોકુળ ધન્ય આહિરજી, ધન્ય ધન્ય યમુનાનું તીરજી.
ધન્ય શ્રીગોવર્ધન ધન્ય ગાયજી, ધન્ય ગોવાળા નંદરાયજી,
ધન્ય ધન્ય યશોદા માતજી, ધન્ય ધન્ય બળિભદ્ર ભ્રાતજી.
ધન્ય ધન્ય વૃંદાવન દ્રુમવેલીજી, ધન્ય ગોપવધૂ અલબેલીજી;
ધન્યધન્ય વ્રજ ભૂમિનાં તૃણજી, જે ઉપર ચાલ્યાં હરિનાં ચર્ણજી.
વેરભાવ બ્રહ્માએ કીધોજી, મુને અહિં અવતાર ન દીધોજી;
ઉદ્ધવજીનો કર ઝાલીજી, ગોપી વૃંદાવનમાં ચાલીજી.
ક્રીડા ભોમી જઇ દેખાડેજી, સ્થળ જોઇ આંસુ પાડેજી;
આ ગહ્વરે ગોવિંદ રહેતાજી, અમારી સુરભિ સંભાળી લેતાજી.
ગોપસંગ આ મારગમાં જાતાજી, લટકતી ચાલે વાંસળી વાતાજી;
આ તે મથુરાંની વાટજી, જૂઓ ઉદ્ધવજી દાણનો ઘાટજી.
સખા ગોપને શીખવી દેતાજી, અમ પાસે દાણ પ્રભુ લેતાજી,
આ ઊંડા દ્રહ ભણી ભાળોજી, અહીં સર્પ રહેતો એક કાળોજી.
દીધુ મધ્યાંતર દોટ નાંખીજી, અહિંથી મણિધર કાઢ્યો હાંકીજી;
ચોર્યાં ચીર અહિં દીન દયાળેજી, ચડ્યા આ કદમની ડાળેજી.
સૂરજને કરાવ્યા નમસ્કારજી, નગ્ન જોઇ અમો નંદકુમારજી;
ધર્યો ગિરિ અંગુળી અગ્રેજી, રાખ્યાં બુડતાં ગોપ સમગ્રેજી.
અહિં ગોપ ચરિત્ર બહુ કીધાંજી,ઋષિપત્નીનાં અન્ન અહિં લીધાંજી;
અહિં પ્રલંબ રામે પછાડ્યોજી, અહિં વહાલાજીએ વેણુ વજાડ્યોજી.

### કડવું ૧૪ મું-રાગ મેવાડો

હરિને કેહેજોરે, હો હરિને કેહેજો રે, હરિને કેહેજો એટલુંરે;
હાં રે પોહોંચ્યો સંદેશો મહારાજ.
મોસાળ ઉજાડ્યું રે, મામાને મારીયો રે;
હાંરે ઘણી કુળને લગાડી લાજ.
ભાઇ જઇ કહેજો રે, હરિને એટલું રે.
ગોકુળ સુનું રે, હો વાહાલાજી તમ વિનારે.
હરિ સુની ચરે ચાયણીયા તારી ગાય.,
ઘણું વલવલે હો, નંદ જશોમતીરે,
કોણ વૃદ્ધને પાણી પાય, ભાઇ જઇ કહેજોરે હરિને એટલુંરે.
દીકરાની દાઝે રે, તે તો બળી મરે રે,
કોણ કરે તેમને સહાય, તે તો દીન રહ્યા રે,
દીન દયા કરો રે, હો દયાળુ કહાવો નામ,
તો કેમ થયા કપટી આજ, પ્રભુજી વહેલા વ્રજમાં આવજો રે.
ભાઇ જઇ કહેજો હરિને એટલું રે.
વિરહથી મરવું રે, હો અમે તો નિશ્ચે કર્યો રે.
પણ નહી મેલીએ તમારા ચર્ણ, ભર્ણને પામી રે,
અમે પદને મહ્યા રે. ભાઇ જઇ કહેજોરે, હરિને એટલું રે.
ભ્રમરની* પેરેરે, હો ચર્ણ ન છોડીએ રે.
માંડીએ તમ સાથે ઘર સૂત્ર;
પુત્ર પતિની રે, માયાને મોડીએરે.
× × × × ×
વસુદેવ રાજા રે,હો જાદવ કેરડા રે. ભાઇ જઇ કહેજોરે, હરિને એટલુંરે.

* ભમર

લેધાં કાંમ ખાણુ અમો જાગીજી, આવી હરિને પાયે લાગીજી,
જ્ઞાન ઉત્તર અમો કીધાજી, અમને પ્રતિ ઉત્તર દીધાજી.
આ સ્થાનક રાસ રમાડીજી, ગુંથી વેણી ઓછંગ બેસાડીજી,
અહિં થયા પ્રભુ અંતર્ધ્યાનજી, અહિં ફરી મળ્યા શ્રીભગવાનજી.
રાસ મંડળ આ સ્થળ કીધૂંજી, અમો લક્ષ્મીતણું સુખ લીધુંજી,
એમ દેખાડ્યાં દ્વાદશ વંનજી, ઘણું રીઝયા વૈષ્ણવ જંનજી.
ગોપી નિત્યે વૃંદાવન મ્હાંયજી, ઉદ્ધવજીને તેડી જાયજી,
એક કહે શું કીધું શામળિયેજી, અમો ફરી મળશું કે નવ મળિયેજી.
ઉદ્ધવજી માધવને જેમ મળશેજી, તે જન માણસમાંથી ટળશેજી,
મોહોટા પ્રિયવ્રત સરખા રાયજી, થયા જોગી એને પસાયજી.
એણે શું કીધું રામ અવતારજી, આવી વરવા રાક્ષસી નારજી,
તેડી ઘરમાં વિશ્વાસ આપીજી, તે વળાવી નાક કાન કાપીજી.
એણે લાખ લડાવ્યાં લાડજી, મૂકયાં જીવતાં તે એનો પાડજી,
સીતા સરખી સ્રી પરણેલીજી, ધોબીને વચને હાંકી મહેલીજી.
વૃંદા સતીનું સત મેલાવ્યુંજી, એના હાથમાં કહો શું આવ્યુંજી;
હું તો શું શામળિયે ઉપવાસાજી, ધાવતાં શોષી પૂતના માસીજી.
શંખ ચક્ર ગદા ધર્યાં મહારાજેજી, રંક અબળાને હણવા કાજેજી;
અમો પરહરિયો પરિતાપજી, એણે બીજાં કીધાં માબાપજી.
અમારી મેલી સગાઈ શે લેખેજી, જેના ધણી માબાપને ઉવેખેજી,
ગોપી વ્યંગ વચન બહુ ભાખેજી, હૃદયકમળમાં ઉદ્ધવ રાખેજી.
શુકદેવ કહે સુણ રાયજી, પછે ઉદ્ધવે માગી વિદાયજી;
પ્રભુને ભેટ મોકલે વ્રજનારીજી, કો કહે આપજો ધાબળી મારીજી.
કો મોકલે માખણ બાળીજી, કો મોકલે ગુંજાહાર વનમાળીજી;
પાવડી મોજડી વેણુ લાકડીજી, મુગટ મોળીયાં ને ગેડીદડીજી.
મોકલે દર્પણ ભૂષણ સુંદરીજી, ગોરસ તકતણાં ભાજન ભરીજી,
બાજુબંધ કુંડળ મુદ્રિકા ઘણીજી, કરે વિનતિ નાર ગોકુળતણીજી.
બોલે વિરહે ગોપી ઘેલીજી, આપજો ભેટ મારી સહુ પહેલીજી,
પ્રથમ વિનતિ મારી કહેજોજી, લગારેક નામ મારુ જઈ લેજોજી.
જોઇ ઉદ્ધવ વિસ્મે થાયજી, ભેટ રથમાં કેહી પેરે સમાયજી,
નમ્યા યશોમતિને પાયજી, માગી નંદ કને વિદાયજી.

વલણ

વિદાય માગી પાય લાગી, ઉદ્ધવજી આંસુ ભરેરે,
કહાવે સંદેશો ઉદ્ધવ સાથે, યશોદાજી ઉચરેરે.

કડવું ૧૩૬ મું–રાગ ધનાસરી

યશોદા ઉવાચઃ—

ઓધવજી કહેજો બંન્યો ભ્રાતને, સુખેણી કરજો દેવકી માતને,
રખે છેહ દેતા વસુદેવ તાતને, એકવાર મળજો અમો અનાથને.

ઢાલ

અનાથ અમો રોઈ રહ્યાં, ગયાં સુખ કેમ આવશે,
મીઠે બોલે શ્રીકૃષ્ણજી, મુને માત કહી બોલાવશે. ૧
દુર્બળ જાણી ગોપને, કો સમે ગોકુળ આવજો,
ધીરે નહીં જો દેવકી તો, સાથે તેડી લાવજો. ૨
જોઈ જાઓ છો તેવુ કહેજો, સંચ શ્રી ગોકુળતણા,
ન ઘટે દીનાનાથને, દુઃખ દીધામાં નહીં મણા. ૩
એટલું કહેજો દેવકીને, જે પુત્રનું સુખ લીધુ અમો;
પાગે લાગશે કુળવત કુબ્જા, વહુના સુખ લેજો તમો. ૪
ઉદ્ધવજી પછે ચાલીયા, નમી યશોદાને પાય,
ભટ પ્રેમાનંદ કહે કથા, થયો સડતાલીશમો અધ્યાય. ૫

વલણ

સંવાદ ઉદ્ધવ ગોપિકાનો, ભણે અથવા સાંભળેરે,
એ બ્રહ્મલીલા ભ્રમર ગીતા, પંચમહાપાતિક પરજળેરે. ૬

ઇતિ શ્રીમદ્ભાગવતે દશમસ્કંધે સપ્તચત્વારિંશોઽધ્યાય ॥ ૪૭ ॥

---

તેના તમે કહાવો રાજકુમાર;
મૃગયાને રમવા રે, વન પધારજો રે;
અહીં અમે મૃગનેણી સહુ નાર. ભાઈ જઈ. હરિને.
હરિ આંહી આવી રે, એકવાર દો દર્શન,
પાવન કરીને રે પછે પધારજો રે,
કાંઇ જાણુતા નથી રે મન. ભાઇ જઇ. હરિને.
વિરહનાં વિખ્યાં રે. પ્રાણ જાતા નથી રે,
હાં રે વલ્લવથી મરે વ્રજનાર;
માગ્યુ આપોરે, બીજું કેહેતાં નથી રે. ભાઈ જઈ. હરિને
ચર્ણનું શર્ણું રે, હે પ્રભુ અમને આપીયુ રે;
તો હવે કેમ તજાય ભતોરે;
કર્મ અમારા રે, આજ ફુટી ગયા રે।.
જો તમે તજ્યાં દેવ મોરાર. ભાઇ જઇ. હરિને.
સુણી વચનને રે, હો વ્રજ વિનતા તણાં રે;
ઉદ્ધવે મુકયો મન અહંકાર,
મહા ભક્તિ પૂરણ રે, જોઇ ગોપી તણીરે,
આગમ યોગ કર્યો ધુત્કાર. ભાઇ જઈ. હરિને.
ગોપીને ચર્ણે રે, ઉદ્ધવ જઇ પડ્યા રે;
ધન્ય ધન્ય ગોપી જન અવતાર,
પ્રભુનેં બાંધ્યા રે પ્રેમે કરી રે;
તમથીં અળગા નહીં લગાર. ભાઇ જઇ. હરિને.
ભક્તવત્સલરે, એ છે શ્રીહરિ રે;
તે નિત્ય રહે હો તમ આધાર.
તમ વિના વલ્લભ કો નહીં રે;
બાઈ કોઈ એને તમ આધાર. ભાઇ જઈ. હરિને
ઉદ્ધવજી ચાલ્યા રે, હો રથ હાંકીયો રે;
હરિ ગોપી વળાવવાને જાય.
કાહાવે જશોદારે, કહેજો કૃષ્ણને રે;
એક વાર આવજો વ્રજની માંય. ભાઇ જઇ. હરિને.
હરિને મળીયા રે, હો ઉદ્ધવ પ્રેમથી રે,
કહ્યા સહુ સુખી સમાચાર.
ગદ્ગદ્ કંઠે રે, કહી શકતા નથી રે;
વેહે છે નેત્રથી જળધાર. ભાઇ જઇ હરિને
પાર ના પામુ રે, ગોપીના નેહનો રે;
ધન્ય ધન્ય ધન્ય હો નંદકુમાર.
ન ઘટે તમને રે, દેવા છેહને રે;
એમ કહી ઉદ્ધવ લાગ્યા પાય. ભાઇ જઇ. હરિને.
વ્રજ પદ રજ રે, મુજને આપજો રે,
એટલે સર્યાં સઘળાં કાજ.
પ્રેમાનંદ પ્રભુરે, ભક્તિ યાચજો રે;
ભાઇ જઈ કહજો રે, ઉદ્ધવ એટલું રે.

સંપૂર્ણ

એણે તૃણવત કીધું જગતરે, સખીરૂપ થયો છે ભક્તરે;
પ્રશંસા ઉદ્ધવની કીધીરે, પછે અબળા અંકે લીધીરે.
બેઠી કુબ્જા ડાબે ખોળેરે, ઉભા ઉદ્ધવ વાયુ ઢાળેરે;
થયાં મગ્ન અબળા અવિનાશીરે, આવી દ્વારપાળ એક દાસીરે.
કહ્યું બળભદ્ર આવ્યા દ્વારેરે, સાંભળી ઉદ્ધવ આવ્યા બહારરે,
હસી રામે ગ્રહ્યા ભુજદંડરે, બેઠા બન્યો આગલે ખંડરે.
સઘ સમજ્યા હળધર ભ્રાતરે, ન પૂછી વિકુલની વાતરે;
ભાઇ શ્રીગોકુળ જઈ આવ્યારે, કહો સમાચાર શો લાવ્યારે.
કહો ઘટે તેવો સમાચારરે, ઘણું રીઝયા રોહિણી કુમારરે;
કીધી ક્રીડા કુબ્જા સાથેરે, માગી વિદાય વૈકુંઠ નાથેરે.
રામ માયામાં ભમાવ્યારે, જાણે શ્રીકૃષ્ણ બાહેરથી આવ્યારે;
રથપર બેઠા ત્રણે વીરરે, ગયા અક્રૂરને મન્દિરરે.

વલણ

મન્દિરે ગયા અક્રૂરને, રામકૃષ્ણ ઉદ્ધવ જનરે;
દેખી રામકૃષ્ણની જોડને, કાકાજી થયા પ્રસન્નરે.

કડવું ૧૩૯ મું–રાગ વેરાડી ચોપાઇ

શુકજી કહે સાંભળ રાજાન, અક્રૂર પૂજ્યા શ્રીભગવાન,
કીધી વિનતિ આસન આપી, હું કૃતારથ કીધો પાપી.
સૌમ્ય ,દૃષ્ટિ થઈ મુજ ઉપરે, જે કૃપા કીધી પરમેશ્વરે;
કીધુ અર્ધપાદ પૂજન પ્રદક્ષિણ, ધર્યું મસ્તક કેશવને ચરણ
હાંહાં કહી કહે જુગન્નાધાર, નથી તમને નમ્યાનો અધિકાર;
વસુદેવને સ્થાનક છો તમો, તમારે પાગે લાગું છૌં અમો
પૂર્વે વચન આપ્યું મહારાજ, તે માટે પ્રોણા આવ્યા છૌં આજ;
પરમ પ્રસન્ન કાકાજી થયા, અક્રૂર અંતઃપુરમાં ગયા.
નિજપત્નીને આજ્ઞા દીધી, સ્વાદિષ્ઠ રસોઇ તતક્ષણ કીધી,
ઉદ્ધવ રામ ને જુગજીવન, અક્રૂરને ઘેર કીધું ભોજન.
ચતુર્વિધિનાં ખટરસ અન્ન, તે વિખાણી જમ્યા મધુસૂદંન,
મુખવાસ કરી બેઠા શ્રીપતિ, પછે અક્રૂરની કીધી વિનતિ
એક મોટું દુઃખ થયું છે ઉદે, શોકાગ્નિએ દાઝે છે હૃદે,
કુંતાસુત હસ્તિનાપુર વિખે, તેને અન્ન વસ્ત્ર મળે છે દુઃખે.
સુયોધન* શકુનિ રાધે કુમાર†, દુઃશાસન આદે દુષ્ટ ચાર,
તે પાંડવને પીડે છે. ઘણું, )જઈ સહાય કરો ભાણેજાતણું
શ્રીમુખે કહ્યુ શ્રીમહારાજ, હું અવતર્યો છૌં પાંડવને કાજ,
પ્રતિપાલણા પાંડવતણી, મુજને ઈચ્છા છે અતિ ઘણી.
આજ કાલ આવશે માગધપતિ,‡ મોટું યુદ્ધ થાશે સર્વથી,
અધક્ષણ મુને નથી સાવકાશ, તો કેમ લેઉં પાડવતણો તપાસ.
સમજાવજો પાંડવને ઘણું કહી, કુંતાના આંસુ લોહોજો જઈ,
જઈ ભીષ્માદિકને લજાવજો, કાંઇ દુર્યોધન બીહાવજો
તમો વિના કારજ નવ થાય, માટે શીઘ્ર પધારો યાદવરાય,
અક્રૂરજી તવ તત્પર થયા, એક કોશ કૃષ્ણ વળાવા ગયા.

* દુર્યોધન. † કરણ ‡ મગધ દેશનો રાજા જરાસંઘ.

વલણ*

ગયા વળાવા કૃષ્ણજી, સાંભળ પરીક્ષિત રાયરે;
ભટ પ્રેમાનંદ કહે કથા, થયો અડતાલીશમો અધ્યાયરે.

ઇતિ શ્રીમદ્ભાગવતે દશમસ્કંધે અષ્ટચત્વારિંશોઽધ્યાયઃ ॥ ૪૮ ॥

અધ્યાય ૪૯ મો†

કડવું ૧૪૦ મું–રાગ વેરાડીની ચોપાઈ

વળ્યા વળાવી કેશવરામ, અક્રૂર ગયા કૌરવને ગામ;
પ્રતિહારે જઈ વારતા કહી, કૌરવ સભા સહુ બેઠી થઈ.
ભીષ્મ કૃપ દ્રોણ અશ્વત્થામા, તજી આસન સહુ ગયા સામા;
વિદુરજી છે કર્ણ વિકર્ણ, જઈ ભેટ્યા કો લાગ્યા ચર્ણ.
ધૃતરાષ્ટ્રને કહે છે વિદૂર, મથુરાંથી આવ્યો છે અક્રૂર;
થયો આંખો વાર્તા સાંભળી, હૃદે કમળ નાંખ્યું આવરી.
મિથ્યાસ્તવન મુખહસ્તું કરી, આવો યાદવ એવી વાણી ઓચરી;
અંધ વચન બોલ્યો માધુર્ય, આજ મારા ઘરમાં પ્રગટ્યો સૂર્ય.
ફટારી આંખ લાંબા કરી હાથ, અક્રૂર લીધા હૃદયા સાથ;
હું નેત્ર વિના શાને નીરખું, આ સાચું કે સ્વપ્ન સરખું
અક્રૂર બેસાડ્યા દિવ્યાસંન, ભીષ્મજીએ કીધુ પૂજંન,
વિદુરે ચરણ પ્રક્ષાલણ કીધું, તે પાદોદક પ્રેમે લીધું.
અક્રૂર પ્રત્યે કીધી વિનતિ, બોલ્યો ધૃતરાષ્ટ્ર દુર્મતિ;
અક્રૂરજી ભલે પધાર્યા તમો, ઘણું સુખ પામ્યા છૌં અમો.
કેમ થયું આવવું અક્રૂર, પાવન કીધું હસ્તિનાપૂર;
છે યાદવ સહુને કુશળીક્ષેમ, માંહોમાંહિ સહુ રાખે છે પ્રેમ.
વારુ છે ઉગ્રસેન વસુદેવ, રામ કૃષ્ણ કરે છે સેવ;
ગોકુળમાં બે કેમ ઉછર્યા, કેશી કંસથી કેમ ઉગર્યા.
સાંભળ્યું રામ કૃષ્ણ યોધા છે ઘણું, સંઘાર્યું દળ દાનવતણું;
તે બાળક મુને વહાલા છે જાણ, કહો રામ કૃષ્ણને છે કલ્યાણ.
કંઈ અમ સરખું કારજ કહિયે, યાદવના મૂક્યા અહિં રહિયે,
હું ઘણો દુઃખિયો યાદવરાય, કઠિણ હૃદે ફાટી નવ જાય.
જે પાંડુ સરખો બાંધવ મરે, અપંગ હું સરખો ઉગરે.
પાંખ વિના પંખી શુંડવિના ગજ, તેમ ભાઈ વિના હું
થયો અકજ.

* મૂળ લખેલી ગુજરાતી પ્રતમાં તો અત્રે વલણ પણ નથી તેમ જ અધ્યાય પણ જૂદો ન પાડતા અધ્યાય ૪૮ મો જ ચાલુ રહેલ છે અને આગળ જતા –

શુકજી કહે સાંભળિયે રાજંન, કહું અક્રૂરજીનાં ગદ વચંન,

આ ટુક આગળ –

“એ અધ્યો થયો પરમ પાવંન, શ્રોતા સહુ સાંભળજો મંન;
પૂરણ થયા અધ્યા અડતાલીશ, પ્રેમાનન્દ વળી નામે શીશ.”

એ પ્રમાણેની તુક વધારે લખી અધ્યાય ૪૮ મો પૂરો કીધેલો છે

† આ ઓગણપચાસમા અધ્યાયમાં અક્રૂરજી હસ્તિનાપુરમાં ગયા ત્યારે ધૃતરાષ્ટ્ર રાજા પોતાના પુત્રમાં અને ભાઇના પુત્ર પાંડવોમાં વિષમ દૃષ્ટિથી વર્તે છે, એ જાણી પાછા મથુરાં આવ્યા, તે કથા છે.

આયુધ વિના જેવો ઝુઝારે, ધન વિના જેવો દાતાર;
જ્ઞાન વિના જેવું અધ્યયન, ભાવ વિના જેવું ભોજંન.
ભ્રાત વિના હું તેવો થયો, સહોદર મુજને મુકી ગયો;
પણ પુણ્ય તમારે નરપાળક, પાંડુને પંચ થયા બાળક.
તે કુંતાને ઓછંગે ઉછરે, ઈશ્વર તેની રક્ષા કરે,
યુધિષ્ઠિર ભીમસેન અર્જુન, એ ત્રણે કુંતાના તંન.
નકુળ સહદેવ રૂપ રસાળ, એ બંનો ભાઇ માદ્રીના બાળ,
સહગમન કરી સ્વર્ગે ગઈ, કુંતાપુત્ર પાળવા રહી.
મેં મુક્યા છે વિદુરને ખોળે, એ બાળજને તમો મળો ટોળે;
પાંચે પાંડવ મળવાને આવ્યા, તે વિદુરજીએ ઓળખાવ્યા.
અક્રૂર લીધા હૃદયા સાથ, પાંચેને મસ્તક મૂક્યો હાથ;
ભરાયું હૃદે નેત્રે જળધાર, કહો બાપ શા સમાચાર.
વસો છો કાકાના ઘરમાંય, તો દુબળા દેહ તમારા કાંય;
મલીન વસ્ત્ર જૂનાં પરિધાન, નયણે જળધારા વૃષ્ટા સમાન.
શીખ કહો કોણ દે છે દુઃખ, શા માટે વ્યગ્ર કરો છો મુખ;
નીચું જોયું યુધિષ્ઠિર રાય, કેમ કાકાના અવગુણ કહેવાય.
ન બોલ્યા અર્જુન માદ્રીકુમાર, નથી બોલ્યાનો તેને અધિકાર;
તવ બોલ્યા ભીમસેન દુઃખ ધરી, ક્રોધે લોચન રાતાં કરી.
છે ભીષ્મપિતામહ ભોળા ઘણું, શું ચાલે વિદુર વેરાગી તણું;
ઓશિયાળા ભિક્ષુક કૃપ ને દ્રોણ, તો દુઃખને વારે બીજું કોણ.
જે દિવસના અમો આવ્યા ઘેર, તે દહાડેથી કાકે માંડ્યું વેર;
છે શકુની સરખો માથે યમ, તો અમો મામા ઉછરિયે કયમ.
બીહા બોલ્યા ધૃતરાષ્ટ્ર નર્પ, પણ મનનો કાકો કાળો સર્પ,
શત કૌરવ શકુની ને કર્ણ, તે અમો પાંચેનું ઇચ્છે મર્ણ.
દ્રૂ વૃશ્ર ચડાવી ઘંઘોળ્યો, હું યમુનામાંહે ઝાલી બોળ્યો;
વિષ મોદિક ભોજન કાકાથી કર્યાં, શ્યામ સર્પ સહેજે પાથર્યા.
આપ્યું અન્ન અમો જમિયે, ભિક્ષા માગી દહાડા નિર્ગમિયે;
વિના અમિએ અંતર પરજળ્યું, દુખિયાને મરણ હોય વેગળું.
આકાશથી પડ્યા ધરાએ ધર્યા, પરાધીન જીવવું દુઃખે ભર્યા,
પહેરું કૌરવનાં ઉતર્યાં લુગડાં, વાવરવા ઘરમાં પાત્ર તૂમડાં.
ધિક્ નિકુળ સહદેવનું મોસાળ, થયો શલ્યા સરખો શલ્ય ભૂપાળ,
અમારે રંક વસુદેવ મામો, જેનો તપાસ અમો લીજે સામો.
રામ કૃષ્ણ પરઘેર પેટ જ ભરે, તે સહાય અમારી શી પેરે કરે,
અક્રૂરે સગપણ રાખ્યું જતું, મામા થઈ તમે રાખ્યું છતું
વચન ભીમતણાં સાંભળી, બોલ્યા અક્રૂર મન પરજળી;
શુકજી કહે સાંભળ રાજંન, કહું અક્રૂરજીના ગદ વચંન.*
("એ અધ્યાય થયો પરમ પાવંન, શ્રોતા સહુ સાંભળજો મંન;
પૂર્ણ થયા અધ્યા અડતાલીશ, પ્રેમાનંદ વળી નામે શીશ.")
અક્રૂર બોલ્યા ક્રોધાયમાન, સાંભળ ધૃતરાષ્ટ્ર રાજાન;
તેં હરયાં બાંધવનાં સંતાન, તો તું ઉપર કોપ્યા શ્રીભગવાન.

* મૂળ ભાગવતની ગુજરાતી મતમાં અહીં આગળ નામે સમાપ્તિ દર્શાવી અધ્યાય અડતાલીસમો પૂરો થાય છે

જાણ્યું જે દુઃખ દિયો છો તમો, તે માટે આવ્યા છીં અમો;
અભ્યાગત શે દમો છો તમો, બાળક સાથે છળ કેમ રમો.
મથુરામાં સાંભળ્યું જેવું, અમો ધૃતરાષ્ટ્ર અહિં દીઠું તેવું,
ન ઘટે તુજને દુઃખ દેવું, ગંડિામાંહે વદીને શું લેવું.
હું સાથે ગોષ્ટ પ્રીતની કરી, નયણે પાણી ટપકાં ભરી,
હવે જાણ્યો મેં અંતરનો અરિ, તારું શુભ કેમ કરશે હરિ.
મદમાતા તારા પુત્ર સકળ, પાંડવના દેહ દીસે છે દુર્બળ;
મળ્યા છે શકુની સરખા ખળ, તો પડવું છે હળધરનું હળ.
શત પુત્ર સાંતરા ગોઢામણા, આ પાંડવ દીસે દયામણા;
તારા શું દાસાણી જણ્યા, એ પાંડવ શું છે દાસીતણા.
મળ્યાં કૌરવને ભૂષણ ઘડવા, આ પાંડવ કાં દીસે અડવા;
રખે મારા બોલ લાગે કડવા, પણ ગર્વ ચડ્યા તે અંતે પડવા.
નવાં વસ્ત્ર કૌરવે અંગે ધર્યાં, પાંડવ પહેરે છે જૂનાં ઉતર્યાં;
દંપતી પુત્ર રમાડો હરખે ભર્યાં, શું નરનારી ભવસાગર તર્યાં.
બે પક્ષ ધર્મ કરી તોળિયે, આત્મજ્ઞાન અંતર ખોળિયે
પાંડવ ભૂમિ ઉપર સુએ, તારા સુત સુવે ઢોલિયે.
એ માગી અન્ન દહાડા નિર્ગમે, કૌરવ સુખ પૂછીને જમે;
તું કાકો દૈત્ય થઈને દમે, અતિ ઘણું ઈશ્વરને નહીં ગમે.
કૌરવને બેસવા રથ વાહંન, હીંડે પાળે પગે પાંડુતંન;
કૌરવને વસવા દિવ્ય ભુવંન, પાંડવને છે જીર્ણ સદંન.
કપટ દુષ્ટ ચતુષ્ટય તણું, કાં બાળકને પીડે ઘણું;
જો તું હિત વાંછે આપણું, તો અર્ધ રાજ કર અળખામણું.
તમો પાંડવસું માંડ્યો છે વિરોધ, તે માટે ચડ્યો પ્રભુને ક્રોધ;
તું ઉપર સોડ્યા યાદવ યોગ, ઉગ્રસેને દીધો પ્રતિબોધ.
કર્મરેખા પત્ર તારું ફર્યું, તે ચડ્યું દળ પાછું ઉતર્યું;
સમાધાન વસુદેવે કર્યું, તો કૌરવકુળ મરતું ઉગર્યું.
શ્રીકૃષ્ણ કહાવ્યું છે મુજ સંગાથ, તે સાંભળજે તું કૌરવનાથ,
જો પર્વત સાથે ભરીએ બાથ, તો ભગ્ન થાય પોતાના હાથ.
જો છાંટીએ રવિચંદ્રને ખેહ, તો રજે ભરાયે આપણો દેહ;
હું છેલ્લું વાક્ય કહું છું એહ, તમો પાંડવ સાથે રાખો સ્નેહ.
શ્રીકૃષ્ણે કહાવ્યું છે ક્રોધજ કરી, સહુ કો સાંભળજો ચિત્ત ધરી,
કદાપિ પાંડવ પીડ્યા ફરી, તો નિશ્ચે તમને હણશે શ્રીહરિ.
ભીષ્મ કહે કહાવ્યું છે ધર્મ, પ્રભુને દુઃખ લાગ્યું છે મર્મ;
ધૃતરાષ્ટ્ર આચરે છે અધર્મ, તો ભોગવશે પોતાનું કર્મ.
અક્રૂરજી કહે વજ્ર વચંન, કૌરવનાં જેમ દાઝે મંન;
કરે સમસ્યા ગંગાતંન,* શું કરશે શકુની દુર્યોધંન.
ભીષ્મ દ્રોણ કૃપની છે સહાય, તે બળે અક્રૂર નિરભે થાય;
વચન વજ્રના મૂકે ઘાય, જેમ કૌરવનાં હૃદે ફાટી જાય.
અક્રૂર કહે સાંભળ ભૂપાળ, તું છે અવિવેકી માયા જાળ;
જો પીડાશે કુંતાના બાળ, તો તારા પુત્રનો આવ્યો કાળ.

* ભીષ્મ પિતામહ

જેણે પૂતનાના શોષ્યા પ્રાણ, પાટુએ શકટનો વાળ્યો ઘાણ;
ગોપી જીવન પુરુષ પુરાણ, જ્યાં કૃષ્ણદેવ ત્યાં કોટિ કલ્યાણ.
જેણે બગાસુરની ફાડી ચાંચ, દાવાનળ પીતાં ન આવી આંચ;
છે તેને આસરે પાંડવ પાંચ, છે યાદવરૂપ તણી મોટી ઘાંચ.
વચ્છ અઘાસુર નાખ્યો ઉતરડી, નાખ્યા જમલાર્જુન બે મરડી;
તમ ઉપર દાંત રહ્યા છે કરડી, કૌરવને મારશે ભચરડી.
કાળી નાગની પાખે ખુંદી ફણા, પછાડ્યા પ્રલંબ સરખા ઘણા;
જીત્યો વરુણ ન રાખી મણા, તો કોણ માત્ર બાળક તુજ તણા.
આંગુળી અગ્રે ગોવર્ધન ધર્યો, જેણે ગર્વ ઇંદ્રનો ઉતર્યો;
જેણે ગોપ વર્ગ ઉગાર્યો, જેની રમતમાં બ્રહ્મા હાર્યો.
જેણે ક્રોધાગ્નિએ પ્રજાળ્યો કેશી, ભાંજ્યું ધનુષ નગ્રમાં પેશી;
મેડેથી મામો પાડ્યો ઠેશી, માર્યો કંસ હૃદે પર બેશી.
ન પામે પાર ભવ ઇંદ્ર વિધાતા, નિગમ નારદ હીંડે ગુણ ગાતા;
જે વિશ્વંભર વિશ્વ સુખ દાતા, તે પાંડવનો કનિષ્ઠ ભ્રાતા.
હું મોકલ્યો છૌં પાંડવની દાઝે, સહુ જીવો છો ગાંગેયની લાજે;
કહાવ્યું છે શ્રીમુખે મહારાજે, હું અવતર્યો છૌં પાંડવને કાજે.
ફુલ્યો છે દેખી યોધાના જોડા, મહારે ઘણા પાંડવ છે થોડા;
છે કુંતીસુત ભાગ્યવાન પ્રૌઢા, અર્જુનના હું હાંકીશ ઘોડા.
જે સગા પાંડવ મારા મિત્ર, ભીમ અર્જુનનાં છે ભિન્ન ચરિત્ર;
કુદૃષ્ટે જુવે તેનાં કાઢું નેત્ર, જોશો બળ મારુ કુરુક્ષેત્ર.
તમો છાંના હાડ બાળો છો છેક, કેરો છો ભેદ પ્રપંચ અનેક;
જો રાખશો પાંડવ સાથે ટેક, તો નહીં મૂકું કુશળે કૌરવ એક.
સાધુને દમતાં દયા નવ આણો, કુકર્મ કરી શું આપ વખાણો,
તમો કૃષ્ણ અર્જુન એક પ્રમાણો, રખે પાંડવને છોછા જાણો.
એમ કહાવ્યું છે શ્રીરણછોડ, છૌં બાંધવ રામકૃષ્ણની જોડ;
પાંડવના સેવક છપ્પન ક્રોડ, વળતા અમને દેશો ખોડ.
કપટ તમારાં સહુ સાંભળી, છપ્પન કોટિ રહ્યાં છે પરજળી,
જો પાંડવને દુઃખ દેશો વળી, હું શત કૌરવને નાંખીશ દળી
છૌં એક રૂપ અમો અર્જુન, પાંડવ મારાં છે લોચન,
પાંડવ હું નિર્ધનનું ધન, એવું જાણી દુઃખ દેજો રાજન.
પાંડવ રક્ષાકાજ હું આયુધ ધરુ, અહર્નિશ પાંડવની પૂઠે ફરું;
વિરોધ વૃક્ષ થડ થકી કાપજો, તમો અક્રૂરનું કહ્યું થાપજો.
અર્ધ રાજ પાંડવનું આપજો, નહીં તો વનમાં જઈ તાપજો,
હું જરાસંધ રાજાને હણી, બીજી સેના હણવી છે ઘણી.
પછે હું આવીશ હસ્તિનાપુર ભણી, સેવા કરવા કૌરવ તણી,
અક્રૂરનાં ક્રૂર વાક્ય સાંભળી, રીઝી સાધુતણી મંડળી
અસાધુનાં હૃદે ગયાં પરજળી, કાકાને મૂખે કાળપ વળી,
કંપાયમાન થઈ કૌરવપતિ, કીધી અક્રૂરની વિનાત.
લોકનું કહ્યું માનો સર્વથી, કાંઈ કપટ વાત હું લહેતો નથી,
એ રિપુલોક પાટે છે વેર, કો અગ્નિ મૂકે પોતાને ઘેર.
હું જો લાડુમાં જમાડું ઝેર, તો ચળે મેરુ વસુધા દે વેર;
તમો કહેશો તે કરશું નિરધાર, મેં નવ દુભવા એ વસુદેવ કુમાર.
હસાવ્યો ભત્રીજે સંસાર, હું વૃદ્ધ પુરુષને છે ધિક્કાર;
ભેદ રહિત યથાર્થ ભાખ્યું, "હરિ" ઉપર રાજ ઉતારી નાખ્યું.
આપું રાજ પાંડવને આખું, શ્રીકૃષ્ણની શિક્ષા હૃદે રાખું;
અક્રૂર ઘેર મેં વિદ્યા શીખી, અમો પાંડવ પાસે જમશું ભીખી."
કૃષ્ણ સુખે કૌરવને 'મારો' ઝીકી, પણ દુર્યોધન ને ભીમ
આંખની કીકી;
કિંવા બે ફુટી આંખડી; મારે પાંચ' આંખ બ્રહ્માએ ઘડી.
સુખે યાદવ અહિં આવો ચડી, છે પાંડેવા હું અંધની લાકડી,
નગ્ન શબ્દ કાપટ્યના કહ્યા, અક્રૂરજી અતિ વિસ્મે થયા.
પાંચે પાંડવ હાથે ગ્રહ્યા, અક્રૂર કુંતા પાસે ગયા;
બાંધવ દીઠો પાંડવ માતે, બેનડ લીધી હૃદયા સાથે.
કૃતારથ માન્યું ભગિની ભ્રાતે, વાંસા ભીના આંસુપાતે,
આશિષ દેઈ ઓવારણાં લીધાં, દરશણ અમૃત આંખે પીધાં.
સહોદર આવે કારજ સીધાં, અમો નિરાધાર સહુ ઉપરાં કીધાં,
દીસે છે દૈવની ગત અનેરી, નાંખી વનમાં પિતા થયા વેરી.
કુંતી ભોજરાયે ઉછેરી, કોણે તપાસ ન લીધો ફેરી;
મારા કુંવર દયામણ હીંડે સેરી, વચ્છ સાથે સુરભિ વાઘે ઘેરી.
હું ફોઈ કહાવું કેશવ કેરી, આજ થઈ વરતું કૌરવની ચેરી;
કહો વારુ છે વસુદેવ ભાઇ, અને રુડી છે બંન્યો ભોજાઈ.
આવી રામ કૃષ્ણને ઘણી વડાઈ, ફોઈનું સગપણ શુ ગયું ધોવાઈ;
કંસાસુર નાખ્યો ઉખેડી, માતામહ રાજ બેસાડ્યો તેડી.
માતપિતાની ભાંજી બેડી, અમારું સગપણ નાખ્યું ફેડી;
આજ ભત્રીજા થયા બેહુ કરમી, જીત્યા બ્રહ્માદિકને ભરમી.
હરિ ઉભાં દમે કૌરવ અધર્મિ, હું વિધાતાએ દુર્બળ નિર્મિ;

અક્રૂર ઉવાચઃ-

ઘણું ચિંતા કરે છે યાદવપતિ, પાંડવને પળ વિસરતા નથી;
નહીં જીવે કૌરવ દુર્મતિ, એમ કહી રોતી રાખી સતી.
ચાર માસ રહ્યા અક્રૂર રાજાન, કીધું કૌરવ સાથે સમાધાન;
પાંડવને અપાવ્યું રાજધાન, પરીક્ષિતને કહે શુક ભગવાન.
ભગિની ભાણેજને લાગી પાય, અક્રૂર ત્યાંથી થયા વિદાય;
ભીષ્મ દ્રોણને ભેટ્યા જઈ, કૌરવને તે શિક્ષા કહી;
ફરી આવ્યા મથુરાં માંય, ઓગણપચાશમો થયો અધ્યાય.

વલણ

અધ્યાય ઓગણપચાશમો, સાંભળ્યો રાય નિરધારરે;
અક્રૂર મળ્યા શ્રીકૃષ્ણને, કહ્યો પાંડવનો સમાચારરે.

ઇતિ શ્રીમદ્ભાગવતે દશમસ્કંધે એકોનપંચાશત્તમોઽધ્યાયઃ ॥ ૪૯ ॥

दशमस्कंधः पूर्वार्धः समाप्तः

# દશમસ્કંધ—ઉત્તરાર્ધ

## અધ્યાય ૫૦ મો*

### કડવું ૧૪૧ મું—રાગ સામેરી

સાંભળ હરીરસ ભોગી, પરીક્ષિતને કેહે શુકયોગી,
કહું પૂર્વ કથા વિસ્તારી, જે અસ્તિ પ્રાપ્તિ કંસની નારી. ૧

ઢાળ

બે નારી કંસાસુર તણી, નાથ ગયે વિધવા થઈ,
જેમ યાદવ કો જાણે નહીં, તેમ પીહેર પોતાને ગઈ. ૨
મગધદેશ ગિરિવ્રજ નગરી, નામ જરાસંધ રાયરે;
રાજસભામાં પુત્રી આવી, લોચન જળ પ્રવાહરે. ૩
વૈધવ્ય દેખી દીકરીનું, વિસ્મે થયો માગધપતિ;
આસન તજી સન્મુખ ગયો, કેમ આવી સુતા સતી. ૪
કાં કરમાયાં વદન અંબુજ, શોષ્યું સૌભાગ્ય લક્ષણ નીર;
છે દીન શર્મ નીલ પટકુળ, કાં કૃશ† થયાં છે શરીર. ૫
નથી ભૂષણ કાજળ અંગ અડવાં, શા માટે થઈ રાંકડી;
પિતાએ નિજ પટ પલ્લવે કરી, લોહી ચારે આંખડી. ૬
કુંવરી કેહે શીર નામી, પિતા અમો વૈધવ્ય‡ પામી;
પામ્યો નાશ અમારો સ્વામી, લાગી મોટા સગાને ખામી. ૭

વલણ

ખામી લાગી તાત તમને, સંભાવના લેતા નથી;
મોટું કલંક જે મારીયો, છાસને પીનારે છત્રપતી. ૮

---

ઢાળ

સુગ્મ ભાણેજા ગોકુળ માંહે, નંદે છાંના રાખીયા;
તે મલ્લઅખાડે આવ્યા મલ્લરૂપે, મહીપતી મરડી નાખીયા. ૧
રામ કૃષ્ણે સર્વસ્વ લીધું, અમો 'હાંકી કહાડી;
'વાત સાંભળી વહી લાગો, બોલ્યો' જરાસંધ ત્રાડી. ૨
જો મૃગવાસુ મથુરાંવિષે, પૃથ્વી કરુ નિર્યાદવી,§
જો વેર વાળું જામાત્રનું, તો માતા મારી સાધવી. ૩
પુત્રી વળાવી અંતઃપુરમાં, જરાસંધે યોદ્ધા તેડાવીયા,
દંતવક્ત્ર શિશુપાળ શાલ્વ, અસુર અઘરગી આવિયા. ૪
અંગપતી ને કલિંગપતી, વાસુદેવ પુંડરીક મહાબળી;
જરાસંધે જોડ કીધો, ત્રેવીશ અક્ષૌહિણી સૈન્યા મળી. ૫

હય હસ્તિ રથ પાળા, શોભે સૈન્યા ચતુરંગણી;
વહાણું વાતે કટક આવ્યું, વીંટી પુરી યાદવ તણી. ૬
હણહણે હય ગજ ચીસ પાડે, રથચક્ર ખેડાં ખડખડે,
ખડગ ખળકે સાંગ ચળકે, ધજા ગગને ફડફડે. ૭
ઢોકા ઢોકે શંખ ફૂંકે, દુંદુભી ગોમુખ ગરગડે,
આંખ તરડે મુછ મરડે, દંત દાનવના કરકડે. ૮
ચમર ઢળકે પાખર ખળકે, શસ્ત્ર નાના સુસુવે;
તોમર ત્રિશૂળને મુગર ગદા, ભિંડીમાળ ગોળા ધુધુવે. ૯
ચડ્યા દાનવ તુરંગ ઉપર, જેમ વૃક્ષ વીંટે પહાડને;
ગજ બળવંતે દંત દીધા, પાડવા પોળ કમાડને. ૧૦
શોહોર સાંભળી ચમક પેઠી, ચિત્ત ચડ્યાં ચગડોળરે,
શ્રીકૃષ્ણ ચરણે યાદવે, નમાવ્યાં જઈ કપોળરે. ૧૧
રાખીયે રણછોડ સ્વામી, રમાવર રણધીરરે,
સ્વાગત કરવા વેહેવાઈની, ઉઠ્યા શ્યામશરીરરે. ૧૨
ઉગ્રસેન ઉદ્ધવ અક્રૂરજી, વસુદેવ આદે વૃદ્ધરે,
ઘરડા મૂક્યા ગામ માંહે, જોબને ધર્યાં આયુદ્ધરે. ૧૩
રુએ દેવકી રોહિણી માતા, ત્યાં વઢશો કેમ કરી;
પ્રસુતાની આશીશ લેઈ, પરવર્યા હળધર હરી. ૧૪
સહુ યોધાને કેહે શ્રીકૃષ્ણજી, કાયર જન પાછા ફરો;
મરણીક હોય જે માથાં વોહોણા, તે મારી સાથે સાંચરો. ૧૫
અશ્વ ગજ રથ ધનુષ ભાથા, કવચ અળગાં પરહરો;
પાળે પાગે બાપ મારા, ખડ્ગ ખેડાં કર ધરો. ૧૬
રામકૃષ્ણ આગળ થયા, રોષે આંખ છે અતિ રાતડી,
મુગટ સજીયા કાછ કછીયા, પીતાંબરની ગાતડી. ૧૭
ચૌદ સોલ ને વીશ વર્ષ, ત્રીશમા સર્વ શૂરે ધી;
દ્વાર ઉઘાડી સૈન્ય ધાયું, પર્વણીયે જેમ ઉદધી. ૧૮
જરાસંધથી કોશ આગળ, સૈન્યા દુર્ગ ઘેરી રહી;
શ્રીકૃષ્ણના શંખનાદથી, ન્હાસી રાયની પૂઠે ગઇ. ૧૯
જરાસંધ વિસ્મે થયો, જવ ગાજ્યા વસુદેવ પુત્ર,
નાસવા અશ્વદળ દાનવનું, ચંચળ વાહન કરે મળમૂત્ર. ૨૦
પાંચજન્યનો શબ્દ પહોંતો, બ્રહ્મલોક પાતાળરે,
વક્ર મોળીયે વક્ર દૃષ્ટે, વીરાજે શ્રીગોપાળરે. ૨૧
અશ્વ ગજ રથ ઉપરે, ગાજે દાનવ દુર્મતી,
યાદવ વિચારે શ્રીકૃષ્ણને, આજ બેસવા વાહન નથી. ૨૨
શંખ ચક્ર ને ગદા સારંગ, આયુધ રથમાં છે ચારરે;
ગંગાજળ કલ્લોલવત છે, ઉજ્વળ ચેદ* તોખારરે. ૨૩

---

* આ પચાસમા અધ્યાયમાં ભગવાન જાણે જરાસંધથી ભયયુક્ત થયા હોય તેનો ડોળ દેખાડી સમુદ્રમાં કિલ્લો કરાવી પોતાના સંબંધીને લઈ ગયા તે કથા છે † દુબળું ‡ વિધવાપણું—રંડાપો § યાદવ વગરની

* ચાર

બલાહક પુષ્પદંત સુગ્રીવ, મેઘવર્ણો* હય નામરે;
વૈકુંઠથી રથ ઉતર્યો, જ્યાં ઉભા સુંદર શ્યામરે. ૨૪
મેઘઘોષ નામ તે રથતણું, બેસાડ્યો દારુક સારથી;
આજ્ઞા લઈ વડા વીરની, જઈ રથે ચઢ્યા રમાપતી. ૨૫
અચુત ભાનુ આભા મુગટની, કુંડળ લજાવે ઈંદુ;
વિદ્યુતવત પટ પીત રાજે, શોભે મણિ કરુણાસિંધુ. ૨૬
શ્રીરંગને સારંગ શોભે, કૌમોદકી રાજે કર વિખે;
નંદક ખડગ કટિસું ધર્યો, પાંચજન્ય બિરાજે મુખે. ૨૭
કર અંગુળીએ વક્ર ચક્ર ધરિયું, શું ઉગ્રકાળનો અંક!
ક્રોધ રૂપ દેખી શ્રીકૃષ્ણનું, દાનવને થઈ શંક. ૨૮
બેહુ કટકના વિકટ સુભટ, નિકટ આવી આથડ્યા;
અશ્વે અશ્વ ગજે ગજ વઢ્યા, પતંગવત પાળા પડ્યા. ૨૯

વલણ

પડ્યા વીર પતંગ પેરે, પુરમાં યોધ ધાયા અતીરે;
મથુરાં લક્ષણ નારી શું, સૈન્યને પ્રસવતી હતીરે. ૩૦

કડવું ૧૪૨ મું–રાગ સારંગ

જવ રમાપતી થયા રથ આરુઢ, દેખી દાનવ થયા દિગ્મૂઢ;
બોલે જરાસંધ અહંકાર, એ રામકૃષ્ણ દીસે સુકુમાર.
એ બાળક ઉપર આયુધ ધરુ શું, એ સાથે વઢતાં લાજું હું;
તવ હાસ્ય કરી બોલ્યો શિશુપાળ, એ બાળ નહીં છે કંસનો કાળ.
સૂચવ્યું વેર રાય રોષે ચડ્યો, હાંકયો ગજ જેમ ઘન ગડગડ્યો;
યાદવ માગધ આવી અડ્યા, એકેકને શું કઠિણ ગ્રહ નડ્યા.
મુખે વીર કરે મારો માર, ફેરવે ખેડાં ટુંકડી તરવાર;
ઝળકે કાળ રાત્રી સરખી ફરરશી, બેહુ પાશ બાણ રહ્યાં છે વર્ષી
ગદા મુગ્દર પડે બહુ શીઘ્ર, માંહોમાંહે વીર વિખાણે ભલા;
ત્રિશૂળ શક્તિ ભોગળ ભીંડીમાળ, કાંતી ગુર્સી મહા વિકરાળ.
થાય ગિરિ તરુવરની વૃષ્ટિ અપાર, મલ્લ યુદ્ધ ગજદંત કુઠાર;
શાળકે શેષ સુભટને ચર્ણ, ધીર ધબડકે ધ્રુજે ધર્ણ.
જે અવનિ ઉપર ઉત્તમ આથડે, તે પાયે પડછંદા પાતાળે પડે;
રવિમંડળ રેણુ આચ્છાદિયું, બેહુ દળનું બળ સબળ વાધિયું.
બળિભદ્ર સાથે વાઢ્યો શિશુપાળ, આવ્યા જરાસંધને શ્રીગોપાળ;
કૃતવર્મા ને પુંડરીક રાય, સાત્યકી શાલવનું યુદ્ધ થાય.
ચંદ્રકેત સામો ધૂમ્રનેત્ર, ભોજ દંતવક્ત્ર પાટે રણક્ષેત્ર;
સુધન્વા સામા દુરમતી, સફળી યાદવ ને અંગપતી.
કુશનાભ કેતવ વઢે અનીત, વાધ્યા સર્વદમન ને સત્રાજીત;
પ્રસેન યાદવરાય પ્રવીર, કલિંગપતી મહાબાહુ ધીર.
દૃઢકર્વંચી ને કાશી રાજન, વિરૂપાક્ષ વિદભૂત બળવંત;
શંખચૂડ સામો વજ્રનાભ, પડે શબ્દે ગર્ભવંતીના ગાભ
ગજ સાથે ગજ, રથ સાથે રથ, મલ્લેમલ્લ થયા લથબથ;
પાળે પાળા અશ્વ અશ્વ સાથ, વઢે વીર વાવરતા હાથ.

પડે હસ્તી ફાટાં કુંભસ્થળ, રુધિર ધારા વેહે ખળખળ;
દ્વંદ્વ યુદ્ધ થયું એક જામ, યથા વૃત્રાસુર ઇંદ્રનો સંગ્રામ.
પડે હસ્ત નેત્ર ને કર્ણ, છેદાએ પાણ નાસિકા ચર્ણ,
કબંધ મસ્તક વેહેણાં વ્હડે, અગ્નિ વસ્ત્ર પાવક ધડધડે.
શુક કેહે વાત ન જાયે વદી, ભયાનક થઈ રુધિરની નદી;
તે સરિતાનું હું કરું વિખાણ, પરીક્ષિતને કેહે શુક ભગવાન.
માંસ અસ્થિનાં ત્રટ બે થયાં, રુધિર રૂપી મહાજળ વહ્યાં;
ગજ કબંધ શું ગ્રાહ ત્રિકાળ, સુભટ કેશ શું નોહે સેવાળ
વીરનાભિ વેહે ભ્રમર વિમળ, નરનેત્ર શું મચ્છ ચંચળ;
સુભટમુગટ શું બગલાં જસા, શું નેત્ર મીનને ગ્રેહવા ધસ્યા.
શોભે સર્પ સરખા નરના ભુજ, રાજપુત્રનાં મુખ શું ફુલ્યાં અંબુજ;
ભૃકુટી ભ્રમર શું લે મકરંદ, જંબુક યોગિણી પામ્યા આનંદ.
ઉંચાં નીચાં વેહે ક્ષત્રીનાં અંગ, ચાલે તરંગ રૂપિના બહુ તુરંગ;
ફરો શોણિત સરિતા ન શકે તરી, અવળા રથ શું નૌકા તરી.
એમ દારુણ નદી રુધિરની વહી, સંગમે યમુના રાતી થઈ;
નવસેં નવાણું વેદે વદી, કૃષ્ણે પૂરણ સહસ શું કીધી નદી.
દેખી ઘોર યુદ્ધ બળવાન, દેવ થયા સહુ કંપાયમાન,
બળિભદ્રે કીધું બળ ઘણું, ભાગ્યું બળ જરાસંધ તણું.
હળે તાણી મારે મુસળે, તે શત્રુ રળીખાવાથી ટળે,
સુદર્શન ચક્ર હરીનું ફરે, એવાં અચુત શીષ ઉતરે.
ચક્ર વહ્નિ પ્રગટી જ્વાળ, કોપ્યા કૃષ્ણ નાઠો શિશુપાળ,
દંતવક્ત્ર પુંડરીક વાસુદેવ, તે નાઠા સહુ મૂકી અહમેવ.
માર માર વાણી બકી, ધાયા પુંઠે કૃતવર્મા સાત્યકી;
સહુ જીવ લઈ ન્હાસે નરપતી, વસ્ત્ર વાહનની શુદ્ધિ નથી.
ઉઘાડાં મસ્તક પાળા પાય, પ્રસ્વેદ છૂટે શ્વાસ ન માય;
સહુ જાએ જરાસંધની ઓથ, લાખો લાખ પડી રણ લોથ.
દ્વાદશ માર્ગે સૈન્યા જાય, લથડે પડે વળી બેઠા થાય,
પડે આંબાડી ભાંજે બહુ ધજા, નાઠા યોધ જેમ વ્યાઘ્રથી અજા.
હે જરાસંધ! શરણાગત રાખ, તું દળ દળાતું નયણે દાખ;
ત્રેવીશ અક્ષૌહિણીની ટાળી સાખ, ચક્ર સુદર્શન ચડીયું ચાક.
દીનત્વ વચન દીનનું સાંભળી, ખીજ્યો જરાસંધ અંતર પરજળી;
અચુત પ્રભુની ગદા કર ધરી, ધસ્યો રાય પાળો ઉતરી.
જેમ ધાયે ગજ ત્રોડી સાંકળ, તેમ માગધપતીયે કીધું બળ;
ગ્રહી ચરણ યાદવ પછાડ્યા, બહુ હસ્તી હડસેલીને પાડ્યા.
હાથી ગદા રથ વાંકા વાળે, મહારથી ગ્રહી ઊંચા ઉછાળે;
રાવ જરાસંધ કોપ્યો અદ્‌ભુત, યાદવ નાહાસે યોદ્ધા જુથ.
તે જરાસંધનો જોઈ સંગ્રામ, ગ્રહી હળ મુસળ ધાયા શ્રીરામ;
જેમ ઘુઘુવે બે વનના વાઘ, જેમ ફુંફુવે કાળા બે નાગ.
જેમ દાવાનળ પવને ધડધડે, જેમ બેહુ પાસથી ઘન ગડગડે,
જેમ પર્વણીયે ગાજે નિધિ જળ, તેમ ગાજે બેહુ દળ સબળ.
ધાયો જરાસંધ સબળ રાય, નાંખ્યો ગદાતણો જઈ ઘાય;
સંભાળી ઘાય રામ ગડગડે, લીધો જરાસંધ તાણી હળવડે.
માગધ પાડ્યો મહીસ્થળ માંય, લીધું મુસળ કરવા ઘાય;
એવે પધાર્યા શ્રીભગવાન, બળીભદ્ર પાસે માગ્યું માન.

* મૂળ ભાગવતમાં શૈબ્ય, સુગ્રીવ, મેઘપુષ્પ અને બલાહક એ નામના ચાર ઘોડાનાં નામ ત્રેપનમા અધ્યાયમાં આપ્યાં છે.

એવું કહીને રામ કૃષ્ણે, ઉઘાડ્યાં પુરદ્વાર;
નારદે કહ્યું હતું તેવા, રામ રાજકુમાર. ૬
નીલ પીત પટ ગોળીયાં છે, ચંદન ચર્ચિત કાય;
અસ્ત્ર શસ્ત્ર વાહન વેગળા, ઉભા પાળા પાય. ૭
જાણ્યું બાળકને જઇ ગ્રહું, ધાયો દાનવ ધીશ;
કાલયવન પૂંઠે થયો, પછે નાઠા શ્રીજુગદીશ. ૮
બળિભદ્રે સહુ સૈન્ય રોકયું, કર્યો વૃક્ષ વડે સંગ્રામ;
કાલયવનને લઇ ગયા, કરી ભેદ સુંદરશ્યામ. ૯
ભર્યો શ્વાસે નાથ ન્હાસે, હળી પડે બેઠા થાય;
હવડાં ગ્રહુ છૌં યવન જાણે, આશા પાશ બાંધ્યો જાય. ૧૦
નદી નાળાં વૃક્ષ જાળાં, પર્વત પંખી વન;
ન્હાસે ઉતાટે વસ્ત્ર ફાટે, વીંધાય કાંટે તન. ૧૧
એક ગુફા ઘોર ગિરિ તણી, તેમાં પેઠા શ્રીગોવિન્દ;
એક પુરુષ સૂતો ગુફા મધ્યે, નામ રાય મુચકુન્દ. ૧૨
અયુત વર્ષની નિદ્રા કરીને, પોઢિયો પર્વતમાંય;
તેને પીતાંબર ઓઢાડિયું, કીધો ભેદ યાદવરાય. ૧૩
આઘા જઇ કંદરામાંહે, થયા ગુપ્ત જુગજીવંન;
શામળિયાને શોધતો, ગયો ગુહા માંહે યવંન. ૧૪
મુચકુન્દને જોઇ મોદ પામ્યો, જાણ્યા નંદકિશોર;
યવન કહે, રે ઉઠ યાદવ, શું સંતાઇ સૂતો ચોર. ૧૫
તેં જાણ્યું મહત કર્મ કીધું, અસુર નહીં આવે અત્ર;
કાલયવનને અજાણ્યું શું, મેં જોઇ મૂકયા છે સર્વત્ર. ૧૬
નિર્ભય થઇ શયન કીધું, ગાજ્યો યવન મેઘાકાર;
મુકુન્દ જાણી મુચકુન્દને, તેણે કીધો પાટુ પ્રહાર. ૧૭
મહા પુરુષને થઇ પ્રબળ પીડા, ક્રોધે ઉઘાડ્યાં લોચંન;
નિદ્રાભંગના નેત્રથી, પ્રગટીયો હુતાશંન. ૧૮
ક્રોધાનળની જ્વાળ પ્રગટી, પ્રલયવત વિકાળ;
કાળયવન બાળી ભસ્મ કીધો, તવ હસ્યા શ્રીગોપાળ. ૧૯
મુચકુન્દ મનમાં વિચારે, મેં કોણ કીધો દહંન;
પરભાર્યું કારજ કરી, ખંખાર્યા જગજીવંન. ૨૦
શબ્દ સાંભળી ફરી જોયું, દીઠા દેવ મુકુન્દ;
કોણ છે તું બાળકા, એમ પૂછે રાય મુચકુન્દ. ૨૧
લઘુરૂપ કો લક્ષણવંતો, છે લોચન લાલ વિશાળ,
અંધારે ગુફામાંહે એકલો, બીતો નથી તું બાળ. ૨૨
આ પીતાંબર મેં કોનું ઓઢ્યું, કોણે કીધો પ્રહાર,
જાણતો હોય તો કહે મુજને,આ કોણ થયું બળીને છાર. ૨૩
પરીક્ષિત પૂછે શ્રીશુકદેવજીને, કહો કૃપાનિધાન;
કથા કહો મુચકુન્દની, જેને મળ્યા શ્રીભગવાન. ૨૪
ક્રોધાગ્નિએ કેમ દુષ્ટ દહ્યો, અભંગ જેનું અંગ;
પ્રશ્ન સાંભળી કહે શુકયોગી, પૂર્વ કથા પ્રસંગ. ૨૫
પ્રશ્નોત્તર શુકદેવ વદે, ધન્ય રાય ધીમાન;
કહું કથા મુચકુંદની, જે મળ્યા શ્રીભગવાન. ૨૬
દેવતાને દુઃખ પડીયું, દૈત્યે દમ્યા અપાર;
પ્રાર્થના કરવા મહીપતિની, આવ્યો સુર પરિવાર. ૨૭
શત્રુજિત રવિવંશદીપન, જાચ્યો માંધાતા મહીપાળ;
ઇન્દ્ર કહે નરેન્દ્રને, લ્યો અમરની સંભાળ. ૨૮
માંધાતાએ નિજ પુત્ર તેડ્યો, મુચકુંદ એવું નામ;
જાઓ સ્વર્ગની રક્ષા કરો, પિતાએ આપ્યું કામ. ૨૯
પછે મુચકુંદ ગયા અમરાવતી,નિર્ભય કીધાં નિજ સર્વ;
અસુર દાટ વાળી ઉચાટ ટાળ્યા, નાચે અપ્સરા ગાંધર્વ. ૩૦
હાસ્ય વિનોદ મગ્ન મન, શૃંગાર વિવિધ વિલાસ;
દાનવ કોટિશ નાશ કીધા, ગયો અમરનો ત્રાસ. ૩૧
બે અયુત વર્ષ રક્ષા કીધી, તવ રીઝ્યા સુરરાજંન;
ઇન્દ્ર પુત્ર જયંત નામે, પામ્યો બળ યૌવંન. ૩૨
તેને સ્વર્ગ રક્ષાનું કારજ સોંપ્યું, બોલ્યા ઇંદ્ર ભગવાન;
વિદાય આપી મુચકુન્દને, માગો કાંઈ વરદાન. ૩૩
તમો શ્રમ કીધો અતિઘણો, તે અન્યથી નવ હોય;
તમારા વારાના પૃથ્વી માંહે, લોક ન મળે કોય. ૩૪
ત્રણ વાર મુચકુન્દે માગ્યા, ઉજાગરે વ્યાકુળ રાય;
અયુત વર્ષ નિદ્રા કરું, જગાડે તે ભસ્મ થઇ જાય. ૩૫
ત્રીજો વર જે મુક્તિ પામું, મળે વૈકુંઠરાય;
એવો વર પામી મુચકુન્દ, સુતા એક ગુફાની માંય. ૩૬
એ પૂર્વ કથા નિદ્રાતણી, જે દહ્યો કાલયવંન;
પરીક્ષિતરાય પ્રસન્ન હુવા, સમાધાન થયું સ્વામીન. ૩૭
મૂળ કથા શ્રીશુક કહે, સાંભળીયે ભૂપાળ;
મુચકુંદે પૂછ્યું માધવને, કહે સાચું કોણ તું બાળ. ૩૮
શ્રીકૃષ્ણ કહે મુચકુંદને, સાંભળ રવિવંશી રાય;
મુને બ્રહ્માદિક ઓળખે નહીં, નિગમ નેતિ કરી ગાય. ૩૯
ભૂમિ ભાર ઉતારવા, અમો લેઉં છૌં અવતાર;
બ્રહ્મા આદે સર્વ દેવતાઓ, મુને સ્તવ્યો એકવાર. ૪૦
વસુદેવ સુત થઇ અવતર્યો, વાસુદેવ મારું નામ;
અધર્મનો ઉચ્છેદ કીધો, ફેડ્યો કંસનો ઠામ. ૪૧
ક્રોધાગ્નિએ તુજ નેત્રથી, બળાવ્યો કાલયવંન;
તું ભક્ત માટે ભુપતી, મેં દીધું આજ દર્શન. ૪૨
કૃતાંજલી કરી પાય લાગ્યો, મુકુંદને મુચકુંદ;
પરબ્રહ્મને કેમ ઓળખું, હું અપરાધી મતિમંદ. ૪૩
નરેન્દ્રે ઉપેન્દ્રને કહ્યું, પોતાનું વૃત્તાંત;
અપરાધ મારો ક્ષમા કીજે, જય જય કમળાકાંત. ૪૪
છે આદ્ય મધ્ય ને અંત્ય તું, અનંત અપરંપાર;
પરાત્પર પરબ્રહ્મ ઈશ્વર, જય જય જુગદાધાર. ૪૫
વિશ્વકર્ત્તા વિશ્વંભર, વિશ્વપાલક વિશ્વાધાર;
જય વિશ્વેશ્વર વિશ્વાત્મા, વિધાતા રહિતવિકાર. ૪૬
ભૃગુ બ્રહ્મા બૃહસ્પતી, તારો ભવ ન જાણે ભેદ;
ભટકતી ભારતી ફરે, પ્રભુ રહ્યા અટકી વેદ. ૪૭

આદિત્ય ઇન્દુ ઇન્દ્ર ઉડગણ, અમર કોટિ તેત્રીશ;
અનિલ અનલ દુર્ગ અવની, તે કો નવ જાણે જુગદીશ. ૪૮
સાગર સરિતા સમસ્કપી, નવકુળ નાયક સર્પ;
અષ્ટવસુ ને વિશ્વદેવા, ન જાણે મોટો નર્પ. ૪૯
અધ્યયન ધન આધાર તું, પરિવાર તું પદ્મનાભ;
વ્યાપાર કીધો તુજ નામનો, પ્રભુ તેણે લુંટ્યા લાભ ૫૦
તારા સ્મરણ વિના વ્યાપાર કીધા, અન્ય કોટાનકોટ;
કુબેર તુલ્યે ધન થયું પણ, અંતે આવી ખોટ. ૫૧
ઉપરાણીને જહર પોષ્યું, પોખી પોતાની નાર;
તેણે વૃથા વપુ વધાર્યું, કાળને ચરવા ચાર. ૫૨
જાગૃત શયન સ્વપ્ન ભક્ષણ, પ્રાત રાત્રિ મધ્યાન;
હું કલેશ કરતો ઉઠ્યો સૂતો, ભજન નહીં શ્રીભગવાન. ૫૩
મમત્વ મદ મોહે ભર્યો, ઘણો મચ્છર માયા મગંન;
સ્વભાવે નથી નીચું નિરખ્યું, જોયું ગર્વે ગગંન. ૫૪
ઘણું લોક લોભી લંપટ શઠ, કપટી હૃદે કઠોર;
પલ માત્ર શ્રીબ્રહ્મ ભજ્યા નહીં, હું છઉં નાથ તારો ચોર. ૫૫
અમરાવતીમાં આયુષ્ય ખોયું, કરી અરીસું યુદ્ધ;
અયુત વર્ષ નિદ્રામાં ગયાં, શબવત શરીર અશુદ્ધ. ૫૬
સ્નાન દાન ને ધ્યાન અધ્યયન, સંત સંગત નહીં ઉપગાર;
શબ્યાવત સુતો રહ્યો, ગયો ઉંઘમાં અવતાર. ૫૭
માત તાત ને ગુરુ ગોસાંઈ, નવ સેવ્યા વિપ્ર સાધ;
આયુષ્ય ખોયું અન્યાય કરતે, ક્ષમા કરો અપરાધ. ૫૮
માનુષ દેહની ત્રણ અવસ્થા, નહીં ચોથી અવસ્થા કોય;
કીટ પડે કે ભસ્મ થાય, ખાય શ્વાન વિષ્ટા હોય. ૫૯
માનુષ દેહથી પશુ ભલાં, અજ્ઞાને નહીં કર્મ;
મળમૂત્ર માંસ રુધિર અસ્થિર, કોને અર્થે આવે ચર્મ. ૬૦
માનુષ દેહ તો ધન્ય કહીએ, ભજે શ્રીગોપાળ;
જેણે રામ નામ ભજ્યું નહીં, તે જનુની જોબન કાળ. ૬૧
મુને ગર્ગાચાર્યે કહ્યું હતું, તુંને મળશે શ્રીમહારાજ;
તે વિપ્ર વચન સાચું થયું, મેં નિરખ્યા નરહરિ આજ. ૬૨
ખટ શાસ્ત્ર ને ચાર વેદ, કથા પુરાણ અઢાર;
તે પાઠ કરતાં ગોવિંદ ગુણનો, કેમે ન આવે પાર. ૬૩
અલ્પ આયુષ્ય સ્વલ્પ બુદ્ધિ, ગુણ હીણ ગર્વી મૂઢ,
હું કીટ વિષયકુંડનો, શું સ્તવું ગરુડારૂઢ. ૬૪
એવું કહીને પાય પડીયો, યુગ્મ જોડી પાણ;
માગ વર રવિવંશોદ્‌ભવ*, એમ વધા પુરુષપુરાણ. ૬૫
ગદ ગદ કંઠે બોલિયા, ‘ગોવિંદસું મુચકુંદ;
આવાગમનનાં કર્મ કાપો, આપો ચરણારવિંદ. ૬૬
શ્રીકૃષ્ણ કહે નિદ્રાવડે, છે અશુદ્ધ તારો દેહ;
અધિકાર નહીં વૈકુંઠનો, રાય પિંડ પારો એહ. ૬૭

* સૂર્ય વંશમાં ઉત્પન્ન થયેલા.

પછે વૈકુંઠ પામશો તમો, કહી ગયા શ્રીભગવાન;
મુચકુંદે બદ્રિકાશ્રમ જઈને, ધર્યું હરિનું ધ્યાન. ૬૮
થોડા દિવસમાં દેહ તજિયો, આવ્યું દિવ્ય વિમાન;
વૈકુંઠ વૈષ્ણવ પામિયો, એમ કહે શુક ભગવાન. ૬૯

વલણ

ભગવાન શુક કહે શ્રવણે, કોટિ પાતક જાયરે;
ભટ્ટ પ્રેમાનંદ કહે કથા, થયો એકાવનમો અધ્યાયરે. ૭૦
ઇતિ શ્રીમદ્‌ભાગવતે દશમસ્કંધે એકપંચાશત્તમોઽધ્યાયઃ ॥ ૫૧ ॥

## અધ્યાય ૫૨ મો*

### કડવું ૧૯૪ મું–રાગ ગોડી

શ્રીકૃષ્ણ કાર્ય પરમાર્યું કરી, ફરી મથુરામાં આવ્યા હરિ;
રામે હળમુસળ કર ધરી, અર્ધ કચરી માર્યા અરી. ૧
યવન મારતાં બહુ ઉગર્યા, તે કૃષ્ણે આવી પૂરા કર્યા;
અધર્મી નાઠા તે ઉગર્યા, દ્વારીકાં બે બાંધવ પરવર્યા. ૨
મથુરાંની માયા મૂકી ઘણી, સામગ્રા ચાલ્યા સોરઠ ભણી;
સેના રાય જરાસંધ તણી, આગળ ઉભી બિહામણી. ૩
બાંધી મારગ માગધ રહ્યો, મુદિત† માધવ દેખી થયો;
નથી સમાચાર યવનનો લહ્યો, જે મ્લેચ્છ મુચકુંદ દહિયે દહ્યો. ૪
યવનથી નાઠા બે ભાઈ, આવી પડ્યા મારા દળ માંય;
સેનાને કહે માગધરાય, રામ કૃષ્ણ કુશળે નવ જાય. ૫
દીઠા દાનવે બાંધી વાટ, સંકર્ષણને થયો ઉચાટ;
ભાઈ નથી ઉગરવાનો ઘાટ, કરી યુદ્ધ હવે વાળો દાટ. ૬
શ્રીકૃષ્ણ કહે સત્ય કહો છો તમે, આપણને દાનવ વઢતાં દમે;
આજ યુદ્ધે જીત ન થાય કેમો, ભાઈ પલાયનનો‡ દીસે સમો. ૭
મૂકી સેના જમણે પાસ, નાઠા હળધર શ્રીઅવિનાશ;
કહે જરાસંધ ભરિયો શ્વાસ, નેટ નીસરી પીધી છાસ. ૮
નોહે યાદવ ક્ષત્રી ખરા, નીવડ્યા નંદતણા છોકરા;
હવડાં જઈ ઝીકું અહીંસરાઈ§, ધાયો જરાસંધ કુંજો ધરા. ૯
પ્રભુ તેવડ્યા‖ તસ્કરવત, કોટિ અસુર ધાયા ઉન્મત્ત;
બહુ પાળા હસ્તિ ઘોડા રથ, ધાતાં સહુ થાયે લથબથ. ૧૦
પડે શોહિર ચીસ ભુંબાણ, વરસે શૂર શક્તિ બહુ બાણ;
ન રહ્યું શસ્ત્ર અસ્ત્ર નિર્માણ, નાંખે અસુર પૂઠે પાષાણ. ૧૧
ઉડે ધૂળકટ કોરણ વાય, મારો કહેતાં દાનવ ધાય;
નાસતાં ચેષ્ટા કરે યદુરાય, ઢળી પડે વળી બેઠા થાય. ૧૨
એ અકળ ગતિ નવ જાયે કળી, છુટે પલવટ બાંધે વળી;
હળધરને હીંડ્યાની ગતિ ટળી, એવે સેના પુઠે આવી મળી. ૧૩
રામ કહે સાંભળ શ્રીપતિ, આવી પહોતા બહુ દુર્મતી¶;
મારુ મરણ આવ્યું સાર્વથી, હવે મેં દોડાતું નથી. ૧૪

* આ બાવનમા અધ્યાયમાં જાણે બનવાજોગ થયા હોય, તેમ દોડવા, દ્વારકામાં ગએલા બળરામને, એક બ્રાહ્મણે કહેલા રુક્મિણીના સંદેશાનો સ્વીકાર કરવો તે કહ્યા છે. † આનંદી ‡ ભાગવાનો.
§ ૫૧ ચારમાં ‖ યુક્તિ રચી. ¶ દુષ્ટ મતિવાળો.

વડો વીર દીઠા લડથડ્યા, ન મૂકે દાનવ પૂંઠે પડ્યા;
લીધા રામ ખભે હરિ ગડગડ્યા,પરમેશ્વર પર્વત ઉપર ચડ્યા. ૧૫
છે ગોમતાચળ* તે ગિરિનું નામ, ચડી ગુપ્ત થયા કેશવરામ;
જરાસંધ કેડે લીધું કામ, હવે નથી નાઠાનો ઠામ. ૧૬
જઈ પર્વત વીંટ્યો ચોપાસ, ખડકી કાષ્ઠ† મૂક્યો હુતાશ‡;
ગઈ અગ્નિ જ્વાળા આકાશ,બોલ્યા રામ શી ગતિ અવિનાશ. ૧૭
ભાઈ નથી ઉગરવાનો ઉપાય, જુઓ જ્વાળા ચોપાસે જાય;
ભય ઉપજાવે લાગી લાય, ફાટે વાંસ કડાકા થાય. ૧૮
શુકર મૃગ પડ્યાં તરફડે, દગ્ધ પાંખ પંખી ફડ ફડે;
ધુમ્રે વાયુ ધુમસ§ પડધડે, સામળીયા કાંઈ સૂજ નવ પડે. ૧૯
કહો શું કામ અહીં કાઢયું ઝડી, જન્મ સંભારણ વેળા પડી;
થઈ અવગતિ મરશું તરફડી, વારુ ઘાતજો મરતા વ્હડી. ૨૦
કોણ વાત કહેશે ઘેર આપણી, રોઈ મરશે દેવકી રોહિણી;
મામી બેહુ હરખાશે ઘણી, મગધમાં જાશે વધામણી. ૨૧
બળિભદ્રની આતુર વાણી, લીધું પીતાંબર સારંગપાણી;
પછે હળધરને પાસે આણી, બેહુએ કટિએ ત્યાં બાંધી તાણી. ૨૨
પક્ષીની ગતિ કીધી યદુપતિ, તે જરાસંધ જાણતો નથી;
રામને લઈ ઉડ્યા અવિગતિ, બેહુ જઈ ઉતરયા દ્વારામતી. ૨૩
રામકૃષ્ણ જાતા નવ જોયા, ગાજ્યો જરાસંધ દાનવ મોહ્યા;
બેહુ યાદવે જીવ પોતાના ખોયા, ગયો ઘેર દૂધે ઉબર ધોયા. ૨૪
અસ્તિ પ્રાપ્તિ આનંદી ઘણું, હવે વેર વળ્યું કંસાસુર તણું;
મૂળ કથા શુકજી કહે ભણું, વિસ્તારું પ્રભુનું પ્રભુતાપણું. ૨૫
જાગ્યા લોક દ્વારિકામાંય, નવું નગ્ર દેખી વિસ્મે થાય;
પરસ્પરે સહુ પૂછવા જાય, સઘ સમજ્યા ઉદ્ધવ વૈષ્ણવરાય. ૨૬
સહુ સમજાવ્યો યાદવ પરિવાર, એવે પધાર્યા જુગદાધાર;
થયો કુશસ્થળીમાં|| જેજેકાર, કહ્યો કુટુંબને સર્વે સમાચાર. ૨૭

વલણ

સમાચાર કહ્યો અથ ઇતિ, દહ્યો યવન વાસ્યું ગામરે;
ભટ પ્રેમાનંદ કહે કથા, જે પરણ્યા કેશવરામરે. ૨૮

કડવું ૧૪૫¶ મું–રાગ કેદારો

શુકજી કહે સાંભળ રાજા, કહું ગોવિંદના ગુણ ગ્રામ;
વૈદર્ભિને§ વિઠ્ઠલ પરણ્યા, રેવતીને વરિયા રામ. ૧
છપ્પન કોટિ છે યાદવ, રચના શ્રીજુગદીશ;
એકેક ઘરમાં કુટુંબ છે, માણસ અડતાલીશ. ૨
પ્રતિ પાલણા કરે પ્રજાની, સમરથ શ્રીભગવાન;
વ્યાધિ અકાલ મૃત્યુ નહી કોઈને, કાપે યમ રાજાન. ૩
દ્વારામતીમાં પ્રજા ન માઈ, એક નવું નીપજાવ્યું ગામ;
કીધી દ્વારિકાં સામી એક, ઉપદ્વારિકાં** ધર્યું નામ. ૪
ઉગ્રસેન શિર છત્ર બિરાજે, ધણી વસુદેવ રાજાન;
સેનાપતિ સાત્યકી યાદવ, અક્રૂર કીધા પ્રધાન. ૫
યુદ્ધપતી હળધરજી કીધા, સ્વામી શ્રીગોપાળ;
વિનતિ ઉદ્ધવજી પહોંચાડે, કીધો કૃતવર્મા કોટવાળ. ૬
સુખસાતા ચડિયાતા દહાડા, જ્યાં રાજા જુગદાધાર;
વસુદેવ દેવકી ગોઠ કરે છે, પામ્યાં છે સુખ અપાર. ૭
કારાગૃહના કપરા દહાડા, સંભારતાં દુઃખ વ્યાપે;
આજ ઇંદ્ર ઈંદ્રાણીપેં અદકાં, સુખી પુત્રતણે પ્રતાપે. ૮
રાજ્ય ભુવન ધન ભોજન ભૂષણ,વાહન વસન આસન;
સકળ સુખ આપણે પામ્યાં, પણ એક દુઃખ મોટું મન. ૯
જરાસંધ સરખો શિર શત્રુ, કીધા ગોકુળમાં અન્યાય;
તે માટે દીકરાને કો નહી આપે, કુળવંતી કન્યાય. ૧૦
રોહિણીપુત્ર રંગે છે ગોરો, તેની વાત ક્યાંઈ પણ થાશે;
મારો પુત્ર કાળો ઉછંકળ, કુંવારો ભવ જાશે. ૧૧
નીચ કુળની લક્ષ મળે તોહે, મારુ દુઃખ નવ ભાગે;
જ્યાં લગે કો છત્રપતીની, પુત્રી પાગે નવ લાગે. ૧૨
વસુદેવ કહેરે ઘેલી ઘરુણી, એ વિચાર તારો ખોટો;
આપણા પુત્રને પરણાવવાને, પરમેશ્વર છે મોટો. ૧૩
શ્રીકૃષ્ણે તતક્ષણ જાણ્યું, માત પિતાની દાઝ;
એટલી વહુવર આગળ લાવું, જે માતા આવે વાજ. ૧૪
એક દહાડો સકળ યાદવની, સભા શ્રીકૃષ્ણે કીધી,
અંતરિક્ષથી એક રાજા આવ્યો, કેડે કન્યા લીધી. ૧૫
એકવીશ તાડ પ્રમાણે ઉંચો, કન્યા તે પણ એવી;
હિમાચળના ઉછંગ* ઉપર, જગત માતા† જેવી. ૧૬
સુભટ સર્વે વિસ્મે પામ્યા, દેખી તાત કુમારી;
તે રાજાએ આવિને પૂછ્યું, ક્યાં છે મૂસળધારી‡. ૧૭
ઉગ્રસેને અતિ આદર કીધો, કહો પધાર્યા કોણ કામ;
પ્રણામ કરીને રાજા બોલ્યો, છે રૈવત મારું નામ. ૧૮
રવિવંશ ઇક્ષ્વાકુ કુળ મારું, છત્રપતિ રાજકુમાર;
હું રેવતી પુત્રીને લેઈ ગયો, બ્રહ્મા કને એકવાર. ૧૯
મુહૂર્ત માત્ર રહ્યો હું ઉભો, વહી ગયા યુગ ચાર;
જગતપિતાએ સામું જોયું, હું બોલ્યો કરી નમસ્કાર. ૨૦
વર વિચારી મેં મૂક્યા હતા, નામ કહ્યાં સભામાંય;
કયા વરને કન્યા આપું, જે અખંડ સૌભાગ્ય થાય. ૨૧
હાસ્ય કરી હિરણ્યગર્ભ§ કહે, વહી ગયા યુગચાર;
તેં ચીંતવ્યા વર તે પૃથિવી માંહિ, ફરી અવતર્યા લક્ષવાર. ૨૨
આજ જુનો વર છે ધરાધર, રોહિણીનંદન નામ;
તેને જઈ કન્યા આપો, તુજ યોગ્ય જમાઈ રામ. ૨૩
તે માટે હું આવ્યો સ્વામી, મુને કૃતારથ કીજે;
ઉગ્રસેન કહે હલધરને, કન્યા યોગ્ય છે લીજે. ૨૪
સરખે સરખા યાદવ હસિયા, વિવાહ રુડો થાશે;
કન્યા નોહે પણ કન્થો દીસે, કીયા ઘરમાં માશે. ૨૫

* મૂળ ભાગવતમાં 'પ્રવર્ષણ' એવું પર્વતનું નામ છે. † લાકડાં. ‡ અગ્નિ § ધુમ્મસ. || દ્વારકામાં ¶ આ કડવાની વાત મૂળ ભાગવતમાં નથી § વિદર્ભ દેશના રાજા ભીષ્મકની પુત્રી, માટે વૈદર્ભી એ રુક્મિણીનું નામ છે. ** એને હાલમાં બેટદ્વારિકા કહે છે.

* ખોળા. † પાર્વતી. ‡ શ્રીબળિભદ્ર. § બ્રહ્મદેવ.

પિતાએ પુત્રી હેઠી મૂકી, અવની* અડિયા પાય;
જોતાં રૂપ ગયું કૃત યુગનું, થઈ દ્વાપરની કન્યાય. ૨૬
જેજેકાર થયો યદુકુળમાં, શોભિયા સંકર્ષણ†;
કન્યાદાન આપ્યું રાજાએ, કીધું પાણી ગ્રહણ. ૨૭

વલણ

પાણી ગ્રહણ કીધું રેવતી રામે, રેવત તપ કરવા ગયોરે;
કહું સંબંધ શ્રીગોપાળનો, જે રુકમિણી સાથે થયોરે. ૨૮

## કડવું ૧૪૬ મું-રાગ સામગ્રી

પ્રથમે પ્રણમું સીતા રામજી, વિઘ્નહર વૈખરીને કરું પ્રણામજી;
શ્રીભાગવત રસ અમૃત ભાખુંજી, પદબંધ કરવા અભિલાષ રાખુંજી.

ઢાળ

અભિલાષ રાખું રમ્યા‡ વાણી, આપ શ્રીરણછોડ;
કથા કહું રુકમિણી હરણની, બાંધુ જુગતે જોડ. ૧
વ્યાકરણ વાણી શબ્દ સુંદર, સુરસરિતા§ શુભ વાણ;
છે અમૃતપેં અધિક માધુર, કો પીયે ચતુરસુજાણ. ૨
કોમળ શીતળ નિર્મળ સુખકર, દુઃખહર હરિનું નામ;
પ્રેમાનંદે પવિત્ર થાવા, ગાયા રાજીવલોચન‖ રામ. ૩
રસ અનુભવી ચતુર પંડિત, બાંધે બંધ જુગત અપાર;
લલિત¶ પદ ગૌરવ ઘણું, વહે વાણી ગંગાધાર. ૪
એવા કવિને ભક્તિ નહીં, જેમ બીજ વોહોણું ક્ષેત્ર;
પદ બંધ કિવા પ્રીત વોહોણું, જેમ પુતલી પાખે નેત્ર. ૫
પંડિત થયા નવ હરિ લહ્યા, પ્રજળી રહ્યા નિજ અહંકારઃ
ભક્તિ વિના અધ્યયન યથા, વેહે વૃષભ$ પુસ્તક ભાર. ૬
કો કહેશે તેં ગર્વ કીધો, કવિને તિરસ્કાર;
કહ્યો ઉપદેશ પ્રાણી માત્રને, હરિ ભજન સહુ પેં સાર. ૭
એ મરણ પગલાં હેઠ છે, ફરે સીચાણો કાળ;
હરતાં ફરતાં કારજ કરતાં, ભજો શ્રી ગોપાળ. ૮
રુકમિણી હરણની કહું કથા, જોડી યથા વેદ વ્યાસ;
જો પ્રીતિપૂર્વક સાંભળે તો, ટળે જન્મ મરણનો ત્રાસ. ૯

વલણ

ટળે ત્રાસ જન્મ મરણનો, હરિ જન નવ ચૂકીયેરે;
પ્રેમાનંદ પ્રભુ પરમેશ્વરનું, પળ માત્ર નામ ન મૂકીયેરે. ૧૦

## કડવું ૧૪૭ મું-રાગ સામેરી

શ્રીશુકજી કહે સાંભળિયે રાય, શ્રીકૃષ્ણ કમળાનો વિહિવાય;
શ્રીહરિયે મથુરાંમાં અવતાર લીધો, લક્ષ્મીયે મનમાં વિચાર કીધો.

વિચાર કીધો વપુ× ધરવાં, સેવવા પાદ શ્રીહરી;
વિદર્ભ દેશ ભીમકને ઘેર, રુકમિણી થઈ અવતરી.
સ્વરૂપ સુંદર શીલ સાગર, સ્તવી ન શકે સરસ્વતી;
ભીમકને ભુવન પધારિયા, એકવાર ત્યાં નારદ જતી.

* પૃથ્વી. † બળભદ્રજી. ‡ મનોહર. § ગંગા. ‖ કમળ સરખાં નેત્રવાળા ¶ સુંદર. $ બળદ. × શરીર.

એકાંત અંતઃપુર વિષે, પૂજ્યા ઋષિ આદર કરી;
દંપતી ઋષિને પાય લાગ્યા, વિનય વાણી ઓચરી.
મહારાજ આજ હું રંકને, કૃતાર્થ ઋષિજી કરો;
હું સરખું કાંઈ કાર્ય સ્વામી, સેવક જાણી ઓચરો.
ભક્તેંદ્ર* કહે નરેંદ્રને,† ધર્મ સૌજન્ય સુણી ઘણું;
અજલોકથી‡ અમો આવ્યા, અવલોકવા§ મન આતુર ઘણું.
છે સપ્ત સ્વર્ગે વાત તારી, વૈદર્ભી વૈષ્ણવ મણી;
જેનો યશ છે જગત માંયે, ધન્ય જનુની તે તણી.
ભૂપતીના ભક્તપણાને, વિખાણે. છે મહાજતી;
રુકમિણીને‖ તેડી આવી, માતા જે સુવજ્રાવતી.
પુત્રી જઈને પાગે લાગો, વર માગો ઋષિવર કને;
મહંત ભાગ્ય જે મુનિ મળિયા, સૌભાગ્ય મીઠી હશે તને.
નારદ ઋષિને પાય પડિયાં, રુકમિણી જુગતે કરી;
તારો હાથ વૈકુંઠનાથ ગ્રહેશે, વરદાન વાણી ઓચરી.
આશ્ચર્ય પામી શીષ નામી, વિદર્ભનો સ્વામી વદે;
તમો વિચારી વરદાન આપો, વિશ્વાસ કેમ આવે હૃદે.
ક્યાં ખદ્યોત ને ¶ કયાં રવી, એ જોગવાઈ જોતાં નવ મળી;
કયાં ઋષિકેશ$ કયાં રુકમિણી, કયાં ગરુડ કયાં ચરકલી.
કયા પુણ્યે એ જમાઈ પામું, જેનો પાર વિધિ પામે નહીં;
નિઃસંદેહ છે નારદ કહે, સગાઈ એ નિશ્ચે થઇ.
જેમ જનકસુતા× રામે વરી, તેમ પહોંચશે તમ કોડ;
યાદવપતિ દ્વારામતીમાં, વસુદેવસુત રણછોડ.
અરિ** દળવા અવનિ અવતર્યાં, એ અષ્ટમો અવતાર;
કષ્ટ†† નિવારણ સૃષ્ટિનું, શ્રીકૃષ્ણ જુગદાધાર.
છે અયુત આદિત્ય તણી આભા‡‡, મુકુટ ઉગટ મુખ નિર્મળું;
નીલ પીત પટકુળ રાજે, ઘનવર્ણ તેનું સામળું.
નવમણી મકરાકૃત કુંડળ, હાર વૈજયંતી કૌસ્તુભ મણી;
બાજુબંધ પહોંચી મુદ્રિકા§§, હરે જ્યોતિ સુતઅત્રી તણી.‖‖
નખ ઇંદુ આભા ઓપતી, જે ઉડગણની શોભા હરે;
જેને મસ્તક કર કમળ ધરે, તેને કૃતારથ સેહેજે કરે.
કુંભ્યાં નેત્ર અંબુજ ચતુર્ભુજ, રાજે રમ્ય રોમાવળી;
નાસિકા શુકચંચુ પ્રેમાણે, શ્વેત દંત દાડમ કળી.
વિશાળ હૃદે કટિ પાતળી, અધર કાતળી આંબાતણી;
ચરણ કમળનું ધ્યાન ધરતાં, જોવું નવ પડે ભવતણી.
એ ધ્યાન કેવળ બ્રહ્મનું, હૃદે રાખો તમે મહીપતી;
એવું કહી અદ્રષ્ટ થયા, પધારયા નારદજતી.
ઉપદેશ પામ્યાં પિતા પુત્રી, શ્રીકૃષ્ણ ધ્યાન હૃદે રહ્યું;
પરીક્ષિત પૂછે ઋષિને, પછે સ્વામીજી શું થયું.

* ભક્તોમાં શ્રેષ્ઠ એવા નારદજી. † રાજા. ‡ બ્રહ્મલોક—સત્યલોક કે જ્યાં બ્રહ્મદેવનું સ્થાન છે. § નિરખવા. ‖ અહિંથી માંડી કડવું પુરૂં થવા સુધીની વાત મૂળ ભાગવતમાં નથી. ¶ તારા. $ ભગવાન. × સીતાજી. ** શત્રુ-દુષ્ટ. †† દુઃખ. ‡‡ કાંતિ §§ વીંટી. ‖‖ સુત અત્રી-અત્રી સુત—ચંદ્રમા.

વલણ

શું થયું સ્વામી કહો સુજને, જે નારદજી આવી ગયારે;
વૈદર્ભી કેમ પ્રભુને વરી, દયાળે કીધી દયારે.

કડવું ૧૪૮ મું—રાગ રામગ્રી

દ્વૈપાયનસુત*કહેશુક જોગીજી,સાંભળ પરીક્ષિત ભાગવતભોગીજી;
વળ્યા વેણાધારી†આપી વરદાનજી,પિતા પુત્રીને લાગ્યું ધ્યાનજી.

ઢાળ

ધ્યાન લાગ્યું દુઃખ ભાંગ્યું, મળ્યા ગુરુ ગુણવાન;
રુકમિણી કન્યા સ્વપ્નમાંહે, દેખી શ્રીભગવાન. ૧
એક દિવસ પાંચે‡ પુત્ર પ્રત્યે, કેહે ભીમક રાજાન;
કયાંઈ રુક્મિણીને વર વિચારો, દીજે કન્યાદાન. ૨
તવ કુંવર વળતું બોલિયા,તમો વૃદ્ધ બુદ્ધિ વિશાળ;
જ્યાં ઘટે ત્યાં પિતાજી, તમો કરો વેવીસાળ. ૩
હાસ્ય કરી ભીમક કહે, કહી ગયા છે ઋષિરાય;
વસુદેવ સુત શ્રીકૃષ્ણને, આપણ આપીએ કન્યાય. ૪
તવ જ્યેષ્ઠ પુત્ર અજ્ઞાન અર્ણવ, હરિ વિમુખ મતિમૂઢ;
વિખાણ્યો શિશુપાળ તેણે, નિંદ્યા ગરુડારૂઢ. ૫
ગુણહીન માયાહીન બોલ્યો, તીમર ચડાવી ભાળ;
શું કરું જો પિતાજી છો, નહીંતર આણત કાળ. ૬
વૃદ્ધ અવસ્થા મનુષ્યને કરે, ભ્રષ્ટ અંતઃકર્ણ;
વપુ શીથળ વિપરીત બુદ્ધિ, તેણે રૂડું મર્ણ. ૭
હારદ નવ લેહે નારદનું, જેને વિરોધ ઉપર પ્રેમ;
ખળવાક્ય જે ખરાં માને, તેને સંભવે નહીં ક્ષેમ. ૮
નવે ગ્રહ જાગે કુકર્મ લાગે, થાય પરમેશ્વરનો કોપ;
એટલાં પદારથ હોય ત્યારે, જમાઈ થાયે ગોપ. ૯
અમો વીર પાંચે જીવતાં, કેમ વરે નીચ ગોવાળ,
જો સગાનું સુખ લીજીયે તો, દીજીયે સગો શિશુપાળ. ૧૦
ભીમક કેહે ભલું કાં નહીં, શોધી કાઢિયું સતપાત્ર;
આપણા કુળને નવ ઘટે, યાદવપતિ જામાત્ર. ૧૧
એવું કહીને વિદાય આપી, નિજ ગૃહે ગયા કુમાર;
પણ રુક્મિનો§ ચટકી લાગી, કીધો ગુપ્ત વિચાર. ૧૨
જનક જેમ જાણે નહીં, તેમ જુગતે તેડું જાન;
જાણશે તો યાદવ આવશે, નથી પિતાને કંઈ સાન. ૧૩
ગુપ્ત પત્ર લખી ચલાવ્યું, ચેદી દેશ મુઝાર;
પત્ર આપી શિશુપાળને, સેવકે કર્યો નમસ્કાર. ૧૪
કંકોતરી કુંકુમે પૂજી, રાયે કીધું અવલોકન;
આ પત્ર અત્ર જે આલિખું, છે વધામણીનાં ચેહેન. ૧૫
સ્વસ્તિ શ્રી સર્વ દેશ શિરોમણી, ચેદી દેશ વિશાળ;
દમઘોષનંદન ભાગ્યનિધિ, શત્રુ સહસ્રના કાળ. ૧૬
પરંકારજ કરતા દુઃખ હરતા, ઔદાર્ય* નૃપવર્ય;†
ધર્મધામ સ્વરૂપ કામ, સોમવંશના સૂર્ય. ૧૭
વિદ્યા વિનય વિવેક સંપન્ન, શૂર ધીર વીર ધીમાન;
રાજમણિ શિશુપાળ સ્વામી, દંતવક્ત્ર બળવાન. ૧૮
વિદર્ભવાસી આજ્ઞાવર્તી, સેવક રુક્મિ એ નામ;
એ વિનંતી ભૂપતિ મારા, શતસહસ્ર પ્રણામ. ૧૯
છે બેહેન મારી રુક્મિણી, તે પામી કન્યાકાળ;
અમો તમને અર્પણ કીધી, શોભશે વેવીસાળ. ૨૦
છે પિતાનું મન અન્ય સ્થાનક, તે અમો કીધું વ્યર્થ;
આપણા મનમાં ન આવ્યું તો, શું પિતાનું સામર્થ્ય. ૨૧
છે શુભ લગ્ન માઘ શુદિમાં, સપ્તમી સોમવાર;
અહિં શીઘ્રે સ્વામી પધારવું, લખ્યો દિવસ તે નિર્ધાર. ૨૨

વલણ

નિર્ધાર દિવસ લગ્નતણો, લાવજો સાથ યોદ્ધાતણોરે;
પત્રિકા વાંચી હૃદયા ચાંપી, મિથ્યા વર હરખ્યો ઘણોરે. ૨૩

કડવું ૧૪૯ મું—રાગ વેરાડી

શુકજી કેહે ભૂપતિ સાંભળો, કૃષ્ણ રુક્મિણીનો મહિમા નિર્મળો;
દિવસ એક લગ્ન વચ્ચે રહ્યો, રુક્મિ ભીમક પાસે ગયો.
બોલ્યો પિતા પ્રતિ કૃતાંજળી કરી, ઘણું ગર્વયુક્ત વાણી ઓચરી;
બાઈનું વેવીસાળ નિશ્ચે કીધું, પરમ દહાડાનું લગ્ન મેં લીધું.
શુભ વાત આવ્યો છઉં પૂછવા, શિશુપાળ વર મેં રાખ્યો વરવા;
શાંતિગ્રહ ગોત્રજ હેંળ્યા, આપો ભુરશ્રી દાન બ્રાહ્મણ સેવા.
વેહેવાઈ જાનની સ્વાગત કરજો, કલ્પના તજી ઉલટ ધરજો;
વિરોધ વાત સુણી સુતતણી, બોલ્યાં ભૂપનું ભાલાં અણી.
વચન વિપપે કડવાં ઘણાં, કોપે તપ્ત તન લાગાં તાપણાં;
શબ્દ ઘાય વજ્રપેં દોહેલો, રાયનું કાળજ બળી થયું કોએલો.
વારુ કીધું કહી વળાવ્યા તંન, એકાંતે ભીમકે કીધું રુદંન;
ગઈ ગંગા આવ્યું શોણિતપૂર‡,ગયો ઐરાવત આવ્યો મહિષાસુર.
તજી બ્રાહ્મણ પૂજે ચાંડાળ, હરિ પરહરી તેડ્યો શિશુપાળ;
એ પુત્રપે ભલો અપુત્ર અવતાર, જે પુત્રે દીધું દુર્ગતિનું દ્વાર.
શું કરે પુત્ર પ્રભુને ગમ્યું એમ,હરિની રુચી હોય તો એમ થાયે કેમ;
જે વિશ્વંભર જગતનું પોષણ કરે, તે કન્યાદાનને કેમ કરપરે.
દેહ દમે જોગી જેને કારણે, તે કેમ આવે મારે બારણે;
જે પટ દર્શન ખોળ્યો નવ દીસે,મારી ભ્રી તેને કંસાર ક્યાંથી પીરસે.
એ દીકરો દૈત્ય થઈ નીવડ્યો, દુઃખ દેવા પતિત પેટે પડ્યો;
અણગમતી રાખી વાત ગુપ્ત કરી, કેહે વારું દામ દીધી દીકરી.
પછે રાજમંડપમાં રાજા ગયો, પિતા પુત્રનો વિરોધ કોઈએ નવ લહ્યો;
માંડ્યા હોમ અધ્યયન તેડ્યા આચાર્ય, લૌકિક રાખવા ભીમકે
માંડ્યું કાર્ય.
ઘેર ઘેર પુરમાં વારતા થઈ, શિશુપાળ જરાસંધ આવશે સહી;
વરજાન ઉતરવા કામ, રુક્મિએ એક અણાવ્યું ધામ.

* વેદવ્યાસના પુત્ર શુકદેવજી. † નારદજી. ‡ મોટો રુક્મિ તેથી નાના રુક્મરથ, રુક્મબાહુ, રુક્મકેશ અને રુક્મમાળી. § રુક્મિણીનો ભાઈ.

* ઉદાર. † રાજાઓમાં ઉત્તમ. ‡ ઇંદ્રનું પુર-[illegible]

હય રથ ગજ શાળા વિશાળ, છે તોરણ તોડા ઝાકઝમાળ;
શય્યા તકિયા આસન પરિસ્તર્ણ*, ચંદ્રવા ઝુમણા ઝગેસોવર્ણ
ઘૃતપક્વ શર્કરા બહુ પકવાંન, પ્રથમ આવી આરોગે જાન;
ગોરસ ઘૃત દૂધ નવનીત, સર્વ કીધાં કામદૂધાની રીત.
જળ કદમપત્ર ઉભય પાસા, ભર્યાં શીતળ જળ એળચી વાસ્યાં;
અમરાપુર† શું અવની ઉતાર્યું, વરને ઉતારવા ઘર શણગાર્યું.
વાહનને સારું તૃણ ટોળે કીધાં, ગજ અશ્વ પશુનાં કામ સીધાં;
વાજે પટહ દુંદુભી ઢોલ, બંદી ભાટ બોલે યશબોલ.

વલણ

યશ બોલે ઢોલ વાજે, નફેરી શરણાઈરે;
રુક્મિણીયે જાણી વારતા, તવ પડી મૂર્છા ખાઈરે.

કડવું ૧૫૦ મું-રાગ દેશાખની દેશી

કે વારતા સાંભળીરે, જે વીરે મેળવ્યું વેવીસાળ;
ને તેડ્યા શ્રીકૃષ્ણજીરે, પડી પેટડીયામાં ફાળ. ૧
શુધબુધ શક્તિ ગઈરે, થઈ શીથળ છૂટી વેણ;
વપુ વિયોગ દહ્યુંરે, મુને નવ મળ્યા અંબુજ નેણ. ૨
થયો જુઠો નારદજતીરે, નવ મળ્યા શ્રીગોપાળ;
દૈવ રખે આવતોરે, મારા સ્વપ્નમાં શિશુપાળ. ૩
ઉભી થઈ અવની પડેરે, મૂકે અંગુળી મુખમાંય;
ચિત્ત ચગડોળે ચડ્યુંરે, મંદિરમાં અરીપરી ધાય. ૪
પીઠી ચોળવારે, આવી પ્રીતે પંચ ભોજાઈ;
ભાભી વિસ્મે થઈ રે, પૂછે શું થયું કહો બાઈ. ૫
છે દિવસ આનંદનોરે, જાશો છત્રપતિને મંદીર;
કેવો વર શોધિયોરે, બાઈ ધન્ય તમારા વીર. ૬
બેસાડી આસનેરે, કીધો પીઠીનો આચાર;
વહુવારુ સર્વ મળીરે, કહ્યો સાસુને સમાચાર. ૭
માતા વજ્જાવતીરે, આવ્યાં રુક્મિણીને ભોર્વન;
કાં રુઓ છો દીકરીરે, માએ દીધું આલિંગન. ૮
નિજ પટ પાલવેરે, લોહી લોચન પૂછે માત;
આજ દિવસ મંગળ તણોરે, બાઈ નવ કીજે આંસુ પાત. ૯
કોણ દુઃખે દીકરી રે, તું રુએ છે મીઠી;
હસી બોલ્યાં રુક્મિણીરે, પેઠી લોચનમાં પીઠી. ૧૦
તવ માતા પાછી ફરીરે. ઘણું સાતા મન આણી;
એક સખી પોતાતણીરે, તે પ્રત્યે વધાં કન્યા વાણી. ૧૧
તું તેડી લાવ વિપ્રનેરે જે, દ્વારામતિ લગી જાય;
મળ્યો મુનિ હરિશ્ચવારે, ગ્રહી જેષ્ઠિકા કરમાંય. ૧૨
વપુ જરાયુક્ત છેરે, ઉભો રહી રહી લે છે શ્વાસ;
તેડી તે વિપ્રને રે, ગઈ દાસી કન્યા પાસ. ૧૩
જોઈ ઋષિ રૂપનેરે, રુક્મિણીએ ધુણાવ્યું શીશ;
સખી તુંને શું કહું રે, મારા કર્મ ઉપર રીશ. ૧૪

વલણ

રીશ કરું મારા કર્મ ઉપર, બ્રાહ્મણ તુંને ભલો મળ્યોરે;
કારજ સર્વે સિદ્ધ પામ્યાં, વિચાર મનનો વેગળોરે. ૧૫

કડવું ૧૫૧ મું-રાગ આશાવરી

બેસવા દિવ્ય આસન ધરી, હરિભટની પૂજા કરી;
ઓચરી કર જોડી, કન્યા પછે રે. ૧

ઢાળ

કૃતાંજલી કરી કહે કન્યા, રુચિર* શબ્દ કોકિલા સ્વરી;
મુનિ હરિશ્ચવા તમો પધારે, પધાર્યા કેવળ હરિ. ૨
માનુભાવ વાર્તા મનતણી, માન મૂકી કહું તમ આગળે;
શ્રીકૃષ્ણ વર નારદે કહ્યું, લખ્યું વિધિ કર્મને કાગળે. ૩
રુક્મિએ શિશુપાળ તેડ્યો, તે તમો જાણતા હશો જતી;
મારુ મન છે શ્રીકૃષ્ણ ઉપર, શિશુપાળ રજ†ગમતો નથી. ૪
પત્ર લઈને ગુપ્ત જાઓ, મુનિવર દ્વારીકાં લગે;
પરમેશ્વર તમ વડે પામું, એવું કહીને લાગી પગે. ૫

હરિશ્રવોવાચઃ—

મસ્તક ધુણાવી કર ઘસી, મૂક્યો મુખ નિશ્વાસ;
શું જોઈ મુજને કામ સોંપે, એ મિથ્યા મનની આશ. ૬
ઘણે કષ્ટે ભિક્ષા માગી, નવ શકું ચહુટે ચાલી;
ઘર ઉંબર ઓળંગતાં, મુજને ચડે ચરણે ખાલી. ૭
વિશ્રામ કરતો હીંડું વાટે, ન શકું શ્વાસે બોલી;
આ પર્વતપેં મુને ભારે લાગે, શેરેક કણની‡ ઝોળી. ૮
આધાર એક જેષ્ઠિકા તણો, ઊંચલી ધરું હું ચર્ણ;
નેત્રે નીર ઝરણ ઝરે, દેહ શીથળ ફૂટા કર્ણ. ૯
ભિક્ષાનું અન્ન ઘેર જાય, ત્યારે થાય રસોઈ;
બાઈ તેં તારું સ્વારથ જોયું, પણ મારી આરત નવ જોઈ. ૧૦
યદ્યપિ દ્વારિકાં વેગળી, ઉદ્યમીને ઢુંકડી થાય;
ખોટી થાઉં ત્રણ દિવસ તો, છોકરાં શું ખાય. ૧૧
રુક્મિણી ગઈ મંદિર માંહે, લાવી પાત્ર ભરી સોવર્ણ;
ઋષિએ દીઠાં રત્ન માણેક, હરખ્યું અંતઃકર્ણ. ૧૨
લેઈ દ્રવ્યની બાંધી ગાંઠડી, બાઈ સિદ્ધ થાશે ઠામ;
મધ્યાન્હે લાવું શ્રીકૃષ્ણને, તો હરિશ્રવા ધરું નામ. ૧૩
ધન આવ્યે યૌવન આવ્યું, શુક કહે સુણ રાય;
પછે પત્ર લખે રુક્મિણી, તે ઉલટ અંગ ન માય. ૧૪

વલણ

ઉલટ અંગ ન માય મહિલા, ગોવિંદના ગુણ ગાતી મુખે;
પ્રેમાનંદ પ્રભુ પરમેશ્વરને, પત્ર કોણ જુગતે લખેરે. ૧૫

કડવું ૧૫૨ મું-રાગ મારુની ચોપાઇ

શુકજી કહે સુણ છત્ર ધારી, કહું પત્રની વિગત વિસ્તારી;
લીધો કાગળ રાજકુંમારી, લક્ષ્મીપે લેખણ કરમાં ધારી.

* પાથરણું-અસ્તર † સ્વર્ગ.

* મનને આનંદ આપનાર; સુંદર. † જરા-માત્ર. ‡ કાણાની.

કીધો નારદને પ્રથમ પ્રણામ, લખ્યું શૈલ્યસુતાસુત* નામ;
સિદ્ધ પામે વિવાહ શુભ કામ, મુક્તપુરી શ્રીદ્વારીકાં ગામ.
શ્રેષ્ઠ સપ્ત પુરીની માંય, વિશ્વકર્માકૃત† કેહેવાય;
અહર્નિશ‡ ચક્ર કરે રક્ષાય, જેને સ્મરણે કિલ્મિષ§ જાય.
હે નરોત્તમ દેવોત્તમ દયાળ, અસુરાંતક સુરભી પ્રતિપાળ;
કાલયવન કેશી કંસ કાળ, જય જય યાદવ દેવકી બાળ.
માયાતીત ગુણાતીત સ્વામી, નરકનિવારણ નિર્મળ નામી;
જગજીવન અંતર્યામી, જય જય ગોવિંદ ગરુડગામી.
પરમારથ કરતા તતખેવ, ભક્તજનજિત અહમેવ;‖
ઇચ્છું પ્રભુ પદપંકજ સેવ, જય વસુદેવ સુત વાસુદેવ.
સર્વેશ્વર શ્રીઅવિનાશ, જગત ચૈતન તેજ પ્રકાશ;
ભીમક સુતા વિદર્ભ નિવાસી, લખિ તંગ રુકમિણી ચરણદાસી.
જો કીજે સપ્ત સમુદ્રની સાહી,¶ બેસે સરસ્વતી લખવા ડાહી;
તુંછે અપરમપાર યદુરાઇ, તો કોણમાત્ર મારી ચતુરાઇ.
જો પૃથ્વી આકાશનું પત્ર થાય, અઢારભાર લેખણ સંખ્યાય;
કોટિ કલ્પ લખે શિવરાય, પણ તમારા ગુણ લખ્યા નવ જાય.
તુંછે અખિલ બ્રહ્માંડનો ધણી, જાણે દાસી મને પોતાતણી;
છે વિનતી થોડા માંહે ઘણી, ન જોશો મારાં કુકર્મ ભણી.
ઋષિ નારદે વરણવ્યા શ્રીગોપાળ, પિતાને વાત ગમી તતકાળ;
દુષ્ટ ભાઇએ ભાંજ્યું વેવીસાળ, અણચાલતે આવે શિશુપાળ.
હું જીવું છું તમારી આશે, નારદશારદને વિશ્વાસે;
સિંહનો ભાગ જંબુક§ લઈ જાશે, તો ઉપહાસ પ્રભુ તમને થાશે.
કરવા અંબિકાનું પૂજંન, સંધ્યાસમે જઇશ રાજંન;
ત્યાં તમો આવજો મધુસુદંન, આપણ મળશું જગજીવંન.
જો વિલંબ×કરશો સારંગપાણી, સમે નહીં આવો કરુણા આણી,
બાંધીશ કંઠપાશ** હું તાણી, તમ ઉપર કાઢીશ આણી.
પ્રભુવિના દુ:ખમાંથી કોણ કહાડે, સગો ભાઈ ગયો ઘણું હાડે;
વેહેલા આવજો પરમદહાડે, દેવ શીશુપાળને ફેરો પાડે.

વલણ

ફેરો પડે શિશુપાળને, આવજો ત્રિભુવન ધણીરે;
સંભાળ લેજો મારી તમે, જેમ પ્રથમ લીધી સીતાતણીરે.

### કડવું ૧૫૩ મું–રાગ મારુની આંચળી

વિદર્ભા વાઘે ઘેરી વિદર્ભા વાઘે ઘેરી ગાય;
દાવાનળથી બળતી રાખી ગૌ, તેમ કરજો મારી સહાય–વિ૦
ભ્રાત રુક્મિ છે રૂપે પારધી, તેણે નાખી મોટી જાળ;
કુટુંબ કુળમાં હું એકલી છું, કહાડો દીનદયાળ–વિ૦
આવેછે મુનેઅસનાં†† કરવા, શિશુપાળરૂપી વ્યાઘ્ર વિકાળ;
એવું જાણી વાહારે ચડજો, ભક્ત વત્સલ શ્રીગોપાળ–વિ૦

* ગણપતી. † વિશ્વકર્મા નામના દેવે રચેલુ ‡ રાત્રે તથા દિવસે. § પાપ. ‖ હું જ અર્થાત્ સર્વમય.

¶ असितगिरिसमं स्यात् कज्जलं सिंधुपात्रे
सुरतरुवरशाखालेखिनी पत्रमुर्वी ।
लिखति यदि गृहीत्वा शारदा सर्वकालं
तदपि तव गुणानामीश पारं न याति ॥

§ શિયાળ. × વખત. ** ગળાંફાંસો †† ગળવા; ગ્રાસવા.

કુંદનપુર રૂપીયું વન દારુણ, થયો ભીલ રુક્મિ મુજભ્રાત;
શિશુપાળરૂપી અગ્નિ લગાડ્યો, જરાસંધ પવનસું સાથ–વિ૦
હું બળી મરું છું પોપટી, તારા ગુણ ગાતાં જગત્રાતા;
અનંગ ઓઘ વિષે બળતી રાખો, વિઠ્ઠલજી થાઓ વરસાતા–વિ૦
વિદર્ભા દેશ કો લક્ષણ સાગર, રુક્મિ રૂપિ છે તાણ;
માગધપતિ સરખા મચ્છ દેખી, કંપે છે મારા પ્રાણ–વિ૦
શિશુપાળરૂપી ગ્રાહ ગ્રસે છે, આવે જાનરૂપીયું ઉધાન;*
બૂડું છૌં હું અબળા માણસ, વહાલાજી થાઓ વાહાણ–વિ૦
ગોકુળ રાખ્યું ગિરિ ધરીને, દાવાનળ પીધો વંન;
ચંદન માટે ચેરી† કીધી, રૂપે રંભા સમાન–વિ૦
સુધાપેં મોંઘું ગોપિકાને, આપ્યું અધરામૃતનું પાન;
એવું જાણી હું આશા રાખું, રખે ભુલો ભગવાન–વિ૦
વિરહ રોગ કાંઈ વૈદ્ય ન જાણે, જે ગુપ્ત હૃદયનું દુ:ખ;
પ્રેમાનંદ પ્રભુ પરમેશ્વર વાંચ્છું, ચરણ કમળનું સુખ–વિ૦

વલણ

જેમ જાનકી વર્યાં મિથિલા માંહે, ત્રોડી ત્ર્યંબકધનુપરે;
તેમ મુને વરજો વિઠ્ઠલજી, ત્રોડી શિશુપાળનું મુખરે.

### કડવું ૧૫૪ મું–રાગ દેશાખની ચોપાઇ

કુંકુમે પૂજી કંકોતરી, શિરનામે લખ્યા શ્રીહરી;
હરિશ્રવાના હાથમાં ધરી, વિનયયુક્ત વાણી ઓચરી.
અયુક્ત વિપ્રને દેવું કાજ, એ શ્રમ ક્ષમા કરજો મહારાજ;
હું અબળાની તમો રાખો લાજ, કેવા આવો જાણેઆવ્યા આજ.
મુખવચન કેજો અતિઘણાં, જેમ કાજસિદ્ધ થાય મુજતણાં;
બીજાં કારજ કરજો અળખામણાં, હરિને કેહેજો જવુંજોઇયે હમણાં.
ગદ્દ ગદ્દ કંઠે રામા ભણે, મુનિવર જાવું છે અતિ ઘણે;
મારુંમનતમને પિતાવતગણે, રહ્યો પ્રાણ વળગી આશા તાતણે.
ઋષિ સ્તુતિ કરવા હું સમરથ નથી, હું દુર્બળની છેલી વીનતી;
જેમ તેમ લાવજો યાદવપતિ, કરીશ સેવા જે થાશે મુજથકી.

હરિશ્રવોવાચઃ–

બાઈ છે વાત કહું મનની, ધાતાં રક્ષા નહીં કરું તનની;
મુને પ્રીતિ નથી દક્ષિણા ધનની, ન લાવું કૃષ્ણને તો લાજે જનની.
શિશુપાળને વાળું નિર્મુખ કરી, લગ્ન વેળા અહિં લાવું શ્રીહરી;
મીંઢળ બાંધી રેહેજે સાંતરી, ચાલ્યા હરિભટ લાકડી ધરી.
પુઠે ગઈ વળાવા બાળી, વેહેલા આવજો જાતાં જુઓ વાળી;
પેલો કાગળ બાંધજો મશાળી, હીંડવા શક્તિ આપજો વનમાળી.
કરી શામસ્યા મોકલી કિંકરી, રખે ઘર પાખ્યે જાતો વીસરી;
ગામ ગોંદરે પહોંતો ઢિકા, હરિશ્રવા ગયો નિજ દ્વારિકા‡.
બાળક બહાર કાઢીને તેડી નાર, લે ધન આ ઘરમાં ભંડાર§;
લોકને જાચી જમજો જુવાર, ફર્યું ભાગ્ય તુઠા દેવ મોરાર.

* મોજાં; છોળો. † દાસી ‡ પોતાનું ઘર. § દાટ.

કાંઈ શોર ગયો, મન મારું હરખે હો સાહેલડી;
કાંઈ ડાબીરે આંખ, ઘણું ફરકે છે સુણ બેલડી. ૪
કાંઈ બોલે છે વાયસ*, આપણે બારણે હો સાહેલડી;
હવે આવ્યો છે પ્રાણ, હઈયા ધારણે સુણ બેલડી. ૫
ઓ દળપદરેણુઓ†, વાદળ ભર્યું હો સાહેલડી;
જો જો પેલું, રવિમંડળ, ઝાંખું કર્યું સુણ બેલડી. ૬
જો અંબાડીના, કળશની આભા,‡ ચળકતી હો સાહેલડી;
દીસે કોટી એક, ધ્વજા સુંદર ફરકતી સુણ બેલડી. ૭
ઓ ડચકારા થાય, બહુ સારથી તણા હો સાહેલડી;
ટોપ ટાટર બખતર, પાખરિયા છે ઘણા યોધ સુણ બેલડી. ૮
શું યાદવ દળનો, સાયર§ ઉલટિયો હો સાહેલડી;
નહીં મૂકેરે, મુને, સામળિયો હળિયો સુણ બેલડી. ૯
વાત કરતાં હરિનો, રથ મીટે,‖ પડિયો હર્ખી સુંદરી;
પાસે બેસાડ્યો હરિયે, હરિભટ રાંકડિયો દાખવ્યો બેલડી. ૧૦
દર્શન દેખીને, અંબા¶ ઉભી થઇ હર્ખી સુંદરી;
રૂપરસ પીતાં, નિમેષ નયણાંની ગઈ હર્ખી સુંદરી. ૧૧

વલણ

નિમેષ$ નહીં હરિ નિરખતાં, દીઠા જેમ નારદે કહ્યારે;
હરિઅવાને વિદાય આપી, વિઠ્ઠલ વાડીમાં ગયારે. ૧૨

કડવું ૧૬૦ મું-રાગ સામગ્રી

રાજાની વાડિયે ઉતર્યા, પુરુષ પુરાણજી;
માળી આવ્યો પુરવિષે, કીધું રાયને જાણજી. ૧

ઢાળ

હરિ આવે હરખ્યો ઘણું ભક્ત ભીમક ભૂપ;
મહીપાળ છુટી ચાલે ધસ્યો, જોવા બ્રહ્મ સ્વરૂપ-હરિ૦
હાંફલો હરિઅવા ગયો, કહ્યો શુભ સમાચાર;
રુક્મિણિયે આપી વધામણી, મોંઘો મુક્તાફળનો હાર-હરિ૦
આસન છત્ર પૂજા ઘણી, દહીં દૂધનાં દોહોણાં;
સામગ્રી કરી ચાલિયા, સામળિયાને સામૈયાં-હરિ૦
તે રુક્મિ કંઈ જાણતો નથી, જે આવ્યા શ્રીરણછોડ;
ત્રૈલોક્યનું રાજ શું પામિયો, પહોંતા રાયના કોડ-હરિ૦
ચોહોવર્ણ પ્રજા જે પુરતણી, હરિ દર્શન કાજે ધાઈ;
વૈકુંઠ સુખ સેહેજે થયું, નિરખતાં બે ભાઈ**-હરિ૦
વિદર્ભ પુર વૈકુંઠ થયું, વિશ્વનાથ પધારે;
કૃતારથ આપણા કર્યા, આજ જુગદાધારે-હરિ૦
શ્વશુર†† દીઠા આવતા, જેની ચાલ છે છૂટી;
દશ ડગલાં શ્રીકૃષ્ણજી, ગયા તે સામા ઉઠી-હરિ૦

વૈદર્ભી પિતા પાગે પડ્યો, હરિયે ગ્રહ્યો હાથ;
હાં હાં કરી બેઠા કર્યા, ચાંપ્યો હૃદયા સાથ-હરિ૦
કુશળ ક્ષેમ પૂછી વારતા, આપી દિવ્ય આસંન;
રાજાએ રામકૃષ્ણનું, કીધું પ્રેમે પૂજંન-હરિ૦
નખ શિખ નિરખે નાથને, નરપતિ અતિ રીઝે;
નયણે હર્ષ આંસુ ઝરે, આસ્તરણપટ* ભીંજે-હરિ૦
આભા અયુત† રવિ તણા, મણી મુગટના ઝળકે;
ગળ સ્થળમાં પ્રતિબિંબ પડે, કુંડળ દિવ્ય લળકે-હરિ૦
અંબુજ‡ વર્ણી અણિયાળાં, નેત્ર પરમ રસાળ;
ભૃકુટી કોદંડ§ તાણિયુંરે, કપોળ લોલ વિશાળ-હરિ૦
લજાવે શુક‖ ચંચુને, નાસિકાની દાંડી;
જ્યાં જુએ ત્યાં ખુંચી રહે, જુએ મીટ માંડી-હરિ૦
રક્ત અધર દંત દાડમ કળી, ચંદન ચર્ચિત અંગ;
આજાન બાહુ¶ ચક્રગદા ધર્યા, શોભે શંખ સારંગ-હરિ૦
વિશાળ હૃદે કૌસ્તુભમણિ, નાભિ સુધાની શું ખાણ;
ચરણ કમળ લગી નીરખિયા, રાયે સારંગપાણ-હરિ૦
નીલ પીતાંબર પેહેરિયાં, શોભે ભૃગુ લાંછન$;
જે એંધાણ આપ્યું ઋષિ નારદે, પામ્યા તે દર્શન-હરિ૦
વિનય યુક્ત દર્શન કરી, રાય બોલ્યા શિરનામી,
ભીમક પૂછે શ્રીકૃષ્ણને, કેમ પધાર્યા સ્વામી-હરિ૦
છિયે મોસાળિયા અમો વર તણા, ફોઈ સુત શિશુપાળ;
મોસાળું કરવા અમો આવિયા, બોલ્યા શ્રીવર ગોપાળ-હરિ૦

વલણ

ગોપાળ કહે ભૂપાળને, અમો શિશુપાળની છું જાનરે;
ભીમકરાય રીઝયા ઘણું, ભલે પધાર્યા શ્યામરે.

કડવું ૧૬૧ મું-રાગ મારુ

આનંદ્યુ અતિ ચિત્ત, મહારાજ તણું;
શિશુપાળને ઉતરવા ધામ, શણગાર્યું છે ઘણું. ૧
ત્યાં ઉતર્યા અવિનાશ, જાણી જાનૈયા;
સોળો ભીમકરાય, વેહેવાઈ કરી માનિયા. ૨
ઘૃત નાના પકવાંન, કરી ભંડાર ભર્યા;
યાદવ માત્રે કર્યા પ્રસાદ, ઓરડા ઠાલા કર્યા. ૩
શીતળ જળ મુખ વાસ, આરોગે હેત આણી;
વાહનને નાખી ચાર, જે ઇષ્ટ દાણોપાણી. ૪
તે પુરની ચાહારે વર્ણ, દરશન કાજે આવે છે;
ઘટે કન્યાને આ ભરથાર, પ્રજાને મન ભાવે છે. ૫
ધન ધન ભીમકનું રાજ, હરિ દરશન કીધું;
અમે રંક પ્રજા કર્મે હીણ, વૈકુંઠનું સુખ લીધું. ૬

* કાગડો. † સેના ચાલતી વેળાની ઉડતી ધૂળે કરીને. ‡ પ્રભા-તેજ. § સાગર. ‖ નજરે ¶ રુક્મિણીજી. $ પાંપણનો પલકારો. ** આ ખોટું છે. મૂળ ભાગવતમાં એમ છે કે પ્રથમ એકલા શ્રીકૃષ્ણ જ ગયા હતા, ને પાછળથી બળભદ્રજી સહાયે આવ્યા હતા. †† સસરો

* જાજમ-બિછાનું † દશ હજાર. ‡ કમળ. § ધનુષ; કમાન. ‖ પોપટ. ¶ ઢુંટણ સુધી પહોંચે એટલા લાંબા હાથ $ ભૃગુ લાંછન એટલે પુરુષના હૃદયના મધ્યમાંનો ખાડા જેવો સુશોભિત કેશવાળો ભાગ આ સ્થળે ભૃગુ ઋષિએ લાત મારી હતી તેનું ચિહ્ન.



સુદામા અને કૃષ્ણનો મેળાપ

"ગુજરાતી" પ્રેસ ફોર્ટ, મુંબઈ-૧

કરે યાદવ માંહોમાંહે વાત, ભુવન ભલું લીધું*;
કોને કાજે કીધું પકવાંન, કોણે કરડી ખાધું. ૭
ઉતારી યાદવની જાન, ભીમકરાય વળ્યો;
વિવાહ મંડપને દ્વાર, રુક્‌મિ ત્યાં સામો મળ્યો. ૮
કહો ક્યાં જઈ આવ્યા તાત, શ્રમિત† શ્વાસે ભર્યો;
આચાર્ય જુવે છે વાટ, સેવક શોધતા ફર્યો. ૯
ગ્રહશાંતિક પૂજન હોમ, બેસો જઈ ભદ્ર પીઠે;
ચડશે તમને રીસ, મારું મ્હોં દીઠે. ૧૦
માથાં ઉપર આવી જાન, દુંદુભી વાજે છે;
ફરતા હીંડો છો તાત, મન કાંઈ લાજે છે. ૧૧
હસતું કરી વદન, હાંફલો હરખે ભર્યો;
જાણ્યું પુત્ર થાશે પ્રસંન, પિતા પછી ઓચર્યો. ૧૨
જાણ્યા વિના તું પુત્ર, કરે નિંદા મારી;
જાનીવાસા માંહે, જાન હું આવ્યો ઉતારી. ૧૩
લાગી સ્વાગત‡ કરતાં વાર, માટે થયો ખોટી;
કોઈને પહોંતું નહીં પકવાંન, જાન ઘણી મોટી. ૧૪
સુણી આશ્ચર્ય સરખી વાત, પિતા તણા મ્હોંની;
ફરી કહો તમો સુને તાત, એ જાન આવી કોની? ૧૫

ભીમકઉવાચઃ—

લઈ યાદવનો પરિવાર, શ્રીકૃષ્ણ પધારિયા;
કરશે મોસાળું શ્રીકાર, મેં ઘરમાં ઉતારિયા. ૧૬

શુકઉવાચઃ—

પડી પેટડિયામાં ફાળ, દુઃખ જવાળે દાધો;
શું વચન રુપિયો સર્પ, નૃપનંદન§ ખાધો. ૧૭
ઉછંકળ યાદવ ચોર, નીચ ગોવાળિયા;
શિશુપાળનું ઇચ્છે મર્ણ, કોના મોસાળિયા? ૧૮
જે ગોપવધૂનો‖ ચાર, ઉન્માર્ગે ચાલ્યો;
મોસાળ ઉજાડણ કૃષ્ણ, તે ઘરમાં કેમ ઘાલ્યો? ૧૯
ભીમક કહે હો મૂર્ખ, થઇ શું તને દુરમતી!
પ્રેમાનંદ પ્રભુ પરબ્રહ્મ, તું તેને જાણતો નથી. ૨૦

વલણ

પ્રેમાનંદ પ્રભુ પરમેશને, નવ ઓળખે દુરમતી;
તાત વાત સુણી બોલિયો, દુષ્ટ રુક્‌મિયો અતિ. ૨૧

કડવું ૧૬૨ મું—¶રાગ મારુની દેશી ફેર

દગ્ધ હૃદે રુક્‌મિ ત્યાં બોલ્યો, કર્યો તાતનો તિરસ્કારરે;
ઘરડાં માણસ શાને જીવે, ભોમિને કરવા ભારરે—
ડોસાને ઘેલું લાગું, હું દેવ કને મૃત્યુ માગું;
શત્રુ પિતા પ્રત્યે નવ ચાલ્યું, ડોસે પાસે રહી ઘર ઘાલ્યું—ટેક.
જેમ રામકૃષ્ણ ઉન્મત્ત ગોવાળા, ન રહે ઘરમાં સાંત્યારે;
જગ જાણે શિશુપાળના શત્રુ, તે ઘરમાં કેમ ઘાલ્યારે?—ડો૦
નિમંત્રણ* પાખે પીંડારા†, આવ્યાનું શું કારણ રે?
ભિક્ષુકજન વણ તેડ્યા આવે, ભાટ બંદીજન ચારણરે—ડો૦
યાદવ નોહે એ યમના કિંકર, જરાસંઘ સરખા ત્રાસેરે;
હવે વરકન્યા કુશળે નવ પરણે, અરે દૈવ શું થાશેરે!—ડો૦
મેં કેટલો શ્રમ કીધો ઘરપુઠે, ધન ખરચ્યું જાની વાસેરે;
હરિજન શત્રુ ત્યાં ઉતર્યા, વરની વલે શું થાશેરે?—ડો૦
દારુણ કર્મ ડોસાનું દેખી, કાળજ મારુ દાધુંરે;
મેં જાન નિમિત્ત પકવાન્ન કીધું, તે યાદવ સર્વે ખાધુંરે—ડો૦
તવ રુક્‌મિને મંત્રી કેહે છે, રખે લેતા તેનું નામરે;
ઘર મૂકી નિસરો કહેશો તો, લૂંટશે આખું ગામરે—ડો૦
જાન આવ્યાની વધામણી આવી, ચાલો સામા જઇએરે;
વરકન્યા શીઘ્રે પરણાવો, જઈ જરાસંધને કહિયેરે—ડો૦
રુક્‌મિયો કહે છે મંત્રીને, મુજને કાંઇયે ન સૂઝેરે;
તાત વચનનો ઘાવ પડ્યો, તે ઔષધે નવ રુઝેરે—ડો૦
મહા સુખમાં હું દુઃખને પામ્યો, કાળજ મારું ભેદ્યુંરે;
શું કરું જો લોક મળ્યા છે, નહિ તો શીશ પિતાનું છેદુંરે—ડો૦

વલણ

છેદું મસ્તક પિતાતણું, કાંપ્યો ભીમકરાયરે;
આવી વધામણી જાનની, તવ રુક્‌મિ સામો જાયરે.

કડવું ૧૬૩ મું—રાગ દેશાખની ચોપાઈ

શુકજી કહે સાંભળિયે રાય, શિશુપાળ વરવા તત્પર થાય;
થયા દંતવક્ર શાલ્વ સાવધાન, નરક પુંડરીક મહા બળવાન.
શું જરાસંધનું સૈન્યવિખાણું, થઈ સંખ્યા અક્ષૌહિણી‡ પંચાણું;
ભારે ભીડ ભયાનક હોયે, સહુ ખાવાનું, વઢવાનું નહિ કોયે.
શુકન વંદી વરઘોડે ચડ્યો, ખસ્યો મુગટ ચઢતાં આખડ્યો;
હો હો શબ્દ થાય કેહેકાણ, ફાલુ ગર્ધવ બોલે સીંચાણ.
ઉલુક§ વાયસ ઉલ્કાપાત‖, જાન ઉપર શોણીત વરસાત;
ઉડે રેણુ વાયુ વાયે, શ્યામ¶ સર્પ વામાંગે$ જાયે.
ધુણે શીશ ચિંતા મન ધરી, નથી આવવું કુશળે ઘેર ફરી;
જરાસંધને પૂછે શિશુપાળ, કાંઈએક નેટ થાશે જંજાળ.
જરાસંધ તવ બોલ્યો હસી, રખે ચિંતા તમો કરતા કશી;
માનવ દાનવ દેવ ગાંધર્વ, આણે જીવ મૂક્યા છે સર્વ.
કાંઈ રામકૃષ્ણ વઢતા ચડી મુખે, તે અજાણ્યા ગોમતાચળવિષે;
ન જાણિયે ત્યાંથી ઉગર્યા, સત્તર વાર નાસી નીસર્યા.
ફિરા આવ્યા અઢારમી વાર, સાવધાન રેહેજો ક્ષત્રી કુમાર;
નહીં ઓસરે જેની માતા સાધવી, આજ પૃથ્વી કરિયે નિર્યાદવી.
એમ વિચાર કરતા પરવર્યા, કુંદનપુર આવી ઉતર્યા;
ઉદઘોષ×જાન આવ્યાનો થયો, ભલી ભાત રુકમિ સામો ગયો.
હય ગજ ભીડ વાટ નવ જડે, દહાડે લોક ભૂલા બહુ પડે;
વાજે ભેર દુંદુભિ ગડગડે, ભડકે ઘોડા રથે બાહુ આથડે.

* મળ્યું. † થાકેલા. ‡ આગતા સ્વાગતા. § રાજપુત્ર રુક્‌મિ. ‖ ગોપિયો. ¶ આ કડવાની બાબત મૂળ ભાગવતમાં નથી. $ બળતે કાળજે.

* નોતર. † લુટારા. ‡ ૨૧૮૭૦ હાથી, ૨૧૮૭૦ રથ. ૬૫૬૧૦ ઘોડા, ૧૦૯૩૫૦ પાયદળને એક અક્ષૌહિણી સૈન્ય કહે છે. § ઘુવડ નામનું પક્ષી. ‖ તારાઓનું અતિશય ખરવું તે. ¶ કાળા. $ ડાબી બાજુએ. × ધોંધાટ.

શું વિધિયે પ્રજા કીધી એકત્ર ! શું વિદર્ભી લોક મળ્યા સર્વત્ર !
આવી ભેટ્યા રુકમિને શિશુપાળ, કહ્યું કાનમાં આવ્યો છે ગોવાળ.
વાત સાંભળી યાદવતણી, રાયે જોયું જરાસંધ ભણી;
ગુપ્ત વાત અન્યોન્ય બહુ કરી, માગધરાયે વાણી ઓચરી.
એ આવ્યા તે પાછા નવ ફરે, અનર્થ કાંઈ એક નિશ્ચે કરે;
એ માનશુકનનું પામ્યા ફળ, દુઃખદાયક આવ્યા ઉચ્છૃંખલ.*
રુક્મિને કહે જરાસંધ, હસ્તમેલાપકનો થાય સંબંધ;
જેમ તેમ વર કન્યાને વરે, પછે સાથ સહુ ભોજન કરે.
વર પરણ્યાનો પહોંચે અભિલાખ, તો પેહેરામણી અમો પામ્યા લાખ;
રુક્મિયો તવ બેઠો થયો, ઉતાવળો નિજ મંદિર ગયો.
મોકલી સામગ્રી સ્નાનતણી, ક્ષુધાએ જાન પીડાએ ઘણી;
કરે વાત માંહો માંહે જાનરડી, પેહેલાં વરકન્યા ઉહારો પરણી.
છે ભુખ્યાં બાળક કરે રુદન, બાઈ મધ્યે રાત્રે મળતું છે અંન;
કો કહે અંનનું દુઃખ ધરિયે વળતું, જો જળ પીવાનું નથી મળતું.
આવ્યા છે રામકૃષ્ણ માતા કહે, તો બીકે બાળક રોતાં રહે;
બીહે છે જાન આવી ચાક, પડી રામકૃષ્ણની મોટી હાક.
રુક્મિયે તેડ્યાં છે શું કરવા, જો નહીં જાનને વાસો ઉતરવા ?
કો કહે શું કરે રુક્મિ તે બાઈ, કીધું યાદવ સર્વે ગયા ખાઈ.
એમ કરે વાત, ધરે છે શોક, જોવા જાન ગયાં પુર લોક;
શિશુપાળનું દર્શન કરી, પ્રજા નિંદા કરતી પાછી ફરી.
શું ભીમકને લાગ્યું ઘેલું, નવ જોયું રૂપ વરનું પેહેલું;
ક્યાં વિષ ને ક્યાં અમૃત કણી, ક્યાં શિશુપાળ ને ક્યાં રુક્મિણી.
ક્યાં મહિષી† ને ક્યાં ગાય, ક્યાં બાવળ ને ક્યાં જાય,‡
ક્યાં વાયસ ને ક્યાં પોપટી, એ જાન આવી સર્વે ફોકટી.
શોધ્યા વિના વર ક્યાંથી મળે ? માબાપ વિભૂતિ§ દેખી ઢળે;
એ જોડી જોઈ કાળજ બળે, બાધ્યું રત્ન વાયસને ગળે.
શ્રીકૃષ્ણ યોગ્ય છે એ સુંદરી, શિશુપાળ નિર્મુખ જાજો ફરી,
એમ કહેતી પ્રજા પુરમાં ગઈ, બેઠો શિશુપાળ સાંતરો થઈ.
ઘણું નાહાયો મિથ્યા નાખ્યું જળ, મિથ્યા કર બાંધ્યું મીંઢળ;
વરની ફોઈ આવી વહાલે, કાજળ ટપકું દીધું વરને ગાલે;
ડાહી કાકી માસી દે શિક્ષા, તમો પાસે રાખજો લોહ રક્ષા.

વલણ

રક્ષા કાંઈ પાસે રાખજો, સગાં દે શિક્ષાયરે;
સોલ શૃંગાર સજી રુક્મિણી, અંબિકા પૂજવા જાયરે.

## કડવું ૧૬૪ મું–રાગ ગોડી દેશી સજની

વૈદર્ભી પૂજવા જાય, દેવી અંબાને;
વાજે વાજાં મંગળ ગાય, દેવી અંબાને.
વર વરવા વૈકુંઠરાય, દેવી અંબાને–ટેક.

મંજન મંદન ચીર ને ચોસર, પહેરી નવસર મુક્તા માળજી;
કપોળ કેસર કુંકમ મૃગમદ‖, કાજળ નયણે વિશાળ–દે૦
ગળુબંદ બાજુબંધ ચુડલો કંકણ, સાંકળી વીંટી છાપજી;
ક્ષુદ્ર ઘંટાળી નેપુર અણુવટ, શણગાર્યું લક્ષ્મીએ આપ–દે૦
લીધી સાહેલી મનમાની સાથે, વાગે ભેર મૃદંગ નિશાણજી;
બેહેનડ ચાલી પૂજન કરવા, થયું ભ્રાત રુક્મિને જાણ–દે૦
જરાસંધ શિશુપાળે જાણ્યું, એ કન્યાનો છે નેમજી;
પાણિ ગ્રહણ નહીં કરે પૂજ્યા વિના, ઈચ્છે વરને કુશળીક્ષેમ–દે૦
મંત્રીને શિશુપાળ કહે, મૂકાવો કન્યાની કુટેવજી;
તમો અમારી થઈ પટરાણી, તો હવે શા પૂજવા દેવ ?–દે૦
પ્રતિઉત્તર પ્રધાન કહે છે, આવ્યા યાદવ આણે કારણજી;
શિશુપાળ બીહીનો રામકૃષ્ણથી, નીસરી નવ શકી નાર–દે૦
અચુત યોદ્ધાને આજ્ઞા આપી, રાણીનું રક્ષણ કરજોજી,
કુળ દેવીની સેવા કરાવી, શીઘ્રે પાછાં વળજો–દે૦

વલણ

શીઘ્રે ફરજો યત્ન બહુ કરજો, સુભટ સાથ તત્પર થયોરે;
જાતી વાળવા બેનને, ભ્રાત રુક્મિ રોષે ગયોરે.

## કડવું ૧૬૫ મું–રાગ ગોડી

ભ્રાત રુક્મિ કહે ક્યાં જાય છે, અલબેલડી વેહેલીરે;
એ કોણે શીખવી કુટેવ, બેનલડી ઘેલીરે. ૧
સ્વેચ્છાએ ઉઠી નીસરી, અલબેલડી વેહેલીરે;
આ માણસને શ્યા દેવ, બેનલડી ઘેલીરે. ૨
માત તાત ભ્રાત જાણે નહીં, અલબેલડી વેહેલીરે;
તું તેર વરસનું બાળ, બેનલડી ઘેલીરે. ૩
નિર્લજ્જ સ્વભાવ જો જાણશે, અલબેલડી વેહેલીરે,
તો ફરી જાશે શિશુપાળ, બેનલડી ઘેલીરે. ૪
તું કઠિણ સમો નથી જાણતી, અલબેલડી વેહેલીરે;
નવ કાઢિયે બાહેર પાગ, બેનલડી ઘેલીરે. ૫
રામ કૃષ્ણ ચોર બે આવિયા, અલબેલડી વેહેલીરે;
નથી નીસરવાનો લાગ, બેનલડી ઘેલીરે. ૬
પ્રથમ વરો શિશુપાળને, અલબેલડી વેહેલીરે;
તસ્કર છે યાદવ રાય, બેનલડી ઘેલીરે. ૭
પછે સુખે અંબાને પૂજજો, અલબેલડી વેહેલીરે;
આજ બેસી રહો ઘર માંય, બેનલડી ઘેલીરે. ૮
હાસ્ય કરી વદ્યાં, રુક્મિણી, સુણ વીરારે;
તું જેવા જેના ભ્રાત, વિદર્ભ કુળ હીરારે. ૯
શિશુપાળ જરાસંધ ગામમાં, સુણ વીરારે;
મુને કોણ અડાડે હાથ, વિદર્ભ કુળ હીરારે. ૧૦
તારાં આયુદ્ધ પરાક્રમ લાજશે, સુણ વીરારે;
જો હું નહીં નીસરું બહાર, વિદર્ભ કુળ હીરારે. ૧૧
તુંને લૌકિક લાંછન લાગશે, સુણ વીરારે;
તું બાંધવ આપ વિચાર, વિદર્ભ કુળ હીરારે. ૧૨

વલણ

વિખાણ પોતાનું સાંભળી, ગર્વે ફૂલ્યું ગાત્રરે;
જા ભયવિના બાઈ તું પૂજવા, છે રામકૃષ્ણ કોણ માત્રરે. ૧૩

ઇતિ શ્રી ગુર્જર કવિ શિરોમણી ભટ્ટ પ્રેમાનંદકૃત શ્રીમદ્ભાગવત દશમસ્કંધ પદબંધ સમાપ્ત.

* મર્યાદા વગરના † પાડો ‡ જાયનું ફૂલ-કોમળતા રાખનારી. § રિદ્ધિ સિદ્ધિ ‖ કસ્તુરી

: સૂચના—કવિ શિરોમણી પ્રેમાનંદ ભટ્ટે આટલે સુધી કવિતામાં દશમસ્કંધ ભાગવત રચ્યા પછી તેનો કાળ પાસે આવી પહોંચેલો જણાય છે. આપરથી એ કવિએ પોતાના ચાર શિષ્યોને દશમસ્કંધનો બાકીનો ભાગ પૂર્ણ કરવાનું કહ્યાથી સુંદરને તે કાર્ય માટે યોગ્ય ગણ્યો,* ને તેણે ત્યાંથી બાકી રહેલો ભાગ પૂર્ણ કીધો છે.

એપરથી તકરાર એવી ઉઠી છે કે, પ્રેમાનંદે કયાં સુધી કીધું છે ને સુંદર મેવાડાએ કયાંથી શરુ કીધું છે? ત્રેપનમાં અધ્યાયના ૧૫૭, ૧૫૮, ૧૬૧ કડવાંમાં પ્રેમાનંદની મહોર છાપ છે, ને બાકીનાં કડવાંમાં તે નથી; અર્થાત્ આટલું તો નક્કીપણે કહી શકાય કે ૧૬૧ કડવાં સુધી પ્રેમાનંદકૃત કાવ્ય છે. તે પછીનાં ચાર કડવાં એટલે ૧૬૨ થી ૧૬૫ સુધીનાં કડવાંમાં કોઇપણ સ્થળે પ્રેમાનંદની છાપ નથી, પરંતુ તેમ તો બાવનમા અધ્યાયનાં કેટલાક કડવાંમાં પણ છાપ નથી, અને ઓખાહરણ, નળાખ્યાન વિગેરે એ કવિનાં બીજા કાવ્યમાં કેટલેક સ્થળે છાપ મારી નથી, પરતુ ભાગવતમાં સર્વ સ્થળે છાપ છે, તો આટલાં કડવાંમાં કેમ નહિ? ધારી શકીએ છીએ કે કવિની તબીયત સારી નહિ હોય તેવા વખતમાં આ કડવાં લખાયલાં હોવાં જોઇયે.

સુંદરે જેટલું કાવ્ય લખ્યું છે તે સર્વ એક જ દેશ ને એક જ કડવાંમાં લખ્યું છે ને પ્રેમાનંદે તો જુદા જુદા રાગ-રાગણીમાં લખ્યું છે ને અધ્યાયો ઘણા કડવાંમાં પૂર્ણ કીધા છે. તેજ પ્રમાણે આ ત્રેપનમા અધ્યાયના છેલ્લા પાંચમાનાં ચાર કડવાં જણાય છે.

વળી બાનીની ભભક, રસાલંકારનો ઝગારો એ ચારે કડવાંમાં પૂર્ણપેરે જ જણાય છે. કડવાંનો પ્રારંભ પદ્યરચના શબ્દાર્થ ઉપયોગ–જેવા કે ક્ષુદ્રઘંટાળી, બેહેનડ, અલબેલી વહેલી, લૌકિકલાંછન ઇત્યાદિ–પ્રાસની રચના ને કાવ્યની સર્વ ઘટના ૧૬૬ મા કડવાથી તદ્દન નિરાળી પડે છે. કાવ્ય વર્ણન પણ પૂર્ણ પેરે જ ભભકતું ને શોભતું ચિતર્યું ચોરતું ૧૬૨ થી ૧૬૫ સુધી જણાય છે. સુંદરમાં બાનકની બલિહારી જ નથી, ને એ ૧૬૬ મુ કડવું તદ્દન જુદું જ પડતું જણાય છે એટલે આ ૧૬૫ મા સુધીની સર્વ કૃતિ પ્રેમાનંદની નિર્વિવાદિત ઠરે છે.

સુંદરનાં રચેલાં ૧૬૬ મા કડવામાં ખુલ્લું જણાય છે કે, પ્રેમાનંદની રચના નથી જ. એ કડવામાં પ્રાસ રચના કંઇક નવીન છે. બીડ સામા બીડીક, ધુમ્રકેત સામા તતખેવ, આવી સામા દેવી, દાસે સામા કીજે, વનમાળી સામા તમારી, ઇત્યાદિ પ્રાસ પ્રસંગ પ્રેમાનંદમાં કવચિત જ જણાય છે તે આમાં ઠામઠામ દર્શન દે છે. વળી પ્રેમાનંદની હંમેશની છાપ "રામચરણકમળ મકરંદ, લેવા ઇચ્છે પ્રેમાનંદ" તે તુક ૧૬૬ માને અંતે બદલાઇને "પ્રભુના ચરણકમળમકરંદ, લેવા ઇચ્છે દાસનાં મન" એમ ફેરફાર થયો છે, જેવો ફેરફાર પ્રેમાનંદમાં કોઈ પણ સ્થળે થયો જણાતો નથી. સુંદર પોતે પણ લખે છે કે "અધ્યાય બાવનથી અધુરોરે હરિકૃપાએ થયો પૂરોરે," એટલે આ નવાં કડવાંના પ્રારંભથીજ પ્રેમાનંદનું કાર્ય સમાપ્ત થયું છે, ને સુંદરનું શરુ થયું છે. ૧૬૬ મુ કડવું જેવું નિરસ છે તેવું પ્રેમાનંદના કોઈ પણ કાવ્યમાં નથી, તો પછી આ હરિકાઇના કાવ્યમાં નિરસ, નિસ્તેજ તો કયાંથી જ હોય? જો કે સુંદરનાં સર્વ કડવામા આ કડવું શ્રેષ્ઠ છે, તો પણ મને પોતાને તો વિપ્ર વલ્લભ કરતાં પણ એ કડવું નિર્માલ્ય જણાય છે એમ બેધડક કહી શકું છું.

ઇચ્છારામ સૂર્યરામ દેશાઈ

* આ સબંધમાં અને કવિ પ્રેમાનંદના પહેલી વારના રચેલા ભાગવત વિષે પ્રસ્તાવનામા કરેલો ખુલાસો વાંચવા વિનતિ છે
નટવરલાલ ઇચ્છારામ દેશાઈ

# શ્રીમદ્ ભાગવત

## (પ્રેમાનંદશિષ્ય ધનદાસસુત સુંદર મેવાડાકૃત—પદબંધ)

કડવું ૧૬૬ મું–રાગ મારુની દેશી ચાલતી–કંઈક ફેર.
દશ સહસ્ર સુભટ સાહેલીરે, કરવા રક્ષણ પૂંઠે મેલીરે;
પંચ શબ્દ છંદસું વાજેરે, પુંઠે ધૂપ અગર બહુ રાજેરે.
ધરી ધ્યાન શ્રીકૃષ્ણનું મનરે, ચાલ્યાં રુકૃમિણી દેવી પૂજનરે;
પૂજા સાજ સખીકર થાળરે, રુકૃમિણી ચાલે ગજગતિ ચાલરે.
ઋષિપત્ની સંગે બહુ નારીરે, મળી મંગળ ગાયે બાળીરે;
ધર્યું મુન્ય તે દરશન કાજરે, કાર્ય કરવા ઇચ્છે શ્રી મહારાજરે.
ચોહો પાસથી ચમર ઢળાયરે, છડીદાર સખી સાતસો જાયરે;
યશ યાચક ગાંધર્વ ગાનરે, નાચે અપ્સરા સહસ્ર સમાનરે.
નગ્રદ્વાર* તજી આવ્યાં બહારરે, શોભા પરમ મનોહર સારરે;
થઇ માર્ગમાં બહુ ભીડરે, રામકૃષ્ણની બહુ બીહીકરે.
જાન લોક સંગ રખવાળરે, ધર્યાં આયુધ મહા વિકાળરે;
એવી રીતે રુકૃમિણી આવેરે, જ્યાં દેહેરું અંબાજીનું કહાવેરે.
પાગ પખાળી કીધું આચમનરે, આવી ભવાનીને લાગ્યાં ચરણરે;
સખી શીખવે પૂજા સારરે, ધૂપ દીપ નૈવેદ્ય પ્રકારરે.
સિંદુર ચરચીને પુષ્પે વધાવેરે, રત્ન જ્યોતિના કીધા દીપરે;
મુન્યવ્રત મૂક્યું પછી ત્યાંયરે, પૂજા કરી માંગે વર કૃષ્ણરાયરે.
રુકૃમિણી સ્તુતિ કરે છેઃ–
પાર્વતી ભવાની નામરે, પરિવારને કરું પ્રણામરે;
મૂળ પ્રકૃતિ માયા તારીરે, નવાં રૂપ અનંત હું વારીરે.
માને આજ્ઞા બ્રહ્મા દેવરે, ચોસઠ જોગિણી કરે તારી સેવરે;
મહિષાસુરમર્દિની માતરે, મધુ કૈટભ હણી કીધા નિપાતરે.
ચંડ મુંડ ને ધૂમ્રકેત રે, શુંભ નિશુંભ માર્યા તતખેવરે;
છપ્પન કોટિ રૂપ ધર્યાં કામરે, માટે ચામુંડા પડ્યું નામરે.
અનંત રૂપ ના આવે થાગરે, ભુલ્યા જોગેશ્વર ઋષિ રાયરે;
અંબા નવ દુર્ગા સપ્ત સિંગીરે, હિંગળાજ ને જ્વાળામુખીરે.
ભદ્રકાળી આશાપુરી નામરે, જોગમાયા અષ્ટભુજા જાણરે;
બ્રહ્મ ચંડી ને તુળજા દેવીરે, મહા માયા ટાળે દુઃખ એવીરે.
બ્રહ્મા આસુરી† વેશ વળી જાણરે, હણ્યા દૈત્ય મહા બળવાનરે;
હેમતનયા‡ જોગેશ્વરી નારીરે, ઘણું શું કહું જુઓ વિચારીરે.
કૃષ્ણ આવ્યા છે અહિં જાણીરે, મુને ક્યારે મળે કલ્યાણીરે;
મેઘશ્યામ છે તેનો વર્ણરે, મુગટ કુંડળ કેશ કર્ણરે.
અંબા આપો એ વર નામરે, એનું હું ધરું છું ધ્યાનરે;
સ્તુતિ કરીને લાગ્યાં પાયરે, થયા ત્યાં થકી પછી વિદાયરે.

* પોળ; કોટનો દરવાજો. † દૈત્યોના જેવા.
‡ હિમાલયની પુત્રી પાર્વતી.

સખી સમાણી મળી ગાયાં ગીતરે, દેવી અંબાને પ્રસંનરીતરે;
બ્રહ્મનારીની* પૂજા સારરે, આપ્યાં રત્ન ભૂષણ હારરે.
કરી પૂજન બાહેર આવીરે, પછે વહેંચ્યો પ્રસાદ દેવીરે;
થયાં તત્પર મંદિર જાવારે, રુકૃમિણી કહે કૃષ્ણ ન આવ્યારે.
ભાળે અરું પરું હરિ નવ દીસેરે, ચિંતા મનમાં હવે શું કીજેરે;
રંમ ઝંમ તે નેપૂર વાયેરે, સખી કર ગ્રહી ચાલ્યાં જાયેરે.
શું વિખાણું કાવ શણગારરે, પોતે લક્ષ્મી તેજ અંબારરે;
કોટિચંદ્રની જ્યોતિ છે કાંતિરે, દિશાઉજ્જ્વળ જગમગ થાતીરે.
દેખી રૂપને બીજા રાયરે, તતક્ષણ થયા મૂર્ચ્છાયરે;
પડ્યા ગજ હય રથથી ભોમરે, તેની ગઈ સુધ ને શાનરે.
રુકૃમિણી વિચારે મંનરે, એવે 'આવ્યા મધુસૂદનરે;
કર ઉંચો કરી જુએ વાટરે, ક્યારે આવશે વિશ્વનાથરે.
મારી બાંહ્ય ગ્રહીને લીજેરે, મનવાંછિતનાં સુખ દીજેરે;
સિંહનું ભક્ષ જેમ જંબુક† પામેરે, હું છું ભાગ તમારે નામરે.
શિશુપાળનું મુખ ત્રોડીરે, લઈ જાઓ કાં થાઓ ખોટીરે;
કરો વિલંબ કાં વનમાળીરે, હું તો જોઉં છું વાટ તમારીરે.
તમને પત્ર લખ્યું હતું એવુંરે, દેહેરે આવજો ઘણું શું કેવુંરે;
બીજો વર નથી વરવો સ્વામીરે, મારે તમ વિના અંતરજામીરે.
જન્મ જન્મની હું છું તમારીરે, હવે કાં મૂકો નાથ વિસારીરે;
વહેલા આવજો સારંગપાણિરે, લેજો વિનતિ છેલ્લી માનીરે.
નહિતર દેહ કરીશ હું ત્યાજરે, ત્રિકમ તમ કારણ આજરે;
લક્ષ્મીની વિનતિ જાણીરે, પોતે આવ્યા પુરુષ પુરાણીરે.
રથે ઉજ્વળ ઘોડા ચારરે, એવો રથ દીઠો તેણીવારરે;
દેખી રૂપને લજ્જા પામીરે, હરખ થયો દીઠા જવ સ્વામીરે.
મોહ પામી બીજી ઘણી નારીરે, જ્યારે દીઠા શ્રીગિરિધારીરે;
મધ્યાહ્ન સમે અભિજીત મુહૂર્તરે, કર્યું હરણ કન્યાનું તુર્તરે;
કર ધરી બેસાડ્યાં રથેરે, અશ્વ હાંક્યા માર્ગના પંથેરે;
સહુ જોઈ રહ્યા રણધીરરે, લેઈ જાયે હરિ મહા વીરરે.
ડગમગ જુએ પણ કાંઈ નવ ચાલેરે, તેની આગળથી રથબાળેરે;
જયજયકાર વદે સુરજનરે, આનંદ દુંદુભિ વાગ્યાં ગગનરે.
નાચે નારદ વેણુધારીરે, તુંબર‡ કહે યુદ્ધ હોશે ભારીરે;
સહુ યાદવસું બળદેવરે, આવી મળ્યા પ્રભુને તતખેવરે.
ચતુરંગિણી સેના સારરે, શોભા શી કહું તેની અપારરે;
ગજ ઉપર દુંદુભિ વાજેરે, યુદ્ધ ઇચ્છા હોય તે આવેરે.

* બ્રાહ્મણોની સ્ત્રીઓ. † શિયાળ.
‡ સંગીત વિદ્યાનો શિરોમણિ તુંબરુ મુનિ.

દમ ઘોષ જરાસંધ રાયરે, શિશુપાળ આદે સજ થાયરે,
સિંહની આગળથી મૃગ જાયરે, વેગે ધાઓ કહે રાણા રાયરે.
ધિક્ ધિક્ આપણા લોકરે, ધર્યાં આયુધ તે સૌ ફોકરે,
સહુ દેખતાં એ ગોવાળરે, કન્યા હરી ગયો ગોપાળરે.
શું બેઠા ગઈ છે શુદ્ધરે, સર્વ મળીને કીજે યુદ્ધરે,
ચઈ આજ્ઞા રાયની જાણીરે, મળ્યું દળ પંચાણું અક્ષૌહિણીરે.
થયા તત્પર રાણા રાયરે, મેઘાડંબર છત્ર ધરાયરે,
કવચ ટોપ સજ્યાં હથિયારરે, રણતૂર પંચ શબ્દ બહુ થાયરે.
ધજા ફરફરે ગજ નિશાનરે, ધ્રુજે ધરા કાંપ્યા ઇશાનરે*,
યુદ્ધ યાદવસું હવે થાશેરે, તે આગલા અધ્યાયે કહેવાશેરે.
શુકદેવ કહે સુણ રાયરે, હરિગુણનો ના આવે પારરે,
પ્રભુનાં ચરણકમળ મકરંદરે, લેવા ઈચ્છે દાસનાં મંનરે.
અધ્યાય બાવનથી અધૂરોરે, હરિકૃપાએ થયો પૂરોરે,

વલણ

હરિ કૃપાએ થયો અધ્યાય પૂરોરે, ત્રેપનમો એ પ્રમાણરે,
ધનદાસના સુત શુભ કહે, સુંદર મેવાડા નામરે.

ઇતિ શ્રીમદ્ભાગવતે દશમસ્કંધે રુક્મિણીહરણ નામ
ત્રિપંચાશત્તમોઽધ્યાય. ॥ ૫૩ ॥

---

## અધ્યાય ૫૪ મો†

### કડવું ૧૯૭ મું–રાગ સામેરી

શુકદેવ કહે સુણ રાયરે, લક્ષ્મીપતિનો વિવાહરે;
શ્રોતા ભજીએ નિશદિન‡ રામરે, અંતે આવે એજ તો કામરે
મોટા યોગેશ્વર ધરે ધ્યાનરે, હરિજન ગાયે હરિગુણ ગાનરે,
માધવરાય સરખા કહીએ અરિરે, તેનો મદ ટાળે હળધર હરિરે.

ઢાળ

મદ ટાળશે હળધર હરિ, એ કહું કથા ભાવે કરી,
પુંઠે જરાસંધ શિશુપાળનું, દળ આવે છે વેગે કરી ૧
દંતવક્ત્ર પુંડરિક શાલવ, સંગે આવે છે ધસ્યા;
પર્વણિએ દધિવેળ§ આવે, તેમ આવે દશે દશ્યા. ૨
કો ગજ ચડી કો અશ્વ ચડી, કો રથે બેસી પાળા બહુ;
ખડ્ગ કરમા ઉઘાડાં લઈ, જેમ દામની‖ ચમકે સહુ ૩
રુક્મિણી કહે પ્રભુ મુજ માટે, થશે શ્રમ તમને આ સમે,
શ્રીકૃષ્ણ કહે કાં ચિંતા કરો, એ દુષ્ટને હણશું અમે. ૪
બળિભદ્ર આગળ નવ ઠરે, મહારથી¶ યોધા અતિરથીડ,
બીજાનો શો આશરો, માટે કલ્પના તજો સતી. ૫
સૈન્ય આવ્યું શિશુપાળનું, માર માર મુખથી એમ વદે,
તસ્કરની* પેરે અરે યાદવ, કન્યા તે કેમ લઈ ચળે.† ૬
આખર નંદ આહિરનો સુત, શૂર હોએ સન્મુખ વઢે,
કપટ વેશે હરણ કરી ગયો, કોણ માર્ગમાં એ ઘટે. ૭
વકાર્યાં શૂર થયા સામા, શ્રીગદ ને બળદેવ વ્હડે,
અજ્ઞાની નથી જાણતા, જે આવી દીપે પતંગ પડે. ૮
સત્તરવાર નાઠો જરાસંધ, કહેતાં શું લજ્જા નહીં,
વળી હોંસ મનમાં કાં કરે, સંગ્રામ માટ આવ્યો અહીં. ૯
બાણના વરસાદ વરસે, યાદવના સૈન્યને વિષે,
બળિભદ્ર આદે સર્વ યાદવ, થયા તત્પર યુદ્ધવિષે. ૧૦
ખડ્ગ ચર્મ ત્રિશૂળ કરમાં, ઉડે બાણ દારુણ ઘણા;
ગદાને સાંગ ને નાળ ગોળા, પડછંદે‡ ધ્રુજે ધરા. ૧૧
મૃગટોળામાં કેસરી, જો એક હોએ તો મણિ,
યાદવ કહે તમો વળો પાછા, ફોકટ મરો છો શ્યા ભણી ૧૨
પાછી પાની§ નવ કરે, વીર વઢે સામા થઈ,
ધૂળના ધુમ્રકોટ ઊડે, ગગન પરસ§ કરે જઈ. ૧૩
સંગ્રામ કરતા હળધર જીત્યા, હળ મુસળે માર્યા સહુ;
રુધિરની સરિતા‖ વહી, પડ્યા શૂર પૃથ્વીપર બહુ. ૧૪
ભૂત ભૈરવ યોગિણી, તે તૃપ્ત મન પામ્યાં ઘણું;
યશ ગાય યદુરાયનો, ત્રૈલોક્યમાં જેણે સુણ્યું. ૧૫
વઢતા વીર જે ઊગર્યા, તે નાસી તો ત્યાંથી ગયા;
સૈન્ય નાઠું શિશુપાળનું, દેખી જરાસંધ વિસ્મે થયા. ૧૬
યાદવ સૈન્યમાં નિશાણ વાજે, ગર્જના હોયે ઘણી,
શ્રીકૃષ્ણ રુક્મિણી સંગ છે, ત્યા સદા જય વધામણી. ૧૭
શિશુપાળને આવી મળ્યો, રાય જરાસંધ મારગ વિષે;
દમઘોષ આદે બિજા યોધા, મળ્યા અન્યોન્ય મહાદુઃખે. ૧૮
સમજાવે શિશુપાળને રાય, જરાસંધ તેડી કરી,
ક્ષત્રિ કેરા ધર્મ છે, કોવાર હારીએ જીતીએ ફરી. ૧૯
સત્તરવાર હું નાઠો હુતો, જીત્યો વાર અઢારમી,
હરખ શોક કંઈ મારે નથી, એ વાત સહુને મન ગમી. ૨૦
કાષ્ઠ પુતળી જેમ નચાવે, તેમ નાચે જાણો સહુ;
અદૃષ્ટ હાથે સર્વ છે, એ શોચનાં ટાળો બહુ. ૨૧
કુશળ છે તો એવી કન્યા, મળશે રાય તમને ફરી,
સમજાવી શિશુપાળને, દેશ ગયા મુખ નીચું કરી. ૨૨
રુક્મિને તવ જાણ થઈ જે, કન્યા હરી ગયો આહિર,
ડાહાલ દેશના રાય સર્વે, ગયા પોતાને ઘેર. ૨૩
સુણી ભીમક મન આનંદ પામ્યો, પુત્રીનું ભાગ્ય તો ફળ્યું;
શ્રીકૃષ્ણ વર સર્વને ગમે, રુક્મિ વિના સહુ કહે થયું ભલું ૨૪
એવું સાંભળીને રુક્મિ તપ્યો, ક્રોધસું વાણી ઓચરે,
ગોવાળો ગોપાળ એ કેમ, બેન મારીને વરે. ૨૫
હું તો ખરો યુદ્ધ કરી લાવું, બેન મારીને સહી;
નહિ તો નગર પ્રવેશ નવ કરું, હાસો જો આવું ફરી. ૨૬

---

* ઇશાન એટલે—ઇશાન દિશાના પતિ રુદ્ર પણ આ ઠેકાણે દિગ્પાલ.
† આ ચોપનમા અધ્યાયમા શ્રીકૃષ્ણે શત્રુના પક્ષના રાજાઓને હરાવી, રુક્મિને વિરૂપ કરી દ્વારિકામા રુક્મિણીનું પાણિગ્રહણ કર્યું તે કથા છે ‡ રાત્રિ દિવસ. § દધિવેળ એટલે સમુદ્રના જળમાંની મોજા–ભરતી ‖ વીજળી. ¶ રથવાળી સેનાનો અધિપતિ ડ ઘણા રથવાળા સૈન્યનો પતિ

* ચોરની † જય. ‡ પડઘા. § સ્પર્શ. ‖ નદી.

એમ કહીને દીધું દદામું*, યોધા સહુ ટોળે મળ્યા,
એક અક્ષૌહિણી સૈન્ય સંઘાથે, આવી યાદવસું વઢ્યા. ૨૭
શસ્ત્ર અસ્ત્ર પરસ્પરે, યુદ્ધ બહુ પેરે થયું;
રુકમિ કુંવરનું સૈન્ય સર્વે, યાદવ આગળ નવ રહ્યું. ૨૮
રુકમિણી શ્રીકૃષ્ણનો, તવ રથ દીઠો મહા મણિ;
કનક રત્નમય જડિત છે, ઘણી શોભા શી કહું તે તણી. ૨૯
તેજપુંજ† પ્રકાશ દીસે, લક્ષ્મી વર બેઠા છે જ્યાંહાં;
તે દેખી રુકમિએ આવી, બાણ ત્રણ હાથે ગ્રહ્યાં. ૩૦
ધૂતારા ઠગ વિદ્યા કરી તેં, જિતિયા ભુપ મહાબળી;
હવે પરાક્રમ જોઉં હું તારુ, આવ મુજ સામો વળી. ૩૧
યાચક ગુણીજન ભિક્ષા માટે, વણ તેડ્યા યાચે જ્યાંહાં;
તેમ આવ્યા નેહોતરા પાખે, લજ્જા નહીં તમને ત્યાંહાં. ૩૨
યાદવ કુળમાં ચોર તું, કેમ વાયસની પેરે પળે લઈ;
એમ કહીને બાણ નાંખ્યાં, શ્રીકૃષ્ણ ઉપર રુકમિએ સહી. ૩૩
આવતાં રુકમિણી કંથે, બાણ ત્રણ કટકા કર્યાં;
પછે બાણ પંદર રુકમિયા પર, શ્રીકૃષ્ણજીએ તો ધર્યાં. ૩૪
બાણ છ રુકમિયા ઉપર, ચાર ચાર ઘોડા સહી;
બે બાણે સારથિ હણ્યો, ધજા રથ છેદ્યાં જઈ. ૩૫
રથ ભાંગ્યો મૂર્છી વળી, રાય બીજે રથ બેઠો જઈ;
પાંચ બાણ રુકમિએ નાંખ્યાં; શ્રીકૃષ્ણજી ઉપર કસી. ૩૬
તે હરિએ આવતાં ભાંજીયાં, એમ અનેક અસ્ત્ર આવી પડે;
હથિયાર તેનાં સર્વે ખૂટ્યાં, યુદ્ધ કરે પછે શ્યા વડે. ૩૭
ખડ્ગ લેઈને રથથી હેઠો, ઉતર્યો પૃથિવી ઉપરે;
વિચાર્યું એને હણું ત્યારે, કારજ મારું તો સરે. ૩૮
શ્રીકૃષ્ણજી ઉપર નાંખવા, એમ આવીઓ મંદમતિ;
તે ખડ્ગ છેદ્યું આવતું, છે એવા શ્રીકમળાપતિ. ૩૯
શ્રીકૃષ્ણજીએ ખડ્ગ લીધું, રુકમિને ત્યાં મારવા;
રુકમિણીજી પાગે પડ્યાં સ્વામીએ કરવી દયા. ૪૦
મુજ ભ્રાતને મારવો નવ ઘટે; એ જીવતદાન દિયો મુને;
કલંક આવે મુજને સ્વામી, ત્રૈલોક્યમાંહિ જે શુણે. ૪૧
રાક્ષસનો એ અંશ પૂર્વે, વિચાર્યું મનમાં રહી;
રુકમિણીનું કહ્યું માન્યું, આગળ એ હણવો સહી. ૪૨
તતક્ષણ તેને બંધન કીધો, ખડ્ગે ભદ્ર‡ કર્યું જઈ;
અર્ધ મુચ્છ ને અર્ધ ડાઢી, પાટા મસ્તક પાડ્યા સહી. ૪૩
પછવાઈ કરીને રથે બાંધ્યો, શોભા રુકમિની ગઈ,
એટલે હળધર આવિયા, આ શું કામ કર્યું ભાઈ. ૪૪
આપણા એ સગા વહાલા, વેહેવાઈ કહીએ શિરોમણિ;
એને તમે કેમ રથે બાંધ્યો, બુધ તમારી કોણે હણી. ૪૫
રુકમિણી મન લજ્જા પામ્યાં, ભાઈનું દુઃખ અતિ ધરી;
વળી જ્ઞાનદૃષ્ટિએ વિચારી, મનથી ચિંતા પરહરી. ૪૬
બળિભદ્ર આવી સમજાવે, તમો દુઃખ મા ધરશો સતી;
તમારે સહુ સમદૃષ્ટ છે, વળી એને એ અદકાં નથી. ૪૭
એણે આવતાં ત્રણ બાણ મૂક્યાં, શ્રીકૃષ્ણજી ઉપર કહું;
એ રુકમિને નવ ઘટે, તમો વિચારીને જુવો વહુ. ૪૮
એજ એનું કીધું પામ્યો, દોષ કોઇને દેવો નહીં;
સમાધાન કરી કૃષ્ણ પાસે, આવી હળધર કહે સહી. ૪૯
ઉગ્રસેન ઠપકો દેશે જે, બળિભદ્ર શું હુતા નહીં;
રાઢ એવડી શે વધારી, શું કહેશું રાયને જઈ. ૫૦
માટે છોડી મૂકો રુકમિને, તમે માનો એ મારું કહ્યું;
જેવું કીધું તેવું એ ફળ, પામ્યો છે શિક્ષા બહુ. ૫૧
બળિભદ્રની આજ્ઞા માની, છોડિયા રથથી રથી;
લજ્જા ગઈ છે રાયની, પણ શું કરે ચાલતું નથી. ૫૨
સમજાવે બળિભદ્રજી, ત્યાં રુકમિને તો કહે ફરી;
હાર જીત એ ધર્મ ક્ષત્રીનો, ચિંતા મનથી કરો પરી. ૫૩
ત્યાંથકી રુકમિએ આવી, બીજું પૂર* વસાવિયું;
નગ્ન ભોજકટ† નામ તેનું, પોણ કર્યું માટે અહિં રહ્યું. ૫૪
વિદર્ભ દેશ રાય ભીમકને ઘેર, રુકમિ તો ફરી નવ ગયો;
હવે મુખડું હું શું દેખાડું, લજ્જાએ શરમિંત થયો. ૫૫
યાદવ જાનમાં નિશાણ વાજે, જિત્યાનાં દુંદુભિ હોય સુખે;
નમો નમો જય શબ્દ થાયે, પાંચજન્ય‡ વાજે મુખે. ૫૬
ત્યાં થકી સર્વે જાન ચાલી, શ્રીકૃષ્ણ રુકમિણી મહાપ્રભુ;
મૂળ માધવપૂર§ આવી, ઉતર્યાં શોભા બહુ. ૫૭
યાદવકુળમાં શ્રીકૃષ્ણજી, પ્રતાપ જેનો છે ઘણો;
ભેટ લેઈ દેશ દેશના ભૂપ, મળ્યા જેણે શ્રવણે સુણ્યો. ૫૮
રત્નાકર‖ બ્રહ્મવેશે આવી, નમ્યા પ્રભુને પ્રીતે જઈ;
શ્રીકૃષ્ણ કહે અમ વિવાહ અર્થે, પવિત્ર ક્ષેત્ર દીજે મહી¶. ૫૯
સમુદ્ર કહે સ્વામી સૃષ્ટિ તમારી, આજ્ઞાએ વિધિ લખે;
શેષ ઇન્દ્ર દિગપાળ સર્વે, આવી તમને નમે પગે. ૬૦
હું તો છું આજ્ઞાકારી, સદા સેવક શ્રીપતિ;
એમ કહી એક યોજન આપ્યો, ગયો રત્નાગર ખસી. ૬૧
મંડપ વિવિધ વિશાળ મણિમય, વિશ્વકર્માએ કર્યું સહુ;
સામગ્રી વિવાહતણી, તે કરી તત્પર ત્યાં બહુ. ૬૨
વિવિધ પેરની રચી રચના, ચંદ્રવા ગોતી ઝાલરું,
ગલીચા જાજમ તકીયા, કીનાતે ચિત્ર શોભા બહુ. ૬૩
રુકમિણી કહે સ્વામીને, એક મનોરથ છે શ્રીપતિ;
માતપિતા તો મારાં નથી, કેમ વિવાહ કરશો એ વિનતિ. ૬૪
પત્ર લખી રાય તેડાવ્યા, તે આવ્યા છે બહુ રિધ લઈ;
વસુદેવ દેવકી આદે સહુકો, મળ્યું છે ત્રૈલોક્ય અહીં. ૬૫
મંડપ ને ગણપતિ પૂજન, કંકણ બાંધ્યાં હરખસું;
ગર્ગાચાર્યજ્ઞ· ગોર કહે, તેમ કરે કુળાચારસું. ૬૬

* નગારું. † દગલો.
‡ તરવારે કરીને માથું મુંડન કીધું—હજામત કરી

* નગર; શહેર. † જે જગ્યાએ વિરૂપ કર્યો ત્યાં જ તેણે તે નગર બાંધ્યું. ‡ શ્રીકૃષ્ણનો એ નામનો શંખ. § દ્વારકા.
‖ સમુદ્ર; લક્ષ્મીનો પિતા માટે. ¶ પૃથ્વી; જમીન.

ગ્રહશાંતિ કરીને દાનદક્ષિણા, વિપ્રને આપે ઘણી,
મિષ્ટાન્ન ભોજન સર્વેને, ગત દિવસ શોભા બની. ૬૭
પંચશબ્દ નિશાન વાજે, લગ્ન દિવસ આવ્યો સહી;
કલવો ભીમકે મોકલ્યો, કરે રીત પરણ્યાની કહી ૬૮
વરઘોડે સહુ સાથ તેડ્યા, તે મળ્યા મંડપમાં સહુ;
તેલ ફુલેલ અરગજા લેપન, સુગંધ બેહેકે છે બહુ. ૬૯
કર્યાં કેસર છાંટણાં, આપ્યાં પાન શ્રીફળ શ્રીહરિ;
સાંબેલા કંઈ સહસ્ર આગળ, અવર જન બીજા વળી. ૭૦
કોટી કંદર્પ* રૂપ લાવણ્ય, તેજધામ કહીએ પ્રભુ;
કામિની દિગ્મૂઢ થયાં છે, દેખી રૂપ પ્રસન્ન સહુ. ૭૧
અશ્વ મહામૂલ જડિત સાજે, બેઠા છે ત્રિભુવન ધણી;
તાલ ઝાંઝ મૃદંગ વાજે, ગાંધર્વ ગાન શોભા ઘણી. ૭૨
કુંભ† જળના યુગ્મ સામા, લાવે છે પ્રમદા ભરી;
તેને રત્નજ આપિયાં, આવી તોરણે પહોંતા શ્રીહરિ. ૭૩
શુદ્ધમતી સ્ત્રી ભીમકના, છે સંગે ચાર સોહાસિણી;
કંચન થાળમાં રત્ન દીપક, આવી છે શ્રીકૃષ્ણ ભણી. ૭૪
નિરખી રૂપ ઘણું હરખ પામી, ઉમંગ મન માયે નહીં;
ઉપરથી દેવ નીર છાંટે, આરોપ્યો હાર પોતે શ્રીહરિ. ૭૫
પોહોંકી‡ મંડપ માંહે આવ્યા, બેસાડ્યા રત્ન આસને,
રુક્મિણી કન્યા ત્યાં પધરાવ્યાં, સાવધાન ઋષિજી ભણે. ૭૬
આડાં અંતરપટ ધર્યાં, વરમાળ વિપ્ર ધરી રહ્યા;
મોહ્યાં રુક્મિણી જડિત ખુંપે, વિશ્વા વીશ પૂરણ થયા. ૭૭
વરમાળ કંઠે ત્યાં આરોપી, શ્રીકૃષ્ણ રુક્મિણી કર ધર્યો,
ભીમકે કન્યાદાન દીધાં, વિવાહ રંગ રસે ભર્યો. ૭૮
આરોગ્યા કંસાર રીતે, મંગળ ચાર . કર્યાં પ્રભુ,
વિપ્રને બહુ દાન આપ્યાં, તે યશ ગાયે નરનારી સહુ. ૭૯
અષ્ટ સિદ્ધિ નવ નિધિ આવી, ઉભાં છે ત્યાં હરખશું,
ખાજાં ઘેબર જલેબી, સર્વ જાનને ભક્ષી ભાતશું ૮૦
ઉત્તેતર§ કરી વળાવીયાં, રાય ભીમકે રિધ આપી ઘણી,
ગજ રથ અશ્વ અનેક ઉપર, જડિત સાત સોમણુ મણિ ૮૧
જેને જેવાં ઘટે તેવાં, વસ્ત્ર આપ્યાં છે તદા;
કુંકુમ છાપા પરસ્પરે થાયે, કરજોડી ભીમક વદા. ૮૨
આ તનમનધન તમારું, અમો સેવક છિયે હરિ તમતણા;
વળાવે વહુવરને ભીમક, પ્રેમજળે ભર્યાં નયણા. ૮૩
દેવકીને શુદ્ધમતિ મળિયાં, કંઠે બે ગદ ગદ થઈ,
અમે તો વેગળાં રહ્યાં, હવે ફરીને મળશું કહીં. ૮૪
આ રુક્મિણીબાઈ તમારે ખોળે, માતપિતા હવે તમે થયાં,
પુત્રીને તવ ભેટી માતા, નેત્રથી આંસુ વહ્યાં. ૮૫
વસુદેવ આદિ અન્ય લોકને, મળ્યા ભીમક રાય,
પછી સાકરપાન વિશેષ વહેંચ્યાં, જે જે શબ્દજ્ઞાનમાં થાય. ૮૬
વળાવી પછે જાનને, ગયા નગર ભીમક નરપતિ,
ભલી ભાતે વિવાહ કરીને, આવી જાન દ્વારામતી. ૮૭

* કામદેવ　† ઘડો　‡ પોંખી　§ ઑરત.

વધામણી જઈ પહોંતી રાયને, ઉગ્રસેન હરખ્યા ઘણું;
વાડીમાં સહુ સાથ ભોજન, કીધાં છે પ્રભુતાપણું. ૮૮
નગરના સહુ લોક સામા, મળ્યા હળધર શ્રીહરિ;
પાન બીડા બરાસશું, તેને આપ્યાં છે આદર કરી. ૮૯
મંગળ ઘોષ નિશાન ફરકે, યાચક જન યશ બોલતા,
અપ્સરા નૃત કરે આગળ, એ રીતે પૂરમાં પધારતા. ૯૦
શુંડ ભરી ગજ નીર આગળ, છાંટતા ચાલે વળી;
તાલ ઝાંઝ મૃદંગ વાગે, ગાંધર્વ ગાન શોભા ભલી. ૯૧
કંચનમય નગ્ર જળહળે, રત્નદીપક ઘેર ઘેર સહુ;
પટકુળ બાંધ્યાં હાટ મંદિર, શોભા પુરની શી કહું. ૯૨
છજાં અટારી ગોખ જાળી, સુગંધ મઘ મઘ હોયે તદા;
વૈકુંઠ રચના નગ્રની, જ્યાં કૃષ્ણ રુક્મિણી રહે સદા. ૯૩
ધજા પતાકા તોરણ લટકે, કુંકુમ કેસર છાંટ્યાં સહી;
પુષ્પે વધાવે નગરની નારી, લક્ષ્મીવરને જોઈ રહી. ૯૪
એમ સમીપ આવી ભુવન પહોંતા, ઉતર્યા રથથી શ્રીહરિ;
બેન સુભદ્રા વારણાં લે, રત્નદીપ આરતી કરી. ૯૫
મંદિરમાં જઈ કૃષ્ણ રુકમિણી, ગોત્રજની પૂજા કરે,
દોરડે દશ ગાઠ કંકણ, છોડિયાં ત્યાં પરસ્પરે. ૯૬
માત પિતાને નમ્યાં ચરણે, આશિષ દીધી અતિભલી,
સહુ જાનને બહુ માન દેઈને, વળાવી પ્રીત કરી. ૯૭
શ્રીકૃષ્ણ રુકમિણી નિર્મળ યશ એ, ગાય સહુ આનંદશું,
શ્રોતાજન શ્રવણે સુણો, રાખો ચિત્ત ગોવિંદશું ૯૮
એમણે સૃષ્ટિ નિપાવા* ક્ષણમાં, માયાએ ભુલ્યાં બહુ;
એ અકળગત† ગોવિંદની, કો નવ કળી જાયે સહુ. ૯૯
શુકદેવ કહે સુણ રાયજી, રુક્મિણી વિવાહ કહ્યો સહી;
એ સંક્ષેપે કરી જાણજો, હરિ ચરિત્રનો પાર નહીં.૧૦૦
આકાશ માર્ગે પંખી ઉડે, જેને જેવી છે ગતિ,
ઉડતાં ઉડતાં પંખી થાકે, પાર કો પામતું નથી ૧૦૧
છે કાલાવાલા શ્રીહરિ નામના, ગાઉં ગુણ ગોવિંદજી,
શ્રોતાજન ભાવે કરી, ભજજો રઘુપતિ રાયજી.૧૦૨

વલણ

ભજીએ રામ કૃષ્ણ સુખથી, તરો ભવ સંસારરે,
ધનદાસના સુત કહે સુંદર,થયો ચોપનમો અધ્યાયરે.

ઇતિ શ્રીમદ્ભાગવતે દશમસ્કંધે 'શ્રીરુક્મિણીલગ્ન' નામનો,
ચતુષ્પઞ્ચાશત્તમોઽધ્યાયઃ ॥ ૫૪ ॥

---

## અધ્યાય ૫૫ મો‡

### કડવું ૨૬૮ મું–રાગ સામેરી

શ્રીશુકદેવજી વદ્યા વચન, સાંભળ પરીક્ષિત મહા રાજેન;
શ્રીકૃષ્ણ રુક્મિણી એ પ્રભુ કહાવે, કામ જન્મ લેશે કહું હાવે.

* ઉત્પન્ન કરવા　† કોઈ કળી ન શકે તેવી શક્તિ.
‡ આ પચાવનમા અધ્યાયમાં શ્રીકૃષ્ણને પ્રદ્યુમ્ન નામે પુત્ર અવતર્યો, એને શંબરાસુર હરી ગયો, અને તે પ્રદ્યુમ્ન શંબરાસુરને મારી દ્વારામાં આવ્યા, તે કથા છે

જન્મ જન્મનાં કિલ્મિષ જાય, શ્રીરામકૃષ્ણ જો મુખે કહેવાય;
રોમે નામ શીતળ એવું જાણી, શિવે આરાધ્યા પુરુષ પુરાણી.
કિંચિત્ ધ્યાનમાં ન આવે ચિદરૂપ, દેહ ધ્યાન નહીં તદરૂપ;
તાળી લાગી પરિગ્રહ સાથ, રતિ કામ આવ્યાં છળવા નાથ.
વસંત ઋતુ પોતાના ગણ, શિવને જીતશે જાણ્યું મન;
મોટા સાથે બરીએ બાથ, કેમ નિપજશે આગળ વાત.
બ્રહ્મા ઇન્દ્ર જીત્યા ભૂદેવ, હવે શિવને જીતું તતખેવ;

ઢાળ

હવે શિવને જીતું જઈ, સન્મુખ બાણ સાંધી રહ્યા;
ધ્યાનમાંહિ કામ પ્રગટ્યો, શંકર મન વિસ્મે થયા. ૧
નેત્ર ઉઘાડી જોયું શંકર, કામ દૃષ્ટ પડ્યો સહી;
તતક્ષણ બાળી ભસ્મ કીધો, રતિ તવ રોતી રહી. ૨
કાષ્ઠ મંગાવી ચિતા રચી, વ્યોમથી* વાણી થઈ;
સતી મા થાઓ સ્વામી મળશે, એજ જન્મે તમને ફરિ. ૩
નારદ કહે તે માનજો, માટે જાઓ પાછાં ઘેર સતી;
વિચાર્યું એ સત્ય વાણી, આનંદ મન પામ્યાં રતિ. ૪
ત્યાં થકી પછી કામ આવ્યાં, દૈત્યભયે જરા થઈ;
શંબરાસુર એને લઈ ગયો, ભલું જાળવશે ઘર એ સહી. ૫
શ્રીકૃષ્ણજીએ જાણિયું, શિવે કંદર્પ† બાળ્યો સહી;
મદન પાખે‡ સૃષ્ટિ સર્વે, રહી છે અટકી અહીં. ૬
શિવને પ્રસન્ન કરી, માગ્યો વર પ્રદ્યુમ્ન§ પુત્ર હવા;
શંબરાસુરે જાણિયું, છ દિવસમાં લેઈ ગયા. ૭
વાટે જાતાં નારદે કહ્યું છે, એથી મૃત્યુ તારું થશે;
વિચાર્યું મનમાં સહી, એણે કહ્યું તે સાચું હશે. ૮
તે માટે એ બાળક નાંખ્યો, સમુદ્રમાંહિ મચ્છે ગળ્યો;
જાળમાંહિ મચ્છ આવ્યો, ઢીમર‖ કહે હીરો ભલો. ૯
રૂપ દેખી મચ્છનું, એ ભેટ રાયને જઇ કર્યો;
મચ્છ ચીર્યો, બાળક જોઈ, શંબર ઘણું હરખે ભર્યો. ૧૦
એ પુત્ર મારે ધર્મનો, લેઈ સોંપ્યો રતિને જઈ;
યત્ન કરજો રુડી પેરે, તે કાળને જાણતો નથી. ૧૧
માયાવતીએ¶ ઉછેર્યો, પય$ પાઇને મોટો કર્યો;
ધનુર્વિદ્યા સર્વ એણે, શીખવીને નેહ ધર્યો. ૧૨
નારદે આવીને કહ્યું રતિને, વાત પૂર્વ વૃત્તાંતની;
સ્વામી તારો એ ખરો, તું માનજે સત્ય માનુની. ૧૩
કામનો અવતાર પ્રદ્યુમ્ન, શ્રીકૃષ્ણ ઘેર જન્મ્યા સતી;
વર્ષ દ્વાદશ થાય ત્યારે, કામ ભાવે રમો રતિ. ૧૪
શંબરને પ્રદ્યુમ્ન હાથે, ચક્રે કરીને મારજો;
તતક્ષણ અહીંથી દ્વારકામાં, શીઘ્રે દંપતિ× આવજો. ૧૫
માતા એની વાટ જુએ છે, પુત્ર શોક કરે ઘણું;
એવું કહી નારદ ગયા, એ રતિએ મન આશ્ચર્ય સુણ્યું. ૧૬
સ્વામી જાણી પ્રીત બહુ કરે, સેવા કરે છે અતિ ભલી;
આનંદ મગ્ન ઉત્સાહ મનમાં, વ્યોમની* વાણી મળી. ૧૭
એવે પ્રદ્યુમ્ન થયા મોટા, વર્ષ દ્વાદશમે સહી;
હાવભાવ કટાક્ષ માયા, કામ સાથે કરે રતિ. ૧૮
બાળક કહે હવે કામ લાજ, કરો છો એ શું જોઈ;
મેં તો જાણી માત મારી, કેમ બુદ્ધ એવી થઈ. ૧૯
પૂર્વે સ્વામી મારા છો તમે, નારદે મુજને આવી કહ્યું;
માટે શંબર સાથે યુદ્ધ કરો, પછે ચાલો ઘેર જઇયે બેહુ. ૨૦
વેરી તમારો દૈત્ય છે, હવે હણો એવ તુરત શાણા;
વૃત્તાંત સર્વે કહ્યો સ્વામીને, પ્રદ્યુમ્ન હરખ્યા ત્યાં ઘણા. ૨૧
અભિલાષ કરવા મુજ સાથે, વેર કરે તમશું ઘણું;
તે માટે આ ગદા લઇને, હણો એને માનો કહ્યું. ૨૨
ગદા લઇને પ્રદ્યુમ્ન આવ્યા, શંબર મન વિસ્મે થયો;
અરે પુત્ર તમે કાળ રૂપે, કેમ આવ્યા કારણ કહો. ૨૩
પ્રદ્યુમ્ન કહે હે દુષ્ટ રાજા, પૂર્વે તું છો મારો અરિ;
છ દિવસનો મુજને નાંખ્યો, સમુદ્રમાં મચ્છ ગયો ગળી. ૨૪
ઢીમરને હાથે ચડ્યો ત્યારે, આવ્યો હું અહિંઆં ફરી;
તે માટે હવે યુદ્ધ કીજે, ઉઠ તું મારો અરિ. ૨૫
દૈત્ય કહે મેં પુત્ર જાણ્યો, એ તો વેરી પ્રગટ હવો;
ગદા એક હાથે ગ્રહી, રાય યુદ્ધ કાજે સજ થયો. ૨૬
માર માર તિર્યક† ફેરવે ગદા, પ્રદ્યુમ્ન સન્મુખ થઈ વઢે;
ગદા ત્રિશૂળ ને બાણ ફરસી, વરસે જેમ પુરજ ચઢે. ૨૭
અગ્નિ અસ્ત્ર મેઘ અસ્ત્ર, પરસ્પર યુદ્ધ હોય ભલું;
અદૃષ્ટ થઈ આકાશે રહીને, દૈત્ય બાણ નાંખે ઘણું. ૨૮
દૈત્ય માયા પ્રબળ મોટી, પ્રદ્યુમ્ન ત્યાં વિસ્મે થયો;
રતિ કહે સ્વામી ધીરજ ધરજો, ચક્ર આપું તે લીયો. ૨૯
માયાનો અવતાર રતિ છે, મનમાં કલ્પે તે કરે;
ચક્રે કરી શિર છેદિયું, દૈત્ય પડ્યો છે પૃથિવી વિષે. ૩૦
દેવનાં દુંદુભિ વાગિયાં, પુષ્પવૃષ્ટિ સુર કરે;
દૈત્યનાં મુખ થયાં નીચાં, આણ યાદવની ફરે. ૩૧
માયાવતી વિમાન બેસી, આકાશ માર્ગે ઉતપતાં;
દ્વારાવતીમાં આવિયાં, રુક્મિણી મંદિર જ્યાં હતાં. ૩૨
સોળ સહસ્ર મધ્ય ઘર, શ્રી‡ મોહ તે પામી ઘણી;
નવ યૌવન રૂપવિશાળ રતિનું, ઝગમગે ગગન દામિની§. ૩૩
શ્રીકૃષ્ણ સરખું રૂપ પ્રદ્યુમ્નનું, લજ્જા ધરી ઘરમાં ગઈ;
જાણીએ જોઈ રહ્યાં રુક્મિણી, શ્રીકૃષ્ણ નહીં વિસ્મે થઇ. ૩૪
બહાર આવી સ્ત્રી ત્યાં સર્વે, જોયું રૂપ પ્રદ્યુમ્ન ને રતિ;
રુક્મિણીને પૂછે સ્ત્રી સહુ, કોણ છે એ કહો સતી. ૩૫
રુક્મિણી કહે ગયો હતો, પુત્ર મારો તે હશે;
એવું કહેતાં સ્તનમાંથી, પયધારા ગઈ મુખે. ૩૬

---

* આકાશથી. † કામદેવ. ‡ કામદેવ વગર. § શ્રીકૃષ્ણ તથા રુક્મિણી થકી અવતરેલો કે જેને દશ દિવસ થયા પહેલાં જ હરી ગયો. ‖ માછી. ¶ રતિએ. $ દૂધ. × સ્ત્રી પુરુષ બંને.

* આકાશની. † વાંકી ચૂકી.
‡ લક્ષ્મીનો અવતાર રુક્મિણી
§ જેમ આકાશમાં વીજળી તેમ.

એટલે વસુદેવ દેવકી, શ્રીકૃષ્ણ હળધર આવિયાં,
બાળક સામું જોયું ત્યારે, દેખી મન વિસ્મે થયાં ૩૭
તતક્ષણ નારદ ત્યાં પધાર્યા, વાત પૂર્વ કથા કહી;
રતિનો અવતાર વહુ એ, પુત્ર પ્રદ્યુમ્ન જાણો સહી. ૩૮
સાંભળી ઘણું હર્ષ પામ્યાં, હૃદયમાં લીધા જઈ,
પંચ શબ્દ નિશાન વાગ્યાં, જય જય શબ્દ વાણી થઈ. ૩૯
આજ મગળકેરી વધામણી, મળી નાર ગાયે પ્રેમસું,
યાચક જન યશ વિપ્રને, આપ્યાં દાન બહુ હર્ષસું. ૪૦
સાકર પાન વિશેષ સર્વને, શ્રીકૃષ્ણજીએ આપીયાં,
રુક્‌મણિજી વહુ પુત્રને લેઈ, પછે મંદિરમાં ગયા. ૪૧
શુકદેવ કહે સુણ રાયજી, હરિલીલા અગમ્ય*અથાગ છે,
શેષ પાર પામે નહિ, શુક કહે જિવ્હા એક છે. ૪૨

વલણ

શુક કહે જિવ્હા એક છે, જન ભજવા શ્રીમહારાજરે,
ધનદાસના સુત કહે સુંદર, થયો પંચાવનમો અધ્યાયરે. ૪૩

ઇતિ શ્રીમદ્‌ભાગવતે દશમસ્કંધે પંચપંચાશત્તમોધ્યાય ॥ ૫૫ ॥

## અધ્યાય ૫૬ મો†

### કડવું ૧૬૯ મું–રાગ કેદારો

શ્રીશુકદેવને પરીક્ષિત પૂછે, મણિની કથા કહો સ્વામી,
વિખ્યાત વાત છે મણિની માટે, પુછું છુ શિર નામી. ૧
વળી સત્રાજિતે હરિને, સત્યભામા કેમ પરણાવી,
હરિ કથા રસ પીતા મુજને, કેમે તૃપ્તિ નવ આવી. ૨

ઢાલ

શુક યોગી કહે સાભળ રાજા, મણિની કથા કહું વાણી,
સત્રાજિત‡ સૂરજ ઉપાસિક, મણિ આપ્યો ભક્ત જાણી. ૩
આઠ ભાર§ નિત્ય સોવણ ઝરે છે, દુર્ભક્ષ‖ ન હોય દેશ,
વ્યાધિ પીડા અલ્પ મૃત્યુ¶ નહિ, એવો મણિ છે નરેશ$. ૪
તે મણિ લઇ સભામાં આવ્યા, સત્રાજિત રાજાન,
ઉગ્રસેન મહીપાળ જાણીને, મળવા આવ્યા રાજાન ૫
નગ્રલોક સહુ આશ્ચર્ય પામ્યુ, સૂરજ અહિં કેમ આવે×,
તેજ આગળ રહેવાય નહિ ત્યારે. આવી કહ્યુ રાજદ્વારે ૬

* ન જણાઈ શકાય એવી † આ છપ્પનમા અધ્યાયમા ભગવાને પોતાના પર ઓગે અભિશાપ આવતાં મણિને લાવી આપ્યો, પછી જાંબવાન અને સત્રાજિતની કન્યાને પરણ્યા, એ કથા છે ‡ યાદવનું નામ છે.

§ ચારશેં તોલાની એક તુલા અને વીશ તુલાનો એક ભાર.

‖ દુકાળ. ¶ નાની ઉમરમા મરવુ તે $ રાજા

× હે વિભુ, હે ઈશ્વર, હે શંખ ચક્રને ધારણ કરનાર, હે કમળ સરખાં નેત્રવાળા, હે નંદનન્દન, સ્વરશ્મિના સમૂહથી જન નેત્રના તેજનું હરણ કરનારા, તીવ્ર કિરણયુક્ત સૂર્યદેવ તમારા દર્શનને વાસ્તે જ આવે છે સર્વ ભુમળને વિષે મહાન દેવો પણ તમારા માર્ગને શોધે છે. હે પ્રભુ! હમણાં આપને યાદવોમાં ગુપ્ત રીતે રહેલા જાણી સૂર્યદેવ તમારું દર્શન કરવા આવે છે આ પ્રમાણે અજાણ્યા માણસોનું બોલવું સાભળી ભગવાને હસીને કહ્યું કે, આ સૂર્યદેવ નથી પણ મણિથી પ્રકાશિત થયેલા સત્રાજિત છે

શ્રીકૃષ્ણ કહે એ સૂરજ નોહે, મણિ સત્રાજિત શાનો,
એટલે સમિપ આવ્યા તતક્ષણ, સંદેહ ભાંગ્યો મનમાંનો. ૭
રથથી ઉતરી ઉગ્રસેનને, ભેટ મૂકીને મળિયા,
ત્યાં થકી શ્રીકૃષ્ણને આવી, પ્રેમે પ્રણામ જ કરિયા. ૮
સ્તુતિ કરી ઉભા રહ્યા ત્યારે, શ્રીકૃષ્ણે આદર કીધો;
પાસે બેસાડી પૂછ્યો સમાચાર, સત્રાજિત ઘણુ રીઝ્યો ૯
પરસ્પર તવ વાત કરીને, શિખ માગી ઘેર જાયે,
ફરી સમાગમ થયો ત્યારે, મણિ માગ્યો યદુરાયે. ૧૦
ઉગ્રસેન યોગ્ય એ મણિ છાજે, આપો માનો વચંન,
જોવા માગ્યો તોયે ન આપ્યો, મણિ અમૂલ્ય રતંન. ૧૧
પ્રતિઉત્તર શ્રીકૃષ્ણને દીધો, મણિ આપ્યો કેમ જાય,
વચન હરિનું ઉથાપીને, તવ ચાલ્યો રોશભેર રાય. ૧૨
ત્યા થકી પછી મંદિર આવ્યો, મણિનું કરી યતંન;
પ્રસેન* યાદવ બાંધીને કંઠે, ગયો મૃગયા વંન. ૧૩
મૃગયા રમતાં સિંહે માર્યો, સિંહને માર્યો રીંછે†,
રીંછ મણિને લઈ ગયો, તે બાંધ્યો પુત્રી જ્યાં છે. ૧૪
રમત માટે પારણા ઉપર, જુએ જાંબુ કુમારી,
રામા અવતારનો જાંબુવાન, રહ્યો ગુફા ગેવર સારી. ૧૫
ફરી તપાસ લીયે સત્રાજિત, મણિ ન દીઠો ઘર માંહે,
અરુપરું‡ જોયું મણિ ન લાધે, વિસ્મે મનમાં થાયે. ૧૬
પુત્રી કહે કાકાજી હવડાં, અશ્વે બેસી ગયા વંન,
મણિ તેણે કંઠે બાંધ્યો છે, માનો પિતાજી વચંન. ૧૭
વાત સાંભળી આશ્ચર્ય પામ્યો, રુડુ નવ કીધું ભાઇ,
મણિને માથે શત્રુ ઘણા છે, કુશળે ન આવે ભાઇ. ૧૮
માનસુકન થાયે સત્રાજિતને, ફરકે ડાબું અંગ,
એટલે સમાચાર મર્ણના આવ્યા, દુઃખી થયા ગતિભંગ ૧૯
ક્રિયા કર્મ દીન તેર થયા પછી, વાત કરે અન્યોન્ય,
દુઃખ ભાઇનું ઘણું ધરે, પછી બોલ્યો એ વચન. ૨૦
શ્રીકૃષ્ણે મારો ભ્રાત મરાવ્યો, મણિ માટે ચિત્ત રાખી,
શુ કરુ હવે શું થાશે, કેમ રહીએ એહ સાખી ૨૧
ચાલી વાત આવી સભામા, જાણ્યું છે અંતર્યામી,
સૈન્ય સહુ સજ કરીને ચાલ્યા, માતામહને§ શિરનામી ૨૨
માગી‖ તેડાવી માગ કઢાવ્યો, સત્રાજિત ઘર જ્યાંથી,
પહેલુ પગલું અશ્વનુ શોધી, માગી લેઈ ચાલ્યો ત્યાથી. ૨૩
નગ્ર મૂકીને બાહેર આવ્યા, માગી ચાલ્યો વનવન,
આગળ માગી પાછળ સૈન્યા, શોધવા સત્રાજિત રતંન. ૨૪
જોતાં જોતાં માગ જડ્યો છે, આ ઠામે માર્યો સિંહે,
અશ્વ સંઘાથે ઠામજ માર્યો, વિસ્મે વાતજ કહીએ. ૨૫
ત્યાંથી પગલું સિંહનું શોધી, માગી ચાલ્યો જાય વંન,
આગળ જાતાં સિંહને માર્યો, રીંછ કહીએ બળ૰

* સત્રાજિતનો ભાઈ † જાંબુવાને ‡ આસપાસ
§ ઉગ્રસેન ‖ પગલાં ઉપરથી માર્ગ શો.

ત્યાંથી પગલું રીંછનું જોતાં, આવ્યો પર્વત આરો*;
તે મધ્યે એક ગુફાદ્વારમાં, માગી કહે ચોર તમારો. ૨૭
રથથી ઉતર્યા શ્રીકૃષ્ણજી પોતે, બોલ્યા મુખથી વાણી;
આ ગુફા મધ્યે હું જાઉં છું, તમો રહો સહુ પ્રાણી. ૨૮
તે માટે હું કહું તે માનો, સાંભળજો રૂડી પેર;
દ્વાદશ દિનમાં નહીં આવું તો, તમો જાજો ફરી ઘેર. ૨૯
એવો પરઠો કરીને પેઠા, દ્વાર ગુફાનું ઉઘાડી;
આગળ જાતાં પારણા માંહે, સુતાં જાંબુ કુમારી. ૩૦
તે ઉપર મણિ દિઠો ત્યારે, આનંદ પામ્યા મંન;
એટલે રીંછ આવ્યો ગંધ જાણી, ક્રોધે રક્ત લોચંન. ૩૧
કોણ તું આ ઠામ આવ્યો, કહોની મુજને વાત;
વનચર જીવ પંખી નવ આવે, કેમ આવ્યો શું કાજ. ૩૨
શ્રીકૃષ્ણ કહે મણિ કાજે આવ્યો, માથે આવ્યું આળ;
સત્રાજિતનો ભાઈ સિંહે માર્યો, સિંહને માર્યો તે બાળ. ૩૩
તે માટે મણિ હું લેવા આવ્યો, આપ મુજને આણી;
એવું સાંભળી રીંછે મુષ્ટિના, પ્રહાર કર્યા તવ જાણી. ૩૪
લઘણથી ગડદા કોણી, મલ્લના પેરે વઢતાં;
રાત દિવસ એમ યુદ્ધ કરતાં, દિવસ અઠ્ઠાવીશ વીતા. ૩૫
વમન થયું છે રુધિર રીંછને, તેનો ચાલ્યો પ્રવાહ;
તે દેખી મન ભંગ થયું છે, જાંબુવાન પામ્યો હાર. ૩૬
રીંછે જાણ્યું છે પરમેશ્વર, મનુષ્ય જાણ્યા મેં મૂઢ;
કરી પ્રદક્ષિણા ચરણે લાગ્યા, સ્વામી ગરુડારૂઢ‡. ૩૭
તમને કહું છું સત્ય હું, મુને જીતે નહીં પ્રભુ વિના કોયે;
તે માટે મેં ઓળખ્યા, સ્વામી કૃપા કરી આવ્યા સોયે. ૩૮
તમે લંકા જીતી રાવણ માર્યો, દીધું વિભીષણ રાજ;
મેં કહ્યું ન માની યુદ્ધ કીધું, તે પોતી મારી આશ આજ. ૩૯
દાઢાયે§ પૃથ્વીને લેવા, માર્યો હિરણ્યાક્ષ દૈત્ય;
સમુદ્ર પ્રતાપે આવી મળ્યા તો, હું પામરની કોણ ગત્ય. ૪૦
સ્તુતિ કરી કહે આજ્ઞા મુજને, દીજે શ્રીમહારાજ;
શ્રીકૃષ્ણ કહે મુને મણિ આપો, આવ્યો છું તે કાજ. ૪૧
રામાવતારે કહ્યું હતું મેં, દરશન દેશું આવી;
એક પંથ દો કારજ માટે, એ બુદ્ધિ મનમાં ભાવી. ૪૨
રીંછ કહે સ્વામી સર્વ તમારું, હું છું આજ્ઞાધારી;
મણિ લાવીને ચરણે મૂકયો, ઉપર કન્યા લો અંગીકારી. ૪૩
આનંદ દુંદુભિ દેવનાં વાગ્યાં, જાતાં વૈકુંઠ ભૂપતિ;
વિદાય થઇ હરિ ત્યાંથી ચાલ્યા, રીંછને આપી મુક્તિ. ૪૪
અવધ થઇ સૈન્ય ફરી ગયું છે, કહ્યો આવી સમાચાર;
વસુદેવ દેવકી આદે સઉ કો, પામ્યાં દુઃખ અપાર. ૪૫
સત્રાજિતને દોષ દીયે, કહે વાંક એનો જન જાણી;
અંબિકા દેહરે દેવકી આદે, બેઠાં તજી અંન પાણી ૪૬
તેવે સમે વ્યોમ વાણી થઇ, કહે આવે છે ભગવાન;
સ્તુતિ કરી ચંદ્રભાગાની, ત્યારે પ્રકટ થયા શ્યામ. ૪૭
દેખીને સહુ આનંદ પામ્યાં, મંગળ ગાયે નારી;
દેવકીને આવી પાગે લાગ્યાં, શ્રીકૃષ્ણ જાંબુકુમારી. ૪૮
વધામણી માતાને દેઈ ઘેર, ચાલ્યા દુંદુભિ થાય;
ઉગ્રસેનને શ્રીકૃષ્ણ મળિયા, કહી વાત સુખદાય; ૪૯
મણિ માટે ઘણો શ્રમ થયો છે, પૂર્વ કથા કહી માંડી;
ઉગ્રસેને સત્રાજિતને આપ્યા, મણિ સભામાં તેડી. ૫૦
મિથ્યા આળ દીધું મેં કૃષ્ણને, ઝાંખો થઈ કહે એમ;
નીચું મુખ કરી ઘેર આવ્યો, સત્રાજિત રાજંન. ૫૧
રાત દિવસ ચિંતા ઘરેમનમાં, પછે વિચાર્યું એવું;
શતધન્વાના પુત્રને કહીને, આપી કન્યા મનાવું. ૫૨
એવો વિચાર કરી સત્યભામા, શ્રીકૃષ્ણને પરણાવી;
ઉપર મણિ આપવા લાગ્યા, શ્રીકૃષ્ણે ના ત્યાં કહાવી. ૫૩
મણિ અમારો છે અમે લેશું, હવડાં રાખો તમે રાય;
શ્રીકૃષ્ણને સત્રાજિત નમી કહે, ક્ષમા કરજો અન્યાય. ૫૪
રૂડી રીતે સત્યભામા પરણાવીને, આપી રિદ્ધિ અનેક;
થોડે ઘણું કરી માનો હરિજન, શું કહે જિહ્વા એક. ૫૫
રૂપકુંડમાં સ્નાન કરાવ્યું, જાંબુવતી પામ્યાં રૂપ;
પરણ્યાની રીતે હરિ પરણ્યા, એવા યાદવભૂપ. ૫૬
શુક યોગી કહે સાંભળ રાજા, પુણ્ય કથા સાંભળીએ;
માનુષ દેહ દેવને દુર્લભ, રામકૃષ્ણ મુખ કહીએ. ૫૭

વલણ

રામકૃષ્ણ ભજીએ સદા, એવો ન આવે દાવરે;
ધનદાસના સુત કહે સુંદર, થયો છપ્પનમો અધ્યાયરે. ૫૮

ઇતિ શ્રીમદ્‌ભાગવતે દશમસ્કંધે ષટ્‌પંચાશત્તમોઽધ્યાયઃ ॥ ૫૬ ॥

## અધ્યાય ૫૭ મો*

### કડવું ૧૭૦ મું-રાગ સારંગની ઢુંક ચાલ.

શુક કહે સાંભળ રાજંન, વળી મણિની કથા કહું પાવંન;
પહેલાં દુર્યોધનની કહું વાત, પાંડવ સાથે રમે છળઘાત. ૧
પિતામહનું† કહ્યું નવમાની, યુદ્ધ ગઈ ધૃતરાષ્ટ્ર રાજાની;
સર્વે ઇચ્છે મૃત્યુ પાંડવનું કેમ થાય, શકુની આદે દુર્યોધનરાય. ૨

ઢાળ

કૌરવ ઇચ્છે મૃત્યુ પાંડવનું, અભિમન્યુ સુત સુણ રણધીર;
ઘણે ઠામે એણે કપટ કર્યાં, પણ રાખ્યા શ્યામશરીર. ૩
વાર્ણાવત‡નું રાજ પાંડવને, આપવા કપટની વાત;
લાખના ધવળ§ દારુ ભરાવીને, મંદિર કીધાં એકાંત. ૪

* ટ્ક † શરત ‡ ગરુડનાપર સ્વાર થનારા પ્રભુ
§ દાઢની અણી ઉપર.

* આ સતાવનમા અધ્યાયમાં શતધન્વાને મારવાના પ્રસંગાનુસાર પોતાની ઉપર ફરી વાર આવેલા અભિશાપને અક્રૂરજી પાસેથી મણિ મંગાવી મટાડયો, તે કથા છે
† ભીષ્મ પિતામહ ‡ ઇંદ્રપ્રસ્થ. § ઘર.

અંન દ્રવ્ય સામગ્રી સર્વે, મૂકી પાંડવને કેહે જાય;
રાય આજ્ઞાએ શીઘ્ર પધાર્યા, પંચ* બંધુ ને કુંતા માય. ૫
નગ્રલોક વળાવા ગયાં, પ્રીત પાંડવપેર જાણી;
વાટે ચાલતાં શીખજ દીધી, વિદુરે તવ છાની. ૬
ગદ્‌ગદ્ કંઠે વળ્યા વળાવીને, પાંડવ બેઠા જઈ રાજ;
દુર્યોધનનું કપટ જાણી, દુઃખ પામ્યા યુધિષ્ઠિર મહારાજ. ૭
ભીમ અર્જુન સહદેવ નકુળે, કુંતાને કહી વાત;
સાંભળીને ચિત્ત વ્યગ્ર થયું, સાવધાન રહેવું ભ્રાત. ૮
માતા પાસે વ્રત ઉજવાવી, ખરચ્યા દ્રવ્ય ભંડાર;
બ્રહ્મભોજન સજન સહુ તેડીને, કીધાં અંન આહાર. ૯
દુર્યોધનની નિંદા બોલે, પાંડવનો યશ ગાય;
સાંભળીને હૃદય ઘણું દાઝે, એનો કરું ઉપાય. ૧૦
તે દિવસ પ્રધાનને કેહી ગયા, આજ્ઞાએ રહ્યા બહાર;
મધ્ય નિશાએ† મંદિર ફુંક્યું, નિસરવાનું રોક્યું દ્વાર. ૧૧
નિદ્રામાંથી ઝબકી ઉઠ્યા, પાંડવે મનમાં જાણ્યું;
વિદુરે વાત કહી ભાઈ સાચી, આગ‡ આવી જુઓ સામું. ૧૨
સહદેવને કહે રાય યુધિષ્ઠિર, નિસરવાની કાંઈ વાટ;
શું જુઓ આ સુરંગ દિસે છે, નીસરો વહેલા ભ્રાત. ૧૩
ભીમે અગ્નિ ફુંક્યો પાછો, માતા લીધાં ખાંધે;
શ્રીકૃષ્ણ કૃષ્ણમુખ વદતા વાણી, નિસર્યા યમુના ઘાટે. ૧૪
પાંચ પુત્ર સંઘાતે કેવટ, અંન પામી રહ્યાં રાતે;
દગ્ધ થઇ તે ઘરમાં બળ્યાં, જાણ્યું છે સર્વ સાથે. ૧૫
લાખાગૃહમાં પાંડવ બાળ્યા, ચાલી ચોદિશ વાત;
એ સમાચાર પ્રભુને પહોંતા, શીઘ્ર થયા તે નાથ. ૧૬
રથ મંગાવી સજ કરાવ્યો, સારથિ લીધો સંગ;
હસ્તિનાપુરમાં આવી પહોંતા, કહ્યો વિદુરે પ્રસંગ. ૧૭
એ કથા રહી ઇહાંથી, હવે મણિનો કહું વિસ્તાર;
શતધન્વા કૃતવર્મા અક્રૂર, મળી વિચાર્યું સાર. ૧૮
સત્રાજિતે એમ કહ્યું, એ કન્યા તમને આપી;
મણિ માટે શોક કરીને, કૃષ્ણને કન્યા પરણાવી. ૧૯
તે માટે મણિ લેઈને એને, તુરત મારીએ ઠામ;
એવો વિચાર કરીને ચાલ્યા, સત્રાજિતને ધામ. ૨૦
શય્યા ઉપર રાયે શયન કર્યું છે, નિદ્રાવશ ગઈ રાત,
તે સમે શતધન્વા§ ઘરમા, આવ્યો ઉઘાડી કપાટ. ૨૧
સત્યભામા તવ જાગૃત બેઠાં, પિતાને નિદ્રા આવી;
યમદૂત સરખો નયણે નિરખ્યો, બીહીનાં રાજકુમારી. ૨૨
કોણ સમે આ વેળા આવ્યા, શું છે તમને અર્જ;
પ્રતિઉત્તર આપ્યો નહીં તેણે, માર્યો સત્રાજિત રાજ. ૨૩

* પાંડવો † રાત્રિએ. ‡ અગ્નિ.
§ શ્રીકૃષ્ણને પાંડવ પાસે ગયેલા જાણી, અક્રૂરજી તથા કૃતવર્માએ શતધન્વાને કહ્યું કે, તું સત્રાજિત પાસેથી મણિ શા વાસ્તે લઇ લેતો નથી? જેણે રત્ન સરખી કન્યા આપવાને તને હા પાડ્યા છતાં આપી નહીં ને કૃષ્ણને આપી

મણિ લેઇને તુરતજ નાઠો, અક્રૂરને કહી વાત;
શ્રીકૃષ્ણ નહિ આજ સુનું નગરમાં, તે માટે કરી ઘાત. ૨૪
સત્યભામાએ રુદન કીધું, કરવો કોણ ઉપાય;
પિતા મારો જેણે હણ્યો, તેને કરુ શિક્ષાય. ૨૫
લવણ તેલમાં પિતા શબ મૂક્યું, પોતે ગયાં હરિ પાસ;
હસ્તિનાપુરમાં આવી પહોંતાં, કહી સ્વામીને વાત. ૨૬
શતધન્વાએ હણ્યો પિતા મારો, મણિ લેઈ ગયો અન્યાઇ;
સાંભળીને હરિ ઘણું રોયા, સંગે હળધર ભાઈ. ૨૭
રથે બેસી પ્રભુ શીઘ્રે પધાર્યા, સત્યભામા લીધાં સંગ;
દ્વારકાને ગોંદરે તવ, આવી પહોંતા ભગવંત. ૨૮
શતધન્વાએ જાણ્યું હરિ આવ્યા, થરથર ધ્રુજે કાય;
અક્રૂરને કહે સ્વામી કરજો, તમે મારી કંઈ સહાય. ૨૯
એણે કંસ જરાસંધ સરખા જીત્યા, કાલયવન કીધો ભસ્મ;
કોણ માત્ર હું ચોર હરિનો, કીધાં મેં આવાં કર્મ. ૩૦
મણિ અક્રૂરને આપી નાઠો, અશ્વે બેસી તતક્ષણ;
એ સમાચાર પ્રભુજીએ જાણ્યા, બોલ્યા શ્રી મુખ વચંન. ૩૧
સત્યભામા તમે મંદિર જાઓ, અમે ધરશું તેની પૂઠ;
શતધન્વાને હણી કરીને, આવશું તમ ઘેર તુર્ત. ૩૨
એમ કહી રથ હાંક્યો ત્યાંથી, રામ કૃષ્ણ બેહુ બળિયા;
શતયોજનજઇપહોંતોશતધન્વા,અશ્વથાક્યાપાગેપળિયા. ૩૩
રથથી ઉતરી પગે ચાલ્યા, પોતે શ્રીભગવાન;
ચક્રે કરીને શીશ વિદાર્યું, શતધન્વાનું જાણ. ૩૪
મણિ ખોળ્યો નવ લાધ્યો, આવિ બળિભદ્રને કહી વાત;
સાંભળીને હળધર તવ બોલ્યા, શાને કરી તેની ઘાત. ૩૫
મણિ તમારી સાજસમાં છે, કોઇ પાસે જાણ્યું,
રીસાવીને જનક નગરમાં, ગયા રામ મન માન્યું. ૩૬
આદરમાન બહુ પેરે દીધાં, જનકે પૂજન કીધું,
દુર્યોધન એ જાણી આવ્યો, ગદા યુદ્ધ સહુ શીખ્યું. ૩૭
ભાઈયે ભાઇમાં રાઢ થઇ છે, મણિ માટે તવ જાણી;
મનાવ્યા હળધર નવ માને, શું કરે સારંગપાણિ. ૩૮
રથ બેસીને દ્વારિકાં આવ્યા, પોતે સુંદરશ્યામ;
સત્યભામાને કહે મણિ નહીં તે પાસે,માર્યોશતધન્વાતેઠામ.૩૯
રાક્ષસનો એ અંશજ હતો, નહિતર મારત કોણ;
સત્યભામા કહે સ્વામી મારા, તમે તે રાખ્યું પોણ. ૪૦
અગ્નિદાહ કર્યો સસરાને, ક્રિયા કર્મ પોતે કીધું;
દિવસ વીત્યા પછી ઘેર પધાર્યા, કારજ સર્વે શીધ્યુ. ૪૧
કૃતવર્મા અક્રૂરે વિચાર્યું, હવે કેમ રહેવાશે;
મણિ લેઇને શીઘ્રે પધાર્યા, પૂર્વ દિશા શું થાશે. ૪૩
જ્યાં જાય ત્યાં મણિ પ્રતાપે, માન પામે બહુ સુખ,
રાજધાની શિવની ત્યાં આવ્યા, ભાગ્યાં સર્વે તેનાં દુઃખ. ૪૨
ત્યાં રહી સદાવ્રત ચલાવ્યાં, ઘાટ ગંગાજીના બાંધ્યા;
દુર્ભિક્ષ હોય ત્યાં પરજન્ય* થાયે, અક્રૂર યશ ગવાયા. ૪૪

* વરસાદ.

સમાચાર અનિરુદ્ધે જાણ્યો, મણિ અક્રૂરની પાસ;
એવું વિચારી દ્વારિકાં આવ્યા, મળ્યા શ્રીઅવિનાશ. ૪૫
પ્રજા કહે અક્રૂર તેડાવો, તે વિના નહીં સુખ શ્યામ;
શ્રીકૃષ્ણને ગમતી થઈ વાત, પરભારયું થયું કામ. ૪૬
અક્રૂર તેડાવ્યા સભા માંહિ, દીધાં આદરમાન;
પૂજા કરી હરિએ પૂછ્યા સમાચાર, સહુ દેખતાં ભગવાન. ૪૭
દાનપતિમાં ખ્યાત તમારી, દેશ દેશ થયું નામ;
તે માટે મણિ છે તમ પાસે, આપો એમ કહે શ્યામ. ૪૮
મણિના ધણી પતિ ને પુત્ર જ, પુત્ર તણો પુત્ર જ સાર;
અથવા કુટુંબી તે જ પામે, પિંડનો જેને અધિકાર. ૪૯
સતભામાને પુત્ર થયો છે, મણિનો એ અધિકારી,
અક્રૂર કહે સ્વામી સર્વ તમારું, હું છઉં આજ્ઞાધારી. ૫૦
મણિ છોડી સભામાં મૂક્યો, જોઈ થયા દિગ્મૂઢ;
પાછો મણિ અક્રૂરને આપ્યો, સુદ્ધ ગરુડારૂઢ. ૫૧
શુકયોગી કહે સાંભળ રાજા, મણિની કથા કહી સાર;
બળભદ્રને સંદેહ મન ભાંગ્યો, વરત્યો જય જયકાર. ૫૨
મણિ આખ્યાન સુણે નરનારી, ઊતરે તેનું આળ;
સુંદર હરિનો દાસ કહે છે, થયો સત્તાવનમો અધ્યાય. ૫૩
ઇતિ શ્રીમદ્‌ભાગવતે દશમસ્કંધે સપ્તપંચાશત્તમોऽધ્યાયઃ ॥ ૫૭ ॥

---

## અધ્યાય ૫૮ મો*

### કડવું ૧૭૨ મું–રાગ સામગ્રી

શુકજી બોલ્યા સાંભળ રાયજી, હરિરસ પીતાં તૃપ્તિ ન થાયજી.

### ઢાળ

નિર્મળ મન થાય હરિરસ પીતાં, સાંભળ પરીક્ષિત રાય;
પાંચ કન્યા પરણી હરિ લાવ્યા, કહેશું આ અધ્યાય. ૧
લાખા ગૃહથી પાંડવ બચાવ્યા, તે આવ્યા ઇંદ્રપ્રસ્થાન,
એ સમાચાર પ્રભુએ જાણ્યા, શીઘ્ર થયા તતક્ષણ. ૨
રથ મંગાવી સજ્જ† કરાવ્યો, મળવાને ઘણું હેત;
રથ બેસી ઇંદ્રપ્રસ્થમાં, આવિયા સૈન્ય સમેત. ૩
રાય યુધિષ્ઠિર ભીમ અર્જુન, નિકુળ ને સહદેવ;
સામા જઈને મળ્યા પરસ્પર, પૂછ્યું કુશલીક્ષેમ. ૪
રથથી ઉતરી પાંડવ સાથે, આવ્યા મંદિર માંહે,
આસને બેસાડી પૂજ્યા હરિને, સ્તુતિ કરે હરિની ત્યાંહે. ૫
યોગેશ્વરને દર્શન દુર્લભ, તે અમને મહારાજ;
કોણ પુણ્યે કરી પામ્યા તમને, એમ કહે છે ધર્મરાજ. ૬
કુંતા દ્રૌપદી મળ્યાં આવી, પૂછ્યા ક્ષેઈએ સમાચાર;
વસુદેવ દેવકી કારાગૃહમાં, પામ્યાં કષ્ટ અપાર. ૭
કંસ વિદારી યાદવકુળને, આપ્યું છે તમો સુખ;
પછે અક્રૂરને મોકલ્યા, ભાઈએ જાણી બેનનું દુઃખ. ૮

* આ અઠાવનમા અધ્યાયમાં કાલિંદી, મિત્રવૃંદા, સત્યા, ભદ્રા અને લક્ષ્મણા એ પાંચ સ્ત્રીઓ સાથે વિવાહ કર્યાની કથા છે
† તૈયાર.

કોણ તપાસ લિયે અમારો, તમ વિના સુંદરશ્યામ;
જ્યાં જ્યાં કષ્ટ પડે ત્યાં આવી, રાખો છો ભગવાન. ૯
લાખા ગૃહમાં બાળતાં એને, દયા ન આવી કયમ;
દુર્યોધને એમ મૃત્યુ ઇચ્છયું, તે જાણો છો તમો મન. ૧૦
શ્રીકૃષ્ણ કહે એનાં ફળ આગળ, પામશે દુર્યોધન;
કુંતાજી પછી વાત કરીને, ઉઠ્યાં છે તતક્ષણ. ૧૧
નાના પ્રકારે રસોઈ કરી ક્ષેઈએ, જમાડ્યા પાંડવ સાથ;
વસ્ત્રાભૂષણ પહેરી સભામાં, બેઠા છે યદુનાથ. ૧૨
યાચક જન યશ ગાંધર્વ ગાયે, વાજે તાલ મૃદંગ;
કેટલીક લલના* નૃત્ય કરે છે, થઇ રહ્યો અતિ રંગ. ૧૩
ચાતુર્માસ એ રીતે રહ્યા, પછે મૃગયા કાજ હરિ જાય;
અર્જુનસાગથિ થઇ રમે છે, હરણ રોજ શિકાર. ૧૪
તે સમે જળ તૃષા† લાગી, પીવા ગયા અર્જુન;
જુએ તો જળ મધ્યે મંદિર, તપ કરે સ્ત્રી જન. ૧૫
પારથ કહે શું નામ તમારું, શું પડ્યું તપનું કામ;
શ્રીવિષ્ણુ પામવા તપ કરું છઉં, સૂર્યદેહા‡ મારું નામ. ૧૬
પિતાએ મંદિર કરી આપ્યું, ઇચ્છું એ વર કાજ;
પારથે આવવા કહ્યું ત્યારે, લાવ્યા શ્રીમહારાજ. ૧૭
કુંતા દ્રૌપદી હરખ પામ્યાં, દીઠાં યમુના અંગ;
રથથી ઉતરી પગે લાગ્યાં, મળ્યા હરિ રસ સંગ. ૧૮
વિશ્વકર્માને કહે છે શ્રીહરિ, રચો નવું પુર ગામ;
તતક્ષણ કીધું હેમ મણિમય; હરિપુર ધાર્યું નામ. ૧૯
તે સમે અગ્નિ પિંડરોગી થઈને, આવિયા હરિશર્ણ;
મેરુ રાજાના યજ્ઞ મધ્યે, મુને થયું છે અજીર્ણ. ૨૦
મસ્તક બે છ નેત્ર કહીએ, સાત જિહ્વા ત્રણ પગ;
વસ્ત્રાભૂષણ પહેર્યાં અંગે, અગ્નિ બ્રહ્મ સ્વરૂપ. ૨૧
શ્રીકૃષ્ણજીએ મન વિચાર્યું, અર્જુનના હિત માટે;
રથ ઊભીને ખાંડવ વનમાં, આવ્યા પારથ સાથે. ૨૨
અગ્નિને કહ્યું આ ઔષધિ પીઓ, બળે ભાર અઢાર;
જાણીને ઇંદ્ર ચઢવા આવ્યો, મેઘ તે મુસળ ધાર. ૨૩
બાણની ઢાંક બાંધી અર્જુને, પડે નહીં જળ ટીપ;
અગ્નિનું અજીરણ ટાળિયું, નર નારાયણ વીર. ૨૪
ઇન્દ્ર કહે ઉપકાર જ માટે, આવિયા પ્રાણજીવન;
મળી પ્રભુને ત્યાંથી પધાર્યા, સુરપતિ રાજન. ૨૫
અગ્નિએ રથ અશ્વ સંઘાથે, આપિયો પારથ કાજ;
ધનુષ બાણ અક્ષય ભાથા આપી, તે ગયો પોતાને ઠામ. ૨૬
મયદાનવને બળતો રાખ્યો, સભા પાંડવની કીધી;
જળને ઠામે સ્થળ દીસે છે, સ્થળને ઠામે જળ સિદ્ધિ. ૨૭
દુર્યોધનને ભ્રાંતિ થઇ છે, રચિયો મરણ ઉપાય;
આજ્ઞા પ્રભુની લેઈ ત્યાંથી, મયદાનવ ગયા પાતાળ ૨૮
હવે દ્વારકા જાવા તત્પર, માગે હરિ વિદાય;
રાય કહે સ્વામી હજી રહીએ, ગદ્‌ ગદ્‌ કંઠ જ થાય. ૨૯

* નાજુક સુંદર સ્ત્રી. † તરસ ‡ કાલિંદી

મળી પાંડવને દ્વારિકાં આવ્યા, હરખ્યાં માત ને તાત;
કાલિંદી પરણ્યાં હરિ પ્રીતે, વરત્યો જય જયકાર. ૩૦
અયોધ્યા* સૂર્યવંશી રાજા, અનંગજિત† એવું નામ;
તેની કન્યાને કહ્યું છે નારદે, રહ્યું ચિત્તમાં ધ્યાન. ૩૧
પિતાએ તવ પોણુજ કીધું, વૃષભ નાથે સાત;
તેને એ કન્યા હું આપું, દેશ દેશ ગઈ વાત. ૩૨
અનેક ભૂપ મળ્યા છે આવી, વૃષભ તે નવ નથાય;
સાંભળીને શ્રીકૃષ્ણજી આવ્યા, દેખી નમ્યા તવ રાય. ૩૩
પૂજા કરીને સન્માન દીધાં, અનંગજિતે બહુ જાણ;
શ્રીકૃષ્ણ કહે અમ યોગ્ય છે, માટે દીજે કન્યાદાન. ૩૪
રાય કહે મેં પોણ કર્યું છે, રાખો પત રહે નામ;
સાંભળીને હરિ વૃષભ‡પાસે, આવ્યા શ્રીભગવાન. ૩૫
જાળિયે બેઠાં જુવે છે કન્યા, દીઠું મનોહર રૂપ;
દેખીને દિગ્મૂઢ થયાં, એ હજો સ્વામી તદરૂપ. ૩૬
વૃષભ બચેથી વીર નાઠા, સોંટ્યા યાદવ યોધ;
કાછ ભીડી ધર્યાં સાતજ રૂપે, નાથ્યા એકીવાર. ૩૭
કન્યાએ વરમાળજ નાંખી, વાગ્યાં દેવ નિશાન;
પરણ્યાની રીતે હરિ પરણ્યા, આપ્યાં રાયે બહુ દાન. ૩૮
નવ લક્ષ અશ્વ મણિમય, એક અયુત આપી ગાય;
નવ સહસ્ત્ર તવ હસ્તી આપ્યા, દાસી ત્રણ હજાર. ૩૯
વસ્ત્રાભૂષણ વિવિધ પેરનાં, આપી નમિયા પાય;
વિદાય કર્યાં આપી સૈન્ય સંઘાતે, ચાલ્યા યાદવરાય. ૪૦
દેશ દેશના ભૂપ મળ્યા, આવ્યા છે ઘેરી વાટ;
પારથનાં ભયથી ભૂપ નાઠા, જિતી આવ્યા ઘેર નાથ. ૪૧
શ્રુતસેનની§ કન્યા કહીએ, લક્ષ્મણા એવું નામ;
પોણ કરી જળમાં જઈ વીંધે, મચ્છ તે વરે પ્રમાણ. ૪૨
સાંભળીને હરિ તતક્ષણ પોતે, ચાલ્યા અર્જુન સહાય;
સ્વયંવર મંડપ માંહે પહોંતા, મળ્યા બહુ રાણા રાય. ૪૩
બાણાંવળી ભૂપ બાણજ નાંખે, મચ્છ કોઈએ ન વિંધાય;
પારથે બાણ નાખ્યું જળમાં જોઈ, છેટું રહ્યું આંગળ ચાર. ૪૪
નીચું જોઈ જળમાં ઉપરથી, મચ્છ વિંધ્યો તતકાળ;
કન્યાએ વરમાળ જ નાંખી, પરણ્યા દીનદયાળ. ૪૫
ગજ રથ અશ્વ રાયે આપ્યા, વિનય કરી નમ્યા પાય;
વિદાય થઈ પ્રભુ દ્વારિકા આવ્યા, આનંદ ઓચ્છવ થાય. ૪૬
અવંતીના‖ રાજાની બેહેન,¶ મિત્રવિંદા છે તેનું નામ;
દુર્યોધનને આપવા કહી, એ જાણ્યું શ્રીભગવાન. ૪૭
યાદવકુળની કન્યા કહીએ, તે કેમ લઈ જાય મૂઢ;
હરણ કરી દ્વારિકા લાવ્યા, પરણ્યા ગરુડારૂઢ. ૪૮
કુરુવંશના રાયની* કન્યા, ભદ્રા કહીએ નામ;
હરણ કરીને ઘેર જ લાવ્યા, પરણ્યા સુંદરશ્યામ. ૪૯
વિવાહનો વિસ્તાર આગળ, કહેવાશે કુરક્ષેત્ર;
અમૃતને જેમ ગરુડ લીએ, તેમ આણી હરી કરી ક્ષાત્ર. ૫૦
શુક કહે આઠે† પટરાણી, એ રીતે પરણ્યા હરિ રાય;
સુંદર હરિનો દાસ કહે, થયો અઠ્ઠાવનમો અધ્યાય. ૫૧

ઇતિ શ્રીમદ્ભાગવતે દશમસ્કંધે અષ્ટપંચાશત્તમોઽધ્યાયઃ ॥ ૫૮ ॥

---

## અધ્યાય ૫૯ મો‡

### કડવું ૧૭૨ મું–રાગ કેદારો

વદ્યા પરીક્ષિત શુક પ્રત્યે વાણી, સોળહસ્ર પરણ્યા સારંગપાણિ;
તે વિસ્તારી સ્વામી કહો અર્થ, તે સાંભળવા કરું મનોર્થ. ૧

ઢાળ

સાંભળવા મનોરથ કરું છું, કૃપા કરી સ્વામી કહીએ;
શુકજી કહે ધન્ય ધન્ય પરીક્ષિત, ભક્ત શિરોમણ લહીએ. ૨
સત્યભામાને મંદિર શ્રીહરિ, બેઠા છે એકાંત;
તે સમે ઈંદ્ર કહેવાને આવ્યા, નરકાસુરની વાત. ૩
કુંડળ માનાં છત્ર અમારાં, લીધાં છે એણે સ્વામી;
નગની કન્યા ભૂપ ગાંધર્વની, હરણ કરી બહુ આણી. ૪
સાત કોટ નગ્રને ફરતો, એવો છે વસમો ઠામ;
સત્યભામાની મનષા થઈ છે, જોવા વિષયાપુર ગામ. ૫
એમ કહી ગયા શુક ત્યાંથી, વિચાર્યું પ્રભુ મન;
રુક્મિણીને મંદિર આવ્યા, પોતે પ્રાણજીવંન. ૬
એવે નારદ ગળ્યા છે આવી, પુષ્પ મૂક્યું એક ભેટ;
લક્ષ્મીજી સેવામાં તેને, આપ્યું હરિએ હેત. ૭
અર્ઘપાદ પૂજા કરી પૂછ્યા, સ્વર્ગ સમાચાર દેવ;
વાત કહી સત્યભામાને ઘેર, આવ્યા નારદ તતએવ. ૮
દેખીને સનમાન જ દીધાં, કેમ કૃપા કરી સ્વામી;
નારદ કહે પુષ્પ સ્વર્ગનું, ભેટ કર્યું અમો આવી. ૯
પુષ્પ લેઈ રુક્મિણીને આપ્યું, શ્રીકૃષ્ણે સત્ય વચંન;
આઠે માંહે એ પટરાણી, તું પર નહીં કાંઈ મન. ૧૦
એમ કહીને ઋષિ ગયા છે, તે મન જાણ્યું અંતર્યામી,
સત્યભામાને મંદિર આવ્યા, પોતે સારંગપાણિ. ૧૧

---

* કોસલ દેશનો રાજા. † મૂળ ભાગવતમાં નાગ્નજિત્ નામ છે. ‡ બળદ. § મદ્ર દેશના રાજાની દીકરી. ‖ માળવાના. ¶ વિંદ અને અનુવિંદ કે જેઓ દુર્યોધનની ઇચ્છા પ્રમાણે ચાલનારા હતા, તેઓએ સ્વયંવરમાં પોતાની બેન શ્રીકૃષ્ણમાં આસક્ત થયા છતાં પણ તેને પરણવા દીધી નહિ. શ્રીકૃષ્ણ ભગવાન્ એ મિત્રવિંદા જે પોતાની ફોઈ રાજાધિદેવીની દીકરી હતી તેને સર્વ રાજાઓના દેખતાં બળાત્કારથી હરી ગયા.

* કેકય દેશમાં ઉત્પન્ન થયેલી અને શ્રુતકીર્તિ નામની પોતાની ફોઇની છોકરી 'ભદ્રા'ને સંતર્દન આદિ ભાઇઓએ આપવાથી ભગવાન પરણ્યા. † રુક્મિણી, જાંબવતી, સત્યભામા, નાગ્નજિતી, ભદ્રા, લક્ષ્મણા, કાલિંદી અને મિત્રવિંદા એ આઠ પટરાણી હતી.

‡ આ ઓગણસાઠમા અધ્યાયમાં શ્રીકૃષ્ણ નરકાસુરને મારી તેણે હરી આણેલી હજારો કન્યાઓને પરણ્યા; અને સ્વર્ગમાંથી પારિજાતકનું ઝાડ લાવ્યા, એ કથા છે.

બોલાવ્યા પણ તે નવ બોલે, રીસાયાં સત્યભામા;
પ્રતિઉત્તર દીધો છે તમને, રુક્મિણી વહાલાં રામ. ૧૨
તે સાથે જઈ વાત કરોની, મનની હોયે સ્વામ;
એ પુત્રવતીને માન ઘણું છે, અમ સાથે શું છે કામ. ૧૩
શ્રીકૃષ્ણ કહે શા માટે કરો છો, મનમાં આવટો ક્રોધ;
સત્યભામા કહે અંતર કીધો, જાણજો એ પ્રતિબોધ. ૧૪
નારદજીએ પુષ્પ આપ્યું તે, જોવાનું હુતું કોડ;
એક પાંખડી અમને નહિ આપી, એવા કઠિણ કઠોર. ૧૫
સાંભળ્યું છે એ વૃક્ષ ઉપર, ભમર રૂપે દેવ કરે ગુંજાર;
એમ કહી ફરી મુન્ય ધરયું છે, એ થોડો કહ્યો વિસ્તાર. ૧૬
આભૂષણ* ઉતારી નાંખ્યાં, થયું છે વિકળ† સ્વરૂપ;
શ્રીકૃષ્ણ કહે પુષ્પ માટે મનમાં, કયમ ધરો છો દુઃખ. ૧૭
કહો તો વૃક્ષ સમેત આણી, રોપું તમારે દ્વાર;
રાજપુત્રી ઘટે નહીં તમને, આ શી ઘરમાં રાડ. ૧૮
સમજાવ્યાં સમજે નહી, સત્યભામા ઘણું રીસાળ;
ચાલો જઇએ વૃક્ષને લેવા, ઉઠયા હસી તતકાળ. ૧૯
એક પંથ બેઉ કામજ કરવા, વિચારયું પ્રભુ મનમાં;
ગરુડે બેસી સત્યભામા સાથે,આવ્યા વિષયાપુરગામમાં. ૨૦
પર્વત જળ અગ્નિના કોટજ, કહીએ વિસ્મે વાત;
વાયુ બાણે જળજ શોષ્યું, ચક્રે પર્વત જિત્યા સાત. ૨૧
પંચમુખો એક દૈત્ય જળમાં, કરે બહુ સંગ્રામ;
ચક્રે કરીને શિશ વિદાર્યું, જિત્યા શ્રીભગવાન. ૨૨
સાત પુત્ર‡ એ દૈત્યના સામા, આવ્યા નાંખતા બાણ;
તેને હણી પ્રભુદ્વારે આવ્યા, નરકાસુરને થઈ જાણ. ૨૩
જેષ્ઠ પુત્ર બહુ સૈન્ય સંઘાથે, આવ્યો દુંદુભિ વાતે;
તે પણ હરિએ હાર મનાવ્યો, જિત્યો છે યદુનાથે. ૨૪
નરકાસુર સજ થઇને આવ્યો, સાથે ઘણુંએક સૈન્યઃ
કીડીનો પ્રવેશ નહીં અહિં, કેમ આવ્યા કહે વાણ. ૨૫
શ્રીકૃષ્ણ કહે અન્યાય કરી તેં, આણી બહુ કન્યાય;
તે માટે તુંને હણવા કાજે, આવ્યો છું સુણ રાય. ૨૬
પરસ્પરે બહુ બાણજ વરસે, અતુલ યુદ્ધ થયું જાણ;
સત્યભામાકહે શું જુઓછો,કહેતાં ચક્રેપાડયું શિશાધરણ. ૨૭
નરકાસુરનો શોકજ કીધો, પૂર્વે તે પૃથ્વી માત;
શ્રીકૃષ્ણ કહે સત્યભામાને, તમે કહ્યું ત્યારે કીધી ઘાત. ૨૮
દૈત્યતણું એ શિશ વિદાર્યું, વાગ્યાં દેવ નિશાન;
સુતના સુત લઇ સામી આવી, નરકાસુરની મા જાણ. ૨૯
છત્ર કુંડળ ભેટજ મૂકીને, નમિયાં પ્રભુને ચરણ;
રાખો રાખો હરિ શરણે આવી, બોલ્યાં દીન વચન. ૩૦
વિશ્વંભર તમે વિશ્વને પાળો, કહીએ પુરુષ પુરાણ;
મંદભાગી જાણે નહીં તમને, તં ફરે ચારે ખાણ. ૩૧

* ઘરેણાં. † બે રોળ. ‡ તામ્ર, અંતરિક્ષ, શ્રવણ, વિભાવસુ, વસુ, નભસ્વાન અને અરુણ, એ સાતે પુત્ર પીઠ નામના સેનાપતિને લઇને લડવા આવ્યા.

નરકાસુરની સ્ત્રી કહે છે, ક્ષમા કરો અન્યાય;
આજ્ઞા લેઈ સહગમન કીધું, પામ્યાં હરિપદ રાય. ૩૨
ભગદંતને એ રાજ આપ્યું, આવ્યા હરિ એને ધામ;
પંચ શબ્દ ત્યાં વાજાં વાજે, વરતી કૃષ્ણની આણ. ૩૩
જુએ તો નવનિધ ઘરમાં, ભર્યાં કોશ ભંડાર;
સોળ સહસ્ર શત રહે છે, તેનાં ઉઘડ્યાં આવી દ્વાર. ૩૪
બહાર કાઢી જળે સ્નાન કરાવી, પહેરાવ્યા શણગાર;
સુખાસન બેસાડીને, પછી મોકલી નગ્ર મોઝાર. ૩૫
દેખી રૂપ સહુ મોહજ પામી, વર્યાં મને કરી સ્વામી;
સ્તુતિ કરીને પગે લાગ્યાં, રીઝ્યા અંતરયામી. ૩૬
ઐરાવત પણ ચોંશટ કહીએ, અવર ગજ બહુ જાણ;
દ્રવ્ય ભરીને ખચ્ચર સંગે, મોકલ્યા પુર ભગવાન. ૩૭
વળી સૈન્ય બહુ સંગે બળવાને, આપ્યું દુંદુભી વાજે;
ભગદંતને તવ શિખ દેઈ આવ્યા, અમરાપુરી મહારાજે. ૩૮
આસન બેસાડી પૂજન કીધું તે, સંતોષ્યા દેઇ માન;
ઇંદ્ર કહે કૃતારથ કીધો, આવ્યા શ્રીભગવાન. ૩૯
કુંડળ છત્ર આપીને શ્રીહરિ, બોલ્યા મુખ વચંન;
નરકાસુરનું કારજ કીધું, જાણજો એ રાજંન. ૪૦
શિખ લેઈ હરિ ચાલ્યા ત્યાંથી, સત્યભામા કહે સ્વામી;
પારિજાતનું વૃક્ષ ક્યાં છે, આપો મુજને આણી. ૪૧
વાડીમાંથી વૃક્ષ ઉપાડી, લેઇ ચાલ્યા ભગવાન;
ઇંદ્રાણી કહે કેમ લેઈ જાયે, આવ્યા યુદ્ધ સુરરાજાન. ૪૨
સ્ત્રીને કહે બેહુ ભાઈ વઢે છે, ઇન્દ્રને કહે એ અજ્ઞાન;
દેવ સહિત સર્વે ગયા હારી, શક્ર ગયા પછી ઠામ. ૪૩
જીતીને પ્રભુ દ્વારિકા આવ્યા, વાગ્યાં બહુ નિશાણ;
સત્યભામાની વાડી મધ્યે, વૃક્ષ રોપ્યો એ જાણ. ૪૪
સહસ્ર પાંખડાનું એક ફૂલ જ, સુગંધ મધ મધ બેહેકે;
લોક કહે આ નંદનવનથી, લાવ્યા હરિ જુઓ હેતે. ૪૫
વિશ્વકર્માને કહે અહિં કરો, મંડપ વિવિધ વિશાળ;
સોળ સહસ્ર શત હેમ મણિમય, કીધાં છે તત્કાળ. ૪૬
તેટલાં રૂપ ધરી હરિ પરણ્યા, તેટલા ગુરુ માત તાત;
ચોરી કરી કંસાર જ ખાધા, વર્ત્યો જય જયકાર. ૪૭
શુકજી કહે એ રીતે પરણ્યા, સાંભળ પરીક્ષિતરાય;
ઘેર ઘેર ચરિત્ર શ્રીકૃષ્ણનાં, પ્રેમે ગાય છે નરનાર. ૪૮

વલણ

ગાય છે નરનાર હરિજન, ભજવા શ્રીયદુરાયરે;
ધનદાસના સુત કહે સુંદર થયો, ઓગણસાઠમો અધ્યાયરે. ૪૯

ઇતિ શ્રીમદ્‌ભાગવતે દશમસ્કંધે એકોનષષ્ઠિતમોધ્યાયઃ ॥ ૫૯ ॥

## અધ્યાય ૬૦ મો*

### કડવું ૨૭૩ મું-રાગ કેદારો

શુક પરીક્ષિતને કહે છે મોદ,રુક્મિણી કૃષ્ણનો સુણો વિનોદ;
સોળ સહસ્રનાં મણિમય ધામ, મધ્યે રુક્મિણી મંદિર સ્થામ. ૧

* આ અધ્યાયમાં ભગવાને મશ્કરીથી રુક્મિણીને કચવાવ્યાં. પછી પ્રેમના કલહમાં તેની સાંત્વના કરી, એ કથા છે.

કેસર ચંદનના છંટકાવ, આંગણે માણેક ચોક જડાવ;
સોહે વાટિકા વૃક્ષ રસાળ, તુળસી પુષ્પ વૃંદાવન સાર. ૨
અગર ધૂપ સુગંધ બહુ ગંધાય, એવાં મંદિર અતિ શોભાય;
ત્યાં શ્રીકૃષ્ણ સેજે બિરાજે, ઉભાં રુકમિણી સેવા કાજે. ૩
જડિત મણિમય સેજ અમૂલ્ય, ઉપર સોહે મોતીની ઝૂલ્ય;
હીરપાટી ઓસીસાં તળાઈ, સમુદ્ર ફીણ એવી ચતુરાઈ. ૪
તેપર વસ્ત્ર અનોપમ સાર, તેનાં મૂલ્ય તણો નહીં પાર;
કંચન પુતળી ચિત્ર વિશાળ, કરમાં દીપક રત્ન ઝળકાર. ૫
મંદિર જાળી જગમગ જોત, જાણે ઊગ્યા રવિ શશિ કોટ;
કવિ શું કહે પરમ નિધાન, એવી શય્યાએ પોઢ્યા ભગવાન. ૬

ઢાલ

ભગવાન એવી શય્યાએ પોઢ્યા, રુક્મણિ ઢાળે છે વાય;
વિનોદ કરવાની થઈ ઇચ્છા, મન માંહે યદુરાય. ૭
વૈકુંઠના ગુણ તેવા અહિંયા, છે કે નહીં જોઉં મર્મ;
રુક્મિણીનું મુખચંદ્ર જોઇને, કહેવાનું થયું મન. ૮
સદાવદન પ્રસન્ન રહે જોવા, ક્રોધનું મુખ એમ જાણી,
તેવે સમે શ્રી લક્ષ્મી સાથે, બોલ્યા હરિ હસી વાણી. ૯
શું મોહ પામ્યાં અમ રૂપ જોઇને, અમો છઉં શ્યામળવાન,
ગુણહીણ યાચક થઈ ખાધાં, નવનીત ગોકુળ ગામ. ૧૦
નંદના નંદન કહાવ્યું ગોવાળા, ગૌધન વનમાં ચારી;
રાજછત્ર ચમર નહીં અમને, તમો તો રાજકુમારી. ૧૧
વનચર* અમો વનના વાસી, થીર ન રહેવું એ મીછાં;
નાનપણામાં લાજ એવી કાઢી, શું જોઇ અમને રીજ્યાં. ૧૨
અમો ઉદાસી છું વીતરાગી, સંસારપર નહીં મન,
પત્ર લખીને મોકલ્યું માટે, આવ્યા સત્ય વચન. ૧૩
દમઘોષ જાન જોવાની ઇચ્છા, એક પંથ બેઉ કામ;
વચન તમારું પાળવા માટે, જાણજો એ સાવધાન. ૧૪
અમારે નહોતી કિંચિત્ ઇચ્છા, તમારે મોટા સાથે શું નમન;
જરાસંધ યવનની ધાકે, આવ્યા સમુદ્રને શર્ણ. ૧૫
દંતવક્ર શિશુપાળ રૂપવંત, વર્યા નહીં કેમ તેને,
તે ગ્રોગ્ય છો તમો ભામિની, રાજ પોતાનાં જેને. ૧૬
ક્યાં રાજા ને ક્યાં અમે, તે પૂરે તમારાં કોડ,
સમતોલ હોય ત્યાં વિવાહ કીજે, સરખે સરખી જોડ. ૧૭
બાપે કહ્યું આ કન્યા દીજે, શ્રીકૃષ્ણને એ માન,
તવ રુક્મિ કહે એ નીચ ગોવાળા, કુળહીણ એ અપમાન. ૧૮
બુદ્ધિ ભ્રષ્ટ થઇ બાપ તમારી, એશું બોલ્યા તાત,
એને કેમ પ્રણામજ કીજે, ઉઠ્યા એમ કહી વાત. ૧૯
દમઘોષ સરખા કહીએ રાજા, છત્રપતિ મહીપાળ;
રુડાં સર્વાથી રુડા એમ કહી, ભાંજ્યું છે વેવીસાળ. ૨૦
એ લક્ષણે થયું વિરૂપ એનું, ગઈ ભાઇની લાજ;
એટલું કરીને અમ સંગાથે, શું હતું તમારે કાજ. ૨૧
સકળ સભામાં પેણ કરી આવ્યો, અદૃષ્ટ* સાથે કાંઈ નવ ચાલ્યું;
એન માટે એણે નગ્ર તજીને, બીજું પૂર વસાવ્યું. ૨૨
એવા રાજાને તજી કરીને, આવ્યાં રંકને ઘેર;
રુકમિને તો માઠું મનાવી, કર્યું તે શું તમે વેર. ૨૩
માટે હજી લગીશું અહિં અડર્યું છે, જુઓ મન વિચારી;
બીજા રાજાને વરવું હોય તો, વરો ભીમકકુમારી. ૨૪
ગદવચન સાંભળિયાં ત્યારે, રુકૃમિણી બીહીનાં મંન;
રામા અવતારે સીતા તજી, તેમ રખે તજે પડ્યાં ધર્ણ. ૨૫
પુષ્પ હાર શણગાર પડ્યા છે, અંગથી હેઠાં ભોંયે;
શ્રીકૃષ્ણજીએ મન વિચાર્યું, કરમાણું મુખ ક્યાને. ૨૬
શય્યાથી ઉતરી ચાર ભુજાએ, હરિએ ઊચકી લીધાં;
બે હાથે કરી કેશ સમાર્યાં, નેત્ર મુખ લુએ તેનાં. ૨૭
આભૂષણ લીધાં સહુ વીણી, પોતે શ્રીપરિબ્રહ્મ;
રુકૃમિણી તોલે કોય ન આવે, પ્રસંન થયા કહે ધન્ય. ૨૮
વળી વસ્ત્રે કરીને વાયો† નાંખે, સમજાવે ભગવાન;
મેં તો હાસ્ય કર્યું મુખ જોવા, તેં માન્યું સત્ય જાણ. ૨૯
પ્રસંન થઈ સ્વામી સંગે બોલ્યાં, રુકૃમિણી અમૃતવાણી;
તમે કહ્યું તે સત્ય સ્વામી, જાણે વિરલા જ્ઞાની. ૩૦
ચાર વરણમાં કોણ કરે છે, બીજીવાર વિવાહ રંગ,
તમે કહ્યું હજી શું ગયું છે, બીહીની હું ચિત્ત ભંગ. ૩૧
તે માટે મુને મૂર્છા આવી, જાણો છો અંતરજાંમી;
તમને શ્રમ‡ થયો મુજમાટે, ક્ષમા કરો એ સ્વામી. ૩૨
શું રૂપ જોઇને મોહ્યાં અમને, એમ કહ્યું ભગવાન;
રવિ શશિને જ્યોતિ જ આપી, તેજના છો તમો ધામ. ૩૩
જુગે જુગે અવતાર ધરો છો, શ્વેત રક્ત પીત શ્યામ;
દ્વાપર અંત્યે રૂપ ધર્યું છે, કળિમાં શ્યામળવાન. ૩૪
વળી કહ્યું નિષ્કિંચન અમને, માયા નહીં વીતરાગ;
સનકાદિક સરખા તમ સાથી, ત્રિગુણાતીત તમો નાથ. ૩૫
માન્ધાતા મુચકુંદ આદે, રાજ તજી ગયા વન;
રાજને અંતે નરક પડે, માટે સેવે તમારાં ચરણ. ૩૬
લક્ષ્મીની ઇચ્છા કરે તે તો, માયા જીવ અજ્ઞાની;
સર્વ તજી તમને ભજે, તે પરમ હંસ કહીએ સ્વામી. ૩૭
ગુણહીણ અમે નંદના નંદન, નવનીત ખાધાં ચોરી,
કોણ ભાગ્ય વ્રજવનિતા કેરું, જુઓ નાથ વિચારી. ૩૮
યાચક થઈ માગ્યું બળિ પાસે, પૃથ્વી પગલાં [illegible]
સુતળનું તેને રાજ સ્થાપ્યું, રહ્યા પોતે [illegible]
તમે કહ્યું અમે સમુદ્રને શરણે, આવી [illegible]
ક્ષીરસાગરમાં શયન કરો છો, શેષ [illegible]
વળી કહ્યું રંક રાજા છીયે અમો, [illegible]
ત્રૈલોક્ય રાજા ત્રિભુવનેશ્વર કહીએ, તમો [illegible]
તે માટે મહારાજા મહા પ્રભુ, [illegible]
કોટી બ્રહ્માંડ ફરે રોમ [illegible]

* વનમાં ચરવાવાળા

* [illegible]. † [illegible]

અહંકારી અભિમાની તેના, ઉતાર્યાં છે ગર્વ;
હરિચરણ વિમુખ હોય નારી, તેને વરે શિશુપાળ. ૪૩
હું તો તમારી જન્મ જન્મની, બીજો નહીં ભરથાર;

* * * *

તમો શ્રીપરિબ્રહ્મ કહીએ, હું માયા ગુણવંત.
જે જે વચન કહ્યાં તે સાચ્યાં, રીઝ્યા શ્રીભગવંત. ૪૪
રુક્મિણીને કહે શ્રીકૃષ્ણ પોતે, ધન્ય બુદ્ધિ છે તમારી.
મારું વચન ઉથાપ્યું નહિ તે, હુવો રંગ રસ ભારી; ૪૫
કામી પુરુષને દેહ ન દેખાડીએ, માયામાં થાયે મગંન.
હાસ્ય વિનોદ એ રીતે કીધાં, પોતે પ્રાણજીવંન; ૪૬
શ્રીકૃષ્ણને માયા નહિ લેપે, જુઓ જન વિચારી.
સોળ સહસ્રમાં કો મોહ ઉપજાવા, સમર્થ ન હવી નારી; ૪૭
એકેકીને દશ પુત્ર એક પુત્રી, એકેકીને સહસ્ર દાસી.
લક્ષ્મી પોતે હરિસેવામાં, પતિવ્રતા ધર્મ રાશિ;* ૪૮

વલણ

પતિવ્રતાના એ ધર્મ છે, શુક કહે સાંભળ રાયરે.
ધનદાસના સુત કહે સુંદર, થયો સાઠમો અધ્યાયરે; ૪૯

ઇતિ શ્રીમદ્ભાગવતે દશમસ્કંધે ષષ્ટિતમોઽધ્યાયઃ ॥ ૬૦ ॥

## અધ્યાય ૬૧ મો†

### કડવું ૧૭૪ મું–રાગ વેરાડી

શુક પરીક્ષિતને કહે વાણી, શોનકને કહે સૂતપુરાણી;
છપ્પન કોટી યાદવનો વિસ્તાર, શું કહે જિંહ્વા અનંતઅપાર.૧
કહીએ લીલા શ્રીગિરિધારી, સોળ સહસ્ર શત આઠ નારી;
એટલાં રૂપ ધરી શ્રીભગવાન, સર્વના પૂરે મનોરથ કામ ૨
કોમળ વાણી મધુર વચન, શ્રીકૃષ્ણ હરે પ્રમાદાનાં મંન;
મુકુટ કુંડળ મકરાકાર, દેખી મોહ પામી સૌ નાર.૩
જગમગ જ્યોતિ મનોહરસાર,હરિને મોહનહિંમ્મઉં બલિહાર;
એ રીતે ચાલે ગૃહસ્થાશ્રમ, રંગ રસ કરે પરિબ્રહ્મ.૪
દશ‡ પુત્ર ને કન્યા એક, શું કહે જિંહ્વા ચરિત્ર અનેક;

* સમુદ્ર. † આ એકસઠમા અધ્યાયમાં ભગવાનના પુત્ર પૌત્રાદિક સંતાનની અને પ્રદ્યુમ્નના વિવાહમાં બળભદ્રે રુક્મિને માર્યાની કથા છે.

‡ શ્રીકૃષ્ણની દરેક સ્ત્રીને દશ દશ પુત્ર હતા તેમાંથી આઠ પટરાણીના દશ પુત્ર નામ પ્રમાણે જાણવા—શ્રીકૃષ્ણ ભગવાનને રુક્મિણી સ્ત્રીથી પ્રદ્યુમ્ન, ચારુદેષ્ણ, સુદેષ્ણ, ચારુદેહ, સુચારુ, ચારુગુપ્ત, ભદ્રચારુ, ચારુચંદ્ર, વિચારુ અને ચારુ; સત્યભામાથી ભાનુ, સુભાનુ, સ્વર્ભાનુ, પ્રભાનુ, ભાનુમાન, ચંદ્રભાનુ, બૃહદ્ભાનુ, અતિભાનુ, શ્રીભાનુ, અને પ્રતિભાનુ; જાંબવતીથી સાંબ, સુમિત્ર, પુરુજિત, સહસ્રજિત, વિજય, ચિત્રકેતુ, વસુમાન, દ્રવિણ, અને ક્રતુ. નાગ્નજિતીથી વીર, ચંદ્ર, અશ્વસેન, ચિત્રગુ, વેગવાન, વૃષ, આમ, શંકુ, વસુ, કુંતી; કાલિંદીથી શ્રુત, કવિ, વૃષ, વીર, સુબાહુ, ભદ્ર, શાંતિ, દર્શ, પૂર્ણમાસ અને સોમક; લક્ષ્મણાથી પ્રઘોષ, ગાત્રવાન, સિંહ, બલ, પ્રબલ, ઊર્ધ્વગ, મહાશક્તિ, સહ, ઓજ, અને અપરાજિત, મિત્રવિંદાથી વૃક, હર્ષ, અનિલ, ગૃધ્ર, વર્ધન, અન્નાદ, મહાશ, પાવન, વન્હિ, અને ક્ષુધિ, ભદ્રા (શૈબ્યા) થી સંગ્રામજિત, બૃહત્સેન, શૂર, પ્રહરણ, અરિજિત, જય, સુભદ્ર, વામ, આયુ, અને સત્યક, એ આઠ ઉપરાંત રોહિણીમાં દીપ્તિમાન અને તામ્રતપ્ત પુત્રો થયા.

ઢાળ

શુક કહે ચરિત્ર અનેક છે, થોડે કહું રાજંન;
રુક્મિણીના પુત્ર પ્રદ્યુમ્ન*, તેના અનિરુદ્ધ કહીએ તંન. ૫
ભોજકટમાં જન્મ થયો છે, મહા વીર વિખ્યાત;
સોળ સહસ્રના પુત્રના પુત્રજ, કોટી કોટી વિસ્તાર. ૬
પૃથિવી સરવસ ભાર રહી છે, મસ્તકપર ન જણાય;
સહસ્રજિંહ્વા પણ સમરથ નહીં, ગુણ કહેવાને રાય. ૭
રુક્મિણીની કન્યા કહીએ, ચારુમતી તેનું નામ;
કૃતવર્માના પુત્રને આપી, વિવાહ રંગ રસમાન. ૮
કન્યાદાન ત્યાં પોતે દીધાં, આપ્યું ધનું એક વીત;
ગજ રથ અશ્વ પહેરામણી, નમ્યા કહીએ રીત. ૯
પ્રદ્યુમ્ન પરણ્યા રુક્મિતણી, કન્યા કમળ લોચંન;†
પરીક્ષિત પૂછે શુકને સ્વામી, એ સંદેહ ઉપન્યો મંન. ૧૦
શ્રીકૃષ્ણ સાથે વેર હતું ને, કન્યા કેમ આપી બ્રહ્મ;
તમે કહેશો એ પુરાણમાં નહીં, હું ક્યાંથી કહું રાજંન. ૧૧
યોગેશ્વર તમે સર્વ જાણો છો, ભૂત ભવિષ્ય મુનિરાય;
તે માટે કૃપા કરીને કહીએ, વિસ્તારી મુને વાત. ૧૨

શુકદેવવચનઃ–

રુક્મિએ કન્યાનો જ્યારે, માંડ્યો સ્વયંવર યાગ;
પ્રદ્યુમ્ન લાવ્યા હરણ કરીને, જીતી સઘળા રાય. ૧૩
રુક્મિને ગમતું થયું, એ મસે મળશે બેન;
તેડાવીને લગ્ન કર્યાં છે, મળ્યાં રંગ રસ એમ. ૧૪
ગજ રથ અશ્વ અનેક આપી, નમ્યા હરિને પાય;
વિદાય થઇને ચાલ્યાં ત્યાંથી, જીતી યાદવરાય. ૧૫
રુક્મિણીએ રુક્મિને કહ્યું, અનિરુદ્ધ વેરે માન;
પુત્રની પુત્રી સુલોચના‡, એ આપી છે નિર્વાણ. ૧૬
શ્રીકૃષ્ણને ગમતી નહીં વાતજ, વિરોધનો છે ઠામ;
લક્ષ્મીએ આવી કહ્યું ત્યારે, માન્યું વચન ભગવાન. ૧૭
વિવાહનો આરંભજ માંડ્યો, હરખ અતિ ઘણો મંન;
રુક્મિએ ભલી શોભા કરી છે, મંડપ મણિમય રમ્ય. ૧૮
પત્ર લખી ભુપ એની પાસાના, તેડાવ્યા થઈ ભીડ;
શ્રીકૃષ્ણને લગ્ન પત્રિકા આપી, શીઘ્રે થયા તત્પર યદુવીર. ૧૯
વિવાહ કાજે પ્રભુ હરખ સાથે, નીસર્યાં કાઢી જાન;
નગ્રનિવાસી લોક તેડ્યા, વિનય કરી ઘણું માન. ૨૦
છપ્પન કોટિ યાદવ સંગ લીધા, અવર બહુ રાજંન;
ચતુરંગી સેના શોભિતી છે, ગજરથ વાજે નિશાન. ૨૧
એ રીતે પ્રભુ જાન લઈને, આવ્યા નગર મોઝાર;
રુક્મિએ ઘણું માન દેઈને, ઉતારયા ભલે ઠાર. ૨૨
અનિરુદ્ધને કન્યા પરણાવી, ઉમંગ ઘણો અતિ મંન;
ચોરી સરી કંસારજ ખાધા, પરવારયા કરી લગંન. ૨૩

* પ્રદ્યુમ્ન રુક્મિની કુંવરી રુક્મવતીને પરણ્યા. તેથી અનિરુદ્ધ થયો.
† મૂળ ભાગવતમાં રુક્મવતી નામ છે. ‡ મૂળ ભાગવતમાં રોચના એવું નામ છે.

સભા સહિત પરધાન સંઘાતે, બેઠા છે રાજંન;
તેવે સમે બળિભદ્ર સભામાં, આવ્યા છે આદરમાન. ૨૪
કલીંગ દેશના ભૂપ કહે છે, રુકમિને તવ વાત,
વહેવાઈ તમારા રમી જાણે, માટે સમસ્ત રમીએ આજ. ૨૫
રુક્‌મિ કહે જુવટ રમીએ, ભરો મુઠ તમો રામ;
શત સહસ દશ સહસ્ર લગી, ચઢ્યા દ્રવ્ય તે લક્ષ પ્રમાણ. ૨૬
રમત રમતાં હળધર જીત્યા, માને નહીં રાય મૂઢ;
સભા સૌ ત્યાં રુક્‌મિની, શેશ બોલ્યા નહીં દૃઢ. ૨૭
એમ રમતાં દશ ક્રોડજ સૂધી, ચડ્યા રામ થઈ જીત;
તોપણ કહે રુકમિ જીત્યો, દુષ્ટ સભા એ રીત. ૨૮
તેવે સમે વ્યોમ વાણી થઈ છે, જીત્યા સહી બળિભદ્ર;
રુક્‌મિ કહે વાણી વૃથા થઈ, માને નહીં લાવો દ્રવ્ય. ૨૯
પાસે બેઠા તે હસીને કહે છે, રમી શું જાણે ગોવાળ;
સભા મધ્યે એમ હાસ્ય કર્યું, ત્યારે ક્રોધ ચડ્યો છે દયાળ. ૩૦
શ્રીકૃષ્ણનાં દર્શન કારણ, થઈ દેવ વિમાનની ભીડ;
હોનાર* છે તેને કોણુજ રાખે, એમ કહે યદુવીર. ૩૧
એવા દુષ્ટને હણવા કાજે, આવ્યા છિયે અમો જાણ;
રુક્‌મિને ત્યાં મસ્તકે મારી, ભોગળે કાઢિયા પ્રાણ. ૩૨
હસી કહ્યું તેના દાંતજ પાડ્યા, પૂરી જેણે કુડી સાખ;
થડથકી તેની જિવ્હા કાઢી, નાઠી સભા પડી હાક. ૩૩
રુક્‌મિણીએ મન જાણ્યું ત્યારે, બોલ્યાં નહીં ધરી ધીર;
શ્રીકૃષ્ણને બળિભદ્રે કહ્યું તવ, શીઘ્રે તત્પર થયા યદુવીર. ૩૪
વહુવર લેઈ સહુ જાન સંઘાતે, આવ્યા પુર ભગવાન;
જાન સહુને આદર સાથે, વિદાય કરી ગઈ ઠામ. ૩૫
શુકજી કહે શ્રીહરિની લીલા, સાંભળ પરીક્ષિતરાય;
સુંદર હરિનો દાસ કહે, થયો એકસઠમો અધ્યાય. ૩૬
ઇતિ શ્રીમદ્‌ભાગવતે દશમસ્કંધે એકષષ્ઠિતમોઽધ્યાયઃ ॥ ૬૧ ॥

તેણે કરી શિવ રિઝિયા મનસું, માગો વળી વરદાન;
બાણાસુર કહે મારા નગરની, રક્ષા કરો ભગવાન. ૫
તે માટે શિવ રક્ષા કરે છે, શોણિતપુર વિખ્યાત;
નગની પુઠે ચોકી કરે છે, શિવજી ત્યાં દિનરાત. ૬
ત્રીજીવાર શિવ સંગે યુદ્ધજ માંગ્યું, જોયું મેં ત્રિલોક;
મુજ સમોવડ ન રહે ઉભો, તમવિના બીજો કોક. ૭
સહસ હાથને શુંયજ કીજે, મિથ્યા બહુ એ ભાર;
તમો કહેશો મેં વરજ આપ્યો, આવો મુજ સંઘાથ. ૮
અંતરજામીએ જાણ્યું મનમાં, એ છે ખળનાં કામ;
શિવ કહે હું સરખા તમને, આવી મળશે ભગવાન. ૯
ધજાકેતુ પડશે તારો, ત્યારે જાણજે આવ્યો તુજ ઘાટ;
હરખ પામીને ઘેર આવ્યા, બાણ જુએ તેની વાટ. ૧૦
એક દિવસ ઉમયાસંગ શિવજી, ક્રીડા કરે છે ચંન;
પાર્વતીનાં દર્શન કાજે આવ્યા, ઓખા વિહ્વળ મંન. ૧૧
ઉમિયા કહે છે ઓખા બાઈને, પહોંચશે મનની આશ;
થોડા દિવસમાં પરણશે તું, સ્વપ્નમાં સ્વામી ખાસ. ૧૨
તેજ તારો સ્વામી થાશે, મહા પુરુષ ગુણવંત,
વૈશાખ સુદ દ્વાદશીને દીને, માનજો સત સંત. ૧૩
વચન અંબાનાં સાંભળી ત્યાંથી, આવ્યાં છે અંતઃપુરમાંય,
કૌશાંડની તનયા સેવામાં, ચિત્રલેહા આપી ત્યાંય. ૧૪
પાર્વતીએ કહ્યો છે તે દીન, રમી ગયો મહા મન;
મધ્ય નિશાએ* જાગી જોયું તે દીસ નહીં બાઈએ કંથ. ૧૫
ક્યાં ગયા સ્વામી કહેતી ઊઠી, કરતી બહુ રુદંન;
ચિત્રલેહા કહે શું છે બાઈ, જાણ્યું સખીએ મંન. ૧૬
ઓખા કહે તેજપુંજ† આવી, રમી ગયો કો વીર;
એ વર મુજને આણી આપ, નહિતર તજું આ શરીર. ૧૭
દુઃખસાગરમાં નાંખી ગયો છે, અધર અમૃત પાઈ,
તુથી કારજ થાશે માટે, લાવી આપો મુને બાઈ ૧૮
સખી કહે કેવો છે તે વીર, દેખાડ આવું આળી,
ઓખા કહે ત્યમ કહ્યું ન જાણું, કેઇ પેર કહું મુજ સ્વામી. ૧૯

વિચાર્યું કેમ જાઉં ત્યાં, સ્નાન કરે ઋષિદેવ;
નારદજી કહે કેમ પધાર્યાં, કહો બાઈ અવશ્યમેવ. ૨૬
ચિત્રલેહા કહે શોણિતપુરથી, આવી છું મહારાજ;
બાણાસુરની તનયા* તેને, સ્વપ્ન લાધ્યું છે એ કાજ. ૨૭
અનિરુદ્ધ સાથે ભોગવિલાસજ, એણે હર્યું તેનું મન;
તે માટે કેમ કારજ થાશે, ભલે મળ્યા મુનિજંન. ૨૮
નારદજીએ મન વિચાર્યું, થાશે યુદ્ધ ત્યાં સોય;
તામસી† વિદ્યા આપી ઋષિએ, દેખે નહીં જાઓ કોય. ૨૯
કર જોડી નમસ્કાર કરીને, ગયાં છે તેણે ઠામ;
સોળ સહસ્રના મંદિર મધ્યે, રુક્મિણી જ્યાં ભગવાન. ૩૦
તે મધ્યે પ્રદ્યુમ્નનું ઘર છે, અનિરુદ્ધ જ્યાં રહે છે;
તેજપુંજ કોઈ લલના ઉભી, નૃત્ય ત્યાંય કરે છે. ૩૧
તે સમે ત્યાં આવી જોયું, બેઠા છે અનિરુદ્ધ,
ઓખા સાથે રમી ગયા તે, સંભારે હૃદયા મધ્ય. ૩૨
ચિત્રલેહાએ મોહ પમાડી, વિદાય દીધી લલના;
અનિરુદ્ધને કહે ચિરંજીવી રહો, પહોંચે મનોરથ મનના. ૩૩
અનિરુદ્ધ કહે તું કોણ ઇહાં, આવી છે શું કાજ;
પ્રતિઉત્તર કહે સેવા તમને, આવી છું મહારાજ. ૩૪
બળિના સુત બાણાસુર કહીએ, મહા વીર વિખ્યાત;
તેની તનયા ઓખા બાઈસું, રમી ગયા તમો રાત. ૩૫
તમ પાખે પ્રાણ નવ રાખે, ચાલો ત્યાં રાજન;
અનિરુદ્ધ કહે એ દૈત્યની કન્યા, કેમ માને મુજ મંન. ૩૬
ચિત્રલેહા કહે સાંભળો રાજા, પિતામહની વાત;
નરકાસુરની સોળ સહસ્ર જ, લાવ્યા છે કેઈ જાત. ૩૭
વચન સાંભળી અનિરુદ્ધ બોલ્યા, લઈ જાઓ મુને તુર્ત;
તેને સ્વપ્ન થયું તેવું મુજને, માનો એ વચન સત. ૩૮
લેઈ અનિરુદ્ધને જાય છે એવે, ચક્ર મળ્યું તવ જાણ.
નારદનું સ્મરણ કર્યું ત્યારે, આવ્યા છે તે નિર્વાણ. ૩૯
દેવ કારજ લેઈ જાય છે એને, જાતા વારશો મા કોય;
નારદજીનાં વચન સાંભળી, ચક્ર ગયું ફરી સોય. ૪૦
તતક્ષણ ચિત્રલેહા લેઈ આવી, ઓખાને મંદિર;
ઓળખી લે બાઈ સ્વામી તારો, અનિરુદ્ધ એ મહાવીર. ૪૧
દેખીને ઘણું હરખજ પામી, દીધા છે આદરમાન,
સ્તુતિ કરીને પગે લાગ્યાં, રાખ્યું તેણે ધ્યાન. ૪૨
ચિત્રલેહા કહે મોટું ભાગ્ય તારુ, વર છે રૂપનિધાન;
એની સાથે ક્રીડા કીજે, રાખો મન સમાધાન. ૪૩
સસરો ત્રણ લોકનો સ્વામી, એ ભાગ્ય શું નાનું;
ઓખા કહે ધન્ય ધન્ય તુજને, એ વર તુંથી પામું. ૪૪
તેલ મરદન કરી સ્નાન કરાવ્યું, ભૂષણ બહુ વિધિ અંગ,
આસન બેસાડી ગાંધર્વ વિવાહ, કર્યો છે રસરંગ. ૪૫
હાસ્ય વિનોદ ચોપટ રમે, દેખી સેવક કરે એમ વાત,
કીડીનો પ્રવેશ નહીં અહિં, પુરુષ આવ્યો કેઈ વાટ. ૪૬

* દીકરી † તામસ ગુણવાળી.

જે પુરુષની સંગે રમે નારી, તેનાં રૂપ હોય ભિન્ન;
તે માટે એ ઓખાબાઈનું, દીસે છે એવું ચિન્હ. ૪૭
બાણાસુરને કહીએ નહિંતર, આણશે આપણો અંત;
તતક્ષણ આવી કહ્યું ત્યારે, કોપ્યા છે રાય બળવંત. ૪૮
રખેવાળ તમે શુદ્ધિ નવ રાખી, આવ્યો તે કોણ વાટ;
સેવક કહે સ્વામી કારણ શું કહીએ, ધીર્યા નહીં ક્ષણ માત્ર. ૪૯
ધ્વજકેતુ પડ્યો તવ જાણ્યું, હોશે કો બળવંત;
લક્ષ યોધાને આજ્ઞા આપી, કરો તેશું યુદ્ધ. ૫૦
આવતાં દેખી ભોગળ લઇને, ઉઠ્યો છે અનિરુદ્ધ;
યુદ્ધ કરી સહુ ઠામ જ માર્યા, પહોંતી વાત તે તુર્ત. ૫૧
કોભાંડને આજ્ઞા કરી રાયે, કરો તેશું યુદ્ધ;
રથે બેસીને સૈન્ય સંગાથે, આવ્યા જ્યાં અનિરુદ્ધ. ૫૨
દેખી કટક ઓખા કહે છે, નાનડિયા ભરથાર;
કેમ વઢશો ફરી સૈન્ય જ આવ્યું, વેરી થયો મુજ તાત. ૫૩
મેં એનું તો શું વણસાડ્યું, શો કર્યો મેં અન્યાય;
પાર્વતીએ આપ્યો છે વર, સમજે કેમ નહીં એ રાય. ૫૪
મૃગતણાં ટોળાં બહુ તેમાં, કેસરી પ્રગટ્યો એક;
તે આગળ શું પરાક્રમ એનું, વિનતા જુઓ વિવેક. ૫૫
કાલાવાલાએ નહીં છૂટિયે, તું તો ઘેલી છો નાર;
તારા પિતાએ મોકલ્યા સહસ્ર તે, મારે લેખે ચાર. ૫૬
એમ કહી ઘર બહાર આવ્યા, થાય છે બહુ સંગ્રામ;
સૈન્ય સહિત જિતીને ઘાયલ, કીધો છે પરધાન. ૫૭
એ સમાચાર જાણીને આવ્યા, બાણાસુર રાજન;
કોભાંડ કહે સ્વામી કારણ કહિયે, જુઓ વિચારી મંન. ૫૮
શક્ર તોલે પરાક્રમ છે એનું, શું વિખાણું વાત;
તે માટે કહ્યું માનો એ તો, પૂજ્ય થયો કેમ થાય ઘાત. ૫૯
બાણાસુર કહે શું જુઓ છો, એણે કર્યો મહા અન્યાય;
વજીર કહે ગાંધર્વ વિવાહ, કીધો છે તમ કન્યાય. ૬૦
શસ્ત્ર અસ્ત્ર બહુ બાણજ વરસે, એકનાં લક્ષજ થાય;
એણી પેરે યુદ્ધ બહુજ થયું, શું કહું હું સેખ્યાય. ૬૧
ખડ્ગ ખેડા અસ્ત્ર શસ્ત્રજ, સાંગ ને ગડનાલ;
અનિરુદ્ધ સૌને પૂરો પડે છે, મહા વીર વિકરાળ. ૬૨
ચિત્રલેહાએ નારદ સંભાર્યા, તે આવ્યા તતક્ષણ;
બીહીશ મા તું અનિરુદ્ધ, તારે માથે છે પરિબ્રહ્મ. ૬૩
અનિરુદ્ધ કહે સ્વામી તમ પ્રતાપે, જિત્યા છે બહુ વીર;
એમ કહી ફરી યુદ્ધ કીધું, રાય આવ્યા સમરે ધીર. ૬૪
યુદ્ધ કરતાં રાયે અનિરુદ્ધને, ઘેરી લીધો તતક્ષણ;
નાગાસ્ત્રે બંધન કરી જિતી, ચાલ્યો છે રાજંન. ૬૫
ઓખા કહે હવે શુંજ કરશું, વેરી થયો મુજ બાપ;
બાળક જાણી દયા ન આણી, એમ કહી કરે વિલાપ. ૬૬
એ સમાચાર લેઇને ચાલ્યા, નારદજી તતક્ષણ;
યુદ્ધ બહુ પેરે ત્યાં થાશે, આવશે અશરણશરણ. ૬૭

વલણ

આવશે ભગવાન એવું, શુક કહે સાંભળ રાયરે;
ધનદાસના સુત કહે સુંદર, ચયો બાસઠમો અધ્યાયરે. ૬૮

ઇતિ શ્રીમદ્ભાગવતે દશમસ્કંધે દ્વિષષ્ટિતમોઽધ્યાયઃ ॥ ૬૨ ॥

---

## અધ્યાય ૬૩ મો*

### કડવું ૧૭૬ મું†-રાગ સામેરી

કહે ભૂપતિને શુક યોગી, સુણ રાય હરિ કથા રસ ભોગી;
રુક્મિણી ચિંતા કરે છે મન, જુઓ કોઈ અહિંથી લઈ ગયું તંન;
મોટી અચરજ કહિએ વાત, ચિંતા શી કરો એમ કહે છે નાથ.

ઢાળ

ચિંતા શી કરો ભામિની, એવે આવ્યા નારદ દેવ;
આદરમાન બહુ પેરે દીધાં, બોલ્યા હરિ તતખેવ. ૧

નારદ ઉવાચ:-

ત્રણ લોકમાં ગમન તમારું, અનિરુદ્ધની કહો ભાળ;
મુનિ કહે બાંધ્યા છે તમ પૌત્રને, શોણિતપુર ભૂપાળ. ૨
ચિત્રલેહા લઇ ગઈ છે એને, આકાશ માર્ગે ધન્ય;
બાણાસુરની તનયા સાથે, ગાંધર્વ વિવાહ કીધો બ્રહ્મ. ૩
યુદ્ધ ઘણું કીધું તમ પુત્રે, પણ બાણાસુર બળવાન;
નાગાસ્ત્રે અનિરુદ્ધને બાંધી, રાખ્યા છે વસમો ઠામ. ૪
શ્રીકૃષ્ણનું મન નારદ કહિયે, પરભારી સુણી વાત;
સૈન્ય સહુ સજ કરીને ચાલ્યા, વાજ્યા નિશાને ઘાય. ૫
દશ‡ અક્ષૌહિણી સૈન્યા સંગાથે, ચડ્યા છે યાદવરાય;
પ્રદ્યુમ્ન સેનાના નાયક કહિયે, ગદ ને સાંબ કુમાર. ૬
ગરુડપર શ્રીકૃષ્ણ ને હળધર, બેઠા છે બેહુ વીર;
ચતુરંગિણી સૈન્યા આગળ, થઈ માર્ગમાં ભીડ. ૭
એ રીતે પ્રભુ આવી પહોંતા, વાગ્યાં બહુ રણતૂર;
વાડી ઉખેડી નગ્ર વીંટીને, પડ્યા છે યાદવશૂર. ૮
બહારના પુરની ઝાંઝી અટારી, દગ્ધ કર્યું તવ જાણ;
બાણાસુરને જાણ થયું તવ, સૈન્ય કર્યું સાવધાન. ૯
દશ અક્ષૌહિણી સૈન્યા સાથે, નીસરિયા રાજાન;
મોર ઉપર છે સ્વામી કાર્તિક, નંદી ઉપર શિવ બ્રહ્મ. ૧૦
સન્મુખ આવી રહ્યા ઉભા, બેહુ ગમાથી જાણ;
ભૂત પિશાચ શિવની સૈન્યા, થાયે છે બહુ સંગ્રામ. ૧૧
શિવજી ને ભગવાનજ પોતે, સાત્યકી ને બાણાસુર;
બળિભદ્ર ને કૌભાંડ બેહુયે, મહાબળ ભરપૂર. ૧૨
પ્રદ્યુમ્ન સ્વામી કાર્તિક એ રીતે, પરસ્પર યુદ્ધ વિશેષ;
શસ્ત્ર અસ્ત્ર બહુ બાણજ વરસે, દેવ વિમાનની ભીડ. ૧૩

શિવજી ને ભગવાન બેહુ, મૂકે બહુવિધ બાણ;
પિનાકપાણિ સારંગપાણિ, વાયુ પર્વતનું એમ જાણ. ૧૪
સર્પ અસ્ત્ર ગરુડ અસ્ત્ર, અગ્નિ ત્યાં પરજન્ય;
પરસ્પરે હારે નહીં બેહુએ, વિચાર્યું પ્રભુ મંન. ૧૫
મોહાસ્ત્રે કરી મોહ પમાડ્યા, શિવજી નંદીપર જાણ;
જિતીને પ્રભુ યુદ્ધ કાજ આવ્યા, જ્યાં છે બાણાસુર રાજાન. ૧૬
અશ્વ સહસ્ર એ રથે જોડ્યા, મહાવીર વિકાળ;
પાંચશે બાણ એક વારે મૂક્યાં, જેવાં કૃતાંત કાળ. ૧૭
શ્રીકૃષ્ણજીએ આવતાં છેદ્યાં, ભાંજ્યો તેનો રથ;
પાંચજન્ય ત્યાં શંખ વગાડ્યો, જીત્યા પ્રભુ સમરથ. ૧૮
નગ્ન થઇને કોટરા આવી, બાણાસુરની માય;
શ્રીકૃષ્ણજી ઉફરાટા એવે, નાઠા નગરમાં રાય. ૧૯
બળભદ્રે કૌભાંડ નસાડ્યો, પ્રદ્યુમ્ને કાર્તિક સ્વામ;
એ રીતે પ્રભુની જીત થઈ છે, વાગ્યાં બહુ નિશાન. ૨૦
એવે શિવજી આળસ મોડી, જાગ્યા છે રણમાંય;
મુખ બગાસું ખાતાં તરિયો, નીસરિયો તવ ત્યાંય. ૨૧
ત્રણ મસ્તક ત્રણ નાસિકા, નેત્ર છ ને છ હાથ;
તરિયો કહે મુને આજ્ઞા દિજે, બાળી કરું સહુ ભસ્મ. ૨૨
મેરુની જેણે શિખર બાળી, એવો એ બળવાન;
શિવ કહે એના સૈન્યમાં જઇને, કરો સહુને હેરાન. ૨૩
આજ્ઞા લેઈ પહેલાં શેષને અંગે, ચડ્યો છે તસ શરીર;
ત્રાહે ત્રાહે મારું અંગ બળે છે, રાખો તમે શ્રીજુગદીશ. ૨૪
શ્રીકૃષ્ણ કહે એને શિક્ષા કરું, ધીર ધરો મન કરો દૃઢ;
નારાયણજ્વર તુરત આવી, લાગ્યો તરિયાને યુદ્ધ. ૨૫
સ્વર્ગ મૃત્યુ પાતાલ ફર્યો, એને કોઈ ન રાખે શર્ણ;
શ્રીકૃષ્ણને ચરણે નમી કહે, રાખો પ્રાણજીવન. ૨૬
તમારે જ્વરે તસ કર્યો મુને, શરણ આવ્યો હું દીન;
સ્તુતિ ઘણી કરી તરિયાએ, તમો રક્ષણ કરો સ્વામીન ૨૭
બ્રહ્મરૂપ તમે સર્જો પાળો, શિવ રૂપે સંહાર;
સચ્ચિદાનંદ રહ્યા છો વ્યાપી, તમથી નહીં કો સંસાર. ૨૮
તમને મૂકીને અન્યને ભજશે, તેને પીડશે જ્વર બ્રહ્મ;
હું તો તમારે શરણે આવ્યો, મુને પીડા હોયે ક્યમ. ૨૯
દયાનિધિ ભગવાન કહે છે, સાંભળો તરિયાજી ધન્ય;
તારો મારો સંવાદ ગાશે, સાંભળશે એકે મન. ૩૦
તેને ઘેર તું જાઇશ મા, એ આપ મુજને વચંન;
વચન આપી તરિયો ગયો ત્યાંથી, નમી પ્રભુને ચર્ણ. ૩૧
એવે બાણાસુર સૈન્ય લેઈ આવ્યો, રથ બેસી સાવધાન;
અસ્ત્ર શસ્ત્ર બહુ બાણ જ વરસે, થાય છે સંગ્રામ. ૩૨
શ્રીકૃષ્ણે તો મન વિચાર્યું, ઉતારું એનો ભાર;
ચક્રે કરીને હાથજ છેદ્યા, વૃક્ષ તણી જેમ ડાળ. ૩૩
તે સમે આવ્યા શિવ ત્યાં, સ્તુતિ કરે હરિની ત્યાંય;
અભય વર આપ્યો હરિ મેં એને, તે કેમ મિથ્યા થાય. ૩૪
તમે કહ્યું પ્રલ્હાદનો વંશજ, મારવો નહીં ગદ;
દયાનિધિ ભગવાન કહે છે, ઉતાર્યો એનો મદ. ૩૫

---

* આ ત્રેસઠમા અધ્યાયમાં બાણાસુર અને યાદવોને યુદ્ધ થતાં જ્વરે તથા સદાશિવે બાણાસુરના હાથ કાપી નાંખનારા શ્રીકૃષ્ણની સ્તુતિ કરી, તે કથા છે. † મૂળ ભાગવતમાં બાર છે. ‡ બળભદ્ર, સાત્યકિ, સારણ, નંદ, ઉપનંદ, તથા ભદ્ર આદિ યાદવોએ શોણિતપુર ઘેર્યું.

હંસે બેસી અજ આવ્યા છે, કહે માંહોમાંહી શી રાહ;
હરિહરનો મેળાપ કરી અજ, ગયા પોતાને ઠાર. ૩૬
ચાર ભુજ રાખ્યા છે તેના, માન્યું બ્રહ્મ વચન;
આપ સરીખો કીધો હરિએ, શિવ થયા પ્રસંન. ૩૭
રથે બેસાડી વહુ વર લાવ્યા, શોભા ઘણી સાથે રાય;
શ્રીકૃષ્ણને આવી ચરણે લાગ્યો, ક્ષમા કરો અન્યાય. ૩૮
પહેરામણી મનગમતી કીધી, ગજ રથ અશ્વ અપાર;
અક્ષૌહિણી સૈન્યા આપી રાયે, વળાવ્યા ભલી ભાત. ૩૯
મળી શિવને દ્વારિકાં આવ્યા, વાગ્યાં જીત નિશાન;
સૈન્ય સૌને આદર સાથે, વળાવ્યાં દેઈ માન. ૪૦
ઓખા અનિરુદ્ધનો વિવાહ, સાંભળે ને જે ગાશે;
તેને જ્વર પીડા નહીં કોઈ દી, ત્રિવિધ તાપ સહુ જાશે. ૪૧

વલણ

માનજો વિશ્વાસથી તમે, શુક કહે સાંભળ રાયરે;
ધનદાસના સુત કહે સુંદર, થયો ત્રેસઠમો અધ્યાયરે. ૪૨

ઇતિ શ્રીમદ્‌ભાગવતે દશમસ્કંધે ત્રિષષ્ટિતમોઽધ્યાયઃ ॥ ૬૩ ॥

## અધ્યાય ૬૪ મો*

### કડવું ૧૭૭ મું–રાગ કેદારો

શુક કહે સાંભળ ભૂપ તું, જે કહું એક ચીત;
વળી કહું નારાયણ લીલા, સંક્ષેપે કરી પ્રીત. ૧

ઢાળ

સંક્ષેપે કરી જાણજો, કહું કથા રાજંન;
નગ્રમાંથી બાળક સંગે, નીસરિયા પ્રદ્યુમ્ન. ૨
સાંબ કુમાર ને ગદ ભાનુ, ચાલ્યા રમતા વન;
રમતાં રમતાં વાડી મધ્યે, આવ્યા બહુ થયો શ્રમ. ૩
તૃષા લાગી જળતણી, જોતા ફરે છે વાડીમાંહે;
જુએ તો એક કૂપ મધ્યે, દીઠો કરકટ ત્યાંયે. ૪
કાઢવાને સૌ આવ્યા બાળક, દયા થઈ મન વીર;
સમુદ્રમાં એને મૂકીએ, અહીં કષ્ટ પામે જીવ. ૫
દોરડાં ચર્મનાં વળી બાંધી, તાણે સહસ્રબાલ;
તલ માત્ર ત્યાંથી ખસે નહિ, એવી પુષ્ટ તેની કાય. ૬
સભા મધ્યે જઈ કહ્યું, તવ આવ્યા શ્રીભગવાન;
કર વધારી વામ હાથે, કાઢયો ભાગ્ય નિધાન. ૭
સ્પર્શ કરતાં દિવ્ય દેહ, મુગટ કુંડળ સાર;
પરિક્રમા કરી નમ્યો ચરણે, સ્તુતિ ઘણી કરી રાય. ૮

નૃગ રાજા સ્તુતિ કરે છેઃ–

આદ્ય અંત્ય ને મધ્ય તમ વિના, અવર નહીં કો શ્યામ;
મુજ દીન ઉપર ઘણી કૃપા કરી, આવ્યા છો ભગવાન. ૯
નગ્રનિવાસી લોક યાદવ, જુએ ઉભા તેહ;
તે દેખતાં પ્રભુએ કહ્યું, કેમ પામ્યો કરકટ દેહ. ૧૦
અંતર્યામી વસો છો, પણ આજ્ઞા ધરું શીશ;
પ્રણામ કરીને વદ્યા વાણી, સાંભળો શ્રીજુગદીશ. ૧૧
પૂર્વ હુતો હું* નગ્રનો રાજા, કર્યાં મેં બહુ દાન;
ગજ રથ અશ્વ ગૌ ભૂમિ વિપ્રને, આપ્યાં છે નિદાન. ૧૨
વસ્ત્ર સુવર્ણ તીલ આદે, સદાવ્રતે દીધાં અંન;
જન્મ સઘળો એમ ગયો, સ્વામી કરતાં મુને પુન્ય. ૧૩
તારાની કો કરે ગણના, મેઘનાં બિંદુ સોય;
પણ ગૌનું લેખું નહીં, શું કહું મુખથી જોય. ૧૪
સુવર્ણ શીંગી રૂપા ખુરી, ભૂષણ નવાં પ્રિય વચ્છ સાથ;
નેહેર સરોવર કૂપ એ રીતે, ધર્મ કર્યાં વિપ્રને નાથ. ૧૫
એક ગાય આપી વિપ્રને, ભળી ટોળામાંય બીજે દીન;
વઢતાં વઢતાં આવ્યા બ્રાહ્મણ, સમજે નહીં તે કયમ. ૧૬
એકની સહસ લક્ષ સુધી, દેવા માંડી રમ્ય;
બ્રાહ્મણ કહે અમો એજ લેશું, મૂકી ગયા બેહુ બ્રહ્મ. ૧૭
તે માટે યમદૂત અંતે, લેઈ ગયા મુને શૂન્ય;
ધર્મ કહે ચિત્રગુપ્તને, એનું જુઓ પાપ ને પુન્ય. ૧૮
ચિત્રગુપ્ત કહે સાંભળો, એના પુન્યનો નહીં પાર;
બ્રાહ્મણ બેહુ ગયા રોપે, પાતક એ મહારાજ. ૧૯
ધર્મ કહે પહેલાં પાપ કે પુન્ય, ભોગવશો રાજંન;
મેં કહ્યું થોડું પાતક પેહેલું, ભોગવું આ જન્મ. ૨૦
તે માટે કરકટ દેહ ધરી, પડ્યો વરસ હજાર;
તમ પ્રતાપે છુટયો સ્વામી, પહોંતા મનોરથ આજ. ૨૧
એમ કહીને નમ્યા એવે, આવ્યું દિવ્ય વિમાન,
તેપર બેસી ગયા વૈકુંઠ, વાજતે નીશાન. ૨૨
શ્રીકૃષ્ણ કહે સુણો યાદવનાં તન, સાંભળ્યું એ પ્રશ્ન;
બ્રાહ્મણોને કો દુભવશે, તે પામશે બહુ કષ્ટ. ૨૩
બ્રાહ્મણોનો અંશ હળાહળ વિષ, પચે નહીં કહે ઇશ;
જે વિષ ખાયે તે મરે, એ તો શોધે પરિયા વીશ. ૨૪
વૃત્તિ આપી લીયે પાછી, પડે આંસુ ભોમ;
જેટલી રજ ભીંજે તેટલાં, વરસ થાય કૃમી ભોગ. ૨૫
જુઓ પાતકનો કહું લેશ નહીં, તોયે વળગ્યું આવી રાય;
સર્વને શીખામણ હવી, પ્રભુ આવ્યા લેઈ પરિવાર. ૨૬

વલણ

યાદવના સહુ કુંવર આવ્યા, શુક કહે સુણ રાયરે;
ધનદાસના સુત કહે સુંદર, થયો ચોસઠમો અધ્યાયરે. ૨૭

ઇતિ શ્રીમદ્‌ભાગવતે દશમસ્કંધે ચતુઃષષ્ટિતમોઽધ્યાયઃ ॥ ૬૪ ॥

## અધ્યાય ૬૫ મો†

### પદ ૧૭૮ મું–રાગ કેદારો

શુકદેવ વદ્યા છે વચંન, સાંભળ પરીક્ષિત મહા રાજંન;
નંદ યશોદા વ્રજનો સાથ, મળવા જુએ હરિની વાટ. ૧

* આ ચોસઠમા અધ્યાયમાં ભગવાને નૃગરાજાને શાપથી છોડાવ્યો અને બ્રાહ્મણોનું ધન લઈ લેવાના દોષને કહીને અભિમાની રાજાને શિખામણ આપી, એ કથા છે.

* ઇક્ષ્વાકુકુળનો દીકરો નૃગ રાજા. † આ પાંસઠમા અધ્યાયમાં ગોકુળમાં આવેલા બળભદ્રે ગોપીઓની સાથે રમતાં મદને લીધે યમુનાજીને ખેંચ્યાં, એ કથા છે.

એકવાર આવે તો મળીયે, શું માયા છેક તોડી હરિયે;
અંતર્યામીએ જાણ્યું મંન, મુને અવકાશ* નહી હોયે. ૨
ઇચ્છા બળભદ્ર થઈ જાણ, જઈ હું નીરખું ગોકુળ ગામ;
જન્મ ભૂમિ જોવા એકવાર, રથ સજ કીધો તેણીવાર. ૩

ઢાળ

સજ કરાવી બેઠા રથ પર, આવ્યો વૃંદાવન;
ગોકુળનાં ત્યાં વૃક્ષ દેખી, હરખ્યા છે ઘણું મન. ૪
આગમન સાંભળી વ્રજવાસી સામાં,મળ્યા આવી પ્રેમ;
શ્રીકૃષ્ણના સમાચાર પહેલાં, પૂછે કુશલી ક્ષેમ. ૫
ત્યાં થકી રથ આવી છૂટો, નંદ રહે જે ઠામ;
દંડવત્ કરતા જઈ મળ્યા, નંદને બળરામ. ૬
આલિંગન દઈ ખોળે બેસાડ્યા, હજો પુત્ર કલ્યાણ;
યશોદાજી મળ્યાં આવી, હરખ અતિ ઘણો મન જાણ. ૭
આદરમાન બહુ પેરે દીધાં, સંતોખ્યા ભલીભાત;
શ્રીકૃષ્ણના સમાચાર પ્રેમે, પૂછે યશોદા માત. ૮
કંસ હણીને છોડાવ્યાં, માત તાત સુંદર શ્યામ;
યાદવ કુળને સુખ હવું, ભલું કર્યું છે એ કામ. ૯
ઘણા દિવસ એમ વહિ ગયા,અમો જોઉં જીવનની વાટ;
ચકોર ઇચ્છે ચંદ્રને, તેમ મળવાની કરું આશ. ૧૦
વસુદેવ દેવકી આદે સહુકો, કુશલ છે કહો તંન;
ક્યારેય અમને સંભારે કે, નહીં પ્રાણજીવંન. ૧૧
એમ કહીને નેત્રથી તવ, પડી આંસુની ધાર;
યશોદાના પ્રેમ આગળ, હતી ન હોયે માત. ૧૨
બળભદ્ર કહે સહુ કુશલ છે, હરિ મળવાને કરે હેત;
એકવાર તમને મળશે માતા, જાણજો કુરુક્ષેત્ર. ૧૩
એવું કહી સમાધાન કરે એવે, આવી છે વ્રજનાર;
બલીભદ્રને જોઈ હરખ પામી, પૂછ્યા સહુ સમાચાર. ૧૪
શ્રીકૃષ્ણજીયે કહ્યું હોય કાંઈ, કહો અમને રામ;
કોઈ વેળા અમને સંભારે કે, તજી માયા રામ. ૧૫
રાજ સુખમાં ભુલ્યા છે, અમને સંભારે તે શીદ;
બળભદ્ર કહે એકવાર તમને, મળશે શ્રીજગદીશ. ૧૬
મધુમાસ ત્યાં રહ્યા છે, રમે ગોપી સંગે શેષ;
વન ને ઉપવન હરીનાં, જુએ ચરિત્ર વિશેષ. ૧૭
વરુણે ભેટજ મોકલી, વસ્ત્ર સુરાપાન;
પાન કરતાં મદીરા ચઢી, રમે ગાય ગોપી રામ. ૧૮
પૃથ્વી સરસવભાર જેના, મસ્તકપર ન જણાય;
એવા એ શેષશાઈ જિહ્વા સહસ, હરિગુણ ગાય. ૧૯
ઉષ્ણકાળે જળક્રીડા કરવા, ઇચ્છા થઈ શેષ જ્યારે;
યમુનાજીને તેડ્યાં પાસે, આવે નહિ ચડ્યો ક્રોધ ત્યારે. ૨૦
આયુધનું સ્મરણ કર્યું ત્યારે, આવી ઉભું સંગ;
હળધારીને તાણિયાં યમુનાને, કરવા ઇચ્છિયા શતખંડ. ૨૧

(ત્યારે) કાલિંદી દિવ્ય દેહ ધરીને, આવી નમીયાં પાય;
સ્તુતિ ઘણી કરી શેષની, ક્ષમા કરો ને કરો અન્યાય. ૨૨
જળક્રીડા કરી શેષ પ્રસંન હવા, કહે સૂર્યદેહા તું ધન્ય;
સ્નાનથી પ્રાણી દુસ્તર તરે, ને પામે સ્વર્ગસદંન. ૨૩
ધન્ય યમુના ધન્ય એ વ્રજ, ધન્ય ગોકુળ ગામ;
ગોરસનું સુખ અહીંયાં એવું, નહીં બીજે ઠામ. ૨૪
માસ બે એમ વહી ગયા, જાવા તત્પર થયું મંન;
ભેટ ઉત્તમ મોકલે, તે ગોપી પ્રાણજીવંન. ૨૫
નંદ યશોદાને મળી રથપર, બેઠા છે તત્ર શેષ;
સારથીએ અશ્વ હાંક્યા, ચાલ્યા છે શ્રીનરેશ. ૨૬
દ્વારીકામાં આવી પહોંતા, મળ્યા શ્રીભગવાન;
સમાચાર તવ શ્રીગોકુળના, પૂછ્યા સુંદર શ્યામ. ૨૭
શેષ કહે નંદ યશોદાજી, ગોપ ગોપી બાળ;
મળવાને આતુર છે ઘણાં, એકવાર મળીયે દયાળ. ૨૮
આ ભેટ તમને મોકલી, ઘણો રાખે તમ પર પ્રેમ;
સમાચાર સર્વ કહ્યા શેષે, વ્રજજન કુશલીક્ષેમ. ૨૯
સાંભળી ગદ્દગદ્ થયા, ત્યારે સંભાર્યાં માતતાત;
યશોદાને તોલે નહીં કો, અવર બીજી માત. ૩૦
શુકદેવ કહે સુણો રાયજી, એ કહ્યાં ચરિત્ર શ્રીરામ;
અદ્યાપિ એ કાલિંદીનો, પ્રવાહ વાંકો તેણે ઠામ. ૩૧

વલણ

પ્રવાહ વાંકો કહે હરિજન, ભજવા શ્રીયદુરાય રે;
ધનદાસના સુત કહે સુંદર, થયો પાંસઠમો અધ્યારે. ૩૨

ઇતિ શ્રીમદ્ભાગવતે દશમસ્કંધે પંચષષ્ઠિતમોઽધ્યાયઃ ॥ ૬૫ ॥

## અધ્યાય ૬૬ મો*

### કડવું ૧૭૯ મું–રાગ સામગ્રી

શુકજી બોલ્યા સુણ રાજંનજી, શ્રીકૃષ્ણલીલા અતિ પાવંનજી.

ઢાળ

પાવન કથા હરિ નામની, સાંભળો અભિમન્યુ તંન;
મિથ્યા વાસુદેવ નામે એક, કુરુ દેશના રાજંન. ૧
રમત રમતાં બાળકે કહ્યું છે, નાનપણામાં જાણ;
એ પ્રજા તારી તુંજ સ્વામી, તે માટે પાડ્યું નામ. ૨
એના મનને ઉપન્યું, એક મનોરથ રાજંન;
ઇચ્છા પ્રભુનું કર્યું છે, જાણજો એ મંન. ૩
દૂતને રાયે કહ્યું તેડી, સાંભળો મારાં વેણ;
શ્રીકૃષ્ણને તમો જઈ કહો, એ મૂકો મારાં ચેહેન. ૪
શંક ચક્ર ગદા પદ્મ, એ તો ધર્યાં આયુધ ફોક;
એ ચાર ભુજાએ મેં ધર્યાં, તે જાણે છે ત્રિલોક. ૫

* વખત.

* આ છાસઠમા અધ્યાયમાં ભગવાને કાશીમાં જઈ પૌંડ્રકને અને તેના મિત્રને માર્યો, પછી સુદક્ષિણનો નાશ આદિ કામ થયું એ કથા છે

એ ભેખ મારો મૂકી દ્યો, નહિતર યુદ્ધ માટે થાઓ સાવધાન;
એમ કહી દૂત મોકલ્યો, તે આવ્યો દ્વારીકાં જાણ. ૬
સભા મધ્યે જઈ કહ્યું, જ્યાં બેઠા છે મહારાજ;
પૌંડ્રક વાસુદેવે મોકલ્યો, મુને કહેવાને તમ પાસ. ૭
ઉગ્રસેન રાયની સામા, બેઠા છે ઉદ્ધવ આદિ જંન;
છપ્પન ક્રોડ સહુ દેખતાં, દૂતે કહ્યાં એહ વચંન. ૮
આયુધ મારાં ગદા પદ્મ એ, ચક્ર ગરુડ વાહન જાણ;
એ ચેહેન મારાં મુકી દ્યો, નહિં તો યુદ્ધ માટે થાવ સાવધાન. ૯
હું વાસુદેવ ને તું કોણ બીજો, રમત કરી શું બાળ;
રાજ તમને આપ્યું કોણે, જે કરો છો આ ઠાર. ૧૦
એ પ્રજા મારી હું સ્વામી, તું તો યાદવરાય;
આવો આપણ યુદ્ધ કીજે, જીતે તે કરે રાજ. ૧૧
યુદ્ધ ન કરો તો શર્ણ આવો, કહ્યાં દૂતે વચંન;
સાંભળી હરિ હસ્યા મંદ મંદ, સભા સહુ રાજંન. ૧૨
વચન સાંભળી તેનાં એવાં, આશ્ચર્ય પામ્યા રાય;
મંદમતી અજ્ઞાન તે શું, ભુલ્યો મસ્તક ઘાય. ૧૩
કંસ કેશી યવન આદે, હણ્યા છે ક્ષણ માંય;
એને હણતાં વાર શી છે, એમ વધ્યા રાય ત્યાંય. ૧૪
પૌંડ્રક વાસુદેવ કોણ છે, જેણે કહ્યાં એ વચંન;
શ્રીકૃષ્ણ કહે એનું મૃત્યુ આવ્યું, જાણજો રાજંન. ૧૫
દૂતને હાર કહે એ જે, જઈ કહો એને કાજ;
એ ચેન તારાં મૂકે છે કે, મૂકાવું તુજ રાજ. ૧૬
વળી કહે મારે શરણે આવો, મેં સુણ્યો એહ અનુરાગ;
મુવા પુઠે શર્ણું તારે, આવશે એ કાગ. ૧૭
એ દૂતે આવી કહ્યું રાયને, થયા યુદ્ધ માટે સજ;
અહીં થકી થયા કૃષ્ણ તત્પર, મંગાવ્યો તવ રથ. ૧૮
શ્રીકૃષ્ણ કહે એણે જગાડ્યા, નહિતર કોણ લેતું હતું નામ;
મિથ્યા વાસુદેવ એમ કહે, માટે કરવું એનું કામ. ૧૯
સાજ કંચન રત્ન મણિમય, જડિત રથ અમૂલ્ય;
શ્વેત અશ્વ ચાર જોડ્યા, વાગ્યાં બહુ રણતૂર. ૨૦
રથે બેસી હરિ સન્મુખ ચાલ્યા, આવિયા પૌંડ્રક દેશ;
કાશી રાજાની સીમ મધ્યે, પડ્યું દળ નરેશ. ૨૧
કાશી રાજા એના મિત્ર છે, જ્યાં હતા એહ રાજંન;
સાંભળ્યું જે કૃષ્ણ આવ્યા, નિસરિયા તતક્ષણ. ૨૨
બે અક્ષૌહિણી સૈન્ય સાથે, આવ્યા વાસુદેવ રાજંન;
સન્મુખ આવી રહ્યા ઉભા, દીસે બેહુએ સમાન. ૨૩
શંખ ચક્ર ગદા પદ્મ અંગે, પીતાંબર પરીધાને;
એ રીતે ચતુર્ભુજ વાહન, ગરુડધ્વજ સાવધાન. ૨૪
શ્રીકૃષ્ણ કહે તેં કહેવડાવ્યું, જે મૂક મારો વેશ;
એ ભેખને હું મૂકાવું, ત્યારે જાણજે નરેશ. ૨૫
એમ કહીને અસ્ત્ર શસ્ત્ર મૂક્યાં, બાણના વરસાદ;
યુદ્ધ બહુ પેર થયું ત્યારે, સૌંટ્યા યાદવ યોદ્ધ. ૨૬
શ્રીકૃષ્ણજીએ ચક્ર કરીને, પાડ્યું મસ્તક તતક્ષેવ;
પૌંડ્રક વાસુદેવ પડ્યા રણમાં, જુવે ગગને દેવ. ૨૭
પાછળથી કાશી રાજા આવી, કરે બહુ સંગ્રામ;
પૌંડ્રકના એ મિત્ર કહિયે, સૈન્ય ઘણું એક જાણ. ૨૮
શસ્ત્ર અસ્ત્ર બહુ બાણજ વરસે, એકનાં લક્ષજ થાય;
શ્રીકૃષ્ણજીએ વિચાર્યું, હવે કરું એને ઘાય. ૨૯
બાણે કરી શિર છેદિયું, એ જુએ દેવ ગગંન;
કાશી રાજાનું ઉડ્યું મસ્તક, ગયું જ્યાં છે તંન. ૩૦
સભા સર્વે બેઠી છે, તે દેખતાં શિશ પડ્યું ત્યાંય;
પુત્ર કહે આ મસ્તક કોનું, વિચારે મનમાંય. ૩૧
સાંભળી રાણી જોવા આવ્યાં, અનેક સખી સંગાથ;
જોઈને કુટી પડ્યાં, એ સ્વામી મારો નાથ. ૩૨
પુત્રે જાણ્યું પિતાનું શિશ, ઘણો શોક કીધો મન;
ક્રિયા કર્મ કરીને પછી, આરાધ્યા શિવ પ્રકસ. ૩૩
પૌંડ્રક વાસુદેવ ચત્રભુજ થઈ, ગયો બેસી વિમાન;
દયાનિધિ ભગવાન એવા, કર્યો આપ સમાન. ૩૪
ત્યાં થકી પ્રભુ વળ્યા પાછા, આવ્યા દ્વારીકા ગામ;
ઉગ્રસેનને કહ્યું આવી, વાગ્યાં જીત નીશાન. ૩૫
કાશી રાજાના પુત્રે તપ કરી, શિવજી કર્યા પ્રસંન;
માગ માગ તું શું માગે, પછે વધ્યા મુખ વચંન. ૩૬
મારા પિતાનો મારનાર જે, તેનો કેડું ઠામ;
એ ઉપાય સ્વામી કહો અમને, માગું એ વરદાન. ૩૭
શિવે મનમાં જાણ્યું, એ કરે કુડું કર્મ;
શ્રીકૃષ્ણ તો પરિબ્રહ્મ છે, નહીં જાણે મૂઢ એ મર્મ. ૩૮
શિવ કહે કરો યજ્ઞ ત્યાંથી, પ્રગટે અગ્નિ પુર્ષ;
શુદ્ધ મંત્રે કરી હોમશો તો, કાર્ય થાશે તુર્ત. ૩૯
પિતાએ કર્યું ફળ પામ્યા છે, વળી કરે છે એ પોણ;
મર્ણ એનું આવ્યું છે, એને રાખનારુ કોણ. ૪૦
વર આપી શિવજી ગયા, તેણે માંડ્યો યજ્ઞ આરંભ;
અભિચાર મંત્રે હોમ્યું વિપ્રે, પ્રગટ્યો પુરુષ પ્રચંડ. ૪૧
ત્રણ મસ્તક જેના કેશ રાતા, રક્ત લોચન આંખ;
થઈ આજ્ઞા જાઓ દ્વારીકાં, તેને બાળી કરો રાખ. ૪૨
જઈને વાડી બાળી તેણે, લોક આવ્યા રાજ સભાયે;
રાખો રાખો બળતાં અમને, સ્વામી શ્રીજદુરાયે. ૪૩
જ્વાળા આવી ચો દિશાથી, અગ્નિ જાજ્વલ્યમાન;
દેખીને હરિ વધ્યા મા બીહો, એનો કેડું ઠામ. ૪૪
ચક્રને આજ્ઞા કરી, દેખી નાઠા અગ્નિ જાય;
હોમનાર* ને રાજપુત્ર, એને બાળી કીધા રાખ. ૪૫
ઊલટો મંત્ર એ ફર્યો ભુંડું, કરતાં રુડું કેમ થાય;
ચક્ર ગયું તેણે નગ્ર બાળ્યું, કાશીપુરી કહેવાય. ૪૬
એક ક્ષણમાં ફરી આવ્યું, બેઠા જ્યાં ભગવાન;
શિવની રાજધાની હરિ કહે, ભલું કરયું એ કામ. ૪૭
લોકો સહુ એમ વદે સાચા, શ્રીકૃષ્ણ એ યદુરાય;
સમર્થ સાથે બાથ ભીડી, કુશળ કેમ કરી થાય. ૪૮

* સુદક્ષિણ.

શુકદેવ કહે સુણ રાયજી, એવા કહિયે શ્રીયદુવિભુ;
જુઓ વેર ભાવે મિથ્યા વાસુદેવ, ગયા સ્વર્ગ સદન. ૪૯
વેર ભાવે ભક્તિ ભાવે, ભજે જે કો રાય;
અંતે પદવી પામે ઉત્તમ, દયાનિધિ ભગવાન. ૫૦
સુત પુરાણિકે શૌનક આગળ, કહ્યું છે નિમિષારણ્ય;
શ્રોતાજન ભાવે કરીને ભજિયે, શ્રીઅશરણશરણ. ૫૧

વલણ

ભજિયે શ્રીમોરાર *નિશદિન, તરીએ ભવ સંસારરે;
ધનદાસના સુત કહે સુંદર, થયો છાસઠમો અધ્યાયરે. ૫૨

ઇતિ શ્રીમદ્ભાગવતે દશમસ્કંધે ષટ્ષષ્ઠિતમોઽધ્યાયઃ ॥ ૬૬ ॥

## અધ્યાય ૬૭ મો†

### કડવું ૧૮૦ મું-રાગ રામગ્રી

કહે પરીક્ષિતને શુક સ્વામી, શૌનકને કહે સૂતપુરાણી;
શ્રોતા ભજિયે યાદવરાય, એવો ફરી ન આવે દાવ. ૧

ઢાળ

ફરી ફરી દાવ આવે નહીં, હરિ પૂરે મનની આશ;
હવે કહું ચરિત્ર બળિભદ્રનાં, તે સાંભળો ઈતિહાસ. ૨
રામાવતારનો રહ્યો વાનર, સુગ્રીવનો પરધાન;
મયંદનો એ ભ્રાત મહા બળી, દ્વિવિદ કપીનું નામ. ૩
અયુત ગજનું બળ છે એને, એવા કપી રણધીર;
સન્મુખ એની આવે નહીં, સંગ્રામમાં કો વીર. ૪
જેના તાડ સરખા હસ્ત રહે, નરકાસુરને દેશ;
તે સાથે ઘણી પ્રીત માટે, કરે હરિસું દ્વેષ. ૫
મિત્રનું એ વેર લેવા, કપી કરે છે ફંદ;
દ્વારીકાની આસપાસજ, ભાંગે ગામ અનંત. ૬
વૃક્ષ પર્વત આવી નાંખે, દર્પ કરે બળવાન;
સમુદ્રનું જળ ઠેલે હાથે, વહી જાયે બહુ ગામ. ૭
લોકને ઘેરી ઘાલે ગુફામાં, કરે એવા અન્યાય;
ભય કોઇનો આણે નહીં, ફરે નિર્ભય થઈ રાય. ૮
મરણ નિશ્ચે આવિયું, એ દુષ્ટનું હવે આમ;
અંતર્યામીએ જાણ્યું, કરૂં પરમાર્થું એ કામ. ૯
વનવિહાર માટે રૈવતાચળ પર્વત, ગયા રમતા રામ;
અનેક લલના સંગ એવે, આવ્યો કપી તેણે ઠામ. ૧૦
વાગે તાલ મૃદંગ ગાયે, નૃત્ય અતિ ઘણો રંગ;
તે સમે એ દુષ્ટે આવી, કર્યો રંગમાં ભંગ. ૧૧
વાનરીને સ્ત્રીનાં વસ્ત્ર કાઢે, કરે છે તેને નગ્ન;
આગળ આવી ગુહ્ય દેખાડે, વળી ગુહ્ય એ મન મગ્ન. ૧૨
કુદીને વૃક્ષ ઉપર બેસે, ચંચળ મહા વિકાળ;
શેષ કહે મારી મરયાદ નહીં, આવ્યો એનો કાળ. ૧૩

* પાઠભેદ:—ભજીએ શ્રીરામકૃષ્ણ નિશદિન. † આ સડસઠમા અધ્યાયમાં રૈવતક પર્વતમાં મદિરા પીને સ્ત્રીઓની સાથે સ્વચ્છંદ રીતે ક્રીડા કરતા બળિભદ્રે દુષ્ટ દ્વિવિદ વાનર માર્યાની કથા છે.

વૃક્ષ ઉપાડી નાંખે ઉપર, દીસે કપી પ્રચંડ;
જેમ નાંખે તેમ શેષ ભાંજી, કરે એ શતખંડ. ૧૪
યુદ્ધ કરતાં વૃક્ષ ખૂટ્યાં, મળે નહીં આસપાસ;
પાષાણ લાવી નાંખે છે, આપે કપી ત્યાં ત્રાસ. ૧૫
તે ખૂટ્યાં પછી મુષ્ટિ પ્રહારે, મારે સબળો માર;
આકાશે જઈ ઉપર પડે આવી, કેમે ન પામે હાર. ૧૬
સુરાપાનનો કળસ લેઈને, ફોડ્યો કપિએ આમ;
શેષને તવ ક્રોધ ચડિયો, ફેડું એનો ઠામ. ૧૭
આયુધ હળ એ ઉપર શું ધરું, એ વાનર છે કોણ માત્ર;
એમ કહીને હળધર ઉઠ્યા, યુદ્ધ બહુ થયું સર્વત્ર. ૧૮
મુષ્ટી મારી મસ્તક ઉપર, કપી પડ્યો મુર્છા ખાઈ ઘણું;
રૂધીર ઓક્યો મુખ થકી, ગયા પ્રાણ તતક્ષણ. ૧૯
દેવનાં દુંદુભી વાગિયાં, પુષ્પ વૃષ્ટિ બહુ થાય;
મોટું સાલ નિવારિયું, ધન ધન યાદવરાય. ૨૦
જય જયકાર સઘળે થયો, નવ ખંડે જાણી વાત;
વાનર શેષે હણ્યો ક્ષણમાં, આનંદ પ્રવર્ત્યો ભલી ભાત. ૨૧
ત્યાં થકી પછી દ્વારકામાં, આવ્યા છે બળરામ;
સમાચાર પ્રભુને કહ્યા, ઘણું રીઝ્યા સુંદર શ્યામ. ૨૨
ઉગ્રસેનને પ્રણામ કરીને, કહી શેષે વાત;
વનવિહાર માટે ગયા ત્યારે, આવ્યો વાનર ઉન્મત્ત. ૨૩
તમ પ્રતાપે એ દુષ્ટનો, યુદ્ધ કરી ફેડ્યો ઠામ;
ઉગ્રસેનને સહુ સભા કહે, ભલું ટાળ્યું સાલ તમે રામ. ૨૪
સુર અસુર જીતે નહીં, શેષનું બળ વિખ્યાત;
ઇન્દ્રજીતને હણ્યો ક્ષણમાં, વાનરની શી વાત. ૨૫
તાલ મૃદંગ ઝાંઝ વાગે, ગાવે ગાંધર્વ ગાન;
અપ્સરા નૃત્ય કરે આગળ, યાચકજન યશગાન. ૨૬
શુકદેવ કહે સુણ રાયજી, એ કહ્યાં ચરિત્ર મેં શેષ;
સૂતપુરાણિકે શૌનક આગળ, કહી કથા ત્યાં નરેશ. ૨૭

વલણ

કહી કથા સંક્ષેપે હરિજન, ભજવા શ્રીગોપાળ રે;
ધનદાસના સુત કહે સુંદર, થયો સડસઠમો અધ્યાય રે. ૨૮

ઇતિ શ્રીમદ્ભાગવતે દશમસ્કંધે સપ્તષષ્ઠિતમોઽધ્યાયઃ ॥ ૬૭ ॥

## અધ્યાય ૬૮ મો*

### કડવું ૧૮૧ મું-રાગ સામેરી

કહે પરીક્ષિત શુક સ્વામી, સાંભળ વિષ્ણુરત ગુણગ્રામી;
કહ્યાં રામચરિત્ર વળી રમ્ય, તે તમો સાંભળો ચિત્ત દઈ મને.

ઢાળ

સાંભળો એ કહું કથા, અભિમન્યુ સુત મહારાજ,
દુર્યોધનને ઘેર સ્વયંવર, માંડ્યો કન્યાને વરકાજ. ૧

* આ અડસઠમા અધ્યાયમાં કૌરવોએ યુદ્ધ કરી સાંબને ... મૂકતાં તેને છોડાવવા આવેલા બળભદ્રે હસ્તિનાપુર ...

પિતાને વહાલી ઘણું, એ કન્યા* કમળ લોચંન;
ઇચ્છાયે વર વરે કન્યા, જાણજે રાજંન. ૨
દેશ દેશ પત્રજ મોકલ્યાં, આવી મળ્યા બહુ રાય;
દ્વારીકામાં જાણ થઈ ત્યારે, શીઘ્ર થયા સર્વ ત્યાંય. ૩
રથ મંગાવી સજ કરાવ્યો, બેઠા સાંબકુમાર;
ત્યાંથી વેગે આવી પહોંતા, હસ્તિનાપુર મુઝાર. ૪
સ્વયંવર મંડપ માંહે બેઠા, પિતામહ વૃદ્ધરાય;
સભા મધ્યે ભીડ થઈ એવે, આવ્યા અતિ રાણાય. ૫
પીઠી ચોળી સ્નાન કીધાં, કન્યાએ તેણીવાર;
વસ્ત્ર ભૂષણ સજી અંગે, નિસરિયાં જોવા બહાર. ૬
કેટલીએક દાસી છે સેવામાં, ચોપાસા ચમર ઢળાય;
વરમાળ કરમાં જોતી જોતી, ચાલે છે ગજ ચાલ. ૭
પણ કોઈ ચિત્ત આવે નહીં, એ કન્યાને વર મંન;
મુગટ કુંડળ રૂપ સુંદર, દીઠા તે હરિનાં તંન. ૮
દેખી ચિત્ત વિહ્વળ થયું, કન્યાનું તતક્ષણ;
સાંબકુમારને ધીરજ નવ રહી, કર્યું કન્યાનું હર્ણ. ૯
રથે બેસાડી લેઈ ગયા છે, વેગે સાંબકુમાર;
ઇચ્છા હોય તે આવો યુદ્ધે, જોઈ રહ્યા સહુ તેણીવાર. ૧૦
પિતામહ રાય ધૃતરાષ્ટ્રના, મનમાં હતું સત;
સાંબકુમારને કન્યા દીજે, કહીએ એ કુળવંત. ૧૧
દુર્યોધને સ્વયંવર માંડ્યો, થયું તેનું કાજ,
પણ અમ દેખતાં કન્યા હરી,એણે ગણી નહીં મુજ લાજ. ૧૨
આવી અમને પૂછ્યું નહીં, ન કર્યો અમને પ્રણામ;
યાદવના એ બાળક કહિયે, ઘટે નહીં અજ્ઞાન. ૧૩
દુર્યોધન કહે કરું શિક્ષા, આજ્ઞા દીઓ મમ તાત;
પિતામહ કહે હજુરો માં, નહિતર થાશે ઉત્પાત. ૧૪
દુર્યોધન કરણ શલ્ય આદી, મહારથી છે શૂર;
રથે બેસીને ગયા પોતે, ધરી તેની પૂઠ. ૧૫
અરે બાળક હરણ કરી તું, જાય છે કેમ ધીર;
શૂર છો તો આવ સન્મુખ, કયમ નાસે છે યદુવીર. ૧૬
સોકાર્યો તવ થયા સામા, યુદ્ધ કાજ હસ્તિન;
બેહુ ગમાથી બાણ વરસે, અકળાયા રાજંન. ૧૭
શસ્ત્ર અસ્ત્ર ને ધનુર્વિદ્યા, થયું યુદ્ધ અતિ સાર;
છએ જણને પડે પુરા, એવા સાંબકુમાર. ૧૮
દુર્યોધન કહે ધન્ય બાળક, મહા વીર અતિ કાય;
બુરિથવાને કહ્યું રાયે, કેમ એ જીતાય ૧૯
પ્રતિ ઉત્તર કહે ચાર જણા મળી, હણો ચારે અશ્વ;
બે મળી સારથીનું શીશ, બાંધિયે તવ થાય વશ. ૨૦
ત્યારે એ વીર હાથ આવે, માન્યું રાય વચંન;
યુદ્ધ કરી ધરી લીધો એ રીતે, લેઈ ગયા રાજંન ૨૧
પિતામહને પ્રણામ કીધો, લાવ્યા ધરી યાદવ બાળ;
દેખીને મહુ દયા કરે છે, દીસે રૂપ વિશાળ. ૨૨

* તે કન્યાનું નામ લક્ષ્મણા છે.

સમાચાર આવી કહ્યા ત્યારે, નારદજીએ તતક્ષણ;
સાંભળી ઉગ્રસેન કોપ્યા, સજ થયા રાજન. ૨૩
છપ્પન ક્રોડ યાદવ આદે, અવર બીજા શૂર;
સૈન્ય સર્વે થયું તત્પર, વાગ્યાં બહુ રણતૂર. ૨૪
શેષે મનમાં વિચાર્યું ત્યાં, માંહોમાંહી થશે ઉત્પાત;
લઘુ ભ્રાતને આવી કહ્યું, તમે માનો મારી વાત. ૨૫
સગાં સાથે વિરોધ કરવો, ઘટે નહીં એ શ્યામ;
તેને હું જઈને સમજાવું, હોય આજ્ઞા કહે રામ. ૨૬
વચન જ્યેષ્ઠનું માનીને, તવ રહ્યા શ્રીભગવાન;
બળભદ્ર ઉદ્ધવ રથે બેસીને, આવ્યા કૌરવ ગામ. ૨૭
દુર્યોધન મહા દુષ્ટ છે, શેષે વિચાર્યું મન માંય;
વાડીમાં પોતે ઉતર્યા, મોકલ્યા ઉદ્ધવ ત્યાંય. ૨૮
સભા સહિત પ્રધાન સંગે, બેઠા છે રાજંન;
ભીષ્મ દ્રોણ ને કર્ણ શકુની, મળ્યા ઉદ્ધવ મંન. ૨૯
બળભદ્ર વાડીમાં ઉતર્યા, મને મોકલ્યો કહેવા રાજ;
દુર્યોધને મન જાણીયું, આવ્યા હેતથી અમ કાજ. ૩૦
પૂજાની સામગ્રી લેઈ આવી, મળ્યા છે રાજંન;
અર્ઘ્યપાદ પૂજા કરી પછી, પૂછ્યું સહુ સુખાસંન. ૩૧
સાંબકુમારની વાત નહીં, તવ બોલ્યા યાદવરાય;
ઉગ્રસેને કહાવ્યું તમને, કર્યો એ અન્યાય. ૩૨
તમો છ જણા એ એકલો, પછે શું કરે તે બાળ;
અધર્મે યુદ્ધ કરી લેઈ ગયા, એ ઘટે નહીં ભૂપાળ. ૩૩
સાંભળી દુર્યોધન ત્યાં બોલ્યા, ઉગ્રસેન કોણ થાય રાજ;
અમે કીધા સગા જાણી તમને, કુંતા પાંડુ કાજ. ૩૪
અમારું આપ્યું રાજ તેને, ભોગવે યદુવીર;
તે અમને કરે છે આજ્ઞા, જુઓ ઉલટી રીત. ૩૫
ઉપાન* પગનાં ચઢ્યાં મસ્તક, લાજ્યા નહીં કહેતાં મંન;
અમો જુઓને તે જુઓ, એમ વધ્યા વચંન. ૩૬
રીસાવીને ગયા નગરમાં, થયું એ ઉત્પાત;
બળભદ્ર કહે શું બોલીયા છે, ઉગ્રસેનજી કાંઈ વાત. ૩૭
હેત કરતાં કહેત થયું, હવે નિશ્ચે એ નિરધાર;
ચડ્યું દળ મેં વાળ્યું પાછું, જાણ્યો નહીં ઉપકાર. ૩૮
ઉગ્રસેન તે સેવક એના, નમે જેને ભગવાન;
ઇંદ્ર અજ દિગ્પાળ સર્વે, માને એની આણ. ૩૯
તેને મૂઢ જાણતા નથી, અતિ ગર્વે ચઢિયા રાય;
પશુ વશ થાય યષ્ટિકાયે[1], કરું એને શિક્ષાય. ૪૦
સમુદ્રની જેમ વેળ આવે, તેમ કોપ્યા છે રામ;
હળ મુસળ લેઈ ઉઠ્યા તતક્ષણ, નાખ્યું ઊંધું ગામ. ૪૧
ત્યાં લગી સમજે નહીં, ધસ્યું દક્ષિણ દિશા પૂર;
નગરવાસી સર્વે થયા વ્યાકુળ, કાંપ્યા છે મહા શૂર. ૪૨
પિતામહ તવ વદ્યા વાણી, શું જુઓ છો બાળ;
જઈ મનાવો બળિભદ્રને, નહિતર આવ્યો કાળ. ૪૩

* જોડા  1 લાકડીએ.

પૂજાની સામગ્રી લેઈને, ચાલ્યા છે નવ રાય;
શેષને આવી નમ્યા ચરણે, ક્ષમા કરો અન્યાય. ૪૪
તમારે ક્રોધ કરવો હોય નહીં, મહા મહ્લે થાશે આમ;
અમે તમારાં બાળક છિયે, અમ ઉપર ક્રોધ શો રામ. ૪૫
સ્તુતિ કરી પ્રભુની ઘણી, તમે શેષશાઈ ભગવાન;
દુષ્ટનો નિગ્રહ કરો છો, ભક્તનાં કરો કામ સાવધાન. ૪૬
મનાવ્યા બળભદ્રને, પૂજા કરી ભલી રીત;
ઘેર તેડી આદરમાન દીધાં, પ્રસંન થયા કરી પ્રીત. ૪૭
વરકન્યા પરણાવીને પછે, વિદાય કરે છે રાય;
પંચ શબ્દ નિશાન વાગ્યાં, નારી ત્યાં મંગળ ગાય. ૪૮
પેહેરામણી દીધી ભલી, રાયે આપ્યું ઘણું એક વીત,
બારસે રથ ગજ ને, છ સહસ હેમજડીત. ૪૯
અયુત અશ્વ તો સાજ સુદ્ધાં, દાસી શત પ્રમાણ;
વસ્ત્રાભૂષણ વિવિધપેરનાં, આપી નમિયા જાણ. ૫૦
વળાવવાને સૈન્ય સહિતજ, થયા તત્પર રાય;
મળી સૌને શેષ ત્યાંથી, વિનયથી માંગી વિદાય. ૫૧
પછે રથે બેસાડી વહુવરને, લેઈ ચાલ્યા જીત નિશાણ;
વળાવીને વળ્યા પાછા, દુર્યોધનાદિ ચતુરસુજાણ. ૫૨
અદ્યપિ તે ઠામ વાંકો, હસ્તિનાપુર કહેવાય;
દ્વારીકામાં આવી પહોંતા, મળ્યા યાદવરાય. ૫૩
બળભદ્રે આવી સભામાં, કહ્યા સહુ સમાચાર;
સાંભળી ઉગ્રસેન હરખ્યા, ભલું કર્યું જઈ કાજ. ૫૪
વહુ આવી નમ્યા ચરણે, આશિષ દે ભગવાન;
મંગળ ગાયે માનુની, ત્યાં વાજે બહુ નિશાન. ૫૫
શુકદેવ કહે સુણ રાયજી, મેં કહ્યાં ચરિત્ર એ શેષ;
સૂતપુરાણિકે શૌનક પ્રત્યે, કહ્યું છે નરેશ. ૫૬

વલણ

સંક્ષેપે કરિ કહું હરિજન, ભજવા શ્રીગોપાળરે;
ધનદાસના સુત કહે સુંદર, થયો અડસઠમો અધ્યાયરે. ૫૭

ઇતિ શ્રીમદ્‌ભાગવતે દશમસ્કંધે અષ્ટષષ્ઠિતમોઽધ્યાયઃ ॥ ૬૮ ॥

## અધ્યાય ૬૯ મો*

### કડવું ૧૮૨ મું–રાગ સામેરી

શુકદેવ વદ્યા છે વચંન, સાંભળ ઉત્તર કુંવર ધન્ય,
ઇચ્છા થઈ ઋષિજીને મંન, શ્રીકૃષ્ણજીનો જોવા ગૃહસ્થાશ્રમ.
આવ્યા સ્વર્ગ થકી મૃત્યુલોક, દીઠી પુરી દ્વારીકા મોખ;
સોહે, વાટિકા† વન અતિ રમ્ય, આંબા કદળી દ્રાક્ષ દાડમ્ય.
ભર્યાં સરોવર મહા ગંભીર, કમળ પુષ્પ આછાં જળનીર;
દેખી નગ્ર થયા રળિયાત, કંચન મણિમય ઝગમગાટ.
ફરતા દુર્ગ નગરને સાત, ચાલ્યા જાયે ઋષિ જ્યાં નાથ;
કહિયે નવલખ ઘર અટાળી, એ રીતે જોયાં ગોખ જાળી.
ધ્વજા ચૌટાં તોરણ ચોક, શોભે પરમ મનોહર લોક;
કેસર ચંદનના છંટકાવ, અગર સુગંધ એવા ભાવ.
સોળ સહસ્રનાં કહિયે ધામ, તે મધ્યે રુક્મિણી મંદિર શ્યામ;

ઢાળ

લક્ષ્મીને ઘેર સિંહાસનપર, વિરાજે મહારાજ;
રુક્મિણી કરે વિંજણ, સહુએ દાસી ઉભી સેવા કાજ. ૧
એવે નારદ ત્યાં પધાર્યા, દીઠા શ્રીભગવાન;
મંદિર રચના શી કહું, જાણે ઉદયા શશિયર ભાન. ૨
ઉઠી હરિયે માન દીધાં, પૂજા કરી ભલીભાત;
કૃતારથ અમને કર્યાં, કહો અમ સરખું કાંઈ કાજ. ૩
ઋષિ કહે તમ દર્શન માટે, અમો અહિં આવ્યા છિયે શ્યામ;
સ્વર્ગના સમાચાર પ્રભુને, કહ્યા ઋષિએ જાણ. ૪
પ્રીતિયુક્ત વાર્તા કરી ત્યાંથી, ઊઠયા છે મુનિજંન;
સતભામાને મંદિર જુએ તો, બેઠા છે ભગવંન. ૫
રમે પાસા સોગઠે, સતભામાસું મહારાજ;
આવો નારદ વદ્યા શ્રીહરિ, જોઈ વળ્યા ઋષિરાજ. ૬
ત્યાંથકી જાંબુવતીને મંદિર, આવ્યા નારદ મુન;
જુએ તો બાળક રમાડે, ખોળે લઈ ભગવાન. ૭
કાલિંદીને ઘેર જુએ તો, સ્નાન કરે છે નાથ;
ભદ્રાને ત્યાં અગ્નિહોત્ર જ, નાગ્નજિતીસું કરે વાત. ૮
મિત્રવિંદાને ત્યાં જૂએ તો, ભોજન કરે છે દયાળ;
વળી જુએ તો પહોઢ્યા છે, લક્ષ્મણા ઢાળે વાય. ૯
સોળ સહસ્રને ઘેર એ રીતે, પૂરી રહ્યા મનમોદ;
ક્યાંઈ જુએ તો બેઠા છે, ક્યાંઈ કરે છે બ્રહ્મભોજ. ૧૦
ક્યાંઈ જુએ તો ઉદ્ધવ સાથે, બેસી કરે છે વિચાર;
વળી જુએ તો યજ્ઞશાળામાં, ઉભા છે દેવ મોરાર. ૧૧
ક્યાંઈ ભાંગ્યા રથને સજ્જ કરાવે, આગળ રહીને ત્યાંય;
ક્યાંઈ જુએ તે. ન્યાય કરવા, બેઠા છે પંચમાંય. ૧૨
ક્યાંઈ જુએ તો અશ્વશાળામાં, જુએ અશ્વની ચાલ;
ક્યાંઈ જુએ તો અશ્વે બેસી, મૃગયા કાજ પ્રભુ જાય. ૧૩
વળી જુએ તો જળ પાનબીડાં, આણી આપે છે નાર;
ક્યાંઈ જુએ તો એકાંતે બેસી, કરે સ્ત્રીસું વાત. ૧૪
વળી જુએ તો કન્યાને હરિ, પરણાવે રુડી રીતે;
ગજ રથ અશ્વ ને ભૂષણ, આપે છે બહુ પ્રીતે. ૧૫
જાન લઇને જાય પુત્રને, પરણાવા મહારાજ;
કોઇને આણી આપે છે, કોઇને મોકલે લેવા કાજ. ૧૬
ક્યાંઇ સુધી વળાવી પુત્રીને, આપે છે ઘણું એક વીત;
ક્યાંઈ જુએ તો સભા સહિતજ, બેઠા છે એ રીત. ૧૭
ક્યાંઇ જુએ તો વિનોદમાં, ક્યાંઇ કરે સંગીત ગાન;
ક્યાંઇ જુએ તો દેવપૂજન, કરે છે ભગવાન. ૧૮
ભગવાનને ઘણાં ભક્ત વહાલા. ભક્તને હરિ એમ;
ક્યાંઇ જુએ તો ધ્યાનમાં હરિ, બેઠા આસન નેમ. ૧૯

* આ ઓગણોતેરમા અધ્યાયમાં પ્રત્યેક ઘરમાં ભગવાનનું ગૃહસ્થપણું જોઈ વિસ્મય પામેલા નારદજી વખાણ કરતા કરતા દ્વારકામાંથી ગયા તે કથા છે. † વાડી

એ રીતે પ્રભુ આવી પહોંતા, રાજસભા ભગવાન;
દેખીને સહુ સભા ઉઠી, દીધાં આદરમાન. ૨૩
ઉગ્રસેનને પ્રણામ કરીને, બેઠા સન્મુખ શ્યામ;
તાલ ઝાંઝ મૃદંગ વાજે, ગાયે ગાંધર્વ ગાન. ૨૪
અપ્સરા નૃત્ય કરે છે આગળ, થઇ રહ્યો નાટારંભ;
તેવે સમે દૂત પત્ર લેઇને, આવ્યો જ્યાં રંગ. ૨૫
પ્રણામ કરીને વદ્યો વાણી, સાંભળો મહારાજ;
જરાસંધના બંધનમાં ત્યાં, બહુ પડ્યા છે રાજ. ૨૬
વીસ સહસ્ર ને આઠસેં, જીતી લેઈ ગયો બળવંત;
તેમણે પત્રજ મોકલ્યું, આવી છોડાવો ભગવંત. ૨૭
પત્ર વાંચી જોયું તેમાં, લખ્યું એહ પ્રણામ;
વસુદેવને ઘેર અવતર્યા છો, જાણ્યું એ ભગવાન. ૨૮
દુષ્ટનો નિગ્રહ કરો છો, ભક્તની કરો છો રક્ષાય;
તમ વિના અન્ય કોણ છોડાવે, એ વિનતી યદુરાય. ૨૯
મળ્યા ભુપ તેને જવા દીધા, અમે ન મળ્યા માટે બંધ;
ઘણા દિવસ દુઃખ ભોગવ્યું, હવે મુકાવો ભગવંત. ૩૦
તમે કહેશો હું એકલો, તમો હતા વીશ હજાર;
સહુ મળી તેને જીત્યો નહીં, હું એકથી શું થાય. ૩૧
એમ કહેશો નહીં સ્વામી, તમો પુરુષ પુરાણ;
બાળકની સંભાળ તમ વિના, કોણ લિયે ભગવાન. ૩૨
સત્તરવાર તમ ધાકે નાઠો, જરાસંધ રણધીર;
અઢારમી વાર જીત્યો તમથી, તેથી બીહીયે નહીં યદુવીર. ૩૩
રાજ મદે કરી ભુલ્યા તમને, જાણ્યા નહીં જુગદીશ;
તે માટે આવી રક્ષા કરવી, માનજો એ ઈશ. ૩૪
દૂત કહે સ્વામી બાળકને, શ્રી કહે રાજાની એમ;
હવડે આવશે તમ તાત તેને, છોડાવશે પરિગ્રહ. ૩૫
સુતાં બેઠાં કામ કરતાં, ગાય હળતાં ચરિત્ર;
ક્ષણ એક તમને વિસરે નહી, જાણજો શ્રીજુગદીશ. ૩૬
કંસ કેશી યવન આદે, હણ્યા છે ક્ષણમાંય;
એને હણતાં વાર શી છે, એમ વદે શ્રી ત્યાંય. ૩૭
સાંભળી હરિ વદ્યા વાણી, આવ્યો એનો કાળ;
કીધું તેવું પામશે, એ જરાસંધ ભૂપાળ. ૩૮
છપ્પન કોટિમાં વિરાજે હરિ, તારા માંહે જેમ ચંદ્ર;
દયાનિધિ ભગવાન કહે, હવે છોડાવવા રાજેંદ્ર. ૩૯
આકાશથી એવે નારદ આવ્યા, તેજના બહુ પુંજ,
ઉઠી હરિયે માન આસન, બેસાડ્યા કરી પુજન. ૪૦
કેમ કૃપા કરી આવ્યા અહિં, કહો યથાર્થ તમે વાત;
તમારે કંઈ લોભ નથી, પણ આવ્યા હેતને કાજ. ૪૧
ઋષિ કહે રાય યુધિષ્ઠિર, તમને તેડે છે પરિગ્રહ;
તમારી હોય આજ્ઞા તો, કરે રાજસુયજ્ઞ. ૪૨
આજ મનોરથ પૂરિયે, ભક્તની પહોંચે આશ;
પૃથ્વી જીતી યજ્ઞ કરવો, જાણો છો અવિનાશ. ૪૩
તે માટે કહેવા મોકલ્યા, તમવિના નહીં થાય કાજ;
તમારાં દર્શન કાજ સહુ, આવી મળશે રાજ. ૪૪
શ્રીકૃષ્ણ કહે એ કુશળ છે, સહુ પાંડવનો પરિવાર;
ઋષિ કહે તમ કૃપાએ, સહુ કુશળ છે યદુરાય. ૪૫
શીઘ્ર તત્પર થાઓ સ્વામી, માનો મુજ વચન;
અંતર્યામિયે જાણ્યું મનમાં, હવે કરવું શુંય. ૪૬
સમાચાર બે આવી પહોંતા, પ્રથમ જાઉં ક્યાંય;
બળભદ્ર પ્રદ્યુમ્ન સભામાં બેઠા, તેના એ મનમાંય. ૪૭
પ્રથમ રાજા છોડાવીયે, એ મનતણો અભિપ્રાય;
શ્રીકૃષ્ણને ગમતું નથી, પછે ઉદ્ધવને કહે કર્ણમાંય. ૪૮
તમારે ચિત શુંય આવે, વદ્યા શ્રીમુખ પુંજ;
પ્રધાનને બુધ હોય અદકી, કહો અમને સુજ. ૪૯
ઉદ્ધવ કહે સ્વામી જાણો છો, મુને મોટો કરો છો ઈશ;
લોક વેહેવારે પૂછો છો તમો, રાજધાનીની એ રીત. ૫૦
પ્રણામ કરી વદ્યા ઉદ્ધવ, સાંભળો શ્રીયદુનાથ;
જરાસંધ નિમિત્ત માત્ર છે, મૃત્યુ ભીમને છે હાથ. ૫૧
વજ્ર અંગ છે જરાસંધનું, તેથી વજ્ર છે ભીમ;
ગદા યુદ્ધે પ્રવિણ બેહુએ, જાણે છે ભીમ મર્મ. ૫૨
તે માટે ઇંદ્રપ્રસ્થ જાવું, પ્રથમ શ્રીભગવાન;
સભા સહુને ગમી વાતજ, ધન્ય ધન્ય હરિના પ્રધાન. ૫૩
અંતર્યામીને કરવું છે, ભલું પરબારયું કામ;
પ્રદ્યુમ્ન અનિરુદ્ધ જોઈ રહ્યા, ન બોલ્યા મુખથી રામ. ૫૪
નારદને તવ શીખ દેઇને, મોકલ્યા તતક્ષણ;
ધર્મરાયને કહ્યું આવી, હરિ આવે છે રાજન. ૫૫
સાંભળી ઘણું હરખ પામ્યા, કરી તૈયારી વિવિધ પ્રકાર;
કુંતા દ્રૌપદી સુભદ્રાયે, જાણ્યું આવે છે નંદકુમાર. ૫૬
આવે છે ભગવાન અહીંયાં, ઉમંગ મન ન માય,
દૂતને હરિ એમ કહે, જઈ કહો રાજને આમ. ૫૭
આવી તમને છોડાવશું, સત માનજો રાજાન;
દૂતે એમ જઇ કહ્યુ રાયને, હરખ પામ્યા નિદાન. ૫૮
જરાસંધના બંધનથી, હવે છુટશું કહે રાય,
શ્રીકૃષ્ણનું અહિં થશે દર્શન, મોક્ષ પ્રાપ્તિ થાય. ૫૯
માંહોમાંહે એમ કહે રાજા, પતિતપાવન શ્યામ;
વળી ભવભ્રમણથી છુટશું, જુઓ કર્યું ભાગ્ય નિદાન. ૬૦
નારદજી વળી દૂતને કરી, વિદાય થયા સાવધાન;
સૈન્ય સર્વે સજ કરાવ્યું, વાગ્યાં બહુ નિશાન. ૬૧
સારથીને કહે શ્રીહરિ, રથ કરો સદ્ય તૈયાર;
સભા વિસર્જન થઈ ત્યાંથી, ઉઠ્યા દેવમોરાર. ૬૨

વલણ

ઉઠ્યા શ્રીહરિ જાવાને, શુક કહે સાંભળ રાયરે;
ધનદાસના સુત કહે સુંદર, થયો સિત્તેરમો અધ્યાયરે. ૬૩

ઇતિ શ્રીમદ્ભાગવતે દશમસ્કંધે સપ્તતિતમોઽધ્યાયઃ ॥ ૭૦ ॥

ક્યાંઈ જુએ તો ભંડારમાં જઈ, જુએ તપાસી દામ;
નામું લેખું મેળવે, પોતે બેસી તેણે ઠામ. ૨૦
ક્યાંઈ જુએ તો સૈન્યને, મોકલે દેશ મુજાર;
ક્યાંઈ અપ્સરા નૃત્ય કરે આગળ, જુએ દેવ મોરાર. ૨૧
ક્યાંઈ જુએ તો સૈન્યને લેઈ, ચઢે શ્રીભગવાન;
દુષ્ટનો નિગ્રહ* કરીને, આવે જીત કરી નીશાન. ૨૨
ક્યાંઈ મૃગ ને કેસરી વન, ચરે એકે ઠામ;
એકેકને છેડે નહીં, પ્રતાપ એવો શ્યામ. ૨૩
પ્રજા સુખ પામે ઘણું, ઘેર ઘેર ઓચ્છવ થાય;
શ્રીકૃષ્ણચરિત્રને ગાય છે, ત્રૈલોક્યમાં નરનાર. ૨૪
ક્યાંઈ જુએ તો રથે બેસી, જાયે રાજસભાય;
ધર્મશાસ્ત્ર જે કહે તેવા, કરે જઈ ત્યાં ન્યાય. ૨૫
એ રીતે ગૃહસ્થાશ્રમ નારદ, જોઈ વળ્યા તતક્ષણ;
જ્યાં જુએ ત્યાં સચરાચર, વ્યાપી રહ્યા પરબ્રહ્મ. ૨૬
સઘળે ફરી ફરી રુક્મિણી મંદિર, આવ્યા નારદમુન્ય;
સિંહાસન પર બેઠા છે, હરિ પોતે પ્રાણજીવંન. ૨૭
મુગટ કુંડળ રૂપ સુંદર, તેજના બહુ પુંજ;
ચરણ કમળનું ધ્યાન ધરે તે, થાયે છે તદ્રૂપ. ૨૮
મનમાં રુષિએ જાણિયું, એ વિષ્ણુ માયા સાર;
એ સ્વરૂપ દીસે નિત્ય નવાં, કોઈ ન પામે પાર. ૨૯
પરિક્રમા કરી પાય લાગ્યા, શ્રીકૃષ્ણને મુનિજંન;
ક્ષમા કરો અપરાધ સ્વામી, હું પામર તમો ભગવંન. ૩૦
દયાનિધિ ભગવાન કહે, હે પુત્ર સાંભળ વાત;
તું કાંઈ આશ્ચર્ય પામીશ તો, હું માયાથી વિતરાગ. ૩૧
લોક સંગ્રહ જાણવા, એ માર્ગ ગૃહસ્થાશ્રમ;
વિદાય થઈ નારદ ત્યાંથી, ચાલ્યા છે તતક્ષણ. ૩૨
વીણાનો ઝંકાર કરતાં, ગયા સ્વર્ગ સમિપ;
ઇન્દ્ર અજ શિવ સભામાં, ગાયાં શ્રીકૃષ્ણ ચરિત્ર. ૩૩

વલણ

ગાયાં શ્રીકૃષ્ણ ચરિત્રને, શુક કહે સાંભળ રાયરે;
ધનદાસના સુત કહે સુંદર, થયો ઓગણોતેરમો અધ્યાયરે. ૩૪

ઇતિ શ્રીમદ્ભાગવતે દશમસ્કંધે એકોનસપ્તતિતમોધ્યાયઃ ॥ ૬૯ ॥

## †અધ્યાય ૭૦ મો

### કડવું ૯૮૩ મું–રાગ ધન્યાશ્રી

શિવસુત શારદાને શિરનામી, પ્રથમે પ્રણમું સીતા સ્વામી;
એ શ્રીવિષ્ણુ કહિયે પરીક્ષત, ભક્તને કાજે આવ્યા કરી શ્રમ. ૧
મચ્છ કચ્છ વરાહ નૃસિંહ, વામન રૂપ ધર્યાં પ્રભુ અહીં;
પરશુરામ રામ કૃષ્ણનામ, એની કથા કહું સાવધાન. ૨
શુકદેવ કહે સુણ રાજ, જનને દેખાડવા મારગ કાજ;
સતયુગમાં હંસનું ધ્યાન, ત્રેતામાંય શ્રીરામ નામ. ૩
દ્વાપરને અંતે શ્રીકૃષ્ણ, હરિજન ગાઇયે મંન પ્રસંન;
એ છે દાતા વિશ્વંભર નામ, ભક્તને આપે ઉત્તમ ઠામ. ૪
મનુષ્ય દેહને એ ખટ કર્મ, તરવા માર્ગના એ ધર્મ;
કુકડા વાસે ખટ ઘડી રાત, ત્યારે જાગવું એ વેદ વાત. ૫
મુહુર્ત માત્ર લેવું હરિનું નામ, પ્રેમે ગાવા હરિ ગુણ ગ્રામ;
પ્રથમે જોવું ગૌનું મુખ, પછે વૃષભનું આનંદ સુખ. ૬
ઉઠી અરણ્ય ભૂમી જાવું પ્રાત, મૃત્તિકા વડે કરવા શુદ્ધ હાથ;
દંતધાવન* કરવું નિર્ધાર, પછે રવિને કરવા નમસ્કાર. ૭
સ્નાન કરી શુદ્ધ આચમંન, તુળસી જળને રવી પુજંન;
ગૌ બ્રાહ્મણ પૃથ્વી આકાશ, પરિક્રમા અષ્ટ ભુજા પ્રકાશ. ૮

ઢાળની ચોપાઈ

ષોડશ પ્રકારે પૂજન દેવનું, કરવું એ સાવધાન;
તેલ સુગંધ અંગ લેપન, પંચામૃત જળ સ્નાન. ૯
પુષ્પ ચંદન તિલક દર્પણ, ધૂપ દીપ નૈવેદ્ય;
આરતી દંડવત્ અને ઘંટા, કરવી પ્રભુજીની સેવ. ૧૦
ભક્તને હરિ હરિને ભક્ત, પરસ્પર એ રીત;
ભગવાનને ઘણું ભક્ત વહાલા, ગણે નહિ ઉંચનીચ. ૧૧
તિલક દ્વાદશ કરવું આસન, બેસવું જપ ધરી ધ્યાન;
†સહસ્ર નામ નિત્ય લેવું પ્રભુનું, સ્થિર મન કરી જાણ. ૧૨
ભક્તની પ્રતિમા કરી, પોતે પૂજે દેવને ઠામ;
ધ્રુવ અમ્બરીષ પ્રલ્હાદ આદે, જાણજો મનમાંય. ૧૩
એ રીતે પ્રભુ કરે મારગ, દેખાડે જનને કાજ;
ધ્યાનથી ઉઠી દાન એ રીતે, અર્બુદ આપે ગાય. ૧૪
તેર સહસ્ર ને ચોર્યાસી થઈ, સુવર્ણશિંગી શીશ;
આપીને હરિ ભોજન કરે, જળ બીડી લીએ જુગદીશ. ૧૫
વસ્ત્ર ભૂષણ પહેરી અંગે, બેઠા છે શ્રીયદુરાય;
કો ભેટ આણી મૂકે ફળ, તે વેહેંચીને પ્રભુ ખાય. ૧૬
એક ભાગ વિપ્રને આપે, બીજો મિત્રને જાણ;
ત્રીજો ભાગ તવ સ્રીને આપે, ચોથો લીયે ભગવાન. ૧૭
દેશ દેશના લોક આવે, કરવાને ફરીયાદ;
ઉગ્રસેનને કહેવું સ્વામી, તમથકી થાયે વાત. ૧૮
એટલે રથ સજ કરીને, લાવ્યા સન્મુખ ત્યાંય;
દારુકે પ્રણામ કીધો, પ્રભુ બેસીયે રથમાંય. ૧૯
રાજસભાની વેળા થઈ, ત્યારે ઉઠ્યા તતક્ષણ નાથ;
સારથીનો હાથ ગ્રહી, રથે બેઠા ઉદ્ધવ સાથ. ૨૦
સોળ સહસ્ર સ્રી એમ જાણે, મારે ઘેરથી બેઠા રથ;
સવનાં મન રાખે શ્રીહરિ, સચરાચર શ્રીગોવિંદ. ૨૧
કંઈ સેવક આગળ ચાલે, સહસ્ર સહસ્રનાં વૃંદ;
ભાટ ચારણ બંદીજન, યશ બોલે નાના છંદ. ૨૨

* વશે કરવો. † આ સીત્તેરમા અધ્યાયમાં શ્રીકૃષ્ણનાં આન્હિક કર્મ તથા દૂત અને નારદજીએ કહેલા કાર્યની બાબતમાં વિચાર કર્યો તે કહ્યા છે.

* દાતણ. † વિષ્ણુસહસ્રનામ.

એ રીતે પ્રભુ આવી પહોંતા, રાજસભા ભગવાન;
દેખીને સહુ સભા ઉઠી, દીધાં આદરમાન. ૨૩
ઉગ્રસેનને પ્રણામ કરીને, બેઠા સન્મુખ શ્યામ;
તાલ ઝાંઝ મૃદંગ વાજે, ગાયે ગાંધર્વ ગાન. ૨૪
અપ્સરા નૃત્ય કરે છે આગળ, થઈ રહ્યો નાટારંભ;
તેવે સમે દૂત પત્ર લેઈને, આવ્યો જ્યાં રંગ. ૨૫
પ્રણામ કરીને વદ્યો વાણી, સાંભળો મહારાજ;
જરાસંધના બંધનમાં ત્યાં, બહુ પડ્યા છે રાજ. ૨૬
વીસ સહસ્ર ને આઠસેં, જીતી લેઈ ગયો બળવંત;
તેમણે પત્રજ મોકલ્યું, આવી છોડાવો ભગવંત. ૨૭
પત્ર વાંચી જોયું તેમાં, લખ્યું એહ પ્રણામ;
વસુદેવને ઘેર અવતર્યા છો, જાણ્યું એ ભગવાન. ૨૮
દુષ્ટનો નિગ્રહ કરો છો, ભક્તની કરો છો રક્ષાય;
તમ વિના અન્ય કોણ છોડાવે, એ વિતી યદુરાય. ૨૯
મળ્યા ભુપ તેને જવા દીધા, અમે ન મળ્યા માટે બંધ;
ઘણા દિવસ દુઃખ ભોગવ્યું, હવે મુકાવો ભગવંત. ૩૦
તમે કહેશો હું એકલો, તમો હતા વીશ હજાર;
સહુ મળી તેને જીત્યો નહીં, હું એકથી શું થાય. ૩૧
એમ કહેશો નહીં સ્વામી, તમો પુરુષ પુરાણ;
બાળકની સંભાળ તમ વિના, કોણ લિયે ભગવાન. ૩૨
સત્તરવાર તમ ધાકે નાઠો, જરાસંધ રણધીર;
અઢારમી વાર જીત્યો તમથી, તોયે બીહીયે નહીં યદુવીર. ૩૩
રાજ મદે કરી ભુલ્યા તમને, જાણ્યા નહીં જુગદીશ;
તે માટે આવી રક્ષા કરવી, માનજો એ ઈશ. ૩૪
દૂત કહે સ્વામી બાળકને, શ્રી કહે રાજાની એમ;
હવડે આવશે તમ તાત તેને, છોડાવશે પરિગ્રહ. ૩૫
સુતાં બેઠાં કામ કરતાં, ગાય દળતાં ચરિત્ર;
ક્ષણ એક તમને વિસરે નહી, જાણજો શ્રીજુગદીશ. ૩૬
કંસ કેશી યવન આદે, હણ્યા છે ક્ષણમાંય;
એને હણતાં વાર શી છે, એમ વદે શ્રી ત્યાંય. ૩૭
સાંભળી હરિ વદ્યા વાણી, આવ્યો એનો કાળ;
કીધું તેવું પામશે, એ જરાસંધ ભૂપાળ. ૩૮
છપ્પન કોટિમાં વિરાજે હરિ, તારા માંહે જેમ ચંદ્ર;
દયાનિધિ ભગવાન કહે, હવે છોડાવવા રાજેંદ્ર. ૩૯
આકાશથી એવે નારદ આવ્યા, તેજના બહુ પુંજ;
ઉઠી હરિયે માન આસન, બેસાડ્યા કરી પુજન. ૪૦
કેમ કૃપા કરી આવ્યા અહિં, કહો યથાર્થ તમે વાત;
તમારે કંઈ લોભ નથી, પણ આવ્યા હેતને કાજ. ૪૧
ઋષિ કહે રાય યુધિષ્ઠિર, તમને તેડે છે પરિગ્રહ;
તમારી હોય આજ્ઞા તો, કરે રાજસુયજ્ઞ. ૪૨
આજ મનોરથ પૂરિયે, ભક્તની પહોંચે આશ;
પૃથ્વી જીતી યજ્ઞ કરવો, જાણો છો અવિનાશ. ૪૩
તે માટે કહેવા મોકલ્યા, તમવિના નહીં થાય કાજ;
તમારાં દર્શન કાજ સહુ, આવી મળશે રાજ. ૪૪
શ્રીકૃષ્ણ કહે એ કુશળ છે, સહુ પાંડવનો પરિવાર;
ઋષિ કહે તમ કૃપાએ, સહુ કુશળ છે યદુરાય. ૪૫
શીઘ્ર તત્પર થાઓ સ્વામી, માનો મુજ વચન;
અંતર્યામિયે જાણ્યું મનમાં, હવે કરવું શુંય. ૪૬
સમાચાર બે આવી પહોંતા, પ્રથમ જાઉં ક્યાંય;
બળભદ્ર પ્રદ્યુમ્ન સભામાં બેઠા, તેના એ મનમાંય. ૪૭
પ્રથમ રાજા છોડાવીયે, એ મનતણો અભિપ્રાય;
શ્રીકૃષ્ણને ગમતું નથી, પછે ઉદ્ધવને કહે કર્ણમાંય. ૪૮
તમારે ચિત્ત શુંય આવે, વદ્યા શ્રીમુખ પુંજ;
પ્રધાનને બુધ હોય અદકી, કહો અમને સુજ. ૪૯
ઉદ્ધવ કહે સ્વામી જાણો છો, મુને મોટો કરો છો ઈશ;
લોક વેહેવારે પૂછો છો તમો, રાજધાનીની એ રીત. ૫૦
પ્રણામ કરી વદ્યા ઉદ્ધવ, સાંભળો શ્રીયદુનાથ;
જરાસંધ નિમિત્ત માત્ર છે, મૃત્યુ ભીમને છે હાથ. ૫૧
વજ્ર અંગ છે જરાસંધનું, તેથી વજ્ર છે ભીમ;
ગદા યુદ્ધે પ્રવિણ બેહુએ, જાણે છે ભીમ મર્મ. ૫૨
તે માટે ઇંદ્રપ્રસ્થ જાવું, પ્રથમ શ્રીભગવાન;
સભા સહુને ગમી વાતજ, ધન્ય ધન્ય હરિના પ્રધાન. ૫૩
અંતર્યામીને કરવું છે, ભલું પરભારનું કામ;
પ્રદ્યુમ્ન અનિરુદ્ધ જોઈ રહ્યા, ન બોલ્યા મુખથી રામ. ૫૪
નારદને તવ શીખ દેઈને, મોકલ્યા તતક્ષણ;
ધર્મરાયને કહ્યું આવી, હરિ આવે છે રાજન. ૫૫
સાંભળી ઘણું હરખ પામ્યા, કરી તૈયારી વિવિધ પ્રકાર;
કુંતા દ્રૌપદી સુભદ્રાયે, જાણ્યું આવે છે નંદકુમાર. ૫૬
આવે છે ભગવાન અહીંયાં, ઉમંગ મન ન માય;
દૂતને હરિ એમ કહે, જઈ કહો રાજને આમ. ૫૭
આવી તમને છોડાવશું, સત માનજો રાજાન;
દૂતે એમ જઈ કહ્યું રાયને, હરખ પામ્યા નિદાન. ૫૮
જરાસંધના બંધનથી, હવે છુટશું કહે રાય,
શ્રીકૃષ્ણનું અહિં થશે દર્શન, મોક્ષ પ્રાપ્તિ થાય. ૫૯
માંહોમાંહે એમ કહે રાજા, પતિતપાવન શ્યામ,
વળી ભવભ્રમણથી છુટશું, જુઓ કર્યું ભાગ્ય નિદાન. ૬૦
નારદજી વળી દૂતને કરી, વિદાય થયા સાવધાન;
સૈન્ય સર્વે સજ કરાવ્યું, વાગ્યાં બહુ નિશાન. ૬૧
સારથીને કહે શ્રીહરિ, રથ કરો સદ્ય તૈયાર;
સભા વિસર્જન થઈ ત્યાંથી, ઉઠ્યા દેવમોરાર. ૬૨

વલણ

ઉઠ્યા શ્રીહરિ જાવાને, શુક કહે સાંભળ રાયરે,
ધનદાસના સુત કહે સુંદર, થયો સિત્તેરમો અધ્યાયરે. ૬૩

ઇતિ શ્રીમદ્ભાગવતે દશમસ્કંધે સપ્તતિતમોઽધ્યાયઃ ॥ ૭૦ ॥

## અધ્યાય ૭૧ મો*

### કડવું ૧૮૪ મું-રાગ સામગ્રી

શ્રીશુકદેવજી વદ્યા વચંન, સાંભળ ઉત્તરા કુંવર ધન્ય;
સાથે આવે છે પાપને પુન્ય, રહ્યું જ્યાંનું ત્યાં શુન્ય.
કોટી દ્રવ્ય તે કામ ન આવે, શ્રીહરિ નામ તે પાર ઉતારે;
યુધિષ્ઠિરે વિચાર્યું મન, હવે કરુ હું રાજસુયજ્ઞ.
સહાયકારી સખા શ્રીભગવાન, પૃથ્વીમાં કીર્તિ રહે યશ નામ;
એવે આવ્યા નારદ દેવ, કહેવા મોકલ્યા પ્રભુએ તતક્ષેવ.
જુઓ ધર્મની આજ્ઞા માની, પ્રથમ ઇંદ્રપ્રસ્થ જુઓ સ્વામી,
હરિને પાંડવપર ઘણું હેત, પોતે જાય છે લક્ષ્મી સમેત.

ઢાળ

લક્ષ્મી સહિત હરિ જાય છે, સાંભળો પરીક્ષિત રાય;
સારથી રથ સજ કરીને, લાવ્યો અતિ શોભાય. ૧
સાવ કંચન રથ મણીમય, જડીત નંગ અમૂલ્ય;
વિશ્વકર્માએ ઘડ્યો પોતે, થાયે નહીં એતું મુલ્ય. ૨
શ્વેત અશ્વ ત્યાં ચાર જોડ્યા, હેમ રાસે જાણ;
સુગ્રીવ પુષ્પદંત આદે, કહિયે અશ્વનાં નામ. ૩
શંખ ચક્ર ને ગદા સારંગ, આયુધ રથમાં સાવધાન;
સૈન્ય સર્વ થયું તત્પર, ગરુડધ્વજ ભગવાન. ૪
ગજ રથ અશ્વ ને પાય પળા, ચતુરંગિણી ચાલ;
શણગાર્યું સહુ સૈન્ય મખમલ, કહિયે લાલમલાલ. ૫
ગજને બાંધી હેમ ઘંટા, અશ્વને ઘુઘરમાળ;
સાજે બખતર ટોપ પાખર, કહિયે ઝાકઝમાળ. ૬
રુક્મિણી આદે સોળ સહસ્રજ, જાવા મન પ્રસંન;
પાંડવનો એ યજ્ઞ જોવા, ઇચ્છા થઈ સહુ મંન. ૭
શ્રીકૃષ્ણની આજ્ઞા લેઇ, તવ થયાં તત્પર સંગ;
પુત્ર પ્રદ્યુમ્ન ભાનુ આદે, વિવિધ ભૂષણ અંગ. ૮
રાયને પ્રણામ કરી હરિ, થયા ત્યાંથી વિદાય,
બળભદ્રની તવ શીખ લેઇને, બેઠા રથે યદુરાય. ૯
સુખાસન નરવાહન તેપર, બેઠા છે સ્ત્રી જંન;
રત્ન મણીમય શોભિત ઉપર, જાળી મોતીની રમ્ય. ૧૦
પંચ શબ્દ નિશાન વાગ્યાં, ધ્વજા ફરકે અપાર;
સૈન્યના સહુ નાયક પ્રભુને, નમી થયા અસ્વાર. ૧૧
કોઇએક સેવક આગળ ચાલે, રહ્યા તે રહે પૂઠે;
આગળ રથ શ્રીકૃષ્ણજીનો, રુકમિણીનો તે પૂઠે. ૧૨
એ રીતે બહુ સૈન્ય સંગાથે, ચાલ્યા શ્રીયદુનાથ;
દેશ તંબુ ગલેચા ને, કીનાત તકીયા સાથ. ૧૩
બજાર સાથે વિવિધ મેવા, વસ્તુનો નહીં પાર;
વાટે વાસો જ્યાં રહે ત્યાં, જાણે વસ્યુ નગર નવું સાર. ૧૪
કુશસ્થલી મૂકી જાય ચાલ્યા, અન્ય દેશ કયાળ,
સોરઠ ને ગીરનારથી, પ્રભુ આવ્યા દેશ પંચાળ. ૧૫

મારવાડ ને ગુજરાત આગળ, ચાલ્યા જ્યાં કુરુક્ષેત્ર;
રાજધાની એ રીતે મારગ, જાય છે જન સહુમિત્ર. ૧૬
જ્યાં ઉતરે ત્યાં આનંદ ઓચ્છવ, થાય રાગ ને રંગ;
તાલ ઝાંઝ મૃદંગ વાજે, અપ્સરા નૃત્ય સંગ. ૧૭
એમ દેશ મૂકી આવી પહોંતા, સમીપે ઇંદ્રપ્રસ્થ;
સમાચાર પહોંતો રાયને, તે નીસર્યા તતક્ષણ. ૧૮
સૈન્ય સર્વે સજ કરાવ્યું, વાગ્યાં બહુ નિશાન;
સારથી રથ વેગે લાવ્યા, બેઠા સંગ પ્રધાન. ૧૯
ભીમ અર્જુન નકુળ સહદેવ, ભક્ત હરિના જંન;
બહુ સૈન્ય સાથે આવ્યા સામા, યુધિષ્ઠિર રાજંન. ૨૦
આવતા ભગવાને દીઠા, હરખ્યું અંતઃકર્ણ;
મળવાને પ્રભુ રથથી હેઠે, ઉતર્યા તતક્ષણ. ૨૧
યુધિષ્ઠિર તવ મળ્યા આવી, ભેટ્યા ઘણો એક પ્રેમ;
કંઠ ગદ્‌ગદ મધુર વાણીયે, પૂછ્યું કુશળી ક્ષેમ. ૨૨
ભીમસેન તવ હરખ સાથે, ભેટ્યા પ્રભુની સાથ;
ભુજ પસારી અર્જુનને હરિ, લીયે હૃદયા સાથ. ૨૩
ફરી ફરી આલિંગન પ્રેમે, દીયે છે મધુસૂદન;
પારથપર ઘણી કૃપાદ્રષ્ટી, કહિયે પ્રાણજીવન. ૨૪
નકુળ સહદેવ નમ્યા ચરણે, આવીને રસરંગ;
તતક્ષણ ઉંચકી લીધા હૃદયે, ફેરવ્યો ભુજ અંગ. ૨૫
અવર બીજા રાય આવી, નમાવે તવ શીશ;
સર્વેને સન્માન હરિયે, દીધાં છે એ રીત. ૨૬
વાટિકા વૃક્ષ પરમ સુંદર, કહિયે જળનાં ઠામ;
ક્ષણ એક ત્યાં વિશ્રામ લઈને, બેઠા રથે ભગવાન. ૨૭
ત્યાં થકી પ્રભુ શીઘ્ર ચાલ્યા, વજ્યા નિશાને ઘાય;
પ્રકાર પુર ને પરમ શોભા, દેખતાં ભુખ જાય. ૨૮
નગરનિવાસી લોક કાંગરે, જુએ હરિને હેતે;
પાંડવ સાથે નગરમાં પ્રભુ, આવ્યા સૈન્ય સમેતે. ૨૯
પુરની શોભા શી કહું, અતિ રમ્ય ભાગ્ય નિધાન;
દેખીને ઘણું હરખ પામ્યા, રીઝ્યા શ્રીભગવાન. ૩૦
સમ ભૂમિ આવાસ સુંદર, થઈ રહ્યો ઝાલકાર;
ધ્વજા પતાકા તોરણ લટકે, ચંદનના છંટકાવ. ૩૧
જેણે સાંભળ્યું હરિ આવ્યા છે, તે ઉઠ્યા જેમના તેમ;
કોઇ બાળકને ધવરાવતાં, કો સ્નાન ભોજન એમ. ૩૨
દરશન કાજ આતુર ઘણું, જોવા મળે નરનાર;
અંધને જોવા નેત્ર આવ્યાં, અપંગને પગ ત્યાંય. ૩:
પુષ્પે વધાવે લક્ષ્મીવરને, શોભા કહી નવ જાય;
તેજપુંજ પ્રકાશ દેખી, નેત્ર તૃપ્ત ન થાય. ૩'
કોઈ છજાં જાળી અટારી રહી, નાંખે મોતીની મૂઠ;
વારી વારી લીયે મીઠડાં, દેખી ગરુડારૂઢ. ૩
દયાનિધિ ભગવાન સહુને, આપે દર્શન ધન્ય;
કૃપાદ્રષ્ટી ક્રોધ નહીં, સદા હસિત વદંન. ૩
તાલ ઝાંઝ મૃદંગ વાજે, ગાય ગાંધર્વ ગાન;
અપ્સરા નૃત્ય કરે આગળ, યાચક જન યશ માન. :

* એકોતેરમા અધ્યાયમાં ઉદ્ધવજીના વિચારથી શ્રીકૃષ્ણ ભગવાન ઇંદ્રપ્રસ્થમાં જતાં પાંડવોને પરમ ઉલ્લાસ થયો, તે કહ્યા છે.

એ રીતે હરિ આવી પહોંતા, પાંડવ રહે જે ઠામ;
મંદિર રચના શી કહું, જાણે ઉગ્યા શશિયર ભાણ. ૩૮
રથથી ઉતરી પાંડવ સાથે, ગયા મંદિર માંય;
કુંતા દ્રૌપદી સુભદ્રા સહુ, મળ્યાં આવી ત્યાંય. ૩૯
રત્નદીપક આરતી, સોહે મુક્તા કંચનથાળ;
પૂજાની સામગ્રી શીઘ્રે, કરી છે તતકાળ. ૪૦
આસન મણિમય જડાવ તેપર, બેસાડ્યા પૂજન કરી;
પુષ્પહાર સુગંધ એ રીતે, અગરના બહુ ધૂપ ધરી. ૪૧
ફોઈને દેખી ઉઠ્યા શ્રીહરિ, નમ્યા આવી પાય;
સમાચાર સહુ પરસ્પરે, પૂછ્યા છે સુખદાય. ૪૨
કૃષ્ણને મળી રુક્મિણી પાસે, આવ્યાં ફોઈ તતક્ષેવ;
સર્વને સન્માન દઈને, પૂછ્યું કુશળી ક્ષેમ. ૪૩
રુક્મિણી આવી પગે લાગ્યાં, અવર બીજાં જાણ;
સુભદ્રાને મળ્યાં આશિષ, દ્રૌપદી દે સન્માન. ૪૪
રુક્મિણીની કરી પૂજા, દ્રૌપદીએ પ્રીતે;
સતભામા જાંબુવતી આદે, જાણજો એ રીતે. ૪૫
યુધિષ્ઠિર શ્રીકૃષ્ણ બેઠા, ચમર ઢળે ચોપાસ;
ભીમ અર્જુન નકુળ સહદેવ, ઉભા સેવા કાજ. ૪૬
રાય કહે મેં મોકલ્યા, તમ પાસે નારદ દેવ;
દયા કરી પરિવાર સાથે, આવ્યા છો તતક્ષેવ. ૪૭
મુજ દીન ઉપર કૃપા કીધી, પધાર્યા ભગવાન;
આ જન્મ સફળ થયો મારો, પવિત્ર કર્યાં મમ ધામ. ૪૮
હવે આજ્ઞા હોય તમારી, તો કરું રાજસુયજ્ઞ;
તમ પ્રતાપે જીતસું, સહુ દેશના રાજંન. ૪૯
ભક્તવત્સલ બર્દ સ્વામી, પાળો ભક્તનાં લાડ;
દયાનિધિ ભગવાન કહે, એ શી કહો છો વાત. ૫૦
સૈન્યને બહુ માન દઈને, ઉતાર્યાં ભલે ઠામ;
ભક્ષ્ય ભોજન વિવિધ પેરનાં, હરિ કૃપાયે જાણ. ૫૧
સર્વને અંન પૂરવી, પછી પોતે લે મહારાજ;
ભોજનની વેળા થઈ, ફોઈ ઉઠાડે જમવા કાજ. ૫૨
તેલ સુગંધી મર્દન કીધાં, ઉષ્ણોદક શુભ સ્નાન;
પીતાંબર કટી પેહેર્યાં શોભે, દામિની ઘનશ્યામ. ૫૩
અંગુછે કરી અંગ લોહ્યાં, કીધાં શુદ્ધ આચમન;
રવીને નમસ્કાર કરી પ્રભુ, બેઠા રત્ન આસંન. ૫૪
બાવનાં ચંદન કેસર, તિલક દ્વાદશ છાપ;
ધ્યાન બ્રહ્મનું ધરી પ્રીતે, બેઠા પાંડવ કૃષ્ણની સાથ. ૫૫
સુવર્ણ થાળ કચોળાં ચોશઠ, પીરશે કુંતા હેત;
ખાજાં ઘેવર જલેબી, એ આદે વસ્તુ અનેક. ૫૬
કારેલાં સિંગફળી કોળાં, તુરિયાં વંતાક;*
સુરણ કદળી વિવિધ પેરનાં, શું વખાણું પાક. ૫૭
આદુ લીંબુ રાયતાં, કંઈ ભાતનાં એ શાન;
શાક પાક ખટરસ ભોજન, આરોગ્યા ભગવાન. ૫૮
પ્રસન્ન વદને કહ્યું ફોઈને, ભાવતાં એ અન્ન;
સ્વાદ છે અતિ ઘણો શું કહું, એમ વિખાણે પરિબ્રહ્મ. ૫૯
ભોજનં કરી હરિ ઉઠ્યા, ભાનુ પુત્ર પ્રદ્યુમ્ન સંગ;
શીતળ જળ મુખવાસ બીડી, વસ્ત્ર ભૂષણ અંગ. ૬૦
રુક્મિણી સોળ સહસ્ર સાથે, કીધાં છે ભોજંન;
સહસ્રસહસ્ર સંગ દાસી સહુને, પહોંતાં છે એ અન્ન. ૬૧
પાકશાળામાં હરિ કૃપાયે, ઘટે નહીં અન્ન ત્યાંય;
અન્નપૂર્ણા અન્ન પૂરી રહ્યાં, પોતે લક્ષ્મી ઘરમાંય. ૬૨
કુંતા દ્રૌપદી જમી, બેઠાં રુક્મિણી પાસ;
સતભામા જાંબુવતી યમુના, કરે છે પ્રેમે વાત. ૬૩
આદરમાન એ રીતે સહુને, દીધાં છે રાજંન;
લક્ષ્મી નારાયણ રહ્યાં જે ઘેર, તેને શાની ન્યુન. ૬૪
પાંડવ સાથે સભા મધ્યે, બેઠા છે ભગવાન;
તાલ ઝાંઝ મૃદંગ વાજે, અપ્સરા નૃત્ય ગાન. ૬૫
એ રીતે નિત્યે આનંદ ઓચ્છવ, થાય હરિ ચરચાય;
એક દિવસ પ્રભુ પારથ સાથે, મૃગયા કાજ વન જાય. ૬૬
અર્જુનના સારથી થઈ, રથ હાંકે પ્રહી હેમરાસ;
ધ્વજાપર હનુમાન રહે, જ્યારે સમરે ત્યારે પાસ. ૬૭
શ્રોતા મન સંદેહ ભાંગે, કહું કપિની ક્ષાત;
સંક્ષેપે કરી જાણજો, કહી પારથે પ્રભુને વાત. ૬૮
મુજ સરખો બાણાવળી, કો ન હોતો રામની પાસ;
ઠાઠ બાંધી ઉતારત સહુ, સૈન્યા પેલે પાર. ૬૯
શ્રીકૃષ્ણ કહે તમ સરખા કો નહી, રામા અવતારે વીર;
જઈ જીતો હનુમાનને, એક રહ્યો છે રણધીર. ૭૦
જઈ ઠાઠ બાંધી ભાંજી કપિયે, હારે તે કરે સેવ;
અર્જુન હાર્યા જાણ્યું પ્રભુએ, આવ્યા છે તતક્ષેવ. ૭૧
કો સાક્ષી છે ફરી ઠાઠ બાંધો, મૂક્યું છે વજ્ર હેઠેય;
આકાશ જઈ કપી પડ્યા કૂદી, ભાગી નહીં હાર્યા ત્યાંય. ૭૨
તે માટે કપિ રહ્યા ધ્વજાપર, કરવું હરિ ઈચ્છાય;
સંગ્રામમાં જઈ કરવી સહાયતા, કરવી ભારત કથાય. ૭૩
ધનંજય અવતાર નરનો, ભર્યું તપ બહુ કાળ;
એ પુન્યે કરી પામ્યા અર્જુન, સંગ શ્રીગોપાળ. ૭૪
બાણાવળીમાં સીમા અર્જુન, ઠાઠ બાંધી કેમ;
એક સહસ્ર લક્ષ કોટી, હરિ કૃપા થઈ એમ. ૭૫
પારથ સાથે મિત્રાચારજ, કહેવી ગુંજની વાત;
ખાવું પીવું બેસવું હરિને, સુવું શય્યાએ સાથ. ૭૬
કરે કરી સુતા ખસેડે, ત્યારે ખસે ભગવાન;
અર્જુનનાં એવાં લાડ પાળે, ભક્ત વત્સલ શ્યામ. ૭૭
ભીષ્મ માટે ચક્ર યુદ્ધમાં, ધર્યું પ્રભુએ હાથ;
પોતાની પેણ ગઈ રાખી, ભક્તની પેણ નાથ. ૭૮
કો ઋષિ કહે પૃથ્વી મોટાં, પૃથ્વી કહે શેષ કૂર્મ;
કૂર્મ કહે દધિ અગસ્ત્ય મોટા, અગસ્ત્ય કહે ગગન. ૭૯
ગગન કહે હરિ મોટા, નભને કર્યું એક પદ;
હરિ કહે મોટા ભક્ત, મુજને રાખો હૃદિયા મધ્ય. ૮૦

* રીંગણાં.

વલણ

ભક્તને મોટા કર્યા, શુક કહે સાંભળ રાયરે;
ધનદાસના સુત કહે સુંદર, થયો એકોતેરમો અધ્યાયરે. ૮૧

ઇતિ શ્રીમદ્ભાગવતે દશમસ્કંધે એકસપ્તતિતમોઽધ્યાયઃ ॥ ૭૧ ॥

---

## અધ્યાય ૭૨ મો*

### કડવું ૧૮૫ મું-રાગ રામગ્રી

વદ્યા પરીક્ષિત સુણો મુનિજંન, હરિગુણ સાંભળવા મુજ મંન;
નવાં ચરિત્ર હરિનાં રમ્ય, એ સાંભળતાં તૃપ્ત નહીં મંન. ૧
કહેશો દિવસ રહ્યો છે એક, કયમ સાંભળશો ગુણ અનેક;
જે સાંભળ્યું તે લેખે લાગ્યું, એ શુકસ્વામી હું તમ કને માગું. ૨
જેમ આવ્યા તેમ જાવું શૂન્ય, એ મારે સાંભળ્યા સાથે પૂન્ય;
શુકદેવ કહે સુણ રાય, તત્વનું તત્વ કહું સુખદાય. ૩
હેમતનયા પ્રેમપાલક, તેના સહોદર સુત વિવેક;
તેના રિપુપત્ની બાંધવ જાણો, નિશદિન ધરિયે તેનું ધ્યાન. ૪

ઢાળ

ધ્યાન ધરો શ્રીકૃષ્ણનું, સદા હરિ રાખો હૃદેય;
અનેક શાસ્ત્ર પુરાણ ખોળ્યાં, પણ તત્વ અક્ષર બેય. ૫
ગિરિ કાજળ પાત્ર સિંધુ, લેખણ એ વનરાય;
પત્ર ઉર્વી લખે સરસ્વતી, તોય ન આવે થાગ. ૬
શેષ પાર પામે નહીં, કહું સંક્ષેપે રાજંન;
સભા સહિત પ્રધાન સંગે, બેઠા છે શ્રીધર્મ. ૭
ભીષ્મ પિતામહ વૃદ્ધ પોતે, સંગે શ્રીભગવાન;
ભીમ અર્જુન નકુળ સહદેવ, કહિયે સર્વ સાવધાન. ૮
પ્રદ્યુમ્ન સાંબકુમાર ભાનુ, અવર બીજા રાય;
વર્ણ ચારે સભા મધ્યે, થાયે રામ કથાય. ૯
શત કોટી શ્લોક શિવજીયે, વહેંચ્યા ત્રણ ભોવંન;
માર્કંડેયઋષિ કહે ધર્મ આગળ, સાંભળો હરિજંન. ૧૦
આનંદ ઓચ્છવ સદા મંગળ, થાય રાગ ને રંગ,
સભામાંહે હરિ બિરાજે, જેમ તારામાં શોભે ચંદ્ર. ૧૧
એવા આનંદમાં બિચાર્યું, પ્રથમ કહું કોને વાત,
વૃદ્ધ કહેશે પૂછ્યું નહીં, પણ એ થકી શુંયજ થાય.

અહંકારી પહેલાં દુર્યોધન, એ દુર્જય જીતાય;
જરાસંધ શિશુપાળ આદે, મહાબળીયા વિખ્યાત. ૧૭
તમો કહ્યું તે સત્ય સ્વામી, વદ્યા રાય વચંન;
શ્રીમુખે કરી કહો ત્યારે, જીતિયે રાજંન. ૧૮
વચન રાયનું સાંભળી, ઘણું પ્રસંન થયા યદુરાય;
ચારે ભાઈ પ્રત્યે મુખે કહ્યું, જીતો ચારે દિશાય. ૧૯
પેહેલાં અર્જુન ગયા વનમાં, તપ કરવાને કાજ;
ઇંદ્ર શિવને પ્રસંન કરી ઘેર, આવ્યા પારથ રાજ. ૨૦
વળી ભગવાને તેજ મૂક્યું, વિજયી કોઈએ ન જીતાય;
બાણાવળીમાં શિરે અર્જુન, ગદા યુદ્ધ ભીમરાય. ૨૧
*થઈ આજ્ઞા ભગવાનની, તવ ઉઠ્યા ચારે શૂર;*
પ્રણામ કરીને થયા તત્પર, વાગ્યાં બહુ રણતૂર. ૨૨
ઘણું સૈન્ય સાથે આપ્યું રાયે, શીખ લેઈ તવ જાય;
ઉત્તર દિશા અર્જુન ગયા, ભીમ પૂર્વ દિશાય. ૨૩
સહદેવને દક્ષિણ દિશા, નકુળ પશ્ચિમ દેશ;
ચારે દિશાના ભૂપ સર્વે, જીત્યા જઇને નરેશ. ૨૪
ઉત્તર દિશા રહે મયુરધ્વજ રાજા, કર્યો તેણે યજ્ઞ;
ગજશુંડાકારે ઘૃત ત્યાં હોમ્યું, ત્યાં થયું અગ્નિને અજીર્ણ. ૨૫
પિંડરોગી થઈ આવ્યો હરિ કને, રાખો દુઃખથી શ્યામ.
દેખીને હરિ દયાળે, ઉપકારનું કરાવ્યું કામ. ૨૬
જીવન મૂળ ઓખધિ આપી, પ્રાસ્યું ખાંડવ વંન;
તેણે કરી દિવ્ય દેહ ધરી અગ્નિ, ગયા થઇને પ્રસન્ન. ૨૭
લક્ષ લક્ષ થાય બ્રહ્મભોજન, તેને વિવિધ પેરનાં અન્ન;
સુવર્ણ પાત્રે જમે સર્વે, જૂઠાં નાંખી દે રાજંન. ૨૮
યજ્ઞ અંતે વિપ્રને, ઉંચલાય તેટલાં દ્રવ્ય;
ભાર ઘણો થયે નાખ્યું વાટે, તે લાવ્યા અર્જુન સર્વ. ૨૯
પૃથ્વી ઉપર પડ્યું દ્રવ્ય સહુ, તે રાયનું વેદવાત;
એ રીતે જીતી દ્રવ્ય લેઇને, આવ્યા ચારે ભ્રાત. ૩૦
યુધિષ્ઠિર શ્રીકૃષ્ણને, આવી કર્યો પ્રણામ;
ભીમસેન કહે જરાસંધ વિના, જીત્યા સહુ રાજાન. ૩૧
શ્રીકૃષ્ણ કહે એરે [illegible] ત્રિના, જાઓ યજ્ઞ કેમ થાય;

તિલક કેશર ધર્યાં અંગે, સુવર્ણની જપમાળ;
એક મુખી રૂદ્રાક્ષ કંઠે, બ્રહ્મ તેજ વિશાળ. ૩૮
એ રીતે પ્રભુ રાજસભામાં, જઈ પહોંતા ત્યાં નાથ;
જરાસંધને દ્વારે આવ્યા, ભીમ અર્જુન સાથ. ૩૯
ભોજનની વેળા થઈ, તેડ્યા વિપ્ર જમવા કાજ;
તે સમે મિષ્ટાન્ન દેહી કરીને, ઉભા શ્રીમહારાજ. ૪૦
અગ્નિહોત્ર પૂજા કરી, મુહૂર્ત માત્ર જાએ છે વાટ;
કો યાચક આવે તેને આપું, એવે શબ્દ સાંભળ્યો રાય. ૪૧
શું માગો છો એમ કહ્યું ત્યારે, વદ્યા મધુસૂદન;
જે માગું તે આપશો, ઉદાર તમો રાજંન. ૪૨
તમારો યશ સાંભળી, અમો આવ્યા છું મહારાજ;
મનના મનોરથ પહોંચશે, તમ થકી સરશે કાજ. ૪૩
આપવા સરખું હશે તમને, આપશું કહે રાય,
તમો કહેશો પુત્ર કે સ્ત્રી, તે કેમ આપ્યાં જાય. ૪૪
વિપ્ર કહે તમો સત્ય કહો છો, સાંભળો મુજ વાત;
સત્યવાદી ચુકે નહીં, તે આપે છે બહુ ભાત. ૪૫
હરિશ્ચંદ્ર રાજા સત્યવાદી, સત મૂક્યાં નહીં મન દ્રઢ;
એ ઇતિહાસ પુરાતન કહ્યો, સંક્ષેપે રાજંન. ૪૬
વિશ્વામિત્ર વસિષ્ઠ બેઉને, માંહોમાંય થયો વાદ;
તે માટે યજમાન સાથે, બેટે એ સંવાદ. ૪૭
ઇંદ્ર સભામાં વસિષ્ઠ ઋષિયે, કર્યું રાયનું વખાણ;
સત્યવાદી હરિશ્ચંદ્ર સરખા, હુવા ન હશે પ્રમાણ. ૪૮
વિશ્વામિત્ર કહે તો ખરો, દું ચુકવું સત કાજ;
વરાહ રૂપે જઈ વાડી ઉખાડી, એ જાણી રાય વાત. ૪૯
તતક્ષણ આવીને વાડી ઘેરી, સૈન્યને કહે રાય,
આ સુક્કર જાશે જેની આગળથી, તેને કરું શિક્ષાય. ૫૦
વિચાર્યું મનમાં સહી, વૃથા રંક મારયો જાય,
એના અશ્વ આગળથી નાઠો, દોડ્યા હરિશ્ચંદ્રરાય. ૫૧
એ રૂપ તજીને વિપ્ર થયા, કર્યું તીર્થ માયાધ્યાન;
હરિશ્ચંદ્રરાયે સ્નાન કરી ત્યાં, આપ્યાં સર્વસ્વ દાન. ૫૨
ગજ રથ અશ્વ ભંડાર આપ્યા, વિચાર્યું નહીં મંન,
વિશ્વામિત્રે માયાયે કરી, હરી લીધું ધંન. ૫૩
તોહે ઋણ માથે રહ્યું છે, સવાભાર સુવર્ણ;
તે કાજે પરગામ માગ્યું, વેંચાયાં જણ ત્રણ. ૫૪
મંદિર તજી રાય નીસરયા, રોહીદાસ તારા સંગ,
નગ્ર પોળ મૂકીને રાજા, ચાલ્યા મારગ પંથ. ૫૫
સ્મરણ કર્યું શ્રીસારંગધરનું, હરિચરણમુ મન;
વિશ્વામિત્ર જાયે છે પુઠે, લેવાને સ્વસુવર્ણ. ૫૬
સુવર્ણનું શું કામ પડ્યું છે, જોવા રાયનું સત્ય;
અનેક પ્રકારે કરે માયા, પણ મૂકે નહીં કો ગત્ય. ૫૭
ઉષ્ણકાળ ઘણી તૃષા લાગી, પરબની થઈ ભેટ,
આપ્યા વિના કેમ જળ લીયે, જુઓ ત્રણેનું ચિત્ત એક. ૫૮
શિવની તે રાજધાનીમાં જઈ, ઉભાં ચૌટે ચોક;
મસ્તક તૃણનો પુળો દેખી, મૂલ કરે છે લોક. ૫૯
અર્ધ ભારે સ્ત્રીને રાખી, વિપ્રે ટેલને કાજ;
પાય ભારે રોહીદાસ રાખ્યો, રહ્યા હરિશ્ચંદ્રરાજ. ૬૦
કોઇ લીયે નહીં પછી પુર મધ્યે ત્યાં, રહ્યા કાશી માંય;
મણિકર્ણિકાના ઘાટ ઉપર, મંડપ હતો તેને ત્યાંય. ૬૧
કો મરે તેને કાષ્ઠ* આપે, રાખ્યા છે એ કામ;
ઋષિનું ઋણ† આપ્યું લોપે, મૂંડ ન મૂકે નિદાન. ૬૨
રોહીદાસને વિપ્રે મોકલ્યા, લેવા પુષ્પ વાડીમાંય;
સર્પે ખાધો આવી માતા, વિલાપ કરતાં ત્યાંય. ૬૩
તેની પાસે બેઠા જઈ, આવ્યું કલંક મિથ્યા ભાસ;
લોક કહે એને ખાધો, મારવા લેઈ ગયા નૃપ પાસ. ૬૪
તેણે આપી આજ્ઞા સેવકને, એને કરો તમે ઘાય;
સ્ત્રીને દેખી શું કરે, એ કરવું સ્વામી કાજ. ૬૫
હવે સમરો હોય તેને, આવે અવઘડ કામ;
હરિ વિના રાખે નહીં કો, દયાનિધિ ગુણધામ. ૬૬
એમ કહીને ઉઠ્યા તતક્ષણ, ખડ્ગ લેઇને હાથ;
તારા કહે હરિશ્ચંદ્ર કહો હરિ, સમરું છું હે નાથ. ૬૭
અવર હું જાણતી નથી, કહેતાં ઉગામ્યો તેણે ઘાય;
ચતુર્ભુજે આવી હાથ ઝાલ્યો, ધન્ય હરિશ્ચંદ્ર રાય. ૬૮
માગ માગ પ્રસંન થયો છું, તારી ભક્તિ દ્રઢ કહે શ્યામ;
રાય કહે હવે શરણે રાખો, નગર સહિત નિજધામ.‡ ૬૯
નગર અયોધ્યા સહિત ત્રણે, ગયાં તે બેસી વિમાન;
ભક્તાને હરિ લેઇ ગયા છે, વાજતે મધુર નિશાન. ૭૦
પૃથ્વી જીતી યજ્ઞ કીધા, રાજસૂય રઘુરાયે;
વિપ્રને બહુ દાન આપ્યાં, ના ન કહે ચિત્ત માંયે. ૭૧
સર્વસ્વ§ આપી રહ્યા ઉભા, આવ્યો વિદ્યાર્થી રાજ;
ચૌદ કોટી સોનૈયા, તેણે માગ્યા ગુરુને કાજ. ૭૨
વિચાર્યું જઇ કુબેરને, જીતી લાવું બહુ દ્રવ્ય;
પ્રતાપ જાણી તેણે મોકલ્યા, રાયે આપ્યા વિપ્રને સર્વ. ૭૩
દધીચિ ઋષિએ અસ્થિ‖ આપ્યાં, દેવતણા ઉપકાર,
કો પ્રાણથી વહાલું નહીં, જુઓ એવા એ ઉદાર. ૭૪
રંતી દેવ ચાલીશ દિવસે, પારણું કરે ધન્ય;
પોતે સ્ત્રી પુત્ર વહુ સાથે, ભોજન તત્પર અંન. ૭૫
તે સમે ક્ષુધાર્થી એક, આવ્યો યાચક રંક;
તે અંન સર્વ આપ્યું તેને, ચારેનું મન નિઃશંક. ૭૬
એ પુન્યે કરી દર્શન પોતે, ચતુર્ભુજ ભગવાન,
કુટુંબ સાથે ગયાં સ્વર્ગે, બેસી દિવ્ય વિમાન. ૭૭
બળીરાય પસે ભૂમિ માગી, વિપ્રે પગલાં ત્રણ;
શુક્રાચાર્યે ના કહી, સત ચુક્યા નહીં રાજંન. ૭૮
દયાનિધિ ભગવાન તેને, પ્રસંન થયા કહે ધન્ય:
સુતળનું¶ આપ્યું રાજ તેને, દ્વારે રહ્યા શ્રીપતિ

* લાકડાં. † કરજ. ‡ ઠામ § રાખ્યું ‖ હાડકાં

કર્ણ ત્યાગી બલી રઘુ એ, ત્યાગી જીમૂતવાહન;*
હરિશ્ચંદ્ર સરખા નહી ત્યાગી, હવા ન હોશે પ્રમાણ. ૮૦
અદ્યાપિ એ કીર્તિ જગમાં, રહે છે યશ નામ;
તે માટે નાશવંત કાયા એ, સાધન કરો સાવધાન. ૮૧
કૃમિ વિષ્ટા ભસ્મ દેહના, પ્રકાર ત્રણ સુહાય;
સુકૃત હોય તે આવે સંગે, જુઓ વિચારી રાય. ૮૨
વચન વિપ્રનાં સાંભળીને ઉઠ્યા, આવ્યા છે રાજદ્વાર;
જરાસંધે ઓળખ્યા, તમો વિપ્ર નહીં નિરધાર. ૮૩
ક્ષત્રી વેશ તજી કરી, તમો ધર્યો વિપ્રનો વેશ;
ધનુષનાં ચિહ્ન છે અંગુલીએ, દીસો પરમ નરેશ. ૮૪
વિપ્ર નહીં તમો યાદવના તન, ઓળખ્યા રૂડી પેર;
આ તો અર્જુન ભીમ છે, એ મશે આવ્યા મારે ઘેર. ૮૫
શું માગો છો આપું તમને, વદા રાય વચન;
પ્રાણ માગે સો આપું આ વેળા, એ ધર્મ મારો રાજન. ૮૬
વિપ્ર કહે અમો યુદ્ધ માગું, અવર નહીં કાંઈ કામ;
જરાસંધ કહે યુદ્ધ માટે, કરવો આવડો શ્રમ. ૮૭
વિપ્ર કહે તમે મહા બળીઆ, તે માટે ધર્યો વેષ;
મોટા મોટા ભૂપ જીતી, લાવ્યા અહિં નરેશ. ૮૮
લાવીને વળી દુઃખ દેવા, તેને ઘાલ્યા છે ગુફા માંહી;
એવું તમને ઘટે નહીં, કહેવા આવ્યા છીએ અમો આંહી ૮૯
તે માટે એને મૂકી દો, નહીંતર યુદ્ધ માટે થાઓ સજ્જ;
વચન વિપ્રનાં સાંભળી, વધો મુખથી રાજેંદ્ર. ૯૦
એ મુજને આવી મળ્યા નહીં, કેમ મૂકું યુદ્ધ કરૂં એ ન્યાય;
તમ સાથે હું નહી વઢું, તમો નહાસો છો યાદવરાય. ૯૧
સંગ્રામમાં નહાસવું નહીં, એ ક્ષત્રી કેરો ધર્મ;
અઢારમી વાર નાઠા હતા, જુઓ વિચારી મર્મ. ૯૨
અર્જુન તો બાણાવળી, ગદા યુદ્ધ શું જાણે મર્મ;
એ જુઓ ને હું જુઓ, એ કહિએ યુદ્ધ અધર્મ. ૯૩
કાંઇએક ભીમસેન કરે મુજસું, તમારૂ નહીં કામ;
બોલશો મા તમે વચ્ચે આવી, ભીમ થાઓ સાવધાન. ૯૪
એમ કહી આજ્ઞા આપી, સેવકને તતક્ષણ;
ગદા બે આણી મૂકી આગળ, ગમે તે લ્યો મન. ૯૫
ભીમસેને જોઈ લીધી, ગદા લોહ પ્રચંડ;
જરાસંધ તવ થયા શીઘ્ર, યુદ્ધ કાજ બળવંત. ૯૬
શ્રીકૃષ્ણ કહે ચાલો બહાર જઇએ, સરખે સરખો મલ્લ;
પડછંદે ઘર પડે અહિંયાં, મોટું રાયનું હલ. ૯૭
વિપ્રને આજ્ઞા આપી ત્યાં, કરો તમો ભોજન;
એમ કહીને બહાર આવ્યા, નગ્ન તજી રાજન. ૯૮
મંડળ કરીને રહ્યા ઉભા, મલ્લ વિદ્યાની રીત,
તે મલ્લ યુદ્ધ જોવા કારણે, થઈ દાનવ માનવ ભીડ. ૯૯
મસ્તક કેશ અંબોડા વાળી, ઉલટ્યા દધી નીર;
સ્કંધ જંઘા આસ્ફોટન,† કરે છે બેહુ વીર. ૧૦૦

* મેઘ રાજા. † સાથળ ઠોકવા.

શ્રીકૃષ્ણ કહે ભીમસેનને, મન મૂકી કરો સંગ્રામ;
કશી કાછ બેહુ થયા તત્પર, ગદા લેઇ સાવધાન. ૧૦૧
પોતાનું અંગ ચૂકવીને, મારે છે જોઈ સ્વાર્થ;
એક એકને ગાંજે નહીં, મલ્લવિદ્યામાં સમર્થ. ૧૦૨
પરસ્પર સમાન બેહુએ, યુદ્ધ અતિ ઘણું થાય;
ગદા ભાંગી ચૂર્ણ થઈ પણ, વાગે નહીં અંગ ઘાય. ૧૦૩
સ્કંધે સ્કંધજ આફળે, આવી વળગે બેહુ રાજન;
ધબડકે ત્યાં ધરા ધ્રુજે, ઉઠે બેહુ ગર્જન. ૧૦૪
ગડબડતા જાય તળે ઉપર, વળી બેઠા થાય;
ઉદરમાં મસ્તક મારે જઇને, મલ્લ યુદ્ધ કહેવાય. ૧૦૫
પદપ્રહાર* ગદા મુષ્ટિ કોણી, એમ વઢે છે રાજન;
સંધ્યાકાળે ઘેર આવી, કરે છે ભોજન. ૧૦૬
રાતે વાસે સુવું ઘરમાં, દિવસે કરવું યુદ્ધ;
જરાસંધનું બળ દેખી, ભીમતણી ગઈ શુદ્ધ. ૧૦૭
એ રીતે યુદ્ધ કરતાં, વીત્યા દિવસો સત્તાવીશ;
ભીમે આવી કહ્યું રાત્રે, પોહોડ્યા જ્યાં જગદીશ.† ૧૦૮
પગ તલાસી‡ નિદ્રામાંથી, જગાડ્યા પરિબ્રહ્મ;
તમે કહેશો કહ્યું નહીં, હું કહેવા આવ્યો એમ. ૧૦૯
જરાસંધના મારથી, થયું શિથળ વિખળ શરીર;
તે માટે યુદ્ધ નહીં કરૂ હવે, જાણજો જગદીશ. ૧૧૦
મલ્લ વિદ્યામાં પ્રવિણ એ છે, જરાસંધ બળવાન;
મનમાં પ્રભુએ જાણીયું, ગયું ભીમનું અભિમાન. ૧૧૧
શ્રીકૃષ્ણ કહે જરાસંધનું, આવ્યું મૃત્યુ રહ્યો દીન એક;
તે માટે હવે પુરો યશ લ્યો, ટાળો મન ઉદ્વેગ.§ ૧૧૨
હારો ત્યારે મુજ સામું જોજો, કરજો હું કરું તેમ;
ત્યારે તેને જીતશો, એમાં નહીં કોઈ શ્રમ. ૧૧૩
ત્યાં થકી ભીમ ઠામ આવી, સુતા છે સુખાસન;
પ્રાત થયો ખટકર્મ કરીને, ચાલ્યા મન પ્રસન્ન ૧૧૪
બહાર આવી યુદ્ધ કરે છે, મલ્લ વિદ્યા ભરપૂર;
શ્રીકૃષ્ણ અર્જુન ત્યાં જુએ, ભાંગી અંગ થાય ચૂર. ૧૧૫
પગ ધરી ભીમને નાંખ્યો હેઠો, ભૂમિપર ધ્રુજે ઘણું;
ભીમસેને જાણિયું, હવે આવ્યું મારૂ મર્ણ. ૧૧૬
શ્રીકૃષ્ણ સામું જોયું ત્યારે, જાણ્યું પ્રભુએ મન;
ઈસારો કરી કહ્યું પ્રભુએ તેમ, ભીમે પછાડ્યો રાજન. ૧૧૭
લેઈ ભૂમિ સાથે અફાળ્યો, ઉપર મૂક્યો પાગ;
એક પગ કરથી ગ્રહી, ભીમે ચીરી કર્યા બે ભાગ. ૧૧૮
જેમ નાંખે તેમ પાછાં આવી, ફરી અંગ સંધાય;
ચીરી દેખાડી સોટી પ્રભુએ, ત્યારે પડી એ કાય. ૧૧૯
અવળી સવળી ફાડી નાંખી, વચે કર્યું શિવલિંગ,
ફરી અંગ સંધાય નહીં, પછે તજી દેહ થયો ભંગ. ૧૨૦
પ્રસવતાં બે ફાડ થઈ, માંએ નાંખી દીધી નકામ;
જરા રાક્ષસીએ સાંધ્યા માટે, જરાસંધ પડ્યું નામ. ૧૨૧

* પગનો માર. † કૃષ્ણ ‡ ચાંપી. § ખેદ.

જુઓ યશ મહિમા એહનો, જીત્યા છે બહુ રાય;
ભાગ્ય પુરુષનું ફળે નહીં, જે લખ્યું વિધિએ થાય. ૧૨૨
તપ કરી શિવ પ્રસે માગ્યું, મરું નહીં વરદાન;
ગદા યુદ્ધમાં મર્મ જોઇને, શિવ કહે ભીમ કાઢશે પ્રાણ. ૧૨૩
અવર કેઇ જીતે નહીં, એ જાણજો કહ્યું વચન;
વર આપી શિવ ગયા સ્થાનક, હતું મન પ્રસંન. ૧૨૪
તે માટે યશ આપ્યો ભીમને, સુણો શ્રોતાજંન;
કરતા હરતા શ્રીકૃષ્ણજી, એ નિમિત્ત માત્ર છે ધન્ય. ૧૨૫
નગરના બહુ લોક જોવા, મળ્યાં છે તેણે ઠામ;
હાહાકાર પુરમાં થયો, બેઠા ભીમ ને ગોવિંદ રામ. ૧૨૬
ઘાય પડ્યા ભીમને વાંસે, ફેરવ્યો ભુજ શ્યામ;
જેવાના તેવા થયા, વાગ્યાં જીત નીશાન. ૧૨૭
સહદેવ આવી નમ્યા ચરણે, હવે આજ્ઞા મમ દેવ;
સ્તુતિ કરી સહદેવે પ્રભુની ઘણી, ત્યારે પ્રસન્ન થયા તતખેવ. ૧૨૮
ભગવાન કહે તમો પિતાને, દાહ કરો એ વાત;
આજ્ઞા મસ્તક ધરીને, આવ્યા જ્યાં પડ્યા હતા નિજતાત. ૧૨૯
તાન તાન કરી રોયા સહદેવ, ઉઠો તમે શૂર સોમ;
ઘર તજી કેમ બહાર આવી, સુના છો રણ ભોમ. ૧૩૦
શ્રીકૃષ્ણ અર્જુન આવ્યા, તમને કહેવાને હો બાપ;
તેનું કહ્યું માન્યું નહીં, એમ કહી કરે વિલાપ. ૧૩૧
સમજાવે શ્રીકૃષ્ણ અર્જુન, મળ્યા લોક અનંત;
દાહ સ્નાન કરી ઘેર આવ્યા, પછે છોડાવ્યા રાજેંદ્ર. ૧૩૨
ક્રિયા કરી સહદેવ આવ્યા, નમ્યા પ્રભુને ચર્ણ;
માગધનું એને રાજ આપ્યું, સુણ અશરણ શર્ણ. ૧૩૩

વલણ

સુણ અશરણશર્ણ એ, શુક કહે સાંભળ રાયરે;
ધનદાસના સુત કહે સુંદર, થયો બોતેરમો અધ્યાયરે.

ઇતિ શ્રીમદ્ભાગવતે દશમસ્કંધે દ્વિસપ્તતિતમોધ્યાયઃ ॥ ૭૨ ॥

---

## અધ્યાય ૭૩ મો*

### કડવું ૧૮૬ મું—રાગ રામગ્રી

શુક બોલ્યા સુણ રાજંનજી, હરિગુણ ગાતાં શુદ્ધ થાય મંનજી.

ઢાળ

ગાતાં સુણતાં પવિત્ર થાય, સાંભળ પરીક્ષિત રાય;
શુકા દ્વારે આવીને ઉભા, પોતે શ્રીમહારાજ. ૧
સહદેવે આણી મૂક્યાં આસન, રત્ન મણિમય જડાવ;
શ્રીકૃષ્ણ, અર્જુન ભીમ, જોવા બેઠા છે ઘણો ભાવ. ૨
થઈ આજ્ઞા સહદેવને, જઇ ઉઘાડ્યાં તે દ્વાર;
વીશ સહસ્ર ને આઠસેં, રાય નીસરિયા છે બહાર. ૩
નખ મોટા વસ્ત્ર જીરણ, દેખીને કહે પ્રભુ ધન્ય;
ઘણા દિવસ જરાસંધે રાખ્યા, બંધનમાં રાજન. ૪
ભક્ત મારા કષ્ટ પામ્યા, દયાનિધિ કહે શ્યામ;
ચતુર્ભુજ થઈ દર્શન આપ્યાં, સર્વ રાયને ભગવાન. ૫
શંખ ચક્ર ગદા પદ્મ પોતે, ધર્યાં આયુધ પુંજ;*
મુગટ કુંડળ રૂપ સુંદર, તેજના બહુ પુંજ. ૬
દેખીને રાય નમ્યા આવી, સ્તુતિ ઘણી કરી ત્યાંહી;
અમ પતિતને દર્શન દેવા, આવ્યા છો પ્રભુ આંહી. ૭
સર્જો પાળો સંહારો† છો, તમને કહિયે પુરુષ પુરાણ.
આદિ અંત્ય ને મધ્ય, તમ વિના અવર નહીં કો શ્યામ. ૮
યોગેશ્વરને દર્શન દુર્લભ, તે અમને અવિનાશ;
જરાસંધનું ભલું થાઓ, છુટા અમો ભવપાશ. ૯
ઘણા દિવસ દુઃખ ભોગવ્યાં, તે ગયાં સર્વે આજ;
અમ માટે તમને શ્રમ‡ થયો, તે ક્ષમા કરો મહારાજ. ૧૦
વિપ્રનો તમો વેશ લેઇને, આવ્યા છો આ ઠાર;
ભક્તવત્સલ બિરદધારી§, કહાવો દેવ મોરાર. ૧૧
જરાસંધે રાખ્યા બંધનમાં તો, જ્ઞાન થયું અમ કાજ;
ભક્તિ થઇ તમ દર્શન પામ્યા, એ મિસે યદુરાજ. ૧૨
નહિંતર અમો છૂટત નહીં, એ બંધનથી નીરધાર;
કાંઈ સુકૃત પુણ્ય કર્યાં હશે, તમે મળ્યા દેવ મોરાર. ૧૩
આવાગમનનો ફેરો અમને, ટળ્યો શ્રીમહારાજ;
રાજ્યમદે કરી પડતું સ્વામી, ભલું થયું એ કાજ. ૧૪
જુડી દેહ તેને સાચી કરીને, માને છે મૂઢ જંન;
તમને જેણે નહી ઓળખ્યા, તે પડે ભવબંધન. ૧૫
એમ સ્તુતિ કરી કર જોડી ઉભા, વિનય કરી સહુ રાજ;
આજ સફળ જન્મ થયો અમારો, સર્યાં સર્વે કાજ. ૧૬
શ્રીકૃષ્ણ કહે ભવ બંધનથી, કેમ છુટશો સહુ રાય;
કીધાં કર્મ તે ભોગવો, એ શું ગળે પડ્યાની વાત. ૧૭
રાય કહે તમ દર્શનથી, ગયાં પાતક સઘળાં એહ;
હવે જન્મ મરણ નહી, એમાં નવ સંદેહ. ૧૮
સાંભળી હરિ વદ્યા વાણી, જાઓ પોતાને દેશ;
ગૃહ કુટુંબ પરિવારને જઇ, મળો વહેલા નરેશ. ૧૯
આજ્ઞા સર્વે મસ્તક ધરો, એમ બોલ્યા યદુરાય;

રાજાન ઉચુઃ—

રાજ્ય અમો નહીં કરુ સ્વામી, રાજ્યથી મદ થાય. ૨૦
ભક્તિ તમારી રહેજો હૃદયે, ચરણ કમળનું ધ્યાન;
જેણે કરીને ભવદુસ્તર તરીને, પામીએ શ્રીભગવાન. ૨૧
શ્રીકૃષ્ણ કહે તમો રાજ કરો જઈ, તમને મદ નહીં થાય;
અંત સમે મારું સ્મર્ણ કરજો, પામશો પદ રાય. ૨૨
રાજ્ય મદે કરી વઢે ભાંજે, માંહોમાંહિ જઈ ગામ;
હું મોટો એ કનિષ્ઠ એમ કહે, ભમે ભૂતળ માંય. ૨૩

---

* આ ત્રોતેરમા અધ્યાયમાં રાજાઓને છોડાવી તેઓને ઘણી રીતે તેઓના દેશમાં મોકલી શ્રીકૃષ્ણ પાછા ઇંદ્રપ્રસ્થ પધાર્યા તે કથા છે.

* સમૂહ. † મારો. ‡ મહેનત. § પ્રતિજ્ઞાવાળા.

અહંકારે કરી પડ્યા એવા, કહું તમને રાજ,
જમદગ્નિએ પરોણા રાખ્યા, સહસ્રાર્જુન કાજ ૨૪
સહુ સૈન્ય સાથે ઇચ્છા ભોજન, નાનાવિધ પકવાન,
તેડ્યા સ્વર્ગથી કામધેનુ, તેણે પૂર્ણ કર્યા મન કામ ૨૫
જે જોઇયે તે સર્વે પૂરણ, ઘટે નહીં કો વસ્ત,
દેખીને તવ વિસ્મે પામ્યા, ફરી રાયની મત્ત ૨૬
જમદગ્નિને કહ્યું રાયે, આપો એ કામધેન,
ઋષિ ના કહેતા લેઇ ગયા, ત્યાંથી નીસર્યું બહુ સૈન્ય ૨૭
શૃંગેથી તવ સિંધી નીસર્યા, સુખેથી મુલતાન,
ખુરથી ખુરાસાની પુંઠેથી પારસી, રોમથી રુમસાન ૨૮
યુદ્ધ કરીને નસાડ્યા, સહસ્રાર્જુન રાજ,
કામધેનુ સ્વર્ગે ગયા, પછી માહોમાહિ થઈ રાઢ * ૨૯
તેને શાની ખોટ છે, રાજ્યમદે થઈ મતિમંદ,
પરશુરામે હણ્યા ક્ષત્રી, ફેડ્યો રાયનો ફંદ ૩૦
નહુષ રાજા ઇંદ્ર પદવી, ભોગવે બળવાન,
ઇંદ્રાણીસું ભોગ કરવા, મતિ થઈ કહું માન ૩૧
ઇંદ્રાણીયે કહ્યું ગુરુને, તેણે કહ્યો એ દાવ,
'જેપર કોઇ બેઠું નહીં, તે વાહન પર બેસી આવ' ૩૨
આવીને એમ કહ્યું ત્યારે, હરખ્યું રાયનું મન,
વિચાર્યું કોનું વાહન નહી એ, વિપ્ર ધર્યા મુનિજન ૩૩
સુખાસન પર બેસી વહેલો, જાય કરવા ભોગ,
સર્પ થયા ઋષિ શ્રાપથી, જઈ પડ્યા અજગર લોગ ૩૪
વેન રાજાએ કહ્યું વિપ્રને ભજો અહો મુજ નામ,
હું પ્રજાપતિ હુંજ સ્વામી, અવર નહીં કો જાણ ૩૫
ઋષિ શ્રાપે ભસ્મ થયા છે, ગર્વ કરી મતિમંદ,
રાવણ સીતા હરિ ગયો, જુઓ એવા એ મદ અંધ ૩૬
પરનારી પ્રત્યક્ષ કહિયે, વિષ હળાહળ અંગ,
રાવણના મસ્તક ગયા તે, પરનારીને સંગ ૩૭
મદે કરી એ પડ્યા રાજા, જુઓ વિચારી મન,
તમને મદ મત્સર નહી, ગુજ કૃપાએ રાજન ૩૮
તે માટે પરિવારને જઈ, વેહેલા મળો કરો રાજ,
પાંડવના તમે યજ્ઞ મધ્યે, આવજો સરે કાજ ૩૯
વચન પ્રભુના ધરી મસ્તક, થયા તત્પર રાય
સહદેવે તેડી પરોણા રાખ્યા, કર્યો આદરભાવ ૪૦
નાવિ તેડાવી નખ ઉતરાવ્યા, સ્નાન એ ખટકર્મ,
ભોજન નાનાવિધ તણા, જળપાન એ રાજન ૪૧
મુગટ કુંડળ વસ્ત્રાભૂષણ, રથ સાજ સહીત,
આપીને તવ વિદાય કીધા, સહદેવે ભલી રીત ૪૨
પ્રણામ હરિને કરી ત્યાંથી, ગયા દેશ રાજન,
પરિવારને સહુ મળના આવી, ગાય હરિયશ ધન્ય ૪૩
શ્રીકૃષ્ણ અર્જુન ભીમની, ભલી પૂજા કીધી રાય,
વસ્ત્રાભૂષણ આપી સહદેવ, નમ્યા હરિને પાય. ૪૪

* રાડ

સેવા ચોર હું છું સ્વામી તે, ક્ષમા કરો અપરાધ,
પ્રસન થયા હરિ વદે વાણી, હવે કરો સુખે રાજ ૪૫
સહદેવ રથ સજ કરાવી, મગાવ્યો તે ઠામ,
સૈન્ય આપી વિદાય કીધા, ગયા શ્રીભગવાન ૪૬
પાંચજન્ય જઈ શંખ વજાડ્યો, શ્રીમુખે કરી ધન્ય,
ધર્મરાયે જાણિયું, જીતી આવ્યા શ્રીપરિબ્રહ્મ ૪૭
ઇંદ્રપ્રસ્થમાં જઈ પહોંચ્યા, વાગ્યા જીત નિશાન,
યુધિષ્ઠિરને ગળ્યા આવી, ભીમ અર્જુન શ્યામ ૪૮
સમાચાર મળી કહ્યા તતક્ષણ, રાયને ભગવાન,
જુઓ પરાક્રમ ભીમનું, માર્યો જરાસંધ બળવાન ૪૯
વીશ સહસ્ર ને આઠસેં, સર્વે છોડાવ્યા રાજન,
સાભળી રાય યુધિષ્ઠિર, ઘણું હરખ પામ્યા મન ૫૦
સ્તુતિ કરી પ્રભુની ઘણી, તમે પુર્યા મનના કામ,
મુજ કરતા તમને શ્રમ થયો, તે ક્ષમા કરો ભગવાન ૫૧
બ્રાહ્મણનો તમો વેશ લઇને, ગયા શ્રીમહારાજ,
યાચક થઇને માગ્યું દ્વારે, ગણી નહીં તમે લાજ ૫૨
ક્ષત્રી તો યાચે નહીં, પણ યાચવું પડ્યું શ્યામ,
કષ્ટ પડે જ્યારે ભક્તને, ત્યારે કરો એવા કામ ૫૩
દેવ કાજે સ્ત્રી થયા છો, ધર્યું સુંદર સ્વરૂપ,
ભક્તવત્સલ બિરદશાળી, કહીયે વૈકુંઠભૂપ ૫૪

વલણ

કહિયે વૈકુંઠભૂપરે, શુક કહે સાભળ રાયરે,
ધનદાસના સુત કહે સુંદર, થયો ત્રોતેરમો અધ્યાયરે ૫૫

ઇતિ શ્રીમદ્ભાગવતે દશમસ્કંધે ત્રિસપ્તતિતમોઽધ્યાય ॥ ૭૩ ॥

---

## અધ્યાય ૭૪ મો*

કડવું ૧૮૭ મુ–રાગ રામગ્રી

કહે પરીક્ષિતને શુક યોગી, સાભળ રાય હરિરસ ભોગી,†
રાખો વિષ્ણુ ચરણસું મન, જેથી ટળે ચોર્યાસી ભ્રમણ ૧

ઢાળ

લક્ષ ચોર્યાસી ટળે ફેરા, સાભળો પરીક્ષિત ભૂપ,
યુધિષ્ઠિર કહે યજ્ઞ કરું, હોય આજ્ઞા બ્રહ્મ સ્વરૂપ ૨
સ્તુતિ કરી પ્રભુની ઘણી, ત્યારે પ્રસન થયા ભગવાન,
થઈ આજ્ઞા રાય યુધિષ્ઠિરને, કરો યજ્ઞના કામ ૩
દેશ દેશ પત્ર મોકલ્યા, આવી મળ્યા સહુ રાય,
સહસ્ર અઠ્યાસી મળ્યા ઋષિ, ત્યાં યજ્ઞ આરંભ થાય ૪
વસિષ્ઠ ને વામદેવ અત્રિ, કશ્યપ આદિ ત્રીશ,
થયા બ્રાહ્મણ મોટા મોટા, જાણે યજ્ઞની રીત ૫
સુવર્ણ હળે કરી ભોમ શોધી, રચ્યા મંડપ વિશાળ,
અગ્નિકુંડ તો પંચ કીધા, ઋષિજીએ તતકાળ ૬

* ચુમોતેરમા અધ્યાયમાં યુધિષ્ઠિરે રાજસૂય યજ્ઞ કર્યો તેમાં મુખ્ય પૂજનના પ્રસંગમાં શ્રીકૃષ્ણભગવાને શિશુપાળનો વધ કર્યો તે વાર્તા કહી છે
† વિષ્ણુની કથામાં પ્રેમ રાખનાર

સામગ્રી સહુ કરી તત્પર, વિવિધ પેરની રમ્ય;
યજ્ઞના આરંભે બેઠા, દીક્ષા લઈ રાજંન. ૭
દ્રૌપદી સંગે રાય બિરાજે, શોભા કહી નવ જાય,
અગ્નિકુંડ દેદીપ્યમાન ઋષિજી,હોમે ભણીને સ્વાહાયે. ૮
ભીમ અર્જુન નકુળ સહદેવ, દુર્યોધન તે સંગ;
સરભરામાં ઉભા સહુ, પોતે પૂર્ણ પૂર્ણાનંદ. ૯
મંડપમાં બહુ ભીડ થઈ, જોવા મળ્યાં ત્રણ લોક,
યજ્ઞ પરિપૂર્ણ ત્યાં થયો, હુવો પૂર્ણાશ્રમે મોક્ષ. ૧૦
સ્વર્ગના લોક આવે અહિંઆં, અહિંનાં જાયે સ્વર્ગ;
પૂર્વે આવાગમન એકજં, જાણજો સહુ શુભ વર્ગ. ૧૧
પૂજાની સામગ્રી શીઘ્ર, કરી છે તાતકાળ;
પ્રથમ પૂજા કોની કરવી, વિચારે ભૂપાળ. ૧૨
વર્ણ ચારે મળી અહિંઆં, કોનું પૂજન મુખ્ય;
મોટા મોટા બેઠા મુનિજન, દર્શનથી જાય દુઃખ. ૧૩
સહદેવને તવ પૂછયું રાયે, પ્રથમ કરું કોનું પૂજંન;
પછે આજ્ઞા મસ્તક ધરી, બોલિયા મુખે વચંન. ૧૪
પ્રથમ પૂજન કીજીયે, શ્રીકૃષ્ણ વિશ્વાધાર;
સર્વેનું એ મૂળ કહિયે, જુઓ વિચારી રાજ. ૧૫
પછે પૂજન વિપ્રનું, એ કહિયે મોટા બ્રહ્મ,
ત્યાર પછી સહુ રાયનું, એ જાણજો રાજંન. ૧૬
ગંગા આદિ તીર્થ કોટી, વસે પ્રભુને ચર્ણ,
તીર્થરૂપી વિપ્ર અહિંઆ, હરિ વહાલા છે ઘણું પર્મ. ૧૭
સકળ તીર્થ આવ્યાં અહિંઆં, જુઓ મન ભૂપાળ;
સાંભળી સહુ સભા હરખી, રીઝ્યા દીનદયાળ. ૧૮
સહદેવ,મોટા જ્ઞાની કહિયે, જાણે સઘળો ધર્મ;
ઘટે તેવું કહ્યું એણે, માન્યું વચન એ પર્મ. ૧૯
પૂજાની સામગ્રી લેઈ રાય, આવ્યા જ્યાં યદુવીર,
ચર્ણ પખાળી ચર્ણોદક, નામે દ્રૌપદી તવ નીર. ૨૦
ચર્ણામૃત મસ્તક ધરીને, કીધા છે પ્રસંન:
વળી મંદિરમાં છાંટ્યાં સઘળે, પ્રેમે કરી રાજંન. ૨૧
કેસર ચંદન ચરચ્યાં ભાલે, કુંકુમ અક્ષત સોય,
પુષ્પ તુળસીમાળ કંઠે, સુગંધ મઘમઘ હોય. ૨૨
ધુપ દીપ રત્ન આરતી, કરી નમ્યા પ્રભુને પાય,
શિશુપાળ વિના સહુને ગમ્યું,ત્યાં વરત્યો જયજયકાર. ૨૩
ભરી સભા સહુ બેઠી છે, એક યોજન લગી પ્રમાણ,
શબ્દ સાંભળી જાણ્યું સર્વે, પૂજા થઇ ભગવાન. ૨૪
જાણીને શિશુપાળ ઉઠ્યો, ખડ્ગ લેઈ તાતકાળ;
ઋષિરાય સહુ રહ્યા અમથા, પ્રથમ પૂજ્યા ગોવાળ. ૨૫
કુળહીણ ને અક્ષત કહિયે, જ્ઞાતિથી એ બાહાર;
જ્યાં જાય ત્યાં ખાતા ફરે, એવા એ ગૌચાર. ૨૬
માતપિતા બે કહિયે એનાં, ઉછર્યા ગોપને ત્યાંય,
દધી માખણ ખાધાં ચોરી, લજ્જા નહીં મનમાંય. ૨૭
જેમ યજ્ઞ પૂર્ણ સમે કો, કાગને આપે અંન;
તેમ ઋષિ રહ્યા ને એની પૂજા, ઘટે નહીં રાજંન. ૨૮
પિતામહ વૃદ્ધ ધૃતરાષ્ટ્ર, એ બેઠા પ્રભુની પાસ;
વચન એવાં સાંભળ્યાં, એણે નંઘા શ્રીઅવિનાશ.* ૨૯
ભીમ અર્જુન નકુળ સહદેવ, શત ભ્રાત દુર્યોધન;
ધનુષબાણ ગદા લેઇને, ઉઠ્યા છે તતક્ષણ. ૩૦
જેણે સાંભળી એ નિંદા તેણે, અંગુલી ધરી કાન;
નિંદામાં બેસવું નહીં, ઉઠી જાવું બીજે ઠામ. ૩૧
સાધુ તથા શ્રીભગવાનની, કો કરે નિંદા શૂન્ય;
ભલાએ બેસવું નહીં, એ સાંભળી જાય પૂન્ય. ૩૨
પૂજામાં એણે વિઘ્ન કીધું, નિંઘા શ્રીજગદીશ;
ગદા લઈ ભીમ જાય એ સમે, વારે છે પ્રભુ ઇશ. ૩૩
તમારું નહીં કામ અંહાં, એ છે મહા બળવાન;
ભીમ અર્જુન દુર્યોધન એ, રહ્યા ઉભા દુઃખી મંન. ૩૪
વિચાર્યું પ્રભુએ સહી, એ કરે છે અન્યાય;
યજ્ઞમાં એણે વિધ્વંસ કર્યો, પાપનિધિ તે આપ સુહાય. ૩૫
સો ગાળ તેણે દીધી ત્યાં લગી, બોલ્યા નહીં ગોવાળ;
ફોઇને એક વચન આપ્યું, માટે સાંખી ગાળ. ૩૬
પછે ચક્રે કરી શિર છેદ્યું, તેણે તજ્યા તતક્ષણ પ્રાણ;
તેજ આવી મળ્યું પ્રભુને, દયાનિધિ ભગવાન. ૩૭
રાય મનમોહિત થયા, સાંભળો વૈકુંઠભૂપ;
તમારો એ દ્વેષી કહિયે, કેમ થયો તદરૂપ. ૩૮
શ્રીકૃષ્ણ કહે એ દ્વારપાળજ, જય વિજય બે મુખ્ય;
સનકાદિકના શ્રાપથી, વેરભાવે મૃત્યુ લોક. ૩૯
હિરણ્યકશ્યપ હિરણ્યાક્ષ કહિયે, રાવણ ને કુંભકર્ણ;
દંતવક્ત્ર શિશુપાળ એ,ત્રણ જન્મે આવ્યા મુજ શર્ણ. ૪૦
જન્મ થયો શિશુપાળનો ત્યારે, ચાર ભુજ ત્રણ આંખ;
તે જોઈ મોહ પામી માતા, કહિયે વિસ્મય વાત. ૪૧
આકાશથી વાણી થઈ, પડશે હાથ બે એક નેત્ર;
જેના ખોળામાં બેસાડતાં પડે, જાણ તેથી તું મૃત્યુ. ૪૨
હરિને ખોળે બેસાડતાં પડ્યા, જાણ્યું એથી કાળ;
ફોઇ કહે એને મારીશ મા, હરિ કહે સાંખીશ શત ગાળ. ૪૩
તે માટે મેં હણ્યો એને, જાણજો રાજંન;
સાંભળી સહુ હરખ પામ્યું, હરખ્યું અંતઃકર્ણ. ૪૪
ઋષિ સર્વેની કીધી પૂજા, રાય કહે ધન્ય ધન્ય;
પંચ શબ્દ નિશાન વાગ્યાં, રીઝ્યા અશરણશર્ણ. ૪૫
યુધિષ્ઠિર કહે ધન્ય શ્રીહરિ, પૂરયા મનોરથ મંન;
યજ્ઞ અંતે સ્નાન કરવા, જઇયે ગંગા બ્રહ્મ. ૪૬
પરિવાર સાથે થયા તત્પર, પોતે સુંદરશ્યામ;
રથ મંગાવી સજ કરાવ્યો, ચાલ્યા શ્રીભગવાન. ૪૭
ભીમ અર્જુન નકુળ સહદેવ, યુધિષ્ઠિર મહારાજ;
દુર્યોધન શત† ભ્રાત સાથે, અવર બીજા રાજ. ૪૮

* નાથરહિત.　† સો

રુક્મિણી આદિ સોળ સહુસજ, દ્રૌપદી સહુ સાથ;
એ રીત આવ્યા શોભા સાથે, ગંગાતટે જદુનાથ. ૪૯
રથથી ઉતરી સ્નાન તર્પણ, દીધાં છે ભલી રીત;
માંહોમાંહી જલક્રીડા કરે છે, નીર ઉડાડે બહુ પ્રીત. ૫૦
રુક્મિણી આદિ સર્વ સ્રી, એ રીતે રમે જલ માંહિ;
યુધિષ્ઠિર સંગ દ્રૌપદી, આવી સ્નાન કરે છે ત્યાંહિ. ૫૧
એ પ્રવાહ નીચો સ્નાન સર્વે, કરયાં છે ઘટે પુન્ય;
સ્નાન અંતે વિપ્રને આપ્યાં, દાન થાય વેદ ધુન્ય. ૫૨
સ્નાન કરી સર્વે ઘેર આવ્યા, વાજતે નિશાન,
યાચક જન યશ છંદ બોલે, અપ્સરા કરે નૃત્ય ગાન. ૫૩
એ રીતે ધર્મરાય આવી, ખર્ચે છે બહુ દામ;
આનંદ ઓચ્છવ ગીત મંગળ, આપે વિપ્રને બહુ દાન. ૫૪
યજ્ઞ અંતે દક્ષિણા દેવા, ઉઘાડ્યા ભંડાર;
જે માગે તેને ના ન કહેવી, એવા ધર્મ ઉદાર. ૫૫
શ્રીભગવાન કહે ભંડાર ઉપર, દુર્યોધનનું કામ;
હથેળી માંહે જવની રેખા, ઘટે નહીં કાંઈ દામ. ૫૬
એ આપશે વિશેષ સહુને, ગાશે યશ ધન્ય ધન્ય;
તે માટે ભંડાર ઉપર, બેસાડ્યા રાજંન. ૫૭
જેવાંને તેવાં ઘટે સદા, સોંપે છે પ્રભુ કામ;
ભીમસેન તે દ્રવ્ય આણી, આપે છે તે ઠામ. ૫૮
નકુળ સહદેવ અવર બીજા, કરે છે એ કાજ;
દ્રવ્ય આણી ગંજ કીધા, દુર્યોધનની પાસ. ૫૯
મોટા મોટા ઋષિ સર્વે, મળ્યા છે તે ઠાર;
અર્જુન સહુને માન દેઇને, વિનય કરે છે અપાર. ૬૦
ભીષ્મ પિતામહ વૃદ્ધ પોતે, સંગ શ્રીભગવાન;
યુધિષ્ઠિર એ સભા સહિતજ, બેઠા જુએ તે ઠામ. ૬૧
યાચક જનની ભીડ થઈ છે, લક્ષો લક્ષ અપાર;
દુર્યોધન કહે તેમ આપે, કર્ણ મહા ઉદાર. ૬૨
કુંકુમ અક્ષત ભાલ વિપ્રને, થાય વેદના ઘોષ;
જે માગે તેને વિશેષ આપે, સોનૈયા ભરી પોશ.* ૬૩
ગજ રથ અશ્વ અનેક ઉપર, જડીત મણિમય સાજ;
વિપ્રને કૃષ્ણાર્પણ કરી, આપે છે ધર્મરાજ. ૬૪
વરુણને ઘેર થયો તેવો, યજ્ઞ આજ નિરધાર;
યશ ગાય ધર્મરાયનો, ત્રૈલોક્યમાં નરનાર. ૬૫
દુર્યોધનને ગમ્યું નહીં, જુઓ પાંડવનો યશ ગાય;
મારો યશ બોલે નહીં કો, દેખી નવ શકાય. ૬૬
રાજાએ ઋષિની સ્તુતિ કરી, ભગવાનની તે ઠામ;
શિશુપાળે નિંદા તેને, કર્યો આપ સમાન. ૬૭
યુધિષ્ઠિર કરે વીનતી, હવે કરવાં ઘરનાં કાજ;
જ્ઞાતિ ભોજન વિપ્રને, સહુ સામગ્રી કરો તૈયાર. ૬૮
સભા વિસર્જન થઈ ત્યાંથી, ઉઠ્યા શ્રીભગવાન;
મંદિરમાં આવી સરભરા પોતે, કરે સુંદરશ્યામ. ૬૯

* ખોબા.

રુક્મિણી આદિ સોળ સહુસજ, કરે ઘરનાં કાજ;
દ્રૌપદી પટરાણી સહુએ, શું વિખાણું રાજ. ૭૦
યજ્ઞ કરીને પરવર્યા, હવે બ્રહ્મભોજન ત્યાં થાય;
દોઢી નોબત વાજે દ્વારે, શોભા શી કહું ત્યાંય. ૭૧

વલણ

શોભા શી કહું તે સમે, શુક કહે સાંભળ રાયરે;
ધનાદાસના સુત કહે સુંદર, થયો ચુમ્મોતેરમો અધ્યાયરે. ૭૨

ઇતિ શ્રીમદ્ભાગવતે દશમસ્કંધે ચતુઃસપ્તતિતમોઽધ્યાયઃ ॥ ૭૪ ॥

## અધ્યાય ૭૫ મો*

### કડવું ૧૮૮ મું–રાગ કેદારાની ચોપાઈ

શુક કહે સાંભળ રાયરે, શ્રીકૃષ્ણ તણો મહિમાયેરે,
પૂર્ણ બ્રહ્મ સચ્ચિદાનંદરે†, કહાવે નંદના બાલમુકુંદરે;
આવ્યા દેહ ધરી ભક્તને કાજેરે, પ્રભુની લીલા કહી નવ જાયેરે.

ઢાળ

કહી નવ જાયે અગાધ લીલા, થાકાં મન બુદ્ધિ વાણી;
નેતિ‡ નેતિ કહિ નિગમ પોકારે, શું કહે પામર પ્રાણી. ૧
શ્રીશુકદેવને પરીક્ષિત પૂછે, એ વિસ્તાર કહો સ્વામી;
દુર્યોધનને કેમ ગમ્યું નહીં, યજ્ઞ પાંડવની રાજધાની. ૨
યુધિષ્ઠિર મહારાજ કહિયે, પુણ્યશ્લોક§ જેનાં નામ;
અજાત શત્રુ નહીં રિપુ એને, નામ લીધે સરે કામ. ૩
પોતાના જે વહાલા હોય તે, રુડે થાય રળિયાત;
ધર્મરાયે બહુ ધર્મ કર્યાં તે, ગમ્યાં નહીં કેમ રાજ. ૪
શુકદેવ કહે પરીક્ષિતને, સાંભળો એ રાજંન;
ગંગા સ્નાન કરી ઘેર આવ્યા, થાય છે બ્રહ્મ ભોજંન. ૫
લક્ષ્મી નારાયણ પોતે ઘરમાં, કરે છે કામકાજ;
તે દેખી દુર્યોધન દાઝ્યો, જાણજો મહારાજ. ૬
સહસ્ર અઠ્યાસી આદિ ઋષિ તેને, ઈચ્છા ભોજન અંન;
સ્નાન કરી ઋષિ બેઠા તત્પર, પૂજા કરે રાજંન. ૭
સહદેવ વિપ્રની પૂજા કરે છે, થાય છે વેદની ધ્વનિ;
કેસર ચંદન ચરચ્યાં ભાલે, કહિયે ઋષિ મહા મુનિ ૮
સમસ્ત ઋષિનું તીર્થ રાયને, આણી આપે ભગવાન;
ધર્મ ધુરંધર ભાગ્યજ મોટું, કહિયે પરમ નિધાન. ૯
કોણ કોણ ઋષિ આવ્યા અહિંયા, ભૃગુ દુર્વાસા આપ;
ગૌતમ ને વિશ્વામિત્ર આદે, દર્શનથી જાય પાપ. ૧૦

* પચોતેરમા અધ્યાયમાં યજ્ઞ થઇ રહ્યા પછી સ્નાન કરવામાં આવે છે તેનો ઉત્સવ જોઈ દુર્યોધનના મનમાં દ્વેષ આવ્યો, તેને લીધે તેને ભ્રમ થયો અને તેમાં તેનું અપમાન થયું તે કથા છે.

† સત્–ભૂત, ભવિષ્ય અને વર્તમાનમાં રહેનાર, ચિદ્–જ્ઞાનમૂર્તિ, આનંદ–પ્રેમ સ્વરૂપ, આ ત્રણે વસ્તુનો સમૂહ તેનું નામ ઈશ્વર કહેવાય છે, તે ઈશ્વર સિવાય બીજામાં હોતું નથી.

‡ વેદમાં ઇદં બ્રહ્મ–આ બ્રહ્મ–એમ જેટલી વસ્તુ ને તેટલી વસ્તુ બતાવી છે, ત્યારે નેતિ તે નહિ એમ કહે છે, છેવટ જે અવશેષ રહે છે તેનું નામ ઈશ્વર જાણવું.

§ પવિત્ર કીર્તિ

ખીર ખાંડ પંચામૃત ભોજન, આરોગે મુનિજંન;
વસ્ત્રે કરી હરિ વાયરો નાખે, કહે ધીરે ભોજન કરો બ્રહ્મ. ૧૧
જે જોઈયે તે હરિ કૃપાએ, પૂરણ છે સહુ ઠામ;
રખે રાયને શુકનજ આવે, આપ ઉભા ગુણધામ. ૧૨
જ્ઞાતિ સહુને બેસી જમાડ્યાં, નાનાવિધિ પકવાન;
આરોગી શુદ્ધ આચમન લીધાં, આપ્યાં છે શ્રીફળપાન. ૧૩
ભોજન કરી ઋષિ ઉઠ્યા ત્યારે, વિચાર્યું પ્રભુએ મંન;
પીતાંબરની પલવટ* વાળી, લીયે છે જુઠાં અંન. ૧૪
પત્રાવળી લેઈ નાંખે પોતે, ભક્તવત્સલ ભગવાન;
રાય યુધિષ્ઠિર કહે આવી, એ શું કરો સ્વામી કામ? ૧૫
પ્રતિ ઉત્તર કહે રાજાને, આપ† તેજ ભૂદેવ;
ત્રણ વર્ણને આજ્ઞા વેદની, કીજે વિપ્રની સેવ. ૧૬
એ મોટા આપણ કનિષ્ઠ ભાઈ, ચારેના પિતા એક,
હરિ સેવામાં તત્પર એ છે, જુઓ વિચારી વિવેક. ૧૭
ગૌ બ્રાહ્મણને કાજે શ્રીહરિ, વરસાવે છે મેહ;
એની પાછળ જગ જીવે છે, એમાં નહી સંદેહ. ૧૮
તે માટે વિપ્ર મોટા કહિયે, જાણજો એ રાજંન;
એને આપ્યું તે હરિને પોંચે, પુણ્ય ઘડે તતક્ષણ. ૧૯
પુણ્યે કરીને સ્વર્ગે જઇયે, અયુત ગુણ સુખ ત્યાંય,
એથી લક્ષ ગુણ સદા આનંદ, જાણજો વૈકુંઠ માંય. ૨૦
સાંભળી રાય હરખ પામ્યા, ભલું કહ્યું ભગવાન;
વપુ ધરી જનને દેખાડવા, કરો છો એવાં કામ. ૨૧
સમસ્ત ઋષિની પૂજા કરી રાજા, આપે છે દક્ષિણા દાન;
આશિર્વાદ દઈને ઋષિજી, ગયા પોતાને ઠામ. ૨૨
દેશ દેશના રાય મળ્યા, તેની પૂજા કરે છે રાય;
વસ્ત્રાભુષણ વિવિધપેરનાં, આપી કર્યા છે વિદાય. ૨૩
લક્ષ્મીનારાયણ આવ્યા ઘરમાં, એ ભાગ્ય કહો શું નાનું;
શ્રીકૃષ્ણને પ્રણામ કરી સહુ, ગયા દેશ મન માન્યું. ૨૪
વિદાય થઈ સહુ ઠામ પધાર્યું, કરે યજ્ઞની વાત;
ત્રણ લોકમાં કીર્ત ચાલી, ધન્ય યુધિષ્ઠિર ભ્રાત. ૨૫
એવા ઉદાર થાશે નહીં આગળ, દીન દયાળ મહારાજ;
રાજ કરે પણ દ્વેષ નહીં, એમ ન સહે કાને માર. ૨૬
દુર્યોધન અહંકારી તેપર, શ્રીહરિનું નહીં મંન;
પાંડવ હરિને વહાલા છે ઘણું, કહિયે પ્રાણજીવંન. ૨૭
દુર્યોધન સદાવ્રત ચલાવે, પણ યશ નહીં રાજંન,
તે માટે યશ આવ્યા એને, એમ કહે સહુ રાજંન. ૨૮
વિદાય કરીને રાય યુધિષ્ઠિર, વિચારે મનમાંહિ;
શ્રીકૃષ્ણ આજ્ઞા માગશે ત્યારે, શું કરવું મેં આંહિ. ૨૯
તે માટે સહુ પરોણા રાખું, જાવા નહીં દઉં જાચુ;
પરોણા જાય ત્યારે શ્રીકૃષ્ણ જાય, કેમ કરી રહે મારા પ્રાણ. ૩૦
રાય કને આવી આજ્ઞા માગે, વિનય કરી શ્રીશુભધામ;
ઘણા દિવસ થયા છે અહિંયાં, હવે જાશું અમો ગામ. ૩૧
તે માટે મુને આજ્ઞા આપો, સૈન્ય ઘણું મુજ સાથ;
ક્યાં લગી હવે રાખશો રાજા, એમ કહે યદુનાથ. ૩૨
રાય કહે ઘણું સેન્ય છે માટે, શું થયું જોઓ મંત્ર;
જે આવ તેનો રંજક લઈ સાથે, વિશ્વંભર પૂરે અંન. ૩૩
હજી લગીયે પરોણા સર્વે, વિદાય નથી કર્યા કોઈ,
તો તમને કેમ આજ્ઞા આપું, માનો વચન રહ્યા જોઈ. ૩૪
પ્રદ્યુમ્ન આદિ રુક્મિણી સહુને, આજ્ઞા આપે શ્યામ;
તમો જાઓ હવે દ્વારકાં, પાછળ આવું છું હું ગામ. ૩૫
રુક્મિણીજીએ આજ્ઞા માગી, કુંતાજીની પાસ;
કુંતા કહે તમો આવ્યાં તેથી, પૂર્ણ થઈ અમારી આશ. ૩૬
કંચન ચીર મંગાવી સહુને, પેરાવ્યાં રુડી રીત;
વળી વેલાં આવજો બાઈ, રાખજો અમપર પ્રીત. ૩૭
મળી કરી સહુ સૈન્ય સંઘાતે, ચાલ્યા છે પ્રદ્યુમ્ન;
ગોક્ષપુરીમાં આવી પહોંચ્યા, ગળી પૂછ્યું સુખાસન. ૩૮
અહિં સભા સહિત પ્રધાન સંઘાતે, બેઠા છે મહીપાળ;
સ્તુતિ કરી રાયકૃષ્ણની, રાય રીઝયા દીનદયાળ. ૩૯
તમ પ્રતાપે યજ્ઞ થયો છે, વાગ્યાં બહુ નીશાન;
તાલ ઝાંઝ મૃદંગો વાગે, ગાય છે ગાંધર્વ ગાન. ૪૦
તે સમે દુર્યોધન આવ્યા, જોવા મયની સભાય;
નીલ મણિમય રચી છે રચના, શોભા કહી નવ જાય. ૪૧
થળને ઠામ થઈ જળની ભ્રાંતી, જળને ઠામ દીસે છે સ્થળ;
વસ્ત્ર કરી ઉંચાં જાય છે ત્યાં, મિથ્યા દીસે છે જળ. ૪૨
જળને ઠામ ચાલ્યા જાય છે, પડ્યા રાય ભીનાં થયાં વસ્ત્ર;
મનમાં ઘણું લજ્જા પામ્યા, શી કરવી હવે ગત્ય. ૪૩
દેખીને સહુ સભા હસી છે, ધર્મ વિના એક જાણ;
અંધતણા જે અંધજ કહિયે, એમ વદે તવ વાણ. ૪૪
રાય યુધિષ્ઠિર વારે તેમ કરે, નેત્ર ઈશારો શ્યામ;
તેમ તેમ ભીમ આદિ સહુ હસતા, રહે નહીં તે ઠામ. ૪૫
જાળિયે રહીને જુએ છે, રાણી દ્રૌપદી આદિ મુખ્ય;
અજાત શત્રુને નહીં ગમતું, પડ્યા ભાઈ પામ્યા બહુ દુઃખ. ૪૬
તતક્ષણ વસ્ત્ર દઈને રાયે, મોકલ્યા છે પ્રધાન;
ભાઈને કહો આ સુકાં વસ્ત્રજ, પહેરો થઈ સાવધાન. ૪૭
ત્યાં થકી દુર્યોધન રાજા, ગયા રીસાઈ ઠામ;
સૈન્ય સહુ સજ કરી ચાલ્યા, થઈ રાયને જાણ. ૪૮
રાય કહે માઠું થયું છે, કુળનો આવ્યો છેહ;
માંહોમાંહિ વિરોધ થયો, ભાઈ રીસાઈ ગયા ગેહ. ૪૯
શ્રીકૃષ્ણને ગમતી થઈ વાતજ, રોપાયું વિષ બીજ;
ભૂમિ ભાર નિરોધ થયો એ, કાર્ય થયું હવે સિદ્ધ. ૫૦
દુર્યોધન તવ આવી પહોંચ્યા, હસ્તિનાપુર મોઝાર;
ઈંદ્રપ્રસ્થમાં હરણ થયું, એમ કહે છે રાય નિર્ધાર. ૫૧
નપાંડવી પૃથ્વી કરું હું, મને કર્યું સભામાં હાસ્ય;
હવે ટાળી દાઝ સમે નહીં, કરું પાંડવનો નાશ. **
એ કળીનો અવતાર કહીયે, દુર્યોધન ...
પાંડવનો યશ મહિમા દેખી, ગમ્યું નહીં ...

* છેડો કરડો † મારારૂપ

### વલણ

ગમ્યું નહીં મન દુર્યોધનને, શુક કહે સાંભળ રાયરે;
ધનદાસના સુત કહે સુંદર, થયો પંચોતેરમો અધ્યાયરે. ૫૪

ઇતિ શ્રીમદ્ભાગવતે દશમસ્કંધે પંચસપ્તતિતમોધ્યાયઃ ॥ ૭૫ ॥

## અધ્યાય ૭૬ મો*

### કડવું ૧૮૯ મું–રાગ કેદારો

શુક કહે હસ્તિનાપુર ધણી, શીપેર વરણવું લીલા હરિ તણી;
શ્રીકૃષ્ણ ચરિત્રની કથા છે ઘણી, એક જિહ્વાયે કેમ જાય ભણી.

### ઢાળ

ભણી ન જાય અગાધ લીલા, શું કરે પામર પ્રાણી;
પાંડવનો યજ્ઞ થયો પરિપૂર્ણ, એ કૃપા સારંગપાણી. ૧
શિશુપાળનો મિત્ર સાલ્વ રાજા, વિચાર્યું તેણે મન;
રુકમિણી હરણ કરી ગયા ત્યારે, કહ્યું હતું મેં ઇમ. ૨
યાદવને હું રહેવા નહી દઉં, ત્યારે સહી તુજ મિત્ર;
ત્યાર પછે શિશુપાળ સભામાં, માર્યો એ વિપરીત. ૩
તે માટે હવે યાદવ સહુનો, કરું તે કચ્ચરઘાણ;
તો હું મિત્રનો ઉપકારી થાઉં, રહે વચન એ પ્રમાણ. ૪
હું શીપેર જઇ જીતું એને, એ છે મહાબળવાન;
તપ કરી શિવને આરાધું, તે પૂરે મનનાં કામ. ૫
એવું જાણીને વનમાં આવી, આરાધ્યા શિવ બ્રહ્મ;
એક સંવત્સર મુઠિ ધળની, ખાઇ કર્યું તપ ત્યમ. ૬
શિવજીયે તવ મન વિચાર્યું, એ કરે છે કુડું કર્મ;
શ્રીકૃષ્ણનો એ દ્વેષી કહિયે, હું કેમ થાઉં પ્રસંન. ૭
એણે પ્રાણ લગી આરંભ્યું, તપ કર્યું એક ચિત્ત;
હત્યા દોષ લાગે મુજને, શિવ કહે હવે શી રીત. ૮
તે માટે ભોળાનાથે આવી, દીધું છે દરશંન;
માગ માગ તું શું વર માગે, ત્યારે સાલ્વ વદ્યોજ વચન. ૯
માગું યાદવ સાથે યુદ્ધ કરું, દેખે નહીં એવું વિમાન;
મય દાનવને આજ્ઞા આપી, શિવજી થયા તિરોધ્યાન. ૧૦
તેણે ઘડી આપ્યું સાલ્વને, માયા વિમાન કહેવાય;
ક્ષણ દેખે ક્ષણ નહીંજ દેખે, ક્ષણ સૂક્ષ્મ સ્થૂળ થાય. ૧૧
ક્ષણમાં સ્વર્ગ મૃત્યુ પાતાળજ, જઇ આવે ફરી ઠામ;
તે વિમાન બેસીને દ્વારિકાં, આવ્યા સાલ્વ રાજાન. ૧૨
સૈન્ય ઘણું પ્રધાન સંઘાતે, બેઠા છે એક ઠામ;
તતક્ષણ આવી વાડી ઉખેડી, જાણ્યું નગરમાં રામ. ૧૩
પુરની અટાળી ભાંજી પૂર્વે, ભાંજ્યા નગરના કોટ;
ઉપર આવી ત્રુટી પડે છે, દેખે નહીં તેને કોય. ૧૪
ત્રાહે ત્રાહે લોક કાંપ્યા ત્યારે, આવી કહ્યું રાજંન;
સાંભળીને બહુ સૈન્ય સંઘાતે, ચાલ્યા છે પ્રદ્યુમ્ન. ૧૫
સાત્યકી યાદવ સાંબ ને ભાનુ, અવર બીજા બહુ રાય;
પાંચજન્ય નીશાન વાગ્યાં, યુદ્ધ બહુ પેરે થાય. ૧૬
અસ્ત્રશસ્ત્ર બહુબાણજ વરસે, એકના લક્ષ થાય અનંત;
ત્યાંથી શલ્યા પર્વત નાંખે, સાલ્વ મહા બળવંત. ૧૭
પરસ્પર અસ્ત્ર શસ્ત્ર વરસે, કરે છે સાલ્વ માર;
વાયુ અસ્ત્રે કરી આંધી, આગળ સુઝે નહીં લગાર. ૧૮
ઉડે રેણુ રવી નવ દીસે, અકળાયું સહુ સૈન્ય;
પ્રદ્યુમ્ન સાંધી પર્વતાસ્ત્રજ, નિવારે છે પવંન. ૧૯
શત બાણ મૂકયાં સાલ્વ ઉપર, પ્રદ્યુમ્ન કહે સાવધાન;
પચીશ બાણ દ્યુમાન ઉપર, કહિયે જે પ્રધાન. ૨૦
એકેકું સહુ સૈન્યજ ઉપર, પડ્યા તેના બહુ વીર;
સાલ્વ બાણ આવતાં છેદ્યાં, શૂર શિરોમણિ ધીર. ૨૧
પ્રદ્યુમ્ન સરખો નહીં કો યોદ્ધો, જાણ્યું સાલ્વે મન;
દ્યુમાનને કહે શું જુઓ છો, એમ વદ્યા રાજંન. ૨૨
કરી પ્રણામ દ્યુમાનજ આવ્યો, જ્યાં ઉભા પ્રદ્યુમ્ન;
ગદા સાંગ ત્રિશૂળ ને બાણજ, વરસે જેમ પરજન્ય. ૨૩
સાત્યકી યાદવ સાંબ ને ભાનુ, સમાન બેહુ વીર;
સરખે સરખા યુદ્ધ કરે છે, શું કહું રણધીર. ૨૪
યુદ્ધ કરતા પ્રદ્યુમ્નને આવી, ગદા લાગી અંગ;
મૂર્છા ખાઈ રથ ઉપર સુતા, થઈ પડ્યા ગતિ ભંગ. ૨૫
સારથીયે તવ મંન વિચાર્યું, શી કરું હવે ગત્ય;
યુદ્ધમાંથી રથ ફેરવી આઘો, લેઈ ગયો છે ધુર્ત. ૨૬
ક્ષણ એક પછી સાવધાન થઇને, બોલ્યા ભૂપ વચંન;
કલંક આવ્યું મુજને કહેશે, વિમુખ થયા પ્રદ્યુમ્ન. ૨૭
ભાભી સર્વે હસશે મુજને, કાયર થયા યુદ્ધમાંય;
સાંભળીને મુજ તાત મનમાં, લજા પામશે ત્યાંય. ૨૮
બળભદ્ર કહેશે પ્રદ્યુમ્ન જઇ, શું કર્યું પરાક્રમ?
તે માટે મુને લજ્જા આવી, જુઓ વિચારી મંન. ૨૯
સારથિ કહે ધર્મ રાખ્યો, વાંક નહી મુજ તેમ;
રથી પડે ત્યારે સારથી રાખે, સારથિ રથી એમ. ૩૦
પડ્યા પછી આવી ઘા કરે કો, ત્યારે ત્યાં શું કરું હું રાય?
તે માટે રથ હાંકયો ત્યાંથી, ક્ષમા કરો અન્યાય. ૩૧
જળ મંગાવી મુખ પખાળ્યું, ફરીને થયા સાવધાન;
આંહિ થકી રથ હાંકયો શીઘ્ર, ઉભો જ્યાં દ્યુમાન. ૩૨
સારથિએ રથ હાંકયો ત્યાંથી, યુદ્ધમાં આવ્યા સન્મુખ ધીર;
ધનુષનો ટંકારજ કરતાં, પ્રદ્યુમ્ન મહાવીર. ૩૩

### વલણ

પ્રદ્યુમ્ન રણધીર છે, શુક કહે સાંભળ રાયરે;
ધનદાસના સુત કહે સુંદર, થયો છોતેરમો અધ્યાયરે. ૩૪

ઇતિ શ્રી ... દશમસ્કંધે ષટ્સપ્તતિતમોધ્યાયઃ ॥ ૭૬ ॥

* છોંતેરમા અધ્યાયમાં યાદવો સાથે સાલ્વને મોટી લડાઈ થઈ, તેમાં દ્યુમાનની ગદા વાગવાથી પ્રદ્યુમ્ન યુદ્ધમાંથી નીકળી ગયો તે કથા

## અધ્યાય ૭૭ મો*

### કડવું ૧૯૦ મું-રાગ રામગ્રી

શુકજી બોલ્યા સુણ રાજનજી, પ્રદ્યુમ્ન હરખ્યા દેખી દ્યુમાનજી.

ઢાળ

હરખ પામ્યા દેખી તેહ, મુકયાં બહુ વિધ બાણ;
આવતાં પ્રદ્યુમ્ને છેદ્યાં, એવા શૂર સુજાણ. ૧
આઠ બાણ દ્યુમાન ઉપર, મૂક્યાં છે તતખેવ;
ચાર બાણે ચાર ઘોડા, એકે ધ્વજા છેદી એવ. ૨
એક બાણે ધનુષ ભાંગ્યું, એકે છેદ્યું શીષ;
એકલા લક્ષ સૈન્ય ઉપર, જિત્યા છે રણ ઈશ. ૩
દ્યુમાનનું ઉડાડ્યું મસ્તક, એવા પ્રદ્યુમ્ન શૂર;
સાંબકુમાર ને ગદ ભાનુએ, સૈન્ય દીધું ત્યાં ચૂર. ૪
એવે સાલ્વ આવી પહોંચ્યો, યુદ્ધ માટે સાવધાન;
અહીં થકી ગદ સાંબ પ્રદ્યુમ્ન, કરે છે બહુ સંગ્રામ. ૫
બાણનો વરસાદ વરસે, પરસ્પર એ રીત;
રાતદિવસ એમ યુદ્ધને, થયા દિવસ સત્યાવિશ. ૬
શુકન માઠાં થાય ત્યારે, જાણ્યું શ્રીભગવાન;
યુધિષ્ઠિર કને આજ્ઞા માગે, જાશું દ્વારીકા ગામ. ૭
રાય કહે તમ વિના મુજને, લાગે સઘળું શૂન્ય;
તે માટે વળી રહિયે સ્વામી, માનો વચન એ મુજ. ૮
પિતામહને કહ્યું પ્રભુએ, સમજાવી કહો રાજ;
નગરમાં ઉત્પાત દીસે, માટે જાવું આજ. ૯
ભીષ્મ પિતામહે કહ્યું ત્યારે, માન્યું છે તવ રાય;
વસ્ત્રાભૂષણ વિવિધ પેરનાં, આપી દીધા વિદાય. ૧૦
કુંતા દ્રૌપદી સુભદ્રાને, મળ્યા જઈ અવશ્યમેવ;
મળી સહુને બેઠા રથપર, ચાલ્યા છે તતખેવ. ૧૧
નગ્ર તજીને જાય સન્મુખ, શુકન માઠાં થાય;
વામ ભુજા ને લોચન ફરકે, મનુષ્ય ચરિત્ર કહેવાય. ૧૨
દડમજલ પ્રભુ આવી પહોંચ્યા, દ્વારકાને પાસ;
દૃષ્ટિપાતે† થાય સંગ્રામ,(તેથી) નવ ગયા નગર અવિનાશ. ૧૩
સારથીને કહે નગ્ર મારગ, મૂકી દ્યો સાવધાન;
ત્યાં થકી રથ ફેરવ્યો, આવ્યા સાલ્વ જ્યાં ભગવાન. ૧૪
પરસ્પર સંગ્રામ થાય ત્યાં, આવી પહોંચ્યા પરિબ્રહ્મ;
ગરુડધ્વજ રથ ઓળખ્યો, દેખી હરખ્યા છે પ્રદ્યુમ્ન. ૧૫
સાલ્વે મન ત્યાં જાણિયું, હવે ચાલે નહીં પરાક્રમ;
એ કૃષ્ણ સર્વનું મૂળ કહિયે, જાણે સઘળો મર્મ. ૧૬
હવે હું જીતીશ નહીં, પણ યુદ્ધ માટે થયો સજ;
સૈન્યની બહુ ખેહ આગળ, સુઝે નહીં રથધ્વજ. ૧૭
સાત્યકી યાદવ સાંબ ને ભાનુ, જુએ પ્રભુની વાટ;
હજી કૃષ્ણ આવ્યા નહીં, એમ કરે સૈન્યમાં વાત. ૧૮
કોઈએ દીઠા કોઈએ નહીં, પછે ઓળખ્યો એ રથ;
ધીરજ આવી સર્વને, હવે જીતશે સમરથ. ૧૯
પરસ્પર સમાન બેહુએ, કરે મહા સંગ્રામ;
સાલ્વે શ્રીકૃષ્ણજી ઉપર, મૂકયાં છે બહુ બાણ. ૨૦
હાથમાંથી ધનુષ પાડ્યું, એવા સાલ્વ સુવીર;
શ્રીકૃષ્ણજીએ બાણ નાંખ્યાં, સાલ્વ ઉપર ધરી ધીર. ૨૧
બાણે કરી ડામાડોળ થયું, વૈમાન ફરે જેમ ચક્ર;
ગદા મારી હડપચી ઉપર, રુધિર ઓકે નિજ વક્ત્ર. ૨૨
ક્ષણ એક પછી સાવધાન થઈને, બોલ્યા મુખથી વાણ;
શિશુપાળની સ્ત્રી હરણ કરીને, લાવ્યા હવે સાવધાન. ૨૩
વળી સભામાં એકલો જાણી, હણ્યો ગરીબ તે ઠાર;
મિત્રનો ઉપકારી થાઉં, હવે સહો મુજ પ્રહાર. ૨૪
એમ કહીને બાણ નાંખ્યાં, વરસે જેમ પરજન્ય;
શ્રીકૃષ્ણજીએ આવતાં તે, છેદ્યાં છે તતક્ષણ. ૨૫
ત્યાર પછી ભગવાને નાંખ્યાં, યુદ્ધ બહુ પેર થાય;
અકળાયા પછે વિમુખ થઈને, ત્યાં નાઠો સાલ્વ રાય. ૨૬
ત્યાં જઈને કરી માયા, દૂત મોકલ્યો કહી એમ;
શ્રીકૃષ્ણ સુખ આવી, દૂતે કહ્યાં કરી પ્રેમ વચન. ૨૭
માત દેવકીયે મોકલ્યો, મુને કહેવાને તમકાજ;
વસુદેવને બાંધી સાલ્વ રાજા, લેઈ ગયો મહારાજ. ૨૮
સાંભળી ચિત્ત થયું વ્યગ્ર, વિચાર્યું ત્યાં રહ્યા શેષ;
બળભદ્ર સરખા પાસે નગરમાં, કેમ કીધો સાલ્વે પ્રવેશ. ૨૯
એટલે સાવધાન થઈને, આવ્યા ત્યાં સાલ્વરાય;
તુજ જનકને બાંધી લાવ્યા, જુઓ કરું શિક્ષાય. ૩૦
તુજ દેખતાં એને હણું, એમાં નહીં સંદેહ;
વસુદેવ કહે પુત્ર છોડવો, શું જુઓ છો તમો એહ? ૩૧
દેખીને મન શોક કીધો, નેત્ર ભર્યાં જળ નીર;
મુજ દેખતાં મુજ પિતાને, એ હણે છે વિપરીત. ૩૨
સાલ્વે ત્યાં વસુદેવનું, તતક્ષણ પાડ્યું શીશ;
ક્ષણ એક તવ હરિ મોહ પામ્યા, જાણ્યું માયા ઈશ. ૩૩
પછે બાણે કરી વૈમાન હરિયે, ઉડાડ્યું આકાશ;
ફરતું ફરતું ઘુમરી ખાઈ, આવ્યું પ્રભુની પાસ. ૩૪
ગદા મારી ચૂર્ણ કીધું, જઈ પડ્યું ઉદધિ માંય;
સૈન્ય સર્વે હણ્યું પ્રભુએ, પડ્યા વીર બહુ ત્યાંય. ૩૫
પગે ચાલી સાલ્વ રાજા, આવ્યા યુદ્ધ માટે સાવધાન;
શ્રીકૃષ્ણજીએ વિચાર્યું, હવે ફેડું એનો ઠામ. ૩૬
ચક્રે કરી તવ શ્રીહરિયે, ઉડાડ્યું તેનું શીશ;
મુગટ કુંડળ સહિત ભૂપર, પડ્યું છે થઈ જીત. ૩૭
દેવનાં દુંદુભી વાગિયાં, પુષ્પવૃષ્ટિ થાય;
પાંચજન્ય એ શંખ શબ્દજ, વરત્યો જયજયકાર. ૩૮

વલણ

વરત્યો જયજયકાર એ, શુક કહે સાંભળ રાયરે;
ધનદાસના સુત કહે સુંદર, થયો સિત્તોતેરમો અધ્યાય

ઇતિ શ્રીમદ્ભાગવતે દશમસ્કંધે સપ્તસપ્તતિતમોધ્યાયઃ

---

* સત્યોતેરમા અધ્યાયમાં ભગવાને માયાવી વિદ્યામાં નિપુણ એવા સાલ્વનો વધ કર્યો અને સૌભ વિમાનના કટકા કરી નાંખ્યા તે કથા છે.

† નજર.

## અધ્યાય ૭૮ મો*

### કડવું ૧૯૨ મું-રાગ આદુલ ગોડી

પરીક્ષિત કહે સ્વામી વળી, પુણ્ય કથા સંભળાવો ભલી;
શુકજી કહે શી રીતે ભણું, ચરિત્ર હરિનું છે અતિ ઘણું. ૧

ઢાળ

અગાધ ચરિત્ર કહ્યું નવ જાયે,સાંભળો પરીક્ષિત રાય;
દંતવક્ત્ર સજ્જ થઇને આવ્યો, યુદ્ધ કરવાને ત્યાંય. ૨
સન્મુખ આવીને રહ્યા ઉભા, બોલ્યા મનમાં રીસ;
શિશુપાળ સાલ્વ પૌંડ્રક વાસુદેવ,હણ્યા તમો જગદીશ. ૩
એ મિત્ર મારા હસશે મુજને, સ્વર્ગ થકી અધિકેથ;
તે માટે ઉપકારી થાવા, આવ્યો છું હું વિશેષ. ૪
ગદા સાંગ લઇ થયા તત્પર, પગે પાળા રાજંન;
શ્રીકૃષ્ણજી રથ થકી હેઠા, ઉતર્યા તતક્ષણ. ૫
ગદા લઇને એકલા પોતે, ચાલ્યા શ્રીભગવાન;
તું કંઈ મારો વેરી નહી, ફોકટ કાં મરે કહે શ્યામ. ૬
દંતવક્ત્ર કહે મિત્ર મારા, હણ્યાં કર્યું તે મર્મ;
હવે મળ્યા તમે એકલા, માટે જુઓ મુજ પરાક્રમ. ૭
મેં તો તમને ઓળખ્યા, તમો કહિયે પુરુષપુરાણ;
તેને હણી તમે મોક્ષ આપ્યો,તેમ મુજને આપો શ્યામ. ૮
તે માટે યુદ્ધ કરી મરવું, મિત્રનો એ ધર્મ;
હોય આજ્ઞા તો ગદા તમપર, નાંખું શ્રીપરિબ્રહ્મ. ૯
ભગવાન કહે તમે સાંભળો, કો કહેશે મુજને માર;
પ્રાણથી વાહાલું નહીં, એ જુઓ વિચારી સાર. ૧૦
દંતવક્ત્ર કહે તમો સ્વામી, હું સેવક હણું કેમ;
પણ મિત્ર માટે હણું છું, તે ક્ષમા કરવું બ્રહ્મ. ૧૧
એમ કહી ભગવાનને તવ, ગદા મારી શીશ;
કમળનું જેમ પુષ્પ વાગે, તેમ વાગે જગદીશ. ૧૨
ઠામથી હાલ્યા નહીં, ભલી પૂજા કરી તતખેવ;
સેવકનો એ ધર્મ છે, પહેલાં સ્વામીની કરવી સેવ.
એમ કહીને ગદા પ્રભુએ, ઉગામી સાવધાન;
તતક્ષણ તેના મસ્તક ઉપર, મારી કાઢ્યા પ્રાણ.

એમ સ્વર્ગ મૃત્યુ પાતાળમાં, યશ ગાય હરિનો ધન્ય;
સાંબકુમાર ને ગદભાનુ, મળ્યા આવી પ્રદ્યુમ્ન. ૧૯
હથિયાર કર ધરવાં નહીં, હવે કોણુપર ધરે શ્યામ;
સમાચાર સહુ કહ્યા પ્રદ્યુમ્ને, રીઝ્યા શ્રીભગવાન. ૨૦
સહુ સૈન્ય સાથે ચાલ્યા, નગરમાં વાજતે નિશાન;
યાચક જન યશ છંદ બોલે, અપ્સરા કરે નૃત્ય ગાન. ૨૧
ચંદનનો છંટકાવ કીધો, અગર ધૂપ સુગંધ;
પુષ્પે વધાવે નરનારી, જોવા મળ્યાં સહુ વૃંદ. ૨૨
એ રીતે પ્રભુ આવી પહોંચ્યા, મળ્યું કુટુંબ પરિવાર;
ઉગ્રસેન બલભદ્રને આવી, કહ્યા સહુ સમાચાર. ૨૩
સભા સહિત પ્રધાન સંગે, બેઠા યાદવરાય;
સાંભળી સહુ હરખ પામ્યા, આનંદ ઉત્સવ થાય. ૨૪
શેષે મનમાં વિચાર્યું, રહ્યો કૌરવદળ હવે ભાર;
દુર્યોધન કહેશે આવો અમભણી, જાવું પડે નિરધાર. ૨૫
તેનો પક્ષ કરી વઢવું પડે, શી કરવી હવે ગત્ય;
પાંડવની ભેર શ્રીકૃષ્ણ છે, મેં કેમ યુદ્ધ થાય અસત્ય. ૨૬
વિચારીને તીર્થયાત્રાયે, નીસર્યો ઋષિસાથ;
દ્વારિકાથી આવી પહોંચ્યા, પ્રથમ તેજ પ્રભાત. ૨૭
સરસ્વતી જઈ સ્નાન કીધાં, સાગર સંગમ માંહિ;
અષ્ટભુજા છે ઈશ્વરી, વળી ચક્રતીર્થ છે ત્યાંહિ. ૨૮
સોમનાથનાં કરી દર્શન, ચાલ્યા ત્યાંથી શેષ;
પ્રાચી ને સરસ્વતી સ્નાન, કીધાં તીર્થ વિશેષ. ૨૯
એમ તીર્થ કરતાં આવી પહોંચ્યા, પ્રાગરાજ કહેવાય;
શ્રીગંગા યમુના સરસ્વતી, ત્યાં નાહ્યા યદુરાય. ૩૦
અષ્ટતીર્થ કરી ચાલ્યા આગળ,નૈમિષારણ્ય જ્યાં એહ;
રાય કહે નૈમિષારણ્ય કેમ ? શુક કહે ટાળું સંદેહ. ૩૧
સમસ્ત ઋષિયે કહ્યું અજને, સાંભળો મહારાજ;
કલી આવ્યો ક્યાં રહીયે, એકાંત આપો ઠામ. ૩૨
શ્રવણ કીર્તન ધ્યાન [illegible] હરિનું, ધરિયે હૃદય માંહિ;
[illegible] વર્ષ લગી [illegible] વિઘ્ન ન થાયે ત્યાંહિ. ૩૩
[illegible] અજ [illegible] સાંભળો પુત્ર વાત;
ચક્ર મારુ [illegible] ત્યાં તમ વાસ. ૩૪
આવી ઠરે [illegible] પુણ્યક્ષેત્ર મુઝાર;

એનું કીધું એ ભોગવશે, શાને લીજે આપણ નામ;
પણ ધર્મમર્યાદા રાખવી, ફરી નહિ કરે એવું કામ. ૪૧
એમ કહીને દર્ભ શેષે, લીધો છે તવ હાથ;
એવું તમને ઘટે નહીં, કહી નાંખ્યો તેપર નાથ. ૪૨
ભાવી પદાર્થ વજ્ર થઇને, લાગ્યું તેને લીન;
તતક્ષણ મસ્તક પડ્યું હેઠું, દ્વાદશીને દીન. ૪૩
હાહાકાર થયો તે સમે, ઋષિ કહે શું કર્યું ભદ્ર;
બળિભદ્ર કહે એ શૂદ્ર છે, મેં સેજે નાંખ્યો દર્ભ. ૪૪
તે એને તરવાર થઇને, લાગ્યો છે અંગે મર્મ;
થનાર છે તેને કોણ રાખે, જુઓ વિચારી ધર્મ. ૪૫
ઋષિ કહે વ્યાસ આસન બેસી, કહે પ્રભુની કથાય;
તેને વ્યાસ કરી માનવા, એમ કહે નિગમ ન્યાય. ૪૬
તમો તો મહારાજ છો, કર્યું લોક વ્યવહારને કાજ;
તમોએ એને માન્યો નહીં, ત્યારે કોણ માને રાજ. ૪૭
શેષ કહે એને જીવાડું, તમો કહો તે કરું કામ;
ઋષિ કહે તમો સમર્થ છો, જે ચાહો તે કરો કામ. ૪૮
મારી ને વળી જીવાડો, આગળ રહું નહીં દેવેશ;
મૃત્યુલોકમાં એમ કરશે કો, માટે માનો વચન કહ્યું શેષ. ૪૯
એના પુત્રને બેસાડો, એ આસન ઉપર રામ;
ઉગ્રશ્રવાને તેડી રામે, બેસાડ્યો દેઈ માન. ૫૦
નમસ્કાર કરી વ્યાસ આસને, બેઠા છે એહ પ્રમાણ;
કૃપા કરીને કહ્યું શેષે, હજો તુજ કલ્યાણ. ૫૧
સમસ્ત ઋષિયે પૂજા દીધી, ભાવસું પુન્યક્ષેત્ર;
સુતપુરાણીક શૌનક આગળ, કહે કથા હરિની પવિત્ર. ૫૨
ઋષિને બળિભદ્ર કહે, શી આજ્ઞા મુને હોય;
બ્રહ્મહત્યા કેમ છુટશું, એ ઉપાય કહો મુનિ સોય. ૫૩
ઋષિ કહે ઇલ્વલ† તેના, સુત તે બીલ્વળ;
પૂર્ણમાસી યજ્ઞમાં, આવી કરે છે વિઘ્ન. ૫૪
રક્ત માંસ ને સુરાપાનજ, નાંખે છે અગ્નિ કુંડ;
તે માટે એને હણીને કરો, તીર્થ સૌ ભરતખંડ. ૫૫
બાર વર્ષ એમ તીર્થ કરતાં, નિર્ગમાવે દીન;
પાતક સર્વે થાય પ્રલય, કહે છે વેદ વચન. ૫૬
તમો ઇશ્વર એક સંવત્સર, ફરવું છે તીર્થ શેષ;
ત્યારે બ્રહ્મહત્યા ઉતરે, એમાં નહીં સંદેહ. ૫૭
ધર્મશાસ્ત્ર એમ કહે સ્વામી, જુઓ વિચારી રાજ;
તમે તો મહારાજ છો, પછે ગમે તે કરો કાજ. ૫૮
બળભદ્ર એવું સાંભળી, વિચાર્યું તવ મંન;
ઋષિયે કહ્યું તે સત્ય આગળ, રાખવો એ ધર્મ. ૫૯

વલણ

રાખવો છે ધર્મ એ, શુક કહે સાંભળો રાયરે;
ધનદાસના સુત કહે સુંદર, થયો ઇઠ્ઠોતેરમો અધ્યાયરે. ૬૦

ઇતિ શ્રીમદ્‌ભાગવતે દશમસ્કંધે અષ્ટસપ્તતિતમોઽધ્યાયઃ ॥ ૭૮ ॥

## અધ્યાય ૭૯ મો*

### કડવું ૧૯૨ મું-રાગ રામગ્રી

શુકજી એણીપેરે વદ્યા વચંન, સાંભળ પરીક્ષિત મહારાજંન;
પર્વણીએ યજ્ઞ કરે છે ઋષિ, બલ્વલ આવ્યો છે દુર્મુખી. ૧
અંધકાર આગળ સુઝે નહીં, ઋષિ કહે શું કરવું અહીં;
રુધિર માંસ પરુ નાંખે એહ, બલભદ્રજીએ તવ દીઠા તેહ. ૨

ઢાળ

દીઠા છે બલભદ્રજીયે, સાંભળો અભિમન્યુ તંન;
આયુધનું સ્મરણ કર્યું, તે આવ્યું છે તતક્ષણ. ૩
દૈત્ય કાળો કાજળ સરખો, તામ્ર કહિયે કેશ;
દંત એ વિકાળ દેખી, વિસ્મય પામ્યા શેષ. ૪
એ દુષ્ટને હું હણું એમ કહી, લીધું હળ મૂસળ;
હળે તાણી લીધો માથું, મૂસલ ટાળ્યું સલ. ૫
પહાડ સરખો દૈત્ય આવી, પડ્યો પૃથ્વી માંય;
રુધિર ઓકયો મુખથકી, ગયા પ્રાણ તતક્ષણ ત્યાંય. ૬
વૃત્રાસુરને ઇંદ્રે માર્યો તેમ હરખ્યા દેવ;
પુષ્પની વૃષ્ટિ થઈ ત્યાં, આનંદ્યા તતએવ. ૭
ઋષિએ રામની પૂજા કીધી, દુષ્ટનો ફેડ્યો ઠામ;
વિદાય થઇને ઉત્તર દિશાએ, ચાલ્યા તીર્થ કાજે રામ. ૮
બિંદુ સરોવરને તીર્થે કર્દમેં, તપ કર્યું બહુ કાળ;
તપ દેખીને વિષ્ણુ નેત્રથી, આંસુ ખર્યાં તે ઠાર. ૯
તે માટે બિંદુ સરોવર ત્યાં, નહાયા જઇને રામ;
એમાંથી એ પ્રવાહ ચાલ્યો, સરયૂ કહિયે નામ. ૧૦
પુષ્કર ગુરુ સર્વે તીર્થના, એ કહિયે સરોવર પુંજ;
પાતાળથી જળ બિંબ ઉપર, નીસર્યાં જળ શુદ્ધ. ૧૧
ત્યાં સ્નાન પૂજા કરી આગળ, ચાલ્યા છે તવ રામ;
હરદ્વાર ને કેદાર બદ્રિ, ફર્યાં સઘળે ઠામ. ૧૨
અયોધ્યા કાશીપુરી પાટણ, ગહકી વૈજનાથ;
શોણહ્રદને પુન્યપુન્યા, ગયા જઇ સાર્યાં શ્રાદ્ધ. ૧૩
એક સો ને એક કુળ ત્યાં, ઉદ્ધરે છે મોક્ષદાય;
જગન્નાથથી ગંગા સાગર, આવ્યા યાદવરાય. ૧૪
સહસ્ર મુખે જઇ મળ્યાં ગંગા, નહાયા સંગમમાંય;
સસ મુખે ગોમતી ગંગા, તે પણ મળ્યાં દધિ જ્યાંય. ૧૫
ત્યાં થકી વળી આગળ આવ્યા, અગસ્ત્ય રહે જે ઠામં;
મલ્લિકાર્જુન થઇ કાંચીપુરીમાં, આવ્યા ફરતા રામ. ૧૬
સેતુબંધ રામેશ્વર આવી, સ્નાન કીધાં શેષ;
અયુત ત્યાં ગૌદાન આપ્યાં, વિધિયે કરી વિશેષ. ૧૭
ગોકર્ણ પુણ્યક્ષેત્ર દુર્ગા, ભવાની બળપૂર;
સ્વામિ કાર્તિક આગળ થઇ, આવ્યા પંઢરપૂર. ૧૮

* આ ઓગણાએંશીમા અધ્યાયમાં બળભદ્રે બ્રાહ્મણોને રાજી કરવા માટે બલ્વલ દૈત્યને માર્યો; ત્યાર પછી તીર્થયાત્રા કરી સુતની હત્યાનું પ્રાયશ્ચિત કર્યું એ કથા છે.　　† એક ઋષિ.

ભીમા તુંગભદ્રા ભામા, કૃષ્ણા ત્રિવેણી પુણ્યક્ષેત્ર;
ચંદ્રભાગામાં સ્નાન કીધાં, ઋષીસંગે શેષ. ૧૯
માતતાતની સેવા પુંડરીકે, કરી છે ચિત્ત ઠામ;
પ્રસંન વિઠ્ઠલ રહ્યા ઉભા, અદ્યાપિ તે ગામ. ૨૦
દક્ષિણનાં સર્વ તીર્થ રામે, કર્યાં છે શુદ્ધ મંન;
પંપાસરોવર મૂકી આવ્યા, દંડકારણ્ય જ્યાં વંન. ૨૧
ત્ર્યંબકેશ્વર ગોદાવરીનો, મહિમા કહિયે વિશેષ;
કુશાવર્તના કુંડમાં આવી, નાહ્યા છે તવ શેષ. ૨૨
સિંહનો ગુરુ થાય સિંહસ્થે, આવે દેવ સમસ્ત;
એક સંવત્સર નહાયા અહિંયાં, એવું છે એ તીર્થ. ૨૩
ત્યાંથકી જઈ નૃસિંહ તીર્થે, આવ્યા ફરતા રામ;
હિરણ્યકશિપુને માર્યો જ્યાં છે, બ્રહ્મહત્યા ગઇ તે ઠામ. ૨૪
સૂર્યદ્રહામાં સ્નાન કીધાં, નૃસિંહે અવશ્યમેવ,
તે માટે નૃસિંહજી નામજ, તીર્થનું ચાંગદેવ. ૨૫
નૃસિંહ તીર્થમાં સ્નાન કરીને, ચાલ્યા આગળ રામ;
નર્મદા કાવેરી સંગમ, નાહ્યા જઈ તે ઠામ. ૨૬
માન્ધાતા તીર્થ કીધાં, અવંતી મોક્ષ રાસ;
સકળ તીર્થ કરી પાછા, આવ્યા છે પ્રભાસ. ૨૭
કૌરવ પાંડવ માંહોમાંહે, કરે છે બહુ સંગ્રામ;
અષ્ટાદશ દિન થયા યુદ્ધને, જાણ્યું એ બળરામ. ૨૮
અઢાર અક્ષૌહિણી સૈન્ય સર્વે, નાશ પામ્યું જ્યાંય;
દુર્યોધન ને ભીમ એ બેહુ, વઢે છે હજુ ત્યાંય. ૨૯
સાંભળી બળભદ્ર કહે જઈ, કહું રાજને કાજ;
પ્રભાસથી તવ આવી પહોંતા, કુરુક્ષેત્ર મુઝાર. ૩૦
શ્રીકૃષ્ણ પાંડવ જ્યાં બેઠા છે, તેને મળ્યા જઈ રામ;
આસન આપી પૂજા દીધી, પાંડવે તેણે ઠામ. ૩૧
શ્રીકૃષ્ણ મુખે બોલ્યા નહીં, રખે ક્રોધ કરે જ્યેષ્ઠ ભ્રાત;
મંડળ કરી બેહુ વઢે છે, શેષ ગયા કહેવા કાજ. ૩૨
દુર્યોધનને રામ કહે, હવે શાને કરો છો યુદ્ધ;
તમો છો તો સર્વ મળશે, માનો કહું એ શુદ્ધ. ૩૩
ગદાયુદ્ધમાં બેહુ સરખા, વઢે એ મહાની રીત;
સાંભળી દુર્યોધન બોલ્યા, હવે શું થાય જગદી
સૈન્ય સર્વ નાશ પામ્યું, એ ગઈ પેહેલાં ૯
હવે કહેવું તે વૃથા, જુઓ પડ્યા શત ભ્ર. ૯.

સ્નાન કરતાં પાતક સર્વે, બળી ભસ્મજ થાય;
ચક્રતીર્થમાં જે મરે તે, ચક્ર થઈને જાય. ૪૦
પદ્મતીર્થમાં પદ્મ થાયે, શંખોદ્ધારે શંખ;
મોક્ષપુરી તે દ્વારિકા એનો, મહિમા કહું અસંખ્ય. ૪૧
તીર્થ કરી શેષ પરવરયા, જોડું હાથ એ મંન વિચાર;
ઇષ્ટ* મિત્ર ઋષિઓ સાથે,ચાલ્યા ફરી નિમિષારણ્યસાર. ૪૨
સોરઠ ને મચ્છ કચ્છ દેશજ, મૂક્યા ગઢ ગિરનાર;
એ રીતે આવી મળ્યા ઋષિ ઘણું, પ્રસંન થયા તેણીવાર. ૪૩
બળભદ્ર કહે તમ આજ્ઞાએ, કીધાં તીર્થ મેં સર્વ;
હવે અમો અહીં હાથ જોડું, એ કારજ કરવાં પર્વ. ૪૪
યજ્ઞનો આરંભ કીધો, ઋત્વિજોયે તતકાળ;
ઓ સગે શેષે હાથ જોડ્યાં, રીઝયા મંન દયાળ. ૪૫
યજ્ઞ અંત્યે સમસ્ત ઋષીને, કરાવ્યાં ભોજન;
વિપ્રને કહ્યું જે માંગો, તે આપું દક્ષિણા ધન્ય. ૪૬
વિપ્ર કહે ધનનું શું કરવું, અમો માગું દક્ષિણા જ્ઞાન;
જ્ઞાને કરી એ દુસ્તર તરીયે, જઈએ ઉત્તમ ઠામ. ૪૭
બલીભદ્ર કહે સહુ જગતને વિષે, એક શબ્દમય બ્રહ્મ;
રવિ એક પ્રતિબિમ્બજળ† ઘટઘટ, તેમ જાણો મંન. ૪૮
જાણે તે તદ્રૂપ થાયે, નહીંતર ભમે ભવમાંય;
તમે માગ્યું જ્ઞાન એ મેં, આપ્યું તમને ત્યાંય. ૪૯
સાંભળી ઋષી હરખ પામ્યા, સ્તુતિ કરી બોલ્યા વેણ;
તીર્થના એ વેષ મૂકી, ધરો રાજનાં ચેહેન. ૫૦
વસ્ત્રાભૂષણ આપ્યાં ઋષિયે, વિનય કરી કરજોડી;
તમો ગુરુ અમો શિષ્ય સ્વામી, પહોંચ્યા મનના કોડ. ૫૧
મુગટ કુંડળ પહેર્યાં પીતાંબર, શોભા કહી નવ જાય;
તારામાં જેમ ચંદ્ર શોભે, વિપ્રમાં યદુરાય. ૫૨
હેવે આવી સ્તુતિ કરી, તમો કહિયે શ્રીવાસુદેવ;
સંકર્ષણ પ્રદ્યુમ્ન અનિરુદ્ધ, ચારે મૂર્તિ છે એક. ૫૩

વલણ

એકરૂપ કરી ... શુક કહે સાંભળ રાયરે,
ધનદાસના સુત ... ો ઓગણ્યાએંશીમો અધ્યાયરે. ૫૪

ઇતિ શ્રીમદ્૰ ... એકોનાશીતિતમોઽધ્યાયઃ ॥૭૯॥

કહ્યાંચરિત્ર તમો બળરામ, તે અમો સાંભળ્યાં ચિત્ત દેઈ કાન;
હવે કહો ચરિત્ર હરિ રમ્ય, એ સાંભળતાં તૃપ્તિ નહી મંન. ૨
કહેશો સાંભળ્યાં છે તમો ઘણાં, એમ મા જાણશો મુનિજંન;
શુકદેવ વદ્યા છે એમ વચંન, સાંભળો વિષ્ણુ ભક્ત રાજંન. ૩

ઢાળ

સાંભળો હવે કથા કહું, ભગવાનની રાજંન;
તમારું ચિત્ત હરિ કથાપર, બીજાપર નહીં મંન. ૪
સકળ સભા સહુ સાંભળે, તેમાં તમારો ઘણો ભાવ;
શરીર તો નિઃસાર છે, એમાં સાર હરિગુણ ગ્રામ. ૫
રસનાએ હરિનામ લેવું, ત્યારે રસના સાર;
મધુર વચને બોલવું, એ મૂકી મનનો રાગ. ૬
કરે કરી હરિ પૂજા કરવી, વળી એ પુણ્ય દાન;
મસ્તક તે હરિને નમાવે, ગૌ સાધુ વિપ્રને જાણ. ૭
નેત્રે હરિનાં દર્શન કરવાં, સાંભળવા ગુણ કાને;
પગે કરી હરિ મંદિર જાવું, તીર્થે એ સાવધાને. ૮
તો દેહ ધર્યો સફળ છે, નહીં તો વૃથા જન્મ ધર્યો શૂન્ય;
ક્ષણભંગુર એ દેહ સાથે, આવે સુકૃત પુણ્ય. ૯
તે માટે હરિભક્તિ કરવી, ભક્તિએ વશ શ્યામ;
હવે સુદામાની કહું કથા, એ સાંભળો સાવધાન. ૧૦
અજાચક વૃત્તિ પાળે સુદામો, હરિ ઉપર તેનું મંન;
ક્ષણમાત્ર તે વિસરે નહીં, એવા ભક્ત રાજંન. ૧૧
થોડું ઘણું અંન મળ્યું તેમાં, રાખે છે સંતોષ;
સાંદીપનિને ઘેર આવ્યા, ભણવા કાજ ઉદ્યોગ. ૧૨
સકળ વિદ્યાએ પૂર્ણ ગુરુજી, એવા ગુરુ સમર્થ;
વેદ વિદ્યા ધનુર્વિદ્યા, ભણે જે મનોર્થ. ૧૩
એને મઠે ભણવાને આવ્યા, રામ કૃષ્ણ બેહુ ભ્રાત;
સાંદીપનિ બહુ માન દેઈ, હેતે શીખવે રળીયાત. ૧૪
પાટી દેખાડવા સુદામા પાસે, આવે દેવ મોરાર;
વડા નિશાળિયો કહાવે મઠમાં, થઈ છે મિત્રાચાર. ૧૫
ખાવું પીવું ભણવું ભોજન, સુવું એકે ઠામ;
સુદામા સાથે પ્રીત એવી, થઈ છે શ્રીભગવાન. ૧૬
ચોસટ દહાડે ચૌદ વિદ્યા, ભણ્યા શ્રીયદુરાય;
ગુરુસુત દક્ષિણામાં આપી, હરિ થયા વિદાય. ૧૭
સુદામાને ભેટી રોયા, પોતે જુગદાધાર;
મહાનુભાવ ફરી મળજો મુજને. માગું છું એક વાર. ૧૮
સુદામો ગદ્‌ગદ્ કંઠ થઈ કહે, ભક્તિ હજો મુજ શ્યામ;
મળી કરી મથુરામાં આવ્યા, હળધર શ્રીભગવાન. ૧૯
સુદામો ઘેર આવ્યા ભણીને, માંડ્યો ગૃહસ્થાશ્રમ;
તૂટી મઢી વસ્ત્ર જીર્ણ પેહેરે, નિર્ગમે જયમ ત્યમ દિન. ૨૦
ધાતુપાત્ર . મળે નહીં, અલક્ષ્મીનો ત્યાં વાસ;
દરિદ્રે ઘણું પીડ્યા ઋષીને, મળે નહીં કોડી પાસ. ૨૧
પતિવ્રતા ધર્મ પાળે પત્ની, પ્રજા થઈ છે પેટ;
ભુખ્યાં બાળક ટળવળે, એમ દરિદ્ર આવ્યું નેટ. ૨૨
મળ્યું તો ઋષિ ખાય, નહીંતર ભુખ્યા કરે છે શયન;
પત્ની પુત્રનું પુરુ પાડે, કોનું કામ કરી પ્રતિદિન. ૨૩
પછે અંન જડતું રહ્યું, તવ શું કરે સ્ત્રીજંન;
સ્વામીને કેમ કહું મુખથી, જે આણી આપો અંન. ૨૪
ન કહું તો અર્થ કેમ થાયે, લાજે વણશે કાજ;
લાજ મૂકી કહેવા આવ્યાં, છેક અડયું છે આજ. ૨૫
કર જોડીને રહ્યાં ઉભાં, વિનતી સ્વામીનાથ;
તમારે છે શ્રીકૃષ્ણ સરખા, મિત્ર સાંભળી વાત. ૨૬
તે માટે જાઓ યાચવા, પુરશે મનનાં કામ;
તમો કહેશો વૈકુંઠમાં છે, કેમ જાવું તે ઠામ. ૨૭
એમ નહીં હવડાં દ્વારિકામાં, રહે છે સ્વામીન;
દારિદ્રદ્રુમને કાપશે, કાંઇ કર્યું નહીં મેં પુણ્ય. ૨૮
કહો કહ્યા વના કેમ જાણશે, તે આપશે જાણી દીન;
એમ નહીં તે કરુણાનિધિ છે, જાણશે હરિ મંન. ૨૯
આજ સુધી મેં કહ્યું નહીં, સ્વામી નૈવેદ્ય વિના રહે દેવ;
બાળક જીવે કેમ કરી, માટે માનો વચન અવશ્ય મેવ. ૩૦
ધીરજ કેમ ધરું સ્વામી, શું છે આપણે સુખ;
નખ મોટા વસ્ત્ર જીર્ણ દેખી, થાય છે મુને દુઃખ. ૩૧
દર્ભતણી ત્રુટી સાદડી તેપર, શયન કરો છો નાથ;
તે માટે જાઓ યાચવા, હું કહું જોડી હાથ. ૩૨
તમો કહેશો કેમ માગું, માગતાં આવે લાજ;
વિભીષણે જઈ શીષ નામ્યું તો, આપ્યું લંકારાજ. ૩૩
તમો જ્ઞાની સર્વ જાણો છો, હું કહું તે અન્યાય;
પણ શું કરિયે યાચવું પડયું, એ વાતની નહીં લાજ. ૩૪
અયાચક વ્રત ભાંગશે, એમ જાણશો સ્વામીનાથ;
એમ નહીં પણ વિશ્વ સર્વે, માગે છે એ પાસ. ૩૫
જગત ભિક્ષુક દાતા એ છે, જુઓ વિચારી મંન;
સ્ત્રીનાં વાકયને સાંભળીને, બોલ્યા ઋષિ વચંન. ૩૬
અંતર્યામી રહ્યા વ્યાપક, જાણે મનની વાત;
આપનારો હોય તો અહિં બેઠાં, આપશે વિશ્વનાથ. ૩૭
સ્ત્રી કહે અગ્નિ પાસે આવે, તેની જાયે ટાઢ;
માગ્યા વિના કેમ આપશે, વિવાદે થાયે રાઢ. ૩૮
સાંભળી સુદામો કહે ભલું, એ મસે મળશે શ્યામ;
ભેટ શું જઈ મૂકું આગળ, પાસે નહીં કાંઈ દામ. ૩૯
મિત્ર આગળ મામ મૂકી, માગતાં જીવ જાય;
દીન વચન જઇ કહેવું એથી, મૃત્યુ સારું થાય. ૪૦
સ્ત્રીને ઋષિજી એમ કહે, તમો જીત્યાં હાર્યો હુંય;
કહો ભાભી ને ભગવંત આગળ, ભેટ મૂકું શૂય. ૪૧
હરખ પામી પડોશણને, આવી કહી એ વાત;
ચાર મુષ્ટિ તાંડુલ તેણે, આપ્યા છે તતકાળ. ૪૨
સ્વામીને કહ્યું લીજીયે, આ તાંડુલ પૂરે આસ;
બાંધવાને મળે નહીં કાંઈ, વસ્ત્ર સારું પાસ. ૪૩
ઊપરા ઉપરી બંધન કીધાં, ચીથરાં દશ વીશ;
રત્નની પેરે તાંડુલ બાંધ્યા, જેમ છોડતાં ચડે રીશ. ૪૪

એ તાંદુલ લઇને શીઘ્રે ત્યાંથી, નિસર્યા મુનિજંન;
હરિ કૃપાયે આવી પહોંતા, દ્વારિકા પુરી ધન્ય. ૪૫
ગોમતીમાં સ્નાન કીધાં, પ્રયોગ તર્પણ ધ્યાન;
તિલક દ્વાદશ ધર્યાં અંગે, ચાલ્યા જપતા હરિ નામ. ૪૬
ત્રણ પોળ મૂકી ગયા આગળ, જોતાં નગ્રનાં ધામ;
સાવ કંચન રત્ન મણિમય, શું કરુ પુરનું વખાણ. ૪૭
એ રીતે તે આવી પહોંતા, યાદવના ઘર પાસ;
જુઓ તો મોટી અટાળી, દેખી વિસ્મય થાય દાસ. ૪૮
હરિ કૃપાયે જાય ચાલ્યા, લીધુ નહીં કોઇયે નામ;
સોળ સહસ્રના મંદિર મધ્યે, રુક્મિણી ઘેર શ્યામ. ૪૯
જે ઠામે આવી ઉભા ઋષિજી, વિચાર્યું તવ મંન;
ક્યા ઘરમાં જાઉં હવે, દીઠા ત્યાં પ્રાણજીવંન. ૫૦
ઉઠીને તતક્ષણ સામા ચાલી, આવીયા શ્રીભગવાન;
ભુજ પસારી લીધા ઋષિને, ભેટ્યા આદરમાન. ૫૧
ગદ્‌ગદ્‌ કંઠે થયા શ્રીહરિ, નેત્ર ભર્યાં તવ નીર;
બાંહે ધરી પ્રભુ લેઈ ગયા છે, પોતાને મંદીર. ૫૨
સિંહાસનપર બેસાડ્યા, ઋષિ જોઈ થયા રળિયાત;
પૂજાની સામગ્રી શીઘ્રે, મંગાવી તત્કાળ. ૫૩
સાંભળી રુક્મિણી ઉઠિયાં, કરવા ઋષિની સેવ,
સુવર્ણ પાત્રમાં પૂજા લેઇને, આવ્યાં છે તતખેવ. ૫૪
સુદામાનાં ચરણ ગ્રહીને, પખાળે મહારાજ;
રુક્મિણી જળ નાખે ઉપર, પૂર્યા મનોરથ આજ. ૫૫
અર્ઘ્યપાદ્ય પૂજા કરી, લેઈ ચરણામૃત ધર્યું શીષ;
કૃતારથ અમને કર્યાં, આજ પધાર્યા ઋષિ ઇશ. ૫૬
સાંભળી સોળ સહસ્ર આવી, જોવા હરિના મિત્ર,
જોઈ સહુ ત્યાં હસવા લાગી, એ શું જુઓ હરિની પ્રીત. ૫૭

ગોવિંદે માંડી ગોઠડી, મિત્ર સાંભળો મારી વાત
ચિંતા શી પડી આવડી, જે દુર્બળ દીસે ગાત્ર
સંતાન સુખ નહીં ઘરમાં, શું ભાભીએ આપ્યા વાજ
કે જ્ઞાને કરી ત્યાગી થયા, સંસારપર નહીં ત્યાગ
તપે કરી ઇંદ્રિ વશ કરો છો, કે દેહદમન મન વૈરાગ
એટલા દુઃખમાં કયું દુઃખ તે, કહો મુજને અનુરાગ
ઋષિ કહે તમ વિયોગે કરી, પામ્યો છું હું દુઃખ
અંતર્યામી મળ્યા છો તો, હવે થાશે મમ સુખ
શામળિયા આજ મળ્યા તમને, સાંભરે છે કે શુન
ગોરને ઘેર એક સ્વરે કરી, કરતા વેદની ધુન
સ્ત્રીને સોંપી ગયા ગુરુજી, કરવા યજ્ઞનાં કાજ
ગુરુપત્નિયે વિચાર્યું, આજ, ઇંધણ નહીં ઘરમાં
આપણને આવી કહ્યું, છેક અડચું છે
કાષ્ઠ કડકો મળે નહીં, હું રસોઈ કરુ શી રી.
સાંભળી તતક્ષણ ચાલ્યા, કુહાડા લેઈ
હું તમે બળભદ્ર સાથે, ગયા વનમાં સંઘ.
ખોડ ફાડી ભારા ત્રણે, બાંધ્યા છે તતક્ષ
સાંભરે કે નહીં તમને, જુઓ વિચારી મન.
તે સમે વાયુ સાંધી આવી, વરસ્યો બહુ વરસાદ;
રવિ અસ્તાંગત દિશા ભૂલ થઈ, સુઝે નહીં કાંઈ વાટ.
નદી નાળાં પૂર આવ્યાં, ટાઢે ધ્રુજીએ વનમાંય;
એકેકના કર ગ્રહી ચાલ્યા, વિપત પડે બહુ ત્યાંય.
રખે કો ભુલા પડે, થઈ અંધારી ઘણી રાત;
વસ્ત્ર ભીનાં વળી ઉપર, વરસે છે વરસાત.
એ રીતે આપણે રાત સઘળી, ફર્યા છીએ મુનિજંન;
સુદામા કહે વળી સાંભરે મુને, રહ્યા રાત્રે વંન.
શ્રીકૃષ્ણ કહે વળી સાંભરે, મિત્ર કહું તમને વાત;

વિદાય થઇને ઘેર આવ્યા, એ સાંભરે મિત્ર વાત;
તે દહાડાના આજ ફરીને, મળ્યા છિયે રળિયાત. ૮૮

**સુદામોવાચઃ—**

સાંભળી ઋષિજી વદ્યા, મુને સાંભરે મહારાજ;
આજ જન્મ મારો થયો સફળ, દર્શનથી સર્યાં કાજ. ૮૯
તમે કહ્યું ગૃહસ્થાશ્રમ, કેમ ચાલે છે તમારો;
તમ કૃપાથી આજ સુધી, થયો છે નિર્વાહ મારો. ૯૦
જગતગુરુ તમને કહિયે સ્વામી, ભણ્યા ગુરુની પાસ;
ભણવું ભણાવવું શું પડે તમને, લોક વહેવારને કાજ. ૯૧
સચ્ચિદાનંદ રહ્યા વ્યાપી, એક અનંત સ્વરૂપ;
કોટિ કોટિ બ્રહ્માંડ ફરે છે, તમારાં રોમકૂપ. ૯૨
તમો વિશ્વંભર વિશ્વપાલક, આપો સહુને અંન;
અમને શાની છે ચિંતા, માથે તમો પરબ્રહ્મ. ૯૩
સંસારનું સુખ સ્વપ્ન સરખું, સાચું હરિનું છે નામ;
શ્રવણ કીર્તન ધ્યાન ધરે તે, પામે વૈકુંઠ ધામ. ૯૪
પરસ્પર વાત એમ કરે છે, ઋષિ અને ભગવાન;
સુત પુરાણિકે શૌનક આગળ, કહ્યું એ પ્રમાણ. ૯૫

વલણ

કહ્યું છે એ પ્રમાણરે, શુક કહે સાંભળ રાયરે;
ધનદાસના સુત કહે સુંદર, થયો એંસીમો અધ્યાયરે. ૯૬

ઇતિ શ્રીમદ્ભાગવતે દશમસ્કંધે અશીતિતમોઽધ્યાયઃ ॥ ૮૦ ॥

---

## અધ્યાય ૮૧ મો*

### કડવું ૧૯૪ મું—રાગ કેદારો

શુક કહે સુણ રાજંન, હરિનાં ચરિત્ર કહું અતિ રમ્ય;
સુદામાપર પ્રભુની પ્રીત, પૂર્વની વાત કરે જગદીશ. ૧

ઢાળ

જગદીશ કહે મારા મિત્રને, નથી દ્રવ્યની ઇચ્છાય;
ધણીઆણીને ઇચ્છા છે, મન જાણ્યું યદુરાય. ૨
દીધા વિના કેમ પામશો, એમ કહે મધુસૂદંન;
સાત જન્મ લગી જોયું પ્રભુયે, મળે નહીં કાંઈ પુન્ય. ૩
વૈભવ મારો દેખીને, એ લાજશે મન સાથ;
તે માટે તાંદુલ મુજને, આપશે નહીં હાથ. ૪
મિત્રને કહે અમારે કાજે, લાવ્યા છો શું હેત;
દેવગુરૂ તથા રાજદ્વારે, મૂકવી કાંઈ ભેટ. ૫
પત્ર અથવા પુષ્પ કે ફળ, કરે મુને અરપણ;
તેણે કરી હું સંતોષ થાઉં, ઘણે નહીં રીઝે મંન. ૬
ભાભીએ ભેટ મોકલી તે, આપો અમને વસ્ત;
લાવ્યા છો તમો ગાંઠડી, કાંઈ દીસે એમાં તત્વ. ૭
ઋષિજી મન વિચારે ત્યાં, તુચ્છ ભેટ મૂકું શુંય;
શ્રીકૃષ્ણનો વૈભવ જુઓ†, રંક દુર્બળ બ્રાહ્મણ હુંય. ૮

કંચન મણિમય કહિયે રચના, સમ ભૂમિ અવાસ;
મુક્તાફળનાં તોરણ દ્વારે, તેજપુંજ પ્રકાશ. ૯
અષ્ટસિદ્ધિ નવનિધિ ઘરમાં, ભર્યા કોષભંડાર;
શું જોઇને એ તાંદુલ આપું, કરે મંન વિચાર. ૧૦
શ્રીકૃષ્ણે મંન વિચાર્યું, એને આપતાં આવે લાજ;
હસતાં હસતાં તાણી લીધી, ગાંઠડી યદુરાજ. ૧૧
દેખીને ઘણું પ્રસંન થયા છે, છોડે છે પોતે ગાંઠ;
સુદામાનું દારિદ્ર ખોવા, પ્રીત ઘણી એ માટ. ૧૨
જેમ છોડે તેમ બંધન, ભવનાં છુટતાં જાય;
છોડતાં તાંદુલજ દીઠા, હરખ્યા ઘણું મનમાંય. ૧૩
ઋષીને ભગવાન કહે છે, તમે કેમ જાણી મનની વાત;
ભગવાનને એ વહાલા છે, માટે લાવ્યા છે એ ભાત. ૧૪
સ્ત્રી સર્વે આશ્ચર્ય પામી, આ શું, એમ કહે નારી;
આવડું એણે બંધન કીધું, કરયું યત્ન બહુ ભારી. ૧૫
માંહોમાંહિ કહે છે નારી, એવી શું શું છે વસ્ત;
જે દેખી રળિયાતજ થાય છે, હરિ છોડે છે સ્વહસ્ત. ૧૬
એક મુષ્ટિ આરોગ્યા ભરી, બીજી, લક્ષ્મીયે ઝાલિયો હાથ;
શાક તુલ્યે આપ્યું હવે શું, આપશો મુજને નાથ. ૧૭
પછે તમને ગમે તે ખરુ, સમજિયા દેવ મોરાર;
બાકી સ્રીને વેહચી આપ્યા, પ્રેમે તાંદુલ સાર. ૧૮
એક તાંદુલ ભાવનો તે, કહિયે લક્ષ સમાન;
રુક્‌મિણીને કહે શ્રીહરિ, તે જાણજો મનમાંય. ૧૯
એ સરખું મેં આપ્યું નહિ, એમ વદ્યા જગદાધાર;
આપ્યું તે રુક્‌મિણી જાણે, બીજી ન જાણે નાર. ૨૦
શ્રીકૃષ્ણ કહે મારા મિત્ર ભૂખ્યા, કરો સામગ્રી તૈયાર;
માર્ગમાં ઘણો શ્રમ થયો, સાંભળી સ્રીયે વાત. ૨૧
ચોકો પાણી અંન સામગ્રી, કર્યું છે સર્વ તર્ત;
રુક્‌મિણી કહે ઉઠાડો, હવે ઋષીને ભગવંત. ૨૨
પ્રેમ વાત કરીને ત્યાંથી, ઉઠ્યા છે ભગવાન;
સુદામાને તેલ મર્દન, ઉષ્ણોદક શુભ સ્નાન. ૨૩
મિષ્ટાન્ન ભોજન શીતળજળ, મુખવાસ બીડી બરાસ;
રત્નજડિત શય્યા ઉપર, સુવાડ્યા ઋષીરાજ. ૨૪
શ્રીકૃષ્ણ ઋષિના પાગ ચાંપે, લક્ષ્મી ઢોળે વાય;
નિદ્રા વશ તવ થયા ઋષીજી, સુતા પછી યદુરાય. ૨૫
પ્રાતઃકાળ થયો વિદાય માગી, ચાલ્યા સુદામા સાવધાન;
વળાવાને ગયા સંગે, પોતે શ્રીભગવાન. ૨૬
સુદામાને ભેટ્યા શ્રીહરિ, ફરીને મળવું ક્યાંય;
ઠાલે હાથે વળાવી પ્રભુ, આવ્યા મંદિરમાંય. ૨૭
સતભામા કહે જાંબુવતીને, કૃપણ થયા જુઓ હેત;
બ્રાહ્મણ દુર્બળ ગયો તેને, આપી નહીં કોડી એક. ૨૮
રુક્‌મિણી કહે સમજો શું તમો, પ્રભુની વાત છે ગૂઢ;
આપ્યું પણ મુખે નવ કહ્યું, જુઓ એવા ગરુડારૂઢ. ૨૯
માર્ગમાં ઋષિ જાય ચાલ્યા, કરતા મંન વિચાર;
ભલું થયું. આપ્યું નહીં, મુને દ્રવ્ય દેવમોરાર. ૩૦

---

* આ એકાશીમા અધ્યાયમાં ભગવાને મિત્રના તાંદુલ ખાઇ તેના આશ્રમમાં ઈંદ્રને પણ દુર્લભ એવી લક્ષ્મી કરી આપી એ કથા છે.
† જુજવો-જુદા પ્રકારનો.

એ તાંદુલ લઇને શીઘ્ર ત્યાંથી, નિસર્યા મુનિજંન;
હરિ કૃપાયે આવી પહોંતા, દ્વારિકા પુરી ધન્ય. ૪૫
ગોમતીમાં સ્નાન કીધાં, પ્રયોગ તર્પણ ધ્યાન;
તિલક દ્વાદશ ધર્યાં અંગે, ચાલ્યા જપતા હરિ નામ. ૪૬
ત્રણ પોળ મૂકી ગયા આગળ, જોતાં નગ્રનાં ધામ;
સાવ કંચન રત્ન મણિમય, શું કરું પુરનું વખાણ. ૪૭
એ રીતે તે આવી પહોંતા, યાદવના ઘર પાસ;
જુઓ તો મોટી અટાળી, દેખી વિસ્મય થાય દાસ. ૪૮
હાર કૃપાયે જાય ચાલ્યા, લીધું નહીં કોઇયે નામ;
સોળ સહસ્રના મંદિર મધ્યે, રુકમિણી ઘેર શ્યામ. ૪૯
જે દામે આવી ઉભા ઋષિજી, વિચાર્યું તવ મંન;
ક્યા ઘરમાં જાઉં હવે, દીઠા ત્યાં પ્રાણજીવંન. ૫૦
ઉઠીને તતક્ષણ સામા ચાલી, આવીયા શ્રીભગવાન;
ભુજ પસારી લીધા ઋષિને, ભેટ્યા આદરમાન. ૫૧
ગદ્ગદ્ કંઠે થયા શ્રીહરિ, નેત્ર ભર્યાં તવ નીર;
આંઉ ધરી પ્રભુ લેઈ ગયા છે, પોતાને મંદીર. ૫૨
સિંહાસનપર બેસાડ્યા, ઋષિ જોઈ થયા રળિયાત;
પૂજાની સામગ્રી શીઘ્રે, મંગાવી તાત્કાળ. ૫૩
સાંભળી રુકમિણી ઉઠિયાં, કરવા ઋષિની સેવ;
સુવર્ણ પાત્રમાં પૂજા લેઇને, આવ્યાં છે તતખેવ. ૫૪
સુદામાનાં ચરણ ગ્રહીને, પખાળે મહારાજ;
રુકમિણી જળ નાખે ઉપર, પૂર્યા મનોરથ આજ. ૫૫
અર્ધપાદ પૂજા કરી, લેઈ ચરણામૃત ધર્યું શીષ;
કૃતારથ અમને કર્યાં, આજ પધાર્યા ઋષિ ઇશ. ૫૬
સાંભળી સોળ સહસ્ર આવી, જોવા હરિના મિત્ર;
જોઈ સહુ ત્યાં હસવા લાગી, એ શું જુઓ હરિની પ્રીત. ૫૭
દેહે દુર્બળ વસ્ત્ર જીરણ, દેખાય છે કદ રૂપ;
સતભામા કહે મિત્ર હરિના, કુટડા ઘણું રૂપ. ૫૮
એમ કાનેકાન કરે વારતા, એ જાણ્યું દેવમોરાર;
શ્રીકૃષ્ણ કહે એની સેવા કરશે, તે વહાલી મુજને નાર. ૫૯
સાંભળી કો વ્યંજન લેઇને, આવી ઢોળે વાય;
કો પાન બીડી જળની લોટી, ઉભી લઇ સેવાકાજ. ૬૦
સુદામાનું પ્રીત વારતા, કરે શ્રીપરિબ્રહ્મ;

શ્રીકૃષ્ણ ઉવાચઃ—

થાકયા હશો મિત્ર સુદામા, તમને થયો છે માર્ગમાં શ્રમ. ૬૧
કાંઈ તમને સાંભરે છે કે, નહીં પૂર્વની વાત;
સાંદીપનિને ઘેર આપણ, ભણતા બહુએ સાથ. ૬૨
ભણી ગયા પછી તમારો, કેમ થયો છે નિર્વાહ;
પરણ્યા છો કે નહીં દીસે, ચોકસ પરણ્યાનાં ઘાંહ. ૬૩
વસ્ત્ર ભૂષણ નહીં શો કેમ, ચાલે ગૃહસ્થાશ્રમ;
બ્રહ્મચારી ગૃહસ્થાશ્રમજ, પછે જાણો વાનપ્રસ્થ. ૬૪
એ પછી સંન્યાસ કહિયે, તરવા મારગ ધર્મ;
મિત્ર આરા કષ્ટ પામ્યા, દુઃખે ગયા છે દિન. ૬૫
ગોવિંદ માંડી ગોઠડી, મિત્ર સાંભળો મારી વાત;
ચિંતા શી પડી આવડી, જે દુર્બળ દીસે ગાત્ર. ૬૬
સંતાન સુખ નહીં ઘરમાં, શું ભાભીએ આપ્યા વાજ;
કે જ્ઞાને કરી ત્યાગી થયા, સંસારપર નહીં ત્યાગ. ૬૭
તપે કરી ઇંદ્રિ વશ કરો છો, કે દેહદમન મન વૈરાગ્ય;
એટલા દુઃખમાં કયું દુઃખ તે, કહો મુજને અનુરાગ. ૬૮
ઋષિ કહે તમ વિયોગે કરી, પામ્યો છું હું દુઃખ;
અંતર્યામી મળ્યા છો તો, હવે થાશે મમ સુખ. ૬૯
શામળિયા આજ મળ્યા તમને, સાંભરે છે કે શુન્ય;
ગોરને ઘેર એક સ્વરે કરી, કરતા વેદની ધુન્ય. ૭૦
સ્રીને સોંપી ગયા ગુરુજી, કરવા યજ્ઞનાં કામ;
ગુરુપત્નિયે વિચાર્યું, આજ, ઇંધણ નહીં ઘરમાંય. ૭૧
આપણને આવી કહ્યું, છેક અડચું છે શિષ્ય;
કાષ્ઠ કડકો મળે નહીં, હું રસોઈ કરુ શી રીત. ૭૨
સાંભળી તતક્ષણ ચાલ્યા, કુહાડા લેઈ સ્કંધ;
હું તમે બળભદ્ર સાથે, ગયા વનમાં સંઘ. ૭૩
ખોડ ફાડી ભારા ત્રણે, બાંધ્યા છે તતક્ષણ;
સાંભરે કે નહીં તમને, જુઓ વિચારી મન. ૭૪
તે સમે વાયુ સાંધી આવી, વરસ્યો બહુ વરસાદ;
રવિ અસ્તાંગત દિશા ભૂલ થઇ, સુઝે નહીં કાંઇ વાટ. ૭૫
નદી નાળાં પૂર આવ્યાં, ટાઢે ધ્રુજીએ વનમાંય;
અકેકના કર ગ્રહી ચાલ્યા, વિપત પડે બહુ ત્યાંય. ૭૬
રખે કો ભુલા પડે, થઇ અંધારી ઘણી રાત;
વસ્ત્ર ભીનાં વળી ઉપર, વરસે છે વરસાત. ૭૭
એ રીતે આપણે રાત સઘળી, ફર્યા છીએ મુનિજંન;
સુદામા કહે વળી સાંભરે મુને, રહ્યા રાત્રે વંન. ૭૮
શ્રીકૃષ્ણ કહે વળી સાંભરે, મિત્ર કહું તમને વાત;
પ્રાતઃકાળ થયે ભારા લઇને, ચાલ્યા ત્રણ જણ વાટ. ૭૯
ગુરુએ આવી કહ્યું સ્રીને, ક્યાં ગયા એ બાળ;
ગોરાણી કહે મોકલ્યા મેં, લેવા સરપણ કાજ. ૮૦
રીસ કીધી અતિ ઘણી, તેં એ શું કીધું કર્મ;
રામ કૃષ્ણ બેહુ ભણવા આવ્યા, એ કહિયે પરિબ્રહ્મ. ૮૧
સુકુમાર બાળક મોકલ્યા, કેમ કરી રાખું ધીરજ;
હજી લગી આવ્યા નહીં, વરસે મેઘ ચમકે વીજ. ૮૨
રાત્રિ થઇ નદી પૂર આવ્યાં, શું કરે તે બાળ;
સ્રીને એ રીતે કહ્યું ગુરુએ, ચિંતામાં ગઇ રાત. ૮૩
બાળક રહ્યાં વનમાં ભુખ્યાં, શું કરું હવે જોય;
પ્રાતઃકાળે આવ્યા ખોળતા, આપણને દેખી મન મોહ્ય. ૮૪
ધાઇ આવીને ભારા નંખાવ્યા, લીધા હૃદયા સાથ;
એમ કરતાં તમને કષ્ટ પડ્યું, કહી મૂક્યો મસ્તક હાથ. ૮૫
પ્રસંન થયા છે આપણને, ઘેર તેડી ગયા ઉલ્લાસ;
તમારી વિદ્યા તમને ફળજો, દીધો આશિરવાદ. ૮૬
ગૌ દોતાં કર વધારી તમે, દહોણી આપી થયું જ્ઞાન;
ગોરાણીએ પુત્र [illegible] ૮૭

વિદાય થઇને ઘેર આવ્યા, એ સાંભરે મિત્ર વાત;
તે દહાડાના આજ ફરીને, મળ્યા છિયે રળિયાત. ૮૮

**સુદામોવાચઃ–**

સાંભળી ઋષિજી વધા, મુને સાંભરે મહારાજ;
આજ જન્મ મારો થયો સફળ, દર્શનથી સર્યાં કાજ. ૮૯
તમે કહ્યું ગૃહસ્થાશ્રમ, કેમ ચાલે છે તમારો;
તમ કૃપાથી આજ સુધી, થયો છે નિર્વાહ મારો. ૯૦
જગતગુરુ તમને કહિયે સ્વામી, ભણ્યા ગુરુની પાસ;
ભણવું ભણાવવું શું પડે તમને, લોક વહેવારને કાજ. ૯૧
સચ્ચિદાનંદ રહ્યા વ્યાપી, એક અનંત સ્વરૂપ;
કોટિ કોટિ બ્રહ્માંડ ફરે છે, તમારાં રોમકૂપ. ૯૨
તમો વિશ્વંભર વિશ્વપાલક, આપો સહુને અંન;
અમને શાની છે ચિંતા, માથે તમો પરબ્રહ્મ. ૯૩
સંસારનું સુખ સ્વપ્ન સરખું, સાચું હરિનું છે નામ;
શ્રવણ કીર્તન ધ્યાન ધરે તે, પામે વૈકુંઠ ધામ. ૯૪
પરસ્પર વાત એમ કરે છે, ઋષિ અને ભગવાન;
સુત પુરાણિકે શૌનક આગળ, કહ્યું એ પ્રમાણ. ૯૫

વલણ

કહ્યું છે એ પ્રમાણરે, શુક કહે સાંભળ રાયરે;
ધનદાસના સુત કહે સુંદર, થયો એંસીમો અધ્યાયરે. ૯૬

ઇતિ શ્રીમદ્‌ભાગવતે દશમસ્કંધે અશીતિતમોઽધ્યાયઃ ॥ ૮૦ ॥

## અધ્યાય ૮૧ મો*

### કડવું ૧૯૪ મું–રાગ કેદારો

શુક કહે સુણ રાજંન, હરિનાં ચરિત્ર કહું અતિ રમ્ય;
સુદામાપર પ્રભુની પ્રીત, પૂર્વની વાત કરે જગદીશ. ૧

ઢાળ

જગદીશ કહે મારા મિત્રને, નથી દ્રવ્યની ઇચ્છાય;
ધણીઆણીને ઇચ્છા છે, મન જાણ્યું યદુરાય. ૨
દીધા વિના કેમ પામશો, એમ કહે મધુસૂદન;
સાત જન્મ લગી જોયું પ્રભુયે, મળે નહીં કાંઈ પુન્ય. ૩
વૈભવ મારો દેખીને, એ લાજશે મન સાથ;
તે માટે તાંદુલ મુજને, આપશે નહીં હાથ. ૪
મિત્રને કહે અમારે કાજે, લાવ્યા છો શું હેત;
દેવગુરૂ તથા રાજદ્વારે, મૂકવી કાંઈ ભેટ. ૫
પત્ર અથવા પુષ્પ કે ફળ, કરે મુને અરપણ;
તેણે કરી હું સંતોષ થાઉં, ઘણે નહીં રીઝે મંન. ૬
ભાભીએ ભેટ મોકલી તે, આપો અમને વસ્ત;
લાવ્યા છો તમો ગાંઠડી, કાંઈ દીસે એમાં તત્વ. ૭
ઋષિજી મન વિચારે ત્યાં, તુચ્છ ભેટ મૂકું શુંય;
શ્રીકૃષ્ણનો વૈભવ જુઓ†, રંક દુર્બળ બ્રાહ્મણ હુંય. ૮

કંચન મણિમય કહિયે રચના, સપ્ત ભૂમિ અવાસ;
મુક્તાફળનાં તોરણ દ્વારે, તેજપુંજ પ્રકાશ. ૯
અષ્ટસિદ્ધિ નવનિધિ ઘરમાં, ભર્યા કોષભંડાર;
શું જોઇને એ તાંદુલ આપું, કરે મંન વિચાર. ૧૦
શ્રીકૃષ્ણે મંન વિચાર્યું, એને આપતાં આવે લાજ;
હસતાં હસતાં તાણી લીધી, ગાંઠડી યદુરાજ. ૧૧
દેખીને ઘણું પ્રસંન થયા છે, છોડે છે પોતે ગાંઠ;
સુદામાનું દારિદ્ર ખોવા, પ્રીત ઘણી એ માટ. ૧૨
જેમ છોડે તેમ બંધન, ભવનાં છુટતાં જાય;
છોડતાં તાંદુલજ દીઠા, હરખ્યા ઘણું મનમાંય. ૧૩
ઋષીને ભગવાન કહે છે, તમે કેમ જાણી મનની વાત;
ભગવાનને એ વહાલા છે, માટે લાવ્યા છે એ ભાત. ૧૪
સ્ત્રી સર્વે આશ્ચર્ય પામી, આ શું, એમ કહે નારી;
આવડું એણે બંધન દીધું, કરયું યત્ન બહુ ભારી. ૧૫
માંહોમાંહિ કહે છે નારી, એવી શું શું છે વસ્ત;
જે દેખી રળિયાતજ થાય છે, હરિ છોડે છે સ્વહસ્ત. ૧૬
એક મુષ્ટિ આરોગ્યા ભરી, બીજી, લક્ષ્મીયે ઝાલિયો હાથ;
શક તુલ્યે આપ્યું હવે શું, આપશો મુજને નાથ. ૧૭
પછે તમને ગમે તે અરુ, સમજિયા દેવ મોરાર;
બાકી સ્ત્રીને વેહચી આપ્યા, પ્રેમે તાંદુલ સાર. ૧૮
એક તાંદુલ ભાવનો તે, કહિયે લક્ષ સમાન;
રુક્મિણીને કહે શ્રીહરિ, તે જાણજો મનમાંય. ૧૯
એ સરખું મેં આપ્યું નહિ, એમ વધા જગદાધાર;
આપ્યું તે રુક્મિણી જાણે, બીજી ન જાણે નાર. ૨૦
શ્રીકૃષ્ણ કહે મારા મિત્ર ભૂખ્યા, કરો સામગ્રી તૈયાર;
માર્ગમાં ઘણો શ્રમ થયો, સાંભળી સ્ત્રીયે વાત. ૨૧
ચોકો પાણી અંન સામગ્રી, કર્યું છે સર્વ તર્ત;
રુક્મિણી કહે ઉઠાડો, હવે ઋષીને ભગવંત. ૨૨
પ્રેમ વાત કરીને ત્યાંથી, ઉઠ્યા છે ભગવાન;
સુદામાને તેલ મર્દન, ઉષ્ણોદક શુભ સ્નાન. ૨૩
મિષ્ટાન્ન ભોજન શીતળજળ, મુખવાસ બીડી બરાસ;
રત્નજડિત શય્યા ઉપર, સુવાડ્યા ઋષીરાજ. ૨૪
શ્રીકૃષ્ણ ઋષિના પાગ ચાંપે, લક્ષ્મી ઢોળે વાય;
નિદ્રા વશ તવ થયા ઋષીજી, સુતા પછી યદુરાય. ૨૫
પ્રાતઃકાળ થયો વિદાય માગી, ચાલ્યા સુદામા સાવધાન;
વળાવાને ગયા સંગે, પોતે શ્રીભગવાન. ૨૬
સુદામાને ભેટ્યા શ્રીહરિ, ફરીને મળવું ક્યાંય;
ઠાલે હાથે વળાવી પ્રભુ, આવ્યા મંદિરમાંય. ૨૭
સતભામા કહે જાંબુવતીને, કૃપણ થયા જુઓ હેત;
બ્રાહ્મણ દુર્બળ ગયો તેને, આપી નહીં કોડી એક. ૨૮
રુક્મિણી કહે સમજો શું તમો, પ્રભુની વાત છે ગૂઢ;
આપ્યું પણ મુખે નવ કહ્યું, જુઓ એવા ગરુડારૂઢ. ૨૯
માર્ગમાં ઋષિ જાય ચાલ્યા, કરતા મંન વિચાર;
શાનું થયું આપ્યું નહીં, મુને દ્રવ્ય દેવમોરાર. ૩૦

* આ એકાશીમા અધ્યાયમાં ભગવાને મિત્રના તાંદુલ ખાઇ તેના આશ્રમમાં ઇંદ્રને પણ દુર્લભ એવી લક્ષ્મી કરી આપી એ કથા છે.
† જુજવો–જુદા પ્રકારનો.

વસ્ત્રાભૂષણ વિવિધપેરનાં, સાવ મણીમય જડાવ;
બાળક દીઠાં રૂપે સુંદર, વર્ત્યો જયજયકાર. ૭૪
સિંહાસનપર બેસાડ્યા ઋષિજી, ચમર ઢળે ચોપાસ;
કંઈએક સેવક ઉભા આગળ, જાણીયે કૈલાસ. ૭૫
સ્ફટીક મણિમય કહિયે મંદિર, સુવર્ણનાં સહુ પાત્ર;
ઋષિનો વૈભવ જોતાં, કુબેર તે કોણ માત્ર. ૭૬
તાલ ઝાંઝ મૃદંગ વાગે, આનંદ ઓછવ થાય;
યાચકને ઋષિ દાન આપે, દરિદ્ર તેનાં જાય. ૭૭
ઋષિ મનમાં વિચારે, રખે માયામાં થાઉં મગ્ન;
સદૈવ મારી મનષા રહેજો, શ્રીકૃષ્ણને ચર્ણ. ૭૮
પ્રભુયે આપ્યું તો ભોગવવું, પણ ચિત્ત રહે ઉદાસ;
જન્મ જન્મ શ્રીકૃષ્ણની, ભક્તિ હોય અવિનાશ. ૭૯
એમ અકેકું વાનું તજતા જાયે, વિષયપર નહીં મંન;
શ્રવણ કીર્તન ધ્યાન હરિનું, નીગંમે એમ દીન. ૮૦
અંતર્યામીએ જાણ્યું એનું, મંન રહે ઉદાસ;
હરિભક્તિયે અંત્ય પદવી, પામે વૈકુંઠ વાસ. ૮૧
સુદામાનું ચરિત્ર ગાયે, સાંભળે નર ને નાર;
દરિદ્ર તેને પીડે નહીં, તે પામે ઉત્તમ ઠાર. ૮૨

વલણ

પામે ઉત્તમ ઠામ એ, શુક કહે સાંભળ રાયરે;
ધનદાસના સુત કહે સુંદર, થયો એકયાસીમો અધ્યાયરે. ૮૩

ઇતિ શ્રીમદ્ભાગવતે દશમસ્કંધે એકાશીતિતમોઽધ્યાયઃ ॥ ૮૧ ॥

## અધ્યાય ૮૨ મો*

### કડવું ૧૯૫ મું–રાગ રામગ્રી

શ્રીશુકદેવ કહે સુણ રાય, હરિ કુરુક્ષેત્રની યાત્રા જાય;
સૂર્યગ્રહણ આવ્યું મોટું પર્વ, લેઈ પરિવાર સાથે ચાલ્યા સર્વ. ૧
ઉગ્રસેન વસુદેવ તાત, પ્રદ્યુમ્ન સાંબ ને બળ ભ્રાત;
સાત્યકી યાદવ ગદ બળવાન, વાગ્યાં દુંદુભિ બહુ નીશાન. ૨
અનિરુદ્ધ કૃતવર્મા મૂક્યા ગામ, રક્ષા કારણ શ્રીભગવાન;
ગજ રથ અશ્વ બેસી સુખાસન, થયા તત્પર શ્રીપરિબ્રહ્મ. ૩

ઢાળ

શ્રીપરીબ્રહ્મ પોતે જાય છે, સાંભળો પરીક્ષિતરાય;
કહેશો એટલાં એ તીર્થ મૂકી, કુરુક્ષેત્ર કેમ જાય. ૪
મ્લેચ્છ પરાયણ હણ્યા ક્ષત્રી, હણ્યા એકવીશવાર;
તે પરશુરામથી બ્રહ્મહત્યા, ઉતરી એ ઠાર. ૫
દૈત્યની પેરે પીડતા, માટે હણ્યા છત્ર વિશેષ;
અહીંયાં આવી કીધું તર્પણ, હત્યા ગઈ તતખેવ. ૬
તે માટે પુણ્ય ક્ષેત્ર છે, સહુ ગયા તેણે ઠામ;
તે દિવસ અપવાસ બીજે, સૂર્યગ્રહણ કીધાં સ્નાન. ૭
ખગ્રાસ સઘળો ગળ્યો રાહુયે, પર્વ મોટું એહ;
ગ્રહણ અંતે દાન ગૌનાં, આપ્યાં વિપ્રને તેહ. ૮
વસ્ત્રાભૂષણ વિવિધ પેરનાં, દીધાં દાન અનેક;
તીર્થ કરીને વાડીમાં પ્રભુ, ઉતર્યા સહુ સમેત. ૯
છાયા શીતળ વૃક્ષની, ફળફૂલ આમ્રનાં ઝાડ;
બ્રહ્મભોજન દાન દક્ષિણા, આપ્યાં છે તે ઠાર. ૧૦
સભાસહિત પ્રધાન સંગે, બેઠા છે ભગવાન;
તાલ ઝાંઝ મૃદંગ વાજે, ગાય ગાંધર્વ ગાન. ૧૧
તીર્થ કરી હરિ પરવર્યા, મળ્યા લોક બહુ પુણ્યક્ષેત્ર;
ઠામ ઠામ સહુ ઉતર્યા તેને, મળવાનું કરે હેત. ૧૨
કહિયે દેશ પંચાળના, વૈરાટ દ્રુપદ દેશ;
દેશ દેશના ભૂપ મળ્યા અહિયાં, તીર્થ મહા વિશેષ. ૧૩
ભીષ્મપિતામહ વૃદ્ધ પોતે, ધૃતરાષ્ટ્ર રાજંન;
ગાંધારી રાનપુત્ર આદે, સૈન્યનો નહીં પાર. ૧૪
દ્રોણાચાર્ય કરણ કૃપ આદે, કહિયે દુર્યોધન;
ભીમ અર્જુન નકુળ સહદેવ, યુધિષ્ઠિર મહીપાળ. ૧૫
કુંતા દ્રૌપદી સુભદ્રા, વળી કહિયે બીજો પરિવાર;
નંદ યશોદા ગોપ ગોપી, આવ્યાં તેણે ઠાર. ૧૬
વચન પ્રભુએ કહ્યું હતું જે, મળશું અમો કુરુક્ષેત્ર;
એક પંથ બેહુ કાજ તીર્થે, આવ્યા સહુ સમેત. ૧૭
હરિદર્શનનો લાભ મોટો, સર્વથી ઘણું પુણ્ય;
વસુદેવજીને મળવા આવ્યાં, કુંતાજી તતક્ષણ. ૧૮
દ્રૌપદી સંગે સુભદ્રા, એ આદે કંઈ એક નાર;
બેહેનને આવતાં દેખી, ઉઠ્યા મળવા રાય. ૧૯
મળીને સમાચાર પરસ્પર, પૂછ્યા છે સુખદાય;
વસુદેવ કહે બેહેન ઘણે દિવસે, મળ્યા તમને આજ. ૨૦
કુંતાજી કહે ભાઈ સાંભળો, કહું દુઃખની વાત;
શ્રીકૃષ્ણ સરખા ભત્રિજા, તમ સરખા મારે ભ્રાત. ૨૧
જુઓ આવડું કષ્ટ પડયું અમને, લીધી નહિ સંભાળ;
અદૃષ્ટ વાંકુ છે અમારું, તમો શું કરો ભૂપાળ. ૨૨
જ્યારે અદૃષ્ટ હોશે પાધરું, ત્યારે સર્વ સાનકુળ થાય;
સાંભળી વસુદેવ કહે બેહેન, સત્ય કહ્યું તમે આપ. ૨૩
જુઓ કારાગૃહમાં હોહેલા દિન, નીર્ગમ્યા અમે એમ;
તમારો તપાસ અમે કેમ, લિજિયે આવી બેહેન. ૨૪
હવડાં દહાડા વળ્યા છે, તમ ભત્રીજાને પુણ્ય;
હવે તમોને કષ્ટ પડશે ત્યારે, સહાય કરશે મધુસૂદન. ૨૫
કંસ પાપીયે પીડ્યાં અમને, દીધું છે ઘણું દુઃખ;
એ દુષ્ટનો નિગ્રહ કરીને, આપ્યું પુત્રે સુખ. ૨૬
વસુદેવજી એમ કહે છે, એવે આવ્યા બહુ રાજંન;
ઉગ્રસેન સહુ સભા બેઠી, પોતે મધુસૂદન. ૨૭
રાજસૂયમાં મળ્યા રાજા, તે સર્વ પાંડવ સાથ:
ઉગ્રસેન વસુદેવને, આવી મળ્યા સુખ દાય
સ્તુતિ કરી રાયે અતિ ઘણી, વસુદેવની તેણે ઠામ
ધન ભાગ્ય યાદવ તણાં, જેના વંશમાં

* આ બ્યાસીમા અધ્યાયમાં સૂર્ય ગ્રહણનાં પર્વ ઉપર કુરુક્ષેત્રમાં આવેલા રાજાઓ યાદવોને જોઈ પરસ્પર પ્રીતિથી ભગવાનની વાતો કરવા લાગ્યા તે કથા છે.

અરસપરસજ બોલવું, અહર્નિશ રહેવું પાસ;
મનુષ્યભાવે કરી જાણ્યા છો, એ કહિયે અવિનાશ. ૩૦
કોઇએક વેળા કરમદ્રી વાતોં, કરવી હરિસું એમ;
એકે પંગતે ભોજન કરવું, એકે સાથરે શયેન. ૩૧
ઉગ્રસેન આદિ સર્વને, એમ કહે છે રાજંન;
એ ભાગ્ય શું નાહનું તમને, સંગે જગજીવંન. ૩૨
સંસાર તો અસાર છે, અહિં જન્મ મરણનું દુઃખ;
ઉંધે મસ્તક રહેવું નર્કમાં, શું છે અહિંયાં સુખ. ૩૩
સંસારસાગર તરવા નૌકા, કહિયે પ્રભુનું નામ;
શ્રીકૃષ્ણ પોતે સાંભળે, મળી ગયા રાયજી ઠામ. ૩૪
શ્રીગોકુળથી નંદ યશોદા, ગોપ ગોપી ત્યાંય;
જાણ્યું જે ભગવાન અમને, મળશે તીરથમાંય. ૩૫
તે માટે કુરક્ષેત્ર આવી, મળ્યા નંદ વસુદેવ;
મળી કરી સમાચાર પૂછ્યા, અન્યોન્ય સહુ ક્ષેમ. ૩૬
આદરમાન વસુદેવે દીધાં, ગદ્‌ગદ્ કંઠે થાય;
તમારો ઉપકાર અમે કયારે, છુટશું નંદરાય. ૩૭
તમારે પુન્યે ઉછરિયા એ, બાળક બેહુએ ધન્ય;
ઓશિંગળ કેમ થઇશું તમારાં, એમ વધા રાજંન. ૩૮
ખોળે બેસાડી રામ કૃષ્ણને, દીધાં આલિંગન;
નંદ કહે પુત્ર ઘણે દિવસે, મળ્યા જળ ભર્યાં લોચન. ૩૯
કયારેય અમને સંભારો કે, નહીં સુંદર શ્યામ;
રાજ સુખમાં ભુલા છો, હવે સંભારો શું કામ. ૪૦
શ્રીકૃષ્ણ કહે છે પિતાજી, તમને વિસારતા નથી ક્યાંય;
સદૈવ મારી મનિષા રહે છે, જાણજો વ્રજમાંય. ૪૧
યશોદાજી દેવકીને, આવ્યાં મળવા કાજ;
રોહિણી મહુ મળ્યાં પ્રેમે, પૂછી વાત સુખદાય. ૪૨
યશોદાને દેખી બેઉ, આવી મળ્યાં તતખેવ;
ખોળે બેસાડી દઈ આલિંગન મા, પૂછે કુશળક્ષેમ. ૪૩
ઘણે દિવસે મળ્યા અમને, નેત્ર વહે જળધાર;
દેવકી કહે યશોદાજી, તમો ખરાં માત તાત. ૪૪
નાહાનાથી મોટા કર્યા, તમવડે ઉછર્યા તન;
અમને તો જાણતા નથી, તમ ઉપર હરિનું મન. ૪૫
શ્રીકૃષ્ણ મુખથી વધા વાણી, સાંભળો મુજ વાત;
તમારી તુલનાયે પૃથિવીમાં કો, હવી ન હોશે માત. ૪૬
ગદ્‌ગદ્ કંઠે થઇને કહે, આવી ઉતરો અમપાસ;
અમો રહું ત્યાં લગી તમો રહેવું, એમ વધા અવિનાશ. ૪૭
નંદ યશોદા ગોપ ગોપી, ઉતર્યાં સહુ ત્યાંય;
મળવાને વ્રજનાર સર્વે, આવી છે પ્રભુ જ્યાંય. ૪૮
નયણે નરખ્યા નાથને, ઘણું હરખ પામી મન,
કોઇએક વેળા અમને સંભારો કે, નહીં પ્રાણજીવન. ૪૯
બાળલીલા આપણ રમ્યાં તે, કેમ વીસરે કહે શ્યામ;
મળવાને અવકાશ નહીં જો, આવું ગોકુળગામ. ૫૦
જરાસંધ કાળયવન પૌંડ્રક, સાલ્વ ને દંતવક્ત્ર;
એ આગળ આવી ન શકયા, તમો માનજો તે સત્ય. ૫૧
કાળને વશ સર્વ છે, એમ કહે છે યાદવરાય;
તૃણને જેમ વાયુ ઉડાડે, ફરી ન મળવું થાય. ૫૨
વાદળ એકઠું મળે આવી, વિયોગ થાય ક્ષણમાંય;
વાયુ પરજન્ય ઉડાડી ને, લેઈ જાય કયાંનું કયાંય. ૫૩
તેમ સહુ એ કાળને વશ, જાણજો તમો ન્યાય;
પંચભૂતથી દેહ થાયે, ફરી તેમાં સમાય. ૫૪
જેમ મૃત્તિકાથી ઘટ નીપજે, ભાત ભાતના ત્યાંય;
ભિંજાય ત્યારે મૃત્તિકા થઈ, મળે પૃથિવીમાંય. ૫૫
સુવર્ણના બહુ ઘાટ નીપજે, નામ તેનાં અનેક;
ભાંગે ત્યારે સુવર્ણ કહિયે, તેમ ઘટ ઘટમાં એક. ૫૬
જે જાણે તે તદ્રૂપ મુજને, મળે આવી જીવ;
નહીંતર ભુલા ભમે દુઃખ સુખ, ભોગવે એ રીત. ૫૭
યોગેશ્વરને દરશન દુર્લભ, તે તમે જુઓ મંન;
જ્ઞાન ગધ વિભુયે કહ્યાં, ત્યારે ઓળખ્યા એ બ્રહ્મ. ૫૮
ગોપી કહે તમ માયાથી, રહે ચિત્ત અમારું ઉદાસ;
એટલું સ્વામી માગું છું, તે દીજીયે અવિનાશ. ૫૯
શ્રીકૃષ્ણ કહે તમો મોક્ષ પામ્યાં, મુજ કૃપાયે એહ;
તમને જન્મ મરણ નહીં, એમાં નહીં સંદેહ. ૬૦
સાંભળી વ્રજનારી સર્વે, હરખ પામી ઘણું મંન;
ગોપી તનમય થઇ ગઈ છે, દેખે સઘળે બ્રહ્મ. ૬૧

વલણ

બ્રહ્મભાવે તે દેખે છે, શુક કહે સાંભળ રાયરે;
ધનદાસના સુત કહે સુંદર, થયો બ્યાસીમો અધ્યાયરે. ૬૨

ઇતિ શ્રીમદ્‌ભાગવતે દશમસ્કંધે દ્વયશીતિતમોઽધ્યાયઃ ॥ ૮૨ ॥

## અધ્યાય ૮૩ મો*

### કડવું ૧૬૬ મું-રાગ રામગ્રી

શ્રીશુકદેવજી વધા વચંન, સાંભળ પરીક્ષિત મહારાજંન;
પાંડવ આવ્યા બહુ સૈન્યા સાથ, મળવા કાજે ત્યાં યદુનાથ.

ઢાળ

મળવા શ્રીયદુનાથને, એ આવ્યા છે રાજંન;
યુધિષ્ઠિરને દેખીને, સામા ગયા છે પરિબ્રહ્મ. ૧
ભુજ પસારી લીધા રાયને, ભેટ્યા આદરમાન;
સમાચાર તત્ર ક્ષેમકુશળના, પૂછે શ્રીભગવાન. ૨
રાય કહે જેને ભક્તિ તમતણી, તેને ક્ષેમ કલ્યાણ;
કથા અમૃત શ્રવણ કીર્તન, ચરણ કમળનું ધ્યાન. ૩
તેને શાની ચિંતા જેને, માથે શ્રીપરિબ્રહ્મ;
નિર્ભય થઇને ફરે ભુતળ, શું કરે તેને યમ. ૪

* બ્યાશીમા અધ્યાયમાં સ્ત્રીઓ ભગવાનની કથાનો ઉત્સવ કરવા લાગી તેમાં શ્રીકૃષ્ણની સ્ત્રીઓએ પોતાના વિવાહની કથા દ્રૌપદી પાસે કહી બતાવી તે કથા છે.

રાજ્ય તથા પરિવાર ઘરસું, મમત્વ નહીં સ્વામીન;
ચિત્ત અમારું તમારે ચર્ણે, રહે છે થઈ લીન. ૫
બીજું અમને ગમે નહીં, સદા ભક્તિ હોય મુજ શ્યામ;
તદરૂપ તમને દેખું છું, સર્વત્ર શ્રીભગવાન. ૬
સ્તુતિ રાયે પ્રભુની કરી, ઘણું રીઝયા દેવ મોરાર;
એમ ઠામે ઠામ વાત પ્રભુની, કરે છે નરનાર. ૭
અંતઃપુરમાં દ્રૌપદી, રુક્મિણી આદે સહસ્ર;
એમ મળીને કરે વાર્તા, દ્રૌપદી પૂછે અત્ર. ૮
રુક્મિણીને કહ્યું પેહેલાં, કેમ પરણ્યા તેહ:
સાંભળવાની ઇચ્છા છે, માટે કહો મુજને એહ. ૯
રુક્મિણી કહે ભાઇયે મુજને, આપી હતી નિર્વાણ;
શિશુપાળને તેડાં ગયાં, તે આવ્યા લેઈ બહુ જાન. ૧૦
મારું ચિત્ત તો હરિ ચરણે, મેં પત્ર મોકલ્યું ત્યાંય;
લગ્ન દિવસ પર આવી પહોંચ્યા, હરખ અતિ મનમાંય. ૧૧
અંબિકા દેહેરે હું ગઈ, પૂજી નીસરી જોઈ વાટ;
સ્મરણ કીધું સારંગધરનું, લેઈ ગયા મુને નાથ. ૧૨
સર્વ રાજાને જીતી, મુજને પરણ્યા લક્ષ્મીકાંત;
છું એના ઘરની કિંકરી હું, પછી કહી સતભામાયે વાત. ૧૩
મારા પિતાને સૂર્યે આપ્યો, સ્યમંતકમણિ તે ત્યાંય;
શ્રીહરિયે માગ્યો આપ્યો નહીં, પછી મૂક્યો જઈ ઘરમાંય. ૧૪
પ્રસેન યાદવ કંઠે બાંધી, ગયા મૃગયા વંન;
મૃગયા રમતાં સિંહે માર્યો, સિંહને રીંછે જઇ એમ. ૧૫
કાને કાન કરે હરિની નિંદા, હરિયે કઢાવ્યો માગ;
રીંછ સાથે અઠ્ઠાવીશ દિન, વઢિયા જઈ વીતરાગ. ૧૬
રીંછને જીતી મણિ લાવ્યા, જાંબુવતી સંગ નાર;
પિતાને પરિતાપ થયો, મેં મિથ્યા દીધું આળ. ૧૭
અક્રૂરને આપવા કહી, મુને પરણાવી હરિ સાથ;
ઘેર આવી જાંબુવતી પરણ્યા, છિયે અમો એની દાસ. ૧૮
કાલિંદી કહે તપ કર્યું, મને વર્યા શ્રીજુગદીશ;
મૃગયા રમતાં મળ્યા મુજને, પરણ્યા છે ભલી રીત. ૧૯
નાગ્નજિતી કહે મારા પિતાયે, વૃષભની કરી પોણ;
સાત સ્વરૂપે કરી વૃષભ નાથ્યા, પરણ્યા છે પરિગ્રહ. ૨૦
તે માટે હું એના ઘરની, માર્જનીનું કરું કામ;
લક્ષ્મણા કહે પિતાયે કરી, મચ્છની પોણ જાણ. ૨૧
મારું ચિત્ત ને પિતાનું ચિત્ત, ભગવાન ઉપર મંન;
મોટા મોટા ભુપ સાથે, વેર થાવ માટે કરયું પોણ. ૨૨
જળમાં જોઈ ઉંચો મચ્છ વેધે, વરે તેહ પ્રમાણ;
સર્વ રાજા જોઈ રહ્યા, કોણે ન ઘાલી હામ. ૨૩
શિશુપાળ આદે કરણ સરખા, જોઈ રહ્યા બાંધી કચ્છ,
બાણાવળી અર્જુન તેણે, વિંધાયો નહીં તે મચ્છ. ૨૪
ત્યાર પછી ભગવાન ઉઠયા, ધનુષ બાણ લેઈ હાથ;
જળ નીચું જોઈ ઉપરથી, મચ્છ વિંધ્યો યદુનાથ. ૨૫
સ્વર્ગથી પુષ્પવૃષ્ટિ થઇ છે, જીત્યા પુરુષ પુરાણ;
રત્નમાળા હું લઇ ઉભી, અદૃશ્ય થયા ભગવાન. ૨૬
રાય સર્વે મોહ પામ્યા, દેખી મારું રૂપ;
હું જોતી જોતી આવું છું, નહીં દીઠા યાદવભૂપ. ૨૭
જાણ્યું જે મુજ વિના મૂર્છા, ખાઈ પડશે ધર્ણ;
તતક્ષણ ત્યાંથી પ્રકટ દર્શન, દીધું અશરણશર્ણ. ૨૮
વરમાળા કંઠે આરોપી, તવ વાગ્યાં દેવ નિશાન;
જયજયકાર સઘળે થયો, એ રીતે પરણ્યા શ્યામ. ૨૯
મચ્છ વિંધી અર્જુન તમને, પરણ્યા તે એ રીત;
એ રીતે મચ્છ વેધી મુજને, વર્યા છે રણજીત. ૩૦
ગજ રથ અશ્વ અનેક દાસી, લેખું મુજથી ન થાય;
મારા પિતાયે પેહેરામણી ઘણી, આપી નમિયા પાય. ૩૧
અક્ષૌહિણી સૈન્ય આપ્યું સાથે, વળાવ્યા દઈ માન;
રથે બેસાડી લઈ ગયા, મુને વાજતે નિશાન. ૩૨
સર્વ રાજા મનમાં દુભિયા, કરે લડવાની હઠ;
સારથીને કહ્યુ પ્રભુયે, હાંક વેહેલો તું રથ. ૩૩
સર્વ રાજાને જીતી આઠે, પરણ્યા શ્રીજગદીશ;
છું એ ઘરની કિંકરી, બાઈ ન જાણજો વિશેષ. ૩૪
સોળ સહસ કહે નરકાસુરે, આણી અમને વાજ;
નાગ ગાંધર્વ દેવકન્યા, રોકી એણે એ કાજ. ૩૫
ઇંદ્રે આવી કહ્યું ત્યારે, ચઢ્યા તે૫ર શ્યામ;
નરકાસુરને હણી અમને, લાવ્યા દ્વારીકા ગામ. ૩૬
સોળ સહસ ને એકસો અષ્ટરૂપ, ધર્યાં શ્રીભગવાન;
તેટલાં વસુદેવ દેવકી, ને તેટલા ગુરુ ઠામ. ૩૭
મને કરી અમે વર્યા પ્રભુને, ગુફા ઉઘાડી ત્યાંય;
આણીને એ રીતે પધાર્યા, દ્વારિકાપુર માંય. ૩૮
સાંભળી ઘણું હરખ પામી, દ્રૌપદી મનમાંય;
પરણ્યાનો વિસ્તાર સર્વે, કહ્યો કુરુક્ષેત્ર ત્યાંય. ૩૯
શુકદેવજી કહે રાયજી, કહ્યાં ચરિત્ર હરિનાં રમ્ય;
શ્રોતાજન ભાવે કરીને, ભજીયે પ્રાણજીવન. ૪૦

વલણ

ભજીયે શ્રીકૃષ્ણ નામ, એ થયા ત્યાશી અધ્યાય પ્રમાણરે;
ધનદાસના સુત કહે સુંદર, થયો મેવાડા જ્ઞાતિ પ્રસિદ્ધરે. ૪૧

ઇતિ શ્રીમદ્ભાગવતે દશમસ્કંધે ત્ર્યશીતિતમોઽધ્યાય ॥ ૮૩ ॥

---

## અધ્યાય ૮૪ મો*

### કડવું ૧૯૭ મું–રાગ ધનાશરી

શુકદેવ કહે સુણ રાય, સાંભળી પ્રસન્ન થયા મનમાંય;
કુંતા ગાંધારી યશોદા માત, ગોપી સહુ થયાં રળીયાત. ૧
સભામાં જેણે સાંભળ્યું કાન, તે સર્વ વખાણે ગુણ ભગવાન;

ઢાળ

ભગવાનના ગુણ ગાય એવે, આવ્યા ત્યાં મુનિ પુંગ;
હરિદર્શનની ઇચ્છા મનમાં, હરખ અતિ ઉમંગ.

---

* આ ચોર્યાશીમા અધ્યાયમા મુનિઓનો સમાગમ દેવના યજ્ઞના ઉત્સવની તથા ગબધીઓને મોક્ષના વગેરેની

વસિષ્ઠ ને સતદેવ અત્રિ, ભૃગુ દુર્વાસા રામ,
વ્યાસ નારદ અંગિરા, વિશ્વામિત્ર ગૌતમ વામ. ૩

અગસ્ત્ય ઋષિ માર્કંડ લોમહર્ષ, ચ્યવન ઋષિ શુકદેવ;
આવતા દેખી સભા સહિતજ, ઉઠ્યા હરિ તતખેવ. ૪

આસન આપી પૂજા કીધી, પવિત્ર કર્યાં મમ ઠામ;
કૃતારથ અમને કર્યાં, ભલે પધાર્યા કહે શ્યામ. ૫

સ્તુતિ કરી ઋષિની ઘણી, તમો કહિયે ભૂદેવ;
કૃપા કરીને આવ્યા અમને, દરશન દેવા એવ. ૬

તીર્થમાં જઈ સ્નાન કરિયે, ત્યારે પામે ફળ તે સત;
પ્રતિમા જે કો પાળે છે, સિદ્ધ મળે ફળ તર્ત. ૭

ઋષિ કહે અમને મોટા કીધા, સાંભળો હરિ વાત,
પ્રતિમા વળી તીર્થ કોટી, જુઠાં છે શું નાથ. ૮

તમો જ્યારે એમ કહો ત્યારે, માને કોણ મહારાજ;
ભગવાન કહે એ ભક્તિ માર્ગ, લોક સંદેહ કાજ. ૯

પ્રતિમા અષ્ટ ધાતુની, વળી તીર્થ કહિયે સાર;
તમ સરખા સાધુનાં દરશન, પુણ્ય હોય ત્યારે થાય. ૧૦

વેદ શાસ્ત્રના વક્તા તમો છો, તમથી પામે જ્ઞાન;
જ્ઞાને કરીને ભક્તિ થાયે, ભક્તિયે નિજ ધામ. ૧૧

જુઓ જનકે કોટિ નરકના જીવ, તારિયા રામપ્રતાપ;
સાધુ સમાગમ એવો છે, શું કહું મુખથી વાત. ૧૨

તમથી તિરથ પ્રતિમાની, પ્રતિષ્ઠા જાણે લોક;
તે માટે તમો મોટા પ્રભુયે, સ્તુતિ કરી શ્રીમુખ. ૧૩

સર્વ જનને જાણવા એ, ત્યાં કહ્યું સભામાંય;
સાંભળી ઋષિ પ્રસન્ન થયા ઘણું, હરખ પામ્યા ત્યાંય. ૧૪

ધન્યધન્ય શ્રીમહારાજ તમને, વદ્યા ઋષિજી વાણ;
ધર્મ મર્યાદા રાખવા, એ કહ્યું શ્રીભગવાન. ૧૫

અમે તમારા સેવક છિએ, જુઓ સ્તુતિ કરી ઘણી સોય;
તમારો મહિમા હે સ્વામી, જાણે જ્ઞાની કોય ૧૬

તમોને પરિબ્રહ્મ કહિયે, માયાથી ગુણવિકાર;
મૃત્તિકાથી ભાત ભાતના ઘટ, નીપજે તે સાર. ૧૭

ભાંગે ત્યારે મૃત્તિકા, તેમ દીસે માયાલોક;
સ્વપ્નમાં સુખ ભોગવે, પ્રાણી જાગે ત્યારે શોક. ૧૮

તેમ તમે ખરા, માયા જુઠી, દીસે સહુ પ્રપંચ;
સચ્ચિદાનંદ રહ્યા વ્યાપી, રમત રચિ એ સંચ. ૧૯

તમ ચરણથી ગંગા પ્રગટી, તે આપે પ્રાણીને મોખ;
યાદવ બીજા રાય તમને, ઓળખે નહીં લોક. ૨૦

એ તો આપણા સગાવહાલા, એમ કરી જાણે મન;
ખાવું પીવું બેસવું સંગે, સુવું એક આસન. ૨૧

એમ ન જાણે જગદીશ છે, કેમ બરાબરી કરુ શીવ;
મર્યાદા પાખે નહીં, એ બ્રહ્મ આપણ જીવ. ૨૨

એમ સ્તુતિ કરી ઋષિયે ઘણી, હવે આજ્ઞા દ્યો જઈયે ઠામ;
ભક્તિ તમારી હજો અમને, માગું છું એ ભગવાન. ૨૩

માન્ધાતા મહીપતી, મુચકુંદ એના તન;
તેને તમે કેમ મુક્તિ આપી, તે કહો અમને પરિબ્રહ્મ. ૨૪

વચન ઋષિનાં સાંભળી, હરિ થયા મન રળિયાત;
પિતામહ સંગ ધૃતરાષ્ટ્ર રાય, વળી યુધિષ્ઠિર વિખ્યાત. ૨૫

ઉગ્રસેન સહુ સભા કહે, ઋષિયે કર્યા પાવન;
શ્રીકૃષ્ણ મુખથી વદ્યા વાણી, સાંભળો મુનિજન. ૨૬

ભાવ હોય તો પ્રતિમા ફળે, તીર્થ એ સુખદાય;
કહેશો આટલાં જળ તેમ ગંગા, કેમ ફળ તેને થાય. ૨૭

તમ સરખા સાધુને પ્રાણી, જાણે નહીં મતિમંદ;
સંસારમાં સુખ વિષે તેમાં, પડ્યા જન એ ફંદ. ૨૮

ગંગા કહે મહા પાતકી, આવી નહાયે મુજમાં તેહ;
તે પાતક હું જ્યારે છુટું, સાધુ મળે સંત એહ. ૨૯

ત્રૈલોક્યને પાવન કરે, તે કહે છે જુઓ એમ;
સાધુ સંગત એવી છે, એ જાણે નહીં કો કેમ. ૩૦

આટલાં જે મનુષ્ય છે, તેમ જાણે તમને મૂઢ;
ગૌ ખર પશુ કરી જાણવા, એમ વદ્યા ગરુડારૂઢ. ૩૧

તમે અમારુ દૈવત છો, તમ વિના નહિ કો અન્ય,
તમને આપે તે હરિને પહોંચે, મોટા તમો મુનિજન. ૩૨

તમારાં એ ચર્ણની રજ, પવિત્ર કરે ત્રૈલોક્ય;
તીર્થ સઘળાં વસે ચરણે, જ્ઞાન ઉપદેશ મોખ. ૩૩

આગળ આવશે કળી, વિપ્રને માનશે કોણ આમ,
તે માટે સભા સહુ દેખતાં, કહે છે એમ શ્યામ. ૩૪

સાંભળી ઋષિ વિચારે, હરિ મહિમા કળ્યો નવ જાય;
સકળ સૃષ્ટિનું મૂળ વિષ્ણુ, જગ્ત પિતા કહેવાય. ૩૫

વસુદેવ નંદન કહાવે જગ્તમાં, એ વિટંબણા સરખી વાત;
પ્રભુને જન્મ મરણ નહિ, એ જાણે વિરલા સત. ૩૬

વિપ્ર કહે આવ્યા દરશન માટે, જુઓ સ્તુતિ કરી એવી પ્રીત;
આપણને મોટા કર્યા, એવા ભક્તવત્સલ ઈશ. ૩૭

એમ માંહો માંહે કરે વારતા, ઘણું હરખ પામ્યા મંન;
એ વિશ્વંભર વિશ્વપાલક, કહીએ મધુસૂદંન. ૩૮

ઋષિ કહે શ્રીકૃષ્ણને તમને, સેવિએ અમો દાસ;
અમો પામર તમો મહા પ્રભુ, મોટા તમો અવિનાશ. ૩૯

યોગેશ્વરને દર્શન દુર્લભ, તે અમને મહારાજ;
દિવ્યચક્ષુ દેખે નહીં તે, તે ચર્મચક્ષુ દીઠા નાથ. ૪૦

અષ્ટાંગ યોગ સાધે ત્યારે, દર્શન થાયે હૃદય માંય;
તે પ્રભુ અમે નયણે નિરખ્યા, પ્રત્યક્ષ જુઓ છાંય. ૪૧

એમ સ્તુતિ કરીને ઉઠ્યા ત્યારે, માગ્યું એ વરદાન;
ભક્તિ તમારી હજો અમને, બીજું નહીં કાંઈ શ્યામ. ૪૨

ધૃતરાષ્ટ્ર ઉગ્રસેન આદે, પિતામહ ધર્મરાય;
તે દેખતાં પરિક્રમા કરી ઋષિ, નમ્યા પ્રભુને પાય. ૪૩

સભા સર્વની શીખ લઇને, ચાલ્યા છે મુનિજન;
વસુદેવજી તવ ઉઠીને વિનવે, આવી ધર્યા ઋષિનાં ચર્ણે. ૪૪

તમ સરખા મહંત મોટા, આવે અમો થયા રળિયાત;
તમ વિના ઉપદેશ કોણ કરે, સાંભળો મુનિ વાત. ૪૫
સંસારનાં રુડાં ભુંડાં કર્મ તે, થયાં બંધન ભાર;
એ કેમ કરી હવે છુટિયે, કેમ ઉતરીયે ભવપાર. ૪૬
વચન રાયના સાંભળી, તવ બોલ્યા નારદ વાણ;
જગતગુરુ છે એના ઘરમાં, એ પૂછે અમને જ્ઞાન. ૪૭
ગંગાથી રહે સહસ્ર યોજન, તેને જવાનું મન;
પાસે હોય ત્યારે ભાવ ન ઉપજે, જાણજો રાજન. ૪૮
ગંગા તજીને અન્ય તીર્થની, કરે છે જન આશ;
તેજ જગન્નિવાસ કૃષ્ણજી મૂકી, આવ્યા છો અમ પાસ. ૪૯
ઉદક પૃથ્વી વાયુ અગ્નિ, સૂરજ એ સ્વર્ગવાસ;
એને ભજિયે કે આને ભજિયે, દુગ્ધાએ ફળ નાશ. ૫૦
તે માટે ભાવ ધરી પ્રભુજીને, ભજિએ મન દઢાવ;
સકળ મનોરથ થાય પૂરણ, કૃપાનિધિ સુખદાવ. ૫૧
યજ્ઞ દાન વ્રત તીર્થથી, ભવ છૂટીએ રાજન;
વસુદેવ કહે એ જન્મ લઇને, ભોગવવાં કાંઈ કર્મ. ૫૨
પાપ પુણ્ય બેઉએ ભોગવવાં, એમાં નહીં સંદેહ;
ઋષિ કહે તમો સત્ય કહો પણ, સાંભળો કહું એહ. ૫૩
શ્રીવિષ્ણુ અર્પણ કરીએ કર્મ, નિષ્કામના રાજન;
શાને કરી દેહ ધરે જેને, વાસના નહીં મન. ૫૪
તે માટે કરો યજ્ઞ એ પુણ્યે, પામશો હરિધામ;
તમે તો સહજે તર્યા છો, લોક સંદેહ કામ. ૫૫
ગૃહસ્થના એ ધર્મ છે, પામ્યા ખર્ચવું દ્રવ્ય રાય;
સંચે કરીને મૂકે ઊંડું, વાસનાયે સર્પ થાય. ૫૬
તુળસી જળે કરી પાત્ર જોઇને, દીયે વિપ્રને દાન;
જળના સ્વામી વરુણ એ પુણ્યે, આપે વિષ્ણુને આમ. ૫૭
વિષ્ણુ આજ્ઞાયે સહસ્ર ગણું, રવિ જોઇયે તે આપે દામ;
કિરણે જળ એકગણું શોષે, આપે લક્ષ પ્રમાણ. ૫૮
જેમ ચંદ્ર કિર્ણે અમૃત તેણે, જીવે સૌ ત્યાં વૃક્ષ;
તેમ રવિ કિર્ણે જગત એ, હરિ કૃપાયે દ્રવ્ય લક્ષ. ૫૯
તુલસી ત્યાં સાક્ષી પુરે, કીધું હોય જેણે પુણ્ય;
શ્રીવિષ્ણુના ગણ લઈ જાયે, અંતે પામે હરિપદ ધન્ય. ૬૦
ક્ષણભંગુર એ દેહ તેણે, કરવું સાધન ભદ્ર;
યજ્ઞ દાન એ પુન્ય માર્ગે, ઘટે નહીં કાંઈ દ્રવ્ય. ૬૧
ઇહ લોક ને પરલોકમાં, તેનો ગાયે યશ ધન્ય;
તે માટે તમે યજ્ઞ આરંભ, કરો એ રાજન. ૬૨
એણે કરી સંતોષ થાયે, યજ્ઞ પુરુષ એ બ્રહ્મ;
ઇદ્રે યજ્ઞ કર્યા ઘણા તો, પામ્યા સ્વર્ગ સદન. ૬૩
વચન મુનિનાં સાંભળી, ઘણું પ્રસંન થયા વસુદેવ;
યજ્ઞકાર્ય કરવાને ત્યાં, ઋષિઓને રાખ્યા છે અવશ્યમેવ. ૬૪
થઈ આજ્ઞા રામ કૃષ્ણને, કરો સામગ્રી સૌ તૈયાર;
મોટા મોટા ઋષિશ્વર મળ્યા, દાવ છે આ ઠાર. ૬૫
વચન તાતનાં મસ્તક ધરી, કરે યજ્ઞનાં કામ;
સંઘમાં પડો ફેરવ્યો, કોઈ જાયે નહીં હવે ગામ. ૬૬
પંચ દિવસ સૌ રાખ્યા તેને, વિવિધ પેરનાં અંન;
યજ્ઞ સામગ્રી કરી શીઘ્રે, મંડપ મણિમય રમ્ય. ૬૭
વસુદેવજી મૃગચર્મ દીક્ષા, ધરી બેઠા ત્યાંય;
દેવકી આદે સ્ત્રી અષ્ટાદશ, સંગે મંડપ માંય. ૬૮
પૂજાની સામગ્રી સર્વે, મંગાવી તતખેવ,
કેસર ચંદન પુષ્પ તુળસી, પૂજા કરે વસુદેવ. ૬૯
આસન મણિમય જડાવ તેપર, બેસાડ્યા વિપ્ર ઈશ;
ચર્ણ પખાળી ચર્ણોદક લઇ, ધર્યાં છે તવ શીષ. ૭૦
વર્યા વિપ્ર તેની પૂજા કીધી, ભાવ શું ઘણી પ્રીત;
અગ્નિકુંડ દીપ્તમાન કીધા, મંત્ર ભણી એ રીત. ૭૧
હોમસામગ્રી ઋષિની આગળ, મૂકી યજ્ઞકુંડ છે જ્યાંહા;
તિલ ઘૃત આદે અનેક વસ્તુ, હોમે ભણીને સ્વાહા. ૭૨
શ્રીકૃષ્ણ રુક્મિણી આદે સૌ કો, કરે યજ્ઞનાં કામ;
બળભદ્ર સ્ત્રી પરિવાર સાથે, પુત્ર પ્રદ્યુમ્ન સાંબ. ૭૩
મંડપમાં ભીડ બહુ થઈ, મળ્યા લોક અપાર;
દેખીને ઘણું હર્ષ પામ્યા, વરત્યો જય જયકાર. ૭૪
વસ્ત્રાભૂષણ વિવિધ પેરનાં, પહેર્યાં છે સૌ અંગ;
યજ્ઞમાં ઝાતકાર શોભા, થઈ રહ્યો અતિ રંગ. ૭૫
યાચકજન યશ છંદ બોલે, કીર્તિ ગુણ શ્રીભગવાન;
તાલ ઝાંઝ મૃદંગ વાજે, ગાયે ગાંધર્વ ગુણ ગાન. ૭૬
યજ્ઞ અંત્યે સ્નાન માટે, ચાલ્યા રામ-હૃદ છે જ્યાંય;
વસુદેવ નાહાયા તે પ્રવાહ હેઠળ, નાહાવું સર્વેકો ત્યાંય. ૭૭
આપ્યાં વસ્ત્ર ભીનાં યાચકને, નવાં પહેર્યાં છે સુખદાય;
પંચ શબ્દ નિશાન વાગ્યાં, આવ્યા આશ્રમ રાય. ૭૮
ષોડશ પ્રકારે પૂજા કરીને, આપ્યાં વિપ્રને દાન;
યાચકની બહુ ભીડ થઈ, દેવા ઉભા શ્રીભગવાન. ૭૯
વર્યા તેને વિશેષ દક્ષિણા, શ્રીકૃષ્ણ ત્યાં શું ન્યૂન;
ગજ રથ અશ્વ ગૌ ભૂમિ દાનજ, કર્યાં છે બહુ પુણ્ય. ૮૦
વસ્ત્રાભૂષણ વિપ્રને ત્યાં, રત્ન મુક્તા હેમ;
જે માગે તેને ના નહીં, ઉદાર અતિ ઘણો પ્રેમ. ૮૧
સમસ્ત ઋષિસંગ સર્વને, આપ્યાં ઇચ્છા ભોજન અંન,
ઇંદ્રે કીધો એવો યજ્ઞ એ, વખાણે સહુ જંન. ૮૨
સોરઠ મચ્છ પાંચાળના, કંક વંક દેશના રાજ;
ભરતખંડના લોક સર્વ, આવ્યા દર્શન કાજ. ૮૩
સૂર્ય ગ્રહણ કુરુક્ષેત્ર બીજું, જોવા હરિનું રૂપ;
તે માટે તે જાતરામાં, મળ્યા છે બહુ ભૂપ. ૮૪
હવે પરવાર્યાં કરી તીરથ, માગે આજ્ઞા હરિ પાસ;
વસ્ત્રાભૂષણ સેવક શુદ્ધાં, આપી કીધા વિદાય. ૮૫
પિતામહ ધૃતરાષ્ટ્ર પાંડવ, અવર બહુ રાજંન;
શ્રીકૃષ્ણને મળી થયા તત્પર, આજ્ઞા દ્યો હવે બ્રહ્મ. ૮૬
કુંતા દ્રૌપદી સુભદ્રા, એ આદે બીજી નાર;
દેવકી આદે રુક્મિણી સૌ, મળ્યાં પ્રેમ અપાર. ૮૭

પેરામણી કીધી ભલી, જેને ઘટે જેવી રીત;
મળી કરી સહુ દેશ ચાલ્યાં, ગાયે હરિજન ગીત. ૮૮
નંદ યશોદા ગોપ ગોપી, માગે આવી વિદાય;
વસુદેવ કહે હવે પરવાર્યાં, રંગ બેઠા નહીં નંદરાય. ૮૯
કારાગૃહમાં દોહેલે દુઃખ, ભોગવ્યાં જેમ તેમ;
હવે સ્ત્રીપુત્ર રાજમાંહે, ભૂલ્યા તમને એમ. ૯૦
તમારી પરોણા ચાકરી ન થઈ, આજ ભોજન સાથ;
નાનાવિધ પકવાન સાથ રાયે, જમાડ્યાં ગોપ માન. ૯૧
બળભદ્રજીયે બીજે દિવસે, રાખ્યાં ગોપ સમસ્ત;
ત્રીજે દિવસે શ્રીકૃષ્ણે રાખ્યાં, ચોથે સાત્યકી ગદ. ૯૨
એમ પરોણાચારી હેત નંદપર, રાખે અશરણશરણ;
આજ રહો હવે કાલે જાઓ, એમ વીત્યા માસજ ત્રણ. ૯૩
નંદ કહે હવે ક્યાં લગી, હોયે આજ્ઞા હરિ એમ;
શ્રીકૃષ્ણ કહે છે પિતાજી, તમ વિના ગમશે કેમ. ૯૪
મારું ચિત્ત રહે વ્રજવિષે, ક્યારે દેખું ગોકુળ ગામ;
પણ શું કરું રાજ કાજ આગળ, અવાય નહીં તેણે ઠામ. ૯૫
ભલે એ મળે વ્રજસાથ સુજને, મળ્યો છે જુઓ આહીં;
ઘણે દિવસે મળ્યા આપણ, ફરી મળશું ક્યાંહીં. ૯૬
એટલે વર્ષાકાળ આવ્યો, જાવા મન પ્રફુલ્લ;
નંદ યશોદા ગોપ ગોપીને, આપી વસ્તુ અમૂલ્ય. ૯૭
વસ્ત્રાભૂષણ વિવિધ પેરનાં, રત્ન હેમ જડાવ;
એ તમ સરખું આપ્યું નહીં, એમ વિનય કરે યદુરાય. ૯૮
વસુદેવ દેવકી રામ કૃષ્ણ એ, મળ્યા પ્રેમ અપાર;
સૈન્ય સાથે વળાવવાને, આવ્યું દેવ મોરાર. ૯૯
મળી નંદ યશોદા ચાલ્યાં, ગોપ ગોપી ગામ;
શ્રીકૃષ્ણ વિરહ ભર્યાં લોચન, રહ્યું ચિત્તમાં ધ્યાન. ૧૦૦
હવે ઉગ્રસેન સહુ યાદવ સાથે, થયા સજ પ્રમાણ;
ગજ રથ અશ્વ એ સુખાસન પર, બેઠા વાજે નિશાન. ૧૦૧
રામ કૃષ્ણ તે સંઘ લેઈ આવ્યા, દ્વારિકાં જગદીશ;
આનંદ ઓછવ ગીત મંગળ, રાજધાની એ રીત. ૧૦૨

વલણ

એ રીતે આવ્યા નગરમાં, શુક કહે સાંભળ રાયરે;
ધનદાસના સુત કહે સુંદર, થયો ચોર્યાસીમો અધ્યાયરે. ૧૦૩

ઇતિ શ્રીમદ્ભાગવતે દશમસ્કંધે ચતુરશીતિતમોઽધ્યાયઃ ॥ ૮૪ ॥

## અધ્યાય ૮૫ મો*

### કડવું ૧૯૮ મું—રાગ રામગ્રી

શુક પરીક્ષિતને કહે વાણી, શૌનકને સૂતપુરાણી,
કથામૃત નવનવી શ્યામ, શ્રોતા સાંભળો થઈ સાવધાન. ૧

ઢાળ

સાવધાન થઈને સાંભળો, એ ચરિત્ર હરિનાં રમ્ય;
જે સહુ દેખો તે કારમું, સાચું નામ શ્રીપરિબ્રહ્મ. ૨
એ કીર્તિ છે રામ નામની, પાપના બહુ પહાડ;
બલીહારી પ્રભુના નામની, જેણે બાળી કીધી રાખ. ૩
હુતાશનની એક કણિકા, તૃણ મેરુ સમાન;
બાળી તેને ભસ્મ કરે તેમ, પાપને હરિ નામ. ૪
વસુદેવને ઋષિ કહી ગયા, એ કૃષ્ણ પૂર્ણાનંદ;
તેણે કરીને વિશેષ જ્ઞાનજ, ઓળખ્યા ગોવિંદ. ૫
વસુદેવ ઘરમાં ગયા, જ્યાં બેઠા છે વિશ્વનાથ;
તતક્ષણ ઉઠી નમ્યા તાતને, મસ્તક મૂક્યો હાથ. ૬
ધન્ય ધન્ય તમને મેં ઓળખ્યા, તમને કહિયે શ્રીપરિબ્રહ્મ;
સૃજો પાળો સંહારો, તમો પિતા જગતસ્વામીન. ૭
તમો પિતા કહી મુને બોલાવો છો, એ વિટંબણ જોય;
તમારી સત્તાએ સંસાર ઉભો, તમવિના નહીં કોય. ૮
બ્રહ્મથી એ તત્વ માયા, એથી પ્રકૃતિ એમ;
એમાં છે પ્રતિબિંબ છાયા, રવિ જળ ઘટ તેમ. ૯
પૃથ્વી પર જન રહે છે, એ પૃથ્વી મસ્તક શેષ;
કૂર્મ ઉપર શેષ તળે જળ, શક્તિ શ્યામ તમ વિશેષ. ૧૦
વાયુ તૃણને ઉડાડે, એ સત્તા વાયુની એમ;
દિસે નહીં વ્યાપી રહ્યો વાયુ, જાણજો બ્રહ્મ તેમ. ૧૧
સઘળે તમે વ્યાપી રહ્યા છો, તમને દેખે નહીં કો જન;
માયાએ વશ્ય કરે પ્રાણી, ભોગવે દુઃખ ભગવંન. ૧૨
ફરી મનુષ્ય દેહ પુણ્યે, પામે ઉત્તમ કાયઃ
બધીર મૂકો અંધ તેને, કેમ હરિ પ્રાપ્ત થાય. ૧૩
સર્વાંગ દેહ પામ્યાં સારી, જાણે નહીં મન મૂઢ;
મનુષ દેહ દેવને દુર્લભ, એથી વાસ વૈકુંઠ. ૧૪
એ દેહે ઓળખ્યા નહીં, શબ્દબ્રહ્મ .પૂર્ણાનંદ;
દીપક હાથમાં ને પડે કૂપે, એવા એ મતિ અંધ. ૧૫
એમ ન જાણે આપણ પડ્યા છિએ, કાળના મુખ માંય;
રાત દિવસ અહંતા મમતામાં, તે ફરે ભૂલ્યા હાંય. ૧૬
તૃષ્ણા તૃપ્ત થાયે નહીં, જો પામે ઇંદ્રનું રાજ;
તો પણ તે બ્રહ્મ લોક ઇચ્છે, એવા મૂઢ નહીં લાજ. ૧૭
સ્થિર થઈ ક્ષણમાત્ર તે જુઓ, લીયે નહીં હરિ નામ;
તમારી માયા પ્રબળ તેને, ફેરવે ચારે ખાણ. ૧૮
તમો કહેશો હું બ્રહ્મ છું, મનુષ્ય દેહ ધરું કેમ;
એમ નહીં તમે પૃથ્વી ભારજ, ઉતાર્યો આવી બ્રહ્મ. ૧૯
સનકાદિકના શાપથી, જય વિજય પડિયા ભોમ;
તે કારણ તમો દેહ ધરીને, આવ્યા યદુકુળ શ્યામ. ૨૦
તે માટે મારા.પુત્ર નહીં, તમો સચ્ચિદાનંદ બ્રહ્મ;
તમને જન ઓળખે નહીં, તેનો શોચ કરું હું મંન. ૨૧
સ્થાવર જંગમ ફરતાં ફરતાં, આવે નહીં કંઈ છેહ;
તે શ્રમ એળે ગયો, તેને જાણે નહિ નરદેહ. ૨૨

* પંચાશીમાં અધ્યાયમાં પ્રાર્થના કરવાથી શ્રીકૃષ્ણ તથા બળદેવે પિતાને જ્ઞાન આપ્યું અને માતાને મરી ગયેલા દીકરા આણી આપ્યા તે કથા છે.

શ્રીકૃષ્ણ વળતું બોલિયા, તમે કહી તે સત્ય વાત;
આવડી સ્તુતિ મારી શું કરો, શું જોઈયે તમારે તાત. ૨૩
પૂર્વે તમે તપ કરી માગ્યું, મુજ કને વરદાન;
તમ સરખા મારે પુત્ર હોય માટે, આવ્યા છિએ તમ ધામ. ૨૪
હું જે છું તે જાણજો મનમાં, ચરચા શી કરો તાત,
લોકને તમે મા જણાવો, હજુ કરવું આગળ કાજ. ૨૫
વસુદેવ કહે ભવબંધનથી, તારો મુજને તંન;
ભક્તિ તમારી હજો હૃદયે, માગું છુ એ બ્રહ્મ. ૨૬
કારાગૃહમાં દર્શન આપ્યું તે, અમો વિસર્યા ભાન;
માયા તમારી દૂર થયે જાણ્યા, પુત્ર ભાવે ગયું જ્ઞાન. ૨૭
શ્રીકૃષ્ણ કહે સુણો પિતાજી, તમો જુઓ જ્ઞાન વિવેક,
હું તું ભાવ છાંડી મુજને, દેખો સઘળે એક. ૨૮
તમો તો સહેજે તર્યા, કહું લોક સંદેહ કાજ,
ભાવે કરી મુજને ભજે, તે છૂટશે ભવ રાજ. ૨૯
વસુદેવ મુન્ય ધરી રહ્યા, ફરી બોલ્યા નહીં તવ ભૂપ,
જ્ઞાને કરી તનમય થયા, દેખે સઘળે બ્રહ્મ સ્વરૂપ. ૩૦
શુકદેવ કહે સુણ રાયજી, આવ્યાં દેવકી પ્રભુજી પાસ;
પુત્ર પહેલા છ નાશ પામ્યા તે, માગશી એ આશ. ૩૧
સ્તુતિ કરે મા દેવકી, મેં જાણ્યા તમો જે પરિબ્રહ્મ,
જય નારાયણ જય પુરુષોત્તમ, જય જય મધુસૂદંન. ૩૨
મુકુંદ માધવ કેશવ વિષ્ણુ, સદા વદન પ્રફુલ્લ;
યોગેશ્વર તમે કરતા હરતા, સર્વ સૃષ્ટિનું મૂળ. ૩૩
નિમિત્ત માત્ર એ બ્રહ્મા, વિશ્વને સૃજે છે ભગવાન,
ઇંદ્ર યમ દિગ્પાળ રવી શશી, આજ્ઞાએ કરે કામ. ૩૪
તે માટે મારા પુત્ર નહીં, એ કહેવાને જન્મ વાદ,
સર્વ ભૂતના સાક્ષી તમો છો, નિરાકાર સાકાર. ૩૫
તમો કહેશો કેમ મનુષ્યદેહ ધરી, ભોગવું સુખદુઃખ,
તે માટે તમો મનુષ્ય નહીં, ધર્યું દેવકાજે રૂપ. ૩૬
મનોરથ એક ઉપન્યો, તમને કહેવા શ્રીજગદીશ,
છ પુત્ર મારા મુઆ છે તે, આણી આપો ઈશ. ૩૭
એકવાર તેને જોઉં દૃષ્ટે, પહોંચે મનની આશ,
કરજોડી કરુ વિનતી, એ માનો શ્રીઅવિનાશ. ૩૮
તમો કહેશો હું ક્યાંથી લાવું, મુવા પુત્ર ફરી ક્યાંય;
એમ નહીં, ભૂત ભવિષ્ય તમને, કળે છે મનમાંય. ૩૯
તે માટે મુને આણી આપો, તમથકી થાયે કામ;
ગુરુપુત્ર તમો યમ નગરથી, આણી આપ્યો શ્યામ. ૪૦
ગોરાણીની આજ્ઞા તમો, લેઈ ચઢાવી શીષ,
તેમ મારી આજ્ઞા ચઢાવી ત્યાંથી, લાવી આપો જગદીશ. ૪૧
વચન માતાનાં સાંભળી, પછે બોલ્યા મધુસૂદંન,
એમાં કેટલીએક વાર છે, આણી આપું તમારા તંન. ૪૨
રથ મંગાવી સજ કરાવી, બેઠા દેવમોરાર,
સુતળમાં પ્રભુ આવી પહોંચ્યા, બળી રહે જે ઠાર. ૪૩
દેખીને રાય શીઘ્રે ઉઠ્યા, કર્યો દંડવત્ પ્રણામ,
આસન મણીમય જડાવ તે૫ર, બેસાડ્યા ભગવાન. ૪૪
અર્ઘ પૂજા કરી, લઈ ચર્ણોદક ધર્યું શીષ;
ધૂપ દીપ નૈવેદ્ય આરતી, ભાવસું ભલી રીત. ૪૫
તમે દેવગુરુ વળી અમારા, વેર ભાવે નહીં જુઓ શ્યામ;
સંસાર દુઃખમાં પડ્યા અમને, ઉદ્ધારો ભગવાન. ૪૬
આ તનમનધન તમને અર્પણ, દાસના છિએ દાસ;
કૃતારથ તમે અમને કર્યા, કહો અમ સરખું કાંઇ કાજ. ૪૭
સ્તુતિ કરી પ્રભુની ઘણી, ત્યારે પ્રસંન થઈ કહે શ્યામ;
મન વશ કરો એ તરવું સુલભ, જુઓ વિચારી જ્ઞાન. ૪૮
તમને શાની ચંત્યા જેને, માથે છે પરિબ્રહ્મ;
હવે કહું એક વાત તે તમો, સાંભળો રાજંન. ૪૯
છ ભ્રાત મારા મા જણ્યા, તે આવ્યા છે આ ઠામ,
તે કારણ અમો આવ્યા અહિંયા, લેવાને સાવધાન. ૫૦
પૂર્વે મરીચિને ઉર્ણા સ્રીથી*, પુત્ર છ કહિયે મોક્ષ;
અજને શાપે અસુર યોની, પામ્યા છે મૃત્યુ લોક. ૫૧
એ વિસ્તારી કહું સાંભળો, સરસ્વતી રૂપનિધાન;
તે દેખીને પુઠે દોડ્યા, રુદ્રે લીધું હણવા બાણ. ૫૨
જ્યેષ્ઠ પુત્રને દેખી નાઠા, મૂકી તેની પૂઠ,
રેતસ્ખલિત થયા તેવામાં, કામી દુષ્ટ મૂઢ. ૫૩
સાઠ સહસ્ર વાલખિલ્ય, ચાલે સન્મુખ રવિની સાથ;
ઇચ્છા પ્રભુની કરવું એ દેખી, હસ્યા એ છ† ભ્રાત. ૫૪
જગતપિતા એવું કરે ત્યારે, ચાલે કેમ એ ધર્મ;
દેખીને અજ કહે મારા, પુત્ર થઈ હસે કેમ. ૫૫
મોટા કરે સમજીને તેને, નિંદે છે કેમ મૂઢ,
પગે કરીને રેત ઘસ્યું તેના, સાઠ સહસ્ર ઋષી ગૂઢ. ૫૬
શું જોઈને હસ્યા અજ કહે, કરું એની હવે પેર;
શાપ થયો પામ્યા અસુરયોની, હિરણ્યકશ્યપને ઘેર. ૫૭
ત્યાંથકી યોગ માયાયે, આણિ મૂક્યા દેવકી કુખ,
ભોજરાજ એ કંસ એણે, હણ્યા છે એ દુઃખ. ૫૮
માતા શોક કરે ઘણો, એ પામ્યા છે દુર્મર્ણ;
ઈશ્વર જાણી કહ્યું મુજને, આણી આપો તંન. ૫૯
તે માટે તમો શીઘ્રે સુતને, આપો મુજને રાય;
વિલંબ અહિં કરવો નહીં, એ માનો સહી સુખદાય. ૬૦
તમો કહેશો અહિંયાં ક્યાથી, એમ નહીં જુએ તેહ,
એ પેલા છ બેઠા અહીંયાં, જેમાં નહીં સંદેહ. ૬૧
સૂતપુરાણીક શૌનક આગળ, કહે છે એ કથાય;
અકળ ગતિ ગોવિંદની, કોણે કળી નવ જાય ૬૨
બળી કહે અમરાવતીથી, અધિક સુતળ સાર,
તમે એને કેમ લઈ જાઓ છો, મૃત્યુ લોક મુઝાર. ૬૩
ભગવાન કહે એ સત્ય કહો મુને, ધાવતાં રહ્યુ શેષ,
તેનું એ પયપાન કરશે, તેથી પદવી વધે નરેશ. ૬૪

* સ્વાયંભુ મન્વતરમાં. † સ્મર, ઉદ્ગીથ, પરિષ્વંગ, પતગ, ક્ષુદ્રભૃત અને ઘૃણિ

વચન પ્રભુનાં ધરી મસ્તક, આપ્યા છે એ બાળ;
રથે બેસાડી લેઈ ચાલ્યા છે, ત્યાંથી દીનદયાળ. ૬૫
ભ્રાત લેઈ ભગવાન આવ્યા, દ્વારિકા પુર માંય;
માતાને કહે લીયો પુત્ર તમારા, હરખ્યાં મન જોઈ ત્યાંય. ૬૬
જેવા હતા તેવા એ બાળક, કહિયે રૂપ રસાળ;
કર્તુમકર્તુમન્યથાકર્તુમ્ સમર્થ શ્રીહરિ, ધન્ય શ્રીગોપાળ. ૬૭
દેખતાં પયધાર છુટી, માનું હેત ઘણું મંન;
ખોળે બેસાડી આલિંગન દેઈ, ધવરાવ્યા છે તંન. ૬૮
મુહૂર્ત માત્ર બેઠા સહી, પછે આવ્યું દિવ્ય વિમાન;
વિષ્ણુના ગણ ચતુર્ભુજ એ, દીઠા રૂપનિધાન. ૬૯
માતપિતા ભ્રાત સહુને, કીધા નમસ્કાર,
છયે જણ બેસી ગયા ત્યાં, વરત્યો જયજયકાર. ૭૦
માતાએ મન જાણ્યું એ સુને, ભ્રાંત થઈ શું બાળ,
સ્વપ્નાની પેરે થઈ ગયું છે, એ જુઠી માયા જાળ. ૭૧
કોનાં બાળક કોણ આપણ, એ સહુ મિથ્યા ફોક;
બ્રહ્માની એ માયામાંહિ, ભુલ્યા સર્વે લોક. ૭૨
એવા એ ભગવાન ઘટમાં, સખા કહિયે બ્રહ્મ,
તેને તો જાણતા નથી, પછે ભોગવે દુઃખ કર્મ. ૭૩
પ્રાણ વહાલા તેને વહાલા, ઘટમાં બ્રહ્મ ને તેજ;
એ છે તો સ્ત્રી પુત્ર જન વહાલું, નહીં તો અપ્રિય એજ. ૭૪
એમ સ્તુતિ કરે મા દેવકી, એ કૃષ્ણ શ્રીપરિબ્રહ્મ;
પુત્ર છ સુને આણી આપ્યા, વાર ન લાગી ક્ષણ. ૭૫
મેં ઓળખ્યા ભગવાનને, એ કહિયે વૈકુંઠ ભૂપ;
હું તું ભાવ ટળી ગયો, સઘળે દેખે એક સ્વરૂપ ૭૬

વલણ

તદ્રૂપ થયાં મા દેવકી, શુક કહે સાંભળ રાયરે;
ધનદાસના સુત કહે સુંદર, થયો પંચ્યાશીમો અધ્યાયરે. ૭૭

ઇતિ શ્રીમદ્ભાગવતે દશમસ્કંધે પંચાશીતિતમોઽધ્યાયઃ ॥૮૫॥

## અધ્યાય ૮૬ મો*

### કડવું ૧૯૯ મું–રાગ સામેરી

કહે પરીક્ષિતને શુક એમ, પ્રભુનાં ચરિત્ર અતિ ઘણાં રમ્ય;
હરિરસ પીતાં તૃપ્ત ન થઇયે, કહ્યું વસુદેવને જ્ઞાન હરિયે.
જાણ્યા દેવકીયે જીવના જીવન, થયાં તનમય દેખે એક બ્રહ્મ,
ભવબંધનના છુટા પાશ, થોડામાં જ્ઞાન કહ્યું અવિનાશ.
મારી પિતામહી હરિની બેન, અર્જુન હર્ણ કરી લાવ્યા કેમ;
દુર્યોધન ઉપર શેષનું મંન, એ વિસ્તારી કહો મુનિજંન
શુકજી કહે સુણ રાય, તમ પિતામહનો કહ્ં મહિમ

ઢાળ

મહિમા કહું તે સાંભળો, ચિત્ત દે
તીર્થ યાત્રા કરવાને તવ, નિસ

ફરતા ફરતા પ્રભાસમાંહે, આવી પહોંચ્યા ગુડાકેશ,
સાંભળ્યું જે દુર્યોધનને, કન્યા આપે શેષ.
મોટા મોટા ભૂપ આવી, માગે છે કન્યાય;
બળભદ્ર તેને આપે નહીં, તે ફરી પાછા જાય.
વસુદેવ દેવકી શ્રીકૃષ્ણનું, છે અર્જુન ઉપર મંન;
એ સમાચાર જાણી પાર્થ, નિસરિયા તતક્ષણ.
વિચાર્યું બળભદ્ર આગળ, ચાલે નહીં પરાક્રમ;
સંન્યાસી ત્રિદંડી થઈને, જાણી લેશું મર્મ.
તે માટે એ વેશ ધરીને, આવ્યા દ્વારિકા માંય;
વાટે વાસો જ્યાં રહે ત્યાં, પૂજા કરે લાગે પાય.
નગ્રમાં ચારે વર્ણ આવી, નમે છે રસ રંગ;
તેજ પુંજ પ્રકાશ દીસે, નર નારાયણ અંશ.
તે જાણતા નથી કપટ વેશને, ધર્યો છે અર્જુન;
ભોજન કાજ સૌ તેડી જાયે, ભાવશું ધન્ય ધન્ય.
બળભદ્રે જાણ્યું સંન્યાસી એ, દીસે જ્ઞાની બ્રહ્મ;
એક દિવસ ભોજન કાજે, તેડી લાવ્યા મંન પ્રસંન.
આસન આપી પૂજન કીધું, પંચામૃત ભોજંન;
સુભદ્રાજી આવી ઉભાં, દીઠાં કન્યા રતંન.
દેવાંગના જાણે સ્વર્ગથી શું, આવી છે ઘણું રૂપ;
કન્યાયે તવ ઓળખ્યા, નહીં સંન્યાસી કો ભૂપ.
દેખીને ચિત્ત થયું વિહ્વળ, અર્જુનનું તતખેવ;
સુભદ્રાનું અર્જુન ઉપર, બેહુનું ચિત્ત એક.
આજાનુબાહુ વિશાળ લોચન, દીસે છે તેજવંત;
કન્યાએ મન જાણીયું, એ વર હજો ભગવંત.
ભોજન કરીને ઉઠયા શેષે, આપ્યાં બીડાં બરાસ;
શ્રીકૃષ્ણને મળી ગયા આશ્રમ, જાણ્યું તે અવિનાશ. ૧
પ્રીત થઈ ત્યારે કો વેળા આવી, કહે છે બ્રહ્મજ્ઞાને,
શ્રીકૃષ્ણનો મત લેઈ પારથ, થયા છે સાવધાન. ૧
અંબિકાની જાતરાયે, નીસરિયું સહુ કોય;
રથે બેસીને સુભદ્રાજી જાય છે, લોક સર્વે જોય. ૧
સન્યાસી ત્યાં જોવા ઉભા, દીઠો રથ એ જડાવ,
કંઈએક યોદ્ધા રક્ષા કારણ, સંગે વીર વિકરાળ.
પારથે મન જાણિયું, ભલો દાવ છે કરું કામ,
સારથીને પાડ્યો ઢાળી, બેઠા રથે થઈ સાવધાન. ૧
ધનુષ લેનાં લઈ પારથે, નસાડ્યા સહુ વીર;
ત્યાંથી રથ લઈ ગયા છે, ધનુર્વિદ્યા ધીર. ૧
નગ્રમાંહિ હાક વાગી, સંન્યાસીએ કર્યું કામ,
સુભદ્રાનું હરણ કરીને, લેઈ ગયા તેને ગામ. ૨
બળિભદ્ર કોપ્યા, તે જાણ્યું પારથ રાય;
કેમ લે આવે, કેડું એનો ઠામ. ૨
હસ્તિનાપુર તે ગામ;
કોપ્યા છે રામ. ૨
આવી ઉભું એવ;
છે ગુરુદેવ. ૨

* છયાશીમા અધ્યાયમાં અર્જુને સુભદ્રાનું
મિથિલા નગરીમાં જઈ રાજા

સમજાવે સહુ રામને, તમે શાંત કરો હવે ક્રોધ;
માનો તો અમો કહું તમને, સાંભળો પ્રતિબોધ. ૨૪
હવે આપણા પૂજ્ય થયા છે, એ સાથે શી રાઢ;
વિધાતાયે લખ્યા લેખ તે, મીટે નહીં એ સાર. ૨૫
ભાવી પદારથ હોનાર છે, તેને શું કરવું જુઓ મંન;
ક્ષત્રીનો ધર્મ છે, જીતી કરે ગાંધર્વ લગ્નન. ૨૬
સમજાવ્યા સમજે નહીં, તવ ચાલ્યા હળધર શેષ;
એ સમાચાર શ્રીકૃષ્ણે જાણ્યા, ઉઠ્યા છે તતખેવ. ૨૭
કો એ આગળ જીતે નહી તો. અર્જુન છે કોણ માત્ર;
મારો ભક્ત હાર્યો ત્યારે હું હાર્યો, આવ્યા છે જ્યાં ભ્રાત. ૨૮
વિનય કરીને નમ્યા ચરણે, શેષને અવિનાશ;
સુભદ્રા દીજે અર્જુનને, તે માગી લઉં તમ પાસ. ૨૯
તમારું ચિત્ત દુર્યોધનપર, અર્જુન શું છે કાંઈ હીણ;
તે માટે તેને તેડાવીને, લગ્ન કરો શુભ દીન. ૩૦
વચન પ્રભુનાં સાંભળી, પછે ક્રોધ કીધો શાંત;
પારથને હરિયે તેડાવીને, મેળવ્યા ભાંગી ભ્રાંત. ૩૧
હવે વિવાહનો આરંભ માંડ્યો, હરખ્યું બળદેવ;
સામગ્રી બહુ કીધી શીઘ્ર, વાર ન લાગી એવ. ૩૨
મંડપ થંભ જડાવના, ચંદરવે મોતી ઝુલ;
રત્ન દીપક ઝગમગે, શોહે શોભા અતિ ઘણી રમ્ય. ૩૩
ગલિચા જાજમ તકિયા, શોભે મંડપમાય,
કીનાતે ચિત્ર વિચિત્ર પુતળી, બોલશે જાણે ત્યાંય. ૩૪
મંડપ છાયો મોગરે, દ્વારે તોરણ કદળી થંભ;
અગર ધૂપ સુગંધ એ રીતે, વિવાહના આરંભ. ૩૫
પત્ર લખીને તેડાવ્યા તે, આવ્યા સજ્જન સહુ કોય;
છપ્પન કોટિ યાદવ મંડપમાં, મળ્યા રંગરસ જોય. ૩૬
સુભદ્રાજી અર્જુનને, પછે પરણાવ્યાં રુડી રીત,
વસુદેવે કન્યાદાન દીધું, ઉપર ઘણું એક વીત. ૩૭
ઢોલના ઢમકાર થાયે, ગાયે ગીત મળી નાર;
ચોરી સારી કંસાર ખાધા, ફર્યા મંગળ ચાર. ૩૮
ખાજાં ઘેબર જલેબી, સર્વે સાથ ત્યાં પકવાન,
ઉબેતરે કરી વળાવ્યાં છે, વહુવરને બળરામ. ૩૯
ગજ રથ અશ્વ અનેક ઉપર, જડિત મણિમય સાજ,
દાસ દાસી વસ્ત્ર ભૂષણ, આપી કર્યાં નમસ્કાર. ૪૦
સૈન્ય આપી વળાવ્યાં પછી, થઈ અતિ ઘણી પ્રીત,
શુકદેવ કહે સુણો રાયજી, તમો પરણ્યાની પૂછી રીત. ૪૧
શ્રુતદેવ બ્રાહ્મણ ભક્ત હરિના, જનક એ બહુ જન,
હવે કહું કથા તે સાંભળો, સ્થિર થઈ તમે રાજંન. ૪૨
મિથિલ દેશના રાજા કહીયે, પુણ્યશ્લોક જેનું નામ,
એના નગરમાં રહે બ્રાહ્મણ, શું કરુ બેહુનાં વખાણ. ૪૩
બ્રહ્મચર્ય વ્રત પાળે બ્રાહ્મણ, સંતોષી વીતરાગ;
થોડું અન મળ્યું તેમાંથી, નિત્ય કાઢે છે પંચભાગ. ૪૪
હરિચરણે દૃઢ ભાવ બેહુના, ચિત્ત પ્રભુની પાસ;
ભક્ત જાણી દેવા દરશન, જાય છે અવિનાશ. ૪૫
એકલા કેમ જઇયે એવે, આવ્યા મળવા બ્રહ્મ;
વ્યાસ નારદ અત્રિ મોટા, કહિયે ઋષિ ચ્યવન. ૪૬
વામદેવ ને પરશુરામજ, અંગિરા શુકદેવ;
દેખીને હરિ પ્રસંન થયા, કહે સિદ્ધ થાવું એવ. ૪૭
રથ મંગાવી સજ કરાવ્યો, અશ્વ જોડ્યા ચાર;
ઋષિ સંગે રથે બેસિને, ચાલ્યા દેવ મોરાર. ૪૮
જેણે સાંભળ્યું તે પૂજા લેઇને, સામા આવ્યા મળવા પ્રેમ;
ત્રિવિધ* તાપ સહુ ગયા તેના, દરશનથી સુખ ક્ષેમ. ૪૯
સોરઠ ને મચ્છ કચ્છ વેકજ, મૂક્યા દેશ ગુજરાત;
મિથિલા નગરી સમીપ આવ્યા, જાણી બેહુએ વાત. ૫૦
સાંભળી તતક્ષણ ઉઠ્યા, વિપ્ર ને રાજંન;
પૂજાની સામગ્રી સંગે, નગરના બહુ જંન. ૫૧
કોઈ પુષ્પ તુળસી ફળ દુર્વા, ભેટ માંગલ્ય વસ્ત્ર;
જનક ને શ્રુતદેવ આવી, નમ્યા પ્રભુને સમસ્ત. ૫૨
પુષ્પે વધાવે અતિ પ્રેમે કરી, જયજય કમળ લોચંન;
સર્વને સન્માન દેઇને, મળ્યા મધુસૂદંન. ૫૩
એ બેહુ ભક્તે કહ્યું સાથે, ચાલો મમ ઘર શ્યામ;
આગળ પાછળ બોલ્યા નહીં, પછે વિચારે ભગવાન. ૫૪
પ્રથમ કોને મંદિર જાવું, બેહુએ ભક્ત સમાન;
તતક્ષણ બે રૂપ ધર્યાં પ્રભુએ, ગયા બેહુને ધામ. ૫૫
અશ્વ રથ બે સારથી, બે રૂપ ઋષિનાં તેમ;
રાય જાણે છે મારી સાથે, વિપ્ર જાણે એમ. ૫૬
નગ્ર પોળ મૂકી આવી પહોંતા, મધ્યે ચોક વિશાળ,
જોવાને બહુ ભીડ પ્રભુને, વધાવે નર નાર. ૫૭
પુષ્પની વૃષ્ટિ કરે સહુ, બોલે જય જય વાણ;
સર્વને દરશન આપે, કૃપાનિધિ ભગવાન. ૫૮
એ રીતે પ્રભુ ભક્તને ઘેર, ગયા જગજીવન;
બેહુનાં મન રાખ્યાં હરિયે, કોઈ ન જાણે મર્મ. ૫૯
આસન મણિમય જડાવ તેપર, બેસાડ્યા ભગવાન;
પ્રથમ પૂજા રાજાની તે, કહિયે પરમ નિધાન. ૬૦
ઋષિ સર્વને માન દેઇને, બેસાડ્યા રત્ન આસંન;
પૂજાની સામગ્રી પેહેલાં, મંગાવી રાજંન. ૬૧
કેસર ચંદન પુષ્પ તુળસી, રત્ન દીપક થાળ;
સખી સંગે જનક સ્ત્રી લેઇ, આવ્યાં છે તતકાળ. ૬૨
તેજનાં બહુ પુંજ દેખી, નમ્યા પ્રભુને પ્રીત;
જનક હરિના પગ પખાળે, સ્ત્રી નામે ઉપર નીર.
ચરણામૃત લઈ ધર્યાં મસ્તક, પીધાં છે સુખદાય;
છાંટ્યાં મંદિરમાં સર્વને, વહેંચી આપ્યાં રાય.
કેસર ચંદન ચરચ્યાં ભાલે, સમરપ્યા પુષ્પ હાર;
અગર ધૂપ સુગંધ આરતી, થઈ રહ્યો ઝાતકાર
ષોડશ પ્રકારે પૂજા કીધી, ઋષિની ભક્તી ...
તાલ ઝાંઝ મૃદંગ વાજે, ગાંધર્વ ગાજે ...

* આધ્યાત્મ, અધિભૂત અને અધિદૈવ

સ્તુતિ કરી પ્રભુની ઘણી, આવ્યા ઋષિ સંગે શ્યામ;
કૃતાર્થ તો અમને કર્યા, આજ પવિત્ર કરિયાં મમ ધામ. ૬૭
વ્યાસ નારદ પરશુરામ ને, ચ્યવન અત્રિ વામદેવ;
એનાં મુજને દર્શન થયાં, તમ પ્રતાપે હૃષીકેશ. ૬૮
વિનંતિ કરી પ્રભુની ઘણી, હવે પહોંતા મનોરથ મંન;
આજ જન્મ સફળ થયો મારો, દીઠા મેં પરિબ્રહ્મ. ૬૯
વચન ભક્તનાં સાંભળી, ઘણું રીઝ્યા ઋષિ ભગવાન,
ભોજનની વેળા થઈ, ઉઠ્યા જમવા સુંદરશ્યામ. ૭૦
તેલ સુગંધ મર્દન કીધાં, ઉષ્ણોદક શુભ સ્નાન;
પીતાંબર કટિ પેહેરિયાં, શુદ્ધ આચમન તિલક ધ્યાન. ૭૧
નાના વિધિ પકવાન ઋષિ સંગ, આરોગ્યા શ્રીરંગ;
શીતળ જળ મુખવાસ બીડી, વસ્ત્રાભૂષણ અંગ. ૭૨
આનંદ ઓચ્છવ ગીત મંગલ, સદા જ્યાં યદુરાય;
જનક હરિનાં ચરણ તળાંસે, સ્ત્રી ઢોળે છે વાય. ૭૩
હરિ સેનામાં તત્પર ઉભાં, બેહુએ નર ને નાર;
શ્રીકૃષ્ણ કહે આવડી ભક્તિથી, શ્રમ તમને બહુ થાય. ૭૪
ઓશિંગળ કેમ થઈએ તમારા, વધા જનક રાજંન;
વેદ વચન એ સાચું કરવા, આવ્યા મધુસૂદન. ૭૫
ભક્તનાં તમે લાડ પાળ્યાં, સચ્ચિદાનંદ ભૂપ;
પ્રહ્લાદ કાજે સ્તંભમાંથી, ધર્યું નૃસિંહ રૂપ. ૭૬
ભક્તિ દેખી રાયની, ઘણું રીઝ્યા ઋષિ ભગવાન;
શુકદેવ કહે શ્રુતદેવની, હવે કહું કથા રાજંન. ૭૭
વિપ્રને તેડી ગયા મંદિર, તેજના બહુ પુંજ;
સ્ત્રીને કહે આવ્યા જુઓ, સંગે મોટા મુનિ ઝુંડ. ૭૮
કોણ સુકૃત કર્યાં આપણે, જે થયું હરિ દર્શન;
ઉમંગ મન માયે નહીં, આવી નમ્યા હરિને ચરણ. ૭૯
દંપતી કહે રંકને ઘેર, કૃપા કરી ભગવાન;
ભક્તને મોટા કર્યા, તમને કહિયે પુરુષ પુરાણ. ૮૦
દર્ભાસન આપ્યાં પત્રનાં, આણી મૂક્યાં છે તતખેવ;
તે ઉપર શ્રીહરિ બેસાડ્યા, સંગે ઋષિજી ભુદેવ. ૮૧
ચરણ પખાળી પૂજા કીધી, ચરણામૃત ધર્યાં શીષ;
મૃત્તિકા પાત્રમાં ધૂપ દીધા, રિઝ્યા શ્રીજગદીશ. ૮૨
નૈવેદ્ય જળ ફળ વિવિધપેરનાં, સાકર તાંદુલ સાર;
સર્વ પાક કરી મૂક્યા આગળ, હરખ્યાં મન અપાર. ૮૩
શ્રુતદેવને પ્રભુએ કહ્યું, એકાંત તેડી વાત;
ઋષિ રહ્યા ને મારી પૂજા, ઘટે નહીં ભક્ત રાજ. ૮૪
કેમ વિષમ બુદ્ધિ થઈ તમારી, જુઓ બેઠા છે બ્રહ્મ;
વ્યાસ નારદ વામ શુક, અત્રિ ઋષિ ચ્યવંન. ૮૫
દર્શનથી નિષ્પાપ થઈએ, એવા એ પરશુરામ;
ધન્ય ભાગ્ય છે તમારું, એ આવ્યા છે તમ ધામ. ૮૬
એનું અંતર નહીં મુને, ભક્ત વહાલા એહ;
ચતુર્ભુજ મારું રૂપ એ પણ, વહાલું નહીં મુને તેહ. ૮૭
બળભદ્ર મારા ભ્રાત છે, વળી લક્ષ્મી કહિયે જેહ;
ભક્ત વહાલા એવું કો નહીં, એમાં નહીં સંદેહ. ૮૮
તે માટે એની પૂજા કરવી, ભાવસું શ્રુતદેવ;
વચન પ્રભુનાં ધર્યાં મસ્તક, પૂજ્યા ઋષિ તતખેવ. ૮૯
આંબા જાંબુ રાયણ કદળી, દ્રાક્ષ દાડમ સાર;
શીતળ જળ આણી મૂક્યાં આગળ, રીઝ્યા ઋષિજી દયાળ. ૯૦
તારામાં જેમ ચંદ્ર શોભે, વિપ્રમાં શ્રીમોરાર;
ઘણું પ્રસન્ન થયાં પછે, સ્તુતિ કરે નર ને નાર. ૯૧
મુજ રંકપર ઘણી કૃપા કરીને, આવ્યા છો ભગવાન;
આજ જન્મ મારો થયો સફળ, પવિત્ર કર્યાં મમ ધામ. ૯૨
ઉંચ નીચ ને રંક રાવજ, સરખાં તમને મોરાર;
વસ્ત્ર કરમાં ધરી હરખે, નાચ્યાં નર ને નાર. ૯૩
તન મન તમપર વારું સ્વામી, તમો પૂર્ણાનંદ;
ગંગા આદે તીર્થ કોટિ, વસે ચરણારવિંદ. ૯૪
સકળ તીરથ આવ્યાં જુઓ, ઋષિ સંગ સમેત;
હું દીન દુર્બળ દાસ ઉપર, કોણ કરે એવડું હેત. ૯૫
ધન્યદિવસ ધન્યપોહોર, આ ઘડી, નિરખ્યા વૈકુંઠરાય;
હરખ મન માયે નહીં, પ્રેમે નૃત્ય કરે ગુણ ગાય. ૯૬
પરિક્રમા કરી નમ્યાં ચરણે, પહોંચ્યા મનના કોડ;
ભક્તિ દેખી નરનારની, ઘણું રીઝ્યા ઋષિ રણછોડ. ૯૭
માગ માગ હું પ્રસંન છું, તમ ભક્તિ દૃઢ કહે ધન્ય,
દર્શનથી તનમય થયાં, સઘળે દેખે એકજ બ્રહ્મ. ૯૮
ભક્ત કહે સ્વામી શરણ રાખો, કૃપાનિધિ ભગવાન;
ભવ ભ્રમણથી છૂટિયે, હું માગું એ વરદાન. ૯૯
જે માગ્યું તે આપ્યું ભક્તને, પહોંતા બેહુના કોડ;
થોડા દિવસમાં પામશો પદ, કહે શ્રીરણછોડ. ૧૦૦
દર્શન માટે થઇ ભીડ પછી, જોવા મળ્યો છે સમુદાય;
આખા દિવસનો તાપ ચંદ્રથી, જાય તેમ શીતળ થાય. ૧૦૧
શ્રુતદેવ જાણે મારે ઘેર શ્રીહરિ, જનક જાણે તેમ;
રાજઘેરથી રાજ સભામાં, જાયે નિત્યે પ્રભુ એમ. ૧૦૨
તાલ ઝાંઝ મૃદંગ વાગે, ગાયે ગાંધર્વ ગાન,
અપ્સરા નૃત્ય કરે આગળ, યાચક જન યશ ગાય. ૧૦૩
ઘણા દિવસ રહ્યા ભાવે ભક્ત ગૃહ, પછે માગી વિદાય;
મિથિલદેશ મૂકી આવી પહોંતા, દ્વારિકાં શ્રીયદુરાય ૧૦૪
સાંભળી નગ્ર લોક સામાં, આવ્યાં મળવા પ્રેમ;
ઉગ્રસેન વસુદેવ દેવકીએ, પૂછ્યું કુશળક્ષેમ. ૧૦૫
ભક્ત ઉપર એવી પ્રીત પ્રભુને, સુણો શ્રોતાજંન;
સૂતપુરાણીએ શૌનકને કહ્યું, સંક્ષેપે રાજંન. ૧૦૬

વલણ

સંક્ષેપે કરી જાણજો, શુક કહે સાંભળ રાયરે;
ધનદાસના સુત કહે સુંદર, થયો છયાસીમો અધ્યાયરે. ૧૦૭

ઇતિ શ્રીમદ્ભાગવતે દશમસ્કંધે ષડશીતિતમોઽધ્યાયઃ ॥ ૮૬ ॥

## અધ્યાય ૮૭ મો*

### કડવું ૨૦૦ મું–રાગ રામગ્રી

પરીક્ષિત શુકને કહે શીશ નામી, તમો કહ્યો નિરાકાર બ્રહ્મસ્વામી;
નહીં નામ ઠામ રૂપ ધામ, તો કેમ પ્રગટ થયા ગુણગ્રામ.
વેદ સ્તુતિ કરી જુઓ કેમ, દેહ ધરી કોણે ગાયા તે પરિબ્રહ્મ;
મને સંદેહ ઉપન્યો મંન, તે વિસ્તારી કહો મુનિજંન;
શુક કહે બ્રહ્મ લીલા અગાધ, કહું નારાયણ નારદનો સંવાદ.

ઢાળ

સંવાદ કહું એ સાંભળો, અભિમન્યુસુત રાજંન;
નારદ પર ઘણી કૃપાદૃષ્ટિ, કહિયે પ્રભુનું મંન. ૧
હેત કરીને વીણા પ્રભુયે, આપી મુનિને હાથ,
ચૌદભુવનમાં કીર્તિ પ્રભુની, ગાયે તુંબરુ સાથ. ૨
ફરતા ફરતા આવી પહોંતા, મુનિ બદ્રિકાશ્રમ;
નરનારાયણ તપ કરે, તે દેખી થયા પ્રસંન. ૩
આવીને પ્રણામ કીધા, બોલ્યા મુખથી વાણ,
અમારું મન શીતળ થયું નહીં, હરિકથા વિના શ્યામ. ૪
તે માટે અમો આવ્યા અહિંયાં, કરતા અમૃત પાન;
કૃપા કરીને કહો સ્વામી, તમ થકી પામું જ્ઞાન. ૫
મુનિનાં વાક્ય સાંભળી, વદ્યા નારાયણ તવ મુખ;
સનત્કુમારે શૌનક આગળ, કહિ કથા જનસુખ. ૬
તે તમને કહું પુરાતન, સાંભળો ગુણ બ્રહ્મ,
તમો જ્ઞાની કહેવું શું પડે, જાણો છો મુનિજંન. ૭
નારદ કહે હું ક્યાં ગયો, જ્યારે કથા થઈ જનલોક;
મુને કેમ હોયે અજાણ્યું એ, વિરમે વાતજ હોય. ૮
નારાયણ કહે શ્વેતદ્વીપજ, ગયા હતા મુનિજંન;
તે માટે તમે જાણ્યું નહીં, હવે કહું કથા એ બ્રહ્મ. ૯
નિરાકાર આકાર નહીં, બ્રહ્મ કહિયે તેજના પુંજ;
ઇચ્છા થઈ બહુ સાંભળવા, બ્રહ્મની મુનિ પુંગ. ૧૦
માયા લીન થઈ રહે બ્રહ્મસું, આજ્ઞાએ કરે કામ;
પ્રકૃતિ પુરુષથી વેગળાં, પોતે સાક્ષી પુરુષ પુરાણ. ૧૧
બ્રહ્મથી એ તત્વ માયા, એથી સઘળી સૃષ્ટ,
સર્વ જીવનું મૂળ એ છે, જાણજો કહું સ્પષ્ટ. ૧૨
વૈરાટ રૂપ જેમાં ચૌદ લોકજ, એમાં છે અંડ એક;
કોટી કોટી એવાં અંડજ, કહિયે પ્રભુને અનેક. ૧૩
ઊર્ણનાભ મુખતાર કાઢી, રમે મન રીઝાય;
વળી ઇચ્છાયે લીયે મુખમાં, તેમ બ્રહ્મ ઇચ્છાય. ૧૪
અકળ ગત ગોવિંદની, કોણે કળી નહી મુનિજંન;
નારાયણ એમ કહે કથા, શુક કહે સુણ રાજંન. ૧૫
છત્રીશ યોજન પીઠ પોહોળી, એવા સંકર્ષણ;
શેષશાયી જળમાં શયન કરે છે, તેપર અશરણશર્ણ. ૧૬
વિશ્વને એ સૃજે રાત્રે, શીઘ્રે કહ્યો એ ભેદ;
સૃષ્ટિનો જ્યારે સમો થાય ત્યારે, શ્વાસોશ્વાસથી વેદ. ૧૭
દેહ ધરી વેદ સ્તુતિયે પ્રભુને, જગાડે કરી ગાન;
રાજાને ઢાઢી જગાડે, તેમ એ સાવધાન. ૧૮
પ્રાત:સમો જ્યારે થાય ત્યારે, સૃષ્ટિનો આરંભ;
જય નારાયણ જય વિષ્ણુ, જય જય શ્રીપરિબ્રહ્મ. ૧૯
જય પુરુષોત્તમ કેશવ માધવ, જય સચ્ચિદાનંદ;
એમ કહી શ્રુતિ જગાડે, જય શબ્દ શ્રીગોવિંદ. ૨૦
પૂર્વે પ્રભુનાં ચરિત્ર નામને, ગાય છે શ્રુતિ ધન્ય;
પ્રાતઃ થયો હવે જાગીએ, કરવા સૃષ્ટિ જગજીવન. ૨૧
તમો કહેશો મુજને કાં જગાડો, સૃષ્ટિનું શું કામ,
એથી બંધન થાય મુજને, એમ નહીં ભગવાન. ૨૨
તમને બંધન છે નહીં, તમે કૃત્રિમ કરતા શ્યામ;
મને સૃષ્ટિ સંહાર કરો છો, તમે પુરુષ પુરાણ. ૨૩
ઓંકાર એ શબ્દ સર્વનું, બીજ કહિયે બ્રહ્મ,
નાભિ કમળથી બ્રહ્મા, એથી સૃષ્ટિ ઉપની ધન્ય. ૨૪
બ્રહ્મારૂપે સૃજો પાળો, વિષ્ણુરૂપે જગદીશ,
શિવ રૂપે સંહાર કરો છો, તમો ત્રિગુણાતીત. ૨૫
પ્રતિબિંબ છાયા સર્વ ઘટમાં, એક અનંત સ્વરૂપ,
જીવના ઈશ્વર તમે, જે જાણે તે તદરૂપ. ૨૬
સંકર્ષણના મુખથી જ્યારે, નીસરે વિષ જ્વાળ;
જગત સહુનો પ્રલે હુવો, બાળીને કરે છે છાર. ૨૭
શત વર્ષ પરજન્ય વરસે, સમસ્ત શુંડાધાર;
પૃથ્વી જળમય કરશે ત્યારે, ફરી નવો વિસ્તાર. ૨૮
સઘળે જળ બિંબ દીસે, સ્વર્ગ મૃત્યુ પાતાળ;
ત્યારે સ્વામી તમે એકલા, કો સંગ નહીં શ્રીદયાળ. ૨૯
તમારી ગત પ્રભુ તમે જાણો, બીજું ન જાણે કોય;
સહસ્ર જિહ્વાયે સમર્થ નહીં, કહેવા શેષસેગુણસેય. ૩૦
તમે કહેશો આવડી મારી, સ્તુતિ કરો કાં સેવ;
મને ભજે તેમ અગ્નિને ભજે, એ શું નહીં દે દેવ. ૩૧

---

* સત્યાશીમા અધ્યાયમાં નારાયણ અને નારદના સંવાદરૂપે વેદોએ કરેલી ગુણોની આલંબન સ્તુતિ પરિણામે નિર્ગુણને પહોંચે તે કપા છે.

આ સત્યાશી, અઠ્યાસી અને નેવ્યાશી, એ ત્રણ અધ્યાય શ્રીમદ્ ભાગવતના દશમસ્કંધમાં ક્ષેપક છે, એમ કેટલાક ટીકાકારો કહે છે. શ્રીધર સ્વામિએ શ્રીમદ્ ભાગવતની ટીકાના પ્રારંભમા જ જણાવ્યું છે કે, એ ભાગવતના ૩૩૨ અધ્યાય છે, પરંતુ સર્વ ભાગવતમાં ૩૩૫ અધ્યાય છે. કેટલાક ટીકાકારો જણાવે છે કે, વત્સહરણના ત્રણ અધ્યાય ક્ષેપક છે. પણ તે અધ્યાય ક્ષેપક હોય તેના કરતાં આ ત્રણ અધ્યાય ક્ષેપક માનવાનાં ચાર મજબૂત કારણો છે. (૧) પરીક્ષિતે યદુવંશમા અવતરેલા શ્રીકૃષ્ણ પરમાત્મા તથા સંકર્ષણનું ચરિત્ર જાણવાની ઇચ્છાથી પ્રશ્ન કીધો હતો. પણ આ ત્રણ અધ્યાયમા તેમનું ચરિત્ર જ નથી જો કે નેવ્યાસીમા અધ્યાયમાં શ્રીકૃષ્ણનું કંઈક ચરિત્ર છે તો પણ તેમા ઘણો વિરોધ છે (૨) નેવ્યાસીમા અધ્યાયમાં શ્રીકૃષ્ણે પોતાને પરમાત્મા, સ્વમુખે કહ્યા તે સંભવતુ નથી. (૩) વિષ્ણુશિવનો અભેદ સિદ્ધ કરતાં વૃકાસુર તથા ભૃગુના પ્રસંગમાં શિવવિષ્ણુનો અભેદ મટવાને બદલે શિવને હલકા વર્ણવ્યા છે. (૪) ટીકાકારે સન્માર્ગ શબ્દનો અર્થ ઠરાવેલો ખરો નથી.

જે થકી યજ્ઞ હોમ, વર્ષે મેહ સ્વર્ગથી પોણ;
એ થકી અન્ન સૃષ્ટિ સર્વે, એથી મોટું કોણ. ૩૨
તે માટે એને ભજો એમ નહીં, શ્રુતિ કહે સુણો બ્રહ્મ;
એ અંશ છે તમ તેજ સ્વામી,તમથી નહિ કોઇ અન્ય. ૩૩
બાજીગર ખેલ કરે આંબાનો, લાગે ફળ જુએ લોક;
તેમ એ જાળ માયા તમારી, દીસે તે સહુ ફોક. ૩૪
માટે તમે ખરા એ માયા જુઠી, જાણે નહીં તમને જંન;
કથામૃત શ્રવણ કીર્તન, કરે તે ધન્ય ધન્ય. ૩૫
અધમ પાપી અન્તજ જાતી, ભજે તમને નાથ;
તે સરખા તરી જાય સ્વર્ગે, તો બીજાની શી વાત. ૩૬
ભક્તિ હીણ જાણે નહીં, તે ફોકટ પૃથ્વી ભાર,
લક્ષ ચોર્યાશી ફેરા ફરી પામ્યો, મનુષ્યાદેહ અવતાર. ૩૭
બધીર મૂગો નેત્ર નોહે, કેમ લીયે હરિ નામ;
નેત્ર કર્ણ ને જિહ્વા આપી, ગાવા ગુણ ભગવાન. ૩૮
પુત્ર કલત્ર દ્રવ્યમાંયે, ભુલ્યા ભમે જન એહ;
ઘટઘટ માંહે તમે રહ્યા વ્યાપી, દેખે નહીં હૃદયા જેહ. ૩૯
કાષ્ઠમાં રહે વહ્નિ છાનો, દેખે નહીં તેને કોય;
મથે ત્યારે મળે તેમ તમે પ્રગટ, અંતરજામી સોય. ૪૦
નાભિકમળમાં કસ્તુરી, મૃગ ખોળતાં ફરે વંન;
આત્મારામ વિરાજે ઘટમાં, જાણે નહીં મૂઢ જંન. ૪૧
એમ ન જાણે શત વરસનું, આયુષ્ય કળિમાંહે પુણ્ય;
એમાંથી જુઓ મિથ્યા ભાપણે, થયું કાંઈએક ન્યૂન્ય. ૪૨
પંચોતેર રહ્યાં આશરે, તે ન ભોગવે ધરી કાય;
અર્ધ તો ગયાં રાત્રિમાં, અર્ધ રહ્યાં છે દ્યાંય. ૪૩
બાળ અવસ્થા રમતમાંહિ, તરુણ અવસ્થા સ્ત્રીસંગ;
વૃદ્ધાવસ્થા તૃષ્ણામાં પડે, ભજશે કયારે શ્રીરંગ. ૪૪
હું તું એ તો અહંકારનું મૂળ, અહંકારે કરી કામ;
ક્રોધ લોભ એ વાસનાયે, ફરે જીવ ચારે ખાણ. ૪૫
એ જ્ઞાન કહ્યું છે મનુષ્યને, કો જાણે હરિના જંન,
જાણે તે તદ્રૂપ ગંગા, સાગર તરે તેમ એ બ્રહ્મ. ૪૬
સહસ્ર નદી જઈ ભળે દધિમાં, એક રસ એક નામ;
નદીનો કાંઈ નાશ નથી, તેમ જીવ એહ પ્રમાણ. ૪૭
પતંજલીનું શાસ્ત્ર એમ કહે, જીવ એ કર્દમ બ્રહ્મ,
જીવ જુદા ઈશ્વર જુદા, ઉંચ નીચ દેહ ધરે કેમ. ૪૮
કર્તુમકર્તુમ્ સમર્થ સ્વામી, જીવથી શું થાય,
એમ વાદ કરે ખટ શાસ્ત્ર ત્યારે, શ્રુતિ કહે સુણો ન્યાય. ૪૯
સુવર્ણ એક તેના ઘાટ બહુવિધ, ભાંગે ત્યારે સુવર્ણ,
તેમ બ્રહ્મ એક એ માયા ઉપાધિ, જીવને જન્મ મર્ણ. ૫૦
એક વૃક્ષપર બે પંખી, એક ખાય ફળ એક શુન્ય;
સ્વાદ લીયે તે ભોગવે, પોતે સાક્ષી પાપ ને પુણ્ય. ૫૧
શુભ કર્મ ઉંચ નીચ યોનિ, ફરે ભવમાં જીવ;
વાસનાયે રહિત જે જીવ, થાય છે પછે શીવ. ૫૨
ભગવાન કહે છે નિગમને, મને ઓળખ્યા તમે કેમ;
હું બ્રહ્મ ક્યાં રહું કો નવ જાણે, શીખે કરીને એમ. ૫૩
કેમ જાણી મારી સ્તુતિ કરો છો, એ અસંભવ વાત;
શ્રુતિ કહે તમ માયાયે કરી, પ્રગટ ગુણ વિખ્યાત. ૫૪
પ્રકૃતિ જડ તેમાં પવન મૂકી, રમત કરો છો રમ્ય,
તમ કૃપાયે કહું સ્વામી, શ્રોતા વક્તા બ્રહ્મ. ૫૫
તમે સર્વના છો આત્મા, અવિનાશી કહિયે બ્રહ્મ;
દેવ દિગપાળ સહુ આજ્ઞામાં, ફરે છે રવિચંદ્ર ઇમ. ૫૬
મર્યાદા મૂકી જાય નહીં જળ, એવા એ દધિ સાધુ;
જઠર અગ્નિ પચાવે અંન, ન થાય અદકું ઓછું. ૫૭
તમ આજ્ઞાયે ચાલે તેને, સદા હોય કલ્યાણ;
મર્યાદા મૂકી ચાલે તેને, કુશળ કેમ હોય શ્યામ. ૫૮
તે ભવભ્રમણ ફરી આવે, ત્યારે પામે બ્રહ્મ દેહ;
તેજ ઉત્તમ વેદ વક્તા, જાણે હરિને જેહ. ૫૯
ધન દારા સુત ગૃહ તજી થાયે, સંન્યાસી ધરે દંડ;
પરમહંસ તમ ચરણે ચિત્ત, તે પામે પદવી અખંડ. ૬૦
જો માયામાં ચિત્ત રહે ઉપર, ભક્તિ અંતર દંભ*;
રીઝવે ઇન્દ્રી સ્વાદ માટે, જંન ફરે નવ ખંડ. ૬૧
મનુષ્ય દેહે ઓળખ્યા નહીં, કહિયે કાષ્ઠ પાષાણ;
પ્રેમતુલ્ય તેને જાણવા, નિર્જીવ એજ પ્રમાણ. ૬૨
જેમ ધુવે કરી દેખે નહીં, પાસે પોતાનું અંગ;
તેમ વિષયી માયામાં પડ્યા તે, ભૂલા છે બ્રહ્મ રંગ. ૬૩
આત્મઘાતી કહિયે જેણે, જાણ્યા નહીં હરિરાય;
આઠ પહોરમાં એક ક્ષણ જો, ભજે તો શુભ થાય. ૬૪
નહિતર કર્મે બાંધ્યો ફરે, પ્રાણી ભોગવે સંસાર;
ન્યાય કહે કેમ કર્મ મોટું, ઈશ્વર નહીં જુઓ સાર. ૬૫
નિગમ કહે એ સાક્ષી પ્રભુ, એને લેપે નહીં કાંઈ કર્મ;
ઈશ્વર કોઇનું રુડું ભુંડું, નવ કરે જાણો મર્મ. ૬૬
બ્રહ્મ કરે છે કુલાલવૃત્તિ,† વિષ્ણુ ધરે અવતાર;
શિવ યોગી એ કર્મને વશ, ફરે રવિ નિરધાર. ૬૭
ત્રિગુણાતીત છે વેગળા, તે કહિયે મોટા વિશેષ,
એની આજ્ઞાએ સૃષ્ટિ કરે છે, બ્રહ્મા વિષ્ણુ મહેશ. ૬૮
બ્રહ્મથી ઓંકાર તત્વજ, તત્વથી થયું વૈરાટ;
સહસ્રપદ જેના સહસ્ર હાથજ, સહસ્ર મસ્તક કાન. ૬૯
મુગટ કુંડળ સહસ્રજ છે, તેજના ભંડાર;
પાર કો પામે નહીં, એવા કહિયે દેવમોરાર. ૭૦
બાળક જળમાં મુખ પોતાનું, જોઈ રમે તે સાથ;
તેમ પોતાના પ્રતિબિંબ સાથે, રમત રમે વિશ્વનાથ. ૭૧
શાસ્ત્ર કહે એ આત્મતાથી, મનુષ્ય પામે મોક્ષ;
અહંતાથી પડે હેઠા, ભોગવે ફળ જોખ. ૭૨
મીમાંસા શાસ્ત્ર કહે કર્મના, લેખ ટળે નહીં સત્ય વાત;
જ્યોતિષી કહે ગ્રહ બળિયા, માંહોમાંહી એમ વાદ. ૭૩

* ઢોંગ

† ब्रह्मा येन कुलालवन्नियमितो ब्रह्माण्डभाण्डोदरे ।
विष्णुर्येन दशावतारगहने क्षिप्तो महासंकटे ॥
रुद्रो येन कपालपाणिपुटके भिक्षाटनं कारित. ।
सूर्यो भ्राम्यति नित्यमेव गगने तस्मै नमः कर्मणे ॥

શાસ્ત્રે કહ્યુ પણ ઠરાવીને, વેદે કહ્યુ એ પ્રમાણ,
રવિ એક પ્રતિબિંબ જાળ ઘટ, તેમ એક ભગવાન. ૭૪
આદ્ય અંત્ય ને મધ્ય વ્યાપી, રહ્યો પૂર્ણાનંદ ભેદ,
હરિ વિના કો છે નહીં, સ્તુતિ કરે મુખે વેદ. ૭૫
ઘટમાં બ્રહ્મનુ તેજ છે તો, વહાલું લાગે સજંન,
હંસ જ્યારે રમી જાય ત્યારે, પ્રિય નહીં જુઓ મન ૭૬
પ્રાણથકી એ પ્રિય વહાલા, એમાં નહીં સંદેહ;
એવા પ્રભુને ભજે નહીં, મંદ અંધ કહિયે તેહ. ૭૭
કલ્પવૃક્ષને તજી જે કો, સેવે બીજા દેવ,
માતપિતાને પરહરી, મૂઢ કરે નીચની સેવ. ૭૮
કાળભુજંગ કુકુવાટ કરતો, ફરે મસ્તક સદાય,
એમ ન જાણે ખાસે હવડાં, ભજીએ શલો છે દાય * ૭૯
જન્મ સઘળો ગયો એળે, અંત્ય સમે કહે રામ,
વિમાન બેસી જાય સ્વર્ગે, વાજતે નીશાન. ૮૦
નામનો પ્રતાપ એવો, જુઓ મન વિવેક,
નેતિનેતિ નિગમ કહે, ગુણ કેમ ન આવે છેક. ૮૧
શત વરસ કમળ જાળમાં, અજ ગયા ન જડ્યો થાગ;
કહેતાં કહેતાં વાણી થાકી, ચરિત્ર કહ્યાં નવ જાય. ૮૨
જન લોકની મૃત્યુ લોકમાં, મુનિ કહી કથા એ સાર,
સાંભળી સ્તુતિ કરી પ્રભુની, નારદજીયે તેણીવાર ૮૩
તમે બ્રહ્મા ઈશ્વર સ્વામી, તમે શ્રીવિષ્ણુ બ્રહ્મ,
તમારી સત્તાયે સંસાર ઉભો, તમ વિના નહિં અન્ય ૮૪
ઈંદ્ર વરુણ કુબેર યમ એ, શેષ વહ્નિ ભાણ,
જળ સ્થળ સઘળે તમો વ્યાપી, ઘણું શું કહું શ્યામ. ૮૫
તપ કરો છો લોક સઘે, ભક્તજનને કાજ,
એ રીતે તપ કરે તેને, પ્રસંન થાય મહારાજ. ૮૬
નારાયણ કહે ધન્ય નારદ, ભક્તમાં તમો મોક્ષ,
અહર્નિશ પ્રભુનાં ચરિત્ર ગાતાં, ફરો છો ત્રૈલોક્ય. ૮૭
નમસ્કાર કરીને ગયા ત્યાંથી, નારદ પહોંતી આશ,
વિણાનો ટંકાર કરતાં, આવ્યા જ્યાં વેદવ્યાસ. ૮૮
કાષ્ઠમાંથી અગ્નિ મથતાં, ખર્યું વ્યાસનું રેત,
અરણીમાં આવી પડ્યું તેથી, ઉપન્યા શુકદેવ ૮૯
નારદ દેખી વ્યાસ ઉઠ્યા, થયા મન રળિયાત,
ત્રણ લોકમાં ફરી આવ્યા, કહો કાંઈ એક વાત ૯૦
મુનિ કહે મને નારાયણે કહ્યુ, તે કહું તમને જ્ઞાન,
ઉપદેશ કરીને ગયા સ્વર્ગે, ગાય હરિરસ ગાન. ૯૧
શ્રીહરિ દાતા ભુક્તા કહીએ, પ્રજાપતિ વિપ્ર અન્ય,
વેદ વાક્ય ને સત્તા એ, શુક કહે સુણો રાજંન. ૯૨
તમે કહ્યુ નિરાકર, તે સાકાર કેમ થાય બ્રહ્મ,
યથા બુદ્ધિયે કહ્યુ તે, એ જુઓ જ્ઞાન દૃષ્ટિયે મન. ૯૩

વલણ

જાણજો બ્રહ્મ એક છે, શુક કહે સાંભળ રાયરે,
ધનદાસના સુત કહે સુંદર, થયો સત્યાસીમો અધ્યાયરે. ૯૪

ઇતિ શ્રીમદ્ભાગવતે દશમસ્કંધે સપ્તાશીતિતમોઽધ્યાય ॥૮૭॥

* વખત

## અધ્યાય ૮૮ મો*

### કડવું ૨૦૧ મું-રાગ રામગ્રી

વિદ્યા પરીક્ષિત શુક પ્રત્યે વાણી, સંઘે ઉપન્યો એક મુને સ્વામી;
શિવ કહીયે દિગંબર જોગી, દ્રવ્યની ઇચ્છાયે તેને ભજે ભોગી.
વિષ્ણુ લક્ષ્મીવાન છે એમ, કો વેળા તેને ભજે નહીં કેમ;
વિદ્યા શુકજી મન પ્રસંન, સાંભળ પરીક્ષિત એ રાજંન.

ઢાળ

કહું કથા વિષ્ણુની તમને, સાંભળો દેઈ કાન,
પૂર્વે પૂછ્યું ભગવાનને, તમ પિતામહ સાવધાન. ૧
તેમ તમને કહું હું શ્રીહરિ, બેઠા પાંડવ સાથ,
યુધિષ્ઠિર શ્રીકૃષ્ણને કહે, સાભળો સ્વામીનાથ. ૨
શિવ પ્રસન્ન કેમ થાય વેહેલા, વિષ્ણુ નહી કેમ તેહ;
એ વિસ્તારીને કહો મુજને, ટળે મન સંદેહ. ૩
શિવ તો યોગી ભોગી વિષ્ણુ, કહિયે લક્ષ્મીવાન,
તે ઉતાવળા કેમ પ્રસંન ન થાયે, ભક્તપર ભગવાન. ૪
વચન રાયનાં સાભળી, વળતા વદ્યા શ્રીમહારાજ,
ભક્તને જ્યારે જોઈએ ત્યારે, આપું દ્રવ્ય તે કાજ. ૫
ધ્રુવને અવિચળ રાજ્ય લક્ષ્મી, આપ્યું નિર્ભય તેહ;
લક્ષ્મી વિના શોભે નહીં, જુઓ રાજ્યપદવી તેહ. ૬
છત્રીશ સહસ્ર વરસ ધ્રુવે, ભોગવ્યું સુખે રાજ,
અંતે તારા મંડળ મધ્યે, આપ્યો અવિચળ ઠાર. ૭
જે વેળા જેને જોઇયે, તેવુ આપુ દ્રવ્ય અનંત,
સમી સમી તેનો લેઉં પાછે, થાય નહીં મદે અંધ ૮
ધન હોય ત્યારે કુટુંબ મિત્રજ, આશાએ કરે પ્રીત;
પ્રાણથી હું વહાલો મુજને, તજે તે પર ચીત. ૯
તે માટે તેની લક્ષ્મી હરી લઉં, ત્યારે આવે જ્ઞાન,
પછે મુજને ઓળખે, તવ ગાય હરિ યશ ગાન. ૧૦
સ્મરણ ભક્તિયે પામે પદવી, એથી શું છે બીજું સાર,
લક્ષ્મીને મદે ફરવું સુખ દુઃખ, ભોગવે સસાર. ૧૧
તે માટે હું આપું નહીં, લક્ષ્મી એ ધર્મરાય,
સાભળી રાય પ્રસંન થયા છે, ધન્ય હરિ સુખદાય. ૧૨
વિષ્ણુ તો ખરી કસોટી લીએ, ત્યારે થાય પ્રસંન,
કહું ઇતિહાસ પુરાતન, શુક કહે સુણો રાજંન. ૧૩
શિબિ રાજા ભક્ત મહા દૃઢ, સત્યવાદી ચાલે ધર્મ,
શરણે આવ્યો હોય તેને રાખે, સદાવ્રતી તે અંન ૧૪
જે માગે તેને ના નહીં કહેવી, એવા તે ઉદાર,
ત્રૈલોક્યમાં ચાલી કીર્તિ, જોવા આવ્યા વિશ્વાધાર. ૧૫
વાઘરી રૂપે થયા દેખી, પંખી નાઠા જાર્ય,
એક કપોત આવી બેઠો રાયને, ખોળે વિસ્મય થાય ૧૬
શરણે આવ્યો તેને રાખવો, એવી રાયની પેણ,
પારધી કહે આપો મુજને, રાય કહે તું કોણ. ૧૭

* આ અઠ્યાશીમા અધ્યાયમા વિષ્ણુના ભક્તને મોક્ષ મળે છે અને બીજા દેવના ભક્તને ઐશ્વર્ય મળે છે, એ કથા છે.

હું પારધી આવ્યો લેવા એને, રાય કહે બીજું માગ;
એ વિના માગો તે આપું, શરણે આવ્યો મુજલાજ. ૧૮
વાઘરી કહે મુને એજ આપો, કુટુંબ પોષણ થાય;
નહીંતર આજ અપવાસ અમને, ના કહો જઈયે રાય. ૧૯
ધર્મ સંકટ પડ્યું રાયને, વધા મુખથી વાણ;
એ બરાબર માંગશો તે આપું, શાસ્ત્ર આજ્ઞાએ માગ. ૨૦
વાઘરી કહે તમ અંગનું, આપો એ બરાબર માંસ;
સાંભળી, રાય હરખ્યા એવે, આવી સ્ત્રી તે પાસ. ૨૧
સ્ત્રી કહે અર્ધ અંગ હું છું, આપીશ માંસ એ કાજ;
પુત્ર કહે એને હુંજ આપું, વાઘરી કહે નહીં રાજ. ૨૨
તમારુ એ માંસજ મુજને, આપો તો લઉં રાય;
તોળ્યું તે બરાબર અંગ રાયનું, તોએ પુરુ નવ થાય. ૨૩
રાણીયે આપ્યું પુત્રે આપ્યું, તોએ ઊચું જાય;
રાય કહે મારુ મસ્તક આપું, ત્યારે પૂરુ થાય. ૨૪
એમ કહીને ખડ્‌ગ કંઠે, મૂક્યું છે રાજંન;
ચતુર્ભુજ થઈ દર્શન આપ્યું, માગ માગ હું પ્રસંન. ૨૫
તે માટે વિષ્ણુ એવા શુક કહે, ધન્ય શ્રીગોપાળ,
હવે કહું કથા શિવજી તણી, તે સાંભળો ભૂપાળ. ૨૬
એક દૈત્ય શકુનીનો પુત્ર તેનું, વૃકાસુર કહિયે નામ;
તપ કરવાને જાય એવે, મળ્યા નારદ સ્વામ. ૨૭
તેજપુંજ પ્રકાશ દેખી, નમ્યો મુનીને પાય;
ત્રણ દેવમાં કહો વેહેલો પ્રસંન, થાય કહો મુનિરાય. ૨૮
હતો મનમાં સંકલ્પ વિકલ્પ, ભલે મળ્યા મુનિજંન;
સાંભળી ઋષિજી વધા, વેહેલા શિવ થાય પ્રસંન. ૨૯
શંકર ભોળા આપશે, જે માગશો તે વસ્ત;
પાછું ફરી તે જુએ નહીં, એને આપશું કોણ ગત્ય. ૩૦
સંકટમાં પોતે પડે છે, વર આપીને જુઓ વાત;

શિવે જાણ્યું ભક્ત મારો, દગ્ધ કર્યો છે આજ;
ત્રિશૂળ લઈ તતક્ષણ ઉઠી, હણું રવિને ક્ષણમાંજ, ૪૦
સૂર્યે મનમાં જાણ્યું શિવજી, કોપ્યા મુજપર આહાં;
મારે હવે ઉગરવું નથી, નક્કી શરણ જાઉં હું તાંહાં. ૪૧
તે માટે રાજધાનીમાં જઈ, છુપાયા પાતાળ;
શિવે જાણ્યું રવિ શરણ આવ્યા, પ્રસંન થયા તતકાળ. ૪૨
અદ્યાપિ સૂર્યકુંડ કાશીમાં, લોલાર્ક કહિયે નામ;
એવા એ શિવ ભોળા, નારદે કહ્યુ દૈત્યને આમ. ૪૩
મનના મનોરથ પહોંચસે, એમ કહી ગયા મુનિજંન;
વૃકાસુર જઈ તપ કરે છે, બદ્રિકાશ્રમ ધન્ય. ૪૪
ઉંચા ચરણે ઉંધે વદને, કરે ધૂમ્ર તે પાન;
એક મને શિવ આરાધ્યા તેણે, ધર્યું હૃદયમાં દૃઢ ધ્યાન. ૪૫
તોહે શિવ તેને પ્રસંન નહીં, તવ હોમ્યું શરીરનું માંસ;
સાત દીવસ થયા હોમ કરતાં, પછે થયા છે નિરાશ. ૪૬
શીષકમળ હોમવા માંડ્યું, વિચાર્યું શિવે મન;
હત્યાદોષ એ લાગે મુજને, શિવ થયા પ્રસંન. ૪૭
અગ્નિકુંડથી પ્રગટ્યા પોતે, નિસરિયા તતખેવ;
માગ માગ તું શું માગે છે, એમ વધા મહાદેવ. ૪૮
શા માટે એવું કરો છો, શિવ સમજાવે ભલી રીત,
વિષ ખાયે કે ઝંપાવે, તેને મનાવે તે ઈશ. ૪૯
એમ કહી ભુજ ફેરવ્યો, થયું શરીર દૈત્યનું દિવ્ય;
સ્તુતિ કરીને નમ્યો ચરણે, માગું તમ કને સિવ. ૫૦
જેના મસ્તક પર હાથ મૂકું, તે બળીને થાય રાખ;
શિવ કહે એણે એ શું માગ્યું, કહિયે એ ખળ જાત. ૫૧
...ને પય પાય તોએ, કરે આવી ડંશ,

પ્રાણ વહાલા સર્વને, એને આપીએ રુડું સુખ;
અકળાયા ઘણું દોડતા, મુને કહો શું છે દુઃખ. ૬૧
દૈત્ય કહે શિવે વર આપ્યો, જોઉં પરીક્ષા મૂકી હાથ;
ખરું ખોટું જાણવા પુઠળ, દોડું છું સ્વામિનાથ. ૬૨
ભગવાન કહે ધન્ય ધન્ય એ તું, શકુનીનો છે તંન;
શિવને કહે તું ભોળો લાગે, તે ભક્તિ ભાઈ જુઓ મંન. ૬૩
દૈત્ય કહે તે મહેશ્વર છે, નમે સહુ તેને કાજ;
તે શું સમર્થ છે નહીં, વર આપવા મહારાજ! ૬૪
બટુક કહે તમો સત્ય કહો છો, સાંભળો દૈત્યરાય;
દક્ષનો એને શાપ થયો છે, ગયો યશ મહિમાય. ૬૫
પિશાચ લઈને ફરે રંગે, ભૂત પ્રેતનો મિત્ર;
દિગંબર ગળે રુંઢમાળા, સર્વ ભૂષણ એ રીત. ૬૬
વાઘાંબર ડાક ડમરુ કરમાં, ત્રિશૂળ અંગ ભભૂત;
દેવ એને સંગે નહીં, તે તને ન લાગો ધૂર્ત. ૬૭
શિવજી મસ્તક હાથ મૂકી, નૃત્ય કરતા તે રાય;
મંત્ર તુને કાંઈ કહ્યો છે એમ, હાથ મૂકે શું થાય. ૬૮
એ યોગીનો વિશ્વાસ શો, તું જો વિચારી મંન;
તે માટે ઘેર જાઓ પાછા, માનો એહ વચંન. ૬૯
નહિતર પરીક્ષા જુઓ પોતાના, મસ્તક પર મૂકી હાથ;
ખરું ખોટું કંકણ કરમાં, દર્પણનું શું કાજ. ૭૦
વિષ્ણુ માયાએ ચોર્યું ચિત્તને, વિશ્વાસ આવ્યો મંન;
એણે મારા પિતાનું નામ લીધું, કહિયે એ ગુરુ બ્રહ્મ. ૭૧
દીસે છે વય અતિ નાની, બુદ્ધિ ઘણી વચન રસાળ;
ઈચ્છા પ્રભુની કરવું એને, કોણ છે રાખણહાર. ૭૨
આનંદ મનમાં હવો નાચ્યો, મસ્તક મૂકી હાથ;
કર મૂકતાં તે દૈત્ય કાયા, બળીને થઈ રાખ. ૭૩
દૈત્ય મોટો પહાડ સરખો, પડ્યો ક્ષણ ના લાગી વાર,
દેવનાં દુંદુભી વાગ્યાં, વરત્યો જયજયકાર. ૭૪
એવે શિવજી આવી ઉભા, તેને કહે છે ભગવાન;
શું જોઈ એવા દૈત્યને વર, આપ્યો કેમ કલ્યાણ. ૭૫
આપીને સંકટમાં પડો, વિચારી કરવું કામ;
શિવ કહે પ્રાણ લગી તાણ્યું, મેં આપ્યો વર એ શ્યામ. ૭૬
વર માગે તેને આપવો, મેં ના કેમ કરી થાય;
સંભાળનારા તમો છો તો, અમને શી ચિંતાય. ૭૭
સ્તુતિ કરી શિવ ગયા સ્વર્ગે, વિષ્ણુ ગયા છે ઠામ;
વૃકાસુર બળી ભસ્મ થયો, માટે ભસ્માસુર પડ્યું નામ. ૭૮
વર આપવાને ભોળાશંકર, વિષ્ણુ લે સંભાળ,
ત્રણે મૂર્તિ એક છે, શુક કહે સુણ ભૂપાળ. ૭૯
તમે કહ્યું શિવ આપે લક્ષ્મી, વહેલા એ વરદાન;
શ્રીવિષ્ણુ તો ઉતાવળા, નહીં આપે એ કહ્યું જ્ઞાન. ૮૦
ભાવે કરી ભણે સાંભળે એ, અધ્યાય અતિ પાવંન,
કષ્ટથી તેને રાખે શ્રીહરિ, સુણો શ્રોતાજંન. ૮૧

વલણ

શ્રોતાજન કહ્યું જ્ઞાન એ, જુઓ એવા વૈકુંઠરાયરે;
ધનદાસના સુત કહે સુંદર, થયો અઠ્યાસીમો અધ્યાયરે, ૮૨

ઇતિ શ્રીમદ્ભાગવતે દશમસ્કંધે અષ્ટાશીતિતમોઽધ્યાય ॥૮૮॥

## અધ્યાય ૮૯ મો*

### કડવું ૨૦૨ મું–રાગ રામગ્રી

શુકજી કહે શી રીતે ભણું, ચરિત્ર હરિનું છે અતિઘણું,
થાકયાં સરસ્વતી થાકયા વેદ, પાર ન પામે પ્રભુનો છેક;
સંક્ષેપે કરી કહું રાજંન, સાંભળજો થીર થઈને મંન. ૧

ઢાળ

થીર થઈને તમે સાંભળો, કહું કથા હરિની રમ્ય;
નિમિષારણ્ય સરસ્વતી તીરે, બેઠા છે ઋષિજંન. ૨
સહસ્ર વર્ષનો નેમ ત્યાં, કળી કરે નહીં પ્રવેશ;
પરીક્ષિત રાજાના રાજ્યમાં, ચાલે નહીં લવલેશ. ૩
તે માટે એ જ્ઞાનયજ્ઞ જ, કરે છે ભલો દાવ;
મંત્રે કરીને મૃત્યુ તેડ્યા, તે આવ્યા છે ધરી કાય ૪
ઋષિ કહે તમો ભાગ લીયો, યજ્ઞમાં એ જોય;
અમને વ્યાધિ પીડ નહી, સહસ્ર વર્ષ ન મરે કોય. ૫
તે માટે અમ પાસે બેસો, મૃત્યુ કહે સુણો બ્રહ્મ,
કેમ બેસું તમ પાસે કરવું, કામ સૂર્ય સદંન. ૬
સૂતપુરાણીએ કથા આરંભ, માંડ્યો છે રાજંન;
ઋષિ કહે હવે કથામાંથી, ઉઠવું નહીં યમ. ૭
તે માટે સહસ્ર વર્ષ સુધી, રહ્યા છે મૃત્યુ ત્યાંય;
જેનો ભય તે પાસે બેઠા, હરખ્યા ઋષિ મનમાંય. ૮
માંહોમાંહે ઋષિ વદે ત્રણુમાં, કોનું ધરીએ ધ્યાન;
કોઈ કહે શિવ બ્રહ્માનું, કોઈ લે વિષ્ણુનું નાંમ: ૯
ત્રણે ગુણોમાં મોટો કોણ, એમ કોલાહલ બહુ થાય,
ઋષિ કહે જુઓ પરીક્ષા, પછે સાંભળીયે કથાય. ૧૦
સર્વે મળીને કહ્યુ ભૃગુને, કેમ ટળે સંદેહ;
ત્રણે ગુણમાં કયા ગુણે કરી, પામીયે પદ એહ ૧૧
ભૃગુ કહે ધીર ધરો, હું જોઈ આવું ત્યાં લગી બ્રહ્મ;
આજ્ઞા લઈને જઈ પહોંતા, પહેલા બ્રહ્મસદંન. ૧૨
ચાર મુખ ચાર સભા અજની, યોજન શત પ્રમાણુ,
પચાસ ક્રોડ ગાંધર્વ ઉભા, અપ્સરા નૃત્યે ગાન. ૧૩
એવામાં ભૃગુ આવ્યા મળવા, પિતા છે જેનું ઠામ;
બ્રહ્માએ દીઠા આવતા, જ્યેષ્ઠ પુત્ર દીજે માન. ૧૪
એટલે આવી બેઠા બ્રહ્મા કને, કીધો નહીં નમસ્કાર;
અજ કહે મારા પુત્ર થઈ મુને, નમ્યા નહીં નિરધાર. ૧૫

* નેવ્યાશીમા અધ્યાયમા 'કયો દેવ મોટો' આવી શંકા થતા પરીક્ષા કરીને તે વિષ્ણુ મોટા છે આમ ભૃગુએ મુનિઓની પાસે કહ્યું તે તથા ભગવાને બ્રાહ્મણના કુમારો લાવી આપ્યા તે કથા છે

હું થકી શું એજ મોટો, બોલ્યા નહીં જુઓ બોધ;
એમ કહી ભ્રુકુટી ફરવી, નેત્રજ્વાળા ઉપન્યો ક્રોધ. ૧૬
જળ છાંટીને શાપે એવે, સાવિત્રીએ વાર્યા તેહ;
મનમાંહે બ્રહ્માએ જાણ્યું, આવ્યા પરીક્ષા મુજ એહ. ૧૭
ક્રોધ સમાવી રહ્યા અબોલા, બોલ્યા નહીં ફરી વાત;
પિતાને નમસ્કાર કરીને, ઉઠ્યા ભૃગુ ધરી વાટ. ૧૮
રજોગુણ જોઈ વળ્યા ત્યાંથી, આવ્યા ઋષિ કૈલાસ;
પંચ વદન ભાળ* ચન્દ્ર ઝળકે, બેઠા શ્રીઅવિનાશ. ૧૯
કુબેર એ પરધાન પાસે, પાર્વતી અર્ધાંગ;
યક્ષ કિન્નર ભૂત પ્રેતજ, સભામાં નૃત્ય રંગ. ૨૦
એવે ભૃગુ ઋષિ જઈ પહોંતા, દીઠા નયણે એમ;
ઉઠીને શિવ જાય સામા, મળવાને અતિ પ્રેમ. ૨૧
ભૃગુયે મનમાં જાણ્યું શિવને, કંઠે છે રુંઢમાળ,
સર્પહાર અમંગળ દેખી, મળ્યા નહીં અજબાળ. ૨૨
આવીને ઋષિ બેઠા, ન કરી વાત નહીં પ્રણામ;
શિવ કહે અમો મળવા ઉઠ્યા, એ મળ્યા નહીં કેરું ઠામ. ૨૩
એમ કહી ત્રિશૂળ નાંખવા, થયા તત્પર ત્યાંય;
પાર્વતીએ વાર્યા ત્યારે, સમજ્યા શિવ મન માંય. ૨૪
મુજ પરીક્ષા કાજ આવ્યા ઋષિજી, વૃથા મેં કરી રીસ;
ક્રોધ મનમાં શમાવીને, બેઠા છે તવ ઇશ. ૨૫
ભૃગુયે ઉઠી પ્રણામ કીધો, ક્ષમા કરો અન્યાય;
તમોગુણ જોઈ વળ્યા ત્યાંથી, ગયા જ્યાં જગરાય. ૨૬
વૈકુંઠ શોભા શી કહું, થઈ રહ્યો છે ઝાલકાર;
હેમ મણિમય સુંદર મંદિર, આવ્યા હરિને દ્વાર. ૨૭
પીતાંબર ઓઢી પોઢ્યા છે, લક્ષ્મી તળાંસે પાય;
કો દાસી સેવામાં જળઝારી લેઇને, કોણ ઉભી છે વીજણુવાય. ૨૮
ભૃગુ કહે એને ક્રોધ કેમ ચઢે, વિચાર્યું તવ ત્યાંય;
એમ તો ક્રોધ ચઢે નહીં, મારી લાત હૃદયામાંય. ૨૯
તતક્ષણ શ્રીહરિ જાગી ઉઠ્યા, નમ્યા ઋષિને સાર;
વાગ્યું હશે તમને મારું, હૃદય કઠણ છે અપાર. ૩૦
ચરણ તમારાં કોમળ સ્વામી, મેં માર્યા દૈત્ય અનેક;
તેણે કરી હૃદે કઠણ થયું છે, તમો જુઓ વિચારી વિવેક. ૩૧
એમ કહીને ચરણ સેવન, કરે છે પ્રાણજીવન;
ક્ષણએક બેસી વિશ્રામ લ્યો, તમને શ્રમ થયો મુનિજન. ૩૨
અર્ઘપાદ પૂજા કરી, લેઈ ચર્ણામૃત ધર્યું શીશ;
વળી મંદિરમાંહે છાંટ્યું, વધા શ્રીજગદીશ. ૩૩
તમારાં ચર્ણ તીર્થને એ, પવિત્ર કરે કહું ગુંજ;
પાતકી આવી ન્હાય ગંગામાં, સાધુ નહાયે થાય શુદ્ધ. ૩૪
મારે વિષે દિગપાલ દેવ સહુ, થયા એહ પવિત્ર;
ઋષિ કહે ધન્ય ધન્ય મહા પ્રભુ, જુઓ ઉલટી રીત. ૩૫
મેં તો કીધો પ્રહાર શ્રીહરિ, કરો મારું સ્તવંન;
નેત્રથી આંસુધાર ગદ્‌ગદ્, કંઠે કહે છે વચન. ૩૬

* કપાળે

ધન્ય શ્રીભગવાન તમ વિના, કોણ પાળે લાડ;
સત્વગુણને જોઈ ત્યાંથી, વળ્યા ભૃગુ તત્કાળ. ૩૭
ઋષીશ્વરને કહ્યું આવી, ત્રણે સરખા દેવ;
તેમાં સત્વગુણ તે શ્રેષ્ઠ જાણો, એમાં નહીં સંદેહ. ૩૮
જે વીતી તે માંડી કહી, બ્રહ્મા શિવની વાત;
શ્રીવિષ્ણુના ગુણ કહ્યા ત્યારે, ઋષિ થયા રળિયાત. ૩૯
રજોગુણે કરી મનુષ્ય દેહને, પામે તે અવશ્યમેવ;
તમોગુણે કરી દૈત્યભાવને, સત્વગુણે કરી વિપ્રદેવ. ૪૦
તે માટે સત્વગુણે કરીને, ધરે પ્રભુનું ધ્યાન;
સાંભળી બ્રહ્મ સભા હરખી, ધન્ય શ્રીભગવાન. ૪૧
ભૃગુલાંછન ભૂષણ પ્રભુએ, ધર્યાં હૃદયા રમ્ય;
ભક્તનાં જુઓ લાડ પાળ્યાં, એવા મધુસૂદન. ૪૨
સુતપુરાણીકે શૌનક આગળ, કહી કથા અતિસાર;
સત્વગુણે કરી અંતે પદવી, પામે તે નિરધાર. ૪૩
વેદાંત શાસ્ત્ર પુરાણ વક્તા, ઋષી કહે સૂત ધન્ય;
વ્યાસ પ્રસાદે કથા અમૃત, પ્રવાહ વહે મુખ રમ્ય. ૪૪
ઋષી સર્વે વખાણે ધન્ય ધન્ય, એ પરીક્ષિત રાય;
જેની સભામાં કથા હરિની, થાય પ્રભુ ચર્ચાય. ૪૫
વખાણે શુક પરીક્ષિતને, એવો ઋષીનો ભાવ;
હરિકથાપર પ્રેમ વિપ્રને, શ્રવણ કરે ભલો દાવ. ૪૬
શ્રવણ ભક્તિયે અંતે ઋષિજી, ગયા બેસી વિમાન;
શુકદેવ કહે સુણ રાયજી, વળી કહું કથા ભગવાન. ૪૭
દ્વારકામાં બ્રાહ્મણનો પુત્ર, જન્મતાં પામ્યો નાશ;
રુદન કરતો આવ્યો સભાંગાં, બેઠા જ્યાં અવિનાશ. ૪૮
ઉગ્રસેન બળભદ્ર યાદવ, પ્રદ્યુમ્ન એ મહાવીર;
દેખતાં વિપ્રે સન્મુખ આવી, કહ્યું છે એ રીત. ૪૯
શત વરસનું આયુષ્ય વિધિયે, લખ્યું છે એહ પ્રમાણ;
તે કેમ મિથ્યા થાય જુઓ, વિચારીને શ્યામ. ૫૦
વિષયી લોભી દ્વેષી રાજા, પ્રજા પીડણ જેહ;
પરદુઃખને જાણે નહીં, એવા દુષ્ટ કહિયે તેહ. ૫૧
પ્રભાતે ઉઠી કર્મ કર્યા વિના, જાયે મૃગયા વંન;
એમ ન જાણે હિંસા કરું તે, ભોગવવું લઈ જન્મ. ૫૨
આખર એ દુઃખદાયક ભુંડાં, કર્મ કરી પડે ફંદ;
આપણો જીવ તેવો સર્વનો, એમ જાણે નહીં મતિમંદ. ૫૩
રાજા પાપે પ્રજા દરિદ્રી, પીડા પામે કષ્ટ;
પુત્રનો વિયોગ થાયે, તેમ થયું જુઓ આ દૃષ્ટ. ૫૪
પછે સમજાવીને મોકલ્યા, વિપ્રને એહ પ્રમાણ;
એ રીતે એનાં આઠ બાળક, નાશ પામ્યાં જાણ. ૫૫
નવમી વેળા સભા મધ્યે, બેઠા પાર્થ પોતે આપ;
તે દેખતાં વિપ્રે બાળક આણી, નાખ્યું કરે છે વિલાપ. ૫૬
નવ બાળક મારાં મુઆં છે, તમો સાંભળો નહીં રાવ;
અર્જુન કહે વિપ્રને, એ શુંય છે મુજ કહો વાત. ૫૭
વિપ્ર કહે તારી આગળ શું કહું, તુંથી શુંય જ થાય;
વાસુદેવ સંકર્ષણ પ્રદ્યુમ્ન, અનિરુદ્ધ સરખા રાય. ૫૮

એણે આણી આપ્યો નહીં મુજને, શું તું ભાંગીશ દુઃખ;
બાળ બુદ્ધિ એ શું બોલો છો, સભામાં જુઓ મુખ. ૫૯
પાર્થ કહે વાસુદેવ નહીં, હું સંકર્ષણ નહીં નામ;
હું ધનંજય ધનુષધારી, કહો તે કરું કામ. ૬૦
વિપ્ર કહે નવ બાળક પાપે, મુઆં છે એ જોય;
સભા મધ્યે કહું દુઃખ પણ, સાંભળે નહીં કોય. ૬૧
પાર્થ કહે હવે પ્રસવ થાયે તવ, કરજો મુજને જાણ;
ત્યાં લગી હું રહીશ, બાળક લઇ જાય તે કોણ ઠામ. ૬૨
વિપ્ર કહે વાસુદેવ આગળ, બોલો સમજી નરેશ;
અર્જુન કહે એ ક્ષત્રી નોહે, કહિયે નટના વેશ. ૬૩
એ શું આણી આપશે, એમાં પુરુષાર્થ છે શુંય;
એ બ્રાહ્મણનાં કર્મ કરે બેઠાં, આણી આપીશ હુંય. ૬૪
ગૌ બ્રાહ્મણની વાહારે ધાયે, તે કહિયે રાજન;
તમો રુદન કરો એ સાંભળે, એ ક્ષત્રીનો નહિ ધર્મ. ૬૫
વિપ્ર કહે કર્તુંમકર્તું, સમરથ શ્રીભગવાન;
તેણે નહીં મારો પુત્ર રાખ્યો, તું કેમ રાખીશ જાણ. ૬૬
અર્જુન કહે જ્યાં હોય ત્યાંથી લાવું, જોઉં રાખે કોણ;
ન લાવું તો અગ્નિમાંહિ, બળી મરું એ પોણ. ૬૭
સભા મધ્યે એમ કહ્યું ત્યારે, બોલ્યા નહીં ભગવાન;
અર્જુનનું એ વચન માની, વિપ્ર ગયા ફરી ઠામ. ૬૮
લોક કહે આજ રડતો વિપ્ર નહીં, જાય છે ઘેર મુન્ય;
વિપ્ર કહે મુને પાર્થે કહ્યું છે, આણી આપું મુજ તંન. ૬૯
એક સંવત્સર રહ્યા પારથ, પ્રસવનો આવ્યો દિન;
વિપ્ર તેડી ગયા મંદિર, બેસો અહિં સ્વામીન. ૭૦
તે સમે શરપંજર બાંધી, ગયા અર્જુન વીર;
પવનનો પ્રવેશ ન થાયે, ધનુર્વિદ્યા ધીર. ૭૧
પ્રસવતાં તતક્ષણ બાળકે, કર્યું નવ રુદંન;
જોયું તો દિસે નહીં, વિપ્ર કહે કયાં ગયો તંન. ૭૨
પૃથ્વી ગળી ગઈ શું થયું, પુત્ર ગયો તે કોણ વાટ;
સભામાં આવી કહ્યું, જયાં બેઠા છે પાર્થ જાત. ૭૩
ધિક્ ધિક્ તારાં પરાક્રમ બળને, વૃથા કર્યું તે પોણ;
એમ ન જાણ્યું ભગવાન બેઠા, સભામાં કોણ કેણ. ૭૪
સંકર્ષણ પ્રદ્યુમ્ન સરખા, તે આગળ તું શુંય;
તે ઉફરાં બોલિયે એમ કહ્યું, આણી આપું હુંય. ૭૫
એ નપુંસકનું કહ્યું માન્યું, હું પણ મુરખમાંય;
એમ તો પુત્રનું મુખ દેખતો, આતો સમૂળો ગયો કયાંય. ૭૬
ગાંડીવધનુષ ગાંડું થઈ ગયું, એમ વદ્યા વિપ્ર બ્રહ્મ,
અર્જુન મનમાં લાજિયા, વિપ્ર બોલ્યા એ શું વચન. ૭૭
સભા સહુ કો દેખતાં, મારું કીધું છે અપમાન;
અરે બ્રાહ્મણ ધીરજ ધર, આણી આપું થા સાવધાન. ૭૮
શંકરનું સ્મરણ કરી, ગયા દક્ષિણ દિશા અર્જુન;
યોગાભ્યાસે જઈ પહોંતા, યમનગર રાજંન. ૭૯
છયાસીસહસ્રયોજનયમપુરી, ત્યાં ગયા એકક્ષણમાંય;
શાસ્ત્ર વક્તા ઋષી સંગે, બેઠા છે ધર્મ ત્યાંય. ૮૦
પંચાસ યોજન સભા યમની, પચીશ એ ચિત્રગુપ્ત;
દેખીને ઉઠી માન દીધાં, કેમ આવ્યા ભુપત. ૮૧
પાર્થ કહે વિપ્રના સુત, આવ્યા દશ રાજંન;
તેને અમો લેવા આવ્યા અહિં, તે આપો અમને યમ. ૮૨
જે મરે તે આવે અહિંયાં, પ્રથમ લેખું થાય;
પછે જેવાં કર્મ તેવાં, ઠામ આપો રાય. ૮૩
યમ કહે તમો સત્ય કહો, પણ આવ્યા નહીં આ ઠામ;
વિદાય થઇને પૂર્વ દિશાયે, ગયા ઇન્દ્રને ગામ. ૮૪
નંદનવન વૃક્ષ વાટિકા, અતિ કહિયે રમણીક ધન્ય;
બેસવાનાં ઠામ જળસ્થળ, શોભા મણિમય રમ્ય. ૮૫
તેત્રીસકોટિ દેવ સભામાં, વિરાજે શક્ર નામ;
તાળ ઝાંઝ મૃદંગ વાગે, અપ્સરા નૃત્ય ગાન. ૮૬
તે સમે આવી ઉભા પાર્થ, દીધાં બહુ પેર માન;
મળી કરી સમાચાર લઈને, આવ્યા પૂર્વ ઈશાન. ૮૭
રુદ્ર પૂરી જોઈ વળ્યા, ત્યાંથી આવ્યા ઉત્તર દિશાય;
અલકાપૂર કુબેરને, જઈ પૂછ્યું પાર્થરાય. ૮૮
અહિંયાં તો નથી આવ્યા સ્વામી, વદ્યા યક્ષ એમ વાણ;
ધનના ધણી કુબેર જુઓ, કહિયે શિવપરધાન. ૮૯
જોઇને પછે ગયા આગળ, પશ્ચિમ દિશા અર્જુન;
વરુણ કહે આજ કૃપા કરી કેમ, આવ્યા અહિં રાજન. ૯૦
પારથ કહે અહિંયા વિપ્રના તન, આવ્યા હોય લેવા કાજ;
વરુણને કહી ઉઠયા ત્યાંથી, ચિંતા થઇ તવ રાજ. ૯૧
નવ નવ યોજન કોટિ અંતરે, વસે દશે દિગ્પાળ;
દશે દિશા સ્વર્ગ લોક જોયાં, કયાંઈ ન લીધી ભાળ. ૯૨
જોતા જોતા એમ જાય પારથ, ધનુષ્ય ગાંડીવ હાથ;
તળ વિતળ સુતળ રસાતળ, ખોળ્યાં સપ્ત પાતાળ. ૯૩
સ્વર્ગ મૃત્યુ નાગ લોક જોયા, નાના મોટા ઠામ;
બ્રાહ્મણના પુત્ર જડ્યા નહીં, હવે સહી મેં તજવા પ્રાણ. ૯૪
જળ સ્થળ સઘળે જોઈ પાછા, આવ્યા દ્વારિકા ગામ;
લજ્જાભ્રમિત થયા હવે, શું કહે વિપ્રને ધામ. ૯૫
સભામાં કાને સાંભળ્યો, મેં વિપ્રનો સંતાપ;
ક્ષત્રી થઈ દુઃખ ભાંજ્યું નહીં, એ લાગ્યું મુજને પાપ. ૯૬
ગૌ બ્રાહ્મણની વાહારે ન ચઢે, ક્ષત્રી ન કહિયે તેહ;
તે માટે દેહ તજું ત્યારે, છુટું પાતક એહ. ૯૭
કાષ્ઠ મંગાવી ચિતા રચી છે, અગ્નિ કર્યો પ્રવેશ;
અંતર્યામિયે જાણ્યું એવે, તજે પ્રાણ નરેશ. ૯૮
તતક્ષણ આવી એમ કહ્યું, એ શું કરે અર્જુન;
એકાએક શું જોઈ સભામાં, કરી પોણ રાજંન. ૯૯
એમ ન જાણ્યું એ ઈશ્વરઆધીન, આપણે કહ્યે શું થાય;
અર્જુન કહે અપમાન થયું, હવે જીવ્યાનું શું કાજ. ૧૦૦
શ્રીકૃષ્ણ કહે તમ કીર્તિ વધશે, લાવશો જ્યારે બાળ;
ધન્ય ધન્ય કહેશે જગતમાં, ગાશે યશ ભૂપાળ. ૧૦૧

તે માટે ધીર ધરો ક્ષણ એક, કાં બળો રાજેન;
ચાલો તમને દેખાડું હું, વિપ્રના દશ તંન. ૧૦૨
વૈકુંઠનો રથ અશ્વ જોડી, મંગાવ્યો તતકાળ;
અર્જુનને બેસાડી શીઘ્ર, ચાલ્યા દીનદયાળ. ૧૦૩
સપ્તસાગર દ્વીપ પર્વત, મર્યાદા રૂપી જેહ;
ખાર સમુદ્ર લક્ષ યોજન બીજો, દ્વીગુણ રસનો તેહ. ૧૦૪
ક્ષીર સાગર દધિમધઘીહો, એકએકથી બમણો એમ;
તેટલા લોક વસે ત્યાં મધ્યે, મૂકી ગયા પરિબ્રહ્મ. ૧૦૫
આગળ કંચન ભોમ કહિયે, પછે લોકાલોક;
પચાસ ક્રોડ પૃથ્વીને ફરતાં, પ્રથમ દુર્ગ ત્યાં એક. ૧૦૬
દશ સહસ્ત્ર યોજનગિરિ ત્યાં ઉંચો,ત્યાં લગી સૂર્યનો ગમ;
પછે તિમિર રથ સુઝે નહીં, રહ્યો અટકી એમ. ૧૦૭
આગળ લોકાલોક દીસે, માર્ગ નહિ ઉચાટ;
ચક્રનું સ્મરણ કર્યું ત્યારે, આવી કરે છે વાટ. ૧૦૮
લોકાલોક ભેદી ચક્ર ચાલ્યું, સહસ્ત્ર રવિ તેજ વિશેક;
આગળ ચક્ર ને પાછળ રથ,એવે આવ્યો એનો છેક. ૧૦૯
શ્રીરામબાણ તેમ ચક્ર ફરે નહીં, ચાલે તેજ વિશેષ;
તે તેજે કરી તિમિર મેત્રે, આવ્યા પાર્થ નરેશ. ૧૧૦
શ્રીકૃષ્ણ કહે સાવધાન થાઓ, નેત્ર ચોળી અર્જુન;
જુએ તો જળ બિંબમધ્યે, દીઠું મંદિર રમ્ય. ૧૧૧
સહસ્ત્રસ્તંભનું કહિયે મણિમય, ત્યાં ગયા નર નારાયણ;
જુએ તો શેષશાયી બેઠા, અષ્ટભુજા ભગવાન. ૧૧૨
શ્વેત રૂપે શેષ જેની, ફણા કહીયે સહસ્ત્ર,
ઉપર મણિ ઝલકાર શોભા, લીલાંબર અંગે વસ્ત્ર. ૧૧૩
એવા સંકર્ષણ તે પર, વિરાજે દેવમોરાર;
મુગટ મસ્તક. ધર્યાં કાને, કુંડળ મકરાકાર. ૧૧૪
શંખ ચક્ર ગદા આયુધ આઠે, દેહ ધરી ઉભા પાસ;
ભક્તિ મુક્તિ સિદ્ધિ આગળ, કરે છે કામકાજ ખાસ. ૧૧૫
પીતાંબર ઘન દામિની, એવા શોભે શ્રીઘનશ્યામ;
કોટી રવિનું તેજ રથથી, ઉતર્યા શ્રીભગવાન. ૧૧૬
શ્રીકૃષ્ણ દેખી હસ્યા મંદમંદ, અષ્ટભુજ ભગવાન,
અર્જુનને દેખાડવા, અહિં આવ્યા પૂર્ણાનન્દ. ૧૧૭
નર નારાયણ બેહુયે આવી, કર્યાં છે નમસ્કાર;
શ્રીકૃષ્ણ એ પરિબ્રહ્મ જાણી, દીધાં આદર માન. ૧૧૮
કૃપા કરીને આવ્યા અમને, દરશન દેવા આજ;
કૃતાર્થ અમને કર્યાં તમે, કહો અમ સરખું કંઈ કાજ. ૧૧૯
શ્રીકૃષ્ણ કહે દશ બાળક વિપ્રનાં, આવ્યા છિએ લેવા અહિં;
અષ્ટભુજા ભગવાન કહે, મેં આપ્યા જુઓ ઘરમાંહિ. ૧૨૦
નર નારાયણ અવતર્યા, એ પૃથિવીપર જાણ્યું મંન;
દરશનની મુને ઇચ્છા એ મસે, મળ્યા શ્રીપરિબ્રહ્મ. ૧૨૧
ભૂમિ ભાર ઉતારીને, પરવારિયા હવે શ્યામ;
વળી કાંઈ કામ રહ્યું હોય તે, શીઘ્ર કરી આવો ધામ. ૧૨૨
દેખાડવાને ધર્મ મારગ, ધરી છે આ દેહ;
એ માર્ગ જોઈ પ્રજા ચાલે, તો પામે પદવી તેહ. ૧૨૩
હવે સ્વામી શીઘ્ર વેહેલા, આવો પ્રાણજીવન;
સાંભળી પ્રસંન થયા, પછે વધા શ્રીપરિબ્રહ્મ. ૧૨૪
થોડા દિવસમાં આવું છું, લેઈ બાળક ચાલ્યા શ્યામ;
એક મુહૂર્તમાં આવી પહોંતા, દ્વારિકા પુર ગામ. ૧૨૫
બ્રાહ્મણના પુત્ર દશ લાવિયા, વાગ્યાં જીત નીશાન;
વિપ્રે આશીર્વાદ દીધો, હજો તમને કલ્યાણ. ૧૨૬
નગ્ર સહુ કો એમ કહે, ધન્ય ધન્ય શ્રીગોવિંદ;
યાદવે પણ ઓળખ્યા, એ કહિયે પૂર્ણાનન્દ. ૧૨૭
અર્જુને તવ જાણ્યું મનમાં, એ યોગેશ્વર ભગવાન;
મેં જાણ્યું મારા સખા મિત્રજ, કરાવ્યાં બહુ કામ. ૧૨૮
સારથી થઈ રથ હાંકયા, ભક્તવત્સલ પ્રભુ ઈશ;
હું સેવક એ સ્વામી કહિયે, જુઓ ઉલટી રીત. ૧૨૯
મહિમા પ્રભુનો કો લેહે નહીં, એ સર્વે જાણ્યું મન;
વિદાય થઈને ચાલ્યા અર્જુન, હસ્તિનાપુરમાં જાણ. ૧૩૦
કંઈ યજ્ઞ પુન્ય પ્રભુયે કર્યા, વળી કરાવ્યા ધર્મ સાર;
અદ્યાપ એ કીર્તિ જગમાં, ગાયે યશ નરનાર. ૧૩૧

વલણ

ગાયે યશ અવિનાશનો, શુક કહે સાંભળ રાયરે;
ધનદાસના સુત કહે સુંદર, થયો નેવ્યાસીમો અધ્યાયરે. ૧૩૨

ઇતિ શ્રીમદ્ભાગવતે દશમસ્કંધે એકોનનવતિતમોધ્યાયઃ ॥ ૮૯ ॥

---

## અધ્યાય ૯૦ મો*

### કડવું ૨૦૩ મું-રાગ રામગ્રી

વધા પરીક્ષિત શુક પ્રત્યે વાણી, સંદેહ ઉપન્યો એક મુને સ્વામી
શ્રીકૃષ્ણ કહિયે પુરુષ પુરાણ, અષ્ટ ભુજાના કોણ ભગવાન;
શુકદેવ કહે સુણો હંસ, એ વાસુદેવનો કહિયે અંશ;
વાસુદેવ સંકર્ષણ પ્રદ્યુમ્ન, અનિરુદ્ધ ચારે એકજ બ્રહ્મ;
તે માટે અનિરુદ્ધ મૂર્તિમાન, અષ્ટ ભુજાના એક ભગવાન.

ચાલ-ચોપાઈ

ભગવાન એ અષ્ટ ભુજાના, શ્રીવિષ્ણુ અંશ રાજેન;
નર નારાયણ એક કહિયે, તમે એ જાણો મન. ૧
અર્જુનને દેખાડવા, શ્રીકૃષ્ણ લેઈ ગયા ત્યાંય;
એ જાણે મારા સગા મિત્રજ, ભાવ ટળે મનમાંય. ૨
વળી દ્વારકાના લોક યાદવ, જાણે એ કૃષ્ણ રામ;
હરિકૃપાએ ઓળખ્યા, એ કહિયે શ્રીભગવાન. ૩
એ યોગેશ્વર પરબ્રહ્મ કહિયે, એ વિના નહીં કોય;
આનંદ ઓચ્છવ ગીત મંગળ, સદા જે ત્યાં હોય. ૪
સુખી લોક ધનાઢ્ય† સહુ કો, રોગ નહીં પ્રજાવાન;
તેજવંત નરનાર દીસે, કહીયે રૂપનિધાન. ૫

---

* આ નેવુમા અધ્યાયમાં ફરીથી ટૂંકામાં શ્રીકૃષ્ણની લીલા અને યદુવંશીઓની કારણપૂર્વક અસંખ્યાતપણાની કથા છે. † ધનથી પૂર્ણ.

દેવાંગના જાણે સ્વર્ગથી, શું આવી છે આ ઠાર;
એવી સ્ત્રી સહુ દિસે નગરમાં, થઈ રહ્યો ઝાલકાર. ૬
ધ્વજા પતાકા તોરણ કેસર, ચંદનના છંટકાવ;
અગર ધુપ સુગંધ મધમઘે, રત્ન દીપક ભાવ. ૭
છજાં ઝરુખા રાવટી મોટા, સાતભોમી અવાસ;
હેમ કળશ ઝગમગી રહ્યા, મધ્યે મોટા ચોક અવાસ. ૮
ઐરાવત ચાલે ડોલતા, મદ ઝરે મારગમાંય;
તેણે કર્દમ અશ્વખુરે, ઉડે ખેહ તે ત્યાંય. ૯
રથ ચાલે અશ્વ ઘમ ઘમ, ગળે ઘુઘરમાળ;
એ રીતે રાજ્ય માર્ગમાં, આનંદ અતિ ભૂપાળ. ૧૦
વાટિકા વૃક્ષ અતિ સુંદર, દ્રાક્ષ દાડમ બોર;
આંબા જાંબુ રાયણ કદળી, વિવિધ જાતના થોર. ૧૧
માલતી ચંપક મોગરો, ગુલાબ તુળસીવન;
વાવ સરોવર કૂપ જળના, ઠામે રમણિક રમ્ય. ૧૨
ગ્રીષ્મ ઋતુ જાણી જળ ક્રીડા, ચાલ્યા પુરુષપુરાણ;
સોળ સહસ્ત્ર સાથે સ્ત્રી સહુ છે, વાજતે નીશાન. ૧૩
તેટલાં રૂપ ધર ઘરથી ધરી, નિકળિયા સુંદર શ્યામ;
સર્વનું મન રાખે તો તે, એક શ્રીભગવાન. ૧૪
ભર્યાં સરોવર કમળ ફુલ્યાં, સુગંધ મઘમઘ સાર;
નાહવાને સહુ પેઠાં જળમાં, છાંટે માંહોમાંહી જળ નાર. ૧૫
સર્વ સ્ત્રી મળી દક્ષિણ ભુજા ભણી, છાંટે છે આવી પાસ,
ત્યારે શ્રીહરિ વામ ભુજા ભણી, છાંટે નીર સુવાસ. ૧૬
જળ ક્રીડાની રીત કરે છે, ઉડાડે બહુ નીર;
સર્વને પૂરા પડે પોતે, એક પોતે શ્રીયદુવીર. ૧૭
જેમ હસ્તિનીના ટોળામાં, ગજ શોભે તેમ શ્રીરંગ;
હવે ઘણું થયું હરિ એમ કહે, પછે નીસરિયાં રસરંગ. ૧૮
ભીનાં વસ્ત્ર મૂકી નવાં પેહેર્યાં, વિવિધ પેરનાં અંગ.
યાચક જનની ભીડ બહુ થશ, ગાયે નાના છંદ. ૧૯
તેને વસ્ત્ર તે ભીનાં સર્વ, આપ્યાં છે બહુ મૂલ્ય;
રુક્મિણી આદે સુખાસનપર, બેઠાં મોતીની ઝૂલ્ય. ૨૦
શ્રીકૃષ્ણ રથપર બેઠા આગળ, વાજે બહુ નીશાન,
પાછળથી નરવાહન સ્ત્રી સહુ, આવ્યાં પોતાને આસન. ૨૧
એ રીતે ઘેર આવીને પ્રભુ, ગયા રાજસભાય;
દેખીને સહુ સભા ઉઠી, રીઝયા યાદવરાય. ૨૨
ઇંદ્રે મોકલી સભા પેહેલી, બેસવા શ્રીહરિ કાજ;
યમનું ત્યાં ચાલે નહીં, સદા આનંદ નિર્ભય રાજ. ૨૩
પાંડવને મયે આપી તેવી, સભા રમણિક રમ્ય,
જળને ઠામે સ્થળની ભ્રાંતિ, સ્થળને ઠામે જળ ત્યમ. ૨૪
એવી સભા ભગવાનની, જાણે પ્રગટ્યા રવિ ઉદ્યોત*;
હેમ મણિમય જડિત રચના, શોભા ઝગમગ જ્યોત. ૨૫
એ સભામાં યાદવ સર્વે, ઉગ્રસેન રાજંન;
રાયને પ્રણામ કરીને, બેઠા સન્મુખ મુનિજંન. ૨૬
ઉગ્રસેન મહારાજ કહીયે, પોતે પ્રભુ પરધાન;
તાલ ઝાંઝ મૃદંગ વાજે, અપ્સરા નૃત્ય ગાન. ૨૭
એ રીતે નિત્ય આનંદ ઓચ્છવ, સદા માંગલ્ય હોય;
સભા વિસર્જન થઈ તવ, હરિ આવ્યા ઘેર જોય. ૨૮
સોળ સહસ્રમાં રુક્મિણીનું, મંદિર પરમનિધાન;
ચુનીમાં મધ્ય નાયક શોભે, તેમ ઝગઝગ ગુણવાન. ૨૯
રથથી ઉતરી શ્રીકૃષ્ણ પોતે, આવ્યા મંદિર જ્યાંય;
રુક્મિણી સહસ દાસી સંગે, ઉભાં સેવા માંય. ૩૦
આસન મણિમય જડાવ તેપર, બેઠા દેવમોરાર;
શીતળ જળ મુખવાસ બીડી, આપે રુક્મિણી નાર. ૩૧
નિદ્રા આવી તે સમે, હરિ પોઢ્યા છે સુખાસંન;
સમુદ્રફેણ જેવી શય્યા કહિયે, શોભા રમણિક રમ્ય. ૩૨
લક્ષ્મી પોતે પગ તળાસે, ખોળામાં લઈ એમ;
શ્રીકૃષ્ણચરણનો વિરહ ક્ષણ એક,સેહેવાયે નહિ અતિ પ્રેમ. ૩૩
સોળ સહસ્ત્ર એ રીતે પ્રભુની, સેવા કરે ઘણો ભાવ;
કો પાન બીડી જળ લઈ, કો ઉભી વીજણ વાય. ૩૪
પ્રેમે કરી તનમય થઈ, સહુ વીસરી ગઈ દેહ ભાન;
ટીટોડીને કહે થોડું બોલ, સુતા જાગશે ભગવાન. ૩૫
પળ માત્ર બોલતી રહે નહીં તું, સ્વામી વિરહને કાજ;
અમને શ્રીકૃષ્ણ વિના ક્ષણ એક, જાપે તે જુગ આજ. ૩૬
ચકવીને કહે રાત્રે આવડો, શોક કરે કેમ રાન;
સ્વામીના વિયોગ માટે, અમને થાય તેમ મંન. ૩૭
સમુદ્રને કહે રાત ને દિન, કાં કરે ઘુઘવાટ;
રત્ન તમારાં હર્યાં તે દુઃખે, નિદ્રા નહિ કરો ઉચાટ. ૩૮
જેમ અમારાં મન હર્યાં, અમને નિદ્રા નહીં દિનરાત,
તેમ શું તમને થયું, એવું દિસે છે તીર્થરાજ. ૩૯
મલયાચળથી સુગંધિ વાયુ, આવે તેને કહે એમ;
અમને શું દિપ્યમાન કરે છે, કામ દુર્જયી જેમ. ૪૦
કટાક્ષદૃષ્ટિ જોયું હરિયે, વાગાં અમને બાણ,
શરીરે ઘા પડ્યા એવામાં, વાયુ દુઃખ દે નિર્વાણ. ૪૧
અમે તમારુ શું વણસાડ્યું જે, વેર કરો અમ સાથ;
એવું તમને ઘટે નહીં, એ જુઓ વિચારી વાત. ૪૨
મેઘને કહે તમારે નામે, નામ પડ્યું મેઘશ્યામ;
તમારી ઉપમા આવી પ્રભુને, જુઓ ભાગ્યનિધાન. ૪૩
મંદમંદ વરસે ઝીણી બુંદે, શું કારણ કહેવાય,
અમને જેમ શ્રીકૃષ્ણવિરહે, નેત્ર જળ તેમ થાય. ૪૪
ચંદ્રને કહે ક્ષય રોગી તમે, થીર થઈ રહ્યા કેમ,
જેમ અમારાં મન કૃષ્ણ પાખે, ચાલે નહીં આગળ તેમ. ૪૫
ગોવર્ધન ગિરિને કહ્યું, ઉચા શૃંગ કરો શું કામ;
હરિ મળવા ઇચ્છા થઈ, જેમ અમે ઇચ્છું તેમ આમ. ૪૬
અમો મોટી શોધું ઔષધિ, આપો જીવન મૂળ;
ઉપકાર વૃક્ષ ફૂલ ફળ નહીં કો, આવે તમ સમતુલ. ૪૭

* પ્રકાશ

તમો તો પ્રીત કરો હરિસું, કેમ મેળાપજ થાય;
આખર એ દુઃખદાયક એને, વિરહે તજવી કાય. ૪૮
કોકિલાને કહે મધુરાક્ષી, સ્વરે કરી કરો ગાન;
મુવું હોય તે જીવતું થાયે, કરે અમૃત પાન. ૪૯
તેમ તમે હરિગુણ ગાયા, તેથી આવ્યા ઘટમાં પ્રાણ;
હંસને કહે વૈકુંઠથી દૂત, આવ્યા અહિં કેમ જાણ. ૫૦
સમાચાર લાવ્યા રમાપતિના, તે કહો અમને કાજ;
દૂરથી તમે આવ્યા માટે, થાકા હશો પક્ષિરાજ. ૫૧
જળ પીયો વળી ક્ષુધા હોય તો, પય પીયો એ પ્રમાણ;
કુશળ છે ભગવાન એ કહો, હજો તમને કલ્યાણ. ૫૨
એમ સ્ત્રી સર્વ થઇ તનમય, લાગ્યું હરિસું ધ્યાન;
હરિ પાસ છે દેખે નહીં, તેની દૃષ્ટિ હૃદયે માંડ્યા કાન ૫૩
હરિ કૃપાયે જ્ઞાન થયું છે, સુણો શ્રોતા કાન;
જુએ તો ખોળામાં શયન કરે છે, રહ્યું નહીં કાંઇ ભાન. ૫૪
જ્યાં જુએ ત્યાં શ્રીકૃષ્ણ વ્યાપક, દેખે સઘળે ઠામ;
હું તું ભાવ રહ્યો નહીં, તદ્રૂપ જાવું સ્વધામ. ૫૫
રુક્મિણી આદે એક એકને, દશ પુત્ર એક કન્યાય;
એક લક્ષ ને સહસ્ર એકસઠ, એંસી પુત્ર એ થાય. ૫૬
એવા ગૃહસ્થાશ્રમ પ્રભુના, આનન્દ સઘળી રીધ;
ત્રૈલોક્યનો વૈભવ ઘરમાં, અષ્ટ સિદ્ધિ નવ નીધ. ૫૭
એવામાં કાંઇ પુણ્ય પ્રભુયે, કર્યાં અતિ સુખદાય;
વાવરતાં ખુટે નહીં, શુક કહે સાંભળ હે રાય. ૫૮
નિત્ય પ્રત્યે ગૌદાન આપે, વિપ્રને પ્રભુ જેહ;
બીજા દાનનું લેખું નહીં, શું કહું તમને એહ. ૫૯
મૃત્યુ લોકને દેખાડવા, એ રીતે ગૃહસ્થાશ્રમ;
ધર્મ માર્ગ સ્થાપવા, આસક્ત નહીં પ્રભુ મંન. ૬૦
પુત્ર પૌત્ર તેના, કહિયે અસંખ્યાત;
પરિવાર પ્રભુનો ગણ્યો ન જાયે, બીજાંની શી વાત. ૬૧
યાદવનાં અષ્ટકુળ ભોજક, અંધક મધુ એવાં નામ;
એકના દશ શત સહસ્રજ, લક્ષ કોટી પ્રમાણ. ૬૨
છપ્પન કોટિ યાદવ તેના, પુત્ર પૌત્ર અપાર;
અયુત વર્ષ એની કથા કહું, તોયે ન આવે પાર. ૬૩
ત્રણ કોટી અઠારસે* ગુરુ, ભણાવે નિશાળ;
બાળકનું લેખું નહીં, એવા યદુવંશ ભૂપાળ. ૬૪
રુક્મિણીના પુત્ર પ્રદ્યુમ્ન, અનિરુદ્ધનાં વજ્રનાભ,†
એના સુત પ્રતિબાહુ આગળ, ચાલ્યો વંશ એ લાભ. ૬૫
પૃથ્વી ભાર સહુ ઉતાર્યો, મન વિચાર્યું ભગવાન;
યાદવકુળ એક રહ્યુ તેનું, પરમાર્થુ કરુ કામ. ૬૬
મારા ભુજના અંશ એને, બીજો હણે એવો કોણ;
મારાને હું કેમ હણું, વિપ્ર શ્રાપે મરે એ પોણ. ૬૭
એવો વિચાર કરીને શ્રીકૃષ્ણ, પરવાર્યા સાવધાન;
યાદવનો હવે કાળ આવ્યો, પોઢ્યા શ્રીભગવાન. ૬૮

હવે* એકાદશસ્કંધની કથા, એમાં કહું છું હરિજંન;
શ્રીકૃષ્ણ જન્મ સ્વધામ પૂરણ, ચરિત્ર થાય અતિરમ્ય. ૬૯
ઉદ્ધવ હરિના ભક્ત તેણે, જાણ્યો એ અભિપ્રાય;
એકાંત શ્રીહરિ બેઠા છે, ત્યાં આવી નમિયા પાય. ૭૦
એક વિનંતી છે હે સ્વામી, એમ જાણ્યું જશો વૈકુંઠ;
કાળ આવ્યો લોકનો, શું થાશે ગરુડારૂઢ. ૭૧
અંતર્યામીયે જાણ્યું એ ભલું, પૂછે જન સુખ કાજ;
ઉદ્ધવને કહે કથા ત્યાં, અમૃત મૂકું છું હું આજ. ૭૨
પુરાણમાં એ અધિક ભાગવત, કહિએ મારું તેજ;
શ્રવણ કીર્તન ધ્યાનથી જન, પામશે પદ એજ. ૭૩
એમાં જ્ઞાન વૈરાગ્ય ભક્તિ, ભક્તિયે હોય મોક્ષ;
મારો ભક્ત મુજને દેખશે, હું વ્યાપી રહ્યો ત્રૈલોક્ય. ૭૪
જળસ્થળ સઘળે જાણો મુજને, હું વિના નહિ કોય;
ઉદ્ધવ તુજને કહું જ્ઞાન તે, કહેજે ભક્તને જોય. ૭૫
તે માટે તમો રહો ભૂપર, કહેવા એ ઉપદેશ;
અંતે મુજને પામશો, એમાં નહીં સંદેહ. ૭૬
ઉદ્ધવ કહે તમ વિના સ્વામી, એક ક્ષણ જુગ જાય;
હું તમારી સાથે આવીશ, નહીંતર તજું આ કાય. ૭૭
જ્ઞાન ગદ પ્રભુયે કહ્યાં ત્યારે, સમજ્યા વૈષ્ણવજંન;
પણ ચિંતા મનમાં ઉપની, હરિ વિના કેમ ઠરે મંન. ૭૮
હવે મુજને દર્શન દુર્લભ, ફરીને મળવું ક્યાંય;
કેમ સહીશ વિયોગ પ્રભુનો, શોક કરે મનમાંય. ૭૯
થઇ આજ્ઞા ભગવાનની તો, શું કરે હરિજંન;
રાજ કાજ કરશે સહુ, શ્રીકૃષ્ણ ચરણે મંન. ૮૦
દુર્વાસા આદેઋષિ મળવા, આવ્યા કહી શુભ વાત;
મળી પ્રભુને આવી ઉતર્યા, વાટિકા રમ્ય રાત. ૮૧
ત્યાં પીંડતારક કુંડ પાંડવે, સાર્યું છે જાણી તીર્થ;
તર્યા છે પીંડ લોટના, માટે નામ પડ્યું એ પ્રસિદ્ધ. ૮૨
એ ઠામે ઋષિ બેઠા છે તેમાં, દુર્વાસા મહંત;
યાદવના બહુ કુંવર રમતા, આવ્યા ત્યાં ગુણવંત. ૮૩
રમતાં રમતાં હેલા† માંડે, કર્યું ઋષિનું હાસ્ય;
સાંબકુમારને સ્ત્રીનો વેશ ધરાવી, લાવ્યા મુનિની પાસ. ૮૪
ચીર પહેરાવી કટિ આગળ, કીધું મોટું પેટ;
હોનાર છે તેને કોણ વારે, આવી લાગ્યું નેટ. ૮૫
બાળક કહે આ સ્ત્રી કહેતાં, લજ્યા પામે મંન;
અમો તમને પૂછું છું, એ શું જણશે મુનિજંન. ૮૬
ઋષિયે મનમાં જાણ્યું, એણે કીધી કપટની વાત;
રામ જનાર્દન વિના શ્રાપ્યા, ઋષિયે યદુકુળ સાક્ષાત. ૮૭
દુર્વાસા તવ વધા બાળક, સાંભળો થઈ સાવધાન:
એ જણશે મુસળું, યાદવ માનનો કરશે ઘાણ. ૮૮

* મૂળ ભાગવતમાં અઠ્યાસીસે છે † વજ્રનાભનો પ્રતિબાહુ. તેનો સુબાહુ. તેનો શાંતસેન અને તેનો શતસેન પુત્ર થયો.

* સ્કંધના પ્રથમાધ્યાયની વાત શરૂ થાય છે.

સાંભળી ઘણું લજ્જા પામ્યા, શી કરવી હવે પેર;
વિપ્રશાપ ફરે નહીં, આપણો વાંક શું કહેશું ઘેર. ૮૯
નિસ્તેજ થઇને બાળક ત્યાંથી, ગયા મૂકી અહમેવ;
વસ્ત્ર છોડતાં પડયું નીસરી, મુસળું તતખેવ. ૯૦
સમાચાર આવી પહોંચતાં પ્રભુને, બોલ્યા નહીં ધર્યું મુન્ય;
ભાવી પદારથ લખ્યું એને, રાખે એવું કુણ. ૯૧
જુઓ બાળકે કરી છલણા, તેણે થયો છે વિપ્રનો શ્રાપ;
તે કેમ મિથ્યા થાય, યાદવ માંહોમાંહિ કરે વાત. ૯૨
સભામાં આણી મૂકયું મૂસળું, કર્યું છે લોહ ચૂર;
સમુદ્રમાં સહુ ઘસી નાંખ્યું, તેમાંની શેષ પણ દૂર. ૯૩
નગરમાં ઉતપાત વાયસ, લાગ્યા છે હવે કેમ*;
સભામાંહે સહુ યાદવને, પછે કહે શ્રીહરિ એમ. ૯૪
ચાલો પ્રભાસે જઇયે યાત્રા, ત્યાંથી ફરિયે બ્રહ્મશાપ;
વચન પ્રભુનાં માનીને, તવ શીઘ્રે થયો સહુ સાથ. ૯૫
શ્રીકૃષ્ણ બળભદ્ર યાદવ સર્વે, ગયા છે પ્રભાસ;
પહેલે દિવસે સ્નાન તર્પણ, કીધાં તીર્થ ઉપવાસ. ૯૬
બીજે દિવસે શ્રાદ્ધ સારીયાં, આપ્યાં બહુ વિધિદાન;
ભોજન કરાવ્યાં વિપ્રને પોતે, પરવાર્યા કરી કામ. ૯૭
આપ આપણે સહુ ઠામ બેઠા, આનંદ ઓચ્છવ ગાન;
તે સમે ઘટ વારુણી આવી, સ્વર્ગથી ઠામ ઠામ. ૯૮
શ્રીકૃષ્ણવિના સહુ યાદવે, એ પીધી છે ચઢી જોર;
માંહોમાંહિ મર્મ વાક્ય ઉઠ્યાં, યુદ્ધ થાયે ઘોર. ૯૯
પ્રદ્યુમ્ન કૃતવર્મા બેહુ, સાત્યકી ને ગદભાન;
ખડ્ગ ચામર સાંગ કરમાં, ધનુષ ને વળી બાણ. ૧૦૦
હથિયાર ભાંગ્યાં ગડદા કોણી, હઠે નહીં એ પોણ;
મર્યાદા મૂકીને વઢે છે, નહીં જાણતા એ કોણ. ૧૦૧
બળભદ્ર વારે માને નહીં, એમ ગઇ યાદવ બુદ્ધ;
સાગર સંગમ સરસ્વતી, ત્યાં થાય છે બહુ યુદ્ધ. ૧૦૨
એમ ન જાણે આ પિતા છે, પુત્ર બંધુ ભ્રાત;
લોહ ચુર ઉગ્યાં શાલપત્રે, કરે સબળો માર. ૧૦૩
તેણે કરી એક મુહુર્તમાં સહુ, પડ્યા યાદવ ભોમ;
છપ્પન ક્રોડ એ નાશ પામ્યાં, રહ્યા શેષ હરિ સોમ. ૧૦૪
વાંસે વાંસ ઘસાય ત્યારે, અગ્નિયે થાય ભસ્મ;
તેમ ઇચ્છા પ્રભુની કરવું, પોતે જુએ બેઠા બ્રહ્મ. ૧૦૫
બળભદ્ર કહે શ્રીકૃષ્ણને, મુને આજ્ઞા શ્રીગોપાળ;
યોગાભ્યાસે દેહ દહી, મળિયા શેષ પાતાળ. ૧૦૬
શ્રીકૃષ્ણ ત્યાંથી પીપળ છાંયે, બેઠા જઈ ક્ષણમાત્ર;
તે સમે મૈત્રેય ઉદ્ધવ, આવી નમિયા પાય ૧૦૭
નેત્રથી આંસુધારા ચાલી, સ્તુતિ કરી કહે વાણ;
અમને સ્વામી સંગે તેડો, કેમ રહેશે પ્રાણ. ૧૦૮
વચન ભક્તનાં સાંભળી, પછે વદ્યા શ્રીયદુરાય;
મૈત્રેયને કહે વિદુર મુજને, મળ્યા નહીં સમે આય. ૧૦૯
તે માટે તમને જ્ઞાન કહ્યું એ, કહેજો વિદુરને કાન;
જાઓ અંતે મુજને પામશો, મળી થયા ઋષિ વિદાય. ૧૧૦
ઉદ્ધવને કહ્યું જાઓ અહીંથી, તમો બદ્રિકાશ્રમ;
ત્યાં જઈ ઉપદેશ જ્ઞાને, પામશો પદ બ્રહ્મ. ૧૧૧
આજ્ઞા મસ્તક ધરી ઇહાંથી, ગયા ઉદ્ધવ વંન;
ફરી ફરી મુખ જુએ પ્રભુનું, વહે જળ લોચંન. ૧૧૨
ઉરુ ઉપર ચર્ણ મૂકી, બેઠા છે વિશ્વનાથ;
લોહચૂર કરતાં શેષ તેની, ભાલ પારધી હાથ. ૧૧૩
પદ્મ દેખી બાણ માર્યું, પારધીયે હરિચર્ણ;
જાણ્યું જે મૃગનયણ ચળકે, લાગ્યું અશરણશર્ણ. ૧૧૪
આવી જોયું ભગવાન દીઠા, કરી મનમાં શોચ;
શ્રીકૃષ્ણ કહે મારી ઇચ્છાયે થયું, શાને કરે છે શોચ. ૧૧૫
પારધી કહે હણ્યો મુજને, કર્યો મેં અન્યાય;
શ્રીકૃષ્ણ કહે પૂર્વે વેર વાળી, આપ્યું તુજને આજ. ૧૧૬
એને મોક્ષ આપી હીરણ્યાતીરે, આવ્યા સુંદર શ્યામ;
એવે સારથી રથ તુળસી માર્ગે, આવી કર્યો પ્રણામ. ૧૧૭
વિનય કરીને વદ્યા વાણી, આજ્ઞા મમ દેવ;
શ્રીકૃષ્ણ કહે અહિં રથ મૂકી, જા દ્વારિકા તતખેવ. ૧૧૮
સમાચાર જઈ કહો તાતને, થયું આ રીતે કહે ઇશ;
પછી મુજને પામશો, તેને વિદાય આપી જગદીશ.* ૧૧૯
કોટી† કોટી વિમાન દેવનાં, આવ્યાં દરશન કાજ;
સ્તુતિ કરીને કહે સ્વામી, ઉતાર્યો ભૂભાર. ૧૨૦
સુનું છે વૈકુંઠ શીઘ્રે, જાવું ત્યાં મહારાજ;
ચતુર્ભુજ થઈ દર્શન હરિયે, આપ્યાં દેવને કાજ. ૧૨૧
તેજના બહુ પુંજ વિષ્ણુ રૂપે થયા ભગવાન;
રથે બેસી સ્વદેહ ગયા છે, વાજતે નીશાન. ૧૨૨
રવિ શશિ તારા ધ્રુવનું મંડળ, શોભા રમણીક રમ્ય;
જન લોક તપ સત્ય લોક મૂકી, ગયા શ્રીપરિબ્રહ્મ. ૧૨૩
દારુકે જઈ કહ્યું તાતને, થઇ છે જે રીત;
મુહૂર્તમાત્રમાં યાદવ માંહોમાંહિ, વઢી મુઆ વિપરીત. ૧૨૪
યોગાભ્યાસે દેહ તજીને, ગયા હળધર ઠામ;
સ્વદેહ ચતુર્ભુજ થઇને, ગયા હરિ નિજ ધામ. ૧૨૫
મુને કહેવા મોકલ્યો, અહિં રહેશો મા તમો કોય;
સાત દિવસ પછી સમુદ્ર આવી, લોપશે નગ્રજ સોય. ૧૨૬
ઉગ્રસેન વસુદેવ દેવકીયે, સાંભળતાં તજ્યા પ્રાણ;
રુકમિણી આદે સોળ સહસ, દેહ તજી ગયાં નિજ ધામ. ૧૨૭
પાર્થ કહે મુને વંચી હરિ ગયા, કહી નહિ કાંઈ વાત;
એમ કહીને રુદન માંડયું, પાળશે કોણ હાક
એવું કહી મુન્ય ધર્યું તવ ઘણું, શોક કરે મનમાં
હવે મુજને દર્શન દુર્લભ, ફરી મળશે

* અહિં એકાદશનો પહેલો અધ્યાય પૂર્ણ થાય છે.
† અહિંથી એકાદશસ્કંધના ત્રીસમા અધ્યાયની વાત શરુ થાય છે.
* અહિં એકાદશ સ્કંધના ત્રીસમા અધ્યાય...
† અહિંથી એકાદશ સ્કંધના એકત્રીસમા...

નગ્ર તજીને લોક ત્યાંથી, જઈ રહ્યાં શંખોદ્ધાર;
વજ્રનાભ ને ધનંજય મળી, ક્રિયા કરી નીરધાર. ૧૩૦
પડો પુરમાં ફેરવ્યો, વરતી યુધિષ્ઠિરની આણ;
શ્રીકૃષ્ણનો યશ ગાય નિર્મળ, પ્રજા સહુ તેણે ઠામ. ૧૩૧
રાજ સોંપી ચાલ્યા ત્યાંથી, વજ્રનાભ અર્જુન;
ગોપી મળવા આવ્યાં હતાં, સંગે ગયા ઇંદ્રપ્રસ્થાન. ૧૩૨
માર્ગમાં ગોવાળ લુટે, ચાલે નહીં પરાક્રમ;
અદ્યાપિ તે ઠામ નીપજે, ગોપીચંદન રમ્ય. ૧૩૩
તેજ અર્જુન જુએ ઉભા, તેજ ગાંડીવ બાણ,
તેજ ગયું પ્રભુ વિના લાગે, સઘળે સુનું રાણ. ૧૩૪
શુકદેવ કહે સુણો રાયજી, કહું વિદુર ઉદ્ધવ સંવાદ,
એક અક્ષૌહિણી સૈન્યસું આવ્યા, વિષ્ટિ કરવા દયાળ. ૧૩૫
દુર્યોધનને કહ્યું સભામાં, આપો તમે અર્ધ રાજ;
નહીંતર એ પાંચ ગામ આપો, સરે પાંડવ કાજ. ૧૩૬
ભીષ્મપિતામહ ધૃતરાષ્ટ્ર, ત્યાં સાંભળે છે કાન;
વચન પ્રભુનું માન્યું નહીં, ગયા રીસાવી ભગવાન. ૧૩૭
વિદુરે સમજાવી કહ્યું, ન માન્યું એ હોનાર;
રાયને ચઢ્યો ક્રોધ, કાકાને કાઢી મુકયો બહાર. ૧૩૮
તીર્થ કરતાં ઉદ્ધવને, આવી મળ્યા મધુવન સાર;
પૂછ્યું કૌરવ પાંડવ કુશળ છે,એ કહો મુજને સમાચાર. ૧૩૯
એક સંવત્સર થયો ત્યાંની, જાણી નહીં મેં વાત;
ઉદ્ધવ કહે સાધુને પીડે, તેને શુભ કેમ થાય. ૧૪૦
જુઓ વિષ્ટિ કરવા ગયા શ્રીહરિ,માન્યું નહીં એણે મૂઢ;
અહંકારી અભિમાની તેપર, રુઠ્યા ગરુડારૂઢ, ૧૪૧
તમે કહ્યું તમને કાઢી મૂક્યા, નગરથી એણે બહાર;
તે માટે તેને શું કુશળ કહું, કહેતાં જીભ ખંચાય. ૧૪૨
જુઓ રાવણે કુદૃષ્ટિ રાખી, વિભીષણપર રીશ;
તમપર દુર્યોધને રાખી, થયું કુળ સહુ નાશ. ૧૪૩
એવા એ મદ અંધ તે નહીં, જાણે એહ રીત જંન,
કૌરવપાંડવ યુદ્ધ થયું, પડયું અઢાર અક્ષૌહિણી સૈન્ય. ૧૪૪
ધૃતરાષ્ટ્ર ગાંધારી પાંડવ, રહ્યાં છે થયો ·કેહેર;
સાંભળી ઘણું રુદન કીધું, અંધની શી પેર ૧૪૫
શ્રીકૃષ્ણના સમાચાર કહો મુને, કુશળ છે સહુ પરિવાર;
ઉદ્ધવ કહે હરિ કુશળ, તેનું પૂછવું શું વિચાર. ૧૪૬
જુઓ પુતના પ્રાણ લેવા આવી, તેને આપી મોક્ષ;
શરીર તેનું દાહ કર્યું, છુટી સુગંધ મઘમઘ જોક્ષ. ૧૪૭
એવા શ્રીહરિ યાદવ કુળમાં, પ્રગટી રવિ થયો અસ્ત;
સાંભળી બેહુએ રુદન કીધું, વિદુર ઉદ્ધવ સંત. ૧૪૮
ઉદ્ધવ કહે હરિયે સંભાર્યો, મળ્યા નહીં રામે ક્યાંય,
મૈત્રેય ઋષિને જ્ઞાન કહ્યું, એ કહેજો વિદુરને કાજ. ૧૪૯
તે માટે જાઓ કહેશે એ પછે, ગયા વિદુર તેણે ઠામ;
હરદ્વારમાં મૈત્રેય મળ્યા, તેણે કહ્યું તત્વજ્ઞાન. ૧૫૦
એ આદિ અંત્ય ને મધ્ય વ્યાપી, રહ્યા પૂર્ણાનંદ;
વિદુર મૈત્રેય સંવાદ છે ઘણો, જાણજો એ સત્ય. ૧૫૧
ઉદ્ધવ બદ્રિકેદાર દેહ તજી, ગયા છે નિજ ધામ;
વિદુર હસ્તિનાપુર આવી, મળ્યા પાંડવ ગામ. ૧૫૨
ધૃતરાષ્ટ્ર ગાંધારીને જઈ, મળ્યા કર્યું રુદન;
સમજાવી કહ્યું ભાઇને, હવે કરવું કાંઈ સાધન. ૧૫૩
એ ભીમે તારા પુત્ર હણ્યા, તેને હાથે જમાય કેમ;
પ્રતિબોધ કરી લઈ ગયા છે, એહ બદ્રિકાશ્રમ. ૧૫૪
યોગાભ્યાસે દેહ તજી ગયા, દંપતી નિજ ધામ;
પ્રભાસે જઈ વિદુરે દેહ મૂકી, પામ્યા ઉત્તમ ઠામ. ૧૫૫
પ્રાત·કાળ આવ્યા સેવા કરવા, યુધિષ્ઠિર રાજંન;
દીઠાં નહીં માત તાત સંજય, કયાં ગયાં દુઃખી મંન. ૧૫૬
નેત્ર ભરી કહે મુને, વંચી ગયા પુણ્ય શ્રી લોક;
સાંભળી એવો શોક કરતા, આવ્યા નારદ મોક્ષ. ૧૫૭
પરમ પદને પામ્યા તેનો, શાને કરો છો શોક;
તે ગયા કાળે તમારે જાવું, રેહેશે નહીં જુઓ કોઈ લોક. ૧૫૮
સરામાં આવી રાત્રે વાસો, રહે વટાઉ લોક,
પ્રભાતે ઉઠી જાયે દશે દિશાયે, જેમ હાટવાટે લોક. ૧૫૯
કોનાં માત તાત બંધુ સ્વામી, કોના પુત્ર સ્ત્રી ધન;
તમો જ્ઞાની એ વિષ્ણુ માયા, જુઓ વિચારી મન. ૧૬૦
જે આવે તેનો નાશ અહિયાં, રહે નહીં કો સ્થિર;
કો સુખાસન બેસી જાય છે, કો બાંધ્યા જાય જંજીર. ૧૬૧
ઇશ્વર આધીન જગ્ન સર્વે, સ્વાધીન નહીં આહીં કોય;
રહ્યા ગયાનો શોચ ન કરવો, કહી ગયા મુનિ જોય. ૧૬૨
યુધિષ્ઠિર ચિંતા કરે, હજુ આવ્યા નહીં અર્જુન;
સાત માસ તેને વહી ગયા, ત્યાં થયું કાંઈ વિઘન. ૧૬૩
વામ ભુજાએ લોચન ફરકે, નગ્રમાં ઉતપાત;
ભીમને કહે કુશળ નહીં, એવે આવ્યા અર્જુન ભ્રાત. ૧૬૪
સમાચાર પૂછ્યા યાદવરાયના, કુશળ પ્રદ્યુમ્ન રામ;
સાંબકુમાર ને ગદ ભાનુ, અનિરુદ્ધ એ સાવધાન. ૧૬૫
શ્રીકૃષ્ણનો પરિવાર સર્વે, કુશળ છે બોલ્યા સૂખ;
જાણીયે ત્યાં કલ્પાંત થયો, નિસ્તેજ દીસે મૂખ. ૧૬૬
કંઠ ગદ્ગદ્ નેત્ર જળ, પછે વદ્યા મુખથી વાણ;
ભક્તવત્સલ ગયે મેં તમ, મળવા રાખ્યા પ્રાણ. ૧૬૭
જેને પ્રતાપે પૃથ્વી જીતી, રાજ કરો છો રાય,
તે મૂર્તિ દિસતી નથી, મેં વિયોગ કેમ સહેવાય. ૧૬૮
મુજ વિના ભોજમને અટકી, બેસતા વિશ્વનાથ,
અર્જુન આવે ત્યારે ભોજન, શયન કરવું સાથ. ૧૬૯
રાજસૂય એ યજ્ઞમાંહે, કર્યાં ઘરનાં કામ;
પત્રાવળી જુઠી વિપ્રની, લઈ નાંખતા શ્રીભગવાન. ૧૭૦
મચ્છ વિંધી દ્રૌપદી લાવ્યા, સભામાં પુર્યાં ચીર;
લાક્ષાગૃહથી બળતા રાખ્યા, દુર્વાસા વન વીર. ૧૭

સદાશિવને જીત્યા યુદ્ધમાં, દહ્યું ખાંડવ વન;
ઇંદ્રાસન જઈ અર્ધ આસને, બેસતા રાજન. ૧૭૨
ગૌધેન વાળી ગયા કૌરવ, સાંભળ્યું એ કાન;
ઉત્તરકુંવર લઈ સંગે, રથ ખેડ્યો તેણે ઠામ. ૧૭૩
ભીષ્મ દ્રોણ કરણ શલ્ય સરખા, મહારથી મહા ધીટ;
મોહાસ્ત્ર જે કરી મોહ પમાડ્યા, લાવ્યા ગૌ થઈ જીત. ૧૭૪
યુદ્ધ કરી તેને જીતી આવ્યા, પડ્યું જગમાં નામ;
ગૌ વાળે તેહ અર્જુન, પ્રતાપ શ્રીભગવાન. ૧૭૫
કૌરવ રૂપી સૈન્ય સાગર, તર્યો છિયે સ્વામીનાથ;
બે ભુજે મારી રક્ષા કરતાં, બે યુદ્ધ સૈન્ય સાથ. ૧૭૬
રક્ષા કરી રાખવા ધ્વજાપર, પુર્યા એગ મનોરથ;
અઢાર અક્ષૌહિણી સૈન્ય મધ્યે, રાખ્યો રથ સમર્થ. ૧૭૭
તૃષા લાગી અશ્વને, માર્યું બાણ પૃથ્વી લીન;
જળ કાઢી મેં પાયા યુદ્ધમાં, એ હતા સ્વામીન. ૧૭૮
મુજ માટે ચતુર્ભુજ થઈ, કરતા હરિ સંગ્રામ;
પોતાનું અંગ આગળ કરે, રખે મિત્રને લાગે બાણ. ૧૭૯
સારથિ થઈ રથ હાંકયા, કરાવ્યાં નીચ કામ;
કોઈ વેળા મેં સભા મધ્યે, હાસ્ય કીધું ભગવાન. ૧૮૦
અપરાધ મારો સહ્યો તેણે, ચઢી નહી કાંઈ રીસ;
એવી મુજ પ્રતીત તે આજ, તજી ગયા ભાઈ ઇશ. ૧૮૧
બ્રહ્મશ્રાપે યાદવ સહુ મુઆ, રહ્યો એક વજ્રનાભ;
સાંભળી મૂર્છા થઈ રાયને, પડ્યા કરે છે વિલાપ. ૧૮૨
નકુળ સહદેવ ભીમસેને, જાણી વાત તતક્ષણ;
કુંતા દ્રૌપદી સુભદ્રા સહુયે, કર્યાં બહુ રુદન. ૧૮૩
કુંતા કહે ઘણા દિવસ થયા મુને, મળ્યા નહીં કોઈ વાટ;
આવો તો પરોણાચાકરી કરું હું, સુના કરું છું સાદ. ૧૮૪
જ્યારે અમને કષ્ટ પડે ત્યારે, આવતા ભગવાન;
તે અમને મૂકી કયાં ગયા, કુંતાયે તજિયા પ્રાણ. ૧૮૫
પાર્થ કહે હરિયે કહ્યું, અહીં રહેશો મા રાજન;
પરીક્ષિતને તવ રાજ આપી, ગયા સ્વર્ગ સદન. ૧૮૬
હેમાલયમાં ભ્રાત ચારે, ગળ્યા દ્રૌપદી સંગ;
સ્વદેહે ધર્મ ગયા વૈકુંઠ, પામ્યા પદ શ્રીરંગ. ૧૮૭
શુકદેવ કહે સુણો રાયજી, કહ્યાં કૃષ્ણચરિત્ર અતિ રમ્ય;
સુતપુરાણીયે શૌનક આગળ, કહી કથા પરિબ્રહ્મ. ૧૮૮
શ્રોતાજન અહંતામમતા મૂકી, ભજવા શ્રીભગવાન;
પતિવ્રતા બેઠી રહી, જુઓ ગણિકા ચઢિ વિમાન. ૧૮૯
વજ્રનાભને મથુરાનું, રાજ આપી ગયા ધર્મ;
પ્રજાનું પાલન કરે, સુણો શ્રોતાજન. ૧૯૦
શ્રીભાગવત અમૃત કથા, પ્રેમે સાંભળે નર નાર;
શ્રોતા વક્તા પૃછક જન, તે પામે પદ નિરધાર. ૧૯૧
ભગવાન પ્રિય અર્થે કહ્યું, જનરંજને શું થાય;
કોઈ નંદો કોઈ વંદો કોઈ કહો, પ્રેમે ગાયા ગુણ યદુરાય. ૧૯૨
સંવત સત્તર છન્નુએ, વસંત પંચમી દિન;
દશમસ્કંધ પૂરણ થયો છે, ધાઓ તમો હરિજન. ૧૯૩
હરિજન કો ખોડ મા દેશો, અજાણે કીધો ગ્રન્થ;
મારા હૃદયમાં હરિ વસ્યા, તે કહ્યું છે એ સંત. ૧૯૪
કરતા હરતા પોતે શ્રીહરિ, નિમિત્ત માત્ર હું દાસ;
શ્રોતા વક્તા બ્રહ્મ હરિજન, ભજવા શ્રીઅવિનાશ. ૧૯૫

વલણ

ભજવા શ્રીભગવાન એ યથા, થયા અધ્યાય નેવું જાણે રામરે;
ધનદાસના સુત કહે સુંદર, મેવાડા જ્ઞાતે પ્રસિદ્ધ નામરે.

ઇતિ શ્રીમદ્ભાગવતે દશમસ્કંધે નવતિતમોઽધ્યાયઃ ॥ ૯૦ ॥

दशमस्कंधः समाप्तः



જનકરાજા, યજ્ઞકુંડ અને નવ યોગેશ્વરો

"ગુજરાતી" પ્રેસ, ફોર્ટ, મુંબઈ-૧



વ્યાધ શ્રીકૃષ્ણને બાણ મારે છે

# શ્રીમદ્ ભાગવત

## (કવિવલ્લભકૃત—પદબંધ)

### એકાદશસ્કંધ

અધ્યાય ૧ લો*

કડવું ૧ લું—રાગ કેદારો

શ્રીગુરુ ગણપતિ શારદા, કૃપા કરો શ્રીભક્તને સર્વદા;
છે મને ઉત્સાહ કહેવા કથા, એકાદશસ્કંધનીરે. ૧

ઢાળ

એકાદશ સ્કંધ કથારસ બાંધું, કૃપા કરો ગુણરાય;
કૈલાસવાસી શંકરનો સુત, જેની ગિરિજા માય. ૨
બુધબુધ નારી લક્ષ લાભ સુત, મોદકનો છે આહાર;
ગજવદન પાવન લંબોદર, સિન્દૂરનો શણગાર. ૩
મુષકારૂઢ ફરશીધરા તું, વિઘ્નહરણ બહુ નામી;
પિતાંબરધારી સુખકારી, સઘળે વ્યાપક સ્વામી. ૪
અનેક ભક્તને કરુણા કીધી, દીધી અવિચળ વાણી;
એકાદશસ્કંધ જ્ઞાન કથા, અગોચર આપો નિજ જાણી. ૫
બ્રહ્મકુમારી સરસ્વતી મા, વીણા પુસ્તકધારિણી;
સ્ફાટિકમણી શણગાર અનુપમ, ત્રિવિધતાપ દુઃખહારિણી. ૬
કમલાસની હંસ ઉત્તમ વાહન, શ્વેત વસ્ત્ર શણગાર;
ચન્દ્રવદન ઉપમા અતિ ઉત્તમ, ઉજ્વળ મુક્તાહાર. ૭
ષોડશ તન શણગાર વિરાજીત, વરદાયિની વિખ્યાત;
સ્વર્ગ મૃત્યુ પાતાળ વિષે તું, સઘળે વ્યાપક માત. ૮
વાગ્વાદિની કહાવે તુજને, સુરીનર મુનિવર જાણે;
વેદશાસ્ત્ર પુરાણ વિષે, વળી નિગમ તુજને વખાણે. ૯
મહા જડમતિ જે મૂર્ખ હતા, તે પંડિત કીધા પ્રાણી;
અનેક ભક્તને કૃપા કરે તું, કમળમુખી કલ્યાણી. ૧૦
તેમ મુને મા કરુણા કરજે, જાણી પામર રંક;
નિગમ શાસ્ત્ર પુરાણનું, અધ્યયન હું નવ જાણું અંક. ૧૧
એકાદશસ્કંધ કથા કહેવા, મેં ભરી છે ઊલટ આભ;
મુજ જીભે નિવાસ કરો માતાજી, જેમ થાય પૂરણ લાભ. ૧૨
અલ્પમતિ માતા છે મુજને, અવિચળ વાણી આપો;
માયા દોષ નીવારણ કરીને, કિલ્બિષ સઘળાં કાપો. ૧૩
સાધુ સંત હરિજન કરુણાથી, કથા પ્રબંધ વિસ્તારું;
ગરુડધ્વજ ગોવિંદ પ્રભૂજી, મન સ્થિર રાખજો મારું. ૧૪
નૈમિષારણ્ય વિષે ઋષિ સર્વને, સંભળાવે સૂત પુરાણી;
ગંગાતટે પરીક્ષિત રાજા પ્રત્યે, શુકજી કહે છે વાણી. ૧૫
એકાદશસ્કંધ ભાગવત કથા, અધ્યાય છે એકત્રીશ;
હરિ ગુણ શ્રવણે પાન કર્યાથી, કૃપા કરે જગદીશ. ૧૬
એક સમે શ્રીકૃષ્ણજી, મનમાં વિચારે · શ્રીયદુનાથ;
હજી પૃથ્વિનો ભાર ઉતર્યો નથી, રહ્યો છે યાદવસાથ. ૧૭
પાંડવ પ્રેર્યાં કૌરવ સંહાર્યાં, અક્ષૌહિણી કટક અઢાર;
અનેક દૈત્ય નિકંદન કીધા, ઉતાર્યો ભૂમિનો ભાર. ૧૮
કંસ ને કાલયવન સંહાર્યો, મહાપાપી શિશુપાળ;
પૃથ્વીનો ઘણો ભાર નિવાર્યો, સમર્થ દીનદયાળ. ૧૯
હજી છપ્પન કોટી ઉભા છે, તેનો ક્ષય કેમ થાશે;
જેમ તેમ શીઘ્રે નાશ પમાડવા, વિચાર્યું શ્રીઅવિનાશે. ૨૦
યાદવકુળ ઉભું છે ત્યાં લગી, નથી ઉતર્યો ભૂભાર; ·
શ્રીકૃષ્ણજી નિજ હૃદયા વિષે, વિમાસે વિશ્વાધાર. ૨૧
મોટા યોદ્ધા બલિષ્ઠ છે યાદવ, મહા પરાક્રમ શૂરધારી;
ભૂત* પ્રેત આવ્યા છે અદ્ભુત, કોણ શકે એને મારી. ૨૨
અન્યો અન્યમાં કલેશ ઉપજાવી, યાદવને સંહારું;
યાદવાસ્થળી કરે સૌ મળીને, હરીએ એમ વિચાર્યું. ૨૩
પૃથ્વીનો સૌ ભાર ઉતારી, પછી જાવું સ્વધામ;
વૈકુંઠ સદન જવાની ઇચ્છા, કીધી સુંદર શ્યામ. ૨૪
સંસાર લોકમાં પરમેશ્વરનું, પૃથ્વી પે મૂકયું નામ;
યાદવને શાપ દુર્વાસા મુખથી, દેવાડ્યો પ્રભુએ તે ઠામ. ૨૫
તવ શુકદેવ પ્રત્યે પૂછે, ઋષી પરીક્ષિત રાય;

પરીક્ષિત ઉવાચ—

કેમ શાપ દીધો દુર્વાસા ઋષીએ, તેની કહો કથાય. ૨૬
બ્રાહ્મણને સદા નમનારો, યદુવંશ ગણાય;
ઉદાર અને વૃદ્ધતણો દાસ, તેને શાપ એ આશ્ચર્ય થાય. ૨૭
યાદવો પ્રભુને બહુ વહાલા, પ્રભુના તે દાસ;
તેને શાપ એ મહા કોપ છે, કારણ કહો મુનિ આજ. ૨૮
શાપતણું કારણ કહો, એકચિતવાન લહ્યા કેમ;
શાપ કારણ કહો મુનિ, તો થાય કુશળી ક્ષેમ. ૨૯
વ્યાસનંદન પરીક્ષિત પ્રત્યે, કથા કહે વિસ્તારી;

શ્રીશુક ઉવાચ—

એ પ્રશ્નનો ઉત્તર સાંભળો, ચરિત્ર શ્રીદેવ મોરારી. ૩૦
ઇશ્વર કૃપા એમાં હતી, કીધું કૃષ્ણે ધાર્યું કામ;
એમાં આશ્ચર્ય શું હતું, મહાપુરુષ જે નિષ્કામ. --

* આ પહેલા અધ્યાયમાં મુસલ સંબંધી શાપ નિમિત્તથી યદુકુળના હાવનો આરંભ કેમ થયો તે કથાપ્રસંગ છે.

* પૂર્વ જન્મમાં યાદવોના અવતારમાં હતા.

શ્રીકૃષ્ણે સર્વે સંહારી, પછે યદુવંશ લીધો મંન;
ધર્મ સ્થાપવા કારણે, સોના હણાવ્યા તંન. ૩૨
પૂર્ણ સ્વરૂપી ને દેહધારી, છતાં એ શુદ્ધ સ્વરૂપ;
શુભ†કર્મ કર્તા, ભય ન ધર્તા, કીર્તિ વ્યાપી ત્રિભુપ. ૩૩
ઘણાં કાર્યો કૃષ્ણે કીધાં, પછે મનમાં લીધી વાત;
વસુદેવ ગૃહે રેહેતા તેમણે, ઘડી યાદવની ઘાત. ૩૪
પ્રભુ આજ્ઞાથી કંઈક ઋષી, પિંડારકમાં કરે તપ;
તે તપનો ભંગ કરતાં, ગયો યાદવનો જપ. ૩૫
એક સમે ઋષિ દુર્વાસા આવ્યા, પિંડારક તીર્થ છે જ્યાંય;
યોગી એક આસને બેઠા, દ્દઢ ધ્યાને તપ કરે ત્યાંય. ૩૬
બીજા અનેક ઋષિ આવ્યા છે, પ્રભાક તીર્થની યાત્ર;
કશ્યપ, વસિષ્ઠ, અત્રિ વળી, બીજા ઋષી મહાપાત્ર. ૩૭
અસિત, કણ્વ ને કશ્યપ, ભૃગુ, અંગિરાય;
વામદેવ, અત્રિ, નારદ, પવિત્ર છે ઋષી કાય. ૩૮
સર્વમુનિ, ગૌતમ ને ગાલવ, જમદગ્નિ ભરદ્વાજ;
ચ્યવન, ઔરસ આદિ મુનિશું, વિશ્વામિત્ર ઋષીરાજ. ૩૯
શર્દ્વાન, સૌભરી, શતાનંદ, શૌનક, સૂત પુરાણી;
જમદગ્નિ, મારકંડેય ઋષીશ્વર, આવ્યા ક્ષેત્ર શુભજાણી. ૪૦
વેદવ્યાસ, પરાશર, શુકજી, દેવલ, દક્ષ, માતંગ;
ગર્ગમુનિ મળી આવ્યા છે, જાણી પુણ્ય ક્ષેત્ર પ્રસંગ. ૪૧
સહસ્ર અઠ્યાસી મુનીવર સાથે, અનેક સાધુ સંત;
તે સર્વ હરીદર્શને આવ્યા, સાંનિધ્ય શ્રીભગવંત. ૪૨
તે તીર્થ સમીપે ઋષિ સર્વેકો, કરે છે નિત ષટ્ કર્મ;
દૃઢ ભક્તિ સત્ય યોગધ્યાને, આરાધે શ્રીપરબ્રહ્મ. ૪૩
તેજ પર્વ સમે યાદવ કુંવરો, સર્વ સાંતરા થાય;
ગર્વે ભર્યા જળ ક્રીડા કરવા, આવ્યા આનંદ માય. ૪૪
શ્રીકૃષ્ણકેરો પુત્ર જે કહીએ, જાંબુવતીથી ઉત્પન્ન;
તેને સ્રીનો વેશ લેવાડ્યો, જે સાંબ નામે તન. ૪૫
શણુગાર સોળે અંગ ધરાવી, ઉદરે બાંધ્યું લોહપાત્ર;
ગર્ભવતી સ્રી દીસે છે, જાણે પ્રસવે બાળક અત્ર. ૪૬
સર્વ મળી પછી આવ્યા કપટે, ઋષી દુર્વાસા* જે ઠામ;
અત્રિ સુતને કુંવરોએ જઈને, કીધા દંડ પ્રણામ. ૪૭
સ્તુતિ સ્તવન પૂજા કરી સૌ, બાળક નમિયા પાય;
કૃષ્ણ કુંવર ઋષી સાંનિધ્ય ઉભો, મનમાં હર્ષ ન માય. ૪૮
યાદવના સુત કહે સ્વામિ તમને, સૂઝે ત્રણ ભુવન;
ત્રિકાળ જ્ઞાની ઋષિ નાયક છો, સ્વામિજી ધન્ય ધન્ય. ૪૯
એવું જાણી અમો આવ્યા છઉં, પૂછવા તમને સ્વામિ,
ત્રિકાળકેરું સર્વ સૂઝે, તમને અંતર્યામી. ૫૦
માટે મુનિવર આપ કહો, આ બાળક તે શું જણશે;
કોપ કરી દુર્વાસા બોલ્યા, એ છપ્પન કોટિ યાદવ હણશે. ૫૧
સર્વ મળી તમો મારી સાંનિધ્ય, કરવા આવ્યા હાસ્ય;
છપ્પન કોટી યાદવનો એથી, નિશ્ચય થાશે નાશ. ૫૨
યદુકુળને નિકંદન કરશે, મુસળ જણશે એહ;
એ મુસળ યદુવંશને હણશે, એમાં નહીં સંદેહ. ૫૩
ઋષિ કપટ ભાવ જાણીને કોપ્યા, ક્રોધે દીધો શાપ;
શાપ વચન શ્રવણે સાંભળતાં, દુઃખ પામ્યા સૌ આપ. ૫૪
ભવિષ્ય પદારથ ભાવિ વાત છે, આગળ એ હોનાર;
શાપ લઈ કુંવર સૌ આવ્યા, જ્યાં છે જગદાધાર. ૫૫
શાપ* વચન કહીને દુર્વાસા, ત્યાંથી ઉઠી જાય;
મહા વનમાં જઈ તપે બેઠા, ઋષિ આરાધે વૈકુંઠરાય. ૫૬
યાદવ સુત સૌ વિમાસે, આપણે નબળું કારજ કીધું;
ઋષિ સાંનિધ્ય જો હાસ્ય કર્યું, સો તત્ક્ષણ દૂષણ દીધું. ૫૭
શાપ લઈ સર્વ સુત આવ્યા, ફરી દ્વારિકા ગામ;
સભા વિષે ઉગ્રસેનની સાંનિધ્ય, પુત્રે કર્યાં દંડવત્‌પ્રણામ. ૫૮
વજ્ર સમાન તે મુસળ લઈ, ઉગ્રસેન આગળ મેલ્યું બાળ;
વજ્ર શાપ દુર્વાસાએ દીધો, થશે એથી આપણો કાળ. ૫૯
ઉગ્રસેનની આગળ સર્વે, વાત કહી વિસ્તારી;
તે અંતર્યામી સૌ પ્રીછે છે, કર્તા દેવ મુરારી. ૬૦
પછી† સર્વ કુંવરપર ક્રોધ કરીને, બોલ્યા વિશ્વાધાર;
દુર્વાસા ઋષિને દુભવ્યા તમે, અન્યાય કીધો અપાર. ૬૧
ઉગ્રસેન કહે ઋષિ શાપ તે, કેમે મિથ્યા ન થાય;
હવે યદુકુળ ક્ષય આવ્યો નિશ્ચે, બોલ્યા યાદવ રાય. ૬૨
ઉગ્રસેન કહે તમે સર્વે મળીને, સમુદ્ર તીરે જાઓ;
મુસળ શિલાપરઘશી નાંખજો, જેમતેમ સુખિયા થાઓ. ૬૩
મુસળ બધું ઘશી નાંખો જળમાં, રખે લગાડો વાર;
ઉગ્રસેનનું એવું વચન સુણીને, સાંચર્યા સર્વ કુમાર. ૬૪
ઋષિ દુર્વાસાકેરા શાપનું, મુસળ હતું જેહ;
સમુદ્ર તટે જઈ શીલા ઉપર, સર્વે ઘસ્યું છે તેહ. ૬૫
ઘસતાં ઘસતાં અંશ તેનો, જળે મધ્યે તે જાય;
સમુદ્ર લેહેર ચાલે વાયુ, તેણે સમાગમ થાય. ૬૬
તે મુસળને પ્રભાસ સાંનિધ્ય, ઘશી નાંખ્યું તે વાર;
ઘસતાં શેષ અંશ રહી ગયું, સહુ કરે છે મન વિચાર. ૬૭
સર્વ મળી મન વાત વિચારી, સમુદ્રમાં નાંખ્યું તેહ;
કૃષ્ણ કુંવરનું મુસળ ઘસતાં, અંશ ઉગર્યું જેહ. ૬૮
ગજમ વિષે આવતું દીઠું, મત્સ્યે તે ત્યાં પ્રત્યક્ષ;
નિજ ગ્રાસ જાણી એક ગીને, અંશ કર્યો છે તે ભક્ષ. ૬૯
મુસળ અંશ હતું જે પાણી, પ્રભાસ કરીયું તેહ;
પાન દંડ થઈને ઉગ્યું છે, સર્વ વજ્ર જાણ જેહ. ૭૦
પ્રભાસ ક્ષેત્રમાં એક માછીએ, તે સમે જળે નાંખી જાળ;
મુસળ અંશ સહિત તે માછલું, જાળમાં પડેયું તાકાળ. ૭૧
પછી ઉદર ચીર્યું મત્સ્યનું, લોહુ નીસર્યું તેણી વાર;
વિદ્યુત વર્ણું તે શોભતું, થાય તેજ થકી ઝાલકાર. ૭૨

---

* મૂળ ભાગવતમાં સર્વે મુનિને પૂછ્યું એમ છે.

* આ કડીની વાત મૂળ ભાગવતમાં નથી.
† આ કડીની વાત મૂળ ભાગવતમાં નથી.

એક વ્યાધે તેનું મૂલ આપી, લોહ તે વેચાતું લીધું;
તે વ્યાધે તેને શરમાં બેસાડી, ભાલોડ તેનું કીધું. ૭૩
પરીક્ષિત પ્રત્યે શુકજી બોલે, સાંભળ રાજા વાણી;
કરતા હરતા આદિ પુરુષ છે, પોતે સારિંગપાણી. ૭૪
મુસળ અંશ પાન થઈ ઉગ્યું, તેણે યાદવ યુદ્ધ કરશે;
માંહોમાંહે તે પાનને સોટે, સંગ્રામ કરીને મરશે. ૭૫
વ્યાધે ભાલોડ શરની માંહે, બેસાડ્યો અંશ જેહ;
શ્રીકૃષ્ણજીના ચરણ કમળમાં, નિશ્ચે વાગશે એહ ૭૬
ઋષિ વચન જે શાપ થયો તેને, સત્ય કરતા અવિનાશ;
કરતા હરતા શ્રીપરમેશ્વર, પરબ્રહ્મ પૂર્ણ પ્રકાશ. ૭૭
શ્રીમદ્ ભાગવત એકાદશસ્કંધનો, મોટો છે મહિમાય;
પરીક્ષિત પ્રત્યે શુકજીએ કીધો, પૂર્ણ પ્રથમોધ્યાય. ૭૮

વલણ

અધ્યાય પેહેલો હવો પૂરણ, કથા એકાદશ વિસ્તરી;
કરજોડી વિપ્ર વલ્લભ કહે, શ્રોતાજન બોલો શ્રીહરી. ૭૯

ઇતિ શ્રીમદ્‌ભાગવતે એકાદશસ્કંધે પ્રથમોધ્યાયઃ ॥ ૧ ॥

## અધ્યાય ૨ જો*

### કડવું ૨ જું–રાગ ગોડીની ચાલ ટુકડી

ગર્ગયોગી એમ કહે કથાય, તે શ્રવણ પાન કરે પરીક્ષિત રાય;
શૌનકને કહે સૂતપુરાણી, નૈમિષારણ્ય વિષે વદે વાણી.
જે દ્વારિકા નગરી શ્રીકૃષ્ણતણી, ત્યાં મણીમાણેકની રચના ઘણી;
અનેક અવાસ સુશોભિત ઠામ, વસે છે જ્યાં શ્રીકેશવરામ.
સર્વદા સુખી છે સહુ લોક, કોઇને સ્વપ્નામાં નહીં શોક;
બ્રાહ્મણ આદિ વર્ણ જે ચાર, એ આદિ બીજી વર્ણ અઢાર.
દ્વારિકાવાસી જન છે જેહ, શ્રીહરિયે પાળ્યા છે તેહ;
છે નગર દ્વારિકામાં સૌ સુખી, તે પુરમાં નવ દીસે કો દુઃખી.
સર્વને મસ્તકે પ્રભુનો હાથ, બોલે જય જય વૈકુંઠનાથ;
ત્યાં બહુ ઋષીએ કીધા નિવાસ, વસે છે જ્યાં શ્રીઅવિનાશ.
શ્રીહરીનાં દર્શન કરવા નિરધાર, નિત્ય નારદ આવે એકવાર;
જગત ધ્યાન ભગવંતનું ધરે, હરી સાધુસંતની રક્ષા કરે.
અનેક ભક્તની પુરી આશ, વ્યાપક સચરાચર બ્રહ્મપ્રકાશ;
શ્રીવિષ્ણુ પૂર્ણ અંશે અવતર્યા હરી, સર્વ ભક્તને કરુણા કરી.
માનવદેહી પામ્યા જે જન, તેને નીરખે જુગજીવન;
ઇંદ્રીતણાં જે સર્વ કર્મ, તે તજીને પ્રાણી ભજે પરબ્રહ્મ.
ત્યાં સકળ ઇંદ્રી ઉત્તમ હોય, ત્યારે પ્રભુને ભજે સૌ કોય;
સંકલ્પ તજીને ભાવે ભજે, માયા મમતા મનની તજે.
જેણે સ્વાદ કીધા પરિત્યાજ, તેને સદ્ય કૃપા કરે મહારાજ;
એક સમે ઋષિ નારદ જેહ, હરિ દર્શને આવ્યા છે તેહ.
પ્રીતે મળિયા વિશ્વાધાર, નારદ ઋષિ સાથે તેણી વાર;
શ્રીહરીને પ્રણામજ કરે, નારદ ઋષિ ત્યાંથી સાંચરે.
મનમાં પ્રેમ ધરીને અપાર, આવ્યા નારદ વસુદેવને દ્વાર;
હવું દર્શન ઋષિ નારદતણું, ત્વ વસુદેવ હરખ્યા મન ઘણું.
પ્રેમ ધરીને ઉઠ્યા વસુદેવ, નારદ ઋષીને પ્રણમ્યા તતખેવ;
આરતી અર્ઘ્ય કીધી પૂજાય, વીણાપાણીને નમીયા પાય.
સ્તુતિ સ્તવન ઘણું ઉચરે, ધર્મ હર્ષ હૃદયામાં ધરે;
આસન આપ્યું આણી પ્રેમ, પ્રથમે પૂછે કુશળ ક્ષેમ.
સ્વામિ દર્શનથી કૃતાર્થ અમો, ભલે કૃપા કરી પધાર્યા તમો;
કંઈ જ્ઞાનની કહોને કથાય, જેણે આત્મા કૃતારથ થાય.
વીણાપાણીને કરી પ્રણામ, વસુદેવ પૂછે તેણે ઠામ;

વસુદેવ ઉવાચ—

સ્વામિ ભાગવત કથા તીર્થ જેહ, મુજને વિસ્તારી કહો તેહ.
વૈષ્ણવ ધર્મનો મારગ સહી, તે મુને વિસ્તારી કહો અહીં;
જન્મ મરણ ભય જેથી વામીયે, સદા મોક્ષ પદાર્થ પામીયે.
સંસારની માયા પામે નાશ, સઘળે ભાસે બ્રહ્મ પ્રકાશ;
સુણતાં સ્વર્ગ સદન હોય ગતી, અઘ અંગે ન અડકે રતી.
જેણે સંસાર સાગરને મૂકીયે, વૈકુંઠ સ્વર્ગ શીઘ્રે જઈ ઢુકીયે;
તપસાધન જપ કરીને ધ્યાન, શીઘ્રે પામીયે શ્રીભગવાન.
એવી વિષ્ણુની માયા સહી, મુજમાં પ્રીછવાની ગતી નહીં;
કંઈ ધર્મ કથાનું કહો જ્ઞાન, કરુણા કરો મુને આ સ્થાન.
જેથી છુટીએ સૌ સંસાર, નારદમુનિ કહો તે પ્રકાર;
વેદાંતસાર ભાવ તજે ધર્મ, તે વિસ્તારી કહો મુને પર્મ.
એવું પ્રશ્ન વસુદેવ ઉચરે, તે નારદ ઋષી શ્રવણે ધરે;
તવ બોલ્યા ઋષી નારદ યથા, શ્રીવસુદેવ પ્રત્યે ભગવત્ કથા.
પ્રીતિ યુક્તે પામ્યા ઉલ્લાસ, નારદ ઋષી કરે વચન પ્રકાશ;

નારદ ઉવાચ—

ભાગવત ધર્મ જે ઉત્તમ સાર, તે ભલું પ્રશ્ન પૂછ્યું આ વાર.
ભાગવત ધર્મ વિષ્ણુ મહિમાય, શ્રવણે ધરતાં કૃતારથ થાય;
એ કથા શ્રીનારાયણ તણી, ભણે ભણાવે પ્રીતે ઘણી.
તે મહા પાપીને પાવન કરે, જેમ અર્ક તિમિર સહુ હરે;
તમે મુજને જે પૂછ્યું રાય, સાંભળો ઇતિહાસ એક કથાય.
પુરાતન ઇતિહાસ છે એહ, તમને વિસ્તારી કહું તેહ;
એક વિદેહી હવો છે રાય, નિમિ નામ તેનું કહેવાય.
તે તણો જે ભાગવત ધર્મ, સુણો તે કથા અનાદી પર્મ;
ઋષભદેવ હવા રાજન, અંશ તે કહીયે ભગવન.
એકસો તેને હવા કુમાર, તેમાં જ્યેષ્ઠ છે ભરત ઉદાર;
મહા સાધુ ને જ્ઞાની સહી, તે સરખો કો પરાક્રમી નહીં.
ભરતખંડ તેને નામે હવો, જેણે યશ મહિમા કીધો નવો;
વળી ઋષભદેવના નવ તન, બ્રહ્મજ્ઞાની થઈ ભમે ત્રિભુવન.
પ્રભુઅંશી સુત એહ, નવ યોગેશ્વર કહીયે તેહ;
તેહ તણાં સાંભળજો નામ, ઋષિનારદ બોલ્યા તેણે ઠામ.
એક કવિ ને બીજો હરિ, ત્રીજો અંતરિક્ષ સંજ્ઞા જાણો હરિ;
ચોથો પ્રબુદ્ધ નામે બાળ, પિપ્પલાયન પાંચમો સુભાળ.

* આ બીજા અધ્યાયમા વસુદેવે પૂછ્યુ ત્યારે નારદે નિમિરાજા અને યોગેશ્વરોના સંવાદરૂપ ભગવદ્ સંબંધી ધર્મો કહ્યા તે કથા છે.

છઠ્ઠો. તે છે આવીર્હોત્ર, દ્રુમિલ છે સાતમો સુગોત્ર;
ચમસ તે આઠમો કહ્યો, નવમો કરભાજન નામે થયો.
ઋષિ કરભાજન હે રાય, એની બુદ્ધિ પવિત્ર કહેવાય;
એ નવ યોગેશ્વર મહામુનિ, એ સરખા કો તાપસ નહીં.
જાણે તે જગત આત્મારૂપ, તે વિના સર્વ માયા કૂપ;
એવા યોગેશ્વર નવ જેહ, ત્રિભુવનમાં સાંચરે છે તેહ.
ઉર્ધ્વરેત તપતા ઘણું, શું અહીં વર્ણન કરીએ તેમનું,
એ આત્મદૃષ્ટિ હવા કુમાર, જેને તાતની કૃપા અપાર.
પરમાત્મા નિરૂપણ યોગેશ્વર કરે, આત્માભ્યાસમાં મનધરે;
દિગંબર ને બ્રહ્મવિદ્યાએ નિપૂણ, નવ યોગેશ્વર છે સંપૂર્ણ.
કાર્ય કારણરૂપને જાણે, ભગવદ્રૂપ જગતને પીછાણે,
પ્રભુથી જાણે પોતાને ભિન્ન, ત્રણ લોકમાં કરે આગમન.
તે જીવનમુક્તિ લહે સૌ જ્ઞાન, તેને કૃપા પુરણ ભગવાન;
તે યોગી મન કરી વિચાર, આવ્યા નિમિરાજાને દ્વાર.
નિમિ રાય કરે છે યજ્ઞ, તેણે અનેક તેડ્યા મુનિજન;
ત્યાં આવ્યા નવયોગી ઋષિરાય, નિમિરાય તે નમીયા પાય.
અર્ધ્ય પાદ્ય પુજા આરતી કરી, ધર્મ સ્નેહ પ્રીતિ મન ધરી;
આસન નવેને આપ્યાં રાય, બેઠા મુનીવર હવી રાભાય.
દીન વચન મુખે ઉચરે, ઘણું સ્તવન નિમિ રાજા કરે;

નિમ્યુવાચ—

અમને પાવન કરવા કાજ, ભલે પધાર્યો શ્રીમહારાજ.
તમ દર્શને કરી પાવન થયો, જન્મ તાપ ભય સહુ ગયો;
કહો મુને સર્વોત્તમ કલ્યાણ ઉપાય, જેથી કાર્યસિદ્ધિ મુજ થાય.
સ્વામી માનવ દેહ ધરી વળી, જન જાણે માયાને મહાગળી.
કેમ સંસાર કર્મ બંધન છુટાય, તે મુને પ્રશ્ન કહો ઋષીરાય.
જે ભક્તિથી હોય વૈકુંઠ વાસ, કૃપા કરે પ્રભુ અવિનાશ;
તે ભક્તિનું કહો ઋષી જ્ઞાન, જેથી પામીયે શ્રીભગવાન
સુણી હર્ષ પામ્યા તે બાળ, તેને આત્મજ્ઞાન કહે તત્કાળ.

કવિયોગેશ્વરોવાચ—

યોગેશ્વર કહે સાંભળ રાય, નારાયણની જેહ કથાય.
શ્રીનારાયણનાં ભજતાં ચર્ણ, સદ્ય છૂટશે જન્મ ને મર્ણ;
નારદ કહે વસુદેવજી સુણો, એ નવ યોગીનો મહિમા ઘણો.
એ જ્ઞાનથી પામીયે હરીનું ધ્યાન, અંતે કૃપા કરે ભગવાન;
ભાગવતધર્મ ઉત્તમ કહેવાય, જેણે પામીયે વૈકુંઠરાય.
ભગવદ ચર્ણે ધરવું ધ્યાન, એ ઉત્તમ કાર્ય આ જગે જાણ;
દેહાદિકથી ઉદ્વેગ પામેલા જન, અભિમાન તજે થાય પાવન.
પ્રભુએ મન ધારી વાક્ય મને કહ્યાં, એ લક્ષણ સત્ય મેં લહ્યાં;
તો દુઃખનો આવે સર્વે પાર, પ્રાણી ઉતરે ભવને પાર
યોગાદિક કર્મમાં વિઘ્ન નડે, પ્રભુ ભજનમાં રજ નવ અડે;
ભગવદ ધર્મમાં નેત્ર બંધ કરી, દોડ્યો જાય પ્રાણી વેગધરી.
તોપણ પ્રત્યવાય નવ લાગે, એવો પ્રભુ મહિમા મહાભાગે;
નેત્ર તે શ્રુતિ ને સ્મૃતિ જાણે, ઉતરે ભવ સાગર આ ટાંણે.

મન વચન કાયેથી કરીએ જેહ, શ્રીહરીને સમર્પીયે તેહ;
મન બુદ્ધિ ઇંદ્રિયે સહી, જે જે કારજ કરીએ અહીં.
તે પ્રભુજીને અર્પવું સર્વ, પોતે કર્યું એવો તજવો ગર્વ;
તે જણ સંસારથી મૂકાય, જેણે આરાધ્યા વૈકુંઠરાય.
નારાયણથી અળગો સંસાર, એ ત્રણ ગુણે વ્યાપક વિસ્તાર;
આ મિથ્યા ગૃહદારા સુત ધન, અચળ સ્વરૂપ એક જગજીવન.
એમ કૃત્ય કરે જન જેહ, તેને નવ અડકે માયા દેહ;
અજ્ઞાને કલ્પેલો ભય જાય, જ્ઞાન ઈશ્વર ભણે સોહાય.
અજ્ઞાને જન હું હું કરે, ભય કારણ એ જાતે ગ્રહે;
પણ હું દેહ છું એ જ્યારે જાય, હું આત્મા છું મનમાં થાય.
ત્યારે પ્રાણીને સુખ આવે, અને સંકટ સઘળાં જાવે;
વિષય છે મનનો વિલાસ, મનોનિગ્રહ કરેથી થાય ત્યાગ.
શ્રીગુરુની આજ્ઞા પાળીયે, ને મિથ્યા માયા મોહ ટાળીયે;
શ્રીગુરુની આજ્ઞાએ કરી, સદા નિરંતર સેવો શ્રીહરિ.
માયા સંસારાદિક છે જેહ, સ્વપ્ન સમાન જાણવી તેહ;
જેમ સ્વપ્ને સુખ લીલા કરે, જાગેને આહા દુઃખ મન ધરે.
તે લીલા જેમ થાયે ફોક, તેમ માયા સંસારીક લોક;
જેને સંકલ્પ વિકલ્પ મન ઘણો, પર્મ ભોગી તે માયા તણો.
તે સંસારે આવે નિરધાર, જેને સંકલ્પ મનમોઝાર;
તે માટે નારાયણનું દ્રઢ ધ્યાન, સાંભળીયે હરીના ગુણ જ્ઞાન.
જન્મ કર્મ ગુણ જ્ઞાન સાંભળે, પાતિક સઘળાં તેનાં ટળે;
મનોનિગ્રહ જો નવ થાય, તો કહું મહાકલ્યાણનો ઉપાય.
ભગવાનના જન્મ જે જે થયા, તેનાં નામ સ્મરણ મને ગ્રેહવા;
શ્રવણ કીર્તન કરતાં ન ધરવી લાજ, નિસ્પૃહ થઇ ફરવું જગે આજ.
દાંભિક ભક્તિ ન અંગે ધરવી, પણ ઝોડ પેઠે ભક્તિ પકડી કરવી;
કદિ ભક્ત હસે, કદી રુવે, હર્ષથી ચીસ પાડીને જુએ.
જય જય કરતો કરે નૃત્ય ગાન, એમ ભક્ત થાય ગુલતાન;
પૃથ્વી, પાણી, તેજ, આકાશ, વૃક્ષ, પ્રાણી, નદિ, ગિરિરાજ.
ભગવદ્રૂપ સર્વને જુએ, તેજ રૂપ ધરીને મોહે;
એવી ભક્તિથી સર્વે થાય પ્રાપ્ત, તેમ કરેથી ટળે સંતાપ.
ભોજન કરતાં કણે કણે સુખ, ક્ષુધાનું ટળે સર્વ દુઃખ;
તેમ પ્રેમ લક્ષણા ભક્તિથી થાય, વૈરાગ્ય ભજનથી દુઃખ જાય.
પૂર્ણ જમતા પૂર્ણાનંદ, તેમ પૂર્ણ ભક્તિથી બ્રહ્માનન્દ;
વળી સર્વ સંગે માયા ત્યાગે સંસાર, કામ ક્રોધ કરે પરિહાર.
સદા સંગ સાધુનો કરે, દયા ભાવ મન સાથે ધરે;
સર્વ ભૂતાત્મા છે જેહ, સમચિત્ત સઘળે રાખે તેહ.
આત્મા જાણીને આણે દયા, તો થાય લક્ષ્મીવરની મયા;
વિશ્વમાં દેખે પ્રભુ જે જન, સચરાચર વ્યાપક સ્વામિન.
સૌ કોને પ્રભુના અંશ જાણે, તો તે નિશ્ચે પ્રભુને પિછાણે;
જ્ઞાન ભક્તિ વૈરાગ્યે કરી, પૂર્ણ ચિત્ત પ્રભુ ચર્ણે ધરી.
જે દૃઢ ભક્તિએ મન સાથે ભજે, અસ્થિર દોષ માયાના તજે;
પ્રીતે હરીનાં દેખે ચર્ણ, વ્યાપક સઘળે અશરણ શર્ણ.
એમ ભક્તિ ધ્યાને કરે સેવાય, તે ભાગવત ધર્મ ઉત્તમ કહેવાય;
વળી યોગેશ્વરને નમીયા પાય, પ્રેમ ધરી પૂછે નિમિરાય.

નિમ્યુવાચ–

જે નારાયણના ભક્તનાં ચિત્ત, તે વિસ્તારી કહો મહંત સુરીત;
વૈષ્ણુવ કોણુ તે કહો વિસ્તારી, કેવા સ્વભાવ ને કેવા આચારી.
વૈષ્ણુવ શું બોલે ને શું પાળે, કેવા તે હોય કહો કેમ મહાલે;
તવ યોગેશ્વર કહે કથાય, શ્રવણે પાન કરે નિમિરાય.

હરિ યોગેશ્વરોવાચ–

સર્વ ભૂતમાં હરિનું રૂપ, વ્યાપક સઘળે શ્રીવૈકુંઠ ભૂપ;
જેને ઈશ્વર ઉપર હોય સ્નેહ, ઈશ્વર ભક્તસુ ધરે બહુ નેહ.
મુર્ખ ઉપર કૃપા સદા રાખે, શત્રુપર ઉપેક્ષા નવ દાખે;
સઘળે નારાયણ જોય જેહ; શુભ ઉત્તમ વૈષ્ણુવ છે તેહ.
વળી મધ્યમ વૈષ્ણુવ કહેવાય, ભેદ બુદ્ધિ જેના મનમાંય;
મૈત્રીયે દેખે પોતાના જંન, તે કહીયે મધ્ય સાધન.
જે જે કાર્ય કહ્યાં સંસાર, તે સાથે સર્વ કરે વહેવાર;
પણ પ્રીતિ ભાવ માયા ન ધરે, નિર્વાહ મન જાણીને કરે.
શ્રીહરિની ભક્તિ વિશેષે કરે, ઇન્દ્રિને વશ નહીં અનુસરે,
દેહ ઇન્દ્રિ પ્રાણના ધર્મ, તેણે પામે પ્રાણી મન ધર્મ.
પ્રતિમા પૂજે ધરી મન જ્ઞાન, સાધનનું નહીં તેને અજ્ઞાન;
તે પ્રાકૃત વૈષ્ણુવ જાણો રાય, જે એમ આરાધે માનસકાય.
એ ભાગવત ધર્મ સુણુરાય, જેણે જન્મ કૃતારથ થાય,
જેને જ્યારે કષ્ટ કાંઈ પડે, તવ હરિ નામ આધાર કરી રડે.
પછી મનમાં સંભારે રામ, પરમેશ્વર પ્રભુ અંતરયામ;
જે સંકટે સમરે વૈકુંઠરાય, તે મધ્ય ધર્મ ભક્તિ કહેવાય.
વળી ઉત્તમ વૈષ્ણુવ ઉપજે, શુભ ચિત્તે વસુદેવને ભજે;
જન્મ કર્મનું વર્ણન કરે, ગૃહસ્થાશ્રમ છતાં અહંભાવ ન ધરે'
વળી સુણ રાય જ્ઞાનને કથી, મારુ પારકું જેને મન નથી'
તે વૈષ્ણુવ કહીએ શુભ સાર, તેને કરુણા વિશ્વાધાર.
એ ઉત્તમ વૈષ્ણુવલક્ષણ કહું, જે જાણવા ઇચ્છે જન સહુ;
તે ભગવાનમાં સદા ચિત્ત ધરે, ત્રૈલોકનું રાજ હૃદે નવ અડે.
પ્રભુ ચર્ણથી ગણે સર્વ તુચ્છ, ભગવદ નામનું આલે પુચ્છ,
સેવા કરવામાં સદા તત્પર, પ્રભુના દર્શનમાં સદા આગળ.
તૃષ્ણા તાપ નવ તેને અંગે, સદા રમે પ્રભુના સંગે,
પ્રભુના નામથી તે તાપ મટાવે, ચિત્ત બીજે કયાંઇ ન ગુંથાવે.
પ્રભુ નામની શોભા મને લાવે, તેથી તેના ત્રિવિધ તાપ સમાવે;
જેમ ચંદ્ર ઉદય થયે સૂર્ય તાપ સમે, તેમ તેના સર્વે તાપ નિર્ગમે.
જો ત્રીભુવન સુખ આપિયે આજ, તોએ ભક્તિ ન કરે ત્યાગ;
એક નિમિષ ભક્તિ ન મૂકે, ચિત્ત હરિ ચર્ણથી ન ચૂકે.
તે ઉત્તમ ઉગ્ર ભક્તિ નીરધાર, એણે ભવજળ ઉતરે પારં;
નારાયણરૂપી વૃક્ષ છે જાણ, જેની શાખા સચરાચર પ્રમાણ.
સ્વર્ગ મૃત્યુ પાતાળે એહ, ત્રિભુવનમાં વિસ્તરી તેહ;
તે વૃક્ષને આશ્રયે જાય જન, માયા પાસ થાય છેદન.
જેના હૃદયમાં હરિનું નામ, જે સચરાચર નીરખે શ્રીરામ;
જેને હૃદયે વસે શ્રી હરિ, અળગા નહીં, ન શકે નીસરી.
એ તત્વધ્યાન ભાગવત કહીયે રાય, વળી જ્ઞાન ધર્મ સુણો કથાય
ભગવંતથી વેગળા જન જેહ, દૈવે સૌ વાહ્યા છે તેહ.
પ્રથમ અલ્પ પામે તે સુખ, તેને પાછળથી મહા દુઃખ;
જેને હૃદે જ્ઞાન ન લગાર, મનમાં રાખે બહુ અહંકાર.
કામ, ક્રોધ, મોહ, મત્સર ધરે, પંચ ઇદ્રિ સુખે અનુસરે;
તે કેમ પામે વૈકુંઠવાસ, સદાકાળ તે રહે નિરાશ.
મનસા દહન કરે જન કર્મ, જે સચરાચર જાણે પરબ્રહ્મ;
સમચિત્ત દૃષ્ટિ રાખે સમાન, તેને કૃપા કરે ભગવાન.

વલણ

શ્રીભગવાન કૃપા કરે, સાંભળ પરીક્ષિત રાયરે;
એકાદશસ્કંદ ભાગવત કથાનો, હવો દ્વિતીયોધ્યાયરે.

ઇતિ શ્રીમદ્ભાગવતે એકાદશસ્કંધે દ્વિતીયોધ્યાય ॥ ૨ ॥

## અધ્યાય ૩ જો*

### કડવું ૩ જું–રાગ રામગ્રી

એણીપેરે બોલ્યા સૂત પુરાણીજી, સુણો શૌનક આનંદ આણીજી,
પરીક્ષિત પ્રત્યે કહે શુકદેવ, વસુદેવને નારદ એવજી.

ઢાળ

ઋષિ નારદ કહે વસુદેવને, હરિ કથા રસ મહિમાય;
યોગેશ્વર શુભ જ્ઞાન કહે તે, સાંભળે નિમિ રાય. ૧
એકસમે રાજા જનક ગયાતા, અંતરિક્ષ ઋષિને ધામ;†
અંતરિક્ષ ઋષિને, જઈ કીધા દંડ પ્રણામ. ૨
સ્તુતિ સ્તવન પ્રેમે કરીને, ચર્ણે નમ્યો ભૂપાળ;
અંતરિક્ષ ઋષિએ આસન આપ્યું, રાય જનકને તત્કાળ. ૩
ધર્મ પ્રીત આનન્દે સાંનિધ્ય, બેઠા છે ઋષિ દેવ;
તવ અંતરિક્ષ ઋષિને જનક પૂછે, પ્રશ્ન એક તતખેવ. ૪
સ્વામિજી વિષ્ણુની માયા જાણવા, ઈચ્છા છે મુને આજ;
તે કૃપા કરીને કહો મુજને, અંતરિક્ષ ઋષિ મહારાજ. ૫
એજ પ્રશ્ન નિમિ રાજાએ, અંતરિક્ષ મુનિને કીધો;
પરમ ભક્તિનો મહામનોરથ, રાયે મનમાં લીધો. ૬

નિમિરાજ ઉવાચ–

આ જગતને પ્રભુ માયારૂપ, જાણે જન ઉત્તમ ભક્ત;
તો કહો યોગેશ્વર અમને, તે માયામાં રહે કેમ આસક્ત. ૭
પ્રભુ માયા કેવી કહીએ, તેનું કહો સ્વરૂપ;
ત્રિવિધ તાપે તપેલાને તમે, શાંતિ આપો અનૂપ. ૮
તવ અંતરિક્ષ વદે વાણી, નિમિ સાંભળ વાત;

અંતરિક્ષ ઉવાચ–

તેજ વાયુ આકાશ પૃથ્વી, પવન પાણી જાત. ૯
એ પંચભૂતે પિંડ પ્રગટ્યો. તે વૈષ્ણુવી માયા હોય;
વળી બ્રહ્મા આદે અવર મુનિવર, જીવજંત જે જોય. ૧૦

* આ ત્રીજા અધ્યાયમા માયા, માયા તરવાના ઉપાય, બ્રહ્મ અને કર્મ એ ચાર વિષયના પ્રશ્નોના ઉત્તર યોગેશ્વરોએ આપ્યા એ કથાપ્રસંગ છે.

† આ કથાપ્રસંગ શ્રીમદ્ભાગવતમાં નથી.

મહા પુરૂષ જે અધિકારી, વળી ગાંધર્વ યક્ષ ને દેવ;
પંચ મહાભૂત આદે પ્રાણી, વૈષ્ણવી માયા એવ. ૧૧
કર્મેન્દ્રિથી વાસના સહિત, કર્મો થાએ જેહ;
કર્મનાં સુખ દુઃખ ફળો લેતા, ભટકે પ્રાણી તેહ. ૧૨
મુક્ત થતો નથી તેથી પ્રાણી, એ માયા જાણ;
જન્મ મરણમાં આવે ભવભવ, તે તું સાચું માન. ૧૩
પ્રલયના આરંભ અંત સમયે, સ્થૂળ ને સૂક્ષ્મ રૂપ;
કાળ ખેંચે પોતા ભણી, એ માયાનું સ્વરૂપ. ૧૪
પ્રલય કાળે પૃથ્વીપર, એક સો વર્ષ પર્યંત;
અનાવૃષ્ટિ થાયે સઘળે, સૂર્ય તપાવે ભગવંત. ૧૫
ત્રાહે ત્રાહે લોકો કરે, શેષ વરસાવે અગન;
ચોમેર વાયુ ફુંકે જોરે, એ માયાનું વિઘન. ૧૬
મેઘ ધારા હાથી સૂંઢ સમ, ફેરવે ચોપાસે;
બ્રહ્માંડ જળમાં લીન થાયે, એ માયારૂપ મુને ભાસે. ૧૭
પછે માત્ર એક બ્રહ્માંડ, સૂક્ષ્મ રૂપે સોહે;
પરબ્રહ્મમાં મન લગાડે, તેથી મનડું મોહે. ૧૮
પંચ મહાભૂત જે કહાવે, તે એક બીજાથી હરાયે;
ઉત્પત્તિ સ્થિતિને પ્રલયવાળી, માયા જોઈ ન કોઈ ધરાયે. ૧૯
વળી સંસાર જે ઉત્પન્ન સૃષ્ટિ, તે વૈષ્ણવી માયા જાણ;
સ્વર્ગ મૃત્યુ પાતાળ વિષે એને, સચરાચર વખાણ. ૨૦
એ માયા સઘળે વ્યાપી રહી છે, મેલી વૈકુંઠનાથે;
કીર્તિ પોતાની વૃદ્ધિ પમાડવા, ઇંદ્રિ દેવ સૌ સાથે. ૨૧
બીજું સર્વ જે સર્જીત દીસે, સૌ તે માયા રૂપ;
ઋષિ અંતરિક્ષ એમ જ્ઞાન કહે તે, સાંભળે નિમિભૂપ. ૨૨
શ્રીહરિએ પોતાની કીર્તિ વધારવા, સર્જ્યો સર્વ સંસાર;
તે માયા પંચ મહાભૂતમાં, વ્યાપી છે સર્વત્ર નિરધાર. ૨૩
પંચ મહાભૂતે સંસારમાં, દેહી ઉદય સહી થાય;
માયા કર્મથી સંસાર સંગથી, તે નર્કે પડે કાય. ૨૪
દેહી થકી પ્રાણી નર્કે પડે છે, આચરતાં અધ કર્મ;
એ દેહથી મોક્ષ પામીયે, જો ઓળખીયે પરબ્રહ્મ. ૨૫
નર્ક ને સ્વર્ગ કર્મથી પામે, સાંભળ નિમિરાય;
શુભ કર્મથી વૈકુંઠ પ્રાપ્તી, અકર્મે નરકે જવાય. ૨૬
જ્યારે કાળપૂર્ણ કલ્પાંતજ હોયે, સૃષ્ટિનો થાયે નાશ;
જ્યોતિ સર્વ એકત્ર મળે છે, જ્યાં પૂર્ણ બ્રહ્મ પ્રકાશ. ૨૭
જેમ બીજમાં વૃક્ષજ હોયે, અતિ દીર્ઘ તરુ સમાય;
તેમ જીવનાં સર્વ કર્મ તે, હરિ અંગમાં લય થાય. ૨૮
ફળ ઇચ્છે નીરખવા વૃક્ષને, વૃક્ષ ફળમાં તેમ;
સદા જીવ એ પરિબ્રહ્મને પણ, પ્રાણુમાં પ્રભુ એમ. ૨૯
માયા વિસ્તારી સૃષ્ટિ રચે છે, પૂરણ શ્રીઅવિનાશ;
વૈરાટ સ્વરૂપ શ્રીનાથનું, શોભા કહી નવ જાય;
તે શેષશાઈ પોઢ્યા છે હરિ, પોતે વૈકુંઠરાય. ૩૩
શ્રી નારાયણની નાભિથી, હતું કમળ ઉત્પન્ન;
તે કમળથી બ્રહ્મા પ્રકટ્યા, સાક્ષાત ચતુરાનન. ૩૪
આદિ બ્રહ્મા થકી આ સંસારની, માયાતણો વિસ્તાર;
સચરાચર વ્યાપક શ્રીહરિ, ત્રૈલોકયમાં નિરધાર. ૩૫
એ પરમેશ્વરની માયાથી, અહંકાર વાધે અંગ;
કોટી ભેદ પ્રપંચ ભાવ તે, માયાનો સૌ છે રંગ. ૩૬
શ્રીવિષ્ણુથી બ્રહ્માંડ સઘળું, ઉપજે છે આકાર;
વળી સૃષ્ટિ સર્વે નાશ પામી, અંતે હરી મોઝાર. ૩૭
એ અપૂર્વ બળ વૈષ્ણવી માયા, તેણે થાય અહંકાર;
ગર્વ, મત્સર, કામ, ક્રોધ એ, માયાનો પરિવાર. ૩૮
લોભ, મોહ, મદ, આશા, તૃષ્ણા, ભ્રાંતિ, ઈર્ષા નામ;
હિંસાઆદિ અપરિમિત છે, માયાનું પરિણામ. ૩૯
અહંકારથી મોહ થાય છે, મોહથી કામ ને ક્રોધ;
નિજકુટુંબ સાથે કરે આમજ, માયા સઘળે શોધ. ૪૦
વાયુ, પૃથ્વી, તેજ, તત્વશું, ઉદક ને આકાશ;
સર્વ સૃષ્ટિ મધ્યે વ્યાપક, પ્રભુ શ્રીઅવિનાશ. ૪૧
ભજન કીર્તન કીજે પ્રભુનું, આરાધન દૃઢ ધ્યાન;
કુકર્મ નાસે તે થકી, કરુણા કરે શ્રીભગવાન. ૪૨
તે જ્ઞાન રાજાએ ગ્રહ્યું, આનંદ પામ્યો મન;
ચોથા યોગેશ્વર પ્રબુદ્ધ છે, તે પ્રત્યે પૂછે રાજન. ૪૩

નિમ્યુવાચ—

પ્રબુદ્ધ યોગેશ્વરને વિનવી, પ્રશ્ન પૂછે છે રાય;
સ્વામી સંસાર માયા પાશ તે, કેમ કરી છેદન થાય. ૪૪
તે છુટવાનો ઉપાય કહો, તવ વદે યોગી જન;

પ્રબુદ્ધ ઉવાચ—

એકાગ્રચિત્તે શ્રવણે ધરજો, જ્ઞાન સાર સાધન. ૪૫
સર્વ વિષય પરિત્યાગ કરતાં, આવે મન વૈરાગ;
ત્યારે પરમેશ્વરના ચર્ણની, ઉપજે ભક્તિ સોહાગ. ૪૬
હરિ ભક્તિ જ્યારે આવે હૃદયમાં, ઉતરે માયા સર્વ;
સંસાર માર્ગથી તે રહે અળગો, કામ ક્રોધ મદ ગર્વ. ૪૭
પરમેશ્વરને જ્યાં ત્યાં નિરખતાં, જાણજો બ્રહ્મસ્વરૂપ;
સ્વર્ગ સુખ નિજ સદનમાં તે, ભોગવે અનૂપ. ૪૮
સંસાર માયા [illegible] ચી, માનશે જન જેહ;
છુટે નહીં [illegible] એમાં નહીં સંદેહ. ૪૯
ઘરૂણી [illegible] છે પીડા કારણ રૂપ;

ગુરુને આત્માને ઈશ જાણી, ધર્મ જ્ઞાન તે શિખે;
ભગવાન પ્રસન્ન થઈને, કદિ ન તેને મૂકે. ૫૩
વૈરાગ વૃત્તિ ધરીને પ્રેમે, સાધુનો કરવો સંગ;
દીનજન પર દયા ધરીને, નમ્રતાનો મનમાં રંગ. ૫૪
માટી લઈને કરવું પવિત્ર, અગર્વથી મન અંગ;
સ્વધર્મનું આચરણ કરી,(કરવો)ક્ષમા સરલતાનો સંગ. ૫૫
વૃથા ભાષણ ત્યાગવું, બ્રહ્મચર્ય ધરવું સેહેજ;
દ્રોહવૃત્તિ ત્યાગીને, વેદ ભણવા સેહેજ. ૫૬
હર્ષ શોક રહિત થાવું, એકાંતે કરવો વાસ;
સત્ ચિત્તથી આત્મા જાણી, ઈશ્વરનો નિદિધ્યાસ. ૫૭
અભિમાન રહિત થઈને પછે, વલ્કલ ધરવાં અંગ;
અનિન્દા, પ્રાણાયામ,મૌન ધરી, સંતોષનો કરવો સંગ. ૫૮
ઈંદ્રિયનિગ્રહ ધરી રહેવું, પ્રભુથી રંગ લાગે;
જપતપ સર્વે,વસ્તુ પ્રભુને અર્પે,તો જન્મમરણ ભય ભાગે. ૫૯
પ્રભુ સ્વામિ, પોતે સેવક, જે ધરે એવો ભાવ;
તો તે પ્રાણી આ વિકટ જગને, તરી જાએ એક નાવ. ૬૦
એવા અલૌકિક ભક્તજનો, આ જગ્તે થોડા જાણો;
વૈષ્ણવ જનોને જે નહિ જાણે, તે પાખંડી પ્રમાણો. ૬૧
ભગવદ્ ભક્તો પ્રભુ સેવામાં, થાયે છે ગુલતાન;
નિવૃત્ત રહીને સુખ દુઃખ ત્યાગે, ગણે નહિ કંઈ માન. ૬૨
નારાયણમાં તત્પર રહેતા, તરે ભવ સંસાર;
પરમ ભક્તિ કરે જન તો, ઉતરે ભવપાર. ૬૩
જે હો સમસ્ત ભૂતને વિષે, વ્યાપક દેખે જગદીશ;
પ્રીતિભાવે દયા રાખી, આરાધે સર્વત્ર ઈશ. ૬૪
સર્વભૂત મધ્યે શ્રીહરીને, ચિન્તવીયે નિરધાર;
દયા રાખવી મન વિષે, ભાગવત ધર્મ એ સાર. ૬૫
શુભ કર્મ સર્વ કીજે સહી, પ્રીતિથી વ્રત તીર્થ દાન;
ભણવું ભણાવવું સાધુની સંગતે, કઠણ જે આત્મજ્ઞાન. ૬૬
કીર્તન કથા ગોવિન્દ ગુણની, ને શ્રવણ ભક્તિ જેહ;
તે સર્વ અર્પણ કીજીએ, વિષ્ણુને ધરી પરમ સ્નેહ. ૬૭
એ મારગથી સંસાર માયા, ઉતરીયે ભવપાર;
સંસાર તેને નવ લેપે, કરે કૃપા શ્રીવિશ્વાધાર. ૬૮
પૂર્વનાં કર્મ એકોતરથી, સુખ ભોગવે સંસાર;
પૂર્વનાં પ્રાયશ્ચિત્ત(થી)પ્રાણી, દુઃખ ભોગવે છે અપાર. ૬૯
પિપ્પલાયન યોગેશ્વર પ્રત્યે, પછી પૂછે છે ભૂપ;

નિમ્યુવાચ-

સ્વામિ જ્ઞાન સાધન કહો મુને, કૃપા કરી અનૂપ. ૭૦
નારાયણમાં તત્પર રેહેતાં, તરે કેમ પ્રાણી;
કહો મોટા મૂની મને, આપની અવિચળ વાણી. ૭૧
પિપ્પલાયન યોગેશ્વર, તવ જ્ઞાન કહે છે સાર;
તે એકાગ્રચિત્તે કરીને, શ્રવણે ધરે નિમી તેણીવાર. ૭૨

પિપ્પલાયન ઉવાચ—

યોગી કહે વસ્તુ સાચે, ઘટ ભાંગે શબ્દ પ્રકટિત હોય;
તે શબ્દ સઘળે વ્યાપે છે, તે શ્રવણે સુણે સૌ કોય. ૭૩
તેમ જીવાત્મા રૂપી નારાયણ, બોલે છે નીરધાર;
તે સર્વત્ર વ્યાપક છે, સર્વ ભૂત માંહે મોરાર. ૭૪
શ્રીનારાયણ તેને જાણવા, જે શબ્દ વાચા રૂપ;
તે સ્વરૂપ વાધે ઘટે નહીં, સત્ય માનજે તું ભૂપ. ૭૫
પ્રભુને જરા મરણ યૌવન નહીં, જ્યોતિમય તેનું અંગ;
હસ્ત ચરણ મુખ નેત્ર નાસા, કંઈ નથી તેને સંગ. ૭૬
અખંડ જ્યોતિ આદિ અક્ષય, અકળ શ્રીઅવિનાશ;
પરિબ્રહ્મ તે હરિ જાણવા, જે સચરાચર પ્રકાશ. ૭૭
તેહ સ્વરૂપ શ્રીપરમેશ્વરનું, આત્મા રૂપે ભાસે;
જેનું નામ લેતાં પ્રાણીનાં, સૌ જન્મનાં અઘ નાસે. ૭૮
સચરાચર વ્યાપી રહ્યો, જે નારાયણ કહેવાય;
નિજ હૃદયે તેનું સ્મરણ કરતાં, માયા થકી મૂકાય. ૭૯
બ્રહ્મ સ્વરૂપ જે જન જાણે, તેને લેપે ન માયા;
બ્રહ્મ નથી જાડો ઝીણો, નથી તેને કંઈ કાયા. ૮૦
મન વાણી કહી નહિ તેને, આત્મા તત્વ જે જાણે;
સર્વ જગતનું કારણ રૂપ, બ્રહ્મને સૌ પીછાણે. ૮૧
બ્રહ્મ મધ્યે માયા શક્તિ, મોટી વસે અહોરાત;
તે માયા મને કરીને, દિસે છે સાક્ષાત. ૮૨
એજ બ્રહ્મ એકજ છે, જે તે ત્રિગુણે જણાય;
સત્વ રજ ને તમમાં, તેનાં ચરિત્ર ગણાય. ૮૩
તેની ક્રિયાશક્તિ પરથી સુત્ર, અને જ્ઞાનશક્તિથી મહત્તત્વ;
તે ઉપાધિરૂપ અહંકાર છે, એ માનજે તું સત્ય. ૮૪
આત્મા કદિ નવ જન્મે, નથી ઉત્પતિ સ્થિતિ ને મર્ણ;
તેને કંઈ લાગો નહિ, એ અજન્મા જન્મ. ૮૫
સર્વ કાળે સર્વે દેશે, અખંડિત આપે આત્મજ્ઞાન;
એ સર્વત્ર એકરૂપ છે, પણ પ્રાણી ભૂલે ભાન. ૮૬
આત્મા કદિ બદલાય નહિ, માટે જાણજે એક;
જરાયુજ, અંડજ, ઉદ્ભિજ્જ, ને સ્વેદજ માંહે છેય. ૮૭
બ્રહ્મ સર્વ વ્યાપક સર્વાત્મા, છતે નહિ તેને લેપ;
ત્રણે અવસ્થાએ આત્મા, નિર્વિકારી એ છેક. ૮૮
સુષુપ્તિમાં આત્મા હોયે, જ્યારે જાગે જન;
ત્યારે જ્ઞાન થાય સેહેજમાં, એ જાણો તેનું લક્ષણ. ૮૯
ધન સુત દારા સંપતિ સર્વ, ત્યજે જન આ કાળ;
નિર્મળ દૃષ્ટિ કરે જન જ્યારે, શુદ્ધ થાય તાત્કાળ. ૯૦
અવિદ્યા ત્યાગે, મેળ ધોયે, અપરોક્ષ પામે જ્ઞાન;
ત્યારે પ્રાણી નિવૃત્તિનાં, પહોંચે પરમ ધામ. ૯૧
તવ રાય પૂછે યોગેંદ્રને, કરી વિનય પ્રણામ;

નિમ્યુવાચ—

શું આચરવે નિષ્કર્મ થઈએ, એવું બતાવો કામ.

ભક્તિ, કર્મ યોગ આધિન, કર્મનું શું લક્ષણ;
આત્મજ્ઞાન કેમ પામે, કહો તમે મુની જન. ૯૩
સનકાદિકને શુભ પિતાએ, દીધો તો એ પ્રશ્ન;
પણ તે મુનિ સર્વજ્ઞ, ન દીધો ઉત્તર તે ક્ષણ. ૯૪
નવમાંના છઠ્ઠા યોગેશ્વર, વદે રાય પ્રત્યે વચન;

આવિર્હોત્ર ઉવાચ—

સાંનિધ્ય બેસી એકાગ્રચિત્તે, સાંભળજો રાજન. ૯૫
જે વેદ માર્ગે ધર્મ કહ્યા છે, યોગદાન શુભ કર્મ;
તપ જપ ને દૃઢ ધ્યાન ભાવે, ભજે શ્રીપરિબ્રહ્મ. ૯૬
જેહ સ્વર્ગનું ફળ વાંછે તે, યોગ કર્મ કહેવાય;
ધર્મ ધ્યાન ને દયા દાન શુભ, યજ્ઞ કર્મ મહિમાય. ૯૭
સુકૃત કર્મ શ્રીકૃષ્ણજીને, અર્પણ કીજે સર્વ;
કામ ક્રોધ ને લોભ માયા, તજી દે મનનો ગર્વ. ૯૮
તેણે કરી હોયે નિષ્કામના, દૃઢભક્તિ આવે જ્ઞાન;
તે નારાયણને પામશે, તેને કૃપા કરે ભગવાન. ૯૯
વેદમાં છે નહીં એવું, કર્મ અન્ય આચરે જેહ;
તે સ્વર્ગ ફળ કેમ પામશે, કુમાર્ગ નિઃસંદેહ. ૧૦૦
તેણે મન એમ જાણ્યું જે, પામશું સ્વર્ગ સદન;
વેદ માર્ગ જેણે નવ ઓળખ્યો, તેને કેમ મળે સ્વામિન. ૧૦૧
વેદ નથી મનુષ્ય કૃત, પણ પ્રભુના આપેલ;
તને પૂર્ણપણે માને તો, સમજે કર્મ ધર્મ સેહેલ. ૧૦૨
કર્માદિકના ગૂઢ વિષયમાં, મુઝાયે વિદ્વાન;
તો તમ પિતાને સનકાદિક કહે તે, ગળે કેમ ઉતરે જ્ઞાન. ૧૦૩
વેદ છે પરોક્ષ વાદરૂપ, તે સમજે ચતુરસુજાણ;
વેદાદિક કર્મ નથી સૂચવતા, કર્મ તત્ત્વે પ્રમાણ. ૧૦૪
સ્વર્ગાદિકનાં સુખ જે જે, વેદમાં કહ્યાં હોય;
તેમાં ક્ષણિક સુખ હોયે, જાણે નિપુણ જન જોય. ૧૦૫
ઔષધ કારણે ખાંડ આપે, પણ ખાંડમાં નથી લાભ;
શરીર સુધરે ઔષધે, એ મોટો છે પ્રતાપ. ૧૦૬
તેમજ કર્મ કહ્યાં છે કરવાં, પણ જેમ ખાંડ નથી મૂળ;
તેમજ કર્મ કરી છોડવાં, તો જાય તનનું શૂળ. ૧૦૭
પ્રથમ કર્મ નહિ તજવાં, જ્ઞાન પામી કરવાં ત્યાગ;
જીતેન્દ્રિય થઈ પ્રભુ પામીને, તજે કર્મ મહાભાગ. ૧૦૮
કર્મ સઘળાં ઈશ્વરાર્પણ કરવાં, તો શુદ્ધ થાય ચિત્ત;
જ્ઞાન મળે તે પછી, એ મોટું છે વિત્ત. ૧૦૯
વેદમાં ફળ થવા કહ્યાં છે, પણ ફળની લાલચ ત્યાગી;
લાલચ માટે ફળ કહ્યાં છે, એ સમજે કો બડભાગી. ૧૧૦
આત્મા જાણ્યા વિના જે જન, મરે તે કંગાળ;
તેનાં બ્રહ્મચર્ય ને તપ યાગ, તેમાં શો છે માલ. ૧૧૧
નિષ્કામ કર્મ કરવાથકી, મળે મોટો લાભ;
સ્વર્ગાદિક મળે સેહેજે, પણ એ માયાનો ભાગ. ૧૧૨
જેથી સ્વર્ગ સદનને પામીયે, તે તજવો મારગ ધર્મ;
સચરાચરમાં એકત્ર થાવું, આચરવું તેવું કર્મ. ૧૧૩
પરધર્મને આચરી રહ્યા તે, અધર્મી કહીયે રાય;
જે વેદ માર્ગે ચાલશે તે, વૈકુંઠે જન જાય. ૧૧૪
હવે તને તંત્રોક્ત કર્મ, કહું છું આણી વાર;
રાય તું શુદ્ધ ચિત્તે મન ને, કર્ણમાં તે ધાર. ૧૧૫
જીવ જે બ્રહ્મરૂપ છે, તેણે દેહાદિક બંધન ત્યાગી;
તંત્રોક્ત ને વેદોક્ત માને, ઈશ્વર સેવી થવું બડભાગી. ૧૧૬
ભગવાનની સેવા કરવી, આચાર્યને પૂછી;
મૂર્તિનું સેવન કરવું, પવિત્રપણાથી બેસી. ૧૧૭
પ્રભુનું સ્વરૂપ પૂજા સમયે, હૃદયા મધ્યે ધારી;
ચંદન પુષ્પથી પૂજન કરીને, તરી જાય સંસારી. ૧૧૮
જે વેદમાં કહ્યું તેજ કરીયે, વેદ મૂર્તિ પૂજન;
જળ સ્થળ સૂર્યને નમસ્કાર કરવા, એ છે જગજીવન. ૧૧૯
તથા માનસી પૂજા કરે, ચિત્તમાંહે હરિનું ધ્યાન;
નખ શીખપર્યંત નીરખે, નિજ હૃદયામાં ભગવાન. ૧૨૦
મનસા કુસુમ ઉપહાર કરિને, ધરાવે શણગાર;
શ્રદ્ધારૂપ અગર ધૂપ કરીને, સંતોષે વિશ્વાધાર. ૧૨૧
જ્ઞાન રૂપી પ્રકટાવો રૂડો, પરમ દીપક જ્યોત;
શ્રીવિષ્ણુને પૂજે ભાવધરી, હરિ સઘળે ઉદ્યોત. ૧૨૨
શુભ શ્રદ્ધા ધૂપ મન કરવો, બ્રહ્મઅગ્નિ માંહે દહન;
વિષય ઈન્દ્રિનું નૈવેદ્ય કરીને, ભાવે ભજો હરિજન. ૧૨૩
સંકલ્પ વિકલ્પ તાંબૂળ પુગી, અર્પણ કીજે આહાર;
માનસી પૂજા વિધિયુક્તે કરી, મન રીઝે વિશ્વાધાર. ૧૨૪
વળી અતિથિવેળા સાચવે, સંસારીપ્રાણી ધર્મ;
જે દયાભાવ વૈરાગ્ય રાખી, દહન કરે અઘ કર્મ. ૧૨૫
એટલે સ્થાનક ધર્મ રહ્યા છે, તે સાચવે જન હોય;
નિજભુવનમાં બેઠાં તેને, વૈકુંઠ પ્રાપ્તિ હોય. ૧૨૬
એ ધર્મ સાચવી પૂજા કરી, તેણે પૂજ્યા વૈકુંઠનાથ;
સર્વ કર્મ વિષ્ણુને અર્પ્યાં, કર્યો હરિજનનો સાથ. ૧૨૭
સર્વ કર્મ હરિને સમર્પતાં, સેહેજે ધર્મ પ્રાપ્તિ થાય;
તે મોહમાયા તરે પ્રાણી, સંસારથી મૂકાય. ૧૨૮
શુકજી કહે સુણ રાય પરીક્ષિત, એ એકાદશસ્કંધ કથાય;
અધ્યાત્મ જ્ઞાન પવિત્ર એ, હવા પૂરણ ત્રણ અધ્યાય. ૧૨૯

વલણ

ત્રણ અધ્યાય હવા હરિજન, જ્ઞાન રાખો હૃદે ધરી;
કરજોડી વિપ્ર વલ્લભ ભણે, સાધુજન કહો શ્રીહરી. ૧૩૦

ઇતિ શ્રીમદ્ભાગવતે એકાદશસ્કંધે તૃતીયોઽધ્યાયઃ ॥ ૩ ॥

---

## અધ્યાય ૪ થો*

### કડવું ૪ થું-રાગ આશાવરી

શુકદેવ વાણી ઉચરે, સાંભળો પરીક્ષિત રાય;
સપ્તમ યોગીશ્વર કહે છે, નિમિ રાયને કથાય. ૧

---

* આ ચોથા અધ્યાયમાં દ્રુમિલ નામના યોગેશ્વરે ભગવાનની અવતાર લીલાના પ્રશ્નનો ઉત્તર આપ્યો એ કથા પ્રસંગ છે.

રાય પૂછે છે પ્રશ્ન રૂડા, નમી ઋષિને પાંય;

નિમ્યુવાચ—

સ્વામિજી વિષ્ણુએ અવતાર લીધા, સૃષ્ટિ રચનામાંય. ૨
હરિએ આવેશ કરી રૂપ ધરીયાં, તેના કહો ગુણગ્રામ;
જેહ ધર્મ કીધા તે વિસ્તારી, કહો મુજને સ્વામિ. ૩
દ્રુમિલ નામે યોગેશ્વર જે, સાતમા કહે છે જ્ઞાન;
તે એકાગ્રચિત્તે શ્રવણે, ધરે છે નિમિ રાજાન. ૪

દ્રુમિલ ઉવાચ—

શ્રીનારાયણના ગુણ ગ્રામનો, નથી નિગમે પાર,
પરબ્રહ્મ આદિ દેહથી, ઉદય હુવા સર્વ અવતાર. ૫
દેહ થકી પંચભૂત ઉપજાવી, ને હુવું વૈરાટ રૂપ,
અંશ માત્ર તેમાં અવતર્યા છે, સ્વામી વૈકુંઠભૂપ. ૬
તે વૈરાટમાં ત્રૈલોક્ય અવતરે, શ્રીહરિ મહારાજ;
માયાને ફેલાવીને પ્રભુ, કરે સંસારનો સાજ. ૭
વળી માયાને મળી ઇંદ્રિ, કર્મ સર્વ કરે સંસાર;
જીવને જ્ઞાન ને ચૈતન્યતા છે, માયાનો વિસ્તાર. ૮
જીવ જ્ઞાન ચૈતન્ય તેજબળ, પંચતત્વ વળી અંગ,
ત્રિગુણે કરીને શરીર ઉભું, થાય છે દર્શન સંગ. ૯
સત્વગુણ ને રજોગુણ વળી, તમોગુણ કહેવાય;
તે વિશ્વને ઉદય કરે પાળે, સંહાર તેથી થાય. ૧૦
ભાંજે ઘડે એકત્ર કરે, શ્રીહરિ તણી એ લીલાય;
ઋષિ નારદ કહે વસુદેવજી, સાંભળો એ જ્ઞાન કથાય. ૧૧
રજોગુણને આશ્રયી બ્રહ્મા, સૃષ્ટિ કરે ઉત્પન્ન,
વિશ્વવ્યાપક સૃષ્ટિમાં શુભ, દેખીયે દરશન. ૧૨
સત્વગુણ આશ્રયીને વિષ્ણુ, પાળે સૃષ્ટિ અભિરામ;
વેદમાર્ગે હરિ ધર્મ પળાવે, સારે પ્રજાનાં કામ. ૧૩
તમોગુણ આશ્રયી સંગ રહે, સાક્ષાત શ્રીત્રિપુરાર;
તે રુદ્રરૂપે વિશ્વ સઘળું, કરતા નિયમથી સંહાર. ૧૪
એમ વિશ્વને ભાંગે સહી, પ્રભુ રુદ્રરૂપે નાથ,
સકલ સૃષ્ટિ નાશ પામે, કલ્પાંત પ્રલય સાથ. ૧૫
એ ત્રિગુણે કરી અવતાર લીલા, કેરાં છે સૌ કર્મ;
એ જ્ઞાન માર્ગની કથા ઉત્તમ, સાંભળો રાજા પર્મ. ૧૬
દક્ષ પ્રજાપતિ કેરી પુત્રી, ધર્મને પરણી જેહ,
તે પુત્રી થકી નર નારાયણ, અવતાર પામ્યા દેહ. ૧૭
બદ્રિકાશ્રમે તપ કર્યું, નિષ્કામના ભક્તિ જ્ઞાન,
સ્નેહ કામના યોગે સંતોષ્યા, ભગવાન તણે સ્થાન ૧૮
સ્નેહ કામના યોગની ભક્તિ, નારદે કહી નીરધાર,
તે આચરે તે હરિપદ પામે, પ્રત્યક્ષ વિશ્વાધાર. ૧૯
એવું નારાયણ બદ્રિકાશ્રમે, તપ કરે શુભ સ્થાન,
મોટા મોટા ઋષેશ્વરોને, કહ્યું શ્રીહરિયે જ્ઞાન. ૨૦
શ્રીનારાયણ તપ કરે વન, ઉગ્ર આસન ધ્યાન;
તેણે ઇંદ્ર ભય પામીયો, જે સ્વર્ગતણો રાજાન. ૨૧
ઇંદ્રે એમ મન વિમાસ્યું, મારુ લેશે રાજ્યાસન;
તપ ઉગ્ર દેખી નારાયણનું, ભય પામ્યો મઘવો મન. ૨૨
તપ થકી ચૂકવું એમને, એમ કરે શક્ર વિચાર;
પછી કામ આદિ અપ્સરા, બહુ તેડાવી તેણી વાર. ૨૩
ઋતુ વસંત ને રમ્ય વાયુ, અપ્સરા સાથે કામ;
સહસ્રાક્ષ આગળ આવી ઉભા, કરીને દંડ પ્રણામ. ૨૪
તવ ઇંદ્રે શિક્ષા દઈ સર્વને, મોકલ્યા વનમાંય;
તમે જાઓ શીઘ્ર સર્વ કો, તપ કરે નારાયણ જ્યાંય. ૨૫
વાજીંત્ર ગ્રહી શુભ ગાન નાટક, કળા કરજો અપાર;
છળ પાડજો જઈ નારાયણને, રખે લગાડો વાર. ૨૬
આજ્ઞા લઈ સૌ આવીયા, ઇંદ્રના અનુચર સાથ;
તે વૃત્તાંત જોવા અંતરિક્ષ આવ્યા, શચીપતિ સુરનાથ. ૨૭
ઇંદ્રની મોકલી અપ્સરા ને, અનંગ ઋતુ છે જેહ;
બદ્રિકાશ્રમે શ્રીહરિ સાનિધ, દેખે છે ત્યાં તેહ. ૨૮
શક્રના મનની વાત જાણી, પ્રભુએ તેણી વાર;
પોતે પર્મ સુંદર અપ્સરા, પ્રકટ કરી મોરાર. ૨૯
મનોહર મહા દિવ્યકાંતિ, સ્વરૂપ અદ્ભુત અંગ;
શણગાર સોળે વિરાજીત મુખ, જ્યોતિ પ્રકટ શુભ રંગ. ૩૦
તે નૃત્ય કરતી કળા જ્ઞાને, સાંનિધ્ય શ્રીજગતાત;
વાજીત્ર ચગ મૃદંગ નાટક, થાય ત્યાં દિનરાત. ૩૧
તે જોઇને આશ્ચર્ય થયા છે, ગગનથી સૌ દેવ;
પછી શીઘ્રતાએ શ્રીહરિ સાંનિધ્ય, આવીયા તતખેવ. ૩૨
સ્તુતિ કીધી ત્યાં અપરિમિત, ચરણે નમ્યો સુરત્યાંય;
સ્વામિ અપરાધ અમારો ક્ષમા કરો, કોટીક જે અન્યાય. ૩૩
અપ્સરા દેખી નારાયણને, દેવ ઉપર નહીં રીશ;
ઘણી દયા કીધી દાસને, સાક્ષાત શ્રીજગદીશ. ૩૪
સમસ્ત દેવતાની પ્રત્યે, કહે પ્રભુજી વાણ;
તમો રખે મન ભય પામો, એમ વદે સારંગપાણ. ૩૫
મુજ ભણી આવ્યા યાચવા, તમો માગશો જે મન;
તે સત્યસત્ય આપવું નિશ્ચે, એમ વદે પ્રભુ વચન. ૩૬
પછી દેવ સર્વે લજ્યા પામ્યા, નીચા નમ્યા જઈ ચર્ણે,
શ્રીનારાયણની સ્તુતિ કરે, ધન્ય ધન્ય અશરણ શર્ણ ૩૭
તું સૃજે પાળે ને સંહારે, હરિ વિશ્વનો આધાર;
વિશ્વપાલક વિશ્વવ્યાપક, વિશ્વંભર અવતાર. ૩૮
વિદ્યાસ્વરૂપ તે તું સહી, હરિ આત્મારૂપ ભગવાન;
આત્મારામ અવિનાશી તું, તુજ વિષે સઘળું જ્ઞાન. ૩૯
વૈરાટ વામન વેષ તારો, ત્રિભુવનમાં વાસ,
સચરાચરમાં વ્યાપક તું, હરિ પૂર્ણ બ્રહ્મ પ્રકાશ ૪૦
તુજ સ્વરૂપના ભક્તને હરિ, કેમ ઉપજે વિઘ્ન,
દેવ અમો દ્રોહી થયા, સર્વે, ક્ષમા કરશો સ્વામિન. ૪૧
રાક્ષસો દ્રોહિ હતા બહુ. મહા દુષ્ટ પાપી જેય,
ઇંદ્ર પદને માથે પગ દઇ, વૈકુંઠ આવ્યા તેય. ૪૨
વળી દુઃખ દેતા અમને ઘણું. જે હતા પાપી જન,
ભય તેમનો ટાળી ઉગાર્યા, રાખ્યું ઇંદ્રસદન. ૪૩

તે બંધનનો ટાળનાર હરિ, તુંજ છે નીરધાર;
તુંજ વિના બીજો કો નહીં, જોયો સકળ સંસાર. ૪૪
દેવના મહા વિષય પડીયા, સંસાર માંહે પતન.
ક્રોધ કેણુ જીતાયો નહીં, અજ્ઞાન મોહ મદ ધન. ૪૫
તે અમો કેમ જીતશું, માયા થકી મહારાજ;
એમ દેવે સ્તુતિ કરી ઘણી, તેમનાં સકલ સીઝયાં કાજ. ૪૬
સંતોષ પામ્યા નારાયણ, સુણી દેવનું સ્તવન;
કૃપા કરી સૌપર હરિએ, આપ હવા અતિ પ્રસન્ન. ૪૭
દેવતા ઉપર નારાયણને, નથી ચડી મન રીશ;
સંતોષ પમાડ્યા સર્વને ત્યાં, કૃપા શ્રીજગદીશ. ૪૮
શ્રીનારાયણે અપ્સરા, નવી નિપજાવા નીરધાર;
તે જોઈ અમર વિસ્મય થયા, ધન્ય લીલાદેવ મોરાર. ૪૯
ત્યારે નારાયણ હસ્યા ચિત્તમાં, પ્રસન્ન શ્રીભગવાન;
હરિએ અપ્સરા આપી દેવને, ઉર્વશી નામ અભિધાન. ૫૦
તેનું સ્વરૂપ જોઈ દેવ મોહ્યા, લાવ્યા ઇંદ્રની પાસ;
શક્ર સાંનિધ્ય આવી, અમરે ગુણ વર્ણવ્યા શ્રીઅવિનાશ. ૫૧
સુણી ઇંદ્ર વિસ્મય પામીયો, જોઈ અપ્સરાનું રૂપ;
ધન્ય લીલા શ્રીનાથની, ધન્ય વૈકુંઠ ભુપ. ૫૨
હંસાવતાર લઇ હરિએ કહ્યું, સનકાદિકને જ્ઞાન;
આત્મયોગ કહ્યો હરિ, ગુણવર્ણવ્યા ભગવાન. ૫૩
વળી દત્તાત્રેયનો અવતાર જેણે, કર્યા ગુરુ ચોવિશ;
ગુણ ગુણ સર્વના ગ્રહી લીધા, તત્વસારગ ઇશ. ૫૪
સનત્ કુમાર ને ઋષભદેવ, વિષ્ણુ અંશ અવતાર;
વળી વેદ વ્યાસ હવા પ્રભુ, ગુણ ત્રિભુવન વિસ્તાર. ૫૫
વળી વિશ્વ નિપજાવવા અર્થ, હયગ્રીવનો અવતાર;
હરિ મત્સ્યરૂપે વેદ વાળ્યા, શંખાસુર કર્યો સંહાર. ૫૬
મત્સ્યાવતાર ધરી પ્રભુએ, નાવે રાજાને રાખ્યો શૃંગે;
વિશ્વનાં બી રાખીયાં, તે નાવમાં શ્રીરંગે. ૫૭
વરાહ રૂપે પૃથ્વી આણી, હરિણ્યાક્ષનો કરી અંત;
સમુદ્ર વલોવ્યો કૂર્મ રૂપે, પ્રભૂ શ્રીભગવંત. ૫૮
મંદરાચળ પૂંઠે ધર્યો, કાઢ્યાં રત્ન ચતુર્દશ બહાર,
અમૃત પાઈ દેવ અમર કીધા, અસુર થયા સંહાર. ૫૯
હરિ અવતારે ગજેન્દ્રને, મૂકાવ્યો જગદાધાર;
નૃસિંહરૂપે શ્રીનાથે, કર્યો હિરણ્યકશિપુ સંહાર. ૬૦
પ્રહ્લાદને અવિચળ પદ આપિયું, ચર્ણે રાખ્યો દાસ,
આશા પુરી દાસની હરિ, રહ્યા વશ અવિનાશ. ૬૧
એક અવતારે પ્રભુએ, મહા સમુદ્ર આ સંસાર,
ઋષિ મેલાવ્યા સંસારથી, કરી કૃપા વિશ્વાધાર ૬૨
એક અવતારે ઇંદ્ર, વૃત્રાસુરથી હાર્યો મહારાજ;
રણયુદ્ધથી છોડાવી તેનાં, સારીયાં શુભ કાજ. ૬૩
દેવ અસુર સંગ્રામ જ્યારે, હણીયા દૈત્ય અનંત;
રાક્ષસ મારી સુખી કીધા, સાધુને ભગવંત. ૬૪
અમરાવતી પુરી ઇંદ્રને આપી, સુખીયા કીધા દેવ;
અમર મુનિવર તણી રક્ષા, હરિયે કરી તતખેવ. ૬૫
હરિ, વામન અવતાર લઇને, આવ્યા બળીને દ્વાર;
યજ્ઞમાં જાચ્યો રાયને, કરુણા કરી શ્રીમોરાર. ૬૬
સુખ ધામ આપ્યું રાય બળીને, મોકલીયો પાતાળ;
ત્યાં દ્વારપાળ થઈ રહ્યા હરિ, દીનાનાથ દયાળ. ૬૭
ઇંદ્રાસન ઇંદ્રનું રાખ્યું, સુખી કર્યા જન સર્વ;
મહા દુષ્ટ મતિ જે દૈત્ય હુતા, નીવાર્યો તેમનો ગર્વ. ૬૮
ત્રણ પદ અવની ભરવા ધરીયું, પ્રભુએ વૈરાટ સ્વરૂપ;
મહિમા ત્રિભુવન વિસ્તાર્યો, જય જય ત્રિભુવન ભૂપ. ૬૯
પરશુરામે શૂરા ક્ષત્રી, ઘણા કીધા નાશ;
એકવીશ વાર નક્ષત્રી કરી ભૂ, પુરી વિપ્રની આશ. ૭૦
શ્રીરામ લક્ષ્મણ સ્વરૂપ લઇને, ગયા વન રઘુરાય;
કુંભકરણ રાવણ હણ્યા, રાક્ષસ બળીયા કહેવાય. ૭૧
સર્વ લોકનાં પાપ હર્યાં, અવતાર ધરીને રામ;
હરિ કીર્તિ સઘળે વિસ્તરી, પ્રભુ સચરાચર ગુણગ્રામ. ૭૨
રામ નામથી પાપ સૌનાં, થાય છે દહન;
સુખી કીધા સાધુ સર્વ, અવર મુનિવર જન. ૭૩
શ્રીકૃષ્ણ અવતાર લઈ પ્રભુએ, ઉતાર્યો ભૂભાર;
કંસ, કેશી, શિશુપાળ, શાલ્વ, કર્યો દૈત્ય સંહાર. ૭૪
કૌરવ સૌ કુરુક્ષેત્રમાં હણીયા, બીજા દૈત્ય અનેક;
સાધુસંતનું રક્ષણ કીધું, જાણે જે જ્ઞાન વિવેક. ૭૫
અકળીત કામ કીધાં ઘણાં, વળી ઘણા જીત્યા રાય;
સોળ હજાર ને અષ્ટોત્તર શત, પરણ્યા હરિ કન્યાય. ૭૬
અનેક સુધર્મો અવનિ વિષે, ચાલતા કીધા નાથ;
ત્રૈલોક્ય જન કીધા સુખી, સુર, પન્નગ, માનવ સાથ. ૭૭
બુદ્ધાવતાર ધરીને વેદ માર્ગના, રાખશે પરમ સદ્ધર્મ;
પાખંડી ઘેર અધર્મ જશે, ને રહેશે પવિત્રતા સતકર્મ. ૭૮
દુષ્ટ દાનવને ઘણું મોહ, પમાડશે મહારાજ;
અવનીમાં ઉન્મત્ત જે હીંડે, યવન પાપી આજ. ૭૯
તે સર્વને મોહ પમાડી, વળી વેદ વાળશે સાર;
કૃપા કરી હરિ રાખશે, સાધુને શ્રીમોરાર. ૮૦
વળી કળી મધ્યે કલ્કી, અવતાર લેશે નાથ;
વિશ્વ થશે આનંદમય, થશે સુખી ભક્તનો સાથ. ૮૧
અસુરનો સંહાર કરશે, ધર્મ માર્ગ ઉત્પન્ન,
યજ્ઞ યાગાદિક કરી, સંતોષશે હરિ જન. ૮૨
અગ્નિ ગૌ બ્રાહ્મણ સાધુનું, પૂજન થશે નીરધાર;
હણી પૃથ્વી આપશે પ્રભુ, વિપ્રને એક વાર. ૮૩
પ્રજા સુખી હરિ કૃપાથી, સુખી થશે સૌ સંસાર;
જન ધર્મ માર્ગે ચાલશે, ત્રિભુવનમાં જયજયકાર. ૮૪
એ જન્મ કર્મ પ્રભુજીતણાં, જે શીખે સુણે કે ગાય;
તે સ્વર્ગ સુખ પામે સહી, કૃપા કરે, વૈકુંઠ રાય. ૮૫

વલણ

કૃપા કરે વૈકુંઠરાય સેહેજે, અધ્યાય ચોથો હવો પૂર્ણ;
ભટ વલ્લભ કહે સાધુ જનના, તાપ હરે હરિ પૂર્ણ. ૮૯

ઇતિ શ્રીમદ્‌ભાગવતે એકાદશસ્કંધે ચતુર્થોધ્યાય: ॥ ૪ ॥

## અધ્યાય ૫ મો*

### કડવું ૫ મું–રાગ આશાવરી

**નારદ ઉવાચ–**

શ્રીનારાયણની ભક્તિથી, વેગળો રહેશે જેહ;
અનેક પ્રકારનાં સંકટ વેઠી, નર્ક પાળશે તેહ. ૧
ચારે વર્ણ પ્રભુના અંગથી, નીપજ્યા નીરધાર;
તવ વસુદેવ પૂછે નારદજી, મુને તે કહો વિસ્તાર. ૨
કેમ પ્રભૂજીતણા અંગથી, ઉત્પન્ન ચારે વર્ણ;
તેહ કથા મુજને કહો સ્વામિ, ચરિત્ર અશરણશર્ણ. ૩
વીણાધારી ઉચરે તવ, સુણો શ્રીવસુદેવ;
શ્રીહરિકેરા અંગથી, જે ઉપન્યા છે એવ. ૪
નવ યોગેશ્વરને નિમિરાયે, એ પ્રશ્ન પુછ્યું પવિત્ર;

**નિમ્યુવાચ–**

હે બ્રહ્મવેત્તા મૂની મુજને, કહો પ્રભુ ચરિત્ર. ૫
પ્રભુ ભક્ત વિઘ્ન શિરે, પાગ ધરે નિરધાર;
ભવાટવી તરી જાયે, ઉતરે ભવપાર. ૬
ભક્ત જનને વિઘ્ન પીડે, તો અભક્તના શા હાલ;
શી ગતિ થાએ તેની, તેના કહો મુને હાલ. ૭
ચમસ નામે આઠમા યોગી, બોલ્યા મુખે વાણ;

**ચમસ ઉવાચ–**

સાંભળ રાય નિશ્ચે કહું છું, તેનું જે પરમાણ. ૮
પ્રથમ મુખથી બ્રાહ્મણ હવા, પવિત્ર ઋષિ અવતાર;
તે યજ્ઞ યાગાદિક કરે, નિત્ય સેવે વિશ્વાધાર. ૯
વેદ લઇ ઉપન્યા બ્રાહ્મણ, કરે વેદાધ્યયન;
તે સંતોષે વિષ્ણુને ભાવે, ભજન કરે હરિ જન. ૧૦
હરિ બાહુથી શુભ ક્ષત્રી ઉપન્યા, ધર્મ જાતિ ઉદાર;
ગૌ બ્રાહ્મણની કરે સેવા, સાધુ રક્ષણ સાર. ૧૧
ઉરુથકી વૈશ્ય ઉપન્યા, તે ધર્મ સાધુસંત;
શૂદ્ર ઉપન્યા હરિ ચર્ણથી, પરાક્રમી શીળવંત. ૧૨
વર્ણ ચારે હવી છે, શ્રીવિષ્ણુથી ઉત્પન્ન;
સમાન ભક્તિ સર્વને, આપે છે જગજીવન. ૧૩
સમાન સેવા સર્વને, આપ આપણો અધિકાર;
ભજન કીર્તન કરે સૌ જન, સંતોષે વિશ્વાધાર. ૧૪
વર્ણ ચારે ઉપની તે, વિષ્ણુ અંગ વિવેક;
બ્રાહ્મણ, ક્ષત્રિ, વૈશ્ય શૂદ્રથી, થઇ શૂદ્ર વર્ણ અનેક. ૧૫
નારાયણને પુન્ય ભાવે, જાણે નવ જે જન;
વર્ણાશ્રમથી ભ્રષ્ટ થઇને, પતિત થાય તત્ક્ષણ. ૧૬
જેનાથી ભગવાનતણું, ભજન કીર્તન છે દૂર;
તે પર હે રાય તમોએ, કરવી કરુણા પૂર. ૧૭
વેદ વાણીની ફળ સિદ્ધિને, સાધી જે જન જાણે;
એ અર્ધ દગ્ધ પ્રાણીઓ, નવ સુધરે કો ટાણે. ૧૮
અનમ્રી ને અહંકારી, મૂર્ખ મહા મતિમંદ;
અપ્સરા સુવિહાર આશાએ, કરે કર્મ પાખંડ. ૧૯
રજોગુણની વૃદ્ધિવાળા, ફોકટ તૃષ્ણાવાળા;
ઢોંગી અભિમાની પાખંડી, કરે પ્રભુ ભક્તના ચાળા. ૨૦
સ્ત્રીસેવન કરી આનંદ પામે, ઘર સુખમાં બહુ રાચે;
ધન હરે પ્રભુથી ટળે, સ્ત્રી સનમુખ જેઓ નાચે. ૨૧
દંભી હિંસક ને વ્યભિચારી, સંપત્તિ ઐશ્વર્ય માની;
વિદ્યા દાન રૂપ બળ ગર્વી, પ્રભુ ભક્તને કરે હાણી. ૨૨
વેદ વેદવચન બહુ લવે, પણ વેદને અણુ નવ જાણે;
એ પાખંડી ઢોંગી જનની, નિંદા વેદ પુરાણે. ૨૩
વેદ પ્રભુને રંચ ન જાણે, વેદ નામે કરે ઢોંગ;
વેદ પ્રભુરૂપ છે તે તજી, કરે નવનવા સોંગ. ૨૪
વેદ સર્વત્ર નિવૃત્તિરૂપ છે, કરે મૈથુન હિંસા નિષેધ;
પણ ઉલટા અસંગ કરીને, બોલે વાક્ય દોષ. ૨૫
નિવૃત્તિવાન્ વેદને પાપી, પંડિત પ્રવૃત્તિમાં લાવે;
એ પાપી જન મહા દોષી, જનને જગતે ભુલાવે. ૨૬
વેદના જે મૂળ અર્થ છે, તે થકી હોય અજાણ;
(તેથી) મૈથુન માંસભક્ષણ સુરાપાનને, મૂળ ગણે પ્રમાણ. ૨૭
મનુષ્ય જનને એ ગોથાના, માર્ગ સર્વે કેહેવાય;
નિયમ વાક્ય એ કો નહિ, નહિ શાસ્ત્રે એ મનાય. ૨૮
આગમવાદી એમ કહે કે, ઋતુ કાળે સ્ત્રી મૈથુન;
કરે પ્રાણી જે મહાભાવ, તેને થાયે પૂણ્ય. ૨૯
અવશેષ રહેલું માંસ ખાવું, વળી સોત્રામણી કરી;
થાય તે મધ્યે થકી, પીવું મદ્ય પ્રેમ ધરી. ૩૦
એ સર્વે પરિસાંખ્ય વાક્ય, કેહેવાએ નિરધાર;
એ કદિ માનવા નહિ, બોલ્યા યોગી અવતાર. ૩૧
ધર્મ કરવો ધનતણો, એ કાજ છે મહા પુણ્ય;
પરોક્ષજ્ઞાન તે થકી થાએ, રાય તું એ સુણ્ય. ૩૨
પરોપકાર કાઢી ધનને, વાવરે સ્વકારણ;
પ્રબળ મૃત્યુ મન ન લહે, મૂકે ન તે ધારણ*. ૩૩
પરની અંદર મોહ ધરે, દો આત્માનો દ્રોહ;
પુત્ર પરિવાર મધે, સર્વે વસ્તુ જોય. ૩૪
એ પ્રાણી પૃથ્વી વિષે, દુર્ગતિ પામે સેહેજ;
ધર્મ, અર્થ નહિ જાણે તેથી, કરે આત્મા નેહેસ. ૩૫
એ આત્મઘાતી થઈ, પામે જનમ મરણ;
ભગવાન થકી વિમુખજન તે, પામે દુઃખ કારણ. ૩૬

* આ પાંચમા અધ્યાયમાં ભક્તિ વગરના લોકોની ગતિ અને યુગ યુગ પ્રત્યેનો પૂજાવિધિ કેમ થાય તે કહ્યા છે.

* પ્રભુપર વિશ્વાસ.

અંતકાળે સ્ત્રી ધનપુત્રનો, ઇચ્છાવિણ કરે ત્યાગ,
પણ મોહ રહે તે વિષે, નરકે પડે મંદભાગ. ૩૭
વળી જે કૃષ્ણ ભક્તિ પ્રવર્તાવે, અવતાર ધરી સંસારી;
એ વિષ્ણુની કૃપા થકી, સહેજે ઉતરેજ પાર. ૩૮
રાજા દ્વિજ રાજર્ષિ વણિક ને, શૂદ્ર એ નર નામે;
તે શ્રીહરિના ભજન વિના, શ્રીપ્રભુજીને નહીં પામે. ૩૯
વેદ છાંડી મોહ આણી, વિષયે સેવ્યા જેહ;
(પણ) પ્રીતે નારાયણનું નામ ઉચરતાં, વૈકુંઠ પામે તેહ. ૪૦
એણે કર્મ ઉદ્ધાર પામીયે, પરમેશ્વર કરે પ્રીત;
સાધુ સંગ રહે જ્ઞાની ગૃહે, એ ભક્ત જનની રીત. ૪૧
નારાયણ મંત્ર જાપ હરિ કથા, શ્રવણે કરે પાન;
સદા સંગ સાધુનો કરે તેને, સાંનિધ્ય શ્રીભગવાન. ૪૨
ભક્તવત્સલ ભાવ જોઈ, હરિ આપે વૈકુંઠ ધામ;
ક્ષણ અળગા સેવકથી નવ રહે, પ્રભુ શ્રીપૂરણ કામ. ૪૩
જે વેદ માર્ગ નથી આચરતા, તે મૂર્ખ પ્રાણી કહાવે;
માયા મોહ સાગરમાં બૂડે, અનેક ક્લેશ ઉપજાવે. ૪૪
મધ મક્ષિકા સ્વાદે વાહી, પ્રાણ તજે છે વન,
તેમ માયા વશ રહેતાં પ્રાણી, થાય છે બંધન. ૪૫
પાખંડ ધર્મ પ્રવર્તાવે બહાર તે, દંભપણું કહેવાય;
રજો ગુણને આચરતાં, દાંભિક કર્મ રચનાય. ૪૬
વળી નારાયણની ભક્તિ વિના, સંસાર વિષે જે પ્રાણી;
સ્ત્રીએ જીત્યા પુરુષ તે જાણવા, શુકર ખર અજ્ઞાની. ૪૭
નારાયણની ભક્તિ કેરા, દ્રોહી નર છે જેહ;
સંસાર વિષયમાં બૂડ્યા કહીયે, મુક્તિ ન પામે તેહ. ૪૮
ઇંદ્રિમાં મન આસક્ત કરે ને, ઇશ્વરને નવ જાણે;
ઘરસૂત્રની ઘાણી બાંધે, ધરીને ધુંસરું તાણે. ૪૯
કામ, ક્રોધ, લોભ, મોહ, મદમાં ભેદી રહે છે કાય;
પંચેંદ્રિયથી પચ્યો રહે, નિત્ય વ્યાપક રહે તે માંય. ૫૦
પંચઇન્દ્રિ સુખ અર્થે ધરને, દુઃખ દેતા જેહ;
માયારૂપ સંસાર તરી, કેમ વૈકુંઠ પામે તેહ? ૫૧
વળી કામનાએ યજ્ઞ આચરે, કરી પશુનો અંત;
તે પાપ કર્મથી નર્કે પડે, જેણે નવ ઓળખ્યા ભગવંત. ૫૨
વળી જે નારાયણ ભક્તિની, અવગણના કરે પ્રાણી;
યમના દૂત તેના કેશ ગ્રહીને, લાવે યમપુર તાણી. ૫૩
નારાયણની ભક્તિ વિના તો, મનોરથ પૂર્ણ ન થાય;
તલ તજીને વેણુ પીલે, પાત્ર તે કેમ ભરાય. ૫૪
ગૃહસ્થાશ્રમ સંસારમાં, સ્ત્રી પુત્ર કુટુંબ પરિવાર,
સર્વમાયા સુખસંપૂર્ણ લઈ, પરિબ્રહ્મને સેવે સાર. ૫૫
સંસારનો પરિત્યાગ કરી, નિત્ય ધરે હરિનું ધ્યાન;
સાધુ જનની કરે સંગતિ, લેખે સર્વ સમાન;. ૫૬
યજ્ઞ માટે પશુને હણે, પરપીડા કરે જે જંત;
સોમપાનનું ગ્રહણ કરે, ધિક્ક એ પાપી જંન. ૫૭
દ્રવ્ય વિવેકે ધર્મ માર્ગમાં, ખર્ચે આણી સુહેત,
વળી પોતે શ્રીનારાયણને, ભજે ભાવ સમેત. ૫૮
વેદ શાસ્ત્ર પુરાણ જાણી, કરે નારાયણનું ભજન;
નિજ હૃદયમાં ઓળખે, શ્રીવિષ્ણુ મધુસૂદન. ૫૯
એ જ્ઞાન રાખી અંગમાં, ઓળખે શ્રીઅવિનાશ;
તેને સ્વર્ગ વેગળું નથી, સદા હરિ રહે છે પાસ. ૬૦
સ્વાર્થે અર્થે પરને પીડે, જે કો રહી સંસાર;
પરપીડા કરી દેહ પોષે, ધીક નર તે અવતાર. ૬૧
પોતાને હાથે મરે તે, આત્મઘાતી કહેવાય;
મહાપાપી તે સહી, તેની પડે નર્કે કાય. ૬૨
જે કો વેદ માર્ગે ન ચાલે, તે દુષ્ટાત્મા પાપી જન;
જે અન્ય કર્મો આચરે, તે પાપી થાયે તત્ક્ષણ. ૬૩
બીજા મનોરથ સર્વ વણસે, સાંભળ પરીક્ષિતરાય;
ઘર ધર્મ વૈભવ સર્વ મેલી, નર્ક મધ્યે જાય. ૬૪
આ અનિત્ય સંસારમાં, ચેતશે આવી જેહ;
સુખ પ્રાપ્તિ પૂર્ણ હશે તેને, તેમાં નહી સંદેહ. ૬૫
વળી નિમિરાય વાણી વદે, નમી યોગેશ્વરને ચર્ણ;

નિમ્યુવાચ–

એપરમેશ્વરના અવતારતે,ક્યારેઅવતર્યાઅશરણશર્ણ. ૬૬
શી શી વર્ણ અવતર્યા છે, તેનાં નામ કહો મહારાજ;
સ્વરૂપ વર્ણ કેવાં છે પ્રભુનાં, કૃપા કરી કહો મહારાજ. ૬૭
એવું પ્રશ્ન રાયનું સુણી, કરભાજન યોગેશ્વર જેહ;
જ્ઞાન નિમિરાજા પ્રત્યે, વિસ્તારી કહે તેહ. ૬૮

કરભાજન ઉવાચ–

યોગી કહે નૃપ સાંભળો, હરિ અવતાર વર્ણ ને રંગ;
એ પરમેશ્વર ત્રિગુણે કરી, અવતર્યા છે ઉમંગ. ૬૯
આકાશ વર્ણ અભિધાન ધરી, હરિ પૂજીએ પરબ્રહ્મ;
નાના પ્રકારે ઉપચાર પૂજા, કીજીએ સત્કર્મ. ૭૦

નિમ્યુવાચ–

નિમિરાય પછી પ્રશ્ન પુછે, કહો મુને ભગવાન;
ભક્તિ કરવી એમ કહો તો, કહો ભગવાનનું માન. ૭૧
કિયા કાળમાં, કિયા વર્ણના, કેવા તે આકારી;
કિયા નામથી કેઇ રીને, પુજાએ એ મુરારી. ૭૨
નિમીને કરભાજન કહે છે, વસુદેવને વીણાધારી,

કરભાજન ઉવાચ–

મુક્તા મત્સ હંસની શોભા, ધારી દેવ મોરારી. ૭૩
ચતુરભુજ અંબુજવત ઉપમા, જટાધારી મહારાજ;
વ્યાઘ્રુલી વસ્ત્ર ધર્યા હરિ અંગે, સેવક જન સુખકાજ. ૭૪
મૃગચર્મ ઉપવીત જપમાળા, ગ્રહી દંડ કમંડલુ નાથે;
શિખા સૂત્ર પુસ્તકની શોભા, બ્રહ્મદંડ લીધો હાથે. ૭૫
શ્વેતવસ્ત્રી શુક્લાંબર ધારી, પરમેશ્વર અવતાર;
ગૌ બ્રાહ્મણ સાધુજન રક્ષણ, કીધું વિશ્વાધાર. ૭૬
સાત્વિક વેદ માર્ગ શુભ, ધર્મ કેલા [illegible];
તપ કરી પરમેશ્વરને ભ[illegible] નિ[illegible] ૭૭

સંસાર દોષ મોહ માયા, મત્સર મન મધ્યેથી ટાળી;
ધ્યાન ધરી હૃદયે હરિ રાખે, કરમાં ગ્રહી જપમાળી. ૭૮
તે અવતારનું નામ હંસ તે, શમદમ ધર્મ આચરતાં;*
પ્રજા સર્વ શું પૂજે પરમેશ્વર, જન પરમ હર્ષ ધરતા. ૭૯
કથાપુરાણુ વૈકુંઠયોગેશ્વર, તીર્થ અચળ વિષે બેઠા તપે;
પરમાત્મા પ્રભુનું ધ્યાન ધરીને, નિગમે મંત્ર શુભ જપે. ૮૦
ત્રેતાયુગ મધ્યે પરમેશ્વર, રક્તવર્ણ છે રંગ;
રક્તાંબર શોભા ભૂષણુ, શ્રીહરિ ધરે નિજ અંગ ૮૧
યજ્ઞમૂર્તિ અવતાર પ્રભુનો, યજ્ઞ પુરુષ છે નામ;
ચાર હાથ અતિ ઉત્તમ ઉપમા, અરુણુ રંગઅભિરામ. ૮૨
શિખા સૂત્ર માળા ને મેખળા, ત્રણુ ઉપવીત હાર;
સુવર્ણકાંતિ ઝળકે સુંદર, અંગ કરે ઝળકાર. ૮૩
જળ જ્યોતિ મેઘબુંદ વળી, આત્મા દેવ વરતાય;
શ્રુચી શ્રુવ તે યજ્ઞ મૂર્તિને, પ્રજા સર્વકો ધાય. ૮૪
અમર મુનિવર માનવ સર્વકો, યજ્ઞ કરે સતકર્મ;
તે સર્વ અર્પણુ કરે પ્રભૂને, સંતોષથી પરબ્રહ્મ. ૮૫
ધર્માર્થ લોક સૌ પરમેશ્વરનું, નામ જપે દીન રાત;
નિશ્ચળ ધર્મવિષે મન રહેતાં, પ્રભવે નહીં દુઃખમાત્ર. ૮૬
પ્રજા પરમેશ્વરનું નામ જપે, વિષ્ણુ યજ્ઞ અવતાર;
વિષ્ણુયજ્ઞ સર્વ ધર્મમય, સંસાર સૃષ્ટિ આકાર. ૮૭
દિવ્ય દેહી અલૌકિક મૂર્ત્તિ (તેને) મુનિવરઆદિ સર્વ,
માનવ દાનવ અક્ષપતિ સૌ, સેવે ગુણી ગાંધર્વ. ૮૮
દ્વાપરયુગ મધ્ય પરમેશ્વર, પીતવર્ણું આકાર;
ચતુર્ભુજ સદા સુખકારી, જીવન જગદાધાર. ૮૯
પીતાંબર આભૂષણુ પીળાં, પીતવર્ણું શણુગાર;
શંખ ચક્ર ગદા અને સારિંગ, પદ્મ પંક ઉર હાર. ૯૦
બાણુ ધનુષ સારિંગ ધરે કર, હૃદયે શ્રીવચ્છલાંછન;
કૌસ્તુભમણિ વનમાળ શોભા, એવું રૂપ દર્શન. ૯૧
મનુષ્ય દેહિ અવતારિ, મસ્તક મુકુટ પર્મ શોભાય;
શ્રવણે કુંડળ તુલસીદળની, માળા ધરી કંઠમાંય ૯૨
પદ્મનાભ પૂરણુ પુરુષોત્તમ, પરાક્રમનો નહીં પાર;
રજોગુણુ ઉપચારી પ્રજા કરે, વેદમાર્ગ નિરધાર. ૯૩
અકલ સ્વરૂપ અવિનાશી, અદ્દભુત અંગપીતસુવર્ણ,
અંતર્ધ્યાન ધરી હરિનું ભાવે, ભજે અશર્ણશર્ણ. ૯૪
વાસુદેવ સંકર્ષણુ પ્રદ્યુમન, અનિરુદ્ધ આદિ જેહ;
વેદ મારગે નિત્ય ભજે છે, ધ્યાન ધરી હરિનું તેહ ૯૫
ભાગવત વસુદેવજીને ભજતાં, વિશ્વેશ્વર ભગવાન;
વિશ્વાત્મા વિશ્વપાળ કહીયે, વિશ્વંભર વિશ્વનિધાન. ૯૬
એ સર્વને પરમેશ્વર રૂપે, ભાવે ભજે જે જન;
તેને માયા દોષ ન ભેદે, હરિ વસાવે સ્વર્ગ સદન. ૯૭
અવની ઉપર અઘ નિવારી, અનેક રાક્ષસ માર્યા,
વૈર ભાવ ધરીનો વઢતા, તે પણુ પ્રભુજીએ તાર્યા. ૯૮
અનેક ભક્તને ઉદ્ધાર આપી, સુખી સર્વ જન કરિયા;
પૃથ્વીપર પ્રગટ્યા પરમેશ્વર, ગુણુ સઘળે વિસ્તરિયા. ૯૯
ગરુડધ્વજ ગોપાળ શ્રીગોવિંદ, ભક્તને સદા કૃપાળ;
દુઃખ હરતા સુખ કરતા માધવ, દીનાનાથ દયાળ. ૧૦૦
બ્રહ્મા ઈન્દ્ર મુનિ માનવ સેવે, ત્રિભુવનના જે પ્રાણી;
સર્વ ભક્તની આશા પુરે, હરિ દયા દીલ આણી. ૧૦૧
કળિયુગ મધ્યે કૃષ્ણુવર્ણ છે, પરમેશ્વર અવતાર;
કૃષ્ણુ બુદ્ધ અવતાર કલંકી, વ્યાપક વિશ્વાધાર. ૧૦૨
સોળ કળા સંપૂર્ણ શોભે, કૃષ્ણુાંબરધર નાથ;
કૃષ્ણુ આયુધ કૃષ્ણુ ભૂષણુ, કૃષ્ણુવર્ણ જન સાથ. ૧૦૩
તે પરમેશ્વરનું ભજન કરતાં, કોટિ યજ્ઞ ફળ આપે;
ભવ બંધન જે દુસ્તર માયા, પાશ તેના સૌ કાપે. ૧૦૪
ત્રણુ ધ્યાને હરિ સ્તુતિ કરીને, સેવો વિશ્વાધાર;
નિગમ મંત્ર નારાયણુ નામે, ઉતરશો ભવપાર. ૧૦૫
કીર્તન ભજન ગોવિંદનું, સ્તવન કરે ધરી ભાવ;
તે જન તરશે ભવનિધિ, હરિ નામ કેરે નાવ. ૧૦૬
જેવા યુગ તેવા પ્રભુજીએ, ધરીઆ છે અવતાર;
સ્વરૂપ વર્ણ આભુષણુ આયુધ, રંગ શોભા સાર. ૧૦૭
જે જે અવતારે યશ વિસ્તાર્યો, પૃથક પૃથક મહારાજ;
જેવા અવતાર તેવા પ્રભુના, સેવક જન સુખકાજ. ૧૦૮
વળી તેના લોક પ્રભુને, ઈચ્છે શુભ કલ્યાણુ;
મનવાંછિત ફળ આપે નિશ્ચે, સ્વામિ સારિંગપાણુ. ૧૦૯
કળિયુગમાં ફળ સદ્ય થાયે, કૃપા કરે ભગવાન;
દૃઢ ધ્યાને સાધુજન સુખીયા, અમર મુનિવર માન. ૧૧૦
કળિયુગમાં નારાયણુ નામે, સકલ તીર્થ ફળ થાય;
મનુષ્ય દેહ ધરી ભજતાં, સ્વર્ગ સદન જીવ જાય. ૧૧૧
વિષ્ણુભક્તિથી સાધન પામીયે, છૂટીયે સંસાર,
મોહમાયા મત્સર મમતા, છૂટે પાપ નર નાર. ૧૧૨
કહેતાં ત્રેતાયુગના પ્રાણી, સૌ કરતાં મન વિચાર;
કળિયુગમાં અવતરીયે આપણુ, સફળ થાય અવતાર. ૧૧૩
કળિયુગમાંહિ વિષ્ણુ નામ, શ્રીનારાયણુનું લઈશું,
કીર્તન ભજન કરી હરિ ચરણે, સદા નિરંતર રહીશું. ૧૧૪
સૌને સુખ શ્રીનારાયણુ, સૌ વિષ્ણુ ભક્તનો સંગ;
શ્રીવિષ્ણુ ભક્ત તણા સમાગમથી, પવિત્ર થાયે અંગ. ૧૧૫
કળિયુગે જન્મ થયાથી, પ્રભુનું વિશેષ નામ લેવાય,
દ્રાવિડદેશે અક્ષયમાળા, નદી સ્નાને કાયા શુદ્ધ થાય. ૧૧૬
યમુના, રેવા, કાવેરી, પયસ્વિની શુભ જેહ,
તાપી, ત્રિવેણી, સરસ્વતી નહાતાં, પવિત્ર થાયે દે[illegible]
બીજાં મોટાં તીર્થ છે કહેતાં, ન આવે [illegible]
તે સેવતાં સૌ દુઃખ જાય, કરુણા કરે [illegible]

* એ શિવાયના બીજા અવતારમાં નામો આ પ્રમાણે છે –(હંસ) યજ્ઞ, વૈકુંઠ, ધર્મ, યોગેશ્વર, મનુ, ઈશ્વર, પુરુષ, અવ્યક્ત અને પરમાત્મા.

શુભ કરતાં સાધન ધર્મરે, છુટશો સંસારનાં કર્મરે;
હોય તીર્થ શુભ સ્થળ જ્યાંહેરે, ચાલો આપણ જઇએ ત્યાંહેરે.
મનનો મૂકી સર્વ વિકારરે, કરીએ આત્મસાધન તેણે ઠારરે;
તો એ વિઘ્નનિવારણ થાયરે, એમ બોલ્યા શ્રીવૈકુંઠરાયરે.
ત્યારે વૃદ્ધ જે યાદવ જનરે, તે તો સર્વ વિચારે મનરે;
સાચું કહે છે દેવ મોરારીરે, એણે આપણી પીડા નીવારીરે.
છે પ્રભાસક્ષેત્ર પવિત્રરે, જેનો મહિમા દીર્ઘ ચરિત્રરે;
ચંદ્રમા પામ્યો તો શાપરે, હુતો અંગે અતી સંતાપરે.
ક્ષયરોગી પીડા વપુ એજરે, ત્યાં તપ કરતા પામ્યો તેજરે;
છુટ્યો શાપ થયું શુભ અંગરે, તે પ્રભાસ તીર્થને પ્રસંગરે
વપુકાંતિ કળા શુભ વાધીરે, દેહી પૂર્વના સરખી લાધીરે;
કળા સોળ પૂર્ણ નિરધારરે, પામ્યા ચંદ્રમા તેણે ઠારરે.
માટે આપણ જઈએ ત્યાંહેરે, શુભ ક્ષેત્ર પ્રભાસ છે જ્યાંહેરે;
સંત સાધુ બ્રાહ્મણ દેવરે, કરીયે તૃપ્ત કરી રુડી સેવરે.
જઈ કરીયે વ્રતપુણ્યદાનરે, જપ હોમ કરી ધરીયે ધ્યાનરે;
નાના વિધનાં કરી પકવ અન્નરે, સંતોષીએ સાધુ જનરે.
બ્રહ્મભોજન આવારી દાનરે, જઈ ભજીએ શ્રીભગવાનરે;
ધર્મ માર્ગથી કુશળતા હોયરે, એમ વિચારે યદુ સૌ કોયરે.
આપણ મૂકી દ્વારિકા ગામરે, જાવું પ્રભાસ છે જેહ ઠામરે;
એમ શ્રીકૃષ્ણ પ્રેરક થાયરે, યદુમાત્ર પ્રભાસે જાયરે.
રથ જોતરી હયવાહનરે, સજ થાયે જાદવ જનરે;
સૌ કુટુંબ અને પરિવારરે, ચાલે સર્વ પ્રભાસે હારરે.
શ્રીશુક ઉવાચઃ—
તે સૌ ઉદ્ધવે જાણી વાતરે, આતો મંડાયો ઉત્પાતરે;
મુખે મૂકે છે નિશ્વાસરે, આવ્યો ઉદ્ધવ હરિને પાસરે.
પ્રભુને કીધો દંડપ્રણામરે, ઘણું રીઝ્યા સુંદર શ્યામરે;
તવ એકાંત બેઠા જગતાતરે, પુછે ઉદ્ધવ હરીને વાતરે.
શ્રીઉદ્ધવોવાચઃ—
ઉદ્ધવે સ્તુતિ કીધી અપારરે, તું વ્યાપક વિશ્વાધારરે;
હે દેવના દેવ હે ઈશ્વરરે, હે યોગના સ્વામિ પરમેશ્વરરે.
હે શ્રવણ કીર્તને કરતા પવિત્રરે, હે સાધુજનના મિત્રરે;
તમો કરશો હવે કુળ સંહારરે, તો શીદ્યે મુજને તારરે.
છો સમર્થ પણ રાખ્યું બ્રહ્મતેજરે, નવ મટાડ્યો શ્રાપ તેહેજરે;
હું છું તમારે શરણે હે નાથરે, મને તેડો તમારી સાથરે.
અર્ધક્ષણ નવ મૂકું ચરણ કમળરે, સ્વધામ તેડો કરી નિર્મળરે;
હે કૃષ્ણ હે પૂર્ણકામીરે, હે મંગળરૂપ બહુ નામીરે.
મહા સ્વાદિષ્ટ તુજ ચરિત્ર માનરે, નવ તૃપ્ત થાય મુજ કાનરે;
મને માયાનો નથી ભયરે, પણ તમારો વિરહ દુઃખભયરે.
તરીશ માયાને તારી શક્તિએરે, જીતીશ માયાને તુજ ભક્તિએરે;
પણ વિરહ મને બહુ પાડરે, તેથી શીદ્યે મુને સાથે તેડરે
સર્વ ભતમાં તારો વાસરે, ભક્ત જનની તું પૂરે આશરે;
હરિ હું છઉં તારો દાસરે, મુને કરુણા કરો શ્રીઅવિનાશરે.
હું રહેતો સદા તમ પાસરે, રખે રાખો મુજને નિરાશરે;
સાથે વસ્ત્ર પહેરતા સારરે, સંગે રમતા કરતાં આપણ આહારરે.
મુખવાસ રુડાં અન્ન પાનરે, સંગે ક્રીડા કરતા ભગવાનરે;
ચંદન, માળા ને નીરમાલ્યરે, તે હું ગ્રહણ કરતો હે દયાળરે.
તે માટે મુજને સાથે તેડોરે, રખે મુજને હરિ વછોડોરે;
આપણ બેઉ મિત્ર સંગાથીરે, મુજ મંછા હરિચરણે સમાતીરે.
મેં તમ માયા મૂકી કેમ જાયરે, એમ કહી ઉદ્ધવ નમીયા પાયરે;
ઉદ્ધવ પૂછે હરિને જ્ઞાનરે, કૃપા કરી કહો ભગવાનરે.
જે જન સાંભળે એક કથાયરે, તેનાં પાતિક સઘળાં પ્રલય થાયરે,
સાધુ જનની પોહોંચે આશરે, હરિ આપે અવિચળ વાસરે.
જેહ ગોવિંદના ગુણ ગાશેરે, તેહ સંસારથકી મુકાશેરે;
કથા શ્રવણ કરે નરનારરે, તેને કૃપા કરે શ્રીમોરારરે.
વેદ કલ્પવૃક્ષ છે સારરે, તેની શાખાનો નહીં પારરે;
તેનાં ફળ અઢાર પુરાણરે, સૌથી ભાગવત શ્રેષ્ઠ તું જાણરે.
શુક વાણી અમૃત ફળ માનરે, પ્રેમે પીયે પરીક્ષિત રાજાનરે;
એ ભાગવત હરિ રસ સારરે, જન પીયે તે ધન્ય અવતારરે.
ફરી નહીં આવે તે ગર્ભવાસરે, તેને કૃપા કરે અવિનાશરે;
કથા એકાદશની નીરધારરે, થયા અધ્યાય પૂર્ણ ષટ સારરે.

વલણ

ષટ્ અધ્યાય હવા પૂરણ, કૃપા શ્રીહરિયે કરી;
કરજોડી વિપ્ર વલ્લભ ભણે, સાહ્યે સદા રહો શ્રીહરી.

ઇતિ શ્રીમદ્ભાગવતે એકાદશસ્કંધે ષષ્ઠોઽધ્યાયઃ ॥ ૬ ॥

---

## અધ્યાય ૭ મો*

### કડવું ૭ મું–રાગ મેવાડો

શ્રીશુકદેવ વદે છે વાણી, સાંભળ પરીક્ષિત રાયજી;
શ્રીકૃષ્ણ ઉદ્ધવને કહે છે, જ્ઞાન માર્ગ કથાયજી. ૧
શ્રીકૃષ્ણ કહે સાંભળ ઉદ્ધવ તું, મારો ભક્ત કહેવાયજી;
તે માટે હું તુજને કહું છું, સાંભળ જ્ઞાન મહિમાયજી. ૨
બ્રહ્માદિક અહિં આવીયા હુતા, રુદ્ર ઈંદ્રાદિક દેવજી;
અમર સર્વ તેડવા મુને, આવ્યા હુતા તતખેવજી. ૩
તે માટે હવે વૈકુંઠ જાવું, નીશ્ચે ને નીરધારજી;
સત્ય માનજે તું ઉદ્ધવ, એમ બોલ્યા વિશ્વાધારજી. ૪
જે કામે મેં પૃથ્વી ઉપર, લીધો હતો અવતારજી;
તે કારજ કીધાં સચરાચર, ઉતાર્યો ભૂભારજી. ૫
યાદવ કુળ પ્રભાસે જઈને, નાશ પામશે સર્વજી;
માંહો માંહે સંગ્રામે મરશે, મૂકી આશા સર્વજી. ૬
આજથકી સાતમે દિવસે, ઉલટશે સમુદ્ર પાણીજી;
દ્વારિકા સઘળી જળમાં જાશે, તું સત્ય માનજે વાણીજી. ૭

---

* આ સાતમા અધ્યાયમાં ઉદ્ધવજીને આત્મજ્ઞાન સિદ્ધ કરવા સારુ અવધૂતના ઇતિહાસમાં કહેલા ગુરુઓમાં ભગવાન આઠ ગુરુઓનું વર્ણન કરે છે તે કથાપ્રસંગ છે.



શ્રીકૃષ્ણ ઉદ્ધવને ઉપદેશ આપે છે

"ગુજરાતી" પ્રેસ, કોટ, મુંબઈ-૧

શુભ કરતાં સાધન ધર્મરે, છુટશો સંસારનાં કર્મરે;
હોય તીર્થ શુભ સ્થળ જ્યાંહિરે, ચાલો આપણ જઇએ ત્યાંહિરે.
મનનો મૂકી સર્વ વિકારરે, કરીએ આત્મસાધન તેણે ઠારરે;
તો એ વિઘ્નનિવારણ થાયરે, એમ બોલ્યા શ્રીવૈકુંઠરાયરે.
ત્યારે વૃદ્ધ જે યાદવ જનરે, તે તો સર્વ વિચારે મનરે;
સાચું કહે છે દેવ મોરારીરે, એણે આપણી પીડા નીવારીરે.
છે પ્રભાસક્ષેત્ર પવિત્રરે, જેનો મહિમા દીર્ઘ ચરિત્રરે;
ચંદ્રમા પામ્યો તો શાપરે, હુતો અંગે અતી સંતાપરે.
ક્ષયરોગી પીડા વપુ એજરે, ત્યાં તપ કરતા પામ્યો તેજરે;
છુટ્યો શાપ થયું શુભ અંગરે, તે પ્રભાસ તીર્થને પ્રસંગરે.
વપુકાંતિ કળા શુભ વાધીરે, દેહી પૂર્વના સરખી લાધીરે;
કળા સોળ પૂર્ણ નિરધારરે, પામ્યા ચંદ્રમા તેણે ઠારરે.
માટે આપણ જઈએ ત્યાંહિરે, શુભ ક્ષેત્ર પ્રભાસ છે જ્યાંહિરે;
સંત સાધુ બ્રાહ્મણ દેવરે, કરીયે તૃપ્ત કરી રુડી સેવરે.
જઈ કરીયે વ્રતપુણ્યદાનરે, જપ હોમ કરી ધરીયે ધ્યાનરે;
નાના વિધનાં કરી પકવ અન્નરે, સંતોષીએ સાધુ જનરે.
બ્રહ્મભોજન આવારી દાનરે, જઈ ભજીએ શ્રીભગવાનરે;
ધર્મ માર્ગથી કુશળતા હોયરે, એમ વિચારે યદુ સૌ કોયરે.
આપણ મૂકી દ્વારિકા ગામરે, જવું પ્રભાસ છે જેહ ઠામરે;
એમ શ્રીકૃષ્ણ પ્રેરક થાયરે, યદુમાત્ર પ્રભાસે જાયરે.
રથ જોતરી હયવાહનરે, સજ થાયે જાદવ જનરે;
સૌ કુટુંબ અને પરિવારરે, ચાલે સર્વ પ્રભાસે હારરે.

શ્રીશુક ઉવાચઃ—

તે સૌ ઉદ્ધવે જાણી વાતરે, આતો મંડાયો ઉત્પાતરે;
મુખે મૂકે છે નિશ્વાસરે, આવ્યો ઉદ્ધવ હરિને પાસરે.
પ્રભુને કીધો દંડપ્રણામરે, ઘણું રીઝ્યા સુંદર શ્યામરે;
તવ એકાંત બેઠા જગતાતરે, પુછે ઉદ્ધવ હરીને વાતરે.

શ્રીઉદ્ધવોવાચઃ—

ઉદ્ધવે સ્તુતિ કીધી અપારરે, તું વ્યાપક વિશ્વાધારરે;
હે દેવના દેવ હે ઈશ્વરરે, હે યોગના સ્વામિ પરમેશ્વરરે.
હે શ્રવણ કીર્તને કરતા પવિત્રરે, હે સાધુજનના મિત્રરે;
તમો કરશો હવે કુળ સંહારરે, તો શીઘ્ર મુજને તારરે.
છો સમર્થ પણ રાખ્યું બ્રહ્મતેજરે, નવ મટાડ્યો શ્રાપ તેહેજરે;
હું છું તમારે શરણે હે નાથરે, મને તેડો તમારી સાથરે.
અર્ધક્ષણ નવ મૂકું ચરણ કમળરે, સ્વધામ તેડો કરી નિર્મળરે;
હે કૃષ્ણ હે પૂર્ણકામીરે, હે મંગળરૂપ બહુ નામીરે.
મહા સ્વાદિષ્ટ તુજ ચરિત્ર માનરે, નવ તૃપ્ત થાય મુજ કાનરે;
મને માયાનો નથી ભયરે, પણ તમારો વિરહ દુઃખમયરે.
તરીશ માયાને તારી શક્તિએરે, જીતીશ માયાને તુજ ભક્તિએરે;
પણ વિરહ મને બહુ પાડેરે, તેથી શીઘ્ર મુને સાથે તેડેરે
સર્વ ભતમાં તારો વાસરે, ભક્ત જનની તું પૂરે આશરે;
હરિ હું છઉં તારો દાસરે, મુને કરુણા કરો શ્રીઅવિનાશરે.
હું રહેતો સદા તમ પાસરે, રખે રાખો મુજને નિરાશરે;
સાથે વસ્ત્ર પહેરતા સારરે, સંગે રમતા કરતાં આપણ આહારરે.
મુખવાસ રુડાં અન્ન પાનરે, સંગે ક્રીડા કરતા ભગવાનરે;
ચંદન, માળા ને નીરમાલ્યરે, તે હું ગ્રહણ કરતો હે દયાળરે.
તે માટે મુજને સાથે તેડોરે, રખે મુજને હરિ વછોડોરે;
આપણ બેઉ મિત્ર સંગાથીરે, મુજ મંછા હરિચરણે સમાતીરે.
મેં તમ માયા મૂકી કેમ જાયરે, એમ કહી ઉદ્ધવ નમીયા પાયરે;
ઉદ્ધવ પૂછે હરિને જ્ઞાનરે, કૃપા કરી કહો ભગવાનરે.
જે જન સાંભળે એક કથાયરે,તેનાં પાતિક સઘળાં પ્રલય થાયરે,
સાધુ જનની પોહોંચે આશરે, હરિ આપે અવિચળ વાસરે.
જેહ ગોવિંદના ગુણ ગાશેરે, તેહ સંસારથકી મુકાશેરે;
કથા શ્રવણ કરે નરનારરે, તેને કૃપા કરે શ્રીમોરારરે.
વેદ કલ્પવૃક્ષ છે સારરે, તેની શાખાનો નહીં પારરે;
તેનાં ફળ અઢાર પુરાણરે, સૌથી ભાગવત શ્રેષ્ઠ તું જાણરે.
શુક વાણી અમૃત ફળ માનરે, પ્રેમે પીયે પરીક્ષિત રાજાનરે;
એ ભાગવત હરિ રસ સારરે, જન પીયે તે ધન્ય અવતારરે.
ફરી નહીં આવે તે ગર્ભવાસરે, તેને કૃપા કરે અવિનાશરે;
કથા એકાદશની નીરધારરે, થયા અધ્યાય પૂર્ણ ષટ્ સારરે.

વલણ

ષટ્ અધ્યાય હુવા પૂરણ, કૃપા શ્રીહરિયે કરી;
કરજોડી વિપ્ર વલ્લભ ભણે, સાહ્યે સદા રહો શ્રીહરી.

ઇતિ શ્રીમદ્ભાગવતે એકાદશસ્કંધે ષષ્ઠોઽધ્યાયઃ ॥ ૬ ॥

## અધ્યાય ૭ મો*

કડવું ૭ મું—રાગ મેવાડા

શ્રીશુકદેવ વદે છે વાણી, સાંભળ પરીક્ષિત રાયજી;
શ્રીકૃષ્ણ ઉદ્ધવને કહે છે, જ્ઞાન માર્ગ કથાયજી. ૧
શ્રીકૃષ્ણ કહે સાંભળ ઉદ્ધવ તું, મારો ભક્ત કહેવાયજી;
તે માટે હું તુજને કહું છું, સાંભળ જ્ઞાન મહિમાયજી. ૨
બ્રહ્માદિક અહિં આવીયા હુતા, રુદ્ર ઈંદ્રાદિક દેવજી;
અમર સર્વ તેડવા મુને, આવ્યા હુતા તતખેવજી. ૩
તે માટે હવે વૈકુંઠ જાવું, નીશ્ચે ને નીરધારજી;
સત્ય માનજે તું ઉદ્ધવ, એમ બોલ્યા વિશ્વાધારજી. ૪
જે કામે મેં પૃથ્વી ઉપર, લીધો હતો અવતારજી;
તે કારજ કીધાં સચરાચર, ઉતાર્યો ભૂભારજી. ૫
યાદવ કુળ પ્રભાસે જઇને, નાશ પામશે સર્વજી,
માંહો માંહિ સંગ્રામે મરશે, મૂકી આશા સર્વજી. ૬
આજથકી સાતમે દિવસે, ઉલટશે સમુદ્ર પાણીજી;
દ્વારિકા સઘળી જળમાં જાશે, તું સત્ય માનજે વાણીજી. ૭

* આ સાતમા અધ્યાયમાં ઉદ્ધવજીને આત્મજ્ઞાન સિદ્ધ કરવા સારું અવધૂતના ઇતિહાસમાં કહેલા ગુરુઓમાં ભગવાન આઠ ગુરુઓનું વર્ણન કરે છે તે કથાપ્રસંગ છે.



શ્રીકૃષ્ણ ઉદ્ધવને ઉપદેશ આપે છે

"ગુજરાતી' પ્રેસ, ફોર્ટ, મુંબઈ

હવે પૂર્વે સ્થાનક જાવાની, ઇચ્છા મારે છે પૂર્ણજી;
સ્વર્ગ સદન જાવું કહે માધવ, પોતે અશરણશર્ણજી. ૮
ત્યારે લોકનાં મંગળ જાશે, કળિયુગ આવશે જ્યારેજી;
વર્ણાવર્ણ સૌ ભ્રષ્ટ જ થાશે, અધર્મ આચરશે જ્યારેજી. ૯
તે માટે ઉદ્ધવ રખે તું, નિવાસ કરે આ ઠામજી;
હવે રહેવાને અધિકાર નથી, એમ બોલે શ્રીભગવાનજી. ૧૦
તમો મુજમાં મન આરોપી, પૃથ્વી અટણ કરજો ભ્રાતજી;
પ્રદક્ષિણા તીર્થ કરજો, મુજને સંભારજો દિનરાતજી. ૧૧
મન વાણી ચક્ષુ શ્રવણથી, દેખાયે આ જગતજી;
એ જગત માયાવી ક્ષણભંગુર, જાણજે ઉદ્ધવ ભક્તજી. ૧૨
સમદૃષ્ટિ સદાકાળ રાખવી, નવ રાખવો કંઈ ભેદજી;
જ્ઞાની જન થાજે તું પેહેલાં, અજ્ઞાનિ દુઃખ વેદજી. ૧૩
સર્વે ઇંદ્રિ વશ રાખીને, સ્વયં બ્રહ્મને જાણોજી;
તમો પોતે પરબ્રહ્મ ઈશ્વર છો, એમ મનમાં પરમાણોજી. ૧૪
તમે બ્રહ્મ થયા પછી, કર્મનો કરજો ત્યાગજી;
વેદ કર્મનો ત્યાગ કરેથી, (સર્વ) દેવાત્માનો પામો લાગજી. ૧૫
આત્માને નવ પિછાણો ત્યાં લગ, વર્ણાશ્રમ ખટ કર્મજી—
કરવા કહે છે સર્વે વેદો, પણ ફળનો જાણવો મર્મજી. ૧૬
યથેચ્છ આચરણ કરવાની, નથી આજ્ઞા મારીજી;
નિષિદ્ધ વસ્તુ નવ આચરવી, એ આજ્ઞા હૃદે ધારીજી. ૧૭
જેની મતિ મારે વિષે આવે, ત્યારે ભવ દુઃખ દૂષણ જાયજી;
ભવના દોષ નિવર્તે તેના, મનોરથ પૂરણ થાયજી. ૧૮
વળી મારે વિષે વૃત્તિ થઈ, તત્ર વૃદ્ધી ન પામે ગુણકર્મજી;
જે કરે તે બાળક ચેષ્ટાએ, ગુણ કર્મ મારગ ધર્મજી. ૧૯
વિશ્વ વિષે મુજને દેખે, તે પદ પામે અતિ સારજી;
માટે સર્વત્ર મુને લેખવે, સદન ત્રિભુવન મોઝારજી. ૨૦
સ્થાવર જંગમ સઘળે હું વ્યાપક, જળસ્થળ મારો વાસજી;
એમ જ્ઞાન કહી આજ્ઞા આપે, ઉદ્ધવને અવિનાશજી. ૨૧

**શ્રીશુક ઉવાચઃ–**

શ્રીનારાયણ સાંનિધ ઉદ્ધવ, કીધો દંડ પ્રણામજી;
ઘણી સ્તુતિ ઉચરતો ઉદ્ધવ, મુખે ગાતો હરિ ગુણ ગ્રામજી. ૨૨

**ઉદ્ધવ ઉવાચઃ–**

ત્યાગતણી તમો આજ્ઞા આપો, મૂકાય મુજથી કેમજી;
મંદમતિ ને મૂઢ જન હું તે, પહોચું એ પદને કેમજી. ૨૩
આત્મા આ સ્વયંપ્રકાશક, અને સત્ય મનાયોજી;
તેનું લક્ષણ કારણ સર્વે મુજને, સ્વામી સેહેજે ભણાવોજી. ૨૪
બ્રહ્માદિકના સર્વે પ્રાણી, તુજ માયામાં લપટાણાજી;
અસત્ય વસ્તુને સત્યજ માને, સત્યના કરે ગાનાજી. ૨૫
તમ વિણ સ્વામી કોને પુછે, સર્વે પાપી મૂઢજી;
તમો અવિનાશી સર્વજ્ઞ નિર્દોષ, જાણો સઘળી ગુહ્યજી. ૨૬
ઉદ્ધવ બોલ્યા સ્વામી સાંભળો, મુજને કહો કંઈ સાનજી;
વળી સંન્યાસ ત્યાગ લક્ષણ, કહો સઘળાં ભગવાનજી. ૨૭
વળી પૂર્વને વિષે સર્વથા, હોય તે કહો 'વિસ્તારજી,
તે ધર્મ કેમ આચરીયે સ્વામિ, જીવન જગદાધારજી. ૨૮
અમો મૂર્ખ છઉં સ્વામિ વળી, હું ને માહરુ જેહજી;
એવી મતિ મારી છે પ્રભુજી, તે નિવારો સંદેહજી. ૨૯
તમારી માયાને કરીએ આત્મા, દેહ રચ્યો છે સ્વામીજી;
વળી તે તમો કહો માયા, કેમ મૂકાય અંતર્યામીજી. ૩૦
પ્રભુજી તું વિશ્વ વ્યાપક છે, આત્મા રૂપ અવિનાશજી;
દેવમુનીમાં એવો કો નથી, તુજ સમાન કાંતિ પ્રકાશજી. ૩૧
સ્વર્ગ મૃત્યુ પાતાળમાં તુજ વિણ, સૌ આંખા જનજી;
જે માયા મોહ નિવારણ કરી, કહે આત્મજ્ઞાન સાધનજી. ૩૨
તમ માયાથી મોહ્યા ઇંદ્રાદિક, બ્રહ્મા પાર ન જાણેજી;
નારદ શંકર સરસ્વતી, સર્વ યોગી તુજને વખાણેજી. ૩૩
સ્વામી હું તમ શરણે આવ્યો, મુને કહો કંઈ નાથજી;
કરુણા આણી સેવક જાણી, મેલો મસ્તક હાથજી. ૩૪
તું ઈશ્વર છે અંતર્યામી, પૂર્ણ બ્રહ્મ મોરારજી;
વૈકુંઠનાથ વિશ્વંભર વહાલા, વિશ્વના પ્રાણ દાતારજી. ૩૫
તું પ્રાણ શ્રીપતિ જગપતિ, અવિનાશિ અશર્ણશર્ણજી;
ભવ દુઃખ ભંજન દુરીજન ગંજન, દયાળ દીન ઉદ્ધર્ણજી. ૩૬
જય પરિબ્રહ્મ હે પર્મ દયાનિધ, સૌ સુખદાતા સ્વામીજી;
જય દેવેશ યોગેશ્વર ઈશ્વર, વિશ્વંભર અંતર્યામીજી. ૩૭
તુંજ આદી અંત્ય કોઈ ન જાણે, બ્રહ્મા ન પામે પારજી,
દુઃખ હરણ સુખ કરણ માધવ, અવિચળ પદ દાતારજી. ૩૮
બ્રહ્મા ઇંદ્ર અમર મુનિ માનવ, સ્વપ્ને ન દર્શન પામેજી;
તેહ પ્રેમ લક્ષણા ભક્તિ કરતાં, ભવસાગર દુઃખ વામેજી. ૩૯
તું આદિ અનાદિ અખંડ ઈશ્વર, પૂર્ણ બ્રહ્મ અવિનાશીજી;
વિશ્વંભર તું વિશ્વકર્તા, પૂરણ કાંતિ પ્રકાશીજી. ૪૦
તમ શરણે હું આવ્યો છઉં, હરિ મુજને કહો કંઈ જ્ઞાનજી;
ઉદ્ધવ કર જોડી સ્તુતિ બોલે, ધન્ય લીલા ભગવાનજી. ૪૧
મન કામ ક્રોધ માયા નહિ દેખે, લોભ વશ નહીં થાયજી;
સંસારથી વૈરાગ્ય પામવા, જ્ઞાન કહો યદુરાયજી. ૪૨
મનસા જપ તપ ધ્યાન દાન, સર્વ હરિને સમર્પણ કીજેજી;
શ્રીકેશવજીની કરુણા થકી, ભક્તિતણું ફળ લીજેજી. ૪૩
એવાં ઉદ્ધવજીનાં વચન સાંભળી, બોલ્યા જગદાધારજી;
શ્રીકૃષ્ણ ઉદ્ધવ પ્રત્યે કહે છે, જ્ઞાન પદારથ સારજી. ૪૪

**શ્રીભગવાન ઉવાચઃ—**

સાંભળ ઉદ્ધવ જે પ્રાણીને, અંતરગત નહીં પ્રીતજી;
તો ગુરુને કહે શું હોય તેને, પરમ આત્મની રીતજી. ૪૫
આત્મા બુદ્ધિ જ્ઞાન વિના, ગુરુ કરે કોટિ ઉપાયજી;
જ્ઞાન પદાર્થ ગુરુથી પામે તે, રાખવું હૃદયાયજી. ૪૬
આત્માએ આત્મા પ્રબોધે, આત્મા ગુરુને પામેજી;
અંતર્યામી સર્વત્ર દેખાતાં, ભવની ભીતિ વામેજી. ૪૭
આત્મ જ્ઞાન ભાસે મન બુદ્ધિએ, અંતર્યામી જાણેજી;
જ્ઞાન પ્રકાશે અવિનાશીને, દર્શતાં પ્રભુ દયા આણે૦

પ્રત્યક્ષ એનો પ્રેરનાર તે, ચૈતન્ય ભાગ કહેવાયજી;
ચૈતન્ય ભાગ તે અંતર્યામી, રાખે રૂપ હૃદયાયજી. ૪૯
તે સાંખ્ય યોગ પ્રમાણે પ્રાણી, તે વિશ્વમાં મુને જાણેજી;
મનુષ્ય જન્મ પામીને માનવ, આશા તૃષ્ણા ન આણેજી. ૫૦
વિશ્વયોનિ ઘણી અવતરે, લક્ષ ચોર્યાશી અવતારજી;
માનવ દેહીયે મુજને પામે, બોલ્યા વિશ્વાધારજી. ૫૧
પંચેંદ્રિય પ્રસંગ કરી કરે, ભક્તિ ભાવે સ્તવનજી;
તપ જપ તીર્થ કરે વળી, જ્ઞાન દાન ધ્યાન સાધનજી. ૫૨
સંસારમાં માનવ દેહ ધરીને, જે ચેતે નહીં પ્રાણીજી;
મિથ્યા જન્મ ગયો તે જનનો, વિશ્વંભર બોલ્યા વાણીજી. ૫૩
માતાનું તેણે યૌવન હરિયું, ભોમિ ભાર ચડાવ્યોજી;
હાંડીમાળ જેમ રેંટને હોયે, તેમ ફેરા ફરવા આવ્યોજી. ૫૪
મનુષ્ય યોનિ ધરીને પ્રાણી, જ્ઞાને મુજને પામેજી;
માનવ અવતારે ભવભય ભાગે, એમ કહે સુંદર શ્યામજી. ૫૫
અવર યોનિથી પામે ન મુજને, તેપર સુણ આખ્યાનજી;
ઉદ્ધવ પ્રત્યે જ્ઞાન સાધન એમ, કહેતા શ્રીભગવાનજી. ૫૬
પૂર્વે રાય યદુની સાથે, અવધૂતે કીધો સંવાદજી;
યદુ અવધૂતનો સંવાદ છે તે, સાંભળ ઉદ્ધવ આદજી. ૫૭
યદુરાજાએ ઋષિ દત્તાત્રેય પ્રત્યે, પૂછ્યું તેણીવારજી;

યદુ ઉવાચઃ—

અરે અવધૂત તમે સર્વ સંગનો, કેમ કીધો પરિહારજી. ૫૮
સર્વ સંગ પરિત્યાગ કરીને, અવધૂત થયા મહારાજજી;
આ સંદેહાશ્ચર્ય છે મુજને, વિસ્તારી કહો આજજી. ૫૯
સદા તમે મનુષ્ય થકી, અળગા રહો મુનીજી;
નિપુણ બુદ્ધિ શાથી થઈ છે, વાત અદ્ભુત એ સુણીજી. ૬૦
બુદ્ધિવંત છતાં બાળક પેરે, હિંડો ઠેર ઠેર ફરતાજી;
મનુષ્ય પ્રાણીની આશા તૃષ્ણા, ફરો તેને મારતાજી. ૬૧
તમને નથી કો વાતની ઈચ્છા, નથી લોભ કે કામજી,
ગંગા જળમાં કરી* હોય તેમ, શાંત રહી ભજો રામજી. ૬૨
હે મહારાજ એ શાથી થયું, કેમ પામ્યા શાતાજી;
આપતણું ચરિત્ર કહો, કરો કર્મ કથાની ગાથાજી. ૬૩
પછી તે ઋષિએ યદુરાયને, જ્ઞાન કહ્યું તે ઠામજી;
તે કહું તુજને સાંભળ ઉદ્ધવ, બોલ્યા સુંદર શ્યામજી. ૬૪
સંસાર માંહેથી જીવ ઉદ્ધરે, તે કહું તુજને જ્ઞાનજી;
તે ઉપર અવધૂત જ્ઞાન સાધન, સાંભળ ઉદ્ધવ ધરિ માનજી. ૬૫
તે અવધૂત મહા યોગેશ્વર છે, ઉગ્ર જ્ઞાન ભંડારજી;
તેમને રાજાએ પૂછ્યું, ત્યારે બોલ્યા તેણી વારજી. ૬૬

ગુરુ દત્તાત્રેય ઉવાચઃ—

અવધૂત કહે સાંભળ રાજા, મજ બુદ્ધિના ગુરુ ચોવીશજી;
ચતુર્વિંશ થકી હું પામ્યો, જ્ઞાન–કૃપા જગદીશજી. ૬૭

* હાથી

તેહ જ્ઞાન સાંભળ તું રાજા, પ્રથમ ગુરુનાં નામજી;
[૧]પૃથ્વી [૨]વાયુ [૩]આકાશ [૪]અગ્નિ ને [૫]જળ, તેમને કરું પ્રણામજી. ૬૮
[૬]ચંદ્રમા [૭]સૂર્ય [૮]હોલો [૯]અજગર, [૧૦]સાગર [૧૧]પતંગીઓ પંખીજી;
[૧૨]મધમાખી [૧૩]હાથી ને [૧૪]પારધી, [૧૫]હરિણ ને સાતમો [૧૬]જખીજી.* ૬૯
[૧૭]પિંગળા [૧૮]વેશ્યા [૧૯]ટીટોડો બાળક, [૨૦]કન્યા ને [૨૧]બાણ ઘડતાજી.
[૨૨]સર્પ [૨૩]કરોળીયો ને [૨૪]વિંછી, એ ગુરુઓ ઉપદેશ દેતાજી. ૭૦
એટલાંના ગુણ લીધા મેં, ગુરુ કરુણાથી સારજી;
કેટલાએક ગુણ તજવા જેવા, તે મેં તજ્યા તેણીવારજી. ૭૧
ચોવીશ ગુરુમાં પ્રથમ પૃથ્વીનો, ગુણ સાંભળજે રાયજી;
પૃથ્વી† સરખી ક્ષમા આણવી, મનસા વાચા કાયજી. ૭૨
વાયુના‡ સરખો પ્રાણ દેહ મન, નિત્ય પવિત્ર રહેવુંજી;
સાત્વિક આહાર કરવો જેણે, જ્ઞાનહરિગુણ ગ્રહેવુંજી. ૭૩
જેણે જ્ઞાન પામિયે અવિનાશી, આહાર તેવો કરવોજી;
શુભમતિ વાયુની પેરે કરવી, મનમાયા મોહ ન ધરાવેજી. ૭૪
વિષય ભોગમાં પ્રીત ન કરવી, પવિત્ર રાખવું મનજી;
ત્રીજો ગુરુ મારો આકાશ§ છે, તે સાંભળ યદુરાજનજી. ૭૫
આકાશ પેરે સદા શૂન્યવત, દિનદિન પ્રત્યે રહીયેજી;
આત્મા સંગે રંગે રમતા, સ્વર્ગનું સુખ માની લઈએજી. ૭૬
ચોથો ગુરુ ઉદક‖ છે મારે, જેવું નિર્મળ નીરજી;
પોતે નિર્મળ રહી પ્રાણીનાં, કરે પવિત્ર શરીરજી. ૭૭

* માછલું † પૃથ્વીને પ્રાણીઓ દબાવે છે, તથાપિ તે યત્કિંચિત પણ ચલાયમાન થતી નથી. તેમજ દૈવાધીન ધીર પુરુષે પ્રાણી પીડે તોપણ ચલાયમાન થવું નહિ. પર્વત પૃથ્વીરૂપ છે, તે વૃક્ષ, ઘાસ ને નિર્મળ ઝરણાં ઉત્પન્ન કરીને પરોપકાર કરે છે એ ગુણ અવધૂતે ગ્રહણ કીધો. વૃક્ષ પૃથ્વીરૂપ છે. તે સદા પરાધીન રહે છે. તેને બીજા કાપીને લઈ જાય તોપણ તેને એ સ્વીકારે છે. તેમજ સાધુએ રહેવું અર્થાત્ અન્ય જન મારી નાખે, ઉપાડી જાય તોપણ નિસ્પૃહ રહેવું.

‡ વાયુ જેમ વનમાં હોય છે તો રાજી થતો નથી ને અગ્નિમાં હોય છે તો કચવાતો નથી તેમ ગુણ દોષરહિત યોગીએ શીતઉષ્ણને સમાન જાણવા. અનુકૂળ મળે રાજી ન થવું, પ્રતિકૂળ મળે નારાજ ન થવું. વળી વાયુ સુગંધમય કે દુર્ગંધમય જણાય છે, પણ તેને તેનો પણ લેપ નથી, તેમ જન્મ મરણનો હર્ષ શોક સાધુને ન હોય.

§ આકાશ એ સર્વમાં વ્યાપ્ત છે, તે છતાં તેને કોઇનો સગ રંગ કે કોઈ પદાર્થથી પરિચ્છેદ નથી. તેમ દેહમાં રહ્યા છતાં પણ યોગીએ બ્રહ્મ સ્વરૂપની ભાવનાથી પોતાના આત્માને સ્થાવર જંગમમાં અનુસ્યૂત-પણાથી વ્યાપ્ત અને તે પણ મણિમાં સૂત્ર છે તેમ નહિ, પણ સર્વ અંશમાં વ્યાપ્ત સમજી તે આત્માને કોઇ દેહાદિકનો સંગ કે કોઈ પદાર્થથી પરિચ્છેદ નથી તેમ માનવું, વળી આકાશને વાયુ કે મેઘ કે રજનો સ્પર્શ નથી, તેમ યોગીને પૃથ્વી જળ તેજનો સ્પર્શ સબંધ નથી એમ જાણવું

‖ જળ જેમ સ્વચ્છ સ્વભાવથીજ સ્નિગ્ધ, મધુર, પવિત્ર સ્થાન ને દર્શન, સ્પર્શ તથા કીર્તનથી પવિત્ર કરનાર છે તેમ યોગીએ સ્વચ્છ, સ્નિગ્ધ, મધુ ભાષણ કરનાર, તેમજ પવિત્ર થઇને મનુષ્ય પ્રાણીનાં દર્શન કીર્તન યોગ્ય થવું

ઉદક જેવું નિર્મળ તીરથ, પવિત્ર કરે સર્વ અંગજી;
નિર્મળતા મેં મનમાં ગૃહી છે, જળ ગુરુકેરે પ્રસંગજી. ૭૮
અગ્નિ* દેવતા ગુરુ પાંચમો, તેજ તણો નહીં પારજી;
સર્વ ભક્ષ કરવું તેની પેરે, સમાન સઘળો આહારજી. ૭૯
કશો સંગ્રહ નવ કરવો તેને, નાખે સર્વ અજાળીજી;
તે ગુરુ કરી સંસાર માયા, મેં મૂકી છે ટાળીજી. ૮૦
ગુરુ ચંદ્રમાની પેઠે જોને, કળા ચડે નિત્ય જેહજી;
ચડતી ઉતરતી કળા છે, ઇંદુને વ્યાપક સર્વે દેહજી. ૮૧
તે સુધાકરને કંઈ ન લાગે તેમ, સૌ સુખ દુઃખ સમાનજી;
તેમ શરીરે સુખ દુઃખ વ્યાપક, સમ ચિત્ત છે રાજાનજી. ૮૨
સુખ દુઃખ તો આ શરીર પરભવે, આત્માને નવ ભેદેજી;
જ્ઞાન ખડ્ગ આત્મા બુદ્ધિએ, સકળ અવિદ્યા છેદેજી. ૮૩
તેમ સકળ વસ્તુને દેખે, તેને નહીં અણુ અણુસારજી;
અનુભવે દેહદમન સાધન, એ આત્મજ્ઞાન વિચારજી. ૮૪
સૂર્ય મારો સાતમો ગુરુ, કીરણથી જળ સોપેજી;
વર્ષા ઋતુમાં પાછું દે તે, મનમાં કંઈ નહિ સોચેજી. ૮૫
તેમ યોગીએ લેતા દેતા, મનમાં નવ કચવાવુંજી;
આપે લીધે રહે સમાન, એવા સાધુ થાવુંજી. ૮૬
વળી સૂર્ય એકજ જાતે, પણ ભિન્નભિન્ન જળે રૂપજી,
તેમ જોગીએ એક હરિનાં, રૂપ દાખવવા અદ્‌ભુતજી. ૮૭
કપોત ગુરુ મેં કીધો આઠમો, તેનો ગુણ મેં લીધોજી;
દૃષ્ટાંત દીઠું કપોતનું, જોઈ સદ્‌ગુરુ મેં કીધોજી. ૮૮
કપોત ને એક કપોતની સ્ત્રી, રહેતાં વન મોઝારજી;
પ્રેમબંધનની માયા તેમને, પરસ્પર અપરમપારજી. ૮૯
વનમાં વાટમાં માળો ઘાલી, રહેતાં સ્ત્રી ભરતારજી;
તેને યુગ્મસંતાન હવાં છે, એક પુત્રી એક કુમારજી. ૯૦
તે બાળકનું પોષણ કરે છે, માત તાત દિનરાતજી;
નરનારી લાવે નિત્ય ચારો, અનેક ભક્ષની જાતજી. ૯૧
ભરણ પોષણ કરે અર્ભકનું, બેઉ વૃદ્ધિ પામતાં જાયજી;
માયા માતપિતાની સઘળી, સાંભળ યદુરાયજી. ૯૨
એક સમે વ્યાધ જન આવ્યો, તે વટમાળાની પાસજી;
જાળ નાંખી તેણે બચ્ચાંપર, તે પામ્યાં મન ત્રાસજી. ૯૩
તે બેઉ બાળકની સમીપે માતા, બંધઈ બેડી તે વારજી,
ચારો લઈ આવ્યો છે વનથી, કપોત તેનો જે નરજી. ૯૪
જાળપાસથી વ્યાધે બાંધ્યાં, જનુની સહીત બેઉ બાળજી;
આ અઘોર સંતાપ જોઈને, ખીન હવો તે તત્તકાળજી. ૯૫
અર્ભક બન્ને માત સંગાથે, કરતાં વિવિધ વિલાપજી;
તે દેખીને કપોતસ્વામી, પામ્યો મન સંતાપજી. ૯૬
આક્રંદ રુદન કરે દુઃખઆણી, અંગ પછાડે ઘણુંજી;
તોએ વ્યાધને દયા નહીં, જે જંતુ પમાડે મર્ણજી. ૯૭

**કપોત આક્રંદ કરે છેઃ—**

અરેરે હું થોડા ગુણવાળાનું, ઘર ભાંગ્યું આ સૂત્રજી;
મનોરથ મારા મિથ્યા થયા, રહ્યો નથી કોઈ મિત્રજી. ૯૮
પ્યારી નારી પ્રેમ ધરનારી, સુપુત સાથે સિધાવેજી;
સ્વર્ગે જાયે નવ મુઝાએ, દયા મારી નવ આવેજી. ૯૯
રંક દીન ને વળી રંડાયલો, જીવી ને શું હું કરુંજી;
મુજ સ્ત્રી પુત્ર સાથે આ વેળાએ, જઈને શીઘ્ર મરુંજી. ૧૦૦
મોહમાયામાં કપોત ભેદ્યો, જ્ઞાન રુદે નહીં આવ્યુંજી;
નિજ કુટુંબનો સ્નેહ ધરીને, જાળ માંહે ઝંપાવ્યુંજી. ૧૦૧
માયાના બંધનથકી એણે, કીધો ઝંપાપાતજી;
ગૃહસ્થાશ્રમ મોહ માયાથકી, દુખીયો થયો સાક્ષાતજી. ૧૦૨
ઘરની ભક્તિ પશુ પક્ષીને, અનર્થ કારણ રૂપજી;
મનુષ્યને તે દુઃખદ અતિ છે, સાચું જાણજે ભૂપજી. ૧૦૩
મુક્તિનો માર્ગ મળ્યા પછી, કપોત પેરે કરે આચરણજી;
મૂર્ખ મનુષ્યે એળે ગાળ્યું જીવતર, લીધું માથે મરણજી. ૧૦૪
તે કપોત જાળમાં બંધાયો, માયા ભેદી અંગજી;
એવું જાણીને સંત પુરુષે, તજ્યો સંસારીનો સંગજી. ૧૦૫

વલણ

સંસાર તજવો અનિત્ય જાણી, કથા એકાદશ વિસ્તરી;
કરજોડી વિપ્ર વલ્લભ કહે, શ્રોતાજન બોલો શ્રીહરી. ૧૦૬

ઇતિ શ્રીમદ્‌ભાગવતે એકાદશસ્કંધે સપ્તમોધ્યાયઃ ॥ ૭ ॥

---

## અધ્યાય ૮ મો*

### કડવું ૮ મું–રાગ દેશાખ–મલ્હાર

શ્રીશુકજીરે, પરિક્ષિત પ્રત્યે ઉચરે;
ધન્ય હરિજનરે, કૃષ્ણકથા શ્રવણે ધરે. ૧
તેણે અવધૂતેરે, રાજાને વનમાં કહ્યું;
જેણે ગુરુ ચોવીશનુંરે, જ્ઞાન પદાર્થજ ગ્રહ્યું. ૨
જેમ હોલોરે, પાશમાં બંધાઈ રહ્યો;
તેમ મનુષ્યજરે, લોક માયાથકી કહ્યો. ૩
મનુષ્ય અવતારરે, સ્ત્રી સુત સજન માયા ધરી;
તેતો કેમ પામેરે, ચરણારવીંદ શીઘ્ર હરી. ૪
હવે માનવરે, દાનવથી કપટી બહુ;
કપોતવતરે, વિશ્વમાયાયે ગ્રહ્યું સહુ. ૫
તેહ માટેરે, સંસાર સંગ કરવો નહીં;
રહેવું ઉદાસજરે, આકાશપેરે સહી. ૬

---

* અગ્નિ જેમ તેજસ્વી, પ્રતાપથી દીપ્ત થતો ક્ષોભરહિત, પેટ વિના અન્ય પાત્રને નહિ રાખનાર હોવાથી સર્વભક્ષી છતાં દોષરહિત છે. તેમ જ યોગીએ તેજસ્વી, તપથી દીપ્ત, મુંઝાવવાને અશક્ય ને પેટ વિના બીજા પાત્રને નહિ રાખનાર થવું જોઈએ વળી અગ્નિ કોઈક સ્થળે શુભ ને કોઈ સ્થળે અશુભ રહે છે ને વળી હવિ આપનારનાં પાપો બાળે છે તેમ યોગીએ શુભ અશુભ રહી અન્ન આપનારનાં પાપ બાળવાં

* આ આઠમા અધ્યાયમાં અજગરાદિક નવ ગુરુ પાસેથી દત્તાત્રેયે જે શિખામણ લીધી છે તેનો ક્રમારંભ છે.

સાંસારિક સંગથીરે, અર્થ કાંઈ નવ સરે;
ભજો પૂર્ણ કામનેરે, નારાયણ કરુણા કરે. ૭
એવું દેખીનેરે, કપોત ગુરુ કીધો અમો;
એક અજગરનોરે,* ગુણ માહરે મનગમ્યો. ૮
ગુરુ અજગરરે, સાંભળ રાજા તેહ કથા;
તે સંતોષી છેરે, એહાં ભક્ષ આવે યથા. ૯
જેટલું પામેરે, તેટલું તે ભક્ષ કરે;
કદા નવ મળેરે, તો ઇચ્છા મન નવ ધરે. ૧૦
દશમો ગુરુરે, ગ્રહી સમુદ્ર ગંભીરતા;
કો પાર ન પામેરે, સાગર ગુણ વિચારતા.† ૧૧
ચિત્ત રાખ્યુંરે, નારાયણ ચર્ણે સહી;
અવિનાશીરે, અકળરૂપ હરિને લહી. ૧૨
શ્રીહરિ ચર્ણનુંરે, સાધન હૃદયે રાખવું;
પ્રીતે કરીનેરે, ભક્તિનું સુખ ચાખવું. ૧૩
એકાદશમો ગુરુરે, પતંગપક્ષી જે કર્યો;
તેમાં દીઠોરે, ઉત્તમ ગુણ પૂરણ ભર્યો. ૧૪
જ્યારે પતંગજરે, દીપકજ્યોતિમાં પડ્યો;
ઝંપાપાતથીરે, એકે દેખ તેને નહીં અડ્યો. ૧૫
સ્ત્રીની માયારે, દેખીને પુરુષ પડે સહી;
વિષયે વાહ્યોરે, તેને ઠામ ત્રિભુવનમાં નહી. ૧૬
દેખી દીપકરે, પતંગ તેમાં બળે મરી;
નારી દેખીનેરે, પુરુષની બુદ્ધિ ચળી. ૧૭
પુરુષ પડે છેરે, અજ્ઞાને મોહ વશ થઈ;
નારી જોતાંરે, શુદ્ધ બુદ્ધ તેની સૌ ગઈ. ૧૮
એવું જાણીરે, સ્ત્રી પુત્રશું સ્નેહ કીજે નહીં;
સંસાર માંહેરે, એતે જ્ઞાન હૃદય ગ્રહી. ૧૯
વળી બારમોરે, ગુરુ મારે મધુકર થયો;
તે ગુણ મહિમારે, મેં નવ જાયે કહ્યો. ૨૦

* અજગરમાં આ પ્રમાણે ગુણ છે–ઉદ્યમ ન કરતાં પ્રારબ્ધ યોગથી પોતાની મેળે દુઃખ પ્રાપ્ત થાય છે, તેમ સ્વર્ગ, નરકને વિષે ઇંદ્રિયોના સંબંધને લીધે સુખ પણ પોતાની મેળેજ આવી મળે છે, માટે સુખનો ઉપાય કરવામાં સમજુ પુરુષે વૃથા આયુષ્ય ગુમાવવું નહિ. ખાવાનું પ્રાપ્ત ન થાય તો પણ ઉદ્યમ ન કરતાં નસીબ ઉપર ભરોસો રાખી, ખાધા વગર ઘણા દિવસ સુધી રહેતાં આત્મધારણરૂપ સ્વાર્થમાં લક્ષ્ય રાખવું, અને ઇન્દ્રિયો પરિપૂર્ણ હોય તોપણ તેઓનો કાંઈ વ્યાપાર કરવો નહિ.

† સમુદ્રમાં આ પ્રમાણે ગુણ છે–બહાર પ્રસન્ન, અંદર ગંભીર, અનંત પારરહિત, તલસ્પર્શ રહિત, ને ગભડાવી શકાય નહિ તેવો છે. તેમજ યોગિયોએ પણ બહારથી પ્રસન્ન, અંદરથી ગંભીર, તલ (માયા) સ્પર્શ કે અતિક્રમ કરવાને અશક્ય, સ્વસ્વરૂપના આવિર્ભાવને લીધે કાળ, અંત તથા દેશથી થતા પારથી રહિત અને રાગદ્વેષાદિક છોડી દઈ નિર્વિકાર રહેવું જોઇએ. વળી સમુદ્ર વર્ષા ઋતુમાં અનેક નદીઓ મળતાં પણ વધી જતો નથી, અને ગ્રીષ્મ ઋતુમાં તેકથી નદીઓ નહીં મળતાં પણ સુકાતો નથી, તેજ રીતે યોગીએ પણ નારાયણને પરાયણ રહી વૈભવાદિક મળતાં રાજી થવું નહિ, અને ન મળવાથી કચવાવું નહિ.

આહાર થોડોરે, લેયો મધુકરની ગતિ;
સર્વ પુષ્પનોરે, પ્રેમળ રસ લેયો અતિ. ૨૧
ગુરુદ્વાદશ* મધુકરરે, સુગંધ લઈ ઉદર ભરે;
તેમ સર્વ માયાનોરે, પરિરસ લેયો ખરે. ૨૨
વેદ માર્ગમાંરે, સમજી રસ જે ચાખશે;
ચિત્ત ચંચળરે, ચતુર્ભુજ ચરણે રાખશે. ૨૩
આવાગમનરે, સંસાર ગતિ તેની ટળે;
મન મગ્નેરે, માધવજી શીઘ્રે મળે. ૨૪
જેમ મધુ મક્ષિકારે, એકઠો રસ સઘળો કરે;
તેની માયામાંરે, પ્રાણ તજી પોતે મરે. ૨૫
ગુણ તેરમોરે, હસ્તિ ગુરુ છે માહરે;
વનમાં ગજરે, હસ્તિણીની સાથે ફરનારો. ૨૬
મોહમદ ભર્યોરે, હસ્તી આવે છે લાડમાં;
માયાઅજ્ઞાનેરે,મિથ્યાહાથણિજોઈપડેખાડમાં. ૨૭
હાથણી મદ્યાનીરે, માયા માતંગે ધરી;
તો બંધાયોરે, સાંકળ ચોપગે ફરી. ૨૮
ભાર ઉચલેરે, અંકુશ માર દારુણ સહે;
આપ કૃત્યથીરે, દુઃખ દાઝ કષ્ટ કોને કહે. ૨૯
તેમ સ્ત્રી સંગેરે, સંસાર મહા દુઃખકારી સહી;
તેહ તજવોરે, દૃષ્ટાંત હસ્તીનું લઈ. ૩૦
ગુરુ ચૌદમોરે, પારધી વન જોતો ફરે;
મધુના અર્થેરે, પાત્ર પોતે કરમાં ધરે. ૩૧
જેમ એકઠુંરે, કરેલું મધ વ્યાધને જડે;†
તેમ હરિ આપેરે, સાધુને દુઃખ નહીં પડે. ૩૨

* ભમરો જેમ ઘણા સુગંધના લોભથી એક જ કમળમાં વસવાને લીધે સૂર્યાસ્ત સમયે કમળ બીડાવાથી બંધાઇ રહે છે, તેમ યોગી પણ સારા પદાર્થ મળવાના લોભથી એકજ ઘરનો આશ્રય કરી રહે તો તેમાં બંધાઇ જાય છે, માટે ગૃહસ્થોને દુઃખ ન દેતાં, જેટલાથી દેહનો નિર્વાહ થઇ શકે તેટલાથી જ થોડું થોડું ખાવું જોઇએ પણ ભમરની પેઠે અતિ લોભમાં ન પડતાં ભ્રમર માફક નાના મોટા પુષ્પમાંથી સાર ગ્રહણ કરવો. મધમાખી જેમ મધનો સંગ્રહ કરતાં મરણ પામે છે, તેમ યોગી પણ સાંજને વાસ્તે કે આવતા દિવસને વાસ્તે અન્નાદિકનો સંગ્રહ કરે તો તેને પણ મરવું જ પડે, માટે યોગીએ જેટલું હાથમાં સમાય તેટલું લેવું, અને અન્ન ભરવાના ઠામ રૂપ પોતાનું પેટ જ રાખવું પણ બીજું કાંઈ રાખવું નહિ. સાંજને વાસ્તે કે આવતા દિવસને વાસ્તે અન્નાદિનો સંગ્રહ કરવો નહિ, નહિ તો મધમાખીની પેઠે, પોતાનો પણ વિનાશ કરે છે.

† પારધીનો ગુણ–મધમાખીએ સંભાળી રાખેલા ધનને પારધી હરી લે છે; તેમ જ લોભીઆઓએ ઘણું સંકટ વેઠીને સંચી રાખેલું ધન કે જે આપવાના કે ઉપભોગના કામમાં આવતું નથી, તેને બીજો બળવાન્ પુરુષ ભોગવે છે, તેની પાસેથી ત્રીજો, તેની પાસેથી ચોથો એમ જે અધિક બળવાન્ થાય તે ભોગવે છે. ઘર, કોતર આદિ સ્થાનમાં રહેલા મધને જેમ પારધી જાણે છે, ને હરી લે છે, તેમ લોભી માણસે ગુપ્ત સ્થળમાં રાખેલાં ધનને પણ બીજા લોકો જાણે છે અને હરી લે છે. માટે યોગીએ વસ્તુનો સંગ્રહ નહીં જ કરવો જોઇએ. વળી જેમ મધમાખીએ ઘણા કષ્ટથી મેળવેલા મધને વાપર્યું ન હોય તે પહેલાં પારધી હરી લે છે.

ગુરુ પંદરમો મારે, મૃગ કુરંગ નામે સહી;
વન હર્ણું ખરે, સાર બુદ્ધિ મનમાં ગ્રહી. ૩૩
મૃગ*—હર્ણજરે, ઘંટાનાદ શ્રવણે ધરી;
પ્રીતે મોહ્યોરે, વ્યાધ સામું મુખ ઉંચું કરી. ૩૪
નાદ મોહથીરે, મૃગ શરઘાતે સેહેજે મરે;
એ પર વ્યાધજરે, દયા મન નવ ધરે. ૩૫
તેમ સાધુજનેરે, ગીતનાદ સુણવા નહીં;
મન રાખવુંરે, નારાયણ ચર્ણે સહી. ૩૬
ગુરુ સોળમોરે, મીન—મત્સ્ય નામે કહ્યો;
મેં સાંભળ્યોરે, જેવો ગુણ તેવો ગ્રહ્યો. ૩૭
ગળે ગળી દોરીરે, માછીના હલાવતાં;
જંતુ જાણીરે, આવે મીન સૌ ધાવતાં. ૩૮
જંતુ જાણીરે, મત્સ્ય કાંટો મુખમાં ગળે;
પ્રાણ નીસરતાંરે, તે ત્યાં બહુ ટળવળે. ૩૯
જન મત્સ્યનીરે, વિધિયે જે આશા કરે;
સ્વાદે વાહ્યોરે, પ્રાણી વણ ખૂટે મરે. ૪૦
તેમ સંસારીરે, જીંહ્વા સાદ જે કરે;
તે તો નિશ્ચેરે, મન વેધી ગળપણે મરે. ૪૧
સુખ મનસારે, જીંહ્વાને સ્વાદે સહી;
જન સંસારીરે, બંધાયા સઘળા ગૃહી. ૪૨
તેહ માટેરે, સ્વાદ ન લેવા સુજનને;
હૃદયે રાખવારે, નારાયણ ધ્યાન મને. ૪૩
ગુરુ સત્તરમોરે, પિંગળા વેશ્યાને કરી;
સુણ ભૂપતિરે, તે વાત કહું વિસ્તારી. ૪૪
ધનવાનનીરે, એક સમે ગુણિકા વાટ જુએ;
આવન જાવનરે, કરતી મંદિરમાં જઈ સુએ. ૪૫
પંથ જોતાંરે, મધ્ય નિશા પૂરણ થઈ;
કોઈ પુરુષ નાવ્યોરે, વાટ જોઈ વ્યાકુળિ થઈ. ૪૬
કોઈનવ આવ્યુંરે, ત્યારે, વેશ્યા† વીમાસણકરે;
વિષય વિસારી રે, જ્ઞાન હૃદયમાં ધરે. ૪૭
વૈરાગ લાવીનેરે, હરિ ચર્ણે ચિત્ત આણતી;
આ સંસારનીરે, માયા મિથ્યા જાણતી. ૪૮

**પીંગલા વિલાપ કરે છેઃ—**

મેં આટલા દિનરે, અશુભ આચર્ણકીધાંઅહીં;
જે મેં ચિંતવ્યારે, અન્ય પુરુષ વિષય ગ્રહી. ૪૯
વૈભવ ધનરે, સુરપતિ સ્વર્ગ રાજ હશે;
અંતે તેનોરે, પાત—પતન નિશ્ચે થશે. ૫૦
અમરાવતીનારે, ભૂપતિઓ કાળે પડે;
વિષય મિથ્યારે, તત્વમાર્ગ કોને નવ જડે. ૫૧
તેહ માટેરે, શરીરનું કાંઈ છે નહીં;
આ અસ્થિરરે, અંતે પંચભૂત દેહી કહી. ૫૨
ધન સંપતિરે, અંતે કંઈ કામ આવે નહીં;
આસન વાહનરે, જેમનાં તેમ રહેશે અહિં. ૫૩
અંતે વૈભવરે, આત્માનો સાથી નથી;
એક આવેરે, અવસાને સાહે લક્ષ્મીપતિ. ૫૪
આજ વૈરાગ્યરે, ભલે આવ્યો મુજ અંગને;
જેથી મેલ્યોરે, વિષયના પ્રપંચને. ૫૫
જેથી હરિનુંરે, સ્મરણ થયું મમરુદે;
આ સંસારનીરે, રીત અનિત્ય વેશ્યા વદે. ૫૬
રૂપ હરિનુંરે, સંભારે મન પ્રેમદા;
મેં તો મિથ્યારે, જન્મ મારો ખોયો જદા. ૫૭

ગૃહસ્થ લોકો કે જેઓ ઘણાં ઘણાં સંકટ વેઠીને મેળવેલાં ધનથી સારિક સુખોને ઇચ્છે છે, તેઓએ રાંધેલાં અન્નને ખાધું ન હોય તે ત્યાંજ યોગી ખાઇ લે છે એટલે યોગીને ઉદ્યમ વિના પણ ભોગ થાય છે.

* હરિણ ગાયનથી મોહવશ થાય છે, તેમ સંન્યાસી, પણ ગાયન જો તો મોહવશ થાય, માટે ગાયન તજવું. મૃગલીના પુત્ર ઋષ્યશૃંગ વેશ્યાઓના વિષય સંબંધી નાચ વાજાં અને ગાયનને સેવવાથી જ એોને રમકડાની પેઠે વશ થઈ ગયા હતા.

† પિંગલા નામની વેશ્યા પાસેથી અદ્ભુત યોગી કહે છે કે હું રાપણું શિખ્યો છું. વિદેહ રાજાના નગરમાં તે વેશ્યાપણું કરતી એક દિવસે રાત્રિપર્યંત પુરુષની વાટ જોઈ, પણ કોઈ મળ્યો ત્યારે પોતાના ધંધાને ધિક્કાર્યો ને તેને નિર્વેદ ઉત્પન્ન થયો આ પ્રમાણે શોક કીધો હતો. "અહો ! ! વિવેકહીન એવી કે જેણે મનને જીત્યું નથી, તેના મોહનો વિસ્તાર જુઓ ! નીચ એવી હું તુચ્છ પુરુષ પાસેથી વિષય વાસનાની ઇચ્છા રાખું છું. આ અપરોક્ષ એવા ઇશ્વર કે જે હમેશાં પાસે રહેનાર ધન આપનાર અને આનંદ આપનાર છે, તેને છોડી દઈ, ઇચ્છાને પરિપૂર્ણ ન કરનાર અને દુઃખાદિને આપનાર તુચ્છ પુરુષને મૂર્ખાઇથી સેવું છું. પુરુષના શરીરરૂપી ઘરમાં વળા, વળી અને મોભરૂપે હાડકાં છે, તેમાં જે નવ ખાળ વહ્યા કરે છે, તે, વિષ્ટા અને મૂત્રથી ભરપૂર છે. ચામડી, રુવાટાં અને નખથી જડેલા છે, તેને હું વિના બીજી કોઇ સ્ત્રી "નાથ" સમજીને સેવે ? આ મહાજ્ઞાની વિદેહ રાજાના પુરમાં હું એક જ મૂઢ બુદ્ધિવાળી અને દુષ્ટ છું. કેમકે સ્વરૂપને આપનારા અવિનાશી ઇશ્વરને છોડી દઇ, અન્ય ભોગની ઇચ્છા રાખું છું. એક ઇશ્વર જ પ્રાણિઓના મિત્ર અને પરમપ્રિય આત્મારૂપે છે, માટે મારું મન આપવાને બદલે તેમને વેંચાતા લઇને હું હવે તેમની સાથેજ લક્ષ્મીની માફક રમણ કરીશ. વિષયો, વિષયોને આપનારા પુરુષો અને દેવતાઓ આદિ અંતવાળા અને કાળના કોળિયારૂપ છે, તેઓએ સ્ત્રીરૂપ એવી હું તેનું શું સારુ કર્યું ? કંઇ પણ કર્યું નથી; માટે આ લોક, પરલોકમાં ઇશ્વર સિવાય બીજો કોઇ સેવવા યોગ્ય નથી; પૂર્વના સારા સંયોગથી જ વિષ્ણુ ભગવાન્ મને પ્રસન્ન થયેલા જણાય છે, તેથી મને આ નીચ આશામાંથી સુખ આપનાર વૈરાગ્ય ઉત્પન્ન થયો. જો મારું ભાગ્ય મંદ હોત તો મને આ પ્રમાણે વૈરાગ્ય આપનાર કલેશ થાત જ નહિ, માટે પ્રભુએ આ વૈરાગ્ય આપવા રૂપી મજાપર જે ઉપકાર કર્યો છે, તેને માથે ચડાવી, લોકોને લાગુ પડતી દુષ્ટ આશાઓને છોડી દઇને હું તે ઇશ્વરનેજ શરણે જાઉં છું. જ્યારે આ જગતને સર્પથી કાળરૂપી અસ્ત્ર ગ્રસેલું જુએ અને તેથી સાવચેત થઇને આ લોક તથા પરલોકના ભોગથી વૈરાગ્ય પામે ત્યારેજ પોતે પોતાનું રક્ષણ કરવામાં સમર્થ થાય છે, માટે હું પણ કેવળ પ્રેમથી ભગવાનને ભજીશ."

મન જ્ઞાનેરે, ધ્યાન ધરી હરિને સ્તવે;
તે હવે શ્યામારે, ચિત્તમાં પ્રભુને ચિંતવે. ૫૮
ત્રીએ મેલીરે, વિષયમાયા સંસારની;
દૃઢ ભક્તિ કીધીરે, તે દિનથી મોરારની.* ૫૯
એવું દેખીરે, અવિનાશી આવ્યા સહી;
ઈશ કૃપાથીરે, વેશ્યા હરિ ચર્ણે વશી રહી. ૬૦
કર્મ ઉદ્ધારથીરે, તારી ગુણિકા નાયકા;
ભક્તિ ભાવેરે, માધવ મુક્તિ દાયકા. ૬૧
એવું જાણીરે, સંસારમાં જે ચેતશે;
કહે અવધૂતરે, તેને કૃપા શ્રીહરિની થશે. ૬૨
આ સંસારમાંરે, સારનામ શ્રીરામનું,
અન્ય પદાર્થજરે, નથી કાંઈયે કામનું. ૬૩
શુક ઉચરેરે, સુણ ભૂપ ભાગવત કથા;
સ્કંધએકાદશમોરે, સુણતાં જાયે ભવની વ્યથા. ૬૪

વલણ

હરી કથાયે વ્યથા ભાગે, અધ્યાય આઠ પુરા થયા;
કરજોડી વિપ્ર વહાલ કહે, હરિથી વિમુખ કો સુખી થયા? ૬૫

ઇતિ શ્રીમદ્ભાગવતે એકાદશસ્કંધે અષ્ટમોધ્યાયઃ ॥ ૮ ॥

## અધ્યાય ૯ મો†

### કડવું ૯ મું–રાગ ચોપાઈ–ચાલ દીર્ઘ

શ્રીશુકદેવ વદે છે વાણી, સાંભળ પરીક્ષિત રાય,
સુત પુરાણીક શૌનક ઋષિને, કહે છે જ્ઞાન કથાય. ૧
યદુરાય પ્રત્યે દત્તાત્રેય, નિજગુરુનું કહે છે આખ્યાન;
તે શ્રવણે પાન કરે છે સાધુ, કરુણા શ્રીભગવાન. ૨
અવધૂત યોગી આશ્રી રહ્યા છે, ગુરુ કીધા ચોવીશ;
જડ યોગી દત્તાત્રેય ધ્યાને, મન રીઝયા જગદીશ. ૩
અવધૂત કહે સાંભળ યદુરાજ, અઢારમો ગુરુ મારો;
ચિડિક‡ પક્ષિણી વનમાં રહેતી,તેનો ગુણ ચિત્ત ધાર્યો. ૪
વિહંગમની સ્ત્રી વનમાં, માળેથી ઉડી છે એકવાર;
વિહારે મારગમાં મળતાં, તેને માંસ મળ્યું નીરધાર. ૫
નિજ ચંચુમાં તે માંસ ગ્રહીને, પક્ષિણી ઉડી ગગન,
તેવે અન્ય પક્ષીએ દીઠું, મુખમાં ભક્ષ દરશન. ૬
ભક્ષ દેખીને બીજાં પક્ષી, ધાયાં કરતાં ગાર,
તે સમળીને વીંટી પક્ષી, કરે ચંચુના પ્રહાર. ૭

અન્યો અન્ય શબ્દ કરીને, બીજાં પક્ષીને તેડે;
ક્રોધે કરી બહુ પક્ષી ધાયા, ચિડિક પક્ષીણીની કેડે. ૮
તેને માંસ ખાવા નહીં દીધું, ચંચુ ને ચર્ણે બહુ મારી;
બીજાં પક્ષી વળગ્યાં બહુ, મહા દુઃખ પામી તે નારી. ૯
તે માંસ લઈ વન સર્વ ભમી પણ, કેડો ન મેલે જંત;
તવ ચીડિકાએ મનમાં વિચાર્યું જે, આવ્યો મારો અંત. ૧૦
વિહંગમ તે ઘણું વશુતી, મનમાં વાત વિચારે,
પક્ષી જાત સૌ એકઠી થઈને, આજે મુજને મારે. ૧૧
નિત્ય કોઈ મારુ નામ ન લેતું, આજે કરે બહુ પ્રહાર;
આ માંસ માટે હણે છે મુને, કારણ બીજું ન લગાર. ૧૨
પછી માંસ તે નાંખી દીધું, ચિડિકાએ પ્રત્યક્ષ;
શત્રુ સર્વ વિહંગમ સાથે, ટુંપી કીધું ભક્ષ. ૧૩
તે માંસ છોડીને અળગી થઇ, બેઠી વૃક્ષકેરી ડાળ;
એવું જાણી સત્પુરુષને કંઇ, લોભ ન કરવો ભૂપાળ. ૧૪
તે માટે સંસારમાં પ્રાણીને, લોભ ન કરવો મન;
અતિ લોભે ચિડિકાની પેરે, ઘણું થાય વિઘન. ૧૫
લોક અંતે મહા દુઃખકારી, પ્રાણ તજાવે એહ;
એ દૃષ્ટાંત દેખી ચીડિકાને, ગુરુ કીધો મેં તેહ. ૧૬
ઓગણીશમો ગુરુ બાળ છે, માટે સાંભળ તું રાજન;
પરિગ્રહને ચિંતવવા માટે, કરવાં એ સર્વ જતન. ૧૭
બાળકને કશી ચિંતા મનમાં, પ્રભવે નહીં લગાર;
શત્રુ મિત્ર જળ અગ્નિ વિષે, ધરે સમાન સર્વ નિરધાર. ૧૮
કશી ચિંતા નથી બાળકને, પુરુષે તેમ નિરંતર રહેવું,
સુખ દુઃખ સર્વ સમાન લેખવી, નામ શ્રીહરિનું લેવું. ૧૯
જેમ ધનનો સંચિત જે પ્રાણી, અંતે મહા દુઃખ પામે;
ધનરહિત સુખીયા જન જાણો, તે હર્ષ શોક ન માને. ૨૦
ઘણી પ્રવૃત્તિ થકી દુઃખ છે, નિવૃત્તિ મહા સુખકારી,
તે માટે આત્મા શીતળ કરીને, ભજવા શ્રીદેવમોરારી. ૨૧
સમદૃષ્ટિ બાળક સચરાચર, વસ્તુ સકળને લેખે,
સંસારીકની વાત ન પ્રીછે, સઘળે સરખું દેખે. ૨૨
એકાકી રહેવું સાધુએ, ચિંતા કશી નવ કરવી,
અન્ય સાથે સ્નેહપ્રીતિ મમતા, મનમાં કદિ નવ ધરવી. ૨૩
કુમારિકા કન્યા એક છે, વળી વીશમો ગુરુ મારે,
તેહ તણો ગુણ મેં લીધો, તેહ ગુણ અમૂલ્યજ ધારે. ૨૪
એક સમે કુમારિકા કન્યા, બેઠી છે એક ઠામ;
એવે સમે વેહવાઈ પરોણા, આવ્યા તેણે ધામ. ૨૫
તે સમે કોઈ [illegible] ન હતું, વેહે [illegible] જવ ઘેર,
ચોખા [illegible] કુમાર્ગ [illegible] ઘેર. ૨૬
ત્યાં ધાબ [illegible] ની, [illegible] લાગી;
જ્ઞાન અર્થ [illegible] વધતી [illegible] નાંખી. ૨૭
એકેકી [illegible]

* પિંગળા વેશ્યા આ પ્રમાણે નિશ્ચય કરી "જાર" ની તૃષ્ણાથી ઉત્પન્ન થએલી દુષ્ટ આશાને કાપી નાંખીને શાંતિ ધરીને શય્યામાં સુતી આમાંથી અદ્ભુત યોગીએ એવો બોધ ગ્રહણ કર્યો કે, આશા રાખવી એજ મોટું દુઃખ છે, અને આશાથી રહિત રહેવું એજ સુખ છે. જ્યારે પિંગળાએ જારની આશા છોડી દીધી ત્યારેજ તેને સુખથી નિદ્રા આવી

† આ નવમા અધ્યાયમાં ટીટોડી આદિ પાસેથી તથા દેહ પાસેથી જે શીખામણ લીધી છે, તે સાંભળી યદુરાજ કૃતાર્થ થયા એમ શ્રીકૃષ્ણે ઉદ્ધવને કહ્યું તે કહ્યા છે

‡ સમળી

તેમજ સાધુએ એકાકી રહેવું, મન હરિ ચર્ણે રાખી;
સંસાર તજી ભાવે નિત્ય ભજીએ, શશી સૂર્યને કરી સાખી. ૨૯
એકાકી રહેતાં પ્રાણીને, બંધન કશું નવ થાય;
સંસારમાં જે દીસે રચના, તે મિથ્યા મોહ માયાય. ૩૦
એકવીશમો ગુરુ તીર કરનારો, તેનો ગુણ સુણ રાય;
એક ચિત્ત તેનું તીર ગાંધવામાં, આડું અવળું ન જાય. ૩૧
તેવામાં એક રાયની સ્વારી, ત્યાં થઇને ગઇ ચાલી;
તેનુ ચિત્ત તીરમાં લાગ્યું તેથી, તેણે તે નવ ભાળી*. ૩૨
એવું એકાગ્ર ચિત્ત રાખવું સાધુએ, હરિનું કરવું ધ્યાન;
બહારની માયા પ્રીછતો નથી, જેનું સ્વકાર્યમાં મન. ૩૩
બાવીશમો ગુરુ વિષધર સર્પ, જેમ વસવાને કરે ધામ;
ઉંદરનું ખણ્યું દર સર્પ ભોગવે, સુખ પામે તે ઠામ†. ૩૪
તેમ સાધુએ ઘર કરવું નહીં, સાંભળ યદુ ભૂપાળ;
જેમ કીજે વણુસે સર્વે મોટી, મોહ માયાની જાળ. ૩૫
પરમેશ્વરે જે આપ્યું હોય તે, કરી લેવું પ્રમાણ;
થોડે ઘણે સંતોષ રાખવો, રીઝે સારિંગપાણ. ૩૬
સર્પ ગુણથકી ચિત્ત દૃઢ કરી, માયાથી રહેવું દૂર;
આસન કરી એકાંતે ભજીએ, જ્ઞાન હોય ભરપૂર. ૩૭
માયાથકી કાળને નવ માને, સંસારનો રસ ભાવે;
એ ત્રિગુણે કરી ત્રિકર્મણી તે, વિશ્વ સકળ નિપજાવે. ૩૮
પછી કાળ પહોંચે છે ત્યારે, સૃષ્ટિ સમાવે સ્વામી;
તે અપાર બળ વૈષ્ણવી માયા, ધારતા અંતરયામી. ૩૯
કરોળિયાને એવું જાણી, ગુરુ ત્રેવીશમો કીધો;
તેનો ગુણ ગ્રહ્યો મેં હૃદયે, અંતરમાંહિ રિઝયો. ૪૦
જેમ ઉર્ણ નાભિ કરોળિયો, પોતાની લાળે નિરધાર;
સ્થિતિ સઘળી કરે છે રહેવા, જાળ બાંધી અપાર. ૪૧
અનેક રચના વિવિધ ગુણથી, કરે ક્ષણમાં જાળ;
વળી શરવળતો ગળી જાય છે, નીજ મુખની લાળ. ૪૨
તે વિધિ પરમેશ્વરની છે, વ્યાપક સઘળે જાણો;
નિરાકાર નિરંજન નિર્ગુણ, તે હરિ સગુણ‡ વખાણો. ૪૩
વળી ઈયળ ગુરુ ચોવીશમો મારે, સાંભળ તે કથાય;
તેને ભમરી દે ચટકો, દંશે દુઃખ પામે કાય. ૪૪
ઘરમાં રાખીને પુરે બારણું, ભમરી ઈયળને ચટકે ત્યાંહિ;
પછી તેની બિહુકે ધ્યાન તેનું, રહેશે હૃદયા માંહે. ૪૫
ઈયળ એકે મને ધ્યાન ધરે, ફરી રખે ચટકે કાય;
તે ધ્યાન યોગે અનુભવતાં, ઈયળની ભમરી થાય. ૪૬
તેમ પ્રાણી પ્રભુનું ધ્યાન ધરે, તે પ્રભુમાં લય પામે;
હરિ ધ્યાને હરી ચર્ણ પામે, સઘળાં પાપને વામે. ૪૭
એ દૃષ્ટાંત દેખી શ્રીહરિનું, ધ્યાન અહુરનીશ કરીયે;
સ્નાન દાન ગોવિંદ ભજન તે, સદાકાળ આચરીયે. ૪૮
ગોવિંદ ગુણ ગાતાં સાંભળતાં, પાપી પાવન થાય;
વિશ્વનાથ વિશ્વંભર વ્યાપક, રાખો નિજ હૃદયાય. ૪૯
સર્વ પછી મેં અસ્થિર દેહને, *ગુરુપચીશમો કીધો નિરધાર;
આ દેહ કદી સ્થીર છે નહીં, એને પડતાં નહીં કંઇ વાર. ૫૦
સંસાર અથવા ત્રિભુવનમાં, દેહ ધરે જે પ્રાણી;
અંત્યે નાશ સર્વનો છે, એમ વેદ વદે છે વાણી. ૫૧
એ જાણી સૌ સંગ પરહરો, અને કરો સદા સૌ ત્યાગ;
નારાયણનો આશ્રય કરવો, સમર્થ શ્રીમહારાજ. ૫૨
હરિ ભજન નિરંતર કરીયે, માયા મોહ નિવારી;
ધન્ય આત્મા દેહનું સાધન, ભાવે ભજો શ્રીમોરારી. ૫૩
સમસ્ત ઇંદ્રિ વિષય ભોગવતાં, સકલ ધર્મ લોપાય;
ઇંદ્રિ સ્વાદ પરિત્યાગ કરીને, સેવો શ્રીવૈકુંઠ રાય. ૫૪
પરમેશ્વર વિષે ઘણી યોનિ, ઉદય થાય નિરધાર;
તે મધ્યે અંતરયામી પ્રભુ, પૂરણ વિશ્વાધાર. ૫૫

* બાણ ઘડનારાનુ એક ચિત્ત જોઇને ગુરુદત્તાત્રેયે કહ્યુ કે, બ્રહ્માકાર ચિત્તવાળો યોગી બહારના પદાર્થને અને સુખદુઃખને પણ જાણતો નથી, માટે દૃઢ વૈરાગ્યથી મનમા વિક્ષેપ થવા દેવો નહિ, અને આળસનો ત્યાગ કરી, મનને પરમાનંદસ્વરૂપ ભગવાનમા સ્થિર રાખ્યા કરવું. વૃત્તિઓથી રહિત થયેલુ મન બ્રહ્માકારપણાથી રહે એજ "અસંપ્રજ્ઞાત" નામની સમાધિ કહેવાય છે.

† સર્પ એકલો ફરે છે, સાવચેત રહે છે, એકાંતમાં વસે છે, ગતિપરથી વિષવાળો કે નિર્વિષવાળો જણાતો નથી, સંગે કોઈ નહિ અને થોડું બોલે છે; તેમ યોગીએ પણ પોતાનુ એક રહેઠાણ રાખવું નહિ, સાવધાન રહેવુ અને એકાંતમાં વસવું છતા પણ કોઈ રીતે પોતાની રીતભાત બીજાને જાણવા દેવી નહિ, થોડું બોલવું, સંગ ન કરવો, ને ઘર ન બાંધવાં કોઈના ઘરમાં રહેવું

‡ કરોળીઓ હૃદયમાંથી નિકળેલી લાળ કાઢી, રમી પાછી ગળી જાય છે, તેમ યોગીએ જગતમાં રહેવું ઈશ્વર પોતાની માયાથી પૂર્વે રચેલા આ જગતમાં રમી તેમાં પરમાત્મા લય પામે છે. તેને સ્વજાતિ વિજાતિ કે સ્વગત કંઈ ભેદ નથી નારાયણ દેવ પોતાના જ સ્વરૂપમા રચ્યા છે વળી તે ઉપાધિ રહિત, સ્વયંપ્રકાશ અનુભવાત્મક આનંદના સમુદ્રરૂપ, "મોક્ષ" એવા નામથી કહેવા યોગ્ય, આદિ પુરુષ પ્રધાન તથા પુરુષના ઈશ્વર કે જેને બ્રહ્માદિક તથા બીજા મુક્ત પુરુષો પામે છે. એના તો તે એક પરમાત્માજ છે વળી સમષ્ટિરૂપ મહત્તત્વ કે જેથી જીવ જન્માન્તર ધર્યા કરે છે, તેમાંજ આ જગત્ ગુંથાઇ રહ્યુ છે, અને તેને લીધે જ મહત્તત્વનુ "સૂત્ર" એવુ નામ કહેવાય છે

* અવધૂતે કહ્યુ કે, છેવટે મેં આ દેહને પચીશમો ગુરુ કીધો છે, કારણ કે મને વૈરાગ્ય અને વિવેક દેહથકી પ્રાપ્ત થયાં છે, તેથી આ દેહ અત્યંત ઉપકારી છે તોપણ તે ઉપર પ્રીતિ નહિ રાખતાં આ શરીર "કુતરા કાગડાનું જ ભક્ષ છે" એવો નિશ્ચય રાખીને હું સર્વ સંગ છોડી દઇને ફરુ છું. ધનમા પ્રથમજ સુખ દેખવામાં આવે છે, માટે તેનો સંચય કરનારો પુરુષ દેહને રાજી રાખવાની ઇચ્છાથી સ્ત્રી, પુત્ર, ધન, પશુ, ભૃત્ય, ઘર સંબંધીઓના વર્ગોને વધારતાં તેનુ પોષણ કરે છે, તે દેહ પોતાનું આયુષ્ય પૂરુ થઈ રહેતાં નાશ પામે છે, માટે દેહમાં દુઃખ ભોગવવા રૂપી જ ફળ રહ્યુ છે વળી તે દેહના રોગ આદિક પોતપોતાના તરફ દેહને ખેંચે છે તેથી મેં દેહને દુઃખરૂપ જાણી વૈરાગ્ય રાખ્યો છે. ઈશ્વરી માયાને લીધે અનેક પ્રાણીઓ ઉત્પન્ન થયેલા છે, પણ તેમાંના કોઇની બુદ્ધિ પરમાત્માને અપરોક્ષ કરવામાં સમર્થ નથી, કેમ મારી હૃદયમાં અસંતોષ હોવાને લીધે છેવટે મનુષ્યદેહ કે જેની બુદ્ધિ પરમાત્માને અપરોક્ષ કરવામાં સમર્થ છે, તેને સર્જી પ્રભુ રાજી થયા માટે મનુષ્ય દેહ કે જે અતિ દુર્લભ છે તેને પામી, ઇશ્વરમાં રાખવી જોઇએ. માટે આજ્ઞા ગુરુ કરી, વિષય વાસના ત્યાગરૂપી દીપ પ્રકાશ કરી સંસારમાં હું વિચરૂ છું

આ કાયામાં નિવાસ કરે છે, આત્મા અંશ ભગવાન;
તે મનુષ્ય દેહ મધ્યે સુખ પામે, સુણ યદુ રાજન. ૫૬
તે સ્થાનક રહી જ્ઞાન ગ્રહીને, મારુ ધ્યાનજ ધરવું;
શ્રદ્ધાપૂર્વક ભક્તિ ભાવે, સ્નાનદાન આચરવું. ૫૭
લક્ષ ચોરાસી દેહ ધરે પણ, દુર્લભ મનુષ્યાવતાર;
જે માનવ દેહ ધરી નવ ચેત્યો, તે જનને છે ધિક્કાર. ૫૮
હરિ ભજીને દેહ સાધન કરવું, સદ્‌ગુરુને રહી શર્ણ;
અંતઃકરણમાં અવિનાશીનું, સદા કીજીએ સ્મર્ણ. ૫૯
આ દેહ મૃત જાણીને સ્થિર, શીઘ્ર કરવું સાધન;
વૃદ્ધપણાની વાટ ન જોવી, જુઓ વિમાસી મન. ૬૦
અન્નનું બાંધ્યું શરીર છે, અન્નને વણસતાં નહીં વાર;
તે કાયા કેમ સ્થિર રહે, જ્ઞાની જો જો કરી વિચાર ૬૧
એવું મન જાણીને પ્રાણી, ચેતો આ સંસાર;
માનવ દેહનો લાભ લઇને, સેવો જગદાધાર. ૬૨
અવધૂત કહે દેહ એવી જાણી, સાધન એવું કરીયે;
સ્નાનદાન હરિ સેવા કરતાં, ભવ દુઃખસાગર તરીયે. ૬૩

**શ્રીભગવાન ઉવાચઃ—**

એવું અવધૂતે યદુ રાજાને, કહ્યું જ્ઞાન સમજાવી;
પાવન થયો હરિ જનને મળતાં, જ્ઞાન ગમ્ય સુખપાવી. ૬૪
આપણા કુળમાં એવા હવા, પ્રતાપિ યદુરાજાન;
સજના તજના દાદા એવા, બીજા શ્રીભગવાન. ૬૫
અનેક કથા અવધૂને કહી, દાદાજી પામ્યા જ્ઞાન;
એ કહી કથા ઉદ્ધવજી પ્રત્યે, કૃપા કરી ભગવાન. ૬૬

**શ્રીશુક ઉવાચઃ—**

એકાગ્રચિત્તે શ્રવણે ધરજો, ભક્તિ કરી મન ભાવે,
સંસાર દુસ્તરને તરશો, શ્રીવિષ્ણુ નામની નાવે. ૬૭

વલણ

વિષ્ણુ નામ ઉચ્ચાર કરતાં, સકળ સુખ થાયે સહી;
કર જોડી વિપ્ર વલ્લભ કહે, એ નવ અધ્યાયની કથા કહી. ૬૮

ઇતિ શ્રીમદ્ભાગવતે એકાદશસ્કંધે નવમોધ્યાયઃ ॥ ૯ ॥

## અધ્યાય ૧૦ મો*

### કડવું ૧૦ મું-રાગ મારુ—ચાલ ઢુંકડી

વ્યગ્ર સર્વે છોડવી, સાચા તત્વ શું પ્રીત માંડવી;
ઇર્ષ્યા વ્યર્થ વદવાનો વ્યાજ, માયાથી રેહેવું ઉદાસ.
સર્વ અંગમાં આત્મા છે એક, ભિન્નભાવનો તજવો વિવેક,
સર્વેને સ્ત્રીપુરુષથી સુખ છે, તો વિશેષ એને તે શું દુઃખ છે
સ્ત્રી પુત્રાદિકથી થવું ઉદાસ, તેમાં શુદ્ધ સાચો સંન્યાસ,
દેહાદિકથીઆત્મા જુદો જાણે,સ્ત્રીપુત્રમાંથી મમતા ટળે તે ટાણે
આત્મા જણાયે અનિત્ય, પણ તે તો જાણવો સત્ય;
આત્મા નિત્ય અનાદિ ને મુક્ત, અને એક સદોદિત સત્ય.

દેહ અનિત્ય ને ઉત્પન્ન થયેલ, બદ્ધ અનેક ને જાતે મેળ;
માટે દેહ આત્મા તું જુદા માન, ઉદ્ધવ આત્માને સત્યપ્રમાણ.
વિચાર પૂર્વક આત્માને જાણી, દેહાદિકની મમતા ટાળવી,
આત્મા સ્વયંપ્રકાશ જ્ઞાન સ્વરૂપ, નિત્ય અને એક તદરૂપ.
દેહ સંબંધે કર્તા ભોક્તાપણું પામે,પણ ઉપાધિ નડે નવનામે;
આત્મા વિના સર્વે અનિત્ય, તે માયામય જાણ તું સત્ય.
સર્વેથી વિરક્તથઇ થાઆત્મજ્ઞાની,તેથીમુક્તિ ચતુર્ધાતુંને પામી;
મિમાંસકો એથી જુદું ભણે, પણ તેને સાધુ સત્ય નવ ગણે.
આત્માને તે ભિન્નભિન્ન કહે, સુખ દુઃખનો ભોક્તા લહે;
એ અનિત્યને વધઘટરૂપ, તમો નથી સત્ય સ્વરૂપ.
તે ભોગવે કર્મના ભોગ, તેને અંગે થાય છે રોગ;
તેથી વૈરાગ્ય વૃત્તિ નવ સારી, શું એ સાચું ઉદ્ધવ ? પુછે મુરારી.
મિમાંસક નિવૃત્તિને નિંદે, પ્રવૃત્તિ રાણીને તે તો વંદે;
પ્રવૃત્તિના જે છે ભોગી, તે તો જાણો જન્મના, રોગી.
આ જગને મિમાંસક ભુલાવે, મૂર્ખ અજ્ઞાને ગોથાં ખવાડે;
જ્ઞાનિને ન ભાસે જગમા સુખ, અજ્ઞાનિને ન ભાસે જગમાં દુઃખ.
અજ્ઞાનિ કર્મ કરીને ફુલાય, અમે સુખી કહી તે ગુણ ગાય;
પણ મૃત્યુને તે નવ શકે વાલી, ત્યારે કર્મ નસિબે શું, ક્યાં માલી ?
મોત માથે ફેરા ફરે, ત્યારે મન કેમ સુખ કંઇ ધરે;
એમ બોલે સુત પુરાણી, ઋષી શૌનક સાંભળો વાણી.
શુક કહે સુણ પરીક્ષિત રાય, એકાદશસ્કંધ કેરી કથાય;
ઉદ્ધવને કહે શ્રીભગવંત, તું સાંભળને જ્ઞાની સંત.
તું જાણજે અસ્થિર છે કાયા, મારી સઘળે વ્યાપક માયા;
એમ વચન કહ્યું જદુનાથે, માટે નથી તેડતો યાદવ સાથે.
વળી વાક્ય વદે ભગવાન, તે તું સાંભળ ઉદ્ધવ જ્ઞાન,
એહ ધર્મ માર્ગ જે વેદ, મેં પ્રગટ કર્યો છે ભેદ.
પંચરાત્રાદિકે આજ્ઞા મેં કીધી, તે તો શિક્ષા બ્રહ્માને દીધી;
વર્ણાશ્રમ કુળ આચાર, તેહ કામના ધર્મ જે સાર.
સઘળા ઉદ્યોગમાં વિપરીત થાય, નિષ્કામપણું ત્યારે હોય;
નેહકામના ધર્મ આચરવો, જ્ઞાને આત્માને શુદ્ધ કરવો.
ઇંદ્રિથી વિષય જાણે જંન, તે ખોટા ગણો સૌ મન,
વિષયનાં આચરણ છે જેહ, જોઈ વૈરાગ આણવો તેહ.
સકામ કર્મ સર્વે તજવાં. નિષ્કામ કર્મ સર્વે ભજવાં,
નિત્ય નૈમિત્તિક કર્મ કરેથી, નિષ્કામીપણું આવે તેથી
મને ભજે પ્રાણી જેહ, અહિંસાદિક યજ્ઞ કર્મ કરે તેહ;
ગરુ સેવન નિત્યે કરવાં, સ્ત્રી પુત્રાદિક તે નિશ્ચે તજવાં.
આ સંસાર થકી ઓસરવું, મારે વિષે મન દૃઢ ધરવું,
મમ સાથે પ્રીત જે કરશે, પ્રાણી ભવસાગર તે તરશે.
તેથી ઉપાય સકળને છાંડી, પ્રેમે પ્રીત હું સાથે માંડી;
જે મુજ સાથે મન મેળાવે, દૃઢ વૈરાગ્ય તેને આવે.
એમ સંસાર માયા તૂટે, ત્યારે વિષય પાસથી છૂટે,
ત્યારે ભવ દુઃખ તેનાં વામે, પછી મારા સ્વરૂપને પામે.
સ્વાદ ઇંદ્રિ મનોરથ જેહ, સહુ નિષ્ફળ જાણવાં તેહ;
પ્રવૃત્તિ મારગને જે તજશે, જે નિવૃત્તિયે મુજને ભજશે.

* આ દશમા અધ્યાયમાં દેહના સબંધથી આત્માને સંસાર છે પરંતુ ખરું જોતાં નથી. તેનું બીજા મતોથી ખંડનપૂર્વક વર્ણન કરશે

મારુ પદ પામે તે પ્રાણી, સત્ય સત્ય વદે વેદ વાણી;
પ્રવૃત્તિ મારગ છે નિર્મૂળ, તેથી અંત્યમાં છે દુઃખ શૂળ.
જે પ્રવુત્તિનો આશ્રયી થાશે, તેહ વિષયોથી નર્કે પલાશે;
તે માટે વિષય નવ કરવું, આત્મજ્ઞાન હ્રદયમાં ધરવું.
દેહધારીને ઈંદ્રિ દમન, ભાવે કરવું મારુ ભજન;
મારી પૂજા ભક્તિયે કરવી, નેહ કામનાયે આચરવી.
જ્ઞાન પૂછીયે સદ્દગુરુ સેવી, વિષય તૃષ્ણા સૌ મૂકી દેવી;
પરમેશ્વરના રૂપને જાણી, મુને ભજે વેરાગ્ય આણી.
સચરાચર મારુ રૂપ, એમ બોલ્યા વૈકુંઠ ભૂપ;
વળી ગૃહસ્થ હોય જન જેહ, સ્ત્રી પુત્રની માયાવશ દેહ,
તેણે સર્વથી ઉદાસી રહેવું, હરિ નામ હ્રદેમાં લેવું;
જેમ પંકજ જળને સંગ, અંબુજ તેને ન અડકે અંગ.
તેમ રાખવી સ્વજન શું પ્રીત, અંબુજ ઉદકની ધરવી રીત;
દેહ મિથ્યા જાણવી માયા, આ સ્થિર નથી કંઈ કાયા
તેહ દ્રષ્ટાંત જોજો વિચારી, એમ બોલ્યા તે દેવ મોરારી,
જેમ કાષ્ઠ મથતાં સબળ, ઉદય પામે છે અનલ.
સર્વે પ્રાણી પ્રીત ધરી મન, તે પાવકનું કરે પૂજન;
પણ કાષ્ઠને કો નહી' પૂજે, એવું અખિલ લોકને સૂજે.
તેહ મારા સ્વરૂપને પ્રકાશે, આત્મારૂપ સર્વત્ર ભાસે;
સર્વ વિશ્વ લેખે અવિનાશ, હરિ પ્રગટ સુયોનિ પ્રકાશ.
દેહ ત્રિગુણાત્મક કહેવાય, તેહ જ્ઞાને કરીને લેવાય;
એહ ત્રણ ગુણનો પરિવાર, ગુણે વાધ્યો છે સંસાર.
માયા થકી કરીને પ્રાણી, હરિ સેવો ભક્તિ જાણી;
હરિ સેવે ને માયા વિસારે, તે તો શર્ણુ સદા રહે મારે.
જેહ એક આત્મા પ્રત્યે ધાય, સદ્ય પામે તે વૈકુંઠરાય,
શ્રીહરિને પામવા રંગે, અતિ આદર કરવો અંગે.
આત્મવાચીક જ્ઞાન તે એહેવું, નિત્ય સાધુ સંગતે રહેવું,
તેથી સદ્દવિદ્યા પામીયે, દેહનાં દુષ્કૃત સૌ વામીયે.
સેવા સદ્દગુરુ કેરી કરવી, મનસાથે માયા નવ ધરવી,
તેણે સકળ પદારથ સુખ, તેથી ભાગે ભવનાં દુઃખ.
ભક્તિ ભાવે ભૂધરની કરીયે, સ્નાનદાન સેવા આચરીયે;
માયા ગુણ રહીત થાવું, તેને અનેક સુખ ઉપજાવું.
અગ્નિ જ્વાળ જગદીશ કહેવાય, તથા ધૂમ્રવત્ પ્રાણી થાય;
જીવકર્મ કરે જે પ્રાણી, તેથી મિથ્યા થાય સત્યવાણી.
તેથી પામે ફરી અવતાર, કર્મ ભોગવે વારંવાર;
જન્મમર્ણ જરાના ભોગ, નાના વિધના પ્રભવે રોગ.
જેથી સાધન પામે તેહ, કર્મ ત્યાગ કરે જન જેહ,
કર્મ તજી કરે મારુ ભજન, કરે સ્મર્ણ શુભ કીર્તન.
અવિચળ પદવી તેને આપું, શુભ સ્થાનકે સ્થીર કરી સ્થાપું;
મારુ સ્મરણ નિરંતર કરશે, જન ભવસાગર તે સુખે તરશે.
જેને જ્ઞાની સૌ કો વખાણે, મુજને નહી તે તો જાણે,
તે કહીયે સુખ ન પામે ધામ, જેણે મારુ ન જાણ્યું નામ.

તે પંડિતને મૂરખં જાણો, જેણે મુજને હ્રદે ન
મારી ભક્તિ કરે જન નામે, મમશરણે થઈ સુખે
આ અનિત્ય રૂપ સંસાર, તેમાં વિષય નર્કનું
એને આશ્રયી રહ્યા જે જંત, તે તો જન સદા મૂ
આ દેહ વિષે મૃત્યુ જાણી, ભાવે ભજવા સારિંગપા
સંસારથકી રહેજો આળગા, નારાયણ નામને રહેજો વળગ
વિષયારસ કાઢી મૂકો, તમે ડાહ્યા થઈ રખે ચૂકો
ભાવે કરશે' મારુ ભજન, તે અવતાર 'આત્મ સાધન.
આ લોકે નવ સુખ તું જાણ, પરલોકે ન નક્કી પ્રમાણ;
સ્વર્ગાદિક લોક પણ દોષ ભરેલ, તેમાં પણ ઈર્ષાદિકનો મેલ.
સ્વર્ગાદિક છે નિસ્સાર, પ્રભુ તત્વ એ શુદ્ધ વિચાર;'
એકાગ્રચિત્તે મુજને ભજે, વેદ કર્મથી દેવને પૂજે.
યજ્ઞ કરી જન સ્વર્ગને પામે, જોય શુભ ભાગ્ય આરામે;
વિમાને તે બેસી હીંડે, 'તેને ક્ષુધા તૃષા નહીં પીડે.
ગાય ગાંધર્વ વાજીંત્ર હાથે, વળી અનેક અપ્સરા સાથે,
બહુ લીલા કરતો પ્રાણી, ફરે સર્વત્ર આનંદ આણી.
સ્વઈચ્છાથી લીલા કરતો, શુભ સ્વર્ગમાં શોભા ધરતો;
ક્રીડા કરતો એમ અજાણે, ધન્ય પોતાનું ભાગ્ય વખાણે.
ક્ષીણ પુણ્ય થયે સ્વર્ગથી પડે, ત્યારે એ કાયા સુખને શું રડે?
યજ્ઞ કરતા પુરુષ સ્વર્ગે જાય, દિવ્ય ભોગ ભોગી તે થાય.
સુંદર વેશ ધરી વિમાને બેસી, વિહાર કરે રંભા સંગ પેસી,
મને જાણે જે યાગનું ફળ, તે તો હું ભોગવું છું સકળ.
અહંકાર ધરે અતિ મન, જાણે હું જેવો નહીં કો જન;
નિત્ય ઈંદ્ર સભામાં બેસે, સુખ સ્વર્ગનું નિત્યે લેશે.
જ્યારે પુણ્યનો આવે પાર, ત્યારે ફરી પામે અવતાર;
પુણ્ય ખૂટે સ્વર્ગથી પડશે, તેને દોષ સાંસારિક નડશે.
જવ સુકૃતનો થયો નાશ, પછી મૃત્યુ લોક નિવાસ,
જ્યારે સુકૃત ખૂટે નામે, ત્યારે લોક પાતકને પામે.
તેને અમર માત્ર નહીં સાંખે, સ્વર્ગથી ઉંધે મસ્તકે નાંખે,
અધોગતિને પામે તેહ, સંસાર માયામાં ભેદ્યો જેહ.
કુડી માયા મમતાની આશે, પછી યમપૂર રહેવું પડશે;
એવા સકામ ભક્તિનાં ફળ, એનો કેદિ નવ કરવો અમલ.
પ્રાણી અધર્મની સંગતિ કરતો, તે તો લક્ષ ચોર્યાશીમાં ફરતો;
સ્ત્રીથી જીતાયા જે જન કામી, રહે તે સાથે મોહ પામી.
તેહ જીવો તો નરકે પડશે, તેને સ્વર્ગ માર્ગ નહીં જડશે;
અધર્મિ જનની ઉલટી ગતિ, તેની કેવી થાય છે મતિ.
કામી, છંદી, લોભી જન, હિંસક ને પાપી જેનું મન,
ભૂત પ્રેતનુ જે જન સેવન કરે, એ નર નિશ્ચે નર્કે સંચરે
લે તે શ્વાન માંજાર અવતાર, ત્યાં રહી પામે દુઃખ અપાર;
પણ તે છૂટવાને છે ઉપાય, એમ બોલ્યા વૈકુંઠ રાય.
જો કો ભક્તિ માહારી કરશે, નેહ કામનાએ આચરશે;
રુડાં સુકૃત કરે જન જેહ, મુને સર્વ સમર્પે તેહ.

આચરે ધર્મ, તેહ મુજને સમર્પે કર્મ;
પ્રાણી જે ...રે મારું પ્રાણી, ભજન કરે હીત આણી.
માનવ...રાં પામે ચર્ણ, વદે એમ અશરણશર્ણ;
તે / વિરંચિ દેવ, સૌ મુજને ભજે અવશ્યમેવ.
ઇંદ્રને મારું ભજન, એમ બોલ્યા જગજીવન;
કાળ રૂપી હોય, તેને ભલું માનજો સોય.
બુદ્ધિએ નીરખે જેહ, નાના રૂપથી દેખે તેહ;
...યા સુખ મિથ્યા જાણી, રૂદે રાખજો સારિંગપાણી.
ત્યાગ કરી અભિમાન, ભાવે ભજશે શ્રીભગવાન;
મનવાંછિત સુખ આપું, ભય જાય દુઃખ સઘળાં કાપું.
હું આળપંપાળ વિસારે, ચિત્તમાં ચતુર્ભુજને ધારે;
એમાં પ્રવર્તેલો પુરુષ, કદિ સ્વપ્ને નવ પામે સુખ.
લોકો નિત્ય નથી એમ જાણ, લોકપાળ ને સુખ નિર્વાણ;
લોકનો હું છું સદૈવ કાળ, લોકપાળ કલ્પ અંતે નિર્મોળ.
પરાર્ધ વર્ષ પર્યંત આયુષ્ય ભોગવે, તેવા બ્રહ્મા હું કાળની બીક ધરે;
માટે વૈરાગ્યવાન નિશ્ચે સુખી, બાકી જગત જાણજે દુઃખી.
એમ જ્ઞાન કહ્યું અવિનાશ, સાંભળી રીઝ્યો ઉદ્ધવ દાસ;
વળી ઉદ્ધવ પૂછે કહો સ્વામિ, કરી કરુણા અંતરજામી.
આ દેહથી ત્રિગુણ ઉત્પન્ન, તેનું પૃથક્ કહો કારણ;
વળી તેહ થકી આચર્ણ, લય પામે છે સહુ વર્ણ.
દેહથી બંધન મૂકાય, તેનાં લક્ષણ કહો યદુરાય;
જેથી સુખ પામે સૌ પ્રાણી, તમો દયા કરો દીન જાણી.
દેહાદિક છતે મુક્તિ મળે કે નહિ, કે દેહ છુટ્યા પછી મુક્તિ સહી;
મુક્ત પુરુષ વર્તે શી રીતે, બદ્ધ પુરુષ વર્તે કેવી પ્રીતે.
વિહાર બદ્ધ કરે કેવા પ્રકારે, ભોગ ભોગવે કેવા આચારે:
બેસે ચાલે ઉઠે સુવે કેમ, તેમજ મુક્ત કરે કહો શ્યામ.
આપો ઉત્તર કૃષ્ણ મહારાજ, કરો દાસાનુદાસનું કાજ;
તેહ જ્ઞાન કહો મહારાજ, સાંભળવા ઇચ્છા છે આજ.

વલણ

સાંભળવા ઇચ્છા આજ સ્વામિ, એમ ઉદ્ધવ વિનતી કરે;
દશમ અધ્યાય થયો પૂરો, કથા એકાદશની વિસ્તરે.

ઇતિ શ્રીમદ્‌ભાગવતે એકાદશસ્કંધે દશમોઽધ્યાયઃ ॥ ૧૦ ॥

## અધ્યાય ૧૧ મો*

### કડવું ૧૧ મું-રાગ મેવાડો

શ્રીશુકદેવ વદે છે વાણી, સાંભળ અભિમન્યુ તનજી;
શ્રીકૃષ્ણ ઉદ્ધવને કહે છે, જ્ઞાન કથા સાધનજી. ૧
જે જીવ મુક્તિ વિનિર્ગુણથી, પામે સ્વર્ગસદનમાં વાસજી;
તે જીવના સુખરૂપ છે, બદ્ધ મુક્ત બે દાસજી. ૨
બદ્ધ અને એ મુક્ત વચ્ચે, છે ભેદ સૂક્ષ્મ જાણજી;
એ બંનો આધિન મુજ વર્તે, તે માન નિર્માણજી. ૩
પ્રાણીઓને મોક્ષનું દાતા, જ્ઞાન છે નિર્ધારજી;
અજ્ઞાન છે તે બંધનકારી, તેમાં નવ વિચારજી. ૪
હું અજ્ઞાન પ્રેરું ત્યાં તક, જીવ બંધનને પામેજી;
જ્ઞાન આપું તવ પ્રાણીને, લઈ જાય મુક્તિ ધામેજી. ૫
જીવ નથી અનેક ભૂમિમાં, એક છે નિર્ધારજી;
મારાથી અભિન્ન નથી, એમ બોલ્યા શ્રીમોરારજી. ૬
જીવને બંધન મોક્ષ સંભવે, મને નહિ તલ ભારજી;
જેમ* ચંદ્રબીંબને જળ હાલેથી, સ્પર્શ લાગે નહિ લગારજી. ૭
અવિદ્યાના સંગે કરીને, જીવન કાજ જાણોજી;
અવિદ્યાવંત જીવ આ જગે, બંધને પડે એમ માનોજી. ૮
મોક્ષ જીવને થાય ત્યારે, ઈશ્વરને નવ વળગોજી;
આ સુક્ષ્મ વાત તમે ઉદ્ધવ સમજો, સર્વથી ઇશ્વર આળગોજી. ૯
બદ્ધ મુક્તના પ્રશ્નના ઉત્તર, ઉદ્ધવ હવે આપુંજી;
એકમાં જીવ ઈશ્વર વચે ભેદ, સ્થીર કરીને થાપુંજી. ૧૦
બીજો જીવે જીવ વચે, મોટો ભેદ ગણાયજી;
આ ભેદ સમજવું તુજને, ત્યારે સત્ય મનાયજી. ૧૧
એક શરીરી ઈશ્વર જીવમાં, જીવ ને શોક ઈશ્વરને આનંદજી;
ઈશ્વર નિયંતામાં રહે, જીવ નિયમ્યપણે મંદજી. ૧૨
વૃક્ષે રહેલાં પક્ષી સર્વે, વૃક્ષથી છે પરાંજી;
શરીરરૂપી વૃક્ષ મધ્યેના, જીવ ઈશ્વર અરાંપરાજી. ૧૩
એમ જીવ ઈશ્વર ભેદ જાણે, જાણે મુજને ઇશજી;
તેને ફરી અવતાર નહીં, એમ વચનવદે જુગદીશજી. ૧૪
અવિદ્યા અજ્ઞાન થકી, માયાનું બંધન પામેજી;
અકર્મ વિષયા રંગે રાચ્યો, તે સુખ સઘળાં વામેજી. ૧૫
ઇશ્વર સર્વજ્ઞ સર્વે જ્ઞાતા, સંપૂર્ણ પૂર્ણ કામજી;
આત્મા તે આત્મીક કર્મને, ભોગવે છે તે ઠામજી. ૧૬
પરમાત્મા તે કર્મને બાળી, ભસ્મ કરે નિરધારજી;
સર્વ કર્મ થકી નિરંતર, આળગો વિશ્વાધારજી ૧૭
વળી જે પુરુષને માન અપમાન, યુગ્મ માર્ગ સમાનજી,
તે શીઘ્રે મારું પદ પામે, એમ કહે ભગવાનજી. ૧૮
જેને ભેદાભેદ નથી, તે છુટે બંધન પ્રાણીજી,
સંસાર સમુદ્ર તરીને પામે, મુજને સ્વર્ગ વખાણીજી. ૧૯
ઈશ્વર કદી કર્મ ફળો ન ભોગવે, પોતે છે સર્વજ્ઞજી;
જીવ કર્મ ફળ ભોગવે, વળી સાથે છે અલ્પજ્ઞજી. ૨૦
જીવ નવ જીતે પોતાને, વળી તે છેચ અણુદ્ધજી;
તેટલા માટે જીવને ગણ્યો, અનાદિ કાળથી બદ્ધજી. ૨૧
ઈશ્વર માયા મધ્યે, રહ્યો છતાં, સત્ય ગુણનો ધારકજી;
અનાદિ કાળથી મુક્ત છે, સર્વે ગુણનો તારકજી. ૨૨
માયામાં આવરણ નહિ, તવ વ્યાપે વળી મોહજી;
એથી ઈશ્વર મુક્ત ગણાયે, જીવ બદ્ધ છે જોયજી. ૨૩

* અગ્યારમા અધ્યાયમાં ભગવાન બદ્ધ, મુક્ત સાધુનાં અને ભક્તિનાં લક્ષણ કહે છે.

* જળ હાલે, એટલે ચંદ્રનું પ્રતિબિંબ જળમાં પડેલું હોય છે, તે પણ હાલે એમ જણાય, પણ વાસ્તવિક રીતે ચંદ્રને કંઈ લાગતું વળગતું નથી.

જીવ જીવ વચેનો ભેદ છે, તે અતિ સૂક્ષ્મ વાતજી,
સ્વપ્નનો જીવ ને જાગૃત જીવ, એ સુખ દુઃખની ઘાતજી. ૨૪
સ્વપ્ન સુખ દુઃખનો જાગૃતાવસ્થાએ, જીવને નવ ભાવજી,
એ ભેદ જે જાણે તે જાણે, ન કહે તેમાં માવજી.* ૨૫
અજ્ઞાનિ જન ઇંદ્રિ ભોગમાં, સદાય રહે બંધાયોજી;
હું કરું ને હું ભોગવું, એમ કહે ભરમાયોજી. ૨૬
જ્ઞાનિ જન તો મુક્ત થઇને, સર્વેથી રહે પરજી;
ઇંદ્રિ કર્મ વૃક્ષ માને, વૃક્ષ સહોદર સર્વજી. ૨૭
હરવું ફરવું, ખાવું પીવું, નાહવું જોવું કરે નિત્યજી;
પોતે પરનો પર રહે, સમજે સર્વે અનિત્યજી ૨૮
સૂર્ય પ્રતિબિંબ જળની મધ્યે, છતાં સ્પર્શ નવ લગારજી;
વાયુ પેરે સર્વ હરે ફરે, પણ લેપન નવ લગારજી. ૨૯
મુક્ત પુરુષને પિડક પ્રાણી, ગમે તેટલું પીડજી,
કે પુજન અર્ચન કરે તેનુ, તોપણ શાંતે હીંડજી ૩૦
રાગ દ્વેષ કંઈ નવ ધરે, પોતે રહે નિર્વિકારજી;
તે મુક્ત જાણજે તું, બીજો બદ્ધ નિર્ધારજી. ૩૧
સારા નરસાને સમાન ગણે, સ્તુતિ નિંદા નવ ધારેજી;
આત્મારામ થઇને સર્વત્ર હીંડે, મુક્તને માયા ન અડેજી. ૩૨
વળી જેને વાણીએ પરમેશ્વરનું, નામ ન જાણે જનજી;
તે વિદ્યા વાણી વાંઝણી કહીયે, એમ બોલ્યા ભગવાનજી. ૩૩
મસ્તક મુજને નહીં નમ્યું તે, તુંબીફળ કહેવાયજી,
જે ચરણે તીર્થ યાત્રા ન કીધી, તે કાષ્ઠવત ગણાયજી. ૩૪
જે જીભ્હાએ હરિ નામ ન જપ્યું, દાદુર સરખી તેહજી,
શ્રવણ ભક્તિ જેણે કરી નહી, વૃક્ષકોતર એ દેહજી. ૩૫
જેણે નેત્રે મારું સ્વરૂપ ન નીરખ્યું, તે મોર પીછ સમાનજી;
કાષ્ઠવત કર તેતણા જેણે, પૂજ્યા નહીં ભગવાનજી. ૩૬
જેણે મારું ભજન કીરતન ને, હૃદયે રાખ્યું ધ્યાનજી,
કર્મ કરે તે મુજને સોંપે, તે છૂટે નિશ્ચય નિદાનજી. ૩૭
વળી સાધુ સંગતથી છુટે, અનુભવ કરતાં જ્ઞાનજી,
યોગ ધ્યાનથી મુજને પામે, અવિચળ શુભ સ્થાનજી. ૩૮
હે ઉદ્ધવ જે જન પ્રેમે, મારી કથા સાંભળશેજી,
મારા ગુણનું ગાન કરશે, સ્મરણ અનુકરણ કરશેજી. ૩૯
મમ અર્થે ધર્મ અર્થ સેવે, મમ માટે રહે ઉદાસજી;
તે પુરુષ મુજને વહાલો, હું રહું તેની પાસજી. ૪૦
ભક્તિ મારી પ્રેમે કરે, મને નિશ્ચે પીછાણેજી;
તે મુક્ત પુરુષ સર્વત્ર જાણો, બીજો બદ્ધ પ્રમાણોજી. ૪૧
વળી ઉદ્ધવ શ્રીકૃષ્ણને પૂછે, પ્રેમે કરી પ્રણામજી,

**ઉદ્ધવ ઉવાચઃ—**

સ્વામિ સાધુ તે કોને કહીયે, કહો મને સુંદર શ્યામજી. ૪૨
ભક્તિ વળી કેવા પ્રકારની, તેનો કહો પ્રકારજી;
હે સ્વામિ સમજાવો મજને, તો થાય મજ ઉદ્ધારજી. ૪૩
ઉદ્ધવને શ્રીકૃષ્ણ કહે, સાધુનાં ત્રીસ લક્ષણજી,

**શ્રીભગવાન ઉવાચઃ—**

એ લક્ષણથી જાણવો સંતને, જેના હૃદયમાં રહે ક્ષણ ક્ષણજી. ૪૪
પ્રથમ લક્ષણ સાધુનું, જેને સમદૃષ્ટિ હોયજી,
ઉત્તમ મધ્યમ માન અપમાન, સમાન લેખે સોયજી. ૪૫
ગંભિરતા ને દયા સૌ ઉપર, મુજને ભજે નિજ જાણેજી;
પાખંડ ધર્મ પરિત્યાગ કરીને, વેદ માર્ગ વખાણેજી. ૪૬
યથા વિધિયે મળે તેયો, સંતોષ રાખી કરે અહારજી,
આશા તૃષ્ણા લાલસા, ને તજે મોહ અહંકારજી. ૪૭
સંસારમાં કમળ જળની વિધિયે, રાખે જે જન પ્રીતજી,
સર્વ વિષય પરિત્યાગ કરે, એ સાધુ લક્ષણ રીતજી. ૪૮
પર પોતાનાં જન વિષે કંઈ, ભેદ ભાવ નવ આણેજી,
સર્વ ભૂત વિષે વ્યાપક, મુજને સઘળે જાણેજી. ૪૯
કીર્તન ભજન કરે માહરુ. વળી પુરાણ સુણે વખાણજી;
દયા દાન દક્ષિણા જે જાણે, તેને સાધુ પ્રમાણજી. ૫૦
પરનો દ્રોહ કદી નવ કરે, સદા સર્વદા ઉપકારીજી,
ધૈર્ય ધારક, પરિગ્રહતા નહિ, સદા રહે નિર્વિકારીજી. ૫૧
જ્ઞાન હેવે કુશળ પોતે, સદા રહે સંતોષીજી,
શાંત ચિન્મય, મનન કરતા, ઇર્ષા રહિત અદોષીજી. ૫૨
ક્ષુધાપીપાસા જરા મૃત્યુને, ગણે પોતાથી પરજી;
મજ આશ્રયી, મજનો સેવક, હું તેનું છું ઘરજી. ૫૩
ઇન્દ્રિ નિગ્રહવાળો, કોમળ સદા, સત્યરૂપ બળવાનજી;
એ સાધુનાં ત્રીસ લક્ષણ, જાણે શ્રીભગવાનજી. ૫૪
વળી શ્રીસૂર્યને જલ અંજલિ ભરી, અર્ઘ કરે પૂજનજી;
અગ્નિ સ્થાપીને હોમ કરે, દે અતિથિને ભોજનજી. ૫૫
સુરભીને શુભ તૃણ ચરાવે, શ્વાન વાયસને આસજી;
વિષ્ણુ ભક્તસુ અતિ પ્રેમે મળવું, કપટ ન રાખે પાસજી. ૫૬
આકાશ ધ્યાન કરી વાયુને, પૂજે વ્યાપક જાણીજી,
ઉદકને ઉદકશું પૂજે, પ્રેમપ્રીતિ મન આણીજી. ૫૭
પૃથ્વીનું સ્થૂળ ભાવ ધરીને, નિત્યે કરે પૂજનજી,
આત્માને વિષે પરમાત્મારૂપે, ચીંતવવું દરશનજી. ૫૮
એટલાં સ્થાનકને પૂજે, તેણે પૂજા મારી કીધીજી;
તેણે કરી હું સંતોષ પામું, એ હરીયે કહી વિધિજી. ૫૯
વળી તુજને જ્ઞાન કહું, એમ બોલ્યા વૈકુંઠ રાયજી;
જે સાંભળતાં અનેક જન્મનાં, મહાદારુણ અઘ જાયજી. ૬૦
કર્મ માર્ગે જ્ઞાન આચરતાં, ભવદુઃખ સાગર તરશેજી,
કર્મવિના લુખા જ્ઞાનને ધાતાં, ભવબંધનમાં ફરશેજી. ૬૧

* માવો-તત.

ઈન્દ્રિયઇન્દ્રિના ભોગ નિવારે, ગુણુથી ગુણુ સંયોગજી,
સ્વાદ ઈન્દ્રિયે વાહ્યો પ્રાણી, આચરે વિષયના ભોગજી. ૬૨
ઈન્દ્રિ ગુણુ આચરતા પ્રાણી, વણુ બાંધે બંધાયજી;
જ્ઞાનઆત્મભક્તિથી વિસ્તરે, આચરે ન દાન દયાયજી. ૬૩
જોતાં જમતાં સર્વસ કરતાં, સુગંધ લેતાં હરખેજી;
પણુ ઈશ્વરને ભોક્તા જાણે, તે જીવનમુક્તિ નીરખેજી. ૬૪
ક્ષમાવંત સત્યવાદી પ્રાણી, મિત્ર જગતને જાણેજી,
જીતેંદ્રિય મદ ગર્વ વર્જીત, મુજને નિત્ય વખાણેજી. ૬૫
પંચ મહાભૂત કર્તા જાણી, મારુ સદા કરે ધ્યાનજી;
અવિચળ પદ આપું હું તેને, એમ બોલ્યા શ્રીભગવાનજી. ૬૬
ભક્તિનું લક્ષણુ કહું હવે, તે છે સેહેલું શુદ્ધજી;
જ્ઞાની જન ઝટમાં જાણે, નવ સમજે કોઈ અણુદ્ધજી. ૬૭
મારી મૂર્તિ, મારા ભક્તનું, દર્શન સેવન કરવુંજી,
શ્રદ્ધાપૂર્વક કથા કીર્તન, હૃદયામધ્યે ધરવુંજી. ૬૮
જન્માષ્ટમિ આદિક ઉત્સવ કરવા, વ્રતો કરવાં સારજી,
યાત્રા નૈવેદ્ય કરીને પૂજવી, મૂર્તિઓ નિર્ધારજી. ૬૯
અભિમાન ને દંભ તજીને, દેવ મંદિરે ફરવુંજી;
પર ઉપકાર કહેવો નવ મુખે, એ રીતે આચરવુંજી. ૭૦
મજને જે સમર્પણુ કીધું, તેનો કરવો ત્યાગજી,
પોતાને પ્રિય હોય જે વસ્તુ, તે ધરવી ધરી રાગજી. ૭૧
આ રીતે અર્પણુ કરવાથી, અક્ષયપણુાને પામેજી,
એ ઉદ્ધવ સાધુ સર્વે જન, એ પ્રમાણે પીછાણેજી. ૭૨
સૂર્ય, અગ્નિ, બ્રાહ્મણુ, ગૌ, વૈષ્ણવ ને હૃદયાકાશજી,
પવન, જળ, પૃથ્વી, સ્વાત્મા ને પ્રાણી, મુજ જેવા એ ખાસજી. ૭૩
એ એકાદશ સ્થાનક, મુજનાં જેવા જાણજી;
એ પૂજવાથી નિશ્ચે પ્રાણી, મુજને પામે માનજી. ૭૪
સત્સંગ એ સર્વેથી ઉત્તમ, સત્સંગથી મળું હુંજી,
સત્સંગ સંસાર તરવા યોગ છે, જાણજે ઉદ્ધવ તુંજી. ૭૫
સત્સંગ એ શિરોમણિ છે, સર્વમાં એ સારજી;
સત્સંગ કરે કોઈ પ્રાણી, તે ઉતરે ભવપારજી. ૭૬
સત્સંગ સર્વેથી શ્રેષ્ઠ છે, અપાત્રને કરે પાત્રજી,
સત્સંગ કરે તે પરમ ભક્ત, મુને ન વિસારે ક્ષણુમાત્રજી. ૭૭

વલણ

ક્ષણુમાત્ર મુજને વિસારે નહીં, ઉદ્ધવને હરિયે કથા કહી;
કરજોડી વિપ્ર વલ્લભ ભણે, અધ્યાય એકાદશ હવા સહી. ૭૮

ઇતિ શ્રીમદ્‌ભાગવતે એકાદશસ્કંધે એકાદશોઽધ્યાયઃ ॥ ૧૧ ॥

---

## અધ્યાય ૧૨ મો*

### કડવું ૧૨ મું–રાગ ધન્યાશ્રી

શુકજી વાણી ઉચરે, સુણ પરીક્ષિત સહીરે;
ભક્ત ઉદ્ધવને શ્રીકૃષ્ણુજી, જ્ઞાન કહે નિજ લહીરે. ૧
આ કથા એકાદશસ્કંધની, જેકો સાંભળેરે;
વળે ફળ તીર્થ ક્રોડ, પાતિક દેહનાં પ્રજવળેરે. ૨

ઢાલ

ક્રોડ પાતિક પ્રજવળે, શ્રીનાથજી કરુણા કરે,
ભક્ત ઉદ્ધવ પ્રત્યે શ્રીહરિ, કથા જ્ઞાનની ઉચરે. ૩

શ્રીભગવાન ઉવાચઃ–

યોગયુક્તે દાન પુન્યે, દેહ દમનથી મુજને ભજે;
તીર્થ ધ્યાને આત્મજ્ઞાને, દયાદાને ભક્તિ ઉપજે. ૪
સત્સંગ મને પ્રિય છે, તેવું ના યોગ તત્વ વિવેકથી,
તપ વેદાધ્યયન ધર્મ યજ્ઞ, સંન્યાસ કે નત્ર કો થકી. ૫
પૂર્વકાળે દેવદાનવ, મૃગ પક્ષી ને નાગ લોક;
સિદ્ધ ચારણુ ગંધર્વ શૂદ્રો, પામ્યા મુને તજી શોક. ૬
તે પ્રતાપ સર્વ સત્સંગનો, સત્સંગ સર્વથી શ્રેષ્ઠ છે,
સત્સંગનો પ્રતાપ મોટો, જેમ લોહને પારસ ઈષ્ટ છે. ૭
સાધુસંગતિ સદ્‌ગુરુસેવા, ભક્તિ ભાવે રાખે ગ્રહી;
બ્રહ્મવિદ્યા સ્વાદને ચાખે, જનમાયાથી અળગો રહી. ૮
જે જન યજ્ઞ કરીને દાન આપે, નિષ્કામના ભક્તિ સદા;
તેહ થકી સંતોષ પામું, સાંભળ ઉદ્ધવ સર્વદા. ૯
વળી તીર્થ યાત્રા કરે સઘળે, સ્વરૂપ મારું જાણશે;
સર્વત્ર વ્યાપક શ્રીહરિ, વિશ્વાસ એ મન આણશે. ૧૦
તેથી હું સંતોષ પામું, મુજ ભક્તને કરુણા કરું,
પર્મમિત્ર જાણી પ્રેમપ્રીતે, હું સદા સંગે સંચરું. ૧૧
સાધુની સંગત કરે નિત્ય, કથાકીર્તન આચરે;
મારે વિષે વિશ્વાસ રાખી, સર્વ કર્મ મુને અર્પણુ કરે. ૧૨
કુસુમ, પત્ર, ફળ પ્રીતે અરપી, ભાવે કરી મુજને ભજે;
તેને મનવાંછિત ફળ આપું, જો પ્રાણી દુષ્કર્મો તજે. ૧૩
હરિકથા પ્રીતે સાંભળે તેથી, સંતોષ હું પામું સહી;
જે મારો હોય તે ભજે મુજને, તેમાં કંઈ અચરજ નહીં. ૧૪
જેણે આગળ સંત સાધુ, ઋષિની રક્ષા કરી;
વ્યાસનંદન પરીક્ષિતને, કહે સાંભળો કહું વિસ્તરી. ૧૫
મારે વિષે જેણે ભક્તિ જાણી, રાખી પ્રીત પુરણુ મન ધરી;
મેં આશપુરી દાસની, એમ હરિયે વાણી ઉચરી. ૧૬
અનેક દૈત્ય ઉદ્ધાર પામ્યા, જેણે માનસા મન ધરી;
વૈરભાવે દૈત્ય તરયા બહુ, એવો ઉદ્ધારક હું હરિ. ૧૭
વળી મિત્રભાવે ભજે મુજને, સ્નેહ મન પામી ઘણું;
તે સૌને મેં કૃપા કીધી, નામ હવે તેમનાં ભણું. ૧૮
વૃત્રાસુર ઉદ્ધાર પામ્યો, અઘાસુર બળીયો બહુ;
પ્રહ્લાદને કરુણા કરી તે, જગત જાણે છે સહુ. ૧૯
નવ ભણ્યા વેદ તેમણે, નવ કીધાં મન ઉપવાસ;
નત્ર ઉપાસ્યા દેવ દેવી, પણુ સત્સંગનો લાગ્યો પાસ. ૨૦
યોગધ્યાન ને દાન વ્રતે, તપ કરે [illegible] વ્યાખ્યાન;
એ સર્વથી જે મને ન પામે, તે ર [illegible] માન. ૨૧

* બારમા અધ્યાયમાં પ્રથમ સાધુના સંગનો મહિમા અને પછી નિષ્કામ કર્મો કરવાની કથા કહી છે.

વર આપ્યા બહુ અસુરને, મેં ભક્તભાવ જોઈ કરી,
વૈકુંઠ મધ્યે નિવાસ આપ્યો, એમ વદે વાણી શ્રીહરી. ૨૨
બાણાસુર કુટુંબ સાથે, બળીરાજા બાંધ્યો વળી;
મયદાનવને કૃપા કીધી, તેણે ભક્તિ કીધી ભલી. ૨૩
વિભીષણનું ભય હરીને, કીધો મેં લંકાપતિ;
આવાગમનનું દુઃખ ટાળ્યું, વૈકુંઠ જાવા છે ગતિ. ૨૪
સુગ્રીવ હનુમંત સબરી તાપસ, વાળી વાનર તે સહી;
ભજન કરતાં માહરુ, મમ શરણને પામ્યા અહિં. ૨૫
જટાયુ પક્ષી મોક્ષ પમાડ્યો, તે સ્વર્ગ સદને જઈ વસ્યો;
કબંધ દૈત્યને દયા કીધી, વેર ભાવથી આવી ધસ્યો. ૨૬
જાંબુવંત જે રીંછનો સ્વામિ, તેની મેં કન્યા વરી,
સાધુ જાણી કૃપા કીધી, જો મારુ ધ્યાન રહ્યો ધરી. ૨૭
ગજને ગ્રાહથી ઉગાર્યો, ગજગ્રાહ શું વૈકુંઠ ગયો;
જટાસુર બાંધી મોક્ષ આપ્યો, તેણે મુજ મહિમા લહ્યો. ૨૮
ગોપિકાની આશ પુરી, કુબ્જા કીધી પાધરી;
ઋષીપત્નિ પ્રીતે અન્ન લાવી, સાયુજ્ય મુક્તિ પામી ખરી. ૨૯
અનેક સુરભિ કામધેનુ શું, ગરુડ પક્ષી મુજને ભજે;
મેં મારાની કરી રક્ષા, મારા તે મુજને નવ તજે. ૩૦
કાળી નાગને કરી કરુણા, ઉત્તમ સ્થળ આપ્યું સહી;
યમુના જળ નિર્વિષ કરી, મેં અનેક ઉદ્ધાર્યા અહી. ૩૧
ગોકુળ છોડી મથુરા જાતાં, દ્રઢ કીધું મુજ શું મન;
તે વ્રજ વનિતાએ મુજ વિના, નવ જાણ્યો અન્ય જન. ૩૨
સુખકારી મુજ વિના તેને, નવ કોઈ વસ્તુ કો વાર;
વિહાર કરનારી વ્રજની બાળી, જાણે મને પ્રાણાધાર. ૩૩
મુજ સંગતી દેહ ભાન ભુલી, ભુલી પિતા ને માત;
લોક લાજ નવ રાખી રહી, મુજ વિના નવ થઈ શાંત. ૩૪
વૃંદાવનમાં વિહાર કરતાં, છ માસની એક રાત;
ક્ષણ જેટલી ગણી તેણે, કરી વિષય વિલાસની વાત. ૩૫
ચાર પહોરની બીજી રાત્રિ, મુજ વિના દુઃખરૂપ,
એ કારણ સત્સંગ પ્રતાપનો, એમ બોલ્યા ત્રિભુવન ભૂપ. ૩૬
અક્રૂર આવ્યા તેડવા, ત્યારે ગોપિકા સ્નેહ કરતી ગણી,
બ્રીજવાસીની ભક્તિ દીઠી, આશા પૂરી તેહ તણી. ૩૭
તે પ્રેમથી ઉદ્ધાર પામી, શરણ મમ મૂક્યું નહી;
સમુદ્રસંગમી સરિતા હોય તેમ, તેઓ મુજને મળી સહી. ૩૮
સમુદ્રમાં સરિતા મળે તવ, જળે જળ એકઠાં તથા;
એમ ઈશ્વર જે ભાવ રાખે, તેવી ગતિ પામે જથા. ૩૯
મુજ વિષે જે ભાવ રાખે, તે હુંમાં લય પામશે;
આવાગમનનું દુઃખ સઘળું, તે પ્રાણીનું વામશે. ૪૦
મારે વિષે ચિત્ત આરોપે, તે શર્ણે મારે આવશે;
વિમાન બેસાડી ભક્ત મારા, તેને સ્વર્ગ સદને લાવશે. ૪૧
હુંમાં લય પામશે તે જન, તેમાં કંઈ સંદેહ નહીં;
સદાકાળ તે સ્વર્ગનું સુખ, ભોગવે પ્રાણી સહી. ૪૨

ઉદ્ધવ ઉવાચઃ—

ઉદ્ધવ કહે સ્વામિ તમોએ, સદુપદેશ મુને કહ્યો;
હજી મારો મોહ જતો નથી, જે સકળ અંગે વ્યાપી રહ્યો. ૪૩
ત્યારે શ્રીહરી એમ કહે, સાંભળો ભક્ત ઉદ્ધવ કથા;

શ્રીકૃષ્ણ ઉવાચઃ—

જે સાંભળે સુખ ઉપજે, ને જાય ભવ દુઃખની વ્યથા. ૪૪
જીવાત્માને વિષે ઈંદ્રિ, માયા બ્રહ્મને જાણજે;
આ માયાથી સૌ ઉપજે છે, વિશ્વાસ મનમાં આણજે. ૪૫
જેમ અગ્નિમાં કાષ્ઠ હોમીયે, અગ્નિ વાધે છે ઘણો;
તે હુતદ્રવ્યથી પ્રબળ થાયે, પાર નહીં કંઈ તે તણો. ૪૬
તેમ માયા કર્મ સંયોગે, અધિક તે થાયે સહી;
એ કર્મથી બહુ પાપ વાધે, તેમાં કંઈ સંદેહ નહીં. ૪૭
સંસાર સૌ જડવત છે, તે થકી ભાસે કર્મણા;
વસ્તુગતે બંધન મોક્ષ થાયે, એ સૌ માયા ભરમણા. ૪૮
માયાકેરો ભ્રમ તજીને, જે કો જન મુજને ભજે;
તેનો મોક્ષ બંધન ભ્રમ જાશે, અવિદ્યાની માયા તજે. ૪૯

ઉદ્ધવ ઉવાચઃ—

વળી ઉદ્ધવ પુછે છે, સાક્ષાત શ્રી ભગવાનને;
કૃપા કરી હરિ કહો મુજને, શરીર ધારી જ્ઞાનને. ૫૦

શ્રીકૃષ્ણ ઉવાચઃ—

પ્રભુ કહે સાંભળ ઉદ્ધવ, એ પ્રશ્ન હું તુજને કહું;
એ શરીરધારી જીવજંતો, તેમાં વ્યાપક હું રહું. ૫૧
ષડ ચક્ર ભેદી શોધીયે, ત્યારે આત્માને જાણીયે સહી;
મારું રૂપ ત્યાં સૂક્ષ્મ છે, એમ શ્રીહરિએ વાણી કહી. ૫૨
વૈરાટરૂપે રહ્યો વિશ્વમાં વ્યાપી, તેજ મુજને જાણવો;
સર્વત્ર વ્યાપક હું રહ્યો, એવો વિચાર મનમાં આણવો. ૫૩
ઉદ્ધવ કહે મહારાજશ્રી, જો કૃપા મુજ ઉપર કરી*;
વૈરાટ સ્વરૂપ જે તમારું, હરિ કહો મુજને વિસ્તરી. ૫૪
શ્રીકૃષ્ણ કહે ઉદ્ધવ પ્રત્યે, તેં રુડું પ્રશ્ન પૂછ્યું સહી;
વિશ્વવ્યાપક રૂપ માહરું, તેહ કથા સાંભળ ચિત્ત ધરી. ૫૫
ભૂરલોક તે નાભી મારી, સ્વર્ગ લોક તે મસ્તક ભણું;
યુગ્મ ચર્ણ પાતાળ સાતે, વર્ણન તેનું છે ઘણું. ૫૬
ચંદ્ર સૂર્ય તે નેત્ર સ્થાનક, દશદિશા બાહુ જાણજે;
સકળ પર્વત અસ્થિ સ્થાનક, એવું ચિત્ત પ્રમાણજે. ૫૭
મેદ રુધીર સમુદ્ર સાતે, વળી નાડી તે સઘળી નદી;
સહસ્ર મસ્તક માહરે, એમ વેદ ચારે સ્તુતિ વદી. ૫૮
રોમ સ્થાનક વનસ્પતિ, જે ભાર અષ્ટાદશ કહી;
નવકુળ નાગ મમ રૂપ મધ્યે, નિરંતર રહે છે સહી. ૫૯
સપ્ત લોક દશે દિશા, પાતાળ રચના છે વળી;
નક્ષત્ર સુર તેત્રીશ આદે, સકળ રૂપની મંડળી. ૬૦

---

* આ વિષય આ અધ્યાયની બહારનો છે. મૂળમા ... વાત છે તે પરા, પશ્યન્તી, મધ્યમા ને વૈખરી વાણીનું ... જે બીજી જગ્યાએ હોવાથી નોટમાં પુનરાવર્તન ...

સ્વર્ગ મૃત્યુ પાતાળ મધ્યે, સકળ પ્રાણી જે કહ્યા,
તે સઘળાને આધાર મારો, તે સૌ મુજ મહિ રહ્યા ૬૧
શંખ, ચક્ર ને ગદા સારિંગ, મુકુટ મણી શોભા ધરે,
કૌસ્તુભ મણી વપુ શ્યામ શોભા, કુંડળ બેઉ ચમચમ કરે ૬૨
એવું સ્વરૂપ મારું ધ્યાન લાવે, સદા ચિત્તમા આણશે,
પ્રીત મુજ ઉપર કરીને, પરિબ્રહ્મ મુજને જાણશે ૬૩
સર્વથા તેને કરુ કરુણા, તેમા કઈ સંદેહ નહીં,
અંબરીષ, ધ્રુવ, પ્રહ્લાદ સરખા, શર્ણ મમ પામ્યા સહી ૬૪
ભક્તિ ભાવે ભજે મુજને, હું નિકટ તને રહું,
મુજ દાસને કરુણા કરીને, અનેક અઘની ક્ષમા કરુ ૬૫
એવુ જાણી વિશ્વાસ આણી, ભાવશું મુજને ભજો,
સંસાર વિષયા વિસારીને, કપટનું સ્થાનક તજો ૬૬
સમસ્ત સૃષ્ટિમા રહ્યા વ્યાપી, ઘટઘટમા વ્યાપી રહ્યો,
પણ પ્રપંચરૂપ વૃક્ષ છે તે, કાર્યકારણ લેવા ગયો ૬૭
આત્માનુ સત્યપણું જાણી, કર્મનો ત્યાગ કરજે,
તે વિના કરેલુ સર્વે મિથ્યા, એમ હૃદયામા ધરજે ૬૮
પ્રપંચરૂપી વૃક્ષ અનાદિ, ભોગ મોક્ષ ઉત્પન્ન કરે,
પૂણ્ય પાપ એ બીજ તેના, વાછના મૂળિયા હરે ૬૯
ત્રણ ગુણ તેના થડ છે, પંચ ભૂત તે સ્કંધ જાણ,
અગિયાર ઈંદ્રિયો શાખા છે, વાત પિત્ત કફ છાલ માન ૭૦
સુખ દુ ખ ફળ બે તે તણા, શબ્દાદિક વિષય રસ તે તણા,
જીવ ઈશ્વર બે પક્ષી વૃક્ષપર, જાણે ગુણીજનો ઘણા ૭૧
સુખ જ્ઞાનિ પુરુષ પામે, દુ ખ કામી જન પામે સહી,
એવી રીતે પ્રપંચ વૃક્ષ તજી, ઈશ્વરને ઓળખે અહીં ૭૨
એમ ઈશ્વરને ઓળખી, પછી પરબ્રહ્મને પામવા,
પરમાત્માને પામી કરી, સાધન સર્વે છાડવા ૭૩
જેમ વૃક્ષ છેદન કરે જન, કુવાડો કરમા ધરી,
તેમ અકર્મ વિષયા છેદીયે, નિજ ક્ષમા બુદ્ધિયે કરી ૭૪
મોહ મદ અહંકાર સઘળો, વિષય તૃષ્ણાએ જન ફરે,
વૈરાટ સ્વરૂપે ચિત્ત ધરતા, અકર્મ સઘળા નિસ્તરે ૭૫
સંસારસાગર તરે પ્રાણી, અંતે તે મુજને મળે,
સમુદ્રગામિની હોય સરિતા, તેમજ તે મુજમા ભળે ૭૬
કૃપા કરીને શ્રીકૃષ્ણે, ઉદ્ધવને એહ કથા કહી,
શુક કહે સાભળો પરીક્ષિત, જ્ઞાન નિજ હ્રદયા ગ્રહી ૭૭
દ્વાદશ અધ્યાય થયા પૂરા, એકાદશ સ્કંધની કથા,
ભણે ભણાવે સાભળે, તેની જાય પાપતણી વ્યથા ૭૮

વલણ

જાય સંકષ્ટ વ્યથા ભાગે, કોટી પતાક પ્રજળે,
કરજોડી વલ્લભ ભણે, તેને શ્રીહરિ શીઘ્રે મળે ૭૯

ઇતિ શ્રીમદ્ભાગવતે એકાદશસ્કંધે દ્વાદશોઽધ્યાય ॥ ૧૨ ॥

---

## અધ્યાય ૧૩ મો*

### કડવું ૧૩ મુ–રાગ મલ્હાર

શુકજી વાણી ઉચરે, તું સાભળ પરીક્ષિત રાયરે,
ઉદ્ધવ પ્રત્યે અવિનાશી કહે, જ્ઞાન સાધન કથાયરે ૧

શ્રીહરિ ઉવાચ–

અધર્મ નાશ પામે સહી, ત્યા અંતનું પાસું હોયરે,
સત્યથી સવિતા તપે, સત્યથી સુર સૌ હોયરે ૨
સત્યથી શેષ ધરા ધરે, સત્યથી વાયુ વર્ષાંદરે,
ત્રીભૂવન રહ્યા સત્યથી, તે વિચારો મન વાતરે ૩
સત્યથી સિદ્ધિ પામીયે, છે વિશ્વને સત્યાધારરે,
સત્ય સમાન સાધન નથી, એ સત્ય ત્રિભૂવન સારરે. ૪
સત્યથી સર્વથા હું મળુ જહા સત્ય ત્યા મમ વાસરે,
સત્યે સકળ સુખ પામીયે, સર્વ પહોચે મનની આશરે ૫
સત્ય થકી તો જ્ઞાન પ્રકટે, સત્ય ધર્મે અઘ જાયરે,
સત્ય રીત સંસારમા, ઘણો સત્યતણો મહિમાયરે ૬
સત્ય થકી દોષ સઘળા દહીએ, દેહતણા જે કર્મરે,
આશા તૃષ્ણા મોહ મદ તે, માયાના સૌ ભર્મરે ૭
જેમ વાસ ઝાડીથી ઉપજે, મહા અગ્નિ વન મે ઝારરે,
તે અગ્નિ વન સકળ દહી, ક્ષણમા કરે સંહારરે ૮
તેમજ અસત્ય થકી, પ્રાણી પામે પાપરે,
માટે સત્ય ગ્રહણ કરવુ, જાય જન્મનો સતાપરે ૯
દેહથી સુધર્મ ઉપન્યો, શુભ માર્ગે પમાડે દેહરે,
શ્રીહરિને હૃદયે ધરતા, સદ્ય મોક્ષ પમાડે તેહરે ૧૦
જે કર્મ કર્યા સંસારમા, તેને જ્ઞાન અગ્નિ બાળેરે,
અકર્મ વિષયા ટાળીને પછી, સ્વર્ગતણું સુખ આલેરે ૧૧
વળી શ્વાન અજ ને ગર્ધભ, પ્રાણી જે કહેવાયરે,
તે કર્મ કરે સુખ પામવા, પણ દુ:ખ ઘણેરું થાયરે ૧૨
ત્રણ ગુણની વૃત્તિઓ થકી, બ્રહ્મવિદ્યા નવ થાય ઉત્પન્નરે,
એ વૃત્તિને નિવૃત્ત કરવી, તે કરવાના કહું સાધનરે ૧૩
સત્વ ગુણની વૃદ્ધિ કરવી, રજો તમોને કાઢી મારીરે,
સાત્વિક પદારર્થને સેવવા, એના તરક જોવા વિચારીરે ૧૪
તિર્થ જળ સાત્વિક છે, સુગંધાદિક જળ રાજસી જાણરે,
મદિરાદિક જળ તામસી છે, તે છોડવુ પરમાણરે ૧૫
પ્રભાતાદિક કાળ સાત્વિક છે, મધરાત એ તામસકાળરે,
પ્રદોષ કાળ રાજસ જાણજે, નવ સેવવો બહુ વિકરાળરે ૧૬
શિવ વૈષ્ણવ ધર્મે સાત્વિક છે, શક્તિ દિક્ષા રજો ગુણરે,
ક્ષુદ્ર દિક્ષા તમો ગુણી છે, એના ગ્રેહવા મદા અવગુણરે ૧૭
સત્વ ગુણ વધવા થકી, શુદ્ધ થાય તે કુરૂપરે,
પછી પરબ્રહ્મને પીછાણે, જાણે શુદ્ધ સ્વરૂપરે ૧૮

---

* આ તેરમા અધ્યાયમાં સત્વગુણની વૃદ્ધિ વિજ્ઞાના ઉદયનો ક્રમ હંસનો ઇતિહાસ અને ચિત્ત તથા ગુણે ને નોખા પાડવાની યુક્તિ કહી છે

વળી સંસારી જાણે, વિષયને સેવતાં સુખ હોયરે,
પણ વિષયથી નર્કે પડે, જન સાંભળજો સૌ કોયરે. ૧૯
સ્વર્ગ થકી સંસારમાં, તે પડશે પ્રાણી ઘણુંરે;
જન્મ મર્ણ તેને હશે, લક્ષ ચોર્યાશી અવતર્ણરે. ૨૦
ત્યારે ઉદ્ધવ વાણી વદે, શ્રીહરિને લાગી પાયરે;

ઉદ્ધવ ઉવાચઃ—

વિષયથી નર્કે પડે તે, માંડી કહો કથાયરે. ૨૧
જીતેન્દ્રિપણાથી સુખ છે, પણ કેમ ન પામે તે જનરે;
મનુષ્યને અન્ય પ્રાણીરે, વિષયમાં કેમ થાય મગનરે. ૨૨

શ્રીભગવાન ઉવાચઃ—

વિવેક રહિત મનુષ્ય મનમાં, 'હું મારા'નો હવો વાસીરે,
તેથી સત્વ ગુણને ત્યજીને, રજો તમોને સેવે ન તપાસીરે. ૨૩
રજો વ્યાપ્ત થતા મનમાં, સંકલ્પ વિકલ્પ ઉઠે સેહેજરે;
દુષ્ટ વિષયને પછે સેવે પ્રાણી, તેમાં ઉપજે હેજરે. ૨૪
તૃષ્ણાવશ્ય થાય પ્રાણી, પછે કરે કર્મ ઉત્પાતરે;
અનેક પ્રમાણ શોધી પ્રાણી, કરે નિઃસંશય પાપરે. ૨૫
કદિ સત્વ ગુણ આવે તો દેખે, દોષ દૃષ્ટિ વિષયમારે,
તોપણ તે તેનાથી છેદાય નહિ, વધતી વધારે તે તૃષ્ણારે. ૨૬
આ દોષ ટાળવાનો છે સેહેલો, કહું તે ઉપાય તુંનેરે,
આસન પ્રાણાયામ કરીને, દૃઢ મને ભજે મુનેરે. ૨૭
સર્વે વિષય સંગે યુદ્ધ કરીને, જીતવી ઈંદ્રિ સર્વેરે;
મારામાં એક ચિત્ત થઈ જાવું, અને ગાળવો મનનો ગર્વરે. ૨૮
સનકાદિક મુજ સર્વે શિષ્યે, કીધા એ ઉપાયરે;
શીઘ્રે પામ્યા મુજને તે તો, રહ્યા મમ હૃદયા માંયરે. ૨૯

ઉદ્ધવ ઉવાચઃ—

તવ ઉદ્ધવ વળતું વદે, સનકાદિક શિષ્ય થયા કયારેરે;
આ જન્મમાં નથી તેઓ, કહો કેવા તેમના આચારરે. ૩૦
તવ શ્રીહરિ વળતાં વદે, તું સાંભળ ઉદ્ધવ વાતરે;

શ્રીભગવાન ઉવાચઃ—

હવે દૃઢ મન કરી સાંભળો, પ્રશ્નતણી વિખ્યાતરે. ૩૧
એક સમે સનકાદિકે, બ્રહ્માને પૂછયું જ્ઞાનરે;
પછી કર્મને વશ બ્રહ્માજીએ, મારુ ધરીયું ધ્યાનરે. ૩૨
હંસરૂપ ધર્યું મેં તેથી, બ્રહ્મા સાંનિધ્ય તે વારરે,
પ્રશ્ન તવ સનકાદિક મુનિયે, પૂછયું મુજને સારરે. ૩૩
સનકાદિક એમ ઉચરે, તમો કોણ છો હંસ સ્વરૂપરે,
ત્યારે હું હંસ વાણી વદ્યો, જે સ્વામિ વૈકુંઠ ભૂપરે. ૩૪
હંસરૂપે મેં તે પ્રત્યે કહ્યું, મુને પરમેશ્વર તમો જાણોરે,
સનકાદિક પૂજા કરી, સ્તુતિ ઉચર્યા જોડી પાણરે. ૩૫
પછે પ્રશ્ન એક પૂછયું મુજને, કેમ વિશ્વ ઉપજશે એહરે;
અંતર્યામીમાં આવીને, સૌ લય પામશે તેહરે. ૩૬
ત્યારે વિષય ભોગનાં પ્રાણીને, સ્વામિ શું દુઃખ થાયરે,
એવું પ્રશ્ન તે શ્રવણે સાંભળી, બોલ્યા હંસાવતાર રાયરે. ૩૭
આ સંસાર વિષેના કર્મમાં, જે બુડ્યા થઈ બંધનરે;
લક્ષચોર્યાશી અવતરે, તેને નહીં મારુ દર્શનરે. ૩૮
પુણ્યથી પુણ્ય વાધે સહી, વળી પાપથી વાધે પાપરે,
પ્રાણી કર્યાં કર્મને ભોગવે, સંસારે આપો આપરે. ૩૯
સંસારનું ચિંતવન નિવારી, મુજમાં આણે મનરે;
દૃઢ ધ્યાને મુજને મળે, મળું હું, બોલે વેદ વચનરે. ૪૦
મારી ભક્તિ જે આચરે, તેના વિષય ભોગ સૌ ફોકરે,
તે મુજ ચર્ણે આવે જરૂર, એ માનજો ઉત્તમ લોકરે. ૪૧
જે પુરુષ જાગ્રત થઈને, ભોગવે છે વળી સંસારરે;
તે સંસાર સ્વપ્નવત જાણવો, બોલ્યા વિશ્વાધારરે. ૪૨
જેમ સ્વપ્ને શીર છેદીયું, જાગે ને મિથ્યા થાયરે,
વિષય તૃષ્ણા સૌ એમ છે, સત્ય સાંભળ ઉદ્ધવ ત્યાંયરે. ૪૩
વળી રાજ્ય સુખ પામે સ્વપ્નમાં, જાગે તે ભિક્ષુક હોયરે;
તેમ વિષય ભોગ આ સંસારના, ચિત્તમાં આણો સોયરે. ૪૪
સ્વપ્નવત્ સંસાર છે, મોહ માયા મન અહંકારરે,
વિષય રસ વહાલો જે આત્માને, તે દુઃખ પામે નિરધારરે. ૪૫
વિષય ભોગ સંસારના તે, જાણવા સઘળા ફોકરે,
પ્રથમ મહા સુખ ભોગવીને, અંત્યે પામે શોકરે. ૪૬
મારી નિદ્રાનું સુખ ભોગવે, સંસારી પ્રાણી જેહરે;
સંસારની નિદ્રા મિથ્યા છે, તેમાં નહીં સંદેહરે. ૪૭
દિસે સ્વરૂપ અવનિ વિષે તે, અંતે વણસે સર્વેરે;
અનિત્ય સંસાર જાણી કરી, મુનિ તજવો મનનો ગર્વરે. ૪૮
આ દેહીને વિસારતા પ્રાણી, આત્મારૂપને પામેરે,
મારુ સ્વરૂપ દૃઢ ધ્યાને ધરે, તવ ભવભય સઘળા વામેરે. ૪૯
ગુણ વિષે ચિત્ત પ્રવેશવું સહી, ચિત્તવિષે ગુણકર્મરે;
એવો વિષય સંયોગ હોય તે, જાણજો માયા ભર્મરે. ૫૦
જેમ એક બ્રહ્મ અનંત છે, તેમ માયાનો એ વિકારરે;
મનની વૃત્તિ થાય શીતળ, માયાથી પામે પારરે. ૫૧
હંસાવતાર ધરી પ્રભુએ, કહ્યું સનકાદિકને જ્ઞાનરે,
પછી પ્રભુ અદૃષ્ટ થયા, પૂર્ણ પુરુષોત્તમ ભગવાનરે. ૫૨
તેણ સમે સનકાદિકે, હંસ રૂપને કીધા પ્રણામરે,
અનેક સ્તુતિ કરી નાથની, મુનિ પોહોતા પોતાને ધામરે. ૫૩
શુકજી પરીક્ષિતને કહે, એ એકાદશની કથાયરે;
અધ્યાય તેર પુરા હવા, તે સાંભળતાં દુઃખ જાયરે. ૫૪
સાધુ ભાવે ભજો પ્રભુને, પામો વૈકુંઠ વાસરે,
સંતજનો એક વાર બોલો, જયજય જગત નિવાસરે. ૫૫

વલણ

જયજય જગત નિવાસ સ્વામિ, પ્રભુજી પુણ્યશ્લોકજી,
જે પ્રાણી તુજને ભજે પ્રભુ, તે પામે ગોલોકરે. ૫૬

ઇતિ શ્રીમદ્ભાગવતે એકાદશસ્કંધે ત્રયોદશોધ્યાય ॥ ૧૩ ॥

---

## અધ્યાય ૧૪ મો*

### કડવું ૧૪ મું–રાગ રામગ્રી

શુકજી બોલ્યા સાંભળ રાયજી, કથા સાંભળતાં અઘ જાયજી,
ઉદ્ધવ પૂછે હરિને વાતજી, સાધન દેહીનું કહો જગતાતજી. ૧

ચાલ

ઉદ્ધવ ઉવાચ:—

જગતાતજી ફરીને મુજને કહો, દેહીનું સાધન જ્ઞાન;
નિજ દાસ જાણી દયા આણી, કૃપા કરો ભગવાન. ૨
શ્રેષ્ઠ રુડી કથા પાવન, બ્રહ્મ રસ વર્ણન;
તે સર્વ મમ પ્રત્યે કહો, કરુણા કરી સ્વામિન. ૩
વેદ સાધન બહુ બહુ છે, તે કોણ મુખ્ય કોણ ગૌણ,
ફળદાતા છે સર્વ કે, એક ફળદાતા, તે વળી કોણ? ૪

શ્રીકૃષ્ણ ઉવાચ:—

ત્યારે શ્રીકૃષ્ણ વાણી ઉચરે, સાંભળ ઉદ્ધવ મિત્ર,
મારી કથા શ્રવણે સાંભળેથી, થાય હૃદય પવિત્ર ૫
ફળદાતા ભક્તિ શ્રેષ્ઠ સર્વમાં, બાકી સાધન ક્ષુલ્લક,
ક્ષુલ્લક સાધન ક્ષુદ્ર ફળ આપે, તેમાં નથી કંઇ ભુલ્ય. ૬
પૂર્વે મહા પ્રલયસમે, નહીં હુતી વાણી વેદ,
ત્યારે બ્રહ્માએ સ્વયંભુ મનુને, નિગમ ભણાવ્યા વેદ. ૭
સમસ્ત દેવે તેની પાસ જઇને, કીધુ વેદાધ્યયન,
વેદવાણી ઉચ્ચાર કરતાં, હર્ષ પામ્યા મન. ૮
પછી એ વેદમાર્ગ પ્રવર્ત્યો, સંસાર મધ્યે સાર;
ત્રૈલોકયમાં વ્યાપક હવો છે, તેનો ગુણ વિસ્તાર. ૯
મનુ પાસથી દેવદાનવ, પછી માનવ સર્વ,
રાક્ષસ કિંપુરુષ સર્વે શિખ્યા, વેદ વાણીનો મર્મ. ૧૦
યથામતિ સર્વે વેદના, કીધા ભિન્ન ભિન્ન અર્થ,
બુદ્ધિ પ્રમાણે વેદ સમજે, પણ ન સમજે તેનો મર્મ. ૧૧
મોહ વશ થયેલા મનુષ્યો, કલ્યાણ સાધન કહે અનેક,
મીમાંસક કહે ધર્મને, શાસ્ત્રીઓ યશનો વિવેક. ૧૨
વાત્સ્યાયન ગણે કામને, યોગ શાસ્ત્ર સત્ય દમ શમ,
રાજનૈતિક ઐશ્વર્યને, ચાર્વાક આપે ભ્રમ ૧૩
એમ કલ્યાણ સાધન બહુ બકે, પણ આદિ અંતે દુઃખ,
ભક્તિ માર્ગ છે સર્વોત્તમ, જેમાં નિરંતર સુખ ૧૪
અન્યને પરિછિન્ન સુખ છે, ભક્તને મળે પૂર્ણ,
સંતોષી સમ દૃષ્ટિવાનને, સુખમય પામે શર્ણ ૧૫
મજમાં અર્પણ કરતો ભક્ત, સ્વર્ગ મૃત્યુનાં જે રાજ,
પાતાળ ને બીજાં રાજને, તુચ્છ ગણે મુજને કાજ. ૧૬
ભક્તને મનમાં પ્રેમ છે, મુજ વિના અન્ય ન વાણ,
ભક્ત વહાલા મુજને, ઉદ્ધવ તું છો મારો પ્રાણ. ૧૭
તુજ જેવા શિવ બ્રહ્મા નહિ, લક્ષ્મી ને બળભદ્ર;
મુજમૂર્તિ વહાલી ન તું થકી, એમ બોલ્યા સૌમ્ય ભદ્ર. ૧૮
તૃષ્ણા રહિત શાંત નિર્વૈરી, એવા ભક્તનો હું દાસ,
એ ભક્તાની ચરણરજથી, પવિત્ર કરુ બ્રહ્માંડ ખાસ. ૧૯
હે ઉદ્ધવ તું જાણજે, મજ ભક્તિ કરે પાપ નાશ,
ભક્તિથી મને વશ કરો, તેવી યોગ સાધનથી ન આશ ૨૦
ભક્તિ થકી ચંડાળ, થાયે શુદ્ધ અને પવિત્ર,
ગમે તેવો જન હોય નિચો, પણ ભક્ત મુજનો મિત્ર. ૨૧
ચિત્ત દ્રવે, રોમેરોમે વ્યાપે, આનંદ અદ્‌ભુત અંગ,
નેત્રે વહે આનંદધારા, ગાયે નાચે એ ભક્તિ રંગ. ૨૨
શ્રવણ કીર્તન ધ્યાન દર્શન, એ સર્વ મુજભક્તિનાં રૂપ;
આત્મજ્ઞાન મજવિના ખોટું, એમ બોલ્યા શમ દમ ભૂપ ૨૩
ભક્તિ વિના સાધન સર્વે, એ ઠામ જુઠાં જાણ,
ભજન કરેથી નિશ્ચે પ્રાણી, ભવાટવી તરે નિર્માણ. ૨૪
કામશાસ્ત્રના માર્ગ સઘળા, કરવા શીઘ્ર નાશ,
એવાં ભક્તની હું ઉદ્ધવ સત્વર, પુરીશ સઘળી આશ. ૨૫
મારી માયાયે કરી કંઈ પ્રાણી, સંસારના જે જન,
માનુષી દેહ ધરી ફરી, અભિમાન આણે મન. ૨૬
માયાના વાહ્યા માનવી, પાખંડ કરે છે જાણ;
મહંત થઈ પોતે બેસશે, સૌ લોકમાં નિરવાણ ૨૭
પાખંડ ધર્મ પ્રકટ કરીને, પુરુષનાં હરે મન;
દયાદાન ને દેવપૂજા, ન કરે મુજ દર્શન. ૨૮
વેદમાર્ગ તજી અને, પાખંડ કરશે અનેક;
લોકને બહાર દેખાડવા, મમ ભજન કરશે સુવિવેક. ૨૯
સિદ્ધ થઇ બેસશે પોતે, મારુ લઈ આચર્ણ,
તની આગળ સર્વ નમશે, એવી થાશે ચારે વર્ણ. ૩૦
ભજન મારુ ઉવેખી, સૌ ધરશે તેનુ ધ્યાન,
મમ સ્વરૂપ દર્શન કરે, એવા અલ્પ બુદ્ધિ અજ્ઞાન. ૩૧
પાખંડીને સૌ નમે, તે આગળ કરે કીર્તન,
પૂજા કરે વળી તેતણી, મુને ઉવેખી સહુ જન. ૩૨
જુજવો ધર્મ આચાર સઘળો, પાળશે નરનાર;
નીચને જઈ સર્વ નમશે, તજી મુજને સાર. ૩૩
વર્ણાશ્રમના ધર્મ કેરો, પ્રાણી કરશે લોપ,
સિદ્ધ જ્ઞાની થઈ બેસશે, જીવજંતુને નાંખશે કૂપ ૩૪
પરવિત્ત હરવા પાખંડી, પાખંડ કરે છે અનેક,
પરવિત્તની પ્રાપ્તિ થયાથી, ધરે મન સંતોષ. ૩૫
નિષ્કામના જે ભક્તિ મારી. તેની ન જાણે વાત,
સિદ્ધ થઈ પોતે બેસે, સંસારમાં દિન રાત ૩૬
જપ તપ તીર્થ દયા દર્શન, કહાવે મારુ જેહ:
તેહથકી રહે વેગળો, પાખંડી પ્રાણી તેહ. ૩૭
એવી મુજ માયા અપરિમિત, કો નવ પામે પાર;
લક્ષ ચૌરાશી અવતરે, સંસારમાં બહુ વાર. ૩૮
સ્વકામના ભક્તિ કરી, માગશે તે વૈભવ ધન,
મનમાં એવું ઉપને જે, બેસુ ઇંદ્રાસન. ૩૯

* આ ચૌદમા અધ્યાયમાં ભક્તિ જ ઉત્તમ સાધન છે, બીજું કોઈ પણ ઉત્તમ સાધન નથી એ વિષયનું તથા સાધન સહિત યોગનું વર્ણન કરવામાં આવ્યું છે. ૧ ખાવું પીવું ને બોલવું એ જ કલ્યાણનું સાધન ચાર્વાક માને છે.

જે પ્રવૃત્તિથી રહે અળગો, નિવૃત્તિનો કરી સંગ,
તે શર્ણું મારુ પામશે, એમ વદે વાણી શ્રીરંગ. ૪૦
તેની સદા ચિંતા હું કરુ, તે શર્ણું મારે દાસ,
તેથી હું ક્ષણ અળગો નહીં, એમ કહે શ્રીઅવિનાશ. ૪૧
વૈકુંઠ પદ તે પામશે, વૈમાને થઇ અસ્વાર,
તે શર્ણું મારે આવશે, એમ વદે વિશ્વાધાર. ૪૨
જેનું ચિત્ત મારે વિષે, ને રાત્ર દિવસ ધરે ધ્યાન,
તેહ ભક્તિ મારી પામશે, જેના હૃદયમાં ભગવાન. ૪૩
ભક્તિ ભાવે દયા દાને, કથા કીર્તન જ્ઞાન,
દર્શન પૂજન સ્તવન કરતાં, વૈકુંઠમાં હોય સ્થાન. ૪૪
જેમ બાળે હુતાશન, સૌ ભસ્મ કરે નિરધાર;
સુકું લીલું સર્વ બાળે, ક્ષણ નવ લાગે વાર. ૪૫
તેમ જેનું મન મુજમાં, નિષ્કામના મારગ સાર;
અકર્મ તેનાં સર્વ બાળું, એમ વદે શ્રીમોરાર. ૪૬
સાંસારિક મુજ દર્શન કરતાં, ગુણગ્રામ ગાતાં જન,
રોમાંચિત થઇ રાજી થાયે, ભાવથી કરી પૂજન. ૪૭
પ્રતિમા મારી ભાવથી પૂજે, નૃત્ય કરે ને ગાય,
ત્રણલોકને પાવન કરે, એ મુજ ભક્તિનો મહિમાય. ૪૮
જેમ સુવર્ણને અતિ તાપ દેતાં, વિશેષ્ય ચોખું થાય,
તેમ પ્રભુનું સ્મરણ કરતાં, અતિ સુખી હોય કાય. ૪૯
પુરુષ પવિત્ર થાયે સહીજો, ધરે હરિનું ધ્યાન,
કરુણા કરે તેને વિષ્ણુજી, સાક્ષાત્ શ્રીભગવાન. ૫૦
નિશ્ચે તે પામશે મુજને, સર્વથા નિરધાર,
હું તેથી અળગો નહીં, એમ વદે વિશ્વાધાર. ૫૧
મમ શર્ણની ઇચ્છા કરે તે, વિષય રસ તજે સર્વ,
સંગત સ્ત્રી જનની તજે, મનમાં ધરે નહીં ગર્વ. ૫૨
નિષ્કામના ભક્તિ કરી, વિષય સુખની છોડે આશ,
આશા તૃષ્ણાથી રહિત, સદા હું છઉં તેની પાસ ૫૩
તે પામશે મુજને નકી, એ વેદ વાણી સાર,
હું આશા પુરુ દાસની, ઉદ્ધરે નર ને નાર. ૫૪
એવી પ્રભુની વાણી સાંભળી, ઉચરે ઉદ્ધવદાસ,

ઉદ્ધવ ઉવાચઃ—

એક પ્રશ્ન મુને ઉદય હતું, તે કહો શ્રીઅવિનાશ ૫૫
સ્વામી કોણ આસને કોણ, ધ્યાને ધરવું તમારું ધ્યાન,
તેહ વિધિ સઘળી કહો, મુને કૃપા કરી ભગવાન, ૫૬
જે ધ્યાનથી દર્શન તમારુ, પામીયે મહારાજ,
હરિદાસ તારા ઉધરે, સંસાર સાધન કાજ. ૫૭
એવુ પ્રશ્ન ઉદ્ધવનુ સુણીને, વદે જુગજીવન,

શ્રીભગવાન ઉવાચઃ—

તેં સાધન પૂછ્યુ ઉદ્ધવ રુડું, તુજને છે ધન્યધન્ય. ૫૮
સંસારના પ્રાણી સર્વકો, આચરે આણી સ્નેહ,
જનમાયા સાગરને તરી, મમ શર્ણ પામે તેહ ૫૯
એકાંતસ્થાનક પવિત્ર જોઇને, ત્યાં કરીએ આસન,
પદ્માસન કરી બેસીયે, વળી રોધ કરીયે પવન ૬૦
ક્ષણે ક્ષણે વાયુને ખાળીયે, શોધીયે મૂળ સ્થાન,
પ્રાણાયામ કરી દેહ શોધીયે, ધરી માહરુ ધ્યાન. ૬૧
પૂરક, કુંભક ને રેચક એ, રોધ કીજે વાય,
કુંભકને ત્યાં રોકીયે, તે સમાવીયે ઘટ માંય. ૬૨
નાસિકા અગ્રે દૃષ્ટિ કરીને, સાંભળે અર્ણવ નાદ,
મોર પિચ્છની ચંદ્રિકાવત્, નીરખે હરિ ઉલ્હાસ. ૬૩
ચાર ધ્યાને ચતુર્ભુજનું, કીજીએ દરશન,
આ દેહીમાં અવિનાશ જોવા, રૂડે દેહ સાધન. ૬૪
પ્રથમ ધ્યાન પદ્માસને, હોય ધૂમ્રજ્યોતિ પ્રકાશ,
ત્યાં પ્રેમ પૂર્ણથી પરિબ્રહ્મજી, કરુણા કરે અવિનાશ. ૬૫
બીજે ધ્યાને રક્ત વર્ણ, દેખીયે વિશ્વાધાર,
અગ્નિ સ્વરૂપ અવિનાશજી, વૈદુલ્ય સર્વ પ્રકાર. ૬૬
નીલ પીત ને રક્ત રંગે, સ્વરૂપ દેખે અનેક,
તે સ્વરૂપ મારુ જાણજે, આણજે મન વિવેક. ૬૭
પર્મજ્યોતિ દેખતામાં, હોય ઉદ્યોતકાર,
અંધકાર સૌ નાશ પામે, પ્રકટ જ્યોતિ સાર. ૬૮
ત્રિકુટી દ્વારે ધ્યાન ત્રીજું, આચરવું નિરધાર,
ત્રિજું તાળું ઉઘડેથી, ઉદ્યોત બહુ ઝાતકાર. ૬૯
જેમ શર્દ કાળે ઘનવર્જિત, નિર્મળ હોય આકાશ;
તેમ સચરાચર દેખીયે, પરિપૂર્ણ તે યશ રાશ. ૭૦
તહાં પ્રત્યક્ષ દીપક દેખીયે, જ્યોતિમંડળ થાય,
ત રૂપ મારુ જાણજે, એમ કહે શ્રીવૈકુંઠરાય. ૭૧
ચોથે સ્થાને જ્ઞાન ધ્યાને, દેખીયે ભગવાન,
તે સર્વ વ્યાપક વિશ્વંભર, તું ઉદ્ધવ સાચું માન. ૭૨
અખંડ જ્યોતિ જળહળે, અત્રીક્ષ ભાસે સાર,
આધાર તેને નથી કોનો, તે વિષ્ણુરૂપ મોરાર ૭૩
એમ ચોથું તાળું ઉઘડે, બ્રહ્મરંધ્રની* જે ભીત,
ત્યાં પ્રગટ રૂપ પરિબ્રહ્મને, દેખીયે રૂડી રીત. ૭૪
એ ચાર ધ્યાનનો ભેદ જે, જન પામશે સંસાર,
તે માયા મોહ સાગર તરીને, ઉતરશે ભવપાર. ૭૫

ઉદ્ધવ ઉવાચઃ—

ઉદ્ધવ કહે મહારાજ શ્રી, એ પવન ભેદ છે જેહ,
તે જીત્યાની વિધિ કહો, શું પામીયે ફળ તેહ ૭૬

શ્રીકૃષ્ણ ઉવાચઃ—

તવ વદે શ્રીનાથજી, સાંભળ કહું વિસ્તાર,
એહાં દ્વાદશ આગુળ વાયુ ચાલે, ચાલતા તે અઢાર. ૭૭
નિદ્રામા ચોવીશ આગુળ, દોડતા બત્રીશ,
સભોગ કરતાં સુંદરીથી, ગતિ છે છત્રીશ. ૭૮
છત્રીશ આગુળ પવન વ્યાપે, મન્મથનો જ્યાં માર,
પણ આસન દ્વાદશ જીત્યાનો, તુજને કહું પ્રકાર. ૭૯

* બ્રહ્મરંધ્ર એ મસ્તકમા છે

ક્ષણે ક્ષણે તે છતાયે, પગથીએ ચડીએ જેમ;
પ્રત્યેક ખંડ અનુક્રમથી, ખંડી મુકે પગ તેમ. ૮૦

પ્રથમ એક આંગળ ન્યૂન કરતાં, કામદગ્ધ જે હોય;
કંઈ જ્ઞાન આવે હૃદયમાં, ને માયા વીસરે સોય. ૮૧

યુગ્મ આંગળ ન્યૂન કરતાં, આનંદમાં દિન જાય;
તે હર્ષ શોકને મન ન લેખે, માયા વિષે નહીં ભેદાય. ૮૨

ત્રણ્ય આંગુળ ન્યૂનથી, કવિ શકિત હોયે સાર;
અનેક કાવ્ય પ્રબંધ બાંધે, કથા શાસ્ત્ર અપાર. ૮૩

ચતુરાંગુળ ન્યૂન કરતાં, હોયે વાચા સિદ્ધ પ્રકાશ;
જેહ વદે તે અવિચળ વાણી, સત્ય યોગ અભ્યાસ. ૮૪

પંચ ન્યુને હોય દૂર દૃષ્ટિ, સર્વ નિરખે રૂપ;
ત્રૈલોકય તેને પડે દૃષ્ટે, એમ વદે વૈકુંઠ ભૂપ. ૮૫

ષડાંગુળ તે ન્યૂન કરતાં, ખગમાર્ગની* ગતિ થાય;
પક્ષીની પેરે પરવરે, જ્યાં જવાની ઇચ્છાય. ૮૬

સાત આંગળ ન્યૂનથી, સાંભળે મેઘનો નાદ;
મેઘતણું રૂપ પોતે દેખે, શુભ દિવ્ય ચક્ષુ પ્રકાશ. ૮૭

અષ્ટ આંગળ ન્યૂનથી, હોય ભૈરવનાં દરશન;
અનેક નાદ તે સાંભળે, જે ધ્વનિ અગાર ગગન. ૮૮

નવમે પોલે નવનાથ, સિદ્ધ ચોર્યાશી જે કહેવાય;
તે સર્વ સાથે મળે પ્રેમે, મેળાપ સઘળે થાય. ૮૯

દશ આંગુળ વાયુ ન્યૂન કરતાં, સિદ્ધ સાધક જેહ;
અનેક આવી મળે, શીઘ્ર થાય નિર્મળ દેહ. ૯૦

એકાદશમે અર્ધ છાયા, દેખીયે દરશન;
પરમ પદ અવિલોકતાં, આનંદ પામે મન. ૯૧

દ્વાદશમે થાય વાણી, કેશ કાયા કંચન સાર;
તેને જરા મૃત્યુનો ભય નહીં, અવતર્યું છે આવાર. ૯૨

પછી સઘળે બ્રહ્મ ભાસે, બ્રહ્મમાં લય થાય;
બ્રહ્મલોકે નિવાસ તેનો, એમ વદે વૈકુંઠરાય. ૯૩

ક્ષણેક્ષણે અભ્યાસથી, એમ ગતિ ગગને હોય;
અનેક સુર મુનિ દેખતાં, જળ મળે મુજને સોય. ૯૪

ષડચક્ર સાધન ધ્યાનયોગે, આત્મસાધન જોય;
ઇડા પિંગળા સુષુમ્ણા આરાધ્યા, અવિગતિ હોય. ૯૫

સત્વ રજ ને તામસી ગુણ, ત્રણ જે કહેવાય;
તે સત્વગુણ મારે વિષે છે, રજોગુણ બ્રહ્માય. ૯૬

તામસગુણ સર્વથા શંકર, જાણજે નિરધાર;
જે રુદ્રરૂપે સર્વ સૃષ્ટિ, કરે છે સંહાર. ૯૭

વળી પંચતત્વનું શરીર છે, સાંભળ કહું પ્રકાશ;
પૃથ્વી આપ† તેજ ને વાયુ, આકાશ પાંચે ખાસ‡. ૯૮

એની પ્રકૃતિ પાંચે જુજવી, તું માનજે નિરધાર;
પ્રથમ પૃથ્વી કેરી પ્રકૃતિ, સાંભળ કહું વિસ્તાર. ૯૯

અસ્થિ રક્ત ને ત્વચા નાડી, મેદ જે કહેવાય;
પ્રકૃતિ પૃથ્વીની સહી, એમ વદે વૈકુંઠરાય. ૧૦૦

* આકાશ † પાણી. ‡ નક્કી.

આપની પ્રકૃતિ લાળ, પ્રસ્વેદ મૂત્ર શુક્ર જે હોય;
રક્ત સમીપે સાથે પાંચે, જાણજો સૌ કોય. ૧૦૧

તેજની પ્રકૃતિ જાણીયે, ક્ષુધા તૃષા નિદ્રા સાર;
આળસ શક્તિની સાથે, પાંચે તેજનો પરિવાર. ૧૦૨

વાયુ કેરી પ્રકૃતિ, જ્ઞાન ધ્યાન ગોચર જેહ;
બળ કથા કીર્તન શ્રવણ, વાયુથી પ્રગટે એહ. ૧૦૩

આકાશ પ્રકૃતિ માયા મોહને, રાગ દ્વેષ નિરધાર;
અહંકાર સાથે પાંચ એ, આકાશ ગુણ વિસ્તાર. ૧૦૪

પૃથ્વીની આશા ભાર્યા, આપની કલ્પના મન;
તેજની ભાર્યા ચિંતા શાકિણી, કરે રુધિરનું પાન. ૧૦૫

મનસા ભાર્યા વાયુની, ચોરટી તે કહેવાય;
શિક્ષા શિલવંતી આકાશની, તે યોષિતા લહેકાય. ૧૦૬

એ પૃથ્વી સ્થિર બેસી રહે, આપનો શીળ સ્વભાવ;
તેજ તત્વ વાયુ ચલિત, જેમ જળની માંહે નાવ. ૧૦૭

આકાશ ઉભું ગગન ભાસે, એ પંચગુણ વિસ્તાર;
વળી ગુરુ છે પંચના, તે કથા સાંભળ સાર. ૧૦૮

પૃથ્વીનો ગુરુ મનદેવતા, વાચા સ્વરૂપી હોય;
એ આપનો ગુરુ ચંદ્રમા, જેને કળી ન શકે કોય. ૧૦૯

શીતળ સ્વરૂપે સુધાકર, તે સર્વની રાખે દેહ;
અમૃત અતિ ઉપજે તેથી, તેમાં નહીં સંદેહ. ૧૧૦

તેજનો ગુરુ શ્રીસૂર્ય ભણીયે, પાવક સ્વરૂપી જાણ;
વાયુનો ગુરુ શુક્ર સહી, તે નાદ સ્વરૂપે પ્રમાણ. ૧૧૧

આકાશનો ગુરુ નિરંજન દેવતા ભણીયે જેહ;
શૂન્ય સ્વરૂપે સર્વ, ને પ્રતિપાળ કરતા તેહ. ૧૧૨

પંચ રંગ પંચમહાભુતના, પ્રથક સાંભળ વાર;
પૃથ્વી તો પીત રંગિણી છે, આપ શ્વેત શરીર. ૧૧૩

રક્ત રંગે તેજ ભણીયે, વાયુ હરિત છે રંગ;
શ્યામ રંગે આકાશ શોભે, ગગન ગોળ અભંગ. ૧૧૪

પંચ ગુણના સ્વાદની, તું કથા સાંભળ વાત;
દૃઢ મન કરીને શ્રવણે ધરજે, વદે શ્રીજગના તાત. ૧૧૫

મિષ્ટ પૃથ્વી સ્વાદ નિશ્ચે, આપ ચરકો સાર;
તેજ તીખો વાયુ ખારો, આકાશ મોળો અપાર. ૧૧૬

મેળાપ ગુણ પૃથ્વીતણો, આપ વીર્ય ગુણ જાણ;
તેજ તમોગુણ વાયુ વશ ગુણું, આકાશ સત્વ પ્રમાણ. ૧૧૭

મસ્તક ઘર પૃથ્વીનું છે, ગુંજ સ્થળ તે દ્વાર;
ખાનપાન આહારરૂપી, લાલચ લોભ વ્યવહાર. ૧૧૮

લેલાટ ઘર છે આપતણું, દ્વાર ઇંદ્રિ સત્ય;
દૃષ્ટિ આહારને જાણીયે, વ્યવહારરૂપી ને સુગત્ય. ૧૧૯

પિત્ત ઘર છે તેહનું, વળી સુખ સુંદર દ્વાર;
દૃષ્ટિ રૂપી આહાર છે, સુકાંતિને સમકાર. ૧૨૦

વાયુ ઘર છે નાભિ સ્થાનક, નાસિકા જાણો દ્વાર;
સુગંધ સઘળે આહાર તેને, વિવિધ છે વ્યવહાર. ૧૨૧

આકાશનું બ્રહ્માંડ ઘર, શ્રવણ દ્વાર નિરધાર;
શબ્દરૂપી આહાર તેનો, નાદ છે વ્યવહાર. ૧૨૨

એ ઉત્પત્તિ અવિગત્ય છે, એ ઉત્પત્તિ આકાશ;
આકાશથી તે ઉપજે વાયુ, વાયુથી તેજ સાર. ૧૨૩
તેજથી ઉત્પત્તિ જળતણી છે, જળથકી મહી હોય;
મહી ગૃહે છે તોયને, જળ ગૃહે તેજને સોય. ૧૨૪
તેજ ગૃહે છે વાયુને, વાયુ ગૃહે છે આકાશ;
આકાશ ગૃહે અહંકારને, આણજે મન વિશ્વાસ. ૧૨૫
અહંકાર ગૃહે અવિગતિને, સત્વ સત્ય નિરધાર;
ત્રિગુણ પંચતણી પ્રકૃતિ, પિંડ બ્રહ્માંડ વિસ્તાર. ૧૨૬
એ પંચમહાભૂતનું વર્ણન, કહ્યું તુજને સાર;
સદ્‌ગુરુ કૃપાથી આત્મજ્ઞાને, પામશે જન પાર. ૧૨૭
સાધુ સમાગમ દોહેલો છે, આત્મ સાધન જ્ઞાન;
જેનું ભાગ્ય હોય તે અનુભવે, એમ બોલ્યા શ્રીભગવાન. ૧૨૮
એવું આત્મજ્ઞાન સાંભળી, ઉદ્ધવ કરે નમસ્કાર;
એક પ્રશ્ન ઉત્તમ વળી, હરિ પ્રત્યે પૂછયું તે વાર. ૧૨૯

ઉદ્ધવ ઉવાચ:—

સ્વામિ બ્રહ્મવિદ્યા બ્રહ્મરસ ને, બ્રહ્મસ્થાનક જેહ;
ષટ્ ચક્ર પંકજ દેહીનાં, પ્રભુ કહો મુજને તેહ. ૧૩૦
વળી શ્વાસોશ્વાસ અંત્રીક્ષ દોરી, આત્મરૂપ લહે જાણ;
કો સત્સાધુ બુધ્ય જાણો, કૃપા જો સારંગપાણ. ૧૩૧
ષટ્ ચક્રનાં જે ઈષ્ટ છે, તે દેવનાં કહો નામ;
સર્વ સંખ્યા બ્રહ્મ વર્ણન, સાંખ્ય યોગનું ધામ. ૧૩૨
વિસ્તારપૂર્વક સર્વ મુજને, કહોની વૈકુંઠરાય;
જીવ આવે ક્યાં થકી આ, ક્યાં જઈને સમાય. ૧૩૩
એવાં રૂડાં પ્રશ્ન ઉદ્ધવનાં, સાંભળી શ્રીભગવાન;
વદે વાણી વિશ્વંભર, ઉદ્ધવ પ્રત્યે હરિ જાણ. ૧૩૪

શ્રીકૃષ્ણ ઉવાચ:—

એ પ્રશ્ન મુજને અરજુને, પૂછયું હતું એકવાર;
મહાભારત ભીષ્મ પર્વે, ત્યાં ગતિનો વિસ્તાર. ૧૩૫
એ કથા કહું તને બ્રહ્મની, સાંભળ ઉદ્ધવ વીર;
જે શ્રવણ કરતાં પાપ નાસે, પવિત્ર થાય શરીર. ૧૩૬
યોગ કમળે ઉપજે મન વિષે, કમળ કરે ત્યાં વાસ;
જ્ઞાન કમળ પ્રપંચ કરીને, થાય મન સંન્યાસ. ૧૩૭
કાયા યોગે સકળ મન ઉત્પત્તિ, જાણજે નિરધાર;
ઉન્મુનિ યોગે આત્મા સહેજે, સાધુ સમાવે સાર. ૧૩૮
એ કર્મને યોગે કરીને, પ્રાણદેહી થાય;
કલ્પના તેને ચલાવે, ઉદય કરી લઈ જાય. ૧૩૯
મન મરે આત્મા અમર છે, જેનો નથી કંઈ નાશ;
જે ગૃહે છે ત કાળરૂપી, સદા છે ભમતો પાસ. ૧૪૦
આત્માનો પરિચય કરી, ઉત્પત્તિ ભાજે સર્વ;
શબ્દ પરિચય ધ્યાન તાળી, જો તજે મનનો ગર્વ. ૧૪૧
વૈરાગ્ય પરિચય થકી હોયે, સર્વથા આશ નિરાશ;
શૂન્ય પરિચય જાણજે, સર્વથા એહ સમાસ. ૧૪૨
ઓંકાર સૌ આત્મભાવ છે, સર્વ ભૂતની માંહિ;
શબ્દ અનહદ ઘટઘટ વ્યાપક, શરીર ધારી જ્યાંહિ. ૧૪૩
તે ગુરુકૃપાથી જાણીયે જો, મળે સદ્‌ગુરુ દેવ;
વિષય સઘળા નાશ પામે, ગુરુ કૃપાથી એવ. ૧૪૪
શુદ્ધ વૈરાગ્ય હોય જ્ઞાન જોગે, જ્ઞાનથી વાધે જ્ઞાન;
ઉન્મુની શું પ્રકાશ થાય, ઉપજે અંતરધ્યાન. ૧૪૫
આત્મજ્ઞાન સમચિત્ત કરે, ત્યારે પ્રાણ પામે સમાસ;
એ સમાસ લક્ષણ પામશે, જે માયાથકી ઉદાસ. ૧૪૬
સમાસ પામ્યો જાણીએ, જ્યારે તજી નિંદ્રા ભૂખ;
આશા તૃષ્ણા વિસારી, જ્યારે તજ્યું માયા સૂખ. ૧૪૭
સર્વ વિષયો મળીયા, મનની ન પહોંચે આશ;
અનેક ઋષિ માયા તજીને, કરે છે તેનો અભ્યાસ. ૧૪૮
આપ ખોયા વિના નિરંજન, નહીં મળે નિરધાર;
જ્યાં લગી કલ્પના ઉપજે, ત્યાં લગી દોષ અપાર. ૧૪૯
તે કલ્પનાને છેદીયે, જ્ઞાન ખડગે કરી વીર;
એકાદશ ઈંદ્રિય જીતવી, મન દૃઢ કરીને ધીર. ૧૫૦
સ્વયં ધૈર્ય ધર્યા વિના, કારજ ન પામે સિદ્ધ;
ચૈતનકાર્ય તો લહે જો, રવિશશી મૈત્રી કીધ. ૧૫૧
જો ચંદ્રસૂર્ય રહે એકઠા, મળી એકે ઠામ;
ઉત્પત્તિ પ્રલય ન નીપજે, એમ કહે સુંદર શ્યામ. ૧૫૨
મધ્યવર્તી મન ઉન્મુની, તાળી કો જાણે જોગીજન;
સંસારમાં નીર્લેપ તે યથા, કમળ જળ દરશન. ૧૫૩
એ આધ્યાત્મિક જ્ઞાનને, અનુભવે જે સંસાર;
તે સિદ્ધ સંત હુવા સહી, પામશે દુસ્તર પાર. ૧૫૪
સદ્‌ગતિ હોય પૂર્વ પુણ્યે, ટળે સઘળાં પાપ;
સંસાર માયાથી ન ભેદાય, એવો પ્રબળ જ્ઞાન પ્રતાપ. ૧૫૫
પ્રેમ શુદ્ધ પૂર્ણ યદા, સાધુ તે મારું રૂપ;
સકળવ્યાપક હું રહ્યો, એમ વદે વૈકુંઠ ભૂપ. ૧૫૬
અહંકાર 'હું, તું' એ ભર્મે છે, રમે સર્વ માયા માંહિ;
સ્થાવર જંગમ રહ્યો વ્યાપિ, બ્રહ્મ રૂપે ત્યાંહિ. ૧૫૭
વિષય આચર્ણથી ઉપજે, હું તુંનો માર્ગ જેહ;
જ્ઞાનયોગે સમાસ પામે, તેમા નહીં સંદેહ. ૧૫૮
જેમ પ્રભાતે સુર્ય પ્રગટે, તિમિર સઘળું જાય;
તેમ જ્ઞાન યોગે કરીને, વિષય દૂર પલાય. ૧૫૯
સ્વયં આપે જ્ઞાન થયા વિન, નિર્મળ થાય ન મન;
પૂર્ણ બ્રહ્મ પ્રભુ તો મળે, જો મમતા તજે અહો દિન. ૧૬૦
જેવે યોગે ઉપજે પ્રાણી, તેવા ધરે છે વિચાર,
એ સર્વ વ્યાપક આત્મા છે, તું માનજે નિરધાર. ૧૬૧
અવસાને જેવી વાંછના, તેવા ભોગ પામે પાર;
ઉત્પત્તિ પ્રલય બેઉ સમીપ છે, પામે પૂર્ણ બ્રહ્મ પ્રકાર. ૧૬૨
જો સર્વથા નિવૃત્તિ મારગ, આચરે નહિં કંઈ કર્મ;
તો તેને કંઇ વાર નથી, પામતાં પૂરણ બ્રહ્મ. ૧૬૩

સોહં ઉપજે મૂન્યથી, વળી અંતર માંહિ સમાસ,
બંધ મોક્ષ બેઉ ભર્મના, એમ વદે શ્રીઅવિનાશ. ૧૬૪
અનુક્રમે હવે જાપ વિધા, સાંભળ તે વિસ્તાર,
એકવીશ સહસ ને ષટ્શત, મેળાપ સંખ્યાસાર. ૧૬૫
ઉન્મુની ધ્યાન કોઇએક સાધુ, જાણે વિરલો જન;
ષટ્ ચક્ર મધ્યે દેવતાનું, કરે નિત્ય દર્શન. ૧૬૬
ખટ શત જાપ જપે ગણપતિ, છ સહસ પ્રજાપતિ નામ,
છ સહસ વિષ્ણુની જપે, છ સહસ શંકર ધ્યાન. ૧૬૭
એક સહસ આત્મા જપે, પરમાત્મા એક હજાર,
એક સહસ ગુરુ જપે છે, એ સંખ્યા કહી નિરધાર. ૧૬૮
સાઠ ઘડીયે પૂર્ણ થયે, એ જાપ સૌનો મેળ,
અહોરાત્ર એમ નીપજે, ઘટ મધ્યે આત્માનો ખેલ. ૧૬૯
એ જાપ ભેદની કથા કહી, હવે સાભળ તેના નામ,
ચક્રદળની પત્રિકા, ખટ દેવનાં વિશ્રામ. ૧૭૦
ચતુર્દલ કમલે ગણપતિનો, જાણજે નિવાસ,
પંકજ ખટદલે બ્રહ્મા વસે, મનમાં ધરી ઉલ્હાસ. ૧૭૧
અંબુજ દશ દલે વૈકુંઠવાસી, વસે શ્રીભગવાન,
દ્વાદશ દલે શંકરજી, ત્યાં ધરે છે નિત્ય ધ્યાન. ૧૭૨
શોડષ દલ કમળે વસે છે, આત્મા તે દિનરાત,
શક્ત અવિદ્યા સાથ પોતે, કરે છે નિત્ય વાત. ૧૭૩
દ્વિદલ કમલે વસે પરમાત્મા, પર્મ સોહં ઓંકાર,
ત્યાં મન પવન સંગે રહે, જન કો ન પામે પાર. ૧૭૪
ત્યાં ત્રિવેણી સરિતા વહે છે, હંસ કપિલા ગાય,
પયપાન હંસ કરે સહુ, આનંદ અંગ ન માય. ૧૭૫
બ્રહ્માંડ શીખરે સહસ્ર દલ, ત્યાં ગુરુનો છે વાસ,
ચૈતન્ય ચેતન કહી લહે, અખંડ જ્યોતિ પ્રકાશ. ૧૭૬
નિષ્કામ યોગાભ્યાસ કરીને, ધરે છે ત્યાં ધ્યાન,
તે ષટ્ ચક્રને નીરખશે, જેને બ્રહ્મ વિદ્યા જ્ઞાન ૧૭૭
એ અનુભવતાં દ્રષ્ટે પડે છે, ધ્વનિ પ્રથમે સાર,
પર્મ જ્યોતિ સ્વરૂપ દેખે, સર્વ શાતિ આકાર. ૧૭૮
ગુરુ જાપની જે ભેદ લે, કહું તેહ તુજને વાત,
અજપાજપ સૌ સિદ્ધ જપે, આનંદમાં દિન રાત. ૧૭૯
જીહ્વા અધર હાલે નહી, ને મનમા કરવું સ્મર્ણ,
જ્ઞાનાગ્નિએ બળે વિષય, સર્વ અઘ આવર્ણ ૧૮૦
જપ તપ તીર્થ વ્રત કરીને, જ્ઞાની થઇ ધરે ધ્યાન,
ગુરુ કૃપા વિના સિદ્ધિ નથી, એમ વદે શ્રીભગવાન ૧૮૧
એક પલ નીમીષ છે કે, ઘટિકા ત્રણસે સાઠ,
એ યામે સતાવીશ છે, સિદ્ધ જપે જાપ એમ પાઠ ૧૮૨
આહાર નિદ્રા તજે વિષય, ઉન્મુખી ધરે ધ્યાન,
સમ સતોષ ધ્યાને કરીને, ચંચળ ચિત્ત રહે સ્થાન. ૧૮૩
અસ્થિરને જન સ્થિર કરે, ત્રિપત્ર દલ બેહુ રંગ;
શુભાશુભ ફળ પત્રિકા, મધ્ય શુન્ય અસંત. ૧૮૪
સંશસિદ્ધ સૌ ત્યાં વસે, જહાં જન્મ જરા નહીં કાળ,
કૈએક બ્રાહ્મણ ફરતા પત્રિકા, ફરી થાકયા તે ડાળ. ૧૮૫
નિષ્કામના અને ધૈર્યથી, નિત કરે વિષય નાશ;
અહંકાર ઉપજે વીર્યથી, વળી નાશ થાય પ્રકાશ. ૧૮૬
એ નિર્ગુણ બ્રહ્મ અતીત છે, સર્વત્ર વ્યાપક રામ,
કંચન ઘાટ અનેક છે, પણ અંતે એકરસ ધામ. ૧૮૭
સગુણ નિરગુણ સ્પર્શ નહીં, જ્યાં ઉન્મુની ધ્યાને ધ્યાય;
અવની ઉદક મધ્યે ઉન્મુની રાખે, બ્રહ્મમાં લય થાય. ૧૮૮
ખેચરી ભુચરી ચરાચરી, અગોચરી છે જ્યાંહે,
ઉન્મુની મુદ્રા સર્વ માંહે, વિશેષ દીસે ત્યાંહે. ૧૮૯
પદ્માસને ઉન્મુની પ્રકારે, ધરે માહરુ ધ્યાન,
તે શીઘ્ર પામશે સ્વરૂપને, એમ વદે શ્રીભગવાન. ૧૯૦
પદ્માસને પવન રોધી, ધ્યાન યુક્તે સાર,
પ્રાણાયામે કરી દેહ શોધીયે, નીરખીયે મોરાર. ૧૯૧
પૂરક કુંભક ને રેચક, એ વડે શુદ્ધ કાયા થાય,
એ ધ્યાન માર્ગે એક માસે, પવનને જીતાય. ૧૯૨
અષ્ટદલ કમલ કાયા વિષે, જે પર્મ શોભિત હોય;
તેને તંતુમુર્ધની શું બાંધીયે, યોગમારગ સોય ૧૯૩
નાસિકા અગ્રે દૃષ્ટિ કરીને, ધરે હરિનું ધ્યાન,
ચદ્રસૂર્યને હુતાશન ત્યાં, દેખીયે ભગવાન. ૧૯૪
તે તેજ મધ્યે રૂપ જોવું, ચતુરભુજ જે રામ;
સુંદરગુણ સોહામણું, એવો અખિલજન વિશ્રામ. ૧૯૫
વૈરાટ સ્વરૂપ સૂક્ષ્મરૂપ, હરિપર્મ શોભિત નાથ;
તેને કોટિ કપોલ અર્કે ભાલે, રત્નમણી કંકણ હાથ. ૧૯૬
રત્નજડિત કુંડળ મનોહર, શ્રવણ શોભા સાર,
વારુ લોલ કપોલ કંઠે, રત્નમણીનો હાર. ૧૯૭
શ્રીવત્સલાંછન પર્મ શોભિત, પીતાંબર ઘનશ્યામ;
અર્ધાંગ લક્ષ્મી સહિત સ્વામિ, પૂર્ણ આત્મારામ. ૧૯૮
શંખ ચક્ર ને ગદા સારિંગ, પદ્મધર શ્રીરંગ,
એવા હરિને નીરખતાં, હોય કોટિ પાતક ભંગ. ૧૯૯
મુકટ મસ્તક પર્મ સુંદર, ઉર વૈજયંતી માળ,
એવા સ્વરૂપને ચિત્તે ધરતાં, કરુણા કરે દયાળ ૨૦૦
ઇંદ્રિ સઘળી આકર્ષીને, મન ધરવું મારુ ધ્યાન;
આત્માને મન એક કરીને, નીરખીયે ભગવાન. ૨૦૧
તેહ સ્વરૂપને નિર્ખતાં, પછી જ્યોતિ ભાસે રૂપ,
ચંદ્રસૂર્ય તારા ત્રિવેણી, અજ ઇદ્ર વૈકુંઠભૂપ ૨૦૨
અહો ઉદ્ધવ ઇંદ્રિને, મન પવન જીતે જેહ,
મારે વિષે આરોપિ રહે, મહા સિદ્ધ યોગી તેહ. ૨૦૩
તેને વસ્તુ સકલની પ્રાપ્તિ, ગુણ ચૌદ લોક વિસ્તાર,
તેને નિગમ નારદ વખાણે, [illegible] વિશ્વાધાર. ૨૦૪
સકલ [illegible] જ [illegible] સે સાર,
બ્રહ્માદિ [illegible] હામે, [illegible] પાર. ૨૦૫
વ્યાસદે [illegible] રાય,
[illegible] ૨

વલણ

પર્મ કથા એ અધ્યાય ચતુર્દશ, જે જન પ્રીતે સાંભળે;
કરજોડી વિપ્ર વલ્લભ કહે, તેને શ્રીહરિની કૃપા મળે. ૨૦૭

ઇતિ શ્રીમદ્ભાગવતે એકાદશસ્કંધે ચતુર્દશોઽધ્યાયઃ ॥ ૧૪ ॥

## અધ્યાય ૧૫ મો*

### કડવું ૧૫ મું–રાગ ધન્યાશ્રી

શુકજી વાણી ઉચરે, સાંભળ પરીક્ષિતરાય;
શ્રીકૃષ્ણજી તે ઉદ્ધવ પ્રત્યે, કહે છે જ્ઞાન કથાય. ૧
ઉદ્ધવજી શ્રીહરિને પૂછતા, પ્રશ્ન અનુપમ સાર;
સકલ સિદ્ધિ હરિ તારી જે, તેનો કહો વિસ્તાર. ૨

ચાલ

વિસ્તારપૂર્વક કથા પાવન, કહો મુજને નાથ;
એવું પ્રશ્ન ઉદ્ધવજી કરે, જોડી યુગ્મ પ્રભુને હાથ. ૩
તવ શ્રીકૃષ્ણ કહે ઉદ્ધવ પ્રત્યે, યોગ અર્થે સિદ્ધિ અઢાર;
ધારણા પણ છે તેટલી, જાણ યોગ તત્વનો સાર. ૪
એમાંની અષ્ટ સિદ્ધિઓ, રહે મુજમાં જાણ;
સારૂપ્ય મુક્તિવાનમાં, રહે કંઈ અંશે પરમાણુ. ૫
બાકી રહેલી દશ સિદ્ધિઓ, ભોગવે યોગી જન;
સત્વ ગુણ સેવન થકી, પ્રાણી પામે મમ દર્શન. ૬
અણિમા[1], મહિમા[2], લઘિમા[3], ચોથી પ્રાપ્તિ[4] સિદ્ધિ હોય;
પ્રાકામ્ય[5], ઈશિતા[6], ને વશિતા[7], પ્રાકામ્ય[8] શ્રેષ્ઠ તું જોય. ૭
એ અષ્ટ સિદ્ધિ વસે મુજમાં, નહિ બીજાની પાસ;
એ ભોગ ભોગવે મુજસું, ઇશ્વર અંશમાં નિવાસ. ૮
સત્વ ગુણ વધવાથી, દશ સિદ્ધિ પામે યોગી;
એ સિદ્ધિનાં સુખ સર્વે, નવ શકે ભોગવી ભોગી. ૯
તેનાં નામ કહું તુજ પ્રત્યે, સાંભળ ધરી ભાવ,
અનુર્મિત્વ[9], દૂરશ્રવણ[10], દૂરદર્શન[11] ને, મનોજવ[12]. ૧૦
કામરૂપ[13], પરકાયપ્રવેશન[14], સ્વચ્છંદ મૃત્યુ[15] એ આઠ;
દેવસહક્રીડાદર્શન[16], એ સિદ્ધિનો બહુ ઠાઠ. ૧૧
યથાસંકલ્પસંસિદ્ધિ[17], અને અપ્રતિહતાજ્ઞા[18];
એ અઢારે મહા શ્રેષ્ઠ છે, બાકી જાણવી સર્વે ભ્રમણા. ૧૨
વળી પંચ સિદ્ધિ ક્ષુદ્ર છે, તેનાં ગણાવું નામ;
એ સિદ્ધિ ભોગવે કંઈ પ્રાણી, પણ નવ અઢારમાં ઠામ. ૧૩
ત્રિકાળજ્ઞત્વ[19], અદ્વંદ્વ[20], પરચિત્તાદ્યભિજ્ઞતા[21];
પ્રતિષ્ટંભ[22] ને અપરાજય[23], એ જાણે હોય સંપૂર્ણતા. ૧૪
અષ્ટાદશ સિદ્ધિ વિષે જે, અષ્ટ છે પ્રધાન;
દશથી ઉપરે આઠ છે, તે જાણે પરમ ભગવાન. ૧૫
તે સિદ્ધિથી સુખ પામિયે, એમ વદે વૈકુંઠરાય;
શ્રીકૃષ્ણ ઉદ્ધવને કહે છે, સિદ્ધિ જ્ઞાન કથાય. ૧૬
સકલ સિદ્ધિ અનુપમ, ત્રૈલોક્ય મધ્યે સાર;
જે જે સિદ્ધિયે ચિંતવીયે તે, પામીયે નિરધાર. ૧૭
અણિમા મહિમા ચિંતવશે, અભ્યાસ કરીને જેહ;
વૈરાટસ્વરૂપને પામશે, તેમાં નહીં સંદેહ. ૧૮
એ સિદ્ધિઓ ધારણ કરવાનો, કહું હવે ઉપાય;
તે જ્ઞાન છે અતિ દોહેલું, ઉદ્ધવ જાણ મનનીમાંય. ૧૯
મનને ભૂત સૂક્ષ્મરૂપનો, આકાર આપી જોય;
એ સૂક્ષ્મરૂપ ઉપાસક પ્રાણીને, અણિમા સિદ્ધિ હોય.* ૨૦
જ્ઞાન શક્તિવાન મહત્તત્વનો, મનને આપે આકાર,
એ ઉપાધિવાન મજને ધારે, તો મહિમા પામે સાર. ૨૧
આકાશની મોટાઈ જાણે, જાણે મને તે સંગ;
મહિમા સિદ્ધિ પ્રાપ્ત થાય તેને, એનો નવલો રંગ. ૨૨
પૃથ્વી, જળ, તેજ ને વાયુ, એ જાણે પરમાણુ રૂપ;
એ પરમાણુ યોગી ધારે મને, થાય સઘળાનો ભૂપ. ૨૩
સાત્વિક અહંકારરૂપ, જાણે ઉપાધિવાન મજરૂપ;
પ્રાપ્તિ સિદ્ધિને તે પામે, એ જાણ તું શુદ્ધ સ્વરૂપ. ૨૪
ક્રિયા શક્તિને શ્રેષ્ઠ ગણી, ઉપાસે મુજને જે જન;
પ્રાકામ્ય સિદ્ધિ તેની હોયે, હોયે શુદ્ધ જો મન. ૨૫
ત્રિગુણરૂપ માયા નિયંતા, મજને જાણે પરમાણ;
ઇશિતા સિદ્ધિને તે પામે, એ માન મન નિર્વાણ. ૨૬
નારાયણના શુદ્ધ રૂપને, જાણે યોગી જન જેય;
વશિતા સિદ્ધિને તે પામે, તે પ્રાણી નિઃસંદેહ. ૨૭
નિર્ગુણતા બ્રહ્મને પીછાણે, સ્વચ્છ મને મને જોય;
પ્રાકામ્ય સિદ્ધિ પામે પ્રાણી, તેનો ભૂપ તે હોય. ૨૮
શ્વેત દ્વીપપતિ સત્ય ધર્મમય પ્રભુ, મન ધારે યોગેન્દ્ર,
અનુર્મિમત્વનો તે સ્વામિ, જાણો તેને ઇંદ્ર. ૨૯

* પંદરમા અધ્યાયમાં ધારણાને અનુસરનારી અને વિષ્ણુપદની પ્રાપ્તિ થવામાં વિઘ્નરૂપે માનેલી સિદ્ધિઓ કેટલી છે તેની કથા કહી છે. ૧ મોટા શરીરમાંથી અત્યંત સૂક્ષ્મ શરીર કરવું તે. ૨ સૂક્ષ્મ શરીરમાંથી મોટું કરવું તે. ૩ ભારે શરીરમાંથી હલકું કરવું તે ૪ સર્વે પ્રાણીઓની ઇંદ્રિયો સાથે તે તે ઇંદ્રિયોના દેવરૂપે સંબંધ કરવો તે. ૫ પરલોકના તથા આ લોકના સર્વ ભોગ જોવાનું સામર્થ્ય તે. ૬ ઈશ્વરમાં માયાની અને બીજાઓમાં માયાના અંશોની પ્રેરણા કરવાનું સામર્થ્ય તે. ૭ વિષયોના ભોગમાં અસંગ રહેવું તે. ૮ જે જે સુખની ઇચ્છા થાય તે તે સુખને અંતે પહોંચવું તે. ૯ આ શરીરમાંથી ક્ષુધા પિપાસા રહિત થવું તે. ૧૦ દૂરથી સાંભળવું ૧૧ દૂરથી જોવું ૧૨ મન ઇચ્છે ત્યાં શરીરનું પહોંચવું. ૧૩ ધારેલા સ્વરૂપની પ્રાપ્તિ કરવી તે ૧૪ પરકાયા પ્રવેશ વિદ્યા તે ૧૫ પોતાની ઇચ્છા પ્રમાણે મરણ આણવું તે ૧૬ દેવતાઓ અપ્સરા સંગે ક્રીડા કરે છે તે ક્રીડાઓને પહોંચવું ને જોવું તે ૧૭ સંકલ્પ પ્રમાણે પ્રાપ્તિ થાય તે. ૧૮ કોઈ પણ સ્થળે આજ્ઞાનો ભંગ ન થાય તે. ૧૯ ત્રણે કાળના જાણનાર થવું તે ૨૦ ટાઢ તડકાથી હેરાન ન થવું તે ૨૧ પારકાના ચિત્તમાં શું છે તે જાણવું તે ૨૨ અગ્નિ, સૂર્ય, પાણી કે વિષ આદિ કોઈ પણ વસ્તુથી શરીરને હાનિ ન થાય તે. ૨૩ કોઈ પણ સ્થળમાંથી હારવું નહીં તે

* મનને ભૂતસૂક્ષ્મનો એટલે શબ્દ, સ્પર્શ, રૂપ, રસ ને ગંધરૂપ સૂક્ષ્મતત્ત્વનો આકાર આપીને તે મન એ ભૂત સૂક્ષ્મરૂપ ઉપાધિવાળા ભગવાનના સ્વરૂપને ધારણ કરે, તે સૂક્ષ્મરૂપનો ઉપાસક.

સોહં ઉપજે શૂન્યથી, વળી અંતર માંહે સમાસ,
બંધ મોક્ષ બેઉ કર્મના, એમ વદે શ્રીઅવિનાશ ૧૬૪
અનુક્રમે હવે જાપ વિધા, સાંભળ તે વિસ્તાર,
એકવીશ સહસ ને ષટ્શત, મેળાપ સંખ્યાસાર. ૧૬૫
ઉન્મુની ધ્યાન કોઇએક સાધુ, જાણે વિરલો જન,
ષટ્ ચક્ર મધ્યે દેવતાનું, કરે નિત્ય દર્શન ૧૬૬
ખટ શત જાપ જપે ગણપતિ, છ સહસ પ્રજાપતિ નામ,
છ સહસ વિષ્ણુની જપે, છ સહસ શંકર ધ્યાન ૧૬૭
એક સહસ આત્મા જપે, પરમાત્મા એક હજાર,
એક સહસ ગુરુ જપે છે, એ સંખ્યા કહી નિરધાર ૧૬૮
સાઠ ઘડીએ પૂર્ણ થયે, એ જાપ સૌનો મેળ,
અહોરાત્ર એમ નીપજે, ઘટ મધ્યે આત્માનો ખેલ ૧૬૯
એ જાપ ભેદની ક્યા કરી, હવે સાંભળ તેના નામ

સંશસિદ્ધ સૌ ત્યાં વસે, જહાં જન્મ જરા નહીં કાળ,
કૈએક બ્રાહ્મણ ફરતા પત્રિકા, ફરી થાકયા તે કાળ ૧૮૫
નિષ્કામના અને ધૈર્યથી, નિત કરે વિષય નાશ,
અહંકાર ઉપજે વીર્યથી, વળી નાશ થાય પ્રકાશ. ૧૮૬
એ નિર્ગુણ બ્રહ્મ અતીત છે, સર્વત્ર વ્યાપક રામ,
કંચન ઘાટ અનેક છે, પણ અંતે એકરસ ધામ ૧૮૭
સગુણ નિરગુણ સ્પર્શે નહીં, જ્યાં ઉન્મુની ધ્યાને ધ્યાય,
અવની ઉદક મધ્યે ઉન્મુની રાખે, બ્રહ્મમાં લય થાય ૧૮૮
ખેચરી ભુચરી ચરાચરી,' અગોચરી છે જ્યાંહિ,
ઉન્મુની મુદ્રા સર્વ માંહે, વિશેષ દીસે ત્યાંહે ૧૮
પદ્માસને ઉન્મુની પ્રકારે, ધરે માહરુ ધ્યાન
તે શીઘ્રે પામશે સ્વરૂપને, એમ વદે શ્રીભગ-
પદ્માસને પવન રોધી, ધ્યાન ચુકે
પ્રાણાયામે કરી દેહ શોધીયે. નીર

**શ્રીભગવાન ઉવાચઃ-**

હે મિત્ર મારા પર્મ સાધુ, સાંભળ એ આખ્યાન. ૧૧
એ પ્રશ્ન પૂર્વે અર્જુને સુને, પૂછ્યું નીરધાર,
મહાભારતમાં ભીષ્મ પર્વે, જ્યાં ગીતાનો વિસ્તાર. ૧૨
ગોત્રકુટુંબ વધ જાણતાં, થઈ પાર્થને ચિંતાય;
મોહાતુર અર્જુન હુવો, ગતિ ભંગ થઈ તેની કાય. ૧૩
તે સમે મેં ગીતા કહી, અઢાર પુરાણનું જ્ઞાન;
ત્યાં અર્જુનને મેં કહ્યુ છે તે, કહું તુજને જાણ. ૧૪
વિભૂતિ અધ્યાય વિસ્તારીને, પછે વદે બિશ્વાધાર;
તે ઉદ્ધવ શ્રવણે ધરે, ધન્ય કૃતાર્થ અવતાર. ૧૫
ફળફુલ ને વળી કાળ હું, મહાદીર્ઘ મોટું રૂપ;
વળી સૂક્ષ્મ મુજને જાણજે, એમ વદે વૈકુંઠભૂપ. ૧૬
જીવાત્મા વળી જીવ સુને, તું જાણજે નિરધાર;
વૈરાટ સ્વરૂપે વિસ્તરુ, વળી અંશ લઘુ આકાર. ૧૭
સકળ ઈન્દ્રિ વિષે હું, મનરૂપ મુજને જાણ;
બ્રહ્માત્મ મધ્યે બ્રહ્મારૂપે, સુને માન પ્રમાણ. ૧૮
સકળ વેદ મંત્રો વિષે, એક પ્રણવ મારું નામ;
તેત્રીશ કોટિ દેવતામાં, ઈન્દ્રરૂપ મુજધામ. ૧૯
પંચતત્વે આકાશ મુજને, જાણજે નિરધાર;
અગ્નિ રૂપે વૈશ્વાનર હું, ત્રિભોવનનો આધાર. ૨૦
સકળ સુખનાં ધામ છે, તેમાં રૂપ મારુ સ્વર્ગ;
જેની સકળ જન આશા કરે, ત્રિગુણના જન પર્મ. ૨૧
સકળ મારગ ધર્મના, તે મધ્યે હું અષ્ટ યામ;
સ્નાન ધ્યાને જ્ઞાનદાને, દયા દર્શન નામ. ૨૨

વનચર મધ્યે કેસરી ત, સ્વરૂપ મારુ હોય;
આશ્રમ મધ્યે જતિ રૂપે, જાણજો સૌ કોય. ૩૨
નવસે નવાણું નદી છે, તે વિના બીજી જેહ;
સકળ તીર્થમાં ગંગાજી, સ્વરૂપ મારું તેહ. ૩૩
વર્ણાશ્રમમાં બ્રાહ્મણ દ્વિજવર, સ્થાનકમાં હું અબ્દ;
આયુધ મધ્યે વજ્ર તે હું, શંકર સદાશિવ શબ્દ. ૩૪
સકળ પર્વત વિષે મેરુ, પર્વત તે હું સાર,
તે સર્વત્ર ધારી રહ્યો હું, એમ વદે શ્રીમોરાર. ૩૫
સીત મધ્યે હીમાચળ, તે મધ્યે મુજ નિવાસ;
સર્વત્ર મુજને જાણજે, એમ વદે શ્રીઅવિનાશ ૩૬
વૃક્ષમાં અશ્વત્થરૂપી, પુરોહિતમાં વસિષ્ઠ ઋષિ જેહ;
બુદ્ધિમાં હું બૃહસ્પતિ, પ્રકાશ સઘળે તેહ. ૩૭
સેન્યાપતિમાં ષટ્વદન, હું સ્વામિ કાર્તિક નામ;
સંગ્રામમાં રણ મૂખ રહીને, કરું સુરનાં કામ. ૩૮
યજ્ઞમાંહિ બ્રહ્મયજ્ઞ હું, દેહનું સાધન જેહ;
વ્રતમધ્યે અહિંસા જે, પ્રમાણ કરવું તેહ ૩૯
મુનિમાં નર નારાયણ, જાણવો મુજ અવતાર,
ધર્મ મધ્યે ત્યાગ તે હું, સાંભળ મિત્ર વિસ્તાર. ૪૦
સનક, સનંદન, સનાતન, સનત, બ્રહ્મકુમાર,
બ્રહ્મચારી. તે જાણજો, એમ વદે વિશ્વાધાર ૪૧
ગુહ્યાર્થમાં મૌન તે હું, જેમાં સર્વ સમાય,
સંવત્સરમાં પરમાર્થી છું, માસ માર્ગશિર્ષ હોય. ૪૨
ષટઋતુમાં વસંત તે હું, યુગમાં કૃતયુગ સાર,
કાપમા હનુમાન રૂપે, હું રુદ્રનો અવતાર. ૪૩
હોમ હવને યજ્ઞમાં સુને, ઘૃતસ્વરૂપી જાણ,

સમષ્ટિ પ્રાણરૂપ મજને જાણી, નાદસું લાગે લગન;
દૂરશ્રવણ સિદ્ધિનો તે સ્વામિ, નડે ન કોઈ વિઘન. ૩૦
આદિત્યમાં ચક્ષુ સંયોગે, ને ચક્ષુમાં આદિત્ય,
સૂક્ષ્મ દૃષ્ટિવાન તે યોગી, દૂર દર્શન પામે નિત્ય. ૩૧
દેહ મનને અનુસરનારો વાયુ, કરે એકત્ર મુજ સંગ,
મનોજવ સિદ્ધિનો તે સ્વામિ, જાણું નવલો રંગ. ૩૨
હું અચિંત્ય શક્તિવાન છું, અનેક પ્રકાર આકાર,
તેમાં મનની ધારણા ધરે તો, સ્વામિ કામરૂપનો સાર. ૩૩
આત્માનું ચિંતન કરીને, સ્થૂળ દેહનો કરે ત્યાગ,
લિંગરૂપ પોતાનું કરે તો, પરકાયપ્રવેશને લાગ.* ૩૪
સ્વચ્છંદ મૃત્યુ સિદ્ધિ, પણ પામે ઉપલી પેર,
એ સિદ્ધિ પ્રાપ્ત હોય તો, સ્વર્ગ છે નિજ ઘેર. ૩૫
મજ રમણ્ય મૂર્તિનું ચિંતવન, કરે પ્રાણી નિશદિન,
દેવસહ ક્રીડાનું દર્શન, પામે આ પ્રાથીક તન. ૩૬
દેવલોકના ક્રીડા સ્થળમાં, થાયે વિહારનું મન,
એક ચિત્તે મજનું ધ્યાનધરે, આવે રંભા કરતી યનયન. ૩૭
સત્ય સંકલ્પવાન પ્રભુનું, ચિંતન કરે મનમાંય,
યથાસંકલ્પસંસિદ્ધિ પામે, આ જગમાં ને ક્યાંય. ૩૮
સર્વ નિયંતા સ્વતંત્ર મજને, જાણે જે કો જન,
અપ્રતિહતાજ્ઞા સિદ્ધિનો સ્વામી, તેને છે ધનધન. ૩૯
ત્રિકાળ જ્ઞાની પરબ્રહ્મને, પૂર્ણ રીતે પીછાણે,
જન્મમરણ પામવા રૂપ, ત્રિકાળ તત્ત્વ સિદ્ધિ પામે. ૪૦
પરચિત્તાદ્યભિજ્ઞતા સિદ્ધિ, ઇચ્છે જે કોઈ સંત,
પરબ્રહ્મને પૂર્ણપણે પ્રીછાણે, તેના ભાગ્યનો નવ અંત. ૪૧
મને સૂર્ય અગ્નિ જળ વાયુ, કરે નહિ ઉપઘાત,
મારુ ચિંતવન તેવું કરેથી, નડે ન કોઈ ઘાત. ૪૨
પ્રતિષ્ટંભ ને અપદ્વંદ્વ સિદ્ધિ, પ્રાણી એમજ પામે,
એ ક્ષુદ્ર સિદ્ધિ છે તેથી, મળે છે થોડે શ્રમે. ૪૩
શ્રીવત્સને અભ્રમયછત્ર, ચામરધ્વજધારી અવતાર,
તેનું ધ્યાન હૃદયામું રાખે તો, અપરાજય સિદ્ધિ સાર. ૪૪
શ્રીકૃષ્ણજી ઉદ્ધવ પ્રત્યે, કહેતા હવા સર્વ સિદ્ધિ કાજ;
મુને પામવાની અષ્ટાદશસિદ્ધિ તે, કહી તુજને આજ. ૪૫
એ અષ્ટાદશ સિદ્ધિ થકી કદી, અંતરાલય ન થાય,
તે સર્વથા પામે મુજને, એમ વદે વૈકુંઠરાય. ૪૬
મંત્ર જપ તપ ધ્યાન સ્નાને, દાન સર્વત્ર જેહ;
તેણે કરી મુજને પામશે, તેમાં નહીં સંદેહ. ૪૭
મંત્ર આદિ તપ ઓષધી, તેણે કરી પામે જન;
પરમેશ્વરને નિશ્ચે પામશે, સાંભળ મિત્ર વચન ૪૮
જે કીજે તે પરમેશ્વરને, અર્પણ કરીએ ધરી ભાવ,
હરિ ભજન કર્યાથકી, પ્રાણી તરે ભવસાગર નાવ. ૪૯

* એનું સ્પષ્ટીકરણ આ પ્રમાણે છે પગની પાનીથી ગુદાને દબાવી દઈ, પ્રાણરૂપ ઉપાધિવાળા આત્માને અનુક્રમે, હૃદયે, છાતીએ, કંઠે ને છેવટે મસ્તકે બ્રહ્મરંધ્રને બહારધસ્રૂપ દ્વારથી મનવડે પરકાયામાં પ્રવેશ કરવા ને પોતાના સ્થૂલ દેહનો ત્યાગ કરવો.

સર્વ સિદ્ધિનો સ્વામિ છું હું, કહું તુંને એક વાત;
દેહ દમન કરી ઇંદ્રિ જીતવી, બાકી છે બકવાદ. ૫૦
સર્વ સિદ્ધિ આપેલી મારી, હું પાળું ને સંહારુ,
જાણે મુજને તેણે સિદ્ધિનું, કારજ નથી કંઈ ચારુ. ૫૧
સકામ ધારણા છોડીને, આરાધે જે મુજને,
ચાર પદાર્થ નિશ્ચે પામે, તેને કોઈ નવ દમે. ૫૨
પર્મ પદ પામે તે પ્રાણી, ગર્ભ વેદના વામે,
ધર્મ અર્થ ને કામ મોક્ષ, તે ચારે પદારથ પામે. ૫૩

વલણ

સકળ પદારથ પામે તે પ્રાણી, ભાગે સૌ મનની વ્યથા,
કરજોડી વિપ્ર વલ્લભ ભાણે, હવી પંદર અધ્યાયની કથા. ૫૪

ઇતિ શ્રીમદ્ભાગવતે એકાદશસ્કંધે પંચદશોઽધ્યાય ॥ ૧૫ ॥

## અધ્યાય ૧૬ મો*

### કડવું ૧૬ મું-રાગ-રામગ્રી

શુકજી બોલ્યા સાંભળ ભૂપજી, સઘળે વ્યાપક હરિનું રૂપજી,
ઉદ્ધવ હરિને પૂછે પ્રશ્નજી, જ્ઞાનકથા કહો મુને શ્રીકૃષ્ણજી.

ચાલ

ઉદ્ધવ ઉવાચ:—

મુને કથા વિસ્તારી કહો, તમે દયાનિધિ
શ્રીનાથજી તમ કૃપાથી, હું થયો
આ વિશ્વ પ્રગટ્યું તમ થકી, તમો
તું સરજે પાળે સર્વને, ક્ષણમાં
સર્વ વ્યાપક તમો સ્વામિ, એમ
સ્થાવર જંગમ ખાણ ચારે, આ
તું વિશ્વપાળક વિશ્વવંદન,
વિશ્વંભર વિશ્વાત્મા, તમે વિશ્વ
સર્વ વિભૂતિ વિષે વ્યાપક, રહ્યા રૂ
આદિ મધ્ય અંતે અનાદિ અકળ તું
ઉત્પત્તિકર્ત્તા સૃષ્ટિની, નિત્યે કરો
પ્રલયનો કર્ત્તા પ્રભુ તું, કાળનો વળી
નારદાદિ મોટા ઋષીશ્વર, સિદ્ધ સાધક
પણ સર્વત્ર વ્યાપક પ્રભુજી તમો, તેમાં નહીં
વળી મધ્ય વિસ્તાર તારો, સર્વ વ્યાપક
સત્વ રજ તામસ ગુણે, ત્રૈલોક્ય મધ્ય
સર્વત્ર વ્યાપક કેમ રહ્યા છો, વિભૂતિ માંહે
કૃપા કરીને કહો મુજને, દયાનિધિ અ
સાંભળવા ઇચ્છા ઘણી છે, વિભૂતિ રૂપ તું
એ પર્મ સાધન દેહનું, થાય પતિતનો
એવી વાણી સાંભળીને, વદે

* આ સોળમા અધ્યાયમાં શ્રીપરમાત્માની

**શ્રીભગવાન ઉવાચઃ–**

હે મિત્ર મારા પર્મ સાધુ, સાંભળ એ આખ્યાન. ૧૧
એ પ્રશ્ન પૂર્વે અર્જુને મુને, પૂછ્યું નીરધાર;
મહાભારતમાં ભીષ્મ પર્વે, જ્યાં ગીતાનો વિસ્તાર. ૧૨
ગોત્રકુટુંબ વધ જાણતાં, થઈ પાર્થને ચિંતાય;
મોહાતુર અર્જુન હવો, ગતિ ભંગ થઈ તેની કાય. ૧૩
તે સમે મેં ગીતા કહી, અઢાર પુરાણનું જ્ઞાન;
ત્યાં અર્જુનને મેં કહ્યું છે તે, કહું તુજને જાણ. ૧૪
વિભૂતિ અધ્યાય વિસ્તારીને, પછે વદે વિશ્વાધાર;
તે ઉદ્ધવ શ્રવણે ધરે, ધન્ય કૃતાર્થ અવતાર. ૧૫
ફળફુલ ને વળી કાળ હું, મહાદીર્ઘ મોટું રૂપ;
વળી સૂક્ષ્મ મુજને જાણજે, એમ વદે વૈકુંઠભૂપ. ૧૬
જીવાત્મા વળી જીવ મુને, તું જાણજે નિરધાર;
વૈરાટ સ્વરૂપે વિસ્તરુ, વળી અંશ લઘુ આકાર. ૧૭
સકળ ઈન્દ્રિ વિષે તું, મનરૂપ મુજને જાણ;
બ્રહ્માત્મ મધ્યે બ્રહ્મારૂપે, મુને માન પ્રમાણ. ૧૮
સકળ વેદ મંત્રો વિષે, એક પ્રણવ મારું નામ;
તેત્રીશ કોટિ દેવતામાં, ઈન્દ્રરૂપ મુજધામ. ૧૯
પંચતત્વે આકાશ મુજને, જાણજે નિરધાર;
અગ્નિ રૂપે વૈશ્વાનર હું, ત્રિભોવનનો આધાર. ૨૦
સકળ સુખનાં ધામ છે, તેમાં રૂપ મારુ સ્વર્ગ;
જેની સકળ જન આશા કરે, ત્રિગુણના જન પર્ગ. ૨૧
સકળ મારગ ધર્મના, તે મધ્યે હું અષ્ટ યામ;
સ્નાન ધ્યાને જ્ઞાનદાને, દયા દર્શન નામ. ૨૨
ઋષિ સિદ્ધ જનમાં રહ્યો, વ્યાપી કપિલ અવતાર;
મુને દ્વિજ રૂપ જાણજે, જન કો ન પામે પાર. ૨૩
પક્ષી મધ્યે ગરુડનો, હુંને જાણજે અવતાર;
પ્રજાપતિમાં દક્ષ રાજા, માનજે નીરધાર. ૨૪
પૂર્વજ મધ્યે અર્યમા હું, પ્રહ્લાદ દાનવ જાણ;
નક્ષત્ર મધ્યે ચંદ્રમા, તે રૂપ મારુ પ્રમાણ. ૨૫
ઓષધિ મધ્યે અન્નજળ, રૂપ પવિત્ર કહેવાય;
યક્ષમાંહે ધનદ તે હું, સ્વરૂપ મારુ મનાય. ૨૬
ગજ સૌ મધ્યે ઐરાવત હું, જાણ મારા મિત્ર;
જળ સર્વ મધ્યે વરુણ, હુંથી થાય સર્વ પવિત્ર. ૨૭
તેજમાં રવિસમ કાંતિ, વિષ્ણુ નામ સુખધામ;
મોટા વૃક્ષમાં પીપળો હું, સઘળે વ્યાપક ઠામ. ૨૮
મનુષ્ય મધ્યે રાય તે હું, નૃપ પ્રભુનું રૂપ;
બીજમાં કંદર્પ તે હું, વદે વૈકુંઠ ભૂપ. ૨૯
તુરંગ મધ્યે ઉચ્ચૈઃશ્રવા, હું અશ્વરૂપે સાર,
ધાતુ મધ્યે હેમ તે હું, કનકકાંતિ અપાર. ૩૦
શિક્ષામાં જમદગ્નિનંદન*, સર્પવાસુકિ જાણ;
નાગોમાં શેષનાગ રૂપે, હું રહ્યો છું નિરવાણ. ૩૧
વનચર મધ્યે કેસરી ત, સ્વરૂપ મારુ હોય;
આશ્રમ મધ્યે જતિ રૂપે, જાણજો સૌ કોય. ૩૨
નવસે નવાણું નદી છે, તે વિના બીજી જેહ;
સકળ તીર્થમાં ગંગાજી, સ્વરૂપ મારું તેહ. ૩૩
વર્ણાશ્રમમાં બ્રાહ્મણ દ્વિજવર, સ્થાનકમાં હું અબ્દ;
આયુધ મધ્યે વજ્ર તે હું, શંકર સદાશિવ શબ્દ. ૩૪
સકળ પર્વત વિષે મેરુ, પર્વત તે હું સાર;
તે સર્વત્ર ધારી રહ્યો હું, એમ વદે શ્રીમોરાર. ૩૫
સીત મધ્યે હીમાચળ, તે મધ્યે મુજ નિવાસ;
સર્વત્ર મુજને જાણજે, એમ વદે શ્રીઅવિનાશ. ૩૬
વૃક્ષમાં અશ્વત્થરૂપી, પુરોહિતમાં વસિષ્ઠ ઋષિ જેહ;
બુદ્ધિમાં હું બૃહસ્પતિ, પ્રકાશ સઘળે તેહ. ૩૭
સૈન્યાપતિમાં ષટ્વદન, હું સ્વામિ કાર્તિક નામ;
સંગ્રામમાં રણ મૂખ રહીને, કરું સુરનાં કામ. ૩૮
યજ્ઞમાંહે બ્રહ્મયજ્ઞ હું, દેહનું સાધન જેહ;
વ્રતમધ્યે અહિંસા જે, પ્રમાણ કરવું તેહ ૩૯
મુનિમાં નર નારાયણ, જાણજો મુજ અવતાર;
ધર્મ મધ્યે ત્યાગ તે હું, સાંભળ મિત્ર વિસ્તાર. ૪૦
સનક, સનંદન, સનાતન, સનત, બ્રહ્મકુમાર;
બ્રહ્મચારી. તે જાણજો, એમ વદે વિશ્વાધાર. ૪૧
ગુહ્યારથમાં મૌન તે હું, જેમાં સર્વ સમાય;
સવત્સરમાં પરમાર્થી છું, માસ માર્ગશિર્ષ હોય. ૪૨
ષટઋતુમાં વસંત તે હું, યુગમાં કૃતયુગ સાર;
કાપમાં હનુમાન રૂપે, હું રુદ્રનો અવતાર. ૪૩
હોમ હવને યજ્ઞમાં મુને, ઘૃતસ્વરૂપી જાણ,
સકળ કવિમાં શ્રેષ્ઠ રૂપે, વેદ વ્યાસ પરમાણ. ૪૪
ભક્ત મધ્યે ઉદ્ધવ તે હું, યજ્ઞમાં રૂપ ઉદાસ;
અવતાર મધ્યે શ્રીકૃષ્ણચંદ્ર, બ્રહ્મ પૂર્ણ પ્રકાશ. ૪૫
અષ્ટસિદ્ધિ વર્ણવી તેમાં, અણિમા મારુ રૂપ;
રત્નમાં મણિપદ્મ હું, એમ વદે વૈકુંઠ ભૂપ. ૪૬
અપ્સરામાં પૂર્વચિત્તિ હું, ચિત્રસેન ગાંધર્વ જાણ;
દાતાર મધ્યે બળિ દાનવ, બિભિષણ દાસ પ્રમાણ. ૪૭
કાંતિ મધ્યે માર્તંડ તે હું, સુભટવીર અર્જુન;
ક્ષમા મધ્યે પૃથ્વી રૂપે, રહ્યો છું આસન. ૪૮
ભૂતમાં ચૈતન્ય જાણજે, તું શત પંચ કુમાર;
દાન મધ્યે અશ્વ ઉત્તમ, અન્ન બીજું સાર. ૪૯
વેદ ભણાવવામાં બ્રહ્મા હું, મંત્રમાં ઓંકાર;
છંદમાં ગાયત્રી હું છું, અક્ષરમાં આકાર. ૫૦
કાચમાં માણેક હું, ને સૌંદર્યમાં કમળકોષ;
ધર્મમાં અભયદાન છે, નિર્ભયસ્થાનમાં આત્મનિષ્ઠ. ૫૧
સ્ત્રી પુરુષમાં પ્રજાપતિ, માન મારી દેહ;
ધૈર્યવાનમાં દેવલ અસિત, તું જાણ મુજને તેહ. ૫૨
દર્ભમાં કુશ હું છું, ધનમાં સંપત્તિ સાર;
દ્યૂતમાં કપટદ્યૂત છું, ભક્તમાં વસુદેવ નિર્ધાર. ૫૩

* પરશુરામ.

સમષ્ટિ પ્રાણરૂપ મજને જાણી, નાદસું લાગે લગન;
દૂરશ્રવણ સિદ્ધિનો તે સ્વામિ, નડે ન કોઈ વિઘન. ૩૦
આદિત્યમાં ચક્ષુ સંયોગે, ને ચક્ષુમાં આદિત્ય;
સૂક્ષ્મ દૃષ્ટિવાન તે યોગી, દૂર દર્શન પામે નિત્ય. ૩૧
દેહ મનને અનુસરનારો વાયુ, કરે એકત્ર મુજ સંગ;
મનોજવ સિદ્ધિનો તે સ્વામિ, જાણે નવલો રંગ. ૩૨
હું અચિંત્ય શક્તિવાન છું, અનેક પ્રકાર આકાર;
તેમાં મનની ધારણા ધરે તો, સ્વામિ કામરૂપનો સાર. ૩૩
આત્માનું ચિંતન કરીને, સ્થૂળ દેહનો કરે ત્યાગ,
લિંગરૂપ પોતાનું કરે તો, પરકાયપ્રવેશનો ભાગ.* ૩૪
સ્વચ્છંદ મૃત્યુ સિદ્ધિ, પણ પામે ઉપલી પેર,
એ સિદ્ધિ પ્રાપ્ત હોય તો, સ્વર્ગ છે નિજ ઘેર. ૩૫
મજ રમણીય મૂર્તિનું ચિંતવન, કરે પ્રાણી નિશદિન;
દેવસહ ક્રીડાનું દર્શન, પામે આ માયીક તન. ૩૬
દેવલોકના ક્રીડા સ્થળમાં, થાયે વિહારનું મન,
એક ચિત્તે મજનું ધ્યાનધરે, આવે રંભા કરતી થનથન. ૩૭
સત્ય સંકલ્પવાન પ્રભુનું, ચિંતન કરે મનમાંય;
યથાસંકલ્પસંસિદ્ધિ પામે, આ જગમાં ને ક્યાંય. ૩૮
સર્વ નિયંતા સ્વતંત્ર મજને, જાણે જે કો જન;
અપ્રતિહતાજ્ઞા સિદ્ધિનો સ્વામી, તેને છે ધનધન. ૩૯
ત્રિકાળ જ્ઞાની પરબ્રહ્મને, પૂર્ણ રીતે પીછાણે;
જન્મમરણ પામવા રૂપ, ત્રિકાળ તત્વ સિદ્ધિ પામે. ૪૦
પરચિત્તાદ્યભિજ્ઞતા સિદ્ધિ, ઇચ્છે જે કોઈ સંત;
પરબ્રહ્મને પૂર્ણપણે પીછાણે, તેના ભાગ્યનો નવ અંત. ૪૧
મને સૂર્ય અગ્નિ જળ વાયુ, કરે નહિ ઉપઘાત;
મારુ ચિંતવન તેવું કરેથી, નડે ન કોઇ ઘાત. ૪૨
પ્રતિષ્ટંભ ને અપદંદ્વ સિદ્ધિ, પ્રાણી એમજ પામે;
એ ક્ષુદ્ર સિદ્ધિ છે તેથી, મળે છે થોડે શ્રમે. ૪૩
શ્રીવત્સને અઅમયછત્ર, ચામરધ્વજધારી અવતાર;
તેનું ધ્યાન હૃદયાસું રાખે તો, અપરાજય સિદ્ધિ સાર. ૪૪
શ્રીકૃષ્ણજી ઉદ્ધવ પ્રત્યે, કહેતા હુવા સર્વ સિદ્ધિ કાજ;
મુને પામવાની અષ્ટાદશસિદ્ધિ તે, કહી તુજને આજ. ૪૫
એ અષ્ટાદશ સિદ્ધિ થકી કદી, અંતરાલય ન થાય;
તે સર્વથા પામે મુજને, એમ વદે વૈકુંઠરાય. ૪૬
મંત્ર જપ તપ ધ્યાન સ્નાને, દાન સર્વત્ર જેહ;
તેણે કરી મુજને પામશે, તેમાં નહીં સંદેહ. ૪૭
મંત્ર આદિ તપ ઓષધી, તેણે કરી પામે જન;
પરમેશ્વરને નિશ્ચે પામશે, સાંભળ મિત્ર વચન. ૪૮
જે કીજે તે પરમેશ્વરને, અર્પણ કરીએ ધરી ભાવ;
હરિ ભજન કર્યાથકી, પ્રાણી તરે ભવસાગર નાવ. ૪૯

* આનું સ્પષ્ટીકરણ આ પ્રમાણે છે પગની પાનીથી ગુદાને દબાવી દઈ, પ્રાણરૂપ ઉપાધિવાળા આત્માને અનુક્રમે, હૃદયે, છાતીએ, કંઠે ને છેવટે મસ્તકે ચઢાવીને બ્રહ્મરંધ્રરૂપ દ્વારથી મનવડે પરકાયામાં પ્રવેશ કરો ને પોતાના સ્થૂલ દેહનો ત્યાગ કરવો.

સર્વ સિદ્ધિનો સ્વામિ છું હું, કહું તુને એક વાત;
દેહ દમન કરી ઇંદ્રિ જીતવી, બાકી છે બકવાદ. ૫૦
સર્વ સિદ્ધિ આપેલી મારી, હું પાળું ને સંહારુ;
જાણે મુજને તેણે સિદ્ધિનું, કારજ નથી કંઈ ચારુ. ૫૧
સકામ ધારણા છોડીને, આરાધે જે મુજને,
ચાર પદાર્થ નિશ્ચે પામે, તેને કોઈ નવ દમે. ૫૨
પર્મ પદ પામે તે પ્રાણી, ગર્ભ વેદના વામે,
ધર્મ અર્થ ને કામ મોક્ષ, તે ચારે પદારથ પામે. ૫૩

વલણ

સકળ પદારથ પામે તે પ્રાણી, ભાગે સૌ મનની વ્યથા;
કરજોડી વિપ્ર વલ્લભ ભણે, હવી પંદર અધ્યાયની કથા. ૫૪

ઇતિ શ્રીમદ્ભાગવતે એકાદશસ્કંધે પંચદશોઽધ્યાયઃ ॥ ૧૫ ॥

## અધ્યાય ૧૬ મો*

### કડવું ૧૬ મું–રાગ–રામગ્રી

શુકજી બોલ્યા સાંભળ ભૂપજી, સઘળે વ્યાપક હરિનું રૂપજી;
ઉદ્ધવ હરિને પૂછે પ્રશ્નજી, જ્ઞાનકથા કહો મુને શ્રીકૃષ્ણજી.

ચાલ

ઉદ્ધવ ઉવાચ:—

મુને કથા વિસ્તારી કહો, તમે દયાનિધિ મહારાજ,
શ્રીનાથજી તમ કૃપાથી, હું થયો પાવન આજ. ૧
આ વિશ્વ પ્રગટ્યું તમ થકી, તમો વિશ્વના આધાર;
તું સરજે પાળે સર્વને, ક્ષણમાં કરે સંહાર. ૨
સર્વ વ્યાપક તમો સ્વામિ, એમ વદે વાણી વેદ;
સ્થાવર જંગમ ખાણ ચારે, અકળરૂપ અભેદ. ૩
તું વિશ્વપાળક વિશ્વવંદન, વિશ્વનો આધાર;
વિશ્વંભર વિશ્વાત્મા, તમે વિશ્વ પ્રગટ કરનાર. ૪
સર્વ વિભૂતિ વિષે વ્યાપક, રહ્યા રૂપ પ્રકાશી,
આદિ મધ્ય અંતે અનાદિ અકળ તું અવિનાશી. ૫
ઉત્પત્તિકર્ત્તા સૃષ્ટિની, નિત્યે કરો પ્રતિપાળ;
પ્રલયનો કર્તા પ્રભુ તું, કાળનો વળી તું કાળ. ૬
નારદાદિ મોટા ઋષીશ્વર, સિદ્ધ સાધક જેહ;
પણ સર્વત્ર વ્યાપક પ્રભુજી તમો, તેમાં નહીં સંદેહ. ૭
વળી મધ્ય વિસ્તાર તારો, સર્વ વ્યાપક જાણ;
સત્વ રજ તામસ ગુણે, ત્રૈલોક્ય મધ્ય પ્રમાણ. ૮
સર્વત્ર વ્યાપક કેમ રહ્યા છો, વિભૂતિ માંહે નિવાસ;
કૃપા કરીને કહો મુજને, દયાનિધિ અવિનાશ. ૯
સાંભળવા ઇચ્છા ઘણી છે, વિભૂતિ રૂપ તું અવતાર;
એ પર્મ સાધન દેહનું, થાય પતિતનો ઉદ્ધાર. ૧૦
એવી વાણી સાંભળીને, વદે શ્રીભગવાન;

* આ સોળમાં અધ્યાયમા શ્રીપરમાત્માની વિભુતિનો કથાપ્રસંગ છે.

શ્રીભગવાન ઉવાચ:–

હે મિત્ર મારા પર્મ સાધુ, સાંભળ એ આખ્યાન. ૧૧
એ પ્રશ્ન પૂર્વે અર્જુને મુને, પૂછયું નીરધાર;
મહાભારતમાં ભીષ્મ પર્વે, જયાં ગીતાનો વિસ્તાર. ૧૨
ગોત્રકુટુંબ વધ જાણતાં, થઈ પાર્થને ચિંતાય;
મોહાતુર અર્જુન હુવો, ગતિ ભંગ થઈ તેની કાય. ૧૩
તે સમે મેં ગીતા કહી, અઢાર પુરાણનું જ્ઞાન;
ત્યાં અર્જુનને મેં કહ્યું છે તે, કહું તુજને જાણ. ૧૪
વિભૂતિ અધ્યાય વિસ્તારીને, પછે વદે વિશ્વાધાર;
તે ઉદ્ધવ શ્રવણે ધરે, ધન્ય કૃતાર્થ અવતાર. ૧૫
કુળકુલ ને વળી કાળ હું, મહાદીર્ઘ મોટું રૂપ;
વળી સૂક્ષ્મ મુજને જાણજે, એમ વદે વૈકુંઠભૂપ. ૧૬
જીવાત્મા વળી જીવ મુને, તું જાણજે નિરધાર;
વૈરાટ સ્વરૂપે વિસ્તરું, વળી અંશ લઘુ આકાર. ૧૭
સકળ ઈન્દ્રિ વિષે તું, મનરૂપ મુજને જાણ;
બ્રહ્માસ્મ મધ્યે બ્રહ્મારૂપે, મુને માન પ્રમાણ. ૧૮
સકળ વેદ મંત્રો વિષે, એક પ્રણવ મારું નામ;
તેત્રીશ કોટિ દેવતામાં, ઈન્દ્રરૂપ મુજધામ. ૧૯
પંચતત્વે આકાશ મુજને, જાણજે નિરધાર;
અગ્નિ રૂપે વૈશ્વાનર હું, ત્રિભોવનનો આધાર. ૨૦
સકળ સુખનાં ધામ છે, તેમાં રૂપ મારુ સ્વર્ગ;
જેની સકળ જન આશા કરે, ત્રિગુણના જન પર્મ. ૨૧
સકળ મારગ ધર્મના, તે મધ્યે હું અષ્ટ યામ;
સ્નાન ધ્યાને જ્ઞાનદાને, દયા દર્શન નામ. ૨૨
ઋષિ સિદ્ધ જનમાં રહ્યો, વ્યાપી કપિલ અવતાર;
મુને દ્વિજ રૂપ જાણજે, જન કો ન પામે પાર. ૨૩
પક્ષી મધ્યે ગરુડનો, હુંને જાણજે અવતાર;
પ્રજાપતિમાં દક્ષ રાજા, માનજે નીરધાર. ૨૪
પૂર્વજ મધ્યે અર્યમા હું, પ્રહ્લાદ દાનવ જાણ;
નક્ષત્ર મધ્યે ચંદ્રમા, તે રૂપ મારું પ્રમાણ. ૨૫
ઔષધિ મધ્યે અન્નજળ, રૂપ પવિત્ર કહેવાય;
યક્ષમાંહે ધનદ તે હું સ્વરૂપ મારુ મનાય. ૨૬
ગજ સૌ મધ્યે ઐરાવત હું, જાણ મારા મિત્ર;
જળ સર્વ મધ્યે વરુણ, હુંથી થાય સર્વ પવિત્ર. ૨૭
તેજમાં રવિસમ કાંતિ, વિષ્ણુ નામ સુખધામ;
મોટા વૃક્ષમાં પીપળો હું, સઘળે વ્યાપક ઠામ. ૨૮
મનુષ્ય મધ્યે રાય તે હું, નૃપ પ્રભુનું રૂપ;
બીજમાં કંદર્પ તે હું, વદે વૈકુંઠ ભૂપ. ૨૯
તુરંગ મધ્યે ઉચ્ચૈઃશ્રવા, હું અશ્વરૂપે સાર;
ધાતુ મધ્યે હેમ તે હું, કનકકાંતિ અપાર. ૩૦
શિક્ષામાં જમદગ્નિનંદન*, સર્પત્રાસુકિ જાણ;
નાગોમાં શેષનાગ રૂપે, હું રહ્યો છું નિરવાણ. ૩૧
વનચર મધ્યે કેસરી તે, સ્વરૂપ મારુ હોય;
આશ્રમ મધ્યે જતિ રૂપે, જાણજો સૌ કોય. ૩૨
નવસે નવાણું નદી છે, તે વિના બીજી જેહ;
સકળ તીર્થમાં ગંગાજી, સ્વરૂપ મારું તેહ. ૩૩
વર્ણાશ્રમમાં બ્રાહ્મણ દ્વિજવર, સ્થાનકમાં હું અબ્દ;
આયુધ મધ્યે વજ્ર તે હું, શંકર સદાશિવ શબ્દ. ૩૪
સકળ પર્વત વિષે મેરુ, પર્વત તે હું સાર;
તે સર્વત્ર ધારી રહ્યો હું, એમ વદે શ્રીમોરાર. ૩૫
સીત મધ્યે હીમાચળ, તે મધ્યે મુજ નિવાસ;
સર્વત્ર મુજને જાણજે, એમ વદે શ્રીઅવિનાશ. ૩૬
વૃક્ષમાં અશ્વત્થરૂપી, પુરોહિતમાં વસિષ્ઠ ઋષિ જેહ;
બુદ્ધિમાં હું બૃહસ્પતિ, પ્રકાશ સઘળે તેહ. ૩૭
સેન્યાપતિમાં ષટ્વદન, હું સ્વામિ કાર્તિક નામ;
સંગ્રામમાં રણ મૂખ રહીને, કરું સુરનાં કામ. ૩૮
યજ્ઞમાંહે બ્રહ્મયજ્ઞ છું, દેહનું સાધન જેહ;
વ્રતમધ્યે અહિંસા જે, પ્રમાણ કરવું તેહ ૩૯
મુનિમાં નર નારાયણ, જાણવો મુજ અવતાર;
ધર્મ મધ્યે ત્યાગ તે હું, સાંભળ મિત્ર વિસ્તાર. ૪૦
સનક, સનંદન, સનાતન, સનત, બ્રહ્મકુમાર;
બ્રહ્મચારી તે જાણજો, એમ વદે વિશ્વાધાર. ૪૧
ગુહ્યસ્થમાં મૌન તે હું, જેમાં સર્વ સમાય;
સંવત્સરમાં પરમાર્થી છું, માસ માર્ગશિર્ષ હોય. ૪૨
ષટ્ઋતુમાં વસંત તે હું, યુગમાં કૃતયુગ સાર;
કાપમાં હનુમાન રૂપે, હું રુદ્રનો અવતાર. ૪૩
હોમ હવને યજ્ઞમાં મુને, ઘૃતસ્વરૂપી જાણ;
સકળ કવિમાં શ્રેષ્ઠ રૂપે, વેદ વ્યાસ પરમાણ. ૪૪
ભક્ત મધ્યે ઉદ્ધવ તે હું, યજ્ઞમાં રૂપ ઉદાસ;
અવતાર મધ્યે શ્રીકૃષ્ણચંદ્ર, બ્રહ્મ પૂર્ણ પ્રકાશ. ૪૫
અષ્ટસિદ્ધિ વર્ણવી તેમાં, અણિમા મારુ રૂપ;
રત્નમાં મણિપદ્મ હું, એમ વદે વૈકુંઠ ભૂપ. ૪૬
અપ્સરામાં પૂર્વચિત્તિ હું, ચિત્રસેન ગાંધર્વ જાણ;
દાતાર મધ્યે બળિ દાનવ, બિભિષણ દાસ પ્રમાણ. ૪૭
કાંતિ મધ્યે માર્તંડ તે હું, સુભટવીર અર્જુન;
ક્ષમા મધ્યે પૃથ્વી રૂપે, રહ્યો છું આસન. ૪૮
ભૂતમાં ચૈતન્ય જાણજે, તું શત પંચ કુમાર;
દાન મધ્યે અશ્વ ઉત્તમ, અન્ન બીજું સાર. ૪૯
વેદ ભણાવવામાં બ્રહ્મા હું, મંત્રમાં ઓંકાર,
છંદમાં ગાયત્રી હું છું, અક્ષરમાં આકાર. ૫૦
કાચમાં માણેક હું, ને સૌંદર્યમાં કમળકોષ;
ધર્મમાં અભયદાન છે, નિર્ભયસ્થાનમાં આત્મનિષ્ઠ. ૫૧
સ્ત્રી પુરુષમાં પ્રજાપતિ, માન મારી દેહ;
ધૈર્યવાનમાં દેવલ અસિત, તું જાણ મુજને તેહ. ૫૨
દર્ભમાં કુશ હું છું, ધનમાં સંપત્તિ સાર;
દ્યૂતમાં કપટદ્યૂત છું, ભક્તમાં વસુદેવ નિર્ધાર. ૫૩

* પરશુરામ.

જળનો મધુરસ હું છું, તેજ તેજમાં અગ્નિ પૂર્ણ;
નરમાં નર અર્જુન છે, એ જાણ તું સંપૂર્ણ. ૫૪
દશ ઇંદ્રિ કહાવે જન તણી, તેમાં ધર્મમાં જે દ્રષ;
તે મારું સ્વરૂપ જાણજે, બોલ્યા કૃષ્ણ પ્રત્યક્ષ. ૫૫
વિદ્વાનમાં શુક્રાચાર્ય હું, ગાંડીવ તે ધનુષ;
શસ્ત્રધારીમાં સદાશિવ, સ્ત્રીમાં શતરૂપ.* ૫૬
પોલ મધ્યે આકાશ તે હું, સત્વમધ્યે જ્ઞાન;
એ સંક્ષેપ વિભૂતિ મેં, તુજને કહી છે માન. ૫૭
આયુધ મધ્યે સુદર્શન હું, વિદ્યાધર મુજ રૂપ;
વિશ્વવસુને ઉદય કરતા, સર્વત્ર હું છઉં ભૂપ. ૫૮
વિશ્વને ઉપજાવી કરી, પ્રતિપાલન કરુ સંહાર;
ચોવીશ તત્વ મુજને જાણજે, એમ વદે શ્રીમોરાર. ૫૯
મૂજથી તે અન્ય અળગું, નથી એક લગાર;
ધેનુ ઘૃત લક્ષ્મી અને, જવ રૂપે રહ્યો સંસાર. ૬૦
તેજ કીર્તિ સ્વભાળ મુને, પ્રીછે જે મહાભાગ;
લાજ ત્યાજ સૌભાગ્યનાં ફળ,જાણજે મુને તું સોહાગ. ૬૧
જે મનવાણીએ વેરા કીધા, તેનું તપભંગ થયું નીરધાર;
એગ જ્ઞાન ભગવાન કહે, ઉદ્ધવને સુખ દેનાર. ૬૨
સઘળે મારુ સ્વરૂપ છે, હું સઘળાનું રૂપ;
મારી વિભૂતિની ગણના નથી, બોલ્યા ત્રિભુવનરૂપ. ૬૩
પ્રભાવ, સંપત્તિ, કીર્તિ, ઐશ્વર્ય, સૌંદર્ય, લક્ષ્મીદાન;
ભાગ્ય,બળ, સહનશક્તિ, વિજ્ઞાન,એ વિભૂતિ તું જાણ. ૬૪
તારો સંશય મટાડવા, મેં કહી વિભૂતિ . આજ;
પણ તેમાં એકતાર ના થવું, બોલ્યા શ્રીમહારાજ. ૬૫
ઇદ્રિયનિગ્રહ શ્રેષ્ઠ છે, સત્વગુણે બુદ્ધિ શુદ્ધ;
એ કરથી મુજને પામે, જાણજે તું ઉદ્ધવ બુદ્ધ. ૬૬
શ્રીકૃષ્ણજી ઉદ્ધવ પ્રત્યે, એમ કહે જ્ઞાન કથાય;
મૂર્ખને સંભળાવતાં, અનુમાન કંઈ નવ થાય. ૬૭
જેમ કાચા કુંભમાં, જળ ભરી ને મૂકીયે નીરધાર;
તેથી ઘટ સાજો રહે નહીં, પાણી જાતાં ન લાગે વાર. ૬૮
કટકા થઇને ફોક થાયે, કુંભ તે ફુટી જાય;
તેમ આત્મજ્ઞાન વિનાનું સાધન, સર્વ મિથ્યા થાય. ૬૯
તે માટે મુજમાં ચિત્ત રાખી, મુજને ભજશે જેહ;
ભક્તિ કરશે માહરી, ઉદ્ધાર પામશે તેહ. ૭૦
શીઘ્રતાએ મુને પામે, તેમાં સંદેહ કશો નહીં,
શ્રીકૃષ્ણ કહે સાંભળ ઉદ્ધવ, વિભૂતિ કેરી કથા કહી. ૭૧

વલણ

કહી કથા શ્રીકૃષ્ણજીએ, એકાદશ સ્કંધ મહિમાયરે;
કરજોડી વિપ્ર વલ્લભ ભણે, હવા ષોડશ પૂર્ણ અધ્યાયરે. ૭૨

ઇતિ શ્રીમદ્ભાગવતે એકાદશસ્કંધે ષોડશોધ્યાયઃ ॥ ૧૬ ॥

* શતરૂપા

## અધ્યાય ૧૭ મો*

### કડવું ૧૭ મું-રાગ ધન્યાશ્રી

સુતપુરાણીક વાણી બોલ્યા, સાંભળો શૌનક સાધજી;
પરીક્ષિતને શ્રીશુકજી કહે, ઉદ્ધવને યદુનાથજી. ૧
ઉદ્ધવજી માધવની પ્રત્યે, પૂછે જ્ઞાન કથાયજી;
સ્વામિ પ્રશ્ન એક ઉદય થયું તે, કહીએ યાદવ રાયજી. ૨
વર્ણાશ્રમ જે ધર્મ કહ્યો તે, વળી કહો મહારાજજી,
જે જ્ઞાન સનકાદિક મુનિને, તમો કહ્યું શુભ કાજજી. ૩
હંસાવતાર ધરીને સ્વામિ, તમો કહ્યું જે જ્ઞાનજી;
સનકાદિક જેમાં તૃપ્ત થયા, તે કથા કહો ભગવાનજી. ૪
બ્રહ્મ સભામાં બ્રહ્મા સમો, કો વક્તા નવ હોયજી,
કૃપા કરીને મુજને કહો પ્રભુ, જ્ઞાન કથા શુભ સોયજી. ૫
એ મનસાવાણી ભક્તની જાણી, બોલ્યા સારંગપાણીજી;
સેવક જાણી દયા આણી, માધવ બોલ્યા વાણીજી. ૬
શ્રીભગવાન ઉવાચ :—
હે ઉદ્ધવ ધર્મ તથા મજ માટે, ભક્તિ સાધન કાજજી,
પ્રશ્ન છે તમારો ઉત્તમ, એમ બોલ્યા મહારાજજી. ૭
કૃતયુગ મધ્યે હંસ નામે, ઈશ્વરનો એક અવતારજી;
સમસ્ત પ્રાણીને કૃપા હતી, એમ બોલ્યા વિશ્વાધારજી. ૮
યોગ વિદ્યાએ હંસરૂપે તે, ધરતાં મારું ધ્યાનજી;
ચારે વર્ણ શ્રીહરિ અંગેથી, પ્રગટ થઈ તે સ્થાનજી. ૯
બ્રાહ્મણ ક્ષત્રિય વૈશ્ય શૂદ્ર, એ નામ કહ્યાં ચત્વારજી;
હવે પ્રથક જે સ્થાનક પ્રગટયાં, તે સાંભળ વિસ્તારજી. ૧૦
જન્મ થકી લોકો કૃતારથ, કૃતયુગ તેથી નામજી;
ભિન્ન ભિન્ન ધર્મ પાળવા તે તો, ત્રેતાયુગનું કામજી. ૧૧
સત્યયુગમાં આકાર વેદજ, બીજા વેદ નવ હોતાજી;
મારુ ધ્યાન ધરવું માત્ર, એ કાર્યે જપનો જોતાંજી. ૧૨
ત્રેતાયુગમાં મુજ હૃદયશ્વાસથી, વેદ થયા ઉત્પન્નજી;
તેમાં હોતા ઉદ્ગાતા, અધ્વર્યુ હવા, એ સ્વરૂપ ભુતવન્નજી. ૧૩
બ્રાહ્મણ બ્રહ્મા મુખ થકી પ્રગટયા, ને બાહુથી ક્ષત્રી જનજી,
વૈશ્ય વર્ણ જંઘાથી પ્રગટ્યા, પ્રગટરૂપ દરશનજી. ૧૪
શુદ્રો ચર્ણ થકી ઉપજાવ્યા, પ્રગટ કર્યાં એમ રૂપજી,
હવે ધર્મ સૌના વિસ્તારી, કહે છે વૈકુંઠ ભૂપજી. ૧૫
પેડુમાંથી ગૃહસ્થાશ્રમ હવો, હૃદયમાંથી બ્રહ્મચર્યજી;
વક્ષઃસ્થળમાંથી વાનપ્રસ્થાશ્રમ, મસ્તકમાંથી સંન્યાસ
ધર્મજી. ૧૬
મજના ઉત્તમ અંગમાંથી ઉત્તમ, નિચમાંથી નિચજી,
જ્યાં જયાંથી જે ઉપન્યા તેઓ, સ્વભાવે નિચને ઉંચજી. ૧૭
બ્રહ્મચર્યનો ધર્મ ઉપજાવ્યો, જિહ્વાથી નિરધારજી;
કટિથી ગૃહસ્થનો ધર્મ ઉપજાવ્યો, એમ વદે શ્રીમોરારજી. ૧૮

* સત્તરમા અધ્યાયમાં ભક્તિના સાધનરૂપ સ્વધર્મ વિષે ઉદ્ધવજીએ પૂછતાં શ્રીકૃષ્ણ, હંસાવતારે કહેલા ધર્મોમાંથી, બ્રહ્મચારી અને વાનપ્રસ્થના ધર્મ કહી સમજાવે છે તે કથા છે.

હરિના મસ્તકથી સંન્યાસ, ધર્મ ઉપન્યો સારજી,
મુખ થકી બ્રાહ્મણ ધર્મ ઉપન્યો,વર્ણન વિવિધ પ્રકારજી. ૧૯
બ્રાહ્મણને શમ, દમ, ક્ષમા, ને પવિત્રપણું અપાવ્યુંજી,
ક્ષત્રીને સુર સુભટપણું આપ્યું, તેને મન બહુ ભાવ્યુંજી. ૨૦
વળી ગૌબ્રાહ્મણની સેવા આપી, ક્ષત્રીને નિરધારજી,
સાધુ સંત ગૌદ્વિજ દુઃખ પામે, ત્યાં જઈ કરવી વારજી. ૨૧
વૈશ્યને વાળી વણજ કરાવ્યો, દાન વિપ્રને દેવાંજી;
ચર્ણ પખાળી સેવા કરવી, નામ હરિનાં લેવાંજી. ૨૨
અતિ વિશેષ લોભ નહીં કરવો, ધરવું હરિનું ધ્યાનજી,
શૂદ્રને ત્રણે વર્ણને નમવું, જ્યાં મળે જેણે સ્થાનજી. ૨૩
સુરભિ દ્વિજની સેવા કરવી, નિર્મળ રાખવું મનજી;
તીર્થ અટણ યાત્રા કરીને, કરવું હરિ કીરતનજી. ૨૪
યથા લાભ સંતોષે રહેવું, લેવું હરિનું નામજી,
આરમ ધર્મમાં તત્પર રહેવું, ભજવાં સીતારામજી. ૨૫
અન્ય વર્ણ બીજા શુદ્ર છે તે, મહા અશુદ્ધિયે હીડિજી;
જેવાં કર્મ કીધાં અલ્પ બુધીયે, તેવાં પાપ દેહિ પીડેજી. ૨૬
તસ્કર કરીને અસત્ય બોલવું, સદા ભર્યો રહે ક્રોધજી,
છળ કપટ વિશ્વાસઘાતતો, સદા કરે નિરોધજી ૨૭
એ ચારે વર્ણના લક્ષણ કહ્યાં, તું સાંભળ ઉદ્ધવ મિત્રજી,
હવે ધર્મ કહું સાંભળ તેની, કથા પર્મ પવિત્રજી. ૨૮
દયાધર્મ ને ક્ષમાધર્મ, સંતોષ ધર્મ છે જેહજી,
અને અહિંસા શીલ તપ, આચરવા સુણ કહું તેહજી ૨૯
પ્રથમ બ્રાહ્મણનાં ધર્મ કર્મ, સાંભળ તું નિરધારજી,
ગુરુ દ્વારે વસવું લઘુવયે, ભિક્ષાનો કરવો આહારજી. ૩૦
ગુરુની સેવા નિત્યે કરવી, કરવું વેદાધ્યયનજી,
સ્નાન કરીને શિખા બાંધવી, કરવું સંધ્યા વંદનજી. ૩૧
સાત્વિક અન્ન તે પોતે જમવુ, અગ્નિ પૂજા નિત્ય કરવીજી,
વેદાધ્યયન કરી હરિ ચરણે, શુદ્ધ તે મનસા ધરવીજી ૩૨
શુચિ સ્નાન ત્રિકાળની સંધ્યા, પવિત્રપણે નિત્ય રહેવુંજી,
ગુરુને સમસ્તદેવ કરી માનવા, મૌંજી દંડ તે ગ્રહેવુંજી. ૩૩
જે પ્રાણીને વૈકુંઠની ઈચ્છા તે, સદા કરે હરિ સેવાજી,
પરમેશ્વરનું ચિતન કરવું, ગૃહસ્થ માર્ગને ગ્રહેવાજી. ૩૪
જવ દાણા કરગ્રહીને જન કો, તેના કરે ષટ ભાગજી,
તેમાંથી એક કડકો લઈ, કો આપે દાન સોહાગજી. ૩૫
તો તે બ્રાહ્મણે પ્રીતે લેવું, રુદે ન ધરવો ક્રોધજી,
આશા તૃષ્ણા ત્યાગ કરીને, સંતોષ રાખવો બોધજી. ૩૬
સમસ્ત જીવપર દયા આણવી, જાણી સર્વ સમાનજી;
શ્રીવિષ્ણુ શાલિગ્રામની સેવા, સુરભિ સૌ ભગવાનજી. ૩૭
ત્રણે વર્ણ આગળથી જ્યારે, નમી કરે પ્રણામજી;
પછી આશિષ વચન ઉચરે, તે બ્રાહ્મણ શુભ નામજી. ૩૮
કદાચિત પ્રથમ આશિષ ઉચરે, શૂદ્રને હેત વચનજી,
તો તે બન્યો નર્ક અધિકારી, જાય યમ સદનજી. ૩૯

આશિષ વચન પ્રથમ ઉચરતાં, સુકૃત સઘળાં જાયજી,
સુગ્મ જન તે થાશે નારકી, રૌરવ નર્કે પચાયજી. ૪૦
શત્રુ મિત્ર ને ઉંચ નીચ જન, જાણવા સર્વે સમાનજી,
દ્વેષ ભાવ મનમાં નહીં ધરવો, કહેવું સૌને જ્ઞાનજી. ૪૧
પ્રથમ પ્રણામ કરે જન દ્વિજને, હેત ધરીને મનજી,
ક્ષત્રિય વૈશ્યને શૂદ્ર નમે, પછી ઓચરે વચનજી. ૪૨
તો તે આશિષ વચનસુફળ, તેના મનની પહોંચે આશજી,
અનેક પાપ નિવારણ થાયે, અંતે વૈકુંઠ વાસજી. ૪૩
અરે ઉદ્ધવ સાંભળ કહું તુજને, બોલ્યા વિશ્વાધારજી,
બ્રાહ્મણને વળી મારી વચ્ચે, અંતર નથી લગારજી. ૪૪
વિદ્યાવાન ને સાધુ પુરુષ, એ બ્રાહ્મણનું હોય રૂપજી,
તેને પ્રથમ નમીને પૂજા કરવી, એમ બોલ્યા વૈકુંઠ ભૂપજી. ૪૫
બ્રહ્મરૂપ અગ્નિને સૂર્યઆત્મા, બ્રહ્મીભૂત બ્રહ્માયજી,
બ્રહ્મમય કરી સર્વ જાણીયે, બોલ્યા વૈકુંઠ રાયજી. ૪૬
ષટ્ શાસ્ત્રપુરાણ એમ વદે, વર્ણે નિગમ વારં વારજી,
બ્રહ્મ બીજ દેખીને નમવું, પ્રીતે કરી નમસ્કારજી. ૪૭
દ્વિજને સમસ્તપર દયા રાખવી, અલ્પ જીવપર કરુણા
કરવીજી,
વળી ગૃહસ્થાશ્રમની ઈચ્છા,બ્રાહ્મણે મનમાં નહી ધરવીજી. ૪૮
ગૃહસ્થાશ્રમનો ધર્મ સાચવે તો, ગુરુને દક્ષિણા આપેજી,
વેદાધ્યયન પ્રતિગ્રહ કરતાં, દુઃખ દારીદ્રને કાપેજી. ૪૯
હવે ધર્મ ક્ષત્રીનો સાંભળ, બોલ્યા શ્રીગોપાળજી,
ગૌ બ્રાહ્મણની સેવા કરવી, સાધુની પ્રતિપાળજી. ૫૦
આયુધ ધરીને દયા રાખવી, રંકની રક્ષા કરવીજી,
રાજ્યનીતિનો ધર્મ પાળવો, દાનની દીક્ષા ધરવીજી. ૫૧
જે બ્રાહ્મણનું કુટુંબ કંઈએ, દરિદ્રથી પીડિત હોયજી,
તેને સંતોષીને કષ્ટ ટાળવું, કરવી તેની સહાયજી. ૫૨
જે ક્ષત્રીજન પ્રજા પાળે, પુત્રની પેઠે રાયજી,
તે વૈમાન બેસી નૃપનંદન, વૈકુંઠ સદને જાયજી. ૫૩
બ્રાહ્મણને આપત્તિ આવે, વણીજની વૃત્તિએ જીવેજી;
તો એ ધર્મ પોતાનો પાળે, જ્ઞાન ધરી કુળ દીવેજી. ૫૪
તથા રાયને કષ્ટ પડે ત્યારે, ઉદ્યમ કરવો વેપારજી,
તો એ ધર્મ પોતાનો રાખે, ધન્ય તે રાજકુમારજી. ૫૫
શૂદ્રની વૃત્તિયે વૈશ્ય જીવે, જ્યારે આપત્તિ કાળજી,
તહાં ધર્મ પોતાનો રાખે, સમરે શ્રીગોપાળજી. ૫૬
શૂદ્રને આપત્તિ આવી પડે, ત્યારે કારુવૃત્તિ જેહજી;
તેહ કરીને શૂદ્રને જીવવુ, હરિશુ રાખી સ્નેહજી. ૫૭
જે પરમેશ્વરને ભજે નિરંતર, પૂર્ણ પ્રેમ દૃષ્ટ ભાવેજી,
વિષય સંસાર તજીને પ્રાણી, સ્વર્ગ સદને આવેજી. ૫૮
આ સંસાર વિષેની માયા, જે દીસે છે અપારજી,
ઉદય થયું તેનો અસ્ત થાય છે, મિથ્યા મોહ અહંકારજી. ૫૯
કપટ ભાવ માયાની સાંકળ, છેદવી જ્ઞાન કુહાડેજી,
આશા તૃષ્ણા લોભ ઈર્ષા, ધન જે જન નિવારેજી. ૬૦

એ પરમેશ્વરને સત્ય કરીને, દ્રઢભાવેથી ભજીએજી;
કપટ ભાવ માયાની સાંકળ, અવિદ્યા સૌ તજીએજી. ૬૧
સર્વત્ર વ્યાપક વિષ્ણુ જાણી, ઉદાસ રાખવું મનજી;
માયા વર્જીત જળ કમળવત્ રેહવું, કરવું હરિભજનજી. ૬૨
એ ચારવર્ણથી બાહેર બીજી, વર્ણ થઇ છે અનેકજી;
તેમાં અપવિત્રતા, અસત્યતા, ચોરી અધર્મ અવિવેકજી. ૬૩
કામી ક્રોધી લોભી છંદી, કજીઓ ને કંકાસજી;
એ અન્ય વર્ણના સ્વભાવ જાણજે, સદા રહે તે ઉદાસજી. ૬૪
અહિંસા, સતવાદી, પરધન દ્રોહી, કામ ક્રોધનો ત્યાગજી,
ઉધગિ ને પ્રેમ વાણીવાન, એ સર્વ સ્વભાવ મમભાગજી. ૬૫
જે જન મુજનો ભક્ત હોય તેણે, આશ્રમનું નહિ કામજી;
અભક્ત જનને આશ્રમ છે, જેને હૃદે નહિ રામજી. ૬૬
વિકલ્પચિત્તવાને આશ્રમ ધરવો, પણ નવ રહેવું તે વણજી;
ગૃહસ્થાશ્રમીએ સમાન કુળની, કન્યા વરવી શુદ્ધ મનજી. ૬૭
પોતાથી તે મહોટી ન હોય, અનિંદિત લક્ષણજી;
ઘેર લાવી તેસું ક્રીડા કરવી, કરવું તેનું રક્ષણજી. ૬૮
કામ ઇચ્છાથી અન્ય સ્રીનો, કરવો નિશ્ચે ત્યાગજી,
જે ક્રીડા કારણ અન્ય જાતિ વરે, તે જાણવો હતભાગજી. ૬૯
બ્રાહ્મણ ત્રણ જાતીની કન્યા, વરે તે નિર્ધારજી;
ક્ષત્રિય બે જાતીને વરે, એ શાસ્રનો સારજી. ૭૦
વૈશ્ય સ્વજાતિ ને શૂદ્રી, વરે તો નવ દોષજી;
શૂદ્ર તો શૂદ્રીનેજ વરે, તેમાં રાખે સંતોષજી. ૭૧
વેદ ભણે ભણાવે પ્રતિદિન, એ બ્રાહ્મણનાં કાજજી,
પ્રતિગ્રહ કરે તો તપ,તેજ, યશ જાયે,નહીં રેહે તેની લાજજી. ૭૨
યજ્ઞ કરી વેદ ભણાવવા, એ ઉત્તમ છે ધર્મજી,
સંતોષીત રહે જે બ્રાહ્મણ, તે બ્રાહ્મણ છે પર્મજી. ૭૩
સંતોષિત રહી મજમાં ચિત્ત ધરે, તે બ્રાહ્મણને ધન્યજી;
તે છતે દેહે મુક્તિ પામે, તે વિણુ વહાલો ન અન્યજી. ૭૪
ધન દાન આપી દીન બ્રાહ્મણને, બચાવે છે પ્રાણીજી;
તે મુજને અતિ છે વહાલો, હોય જો નિર્માનીજી. ૭૫
પિતા પેરે પ્રજાનું પાલન, રાયે કરવું સારજી,
કષ્ટ ટાળીને સુખી કરવી, પ્રજાનો રાય આધારજી. ૭૬
સંપત્તિ વિપત્તિ વેઠે જે કોઇ, રાય તે તરે સદ્યજી,
ઇંદ્ર સાથે વિમાને બેસે, તેના સુખની નવ હદજી. ૭૭
વૈશ્યે પણ બ્રાહ્મણ ક્ષત્રીને, આશ્રય આપવો સારજી,
શૂદ્રે તો સેવા કરવી, તે પણ સદા છે મારોજી. ૭૮
સંકટ વિપત્તિ સમે વૈશ્યે, વેદ ભણાવવા મુખેજી,
દાસપણું નવ કરવું કદિ, મુગ્ધા કરે મહા દુ:ખેજી. ૭૯
વિપત્તિ સમે શૂદ્રે સાહડી, ગુંથી નિર્વાહ કરવોજી;
વિપત્તિ વિત્યા પાછી એ, નિંદ્ય ધંધો ન આદરવોજી. ૮૦
ગૃહસ્થે વેદાધ્યયનથી, ઋષિને દેવું માનજી;
શ્રાદ્ધ કરીને પિતૃ સંતોષે, સ્વાહાકારથી દેવને દાનજી. ૮૧
બળિ લઇને ભૂતનું ને, મનજાળે મનુજાતજી;
નિત્ય પૂજન કરતાં રહેવું, તેમાં વૈભવ સાક્ષાતજી. ૮૨
છતે કુટુંબ નિસ્પૃહ રહીને, ગૃહસ્થ કરે આચરણજી;
મુજમાં પૂર્ણ ભાવ રાખે, તો એ મેળવે નારાયણજી. ૮૩
સ્રી પુત્ર બંધુ માત પિતા, વટેમાર્ગુ સમ જાણેજી;
વૃત્તિ સર્વે સંકોચી રાખે તો, સુખને નિશ્ચે પરમાણેજી. ૮૪
સ્વપ્નાસમ છે ધન સુત દાસ, સ્વપ્ન ગયે છે ફોકજી,
અહંતા મમતા છોડે તે જન, નવ પામે કદી શોકજી. ૮૫
ઇચ્છા આવે તો વનમાં જાયે, નહિ તો ઘર છે સારુંજી,
પ્રજા હોય તો સંન્યાસ લેવો, તેમાં નથી સારુજી. ૮૬
મૂઢ જન હું મારુ કરીને, બંધાયે સાક્ષાતજી;
લંપટ જનને લાજ ન આવે, કરે માયાની વાતજી— ૮૭
(કે) માતપિતા મુજનાં વૃદ્ધ છે, કેયાં છોકરાં નહાનાંજી;
છોકરાં છે અનાથ મારાં, દીન દુઃખીને રાખે કો છાનાંજી. ૮૮
એમ ઘર ગળે બાંધે, છુટે નવ લગારજી;
એ મુવા પછી નહિ સ્વર્ગે જાયે, અવતરે નિરધારજી. ૮૯
ત્રણ અવસ્થા પૂર્ણ ભોગવી, ચોથો આશ્રમ સારજી;
સંન્યાસ ગ્રહી હરિસેવા કરવી, હૃદયકમલ મોઝારજી. ૯૦
સંન્યસ્ત ગ્રહી જો વસે નગ્રમાં, તો માયાથી લોભાયજી,
વિશેષ માયા વ્યાપી ત્યારે, તપ સૌ મિથ્યા થાયજી ૯૧
નગ્રમાં રહેતાં અવસાને, સાંસારિક માયા આવેજી;
પુનરપિ જન્મ પુનરપિ મર્ણ, અનેક દુઃખ ઉપજાવેજી. ૯૨
ફરી સંસારે પડે તે પ્રાણી, તામસ નર્ક નિવાસજી;
અનેક કષ્ટ ભોગવીને કાયા, ફરી ફરી પામે નાશજી. ૯૩
તેથી સંન્યાસીને વનમાં રહેવું, નિર્મળ કરવું મનજી,
હરિજન થઇને તીર્થ કરવાં, નગ્ર જાણવું વનજી. ૯૪
સદા સંતોષ 'પવિત્રપણે' રહે, રાખવી કષ્ટ સમાનજી;
ભાગવત ધર્મ નિરૂપણ ઉદ્ધવ, સાંભળ કહે ભગવાનજી. ૯૫
પરીક્ષિતને શુકદેવ કહે છે, શૌનક સુત પુરાણીજી,
એ જ્ઞાન કૃપા કરી કહે છે, ઉદ્ધવને સારિંગપાણીજી. ૯૬
ભાવે કભાવે જે જન સાંભળે, બાળ વૃદ્ધ નરનારજી;
કૃપા કરે કરુણાનિધિ તેપર, જીવન જગદાધારજી. ૯૭
અનુભવ કરી નિજ હૃદયા રાખે, થાયે વૈકુંઠવાસજી,
સ્વર્ગભુવને ઘણું સુખ પામે, આશા પુરે અવિનાશજી. ૯૮

વલણ

અવિનાશી આશા પૂરે મનની, સ્વામિ વૈકુંઠરાયરે;
અધ્યાય સતરમો થયો પૂરો, જય જય શ્રીયદુરાયરે. ૯૯

ઇતિ શ્રીમદ્ભાગવતે એકાદશસ્કંધે સપ્તદશોધ્યાય. ॥ ૧૭ ॥

## અધ્યાય ૧૮ મો*

### કડવું ૧૮ મું–રાગ દેશાખ–મલ્હાર

સૂત પુરાણીકરે, શૌનક પ્રત્યે ઉચરે;
ધન્ય હરિજનરે, કથા શ્રવણે ધરે. ૧
શ્રીકૃષ્ણજીરે, ઉદ્ધવને કહે છે કથા;
મારી ભક્તિતોરે, કામદુઘા ધેનુ યથા. ૨
જે મુજથીરે, પરાઙ્મુખ પ્રાણી થયો;
જન્મ તેનોરે, સંસારમાં વૃથા ગયો. ૩
ભૂને ભારજરે, કરવા તેણે રૂપ ધર્યું;
દુઃખ દીધુંરે, જનુનીનું યૌવન હર્યું. ૪
પંચ ઇંદ્રિયરે, જો વશ પોતે રાખી નહીં;
તો સંન્યાસીરે, કહેવા માત્ર થયો સહી. ૫
વનમાંહે રહેરે, તે સંન્યાસી સાચો સહી;
સુખ વૈભવરે, ગ્રામ સેવા કરવી નહીં. ૬
તીર્થ અટણજરે, પવિત્ર સ્થળ રહેવું સહી;
બ્રહ્માનંદરે, મધ્યે મન રાખે તહીં. ૭
સમદષ્ટિરે, સમાન દેખે સર્વને;
કામ ક્રોધજરે, તજી મનના ગર્વને. ૮
મોહ અજ્ઞાનથીરે, મહા તાપસ દેવતા પડે;
તો માનવીનેરે, ભક્તિ માર્ગ ક્યાંથી જડે. ૯
મહા પામરરે, પ્રાણી સાંસારિક સહુ;
અહંકારથીરે, માયાને આકંદી બહુ. ૧૦
એવું જાણીરે, વિષયા વિલાસ નિવારીયે;
હૃદય માંહેરે, બ્રહ્માનંદ સુખ ધારીયે. ૧૧
જે સંન્યાસીરે, સર્વ તજી અળગા રહ્યા;
વિષયા છાંડીરે, બ્રહ્મ લીલામાં મગ્ન થયા. ૧૨
આ સંસારમાંરે, કમળજળની રીતે ફરે;
વસે વાસોરે, એક રાત્ર જ્યાં ઉદર ભરે. ૧૩
કંદ મૂળનોરે, આહાર નિત્યે કરવો સહી;
મુખે સત્ય વાણીરે, અસત્ય સ્વપ્ને નહીં. ૧૪
ત્રણ કાળેરે, સ્નાન ધ્યાન પવિત્રપણે;
શુચિસંધ્યારે, ધ્યાન ભજન મુજને અનુસરે. ૧૫
ભૂમિ શય્યારે, દર્ભાસન કરી સુવે;
જપે પ્રણવરે, હૃદયામાં મુજને જુવે. ૧૬
ઉષ્ણકાળેરે, પંચાગ્નિ સેવે ભલો;
વૃષાકાળેરે, આકાશે બેસે એકલો. ૧૭
શીતકાળમાંરે, કંઠ પ્રમાણે જળમાં રહે;
તેને શ્રીહરિરે, સાચો સંન્યાસી કહે. ૧૮
તપનું વિત્તરે, અર્પણ કરે મુજને;
સુણ ઉદ્ધવરે, ધર્મ વાત કહું તુજને. ૧૯
શ્રીવિષ્ણુનુંરે, આરાધન પ્રીતે કરે;
ફળ ભક્ષીરે, આનંદે વનમાં ફરે. ૨૦
અર્ધ્ય કરીરે, આરાધે અવિનાશને;
મોહ શક્તિરે, વર્જિત રાખે આશને. ૨૧
સંન્યાસનુંરે, લક્ષણ રહે પવિત્રતા;
સમદષ્ટિરે, રાખે સૌસું મિત્રતા. ૨૨
કરે નિત્ય અંગેરે, કૌપિન આચ્છાદન સહી;
ચાલે મારગેરે, દંડકમંડળ કર ગ્રહી. ૨૩
ભૂમિ શોધીરે, પગલાં વિચારી ભરે;
દયા રાખવીરે, જીવજંત રખે મરે. ૨૪
જળ ગાળીનેરે, નેત્રે નીહાળી પીએ;
વદે બ્રહ્મજરે, નામ નારાયણનું લીએ. ૨૫
અંગ અંતઃકર્ણરે, વાણી શુદ્રને દંડે સદા;
સુખ દુઃખજરે, સમાન લેખવે સદા. ૨૬
સંન્યાસી થઇનેરે, ભાવે ભજન મારુ કરે;
મોહસાગરરે, માયાથી પ્રાણી તરે. ૨૭
પંચયજ્ઞ કરીરે, સંતોષ પામું ઘણો,
વેદ માર્ગેરે, સમાન મહિમા ઉભયનો. ૨૮
ધર્મ ઉત્તમરે, કર્મ માર્ગ ગૃહસ્થનો;
બ્રહ્માનંદ પામેરે, આશ્રમ શ્રેષ્ઠ સંન્યાસનો. ૨૯
વાનપ્રસ્થરે, અગ્નિહોત્ર ચાતુર માસ કરે;
મૃત્યુ પછીરે, પરલોકે સાંચરે. ૩૦
પછી પામેરે, મુજના ચરણ સદા;
મુક્ત થાયેરે, વેઠે નવ આપદા. ૩૧
આવું ઉત્તમરે, સુખ મુકી દુઃખ ગ્રહે;
એવા મુર્ખજરે, જગમાં બહુ રહે. ૩૨
પંચોતેર વર્ષરે, વાનપ્રસ્થ છોડી સંન્યાસ ગ્રહે;
જરા* આવેરે, તો મુજનું સરણ સહે. ૩૩
સંન્યાસ લેતાંરે, પૂર્વે તૃષ્ણા ત્યાગવી;
પ્રાજાપત્ય નામનીરે, ઇષ્ટિ ભાવે કરવી. ૩૪
અગ્નિને આત્મામાંરે, સમાવવો પ્રેમ સહિ;
પરબ્રહ્મનેપામેરે, એ નિશ્ચે આ જગમહિ. ૩૫
બ્રાહ્મણ પાસ ભિક્ષારે, સંન્યાસી લે સહિ;
પતિતાદિકનીરે, કદિ ભિક્ષા લેવી નહિ. ૩૬
સાત ઘરથીરે, ભિક્ષા લેવી ઘટે;
બહુ ઘર ફરે તો, પીડા અંગે સેજે અડે. ૩૭
ભિક્ષાન્નરે, શુદ્ધ કરવું મુજળથી;
મૌન ધરીરે, આહાર કરવો પ્રેમથી. ૩૮
નિઃસંગપણુંરે, જિતેન્દ્રિય થાવું ભલે;
ધૈર્ય ધારવુંરે, આત્મા સંગ બહુ હળે. ૩૯
સમદષ્ટિ ધરીરે, અરણ્ય કરવું સદા
નિર્ભયનિર્જન સ્થાનેરે,વસતાં નવ આવે ?

* આ અઢારમા અધ્યાયમાં વાનપ્રસ્થ તથા સંન્યાસીના ધર્મ અને અધિકારના અનુસારથી તેઓના વિશેષ ધર્મ પણ કહ્યા છે તે કળ્યા છે.

* એ વર્ષ પૂર્વે જરા આવે તો માત્ર હરિનેજ

વિચાર કરવોરે, એક ચિત્ત રાખી રહી;
ઇંદ્રિ વિક્ષેપરે, બંધન ને પીડા સહી. ૪૧
ઇંદ્રિનિગ્રહરે, મોક્ષ ગતિ પરમ રહે;
એ જાણીથીરે, સંન્યાસી ધરમ છે. ૪૨
ક્ષુદ્ર વૃત્તિરે, કદિ નવ ધારવી સહી;
વિના કારણેરે, ગ્રામ્યમાં જવું નહિ. ૪૩
વાનપ્રસ્થ આશ્રરે, જપેથી શુદ્ધ થાયે,
સંન્યાસીનાંરે, સર્વ પાતક બળી જાયે. ૪૪
મિષ્ટાન્નનોરે, ત્યાગ કરવો સદા,
પરલોક આલોકમારે, આસક્તિયે આપદા. ૪૫
નિવૃત્તિ ધરવીરે, મનમાં પ્રેમ સહી;
મમતા સ્થાનરે, જગતને ગણવું નહિ. ૪૬
અહંકાર સ્થાનેરે, અંગ આપણું છે,
તેથી ન મળે સુખરે, તેમાં દુઃખ ઘણું છે. ૪૭
સુખ સ્વરૂપ લેતાંરે, દુઃખ પામે ઘણું,
(તેથી) સુખ પદાર્થનુંરે, સ્મરણ ન કરવું આવું. ૪૮
પરમહંસનારે, ધર્મ સુણ ભક્ત હવે,
તેનું તાત્પર્યરે, પ્રભુજી ઉદ્ધવને કહે. ૪૯
નિર્વૈર થઇનેરે, ચિંતવન સુજનું કરે;
વિવેકી થઇનેરે, નિર્માણ હૃદયા ધરે. ૫૦
ક્રીડા ત્યાગેરે, નિપુણ છતે રહે જડ,
પંડિત છતાંરે, રહે તે અતિ મંદ. ૫૧
બાલક પેરેરે, ફરે હરે ચિત્ત જગે નહિ;
માત્ર ધ્યાનરે, મારુ હૃદયામાં ગ્રહી. ૫૨
વિવાદ ત્યાગવોરે, ઉદાસીનતા રાખવી;
દુર્વચનેરે, સહનતા બહુ દાખવવી. ૫૩
મળે ખાવુંરે, પીવું મળે સેહેજ;
દે તો લેવુંરે, કરવું નહિ તેમાં હેજ. ૫૪
ભિક્ષા માટેરે, પ્રયત્ન કરવો યથા,
ન મળે તો તેણેરે, દૈવાધિન થવું તથા. ૫૫
પ્રાણ રક્ષણરે, કોરણે કરવું એમ;
પ્રાણથી તત્વનોરે, વિચાર આવે તેમ. ૫૬
વસ્ત્રે શરીરરે, મળે તો ઠીકજ છે;
સદા રાખવુંરે, કે એ વસ્તુને ધીકજ છે. ૫૭
નિજ પ્રસાદનીરે, ભિક્ષા માગી એકઠી કરે,
ભોજનસ્વાદનીરે, મંછા કંઈ મન નવ ધરે. ૫૮
શાક પાક જળરે, પંચામૃત એકઠું કરી;
બ્રહ્માર્પણરે, કરે અંજલિ જળે ભરી. ૫૯
કરે ભોજનરે, બત્રીશ ગ્રાસ પૂર્ણ સહી;
સુખ સ્વાદનીરે, વાપેકુ મીઠે નહી. ૬૦
એવા યુક્તિથીરે, પરમહંસ સાધુ જમે,
પ્રમાણેરે શરીરમાં આરમાસું રમે. ૬૧

સંસારમાંનીરે, વિષ્ણુની માયા જે કહી;
જેહ દીસેરે, તેહ વણસે સર્વ સહી. ૬૨
આ સંસારમાંરે, જે જે વસ્તુ થાય ઉદય;
હરિ કહે છેરે, જરુર તેનો થાય પ્રલય. ૬૩
પરમહંસનાંરે, લક્ષણ એ મેં કહ્યાં;
ઉદ્ધવજીયેરે, હૃદયા મધ્યે ગ્રહ્યાં. ૬૪
સંસારીકરેરે, દેહિ પ્રાણી અવતરે;
નિજ કુટુંબનીરે, માયા મોહ મિથ્યા કરે. ૬૫
જેમ પક્ષીરે, વૃક્ષ વિશ્રામ કરે નિશા;
ઉડી જાયેરે, પ્રભાતે દશો દિશા. ૬૬
સુણ ઉદ્ધવરે, સ્વજન કુટુંબ તેવું સહી;
માટે માયારે, સંસારની ધરવી નહીં. ૬૭
એવું જાણીરે, દૃઢ ચિત્તે મુને ભજે,
કરે ચિંતનરે, સકળ કાર્ય તેનાં સજે. ૬૮
પંચેંદ્રિય નવ પોષેરે, તે સત્ય સંન્યાસી યતિ;
ગુરુ સેવાથીરે, મન અળગું ન કરે રતિ. ૬૯
એ અજપારે, જાપ જપે પ્રણવ તણો;
શ્રીગુરુથીરે, મહિમા યશ વાધે ઘણો. ૭૦
તે સંન્યાસીરે, બ્રહ્મને શરણે રહે;
લય પામેરે, બ્રહ્મમાં એમ વેદ કહે. ૭૧
સંન્યાસી થઇરે, વિષય ઇચ્છા જે કરે;
પડે પાછોરે, લક્ષ ચૌર્યાશીમાં અવતરે. ૭૨
કીધાં સુકૃતરે, સર્વ નાશ થાયે સહી;
ભણે ભૂધરરે, તેમાં કંઈ સંદેહ નહીં. ૭૩
વિષય વિલાસમાંરે, મન માન્યો રંગે રમે,
તે સંન્યાસીરે, કહેવા માત્ર ભૂપર ભમે. ૭૪
પછી સંન્યાસનાંરે, સુખે લક્ષણ વીસરે,
તે છાનોરે, ભોગી થઇ નીસરે. ૭૫
સુત પુરાણીરે, શૌનકને કહે છે કથા;
એ ઉદ્ધવનેરે, શ્રીકૃષ્ણ કહે યથા. ૭૬
શુભ કર્મથીરે, સંન્યાસી હરિને પામશે;
આવાગમનનાંરે, દુઃખો સહુ વામશે. ૭૭
પરીક્ષિતસુરે, શુકજીએ વાણી કહી,
એકાદશનીરે, શુભ વાત સાંભળ સહી. ૭૮
ગર્ભમાંથીરે, મેં તાત વચન શ્રવણે ધર્યું,
તારી આગળરે, હું બ્રહ્મ નિરૂપણ ઉચરું. ૭૯
શ્રીભાગવતરે, ભાવ ધરી જે સાંભળે,
તેનાં પાતકરે, ભવો ભવનાં દૂર પળે. ૮૦

વલણ

પળે પાતક ભવનાં તેનાં, કૃપા વૈકુંઠરાયરે;
કરજોડી વિપ્ર વલ્લભ ભણે, થયો અષ્ટાદશ અધ્યાયરે ૮૧
ઇતિ શ્રીમદ્‌ભાગવતે એકાદશ સ્કંધે અષ્ટાદશોધ્યાય ॥૧૮॥

## અધ્યાય ૧૯ મો*

### કડવું ૧૯ મું–રાગ સોરઠીની ચાલ કનિષ્ઠ

વ્યાસનો સુત વદે વચન, સાભળ હો અભિમન્યુના તન,
શૌનકને કહે સુત પુરાણી, ઉદ્ધવને કહે સારિંગપાણી
ઉદ્ધવ પ્રત્યે કહે અવિનાશ, સાભળ સાધુ જ્ઞાન પ્રકાશ;
શ્રીભગવાન ઉવાચ.—
જે પુરુષ વિદ્યાને જાણે, આત્મજ્ઞાન અભ્યતર આણે
તે પશુ પક્ષીવત પ્રાણી સહી, જે જ્ઞાને જ્ઞાન વધારે નહી,
અધકારથી દિશા ભુલ થાય, પ્રત્યક્ષ જ્ઞાને દિશા નકી થાય.
દેહાદિક પ્રપચ મિથ્યા જાણે, પણ અનુભવવિના નક્કી ન પ્રમાણે,
ત્યા સુધી કરવો જ્ઞાનાભ્યાસ, આત્મતત્વ થા જ્ઞાને ઉદાસ
દ્વૈત અદ્વૈત નિવૃત્તિ સાધન, માયા માત્ર મારી ગણુ મન,
જ્ઞાની જનને સાધના ફળરૂપ, સસાર સ્વર્ગ નિવૃત્તિરૂપ હું ભૂપ
મજ વિણ અન્ય કઈ નવ જાણે, એણે વિધસન્યાસ પિછાણે,
જ્ઞાની વિજ્ઞાની જન તેહ, મુજનુ પદ નિશ્ચે પામે એહ
જ્ઞાનથી મળે સર્વ વસ્તુ મિથ્યા, તે આગાળ જપતપ દાનસમસ્ત,
ભક્તિ ભાવથી ઉદ્ધવ મુને ભજો, બીજા સર્વે સાધનને તજો
હું યજ્ઞપતિ ને યમરાજ, યજ્ઞ કરતા મુનિ પામ્યા સહુસાજ,
દેહાદિક વિકાર છે તું મધ્યે, તે અસત્ય જાણજે નિસદેહ
રજ્જુમા સર્પનો થાય ભાસ, પણ આદિઅતે તે પામે નાશ,
તેમજ દેહાદિક વિકળ જાણજે, રજ્જુ પ્રમાણે દેહ પીછાણજે
તે નથી આદિ નથી અતે, પણ બ્રહ્મ છે સર્વત્ર પ્રીછયો સગે,
બ્રહ્મ સદા સર્વત્ર નિર્વિકાર, તેમ તું પોતાને ધાર.
તું છે નિર્વિકારી પરબ્રહ્મ, દેહાદિક પ્રસગ પ્રપચ,
અવિદ્યાતણો કરવો નાશ, જ્ઞાનદીપક કરવો પ્રકાશ
તે પુરુષ હોય જ્ઞાની જન, વિદ્યા શાસ્ત્રનું કરે અધ્યયન,
તેણે સસાર મિથ્યા જાણવો, માયા મોહ ન મન આણવો
જ્ઞાને કરી સકલસિદ્ધતા પામે, અનેક દુ ખ દેહીના વિરામે,
અથવા તીર્થ સેવે સિદ્ધ થાય, મહા સિદ્ધિ હરિભજન કહેવાય
સાભળ ઉદ્ધવ કહે અવિનાશ, મુજને નીરખે સર્વ પ્રકાશ,
મુજ ધ્યાને પ્રાપ્ત કરવુ જ્ઞાન, અત કર્યું જોવા ભગવાન.
અસ્થિર દેહી વણસે સહી, વદે વેદ એમા સદેહ નહીં,
માયાસુખ મિથ્યા કરી જાણે, તેને જન્મ મરણ હોય શાને
સસારિક મન જ્ઞાન આણવુ, મિથ્યા વિષય સુખ જાણવુ,
એવુ જ્ઞાન રાખવુ મન, કે સસાર કૂપે હું થયો પતન
તેમા કાળ રૂપી છે સર્પ, રખે દસે મુજને દર્પ,
એવો ભય હૃદયે રાખીયે, શ્રીરામ કૃષ્ણવાણી ભાખીયે
મોહાસકતે ચૂકયા મહા મૂર્ખ, તો શુ આશ્ચર્ય ભૂ પુર્ખ†,
એવુ મન જાણી નિરવિત્ત, વિષ્ણુ ચર્ણે સોંપવુ ચિત્ત.
તે પ્રાણી મોહ સાગર તરે, માયા જાળ થકી નીસરે,
પછે ઉદ્ધવ પૂછે કરી પ્રણામ, હે વિશ્વ મૂર્તિ ને નિષ્કામ
ઉદ્ધવ ઉવાચ:—
વૈરાગ્ય વિજ્ઞાન સહિત શુદ્ધ જ્ઞાન, વિકળ થાય તે કહી કરો સાવધાન;
ભક્તિરૂપ યોગ પ્રસગ કહો મુને, જે મારી સર્વ પીડા હણે
ત્રણ તાપથી પીડિત જનને, તમ શરણવણ શાત ન મનને,
મુર્ખ જગનો અલ્પજ્ઞ પ્રાણી, અજ્ઞાન કૂવે પડ્યો મુદ્ધ જાણી
કાઢી તેનો કરો ઉદ્ધાર, અતરા મટાડો આ વાર,
શ્રીભગવાન ઉવાચ:—
પૂર્વે ગાગેય ભીષ્મ કહેવાય, પોઢ્યા હુતા જે બાણ શય્યાય
સાનિધ્ય બેઠા ધર્મ અવતાર, યુધિષ્ઠિર નામે પાડુ કુમાર,
ગગા સુતને લાગી પાય, પૂછ્યો પ્રશ્ન એ યુધિષ્ઠિર રાય
ઉત્તર ભીષ્મે કહ્યા તે પ્રશ્ન, એ ઉદ્ધવને કહે શ્રીકૃષ્ણ,
હે ઉદ્ધવ તું વલ્લભ મુને, વિસ્તારી જ્ઞાન કહું છુ તુંને
પ્રકૃતિ,પુરુષ,મહત્તત્વ,અહકાર,પાચ તન્માત્રા ઇંદ્રિયઅગિયાર,
પચમહાભૂત ને ત્રણ ગુણ, અનુસ્યૂત છે તે બ્રહ્મ નિર્ગુણ
સ્થાવર જગમ સકળ પ્રાણી, તેમા સમાયા છે લે મન આણી,
પરબ્રહ્મ અનુસ્યૂત છે તેમા, તેથી બ્રહ્મરૂપ જગતને જાણે મનમા
એનુ નામ તે જ્ઞાન છે સત્ય, બાકી જાણજે સર્વ અસત્ય,
જ્ઞાન થવાથી એકજ પીછાણે, તે વિજ્ઞાન જ્ઞાનને નિશ્ચે જાણે
બીજુ સર્વે આળપપાળ, કારણરૂપ બ્રહ્મને ધાર,
એ વિજ્ઞાન છે સર્વોત્તમ, સાધુ સગ રાખીને સુણય*.

* આ ઓગણીશમા અધ્યાયમા ઉપર જે જ્ઞાનાદિકનો નિર્ણય કરેલો છે તેનો ત્યાગ કરવાની રીતિ કહી છે † જગતનો જન

* શ્રીમદ્ ભાગવતમા આ જ્ઞાન વિજ્ઞાનનું સ્પષ્ટીકરણ વિશેષમાં આ પ્રમાણે કીધુ છે–દિશાની અપરોક્ષ થએલી ભ્રાંતિ જેમ ધારેલી દિશાના પરોક્ષ જ્ઞાનથી મટતી નથી, તેમ આ સસારરૂપી ભ્રાંતિ કે જે અપરોક્ષ છે તે પરબ્રહ્મના પરોક્ષ જ્ઞાનથી મટે નહીં એટલે પેલા પરોક્ષવાળો પુરુષ જગત્‌ને બ્રહ્મરૂપ જાણતો હોય તો પણ જગતની સત્તાને બ્રહ્મથી કાંઈક જુદી માન્યા કરે અને વિજ્ઞાન એટલે અપરોક્ષ જ્ઞાનવાળો જીવન્મુક્ત પુરુષ તો સસ્કાર માત્રથી અવશેષ રહેલા જગતને બાધ પામેલુ જ દેખે એટલા માટે પરોક્ષ જ્ઞાનને 'જ્ઞાન' એવુ નામ આપેલુ છે અને અપરોક્ષ જ્ઞાનને 'વિજ્ઞાન' એવુ નામ આપેલુ છે જો મીમાસકોના મત પ્રમાણે પદાર્થોની ઉત્પત્તિ આદિક ન હોય તો તે પદાર્થો એક કારણથી ઉત્પન્ન થએલા નહીં ઠરવાથી તેઓ એક રૂપ અને મિથ્યા ઠરે નહીં, માટે તેઓનાં ઉત્પત્તિ આદિકને નીચે પ્રમાણે સિદ્ધ કરેલા છે, 'પદાર્થો ઉત્પત્તિ સ્થિતિ અને પ્રલયવાળા છે, કારણ કે તેઓ સાવયવ (અવયવવાળા) છે, જે જે સાવયવ હોય તે ઉત્પત્તિ સ્થિતિ અને પ્રલયવાળો છે'–આ અનુમાનથી, 'પદાર્થો ઉત્પત્તિ આદિકવાળા છે' એમ નિશ્ચય થયો ઉત્પત્તિમાં તથા રૂપાંતરની પ્રાપ્તિમા કારણરૂપે અને મધ્યમા આશ્રયપણે જે વસ્તુ સર્વ કાર્યોમાં અનુસ્યૂત રહે અને સર્વ કાર્યોનો પ્રલય થતા જે વસ્તુ અવશેષ રહે તે વસ્તુ જ સત્ય છે એમ વિચારવું–એટલે માટી જેમ ઘટાદિક કાર્યોની ઉત્પત્તિમા તથા રૂપાંતરની પ્રાપ્તિમા કારણરૂપે અને મધ્યમાં આશ્રયરૂપે ઘટાદિક કાર્યોમા અનુસ્યૂત છે અને તે ઘટાદિક કાર્યનો નાશ થતા અવશેષ રહે છે માટે વ્યવહારની રીતે માટીજ સત્ય છે તેમ પરબ્રહ્મ મહત્તત્વાદિક સઘળા કાર્યોની ઉત્પત્તિમા તથા રૂપાંતરની પ્રાપ્તિમાં કારણ રૂપે અને મધ્યમાં આશ્રયરૂપે એ સઘળા કાર્યોમા અનુસ્યૂત છે અને સઘળા કાર્યોનો પ્રલય થતા અવશેષ રહે છે માટે પરમાર્થ રીતે બ્રહ્મજ સત્ય છે એવો નિશ્ચય કરવો [ મૂ ભા

જ્ઞાનદીપક થાય પ્રકાશ, થાય અજ્ઞાન તિમિરનો નાશ;
(જેમ) દર્પણ જોયે મલીનતા ટળે, તેમ જ્ઞાનથી અઘ પ્રજળે.
વિષ્ણુ ભક્તિ ઘણી નિર્મળી, કનકલતા ફૂળ ફુલે ફળી;
વળી એ જ્ઞાને જ્ઞાની પ્રમાણે, એથી પચીશ તત્વને જાણે.
મારી પૂજા કરે ધરી ધ્યાન, જપે જાપ સેવા સ્નાન દાન;
વેદ કથા કીર્તન સ્તુતિ ભણે, કરે પૂજન દર્શન પવિત્રપણે.
નવધાભક્તિ કરી ચર્ણે નમે, સંકટ તાપ સંતાપ સૌ સમે;
શત્કર્મ કરે તે સમર્પે મુને, ઈચ્છા આશા ન રાખે કને.
વૈરાગ્ય વિષે કહું હવે વાત, ઉદ્ધવ સાંભળ મુજના દાસ;
નથી ભિન્ન કંઇ જગમાં જાણજે, એ અર્થ શ્રુતિનો માનજે.
વસ્ત્ર તંતુથી નથી જેમ ભિન્ન,(તેમ) ચૈતનથીનથીજુદું કંઇ અન્ય;
એ પ્રત્યક્ષ પ્રમાણ છે સિદ્ધ, એમ બોલ્યા શ્રીજગદીશ.
જગત મિથ્યા એ લોક પ્રસિદ્ધ, કારણ દૃશ્ય વસ્તુ એનકીજ;
દૃશ્ય પદાર્થ સર્વ મિથ્યા હોય, છીપમાં જેવું રૂપું જોય.
સર્વમાં પરબ્રહ્મને પીછાણે, તે વૈરાગ્યને નિશ્ચે જાણે;
બ્રહ્મલોક સુધીનું એ દૃષ્ટિ સુખ, ફળરૂપ હોવાથી છે દુઃખ.
તેનો નાશ કો કાળે થાય, સ્વર્ગ સુખ ના ઈચ્છે પંડિતરાય;
ભક્તિના કહ્યા છે મેં પ્રકાર, તેનો પુનઃ કહું હું સાર.
અમૃત સમજે મજની કથા, તેમાં શ્રદ્ધા રાખે તે યથા;
મજની કથાનું વ્યાખ્યાન કરે, મજની પૂજામાં નિષ્ઠા ધરે.
સ્તોત્ર ભણી સ્તુતિ કરે, સેવામાં આદર કરે પ્રાણી તરે;
સર્વાંગે નમસ્કાર કરે જે બુધ, મુજ ભક્ત પુરો થાય શુદ્ધ.
સર્વ પ્રાણીમાં મજને પેખે, મજ વાસ્તે લૌકિક ક્રિયા લેખે;
વચને ગુણ કથન મારૂં કરતો, વિશેષ આવે તો સર્વને તજતો.
જપ, તપ, વ્રત, યજન, દાન, મુજપર કરે સૌ તુષમાન;
એ ભક્તિનાં શુદ્ધ કારણ, જે ધરતા આવે તારણ.
એ પ્રેમલક્ષણા ભક્તિનું રૂપ, અવશેષ ન રહે કહે ત્રીભૂપ;
ચિત્તની અંતરમાં નિષ્ઠા હોય સદા, અર્થે થાય ન આવે આપદા.
શાંતસત્વગુણી જે ચિત્ત હોય, જ્ઞાનવૈરાગ્ય ઐશ્વર્ય ભક્તિ જોય;
દેહ ધન સુત દારામાં ચિત્ત ધરે, અધર્મ અજ્ઞાન ઐશ્વર્ય અભક્તિમાં પડે.
મારી ભક્તિ તેજ છે ધર્મ, એક આત્મારૂપ તેજ જ્ઞાન પર્મ;
વિષયમાં અસંગ તે વૈરાગ, અણિમા સિદ્ધિ તે ઐશ્વર્ય આપ.
એ શાસ્ત્ર વચન તુજ પાસે કહ્યાં, ઉદ્ધવે શુદ્ધ ચિત્તે ગ્રહ્યાં;
ઉદ્ધવ પ્રશ્ન પૂછે મન કારણ, સ્વામિ સંદેહ કરો નિવારણ.

**ઉદ્ધવ ઉવાચઃ—**

સંસારમાં અવતરે જે જન, તે શું આચરે હે મધુસૂદન;
ભાગવત ધર્મ કેમ પામે આચર્ણ, પ્રકાશી કહો અશરણશર્ણ.
યમ કેટલા કહો તેના પ્રકાર, નિયમ કેટલા કહો જગદાધાર;
શમ, દમ, તિતિક્ષા ને ધૃતિ*, દાન, તપ, શૌર્યની કહો વૃત્તિ.†
સત્ય, ઋત, ત્યાગ, એટલે શુચ, સર્વોત્તમ ધનભગ દક્ષણા એ શુચ;
પુરુષબાળ, યજ્ઞ, લાભ ને વિદ્યા, લજ્જા, ભૂષણ ને સુખ, દુઃખ કાંકાં.
પંડિત, મૂર્ખ ને માર્ગ, કુમાર્ગ, બંધુ, ઘર ને નર્ક ને સ્વર્ગ;
ધનિ, નિર્ધનિ, કંગાલ, સ્વતંત્ર, એ સર્વ સમજાવો મુનીંદ્ર અત્ર.
એથી ઉલટા જે અસમાદિક, તેનાં કારણ કહો મુનિવિત્ત;*
સુણી એવાં ઉદ્ધવનાં વચન, તવ બોલ્યા શ્રીપુરણ બ્રહ્મ.

**શ્રીભગવાન ઉવાચઃ—**

સાચું તે જે અહિંસા જપે, સંસાર વિસારીને તપ તપે;
એક સાચું હરિનું નામ, જે જપતાં સિદ્ધ પામે કામ.
શ્રીવિષ્ણુ નામ જપીયે જપ, ધ્યાન સમું નહીં કો તપ;
દ્વાદશ અક્ષર મંત્રે કરી, પ્રેમે પ્રીતિ પામે શ્રીહરિ.
અહિંસા સત્ય, પરધન ત્યાગ, અસંગ, લજ્જા અસંચય શું નવરાગ;
ધર્મમાં ધરવો દૃઢ વિશ્વાસ, બ્રહ્મચર્ય, મૌન સ્થિતિનો દાસ.
અભય ક્ષમા લક્ષણ છેય, યમ કહેલા છે એ સર્વેય;
બાહ્યાંતર શૌચ, જપ, તપ, અતિથિ સત્કાર ને ધર્મે આદરે.
હોમ મારુ પુજન નિત્યે કરવું, પરાર્થી બની સાંચરવું;
સંતોષ અને આચાર્યની સેવા, એ નિયમ મનથી ગ્રહેવા.
મુમુક્ષુ જનને યમ સાર, કમી જનને નિયમ આધાર;
શાંતિ એ નહિ શમ તું જાણ, પણ મુજમાં નિષ્ઠા એ શમ પરમાણ.
જેહ શરીર બ્રહ્મમાં રમે, દમ એ કહિએ જે દેહને દમે;
ઈંદ્રિનિગ્રહ તે દમ જાણજે, ચોરાદિકનો નિગ્રહ ન તે માનજે.
પ્રારબ્ધથી પ્રાપ્ત થાય જે દુઃખ, સહન કરે તે તિતિક્ષા સુખ;
જીહ્વા, ઉપસ્થના વેગને રોકે, ધૃતિ કહીએ તેને આ લોકે.
પ્રાણીદ્રોહ છોડે તે દાન, ભોગ ઉપેક્ષા તે તપ તું જાણ;
વાસના રોકે તે જાણો શૂરો, બ્રહ્મવિચારી તે સતવાદી પૂરો.
સાચું બોલે તે નવ ઋત, સત્ય ને પ્રિય તે ઋત ખચિત;
મનુષ્યાદેહી દુર્લભ અવતાર, તીર્થે સેવન કરવું સાર.
વિષય કર્મનો કરવો ત્યાગ, માયાથી અળગો ચિત્ત લાગ;
કામ ફળ નવ ઈચ્છા સંસાર, ત્યાગી નામ તેનું નીરધાર.
ધર્મ એજ મુખ્યે ધન, યજ્ઞ જે કરે મારુ પૂજન;
જ્ઞાનોપદેશ દક્ષિણા એ પવિત્ર, મન માનવું એ બળ સર્વત્ર.
મુજમાં વસતા ઐશ્વર્યાદિક ષટ્ગુણ, એ ભગ જાણે નિર્ગુણ;
મારી ભક્તિ એ પૂર્ણ છે લાભ, પુત્રાદિક એ જાણવું અભાગ.
શાસ્ત્ર જાણે તે નવ વિદ્યા, આત્મામાં પ્રતીતિ એ શુદ્ધ વિદ્યા;
દુષ્ટ કર્મનો કરવો જે ત્યાગ, એ લજ્જા ગણવી પરમભાગ.
કંકણ મુકુટ મૂર્ખ ભૂષણ ગણે, તૃષ્ણા તજવી એ ભૂષણ માને?
ભોગ ભોગવવા એ તો છે દુઃખ, દુઃખ સુખ અનુસંધાન જીવને સુખ.

* ધૈર્ય. † નીતિ

* મુનિઓના ધનરૂપ ભગવાન.

વિષય વાંછના એ દુઃખ મોટું, રોગાદિક દુઃખ ગણુજો ઓછું;
બંધનમોક્ષ જાણે તે પંડિત પૂરો, દેહમાં મમતાએ મૂર્ખને અધુરો.
મારી પ્રાપ્તિ થાય તે નિવૃત્તિ માર્ગ, ચિત્ત વિક્ષેપ તે કુમાર્ગ;
સત્વ ગુણનો જ્યાં ઉદય થાય, તે સ્વર્ગ સુખ્ય મનાય.
તમો ગુણ વધે તે મુખ્ય નર્ક, ગુરુ તે બંધુ ને વળી અર્ક;
મનુષ્ય શરીર તે છે ઘર, ગુણવાન એ ધન સાર.
અસંતોષી એ દારિદ્રી બહુ, અજિતેંદ્રિય કંગાળ જાણો સહુ;
બુદ્ધિ વિષયમાં નવ જે આસક્ત, સ્વતંત્ર તે જાણો જગે મુક્ત.
વિષયોમાં આસક્ત જે જન, તે પરતંત્ર ને નહિ પાવન;
એથી ઉલટાં જે સ્વરૂપ હોય, તે અશ્રમ ને અહમાદિક તું જોય.
જે દૃઢ મારે વિષે ચિત્ત રાખે, વિષ્ણુ વિના અન્ય નવ ભાખે;
તે મોટો લાભ પામે સંસાર, સકળ લોક યશ કીર્તિ અપાર.
ભક્ત સકળ અવિદ્યા તજે, દૃઢ ભક્તિએ મુજને ભજે;
જેણે સંતોષને ઘેર આપ્યું મન, તે ઉદ્ધવ સાચો હરિજન.
વિષય વિસારી મુજને ધાય, તે બ્રહ્માનંદ સુખીયો કહેવાય;
શરીર રૂપી છે શુભ ધામ, આત્માને વસવાનો ઠામ.
તેમાં જ્ઞાન દૃષ્ટિ રાખે ચિત્ત, મુજને સમર્પે ઉત્તમ રીત;
તે તો જન્મ મરણ ભય વામશે, અવસાને તે મુને પામશે.
ધન્ય છબ્યો માનવ અવતાર, મનુષ્યા દેહે સાધન કરવું સાર;
મેં કહ્યું તે મુજ ભકતે આચરવું, તેનું ટળશે જન્મવું ને મરવું.
ફરી ફરી કહે વિશ્વાધાર, દુર્લભ માનુષા દેહ અવતાર;
આ જન્મે સાધન નવ થયું, તેનું અવતરવું વૃથા ગયું.
હસ્ત ચર્ણ મુખ મસ્તક નેત્ર, શ્રવણ નાસિકા સુંદર ક્ષેત્ર,
મન બુદ્ધિ કરી એક ઠામ, હૃદય કમળમાં રાખો શ્રીરામ.
નવધા ભક્તિ તું આચરે, રખે અંગે આળસ તું ધરે;
સકળ ધર્મ સુકૃત વડેવાર, વિષ્ણુ અર્પણ કરવું નિર્ધાર.
ગુણ દોષ જોવા એ દોષ તણુ, એ નવ જોવા એ ગુણ પરમાણુ;
એ ગુણ દોષ લક્ષણ કથા, એ જાણે સંતજન યથા.
શૌનકને કહે સુત વચન, ઉદ્ધવને કહે જગજીવન;
શ્રીભાગવત એકાદશસ્કંધ, ગુણ વર્ણવ્યા શ્રીગોવિંદ.

વલણ

શ્રીગોવિંદ ગુણારવિંદ, શુભ ઓગણીશમો અધ્યાયરે;
માનવ જન સૌ હરિ ભજો, જેણે જનમ સાર્થક થાયરે.

ઇતિ શ્રીમદ્ભાગવતે એકાદશસ્કંધે એકોનવિંશતિતમોઽધ્યાયઃ ॥૧૯॥

## અધ્યાય ૨૦ મો*

### કડવું ૨૦ મું-રાગ મારુ

સુત પુરાણીક વાણી બોલ્યા, સાંભળો અવિરાય;
શ્રીકૃષ્ણને ઉદ્ધવ પુછે છે, ભક્તિરસ મહિમાય. ૧

ઉદ્ધવ ઉવાચ:-

ગુણ દોષ જોવા પ્રભુ કયમ, કહો મુજને આજ;
એ વિષય છે ગૂઢ મોટો, ટાળો સંશય મહારાજ. ૨
પુણ્ય અને પાપ છે, આશ્રમમાં ઉત્તમ અધમ સાર;
જાતિમાં પણ તેમ છે, તો ગુણ દોષ કેમ ન જુગદાધાર. ૩
દ્રવ્યાદિકમાં ઉત્તમ કનિષ્ઠ, સ્વર્ગ ને છે વળી નર્ક;
તેમજ સઘળે એ બે છે, અંધકાર ને વળી અર્ક. ૪
ગુણ દોષની ભેદબુદ્ધિ છે, માન અપમાન સાર;
એ ભ્રાંતિ નિવૃત્ત કરો, અહો જુગદાધાર. ૫

શ્રીભગવાન ઉવાચ:-

સુણ ઉદ્ધવ નિશ્ચલ થઈ ભાવે, આત્મજ્ઞાન સાધન;
વળી તીવ્ર વૈરાગ્ય ભક્તિયે, મુજને પામે હરિ જન. ૬
પદાર્થ સર્વે તેના તેજ છે, પણ જે જે રૂપે પેખે;
ગુણ દોષ તેને જણાવ્યે, એ કારણ મનમાં દેખે. ૭
સકામ કર્મો વેદે વર્ણવ્યાં, તેનાં કારણ છે બહુ;
જ્ઞાની જનને કંઈ નવ વળગે, એ કર્મનું કારણ કહું. ૮
પરીપાક દશા પામેલાને, કર્મકાંડનું નથી કામ;
વૈરાગ પરીપાક પામે ત્યારે, થાય જન નિષ્કામ. ૯
અધર્મ ન્યો જન જે કોઈ, થાય સો તે સ્વધર્મથી ભ્રષ્ટ;
સ્વધર્મ ઉલ્લંઘન કરવાથી, થાય અધર્મ કષ્ટ. ૧૦
સ્વર્ગ નર્ક સૌ ભ્રમ ભાસે છે, આત્મજ્ઞાન એ સત્ય;
નિત્ય નૈમિત્તિક કર્મ કરે, થાય માનુષ્ય દેહ કૃતકૃત્ય. ૧૧
પણ તેને કૃતકૃત્ય માની, નવ થાવું તેમાં લીન;
દેહથકી જ્ઞાન ભક્તિ પામી, દેહથી થાવું ખીન. ૧૨
સર્વ કાર્ય કરતો જે પ્રાણી, મારે વિષે ચિત્ત રાખે;
ક્રોધાભિમાનથી વર્જિત રહે, વળી બ્રહ્મલીલા મન દાખે. ૧૩
મનસા દૃઢ વિશ્વાસે રહેવું, મહાદારુણ અઘ વામે;
ધર્મ, અર્થ, કામ મોક્ષ અહીંને, મુજને તે જન પામે. ૧૪
આ સંસાર વિષવત્ જાણો, માયા કૂપ અગાધ;
જ્ઞાન ચિત્તે ધરી નિત્ય રહેશે, તેને નહીં પ્રતિબાધ. ૧૫
પ્રકૃતિ દુસ્તર ભક્તિ તરવાનો, વિષ્ણુ નામનું નાવ;
ધન ધણી સંસાર અવતરી, જે ચેત્યો છાંડી ભાવ. ૧૬
માનવ ઉત્તમ દેહ ધર્યાનું, સાધન વિશ્વાધાર;
દુઃખ સાગરથી તારે ત્રિકમ, આપે પદ અવિચળ સાર. ૧૭
સુણો ઉદ્ધવ સંસારરૂપી, વૃક્ષ વિરાજે વિશાળ;
મૂળ, થડ, શાખા, પત્ર ફૂળને, સર્વે વ્યાપક કાળ. ૧૮
સંસાર વ્યાપક મધ્યે પ્રગટ, વૃક્ષ સ્વરૂપ શરીર;
તેને કાળરૂપી કુહાડો, છેદી નાંખે છે ધીર. ૧૯
કુહાડાના પ્રહાર સુણતાં, તરુ પક્ષી ભય ધરે જેહ;
નિજધામ તજી વિહંગમ જાય છે, મૂકી વૃક્ષેનો સ્નેહ. ૨૦
તે કાળ કુહાડાનો ભય જાણી, ચેતો અંતર પ્રાણી;
પામે પર્મ પર્મ ધામ સુખ ઉદ્ધવ, શાસ્ત્ર વદે છે વાણી. ૨૧

* આ વીસમા અધ્યાયમાં ગુણ દોષની વ્યવસ્થાની ને તે અંગે ભક્તિ, જ્ઞાન ને કર્મની કથા કહી છે.

એવું જાણી શીલસ્વભાવે, સંતપણું આચરવું,
અજ્ઞપણે એકાંતે બેસી, સ્મરણ હરિનું કરવું. ૨૨
શરીરરૂપી રથે બેસી, મનમાને ત્યાં જાવું
આત્મારામને આગળ રાખીને, આદ્યવિષ્ણુને ધ્યાવું ૨૩
શરીરરૂપી નાવ છે સુંદર, વિલાસરૂપી કાન,
શ્રીવિષ્ણુરૂપી વાયુ કરીને, ગતિ કરે સર્વ સ્થાન. ૨૪
સંસાર રૂપી સમુદ્રમધ્યે, સર્વત્ર નાવ તે ચાલે,
તે માયા સાગર તરી નીસરે, બ્રહ્માનંદમાં મહાલે. ૨૫
એ સંસાર સાગરથકી, પ્રભુના ગુણ પાર ઉતારે,
વૈકુંઠ સુખ આપે વિશ્વંભર, નિજ ભક્ત કરી સુખ સારે. ૨૬
મનપંચેન્દ્રિય જીતે પ્રાણી, તે પામે શીઘ્રે મુજને;
એમાં સંદેહ નહીં મન આણવો, ઉદ્ધવ કહું છું તુજને ૨૭
વર્ણાશ્રમ અધિકાર પોતાનો, જે જે સ્થળ ઉત્પન્ન;
પરમેશ્વરનું કીર્તન પાવન, કરવું ભજન સ્તવન. ૨૮
પરમ પદ તે પ્રાણી પામે, શીઘ્રપણે સુખધામ,
ભવદુઃખ ભાગે જરા મર્ણનાં, પહોંચે મનની હામ ૨૯
શ્રીભાગવત એ માર્ગ અનાદિ, અનુપમ આત્મસાધન,
તેમાં પ્રીત કરે પ્રિય લાગે, નિરમળ થાયે મન. ૩૦
કૃપા કરે તેને અવિનાશી, સચરાચર જશ વ્યાપે,
ધર્મ અર્થ ને કામ મોક્ષ, તેને હરિ મનવાંછિત આપે. ૩૧
અંતઃકરણની માયા સાંકળ, તે છેદે જન જ્યારે,
મારે વિષે મન આરોપીને, મુજને નિત્ય સંભારે ૩૨
તેને જે માગે તે આપું, મોક્ષ મનોરથ કામ,
સકળ સુખ પામે તે પ્રાણી, પહોંચે મનની હામ ૩૩
મારા ચર્ણની સેવા માગે, ભક્ત મારો જન,
અનેક ભક્ત ચર્ણ સુખ પામ્યા, વદે શ્રીજગજીવન. ૩૪
નારદ, ધ્રુવ, અંબરીષભૂપ ને, પ્રહ્લાદ વિભીષણરાય,
મારા ચર્ણની પ્રાપ્તિ સુખમાં, મહાલે છે સુખકાય. ૩૫
ચર્ણ શર્ણ જેણે માગ્યું, તે પર્મ સાધુ ભક્ત,
ગમ પદમાં જે ચિત્ત રાખે, સદા નિષ્કામ આસક્ત. ૩૬
દૃઢ ધ્યાન ધરે મુક્તિ સુખ આપું, ભક્તિ ભાવે નિરધાર,
ઉદ્ધવ પ્રતે શ્રીકૃષ્ણ ઉચરે, જ્ઞાન નિરૂપણ સાર. ૩૭
હે ઉદ્ધવ હું સર્વાત્મક છું, મજ દર્શને દેહ અભિમાન જાય,
સંચિત ક્રિયમાણ સર્વ કર્મો, પળમાં દૂર પળાય ૩૮
જ્ઞાનયોગ એ ભક્તિવશ છે, ભક્તિ છે સ્વતંત્ર,
મજ ભક્તને જ્ઞાનયોગનું, નથી કંઈ કારજ અત્ર ૩૯
કર્મ, તપ, જ્ઞાન, વૈરાગ્ય, યોગ અને વળી દાન,
તીર્થ વ્રત જપ તપાદિક સર્વે, મજ ભક્તિની હેઠાણ. ૪૦
મુજ ભક્ત કંઈ નવ ઇચ્છે, ઇચ્છે નવ વૈકુંઠ ધામ;
ખરો ભક્ત તે કેવાય, મોક્ષ નવ ઇચ્છે કો કામ. ૪૧
મુજ ભક્તને વેદોક્ત કર્મથી, નવ થાય કંઈ સુખ,
પાપ પુણ્ય કંઈ નવ કરે, મુજનું સ્મરણ છે મુખ, ૪૨
એ મુજ પ્રાપ્તિના ત્રણ, ઉપાય કહ્યા નિરધાર;
એ કરેથી બ્રહ્મલોકને પામે, વદે શ્રીવિશ્વાધાર. ૪૩
સુત પુરાણીક શૌનકને કહે, એકાદશની કથાય,
જ્ઞાનસાર એ બ્રહ્મનિરૂપણ, થયો વિશમો અધ્યાય. ૪૪

વલણ

વીશ અધ્યાય હવા પૂરણ, કથા બ્રહ્મની વિસ્તરી,
કરજોડી વલ્લભ ભણે, શ્રોતા બોલો શ્રીહરી. ૪૫

ઇતિ શ્રીમદ્‌ભાગવતે એકાદશસ્કંધે વિંશતિતમોઽધ્યાય ॥ ૨૦ ॥

---

## અધ્યાય ૨૧ મો*

### કડવું ૨૧ મું–રાગ મલ્હાર

સુત પુરાણીક બોલીયા, સુણો શૌનકવાણી,
શુકજી પરીક્ષિતને કહે છે, કથા તે પાવન જાણી ૧
ઉદ્ધવ પ્રત્યે પ્રભુ કહે છે, ભક્તિ આદિક જ્ઞાન,
કૃપા કરી નિજ દાસને, અનુગ્રહ કરે ભગવાન. ૨

**શ્રીભગવાન ઉવાચઃ—**

ગુણ દોષ વ્યવસ્થા માટે, જ્ઞાન ભક્તિ ને કર્મ;
જ્ઞાન ભક્તિવાનને વળગે, ગુણ દોષ અધર્મ. ૩
જ્ઞાનિ ભક્તે પ્રથમ થકી, નેહ કામમાં ધરવી ન નિષ્ઠા;
નિત્યનૈમિત્તિક કર્મ થકી થાય, અંતઃકરણની શુદ્ધતા. ૪
અંતર શુદ્ધ થાય તો, જ્ઞાન કરે ત્યાં વાસ,
જ્ઞાન અભ્યાસથી વિપરીત જે, દોષ જાણજે ખાસ. ૫
ભક્તિવાનને નવધા ભક્તિ, એ છે ગુણજવાન,
એથી વિરુદ્ધ સર્વ કૃત્યને, દોષવાન તું જાણ ૬
જ્ઞાન ભક્તિથી વિરુદ્ધ જઈને, તુચ્છ વિચારે સેવે†,
અનેક યોનિ ભટકે પ્રાણી, ગુણ દોષ તેમાં ન જુવે. ૭
જગતમાં સર્વ પદાર્થ, છે સરખા સરજેલ,
તથાપિ યોગ્યાયોગ્યનો, વિચાર મેં છે આપેલ‡ ૮
શુદ્ધિથી ધર્મને પામે, અશુદ્ધિથી અધર્મ માન,
સૂતકમાં રાજા ન્યાય કરે, એ શુદ્ધિ પરમાણ. ૯
વ્યવસ્થા કારણ કેટલુંક, રચ્યું છે નિરધાર,
પણ ધર્મ વ્યવસ્થા દાખી, એ મુને પ્રાણાધાર. ૧૦
અભક્ષનું ભક્ષણ કરવાથી, થાયે મોટું પાપ;
પણ પ્રાણાંતે અભક્ષ ભક્ષથી, ન આવે સંતાપ ૧૧
અજ્ઞાનિજન કારણે, એ બાંધ્યા છે ધર્મ;
પણ વેદોક્ત ન એ માનવું, વળી ન માનવું પર્મ ૧૨
સકળ પદાર્થ સમાન છે, નથી શુદ્ધાશુદ્ધ,
દેહાદિક સમાન છે, ભિન્ન ભિન્ન જાણે મૂઢ. ૧૩
સ્વાર્થ સિદ્ધિ કારણે, બાંધી ભિન્ન ભિન્ન વર્ણ,
તેમાં નથી ભિન્ન ભેદ, એ વસ્તુ છે અવર્ણ્ય. ૧૪

---

* આ એકવીશમા અધ્યાયમાં સકામ કર્મ કરવાને માટે દ્રવ્ય અને દેશ આદિના ગુણ દોષની કથા કહી છે

† માયાદિક પદાર્થનું સેવન ‡ મનુઆદિ સ્મૃતિમાં.

ગુણ દોષના કારણનો, હવે કરુ વિસ્તાર,
પરતુ નહિ તે ગણવો, મુખ્ય વિવેક વિચાર ૧૫
મૃગ વિનાનો દેશ હોય જે, અપવિત્ર તે જાણ,
(પણ) બ્રાહ્મણપર નિષ્ઠા નહિ તે, અતિ અધમ માન ૧૬
મ્લેચ્છવાન દેશ હોય તે, અતિ અધમ ગણે
પણ સત્પુરુષનો હોય વાસો, પવિત્ર પડિત જાણે ૧૭
દ્રવ્ય પ્રાપ્ત થાય તે, કાળ પવિત્ર ગણાય,
સૂતક દિવસ અપવિત્ર છે, એ આ જગે મનાય ૧૮
દેશકાળ અનુસાર છે, શુદ્ધિ અશુદ્ધિ સવ,
સારે દેશે સારુ છે, નબળે અપવિત્ર પર્વ* ૧૯
દ્રવ્યાદિક પણ શુદ્ધાશુદ્ધ, વચનથી સર્વત્ર થાય,
બ્રાહ્મણ વચને અપવિત્ર તે, પવિત્ર જગે મનાય ૨૦
પુષ્પ જળથી શુદ્ધ થાય, સુગધ લેવાથી અશુદ્ધ,
વર્ષાજળ ત્રણ દિન પછી, પવિત્ર ગણે જન બુદ્ધ ૨૧
તાજુ અન્ન પવિત્ર છે, વાસી અપવિત્ર અન્ન,
તળાવ જળ પવિત્ર છે, ચડાળ અડે નિશ દિન ૨૨
સૂર્ય ગ્રહણ સુતકાદિક, અસમર્થને છે શુદ્ધ,
સમર્થજનને અશુદ્ધ કરે, માને જન વિશુદ્ધ ૨૩
દશ દિન વિત્યા પછી, જન્માશૌચ ન લાગે,
જુનુ વસ્ત્ર નિર્ધનને શુદ્ધ, અશુદ્ધ કહ્યુ ભાગ્યભાગે ૨૪
આ સર્વે વસ્તુ શુદ્ધાશુદ્ધ, દેશકાળને આધાર,
સ્વસ્થતા હોય સર્વત્ર, તો ગણાય અશુદ્ધાર ૨૫
ચોર લુટારાનો ભય હોય તો, અશુદ્ધ શુદ્ધ ગણાય,
જુવાનીમા અપવિત્ર ગણે ત, વયે પવિત્ર મનાય ૨૬
દેશ, કાળ, આત્માને દ્રવ્ય, અવસ્થાને ઘટતો કાળ,
પવિત્ર અપવિત્ર તે ગણાયે, રાખવી તેની સભાળ. ૨૭
ધાન્ય, કાષ્ઠ, ગજદત, અસ્થિ તતુ ઘૃતાદિક રસ,
સુવર્ણ, ચર્મ, માર્ગ, ગારો, ઇટ આદિક વસ્ત ૨૮
તેની શુદ્ધતા કાળ વાયુ અગ્નિ, માટી જળથી થાય,
સ્થળ સમય જોતા શુદ્ધાશુદ્ધ, આ જગે મનાય ૨૯
એ સર્વ છે દ્રવ્ય શુદ્ધિ, એમા છે બહુ ભેદ,
તે સર્વે કહ્યા ઋષિ મુનિએ, આદ્ય અનાદિ વેદ ૩૦
સ્નાનદાન તપ બાળાવસ્થા. ઉપનયનાદિક સસ્કાર

ગુણ દોષ વારતા વેદોક્ત, નથી તે કઈ સ્થિર,
ગુણ દોષ કલ્પિત છે, જાણજે ઉદ્ધવ વીર ૩૬
દોષ છે તે દોષ છે, પુનરપિ તે નવ દોષ,
ધર્મિને મદ્ય પતિત કરે, પતિતને નવ શોચ ૩૭
સ્ત્રી સગ સન્યાસીને, મહા દોષનુ છે કારણ,
ગૃહસ્થ પુરુષે સ્ત્રી સગનુ, કરવુ શુદ્ધ મને ધારણ ૩૮
પ્રથમથી જે દોષવાન, તેને દોષ નવ લાગે,
ગુણદોષ છે મિથ્યા પણ, એની પ્રવૃત્તિ જન ત્યાગે ૩૯
સકળ વસ્તુનો માયક જનથી, નવ થઈ શકે ત્યાગ,
મુક્તિએ મુકાવી પડિતે, એ જાણ હે મહાભાગ ૪૦
નિવૃત્તિ પરમ ભાગ રૂપ છે, હરે શોક મોહ ભય,
નિવૃત્તિને સેવે જન તો, થાય મોટો જય ૪૧
વિષય સાર રૂપ પેખે તો, આસક્ત થાય તે જન,
આસક્તિ થાયે કામના વ્યાપે, તેથી ક્લેશ ઉત્પન્ન ૪૨
ક્લેશથી ક્રોધ વ્યાપે, ક્રોધથી સમોહ,
સમોહ થવાથી કાર્ય અકાર્ય, પ્રાણી કદિ નવ જોય ૪૩
કર્મ કરતા ચઢે પડે, સપત્તિ વિપત્તિ થાય પ્રાપ્ત,
વેદમા નિવૃત્તિ કહે તે ગ્રહે તો, કદી ન આવે ત્રાસ ૪૪
વેદમા પ્રવૃત્તિ નથી, માને જે કો મૂર્ખ,
સ્ત્રી પુત્રાદિકને જે ભજાવે, એ વેદનુ નવ સુખ ૪૫
મિમાસક ભુલાવે જગને, કર્મકાડી જન જેથ
આત્મતત્વને નવ જાણે, મૂર્ખ છે ઉદ્ધવ તેય ૪૬
વેદમા અહિંસા કહી છે, વળી છે નિવૃત્તિ વાત,
હિંસાદિક કર્મ કરે છે પ્રાણી, તે મતિમદ અજ્ઞાત. ૪૭
કર્મ કરી જન સ્વર્ગ ઇચ્છે, એ વાત છે નિસ્સાર,
મને ન જાણે જે જન, તેનો ધિક્ક અવતાર ૪૮
વેદ પ્રવૃત્તિ નવ વદે, સદા નિવૃત્તિ સમજાવે,
જીવ બ્રહ્મ, સસારી નહિ, એ સત્ય રીતે મનાવે ૪૯
જૈમિની આદિ ઋષિમુનિ કહે વેદ યથાર્થ જાણીયે, ૨૬
હુ વિના વેદ અરથે કહે. તેને મૂર્ખ પ્રમાણિયે ૨૬,
વેદ રહસ્ય સમજવે, તે છે દુર્ગમ વાત સાર ૨૭
પરા પશ્યતિ મધ્યમા સમજવી. કઠિણ છે સ... જાણ,

વેદ વિહિત કર્મ આચરે, પૂજાવે નિજ આપ;
સિદ્ધ થઇ સઘળે ફરે, ઇચ્છે યશનો પ્રતાપ. ૫૭
નિંદા કરે સૌ દેશની, મહાક્રોધી મન અહંકાર;
તે મુજને કેમ પામશે, એમ વદે શ્રીમોરાર. ૫૮
જાણે હું સરખો બીજો નથી, ધરે માયા મમતા;
તે શ્વાનવત્ નર જાણવા, હીંડે ભવોભવ ભમતા. ૫૯
દુષ્ટ આત્મિક મંદ અભાગી, અહંકારે ભરીયા;
ભૂમિ ભાર ચડાવવા જન, ભૂમિ વિષે અવતરીયા. ૬૦
તે મુજથી અળગો માનવી, જે મારી ભક્તિ ન જાણે;
નર્કનિવાસ ખચિત છે તેનો, કહ્યુ છે શાસ્ત્ર પુરાણે. ૬૧
જે જે શરીરધારી જીવ છે, તે તે રૂપ છે માહરુ,
પણ આ અપવિત્ર દેહ છે, તેથી સઘળું અંધારુ. ૬૨
જે દેશ ગ્રામ નગ્રમાં હોયે, એક જ પણ મમ દાસ;
પવિત્ર સ્થળ તે જાણવું, એમ વદે શ્રીઅવિનાશ. ૬૩
જ્યાં જ્યાં મારા દાસ છે, તે દિશા શુભ કહીયે;
સમ દૃષ્ટિએ સાધુને નીરખતાં, પવિત્ર પૂરા થઈએ. ૬૪
જેના કુળમાં વિષ્ણુ ભક્ત છે, તે સર્વોત્તમ સારે;
વિષ્ણુ ભક્ત એક પુત્ર હોય તે, સઘળા કુળને તારે. ૬૫
સમસ્ત પિતૃલોક સાથે, કુળ પવિત્રજ થાય;
મલિનતા મટી ઉજ્વળપણું, થાયે શ્રીજી સહાય. ૬૬
અનેક કાળનાં પાપ જાય છે, મારી ભક્તિ ભાવે;
એકજ વૈષ્ણવ કુળમાં થાય તો, સૌ કુળ સ્વર્ગે આવે. ૬૭
એકોત્તર શતપિતૃનો, પોતે કરે ઉદ્ધાર;
યુગ્મ પક્ષ શું સ્વર્ગમાંહિ, સુખ પામે તે અપાર. ૬૮
પછી બ્રહ્મસદન વાસો વસે, સુખ પામે તે ઘણું;
વિષ્ણુ લોકમાં પરવરે એ, લે સુખ મુક્તિતણું. ૬૯
અનેક કાળ સુખ પામે, મારો ભક્ત જે મુજને ભજે,
બ્રહ્માનંદ સુખ પામશે તે, ભક્ત પરમ મુજ નીપજે. ૭૦
હવે ભક્તનાં લક્ષણ, ઉદ્ધવ પ્રત્યે કહે અવિનાશ;
પવિત્રપણે સદા રહે સુખી, મનની બ્રહ્મામાં આશ. ૭૧
સમાન દૃષ્ટિ સર્વ ઉપર છે, નિજવર્ણ ધર્મને પાળે,
પર ઉપકાર કરે સહી એ, પંથ ભક્તિને ચાલે. ૭૨
વિષય થકી રહે સદા વેગળો, લોકાચાર ન ગણુવો,
મિથ્યા વાક્ય બોલે નહીં, અને કામ ક્રોધને હણવો. ૭૩
યથા સંપત્તિ દાન કરે વળી, દયા પ્રીતિને પાળે;
મૂખ થકી કદી વાદ કરે નહીં, નાસ્તિક મુખ નવ ભાળે. ૭૪
દેહ દમન તીર્થ ફરી કરવું, શુભ હરિનું સ્મર્ણ,
નિચ સંગતિ કરે નહીં ને, સેવે સાધુના ચર્ણ. ૭૫
આજ્ઞા પાળે વેદની, નવ કરે જીવ હિંસાય,
આત્મા સાધન વાત ન મૂકે, છોડે વિષય ઇચ્છાય ૭૬
દુષ્ટ ક્રોધને પરહરે, રાખે આનંદ શાંતા;
પરનારીને એવી ગણે, નિજ ભગિની કે માતા. ૭૭
હરિ કથા પ્રીતે સાંભળે, કરે કીરતન મારુ,
દુર્વાક્ય મુખ વદે નહીં, કદી વચન વદે ન અવિચારું. ૭૮

વિશ્વાસ રાખે ભક્તિનો, ને મૌન શ્રદ્ધા સંતોષ;
કોનો ઉપહાસ્ય કરે નહીં, વરજીત કરે સહુ દોષ. ૭૯
નિજ જ્ઞાનેથી જ્ઞાન વધારી, પામે તે ઉપદેશ;
ક્ષીતિવત્ તેને ક્ષમા રાખવી, નિત્યે સ્મર્ણ દેવેશ. ૮૦
દયા કરે સર્વ ભૂતને, રાખે આત્મજ્ઞાન;
એ લક્ષણ જેને વસે, તેને સમીપ શ્રીભગવાન. ૮૧
ગૌબ્રાહ્મણ ને ગુરુ દેવને, જાણવા ઋષિકેશ;
પ્રેમ પ્રીતે પૂજે સહી, જાણીને મુને દેવેશ. ૮૨
એવા હરિ જનનાં દર્શન કરી, પામીયે મોક્ષ ધામ;
આવાગમનનો ફેરો ટળે ને, મળે સીતાપતિરામ. ૮૩
એવા સાધુ કેરી સંગતે, આવે જ્ઞાનનો ભાવ;
જેનું ચિત્ત મમ ચર્ણમાં છે, પામે રુડો લાવ. ૮૪
એક ક્ષણ નહીં મજ વિષે તે, મિથ્યા છે દિક્ષાય;
કરે પેટ ભરવા પાખંડ તે, વદે શ્રીહરિ શિક્ષાય. ૮૫
દીક્ષા લીધે શું થયું જો, મન માયામાં મોહ્યું;
સુકૃત સઘળું જન્મનું તે, તે એક ક્ષણમાં ખોયું. ૮૬
કહેવા માત્રે અતિથિ છે તે, જે વિષયામાં મહાલે;
શ્રીવિષ્ણુની ભક્તિ પરહરી, અન્ય માર્ગે ચાલે. ૮૭
કર 'મધ્યે દીપક ગ્રહીને, પડે વિષયાકૂપે;'
એવું જાણી જ્ઞાન વિચારવું, યોગી રંક કે ભૂપે. ૮૮
ચારે વર્ણો પોતાના, ધર્મથકી મુને પામે;
એ નિષ્કામ ધર્મ આરાધતાં, ભવનાં દુઃખ તે વામે. ૮૯
જે જન ખુચ્યો વિષયા કૂપમાં, સુખનો સાગર જાણી;
ધિક્ ધિક્ તેનું જીવવું, એમ વદે સારિંગપાણી. ૯૦
બહુ જીવ્યું તે પ્રાણીનું, વાયસ ખરને સમાન;
અંધતામિસ્ર નરકે પડે, જેને વિષયા અભિમાન. ૯૧
આ સંસાર તે અસાર છે, અસ્થિરવત જાણ;
શ્રીવિષ્ણુ સ્વરૂપને શોધીને, હરિહર હૃદયમાં આણ. ૯૨
સ્વપ્નવત્ સંસાર છે આ, તેનું સુખ સૌ ખોટું;
સત્ સાધુ સંગત અને, રામ નામ સૌ મોટું. ૯૩
અન્ય માર્ગે સુખ સ્વર્ગનાં, ભોગવીને પુનઃ પડશે;
વળી રડવડતા હીંડશે, યમ કિંકર તેને નડશે. ૯૪
જે બ્રહ્માનંદ સુખ ભોગવે તે, વિષ્ણુ પદને પામે;
માટે હરિનું ભજન કરવું, આવે અંત્યે કામે. ૯૫
પરમેશ્વરનું ચિંતન કરો, જે રહ્યો સર્વત્ર વ્યાપિ;
આ સૃષ્ટિ સકળ બ્રહ્માંડની, રચના જેણે સ્થાપિ. ૯૬
પ્રભુ તે વ્યાપી રહ્યો કેમ જાણીયે, તેહ નિરૂપણ કહીયે,
જેમ પ્રણવ ઉચ્ચાર થકી, શબ્દ સૌ ઉપજે તે લહીયે. ૯૭
સકળ શબ્દ તે પ્રણવે કરે, આધારે રહી વળગ્યા;
તેહ પૃથક્ શબ્દ કેમ ઉચરે, કેમ કરી થાયે અળગા. ૯૮
પ્રણવ શબ્દ એકઠા મળી, જેમ વાણીયે આવે;
તેમ તેમાં વ્યાપી રહ્યો હું, વિશ્વમાં સહજ સ્વભાવે. ૯૯

એ દૃષ્ટાંતને જે અનુભવે, શ્રીહરિ એમ બોલે,
શોધી લેજે મુને સર્વથા, નહીં કો તેને તોલે. ૧૦૦
એકાદશસ્કંધ ભાગવત, કથા બ્રહ્મલીલાય;
શ્રીકૃષ્ણ ઉદ્ધવની ગોષ્ઠિનો, હવો એકવીશમો અધ્યાય. ૧૦૧

વલણ

એકવીશમો અધ્યાય થયો પૂરણ, બ્રહ્મનિરૂપણ હરિ કથા,
કરજોડી વિપ્ર વલ્લભ ભણે, હરિ ભક્તિ કામધેનુ યથા.
ઇતિ શ્રીમદ્ભાગવતે એકાદશસ્કંધે એકવિંશતિતમોઽધ્યાયઃ ॥ ૨૧ ॥

---

## અધ્યાય ૨૨ મો*

### કડવું ૨૨ મું-રાગ રામગ્રી

ઉદ્ધવ ઉવાચ:—

ઉદ્ધવ કહે શ્રીહૃષીકેશજી, સર્વજ્ઞ સ્વામિ તમો સર્વેશજી,
ભવજળ તારણ સંદેહ નિવારોજી, જગતને આધાર સ્વામિ તમારોજી.

આ સર્વ બુદ્ધિવાદ છે, તે નથી કંઈ અપ્રમાણ;
શમદમ પ્રાપ્તિ થાય તો, એ ટળે, વાદ નિર્વાણ. ૧૩
તત્વો એક બીજા મધ્યે, અંતર્ભાવને પામે,
કાર્યરૂપ તત્વ મધ્યે, કારણરૂપ તત્વને માને. ૧૪
તત્વોનાં કાર્યકારણ, કહું તને આ ફેર,
જીવ ઈશ્વર એ મુખ્ય તત્વ, તેમાં નવ કંઈ ફેર. ૧૫
એને જે જુદા ગણે તે, જાણવા મૂર્ખ જગે જન,
તે ચોવીશ તત્વ ગણીને, જીવ ઈશ્વર છવીશ ન અન્ય ૧૬
જીવ ઈશ્વર એક ગણે ને, પચીસ તત્વ પીછાણે,
ત્રણ* ગુણ ગણે તો તે સર્વ, અઠાવીશ પ્રમાણે. ૧૭
પુરુષ પ્રકૃતિ મહત્તત્વ, અહંકાર ને આકાશ,
વાયુ તેજ જળ ને ભૂમિ, એ નવ તત્વ ખાસ. ૧૮
શ્રોત્ર ત્વચા ચક્ષુ ઘ્રાણ, જીહ્વા જ્ઞાનેન્દ્રિય હોય;

માટે તેં જે પ્રશ્ન પૂછ્યું, તેમાં નહીં હરિજન;
સમ્યક્ પ્રકારે કહું તુજને, એમ બોલ્યા જગજીવન. ૩૩
ભિન્ન ભિન્ન તે બોલતાં, મમ શક્તિ દુર્બલતાને ગ્રહી;
વૃત્તિ કરે જો ક્ષોભ તેને, સંકલ્પ વિકલ્પ કરતા સહી. ૩૪
તે કલ્પનાનું સ્થળ અહીં, વિકલ્પ અંતરમાં વસે;
માયા પાસે પ્રાણ બાંધ્યો, નિગડબંધ પ્રકૃતે વસે. ૩૫
લક્ષ ચોર્યાશી યોની ફરતાં, પાર કેમે પામે નહીં;
અંતર્ઘટ ગત જ્ઞાન વર્જિત, હવા પાપી પશુ સહી. ૩૬
શમદમ પાળે સત્ય ચાલે, જ્ઞાન વિજ્ઞાન પ્રકાશી;
વિકાર દેહનો પરહરે તે, સત્ય થયો સંન્યાસી. ૩૭
તેને ભેદ કમળે ન ઘટે, જ્ઞાન અર્ક પ્રગટ થયો;
તેને મોહ મમતા નહીં, સાક્ષાત પરિબ્રહ્મને લહ્યો. ૩૮
હર્ષ શોક કે શીત ઉષ્ણતા, માયા મમતા પરહરી;
સર્વાંગ અંતર લહ્યો અવિગત, બ્રહ્મમય કાયા ધરી. ૩૯
પુરુષ મધ્યે શ્રેષ્ઠ ઉદ્ધવ, પ્રશ્ન જે પૂછ્યાં સહી;
પરસ્પર પ્રવેશ થાયે, પૂર્વના અંકુરમાં રહી. ૪૦
તેનું જે અધિષ્ઠાન ઉદ્ધવ, અપર્વનું સંખ્યાન;
તે થકી બીજા ઇતર પેઠા, દેખીયે તે ઠામ. ૪૧
પ્રથમને વિષે અપર મધ્યે, તત્વ કરે પ્રવેશ;
એવાં તત્વને જે પ્રીછતા, સર્વજ્ઞ કહે સર્વેશ. ૪૨
તેનું પૂર્વાપર પ્રશંસન છે, જેમ ચાસે છે સંભવ;
અનાદિ શક્તિ વશ થયા, નહીં મોક્ષ કહે માધવ. ૪૩
આરંભથી તે નહીં ને, નહિ હોય આત્મ નિવેદ;
સર્વજ્ઞ સંભવ નહીં તેને, અન્ય મારગ ભેદ. ૪૪
તે વિષય માર્ગમાં પડ્યા, ના જીત્યા માયા રંગ;
ધુળ ઉપર થયું લીંપણ, એમ કહે શ્રીરંગ. ૪૫
ક્ષણ માત્ર અળગો છે નહીં, કો જ્ઞાની પામે પાર;
માયા ગુણને રહ્યા આશ્રી, મોક્ષ નહીં સંસાર. ૪૬
માયા ગુણની સ્વામિતા, તેને આત્મ ગુણ હોયે નહીં;
સત્વ રાજસને તામસ જંતુ, સ્થિતિ ઉત્પત્તિની સહી. ૪૭
સાત્વિક તે તો જ્ઞાન મારગ, કેમ રાજસ ભોગવે;
યાચના નર્ક યોનિ તે, તામસ ગુણને અનુભવે. ૪૮
ગુણ ત્રણે જે વૃત્તિ કરે, તે કાળ નિશ્ચે જાણજો;
સ્વભાવ સૂત્રને પુરુષ પ્રકૃતિ, વ્યક્ત મહત્વ પ્રમાણજો. ૪૯
અહંકાર નભ અનિલ જ્યોતિ, આપ ક્ષિતિ સાથે નવ;
શ્રોત્ર ને ત્વચા ઘ્રાણ કહેતાં, નાસિકા હે ઉદ્ધવ. ૫૦
જીવ્હા એ જે ઉચ્ચાર શક્તિ, ગુદ કર અને ચર્ણ;
એ કર્મ ઇંદ્રિ જાણ ઉદ્ધવ, કહે અશર્ણશર્ણ. ૫૧
શબ્દ, સ્પર્શ, સુગંધ રસ, રૂપ પંચ એ કહ્યા હરિજન;
તે ભોગવે કર્મ યાતના, એમ કહે જગજીવન. ૫૨
સ્રષ્ટિ આદે એ પ્રકૃતિ, ભગવાનને અંગે રહી;
તે કર્મ કારજ કરાવે, પંકજ જીવત માર્ગે રહી. ૫૩
સત્વાદિક ગુણે કરી, અવગત મહા વૃદ્ધને પામે;
ત્રિકાર ના પામ્યા પ્રાણી તે, કહ્યું કોનું ન માને. ૫૪
માત્રાદિક જે પુરુષ તે, કહેવા માત્ર નિમિત્ત;
ધાતુ સરજે જે છે માતુથી એ, પ્રકૃતિ મત્ય અનિત્ય. ૫૫
તે માયાના સંગથી એક, ઇક પ્રગટિત હોય;
સમ ધાતુ ગગન માર્ગે, આકાશ શબ્દે છે સોય. ૫૬
તે વિષે આધાર છે, આત્મા તણો હરિ જન;
જ્ઞાન માર્ગને કરે બંધન, એમ કહે જગજીવન. ૫૭
તેહ થકી એ દેહ ઇંદ્રિય, પ્રાણ થાય ઉત્પન્ન;
એ પંચ તત્વ જે પંચ મહાભૂત, છઠ્ઠો પુરુષ પાવન. ૫૮
તે આત્માનો ઉદ્દેશ કરીને, પ્રવેશ કરે તે માંહિ;
અન્નજળને આત્મા એ સૌ, ઉદય પામ્યાં ત્યાંહિ. ૫૯

---

કડવું ૨૩ મું–રાગ દેશાખ દેશી ફેર*

પંચ મહાભૂત ઇંદ્રિ અગીયાર, આત્મા સાથે સત્તર સાર;
તે આત્મા ગયે એકથી, સોળ તત્વ જાણ સર્વથી.
પંચભૂત તન્માત્રા મન, એકાદશ અષ્ટ પ્રકૃતિ ગુણ ત્રણ;
એક પુરુષ એ નવ કહેવાય, એ ઉદ્ધવ તત્વની સંખ્યાય.
ઋષિ વાક્ય ખોટાં નહિ ભ્રાત, એ સર્વ યુક્ત છે કહે જગતાત;
પ્રકૃતિ પુરુષ એ બન્યો સહી, પરસ્પર આશ્રી રહ્યા છે સહી.
માટે ભેદ નથી હરિજન, શ્રીમુખ બોલ્યા જગજીવન;

ઉદ્ધવ ઉવાચઃ–

ઉદ્ધવ કહે સાંભળો સર્વેશ, સંદેહ નિવારો દેવેશ.
પુરુષ પ્રકૃતિને વશ રહ્યો, એ સંદેહ મારે મને લહ્યો;
પુંડરીકાક્ષ સર્વજ્ઞ સ્વામિન, ભેદ છેદવા યોગ્ય પાવન.
તમથી જીવને જ્ઞાનજ થાય, તમ શક્તિયે કર્મ મુકાય;
માયાયે કરી જાણે જગત, બીજાને નહીં વહાલા શક્ત.
એવું વાક્ય ઉદ્ધવનું સુણી, ત્યારે બોલ્યા ત્રિભુવન ધણી;

શ્રીભગવાન ઉવાચઃ–

પુરુષ મધ્યે શ્રેષ્ઠ કહેવાય, પ્રકૃતિ ભેદે વિકલ્પ ન થાય.
એ વિકારો આત્માને ક્ષોભે, માયા યોગે નહીં મન શોભે;
કલ્પ વિકલ્પ સુબુદ્ધિ કરે, અનેક પ્રકારનો સંદેહ ધરે.
પ્રકાર વિકારકનો ત્રણ, તે પ્રકાર કહે અશર્ણ શર્ણ;
અધ્યાત્મક અધિદૈવાધિભૂત, મન કલ્પના કહે અચ્યુત.
દ્રષ્ટિ માત્ર જે રૂપ કહેવાય, તે તો મિથ્યા આ જગે જણાય;
પોતે આકાશમાં છે રવિ, નિરાકાર બ્રહ્મની ગતિ હવી.
પોતાની માયાયે કરી, નાના પ્રકાર તુરંગ કરે હરી;
ગુણક્ષોભ તણો જે વિકાર, ઉદય તત્વતણો પ્રકાર.

---

* મૂળ મતમાં અત્રે ૨૨ મો અધ્યાય પૂર્ણ થાય છે, ને આ નવાં કડવાંથી ત્રેવિસમો અધ્યાય શરૂ થાય છે. પરંતુ મૂળ ભાગવતમાં જોતાં આ અધ્યાયની વાત ૨૨ મા અધ્યાયની છે. તેથી આ કડવું છુટું પાડીને ૨૨ મા અધ્યાયમાં દાખલ કીધું છે. વળી ઉપલા ૨૨ મા કડવામાં કહેવું એવું છે કે જે યથાસ્થિત આ ૨૩ માં કડવા વિના સમજવું મુશ્કેલ છે.

ત્રણ ગુણ મૂળ થકી વિસ્તર્યા, વિચારી વિકલ્પ તેના કર્યા;
તે વિકાર તેવા કહેવાય, વિકારિક ગુણ ગુણ તુ થાય.
આત્મજ્ઞાન સ્વચ્છ છે સત્ય, મન વાણી યે બીજની ગત્ય,
પાપીણી પ્રકૃતિને કરી, ચાલે અન્ય મારગને ધરી
તેને વિવેક નથી હો મિત્ર, જેનુ હૃદયે નથીરે પવિત્ર,
ભવસિંધુમા મોહ્યા ફરે, એકે વાત ચિત્તે નહીં ઠરે.
ભેદાભેદ તેને મન વસે, વિવેક વિચાર કશો નવ ઠસે,
તેને મોક્ષ નથી હરિજન, જે ગુણ પાસે થયો બધન
પ્રમાણ અપ્રમાણ નથી જાણતો, હીંડે મન સદેહ આણતો,
થયો માયા સાગરનો પ્રાણી, હું હું કરતા મન બુદ્ધિ આણિ
એવા પુરુષ અનિત્ય અજ્ઞાન, તે મોક્ષ ન પામે, કહે ભગવાન,
તેણે મિથ્યા ધર્યો ભુભાર, જેણે નવ જાણ્યા જુગદાધાર
કૃષ્ણ પ્રત્યે ઉદ્ધવ ઉચરે, કરજોડીને વિનતી કરે,

ઉદ્ધવ ઉવાચ –

તમથી કર્મનુ પ્રાગટ થયુ, તે પ્રાણીને સગે આવી રહ્યુ
તે કર્મે કરી દેહજ ધરે, ઉચ્ચ નીચ યોનિ અવતરે,
એ ગોવિંદજી પૂર્ણાનદ, મોટો માયા પાશનો ફદ
દુર્વિભાવ કહેતા જણાય નહીં, સ્વભાવે બધન થાયે સહી,
જ્ઞાન ભ્રષ્ટ થાય છેદન, ઉત્પત્તિ જીવની કહો ભગવન

શ્રીભગવાન ઉવાચ:–

કર્મ રૂપ નરનું જે મન, તે કર્મેદ્રિય છે બધન,
તે અન્ય લોકને પામે સહી, જેણે આત્મ ગુણ જાણ્યો નહી
વિષયો સાભળ્યા જોયા દૃષ્ટ, તેણે ભુલ્યા પાપી નષ્ટ,
તે કર્મ તત્રમા પામે ઉદે, ઉદ્ધવ પ્રત્યે શ્રીહરિ વદે
તે કર્મ યાચનામા પામે મર્ણ, તે જ્ઞાન રહિત કહે પ્રભુ શર્ણ,
વિષય વાછનામા ભેદાય, આત્મા સ્વરૂપ ન અતરમાય
વિષય મનોર્થ સ્વપ્નની ગતિ, કર્મબધન કહે જુગપતિ,
જન્મ ધરી નહીં સાધન કર્યું, તેણે જતુનીનુ જોબન હર્યું
તેને મોક્ષ ક્યાથી હોય ભ્રાત, ભટકે ભવમા કહે જુગતાત,
તે જન્મો જન્મ વેઠે જજાળ, અધમ યોનિ થાય ચાડાળ
કર્મે કરી દેહ નર્કે પડે, સત્કર્મે સરાડે ચડે,
પૂર્વ મનોર્થ જીવાત્માય, નથી સભારતો કહે કરુણામય
તેહ જીવાત્માને તું જાણ, પ્રથમ ગત રાખે પ્રમાણ,
જગત જે ઇદ્રિયે સરજીયુ, ત્રણ પ્રકારે માયામા વળગ્યુ
બાહ્ય અતરના જે ભેદ, તેણે સ્વર્ગતી પામે ખેદ,
હે ઉદ્ધવ પ્રાણી થાય છે મથી, તે કાળે સૂક્ષ્મ દેખે સર્વથી.
જેમ વિનાશી વનસ્પતિ ફળ, તેમ દેહ ધારીના ગુણ સકળ,
નહીં સ્થિર અસ્થિર છે કાય, નીચે પડે કહે વૈકુઠરાય
જેમ તેજનો દીપક નદીનુ જળ, મિથ્યા આયુષ્ય એવા નર,
તેને વાણી મિથ્યા થાય છે, નિજ કર્મે પ્રગટ થાય છે
વળી કર્મે પામે નાશે, કરમે અવતાર સોહાશે,
એ સૌ કર્મ તણો વિસ્તાર, ઉદ્ધવને કહે જુગદાધાર

કર્મે દેવ લોક ભોગવે, કુકર્મે કરી નર્કે અનુભવે,
એ સ્વભાવત્ ભ્રાતિના મર્મે, અને કરવુ ન કરવુ એ ભર્મ
જેમ અગ્નિકાષ્ઠમા સર્વથી, જ્ઞાનબુદ્ધિયે જોજો કથી,
ગર્ભ, જન્મ, બાળ, કુમાર, યૌવન, મધ્યવય, જરા અપાર
મૃત્યુ સહિત અવસ્થા નવ, એ શરીરને જીવવર્જિત ઉદ્ધવ,
ઉંચનીચ એવી જે દેહ, ગુણસગત ઉપાધિ છે તેહ
પુણ્ય પાપને સારુ ન જેહ, એક માનજે ઉદ્ધવ એહ,
પિતા, પુત્ર, બધુ, સસાર, ક્ષય નિવૃત્તિ અનુમાન પ્રકાર
આત્માભાવ અભાવ લક્ષણ, જાણે છે કહે અશર્ણશર્ણ,
વિધિવાન નર જ્ઞાની જન, સસાર અવસ્થા જાણે મન
અપકવ ફળ દ્રુમથી પડે તેમ જન્મમર્ણ આત્માને અડે,
અત્યાવસ્થાએ પામે ખેદ, જ્ઞાન ઘટ થાયે ઉચ્છેદ
અજ્ઞાની જે પુરુષ કહેવાય, પ્રકૃતિ થકી બધન થાય,
જીવ કર્મે ભમાવ્યો જાણ, સત્વગુણે દેવ ઋષિ પ્રમાણ
રજોગુણના સગી જેહ, અસુર દૈત્ય તે પામે દેહ,
તમોગુણે ભૂત પ્રેત પિશાચ, હે ઉદ્ધવ એવુ માનજે સાચ
કોઈની ગતિ કરી અવલોકન, પોતે મગ્ન થાય છે મન
ગુણે કરી પામે છે વૃદ્ધિ, વિભ્રમે માયા ભેદની સધી.
કલ્પના જાણી જીવની ઘણી, હરિયે મુની સસારે ગણી,
ભ્રમણા જીવકલ્પના સયુક્ત, તે ક્રિયાથી ઉદ્ધવ પામે મુક્ત.
મિથ્યા મોહ માયા સસાર, એ તિમિર કહે જુગદાધાર,
તેમ બુદ્ધિ તેજે ગુણે કરી, ઇચ્છા નથી મનમાહે ધરી
તો પણ ચચળ થાયે મન, હાલતું જળ કરે અવલોકન,
વૃક્ષ ચાલતા દેખે સહી, સુચક્ર ભમતું હોયે નહીં
એવા પુરુષ અજ્ઞાની જન, સ્વપ્ન સુખ સાચું ગણે મન,
વિષય ભોગ માયાનું સર્વ, દેખી મન પામે છે ગર્વ
પણ તે મિથ્યા છે નિરધાર, તેમ આત્મ સબધ અસાર,
વિષયવાછના ખોટી પ્રીત, ભવસાગર જૂઠો અનિત્ય
છેદી પાશ ને નિર્માન થાવું, પછી ભવમા નહીં ભમાવુ
હે ઉદ્ધવ ! કહું નિરધાર, વિષય કર્મ કીજે પરિહાર
આત્માથી આત્મા ઉદ્ધારીયે, માયા કાઢવા પ્રયત્ન કરીયે,
ભાવ અભાવ ગણીએ સમતોલ, લોહ કચન એક જ મોલ.
નિંદા સ્તુતિ સમતોલે ગણે, માન અપમાન મત્સર ન ધરે,
પોતાનું પારકુ ગણે એકત્ર, ધામ સ્વરૂપ દેખે સર્વત્ર
ચેતન બ્રહ્મ અચેતન કર્મ, સેવાએ ના ટાળે ધર્મ,
ઇહ લોકની ઇચ્છા તજે, પરલોક અતરગત ભજે 5
તાસ પ્રજ્ઞાના નિર્મળ થાય, હેમ કુદન સરખી કાય,
અંતે ભજન વિના જન ભમે, મોહ નિશા નિદ્રામા રમે.
સ્વપ્નના મનોરથ મિથ્યા હોય, સશયને પ્રાણી તેમ જોય,
સ્વપ્નમા સુખદુ:ખ ભોગવે, વિષયચિંતન કરતા સસારે ભોગવે
માટે સશયનો કરો ત્યાગ, આત્મજ્ઞાન લઈ લો વૈરાગ,
કદી નીચજન કરે તિરસ્કાર, અપમાન કરી હસે અપાર
ઈર્ષા કરે બાધે કે મારે, આજીવિકાના રસ્તા તોડી પાડે,
થુંકે, મુતરે ને બહુ રઝાડે, બ્રહ્મનિષ્ઠામાથી તે પાડે

એવાં કષ્ટ કરે અનેક, પણ કષ્ટ સેહેવાં ધરી વિવેક,
ગમે તે પ્રયત્ને યુક્તિ શોધવી, યત્ન કરવા યુક્તિ યોજવી *

* શ્રીમદ્ભાગવતમાં આ અગત્યનો જ્ઞાનપ્રસંગ આ પ્રમાણે વિસ્તારથી લખ્યો છે —

ઉદ્ધવજી પૂછે છે -હે કૃષ્ણ ! જડરૂપ પ્રકૃતિ (દેહ) અને ચૈતન્યરૂપ પુરુષ (આત્મા) જો કે સ્વભાવથીજ જુદાં છે તો પણ તેઓમાંથી એક પરસ્પરને મૂકી દેતાં પરસ્પરની પ્રતીતિ થતી નથી, માટે તેઓનો ભેદ જાણવામાં આવતો નથી. આત્મા દેહમાં જણાય છે અને દેહ આત્માને વિષેજ જણાય છે, અર્થાત્ 'હું છું' એવી રીતે બન્નેનો અભેદ પ્રતીત થવાથી દેહ અને આત્માનો ભેદ દેખાતો નથી હે કમળ સરખાં નેત્રવાળા ! હે સર્વજ્ઞ ! મારા મનમાં આ મોટો સંશય છે, તેને યુક્તિથી ભરેલાં વચનોથી આપે કાપવો જોઈએ, કારણ કે આ સંસારમાં જીવોને જ્ઞાન તમારા પ્રસાદથી જ થાય છે અને અજ્ઞાન પણ તમારી માયાથીજ થયું છે. તમારી માયાની ગતિને તમે જ જાણો છો, બીજો કોઈ જાણતો નથી.

ભગવાન કહે છે -હે ઉદ્ધવ ! દેહ અને આત્મા વચ્ચે અત્યંત ભેદ છે, કારણ કે ગુણોના ક્ષોભથી થયેલો આ દેહાદિક સંઘાત વિકારવાળો છે અને આત્મા નિર્વિકાર છે હે ઉદ્ધવ ! મારી ગુણમય માયાએ ગુણોથી અનેક પ્રકારના ભેદ અને ભેદનાં જ્ઞાનોને રચ્યાં છે જો કે આ દેહાદિક સંઘાત અનેક ભેદવાળો છે તો પણ સ્થૂલમાર્ગેથી તેના અધ્યાત્મ, અધિદૈવ અને અધિભૂત, એવા ત્રણ ભેદ જાણવામાં આવે છે જેમ કે ચક્ષુ અધ્યાત્મ, અને ચક્ષુના ગોલકમાં પેઠેલા સૂર્યનો અંશ અધિદૈવ કહેવામાં આવે છે, અને રૂપ અધિભૂત કહેવામાં આવે છે એવીજ રીતે ત્વચા, સ્પર્શ અને વાયુ શ્રવણ, શબ્દ અને દિશાઓ, જિહ્વા, રસ અને વરુણ નાસિકા, ગંધ અને અશ્વિનીકુમાર ચિત્ત, ચેતવિતવ્ય અને વાસુદેવ મન, મંતવ્ય અને ચંદ્ર બુદ્ધિ, બોદ્ધવ્ય અને બ્રહ્મા, તથા અહંકાર, અહંકર્તવ્ય અને રુદ્ર એ ત્રણ ત્રણ ભેદ સમજવા આવી રીતે દેહાદિક સંઘાત અનેક ભેદવાળો છે અને આત્મા એક જ છે તેથી પણ દેહ અને આત્મા વચ્ચે અત્યંત ભેદ સિદ્ધ થાય છે હે ઉદ્ધવ ! વળી પણ ચક્ષુ ન હોય તો રૂપ સિદ્ધ થતું નથી, રૂપ ન હોય તો ચક્ષુ સિદ્ધ થતાં નથી ચક્ષુની પ્રવૃત્તિ ન હોય તો તેનો અધિષ્ઠાતા દેવ સિદ્ધ થતો નથી, અધિષ્ઠાતા દેવ ન હોય તો ચક્ષુની પ્રવૃત્તિ સિદ્ધ થતી નથી અને ચક્ષુની પ્રવૃત્તિ ન હોય તો રૂપનું જ્ઞાન સિદ્ધ થતું નથી તથા આદિ ત્રણ ત્રણ પદાર્થોમાં પણ એવી રીતે જ સમજવું આ પ્રમાણે અધ્યાત્મ, અધિભૂત અને અધિદૈવની સિદ્ધિ પરસ્પરના આશ્રયથી થાય છે અને આત્મા તો આકાશમાં રહેલા સૂર્યની પેઠે કોઈના આશ્રયની અપેક્ષા નહીં રાખતાં પોતાથી જ સિદ્ધ થાય છે માટે એ અધ્યાત્માદિકના સંઘાતરૂપ દેહ વચ્ચે અને આત્મા વચ્ચે અત્યંત ભેદ છે હે ઉદ્ધવ ! આત્મામાંથી એ અધ્યાત્માદિક ઉત્પન્ન થયા છે તથા તેઓ ભિન્નભિન્ન છે અને આત્મા કોઈમાંથી ઉત્પન્ન થયો નથી તથા એક રૂપ છે તેથી પણ દેહ વચ્ચે અને આત્મા વચ્ચે અત્યંત ભેદ સિદ્ધ થાય છે હે ઉદ્ધવ ! વળી પણ આત્મા પોતાના સ્વત સિદ્ધ જ્ઞાનથી એ અધ્યાત્માદિક સર્વને જાણે છે અને અધ્યાત્માદિક સર્વ, આત્માને જાણતાં નથી તેથી પણ દેહ અને આત્મા વચ્ચે અત્યંત ભેદ સિદ્ધ થાય છે

ઉદ્ધવજી પૂછે છે -આ તો આપે દેહ અને આત્મા વચ્ચેના ભેદનુંજ વારવાર નિરૂપણ કર્યું કે જે મારા સમજવામાં પ્રથમથી આવ્યું છે. હું તો એ પૂછું છું કે એ દેહાદિકથી જુદા આત્માની પ્રાપ્તિ શી રીતે થાય ?

ભગવાન કહે છે -દેહાદિકનો અહંકાર મટે ત્યારે થાય કારણ કે સાત્વિક રાજસ અને તામસ એ ત્રણ પ્રકારનો અહંકાર કે જે

ઉદ્ધવ ઉવાચ:-

ઉદ્ધવ કહે જુગદાધાર, અસત્ય સત્ય જાણું સંસાર,
જાણી જીવ કાયા જાળે પડે, લક્ષ ચોર્યાશીમા આથડે

ગુણોનો ક્ષોભ કરનારા કાળ (ઈશ્વરના પ્રભાવ) રૂપ નિમિત્ત કારણને લીધે પ્રધાનમાંથી ઉત્પન્ન થયેલા મહત્તત્વમાંથી ઉત્પન્ન થયેલો વિકાર છે તે જ આ અધિદૈવ, અધ્યાત્મ અને અધિભૂત રૂપ મોહમય દેહાદિક વિકલ્પનું કારણ છે.

ઉદ્ધવજી પૂછે છે ત્યારે એ અહંકાર અને તેથી ઉત્પન્ન થયેલો દેહાદિક વિકલ્પ શી રીતે મટે ?

ભગવાન કહે છે -એ અહંકાર અને તેથી ઉત્પન્ન થએલો દેહાદિક વિકલ્પ, આત્માના અજ્ઞાનને લીધે જ પ્રતીત થએલો છે માટે આત્માનું જ્ઞાન થાય ત્યારે તે અહંકાર અને વિકલ્પની નિવૃત્તિ મટે જો કે અહંકાર અને વિકલ્પને કેટલાએક વાદીઓએ સાચા માનેલા છે, તોપણ એ વાદીઓના સઘળા વિવાદ જ ખોટા છે, કારણ કે વિવાદો આત્માને નહીં જાણવાથી ઉઠેલા છે વળી એ સઘળા વિવાદો આત્માનું અસ્તિત્વ સિદ્ધ કરવાને વાસ્તે નથી પણ પ્રપંચનું અસ્તિત્વ સિદ્ધ કરવાને વાસ્તે છે અને તે પ્રપંચનું અસ્તિત્વ વાદીઓની પરસ્પરની સામસામેની યુક્તિઓથી જ બાધિત થઈ જાય છે માટે તે ઉપરથી જ દેહાદિક પ્રપંચનું મોહમયપણું સિદ્ધ થાય છે.

ઉદ્ધવ પૂછે છે -ત્યારે એમ કહ્યું કે અહંકાર અને વિકલ્પ કોઈ વસ્તુ જ નથી તો હવે તેઓની નિવૃત્તિ કરવાને વાસ્તે પ્રયાસ કરવાનું પણ શું પ્રયોજન છે ? જે વસ્તુ મિથ્યા હોય છે તે વસ્તુ પોતાથી જ હોતી નથી માટે તેની નિવૃત્તિ કરવાનો પરિશ્રમ શા માટે કરવો જોઈએ ?

ભગવાન કહે છે -જો કે અહંકાર અને દેહાદિક વિકલ્પ મિથ્યા છે તોપણ જે લોકો પોતાના સ્વરૂપભૂત મારાથી બહિર્મુખ હોય છે તેઓને મટતા નથી, એટલું જ નહીં પણ તે અહંકાર અને દેહાદિકથી થયેલાં કર્મોને લીધે તે લોકો ઉચ્ચનીચ યોનિમા જન્મમરણ પામ્યા કરે છે આ પ્રમાણે છે એટલા માટે મિથ્યા પદાર્થની નિવૃત્તિ કરવા સારુ પણ સ્વરૂપ જાણવાનો પ્રયાસ કરવાની આવશ્યકતા છે

ઉદ્ધવજી પૂછે છે -હે પ્રભુ ! હે ગોવિંદ ! તમારાથી વિમુખ બુદ્ધિવાળા લોકો પોતે કરેલાં કર્મોથી જે પ્રકારે ઊંચા નીચા દેહને લે છે અને મૂકે છે, તે પ્રકાર અજ્ઞાનીઓને સમજમા આવવો કઠિન છે માટે મને સમજાવો ઘણું કરીને જગતમાં આ વિષયને સમજનારા પુરુષો નથી કારણ કે સઘળા લોકો માયાથી ઠગાયલા છે આમાં મારે પૂછવાનો મર્મ એટલો જ છે કે, આત્મા વ્યાપક હોવાથી તેને એક દેહમાંથી બીજા દેહમાં જવું શી રીતે સંભવે ? વળી આત્મા અકર્તા હોવાથી તેને કર્મ થવાં શી રીતે સંભવે ? અને આત્મા નિત્ય હોવાથી તેને જન્મ-મરણ થવા શી રીતે સંભવે ?

ભગવાન કહે છે -લિંગશરીરના અધ્યાસથી સઘળું સંભવે છે પાંચ ઇન્દ્રિયોથી જોડાયલું લોકોનું કર્મમય મન જ એક દેહમાંથી બીજા દેહમા જાય છે. એ મનથી અન્ય આત્મા તો અહંકારથી જ તે મનને અનુસરે છે એટલે અધ્યાસને લીધે મનના જવાને પોતાનું જવું માને છે મનને પહેલા દેહનો વિયોગ અને બીજા દેહનો યોગ એક દેહના સ્મરણના વિયોગથી અને બીજા દેહના સ્મરણના યોગથી થય છે કર્મોના તંત્રમાં રહેનારું મન કર્મોએ પ્રાપ્ત કરેલા આલોકના અને પરલોકના વિષયનું ધ્યાન કરતા ધ્યાને કરેલા વિષયોમાં લાગી જાય છે અને પહેલાંના વિષયોમા દૂર થાય છે અને એમ થવા પછી તે મનની સ્મૃતિ એટલે આગલા-પાછલાનું અનુસંધાન નષ્ટ થાય છે કર્મોએ પ્રાપ્ત કરેલા બીજા

એમ અતિ લોભી મનુષ્યના, યશ ગુણ પામે નાશ;
સ્વલ્પ લોભ પણ છુડાડે, સ્વર્ગલોકના વિલાસ. ૩૬
દ્રવ્ય મેળવ્યા પછી, વધારવાપર લક્ષ;
પછી રક્ષણ કેમ કરવું, જેથી કરે નહિ કો ભક્ષ. ૩૭
ખરચ કરતાં નાશ થાતાં, પરિશ્રમે ચિંતા ત્રાસ,
એ દ્રવ્યને ધિક્કાર છે, જે આપે નવ સંન્યાસ. ૩૮
ધન થકી થાય છે, મોટાં હિંસાદિક પાપ,
મિથ્યા ભાષણ દંભ કામ, ને ક્રોધ વિસ્મય આપ. ૩૯
વળી મદ ભેદ વૈર સ્પર્દ્ધા, અવિશ્વાસ સ્ત્રી વ્યસન;
દ્યૂત મદ્યનાં વ્યસન વળગે, એ પંદર કરે અપાવન. ૪૦
માટે હરેક જને ધન લોભ, તજવો નિરધાર,
આ જગે બંધુ માત તાતનો, સ્નેહ મુકાવે ધન સાર. ૪૧
ધન લોભી મનુષ્યને, પરલોકે પણ દુઃખ;
આત્માનું કલ્યાણ ન પામે, નવ પામે કોઈ સુખ. ૪૨
ધન લોભી પાપીજન, દેવ ઋષિ પિતૃને ન આપે ભાગ,
તે નીચ યોનિમાં પડે સદા, તેના ધનમાં ઉઠી આગ. ૪૩
"રે ધન મારુ વહી ગયું, થયો હવે વયે વૃદ્ધ;
શું કરુ કયાં જાઉં ને, હવે કેમ થાઉં હું શુદ્ધ. ૪૪
રે ધન ગયું એ ઠીક થયું, જેથી આવિયો વૈરાગ;
એ નાવથી હું તરીશ નિશ્ચે, છે મારું મહાભાગ." ૪૫
પછી તેણે મન વિમાસી, હરિ ઉપર રાખ્યું ચિત્ત,
અટણ કરીને તીર્થ ફરતો, પ્રભુને સમર્પ્યું વિત્ત ૪૬
મેહા અટન કરતો ઋષિજી તે, નગ્ર પોતાને આવ્યો,
કો એ દંડકમંડલ કરથી લીધુ, કોને મન નહીં ભાવ્યો. ૪૭
કો ભિક્ષામાંથી અન્ન લીયે, કોએ પ્રૌઢી ઠોકર મારી,
એકે ચોર કરી બાંધવા માંડ્યો, વિપ્ર રહ્યો તત્ર હારિ. ૪૮
એક કહે એનું દ્રવ્ય ગયું તેથી, પાખંડ એવો માંડ્યો,
સંસારનું એવું ચરિત્ર જોતાં, માયાના બાગથી છાંડ્યો ૪૯
તે ભિક્ષુકે મન વશ્ય કીધુ, સંસારમાં ચિત્ત ન આપે,
મન પોતાનું પ્રભુમાં આરોપી, ચર્ણકમલે ચિત્ત થાપે. ૫૦
પછી ગર્વ મનનો નિવારીને, જિહ્વા દંતે હણતો,
હવે કોને દૂષણ દઉં હું, કર્મ પોતાનાં ભણતો. ૫૧
અનેક પ્રકારે માનવજન્ને, દુઃખ તેને આપ્યું,
દુર્જને દૈહિક દૈવ કૃત દુ ખ, તે સર્વેથી અંત સંતાપ્યું. ૫૨
સંસાર મનસા દેહ પામીને, હરિનું નામ ન લીધુ,
માયા અર્થે અવતાર ખોયો, મહા અકારજ કીધુ. ૫૩
એમ જાણી હરિનું સ્મરણ, દ્વિજ વિશેષે કરતો,
માયાવર્જિત થઇને હીંડે, અનેક વચન ઓચરતો. ૫૪
"આ લોક આત્મા દેવ, ગ્રહો નથી દુઃખ કારણ;
દુઃખ કારણ મન છે, દેહ દમે પામે નારાયણ ૫૫
મન મધ્યેથી થાય ઉત્પન્ન, સત્વ રજ તમ ગુણ,
સંસાર ચક્ર તે ફેરવે, એ મનમા છે દુર્ગુણ. ૫૬

ઈશ્વર છે સંગ રહિત, વળી જ્ઞાનમય અખંડ;
અવિદ્યા પીડે સુજને, પણ ન પીડે ઈશ્વર પંડ. ૫૭
ધ્યાન નિત્ય નૈમિત્તિક સ્વધર્મ, યમ નિયમ ને વ્રત,
એ સઘળાં સત્કર્મો છે, ઇંદ્રિનિગ્રહ માત્ર સમસ્ત. ૫૮
મનોનિગ્રહ એ યોગ મોટો, શાંત ચિત્તને શું દાન ?
ભટકે ચિત્ત સર્વ સ્થળે, પીડે પાપીને અજ્ઞાન. ૫૯
મન વશ સર્વ ઇંદ્રિયો, મન નહિ કોને વશ;
એ દેવનો પણ દેવ છે, એનો ન ધરવો પક્ષ ૬૦
મનના પ્રેરક પ્રાણીઓ, હું મારુ કરે સૌ વાર,
ભ્રાંતિમાં ભટકે સદા, ઓઢે અજ્ઞાન અંધકાર. ૬૧
સુખદુઃખને ભોગવનાર નથી, તે છે આત્મા નિર્ગુણરૂપ,
લોપ તેને નવ લેશ વાગે, એમ વદ્યો ભિક્ષુક ભૂપ. ૬૨
નિરાકાર ક્રિયા રહિત આત્મા, નથી કર્તા ભોગતા,
એ આત્મા છે એકલો, તેમાં રહી છે સર્વજ્ઞતા. ૬૩
દેવતા કારણ હોય તો, આત્માને શું હોય,
એકે બટકું ભર્યું માર્યો, એમાં આત્મા દોષ કેમ જોય. ૬૪
આત્મા સુખ દુઃખ કારજ હોય તો, એ છે સ્વસ્વભાવરૂપ,
આત્મા નથી ભિન્ન કંઈ, ક્રોધ ધરવો એ વિપરીત. ૬૫
ગ્રહ દુઃખરૂપ હોય તેમાં, આત્માને નવ લવલેશ;
ગ્રહ પીડા ગ્રહને વળગે, એમ કહે છે જોશ. ૬૬
આ દેહને ગ્રહ પીડે, પણ આત્મા તેથી ભિન્ન,
ગ્રહ પીડવાથી કદી જને, નવ કરવું મન ખિન્ન. ૬૭
બ્રહ્મવિદ્યામાં આ દેહને, લય કરીશ નિરધાર;
હે ત્રિલોકના સ્વામિ તમો, સહાય કરજો આ વાર. ૬૮
ખટ્વાંગ રાજા ક્ષણમાં, એનિ પેરે પામ્યો મોક્ષ;
તો બ્રહ્મવિદ્યા પામીશ હું, એમ બોલ્યો લોભી ઋક્ષ.* ૬૯
આત્માને કર્મ સાથે, સંબંધ નથી કાંઈ,
આત્મા દેહ નથી કર્મ કરતા, એને નથી કદિ સાંઈ† ૭૦
કાળ કારણ દુઃખનું, હોય કદિ આ દેહ.
પણ ત્યાં આત્માને શું છે, તેપર ક્રોધ મિથ્યા નિઃસંદેહ. ૭૧
આત્મા છે અસંગ સદા, કેમ સંભવે દુઃખ અંશ,
આત્મા છે નિર્વિકારી, નવ લેપે કાંઈ વંશ ૭૨
આ સુખ દુઃખ અહંકારથી, પાળે મનુષ્ય મન,
એ સમજે તેને નવ પીડે, આ દુષ્ટ પાપી જન. ૭૩
માટે હું બ્રહ્મનિષ્ઠ થઇને, તરીશ અહી સાર,"
એમ કહેનો શ્રીહરિ ભક્તિએ, વળગ્યો તેણી વાર
પછી શ્રીપ્રભુ ત્યાં વદે, સુણ ઉદ્ધવ [illegible]
પુરુષને સુખ દુઃખ દે[illegible] કોઈ નથી [illegible]
શત્રુ મિત્ર [illegible] આનંદ, એ મનના [illegible]
અજ્ઞાનીને [illegible] રહ્યા, નથી [illegible]
[illegible] દરે એને નિરખી, મનો[illegible]
[illegible] સર્વોત્તમ છે, તે[illegible]

* [illegible] † [illegible]

એમ ચેતી મુજને ભજશે, મારું પદ તે પામે;
કદર્યની પેરે જે ચેતે, તેનો સઘળો મોહ વિરામે. ૭૮

વલણ

મોહ વિરામે માયાવર્જિત, આત્મા દેહી શુદ્ધ થાયરે;
કરજોડી વિપ્ર વલ્લભ કહે, થયો ત્રેવીશમો અધ્યાયરે. ૭૯

ઇતિ શ્રીમદ્ભાગવતે એકાદશસ્કંધે ત્રયોવિંશતિતમોઽધ્યાયઃ ૨૩

## અધ્યાય ૨૪ મો*

### કડવું ૨૫ મું–રાગ ધનાશ્રી

શ્રીકૃષ્ણ વળતા ઉચરેરે, કૃત્યયુગના લોક વિવેકી;
તે કેવળ ભજન કરતા હતારે, માયા મનથી ઉવેખી. ૧

ચાલ

માયા વરજીત ભજતાં મુજને, હું ત્રિગુણ રૂપે વરતું;
સંસારી સૌ સાધન કરતાં, અન્યમાં મન નહીં ઠરતું. ૨
વિશ્વ મધ્યે માન અપમાને, હાનિ લાભ ન થાય;
મનમાંથી જે ઉપજે છે તે, મન મુને આરોપવા ધાય. ૩
સંસાર આયુષ્ય શ્રમ કીધા વિન, નવ છૂટે જન દેહ;
અનાદિ પુરુષનું અધ્યયન કરતાં, મુક્તિ પામે તેહ. ૪
એ આખ્યાન યોગ ભિક્ષુકગીતા, ભ્રાંતિ સાંભળતાં એહ;
ભક્તિ પામે પર્મ યથારથ, શ્રીમુખ કહે છે તેહ. ૫
જે કો આખ્યાન સાંભળશે,તેનું મન માહરે વિષે રહેશે;
શ્રીકૃષ્ણજી કહે જ્ઞાન ઉદયથી, જગ્ત મિત્ર કરી લેશે. ૬
હે ઉદ્ધવ હવે તુજ પાસે, સાંખ્ય કહું આ વાર;
કપિલાદિક આચાર્યો તેના, નિયંતા નિર્ધાર. ૭
સાંખ્ય જાણ્યા થકી પ્રાણી, સુખ દુઃખની ભ્રાંતિ ટાળે;
એ સાંખ્ય યોગ છે ઉત્તમ, કહ્યું છે દીનદયાળે. ૮
સત્યયુગ મધ્યે સર્વે પ્રાણી, બ્રહ્મવિદ્યામાં નિપુણ;
દ્રષ્ટા દૃશ્ય એક હતા, બ્રહ્મમાં હતા સૌ લીન. ૯
દૃશ્ય પદાર્થ કાર્ય કારણ, દૃષ્ટા છે પુરુષ;
જીવોના અદૃશ્ય કારણે, ત્રણ ગુણ થયા નિશ્ચેજ. ૧૦
ત્રણ ગુણમાંથી મહત્તત્વ હવું, તેના છે એ ભેદ;
ક્રિયા ને જ્ઞાન શક્તિ તે છે, જે રહે છે અભેદ. ૧૧
મહત્તત્વ વિકાર પામતાં, ઉપન્યો ત્યાંથી અહંકાર;
અહંકારના તૈજસ ને તામસ, ને ત્રિજો છે વૈકારી†. ૧૨
વૈકારિકમાંથી મન ને દેવતા, હવા છે અગિયાર;
તૈજસમાંથી તેટલી ઇંદ્રિ હવી,તામસથી શબ્દાદિકસાર. ૧૩
અહંકાર ચિદાકાશથી વ્યાપ્ત છે, એ ચૈતન્ય જડની ગાંઠ;
દેવ મન પ્રકાશવાળા, અહંકાર કારણ શાંત. ૧૪
ઇંદ્રિ છે પ્રવૃત્તિવાન્, અહંકારનું એ કાર્ય;
પંચભૂતને આવરણ છે તેથી, તામસનાં એ કાર્ય. ૧૫
મજની પ્રેરણા થકી સર્વ, કીધું ઉત્પન્ન અંડ;
પાણીમાં રહેલા અંડ મધ્યે, હું વ્યાપિ રહ્યો નવખંડ. ૧૬
મજની નાભિ મધ્યે, સર્વ કારણ રૂપ હવું કમળ;
કમળમાંથી બ્રહ્મા હવા, બ્રહ્માએ કીધાં જળ સ્થળ. ૧૭
(પછી) સ્વર્ગ લોક દેવસ્થાન હવું, ભુવર્લોક ભૂતાદિક સ્થાન;
ભૂલોક મનુષ્ય સ્થાન છે, જ્ઞાનનું પરબ્રહ્મ ધામ. ૧૮
અસુર ને નાગનાં સ્થળ, પાતાળમાં જે ગણાય;
ત્રિગુણાત્મક સર્વ ગતિ, ત્રૈલોકયમાં મનાય. ૧૯
યોગ તપ સંન્યાસથી, મહર્લોક જનલોક વાસ;
તપલોક સત્યલોક મધ્યે, હું ગતિ આપું અવિનાશ.* ૨૦
મારી સર્વ શક્તિથી આ જગના,પ્રાણી પામે ઉંચી ગતિ;
નીચ ગતિને પામે પ્રાણી, જેવી ઉપજે તેને મતિ. ૨૧
વૈકુંઠવિણ અન્ય સર્વ ગતિમાં, ચંચળતાનો વાસ;
માટે વૈરાગ્ય ધરવો જને, પરબ્રહ્મનો કરવો અભ્યાસ. ૨૨
ઘટ કુંડળમાં માટી સોનું, નથી બદલાતા કો કાળ;
તેમ આત્મા નિત્ય જાણજે, કહે છે દીનદયાળ. ૨૩
આ મહત્તત્વાદિક પદાર્થ સર્વે, નથી કોઈ સ્થિર;
અહંકારાદિકનાં એ કાર્ય કારણ, તેમાં કેમ હોય હીર†. ૨૪
કાર્યના ઉપાદાન કારણરૂપ, પ્રકૃતિ નિરધાર;
તેનો અધિષ્ઠાતા પુરુષ છે, તેનો અધિષ્ઠાતા કાળ. ૨૫
એ ત્રણે મારાં રૂપ જાણતાં, તેમાં નથી કંઈ ભિન્ન;
હું અદ્વિતીય છું સર્વત્ર, માનજે ધરી શુદ્ધ મન. ૨૬
મજની ઇચ્છા હોય ત્યાં લગણ, રહેશે આ સર્વ સૃષ્ટ;
પિતા પુત્રપેરે એ ચાલી જાયે, ઇચ્છાવિણ ન થાય કંઈ ભ્રષ્ટ. ૨૭
પ્રલય સમય આવે ત્યારે, બ્રહ્માંડ સર્વે પીલાય;
પંચભૂતો પડે જૂદાં, લય એકેક મધ્યે થાય. ૨૮
અંગ, અન્ન ને દેવતા, મન, શબ્દ ને અહંકાર;
મહત્તત્વ કારણ રૂપ સર્વેનો, થાય ઉત્તરોત્તર સંહાર. ૨૯
માયા કાળમાં લય પામે, થાય છે એક રૂપ,
કાળ માયા પ્રવર્તકમાં, લય પામી જાય સુખરૂપ. ૩૦
તે પુરુષ પ્રકૃતિ મધ્યે, લીન થઈ થાય તદાકાર;
એક આત્મા રહે સર્વત્ર, ઉપાધિ રહિત સર્વ આધાર. ૩૧
જગત સૃષ્ટિ થઈ તેથી, તેમાં થયો સર્વ લય;
આત્મા છે સર્વત્ર સદૈવ, તેને ન કોનો ભય. ૩૨
જો આ વિચાર હૃદયા મધ્યે, કરે નિરંતર વાસ;
ભ્રમબુદ્ધિ ટાળે નિશ્ચય, પામે શ્રીઅવિનાશ. ૩૩
આકાશમાં સૂર્ય ઉદય થયે, નવ રહે કંઈ અંધકાર;
સર્વત્ર તેજ વ્યાપી રહે, એમ કહે શ્રીમુરાર. ૩૪

વલણ

સર્વત્ર તેજ હરિ જાણે, સમદૃષ્ટિ જો થાયરે;
ભણે વિપ્ર વલ્લભ સુણો સાધુ, થયો ચોવિશમો અધ્યાયરે. ૩૫

ઇતિ શ્રીમદ્ભાગવતે એકાદશસ્કંધે ચતુર્વિંશતિતમોઽધ્યાયઃ ॥ ૨૪ ॥

* આ ચોવીશમા અધ્યાયમાં સાંખ્યદ્વારા આત્માથી સર્વ પદાર્થો ઉત્પન્ન થાય છે, અને પાછા આત્મામાં જ લય પામે છે, એવું ચિંતન કરવાનો ઉપદેશ કરી મનના મોહનું નિવારણ કર્યું છે † વૈકારિક વૃત્તિ.

* અવિનાશ-વિનાશ ન પામે તેવી † હીર એટલે માલ

અધ્યાય ૨૫ મો*

કડવું ૨૬ મું-રાગ ગોડી દોહરા

શ્રીશુક ઉવાચઃ—

શ્રીકૃષ્ણ પોતે ત્રિગુણ ભાવને, એકત્ર કરીને કહે છે;

શ્રીકૃષ્ણ ઉવાચઃ—

દયા વિના સંતોષ ન પામે, સત્વગુણ લક્ષણ લહે છે.
પ્રકૃતિથી પુરુષ જુદો સમજે, પણ ગુણ ત્રણ નવ જીતાય;
ત્યાં સુધી સુખ દુઃખ નવ મટે, માટે કહું તેનો ઉપાય.
સત્વ ગુણ વૃત્તિઓ કહીએ, શમ દમ તિતિક્ષા વિવેક;
સ્વધર્મે પ્રીતિ, સત્ય, દયા, સંતોષ, પૂર્વના અનુસંધાન એક.
વ્યય, વૈરાગ્ય, આસ્તિકતા, અયોગ્ય કર્મ અદર્શન;
દાન, સરળતા, વિનય, આત્મા, પ્રીતિ, એ સત્વગુણલક્ષણ.
સ્વર્ગની ઇચ્છા, યજ્ઞ કરવા, મદ ધારીને અસંતોષ;
ગર્વી, ધન ઇચ્છાએ દેવસ્તને, ભેદ બુદ્ધિનો બહુ દોષ.
વિષય ભોગ ને યુદ્ધ આસક્તિ, આત્મશ્લાઘા ઇચ્છે;
ઉપહાસ, આત્મસ્તુતિ પાઠક, બળથી ઉદ્યોગ વાંછે.
એ સર્વ છે રજોગુણ વૃત્તિ, તેમાં મધ્યમ સુખ;
એ વૃત્તિઓથી સુખ દુઃખ ન આવે, ન ભાગે ભવભુખ.
ક્રોધ, લોભ, મિથ્યા ભાષણ, ને હિંસા દંભ ને શોક;
દુઃખ દીનતા આળસ ને આશા, કજીયો, ભવજડતા રોગ.
એ સર્વે છે તમોગુણ કારણ, પ્રાણીને દુઃખ રૂપ;
એ વૃત્તિ તજે તો પ્રાણી, પામે અતિશય સુખ.
હું મારુ એમ મિથ્યા બકે, ત્રણે રૂપનો ભેદ;
એને સંનિપાત સાધુ કહે, વીરલા ધરે કો ખેદ.
વ્યવહારમાં મન વશ વર્તે, જાણો એ સર્વ સંનિપાત;
સર્વ કાર્ય કરે એ પ્રાણી, પણ થાયે ઉચ્ચાટ.
સકામ કર્મમાં એક નિષ્ઠ થઇ, ગૃહસ્થાશ્રમે રહે આસક્ત,
નિત્ય નૈમિત્તિક ધર્મે ન વર્તે, એ સંનિપાત, શું શક?
સકામ કર્મ રજોગુણમય, ગૃહસ્થાશ્રમ તમોગુણ;
નિત્ય-નૈમિત્તિક સત્વ ગુણ છે, પણ નહિ કાંઇ નિર્ગુણ.
શમદમાદિક, સત્વગુણ, કામ ઃ સેવન રજોગુણ;
ક્રોધાદિક તમોગુણ વૃત્તિ, એ પણ નહિ નિર્ગુણ.
જે નરનારી નિષ્કામે મુને, ભજે વસી સંસાર;
તે સત્વગુણમય પ્રાણી જાણજે, ઉતરે શીઘ્રે ભવપાર.
સુખ આશાએ ભજે મને, તે રજોગુણ વૃત્તિ છેય;
પરને પીડા કારણ ભજે, એ તમોગુણ નિઃસંદેહ.
સત્વ રજ તમ જીવના ગુણ છે, નથી મુને લવલેશ;
પંચભૂત કારણમાંથી પ્રગટે, એમ બોલ્યા શ્રીવિશ્વેશ.
નિત્ય મુક્ત હું રહું છું, મને નથી થાતિ આસક્તિ;
તે કારણથી કહું છું તમને, કરજો મુજની ભક્તિ.

શાંત સત્વ ગુણ વધે ત્યારે, શમદમ આદિ પામે;
રજોગુણ વધે ત્યારે પ્રાણી, યશ લક્ષ્મીમાં વિરામે.
તમોગુણ વધે ત્યારે, શોક મોહ નિદ્રામાં પીડાય;
ચિત્તસ્વચ્છ થઈ ઇંદ્રિ વિરામે, સંગરહિતમિલાપ મુજ થાય.
વિકાર પામીને વિક્ષેપમાં પડે, જ્ઞાનેંદ્રિ ઉપરામ ન પામે;
કર્મેંદ્રિ વિકારી થાય તવ, રજોગુણમાં વિરામે.
સંકલ્પ વિકલ્પ વધે મનના, અજ્ઞાને ઉપજે ખેદ;
અસમર્થ થઇ કંઈ ન પ્રીછે, તમોગુણનો એ ભેદ.
સત્વ ગુણ વધે દેવ બળ વધે, રજોગુણ અસુર બળ;
તમોગુણે રાક્ષસ બળ વધે, એમ ત્રણ ગુણે છે અમર.
જાગૃતમાં સત્વ ગુણ છે, સ્વપ્નમાં રજોગુણ કરે છે;
સુષુપ્તિમાં તમોગુણ વસે છે, એ કારણ કો લહે છે.
ત્રણે અવસ્થાએ આત્મા સ્થિર છે, સત્વ ગુણે ગતિ બ્રહ્મલોક;
તમોગુણથી જડતા પામે, સ્થાવર લોકે પામે શોક.
સત્વગુણ વધે મરણ થાય તો, વૈકુંઠ પ્રાપ્તિ થાય;
રજોગુણ વધેલો મનુષ્ય પ્રાણી, ઈંદ્રલોકે પલાય.
તમોગુણ વધેલો પ્રાણી, મરે તો નર્ક નિશ્ચે પામે;
નિર્ગુણમય મનુષ્ય આ દેહે, મુજમાં સદા આરામે.
મુજ પ્રીતિ કારણે કર્મ કરે છે, સત્વ ગુણ તે જાણો;
ફળ સિદ્ધિ માટે કાર્ય કરે તે, રજોગુણ પરમાણો.
દંભ મત્સરાદિકથી કરે તે, તમોગુણી સર્વે કર્મ;
એ સમજીને કર્મ કરે તો, સાચો પાળે ધર્મ.
દેહથી આત્મા ભિન્ન ગણો, એ સાત્વિક સાધન છેય;
દેહાત્મા એકહ ગણવા, રજોગુણ કારણ એહ.
શિશુ કે મુંગા તેમનું જ્ઞાન, એ તમોગુણનો છે ભાવ;
મારા સ્વરૂપનું જ્ઞાન હોય તે, નિશ્ચે તરે એક નાવ.
વને વસવું સત્વગુણ લક્ષણ, ગ્રામ વાસ રજોગુણ;
દ્યૂતસ્થાનમાં તમોગુણ રહે, મુજ મંદિરમાં નિર્ગુણ.
આસક્તિ રહિત કર્મ કરતાં, સત્વગુણી સમજવો;
બહુ આસક્ત થઇ કર્મ કરે તે, રજોગુણી પેરુ ગણવો.
સ્મૃતિ ભ્રષ્ટ થઈ કર્મ આચરે, તમોગુણનો એ ભેદ;
મજનો આશ્રય ધારણ કરે તે, નવ પામે કદી ખેદ.
વેદબ્રહ્મમાં પ્રેમ હોય તે, સત્વગુણનું લક્ષણ;
કર્મમાં સચ્છ્રદ્ધા ધરે પ્રાણી તે, રજોગુણી પ્રાણી દર્શન.
અધર્મને ધર્મ માની પાળે, તમોગુણી તેને કહીએ;
મજ સેવામાં ભાવ ધરે તેને, નિર્ગુણ શ્રદ્ધા લહીએ.
અનાયાસથી પ્રાપ્ત આહાર કરે, તે થાય સત્વ ગુણવાન;
ખાટો ખારો આહાર કરે તે, રજોગુણી નિશ્ચે માન.
અશુદ્ધ આહાર કરે જે જન, તામસી વૃત્તિવાળો;
નૈવેદ આહાર કરે જે પ્રાણી, તે નવ કદિ રહે ભુખાળો.
આત્માને જુદો ગણે તે, સુખવાસી સત્વગુણ;
વિષય સેવે રજોગુણીને, મોહ દીનતા તમોગુણ.
બ્રહ્મજ્ઞાન પામે જે સુખ થાયે, તે સર્વથી શ્રેષ્ઠ;
એ પ્રમાણે સર્વ સમજે, બોલ્યા શ્રીદેવેશ.

* આ પચીસમા અધ્યાયમાં પોતાની નિર્ગુણતાનો નિશ્ચય થવા માટે ચિત્તમાંથી ઉત્પન્ન થતી સત્વાદિક ગુણોની વૃત્તિઓ અનેક પ્રકારથી કથન કરી બતાવી છે તેનો કથાપ્રસંગ છે.

પ્રકૃતિ પુરુષ એ સર્વે છે, ત્રિગુણાત્મક પદાર્થ;
એ સેવવા થકી તરે પ્રાણી, પામે સાચો અર્થ.
જે જીવ એ સર્વ ગુણોને, જીતી મુજને આરાધે,
તે જીવ આ લોકવિષેથી, નિશ્ચે મુજને સાધે.
આ મનુષ્ય દેહ ઉત્તમ જાણજે, જ્ઞાન વિજ્ઞાન પમાય,
વિચક્ષણ જને મુજને સેવવો, શુદ્ધ આત્મા તવ થાય.
જિતેન્દ્રિ થઇ સાવધપણે, મુને સેવે એક ચિત્ત,
ત્રણ ગુણ ત્યાગી પ્રાણ નિશ્ચે, લિંગદેહ છોડે ખચિત.
અલિંગી ને નિર્વિઘ્ની હું, છુ પરમાત્મા પરબ્રહ્મ,
તેનુ સેવન કરે નહિ જે જન, તે નહિ થાય પાવંન.
ચાર પ્રકારના ભક્ત કહાવે, તેનાં સુખ લહ્યાં નવ જાય,
દાન કહ્યાં તે દીયે સર્વે, પણ તેમાં નહિ બધાય.
જે દીસે તે ગુણનુ બંધન, મજવિણ અન્ય પદાર્થ તુચ્છ,
અનેક પ્રકારે મુજને ભજતાં, પ્રાણી થાય છે સ્વચ્છ.

વલણ

પોખે પરબ્રહ્મને એ નિશ્ચે, એ વાત કંઈ વિસ્મય નહી;
શ્રોતા ભણે જયજય હરિ, પંચવીશ અધ્યાય કથા કહી.

ઇતિ શ્રીમદ્‌ભાગવતે એકાદશસ્કંધે પચવિંશતિતમોઽધ્યાયઃ ॥ ૨૫ ॥

---

## અધ્યાય ૨૬ મો*

### કડવું ૨૭ મું–રાગ–સામેરી

શ્રીકૃષ્ણ ઉદ્ધવ પ્રત્યે વદે, મનુષ્ય દેહ ઉત્તમ;

શ્રીકૃષ્ણ ઉવાચઃ—

મજ સ્વરૂપને સેહેજે જાણે, વળી પાળે સદ્‌ધર્મ. ૧
જ્ઞાન નિષ્ઠાના પ્રભાવથી, લિંગ શરીરથી મુક્ત થાય,
મિથ્યા સંગને તે નવ પામે, કારજ શીઘ્ર પમાય. ૨
જ્ઞાનિ જને આ જન્મે, નીચની સંગત તજવી,
અંધ પુઠેજાતા અંધ થાયે, (તેથી) તેની સગત નવ કરવી ૩
શ્રીકૃષ્ણ વળી એમ કહે, જેવી માયા આશ,
તે મુજને પામે નહિ, પણ પામે આશા બધ પાશ. ૪
તે ઉપર તુંને કહું છુ, શુભ એક દૃષ્ટાંત,
પુરૂરવા રાજા હવો, મહા પરાક્રમી ગુણી ને શાંત ૫
ઊર્વશી અપ્સરાને વર્યો, એક સમે તજી ગઈ તેહ,
વિકળ થયો મને મુંઝાણ્યો, મોહે બોધો દેહ. ૬
ઊર્વશીનુ ધ્યાન હૃદેમાં, આક્રંદ કરી કરે વિલાપ,
હે પ્યારી, હે પ્રાણથી વહાલી, એમ રડી કરે સંતાપ ૭
પછી ઊર્વશી કુરુક્ષેત્રમાં, મળી રાયને એકવાર,
તેના સંગથી રાય પુરૂરવા, સ્વર્ગે ગયો નિરધાર. ૮
ત્યાં જઈ બહુ ક્રીડા કીધી, રમ્યો રંગ અનેક,
ઉર્વશીમાં મોહિત રહ્યો, ત્યજયો સર્વ વિવેક. ૯
મોહ છુટ્યો તવ રાજા, ચેત્યો દીલમાં એમ;
આ દેહે મેં ભુંડું કર્યું છે, આથી નથી કંઈ ક્ષેમ. ૧૦
પ્રથમ રાય ઊર્વશી સંગે, રંગે રમતો બહુ;
રાત દિવસની વાત ન જાણે, શી શી મૂર્ખાઈ કહું. ૧૧
પણ મન વૈરાગ્ય આવ્યો જ્યારે, બોલ્યો દીન વચન;

પુરૂરવા ઉવાચઃ—

રેરે મોહ વશ થઈ હું ભુલ્યો, ખરે ખરો નાદાન. ૧૨
ઊર્વશી કંઠે વળગી તેથી, કામથી થયો તલ્લીન;
સૂર્ય ચંદ્રનું ભાન ભુલ્યો, જાણ્યું ન રાત્રિ દિન. ૧૩
હું ચક્રવર્તી પ્રતાપી રાજા, સ્ત્રી પાસે મીન સમાન;
વાંદર પેરે નાચ્યો કુદ્યો, ભુલ્યો સૌ દેહભાન. ૧૪
જ્યારે સ્ત્રી મૂકી ચાલી, નગ્ન થઈ પૂઠે દોડ્યો,
ખરની પેરે પાટુ ખાધી, તોપણ સંગ ન છોડ્યો. ૧૫
ધિક મુજના ચક્રવર્તી પદને, ધિક પ્રભાવ ને બળ;
ધિક સામર્થ્ય સત્યવાદને, ધિક છે મુજનો અમલ ૧૬
જે જન સ્ત્રી વશ થયો, તેના તપ જપને ધિક્કાર,
સંન્યાસ, મૌન્ય એકાંતપણાથી, તે બળે નહિ તલભાર. ૧૭
ખર સાંઢ સમ સ્ત્રી વશ હવો, પ્રતાપી હું રાજાન,
તથાપિ મોહેથી નવ મુકયો, ધિક છે મુજની સાન. ૧૮
બહુ વર્ષ ઊર્વશી અધરનું, કીધું પ્રેમે પાન;
અગ્નિ આહુતિથી તૃપ્ત ન થાય, તેમ મુજ હૃદેને માન. ૧૯
કામદેવ છે રાજા જાગૃત, તે દમે મુને હંમેશ,
હું ઘેલો હરાયો ઢોર છુ, તેમાં શું વિશેષ. ૨૦
છીનાલ સ્ત્રીના પાશમાથી, હરિ વિણ શકે કોણ કાઢી,
હવે સર્વ સગ તજીને, ભજીશ દેવ મોરારી. ૨૧
ઈશ્વરની કૃપા વિના કદી, મોહ ન મટે જનનો,
દુર્મતિ ને કામાંધનો, તે વિણ તાપ ટળે ના તનનો. ૨૨
ઊર્વશી નથી કંઈ અપરાધી, મેં ભુંડું કીધું કાજ,
રજ્જુને મેં સર્પ જાણ્યો, તેમાં રજ્જુનો શો વાંક? ૨૩
મલિન, ગંદી, દુર્ગંધ ભરેલી, અપવિત્ર સ્ત્રી જન;
તેને મે સુગંધમય, સુંદર, કહી મનાવ્યું મન. ૨૪
ગંદી દેહને નૌતમ કહી, મનમાં મોહ જગાડ્યો;
દેહમાં મમતા કલ્પિત છતાં, સંદેહ નવ કંઇ કાઢ્યો. ૨૫
દેહમાં મમતા મિથ્યા જાણુ, દેહ કોનો કહેવાય?
અન્ન દાતાનો પણ તે છે, અગ્નિ તેનાં માલેક થાય. ૨૬
સ્ત્રી પણ તેની માલીક છે, આપે ભોગ વિલાસ,
શેઠનો એને કહેવો ઘટે, પોષણ આપે આસ. ૨૭
અગ્નિ દેહનો ધણી કહીએ, આ દેહ તેમાં બળે છે,
કાગડા કુતરા તેના માલીક, ભક્ષને લાયક ગણે છે. ૨૮
દેહ આત્માનો સેવક છે, શુભાશુભને જાણે;
મિત્ર તેને જો કેહે તોપણ ચાલે, ઉપકારને મન આણે. ૨૯
એવા અસ્થિર દેહમાં, મમતા મેં બહુ કીધી,
ધિક છે આ જીવવું હવે, આત્માની ભાળ ન લીધી. ૩૦

* આ છવીસમા અધ્યાયમાં દુષ્ટ લોકોના સગ ॥ યોગનિષ્ઠાનો નાશ થાય છે, ને સાધુઓના સંગથી જેવી જોઈએ તેવી નિષ્ઠા પ્રાપ્ત થાય છે, તે સમજવવા પુરૂરવા રાજાનો કથાપ્રસંગ કહ્યો છે.

અપવિત્ર અને કીડા વિષ્ઠાવાળા, દેહમાં થયો મત્ત;
કહ્યું સ્ત્રીનું મુખ સૌંદર્યમય, નાક રૂપાળું, રે ફટ ફટ. ૩૧
મનોહર મંદ હાસ્યમય, મુખનાં કીધાં વખાણ;
અસ્થિ માંસ મેદવાનને, જાણી ગુણની ખાણ. ૩૨
ડાહ્યા જને સ્ત્રી સંગનો, કરવો શીઘ્રે નાશ;
સ્ત્રી લંપટ જનથી સદા, રાખવો અણવિશ્વાસ. ૩૩
વિષયી, ઇંદ્રિ સંગ થવાથી, માન પામે છે ક્ષોભ,
સંયોગ થતાં ક્ષોભ વધે છે, અનુભવે રહે અસંતોષ. ૩૪
એકવાર વિષયમાં લેવાય તો, સદા રહે—સહે બહુ દુઃખ;
અનુભવે શું સુખ સાંભરે, ચક્ષુ અંધ છતે ઇચ્છે તે સુખ. ૩૫
વિવેકી જન મત્ત ઇંદ્રિનો, કદિ ન કરે વિશ્વાસ;
ધિક છે અવિવેકી સુજને, ભંગ કરાવી સર્વ આશ. ૩૬

શ્રીકૃષ્ણ ઉવાચઃ—

આમ શોક પુરૂરવાએ, કીધો ધરી શુદ્ધ ચિત્ત;
અંતે પરમાત્માને પામ્યો, સ્ત્રી સંગ રીત વિપરીત. ૩૭
બુદ્ધિમંતે નીચતણો, સંગ ન કરવો લગાર;
સતપુરુષનો સંગ કરતાં, દુષ્ટ મતિ ન રહે કો વાર. ૩૮
તીર્થ દેવથી સંતપુરુષનો. સંગ ઉત્તમ મનાય;
અપેક્ષા રહિત સુજની ભક્તિ, તે સતપુરુષ ગણાય. ૩૯
અહંતા મમતા જેણે ત્યાગી, સુખદુઃખ સરખાં જાણે;
સમાન દૃષ્ટિવાળા સર્વે, સતપુરુષ પ્રમાણે. ૪૦
સતપુરુષો સદા મજને, ભજે હર્ષ મન આણી;
અહોરાત્ર ખડા રહે, મનમાં પ્રીત પીછાણી ૪૧
હું અનંત ગુણી આનંદી; અનુભવી, સાક્ષાત પરબ્રહ્મ;
તેની ભક્તિ જેને મળી, તને શાની કમ.*, ૪૨
અગ્નિ સેવનાર જનનો, શીતભય થાયે નાશ;
સાધુ જનની સેવા કરતાં, જાય જન્મમરણનો ત્રાસ. ૪૩
સાગર મધ્યે ડુબતાં જનને, નાવ અતિ સુખકર;
ભયંકર આ સંસાર મધ્યે, સતપુરુષ છે દુઃખ હર†. ૪૪
સર્વ પ્રાણીને અન્નસુખદ, તેમ ઉદ્ધવ, સત્પુરુષ જાણ;
પરલોકમાં ધર્મ મુખ્ય, તેમ સતપુરુષ પરમાણ.. ૪૫
સૂર્ય ચક્ષુવાનને સદા, પ્રકાશ આપે નિરધાર;
સત્પુરુષ ચક્ષુ વિણુ જનનો, કરે નિશ્ચે ઓધાર. ૪૬
દેવ, બાંધવ, આત્મા ને હું, સર્વમાં સત્પુરુષ છે મુખ્ય;
સત્પુરુષની સેવા કરતાં, થાયે અબુદ્ધ તે બુદ્ધ. ૪૭
એ દૃષ્ટાંત દેખી રાય પુરૂરવાનું, સ્ત્રીનો સંગ ન કરવો;
તૃષ્ણાનારી નરકે નાંખે, એમા સંદેહ નવ ધરવો ૪૮
પછી તે પુરૂરવા રાયે, વૈરાગ્ય આણી મન;
મારે શરણે આવીયો, મૂળ પદ પામ્યો રાજન. ૪૯
અતિ પ્રેમ આણી ભજે સુજને, સંપૂરણ કરે જાપ,
ભવબંધનથી તે મૂકાયે, છૂટે સઘળાં પાપ. ૫૦
સત સંગતિથી મહા સુખ પામે, ભક્તિ ફળ વરદાન;
અનેક જન્મ કષ્ટ ટાળી પામે, અભયપદ સુખ ધામ. ૫૧

વલણ

અભયપદ સુખ ધામ પામે, ફરી ન પરશે કાયરે,
સાધુજન સૌ હરિ ભણજો, થયા છવિશ અધ્યાયરે. ૫૨
ઇતિ શ્રીમદ્ભાગવતે એકાદશસ્કંધે ષડ્વિંશતિતમોઽધ્યાય ॥ ૨૬ ॥

---

## અધ્યાય ૨૭ મો*

### કડવું ૨૮ મું-રાગ-આશાવરી

ઉદ્ધવજી પૂછે શ્રીકૃષ્ણ પ્રત્યે, ભક્તિ યોગ કરો સ્વામિરે;
બહુનામિ કહો તે મુને વિસ્તારીરે.

ઢાળ

ઉદ્ધવ ઉવાચઃ—

હે યાદવોત્તમ મહાત્મા, કહો પૂજાનો પ્રકાર;
ભક્તજનો પૂજન કરે તે, વિધિ રીતિ કહો આ વાર. ૧
નારદ અંગિરા પુત્ર બૃહસ્પતિ, વેદવ્યાસ ને સૌ મુન્ય;
મનુષ્ય કલ્યાણરૂપ પૂજન ગણે, તો કહો મુને તે પુણ્ય. ૨
બ્રહ્માજીને આપ શ્રીમુખે, કહીતી કથા એકવાર;
શિવે પાર્વતીને કહ્યો છે, તે કહો સેવા પ્રકાર. ૩
સર્વ વર્ણ આશ્રમ માટે, એ છે શુદ્ધ કાજ;
તો આપ સેવાવિધિ કહો, જેથી સુખ પામું મહારાજ. ૪

શ્રીકૃષ્ણ ઉવાચઃ–

શ્રીકૃષ્ણજી કહેતા હવા જે, આદિ બ્રહ્મનું જ્ઞાન;
નારદને કહ્યું છે સહી, જે અધ્યાત્મ શ્રીભગવાન. ૫
નારદજીએ વેદવ્યાસ પ્રત્યે, કહ્યું છે નિરધાર;
વેદવ્યાસે અંગિરા સુતને, કહ્યો પૂજન વિસ્તાર. ૬
શ્રીમહાદેવજીયે પાર્વતી પ્રત્યે, કહ્યો ભક્તિ અધિકાર;
તે પૂજનનો વિધિ કહું છું, તે સાંભળજે સર્વે સાર. ૭
એક વૈદિકી બીજી તાંત્રિકી, ત્રીજી ઉભયામિશ્રિત પૂજા હોય;
ત્રિપ્રકારે પૂજા મારી કરે નિત્ય, તરે ન દુઃખ જોય. ૮
પ્રભાતમાં ઉઠી શ્રીસૂર્યદેવને, નમસ્કાર પ્રેમે કરે;
ઉદક અર્ઘે પૂજા કરીને, પછી સર્વ કાર્યમાં પરવરે†. ૯
ચંદન પુષ્પે કરવી પૂજા, પછી મારી સેવા કરવી;
બ્રાહ્મ મુહૂર્તે ઉઠીને પછી, દેહાદિક શુદ્ધિ ધરવી. ૧૦
મૃત્તિકાએ શૌચ કરી પછી, ચર્ણ પ્રક્ષાલન કરવું;
દંતધાવન શુદ્ધ કરીને, સ્નાન વિધિયે આચરવું ૧૧
તીર્થને વિષે સ્નાન સંધ્યા, વંદન કરવું હર્ષે;
જે જે કર્મ વેદે કહ્યાં છે, તે સર્વે કરે સુખે. ૧૨
સ્વરૂપ મારુ ધારવું હૃદયે, પંચામૃતે પૂજા કરે;
વિધિનિષેધ સૌ મનથી કાઢી, મારી પ્રતિમામાં ચિત્તધરે. ૧૩
પાષાણમય કે કાષ્ઠમય, કે સુવર્ણ મણિમઈ;
મૃત્તિકામય વેણુમય ધાતુમય, કે મનોમય મૂર્તિ સહી. ૧૪

* કુમતી, ઓછું † હરનાર.

* આ સત્તાવીશમા અધ્યાયમાં પૂજનનો સર્વ પ્રકાર કહ્યો છે
† એની નીચેની ચાર લીટીનો ભાવ મૂળ ભાગવતમાં નથી.

સ્થિર મને જે પ્રતિમા, પૂજે બે પ્રકારની મૂર્તિ કહી;
એક સેવાથી રહે મનસ્થિરતા, સ્થૂળ પ્રતિમા સાચીલહી. ૧૫
એ પ્રતિમાનું પૂજન કરવું, ધરવો આદરભાવ;
એજ પ્રભુ સર્વનો સ્વામી, એજ શુદ્ધ મનોમય. ૧૬
મૂર્તિ સેવામાં વિલંબ ન કરવો, સૂક્ષ્મ સ્વરૂપ આસનધરે;
મન સ્થિર રાખી આચરે તો, એક ક્ષણ માત્રે તરે. ૧૭
પૂજા પ્રેમ વિધિયે કરીને, ચંદન પુષ્પે પૂજે;
નમસ્કાર નૈવેદ્ય આરતી કરે, તો નારાયણ મનમાં સૂઝે. ૧૮
પછી ધૂપ ચંદને પૂજીયે, વૈશ્વાનર સ્થળને વિષે;
ઘૃત આહુતિ દીજીએ, થાય શુદ્ધ મન પ્રભુમાં હીસે. ૧૯
સૂર્યને અર્ઘ્ય પૂજીએ, જળમાં તર્પણ વિધિ કરી,
મહા આનંદે ભોજન દીજે, એમ સંતોષવા શ્રીહરિ. ૨૦
વસ્ત્ર દક્ષિણા કરી પૂજા, મુજમાં ચિત્ત સદા ધરે;
નાના વિધનાં પુષ્પ ફળ લઈ, પૂજા તે વિધિયે કરે. ૨૧
પકવાન્નરુડાં ભોગ ધરીને, મમ પ્રતિમાને ભાવે ભજે;
આહાર દૂર્વા દર્ભ કરી, તર્પણ આદિ સર્વ કીજે. ૨૨
પછી ન્યાસ ષડાંગ કરી, જળ પાત્ર પૂરણ ભરી;
અર્ઘ્ય માત્ર ઉદકે પૂર્ણકરે, આચમન કરે સ્વહસ્તે કરી. ૨૩
હાર ધરાવી શંખોદક લઈ, પ્રોક્ષણ કરવું પ્રેમ સહી;
વેદવિધિએ આજ્ઞા માગી, પૂજા કરવી એક ચિત્ત થઈ. ૨૪
ગુરુ ઉપદેશ પ્રમાણે, અર્ઘ્ય પાદ્ય કરે પૂજન;
તો સેવા વિધિ થાય યથાર્થ, પામે તે ભગવંત. ૨૫
પાદ્ય પાત્રમાં શામો દ્યો, કમળ ને મારી સાર;
અર્ઘ્યમાં ગંધ પુષ્પ અક્ષત યવ દર્ભ, તલદ્યો નાંખે નિરધાર. ૨૬
આચમનમાં લવિંગ કંકોળ, નાંખી કરવું પૂજન;
પાદ્યને હૃદય અર્ઘ્યને મસ્તક, શિખામંત્રથી આચમન. ૨૭
એ સર્વ પાત્રની ગાયત્રી કરી, પૂજવા પ્રભુ મોરાર;
મનમાં નારાયણ મૂર્તિનું, ધ્યાન ધરવું તે વાર. ૨૮
દેહમાં વ્યાપ્ત થયેલી તે મૂર્તિનું, કરવું પ્રેમે પાન;
માનસોપચારથી પૂજન કરતાં, હૃદયે રાખવા ભગવાન. ૨૯
એ હૃદય મધ્યેની મૂર્તિનું, આવાહન ને સ્થાપન;
અંગન્યાસથી કરવું પૂજન, એ મૂર્તિનું સત્ય ગણ. ૩૦
પૂજન વિધિએ કર્યા પછી, શય્યામાં પધરાવી,
અનેક વિધિએ લાડલડાવવાં, એથી ટળે દુઃખ સૌ ભાવી. ૩૧
મારી સેવા કીધા પછી, સુદર્શન પંચજન્ય ગદાય;
તરવાર બાણ ધનુહળ મુશળ, કૌસ્તુભશ્રીવત્સનીપૂજાથાય. ૩૨
પછે નંદ સુનંદ પ્રચંડ ચંડ, બળ મહાબળ જે ક્ષેમ*;
કુમુદેક્ષણ કુમુદ અતિ પાવન, પાર્ષદ તે સુરાખે મન પ્રેમ. ૩૩
એ મહાપાર્ષદ ને ગરુડ પૂજા, આઠ દિશાએ કરાય;
એ સેવાથી થાઉં પ્રસન્ન હું, ભક્ત સેવાથી મન મનાય ૩૪
અગર ચંદન કપૂર કુમકુમ, ધરાવવાં અતિ પ્રીત;
ધર્મશાસ્ત્ર માર્ગેથી ભજવા, ભાગવત કેરી રીત. ૩૫

* ક્ષેમ એટલે સદા રહેનારા.

વસ્ત્ર ઉપવીત આભ્રણ કુંડળ, મુકુટ ધરાવી શીશ;
એણીપેરે મારી પૂજા કરવી, બોલ્યા શ્રીજગદીશ. ૩૬
ચાર દિશામાં ખીશક્તિ, દુર્ગા વિનાયક વ્યાસ;
વિષ્વકસેનને સન્મુખ ધારી, પૂજન કરવું આસ. ૩૭
વામ ભાગે ગુરુરાજની, ચો દિશાએ દિગ્પાલ;
અર્ઘાદિકથી પૂજન કરવું, મુક્તિ પામે તાત્કાલ. ૩૮
શક્તિવાને ચંદન અરગજા, વાળા કપૂર ને કેસર;
એવા જળથી સ્નાન કરાવવું, મંત્રનો કરવો ઉચ્ચાર. ૩૯
પુષ્પ સુગંધ સમર્પવાં, ધૂપ દીપ નૈવેદ્ય સાર;
આરતિ ગદગદિત કંઠે કરવી, મન ધરવો પ્રેમ અપાર. ૪૦
ઉત્તમ આસન સમર્પીએ, પછી પાન બીડી ધરાવીયે;
અરીસો આગળ ધરીને, આરતિ ઉતારીયે. ૪૧
ભક્તે શેષ પ્રસાદ લેવો, વૈષ્ણવને આપવો સહી;
પછી મારી આગળ નૃત્ય કરવું, બીજું કંઈ લેવું નહી. ૪૨
પછે મજનું ધ્યાન હૃદે, રાખવું આ રીત;
"હે સુવર્ણ સરખી કાંતિવાળા, શંખ ગદા પુનીત. ૪૩
ચક્ર કમળ હસ્તે સોહે, ચાર ભુજા છે વિશાળ,
પીળાં વસ્ત્રના ધારણ કરતા, ત્રિભુવનના આધાર. ૪૪
કરીટ કુંડળ રુડાં સોહે, કડાં કટિમેખલા મહાભાગ;
ઉત્તમ બાજુબંધ સોહે, નૌતમ છે સોહાગ. ૪૫
વક્ષસ્થળમાં શ્રીવત્સ છે, કંઠે કૌસ્તુભ માળ;
હે દીનાનાથ દયાળ દામોદર, શોહે છે વનમાળ. ૪૬
એવા મહા પ્રભુની પૂજા કરુ, થાવો પ્રભુ તુષ્ટમાન;"
પછી હોમ કરવો પ્રીતથી, આહુતિ દેવી ધરી ધ્યાન. ૪૭
સ્વિષ્ટકૃત નામનો હોમ કરતાં, પાર્ષદનું કરવું પૂજન;
પરબ્રહ્મનું ધ્યાન ધરતાં, મંત્ર ભણતાં કરવા રંજન. ૪૮
એણીપેરે નિરંતર સેવા કરી, એકાદશીયે ઉત્સવ કરે;
જન્માષ્ટમી રામનવમી, નૃસિંહ ચતુર્દશી વ્રત આદરે. ૪૯
વામનદ્વાદશી મહામોટી, એ મહોત્સવ કરવા સહી;
પછી વૈશ્વાનરનો કુંડ કરવો, અગ્નિ પધરાવવા તહી. ૫૦
હુતદ્રવ્ય આણી હોમ દેવા, યજ્ઞ પુરુષ ચિંતવા સહી;
હે શ્યામસુંદર પ્રીતપૂરણ, એવા ચતુર્ભુજ ચિત્તમાં લહી. ૫૧
મુકુટ કુંડલ મેખલા, ને બેહેરખા સુંદર સાર;
મુક્તાહાર સોહામણો, શ્રીલાંછન યુક્ત શોભનાર. ૫૨
કૌસ્તુભ મણિની માળા શોભે, એવું સ્વરૂપ ચિત્ત ધરવું;
નખશીખ પર્યંત નિહાળવું, અને અવર સૌ વિસરવું. ૫૩
પાયસાન્ન મૂખ મંત્રે કરીને, આગળ ધરીયે ખપ કરી;
મહા મંત્ર જપવો પછી, શુદ્ધ આચમન કરવું હેતધરી. ૫૪
ઉચ્છિષ્ટ અન્ન તે વિશ્વાદિક છે, સમર્પવું નહી સિદ્ધને;
પૂરણ સ્તોત્ર પ્રભુનું ભણવું, કરે નમસ્કાર ગુરુ દેવને. ૫૫
પછી એવું પ્રાર્થવું, પ્રભુ તુજ ભક્તિમાં સદા ચિત્ત ઠરે;
પ્રતિમાને શય્યાવિષે પધરાવે, સેવા શુદ્ધ આસનધરે. ૫૬
જીવ માત્રપર દયા રાખે, વૈદિકી તાંત્રીક કરી;
સેવા એણી પેરે ભક્તે કરવી, ભાગવત દિક્ષા હૃદે ધરી ૫૭

મહા ઉત્તમ મંદિર સિદ્ધ કરીને,વન વાટિકા રાખે શુદ્ધ;
ત્યાં મારા સ્વરૂપનેપધરાવીને,મહામહોત્સવકરેજનશુદ્ધ. ૫૮
અહર્નિશ મારું ભજન કરશું, મારા જન્મજશ ગાય;
પુરાણ ગીતા સાંભળે, તે વિષય રસથી મૂકાય. ૫૯
મારે વિષે બહુ ચિત્ત રાખે, જેને મુજસમ કોઈવહાલ નહીં;
તે મારો અનન્ય ભક્ત છે, વિધિનિષેધ છુટ્યા સહી. ૬૦
તે બ્રહ્મસમ લેપાય નહીં, મહા શુદ્ધ વૈષ્ણવ સાર;
પણ જે બ્રહ્મનિંદામાં ફરે, તે કેમ પામે પાર. ૬૧
વૈષ્ણવ થઈને પ્રતિમા તજે તે, લક્ષ વર્ષ વિષ્ઠામાં રહે;
તે મહા નરક ભોગવે એમ, શ્રીપ્રભુજી વાણી કહે. ૬૨
તે નર ગધેડા પ્રેત સરખા, પાપ પુણ્યના ભોગી;
નિર્લેપ રહી પ્રતિમા પૂજે, સાધુ ભક્ત કે યોગી. ૬૩

વલણ

મારુ ભજન ચિત્તમાં ધરી, કેવળ ભક્તિને ચર્ણે રહ્યો;
વિપ્ર વલ્લભ કરે હરિ કૃપાથી, સત્તાવિશમો અધ્યાય થયો.
ઇતિ શ્રીમદ્ભાગવતે એકાદશસ્કંધે સપ્તવિંશતિતમોઽધ્યાયઃ ॥ ૨૭ ॥

## અધ્યાય ૨૮ મો*

### કડવું ૨૯ મું–રાગ વેરાડી

શ્રીકૃષ્ણજી વળી શિક્ષા દે છે, સાંભળ ઉદ્ધવ દાસ;

શ્રીકૃષ્ણ ઉવાચઃ—

મારો ભક્ત નિંદે નહીં કોને, મોટો બુદ્ધિ પ્રકાશ. ૧
મુજ કૃતિ કોણ નિંદી શકે, હુંથી અળગો તે બહુ બકે;
જો નિંદે તો સુધર્મથી પડે, હે ઉદ્ધવ તે તો રડવડે. ૨
પ્રકૃતિ અને પુરુષ રૂપે, જગ્ત એકત્ર જોય;
સ્વપર કંઈએ તે ન જાણે, એ માયાના રંગ હોય. ૩
સ્વપર ગુણ અવગુણ વખાણે, ધિક્કારે કોઈ જન;
જ્ઞાનનિષ્ઠાથી પડે વહેલો, અપવિત્ર થાયે મન. ૪
ઇંદ્રિયો જેની નિદ્રાવશ છે, દેહ ભાન ભુલી જાય;
મનથકી સ્વપ્ન માયામધ્યે, લય જેનો દેહ થાય. ૫
મન જેનું લીન સ્વપ્નમાં, થતાં ભાન ભુલે સેહેજ;
સુષુપ્તિમાં આવે પ્રાણી, તજે સઘળું તેજ. ૬
તેમ ભેદ બુદ્ધિવંત કો પ્રાણી, વિક્ષેપને પામે સહિ;
માટે ભેદ બુદ્ધિ તજવી, તેમાં કોઈ કારણ નહિ. ૭
આત્મા અનાત્મા સંગથી, સ્વરૂપથી ભ્રષ્ટતા પામે;
જાગ્રત સુષુપ્તિવંત જેમ પ્રાણી, ભ્રષ્ટ થાય ને વિરામે. ૮

ચાલ

ભ્રષ્ટ થાય ને વિરામે જન, ભેદ બુદ્ધિથી થાય પતન;
દ્વૈત મિથ્યા છે સર્વથા, સ્તુતિ નિંદા તેમ લેખજે યથા.
તેમાં સારું શું અને નરસું શુંય, તેમાં સુખદુઃખ એ છે શુંય?
એ વાણીથી નહિ બોલાય, મનથી જે નવ ચિંતવાય.
ઇંદ્રિયો નહિ કંઈ જાણે, તેમાં સત્ય શાનું પરમાણે;
આ અધ્યાત્મા અધિદૈવ, અધિભૂત એ સર્વ નિર્મળ.
આદિ અંતવાળા જે સર્વ તેનો નાશ છે, ન ધરવો ગર્વ;
હરિ સંગત અગ્નિરૂપ, વણ ઓળખે પડીયા મહા ભૂપ.
જાણી જાગે તે પામે પાર, વિષય ભોગથી તે નિરાહાર;
તે પુરુષ મહા જ્ઞાની સાર, મૃત્યુ ભયને તે નીવાર.
ત્રણ ગુણે કરી વિશ્વ થાય, લય પામીને હુંમાં સમાય;
વળી વ્યાપી સઘળે વિસ્તરું, પ્રગટ કરી પાછું નિસ્તરું.
(માટે)કોની નિંદા સ્તુતિ કરવી નહીં,એજ્ઞાન ઉદ્ધવ કહું છું સહી
આ વિશ્વ માયાનો વિસ્તાર, એમાં જન કોઈ ન પામે પાર.
આત્માસંગી એમાં લહે*, ઉદ્ધવ સમજીને રખે વહે;

ઉદ્ધવ ઉવાચઃ—

તવ ઉદ્ધવ બોલ્યો મહારાજ, એક પ્રશ્ન પૂછું છું આજ.
આપ કહો છો આત્મા સ્વયં પ્રકાશ,દેહાદિક જડ ગણો ખાસ;
તો સંસારમાં કેમ પ્રીતિ ભાસ,આત્મામાં સંસાર હોય નાશ.
દેહાદિકને નવ સંસાર દેખાય, સંસારનું કારણ શું કહેવાય;
હવે સંસાર છે પ્રત્યક્ષ, તેને દેખે જગ્ત સમસ્ત.
આત્મા અવિનાશી રાગ રહિત, જ્ઞાનીને પાપ પુણ્ય રહિત;
દેહ તો જડ પદારથ જાણો, એમાંથી કહો કંઈ પ્રમાણો.

શ્રીકૃષ્ણ ઉવાચઃ–

ઉદ્ધવ તું છે મારા રૂપશું, આશ્રયી જીવિત રહેજે અહુ;
ભજન કરજે નિઃશંક થઈ, આનંદી આત્માને લહી.
વળી કૃષ્ણજી દે છે આશ, આત્માને મૃત્યુનો નવ ત્રાસ;
આત્માને સદ્‌બુદ્ધિ હશે, વળતો દૂર ન દેખીશ પછે.
દેહ તો કાષ્ઠરૂપી કર્મ, આત્મા ઓળખે રહે છે ધર્મ;
અવિવેકી સંસારે જેમ, કર્મ કાષ્ઠે પ્રજળે છે તેમ..
અગ્નિ રૂપ જે કર્મ કરી, તણખા ઉડે છે ફરી ફરી;
તેમ તત્વ ઉપજે મહી, તેણે કરી રસવર્ધન સહી.
જીવ આત્માને પરમાત્મા મહિં, એ ત્રણે એકઠા જ્યાં સહી;
તેને સંબંધ દેહ ઇંદ્રિ પ્રાણ, ત્યાં સુધી સંસાર પ્રમાણ.
વિષયી જનને સ્વપ્ન પદાર્થ, સુખ આપી કરે અનર્થ;
તેમ આત્મા દેહનો સંબંધ, એમાં અનેક પ્રકારના બંધ.
સ્વપ્નમાં સૌ સુખ આપે, જાગતાં અનેક કષ્ટ થાપે;
એમ આત્મા માયા જાણ ભેદ, તું સંસારથી પામ ખેદ.
શોક મોહ હર્ષ ને ભય, કામ ક્રોધ, સ્પૃહા ને જય;
એ સર્વ અહંકારે જણાય, આત્માને તલ માત્ર ન સુખ થાય.
સુષુપ્તિ સમાધિમાં ન ભાસે, એથી મિથ્યા એ ગણાશે;
જીવ ઈશ્વરને છે આધીન, ચોફેર ફરે થઈ સ્વાધીન.
પણ એ આત્માથી નહીં પર, એ જાણજે તું [illegible]
નિવૃત્તિ પામતા જનને મુક્તિ, અહંકાર સંસાર[illegible]
તેનો તજવો વેહેલો સંગ, તે તને
મન વચન કર્મ ને પ્રાણ, [illegible]

* આ અઠ્ઠાવિશમા અધ્યાયમાં જે જ્ઞાનયોગ પૂર્વે વિસ્તારથી કહેલો છે તેનું સંક્ષેપથી ફરી નિરૂપણ કરે છે.

* લહે–જાણે. † ખરી નહિ પડે તે

તૃષ્ણાને કાપવી જ્ઞાનને ખડ્ગે, તૃષ્ણા રહિત થવું સર્વ અંગે;
જ્ઞાન સ્વરૂપ એ છે વિવેક, વિવેક તે સ્વધર્મ ને વેદ.
અનુભવ, ગુરુ ઉપદેશ ને તર્ક, તેથી પામે વિવેક અર્ક;
આદિ અંતમાં જે છે જગત, તે છે સર્વ કાળ પ્રત્યક્ષ.
એ જાણ વિવેકનું ફળ, એમાં સર્વ શાસ્ત્રનું બળ;
જગતના આદિ અંત ને મધ્ય, એ સર્વ કાળ હું છું સત્ય.
અનેક નામે કરું વ્યવહાર, એ સત્ય તું મનની ધાર;
બ્રહ્મ સ્વરૂપમય આ જગતમાં, મને માનજે સર્વ વાતમાં.
અનાત્મ પદાર્થનો કરવો ત્યાગ, તેથી શુદ્ધ થાયે બડભાગ;
શરીર આત્મા નથી એમ જાણે, તે સાચો જ્ઞાની પ્રમાણે.
પૃથ્વીના વિકળરૂપ દેહ, વિકારરૂપ ન આત્મા એય;
દેહ અન્ન ટેકાથી એ રહે, અન્નવાળો આત્મા ન હોયે.
પૃથ્વી, જળ, તેજ, વાયુ, આકાશ, એ આત્મા નથી જાણ દાસ;
પ્રકૃતિ પણ આત્મા નથી, એ જડ પદાર્થ છે સર્વથી.
જડ હોય તે આત્મા ન હોય, એ સર્વત્ર સાચું તું જોય;
મારી દ્રઢ ભક્તિમાં થાય પ્રીતિ, તો વર્તવું સદ્શાસ્ત્ર રીતિ.
કાચી ભક્તિ હોય જ્યારે, ત્યારે માયા ત્યાગવી તારે;
રાગાદિક કર્મ ન નાંખે બાળી, તો માયામાં પ્રોવાય જંજાળી.
કાચા વિષયથી યોગી ભ્રષ્ટ થાય, યોગ એ પરમ સિદ્ધિ ગણાય;
યોગ તજવો ન કદી કોયે, તેમ કરે લાભ ન હોયે.
કો જન્મે યોગ સિદ્ધ થાય, માટે યોગ એ શ્રેષ્ઠ મનાય;
જ્ઞાની દેહથી થાયે પરો, હરેક કાર્યથી થાય ન્યારો.
ખાતો પીતો ઉઠતો બેસતો, તે દેહથી થાયે પરો;
અનેક વસ્તુ મિથ્યા ગણાય, વિષય અનેક મિથ્યા કહેવાય.
આત્મા છે એક સ્થિતિવાન, અપરોક્ષ ને સ્વયં પ્રકાશમાન;
અજન્મા ને પરિચ્છેદ રહિત, એક રૂપ ને પરમ પુનીત.
વળી એ છે સદા સર્વદા ભિન્ન, એનાં પ્રેરેલાં વાણી મન;
કાર્ય કરે છે સર્વથા સેવાં, આત્માને કંઈ ન લેવા દેવા.
સંસારરૂપી વૃક્ષ મહા ગૂઢ, અવિવેકી રહ્યા એમાં મૂઢ;
કહે હું સરખો સંસારમાં નથી, અવિદ્યાએ વહી જાયે સર્વથી.
સંસાર રસ એ વિષય પાસ, ઉદ્ધવ કોઈ એક ઉગરે દાસ;
વિષય સંગતે જીવન જાય, જ્ઞાનરૂપ શસ્ત્રે વિષય છેદાય.
એ કારણથી મૂકવો એ* સહી, પર્મ ભક્તિ જે પુરુષે લહી;
ઉદ્ધવ સર્વત્ર મુજને જાણજે, એ પ્રશ્ન ઉત્તર હૃદે આણજે.
જેમ કનકે આભ્રણ સહુ થાય, ભાગ્યું કુંડળ કનક કહેવાય;
તેમ મજમાંથી સર્વ ઉત્પન્ન, મજ વિણ ન કંઇ સત્ય ગુણ.
સૌ પ્રાણીથી હું અળગો નથી, તેમ વિશ્વ વ ;
વળી સમસ્તને વિષે મુને જાણ, તું સમ ચિ
વસુ, ભૂ જળ આકાશ ને આત્મા, ...

સમસ્તે સાક્ષી થઈ રહ્યો, વિરલે જને કે
આકાશે જેમ વાયુ સમાય વાયુમાં નભ
તેમ મજમાં સર્વે વૈથી પર

* વિષય રસ.

આત્માના ગુણ મહા અભેદ, વર્ણવી થાકયા ચારે વેદ;
હવે કહું તુંને પરમ જ્ઞાન, સુણ સાધુ થઈ સાવધાન.
યોગ શ્રેષ્ઠ છે સર્વથા, એમાં સંકટ કે આવે આપદા;
પણ યોગને તજવો નહિ, એમાં શુદ્ધ જ્ઞાન છે સહી.
આવે રોગાદિક વિઘ્ન, તેનો ઉપાય કહે છે મધુસૂદન;
તાપ ટાઢ રોગ આવે, ચંદ્ર સૂર્ય ધારણા કરે જાયે.
વાયુ રોગ વાયુ ઉપાસને જાય, ગ્રહ સર્વ તપ મંત્રે પલાય;
કામ ક્રોધ મુજ ધ્યાનથી મટે, નામ કીર્તન જિહ્વાએ રટે.
દંભ માન યોગી સેવે મટે, એમ રોગ મટાડે યોગને ભેટે;
સિદ્ધિ સેવે તે તો મુરખ, યોગી નહીં ભવમાં કાલી રેખ.
સિદ્ધિઓનો અંતે નાશ, પરમાત્મા સેવન ન કરે નિરાશ;
યોગ સેવન છે સર્વોત્તમ, એમ બોલ્યા શ્રીપરબ્રહ્મ.
જે યોગી મજ શરણે આવે, તેને વિઘ્નો નવ સતાવે;
યોગી, નિસ્પૃહ ને સ્વરૂપસેવનાર, નિર્વિઘ્ને ઉતરે ભવ પાર.
મુને ઓળખે નિત્ય પુરુ આશ, તેનો મમ ચર્ણ કરાવું વાસ;
ચિત્ત વિત્ત મુને અર્પે જેહ, આપું દર્શન નહીં સંદેહ.

વલણ

નિશ્ચે દર્શન આપું તેને, તન મન ધન અરપાયરે;
શ્રોતા જન બોલો શ્રીહરિ, થયા અઠ્ઠાવીશ અધ્યાયરે.

ઇતિ શ્રીમદ્ભાગવતે એકાદશસ્કંધે અષ્ટાવિંશતિતમોઽધ્યાયઃ ॥ ૨૮ ॥

## અધ્યાય ૨૯ મો*

### કડવું ૩૦ મું—રાગ સારંગ

ઉદ્ધવ ઉવાચ:—

ઉદ્ધવ શ્રીકૃષ્ણ પ્રત્યે પૂછે છે, દુષ્ટાત્મા જીવ જેહ;
તે સ્વામી તમને કેમ પામે, કહો વિસ્તારી તેહ.
મન જેને વશ નવ હવું, તેને કઠીણ છે યોગ;
તેથી સરળ ઉપાય સૂચવો, જેથી સેહેજે પામે જોગ.
હે કમળનેત્રમય કરુણાસાગર, મનોનિગ્રહ છે કઠીણ;
મુંઝાયા મુનિઓ મોટ મોટા, મનથી થયા બહુ ખિન્ન.
આપ કેરા ચરણકમળમાં, ચિત્ત સર્વ રીતે હોય,
તો મુક્તિ પામે સેહેજમાં, એ વિચાર ઉત્તમ સૌ જોય.
ભક્ત હોય તમ તણા જે, તે માયાથી ન પીડાય;
અન્ય યોગાભિમાન છતે, મુક્ત કદી નવ થાય.
જે શરણે હવો, તેને તમો આધીન;
રામા સૌને, આપ હવા સ્વાધીન.
આપ હવા ત્યાં, કૃપા ન પારા
ઇાર.
તો દેવને,
ન;
બળિ ભક્તપર,
કારણ જન, ભજે
આ
પોતાના વસ્તારથી
સંક્ષેપમ

સ્વર્ગાદિક સુખ છે તુચ્છ સર્વે, એક સુખ તમારાં ચરણ;
સ્વર્ગ સુખ તો વિષય રૂપ છે, સુખ તો અશરણશરણ.
તમારા ચરણ પ્રતાપથી, સર્વ સિદ્ધિ પમાય;
તો અન્ય સાધન શું કરે, તેથી શી સિદ્ધિ થાય.
અંતર્યામી આપ છો, વળી આચાર્ય પણ આપ;
આપના ઉપકાર બહુ છે, આપ મળે ટળે સંતાપ.
તમારા ઉપકાર મોટા, બ્રહ્માથી બદલો ન વળાય;
આપની સેવા કરે થકી, આપના ચરણ પમાય.
એવાં ઉદ્ધવ વચન સુણીને, પ્રભુ બોલ્યા કરી સ્મિત મુખ;

શ્રીકૃષ્ણ ઉવાચઃ—

હે ઉદ્ધવ તું જાણજે, જગ સર્વમાં હું સુખરૂપ
મારું સ્મરણ કરતાં સર્વે, કર્મ મુજને સર્વ આરોપે;
તન મન ધન સર્વે મુજમાં, એકત્ર કરીને થાપે.
ભજના છે જે ધર્મ સર્વ, તેમાં એકતાર થાય;
ભજ સાધુસંત સંગાથે, રમે તો મુક્તિ પમાય.
ભજના ઉત્સવ પર્વણી, કરવા ધરી બહુ પ્રેમ;
સર્વ સ્થળે ભજને નિહાળી, રાખે મુજના બહુ નેમ.
ઘરમાં સ્થળમાં જળમાં સર્વત્ર, મુજને જે જન જાણે;
તે પંડિત પુરો જાણજે, સર્વ વ્યાપક મુજને પ્રમાણે.
બ્રાહ્મણ ચંડાળ ચોર શાહુ, પંડિત ને વળી મૂર્ખ,
શાંત ક્રૂર ને સૂર્ય અંધકારમાં, દેખે મને તે મહાપુર્ષ.
જે પુરુષ મને સર્વત્ર દેખે, તે નવ પામે ખેદ,
પંડિત જને મુજને સર્વત્ર જોવો, નવ ગણવો કંઈ ભેદ.
ચંડાળ ગંધર્વ સાંઢ અશ્વ, એ સર્વમાં મુજને જોઈ;
દંડવત્ પ્રણામ કરે પ્રેમે, તે જાણજે સાચો સાંઈ.*
એવો યોગ વ્યાપે ત્યાં તક, મુને સદા જે ઉપાસે;
એથી પ્રથમ થાયે ઈશ્વરતા, (પછી) બ્રહ્મ વિદ્યા પ્રાપ્ત થાશે.
બ્રહ્મ સ્વરૂપ પ્રાપ્ત થતાં, સર્વ ક્રિયાનો કરવો ત્યાગ,
મન તન વાણી સર્વનો ભજમાં, કરવો એકઠો રાગ.
સંસારમાં નવ કલેશ ભોગવે, પ્રભુ કહે ઉદ્ધવને વાત;
જેકો આત્મા મુજને આરોપે, તે પામે મુને સાક્ષાત.
સર્વ પ્રાણીમાં મારી ભાવના, કરે એ ઉત્તમ હોય;
નિષ્કામ કર્મ આચરવાથી, કદિ અજ્ઞાની ન હોય.
સમ ભાવના એ શ્રેષ્ઠ ધર્મ, એથી મુજને પામે,
ભય શોકાદિક સર્વ માયા, પળમાં અહિયાં વિરામે.
નાશવંત મિથ્યા મનુષ્યદેહ, ગણવો સેહેજે તુચ્છ;
સત્ય અવિનાશી ભજ રૂપને, જાણે જે કો સત્ય.
એજ બુદ્ધિવાનની બુદ્ધિ ચતુરતા, વિવેકીનો વિવેક;
બીજા બુદ્ધિવંત બાપડા, પડ્યા માળા ખાટે છેક.
આ બ્રહ્મવાદ છે અતિ મોટો, અનેક રીતે સુખ થાય;
આ જ્ઞાન છે અતિ મોટું, તુચ્છ પ્રાણીથી ન સમજાય.

સનાતન વેદના રહસ્ય રૂપ, આ ઉત્તમ છે જ્ઞાન;
મુજ ભક્ત જે જાણે જણાવે, તેને હું સ્વાધીન.
જે ભક્ત જન આ જ્ઞાનનો, પ્રતિ દિવસ કરે પાઠ;
તે ભક્ત સર્વથી શ્રેષ્ઠ હોય, જે જાણે મુજનો સ્વાદ.
જે ભક્ત આ જ્ઞાન સાંભળે, તે કર્મથી ન બંધાય;
મુજની ભક્તિને સેહેજે પામે, પાતિક દૂર પલાય.
હે ઉદ્ધવ પરબ્રહ્મસ્વરૂપનું, આ છે ઉત્તમ જ્ઞાન,
યથાર્થ રીતે તું સમજ્યો છે, એ જ્ઞાન સાચું માન.
આ જ્ઞાન યોગ, દંભી, નાસ્તિક, હોય નહિ કદી પાત્ર;
તેને કદી નવ કહેશો તમો, તે પાપી નવ તમ મિત્ર.
દોષ રહિત, બ્રાહ્મણનો સેવક, સાધુ, પવિત્ર જેનું મન;
આસ્તિક અને ભક્તિવાન શ્રી, એ યોગ છે એ જ્ઞાન.
હે ઉદ્ધવ તુજના મોહ શોક, ગયા હશે આ વાર;
તારા મનના સર્વ તાપ, સમ્યા હશે નિરધાર.
સર્વ કર્મનો હવે ત્યાગ કરી, આત્મનિવેદન જે કરે;
કલ્યાણ કરુ તે જનનું, જે મુજ ચરણે શીશ ધરે.
એવું સાંભળી ઉદ્ધવજી તે, હરિને ચરણે લાગ્યા;
શ્રીકૃષ્ણજી કેરી અતિ સ્તુતિ કરી, તાપ સઘળા ભાગ્યા.

ઉદ્ધવ ઉવાચઃ—

પછી ઉદ્ધવે એમ પ્રારથ્યું, મારું ચિત્ત તમ ચરણે રાખો;
રખે છાંડતા સ્વામી મુજને, પ્રેમ પ્રીત રીતિ દાખો.
મુજ મનનો સઘળો મોહ, મટ્યો છે આ પળમાં;
તમારા ચરણ મૂકી અન્ય જાગે, નવ ચિત્ત ચોટે કોઈ સ્થળમાં.
યાદવનો સ્નેહ પાશ હતો તે, આત્મ તત્ત્વ ખડ્ગે કીધો નાશ;
પણ આપના ચરણમાં ચિત્ત રહે, તે રીતિ કહો અવિનાશ.

શ્રીકૃષ્ણ ઉવાચઃ—

ઉદ્ધવને શ્રીકૃષ્ણે આશીષ દીધી, કહ્યું તું બદ્રિકાશ્રમ જાજે;
ગંગા નદી જ્યાં ગુપ્ત વહે છે, ત્યાં રહેજે ભજને કાજે.
ત્યાં રહીને જે મેં જ્ઞાન કહ્યું, તે ચિત્તમાં રાખજે વીર;
પછી શીઘ્ર મુજને પામશે, ચિત્ત રાખજે તું ધીર.
જે બ્રહ્મ પ્રાપ્તિ ઉપાય મેં કહ્યો, તેનો કરજે નિદિધ્યાસ;
વાણી ચિત્ત સર્વ આરોપી, પ્રીતિ રાખી ધરજે વિશ્વાસ.
આ કાર્ય કરવા થકી, ત્રિગુણાત્મક ગતિ સૌ જાશે;
ઉત્તમ ગતિ રૂપ મુજની પ્રાપ્તિ, સેહેજે તુંને થાશે.
તવ શ્રીકૃષ્ણને ચર્ણે લાગી, જળથી ચર્ણ પખાળ્યા;
મનમાંહી એમ જાણ્યું જે, તાપ જન્મના ટાળ્યા.
મુજને સાથે નથી તેડતા, હું ચરણારવિંદ કેમ પામું,
આજ તમો મને મૂકીને જાશો, ક્યારે હું સંસાર વામું.

શુક ઉવાચઃ—

પછી શ્રીહરિએ આપી પાદુકા, એ હૃદયે લઈ
ઘણું રુદન કરતા ઉદ્ધવ, બોલ્યા મુખથી નિશ્વાસ

ઉદ્ધવ ઉવાચઃ—

હે પરમેશ્વર, હે સચરાચર, હે
આપનો વિયોગ નવ સેહેવાશે

* સાધુ

જન્મ મરણના તાપ ટાળ્યા, પણ તમથી થાઉં દૂર;
આ અંગને તે બહુ સાલે, પ્રભુ છો કરુણા પૂર.
એમ ગદગદ કંઠે કરુણાળ સ્વરે, પ્રારથ્યા પ્રભુ એવ;
ચરણ ચુંબી ઉદ્ધવ ચાલ્યા, બદ્રિકાશ્રમ દેવ.
પ્રભુનું પ્રભાસ પ્રયાણ સાંભળી, કંઠ અતિ રુંધાય;
માર્ગમાં મૈત્રેય મુનિ મળ્યા, ત્યાં જ્ઞાન કથા કહેવાય*.
પછીબદ્રિકાશ્રમ ઉદ્ધવજીપધાર્યા,ત્યાં જઈ બહુ પ્રાણીમુકાવ્યાં;
પછી શરીરનો ત્યાગ કરીને, શ્રીકૃષ્ણને શરણે આવ્યા.
જે મહાપ્રભુને યોગેશ્વરો, રાત દિન સેવે નિરધાર;
તે પ્રભુએ ભક્તિ માર્ગનો, આ સંવાદ કહ્યો આ વાર.
તે સંવાદ જે જન સમજે, તે મુક્ત દશાને પામે:
તેના સંગમાં જે પરવરે, તે પ્રભુને જાયે ધામે.
વેદના સાર રૂપમાં, 'જ્ઞાન વિજ્ઞાન' રૂપ અમૃત એ જાણ;
જે કૃષ્ણ પ્રભુએ એ કાઢયું, તે પ્રભુને કરું પ્રણામ.

વલણ

તે પ્રભુને કરું પ્રણામ કોડ, હવો શ્રીકૃષ્ણોદ્ધવ સંવાદરે;
સુણતાં શ્રીકૃષ્ણનાં ચર્ણ, પામે વામે સા દુઃખના નાદરે.

ઇતિ શ્રીમદ્‌ભાગવતે એકાદશસ્કંધે એકોનત્રિંશત્તિતમોધ્યાયઃ ॥ ૨૯ ॥

## અધ્યાય ૩૦ મો

### કડવું ૩૨ મું–રાગ સામેરી

**પરીક્ષિત ઉવાચઃ—**

રાય પરીક્ષિતે શુકદેવજીને, પૂછીયું વળી જેહ;
ઉદ્ધવ બદ્રિકાશ્રમ ગયા મુને, વિસ્તારી કહો તેહ.
પછી શ્રીકૃષ્ણે દ્વારિકામાં, શું કર્યું તે કહો કરી મયા;
આરત મુજ મનમાં ઘણી તે, સંભળાવો કરીને દયા.
યાદવ કુળ કેમ નાશ પામ્યું, તે સાંભળવા ઇચ્છાય;
સૌ વિધિપૂર્વક કહો સ્વામિ, હું પ્રણમું તમ પાય.
જે સ્વરૂપ સૌંદર્ય નિરખતાં, સ્ત્રી નેત્ર નિમેષ ન દૂર થાય;
જે રૂપ કાનમાં ભણકે પેરે, રહે છે યૌવનમાં સદાય.
જે રૂપનું વર્ણન કવિ કોઇથી, નવ વરણી શકાય;
તે રૂપ કેમ સ્વધામમાં ગયું, તે કહો મને મુનિરાય.

**શુક ઉવાચઃ-**

શુક કહે ઉદ્ધવ ગયા પુઠે, ઉત્પાત દ્વારિકામાં થાય;
અપશુકન બહુ થવા લાગ્યાં, સાંભળજો કહું રાય.
સ્વર્ગમાં સૂર્ય કુંડાળાં થયાં, ભૂકંપ થયા વારંવાર;
દિશાઓમાં દાહ સળગ્યો, તવ બોલ્યા જુગદાધાર.
શ્રીકૃષ્ણે આજ્ઞા કરી, અહો યાદવ રખે દ્વારિકા રહો;
સ્ત્રી બાળ વૃદ્ધ સૌ શોક ન ધરશો, મનમાં ખેદ કંઇ ન લહો.

* આ સર્વ પ્રસંગ તૃતીય અધ્યાયમાં છે ત્યાં સંબંધ મેળવવો.

† આ ત્રીશમા અધ્યાયમાં પૂર્વે કહેલા મુશલ સંબંધી શાપના મિષથી પોતાના ધામમાં જવાને ઇચ્છતા શ્રીકૃષ્ણ ભગવાને પોતાના કુળનો સંહાર કરાવ્યો એ કથાપ્રસંગ છે

તમો સમસ્ત ચાલો પ્રભાસે, સરસ્વતી તટ છે જહાં;
નિત્ય સ્નાન ને તર્પણ કરજો, વેદને અનુસરી તહાં.
બ્રાહ્મણની ત્યાં સેવા કરજો, કરજો મહા પુણ્ય દાન;
તેણે કરી ઉદ્ધાર થાશે, એમ કહે શ્રીભગવાન.
સ્નાન લેપન અર્ઘાદિકથી, દેવ પૂજન કરીશું પ્રીત;
બ્રાહ્મણ પાસે સ્વસ્તિવાચન, કરાવીશું ત્યાં સુરીત.
ગૌ ભૂમિ સુવર્ણ વસ્ત્રનાં, કરીશું બહુ દાન;
હસ્તિ ઘોડા પાલખી આપીને, હોરીશું કલ્યાણ.
એ સર્વથી અસુખ આપણું, શીઘ્ર થાશે નાશ;
ઉત્તમ સ્થિતિ આપણી થાશે, બોલ્યા ધરી વિશ્વાસ.
તવ યાદવ સઘળા રથે બેસી, પ્રભાસે આવ્યા ચહી;
પ્રભુના કહેવા પ્રમાણે, વિધિ કરી ભાવે સહી.
પણ બુદ્ધિ ભ્રષ્ટ સર્વ યાદવે, વિચાર કીધો કંઈ નહિ;
મદિરાપાન તે કીધું તત્ક્ષણે, મદ ભર્યા ચાલ્યા વહિ.
પછી માંહોમાંહે યુદ્ધ લાગ્યું, પ્રહાર મુષ્ટિ થાય;
સંગ્રામ દારુણ તુર્ત પ્રગટયો, મહા વજ્ર મારે ઘાય.
મદિરાપાન થકી ક્રોધ વ્યાપ્યો, હાથમાં ધર્યાં શસ્ત્ર;
ધનુષ તરવાર ભાલા તોમાર, ગદા તણાં હાથે અસ્ત્ર.
ધ્વજ પતાકા હાથી ઘોડા, અન્યોન્ય સંગ ત્યાં બાઝયા;
મદવાળા સર્વે યાદવ સંગે, તેઓ લડવા લાગ્યા.
પ્રદ્યુમ્ન સામા સાંબ વળગ્યા, સાત્યકી ને અનિરુદ્ધ;
અક્રૂર કૃતવર્મા સંગ ક્રૂર થયા, ગદ તેજ* બાંધવ વિરુદ્ધ.
સુભદ્ર ને સંગ્રામજીત વળગ્યા, સુમિત્ર ને અસુરથ;
એમ પરસ્પર લડવા લાગ્યા, મત્સરે કીધો અનરથ.
મદિરા મદથી અંધ થયેલા, યાદવ કરે મારમાર;
એક બીજાને હણે ક્રોધે, કરે નહિ કોઈ વિચાર.
પિતા પુત્રને હણતાં ન વિચારે, સસરો જમાઇને મારે;
બાંધવ બાંધવ લડે ક્રોધે, કોઈ કોઈને ના ન પાડે.
વૃષ્ણિ અંધક ભોજ ને, સાત્વત, મધુ કકુદ ને કુંતિ;
એ કુળના યાદવો લડે, પરસ્પર ન જુએ ગતિ.
મામા ભાણેજ હણે હણાવે, સાળા બનેવી સંગ બાથ;
કાકા ભત્રિજા હણતા ના વિચારે, આવ્યા બાથોબાથ.
મિત્ર મિત્રને હણે સત્વરે, એમ બન્યા મતિ મૂઢ;
જ્ઞાતિમાં થયા સર્વ નિકંદન, કાઢી પ્રભુએ રૂઢ.
શસ્ત્ર હાથ લાગ્યાં નહીં તવ, ઉગી હતી ત્યાં પાન;
તે ઉખેડીને લડવા લાગ્યા, એ વિપ્ર શાપનું માન.
પાન તે વજ્રતણી થઈ છે, વજ્રની પેરે વાગે;
જેને પાનનો ઘા વાગ્યો, તે તુરત પ્રાણને ત્યાગે.
માંહોમાંહે યાદવ નાશ કીધા, શ્રીકૃષ્ણ દ્રષ્ટે જોય;
યાદવ કેરો અંત કીધો હવે, દોકટ આંસુ હરિ લોહ.
બળિભદ્ર સમુદ્રને તીરે બેસી, સ્મરણ શ્રીહરિનું કરે;
દેહ ત્યાગ કીધો બળીભદ્રે, પાતાળમાં પછી પરવરે.

* શ્રીકૃષ્ણના બે ભાઇઓ.

નાગનું સ્વરૂપ અંગીકૃત કર્યું, જોત જોતામાં તતખેવ;
પછી વિચાર કરતાં અશ્વત્થને થડે, બેઠા જઈને અવશ્યમેવ.
ભૂભાર ઉતાર્યો કાર્યે હવે, રહ્યું નથી તિલ માત્ર;
શ્રીમહાપ્રભુ એમ વિચારે, કરવું હવે કોણ માત્ર.
એમ વિચારતાં પીપળા વૃક્ષને, ઓથે બેઠા શ્રીભગવાન;
એ સમયનું સ્વરૂપ નિરખતાં, થાયે તૃષાણુ શાંતિવાન.
મંગળમય ચતુર્ભુજ સ્વરૂપ, શોભે તેજ આતકાર;
એ સ્વરૂપની શોભા જોતાં, ઉતરે જન ભવપાર.
દિશાઓનો સર્વ અંધકાર, દૂર થયો પ્રભુ તેજ અપાર;
મેઘવર્ણું સરખા તેજવાળા, રેશમી પટ પરિધાન.
સુવર્ણું સરખા તેજવાળા, રેશમી પટ પરિધાન;
મંદમંદ હાસ્યગમ્ય મુખારવિંદ, શ્યામકેશ શોભાનું શુંગાન.
નેત્ર કમળ પેરે સુંદર દિસે, મકરાકૃતિ કુંડળ કાને;
કટિમેખલા કિરીટ ઉપવીત, કડાં બાજુબંધ વીંટી ભીને વાને.
વનમાળાનું આભ્રણુ શોભે, ચો આયુધ છે ચોફેર;
જય જયકાર કરે મંગળમય, પ્રભુ નેત્ર થયાં છે ઘેર.*
પદ્માસન વાળી અશ્વત્થ થડનું, ઓઠીંગણુ લઈ શ્યામ;
પગપર પગ લઈ બેઠા તવ, એકવ્યાધ આવ્યો તે ઠામ.
મૃગ જાણીને દૂરથી વ્યાધે, શર મૂકયો નિરધાર;
પદ્મ ચળકે પ્રભુ ચરણુ તે, ભેદીયો તે વાર.
પારધીયે તાણીને માર્યું, મૃગને વરાંસે બાણુ;
પદ્મ કમળમાં જઈ ભેદ્યું, શ્રીકૃષ્ણે તજીઆ પ્રાણુ.
બ્રહ્મ શાપ જૂઠો ન થાયે, સાચો કર્યો અઘાપ;
શ્રીકૃષ્ણુજી પ્રેરક થઈને, કરતા પોતે આપ.
વ્યાધ પાસે ધસી આવ્યો, તવ દીઠા શ્રીમહારાજ;
વ્યાધ મનમાં અગ્નિ સળગી, મેં કુડું કીધું કાજ.
પ્રદક્ષિણા દઈ ચર્ણે લાગ્યો, ઉભો બેઉ કરજોડ;
સ્વામિ કુબુદ્ધિ મેં ઘણી કીધી, લાગી મોટી ખોડ.
મારો વધ હવે કરો સ્વામિ, પાપ યોનિથી મુકાઉં;

એટલામાં દારુક સમક્ષ, ગરુડ લઈ આવ્યો રથ;
પ્રભુ સંગે તે રથ ઉડ્યો, ગતિ પ્રભુની અતિ સમર્થ.
વૈમાન વૈકુંઠ ચલાવ્યું પછી, સારથિને પ્રભુ કહે;
દ્વારિકા જઈ સંહાર કહો, જે - સમાચાર તું લહે.
યાદવે યાદવ નિપાત કિધા, તે શુદ્ધ કહેજો સર્વ;
વસુદેવ દેવકીને કહેજો, વૈકુંઠ ગયા મહાપર્વ.
કહેજો વિતક વાત સઘળી, રહો શંખોદ્ધારે જઈ અને;
મારું પદ સૌ પામશો, જો સંસાર મુકી ભજશો મુને.
આ સર્વ મમ માયા રચના, હુતિ જાણે યોગી જન;
જ્ઞાનમાં એક નિષ્ઠ થજો સર્વ, વૃથા શોક તજજો શુદ્ધ મન.
પ્રભુને ચરણે નમી પછી, દારુક ગયો દ્વારિકા માંય;
એમ યાદવ કુળનો ક્ષય હવો, થયો ત્રીશમો અધ્યાય.

વલણ

ત્રીશ અધ્યાય હવા પૂરણુ, એકાદશ સ્કંધ કથાયરે;
કરજોડી વિપ્ર વલ્લભ ભણે, બોલો શ્રીવૈકુંઠ રાયરે.

ઇતિ શ્રીમદ્ભાગવતે એકાદશસ્કંધે ત્રિંશોધ્યાયઃ ॥ ૩૦ ॥

---

## અધ્યાય ૩૧ મો.*

### કડવું ૩૨ મું–રાગ મલ્હાર

ત્યાર પૂઠેરે, શ્રીકૃષ્ણુ બેઠા જહાં;
પછી બ્રહ્માદિકરે, સકલ મુનિ આવ્યા તહાં.
અનેક ઋષિશુંરે, પાતાળના જે નાગ છે,
મહાયોગીરે, સાધુ મહાભાગ છે.
ગાંધર્વ સર્વેરે, અપ્સરા ઉભી જહાં;
સહુ આવીરે, કૃષ્ણુચરિત્ર ગાયે તહાં.
અપ્સરા નાચતીરે, નાટારંભ થાય છે;
લીલા પ્રભુનીરે, અતિ આનંદે ગાય છે.
અનેક દેવ સ્તુતિ કરેરે, પુષ્પવૃષ્ટિ થાય છે;
એવે શ્રીકૃષ્ણુરે, સ્વધામે જાય છે.
બ્રહ્માદિ દેવોરે, વિભતિ દેત. તણી;

પૃથ્વીમાંથી રે, સત્ય ધર્મ ધીરજ ગયાં;
કીર્તિ ને લક્ષ્મી રે, પ્રભુ સંગે પરવર્યાં. ૧૨
લીલા કરે રે, વૈકુંઠ લોક અંગીકર્યાં;
કોઇએ નવ જાણ્યું રે, એવી રીતે પરવર્યાં. ૧૩
જેમ વિદ્યુત ગતિ રે, મનુષ્ય કો જાણે નહીં;
તેમ પ્રભુએરે, વૈકુંઠપ્રતિ ગમન કીધું સહી. ૧૪
બ્રહ્માદિક નવ લહેરે, દેવ ન જાણે વારતા;
શ્રીકૃષ્ણ જીવનરે, વૈકુંઠમાં પધારતા. ૧૫
દેવતા ભુલ્યા રે, બ્રહ્માને નવ દર્શન થયાં;
પાર્ષદને હવા રે, પ્રભુએ કીધી માયા. ૧૬
બ્રહ્મા ને રુદ્રરે, વિસ્મય થઇ પ્રભુ ખોળે;
રેએપરમાત્માપૂર્ણરે, નવઆવેએની તોલે. ૧૭
રે રાયજી રે, એની પેરે પ્રભુ રમ્યા;
તેને નવ વિકારરે, સૌના હૃદયે ગમ્યા. ૧૮
એ સદા નિર્વિકારીરે, આદિ અંત મધ્ય સત્ય;
એ પ્રભુ મોટા રે, એની નવ જાણે ગત્ય. ૧૯
કૃષ્ણાવતારે રે, સર્વત્ર પ્રભાવ હવો;
લીલા કીધી નુતનરે, એ અવતાર પૂર્ણ થયો. ૨૦
એ સર્વ શક્તિવાનરે, એમાં નવ ભિન્નતા;
એજ દેહેરે, યમસ્થાને જતા ધીરતા. ૨૧
બ્રહ્માસ્ત્રથીરે, રક્ષણ તુજનું એણે કર્યું;
સદાશિવને જીતીરે, તમનું ગર્વ સકળ હર્યું. ૨૨
પારધીનેરે, સ્વદેહે સ્વર્ગે મોકલ્યો;
એવાઅશરણશરણરે,પ્રભુનેભયછેકોતણો ? ૨૩
એ નવ અસમર્થરે, શરીર રાખવા મધ્ય;
એની લીલા રે, અદ્‌ભુત ને અવિગત. ૨૪
યાદવ વંશનુંરે, શરીર રાખવા ઇચ્છ્યું નહિં;
મનુષ્યશરીરનીરે, અવિચળતા મનેયથાનથહી. ૨૫
આત્મનિષ્ઠના કારણેરે,દેહ ત્યાગ કીધીજયા;
દિવ્યગતિપામ્યારે, એઆત્મનિષ્ઠમાટેથયા. ૨૬
સર્વે દેવ વૈકુંઠ ગયારે, કૃષ્ણ ચરિત્ર શુકજી કહે;
રાય પરીક્ષિતરે, હરિનું પદ હૃદયે લહે. ૨૭
પરીક્ષિત તારોરે, જન્મ સફળ કરી રાખિયો;
પછી દારુક સારથિરે, દ્વારકા આવી દાખિયો. ૨૮
ઉગ્રસેન વસુદેવનેરે, તેણે આવીને કહ્યું;
જે યાદવાસ્થળીરે, પ્રભાસે થયું તે લહ્યું. ૨૯
ઉ.દ્ધરકુટક હવુંરે, અને વૈકુંઠે પ્રભુ ગયા;
રુક્‌મિણ્યાદિ સુંદરીરે,સુણતાં પ્રભુ પાસે ગયાં.* ૩૦
વસુદેવ દેવકીરે, મૂર્છાગત તત્ક્ષણ થયાં;
રે પ્રભુ કૃષ્ણરે, બલભદ્ર ક્યાંરે ગયા. ૩૧
યાદવનારી પતિશબનેરે,લઈ અગ્નિભક્ષણકીધું;
એમ જાદવાસ્થળીરે, કરી એ કાર્ય કીધું. ૩૨
પછી અર્જુનરે, ઇંદ્રપ્રસ્થ ફરીને આવીયા;
પછી સમુદ્રેરે, મર્યાદા લોપી ત્યાં. ૩૩
એક મંદિરરે, પ્રભુનું રહ્યું તહાં;
બીજું સર્વ ડુબ્યુંરે, કો ન મળે દ્વારિકામાં. ૩૪
પછી કેટલી સ્ત્રીઓરે, બાળ વૃદ્ધ યાદવનાં;
પુત્રલઈ આવીરે, અનિરુદ્ધપુત્રવજ્રનાભ જ્યાં. ૩૫
વજ્રનાભ કુંવરરે, રાજ્યાસને બેસાડિયો;
સભા સૌ પ્રણમેરે, કૃષ્ણ પ્રપૌત્રને માનિયો. ૩૬
પાંચે પાંડવરે, દ્રૌપદી સહિત સ્વર્ગે ગયા;
સુખ પામ્યારે,અધ્યાય એકત્રીશ પૂર્ણ થયા. ૩૭
દ્રૌપદીસહિતસુખીથયારે,હરિજન કહેવાયરે;
કરજોડી કહે વલ્લભરે, પરહંસગતિ થાય રે. ૩૮
જે કોઈ કૃષ્ણનુંરે, મંગળ ચરિત્ર ગાશે જથા;
ભગવત્સ્વરૂપનીરે, પ્રાપ્તિ થાશે યથા. ૩૯

વલણ

યથા પ્રાપ્તિ ભગવત્સ્વરૂપની, થાયે પાપ સૌ જાયરે;
કરજોડી વિપ્ર વલ્લભ કહે, થયો એકત્રીશમો અધ્યાયરે.

ઇતિ શ્રીમદ્‌ભાગવતે એકાદશસ્કંધે એકત્રિંશોધ્યાયઃ ॥ ૩૧ ॥

* પ્રભુનું મરણ સુણ્યું એટલે જ પોતાનો પ્રાણ નીકળીને પ્રભુ પાસે ગયાં.

एकादशस्कंधः समाप्तः



વટપત્ર ઉપર બાલમુકુંદ શયન

ગુજરાતી પ્રેસ, ફોર્ટ મુંબઈ ૧

# શ્રીમદ્ભાગવત

## (કવિવલ્લભકૃત—પદબંધ)

### દ્વાદશ સ્કંધ

### અધ્યાય ૧ લો*

રાગ કેદારો

શ્રીશિવનંદનનું ધરું ધ્યાન, ગજવદન આપે બહુ જ્ઞાન;
શિવ બ્રહ્મા વિષ્ણુ જેને લહેરે.
મૂષકારૂઢ કર ફરસીધારી, ઉત્તમ ભક્ષ મોદિક આહારિ;
શુભકારી, જેને નિગમ કહેરે.

ચાલ

નિગમ નિધિ સુર વિધિ વખાણે, મહિમા યશ ગણુ રાય;
નારદ સરસ્વતી સહસ્ર અઠ્યાસી, મુનિવર જેને ગાય.
શુકલાંબર સિંદૂર સેવંતા, શુભ ચતુર્ભુજધારી;
પદ્મવદન પાવન શિવનંદન, ભક્ત જન સુખકારી.
ગિરિજા માતા શિવ સુખદાતા, ભ્રાતા કાર્તિક જેને;
સુધ બુધ નારી લક્ષ લાભ તન, પ્રથમે પ્રણમું તેને.
કમળભૂની કુંવરી કહાવે, કમળલોચની માત;
મુખ અંબુજ ચાર ભુજા શોભે, ત્રિભુવન યશ વિખ્યાત.
શ્વેત વપુ શ્વેતાંબર ધારિણી, વિઘ્ન નિવારિણી નામ;
વીણા કરમાં સ્ફટિકમાળા, આભૂષણ સુખ ધામ.
કમળાસન ને હંસવાહન, સકળ અંગ શણગાર;
અમૃત પાન કરે આનંદે, વદે વેદ વિધિવત સાર.
વાગ્વાદિની આદિ સરસ્વતી, સહાય થજો સુત જાણી;
અજ્ઞાન વિદ્યા અઘ હરી મુને, આપો અવિચળ વાણી.
નિગમ પુરાણ ને સર્વ સાહિત્યનું, અધ્યયન નથી લગાર;
હું પામર પ્રાણી રંકને જાણીને, દયા કરો મા સાર.
અનેક ભક્ત આવ્યા તુજ શરણે, તેમની પુરી આશ;
મમ માયા પાશનો ત્રાસ નીવારી, રસનાએ કરજો વાસ.
ભવ ભય ભંજની દુઃખ ગંજની, મન રંજની તું કહાવે;
સકળ શાસ્ત્ર સંવાદ તું, સ્વાદ સાહિત્ય ઉપજાવે.
કલ્યાણી કરુણા કર મુજને, આશ ઘણી છે તારી;
દ્વાદશસ્કંધ કથા શ્રીભાગવત, ભાષાપ્રાકૃત વિસ્તારી.
અધ્યાય તેર કથારસ પાવન, નિર્મળ વ્યાસની વાણી;
નિમિષારણ્ય વિષે શૌનકને, કહે છે સુત પુરાણી.

શ્રીકૃષ્ણ પ્રભુ સ્વધામ પધાર્યા, યાદવને લઈ સાથે;
અવનિ કેરો ભાર ઉતાર્યો, અધર્મ નીવાર્યો નાથે.
પછે શ્રીશુકની પવિત્ર પૂજા, કીધી પરીક્ષિત રાય;
વિનય વચન બોલ્યો મુખે રાજા, પ્રણમી શુકના પાય.

**શ્રીપરીક્ષિત ઉવાચઃ—**

સ્વામિજી સાંભળવા ઈચ્છું, ભવિષ્ય થાશે જેહ;
કુણ કુણ રાજા પૃથ્વી ઉપર, ભોગવશે રાજ નેહ.
એવાં વચન સુણી રાયનાં, ને બોલ્યા વ્યાસ કુમાર;

**શ્રીશુક ઉવાચઃ—**

હવડાં રાજ કરે હસ્તીનાપુર, તે સોમવંશી ક્ષત્રી કુમાર.
છેલે પુરંજય* રાયને મારી, પ્રધાન† લેશે રાજ ગેહ‡;
પછી પોતાના પુત્ર પ્રદ્યોતને, રાજ્યાસને બેસાડશે એહ.
તેનો પાલક નામે પુત્ર થશે, તેનો વીસાખયૂપ;
તેનો રાજક, તેનો નંદિવર્દ્ધન, એ જાણો પ્રદ્યોતન§ ભૂપ.
પછી શિશુનાગનો કુંવર, તેનું નામ કાકવર્ણ કહેવાશે;
તેનો ક્ષેમધર્મા, તેનો ક્ષેત્રજ્ઞ, તેનો વિધિસાર થાશે.
તેનો અજાતશત્રુ, તેનો દર્ભક, તેનો અજય કુમાર;
તેનો નંદિવર્દ્ધન, તેનો મહાનંદી, દશમો શિશુનાગ‖ સાર.
મહાનંદીનો નંદ પુત્ર, અવનિ જીતશે મુળથી;
મહાપદ્મ ધનનો ધણી થાશે, ક્ષત્રી સંહારશે શુરથી.
એ રાજાથી ઘણું કરી, અધર્મી રાય અવતરશે;
બીજા પરશુરામ સરખો, મહાપરાક્રમી કહેવાશે.
તે શૂદ્રપતિ નંદરાજા તેને, સુમાલ્યાદિ અષ્ટ પુત્ર સાર;
શત વર્ષ પર્યંત ભોગવશે તે, રાજ્યતણો અધિકાર.
ચાણાક્ય¶ નામનો બ્રાહ્મણ કોઈ, ઉખેડશે તે રાજ્ય;
પછી ચંદ્રગુપ્તને રાજ્ય દેશે, તેની કીર્તિ જગેજગ ફેલાય.
તેનો વારિસાર, તેનો અશોકવર્દ્ધન, તેનો સુયશા, તેનો સંગત;
તેનો શાલિશુક, તેનો સોમશર્મા, તેનો શતધન્વા તેનો બૃહદ્રથ.$

* આ પહેલા અધ્યાયમાં કલિયુગના પ્રભાવને લીધે વર્ણસંકરાદિકથી મલિન થયેલા, મગધ દેશના રાજા જરાસંધના વંશનો કથાપ્રસંગ કહ્યો છે.

* એનું બીજું નામ રિપુંજય હતું. † સુનક નામે મંત્રી હતો. ‡ રાજઘર. § એ પાંચ રાજા એકસો આડત્રીશ વર્ષ સુધી રાજ્ય કરશે. (શ્રીશુક ભવિષ્ય કહે છે, તેથી અત્રે અમે પણ શ્રીમદ્ભાગવતમાંથી ભવિષ્ય રૂપેજ કહીએ છીએ.) ‖ એ દશ રાજા ત્રણસો ને સાઠ વર્ષ પર્યંત રાજ્ય કરશે. ¶ એ ચાણક્ય તે મુદ્રારાક્ષસ નાટકનો નાયક; ચંદ્રગુપ્તને ગાદી પતિ કરનાર. $ એ મૌર્ય નામે કહેવાતા દશ રાજા એકસો ને સાડત્રીશ વર્ષ સુધી પૃથ્વી ભોગવશે. અત્રે કવિએ શ્રીમદ્ભાગવતમાં પણ એ મૌર્ય વંશના રાજા દશ લખ્યા છે, પણ ગણતામાં નવ થાય છે, માટે વિષ્ણુપુરાણમાં કહ્યા પ્રમાણે દશરથને તેમાં ઉમેરિયે તો બરાબર ૧૦ થશે.

પુષ્પમિત્ર પ્રધાન રાયને મારીને, લેશે રાજ્યાસન;
ઘણું યશ પરાક્રમ તે કરશે, અવનીમાં ઉત્પન્ન.
પુત્ર અગ્નિમિત્ર થયો, તેનો સુજ્યેષ્ઠ તેનો વસુમિત્ર;
તેનો ભદ્રક તેનો તુલિંદ, તેનો ઘોષ, તેનો વજ્રમિત્ર.
તેનો ભાગવત, તેનો દેવભૂતિ, એ જાણો 'શુંગ'* વંશ તમે સાર;
કીર્તિ રાયની અતિ ફેલાણી, વર્ણન કર્યું મેં વિસ્તાર.
શુંગ વંશનો છેલ્લો રાજા, દેવભૂતિ નિરધાર;
પરસ્ત્રી લંપટ અતિ હતો, બુદ્ધિહીન નિસ્સાર.
તેને વસુદેવ નામે મંત્રી હતો, જાતિમાં કણ્વ જન્મેલ;
એ અધર્મી રાયને મારીને, રાજ્ય કરવા ઇચ્છેલ.
વસુદેવનો ભૂમિત્ર પુત્ર હશે, તેનો નારાયણ નામે સુત;
તેનો સુશર્મા નામે પુત્ર થશે, જાણો કણ્વ વંશ† પુનીત.
કણ્વ વંશના છેલ્લા રાયને, બળિ‡ નામે શૂદ્ર હણશે;
બળી પછી કૃષ્ણ રાય§ થશે, તેનો શ્રીશાંતકર્ણ જાણ.
તેનો પૌર્ણમાસ, તેનો લંબોદર, તેનો વિકળ પ્રમાણ;
તેનો મેઘસ્વાતિ તેનો અટમાન, તેનો અનિષ્ટકર્મા॥ કુમાર.
તેનો તલક, તેનો પુરીષભીરુ, તેનો સુનંદન, તેનો ચકોર;
તેના વંશમાં નવમો રાજા, શિવસ્વાતિ થાશે.
તેનો ગોમતિ, તેનો પુરીમાન, તેનો ભેદશિરા કહેવાશે;
તેનો શિવસ્કંદ, તેનો યજ્ઞશ્રી, તેનો વિજય કહેવાય.
તેનો ચંદ્રવિજ્ઞ, તેનો સલોમધિ, એ જાણો આંધ્ર જાતિ¶ થાય;
પછી અવભૂતિ નામે નગરીમાં, સાત, આભીર રાજા થાશે.
પછી 'ગર્દભિ' નામે દશ રાજા, અતિ પરાક્રમી કહેવાશે;
વળી 'કંક' જાતિના સોળ રાજા, જેની છે બુદ્ધિ વિશેક.
પછી અષ્ટ મ્લેચ્છ રાય થાશે, તે કરશે રાજ્ય અવિવેક;
તેઓ ધર્મ માર્ગને ભાંજશે, નિર્દય થશે નિરધાર.
પછી ચૌદ તુરુષ્ક જાતના રાજા, અતિ પરાક્રમી સાર;
તે પછી ચાંસેઠ ગુરુંડ૬ જાતના, રાય થશે મહા વીર.
પણ વિષયમાં અતિ લંપટ હતા, મન નહિ તેમનું સ્થિર;
તેથી રાજપાટ ખોઇ દેશે, ધિક્કારશે સર્વ શરીર.
એકાદશ રાય મૌન વંશિ થશે, તું સુણ અભિમન્યુ કુમાર;
મૌન રાય ત્રણ શત વર્ષ સુધી, કરશે રાજ્યાધિકાર.
તે ઉપરાંત ભૂતનંદ રાજા, કિલકિલા નગરીમાં થશે સાર;
ભૂતનંદ પછી વંગિરિ, તેના થાશે ભ્રાત શિશુનંદિ.
તે પછી યશોનંદિ રાજા, તે પછી પ્રવીરક× મહા આનંદિ;
ભૂતનંદાદિકના બાહ્લિક નામે, તેર પુત્ર રાજ્ય કરશે.

* શુંગ નામથી ઓળખાતા દશ રાજાઓ ૧૧૨ વર્ષ સુધી પૃથ્વી ભોગવશે. † એ કણ્વ વંશના ચાર રાજાઓ કળિયુગમાં ત્રણસો ને પીસ્તાલીશ વર્ષ સુધી પૃથ્વીને ભોગવશે. ‡ એ બળિ આંધ્ર જાતિનો હતો. § એ બળીનો ભાઈ થાય. ॥ એનું બીજું નામ હાલેય હતું. ¶ બળથી સલોમધિ સુધીના ત્રીશ રાજાઓ ૪૫૬ વર્ષ સુધી પૃથ્વી ભોગવશે. ૬ એ ગુરુંડ વંશના રાજા તેઓ ૧૦૬૯ વર્ષ રાજ્ય ભોગવશે. × પ્રવીરક સુધીના રાજા ૧૦૬ વર્ષ સુધી રાજ્ય કરશે.

પછી પુષ્પમિત્ર નામે એક રાજા, પૃથ્વી ઉપર અવતરશે;
તેનો દુર્મિત્ર નામે પુત્ર રાજ્ય કરશે, કીર્તિવંત કહેવાશે.
એ બાહ્લિકવંશમાં,* જૂદા જૂદા રાજપતિ થાશે;
તે પૃથ્વી ભોગવશે થોડી, પણ અધિકારી કહેવાશે.
એ રાજપતિ રાજાથી, પ્રજા મહા દુઃખણી થાશે;
વળી પુરંજય† રાય હતો તે, ધર્મ માર્ગ આચરતો.
ગૌ બ્રાહ્મણની સેવા કરીને, સંતનું રક્ષણ કરતો;
તે બ્રાહ્મણને અવનિ આપતો, બીજાં દાન અનેક.
ઘણા દેશ ભોગવતો રાજા, કીર્તિ થઈ છે વિવેક;
વળી કળિયુગ મધ્યે પુરંજય,‡ મ્લેચ્છ હશે રાજન.
તે પાપિષ્ઠ અન્યાય અધ કરશે, મર્મ રહિત જે મન;
તે પ્રજા સર્વને પીડા કરશે, કળિયુગમાં નિરધાર.
કાળનાં કૌતિક થાશે નવ નવાં, વર્ણોના ભ્રષ્ટાચાર;
કળિયુગમાં અનેક પ્રજા થશે, તે ખંડ ખંડના ભોગી.
બળિયા હશે તે રાજ્ય કરશે, રાજા થશે દુઃખી રોગી;
પછી ઘેર ઘેર અધિકારી થશે, કો કોને નહીં માને.
ધર્મથકી સર્વ ભ્રષ્ટ થાશે, ધન્ય તેનો અવતાર,
કળિયુગમાં જે જન ચેતશે, ધન્ય તેનો અવતાર.
અન્ય સકળ જન શ્વાન પશુવત, ભૂમિ ચડાવે ભાર;
શ્રીરામ નામ ઉચ્ચારતાં પ્રાણી, સ્વર્ગ સદન સુખ પામે;
થોડે દિવસે મળે માધવ, ભય સંકટ સૌ વામે.

વલણ

ભવ દુઃખ ભાગે હરિ નામ લેતાં, દ્વાદશસ્કંધ કથાયરે;
કરજોડી વિપ્ર વલ્લભ કહે, થયો પ્રથમ પૂર્ણ અધ્યાયરે.

ઇતિ શ્રીમદ્‌ભાગવતે દ્વાદશસ્કંધે પ્રથમોઽધ્યાયઃ ॥૧॥

## અધ્યાય ૨ જો

### કડવું ૨ જું–રાગ સામગ્રી

શુકજી બોલે સાંભળ રાયજી, દ્વાદશસ્કંધની એક કથાયજી;
એક ચિત્તે સુણે નરનારીજી, તે સુખે પામે ચર્ણ મોરારીજી. ૧

* બાહ્લિકોમાંથીજ સાત આંધ્રદેશના રાજા, સાત કોસલ દેશના રાજા, વૈદૂર દેશના રાજા અને નિષધ દેશના રાજા થશે. એઓ તે તે દેશના નામ ઉપરથી પ્રખ્યાત થયેલા રાજાઓ એક સમયમાં જ નોખ-નોખા ખંડપતિ થઈને રાજ્ય કરશે. મગધ વંશીઓમાંનો વિશ્વસ્ફૂર્જિ નામનો રાજા થશે તે 'પુરંજય' એવા નામથી પ્રખ્યાત થશે. † આ સત્યુગનો પુરંજય ધર્મી હતો. ‡ પુરંજય રાજા બ્રાહ્મણાદિ વર્ણોને વટલાવીને પુલિંદ, યદુ અને મદ્રક નામના દેશોને મ્લેચ્છપ્રાય કરી દેશે. એ પરાક્રમી પુરંજય ક્ષત્રિયોનો નાશ કરી પદ્માવતી નામની પુરીમાં રહેતાં હરિદ્વારથી તે પ્રયાગ સુધી ઘણા રક્ષણવાળી પૃથ્વીને ભોગવશે. પછી સોરઠ, માળવા, આભીર, શૂદ્ર, અર્બુદ અને માળવા નામના દેશોમાં રહેનારા બ્રાહ્મણો ઉપનયન સંસ્કારથી રહિત થશે. સિંધુ નદીનો કાંઠો, ચંદ્રભાગા, કૌંતી અને કાશ્મીર દેશને શૂદ્રો, મ્લેચ્છો અને વેદના આચાર વગરના વટલેલા બ્રાહ્મણો ભોગવશે. § આ બીજા અધ્યાયમાં કળિ-યુગના દોષ બહુ જ વધતાં અંતે કલ્કિ અવતાર ધરી શ્રીપ્રભુ અધર્મિષ્ઠ લોકોનો નાશ કરશે તથા પાછો સત્યયુગ આવશે એ કથાપ્રસંગ કહ્યો છે.

સાખી

મુરારી કરુણા કરે, ભક્તની પૂરે આશ;
જેને સદા શ્રીહરિ નામનો, સાચો હૃદય વિશ્વાસ. ૨
જ્યારે સંપૂર્ણ કળિયુગ આવશે, તવ ધર્મપાદ જે ચાર;
તે ભાંગી પડશે ભૂ વિષે, સૌ લોપાશે નિરધાર. ૩
જે ચાર પગ છે ધર્મના, તેનાં કહું અભિધાન;
પ્રથમ સત્ય દ્વિતીય ક્ષમા, ત્રીજો દયા ચોથો જ્ઞાન. ૪
એ ચાર પગ ભાંગશે સહી, પ્રભુ ધર્મના જે વાર;
તેણે સમે સંસારમાં, થાશે તે એકાકાર. ૫
વર્ણાવર્ણ સૌ ભ્રષ્ટ થાશે, મલિન સર્વ લોક;
સંસારને વિષે સુખે રાચશે, પામવા અંતે શોક. ૬
જે પ્રાણી ઘેર ધન હશે તે, કહેવાશે કુલીન;
નિર્ધન જો કુળવાન હશે તો, કો માને નહિ તે દિન. ૭
બ્રાહ્મણ સંન્યાસી સાધૂના, લોપ થશે સૌ ધર્મ;
શાસ્ત્ર માર્ગ કો નહિ પાળે, પાખંડે રાચે મર્મ. ૮
નહિ માને કો પંડિત જનને, સાધુને પીડા હોય;
દયા દાન ને ધર્મ ધ્યાન જન, આચરે નહિ કોય. ૯
કુટુંબ સાથે વિરોધ કરશે, શ્વસુરપક્ષસુ સ્નેહ;
દ્રવ્ય અન્ન સંપત્તિ ઘટશે, કળિયુગ લક્ષણ એહ. ૧૦
ઉંચના આચરણ પાળશે સઘળા, નીચ હશે જે વર્ણ;
ઉત્તમ વર્ણ સૌ નીચ થઈને, અધ આચરશે અર્ણ ૧૧
પાખંડ ધર્મને માનશે, વેગળાં તીર્થ અનંત;
યાત્રા જઈને વિષયા રમશે, દુભશે સાધૂ સંત. ૧૨
જેને મસ્તક કેશ લાંબા, શોભાવાન તે સાર;
તે વિશેષ સ્વરૂપવાન નરનારી, કહેવાશે નિરધાર. ૧૩
એકલો જે ઉદર ભરે તે, સ્વારથી જન હોય;
સ્વકુટુંબનેજ પોષશે, તે ચતુર બળિયો કોય. ૧૪
કીર્તિ વદશે યજમાનની તે, પામશે દ્વિજ બહુ દાન;
રાત્રિ દિવસ સેવા કરે તેને, મળે અન્ન ને પકવાન. ૧૫
પ્રજા સઘળી દુષ્ટ થાશે, તેવા પૃથ્વી રાય;
બળાત્કારે રૂપવતી બહુ, હરશે નૃપ કન્યાય. ૧૬
કો કોને માનશે નહીં, અવળો થાશે આચાર;
રાજા બહુ લોભી થશે, પ્રજા પ્રત્યે તે નિરધાર. ૧૭
સર્વસ્વ લેશે પ્રજાનું નૃપ, તોય તૃપ્ત ન થાય;
વિણ અપરાધે દંડ દેશે, પીડાશે રંકની કાય. ૧૮
રાજાના ભય ત્રાસથકી, પ્રજા જાશે વન મોઝાર;
કંદ મૂળ ખડ ધાન્ય ફળ જળ, નિત્ય કરશે આહાર. ૧૯
અનાવૃષ્ટિ દુર્ભિક્ષ થાશે, શીત વાયુ વાશે અપાર;
શીત વાત અન્ન તૃષ્ણાથી થશે, પ્રજાનો સંહાર. ૨૦
વર્ષે વીશ અથવા ત્રીશનાંને, વૃદ્ધ કહેશે સર્વ;
અલ્પ આયુષ અલ્પ વિદ્યાયે, ઘણો ધરશે ગર્વ. ૨૧
પેટભરા ને રાંડિયા, વિશ્વાસ ઘાતીક મહા દુષ્ટ;
દેવતાને તજી મલિનને, આરાધે મહા પાપિષ્ટ. ૨૨
કો વેદમાર્ગને નહીં જાણે, ચાલશે અધર્મ પાખંડ;
કૌતક એવાં ઉદય થાશે જે, નવ સુણ્યાં બ્રહ્માંડ. ૨૩
અસત્ય જન બહુ બોલશે, તસ્કરતણો નહીં પાર;
થશે પ્રજા જેવી કનિષ્ઠ સુરભિ, રાય માનજો નિરધાર. ૨૪
શાલ ગોધૂમ અન્ન ઉત્તમ, પાકશે નહીં સંસાર;
ખડ ધાન્ય અવનિપર ઉદય થાશે, તે કરશે સૌ આહાર. ૨૫
આમ્રઆદિ વૃક્ષ જશે સૌ, ઉત્તમ જેનાં ફળ ફૂલ;
કવચિત વસ્તુ જે હશે તેનું, બેસશે બહુ મૂલ. ૨૬
વ્યભિચારિણી નારીયો થાશે, પતિને ન માને નાર;
અપવિત્રપણે રહેશે સદા, ભમતી હીંડે ઘરબાર. ૨૭
અનેક ચરિત્રો સ્ત્રીઓ કરશે, સ્વામિ સાથ વિરોધ;
રાત્રિ દિવસ બડબડે ઘણું, સ્ત્રી હૃદય ધરશે ક્રોધ. ૨૮
સ્વામિ પહેલાં ભોજન કરીને, શયન કરશે નાર;
નિજ કંથને ઉવેખશે ઘણું, વહાલા લાગશે જાર. ૨૯
પતિવ્રતા ધર્મ નહીં પાળે સ્ત્રી, જાશે પરનર સંગ;
કો કોને માને નહીં, થશે આપ આપણે રંગ. ૩૦
સબળા નિર્બળ મળી બસે, વદતા રાજ્ય દ્વારે જાય;
નિર્ધનને ઉવેખશે, ધનવંત પામશે ન્યાય. ૩૧
મોટા સાધુ થઇ જન બેસશે, મુખ ગાશે વિરહ કીર્તન;
પર નારીને મોહ પમાડશે, તે સાથે કરશે લગ્ન. ૩૨
નિજ હૃદયથી વિસારશે, સાક્ષાત હરિનું નામ;
સાધુ હરિજન થઇ બેસશે, તેપણ આચરશે વિપરીત કામ. ૩૩
વૈરાગી અન્યાય આચરશે, સંત યોગીનો દુષ્ટ વેપાર;
સેવા કરીને ગર્ભ ધરશે, નવ વરસની નાર. ૩૪
તિલક છાપા અંગ તુલસી, મુખે હરિકીર્તન;
હૃદયમાં પરસ્ત્રી રમે, ઘણું મોહ પામશે સંત મન. ૩૫
હરિ ભક્તિ પર ચિત્ત નહીં, મુખે મિથ્યા હરિગુણ ગાય;
યોગી વૈરાગી હરિ જશે, ગૃહસ્થનાં ધન કન્યાય. ૩૬
સાધુજી કહીને આવશે મઠે, પ્રણામ કરતી નાર;
બાવાજી તે નારને વાહી, આચરશે વ્યભિચાર. ૩૭
એવો ઘોર કળિયુગ આવશે, તવ જશે સઘળો ધર્મ;
અન્યાય પાપ પ્રજા આચરશે, સંસાર કુત્સિત કર્મ. ૩૮
તે સમે ધર્મ રાખવા અર્થે, અવતાર ધરશે નાથ;
અધર્મીને મારવા, લેશે શસ્ત્ર આયુધ હાથ. ૩૯
શંભલ નામક્ષેત્ર શુભ, શોભાતણો નહીં પાર;
બ્રાહ્મણ વિષ્ણુયશાને ઘેર, કલ્કી ધરશે અવતાર. ૪૦
આકાશથી તેણે સમે, અશ્વ ઉતરશે અનુપમ એક;
તે વાજીયે ચડશે ગોવિંદજી, સ્વરૂપ વર્ણ અનેક. ૪૧
કરમાં ખડ્ગ લેશે પ્રભુ, કરશે મ્લેચ્છનો સંહાર;
ફરી ધર્મ અવનિ ઉદય થાશે, વિશ્વમાં જયજયકાર. ૪૨
નિજ કુટુંબ સાથે અનેક રાજા, નમશે પ્રભુને પાય;
તેમને કૃપા કરશે શ્રીનાથજી, આનંદ અંગ ન માય. ૪૩
શશિ સૂર્ય બૃહસ્પતિ તપે, જ્યાં લગી કળિયુગ એહ;
ગૃહ એકી રાશી આવશે, ત્યારે જશે સ્થાનક એહ. ૪૪

સપ્ત ઋષિમધ્યનક્ષત્રને ભોગવે, ત્યાં લગી કળયુગ હોય;
અમરનાં વર્ષ દ્વાદશ લગી, સત્ય માનજો સૌ કોય. ૪૫
શ્રીપ્રભુ પોતે પધારશે, વૈકુંઠમાં ભગવાન;
ત્યારે તીર્થ સહુ પૃથ્વીપરથી જશે,તું રાય સાચું માન. ૪૬
પછી સત્યયુગ* આવશે, ધર્મનો ધારક જેહ;
પ્રજા સર્વને સુખ થાશે, પરસ્પર વાધશે સ્નેહ. ૪૭
ધર્મ સઘળે ચાલશે, ચારે પગે નિરધાર;
તેણે સમે ત્રિભુવન વિષે, થાશે તે જય જયકાર. ૪૮
ધર્મ વૃદ્ધિ બહુ પામશે, આનંદ ઉત્સવ સાર;
ધર્મ માર્ગો સઘળા ચાલશે, ઉતરશે ભૂભાર. ૪૯
નૃપ ચંદ્રવંશી† સૂર્યવંશી,† બેઉ રાય કહીયે જેહ;
કલાપગ્રામ ગંગા વિષે રહી, તપ કરે છે એહ. ૫૦
તે થકી પુન: વંશ વૃદ્ધિ પામશે, રાજ્યતણો વિસ્તાર;
ચાર યુગ છે અનુક્રમે તે, આવશે નિરધાર. ૫૧
તે તે રાજાનાં શરીર છૂટાં, ભસ્મ ભૂપર થયાં;
તેની કથા રહી છે હવે, તમે સાંભળી પરીક્ષિતરાય. ૫૨
તે બળી ભસ્મ થયા સહુ, તેમાં નહીં સંદેહ;
શરીર તેનાં છુટાં છે પણ, કથા રહી છે એહ. ૫૩

વલણ

કથા તેની જાય ચાલી, સંસારમાં ક્ષિતિ રહી;
કરજોડી વલ્લભ કહે, અધ્યાય દ્વિતીય થયો સહી. ૫૪

ઇતિ શ્રીમદ્‌ભાગવતે દ્વાદશસ્કંધે દ્વિતીયોઽધ્યાયઃ ॥ ૨ ॥

## અધ્યાય ૩ જો‡

### કડવું ૩ જું-રાગ ધનાશ્રી-દેશી ફેર

ગર્ભયોગી કહે સાંભળ રાજા, કથા કહું વિસ્તારીજી;
જે સાંભળતાં સર્વ સુખ પામે, કૃપા કરે મોરારીજી.
પૃથ્વી ઉપર અનેક ભૂપતિ, થઈ ગયા ને થાશેજી;
રાજા રાણા છત્રપતિ જન, કાળ સર્વને ખાશેજી.
આ પૃથ્વી રાજાને દેખી, હસે સર્વથા મનજી;
"જે મુજપર બેસીને રાજા, બોલે ગર્વ વચનજી.
અતિ અહંકાર ધરે મન મધ્યે, જાણે હું સરખો ન કોયજી;
અભિલાખ અતિ અંતર રાખે જે, અવનિ મારી હોયજી.
મેં રાજાને હણી લીધી છે, ભૂ પરાક્રમ બાગ કરીજી;
ભ્રાતતાત હણ્યાએ અર્થે, સઘળે આણ મારી ફરીજી.
પૃથુ, પુરૂરવા, ગાધિ, નહુષ, ભરત અને અર્જુનજી;
માંધાતા, સગર, રામ અને, ખટ્વાંગ રાજાનજી.
ધુંધુમાર, રઘુ, તૃણબિંદુ, શર્યાતિ ને યયાતિજી;
શંતનુ, ગય અને ભગીરથ, કુવલયાશ્વ મહામતિજી.
કકુત્સ્થ, નળ, નૃગ, હિરણ્યકશિપુ,વૃત્રાસુર રાવણરાક્ષસજી;
નમુચિ, શંબર, નરકાસુર, તારકાસુર, હિરણ્યાક્ષજી.
વળી અન્ય મહર્ષિ રાજાઓ, મમતા કરતા ગમ અર્થેજી;
તથાપિ હું ન થઈ તેની, મરી ગયા લડી મુજ અર્થેજી*."
ભ્રાત ભ્રાત હણે સુત તાતને, એ અવનીને કાજેજી;
પણ એ અવની થઈ નથી કોની, લખ્યા લેખ મહારાજેજી.
એ દૃષ્ટાંત જોઈને પરીક્ષિત, મિથ્યા જાણજે માયાજી;
સંસારનું સુખ સર્વે ખોટું, કાળે મેલવી કાયાજી.
કાળ શીંચાણો શિર છે સૌને, ભ્રમણ કરે છે દહાડીજી;
અવસાને બેશી અંતરમાં, પ્રાણને લેશે કાઢીજી.
તે માટે દેહ સાધન કરવું, સંસારમાં નિરધારજી;
આત્મજ્ઞાનદીપક પ્રકટ કરી, ભજવા વિશ્વાધારજી.
તવ રાય પરીક્ષિત, વ્યાસપુત્રને, પૂછે પ્રશ્ન શિર નામીજી;

**પરીક્ષિત ઉવાચઃ—**

વિષ્ણુ સમર્પણ કરતાં કળિયુગ, દોષ ન બાધે સ્વામીજી.
તે ભક્તિ કહો મુજને ગુરુજી, યુગના જે વળી ધર્મજી;
કળિયુગ આદે સકળ ધર્મ, પ્રભુ વિસ્તારી કહો પર્મજી.
વળી કાળ ધર્મ કહો ઋષિનાયક, તવ બોલ્યા શ્રીશુકદેવજી;

**શુક ઉવાચઃ—**

સત, ત્રેતા દ્વાપરની, પ્રજા ઘણી અવશ્યમેવજી.
કૃતયુગ મધ્યે† ચ્યારે ચર્ણે, ધર્મ ચલાવ્યો રાયજી;
ત્રેતા‡ મધ્યે ત્રણ પગે, ધર્મ ખંડિત થયો એક પાયજી.

* ચંદ્રમા સૂર્ય અને બૃહસ્પતિ એ ત્રણ ગ્રહો જ્યારે સાથેજ પુષ્ય નક્ષત્રમાં પ્રવેશ કરશે ત્યારે સત્યયુગની પ્રવૃત્તિ થશે. આકાશમાં સપ્તર્ષિઓનો ઉદય થાય છે, ત્યારે તેઓમાં પ્રથમ ઉગેલા બે તારાઓના મધ્યમાં દક્ષિણ દિશામાં સમ પ્રદેશમાં રહેલું જે નક્ષત્ર જોવામાં આવે છે તે નક્ષત્રથી જોડાઇને આશરે મનુષ્યોનાં સો વર્ષ સુધી એ સપ્તર્ષિઓ રહે છે. એ સપ્તર્ષિઓ તમારા (પરીક્ષિતના) જન્મના વખતમાં મઘા નક્ષત્રમાં હતાં અને હમણાં પણ એજ નક્ષત્ર ભોગવે છે. ભગવાન સ્વર્ગે ગયા પછી કળિયુગનો પ્રવેશ થયો છે. જ્યારથી સપ્તર્ષિઓ મઘા નક્ષત્રને ભોગવવા લાગ્યા છે, ત્યારથી દેવતાઓનાં ૧૨૦૦ વર્ષનો કળિયુગ પ્રવર્ત્યો છે. એ સપ્તર્ષિઓ હમણાંના મઘા નક્ષત્રને છોડી પૂર્વાષાઢાને પહોંચશે ત્યારથી કળિયુગ વધવા માંડશે, ને નંદરાજાના રાજ્યથી બહુજ વધશે પછી ઉપર કહેલા કાળ વીતિ ગયા પછી પાછો સત્યયુગ આવશે.

† ચંદ્રવંશી શંતનુનો ભાઇ દેવાપિ રાજા અને ઇક્ષ્વાકુના વંશમાં ઉત્પન્ન થયેલો સૂર્યવંશી મરુ રાજા કળિયુગને અંતે પૃથ્વી ઉપર પુનઃ વર્ણાશ્રમ ધર્મ ચલાવશે. ‡ આ ત્રીજા અધ્યાયમાં પૃથ્વીના વચનોથી રાજ્યના દૂષણાદિકનું વર્ણન કરી ઘણા દોષવાળા કળિયુગમાં દોષ ટાળનારા ભગવાન છે, એ કથાપ્રસંગ છે.

* આ કથા મેં તમારી પાસે કહી, તે વૈરાગ્યનું નિરૂપણ કરવા માટે કહી છે માટે એ કથા વાણીના વિલાસરૂપ છે, પરમાર્થરૂપ નથી. † સત્યયુગમાં ઘણા ખરા લોકો સંતોષી, દયાળુ, સર્વે પ્રાણીઓના મિત્ર સરખા, શાંત, જિતેન્દ્રિય, દુઃખાદિકને સહન કરનારા, સમદૃષ્ટિવાળા ને આત્માભ્યાસમાં પરિશ્રમ કરનારા હતા.

‡ ત્રેતા યુગમાં મિથ્યા ભાષણ, હિંસા, અસંતોષ અને કજીઓ એ ચાર અધર્મના પાયાને લીધે ધર્મનો ચોથો ભાગ ક્ષીણ થાય છે. ત્રેતામાં ઘણા ખરા લોકો ક્રિયા તથા તપમાં એક નિષ્ઠા રાખનારા, ઘણી હિંસા નહીં કરનારા, વિષયોમાં અલંપટ, ધર્મ, અર્થ તથા કામ સુખમાં પ્રવીણ અને બ્રાહ્મણો સર્વોત્તમ ગણાય એવા હોય છે.

દ્વાપર* યુગમાં ધર્મ પ્રવર્ત્યો, યુગમાં પગથી ભૂપજી;
કળિયુગ મધ્યે એક ચર્ણ છે, ખંડિત ત્રણ્ય અરૂપજી.
ધર્મ માર્ગ કશો નહીં ચાલે, એમ વદે ધર્મ વચનજી;
લોક અતીશે લોભી થાશે, પ્રજા દુઃખી દર્શનજી.
દયા દાન ને સ્નાન સેવા, હરિને કોઈ નવ જાણેજી;
મોહ માયા અહંકારે ભર્યા, ગર્વ ક્રોધ મન આણેજી.
રાજસ-તામસ ગુણને આશ્રયી, પ્રજાને દુઃખ દેશેજી,
રાય અતિ તૃષ્ણાના ભરીયા, પ્રજાનું સર્વસ્વ લેશેજી.
બ્રાહ્મણ ધર્મ નહીં આચરશે, સંન્યાસી નવ સત્કર્મજી;
પતિવ્રતા ધર્મ ન પાળે નારી, થઈ નિર્લજ્જ તજે શર્મજી.
વેપારી ઘણું અસત્ય બોલશે, વણિક ઓછું તોળેજી;
નિર્ધન પતિને સ્ત્રી તજી જશે, સબળા સ્વામિને ખોળેજી.
ઉત્તમ સ્ત્રી તે શૂદ્રને જાશે, દુષ્ટ કર્મ આચરશેજી,
શૂદ્ર દૈત્યની સંગતિ કરશે, દુઃખે દુર્ભર ભરશેજી.
ઠાકુરને સેવક મુકિ જાશે, પુરુષ સ્ત્રી કુટુંબ તજશેજી;
ઉત્તમ નારી નિજ કંથ તજીને, વ્યભિચારીને ભજશેજી.
સાળા શ્વસુર માંહે રહેશે, શૂદ્ર કહે તે બ્રાહ્મણ પાળેજી,
દુકાળ થાયે દુર્ભિક્ષ થાયે, મેહ ન વરસે કાળેજી.
અભક્ષાભક્ષ કરશે પ્રાણી, વસ્ત્ર પુરાં નહીં પામેજી,
પિશાચ જેવા મહા પાપી થશે, પ્રજા સર્વ નર નામેજી.
એક કોડી માટે કુટુંબ સર્વે, અન્યોઅન્ય લડી મરશેજી;
માત પિતા સંતાનને તજશે, સંતાન તેમને તજશેજી.
પુરુષ સ્ત્રી તજી મેલશે કો, ધર્મ વાત નહીં જાણેજી;
વિષયે વૈરાગી યોગી થાશે, વિષય સાર્થક પ્રમાણેજી.
મહાપુરુષ થઇ પોતે બેસશે, દેવ દેવસ્થળ છાંડીજી,
વેદ માર્ગથી અળગા રહેશે, પાખંડ ધર્મો માંડીજી.
અહંકાર એવો ધરશે જે, અમ સરખા નહીં કોયજી,
બ્રાહ્મણ સાધુની સેવા કરશે, મહાઋષિ પોતે હોયજી.
શ્રીવિષ્ણુ મુખેથી પ્રગટ્યા, બ્રાહ્મણનો અવતારજી;
તે કુળને સભામાંહી બેસીને, દુષ્ટ કરશે તિરસ્કારજી.
બ્રહ્મદ્રોહિ જે પ્રાણી હોય તે, કહિયે મુક્તિ ન પામેજી,
શ્રીનારાયણથી વિમુખ થઈને, યમપુર માંહે વિરામેજી.
પરમેશ્વરની કથા કીર્તન, ધર્મ વિષે નહીં મનજી;
પાખંડ ચરિત્ર સર્વ માનશે, એ કળિયુગનાં દર્શનજી.
(પણ) જે પ્રાણી મર્ણ સમે અવસાને, લેશે હરિનું નામજી;
ટળશે દોષ સર્વથા તેના, કરે કૃપા શ્રીરામજી.
સુતાં બેસતાં હરતાં ફરતાં, જમતાં હરિને ભજશેજી;
નાહાતાં જાતાં કારજ કરતાં, વિષ્ણુ નામે અઘ તજશેજી.

* દ્વાપરમાં અસંતોષ, હિંસા, મિથ્યા ભાષણ, દ્વેષ, એ ચાર અધર્મના પાયાને લીધે, તપ, દયા, સત્ય, અને દાન એ ચાર ધર્મ પાદમાંથી અર્ધો ધર્મનો પાદ ક્ષીણ થાય છે. તે વખતમાં ઘણા લોકો યશસ્વી, મોટા ગૃહસ્થ, વેદ ભણવામાં પ્રીતિવાન, ધનવાન, કુટુંબી, આનંદવાળા અને જેમાં ક્ષત્રિયો અને બ્રાહ્મણો ઉત્તમ ગણાય એવા છે.

એણે પ્રકારે સદા નિરંતર, જે ભજશે અવિનાશજી;
તેને કૃપા કરશે જગજીવન, મનની પૂરે આશજી.
આયુષ વૃદ્ધિ પામે તેનું, સહસ થકી અતિ સારજી;
પરમેશ્વરને હૃદય ચિંતવતાં, સકળ ધર્મ નિરધારજી.
સર્વ ધર્મનાં ફળ પામે પ્રાણી, તેમાં નહીં સંદેહજી;
નિર્ગુણ સગુણ આદિ અવિનાશી, સકળ રૂપ હરિ એહજી.
આ કળિયુગ દ્રવ્ય રૂપી સમુદ્ર છે, સત્ય માનજો પ્રાણીજી;
તે મધ્યે નારાયણ નામનું, રત્ન અમૂલિત જાણીજી.
હરિનામ* જ્ઞાન માર્ગથી ગૃહીને, નિજ હૃદયામાં રાખોજી;
હરિ રસપાન સુધારસ સાગર, મંદિર બેઠાં ચાખોજી.
વિષ્ણુ કૃપાથી અનેક ઉદ્ધર્યા, પ્રાણી પામર હુતા જેહજી;
ભક્તિ થકી હરિ મુક્તિ ફળ આપે, તેમાં નહીં સંદેહજી.

વલણ

સંદેહ તેમાં છે નહીં, તું સાંભળ પરીક્ષિત રાયરે;
દ્વાદશસ્કંધ શ્રીહરિકથાનો, હવો તૃતીય અધ્યાયરે.
ઇતિ શ્રીમદ્ભાગવતે દ્વાદશસ્કંધે તૃતીયોઽધ્યાયઃ ॥ ૩ ॥

## અધ્યાય ૪ થો†

### કડવું ૪ થું-રાગ સામેરી

સુત કહે કથા વિસ્તારી, તે શ્રવણે ધરે ઋષિ સુખકારી;
શુકજી કહે સાંભળ રાય, જે સાધન મુક્તિની કથાય.

ચાલ

મુક્તિ સાધન કથા કહું, જે સાંભળતાં અઘ જાયરે;
પૃચ્છક પાઠક સંત શ્રોતા, સર્વે પાવન થાયરે.
કળિયુગના દોષ કેમ ટળે, કયો ધર્મ પાળવો કળિમાંયરે;
એના ઉત્તર મેં પૂર્વે કહ્યા, વર્ણન સહિત હે રાયરે.
પરમાણુથી બે પરાર્ધ સુધી, કાળ યુગનાજ પ્રમાણુરે;
તૃતીયસ્કંધ વિષે કહ્યા છે, તમે તે મનમાં જાણુરે.
કળિયુગની ઉત્પત્તિ કહી, ઋષિ કલ્પાંતનું કહું માનરે;
ચાર સહસ્રયુગે બ્રહ્મા કેરો, એક દિવસ છે નિર્માણરે.
સ્વર્ગ મૃત્યુ પાતાળ સૃષ્ટિ, સકળ રચના જેહરે:
કેટલે કાળે સર્વ ભાગી, પામશે પ્રલય તેહરે.
હવે કલ્પ લયનું પ્રમાણ કહું, તે સાંભળો રાજન્રે;
ચાર હજાર યુગનો એકદિવસ,‡બ્રહ્માનો માનોઅભિમન્યુતનરે.

* સત્યયુગમાં ભગવાનનું ધ્યાન કરવાથી, ત્રેતાયુગમાં યજ્ઞવડે પૂજન કરવાથી અને દ્વાપરયુગમાં સેવન કરવાથી જે ફળ થાય છે, તે ફળ કળિયુગમાં ભગવાનનું કીર્તન કરવાથી થાય છે.

† આ ચોથા અધ્યાયમાં નૈમિત્તિક, પ્રાકૃતિક, આત્યંતિક અને નિત્ય એવા ચાર પ્રકારના પ્રલય કહ્યા પછી ભગવાનની કીર્તિવડે સંસારમાંથી નિસ્તાર થાય છે એ કથાપ્રસંગ કહ્યો છે

‡ એ સબંધમાં મૂળ ભાગવતમાં આ પ્રમાણે સ્પષ્ટીકરણ કીધું છે-બ્રહ્માના એક દિવસમાં ચૌદ મનુ થાય છે. એ બ્રહ્માનો દિવસ કલ્પ કહેવાય છે. એ કલ્પને અંતે તે જ પ્રમાણે બ્રહ્માની રાત્રિ થાય છે. એ પ્રલયમાં આ ત્રણ લોકનો લય થાય છે. આ પ્રલયનું નામ નૈમિત્તિક

જ્યારે એવતાર કલ્પાંત હશે સહી, સૃષ્ટિ સકળ સંહારરે;
તે કહું પરીક્ષિત સાંભળો તમને, કથાનો વિસ્તારરે.
બ્રહ્માના એ પ્રહર મધ્યે, કલ્પાંત હોય સૌ નાશરે;
અકળ અજ ને સદાશિવ થશે, એક રૂપે જ્યોતિ પ્રકાશરે.
શત વર્ષ પર્યંત તપશે સવિતા, કરી કીર્ણ અનંતરે;
તેણે કરીને સર્વ સૃષ્ટિનો, આણશે એ અંતરે.
ત્યારે સાત સમુદ્રનાં જળ શોષે, રવિ જાજ્વલ્યમાનરે;
તીવ્ર અગ્નિ પ્રગટ થાશે, જ્યાં પૃથ્વીનું મધ્ય સ્થાનરે.
વળી શેષ નાગના મુખ થકી, તવ પ્રકટશે અગ્નિ જ્વાળરે;
સર્વત્ર સૃષ્ટિ ભસ્મ થઇને, થાશે પ્રલય આકારરે.
વાયુને યોગે બ્રહ્માંડ સૌને, બાળે અગ્નિ તેવારરે;
ત્રૈલોક્ય રચના સર્વને, તે તો દહે નિરધારરે.
પછી શત વર્ષ પર્યંત પ્રગટી, વાયુ સામટા વાયરે;
પંચાશમાં એક ન્યૂન મારુત, સર્વ એકઠા થાયરે.
તે વાયુ પ્રહારે ભસ્મ સર્વે, સદ્ય ઉડી જાયરે;
તેણે સમે લય થઈ જશે, સૌ સૃષ્ટિતણી રચનાયરે.
પછી એકસો વર્ષ સુધી વૃષ્ટિ, અખંડ મુશળ ધારરે;
તે વૃષ્ટિથી ચૌદમે બ્રહ્માંડ, ઉદક વ્યાપશે તેણીવારરે.
એકવીશ બ્રહ્માંડ પર્યંત, સ્થાપે જળ ભરપૂરરે;
ગગને જળ વ્યાપી રહે, અતિ વેગશું બળ શૂરરે.
તે સર્વ જળ એકઠું થઇ, પૃથ્વીને પમાડે ત્રાસરે;
ક્ષિતિસકળ સ્થિતિ જળમાં રહે, એક ઉગરે અવિનાશરે.
પંચ તત્વ લય પામશે સહી, સર્વથા તેણે ઠામરે;
પૃથ્વી અપ તેજ વાયુ આકાશ, એ પંચભૂતનાં નામરે.
તે સકળ લય પામે સહી, વળી અવર તત્વો જેહરે;
હવે વર્ણન સત્વાદિ ગુણનું કહું, સાંભળતાં ટળે સંદેહરે.
સત્વાદિ ગુણને ગળી જશે, પ્રેરેલી કાળની માયાયરે;
પણ એ માયા તણો લય નથી, એ જાણજો મનમાંયરે.
વળી કાળના અવયવોથી તેમાં, ન પમાડાય વિકારરે;
તેમ આદ્યંત માયાનો નથી, એ માન બુદ્ધિવંત સારરે.
સ્પષ્ટ દર્શન થતું નથી તેમ, એક રૂપે રહે સદાયરે;
અણુ પણ ઓછી થતી નથી, તે સર્વ સામાન્ય કેહેવાયરે.
એ માયામાં વાણી, મનાદિ, સત્વ, તમ, રજ જાણરે;
મહત્તત્વાદિક, પ્રાણ, બુદ્ધિ, ઇંદ્રિયો દેવતા પ્રમાણરે.
જગ્તની રચના આદિ અવર, નથી રહેતું કંઈ બહારરે;
ન રહે માયામાં સ્વપ્નાદિ અવસ્થા, એમ માને છે ધીમંતસારરે.

વળી આકાશ, જળ, પૃથ્વી, વાયુ, સૂર્ય, અગ્નિ રહંતરે;
હવે કહું આત્યંતિક પ્રલય, જેનાં સાધન મોક્ષ પર્યંતરે.
બ્રહ્મજ્ઞાનવડે મોક્ષ સમજવો, સર્વ પ્રપંચતણો નાશ રૂપરે;
કદિ આત્મા પેરે સત્ય હોય પ્રપંચ તો, નવ સંભવે તેનો બાધ ભૂપરે.
માટે પ્રપંચ નવ જૂદો જાણવો, જ્ઞાનરૂપ બ્રહ્મથી નિરધારરે;
દૃષ્ટાંતે તમને કહું તે, સુણજો તમે રાય આવારરે.
ઘટાકાશ પરિછિન્ન છતાં, અને મહાકાશ અપરિછિન્ન છેરે;
તો પણ તે બન્ને મધ્યે નવ ભેદ કલ્પવો, એ પુરાણ વાક્ય પ્રસિદ્ધ છેરે.
તેમ જીવ પરિછિન્ન જાણો છો તમે, વળી અપરિછિન્ન બ્રહ્મ મનાયરે;
તથાપિ નહિ ભેદ તેમાં, એમ જ્ઞાતાનો સિદ્ધાંત થાયરે.
ઉપાધિ વડે થએલો ભેદ, નવ બાધ કરે સ્વરૂપ એકતારરે;
તેથી જે જન ભેદ માને સ્વરૂપમાં, મૂર્ખ જાણો તે નિરધારરે.
તેમ બ્રહ્મથી ઉત્પત્ય જેની છે, એવા નર વીરલા કોઇરે;
જે વિચાર થકી સ્વઉપાધિનો, અહંકાર તોડે વિજ્ઞાનથી દ્યાંઇરે.
ત્યારે જીવ સ્વસ્વરૂપ ભૂત, જાણે છે તદાકારરે;
એ પ્રમાણે આત્યંતિક*પ્રલય જાણો, વિસ્તારથી વર્ણવ્યો સારરે.
જળ સર્વને ભેદે સહી, તેમાં નહીં સંદેહરે;
પણ જળને કો ભેદે નહિ, એ માનજો નિઃસંદેહરે.
તવ પરમેશ્વરનું સ્વરૂપ સઘળે, વ્યાપક કહીયે રામરે;
તેને હૃદય કમળમાં ચિંતવાને, કીજે કોટી પ્રણામરે.
શ્રીકૃષ્ણજીનું સ્વરૂપ નિરખીને, મૃત્યુ સમયે કરીયે ધ્યાનરે;
તે બ્રહ્મમાંહે લય પામે સહી, તેને કૃપા કરે ભગવાનરે.
નિજ ભક્ત જાણી નાથજી, કરુણા કરે મહારાજરે;
આશ પૂરે દાસની સૌ, ભાંગે દુઃખની દાજરે.
નિરાકાર નિરંજન હરિ વળી, સહસ્ર શીર્ષા રૂપરે;
તે રૂપને આરાધતાં, કરે કૃપા વૈકુંઠ ભૂપરે.

વલણ

કૃપા કરે કમલાપતિ, અભિમન્યુ તન સાંભળ સહી;
ચોથો અધ્યાય થયો પુરો, દ્વાદશ સ્કંધ કથા કહી.

ઇતિ શ્રીમદ્ભાગવતે દ્વાદશસ્કંધે ચતુર્થોધ્યાયઃ ॥ ૪ ॥

## અધ્યાય ૫ મો†

### કડવું ૫ મું—રાગ ગોડી

શુકજી કહે સાંભળીયે રાય, હરિ કથાનો કહું મહિમાય;
સહસ્રશીર્ષા કહીયે નામ, સકળ ઘટ વ્યાપી અભિરામ.

પ્રલય છે. કારણ કે પ્રલયમાં નારાયણ ત્રણ લોકને પોતામાં લઈ શેષનાગ પર શયન કરે છે; અને બ્રહ્મા તે નારાયણ પર સૂવે છે, તો એવી રીતે બ્રહ્માની નિદ્રાના કારણથી એ પ્રલય થાય છે. પ્રાકૃતિક પ્રલય વિષે આમ સમજવું છે—બ્રહ્માના આયુષ્યનાં બન્ને પરાર્ધ પૂરાં થઈ રહે ત્યારે મહત્તત્વ, અહંકાર અને પાંચ તન્માત્રાદિ રૂપ સાતે પ્રકૃતિઓ લય પામે છે, માટે આ પ્રલયનું 'પ્રાકૃતિક પ્રલય' એવું નામ કહેલું છે.

* નિત્ય પ્રલય-બ્રહ્માદિક સર્વ પદાર્થોની ઉત્પત્તિ અને પ્રલય ક્ષણે ક્ષણે થયા કરે છે તેને કહે છે. દેહાદિકને પણ વૃદ્ધત્વાદિક દેખાવા ઉપરથી તેઓની ક્ષણે ક્ષણે બદલાતી અવસ્થાઓ કલ્પવામાં આવે છે. † આ પાંચમા અધ્યાયમાં સંક્ષેપથી પરબ્રહ્મનો ઉપદેશ કરીને પરીક્ષિત રાજાને તક્ષક કરડવાથી, થયેલા મૃત્યુની બીકનું નિવારણ કરવાની કથા કહી છે.

જેનાથકી બ્રહ્મા અવતાર, શ્રીશંકર દેવાદિ પ્રભુસાર;
તેહ કથા મેં તુજને કહી, જે સર્વ સૃષ્ટિ ઉપજાવી સહી.
વ્યાસપુત્રનાં વંદી પાય, પરીક્ષિત પૂછે છે મહિમાય;
સ્વામિ મર્ણદશા આવે જે વાર, ત્યારે શું કરીયે નિરધાર.
કયે આસને બેસીયે સહી, ધ્યાન હરિનું કરીયે કેમ રહી;
કેમ ધરણીધરનું ધરીયે ધ્યાન, જેથી કૃપા કરે શ્રીભગવાન.
તવ વ્યાસ નંદન કહે યથા, ઉત્તરા પુત્ર સાંભળજે કથા;
મરવું જીવવું જે નિરધાર, મિથ્યા મોહ માયા સંસાર.
મર્ણ જીવન ગતિ પામે જંત, સાંભળ નૃપ તેનું વૃત્તાંત;
દૃષ્ટાંતની પૂર્વક છે જેહ, તું સમજી મન લેજે એહ.
જેમ સ્વપ્ને પામે રાજ્યાસન, મિથ્યા ગૃહે દારા સુતધન;
સ્વપ્ને છેદાયું દીસે શીશ, વપુ પડે થઈ કડકા વીશ.
જેમ સ્વપ્નમાં છેદાય કાય, જાગ્યા પછી સૌ મિથ્યા થાય;
તેમ નિશ્ચે એ મર્ણનો કાળ, સત્ય સત્ય માનજે મહિપાળ.
એ મર્ણ દશા તેવી જાણીયે, નિદ્રા સ્વપ્નવત્ ન આણીયે;
વળી દૃષ્ટાંત એક સાંભળ રાય, પાત્ર મધ્યે જેમ દીપક થાય.
તેલ હોય ત્યાં સુધી બળે, પછી દીપક જ્યોતિ પામે વલે;*
સૂત્ર તેલને યોગે સહી, અખંડ જ્યોતિ પ્રજ્વળે રહી.
તેમ માયાકારી છે દેહ, શરીર ગુણ ઉપજે છે એહ;
કાયા માયા વ્યાપક અંગ, અવસાને તે પામે ભંગ.
હવે ગંગાસ્નાન કરી રાજન, દર્ભાસન બેસો રાજ ઋષિજન;
યોગયુક્ત ધરો હરિનું ધ્યાન, સર્વત્ર નીરખો શ્રીભગવાન.
એ વિષયો સર્વે દેહના ટાળશે, અકર્મ પાપ સઘળાં બાળશે;
નિજ શરીરમાં જોજો હરિ, શ્રીવિષ્ણુ આવશે કરુણા કરી.
પ્રણામ કરજો જોડી હાથ, મુક્તિ આપશે વૈકુંઠનાથ;
તારે છે ઋષિવરનો શાપ, જે વન માંહે પામ્યો સંતાપ.
સર્પનો દંશ બોલ્યો છે જેહ, (પણ) તુજને દુઃખ દેશે ન દેહ;
તું પરમેશ્વરનો છે દાસ, માટે કૃપા કરશે અવિનાશ.
તેં હરિ ભક્તિ કરી છે જેહ, તો પ્રભુ ચરણે ચિત્ત રાખી રેહ;
હરિ ભજને કાયા શુદ્ધ થઈ, સર્પસ્પર્શ તેથી જણાશે નહી.
વળી જે તુજ મન ઇચ્છા થાય, તે પ્રશ્ન પૂછજે પરીક્ષિતરાય,
તે હું તુજને માંડી કહું, જેજે વ્યાસ કૃપાથી મેં લહ્યું.
સચરાચર વ્યાપક હરિ જેહ, રખે વિસારો મનથી તેહ;
પૂર્ણ બ્રહ્મ સ્વામિ અવિનાશ, અવસાને આવી પૂરશે આશ.

વલણ

આશ પૂરશે અંતરગતની, નિજ ભક્તને કરુણા કરી;
પંચ અધ્યાય થયા પૂરણ, કથા દ્વાદશ સ્કંધ વિસ્તરી.

ઇતિ શ્રીમદ્‌ભાગવતે દ્વાદશસ્કંધે પંચમોઽધ્યાયઃ ॥ ૫ ॥

---

* વલે એટલે નાશને પામે.

## અધ્યાય ૬ ઠ્ઠો*

### કડવું ૬ ઠ્ઠું–રાગ વેરાગી

ગર્ભયોગી એમ વાણી બોલે, સાંભળો પરીક્ષિતરાય;
મેં તમને માંડી સંભળાવ્યો, માધવનો મહીમાય. ૧
આત્મા સાધન જ્ઞાન કથાથી, જન પામે ઉદ્ધાર;
નિર્મળ મન નારાયણ થર્ણું, જે રાખે નર નાર. ૨
એ મારગનો અનુભવ કરતાં, તરશે ત્રિભુવન પ્રાણી;
સત્ય સત્ય શ્રીશુકજી બોલે, વેદ વદે છે વાણી. ૩
આજ સાતમો દિવસ થયો, સંપૂર્ણ કથા વિસ્તારી;
સ્નાન દાન શુભ આસન બેસી, ભાવે ભજો મોરારી. ૪

**સૂત ઉવાચ–**

તવ રાય પરીક્ષિત ઉઠ્યા આસનથી, શુકજીના પ્રણમી પાય;
કર જોડીને ઘણી સ્તુતિ કીધી, વ્યાસ પુત્રની ત્યાંય. ૫

**પરીક્ષિત ઉવાચઃ–**

સકળ જ્ઞાન દાતા છો શુકજી, ભવદુઃખ તારણ સ્વામી;
તૃપ્ત થયો હું કથા શ્રવણથી, તમ વચને સુખ પામી. ૬
પૂર્ણ બ્રહ્મ પુરુષોત્તમ શ્રીહરિ, વૈકુંઠનો જે ભૂપ;
સર્વત્ર હું દેખું છું તેને, જળ સ્થળ વિષ્ણુમય રૂપ. ૭
સંસાર રૂપી માયા વિષયની, તૃષ્ણા ભાંગી મારી;
અમૃત વાણી તમારી સુણતાં, પામ્યો પદ ગિરિધારી. ૮
સ્વામિ તમો મુને કૃપા કરી, ભાગવત સંહિતા સંભળાવી;
આજ સાતમો દિવસ થયો, શ્રીહરિ હૃદયે વસ્યા આવી. ૯
હવે મુને આજ્ઞા દો સ્વામિ, એકનિષ્ઠ કરું મુજ મન;
અંતઃકરણમાં યોગ ધ્યાને, નીરખું જગજીવન. ૧૦
મન મારુ નારાયણ થર્ણું, આરોપું નિરધાર;
વાણીએ વિશ્વંભરને સ્તવું, હૃદય કમળ મોઝાર. ૧૧

**સૂત ઉવાચઃ–**

એવું કહીને શ્રીશુકદેવની, પૂજા બહુ વિધ કીધી;
શ્રીવ્યાસનંદને વેદ ઋચાએ, આશિષ અપરિમિત દીધી. ૧૨
પૂજન કરીને પરીક્ષિત ઉઠ્યા, વળી ઉઠ્યા શ્રીશુકદેવ;
સભા વિસર્જન થઈ છે, તેણે સમે તતખેવ. ૧૩
ત્યારે રાય પરીક્ષિતે દેહીના, ભોગ વિસાર્યા સર્વ;
ગંગામાં સ્નાન કરી તટે બેસી, કુશાસન કરી તજ્યો ગર્વ. ૧૪
પૂર્વાભિમુખે બેસી પરીક્ષિત નૃપે, ધર્યું હરિનું ધ્યાન;
અતઃકરણમાં જ્ઞાન દૃષ્ટિએ, નિરખ્યા શ્રીભગવાન. ૧૫
તેણે સમે તક્ષક નિકળ્યો, સ્વરૂપ પુરુષનું ધારી;
ધન્વંતરી વૈદ્ય મળ્યા તે વેળા, જાતાં માર્ગ મોઝારી. ૧૬
વિષ પરિહાર વિષવારણ, ઔષધિ કરમાં સાહી;
નૃપ પરીક્ષિતનું અરીષ્ટ જાણી, શીઘ્રે આવે છે ધાઈ. ૧૭

---

* આ છઠ્ઠા અધ્યાયમાં પરીક્ષિતનો મોક્ષ, તેના પુત્રે કરેલ સર્પ હોમાદિક કર્મ અને વેદશાસ્ત્રના વિભાગના પ્રકરણમાં ત્રણ વેદનો વિસ્તાર કહેવામાં આવ્યો છે. † અહિંથી માંડી ૩૨ લીટીની વાત મૂળ ભાગવતમાં નથી.

પંથે ચાલતાં મળ્યા અન્યોઅન્ય, વાત કહી વિસ્તારી;
તક્ષક કહે એ આગળ વિષની, ગતિ ન ચાલે મારી. ૧૮
સર્વથા જે તેહ ઉપાયે, કરું હું વૈદ્યનો નાશ;
પછી શાપ ઋષિના સત્ય કરવા, જાઉં ભૂપતિ પાસ. ૧૯
તત્કાળ કરજોડી બોલ્યા, ઋષિજી પ્રત્યે નાગ;
વિદ્યા તમારી દેખાડો મુજને, પતિત થાયે ભાગ્ય. ૨૦
એક મુનિવરની કરુણા માત્રથી, હું ધરું સર્પ અવતાર;
પરીક્ષા દિવ્ય વિદ્યાની સ્વામી, કરી જુઓ નિરધાર. ૨૧
ગતિ તમારી ક્યાં લગી ચાલે, તે કહો મુજને સ્વામી;
એમ કરી વિનય કરવા બહુ લાગ્યો, કરજોડી શીર નામી. ૨૨
તવ વૈદ્ય કહે જ્યાં દૃષ્ટિ ફરે મારી, ત્યાં ન મરે રોગી પ્રાણી;
સર્વ વિષથી ઉગારે સંસારી, સત્ય સત્ય મમ વાણી. ૨૩
એવું સાંભળી સર્પ શરીરે, થયો તક્ષક તેવારે;
વડના વૃક્ષને દંશ કર્યો જઈ, વૈદ્ય દેખતાં ત્યારે. ૨૪
તેણે સમે હલાહલ અગ્નિ, પ્રગટ હુવો તત્કાળ;
ચારે દિશા વડ બળવા લાગ્યો, મૂળ પત્ર ને ડાળ. ૨૫
તત્ક્ષણ જોતાં ભસ્મ થયો, કીધો વૈદ્યે અવલોકન;
પછે નવપલ્લવ કીધો જોતજોતાં, પ્રગટ રૂપ દર્શન. ૨૬
તવ નાગ વિમાસે મહાનુભાવનું, વચન મિથ્યા થાય;
દ્વિજરૂપે સર્પ તક્ષક થઈને, ઋષિ સાથે ચાલ્યો જાય. ૨૭
નાગ વિમાસે પરીક્ષિતને, એ જીવાડે નિરધાર;
ઋષિની પાછળ કંઠે વળગ્યો, સર્પ થઈ તે વાર. ૨૮
અનેક ઉપાય કર્યા વિષ વાળવા, પણ ટીકી માત્ર નવ લાગી;
ધન્વંતરી વૈદ્ય મૂર્છિત થઇ પડ્યા, અંગતણી ગતિ ભાંગી. ૨૯
અવસાને ઋષિએ તે શાપ્યાં, નવ કુળ તારાં જેહ;
સર્વ કુટુંબ પરિવાર સંગાથે, અગ્નિમાં બળજો તેહ. ૩૦
એમ ધન્વંતરીએ કોપ કરીને, શાપ સર્પને દીધો;
તેણે નાગમેધ કરી સૌ બાળ્યા, યજ્ઞ જનમેજયે કીધો. ૩૧
તક્ષક શાપ લઈને ચાલ્યો, ભૂપ ભણી તે જાય;
વળી એક તેને માર્ગે મળીયો, કશ્યપ ઋષિરાય. ૩૨
બ્રહ્મ ઋષિ દેખીને તક્ષકે, કીધો નમી પ્રણામ;
ક્યાં જાશો સ્વામિ કહો મુજને, શું છે તમારે કામ. ૩૩
તવ બ્રાહ્મણ કહે સાંભળ સાચું, દ્રવ્ય ઈચ્છા છે મુજને;
પરીક્ષિતને સર્પ વિષથી ઉગારીશ, હું સત્ય કહું છું તુજને.* ૩૪
તવ તક્ષક કહે મુનિવર, જે જોઇએ તે હું આપું દાન;
અમૂલ્યમણિઆપીદ્વિજવાળ્યો,પહોંચ્યા ઋષિસ્વસ્થાન. ૩૫

* કશ્યપ બ્રહ્મ વેશે આ પ્રમાણે કહ્યું. તે પછી તક્ષક નાગ વડ વૃક્ષને કરડ્યો. કે વડ ભડ ભડ બળવા લાગ્યો. પછી તક્ષકે કહ્યું કે આ વૃક્ષને નવપલ્લવ કરો તો હું માનું કે તમે પરીક્ષિત રાજાનું વિષ વાળશો. તુરતજ કશ્યપે વૃક્ષને નવપલ્લવ કીધો ને તક્ષક અદ્ભુત આશ્ચર્યમાં ગરક થઈ ગયો. તક્ષકે એક યુક્તિ કરીને બ્રાહ્મણને પુષ્કળ ધન આપ્યું ને ત્યાંથી પાછો વળ્યો. લોભી બ્રાહ્મણ દ્રવ્યથી સંતુષ્ટ થયો પણ રાજાનું કુશળ ન જોયું આટલી વાત ભાગવતમાં વિશેષ છે.

ત્યાર પછી તક્ષક નાગે, બ્રાહ્મણનું ધરીયું રૂપ;
મધ્યાહ્ન સમયે શીઘ્ર આવ્યો, જ્યાં બેઠા પરીક્ષિત ભૂપ. ૩૬
તેણે સમે વનપાળતણી સ્ત્રી, લાવી ફળ બહુ ત્યાંહિ;
સૂક્ષ્મ રૂપ ધરી તક્ષક પેઠો, બદ્રિફળનાં માંહિ. ૩૭
ફળ મેલ્યાં રાજાની પાસે, સર્પે પ્રગટ્યું રૂપ;
વામ ચર્ણે સ્પર્શ કર્યો તવ, બીધો પરીક્ષિત ભૂપ. ૩૮
હાહા શબ્દ હુવો તેણી વેળા, વચન ઋષિનું પાળ્યું;
અનેક વૈદ્ય આવીને મળ્યા, પણ વિષ કોયે નવ વાળ્યું. ૩૯
જડી મૂળી મોહોરા મંત્રીને, જળ પાયાં બહુ પેરે;
ભસ્મ થઈ પડ્યો નૃપ પરીક્ષિત, જ્વાળ વિષાગ્નિ લેહેરે. ૪૦
દિવ્ય રૂપ ધરીયું તે કાળે, પરીક્ષિત જે રાજન;
એવે સ્વર્ગથી આવી અપ્સરા, લઈને પુષ્પ વિમાન. ૪૧
હરિજન સાથે વિમાન નૃપ બેઠા, પામ્યા વૈકુંઠવાસ;
અવસાને આવી લક્ષ્મીવર, કૃપા કરી વૈકુંઠનાથ. ૪૨
ઉત્તમ પદ આપ્યું રાજાને, ત્રૂઠ્યા દીનદયાળ;
જય જય શબ્દ હુવો સ્વર્ગમાં, આવ્યે જવ ભૂપાળ. ૪૩
તે પરીક્ષિતનો જ્યેષ્ઠ પુત્ર જે, જનમેજય કહેવાય;
રાજ્યાસન બેસાડ્યો તેને, સર્વ મળી ઋષિરાય. ૪૪
કનક વિભૂષિત મહા મનોહર, મસ્તક છત્ર ધરાવે;
દેશ દેશના રાજા આવ્યા, ભેટ અપરિમિત લાવે. ૪૫
તેણે તાત વૈર વાળવા અર્થે, માંડ્યો નાગમેધ યાગ;
સહુસ્ત્ર અઠ્યાસી મુનિવર તેડ્યા, મહા મોટા સોહાગ. ૪૬
અનેક નાગ હોમે તે મધ્યે, કર્યો સર્પે સંહાર;
અષ્ટકુળ અહીં અગ્નિમાં બાળ્યાં, રાયે તેણીવાર. ૪૭
વેદ મંત્રે આચાર્ય શુચિયે, કરતા આવાહન;
સ્વર્ગ મૃત્યુ પાતાળ વિધેથી, આવે નાગ તત્ક્ષણ. ૪૮
એ વાત સાંભળીને ભય ત્રાસે, નાઠો તક્ષક વ્યાલ;
ઇંદ્રની સ્તુતિ અપરિમિત કીધી, રાખો શરણ ભૂપાળ. ૪૯
આ વેળા મારે ત્રિભુવનમાં, સહાય નહીં કો પ્રાણી;
અગ્નિથી ઉગારો મુજને, શક્ર દયા મન આણી. ૫૦
તવ ઇન્દ્રે શરણે રાખ્યો નાગને, દયા ઉપની મનમાંય;
જનમેજય પૂછે સૌ ઋષિને, હજી તક્ષક નાગ છે ક્યાંય ? ૫૧
દુરાત્મિકને શીઘ્ર લાવો, મુનિ કાં લગાડો વાર;
મેં તો તક્ષકનેજ અર્થે, યજ્ઞ આરંભ્યો નિરધાર. ૫૨
તવ ધ્યાન ધરીને મુનિવર બોલ્યા, સાંભળ રાય વચન;
તક્ષક સ્વર્ગ સદન બેઠો છે, મઘવાને આસન. ૫૩
ભૂપ કહે તે શક્ર સહિત, આણો તક્ષક નાગ;
વેદ મંત્રથી તક્ષકને હોમી, પૂર્ણ કરો આ યાગ. ૫૪
એવું સાંભળી ઋષિએ ઇંદ્રનું, આવાહન ત્યાં કીધું;
ઇંદ્ર સર્પ સાથે ઇંદ્રાસન, શરુવા માંડે લીધું. ૫૫
ત્યારે હા હા શબ્દ હુવો ત્રિભુવનમાં, ગુરુએ જાણી વાત;
શીઘ્ર થઇ ઋષિ બૃહસ્પતિ આવ્યા, મૂકાવા સાક્ષાત. ૫૬
યજ્ઞ નિવારી ઇન્દ્ર મેલાવ્યો, બૃહસ્પતિયે કહ્યું જ્ઞાન;
હે રાય જે વચન કહું તે, નિશ્ચે સાચું માન. ૫૭

હે જનમેજય કહું હું તુજને, સુણજે તું નિરધાર;
સર્પ, ચોર, અને અગ્નિ, તેમ રોગાદિક જાણો સાર. ૫૮
તેથી મરણ મનુષ્યનાં થાય છે, જાણો પ્રારબ્ધ કર્મ યોગ;
નથી સ્વતંત્ર સર્પાદિ પ્રાણી, પ્રેરે છે પ્રારબ્ધ યોગ. ૫૯
હવે તમે યજ્ઞ બંધ કરીને, હિંસાથી હાથને વાળો;
તેમાં તમારું શ્રેય છે, તમે જ્ઞાન બુદ્ધિથી નિહાળો. ૬૦
સુણી વાકય બૃહસ્પતિનાં, પૂજા કરી વિવિધ પ્રકાર;
વળી સુત કહે હે શૌનક ઋષિ, કહું એક વાતનો વિસ્તાર. ૬૧
બ્રાહ્મણોએ કોપ કરીને, મારિયો પરીક્ષિત મહારાજ;
તેમ જનમેજયે સર્પ બાળ્યા, પ્રમાણ સરખું મુનિરાજ. ૬૨
વિદ્વાનને વળી કોપ થયો, પણ એમાં શું આશ્ચર્ય;
વિષ્ણુ માયા* મહા કઠિન છે, ટાળવી છે અતર્કર્ય. ૬૩
જેથી વિષ્ણુઅંશી પ્રાણીઓ, અન્ય પ્રાણી ઉપર ક્રોધ પામે;
તેથી તે વૃત્તિ ક્રોધની, એમ સર્વ લોક વિરામે. ૬૪
આસ્તિકે† મોસાળ ઉગાર્યું, પામ્યો વર તે સ્થાન;‡
આસ્તિકને વર આપ્યો નાગે જે, લેશે તારું નામ;
મારા સર્પનું વિષ ચડે નહીં તેને, એમ કહ્યું તેણે ઠામ. ૬૫
બૃહસ્પતિયે જ્ઞાન કહ્યું તેથી, રીઝીયો મન રાય;
તે સુતપુરાણીક શૌનક ઋષિને, સંભળાવે છે કથાય. ૬૬
શૌનકાદિ પૂછે કહો પુરાણીક, વેદ કીધા ચોભાગે;
તે કથા વિસ્તારી સંભળાવો, અતિ ઉત્તમ રસ લાગે. ૬૭
તવ સુત કહે બ્રહ્માના મુખથી, પ્રથમ પ્રણવ§ ઉત્પન્ન;
તેથી ચારે મુખે વેદ ઉપન્યા, સાંભળજો ઋષિજન. ૬૮
ઋષિ પરાશરથી વ્યાસ ઉપન્યા, તેણે વેહેંચ્યા વેદ;
વિસ્તાર કહું હું તે તણો, તમો સુણો તજી સૌ ભેદ. ૬૯
વ્યાસે વેદ ભણાવ્યા મરિચ્યાદિને, તેમણે કહ્યા સ્વતનને,
એ બાળોએ વેદભેદ લહ્યા, જાણ્યું આત્મ સાધનને. ૭૦
પૈલને બહ્‌વૃચ નામે પેહેલી, ઋગ્વેદની સંહિતા આપી;
વૈશંપાયનને નિગદ નામે, યજુર્વેદની સંહિતા દીધી. ૭૧
જૈમિનિને છંદોગ નામે, સામવેદ સંહિતા પતિ કીધો;
સુમંતુ નામે સ્વશિષ્યને, અથર્વવેદનો* પાત કરી દીધો. ૭૨
પૈલ મુનિએ ઇંદ્ર પ્રમિતિ બાષ્કલને, સંહિતા સર્વ ભણાવી;
બાષ્કલે ચાર ભાગ કરીને, ચારા† શિષ્યને તે જણાવી. ૭૩
જ્ઞાનયુક્ત ઈન્દ્રપ્રમિતિએ, સંહિતા માંડુકેયને જણાવી;
માંડુકેયના શિષ્ય દેવમિત્રે, સૌભર્યાદિ શિષ્યને ભણાવી. ૭૪
માંડુકેયના પુત્ર શાકલ્યે, પાંચ ભાગે પંચને‡ આપી;
છઠ્ઠા શિષ્ય જાતૂકર્ણ્યે ત્યાં, ચોઠ§ ભાગે સંહિતા સ્થાપી. ૭૫
તે શિષ્યોનાં નામ કહું હું, સુણજો સર્વ વિવેકી;
બલાક, પૈજ, વૈતાલ અને વીરજ, ચારે ભણ્યા મત એકી. ૭૬
બાષ્કલીએ સર્વ શાખામાંથી, વાલખિલ્ય સંહિતા કીધી;
બાલાયનિ, ભજ્ય અને કાશાર, નામે ઋષિને તે દીધી. ૭૭
વૈશંપાયન શિષ્ય યજુર્વેદથી, અધ્વર્યુ પદવી પામ્યા સાર;
ગુરુ પ્રાયશ્ચિત્ત પોતે કરવાથી, ચરકાધ્વર્યુ કહેવાતા વાર. ૭૮
બ્રહ્મહત્યાના પ્રાયશ્ચિત્ત સમયે, યાજ્ઞવલ્કય બોલ્યા એમ;
અલ્પદૃષ્ટિ બીજા શિષ્ય છે, તેને પ્રાયશ્ચિત્ત કર્યે શું ક્ષેમ. ૭૯
અત્યંત કઠિન એ પ્રાયશ્ચિત્ત, હું કરીશ આવાર;
એવાં વચન સુણિ મુનિનાં, ગુરુ કોપ્યા તે વાર. ૮૦
પછી ગુરુ વળતું બોલિયા, તું જતો રહે નિરધાર;
નથી પ્રયોજન કંઈજ તારું, તું દીસે અભિમાની સાર. ૮૧
મેં કરાવેલું અધ્યયન છોડી, જતો રહે મુજ આગળ થકી;
એ પ્રમાણે ગુરુવાકય સાંભળી, મંત્ર‖ ઓકી ચાલ્યો ત્યાં થકી. ૮૨
અન્ય શિષ્યો બની તેતર પક્ષી, લીધા મંત્રને મુખમાં;
યજુર્વેદની તૈત્તિરીય શાખા, નામ પડયું એમ જગતમાં. ૮૩
પછી છૂટા પડેલા યાજ્ઞવલ્કયે, સૂર્ય સ્તુતિ ત્યાં આરંભી;
હે સૂર્ય, પ્રભુ, તમે સાક્ષાત્, દુઃખ અજ્ઞાનને બાળો છો મૂળથકી. ૮૪
કોઇથી તમે રાહેવાતા નથી, તેથી જાણુવા માંગું હું મંત્રો;
કૃપા કરી તમે મુજને આપો, સર્વ યજુર્વેદના તંત્રો. ૮૫
યાજ્ઞવલ્કયને સૂર્યનારાયણે, વેદ કહ્યા નિરધાર;
ઘણી શાખા પ્રગટ કરી ત્યાં, યાજ્ઞવલ્કયે¶ તેણી વાર. ૮૬
સામવેદની સહસ્ર શાખા, મુનિવરને§ ભણાવી,
પછી સર્વ ઋષિએ અધ્યયન કીધું. ગુરુ સમીપે આવી. ૮૭

* એ માયા આત્મ વિચાર વિના, બીજાં સર્વ સ્થળોમાં નિર્ભય રહે છે. જે લોકોને દેહ અને ઘરમાં હું અને મારું એવું મિથ્યાભિમાન ન હોય તેઓજ એ વિષ્ણુના પરમ પદને પામે છે. એટલા માટે યોગ્ય તો એ છે કે, પરાયાં દુર્વચનોનું સહન કરવું ને કોઇનું અપમાન કરવું નહિ.

† જરત્કારુ ઋષિનો પુત્ર આસ્તિક સર્પોનો ભાણેજ થાય, તેણે જનમેજય પાસે વરદાન માગી યજ્ઞ બંધ કરાવ્યો એ વાત મહાભારતમાં છે.

‡ અહિંથી ત્રણ લીટી મૂળ ભાગવતમાં નથી.

§ બ્રહ્માના હૃદયાકાશથી પ્રથમ નાદ થયો; તે નાદની ઉપાસનાથી યોગીઓ અધિભૂત, અધ્યાત્મ અને અધિદૈવરૂપ પોતાના મેલને કહાડી નાંખીને મોક્ષ પામે છે. એ નાદમાંથી અકારાદિક ત્રણ અક્ષરમય ૐકાર થયો. એ ૐકારથી જ પરમાત્મા જાણવામાં આવે છે. હૃદયાકાશમાં આત્માથી પ્રગટ થયેલા એ ૐકારમાંથી વૈખરી વાણી પ્રકટ થઈ છે. બ્રહ્માએ ૐકારના ત્રણ અક્ષરોમાંથી અક્ષરોનો સમુદાય સર્જ્યો; બ્રહ્માએ યજ્ઞ સંબંધી કર્મોનો ઉપદેશ કરવા સારુ એ અક્ષરોના સમુદાયમાંથી ચાર વેદ વાસ્તે વ્યાહૃતિઓ સહિત અને ૐકાર સહિત ચાર વેદ રચ્યા. [મૂ ભા]

* અથર્વાંગિરસી નામની. † એ ચાર શિષ્યનાં નામઃ-બોધ્ય, યાજ્ઞવલ્કય, પરાશર અને અગ્નિમિત્ર છે. ‡ એ પાંચ પુત્રનાં નામઃ- વાત્સ્ય, મુદ્‌ગલ, શાળી, ગોખલ્ય અને શિશિર. § પોતાની સંહિતાના ત્રણ ભાગ અને નિરુક્ત નામે ચોથો ભાગ. ‖ એ મંત્રો તે યજુર્વેદના હતા. ¶ યાજ્ઞવલ્કયે એ સેંકડો મંત્રોમાંથી ૧૫ શાખા કરી છે. સૂર્યે પોતાની કેશવાળી અથવા વેગથી આપી એટલા માટે વાજસની એવા નામથી પ્રખ્યાત થયેલી તે શાખાઓને કણ્વ અને માધ્યંદિન, બ્રાહ્મણોએ લીધી હતી.

§ સામવેદ ભણનારા જૈમિનિએ પોતાના સુમંતુ નામના પુત્રને અને સુત્વાર નામના પૌત્રને એક એક સંહિતા ભણાવી હતી જૈમિનિના સુકર્મા નામના શિષ્યે સામવેદના મંત્રોમાંથી નોખી નોખી સંહિતાઓ કરીને હજાર શાખાઓ કરી હતી. સુકર્મા પાસેથી કૌસલ્ય, હિર-

એવી રીતે વેદ સઘળે, સંસારે પામ્યા વિસ્તાર;
સંપૂર્ણ ષટ્ અધ્યાય થયા, કથા દ્વાદશસ્કંધની સાર. ૮૮

વલણ

સાર કથા ભાગવતની, જન સાંભળો પ્રીતિ કરિ;
કરજોડી વિપ્ર વલ્લભ કહે, હરિજન ભણો મુખે શ્રીહરિ. ૮૯

ઇતિ શ્રીમદ્ ભાગવતે દ્વાદશસ્કંધે ષષ્ઠોઽધ્યાયઃ ॥ ૬ ॥

## અધ્યાય ૭ મો*

### કડવું ૭ મું–રાગ મારુ

એમ બોલ્યા સુત પુરાણીરે, સુણો શૌનક પ્રીત મન આણીરે;
છે ચોથો અથર્વ વેદરે, જેની શાખાનો કહું શુભ ભેદરે.
સુમંતુ ઋષીશ્વર જેહરે, મહા તાપસ કહીયે તેહરે;
તેણે મન કીધો વિચારરે, તેહ્યા શિષ્ય બહુ તેણીવારરે.
મુખ્ય શિષ્ય કબંધ કહાવ્યોરે, અથર્વ વેદ તેને ભણાવ્યોરે;
કબંધે બે વિભાગ પાડ્યારે, પથ્ય, વેદદર્શ શિષ્યને ભણાવ્યારે.
વેદદર્શે કરી ચાર ભાગેરે, ભણાવી ચાર† શિષ્યોને વિભાગેરે;
પથ્યે ત્રણ ભાગ તેના કીધારે, કુમુદ, શુનક, જાજળિને દીધારે.
શુનકના બભ્રુ,સૈંધવાયન શિષ્યરે, તેને ભણાવ્યા કરી વિવેકરે;
સૈંધવાયનાદિકના શિષ્ય ઝાઝારે, તેમાં મુખ્ય કહું છું પંકાતારે.
સાવર્ણિઆદિ નક્ષત્રકલ્પરે,શાંતિકલ્પ,કશ્યપ અને અંગિરસરે;
એ સર્વે અથર્વ વેદના અગ્રણીરે, કહેવાયે અથર્વાચાર્ય ગ્રણીરે.
સૌ ગુરુ થઈ માંડી નિશાળરે, અધ્યયન કરવા આવે બાળરે;
સકળ ઋષિ કેરા તનરે, ત્યાં કીધું વેદાધ્યયનરે.
વળી વેદ પાંચમો જાણરે, જે કહીએ અઢાર પૂરાણરે;
કહું હું આચાર્ય તેને નિરધારરે, તમે સુણજો અત્રે વિસ્તારરે.
ત્રય્યારુણિ, કશ્યપ, સાવર્ણિરે, અકૃતવ્રણ, વૈશંપાયન હારિત મુનિરે;
એ છ પુરાણના આચાર્યરે, મહા વિદ્વાન્ ધર્મધુરંધર ધાર્યરે.
પૂર્વે વેદવ્યાસે કરી છ‡ સંહિતારે, ભણાવી રોમહર્ષણને વેદ ગીતારે;
રોમહર્ષણ પાસેથી ભણ્યા મુનિરે,જેનાં નામ પૂર્વે કહ્યાં ગણિરે.
હું શિષ્યો ભાવે સંહિતા પટરે, ગુરુ કીધા પણ મેં છજરે;
મૂળ પુરાણની સંહિતા ચારરે, તેને ભણ્યા અમે§ તે સારરે.
વળી વેદ શાસ્ત્રાનુસારથીરે, પુરાણ લક્ષણ ઠરાવ્યું જ્ઞાનથીરે;
સર્ગ, વિસર્ગ, વૃત્તિ, રક્ષારે,મન્વંતર, વંશ, તથા ચરિત્ર યથારે.
સંસ્થા, મુક્તિ, હેતુ, અપાશ્રયરે, એ દશ વિષય યુક્ત પુરાણાશયરે;
કિંચિત્, સર્ગ, વિસર્ગ વંશરે, વંશચરિત્ર અને મન્વંતરરે.
એ પંચ વિષયહોય, તે પુરાણરે,એમ માને છે જ્ઞાનિ સિદ્ધાંતરે;
દશ વિષયયુક્તમહા પુરાણરે, પંચ વિષય યુક્ત અલ્પ પુરાણરે.
વળી દેવતા, ઇન્દ્રિ, પંચતત્વરે,*તેની ઉત્પત્તિ કહેવાયે સર્ગરે;
વળી મહાભારતવેદવાણીરે, તે ભણીયો અલ્પજ્ઞસૂતપુરાણીરે.
વેદવ્યાસે વિદ્યા આપીરે, દુર્બુદ્ધિની કઠણુતા કાપીરે;
ષટ્ પુરાણિક ઋષિ હવારે, તેના મહિમા નિત્ય નવનવારે.
પુરાણનાં લક્ષણ જેહરે, દશ વિધિ કહ્યાં છે મેં તેહરે;
તે માટે બ્રહ્મદંડ એહરે, દશ લક્ષણ બોલીયે એહરે.
અષ્ટાદશ પુરાણનાં નામરે, સુણો ઋષિ સર્વ ગુણગ્રામરે;
પ્રથમ કહીયે બ્રહ્મપુરાણરે, બીજું પદ્મ તે પાપ નિર્વાણરે.
ત્રીજું વિષ્ણુપુરાણ કહેવાયરે, સાંભળતાં અઘ પલાયરે;
શિવપુરાણ ચોથું જાણરે, જેમાં શિવજીના મહિમા વખાણરે.
છે પાંચમું લિંગ પુરાણરે, છઠ્ઠું ગરુડ નામ નિર્વાણરે;
સાતમું નારદીય પુરાણ કહીયેરે, જે સાંભળતાં અઘ દહીયેરે.
છે આઠમું ભાગવત પુરાણરે, જેમાં ચરિત્ર શ્રીસારિંગપાણીરે;
જેને સુણતાં અઘ થાય નાશરે, હરિ આપે શીઘ્રે વૈકુંઠવાસરે.
નવમું અગ્નિ પુરાણ કહેવાયરે, સ્કંધ પુરાણ દશમું થાયરે;
પુરાણ ભવિષ્યોત્તર જેહરે, એકાદશમું ભણીયે તેહરે.
બ્રહ્મવૈવર્ત જે પુરાણરે, તે કહીયે દ્વાદશમું પ્રમાણરે;
તેરમું પુરાણ છે સોયરે, માર્કંડેય નામ તેનું હોયરે.
વામન પુરાણ ચૌદમું સારરે, પંદરમું વરાહ નિરધારરે;
મત્સ્ય પુરાણ સોળમું થાયરે, સત્તરમું કૂર્મ મહિમાયરે.
અઢારમું બ્રહ્માંડ પુરાણરે, એવી સંખ્યા પુરાણ પ્રમાણરે;
એહ સર્વમાં ભાગવત સારરે, જેમાં ગોવિંદગુણ ભંડારરે.
એ અઢાર પુરાણ કથાયરે, જે સાંભળતાં ભવદુઃખ જાયરે;
કરે કરુણા શ્રીઅવિનાશરે, થાયે અંત્યે વૈકુંઠ વાસરે.
જે જ્ઞાની પુરુષ નિરધારરે, તેને સાંભળવા અધિકારરે;
એ કથાથી પરાંમુખ જેહરે, મહાપાપી ગુરુદ્રોહી તેહરે.
તેહ અવતરિયા સંસારરે, મિથ્યા ભૂમિ ચડાવ્યો ભારરે;
એ પુરાણ અષ્ટાદશ નામરે, એને કરવા નિત્ય પ્રણામરે;
કીધા વ્યાસે શિષ્ય અનેકરે, શીખવ્યાં ષટ્ શાસ્ત્ર સુવિવેકરે.

---

રથનાભ, પૌષ્યંજિ અને આવંત્ય નામના ત્રણ શિષ્યો સંહિતા ભણ્યા. તેઓની પાસેથી ૫૦૦ શિષ્યો સામવેદને ભણ્યા. પૌષ્યંજિના લૌગાક્ષિ, માંગલિ, કુલ્ય, કુશીદ અને કુક્ષિ નામના બીજા શિષ્યો હતા, તેઓએ સો સો સંહિતાનું ગ્રહણ કર્યું. હિરણ્યનાભના બીજા શિષ્ય કૃતે ચોવીશ સંહિતાઓ શિષ્યોને ભણાવી હતી. બાકી રહેલી સંહિતાને આવંત્યે પોતાના શિષ્યોને ભણાવી હતી.

* આ સાતમા અધ્યાયમાં અથર્વવેદના વિસ્તાર અને પુરાણોના જમાનનું વર્ણન કીધું તેની કથા છે. † એ ચાર શિષ્યોનાં નામ–મોદષાયનિ, બ્રહ્મબલિ, મોદોષ અને પિપ્પલાયની. ‡ પુરાણની.
§ તે ચાર શિષ્યમાં સૂત, કશ્યપ, સાવર્ણિ અને અકૃતવ્રણ

* મહત્તત્ત્વાદિકમાંથી થતો અને એક બીજામાંથી બીજાની ઉત્પત્તિ ચાલતો તેઓના સમુદાયરૂપ સ્થાવર જંગમ પ્રપંચ વિસર્ગ કહેવાય છે. સામાન્ય રીતે સ્થાવર પ્રાણીઓ આજીવિકા છે અને જંગમ પ્રાણીઓ પણ માંસ ખાવાના રાગને લીધે આજીવિકા છે, માટે મનુષ્યને સાઠ રાગથી અથવા શાસ્ત્રનાં વચન ઉપરથી જે આજીવિકા બાંધેલી છે તે વૃત્તિ કહેવાય છે. એ પ્રમાણે બીજાં દૃષ્ટાંતો આપી વધારે વિસ્તારથી વિવેચન મૂળ ભાગવતમાં છે. સઘળાં રૂપ અને નામોમાં સત્યપણાથી એ બ્રહ્મ જ રહેલ છે.

મસ્તક* કર મેલી કહે માધવ, હું થયો છું તુજ માને;
માર્કંડેય મુનિ માગો મમ પાસે, મન વાંછિત વરદાન. ૩૬

વલણ

મન વાંછિત વરદાન મળે, એમ વદે શ્રીવૈકુંઠ રાયરે;
અષ્ટ અધ્યાય હવા પૂરણ, દ્વાદશસ્કંધ કથાયરે. ૩૭

ઇતિ શ્રીમદ્ભાગવતે દ્વાદશસ્કંધે અષ્ટમોઽધ્યાયઃ ॥ ૮ ॥

## અધ્યાય ૯ મો.

### કડવું ૯ મું-રાગ મેવાડો

સુત પુરાણિક વાણી બોલે, સુણો શૌનકઋષિ રાયજી;
આ દ્વાદશસ્કંધ સાંભળતાં, મહા પાતક દૂર જાયજી. ૧
નારાયણે માર્કંડેય ઋષિને, કરી કરુણા તે સ્થાનજી;
મનવાંચ્છિત વર માગો મુનિવર, બોલ્યા શ્રીભગવાનજી. ૨
તવ માર્કંડેય ઋષિએ સ્તવન કીધું, જોડી બેઉ હાથજી;
પ્રભુ તવ દર્શનથી હવો કૃતાર્થ હું, કરુણા કીધી નાથજી. ૩
આ નેત્રે મેં હરિ દીઠા, હું સકલ પદાર્થો પામ્યોજી;
આવાગમન દુઃખ માત્ર ગયાં, હવે જન્મમર્ણ ભય વામ્યોજી. ૪
તમ દર્શન કરતાં હું સ્વામિ, સૌ સુખ પામ્યો આજજી;
કૃપા તમારી સદા મુજપર, હજો શ્રીમહારાજજી. ૫
ઋષિ કહે મારે અર્થ નથી કંઈ, માયા સુખે લગારજી;
સદાકાળ તમ સેવક છું હરિ, લીધી મારી સારજી. ૬
પ્રભુ એક ઈચ્છા મુજને, તમ માયા જોવા મનજી;
તે મુજને દેખાડો સ્વામિ, દયા કરી, દર્શનજી. ૭

સૂત ઉવાચઃ-

અવિનાશીએ આયુષ અપરિમિત, આપ્યું તેણીવારજી;
અંતર્ધાન હવા પરમેશ્વર, વિષ્ણુ વિશ્વાધારજી. ૮
એક સમે પવિત્રશાળામાં, પુષ્પભદ્રા નદી કહેવાયજી;
માર્કંડેય ત્યાં તીરે બેઠા, તપ કરવા ઋષિ રાયજી. ૯
ઉગ્ર તપ અતિ નિશ્ચળ ધ્યાને, શ્રીહરિને આરાધેજી;
મન પવન જીતી વશ કીધું, કાયા કષ્ટી તપ સાધેજી. ૧૦
તેણે સમે શ્રીહરિયે પ્રેર્યો, આવ્યો અપરિમિત વાયુજી;
રેતી ઉડે વૃક્ષ ઉખડે, આંધી સઘળી થાયજી. ૧૧
પૂર્વ પશ્ચિમ ઉત્તર દક્ષિણ, ચડ્યો વ્યોમ પરજન્યજી;
બારે મેઘે વૃષ્ટિ કરી ત્યાં, મૂશળ ધારા ઘનજી. ૧૨
મહા વૃષ્ટિ કીધી વરસાદે, મન, મધ્યે ઘણું કોપીજી;
સાત સમુદ્ર જળ એક થયાં, મર્યાદા સિંધુએ લોપીજી. ૧૩
જળ વાધ્યું આકાશ લગી, સૌ સૃષ્ટિ પામી નાશજી;
ત્રાસ પામ્યા માર્કંડેય મુનિ, સ્તવે શ્રીઅવિનાશજી. ૧૪
ઋષિ જોતા ત્યાં મોજા ઉલટયા, ઋષિને દેતાં ત્રાસજી;
ભયંકર ભૂ સાગર દેખાણો, જળ ઉછળે ચોપાસજી. ૧૫
તેણે ઢાંકયા પૃથ્વી દ્વીપજ, ખંડ પર્વતની હારજી;
પૃથ્વી અંતરિક્ષ સ્વર્ગ વાસી, ડુબિયાં સર્વ તે ઠારજી. ૧૬
અવશેષમાં એક મુનિ રહ્યા, ભટકવા માંડ્યા અંધ પેરેજી;
ક્ષુધા તૃષાથી પીડિત મુનિ, દુઃખ પામ્યા તે ફેરજી. ૧૭
મઘરાદિ પ્રાણીથી દુઃખ પામતાં, પવન કરે પ્રહારજી;
અપાર અંધારામાં પડેલા, ભટકતા ઠારો ઠારજી. ૧૮
જનાવરો વળી ખાવા દોડે, શોક ન મનમાં માયજી;
માર્કંડેય ઋષિ ભય પામ્યા ત્યાં, જળ દેખી કૌતક થાયજી. ૧૯
જળપર ઋષિ માર્કંડેય તરે, ત્યાં મગરે પીડતો દેહજી;
સર્વત્ર જળ દેખે મહા મુનિવર, આશ્ચર્ય પામે તેહજી. ૨૦
તેહ મહા જળ કેરી લેહેરે, ઋષિ તણાયા જાયજી;
અકળાયો પાણીમાં વપુ તે, આકુળ વ્યાકુળ થાયજી. ૨૧
એમ ઘણો કાળ ત્યાં વહી ગયા છે, જળમધ્યે નિર્વાણજી;
ઘણી વ્યગ્રતા ઉદકમાં થઇ, વ્યાકુલ થયો અતિ પ્રાણજી. ૨૨
ત્યારે વટશાખા એક દીઠી, જળ મધ્યે નિરધારજી;
પ્રયાગવટ છે નામ વૃક્ષનું, શોભાનો નહીં પારજી. ૨૩
તે શાખા કર ગ્રહી ઋષિએ તવ, શાંતિ પામ્યો પ્રાણજી;
તે વટપત્રે એક કૌતુક દીઠું! બાળકરૂપ પ્રમાણજી. ૨૪
હરિહર બ્રહ્મા એકરૂપ થઈ, પોઢ્યા છે તે ઠામજી;
આદિરૂપ નારાયણ પોતે, બાળક વેશ ઘનશ્યામજી. ૨૫
મહા મનોહર તે બાળક છે, શોભાનો નહીં પારજી;
પાદ ચર્ણ અંગુષ્ઠ ગ્રહીને, ધાવે તે કુમારજી. ૨૬
તે બાળકનું મુખ જોવા, મુનિવર સમીપે જાયજી;
બાળક દેખી દયા ઉપની, માર્કંડેયને મનમાંયજી. ૨૭
તે બાળકે મુખ વિકાસીને, દીર્ઘ કર્યું તેણી વારજી;
માર્કંડેય ઋષિ લય પામ્યા મુખમાં, બાળકના નિરધારજી. ૨૮
જેમ મશકાદિક જંતુ હસ્તીના, મુખમાં ચાલ્યો જાયજી;
માર્કંડેય ઋષિ બાળકના મુખમાં, તેવી રીતે સમાયજી. ૨૯
તે બાળકના મુખની માંહે, દીઠાં સકળ બ્રહ્માંડજી;
સકળ સ્થિતિ સૃષ્ટિ બ્રહ્મા, વિશ્વલોક શું ભાંડજી*. ૩૦
સાતે સમુદ્ર અષ્ટ કુળ પર્વત, સાથે નવકુળ નાગજી;
ચર અચર ને સ્થાવર જંગમ, નૃપ મોટા મહા ભાગજી. ૩૧

પછવાડે વાણી, મન અને ઇંદ્રિયો પ્રવર્તે છે એવા આપની હું સ્તુતિ કેમ કરી શકું? જેમ પાલનાદિક તમારું કામ છે, તેમ સૃષ્ટિ અને લય પણ તમારું જ કામ છે. જેનું સ્થાનક બે પરાર્ધ સુધી રહે છે, એવા બ્રહ્મા પણ, આપની ભ્રૂકુટીના ચાળારૂપ કાળથી બહુ જ બીએ છે, ત્યારે બ્રહ્માનાં સૃજેલાં પ્રાણી બીએ એમાં શું આશ્ચર્ય? હે પ્રભો! ભક્ત લોકો સત્વ ગુણને જ ઈશ્વરનું રૂપ માને છે, પણ રજ, તમને ઈશ્વરનું રૂપ માનતા નથી. આદિ પુરુષ બ્રહ્માને પણ સર્વના ગુરુ આપે વેદ આપ્યા પછી આપનું જ્ઞાન થયું છે. આપના રહસ્યનો પ્રકાશ કરનાર, આપનું જ્ઞાન વેદમાં જ થાય છે, એવા આપને નમન કરું છું. [ મૂ. ભા. ]

* આ બે લીટીની વાત મૂળ ભાગવતમાં નથી. † આ નવમા અધ્યાયમાં ભગવાનની માયાને જોવાની ઇચ્છા રાખતા માર્કંડેયને પ્રલયના પૂરમાં પેસતાં અને નિકળતાં વારંવાર બાળકરૂપ ભગવાનનાં માયિક સ્વરૂપનું દર્શન કેમ થયું તેનો કથાપ્રસંગ છે.

* વાસણ-અર્થાત્ સર્વ વસ્તુ.

શ્રીશંકરરે, કૃપા કરી એમ ઉચરે;
ઋષિ માર્કંડેયરે, કરજોડી શ્રવણે ધરે. ૨૨

શંકર ઉવાચ–

અમો એકજરે, હરિહરબ્રહ્મા જાણજો,
રૂપ ત્રણેરે, એક મૂર્ત્તિ મન આણજો. ૨૩
એમ જાણીરે, ભિન્ન ભાવ કરતા રખે,
તપે એહારે, આરાધે અંતર અક્ષે. ૨૪
તુજ સરખોરે, સાધુ જન કો બીજો નહીં,
સાધુ જનશુંરે, ગોષ્ઠિ કથા કીજે સહી. ૨૫
નથી રાખતારે, સાધુ સંત ભેદ દૃષ્ટિ,
જેથી ભજીએરે, ત્રણે દેવની એક સૃષ્ટિ ૨૬
તીર્થો સઘળારે, જળમયજ સહુ કહે છે,
મૂર્ત્તિ સઘળીરે, પથ્થર ધાતુની વદે છે. ૨૭
ઘણાં વર્ષ સુધીરે, જો ધ્યાન તેનુંજ કરાયે,
આસ્થા રાખ્યેરે, તેથી પવિત્ર થવાયે. ૨૮
તુજ માટેરે, આવ્યા કૈલાસથી અહીં;
વર માગોરે, જે ઈચ્છા હોય મન સહી. ૨૯
ધન વૈભવરે, સકળ સુખ આપું મહી*,
ઈચ્છા મોક્ષનીરે, મન કામના કહોને સહી. ૩૦

માર્કંડેય ઉવાચઃ–

તવ બોલ્યારે, મુનિવર કહે સ્વામી સુણો;
નથી લોભજરે, વૈભવ માયા તણો. ૩૧
ધર્મ શીખવવારે, ધર્માચરણ ધર્માધ્યક્ષ કરે,
(તેથી) ધર્મ પ્રવર્તેરે; સર્વ લોકો સુખે ફરે. ૩૨
તમ કૃપાથીરે, પુરુષો મોક્ષને પામે,
મુને થયાં દર્શનરે, તેથી દુઃખ સઘળાં વામે. ૩૩
હરિહરનીરે, સદા ભક્તિ મુને હજો,
અવસાનેરે, શંકરજી સહાય થજો. ૩૪
તવ બોલ્યારે, શંકર પ્રીત હૃદે ધરી,
આપીને વરરે, અજરામર દેહો કરી ૩૫
ઘણું આયુષરે, આપ્યું શિવજીયે તહાં;
વર આપીરે, સદાશિવ ગયા કૈલાસમાં. ૩૬
માર્કંડેય મુનિરે, ફરે છે એના એ દેહમાં;
ન જન્મ મૃત્યુરે, અમર કહેવાણા લોકમાં. ૩૭
તેહ માર્કંડેયરે, હજી કુશળ છે સહી,
શૌનક પ્રત્યેરે, સુતપુરાણીકે કથા કહી. ૩૮

વલણ

સુતપુરાણીક શૌનકને કહે, દ્વાદશસ્કંધ કથાયરે,
ભટવલ્લભ કહે હરિ ચરિત્રનો, દશમો થયો અધ્યાયરે. ૩૯
ઇતિ શ્રીમદ્ભાગવતે દ્વાદશસ્કંધે દશમોઽધ્યાય ॥ ૧૦ ॥

* આ પૃથ્વીપર

## અધ્યાય ૧૧ મો*,

### કડવું ૧૧ મું–રાગ ધન્યાશ્રી

ઋષિ શૌનકાદિક ઉચરે, મુખ વાણીરે,
એક પ્રશ્ન કહો ઋષિરાજ, સૂત પુરાણીરે. ૧
સવિતા સૂર્યને પૂજવા, વિધિ અનુસારીરે;
તે કહો મુનિવર આજ, કૃપા અમપર કરીરે. ૨
સઘળા તંત્ર શાસ્ત્રના સિદ્ધાંત, કહો સંત પુજારીરે;
કેમ કલ્પે છે પ્રભુનાં અંગ, વદો વિસ્તારીરે. ૩
પૂજન કરવાની ચતુરાઈ, આપે છે અમરપણુંરે,
તેથી ઇચ્છીએ છિએ તે કહો, કરો કૃપા ઘણુંરે. ૪
આચારીએ કર્મ નિશ્ચે, સૂત ઋષિ વાણીવદેરે;

સૂત ઉવાચઃ—

પરમેશ્વરનું વૈરાટ સ્વરૂપ તે, ચિંતવીએ જ્ઞાને હૃદેરે. ૫
સૂત્ર, માયા, મહત્તત્વ અહંકાર, અને તન્માત્રરે;
એથી આ ઉત્પન્ન થયું જાણો, તમે શરીરનું ગાત્રરે. ૬
જેની અંદર સર્વ જગત્, દૃશ્યમાન ભાસે છેરે;
વળી બ્રહ્માંડને ઈશ્વરમાં માનતાં, ઇશ્વરદેહરૂપ ભાસેછેરે. ૭
તેમાં પૃથ્વીને પગરૂપ જાણો, સ્વર્ગને મસ્તકરૂપરે;
આકાશને નાભિ પ્રમાણો, સૂર્ય નેત્ર ભૂપરે. ૮
વાયુને નાસિકા જાણો, દિશા દિસે કાનરૂપરે,
પ્રજાપતિ સહુ ઉપસ્થ છે, મૃત્યુ મનાય પાયુરૂપરે. ૯
લોકપાળ સર્વે હસ્ત છે, મનરૂપ ચંદ્ર અનૂપરે;
યજ્ઞ ભ્રૂકુટિરૂપ છે, લાજ છે અધર રૂપરે. ૧૦
લોભ માનો ઓષ્ઠને, ચાંદની દાંતરૂપરે;
ભ્રાંતિને હાસ્યરૂપ જાણો, વૃક્ષો રુવાડાંરૂપરે. ૧૧
વાદળાંઓ કેશ રૂપે છે, એ જાણો બ્રહ્માંડ સ્વરૂપરે;
બ્રહ્માંડપતિ પરમાત્મા છે, એ ત્રિભુવન ભૂપરે. ૧૨
આ બ્રહ્માંડરૂપિ પુરુષનું, જે કહેવાય છે પ્રમાણરે,
વળી જેવી સ્થિતિ છે તેની, વર્ણન કરુ નિર્વાણરે. ૧૩
તે પ્રમાણ સ્થિતિ નિત્યે, મનાય અલ્પ મૂર્તિમાંરે,
માટે તે મૂર્તિમાંજ રહેલું, વર્ણન કરુ છું આમાંરે. ૧૪
મૂર્તિમાં ધરેલો કૌસ્તુભ મણિ, જાણો તમે શુદ્ધ ચૈતન્યરે,
વક્ષસ્થલનાં ચિહ્નને તો–જીવ, કહે છે તે મુન્યરે. ૧૫
મૂર્તિનાં મકરાકૃતિ કુંડળ, માનો સાંખ્ય ને યોગ વિવેકરે,
મૂર્તિપર જે જે મુકુટ હોય છે, તે કહેવાય છે બ્રહ્મ લોકરે. ૧૬
મૂર્તિના આધારરૂપ શેષનાગ, અનંત નામે પિછાણરે;
મૂર્તિકા જેજેજેકાળ કહેવાયે, તે ધર્મજ્ઞાનયુક્તસત્વમાનરે. ૧૭
મૂર્તિના હસ્તમાં જે ગદા, તે માનો તમે શરીરરે;
તેમ વળી તે મન, ને ઇન્દ્રિયસહ, પ્રાણ એમ કહે ધીરરે. ૧૮

* આ અગ્યારમા અધ્યાયમાં પૂજને માટે મહા પુરુષનું વર્ણન કરવામાં આવ્યું છે અને પ્રતિ માસે ભિન્ન ભિન્ન સૂર્યના વ્યૂહનો પ્રસંગ કહ્યો છે.

મૂર્તિ હસ્તે શંખ દીસે, તે જળરૂપ તત્વ મનાયરે;
વળી તેના હસ્તે ચક્ર શોહે, તેજરૂપ તત્વ ગણાયરે. ૧૯
તેમ શ્યામ તરવાર ધરાવેલી, આકાશ તત્વ કહેવાયરે;
તેના હસ્તે ઢાલ આપેલી, તમે ગુણ ઋષિરાયરે. ૨૦
શારંગ ધનુષ્ય હસ્તવિષે, કાળ રૂપ તમે લહોરે;
બાણુના ભાથા કર્મરૂપ છે, બાણ ઇન્દ્રિય કહોરે. ૨૧
રથને સમજો મન મૂર્તિનું, ઋષિ વદે એમ વાણીરે;
રથના અવયવ તન્માત્રા જાણો, વેદ કહે સતમાનીરે. ૨૨
મૂર્તિના હસ્તે વર, અભયાદિક, હોય છે મુદ્રા સારરે;
તેથી આપે છે પ્રભુ નિશ્ચે, વર અભયાદિક સેવારરે. ૨૩
મૂર્તિનું પૂજન કરવાથી, સૂર્ય રૂપે ભૂમિ પ્રમાણોરે;
ગુરુએ આપેલી મંત્ર દીક્ષા, પોતાને પૂજન યોગ્ય જાણોરે. ૨૪
પ્રભુની પૂજા જે જન કરે છે તે, સ્વ પાપક્ષય કહેરે;
મૂર્તિના હસ્તે કમળને તેમ, ઐશ્વર્યાદિક છ ગુણ લહેરે. ૨૫
મૂર્તિને ધરેલાં ચામર બન્નો, ધર્મ યશ મનાયરે;
મૂર્તિને ધરાવેલું છત્રજ, વૈકુંઠ લોક કહેવાયરે. ૨૬
મૂર્તિ પાસે ગરુડ સ્થાપેલો, વેદેનાર નિરધારરે;
મૂર્તિ સમીપે લક્ષ્મીજીને, શક્તિરૂપ જાણો સારરે*. ૨૭
સ્નાન દાને શુદ્ધ થઇને, વિષ્ણુજી ચિત્ત ધારીએરે;
કથા ગાથા શ્લોક સ્તોત્રે, સ્તુતિ કરી હરિ સંભારીએરે. ૨૮
યજ્ઞ યાગાદિક કરી હરિ, વિભૂતિ જે જે કહીરે;
નિત્ય આત્મનું સાધન કીજે, ગોવિંદ ગુણ હૃદયે લહીરે. ૨૯
વળી શૌનક પૂછે સૂત પ્રત્યે, પવિત્ર ભાવ પ્રીતે કરીરે;

શૌનક ઉવાચઃ—

શ્રીસૂર્યના રથ તણી શોભા, કહો સઘળી વિસ્તારીરે. ૩૦
બહુ સંત બ્રાહ્મણ સાથ છે,વળી સમોવડે સૂર્ય શોશ ફરેરે,
તેહ કથા ઋષિ કહો વિસ્તારી,સાંભળે દેહ પાવન કરેરે. ૩૧

સૂત ઉવાચઃ—

સૂત કહે સૂર્ય ધાતાએ,ચૈત્ર માસે વિભૂતિ રવિની કહીરે;
મોટા ઋષિ સૂર્યના રથ સાથે, વેદધ્વનિ કરે છે રહીરે; ૩૨
ગાંધર્વ અપ્સરા નૃત્ય કરે છે, બહુ સર્પ રાક્ષસ છે વળીરે;
સુથાર એક વળી રથ સાથે, અરુણ અશ્વ શોભા ભલીરે. ૩૩
કૃતસ્થલી નામે અપ્સરા, રાક્ષસ હેતિ જાણજોરે;
વાસુકિ નામે નાગ સુંદર, રથકૃત યક્ષ પ્રમાણજોરે. ૩૪

પુલસ્ત્ય નામે મહા મુનિ, તુંબરુ નામે ગંધર્વરે;
એ ગણ સાથે ચૈત્ર માસે, સૂર્ય ધાતા ફરે તજી ગર્વરે. ૩૫
પુંજિકસ્થલી નામે અપ્સરા, રાક્ષસ પ્રહેતિ જાણજોરે;
કચ્છનીર નામે નાગ સુંદર, અથૌજા યક્ષ સંગ માનજોરે. ૩૬
પુલહ નામે મહા મુનિ, નારદ નામે ગંધર્વરે;
એ ગણ સાથે વૈશાખ માસે, ચાલે છે અર્યમા સૂર્યરે. ૩૭
મેનકા નામે અપ્સરા, રાક્ષસ પૌરુષેય સંગમાંરે;
તક્ષક નામે નાગ સુંદર, રથસ્વન યક્ષ રંગમાંરે. ૩૮
અત્રિ નામે મહા મુનિ, ગંધર્વ હાહા નામેરે;
એ ગણ સાથે જેઠ માસે, ફરે મિત્ર સૂર્ય સર્વ ઠામેરે. ૩૯
રંભા નામે તો અપ્સરા, રાક્ષસ મિત્રસ્વન જાણજોરે;
શુક્ર નામે નાગ સુંદર, સહજન્ય યક્ષ પ્રમાણજોરે. ૪૦
વસિષ્ઠ નામે મહા મુનિ, ગંધર્વ હુહુ નામેરે;
એ ગણ સાથે અષાઢ માસે, ફરે વરુણ સૂર્ય સર્વ ઠામેરે. ૪૧
પ્રમ્લોચા નામે અપ્સરા, રાક્ષસ સર્પ જાણજોરે;
એલાપત્ર નામે નાગ સુંદર, શ્રોતા યક્ષ પ્રમાણજોરે. ૪૨
અંગિરા નામે મહા મુનિ, ગંધર્વ વિશ્વાવસુ નામેરે;
એ ગણ સાથે શ્રાવણ માસે, ફરે ઇંદ્ર સૂર્ય સર્વ ઠામેરે. ૪૩
અનુમ્લોચા નામે અપ્સરા, રાક્ષસ વ્યાઘ્ર તમે જાણજોરે;
શંખપાલ નામે નાગ સુંદર, આસારણ યક્ષ પ્રમાણજોરે. ૪૪
ભૃગુ નામે મહા મુનિ, ગંધર્વ ઉગ્રસેન નામેરે;
એ ગણ સાથે ભાદ્ર માસે,ફરે વિવસ્વાન્ સૂર્ય સર્વ ઠામેરે. ૪૫
તિલોત્તમા નામે અપ્સરા, રાક્ષસ બ્રહ્માપેત જાણજોરે;
કંબલ નામે નાગ સુંદર, શતજિત્ યક્ષ પ્રમાણજોરે. ૪૬
જમદગ્નિ નામે મહા મુનિ, ગંધર્વ ધૃતરાષ્ટ્ર નામેરે;
એ ગણ સાથે આશ્વિન માસે, ફરે ત્વષ્ટા સૂર્ય સર્વ ઠામેરે. ૪૭
રંભા નામે અપ્સરા, રાક્ષસ મખાપેત જાણજોરે;
અશ્વતર નામે નાગ સુંદર,સત્યજિત્ યક્ષ પ્રમાણજોરે. ૪૮
વિશ્વામિત્ર નામે મહામુનિ, ગંધર્વ સૂર્યવર્મા નામેરે;
એ ગણ સાથે કાર્તિક માસે, ફરે વિષ્ણુ સકળ ઠામેરે. ૪૯
ઊર્વશી નામે અપ્સરા, રાક્ષસ વિદ્યુચ્છત્રુ જાણજોરે,
મહાશંખ નામે નાગ સુંદર, તાર્ક્ષ યક્ષ પ્રમાણજોરે. ૫૦
કશ્યપ નામે મહામુનિ, ગંધર્વ શતસેન નામેરે;
એગણ સાથે માર્ગશીર્ષ માસે,ફરે અંશુ સૂર્ય સકળ ઠામેરે. ૫૧
પૂર્વચિત્તિ નામે અપ્સરા, રાક્ષસ સ્ફૂર્જ તમે જાણજોરે;
કર્કોટક નામે નાગ સુંદર, ઊર્ણ યક્ષ પ્રમાણજોરે. ૫૨
આયુ નામે મહા મુનિ, ગંધર્વ અરિષ્ટનેમિ નામેરે;
એ ગણ સાથે પોષ માસે, ફરે ભગ સૂર્ય સકળ ઠામેરે. ૫૩
ઘૃતાચી નામે અપ્સરા, રાક્ષસ વાત તમે જાણજોરે;
ધનંજય નામે નાગ સુંદર, સુરુચિ યક્ષ પ્રમાણજોરે. ૫૪
ગૌતમ નામે મહા મુનિ, ગંધર્વ સુષેણ નામેરે;
એ ગણ સાથે માઘ માસે, ફરે પુષા સૂર્ય સર્વ ઠામેરે. ૫૫

* મૂર્તિ પાસે પાર્ષદોના અધિપતિ વિષ્વક્સેન સ્થાપવામાં આવે છે, મંદિરના દ્વાર પાસે જે નંદ આદિ આઠ દ્વારપાલ સ્થાપન કરવામાં આવે છે, તે અણિમાદિ આઠ સિદ્ધિ છે. વાસુદેવ, સંકર્ષણ, પ્રદ્યુમ્ન, અને અનિરુદ્ધ, એ નામથી જે ચાર પ્રકારની મૂર્તિઓ કરવામાં આવે છે તે વિશ્વ, તૈજસ, પ્રાજ્ઞ અને તુરીયરૂપ માનવામાં આવે છે. એની અંદર પહેલો વિષય ઉપરથી, બીજો મન ઉપરથી, ત્રીજો અજ્ઞાન ઉપરથી, અને ચોથો એ ત્રણના સાક્ષીપણાથી ધારવામાં આવે છે. અંગ, ઉપાંગ, આયુધ તથા આભૂષણથી શોભતા ભગવાન પોતાની મૂર્તિમાં વિષયો, ઇન્દ્રિયો, ગોલક અને દેવતાઓને અર્થાત્ આખા બ્રહ્માંડને ધારણ કરી રહ્યા છે.

સેનજિત્ નામે અપ્સરા, રાક્ષસ વેચ્યા જાણજોરે,
ઐરાવત નામે નાગ સુંદર, ઋતુ યક્ષ પ્રમાણજોરે. ૫૬
ભારદ્વાજ નામે મહા મુનિ, ગંધર્વ વિશ્વ નામેરે,
એ ગણ સાથે ફાલ્ગુન માસે,ફરે પર્જન્ય સૂર્યસકળ ઠામેરે. ૫૭
આ સૂર્યની સર્વ વિભૂતિ, સ્મરણમાં જે જન ધરેરે,
પાપ તેનાં નાશ પામે, મુક્તિ તેને સદ્ય મળેરે. ૫૮
વાલખિલ્ય ઋષિઓ રથ આગળ,મંત્ર અર્થ અર્પણ કરેરે;
અસુર બળિયા પરાક્રમી તે, ઉદક છાંટે સૌ મરેરે. ૫૯
પાછે પગે ચાલે ઋષિ,શ્રીસૂર્ય સામી દૃષ્ટિ રાખે સદારે;
સકળ દૈત્યનો નાશ કરીને, હરે રવિની આપદારે. ૬૦
એણે પ્રકારે સૂર્ય મંડળ, મેરુ તણી પાછળ ફરેરે,
એમ બાર માસે બાર રાશી, સૂર્યની ગતિ વિસ્તરેરે. ૬૧

વલણ

સૂર્ય પ્રભાવ ગતિ એમ, બુદ્ધિમાને કથા કહીરે;
વિપ્ર વલ્લભ કર જોડી કહે, શ્રોતા બોલો જયજયીરે. ૬૨

ઇતિ શ્રીમદ્ભાગવતે દ્વાદશસ્કંધે એકાદશોઽધ્યાય ॥ ૧૧ ॥

## અધ્યાય ૧૨, મો*

### કડવું ૧૨ મું–રાગ ધન્યાશ્રી–દેશી ફેર

સુતપુરાણીકે શૌનક ઋષિને, કથા વિસ્તારી કહી;
તે સાંભળી આનંદ પામ્યા, રામે ભક્તિ હૃદય રહી. ૧
નમસ્કાર કીધો પુરાણીકને, ભાવ શુ પૂજ્યાં તહીં;
ભાગવતકથા પુરાણસુણી,ઋષિ હરખ પામ્યા મનમહીં. ૨
નારાયણની કથા કહી વળી, અન્ય પુરાણે છે ઘણી,
પ્રથમ†પરીક્ષિતનુંઆખ્યાનકહ્યું,શોભાહસ્તિનાપુરતણી. ૩
નારદજીનું આખ્યાન સુંદર, વર્ણવ્યું છે વિસ્તારથી,
પરીક્ષિતે અન્ન જળ ત્યાગીયું,એ વર્ણવ્યું છે મૂળ થકી. ૪
વળી યોગાભ્યાસ માંડી કહ્યો, અવતાર સઘળાની કથા;
બ્રહ્મા કમળથી નીપન્યા તે, વિસ્તારીને કહ્યું જથા. ૫
વિદુર મૈત્રેયનો સંવાદ કહ્યો,ઉદ્ધવને શ્રીકૃષ્ણનો સહી,
બ્રહ્માંડની ઉત્પત્તિ આદે, માયાની સૃષ્ટિ કહી. ૬
કાળ સુક્ષ્મ ને સ્થુળ બેઉ, વૃત્તાંત સૌ માંડી કહ્યું,
વળી સ્વર્ગ લોક મૃત્યુની લીલા,પાતાળમાં જે જે રહ્યું ૭
ત્રિભુવનના લોકની રચના, શ્રીશંકરની પૂજા કહી,
અજે અર્ધ નારી ને અર્ધ નરની,દેહી પોતે ધરી સહી. ૮
સંતરૂપ આદે સ્ત્રીની માયા, બ્રહ્માના પુત્ર કહ્યા ઘણા,
ઋષિ કપિલજીએ મનોરથ સૌ,પૂર્ણ કર્યા માતા તણા. ૯
દક્ષ પ્રજાપતિનો યજ્ઞ ધ્વંસ કરીને,શંકરનો ગણ ગયો;
ધ્રુવનું ચરિત્ર સઘળું કહ્યું, જે અચળ આકાશે રહ્યો. ૧૦

પૃથુરાયનાં ચરિત્ર કહ્યાં, પ્રાચીનબર્હી રાજા ભલો;
પ્રિયવ્રતનો સંવાદ કથ્યો, ઋષિ નારદને વનમાં મળ્યો. ૧૧
નાભિ રાજાનાં ચરિત્ર કહ્યાં, ઋષિ ભૂદેવ કેરાં અતિ ઘણાં;
અનેક ચરિત્ર કહ્યાં વિસ્તારી, ભૂપતિ જડભર્ત તણાં. ૧૨
સાતે દ્વીપનાં નામ કહ્યાં, ભુગોળ ખગોળ સાથે સહુ;
પાતાળ રચના કહી સઘળી, વર્ણવી વિસ્તારી બહુ ૧૩
નરકની સ્થિતિ કહી સઘળી, રચના સૌ કરી યમપૂરી;
પ્રચેતાના જન્મ સાથે, તેની પ્રભા નામે શુભ દીકરી. ૧૪
ત્વષ્ટા પ્રજાપતિનો પુત્ર, વૃત્રાસુરતણો મહિમા કહ્યો;
હિરણ્યકશિપુહિરણ્યાક્ષમારી,પ્રહ્લાદનોપ્રભુએ કર ગ્રહ્યો. ૧૫
મન્વંતરનાં ચરિત્ર આદે, ગજેન્દ્ર મોક્ષની કહી કથા,
શ્રીનારાયણ નારદ ઋષિનાં, ચરિત્ર સર્વ કહ્યાં જથા. ૧૬
સમુદ્ર મથન દેવ કારજ, દેવતા દૈત્યે સાથે કર્યું;
તે સમે વિષ નીકળ્યું તે, સદાશિવે કંઠે ધર્યું. ૧૭
દેવ દૈત્યનાં યુદ્ધ કહ્યાં, સંગ્રામ સઘળો વિસ્તરી;
સકળ ભક્ષ કર્યો નૃપ તે, સચંદ્ર રાજા કીર્તિ ખરી. ૧૮
ચ્યવન ઋષિના નેત્ર ફોડ્યાં, તે કન્યા ઋષિયે વરી સહી;
આખ્યાન કકુસ્થ રાયનું, ખટ્વાંગ કેરી કથા કહી ૧૯
માંધાતા સૌભરિ ઋષિ, પરશુરામનાં પરાક્રમ કહ્યાં;
શ્રીરામચંદ્રનાં ચરિત્ર જે જે, જ્ઞાન બુદ્ધિયે લહ્યાં. ૨૦
નિમિરાજા નાશ પામ્યો, જનક રાય ઉદય થયો,
પર્શુરામે નક્ષત્રી ભૂ કીધી, તે મહિમાં માંડી કહ્યો. ૨૧
નક્ષત્રી પૃથ્વી કરીને, બ્રાહ્મણને આપી સહુ;
રવિ શશિવંશી રાય કહ્યા જે, નામાંકિત હુવા બહુ. ૨૨
યયાતિ રાયનો યદુ સુત તેથી, યાદવો પ્રગટ્યા ઘણા;
શ્રીકૃષ્ણજી ત્યાં અવતર્યા, હરિ રક્ષક સંત સાધુ તણા. ૨૩
દેવકી ઉદરે અવતર્યા હરિ, પોર કો પામે નહીં,
પૂતનાં શોષી શકટ ભાંગ્યું, અનેક દૈત્ય હણ્યા તહીં. ૨૪
વત્સ બકાસુર સંહાર્યો પ્રલંબ, ભંગ ધનુષ યજ્ઞનો વળી.
કાળી નાથ્યો નાથજીયે, ઉગારી ગોપની મંડળી. ૨૫
નંદજીને સર્પે ગળ્યા, ત્યાંથી મેલાવી લાવ્યા હરિ,
ગોપિકાનાં ચીર હરીને, કદંમપર બેઠા ચડી. ૨૬
ઋષિ પત્નીને દયા કીધી, બ્રાહ્મણનું દુઃખ ટાળીયું,
ગોવર્ધન તોળ્યો ગાયો ચારી, ધેનુકુળ ઘણું પાળીયું. ૨૭
યજ્ઞાભિષેક કીધો રાસ રમીને, ગોપિકાને સુખી કરી,
શંખચૂડ સંહારીયો, દૈત્ય અરિષ્ટ ટાળ્યાં મહાબળ ભરી. ૨૮
કેશી અશ્વવેશે હણ્યો પછી, અક્રૂર તેડવા આવીયા,
રામકૃષ્ણ મથુરાં ગયા તે, નગ્રમાં સૌને ભાવીયા. ૨૯
ગોપીકાયે વિલાપ કીધા, હરિ યમુનાતટ આવ્યા સહી,
અક્રૂરને વૈકુંઠ દેખાડ્યું, કુવલયાપીડ હણ્યો જઈ ૩૦
મુષ્ટીક ને ચાણુર માર્યા, જે મલ પાચે બળીયા હતા,
કંસ માર્યો કૃષ્ણજીએ, મથુરાં માંડે થયા છતા. ૩૧

* આ બારમા અધ્યાયમાં પ્રથમ સ્કંધથી માંડી આ પુરાણમાં કહેલા મુખ્ય મુખ્ય સર્વ વિષયોની અનુક્રમણિકા સંક્ષેપથી કહી છે તે મનન છે † પ્રથમસ્કંધમાં

ઉગ્રસેનને રાજ્ય આપ્યુ, સદીપની ગુરુને કુવર વળી,
મથુરાવાસી યાદવ કેરી, દુ ખ આરત સઘળી ટળી ૩૨
ઉદ્ધવ રામ સમેત સૌ પ્રજાને, કૃપા કીધી શ્રીહરી,
રાજ્ય જરાસઘતુ કટક માર્યું, જે સત્તરવાર આવ્યો ફરી ૩૩
દ્વારિકા વસી પારિજાતિક, સત્યભામાને આપીયુ,
સુધર્મ સભાર્યાં રુકમણી હરી, ભય દુ ખ તેનુ કાપીયુ ૩૪
પછી ઉષાહરણ સગ્રામમા, મહાદેવ મોહ પામ્યા સહી,
બાણાસુરના હસ્ત છેદ્યા, નર્કાસુરને હણ્યો જઈ ૩૫
સોળસહસ્ર સ્ત્રીનિજ ઘેર લાવ્યા, જુજવી એકલગ્નેવરી,
પુડરીક વાસુદેવ કાશી રાજાનુ, હણ્યો સાલવ શ્રીહરિ ૩૬
દતવકત્ર માર્યો, શબર માર્યો, મોરુ દૈત્ય હણ્યો સહી,
પાચ જન્ય દૈત્ય હણીને લાવ્યા, લક્ષ્મી ઘેર હાથે ગ્રહી ૩૭
પૃથ્વી ભાર ઉતારીયો, પાડવને દયા કીધી ઘણી,
વિપ્ર શાપે હણ્યા યાદવ, ક્ષય કર્યો ઈચ્છા આપણી ૩૮
શ્રીકૃષ્ણજી ઉદ્ધવનો સવાદ, કથા કહી વિસ્તારી,
આત્મજ્ઞાન યોગાભ્યાસ કરી, વૈકુઠ પધાર્યા શ્રીહરિ ૩૯
ચાર યુગના કહ્યા લક્ષણ, કળિયુગના લક્ષણ કહ્યા,
ચાર પ્રકારના કહ્યા પ્રલય, વેદશી વિષ્ણુ લહ્યા ૪૦
એ ધર્મો કહ્યા સર્વ પ્રકારના, ઉત્પત્તિ સર્વ મોડી કહી,
રાય પરીક્ષિતનો દેહ ત્યાગ પછી, વેદશાખા સર્વે લહી ૪૧
માર્કંડેય ઋષિનુ આખ્યાન ને, મહા પુરુષની વર્ણન કથા,
સૂર્ય મડળની કથાકહી, હરિએ અવતાર લીધા સર્વથા ૪૨
એ દ્વાદશસ્કધ ભાગવત કથા, સાભળે નરનારી સહી,
તેને કૃપા કરે બહુ અવિનાશજી, યમકિકર પીડે નહીં ૪૩
એ કથા શ્રવણે પાન કરતા, સાધુજન થાયે સહુ,
પવિત્ર દેહી થાય નહી, શ્રીહરિ કરુણા કરે બહુ ૪૪
પરમેશ્વરના ચરિત ગાતા, સકળ સુખને પામીએ,
અનેક પાપ જે અનેક જન્મના, તેહ સઘળા વામીએ ૪૫
સત્કર્મ જે સસાર માહે, અવતરીને કીજીએ,
તેહ સમર્પવા સૌ વિષ્ણુને, કર પ્રેમ પ્રીતે દીજીએ ૪૬
સુતપુરાણીએ શૌનક ઋષિને, કથા એ વિસ્તારી કહી,
સકળ પ્રાણી થાય પાવન, ગોવિંદ ગુણ ગ્રહતા રહી ૪૭
કામ ક્રોધ મોહ માયા તજીને, ભજન કરો ગોવિંદનુ,
સસાર વિપના વિસારીને, શરણુ ગ્રહજો ભક્તનુ ૪૮
ભાવશું ભગવાન ભજીએ, ભૂધરની ભક્તિ કરી,
કર જોડી વલ્લભ ભણે, શ્રીહરિ હરિ પ્રભુ શ્રીહરિ ૪૯

### કડવુ ૧૩ મુ—રાગ રામગ્રી

એણી પેર બોલ્યા સૂતપુરાણીજી,
શૌનક સુણજો આનદ આણીજી,
ગગાતટ સાનિધ્ય પરીક્ષિત રાયજી,
શ્રીવ્યાસનદને કહી કથાયજી ૧

ચાલ

એ હરિ કથા કહી છે વ્યાસ પુત્રે, પરીક્ષિતને સાર,
સકળ મુનિવર દેખતા, પરીક્ષિત હવા ઉદ્ધાર ૨
અનેક ઋષિવર તે સ્થળે હતા, ગગાતટ સનિધાન,
શુક મુનિયે કથા કહી ત્યા, કેવળ હરિ રસજ્ઞાન ૩
હુએ ત્યા બેઠો હતો, મે સાભળ્યુ છે જેહ
અનુક્રમે વિસ્તારી, તમ પ્રત્યે મેં કહ્યુ તેહ ૪
આખ્યાન આ કો સાભળે, ભાગવત કથા વિસ્તાર,
તેને કૃપા કરે કમળાપતિ, મુકુદ વિશ્વાધાર ૫
અનેક અથવા પાદ કે શ્લોક, જાણે ભાવે જેહ,
એકેક અક્ષર સાભળે જન, થાય પાવન દેહ ૬
ભાગવત કથા શ્રવણે સુણેથી, હોયે સ્વર્ગમા વાસ,
પદ પામીયે પરબ્રહ્મનુ, કૃપા કરે અવિનાશ ૭
પુષ્કર આદે તીર્થનુ ફળ, નિજ ઘર બેઠે થાય,
દ્વારિકા કાશી મથુરા ગોકુળ, વાસ કર્યાનુ ફળ થાય ૮
સાત દિવસમા સાભળે તથા, માસ વર્ષ પર્યંત,
જ્ઞાન ધરી હરિ કથા સુણે તો, કૃપા કરે ભગવત ૯
સસારના કૃત સકલ પાતક, મનસા વાચા કાય,
નવે દ્વારથી તે નાશ પામે, દેહી નિર્મળી થાય ૧૦
દેવ પિતૃ મનુષ્યની, મન કામના શુભ હોય,
નર નાર ને સુકુમાર પ્રાણી, પવિત્ર થાયે સોય ૧૧
ભાગવત સુણે પાપ જાયે, અનેક ભવના જીણું
અશેષ જેમ અધકાર ટળે, કશ્યપ સુતને કીધું ૧૨
ભણે ભણાવે સાભળે તેની, સકળ પહોંચે આશ,
ધર્મ અર્થ ને કામ મોક્ષ હોય, પૂર્ણ પ્રાપ્તિ પ્રકાશ ૧૩
વેદ ચારે ભણ્યાનુ ફળ સકળ પૃથ્વી દાન,
કથા શ્રવણથી કરુણા કરે, શ્રીપૂર્ણ બ્રહ્મ ભગવાન ૧૪
દ્વિજ ભણે બ્રહ્મજ્ઞાની હોયે, ભૂપ ચક્રવર્તી સાર,
જન વૈશ્ય ધન પામે બહુ, સદા અખુટ પારાવાર ૧૫
શૂદ્રના સૌ પાપ જાયે, અગ નિર્મળ થાય,
અવિનાશી પ્રભુ અનેક રૂપે, કરે આવી સહાય ૧૬
અનેક રૂપે વિષ્ણુ છે, ત્રૈલોક્યમા નિરધાર,
ઇદ્ર બ્રહ્મ રુદ્ર આદે, કો ન પામે પાર ૧૭
એવુ જાણી પરમેશ્વરની ભક્તિ કરજો પર્મ,
સકળ પુન્ય થકી અધિક છે, જે ભક્તિ મારગ ધર્મ ૧૮
પૂર્ણ પુરુષોત્તમ પ્રભુ પરિબ્રહ્મ જે કહેવાય,
ભાગવત વિષે પદે પદે, ગાયો વિષ્ણુ વૈકુઠરાય ૧૯
અજરામર હરિ અતર છે, નિરાકાર સાકાર,
વ્યાપક ઉત્પત્તિ પાલક પ્રલય, કરે તે ક્ષણમા સાર ૨૦
ત્રિભુવનપતિ પરબ્રહ્મને, ભાસે કરો પ્રણામ,
જેનો પાર બ્રહ્મા ન લહે, હરિ સકળ વ્યાપક રામ ૨૧
નારાયણની ભક્તિ કરતા, આપે મુક્તિ શ્યામ,
સ્વર્ગમહી વાસો વસે, શ્રીવિષ્ણુનું જ્યા ધામ ૨૨

આત્મા પરમાત્મા વિશે છે, સ્વયં પરિબ્રહ્મ પ્રકાશ;
સ્થાવર જંગમ રહ્યો વ્યાપિ, આત્મ અકળ અવિનાશ. ૨૩
કેવળ જ્ઞાની સકલ રૂપે, દેવાધિનો એ દેવ;
પ્રણામ તેને પુરાણીકે, કરજોડી કીધો[1] એવ. ૨૪
પ્રણામ શ્રીશુકને કરું, જેણે પરીક્ષિત થયો ઉદ્ધાર;
સાત દિન શ્રીભાગવત કથા, સાંભળી પામ્યો પાર. ૨૫
તેવા શ્રીશુકદેવજી સ્વયં, આત્મ સાક્ષી હોય;
પંચેંદ્રિયના સ્વાદથી અળગા, સંસાર જીત્યો સોય. ૨૬
સદાકાળ શ્રીવિષ્ણુને ચર્ણે, રાખીયું મેં મન;
શ્રીવિષ્ણુ લીલા વર્ણવી, પરીક્ષિત કર્યો પાવન. ૨૭
તે માટે શુકને નમી, કરુ કોટાનકોટિ પ્રણામ;
ગુણગ્રામ હરિના હૃદય રાખો, પહોંચે મનની હામ. ૨૮
વ્યાસ વાલ્મિક ઋષિને, પ્રેમે કરુ નમસ્કાર;
સુતપુરાણિક શૌનક પ્રત્યે, કીર્તિ કરે વિસ્તાર. ૨૯
વર્ણ મધ્યે શ્રેષ્ઠ બ્રાહ્મણ જે, વિષ્ણુ મુખથી ઉત્પન્ન;
પણ જેણે પૂજ્યા વિપ્રને, તેણે પૂજ્યા જગજીવન. ૩૦

વલણ

તેણે પૂજ્યા જગજીવન નિશ્ચે, સાંભળજો શૌનકમુનિરે;
બારમો અધ્યાય થયો પૂરણ, દ્વાદશસ્કંધ ભાગવતધ્વનિરે. ૩૧

ઇતિ શ્રીમદ્ભાગવતે દ્વાદશસ્કંધે દ્વાદશોઽધ્યાયઃ ॥ ૧૨ ॥

---

## અધ્યાય ૧૩ મો*

### કડવું ૧૪ મું–રાગ ધન્યાશ્રી

શ્રીમહાદેવ માર્કંડેય ઋષિનો, જેહ થયો સંવાદજી;
પ્રથમ પ્રણામ તેને કીજે, જેહ સ્વરૂપ અનાદજી.
ઇન્દ્ર બ્રહ્મ મહારુદ્ર સ્તવે, નિરંતર તેનું નામજી;
બ્રહ્મ સ્વરૂપ અનાદિ અદ્ભુત, કરું તેને પ્રણામજી.
કુમારો અવતારને નમું વળી, મંદરાચળધર જેહજી,
શેષશાઇ સ્વરૂપ સ્વામિજી, અકળ સ્વરૂપ છે એહજી.
જેને શ્વાસે સમુદ્ર લહેરે, તેને કરુ નમસ્કારજી;
સઘળે વ્યાપક વિશ્વરૂપ છે, વિશ્વંભર વિશ્વાધારજી.
પુરાણ શ્રવણથી મહા સુખ પામે, નિર્મળ થાયે મનજી;
શ્રોતા વક્તા ને જન પૃચ્છક, સર્વ થાએ પાવનજી.
અનેક યજ્ઞ દાન ફળ પામે, સકળ તીર્થ ફળ હોયજી;
હવે શ્લોક પુરાણ તણી કહું સંખ્યા, સાંભળજો સૌ કોયજી.
પ્રથમ બ્રહ્મ પુરાણના શ્લોક, દશ સહસ કહેવાયજી;
પદ્મ પુરાણના પંચાવન સહસ, ગણિત શ્લોક સંખ્યાયજી.
ત્રેવીશ સહસ શ્લોક વિષ્ણુ, પુરાણનું વર્ણનજી;
શિવ પુરાણના ચોવીસ સહસ, શ્લોક સંખ્યા માનજી.
શ્રીમદ્ભાગવત પુરાણે, શ્લોક સંખ્યા સહસ અઢારજી;
નારદીય પુરાણ પચીશ હજારની, ગણિત સંખ્યા સારજી.
માર્કંડેય પુરાણનું નવ સહસે, શ્લોકે કીધું વખાણજી;
પંદર સહસની ઉપર ચારસે, સંખ્યા અગ્નિ પુરાણજી.
ચૌદ સહસની ઉપર પાંચસે, ભવિષ્યોત્તર કહેવાયજી;
બ્રહ્મવૈવર્ત પુરાણની સંખ્યા, સહસ અઢાર થાયજી.
લિંગ પુરાણના શ્લોક એકાદશ, સહસ સંખ્યા માનજી,
વરાહ પુરાણ સહસ ચોવિશ, શ્લોકનું આખ્યાનજી.
સ્કંદપુરાણ એકાશી સહસ છે, શતએક શ્લોક સંખ્યાયજી;
વામન પુરાણ દશ સહસ, સંખ્યા શ્લોકથી પૂરણ થાયજી.
સત્તર સહસ શ્લોક વડે છે, કૂર્મ પુરાણનું જ્ઞાનજી;
મત્સ્ય પુરાણ ચૌદ સહસ શ્લોકમાં, વર્ણન શ્રીભગવાનજી.
ઓગણીશ સહસ શ્લોકની કથા છે, ગરુડ પુરાણ વિસ્તારજી;
દ્વાદશ સહસ બ્રહ્માંડ પુરાણ, સંખ્યા છે તેની સારજી.
અઢાર પુરાણતણી એ સંખ્યા, વર્ણન વિવિધ પ્રકારજી;
વળી સવા લક્ષ મહાભારત છે, ઇતિહાસ કથા સારજી.
સપ્ત કાંડ રામાયણે લીલા, ઋષિ વાલ્મિકકૃત કહેવાયજી;
તે આદે ઇતિહાસ કથા બહુ, તેનો પાર ન થાયજી.
અનેક કથા હરિ લીલા વર્ણન, ગોવિંદ ગુણ વિસ્તારજી;
સકળ પુરાણનું સાર સત્વ છે, શ્રીભાગવત નિરધારજી.
અઢાર સહસ શ્લોકનું વર્ણન, સાંભળશે જન જેહજી;
નર નારી સૌ કુટુંબ સંગાથે, પાવન થાશે દેહજી.
ભાગવત આદિ, મધ્ય, અંત્યે, વિષ્ણુ સર્વત્ર વાસજી;
નારાયણે કહ્યો પ્રજાપતિને, મહિમા તેનો ખાસજી.
સકળ વ્યાપક છે વિશ્વંભર, તેનું લઈ નામજી;
સંસાર ઉતારે શીઘ્ર, તારક મંત્ર શ્રીરામજી.
મન મધ્યે વૈરાગ્ય ધરીને, ભક્તિ હરિની કરવીજી;
સર્વ શાસ્ત્રનું સાર લહી, હરિ ચર્ણે મનસા ધરવીજી.
હરિ હર બ્રહ્મા, એક જાણવા, અદ્વૈતરૂપ બોલાયજી;
તે એક પરમેશ્વર સઘળે વ્યાપક, સ્થાવર જંગમ માંયજી.
ભાગવતનો મહિમા પુરાણે, સાંભળજો નિરધારજી,
ભાદ્રપદ માસની પૂર્ણમાસીયે, દાન એનું બહુ સારજી.
મંદિરમાં સિંહાસન માંડી, તે ઉપર મેહેલો પુરાણજી;
પ્રથમ પૂજા શ્રીભાગવત કીજે, પછી વ્યાસ નીરવાણજી.
અર્ઘ્ય આરતિ ધૂપ દીપ કરી, દ્વિજને નમીયે પાયજી,
અને સ્તુતિ કીજે સાંનિધ્ય રહી, જન્મ કૃતારથ થાયજી.
સુપાત્ર જ્ઞાતા બ્રાહ્મણ જોઈ, કીજે પુસ્તક દાનજી,
દક્ષિણા સહ શુભવસ્ત્ર સમર્પીએ, શ્રીફળ ફોફળ પાનજી.
શ્રીભગવાન કૃપા કરે તેને, અવસાને લે પાસજી;
ભાગવત દાન સમાન પુણ્યકો, નથી અન્ય પ્રકાશજી.
સકળ વેદનું સાર શ્રીભાગવત, બ્રહ્મ નિરૂપણ હોયજી,
સંસાર સુખ સ્વપ્નવત જાણીયે, અનુભવિ જો જોયજી.

---

* આ તેરમા અધ્યાયમાં પુરાણોની સંખ્યા તથા શ્રીમદ્ભાગવતના વિષય તથા પ્રયોજનાદિક કહેલાં છે, તે કથાપ્રસંગ છે.
[1] અનાદિક ઋષિ

શ્રીમદ્‌ભાગવત રૂપી અમૃત, પાન કરે જન જેહજી,
તેને અન્ય પ્રીતિ ન હોયે, પુરાણ શ્રેષ્ઠ છે એહજી
જ્યાં લગી ભાગવત ન સાભળ્યું, ત્યાં લગી અન્ય પુરાણજી,
સકળ શાસ્ત્રનું તત્વ શ્રીભાગવત, ચરિત્ર સારિંગપાણજી.
નદી સર્વમાં શ્રેષ્ઠ સરિતા, ગંગાજી કહેવાયજી,
સકળ વિષ્ણુ ઋષિમા, શુભ વચન શુક ઋષિરાયજી
સર્વ દેવના દેવ પોતે, વિષ્ણુ વૈકુંઠ ભૂપજી,
અવિનાશી અંતરયામી, હરિ પૂર્ણ બ્રહ્મ સ્વરૂપજી
વૃક્ષ સર્વમાં અશ્વત્થ જાણીયે, ઉચ્ચૈશ્રવા હય જાતજી,
વર્ણાશ્રમમાં બ્રાહ્મણ શ્રેષ્ઠ છે, એમ બોલે વૈકુંઠ નાથજી
ગિરિમા કનકાચળ કહીયે, ગજમાં ઐરાવત જાણજી,
તેમ સકળ પુરાણ મધ્યે, શ્રીમદ્‌ભાગવત પ્રમાણજી
વૈષ્ણવ નિર્મળને મન વહ્લભ, એ પરમહંસ છે ધર્મજી,
જેમાં નિરાકાર સાકાર ચૈતન્યમા, સઘળે ભાસે બ્રહ્મજી
જ્ઞાન વૈરાગ્યનાં કર્મ ભોલે, ભાગવતમા નિરધારજી,
એ કથા જે ભણે ભણાવે, સાભળશે નરનારજી.
પ્રીતે શ્રવણ કરે જે પ્રાણી, સંસાર થકી મૂકાયેજી,
એ શ્રીભાગવત વાસુદેવને, પ્રણમી નમિયે પાયેજી
શ્રીનારાયણે સર્વ ધર્મનો, બ્રહ્માને ઉપદેશ કીધોજી,
કૃપા કરી તે કમળાપતિ સહુને, હરિવેદ પુરાણે પ્રસિધ્ધોજી
ગર્ભ જોગી શુકને નમું ચર્ણું, શ્રીવ્યાસજીને, નમસ્કારજી,
જેણે બ્રહ્મનિરૂપણ કથા કહીને, પરીક્ષિત ઉતાર્યો પારજી
શ્રીભાગવત કથા સાંભળેથી, પવિત્ર થાય સર્વે પ્રાણિજી,
સકળ ધર્મ તણા ફળ પામે, એમ વેદ વદે સુખ વાણીજી
શ્રવણ ભક્તિથી અનેક જાતનાં, મહા દારુણ અઘ વામેજી,
તે સંસાર સુખ સર્વત્ર ભોગવી, અંતે હરિનું પદ પામેજી.

વલણ

અંતે હરિપદ પામે પ્રાણી, ભાગવત શ્રવણ અમૃતપાનજી,
વિપ્ર વહ્લભ ભણે સર્વે શ્રોતા, શ્રેષ્ઠ ભાગવત પુરાણજી.

ઇતિ શ્રીમદ્‌ભાગવતે દ્વાદશસ્કંધે ત્રયોદશોઽધ્યાય ॥ ૧૩ ॥



# શ્રીમહાભારત—ગુજરાતી પદબંધ



"ગુજરાતી" પ્રેસના આદ્ય અને મૂળ સંસ્થાપક અમારા પૂજ્ય પિતાશ્રી સ્વ. ઈચ્છારામ સૂર્યરામ દેશાઈએ જ્યારે શ્રીમદ્‌ભાગવતનો ગુજરાતી પદબંધ અનુવાદ પ્રકટ કર્યો ત્યારે ગુજરાતી કવિઓનો રચેલો શ્રીમહાભારતનો ગુજરાતી પદબંધ અનુવાદ મળે તો તે પ્રકટ કરવો એવી ઈચ્છા દર્શાવી હતી. પણ તે પછી શ્રીમહાભારતનો શ્લોકાનુસાર સરળ ગુજરાતી ગદ્યમાં અનુવાદ પ્રકટ કરવાનું નક્કી થયું એટલે અને કોઇ પણ એક ગુજરાતી કવિનો રચેલો મહાભારતનો કાવ્યબદ્ધ અનુવાદ નહિ મળી શકવાથી પ્રથમની ઈચ્છા પૂર્ણ થઇ શકી નહિ. તે પછી અમે સદ્‌ગત પિતાશ્રીની ઈચ્છા પૂર્ણ થાય અને એક રીતે ઋષિઋણ તેમ જ પિતૃઋણ અમારે હાથે ફીટી શકે એ માટે ગુજરાતીમાં રચાયલા મહાભારત કાવ્ય સંબંધમાં શોધ ચલાવી, પણ અમને પ્રેમાનંદ કવિની કૃતિ મળી શકી નહિ. એ કાર્ય પાર પાડવા માટે અમે બનતાં સુધી ગુજરાત કાઠિયાવાડમાં જૂદે જૂદે સ્થળે શોધ ખોળ ચલાવી અને એકજ કવિનું રચેલું ગુજરાતી મહાભારત નહિ મળે તો જૂદા જૂદા કવિઓનાં રચેલાં પર્વો મેળવીને પણ જો સંપૂર્ણ મહાભારત થઈ શકે તો પણ તે પર્વો મેળવવાં અને તેમ કરીને ગુજરાતી કવિતામાં મહાભારત બહાર પાડવું, એવો વિચાર રાખ્યો, અને અમને થોડે અંશે તેમાં ફત્તેહ મળી છે, એવું જણાવતાં આનંદ થાય છે. અમારી શોધખોળમાં અમને મહાભારતના અઢારે અઢાર પર્વોના ગુજરાતી પદબંધ અનુવાદો મળ્યા નથી, પણ લગભગ ૧૪ પર્વોના મળ્યા છે; અને તેમાં પણ કોઇ પણ કવિએ શાંતિપર્વ, અનુશાસન પર્વના અનુવાદો કરેલા જણાતા નથી. પણ એક વિચાર કરતાં એમ જણાય છે કે પ્રસ્તુત પર્વો સંસ્કૃત ભાષામાં પણ કઠણ મનાય છે, અને ટીકા તથા ગુરૂજ્ઞાન વગર સમજાતાં નથી, એટલે એવા શુષ્ક કઠણ ભાગોના ગુજરાતી કવિતામાં અનુવાદો કરવાને ગુજરાતી કવિઓ પ્રેરાયા નહિ હોય એ સ્વાભાવિક છે. બીજું એ પણ અમને જણાયું છે કે પ્રેમાનંદ સુદ્ધાં બે ત્રણ અન્ય કવિઓએ ગુજરાતી ભાષા કવિતામાં મહાભારતનો કથા ભાગ ઉતારવા પ્રયત્ન કર્યો છે, અને તેઓની કૃતિ રંજનકર્તા છે. આ કવિઓનાં છુટક છુટક પર્વોની કવિતા મળી છે તેટલાં સાધનો ઉપરથી અમે પદબંધ ભાગવતની માફક ગુજરાતી પદબંધ મહાભારત છાપવાની યોજના કરી છે, અને તે સંબંધી પ્રાચીન હસ્તલિખિત પ્રતો એકઠી કરી નકલો ઉતરાવવાનું કામ આરંભ કર્યું છે, અને સંવત ૧૯૮૩ ની દીવાળી પછી આ શુભ કાર્ય છાપવાનો વિચાર રાખ્યો છે. આ છાપવાનું કામ પણ મહાભારત છે, અને તે માટે સાધન અને નાણાંની જોગવાઇ કરવાની છે; પણ શુભ કાર્યમાં વિઘ્નો આવવા છતાં તે પૂર્ણ કરવામાં ઈશ્વરની હમેશાં સહાય હોય છે, એવો દૃઢ વિશ્વાસ હોવાથી એ કાર્ય માટે વ્યવસ્થા કરી છે, અને ગુજરાતી પ્રજા આગળ આ યોજના રજુ કરી છે. જેઓ આ પુસ્તક ખરીદવા માંગતા હોય તેઓએ માત્ર ચાર આના પ્રવેશ ફી મોકલી આપી પોતાનો ઓરડર નોંધાવવા વિનતિ છે. આ ચાર આના જેટલી જુજ નાની રકમ ગ્રાહકોને પોસ્ટેજ વખતે પાછી આપવામાં આવશે અને ગ્રન્થ તૈયાર થયે વેચાણ કીંમતથી પણ ઓછી કીંમતે આપવામાં આવશે. **સૌથી પહેલા મહા કવિ પ્રેમાનંદનો આદિ પર્વ છાપવામાં આવશે.**

આ પુસ્તકના વાંચનારાઓમાંથી કોઈ પાસે મહાભારતનાં પર્વો અથવા આખું મહાભારત પદબંધ હોય અને છાપખાના કામમાં સહાય કરવા ઈચ્છા હોય તેઓએ નીચેને શરનામે પત્રવહેવાર કરવો.

ગ્રાહક થવા ઈચ્છા રાખનારાઓએ પોતાનું નામ, ઠામ, ગામ, નજીકની પોસ્ટ ઓફીસ, જીલ્લો, ઈલાકો વગેરે સ્પષ્ટ અને સ્વચ્છ અક્ષરોમાં નીચેના શરનામે લખી જણાવવું.

ગ્રાહક નોંધાવવાનું શરનામું:—

**"ગુજરાતી" પ્રિન્ટીંગ પ્રેસ,**

બજારગેટને નાકે, ટાઉન હોલની સામે, સર્કલ,

સાસુન બિલ્ડીંગ્સ, કોટ, મુંબઈ નં. ૧.

# કઠિન શબ્દાર્થ કોષ

અ

અવિગત–તિ–જે જાણ્યું ગયું નથી, પણ છે, તેજોમય છે, અખંડિત છે તે (જગદીશ્વર).
અધુના હમણાં
અનુદિન–હમેશાં
અવધારવું–અવશ્ય ધારવું, નક્કી માનવું
અક્ષત ચોખાના દાણા પૂજન વખતે લેવામાં આવે છે તે
અશ્વત્થ–પીપળો
અજનાસા–બકરાનું નાક
અસ્તુ–હો, એમ થાઓ
અપ–જળ, પાણી
અધોમુખે–ઉંધે–નીચે મોઢે
અકલજય–બ્રહ્મા
અનંગજય–શિવ
અજ્ઞ–અજાણ્યું
અભિધાન–નામ
અનંત–પાર–અંત વગરનું
અષ્ટોત્તરસહસ્ર–એક હજારપર આઠ
અનિંદિતપણું–નિંદા કરવા યોગ્ય નહિ એવું વર્તન
અટણ–ફરવું મુસાફરી કરવી
અજન્મા–જેનો જન્મ નહીં તે (ઈશ્વર)
અગમ્યા–ગમન કરવા–ભોગવવા યોગ્ય નહિ તે (સ્ત્રી)
અક્ષર–ખરે નહિ તે જેનો નાશ ન થાય તે.
અભાવે–ન હોવાને લીધે
અર્ક–સૂર્ય
અપરાહ્ને કાળ–ત્રીજે પહોરે
અગ્ર–ટોચ, અણી
અવશેષ–બાકીનું
અટ્ટહાસ–અતિશે હસવું
અર્થાત્–એટલે
અનાત્મ પ્રતિપાદિત શાસ્ત્ર–આત્મા નહિ–[illegible] વર્ણન કરનારાને
અપ્સરસમુદાય–અપ્સરાઓનો જથ્થો
અજન્મા–જન્મ વગરના
અતર્ક્ય–તર્કમાં–કલ્પનામાં પણ ન આવે એવા (ઈશ્વર)
અવિષય–જેમાં વિષય નહિ તે
અસંગ–સંસારથી વિરક્ત
અર્પિત–અર્પણ કરેલું આપેલું.
અશન–ખાવું
અધોગતિ–નબળી–નીચી ગતિ
અચ્યુત–અવિનાશી
અધર્માચાર્ય–અધર્મનું આચરણ કરનાર તથા કરાવનારમાં મુખ્ય

અધ્વર્યુ–યજ્ઞમાં હોતાની જોડે બેસનાર (બ્રાહ્મણ)
અકુંઠિત–પાછી ન હઠેલી (તેવી બુદ્ધિ)
અભિચાર વિધાન–મારણ મોહન વગેરે પ્રયોગ
અજ–બકરું
અનંગદાવાનલ–કામરૂપી અગ્નિ
અવશેષ બાકી રહેલું
અનિત્ય–નાશવંત
અહિ–સાપ, શેષનાગ
અયુત–દશ હજાર
અખંડ–જેના ટુકડા–ભાગ નહિ થાય તે
અનૂપ જેને કોઈની ઉપમા ન આપી શકાય એવા
અખિલેશ્વર–સર્વના ઈશ્વર–પ્રભુ
અકળ–કળી શકાય નહિ તેવા
અભ્ર–આભળાં, વાદળાં.
અત પર–એ કરતા બીજું
અર્ભક–બાળક
અગાધ–ઉંડું, ખોળ્યું ન જડે તેવું
અવ્યક્ત–ગુપ્ત પ્રસિદ્ધ નહિ તે
અચ્યુતાનંદ–અખંડ આનંદ (અ–નહિ, ચ્યુત–નાશ થવું)
અનુગ્રહ–શાપને પાછો, કૃપા કરવી
આવાસ–મહેલ, હવેલી
અભીયા–ભય વગરનો (આભેરો)
અધર–નીચેનો હોઠ
અષ્ટપાણિ–આઠ હાથવાળા બ્રહ્મા.
અનુગ્રહ–છોડી દેવું ઘટ્ટ કરવું
અગ્રજ–મોટો ભાઈ.
અલવણ–લવણ વગરનું મોળું
અણસારો–સાન
અસતી–જેનામાં સતીપણું ન હોય તેવી સ્ત્રી.
અકિંચન–દુર્બળ, ગરીબ.
અકાળ–સમય વગરનું
અરિષ્ટ–મોત, દુઃખ
અલક–ચોટલો અંબોડો
[illegible]–ન મળી શકે તેવું
અર્ધચન્દ્ર–અડધો [illegible]
અધરપીયૂષ–હો[illegible] અમૃત
અહમેવ–હું
અહિધર–[illegible] (અહિ–સર્પ ધર–)
અક્રૂર–[illegible]ના કાકા (૨) [illegible] [illegible]–દયાળુ
અનુરાગ–પ્રીતિ, આસક્તિ, (૨) લગન પ્રેમલીનતા.
અવિકાશ–મોટું
અસ્ત્ર–દૂરથી ફેંકીને મારવા હથિયાર

અભક્ષ્યભક્ષી–ન ખાવાની વસ્તુ ખાનાર.
અગ્રવર્તી–આગળ રહી કામ કરનાર, (૨) પ્રધાન
અવલોકો–જુઓ.
અરૂપ–આકાર વગરનું
અધરસુધારસ–હોઠે રહેલા અમૃતનો રસ
અકૃત–સત્કાર નહિ પામેલી
અજ્ઞાન અર્ણવ–અજ્ઞાનનો સમુદ્ર.
અભિશાપ આળ
અજાતશત્રુ–જેનો કોઈ શત્રુ નહીં તે (યુધિષ્ઠિર)
અલક્ષ્મી દારિદ્ર્ય
અક્ષૌહિણી–૨૧૮૭૦ હાથી, ૨૧૮૭૦ રથ, ૬૫૬૧૦ ઘોડા, ને ૧૦૯૩૫૦ પાયદળ, એટલા સૈન્યને એક અક્ષૌહિણી સેના કહેવાય
અપરિમિત–ઘણું જ, પ્રમાણ વગરનું
અવિચળ વાણી–પૂરું અને ફેરવવું ન પડે એવું નિશ્ચયનું બોલવું
અપરોક્ષ–નજર આગળ સમક્ષ
અવશેષ બાકી
અરુણ રંગ–પ્રભાતનો લાલ રંગ
અન્ય–બીજા
અગોપ–જાણીતું
અનંત–જેનો અંત–છેડો નહિ
અતિક્રમ ઉલ્લંઘન
અરિષ્ટ–દાડકાં
અષ્ટદલ–આઠ પાંખડીઓવાળું (કમળ)
અષ્ટયામ–આઠે પહોર
અબ્દ–વર્ષ
અટણ–ફરવું
અવસાન–આખર.
અનુસ્યૂત–પરોવાયેલું
અશનાદિ શમદમ આદિથી હઠતા
અશમ શાન્ત નહિ તે
અધિષ્ઠાન–સ્થાન જગા.
અનિલ–વાયુ
અહંકર્તવ્ય–અહંકાર કરીને કરવા લાયક
અસ્તિત્વ–હોવાપણું
અધ્યાસ–નિશ્ચય
અનુવર્તન–અનુસરવું આચરણ
અધિષ્ઠાતા–મુખ્ય
અનાયાસે–અણચિંતવે
અભિગ્રહી–ટેક ધારી નહિ
અનન્ય ભક્ત કોઈ પણ બીજાનો ભક્ત નહીં, એક દેવને જ માનનાર

અપરિચ્છિન્ન–અમાપ
અવસાને–આખરે, મરણ વખતે.
અશ્વ ઘોડો
અનંતવિજય–યુધિષ્ઠિરનો શંખ.
અપરાજિત–શત્રુએ નહિ જિતેલા.
અસંશયી–સંશય વગરનો નિશ્ચયી
અભિરત–પ્રીતિમાન, લાગેલો
અવ્યભિચારિણી–એકને સારા નિશ્ચયવાળી બુદ્ધિ
અન્ન–ખાદ્ય
અનુમત્ત–અપ્રમત્ત છતાં પ્રમત્તની પેઠે દેખાનાર.
અનિરીક્ષ્ય–જોવાને અશક્ય.
અમૃતોદ્ભવ–અમૃત મથન વખતે ઉત્પન્ન થયેલું
અસંમોહ–મોહ રહિતપણું
અયતિ–પ્રયત્ન નહિ કરનાર
અનુપકારી–ઉપકાર ન કરનાર

આ

આધ્યાત્મજ–બ્રહ્મવિદ્યા.
આરાધન–મન ભણી લેવાવું
આમિષ–માંસ.
આલાપ–સૂર, ધારો [illegible] તે
આત્મસંયમ–ઈન્દ્રિયોને દમી વશ
આત્માનાત્મ–આત્મા અને દેહ.
આનક કરતાલ, ઢોલ (૨) નગારું
આમંત્રણ કરવું,–તેડવું
આહ્વનીય–યજ્ઞનો એક પ્રયોગ છે; હોમવાની વસ્તુ
આખડી–ટોકર ખાવી (૨) બાધા
આરૂઢ–આધાર
આભા–કાંતિ, તેજ
આવાગમન–આવવું જવું
આર્દ્ર–ભીનું, ભીંજેલું
આરોપી–લગાવી પેરવી.
આરોપવું–પહેરાવવું
આર્તવીન (આર્તવિત્ત)–આપત્તિ વખતે મળેલું ધન, અર્થાત્ જેમ એવે વખતે મળેલું ધન અત્યંત વહાલું લાગે છે, તેવું પણ વહાલું હોય તે.
આયાસ–મહેનત, શ્રમ.
આરોહણ–[illegible]
આગમ–આવવું.
આકર્ષુ–વાળવું
આસ્તરણ–અસ્તર પાથરણું
આયુધ–હથિયાર.
આજાનબાહુ–ઢીંચણ સુધી જેના હાથ લાંબા છે તેવો પુરુષ.
આલંબન–આશ્રય
આપમતવાદી–પોતાના આધારે માત્ર નાશ; વેદને માનનાર.
આસક્તિ–વિકારવેડા.

આવારી–આવેલા.
આજ્ય–ઘી
આવિર્ભાવ–પ્રકાશ, જન્મવુ તે
આર્ત–આપત્તિ દુ ખ
આત્મદર્શી–આત્માને જોનાર
આપ્ત–પ્રામાણિક, યથાર્થ બોલનારો
આત્મનિવેદ–આત્માર્પણ
આત્મશ્લાઘા–પોતાની બડાઇ કરવી
આર્જવ–સરળતા
આતતાઇ (યી) બાળનાર, ઝેર દેનાર, હાથમા શસ્ત્ર લઈ મારવા આવનાર ધન, ક્ષેત્ર અને સ્ત્રીનું હરણ કરનાર એટલા આતતાયી શુક્રનીતિમા કહ્યા છે

ઈ

ઈશાનુકથા–રાજાઓની વંશાવળી
ઇશ્વર કોટિ ઇશ્વરની ગણતી
ઇન્દુ–ચન્દ્ર
ઇહલોક–આ જગત આ લોક
ઇષ્ટિ–અમાસ ને પૂર્ણિમાને દિવસે યજ્ઞ કરવામાં આવે છે તે

ઉ

ઉતિ–લીલા
ઉત્સંગ ખોળો.
ઉદ્યાન બાગ, વાડી
ઉપેક્ષા–અનાદર
ઉપરામાદિક ઇંદ્રિયનિગ્રહાદિક
ઉરુક્રમ–વામન (વિશેષ પગલા ભરનાર) [નાર બ્રાહ્મણ
ઉદ્ગાતા યજ્ઞમા એક કામ કરે
ઉપસ્કર–સામાન
ઉપહાર–ભેટ ભેટ મૂકવી તે ભેટની સામગ્રી
ઉરુરિવા જેનુ વીર્ય ઉંચુ જ કપાળે રહેલુ છે તેવા શ્રીકૃષ્ણ
ઉપરી–ઉભરી.
ઉપડખી–ઝબખી.
ઉત્તરવય–ઘડપણ
ઉર–છાતી.
ઉડગણ–તારા
ઉર્ધ્વ–ઉંચુ
ઉદ્વરેત ઉજડ
ઉદ્વર્તન–પીઠી વગેરે પદાર્થથી શરીર સ્વચ્છ કરવું
ઉષ્ટ્ર ઉંટ
ઉલૂક–ઘુવડ
ઉપસ્થાન–ઉભા થઈ હાથ ઉંચા કરી, મંત્ર ભણી સૂર્ય નારાયણની પ્રાર્થના કરવી
ઉદધિ સમુદ્ર
ઉપેન્દ્ર–ભગવાન્
ઉપરાજ–પ્રેષ્ઠા રાજ
ઉર્વી–પૃથ્વી
ઉમેતર–ગૌરવ
ઉર્ણ નાભ–કરોળિયો
ઉદ્ભિજ્જ–જમીને ઉત્પન્ન થનાર, જેવાં કે ઝાડ અન્ન, વનસ્પતિ વગેરે
ઉત્ત–કહેલુ
ઉન્મુખી–આતુર

ઉરુ–સાથળ
ઉપસ્થ–ઇન્દ્રિ
ઉપાદાન–કારણ
ઉચ્છિષ્ટ–એઠું
ઉર્ધ્વસ્ફુરણ–બ્રહ્માંડનું ફાટવુ, મસ્તક માર્ગે જીવાત્માનું ગમન
ઉચિત યોગ્ય
ઉવેખવુ–અનાદર કરવો, અપમાન કરવ
ઉન્માર્ગ–આડે રસ્તે
ઉદ્દેશી–મનથી ધારીને
ઉગ્ર–તીવ્ર

ઋ

ઋચા–વેદનો મંત્ર
ઋણાનુબંધ–જન્મના લેણા દેણીના સબંધથી
ઋષિપત્ની–ઋષિઓની સ્ત્રી

એ

એવાતન–સૌભાગ્ય
એકોત્તરશત–એક સો એક

ઐ

ઐશ્વર્ય–મોટાઈ, પ્રભુતા.
ઐક્ય–એકતા, એકસંપ

અં

અંકે–ખોળે
અંતક–કાળ, મૃત્યુ
અંબર–વસ્ત્ર
અંગના–સ્ત્રી, પત્ની
અંઘોળવુ–નહાવુ.
અંતરિક્ષ–ઉંચે, આકાશે
અંતર્ગત–મનમા (૨) પેટામા
અંતરાઇ–વચમા આડે આવનાર અંતર કરાવનાર
અંતર્ધાન–નહિ દેખાવુ, અલોપ થવુ, સતાવુ
અંડજ ઇંડામાથી ઉત્પન્ન થનાર પ્રાણી,–જેવા કે પક્ષી, માછલાં.
અંતરાવવુ (અંત રાય) અડચણ વચ્ચે આવવુ
અંબા–માતા

ક

કર્મજ કર્મથી થનારા
કશ્યપસુત–સૂર્યનારાયણ
કનકાચળ–મેરુ
કશ્મલ–મેલ, કીટ્ટ, કોઇ પણ સારી વસ્તુની નીચેથી જે કંઇ નકારુ નિકળે તે
કનક–ધતૂરો
કશ્યપ–(કચ્છપ)–કાચબો
કર્દમ–કાદવ
કર્મવાદ–કર્મને મુખ્ય માનવાની તકરાર
કર્મનિષ્ઠ–કર્મ કરીને ઉત્તમ સ્થિતિને પામેલા
કમલભૂ–બ્રહ્મા
કર્ણ–કાન
કલ્પાંત–નાશ(કારક)
કરી કળી–કેડ તાણી બાંધી

કર્તુમકર્તું અન્યથાકર્તું–કરવાને, ન કરવાને અને ઉલટું પણ કરવાને સમર્થ એવા (પ્રભુ)
કમલા–લક્ષ્મી
કરપદ્મ–હાથરૂપી કમલ
કરપદ્મ નવનીત–માખણના જેવા કુમળા હસ્તકમળ.
કરવડો નળીવાળો લોટો
કનકકુસુમ–સોનાના ફુલ
કર્કટ–એક જાતનું જળમા વસનાર પ્રાણી, કરચલો.
કપોત–હોલો, કબૂતર
કમળકોશ કમળનો ગુચ્છો
કર્મેન્દ્રિય–જેના વડે કામકાજ કરી શકાય તે ઇંદ્રિય
કર્મયાતના–કર્મોથી થતી શિક્ષા
કમલિની–નાનું કમળ
કરણ–ઇન્દ્રિય
કવચ–બખતર.
કદ્રુકુમાર કદ્રુનો પુત્ર–કાળો સર્પ
કદ્રુજાત–નાગલોક
કામદાસ–બહુ વિષયી
કાળવિદ–કાળ જાણનાર
કારુવૃત્તિ–સુતારાનો ધંધો,–કારીગરનો ધંધો
કિરીટ–મુગટ
કિંવા–શી ગણતીમા શું થઇ ગયુ ? અથવા.
કિલ્બિષ પાપ
કુતુહલ–આશ્ચર્ય
કુક્ષિ–પેટ.
કેશ–નિમાળા
કેચિત્–કેટલાક
કૌરંગ (કુરંગ)–મૃગ હરણ
કોદંડ–ધનુષ
કૌપિન }
કોપિન } લંગોટી
કુંભ–ઘડો
કંઠાભરણ–કોટનું ઘરેણું
ક્રિયાદ્વૈત–ક્રિયાની સાથે એકયપણું
કૃતાંજલિ–બે હાથ જોડી નમવુ
કૃષિ–ખેતી

ખ

ખગ પક્ષી
ખટ છ
ખદ્યોત તારો
ખચિત–નિશ્ચય, અવશ્ય
ખપ્રાસ–મોટું મકાન (આકાશનું ઘેરાવુ)
ખેચરી–આકાશમાં રહેનાર ભમનાર માળ
ખરે ખ

ગ

ગતજન્મે–પૂર્વ જન્મે, ગયે અવતારે
ગજ–હાથી
ગર્દભ–ગધેડુ
ગજકબંધ હાથીના માથા વગરના શરીર
ગજશુંડાકારે હાથીની સૂંઢ જેવા આકારમાં.

ગર્વોક્તિ–અહંકારવાળી વાણી
ગુડાકેશ–અર્જુન, જેના ભ્રિટલિગ્ધાગ્ર કેશ હોય તે.
ગુલ્મીકીચક–(ગુલ્મ કીચક) ગુલ્મ =વેલાનો જથ્થો+કીચક=વાંસ વેલાના જથ્થામા વિંટાયલા વાંસ.
ગુણાતીત–ગુણરહિત, (પરમાત્મા)
ગેહ–ઘેર
ગૌચમરી–ચમરી ગાય
ગોપગુચ્છ–ગોવાળો સાથે
ગોપેન્દ્ર–ગોવાળીઆઓના ઇંદ્ર–શ્રી કૃષ્ણ ચન્દ્ર
ગોપ છાનું
ગોપ–ગોવાળ
ગોચર–જણાતું
ગોધુમ–ઘઉં
ગોમુખ–ગાયના મુખ જેવા એક જાતના વાજાનું નામ.
ગ્વાલ–ગોવાળ, ગાયો ચારનાર.
ગ્રસ્ત–પકડાયેલુ, ગળાયેલુ
ગ્રહેવા–ઝાલવા, લેવા, ગળવા.
ગ્રાહ–મગર
ગ્રસ્યા કાળના–કાળ–મૃત્યુએ મોંમા લીધેલા
ગ્રામશૂકર–ગામનું ભૂંડ
ગ્રામાંતર–એક ગામથી બીજે ગામ જવુ
ગ્રામ્ય–ગામડાનો રહીશ
ગૌપદરેણુ–ગાયના પગની રજ
ગૌણ–સામાન્ય
ગુંજા–ચણોઠી
ગંધ–ચંદન
ગાંધર્વનગર મિથ્યા, ખોટુ, છે ને નથી એવુ કલ્પિત નગર
ગાંધર્વ વિવાહ–એ વિવાહમા છૂપી રીતે લગ્ન કરે છે (ક્ષત્રિયોને માટે)

ઘ

ઘન–ઘેરાવો, વરસાદ
ઘનભાર–ભારે મેઘ–વરસાદ
ઘટ–ઘડો
ઘનવર્જિત–વાદળા વગરનું
ઘડે–થાય (૨) બનાવે
ઘારણ–અતિશય–ઘણીજ ઉંઘ
ઘાતી–ઘાત કરનાર
ઘોર–ભયંકર
ઘ્રાણ–સુંઘવુ

ચ

ચક્ર–[illegible]–માટે ક શાશ્વત
ચર્ચિત–લીંપેલુ લગાડેલુ ચોપડેલુ
ચક્રી–ચક્ર ધારણ કરનાર
ચક્રાકાર–ગોળ કુંડાળા જેવી આકૃતિ
ચરાચર્યુ–વૈદિક વિષયમા ચર્ચવું
ચતુર–સુંદર
ચાર્વાક–નાસ્તિક મત
ચિબુક–હડપચીની વચમાનો ખાડો
ચિર ચિરંજીવી, સદા અમર રહેના
ચિદાનંદ–આત્મરૂપ આનંદ

નૈમિત્તિક–નિમિત્તથી કંઇ કાર્યને પ્રસંગે અમુક સમય સુધી કરવાનાં કર્મ તે.
નૈષ્કૃતિક–પારકાનું અપમાન કરનાર.
નંદકિશોર–કિશોર વયમાં આવેલા નંદજીના પુત્ર શ્રીકૃષ્ણ
નંદાત્મજ–નંદજીના પુત્ર શ્રીકૃષ્ણ
નવર–પછીથી.
નંદિની–નંદની સ્ત્રી અથવા તો પુત્રી એવા અર્થમાં પણ વપરાય છે.
નંદન–પુત્ર.
ન્યાસ–મંત્રવડે ઇન્દ્રિયોની શુદ્ધિ કરવી તે.

## પ

પયપર્જન્ય–દૂધનો મેહ.
પરિહાર–તજવું; મૂકી દેવું તે.
પશ્ચાત્–પછીથી.
પર્સો–અડકો
પરાગ–સુગંધી રજ.
પયોધર–સ્તન.
પટ–વસ્ત્ર.
પરોક્ષ–પછવાડે; પાછળથી.
પરમકાગ–પારકાના સૈન્યથી મકાશનાર–(ચન્દ્ર).
પડછંદ–પડધા.
પરિધાન–પહેરવું.
પર્ણકુટિ–ઝુંપડી; પાંદડાંની બનાવેલી કોટડી.
પર્જન–પર્જન્ય–વરસાદ.
પશુપતિ–શિવ.
પરિશોધ–ખોળ.
પરમાવધિ–સૌથી છેવટ.
પટહ ઢોલ
પટંતર–પડ–આંતરો; ભેદ
પલવટ–કાછડો.
પરિક્રમા–પ્રદક્ષિણા.
પરિચ્છેદ–નિશ્ચય; (૨) વિભાગ.
પરા–વાણીનો પહેલો પ્રકાર; સર્વોત્તમ વાણી.
પશ્યતિ–જુવે છે; વાણીનો બીજો પ્રકાર
પરિછિન્ન–માપેલું.
પરવિત્ત–પારકું દ્રવ્ય.
પરિપાક–સંપૂર્ણ; ખરી.
પરાઙ્મુખ–અવળો.
પરિછિન્ન–માપમાં આવી શકે એવું.
પાગુવ–એક જાતનું વાજું.
પર–તત્પર, (૨) જુદું
પરિગ્રહ–સંસાર.
પરાર્ધ–સંખ્યાનો છેલ્લો આંકડો, એકડો ને ૧૮ મીડાં.
પાણિગ્રહો–હાથ ઝાલો, પરણો.
પાદપ્રહાર–પાટુનો માર.
પાકશાસન–ઇન્દ્ર.
પાણુ–હાથ.
પારથ–અર્જુન.
પાથનિધિ–પાપનો સમુદ્ર.
પાદ્યપાત્ર–પગ ધોવાનું વાસણ
પાયસાન્ન–દૂધમાં રાંધેલું અન્ન ખીર. ચારા.

પાણી–ગ્રહણ–પરણવું.
પાર્ષદ–પાસે રહેનાર ચાકર; વિષ્ણુની સમીપ રહેનારા દાસરૂપ ઉત્તમ ભક્ત.
પીન–મોટાં; જાડાં.
પીત–પીળું.
પિશુનતા–ચાડીઆપણું.
પિનાકપાણી–શિવજી.
પિતામહ–દાદો; બાપનો બાપ.
પિપાસા–તરસ.
પિષ્ટ–આટો.
પુનીત–પવિત્ર.
પુનરપિ–ફરીને.
પુંડરીકાક્ષ–કમળના જેવા નેત્રવાળા પ્રભુ.
પુરાતન–જુનો.
પૂર્વાહ્નકાળ–સવારથી તે બાર વાગ્યા સુધીનો વખત.
પૂતનાગતિ–પૂતનાના જેવી ગતિ
પૂર્ણાહુતિ–યજ્ઞ પૂરો કરવા વખતે છેલ્લી આહુતિ હોમાય છે તે.
પૂર્વક–સહિત.
પૂર્વે–આગળ પાછળ.
પોષ્યવર્ગ–પોષણ કરવા યોગ્ય મનુષ્યો; સગાંઓ.
પુંગ–મોટા
પંકજ–કમળ.
પંચગવ્ય–ગાયના શરીરથી ઉત્પન્ન થયેલાં પાંચ વાનાં–દૂધ, દહીં, ઘી, છાણ, મૂત્ર. (એ પવિત્ર પદાર્થો છે.)
પંકજચક્ષુ–કમળ સરખા લોચનવાળા હરિ.
પંગુ–પાંગળો.
પાંચજન્ય–વિષ્ણુનો શંખ.
પાંચાળી–પંચાળ દેશના રાજાની દીકરી–દ્રૌપદી.
પ્રભવે–હરાવે; ફસાવે.
પ્રસવશે–જન્મશે.
પ્રકૃતિ–ટેવ; સ્વભાવ.
પ્રબળ–વધારે જોરમાં આવવું
પ્રમદા–કામાતુર સ્ત્રી.
પ્રભુપરાયણ–પ્રભુપર અતિ પ્રીતિ ધરનાર.
પ્રમાદ–ગફલત.
પ્રભા–કાન્તિ; તેજ.
પ્રસ્તરી–અસ્તારી કરવી
પ્રશસ્ત–મોકળે મને કરવા યોગ્ય.
પ્રપંચપર–સંસાર વગેરેના પ્રપંચથી વેગળો.
પ્રજાપતિ–બ્રહ્મા.
પ્રત્યંચા–દોરી; ચાપ.
પ્રતિહાર–પોળીઓ
પ્રક્ષાલન–ધોવું.
પ્રયાસ–મહેનત.
પ્રતિમા–મૂર્તિ.
પ્રત્યુપકારાર્થે–પાછો બદલો લેવા માટે.
પ્રયાણકાળ–અંતકાળ
પ્રયાસ–મહેનત.
પ્રતીત–ખાત્રી.

પ્રતિકૂળ–ઇચ્છાથી ઉલટું
પ્રાચ્યસામ–પ્રથમની સ્તુતિ.
પ્રાય–પેઠે; જેવું.
પ્રાણવલ્લભ–આત્મા–જીવ જેટલું વહાલું
પ્રાશન–ખાવું.
પ્રાહુણ–પરોણો; મેમાન.
પ્રાજાપત્ય–પ્રજાપતિ સંબંધી કર્મ.
પ્રાકૃત–લૌકિક; (૨) અવિવેકી.
પ્રાસે–જમે.
પ્રાજ્ઞ–ડાહ્યો.
પ્રીછવી–સમજવી.
પ્રેમપાલક–પતિ.
પ્રૌઢ–મોટું
પૌંડ્ર–ભીમસેનનો શંખ.
પૃથ્વીપતિ–જમીનપર પાડવું; પડવું.

## બ

બહુધા–ઘણું કરીને
બહુલ–બાહોળો.
બદ્ધ–બંધાયેલો (કર્મથી)
બકી–પૂતના; બક રાક્ષસની બહેન.
બડભાગ–ભાગ્યવાન, મોટા ભાગ્યવાળો.
બહિર્મુખ–નાસ્તિક.
બાધ–હરકત.
બાળુડાં–બાળક.
બુદ્ધિમાને–બુદ્ધિના પ્રમાણમાં.
બોધવું–સમજાવવું.
બોદ્ધવ્ય–જાણવા લાયક.
બધિત–બધિર.
બંધિજન–માગણ; જાચક.
બ્રહ્મીભૂત–પરબ્રહ્મરૂપ થયેલા
બ્રહ્માવર્ત–એ નામનો દેશ.
બ્રહ્મનિશા–મોટી–ઘણી–લાંબી રાત
બ્રહ્મભૂત–બ્રહ્મનિષ્ઠ.
બ્રહ્મસદન–સત્યલોક નામનું સ્વર્ગ કે જ્યાં બ્રહ્મા રહે છે.
બ્રહ્મવિદ્યા–ઈશ્વરના સ્વરૂપનું નિરૂપણ કરવાની વિદ્યા.

## ભ

ભક્તવત્સલ–ભક્તજનોની સંભાળ કરનારા–પોષણ કરનારા.
ભવ્ય–સુંદર; વિશાળ.
ભદ્રપીઠ–મંગળસ્થાન શુભ કાર્યમાં બેસવાનો બાજઠ.
ભવાટવી–સંસારરૂપી જંગલ.
ભાર્ગવ–શુક્રાચાર્ય.
ભાવાદ્વૈત–પદાર્થરૂપ
ભાવી–બનનાર
ભાસ્કર–સૂર્યનારાયણ.
ભારતી–સરસ્વતી.
ભીષ્મકકુમારી–રુક્મિણી.
ભીષ્મવ્રત–ઇન્દ્રિયજીત થઇ જન્મપર્યંત ઉગ્ર બ્રહ્મચર્યવ્રત પાળવું તે; ભીષ્મપિતામહે કીધું હતું માટે.
ભીષ્મકસુતા–રુક્મિણી.
ભીંડીપાળ–ગોફણના જેવું ફેંકી મારવાનું એક હથિયાર.
ભૂયસી–ઘણી દક્ષિણા.
ભૂર–ભયંકર

ભૂતિ–ઐશ્વર્ય.
ભેરી–એક જાતનું વાજું.
ભોમિશયન–ભોંયે સુવે તે.
ભોયગ–સર્પ.
ભોકે છે–ભિડેક છે; બાઢે ખૂચે છે.
ભૃત્ય–ચાકર.

## મ

મઘવા–ઇન્દ્ર.
મત્સ્ય–માછલું.
મરુદ્ગણ–ઓગણપચાસ વાયુ.
મધુહા–મધુ નામના દૈત્યને મારન
મધુસૂદન–મધુ નામના દૈત્યને મ નાર પ્રભુ.
મધ્યસ્થ–મધ્ય રહેનાર.
મધુકર–ભમરો
મદનાક્ષી–કામથી ભરેલાં નેત્ર સ્ત્રી.
મખ્યારકર્મ–ત્રેડમાંનું એક કર્મ.
મશક–માખી.
મદન–કામદેવ.
મખાંતર–મિશ; મસલું; બાનું.
મહત્કર્મ–મોટું કામ; પરાક્રમ.
મહિષ–પાડો.
મહીશર્કરા–દદી; સાકર.
મર્જન–માર્જન–મજ્જન–નાહવું
મર્કટવત્–માંકડાની પેઠે.
મમ–મારું.
મધુપુર–મથુરા.
મકરંદ–ફૂલનો રસ; (૨) કોયલ
મધુમાસ–ચૈત્ર માસ.
મયની–મય દાનવે રચેલી.
મધુરાક્ષી–મધુરાં લોચનવાળી નજરવાળી (સ્ત્રી).
મહત્તત્ત્વ–એક તત્ત્વ.
મધુર–મીઠું
મધ્યમા–વાણીનો પ્રકાર.
મણિપુષ્પક–સહદેવનો શંખ.
મખજિ–મખ યજન કરનાર.
માનુભાવ–મોટા પુરુષ–મોટા વાળો.
માદ્રીતન–માદ્રીના પુત્રો નકુ સહદેવ.
માતુલ–મામો.
માતામહ–માનો બાપ; નાનો
માયિકકળા–માયાની કળા.
માયાતીત–માયાથી અળગા.
માર્જની–વાળવાની સાવરણી
માલી–રક્ષણ કરનાર પ્રભુ. (માલી કુવાનું રક્ષણ કરના તેમ)
માર્તંડ–સૂર્યનારાયણ.
માનસોપચાર–મનથી કરેલા ચારો.
મિત–થોડું.
મિષી–કાજળ.
મુક્તા–મોતી.
મુહૂર્ત–બે ઘડી.
મુષક–ઉંદર.
મુખારવિંદ–મુખરૂપી કમળ.
મુગ્ધા–પતિના સંબંધી અજાણ્યું

સમષ્ટિરૂપ-સઘળારૂપે
સર્ગ-પુરાણનાં ૧૦ લક્ષણમાંનું પહેલું
સમ્યકપ્રકારે-રૂડી રીતે.
સક્ત-આસક્ત.
સર્વાત્મા-સર્વનો આત્મા-જીવ.
સત્વ-પ્રસાદ.
સર્વથા-સર્વ રીતે.
સાન્નિધ્ય-પાસે.
સાક્ષાત્કાર-નજરોનજર દર્શન કરવાં તે
સાધ્ય-રુદ્રના ત્રણ નેત્રવાળા ગણ.
સારંગપાણી-સારંગ નામનું ધનુષ ધારણ કરનાર વિષ્ણુ.
સાન્નિધ્યમુક્તિ-પ્રભુની પાસે રહેવું તે
સાયુજ્યમુક્તિ-ભગવાનના સ્વરૂપમાં મળી જવું તે.
સિદ્ધ-દૃઢ, પાકું; ખરું.
સિંહિકાસુત-રાહુ [ગુરુ].
સિંહસ્થે-સિંહ રાશિએ આવેલો
સીધુ-પાર ઉતર્યું; થયું.
સુષુપ્તિ-ભર નિદ્રા
સુતા-પુત્રી.
સુરભિ-ગાય.
સુરવધૂ-દેવોની સ્ત્રીઓ, અપ્સરાઓ.
સુઘોષ-નકુલનો શંખ
સુચક્ર-સારુ ચક્ર
સુભગ-શોભીતું.
સુધાપી-અમૃતનું પાન કરનાર.
સુરતસંગ્રામ-સ્ત્રીસંગ કરવારૂપી યુદ્ધ.
સુધાકર-ચંદ્ર.
સુરવર્ગ-સર્વ દેવતાઓ.
સુરરાજન-ઈન્દ્ર.
સુઇકાર-દરજી.
સૂમડો-નાદાર; કૃપણ.
સૂર્યદેહા-સૂર્ય જેવી પ્રકાશિત દેહવાળી.
સૌત્રામણી-એ નામનો યજ્ઞ.
સોળ સહસ્ર શત આઠ-સોળ હજાર એકસો ને આઠ.
સોળ સહસ્રમુખી-સોળ હજાર મોઢાંવાળી.
સૌમ્ય-મીઠી; શાન્ત.
સંબોધવું-બોલાવવું; સાદ કરવો.
સંયમની-યમ રાજાની નગરી.
સંકીર્ણ-સાંકડો
સંગવકાળ-પહેલો.
સવારના પોહોરનાં પહેલાં ત્રણ મુહૂર્ત (૭॥ ઘડી) સુધીનો વખત.
સંહિતા-વેદનો એક ભાગ.
સંપુટ-જોડેલા.
સંકર્ષણ-બળદેવજી.
સંપુટ કરીને-(હાથ) જોડીને.
સંખ્યાન-ગણતરી.
સંતનુકુમાર-ભીષ્મ.
સંઘાત-સમૂહ.
સંયમિ-દંડ દેનાર.
સાંમત-તૈયાર.
સ્થૂલોષ્ઠ-જાડા હોઠવાળા.
સ્પર્શ-અડકવું.
સ્વભાવવાદ-સ્વભાવની તકરાર.
સ્વયંપ્રકાશ-પોતાની મેળેજ પ્રકાશી રહેલા.
સ્વાશ્રયી-પોતે પોતાનેજ આશ્રયે રહેનાર.
સ્વયં-પોતે.
સ્વયપાક-રસોઈ.
સ્વગાત્ર-પોતાનો દેહ.
સ્તવન-સ્તુતિ.
સ્વલ્પમતિ-થોડી બુદ્ધિવાળો.
સ્તનઅગ્ર-ડીંટી.
સ્કંધ-કાંધ.
સ્વગત-પોતાના મનમાં-પોતાની મેળે.
સ્થૂલ-જાડું.
સ્વેદજ-પરસેવાથી ઉત્પન્ન થનાર જેવા કે જુ, માકડ વગેરે.
સ્વપર-પારકું, પોતાનું.
સ્પૃહા-આશા, ગરજ.
સ્થિત-ઉભેલું
સ્વિકૃત-સ્વીકારેલું
સ્વજાતિ-પોતાની જાતિ.
સ્વધામ-વૈકુંઠ.
સ્નિગ્ધ-કોમળ; ચિકાસવાળું.
સ્કંધઆસ્ફોટન-ખભા થાબડવાતે.
સ્રવે-ઝરે.

હ

હવિ-આહુતિ.
હતભાગ્ય-જેનાં ભાગ્ય હણાઈ નાર થઈ ગયાં છે તે.
હરિધન-શ્રીકૃષ્ણરૂપી ધન.
હાથણીકાર-હાથેવીની હાર.
હીરણ્યા-એ નદીનું નામ છે.
હીંસારવ-ગાયો, બળદો, વગેરે ભરાડવાનો શબ્દ.
હેમગિરિ-હિમાલય.
હેમતનયા-પાર્વતી.
હેજ-પ્રીતિ; હેત.
હોતા-હોમનાર.
હ્રદે-હ્રદમાં; (પાણીના) ધરામાં.

ક્ષ

ક્ષાત્ર-એ નામનો વિવાહ; જેમ ક્ષત્રિય, કન્યાને યુદ્ધમાંથી હરણ કરી જઈને લગ્ન કરે છે.
ક્ષિતિ-પૃથ્વી.
ક્ષીણ-ઓછો.
ક્ષુદ્ર-આકારમાં યોગ્યતામાં ઊંચ નાનું-હલકું; તુચ્છ.
ક્ષુધા-ભૂખ.
ક્ષેત્ર-દેહ.
ક્ષેત્રજ્ઞ-જીવ; આત્મા. ક્ષામ-ખેદ

જ્ઞ

જ્ઞાતા-જ્ઞાની.
જ્ઞાનેન્દ્રિય-જેનાથી જ્ઞાન થાય-ખબર પડે; મનના જાણવામાં આવે તે ઇન્દ્રિય.

---